# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | સંયુક્ત અંક : ચાર-પાંચ | સળંગ અંક : ૧૯૬

## અનુક્રમ : જાન્યુઆરી ૨૦૦૭



53694

આદ્યતંત્રી : રમણલાલ જોશી

..... · પ્રબોધ ર. જોશી

પ્રકાશક  મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ · ક્રિષ્ના પ્રિન્ટરી, ૯૬૬, નારણપુરા જૂના ગામ, નારણપુરા, અમદાવાદ-૩૮૦૦ ૦૧૩ ફોન : ૨૭૪૯૪૩૯૩ મોબા ૯૪૨૬૩૦૦૬૪૦
મુદ્રણસ્થાન  ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન  ૨૨૧૬૭૬૦૩

ઉદ્દેશ
જાન્યુઆરી ૨૦૦૭
સર્વભાષા સરસ્વતી
૧૯૬

રણલાલ મંગળદાસ ગ્રંથાલય ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદ ૩૮૦૦૦૯.

## સ્મૃતિના આયનામાં, પ્રતિબિંબની પેલે પાર...

'સ્મૃતિના આયનામાં રમણભાઈ' શ્રી લાભશંકર ઠાકરના લેખનું આ શીર્ષક આ ગ્રંથ અને સમગ્ર લેખમાળા માટે ઉપયોગમાં લઈ શકાય એવું સહજ, સઘન, ગહન છે. અહીં એમના પરિચયમાં આવેલ વિવિધ લેખકો, વાચકો અને વિચારકોએ શ્રી રમણલાલ જોશીની સ્મરણલીલા આલેખવાનું અને મૂલવવાનું મૂલ્યવાન કાર્ય કર્યું છે. મારી અનેકવિધ સ્મૃતિઓને શબ્દબદ્ધ કરવાનું અગાઉ મનમાં વિચાર્યું હતું પણ પછી આ લેખમાળામાંથી પસાર થતાં એ વિચાર સક્રિય થતો ન લાગ્યો અને ત્યારે કંઈક એવું પણ લાગ્યું કે ભલે ઘટનાઓ જુદી જુદી હોય પણ એમાંથી પ્રગટતો એકંદર સૂર તો એક જ છે.

એક રીતે જોતાં આ લેખમાળાનું સ્વરૂપ એક જુદા જ અર્થમાં 'આત્મકથા' જેવું થતું હોય એમ પણ લાગ્યું. ભેદ એટલો જ કે 'સ્વ' ને બદલે 'સર્વ' દ્વારા એમનું જીવન ઝિલાયું છે. આત્મકથાના પરંપરાગત સ્વરૂપમાં આ 'સ્વ'ની અપરંપાર મર્યાદાઓ પ્રગટતી આપણે જોઈ છે. 'સ્વ' ક્યારેક સજાગ, સભાન બની આયના પાસે જાય ત્યારે 'અહો રૂપમ્' જેવું ય થાય અને તાર્કિકતા ક્યારેક આપણને એ કળવા પણ ન દે. વળી ઘટનાઓમાંથી 'સ્વ' ને અભિપ્રેત અર્થ જ તારવવાનું વલણ જાણ્યે-અજાણ્યે દેખા દે. જો કે 'સત્યના પ્રયોગો' અને એવી કક્ષાએ પહોંચવા જતા બીજા કેટલાક પ્રયત્નોમાં આપણે અપવાદરૂપ પ્રયોગ પણ જોયા છે. બીજી બાજુ 'સર્વ'માં રહેલો 'સ્વ' મુખર બને ત્યારે પોતાના આત્મકેન્દ્રી પરિપ્રેક્ષ્યમાં જીવનનું અવલોકન થાય અને ક્યારેક પોતાના 'સ્વ'ને અભિપ્રેત-અનુકૂળ અર્થની તારવણી થાય. બન્ને અંતર્ગત મર્યાદાઓ હોવા છતાં 'સર્વ' દ્વારા આલેખાયેલ જીવનલેખ આપણી પાસે વ્યક્તિના જીવનનું પ્રમાણમાં નિષ્પક્ષ ચિત્ર લઈને તો આવે જ.

પણ મૂળ મુદ્દો સૌ સૌના આયનાઓનો પણ છે. બિંબ બહુ ઓછા એ જોયું છે. (છે કે નહિ એ વિશે ય તાર્કિક ચર્ચા થઈ શકે) જે જોયું છે તે તો માત્ર પ્રતિબિંબ. આ પ્રતિબિંબમાં મૂળ બિંબ અને આયના ઉભયનું કર્તૃત્વ છે. આપણો આયનો શું ઝિલે-સંઘરે છે એ ય એટલું જ મહત્ત્વનું છે. વસ્તુઓ, ઘટનાઓ કે પરિસ્થિતિઓ આપણા આંતરમનને પ્રતિબિંબિત કર્યે જાય છે. અહીંથી પસાર થતાં એ પ્રતિબિંબ જોવાનો

અનુભવ આસ્વાદ્ય છે. એમ થતાં અહીં પ્રગટ થતા લેખકોની પણ સૂક્ષ્મ છવિ ઝિલાઈ છે અને એ ય એટલી જ આસ્વાદ્ય છે.

આ સ્મૃતિઅંક કરવાનું મનમાં ઠર્યું ત્યારે એનું કોઈ મૂર્ત સ્વરૂપ મનમાં આવ્યું ન હતું. પણ જેમ જેમ લેખો આવતા ગયા તેમ તેમ એ રચાતું ગયું. શૈશવ, શાળાજીવન, કૉલેજકાળ, સાહિત્યદીક્ષાનાં આરંભનાં વર્ષો, અધ્યાપન જીવન, સાહિત્યજીવન અને અધ્યાત્મ એમ વિવિધ પરિમાણોમાં વહેતા એમના જીવન પ્રવાહને અહીં વિધવિધ રીતે ઝિલાયો છે. અને એટલે લેખોનો અનુક્રમ પણ મુખ્યત્વે એ જ રીતે સ્વાભાવિક ગોઠવાયો છે. ગોઠવણીનો એ અનુભવ કેવો તો રસપ્રદ હતો : કિશોરસિંહના લેખના આરંભે "કલાસમાં બેઠા હોઈએ અને તેઓ 'સરસ્વતીચંદ્ર' ભાગ-૪ ભણાવતા હોય એ દૃશ્ય..." ની રજૂઆત પછી શ્રી ભોળાભાઈ પટેલના લેખની શરૂઆત જ "સરસ્વતીચંદ્રના બૃહત્‌કાય ચોથા ભાગનાં છૂટાં થવા પ્રયત્નવાન પૃષ્ઠોને લગભગ છૂટાં બે પૂંઠાં વચ્ચે રાખી એમ.એ.ના વર્ગમાં ભણાવવા જતા અધ્યાપક ડૉ. રમણલાલ જોશીની છબી.."થી ફ્લેશબેકમા શરૂ થઈ આગળ વધે છે. એ જ લેખમા "રમણભાઈને જ્યારે કંઈ પ્રશ્ન થાય ત્યારે તેઓ ભાયાણીસાહેબની સલાહ લે. એમને ત્યાં હાઈલેન્ડ પાર્ક પહોંચી જાય, પછી વીમાનગર જતા. ન જવાય તો ફોન તો હાથવગો..." એવો અછડતો ઉલ્લેખ છે. પણ પછી ઉત્પલ ભાયાણીના લેખમાં આ વાત નિરાંતે, વિગતે આવે છે : "અમારા ઘરે એક રિક્ષા નિરાંતે... હકથી ઊભી રહેતી..." કરમસદની સરદાર પટેલ માધ્યમિક શાળામાં ધોરણ નવના વર્ગમાં એમના દ્વારા થતા કવિતાશિક્ષણની પ્રા. અરુણ જોષીએ આલેખેલી વાત કે એ પછી વડનગરના નવીન સર્વ વિદ્યાલયમાં કવિ કાન્ત, સુન્દરમ્ અને ઉમાશંકરનાં કાવ્યોના સમસંવેદનાભર્યા શિક્ષણની બુદ્ધિધનભાઈએ કરેલી વાતમાં પણ એક સરખું ચિત્ર જુદી જુદી ઘટનાઓમાંથી પ્રગટતું જોઈ શકાય છે.

'બરોડા કૉલેજના એ દિવસો'માં સાહિત્યની એમની લગની આગળ વધતી જોઈ શકાય છે. આજથી છ દાયકા પૂર્વે આ દિવસોમાં પ્રગટેલ 'પલ્લવ' ને જોવાનું શ્રી મગનભાઈ બારોટ દ્વારા શક્ય બન્યું. એમાં પ્રકાશિત એમની બે કાવ્યકૃતિઓ- જે અહીં આપી છે - ઘણું ઘણું કહી જતી લાગી...

બીજી રીતે જોઈએ તો, જુદી જુદી રીતે ગોઠવાઈ ગયેલા આ લેખોમાંથી એક સૂર સાતત્યનો પ્રગટ થતો જોવા મળ્યો. શ્રી ચિનુ મોદીએ કહ્યુ કે કૉલેજમાં એમ.એ.ના સિનિયર વિદ્યાર્થીઓ એમને મજાકમાં બોઝવેલ કહેતા. આ વાત ગભીર રીતે શ્રી રસિક જાનીના લેખમાં કંઈક આ રીતે આગળ વધતી જોવાઈ : "બોઝવેલનું ડૉ. જૉન્સન વિશે આલેખાયેલ મંતવ્ય ડૉ. રમણલાલ જોશીને ખૂબ અનુરૂપ બને છે. ડૉ. જૉન્સનની જેમ ડૉ. રમણલાલ જોશી તેમના વિશાળ વાંચન, મનન અને જીવનના ઊંડા અવગાહનને કારણે જ્ઞાનસમૃદ્ધ હતા અને તેમના મનની સક્રિયતા અસ્ખલિત બની પ્રબળ શબ્દોમાં વહેતી રહી છે..."

એમની રમૂજવૃત્તિની વાત ડૉ. બહેચરભાઈ પટેલ, ડૉ. પ્રવીણ દરજી, શ્રી યોગેશ જોષી અને ડૉ. હસુ યાજ્ઞિકના લેખોમાં જુદા જુદા પ્રસંગોએ પ્રગટ થાય છે પણ પ્રકાર લગભગ સરખો જણાય છે. એ જ રીતે 'એમના સંભાષણનો ઉચ્ચ ઘોષ' પણ ઈશ્વરભાઈ, ભોળાભાઈ, સુમન શાહ, પ્રસાદ બ્રહ્મભટ્ટ, કિશોરસિંહ વિ.ના લેખોમાં પડઘાતો સંભળાશે. મનોહર ત્રિવેદીએ યોગ્ય રીતે નોંધ્યું છે કે "ગુજરાતી સાહિત્યના દિગ્ગજ સર્જકોને 'ઉદ્દેશ'નાં પૃષ્ઠો પર ભ્રમણ કરાવનાર આ તંત્રી કવિતાની પસંદગી માટે થોડા વધુ ઉદાર લાગેલા." એ નારાજગી પછી એ વલણ પાછળ 'નવસર્જકોને મોકળાશ આપવાની વૃત્તિ હશે ?' એવો પ્રશ્ન અને એમાંથી પ્રગટતો જવાબ પણ એમને સ્વયમ્ સ્ફૂર્યો છે જે સંધ્યા ભટ્ટ, જગદીશ ધનેશ્વર ભટ્ટ, દિનેશ દેસાઈ, લાભશંકર પુરોહિત અને બીજા કેટલાક નવસર્જકોના લેખો જોતાં સુસ્પષ્ટ થાય છે. એમનો શ્રીકૃષ્ણસંગ, સંગીતરસ અને તાંબુલરસપ્રીતિ તો અનેક જગાએ જોવા મળશે. છેલ્લા સમયમાં વિશેષતઃ અંતર્મુખ બનતા જતા વલણનાં પ્રમાણ પણ શ્રી પ્રવીણ દરજી, શ્રી ભોળાભાઈ, શ્રી સુમન શાહ, સુધાબેન વિ.ની વાત ઉપરથી મળે છે. આ વાત આમ આગળ જોઈ શકાય પણ આ બધાંથી ઉપર ઊઠતું એક સંવેદનશીલ, સ્નેહાળ વ્યક્તિ અને તેવા જ વિવેચક-સાહિત્યકારનું ચિત્ર અને 'જીવનપ્રીતિ અને સાહિત્યપ્રીતિ ઉભયને પ્રગટ કરતું એમનું જીવન' હૃદયંગમ છે.

એ રીતેય કે પોતપોતાની રીતે, પોતપોતાના આયનામાં જોવાનું સુજ્ઞ વાચકો પર છોડી દેતાં એટલું ઉમેરું કે તસવીરોની ગોઠવણી પણ મુખ્યત્વે લેખોની સામગ્રી (content) ઉપર આધારિત રહીને કરી છે અને એમ કરવામાં કાળક્રમ ધ્યાન ઉપર લીધો નથી. પત્રરૂપે લખાયેલ કેટલાક લેખો જેવા કે શ્રી મનોહર ત્રિવેદી અને શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાના લેખોનાં શીર્ષકો લેખમાંથી પ્રગટતા ભાવને અનુરૂપ રહી સંપાદકે આપ્યાં છે. બને ત્યાં સુધી વિગતદોષો સુધારી લેવાનો પ્રયત્ન કર્યો છે અને એ માટે લેખકોનું ધ્યાન દોરી આવા સુધારા માટે સંમતિ લીધી છે.

...આયનાની વાત કરતાં સુધા સુન્દરમ્ નો આલેખ 'મળ્યાં તે મળ્યાં' નજર સમક્ષ નિખરી રહે છે. એમનું આખરી પ્રતિબિંબ કદાચ એમાં ઝિલાયું છે. લેખિકાની જેમ જ એ અનુભવમાંથી પસાર થવાય છે. પારદર્શી ભાષાની દૃષ્ટિએ પણ આ લેખ જોવા જેવો છે.

•

ગુજરાતી સાહિત્ય પરિષદ અને અન્ય સાહિત્ય સંસ્થાઓના ઉપક્રમે તા. ૧૧ સપ્ટેમ્બર ૨૦૦૬ના રોજ શ્રી કે.કા.શાસ્ત્રી, શ્રી રમણલાલ જોશી અને શ્રી દેવવ્રત પાઠકને સંયુક્ત શ્રદ્ધાંજલિ અર્પવા સભા મળી ત્યારે અધ્યક્ષ સ્થાનેથી રઘુવીરભાઈએ અણધાર્યું બોલવા નિમંત્રણ આપ્યું. ઉમાશંકર જોશીની આ પંક્તિ

સહજ સ્મરણમાં આવી :

*નામ મારું ભાષામાં ઓગળી ગયું છે*

પછી તો એ કાવ્ય 'પંખીલોક' અને એની આ અંતિમ પંક્તિઓ પુનઃ જોઈ :

"... હતા પિતા મારે, હતી માતા
હા, હતી માતાની ભાષા.
હતું હૃદય - હતો એને કાન, હતો અવાજ.
મારું કામ? મારું નામ?
સપ્રાણ ક્ષણ, આનંદ-સ્પંદ,-એ કામ મારું
માનવતાની સ્ફૂર્તિલી રફતારમાં મળી ગયું છે.
મારા શબ્દ-આકારો જે કંઈ રસવીચિઓ તે હવે અન્ય હૃદયમય.
નામ  મારું ભાષામાં ઓગળી ગયું છે.."

આખરે તો કોઈ પણ સાહિત્યકારનું નામ અને કામ ભાષામાં ભળી, ઓગળી જાય છે...

પંડિત જવાહરલાલ નેહરુએ એમના વસિયતનામામાં લખેલું : 'હું ઈચ્છું છું કે મારા અસ્થિફૂલ એક વિમાનમાં ખૂબ ઊંચે લઈ જવામાં આવે અને ત્યાથી, જે ખેતરોમાં ભારતના કિસાનો પસીનો વહાવી રહ્યા છે તેવી ભારતની ધરતી પર વેરવામા આવે, જેથી કરીને એ ભારતની ધૂળ અને માટી સાથે ભળી જાય અને ભારતના અવિભાજ્ય અંગરૂપ બની જાય.'

આ વાત જેટલી સ્પર્શી ગયેલી એથીય અધિક અધિક ઊંડે ઉતરી ગયું છે એક કવિ, સાહિત્યકાર, સાહિત્યપ્રેમીનું આ ક્રાન્તદૃષ્ટિ કથન કે જેણે કવિતાને આત્માની માતૃભાષા કહેતાં શાશ્વત કથન કર્યું. આપણી ભાષામાં સર્વભાષા સરસ્વતી કહેનાર શ્રી રમણલાલ જોશીનું નામ અને કામ કાળક્રમે ભળી જશે, માનવતાની સ્ફૂર્તિલી રફતારમાં મળી જશે ત્યારે પણ આ પ્રસંગો અને ઘટનાઓની પાર સર્જાતા સાહિત્ય અને સાહિત્યકારોનું જીવનઘડતર સદૈવ પ્રેરણા પામતું રહેશે.

આ સંપાદનકર્મ નિમિત્તે એક જુદા જ પ્રકારની સર્જન પ્રક્રિયામાંથી પસાર થવાનું થયુ. આ સર્વ લેખકોની સાથે રહેલા એમને મળવાની તક મળી, એ ક્ષણો જીવંત બની, એ જ કૃતાર્થતા. એ ભાવ સાથે અટકું, 'છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે.'

અમદાવાદ, ડિસેમ્બર ૧૦, ૨૦૦૬

પ્રબોધ ર. જોશી

પુજ્ય અને પ્રીય રમણભલાભાઈ,

ભાવસભર વંદન.

આ પત્રને શેં પ્રત્યુત્તરશો?

ભલે, 'પ્રીતીમ્ પાર્થેન શાશ્વતીમ્'

સમયનાને, આપ અનંતની યાત્રાએ!

ભાઈ, લગભગ અર્ધસદીના સમ્બન્ધો

સહયાત્રા. તમે ટાંકુ કર્યું કે,

'It is a rare friend who has cultivated the ability to clearly see inside others and thereby identify with them!'

સાહીત્યના દરબારમાં તમે 'મારે માટે 'કૃષ્ણ' પદે અને હું સુદામા છતાં 'માનુષં સૌખ્યમ્' તમને કૃષ્ણમય કરતું રહ્યું અને હું તમારા એ પરીવર્તનને દેખતો રહ્યો.

પ્રાથમીક શીક્ષણના પીતામહસમા આપના પીતાના, ચરણે રહી - તમે અધ્યાપકના માંડવે, નીર્વીઘ્ન પછી શીખવ્યાં અને સાહીત્યની ઉપાસના કરતાં કરતાં છેક મનીષી ઉમાશંકરના પ્રીય બન્યા. એ સમર્થ એક જીવનસીદ્ધી હતી.

ભાષાભવન હોય, સાહીત્ય સભા હોય કે સમારંભ શોભાવતા હો, સૌની તરફ હસ્ત, મુખ પર નીરંતર હાસ્યનો વરખ, નીતરતું સ્મીત, શુભ્ર ગણવેશ, હાથમાં હાથ લઈ, દેઢ કરતા સ્નેહ - શે ભુલાય? વાતચીતની ભાષા પણ કેવી પ્રાંજલ! ઉચ્ચાર શુદ્ધી, સ્વરાઘાત, લહેકો - બધું એક વીશીષ્ટ હતું - લગભગ અનુકરણીય.

આજે તો ત્યારે થતું કે તમારો સામેથી ફોન આવે - કૃષ્ણમય કરી મુકે. તમે ચીંતનગ્રંથ પારસો અને પ્રભા-પું પોરસાઈએ.

મારા ગંગાકાંઠાની રચનાઓ માટે પણ 'ઉદ્દેશ'ને ફેમ નહી, એ પુરસ્કાર જ અમને ગૌરવ અર્પતો.

જન્મદીવસે ફોન કર્યું તો સ્નેહસરીતા વહેવડાવે.

પારીવારીક આઘાતના પ્રસંગમાં - કેવી નીકટતા!!!

પ્રભાના નીધન પછી તો 'શુન્યતા' પુસ્તક પર તમે સ્વયં, દૈનીક પત્રની કોલમમાં લખ્યું

આપણા નગરના એક સુપ્રસીદ્ધ સારસ્વત આપ, શ્રેષ્ઠ દરજ્જાના પ્રાધ્યાપક, ગુજરાત અને સાહીત્ય અકાદમી - સુખ્યાત વીવેચક તરીકે નવાજે, અહીંની કોલેજના આચાર્ય પથદર્શક - પરંતુ અમારે મન તો તમે અમારી સાત્વીકવૃત્તીના પ્રેરક પોષક. કૃષ્ણચીંતન, અધ્યાત્મ સાધના, સાહીત્ય ઉપાસના સઘળું - આપને કેવા સુક્ષ્મ ચીંતનના શીખરે લઈ ગયું

તેમ છતાં તો તમે, 'ઉદ્દેશ' પણ એમજ જોડેલા રહ્યા - સાહીત્યની ગંગોત્રીમાં સ્નાન કરાવતા રહ્યા.

તમે જ્યાં છો ત્યાં, અમારે માટે હૃદયસ્થ છો.

શબ્દની સાધના સાંગોપાંગ કરી, તમે એ સાર્થક કર્યું કે પુરુષકારાત્ ભક્તી: ગરીયસી: પુરુષાર્થથી ભક્તી ભીન્ન નથી.

અનંતની યાત્રાને, અધુરી નથી ગણાવતો. છતાં વેદના તીવ્ર છે.

'ઉદ્દેશ'ને સાતત્યથી નીકળવાના તમારા મનોરથને, રમેશભાઈ સેતુ-પ્રબોધભાઈના રૂપે, નીકર્ષ કરશું એ સંકલ્પ હોમવી - પ્રણામી - નમું છું

અનેકાનેક પ્રણામ સહ,

[illegible]<br>
[illegible]<br>
[illegible]<br>
[illegible]

વસંત પરીખ

30-11-06

ડો વસત પરીખ(વડનગર)ના આ પત્ર-લેખની જોડણી ઊંઝા જોડણી પરિષદ પ્રમાણેની છે
(એક જ 'ઈ' દીર્ઘ; એક જ 'ઉ' હ્રસ્વ)

**ડો. રણજિત એમ. પટેલ 'અનામી'**

પિતા પહેલાં પુત્ર ને ગુરુ પહેલાં શિષ્ય ગુજરી જાય એના જેવી કરુણ-દુઃખદ ઘટના બીજી કઈ હોઈ શકે? સપ્ટેમ્બર ૨૦૦૬માં મારા ત્રણ શિષ્યો — ડૉ. રમણલાલ જોશી, ડૉ. હરીશ રાવ ને શ્રી નટવર બી. ગામી ગુજરી ગયા એનો કારમો આઘાત મારે માટે અસહ્ય બની રહ્યો. એક વારના કૉલેજના મારા સહાધ્યાયી ડૉ. દેવવ્રત એન. પાઠક પણ સપ્ટેમ્બરમાં જ ગયા.

સને ૧૯૪૪માં એમ.એ. થઈને હું 'કડી કેળવણી મંડળ સંચાલિત' પીલવાઈની શેઠ શ્રી ગિરધરલાલ ચુનીલાલ હાઈસ્કૂલમાં ઉપાચાર્ય તરીકે નિમાયો ત્યારે શ્રી રમણલાલ જોશી મેટ્રિકમાં ભણતા હતા. મેટ્રિક વર્ગનો હું વર્ગશિક્ષક. પીલવાઈની કન્યાશાળામાં રમણભાઈનાં માસીબા હેડમિસ્ટ્રેસ. રમણભાઈ માસીને ઘરે રહીને પીલવાઈમાં ભણ્યા અને સને ૧૯૪૫માં સારા ગુણે મેટ્રિકમાં ઉત્તીર્ણ થયા. આગળ જતાં પીલવાઈની હાઈસ્કૂલના કેટલાક તેજસ્વી વિદ્યાર્થીઓ - ડૉ. હીરાલાલ એમ. પટેલ, ડૉ. દયાશંકર જોષી, ડૉ. દ્વારકાદાસ સાંડેસરા વગેરેમાં ડૉ. રમણભાઈ જોશીનો પણ ગૌરવપૂર્વક સમાસ કરી શકાય.

આજે ડૉ. રમણભાઈ રહ્યા નથી ત્યારે બાસઠ સાલ પૂર્વેની એમની દેહયષ્ટિ મારી નજર સમક્ષ તરવરી રહે છે : ભૂરી ચડ્ડી ને ધોળા ખમીસમાં સજ્જ એ ઘઉંવર્ણા મધ્યમ કદની ચપળ કાયા એકધ્યાને વર્ગમાં નિયમિત હાજરી આપતી હતી. ભણવામાં હોશિયાર તે તો હતા જ પણ અન્ય વિષયોની તુલનાએ, સંસ્કૃત ભાષા-સાહિત્ય પરત્વેનો તેમનો લગાવ પ્રથમ નજરે સ્પષ્ટ દેખાઈ આવે તેવો હતો. તેઓ સંગીતપ્રેમી હતા ને અધ્યાત્મ પ્રત્યેનું એમનું વલણ તે કાળે પણ છતું થયેલું. પીલવાઈ ગામથી એકાદ માઈલ દૂર આવેલા શિવ-મંદિરમાં તેઓ ઘણી વાર જતા ને સંસ્કૃત તથા સંગીતના નિષ્ણાત-નિષ્ઠાવાન અધ્યાપક સ્વ. જાધવજી પી. સવાણીસાહેબના એ પ્રશંસક ને પ્રિય-પટ્ટશિષ્ય જેવા બની ગયેલા. સવાણીજી ગીતાના વર્ગો ચલાવતા તેમાં પણ રમણભાઈ નિયમિત જતા. સ્વ. સવાણીને આદર્શ અધ્યાપક તરીકેનો રાજ્ય તરફથી એવૉર્ડ મળેલો. જ્યારે જ્યારે લખવા કે ભાષણ કરવાનો મોકો મળે ત્યારે ત્યારે રમણભાઈ એમના ત્રણ અધ્યાપકોના પ્રેમનો ભક્તિભાવપૂર્વક અચૂક ઉલ્લેખ કરતા. ચારિત્ર્ય-ઘડતર માટે સ્વ. શ્રી તુલસીદાસ પટેલનો, સંસ્કૃત-સંગીત માટે સ્વ. શ્રી જે. પી. સવાણીનો ને સાહિત્યની દીક્ષા આપનાર તરીકે મારો. સ્વ. સવાણીસાહેબના જીવનચરિત્રની તો એમણે 'પ્રસ્તાવના' લખી છે ને એનું 'અવલોકન' પણ કરેલું. સવાણીસાહેબ જીવ્યા ત્યાં સુધી તેમના આ સદ્ગશિષ્યે કૌટુંબિક નાતો પ્રેમભક્તિપૂર્વક નિભાવેલો. હું માનું છું કે રમણભાઈના આદર્શ તેજસ્વી વિદ્યાર્થી-જીવનનું ઘડતર પીલવાઈમાં થયું જેમાં ઉપર્યુક્ત અધ્યાપકો ઉપરાંત એમનાં વિદુષી માસીનું યોગદાન પણ મહત્ત્વનું હતું.

મેટ્રિકના વિદ્યાર્થીઓ જ્યારે મુંબઈ યુનિવર્સિટીમાં પરીક્ષા આપવા ગયા ત્યારે મેં આખા વર્ગને ઘરે બોલાવીને આશીર્વચન સાથે વિદાય આપેલી ને નાસ્તામાં દૂધ ને શીરો આપેલાં. મારાં શ્રીમતીની દ્વિતીય પુણ્યતિથિ નિમિત્તે (તા. ૧૨-૧-૨૦૦૪) પ્રગટ કરેલ 'જીવનસંગિની' ગ્રંથમાં તેઓ લખે છે : 'શ્રી લક્ષ્મીબહેને પીલવાઈમાં ખવડાવેલા શીરાનો સ્વાદ એવો ને એવો જ છે. આજે પણ એ શક્તિ અર્પે છે.' થોડાંક વર્ષો પૂર્વે તેમણે મેટ્રિક-વર્ગનો સમૂહ ફોટો પણ મોકલેલો. એમના જીવનમાં પીલવાઈના સંસ્કાર ઊંડા ને પ્રગાઢ હતા. ગુજરાત રાજ્યનાં અત્યારનાં શિક્ષણમંત્રી શ્રીમતી

આનંદીબહેન પટેલ પણ પીલવાઈની કોલેજનાં વિદ્યાર્થિની – એવા સમાચાર એમના એક પત્રમાં હતા.

ડૉ. રમણભાઈના અવસાન બાદ, વર્તમાનપત્રમાં મે એવા સમાચાર વાંચ્યા કે તેમનું પ્રાથણિક માધ્યમિક શિક્ષણ વડનગર-પીલવાઈમાં થયેલુ ને કોલેજશિક્ષણ અમદાવાદમાં ! મારી જાણ પ્રમાણે એમનું કૉલેજશિક્ષણ વડોદરામાં જ થયેલું. હું એ પણ જાણું છું કે તેઓ બરોડા કૉલેજમાં જ્યારે ભણતા હતા ત્યારે શ્રી કિસનસિંહ ચાવડા(જિપ્સી)નો દીકરો ડૉ. વિજય ચાવડા તેમનો ખાસ મિત્ર ને સહાધ્યાયી હતો. પ્રો. હસિત બુચ એક વર્ષ એમના સીનિયર હતા ને લૉર્ડ આઈ.જી. પટેલ રમણભાઈથી બે વર્ષ સીનિયર હતા. રમણભાઈ એકદમ તત્સમ-પ્રધાન શુદ્ધ ગુજરાતી બોલતા હતા. તેમની આ લાક્ષણિકતાને કેન્દ્રમાં રાખી, એમના સહાધ્યાયી વિજય ચાવડા એમને 'બ્રહ્મશ્રેષ્ઠ'-બ્રાહ્મણશિરોમણિ કહેતા ને તત્સમપ્રધાન ગુજરાતીમાં પૂછતા : 'ભો ભો' ! બ્રાહ્મણશ્રેષ્ઠ ! પ્રકૃતિ તો સ્વસ્થ છે ને ?' કદાચ આ 'ભદ્રંભદ્ર'ની અસર હશે' ?

બરોડા કૉલેજની જૂની હોસ્ટેલમાં જ્યારે તેઓ રહેતા હતા ત્યારે બે વાર હું એમને મળવા ગયેલો. જ્યારે જ્યારે મળવા જાઉં ત્યારે ત્યારે તેઓ કોઈને કોઈ, વિવેચનવિષયક અંગ્રેજી ગ્રથ વાંચતા હોય. મને બરાબર ખ્યાલ છે કે 'પ્રિન્સિપલ્સ ઓફ લિટરરી ક્રિટિસિઝમ'નો તો એમણે સપૂર્ણ કસ કાઢેલો. જ્યાં ત્યાં લાલ શાહીથી લીટીઓ દોરેલી હોય ! તે વખતે શ્રી લક્ષ્મીદાસ પટેલ, શ્રી નટુ બારોટ, શ્રી મગન બારોટ ને રમણભાઈ 'પલ્લવ' નામે માસિક કાઢતા હતા જેના તંત્રી શ્રી વિજય ચાવડા હતા. એ 'પલ્લવ' માસિકમાં રમણભાઈએ જે પ્રથમ વિવેચનાત્મક-અભ્યાસપૂર્ણ લેખ લખેલો તે 'સરસ્વતીચંદ્ર' વિષયક હતો. એમ.એ. થયા બાદ તેમણે શ્રી. ઉમાશંકર જોશીના માર્ગદર્શન નીચે જે શોધપ્રબંધ (Thesis) લખ્યો, જેનો હિંદી ભાષામાં પણ અનુવાદ થયો તે પણ 'સરસ્વતીચંદ્ર'. આપણા મૂર્ધન્ય વિવેચક પ્રો, વિ. ર. ત્રિવેદીએ પણ પ્રથમ હાથ અજમાવેલો 'સરસ્વતીચંદ્ર' ઉપર.

મારો એવો ખ્યાલ છે કે, બી.એ. પછી એમ.એ. કરવા તેઓ પ્રતાપ ગંજમાં આવેલા. બરોડા કૉલેજના ઈતિહાસના પ્રાધ્યાપક શ્રી કેશવલાલ એચ. કામદારના બંગલામાં ભાડે રહેતા હતા. એમની સાથે એમ.એ.નો અભ્યાસ કરતા, સુણાવના એક શાંતિભાઈ પટેલ હતા. બનેય તેજસ્વી વિદ્યાર્થીઓ. એમ.એ. પછી રમણભાઈએ સાક્ષરવર્ય ગો. મા. ત્રિપાઠીના 'સરસ્વતીચંદ્ર' ઉપર પીએચ.ડી. કર્યું તો શ્રી શાંતિભાઈએ 'તત્ત્વજ્ઞાનક્ષેત્રે શ્રીમદ્‌રાજચંદ્રનું પ્રદાન' એ વિષય પર અંગ્રેજીમાં શોધપ્રબંધ લખી ડૉક્ટરની ઉપાધિ મેળવી. આજે તો જૈન સાહિત્ય સંસ્કૃતિના સારા શ્રદ્ધેય અભ્યાસી તરીક એમની ગણના થાય છે. પ્રો. કામદારસાહેબના બંગલામાં જ્યારે આ બંને સુહૃદો રહેતા હતા ત્યારે હું તેમને બેત્રણ વાર મળેલો. રમણભાઈ જ્યારે બરોડા કૉલેજની જૂની હૉસ્ટેલમાં રહેતા હતા ત્યારથી તેમને પાન ખાવાનો શોખ થયેલો ને તેઓ ચા બનાવવાના નિષ્ણાત બની ગયેલા ! આ બંનેય ટેવ ઠેઠ સુધી રહી.

'ગુજરાત ભાષાસાહિત્યભવનમાં' તેઓ જોડાયા તે પહેલાં થોડોક સમય કરમસદની હાઈસ્કૂલમાં અધ્યાપક હતા. શ્રી ઉમાશંકર ને શ્રી અનંતરાય રાવળસાહેબ પછી તેઓ 'ગુ.ભા.સા. ભવન'ના નિયામક પણ થયેલા. સને ૧૯૮૪ થી ૧૯૮૮ સુધી તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપપ્રમુખ ને સને ૧૯૮૬–૧૯૮૭માં ગુજરાત સાહિત્ય અકાદમીના ચેરમેન હતા. 'વિવેચનની પ્રક્રિયા' માટે તેમને દિલ્હી સાહિત્ય અકાદમીનો એવૉર્ડ મળેલો. સને ૨૦૦૧માં ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર પણ પ્રાપ્ત થયો હતો. સને ૧૯૮૬માં તેઓ નિવૃત્ત થયા ત્યાર બાદ તેમને યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનની માન્યતા મળતાં તેઓ

એમિરેટસ પ્રોફેસરના રૂપમાં ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાયેલા હતા. તેમણે અનેક પુસ્તકોની 'પ્રસ્તાવના'ઓ લખી છે, અનેક ગ્રંથોનું સંપાદન કર્યું છે, લગભગ ડઝનેક વિવેચનગ્રંથો લખ્યા છે ને પ્રો. ઉમાશંકરની 'સંસ્કૃતિ'ની પરંપરા જાળવી રાખતું 'ઉદ્દેશ' માસિકનું ગૌરવવંતું તંત્રીપદ શોભાવ્યું છે.

'ગોવર્ધનરામ : એક અધ્યયન', 'વિવેચનની પ્રક્રિયા', 'શબ્દસેતુ' અને 'પરિમાણ' તેમના કીર્તિદા ગ્રંથ છે. વર્ષો સુધી જે તે દૈનિકોમાં લેખો લખીને તેમણે વિવેચક તરીકેની તેમની શક્તિનો પૂરો હિસાબ આપ્યો છે. વિદ્વત્તાના ભાર વિનાનું વિવેચન કેવું હોઈ શકે તેની પ્રતીતિ તેમની સક્રિય લેખિનીએ, સદૃષ્ટાંત કરાવી છે.

મારા તો તેઓ કેવળ વિદ્યાર્થી-મિત્ર જ નહોતા - કુટુંબના એક સભ્ય જેવા હતા. તા. ૧૦-૯-૦૬ના રોજ તો તેમનું કરુણ અવસાન થાય છે પણ તા. ૮-૯-૦૬ના રોજ તો એમની સહીવાળો મને પત્ર લખે છે. એમનો એક વિવેચનગ્રંથ મને 'અર્પણ' કર્યો છે. મારા સાહિત્યમાં જે ત્રણ વિદ્વાનોએ વધુમાં વધુ રસ લીધો હોય તો તે પ્રો. અ. મ. રાવળ, પ્રો. વિ. ર. ત્રિવેદી ને પ્રો. ર. જે. જોશી. 'ઉદ્દેશ'માં તેમણે મારાં ઘણાં બધાં કાવ્યો ને લેખો પ્રગટ કર્યાં છે. મારા એક કાવ્યસંગ્રહ 'પરિમલ'નું ચયન તેમણે કરેલું.. ને 'પ્રસ્તાવના' પણ લખેલી. વડોદરામાં આવવાનું બને તો મને મળ્યા વિના કદાપિ જાય નહીં. મને એમ હતું કે 'ઉદ્દેશ'માં તેઓ મારી અવસાનનોંધ લખશે.' 'સ્મરણસંભાર'નું કર્તવ્ય મારે બજાવવું પડે છે ! જેવી પ્રભુની મરજી.

☆



પીલવાઈની શેઠ જી. સી હાઈસ્કૂલના મેટ્રિકના વર્ગની સમૂહ તસવીરમાં (૧૯૪૫)





શાળાજીવનના ગાઢ મિત્ર નવનીત શાહ (જમણી બાજુ) સાથે ગીરનારથી પાછા ફરતા. (તા. ૨૫, ઓક્ટોબર, ૧૯૪૩)



પિતાની વડનગરની ગામઠી શાળામા પ્રાથમિક શિક્ષણ પિતાશ્રી જેઠાલાલ મિરાતરામ જોશી, માતુશ્રી મણિબહેન, શાળાના અન્ય શિક્ષકો શ્રી રણછોડભાઈ ચૌધરી વિ અને વિદ્યાર્થીઓ સાથે-



બીજા એક સહાધ્યાયી મિત્ર સાથે -



વડોદરા જ્યુબિલિ બાગ પાસેના સરદાર ભવનના અબ્બાસ હોલમા 'અક્ષરા' ૯' સન્માન થયેલુ એ પ્રસગે ડો રણજીત એમ પટેલ, 'અનામી' દ્વારા સન્માન પામતા (તા. ૨૫, ઓક્ટોબર, ૧૯૮૯)

# મામા

**રતિલાલ દવે**

મામા, તમે મને કહેતા કે 'મામા' શબ્દમાં બે 'મા' નો સમાવેશ થાય છે. આપણે એ ય જાણતા કે મારા પિતાજી શ્રી ડાહ્યાલાલ દવે તમારા મામા અને તમારાં માતુશ્રી મણિબેન જેને તમે 'બુન' કહી સંબોધતા એ બુન મારાં ફોઈબા જેમને હું 'મણિ' કહેતો. તમે એમના વિશે કોઈક પુસ્તકમાં લખ્યું પણ છે. એમનામાં મને હંમેશાં ડહાપણ (Wisdom) નો દરિયો હિલ્લોળાતો દેખાતો....

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું (૧૯૪૧) તે પહેલાં તો તમે મારી જન્મભૂમિ હિરપુરા (તાલુકો વિજાપુર, જિ. મહેસાણા)માંથી નીકળી ગયા. તમે મોસાળમાં ઉછર્યા, મોટા થયા. કુટુંબના વડીલો અને વૃદ્ધો કાયમ કહેતા - રમણ નાનો હતો ત્યારે પોતે ને પોતે બોલતો 'જીભ આવી ને પગ ના આવ્યા' શબ્દ તમને સિદ્ધ હતો - તમે ચાલવા શીખ્યા એથી ય પહેલાં અને વડીલોને શી ખબર કે તમે ભવિષ્યમાં એક મોટા સાક્ષર બનવાના છો...

બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું ને આપણને આઝાદી મળી. મારા જેવા દેશના એક ગામડામાં ઉછરેલા બ્રાહ્મણના છોકરાના જીવન વિશે કદાચ તમે ચિંતિત હતા અને એટલે મને એવી સલાહ આપેલી કે 'બી.એ. થવા માટે તું મુખ્ય વિષય અંગ્રેજી પસંદ કર.' તમે કહ્યું એમ જ મેં કર્યું અને મારા જીવનમાં મધ્યમવર્ગના નાગરિક તરીકે જીવી શકાય એવી કારકિર્દી મળી.

મામા, અત્યારે મને સૌથી વધુ તો એ યાદ આવે છે કે તમે અમારા નેતા નવનીતભાઈ શાહના પરમમિત્ર હતા. નવનીતભાઈ ૧૯૪૭ પછીના તરતના સમયમાં કોંગ્રેસ સેવાદળના વડા હતા. એમની તાલીમ હેઠળ અમે સેવાદળના છોકરાઓ બહુ જ ઉત્સાહ અને ધગશથી કામ કરતા. તમે જાણો છો, કયું કામ-સમૂહ કાંતણ, ગ્રામ સફાઈ, પત્રિકા વહેંચણી, સવારમાં વ્યાયામ વિ.વિ.મામા, તમે જે નિશાળમાં ભણ્યા - પિલવાઈની શેઠ જી.સી. હાઈસ્કૂલ - હું પણ એ જ નિશાળમાં ભણ્યો. તેની સામે એક તળાવ હતું. એ તળાવમાં તરતાં તરતાં તમારા મિત્ર નવનીતભાઈ ડૂબી ગયા ! કેવી હતી એ કરુણ ક્ષણો ! તમે પાછળથી કહેતા કે નવનીત જીવ્યો હોત તો એનામાં વિવેકાનંદ થવાની ક્ષમતા - શક્તિઓ હતી....

સ્વ. નવનીતભાઈ પછી આવેલી સેવાદળની નેતાગીરીએ પંદરેક વર્ષના તમારા ભાણાને "રામ રાજ્ય" નામની પત્રિકાનું સંપાદનકાર્ય સોંપ્યું. એ જમાનામાં કમ્પ્યૂટર ક્યાં હતું ! હાથેથી સ્ટેન્સીલપેપર પર લખીને સાઈક્લોસ્ટાઈલ્ડ પત્રિકાની હજાર નકલ બહાર પાડવાની. એ હતું કામ. વાર્ષિક લેવાજમ કદાચ એક કે બે રૂપિયા હતું.

નવનીતભાઈ અને તમે બન્નેએ મારા ઘડતરમાં જીવંત રસ લીધો. પછી તો તમે બી.એડ્. કરી કરમસદની હાઈસ્કૂલમાં જોડાયા. તમે ત્યાં કેવી તો કીર્તિ ફેલાવી ! તમારો ભાણેજ એટલો તો ભાવવિભોર થઈ જતો કે પેંડા વ્હેંચે અને દીવા કરે....

મામા, તમારા મામા (મારા પિતાજી) અંકગણિતમાં પાક્કા. પરીક્ષા વખતે ઉત્તરવહીમાં "એક્ઝામીન એની ફાઈવ" એવું અંગ્રેજીમાં લખીને આવે. આવી વાતો કરવાની મજા પડતી. મારા ગુજરાતી પાઠ્યપુસ્તકમાં "મહેમાનો ઓ વહાલાં, પુનઃ પધારજો" વાળી કવિતા તમારી પાસે લઈ આવું અને પૂર્વાપરસંબંધવાળા પ્રશ્નનો નમૂનેદાર જવાબ લખાવવા કહું. તમે એવો સંઘેડા-ઉતાર જવાબ લખાવો કે વાહ,વાહ થઈ જાય. આપણે કવિ 'કાન્ત'ના તખલ્લુસની વાતો કરતા, અને એવી ઘણી ઘણી વાતો - સાહિત્યની, જીવનની....

બરોડા કૉલેજમાં તમે પ્રિન્સીપાલ રોમાન્સના આચાર્યપદ હેઠળ ભણતા. તમે જ્યારે એ બ્રિટીશ પ્રિન્સીપાલના વ્યક્તિત્વ વિશે વાત કરતા ત્યારે હું તો કલ્પના જ કરતો કે એવી વિભૂતિઓની પાસે ભણવાની મજા કેવી હશે ! એ એક કિશોરાવસ્થાની ગમી જાય એવી મુગ્ધાવસ્થા હતી. વિદ્યાભ્યાસની લગની વાતાવરણમાંથી આવતી. પછી તો બન્યું ય એવું કે મને મારા મોસાળ વડનગરની પાડોશમાં વિસનગરની કૉલેજમાં પ્રિન્સીપાલ મેન્ઝીઝના હાથ નીચે ભણવાની તક મળી અને ઘણું ઘણું પ્રોત્સાહન મળ્યું.

મામા, તમે મૂળેથી જ વિદ્યાપ્રેમી-વિદ્યાને વરેલા અને એમાંથી આગળ જતાં અતિમનસનું અવતરણ કરવાના ઉદ્યમી યોગી શ્રી અરવિંદના તત્ત્વદર્શન તરફ વળ્યા એટલે રસ્તામા સુન્દરમ્ મળ્યા વગર કેમ રહે ? એ તત્ત્વજ્ઞાન અને તમારી સુન્દરમ્ - મૈત્રીનું કાવ્ય પણ આપણે સાથે માણ્યું છે.

એક પ્રસંદ યાદ આવે છે. તમને યજ્ઞોપવિત આપવાની વિધિ પણ મોસાળમાં - એટલે કે મારા વતન હિરપુરામાં થઈ હતી. બડવો વાળવાની વિધિ પ્રસંગે ગવાયુ હતું : "કાશીમાં કેમ જાશો બ્રહ્મચારી, તમને તમારા દાદાજી રોકશે..." પછી તમે ય ગાયું હશે : "અમે અમારા દાદાની આજ્ઞાઓ લઈશું, વિદ્યા ભણીને વ્હેલેરા આવશું" આ ગીતનો ઢાળ અત્યારે પણ મને આર્દ્ર કરી મૂકે છે. એ એક અતિશય *emotive* ઢાળ છે. આ ઢાળ ઉપર આગળ આગળ સરતાં અને ઢળતાં મારા મનમાં તો હંમેશાં પેલું "મામાનું ઘર કેટલે" જ રમતું રહ્યું છે. મારા પ્રશ્નોનાં પોટલાં હું મામાને ઘેર લઈ જતો - ક્યારેક ટપાલ દ્વારા પણ. એમ કરતાં કરતાં જિંદગીના ઉબડખાબડ મારગ કપાયા. 'જીભ આવી ને પગ ના...આ.. આવ્યા' એવુ બાળપણમાં બોલતા તમે સરૂસરાટ દોડી ગયા. પણ તમે કેટલું દોડી શકવાના ? હવે મારા પગ જેવા ચાલે છે તે ગતિએ હું તમને હમણાં પકડી પાડું છું....

★



મોસાળ હિરપુરામા એમના યજ્ઞોપવિત સસ્કાર પ્રસગે

# રમણકાકા

**પ્રા. અરુણ જોષી**

કરમસદની સરદાર પટેલ માધ્યમિક શાળામાં ૧૯૪૬ની સાલના અરસામાં હું ભણતો ત્યારે ગુજરાતી વિષયના, તાજા જ ભણીને એક શિક્ષક આવેલા. અમારા વર્ગમાં ધોરણ નવની કક્ષામાં તેમણે સુંદરમ્ અને ઉમાશંકર વિશે ખૂબ જ સુંદર રજૂઆત કરેલી અને અમે સહુએ તાળીઓના ગડગડાટથી એમને વધાવી લીધા હતા એ દૃશ્ય આજે પણ યાદ આવે છે. લગભગ સિત્તેરની વયે પહોંચેલા એ શાળાના વિદ્યાર્થીઓ શ્રી નટુ પટેલ, શ્રી દિનેશ પટેલ વગેરે આજે પણ એ શિક્ષક સાહેબને યાદ કરે છે. એ શિક્ષક એટલે ડૉ. રમણલાલ જે. જોશી

મારા પિતાશ્રી સ્વ. શાંતિલાલ જોશી અને બીજા શ્રી રતિલાલ ભટ્ટ એ જ શાળામાં અધ્યાપન કરતા હતા. તેમની સાથે શ્રી રમણભાઈને ખૂબ જ ફાવી ગયેલું અને ત્રણે જણા લગભગ સાથે જ જોવા મળતા તેથી એક ત્રિપુટી તરીકે ઓળખાતા. આ સંબંધે હું એમને રમણકાકા તરીકે ઓળખું છું. મુંબઈના ડૉ. રમણલાલ શાહના ગયા પછી ટૂંક સમયમાં શ્રી રમણકાકાએ પણ વિદાય લીધી... સમાચારથી દુઃખની લાગણી અનુભવેલી.

શ્રી રમણકાકાએ શાળાના શિક્ષક તરીકે કારકિર્દી શરૂ કરેલી. પરંતુ તેમને શિક્ષણશાસ્ત્રનો કર્મકાંડ ફાવેલો નહિ. મોન્ટેસરીના પગથિયાંનું બંધન તેમને ફાવેલ નહિ. પરિણામે B.Ed.ની તાલીમ દરમ્યાન તેમને ખૂબ જ કંટાળો આવતો. ભાવનગર યુનિ.ના વાઈસ ચાન્સેલર સ્વ. શ્રી ગૌરીભાઈ પ્ર. ભટ્ટ ૧૯૫૨માં વડોદરાની B.Ed. કૉલેજમાં તેમના સહાધ્યાયી. તેઓ કહેતા કે સાહિત્યપ્રેમી રમણભાઈને અહીં આવી ભરાણા જેવું લાગે છે. જેમતેમ એ અભ્યાસ પૂરો કરી એમણે M.A.ની પરીક્ષા ગુજરાતી વિષય સાથે ઉચ્ચ વર્ગમાં પસાર કરી અને રિસર્ચ આસિસ્ટન્ટ, વ્યાખ્યાતા, પ્રાધ્યાપક, નિયામક તરીકેના ઉચ્ચ હોદ્દાઓ ક્રમશઃ પ્રાપ્ત કર્યા. અનેક પુસ્તકો લખ્યાં અને ઉચ્ચ કક્ષાનાં પારિતોષિકો પણ મેળવ્યાં. મારા પિતાશ્રીના મિત્ર હોવાથી તેમની સાથેનાં અનેક સંસ્મરણો છે જેમાંથી કેટલાંક હું રજૂ કરવા ઇચ્છું છું.

૧૯૫૩માં તેઓશ્રી શિહોરમાં અમારા મહેમાન બનેલા. તે વખતે તેમણે અને મારા પિતાશ્રીએ કેટલાંક કવચોનું ભાષાંતર અને ટિપ્પણ તૈયાર કરેલું જે સસ્તું સાહિત્ય પીરસતા કાર્યાલય દ્વારા એક પુસ્તિકા તરીકે પ્રસિદ્ધ થયેલ. તે સમયે એ બંને મિત્રોએ મારા મોસાળ ઝાંઝમેરનો પ્રવાસ કરેલો અને ગોપનાથની બાજુમાં આવેલ એ ગામના દરિયાકિનારે રાત્રે ફરવા ગયા ત્યારે ચંદ્રના પ્રકાશમાં 'સાગરે ભાસતી ભવ્ય ભરતી' એ પંક્તિઓ ખૂબ જ આનંદથી ગાયેલી. આ વાત એ અરસાના 'સંસ્કૃતિ'ના અંકમાં નોંધાયેલી છે.

૧૯૭૦ પછીના ગાળામાં જ્યારે તેઓ ભાવનગર આવતા ત્યારે અચૂક મારે ઘરે આવતા. એક વખતે એવું બન્યું કે તેઓ અમારા આવાસની પાસે આવેલ સર્કિટ હાઉસમાં ઊતરેલા. રાત્રે તેમની ગાડીમાં અમારે ઘરે આવ્યા. દરમ્યાન તેમનો ડ્રાઈવર 'હમણાં આવું' એમ કહી ક્યાંક ગયો અને રસ્તો ભૂલવાથી ક્યાંય સુધી આવ્યો નહિ. ખૂબ વાતો કરી, રાહ જોઈ પછી હું ચાલતાં એમને સર્કિટ હાઉસ સુધી મૂકી આવ્યો. રસ્તો જડતાં એકાદ કલાકે ડ્રાઈવર મારે ઘરે તેમને તેડવા આવેલો.

એક વખત અમારા હિલડ્રાઈવના નિવાસે તેઓએ રાત્રિરોકાણ કરેલું. અગાસીમાં સૂતા ત્યારે મારા પુત્ર ડૉ. રાકેશને તેમણે પગના તળિયે કેરીનો ગોટલો ઘસવાનું કામ સોંપેલું. એ પ્રસંગ તેઓ ઘણી વાર યાદ કરતા. અમારે ત્યાં તેઓ પૂ. કાકીબા સાથે પણ આવેલા.

તેઓ મારા મહેમાન બનતા એ તો મેં જણાવ્યું પણ હુંયે ૧૯૫૮માં તેમનો મહેમાન બનેલો. બી.એ.નું પ્રમાણપત્ર લેવા માટે કોન્વોકેશન પ્રસંગે, શ્રી મહેંદી નવાઝ ઝંગ જ્યારે ગવર્નર હતા ત્યારે હું બેત્રણ દિવસ તેમના સરદાર પટેલ નગર ખાતેના આવાસે રોકાયેલો. તે સમયે તેમણે શ્રી ઉમાશંકર જોશી સાથે મારો પરિચય કરાવેલો જેને હું મારું સદ્ભાગ્ય ગણું છુ તે સમયે ભાઈશ્રી ગંધર્વ ત્રણેક વર્ષના હશે એમ હું સ્મૃતિના આધારે કહી શકું.

'ઉદ્દેશ'માં તેમણે મારા ઘણા લેખો છાપ્યા છે. તેમાય, નૈનીતાલનો વનનિવાસ, શિવમહિમ્નઃ સ્તોત્ર - એક સમીક્ષા જેવા બે લેખો તો મોકલ્યા કે તરત જ તેમણે પ્રસિદ્ધ કરેલા.

મારી એક પુસ્તિકા 'મનનિકા'ની સમીક્ષા માટે મેં તેમને માત્ર બે શબ્દો લખી આપવા વિનંતી કરેલી ત્યારે તેમણે મને કહેલું કે બે શબ્દો નહિ પણ બાર પંક્તિઓ લખી આપીશ. તેમણે એ પ્રમાણે કરીને મને ખુશ કરી દીધેલો. મારી વિનંતીથી શ્રી ઈજ્જતકુમારની લઘુકથાઓ વિશે તેમણે સમીક્ષાત્મક લેખ લખી આપેલો. આ બધા પરથી પોતાના શિષ્યો પ્રત્યે તેમનો કેટલો સદ્ભાવ હતો તે સ્પષ્ટ થાય છે.

તેમના આકાશવાણી પરના વાર્તાલાપો પ્રસારિત થતા ત્યારે અમને તેઓ અગાઉથી જાણ કરતા અને અમે ખૂબ જ ઉત્સુકતાથી એ કાર્યક્રમની રાહ જોતા. 'દૂરદર્શન' શરૂ થયા પછી તેમને મેં ઘણી વાર પડદા ઉપર જોયા છે. છેલ્લે મુખ્ય પ્રધાન શ્રી નરેન્દ્ર મોદીએ ગુરુજનોનું સન્માન કરવાનો કાર્યક્રમ રાખેલો ત્યારે વડનગરના પોતાના ગુરુ શ્રી જેઠાલાલ જોશીનો ઉલ્લેખ કરેલો. ત્યારે પણ ટી.વી.માં મેં શ્રી રમણકાકાને જોયા હતા અને એ વાત તેમને મેં ફોન દ્વારા જણાવી ત્યારે તેમને ખૂબ જ ગમેલું.

શ્રી રમણભાઈના ગુરુ શ્રી રણજિતભાઈ 'अनामी' મારા પણ શુભેચ્છક છે. તેમને મળવાનું થાય ત્યારે તેઓ શ્રી રમણભાઈ પોતાના વિદ્યાર્થી હતા એ બાબત ગૌરવથી યાદ કરે જ.

આજે રમણકાકા નથી ત્યારે એમની સાથેના અનેક પ્રસંગો યાદ આવે છે. મારે માટે તેઓ ઘણી મોટી વ્યક્તિ હતા. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં વિવેચક તરીકે તેમને ક્યારેય ભૂલી શકાય તેમ નથી. આવી મહાન હસ્તી મારી સાથે ખૂબ જ સ્નેહભાવ રાખતી એ બાબત મારે મન મૂલ્યવાન ખજાના બરાબર છે. એમને મારા કોટીશઃ વંદન.

★



શ્રી શાન્તિલાલ લાલજી જોશી



શ્રી રતિલાલ ટી ભટ્ટ

# અમારા વ્હાલા ભાષાશિક્ષક

**બુધ્ધિધન ત્રિવેદી**

રમણભાઈને મેં વડનગર નવીન સર્વ વિદ્યાલય-જે કુબેરવાડી તરીકે ઓળખાતું-માં ઈ.સ. ૧૯૫૨માં ગુજરાતીના ભાષા શિક્ષક તરીકે જોયેલા અને અનુભવેલા. છેલ્લે હતું તેવું જ પણ પાતળું શરીર, શુદ્ધ ખાદીનો લેંઘો-ઝભ્ભો, ક્યારેક ખાદીનું ભૂખરું પેન્ટ, ક્યારેક ધોતિયું પહેરી કુબેરવાડીમાં આવતા. કવિતાઓ સુંદર શીખવે. આખો વર્ગ-આખી સ્કૂલ તેમને વખાણે, મુગ્ધ થઈ જાય. એમાંય સુંદરમ્‌ની રૂડકીનું કાવ્ય, કવિ કાન્તનું ચક્રવાકમિથુન - દૂરથી આવતો દેખી વ્હાલા..., ઊભી બાળા બની બ્હાવરી બારીએ... આ બધાં જ કાવ્યો જાણે આજે પણ રમણભાઈસાહેબ અમારી સમક્ષ મોટા અવાજે સમસંવેદનાથી શીખવતા હોય તેમ દેખાય છે. અંગ્રેજી તેમનું ઘણું સારું તેથી તે પણ શીખવે. કોલરીજનાં કાવ્યો, વર્ડ્ઝવર્થનું 'ડેફોડીલ્સ' વિ. ની સ્મૃતિ નજરમાં તરવરે છે. આજે પણ એમની બોલવાની છટા, હાવ-ભાવ વર્ગશિક્ષણ જેટલાં જ યાદ આવે છે. તેઓ વડનગર ટાઉનહૉલમાં કવિ સભા ચલાવતા, ક્યારેક પોતાનાં કાવ્યો પણ વાંચે અને અમને સૌને લખવા પ્રેરે. પ્રોફેસર હરજીવન સુથાર, લાલજી પટેલ, મુકુન્દ ઉપાધ્યાય, જયંતી પટેલ વિ. આ કવિસભામાં આવતા એ યાદ આવે છે. સિપોરના મારા સાથીદારો અને મારા મોટાભાઈ હીરાલાલ ત્રિવેદી કુબેરવાડીમાં ધો. ૮ થી ૧૧ સુધી તેમના વિદ્યાર્થીઓ. અમે બે ભાઈ ઈડરના વતની અને બામણા ગામ સાથે જ્ઞાતિનો સંબંધ એટલે અમને તો એ નાતે ઉમાશંકરભાઈના 'સગપણ'ની દુહાઈ દઈ કવિતા કરવા પ્રેરે.

વડનગરમાં તે ગામઠી રજીસ્ટર્ડ પ્રાથમિક શાળા ચલાવતા શ્રી જેઠાલાલ મિરાતરામ જોશીના સુપુત્ર. અમને ક્યારેક ઘેર નિમંત્રે. હીંચકે બેસાડે- કહો કે, કવિલોકમાં વિહાર કરાવે. વડનગરમાં તેમના રહેઠાણે ઘણીવાર ભજિયાં ખાધાં છે.

ત્યારપછી તો સ્થળ-કાળ બદલાયાં પણ જ્યારે જ્યારે રૂ-બરૂ થવાનું થાય ત્યારે અંતરનો ઉમળકો વરતાય. રાજી રાજી થઈ જાય. સી.એન. વિદ્યાવિહાર - શેઠ સી.એન. પી.ટી.સી. કૉલેજમાં પછીથી હું આચાર્ય થયો - ત્યાં તો તે અવારનવાર આવે. અમારા 'સ્નેહરશ્મિ' સાથે એમની ઘનિષ્ઠ મૈત્રી. સુંદરમ્‌ની શિબિરોમાં પણ મળવાનું થાય - એ હોય જ. હવે ?

☆



શ્રી ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' સાથે...

તેઓ મારા મહેમાન બનતા એ તો મેં જણાવ્યું પણ હુંયે ૧૯૫૮માં તેમનો મહેમાન બનેલો. બી.એ.નું પ્રમાણપત્ર લેવા માટે કોન્વોકેશન પ્રસગે, શ્રી મહેદી નવાઝ ઝગ જ્યારે ગવર્નર હતા ત્યારે હું બેત્રણ દિવસ તેમના સરદાર પટેલ નગર ખાતેના આવાસે રોકાયેલો. તે સમયે તેમણે શ્રી ઉમાશંકર જોશી સાથે મારો પરિચય કરાવેલો જેને હું મારું સદ્ભાગ્ય ગણું છું. તે સમયે ભાઈશ્રી ગંધર્વ ત્રણેક વર્ષના હશે એમ હુ સ્મૃતિના આધારે કહી શકું.

'ઉદ્દેશ'માં તેમણે મારા ઘણા લેખો છાપ્યા છે. તેમાંય, નૈનીતાલનો વનનિવાસ, શિવમહિમ્નઃ સ્તોત્ર - એક સમીક્ષા જેવા બે લેખો તો મોકલ્યા કે તરત જ તેમણે પ્રસિદ્ધ કરેલા.

મારી એક પુસ્તિકા 'મનનિકા'ની સમીક્ષા માટે મેં તેમને માત્ર બે શબ્દો લખી આપવા વિનંતી કરેલી ત્યારે તેમણે મને કહેલું કે બે શબ્દો નહિ પણ બાર પંક્તિઓ લખી આપીશ. તેમણે એ પ્રમાણે કરીને મને ખુશ કરી દીધેલો. મારી વિનંતીથી શ્રી ઈજ્જતકુમારની લઘુકથાઓ વિશે તેમણે સમીક્ષાત્મક લેખ લખી આપેલો. આ બધા પરથી પોતાના શિષ્યો પ્રત્યે તેમનો કેટલો સદ્ભાવ હતો તે સ્પષ્ટ થાય છે.

તેમના આકાશવાણી પરના વાર્તાલાપો પ્રસારિત થતા ત્યારે અમને તેઓ અગાઉથી જાણ કરતા અને અમે ખૂબ જ ઉત્સુકતાથી એ કાર્યક્રમની રાહ જોતા. 'દૂરદર્શન' શરૂ થયા પછી તેમને મેં ઘણી વાર પડદા ઉપર જોયા છે. છેલ્લે મુખ્ય પ્રધાન શ્રી નરેન્દ્ર મોદીએ ગુરુજનોનું સન્માન કરવાનો કાર્યક્રમ રાખેલો ત્યારે વડનગરના પોતાના ગુરુ શ્રી જેઠાલાલ જોશીનો ઉલ્લેખ કરેલો. ત્યારે પણ ટી.વી.માં મેં શ્રી રમણકાકાને જોયા હતા અને એ વાત તેમને મેં ફોન દ્વારા જણાવી ત્યારે તેમને ખૂબ જ ગમેલું.

શ્રી રમણભાઈના ગુરુ શ્રી રણજિતભાઈ 'अनामी' મારા પણ શુભેચ્છક છે. તેમને મળવાનું થાય ત્યારે તેઓ શ્રી રમણભાઈ પોતાના વિદ્યાર્થી હતા એ બાબત ગૌરવથી યાદ કરે જ.

આજે રમણકાકા નથી ત્યારે એમની સાથેના અનેક પ્રસંગો યાદ આવે છે. મારે માટે તેઓ ઘણી મોટી વ્યક્તિ હતા. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં વિવેચક તરીકે તેમને ક્યારેય ભૂલી શકાય તેમ નથી. આવી મહાન હસ્તી મારી સાથે ખૂબ જ સ્નેહભાવ રાખતી એ બાબત મારે મન મૂલ્યવાન ખજાના બરાબર છે. એમને મારા કોટીશ' વંદન.

★



શ્રી શાન્તિલાલ લાલજી જોશી



શ્રી રતિલાલ ટી. ભટ્ટ

# અમારા વ્હાલા ભાષાશિક્ષક

**બુધ્ધિધન ત્રિવેદી**

રમણભાઈને મેં વડનગર નવીન સર્વ વિદ્યાલય-જે કુબેરવાડી તરીકે ઓળખાતું- માં ઈ.સ. ૧૯૫૨માં ગુજરાતીના ભાષા શિક્ષક તરીકે જોયેલા અને અનુભવેલા. છેલ્લે હતું તેવું જ પણ પાતળું શરીર, શુદ્ધ ખાદીનો લેંઘો-ઝભ્ભો, ક્યારેક ખાદીનું ભૂખરું પેન્ટ, ક્યારેક ધોતિયું પહેરી કુબેરવાડીમાં આવતા. કવિતાઓ સુંદર શીખવે. આખો વર્ગ-આખી સ્કૂલ તેમને વખાણે, મુગ્ધ થઈ જાય. એમાંય સુંદરમ્‌ની રૂડકીનું કાવ્ય, કવિ કાન્તનું ચક્રવાકમિથુન - દૂરથી આવતો દેખી વ્હાલા..., ઊભી બાળા બની બ્હાવરી બારીએ... આ બધાં જ કાવ્યો જાણે આજે પણ રમણભાઈસાહેબ અમારી સમક્ષ મોટા અવાજે સમસંવેદનાથી શીખવતા હોય તેમ દેખાય છે. અંગ્રેજી તેમનું ઘણું સારું તેથી તે પણ શીખવે. કોલરીજનાં કાવ્યો, વર્ડ્ઝવર્થનું 'ડેફોડીલ્સ' વિ. ની સ્મૃતિ નજરમાં તરવરે છે. આજે પણ એમની બોલવાની છટા, હાવ-ભાવ વર્ગશિક્ષણ જેટલાં જ યાદ આવે છે. તેઓ વડનગર ટાઉનહોલમાં કવિ સભા ચલાવતા, ક્યારેક પોતાનાં કાવ્યો પણ વાંચે અને અમને સૌને લખવા પ્રેરે. પ્રોફેસર હરજીવન સુથાર, લાલજી પટેલ, મુકુન્દ ઉપાધ્યાય, જયંતી પટેલ વિ. આ કવિસભામાં આવતા એ યાદ આવે છે. સિપોરના મારા સાથીદારો અને મારા મોટાભાઈ હીરાલાલ ત્રિવેદી કુબેરવાડીમાં ધો. ૮ થી ૧૧ સુધી તેમના વિદ્યાર્થીઓ. અમે બે ભાઈ ઈડરના વતની અને બામણા ગામ સાથે જ્ઞાતિનો સંબંધ એટલે અમને તો એ નાતે ઉમાશંકરભાઈના 'સગપણ'ની દુહાઈ દઈ કવિતા કરવા પ્રેરે.

વડનગરમાં તે ગામઠી રજીસ્ટર્ડ પ્રાથમિક શાળા ચલાવતા શ્રી જેઠાલાલ મિરાતરામ જોશીના સુપુત્ર. અમને ક્યારેક ઘેર નિમંત્રે. હીંચકે બેસાડે- કહો કે, કવિલોકમાં વિહાર કરાવે. વડનગરમાં તેમના રહેઠાણે ઘણીવાર ભજિયાં ખાધાં છે.

ત્યારપછી તો સ્થળ-કાળ બદલાયાં પણ જ્યારે જ્યારે રૂ-બરૂ થવાનું થાય ત્યારે અંતરનો ઉમળકો વરતાય. રાજી રાજી થઈ જાય. સી.એન. વિદ્યાવિહાર - શેઠ સી.એન. પી.ટી.સી. કૉલેજમાં પછીથી હું આચાર્ય થયો - ત્યાં તો તે અવારનવાર આવે. અમારા 'સ્નેહરશ્મિ' સાથે એમની ઘનિષ્ઠ મૈત્રી. સુંદરમ્‌ની શિબિરોમાં પણ મળવાનું થાય - એ હોય જ. હવે ?

☆



શ્રી ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' સાથે...

# બરોડા કોલેજના એ દિવસો...

**મગનભાઈ બારોટ**

બરોડા કૉલેજમાં આઝાદીની ચળવળનાં એ લક્ષ્યપ્રાપ્તિનાં અંતિમ વર્ષોમાં રમણભાઈ સાથે સહઅધ્યયન કરવાનું બનેલું અને પછી તો એ સંબંધ કંઈક અનેક સંદર્ભોમાં વિકસતો ગયો... એ વર્ષો હજુય એવાં જ નજર સામે ઝળહળે છે. શ્રી નટુભાઈ બારોટ, શ્રી વિજયસિંહ ચાવડા, શ્રી લક્ષ્મીદાસ પટેલ તથા શ્રી કરસનભાઈના સહયોગથી અમે એક સાહિત્યિક વૃંદની રચના કરેલી. રમણભાઈ એમાં આગળ પડતો ભાગ લે. અમારી સાથે નટુભાઈ બારોટ અને વિજયસિંહ ચાવડા. 'પલ્લવ' નામે એક સામયિક છ દાયકા પૂર્વે અંગ્રેજી, હિન્દી, ગુજરાતી અને મરાઠી એવી ચાર ભાષામા સંપાદિત કરી છપાવી પ્રગટ કરતા. મને યાદ છે કે એમાં રમણભાઈનો પહેલો લેખ "સરસ્વતીચન્દ્રની લગ્ન ભાવના" એ શીર્ષકથી પ્રગટ થયેલો. એ પણ કેવો જોગાનુજોગ કે પાછળથી તેમણે ગોવર્ધનરામ અને ગોવર્ધનસાહિત્યને પોતાના જીવનભરના અભ્યાસનો વિષય બનાવ્યું ! 'પલ્લવ'માં રમણભાઈની કાવ્ય રચનાઓ પણ પ્રગટ થયેલી- કદાચ બહુ ઓછાંને એ વાતની ખબર હશે કે ગુજરાતી ભાષાના પ્રખર વિવેચક-વિદ્વાન તરીકે પાછળથી વખણાયેલા રમણભાઈએ એમના વિદ્યાર્થીજીવનમાં કવિતાઓ પણ લખી છે. એમનું એક કાવ્ય 'જીવ્યો હું', અત્યારે જ્યારે એમના સમગ્ર જીવન તરફ નજર નાંખીએ છીએ ત્યારે એમના જીવન જેવું જ અર્થપૂર્ણ લાગે છે ! મને યાદ છે એમનું બીજું એક મુક્તક 'પ્રાર્થના' પણ 'પલ્લવ'મા છપાયેલું. જીવનનાં છેલ્લાં વર્ષોમા એમની ગતિ એ તરફ રહી... 'મહાકવિ ન્હાનાલાલ' વિશેનો એક લેખ પણ પ્રકાશિત થયેલો. કવિ ગુજરી ગયા ત્યારે એમણે કુટુંબીજનોને ઉદ્દેશીને લખેલા આશ્વાસનપત્રનો પ્રત્યુત્તર શ્રી મનોહરભાઈએ આપ્યો ત્યારે તેઓ લાગણીશીલ થઈ ગયેલા.

રમણભાઈ એમની સાહિત્યપ્રીતિને કારણે ગુજરાતી સાહિત્યના દિગ્ગજોના પરિચયમાં આવતા અને એ રીતે સૌ સહાધ્યાયીઓમાં પણ પ્રિય. શ્રી ઉમાશંકરના આજીવન મિત્ર કિશનસિંહ ચાવડાનું ઘર જાણે કે સાહિત્યકારોનું ગેસ્ટહાઉસ હતું. કિશનસિંહના સહયોગથી અને શ્રી વિજયસિંહ અને


મારા સ્નાતકકાળના કૉલેજનું શિક્ષણ વડોદરા કૉલેજમાં
લીધેલું એ વખતે મ.સ. યુનિ. ન હતી એક માત્ર મુંબઈ યુનિવર્સિટી. અમોને જૂના
વડોદરા રાજ્યના પ્રજાજનોને માટે વડોદરા નજીક, અમદાવાદ દૂર। વડોદરા કૉલેજમાં
ભણતો ત્યારે Baroda College Magazineના ગુજરાતી વિભાગનો તંત્રી
બનેલો. [illegible] એ વખતે અમોને
લાગ્યું કે વધારે પણ મૅગેઝીન કાઢવું જોઈએ એ રીતે અમે કેટલાક મિત્રોએ
ઇન્ટર આર્ટ્સમાં 'પલ્લવ' નામે એક મૅગેઝીન કાઢેલું આ કામમાં સહાધ્યાયી
મિત્રો ભાઈ વિજય ચાવડા, મગનભાઈ બારોટ, નટુભાઈ બારોટ, લક્ષ્મીદાસ પટેલ
વ.નો સક્રિય સાથ રહેલો. 'પલ્લવ'માં મેં જે લેખ લખેલો તે 'સરસ્વતીચંદ્ર' વિશે
હતો એ વખતે 'સરસ્વતીચંદ્ર' પહેલવહેલ વાંચેલી અને ખૂબ ગમી ગયેલી મારો આ લેખ [illegible]
[illegible] પ્રથમ પ્રયત્ન હતો
[illegible] પણ મેં પહેલો લેખ
પણ 'સરસ્વતીચંદ્ર' વિશે લખેલો [illegible]

બેન સાધના ચાવડાની મદદથી અમે 'પલ્લવ'ને પલ્લવિત રાખી શક્યા હતા. અંગ્રેજીમાં છાપવા માટે પ્રિન્સિપાલ રોમાન્સે, મરાઠી માટે પ્રો. ડી. ડી. મહોલકરે અને ગુજરાતી માટે પ્રો. ચંદ્રશંકર શુક્લે અમને ખૂબ પ્રોત્સાહિત કરેલા. અમારામાં ઘણી પ્રબળ રાષ્ટ્રભાવના હતી. એનાં માવજત અને વિકાસમાં રમણભાઈની સાહિત્યરસિકવૃત્તિ આગળ પડતો ભાગ ભજવતી. તેઓ કૉલેજમાં સાહિત્યિક આબોહવાના નિર્માણમાં સતત રત રહેતા. શ્રી ઝવેરચંદ મેઘાણીને, જુવાનિયાઓને સંબોધન કરવા શ્રી વિજયસિંહ ચાવડા લઈ આવેલા. વડોદરા કૉલેજનો સેન્ટ્રલ હૉલ શ્રી મેઘાણીના બુલંદ અવાજમાં "કોઈનો લાડકવાયો" સાંભળવા ભરચક થઈ ગયો હતો. એમનો એ પડછંદ, રાષ્ટ્રભાવનામાં ઓતપ્રોત અવાજ અત્યારે પણ પડઘાય છે...

તે હિ નો દિવસાઃ ગતા !

☆

# PALLAVA
(A Sprout of Youth)



Intermediate Arts
Baroda College 1947

## પ્રાર્થના

રમણુલાલ જોષી.

પ્રભો પ્રાર્થું પ્રેમે મુજ જીવન વેરાન સરીખું
ગ્રહી બંસી તારી મધુર મંજુલ ગાન સિંચજે
મધુરાં ગીતો એ હૃદય મુજ ગાવા તલસશે
મીઠા એવા નાદે જીવન વન કુંજે લચી જશે.

૧૫

## જીવ્યો હું

રમણુલાલ જોશી

ઊંડી હૈયા ગુફે અગમપડઘા આ ક્યમ પડે?
ઝીલંતો એકાકી, વિવશ મન આ તે ક્યમ સહે?
પ્રભાવંતો દૈવી પ્રભુકિરણ શો કોઈ ઊતરે,
વહાવી ધારાઓ અનલધખતાં ઉર શમવે.

ભલે શક્તિ સ્વરૂપે કિરણકિરણે તેજઝલતી,
ધરું તારે પાયે, મુજ જીવનસાર્થક્ય ગણતો;
પછી પાછી દેતો, મુજ જીવન એકેક કરણે,
ઝગી રે'તી દૈવી, અરપું જનતાના ચરણમાં.

અને રાચી રે'તો સુભગ પળમાં જીવનતણી:
લભે જો કૈં સૂરો મુજ મનરચ્યા દિવ્ય સ્વરગે:
કહેશે 'જીવ્યો કે જીવન બધું યે ફોગટ ગયું?'
'જીવ્યો હા હું' એવું વદી શકું ધરી ધૈર્ય હૃદયે.

★



ન્યુ રેસિડેન્સી બ્લોક, બરોડા કોલેજ હોસ્ટેલ (૧૯૪૭-૪૮)ની સમૂહ તસવીરમા



બરોડા કોલેજ મેગેઝીન એડિટોરીયલ બોર્ડ (૧૯૪૭-૪૮)

બેઠેલા : કુ એલ. પરેરા, શ્રી એસ.એન.ફારુકી (ફેલો), પ્રિન્સીપાલ પી સી રોમાન્સ, પ્રો. ડી. ડી. માહુલકર, શ્રી આર. પી. ભટ્ટ, કુ. એસ. જી. તામ્બે. ઊભેલા : શ્રી એમ.આઈ. સિન્ધી, રમણલાલ જોશી, શ્રી આર. બી ત્રિવેદી, શ્રી રમણભાઈ બી પટેલ

# મૈત્રીનાં એકધારાં નીર

આચાર્ય ઈશ્વરભાઈ પટેલ

જેમને મળતાં, પ્રસન્ન મુખાબ્જમાંથી નીકળતો આવકારનો; હૃદયભાવોને મુખરિત કરતો ટહુકો સંભળાય તો તે રમણલાલ જોશી.

બરોડા કૉલેજના પ્રથમ વર્ષથી થયેલી મૈત્રીનાં નીર એકધારાં ૮૦ વર્ષની ઉંમર સુધી નિર્મળ ટકાવી રાખનાર આ અજાતશત્રુ સાહિત્યકારની વિદાયથી ગુજરાતી વિવેચનસાહિત્યમાં મોટી ખોટ ઉત્પન્ન થયાનું મને, સૌને દુઃખ છે.

વાતોમાં જાણવા મળેલું કે તેમણે પિલવાઈ હાઈસ્કૂલમાં ભણતા તે વખતે મેટ્રિક સુધીના ગાળામાં સ્કૂલની લાઇબ્રેરીનાં ગુજરાતી સાહિત્યનાં લગભગ તમામ ઉત્તમ પુસ્તકો આત્મસાત્ કરેલાં, એ તેમનો સાહિત્યપ્રેમ નાનપણથી હતો. અને બરોડા કૉલેજમાં F.Y. Artsમાં એ મહેક લઈ આવેલા, તેથી હોસ્ટેલ-કૉલેજના વિદ્યાર્થીઓમાં પ્રથમથી જ જુદા તરી આવતા, તે જોવાનો મિત્ર તરીકે મને ગર્વ અને આનંદ આવતો.

તેઓ આર્ટ્સમાં, હું સાયન્સમાં. તેમણે પિલવાઈની લાયબ્રેરી આત્મસાત્ કરેલી તો મેં સિદ્ધપુરમાં L.S. હાઈસ્કૂલમાં મેટ્રિક સુધીમાં બેંગાલ સંસ્કૃત એસોસિયેશનની સંસ્કૃતની 'काव्य मध्यमा' આપી કાલિદાસ, ભવભૂતિ, ભારવી વગેરેનાં ચરણ સેવન કરેલાં. હોશિયાર તરીકે સાયન્સમાં જઈ ચઢ્યો. પરંતુ વળગણ ખૂબ મોટું સાહિત્યનું. તેથી B.Sc. B.Ed. रा.रत्न કરી, બલોલ હાઈસ્કૂલના આચાર્ય તરીકે કામ કરતાં કરતાં મેં બનારસ યુનિવર્સિટીનું M.A. કર્યું. રમણભાઈની મૈત્રીથી તો કૉલેજ, હોસ્ટેલની તેમની રૂમમાં આર્ટ્સમાં સંસ્કૃતના તેમની ટેક્સ્ટમાં આવતા કાલિદાસના 'રઘુવંશ'ના શ્લોકોની અમે ઉચ્ચ સાહિત્યિક ધોરણે ચર્ચા કરતા તે યાદ આવે છે. તેમના વર્ગમાં તેઓ જે દિવસે ગુજરાતી વિષયમાં પેપરવાચન કરવાના હોય ત્યારે હું પીરિયડ છોડી હાજર રહેતો. ઉચ્ચ સાહિત્યિક શૈલીમાં વિષયને સંપૂર્ણ ન્યાય આપતું વાંચન સાંભળી વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપક પ્રભાવિત થયાનું અત્યારે પણ દેખાય છે.એમના સંભાષણનો ઘોષ પણ ઉચ્ચ અને હૃદયગુહા સુધી પહોંચે તેવો રહેતો. દૂરથી સાંભળીને પણ કહી શકાય કે આતો રમણભાઈ જ.

તેઓ કૉલેજમાં આવ્યા ત્યારથી ગુજરાતીના મૂર્ધન્ય કવિ સુન્દરમ્ સાથેનો પત્રવ્યવહાર અને સાહિત્ય તથા અધ્યાત્મની વિચારણા. અમદાવાદમાં કવિકુલગુરુ ઉમાશંકરભાઈ સાથેનો પણ સંપર્ક. B.A. બરોડા કરી તેમણે M.A. અમદાવાદ ગુજરાત યુનિવર્સિટીમાં કર્યું, તે વખતે ઉમાશંકરભાઈ યુનિવર્સિટીમાં અને તેમની મૈત્રીનો લાભ. ગોવર્ધનરામ ઉપર Ph.D. પણ તેમણે ઉમાશંકરભાઈના માર્ગદર્શનમાં કર્યું. એ તેમની મોટી પરીક્ષા-કસોટી હતી. ઉમાશંકર આશુતોષ નહીં, તેથી જે કામ થયું તે ઉત્તમ પ્રકારનું થયું. આ પછી તેઓ નોકરીની અન્ય સારી લાલચો છોડી ગુજરાત યુનિવર્સિટીમાં જ રહ્યા. સાહિત્યના નક્કર જીવ.

પ્રાધ્યાપક તરીકેની તેમની સજ્જતા ઉત્તમ પ્રકારની. તેથી વિદ્યાર્થીપ્રિય. તેમનો પીરિયડ વર્ગ બહારથી પણ ભરી શકાય. સ્વાધ્યાય અને પ્રવચનમાં કદી પ્રમાદ નહીં.

વડોદરાના જીવન દરમિયાન તેઓ યુનિવર્સિટી હોસ્ટેલમાં અને અમે શહેરમાં રહીએ છતાં વારંવારની મુલાકાતો. તેમનો નિર્મળ પ્રેમ. હોસ્ટેલના ધમાલિયા જીવનને કારણે કેટલોક સમય ઘર રાખી તેઓ માતાપિતા સાથે રહેલા. બરોડા કૉલેજ-મૅગેઝીનના તેઓ સંપાદક. મારું એક સૉનેટ પણ તેમાં પ્રગટ થયેલ.

ઉમાશંકર યુનિવર્સિટીમાં રહ્યા ત્યાં સુધી આ બન્ને જોશીના પીરિયડ ભરવા સઘળા વિદ્યાર્થીઓ સતત આતુર.

કોલેજ-વેકેશન ગાળામાં હું મહેરવાડાથી એકબે દિવસ વડનગર તેમને ત્યાં જઈ આવતો. માતાપિતા પ્રેમની મૂર્તિઓ, મને જોઈ તેમને આનંદ થાય. બ્રાહ્મણશેરીમાં આવેલા ઊંચા ઓટલાવાળા ઘરના પ્રાંગણમાં ઉનાળાની રાતે અમે મેઘાણીની 'યુગવંદના'નાં કાવ્યોની ચર્ચા કરતા અને 'શિવાજીનું હાલરડું' અને 'રક્તટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે, ઘાયલ મરતાં મરતાં રે માતની આઝાદી ગાવે.' વગેરે ગીતો હું મધુર રણકાથી ગાતો તેના ઘોષ અત્યારે પણ તે મકાનના પ્રાંગણમાં જાઉં તો સંભળાય. એવાં ગીત-સાહિત્ય પરનો પ્રેમ તેમનાં માતાપિતાની રગોમાં વહેતો. તેમનાં માતા-પિતાની સતત ખ્વાહિશ કે આ એકનો એક દીકરો ક્યારે સાહિત્યજગતમાં નામ કાઢે ! અને તે માટે તો ઘરની આવક મર્યાદિત છતાં રમણભાઈને અભ્યાસ માટે સાનુકૂળ અને શાંત વાતાવરણ આપતાં. તેઓ વડોદરા અને અમદાવાદમાં ઘર રાખીને રહેલા. સાહિત્ય માટેનો પ્રેમ અને રુચિ રમણભાઈને ગળથૂથીમાં જ મળેલાં. તેમના દાદાએ વડનગરમાં ગામઠી શાળા શરૂ કરેલી અને તેમની પછી કેટલોક સમય પિતાજીએ પણ આ સારસ્વતકાર્ય આગળ ચલાવેલ. મારો અમદાવાદ, એમના કુટુંબ સાથેનો સંપર્ક તેમના બે દીકરાઓએ, ચિ. પ્રબોધે અને ચિ. ગંધર્વે કોલેજ કરી ત્યાં સુધી વધારે. તેમનાં સ્વ. પત્ની ભગવતીબહેન તેમના જેટલાં જ પ્રેમાળ. ચિ. પ્રબોધ તેમના જેટલો જ ઋજુ. રમણભાઈનાં પાછલાં વર્ષોમાં તેમનો કૃષ્ણપ્રેમ જોવા-માણવા મળેલો. સતત કૃષ્ણમય લાગે.

ક્યારેક ઉમાશંકરભાઈ તેમના પિતાજીને મળવા અચલાયતન આવે. રમણભાઈએ જ્યારે Ph D. કર્યું, તે ગાળામાં ઉમાશંકરભાઈ ત્યાં આવેલા અને પિતાજી જેઠાબાપાએ પૂછ્યું – 'ઉમાશંકરભાઈ, અમારો રમણ ગુજરાતી સાહિત્યમાં નામ કાઢે એવા આશીર્વાદ આપો.' તરત જ ઉમાશંકર બોલ્યા : 'તે ગુજરાતમાં જ નહિ, ગુજરાત બહાર પણ નામ કાઢશે.' એ સાંભળતાં જ 'જેઠાબાપા' ગદ્ગદિત થઈ ગયેલ. ગુજરાતના પ્રવર્તમાન સાહિત્યજગતની ઝાંખી સુન્દરમ્‌ને અવારનવાર રમણભાઈ સાથેના પત્ર-વ્યવહારથી થાય. પોતાના ક્ષેત્રમાં ઊંચાં નિશાન અંગેનું પાથેય રમણભાઈને ઉમાશંકર પાસેથી મળેલું. તેમના લેખો અને સંપાદનો આ ગરવા મિત્ર અને સાહિત્યપ્રેમી-સાહિત્યકારને સદાય જીવંત રાખશે.

★



બલોલ હાઈસ્કુલના પ્રાગણમા શ્રી ઉમાશંકર જોશી, ઈશ્વરભાઈ વિગેરે સાથે.



'મારી બુન' માતુશ્રી મણિબેન રણછોડલાલ દવે અને પિતાશ્રી જેઠાલાલ મીરાતરામ જોશી સરદાર પટેલ નગર, અમદાવાદના નિવાસ્થાને-



પિતાશ્રી જેઠાલાલ મીરાતરામ જોશી, માતુશ્રી મણિબેન અને પત્ની ભગવતી સાથે. પુત્ર પ્રબોધ (દાદાના ખોળામાં)



વડનગરમાં 'જોશી નિવાસ'ના પ્રાંગણમાં પુત્ર પ્રબોધ અને ગંધર્વના યજ્ઞોપવિત સંસ્કાર પ્રસંગે પરિવાર તસવીર

# સાક્ષરજીવન અને અધ્યાત્મજીવનના ઉપાસક વિવેચક

ડૉ. બહેચરભાઈ પટેલ

આમ તો અમારો અધ્યાપકીય અને સાહિત્યિક સબંધ વર્ષો જૂનો. -૧૯૬૯માં હું વડનગર કૉલેજના આચાર્ય તરીકે ગયો એટલે નવો ને ગાઢ થયો. ત્યારે એ કૉલેજને જોડાણ ન આપવા માટે, ગુજરાત યુનિવર્સિટીની સિન્ડિકેટે અને ઍકેડેમિક કાઉન્સિલે ઠરાવ કર્યો હતો. માત્ર સેનેટની મહોર બાકી હતી. હું નવો ને નાનો બત્રીસ વર્ષનો આચાર્ય. પણ મેં મુરબ્બીઓ ને મિત્રોનો સાથ લીધો. યુનિ.ને કોરો ચેક આપ્યો. તેની સેનેટ સભ્યો—અધ્યાપક મંડળે એ વખતે મજાક ગણી. પ્રત્યુત્તરમાં મે કહ્યું કે આ ચેક અમારી ભાવનાનુ પ્રતીક છે, ને જે રજૂઆત કરી તેથી વડનગર કૉલેજ બચી ગઈ. પણ એમાં મારા પુરુષાર્થ ને રજૂઆતને સેનેટસભ્યોના સાથ ઉપરાંત વાઈસ-ચાન્સેલર ઉમાશંકર જોશીની સહાનુભૂતિનું પણ મોટું પ્રેરક બળ હતું ડૉ. રમણલાલ જોશી. એમણે ઉમાશંકરને આગ્રહભરી વિનંતી કરી હતી, તેમના વતન વડનગરની આ કૉલેજના અસ્તિત્ત્વ માટે. એવો હતો એમનો વતનપ્રેમ.

વડનગરની શૈક્ષણિક સંસ્થાઓના વિકાસમાં તેમના પિતાશ્રીનો ને તેમનો મહત્ત્વનો ફાળો હતો.

વતન વડનગરમાં પૂ. જેઠાકાકા - ડૉ. રમણલાલના પિતાશ્રીનું માન બહુ ભારે. ડૉ. રમણલાલની સાહિત્યિક ને અધ્યાપકીય સિદ્ધિ બદલ વડનગર કૉલેજમાં, સમગ્ર વડનગર તરફથી સન્માન-સમારંભ યોજવામાં આવ્યો હતો. એના આયોજનમાં ને સન્માનપત્રના આલેખનમાં મારો ફાળો હતો. તેમના વિવેચનસંગ્રહ 'પરિમાણ'ની વિષય-સૂચિ મારી પાસે બનાવડાવી. એ કામ લઈ મારી પાસે આવ્યા તો મને કહે, 'કક્કો હજી યાદ છે ?' આવી રમૂજ પણ કરે. મેં મારી, 'મારી પત્નીની બહેનપણી' કટાક્ષવાર્તા તેમને વંચાવી, તો કહે, 'તમે પડોશણની સારી મજાક કરી છે.'

એમના હાથ નીચે ડૉ. મફત ઓઝા, ડૉ. કાન્તિ રામી જેવા કેટલાક વિદ્યાર્થીઓ પીએચ.ડી. થયા. એ યુજીસી.માન્ય ગણમાન્ય પ્રાધ્યાપક હતા ને છેક સુધી પીએચ.ડી. કરાવતા રહ્યા. છેલ્લે પ્રા. જ્યોત્સ્નાબહેન ગાંધીને ડૉ. સિતાંશુ યશશ્ચંદ્ર પર અધ્યયન કરાવતા હતા, ને એ પૂર્ણ થાય એ પૂર્વે એમની જીવનયાત્રા પૂર્ણ થઈ. આજીવન વિદ્યાપુરુષ છેક સુધી અધ્યયન-વિવેચન-સંપાદન-માર્ગદર્શન કરતા રહ્યા. 'સર્વ ભાષા સરસ્વતી'ના એ આજીવન ઉપાસક સારસ્વત હતા.

ડૉ. રમણલાલ જોશી માત્ર સાહિત્યના જ માણસ ન હતા, અધ્યાત્મના પણ માણસ હતા. શ્રી અરવિંદદર્શનમાં એમને શ્રદ્ધા હતી. સુદરમ્ અને મકરન્દ દવે સાથે એમને આધ્યાત્મિક સંબંધ હતો. ડૉ. અનામીસાહેબની આધ્યાત્મિક કવિતાના એ ચાહક હતા. એમનું 'ઉદ્દેશ' એ પણ જીવનચિંતન અને સાહિત્યનું માસિક. એમને માટે કદાચ ચિંતન પહેલું, પછી સાહિત્ય. એમણે એ નિમિત્તે લખેલાં જીવન-ચિંતનાત્મક લખાણો ગ્રંથસ્થ થવા યોગ્ય છે.

એ વક્તા-વ્યાખ્યાતા તરીકે તેમના મૌલિક વિચારોને બુલંદ અવાજથી શ્રોતાઓને પ્રભાવિત કરે એવી રીતે મૂકતા. જેની સમીક્ષા કરે તેના ગુણ સાથે દોષ પણ દર્શાવી સૂચન કરે. વિદ્યાર્થીઓ-અધ્યાપકોને પ્રેરણા, પ્રોત્સાહન ને માર્ગદર્શન આપે. મારા પીએચ.ડી.ના વિદ્યાર્થી ડૉ. પ્રભુદાસ પટેલ 'મકરન્દ દવે - એક અધ્યયન' પર કામ કરતા હતા, તો ડૉ. રમણલાલે મકરન્દ દવે વિશે અનેક સાહિત્યિક વાતોથી એમને ઉપયોગી માહિતી આપી હતી. મારી વિરમગામ કૉલેજમાં આવ્યા, તો અધ્યાપકોને પીએચ.ડી. માટે યુજીસીની યોજનાનો, ચાલુ પગારની રજા વગેરેનો લાભ અપાવી પ્રોત્સાહિત કર્યા. એમના વિદ્યાકાર્યમાં સતત રમમાણ જ રહેતા. અમારાથી

એ એક દશકો આગળ. એ ઉમાશંકર અને અનંતરાયના સફળ અનુગામી. સાક્ષરોની એ પેઢી આથમી રહી છે. તેમણે 'ગોવર્ધનરામ - એક અધ્યયન'થી જે વિવેચન-યાત્રા શરૂ કરી તે દર્શાવે છે કે તે ગોવર્ધનરામના 'સાક્ષરજીવન'ને આદર્શ માની ચાલતા, અને સાથે 'અધ્યાત્મજીવન'ના પણ યાત્રી હતા. ગાંધીજી અને ગીતાનો કર્મયોગ ખૂબ કર્યો. સાહિત્ય- શિક્ષણ-પત્રકારત્વ ક્ષેત્રે નોંધપાત્ર પ્રદાન કર્યું. ઉમાશંકર અને અનંતરાયની જેમ રમણલાલ તેમના વિવેચનગ્રંથમાં સાહિત્યમીમાંસાને પુરસ્કારીને વિવેચનલેખો આપતા. તેમના પર પ્રસ્તાવના અને આલોચના માટે સંખ્યાબંધ ગ્રંથો આવતા. તેમાંથી પસંદ કરીને યોગ્ય કૃતિ વિષે જ લખતા. વિવેચનમાં તે આધુનિક વિવેચકોની જેમ ઉગ્ર ને કટાક્ષયુક્ત નહોતા બનતા. તેમની આલોચના સમભાવશીલ રહેતી. કૃતિના વસ્તુની સમીક્ષા કરી સૂચનો કરતા. કૃતિનિષ્ઠ વિવેચનના આગ્રહી હતા. મને એક વાર કહ્યું હતું કે હું મોટે ભાગે ટી.એસ. એલિયટને અનુસરું છું. કૃતિ સાહિત્ય છે કે નહિ તે માટે સાહિત્યનાં ધોરણો લાગુ પાડવાનાં, પણ પ્રશિષ્ટ કૃતિ છે કે કેમ તે તપાસવા સાહિત્ય ઉપરાંત સાંસ્કૃતિક ધોરણો પણ જોવાનાં. આપણા આદ્ય-વિવેચક નવલરામની જેમ તે ગુણમધુકર-આલોચક હતા. દોષ દર્શાવી સૂચનો કરતા તે પણ મધુરતાથી. નવોદિતોને પ્રોત્સાહન આપવામાં કાકાસાહેબ જેવા ઉદાર હતા. તેમણે સર્જાતા સાહિત્યની આલોચના કરીને સર્જકોને પ્રોત્સાહન અને માર્ગદર્શન આપ્યું છે. એ સદા 'અક્ષરની આબોહવામાં' રહેતા. આજે એ ક્ષરદેહે નથી પણ અક્ષરદેહે ગુજરાતી સાહિત્ય-શિક્ષણ-જગતની આબોહવામાં અનુભવાતા રહેશે.

☆

લય અને છંદ બંને પુનરાવર્તન અને આકાંક્ષા પર આધાર રાખે છે. કાવ્યનું ચરણ-અર્ધચરણ વાંચ્યા બાદ મન બને શક્ય તેવાં આવર્તનો માટે પોતાને તૈયાર કરે છે. આ પ્રક્રિયા અસંપ્રજ્ઞાત હોય છે. મનની ઉત્તેજનાશક્તિથી આકાંક્ષામાં ફેરફાર થતો રહે છે. જુદીજુદી આકાંક્ષાઓ ભેગી ગૂંથાઈને એક મજબૂત અસર ઊભી કરે ત્યારે ઉત્કૃષ્ટ અભિવ્યક્તિ શક્ય બને છે. ગદ્યમાં શક્ય આકાંક્ષાઓની હાર ઘણી મોટી હોય, જ્યારે પદ્યમાં એનું અંતર ટૂંકું હોય છે અને ધારી અસર જન્માવવામાં વિશેષ મદદ મળે છે. આકાંક્ષા જન્માવવાની પ્રક્રિયાની તીવ્રતા અને આકાંક્ષાની ક્ષેત્રમર્યાદા એ બે બાબતો પદ્યને ગદ્યથી જુદું પાડે છે. સર્જનાત્મક સિવાયના ગદ્યના શબ્દોની ઇન્દ્રિયગ્રાહ્ય અસર ઘણી ઓછી હોય છે, જેમ જેમ ગદ્યમાં લાગણી પ્રવેશે છે તેમ તેમ શબ્દના દેહનું આકર્ષણ વધતું જાય છે. ત્રીજું પાસું તે છંદ. છંદ એ લયનું વિશિષ્ટ સ્વરૂપ છે. કાળફલક પર લયનું આવર્તન એટલે છંદ. કવિતાના લયને કેવળ છંદ સાથે જ લેવાદેવા નથી, રચનાક્રમની સાથે પણ એને સંબંધ છે; પ્રાસાનુપ્રાસ, શ્લોક યોજના અને એમ બંધાતા જતા આખી કૃતિના રચનાક્રમની સાથે, અને એથી ય વિશેષ વિચારોના, ભાવપ્રતીકોના અને છેવટે લાગણીના લય સાથે સંબંધ છે.

રમણલાલ જોશી

અમદાવાદ
માર્ચ ૨૦, ૧૯૭૬.

સૌજન્ય : 'કવિતા' (સળંગ અંક-૫૨) એપ્રિલ ૧૯૭૬

અહીંના જાણીતા દેશી ભણાવનારા વાહોશ વિદ્વાન જોશી મીરાતરામ માહેશ્વર ગઇ કાલે ગુજર્યા છે. મરનારની દેશી ભણાવવાની નિશાળ ઘણા વખતથી ચાલતી આવે છે. એવી બીજી નિશાળ જોશી છગનલાલની છે. આવા જોશીઓની શાળામાં જે જે છોકરાઓ ભણી હોંશિયાર, હાજરજવાબી નીવડેલા વખણાયેલા છે. અને દેશી નામાવટીમાં પંકાય છે તેવા ભણાવનારા હવે થોડા રહ્યા છે. તેમના જવાથી વડનગરની પ્રજાને ભારે ખોટ ગઇ છે. આવા દેશી અને સસ્તા ભણાવનારાઓને ઉત્તેજન ઘણુ જોઇએ, ને તે કોઇ રીતે ખોટું નથી.

મરનારના પુત્રો તેમના વડીલોની જેવી કીર્તિ સહ શાળાઓ ચાલુ રાખી-આ વડનગરનાં બાળકોને ભણાવી જ્ઞાન આપી ઉત્તમ કોટિનાં બનાવવા યત્ન કરી આશિષ મેળવે. પ્રભુ મરનારના આત્માને અમર શાંતિ આપો. મરનાર અહીંની મેવાડા જ્ઞાતિના વાહોશ આગેવાન હતા.

—ભીમસેન, પુસ્તક ૭-અંક ૨,<br>
સંવત ૧૯૮૩ પોષ સુદ ૬ રવિવાર,<br>
તા. ૯ જાન્યુઆરી ૧૯૨૭.

જોશી પરિવાર દ્વારા પરપરાગત રીતે વડનગર (ઉત્તર ગુજરાત)મા ગામઠી શાળા ચાલી આવતી હતી દાદા શ્રી મીરાતરામ માહેશ્વર જોશીનું અવસાન થયુ ત્યારે એ વખતની સમાચારપત્રિકા 'ભીમસેન'ના તા ૯ જાન્યુઆરી ૧૯૨૭ના અકમા આવેલી નોંધ

# વત્સલ જોશીસાહેબ

ડો. કુમારપાળ દેસાઈ

સંનિષ્ઠ વિવેચક, વિદ્યાર્થીપ્રિય અધ્યાપક અને વત્સલ મુરબ્બી જેવા ડૉ. રમણલાલ જોશી એટલે અમારા 'જોશીસાહેબ'. એમના વિદ્યાર્થી તરીકેનું એ સંબોધન એમના સાથી-અધ્યાપક તરીકે પણ જળવાઈ રહ્યું. ભાષાસાહિત્યભવનમાં અનુસ્નાતક અભ્યાસ માટે પ્રવેશ મેળવ્યો ત્યારે અમારા અધ્યાપકો હતા શ્રી ઉમાશંકર જોશી, શ્રી પ્રબોધ પંડિત અને શ્રી રમણલાલ જોશી. એ સમયે જોશીસાહેબનો એક શિક્ષક તરીકે સાવ જુદો જ અંદાજ. બેલ વાગે એટલે પોતે ઊભા થાય, કપડાં ચીવટભરી રીતે પહેર્યાં હોય છતાં જરા કપડાં બરાબર છે કે નહીં તે ચકાસે, એ પછી થોડો મસાલો લે અને ત્યારબાદ વર્ગમાં આવે. એ સમયે 'સરસ્વતીચંદ્ર' ભાગ-૪નો ઉત્તરાર્ધ ભણાવતા હતા અને એ અધ્યાપનકાર્ય સમયે ગોવર્ધનરામ પ્રત્યેની એમની ભાવના સતત પ્રગટ થતી હતી.શિક્ષક તરીકે તેઓ વિદ્યાર્થીના અભ્યાસમાં રસ લેતા. એ સમયે ભાષાસાહિત્ય ભવનના અધ્યક્ષ શ્રી ઉમાશંકરભાઈએ 'સ્વાધ્યાય'નો વર્ગ શરૂ કરેલો. એમાં વિદ્યાર્થીને સાહિત્ય-વિવેચનનાં પુસ્તકો આપવામાં આવે અને એ વિદ્યાર્થી એમાંથી એકાદ લેખ પસંદ કરી એ વિશે પોતાની નોંધ કે સમીક્ષા લખે. જોશીસાહેબ એ બધું જ લખાણ બરાબર જોતા અને એ વાંચ્યા પછી નીચે પોતાની સહી કરતા અને તારીખ લખવાનું ક્યારેય ચૂકે નહીં.

એ પછી ભાષા સાહિત્ય ભવનમાં વ્યાખ્યાતા તરીકે જોડાયો ત્યારે પહેલે દિવસે જોશીસાહેબે બોલાવીને શુભેચ્છા આપી હતી અને સાથોસાથ શ્રી માતાજીની છબી આપી હતી. એમના જીવનમાં સતત બાહ્ય અને આંતર વચ્ચેનું દ્વંદ્વ જોવા મળ્યું. એક બાજુ શ્રી અરવિંદ અને શ્રી માતાજી પાસેથી સંપાદિત અધ્યાત્મ અને બીજી બાજુ આસપાસ ચાલતી દુનિયાદારી. એમના જીવનના કેટલાક પ્રસંગોએ એમના આ અધ્યાત્મનો સ્પર્શ જોવા મળતો. એમનાં પત્ની ભગવતીબહેનના અવસાન પછી એમને મળવા ગયો, ત્યારે ભગવતીબહેનના વહાલસોયા સ્વભાવની વાત નીકળતાં રમણભાઈની આંખો ભીની થઈ ગઈ હતી અને મૃત્યુ અંગે આધ્યાત્મિક વલણથી વાત કરી હતી.

રમણભાઈ ભારોભાર કુટુંબવત્સલ. એમના પુત્ર રોહિત અંગે એમને સતત ચિંતા સેવતા જોયા હતા. એને કોઈ સારી જગાએ નોકરી મળે તે માટે મારી સાથે એક બેંકના ચેરમેનને મળવા તેઓ આવ્યા હતા અને એ ચેરમેનને પણ ભારપૂર્વક આ કામ કરવાનું કહ્યું હતું.

એ યુનિવર્સિટીમાં ચૂંટણીમાં ઊભા હોય તો પૂરેપુરી મહેનત કરે. રિક્ષામાં ઘેર ઘેર જઈ આવે અને મત પાકો કરે. માત્ર પોતાને માટે જ નહીં, બલ્કે પોતાના વિદ્યાર્થીઓ માટે પણ એટલી જ ચીવટ રાખે. એમના વિદ્યાર્થીનો વાય-વા હોય તો વિદ્યાર્થી કરતાં તેઓ વધુ ચિંતા સેવતા. વાય-વા માટે આવતા રેફરીની સાથે સમય નક્કી કરતા. એમની સાથે જતા અને વિદ્યાર્થીને પીએચ.ડી.ની પદવી મળે ત્યાં સુધી એ કામની પૂરી કાળજી લેતા. કાળજી એ એમનો સ્વભાવ હતો. કોઈ પરિસંવાદનું આયોજન હોય કે 'ઉદ્દેશ'નું તંત્રીકાર્ય હોય - બધાંમાં એમની કાર્યનિષ્ઠા પ્રગટ થતી હતી. પ્રત્યેક લેખની બરાબર જાળવણી કરે અને લેખકને પણ એની નકલ મળે તેનો પૂરો ખ્યાલ રાખે.

અધ્યાપક તરીકે તેઓ વક્તવ્ય આપતા હોય ત્યારે ઉમાશંકરભાઈ સાથેના એમના અંગત અનુભવોની મોકળાશથી વાત કરતા. એમ પણ કહેવાતું કે એમનું કોઈ પણ વક્તવ્ય ઉમાશંકર જોશીના ઉલ્લેખ વિનાનું ન હોય. 'ઉદ્દેશ' એ એમનું

ઉમાશંકરભાઈને કરેલું સાહિત્યતર્પણ. પશ્ચિમના વિવેચકો અને તેમાં ય મેથ્યુ આર્નોલ્ડ અને ટી.એસ.એલિયટ એમની પહેલી પસંદગી પામે. એમને પ્રો. અનંતરાય રાવળ સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો ત્યારે ટેલિવિઝનના સભ્યોએ કહ્યું કે અમારે જલદી જવું છે તો તમે પહેલાં મુલાકાત આપી દો. કાર્યક્રમનો પ્રારંભ થઈ ગયો હતો, તેમ છતાં શ્રી રમણભાઈએ સહેજ બહાર જઈને મુલાકાત આપી. પાછા આવીને કાર્યક્રમમાં ઓતપ્રોત બની ગયા.

વિવેચન વિશેનાં એમનાં વક્તવ્યો ઘણાં રસપ્રદ બની રહેતાં. શુષ્ક લાગતા વિષયને પણ રસપ્રદ બનાવવાની એમની પાસે કળા હતી. ભારતીય અને પાશ્ચાત્ય કાવ્યસિદ્ધાંતોની ઊંડી સમજ ધરાવતા આ વિવેચકની પાંચ દાયકાની યાત્રા સ્મરણીય બની રહી અને એની સાથોસાથ સ્મરણીય છે એમનો અવાજ. તેઓ જ્યારે ફોન કરે ત્યારે નામ આપવાને બદલે સીધું પૂછતા, "ક્યાં છે મારો વિદ્યાર્થી ?" અને આ જ એમની ઓળખ બની જતી !

★



શ્રી અનતરાય રાવળ વિવેચન એવોર્ડ સ્વીકારતા (તા. ૪ એપ્રિલ ૧૯૯૩)




શ્રી અનતરાય મ. રાવળ સ્મારક સમિતિના ઉપક્રમે સ્મૃતિ વ્યાખ્યાન આપતા તસવીરમા શ્રી યશવત શુક્લ, શ્રી ચદ્રકાત શેઠ તથા અન્ય સાહિત્યકારો જણાય છે

કિશોરસિંહ સોલંકી

પ્રબોધનો તા. ૧૦-૯-૦૬ની મોડી સાંજે ફોન આવ્યો. પિતાશ્રી આપણી વચ્ચે હવે નથી. ૨૦૦૬ની સાલમાંથી સીધા જ પહોંચી જવાયું ૧૯૭૪-૭૫ની સાલનાં એ વર્ષોમાં... દર વર્ષે એક નવું વરસ આપણા બારણામાં દાખલ થાય છે અને તરત જ બાર મહિના પછી પાછલા બારણેથી બહાર નીકળી જાય છે, બાકી રહે છે સમયનો ખડકલો ! પ્રબોધ સેન્ટ ઝેવીયર્સનો અંગ્રેજીનો વિદ્યાર્થી અને હું એલ.ડી. આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીનો. પણ કવિતાએ અમને વહેલા ભેગા કરેલા અમે અવારનવાર કુમારની બુધસભામાં કે એચ.કે. આર્ટ્સ પાસેની હરિભાઈની લારી પર ભેગા થઈ જતા અને કવિતાની વાતો કરતા ! આટલો અમારો પરિચય ! પણ હું એમ.એ.માં આવ્યો ત્યારે અમારા ગુજરાતીના અધ્યાપકોમાં સ્વ. અનંતરાય રાવળ સા., સ્વ. રમણલાલ જોશી સા. અને સ્વ. અનિરુદ્ધભાઈ બ્રહ્મભટ્ટ ! ત્યારે એક વિદ્યાર્થી - અધ્યાપકના નાતે જોશીસાહેબ સાથે અમારો જુદો સંબંધ બંધાયો.

જ્યારથી મેં જોશી સાહેબને જોયા હતા ત્યારથી તે ગયા ત્યાં સુધી એમની જે પોષાક પદ્ધતિ હતી એમાં કોઈ ઝાઝો ફરક પડ્યો નહોતો. એ જ ઝભ્ભો, કાળી બંડી અને ધોતિયું. નખશિખ ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ જ લાગે. અમે ક્લાસમાં બેઠા હોઈએ, અને તેઓ 'સરસ્વતીચંદ્ર' ભાગ-૪ ભણાવતા હોય એ દશ્ય એવું ને એવું તાજું છે. ગોવર્ધનરામ ત્રિપાઠીની યશસ્વી નવલકથા 'સરસ્વતીચંદ્ર' એમનો પ્રિય અને મુખ્ય વિષય ! એમાં એમણે ઘણું કામ કરેલું. એટલે અમે વિદ્યાર્થીઓ અંદરોઅંદર કહેતા પણ ખરા કે, હવે સરસ્વતીચંદ્રનો પિરીયડ છે, ચૂકવાનો નથી. તો વળી કોઈ જોશી સાહેબને આવતા જોઈને ટીખળ પણ કરતું કે, 'જુઓ, સરસ્વતીચંદ્ર આવે છે.'

એમનો વિદ્યાર્થી-પ્રેમ અદ્ભુત હતો. જો કે, દરેક અધ્યાપકને વર્ગમાંથી પોતાના અને બીજા એવા વિદ્યાર્થીઓના બે ભાગ હોય છે. પણ આ તો યુનિવર્સિટીનું ભાષાભવન ! માણસના સ્વભાવ પ્રમાણે વ્હાલાં-દવલાંની નીતિ તો ઉઘાડે છોગ ચાલે પણ એમાં વિશાળ હૃદયના જે અધ્યાપકો હતા એમના મનમાં એવો કોઈ ભાવ જોવા મળતો નહોતો. પોતાના અને બીજા વિદ્યાર્થી એવો કોઈ પણ પ્રકારનો ભેદ જોશી સાહેબ પાસે નહોતો. જે કેટલાક તેજસ્વી વિદ્યાર્થીઓ હતા, એમને જુદી-જુદી કૉલેજોમાં ગોઠવવા માટે, અગવડ વેઠીને પણ દૂર હોય છતાંય જાય, અને વિદ્યાર્થીમાંથી અધ્યાપકનું સ્વરૂપ ઘડે ! આજે જ્યાં હાથ નાખો ત્યાં જોશી સાહેબના સ્નેહને કારણે થયેલા ઘણા અધ્યાપકો મળી રહે.

એમ.એ.માં અમારું એક ગ્રુપ બની ગયું હતું. એમાંય મારા અને પ્રબોધ વચ્ચેના બધા અંતરાયો ઓગળી ગયા હતા. હું ૨, અચલાયતનમાં જાઉં તો જાતે જ નાસ્તો લઈ લઉં એવા સંબંધો હતા. મમ્મીએ ક્યારેય મને પ્રબોધથી ઓછો આંક્યો નહોતો. ત્યારે હું વિજય ચાર રસ્તાની પાછળની સોસાયટીમાં કવિશ્રી માણેકભાઈ પટેલના બંગલામાં ભાડેથી રહેતો હતો. અમે મિત્રો સાથે સાંજે કામેશ્વર મહાદેવ તરફ ફરવા જતા હોઈએ ત્યારે મમ્મી બહાર હીંચકે ઝૂલતાં પ્રબોધને બૂમ પાડે : અલ્યા... જો લયલા-મજનૂ જાય છે... અને ગિરાને બોલાવે અને ચા-નાસ્તાની ઑફર કરે. ક્યારેક જોશી સાહેબ મમ્મીને ટપારે પણ ખરા : 'છોકરાં છે, આનંદ કરતાં હોય એમાં તારે વચ્ચે આવવાની શી જરૂર છે ?' પણ જે દિવસે મમ્મી હીંચકા પર ન હોય,

ત્યારે એ હીંચકો ખાલી ખાલી લાગતો !

હું મોડાસાથી ફાજલ થયો ત્યારે મહુધામાં મારો ઈન્ટરવ્યૂ હતો ! મેં જોશીસાહેબને આ બાબતમા કહી રાખ્યું હતું, તેથી તેઓ આવી શકે એમ નહોતા છતાંય ખાસ મહુધા ઈન્ટરવ્યુ લેવા માટે આવેલા. મેં એમનો આભાર માનેલો ત્યારે એમણે કહેલું કે, હું પ્રબોધ માટે કંઈ કરું તો એમાં આભાર હોય ? એવો પુત્ર-પ્રેમ છલકાતો એમની આંખોમાં - વિદ્યાર્થીઓ માટે.

ત્યારે તો દાદા પણ જીવતા હતા. ભાષા ભવનના એક અધ્યાપક પોતાના વૃદ્ધ પિતાની જે સેવા કરતા એ દશ્યો તો મારી આંખોમાં આજે પણ રમે છે. ક્યારેક હું કે પ્રબોધ એ જે કામ દાદા માટે કરતા હોય, એ કરવા માટે તૈયારી દર્શાવીએ તો ઘસીને ના પાડી દે. એમનો પિતૃપ્રેમ આંખમાં ઝળઝળિયાં લાવી દે એવો હતો. એમાંય વડનગરના પરિવેશની ઘણી વાતો જોશી સાહેબ મોકળા મને કહેતા. વળી, ભાષા ભવનમાં ઉમાશંકર જોશીના સાનિધ્યમાં રહેવા, જ્યાં વધારે પગાર મળતો હતો તે જગ્યા છોડીને કેવી રીતે આવ્યા એ વાત સાંભળતાં શુદ્ધ વિદ્યા-નિષ્ઠાની અમને પ્રેરણા મળતી.

એક વખત જોશી સાહેબ ખૂબ બીમાર થયા. પ્રબોધ યુનિ. લાયબ્રેરી તરફથી મારતી સાયકલે જઈ રહ્યો હતો અને મે બૂમ પાડી. એ અટક્યો અને કહ્યું : 'પપ્પાને સખત તાવ છે.' હું પણ એની પાછળ બેસી ગયો. ખરેખર તાવની માત્રા વધારે હતી. ડોક્ટર આવીને ગયા હતા. અમે પાણીનાં પોતાં માથે-કપાળે મૂકતા હતા. એમને થોડી રાહત હતી ! પણ પગ ખૂબ જ તૂટતા હતા. પ્રબોધ અને હું પગ દબાવવા લાગ્યા ત્યારે એમણે હળવેથી કહ્યું : 'કિશોર તું રહેવા દે.' ત્યારે મેં કહ્યું કે, 'તમે પ્રબોધને કેમ ના ન પાડી ?' એ મારી વાતને સમજી ગયા. અને આંખો બંધ કરીને સૂઈ રહ્યા.

અમે નવનિર્માણ ચળવળ વખતે ઘણા મિત્રો પ્રબોધના ઘેર મળતા. જોશી સાહેબ અમને ટપાર્યા કરે અને યોગ્ય માર્ગદર્શન પણ આપે. મોડી રાત સુધી અમારો ઝમેલો રહ્યા કરે. પણ એમણે ક્યારેય અમને એક શબ્દ પણ કહ્યો નથી. કદાચ એમના કામમાં-વાંચનમાં ખલેલ પડી હોય, તોય બોલ્યા-ચાલ્યા વિના પોતાનું કામ કર્યા કરતા.

ક્યારેક બોલાવીને વાંચવા માટે નવું પુસ્તક આપે : 'સંભાળીને રાખજે.' ક્યારેક ન સમજાતો મુદ્દો હોય તો એમની સામે બેસીને એમને સાંભળ્યા કરવાનો અનહદ આનંદ. જ્યારે દાદા ગુજરી ગયા ત્યારે દાદા વિશે પ્રબોધે એક કાવ્ય લખ્યું હતું અને તે 'કવિતા'માં પ્રગટ થયું હતું. એ 'કવિતા'મેં જ્યારે જોશી સાહેબને બતાવી ત્યારે તે વાંચીને એક ક્ષણ માટે તો મૌન બની ગયા હતા. જાણે એક ન કળી શકાય એવો અવકાશ ચોમેર વિસ્તરી રહ્યો ન હોય !

કવિશ્રી રમેશ પારેખનું અવસાન થયું ત્યારે મેં 'રમેશ પારેખની કવિતામાં ગ્રામજીવનનું નિરૂપણ' એ લેખ 'ઉદ્દેશ' માટે મારા ક્લાર્ક જોડે મોકલી આપેલો. બીજા દિવસે જોશી સાહેબનો ફોન આવ્યો : 'કેમ...તારાથી આવી શકાતું નથી ?', 'હું જરૂરથી આવીશ સાહેબ.' થોડીક ઔપચારિક વાતો કરી પછી એમણે કહ્યું : 'તારો લેખ દીર્ઘ છે પણ સરસ થયો છે.' 'ઉદ્દેશ'ના ઑગસ્ટ-૨૦૦૬માં એ લેખ છપાયો ત્યારે એમની તંદુરસ્તી સારી નહોતી. એમના ત્યાં જે બેન કામ કરતાં હતાં એનો ફોન આવ્યો અને મારું બદલાયેલું સરનામુ લીધું. સાહેબે બેન પાસેથી ફોન લઈને કહ્યું, "સરનામું બદલાવે છે તે કહેતો પણ નથી ?' પુનઃ મળવાનું નક્કી થયું ત્યારે ખબર નહોતી કે તેઓ દીકરાઓ અને અમારા જેવા વિદ્યાર્થી-દીકરાઓની કાંધે બેસીને જશે. મળવાનું વચન જરૂર પાળ્યું પણ કાંધ આપવા માટે. આનો વિચાર આજે કરું છું ત્યારે જાણે જોશીસાહેબ ક્લાસમાં ભણાવે છે. એમનો એ સુસ્પષ્ટ ઘેરો અવાજ અને પારદર્શી મુખમુદ્રા ખેંચી જાય છે અપાર વાત્સલ્ય વરસતા એ વર્ગમાં... જ્યાં ક્યારેક અમને ઉમાશંકર-કથિત સ્વર્ગ મળ્યું !

★

# મિત્ર ડૉ.રમણલાલ જોશી

**ભોળાભાઈ પટેલ**

સરસ્વતીચંદ્રના બૃહત્કાય ચોથા ભાગનાં છૂટાં થવા પ્રયત્નવાન પૃષ્ઠોને લગભગ છૂટાં બે પૂઠાં વચ્ચે રાખી એમ.એ.ના વર્ગમાં ભણાવવા જતા અધ્યાપક ડૉ. રમણલાલ જોશીની છબી મારી સ્મૃતિમાં દૃઢ અંકાઈ ગઈ છે. એ છબીની સાથે ભાષા સાહિત્ય ભવનમાં સાંજના સાડાચારથી સાડા પાંચના છેલ્લા વ્યાખ્યાનમાં અન્ય ભાષાનાં વ્યાખ્યાનો લગભગ પૂરાં થઈ જવાથી માત્ર ગુજરાતીના વ્યાખ્યાનખંડમાં ગુંજતો તેમનો ઘુંટાયેલો સ્વર હજી જાણે વિલીન થયો નથી. સરસ્વતીચંદ્ર વિષે રમણભાઈ તન્મય થઈને બોલતા હોય અને પેલો એમનો સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ ટેબલપર એમ જ હોય. ગોવર્ધનરામનું સમગ્ર સાહિત્ય એમને હસ્ત-આમલકવત્. તેમાં સરસ્વતીચંદ્રનું અધ્યાપન વર્ષો નહીં, લગભગ બે દાયકા સુધી. જેમ એક વેળા શેક્સપિયરનું અધ્યાપન એટલે એસ.આર. ભટ્ટ એમ 'સરસ્વતીચંદ્ર'નું અધ્યાપન એટલે ડૉ. રમણલાલ જોશી.

રમણભાઈનું સદ્ભાગ્ય હતું કે ગોવર્ધનરામ વિષે અધ્યયન-સંશોધન કરવા - એટલે એમના વિષે મહાનિબંધ લખવા પ્રોફેસર ઉમાશંકર જોશીનું માર્ગદર્શન મળ્યું. પરંતુ એ ઉમાશંકરના માત્ર છાત્ર જ ન રહ્યા, એમના સ્વજન બની ગયા, માત્ર રમણભાઈ જ નહિ, ભગવતીબહેન સાથે એમનો સમગ્ર પરિવાર પણ. સુન્દરમ્‌ના ૧૯૫૨માં પ્રગટ કાવ્યસંગ્રહ 'યાત્રા'નું અવલોકન લખી કાવ્યપ્રેમી યુવક રમણલાલે ઉમાશંકરનું ધ્યાન ખેંચ્યું હતું. પરંતુ એ પહેલાં વડોદરા કૉલેજમાં ભણતા રમણલાલે સુન્દરમ્, ઉમાશંકર જેવા કવિઓને ગુજરાતીના છાત્રો સમક્ષ કાવ્યપાઠ - વ્યાખ્યાન માટે ઉત્સાહથી નિમંત્રી એમનો સદ્ભાવ મેળવ્યો હતો.

વડનગરના શિક્ષકપિતા જેઠાલાલ — જેમને પોતાનો મહાનિબંધ અર્પણ કર્યો છે — ના આ વિદ્યા-અભીપ્સુ પુત્રે પછી પોતાનો મહાનિબંધ ઉમાશંકર જોશીના હાથ નીચે જ કરવાનો સંકલ્પ કર્યો. તેમાં વળી એમની યુનિવર્સિટીના ગુજરાતી ભાષા સાહિત્ય ભવનમાં રિસર્ચ ફેલો તરીકેની નિમણૂકથી અનુકૂળતા પણ થઈ. એ સીધા અધ્યાપક થઈ શક્યા હોત, પણ એમણે ઉમાશંકરના છાત્ર બનવાનું પસંદ કર્યું. અમદાવાદમાં પોતાનું ઘર પણ રમણલાલે સરદાર પટેલ નગરમાં રાખ્યું, જેથી માત્ર ભવનમાં જ નહિ, ઘેર આવ્યા પછી પણ ઉમાશંકર અને વળી સ્વાધ્યાયરત નગીનદાસ પારેખ જેવા વિદ્વાનોના નૈકટ્યનો લાભ લઈ શકાય. આ બન્નેનું નિવાસસ્થાન પણ સરદાર પટેલ નગરમાં હતું. રમણલાલે સાચા અર્થમાં એમના એક અંતેવાસી તરીકે પછીનાં કેટલાંક વર્ષો ગાળ્યાં છે, એમ કહી શકાય.

ઉમાશંકર જેવા માર્ગદર્શક અને ગોવર્ધનરામ જેવો અધ્યયન-સંશોધનનો વિષય ! આ માર્ગદર્શકે રમણલાલ પાસે ઘણું ઘણું વંચાવ્યું છે; ગોવર્ધનરામના ગ્રંથો તો હોય જ, પણ એ ઉપરાંત પણ આનુષંગિક ઘણાં પુસ્તકો - અંગ્રેજીનાં પણ. આ મહાનિબંધમાં ગોવર્ધનરામના સમગ્ર સાહિત્યનું મૂલ્યાંકન કરતાં ગોવર્ધનરામ વિષે, ત્યાં સુધીમાં (લગભગ ૧૯૬૦ સુધી) લખાયેલા મહત્ત્વના વિવેચનમાંથી પણ સંશોધકને પસાર થવાનું બન્યું છે. તેમના એ મહાનિબંધમાંથી એ પ્રતિફલિત થાય છે. લગભગ બધા વિદ્વાનોના અભિપ્રાયો ટાંકી, એની પણ ચિકિત્સાપૂર્વક મૂલવણી કરતા જઈ સંશોધક રમણલાલે પોતાના અભિપ્રાયો સ્થિર કર્યા છે. 'ગોવર્ધનરામ : એક અધ્યયન'નામે ૧૯૬૩માં પ્રગટ થયેલા એ મહાનિબંધની અવતરણબહુલતા એની મર્યાદા નહિ, પણ એની એક વિશેષતા છે. અને પાંચ ખંડો અને દશ પ્રકરણોમાં વિભક્ત પોતાના આ અધ્યયન-ગ્રંથમાં તેમણે ગોવર્ધનરામની

જીવનકથાની લગોલગ એમના સંસ્કૃત, ગુજરાતી કાવ્યગ્રંથો ઉપરાંત 'સાક્ષરજીવન' 'અધ્યાત્મજીવન' આદિ ચિંતનગ્રંથોની સમીક્ષા એમના મુખ્ય ગ્રંથ 'સરસ્વતીચંદ્ર' સાથે કરી છે. સ્વાભાવિક રીતે જ સમગ્ર અધ્યયનના કેન્દ્રમાં 'સરસ્વતીચંદ્ર' હોય. રમણભાઈએ ગોવર્ધનરામનાં 'સ્ક્રેપ બુક્સ' જેવાં અંગ્રેજીમાં લખાયેલાં અપ્રગટ લખાણો પોતાની સમીક્ષામાં ગૂંથ્યાં છે.

દુરારાધ્ય નગીનદાસ પારેખે એટલે તો લખ્યું છે કે 'આપણે ત્યાં પીએચ.ડી.ની પદવી માટે કોઈ એક સાહિત્યકારને વિષય કરીને લખાયેલા મહાનિબંધોમાં આ ગ્રંથ એના ઊંચા ધોરણને કારણે ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરશે.' વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એને 'નમૂનેદાર ગ્રંથ' કહ્યો છે. ૧૯૭૮માં આ અધ્યયનગ્રંથની બીજી આવૃત્તિ પણ પ્રગટ થઈ.

આ ગ્રંથ પ્રગટ થયા પછી પણ અવારનવાર રમણલાલ જોશી ગોવર્ધનરામ વિષે લખતા રહ્યા છે. અવસાનનાં બે વર્ષ પૂર્વે એમણે ગોવર્ધનરામના અપ્રાપ્ય ગ્રંથો 'લીલાવતી જીવનકલા' અને 'દયારામનો અક્ષરદેહ' પણ સંપાદિત કર્યા, જે ગુજરાત સાહિત્ય અકાદમીએ પ્રગટ કર્યા છે. ઉપરાંત ગોવર્ધનરામ વિષે તેમણે સાહિત્ય અકાદેમી, દિલ્હીની ભારતીય સાહિત્યના નિર્માતા (Makers of Indian Literature)ની શ્રેણીમાં અંગ્રેજીમાં લઘુગ્રંથ લખ્યો છે.

અધ્યાપક રમણલાલ માત્ર સાહિત્યને વરેલા જીવ હતા અને સાહિત્યમાં પણ એમનું પ્રિય વિધા-સ્વરૂપ સાહિત્યવિવેચન હતું. વિવેચનના અનેક ગ્રંથો તેમણે આપ્યા, જેમાં 'અભીપ્સા' 'પરિમાણ' 'વિવેચનની પ્રક્રિયા' અત્યંત જાણીતા છે. 'વિવેચનની પ્રક્રિયા' માટે તેમને સાહિત્ય અકાદેમી, દિલ્હીનો એવોર્ડ પણ પ્રાપ્ત થયો. કોઈ પણ વિષય વિષે લખતાં પહેલાં એ વિષયની બાબતમાં લખાયેલાં લખાણો એક સાચા અધ્યાપકની જેમ એ જોઈ જતા. ગ્રંથ નિર્માણ બોર્ડ માટે તેમણે 'ભારતીય નવલકથા' વિષે ગ્રંથ તૈયાર કર્યો છે. એ ગ્રંથ લખાતો હતો એનો હું સાક્ષી છું. જુદી જુદી ભાષાની નવલકથાઓ પસંદ કરવી, એ વિષે કંઈ જૂજ પણ લખાયેલું હોય તે જોવું – પછી એ કૃતિમાંથી પસાર થવાનું અને એનો આસ્વાદમૂલક વિવેચનાત્મક પરિચય આપવાનું લક્ષ્ય એમણે રાખ્યું હતું.

રમણલાલ જોશીનો; પોતાની કારકિર્દીનાં આરંભિક વર્ષોમાં અને પછીય તે ઉમાશંકર જોશીના તંત્રીપદે પ્રગટ થતા 'સંસ્કૃતિ' સાથે એક અનુબંધ રહ્યો હતો. તેમના માત્ર લેખો જ તેમાં પ્રગટ થતા એમ નહિ, પણ એના તંત્રીને પણ સહાયરૂપ થવામાં તે કૃતાર્થતા માનતા. ૧૯૮૪માં 'સંસ્કૃતિ' બંધ થતાં રમણલાલે 'ઉદ્દેશ' માસિક શરૂ કર્યું અને અત્યંત નિષ્ઠાથી જીવનના અંત સુધી ચલાવ્યું. ઉમાશંકરની જેમ સુન્દરમ્ પણ એમને માટે એક આદર્શ હતા. પોતાના સામયિકનું નામ 'ઉદ્દેશ' એમણે સુન્દરમ્ તરફથી મેળવેલું. 'યાત્રા'થી પોતાની સાહિત્યિક યાત્રા શરૂ કરનાર રમણભાઈને સુન્દરમ્ સાથે એક પ્રકારનો આજીવન સંવાદ રહ્યો હતો. તેમાં તેમની શ્રી અરવિંદ અને શ્રી માતાજી પ્રત્યેની ભક્તિભાવના પણ કારણરૂપ છે. ઉત્તર જીવનમાં તેઓ શ્રીકૃષ્ણના ઉપાસક બની રહ્યા. 'ઉદ્દેશ'માં અવારનવાર કૃષ્ણચેતનાના અનુભૂત ઉદ્‌ગારો એના સંકેતરૂપ છે. ૨, અચલાયતનના એમના પહેલા માળના અભ્યાસખંડમાં શ્રીકૃષ્ણની છબીને તે પ્રત્યક્ષ રાખતા અને શ્રીકૃષ્ણ વિષયક ભક્તિપદોનું શ્રવણ કરવામાં આનંદ લેતા. ફોન પર પણ અવારનવાર એ વિષે વાત કરે.

'મિત્ર' રમણભાઈનો પ્રિય શબ્દ. દરેકને 'મિત્ર' કહીને સંબોધે. રમણભાઈ મિત્ર બોલતાં 'ત્'ને 'ર' જોડવાને બદલે 'ટ્' ને 'ર' જોડતા હોય એમ બોલે. પછી તો અમારા વર્તુળમાં 'મિટ્ર' એટલે કે 'મિત્ર' શબ્દ રમણભાઈનો જ પર્યાય બની ગયેલો.

રમણલાલ જોશીનું સમગ્ર જીવન અધ્યાપનમાં વીત્યું. કેટલા બધા છાત્રો એમના હાથ

નીચે તૈયાર થયા છે ! ભાષા સાહિત્ય ભવનમાં, જ્યારે ઉમાશંકર અધ્યક્ષ અને ગુજરાતીના પ્રોફેસર હતા, ત્યારે રમણલાલની લેક્ચરર તરીકે નિમણૂક થઈ હતી. ૧૯૬૦-૭૦ના દશકોમાં યુનિવર્સિટીના ભવનોમાં અધ્યાપક થવું, એ દુર્લભ સિદ્ધિ ગણાતી. રમણલાલની પસંદગી થઈ, એમાં ઘણાએ ઉમાશંકરનો એમના માટેનો પક્ષપાત જોયો છે, પણ ખરેખર તો તેઓ પોતાની યોગ્યતાથી એ સ્થાને નિમાયા હતા એમ કહી શકાય. એ પછી તેઓ ગુજરાતીના રીડર થયા અને પછી પ્રોફેસર અને વિભાગના અધ્યક્ષ પણ. છેલ્લે તે ભાષાસાહિત્ય ભવનના અધ્યક્ષપદે પહોંચી નિવૃત્ત થયા. અધ્યાપકની સાથે યુનિવર્સિટીના સેનેટ સિંડિકેટ આદિ વ્યવસ્થા મંડળોમાં હિસ્સેદારી કરવા તેઓ ચૂંટણીઓ પણ લડતા.

૧૯૬૯માં જ્યારે હું હિન્દી વિભાગમાં લેક્ચરર તરીકે જોડાયો, ત્યારે ભાષા સાહિત્ય ભવન એના તેજસ્વી અધ્યાપકગણથી ઉન્નત સ્થિતિએ હતું. ઉમાશંકર ત્યારે કુલપતિ હતા, અને ભાષાભવનના અધ્યક્ષ પણ. તે વખતે અંગ્રેજીમાં પ્રોફેસર ચંદ્રશેખર, હિન્દીમાં અંબાશંકર નાગર, સંસ્કૃતમાં એસ્તર સોલોમન અને તપસ્વી નાન્દી, ભાષાવિજ્ઞાનમાં હરિવલ્લભ ભાયાણી, ફારસીમાં છોટુભાઈ નાયક જેવા રાષ્ટ્રીય કક્ષાએ ખ્યાત વિદ્વાનો હતા. નવી પેઢીના અધ્યાપકોમાં રમણભાઈ અમારા સીનિયર મિત્ર ગણાય. ભાષા સાહિત્ય ભવનની ટી ક્લબ તે આ સૌ વિદ્વત્ મંડળીનું મિલન સ્થાન હતું. રમણભાઈ પહેલાં પ્રબોધ પંડિત ટી ક્લબના 'સેક્રેટરી' હતા. પણ હું જોડાયો તેનાં વર્ષો પહેલાં પ્રબોધ પંડિત પુણે અને પછી દિલ્હીની યુનિવર્સિટીમાં જોડાયેલા. રમણભાઈ પાસેથી મને ટી ક્લબનો કારભાર મળ્યો. હું તો એમની મહિને મહિનેની વ્યવસ્થિત હિસાબ-રીતિથી આશ્ચર્યચકિત. ટી ક્લબનો અમારો વ્યક્તિગત ફાળો ચાર કે પાંચ રૂપિયા હોય, પણ ૪૦-૫૦ રૂપિયાના સમગ્ર માસિક ખર્ચનાં બધાં બીલો સાથેની, બીજા અધ્યાપક પાસે ઓડિટ કરાવેલી વર્ષવાર સાચવેલી દશેક ફાઈલો એમણે મને આપી ! રમણલાલ જોશીની મરોડદાર સહી સાથેની એ ફાઈલો, પછી મેં સાચવી નહિ, અને ન તો હું એમના અનુગામી તરીકે એવી ફાઈલો રાખી શક્યો.

હું જ્યારે જોડાયો ત્યારે મારી કેબિન પહેલે માળે મુખ્ય વ્યાખ્યાનખંડને છેડે આવેલી ત્રણ કેબિનોમાંની એક હતી. ખંડ અને આ ત્રણ કેબિનો વચ્ચે લાકડાનાં પાર્ટિસન. એ ખંડ ગુજરાતી વિષયનો. અન્ય અધ્યાપકોનો અવાજ તો થોડો થોડો અમને સંભળાય. પરંતુ ડૉ. રમણલાલ જોશીનું તો આખું વ્યાખ્યાન મારી કેબિનમાં બેસીને હું ઊતારી શકું, એટલો ઊંચો એમનો અવાજ રહેતો. વિવેચનનું પ્રશ્નપત્ર ભણાવતા હોય ત્યારે ક્રોચે કે આર્નોલ્ડ કે એલિયટના સિદ્ધાન્તો ભણાવતાં એ હાઈપીચ પર પહોંચી જાય. મને કેટલાંક વાક્યો યાદ રહી ગયાં છે. એ કહેતા હોય – 'ક્રોચે તો કહે છે અને હું પણ માનું છું કે સહજાનુભૂતિ...' અથવા તો એલિયટનું 'પોએટ્રી ઇઝ નૉટ ટર્નિંગ લુઝ ઑફ ઈમોશન'ની થિયરી એ સમજાવતા હોય - તો મને પણ સમજાઈ જાય. એક વખતે આ થિયરી એ સમજાવતા હતા અને એકાએક તેમના સ્વરની પીચ બદલાઈ - 'બોલો બહેન, તમે બોલો, ટર્નિંગ લુઝ ઑફ ઈમોશન એટલે શું ? બોલો....' ફરી એ વાક્ય, ફરી એ જ વાક્ય - વર્ગમાં નીરવ શાંતિ, માત્ર એમનો સ્વર 'બોલો' સંભળાય. પણ થોડીવારમાં તો જોરથી હિબકાં સંભળાયાં. આ બધું મને માત્ર શ્રવણગોચર થતું – એટલે કુતૂહલથી કેબિનની બહાર નીકળી વર્ગખંડ પાસેથી પસાર થયો, તો એક કન્યા ઊભી હતી અને હિબકાં લઈ રહી હતી અને રમણભાઈ એને કહી રહ્યા હતા - 'બોલો બહેન, ટર્નિંગ લુઝ ઑફ ઈમોશન એટલે શું ?' આવો ગંભીર વિષય એ ભણાવતા હશે અને એ છોકરી વાતો કરતી હશે – એટલે પ્રોફેસર ખરેખર ચિઢાયા હતા. મેં મનોમન કહ્યું – એ કન્યાનું રડવું એ જ 'ટર્નિંગ લુઝ ઑફ ઈમોશન !'

અંગ્રેજીના મલયાલી પ્રોફેસર ચંદ્રશેખરને શ્રવણગોચર થયેલ રમણલાલે ઉચ્ચારેલ કેટલાક ગુજરાતી શબ્દો યાદ રહી જાય અને પછી ગમ્મતમાં પૂછે - વૉટ ઈઝ ધીસ પણ ? 'પણ' નો અર્થ શું ? તેમના વ્યાખ્યાનમાં રમણભાઈ 'પણ' બોલતાં એક મણ વજન આપતા. એમનું 'પણ' આખા ભાષાભવનમા પડઘાય. હું પ્રોફેસર ચંદ્રશેખરને કહું – 'તમે અમારી કેબિનમાં બેસો, તમને વગર પ્રયત્ને ગુજરાતી આવડી જશે.'

રમણભાઈ અચલાયતન સોસાયટીમાં રહેવા આવ્યા પછી, ભાષાભવન જતાં અમારો સગાથ થાય. હું પ્રોફેસર્સ કૉલોનીથી ચાલતો જતો હોઉં ત્યાં એકાએક એક રિક્ષા મારી પાછળ ઊભી રહી જાય – અને એક હાથ બહાર નીકળે, પછી મને કહે – 'બેસો'. જોઉં તો ઝબ્બાનાં બટન બંધ કરતા રમણલાલ. હું બેસું. થોડીવારમાં મિરામ્બિકા પાનવાળાની દુકાન આવે. રિક્ષા ઊભી રખાવે. નિરાંતે પાન બનાવડાવે. રિક્ષાવાળાને પણ પૂછે - 'તારે પાન ખાવું છે ?' પાન રમણલાલની કમજોરી હતી, પણ એમના વ્યક્તિત્વની ઓળખ હતી. એવી રીતે રિક્ષા પણ એમની કમજોરી. અચલાયતનથી ભાષાસાહિત્યભવન પગે ચાલીને જતાં માંડ ૭ મિનિટ થાય - પણ એ રિક્ષામાં જ અવરજવર કરે. ઘરના બારણામાં ઊભા રહીને જ રિક્ષાવાળાને બૂમ પાડે- પછી ભલે ઝબ્બાને બટન લગાવવાનાં બાકી હોય.

ભાષાભવનથી ઘણીવાર સાંજે પાછા જતાં અમે સાથે હોઈએ. હું એમની સાથે એ શરતે ચાલું કે ચાલતા જવું પડશે. એ હા પાડે, મારી સાથે ચાલે, ત્યાં જો કોઈ રિક્ષા દેખાઈ, તો તરત જ એમના મોંએથી સરી પડે - 'રિક્ષા...' અને પછી મને બેસાડી મારે ઘેર ઉતારી અચલાયતન જાય.

રમણભાઈની કંપની કદી નીરસ લાગી નથી. હાસ્યની છોળો ઊડે. તેમાં વળી ડૉ. હરિવલ્લભ ભાયાણી - એટલે કે ભાયાણીસાહેબ સાથે હોય, પછી તો પૂછવું જ શું ? ઉમાશંકરની ઉપસ્થિતિમાં અદબ રાખવી પડે, પણ ભાયાણી સાહેબ તો સ્વયં મુક્તમન. તેમ છતાં રમણભાઈને જ્યારે કંઈ પ્રશ્ન થાય, ત્યારે તેઓ ભાયાણી સાહેબની સલાહ લે. એમને ત્યાં હાઈલેન્ડ પાર્ક પહોંચી જાય, પછી વીમાનગર જતા. ન જવાય તો ફોન તો હાથવગો.

એમનો ફોન જો ઘરનું કોઈ સભ્ય ઉપાડે તો તેની સાથે વાત કરે. ફોન કરવામાં એ સમયની ચિંતા ન કરે. એમને કંઈ જરૂર પડે કે તરત જ ફોન. ગામ કે દૂર પરગામ. ફોન આવતાં ખબર પડે કે રમણભાઈનો છે. સામાન્ય રીતે બધા સંબોધનમાં 'હલો' એમ કહે, રમણભાઈ કહેશે 'એલાવ હું ડૉ. રમણલાલ જોશી બોલું છું...' એમનો ફોન આવ્યો હોય અને હું ન હોઉં અને મારા પત્નીએ ફોન લીધો હોય, તો કહેશે - 'મને ઓળખ્યો ?' અમારાં ઘરનાં બધા સભ્યો એમનો આગવો ફોન કૉલ ઓળખી જતાં. મારી એક પુત્રવધૂ શર્મિષ્ઠા તો ભાષાભવનમા એમની વિદ્યાર્થિની, અને મારી દીકરી મંજુ પણ એમની વિદ્યાર્થિની. મંજુ અને એમની પુત્રવધૂ મનીષા સાથે ભણતાં - એટલે એમની તો મૈત્રી હતી. શર્મિષ્ઠા તો રમણલાલ જોશીની વર્ગમાં વ્યાખ્યાન આપવાની રીતિની આબેહૂબ મિમિક્રી કરીને બધાને હસાવે. એમનાં પત્ની ભગવતીબહેન સાથે વાર્તાલાપ થાય. હીંચકે બેઠાં હોય - ત્યાંથી પસાર થતા હોઈએ તો આમંત્રણ આપે જ. ચાનો આગ્રહ થાય જ. ભગવતીબહેનના ગયા પછી, ર, અચલાયતનનો હીંચકો જ નહિ રમણભાઈ પણ સૂના પડી ગયા. ઘરનાં અવશ્ય સૌ એમની કાળજી લેતાં.

ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત સાહિત્ય અકાદમી, સાહિત્ય અકાદેમી, દિલ્હી વગેરે સાહિત્યિક સંસ્થાઓમાં રમણભાઈ સક્રિય હતા. ગુજરાત સાહિત્ય અકાદમીની શરૂઆત થઈ ત્યારથી જ તેના તેઓ ઉપાધ્યક્ષ નિમાયા હતા, અને પછી તેના અધ્યક્ષપદે પણ રહ્યા હતા. સાહિત્ય અકાદેમી, દિલ્હીની 'એન્સાઈક્લોપીડિયા ઑફ ઇન્ડિયન

લિટરેચર'ની સ્ટીયરિંગ કમિટીના સભ્ય તરીકે પણ તેમણે કાર્ય કર્યું હતું. જુદી જુદી યુનિવર્સિટીની પસંદગી સમિતિમાં તેઓ નિષ્ણાત તરીકે જતા અને ત્યાંની અભ્યાસક્રમ સમિતિમાં પણ સેવાઓ આપતા. તેઓ રાજકારણમાં કદી પડ્યા નહિ, અવશ્ય સાહિત્ય અને શિક્ષણના રાજકારણમાં એમને જીવંત રસ હતો, કારણ કે તેઓ સાહિત્ય અને શિક્ષણના જીવ હતા.

ગુજરાત સાહિત્ય અકાદમીએ તેમની દીર્ઘકાલીન સાહિત્ય-સેવાઓને અનુલક્ષીને મૂર્ધન્ય સાહિત્યકાર તરીકે ગૌરવપુરસ્કારથી સમ્માનિત કર્યા હતા. મારું એ સદ્ભાગ્ય હતું કે એ વખતે ગુજરાત સાહિત્ય અકાદમીના અધ્યક્ષ-સ્થાનેથી મારે હાથે એમને સમ્માન આપવાનો અવસર સાંપડ્યો હતો.

છેલ્લે એકવાર એમનો અચાનક ફોન આવ્યો. 'મારે નગીનદાસે અનૂદિત કરેલું પુસ્તક 'કાવ્યજિજ્ઞાસા' જોઈએ છે. મારી પાસે ઘરમાં છે, પણ મળતું નથી.' મેં કહ્યું – 'હું પહોંચાડું છું.' રમણભાઈને મળ્યે ઘણા દિવસો થયા હતા - એટલે એમને મળવાને નિમિત્તે હું જાતે જ અચલાયતનના તેમના ઘરે ગયો. અસ્વસ્થ હતા. મને થયું કે આ સ્થિતિમાં પણ વાત પોતાની તબિયતની નહિ- પુસ્તકની. મેં પુસ્તક આપ્યું. એમણે લીધું- પણ એ વધારે વાત કરવા જાણે ઈચ્છતા નહોતા. એક વખત જેમને મળતાં વાતોનો પટારો ખુલી જતો એ રમણલાલ વાત કરવાને ઈચ્છુક નહોતા. મેં એમને નમન કર્યું - એમની લઢણ પ્રમાણે એમણે માથું એક તરફ ઢાળી આંખને ઈશારે મને વિદાય આપી. હું ભારે પગલે નીચે ઊતર્યો.

☆



ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર સ્વીકારવા મંચ ઉપર જતાં શ્રી મુકુન્દ કંસારા સાથે.



ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર પ્રદાન કરતા શ્રી ભોળાભાઈ પટેલ. બાજુમાં આ જ સમારંભમાં જેમને ગૌરવ પુરસ્કાર પ્રદાન થયો તે શ્રી રઘુવીર ચૌધરી.



આ પ્રસંગે શ્રી પ્રસાદ બ્રહ્મભટ્ટ, શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી રઘુવીર ચૌધરી, શ્રી કુમારપાળ દેસાઈ, શ્રી ચંદ્રકાંત શેઠ. (તા. ૨૩ ફેબુઆરી, ૨૦૦૨)

ઉત્પલ ભાયાણી

સન ૨૦૦૦ પહેલાંનાં પાંત્રીસેક વર્ષો સુધી, નવા વર્ષની એવી કોઈ સવાર નહોતી જ્યારે અમારા મહાદેવનગર, યુનિવર્સિટી ક્વાર્ટર્સ, પ્રોફેસર્સ બંગલો, હાઈલેન્ડ પાર્ક અને છેવટે વિમાનગરના અમદાવાદના અમારા ઘરે એક રિક્ષા નિરાંતે ઊભી રહી ન હોય.. બેસતા વરસ સિવાય પણ અનેક વાર સવાર, બપોર અને રાતે ગમે ત્યારે એવી જ રીતે હકથી ઊભી રહેતી.

બાપુજીને મળવા રમણભાઈ આવે એની એ નિશાની હતી.

લેખના પ્રથમ વાચક તરીકે અથવા સાહિત્ય કે વ્યક્તિગત કોઈ પણ સમસ્યાના પરામર્શક તરીકે બાપુજીનો રમણભાઈ સાથેનો સંબંધ કેટલો પોતીકો હતો એ તો એમની વચ્ચે ચાલતા સંવાદો બીજી રૂમમાં હોઈએ તો પણ સ્પષ્ટ સંભળાય એવા અવાજોના આરોહ-અવરોહથી આવી શકતો. આવી અંગત મુલાકાતો ઉપરાંત ટેલિફોન પર પણ દીર્ઘ સંવાદો થતા જ રહેતા. 'ઉદ્દેશ' સાથે તો એમને જન્મ પહેલાંનો નાતો રહ્યો.

બાળપણથી જ એક દાદીમા સિવાય અંગત કહી શકાય એવું કોઈ કુટુંબીજન ન હોવાથી બાપુજીનું કુટુંબ સાહિત્ય-સંશોધનક્ષેત્રમાં મળેલા સમકાલીન સર્જકો-સંશોધકો, વડીલો અને વિદ્યાર્થીઓથી જ બનતું અને વિસ્તરતું રહ્યું. ૧૯૬૫માં અમદાવાદમા સ્થાયી થયા પછી અમારાં જે કુટુંબીજનો થયાં એમાં રમણભાઈ નજીકના અને છેવટ સુધી રહ્યા.

★



શ્રી હરિવલ્લભ ભાયાણી સાથે ઉત્પલના લગ્ન પ્રસંગે હળવાશની પળોમાં (૧૯૮૦)



'વિવેચનની પ્રક્રિયા'ને સાહિત્ય અકાદેમી, દિલ્હીનો પુરસ્કાર મળ્યો એ પ્રસંગે કામાણી ઓડિટોરીયમમાં
એવોર્ડ સ્વીકારતાં (તા. ૨૫ ફેબ્રુઆરી, ૧૯૮૫)



આ પ્રસંગે પ્રથમ હરોળમાં લેખકો શ્રી કેતકી દારૂવાળા (અંગ્રેજી)
અને શ્રી રઘુવીર સહાય (હિંદી) સાથે.



ડૉ. શિવરૂદ્રપ્પા (કન્નડ સાહિત્યકાર) સાથે.



આ પ્રસંગે જ્ઞાનપીઠ એવોર્ડ વિજેતા શ્રી શિવરામ કારન્થ, શ્રી કેતકી
દારૂવાળા તથા ડૉ. શિવરૂદ્રપ્પા અને અન્ય સાહિત્યકારો સાથે.

From the viewpoint of the inner nature, the individual is more receptive on his birthday from year to year, and thus it is an opportune moment to help him to *make some new progress each year*

The Mother

# Bonne Fête

# 1990

પત્રં પુષ્પં ફલં તોયં
યો મે ભક્ત્યા
પ્રયચ્છતિ
૯|૨૬

૨૨-૫-૯૦
રમણલાલ

શ્રી માતાજીના

SRI AUROBINDO ASHRAM
PONDICHERRY 605002



૬૫મા વર્ષપ્રવેશની ઉજવણી પ્રસંગે પત્ની અને બા સાથે.
(૨૨ મે, ૧૯૯૦)





એમના ૭૫મા વર્ષપ્રવેશનો પ્રસંગ
(૨૨ મે, ૨૦૦૦) પરિવાર સાથે ઉજવાયો.
પરંપરાગત બર્થ-ડે કેક કાપતાં પહેલાં સૌ
પરિવારજનોએ સમૂહમાં પંચોતેર તાળીઓથી
વધામણી આપી.
પુત્રવધૂ જયશ્રીએ આ પ્રસંગે ઘરના બગીચામાંથી
ચૂંટેલાં બે તાજાં ગુલાબ અર્પણ કરતાં કહ્યું :
એક બા તરફથી અને એક મમ્મી તરફથી.
-એ ભાવસભર ક્ષણો..



૮૦મે જન્મદિને બૃહત્ પરિવાર સાથે. (૨૨ મે, ૨૦૦૬)

# તીખા વિવેચક, મીઠા માણસ : રમણલાલ જોશી

તુષાર ભટ્ટ

સપ્ટેમ્બર ૧૦, ૨૦૦૬ના દિવસે સાહિત્યકર્મી ડૉ. રમણલાલ જોશી અક્ષર થઈ ગયા. સાહિત્યકર્મીઓ ક્ષીણ થાય છે પણ ક્ષર થતા નથી. એમનાં લખાણોમાં એ અક્ષર બની ચિરકાળ સુધી જીવે છે. આમેય રમણભાઈ વર્તમાનના માણસ હતા. લાંબી સાહિત્યયાત્રાના ભૂતકાળને એ ભંડકિયામાં તો નહોતા પૂરી દેતા પણ ભૂતકાળનો ભાર પણ દેખાડતા નહિ.

સાહિત્ય વિવેચકો ઘણા અંશે પત્રકારત્વમાં તંત્રીના જેવા હોય છે. સારું નરસું બધું જ જોવું પડે અને વાચકને ત્રણ ગળણે ગાળીને પીરસવું પડે. વિવેચક અને તંત્રીના વ્યવસાય એવા છે કે લોકો એમને માન આપે, એમનાથી ડરે, પણ એ અમિતાભ બચ્ચનની જેમ લોકપ્રિય બનવાની ખેવના કદી ન સેવી શકે.

વિવેચકોમાંય રમણલાલ જોશી સૌથી કડક આલોચક મનાયા છે. આ કારણે કેટલાક લેખકોને એમની જોડે ફાવતું ન હતું, જ્યારે બીજે છેડે વાચકોને રમણલાલની વાતમાં ઘણો દમ લાગે. રમણમાંથી ર અને મણ છૂટા પાડો તો બબ્બે મણની જોખે તેવા રમણલાલ કહેવાતા. વ્યવસાયે રમણલાલ જોશી અધ્યાપક રહ્યા અને પસંદગીથી પણ એમને અધ્યાપન વધુ પસંદ હતું.

કોઈને ગમે કે ન ગમે, નિષ્કામ મનોવૃત્તિથી રમણલાલનો ઉદ્દેશ એક જ રહ્યો, ગુજરાતી સાહિત્યમાં વિવેચનનાં નવાં પરિમાણ સ્થાપવાનો. એમને સાહિત્ય અકાદેમી, દિલ્હી અને પછી ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર એનાયત થયો, જે એમની જીવનભરની સાહિત્યસેવાના પરિપાક જેવા હતા.

અમદાવાદના નવરંગપુરામાં અચલાયતન સોસાયટીમાં બે નંબરના બંગલામાં પહેલે મજલે એક રૂમમાં રમણલાલ જોશીનું વિશ્વ સમાઈ જતું. આમ તો આખો બંગલો એમનો, પણ એવું લાગે કે કામ સિવાય રૂમની બહાર ફરકવામાં રમણલાલ માનતા ન હતા. રૂમમાં દીવાલની સામે લાકડાનું એક ટેબલ હતું. આસપાસ ભીંત પર કબાટો. બધે જ પુસ્તકો, પુસ્તકો અને પુસ્તકો. એમની બેઠકની બરાબર સામે એમના આરાધ્યદેવ કૃષ્ણનું નર્તન કરતું ચિત્ર. ટેલિફોનની ઘટડી વાગે તો રમણલાલ પરાણે પરાણે ઉઠાવે. કારણ વાતચીતમાં સમય જતો રહે. અને એમને ઘણું કામ રહેતું. કવિ ઉમાશંકર જોશીના સામયિક 'સંસ્કૃતિ'ના વિલય પછી ગુજરાતી ભાષામાં સાહિત્યિક વિવેચન અને જાણીતા, અજાણ્યા લેખકોની નવી કૃતિઓ પીરસતું 'ઉદ્દેશ' અનોખી ભાત પાડતુ સામયિક રહ્યું. દોઢ દાયકા ઉપરાંત સમયથી રમણલાલ જોશીએ લગભગ એકલે હાથે 'ઉદ્દેશ' ચલાવ્યું. નાણાકીય લાભ તો કંઈ જ નહિ અને પ્રૂફ જોવાથી માંડી તંત્રીલેખ લખવા સુધીની બધી જ જવાબદારીઓ તંત્રીના માથે. પણ ૮૦ વર્ષ પૂરાં કરી ચૂકેલા રમણલાલે એમાંથી અનોખો આનંદ મેળવ્યો અને વારતહેવારે નિતનવી ચર્ચાઓ જગાવી. 'ઉદ્દેશ'માં કંઈ છપાય તેનાથી લેખકો અને વાચકોને દુ:ખ કે મજા પડે, ગુસ્સો આવે, અદેખાઈ થાય કે આનંદ મળે, પણ કંઈક તો મળે જ.

એમનું વિવેચન માત્ર કોણે લખ્યું છે તે પર આધારિત નથી, કેવું લખાયું છે તેના પર આધારિત છે. વિવેચકની કામગીરી માટે અનિવાર્ય એવી એક લાક્ષણિકતા રમણલાલ ધરાવે છે. સુરેશ દલાલની કોઈ છેલ્લામાં છેલ્લી રચના હોય કે ત્રણ દાયકા પહેલાંના કોઈ પુસ્તકની વાત હોય, આ વૃદ્ધ માણસ યુવાનને શરમાવે તેવી ચપળતાથી ખુરશીમાંથી ઊભા થાય અને એકાદ કબાટ ખોલી એ ચોપડી બહાર લાવે. વિવેચક ઉપરાંત રમણલાલ મહાવાચક પણ રહ્યા. રૂમના એક કબાટમાં નવાં ૨૦૦-૨૫૦ પુસ્તકો હારબંધ ઊભાં રહેતાં, રમણલાલ વિવેચન માટે એમને

હાથમાં લે તેની રાહ જોઈને.

દેખીતું છે કે રમણલાલ જોશીની દુનિયામાં વિદ્યાર્થીઓ, લેખકો અને પુસ્તકો જ વસતા. બાકીની દુનિયા જાણે આ બધાના નિભાવ માટે જરૂરી અનિવાર્ય દૂષણ હોય એમ તે સહી લે. એ વાત કરે ત્યારે કોઈ પુસ્તકની વાત કરતા હોય અને પૂરેપૂરા ખીલ્યા હોય ત્યારે કોઈ પણ અડચણ ખમી શકતા નહિ. કોઈ એમને ચેક આપવા આવે અને વાતમાં ભંગાણ પડે તો રમણલાલના ચહેરા પર ગુસ્સાનું વાદળું છવાઈ જાય, છણકાથી જે કંઈ આપવાનું હોય તે લઈ, આવનારને પછીથી મળવાનું કહી વિદાય કરે. કલાક પછી આવું એમ જો કોઈ પૂછે તો એ સાક્ષાત્ દુર્વાસા થઈ જાય. બે દિવસ પછી આવજે એમ કહે. અને પછી એ વાત કરતા હોય તે શરૂ કરતાં પહેલાં કહે, હું ગુસ્સે નહોતો થયો. મને જો ખરેખર ગુસ્સો આવ્યો હોત તો મેં એને બે મહિના પછી આવવાનું કહ્યું હોત. એવું કહેવાય છે જે લખી શકે તે સર્જન કરે અને જે લખી શકતા નથી એ વિવેચન કરે. લેખકો નાના હોય કે મહાન, એકીઅવાજે વિવેચકોને ધિક્કારતા હોય છે. નવાઈની વાત તો એ છે કે જે વિવેચન પ્રવૃત્તિમાં રમણલાલ પાવરધા છે એ કરવાનું એમણે સ્વપ્ને પણ ધારેલું નહિ.

'મારા વિદ્યાર્થી દિવસોમાં મેં સભાનપણે એવું કદી વિચારેલું નહિ કે ભણીગણીને હું વિવેચક થઈશ. દરેક જુવાનને હોય છે તેમ મને સાહિત્ય વાંચવામાં ઘણો રસ હતો અને લખવાની ઇચ્છા પણ થતી. યુવાનીમાં મેં થોડી કવિતા પણ લખેલી અને રામનારાયણ પાઠક અને વિશ્વનાથ ભટ્ટ જેવા ધુરંધરોને જોવા માટે મોકલવાની હિંમત કરેલી. સાથે સાથે મેં મારી કવિતા વિશે ટૂંકી નોંધો પણ મોકલાવેલી. એ બેની પ્રતિક્રિયા એવી હતી કે બીજા લોકોના સર્જનને માણવામાં મારી શક્તિ અને બુદ્ધિ વધારે ચાલશે. તમે નહિ માનો મેં થોડી ટૂંકી વાર્તાઓ પણ લખી જોયેલી. જોગાનુજોગ મોહનલાલ દવેએ એમના 'જીવનપ્રકાશ' માસિકમાં મને સાહિત્યનો વિભાગ સંભાળવા કહ્યું. આ સામયિક તે વખતે રાણપુરથી પ્રસિદ્ધ થતું અને અહીં જ મેં સાહિત્ય વિવેચનની શરૂઆત કરી.'

રમણલાલ જોશીનો જન્મ ઉત્તર ગુજરાત વિજાપુર તાલુકાના હિરપુરા ગામે મે ૨૨, ૧૯૨૬ના રોજ થયેલો. એમનું વતન વડનગર અને પ્રાથમિક શિક્ષણ એમણે વડનગરમાં, માધ્યમિક શિક્ષણ પિલવાઈ અને કૉલેજ શિક્ષણ વડોદરામાં લઈને ૧૯૫૪માં એમ.એ.ની પદવી મેળવેલી. ૧૯૬૨માં એમને પીએચ.ડી.ની પદવી એનાયત થયેલી. ૧૯૫૪ થી ૫૯ સુધી ગુજરાત યુનિવર્સિટીના ભાષા ભવનમાં રિસર્ચ ફેલો તરીકે કામ કર્યા પછી એ ૧૯૫૯ થી ૬૨ સુધી અમદાવાદની એચ.એ. આર્ટ્સ કૉલેજમાં વ્યાખ્યાતા તરીકે કામ કરતા. પછી યુનિવર્સિટીના ભાષા ભવનમાં ગયા અને ત્યાં રીડર અને પ્રોફેસર બની ૧૯૮૬માં નિવૃત્ત થયા.

વિશાળ વાચનને કારણે શિષ્ટ સાહિત્યમાં રમણલાલને ઘણો રસ પડ્યો. 'કૉલેજમાં હતો ત્યારે હું સાહિત્યમંડળનો મંત્રી તો હતો, પણ કૉલેજ મેગેઝિનનો સંપાદક પણ હતો. એક વખત કાકાસાહેબ કાલેલકરનું ભાષણ હતું અને ભાષણ સાંભળવામાં હું એટલો તલ્લીન હતો કે કોઈ મારા ખિસ્સામાંથી પિતાએ મોકલેલા આખા મહિનાની ખર્ચીના પૈસા ચોરી ગયું તેની મને ખબર જ ન રહી' ૧૯૫૧માં કવિ સુંદરમ્ ઉત્તર ગુજરાતની મુસાફરીએ આવ્યા હતા. 'હું સુંદરમ્‌ની સાથે ફર્યો અને 'યાત્રા'ની કવિતાઓ વિશે લંબાણપૂર્વક ચર્ચા કરેલી. વડનગર ગયા પછી યાત્રાની કવિતાઓ વિશે મેં એક લેખ લખ્યો અને ઉમાશંકર જોશીને એમના 'સંસ્કૃતિ' સામયિક માટે ખચકાતાં ખચકાતાં મોકલ્યો. મને ખંચકાટ એટલા માટે હતો કે મેં હજુ એમ.એ. કર્યું નહોતું. સંસ્કૃતિના ઑગસ્ટ, ૧૯૫૩ના અંકમાં આ લેખ છપાયો અને બીજે વર્ષે હું રિસર્ચ એસોસિએટ તરીકે ઉમાશંકર સાથે કામ કરવા જોડાયો.'

રમણલાલે ગોવર્ધનરામ ત્રિપાઠી પર

પીએચ.ડી. થિસિસ કરી. ૧૯૬૩માં આ થિસિસ રમણલાલના પ્રથમ પુસ્તક તરીકે બહાર આવી. અધ્યાપન ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત સાહિત્ય અકાદમી અને વિશ્વ ગુર્જરી જેવી સંસ્થાઓ સાથે એ સંકળાયેલા રહ્યા. દિલ્હીની સાહિત્ય અકાદમી તરફથી પ્રકાશિત એન્સાઈક્લોપીડિયા ઓફ ઇન્ડિયન લિટરેચરના પાંચેય ભાગો માટે તેમણે ગુજરાતી ભાષાના કન્વીનર તરીકે કામ કર્યું. એમની સતત સ્વાધ્યાય પ્રવૃત્તિ અને પ્રકૃતિના કારણે લેખનકાર્ય અવિરત ચાલતું રહ્યું અને ચાલીસેક જેટલાં પ્રકાશનો એમની પાસેથી આવ્યાં હશે. એમનું મુખ્ય પ્રદાન વિવેચન, સંશોધન અને સામયિક સંપાદન ક્ષેત્રે છે. રમણલાલ સર્જાતા સાહિત્ય સાથે સપર્કમાં રહેનારા અને નિર્ભીક રીતે અભિપ્રાય પ્રગટ કરનારા આંગળીના વેઢે ગણાય તેવા અભ્યાસીઓમાંના એક રહ્યા. સર્જાતું બધું જ ગુણવત્તાવાળું ન પણ હોય, પણ વાંચવુ તો પડે અને જે કંઈ થોડું ઘણુ ઉત્તમ ગણાય તેને પોખવુ પણ પડે તેવી તેમની માન્યતા હતી.

ચાલીસેક વર્ષથી એ લખતા રહ્યા, પણ નિવૃત્તિનું નામ સરખું ન લીધું. યુનિવર્સિટીમાથી ફારેગ થયા પછી એમણે પોતાનો મોટા ભાગનો સમય 'ઉદ્દેશ' પાછળ ગાળ્યો. યશવંત દોશી, જે પોતે પણ લેખક અને વિવેચક હતા એમણે એક વાર કહેલું 'ઉદ્દેશ'એ જૂની અને નવી પ્રતિભાઓને, જાણ અને અજાણ લેખકોને એક અનોખું પ્લેટફૉર્મ પૂરું પાડ્યુ છે. 'ઉદ્દેશ' લોકભોગ્ય પ્રકાશન નથી, પણ એના તંત્રી પોતે જ કહે છે કે આ સામયિકનો ઉદ્દેશ સાહિત્યકારોને અને સાહિત્યિક પ્રવૃત્તિમાં રસ લેનારાઓને એક વિશિષ્ટ વાચનસામગ્રી પૂરી પાડવાનો છે.

રમણલાલનો પોતાનો વિવેચનનો અભિગમ એવો રહ્યો કે તેઓ નવી પ્રતિભાને આવકારે, પણ પરંપરાગત અતિશયોક્તિથી દૂર જનારને ટપારે પણ. એ પોતે જ કહે છે કે મારું વિવેચન લેખકને મસકો મારવા કે એને ઉતારી પાડવા નથી. મારો હેતુ વાચકને એક એવું વિવેચન પૂરું પાડવાનો છે, જે એને, પોતે શું વાંચવું કે ન વાંચવું તે નક્કી કરવામાં મદદ કરે. વિવેચક એટલું તો જરૂર કરી શકે કે એવું વાતાવરણ સર્જાય, જેમાં સારા સર્જનને ઉત્તેજન મળે.

જે સાહિત્યકારો શિક્ષક પણ હોય છે તે પોતાના વિદ્યાર્થીઓમાં પણ જીવતા રહે છે. રમણભાઈ આમ તો પોતાની પાછળ ચાર પુત્રો મૂકી ગયા છે પણ એ સંતાનો કરતાં પણ મોટી સંખ્યામાં એમનાં માનસ સંતાનો જેવા વિદ્યાર્થીઓ મૂકી ગયા છે. એક બીજા જ સંદર્ભમાં સમર્થ સાહિત્યકાર, મનુભાઈ પંચોળી 'દર્શક' કહેલું કે એમણે પોતે તો સ્વર્ગસ્થતા પ્રાપ્ત થાય એવું ખાસ કર્યુ નથી પણ એમના વિદ્યાર્થીઓએ જે કર્યુ છે તે કારણે જ દેવદુતો એમને માટે સ્વર્ગના દરવાજા ખુલ્લા કરશે...

રમણભાઈ જોશી માટે પણ એમ કહી શકાય કે એમને અક્ષરત્વ પ્રાપ્ત કરવામાં એમના પોતાના સાહિત્ય સેવાના કામને લીધે તેમજ એમણે ઊભી કરેલી સાહિત્યની નવી કેડીઓ ઉપર ચાલતા એમના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ એમની સ્મૃતિને ચિરંજીવ રાખશે.

એમના એક સાહિત્ય પ્રદાનમાં ભાગીદાર બનવાનું મને પણ સાંપડ્યું હતું. દોઢેક વર્ષ પહેલા મે રમણભાઈ સાથે લગભગ છ કલાકની સ્મરણયાત્રા કરેલી જેમાં રમણભાઈએ હૈયું ઠાલવીને પોતાના વિષે, ગુજરાતી સાહિત્ય વિષે અનેક વાતો કરેલી. આ વાતચીતની વિડિયોગ્રાફી થઈ હતી. એમના અવસાન પછી આ મુલાકાતની ડીવીડી એમના કુટુંબે ગુજરાતી સાહિત્ય પરિષદને ભેટ આપી છે. આ સ્મરણયાત્રામાં માત્ર રમણભાઈની વાત નથી, ગુજરાતી સાહિત્યના વિકાસની ગાથા પણ અનાયાસે વણાઈ ગઈ છે.

એમનુ પ્રિય માનસસંતાન 'ઉદ્દેશ' હતું. અસંખ્ય વાચકોએ એવી લાગણી વ્યક્ત કરી છે કે 'ઉદ્દેશ' પ્રકટ થતું રહે એવું કાંઈક કરવું જોઈએ. આ જ ડો. રમણલાલ જોશીને સાચી શ્રદ્ધાંજલિ ગણાશે.

★

# એલાવ, હું રમણલાલ જોશી....

સુમન શાહ

છેલ્લાં પિસ્તાળીસેક વર્ષ દરમ્યાન ગુજરાતી સાહિત્યક્ષેત્રે 'ઉ.જો.' અને 'સુ.જો.' એવી 'છાવણીઓ'ની કલ્પના જન્મી, વિકસી ખાસ્સી ચગી. ત્યારથી માંડીને આજ લગી નક્કી કરાતું રહ્યું છે કે બંનેના અનુયાયીઓ સાગરીતો યોદ્ધાઓ બાતમીદારો કોણ કોણ છે. બંને અગ્રણી મુરબ્બીઓનો એમાં કશો વાંક નહોતો. કર્તૃત્વ કે નેતૃત્વ પણ નહોતું. યુદ્ધ તો હજી પણ નથી લડાયું. હાકોટા-પડકારા ઠીક ઠીક થયેલા. મારે મન એ એક ઐતિહાસિક પરિસ્થિતિ હતી : પરમ્પરાગત સાહિત્યમાં આમૂલ ક્રાન્તિ ઝંખતા વૈચારિક ભંગાણનો સમય. સાથોસાથ, વિશ્વસાહિત્ય સાથેના આવશ્યક સન્ધાનનો સમય. કોઈપણ પ્રાદેશિક સાહિત્ય માટે આવી પરિસ્થિતિ હમેશાં આવકાર્ય ગણાય. આજે એ આછરી ગઈ છે તેનું મને અંગત દુઃખ છે.

ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતી વિભાગમાં 'ઉમાશંકરનું માણસ' ગણાતા રમણલાલ જોશી તો હતા જ પણ 'સુરેશ જોષીના' કહેવાતા અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ પણ હતા. એ એક અકલ્પનીય સંયોગ હતો કે ૧૯૭૭માં હું - 'સુરેશ જોષીનો ખાસ માણસ' - એમાં ઉમેરાયો. કહો કે ઉમેરી શકાયો. એ અશક્ય અને મુશ્કેલ પ્રસંગ પાર પડ્યો તે મુખ્યત્વે જોશી સાહેબના સાહસિક સહયોગથી, વળી એમની કશીક દૂરંદેશીથી...

ત્યારથી માંડીને તેઓ રીટાયર થયા ત્યાં લગીનાં તમામ વર્ષો આજે મારી સામે રીવાઈન્ડ થઈ રહ્યાં છે. સાહિત્ય અને કેળવણી બંને ક્ષેત્રે મેં એમને ભરપૂરતાથી વ્યસ્ત જોયા છે. પરિષદ હોય અકાદમી યુનિવર્સિટી કે યુજીસી હોય - સૌમાં જોશીસાહેબ પૂરી લગનથી સંકળાયા હોય. નિવૃત્તિ પછી 'ઉદ્દેશ' શરૂ કર્યું. દેખાય 'સંસ્કૃતિ' જેવું. સારો આવકાર મળ્યો. ચીવટથી સ્થિર કર્યું. પરન્તુ છેલ્લાં વરસોમાં એમનામાં મોટો બદલાવ આવ્યો. જાહેર સાહિત્યજીવનને એમણે જાણે સ્વેચ્છાએ સંકેલી લીધું. સંસ્થાઓને છેટી કરી દીધી. લગભગ બધો સમય 'ઉદ્દેશ'ના કારોબારમાં ખરચતા હશે. રૂબરૂ મળવાનું થાય ત્યારે પણ કશો વાર્તાલાપ ન કરે. ટૂંકા પ્રશ્નોત્તરથી મુલાકાત પતી જાય. મને થતું, આમ કેમ. એક સમયે ધમધમતી વ્યક્તિને આમ ચૂપ જોવાનું ગમતું નહીં. પોતે પ્રસારેલા પરિઘનું એવું સંકુચન કયા કારણે ? સંસ્થાઓના રાજકારણે પ્રગટાવેલી નિરાશા હશે ? કશો થાક હશે ? કે પછી એનો સાર પમાયો હશે ને નવી શાન્તતાની ખોજ શરૂ થઈ હશે ? એમના એ બદલાવ વિશે પૂછવા-જાણવાની તક ન મળી તેનો મને વસવસો છે.

લગભગ દરેક મોટો ગણાયેલો જણ એમને વ્યવહારના માણસ ગણતું. જોકે સિદ્ધાન્તવાદીમાં ખપેલા એકથી વધુ ચમરબન્ધીઓને પણ મેં એમની કને દોડી આવતા જોયા છે. પેલા લટપટ કરે તો જોશીસાહેબ કરવા દે એવા વ્યવહારદક્ષ. છતાં સ્વીકારેલું કોઈનું પણ કામ કરી આપે, સાથે, પેલાને અન્ડરલાઈન પણ કરાવે એવા ચોક્કસ. જો કે પોતાનું કામ પત્યે એમને વિશે નઠારું બોલનારા દમ્ભી ધોરણવાદીઓને પણ મેં નોંધ્યા છે. આ સંદર્ભમાં મેં ચારેક પ્રકારના સાહિત્યકારો જોયા છે : આપે, માગે નહીં. માગે, આપે નહીં. માગે પણ નહીં આપે પણ નહીં. અને, આપે પણ ખરા માગે પણ ખરા. જોશીસાહેબ ચોથા પ્રકારમાં આવે. હવે, સાહિત્યમાં આપવા-લેવાનું તો શું છે ? ધન-દોલત તો છે નહીં. માગે તો લેખક પોતાના લખાણનાં વખાણ માગે. મજબૂત બાંધાનો હોય તો સાચો પ્રતિભાવ માગે. વાંચ્યું જ હોય, સારુંય લાગ્યું હોય, તોય મોંનું તાળું

નહીં ખોલનારા મોભીઓ ત્યારે પણ હતા. આજે વધ્યા છે. પ્રત્યેક નવોદિત પ્રવેશ કે સ્વીકૃતિ માગે. ઇચ્છે કે પોતે અવલોકાય. નીવડેલા ચાહે પદપ્રાપ્તિ કે ઈનામ-અકરામ. કોલેજો-યુનિવર્સિટીઓમાં વ્યક્તિ પોતાનો અધિકાર માગે. હવે આ બધું જો આદર્શ ધોરણોથી ચાલતું હોય તો તો જોઈએ જ શું ? કોઈ માગે જ શું કરવા ? ખાટલે ખોડ એ છે કે સરખું નથી ચાલ્યું. સતત તારામારાવાળી ચાલી છે. ધોરણોની ઐસીતૈસી થઈ છે. એવા વાતાવરણ વચ્ચે રમણલાલ જોશીને વ્યવહારના કહેવા ને જાતને ઊંચા આદર્શવાદીમાં ખપાવવી એ જેટલું હાસ્યાસ્પદ છે એટલું જ વરવું પણ છે...

દુનિયાદારી એમ કહે છે કે વ્યવહારના માણસો ઝટ પરખાય એવા સરળ નથી હોતા, જ્યારે જોશીસાહેબને અનેકોએ સરળ અને સીધા અનુભવ્યા છે. બધું છતાં સૌને તેઓ પ્રેમાળ લાગ્યા છે. એમના વ્યક્તિત્વમાં કુમાશ હતી, તોછડાઈ નહીં. ભલમનસાઈના માણસ. સામાવાળો મિત્રાચારી વીસરી જાય એ એમને ગમે નહીં. પણ જો સામાવાળાની ફરિયાદ સાચી હોય તો અફસોસ પણ એટલો જ કરે. દિલસોજી દાખવીને રહે. પોતાની ભૂલો પરખાતાં એકરાર કરવામાં વિલમ્બ નહીં. ત્યારે કશી મોટાઈ આડે ન આવે. ગુજરાતી વિભાગમાં મને લઈ શક્યા તેનો એમને બહુ સન્તોષ હતો. વાત નીકળે ત્યારે ગર્વભરી ખુશી એમના ચહેરે ચમકી ઊઠે. પણ પછીના પ્રસંગે ઘણા વ્યથિત હતા. મને યાદ છે, ખૂબ રંજ કરેલો. અમે બંને યુનિવર્સિટી-ગેટ પાસેના બાંકડે બેઠેલા. સાંજનું અન્ધારું હતું. લાચારીની એમની એ પેટછૂટી વાતથી હું દ્રવી ગયેલો. અન્યાયને વીસરી જવાનું બળ મને એ પ્રસંગથી મળવા માંડેલું. હવે તો અમુક વરસ થાય એટલે રીડર કે પ્રોફેસર યન્ત્રવત્ થઈ જવાય છે. ગુણવત્તાનું જે થતું હોય એ, ન્યાય-અન્યાય તો ટળ્યાં છે.... !

ચૂંટણીઓના માણસ. યુનિવર્સિટીનાં સત્તામંડળોમાં કે આપણી સાહિત્યસંસ્થાઓમાં ચૂંટણીઓ વ્યવહારવાદની ભૂમિકાએ જ થતી આવી છે. જોશીસાહેબ ભાગ્યે જ હાર્યા છે. છતાં ચૂંટણીના રાજકારણે એમને ઠીક ઠીક નિર્ભ્રાન્ત કરેલા. એ નિર્ભ્રાન્તિ એમના અન્તરમાં ક્રમે ક્રમે ઠરી હશે ને એણે જ એમને સંસ્થાઓથી છેટા થવાનો બોધ સંપડાવ્યો હશે...

ગુજરાતી વિભાગના અધ્યક્ષ હતા. અમારી વચ્ચે એક ચોક્કસ સદ્ભાવ-સેતુ હતો. ડિપાર્ટમેન્ટથી ઘેર જતાં પહેલાં હું હંમેશાં એમને મળીને જતો. એમ કરવું મને ગમતું. બે વિભિન્ન છેડાના અમે બે ને છતાં અમારો સહયોગ એખલાસભર્યો એ વાતે મને થોડું અચરજ રહેતું. ‘સુરેશ જોષીના માણસ’ને ‘ઉમાશંકર જોશીનો માણસ’ કેટલો બધો અવકાશ આપે છે, એમ થતું. આજે વિચારતાં લાગે છે કે એ જોશીસાહેબની વિશેષતા હતી. સમયને એમણે પારખ્યો હતો ને લાંબું વિચાર્યું હતું - ખાસ તો વિભાગનું હિત. મેં એમને, મને સૂઝેલાં અનેક સૂચનો કરેલાં ને એમણે એમાંથી વિકાસલક્ષી કાર્યક્રમો કરેલા. એ પરિસંવાદો, એ રીફ્રેશર કોર્સિસ, એ વ્યાખ્યાનો બધું યાદ આવે છે. પણ નક્કર પ્ર-ગતિ સૂચવતાં બે ઉમેરણથી વિભાગ રળિયાત થયેલો :

વિભાગમાં એમ.ફિલ. શરૂ કરવાનુ હતું. એમાં રીસર્ચ મેથડોલૉજીનું પેપર આવે. સાહેબ એ બાબતે ચિન્તિત હતા કેમકે એ અંગે ગુજરાતીમાં ઝાઝું કશું લખાયેલું નહીં. મારો મત એવો હતો કે સાહિત્યના સંશોધનની પદ્ધતિ આગવી હોવી જોઈએ. હું કદાચ મારા વિચારો સારી રીતે નહીં મૂકી શક્યો હોઉં. ગમે એમ, પણ મને તરત કહે : લખીને પુસ્તક કરી આપો. ને મેં મોનોગ્રાફ કર્યો, ‘સાહિત્યિક સંશોધન વિશે’, પુસ્તિકા વિદ્યાર્થીઓને તેમજ અધ્યાપકોને ગમી. સાહેબને ય થયું કે એ પેપરને ઉપકારક સાધન સંપડાવી શકાયું છે. એથી સંશોધનોમાં ફેર પડ્યો કે કેમ પણ એક આદર્શ તો આગળ થયો. એની ચોથી આવૃત્તિ થવાની છે.

બીજુંય આવું જ ઉમેરણ - વિભાગમાં સાહિત્યમાં આધુનિકતાનું પેપર ઉમેરાયું. યશવન્ત શુક્લ અભ્યાસ-સમિતિના અધ્યક્ષ હતા ત્યારે મુકુન્દ પરીખની લઘુનવલ 'મહાભિનિષ્ક્રમણ'ને મેં અને ટોપીવાળાએ લડી-ઝઘડીને અભ્યાસક્રમમાં દાખલ કરાવેલી. ગુજરાતી સાહિત્યના અભ્યાસક્રમમાં આધુનિકતાનો એ કદાચ પહેલો પ્રવેશ હતો. ત્યારે હું ને ટોપીવાળા પ્રિન્સિપાલ હતા. પણ ભાષાભવનમાં દાખલ થયા પછી મારી ઝંખના એ હતી કે આધુનિકતાનું એક આખું આગવું પેપર હોવું જોઈએ. સાહેબ આગળ મેં રૂપરેખા રજૂ કરી પણ આખી વાતમાં એમને દુઃસાહસ વરતાયું. કેમકે એ વિષયમાંય ગુજરાતીમાં પ્રકાશિત કશી સામગ્રી નહોતી. મેં કહેલું : પેપર હું શીખવીશ ને પુસ્તક પણ કરી આપીશ. એ સમ્મત થયા ને સમિતિ પાસે પેપર મંજૂર કરાવીને રહ્યા. મારું 'સાહિત્યમાં આધુનિકતા' પુસ્તક આવો સંદર્ભ ધરાવે છે. એની પણ હમણાં બીજી આવૃત્તિ થઈ છે.

શરૂ-શરૂમાં બધા મને પૂછતા : તમને ફાવે છે-? મારાથી સ્મિત થઈ જતું. આવાં પાયાનાં કામો કરવાનો ભરપૂર અવકાશ આપનારા અધ્યક્ષ સાથેનો એ અનોખો અનુબન્ધ હતો. કોઈને એ શી રીતે સમજાવાય ? ને સમજાવવું ય શા માટે ? હું અધ્યક્ષ થયો ત્યારે 'સાહિત્ય અને ફિલસૂફી' તથા 'સાહિત્ય અને કલામીમાંસા' જેવાં એટલાં જ અઘરાં બે પેપર ઉમેરી શકેલો તે પણ વિભાગની એવી પૂર્વકાલીન પ્રતિષ્ઠા અને પુષ્ટતાને કારણે. આ ત્રણેય પેપરનું આજે શું થયું છે કે પછી શું થવાનું છે તેની ચિન્તા જરૂર છે પણ બધી વાત હવે તો હરિને હાથ છે કેમકે મારે હાથ તો નથી....

ગુજરાત સાહિત્ય અકાદમી સ્થપાઈ ત્યારે કહેલું : હું ઇચ્છું છું કે અકાદમીનું મુખપત્ર હોય ને એના તન્ત્રી તમે હો - જમાવો ! નામ સૂચવો. મેં કહેલું, 'શબ્દસૃષ્ટિ'. ધ્યાનમન્ત્ર શું રાખીએ ? મેં કહેલું : 'શબ્દાખ્યજ્યોતિ પ્રકાશો'. આજે એ નામ ને એ ધ્યાનમન્ત્ર જોઈ ખુશ થવાય છે ને ત્યારે જોશીસાહેબનું એ સૌહાર્દ યાદ પણ આવી જાય છે. ગૌરવ-ઝંખના ખરી પણ તેમાં આપણને આમ ભાગીદાર બનાવનારી વશેકાઈ પણ ખરી. બધું ઊલટથી કરે. ધગશ ઘણી. મળીએ કે તરત પ્રસન્નતાના સમાચારો પહેલાં સંભળાવે : યુજીસીમાં આ વખતે તમે હશો, દિલ્હી આપણે જોડે જઈશું... યુપીએસસીમાં તમારું નામ સૂચવી આવ્યો છું, ના ન પાડતા... 'અક્ષરની આબોહવા'માં આ વેળા તમારે વિશે છે, વાંચ્યું ?.... આવું આવું તો ઘણું ને કંઈ કંઈ. એક રમૂજી સવાલ હમેશાં કરે : શું ચાલે છે સાહિત્યજગતમાં ? હું કહેતો : એમાં તો સાહેબ, તમે છો, મને શી ખબર, હું તો ઘરકૂકડી છું... સાંભળીને થોડા કટાક્ષ સાથે જોઈ રહેતા. એવું ઘણી વારનું યાદ છે. એક વાર પૂછેલું : તમારા 'સુરેશ જોષીથી સુરેશ જોષી' ગ્રન્થને પરિષદનું ઇનામ મળે છે, પણ અરધું- સ્વીકારશો ને ? મેં કહેલું : અરધું તો નોબેલ પણ મને સ્વીકાર્ય નહીં હોય. તરત હસી પડેલા. હાસ્યમાં લગીર ટીકાદૃષ્ટિ હતી ને મારા ઉત્તરની ખુશી. પણ્ડિતો કેવા રસિક હોય છે એ જણાવવા એક વાર કહે કે એમના એ સહકાર્યકર 'ભગવતગીતા' - એવા આવરણ હેઠળ ડી. એચ. લૉરેન્સની જગવિખ્યાત નવલકથા 'લેડી ચૅટરલીઝ લવર' રાખતા ! પેલાની 'તબિયત' આજકાલ સારી નથી લાગતી એવું જોશીસાહેબ જ્યારે પણ કહે, ત્યારે વિધાન શારીરિક તબિયતને વિશેનું તો ન જ હોય.

રમણલાલ જોશી નામ ગુજરાતી સાહિત્યના બે મહાન સાહિત્યકારો સાથે સંકળાયેલું છે : એક તો ગોવર્ધનરામ સાથે. ગોવર્ધનરામ એમના શોધનિબન્ધનો વિષય ઉપરાન્ત કારકિર્દીભરનો ગમતો વિષય. એમના શોધગ્રન્થ ઉપરાન્ત 'ગોવર્ધન પ્રતિભા' કે 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' ગોવર્ધનરામના ભાવી અભ્યાસી માટે ઉપકારક ગ્રન્થો છે. બીજા મોટા સાહિત્યકાર સાથે તે ઉમાશંકર જોશી સાથે.

એમના પીએચ.ડી.ના માર્ગદર્શક તો ખરા જ બીજી અનેક બાબતોમાંય માર્ગદર્શક. ગોવર્ધનદર્શન અને ઉમાશંકરસન્નિધિથી જોશીસાહેબની સાહિત્યસમજ ઘડાઈ છે. જોશીસાહેબ જીવન ખાતર કલા નામની પણ્ડિતયુગીન વિભાવનાના અનેક અનુયાયીઓમાંના એક લાગે છે તેનું મુખ્ય કારણ પણ એ જ છે. જોકે એવા અનુયાયીઓમાં રમણલાલ જોશી જ એક એવું નામ જેમણે 'કલા ખાતર કલા' નામની સામા છેડાની વિભાવનાને અનુસરતા આપણા અનેક આધુનિકોને સવિશેષ ભાવે માણ્યા હતા, પોંખ્યા હતા. આપણા આધુનિક સાહિત્ય અંગેનો એમનો અભિપ્રાય નિષ્પક્ષપાતી હતો, સમજની ભૂમિકાનો હતો. એમનું સમ્પાદનકાર્ય 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'થી વધારે સ્મરણીય રહેવાનું છે. એમાં મારે નિરંજન ભગત વિશે લખવું ને સુરેશ જોષી વિશે નહીં એવું એમનું મન્તવ્ય હતું. પછી એટલે મેં 'નિરંજન ભગત' પુસ્તક લખી આપ્યું. આધુનિક આધુનિકમાં કેવાક ફર્ક હોય છે ને કોણ કોને કેટલો ન્યાય આપી શકે એમ છે વગેરે ભૂમિકાઓને તેઓ જાણતા હતા. વ્યવહારની ખાંચકૂંચો જાણતા તેમ શાસ્ત્રની ય જાણતા.

વરસોના સહવાસે કરીને અમારા સમ્બન્ધમાં સમીક્ષાની તકો પણ પ્રગટેલી. કોઈ વર્ષે ટાઈમટેબલમાં અમારા વર્ગો એક જ સમયે ગોઠવાયેલા. હું પાર્ટ-વન-માં હોઉં ને એઓ પાર્ટ-ટુ-માં. વ્યાખ્યાન હમેશાં મોટા અવાજે જ કરે એટલે લાભ અસીમ બની જાય. મારી બાજુના જ વર્ગમાં એમનું વ્યાખ્યાન ચાલતું હોય. મારા વિદ્યાર્થીઓ એમને ય સાંભળી શકે તે માટે મારાં બે વાક્યો વચ્ચે હું વધારે અટકતો. મેં કહ્યું. તો કહે, હવેથી ધ્યાન રાખીશ. એમની વાતોમાં, ભાષણોમાં કે લેખોમાં ઉમાશંકરના ઉલ્લેખો બહુ આવે. મેં ચેક કરવા કહેલું : સારું નથી લાગતું, વળી તમારું ડૂબી જાય છે. એમણે જવાબમાં કહેલું, જે દેવ સ્થાપ્યા તે સ્થાપ્યા. મેં ઉમેરેલું કે દેવોની આ દેશમાં ખોટ થોડી છે... ! દિલ્હીવાળા ચન્દ્રકાન્ત મહેતાને, ગુલાબદાસ બ્રોકરને અને રાધેશ્યામ શર્માને ખૂબ ચાહે. તો વળી સુન્દરમ્‌ને વિશેની ચાહના સાવ જુદી ! કોઈને પણ ચાહે એટલે પછી પાછું વળીને જુએ નહી. એમને ખબર કે પોતે બન્ડીમાં વધારે શોભે છે. મેં યાદ દેવરાવેલી ને ટકોર પણ કરેલી. તો વાત ઉડાવી દેતાં કહે, એમાં શું- ! એક જમાનામાં હું સુમનભાઈ, સૂટ પ્હેરતો' તો... ! પ્રેમાદરપૂર્વક એમની જોડે લડવાની મજા આવતી. એવી મને થોડી ટેવ પણ પડી ગયેલી, એમણે એ પડવા દીધેલી.

મુખ્યત્વે જોશીસાહેબ વિવેચક. કલાસર્જનનો માનવીય પુરુષાર્થ અકળ અને અપાર છે. વિવેચનાને એ દોડાવ્યા કરે, હંફાવ્યા કરે. એના મૂલ્યાંકન માટે અઢળક વિદ્વત્તાય ઓછી પડે. પરન્તુ એનો સાર એ નથી કે સર્જન સામે વિવેચને હાથ જોડી બેસી રહેવું. જે કંઈ વિદ્વત્તા હોય તેની પ્રેક્ટિસ તો થવી જ જોઈએ. કેમકે વિવેચનધર્મનો પ્રારમ્ભ જ પ્રેક્ટિસથી થાય છે. જોશીસાહેબ વિવેચક ખરા પણ મુખ્યત્વે પ્રેક્ટિસિન્ગ ક્રિટિક વધારે.

સરજાતા રહેતા સાહિત્ય સાથેનો વિવેચનનો સમ્બન્ધ આપણે ત્યાં જોઈએ એટલો સ્પષ્ટ નથી થયો. જેમ સાહિત્ય સરજાતું ચાલતું હોય છે તેમ વિવેચન પણ સરજાતું ચાલતું હોય છે. બંનેની સહોપસ્થિતિ હોય છે. પરન્તુ બંનેનું સ્વરૂપ ટેન્ટેટિવ હોય છે - તત્કાલોપયુક્ત. શબ્દ સારો નથી છતાં એને 'કામચલાઉ' પણ કહી શકાય. ઉચ્ચ કોટિની એક પ્રવૃત્તિ રૂપે, રસમ રૂપે, બંને ચાલતાં હોય છે. મારી દૃષ્ટિએ વિવેચનનાં પાયાનાં કર્તવ્ય બે છે : સૌ પહેલાં કલા અને તે વડે પ્રગટેલા સૌન્દર્યતત્ત્વની સર્વોપરીતા આગળ કરવી. ને પછી સર્જનકર્મ અને સર્જકભાષા વડે સમાજ અને સંસ્કૃતિ જેવા લાગલા સંદર્ભોને તેમજ મનુષ્યજીવન જેવા ચિરકાલીન સંદર્ભને સાહિત્યકલાથી કેવી કેવી પ્રેરણાઓ પહોંચી તેનું વર્ણન કરવુ. પરન્તુ એ બંને કર્તવ્યો પાર પડી શકે એવી કૃતિઓ નજર સામે થનગનતી ઊભી હોય એવું નથી હોતું. સરજાતું સાહિત્ય ક્રમે ક્રમે ઠરતું

હોય છે. તેનું અનુધાવન કરનારું વિવેચન પણ અન્તિમ નથી હોતું- તત્કાલોપયોગી હોય છે. રચનાઓનું સાહિત્યમૂલ્ય ધીમે ધીમે સ્થિર થતું હોય છે. સમસામયિકોમાંના અમુક જ સાહિત્યકારો નીવડી આવતા હોય છે. પરન્તુ બધા વિવેચકોથી એવું થોડું કહેવાય કે બધું સ્થિર થશે, નીવડી આવશે, પછી લખીશું... ? મારા કહેવાનો મુદ્દો એમ છે કે જોશીસાહેબ બેસી નહોતા રહ્યા.

આપણે ત્યાં, નીવડ્યે વખાણનું એક ધોરણ લાંબા સમયથી સ્થિર થયેલું છે. અમુક વિવેચકો તો તર-તમ ભેદ કરવાની હઠે કરીને કશું કરતા નથી. તો કેટલાક એવો ભેદ બીજાઓ વડે થાય તેની રાહ જોતા હોય છે. મેં તો મોટા મોટાને એવા પરોપજીવી નોંધ્યા છે. આ પ્રમાદસેવન છે. પ્રજ્ઞાપરાધ છે. વિવેચકની, મધ્યસ્થી તરીકેની ભૂમિકાનું વિસ્મરણ છે. પેલો તર પર પહોંચે કે તમ પર વરતાય પછી જ બોલવું એ જો ધોરણ હોય તો તરત બોલવું, ભેદદૃષ્ટિ ભૂલીને સમ્પ્રાપ્ત બધાંને ભેટવું એ પણ ઉપયોગી ધોરણ છે. વિવેચક તરીકેની મધ્યસ્થી એવા દાયણકર્મથી પણ શરૂ થઈ શકે છે. એ માટે પોતાના દેશકાળના સાહિત્યથી માહિતગાર રહેવું, સમગ્ર પરિદૃશ્યના નિરીક્ષક રહેવું, પ્રત્યેક વળ-કવળને ઉકેલવા મથવું, વૃત્તિ-વલણોને અવલોકવાં એ જાગૃતિ પણ એટલી જ આવકાર્ય છે. એ જાગૃતિ પછીનાં મૂલ્યાંકનો ભલે અન્તિમ ન હોય પણ જરૂરી હંમેશાં હોય છે. જોશીસાહેબની વિવેચનામાં આ સ્વરૂપની ક્રિટિકલ પ્રેક્ટિસ છે. એમણે તર-તમ ભેદની પરવા નથી કરી. નાનામાં નાનાથી માંડીને રમેશ પારેખ જેવા સિદ્ધહસ્તો વિશે લખ્યું છે. સામ્પ્રતમાંના ઉપલબ્ધ પરિદૃશ્યને એમણે વિવેચકના સમભાવથી જોયું છે. આપણે ત્યાં વ્યક્તિઓ વિશે છાપો ઊભી કરાય છે - આ આવો છે, પેલો આમ છે, ઓલો કંઈ નથી, વગેરે. અભ્યાસપૂર્ણ છબિઓના અભાવમાં જોશી-સાહેબ જેવા ઘણાંઓનાં કામોનું યોગ્ય મૂલ્યાંકન નથી થયું. ગુજરાતી સાહિત્યને માથે એવાં અનેક ઋણ હજી બાકી ઊભાં છે.*

મને એમના સુન્દર હસ્તાક્ષર આ ક્ષણે શાહીથી ભીના-ભીના તાજા-તાજા દેખાય છે. ગુજરાતી અને અંગ્રેજી બંને હસ્તાક્ષર મરોડદાર. હમેશાં ઇન્ડિપેન વાપરતા. પોતે સમજ્યા હોય તેવું લખે. તેમાં કશો ડર કે ડોળ નહીં. લખાણ પારદર્શક. તમને જુદો ને મને જુદો અર્થ બતાવાય એવી દુષ્ટતાનો આશ્રય કદી નહીં. તાલાવેલીના માણસ. લખવું હોય, કશી વાટાઘાટ કરવી હોય, યુનિવર્સિટી-ટાવરની ઑફિસે જવું હોય-ઉતાવળ ને રઘવાટ ખૂબ. બધું સમ્પન્ન કર્યે જ પગ વાળે. અમે કહેતા, જોશીસાહેબ જગ્યા પર હોય છતાં બીજે હોય. એમની દરેક પળ ભવિષ્યને જોતી હોય....

આજે એઓ નથી... એમના બધા કાળ વિરમ્યા છે... પણ જરા કાન માંડો, તરત સંભળાશે : ઍલાવ, હું રમણલાલ જોશી... અરે, કેટલી બધી વાર સાંભળ્યો છે એ લગાવભર્યો ઘાટો અવાજ... હવે તો - ? બસ મૌન....

☆

---

આ સંદર્ભમાં જિજ્ઞાસુએ એમના 'વિવેચનની પ્રક્રિયા' ગ્રન્થ પરનો મારો સમીક્ષાલેખ 'પરબ'માં (૧૯૮૧ : ૧૨, પૃ. ૬૬૮ થી ૬૮૩) જોવો



ભાષા સાહિત્ય ભવન ગુજરાતી વિભાગ (૧૯૬૫-૬૬) નો અનુસ્નાતક વર્ગ શ્રી ઉમાશંકર જોશી,
શ્રી હરિવલ્લભ ભાયાણી, શ્રી યશવંત શુક્લ વિ. અને અન્ય વિદ્યાર્થીગણ સાથે -



ગુજરાતી વર્કશોપમાં શ્રી મફત ઓઝા, શ્રી ધીરુભાઈ પરીખ, શ્રી અનંતરાય રાવળ, શ્રી યશવંત શુક્લ.
શ્રી સુમન શાહ, શ્રી કુમારપાળ દેસાઈ તથા અન્ય સાથે (તા. ૧૦ જુલાઈ, ૧૯૮૬)



ભાષા સાહિત્ય ભવનના વાર્ષિકોત્સવમાં શ્રી મફત ઓઝા, શ્રી કુમારપાળ દેસાઈ, શ્રી ધીરુભાઈ પરીખ,
શ્રી સુમન શાહ, શ્રી યોગેન્દ્ર વ્યાસ તથા એમ. એ. ભાગ-૨ (ગુજરાતી)ના વર્ગ સાથે.
(તા. ૨૪ એપ્રિલ, ૧૯૮૯)



શ્રી ઉમાશંકર જોશી દ્વારા દીપ પ્રગટન. તસવીરમાં શ્રી ધીરુ પરીખ, શ્રી અંબાશંકર નાગર, શ્રી કંચનલાલ પરીખ તથા ડૉ. એસ્તર સોલોમન સાથે. (તા. ૨૭ ઓક્ટોબર ૧૯૮૪)

*ગુજરાત યુનિવર્સિટીના શોર્ટ ટર્મ ઈન્સ્ટિટ્યૂટના સમારંભોમાં શ્રી ઉમાશંકર જોશી અને શ્રી સુન્દરમ્ સાથે.*



(તા. ૨૭ ઓક્ટોબર ૧૯૮૪)



(તા. ૧૬ નવેમ્બર ૧૯૮૪)



શ્રી કે.કા શાસ્ત્રી દ્વારા સન્માન પામતાં.



ડૉ જ. મુ મહેતા સમસ્ત ભટ્ટ મેવાડા છાત્રાલયના સન્માન સમારંભમા
ડૉ. ભગવતીપ્રસાદ પંડ્યા સાથે (તા ૩ ફેબ્રુઆરી ૧૯૮૫)

# યથાર્થ અને કૌતુકભર્યા સજ્જન

**પ્રવીણ દરજી**

શ્રી રમણલાલ જોશીનું અવસાન થયું - એવા સમાચાર જાણ્યા ત્યારે હૃદય એ વાતને એકદમ સ્વીકારી શક્યું નહોતું. જોશી સાહેબની જિજીવિષા અને જીવનનિષ્ઠા એવાં કે તેઓ નવ-દસ દાયકા તો સ્હેજે ખેંચી કાઢશે એમ ધારેલું. પણ ધાર્યું ધણીનું થયું. તેઓ એકાએક જ સઘળી માયા છોડીને ચાલી નીકળ્યા - 'ઉદ્દેશ' વિનાના 'ઉદ્દેશ' થી ! હા, છેલ્લા 'ઉદ્દેશ'ના થોડાક અંકોમાં એ જે કંઈ મિતાક્ષરી લખતા હતા તેમાં એક વાત સ્પષ્ટ થતી હતી – જોશી સાહેબે ભીતરથી એમની દિશા બદલી છે. ભક્તિ, અધ્યાત્મ, કૃષ્ણ એવા એવા વિષયોમાં તેમનો તાર વધુ પ્રગાઢતાથી જોડાતો જતો હતો. કૃષ્ણ, માતાજી, અરવિંદ, સુન્દરમ્‌ની આસપાસ એમની ચેતનાનું પરિભ્રમણ વધ્યું હતું. કહો કે પોતાની રીતે તેઓ જગત વચ્ચે જગતને છોડતા જતા હતા અને અધ્યાત્મ સાથે સંધાતા જતા હતા. ફોન ઉપર પણ છેલ્લા દિવસોમાં તેઓ ટૂંકી, કામ પૂરતી વાત કરતા હતા તેવો મારો અનુભવ રહ્યો છે. મહેસાણા-પાટણ સહપ્રવાસમાં હતો ત્યારે રસ્તામાં આવતાં અઢળક મંદિરો જોઈને તેઓએ અણગમો પ્રગટ કરેલો અને પછી તે વિશે તેમણે લખ્યું હતું – તે બધું પણ મને સ્મરણમાં આવ્યું. કહો કે તે આત્મમંદિરને સમજી ગયા હતા, સજી રહ્યા હતા.

આવા જોશી સાહેબ પાસે ભણવાનું બન્યું નથી કે નથી બન્યું લગાતાર એમની સાથે અમદાવાદમાં રહેવાનું પણ. છતાં લુણાવાડા અને અમદાવાદ વચ્ચેનું અંતર અમોને નડ્યું નથી. અમારો પરસ્પરનો સંબંધ નર્યો આત્મીયતાભર્યો હતો. જે છેક સુધી અકબંધ રહ્યો. અમદાવાદના મારા જે થોડાક મિત્રો, મુરબ્બીઓ વિના કારણે મારા માટે હેત વરસાવતા રહ્યા છે તેવાઓમાં જોશીસાહેબનું નામ મારે અવશ્ય લેવું રહે. કહો કે મારા માટે એમનો પ્રેમભર્યો પક્ષપાત રહ્યો હતો. આજે આ લખવા બેઠો છું ત્યારે એમની સાથે ગાળેલી-માણેલી અનેક સુખદ પળોનું સ્મરણ થાય છે. મારા એમની સાથેના સંબંધનો વિચાર કરું છું ત્યારે કયા કારણે અમે આમ આટલે ઊંડેથી સંકળાયા હોઈશું ? એવો પ્રશ્ન થાય છે. દેખીતું કારણ આપવા બેસું તો તરત કહી શકું - જોષી સાહેબની સહૃદયતા, નાડપારખુ શક્તિ, સામાની શક્તિઓને ઓળખી લેવાની દૃષ્ટિ, ભરપૂર વત્સલભાવ. કદાચ આ બધાં કારણો હશે. પણ એમાંથી સૌથી વધુ સાચું કારણ તો- ભવભૂતિના શબ્દોમાં – અંતરના હેતુ સદા અજાણ-એ જ છે. હા, અમારી વચ્ચે અંતર્હેતુનું કારણ હતું.

રમણલાલે વર્ષો સુધી વિવેચન દ્વારા અને છેલ્લે દોઢેક દાયકો 'ઉદ્દેશ'ના સંપાદન દ્વારા સાહિત્યસર્જકોને, ખાસ તો નવોદિત સર્જકોને પ્રેરણા-માર્ગદર્શન આપી ગુણવત્તાસભર શ્રેષ્ઠ સાહિત્ય સર્જવા સહાય કરી છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં નવલરામથી શરૂ થયેલ વિવેચકોની પરંપરામાં વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, અનંતરાય રાવળ, ડોલરરાય માંકડ વગેરે પછી અનુગાંધીયુગમાં જે સમર્થ વિવેચકો સાંપડ્યા તેમાં ભોગીલાલ સાંડેસરા, પ્રમોદકુમાર પટેલ, જયંત કોઠારી પછી રમણલાલ જોશીની વિદાયથી વિવેચકોની એક પેઢીનો અસ્ત થયો હોય એમ લાગે છે.

સમર્થ વિવેચક-સંપાદક અને અધ્યાપક રમણલાલ વ્યક્તિ તરીકે વ્યવહારુ, વિનયી, વિવેકી અને ઉષ્માસભર હતા. કોઈને કદાચ મુખર લાગે પણ તેમનું વ્યક્તિત્વ પારદર્શક અને સૌજન્યશીલ હતું.

અને આથી જ તો અમદાવાદ જવાનું બન્યું હોય ત્યારે ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં

ઉપલે માળે, ખૂણામાં એમની ઓફિસમાં એ હોય કે ન હોય પણ ઓફિસ તરફ એક આંટો મારી આવવાનું મન થાય. અને તે હોય તો પછી તાજા સાહિત્ય સમાચારોની આપ-લે થાય, ચ્હા પાણી થાય. મારા કોઈ પુસ્તકની અથવા મારી કે એમની લેખનપ્રવૃત્તિની પણ વાત નીકળે, મારા વિશે કશું લખવા ધાર્યું હોય તો તે પણ કહે અને મારી પાસે થોડોક વધુ સમય હોય તો ભાષાભવનના ગુજરાતીના વિદ્યાર્થીઓ સમક્ષ મારું વક્તવ્ય પણ ગોઠવી દે- બધું નિર્વ્યાજ પ્રેમથી, સહજભાવે... અમારા એવા સંબંધને પછી અનેક નિમિત્તોએ દૃઢ કર્યો. ગુજરાત સાહિત્ય અકાદમીમાં એ અધ્યક્ષપદે વરણી પામ્યા ત્યારે હું સ્ટેન્ડીંગ કમિટીમાં હતો. દર મહિને લગભગ અમદાવાદ કે ગાંધીનગર એકાદવાર મળવાનું બને જ. નવી નવી યોજનાઓ વિચારાય, અમલમાં મૂકાય અને સહાસ્ય, હળવી વાતોથી છૂટા પડીએ. મેં જોયું છે કે જોશીસાહેબના મનમાં એમની રીતનો કામનો એજન્ડા તૈયાર હોય જ, પણ તેઓ સૂચનો આવતાં પોતાના જ સૂચનને વળગી રહેવાનું જિદ્દી વલણ દાખવતા ન્હોતા. જરૂર પડતાં તે બીજાના મતને સ્વીકારતા, તેમાં ફેરફાર કરતા. ગુસ્સે થવાનો પણ એમનો તરીકો પોતાની રીતનો હતો. ગમા થકી અણગમો પ્રકટ કરતા ! વહીવટી કુશળતા પણ એવી. મિટીંગમાં જ ઓફિસ સ્ટાફને બોલાવીને તેના ફોલોઅપ માટે જરૂરી સૂચનાઓ તરત કરી દેતા, એ થતું કે કેમ તેની પણ એ ચિંતા કરે. અકાદમીનાં એ વખતનાં પ્રકાશનો, ઈનામો, સ્કોલરશીપ વગેરેમાં એમની વસ્તુલક્ષિતા તરત તરી આવતી. બોલવા કરતાં નહિ બોલીને પણ તેઓ કેટલુંક કામ કઢાવી શકતા. મફત ઓઝા જેવા એમના શિષ્ય તો આવા 'ગુરુ' ઉપર ખુશ હોય જ પણ સુમન શાહ જેવા એ સમયે 'આધુનિક' તરીકે ઓળખાતા વિવેચકને ય એમના વિવેચન ઉપર ઉમળકાથી લખવું ગમ્યું છે. એમના વ્યક્તિત્વની પારદર્શિતાને કારણે આમ તેઓ ઘણા બધાંને પોતાના કરી શક્યા છે.

મેં જોયું છે કે એક તરફ એમનામાં ભારોભાર મૂલ્યનિષ્ઠા હતી, તો બીજી તરફ વાસ્તવિકતા સામે તેમણે કદી આંખમિચાંમણાં કર્યાં નથી. કથળતા જતા શિક્ષણથી એ સચિંત હતા, સાહિત્યની વાડાબંધીથી તેઓ ત્રસ્ત હતા, જૂથબંધીથી, સંસ્થાઓમાં વધતાં જતાં તડાંઓથી તેઓ દુઃખ પણ અનુભવતા. અને પરિણામે ક્યારેક તેમના સૂરમાં વિષાદ પણ ભળી જતો. ખાસ કરીને પીએચ.ડી.ના મહાનિબંધો જે રીતે લખાતા, તેની મૌખિક પરીક્ષાઓમાં કે તેના લેખનમાં જે શિથિલતાઓ દેખાતી તેને તેઓ નજરઅંદાજ ન્હોતા કરતા. કહેવા જેવું તે અચૂક કહેતા. વ્યવહારુ દૃષ્ટિએ માર્ગ જરૂર કાઢે, પણ મૂલ્ય માટેની જિકર તો એવી જ રાખે. સાહિત્યને નામે ખેલાતા રાજકારણ પ્રત્યે પણ તેમની નારાજગી જાણીતી હતી. તો સામે નવા સવા સર્જકમાં, લખવા પ્રવૃત્ત થયેલા યુવકમાં કશુંક સારું જુએ તો તેને પુરસ્કારતા પણ ખરા, એવો આનંદ તેઓ અન્યો સુધી પહોંચાડતા પણ ખરા. આવો જાત અનુભવ મને એકાધિકવાર થયો છે. સરદાર પટેલ યૂનિવર્સિટીના રીડરના ઇન્ટરવ્યૂ એક્સપર્ટ તરીકે તેઓ પણ પેનલમાં હતા. અન્યોની જેમ મારા ઉત્તરોથી તેઓ પણ ખુશ હતા. મારી પસંદગી થઈ ગઈ હતી. જોશી સાહેબે અમદાવાદ પહોંચતાં જ ભાષાભવનના ટી ટેબલ ઉપર મારા પર્ફોમન્સની ભારે પ્રશંસા કરી. પછીના અઠવાડિયે આદરણીય રઘુવીરભાઈએ મને એ વાત ઉમળકાથી કરી હતી. નવલકથાસ્વરૂપ વિશેના ગ્રંથનિર્માણ બોર્ડના મારા પુસ્તકના પરામર્શક તરીકે તેઓ હતા. છેક રાજકોટના સર્કિટહાઉસમાં એ હસ્તપ્રત પૂરી વાંચી, મને 'નેરેટોલોજી' ઉપરનો આ મહત્ત્વનો અદ્યતન ગ્રંથ બની રહેશે' એવું ત્યાંથી ફોન ઉપર જણાવ્યું. એટલું જ નહિ પરામર્શક તરીકેના તેમના લખાણમાં તેમણે પોતાનો એવો સમતોલ અભિપ્રાય પણ પ્રકટ કર્યો. મધ્યકાલીન સાહિત્ય વિશે મારે લખવાનું આમ અપવાદરૂપે જ બન્યું છે, પણ તે વિશે મારી સજ્જતા જોશી સાહેબે અમારી ચર્ચાઓ વેળા નક્કી કરી લીધી હશે. તેથી તેમના સ્મરણીય

કાર્ય 'ગ્રંથકારશ્રેણી'ની પ્રારંભની દસ પુસ્તિકાઓમાં એક તરીકે 'દયારામ' ઉપર લખવાનું કાર્ય મને સુપ્રત કર્યું. મેં કશોક આધુનિક વિષય માગ્યો પણ તે તેમના સ્વભાવ પ્રમાણે મરક મરક હસીને 'વિચારીને જ આપ્યું છે, ઉત્તમ કામ થશે જ' એટલું રૂડું બોલી અટકી ગયા. મેં એ વાત સ્વીકારી લીધી. પાછળથી 'દયારામ' વિશેની એ પુસ્તિકાની એકાધિક આવૃત્તિઓ તો થઈ જ પણ પૂજ્ય કે.કા.શાસ્ત્રી સાહેબે પણ એ વાંચીને 'શ્રેષ્ઠકાર્ય' થયાનું, પોતાને ખૂબ ગમ્યાનું આશીર્વચન ઉચ્ચાર્યું. અકાદમી કે પરિષદના કે કોઈ કૉલેજના સેમિનારમાં મારા અસરકારક વ્યાખ્યાન વિશે જાણ્યું હોય તો તેમનો કોઈક મૌખિક સંદેશો અથવા તો પોસ્ટકાર્ડ-અભિનંદન આપતો મળ્યો જ સમજો.

મારા પ્રત્યેનો તેમનો આવો પ્રેમભાવ નિરંતર ચાલુ રહ્યો. 'ઉદ્દેશ' શરૂ થયું ત્યારે સ્વાભાવિક રીતે જ સ્વજન તરીકે તેમની કેટલીક અપેક્ષાઓ રહી હતી. મેં 'ઉદ્દેશ'ના નામકરણથી માંડીને બીજી વાતો પણ તેમની પાસેથી સાંભળી. 'મારા આજીવન ગ્રાહક થયે ચાલે નહિ, મારે તમારી પાસેથી ઉત્તમ કાવ્યો-નિબંધો-વિવેચન પણ જોઈએ' એવું પ્રેમાધિકારથી તેમણે કહ્યું. એ શરત પછી મેં પાળી પણ છે. કાવ્ય-નિબંધ-વિવેચનમાં મારી ગતિ જોઈને તેઓએ અનેકવાર રાજીપો પ્રકટ કર્યો છે. મારા મહાનિબંધ ઉપર કદાચ પહેલું વિસ્તૃત વિવેચન તેમણે લખ્યું હતું. મહાનિબંધને તેમણે ઝીણવટથી વાંચ્યો હતો. પછી તો ગુજરાતના અનેક પ્રતિષ્ઠિત વિવેચકોએ એ વિશે લખ્યું. મારા લીલાંપર્ણ, 'વેણુરવ' જેવા લલિત નિબંધના સંગ્રહોને પણ તેમણે ઉમળકાથી તે વિશે લખીને આવકાર્યા છે તો 'શબ્દલોકના યાત્રીઓ'ની તેમની કટારમાં તેમણે મારા સર્જન વિશે સમગ્રદર્શી મૂલ્યાંકન કરી આપ્યું છે.

આવા જોશી સાહેબનો અતિથિ થયો છું તો યજમાન પણ બન્યો છું. અંતરંગના કેટલાક પરસ્પરના રંગોની તેથી સહજરૂપે આપ-લે થતી રહી હતી. એકવાર સૅનેટની ચૂંટણીમાં તેમણે ઝંપલાવેલું. ત્યારે સ્થિતિ એવી કે અધ્યાપક મંડળનો ઉમેદવાર જ વિજયી નીવડે. બૌદ્ધિકોની પ્રતિબદ્ધતાની એ મોસમ હતી. છતાં એ બધા વચ્ચે તેઓએ વ્યાપક પ્રવાસ ખેડી, શિક્ષણ વિશે તેમનાં દૃષ્ટિ બિન્દુઓ રજૂ કરી સમજાવી વિજય અંકે કર્યો હતો. કાન્તિભાઈ રામી સાથે ત્યારે તેઓ લુણાવાડા આવ્યા હતા. કરુણ પ્રશસ્તિની પણ પેલા ચૂંટણી જવરની પળોમાં ચર્ચા થઈ હતી ! સાથે જમ્યા, સાહિત્યના ચોકા-ચૌટાઓનાં ય ગપ્પાં માર્યાં. જોશી સાહેબ ત્યારે એકદમ 'વડનગરી' મૂડમાં હતા. હું પાન લઈને આવ્યો ત્યારે એવા હળવા મૂડમાં તેમણે કહ્યું, 'પાન ખાવા માટે નથી જમવા માટે છે !' તેમની નાગરવેલપાન પ્રીતિને ત્યારથી ઓળખતો થયેલો. વચ્ચે, બે એક વર્ષ પૂર્વે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં વાયા અમદાવાદ અમે બંને સાથે રાજકોટ ગયા હતા. એક સામટાં, મારો ડ્રાઇવર, એમના માટે તેમણે કાયમ માટે પસંદ કરેલી દુકાનેથી દસ-બાર પાન લઈ આવ્યો ! પેલો દુકાનદાર તરત સમજી ગયેલો- 'જોશી સાહેબનાં પાન છે ને !' એ વખતે તેઓ યુનિવર્સિટી પહોંચતાં પહેલાં સ્ટાફ ક્વાર્ટર્સમાં તેમના સુપુત્ર ગંધર્વભાઈને ત્યાં આગ્રહપૂર્વક લઈ ગયેલા. અમારા નગરની રોટરી કલબમાં તેઓ અમારા નિમંત્રણથી ખાસ આવેલા. જીવન વિશે ત્યારે તેઓએ સરસ વક્તવ્ય આપ્યું હતું. એ દિવસે મોડી રાત સુધી અમે ભાત-ભાતની ગપસપ ચલાવી હતી. સંભારણાંની છબીઓ પણ તેઓને મેં વળતી ટપાલે મોકલી આપી હતી. તેઓની પાર વિનાની ખુશીનો ત્યારે મને અનુભવ થયેલો.

તેમની રમૂજવૃત્તિનો પણ ક્યારેક અનુભવ કર્યો છે. ખાસ કરીને મિટિંગ પછીની હળવી પળોમાં એકવાર - હું, બ્રોકરસાહેબ, જોશીસાહેબ અને આપણાં એક વિદુષી એનેક્ષી ઉપરથી અમદાવાદ જવા તૈયાર હતાં. અકાદમીની કાર આવતાં હું ડ્રાઇવર રમણસિંહ સાથે બેઠો. પાછળની સીટ ખાલી. બે પુરુષ અને એક વિદુષી ! જોશી સાહેબે હસતાં હસતાં તોડ કાઢ્યો - બ્રોકર અને પોતે સીટની પડખે બેસશે અને વચ્ચે વિદુષી ! ખેલદિલ વિદુષી, જોશી

સાહેબ અને બ્રોકર સાહેબ - બધાં ખડખડાટ હસ્યાં- ડ્રાઇવર રમણસિંહ કે હું પણ તેમાંથી કેવી રીતે બાકાત રહીએ ? ભાર વિનાની આવી વિદ્વત્તાની પડછે રહેલું માનવતત્ત્વ મને ત્યારે સ્પર્શી ગયેલું. આવા પ્રસંગો ક્યારેક તેમની કેબીનમાં બેસવાનું થયું છે ત્યારે પણ માણ્યા છે....

આવા જોશી સાહેબની વિદ્વત્તાનો-સંશોધનવૃત્તિનો પરિચય ગુજરાતે તેમના ગોવર્ધનરામ ઉપરના મહાનિબંધના સંશોધનગ્રંથ 'ગોવર્ધનરામ એક અધ્યયન'માં પ્રથમવાર કર્યો. તે પછી લગાતાર સંશોધન-વિવેચનમાં પોતાની ઉજ્જ્વલ ગતિ જાળવી રાખી. 'ભારતીય નવલકથા'માં તેમનાં વ્યાપક રસ-રુચિ અને અભ્યાસ-નિષ્ઠાનો ઉત્તમ પરિચય મળી રહે છે. સૂઝપૂર્વકનું સંપાદન કાર્ય કેવું હોઈ શકે તે તેમની 'ગ્રંથકારશ્રેણી' દર્શાવે છે. તો 'શબ્દસેતુ', 'સમાન્તર', 'વિવેચનની પ્રક્રિયા' વગેરે તેમના અનેક વિવેચન સંગ્રહોમાં તેમના પૂર્વ-પશ્ચિમના ઊંડા અભ્યાસથી પરિષ્કૃત થયેલી રુચિનો સ્વસ્થ સમતોલ અને તુલનાત્મક દૃષ્ટિનો અનુભવ થઈ રહે છે. તેમણે ગુજરાતના સાક્ષરો વિશે પણ સઘન-સર્વગ્રાહી નોંધોવાળાં વિશિષ્ટ ચરિત્રો આપ્યાં છે. 'વિવેચનની પ્રક્રિયા'ને સાહિત્ય અકાદમી, દિલ્હીનું મળેલું પારિતોષિક તેમની વિવેચક તરીકેની શક્તિઓનો રાષ્ટ્રીય સ્તરે થયેલો સ્વીકાર સૂચવે છે.

જોશીસાહેબનું જીવન નિરંતર પ્રવૃત્તિ-પરાયણ રહ્યું છે. ગુજરાતનાં વિવિધ દૈનિકો-સામયિકોમાં તેઓ સતત, છેલ્લા શ્વાસ સુધી લખતા રહ્યા છે. તેમના લખાણમાં કશું ઉભડક નથી. બે-ચાર મહત્ત્વના મુદ્દાઓ વડે તેઓ આખા પરિસરને ખોલી આપે છે. ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાંથી નિવૃત્ત થયા પછી પણ તેમણે વિવિધ પદો ઉપર રહી પોતાની કર્મઠતાનો પરિચય આપ્યો છે. તેમનામા એક તરફ તેમને પ્રિય ઉમાશંકર કહે છે તેવા, 'યથાર્થ'નો અનુભવ થઈ રહે છે તો બીજી તરફ સુન્દરમૂમાં મળતા 'કૌતુક'નો સ્પર્શ અનુભવાય છે. છેલ્લાં વર્ષોમાં 'ઉદ્દેશ' તેઓનો ઉદ્દેશ રહ્યો હતો. જીવનપ્રીતિ અને સાહિત્યપ્રીતિ ઉભયને પ્રકટ કરતું એમનુ એ સામયિક પણ તેમના વ્યક્તિત્વનો એક નરવો અભિન્ન અંશ બની રહ્યું હતું. સદા તેઓ પોતાની નિજી ચાલથી ચાલ્યા છે. સ્વાધ્યાય નિરંત રહીને, તેઓએ સદૈવ પોતાનું માનવ્ય વિકસાવ્યું છે. આ માનવ્યનો અંશ એ કદાચ તેમની કાયમી, ઊંચે ઊઠેલી ઓળખ બની રહેશે. બહુજનને પ્રિય તેવા તે સજ્જન હતા.

★




"અમારા નગર (લુણાવાડા)ની રોટરી ક્લબમા તેઓ અમારા નિમત્રણથી ખાસ આવેલા (તા ૨૮ સપ્ટેમ્બર, ૧૯૯૬) જીવન વિશે ત્યારે તેઓએ સરસ વક્તવ્ય આપ્યુ હતુ" —પ્રવીણ દરજી, હસુ યાજ્ઞિક વિ સાથે

# મિત્ર તુલ્ય મુરબ્બી

**ધીરુ પરીખ**

ડૉ. રમણલાલ જોશીનો મને પ્રથમ પરિચય ઉમાશંકર જોશીને ત્યાં થયો હતો. વર્ષ તો બરાબર યાદ નથી, પરંતુ ૧૯૭૦ની આસપાસનું હશે. હું કોઈ કામ માટે ઉમાશંકરભાઈને ત્યાં ગયો હતો ત્યારે રમણભાઈ ત્યાં આવ્યા. ઉમાશંકરભાઈએ મને રમણભાઈનો પરિચય કરાવ્યો. ત્યાર બાદ ક્યારેક ક્યારેક અમારે મળવાનું થતું, પણ એ ઔપચારિક મુલાકાતો રહેતી.

પણ અમારી વચ્ચેની આત્મીયતા તો ૧૯૭૭માં સ્થપાઈ. ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં મેં વ્યાખ્યાતાની જગ્યા માટે અરજી કરેલી. રમણભાઈ ત્યારે ભાષાસાહિત્ય ભવનમાં ગુજરાતી વિભાગના અધ્યક્ષ હતા. હું ત્યાં જોડાઉં એ વિશે એમણે આગોતરો આનંદ વ્યક્ત કરેલો. આમ જોવા જઈએ તો એ નિવૃત્ત થયા ત્યાં સુધી એકાદ દસકો અમે સહકાર્યકરો રહ્યા. આ વર્ષો દરમિયાન અમારો સંબંધ આત્મીય બન્યો.

હા, એ મારા કરતાં ઉંમરમાં ૭ વર્ષ મોટા એટલે વયમુરબ્બી તો ખરા જ ને ! પણ મારે કહેવું જોઈએ કે ભવનના અમારા કાર્યકાળ દરમિયાન અધ્યક્ષપદ્દું દાખવ્યું નહોતું. અમારા સંબંધો મૈત્રીસંબંધોમાં પરિણમ્યા હતા. એમની નિખાલસતા અને નિરભિમાનિતા સદૈવ સ્પર્શી જાય. પદ કે અન્ય કોઈ પ્રાપ્તિ થાય ત્યારે સહજ આનંદ વ્યક્ત કરે, પણ એમાં આડંબર કે અભિમાન ક્યાંય જોવા ના મળે. એમના ઘરે તમે ગમે ત્યારે જઈ શકો. ઔપચારિકતા એમને ફાવે કે ભાવે નહીં, હું જ્યારે જ્યારે એમના ઘરે ગયો છું ત્યારે ત્યારે એક 'પાલો' ચા પીધા વિના પાછા ફરવાનું નથી બન્યું. 'પાલો' એટલા માટે લખું છું કે હજુય મારા કાનમાં એમનો અવાજ અને 'પાલો' શબ્દ સંભળાયા કરે છે. જો કે ચાના મારા જેટલા ચાહક નહીં. પણ એનું સાટુ એ તમાકુ ખાઈને વાળી દેતા. હું ઘણી વાર તેનાં ભયસ્થાનો બતાવું તો તે હસી કાઢતા. પછી હું તેમને કહું, 'રમણભાઈ, તમે ઘણીખરી બાબતોમાં ઉમાશંકર જોશીને અનુસર્યા છો, તો આ તમાકુ ન ખાવાની બાબતમાં પણ એમ કરો તો ?' પરન્તુ આવું તેવું એમને પસંદ ના પડે. અને છતાંય ક્યારેય અણગમો પ્રકટ ના કરે.

હા, એમની પસંદ-નાપસંદ પણ એવી જ તીવ્ર, છતાંય ક્યારેય મનમાં ડંખ ન રાખે. એમના ગમા-અણગમા તમે તરત જ પારખી શકો એટલા એ પારદર્શક. આને કારણે સાદા-સીધા વ્યક્તિ. સૉફિસ્ટિકેશન એમના સ્વભાવમાં જ નહીં. વહીવટકાર તરીકે જે કંઈ ખાંખત જોઈએ તેટલી રાખે... બાકી એમનો વાણી-વ્યવહાર બાળકો, વિદ્યાર્થી કે સહકાર્યકર, કોઈને ય માઠું લગાડનાર પ્રકૃતિનો નહીં. અલબત્ત, વડીલોને પૂરો આદર આપે, અને આમન્યા જાળવે. પણ પોતાને કોઈ આદર આપે કે પોતાની કોઈ આમન્યા રાખે એવી લેશમાત્ર અપેક્ષા નહીં. પણ એનો અર્થ એ નહીં કે વ્યક્તિને પારખવાની એમનામાં શક્તિ નહોતી. સામેની કે સાથેની વ્યક્તિને એ બરાબર ઓળખી કાઢે, પરંતુ ક્યાંય કડવાશ ના આવવા દે. એમની અપેક્ષાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ ગોપિત ના રહે, એ ગોપિત રાખી જ ના શકે. આ કારણે ક્યારેક એમને મશ્કરીના ભોગ પણ બનવું પડ્યું હશે. પણ એનો એમને રંજ નહીં. એક વાર તમારામાં વિશ્વાસ મૂકે પછી બધી જ પેટછૂટી વાતો કહી દે.

એમની સાથેનાં મારાં અનેક મિલનોથી હું એમ સમજી શક્યો છું કે એ ખુલ્લા દિલના આદમી હતા. સ્વભાવે પૂરા સંવેદનશીલ. અને કેમ ન હોય ? આજીવન એમણે સાહિત્યનું સેવન અને વિદ્યોપાસના કર્યાં. એમણે ભલે સર્જનાત્મક સ્તરે ઝાઝું ના કર્યું

હોય, પણ વિવેચનના ક્ષેત્રે એમણે પોતાની શક્તિઓનો ઠીક ઠીક હિસાબ આપ્યો છે. એમનો સાહિત્યિક અભિગમ હંમેશાં સકારાત્મક રહ્યો. એમણે ભલે કવિતા ના રચી હોય, પરન્તુ એ કહેતા તેમ અંદરથી એ કવિજીવ હતા.

અવારનવાર અમે, સહકાર્યકર હતા ત્યારે અને પછી થોડો સમય સાથે ફરવા જતા. એ પોતાના અનુભવોની કિતાબ ખોલી નાખે. ખૂબ યાદ રાખે. અનેક સાહિત્યકારોના વિશિષ્ટ પ્રસંગોની એ વાર્તા માંડે. પણ એની પાછળ કોઈ બદ-ઈરાદો કે બદ-દાનત નહીં. અંગત જાણકારીનો ક્યારેય દુરુપયોગ ના કરે. યુનિવર્સિટીમાં તે જોડાયા નહોતા અને અન્યત્ર વ્યાખ્યાતા હતા ત્યારે કોટપાટલૂનમા એ સજ્જ રહેતા. પરન્તુ પછીથી આ ધોતીઝભ્ભો એમણે સ્વીકારી લીધો. એમાં પણ એમના ગુરુ ઉમાશંકરની છાયા દેખાય. એમની વાત કરવાની લઢણ, ચીવટ અને ચોક્સાઈ, અરે, પોતાની સહી સુદ્ધાંમાં ઉમાશંકરની છાયા. આનો તેઓ નિખાલસતાથી એકરાર પણ કરે. પણ જ્યારે ખુરશી પર બે પગ ચડાવીને, એક હાથમાં તમાકુ મસળીને તેને મોંમાં મૂકતા તમે જુઓ ત્યારે તે અસ્સલ રમણલાલ. એ જ એમનું સાચું વ્યક્તિત્વ.

કશુંક ને કશુંક કર્યા જ કરવું, એ કર્મશીલતા એમની સાચી પ્રકૃતિ. નિવૃત્ત થયા પછી ત્રણ જ વર્ષમાં એમણે 'ઉદ્દેશ' નામનું માસિક શરૂ કર્યું. અંગત માલિકીમાંથી પછી એનું ફાઉન્ડેશનમાં રૂપાંતર કર્યું. ધગશપૂર્વક એ આ કામ કર્યા જ કરે. વળી પાછી આ 'ઉદ્દેશ' કથામાં તમે ઉમાશંકરીય છાયા અનુભવી શકો. એ એનો ખુલ્લેઆમ સ્વીકાર પણ કરતા. પોતાની વ્યવહાર-દક્ષતાથી એ 'ઉદ્દેશ'ને ટકાવી શક્યા અને વહીવટી દક્ષતાથી એનું સંચાલન પણ કરી શક્યા. આ બધા એમના પ્રયત્નો એમની સાહિત્યપ્રીતિના દ્યોતક છે.

શિક્ષણ અને સાહિત્ય એમનાં આજીવન કર્મક્ષેત્રો. એ બંને ક્ષેત્રોમાં સૂઝસમજ પ્રમાણે કર્તવ્યપરાયણ રહે. અમે જ્યારે જ્યારે મળીએ ત્યારે ત્યારે અમારી મુખ્ય વાતો શિક્ષણ અને સાહિત્યની જ. છેલ્લે હું જૂન ૨૦૦૬માં વિદેશ ગયો તે પૂર્વે મળવાનું થયેલું, અને 'ઉદ્દેશ' વિશે તથા સંસારજીવન અને અધ્યાત્મ વિશે ઠીકઠીક વાતો થયેલી. ખૂબ લાંબી બેઠક પછી અમે છૂટા પડ્યા ત્યારે વિદેશથી હું પાછો આવું ત્યારે પુનઃ મળવાનું ગોઠવેલું. પણ હું વિદેશ હતો ત્યારે જ સપ્ટેમ્બરની ૧૦મીએ એમનું નિધન થયાના દુઃખદ સમાચાર મળ્યા. આટલા નિકટ એક મુરબ્બી મિત્રના અંતિમ દિવસોમાં હુ એમને ના મળી શક્યો તેનો તો હવે વસવસો જ કરવો રહ્યો !

★

"બન્નેને પરસ્પરને માટે ઊંચો આદર. જ્યારે પણ મળતા આનંદથી મળતા. બાપુજી (સદ્‌ગત શ્રી રમણલાલ સોની)ના અનુભવો 'રાખનું પંખી'ના ઘણા પાઠ સૌ પ્રથમ તેમણે 'ઉદ્દેશ'માં પ્રેમથી પ્રગટ કરેલા... બાપુજીએ થોડા મહિના પહેલાં એમને લખેલું કે 'મારી તબિયત બરાબર નથી... અનુકૂળતાએ મળવાની ઇચ્છા છે...' પત્ર વાંચી તેઓ બાપુજીને મળવા દોડી આવેલ. પણ એમની ખુદની તબિયત અમને સૌને કંઈક ઠીક નહિ લાગેલી. બાપુજી અને અમને સૌને ક્ષોભ પણ થયો... જોશીકાકા એમની 'મૈત્રી' નિભાવવા આવી ગયા...."

૩-૧૦-૨૦૦૬

શ્રીરામ સોની

'સંપાદક' ઉપરના પત્રમાંથી...

# મૈત્રી અને ઉમળકાના માણસ

ઉશનસ્

સ્વ. ડૉ.શ્રી રમણલાલ જે. જોશી સાથેનો મારો મૈત્રીસંબંધ આમ તો કંઈ દાયકાજૂનો ગણાય. જોકે તેના પ્રારંભના ચોક્કસ વાર-તારીખ કે વર્ષ ચીંધી બતાવી શકું તેમ નથી; એ પણ વડોદરાની બરોડા કૉલેજમાં ભણ્યા હતા એવું જાણ્યું છે. હું પણ ૧૯૩૮ થી ૧૯૪૫ સુધી બરોડા કૉલેજનો વિદ્યાર્થી હતો; પણ એ ગાળામાં જ તે બરોડા કૉલેજમાં ભણતા હતા કે કેમ તેની જાણ મને નથી. હું એમને પ્રથમ વાર અમદાવાદમાં જ મળ્યો છું. એ ક્યાંક ઉમાશંકર જોશીના 'સેતુ' નિવાસસ્થળ પાસે રહેતા હતા ને હું અમદાવાદ આવું ત્યારે ઉમાશંકરને ત્યાં મળવા જતો હતો. પણ તેમને કદાચ ત્યાં હું મળ્યો નથી. એમને હું તો એ ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં ગુજરાતીના વડા પ્રાધ્યાપક બન્યા ત્યારે ને એ ૨, અચલાયતન સોસાયટી, અમદાવાદ-૯માં રહેતા થયા તે પછી જ વધુ મળ્યો છું. તે વાતને પણ હવે તો દાયકાઓ થઈ ગયા ! પછી એ સંબંધ મૈત્રીમાં દૃઢ થતો ગયો ને હું એમના નિવાસે માત્ર મળવા જ નહીં; પણ એમના અતિથિ તરીકે ત્યાં ઊતરતો પણ થયો હતો ને એમના પરિવારની પ્રીતિનું ભાજન પણ થયો હતો; સ્વ. શ્રી ભગવતીબહેનના હાથની રસોઈ પણ જમ્યો છું. સ્વભાવે રમણભાઈ એક પ્રેમાળ ગૃહસ્થ હતા; મુખાકૃતિએ થોડાક શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા મને લાગતા હતા; મેં એવું એમને જણાવ્યું પણ હતું. પણ કદાચ એ સરખામણી એમને બહુ ગમતી ન હતી. એ પાન-તમાકુનો શોખીન જીવ. રિક્ષા કરીનેય એ એક અમુક પસંદગીની પાનની દુકાને જતા ને પાન-તમાકુ ખાતા મેં એમને જોયા છે. એ રીતે એ મિત્રોમાં જાણીતા પણ ખરા. ઉનાળો હોય ત્યારે એમની અગાશીમાં અમારી પથારી થતી, ને મોડી રાત સુધી અમારી વાતો ચાલતી રહેતી.

શ્રી રમણલાલ જે. જોશી શ્રી ઉમાશંકર જે. જોશીના ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં અનુગામી થયા ત્યારે "જે. જોશી"નો આ નામાંશ મને ક્યારેક કૌતુક પ્રેરતો હતો; વળી રમણલાલ જોશી ઉમાશંકર જોશીના વિદ્યાર્થી પણ થયા હતા, ડૉકટરેટની પદવી માટે. વિષય રાખ્યો હતો : ગોવર્ધનરામ ત્રિપાઠીનું અધ્યયન. આ અધ્યયનગ્રંથ એમણે પ્રગટ કર્યો કે તરત જ એ ગોવર્ધનરામના અધિકૃત ને પ્રમાણભૂત એવા એક ગંભીર અભ્યાસી વિવેચક તરીકે પોંખાયા ને પ્રતિષ્ઠિત થયા. તે પછીય તે ગોવર્ધનરામ વિષયક લેખો લખતા રહ્યા, એમને વિશે સર્વત્ર બોલતા રહ્યા. રમણલાલ એવા જ કવિ શ્રી સુંદરમ્‌ના પણ નિકટના પ્રશંસક અને અંતેવાસી જેવા છેક સુધી રહ્યા હતા. ઈ.સ. ૨૦૦૮ એ કવિ શ્રી સુંદરમ્‌ની શતાબ્દીનું વર્ષ હશે. કવિની સુપુત્રી શ્રી સુધાબહેન પૉંડિચેરીથી વલસાડ આવે એટલે આ શતાબ્દીની ઉજવણીની વાત નીકળે; હું એમને સૂચવતો કે રમણભાઈ જોશીના સંપર્કમાં રહો, એ આ વાતમાં ઘણા ઉપયોગી નીવડશે. પણ હવે તો...? ક્યારેક તો રમણલાલ વિવેચક, કવિ તરીકેના મૂલ્યાંકનમાં સુંદરમ્‌ને ઉમાશંકરથી સહેજ ઉપર મૂકે. "સુંદરમ્ એટલે સુંદરમ્ એટલે સુંદરમ્", જયંત પાઠક ને ઉશનસ્ (હું) – એ જોડકું પણ એમનો અભ્યાસવિષય રહ્યો હતો. બન્નેના તે ગુણગ્રાહી વિવેચક. ભાષા-સૌષ્ઠવ ને માધુર્યમાં તે જયંત પાઠકને પણ મારી ઉપર મૂકે, પણ મને આરૂઢ પણ Major Poet તો ગણે જ. જયંત ને હું બન્ને એમના મિત્રો. તે બન્નેને સંભાળી લે ને ચાલે. મને ગૌરવ પુરસ્કાર ને નરસિંહ મહેતા એવૉર્ડ મળ્યા ત્યારે પ્રેમથી એમણે મારી કવિતાને "ગુજરાતનું ગૌરવ" કહ્યું ને તે લેખ-રૂપે પ્રસિદ્ધ પણ કર્યું જ. કેમકે તે ઉમળકાના માણસ હતા.

એમનો મોટો દીકરો ભાઈ પ્રબોધ જોશી

એ વખતે નવોદિત કવિ. એના પ્રથમ કાવ્ય-સંગ્રહનો આમુખ હું લખું એમ એ ઈચ્છતો હતો. ને તે મેં પણ ઉમળકાથી લખી આપ્યો હતો. આથી આ મૈત્રીસંબંધ તેમના પુત્ર સાથે પણ વિકસિત થયો હતો ને આજ સુધી ચાલુ રહ્યો છે. આ પ્રસ્તાવનામાં ભાઈ પ્રબોધની સર્જકતાને પ્રમાણી હતી ને તે વાત તેમને પણ ગમી હતી.

ઈ.સ. ૧૯૭૬માં હું પશ્ચિમના દેશોના પ્રવાસે ગયો હતો તે જાણીને પણ રમણલાલ રાજી થયા હતા. પાછા આવીને એમને મળવા હું અમદાવાદ ગયો હતો; ને ત્યાંથી લાવેલી કેટલીક ચીજો મેં એમને ભેટ આપી ત્યારે તે ખૂબ પ્રસન્ન થયા હતા એવું મને યાદ આવે છે.

રમણલાલે એક ગ્રંથકાર શ્રેણી શરૂ કરી હતી.. તેમાં લેખકો વિશે મોનોગ્રાફ તૈયાર કરાવતા હતા; તેમાં પણ એમણે મને પસંદ કર્યો હતો જે ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટને હાથે લખાવી પ્રગટ પણ કર્યો છે. એમાં પણ એમનું મારા વિશેનું મૂલ્યાંકન ને મૈત્રી બન્ને પ્રગટ થયાં છે.

એમણે 'ઉદ્દેશ' માસિક પ્રગટ કરવાનું વિચાર્યું તેની પાછળ પણ એમણે ઉ. જોશીના 'સંસ્કૃતિ'નો જ આદર્શ રાખ્યો હતો; 'સંસ્કૃતિ' જેવાં જ રૂપરંગ ને ઘાટ રાખ્યાં હતાં, ને ધ્યેયસૂત્ર રાખ્યું હતું : 'સર્વભાષા સરસ્વતી'. તેના પ્રથમ પૃષ્ઠ ઉપર 'સંસ્કૃતિ' ની જેમ જ તે તંત્રીલેખ લખતા રહ્યા હતા જેનો હવે 'સંગ્રહ' પ્રગટ થવો જોઈએ. ધીમે ધીમે આ તંત્રી લેખો અધ્યાત્મ તરફ વધુ ને વધુ વળતા થયા હતા; છેક હમણાં એમણે મારા 'રામકૃષ્ણદર્શન દોહન'ની વાત એક આવા તંત્રીલેખમાં પ્રગટ કરી હતી. મેં ઈ.સ. ૨૦૦૦માં 'રામકૃષ્ણદર્શન દોહન' પ્રગટ કર્યું તેની સહૃદય પ્રસ્તાવના પણ એમણે લખી આપી હતી ને મારું એમ સન્માન કર્યું હતું; મૂળ વાત એ છે કે એ ઉમળકાના માણસ હતા. કોઈ હિન્દી ભાષાની સંસ્થાએ ગુજરાતી સાહિત્યની ગતિવિધિ ઉપર એમની પાસે લેખની માગણી કરી હતી. એમણે એ કામ માટે મારી જ પસંદગી કરી લેખ લખાવ્યો ને તે સંસ્થાને હિન્દીભાષામાં અનૂદિત કરી આપ્યો હતો; ને તેનો સારો એવો પુરસ્કાર પણ મને અપાવ્યો હતો.

'ઉદ્દેશ' એમણે વર્ષો સુધી સારી રીતે ચલાવ્યું; એમાં ડૉ. ભાયાણી લખે ને મકરંદ દવે પણ લખે. આ બન્ને એમના મિત્રો. બન્નેના પત્રો એમણે પછી 'ઉદ્દેશ'માં પ્રગટ કર્યા હતા; પણ મને ખાસ નોંધપાત્ર વિભાગ તો ડૉ. ચંદ્રકાન્ત ટોપીવાળાનો 'વિવેચનની વિસ્તરતી ક્ષિતિજો' લાગ્યો છે. ડૉ. ટોપીવાળાએ એ વિભાગમાં નિયમિત રીતે નવુંનવું લખ્યું ને હવે એ લેખોનો સંગ્રહ પણ ડૉ. ટોપીવાળા પ્રગટ કરે તો આપણા વિવેચનક્ષેત્રને નવી દૃષ્ટિ સાંપડે તેમ છે એમ મને લાગ્યું છે.

ઈ.સ. ૧૯૯૧માં હું ગુ.સા. પરિષદના પ્રમુખપદનો ઉમેદવાર હતો. સ્પર્ધામાં સાથે હતા મારા મિત્ર શ્રી રમણલાલ જોશી ! હું ભલે ચૂંટાઈ આવ્યો; પણ રમણલાલના મનમાં કશી કડવાશ ન હતી. મિત્રાચારી અબાધિત રહી, એવી ને એવી જ. હું 'ઉદ્દેશ'માં અવારનવાર લખતો રહ્યો છું. શ્રી મકરંદ દવેએ ક્યાંક 'ઉદ્દેશ'માં પ્રગટ થતાં કાવ્યોની કક્ષા વિશે અસંતોષ પ્રગટ કર્યો હતો. પણ મેં તો મારાં 'ઉદ્દેશ'માં પ્રગટ થયેલા કાવ્યોને મારા સંગ્રહોમાં પણ સ્થાન આપ્યું છે. મેં કહ્યું ને કે રમણભાઈ ઉમળકાના માણસ. એમના સરસ, સુઘડ અક્ષરોમાં, જે ઉમાશંકર જોશીના અક્ષરોને મળતા આવતા હતા — પત્ર લખી કૃતિ મંગાવે; ને મોકલી હોય ને મળી હોય તો તેનો ઉલ્લેખ કરે. કૃતિ મોડી પડી હોય તો તે 'ઉદ્દેશ'ના ચોથે પૂઠે પણ છાપી દે. ક્યારેક તો અચાનક અમસ્તો ફોન કરે; પોતાનું નામ જાહેર ના કરે; ને પૂછે : કહો, કોણ છું હું ? હું તરત અવાજ ઓળખી કાઢું ને કહું : 'રમણભાઈ વળી; બીજું કોણ હોય ?' બસ, બીજું કશું કારણ નહીં ફોન કરવાનું; કેવળ ઉમળકો એ જ કારણ.

મારા મનમાં હંમેશાં રમણલાલ જોશી માટે

પૂરો સૌહાર્દભાવ રહ્યો છે. ગુ.સા. પરિષદના ઉપક્રમે 'ઉશનસ્ વ્યાખ્યાન માળા' ચાલે છે. તેમાં મેં એમને પ્રેમથી બોલાવ્યા હતા ને તે પ્રેમથી વલસાડ આવ્યા હતા ને બોલ્યા હતા. પાન ખાવાની ટેવથી ઊંચો ઘૂંટાયેલો ને સ્વચ્છ અવાજ. તે પ્રેમથી બોલે ને સ્પષ્ટ બોલે, ધારદાર બોલે. હું વલસાડની આર્ટ્સ કૉલેજમાં આચાર્યપદે હતો ત્યારે મેં એમને કૉલેજમાં વારંવાર આમંત્રણ આપ્યું હતું. વલસાડમાં મારે નિમિત્તે જે કંઈ સાહિત્યિક પ્રસંગો યોજાયા તેમાં રમણલાલ તો હોય જ.

પારડીના વલ્લભાશ્રમમાં એક બહેન ડૉ. રમણલાલના માર્ગદર્શન નીચે Ph.D.નો અભ્યાસ કરતાં હતાં, નામ તો હું ભૂલી ગયો છું. તે એક દિવસ મને મળવા માટે ઘેર આવ્યાં ને કહે : "હું ડૉ. રમણલાલ જોશીની વિદ્યાર્થિની છું. એમના માર્ગદર્શન નીચે હું Ph.D.નો અભ્યાસ કરું છું. વિષય પણ કોઈ "કૃષ્ણવિષયની કવિતા" ઉપર હતો; તેમને તે ડિગ્રી હવે તો મળી પણ ખરી. હમણાં જ મને એની ખબર પડી. હું રમણભાઈને તે વિશે પત્ર લખવાનો જ હતો; ત્યાં તો છાપામાં રમણભાઈના નિધનના માઠા સમાચાર...!

રમણભાઈ મારા કરતાં વયમાં નાના; પણ હરીચ્છા બળવાન છે. હકીકત સ્વીકારવી રહી કે રમણલાલ જોશી હવે આપણી વચ્ચે ક્ષર દેહે નથી; પણ 'ઉદ્દેશ' ચાલુ રહેવું જોઈએ. એ નિરુદ્દેશે નહોતું ચાલતું; ઉદ્દેશપૂર્વક ચાલતું હતું. છેવટે દ્વિમાસિક કે ત્રૈમાસિક રૂપે પણ તે ચાલુ રહેવું જોઈએ. ને અત્યાર સુધીના 'ઉદ્દેશ'ના અંકોમાંથી એમના ને બીજાંના મહત્ત્વના લેખોની ચયનિકા પ્રગટ થવી જોઈએ એવી લાગણી મારી છે. એમનો જ્યેષ્ઠ પુત્ર ભાઈ પ્રબોધ ર. જોશી કવિનો જીવ છે. એને માટે આ અશક્ય પણ નથી. ભાઈ પ્રબોધનું એ યોગ્ય ને ઉત્તમ પિતૃતર્પણ ગણાશે. અસ્તુ.

☆



શ્રી જયંત પાઠક અને પૌત્રી સુચિરા સાથે.



ગુજરાત યુનિવર્સિટીના સેનેટ હૉલમા શ્રી મધુસૂદન ઓઝા કલ્ચરલ સેન્ટરના ઉદ્‌ઘાટન સમારભમા દીપ પ્રગટન કરતાં. (તા ૧૫ ફેબ્રુઆરી, ૧૯૮૯)




આ જ સમારભમા તેલુગુ કવિ આચાર્ય તિરુપલ્લનુ સન્માન કરતાં.



ગુજરાત યુનિવર્સિટીના સેનેટ હોલમાં કવિશ્રી ખબરદાર
શતાબ્દી સમારોહમાં (તા. ૧૩ ઓક્ટોબર, ૧૯૮૧)



ગુજરાત યુનિવર્સિટીના સેનેટ હોલમાં કવિશ્રી ખબરદાર શતાબ્દી સમારોહમાં.
જમણી બાજુથી ઉશનસ્, ધીરુભાઈ ઠાકર, સ્નેહરશ્મિ, નગીનદાસ પારેખ, સુન્દરમ્, મધુસૂદન પારેખ, ધીરુ પરીખ, સુમન શાહ વિ. સાથે.

# સ્મૃતિના આયનામાં રમણભાઈ

લાભશંકર ઠાકર

૧૯૫૫માં ગુજરાત કૉલેજમાં હું ઇન્ટરમાં ભણતો. એ વર્ગમાં એક મહાનુભાવનો પરિચય થયો તે સ્વનામધન્ય શ્રી રાધેશ્યામ શર્માનો. તેમને ગ્રન્થમાં ડૂબી ગયેલા ગ્રન્થકીટરૂપે જોઈ મને અપ્રતિમ આકર્ષણ થયું. એ તરત નિત્યપ્રિય આત્મીય મિત્ર બની ગયા. પહેલા વર્ષમાં શ્રી અબ્દુલકરીમ શેખનો પહેલા જ દિવસે એવો જ આત્મીય પરિચય થઈ ગયો હતો, રાધેશ્યામ થકી, અમે ઇન્ટરમાં હતા અને ગણતરીના દિવસોમાં જેમની આંતરચેતનામાં રુધિર વહે છે કે માત્ર અને માત્ર કવિતા વહે છે એવો પ્રશ્ન જાગે તેવા કવિનો પરિચય થયો. તે શ્રી રતિલાલ દવે. અમારી ચારેની સંગતની ગોષ્ઠિમાં ઊછળતા રસથી અમે પરસ્પરને વિસ્તારતા રહ્યા. ડિયર રતિભાઈને કારણે સહજ અનાયાસ પરિચય થયો એમના મામા શ્રી રમણલાલ જોશીનો. રતિભાઈના મામા તે અમારાય રમણમામા.

તે દિવસોમાં (૧૯૫૪ થી ૧૯૫૯) રમણમામા ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં રિસર્ચ ફેલો. તે દિવસોમાં મામાના ઘરે અમેય જઈએ. યુનિવર્સિટીમાં પણ જઈએ. ધોતિયા-ઝભ્ભામાં સજ્જ રમણભાઈના આત્મીય મિત્રોમાં સુન્દરમ્ અને અનેક સર્જકો. એમની પાસે જઈએ ત્યારે આ અને તે સર્જકો વિશે રસપ્રદ વાતો સાંભળવા મળે. આમ સ્મૃતિના આયનામાં રમણભાઈને સ્મરું છું તો તેમની જીવંત છબિઓ પાંચ દશકાઓના સમયપટમાંથી ઊપસતી અનુભવું છું - મારા ઇનસ્કેપમાં - આંતરદૃષ્ટિ સમક્ષ. મુ. શ્રી રમણભાઈની વાતોમાં શ્રી અરવિંદ અને માતાજીય નિત્યશ્રોતાની જેમ વહેતાં હોય. હું નાસ્તિક. કહું કે ગંભીર નાસ્તિક. પણ તે વડીલ મુ.શ્રી. રમણભાઈ સાથે તે બાબતમાં વિવાદ કર્યાનું આછું ય સ્મરણ નથી. આત્મીય શ્રી રતિભાઈ સાથે તેવી ધમાચકડી ચાલે. અબ્દુલકરીમ શેખ ઉત્તમ ટૂંકી વાર્તાઓ લખે. અહો, અક્ષરમેળ વૃત્તોમાં સ-રસ કાવ્યો સર્જે. રતિભાઈ પણ સુન્દરમ્‌ના સાતત્યમાં સંસિદ્ધ રોમૅન્ટિક કાવ્યોના સર્જક. રાધેશ્યામ નિત્ય ફલિત વાર્તાકાર. વળી ગાયક. શેખ પણ સુંદર ગાય.

૧૯૫૭માં બી.એ. થયા પછી રાધેશ્યામ અને હું ગુજરાત યુનિવર્સિટીમાં એમ.એ.ના અભ્યાસ માટે જોડાયા. ભાષાભવનના અધ્યક્ષ ઉમાશંકરનું નેચરલી અપ્રતિમ આકર્ષણ. કવિશ્રીનું નિત્યદર્શન અને એમના ચૈતન્યમાંથી પ્રગટ થતી વાણીનો શ્રવણલાભ. આ સંયોગમાં મુ. રમણભાઈના સત્-સંગનો પણ લાભ.

રમણભાઈ ગોષ્ઠિપ્રિય. મુખમાં ઉત્તમ તમાકુ-યુક્ત તામ્બૂલની ધીમી ચર્વણા. એ વર્ષોમાં એક વાર મારા સ્કૂટર પર બેસાડી એમને મણિનગર અમારા નિવાસસ્થાન 'વૈદ્યનિવાસ' પર લઈ ગયો હતો. મારા પિતાશ્રી પ્રસિદ્ધ વૈદ્ય. આશય, વૈદ્યરાજની મુલાકાતનો. એમ.એ. થયા પછી હું વૈદ્ય થયો ત્યારે મુ. રમણભાઈ ક્યારેક સ-પત્ની ચિકિત્સા માટે આવતા.

હેવમોર-ટાઉનહૉલ રે મઠના કવિઓનો અડ્ડો. કોઈ વાર રમણભાઈ આવે. સાથે ભોજન કર્યાનાં અને આઇસક્રીમનું સેવન કર્યાનાં સ્મરણો છે. પછી ગલ્લા પર એમના સુનિશ્ચિત પાઠ પ્રમાણેના તામ્બૂલનો ઑર્ડર. તેમની રસપાનચર્વણા. હું 'તામ્બૂલસ્ય સખે ત્રયોદશગુણા સ્વર્ગેપિ તે દુર્લભા'ની આયુર્વેદના ગ્રન્થકારની ઉક્તિ ઉચ્ચારું અને તે તેર ગુણોની વાત કરું.

'ઉદ્દેશ'નો આરંભ કર્યો ત્યારે ફોન પર અને એક વાર પ્રત્યક્ષ મળવાનું બન્યું. 'લાભશંકર' એમ બોલે તો ચાલે. 'તું' કહેવાનો પણ તેમનો હૃદ્ય અધિકાર. પણ તે 'તમે' જ કહે અને નામ પાછળ 'ભાઈ' જોડે. 'કંઈક સર્જનાત્મક આપો, 'ઉદ્દેશ'

પ્રકાશિત ન કર્યો. એ એમના 'ઉદ્દેશ'ના વિશાળ વર્તુળની બહારની વસ્તુ હતી. ત્રણ શબ્દો પહેલી વાર 'ઉદ્દેશ'ના પ્રથમ ટાઇટલ પેજ પર મુદ્રિત થતા વાંચ્યા ત્યારે આનંદ અનુભવ્યો. તે 'સર્વ ભાષા સરસ્વતી' એવું સૂત્રવચન મેં કદી અન્યત્ર વાંચ્યું નથી. મને એક ન ગમતો શબ્દ છે : 'અસ્મિતા'. મને એમાં સંકુચિત અહંકારની બૂ આવે છે. 'હું ગુર્જર ભારતવાસી' એમ કહેવામાં કવિ ઉમાશંકરની ચેતનાનો વિસ્તાર અનુભવાય છે. ભાષા માત્રને સરસ્વતી કહેવામાં વ્યાપ-વિસ્તાર છે. આ સૂત્રમાં પણ ઉદ્‌નો, ઊંચાઈનો અનુભવ થાય છે. જે ઊંચાઈથી, દૃષ્ટિ સર્વને 'એક'રૂપે સમતાથી જોતી હોય. ઊર્મિલ થઈને મેં કદી અસ્મિતા શબ્દ પ્રયોજ્યો નથી.

રમણભાઈનાં અંગત સ્મરણો સ્મૃતિના આયનામાં જોઈ રહ્યો છું તેથી એકાદ-બે વર્ષ પહેલાંનો એક અનુભવ ટપકાવવાનું મન થાય છે. સુન્દરમ્‌નો એક ગ્રન્થ ઇમેજ પ્રકાશને તૈયાર કર્યો. મુંબઈથી શ્રી સુરેશભાઈનો ફોન આવ્યો : લાભશંકર, તમે સુન્દરમ્‌ની તમારી પસંદગીની કાવ્યરચનાઓનું પઠન કરો. મારી પાસે કવિ સુન્દરમ્‌ના બધા જ ગ્રન્થો હાથવગા નહિ. સમયની મર્યાદામાં મારે થોડીક રચનાઓનું પઠન કરવાનું હતું. કાર્યક્રમ અમદાવાદમાં હતો. 'બક્ષિસ' નામની ચાર પંક્તિની તે રચના તરુણવયથી મારી ચેતનામાં ચીટકી ગયેલી. તે શાર્દૂલવિક્રીડિત છંદની રચનાની અંતિમ પંક્તિ સ્મૃતિમાં છંદની રીતે તો સાચી હોય. પણ મારી કવિચેતનાએ છંદ સાચવીને જ આઘોપાછો પાઠ કરી નાખ્યો હોય એવી શંકા આવે. ફોન પર કોને પૂછું? રમણભાઈને ફોન જોડ્યો. કહે : 'થોડી મિનિટોમાં તમને ફોન કરું.' એમણે ફોન પર તે મૂળ પાઠ સંભળાવ્યો. હા, મારે કવિના મૂળ પાઠમાં જ પઠન કરવું હતું. પ્રસંગે, પઠનની ક્ષણે, મેં સામે બેઠેલા આત્મીય શ્રી રમણભાઈની સામે દૃષ્ટિ કરી અને અને એમના મુખ પર 'સ્મિતસંકેત' ઉપસ્યો.

ગો. મા. ત્રિ. જેવા સર્જક વિશે અને ઉમાશંકર જેવા માર્ગદર્શક પાસે મહાનિબંધ લખનાર રમણભાઈ વિશે સહજ સમાદર થાય. ઘણી ચીવટવાળા રમણભાઈ પાસે અનેક સર્જકો-વિદ્વાનોની પત્રસંપદાનો સંગ્રહ હતો, હશે. રમણભાઈ 'ડાયરી' પણ લખતા. આ બધું જ સચવાય અને વાચકો સમક્ષ મુકાય તે કર્તવ્ય છે. શ્રી પ્રબોધ ર. જોશી અને પરિવારજનો વેળાસર તે પ્રકાશિત કરવા પ્રેરાય તેમ ઇચ્છું. હા, આવા કાર્યમાં સાહિત્યની સંસ્થાઓ અને પ્રકાશકોનો એમને સાથ મળી રહો.

★



મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમે કાલિના યુનિવર્સિટીના કેમ્પસમા ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન માળાનું ત્રીજુ વ્યાખ્યાન આપતાં. તસવીરમા સાથે સમારંભના પ્રમુખ ગુલાબદાસ બ્રોકર અને ડૉ. યશવત ત્રિવેદી દૃષ્ટિગોચર થાય છે (તા. ૨૧ એપ્રિલ, ૧૯૮૯)

# રમણભાઈની આંતરચેતનામાં ડોકિયું...

**રાધેશ્યામ શર્મા**

"It is a lesson of life that always in this world everything fails a man, only the Divine does not fail him, if he turns entirely to the Divine."

માનનીય સ્નેહી ડૉ. રમણલાલ જોશીએ ઉપરનું શ્રી અરવિંદનું અવતરણ એમની જીવનપ્રેરણા લેખે 'સાક્ષરનો સાક્ષાત્કાર' ગ્રંથ માટે મને લખી મોકલેલું. બીજી બધી વસ્તુઓ છેહ દઈ જાય, દિવ્ય તત્ત્વ કદી દગો દેતું નથી.

વ્યક્તિનું બાહ્ય જીવનચરિત ગમે તેવું હોઈ શકે, એની આંતર ચેતના કઈ વસ પર ઠરેલી રહી એનો મહિમા મોટો છે. અસંખ્ય પત્રોમાં 'લિ. રમણલાલ જોશીનાં જયશ્રીકૃષ્ણ' સૌ કોઈએ વાંચ્યા છે, 'અચલાયતન' નિવાસની બહાર નીકળતાં શ્રી માતાજીની માધુર્ય વેરતી છબીને હાથથી સ્પર્શ કર્યા વિના તેઓ ભાગ્યે જ બહાર ગયા છે. આ 'ગયા છે' શબ્દ એમના દુઃખદ નિધનનું આ ક્ષણે સ્મરણ થતાં મને ખાસ વાગે છે. આ લખનારનો પ્રથમ વાર્તાસંગ્રહ 'બિચારાં', મારી લેખિનીના આજીવન પ્રોત્સાહક શ્રોતા વિવેચક રમણભાઈને પણ અર્પણ થયેલો. અને વિધિવક્રતા જુઓ કે માયાળુ જોશીસાહેબના 'ગયા' બાદ 'સા.નો સાક્ષાત્કાર' ગ્રન્થનો ૧૧મો ભાગ' મારા રિક્ત હસ્તમાં તોળાયો છે. રિક્ત શાથી ? શેક હેન્ડના સુંદરમનુમા મુરબ્બીને પ્રસ્તુત ગ્રન્થ અર્પણ કર્યો છે અને એ હવે નથી ! અર્પણ પંક્તિ આમ છે :

'ઉદ્દેશ'ના નિવાસી
ડૉ. રમણલાલ જોશીને

એમને 'પ્રભુ કહેવાનું ગમતું અને એ પ્રભુ સાથે શેક હેન્ડ કરવા - 'પ્રભુ' સમા સુંદરમ્ - ઉમાશંકર સાથે પણ હસ્તધૂનન કરવા અહીંથી નીસરી ગયા ! દોઢ દશકા જેવું તદ્દન નિયમિતપણે દોડેલા માસિક 'ઉદ્દેશ'નું નામકરણ કવિવર સુન્દરમે કરેલું અને માનનીય ઉમાશંકરની 'સંસ્કૃતિ'ના પ્રશસ્ત પથે emulative action જોશીસાહેબે આદરેલું. મારા, પરમ સખા સર્જક લાભશંકર ઠાકરના 'ગુરુવર્ય' ઉમાશંકર સાથેનો સાહિત્યિક સન્ધાન-'સેતુ', આ 'પ્રભુ' રમણલાલ હતા. મારો 'ફેરો' ફળવામાં એમનો પરોક્ષ ફાળો હોવામાં સંદેહ નથી. પ્રભુ વિશેષણ સાભિપ્રાય ખરું, સુંદરમ્ - ઉમાશંકર - ગુલાબદાસ બ્રોકર - અમૃતલાલ યાજ્ઞિક - બેટાઈ સાથેના સ્નેહસંબંધોમાં એમનું સ્થિર પ્રભુત્વ માણી શકાતું.

બાળસખા નવલકથાકાર પિનાકિન્ દવેએ, એ સમયમાં સદ્ધર કવિરૂપે વિકસવાની સંભાવનાવાળા રતિલાલ દવે સાથે પરિચય કરાવી આપતાં જ રમણલાલ, રતિભાઈ-અજિતભાઈ-ભાલચંદ્રભાઈના મામા અમારા પણ રમણમામા બની ગયા ! ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનની લૉબિમાં લા.ઠા. સાથેના અમારા ઠહાકા અને ઠઠ્ઠા, 'ગોવર્ધનરામ એક અધ્યયન' પર ઉ.જો.ના ગાઈડ-પદે પીએચ.ડી. કરતા જોશીસાહેબની કેબિનમાં ક્યારેક એવા ડોકાતા કે મામા-અનુરાગી રતિલાલ અમને ખબર પાડી દેવા એક વેળા સાયકલ લઈ પાછળ પડેલા ! એમ.એ. કાળના 'ગયા તે દિવસો' વિશે મારા કરતાં સ્મૃતિવીર લાભશંકર એક લઘુક હાસ્ય નવલ રચી શકે. સરદાર પટેલ નગરમાં, 'સેતુ' નિકટ વસતા રમણભાઈના વાસથી આત્મીય રતિભાઈ સાથે સાયકલ કેરિયર પાછળ અનાજનો ડબ્બો મૂકી લોટ દળાવવા પણ જવાયું હતું. ત્યારે લોટ ફાકવો કે હસવું, નક્કી નહોતું કરી શકાયું.

સૌ. ભગવતીબહેનનો મારાં પત્ની શારદાબહેન સાથે સખીસંબંધ. મામા, ધીરુભાઈ પરીખ સાથે પોરબંદરની પ્રસિદ્ધ શિક્ષણ સંસ્થામાં વ્યાખ્યાન આપવા જવાના હતા ત્યારે મને પણ સપત્ની મોટરપ્રવાસનો લાભ આપેલો. મામા,

ધીરુભાઈ હારે મારે પણ બોલવું પડેલું ને મોટા સમારમ્ભમાં શાલદુશાલાથી મહારાણા મિલના સૂત્રધારે યાદગાર સ્વાગત કરેલું. ધીરુ પરીખનો સૂક્ષ્મ વિનોદ એવો કે ત્યારથી આજ લગી અમારો મૈત્રી-સંબંધ ગાઢ થતો રહ્યો છે. શાથી કે આ સંબંધના સૂત્રચાલક રમૂજવૃત્તિ-સભર 'મામા' હતા.

અક્ષમ્ય ભૂલ-કણા એવા મને જોશીજીનો એક 'સંસ્કૃતિ'માં પ્રસિદ્ધ લેખ કર્ણરન્ધ્રમાં ઝણઝણી રહ્યો છે : 'હજુયે રણકતો ચર્ચબેલ !' મારી 'ચર્ચબેલ' વાર્તા ભારતના ભૂતપૂર્વ નાણાંમંત્રી એચ.એમ.પટેલ અને કવિ પ્રા. જે.કે. પટેલે અંગ્રેજીમાં ભાષાન્તર કરી ગોરવાલાના અંગ્રેજી સામયિક 'The opinion'માં ૧૯૬૩ની ઉત્તમ વાર્તારૂપે પ્રકાશિત કરાવી હતી- એના ઉમંગભેર સમાચાર આપનાર પણ 'પ્રભુ' હતા. એમના વિના કોણ હોઈ શકે અન્ય ? જેમના વિશે તેઓ કાંઈ પણ છાપામાં, સામયિકમાં લખે તો એની ઊલટભેર ખબર ફોનથી-કાગળથી અચૂક આપે. એક નામાંકિત વિવેચક કોઈ જૂના કે તદ્દન નવા ઊગતા લેખક માટે આવો રસ લે એમાં એમના નિતાન્ત સાત્ત્વિક 'ઉદ્દેશ' સિવાય બીજું શું હોય ? ત્રણે સંપ્રસિદ્ધ જોશીઓ (ઉમાશંકર, સુરેશ અને રમણલાલ) સામયિક પ્રકટ કરી ચલાવવાની ખેવનાવાળા. આ ત્રિ-મૂર્તિ તંત્રીઓએ સહૃદય ભાવપૂર્વક હાથ ઝાલી લખાવ્યું ના હોત તો આ લખનારનો ક્રેમ્પગ્રસ્ત હાથ ક્યારનોય જકડાઈ ગયો હોત. આવા સજ્જનોથી ઊ-ઋણ થવાનો કોઈ પણ પ્રયાસ હાસ્યાસ્પદ બને.

'ગોવર્ધનરામ-એક અધ્યયન', ડૉ. રમણલાલનું પણ એક કલ્યાણ-ગ્રામસમું સ્વપ્નું હતું ! ગ્રન્થ આપતાં, નિખાલસતાની મૂર્તિસમા લેખકે સુરેશભાઈ જોશીના 'ક્ષિતિજ'માં સમીક્ષા લખવાનું સૂચવ્યું. વિવેચન પ્રકટ થયું અને પ્રભુને હોંશભેર મળવા ગયો તો કેટલાક ક્રિટિકલ રિમાર્ક્સથી એ ઈષત્ ખિન્ન થયેલા વરતાયા. થયું, ક્યાંક 'ક્ષિતિજ'નો ઘા તો નહીં કરે ? પણ ના, એ પણ ગુણગ્રાહક સક્ષમ આલોચક હતા. કોઈની શેહમાં કે નેહમાં તણાય એવા નહોતા.... પછી સુરેશભાઈનું મારા પર કાર્ડ આવ્યું, જેમાં મેં રમણભાઈનાં વિધાનોનો મહિમા કર્યો હતો એનો ઉલ્લેખ હતો- મામાને મેં એ વંચાવ્યું ત્યારે અમે ચા-પાનની લિજ્જત સાથે મધુર સમાપન કરેલું.

પંડિત પરમ્પરા સાથે સંલગ્ન મૂર્ધન્ય વિવેચક મા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ મુ. રમણભાઈ માટે જે સિદ્ધ મત ઉચ્ચાર્યો હતો એ અ-વિસ્મરણીય છે :

"ડૉ. રમણલાલ કુશળ અધ્યાપક, સંવેદનશીલ ભાવક, વિદ્યાપુરુષઃ ગોવર્ધનરામની પરિભાષામાં કહીએ તો સાક્ષર..."

-આવા સાક્ષરની કદરરૂપે ડિસેંબર ૧૯૭૭માં મુંબઈ કલ્યાણ મુકામે ભરાયેલ સાહિત્ય પરિષદના વિવેચન વિભાગના પ્રમુખ તરીકે સર્વાનુમતે વરણી થયેલી. પ્રમુખ લેખે રસપૂર્વક તૈયાર કરેલું વ્યાખ્યાન લઈ પ્રભુ મારા આવાસ ભુલાભાઈ પાર્ક પધાર્યા. સહપઠન તેમજ સૂચનનો પ્રથમ લાભ મને આપીને એ મોડી રાત્રે મને ધન્ય-વાન બનાવેલો. એમનો સ્નેહાગ્રહ કે કલ્યાણ પરિષદમાં મારે જ પ્રમુખનો પરિચય આપવો; સહર્ષ તે મેં સ્વીકાર્યો અને ત્યાં એમની નિશ્રામાં 'સંસ્કારપરાયણ વિવેચનાની દિશા' નિબન્ધનું પઠન કર્યું, જે 'સંસ્કૃતિ'માં ઉમાશંકરભાઈએ છાપ્યું હતું.

વિખ્યાત વાર્તાકાર ગુલાબદાસભાઈ બ્રોકર સાથે પણ સુગન્ધભર્યો સંબંધ 'મામા'એ જ રચી આપેલો. ગુલાબદાસ સાંસ્કૃતિક ટ્રસ્ટના પ્રમુખ શ્રી અમૃતલાલ યાજ્ઞિકે ૧૯૭૫માં 'નવી વાર્તા'નું સમ્પાદન કરવાનું નિમંત્રણ મોકલ્યું. અલ્પાધિક અવિવેક મારાથી એવો થયો કે 'નવી વાર્તા'માં સર્વ પ્રથમ સુરેશ હ. જોષીથી જ વાર્તાકારોની કૃતિઓ આવશે. બ્રોકર ગુલાબદાસ નહીં હોય ! અમૃતલાલ અને ગુલાબદાસ પણ કેવા કે મારા વિવેક-અવિવેકનો નિઃસંકોચ સ્વીકાર કર્યો પણ એની પાર્શ્વભૂમિકામાં શ્રી કૃષ્ણ-મકરન્દના ચાહક પ્રભુ હોવા જોઈએ.

'ઉદ્દેશ'માં અવિરત લખાયું, પરંતુ સાંઈ મકરન્દ દવેની એક રચનાનો આસ્વાદ કરાવ્યો તો મકરન્દભાઈએ રાધેશ્યામ ઉપર રા.ને સંબોધી એક

કવિતા રચી મોકલી. 'ઉદ્દેશ'ના માધ્યમથી મળેલો આ ઉપહાર અનુપમ ગણું છું.

યુનિ. ભાષા ભવન ખાતે રમણલાલભાઈના નિયામકપણામાં, એક કાળના નિકટ મિત્ર વિવેચક અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ સાથે વ્યાવહારિક બાબતે ગેરસમજ થયેલી. મુરબ્બી અને મિત્રને ભુલાભાઈ નોતર્યા. પરસ્પર પેંડા આરોગી મિષ્ટ સમાપન તરફ ઢળ્યા, પરંતુ ભૂલી નહિ શકાય એવી ઉદાર વૃત્તિ અને સમાધાનભાવના માત્ર 'મામા'માં વધુ હતી.

દોલતખાના વિઠ્ઠલમંદિરના જન્માષ્ટમી વાર્ષિકોત્સવમાં, નિયમિત કથાસંકીર્તન કરતો ત્યાં પ્રભુ પ્રવચન કરવા આવતા. એમના વિદ્યાર્થીકાળમાં વડોદરે એક મસ્તાના મહારાજના દર્શનની મલાવીને વા-ર-તા કહેતા ત્યારે એમાં મસ્તાનાના અત્તર લગાવની સુ-વાસ શ્રોતાજનો સુધી પ્રસરાવતા એ સાંભળવાની મજા પડતી !

અક્રમવિજ્ઞાની પૂ. દાદા ભગવાનના એક મહોત્સવ પર્વમાં નવસારી મુકામે રમણભાઈના અધ્યક્ષસ્થાને ડૉ. પિનાકિન્ દવેએ, ડૉ. રમેશ ભટ્ટે, પ્રો. વિષ્ણુ પાઠકે અને આ લખનારે વક્તવ્યો આપેલાં પરંતુ સૌથી યાદગાર તો કાશીરામ અગ્રવાલ હૉલનો-હજારો ભાવિકો સાથેનો-પ્રસંગ છે. જય સચ્ચિદાનંદ સંઘના શ્રી જી.એ શાહને સકળ સંઘપતિપદે સ્થાપવાના કાર્યક્રમમાં મંચ ઉપરથી ના ધારી શકાય એવું જોવા મળ્યું. દૂરથી નજીક નમસ્કારમુદ્રામાં ઓચિંતી આવી પહોંચેલી વ્યક્તિ તે તો સ્વયં રમણભાઈ હતા ! આવ્યા તો ખરા પણ સંઘપતિને વિનંતિ કરી કે મારે દાદાની બિન-લૌકિકતા વિશે થોડું બોલવું છે. ટૂંકું પણ વિષયસમર્પક સરસ બોલી ગયા. ગુજરાતી સાહિત્યના એક વિખ્યાત લેખકે ક્યાંક એવું વિધાન કરેલું કે પ્રમુખપદ મળે તો જ ડૉ. જોશી સભામાં આવે છે - એનો વિધેયાત્મક દાખલો 'પ્રભુ-મામા'નો પ્રસ્તુત પ્રસંગ ગણાય. માત્ર છાપામાં વાંચીને તે સાનંદ આવ્યા હતા !

હવે ?

જ્યેષ્ઠ ચિ. કવિ વાર્તાકાર પ્રબોધ ર. જોશી અને પરિવારનાં સ્વજનોએ સાનુકૂળતા હોય તો 'ઉદ્દેશ'ની પ્રકાશનધારા વહાવવી, અને ખાસ તો પ્રો. નિરંજન ભગતસાહેબે જેનું શીર્ષક 'વ્યૂઝ ઍન્ડ રિવ્યૂઝ' આપ્યું છે તે ડૉ. જોશીનો અંગ્રેજી વિવેચનસંચય સુલભ કરાવવો ઘટે.

☆



'ઉદ્દેશ' કાર્યાલયમાં પ્રેરણાની પળોમાં...

# પ્રશિષ્ટ રુચિના વિવેચક

ચંદ્રકાન્ત શેઠ

મુ. જોશીસાહેબ (ડૉ. રમણલાલ જોશી)ને પહેલવહેલાં ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં એમ.એ.ના ગુજરાતીના વર્ગમાં જોયાનું સ્મરણ છે. આમ તો તેઓ પૂ. ઉમાશંકરભાઈની અનુપસ્થિતિમાં એમ.એ.નો તાસ લેવા આવેલા. તાંબુલરસે સિક્ત વજનદાર બુલંદ અવાજ. એક પછી એક પાસાદાર વાક્યો બહાર પડતાં જાય વાક્ પ્રવાહ કંઈક ધીમો, પણ અસ્ખલિત. એમની સાહિત્ય વિશે પ્રશિષ્ટ રુચિ સમ્યક્ સમજદારી તેમ જ સ્પષ્ટ અભિપ્રાયદર્શન એમના વક્તવ્યમાંથી પામ્યાની પ્રતીતિ ત્યારે થયેલી ને પછી સમય જતાં તે સુદૃઢ પણ થયેલી. ડૉ. રમણભાઈનો હું સીધો વિદ્યાર્થી નહીં, તેથી એમની પાસે વ્યવસ્થિત ભણવાનું તો નહોતું બની શક્યું; પણ વખતોવખત એમનો લાભ અમને વર્ગમાં મળ્યા કરતો એવું સ્મરણ છે.

પછી તો ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતી વિભાગના તેઓશ્રી અધ્યક્ષ થયા ત્યારે મને ભાષાભવનમાં ગુજરાતીના વર્ગો લેવા નિમંત્રણ આપેલું. ત્યારે સરૂપ ધ્રુવ, હરીશ પંડિત વગેરે તેજસ્વી છાત્ર-છાત્રાઓ હોવાનું સ્મરણ છે. રમણભાઈના સ્નેહ અને સૌહાર્દનો ત્યારે મને સારો અનુભવ થયેલો. તે પછી ભાષાભવનમાં ગુજરાતી વિભાગમાં ખાલી જગા પડતાં. તે માટે હું સક્રિય થાઉં એવી એમની ભાવના પણ હતી; પરંતુ હું નિષ્ક્રિય જ રહ્યો ને ત્યારે એમણે અફસોસ પણ વ્યક્ત કર્યો. મારી કારકિર્દીના પ્રારંભકાળે રમણભાઈનાં સ્નેહ, સૌહાર્દ ને સહાનુભૂતિનો મને ભરપૂર અનુભવ થયેલો.

ડૉ. રમણભાઈનું સાહિત્યનું કામ તો અવિરત ચાલતું રહેલું. એમણે ગોવર્ધનરામ જેવા સાક્ષરમનીષીની પોતાના મહાનિબંધ માટે વરણી કરી એ જ મારે મન તો ઘણી મૂલ્યવાન બાબત હતી. એમણે ગોવર્ધનરામના સાક્ષરજીવન તેમજ અધ્યાત્મજીવનના મર્મો એમના મહાનિબંધમાં સરસ રીતે ખોલી આપ્યા છે. એ પછી પણ ગોવર્ધનરામના શબ્દનું એમનું સેવન નિરંતર ચાલુ રહ્યું. પરિણામે મહાનિબંધ 'ગોવર્ધનરામ - એક અધ્યયન' ઉપરાંત અંગ્રેજીમાં 'ગોવર્ધનરામ' (૧૯૭૯), ગુજરાતીમાં 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' (૧૯૮૬) જેવા ગ્રંથો ઉપરાંત અન્યના સહકારથી 'ગોવર્ધન પ્રતિભા' (૧૯૮૩) જેવો ગોવર્ધનરામ વિશેનો સવાશતાબ્દી સ્મારક ગ્રંથ પણ એમણે આપ્યો. એમણે ગોવર્ધનરામ વિષયક ગ્રંથો-લેખોની એક ઉપયોગી સૂચિ પણ આપેલી.

ડૉ. રમણભાઈએ સાહિત્ય વિવેચન, સંશોધન, સંપાદન અને અનુવાદક્ષેત્રે અનેક ઉપયોગી કાર્યો કર્યાં છે. તેમાં વળી વિવેચનક્ષેત્રે ને તેમાંયે સમકાલીન સાહિત્યના વિવેચનક્ષેત્રે એમની કામગીરી ખાસ ઉલ્લેખવી પડે એવી છે. એમની કલમનું સમર્થન અનેક ખીલતી સાહિત્યિક પ્રતિભાઓને મળતું રહેલું. એ રીતે વિવેચનક્ષેત્રે એમનું જે પુરોહિત કાર્ય છે તે અનેક નવસર્જકો માટે પ્રોત્સાહનરૂપ નીવડેલું.

ડૉ. રમણભાઈએ યોગ્ય રીતે જ આપણા પહેલા સમર્થ વિવેચક નવલરામભાઈને પોતાનો વિવેચન-અર્ઘ્ય સમર્પિત કરેલો. એમણે 'અભીપ્સા', 'પરિમાણ', 'શબ્દસેતુ', 'પ્રત્યય', 'સમાન્તર', 'વિનિયોગ', 'વિવેચનની પ્રક્રિયા', 'નિષ્પત્તિ', 'પરિવેશ', 'વિવેચનની આબોહવા' જેવા અનેક વિવેચનગ્રંથો આપી ગુજરાતી સાહિત્યની સંનિષ્ઠ સેવા કરી છે. એમની સાહિત્યિક કટારો પણ ઘણી ઉપયોગી ઠરેલી. વિવેચનની વિવિધ કાર્યપદ્ધતિઓમાં પણ એમને પ્રત્યક્ષ વિવેચનની પદ્ધતિ સવિશેષ અનુકૂળ આવી જણાય છે. એમણે ભારતીય નવલકથા વિશે ય એક વિવેચનગ્રંથ આપેલો. ૧૯૬૩ની ગુજરાત સાહિત્યસભાની કાર્યવહી એમણે તૈયાર કરી આપેલી. એમની 'વિવેચનની પ્રક્રિયા'

ગ્રંથને દિલ્હીની સાહિત્ય અકાદમીનો પુરસ્કાર પણ અપાયેલો.

ડૉ. રમણભાઈએ 'શબ્દલોકના યાત્રીઓ' ગ્રંથ બે ખંડોમાં આપેલો. એમાં એમણે ગુજરાતી સાહિત્યની કેટલીક તેજસ્વી સાહિત્યિક પ્રતિભાઓને પોંખવાનું -- એમનો સમતોલ પરિચય કરાવવાનું સ્તુત્ય કાર્ય કર્યું છે. એક સંદર્ભગ્રંથ તરીકે એનું મૂલ્ય છે જ. રમણભાઈએ અખાની કવિતા, ઉત્તમલાલનું ગદ્ય, સુન્દરમ્‌ની વાર્તાઓ વગેરેનાં સંપાદન પણ કરેલાં. ઉમાશંકર જોશીની સાથે તેમણે 'અખેગીતા'નું સંપાદનકાર્ય પણ સુપેરે કરેલું.

ડૉ. રમણભાઈએ પોતે તો નિયત 'ઉદ્દેશ' સાથે જીવનભર સાહિત્યની સેવા કરી; તે સાથે એમણે અન્ય અનેક અધિકારી વિદ્વાનો દ્વારા ગુજરાતના ઉત્તમ અને વિશિષ્ટ ગ્રંથકારો વિશે ચરિત્રાત્મક ને વિવેચનાત્મક લખાણો તૈયાર કરાવી જે 'ગ્રંથકાર શ્રેણી' આપી તે માટે ગુજરાતનું સાહિત્યજગત એમનું સદાનું ઋણી રહેશે.

ડૉ. રમણભાઈ છેલ્લે છેલ્લે 'સંસ્કૃતિ'ના પગલે પગલે 'ઉદ્દેશ' માસિક ચલાવતા રહેલા. એમની સાહિત્ય ચેતના ક્રમશઃ ધર્મ-અધ્યાત્મ તરફ વધુને વધુ ઢળવા લાગેલી. શ્રી અરવિંદ અને માતાજીપ્રેરિત અધ્યાત્મ માર્ગના આ યાત્રીનો કૃષ્ણ પ્રતિ લગાવ વધુને વધુ ઉત્કટ થતો જતો હતો. જીવનભર શબ્દની ઉપાસના કરતાં કરતાં તેઓ શબ્દાતીત તરફ પણ ઢળ્યા એ અત્યંત મહત્ત્વની ઘટના છે. એમની ચૈતસિક ભૂમિકા અધ્યાત્મિક આસનમાં અડોલપણે પ્રતિષ્ઠિત થઈ રહી હતી ત્યાં જ એમને ડેરાતંબૂ ઉપાડીને જવાનું થયું. ઉમાશંકર ને સુન્દરમ્‌ની સાહિત્યિક પરંપરાના આ વિવેચકનું સાચું સ્મારક તો 'ઉદ્દેશ' જ થઈ શકે. ડૉ. રમણભાઈના સાહિત્યિક વારસાને એમના સુપુત્રો-ખાસ કરીને પ્રબોધ, ગંધર્વાદિ સુપેરે દીપાવશે એવી શ્રદ્ધા અસ્થાને નથી. ડૉ. રમણભાઈના આત્માને શ્રીકૃષ્ણના સાન્નિધ્યમાં રમણરેતીમાં લીલારસ માણવાનો અવસર નિરંતર મળતો રહે એવી પ્રાર્થના છે.

★



ગોવર્ધનરામના શતાબ્દી સમારોહમા શ્રી ઉમાશકર જોશી દ્વારા દીપ પ્રગટન. (તા. ૧૬ ઓગષ્ટ, ૧૯૮૧)



નડિયાદમાં ગોવર્ધનરામની પ્રતિમાની વિજયાદશમીને દિવસે પુન સ્થાપના કરી પુષ્પહાર કરતા. (તા. ૮ ઓક્ટોબર, ૧૯૮૧)



મુંબઈમાં ગોવર્ધનરામ જયંતીના પર્વ નિમિત્તે ભારતીય વિદ્યાભવનના સભાગૃહમાં યોજાયેલ પરિસંવાદમાં શ્રી અજિત શેઠ, શ્રી યશવંત શુક્લ, શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક' તથા શ્રીમતી નિરૂપમા શેઠ સાથે. (તા. ૧૨ ઓક્ટોબર, ૧૯૮૦)



મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના ઉપક્રમે 'ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ'માં વ્યાખ્યાન આપતાં. આ પ્રસંગે તત્કાલીન અધ્યક્ષ ડૉ. યશવંત ત્રિવેદી, શ્રી દ્યુમન ત્રિવેદી તથા વાઈસ ચાન્સેલર ડૉ. મહેરુબેન બંગાળી જણાય છે. (તા. ૨૦ ફેબ્રુઆરી, ૧૯૮૭)



'લોકલહરી' તરફથી 'ગોવર્ધન પ્રતિમા'ના વિમોચન સમારંભમાં શ્રી યશવંત શુક્લ, શ્રી અનંતરાય રાવળ અને શ્રી મોહમ્મદ માંકડ સાથે નગરપાલિકા સભાગૃહ, નડિયાદ (તા. ૨૧ સપ્ટેમ્બર, ૧૯૮૩)



વિજયાદશમીને દિવસે ગોવર્ધનરામ ત્રિપાઠીની સવા શતાબ્દીના પૂર્ણાહુતિદિને નડિયાદમાં ગોવર્ધનરામની પ્રતિમા આગળ સમૂહ તસવીરમાં (તા ૮ ઓક્ટોબર, ૧૯૮૧)



ગોવર્ધનરામ ફાઉન્ડેશનના ઉપક્રમે ગુજરાતી સાહિત્ય પરિષદમાં યોજાયેલ કાર્યક્રમમાં શ્રી રાજેન્દ્ર શાહ અને અન્ય સાથે (તા. ૨૭ સપ્ટેમ્બર, ૧૯૯૩)



ગોવર્ધનરામ ફાઉન્ડેશનના ઉપક્રમે વ્યાખ્યાન આપતાં. અમદાવાદ (તા. ૨૭ સપ્ટેમ્બર, ૧૯૯૩)



ભારતીય વિદ્યાભવન સભાગૃહમાં ગોવર્ધનરામ જયંતી પર્વ પરિસંવાદમાં શ્રીમતી નિરૂપમા શેઠ, શ્રી યશવંત શુક્લ, શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક' અન્ય અને શ્રી અજિત શેઠ
(તા. ૧૨ ઓક્ટોબર, ૧૯૮૦)

# એકલવીર પુરુષાર્થી

**ધીરુભાઈ ઠાકર**

સ્વ. શ્રી રમણલાલ જોશી સાથે મારે આશરે અડધી સદીનો સંબંધ. તેઓ ગુજરાત યુનિવર્સિટીના ભાષા-સાહિત્યભવનમાં ઉમાશંકરભાઈના મદદનીશ તરીકે રિસર્ચ આસિસ્ટન્ટ તરીકે નિમાયા ત્યારથી હું તેમને ઓળખું. હું એ અરસામાં ગુજરાત કૉલેજમાંથી અનુસ્નાતક વર્ગો લેવા માટે યુનિવર્સિટીમાં આવતો હતો. તેમણે ગોવર્ધનરામ ત્રિપાઠી વિશે સંશોધન શરૂ કરેલું તે પહેલાં મણિલાલ દ્વિવેદી વિશે મેં Ph D. માટે સંશોધન કરેલું. એ દૃષ્ટિએ પંડિત યુગના અભ્યાસમાં હું તેમને મારા સહાધ્યાયી ગણતો. ગોવર્ધનરામની સવાશતાબ્દી પ્રસંગે તેમણે સંપાદિત કરેલ અધ્યયનગ્રંથમાં ગોવર્ધનરામની સ્ક્રૅપ બુક્સ વિશે 'મનીષીના મનોલોકમાં' એ લેખ મેં તેમના આગ્રહથી લખ્યો હતો.

ઉમાશંકરભાઈ પાસે તેમને અધ્યયન-અધ્યાપન-સંશોધન-સંપાદનની તાલીમ મળી હતી તેને હું તેમનું મોટું સદ્ભાગ્ય સમજું છું. 'સંસ્કૃતિ'ના સંપાદન-કાર્યમાં તેઓ કવિશ્રીને મદદ કરતા એટલું જ નહીં, 'સંસ્કૃતિ'માં ગ્રંથાવલોકનો કરતા અને વિવેચનલેખો પણ અવારનવાર લખતા. વિવેચક તરીકેના તેમના ઘડતરમાં ઉમાશંકર અને 'સંસ્કૃતિ'નો મહત્ત્વનો ફાળો હતો. તેનો ઋણસ્વીકાર રમણભાઈ તેમનાં લખાણોમાં અને વક્તવ્યોમાં વારંવાર કરતા. પોતાના એ ગુરુનું ઋણ ફેડવા જ હોય તેમ, ઉમાશંકરના અવસાન પછી, તેમણે 'સંસ્કૃતિ'ના નમૂના ઉપર 'ઉદ્દેશ' માસિક સ્થાપીને છેલ્લા શ્વાસ લગી સન્નિષ્ઠપણે ચલાવ્યું તે આપણા સાહિત્યની એક નોંધપાત્ર ઘટના છે.

રમણભાઈનું મુખ્ય પ્રદાન વિવેચક તરીકેનું છે. 'ગોવર્ધનરામ : એક અધ્યયન' ઉપરાંત 'અભીપ્સા', 'સમાંતર', 'પરિમાણ', 'શબ્દસેતુ', 'વિવેચનની પ્રક્રિયા' અને 'વિવેચનની આબોહવા' વગેરે તેમના વિવેચનસંગ્રહો છે. તેઓ વિવેચનના તત્ત્વ અને તંત્ર ઉભયના અભ્યાસી અને કુશળ પ્રયોજક હતા. તેમનાં વિશદ અને સુગ્રથિત લખાણોમાં તેમની વિદ્વત્તા દીપી ઊઠતી. તેમણે એક દાયકા સુધી ગુજરાતી ગ્રંથકાર શ્રેણીનું સંપાદન કરીને આપણા પ્રમુખ સાહિત્યસર્જકો વિશે લઘુ સ્વાધ્યાયગ્રંથો (monographs) ઉપલબ્ધ કરાવી આપ્યા છે.વિવેચનની પ્રક્રિયા સમજાવતાં તેમણે ભાયાણીની માફક ભારતીય સાહિત્યશાસ્ત્રનાં ધોરણો વિવેચનમાં અજમાવવાની હિમાયત કરી છે. અધ્યાપકીય વિવેચનની પરંપરામાં તેમનાં વિવેચનોને માનભર્યું સ્થાન મળી શકે તેમ છે.

તેમણે દૈનિકની સાહિત્યિક કટારરૂપે ઘણું લખાણ કરેલું છે. તેમાં આપણા શબ્દસ્વામીઓનાં નખચિત્રો અને મહત્ત્વની કૃતિઓનાં અવલોકનો કરેલાં છે.

તેમણે 'ઉત્તમલાલની ગદ્યરિદ્ધિ', 'અખેગીતા', 'લીલાવતી-જીવનકલા' વગેરે શિષ્ટ ગ્રંથોનાં સંપાદનો પણ કરેલાં છે.

તેમને ઉમાશંકર અને સુન્દરમ્ ઉપરાંત ગુલાબદાસ બ્રોકર, મનસુખલાલ ઝવેરી, હરિવલ્લભ ભાયાણી વગેરે અગ્રણી સાહિત્યસર્જકો સાથે નિકટનો સંબંધ હતો. તેમને શ્રી અરવિન્દ અને શ્રી માતાજીમાં અખૂટ શ્રદ્ધા હતી.

તેઓ દિલ્હીની સાહિત્ય અકાદેમીએ પ્રયોજેલ ભારતીય સાહિત્યના વિશ્વકોશના ગુજરાતી વિભાગ સાથે સંકળાયેલા હતા. તેમાં ગુજરાતી સાહિત્યને લગતાં અંગ્રેજી લખાણોનું સંપાદન તેમણે કરેલું છે. તેને માટે મેં તેમને કેટલાંક અધિકરણો લખી આપેલાં. તે જ રીતે તેમણે ગુજરાતી વિશ્વકોશ માટે લખ્યું હતું. તેમને રાષ્ટ્રીય અધ્યાપક તરીકે પણ

માન્યતા મળેલી. ગુજરાત સાહિત્ય અકાદમીને સ્વાયત્તતા પ્રાપ્ત થઈ તે પહેલાં તે સંસ્થાના પ્રમુખ તરીકે તેમણે કેટલાંક વર્ષો સુધી નોંધપાત્ર કામગીરી બજાવેલી. તેમના કાર્યકાલ દરમ્યાન ત્રણ વર્ષ માટે મને ફેલોશિપ મળેલી. કેન્દ્રીય અકાદેમીનો પુરસ્કાર, ગુજરાત સાહિત્ય અકાદમીનો ગૌરવ પુરસ્કાર, અનંતરાય રાવળ વિવેચન- એવોર્ડના પ્રથમ વિજેતા તરીકેનું સન્માન અને બીજાં અનેક સન્માનો તેમને પ્રાપ્ત થયેલાં.

પોતાના પ્રત્યેક ઉપકારનું કે સત્કૃત્યનું મૂલ્ય મળવું જોઈએ એવો તેમનો આગ્રહ રહેતો. તેને કારણે તેમને ક્યારેક એકલા પડવા જેવું થયું હતું. તેમ છતાં તેઓ એકલવીરની માફક ઈષ્ટ કાર્યમાં મથ્યા રહેતા. મારા એ એકલવીર પુરુષાર્થી મિત્રને હું હૃદયપૂર્વક અંજલિ આપું છું.

☆



હીંચકા ઉપર હળવાશની પળોમાં.



ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા અમદાવાદના ભાઈકાકા હૉલમા યોજાયેલ
શ્રી પન્નાલાલ પટેલ સન્માન સમારંભમા (તા ૧૫ ઑક્ટોબર ૧૯૮૬)



શ્રી ઉપેન્દ્રભાઈ પડ્યા સાથે (તા ૨૮ નવેમ્બર ૧૯૯૧)



પ્રો. શ્રી ચદ્રકાન્ત મહેતા સાથે.

# પ્રોફેસર રમણલાલ જોશી : વત્સલ વિદ્યાપુરુષ

**સિતાંશુ યશશ્ચંદ્ર**

'સરસ્વતીચંદ્ર' નવલકથાને ટેલિવિઝનના માધ્યમમાં રજૂ કરવાનું સાહસ ભારતના અગ્રણી ફિલ્મ-નિર્દેશક શ્રી કેતન મહેતાએ, એવાં જ અગ્રણી અભિનેત્રી-નૃત્યકાર શ્રી મલ્લિકા સારાભાઈએ શરૂ કરેલી સાહસિક ચેનલ માટે શરૂ કર્યું, ત્યારે એની સ્ક્રિપ્ટ લખવાનું કામ મારે કરવાનું થયું. બે સમર્થ સાહસિક કલાકારો સાથે રહીને કામ કરવામાં હિમ્મત તો જોઈએ, તે ભેગી કરીને સ્ક્રિપ્ટ લખવા માંડી ને ચેનલ પર એ આવવા પણ માંડી. ટેલિફોન-ઈ-મેઈલ, પત્રો(પણ !) એ અંગે આવવા લાગ્યા. એમાંનો એક પત્ર મારે માટે સ્મરણીય તેમજ વિચારપ્રેરક બલ્કે અજોડ હતો. એ પત્ર ગોવર્ધન વાઙ્મયના મર્મજ્ઞ, એની અખિલાઈ અને એની ઝીણવટોના માણનાર-જાણનારનો, પ્રોફેસર રમણલાલ જોશીનો હતો.

મુ. રમણભાઈએ પૂરા વાત્સલ્યથી અને એવા જ પૂરા સાહિત્યવિવેકથી લખ્યું હતું કે પ્રેમાનંદે જે ભાગવતપુરાણ અંગે કર્યું હતું તે તમે 'સરસ્વતીચંદ્ર' અંગે કર્યું છે. સાહેબની કોમેન્ટની મઝા આજે પણ હું માણું છું, કેતનભાઈએ પણ માણી હતી ! એક સાથે એમણે મારા એ કામના વિત્તને પણ વખાણ્યું અને એની મર્યાદા પણ સચોટ બતાડી ! મર્યાદા એ (ને કેવી ભારે) કે ટીવીના પડદે જે આવ્યું એ 'સરસ્વતીચંદ્ર' નહોતું.

એ વત્સલ વડીલે જે કોમળતાથી શસ્ત્રોપચાર કર્યો, એથી એમને માટેનું મારું હેત અને માન, બંને દૃઢ થયાં, બલ્કે વધ્યાં.

પ્રો. રમણલાલ જોશીની વ્યક્તિ લેખે અને વિવેચક લેખે, સજ્જન રૂપે અને સંશોધક રૂપે જે વિશેષતા હતી, એનો સંકેત ઉપર ઉલ્લેખેલા એમના પત્રમાં મને મળ્યો : સમગ્ર દર્શનની એમની વિરલ ક્ષમતા. ગો.મા.ત્રિ. તરફ સંશોધકરૂપે એટલે જ એ વળ્યા હશે, અને ગો.મા.ત્રિ.માંથી વિવેચક રૂપે એ જ (સમગ્રતાગ્રહ) પામ્યા હશે.

'શબ્દલોકના યાત્રીઓ'-ને એમણે આસનબદ્ધ પૂજ્યો રૂપે નહીં, પ્રવાસે નીકળેલા માણસો તરીકે ઓળખ્યા-ઓળખાવ્યા. એ અંગે પણ મારું એક આંતર સ્મરણ રમણભાઈની સલૂકાઈભરી શક્તિને ઓળખવામાં ઉપયોગી બને છે : દશકાઓ પહેલાંની વાત છે, કદાચ ૧૯૮૦ના વર્ષની કે એથી જરા અગાઉની. કંઈક કારણસર મારે દિલ્હીથી અમદાવાદ, મારા ભાઈને ત્યાં, રિલીફ રોડ પરના એલ.આઈ.સી.ના ફ્લેટમાં આવવાનું થયું. સાવ અંગત પ્રવાસ હતો- શબ્દલોકનો નહોતો ! પ્રો. રમણભાઈ મારા વડીલ, યુનિવર્સિટીના અગ્રણી પ્રોફેસર ભાષાભવનના અધ્યક્ષ પણ ત્યારે જ હશે. એમનો ફોન આવ્યો, તમને મળવું છે. 'આવી જાઉં, સાહેબ' - ના, હું જ પરિમલભાઈને ત્યાં આવું છું. આવ્યા. રીતસર મુલાકાત લીધી, પ્રશ્નો પૂછ્યા, જવાબો નોંધ્યા, તે દૈનિકમાં સવિસ્તર, સ્નેહપૂર્વક, પણ પૂરતા પ્રમાણભાન સાથે લખ્યું પણ ખરું. વયમાં, વિદ્વત્તામાં અને સંસ્થાકીય સત્તામાં પોતાના કરતાં ઓછા ગણી શકાય, તેવા 'શબ્દલોકના યાત્રીઓ' માટે એમણે સાચી મમતા અને નિસ્પૃહ સમાદર અનુભવ્યાં છે, એ સ્વાનુભાવે હું કહી શકું.

મ.સ.યુનિવર્સિટીના ગુજરાતી વિભાગમાં મારી નિમણૂક ૧૯૮૨માં થઈ, એ અંગેની પસંદગી સમિતિના પ્રો. રમણભાઈ એક સભ્ય હતા. નિમણૂક પછી એ વિષેના ઉલ્લેખ સાથે કોઈ પણ અઘટિત તો ઠીક પણ અન્યથા ઘટિત કહી શકાય એવી માગણી પણ જેમની પાસેથી ન આવે. તે પછી સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનાં પાઠ્યપુસ્તકો, સમિતિઓ વગેરે અંગે

પણ નિરપેક્ષ હતા. આ છે મારો અનુભવ.

સાચી કદર થાય તે સહુને ગમે તેમ એમને પણ ગમતું. કંઈક મુગ્ધતાથી એ, એથી, પ્રસન્ન થતા ! પણ કદર ન થાય એથી એ કદર થાય એવી યોજનાઓ ઘડવાથી પૂરતા દૂર રહેતા. કવિવર અને વિદ્વદ્‌પ્રખર ઉમાશંકર જોશીના એ પ્રિય શિષ્ય અને સાથી હતા, પણ ગુરુવર્યની પૂર્ણ નાગરતા એમણે નહોતી અપનાવી. રમણભાઈમાં એક હુંફાળું ગામડું ક્યાંક ટકી રહ્યું હતું. બૌદ્ધિકતાએ સુસંસ્કૃત પણ લાગણીએ સહજ, એવા માણસ તરીકે એમને ઓળખતો થયો.

ગોવર્ધનરામ ત્રિપાઠીના સમગ્ર વાઙ્મયને, જીવનને એમણે આત્મીયતાથી ઓળખ્યું હતું. એમાં એમની બરોબરી કરે એવા થોડાક જ અભ્યાસીઓ ગુજરાતમાં મળે. ગો.મા.ત્રિનું એ પાસું એમણે આત્મસાત્ કર્યું હતું.

ગોવર્ધનવાઙ્મય અને જીવન વિષે પ્રો. રમણલાલ જોશીએ જે સર્વગ્રાહી દૃષ્ટિવાળું કામ કર્યું છે, તેનું મૂલ્યાંકન કરવાનું આ સ્થળ નથી. ઉમાશંકર જોશી વિષે પ્રો. ચંદ્રકાન્ત શેઠ અને નર્મદ અંગે પ્રો. રમેશભાઈ શુક્લે જે કામ કર્યું છે, તે સહર્ષ સ્મરણમાં આવે એટલું જ નોંધવાનું અહીં બને. ગુજરાતમાં આવી મર્મજ્ઞ સર્વગ્રાહિતાની એક વિદ્વદ્ પરંપરા છે. પ્રો. રમણલાલ જોશી એમાંના એક હતા.

પણ ગોવર્ધન જીવનમાંથી રમણભાઈએ સ્વીકારેલા બીજા એક અંશનો સાક્ષી હોવાથી, એ વિષેનું સ્મૃતિચિત્ર અહીં રજૂ કરું. એ અંશ તે નિવૃત્તિ પછી આરંભાતી સઘન વિદ્યાપ્રવૃત્તિ. રમણભાઈ નિવૃત્ત થયા, સુંદરમે જેનું નામકરણ કર્યું હતું તેવા 'ઉદ્દેશ' સામયિકનું કામ પૂરબહાર ચાલ્યું, એ સમયનું આ સ્મૃતિચિત્ર છે : સાહેબને ઘેર, અમદાવાદની સેન્ટ ઝેવિયર્સ સ્કૂલ પાસેના રમ્ય વિસ્તારમાં, એમને મળવા ગયો હતો. ભર્યું ભર્યું કુટુંબ અખંડ હતું. ચા, નાસ્તો, વાત્સલ્ય બધું મળ્યું. પછી સંપાદક, તંત્રી ઊભા થયા. "ચાલો, 'ઉદ્દેશ'ના કાર્યાલયમાં જઈએ !" મને થયું. ક્યાંક બહાર જવાનું હશે. પણ ઉમંગભેર સાહેબ મને 'અચલાયતન'ની સીડી ચઢાવી ઉપલે માળે લઈ ગયા, 'કાર્યાલય'માં. કાર્યનું, એમની કર્મઠતાનું આલય એ હતું. અને એમાં અચલ જેવું. બીજું કંઈ નહોતું. કાગળો ફરફરતા હતા, ફાઈલો 'શું ફાઈલ કરવું ને શું ફાઈલ ન કરવું' એ દ્વિધામાં, શૈલાધિરાજ તનયા જેવી ન-કબાટની-અંદર-ન-કબાટની-બહાર એમ ઠમકીને ઊભી હતી, પુસ્તકો પૂર્ણ સ્વરાજની પ્રતિજ્ઞા લીધેલા સત્યાગ્રહીઓ માફક નાના-મોટા સરઘસોમાં હોય એવાં શોભતાં હતાં. સાહેબને 'સાહેબતા' ગમતી. 'કાર્યાલય'માં એક 'એસિસ્ટંટ' પણ હતાં. ઝાઝું એસ્ટિટ કરવાનું નહોતું, એવી છાપ પડી. સાહેબ પ્રસન્ન હતા, હુંયે. એ બધા વચ્ચે મધુર-મધુર સ્મિત સાથે હતા અમારા પ્રોફેસર, ભલે નિવૃત્ત તો યે નખશિખ પ્રોફેસર, જે હવે સંપાદક-તંત્રીના પોષાકમાં હતા, પણ હતા પ્રોફેસર. આ છે સઘન વિદ્યાપ્રવૃત્તિ વડે શોભતી નિવૃત્તિનુ ચિત્ર. મૂળે એ વત્સલ વિદ્યાપુરુષ હતા.

પ્રો. રમણલાલ જોશી, આચાર્ય યશવંતભાઈ શુક્લની જેમ, એક વિદ્યાલય-વાતાવરણને સાથે લઈને જ જ્યાં હોય ત્યાં શોભતા – પેલી મધ્યકાલીન કથાની આરામશોભા જેવા ! ફેર એટલો કે બેમાં એકે મધ્યકાલીન માનસવાળા નહોતા અને આરામ તો કરતા જ નહીં. પ્રોફેસર ઝાલાસાહેબ, મહામહિમોપાધ્યાય રામભાઈ, 'અભયાચાર્ય' યાજ્ઞિક સાહેબ, અનન્ય એવા ભાયાણી સાહેબ અને અમારા ગુલાબદાસભાઈ (બ્રોકર), એ મારા વત્સલ વડીલો, સમર્થ વિવેક બૃહસ્પતિઓનું પ્રબળ સ્મરણ થાય છે.

રમણભાઈ અંદરથી જ આધુનિક હતા અને વ્યાપક સંદર્ભમાં વિચારતા. મેથ્યુ આર્નલ્ડ (રમણભાઈ 'આર્નોલ્ડ' કહેવાની ભૂલ નહોતા કરતા) અંગે એમણે ભારે સૂઝથી લખ્યું છે. 'વિવેચનની પ્રક્રિયા'માં તેમજ 'વિવેચનની આબોહવા'માં રસ ધરાવતા આ વિવેચકે આર્નલ્ડની પ્રશિષ્ટતાપ્રિય અભિરુચિના એક મનોમય

વાતાવરણમાં આપણો પ્રવેશ શક્ય બનાવ્યો છે. તેમ જ, એ 'આબોહવા' પાશ્ચાત્ય કાવ્યાભિરુચિની બીજી કઈ કઈ 'આબોહવા'ના વિકલ્પે આવે છે એ પણ પ્રો. રમણભાઈએ વિગતોમાં જઈને સૂચવ્યું છે. આધુનિકતાના અદ્યતન, અદ્યતનોત્તર ઉન્મેષો સુધી એ પહોંચ્યા નહીં, પણ ત્યાં સુધી જવા મથનારાઓનું એમણે સદા સન્માન કર્યું.

એ જ વલણ કવિ ન્હાનાલાલના મનોજગતને સંદર્ભે પ્રો. રમણભાઈ પ્રગટ કરે છે. 'વિવેચનની આબોહવા'નો એમનો અભ્યાસ 'સર્જકતાની આબોહવા'માં એમણે લીધેલા ઊંડા શ્વાસમાંથી બળ મેળવે છે. ન્હાનાલાલની આબોહવા ઓળખવાનું કામ એમણે પ્રક્રિયાને નામે ટાળ્યું નથી.

એમનાં પુસ્તકોની યાદી આપવાનો આ પ્રસંગ નથી. 'યાદી' શબ્દ, હવે તો, 'કલાપી'એ યોજેલા અર્થમાં એમને વિષે લખવો પડે, એવો સમય શરૂ થઈ ગયો છે. એ યાદી મારા જેવાને આજે આર્દ્ર બનાવે છે.

છેલ્લાં વર્ષોમાં મળવાનું થતું. ત્યારે રમણભાઈ બે કવિઓનું ઊંડા સ્નેહથી સ્મરણ કરતા ઉમાશંકર અને સુંદરમ્. બંનેના વ્યક્તિત્વની, કવિત્વની અને ગદ્યગત સર્જકતાની વિભિન્નતાને તેઓ સુપેરે સમજતા અને ક્યારેક ઈશારે સૂચવતા પણ ખરા. પણ બંને પ્રત્યેનો એમનો ઊંડો સ્નેહ રમણભાઈને એ બંને કવિવરોની પરસ્પર વિલક્ષણ પ્રતિભાઓને વહાલભર્યા વિવેકથી અને વિવેકભર્યા વહાલથી જાણવાની શક્તિ આપતો.

પ્રો. રમણલાલ જોશીની સ્મૃતિ આપણને હેતાળ વિવેકબુદ્ધિ અને વિવેકી સ્નેહભાવ કેળવવાની શક્તિ આપો.

☆



કવિ શ્રી સુન્દરમ્ અને શ્રી પ્રજારામ રાવળ સાથે.

# એ લહેકો અને ટહુકો...

ચન્દ્રકાન્ત ટોપીવાળા

પ્રિય પ્રબોધભાઈ,

અચાનક ચિનુ મોદી તરફથી ખબર પડી. એક ક્ષણ માની ન શક્યો. એમનો ક્યારેક ક્યારેક આવતા 'ફોન' નો 'એલાઉ'નો લહેકો મનમા સહેજ પડઘો પાડતો રહ્યો. હું આવ્યો. અંદર રમણભાઈને સુવડાવેલા અને તમને ઓસરીની પાળ પર માણસોની ભીડ વચ્ચે જાગતા જોઈ રહ્યો. હું તમને આશ્વાસન આપવાની હિંમત ન કરી શક્યો.

યાદ છે, રમણભાઈ 'ઉદ્દેશ' શરૂ કરવાના હતા. પરિષદ પર મને ફોન આવ્યો. 'તમારો લેખ મારા પહેલા અંકમાં જોઈએ' અને પછી તો 'વિસ્તરતી સીમાઓ'ની સૈદ્ધાન્તિક લેખમાળા એમણે પંદરેકથી વધુ વર્ષો સુધી સતત દરેક અંકમાં પ્રકાશિત કર્યા કરી. 'ઉદ્દેશ'ની નિયમિતતા રમણભાઈના સ્વભાવમાં રહેલી ચીવટની ચાડી ખાતી હતી. 'ઉદ્દેશ'ને એમણે 'સંસ્કૃતિ'ની પૂર્તિ રૂપે કલ્પ્યું.

આમ તો અમે બંને-દાહોદમા યુનિવર્સિટી ચૂંટણી પ્રચાર અંગે રમણભાઈ આવેલા, ત્યારે અલપઝલપ મળેલા. પણ મારો વાયવા લેવા રમણભાઈ ઠેઠ પૂના આવેલા એ પ્રસંગ યાદગાર છે. હું યુનિવર્સિટી પ્રતિનિધિ તરીકે 'ફિલ્મ એપ્રિસિયેશન કોર્સ'માં બેએક મહિના માટે ગયેલો. મારા પોતાના જ માર્ગદર્શન હેઠળ તૈયાર કરેલા મહાનિબંધની પ્રક્રિયા લાંબી ચાલેલી. રમણભાઈ એના ગુજરાતી વિભાગના અધ્યક્ષ તરીકે સાક્ષી હતા. પૂના આવી શ્રી મહેન્દ્ર મહેન્દ્રલે સાથે રહી એમણે એ કાર્ય પૂરું તો પાડ્યું, પણ ફિલ્મ ઇન્સ્ટિટ્યૂટની હોસ્ટેલના રૂમમાં મારી સાથે રાત રોકાયા. રાત્રે દક્ષિણની ખૂબ પ્રસિદ્ધ ફિલ્મ 'શંકરાભરણ' હતી. અમે બંનેએ એ સાથે જોઈ. ફિલ્મથી પ્રસન્ન હતા. આ દરમ્યાન એમનો ફિલ્મશોખ અને ખાસ તો સંગીતશોખ મારી જાણમાં આવ્યો.

એક વાર પાટણની ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમાં ઉમાશંકર જોશી પર મારે વ્યાખ્યાનં આપવાનાં હતાં. મારી અને શાલિની સાથે રમણભાઈ પણ જોડાયા. સાથે આવ્યા. પાછા ફરતાં રસ્તામાં ગૂટકો બતાવી મને કહે, 'ચન્દ્રકાન્તભાઈ, આ કોઈએ મને ખવડાવ્યો છે અને ત્યાર પછી હું ખાતો જ રહ્યો છું. એમાં જરૂર તમે કહો છો તેવો કોઈ વ્યસન પદાર્થ હોવો જ જોઈએ.' એમની કબૂલાતમાં નિખાલસતા હતી. એમનો પાનશોખ તો સૌને વિદિત છે.

પૂર્ણેશ્વરમાં આવે ત્યારે ઘેર આવી ટહુકો કરી જાય. કશું લે નહીં. કહે : 'હું તો એક દિવસ ભોજન જ લઈશ.' એમને અને અમને બંનેને ખબર કે આ વાયદો છે. એને ઊભો જ રાખવાનો છે.

'મિત્ર' જેવું વિશિષ્ટ ઉચ્ચારણ સાથેનું એમનું સંબોધન એમની સાહિત્યવર્ગમાં પિછાન હતી.

પ્રબોધભાઈ, 'ઉદ્દેશ'ને, રમણભાઈના ઉદ્દેશમાં તમારો ઉદ્દેશ ભેળવી ચાલુ રાખજો. એ જ એમનું ઉત્તમ તર્પણ થશે.

૩૦ ઓક્ટોબર, ૨૦૦૬ લિ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

★

# શબ્દસેવી રમણભાઈ

**ચિનુ મોદી**

૧૯૫૮ની સાલમાં હું બી.એ. થઈ, એમ.એ. ગુજરાતી સાથે કરવા ઉમાશંકરભાઈની નિશ્રામાં ગયો. ગુજરાત યુનિવર્સિટીના ટાવરવાળા મકાનમાં નીચે વર્ગો શરૂ થયેલા એવું કંઈક યાદ છે. જ્યારે પણ ઉમાશંકરભાઈ ઉપસ્થિત ન હોય, ત્યારે ખાદીનાં બુશશર્ટ-પેન્ટ પહેરેલા પીએચ.ડી.ના ફેલો વર્ગમાં આવે... પછી ખબર પડી કે એ અમારા રતિલાલ દવેના મામા હતા. રતિલાલને કારણે રાધેશ્યામ શર્મા પણ એમને મામા કહેતા.

શ્રી રમણલાલ જોશીનું આ મારું પહેલું સ્મરણ...

એ પછી હું ૧૯૬૧માં એમ.એ. થયો અને એચ.એ. કૉલેજ ઑફ કૉમર્સ, અમદાવાદ ખાતે ઑનરરી ટ્યુટર તરીકે સેવા આપવા લાગ્યો, ત્યારે રમણભાઈ મારા ગુજરાતી વિભાગના અધ્યક્ષ હતા. મારા ઉપરાંત પ્રા. મહેન્દ્ર દવે (એમ.સી.દવે) પણ અધ્યાપક. હું ભણતો ત્યારે કેટલાક અમારા એમ.એ.ના સિનિયર વિદ્યાર્થીઓ એમને મજાકમાં બૉઝવેલ કહેતા. ઉમાશંકરભાઈ સાથે એમનો નાતો, આ રીતે પણ પ્રગટ થતો.

એ પછી તો અમારે ઘણું છેટું પડી ગયું. એ વિવેચક અને અમે રે મઠના કવિઓ વિવેચન માત્રને અવગણનાર ટોળકી. અમે તો 'રે'ના અંક પર લખતા પણ ખરા: 'રે'માં પ્રગટ થતી કૃતિઓ અમે સમજીએ જ છીએ એવું માની લેવું નહીં.' રમણભાઈ પાનના શોખીન. ખાસ્સું મોંઘું પાન, મોટા પાનને ગલ્લે જ એ ખાય. ઘણી વાર એમને મેં જૂની હાઈકોર્ટ સામેના ગલ્લે તાંબુલરસમાં લીન થતા જોયેલા છે.

અમારી વચ્ચે સેતુરૂપ પ્રબોધ. પ્રબોધ ત્યારે 'હું' જૂથનો કવિ અને 'રે' મઠનાં તોફાનોનું કંઈક અનુસંધાન આ જૂથના કવિઓમાં જોઈ, હું રાજી થતો. પ્રબોધ સાથેના અનુસંધાનને કારણે રમણભાઈ સાથે નાતો ટકી રહેલો. એક વાર એમણે મને ફોન કર્યો અને કહ્યું : 'મિત્ર, ચન્દ્રવદન મહેતા પર ૮૦ પાનાં લખી આપો.' મેં રમણભાઈને કહ્યું : 'કોઈ અન્ય વિશે લખી આપું – અને એમણે શ્રીધરાણી સૂચવ્યા અને મેં હા કહી. અને જે દિવસે મેં લખાણ આપવાનું કહેલું, એ દિવસે, આપેલા સમય મુજબ સવારે રમણભાઈ મારે ઘેર રિક્ષા કરી આવ્યા. એમને રિક્ષા ચાલુ રાખવી હતી. મેં કહ્યું : 'ચા પીધા વગર જવાય નહીં - બીજી રીક્ષા મળશે જ.' અને પછી મેં ઉમેરેલું : 'તમને ઉત્તમ પાન પણ ખવરાવીશ'. અને રમણભાઈએ ટેસથી ચા પીધી અને મેં વચન મુજબ એમને મઘઈની જોડી મારા પાનને ગલ્લે ખવરાવી. મારા મઘઈ પાન બનાવનારને રમણભાઈ કહે : 'આમને ઓળખો છો ને ? આપણા કવિશ્રી છે, હોં'.

મારે ક્યારેક જ એમને ત્યાં જવાનું થતું. પણ, જઈએ એટલે ઉપરને માળે મકાનમાં, ચોપડીઓ વચ્ચે રમણભાઈ હોય. કૈંક ને કૈંક કામ કરતા જ હોય. આખી જિંદગી એમણે શબ્દ સેવ્યો-શબ્દ સાથે ભાવનલેખનનો સંબંધ. એમણે કાયમ મારાં પુસ્તકો વિશે, વ્હાલથી લખેલું. એક વાર ગૂજરાત વિદ્યાપીઠમાં ગુજરાતીના અધ્યાપક સંઘના અધ્યાપક શિબિરમાં 'અશ્વત્થામા – ગુજરાતી સાહિત્યમાં' એ વિશે મેં લખેલું લખાણ વાંચ્યું. વાચન પૂરું થતાં જ મને રમણભાઈ કહે : 'આ લેખ હું જ છાપીશ – લાવો.' 'ઉદ્દેશ' માટે એ આવી રીતે બ્રાહ્મણ થતાં પણ અચકાય નહીં. 'ઉદ્દેશ' એ 'સંસ્કૃતિ'ની અવેજીમાં શરૂ થયેલું સામયિક.

એમની અરવિંદની આસ્થા અને સુન્દરમ્ માટેની આદરપૂર્ણ ભક્તિકક્ષાની પ્રીતિ જગજાહેર છે. એકસાથે આપણી ભાષાના બે મૂર્ધન્ય કવિઓના પ્રીતિપ્રાપ્ત તો એક જ અને એ રમણભાઈ.

શ્રી રમણભાઈનો જીવ એમની સંતતિમાં હોય એથી ઝાઝો 'ઉદ્દેશ'માં. 'ઉદ્દેશ' નિયમિત પ્રગટ થાય એવી વ્યવસ્થા જ એમનું સાચું શ્રાદ્ધ. અસ્તુ.

☆

# એ લહેકો અને ટહુકો...

ચન્દ્રકાન્ત ટોપીવાળા

પ્રિય પ્રબોધભાઈ,

અચાનક ચિનુ મોદી તરફથી ખબર પડી. એક ક્ષણ માની ન શક્યો. એમનો ક્યારેક ક્યારેક આવતા 'ફોન' નો 'એલાઉ'નો લહેકો મનમાં સહેજ પડઘો પાડતો રહ્યો. હું આવ્યો. અંદર રમણભાઈને સુવડાવેલા અને તમને ઓસરીની પાળ પર માણસોની ભીડ વચ્ચે જાગતા જોઈ રહ્યો. હું તમને આશ્વાસન આપવાની હિંમત ન કરી શક્યો.

યાદ છે, રમણભાઈ 'ઉદ્દેશ' શરૂ કરવાના હતા. પરિષદ પર મને ફોન આવ્યો. 'તમારો લેખ મારા પહેલા અંકમાં જોઈએ' અને પછી તો 'વિસ્તરતી સીમાઓ'ની સૈદ્ધાન્તિક લેખમાળા એમણે પંદરેકથી વધુ વર્ષો સુધી સતત દરેક અંકમાં પ્રકાશિત કર્યા કરી. 'ઉદ્દેશ'ની નિયમિતતા રમણભાઈના સ્વભાવમાં રહેલી ચીવટની ચાડી ખાતી હતી. 'ઉદ્દેશ'ને એમણે 'સંસ્કૃતિ'ની પૂર્તિ રૂપે કલ્પ્યું.

આમ તો અમે બંને-દાહોદમાં યુનિવર્સિટી ચૂંટણી પ્રચાર અગે રમણભાઈ આવેલા, ત્યારે અલપઝલપ મળેલા. પણ મારો વાયવા લેવા રમણભાઈ ઠેઠ પૂના આવેલા એ પ્રસંગ યાદગાર છે. હું યુનિવર્સિટી પ્રતિનિધિ તરીકે 'ફિલ્મ એપ્રિસિયેશન કોર્સ'માં બેએક મહિના માટે ગયેલો. મારા પોતાના જ માર્ગદર્શન હેઠળ તૈયાર કરેલા મહાનિબંધની પ્રક્રિયા લાંબી ચાલેલી. રમણભાઈ એના ગુજરાતી વિભાગના અધ્યક્ષ તરીકે સાક્ષી હતા. પૂના આવી શ્રી મહેન્દ્ર મહેન્દ્રલે સાથે રહી એમણે એ કાર્ય પૂરું તો પાડ્યું, પણ ફિલ્મ ઇંન્સ્ટિટ્યૂટની હોસ્ટેલના રૂમમાં મારી સાથે રાત રોકાયા. રાત્રે દક્ષિણની ખૂબ પ્રસિદ્ધ ફિલ્મ 'શંકરાભરણ' હતી. અમે બંનેએ એ સાથે જોઈ. ફિલ્મથી પ્રસન્ન હતા. આ દરમ્યાન એમનો ફિલ્મશોખ અને ખાસ તો સંગીતશોખ મારી જાણમાં આવ્યો.

એક વાર પાટણની ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમાં ઉમાશંકર જોશી પર મારે વ્યાખ્યાનો આપવાનાં હતાં. મારી અને શાલિની સાથે રમણભાઈ પણ જોડાયા. સાથે આવ્યા. પાછા ફરતાં રસ્તામાં ગૂટકો બતાવી મને કહે, 'ચન્દ્રકાન્તભાઈ, આ કોઈએ મને ખવડાવ્યો છે અને ત્યાર પછી હું ખાતો જ રહ્યો છું. એમાં જરૂર તમે કહો છો તેવો કોઈ વ્યસન-પદાર્થ હોવો જ જોઈએ.' એમની કબૂલાતમાં નિખાલસતા હતી. એમનો પાનશોખ તો સૌને વિદિત છે.

પૂર્ણેશ્વરમાં આવે ત્યારે ઘેર આવી ટહુકો કરી જાય. કશું લે નહીં. કહે : 'હું તો એક દિવસ ભોજન જ લઈશ.' એમને અને અમને બંનેને ખબર કે આ વાયદો છે. એને ઊભો જ રાખવાનો છે.

'મિત્ર' જેવું વિશિષ્ટ ઉચ્ચારણ સાથેનું એમનું સંબોધન એમની સાહિત્યવર્ગમાં પિછાન હતી.

પ્રબોધભાઈ, 'ઉદ્દેશ'ને, રમણભાઈના ઉદ્દેશમાં તમારો ઉદ્દેશ ભેળવી ચાલુ રાખજો. એ જ એમનું ઉત્તમ તર્પણ થશે.

૩૦ ઓક્ટોબર, ૨૦૦૬ લિ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

★

# શબ્દસેવી રમણભાઈ

**ચિનુ મોદી**

૧૯૫૮ની સાલમાં હું બી.એ. થઈ, એમ.એ. ગુજરાતી સાથે કરવા ઉમાશંકરભાઈની નિશ્રામાં ગયો. ગુજરાત યુનિવર્સિટીના ટાવરવાળા મકાનમાં નીચે વર્ગો શરૂ થયેલા એવું કંઈક યાદ છે. જ્યારે પણ ઉમાશંકરભાઈ ઉપસ્થિત ન હોય, ત્યારે ખાદીનાં બુશશર્ટ-પેન્ટ પહેરેલા પીએચ.ડી.ના ફેલો વર્ગમાં આવે... પછી ખબર પડી કે એ અમારા રતિલાલ દવેના મામા હતા. રતિલાલને કારણે રાધેશ્યામ શર્મા પણ એમને મામા કહેતા.

શ્રી રમણલાલ જોશીનું આ મારું પહેલું સ્મરણ...

એ પછી હું ૧૯૬૧માં એમ.એ. થયો અને એચ.એ. કૉલેજ ઑફ કૉમર્સ, અમદાવાદ ખાતે ઑનરરી ટ્યુટર તરીકે સેવા આપવા લાગ્યો, ત્યારે રમણભાઈ મારા ગુજરાતી વિભાગના અધ્યક્ષ હતા. મારા ઉપરાંત પ્રા. મહેન્દ્ર દવે (એમ.સી.દવે) પણ અધ્યાપક. હું ભણતો ત્યારે કેટલાક અમારા એમ.એ.ના સિનિયર વિદ્યાર્થીઓ એમને મજાકમાં બૉઝવેલ કહેતા. ઉમાશંકરભાઈ સાથે એમનો નાતો, આ રીતે પણ પ્રગટ થતો.

એ પછી તો અમારે ઘણું છેટું પડી ગયું. એ વિવેચક અને અમે રે મઠના કવિઓ વિવેચન માત્રને અવગણનાર ટોળકી. અમે તો 'રે'ના અંક પર લખતા પણ ખરા: 'રે'માં પ્રગટ થતી કૃતિઓ અમે સમજીએ જ છીએ એવું માની લેવું નહીં.' રમણભાઈ પાનના શોખીન. ખાસ્સું મોંઘું પાન, મોટા પાનને ગલ્લે જ એ ખાય. ઘણી વાર એમને મેં જૂની હાઈકોર્ટ સામેના ગલ્લે તાંબુલરસમાં લીન થતા જોયેલા છે.

અમારી વચ્ચે સેતુરૂપ પ્રબોધ. પ્રબોધ ત્યારે 'હું' જૂથનો કવિ અને 'રે' મઠનાં તોફાનોનું કંઈક અનુસંધાન આ જૂથના કવિઓમાં જોઈ, હું રાજી થતો. પ્રબોધ સાથેના અનુસંધાનને કારણે રમણભાઈ સાથે નાતો ટકી રહેલો. એક વાર એમણે મને ફોન કર્યો અને કહ્યું : 'મિત્ર, ચન્દ્રવદન મહેતા પર ૮૦ પાનાં લખી આપો.' મેં રમણભાઈને કહ્યું : 'કોઈ અન્ય વિશે લખી આપું – અને એમણે શ્રીધરાણી સૂચવ્યા અને મેં હા કહી. અને જે દિવસે મેં લખાણ આપવાનું કહેલું, એ દિવસે, આપેલા સમય મુજબ સવારે રમણભાઈ મારે ઘેર રિક્ષા કરી આવ્યા. એમને રિક્ષા ચાલુ રાખવી હતી. મેં કહ્યું : 'ચા પીધા વગર જવાય નહીં - બીજી રીક્ષા મળશે જ.' અને પછી મેં ઉમેરેલું : 'તમને ઉત્તમ પાન પણ ખવરાવીશ'. અને રમણભાઈએ ટેસથી ચા પીધી અને મેં વચન મુજબ એમને મઘઈની જોડી મારા પાનને ગલ્લે ખવરાવી. મારા મઘઈ પાન બનાવનારને રમણભાઈ કહે : 'આમને ઓળખો છો ને ? આપણા કવિશ્રી છે, હોં'.

મારે ક્યારેક જ એમને ત્યાં જવાનું થતું. પણ, જઈએ એટલે ઉપરને માળે મકાનમાં, ચોપડીઓ વચ્ચે રમણભાઈ હોય. કૈંક ને કૈંક કામ કરતા જ હોય. આખી જિંદગી એમણે શબ્દ સેવ્યો-શબ્દ સાથે ભાવનલેખનનો સંબંધ. એમણે કાયમ મારાં પુસ્તકો વિશે, વ્હાલથી લખેલું. એક વાર ગૂજરાત વિદ્યાપીઠમાં ગુજરાતીના અધ્યાપક સંઘના અધ્યાપક શિબિરમાં 'અશ્વત્થામા – ગુજરાતી સાહિત્યમાં' એ વિશે મેં લખેલું લખાણ વાંચ્યું. વાચન પૂરું થતાં જ મને રમણભાઈ કહે : 'આ લેખ હું જ છાપીશ – લાવો.' 'ઉદ્દેશ' માટે એ આવી રીતે બ્રાહ્મણ થતાં પણ અચકાય નહીં. 'ઉદ્દેશ' એ 'સંસ્કૃતિ'ની અવેજીમાં શરૂ થયેલું સામયિક.

એમની અરવિંદની આસ્થા અને સુન્દરમ્ માટેની આદરપૂર્ણ ભક્તિકક્ષાની પ્રીતિ જગજાહેર છે. એકસાથે આપણી ભાષાના બે મૂર્ધન્ય કવિઓના પ્રીતિપ્રાપ્ત તો એક જ અને એ રમણભાઈ.

શ્રી રમણભાઈનો જીવ એમની સંતતિમાં હોય એથી ઝાઝો 'ઉદ્દેશ'માં. 'ઉદ્દેશ' નિયમિત પ્રગટ થાય એવી વ્યવસ્થા જ એમનું સાચું શ્રાદ્ધ. અસ્તુ.

☆

# અંતરને અતિક્રમી જતો સરળ લય

મનોહર ત્રિવેદી

પ્રિય પ્રબોધભાઈ,

દસ સપ્ટેમ્બર '૦૬ના ટીવી સમાચારો દ્વારા જાણ્યું કે જોશીસાહેબ હવે આપણી વચ્ચે નથી. બીજે દિવસે 'ફૂલછાબ'માં તે અંગેની સવિગત નોંધ હતી. એ પછી તમારી સાથે ટેલિફોનિક વાતો થઈ.

જીવનનાં એંશી વર્ષ, આમ તો એ ગાળામાં જવું એ કંઈ અસ્વાભાવિક ન લાગે. પણ એમની આંખ નીચે રહેવા ટેવાયેલાને આ વાત...

આ લખું છુ ત્યારે ત્રણ દાયકાઓ, બસ, આમ સડસડાટ પસાર પણ થઈ ગયા-નો ઝબકારો થાય છે, વીજગતિએ.

પ્રારંભના પરિચયનો ત્રિઅંકી પ્રસંગ સંભારું : ૧૯૭૫-૭૬ ના દિવસોમાં અમારે ઉચ્ચતર માધ્યમિકના વિષયોની તાલીમ લેવા અમદાવાદ આવવાનું થયું. ગુજરાતી, શ્રેણી અગિયારના પાઠ્યપુસ્તકની ચર્ચાઓ વિવિધ અધ્યાપકો દ્વારા થાય. શેઠ અને ટોપીવાળા બન્ને ચન્દ્રકાન્ત, ધીરુ પરીખ અને ડૉ. જોશીસાહેબ જેવા તજ્જ્ઞોનો લાભ આવા વર્ગને બહાને મળ્યો. નિખાલસ ચર્ચાઓ થાય. અન્યોન્યને પામવાની-ઓળખવાની તક મળે એ લટકામાં. એ દિવસોમાં હું કદાચ વધુ ટીખળી હતો. સળી કરવાથી જાતને રોકી-ટોકી ન શકું. પાઠ્યક્રમમાં મધુરાયની હરિયાજૂથની એક વારતા હતી, 'કાન'. રમણભાઈએ, એમાં વારતા જેવું કશું નથી, જેવાં વિધાનો કર્યાં ને પુસ્તકના સમ્પાદકોને ય આડે હાથે લીધા. વારતામાં રહેલું કપોલકલ્પિત-ફેન્ટસી-નું માર્મિક તત્ત્વ શિક્ષકો કદાચ ન સમજી શક્યા હોય, રમણભાઈ પણ નહીં ? મેં આંગળી ઊંચી કરી ને તેમના વિધાન સામે અસંમતિ બતાવી. તો કહે : હં, આ વારતા વિશે, મનોહરભાઈ જ આપણને કહેશે : ને મને ટેબલ તરફ આવવા સૂચવ્યું. તેઓ બાજુની ખુરસીમાં બેઠા. હું ગયો ને 'કાન' વારતાને કયા એંગલથી માણવાની છે, એની વિસ્તારથી વાત કરી. હું સમજ્યો કે બધાંને મારું નિરીક્ષણ ગમ્યું; રમણભાઈને પણ. એટલે છેલ્લે મારી વાતના સમાપનમાં બોલી ગયો : 'પણ મિત્રો, આ વારતા અભણ શિક્ષકો અને અભણ વિવેચકો માટે નથી.' સૌએ છુટ્ટે મોંએ હસીને તાળીઓ વરસાવી. ડૉ. રમણભાઈ પણ એમા જોડાયા ને જે રીતે મેં વારતા ખોલી આપી, એની પ્રશંસાયે - મનમાં જરાય ઓછું લાવ્યા વગર - કરી.

બીજો અંક આવો છે : વર્ગની બહાર નીકળ્યા ને અમે મળ્યા. વાંસામાં હાથ ફેરવીને કહે : કંઈ કામ હોય તો કહેજો : હું સ્તબ્ધ. અવાચક. કોઈ વાતે આશ્ચર્ય શમે નહીં. અંદર કશુંક ખૂંચે.

અંક ત્રીજો : બીજે દિવસે વર્ગની બહાર નીકળતાં મેં મારા કાવ્યસંગ્રહ છપાવવા માટે ઇચ્છા વ્યક્ત કરી. ગામડામાં રહું. પ્રકાશક તો શું, ભોજિયોભાઈ પણ ઓળખે નહીં. કહે : હું ભલામણ કરી દઈશ. મોકલી આપજો. એમની જ પ્રસ્તાવના લેવાની હતી, પણ કોઈ કારણવશ પ્રકાશકે સીધો સંગ્રહ છાપી, બજારમાં મૂકી દીધો. મેં સ્પષ્ટતા કરી તો લખ્યું : તમે આપેલા કારણને સ્વીકારું છું. કંઈ વાંધો નહીં. હવે પછીના સંગ્રહમાં લખીશ. ('છુટ્ટી મૂકી વીજ'માં એમની પ્રસ્તાવના લઈ શક્યો, એનો મને આનંદ છે.) એટલું જ નહીં, 'ફૂલની નૌકા લઈને' સંગ્રહની અત્યંત પ્રેમથી એમણે પોતાની અખબારી કટારમાં સમીક્ષા પણ લખી.

સુન્દરમ્ એમને પ્રિય, એટલા જ ઉમાશંકર. 'ઉદ્દેશ'નું નામકરણ સુન્દરમ્‌ના હસ્તાક્ષરમાં કરાવ્યું ને 'ઉદ્દેશ'ના એકેએક અંકમાં એનું લિપ્યાંતર પ્રગટ થતું રહ્યું. ૧૯૮૧, જુલાઈની ૨૧ તારીખે એક મિત્ર સાથે ગુજરાત યુનિ.ના ભાષાભવનમાં તેમને મળવા ગયો. ભાળીને રાજી રાજી. પૂછ્યું : લીલાબહેન શું

કરે છે ?...શું નવીન સમાચાર છે ? : મેં મારો હરખ વહેતો મૂક્યો : સાહેબ, સરસ સમાચાર આપું. લીલાએ આજે દીકરાને જન્મ આપ્યો, વહેલી સવારે : જોશીસાહેબના ચહેરા પર ખુશી : શી વાત છે ? તમને ખબર છે, આજે આપણા ઉમાશંકરની પણ જન્મતિથિ. ૨૧ જુલાઈ : મારી ખુશીમાં તેમણે રંગોળી પૂરી આપી.

અગાઉ કહી ગયો તેમ, 'છુટ્ટી મૂકી વીજ' કાવ્યસંગ્રહની પ્રસ્તાવના તેમણે લખેલી. ટૂંકી છતાં હૃદય રેડીને લખેલી, બીમારીને અળગી કરીને. ફોન પર વાંચી ગયા, પછી કહે : શીર્ષક આમ રાખ્યું છે,'મનોહરનાં ગીતોમાં લયની લીલા'. એમણે 'લીલા' સંજ્ઞા પર મારું ધ્યાન ખેંચ્યું. મેં સુધારો સૂચવ્યો : 'મનોહરનાં ગીતોમાં લયની રમણીય લીલા' એમ રાખો તો ? 'રમણીય' શબ્દ પરનો સંકેત તેમણે હસીને વધાવ્યો. પુસ્તકોના વિમોચન પ્રસંગે તેમણે ટેલિફોન પર થયેલી વાત સભામાં કહી સંભળાવી. સન્માનસમિતિના અધ્યક્ષ કવિમિત્ર રમેશ પારેખ અને કાર્યક્રમના અધ્યક્ષ ડૉ. રમણલાલ જોશી. મોરારિબાપુની ઉપસ્થિતિ. નાના એવા ગામમાં મને ઊજળો કરવા કેટકેટલા સાહિત્યકાર મિત્રો આવ્યા ! એમાં રમેશ અને રમણભાઈ હવે નથી ! છે તો કોરીકટ્ટ વાસ્તવિકતા !

એમની નમ્રતા ઊડીને આંખે વળગે એવી. અમારી વચ્ચે વયનું ખાસ્સું અંતર. જેમને તેમની નિકટતા સાંપડે તે અનુભવે કે તેમનો વ્યવહાર પેલા અંતરને બાજુએ હડસેલી શકે છે. કોઈ સાહિત્યસમારંભ નિમિત્તે તેઓ અમરેલી આવેલા. હું મારા એક મિત્રને અમરેલી હૉસ્પિટલમાં દાખલ કરેલા એનાં ખબરઅંતર પૂછવા ગયેલો. ત્યાં સમાચાર મળ્યા કે આજે ડૉ. રમણલાલ જોશી, રાજેન્દ્ર શુક્લ, માધવ રામાનુજ વગેરે અહીં છે. આપણા રામને નોતરું નો'તું. પણ સાહેબ અને કવિમિત્રોને મળવા જવું એવો મનોમન નિર્ણય કર્યો. તપાસ કરતાં ખબર પડી કે સૌ પ્રા. જનાર્દન પાઠકને ઘેર ગયા છે. મને જોયો ને પૂછ્યું : કેમ મોડા ? : મેં મૂળ કારણ ન આપ્યું. ઓટોગોટો વાળીને રોડવ્યું. સમારંભમાં ન ગયો ને સીધો જ ઢસા આવવા નીકળી ગયો. સાચી વાતનો ખ્યાલ આવતાં, વળતે દિવસે સવારે જ મારે ઘેર આ ત્રણે આવ્યા. અમે પ્રસન્ન પ્રસન્ન ! મોટાઈના અંચળાને બાજુએ મૂકી દેવો એમ ક્યાં સૌને માટે સરળ હોય છે ?'

ગુજરાતી સાહિત્યના દિગ્ગજ સર્જકોને 'ઉદ્દેશ'નાં પૃષ્ઠો પર ભ્રમણ કરાવનાર આ તંત્રી કવિતાની પસંદગી માટે થોડા વધુ ઉદાર લાગેલા. મેં ફોન દ્વારા તો ક્યારેક પત્રમાં મારી નારાજગી વ્યક્ત કરેલી. એમનો પ્રતિભાવ હોય : સાચી વાત છે. કાળજી રાખશું, હંઅ ! : છેવટ લગી, તેમ છતાં, કાળજી નહોતી લેવાઈ. શું હશે, નવસર્જકને મોકળાશ આપવાની વૃત્તિ ? હશે. એમના પ્રત્યેના સન્માનમાં કદી વધઘટ નથી થઈ. છાતીમાં તીર ચલાવનાર. ક્યારેક કોઈની પીઠ પાછળ ઘા કરે કે કોથળામાં પાંચશેરી રાખીને સામાને પછાડે એવી એમની પ્રકૃતિ નહોતી.

સ્થિર અને શિખરસ્થ સર્જકો સાથે તેમનો ઘરોબો હતો એવો જ ઘરોબો નવસર્જકો સાથે તેઓ સ્થાપી શકતા, એવા સર્જકો એમની આસ્થાના થાનકસમા તેમને લાગતા હશે. એમાં મને તેમની સરળતા અને ઉદારતા બન્ને જોવા મળે છે. કેટકેટલી નવી કલમોને એમણે હોંશે હોંશે પોંખી હશે, એ બાબત એમની સમીક્ષાઓ દ્વારા અનુભવાતી. 'ફૂલછાબ' જેવાં દૈનિકોમાં તેઓએ લેખકોની પરિચય-શ્રેણી ચલાવેલી, એમાં નવસર્જકોની સંખ્યા કદાચ વધારે મળશે. 'વિવેચનની પ્રક્રિયા' જેવાં અનેક પુસ્તકો દ્વારા લાંબા કાળ લગી તેઓ, પ્રબોધભાઈ, આપણી વચ્ચે રહેવાના છે. એ આશ્વાસન ઓછું નથી.

પરિવારને સાંત્વના. મારી અને લીલા તરફથી આદરાંજલિ.

મનોહર ત્રિવેદીનાં વં.મા.

☆

# અંતરને અતિક્રમી જતો સરળ લય

મનોહર ત્રિવેદી

પ્રિય પ્રબોધભાઈ,

દસ સપ્ટેમ્બર '૦૬ના ટીવી સમાચારો દ્વારા જાણ્યું કે જોશીસાહેબ હવે આપણી વચ્ચે નથી. બીજે દિવસે 'ફૂલછાબ'માં તે અંગેની સવિગત નોંધ હતી. એ પછી તમારી સાથે ટેલિફોનિક વાતો થઈ.

જીવનનાં એંશી વર્ષ, આમ તો એ ગાળામાં જવું એ કંઈ અસ્વાભાવિક ન લાગે. પણ એમની આંખ નીચે રહેવા ટેવાયેલાને આ વાત...

આ લખું છું ત્યારે ત્રણ દાયકાઓ, બસ, આમ સડસડાટ પસાર પણ થઈ ગયા-નો ઝબકારો થાય છે, વીજગતિએ.

પ્રારંભના પરિચયનો ત્રિઅંકી પ્રસંગ સંભારું : ૧૯૯૫-૯૬ ના દિવસોમાં અમારે ઉચ્ચતર માધ્યમિકના વિષયોની તાલીમ લેવા અમદાવાદ આવવાનું થયું. ગુજરાતી, શ્રેણી અગિયારના પાઠ્યપુસ્તકની ચર્ચાઓ વિવિધ અધ્યાપકો દ્વારા થાય. શેઠ અને ટોપીવાળા બન્ને ચન્દ્રકાન્ત, ધીરુ પરીખ અને ડૉ. જોશીસાહેબ જેવા તજ્જ્ઞોનો લાભ આવા વર્ગને બહાને મળ્યો. નિખાલસ ચર્ચાઓ થાય. અન્યોન્યને પામવાની-ઓળખવાની તક મળે એ લટકામાં. એ દિવસોમાં હું કદાચ વધુ ટીખળી હતો. સળી કરવાથી જાતને રોકી-ટોકી ન શકું. પાઠ્યક્રમમાં મધુરાયની હરિયાજૂથની એક વારતા હતી, 'કાન'. રમણભાઈએ, એમાં વારતા જેવું કશું નથી, જેવાં વિધાનો કર્યાં ને પુસ્તકના સમ્પાદકોને ય આડે હાથે લીધા. વારતામાં રહેલું કપોલકલ્પિત-ફેન્ટસી-નું માર્મિક તત્ત્વ શિક્ષકો કદાચ ન સમજી શક્યા હોય, રમણભાઈ પણ નહીં ? મેં આંગળી ઊંચી કરી ને તેમના વિધાન સામે અસંમતિ બતાવી. તો કહે : હં, આ વારતા વિશે, મનોહરભાઈ જ આપણને કહેશે : ને મને ટેબલ તરફ આવવા સૂચવ્યું. તેઓ બાજુની ખુરસીમાં બેઠા. હું ગયો ને 'કાન' વારતાને કયા ઍંગલથી માણવાની છે, એની વિસ્તારથી વાત કરી. હું સમજ્યો કે બધાંને મારું નિરીક્ષણ ગમ્યું; રમણભાઈને પણ. એટલે છેલ્લે મારી વાતના સમાપનમાં બોલી ગયો : 'પણ મિત્રો, આ વારતા અભણ શિક્ષકો અને અભણ વિવેચકો માટે નથી.' સૌએ છુટ્ટે મોંએ હસીને તાળીઓ વરસાવી. ડૉ. રમણભાઈ પણ એમાં જોડાયા ને જે રીતે મેં વારતા ખોલી આપી, એની પ્રશંસાયે - મનમાં જરાય ઓછું લાવ્યા વગર - કરી.

બીજો અંક આવો છે : વર્ગની બહાર નીકળ્યા ને અમે મળ્યા. વાંસામાં હાથ ફેરવીને કહે : કંઈ કામ હોય તો કહેજો : હું સ્તબ્ધ. અવાચક. કોઈ વાતે આશ્ચર્ય શમે નહીં. અંદર કશુંક ખૂંચે.

અંક ત્રીજો : બીજે દિવસે વર્ગની બહાર નીકળતાં મેં મારા કાવ્યસંગ્રહ છપાવવા માટે ઇચ્છા વ્યક્ત કરી. ગામડામાં રહું. પ્રકાશક તો શું, ભોજિયોભાઈ પણ ઓળખે નહીં. કહે : હું ભલામણ કરી દઈશ. મોકલી આપજો. એમની જ પ્રસ્તાવના લેવાની હતી, પણ કોઈ કારણવશ પ્રકાશકે સીધો સંગ્રહ છાપી, બજારમાં મૂકી દીધો. મેં સ્પષ્ટતા કરી તો લખ્યું : તમે આપેલા કારણને સ્વીકારું છું. કંઈ વાંધો નહીં. હવે પછીના સંગ્રહમાં લખીશ. ('છુટ્ટી મૂકી વીજ'માં એમની પ્રસ્તાવના લઈ શક્યો, એનો મને આનંદ છે.) એટલું જ નહીં, 'ફૂલની નૌકા લઈને' સંગ્રહની અત્યંત પ્રેમથી એમણે પોતાની અખબારી કટારમાં સમીક્ષા પણ લખી.

સુન્દરમ્ એમને પ્રિય, એટલા જ ઉમાશંકર. 'ઉદ્દેશ'નું નામકરણ સુન્દરમ્‌ના હસ્તાક્ષરમાં કરાવ્યું ને 'ઉદ્દેશ'ના એકેએક અંકમાં એનું લિપ્યાંતર પ્રગટ થતું રહ્યું. ૧૯૮૧, જુલાઈની ૨૧ તારીખે એક મિત્ર સાથે ગુજરાત યુનિ.ના. ભાષાભવનમાં તેમને મળવા ગયો. ભાળીને રાજી રાજી. પૂછ્યું : લીલાબહેન શું

કરે છે ?...શું નવીન સમાચાર છે ? : મેં મારો હરખ વહેતો મૂક્યો : સાહેબ, સરસ સમાચાર આપું. લીલાએ આજે દીકરાને જન્મ આપ્યો, વહેલી સવારે : જોશીસાહેબના ચહેરા પર ખુશી : શી વાત છે ? તમને ખબર છે, આજે આપણા ઉમાશંકરની પણ જન્મતિથિ. ૨૧ જુલાઈ : મારી ખુશીમાં તેમણે રંગોળી પૂરી આપી.

અગાઉ કહી ગયો તેમ, 'છુટ્ટી મૂકી વીજ' કાવ્યસંગ્રહની પ્રસ્તાવના તેમણે લખેલી. ટૂંકી છતાં હૃદય રેડીને લખેલી, બીમારીને અળગી કરીને. ફોન પર વાંચી ગયા, પછી કહે : શીર્ષક આમ રાખ્યું છે,'મનોહરનાં ગીતોમાં લયની લીલા'. એમણે 'લીલા' સંજ્ઞા પર મારું ધ્યાન ખેંચ્યું. મેં સુધારો સૂચવ્યો : 'મનોહરનાં ગીતોમાં લયની રમણીય લીલા' એમ રાખો તો ? 'રમણીય' શબ્દ પરનો સંકેત તેમણે હસીને વધાવ્યો. પુસ્તકોના વિમોચન પ્રસંગે તેમણે ટેલિફોન પર થયેલી વાત સભામાં કહી સંભળાવી. સન્માનસમિતિના અધ્યક્ષ કવિમિત્ર રમેશ પારેખ અને કાર્યક્રમના અધ્યક્ષ ડૉ. રમણલાલ જોશી. મોરારિબાપુની ઉપસ્થિતિ. નાના એવા ગામમાં મને ઊજળો કરવા કેટકેટલા સાહિત્યકાર મિત્રો આવ્યા ! એમાં રમેશ અને રમણભાઈ હવે નથી ! છે તો કોરીકટ્ટ વાસ્તવિકતા !

એમની નમ્રતા ઊડીને આંખે વળગે એવી. અમારી વચ્ચે વયનું ખાસ્સું અંતર. જેમને તેમની નિકટતા સાંપડે તે અનુભવે કે તેમનો વ્યવહાર પેલા અંતરને બાજુએ હડસેલી શકે છે. કોઈ સાહિત્યસમારંભ નિમિત્તે તેઓ અમરેલી આવેલા. હું મારા એક મિત્રને અમરેલી હૉસ્પિટલમાં દાખલ કરેલા એનાં ખબરઅંતર પૂછવા ગયેલો. ત્યાં સમાચાર મળ્યા કે આજે ડૉ. રમણલાલ જોશી, રાજેન્દ્ર શુક્લ, માધવ રામાનુજ વગેરે અહીં છે. આપણા રામને નોતરું નો'તું. પણ સાહેબ અને કવિમિત્રોને મળવા જવું એવો મનોમન નિર્ણય કર્યો. તપાસ કરતાં ખબર પડી કે સૌ પ્રા. જનાર્દન પાઠકને ઘેર ગયા છે. મને જોયો ને પૂછ્યું : કેમ મોડા ? : મેં મૂળ કારણ ન આપ્યું. ઓટોગોટો વાળીને રોડવ્યું. સમારંભમાં ન ગયો ને સીધો જ ઢસા આવવા નીકળી ગયો. સાચી વાતનો ખ્યાલ આવતાં, વળતે દિવસે સવારે જ મારે ઘેર આ ત્રણે આવ્યા. અમે પ્રસન્ન પ્રસન્ન ! મોટાઈના અંચળાને બાજુએ મૂકી દેવો એમ ક્યાં સૌને માટે સરળ હોય છે ?'

ગુજરાતી સાહિત્યના દિગ્ગજ સર્જકોને 'ઉદ્દેશ'નાં પૃષ્ઠો પર ભ્રમણ કરાવનાર આ તંત્રી કવિતાની પસંદગી માટે થોડા વધુ ઉદાર લાગેલા. મેં ફોન દ્વારા તો ક્યારેક પત્રમાં મારી નારાજગી વ્યક્ત કરેલી. એમનો પ્રતિભાવ હોય : સાચી વાત છે. કાળજી રાખશું, હંઅ ! : છેવટ લગી, તેમ છતાં, કાળજી નહોતી લેવાઈ. શું હશે, નવસર્જકને મોકળાશ આપવાની વૃત્તિ ? હશે. એમના પ્રત્યેના સન્માનમાં કદી વધઘટ નથી થઈ. છાતીમાં તીર ચલાવનાર. ક્યારેક કોઈની પીઠ પાછળ ઘા કરે કે કોથળામાં પાંચશેરી રાખીને સામાને પછાડે એવી એમની પ્રકૃતિ નહોતી.

સ્થિર અને શિખરસ્થ સર્જકો સાથે તેમનો ઘરોબો હતો એવો જ ઘરોબો નવસર્જકો સાથે તેઓ સ્થાપી શકતા, એવા સર્જકો એમની આસ્થાના થાનકસમા તેમને લાગતા હશે. એમાં મને તેમની સરળતા અને ઉદારતા બન્ને જોવા મળે છે. કેટકેટલી નવી કલમોને એમણે હોંશે હોંશે પોંખી હશે, એ બાબત એમની સમીક્ષાઓ દ્વારા અનુભવાતી. 'ફૂલછાબ' જેવાં દૈનિકોમાં તેઓએ લેખકોની પરિચય-શ્રેણી ચલાવેલી, એમાં નવસર્જકોની સંખ્યા કદાચ વધારે મળશે. 'વિવેચનની પ્રક્રિયા' જેવાં અનેક પુસ્તકો દ્વારા લાંબા કાળ લગી તેઓ, પ્રબોધભાઈ, આપણી વચ્ચે રહેવાના છે. એ આશ્વાસન ઓછું નથી.

પરિવારને સાંત્વના. મારી અને લીલા તરફથી આદરાંજલિ.

**મનોહર ત્રિવેદીનાં વં.મા.**

☆

# એ સુગંધિત હાસ્ય - આખો ચહેરો ખીલી ઊઠે એવું....

માધવ રામાનુજ

જોશી સાહેબ સાથેનું પ્રથમ સ્મરણ અમદાવાદના ડૉ. જ.મૂ.મહેતા ભટ્ટમેવાડા છાત્રાલય સાથે સંકળાયેલું છે. ભાલચંદ્ર દવે એ સમયે ત્યાં રેક્ટર-ગૃહપતિ. અમારા પરમમિત્ર. જો કે 'પરમ મિત્ર' એટલા શબ્દો ભાલચંદ્ર માટે અપૂરતા લાગે. એ વખતે પણ હું એને પરમ વિદ્વાનમિત્ર માનતો હતો. અમે કેટલાક મિત્રો બપોરે અને સાંજે લગભગ નિયમિત રીતે છાત્રાલયના એ ગૃહપતિ નિવાસ જેવા મોટા ખંડમાં મળતા. બપોરે એટલે લંચ સમયે અને સાંજે એટલે ડીનર સમયે. અમારું લંચ અને ડીનર એટલે છાત્રાલયના સેવક સુલ્લીરામના ગરમ ગરમ પરોઠા. અમે ત્યાં બેઠા હોઈએ અને ભાલચંદ્ર સુલ્લીરામને કામ ચિંધે : 'જાઓ અબ મામાકે ઘર જા કર વો કિતાબ દે આઓ...' અથવા 'યે કિતાબ લે આઓ...' અથવા 'મામાને તુમકો બુલાયા હૈ...' પુસ્તક લાવવા માટે ચિઠ્ઠી આપે કે પછી મૌખિક સૂચના. કોઈવાર સહીઓ કરાવવાની હોય. જોશી સાહેબ ત્યારે છાત્રાલયની જવાબદારી સંભાળતા. સુલ્લીરામ જાય એટલે ભાલચંદ્ર મામા અંગે અવનવી વાતો સંભળાવે. એમાં ક્યારેક રમૂજ હોય, ક્યારેક ગાંભીર્ય.

એક સાંજે ભાલચંદ્ર સાથે જ મામાને ઘેર જવાનું થયું. ભર્યું ભર્યું ઘર. પુસ્તકોનો તો ભંડાર. હૃદયના ઊંડાણથી 'આવો' એવો આવકાર આપતાં હૃદય સુધી પહોંચી ગયેલા તેમના એ ઉચ્ચારણનો સ્પર્શ હજુય અનુભવાય છે. તે સાંજે અમારું ડીનર પણ અનાયાસ જ ભવ્ય બની ગયું હતું ત્યાં પૂજ્ય બાએ- એટલે કે ભગવતીબેને અમને આગ્રહ કરીને જમાડ્યા. મારે નરી નિખાલસતાથી કહેવું જોઈએ કે એ સાંજે સાચે જ તૃપ્તિનો ઓડકાર આવ્યો હતો... અન્યથા રઝળપાટના એ દિવસો હતા. માત્ર ભાલચંદ્રના સુલ્લીરામે બનાવેલા પરોઠાનો ટેકો રહેતો હતો. પછી તો એમને અવારનવાર મળવાનું થતું રહ્યું અને આત્મીયતા વધતી રહી.

૧૯૭૬માં કલકત્તા જવાનું થયું. સાહિત્ય મંડળના પ્રમુખ ત્યારે જયંતીલાલ મહેતા હતા. એમનુ આમંત્રણ હતું. બકુલ ત્રિપાઠી, રાજેન્દ્ર શુક્લ, ભગવતીકુમાર શર્મા, રમેશ પારેખ, મનોજ ખંડેરિયા, અનિલ જોશી આદિ મિત્રો સાથેની મારી એ પહેલી યાત્રા.

કલકત્તાથી પાછા આવ્યા અને જોશી સાહેબે કહ્યું કે 'ત્યાંના કાર્યક્રમો વિશે અને યાત્રાના અનુભવો વિશે લખી આપો. મારે એને 'અક્ષરની આબોહવા (જનસત્તામા આવતી એમની કોલમ)માં પ્રગટ કરવું છે.' મેં લખ્યું. આપવા ગયો. ધ્યાનથી વાંચીને કહે 'સ-રસ થયું છે.' પછી ક્ષણભર કંઈક વિચારે ચડી ગયા. કહે 'હજુ આપણે ત્યાં ગેસ્ટ-કોલમનો રિવાજ પ્રચલિત નથી થયો.' તમારું લખાણ એટલું તો સરસ છે કે એનો કંઈક હું અન્ય રીતે ઉપયોગ કરું તે અનુચિત કહેવાય. આપણે એને પત્રસ્વરૂપ આપીએ. પછી મારો જ એ લેખ એમણે પત્રસ્વરૂપે ડિક્ટેટ કરાવ્યો. અમારા પ્રવાસની રજેરજ-ઝીણી ઝીણી વિગતો એમણે વિશિષ્ટ રીતે આબેહૂબ ઉપસાવી આપી. પ્રગટ થયા પછી સાથી મિત્રોના પ્રતિભાવોમાં આશ્ચર્ય સાથે અહોભાવ પણ વ્યક્ત થતો રહ્યો. એ અહોભાવ જોશી સાહેબ માટે હતો અને આશ્ચર્ય મારે માટે - કે ખરેખર માધવ કલકત્તામાં સમય કાઢી આવો પત્ર લખી શક્યો !

એકવાર એમની સાથે રમેશ પારેખના પ્રથમ કાવ્યસંગ્રહ 'ક્યાં'ની બીજી આવૃત્તિના વિમોચન પ્રસંગે જવાનું થયું હતું. રમેશે પોતાના એ કાવ્યસંગ્રહની પ્રથમઆવૃત્તિ 'બાને' અર્પણ કરી હતી. બીજી આવૃત્તિ અર્પણ કરી હતી 'રમણલાલ જોશીને'.

પ્રથમ ભાલચંદ્રના મિત્ર તરીકે અને પછી તો તેઓ મને પ્રબોધના મિત્ર તરીકે ઓળખતા-

આવકારતા થયા. વાત્સલ્ય વરસાવતા રહ્યા... પ્રબોધ સાથેના એ દિવસો-વર્ષો એટલે એચ.કે.કૉલેજની બાજુમાં હરિભાઈનો ગલ્લો... અમદાવાદની આશ્રમ રોડની ફૂટપાથ... સાયકલ... અને કોચરબથી ઉસ્માનપુરા - દર્પણ સુધીનો સંગાથ. દર્પણમાં અમે શ્રીમતી મંજુ મહેતા પાસે સિતાર શીખતા. દર ગુરુવારે વિદ્યાપીઠ સામેની એક રેસ્ટોરન્ટમાં કવિમિત્રો સાથે કવિતાની મહેફિલ માણતા. દર ગુરુવારે એ નિમિત્તે નવી રચના કરવી પડતી. ન થાય તો સૌને ચ્હા પીવડાવવાની સજા ભોગવવી પડતી ! પણ એ નિમિત્તે મનમાં ઉદ્ભવતી અને મનમાં જ રહી જતી ઘણી કવિતાઓ કાગળ પર ઉતરતી.

'એક એવું ઘર મળે આ વિશ્વમાં
જ્યાં કશા કારણ વિના પણ જઈ શકું !...'

મનમાં ઘોળાતું હતું પણ ઉતર્યું તો પ્રબોધની સાક્ષીએ, સાયકલની સીટને ટેકે, ક્યાંકથી ત્વરાએ શોધી કાઢેલા



'મારી બુન' - માતુશ્રી મણિબેન

કાગળ પર -આ નિમિત્તે. ત્યાંથી પછી કોચરબ સુધી પાછા આવીએ. વાતોમાં મોડું થઈ જાય અને વાતોનો - કવિતાનો એ દોર કોચરબના મારા ઘર આગળ પણ અધૂરો રહેતો અને ત્યારે એવું જ જાણે કે હંમેશાં થાય એ માટે લલિતાએ તૈયાર કરી રાખેલ (કે પછી ફરમાયેશથી) ભાખરી અને દૂધનું ડિનર અમે માણતા... પ્રબોધ સાથેની એ મૈત્રી પછી છેક સુધી જોશી સાહેબનો જ્યારે પણ ફોન આવે ત્યારે પહેલું વાક્ય આ હોય : "મારે પ્રબોધના મિત્ર સાથે વાત કરવી છે.'

એકવાર મિત્ર મફત ઓઝાએ કહ્યું 'જોશી સાહેબ યાદ કરતા હતા.' અમે નક્કી કર્યું કે ચાલો જઈ આવીએ. મફતભાઈને ય કારણની ખબર ન હતી. હું એમના સ્કુટર પર પાછળ બેઠો... ઘરે સામાન્ય વાતોમાં લગભગ કલાક નીકળી ગયો પણ મારું 'કેમ યાદ કરતા હતા'નું કુતૂહલ હજુ અકબંધ હતું. વચ્ચે કોઈક કારણસર સાહેબને ઊઠીને બીજી રૂમમાં જવાનું થયું ત્યારે મફતભાઈએ મને ધીમેથી કહ્યું, 'કોઈ ખાનગી વાત લાગે છે... મારે જવું જોઈએ, તમે બેસો...'

એ પછી થોડીક વાતો અને અમારો સંવાદ રસપ્રદ બન્યો : 'કવિ, તમારું એક કાવ્ય અમે બારમા ધોરણના ગુજરાતી પુસ્તક માટે પસંદ કર્યું છે. કહો, કયું કાવ્ય ?'

મેં કહ્યું, 'આમ તો કોઈ પણ.'

'પણ તોય... ?' – આ 'પણ' પર ભાર હતો અને મેં ધારણા કરવાનું છોડી દીધું હતું. થોડીવારે તે મોકળામને હસી પડ્યા. કહે, 'હળવા તે હાથે ઉપાડજો રે અમે કોમળ કોમળ' એ ગીત અમે પસંદ કર્યું. મને એ ખૂબ ગમે છે. પછી એ પ્રસન્ન હાસ્યમાં ઉત્સૂકતા અને કુતૂહલ બન્ને ભળ્યાં અને આંખમાંથી પ્રગટ થતાં હું જોઈ રહ્યો... પાઠ્યપુસ્તકમાં મારી કવિતા લેવાયાનો સહજ આનંદ તો થયો પણ 'આ ગીત બારમા ધોરણના વિદ્યાર્થીઓ માટે થોડું ભારે નહીં પડે.' એવો પ્રશ્નાર્થ પણ સ્ફૂર્યો,

તેમને કહ્યો.

એમણે કહ્યું, "બારમા ધોરણના વિદ્યાર્થીઓ મૃત્યુની ઘટનાના અનુભવથી પરિચિત ન હોય એમ કેમ માનો છો ? તમારું ગીત અધરું નથી. મેં તમારા મિત્ર પ્રબોધને પણ આ ગીત વિશે પૂછ્યું હતું," એમની વાત પ્રતીતિકર રીતે વ્યક્ત થઈ રહી હતી....

એક દિવસ વહેલી સવારે ડૉ. ધીરુ પરીખ સાથે વિક્રમ એપાર્ટમેન્ટમાં મારે ત્યાં આવી પહોંચ્યા. એક સાથે આ રીતે બે મહાનુભાવોના આગમનથી આશ્ચર્ય અને આનંદની મિશ્રિત લાગણીમાં હતો. જોશી સાહેબ એ પરખી ગયા. કહે, 'ચિંતા ન કરશો. અમે તો આમ જ આવી ચડ્યા છીએ. અહીંથી પસાર થતા હતા અને ધીરુભાઈએ કહ્યું કે આપણો કવિમિત્ર માધવ અહીં જ રહે છે. મેં તરત જ કહ્યું કે ચાલો, માધવને મળતા જઈએ... 'માધવ'નું સ્મરણ તો હંમેશાં રહેતું હોય છે.'

મારો પહેલો કાવ્યસંગ્રહ 'તમે' આવવાનો હતો. એ અરસામાં જ્યારે પણ મળે ત્યારે તેઓ પ્રેમથી કહેતા 'તમારા કાવ્યસંગ્રહની રાહ જોઉં છું. એક નકલ મને પણ આપજો. હું એના વિશે લખીશ.' સ્વાભાવિક રીતે જ તેમને મારે કાવ્યસંગ્રહ આપવાનો તો હોય જ ને ? પણ હું એ વખતે કંઈક એવું સમજ્યો કે આમ કહીને તેઓ એક વડીલ તરીકે મને હામ બંધાવે છે. એમને, લખાવવાની ઈચ્છાથી હું સંગ્રહ આપું એ વાત મનમાં કઠતી હતી એટલે છેવટે જ્યારે સંગ્રહ આવ્યો ત્યારે એની એક નકલ પ્રબોધને અને બીજી એમને આપતાં મેં ખાસ લખ્યું 'આદરણીય ડૉ. રમણલાલ જોશી સાહેબ માટે... આ સંગ્રહ વિશે ન લખવાની શરતે...' એ વાંચીને સ્નેહપૂર્વક હસતાં હસતાં એ શરત સાથે જ તેઓએ એ કાવ્યસંગ્રહ સ્વીકાર્યો. જો કે એમના એમ કહેવા પાછળ, પ્રબોધ સમજ્યો તેમ, નવા સર્જકને સૌ પ્રથમ પોંખવાની નિર્મળ ઈચ્છા જ કારણભૂત હતી.

ઝાયડસ-કેડિલાના સર્જક શ્રી રમણભાઈ પટેલ અને શ્રી રમણલાલ જોશી બરોડા-કોલેજકાળના મિત્રો. રમણભાઈ પટેલ ત્યારે કવિતા લખતા. હમણાં થોડાં વર્ષો પૂર્વે એ સુંદર છન્દોબદ્ધ કવિતાઓના સંકલન નિમિત્તે અમારે વારંવાર મળવાનું થતું એ દરમિયાન 'પ્રતીતિ'ના કવિ કહેતા કે 'રમણલાલ જોશી આર્ટ્સમાં ને હું સાયન્સમાં ત્યારે પ્રગટ થતા કોલેજ મેગેઝિન 'પલ્લવ'માં અને બરોડા કોલેજ મેગેઝિનમાં તેઓ મારી કવિતાઓ પ્રકાશિત કરતા. એમની મૈત્રીએ કરીને મને કવિતા લખવાનું પ્રાપ્ત થયું.' વળી ઉમેરતા કે 'મારી કવિતાએ જ મને કેડિલાની કલ્પના આપી...'

છેલ્લા ઘણા સમયથી જોશી સાહેબને મળવાનું ઓછુ થતું હતું. ક્યારેક ક્યાંક કોઈ કાર્યક્રમમાં મળીએ ત્યારે પ્રેમથી ક્ષેમ-કુશળ પૂછે. કેમ આવતા નથી એવું પૂછે ત્યારે હું ક્ષોભ અનુભવતાં કહું કે- 'હું ચોક્કસ આવીશ. પ્રબોધ સાથે



સુપ્રસિદ્ધ ફોટોગ્રાફર શ્રી જગન મહેતાએ મુંબઈમાં લીધેલ લાક્ષણિક તસ્વીર

આવીશ...' એક વાર એવું સાંભળીને બોલી ઊઠ્યા કે 'પળાય એવું વચન આપવું. તમે ને પ્રબોધ ભેગા થાવ ને આવો...' પછી હસી પડ્યા. એ સુગંધિત હાસ્ય ! આખો ચહેરો ખીલી ઊઠે એવું. અવાજ વિનાનું, પણ પ્રસન્નતાનો ભરપુર, ભરપેટ એહસાસ કરાવે એવું. સ્મિતનો એ વારસો- ચહેરા ઉપર ઉપસતી એ રેખાઓ- હું સમજું છું કે માતા મણિબા તરફથી એમને મળ્યો હશે... એકવાર વડનગર કૉલેજમાં ડૉ. કાન્તિ રામીએ કવિતા વાચનનો કાર્યક્રમ રાખ્યો હતો. ત્યારે હું અને પ્રબોધ દાદા-દાદીને મળવા ગયા હતા. એવો જ વ્હાલભર્યો આવકાર. દાદીમા રસોડામાં હતાં. પછી તો પાણિયારે બેસાડીને અમને ગરમ ગરમ સુખડી ને ઢેબરાં પિરસ્યાં... પ્રબોધ જેટલા જ વ્હાલનો અનુભવ મેં પણ માણ્યો....

મળવાનું ઓછું થયું પણ અંતરની લાગણી જરાય ઓછી થઈ નહોતી. પ્રબોધને મળવાનું થાય અને જૂનાં સંભારણાંનો પટારો ખૂલે ત્યારે તેમાં તેમનું અમૂલ્ય સ્થાન ચમકતું રહેતું, રહેશે.

- તે દિવસે કલકત્તા સાહિત્ય યાત્રાવાળા લેખમાં આરંભે મેં સંબોધન કર્યું હતું : 'આદરણીય પ્રિય જોશી સાહેબ...', અને એ પત્રલેખ મેં જે રીતે પૂરો કર્યો હતો એ રીતે આ સ્મરણલેખ પૂરો કરતાં એ જ શબ્દો સૂઝે છે. 'લિ. માધવ રામાનુજનાં વંદન'.....

☆



ભગવતીબેન સાથે 'Serene' ક્ષણોમાં

# વિદ્વત્તાનો નહિ કોઈ ભાર....

મધુ કોઠારી

તેઓ સાચા અર્થમાં સાક્ષર અને ગુરુવર્ય હતા, તેમની વિદાયથી સાહિત્ય જગતમાં મોટો અવકાશ સર્જાયો છે. અંતિમ શ્વાસ સુધી તેમણે અક્ષરની આરાધના કરી હતી. તેમના તંત્રીપદે નિયમિત રીતે પ્રગટ થતા 'ઉદ્દેશ'ના અંકો તેની સાક્ષીરૂપે છે.

તેમની સાહિત્ય સેવા સુદીર્ઘ છે. તેઓ મુખ્યત્વે વિવેચક અને ચિંતક રહ્યા છે અને ઘણા માતબર વિવેચન-ગ્રંથો આપ્યા છે.

તેઓ વિદ્વત્તાના ભાર વિનાના અને મૃદુભાષી વ્યક્તિ હતા. જ્યારે મેં તેમને 'મોનો-ઈમેજ' કાવ્ય-પ્રવૃત્તિની વાત કરી ત્યારે તેઓ ઘણા રાજી થયા, એટલુ જ નહીં 'ઉદ્દેશ'માં મારી 'મોનો-ઈમેજ' સ્વરૂપની કવિતાઓ અવાર-નવાર છાપી અને મને પ્રોત્સાહિત કર્યો. મને એમ હતું કે 'ઉદ્દેશ' 'સંસ્કૃતિ' જેવું સામયિક હોવાથી તેમાં મારી આધુનિક કવિતાઓ છપાશે નહીં, પણ મુ. જોષીસાહેબે મારો એ ભ્રમ ભાંગ્યો અને ઉમળકાભેર મારી કવિતાઓ પોતાના સામાયિકમાં ચમકાવી. આ બાબત તેઓ કેવા ખુલ્લા દિલના વ્યક્તિ હતા તે દર્શાવે છે. તે જ પ્રમાણે મારા કાવ્ય-સંગ્રહ 'પેનોરમા'ની પ્રસ્તાવના લખી આપવા મેં તેમને વિનંતી કરી, ત્યારે તેઓ તરત સંમત થયા અને ખૂબ જ વ્યસ્ત હોવા છતાં સમય કાઢીને મારા આધુનિક અભિગમને સમજી પ્રસ્તાવના લખી આપી. કેટલા વિવેચકો આ રીતે તૈયાર થશે?

મેં મારી આત્મકથા 'મેરી-ગો-રાઉન્ડ' લખી ત્યારે તેની એક પ્રત મુ. જોષી સાહેબને પણ મોકલી અને જણાવ્યું કે 'આ એક પ્રયોગશીલ રીતે લખાયેલી આત્મકથા છે અને આપના જેવા વિવેચક જ તેને સમજી શકશે, તેથી તેનું યોગ્ય મૂલ્યાંકન કરવા વિનંતી છે.' તરત જ તેમનો હકારાત્મક જવાબ આવ્યો, એટલું નહીં તેમણે મારો ફોટોગ્રાફ પણ મંગાવ્યો અને તે સમયના પ્રખ્યાત મેગેઝીન 'રંગ તરંગ'માં સુંદર રીતે રિવ્યૂ પ્રસિદ્ધ કર્યો.

એક અન્ય સ્નેહભર્યું સંસ્મરણ માનસપટ ઉપર તરવરે છે. તેઓ યુનિ.ના કામકાજ અંગે રાજકોટ આવ્યા હતા. સ્વાભાવિક રીતે હું તેમને મળવા ગયો. અલકમલકની વાતો કરી. વાતોમા તેમણે 'રામાયણ' સીરિયલની વિચારોત્તેજક ચર્ચા કરી. તેથી મેં ઉમળકાભેર મારા ઘરે 'રામયણ' સીરિયલ જોવા આમંત્રણ આપ્યું. તેમણે તે સહર્ષ સ્વીકાર્યું. તેઓ નિયમિત સમયે મારે ત્યાં આવ્યા અને સીરિયલ જોઈ ગયા. જોતી વખતે તેઓ રામાયણના પ્રસંગોનું પોતાની આગવી શૈલીમાં રસદર્શન કરાવતા. તેનો લાભ પણ અમને મળ્યો. બીજા શબ્દોમાં કહીએ તો આ રીતે તેઓ અમારા ઘરને પાવન કરી ગયા. આવા પુરુષનાં સંભારણા મનને પણ પવિત્ર કરી જાય છે.

★



બરોડા કોલેજના એમના સહાધ્યાયી મિત્ર,
હાલ Indo-American Literary Academyના અધ્યક્ષ
લેખક શ્રી ચંદ્રકાન્ત દેસાઈ (ન્યૂ જર્સી, અમેરિકા) સાથે -
(તા. ૧૭-૧૨-૨૦૦૨)

# એ ઘેઘૂર ભાવસભર અવાજ - અંતરના અવાજનો પડઘો

હરીશ પંડ્યા

મુ. સદ્‌ગત રમણલાલભાઈને કદી રૂબરૂ મળવાનું બન્યું નથી. 'ઉદ્દેશ'ને રસપૂર્વક વાંચતો અને એમાં પ્રગટ થતી ઉત્તમ સાહિત્યિક રચનાઓનું પાન કરતો. હા, વરસો પહેલાં 'ઉદ્દેશ'ને એક રચના મોકલેલી અને એ પરત આવેલી, એવું ઝાંખું સ્મરણ છે.

મુ. રમણલાલ જોશી તમોને યાદ કરે છે, 'ઉદ્દેશ'ના તંત્રી છે; તો એમનો સંપર્ક કરશો - એવું 'બુધસભા'માં અજયભાઈ પાઠકે સૂચન કરતાં બીજે દિવસે સવારે દસેક વાગ્યાના અરસામાં મેં એમને ફોન જોડ્યો. (તા. ૫-૨-૨૦૦૫, ગુરુવાર).

સામેથી એમનો ઘેઘૂર, ભાવસભર અવાજ કાનમાં પ્રવેશીને મારાં રોમરોમને રોમાંચિત કરી ગયો : 'હા, બોલો, હું રમણભાઈ બોલું છું', આવા જ કંઈક શબ્દો હતા.

મેં તુર્ત નમસ્કાર, વંદન કહીને મારો પરિચય આપ્યો એટલે આનંદથી ઊછળી પડ્યા હોય એમ બોલી ઊઠ્યા : 'હરીશભાઈ, 'શ્રી ભાગવતામૃતમ્'માં પ્રગટ થયેલું તમારું કાવ્ય મને ખૂબ જ ગમ્યું છે, રાધા અને શ્યામનું.'

મેં કહ્યું, 'મુરબ્બી ! 'શ્રી ભાગવતામૃતમ્'માં કૃષ્ણ-રાધાવિષયક ઘણાં ગીતો પ્રગટ થયાં છે. આપ કયા ગીત વિશે વાત કરો છો ? જણાવશો...?'

હું બોલવાનું પૂરું કરું એ પહેલાં જ એ બોલી ઊઠ્યા : 'ઊભા રહો, પેલું ગીત... શ્યામ મળે તો.... હું તમને સંભળાવું છું...'

અને બે-ત્રણ ક્ષણમાં જ એમણે 'શ્રી ભાગવતામૃતમ્'માં પ્રગટ થયેલું ગીત 'શ્યામ મળે તો કહેજો રાધા યાદ કરે છે, બોલ તમે ના પાળ્યા એમ ફરિયાદ કરે છે...' ભાવવાહી સ્વરે ફોન પર રજૂ કર્યું. ત્રણ-ચાર પંક્તિઓ એમણે સંભળાવી પછી મેં કહ્યું, 'હા. મને યાદ આવી ગયું. આપને એ ગમ્યું એ મારે મન આનંદની વાત છે, આભાર.'

ત્યાં જ એમણે કહ્યું, 'મારે 'ઉદ્દેશ'માં આ ગીત ઉદ્ધૃત કરવું છે એટલા માટે તમારો સંપર્ક સાધવાનો પ્રયત્ન કરતો હતો.'

એમના દ્વારા મારા ગીતનું પઠન-એ ગીતને 'ઉદ્દેશ'માં પ્રગટ કરવા માટે માંગેલી સંમતિની વાત મારા માટે એક પછી એક આનંદ-આશ્ચર્યો સર્જી રહ્યાં હતાં. આટલી ઊંચાઈએ પહોંચેલા એક વિદ્વાનની નમ્રતા મને સ્પર્શી ગઈ.

મેં ભાવવિભોર સ્વરે કહ્યું, 'મુરબ્બી, તમારે આ માટે મારી સંમતિ લેવાની ના હોય. તમે મારા માટે પૂજનીય છો અને તમે જે કરો એ યોગ્ય જ હોય.'

' 'ઉદ્દેશ' વાંચતા રહેજો અને આવી સુંદર રચનાઓ 'ઉદ્દેશ'ને મોકલતા રહેજો !'

આ હતો મારો પ્રથમ ફોન-સંપર્ક-પરિચય.

પછી તો અવારનવાર ગીતરચનાઓ 'ઉદ્દેશ'ને મોકલતો ગયો અને ફેબ્રુ. '૦૫ થી મે '૦૬ સુધીમાં લગભગ ૨૫-૩૦ ગીત- રચનાઓ મુ. રમણલાલભાઈએ 'ઉદ્દેશ'માં છાપી. આમાં કૃષ્ણ-રાધાવિષયક રચનાઓ પણ હતી.

એક વાર મારાં બહેનને ત્યાં માંગલિક પ્રસંગમાં ગયો હતો, ત્યાં રમણલાલભાઈનો ફોન આવ્યો : 'રાધા-કૃષ્ણવિષયક અન્ય ઉત્તમ રચનાઓ મોકલશો.'

મેં હા ભણી અને પછી સંકોચસહ કહ્યું, 'મુરબ્બી, દર મહિને નિયમિત રીતે રચનાઓ મોકલું છું તો આપનો બોજો તો નથી વધારી રહ્યો ને ?'

ફોનમાં હસતાં હસતાં એ કહે : 'જે કૃતિમાં અંતરના અવાજનો પડઘો હોય છે અને ઊર્મિ સાથે સત્યનો રણકો હોય છે એ અછતી રહેતી નથી જ.

બાકી, મારી પાસે આવેલી રચનાઓની ફાઈલો ભરી છે.'

આવા પ્રેમાળ, નિખાલસ અને ઉત્તમ સર્જન માટે ખેવના રાખનાર વિદ્વાન, વિવેચક જતાં સાહિત્ય-જગતને અને સર્જકોને ખોટ પડી છે. આજે પીઠ થાબડનારા કે હૂંફ આપનારા વડીલો આપણી વચ્ચેથી વિદાય લઈ રહ્યા છે.

ભાવનગર ખાતે ૨૫ વર્ષથી ચાલતી શિશુવિહાર-બુદ્ધસભામાં શ્રદ્ધાંજલિરૂપે મુ. રમણભાઈ સાથેનાં આ સંસ્મરણો રજૂ કરેલાં તથા એમને ગમતું ગીત-'શ્યામ મળે તો કહેજો....'નું ગાન કરેલું.

મુ. રાધેશ્યામભાઈ શર્મા દ્વારા સર્જક પરિચયમાં મેં આ ફોન-સંવાદોનો ઉલ્લેખ કરેલો. રાધેશ્યામભાઈએ સુપેરે એ નોંધેલું. ઈન્ટરવ્યૂ પ્રગટ થયા બાદ મેં મુ. રમણલાલભાઈને આ વિશે વાત કરતાં એમણે રાજીપો વ્યક્ત કરેલ અને ઈન્ટરવ્યૂ વાંચ્યાની વાત કરેલી. અસ્તુ !

★



શ્રી સરદાર પટેલની પુણ્યતિથિ નિમિત્તે, જૂનાગઢમા શ્રી સરદાર પટેલ એજ્યુ ટ્રસ્ટના ઉપક્રમે, શ્રદ્ધાજલિ અર્પવા રાખવામા આવેલ કાર્યક્રમમાં શ્રી પુરુષોત્તમ માવળકર દીપ પ્રગટાવી રહ્યા છે આ પ્રસગે તેમણે સતકવિ ભોજા ભગતના તૈલચિત્રનું અનાવરણ કર્યું હતુ બાજુમા નગરપાલિકાના તે વખતના પ્રમુખ શ્રી ગિરીશ કોટેચા, ડૉ ભૂપેન કાપડિયા તથા પ્રિ. મનસુખલાલ સાવલિયા ઊભા છે (તા ૧૫ ડિસેમ્બર, ૧૯૯૩)



સંતકવિ ભોજા ભગતના તૈલચિત્રનું અનાવરણ કરતા

# મુરબ્બી મિત્ર ડૉ. રમણલાલ જોશી

**ફાધર વર્ગીસ પોલ**

તે દિવસે તેમના કાર્યાલયમાં જ મને એક રસગુલ્લો આપતાં ડૉ. રમણલાલ જોશીએ કહ્યું, "ફાધર વર્ગીસ, આપે મને આજે સવારે ફોન કરીને સાંજે મને મળવા આવવાની વાત કરી હતી. એટલે આ રસગુલ્લો મેં આપને માટે સાચવી રાખ્યો છે."

રસગુલ્લો ખૂબ સ્વાદિષ્ટ હતો. પરંતુ તે દિવસે મારા માટે રસગુલ્લો સાચવી રાખીને મને આપનાર ડૉ. રમણલાલ જોશીની સંવેદના અને મિત્રતા મને એથી પણ વધારે મીઠી લાગી !

હું અમદાવાદ ખાતે સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં ૧૯૬૮ થી ૧૯૭૨ સુધી ગુજરાતી ભાષાનો અભ્યાસ કરતો હતો ત્યારથી ડૉ. રમણલાલને નામથી ઓળખતો હતો. પરંતુ ૧૯૯૯થી હું ગુજરાતી અખબારોમાં કૉલમ લખતો થયો અને મારાં પુસ્તકો બહાર પડવા માંડ્યાં ત્યારથી હું ડૉ. રમણલાલના નજીકના સંપર્કમાં આવ્યો. વળી, એપ્રિલ ૨૦૦૧માં સૌ પ્રથમ શ્રી પ્રકાશભાઈ ચૌહાણે ('જલાલ') લખેલી મારા એક પુસ્તક 'સિદ્ધિનાં પગલાં'ની સમીક્ષા 'ઉદ્દેશ'માં છાપવાથી માંડીને તે ડૉ. રમણલાલે મારાં કેટલાંક પુસ્તકોની સમીક્ષા 'ઉદ્દેશ'માં છાપી છે.

એટલે, હું ખાસ કહી શકું છું કે, ડૉ. રમણલાલ અને મને નજીક લાવનાર એક માધ્યમ 'ઉદ્દેશ' છે. ડૉ. રમણલાલના સંપાદન હેઠળ 'ઉદ્દેશ'માં આવતા સાહિત્યથી પ્રભાવિત થઈને હું મારા કાર્યાલયના સરનામે 'ઉદ્દેશ'નો આજીવન ગ્રાહક બન્યો. પછી મારા રહેઠાણમાં સાથે રહેતા બધા ઈસુસંઘી ફાધરોને પણ 'ઉદ્દેશ'નો લાભ આપવા માટે મેં મારા રહેઠાણને સરનામે પણ 'ઉદ્દેશ' મંગાવવા માંડ્યું.

પણ મને ડૉ. રમણલાલ તરફ આકર્ષનાર બાબત તો એમનો વાત્સલ્યભર્યો પ્રેમ છે. ડૉ. રમણલાલ જોશી સાથેની મારી મુલાકાતમાં કોઈક વાર મારા જેવા કોઈ ફાધરોની વાત આવે. એમાં એમના હાથ નીચે ગુજરાત યુનિવર્સિટીમાં અનુસ્નાતક કક્ષાએ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરેલ ફાધર હેન્રી ડિસોઝા, ફાધર ફ્રાન્સિસ પરમાર જેવા ફાધર હોય તો તેઓ ખૂબ પ્રેમથી મને કહે, "એ મારો છોકરો છે. મેં એને ગુજરાતી સાહિત્ય ભણાવ્યું છે." એમના વિદ્યાર્થીઓ વિશે વાત કરે ત્યારે એમની આંખોમાં પિતાતુલ્ય કે ગુરુતુલ્ય પ્રેમ નીતરતો હું જોઈ શકતો હતો.

પ્રેમ વિશેની ડૉ. રમણલાલની ફિલસૂફી એમણે 'ઉદ્દેશ'ના એક તંત્રીલેખમાં પ્રગટ કરી છે. 'ઉદ્દેશ'ના ડિસેમ્બર ૨૦૦૫માં અંકમાં તેમણે લખ્યું, "માણસને સૌથી મોટો ભય મૃત્યુનો છે, એ ભયને ખાળવા માટે તે અ-મૃત તત્ત્વની શોધ કરે છે. મોટામાં મોટામાં મોટું અ-મૃત તત્ત્વ પ્રેમ છે. એ પ્રેમ એને પેલા ભયની સામે ટકી રહેવાનું બળ આપે છે."

મારી દૃષ્ટિએ ડૉ. રમણલાલ પોતાના ધર્મના અને ભગવાનના ખરા ઉપાસક હતા. ધર્મ અને ભગવાન સાથેના તેમના સંબંધમાં પણ પ્રેમ જ કેન્દ્રસ્થાને હતો. એટલે જ ૨૦૦૨માં કોમી હુલ્લડ અને હિંસાખોરી થઈ ત્યારે તરત જ માર્ચ ૨૦૦૨માં એમણે "અત્યારની હિંસાખોરીનો કાયમી ઉકેલ શો?" નામે એક સ્મરણીય તંત્રીલેખ 'ઉદ્દેશ'માં લખ્યો હતો. "ધર્મનું જીવાતુભૂત તત્ત્વ પ્રેમ છે પણ કાળે કરીને આપણે એ તત્ત્વમાંથી ખસી ગયા... જો દરેક મનુષ્યમાં આપણે પ્રભુને જોવા માંડીએ તો હત્યા કે ખૂનામરકીનો સવાલ જ ઊભો ન થાય... પ્રભુની લીલાને ન સમજતો મનુષ્ય આ પ્રકારનું વર્તન કરે છે."

હું ડૉ. રમણલાલ જોડે સો ટકા સહમત છું કે ધર્મને નામે હુલ્લડ કરે, હિંસાખોરીમાં રાચે એવા લોકો ખરેખર ધાર્મિક લોકો હોતા નથી; એમને ધર્મ

અને ભગવાન જોડે કોઈ લેવાદેવા નથી. તેઓ ફક્ત પોતાનો જ સ્વાર્થ શોધે છે.

એમના ઘણા તંત્રીલેખો વાંચું છું ત્યારે હું એમાં સમાન જીવનદૃષ્ટિ જોઉં છું. અમારા અરસપરસની કદર અને સંબંધને જોરે મારા આમંત્રણથી ડૉ. રમણલાલ બે વાર મારા કાર્યાલયમાં આવ્યા હતા. પ્રથમ વાર મારા એક સહકાર્યકર સ્નેહલભાઈ ડૉ. રમણલાલને મારા કાર્યાલયમાં લઈ આવ્યા ત્યારે જાણે મારા દાદા મને મળવા આવ્યા હોય એટલો આનંદ થયો. કારણ, મારા બાલ્યકાળનો મારો એક ખાસ 'મિત્ર' મારા દાદા હતા.

તે પ્રસંગે મારી સાથે પત્રકારત્વનો અભ્યાસ કરતા પાંચ છોકરા-છોકરીઓએ અને કાર્યાલયના છએક સભ્યોએ એક નાનકડો કાર્યક્રમ ગોઠવ્યો હતો અને એમાં ડૉ. રમણલાલે પત્રકારત્વનાં છોકરાંઓના અખતરારૂપ સામયિક "યુવદીપ્તિ"નું વિમોચન કર્યું હતું અને પ્રાસંગિક પ્રવચનમાં ડૉ. રમણલાલે પત્રકાર અને સંપાદનક્ષેત્રના પોતાના અનુભવની વાત કરી હતી.

વિદાય લેતી વખતે મને ભેટીને ડૉ. રમણલાલે કહ્યું કે, "ફાધર વર્ગીસ, આપ કોઈ પણ સમયે મને અહીં બોલાવશો તો હું ખુશીથી આવીશ."

અમે મારા કાર્યાલયના કાર્યક્રમ પછી બહાર નીકળ્યા ત્યારે ડૉ. રમણલાલે પાન ખાવાની ઈચ્છા વ્યક્ત કરી. ત્યાં નજીકમાં જ પાનની એક દુકાન હતી. એમને ગમતું એક પાન મોંમાં મૂક્યું ત્યારે મેં એમને આગ્રહ કર્યો કે તેઓ વધુ એક-બે પાન પોતાની સાથે લઈ જાય. ત્યારે ડૉ. રમણલાલે ખૂબ પ્રેમથી કહ્યું, "ફાધર વર્ગીસ, એક પાનથી હું ખુશ છું. વધારે પાનનો મોહ નથી !" તે દિવસે ડૉ. રમણલાલના નિઃસ્પૃહ પ્રેમથી હું ખરેખર અંજાઈ ગયો હતો.

ડૉ. રમણલાલની મારા કાર્યાલયની બીજી મુલાકાત એક ૨૦૦૨ના નાતાલના ઉજવણી પ્રસંગે હતી. તે વખતે તેમણે મારા પુસ્તક "માણસને માણસ તરીકે જુઓ"નું વિમોચન કર્યું હતું. વળી, નાતાલની ઉજવણીમાં ડૉ. રમણલાલના હાથે મારા કાર્યાલયના સહકાર્યકરો, પત્રકારત્વના તાલીમાર્થીઓ તથા યોગ્ય આમંત્રિત મહેમાનોને નાતાલની ભેટ અપાવી હતી

'ઉદ્દેશ'ના સંપાદન દ્વારા ડૉ. રમણલાલે કરેલી ગુજરાતી સાહિત્યની સેવાને માટે મારે એમને એક નાની ભેટ આપીને કદર કરવી હતી. મેં ડૉ. રમણલાલને આપેલી ભેટથી તેઓ ખૂબ ખુશ થયા. ઈતર ધર્મના મારા એક નિકટના મિત્ર જોડે આ રીતે નાતાલની ઉજવણી કરવામાં મને અને મારા કાર્યાલયના સહકાર્યકરોને પણ ખૂબ આનંદ થયેલો.

હું અંગત રીતે ડૉ. રમણલાલને ઓળખતો નહોતો ત્યારે મારા એક યુવાન મિત્ર પ્રકાશભાઈ ચૌહાણ ('જલાલ') મને એમની પાસે લઈ ગયા હતા. પણ હું ડૉ. રમણલાલને એમનાં લખાણથી અને 'ઉદ્દેશ'ના તંત્રી તરીકે ઓળખતો હતો. અમારી એ પ્રથમ મુલાકાતમાં પ્રકાશભાઈએ ખૂબ કદરથી મારાં લખાણ અને પુસ્તકોની વાત કરી. મેં એમને મારાં બે પુસ્તકો - 'પ્રેમને રસ્તે' અને 'હૃદયની વાત' - ની બીજી આવૃત્તિની નકલ ભેટ આપી. બંને પુસ્તકોનાં પાનાં ફેરવીને ડૉ. રમણલાલે મને કહ્યું કે, પ્રકાશભાઈએ એમને બંને પુસ્તકો વિશે વિવેચનલેખ આપ્યો છે અને તેઓ એ લેખ 'ઉદ્દેશ'માં છાપશે. એટલું જ નહિ પણ 'ઉદ્દેશ' માટે યોગ્ય લેખ મોકલતા રહેવાનું આમંત્રણ પણ તેમણે મને પાઠવ્યું.

એ મુલાકાત પછી 'ઉદ્દેશ'ના માર્ચ ૨૦૦૨ના અંકમાં 'અનોખી ચિંતનદૃષ્ટિ' : 'પ્રેમને રસ્તે', 'હૃદયની વાત' નામે પ્રકાશભાઈ ચૌહાણ ('જલાલ')નો લેખ 'સ્વાધ્યાય અને સમીક્ષા' વિભાગમાં જોતાં મને ખૂબ આનંદ થયો.

ત્યાર પછી ડૉ. રમણલાલ વખતોવખત મારા લેખો કે બીજાએ મારાં પુસ્તકોની કરેલી સમીક્ષાઓ 'ઉદ્દેશ'માં પ્રગટ કરતા, નિયમિત છાપતા રહ્યા. હું સામાન્ય રીતે ચિંતનાત્મક નિબંધો લખું છું. પરંતુ

ડૉ. રમણલાલે 'ઉદ્દેશ'માં મારા બે સમીક્ષાત્મક લેખો છાપીને મને વિવેચક પણ બનાવી દીધો. કવિવર યૉસેફ મેકવાનના નિબંધસંગ્રહ " 'કાન હોય તે સાંભળે'નું મારું વાંચન" લેખ તેમણે 'ઉદ્દેશ'ના જૂન ૨૦૦૩ના અંકમાં છાપ્યો અને ત્યાર પછી કવિશ્રી પ્રકાશ ચૌહાણ ('જલાલ')ના ગઝલસંગ્રહ વિશેની મારી સમીક્ષા "ખેરિયતઃ એક નોંધપાત્ર ગઝલસંગ્રહ" માર્ચ ૨૦૦૪ના 'ઉદ્દેશ'ના અંકમાં પ્રગટ કરી.

આ બે વિવેચનાત્મક નિબંધો સાથે શ્રેષ્ઠ અનુવાદની કલા (ડિસેમ્બર ૨૦૦૪), માફીનું પ્રસન્ન જગત (જૂન ૨૦૦૬) જેવા અન્ય સાહિત્યિક નિબંધો 'ઉદ્દેશ'માં છાપીને ડૉ. રમણલાલ મારાં લખાણોની કદર કરવા સાથે મને સાહિત્યસર્જનમાં અનન્ય પ્રોત્સાહન પણ આપતા રહ્યા.

ડૉ. રમણલાલે ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે મારાં લખાણોની કરેલી કદર અને તેમણે મને કરેલી બધી મદદનો કળશ તો એમણે લખેલા મારા પુસ્તક "માણસને માણસ તરીકે જુઓ"ની પ્રસ્તાવના છે. એ પુસ્તકની હસ્તપ્રત ખૂબ ટૂંકા સમયમાં વાંચીને મને "જીવનલક્ષી પ્રેરણાત્મક સાહિત્યનું સીમાચિહ્ન" નામે ખૂબ સુંદર પ્રસ્તાવના લખી આપી, એટલું જ નહિ પણ એ પ્રસ્તાવના એમણે 'જનસત્તા'ના પોતાના સાહિત્યિક કૉલમમાં પણ છાપી હતી. ડૉ. રમણલાલ જેવા મૂર્ધન્ય સાહિત્યકારે મારા લખાણને "સાહિત્યનું સીમાચિહ્ન" કહીને કદર કરી ત્યારે મને લાગ્યું કે મારી મહેનતનું સોગણું વળતર મને મળ્યું છે !

મારા પુસ્તકની હસ્તપ્રત અને એમની પ્રસ્તાવના મને ડૉ. રમણલાલ પાસેથી મળી ત્યારે બંને મેં સીધી રન્નાદે પ્રકાશનના કાર્યાલયમાં પહોંચાડી. પુસ્તક તો ખૂબ સારી રીતે છપાઈ આવ્યું. પણ એક બાબતમાં મને મોટો અફસોસ થયો. પુસ્તકના મારા ટૂંકા આમુખમાં મારા રિવાજ મુજબ પુસ્તકના લખાણથી માંડીને તે એના પ્રકાશન કરવામાં મને મદદરૂપ થનાર બધા લોકોનો મેં દિલથી આભાર માન્યો. પરંતુ પુસ્તકના કળશરૂપ સુંદર પ્રસ્તાવના લખી આપનાર ડૉ. રમણલાલનો આભાર માનવાનું હું ચૂકી ગયો ! મને મારી બેદરકારી બદલ પાછળથી ખૂબ દુઃખ થયું અને મૌખિક રીતે અને પાછળથી એક પત્ર દ્વારા પણ, મેં ક્ષમા માંગી મારી આ ભૂલ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે સુધારવા એમને વચન આપ્યું છે....

☆



ગુજરાત સાહિત્ય અકાદમી આયોજિત, 'શબ્દલોક' સુરેન્દ્રનગરના આતિથ્યે યોજાયેલ 'કવિનર્મદ સાર્થ શતાબ્દી' મહોત્સવનું ઉદ્ઘાટન કરતા એ વખતના શિક્ષણમંત્રી શ્રી પ્રબોધભાઈ રાવલ, બાજુમાં શ્રી મોહમ્મદ માંકડ, શ્રી ગુલાબદાસ બ્રોકર અને નાગજીભાઈ દેસાઈ છે. (તા. ૨૬ ફેબ્રુઆરી, ૧૯૮૩)

# સાહિત્યજગતમાં એક ઋણાનુબંધની ઋજુ ગરવી કવિતા

રસિક જાની

ડૉ. રમણલાલ જોશીની વિદાય આપણા માટે એક વસમી ઘટના બની ગઈ. એનું કારણ એ છે કે સાહિત્યકારો, સાહિત્યરસિકો, શિષ્ટ સાહિત્યવાચકવર્ગ માટે શ્રી રમણલાલ જોશીનો સંસર્ગ હંમેશાં આનંદદાયક રહેતો. તેમના સંસર્ગમા આવનાર વ્યક્તિના તેઓ એક પ્રિયજન બની જતા.

સાહિત્યપ્રેમ - સાહિત્યસેવા એ જ ઉદ્દેશ અને એ ઉદ્દેશ પ્રગટ થાય એમના 'ઉદ્દેશ'માં. 'સંસ્કૃતિ' અને 'દક્ષિણા' જેવાં શિષ્ટ, ઉત્કૃષ્ટ માસિકો-ની જેમ 'ઉદ્દેશ' માસિકે મહત્ત્વની ભૂમિકા પ્રદાન કરી છે. 'ઉદ્દેશ'માં પ્રગટ થયેલ તંત્રીલેખ હું અચૂક વાંચું. શ્રી રમણલાલ જોશીનુ મનોમય જગત શબ્દરૂપ હતું અને એમનો પ્રત્યેક શબ્દ અનુભવજન્ય આર્ષદષ્ટિમાંથી ઘડાઈને આવતો લાગે. એરિસ્ટોટલ કહે છે તે પ્રમાણે Nothing can be in the intel-lect that was not first in the senses.

ડૉ. રમણલાલ જોશી સાથે મારો સંપર્ક લગભગ દસબાર વર્ષ વિસ્તર્યો હશે. વિશિષ્ટ રૂપે તો મારા ત્રણ કાવ્યસંગ્રહો – હૃદયગીતા, ઉદ્‌ગીત અને સુમિરન માટે તેમણે પ્રસ્તાવના લખી હતી અને આ કાવ્યસગ્રહોના બે વિમોચન-સમારંભમાં મુખ્ય અતિથિરૂપે ઉપસ્થિત રહી એક અવિસ્મરણીય સ્મૃતિ બની રહ્યા તે પછી. મારાં કેટલાંક ગીતો તેમને બહુ ગમતાં. તેઓ કહેતા : "તમારાં કેટલાક ગીતો અમર છે." તેમાંનું મારુ એક કાવ્ય છે 'ક્યાં, ક્યાં ગોતું ઘનશ્યામ.' જેમાં શ્રી નયન પંચોલીનુ સ્વરનિયોજન છે અને અનુપ જલોટાના કંઠસ્વરમાં ગવાયેલ છે. શ્રી રમણલાલ જોશી કહેતા : અસખ્ય કવિઓએ અસંખ્ય કાવ્યો લખ્યા છે. પણ એ હજારો પંક્તિઓમાં કવિતા કેટલી ! આ પ્રશ્નાર્થમાં રહેલું વિધાન કેટલું અર્થપૂર્ણ છે ! કેટલું અર્થસૂચક છે !!

શ્રી રમણલાલ જોશીનું આલેખન કે વિવેચન સૌમ્ય છતાં અર્થપૂર્ણ રહ્યું છે. તેની અનુભૂતિ જીવનના તલસ્પર્શી તાગ અને સાહિત્ય તત્ત્વજ્ઞાન કે કલાતત્ત્વના જ્ઞાનમાંથી સાકાર પામે છે. "Sense is wrought out of experience, the knowl-edge of human life and of the liberal arts." તેમના લેખનમાં અને સાહિત્યિક મૂલ્યાંકન કે રસદર્શનમાં તેમની વિશિષ્ટ મૃદુલ લાક્ષણિકતા સહજ રીતે આવિષ્કાર પામે છે. બૉઝવેલનું ડૉ. જૉન્સન વિષે આલેખાયેલ મંતવ્ય ડૉ. રમણલાલ જોશીને ખૂબ અનુરૂપ બને છે. ડૉ. જૉન્સનની જેમ ડૉ. રમણલાલ જોશી તેમના વિશાળ વાંચન, મનન અને જીવનના ઊંડા અવગાહનને કારણે જ્ઞાનસમૃદ્ધ હતા. અને તેમના મનની સક્રિયતા (promptitude of mind) અસ્ખલિત બની પ્રબળ શબ્દોમાં વહેતી રહી છે. પુનઃ પુનઃ કહેવાનું મન થાય છે કે R L Stevensonની જેમ ડૉ. રમણલાલ જોશીનું જીવન શબ્દમય હતુ. He lived with words.

શ્રી રમણલાલ જોશી એક વિદ્વાન, પીઢ સાહિત્યકાર હતા, એક વિચક્ષણ વિવેચક હતા અને એમનું સાહિત્યસર્જન, વિશાળ વૈવિધ્યપૂર્ણ અને વિશિષ્ટ રૂપનું હતું.

"The secret lies in the use of the pen" ડૉ. રમણલાલ જોશીની કલમ ચાલતી જ રહી, બસ ચાલતી જ રહી. ભાષા દ્વારા તેમનું તાત્ત્વિક વિચારદર્શન, સાહિત્યિક-વિવેચન વિશ્લેષણ ઇત્યાદિનું પરિવહન થતું રહ્યું. તેમની કલમ જાણે જીવંત વાણી – Living voice બની રહી. વૈશ્વિક ચેતનાની સુંદર, શુદ્ધ ભાવવાહી ભાષા વહ્યે જ ગઈ.

શ્રી રમણલાલ જોશીનું જીવન હતું... જાણે સાહિત્યજગતમાં ઋણાનુબંધની ઋજુ ગરવી કવિતા.

★



'પ્રલંબિતા'નું ઉદ્‌ઘાટન બીરલા ક્રીડા કેન્દ્ર ચોપાટી, મુંબઈ ખાતે કરતા.
શ્રી યશવંત ત્રિવેદી, શ્રી ગુલાબદાસ બ્રોકર શ્રી અમૃતલાલ યાજ્ઞિક અને અન્ય સાથે.
(તા. ૯ ડિસેમ્બર, ૧૯૮૧)



ઇન્ડિયન મર્ચન્ટસ્ ચેમ્બર હૉલ, મુંબઈ ખાતે શ્રી સુધીર દેસાઈના કાવ્ય સંગ્રહો 'સૂર્યને તરતો મુકું છું' અને 'કાગળ પર તિરાડો' ના અનાવરણ પ્રસંગે. (તા. ૧૬ જાન્યુઆરી, ૧૯૮૧)



શ્રી રસિકભાઈ જાનીના કાવ્યસંગ્રહ 'સુમિરન'ના કાવ્ય સંગીત અને કાવ્ય રસાસ્વાદના સમારંભમાં (તા. ૧૮ નવેમ્બર, ૨૦૦૦)




શ્રી પ્રીતેશ અમીનનાં પુસ્તકો 'એકલતાનુ આકાશ' (નવલકથા), 'સપનાના સૂરજ આથમી ગયા' (વાર્તાસંગ્રહ) અને 'આર્તનાદ' (કાવ્યસંગ્રહ)ના વિમોચન પ્રસગે શ્રી ભૂપત વડોદરિયા, શ્રી પ્રવીણ ક. લહેરી વિ સાથે (તા ૫ ઓક્ટોબર, ૨૦૦૩)




શ્રી દિનેશ દેસાઈના લલિત નિબધ સગ્રહ 'સજની'નુ લોકાર્પણ કરતા (તા ૧૬ ફેબ્રુઆરી, ૨૦૦૨)




વડોદરા ખાતે ગુજરાતી સાહિત્ય અકાદમી અને પડ્યા ફાઉન્ડેશનના સયુક્ત ઉપક્રમે યોજાયેલ 'આત્મકથા સ્વરૂપ અને સિદ્ધિ' કાર્ય શિબિરનુ ઉદ્‌ઘાટન કરતા (તા ૨૩ ઓક્ટોબર, ૧૯૯૯)

# નવલેખકોના પથદર્શક જોશીસાહેબ

**સંધ્યા ભટ્ટ**

ડૉ. રમણલાલ જોશી સાથે આમ તો મારો પાંચ-છ વર્ષ પહેલાંનો જ પ્રત્યક્ષ પરિચય. તેમના વિવેચન-લેખો દ્વારા જ હું તેમને ઓળખું. પ્રા. રમણ પાઠક 'વાચસ્પતિ'ના પ્રમુખપદ હેઠળ 'સંસ્કાર-વર્તુળ'ની રચના થયા બાદ ફેબ્રુ. ૨૦૦૦માં તેઓ બારડોલી આવેલા અને એમનું પ્રવચન પણ ગોઠવાયેલું. પ્રવચન બાદ પ્રશ્નોત્તરીના દૌર દરમ્યાન મેં તેમને પૂછ્યું, 'તમારી પેઢી પાસે જે નિષ્ઠા અને સંવેદનશીલતા... વળી, ધીરજ છે, તે અમારી પેઢી પાસે નથી, તેની પાછળ તમે કયું કારણ જુઓ છો ?"

એમણે જવાબ આપ્યો, "તમારા જેવાં આ બાબતે પૂછનારાં છે, ત્યાં સુધી હજુ ચિંતા નથી." આ પછી તો કાર્યક્રમ પૂરો થયો અને તેઓ ઓડિયન્સમાં આવીને મને મળ્યા એટલું જ નહિ, ડૉ. ભારતીબહેન રાણેને ત્યાં તેઓ ઊતર્યા હતા, ત્યાં પણ મને આમંત્રી... અને ત્યાર બાદ મારી લેખનયાત્રા શરૂ થઈ. સાચું કહું તો, જોશીસાહેબનું આ પ્રવચન મારે માટે એક સુખદ વળાંક લાવનારું બની રહ્યું...

મારી પહેલી કવિતા 'ઉદ્દેશ'માં પ્રગટ થયેલી. ત્યાર બાદ ક્રમશઃ ગુજરાતી સાહિત્યનાં પ્રથમ હરોળનાં સામયિકોમાં સ્વીકારાતી થઈ. મારું નિરીક્ષણ એવું છે કે, 'ઉદ્દેશ' નવલેખકોને તક આપનારું સામયિક છે. ઘણા નવા કવિઓ, વાર્તાકારો અને વિવેચકોનાં નામ મેં 'ઉદ્દેશ'માં જોયાં છે. ક્યારેક કોઈ કૃતિ થોડી નબળી પણ લાગે, પરંતુ આવાં સામયિકોની હાજરી જરૂરી છે - નવલેખકોની કલમમાં જોમ ભરવા માટે. અને તે સંદર્ભમાં જોશીસાહેબ ઘણું કામ કરી ગયા.

જોશીસાહેબની સમગ્ર સાહિત્યિક કારકિર્દી જોઈએ, તો તેમણે વિપુલ પ્રમાણમાં વિવેચનનાં અને સંશોધનનાં પુસ્તકો આપ્યાં છે. 'વિવેચનની પ્રક્રિયા' નામે વિવેચનના તેમના પુસ્તકને દિલ્હી સાહિત્ય અકાદમીનું પારિતોષિક ૧૯૮૪માં મળેલું, તો કોઈ પણ ગૌરવશાળી સાહિત્યકારનું કામ જેના વડે પોંખાય છે, તેવો 'ગૌરવ પુરસ્કાર' પણ તેમને પ્રદાન થયો છે. વિવેચક તરીકેનાં તેમનાં વલણો માટે મતમતાંતર હોઈ શકે, પણ તેમની સાહિત્યનિષ્ઠા માટે બે મત હોઈ શકે નહિ. જોશીસાહેબ, પ્રા. રમણ પાઠક અને બીજા પણ એવા પીઢ વિવેચકો વિશે જાણીએ છીએ, ત્યારે થાય છે કે, તેમના અમારા ઉપરના વાત્સલ્યને કારણે અમે તેમની વિવેચક તરીકેની ઉગ્રતાનો ભોગ બનવામાંથી કદાચ ઊગરી ગયાં છીએ.

જોશીસાહેબ એટલે પૂરા કૃષ્ણભક્ત. કૃષ્ણનાં ભજનો તેઓ હંમેશાં સાંભળતા રહેતા અને 'ઉદ્દેશ'ના પહેલા પાને અધ્યાત્મભાવ વિશે ક્યારેક લખે પણ ખરા... ક્યારેક સાહિત્યની સાંપ્રત ગતિવિધિ વિશે પણ લખે.

૨૦૦૨માં બારડોલીમાં સાહિત્ય પરિષદનું જ્ઞાનસત્ર ભરાયું, ત્યારે તેઓ મારા ઘરે ઊતરેલા. મારા કિશોર વયના દીકરાઓને તેમણે મિત્ર બનાવી દીધેલા. મને જેટલી મારામાં શ્રદ્ધા નહોતી, એટલી એમને મારા સર્જન વિશે હતી, તેને હું મારું સદ્ભાગ્ય માનું છું અને તેમનું ઋણ માથે ચઢાવું છું.

☆

# વિદ્યાતેજનું આજીવન પ્રગટન

પ્રા. મધુસૂદન એમ. વ્યાસ

પ્રા. ડૉ. રમણલાલ જોશીનું વયોચિત નિધન ગુજરાતી સાહિત્યકારોની જૂની પેઢીના સર્જકો-વિવેચકોની વિદાયને દર્શાવનારું બની રહ્યું. એમના અવસાનથી સાહિત્યજગતમાં ન પુરાય એવી ખોટ પડી છે. આખી ય ગાંધીયુગીન પેઢી જાણે કે વિલુપ્ત થઈ ગઈ. નવી પેઢીના સર્જકો-વિવેચકો જૂની જનરેશનમાંથી પ્રેરણા મેળવે તો સાહિત્યનુ વિત્ત જળવાઈ રહે.

છેલ્લા દોઢ દાયકાના મારા અધ્યાપકીય અનુભવોમા ડૉ. રમણલાલ જોશીના રૂબરૂ સંપર્કમા આવવાનું ક્યારેક જ બન્યું હતું. કિન્તુ 'ઉદ્દેશ'ના તેમના તંત્રીલેખો અને 'ગ્રંથનો પંથ' ઈત્યાદિ પુસ્તકોના વાચનથી એમની ઊંચાઈનો અનુભવ થતો હતો. ભાષાસાહિત્યભવન માંહેનો એમનો કાર્યકાળ પણ અનેક છાત્રોને માટે પ્રેરક બની રહ્યો હતો. તો ઉ.જો.ની પરપરાના વિદ્વાનોમાં તેઓ અગ્રહરોળમાં હોવાનું સમજાય છે. બ્રાહ્મણનું સાચું તેજ - વિદ્યાતેજ જાણે કે તેઓ આજીવન પ્રગટાવનારા હતા.

'ઉદ્દેશ'માં તેમણે વિષયવૈવિધ્યને જાળવીને અનેકાનેક કવિ- લેખકોના લેખો-કાવ્યો-કૃતિઓ મુદ્રિત કરેલા. તેને લીધે નવોદિતોને પણ અનેક તક ઉપલબ્ધ થઈ હતી. આ બધા વિષયોને ધ્યાનમાં લઈને કોઈક વિદ્યાવાચસ્પતિ(Ph.D.)ની પદવી માટે મહાનિબંધ લખી શકે ! છેલ્લા દાયકામાં આ લેખકર્તાના પણ પાંચ-સાત લેખો પ્રસ્તુત સામયિકમાં છપાયેલા, એ તેમની ઉદારતા અને ગુણાનુગ્રાહક મનોવૃત્તિનું દ્યોતક છે. 'ઉદ્દેશ'માં કાવ્યો ઉપરાંત ટૂંકીવાર્તાઓ, ગ્રન્થસમીક્ષાઓ અને અન્ય વિવેચકીય લેખોને તેમણે હંમેશાં સ્થાન આપેલું. જેને લીધે 'ઉદ્દેશ'નું સ્વરૂપ એક ઉચ્ચસ્તરીય સાહિત્યિક સામયિકરૂપે પ્રતિષ્ઠિત રહ્યું. વધુમાં, તેમના પોતાના લેખો-કૃતિઓ પણ મર્યાદિત રીતે જ તેમણે 'ઉદ્દેશ'મા મૂકેલા, જે તેમના વિવેકને સૂચિત કરે છે. તેઓ અંગત રીતે પત્રોના જવાબ પણ આપતા. ગુજરાતી અને સંસ્કૃત સાથે સંકળાયેલા સહુ રસિકોને માટે એક સુંદર 'પ્લેટફોર્મ' ઉદ્દેશ બની રહ્યું - સાહિત્યકારોની સુરુચિનુ ઘડતર કરનારું સામયિક બન્યું તેનો સઘળો સુયશ ડૉ. રમણલાલ જોશીને ફાળે જાય છે. આશા છે કે એ પરંપરા હવે આગળ વધશે.

પ્રાયઃ દાયકા પૂર્વે અમારી કોલેજમાં તેમનું આગમન ઉ.ગુ.યુનિ.ની સ્થાનિક તપાસ સમિતિના ચેરમેનરૂપે થયેલું ત્યારે વાર્તાલાપ પણ રચાયેલો. તેઓ ગુજરાતી ભાષાસાહિત્યના સાચા રસજ્ઞ વિવેચક હતા. તેમનો અક્ષરદેહ એ વાતની સાક્ષી પૂર્યા કરશે...

★



ઉત્તર ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતીના અધ્યાપકોના જંબુસરમા મળેલ સમેલનમા ઉદ્ઘાટન પ્રવચન આપતા (તા ૨૭ એપ્રિલ, ૧૯૮૯)




ઉત્તર ગુજરાત યુનિવર્સિટીના પીએચ ડી ના અધ્યાપકો તથા શિક્ષણક્ષેત્રે વિશિષ્ટ પ્રતિભા સપન્ન શિક્ષણકારોનો સન્માન સમારભ વિસનગર (તા ૬ સપ્ટેમ્બર, ૧૯૯૨)

# 'અચ્છો' માણસ

**રૂસ્વા મઝલૂમી**

રમણભાઈ સચમુચ ઉમદા માનવ હતા. મોટા ગજાના સાહિત્યકાર હોવા છતાં એનો ડોળ કે ગર્વ લઈને કદી ફરતા ન હતા. મારા જેવા શાયરને એમણે હંમેશાં પ્રોત્સાહિત કર્યો. સજ્જન વિવેચક આત્મીય ફરિશ્તાસમ મશલન માનવ એવા શ્રી રમણભાઈનો મારા ઉપર પ્રથમ પત્ર (સન, તારીખ યાદ નથી) મારે માટે આશ્ચર્યજનક હતો. એમણે કંઈક, એવું લખેલું કે જનાબ રુસ્વા મઝલૂમી, તમને હું શાયર તરીકે તો ઘણા લાંબા સમયથી ઓળખું છું પણ તમે લેખક પણ છો એ મને આજે જ ખબર પડી જ્યારે મારા વાંચવામાં તમારો નવલિકાસંગ્રહ "ઢળતા મિનારા" આવ્યો. આ સંગ્રહનું સંપાદન શ્રી રજનીકુમાર પંડ્યાએ કરેલ છે. મને પ્રોત્સાહિત કરતાં કંઈક એવું પણ લખેલું કે સીધાસાદા શબ્દોમાં તમે વાતને ઉમદા રીતે રજૂ કરો છો... આવા ઉચ્ચ ગજાના સાક્ષરના આવા શબ્દોએ મને પ્રેમથી ભીંજવી નાખ્યો. અમે ક્યારેય એ પહેલાં રૂ-બરૂ થયેલા નહિ. અને એક દિવસ એમને પ્રત્યક્ષ મળવાનું થયું. મને એ મુલાકાત યાદ રહી છે. આત્મીયતા-ભર્યો દિલને સ્પર્શી જતો એ અવાજ... પછી તો અમારો એ સંબંધ વિસ્તરતો ગયો. રમણભાઈ સ્વજન થઈ ગયા. પત્રવ્યવહાર દ્વારા આ સ્વજન સાથેનો સંબંધ ગાઢ થતો ગયો.

એક વખત પત્ર દ્વારા મેં એમને જણાવ્યું કે મને ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી મળતી સાહિત્યકાર સહાયની રકમ લાંબા સમયથી મળતી બંધ થઈ છે. મેં તેઓને આ અંગે તપાસ કરવા વિનંતી કરી. થોડા જ દિવસોમાં તેમણે ખબર આપ્યા કે તમને ટૂંક સમયમાં મળી જશે એટલું જ નહિ આ વખતથી આ રકમ બમણી કરવામાં આવી છે. મુબારક હો રુસ્વાજી. અને ઉમેર્યું કોઈ વખતે આવી સહાય બંધ થશે તો હું તમને દરમાસે એ સહાયની રકમ મારા તરફથી મોકલતો રહીશ....

કેવો ઉમદા માનવી ! મારા તરફ અત્યંત પ્રેમ અને લાગણી સેવનાર રમણભાઈના જવાથી મને જે દુઃખ થયું તેને કલમબધ્ધ કેમ કરી શકું ? તેઓ જ્યારે જ્યારે પણ રાજકોટ આવતા ત્યારે અમારે ત્યાં અચૂક આવતા. સાથે ચિ. ગંધર્વ અને એનાં પત્ની પણ હોય....

ગુજરાતની ભૂમિમાં ખ્યાતનામ શાયરો અને લેખકો- સૌ મારા માટે આદરણીય છે. પણ રમણભાઈ તરફ મને વિશેષ આદર એટલા માટે છે કે તેઓ ઉમદા માણસ પણ હતા. એમની દૃષ્ટિ માનવરૂપી પારદર્શક જામમાં નજર કરતાં ઊંડે જતી... અમારા સંબંધો ઉપર દૃષ્ટિ ફેરવતાં મારો એક શે'ર રજૂ કરું :

*હમસે મોહબ્બતકી નુમાઈશ ન હો સકી*
*હાં, ઈતના જાનતા હું, તુમ્હેં ચાહતા હું મૈં.*

—

*વો ઐસા કૌન હૈ જીસસે બિછડકર*
*ખુદ અપને આપસે તન્હા હુઆ હું મૈં*

મને મારા મિત્ર શ્રી અકબરભાઈ જસદણવાલાનો એક 'તકિયા કલામ' યાદ આવે છે. તેઓ કોઈને બિરદાવે તો કહેતા કે "અચ્છો માણસ છે" રમણભાઈ માટે હું એવું જ કહી શકું... "રમણભાઈ અચ્છો માણસ હતા..."

☆

# અણછતાના ઓળખીતા

લાભશંકર પુરોહિત

લગભગ પંદરેક વર્ષ પહેલાં, રાતના દસેક વાગ્યાના અરસામાં ફોનની ઘંટડી રણકી; ઉઠાવતાં વેંત જ અવાજ સંભળાયો : "હું રમણલાલ જોશી બોલું છું, લાભશંકર પુરોહિત છે ?' મેં ઉત્તર આપ્યો : 'હા, હું લાભશંકર પંડ્યે જ બોલું છું.' સામેથી સંવાદ શરૂ થયો- "તમે જાણો છો કે 'ઉદ્દેશ' સામયિક શરૂ કર્યું છે; તમે એને માટે ઉપયુક્ત લેખ સામગ્રી મોકલતા રહો એમ ઈચ્છું છું. બોલો ઉદ્દેશને અનુરૂપ લેખ ક્યારે મોકલો છો?" પછી તો થોડી આમતેમ વાતો થઈ. એ વર્ષોમાં મારા તો ગણતરીના લેખો જ સામયિકોમાં છપાયા હતા. ગણતરીના એટલે માંડ ત્રણ કે ચાર ! આટલા સીમિત વિદ્યાવિહારને પણ, આપણા વિવેચનના એક અગ્રપુરુષ બારીકીથી જુએ છે આદર કરે છે એનો આનંદ તો જરૂર થયો; પણ અચરજ એનાથી મોટું એ કે મારા જેવા તદ્દન અખ્યાત ને સંપર્કશૂન્ય વિદ્યાપિપાસુને લબ્ધપ્રતિષ્ઠ સાક્ષર સામેથી ચાલીને લખાણ મોકલવા નોંતરું આપે ! મારા લખાણને સ્વીકૃત સામયિકોમાં ભાગ્યે જ કે (રહેમ રાહે ?) જગા મળતી; એટલું જ નહીં જવાબી પત્તામાં અસ્વીકાર્યનો ઉત્તર પામવા જેટલું ય સૌજન્ય પ્રાપ્ત નહોતું થતું ! તેવા કાળમાં લખાણ માટેની રમણભાઈની સતત ... ...રક અને લેખન માટે પ્રોત્સાહક નીવ... Profile) સ્વભાવને કારણે, ... પરિચય કે સંપર્ક ધરાર કેળ... દિવસોમાં અ... ... થયું.

પહ... અ... જવાનું બને ... ખેંચતો જ રહ... એમણે સહ... અને મારાં ... ...ારી ર...

અપરિચયની ઔપચારિકતા સાવ ઓગળી ગઈ. એમના ટેબલ ઉપર કૃષ્ણની છબી અને સૂરદાસ, મીરાં વગેરેના કેટલાક પદસંચયો પડ્યા હતા. મને કહે, "કૃષ્ણ મને બહુ ગમે તમે કોઈ પદ સંભળાવશો ?" પ્રથમ પળમાં જ ઓગળી ગયેલી ઔપચારિકતાને લીધે એમની આ સહેજેચ્છા તરત મારા કંઠમાંથી પ્રતિશબ્દિત થઈ. બેક પદો અને કોઈ સ્તોત્રના બે-ત્રણ શ્લોક મેં ગાયા. એ દિવસોમાં ફૂલછાબ દૈનિકમાં 'શબ્દલોકના યાત્રીઓ' શીર્ષકથી એમની કટાર ચાલતી હતી. આઠ-દસ દિવસમાં જ મારો પરિચય આપતાં એમના કટાર લેખમાં એમણે કૃષ્ણપ્રીતિ, પદગાન અને ભક્તિના નિર્દેશો સાથે જ પરિચયનો આરંભ કર્યો હતો. આ આખીય ઘટનામાં મારે પક્ષેથી નહોતી કશી ઇંતેજારી કે નહોતી કોઈ મૂંગી ઈચ્છા. આમ છતા એમના આ અકૃતક અને નિર્વ્યાજ પ્રેમોપચાર મારે માટે વિરલ ઘટના હતી. પછી તો અમદાવાદની આવન જાવનમાં સમય કાઢી હું એમને મળતો રહ્યો. જવાનું બને એટલે ચા-નાસ્તો મંગાવે અને નાનકડું ટેપરેકોર્ડર ખોલી કાઢી મને કૃષ્ણ વિષયક કોઈપણ રચના ગાવાનું કહે, પોતે તો સામે આંખ મીંચીને શ્રોતા બની બેઠા રહે. મારું ગાન પૂરું થતાં થોડીક ક્ષણો પછી સાંદ્ર આંખે પોતાનો રાજીપો વ્યક્ત કરે. એકવાર મને કહે કે ...ારાં આ મુદ્રિત કરેલાં ગીતો-સ્તોત્રો હું એકલો ...લો મન થાય ત્યારે સાંભળ્યા કરું છું. આ જ ...ુદ્રામાં હવેલી સંગીત, સૂરદાસની અંતિમ ત્રણ ...રે લેખો ઉદ્દેશમાં છપાયા. લેખ સામગ્રી ...ખાંચો પડી જાય તો પોતે ફોન કરીને ... અવશ્ય કરવાના જ.

...ુ ઓછા વિવેચકો બદલાતા ...વા ઝીલી શકે છે. મોટેભાગે ...ને આરંભે જે સાહિત્યિક

વલણોથી પોતાનું ચિત્તતંત્ર કે અક્ષરચેતના રસાયાં હોય એને જ વશીભૂત રહીને યાવત્ જીવન વિવેચન વ્યાપાર ચાલતો રહેતો હોય છે. રમણભાઈ આમાં અપવાદ હતા. સેવાનિવૃત્તિ પછી પણ એમનો સાંપ્રત પ્રવાહો અને સર્જન પ્રવૃત્તિ સાથેનો અનુબંધ એટલો જ જીવંત અને સક્રિય રહ્યો એટલે સર્જકોની જૂની-નવી પેઢીની પ્રકાશિત થતી રહેલી સાહિત્ય કૃતિઓના પરીક્ષણ-સમીક્ષણમાં એની તાજપ, સ્વકીય અભિપ્રાય અને મૂલ્યદૃષ્ટિ વર્તાતી જ રહી છે. છેક ઓગણીસો એકાવન-બાવનમાં ગોવર્ધનરામ નિમિત્તે જે સ્વાધ્યાય અને વિવેચના આરંભાયાં તે છેક જીવનના છેલ્લા શ્વાસ સુધી લગભગ સાડા પાંચ દાયકા સુધી વહેતાં રહ્યાં. રમણભાઈની શબ્દનિષ્ઠા અને સાહિત્યનિષ્ઠાની આપણને એમાં પ્રતીતિ થવાની.

વ્યક્તિ તરીકે રમણભાઈની ગુણજ્ઞતા અને સદેખાપણું કોઈને પણ તરત સ્પર્શી જાય. મારા શરૂઆતના લેખોમાં જ્યાં જ્યાં એમને કશીક વિશેષતા કળાય ત્યાં તરત જ એ ફોન કરીને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરવાનું ન ચૂકે. લાંબો વખત સુધી મારા લેખોનો સંચય પ્રકાશિત ન થવાની સ્થિતિમાં એમણે જ પોતાની કટારમાં આ અંગે સચિંત ઉદ્‌ગાર અને ઉલ્લેખ જે મમતાથી કર્યા હતા તે આજે સાંભરી આવે છે.

રમણભાઈનો વિદ્યાવ્યાસંગ, બહુશ્રુતતા, અભિપ્રાયોની અવિકલતા, અભિવ્યક્તિની તર્કબદ્ધતા અને સાહિત્યની ભિન્ન ભિન્ન વિદ્યાઓનું પરિશીલન : આ બધાં વાનાંને કારણે એમની વિવેચના અધિકૃત સ્વીકૃતિ અને સમાદરને પાત્ર રહેશે.

☆



'અંતરનાં ઓજસ' - પ્રો. સુમન અજમેરીના કાવ્ય સંગ્રહના વિમોચન પ્રસંગે ગોવર્ધન સ્મૃતિ ખંડ, ગુજરાતી સાહિત્ય પરિષદમાં સર્વશ્રી સુમન અજમેરી, ડૉ. શિવકુમાર મિશ્રા (સરદાર પટેલ યુનિ.), ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ, ડૉ. ચિમનલાલ ત્રિવેદી...
(તા. ૭ જૂન, ૨૦૦૩)

# અણછતાના ઓળખીતા

**લાભશંકર પુરોહિત**

લગભગ પંદરેક વર્ષ પહેલાં, રાતના દસેક વાગ્યાના અરસામાં ફોનની ઘંટડી રણકી; ઉઠાવતાં વેંત જ અવાજ સંભળાયો : "હું રમણલાલ જોશી બોલું છું, લાભશંકર પુરોહિત છે ?' મેં ઉત્તર આપ્યો : 'હા, હું લાભશંકર પંડ્યે જ બોલુ છું.' સામેથી સંવાદ શરૂ થયો- "તમે જાણો છો કે 'ઉદ્દેશ' સામયિક શરૂ કર્યું છે; તમે એને માટે ઉપયુક્ત લેખ સામગ્રી મોકલતા રહો એમ ઈચ્છુ છું. બોલો ઉદ્દેશને અનુરૂપ લેખ ક્યારે મોકલો છો?" પછી તો થોડી આમતેમ વાતો થઈ. એ વર્ષોમાં મારા તો ગણતરીના લેખો જ સામયિકોમાં છપાયા હતા. ગણતરીના એટલે માંડ ત્રણ કે ચાર ! આટલા સીમિત વિદ્યાવિહારને પણ, આપણા વિવેચનના એક અગ્રપુરુષ બારીકીથી જુએ છે આદર કરે છે એનો આનંદ તો જરૂર થયો; પણ અચરજ એનાથી મોટું એ કે મારા જેવા તદ્દન અખ્યાત ને સંપર્કશૂન્ય વિદ્યાપિપાસુને લબ્ધપ્રતિષ્ઠ સાક્ષર સામેથી ચાલીને લખાણ મોકલવા નોંતરું આપે ! મારા લખાણને સ્વીકૃત સામયિકોમા ભાગ્યે જ કે (રહેમ રાહે ?) જગા મળતી; એટલું જ નહીં જવાબી પત્તામાં અસ્વીકાર્યનો ઉત્તર પામવા જેટલું ય સૌજન્ય પ્રાપ્ત નહોતું થતું ! તેવા કાળમાં લખાણ માટેની રમણભાઈની સતત ઉઘરાણી ઘણી પ્રેરક અને લેખન માટે પ્રોત્સાહક નીવડી. મીં-સંતા (Low Profile) સ્વભાવને કારણે, ઉદ્‌ગ્રીવ બનીને કોઈનોયે પરિચય કે સંપર્ક ધરાર કેળવવાનું વલણ નહીં એ દિવસોમાં આ પત્રાવલબન રમણભાઈને કારણે શરૂ થયું.

પછી તો એક વા અન્ય નિમિત્તે અમદાવાદ જવાનું બને એટલે રમણભાઈનો ફોનીક આગ્રહ ખેંચતો જ રહે. પહેલીવાર એમને મળવા ગયો ત્યારે એમણે સહજ પ્રેમાદરથી જે ઉમળકો વ્યક્ત કર્યો અને મારાં લખાણો વિશે આદર વ્યક્ત કર્યો એ ક્ષણે અપરિચયની ઔપચારિકતા સાવ ઓગળી ગઈ. એમના ટેબલ ઉપર કૃષ્ણની છબી અને સૂરદાસ, મીરાં વગેરેના કેટલાક પદસંચયો પડ્યા હતા. મને કહે, "કૃષ્ણ મને બહુ ગમે તમે કોઈ પદ સંભળાવશો ?" પ્રથમ પળમાં જ ઓગળી ગયેલી ઔપચારિકતાને લીધે એમની આ સહેજેચ્છા તરત મારા કંઠમાથી પ્રતિશબ્દિત થઈ. બેક પદો અને કોઈ સ્તોત્રના બે-ત્રણ શ્લોક મેં ગાયા. એ દિવસોમાં ફૂલછાબ દૈનિકમાં 'શબ્દલોકના યાત્રીઓ' શીર્ષકથી એમની કટાર ચાલતી હતી. આઠ-દસ દિવસમાં જ મારો પરિચય આપતાં એમના કટાર લેખમાં એમણે કૃષ્ણપ્રીતિ, પદગાન અને ભક્તિના નિર્દેશો સાથે જ પરિચયનો આરંભ કર્યો હતો. આ આખીય ઘટનામા મારે પક્ષેથી નહોતી કશી ઇંતેજારી કે નહોતી કોઈ મૂંગી ઈચ્છા. આમ છતાં એમના આ અકૃતક અને નિર્વ્યાજ પ્રેમોપચાર મારે માટે વિરલ ઘટના હતી પછી તો અમદાવાદની આવન જાવનમાં સમય કાઢી હું એમને મળતો રહ્યો. જવાનુ બને એટલે ચા-નાસ્તો મંગાવે અને નાનકડું ટેપરેકોર્ડર ખોળી કાઢી મને કૃષ્ણ વિષયક કોઈપણ રચના ગાવાનું કહે, પોતે તો સામે આંખ મીંચીને શ્રોતા બની બેઠા રહે. મારું ગાન પૂરુ થતાં થોડીક ક્ષણો પછી સાંદ્ર આંખે પોતાનો રાજીપો વ્યક્ત કરે. એકવાર મને કહે કે તમારાં આ મુદ્રિત કરેલાં ગીતો-સ્તોત્રો હું એકલો એકલો મન થાય ત્યારે સાભળ્યા કરું છું. આ જ ભાવમુદ્રામા હવેલી સંગીત, સૂરદાસની અંતિમ ત્રણ પદરચના વગેરે લેખો ઉદ્દેશમાં છપાયા. લેખ સામગ્રી મોકલવામા જો ખાંચો પડી જાય તો પોતે ફોન કરીને પણ ઉઘરાણી તો અવશ્ય કરવાના જ.

આપણા બહુ ઓછા વિવેચકો બદલાતા જતા પ્રવાહોને પામી વા ઝીલી શકે છે. મોટેભાગે પોતાની લેખન કારકિર્દીને આરંભે જે સાહિત્યિક

વલણોથી પોતાનું ચિત્તતંત્ર કે અક્ષરચેતના રસાયાં હોય એને જ વશીભૂત રહીને યાવત્ જીવન વિવેચન વ્યાપાર ચાલતો રહેતો હોય છે. રમણભાઈ આમાં અપવાદ હતા. સેવાનિવૃત્તિ પછી પણ એમનો સાંપ્રત પ્રવાહો અને સર્જન પ્રવૃત્તિ સાથેનો અનુબંધ એટલો જ જીવંત અને સક્રિય રહ્યો એટલે સર્જકોની જૂની-નવી પેઢીની પ્રકાશિત થતી રહેલી સાહિત્ય કૃતિઓના પરીક્ષણ-સમીક્ષણમાં એની તાજપ, સ્વકીય અભિપ્રાય અને મૂલ્યદૃષ્ટિ વર્તાતી જ રહી છે. છેક ઓગણીસો એકાવન-બાવનમાં ગોવર્ધનરામ નિમિત્તે જે સ્વાધ્યાય અને વિવેચના આરંભાયાં તે છેક જીવનના છેલ્લા શ્વાસ સુધી લગભગ સાડા પાંચ દાયકા સુધી વહેતાં રહ્યાં. રમણભાઈની શબ્દનિષ્ઠા અને સાહિત્યનિષ્ઠાની આપણને એમાં પ્રતીતિ થવાની.

વ્યક્તિ તરીકે રમણભાઈની ગુણજ્ઞતા અને સદેખાપણું કોઈને પણ તરત સ્પર્શી જાય. મારા શરૂઆતના લેખોમાં જ્યાં જ્યાં એમને કશીક વિશેષતા કળાય ત્યાં તરત જ એ ફોન કરીને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરવાનું ન ચૂકે. લાંબો વખત સુધી મારા લેખોનો સંચય પ્રકાશિત ન થવાની સ્થિતિમાં એમણે જ પોતાની કટારમાં આ અંગે સચિંત ઉદ્ગાર અને ઉલ્લેખ જે મમતાથી કર્યા હતા તે આજે સાંભરી આવે છે.

રમણભાઈનો વિદ્યાવ્યાસંગ, બહુશ્રુતતા, અભિપ્રાયોની અવિકલતા, અભિવ્યક્તિની તર્કબદ્ધતા અને સાહિત્યની ભિન્ન ભિન્ન વિદ્યાઓનું પરિશીલન : આ બધાં વાનાંને કારણે એમની વિવેચના અધિકૃત સ્વીકૃતિ અને સમાદરને પાત્ર રહેશે.

★



'અંતરનાં ઓજસ' - પ્રો. સુમન અજમેરીના કાવ્ય સંગ્રહના વિમોચન પ્રસંગે ગોવર્ધન સ્મૃતિ ખંડ, ગુજરાતી સાહિત્ય પરિષદમાં સર્વશ્રી સુમન અજમેરી, ડૉ. શિવકુમાર મિશ્રા (સરદાર પટેલ યુનિ.), ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ, ડૉ. ચિમનલાલ ત્રિવેદી...
(તા. ૭ જૂન, ૨૦૦૩)

# જાગતા વિવેચક-સંપાદક : રમણલાલ જોશી

યોગેશ જોષી

રાત્રે ફોન આવ્યો-

રમણલાલ જોશી ગયા... સવારે અંતિમ યાત્રા...

મનમાં એમનાં સ્મરણો ઊભરાવા લાગ્યાં...

લંબગોળ ચહેરો. મોંમાં જામેલું પાન. ચહેરા પર પ્રસન્નતા. મહત્ત્વાકાંક્ષા ભરેલી ચમકતી આંખો. આખોમા અભ્યાસ અને આત્મવિશ્વાસનું તેજ. મોટો અવાજ. અવાજમાં ઉમળકો રણકે. મોટું કપાળ. ધોતી-ઝભ્ભો-બંડી. અધ્યાપક-નેતા લાગે. નેતા-અધ્યાપક થવાની યે ક્ષમતા હતી. પણ એમનો માંહ્યલો કર્મનિષ્ઠ શિક્ષકનો. છેલ્લે સુધી કામ કરતા રહ્યા...

સવારે એમના ઘરે પહોંચ્યો.

આંગણમા અનેક સાહિત્યકારો-વિવેચકો-સ્નેહીજનોની ભીડ. એક વિવેચકની અંતિમ વિદાય વેળાએ સાહિત્યકારોની આટલી ભીડ !સાહિત્યકારોને ખૂબ જલદી માઠું લાગતું હોય છે... મારી કૃતિ વિશે આવુ લખ્યું ને તેવું લખ્યું... આના કરતાં તો ના લખ્યું હોત તો સારું હતું...

કિશોરસિહ સોલંકીએ કહ્યું, 'લાવો તમારું હેલમેટ હું સાચવું છું, તમે અંદર દર્શન કરતા આવો...'

સફેદ વસ્ત્રોમાં સ્વજનો, સ્નેહીજનો પ્રદક્ષિણા કરી અંતિમ દર્શન કરતાં હતાં. રમણલાલ સૂતા હતા. સ્વસ્થ પ્રશાન્ત-પ્રસન્ન ચહેરો. ચહેરા પર પીડાની કોઈ જ રેખા નહિ; જીવ નીકળતાં કહે છે કે પીડા થતી હોય છે... એવી કોઈ જ પીડાની છાપ ચહેરા પર નહોતી. કશુંક અધૂરું રહી ગયાનો, કશુંક ન પામ્યાનો- એવો કોઈ જ અસંતોષ ચહેરા પર નહોતો. થઈ શકે તેટલું કામ કર્યાનો, સરસ જીવન જીવ્યાનો સંતોષ ચહેરા પર દેખાતો હતો. મહર્ષિ અરવિંદ ચીંધ્યા માર્ગની પરમ શાંતિ પ્રસન્ન ચહેરા પર છવાયેલી હતી...

સ્મશાને પહોંચ્યા. અંતિમ સંસ્કાર થયા. અગ્નિની જ્વાળાઓ પ્રગટી ઊઠી. પાર્થિવ દેહ પંચમહાભૂતમાં ભળવા લાગ્યો. પ્રબોધ જોશી શાંત અને સ્વસ્થ દેખાતા હતા, પણ ભીતર પિતાશ્રી ગયા-નો ગોરંભો ઘેરાતો હતો. સહુ એમને આશ્વાસન-સાંત્વન આપતા હતા. મારે એમને ચંદ્રકાન્ત શેઠનો સાંત્વન-સંદેશો કહેવાનો હતો. એમની નજીક જઈ, હાથમાં હાથ લઈ, દાબી, સાંત્વન આપ્યું. પછી ચંદ્રકાન્ત શેઠનો સાંત્વન-સંદેશો કહી ઉમેર્યુ- 'ચિકનગુનિયાના કારણે તેઓ ખૂબ મન હોવા છતાં આવી શક્યા નહિ.'

તરત પ્રબોધભાઈની આંખોમાં ચિંતા ડોકાઈ પૂછ્યું - તબિયત વધારે ખરાબ તો નથી ને ? દવાખાને દાખલ તો નથી કરવા પડ્યા ને ?

થયુ, પ્રબોધભાઈ સફળ મેનેજર પછી, પહેલાં એક સંવેદનશીલ કવિ છે... દાદાજી વિશેની એમની કવિતા સાંભરી આવી ને થયું, પિતાશ્રી વિશેની કવિતા ય એમની પાસેથી મળશે. ને થોડા જ દિવસ પછી 'પરબ' માટે એમનું લઘુકાવ્ય મળ્યું-

<u>પિતાશ્રીને</u>

આજે<br>
તમને ખભે ઊંચકીને<br>
ચાલ્યો<br>
થોડું થોડું<br>
ત્યારે<br>
એવું કેમ લાગ્યું કે<br>
તમારી<br>
આંગળી પકડી.<br>
ચાલી રહ્યો છું<br>
ધીરે ધીરે....

રમણલાલ જોશીનો જન્મ ૨૨-૫-૧૯૨૬ના રોજ વિજાપુર તાલુકાના હિરપુરા ગામે. પ્રાથમિક

શિક્ષણ વતન-પૌરાણિક સંસ્કાર નગરી વડનગરમાં. ગળથૂથીમાં આ ભૂમિના સંસ્કાર પણ મળ્યા હશે. મારું વતન વિસનગર છે એ જાણ્યા પછી ઉમળકાથી બોલ્યા હતા - તો તો આપણે પાડોશી.

એક વાર મોડી રાત્રે એમનો ફોન આવેલો-

'તમારો લેખ સરસ થયો છે, આવી સરસ હસ્તપ્રત પણ ભાગ્યે જ મળે છે...'

'હં... થેન્ક યુ..'

'સૂઈ ગયેલા ?'

'હા...'

'સર્જકોએ તો સતત જાગતા રહેવું જોઈએ.'

તેઓ એક જાગતા વિવેચક-સંપાદક હતા. અનેક નવી કલમોને તેમણે 'ઉદ્દેશ'માં સ્થાન આપેલું. અનેક નવોદિત સર્જકો વિશે તથા તેમની કૃતિઓ વિશે તેમણે લખ્યું છે. મધ્યકાલીન સાહિત્યનો તેમનો સ્વાધ્યાય, ગોવર્ધનરામના તો તેઓ અઠંગ અભ્યાસી- ('ગોવર્ધનરામ એક અધ્યયન' (૧૯૬૩), 'ગોવર્ધનરામ' (અંગ્રેજીમાં) (૧૯૭૯) 'પ્રજ્ઞામૂર્તિ ગોવર્ધનરામ' (૧૯૮૬). એમની વિવેચનની પ્રક્રિયા સતત ચાલતી રહી અને એ થકી વિવેચનની આબોહવા પ્રગટાવવાની ખેવના સતત ધબકતી રહી. ભાષાભવનના અધ્યક્ષપદેથી ૧૯૮૬માં નિવૃત્ત થયા પછી પણ તેમની પ્રવૃત્તિ સતત ચાલતી રહી. ગુજરાતી સર્જકો અને એમના સર્જનનો સઘન પરિચય કરાવતી ગ્રંથશ્રેણીનું સંપાદન તરત યાદ આવે- અલગ અલગ સંનિષ્ઠ અભ્યાસીઓ દ્વારા લખાયેલા અડતાલીસ ગ્રંથો આ શ્રેણી અંતર્ગત પ્રગટ થયા છે. મોટા ઉપાડે આવું કામ શરૂ કરવું એ અઘરું નથી, પણ આવું કામ ગુણવત્તા જાળવીને ચાલુ રાખવું એ સહેલું નથી. ઑગસ્ટ, ૧૯૮૯થી ચીવટપૂર્વક નિયમિત તેઓ 'ઉદ્દેશ' ચલાવતા રહ્યા. ગુજરાતી સાહિત્ય અકાદમીના પ્રમુખ તરીકે તથા ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપપ્રમુખ તરીકે તેમની સેવાઓ મળેલી. ગુજરાતી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ થઈ શક્યા હોત, પણ પછીથી એવો મોહ કદાચ રહ્યો નહોતો.

ભાયાણી સાહેબ મોટેથી ખડખડાટ હસતા, પ્રકાશ ન. શાહનું લાફ્ટર યાદ આવે છે. રમણલાલ પણ મોટેથી ખડખડાટ હસતા. એક પ્રસંગ સાંભરે છે — પ્રકાશક મિત્ર મનુભાઈ શાહના ઘરે લગ્ન.

કેમ છો ? તબિયત કેવી રહે છે ?' - નો જવાબ આપ્યા પછી તરત ઉમળકાથી કહ્યું :

'ઉદ્દેશ' માટે કંઈક મોકલી આપો.'

ખુરશીમાં તેઓ બેઠેલા. હાથમાંની ડિશ લગભગ ખાલી હતી- મેં પૂછ્યું-

'શું જોઈએ છે ? લાવી આપું.'

કડક વિવેચકના ટોનમાં એમણે કહ્યું-

'ના, એ હું લઈ આવીશ.'

પછી ઉમેર્યું-

'તમે મારી ખુરશી સાચવો.'

'એ મારું ગજું નહિ.'

અને તેઓ ખડખડાટ હસ્યા છે...

ખુરશી શોભાવનારા વિદ્વાનોની અછત વધતી જાય છે. જે ખુરશીમાં ઉમાશંકર અને સુરેશ જોષી બેસતા એ ખુરશીમાં એકાદ-બે દાયકા પછી કોણ હશે ?!

રમણલાલ જોશીનો સાહિત્ય-સંસ્કારનો વારસો પ્રબોધ જોશીએ ઝીલ્યો છે, ઝાયડસ-કેડિલામાં ઉચ્ચપદની જવાબદારી તથા અઢળક કામ વચ્ચે પણ એમણે સાહિત્ય સર્જનની સરવાણી જીવંત રાખી છે. પ્રબોધ જોશી પાસેથી ગુણવત્તાસભર સર્જનાત્મક કૃતિઓ મળતી રહેશે એવી શ્રદ્ધા જરૂર રાખી શકાય.

☆

# શ્રી રમણભાઈ અને 'ઉદ્દેશ'

દુષ્યન્ત પંડ્યા

રમણભાઈ ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાં પ્રાધ્યાપક છે, એ અગ્રિમ હરોળના વિવેચક છે અને 'જનસત્તા'માં સાહિત્યપ્રવૃત્તિઓ વિશે, સાહિત્યના પ્રવાહો વિશે તથા સાહિત્યકારો વિશે લખે છે તે હું જાણતો હતો પરંતુ તેમનો પ્રત્યક્ષ પરિચય મને મુદલ ન હતો.

મે નાશિકની અને કોલ્હાપુરની કોલેજોમાં અભ્યાસ કર્યો હતો અને નોકરીનાં વર્ષોનો મોટો ભાગ પણ કરાંચી-મુંબઈમાં કાઢ્યો હોઈ મારે અમદાવાદ આવવા-જવાનું પ્રયોજન નહીં જેટલું જ રહેતું. વળી હુ માધ્યમિક શાળાનો જ શિક્ષક હતો. આ બધાં કારણોએ પણ મને અમદાવાદથી આઘો રાખવામાં ભાગ ભજવ્યો હશે.

પણ જિંદગીમાં અકસ્માતો બને છે અને તે આપણા જીવનમાં મોટા ફેરફારો કરે છે. પૂરાં પચ્ચીસ વર્ષો સુધી પોતાના મેજ ઉપર સાચવી રાખ્યા પછી, ઉમાશંકરે મિલ્ટનના મહાકાવ્ય 'પેરેડાઈઝ લોસ્ટ'ની ચારસોએક પક્તિઓનો મારો અનુવાદ સંસ્કૃતિમાં પ્રગટ કર્યો અને, અક્ષરશઃ, છાજલી પર ફેંકાઈ ગયેલા એ મહાકવિના મહાકાવ્યનો અનુવાદ પણ એમણે કરાવ્યો અને ગંગોત્રી ટ્રસ્ટ તરફથી એને પ્રકાશિત પણ કર્યો. દુર્ભાગ્ય એટલું કે, એના પ્રકાશન સમયે એ પોતે હાજર ન હતા. 'સ્વર્ગમાંથી પવન'નો આમુખ મુ. વિષ્ણુભાઈ ત્રિવેદીએ લખી આપ્યો હતો.

મારા એ અનુવાદને ગુજરાત સાહિત્ય અકાદમીએ પુરસ્કૃત કર્યો. ઉમાશંકર વિશે એક લેખ લખ્યા વગર રહી નહીં શકાયું. લખ્યો. પછી તેને, તાજેતરમાં જ આરંભાયેલા 'ઉદ્દેશ'માં પ્રકાશન માટે શ્રી રમણભાઈને મોકલાવ્યો. હું ભૂલતો ન હોઉં તો શ્રી રમણભાઈ ઉમાશંકરના વિદ્યાર્થી હતા અને પછી, ગુજરાત યુનિવર્સિટીના ભાષા ભવનમાં એ ઉમાશંકરના મદદનીશ પ્રાધ્યાપક પણ બન્યા હતા અને, ઉમાશંકરની નિવૃત્તિ પછી શ્રી રમણભાઈ ભાષાભવનના અધ્યક્ષ પણ બન્યા હતા. એમનાં વિવેચનો એમના વ્યવસાય સાથે સંકળાયેલાં છે એમ કહેવામાં કશુ ખોટું નથી.

ઉમાશકર વિશેનો મારો લેખ રમણભાઈને ગમ્યો. એમણે ફોનથી પ્રોત્સાહન આપ્યું. ડોલરભાઈ માંકડ વિશે લખી તેમને તે લખાણ મોકલાવ્યું. 'ઉદ્દેશ'માં તેને પણ સ્થાન મળ્યુ. લગભગ એ જ સમયમા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અવસાન પામ્યા. એમને વિશે લેખ રમણભાઈને મોકલાવ્યો તો તે પણ તેમને ગમ્યો. આમ તંત્રી-લેખક તરીકેનો અમારો સંબંધ વિસ્તરતો ગયો. આ બે-ત્રણ લેખોનો એમનો અંગત પ્રતિભાવ પ્રોત્સાહક હતો અને, એક કરતાં વધારે વાર એમણે મને કહેલું કે આ લેખોના પ્રતિભાવો ચોમેરથી સારા સાંપડે છે. શ્રી રમણભાઈએ બાંધી આપેલા એ સેતુ પર ચાલીને જ વિદ્વાન પ્રાચાર્ય અને ગાંધી સાહિત્યના વ્યુત્પન્ન સંપાદક શ્રી ચી.ના. પટેલના તથા પ્રસિદ્ધ વૈયાકરણી જયંત કોઠારીના પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું. એ જે સાહિત્યકાર શ્રેણીના સંપાદક હતા તે શ્રેણી માટે મનસુખલાલ ઝવેરી વિશે અને સુંદરજી બેટાઈ વિશેની બે પુસ્તિકાઓ લખવા તેમણે મને કહ્યું અને એ બે પુસ્તિકાઓ મેં એમને લખી મોકલાવી અને એમણે એ બંનેને પ્રકાશિત કરી.

ઉમાશંકર, વિષ્ણુભાઈ, ડોલરભાઈ આદિ વિશેના લેખોના પુસ્તક 'સ્મરણ ક્યારાનાં સુમનો'ની પ્રસ્તાવના એમણે લખી હતી. એ પ્રસ્તાવનામાં એ સ્મરણચિત્રોથી રમણભાઈ કેટલા પ્રભાવિત થયા હતા તે સ્પષ્ટ જોઈ શકાય છે.

મારા પ્રત્યેના એ સદ્ભાવને કારણે જ, કદાચ, 'ઉદ્દેશ'નાં પૃષ્ઠો એમણે મારે માટે ખૂલ્લાં મૂકી દીધાં હતાં. બે-એક સ્મરણચિત્રોને બાદ કરતાં,

સ્મરણચિત્રોનાં મારાં બે પુસ્તકોમાંનાં બધાં જ સ્મરણચિત્રોને એમણે 'ઉદ્દેશ'માં સ્થાન આપ્યું હતું. એ પછી, મારા અમેરિકા-ઇંગ્લેંડના પ્રવાસને તથા નિવાસને લગતી લેખમાળા, 'કોલંબસને કેડે'ને પણ તેમણે 'ઉદ્દેશ'માં પ્રકાશિત કરી હતી. અને છેલ્લે, મારા શિક્ષકજીવનના અનુભવો-કરાંચી, મુંબઈ અને જામનગરની મળી છ શાળાઓના અને અમેરિકાની એક શાળાના શિક્ષક તરીકેના અનુભવોની કથાને પણ એમણે પ્રેમપૂર્વક 'ઉદ્દેશ'માં પ્રગટ કરી હતી.

આમ, મેં અગાઉ કહ્યા પ્રમાણે, અમારો સંબંધ સંપાદક-લેખકનો હતો, એમને રૂબરૂ મળવાનું બહુ જ ઓછું બન્યું છે. વર્ષો પહેલાં ભાઈ ચંદ્રકાન્ત ટોપીવાળાના નિમંત્રણથી સાહિત્ય પરિષદમાં મિલ્ટન અને એના મહાકાવ્ય વિશે વાર્તાલાપ આપવા ગયો હતો ત્યારે, રાતે ૧૦-૦૦ વાગ્યા પછી, રિક્ષા કરી એ મને મળવા માટે સાહિત્ય પરિષદને મકાને આવ્યા હતા. તે ઉપરાંત, બે-એકવાર, અચલાયતન સોસાયટીમાં એમને ઘેર તદ્દન ઊડતી મુલાકાત લીધી છે. 'નવા સંબંધોનો સમય રસભીનો વહી ગયો' અને દોડધામ કરવાની વય પણ વીતી ગઈ ત્યારે અમે એકમેકના પરિચયમાં આવ્યા. અમારી મોટા ભાગની વાતો ફોનથી જ થતી.

પણ એમના ફોનમાં એમનો અવાજ હંમેશાં પ્રસન્ન જ સાંભળવા મળ્યો છે. 'અમદાવાદના સાહિત્ય જગતમાં પક્ષાપક્ષી છે !' એમ ઘણાં વરસો પહેલાં શ્રી ગુલાબદાસ બ્રોકરે મને કહેલું. શ્રી રમણભાઈ એનો ભોગ પણ બન્યા હોય. પણ, આ બધામાં રમણભાઈએ પોતાનું આભિજાત્ય બરાબર જાળવી રાખ્યું હતું. એ આભિજાત્યનું ઇંજેક્શન આવતું નથી. એ સહજ છે. હાટકેશ્વરના ધામ, વડનગરમાં જન્મેલા રમણભાઈમાં એ સહજ હતું.

રમણભાઈ જતાં ગુજરાતે એક વિદ્વાન અધ્યાપક, કુશળ વિવેચક અને પ્રવીણ સંપાદક ગુમાવ્યો છે. રમણભાઈને વંદન.

☆



શ્રી ચી.ના. પટેલ દ્વારા સન્માન પામતાં.

ગુણવિશેષ ટી.એસ.એલિયટે દર્શાવ્યો છે. સ્વ. રમણભાઈ જેવા સંપાદક એક સહૃદય વિદ્વાન અને બહુશ્રુત સાહિત્યકાર હોવાથી અહીં સુન્દરમ્‌ની પ્રત્યેક કૃતિને તેમણે માણી હોવાની પ્રતીતિ એમણે પ્રારંભની તેમની કેફિયત દ્વારા આપણને કરાવી છે.

સુન્દરમ્‌ની વાર્તાઓમાં પરિસ્થિતિ, ચરિત્રનું આંતરમંથન અને નિરૂપણમાં કેટલીકવાર આધુનિક રસરુચિને પ્રિય લાગે એવું ઘણું છે. ફ્રોઈડ જેવાનો પ્રભાવ પણ ક્યાંક વરતાય છે. જેમકે 'ખોલકી', 'નાગરિકા' જેવી વાર્તાઓ લેવાઈ છે, પણ સ્ત્રીના વાત્સલ્ય ભાવને વાસનાની કોટિએ લઈ જવાતો હોય એવી 'જીવનની તરસ' અહીં છોડી દેવાઈ છે. 'પ્રસાદજીની બેચેની' આધુનિક ભદ્ર જીવનની ખાનગી જીવનરીતિ એની શારીરક્ષુધાનું વર્ણન- સૂચન કરતી વાર્તા એમણે અહીં લીધી નથી. આધુનિક નવ્ય વિવેચકોને 'પ્રસાદજીની બેચેની' ખૂબ ગમી છે, પણ પોતાના સંગ્રહમાં કશુંક એવું તત્ત્વ દાખલ ન થાય કે જેનાથી સરેરાશ શાલીન રસવૃત્તિ ધરાવતા વાચકને થોડો પણ રંજ થાય. આમ, વાર્તાઓની પસંદગીમાં એમનામાં રહેલો નિરામય, ભદ્ર અને પરિષ્કૃત રસવૃત્તિ ધરાવતો સામાજિક (ભાવક) બેઠેલો છે, તે એમને સાવધ રાખે છે. વાર્તાકાર સુન્દરમ્‌નું જે કાંઈ ઉત્તમ તત્ત્વ એમને પ્રતીત થયું છે, તે એક પસંદગીના ધોરણ તરીકે આ વાર્તાઓના ચયન પાછળ કામ કરતું રહ્યું છે, એમ આપણને લાગ્યા વિના નથી રહેતું.

સુન્દરમ્‌ના છેલ્લા સંગ્રહ 'તારિણી'માંથી સાત વાર્તાઓ લીધી, તે પણ યોગ્ય થયું છે. આગળના સંગ્રહની વાર્તાઓ તો અન્ય સંપાદનોમાં, પાઠ્યપુસ્તકોમાં આવી હોવાનો સંભવ, પણ 'એ ઈ દિકે', 'સાથીઓ' કે બાવીસ પૃષ્ઠો સુધી લંબાતી 'તારિણી' જેવી એમની વાર્તાઓ ભાગ્યે જ કોઈએ વાંચી હોય. કોલેજ - યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને પણ સુન્દરમ્‌ની પ્રયોગશીલતા, એમના ઉત્તરવયના સર્જનની સિદ્ધિઓ અને મર્યાદાઓ આદિનો કંઈ અણસાર આવે તે માટે એમણે અહીં છેલ્લા સંગ્રહમાંથી વધુ વાર્તાઓ યોગ્ય રીતે જ લીધી છે. એ સિવાય 'માજાવેલાનું મૃત્યુ' 'માને ખોળે' 'પેકાર્ડનો પ્રવાસ' અહીં છે જ.

કોઈ સંપાદન ગ્રંથની એક વિશેષતા એમાં લખાયેલા 'સંપાદકીય' કે 'આમુખ', 'ઉપોદ્‌ઘાત' કે 'પ્રવેશક' પણ ગણાય છે. પસંદગી પામેલી કૃતિઓ માત્ર લેવા ખાતર નહિ, પણ એનો આસ્વાદ-અભ્યાસ સંપાદકે કરેલો છે. તેનો અંદાઝ આગળના 'પ્રવેશક' કે 'સંપાદકીય' દ્વારા મળે છે. 'સુન્દરમ્‌ની પ્રતિનિધિ વાર્તાઓ'ની પ્રસ્તાવના વાંચ્યા પછી પ્રતીતિ થાય છે કે સંપાદકે પસંદ કરેલી પંદર વાર્તાઓ માટે વજુદવાળાં પ્રમાણો આપેલાં છે. વળી સુન્દરમ્‌ની સર્જક તરીકેની કેફિયતને પણ યથાવકાશ પ્રસ્તુત કરીને એમની વાર્તાકલાની સિદ્ધિ-મર્યાદાઓનું સૂચન કરતા ગયા છે. જેમકે, 'તારિણી' સંગ્રહ પ્રગટ કર્યો ત્યારે કવિએ તેમાં લખેલું : 'વાર્તાલેખન એ મારે માટે કવિતાલેખન જેવો જ એક વિશિષ્ટ અનુભવ બની રહ્યો છે.' — અર્થાત્ આ વાર્તાઓ કવિની કૃતિઓ છે, એથી એમાંની સિદ્ધિ-સીમા પણ કવિની હોય-એવું સૂચન થયું. અન્યત્ર સુન્દરમ્‌નું આત્મ નિવેદન રજૂ કરે છે : 'મારી છેલ્લામાં છેલ્લી વાર્તા લખતી વખતે કે લખ્યા પછી પણ વાર્તા લખતાં નથી આવડતું એવું ભાન મને થતું રહ્યું છે.' આ વિધાન ટાંકીને સપાદક સ્પષ્ટતા કરી દે છે કે કવિ પોતાની મર્યાદાઓથી સભાન છે અને અહીં સંપાદિત વાર્તાઓ બધી જ ઉત્તમ કલાકૃતિઓ છે, એમ માની લેવાનું નથી. આ ઉપરથી જોઈ શકાય છે કે સંપાદક કવિ સુન્દરમ્‌ના ચાહક છે, પણ તેથી સંપાદનમાં તટસ્થતા ગુમાવી નથી- એવો પણ સંકેત આપે છે. પ્રભાવ, વિવેચન-સંપાદનમાં સમતુલાને જોખમાવી ન દે, એ બાબતમાં સ્વ. રમણભાઈ પૂરા સ્વસ્થ-સભાન છે.

સમગ્રતયા કહી શકાય કે સ્વ. રમણભાઈનો 'સુન્દરમ્ ની પ્રતિનિધિ વાર્તાઓ' ગ્રંથ એક બહુશ્રુત વિદ્વાનનું સૂઝબૂઝવાળું આવકાર્ય સંપાદન છે.

★

# ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વમાં 'અક્ષરની આબોહવા' રેલાવનાર ર. જો.

**દિનેશ દેસાઈ**

આલ્બેર કામૂનું વિધાન છે : 'શબ્દની તાકાત સાહિત્યસર્જન વડે નિખાર પામે છે પણ કૃતિનો આંતરબાહ્ય ઉભય રસ કૃતિજ્ઞાતા જ પમાડી શકે.' સરજાતા સાહિત્યની નિસબત સમાજના બહોળા સમૂહ સાથે પ્રત્યાયનની પણ છે. સર્જકની મદદે આવીને આ કાર્ય વિવેચક ઉપાડી લે છે ત્યારે સર્જકનો શબ્દ વધુ વ્યાપક બને છે. ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વમાં 'અક્ષરની આબોહવા' રેલાવનાર સાક્ષરવર્ય રમણલાલ જોશીએ વીર કવિ નર્મદના 'દાંડિયો' થી લઈને કવિવર ઉમાશંકર જોશીના 'સંસ્કૃતિ' સામયિકની પરંપરા 'ઉદ્દેશ' સાથે આગળ ધપાવી. સાહિત્યના શબ્દને - સરજાતા ગુજરાતી તેમજ સમકાલીન સાહિત્યને વિવેચનાત્મક - પરિચાયક - આસ્વાદ્ય તરાહમાં પત્રકારત્વના-કતારલેખનના માધ્યમ વડે બળવત્તર બનાવીને ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વને રમણલાલ જોશીએ નવી દિશા આપી.

ડિસેમ્બર, ૧૯૯૦માં ગુજરાત યુનિવર્સિટીના પત્રકારત્વ વિભાગના ઉપક્રમે 'જનસત્તા-લોકસત્તા'ના સ્થાપક તંત્રી રમણલાલ શેઠની સ્મૃતિમાં આયોજિત વ્યાખ્યાનમાળામાં રમણલાલ જોશી વ્યાખ્યાન આપવા આવ્યા હતા. વિષય હતો - 'ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વ : પરંપરા અને પ્રશ્નો' આ વેળા હું 'ગુજરાત સમાચાર'માં પત્રકાર તરીકે ફરજ બજાવતો હતો. વ્યાખ્યાનના અંતે હું એમને મળ્યો એ અમારી પ્રથમ મુલાકાત. બીજી વાર મળવાનું નક્કી કરીને અમે છૂટા પડ્યા. એમણે શરૂ કરેલા નવા સામયિક 'ઉદ્દેશ' (સ્થાપના - ઑગસ્ટ, ૧૯૯૦)ની ખાસ્સી ચર્ચા હતી. ઉ.જો.ના 'સંસ્કૃતિ'ની ઢબ-છબ સાથેના 'ઉદ્દેશ'ને શરૂથી જ ઉમળકાભર્યો પ્રતિસાદ સાંપડ્યો. આજે ૧૭ વર્ષે પણ 'ઉદ્દેશ' પ્રાણવાન-વિચારવાન સાહિત્ય-વિવેચનાનું લોકભોગ્ય સામયિક બની રહ્યું છે.

વાત આપણે ર. જો.ના સાહિત્યિક પત્રકારત્વની કરીએ તો એમનું પ્રદાન આપણને સિત્તેર-એંસીના દસકથી જુદા-જુદા દૈનિક પત્રો તથા સામયિકો દ્વારા મળતું રહ્યું છે. ગુજરાતી સાહિત્યના અભ્યાસી માટે એમના વિવેચન સંગ્રહો-આલેખનો ઇત્યાદિના અભ્યાસ-સંદર્ભ વિનાનું અધ્યયન અધુરું જ બની રહે એવું ને એટલું વ્યાપક ફલક પર એમનું કાર્યપ્રદાન છે. દૈનિક સમાચારપત્રોમાં ઝવેરચંદ મેઘાણીની 'જન્મભૂમિ' (જે કતાર મેઘાણી બાદ કૃષ્ણવીર દીક્ષિતે નિભાવી.)થી નોંખી છતાં એ તરાહમાં ર.જો.એ તા. ૨૨મી ડિસેમ્બર, ૧૯૭૪ થી 'જનસત્તા-લોકસત્તા'માં 'અક્ષરની આબોહવામાં' શીર્ષક હેઠળ સાપ્તાહિક કતારલેખનનો આરંભ કર્યો જે એમણે છેક ૨૦૦૬ સુધી લગાતાર ૨૮ વર્ષ સંભાળી. આ ગાળામાં એમણે 'શબ્દ-પ્રતિશબ્દ' શીર્ષક હેઠળ પણ કતારલેખન કર્યું. (આ કતાર ૧૯૭૫ થી ૧૯૮૫ સુધી એમણે નિભાવી.) એમની આ કતાર ભારે લોકપ્રિય રહી. ખાસ કરીને સમસામયિક સાહિત્યસર્જનને અનુલક્ષીને રજૂ થતા વિચાર-લેખ સાહિત્યસમુદાયમાં આવકારદાયક બની રહેતા. ઉ.ત. "દોઢસો વર્ષ પહેલાંની અને આજની સ્થિતિમાં તત્ત્વતઃ કોઈ ફરક પડ્યો છે ખરો ?" (૧૯૮૩), "ભારતભરમાં ગુજરાતી પ્રજા 'વણિક' તરીકે જ ઓળખાય છે" (૧૯૮૩), 'કૃષ્ણલાલ શ્રીધરાણીનાં ૭૫ વર્ષ" (૧૯૮૫). ૧૯૮૦ થી ૧૯૮૩ના ચાર વર્ષ દરમિયાન 'ફૂલછાબ'માં દર રવિવારે પ્રગટ થયેલી કતાર 'શબ્દલોકના યાત્રીઓ'એ એમને ખૂબ ખ્યાતિ અપાવી. ગુજરાતી સાહિત્યના સારસ્વત સર્જકોના પોતાની નિરાળી

શૈલીએ પરિચયાત્મક આલેખનો અને તે તે સર્જકના સમગ્ર સાહિત્યપ્રદાનની આછી રૂપરેખા પણ આ કતારમાં તેઓ આપતા. એક રીતે તો આ વ્યક્તિચિત્રો 'ગુજરાતી સાહિત્યકાર પરિચયકોશ'ની ગરજ સારે એવાં બની રહ્યાં. એમાંય વળી ર.જો.ની કલમે લખાયેલાં આલેખનો. (આર. આર. શેઠની કુ. તરફથી આ જ શીર્ષક નામ સાથે બે ભાગમાં આ લેખોના સંચયરૂપે બે પુસ્તક પ્રગટ કરવામાં આવ્યાં, જે અત્યારે અપ્રાપ્ય છે.)

અત્રે સ્મરણ થાય કે સર્જક-વિવેચક રાધેશ્યામ શર્મા નિજી શૈલીએ 'રંગતરંગ' (૧૯૮૫-૮૬થી) વાયા 'સમકાલીન', 'ફૂલછાબ', 'સમભાવ' અને હવે 'જનસત્તા'માં 'સાક્ષરનો સાક્ષાત્કાર' (સાક્ષરજન તો કોને રે કહીએ) કરાવતા રહ્યા છે. જેમાં ગુજરાતી સાહિત્યના લેખકોનાં પરિચયાત્મક રેખાચિત્રો મળી રહે છે. (રન્નાદે પ્રકાશન સંસ્થાએ આ આલેખનો 'સાક્ષરનો સાક્ષાત્કાર'નામે ૧૧ ભાગમાં બહાર પાડ્યાં છે.)

ર.જો. એ 'વેરાનમાં અમીછાંટણાં' નામની કતાર મુંબઈના 'જન્મભૂમિપ્રવાસી' દૈનિકમાં ૧૯૮૩ થી ૧૯૮૮ સુધી ચલાવી. એમની આ કતારને પણ ભારે લોકપ્રિયતા સાંપડી. દરમિયાન સાહિત્યકાર-પત્રકાર ભૂપત વડોદરિયાના તંત્રીપદે શરૂ થયેલા 'સમભાવ' દૈનિકમાં ર.જો.એ તા. ર૬મી નવેમ્બર, ૧૯૮૮થી 'વેરાનમાં અમી છાંટણાં' કતાર શરૂ કરી એ સાથે 'જન્મભૂમિ-પ્રવાસી'માં એમણે કતારલેખન બંધ કર્યું. આ કતાર એમણે ૨૦૦૫ સુધી નિભાવી. ૧૯૮૯માં હું 'સમભાવ' માં હતો એ વેળા જો કે મારે ર.જો.ને મળવાનું બન્યું નહોતું. પણ 'ગુજરાત સમાચાર'ના ત્યારના મારા સાથી પત્રકાર મુ. ભાલચન્દ્ર દવેના રમણલાલ જોશી મામા થાય, આથી તેઓની ભેગો ભેગો હું પણ જોશી સાહેબને મામા જ કહેતો. બીજી તરફ ભાલચન્દ્રભાઈ, રતિલાલભાઈ અને ડૉ. અજીતભાઈના મામાને રાધેશ્યામ શર્મા પણ - રમણમામા - જ કહેતા. એ સબંધે લાભશંકર ઠાકર, અને બીજા સાહિત્યકારો પણ ર.જો.ને મામા કહીને સંબોધતા.

ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વમાં એમનું પ્રદાન ધ્યાનાર્હ રહ્યું છે. 'જન્મભૂમિ'માં ૧૯૯૭ થી ત્રણેક વર્ષ સુધી એમણે 'સાહિત્ય સંવેદના' શીર્ષક સાથે કતાર ચલાવી. તેઓ સઆદત હસન મન્ટો, મહાશ્વેતાદેવી વિશે વાત કરતા, તો અખો અને રાવજીને પણ લેખમાં સમાવતા. મિલ્ટન અને હેમિંગ્વે પણ એમના લેખનો વિષય બનતા. અર્ધા શતક ઉપરાંતની વ્યવસાયિક કારકિર્દી દરમિયાન એમણે સાહિત્યને આનુષંગિક દસ હજારથી વધુ વિદ્વત્તાપૂર્ણ, સાર-સંદર્ભો સાથેના લેખો લખ્યા છે જેમાંના બહુ જ ઓછા લેખો પુસ્તક સ્વરૂપ પામ્યા છે. એમના બધા લેખોમાંથી ચયન કરીને વિવિધ રીતે વર્ગીકૃત કર્યા બાદ પુસ્તક-શ્રેણી ગુજરાતી સાહિત્યને ઉપલબ્ધ થાય તો એ ગુજરાતી સાહિત્યની અને અભ્યાસીઓની બહેતર સેવા લેખાશે. આ મિષે જ્યારે ગંધર્વભાઈ જોશી (સૌરાષ્ટ્ર યુનિવર્સિટી) સાથે વાત નીકળી ત્યારે તેઓ અને પ્રબોધભાઈ જોશી આ દિશામાં કાર્યરત છે એ જાણીને આનંદ થયો. પાછલાં સત્તર વર્ષોમાં મા. ર.જો.ને અનેકાનેક વખત મળવાનું બન્યુ છે. સાહિત્યકાર-પત્રકાર લેખે મારી સાથે તેઓ બન્ને ક્ષેત્રની ગોષ્ઠિ માંડે. મારી ગઝલ રચના વિશે પણ ચર્ચા કરે તો સોનેટના સ્વરૂપ વિશે પણ તેઓ મને સમજાવે. અચલાયતન સોસાયટીના પ્રથમ મજલે આવેલો રૂમ ર.જો.ના વ્યક્તિત્વથી કાયમ ભર્યો ભર્યો જ હોય. આ ખંડ જ 'ઉદ્દેશ' કાર્યાલય. ટેબલ પર લખતા હોય યા તો સિંગલ બેડ પર આડાપડખે થઈને શ્રીકૃષ્ણ સ્મરણ...

સાહિત્ય મિમાંસા- સાહિત્ય વિવેચનાને વધુ લોકભોગ્ય બનાવવા કતારલેખનના કસબ થકી ર.જો.એ આપેલા સાહિત્યિક પત્રકારત્વના પ્રદાનને ધ્યાને લેવું રહ્યું. એમણે પોતાની કતારમાં દેશ દુનિયાના સમસામયિક સાહિત્ય પ્રવાહોને મૂલવ્યા, સાથે સાથે કૃ

અર્થગાંભીર્ય સાથેની વિવેચના પણ કરી. એમની રજૂઆતની શૈલી પણ નિરાળી હતી. યશપાલની હિન્દી નવલકથા 'મનુષ્ય કે રૂપ' વિશે તેમણે આ રીતે આરંભ કર્યો છે : ''કદાચ સુરેશ જોશીના સંદર્ભે જ્યારે આપણી ભાષામાં ખમતીધર કૃતિઓ પ્રગટ ન થઈ હોય ત્યારે ભાવક શ્રેષ્ઠ બીજી ભાષાઓની એવી કૃતિઓની તો વાત કરી શકે છે અને એ દ્વારા સાહિત્યનો આનંદ પ્રગટ કરી અન્યને એ આનંદ લેવા નિમંત્રી શકે છે.' 'જન્મભૂમિ' (સાહિત્યસંવેદના, તા. ૩-૪-૧૯૯૭) ર.જો.એ આ જ કતારમાં લખ્યું છે કે, 'સમકાલીન સાહિત્યના વિવેચન માટે વિશ્વનાથ ભટ્ટે લાલબત્તી ધરી છે એ મારા ખ્યાલમાં છે પણ સમકાલીન સાહિત્ય વિવેચન આમેય ઓછું થાય છે.' (તા. ૭-૧૧-૧૯) 'વેરાનમાં અમીછાંટણાં' કતાર (તા. ૧૬-૬-૧૯૮૭, પ્રવાસી)માં એમણે લખ્યું કે, 'સાહિત્યના વિવિધ સ્વરૂપોમાં કવિતા મૂર્ધન્ય સ્થાને છે. સાહિત્ય રસિકોએ એને ઘણાં લાડ લડાવ્યાં છે. સમાજમાં સાહિત્યસર્જક એટલે કવિ એવો ખ્યાલ પ્રવર્તે છે. સંપાદક-વિવેચક જહોન લેહમેને એકરાર કરેલો કે - જો મને પૂછવામાં આવે કે હું જેનાં નામ આપું તે સો ઉત્તમ નવલકથાઓ કે સો ઉત્તમ કાવ્યકૃતિઓ એ બેમાંથી હું કોને વધારે સહેલાઈથી જતી કરી શકું કે જેથી મને એમ ન લાગે કે એનાથી હું વંચિત રહ્યો છું અને મારી આધ્યાત્મિક ભૂખ સંતોષવામાં આવી નથી તો હું સહેજ પણ અચકાયા વિના જવાબ આપું કે હું વધારે સહેલાઈથી નવલકથાઓ જતી કરી શકું - આમાં રુચિનો પ્રશ્ન પણ રહ્યો જ છે.'

ર.જો.એ સાહિત્યિક પત્રકારત્વમાં કતારલેખનના શીર્ષક આપવામાં પણ કમાલની કલા બતાવી છે : 'કેસેટયુગમાં પ્રવેશતી ગુજરાતી કવિતા' (જન્મભૂમિ - તા. ૨૩-૮-૧૯૮૩), 'મહાભારત : ભારતીય સંસ્કૃતિનો પર્યાય' (સમભાવ - તા. ૨૪-૪-૧૯૯૦), 'વિજયરાય વૈદ્યનો સાહિત્યિક પત્રકારત્વમાં ફાળો' (સમભાવ - તા. ૧૯-૩-૧૯૯૪), 'મિલ્ટનનું મહાકાવ્ય 'પેરેડાઈઝ લોસ્ટ' ગુજરાતી ભાષામાં (સમભાવ તા. ૨૮-૫-૧૯૯૪), 'સર્જકને વિવેચકની ઉપયોગિતા શી ?, બન્નેનો તાત્ત્વિક સંબંધ શો ?' (સમભાવ - તા. ૨૯-૧૦-૨૦૦૧) એમણે 'રંગતરંગ'માં ૧૯૯૦-૯૧ થી છેક ૧૯૯૭ સુધી (લગભગ આ સામયિક બંધ પડ્યું ત્યાં સુધી) 'આ પુસ્તક તમે જોયું ?' શીર્ષક હેઠવ નવા પ્રગટ થયેલા પુસ્તકના પરિચયાત્મક આલેખનને રજૂ કરતી કતાર પણ નિભાવી હતી. આ લેખના સંકલનરૂપે બે પુસ્તક 'ગ્રંથનો પંથ' અને 'ગ્રંથની કેડીએ' પ્રગટ થયાં છે. એમના લેખોમાં શ્રી અરવિંદ અને માતાજી, સુંદરમ્, ઉમાશંકર જોશી ભગવાન શ્રીકૃષ્ણ, અકાદમી પ્રવૃત્તિ, પુસ્તક પરિચય, ગ્રંથપ્રસાર, નરસિંહ-મીરાંનાં પદો, સાહિત્યમાં અનુવાદ પ્રવૃત્તિ, હિન્દી, મરાઠી, બંગાળી, અંગ્રેજી સાહિત્યના પ્રવર્તમાન પ્રવાહો ઇત્યાદિ વિષયો અવશ્ય જોવા મળે. ર.જો. માનતા હતા કે, 'સાહિત્યિક પત્રકારત્વ માટે લેખકોની સર્જનાત્મક - વિવેચનાત્મક શક્તિની કસોટી કરે એવું માધ્યમ પ્રજા પાસે હોવું જ જોઈએ.' ગુજરાતીમાં સાહિત્યિક પત્રકારત્વની પરંપરામાં ૧૯મી સદીમાં, વીર કવિ નર્મદનું 'દાંડિયો' મુખપત્ર તેમજ 'બુદ્ધિપ્રકાશ' (૧૮૫૩), 'ગુજરાતી શાળાપત્ર', 'જ્ઞાનસુધા', 'પ્રિયંવદા', 'વસંત', 'સમાલોચક' પછી તબક્કાપાર પ્રગટ થતાં રહેતાં સામયિકોમાં નટુભાઈ કાંટાવાલાનું 'સાહિત્યિક', વિજયરાય વૈદ્યનાં ત્રણ સામયિકો 'કૌમુદી', 'માનસી', 'રોહિણી', સુરેશ જોશીનાં ત્રણ સામયિકો 'ક્ષિતિજ', 'મનીષા', 'ઉહાપોહ'ની પરંપરામાં 'પરબ', 'શબ્દસૃષ્ટિ', 'એતદ્', 'ખેવના', 'તાદર્થ્ય', 'પ્રત્યક્ષ'ની હરોળમાં ર.જો.ના માનસસંતાન સમા 'ઉદ્દેશ' પણ યુવાવસ્થાના ઉંબરે ઊભું છે. રમણલાલ જોશીની સાહિત્ય-વિવેચનયાત્રામાં એમના વ્યાપક ફલક ઉપર વિસ્તરેલા સાહિત્યિક પત્રકારત્વનુંય ધ્યાનાર્હ પ્રદાન રહ્યું છે. અસ્તુ.

☆

શૈલીએ પરિચયાત્મક આલેખનો અને તે તે સર્જકના સમગ્ર સાહિત્યપ્રદાનની આછી રૂપરેખા પણ આ કતારમાં તેઓ આપતા. એક રીતે તો આ વ્યક્તિચિત્રો 'ગુજરાતી સાહિત્યકાર પરિચયકોશ'ની ગરજ સારે એવાં બની રહ્યાં. એમાંય વળી ર.જો.ની કલમે લખાયેલાં આલેખનો. (આર. આર. શેઠની કું. તરફથી આ જ શીર્ષક નામ સાથે બે ભાગમાં આ લેખોના સંચયરૂપે બે પુસ્તક પ્રગટ કરવામા આવ્યાં, જે અત્યારે અપ્રાપ્ય છે.)

અત્રે સ્મરણ થાય કે સર્જક-વિવેચક રાધેશ્યામ શર્મા નિજી શૈલીએ 'રંગતરંગ' (૧૯૮૫-૮૬થી) વાયા 'સમકાલીન', 'ફૂલછાબ', 'સમભાવ' અને હવે 'જનસત્તા'માં 'સાક્ષરનો સાક્ષાત્કાર' (સાક્ષરજન તો કોને રે કહીએ) કરાવતા રહ્યા છે. જેમાં ગુજરાતી સાહિત્યના લેખકોનાં પરિચયાત્મક રેખાચિત્રો મળી રહે છે. (રન્નાદે પ્રકાશન સંસ્થાએ આ આલેખનો 'સાક્ષરનો સાક્ષાત્કાર'નામે ૧૧ ભાગમાં બહાર પાડ્યાં છે.)

ર.જો. એ 'વેરાનમાં અમીછાંટણા' નામની કતાર મુંબઈના 'જન્મભૂમિપ્રવાસી' દૈનિકમા ૧૯૮૩ થી ૧૯૮૮ સુધી ચલાવી. એમની આ કતારને પણ ભારે લોકપ્રિયતા સાંપડી. દરમિયાન સાહિત્યકાર-પત્રકાર ભૂપત વડોદરિયાના તંત્રીપદે શરૂ થયેલા 'સમભાવ' દૈનિકમાં ર.જો.એ તા. ૨૬મી નવેમ્બર, ૧૯૮૮થી 'વેરાનમાં અમી છાંટણાં' કતાર શરૂ કરી એ સાથે 'જન્મભૂમિ-પ્રવાસી'માં એમણે કતારલેખન બંધ કર્યું. આ કતાર એમણે ૨૦૦૫ સુધી નિભાવી. ૧૯૮૯માં હું 'સમભાવ' માં હતો એ વેળા જો કે મારે ર.જો.ને મળવાનુ બન્યું નહોતું. પણ 'ગુજરાત સમાચાર'ના ત્યારના મારા સાથી પત્રકાર મુ. ભાલચન્દ્ર દવેના રમણલાલ જોશી મામા થાય, આથી તેઓની ભેગો ભેગો હું પણ જોશી સાહેબને મામા જ કહેતો. બીજી તરફ ભાલચન્દ્રભાઈ, રતિલાલભાઈ અને ડો. અજીતભાઈના મામાને રાધેશ્યામ શર્મા પણ - રમણમામા - જ કહેતા. એ સબંધે લાભશંકર ઠાકર, અને બીજા સાહિત્યકારો પણ ર.જો.ને મામા કહીને સંબોધતા.

ગુજરાતી સાહિત્યિક પત્રકારત્વમાં એમનું પ્રદાન ધ્યાનાર્હ રહ્યું છે. 'જન્મભૂમિ'માં ૧૯૯૭ થી ત્રણેક વર્ષ સુધી એમણે 'સાહિત્ય સંવેદના' શીર્ષક સાથે કતાર ચલાવી. તેઓ સઆદત હસન મન્ટો, મહાશ્વેતાદેવી વિશે વાત કરતા, તો અખો અને રાવજીને પણ લેખમાં સમાવતા. મિલ્ટન અને હેમિંગ્વે પણ એમના લેખનો વિષય બનતા. અર્ધા શતક ઉપરાંતની વ્યવસાયિક કારકિર્દી દરમિયાન એમણે સાહિત્યને આનુષંગિક દસ હજારથી વધુ વિદ્વત્તાપૂર્ણ, સાર-સંદર્ભો સાથેના લેખો લખ્યા છે. જેમાંના બહુ જ ઓછા લેખો પુસ્તક સ્વરૂપ પામ્યા છે. એમના બધા લેખોમાંથી ચયન કરીને વિવિધ રીતે વર્ગીકૃત કર્યા બાદ પુસ્તક-શ્રેણી ગુજરાતી સાહિત્યને ઉપલબ્ધ થાય તો એ ગુજરાતી સાહિત્યની અને અભ્યાસીઓની બહેતર સેવા લેખાશે. આ મિષે જ્યારે ગંધર્વભાઈ જોશી (સૌરાષ્ટ્ર યુનિવર્સિટી) સાથે વાત નીકળી ત્યારે તેઓ અને પ્રબોધભાઈ જોશી આ દિશામાં કાર્યરત છે એ જાણીને આનંદ થયો. પાછલાં સત્તર વર્ષોમાં મા. ર.જો.ને અનેકાનેક વખત મળવાનું બન્યું છે. સાહિત્યકાર-પત્રકાર લેખે મારી સાથે તેઓ બન્ને ક્ષેત્રની ગોષ્ઠિ માંડે. મારી ગઝલ રચના વિશે પણ ચર્ચા કરે તો સોનેટના સ્વરૂપ વિશે પણ તેઓ મને સમજાવે. અચલાયતન સોસાયટીના પ્રથમ મજલે આવેલો રૂમ ર.જો.ના વ્યક્તિત્વથી કાયમ ભર્યો ભર્યો જ હોય. આ ખડ જ 'ઉદ્દેશ' કાર્યાલય. ટેબલ પર લખતા હોય યા તો સિંગલ બેડ પર આડાપડખે થઈને શ્રીકૃષ્ણ સ્મરણ...

સાહિત્ય મિમાંસા- સાહિત્ય વિવેચનાને વધુ લોકભોગ્ય બનાવવા કતારલેખનના કસબ થકી ર.જો.એ આપેલા સાહિત્યિક પત્રકારત્વના પ્રદાનને ધ્યાને લેવું રહ્યું. એમણે પોતાની કતારમાં દેશ અને દુનિયાના સમસામયિક સાહિત્ય પ્રવાહોને પણ મૂલવ્યા, સાથે સાથે કૃતિલક્ષી આસ્વાદ અને

અર્થગાંભીર્ય સાથેની વિવેચના પણ કરી. એમની રજૂઆતની શૈલી પણ નિરાળી હતી. યશપાલની હિન્દી નવલકથા 'મનુષ્ય કે રૂપ' વિશે તેમણે આ રીતે આરંભ કર્યો છે : ''કદાચ સુરેશ જોશીના સંદર્ભે જ્યારે આપણી ભાષામાં ખમતીધર કૃતિઓ પ્રગટ ન થઈ હોય ત્યારે ભાવક શ્રેષ્ઠ બીજી ભાષાઓની એવી કૃતિઓની તો વાત કરી શકે છે અને એ દ્વારા સાહિત્યનો આનંદ પ્રગટ કરી અન્યને એ આનંદ લેવા નિમંત્રી શકે છે.' 'જન્મભૂમિ' (સાહિત્યસંવેદના, તા. ૩-૪-૧૯૯૭) ર.જો.એ આ જ કતારમાં લખ્યું છે કે, 'સમકાલીન સાહિત્યના વિવેચન માટે વિશ્વનાથ ભટ્ટે લાલબત્તી ધરી છે એ મારા ખ્યાલમાં છે પણ સમકાલીન સાહિત્ય વિવેચન આમેય ઓછું થાય છે.' (તા. ૭-૧૧-૧૯) 'વેરાનમાં અમીછાંટણાં' કતાર (તા. ૧૬-૬-૧૯૮૭, પ્રવાસી)માં એમણે લખ્યું કે, 'સાહિત્યના વિવિધ સ્વરૂપોમાં કવિતા મૂર્ધન્ય સ્થાને છે. સાહિત્ય રસિકોએ એને ઘણાં લાડ લડાવ્યાં છે. સમાજમાં સાહિત્યસર્જક એટલે કવિ એવો ખ્યાલ પ્રવર્તે છે. સંપાદક-વિવેચક જ્હોન લેહમેને એકરાર કરેલો કે - જો મને પૂછવામાં આવે કે હું જેનાં નામ આપું તે સો ઉત્તમ નવલકથાઓ કે સો ઉત્તમ કાવ્યકૃતિઓ એ બેમાંથી હું કોને વધારે સહેલાઈથી જતી કરી શકું કે જેથી મને એમ ન લાગે કે એનાથી હું વંચિત રહ્યો છું અને મારી આધ્યાત્મિક ભૂખ સંતોષવામાં આવી નથી તો હું સહેજ પણ અચકાયા વિના જવાબ આપું કે હું વધારે સહેલાઈથી નવલકથાઓ જતી કરી શકું - આમાં રુચિનો પ્રશ્ન પણ રહ્યો જ છે.'

ર.જો.એ સાહિત્યિક પત્રકારત્વમાં કતારલેખનના શીર્ષક આપવામાં પણ કમાલની કલા બતાવી છે : 'કેસેટયુગમાં પ્રવેશતી ગુજરાતી કવિતા' (જન્મભૂમિ - તા. ૨૩-૮-૧૯૮૩), 'મહાભારત : ભારતીય સંસ્કૃતિનો પર્યાય' (સમભાવ - તા. ૨૪-૪-૧૯૯૦), 'વિજયરાય વૈદ્યનો સાહિત્યિક પત્રકારત્વમાં ફાળો' (સમભાવ - તા. ૧૯-૩-૧૯૯૪), 'મિલ્ટનનું મહાકાવ્ય 'પેરેડાઈઝ લોસ્ટ' ગુજરાતી ભાષામાં (સમભાવ તા. ૨૮-૫-૧૯૯૪), 'સર્જકને વિવેચકની ઉપયોગિતા શી ?, બન્નેનો તાત્ત્વિક સંબંધ શો ?' (સમભાવ - તા. ૨૯-૧૦-૨૦૦૧) એમણે 'રંગતરંગ'માં ૧૯૯૦-૯૧ થી છેક ૧૯૯૭ સુધી (લગભગ આ સામયિક બંધ પડ્યું ત્યાં સુધી) 'આ પુસ્તક તમે જોયું ?' શીર્ષક હેઠવ નવા પ્રગટ થયેલા પુસ્તકના પરિચયાત્મક આલેખનને રજૂ કરતી કતાર પણ નિભાવી હતી. આ લેખના સંકલનરૂપે બે પુસ્તક 'ગ્રંથનો પંથ' અને 'ગ્રંથની કેડીએ' પ્રગટ થયાં છે. એમના લેખોમાં શ્રી અરવિંદ અને માતાજી, સુંદરમ્, ઉમાશંકર જોશી ભગવાન શ્રીકૃષ્ણ, અકાદમી પ્રવૃત્તિ, પુસ્તક પરિચય, ગ્રંથપ્રસાર, નરસિંહ-મીરાંનાં પદો, સાહિત્યમાં અનુવાદ પ્રવૃત્તિ, હિન્દી, મરાઠી, બંગાળી, અંગ્રેજી સાહિત્યના પ્રવર્તમાન પ્રવાહો ઇત્યાદિ વિષયો અવશ્ય જોવા મળે. ર.જો. માનતા હતા કે, 'સાહિત્યિક પત્રકારત્વ માટે લેખકોની સર્જનાત્મક - વિવેચનાત્મક શક્તિની કસોટી કરે એવું માધ્યમ પ્રજા પાસે હોવું જ જોઈએ.' ગુજરાતીમાં સાહિત્યિક પત્રકારત્વની પરંપરામાં ૧૯મી સદીમાં, વીર કવિ નર્મદનું 'દાંડિયો' મુખપત્ર તેમજ 'બુદ્ધિપ્રકાશ' (૧૮૫૩), 'ગુજરાતી શાળાપત્ર', 'જ્ઞાનસુધા', 'પ્રિયંવદા', 'વસંત', 'સમાલોચક' પછી તબક્કાવાર પ્રગટ થતાં રહેતાં સામયિકોમાં નટુભાઈ કાંટાવાલાનું 'સાહિત્યિક', વિજયરાય વૈદ્યનાં ત્રણ સામયિકો 'કૌમુદી', 'માનસી', 'રોહિણી', સુરેશ જોશીનાં ત્રણ સામયિકો 'ક્ષિતિજ', 'મનીષા', 'ઉહાપોહ'ની પરંપરામાં 'પરબ', 'શબ્દસૃષ્ટિ', 'એતદ્', 'ખેવના', 'તાદર્થ્ય', 'પ્રત્યક્ષ'ની હરોળમાં ર.જો.ના માનસસંતાન સમા 'ઉદ્દેશ' પણ યુવાવસ્થાના ઉંબરે ઊભું છે. રમણલાલ જોશીની સાહિત્ય-વિવેચનયાત્રામાં એમના વ્યાપક ફલક ઉપર વિસ્તરેલા સાહિત્યિક પત્રકારત્વનુંય ધ્યાનાર્હ પ્રદાન રહ્યું છે. અસ્તુ.

☆

# સાક્ષર યુગ સાક્ષાત કરતા વિદ્વાન વિવેચક

**પ્રવીણ ક. લહેરી**

અનેક સૈકાઓ સુધી દરિયાઈ માર્ગે ગુજરાતનાં બંદરો ભારતના પ્રવાસદ્વાર રહ્યાં હતાં. સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર, મહુવા, જાફરાબાદ, પોરબંદર, માંડવી, લખપત જેવાં અનેક સ્થળોનો વિકાસ તેમના દરિયાઈ વ્યાપારના કારણે થયો હતો. આ હકીકતના કારણે ગુજરાતી ભાષામાં અનેક વિદેશી ભાષાના શબ્દો સાહજિક રીતે ઓતપ્રોત થઈ ગયા છે. સંસ્કૃતમાંથી ઉદ્‌ભવેલી ભારતની અનેક ભાષાઓમાં ગુજરાતી ભાષાની વાત આગવી રહી છે. અનેક ભાષાના સંયોજન દ્વારા તેમજ તળપદા શબ્દોથી ગુજરાતી ભાષા સમૃદ્ધ છે. ગુજરાતીમાં અનેક નવોદિત અને અનુભવી લેખકો અને કવિઓની કૃતિઓ પ્રકાશિત થતી રહે છે.

છેલ્લાં ૫૦ વર્ષમાં કોઈ પણ નવી સાહિત્યિક કૃતિને ડૉ. રમણલાલ જોશીના વિવેચનનો લાભ મળે તો તે કૃતિનો રસાસ્વાદ અનેરો થઈ જાય છે. ડૉ. રમણલાલ જોશી એક સાક્ષર વિદ્વાન હોવાના નાતે સુંદર વિવેચન કરે તે સહજ ગણી શકાય. સામાન્ય રીતે વિવેચકોની ટીકા લેખક-કવિને નાસીપાસ કરે તેવું બનતું હોય છે. ડૉ. રમણલાલ જોશી ખૂબ તટસ્થતાપૂર્વક પરંતુ સહૃદયી વિવેચન કરતા હોવાથી તેમના વિવેચન દ્વારા લેખકો અને કવિઓને નવી ઊંચાઈ સર કરવાનું પ્રોત્સાહન મળે છે.

ડૉ. રમણલાલ જોશી દ્વારા ગુજરાતી ભાષાના શિરમોર સમાન સરસ્વતીચંદ્ર ગ્રંથનું જે વિવેચન કરવામાં આવ્યું છે તે ગુજરાતી સાહિત્યનો અમૂલ્ય વારસો બની રહ્યું છે. ખૂબ ઝીણવટભર્યો અભ્યાસ, વિશ્લેષણ, કુશળ દૃષ્ટિકોણ અને યોગ્ય શબ્દોના સથવારે ડૉ. રમણલાલ જોશીના વિવેચનના લેખો એક આભૂષણરૂપે ઝગમગી ઊઠે છે. ડૉ. રમણલાલ જોશીના સરળ સ્વભાવ, માનવીય અભિગમ અને કાર્યનિષ્ઠાનો પ્રથમ મુલાકાતથી જ પ્રત્યક્ષ પરિચય થયેલો. મારે જ્યારે જ્યારે એમને મળવાનું થયું છે ત્યારે તેઓએ 'ઉદ્દેશ' દ્વારા કઈ કઈ રીતે નવોદિત લેખકો-કવિઓને પ્રોત્સાહિત કરી શકાય તેની ચર્ચા કરી છે. પુસ્તકના વિમોચન સમયે અગાઉથી પૂરું વાચન અને ચિંતન કરીને તેઓ જે વક્તવ્ય આપતા તે કોઈ પણ કૃતિને સમજવામા ઘણું સહાયભૂત થતું હતું. ડૉ. રમણલાલ જોશી આજીવન શિક્ષક રહ્યા. તેમનો વિદ્યાર્થીવર્ગ આજે અનેક સ્થાનો સંભાળી રહ્યો છે. તેઓની આંગળી પકડીને ઘણા સાહિત્યકારોએ આ ક્ષેત્રે પા પા પગલી ભરી છે. વર્તમાન યુગમાં તેઓ એક એવા સાક્ષર હતા જેમણે જ્ઞાનદીપથી અનેકનાં જીવનમા પ્રકાશ રેલાવ્યો છે. ૨૦૦૬ના વર્ષમાં આપણે અનેક સિદ્ધહસ્ત લેખકો અને સંવેદનશીલ કવિઓની ગેરહાજરી થવાના માઠા પ્રસંગો અનુભવ્યા છે. ડૉ. રમણલાલ જોશીનું અવસાન વિવેચનના ક્ષેત્રે એવો શૂન્યાવકાશ સર્જે છે કે જે સહેલાઈથી ભરી શકાશે નહિ. ડૉ. રમણલાલ જોશીનું જે પ્રદાન છે તે ચિરસ્મરણીય રહેશે. કારણ કે તેમણે સરસ્વતીની સાધનામાં એકાગ્ર ચિત્તે પોતાનું સમગ્ર જીવન સમર્પિત કર્યુ છે. સાહિત્યને સમજવામાં અને માણવામાં એમણે જે અભિગમ અપનાવ્યો છે તેનાથી ગુજરાતના સાહિત્યરસિકોને અનન્ય આનંદનો અનુભવ થયો છે.

આપણા સૌની એ સહિયારી જવાબદારી છે કે એમની સાધનાના સાધનરૂપ 'ઉદ્દેશ'ને આપણે તે જ કક્ષાએ ભવિષ્યમાં પણ પ્રોત્સાહિત કરી શકીએ અને ભવિષ્યની પેઢીના સાહિત્યકારોને એક કાયમી દીવાદાંડીરૂપે માર્ગદર્શનરૂપ પ્રકાશન આપી શકીએ.

★

# સાડાચાર દાયકાનો સ્નેહબંધ

હસુ યાજ્ઞિક

ડૉ. રમણલાલ જોશી, અર્થાત્ મોટા ભાગના અમારી પેઢી દ્વારા સંબોધાતા જોશી સાહેબ ! મને એમનો સંપર્ક ઈ.સ. ૧૯૬૫ પછી થયો. મુંબઈથી ડૉ. હરિવલ્લભ ભાયાણી અમદાવાદમાં આવ્યા. પ્રિ. અમૃતલાલ યાજ્ઞિક જે મારા કુટુંબ સંબંધે અમુકાકા, તે અને ડૉ. ભાયાણી સાહેબ મારા ઘરે આવ્યા ને કહે : 'આ મારો ભત્રીજો હસુ તમને સોંપું છું ભાયાણી !' ને મને કહે : 'તારા ઘરે જ જ્ઞાનની ગંગા લાવ્યો છું.' એ પછી, વિવિધ મુલાકાતને અંતે મેં ભાયાણી સાહેબ પાસે 'મધ્યકાલીન ગુજરાતી પ્રેમકથા' પર પીએચ.ડી. નિમિત્તના અભ્યાસનો આરંભ કર્યો. ગુજરાત કૉલેજથી સાયકલ પર હું સીધો ગુજરાત યુનિવર્સિટીમાં ભાયાણી સાહેબ પાસે જાઉં ત્યારે ઘણીવાર જોશી સાહેબ પણ ત્યાં બેઠા હોય. વિષય પરની અમારી ગુરુ-શિષ્યની ચર્ચા થાય, તે ઉપસ્થિત હોય ત્યારે મન દઈને સાંભળે ! વચ્ચે ક્યારેય ન બોલે, રસથી સાંભળે. પછી અમે નીકળીએ. ભાયાણી સાહેબ ત્યારે મહાદેવનગરમાં અને પછી યુનિવર્સિટીમાં રીડર્સ ક્વાર્ટર્સમાં રહે. ચાલતા ભાયાણી સાહેબની સાથે મારી પકડેલી સાયકલને દોડાવવી પડે ! જોશી સાહેબ થોડું સાથે ચાલી પછી છૂટા પડે !

પછી ભાયાણી સાહેબ પોતાનું મકાન બંધાવીને હાઈલેન્ડ પાર્કમાં રહેવા આવ્યા ત્યારે મારે ભાષાભવનમાં જવાનું અને જોશી સાહેબને મળવાનું ન બને. પરંતુ રવિવારે કે બીજા કોઈ રજાના દિવસની સાંજે હાઈલેન્ડ પાર્કના નિવાસમાં મેળો જામે ! ચિમનભાઈ ત્રિવેદી, નટુભાઈ રાજપરા, જયંત કોઠારી, નગીનદાસ પારેખ ને કોઈ ને કોઈ આવ્યું હોય અને અમારી ગુરુ-શિષ્યની – વિષય અંગેની ચર્ચા અટકે અને બીજી વાતની રંગત જામે ! ક્યારેક જોશી સાહેબ પણ આવ્યા હોય !

આ પછી જોશી સાહેબે કુમકુમમાં ગુજરાતી ગ્રંથકાર શ્રેણી શરૂ કરી અને ત્રણેક પુસ્તકો પ્રગટ થયાં ત્યારે મને કહે; 'મિત્ર ! તમારે મને મારી શ્રેણી માટે લખી આપવું પડશે ! તમને રસ છે અને તમારો અભ્યાસ પણ છે.'

મારા બદલે ભાયાણી સાહેબ જ બોલ્યા; 'લખશે, લખશે જરૂર લખશો પણ હમણાં નહીં. અત્યારે તો એમને હાથ પર છે તે પૂરું કરવાનું છે !'

ઈ.સ. ૧૯૭૨માં ગુજરાત કૉલેજમાંથી મારી બદલી થઈ. એક જ સ્થળે દશ વર્ષ થઈ ગયેલાં તે સરકારી નિયમનો જડ અમલ કરી સામુહિક બદલી થઈ. સારું થયું મારું પીએચ.ડી.નું કામ પતી ગયું હતું ને બીજાં પાંચેક શોધપત્રનું પણ કામ ડૉ. ભાયાણીના માર્ગદર્શનમાં પૂરું થયેલું ને મેં સંગીતનું અધૂરું મૂકેલું તે પૂરું કરવા વાયોલિન હાથમાં પકડેલું! જામનગરમાં ડી.કે.વી. કૉલેજ સવારની ને મને બપોરે ઊંઘવાની ટેવ નહીં. આથી બપોર ને રાત સતત લખવામાં અને સંગીતના રિયાઝમાં જાય. એમાં આવ્યું નવનિર્માણ ! ભણાવવા જવાનું પણ ભારણ છૂટ્યું ! આથી સતત બાર-ચૌદ કલાક કાં તો લખવાનું ને કાં તો વગાડવાનું. બન્નેની બેઠક કલાકોની ને બન્ને પ્રવૃત્તિ જ ફોરવર્ડ બેન્ડિંગની તે મણકાના એલ ફોર-ફાઈવ વચ્ચેની ગાદી કેટલું ઝીંક ખમે ? આ સમય જ એવો કે ભલભલાની ગાદી છટકે પછી લેખક ને વાદકની ગાદી ક્યાંથી બચે ? ડિસ્ક સ્લિપ થઈને ડાબો પગ પેરેલેટિક ! પણ ન લખવાનું બંધ, ન વગાડવાનું ! ડૉક્ટર કહે : હવે ફોરવર્ડ બેન્ડીંગ બંધ નહીં કરો તો કેડે પ્લાસ્ટર મારી ખાટલે નાખવા પડશે !

# સાક્ષર યુગ સાક્ષાત કરતા વિદ્વાન વિવેચક

**પ્રવીણ ક. લહેરી**

અનેક સૈકાઓ સુધી દરિયાઈ માર્ગે ગુજરાતનાં બંદરો ભારતના પ્રવાસદ્વાર રહ્યાં હતાં. સુરત, ભરૂચ, ખંભાત, ભાવનગર, મહુવા, જાફરાબાદ, પોરબંદર, માંડવી, લખપત જેવાં અનેક સ્થળોનો વિકાસ તેમના દરિયાઈ વ્યાપારના કારણે થયો હતો. આ હકીકતના કારણે ગુજરાતી ભાષામાં અનેક વિદેશી ભાષાના શબ્દો સાહજિક રીતે ઓતપ્રોત થઈ ગયા છે. સંસ્કૃતમાથી ઉદ્ભવેલી ભારતની અનેક ભાષાઓમાં ગુજરાતી ભાષાની વાત આગવી રહી છે. અનેક ભાષાના સંયોજન દ્વારા તેમજ તળપદા શબ્દોથી ગુજરાતી ભાષા સમૃદ્ધ છે. ગુજરાતીમાં અનેક નવોદિત અને અનુભવી લેખકો અને કવિઓની કૃતિઓ પ્રકાશિત થતી રહે છે.

છેલ્લાં ૫૦ વર્ષમાં કોઈ પણ નવી સાહિત્યિક કૃતિને ડૉ. રમણલાલ જોશીના વિવેચનનો લાભ મળે તો તે કૃતિનો રસાસ્વાદ અનેરો થઈ જાય છે. ડૉ. રમણલાલ જોશી એક સાક્ષર વિદ્વાન હોવાના નાતે સુંદર વિવેચન કરે તે સહજ ગણી શકાય. સામાન્ય રીતે વિવેચકોની ટીકા લેખક-કવિને નાસીપાસ કરે તેવુ બનતું હોય છે. ડૉ. રમણલાલ જોશી ખૂબ તટસ્થતાપૂર્વક પરતુ સહૃદયી વિવેચન કરતા હોવાથી તેમના વિવેચન દ્વારા લેખકો અને કવિઓને નવી ઊંચાઈ સર કરવાનું પ્રોત્સાહન મળે છે.

ડૉ. રમણલાલ જોશી દ્વારા ગુજરાતી ભાષાના શિરમોર સમાન સરસ્વતીચંદ્ર ગ્રંથનું જે વિવેચન કરવામા આવ્યુ છે તે ગુજરાતી સાહિત્યનો અમૂલ્ય વારસો બની રહ્યું છે. ખૂબ ઝીણવટભર્યો અભ્યાસ, વિશ્લેષણ, કુશળ દૃષ્ટિકોણ અને યોગ્ય શબ્દોના સથવારે ડૉ. રમણલાલ જોશીના વિવેચનના લેખો એક આભૂષણરૂપે ઝગમગી ઊઠે છે. ડૉ. રમણલાલ જોશીના સરળ સ્વભાવ, માનવીય અભિગમ અને કાર્યનિષ્ઠાનો પ્રથમ મુલાકાતથી જ પ્રત્યક્ષ પરિચય થયેલો. મારે જ્યારે જ્યારે એમને મળવાનું થયું છે ત્યારે તેઓએ 'ઉદ્દેશ' દ્વારા કઈ કઈ રીતે નવોદિત લેખકો-કવિઓને પ્રોત્સાહિત કરી શકાય તેની ચર્ચા કરી છે. પુસ્તકના વિમોચન સમયે અગાઉથી પૂરું વાચન અને ચિંતન કરીને તેઓ જે વક્તવ્ય આપતા તે કોઈ પણ કૃતિને સમજવામાં ઘણું સહાયભૂત થતું હતું. ડૉ. રમણલાલ જોશી આજીવન શિક્ષક રહ્યા. તેમનો વિદ્યાર્થીવર્ગ આજે અનેક સ્થાનો સંભાળી રહ્યો છે. તેઓની આંગળી પકડીને ઘણા સાહિત્યકારોએ આ ક્ષેત્રે પા પા પગલી ભરી છે. વર્તમાન યુગમાં તેઓ એક એવા સાક્ષર હતા જેમણે જ્ઞાનદીપથી અનેકનાં જીવનમાં પ્રકાશ રેલાવ્યો છે. ૨૦૦૬ના વર્ષમાં આપણે અનેક સિદ્ધહસ્ત લેખકો અને સંવેદનશીલ કવિઓની ગેરહાજરી થવાના માઠા પ્રસગો અનુભવ્યા છે. ડૉ. રમણલાલ જોશીનું અવસાન વિવેચનના ક્ષેત્રે એવો શૂન્યાવકાશ સર્જે છે કે જે સહેલાઈથી ભરી શકાશે નહિ. ડૉ. રમણલાલ જોશીનુ જે પ્રદાન છે તે ચિરસ્મરણીય રહેશે. કારણ કે તેમણે સરસ્વતીની સાધનામા એકાગ્ર ચિત્તે પોતાનું સમગ્ર જીવન સમર્પિત કર્યુ છે. સાહિત્યને સમજવામાં અને માણવામાં એમણે જે અભિગમ અપનાવ્યો છે તેનાથી ગુજરાતના સાહિત્યરસિકોને અનન્ય આનંદનો અનુભવ થયો છે.

આપણા સૌની એ સહિયારી જવાબદારી છે કે એમની સાધનાના સાધનરૂપ 'ઉદ્દેશ'ને આપણે તે જ કક્ષાએ ભવિષ્યમાં પણ પ્રોત્સાહિત કરી શકીએ અને ભવિષ્યની પેઢીના સાહિત્યકારોને એક કાયમી દીવાદાંડીરૂપે માર્ગદર્શનરૂપ પ્રકાશન આપી શકીએ.

★

# સાડાચાર દાયકાનો સ્નેહબંધ

**હસુ યાજ્ઞિક**

ડૉ. રમણલાલ જોશી, અર્થાત્ મોટા ભાગના અમારી પેઢી દ્વારા સંબોધાતા જોશી સાહેબ ! મને એમનો સંપર્ક ઈ.સ. ૧૯૬૫ પછી થયો. મુંબઈથી ડૉ. હરિવલ્લભ ભાયાણી અમદાવાદમાં આવ્યા. પ્રિ. અમૃતલાલ યાજ્ઞિક જે મારા કુટુંબ સંબંધે અમુકાકા, તે અને ડૉ. ભાયાણી સાહેબ મારા ઘરે આવ્યા ને કહે : 'આ મારો ભત્રીજો હસુ તમને સોંપું છું ભાયાણી !' ને મને કહે : 'તારા ઘરે જ જ્ઞાનની ગંગા લાવ્યો છું.' એ પછી, વિવિધ મુલાકાતને અંતે મેં ભાયાણી સાહેબ પાસે 'મધ્યકાલીન ગુજરાતી પ્રેમકથા' પર પીએચ.ડી. નિમિત્તના અભ્યાસનો આરંભ કર્યો. ગુજરાત કૉલેજથી સાયકલ પર હું સીધો ગુજરાત યુનિવર્સિટીમાં ભાયાણી સાહેબ પાસે જાઉં ત્યારે ઘણીવાર જોશી સાહેબ પણ ત્યાં બેઠા હોય. વિષય પરની અમારી ગુરુ-શિષ્યની ચર્ચા થાય, તે ઉપસ્થિત હોય ત્યારે મન દઈને સાંભળે ! વચ્ચે ક્યારેય ન બોલે, રસથી સાંભળે. પછી અમે નીકળીએ. ભાયાણી સાહેબ ત્યારે મહાદેવનગરમાં અને પછી યુનિવર્સિટીમાં રીડર્સ ક્વાર્ટર્સમાં રહે. ચાલતા ભાયાણી સાહેબની સાથે મારી પકડેલી સાયકલને દોડાવવી પડે ! જોશી સાહેબ થોડું સાથે ચાલી પછી છૂટા પડે !

પછી ભાયાણી સાહેબ પોતાનું મકાન બંધાવીને હાઈલેન્ડ પાર્કમાં રહેવા આવ્યા ત્યારે મારે ભાષાભવનમાં જવાનું અને જોશી સાહેબને મળવાનું ન બને. પરંતુ રવિવારે કે બીજા કોઈ રજાના દિવસની સાંજે હાઈલેન્ડ પાર્કના નિવાસમાં મેળો જામે ! ચિમનભાઈ ત્રિવેદી, નટુભાઈ રાજપરા, જયંત કોઠારી, નગીનદાસ પારેખ ને કોઈ ને કોઈ આવ્યું હોય અને અમારી ગુરુ-શિષ્યની – વિષય અંગેની ચર્ચા અટકે અને બીજી વાતની રંગત જામે ! ક્યારેક જોશી સાહેબ પણ આવ્યા હોય !

આ પછી જોશી સાહેબે કુમકુમમાં ગુજરાતી ગ્રંથકાર શ્રેણી શરૂ કરી અને ત્રણેક પુસ્તકો પ્રગટ થયાં ત્યારે મને કહે; 'મિત્ર ! તમારે મને મારી શ્રેણી માટે લખી આપવું પડશે ! તમને રસ છે અને તમારો અભ્યાસ પણ છે.'

મારા બદલે ભાયાણી સાહેબ જ બોલ્યા; 'લખશે, લખશે જરૂર લખશો પણ હમણાં નહીં. અત્યારે તો એમને હાથ પર છે તે પૂરું કરવાનું છે !'

ઈ.સ. ૧૯૭૨માં ગુજરાત કૉલેજમાંથી મારી બદલી થઈ. એક જ સ્થળે દશ વર્ષ થઈ ગયેલાં તે સરકારી નિયમનો જડ અમલ કરી સામુહિક બદલી થઈ. સારું થયું મારું પીએચ.ડી.નું કામ પતી ગયું હતું ને બીજાં પાંચેક શોધપત્રનું પણ કામ ડૉ. ભાયાણીના માર્ગદર્શનમાં પૂરું થયેલું ને મેં સંગીતનું અધૂરું મૂકેલું તે પૂરું કરવા વાયોલિન હાથમાં પકડેલું! જામનગરમાં ડી.કે.વી. કૉલેજ સવારની ને મને બપોરે ઊંઘવાની ટેવ નહીં. આથી બપોર ને રાત સતત લખવામાં અને સંગીતના રિયાઝમાં જાય. એમાં આવ્યું નવનિર્માણ ! ભણાવવા જવાનું પણ ભારણ છૂટ્યું ! આથી સતત બાર-ચૌદ કલાક કાં તો લખવાનું ને કાં તો વગાડવાનું. બન્નેની બેઠક કલાકોની ને બન્ને પ્રવૃત્તિ જ ફોરવર્ડ બેન્ડિંગની તે મણકાના એલ ફોર-ફાઈવ વચ્ચેની ગાદી કેટલું ઝીંક ખમે ? આ સમય જ એવો કે ભલભલાની ગાદી છટકે પછી લેખક ને વાદકની ગાદી ક્યાંથી બચે ? ડિસ્ક સ્લિપ થઈને ડાબો પગ પેરેલેટિક ! પણ ન લખવાનું બંધ, ન વગાડવાનું ! ડૉક્ટર કહે : હવે ફોરવર્ડ બેન્ડીંગ બંધ નહીં કરો તો કેડે પ્લાસ્ટર મારી ખાટલે નાખવા પડશે !

પરંતુ મેં ન ગણકાર્યું. પરિણામે તાત્કાલિક ઇરવિન હોસ્પિટલમાં દાખલ થવું પડ્યું ને મહિનાની પથારીકેદ છતાં છટકેલી ગાદી ન બેઠી તે ન જ બેઠી. અંતે કેડ કપાવવી પડી, ડિસ્ક કઢાવવી પડી ને દોઢ માસ પથારી વશ ! સતત કામ કરવા જ ટેવાયેલા માટે કેવી આકરી સજા !

- ત્યાં જોશી સાહેબનો પત્ર આવ્યો :

મિત્ર, પથારીવશ થયા છો તે જાણ્યું. પડ્યા રહેવુ તમારા સ્વભાવમાં નથી. પડ્યા-પડ્યા વાંચી તો શકો ને પછી 'શામળ' પર લખવાનું છે તે પૂરું કરી આપો !

મને તો દોડવું હતું ને ઢાળ મળ્યો. શામળની પ્રકાશિત થયેલી બધી જ કૃતિઓ વાંચી ગયો : પૂરું શિવપુરાણ ને બત્રીશી પણ ! વાંચતાં જે સૂઝે તે લખવાની શક્તિ નહીં. આથી સેવાતત્પર હસુબેન યાજ્ઞિક પાસે નોંધ કરાવું. ને એ નોંધ પરથી પથારીમાં સૂતાં સૂતાં જ 'શામળ' લખાવ્યું ને સ્ક્રીપ્ટ મોકલી. જોશી સાહેબનો પ્રોત્સાહક પત્ર આવ્યો :

મિત્ર, ખૂબ સઘન કામ થયું છે. મહત્ત્વની બધી જ કૃતિ વાંચીને લખ્યું છે તેથી ઘણા નવા મુદ્દા અને સાધાર ચર્ચાનિચોડ સિદ્ધ કરી શક્યા છો. શામળ પરનું સ્ટાન્ડર્ડ પુસ્તક થયું છે.

આનુ શ્રેય હું જોશીસાહેબને આપું છુ. એમણે જો યોગ્ય સમયે આ સૂઝાડ્યુ ને સોંપ્યું ન હોત તો તે જેવું થયું એવું શક્ય જ ન બનત ! આ પુસ્તક અનેકને ઉપયોગી બન્યું ને ત્રણ આવૃત્તિ સંવર્ધન સાથે થઈ.

આ ગાળામાં અમે બન્ને 'જનસત્તા'માં લખતા. મારી નવલકથા ચાલતી હોય વચ્ચે વચ્ચે ને કોલમ 'આજ, આપણી સહુની !' ને જોશી સાહેબની 'અક્ષરની આબોહવા', ન કોઈ વાડાબધી કે ન આ તારું ને આ મારું મંડળ એવી સંકુચિતતા. આથી જૂનાનું સાથે જ નવાનું પણ વાંચે, જાણીતા ને અજાણ્યાનું પણ વાંચે અને એમના સ્તંભમાં ઉષ્માથી લખે. વળી વિવેચક તરીકેનું મુખ્ય વલણ ગુણદર્શનનું અને પ્રોત્સાહિત કરવાનું ! સ્તંભકાર વિવેચક રમણલાલ જોશીથી જ સાહિત્યની સાચી ગુણગ્રાહી તંદુરસ્ત આબોહવા રચાઈ. કોઈ કૃતિ વિશે કે પ્રવાહ-પ્રસંગ વિશે લખ્યું હોય તો એ લખાણની ઝેરોક્ષ પણ ચીવટથી મોકલે. કેટલા વિવેચકમાં આટલાં તાટસ્થ્ય, પ્રેમ ને ગુણદર્શક પ્રોત્સાહક વૃત્તિ હશે ! સાહિત્યિક કોલમ વિશે જ વિચાર કરો તો મેઘાણીની કોલમ પછી તાટસ્થ્ય અને સાતત્ય રાખતી કૉલમ જોશી સાહેબની 'અક્ષરની આબોહવામાં' છે. એ સિવાય પણ અનેક વર્તમાનપત્રોમાં એમની સાહિત્યિક કોલમ ચાલતી રહી.

- આ પછી જોશી સાહેબનો અત્યંત નિકટનો અને સાતત્યપૂર્ણ સબધ બંધાયો અને અવિચ્છિન્નરૂપમાં મધુર જ બની રહ્યો તે ગુજરાત સાહિત્ય અકાદમી નિમિત્તે. એની સ્થાપનાથી હું મહામાત્ર તરીકે જોડાયો ડૉ. રમણલાલ જોશી સાથે સ્થાયી સમિતિના સભ્ય તરીકે ઉપાધ્યક્ષ અને પછી અધ્યક્ષ તરીકે મારે સતત સંપર્ક રહેતો. અમારો આ સંપર્ક-સંબંધ કાયમ ઉષ્માપૂર્ણ અને મધુર રહ્યો, કૌટુંબિક પ્રકારના સંબંધમાં વિસ્તર્યો.

છેલ્લે જોશી સાહેબ અકાદમીના અધ્યક્ષ બન્યા ત્યારે તો સાથે જ જવા-આવવાનો અને સાથે રહેવાનો યોગ બને. એ અકાદમીમાં કે બહારગામથી આવે ત્યારે ૨, અચલાયતનના બીજા માળે બા રાહ જોતાં બેઠાં હોય અને જોશીસાહેબ સીધા જ એમની પાસે જાય. માતાપુત્રના આ નિર્વ્યાજ સ્નેહની દ્યુતિ તો જોઈ હોય તે જ જાણે ! અનેક પ્રવૃત્તિઓ અને પ્રસિદ્ધિ વચ્ચે ઘેરાયેલો માણસ સામાન્ય રીતે તો પોતાનાં પત્ની-પરિવારને પણ સમય આપી શકતો નથી કે આપવા પ્રયત્ન પણ કરતો નથી ત્યારે મળવાની ને હળવાશથી વાત કરવાની ફુરસદ ક્યાંથી હોય ? પરંતુ જોશી સાહેબ એમાં કલ્પી ન શકો એવો અપવાદ ! મળવા ઝંખતો ને મળ્યે હરખાતો કિશોર ! વૃદ્ધ માતા સાથે પણ ક્યાં ગયેલા, શા

માટે ગયેલા એથી માંડીને નિરાંતે વાત કરે. બા જાણે બાલકિશોર રમણને જોતાં ન હોય ! આ નિમિત્તે મારે પણ બા સાથે અને ભગવતીબહેન સાથે ઘણી વાતો થાય, નિકટની અને કુટુંબના જ સભ્યો હોઈએ એવી.

જોશી સાહેબમાં માણસ માટેની જે ભૂખ હતી અને સંબંધ માટેની જે ઉષ્મા હતી એ તો ખરે જ અદ્‌ભુત. અનુભવ્યું હોય એ જ જાણે ! એમને મન ઉમાશંકર એટલે ભક્તિભાવ, સુંદરમ્ એટલે ભક્તિભાવ અને ગુલાબદાસ એટલે સખાભાવ. આ ભાવ જયંત પાઠક કે ઉશનસ્ સુધી વિસ્તરેલો પણ મફત ઓઝા, રવીન્દ્ર ઠાકોર કે મારા જેવા પ્રત્યેના અપત્યભાવમાં પણ મિત્રભાવ તો ખરો જ ! એટલે તો કોઈને પણ સંબોધતાં આરંભ થાય 'મિત્ર'થી. એમાં કૃતકતા ન હતી. કેટલાક સાહિત્ય જગતમાં નડનાર ને કારણ-અકારણ કનડનાર પણ હતા, છતાં એમના મનમાં ક્ષણનો રોષ હોય, દ્વેષ ક્યારેય નહીં. અમે અસંખ્યવાર સાથે લાંબા-ટૂંકા પ્રવાસો કર્યા છે, સર્કિટ-હાઉસમાં રાતો પસાર કરી છે, પરંતુ મેં ક્યારેય પણ એમના મોઢે કોઈની પણ દ્વેષપૂર્ણ ટીકા નથી સાંભળી. કોઈ માટે હીણું બોલ્યા નથી. નિંદામાં રસ લીધો નથી, કે મોકો જોઈને પછાડવાની પ્રવૃત્તિ કરી નથી ! લાંબા પ્રવાસ-સહવાસમાં બીજાને મન ગંભીર જ રહેતા અને લાગતા જોશી સાહેબ ખીલતા અને રમૂજ પણ કરતા. મારી ફરજ સચિવની ને સેક્રેટોરિયલ એસિસ્ટન્સનો ક્ષેત્ર વિસ્તાર પણ અનુભવે મેં વધારીને વેંઢારેલો ! એક તો સાહિત્યકાર ને પાછા પ્રાધ્યાપક-એવા સજ્જનો સાથે પરત ફરીએ ને પંદર-વીસ માઈલ પહોંચીએ કે કોઈ કહે : 'કાર પાછી વાળોને ! મારી ઘડિયાળ ઉતારે બાથરૂમમાં રહી ગઈ છે !' આવા અનુભવો પછી નીકળતાં હું બધાંને કાયમ પૂછું : 'બાથરૂમમાં રૂમાલ, ઘડિયાળ કે ઓશિકે પાકિટ રહી નથી જતાંને !'

આવું જોશી સાહેબને કહ્યું તો સહાસ્ય કહે; 'મિત્ર ચિંતા ન કરો. બીજો કોઈ આગળનો ભૂલીને મૂકી ગયો હશે તો આપણામાં આવી જશે, આપણું રહી નહીં જાય !'

તે ગાળાના ગવર્નર શ્રી ત્રિવેદી સાહેબ પણ એમની શક્તિથી પ્રભાવિત. એમના કોઈ પ્રતિનિધિ મૂકવાના હોય યુનિવર્સિટીમાં, સર્ચ કમિટીમાં કોઈને પસંદ કરવાના હોય કે આવી કોઈ કામગીરી હોય ત્યારે રાજભવનનું તેડું આવે. સચિવ અને રાજપાલ સાથે ચર્ચા-વિચારણા થાય. બે-ચાર નામો વિચારાય ને ત્રિવેદી સાહેબ જ એમના મુખે કહે : 'ડૉ. રમણલાલ જોશી આ માટે બરાબર લાગે છે નહીં ?' એમની સરકારમાં પણ આ ફોરમ હતી તે તેમનાં કુનેહ અને પોઝિટીવ વલણને કારણે ! કોઈનું પણ ખોટું કરવું કે ઘસાતું બોલવું, ઉતારી પાડવું, એમના સ્વભાવમાં ન હતું. ગવર્નર શ્રી ત્રિવેદી સાહેબ સાથેનો સંબંધ પણ ત્રિવેદીસાહેબ નિવૃત્ત થઈ લખનૌ સ્થિર થયા ત્યાં સુધી - છેક સુધી એમણે જાળવ્યો...

એ અધ્યક્ષ બન્યા અકાદમીના. આ પદ એવું કે રોજ ને સતત કાર્યાલયમાં આવવાની જરૂર નહીં. છતાં એ રોજ આવે. ભાષાભવનનું કામ પૂરું કરી અકાદમીએ આવે. સાંજ સુધી બેસે. આવી સંસ્થામાં, સરકારની જ સો ટકા ગ્રાન્ટ પર નભતી સંસ્થામાં પ્રમુખને 'પાવર ટુ ડિસાઈડ' હોય 'પાવર ટુ એક્ઝીક્યુટ' મુખ્ય સરકારી અધિકારીના હોય. એની જ જવાબદારી સરકારી નિયમો-નિયંત્રણો જાળવવાની. કોઈકે પૂછ્યું : 'તમને તમારા અધ્યક્ષ નડતા નથી તમારા વહીવટમાં ?'

'ના.' હું કહું, 'ઊલટું કામ ને જવાબદારી વહેંચાય છે.'

'પણ એ તો ધાર્યું કરે એવા છે ને ગમે તે કરાવે એવા છે. અને કોઈ પણ ઉપાયે અને ભોગે કરાવે એવા છે.'

'આ ભડક ને આક્ષેપ ખોટા છે.' મેં કહેલું;

'ને ઈચ્છ્યું કે ધાર્યું કોને નથી કરાવવાનું હોતું ? બીજામાં પોતાના માટે ગમે તે ધારે તે ભોગે કરાવવાની દાનત હોય છે, પરંતુ એમનું જ તમારે કામ પડે ત્યારે સિદ્ધાંતને આડો કરે છે. આ દંભ એમનામાં નથી એ મારે મન મોટો ગુણ છે. જોશી સાહેબ આમાં જુદા પડે છે. એ તમારી પાસે અપેક્ષા રાખે છે તે સાથે જ એમની પાસે તમારી અપેક્ષા હોય એ પણ એટલી જ તત્પરતાથી પૂરી કરે છે !'

-પરંતુ વહીવટ હોય અને સંસ્થાનો ત્યારે ક્યારેક મતભેદ થાય જ. આવો નાનો મતભેદ થયો ને લખીને આપ્યું. વાંચતાં જ એમણે હાથ પકડ્યો પૂરા પ્રેમની ઉષ્માથી ને કહ્યું : 'તમે ? તમે આ લખો છો ?' એમની આંખમાં આંસુ હતાં. મને તરત એમનું અંતર પરખાયું – એ પ્રેમથી ભરેલા છે ! એમનો સંબંધ અને ઉષ્મા બહારના નથી ! મેં તરત જ લખેલું ફાડી નાખ્યું ને માફી માગી. એ બોલ્યા :

'ન થાય એ ન કરવું ને ઘસીને ના પાડવી એવો આપણો સંબંધ છે, એમાં લખાણ આવે જ કેમ વચ્ચે ?'

ત્યારે મને એમની સંવેદનશીલ ઉષ્માની પ્રતીતિ થઈ. આ પછી અમારો સંબંધ વિશેષ ભીનો રહ્યો, છેક સુધી...

છેલ્લું અમારું મિલન એમના મૃત્યુ પહેલાના ચારેક દિવસ પૂર્વેનું. હું અને ભગવાનદાસ પટેલ જોરાવરસિંહ જાદવના ઘરેથી પાછા ફરતાં રીક્ષામાં બેસવા જતા હતા કે મેં કહ્યું; 'આટલે આવ્યા છીએ તો જોશીસાહેબને મળતા જઈએ. લાંબા સમયથી અમે મળ્યા નથી.'

ભગવાનદાસ પટેલ કહે 'ચાલો'

અમે પહોંચ્યા ત્યારે ખુરશીમાં બેસી માથાના વાળ કપાવે. હું બાજુમાં ગોઠવાયો ! એમના ચહેરા પર આનંદ છલકાયો. મારા હાથમાં પુસ્તકો જોતાં કહે : 'મને આપવા આવ્યા છો ?'

મેં કહ્યું 'ના આ તો જોરાવરસિંહે મને આપ્યાં છે.'

'મને આપવા ન આપ્યાં ?'

'ત્યારે અહીં આવવાનું નક્કી ન હતું.' મેં કહ્યું.

'સારું' એ બોલ્યા; 'એમને ફોન કરીને કહેજો મને મોકલાવે ?'

'ચોક્કસ' મેં કહ્યું.

અમે પેટ ભરીને વાત કરી. વિદાય લીધી. હું હજુ જોરાવરસિહ જાદવને ફોન કરું, એ મને યાદ આવે એ પહેલાં તો ફોન આવ્યો એમના અવસાનનો !

સર્કિટ હાઉસમાં અમે સાથે હોઈએ ત્યારે એ મારાથી વહેલા ઊઠી જાય. હું ઊઠું ચા પીઉં કે કહે; 'તમે સ્નાનાદિથી પરવારો.' હું સ્નાન દરમિયાન મારી નિયમિત આદત પ્રમાણે કોઈ રાગના સ્વરોનો રિયાઝ કરું ને સ્નાન કરી બહાર નીકળતાં ગણપતિ અથર્વશિર્ષ, શ્રીસૂક્ત, રાત્રિ સૂક્ત અને પુરુષ સૂક્તનો મુખપાઠ કરું મોટેથી. જોશી સાહેબ પલંગમાં બેઠાબેઠા આંખો મીંચી ભાવથી સાંભળે ને અચૂક પૂછે : "પુરુષ સૂક્ત છે ને ?"

...સ્મશાનમાં અગ્નિદાહ દેવાય છે. એમના પુરોહિત અન્ત્યેષ્ઠિમાં પુરુષ-સૂક્ત બોલે છે હું પણ મોટેથી બોલતો એમાં જોડાઉં છું ત્યારે કાને સંભળાય છે : પુરુષ સૂક્ત છેને !

આવો અમારો સાડા ચાર દાયકાનો ઉષ્માભર્યો સંબંધ...

★

# જે ઉત્તમ હોય તે પ્રત્યેનો પક્ષપાત એટલે પ્રભુપ્રેમ

**રવીન્દ્ર ઠાકોર**

મુ. રમણભાઈ ગયા. આવું તો કલ્પ્યું જ નહોતું કેમકે વીતેલી ભાઈબીજે હું ને મારાં પત્ની એમને મળવા ગયાં હતાં ત્યારે એમણે મારે ત્યાં જમવા આવવાનું વચન આપ્યું હતું. અમે તો એમના આ માટેના દિવસની પ્રતીક્ષા કરતાં હતાં....

એમના નિધનના સમાચાર સાંભળતાંવેંત જ સખત આઘાત લાગ્યો. ત્યાં જ યોસેફ મેકવાનનો ફોન આવ્યો એમની અંતિમયાત્રાના પ્રસંગે ઉપસ્થિત રહેવા માટે ફાધર વર્ગીસ પોલની ગાડી લઈ એ આવે છે તેવું તેમણે જણાવ્યું... રમણભાઈ મારા વડીલ સ્વજન હતા, ગુરુ હતા. અરથી નીકળી ત્યારે મેં વંદન કર્યાં - એક સાહિત્ય મરમીને, મને સાહિત્ય દીક્ષા દેનાર સ્વજનને, સજળ આંખે...

એમની સાથેનો મારો પરિચય ૪૯ વર્ષનો, ૧૯૫૯માં એ સર એલ.એ.શાહ લૉ કૉલેજના આર્ટ્સ વિભાગમાં વ્યાખ્યાતા તરીકે જોડાયા ત્યારનો. આચાર્ય પંડિત સાહેબે એમનો પરિચય કરાવ્યો. એમણે મધુર સ્મિતવેરી હસ્તધૂનન કર્યું. આમ પ્રથમ દિવસથી જ અમારો નક્કર સંબંધ બંધાયો. અમે જ્યારે જ્યારે મળતા ત્યારે એમનું એ સ્મિત હંમેશ મુજબનું સહજ વેરાતું... એમનું એ સ્મિત મારું આગવું સંભારણું છે.

હું એમની વિદ્વત્તાથી પરિચિત હતો એટલે વિભાગીય અધ્યક્ષ હોવા છતાં મેં અધ્યક્ષીય વર્તન એમની સાથે ન રાખ્યું કારણ કે મને એક પંડિત સાથી મળ્યા હતા. એક વર્ગમાં એ એમ્બર ક્રોમ્બી ભણાવતા અને એવી સરળતાથી જટિલતાને અભિવ્યક્ત કરતા કે વિદ્યાર્થીઓ પ્રસન્ન પ્રસન્ન થઈ જતા... આ લખવાનું કારણ એ જ છે કે મારો એવો પણ અનુભવ છે કે કેટલાક વ્યાખ્યાતાઓથી વિદ્યાર્થીઓ અપ્રસન્ન થતા ને મને ફરિયાદ કરતા. આવા અધ્યાપકો જે ભણાવતા તેનું પુનરાવર્તન ક્યારેક મારે કરવું પડતું.

પણ અહીં તો મારે મારા અંગત અનુભવો જ સંક્ષિપ્તમાં કહેવા છે.

મને સાહિત્યદીક્ષા આપનાર રમણભાઈ. એ અધ્યાપક હતા ત્યારે મુક્ત તાસમાં (Free Period) અમે કૉલેજના ચોકમાં હોઈએ. હું મારું કશુંક સાહિત્ય સર્જન વાંચું અને એમનાં સક્રિય સૂચનો પ્રાપ્ત થાય. મારા સર્જનને ઓપ મળે. આમ તો અધ્યાપકો તરીકે અધ્યાપકીય વાતો જ અમે કરી હોત પણ એમને મારી સર્જન-પ્રક્રિયામાં રસ હતો ને એ મારું સદ્‌ભાગ્ય હતું. મારા હરમાન હેસના 'સિદ્ધાર્થ'ના અનુવાદને ગુજરાત સાહિત્ય અકાદમીનું પારિતોષિક મળ્યું. પારિતોષિક મળ્યા પછી એ જ પારિતોષિકદાતા હતા એવું જાણ્યું ત્યારે મેં ફોન કરી કહ્યું. 'રમણભાઈ તમે પક્ષપાત કર્યો.' એમણે હસીને પ્રત્યુત્તર આપ્યો. 'જે ઉત્તમ હોય તે પ્રત્યનો પક્ષપાત એટલે પ્રભુપ્રેમ.'

વર્ષમાં એકવાર અમે એકમેકને ઘરે મળતા. અમસ્થા જ. હું આ એટલા માટે લખું છું કે રવીન્દ્ર ઠાકોરને ડોક્ટર રવીન્દ્ર ઠાકોર બનાવનાર રમણભાઈ જ. એ હતા યુનિવર્સિટીમાં, એમના હાથ નીચે અનેક વિદ્યાર્થીઓ પીએચ.ડી. કરતા હતા મને તેનો મોહ નહોતો. મારી સાથેના એક જૂનિયર વ્યાખ્યાતાને તે ડીગ્રી માટે અભ્યાસ કરવો હતો. એકવાર એ ઘરે આવ્યા ત્યારે મેં કહ્યું, 'રમણભાઈ તમે મારા જૂનિયર વ્યાખ્યાતાને પીએચ.ડી. કરાવશો ?'

ઉત્તર મળ્યો, 'તમે જ કરો ને. તમારે જરૂર નથી પણ તે બહાને અભ્યાસ વધશે...'

પત્ની પ્રસન્ન. હું આ વાતમાંથી છટકી ન શકું તેવો રમણભાઈએ આગ્રહ કર્યો. મને એમના વિદ્યાર્થી તરીકે નોંધ્યો અને મુનશીનાં નાટકો અંગેનો વિષય પણ આપી દીધો.

હું પ્રકરણો લખીને એમને આપતો ગયો...

મારા અંગત પરિચયમાં લાડુ અને રમણભાઈ એક સાથે જોડાયેલાં છે. પ્રત્યેક વર્ષે જ્યારે એ મારે ઘેર આવે ત્યારે પત્ની એમને જમવાનો આગ્રહ કરે પણ એ વાયદા કરે. એ કહે 'જમું તો ખરો પણ

મને ગમતું ભોજન.' પત્ની સંમત થાય તોય ભોજન ટળતું હતું.

ગયે વર્ષે એ સંમત થયા કહે, 'હું આવવાનો જમવા. લાડુ મને બહુ ભાવે છે. હમણાં તે આસ્વાદવાનું નિયંત્રણ છે, પણ તમારુ નિમંત્રણ પણ છે એટલે બનાવો.'

એમની આ રુચિ અજાણી હતી પણ પત્નીએ તે સંતોષવાની જવાબદારી લીધી એમણે ભોજન કરતાં એ પ્રિય વાનગીનો આનંદ માણ્યો.

ગઈ ભાઈબીજે અમે એમને ઘેર ગયાં. અભિનંદનોની આપ લે થઈ. બેઠાં. હવે ચાલીને ફરવા જતા નહોતા- સ્વાસ્થ્યને કારણે, એમણે જણાવ્યું. ત્યાં જ પત્નીએ કહ્યું, 'પાછા આવો લાડુ ખાવા.'

'ચોક્કસ જરૂર આવીશ.'

પણ એ તો એમનો વાયદો જ રહ્યો.

આ તો અંગત વાતો. એમની વિદ્વત્તાભરી સાહિત્ય પ્રવૃત્તિ અંગે લખી શકાય. પણ ના, અંતરમાં વસે છે એમનો ચિરંજીવ, પ્રેમમય સહવાસ અને સતતનું મધુરું સ્મિત. આજે પણ તે સહવાસ અને સ્મિતને વંદી રહું છું.

★

## ...એ પ્રેમાળ, આત્મીય સ્વર.....

**ડો. સુધીર વી. શાહ**

શ્રી રમણલાલ જોશી ગુજરાતી સાહિત્યના સન્માનનીય સુજ્ઞ સાક્ષર તો હતા જ, પરંતુ મારે માટે એક શ્રદ્ધાવાન દર્દી પણ હતા. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેમની શારીરિક સારવારમાં નિમિત્ત બનવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. જ્યારે જ્યારે કોઈ પણ શંકા હોય ત્યારે ગમે તે સમયે મને પ્રેમથી, હકપૂર્વક ફોનથી પૂછી લેતા કે દવાખાને મળવા આવી જતા.

આમ તો હું તેમને વહાલથી દાદાજી કહેતો, અને તેઓ પણ મને એવો જ વહાલભર્યો પ્રતિભાવ આપતા હતા. જ્યારે પણ મળવા આવે ત્યારે ખૂબ આત્મીયતાથી ઘરના બધા સભ્યોના ખબર-અંતર પૂછે. મને સાહિત્યમાં રુચિ હોવાની ખબર હોવાથી સાહિત્યક્ષેત્રની અવનવી વાતો પણ કરતા. ક્યારેક પ્રેમથી ઘેર જમવા આવવા માટેનું નિમંત્રણ પણ માંગી લે અને આવે પણ ખરા ! અમારા અંગત પ્રસંગોમાં પણ અચૂક હાજરી આપે.

તેમના સંપાદન હેઠળનું 'ઉદ્દેશ' હું નિયમિત વાંચતો. અસ્વસ્થ તબિયત હોવા છતાં પણ તેમનાં સંપાદકીય લખાણો ખૂબ મનનીય લાગતાં. 'ઉદ્દેશ'ના અન્ય લેખો પણ રસપ્રદ, માહિતીસભર, કાળજીપૂર્વક ચૂંટેલાં સુગંધી ફૂલો જેવા રહેતા. કદાચ મારા પરના પ્રેમને કારણે જ 'ઉદ્દેશ' માટે મારી પાસે રિસર્ચને લગતો એક લેખ પણ તેમણે લખાવેલો.

એમની સાથેની વાતોમાં શ્રીકૃષ્ણપ્રેમનો સાક્ષાત્કાર થતો. પ્રેમાળ-નિખાલસ-સરળ અને આનંદી વ્યક્તિને ઈશ્વરથી છેટું કેવી રીતે હોઈ શકે ?

...છેલ્લે પ્રોસ્ટેટની બીમારી માટે સ્ટર્લિંગ હોસ્પિટલમાં યુરોલૉજિસ્ટ પાસે ઑપરેશન માટે દાખલ થયા, અને આત્મબળથી સ્વસ્થ પણ થયા. ફરી પાછા બીમાર થયા. ખૂબ કમજોર થઈ ગયા હતા, ત્યારે તાત્કાલિક સારવારની જરૂર લાગવાથી મારી અગત વિનંતીને માન આપી ફરી દાખલ થયા. બે- ત્રણ દિવસમાં હું રજા આપી દઈશ, એવી શરતથી મને બાંધી લીધો. રોજ પ્રેમપૂર્વક તેમને સમજાવી સારવાર કરી. તેઓ થોડા સ્વસ્થ પણ થયા. પણ એ બુઝાતા દીવડાનો અંતિમ ઝબકારો હશે ! મેં એમને રજા આપી. ઘેર ગયા બાદ થોડા દિવસ અચાનક હૃદય-શ્વાસની નવી તકલીફ ઊભી થઈ. થોડા સમયમાં જ તેમના અવસાનના સમાચાર સાંભળી હૃદય પળવાર ધબકારો ચૂકી ગયું. તેમનો પ્રેમાળ આત્મીય સ્વર હવે તો ક્યારેય સાંભળવા નહીં મળે, એનો સંતાપ સતાવે છે...

★

# પૂર્વગ્રહોની પાર જોવાની દૃષ્ટિ

**રમેશ ત્રિવેદી**

શ્રી મોહનલાલ પટેલ સાહિત્યવર્તુળ, કડીના ઉપક્રમે યોજાયેલ સર્જક સન્માન સમારંભમાં છેલ્લે કદાચ તેમને મળવાનું થયેલું. મનનીય પ્રવચન આપેલું. સૌની સાથે ખૂબ જ આત્મીયતાથી મળીને સાહિત્યિક સંગોષ્ઠિ કરેલી. ઉંમરના વિવેચકત્વના-બધા જ અંચળા બાજુ પર મૂકી વ્યક્તિ ને વ્યક્તિ તરીકે તેઓ મળતા. એમનું પારદર્શી વ્યક્તિત્વ નિર્દંભ અને કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વિનાનું વિરલ વ્યક્તિત્વ ! બીજા એક પ્રસંગે એમને મળવાનું થયું ત્યારે મેં સસંકોચ પૂછેલું : "'ઉદ્દેશ' માટે લઘુકથા મોકલું ?" ત્યારે લઘુકથાના સ્વરૂપ અંગે કદાચ એ એટલા સ્પષ્ટ ન હતા. થોડીકવાર વિચારીને કહે "તમારી સર્જન પ્રવૃત્તિથી વાકેફ છું. જરૂર મોકલશો." ત્યારપછી મારી પાંચેક લઘુકથાઓ ને કેટલીક ટૂંકીવાર્તાઓ 'ઉદ્દેશ'ના કેટલાક વાર્તા-વિશેષાંકોમાં પ્રગટ કર્યાનું સ્મરણ છે. લઘુકથાના સ્વરૂપ અંગે એ વખતે તેઓ સાશંક જરૂર હતા પણ એમનાં બારણાં બંધ ન હતાં. મારી 'સર્જન પ્રવૃત્તિથી વાકેફ હતા' એટલે એમણે પોતાની માન્યતા કોરાણે મૂકી તંત્રી તરીકે કૃતિલક્ષી અભિગમ અપનાવ્યો-પૂર્ણપૂર્વગ્રહ રહિત ! આ વાત કરતાં એક અંગત પ્રસંગ પણ યાદ આવે છે. વર્ષો પહેલાં ૧૯૭૬માં કડીની આર્ટ્સ એન્ડ કૉમર્સ કૉલેજમાં પાર્ટ-ટાઈમ લેક્ચરરની જગા માટે મેં ઈન્ટરવ્યૂ આપેલો. યુનિવર્સિટી એક્સપર્ટ તરીકે તેઓ આવેલા. એ કાર્યવહી પૂરી થયા પછી અમે સૌ મિત્રો એટલે કે ડૉ. કાન્તિ રામી, ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ, રામજીભાઈ કડિયા, ભગવત સુથાર, દિલીપ રોય વગેરે રમણભાઈની સાથે સર્વવિદ્યાલયના આચાર્ય અને ઉત્તમ સાહિત્યકાર શ્રી મોહનલાલને મળવા ગયેલા ત્યારે બધાંની સાથે મને વરણી થયા બદલ અભિનંદન તો આપ્યાં જ પણ પછી નીકળતાં બાજુમાં બોલાવી સૂચન પણ કર્યું કે "મારે આ તક સ્વીકારવી જ અને ક્યાંક કશોક પૂર્વગ્રહ હોય તો મારી કાર્યનિષ્ઠાથી એ દૂર કરવો..." આ વાતની પૂર્તિરૂપે પાછળથી યાદ રાખીને એમણે મને એક પત્ર પણ પહોંચાડેલો... એમની એ વાત મારી કારકિર્દીના ઘડતરમાં ખૂબ કામ આવી. પૂર્વગ્રહોની પાર જોવાની અને જવાની એમની દૃષ્ટિ સદૈવ સ્મરણીય રહેશે.

☆



શ્રી પ્રમુખ સ્વામી આર્ટ્સ એન્ડ સાયન્સ કોલેજ કડી સર્વ વિદ્યાલય શૈક્ષણિક સંકુલમાં 'સર્જક સન્માન' (૧૯૯૮) પ્રસંગે બેઠેલાઓમાં (ડાબી બાજુથી) શ્રી રતિલાલ સાં. નાયક, શ્રી રામજીભાઈ કડિયા, શ્રી યશવંત કડીકર, શ્રી મોહનલાલ પટેલ, શ્રી પ્રસાદ બ્રહ્મભટ્ટ સાથે ઊભી હરોળમાં સર્વશ્રી ભગવત સુથાર, દિલીપ રોય, નટવર પટેલ, રમેશ ત્રિવેદી, દેવચંદ યોગી અને સોમાભાઈ પટેલ.

આદરણીય શ્રી રમણલાલ જોશીના નિધન વિશે જાણીને દુઃખ થયું... લખતી થઈ ત્યારથી એમની સાથે નાતો... એલાવ....ના લહેકાથી ફોન કરે ને કોણ બોલે છે ? એવો કોયડો ફેંકે એટલે આ રમણલાલ જોશી જ છે એવું ઓળખવું અઘરું નહોતું પડતું. મારા અતિ લાંબા કહી શકાય એવા લેખ એમણે જરાય કચવાટ વગર છાપ્યા છે.

સૂરત, ૧૨-૯-૨૦૦૬ શરીફા વીજળીવાળા

★

ઘડીમાં ભૂતકાળનાં એ પ્રતિબિંબો આંખે ઝિલાયા. મુ.શ્રી. રમણલાલ જોશીના નામ આગળ સ્વ. લખતાં કલમ ચાલતી નથી, અટકી જાય છે.

મોટા ગજાના શિક્ષણવિદ્ - સાહિત્યકારશ્રી રમણલાલ જોશી આમ તો મારા જ તળ પ્રદેશ / ઇલાકાના વતની : ગામ : વડનગર. પણ વરસોથી શબ્દના તપસ્વી ઋષિ બનીને ઊભરેલા અમદાવાદમા. મારી સૌપ્રથમ ઓળખ ૧૯૯૪માં 'ગોરંભો' - ગઝલસગ્રહ ગાંધીનગરમાં છપાતો હતો ત્યારે મુ. શ્રી રાધેશ્યામ શર્મા મારફત થઈ. કામમાં વ્યસ્ત હોવા છતા 'ગોરંભો'ની પ્રસ્તાવના લખવાનુ સ્વીકાર્યું. ૨, અચલાયતનમાં અમને પૂરી પ્રસન્નતાથી આવકાર્યા—બેસાડ્યા—બિરદાવ્યા ત્યારે હું આશ્ચર્યમાં ગરકાવ થઈ જોઈ રહ્યો. હવે એ પ્રેમાળ મૂર્તિ ક્યાં જોવા મળશે ? પ્રસ્તાવના તો લખી પણ 'રંગતરંગ'માં 'આ પુસ્તક તમે જોયું ?' વિભાગમાં પણ મારા ફોટા સાથે મારી કેફિયત લખી. એમણે તો મારા પરિચયની આખી નદી વાળીને સૌ કોઈને ભીંજાવા દીધા. હું પણ કેટલો બધો તરબોળ થયો હોઈશ ! ૧૯૯૪ની સાલમા મારા પ્રથમ ગઝલસગ્રહને 'ગિરાગુર્જરી એવોર્ડ' મુંબઈની કલા ગુર્જરી સંસ્થા દ્વારા એનાયત થવાની જાહેરાત થઈ ત્યારે તેઓએ સામેથી પત્ર લખી જણાવેલું કે તમે એવોર્ડ સ્વીકારવા મુંબઈ આવ્યા હોત તો કેવો સુયોગ સધાત ! પુસ્તકની પ્રસ્તાવના મેં લખી અને મારા હાથે એવોર્ડ એનાયત થાત. અન્ય લેખકો/કવિઓની પણ ઓળખ થાત. પણ હું મુંબઈ સ્વખર્ચે જઈ શકું એવા સંજોગો ન હતા. મારા વિશે પૃચ્છા કર્યા કરે, ચિંતિત રહે. કેમ ચાલે છે ? પત્રના પૂરથી મને તાજા ફૂલ જેવું ખીલવી દે. અડધું દુઃખ તો આવા સાહિત્યકારોના પત્રોની હૂંફથી કપાતું છાતીમાં સણકા ઊપડતા બંધ થયેલા અનુભવ્યા છે - શબ્દસાન્નિધ્યથી. હું જ જાણે કેદ છું વરસોથી મારામાં. એમની ઉદારતા કવિઓ પ્રત્યે અપાર હતી. રૂબરૂ બે-ત્રણ વખત મળાયું છે. ઘરમાં જોતાં પણ હળવા ફૂલ ફરે/હરે/રહે.

મુ.શ્રી રમણલાલ જોશી દર વર્ષે પોસ્ટકાર્ડમાં પોતાના જ ઊજળા હસ્તાક્ષરથી શુભ દિવાળીની શુભેચ્છાઓ સાચ્ચા ઉમળકાથી પાઠવે. આ દિવાળીએ નૂતન વર્ષની શુભેચ્છાઓ કોણ લખશે ? આ વખતે એમના જૂના પત્રો ફરી ફરી વાંચીને...

વાવડી (ગઢ) મનીષ પરમાર
તા. ૧૪-૯-૨૦૦૬

★

મારો તેમની સાથેનો પરિચય ૧૯૯૧માં થયો હતો. આમ તો હું મહેસાણા જિલ્લાના જોટાણા પાસેના સાંથલ ગામનો વતની છુ. નાગર છુ. ત્યાં નગરોની વસ્તી ઘટી જવાથી ૧૯૫૨માં અમે વિસનગર મુકામે સ્થળાતર કર્યું અને ત્યાં હાઈસ્કૂલ અને કૉલેજનું શિક્ષણ પ્રાપ્ત કર્યું. વિસનગરમાં સાહિત્યિક માહોલ પહેલેથી જ છે. તે વખતે ૧૯૫૨ થી ૧૯૬૦ના સમયગાળામાં એમ.એન.કૉલેજમા કવિશ્રી હસિત બૂચ હતા. તેઓ અવારનવાર કવિતાપઠનના કાર્યક્રમો યોજતા. એ સમયમાં કવિતા જાગૃત થયાનુ યાદ છે. ઉદ્યોગખાતામાં, ત્યાર પછી જોડાયો અને અનેક જગાએ બદલીઓ થઈ પણ કવિતા ચાલુ રહી ! મારી બદલી અમદાવાદ થઈ ત્યારે કવિશ્રી વિશ્વરથનો સંપર્ક થતાં તેમણે મને આ રચનાઓ સંગ્રહસ્થ કરવા પ્રોત્સાહન આપ્યું. પણ એ થાય એ પહેલાં એમનું અવસાન થયું.

વિસનગરમાં પ્રિન્સીપાલ શ્રી જિતેન્દ્રભાઈ દવેનો સંપર્ક થયો ને પછી એમના સુંદર આમુખ સાથે ૧૯૯૨માં મારો પ્રથમ કાવ્યસંગ્રહ "લીલીછમ વેદના" પ્રગટ થયો...

આ 'લીલીછમ વેદના' લઈ હું શ્રી રમણલાલ જોશીને મળ્યો. તેમણે મને સાવ નવા નિશાળિયાને સારી રીતે આવકાર્યો. પ્રોત્સાહન આપ્યું અને પછી તો 'રંગતરંગ'માં "આ પુસ્તક તમે જોયું' કતારમાં સરસ સમીક્ષા પણ કરી. આ પછી અમારો સંપર્ક ચાલુ રહ્યો. ગુજરાત સાહિત્ય અકાદમીની સહાયથી મારા છ બાળકાવ્યસંગ્રહો પ્રગટ થયા તે આપવા તેમની પાસે ગયેલો ત્યારે મારી પ્રગતિથી ખૂબ રાજી થયેલા. ઈ.સ. ૨૦૦૪માં રન્નાદે પ્રકાશનં દ્વારા પ્રગટ થયેલ મારો ગઝલ સંગ્રહ "રણમાં તરાપો" જોઈ તેમને અતિશય આનંદ થયેલો. મેં ગીતો લખવાં શરૂ કર્યાં અને 'ઉદ્દેશ'માં કેટલાંક પ્રકાશિત પણ થયાં. તા. ૨૭-૫-૧૯૯૪ના રોજ મારો એકનો એક દીકરો ડૉ. મેહુલ ભટ્ટ M.D. વાયરસ ઈન્ફેક્શનથી Comaમાં જતાં બીમારીની અવસ્થામાં સપડાયો. પુષ્કળ ઈલાજો કરવા છતાં નાઈલાજ. અમારું કુટુંબ ઝંઝાવાતમાં સપડાયું છે. આ બધી બાબતોથી પણ શ્રી રમણભાઈ માહિતગાર. અવારનવાર ફોનથી સમાચાર પૂછે. શ્રીકૃષ્ણ ઉપર આધાર રાખવા કહેતા. એમણે અમારા કુટુંબ માટે પ્રાર્થના પણ કરી છે. આવા સહૃદય સાહિત્યકારનું હવે ન હોવું સતાવે છે. ક્યારેક મૂંઝવણમાં તેમની સાથે વાત કરવા ફોન તરફ હાથ તો લંબાય છે પણ....

તા. ૨૨-૧૦-૨૦૦૬ **જગદીશ ધનેશ્વર ભટ્ટ**

☆

સતત સત્તર વર્ષ પર્યંત નિયમિત પ્રકાશિત થતા રહેલા 'ઉદ્દેશ'ના ૧૯૪ અંકોમાં ડૉ. જોશી સાહેબનો શ્વાસ ધબકતો હોવાનું ભાવક આજે પણ અનુભવે છે. 'ઉદ્દેશ' માટે મેં સહુ પ્રથમ વખત અમારા જૂનાગઢના કવિ શ્રી શ્યામ સાધુના અવસાન પ્રસંગે એક શ્રદ્ધાંજલિ કાવ્ય ફેબ્રુઆરી ૨૦૦૨માં મોકલાવ્યું હતું. ૧૫ માર્ચ ૨૦૦૨ના રોજ સાંજ પછી એમનો ફોન આવ્યો : 'માર્ચના અંકમાં પ્રગટ કર્યું છે. અંક અને ઓફ પ્રિન્ટ્સ પોસ્ટથી રવાના કર્યાં છે.' એક તંત્રી તરીકેની આવી ચીવટ અને ચોક્સાઈ સ્પર્શી ગઈ. પછી વિકસિત થયેલા એ સંબંધમાં મેં મારાં પુષ્ટિપદ્યરચનાઓનાં પુસ્તકો એમને મોકલાવ્યાં. એમણે એ જોયાં અને 'જનસત્તા' દૈનિકની એમની કટારમાં સમીક્ષા પણ કરી. પુષ્ટિસાહિત્યની મારી પદ્યરચનાઓ વાંચી એમણે પ્રસન્નતા વ્યક્ત કરતાં કહેલું કે એમને પણ શ્રીકૃષ્ણની પ્રેમલક્ષણાભક્તિમાં શ્રદ્ધા છે. મારી આવી રચનાઓને એમણે 'ઉદ્દેશ'માં સ્થાન આપેલું. ગીતાજયંતી પ્રસંગે અને શરદપૂર્ણિમાએ લખેલાં મારાં કાવ્યો તો 'ઉદ્દેશ'નાં ઉઘડતાં પૃષ્ઠો પર ચમકેલાં... નવેમ્બર ૨૦૦૩માં દૂરદર્શનની અમદાવાદની ગુજરાતી ચેનલ ડીડી-ઇલેવન પર 'સુપ્રભાત ગુજરાત'માં મારી મુલાકાત પ્રસારિત થવાની હતી. ડૉ. જોશીસાહેબને પણ લખેલું. યાદ રાખીને એ કાર્યક્રમ એમણે પૂરેપૂરો જોયો અને એ પછી જૂનાગઢ ફોન કરી સાહિત્યસર્જનની મારી વિભાવના વિશે પ્રસન્નતાપૂર્વકનો પ્રતિભાવ પણ આપ્યો. આવા સાક્ષરવર્ય વિવેચકની લાગણી સદૈવ સ્પર્શી જતી... એમને શ્રદ્ધાંજલિ સ્વરૂપે આ કાવ્ય મેં તા. ૧૪ સપ્ટેમ્બરના રોજ લખેલું :

> વૃદ્ધત્વમાં ચિર યુવાસમ સ્ફૂર્તિ સાથે
> સાહિત્યની સતત સંસ્મૃતિમાં રહ્યા જે
> 'ઉદ્દેશ'શી મધુર માસિક પત્રિકાનું
> રૂડું પ્રકાશન સુ-સત્તર વર્ષ કીધું
> એંસી વયે અવનિથી અવ સ્વર્ગલોકે
> તંત્રીશ્રી એ રમણભાઈ સિધાવિયા–
>
> સાહિત્યકાર કવિ લેખક સૌ સદાયે
> શબ્દસ્થ હ્યાં અમર એ નિજ લેખને છે
> વિદ્વત્વર્ય 'ગુરુણાં ગુરુ' જોશીજીને
> સૌ લાગણીસભર યાદ તાજી કરીને
> ગાંધી જયંત 'કુસુમાયુધ' આ જ વંદે
> સાહિત્યના સુભગ એ મર્મજ્ઞશ્રીને
> 'ઉદ્દેશ' માસિક પ્રકાશન નિત્યથી એ
> ભાવાંજલિ શુચિ હશે અવ 'જોશીજી'ને.

૫-૧૧-૦૬, રવિવાર **જયંત જી. ગાંધી**
કાર્તિકી પૂર્ણિમા : ૨૦૬૩ 'કુસુમાયુધ'

ડૉ. રમણલાલ જોશી સતાં સદ્ભિઃ સંગઃ ..... ।

જીવનના કેટલાય બનાવો જ્યારે બનતા હોય ત્યારે તેનું સાચું મૂલ્ય આપણે જાણતા નથી. કાળક્રમે સમજાય કે તે દિવસે જે વ્યક્તિ સાથે આપણો પ્રસંગ પડ્યો તે આપણે માટે કેટલો કલ્યાણકારી કે ક્લિષ્ટ હતો.

બનતાં સુધી ૧૯૭૫-૭૬માં દેશની અગ્રગણ્ય ઉત્પાદક સંસ્થામાંની નેશનલ રેયૉન નામની સંસ્થાના મુંબઈ-પુના રેલગાડીના કલ્યાણ નામના શહેરમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું કંઈક સંમેલન ભરાયું હતું.મારાં પત્ની ચન્દા રાવળ અને હું અમેરિકામાં થોડાં વર્ષ ગાળી ભારત પાછાં આવ્યાં હતાં. તે વખતે નેશનલ રેયૉનના મુખ્ય પ્રશાસક (Chief Executive) તરીકે મેં ત્રણ વર્ષના કરારથી જવાબદારી સ્વીકારી હતી. અમારી સંસ્થાના મહેમાન તરીકે કલ્યાણ નગરમાં જ સંમેલન ગોઠવાયું હતું. તે વખતે મારા કાર્યભારમાં મશગુલ હોવાથી ડૉ. રમણલાલ જોશી જેવા એક ઉત્તમ સાહિત્યકાર અને વિચક્ષણ વિવેચક સાથેનું મારુ મિલન ઔપચારિક હતુ પણ ચન્દાના લેખો, કાવ્યો, વાર્તાઓ, નાટકો વગેરે વર્ષોથી જુદાંજુદાં સામયિકોમાં પ્રસિદ્ધ થતાં હતાં અને તેમને સાહિત્યકર્મમાં નિતાંત રસ હતો. રસ તો મને પણ હતો કારણ કે સાત વર્ષની વયથી પિતા પાસેથી સસ્કૃત ભાષાનો પરિચય પામ્યો હતો અને ગુજરાતી-અંગ્રેજી વાચન, લેખન અને પ્રવચન જુદી જુદી રીતે ચાલુ હતાં. છતા, ચન્દા જેટલો સંયમ અને શક્તિ સાહિત્ય પાછળ ખર્ચી શકતો નહિ. નેશનલ રેયૉન પહેલાં ભારતીય પ્રશાસન સેવા (IAS) માં અને પાછળથી ખાનગી ક્ષેત્રે જવાબદારી ભર્યાં સ્થાનોને લીધે અનિવાર્ય જેટલી જ સાહિત્ય સેવા શક્ય હતી. ચન્દાનો સ્વાભાવિક વ્યવસાય અને રસ સાહિત્યમાં જ હોઈ અમારે ઘણા સાક્ષરો સાથે પરિચય થયો હતો. એમાં ખ્યાતનામ મહાનુભાવો ઝવેરચંદ મેઘાણી, ચચી મહેતા, મોહનલાલ મહેતા (સોપાન), ઉમાશંકર જોશી, મનુભાઈ પંચોળી, રાજેન્દ્ર શાહ, યશવંત શુક્લ, ધીરુબહેન પટેલ, પ્રીતિ સેનગુપ્તા, રજનીકુમાર પંડ્યા, રાજેન્દ્ર મોદી, મહેન્દ્ર મેઘાણી, ગીતા પરીખ, ભોળાભાઈ પટેલ, બકુલ ત્રિપાઠી, વિનોદ અધ્વર્યુ વગેરે અનેક સાહિત્યકારોના પ્રસંગમાં આવવાનું બન્યું હતું. તે સૌમાં રમણભાઈ જોશી સાથે અમારો નાતો જીવનભર અકબંધ રહ્યો. સમીક્ષક હોવાને કારણે રમણભાઈએ ચન્દાના એક કાવ્યસંગ્રહના લોકાર્પણનું અધ્યક્ષપદ શોભાવ્યું હતું અને ચારે કાવ્યસંગ્રહોનું અવલોકન પણ  કર્યું હતુ. ચન્દાના કાવ્યલેખનમાં ગીતા પરીખ,ધીરુભાઈ પરીખ અને રમણભાઈ જોશીનું અનન્ય માર્ગદર્શન અને પ્રોત્સાહન ઘણાં ઉપકારક હતાં. તે સૌમા રમણભાઈનુ યોગદાન મૂર્ધન્યસ્થાન ધરાવતું હતું. મારા જેવા અલેખકને લેખક બનાવવામાં પણ રમણભાઈનો ફાળો અત્યંત મૂલ્યવાન અને રસપ્રદ હતો.

૧૯૯૧ના જૂન માસમાં મેં સૌરાષ્ટ્રના પ્રથમ મુખ્યમંત્રી, ગાંધીજીના સન્નિષ્ઠ અનુયાયી અને લોકાદરથી સંતનુ પદ પામેલા ઉછંગરાય નવલશંકર ઢેબર, લોકલાડીલા 'ઢેબરભાઈ'ની જીવનકથા લખવાનો ઉપક્રમ હાથ ધર્યો હતો. જીવનચરિત્ર લખવાની કોઈ આવડત મને કારગત ન હતી એટલે હું ત્રણ સાહિત્યકારોને એક પછી એક મળ્યો. ભોળાભાઈ પટેલ, બકુલભાઈ ત્રિપાઠી અને રમણલાલ જોશી. ભોળાભાઈએ એક આંગ્લ લેખકના જીવનચરિત્ર પરનાં ચાર વ્યાખ્યાનોનુ પુસ્તક અને કૃષ્ણ કૃપલાણીનુ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનુ જીવનચરિત્ર વાચવાની સલાહ આપી. બકુલભાઈએ પણ ચરિત્રલેખન ઉપર સારુ એવું માર્ગદર્શન આપ્યું પણ મેં જ્યારે રમણભાઈને કહ્યું કે સૂંઠને ગાંગડે હું ગાધી થવા માગતો હોઈ હું કંઈ લેખક નથી કે ઢેબરભાઈનુ જીવનચરિત્ર લખી શકું. તેમના અમર શબ્દો આજીવન ભૂલી નહિ શકું. રમણભાઈએ કહ્યું, "જે લખે તે લેખક" આ ચાર શબ્દોએ લેખનપ્રવૃત્તિમાં મને સાદ્યંત પ્રવૃત્ત કર્યો  રમણભાઈનું ઋણ હું કદાપિ પૂરું કરી શકવાનો નથી  ત્યાર પછી જ્યારે પણ, જે કઈ લખવાની હુ વાત કરું ત્યારે રમણભાઈ "લખો" અને "મોકલો" એ બે શબ્દપ્રયોગથી મને પ્રોત્સાહિત કરતા જ રહ્યા.

રમણભાઈની સાહિત્યસેવાનું સંપૂર્ણ વર્ણન કરવાની મારી આવડત કે શક્તિ નથી પણ એમના જેવા સાહિત્યકાર અને વિશેષે વિવેચક ગુજરાતી સાહિત્યમાં યુગો સુધી પેદા થશે નહિ તે વિષે કોઈ સંદેહ નથી. મારાં સ્વર્ગસ્થ પત્ની ચન્દા રાવલ અને

મારા પોતાના વતી ડૉ.રમણલાલ જોશીને અમારી નમ્ર સ્મરણાંજલિ ભાવપૂર્વક અર્પું છું. नाऽस्तियेषां यशः काये जरामरणजं मयम् એવા રમણભાઈ ગુજરાતી સાહિત્યમાં અક્ષરદેહે અમર રહેશે.

**મનુ રાવળ**

☆

"સ્વ. મધુભાઈ પ્રા. ભટ્ટ દ્વારા અમને તેમનો પરિચય થયો. જેમની વાર્તાઓના રૂપવિધાન પર પીએચ.ડી. કર્યું એ પદ્મશ્રી ગુલાબદાસ બ્રોકર પણ હમણાં જ ગયા. અમે નખત્રાણા અને તેઓ અમદાવાદ, ૪૦૦ કિ.મી.નું અંતર તેથી ઘણીવાર પત્રથી, ફોનથી તેમણે માર્ગદર્શન આપેલું. ૧૯૯૬માં રજિસ્ટ્રેશન થયેલું. ત્યાર પછીનાં લગભગ બધાં વેકેશનોમાં અમદાવાદ જતા ત્યારે અમારી સાથે જે સમય ગાળતા તે અવિસ્મરણીય હતો. શ્રી બ્રોકર સાહેબની મુલાકાત મારે લેવી જ એવી એમની આજ્ઞા ખૂબ ઉપયોગી નીવડી છે.

સુગમ સંગીતના સુજ્ઞ શ્રોતા ડૉ. જોશીસાહેબ પાસે જઈએ ત્યારે અનુપમ શેઠ, પુરુષોત્તમ ઉપાધ્યાય, સોલી કાપડિયા, રાસબિહારી દેસાઈ, રાજેન્દ્ર મહેતાની કેસેટો પરથી ગઝલો-ગીતો રેલાતાં હોય. 'એક કાગળ લખીએ હરિવરને...' આ ગીત એમને અત્યંત પ્રિય હતું.

'ઉદ્દેશ' તેમનું હૃદય હતું અને રહેશે. એમાં આવતું ઉચ્ચકોટિનું સાહિત્યચિંતન, મનન, વિવેચન- સૌ વાચકોને ખ્યાલ છે કે તેની વાચનસામગ્રી કેટલી ઉત્કૃષ્ટ હતી. છેલ્લાં બે'ક વર્ષથી તેમની કૃષ્ણપ્રીતિ ઉત્કટ બની હતી. કેમકે સંપાદકની સંવેદનારૂપે 'સર્વભાષા સરસ્વતી'ના પ્રથમ પાને છેલ્લાં બે'ક વર્ષોના લેખોમાં તેઓ જાણે તેમના લેખન ટેબલ પર બિરાજતા બંસીધર સાથે વાત કરતા હોય એવું લાગ્યા કરતું."

નખત્રાણા **ડો. મંજુલાબેન ભટ્ટ**
તા. ૧૧-૯-૨૦૦૬ **ડો. રમેશ ભટ્ટ**

☆

"ઑક્ટોબર ૨૦૦૬નો 'ઉદ્દેશ'નો અંક વાંચતાં પૃષ્ઠે પૃષ્ઠે રમણલાલભાઈની હાજરી અનુભવાતી રહી. કેટલી ચીવટથી એમણે 'ઉદ્દેશ'ની માવજત કરી અને એને સતત અજવાળતા રહ્યા. પ્રથમ અંકથી જ હું વાચક-ચાહક રહ્યો છું. મેં એ અંક વાંચીને પત્ર પાઠવેલ. તરત જ વળતી ટપાલે એમનો લાગણીસભર જવાબ મળ્યો. ત્યાર પછી તો અવારનવાર પત્રમેળાપ અને ફોન ઉપર આ સંબંધ વિકસતો ચાલ્યો. ભૂકંપમાં અમારું મકાન ધ્વસ્ત થતાં એમના લખેલ ઉષ્માભર્યા પત્રો દટાઈ ગયા જે હાથ ન આવ્યા... ભુજમાં સ્વ. મધુભાઈ ભટ્ટના પુસ્તક વિમોચનના કાર્યક્રમમાં તેઓ આવેલા. સરસ સાહિત્યિક વક્તવ્ય આપેલ. આ પછી તેમની સાથે સાહિત્યગોષ્ઠિનો કાર્યક્રમ પણ ગોઠવાયેલો. ત્યારે તેમાં મારા જેવા અદના ભાવક માટે તેમણે ઉમળકાથી ઉલ્લેખ કરી મને ભાવવિભોર કરી મૂકેલ. પછી તેમણે મને અંગત રીતે ચર્ચા કરવા માટે પણ સમય ફાળવેલ. નર્યા પ્રેમ અને ઉષ્માથી સભર એ ક્ષણો કાયમી સંભારણું બની ગઈ..."

ભુજ (કચ્છ) **બાબુલાલ ગોર**
તા. ૨૫-૧૦-૨૦૦૬

☆

'ઉદ્દેશ'ના ૧૦૦મા અંક વખતે ડૉ. જોશી સાહેબને અભિનંદન આપતો ટેલિગ્રામ કરેલો. જાણે કે ત્યારથી એમની સાથે અમારી પ્રીત બંધાણી. ત્યારપછી જેટલા અંકો પ્રગટ થયા તેટલા મહિના અમારી મૈત્રી ચાલી. હું એમના પર પત્ર લખતો તો કહેતા 'પ્રેમપત્ર મળ્યો', ફોન કરતો તો કહેતા "ૐ ક્લીં કૃષ્ણાય નમઃ" અજાયબીની વાત તો એ છે કે એક સાધારણ સમજના 'ઉદ્દેશ'ના વાચક માટે સાહિત્યનો એક ડૉક્ટર પ્રાયમરી સ્કુલમાં પાછો પ્રવેશતો. આ બાજુ આવવાનું થતાં મિત્ર ડૉ. પીયૂષ બી. વૈદ્ય અને પૌત્રી સુચિરા સાથે મટવાડ પણ આવેલા. ઐતિહાસિક દાંડી કિનારે ગયેલા. એમના મિત્ર સ્વ. લલ્લુભાઈ મકનજીનાં પત્ની રામી માસી અને ખાદીભંડારવાળાં કરુણાબેનને પણ મળેલા. પૂજ્ય બાના અવસાન વખતે અમે દક્ષિણ આફ્રિકામાં હતાં તો ત્યાં પણ તેમણે પત્ર લખેલો.

મટવાડ, તા. ૨૫-૧૦-૨૦૦૬ **- દયાળબુધી**
**લક્ષ્મીબેન દયાળ**

# મારા જૂના પાડોશી

**મહેશ દવે**

મારે રમણલાલ જોશી માટે એક જ શબ્દ વાપરવો હોય તો એ શબ્દ છે : 'પ્રશિષ્ટ'. આધુનિક સમયમાં ભૂલા પડેલા પંડિતયુગના એ માણસ હતા. એમની ભાષા અને શૈલી હળવી, પણ એ કદી હલકી બની નથી. 'રંગતરંગ' અને કેટલાંક વૃત્તપત્રોમાં એમની કૉલમ ચાલતી હતી, પણ એ કટારોમાં ક્યારેય એમણે વિવેચન કે ટીકા કરવા માટે અશિષ્ટ વિષય કે અરુચિકર પુસ્તકને સ્પર્શ કર્યો નથી કે અશોભનીય ભાષામાં લખ્યું નથી. અલબત્ત, 'સરસ્વતીચંદ્ર' પર એમનું કામ અને તેમણે કરેલો સંક્ષેપ તો પ્રશિષ્ટ છે જ.

રમણલાલ જોશી સાથે મારો પહેલો પરિચય વિશિષ્ટ રૂપે થયો. હુ અમદાવાદમાં નવો-સવો આવ્યો હતો. અત્યારે જે વિજય ચાર રસ્તા કહેવાય છે તેની તદ્દન નજીકમાં જ પ્રોફેસર્સ કૉલોનીમાં મારો ફ્લૅટ. રાતે જમીને હું થોડું ચાલવા નીકળતો અને પછી નજીકમાં જ આવેલા કામનાથ મહાદેવના આધુનિક મંદિરમાં જતો. એ મંદિરને આધુનિક એટલા માટે કહું છું કે સામાન્ય રીતે શંકર ભગવાનનું તો સાદું, કાળા કાંકરિયા પથરાઓનું દહેરું હોય, પણ આ મંદિરમાં તો ગુંબજને બદલે મોટી ચીમની જેવા આકારની મૉડર્ન આર્કિટેક્ચરવાળી ચમકદાર દીવાલ હતી, ફરસ પર લીસ્સા મજાના સુંદર ટાઇલ્સ હતા અને પ્રસાદ તરીકે ચૉકલેટ-પીપર મળતાં ! મંદિરની બહાર નાનો બગીચો હતો, બેસવાના આરામદાયક બાંકડા હતા, ચારે બાજુ ખુલ્લી મોકળાશ હતી અને અધ્યાત્મના ઊંડાણ જેવી શાંતિ હતી. દર્શન કરી હું થોડી વાર બગીચે બાંકડા પર બેસતો. એક દિવસ એક આધેડવૃદ્ધ જેવા માણસ મારી બાજુમાં આવી બેઠા. થોડી વાર પછી એમણે મને પૂછ્યું, 'ક્યાં રો'છો ?' 'પ્રોફેસર્સ કૉલોનીમાં', મેં જવાબ આપ્યો. તરત જ એમણે કહ્યું, 'ત્યારે તો મારા પડોશી. હું 'અચલાયતન'માં રહું છું.' હું બોલી ઊઠ્યો 'ઓહ, ત્યારે તો અમારા ડૉક્ટર કીર્તિકુમારની સોસાયટીમાં.' પછી તો પોતે ક્યાં રહે છે, શું કરે છે વગેરે અનેક વાતો એમણે કહેવા માંડી. મને આશ્ચર્ય થયું. અમેરિકામાં આવું બને, અજાણ્યો માણસ વાતો કરવા માંડે ને જાણે મિત્ર બની જાય. આપણે ત્યાં કોણ જાણે કેમ, બ્રિટિશરોના અક્કડ રહેવાના સંસ્થાનવાદી વારસાને કારણે હોય કે સૂક્ષ્મ અહંકારને કારણે હોય, માણસ અજાણ્યા સાથે ભાગ્યે જ ઘરોબો બાંધે. બલકે બાળકને શિખવાડવામાં આવે કે 'અજાણ્યા પાસે જવું નહીં, ચૉકલેટ-પીપર આપે તો લેવી નહીં.' પહેલાં આપણે ત્યાં અને આજે પણ, ગામડાંઓમાં, આવું નહોતું. માણસ મળે એટલે હાકલો કરે, 'ક્યાં રે'વું ?' 'શીદ જાવું ?' એ જે હોય તે, પણ તે દિવસે મારી ઔપચારિકતાની દીવાલને છિન્નભિન્ન કરીને વાતોએ વળેલા વ્યક્તિ હતા રમણલાલ જોશી.

પછી તો રમણલાલ જોશી સાથે પાકો નાતો બંધાયો. એમનો પુત્ર ગંધર્વ મારા દીકરાઓ અમિત અને પરેશ સાથે રમવા આવતો, મારાં પત્ની એમનાં પત્ની અને રમણલાલ સાથે આમ-તેમની વાતો કરતાં. એ સમયે હું સાહિત્યનું કંઈ લખતો નહતો કે મારો વિષય ગુજરાતી નહોતો. એટલે મારા અને એમના સંબંધમાં ક્યાંય સાહિત્ય આવતું નહોતું. એ વડીલ હતા, પણ જ્યારે મળે ત્યારે 'કેમ છો મિત્ર ?' કહી વાત શરૂ કરતા, હરીન્દ્ર દવે જેમ 'કેમ છે દોસ્ત ?' કહી શરૂઆત કરતા તેમ.

રમણલાલને જોઉં ત્યારે મને હંમેશાં થતું કે આ વડીલ કંઈક પરિચિત છે અથવા કોઈ પરિચિત વ્યક્તિ જેવા છે, પણ કંઈ સૂઝતું નહોતું. એક દિવસ એકાએક ઘડ બસી ગઈ. એ મારા 'મોટાભાઈ' જેવા લાગતા હતા. બાપુજીને હું 'મોટાભાઈ' કહેતો. બંનેના પહેરવેશ સરખા – ધોતિયું, ઝભ્ભો, ઉપર જાકીટ અને મોંમાં પાન. બંનેનો બાંધો લગભગ સરખો અને બંને ઘઉંવર્ણા. આપણી અત્યંત સમીપના માણસો પણ ક્યારેક કેવા વિસરાઈ જાય છે ?!

મેં સાંભળ્યું હતું કે ઉમાશંકરના 'સંસ્કૃતિ'નું વહીવટી કામ મોટે ભાગે રમણલાલ જ કરતા. નિવૃત્ત થયા પછી રમણલાલ બેસી ન રહ્યા. એમણે 'સંસ્કૃતિ'ના લગભગ પુનર્જન્મ જેવા સામયિક 'ઉદ્દેશ'નું કામ ઉપાડ્યું. અલબત્ત, ઉમાશંકર એ ઉમાશંકર અને રમણલાલ એ રમણલાલ, પણ નિશાનચૂક માફ, ન માફ નીચું નિશાન.

ઉદ્દેશ 'વન-મૅન શો' હતો. રમણલાલ જ બધું કરતા. Perfectonistનો આ ગુણ કે અવગુણ છે. 'ઉદ્દેશ'નું સંપાદન, તેના સભ્ય બનાવવા, નાણાંકીય વ્યવહાર સંભાળવો, કમ્પોઝ, પ્રૂફરીડિંગ અને પ્રિન્ટિંગ માટે ધક્કા ખાવા અને નિયમિત પોસ્ટ કરવું, આ બધી જ જવાબદારી એ એકલે હાથે નિભાવતા. પાર્ટ ટાઈમ જેવા એકાદ કર્મચારી ખરા. આમ છતાં ઉદ્દેશ કદી મોડું પડ્યું નથી. લોકો રમણલાલને 'ઉદ્દેશ' માટે યાદ કરશે.

'ઉદ્દેશ'ની સામગ્રી પણ ઊંચા પ્રકારની. ભાયાણીસાહેબ, સુન્દરમ્, મકરન્દ દવે, ઉશનસ્, દુષ્યંત પંડ્યા, રાધેશ્યામ શર્મા, પન્ના નાયક, પ્રીતિ સેનગુપ્તા, ચંદ્રકાન્ત ટોપીવાળા જેવા એમના લેખકો. હું લખતો થયો ત્યાર પછી મારા લેખ, વાર્તા અને ધારાવાહિક 'પત્રાવલિ', 'ઉદ્દેશ'માં છપાયેલાં. મારી કેટલીક કૃતિઓનો તેમણે અસ્વીકાર પણ કર્યો હતો, પણ મનમાં કંઈ નહીં. લેખકો સાથે મીઠો સંબંધ રાખે. મળે નહીં તો ફોન જરૂર કરે. છેક અમેરિકા પણ લેખકો સાથે ફોન પર વાત કરે. પરદેશ રહેતા એ લેખકો અમદાવાદ આવે ત્યારે અચૂક મળે. લેખકને પૂર્ણ સ્વતંત્રતા આપે, જરાય દખલ નહીં. કટ્ટરવાદીઓના લેખ છાપે અને દુષ્યંત પંડ્યા જેવા 'લિબરલ' અને બિનસાંપ્રદાયિક લેખકના ધારદાર લેખો પણ છાપે.

અમારા ઈમેજ પ્રકાશને એમનાં ત્રણ પુસ્તકો છાપ્યાં છે : 'ગ્રંથનો પંથ', 'ગ્રંથની કેડીએ', અને 'નારાયણકવચ'. ત્રણે પુસ્તકો વખણાયાં અને ચાલ્યાં. 'નારાયણકવચ'ની તો એકથી વધુ આવૃત્તિ થઈ. એ ગાળામાં એ ઈમેજ પર આવતા. પોતાના પુસ્તકની કશી વાત કે ઉતાવળ નહીં. છેલ્લાં પ્રૂફ્સ એ પોતે ચીવટથી જુએ. ઈમેજ પુસ્તક-ઘરથી અમે સાથે ઘરે જઈએ ત્યારે એમના ખાસ પાનવાળા પાસે કાર થંભાવે. જુદા જુદા એરિયામાં એમના ચોક્કસ પાનવાળા. સુગંધી તમાકુંવાળું પાન લગાવે. એ સિવાય કોઈ વ્યસન નહીં.

એમનામાં આછો આછો આધ્યાત્મિક રંગ પણ ખરો. એ સિવાય 'સુન્દરમ્' કે 'મકરન્દભાઈ' સાથે અનુબંધ કેવી રીતે બંધાય. અવારનવાર નંદીગ્રામ અને પોંડિચેરી જતા. રમણલાલ જોશીની પ્રતિભામાં અનેક તત્ત્વો ઓગળી જઈને સાથે રહેતાં હતાં. પંડિત, અધ્યાત્મમાર્ગી, સાહિત્યના પોલિટિક્સથી દૂર, કર્મઠ અને સ્નેહાળ સજ્જન. આવી વ્યક્તિઓનો યુગ આથમતો જાય છે. એ યુગના છેલ્લા પ્રતિનિધિઓમાંના રમણલાલ એક. હવે ગુજરાતી વિવેચકોમાં એમના જેવા ભાગ્યે જ મળશે.

☆



'ઉદ્દેશ'ના સહકાર્યકર ભાઈ દિનેશ પટેલ સાથે.
દિનેશને એ 'દિનેશ-ઉદ્દેશ' કહીને ય સંબોધતા. (તા. ૨૨ મે, ૨૦૦૬)

# મારા જૂના પાડોશી

**મહેશ દવે**

મારે રમણલાલ જોશી માટે એક જ શબ્દ વાપરવો હોય તો એ શબ્દ છે : 'પ્રશિષ્ટ'. આધુનિક સમયમાં ભૂલા પડેલા પંડિતયુગના એ માણસ હતા. એમની ભાષા અને શૈલી હળવી, પણ એ કદી હલકી બની નથી. 'રંગતરંગ' અને કેટલાંક વૃત્તપત્રોમાં એમની કૉલમ ચાલતી હતી, પણ એ કટારોમાં ક્યારેય એમણે વિવેચન કે ટીકા કરવા માટે અશિષ્ટ વિષય કે અરુચિકર પુસ્તકને સ્પર્શ કર્યો નથી કે અશોભનીય ભાષામાં લખ્યું નથી. અલબત્ત, 'સરસ્વતીચંદ્ર' પર એમનું કામ અને તેમણે કરેલો સંક્ષેપ તો પ્રશિષ્ટ છે જ.

રમણલાલ જોશી સાથે મારો પહેલો પરિચય વિશિષ્ટ રૂપે થયો. હું અમદાવાદમાં નવો-સવો આવ્યો હતો. અત્યારે જે વિજય ચાર રસ્તા કહેવાય છે તેની તદ્દન નજીકમાં જ પ્રોફેસર્સ કૉલોનીમાં મારો ફ્લેટ. રાતે જમીને હું થોડું ચાલવા નીકળતો અને પછી નજીકમાં જ આવેલા કામનાથ મહાદેવના આધુનિક મંદિરમાં જતો. એ મંદિરને આધુનિક એટલા માટે કહું છુ કે સામાન્ય રીતે શંકર ભગવાનનું તો સારું, કાળા કાંકરિયા પથરાઓનું દહેરું હોય, પણ આ મંદિરમાં તો ગુંબજને બદલે મોટી ચીમની જેવા આકારની મૉડર્ન આર્કિટેક્ચરવાળી ચમકદાર દીવાલ હતી, ફરસ પર લીસ્સા મજાના સુંદર ટાઇલ્સ હતા અને પ્રસાદ તરીકે ચૉકલેટ-પીપર મળતાં ! મંદિરની બહાર નાનો બગીચો હતો, બેસવાના આરામદાયક બાંકડા હતા, ચારે બાજુ ખુલ્લી મોકળાશ હતી અને અધ્યાત્મના ઊંડાણ જેવી શાંતિ હતી. દર્શન કરી હું થોડી વાર બગીચે બાંકડા પર બેસતો. એક દિવસ એક આધેડવૃદ્ધ જેવા માણસ મારી બાજુમાં આવી બેઠા. થોડી વાર પછી એમણે મને પૂછ્યું, 'ક્યાં રો'છો ?' 'પ્રોફેસર્સ કૉલોનીમાં', મેં જવાબ આપ્યો. તરત જ એમણે કહ્યું, 'ત્યારે તો મારા પડોશી. હું 'અચલાયતન'માં રહું છું.' હું બોલી ઊઠ્યો 'ઓહ, ત્યારે તો અમારા ડૉક્ટર કીર્તિકુમારની સોસાયટીમાં.' પછી તો પોતે ક્યાં રહે છે, શું કરે છે વગેરે અનેક વાતો એમણે કહેવા માંડી. મને આશ્ચર્ય થયું. અમેરિકામાં આવું બને, અજાણ્યો માણસ વાતો કરવા માંડે ને જાણે મિત્ર બની જાય. આપણે ત્યાં કોણ જાણે કેમ, બ્રિટિશરોના અક્કડ રહેવાના સંસ્થાનવાદી વારસાને કારણે હોય કે સૂક્ષ્મ અહંકારને કારણે હોય, માણસ અજાણ્યા સાથે ભાગ્યે જ ઘરોબો બાંધે. બલકે બાળકને શિખવાડવામાં આવે કે 'અજાણ્યા પાસે જવું નહીં, ચૉકલેટ-પીપર આપે તો લેવી નહીં.' પહેલાં આપણે ત્યાં અને આજે પણ, ગામડાંઓમાં, આવું નહોતું. માણસ મળે એટલે હાકલો કરે, 'ક્યાં રે'વું ?' 'શીદ જાવું ?' એ જે હોય તે, પણ તે દિવસે મારી ઔપચારિકતાની દીવાલને છિન્નભિન્ન કરીને વાતોએ વળેલા વ્યક્તિ હતા રમણલાલ જોશી.

પછી તો રમણલાલ જોશી સાથે પાકો નાતો બંધાયો. એમનો પુત્ર ગંધર્વ મારા દીકરાઓ અમિત અને પરેશ સાથે રમવા આવતો, મારાં પત્ની એમનાં પત્ની અને રમણલાલ સાથે આમ-તેમની વાતો કરતાં. એ સમયે હું સાહિત્યનું કંઈ લખતો નહતો કે મારો વિષય ગુજરાતી નહોતો. એટલે મારા અને એમના સંબંધમાં ક્યાંય સાહિત્ય આવતું નહોતું. એ વડીલ હતા, પણ જ્યારે મળે ત્યારે 'કેમ છો મિત્ર ?' કહી વાત શરૂ કરતા, હરીન્દ્ર દવે જેમ 'કેમ છે દોસ્ત ?' કહી શરૂઆત કરતા તેમ.

રમણલાલને જોઉં ત્યારે મને હંમેશાં થતું કે આ વડીલ કંઈક પરિચિત છે અથવા કોઈ પરિચિત વ્યક્તિ જેવા છે, પણ કંઈ સૂઝતું નહોતું. એક દિવસ એકાએક ઘડ બસી ગઈ. એ મારા 'મોટાભાઈ' જેવા લાગતા હતા. બાપુજીને હું 'મોટાભાઈ' કહેતો. બંનેના પહેરવેશ સરખા - ધોતિયું, ઝભ્ભો, ઉપર જાકીટ અને મોંમાં પાન. બંનેનો બાંધો લગભગ સરખો અને બંને ઘઉંવર્ણા. આપણી અત્યંત સમીપના માણસો પણ ક્યારેક કેવા વિસરાઈ જાય છે ?!

મેં સાંભળ્યું હતું કે ઉમાશંકરના 'સંસ્કૃતિ'નું વહીવટી કામ મોટે ભાગે રમણલાલ જ કરતા. નિવૃત્ત થયા પછી રમણલાલ બેસી ન રહ્યા. એમણે 'સંસ્કૃતિ'ના લગભગ પુનર્જન્મ જેવા સામયિક 'ઉદ્દેશ'નું કામ ઉપાડ્યું. અલબત્ત, ઉમાશંકર એ ઉમાશંકર અને રમણલાલ એ રમણલાલ, પણ નિશાનચૂક માફ, ન માફ નીચું નિશાન.

ઉદ્દેશ 'વન-મૅન શો' હતો. રમણલાલ જ બધું કરતા. Perfectonistનો આ ગુણ કે અવગુણ છે. 'ઉદ્દેશ'નું સંપાદન, તેના સભ્ય બનાવવા, નાણાંકીય વ્યવહાર સંભાળવો, કમ્પોઝ, પ્રૂફરીડિંગ અને પ્રિન્ટિંગ માટે ધક્કા ખાવા અને નિયમિત પોસ્ટ કરવું, આ બધી જ જવાબદારી એ એકલે હાથે નિભાવતા. પાર્ટ ટાઈમ જેવા એકાદ કર્મચારી ખરા. આમ છતાં ઉદ્દેશ કદી મોડું પડ્યું નથી. લોકો રમણલાલને 'ઉદ્દેશ' માટે યાદ કરશે.

'ઉદ્દેશ'ની સામગ્રી પણ ઊંચા પ્રકારની. ભાયાણીસાહેબ, સુન્દરમ્, મકરન્દ દવે, ઉશનસ્, દુષ્યંત પંડ્યા, રાધેશ્યામ શર્મા, પન્ના નાયક, પ્રીતિ સેનગુપ્તા, ચંદ્રકાન્ત ટોપીવાળા જેવા એમના લેખકો. હું લખતો થયો ત્યાર પછી મારા લેખ, વાર્તા અને ધારાવાહિક 'પત્રાવલિ', 'ઉદ્દેશ'માં છપાયેલાં. મારી કેટલીક કૃતિઓનો તેમણે અસ્વીકાર પણ કર્યો હતો, પણ મનમાં કંઈ નહીં. લેખકો સાથે મીઠો સંબંધ રાખે. મળે નહીં તો ફોન જરૂર કરે. છેક અમેરિકા પણ લેખકો સાથે ફોન પર વાત કરે. પરદેશ રહેતા એ લેખકો અમદાવાદ આવે ત્યારે અચૂક મળે. લેખકને પૂર્ણ સ્વતંત્રતા આપે, જરાય દખલ નહીં. કટ્ટરવાદીઓના લેખ છાપે અને દુષ્યંત પંડ્યા જેવા 'લિબરલ' અને બિનસાંપ્રદાયિક લેખકના ધારદાર લેખો પણ છાપે.

અમારા ઈમેજ પ્રકાશને એમનાં ત્રણ પુસ્તકો છાપ્યાં છે : 'ગ્રંથનો પંથ', 'ગ્રંથની કેડીએ', અને 'નારાયણકવચ'. ત્રણે પુસ્તકો વખણાયાં અને ચાલ્યાં. 'નારાયણકવચ'ની તો એકથી વધુ આવૃત્તિ થઈ. એ ગાળામાં એ ઈમેજ પર આવતા. પોતાના પુસ્તકની કશી વાત કે ઉતાવળ નહીં. છેલ્લાં પ્રૂફ્સ એ પોતે ચીવટથી જુએ. ઈમેજ પુસ્તક-ઘરથી અમે સાથે ઘરે જઈએ ત્યારે એમના ખાસ પાનવાળા પાસે કાર થંભાવે. જુદા જુદા એરિયામાં એમના ચોક્કસ પાનવાળા. સુગંધી તમાકુંવાળું પાન લગાવે. એ સિવાય કોઈ વ્યસન નહીં.

એમનામાં આછો આછો આધ્યાત્મિક રંગ પણ ખરો. એ સિવાય 'સુન્દરમ્' કે 'મકરન્દભાઈ' સાથે અનુબંધ કેવી રીતે બંધાય. અવારનવાર નંદીગ્રામ અને પોંડિચેરી જતા. રમણલાલ જોશીની પ્રતિભામાં અનેક તત્ત્વો ઓગળી જઈને સાથે રહેતાં હતાં. પંડિત, અધ્યાત્મમાર્ગી, સાહિત્યના પોલિટિક્સથી દૂર, કર્મઠ અને સ્નેહાળ સજ્જન. આવી વ્યક્તિઓનો યુગ આથમતો જાય છે. એ યુગના છેલ્લા પ્રતિનિધિઓમાંના રમણલાલ એક. હવે ગુજરાતી વિવેચકોમાં એમના જેવા ભાગ્યે જ મળશે.

☆



'ઉદ્દેશ'ના સહકાર્યકર ભાઈ દિનેશ પટેલ સાથે.
દિનેશને એ 'દિનેશ-ઉદ્દેશ' કહીને ય સંબોધતા. (તા. ૨૨ મે, ૨૦૦૬)

# મારા જૂના પાડોશી

**મહેશ દવે**

મારે રમણલાલ જોશી માટે એક જ શબ્દ વાપરવો હોય તો એ શબ્દ છે : 'પ્રશિષ્ટ'. આધુનિક સમયમાં ભૂલા પડેલા પંડિતયુગના એ માણસ હતા. એમની ભાષા અને શૈલી હળવી, પણ એ કદી હલકી બની નથી. 'રંગતરંગ' અને કેટલાંક વૃત્તપત્રોમાં એમની કૉલમ ચાલતી હતી, પણ એ કટારોમાં ક્યારેય એમણે વિવેચન કે ટીકા કરવા માટે અશિષ્ટ વિષય કે અરુચિકર પુસ્તકને સ્પર્શ કર્યો નથી કે અશોભનીય ભાષામા લખ્યું નથી. અલબત્ત, 'સરસ્વતીચંદ્ર' પર એમનું કામ અને તેમણે કરેલો સંક્ષેપ તો પ્રશિષ્ટ છે જ.

રમણલાલ જોશી સાથે મારો પહેલો પરિચય વિશિષ્ટ રૂપે થયો. હું અમદાવાદમા નવો-સવો આવ્યો હતો. અત્યારે જે વિજય ચાર રસ્તા કહેવાય છે તેની તદ્દન નજીકમાં જ પ્રોફેસર્સ કૉલોનીમાં મારો ફ્લેટ. રાતે જમીને હુ થોડું ચાલવા નીકળતો અને પછી નજીકમાં જ આવેલા કામનાથ મહાદેવના આધુનિક મંદિરમાં જતો. એ મંદિરને આધુનિક એટલા માટે કહું છું કે સામાન્ય રીતે શંકર ભગવાનનુ તો સાદું, કાળા કાંકરિયા પથરાઓનું દહેરું હોય, પણ આ મંદિરમા તો ગુંબજને બદલે મોટી ચીમની જેવા આકારની મૉડર્ન આર્કિટેક્ચરવાળી ચમકદાર દીવાલ હતી, ફરસ પર લીસ્સા મજાના સુંદર ટાઇલ્સ હતા અને પ્રસાદ તરીકે ચૉકલેટ-પીપર મળતાં ! મંદિરની બહાર નાનો બગીચો હતો, બેસવાના આરામદાયક બાંકડા હતા, ચારે બાજુ ખુલ્લી મોકળાશ હતી અને અધ્યાત્મના ઊંડાણ જેવી શાંતિ હતી. દર્શન કરી હું થોડી વાર બગીચે બાંકડા પર બેસતો. એક દિવસ એક આધેડવૃદ્ધ જેવા માણસ મારી બાજુમા આવી બેઠા. થોડી વાર પછી એમણે મને પૂછ્યું, 'ક્યાં રો'છો ?' 'પ્રોફેસર્સ કૉલોનીમાં', મેં જવાબ આપ્યો. તરત જ એમણે કહ્યુ, 'ત્યારે તો મારા પડોશી. હું 'અચલાયતન'માં રહું છું.' હું બોલી ઊઠ્યો 'ઓહ, ત્યારે તો અમારા ડૉક્ટર કીર્તિકુમારની સોસાયટીમાં.' પછી તો પોતે ક્યાં રહે છે, શું કરે છે વગેરે અનેક વાતો એમણે કહેવા માંડી. મને આશ્ચર્ય થયું. અમેરિકામાં આવુ બને, અજાણ્યો માણસ વાતો કરવા માંડે ને જાણે મિત્ર બની જાય. આપણે ત્યાં કોણ જાણે કેમ, બ્રિટિશરોના અક્કડ રહેવાના સંસ્થાનવાદી વારસાને કારણે હોય કે સૂક્ષ્મ અહંકારને કારણે હોય, માણસ અજાણ્યા સાથે ભાગ્યે જ ઘરોબો બાંધે. બલકે બાળકને શિખવાડવામાં આવે કે 'અજાણ્યા પાસે જવું નહીં, ચૉકલેટ-પીપર આપે તો લેવી નહીં.' પહેલાં આપણે ત્યા અને આજે પણ, ગામડાંઓમાં, આવુ નહોતું. માણસ મળે એટલે હાકલો કરે, 'ક્યા રે'વું ?' 'શીદ જાવું ?' એ જે હોય તે, પણ તે દિવસે મારી ઔપચારિકતાની દીવાલને છિન્નભિન્ન કરીને વાતોએ વળેલા વ્યક્તિ હતા રમણલાલ જોશી.

પછી તો રમણલાલ જોશી સાથે પાકો નાતો બંધાયો. એમનો પુત્ર ગંધર્વ મારા દીકરાઓ અમિત અને પરેશ સાથે રમવા આવતો, મારાં પત્ની એમનાં પત્ની અને રમણલાલ સાથે આમ-તેમની વાતો કરતાં. એ સમયે હું સાહિત્યનું કંઈ લખતો નહતો કે મારો વિષય ગુજરાતી નહોતો. એટલે મારા અને એમના સંબંધમાં ક્યાંય સાહિત્ય આવતું નહોતું. એ વડીલ હતા, પણ જ્યારે મળે ત્યારે 'કેમ છો મિત્ર ?' કહી વાત શરૂ કરતા, હરીન્દ્ર દવે જેમ 'કેમ છે દોસ્ત ?' કહી શરૂઆત કરતા તેમ.

રમણલાલને જોઉં ત્યારે મને હંમેશાં થતુ કે આ વડીલ કંઈક પરિચિત છે અથવા કોઈ પરિચિત વ્યક્તિ જેવા છે, પણ કઈ સૂઝતું નહોતું. એક દિવસ એકાએક ઘડ બસી ગઈ. એ મારા 'મોટાભાઈ' જેવા લાગતા હતા. બાપુજીને હું 'મોટાભાઈ' કહેતો. બંનેના પહેરવેશ સરખા - ધોતિયું, ઝભ્ભો, ઉપર જાકીટ અને મોંમાં પાન. બંનેનો બાંધો લગભગ સરખો અને બંને ઘઉંવર્ણા. આપણી અત્યંત સમીપના માણસો પણ ક્યારેક કેવા વિસરાઈ જાય છે ?!

મેં સાંભળ્યું હતું કે ઉમાશંકરના 'સંસ્કૃતિ'નું વહીવટી કામ મોટે ભાગે રમણલાલ જ કરતા. નિવૃત્ત થયા પછી રમણલાલ બેસી ન રહ્યા. એમણે 'સંસ્કૃતિ'ના લગભગ પુનર્જન્મ જેવા સામયિક 'ઉદ્દેશ'નું કામ ઉપાડ્યું. અલબત્ત, ઉમાશંકર એ ઉમાશંકર અને રમણલાલ એ રમણલાલ, પણ નિશાનચૂક માફ, ન માફ નીચું નિશાન.

ઉદ્દેશ 'વન-મેન શો' હતો. રમણલાલ જ બધું કરતા. Perfectonistનો આ ગુણ કે અવગુણ છે. 'ઉદ્દેશ'નું સંપાદન, તેના સભ્ય બનાવવા, નાણાંકીય વ્યવહાર સંભાળવો, કમ્પોઝ, પ્રૂફરીડિંગ અને પ્રિન્ટિંગ માટે ધક્કા ખાવા અને નિયમિત પોસ્ટ કરવું, આ બધી જ જવાબદારી એ એકલે હાથે નિભાવતા. પાર્ટ ટાઇમ જેવા એકાદ કર્મચારી ખરા. આમ છતાં ઉદ્દેશ કદી મોડું પડ્યું નથી. લોકો રમણલાલને 'ઉદ્દેશ' માટે યાદ કરશે.

'ઉદ્દેશ'ની સામગ્રી પણ ઊંચા પ્રકારની. ભાયાણીસાહેબ, સુન્દરમ્, મકરન્દ દવે, ઉશનસ્, દુષ્યંત પંડ્યા, રાધેશ્યામ શર્મા, પન્ના નાયક, પ્રીતિ સેનગુપ્તા, ચંદ્રકાન્ત ટોપીવાળા જેવા એમના લેખકો. હું લખતો થયો ત્યાર પછી મારા લેખ, વાર્તા અને ધારાવાહિક 'પત્રાવલિ', 'ઉદ્દેશ'માં છપાયેલાં. મારી કેટલીક કૃતિઓનો તેમણે અસ્વીકાર પણ કર્યો હતો, પણ મનમાં કંઈ નહીં. લેખકો સાથે મીઠો સંબંધ રાખે. મળે નહીં તો ફોન જરૂર કરે. છેક અમેરિકા પણ લેખકો સાથે ફોન પર વાત કરે. પરદેશ રહેતા એ લેખકો અમદાવાદ આવે ત્યારે અચૂક મળે. લેખકને પૂર્ણ સ્વતંત્રતા આપે, જરાય દખલ નહીં. કટ્ટરવાદીઓના લેખ છાપે અને દુષ્યંત પંડ્યા જેવા 'લિબરલ' અને બિનસાંપ્રદાયિક લેખકના ધારદાર લેખો પણ છાપે.

અમારા ઇમેજ પ્રકાશને એમનાં ત્રણ પુસ્તકો છાપ્યાં છે : 'ગ્રંથનો પંથ', 'ગ્રંથની કેડીએ', અને 'નારાયણકવચ'. ત્રણે પુસ્તકો વખણાયાં અને ચાલ્યાં. 'નારાયણકવચ'ની તો એકથી વધુ આવૃત્તિ થઈ. એ ગાળામાં એ ઇમેજ પર આવતા. પોતાના પુસ્તકની કશી વાત કે ઉતાવળ નહીં. છેલ્લાં પ્રૂફ્સ એ પોતે ચીવટથી જુએ. ઇમેજ પુસ્તક-ઘરથી અમે સાથે ઘરે જઈએ ત્યારે એમના ખાસ પાનવાળા પાસે કાર થંભાવે. જુદા જુદા એરિયામાં એમના ચોક્કસ પાનવાળા. સુગંધી તમાકુંવાળું પાન લગાવે. એ સિવાય કોઈ વ્યસન નહીં.

એમનામાં આછો આછો આધ્યાત્મિક રંગ પણ ખરો. એ સિવાય 'સુન્દરમ્' કે 'મકરન્દભાઈ' સાથે અનુબંધ કેવી રીતે બંધાય. અવારનવાર નંદીગ્રામ અને પોંડિચેરી જતા. રમણલાલ જોશીની પ્રતિભામાં અનેક તત્ત્વો ઓગળી જઈને સાથે રહેતાં હતાં. પંડિત, અધ્યાત્મમાર્ગી, સાહિત્યના પોલિટિક્સથી દૂર, કર્મઠ અને સ્નેહાળ સજ્જન. આવી વ્યક્તિઓનો યુગ આથમતો જાય છે. એ યુગના છેલ્લા પ્રતિનિધિઓમાંના રમણલાલ એક. હવે ગુજરાતી વિવેચકોમાં એમના જેવા ભાગ્યે જ મળશે.

☆



'ઉદ્દેશ'ના સહકાર્યકર ભાઈ દિનેશ પટેલ સાથે.
દિનેશને એ 'દિનેશ-ઉદ્દેશ' કહીને જ સંબોધતા. (તા. ૨૨ મે, ૨૦૦૬)

# "શિશુની આંખનો ભોળો અચંબો"

**રામજીભાઈ કડિયા**

આદરણીય રમણભાઈને મળવાનું કવિ સુન્દરમ્‌ના નિવાસે થતું. પૉંડિચેરીથી સુન્દરમ્‌ના અમદાવાદ આવવાની જાણ સૌ પ્રથમ રમણભાઈને થાય; ત્યારે હું અવારનવાર સુન્દરમ્‌ના માતૃભવન નિવાસે જતો. બન્નેની વિવિધ પ્રકારની વાતો, ચર્ચાઓ, પ્રવૃત્તિઓ સાંભળવા મળતી. શ્રી અરવિન્દની યોગ શિબિરો ત્યારે ગુજરાતનાં વિવિધ સ્થળે ગોઠવાતી. રમણભાઈ પણ તેમાં ભાગ લેતા. સન ૧૯૬૫/૭૦ ના અરસાની ઘણી શિબિરોમાં તેઓ કવિ સુન્દરમ્ સાથે હોય જ. ગામ માતર (જિ. ખેડા) વાત્રક તટે ઊંપુરિ નગરની રચનાના પ્રારંભે કવિ સાથે રમણભાઈ પણ જોડાયેલા. શ્રી અરવિન્દ પૂ. માતાજી પ્રેરિત આ ઊંપુરિ નગરના આયોજનમાં તેમણે ભક્તિભાવથી પોતાનાં સૂચનો આપ્યાં છે.

એક વાર મે પૂછેલું : રમણભાઈ, તમે સર્જાતા સાહિત્યના એક ઊંડા અભ્યાસી તથા પ્રખર વિવેચક છો, યુનિવર્સિટી જેવા વિદ્યા જગતના પ્રાજ્ઞપુરુષ છો. તમને મહર્ષિ અરવિન્દના તત્ત્વ-દર્શનમાં કેવી રીતે રસ જાગ્યો ?

તેમણે નિખાલસતાથી કહ્યું : શ્રી અરવિન્દ-દર્શન સમજવું અઘરું છે, અને જીવનના આચરણમાં ઉતારવુ તો એથી ય અઘરું છે… પણ આપણી સાથે સુન્દરમ્ છે ને ! તેમના દ્વારા જેટલું પહોંચાય તેટલું પહોંચવાનું.

શ્રી અરવિન્દના અનુયાયી તરીકે ભલે તેમને કોઈ ન જાણે પણ એ યોગદર્શનના તેઓ અભ્યાસી હતા; ભાવક હતા. કવિ સુન્દરમ્‌રૂપી પિયાલો તેમણે ભરપેટ પીધો છે. તેથી તો કવિ સુન્દરમે કહેલું : "મારી સાહિત્યની પ્રવૃત્તિઓના રમણલાલ રખેવાળ છે."

સાચા અર્થમા રમણલાલે રખેવાળી કરી છે. સુન્દરમ્‌ની પ્રતિનિધિ વાર્તાઓ, અને કવિનાં કાવ્યોના ચયનગ્રંથો તેમણે પ્રગટ કર્યા છે; અને અપ્રગટ સાહિત્યને હવે પ્રગટ કરવામાં સુધાબહેનને મદદગાર રહ્યા છે. આવા સ્વજન સમા રમણભાઈ સાથે મારો ગાઢ નાતો કવિ સુન્દરમ્‌ના લીધે થયેલો. આ નાતો પાછળથી સુધાબહેનના લીધે વધ્યો. કવિપુત્રી સુધાબહેનની અમદાવાદમાં જ્યારે જ્યારે હાજરી હોય ત્યારે અમે મળતાં હતાં.

કવિ સુન્દરમ્‌ની જેમ રમણભાઈએ કવિ ઉમાશંકર સાથે પણ એવો જ સંબંધ કેળવેલો. તેઓ કહેતા – ગુજરાતના આ બે કવિઓના ખભે ગાંધીયુગની કવિતાની પાલખી ચાલી છે. પણ રમણભાઈ, તમે તો ગોવર્ધનરામના જીવનદર્શન અને સરસ્વતીચંદ્રના પૂર્ણ અભ્યાસી છો - આવું પૂછતાં તેમણે કહ્યાનું યાદ છે… ગોવર્ધનરામ પછી સુન્દરમ્‌નો પણ હું અભ્યાસી છું. તેમના સર્જન અને જીવનનો. ૧૯૪૫ ની સાલમાં કવિ સુન્દરમ્ કાયમી નિવાસ માટે પૉંડિચેરી ગયા ત્યારે ગુજરાતમાં ઘણાએ તેમની ટીકા કરી હતી; પણ તેમના પૉંડિચેરી ગમનને આવકારતો. એક જ પત્ર ગુજરાતમાંથી તેમને મળ્યો હતો… રમણભાઈના એ પત્રથી કવિ ભાવવિભોર થયેલા.

પછી તો રમણભાઈ સાથે કવિનો પત્રવ્યવહાર થવા માંડ્યો. કવિના ચારસો કરતાંય વધારે પત્રો તેમની પાસે છે. 'ઉદ્દેશ'માં એ પ્રગટ કરવા જેવા છે એવું તેઓ કહેતા હતા. કવિ સાથેના પારદર્શક અને ઋજુતાભર્યા વહેવારથી તેઓ કવિને 'મૈત્રીનું કાવ્ય' કહેતા. મૈત્રીનું કાવ્ય એટલે તેમનું 'ઉદ્દેશ'. આ સામયિકનું કવિએ પૂ. માતાજી સ્ફુરિત મૌન ધરી નામ લખી આપેલું. ઉદ્દેશને રમણભાઈએ ખંતપૂર્વક એક સંતાનની જેમ વહાલથી, નિયમિત ચલાવ્યું છે.

સન ૧૯૮૪માં કવિ સુન્દરમ્‌નો અમૃત મહોત્સવ અમે શિબિરરૂપે અંબાજીમાં ગોઠવ્યો; ત્યારે સૌજન્યસભર રમણભાઈએ મને ખૂબ ઉપયોગી સહકાર આપ્યો હતો; તેમના અધ્યક્ષસ્થાને આ શિબિર-ઉત્સવ ઉજવાયો. કવિશ્રી ઉમાશંકરને તેઓ બોલાવી લાવેલા, અતિથિવિશેષ તરીકે તેમણે ઉત્સવનું ઉદ્‌ઘાટન કરેલું. 'યોગચક્ર' નામે મારા પુસ્તકનું વિમોચન રમણભાઈએ કરેલું; આ ત્રણે મહાનુભાવોને સાંભળી શિબિરાર્થીઓ રાજીરાજી થઈ ગયેલા. અત્યંત સહૃદયતાથી ભરેલા રમણભાઈના ચહેરા પર મને - "શિશુની આંખનો ભોળો અચંબો..." હંમેશ લાગ્યો છે. એમના અવાજનો મીઠો રણકો હજીય કાનમાં ગુંજે છે. હાથમાં હૈયું આપી દે તેવા રમણભાઈના સ્નેહમાં હું ઘણી વાર ભીંજાયો છું.

કવિ સુન્દરમ્‌ની ચિરવિદાય ૧૯૯૧માં થઈ. ૧૯૯૩માં મેં એક અભ્યાસગ્રંથ "સુન્દરમ્ એટલે સુન્દરમ્" પ્રકાશિત કર્યો; તેમાં મેં રમણભાઈની મુલાકાત લઈ પ્રશ્નોત્તરી રજૂ કરી. અતિભાવપૂર્વક તેમણે ઉત્તરો આપી સરસ લેખનો ઉમેરો કરી આપ્યો છે. (જુઓ 'સુ. એટલે સુ.', બીજી આવૃત્તિ સન ૨૦૦૬, પાન નં. ૧૦૧)

સુન્દરમ્‌ના હૃદયને સ્પર્શેલા રમણભાઈ કહેતા : આપણને સૌને જાતજાતના વિચારો આવે છે, પણ સુન્દરમ્‌ને આવતા વિચારો - "મે આઈ કમ ઈન સર ?" કહીને આવતા હોય તેવું લાગે છે. સુન્દરમ્‌ની એમને બરાબર પહેચાન હતી. એટલે જ આવી અંતરંગ વાતો કહી શકે ને ! એટલે હું રમણભાઈને ખુલ્લા મનના માનવી કહેતો. શ્રી માતાજીએ ખુલ્લા થવાની વાત વારંવાર કહી છે. રમણભાઈએ એને અપનાવી છે. કહેવાની વાત તેઓ બહુ સ્પષ્ટ કહી દેતા. આ કક્ષાની કેટલીક વ્યક્તિઓમાં દંભ હોય, દેખાવ કરવાનો કે બોલેલું ફરી જવાની આદત હોય છે; પણ રમણભાઈના હૈયામાં તે જ હોઠે આવેલું જોયું છે; અનુભવ્યું છે.

એક વાર કડી સાહિત્યવર્તુળના ઉપક્રમે "મોહનલાલ પટેલ વ્યાખ્યાનમાળા" માટે કડી આવવાની તેમણે હા પાડી પણ પછી નાદુરસ્ત



શ્રી સુન્દરમ્‌નો અમૃતમહોત્સવ અંબાજી ખાતે પંચાલભવનમાં તા. ૧૫ મે ૧૯૮૪ના રોજ શ્રી ઉમાશંકર જોશીના અતિથિ વિશેષ પદે અને શ્રી રમણલાલ જોશીની અધ્યક્ષતામાં ઉજવાયો તે વેળાની તસવીરમાં જમણેથી સુન્દરમ્, ઉમાશંકર, રમણલાલ, ગિરિશભાઈ દેસાઈ, પ્રવચનકર્તા રામચંદ્ર બ. પટેલ. તેમની પાછળ રામજીભાઈ કડિયા અને મોહનભાઈ પટેલ. સભાખંડમાં સાહિત્યકારો, શ્રી અરવિંદ પ્રેમીઓ અને અન્ય શિબિરાર્થી ભાઈ-બ્હેનો પણ દેખાય છે.

તબિયત થતાં ન આવી શકાયું. પણ તે પછીના બીજા એક કાર્યક્રમમા તેમણે સામે પૂછાવીને અધ્યક્ષપદ શોભાવેલુ. કડી આવીને તેમણે ખૂબ પ્રસન્નતા વ્યક્ત કરેલી. પરિવારની જેમ બધાં તેમને ઘેરી વળેલાં; આવા હતા રમણભાઈ ! એ રમણભાઈએ મારી નવલિકાના પુસ્તકની સમીક્ષામાં પ્રેમપૂર્વક ક્ષતિઓ બતાવી છે અને લઘુકથાના પુસ્તકના આમુખ લેખમા પોતે લઘુકથાના પ્રકાર વિશે સાશંક છે એવો નિર્દેશ કર્યો; અને જે ગમ્યું છે તેનો અપાર ઉલ્લેખ કરી બિરદાવવામાં ય બાકી રાખ્યું નથી !

ગુજરાતી સાહિત્યના પ્રખર અભ્યાસી તરીકે, હિતચિંતક વિવેચક તરીકે તેમની છબી આપણે જોઈએ તેવી ઉપસાવી શક્યા નથી; પામી શક્યા નથી. જીવનની સમતા-વિષમતા સાહિત્યમાં અંકાય તેમાં વાસ્તવિકતા છતી થાય, જીવનમાગલ્યના ભાવો જાગે પણ કલાના ભોગે નહિ એવા સાહિત્યનાં પુસ્તકોના અનેક લેખો, અવલોકનો તેમણે કર્યા છે. સાહિત્યમાં આધુનિક કે અનુઆધુનિક એવા વાદોને બાજુએ રાખી વાડાબંધીથી પર રહીને તેમણે કૃતિઓનુ મૂલ્યાંકન કર્યું છે; તેમની સમજ હતી – સાહિત્યની કલા જીવતા માનવી માટે છે. એના સંવેદનો માનવીને બેઠો કરે, એના હૈયાને સ્પર્શે; મથામણ કર્યા પછી પણ કૃતિનો સ્વાદ ન જડે એવા સાહિત્યનો શો ખપ ?

આમ તેઓ ગુજરાતી સાહિત્યના હિત-રક્ષક, પ્રખર ચિંતક અને અગ્રિમ વિવેચક હતા. યુનિ.માં તેમણે ઘણા વિદ્યાર્થીઓનું ઘડતર કર્યું છે. કેટલાક ઉચ્ચ પદાધિકારીઓ તેમને ગુરુભાવે નમતા એ દૃશ્ય જોયેલું છે. એવા એ શીલભદ્ર સારસ્વત હતા. છેલ્લા દાયકાઓમા સર્જાતા સાહિત્યના તેઓ એક ઇતિહાસવિદ્ હતા. શબ્દલોકના એવા રખેવાળની વિદાયનો ખાલીપો સૌને લાગશે.

★




કવિ સુન્દરમ્ સ્મૃતિગ્રંથ-વિમોચન સમારંભમા શ્રી માધવસિંહ સોલંકી, કવિ રાજેન્દ્ર શાહ વિ સાથે – અમદાવાદમા (તા ૧૨ સપ્ટેમ્બર ૧૯૯૩)

# ‘અચલાયતન’ની આસપાસ

**ડો. બળવંત જાની**

મને યાદ છે મોટેભાગે ઈ.સ. ૧૯૭૯માં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા-સાહિત્ય ભવનમાં એ સમયના પ્રાધ્યાપક અને અધ્યક્ષ ડૉ. ઈશ્વરલાલ ર. દવેએ મારું ‘શૈલીવિજ્ઞાન’ અનુવાદનું પુસ્તક ડૉ. રમણલાલ જોશીને મોકલેલું. એ પછીના જ રવિવારે જનસત્તાના ‘અક્ષરની આબોહવામાં’ નામની એમની કોલમમાં ભારે પ્રેમથી-ઉમળકાથી ડૉ. નગેન્દ્રના એ ગ્રંથના મારા અનુવાદનું અવલોકન પ્રકાશિત થયેલું. દિલ્હીના ડૉ. ચંદ્રકાન્ત મહેતાને એક નકલ મોકલવાની સૂચના અને સરનામા સાથેની પોતાના અવલોકનની કાપલી સાથેનો તેમનો પ્રેમ નીતરતો પત્ર મળેલો. એ ડૉ. રમણલાલ જોશીનો મને મળેલો પ્રથમ પત્ર.

તેમની આ ચીવટ મને ત્યારે ભારે સ્પર્શી ગયેલી. પછી તો અહીં રાજકોટ આવવાના હોય ત્યારે અગાઉથી મને મોટાભાગે પોસ્ટકાર્ડ થી હંમેશાં જાણ કરે. એમને પહેલું મળવાનું તો ઘણું વહેલું થયેલું. ગુજરાતી સાહિત્ય પરિષદના કલ્યાણ અધિવેશનમાં ડૉ. ઈશ્વરભાઈ દવેએ એમની સાથે, ચિમનલાલ ત્રિવેદી અને કે.બી.વ્યાસ સાથે મને પરિચય કરાવેલો. ત્રણેક દાયકા સુધી એકધારો એમની સાથે સંપર્ક-સંબંધ જળવાયો. પરિવારજનોમાં ભગવતીબહેનને પણ મારા ઉપર ભારે ભાવ. મારા લગ્નપ્રસંગે ઊર્મિલાને અને મને આશીર્વાદ આપતો એમનો પત્ર, પુત્ર પુલકેશીના જન્મ પ્રસંગે પણ વધામણી આપતો એમનો પ્રેમભર્યો પત્ર મળેલો.

યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશનનાં અનેક કામો અંગે એમની અને કનુભાઈ જાનીની સંગત મને દિલ્હીમાં સાંપડતી. દિલ્હીના ગુજરાત ભવનમાં અમારું રિઝર્વેશન કરાવી લે. અમે હોઈએ એની જાણ એમને થઈ જ ગઈ હોય અને મોટાભાગે યુ.જી.સી. નો પત્ર મળે કે તૂર્ત જ એમનો પત્ર આવે. અમારી એર ટિકિટ પણ મેળવી લીધી હોય, અચલાયતનના એમના નિવાસસ્થાને રાત્રિના મોડો પહોંચ્યો હોઉં. વહેલી સવારે રીક્ષાવાળાને એમણે જ કહી દીધું હોય, કનુભાઈ ઘોષા સોસાયટીમાંથી આવી જાય અને અમારી સવારી દિલ્હી ઉપડે. દિલ્હી મિટીંગના એક દિવસ પૂર્વે પહોંચવાનું અને મિટીંગ પછી એક દિવસ રોકાઈને પછી પરત થઈએ. એમને ભારે નિરાંત. એમણે મળવાવાળાઓને પણ અગાઉથી જણાવ્યું હોય, સાહિત્ય અકાદમી, જ્ઞાનપીઠ વગેરે સ્થાને એમની સાથે ઘૂમવાની ભારે મજા પડે. જ્ઞાનપીઠ કાર્યાલયની મુલાકાત પછી સાંઈબાબાના મંદિરે રીક્ષાવાળાને હોલ્ટીંગ ચાર્જ ચૂકવીને પણ રોકે અને ભાવથી દર્શન કરે. ગુજરાત ભવનનો આખો સ્ટાફ પણ એમને ચાહે. નીકળે ત્યારે કર્મચારી-સેવકોના હાથમાં કડકડતી નોટ મૂકીને વિદાય લે. પાનવાળાને ભારે પ્રેમથી પૈસા ચૂકવે. પણ રીક્ષાવાળા સાથે ક્યારેક ભાડામાં રકઝક કરે. તેમનું આવું ઠાઠમાઠથી રહેવાનું વલણ ભારે સ્પર્શી ગયેલું. ભોજનમાં મીઠાઈ જોઈએ. કંઈ ન હોય તો દહીંમાં ખાંડ નાંખીને ખાય. ભોજન, ચર્ચા, ફોન, પત્રો, મળવું-હળવું એમાંથી એમનો ઠાઠ પ્રગટે.

અહીં રાજકોટ આવે ત્યારે પણ સર્કિટ હાઉસમાં બુકીંગ હોય. બધાંને પત્રો લખી નાખ્યા હોય એ બધાના મળવાના ટાઈમ પણ ફોનથી નક્કી કરે અને હળવા-મળવાનું ભારે ઠાવકાઈથી ચાલે. એકાદ ટંકનું ભોજન મોટેભાગે અમારી સાથે લેવાનો ક્રમ અહીં ગંધર્વનો નિવાસ થયો ત્યાં સુધી જાળવી રાખેલો. ઊર્મિલા પણ રમણભાઈને ભાવતી મીઠાઈ, ફરસાણ ભારે ઉમંગથી બનાવે. જમવાનું પણ વાતો કરતાં કરતાં નિરાંતે ચાલે. પછી મારા સ્કૂટર ઉપર

૧૯. રામનારાયણ વિ. પાઠક, લે ચંદ્રકાન્ત શેઠ,
એન.એમ.ત્રિપાઠી પ્રા. લિ.,
(૧૯૯૧-બીજી આવૃત્તિ) કિં. રૂા. ૨૫

૨૦. કૃષ્ણલાલ શ્રીધરાણી, લે ચિનુ મોદી,
કુમકુમ પ્રકાશન (૧૯૭૯), કિંમત રૂા. ૭-૫૦
(અપ્રાપ્ય)

૨૧. દલપતરામ, લે. ડૉ. મધુસૂદન પારેખ,
કુમકુમ પ્રકાશન (૧૯૮૦), કિ. રૂા. ૭-૫૦
(અપ્રાપ્ય)

૨૨. મણિલાલ નભુભાઈ, લે ડો ધીરૂભાઈ ઠાકર,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૦), કિ. રૂા. ૭-૫૦
(અપ્રાપ્ય)

૨૩. રમણલાલ વ. દેસાઈ, લે. દીપક મહેતા,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૦), કિં રૂા ૭-૫૦
(અપ્રાપ્ય)

૨૪. કિશોરલાલ મશરૂવાળા, લે અમૃતલાલ યાજ્ઞિક,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૦), કિં રૂા ૭-૫૦
(અપ્રાપ્ય)

૨૫. કાકા કાલેલકર, લે ચદ્રકાંત મહેતા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૮-બીજી આવૃત્તિ),
કિં. રૂા.૩૬

૨૬. નિરંજન ભગત, લે સુમન શાહ,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૧), કિં રૂા ૧૦ (અપ્રાપ્ય)

૨૭. પ્રહ્‌લાદ પારેખ, લે પ્રસાદ બ્રહ્મભટ્ટ,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૫-બીજી આવૃત્તિ)
કિં રૂા ૩૦ (અપ્રાપ્ય)

૨૮. જયન્તિ દલાલ, લે. રઘુવીર ચૌધરી,
કુમકુમ પ્રકાશન (૧૯૮૧), કિં. રૂા. ૧૦ (અપ્રાપ્ય)

૨૯. ચંદ્રવદન ચી. મહેતા, લે. મોહનભાઈ શ. પટેલ,
કુમકુમ પ્રકાશન (૧૯૮૧), કિં. રૂા. ૧૦ (અપ્રાપ્ય)

૩૦. ભીમ અને કેશવદાસ કાયસ્થ, લે કે.કા શાસ્રી,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૧), કિ. રૂા. ૧૦ (અપ્રાપ્ય)

૩૧ પદ્મનાભ, લે. પ્રો. ડો કાન્તીલાલ બ. વ્યાસ,
કુમકુમ પ્રકાશન (૧૯૮૨), કિં. રૂા. ૧૦ (અપ્રાપ્ય)

૩૨. ખબરદાર, લે. રમણ સોની,
કુમકુમ પ્રકાશન (૧૯૮૨), કિ. રૂા ૧૦ (અપ્રાપ્ય)

૩૩. નવલરામ, લે. રમેશ મ. શુક્લ,
કુમકુમ પ્રકાશન (૧૯૮૩), કિં. રૂા. ૧૦ (અપ્રાપ્ય)

૩૪. પન્નાલાલ પટેલ, લે. ડો પ્રમોદકુમાર પટેલ.
ગૂર્જર ગ્રંથાલય કાર્યાલય (૧૯૯૫-બીજી આવૃત્તિ),
કિં. રૂા. ૫૦ (અપ્રાપ્ય)

૩૫. ગુલાબદાસ બ્રોકર, લે. અમૃતલાલ યાજ્ઞિક,
કુમકુમ પ્રકાશન (૧૯૮૩), કિં. રૂા ૧૦ (અપ્રાપ્ય)

૩૬ ઈશ્વર પેટલીકર, લે. મણિલાલ હ.પટેલ,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (૨૦૦૦ - બીજી આવૃત્તિ)
કિ. રૂા. ૪૫

૩૭. સ્વામી આનંદ, લે. કૃષ્ણવીર દીક્ષિત,
કુમકુમ પ્રકાશન (૧૯૮૬), કિં. રૂા. ૧૫ (અપ્રાપ્ય)

૩૮. ઉમાશંકર જોશી, લે. હરીન્દ્ર દવે,
કુમકુમ પ્રકાશન, (૧૯૮૬) કિ રૂા. ૨૦ (અપ્રાપ્ય)

૩૯. કલાપી, લે. હેમત દેસાઈ,
કુમકુમ પ્રકાશન (૧૯૮૬) કિં. રૂા. ૨૫ (અપ્રાપ્ય)

૪૦. ચુનીલાલ મડિયા, લે. બળવત જાની,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, (૨૦૦૦-બીજી આવૃત્તિ)
કિં. રૂા ૪૦

૪૧. ધૂમકેતુ, લે નીતિન વડગામા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, (૨૦૦૫-બીજી આવૃત્તિ),
કિં રૂા ૪૦

૪૨. ઝવેરચંદ મેઘાણી, લે. કનુભાઈ જાની,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૩), કિં. રૂા. ૨૦
(અપ્રાપ્ય)

૪૩. સુરેશ જોષી, લે. ચદ્રકાન્ત ટોપીવાળા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૬), કિ. રૂા ૪૦
(અપ્રાપ્ય)

૪૪. મનસુખલાલ ઝવેરી, લે દુષ્યન પડ્યા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૭), કિં. રૂા ૪૫

૪૫. કાન્ત, લે. દર્શના ધોળકિયા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૧૯૯૯), કિ. રૂા. ૩૬
(અપ્રાપ્ય)

૪૬. સુન્દરજી બેટાઈ, લે. દુષ્યત પડ્યા,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, (૧૯૯૯), કિં. રૂા. ૩૨

૪૭. બાલમુકુન્દ દવે, લે અમી રાવલ,
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય (૧૯૯૯), કિં રૂા. ૫૬

૪૮. ઉશનસ્‌, લે પ્રસાદ બ્રહ્મભટ્ટ,
ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય (૨૦૦૨) કિ રૂા. ૬૦

★

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ. ૭૫૦ છૂટક નકલ રૂ.૨૫, પોસ્ટેજ સાથે. આ વિશેષાંકની છૂટક નકલના રૂ.૧૦૦, પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'નાં ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં, જવાબી પોસ્ટકાર્ડ મોકલ્યું હશે તો, અપાશે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે. લેખકોએ પોતાનું લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં મોકલવું.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે.
  વર્ષાંતે પ્રસિધ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિધ્ધ થતાં લખાણોના અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની છે.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન,**
  **C/o પ્રબોધ ર. જોશી**
  **'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ,**
  **અમદાવાદ-૩૮૦૦૫૮** ફોન : (૦૨૭૧૭) ૨૩૧ ૮૮૦
  (અનિવાર્ય સંજોગોમાં રાત્રે આઠ પછી.)
- 'ઉદ્દેશ'નાં લવાજમો નીચેનાં સ્થળે પણ ભરી શકાશે. આ સરનામેથી છૂટક નકલો પણ મેળવી શકાશે :

૧. **વિજય મૅગેઝીન વર્લ્ડ,** ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન : ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯

૨. **સૌરભ પુસ્તક ભંડાર,** બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨, ફોન : ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

૩. મૅગેઝીન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧, ફોન : ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. ૧-૨, સેન્ચૂરી બજાર, પહેલા માળે, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬, ફોન : ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬

૦૦૦

## સમર્પણ

ખીલી કળી કુસુમ થૈ સુષમા પ્રસારી ફળ દૈ વિલીન થાતી,
નાનો ઝરો સુભગ કો જગ-ઉપયોગી તદર્થે વિલીન થાતો,
ને બાળકો શિશુ મટી જગ-માનવી થૈ જીવ દૈ વિલીન થાતાં,
થાવું વિલીન જગનો ક્રમ તો ન કાર્યે શુભ શેં વિલીન થાવું ?

**રમણભાઈ બી. પટેલ**
*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :
Zydus
dedicated to life
'Zydus Tower', Satellite Cross Roads, Ahmedabad 380 015. Phone : 26868100 (20 Lines) Fax : 26862365 www.zyduscadila

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

ફેબ્રુઆરી ૨૦૦૭

સર્વભાષા સરસ્વતી

તંત્રી
રમણલાલ જોશી

વર્ષ સત્તરમું : અંક : ૭


53694

## समानो मन्त्रः ।

"... આશાઓ ઉપર ઊછરતાં ટેવાયેલી આપણી પ્રજાએ ૧૫ ઓગસ્ટ ૧૯૪૭નો મહોત્સવ માણ્યો હતો તેવો જ લગભગ ૨૬ જાન્યુઆરી ૧૯૫૦નો પણ એણે ઊજવ્યો છે. ૧૫ ઓગસ્ટની રોશનીમાં તો એ દિવસે નોઆખલીમાં દુઃખીનાં આંસુ લૂછવા માટે ફરી રહેલા રાષ્ટ્રપિતાની મૂર્તિ તેજ પૂરતી હતી. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ના મહોત્સવમાં એવા તેજની આશા કેવી!

તેમ છતાં હિંદની યાત્રામાં ૨૬મી એક મહત્વનો મજલથંભ છે. રાજા સાથેનો સંબંધ ઘણો ઘસાયો છે. દેશમાં પ્રથમ વાર એકતા અને સાર્વભૌમતા સ્થપાય છે. પહેલાં પટલ, પાટલ, મલ્લ, માલવ, યૌધેય, લિચ્છવી આદિ નાનાં ગણરાજ્યો હતાં, પણ આખા દેશમાં એક વિશાળ ગણરાજ્યની સ્થાપના પ્રથમ વાર હવે જ થાય છે.

હવે દરેક પ્રજાજને હિંદને મહાન ગણરાજ્ય બનાવવાની જવાબદારીનો બોજો ઊંચકવા આગળ આવવું જોઈએ. સોક્રેટીસે કહ્યું છે કે પૈસો અને કીર્તિ જેને આકર્ષી ન શકે તેને સજાનો ડર બતાવીને રાજકાજમાં આકર્ષવા જોઈએ. સૌથી મોટી સજા ખરાબ માણસો આપણી ઉપર રાજ કરે એ છે. એમાંથી છૂટવું હોય તો સારા માણસોએ રાજકાજનો બોજ ઉઠાવવા આગળ આવવું જોઈએ. मा नो दुःशंस ईशत । દુષ્ટ તત્વોનું આપણી ઉપર શાસન ન હો! વીરપૂજા ને ઉચ્ચનીચ ભાવ છોડીને અને સમૂહવૃત્તિ કેળવીને પોતાને મળેલા મતને દરેક પ્રજાજન સાર્થક બનાવી રહો!"

ઉમાશંકર જોશી

(સંસ્કૃતિ, ફેબ્રુઆરી ૧૯૫૦)

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | અંક : સાતમો | સળંગ અંક . ૧૯૭

અનુક્રમ : ફેબ્રુઆરી ૨૦૦૭



## ઉદ્દેશના વાચકો - ગ્રાહકો - લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ ૭૫૦ છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અંક મિલકમા હશે ત્યા સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા, જવાબી પોસ્ટકાર્ડ મોકલ્યુ હશે તો, અપાશે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લેખકોએ પોતાનું લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા મોકલવુ ।
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે.
- 'ઉદ્દેશ'મા પ્રસિધ્ધ થતા લખાણોના અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની છે
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન,**
  **C/o પ્રબોધ ર. જોશી**
  **'Serene'**, સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન (૦૨૭૧૭) ૨૩૧ ૮૮૦ (અનિવાર્ય સજોગોમા રાત્રે આઠ પછી)
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાશે આ સરનામેથી છૂટક નકલો પણ મેળવી શકાશે'

૧. વિજય મૅગેઝીન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૫૬૭૦૦૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨, ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮

૩ મૅગેઝીન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧, ફોન ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ ૧-૨, સેન્ચૂરી બજાર, પહેલા માળે, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬, ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬


સંપાદક : પ્રબોધ ર. જોશી

તન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

, નારણપુરા, અમદાવાદ-૩૮૦૦ ૦૧૩ ફોન ૨૭૪૯૪૩૯૩ મોબા ૯૪૨૬૩૦૦૬૪૦

મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪. ફોન ૨૨૧૬૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

ફેબ્રુઆરી ૨૦૦૭

૧૯૭

# ઊગે અરુણ પ્રભાત

૨૬ જાન્યુઆરી, એક ઑર રજાનો દિવસ. (૧૫મી ઑગસ્ટ - સ્વાતંત્ર્ય દિન - અને ૨૬મી જાન્યુઆરી - પ્રજાસત્તાક દિન - એ બન્ને વચ્ચે શું ફેર એવો સવાલ 'કૌન બનેગા કરોડપતિ' નામના ટીવી શોમાં પૂછવા જેવો) ટીવી ઉપર એક ઑર દમદાર પરેડ પણ સતત ઝળુંબતો આતંકનો ચહેરો.

આ વર્ષોમાં આપણે શું કર્યું એનો હિસાબ આપણે આપણી પાસે જ માગવો ઘટે. ચૂંટણીઓ કરી, મધ્યવર્તી ચૂંટણીઓ કરી, ગાંધીજી, નેહરુ અને સરદારની કૉન્ગ્રેસ તો ક્યારનીય ખતમ થઈ ગઈ પણ રાજગોપાલાચારી, જયપ્રકાશ નારાયણ, કૃપલાણી કે રામમનોહર લોહિયાનો વિરોધપક્ષ પણ ન રહ્યો. વૉટ બેન્કો રચી, રૅલીઓ કાઢી, તડજોડનું રાજકારણ કર્યું. આઝાદી પછી મોટા ઉપાડે સરકારે ઇન્ફ્રાસ્ટ્રક્ચર ડેવલપમેન્ટનું કામ માથે લીધું. એ તો પૂરું ન થયું પણ એની આડશમાં ભ્રષ્ટાચારની ઊંડી ખાઈઓ ખોદાણી. સરકારી નોકરોને - પ્રજાના સેવકોને ટૂંકા પગારો આપી હૉટેલમાં જેમ માલિક વેઇટરોને ઓછો પગાર આપી મહેરબાન ગ્રાહકોની ટીપ ઉપર છોડી દે તેમ ભ્રષ્ટાચારને ભરોસે છોડી દેવાયા. આ કામ સઘળી સહુલિયતથી થઈ શકે એ માટે કનડગતભર્યા સંદિગ્ધ કાનૂનો કર્યા, જટિલ કરમાળખાં રચ્યાં. શિક્ષણક્ષેત્રને પણ બાકી ન છોડ્યું. અપૂરતા પગારોથી ધનિક મા-બાપોના ફરજંદોના ટ્યૂશન ઉપર નભતા શિક્ષક-અધ્યાપકો ફાજલ સમયમાં લાઈબ્રેરીમાં જવાને બદલે ઇન્સ્યોરન્સ કંપનીઓના એજન્ટો બન્યા કે શેરબજારના સટોડિયાઓ. ઉત્તમ નાગરિકોનું સર્જન કરી શકે એવી પ્રતિભાઓનું, શક્તિઓનું પ્રાઈવેટ કંપનીઓમાં બ્રેઈન-ડ્રેઇન થયું. ફિલ્મી સિતારાઓને રાજકારણમાં આણ્યા. કેટલાકે તો ચોખ્ખું કહ્યું કે આમાં અમને કશી ખબર પડતી નથી. ચૂંટણીઓમાં ૫૦ ટકાથી ઉપર મતદાન થાય તો અધધ... આઠ કૉલમની હેડલાઈન આવે. બાકી ૩૦-૪૦ ટકા ટોળાના મતો જ નિર્ણાયક બને એવો તાલ ગોઠવાયો.

જોકે મોડે મોડે આવેલી સૂઝ પ્રમાણે આર્થિક ઉદારીકરણને પગલે ભારતીય અર્થતંત્રે એનું ગજુ દેખાડ્યું. વૈશ્વિકીકરણની પ્રક્રિયા ઝડપથી આગળ ધપી. વિશ્વનાં સ્પર્ધાત્મક બજારોમાં ઊભા રહેવાનો આત્મવિશ્વાસ કેળવાયો. આપણા અઠ્ઠાવનમા પ્રજાસત્તાકદિનની પૂર્વસંધ્યાએ આવેલા એક આંતરરાષ્ટ્રીય સંશોધન આધારિત અહેવાલ મુજબ આપણે ૨૦૨૦ની સાલ સુધીમાં આઠ ટકાથી વધુ વૃદ્ધિ દર જાળવીને ૨૦૫૦ લગીમાં તો અમેરિકાના અર્થતંત્રને પણ આંબી જશું ! ઔદ્યોગિક પ્રગતિની સાથોસાથ અન્નક્ષેત્રે, ઔષધ ઉત્પાદનક્ષેત્રે અને એવાં બીજાં ક્ષેત્રોમાં આત્મનિર્ભરતા, ઇન્ફોર્મેશન ટેક્નોલોજીના ક્ષેત્રે હરણફાળ અને એવી કેટલીક સિદ્ધિઓ પણ આ વર્ષોમાં અલબત્ત જમા પક્ષે છે જ.

આમ છતાં આપણી સરેરાશ પ્રજા ગરીબીરેખાથી નીચે જીવે છે. એમના સુધી આ સમૃદ્ધિ પહોંચાડવાનું ભગીરથકાર્ય સાથોસાથ થવું જોઈએ. સમાજના મૂળભૂત ઢાંચાને સુધારવા માટે હજુ ઘણું ઘણું કરવાનું રહેશે. આમજનતાની અજ્ઞાનતા અને સમજુવર્ગની ઉદાસીનતાને પગલે ધીરે ધીરે giving up attitude - કશું જ નહિ થઈ શકે એવી ચિંતાજનક વૃત્તિ કેળવાતી ચાલી છે. મારો ઓરડો, ઘર કે ચોગાન માત્રને ચોખ્ખુ રાખવાથી આસપાસની ખદબદતી ગંદકીથી બચી નહિ શકાય. આપણી પ્રજાશક્તિ એક અબજ કરતાં પણ અધિક છે. એમાં ૨૫ વર્ષથી ઓછી ઉંમરના યુવાનો અરધા કરતાં પણ વિશેષ છે. આ યુવાશક્તિ ભટકીને વેડફાઈ ન જાય એ માટે સૌએ રજાના દિવસે રજાઈમાં મોઢું ઘાલી ઘોરવાને બદલે એને જરા આઘી કરી ઊગતા સૂર્યોદયની કલ્પનાકરતાં સોનેરી અજવાળું પાથરતા રસ્તાઓ પર ચાલવા માંડવાના દિવસો હવે આવી ગયા છે.

૨૬ જાન્યુઆરી ૨૦૦૭

પ્રબોધ ર. જોશી

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | અંક : સાતમો | સળંગ અંક : ૧૯૭

## અનુક્રમ . ફેબ્રુઆરી ૨૦૦૭



### ઉદ્દેશના વાચકો - ગ્રાહકો - લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) રૂ. ૭૫૦ છૂટક નકલ રૂ. ૨૫. પોસ્ટેજ સાથે. અંક મિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં, જવાબી પોસ્ટકાર્ડ મોકલ્યું હશે તો, અપાશે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે. લેખકોએ પોતાનું લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરમાં મોકલવું.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે. વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણોના અભિપ્રાયની જવાબદારી જે તે લેખકની છે.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું
  **'ઉદ્દેશ' ફાઉન્ડેશન,**
  **C/o પ્રબોધ ર. જોશી**
  **'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ ફોન** (૦૨૭૧૭) ૨૩૧ ૮૮૦ (અનિવાર્ય સંજોગોમાં રાત્રે આઠ પછી)
- 'ઉદ્દેશ'ના લવાજમો નીચેના સ્થળે પણ ભરી શકાશે. આ સરનામેથી છૂટક નકલો પણ મેળવી શકાશે.

૧. વિજય મૅગેઝીન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫૬૪૭૯, ૨૬૮૭૦૭૯૯
૨. સૌરભ પુસ્તક ભંડાર, બી/૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨, ફોન ૨૭૪૫૧૪૦૦, ૩૧૦૦૦૯૧૮
૩. મૅગેઝીન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧, ફોન. ૨૪૪૬૩૫, ૨૪૪૫૮૨
૪. ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. ૧-૨, સેન્ચુરી બજાર, પહેલા માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬, ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૯

આદ્યતંત્રી . રમણલાલ જોશી | સંપાદક : પ્રબોધ ર. જોશી

પ્રકાશક મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ક્રિષ્ના પ્રિન્ટરી, ૯૬૬, નારણપુરા જૂના ગામ, નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩ ફોન ૨૭૪૯૪૩૯૩ મોબા. ૯૪૨૬૩૦૦૬૪૦
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન : ૨૨૧૬૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

ફેબ્રુઆરી ૨૦૦૭

૧૯૭

# ઊગે અરુણ પ્રભાત

૨૬ જાન્યુઆરી, એક ઑર રજાનો દિવસ. (૧૫મી ઑગસ્ટ - સ્વાતંત્ર્ય દિન - અને ૨૬મી જાન્યુઆરી - પ્રજાસત્તાક દિન - એ બન્ને વચ્ચે શું ફેર એવો સવાલ 'કૌન બનેગા કરોડપતિ' નામના ટીવી શોમાં પૂછવા જેવો) ટીવી ઉપર એક ઑર દમદાર પરેડ પણ સતત ઝળુંબતો આતંકનો ચહેરો.

આ વર્ષોમાં આપણે શું કર્યું એનો હિસાબ આપણે આપણી પાસે જ માગવો ઘટે. ચૂંટણીઓ કરી, મધ્યવર્તી ચૂંટણીઓ કરી, ગાંધીજી, નેહરુ અને સરદારની કૉન્ગ્રેસ તો ક્યારનીય ખતમ થઈ ગઈ પણ રાજગોપાલાચારી, જયપ્રકાશ નારાયણ, કૃપલાણી કે રામમનોહર લોહિયાનો વિરોધપક્ષ પણ ન રહ્યો. વૉટ બૅન્કો રચી, રૅલીઓ કાઢી, તડજોડનું રાજકારણ કર્યું. આઝાદી પછી મોટા ઉપાડે સરકારે ઇન્ફ્રાસ્ટ્રક્ચર ડેવલપમેન્ટનું કામ માથે લીધું. એ તો પૂરું ન થયું પણ એની આડશમાં ભ્રષ્ટાચારની ઊંડી ખાઈઓ ખોદાણી. સરકારી નોકરોને - પ્રજાના સેવકોને ટૂંકા પગારો આપી હૉટેલમાં જેમ માલિક વેઇટરોને ઓછો પગાર આપી મહેરબાન ગ્રાહકોની ટીપ ઉપર છોડી દે તેમ ભ્રષ્ટાચારને ભરોસે છોડી દેવાયા. આ કામ સઘળી સહુલિયતથી થઈ શકે એ માટે કનડગતભર્યા સંદિગ્ધ કાનૂનો કર્યા, જટિલ કરમાળખાં રચ્યાં. શિક્ષણક્ષેત્રને પણ બાકી ન છોડ્યું. અપૂરતા પગારોથી ધનિક મા-બાપોના ફરજંદોના ટ્યૂશન ઉપર નભતા શિક્ષક-અધ્યાપકો ફાજલ સમયમાં લાઈબ્રેરીમાં જવાને બદલે ઇન્સ્યોરન્સ કંપનીઓના એજન્ટો બન્યા કે શેરબજારના સટોડિયાઓ. ઉત્તમ નાગરિકોનું સર્જન કરી શકે એવી પ્રતિભાઓનું, શક્તિઓનું પ્રાઈવેટ કંપનીઓમાં બ્રેઈન-ડ્રેઈન થયું. ફિલ્મી સિતારાઓને રાજકારણમાં આણ્યા. કેટલાકે તો ચોખ્ખું કહ્યું કે આમાં અમને કશી ખબર પડતી નથી. ચૂંટણીઓમાં ૫૦ ટકાથી ઉપર મતદાન થાય તો અધધ... આઠ કૉલમની હેડલાઈન આવે. બાકી ૩૦-૪૦ ટકા ટોળાના મતો જ નિર્ણાયક બને એવો તાલ ગોઠવાયો.

જોકે મોડે મોડે આવેલી સૂઝ પ્રમાણે આર્થિક ઉદારીકરણને પગલે ભારતીય અર્થતંત્રે એનું ગજુ દેખાડ્યું. વૈશ્વિકીકરણની પ્રક્રિયા ઝડપથી આગળ ધપી. વિશ્વનાં સ્પર્ધાત્મક બજારોમાં ઊભા રહેવાનો આત્મવિશ્વાસ કેળવાયો. આપણા અઠ્ઠાવનમા પ્રજાસત્તાકદિનની પૂર્વસંધ્યાએ આવેલા એક આંતરરાષ્ટ્રીય સંશોધન આધારિત અહેવાલ મુજબ આપણે ૨૦૨૦ની સાલ સુધીમાં આઠ ટકાથી વધુ વૃદ્ધિ દર જાળવીને ૨૦૫૦ લગીમાં તો અમેરિકાના અર્થતંત્રને પણ આંબી જશું ! ઔદ્યોગિક પ્રગતિની સાથોસાથ અન્નક્ષેત્રે, ઔષધ ઉત્પાદનક્ષેત્રે અને એવાં બીજાં ક્ષેત્રોમાં આત્મનિર્ભરતા, ઇન્ફૉર્મેશન ટેક્નોલોજીના ક્ષેત્રે હરણફાળ અને એવી કેટલીક સિદ્ધિઓ પણ આ વર્ષોમાં અલબત્ત જમા પક્ષે છે જ.

આમ છતાં આપણી સરેરાશ પ્રજા ગરીબીરેખાથી નીચે જીવે છે. એમના સુધી આ સમૃદ્ધિ પહોંચાડવાનું ભગીરથકાર્ય સાથોસાથ થવું જોઈએ. સમાજના મૂળભૂત ઢાંચાને સુધારવા માટે હજુ ઘણું ઘણું કરવાનું રહેશે. આમજનતાની અજ્ઞાનતા અને સમજુવર્ગની ઉદાસીનતાને પગલે ધીરે ધીરે giving up attitude - કશું જ નહિ થઈ શકે એવી ચિંતાજનક વૃત્તિ કેળવાતી ચાલી છે. મારો ઓરડો, ઘર કે ચોગાન માત્રને ચોખ્ખુ રાખવાથી આસપાસની ખદબદતી ગંદકીથી બચી નહિ શકાય. આપણી પ્રજાશક્તિ એક અબજ કરતાં પણ અધિક છે. એમાં ૨૫ વર્ષથી ઓછી ઉંમરના યુવાનો અરધા કરતાં પણ વિશેષ છે. આ યુવાશક્તિ ભટકીને વેડફાઈ ન જાય એ માટે સૌએ રજાના દિવસે રજાઈમાં મોઢું ઘાલી ઘોરવાને બદલે એને જરા આઘી કરી ઊગતા સૂર્યોદયની કલ્પનાકરતાં સોનેરી અજવાળું પાથરતા રસ્તાઓ પર ચાલવા માંડવાના દિવસો હવે આવી ગયા છે.

૨૬ જાન્યુઆરી ૨૦૦૭

પ્રબોધ ર. જોશી




## હયાતીનું દર્પણ

•

ગિરિમાળા મને સુંદર લાગે છે
જ્યારે તે સૂર્યના ઉદય-અસ્તને, ચંદ્રમાના વૃદ્ધિ-ક્ષયને
પોતાના શિખર પર શબનમની જેમ ઝીલી ઝુલાવે છે
સરિતાની ચારુતાને નેત્રપ્યાલીઓ ત્યારે જ સ્વીકારે છે
જ્યારે મૃત માતૃસ્મૃતિને પ્રજ્વલિતં પ્રદીપ રૂપે વક્ષસ્થલે વહાવે છે
તરુવરનાં પર્ણો દેવતાઓના કર્ણોને સ્પર્શી કદમ્બ કુસુમોની છટા
લઈ હવાની હિલ્લોલતી હવેલીઓને જીર્ણશીર્ણ થતી રોકી
વસત-આગમનની શરણાઈના સૂર રેલાવે ત્યારે
એક નિસ્તબ્ધ દુર્ગનો આધાર મને સુગંધિત બનાવે છે
વતનની ભટેરી-ટેકરી જેવું હૂંફથી હાંફતું શિલ્પ
જેટલું કશું વહાલું નથી કેમ કે તે
વાસુકિ નાગરાજોની મૂછ પુચ્છને વીંટી પડી
એક અવિચલ અશ્મયુગને નિમંત્રી રહી છે
ઝૂલતા ઝાડની ખાટી બડખ ડાળો પર લીલા લીલા પોપટ
લાલ લાલ ચાંચો મારી થાક્યા હોય એનું ચિત્ર કો'ક અજ્ઞાત
ચિત્રકારે દોર્યું હોય તો જોવું માટે આતુર છું
આવું એવું સુંદર એટલે સઘળાં ઉલ્લિખિત છે, પૃથ્વીની ચલિત
ગતિ જેવું, ગ્રહ-નક્ષત્રોની વિપરીતિ સમું
સર્વથી સુંદર તો
સુનીલ દેખાતો સમુંદર સમો અવકાશ છે
જેને મારી હયાતીનું દર્પણ
ગર્ભસ્થ બનાવી પ્રતિબિંબિત કરે છે....

અમદાવાદ
૩-૬-૨૦૦૩

'આકાશની ઉડ્ડયનલિપિ' માંથી
(કવિના પસંદીદા કાવ્યોમાંનું એક કાવ્ય)

# 'આકાશની ઉડ્ડયનલિપિ'ની લિપિ (વિવેચન)

**પ્રવીણ દરજી**

કોઈ એક 'સિદ્ધ' કવિ કે લેખક એનો કોઈ પણ ગદ્ય-પદ્યસંગ્રહ લઈને ભાવક પાસે ઉપસ્થિત થાય છે ત્યારે ભાવકની તેની પાસે કેટલીક ચોક્કસ અપેક્ષાઓ રહેતી હોય છે. એવી અપેક્ષાઓ પેલો સર્જક અમુક અંશે સંતોષતો પણ હોય છે. પણ કેટલાક એવા પણ હોય છે કે ભાવકની અપેક્ષાઓ કરતાં કંઈક જુદું જ લઈને આવે, ધારણાઓના સામા છેડેથી તે ક્યારેક આરંભ કરે. સમકાલીનોની joint-stock Poetryનો પડછાયો પણ તેના ઉપર ન હોય, ઊલટાનું, નિજી લયલીલાઓને અને એમ ભાવલીલાઓને અથડાવી મારી હોય, નીવડેલું - સપાટ જે હોય તેને ક્ષત-વિક્ષત કરી નાખ્યું હોય, પેલું Real interior Africa પણ એવું હોય કે પકડાય, પકડાય ને છટકી જાય, ક્યાંક limitless World for private explorationનો અનુભવ કરાવી રહે તો ક્યારેક, તો ઘણી બધી વાર એવા શબ્દો પોતે જ Objects in themselves બની જતા જણાય – આવી બધી વેળાએ બાપડાં પેલાં વિવેચક-વિવેચન Critical knowing plays no part – એવાં રાંક બની રહે અને ભાવકને To experience a poem is a quite different action એવું સત્ય ભારોભાર સમજાઈ રહે - આવા કવિઓ પણ હોય છે. રાધેશ્યામ શર્મા આ પ્રકારના કવિ છે. 'આકાશની ઉડ્ડયનલિપિ'માં આવી Cross flightsની તિલસ્મી દુનિયા છે. તિલસ્મી એ રીતે કે અહીં મૂર્ત-અમૂર્તની, અભિધા-લક્ષણાની-વ્યંજનાની, વાસ્તવ-અવાસ્તવ-અતિવાસ્તવની, ઇન્દ્રિયગ્રાહ્યતા-સેન્દ્રિયતાની, પ્રતીક-કલ્પન-અલંકરણની, લય-ગદ્યલયની, અછાંદસની કોઈ સીધી જોમેટ્રી નથી. જોમેટ્રી છે પણ તે કવિની ખુદની છે. દ્રાવણ બને જ એવો ઉપક્રમ નથી. ક્યાંક એ પરસ્પરને છેદે-ભેદે છે, તો ક્યાંક એની કારિકાને તોડે-ફોડે છે. આવી અથડામણને સહારે કવિ ક્યાંક World at largeને નકારે છે તો Private worldને આગળ ધરે છે, ક્યારેક અવળેથી પણ એ વાત બને છે ! આકાશ તો ઉડ્ડયન કરનારને ધારે છે. પણ એ ધારકની મરજી પોતીકા ઉડ્ડયનની હોય તો ? જે સ્થિર છે તેનું ઉડ્ડયન, તેની લિપિ એવો વ્યુત્ક્રમે અહીં કારસો મંડાયો છે. કવિ રાધેશ્યામની અને 'તેમના આકાશની ઉડ્ડયનલિપિ'નો એ જ તો વિશેષ રહ્યો છે ! આવી ઉડ્ડયનલિપિ આસાનીથી ઉકેલી શકાય તેમ નથી. મથામણ કરનાર બધું જ પામી શકશે એવું પણ નથી. અર્થ-અન્-અર્થ – બંનેની કે બંનેમાંથી કોઈ એકની જિકર કરનાર અહીં રાજી થઈ જશે તેવી ગૅરન્ટી પણ નથી. કેટલુંક સંદિગ્ધ રહી આકર્ષે તો કેટલુંક સંદિગ્ધ જ રહે છે. કેટલુંક સ્પષ્ટ થઈને રાજી કરે તો કેટલુંક અસ્પષ્ટ રહીને વિસ્તારે એવું અહીં તેથી ઠીક ઠીક બનતું જણાય. વળી, કવિનો મોરચો કંઈક રૂઢ સામે છે, છતાં એવા વિધિ-નિષેધને પકડીને એ ચાલ્યા હોય એવુંય નથી, કે એનો પ્રકટ વિરોધ કરવા જ લખાયું હોય એવું પણ નથી. સાચું કહીએ તો કવિએ, પોતાની ઉપસ્થિતિ અહીં છે તો પણ, શબ્દને જ સઘળો દોર આપી દીધો છે. શબ્દ એની રીતે મુગુટ-પાઘ પહેરે છે, એની રીતે જરકસી જામો કે ચીનાંશુક પહેરે છે. અહીં જે જાયકો છે તે એવા શબ્દોડ્ડયનનો છે. બાવનની અંદરનું અને બાવનની બહારનું, અવકાશી કે આકાશી, ધરાતલનું કે હૃદયતલનું, ચિત્તનું કે ચાતુર્યનું જે કંઈ અહીં આવિષ્કાર પામ્યું છે તે પેલા શબ્દ થકી. ઈ. ઈ. કમિંગ્ઝની જેમ અહીં સીધી દૃશ્યાકૃતિઓ નથી રચાતી, પણ ઊતરતી કે ચઢતી નિસરણીનાં પગથિયાંની જેમ શબ્દો ઉપર કે નીચે વળ લેતા, ગતિ કરતા રહે છે. જેની એક આંતર ડિઝાઇન અલબત્ત, ઊભી થતી જણાય. સંવેદનાને ચિત્રની

કક્ષાએ ને છેવટે ચિત્તની કક્ષાએ ઊંચકી આપવાનું ને પછી એકાધિક અર્થકંપનો વચ્ચે ભાવકને રોપી આપવાનું કવિકર્મ અહીં ધ્યાનાકર્ષક માત્રામાં જોવા મળે છે. 'સ્પર્શની અવઢવ સીમા', 'ઘોડી પેઠ હોડી', 'રોમશૂન્ય અવકાશ', 'આંગળિયાત અંધકાર', 'ખીંટી', 'પગલીનો પાડનાર', 'એક બપોર' કે એવી બીજી સંખ્યાબંધ રચનાઓમાં એવો કસબ પૂરી માત્રામાં પ્રકટ થયો છે.

કવિનો ઝૂમલૅન્સ વર્તમાનને છેક તળથી પકડે છે, ઓછું-આછું જણાતું હોય તેને પણ તે ખેંચી લાવે છે. 'દુ:શાસન ક્યાં ?', 'બહારવટે', 'શુભેચ્છા, અર્ધે રસ્તે...', 'ડૉલરિયા દેશના દંશે!', 'એ .જાન જાય !' જેવી ઘણી રચનાઓ તળના વાસ્તવને ક્યારેક સંકેતીને તો ક્યારેક અભિધાના સ્તરે રહેવા દઈ માનવની ધીંગી અસલિયતને ઉપસાવે છે. 'વાસ્તવની ઓકળીઓ' જેવી રચનામાં પુરાકલ્પનોનો વ્યત્યયી પ્રયોગ ધ્યાનાર્હ બની આવ્યો છે. રચના વિવિધ સ્તરેથી ફીણોટાતી, ફંગોળાતી - મધુરજનીના ખંડ અને સ્મશાનના પ્રચંડ સ્તંભ પાસે પોરો ખાતી વાસ્તવની ઓકળીભાતને અનુભવગમ્ય બનાવી રહે છે.

કવિ અંહીં કાવ્યત્વ અને જીવનત્વને યુગપદ્ નર્તન કરાવે છે. એ નર્તન કેવું છે તેનો તેઓ કશો અહેવાલ, કબૂલાત કે નિર્ણય નથી આપતા પણ અનેક કરણ-ઉપકરણ લઈને, સરળ-સંકુલ છટાંઓ દાખવીને સંવેદનાને ચકાવે ચઢાવે છે. એમ કરવા જતાં તેઓ નોંધે છે તેવી પ્રતીક-કલ્પનથી આગળની સામગ્રી લઈ આવે છે, મિથને મમળાવે છે, પુનર્નિમિત કરે છે, બે કાર્યકારણ વિનાની ઘટનાઓની સહસ્થિતિ કશોક કાવ્યગત ચમત્કાર જન્માવી શકાય તે માટે ઊભી કરે છે, આવાં કીમિયાઓ વાચક-ભાવકને ઝટ ન સમજાય, બદ્ધ રુચિવાળાને તેમાં કશાં તારણો-મારણો-કારણો ન મળે અને છતાં :

*અતિજ્ઞાનથી હું-ના અમસન*
*નેક્સ્ટ ફ્લાઈટથી હું જ અજાણ !* (પૃ. ૪૦)

* * *

*ઓજાઈ ખીણની / પાઈન કોટેજમાં / નારંગી નિકુંજ મધ્યે હું બેઠી હતી / કૃષ્ણજી / કેન્સરથી - સંગ્રસ્ત, પડ્યા શય્યાવશ.* (પૃ. ૭૨)

આવી પંક્તિઓ કશું જ સંક્રાન્ત નથી કરતી એમ રુચિસંપન્ન ભાવક કહી શકશે ખરો ? કહો કે આવી રચનાઓમાં જ કવિએ ધાર્યું નિશાન તાક્યું છે માણસ અને સમાજે જે વરખ ચઢાવ્યો છે, જે કૃતકતા લઈને એ જીવી રહ્યો છે. જાતીય રમખાણો, ભ્રષ્ટાચાર, યુદ્ધજ્વર, અને એવાં સઘળાં દૂષણો એને જે રીતે કોઠે પડતાં ગયાં છે, એનું જાડ્ય અને બધિરતા વધતાં ગયાં છે - એ તમામ અહીં કલેવર અને કલાકીય સામગ્રીથી પ્રસ્ફુટિત થતું આવ્યું છે. કવિએ એ નિમિત્તે પોતાના અભ્યાસ-નિરીક્ષણ ઉપરાંત કલા, અધ્યાત્મ વગેરેને પણ કામે લગાડ્યાં છે.

તેમનાં સ્થળવિશેષ અને વ્યક્તિવિશેષ કાવ્યો પણ સામાન્યપણે જોવા મળે છે તેમ માહિતી કે ગુણવિશેષકથનથી અટકી જતાં નથી. સ્થળ અને વ્યક્તિની ભીતર, આજુબાજુ તેમનું સંચરણ રહ્યું છે પરિણામે સ્થળ-વ્યક્તિનું વાસ્તવદર્શી ચિત્ર મળવાની સાથે, બીજું સૂક્ષ્મ ચિત્ર પણ પ્રાપ્ત થઈ રહે છે. આમ કરવા જતાં કવિનો કશા વિશેનો પક્ષપાત કે પ્રેમપાત નહિ પણ કાવ્યપાત જ આગળ રહે છે કોઈ એક ખૂણેથી એવાં વ્યક્તિચિત્રો ઊઠીને પછી તેના સમગ્ર રૂપને પ્રકટ કરી રહે છે. પછી એ કાવ્ય જે. કૃષ્ણમૂર્તિને લક્ષતું હોય કે ઉમાશંકર, વિષ્ણુપ્રસાદ, ઈશ્વરભાઈ, સ્મિતા પાટિલ, હરીન્દ્ર, ભૂપેન ખખ્ખર અથવા તો સત્યજિત રે કે સુ.જો. જેવા ઉપરનાં એ કાવ્યો હોય, કે જયંત પાઠક ઉપરની એ રચના હોય. એલિયટકથિત નિર્વૈયક્તિકતાનો ખેલ તેમણે પૂરી સંપ્રજ્ઞતાથી ખેલી જાણ્યો છે. કળા-ચિત્રકળા ઉભયનો કીમિયો જાણનાર જ આવું સાહસ કરી શકે. આવી જ અરૂઢતા એમનાં પ્રકૃતિવિષયક કાવ્યોમાં પણ જોવા મળવાની. અંહીં ઋતુવિષયક પરિચિત વિશ્વ કે પરિચિત ભાવસૃષ્ટિ ભાગ્યે જ લાધશે. આષાઢની વાત કરતાં તેથી જ કવિ મોરને

ગહેંકતા બતાવે છે, આષાઢથી જાગી ગયેલા લોકની વાત કરે છે પણ મોરનાં આંસુ ઢેલ ક્યાંથી પીએ, જ્યાં મયૂરનેત્રમાં ભેજ નહિ, વર્ષાને આબોહવા, સુવર્ણી સેજ નહિ એવી બરડતા ઉપર તે અટકે છે. વસંતની ખબર વિદૂષકને છે - એ શબ્દોમાં વ્યંગ્યની ધાર કેવી તીણી છે ! 'કચ્છપ્ અવતાર' કે 'રાત્રિમેઘ' જેવાં કાવ્યોનું પણ અહીં સ્મરણ કરી શકાય.

ભાષાઉડ્ડયન આ સંગ્રહનું રૂપાન્તરે કાવ્યોડ્ડયન બન્યું છે. રાધેશ્યામ કશાના ચોક્કસ આગ્રહી નથી, તેમ કશાને અમુક રીતે વળગાડીને તે આગળ ચાલ્યા નથી. તેમની પ્રયોગશીલતા પણ અનાગ્રહી છે. વ્યવહારના, બોલચાલના, સિનેમાના પડદા ઉપર શોભે તેવા, નર્યા તત્સમ લાગે, ભદ્રંભદ્રીય લાગે કે ક્યારેક નર્યા અજાણ્યા લાગે એવા બધા શબ્દોને તે જરૂર ઊભી થતાં પોતાની રીતે વિનિયોગે છે. એમ કરવા જતાં અર્થ-અન્-અર્થથી દૂર ઊભા રહી પેલો નારારંભ એ રચે છે. ક્યારેક સૂત્ર ન ય પકડાય એવું બને પણ એ બધો ખેલ નિરુદ્દેશ નહોતો; કશાનો ઇંગિત હતો એટલું તો જરૂર અનુભવી રહેવાય. 'વસ્ત્રફાડ ધ્વનિ', 'ચીસ', 'હજુ કૃષ્ણ-કારાગારે', 'દીવામાં દરિયા', 'ક્ષાન્તિનું વરદાન' જેવી અનેક રચનાઓમાં રાધેશ્યામનું એવું ભાષાઉત્ખનન નજરે પડવાનું.

રાધેશ્યામનું આ કાવ્યોડ્ડયન એમની આગવી કાવ્યસમજ અને આગવી ચાલનાનું દ્યોતક છે. પુરોગામીઓ, સમકાલીનોના પથ-પંથકો એમણે જોયાં છે, તેમનાથી તે ક્યાંક પ્રભાવિત થતા ક્યારેક લાગે. પણ એમની ગતિ તો 'સહજ મિલા સો દૂધ બરાબર' તરફની છે. પોતાની રીતનું, સહજસ્ફુરણ, સાહસસ્ફુરણ આ છે. અછાંદસના તમામ ભયને વટીને તેમણે આડું-ઊભું-ત્રાંસું-સીધું ને ઊંડું તાક્યું છે. ચિહ્નોને લગભગ અવગણીને અછાંદસને ચગવ્યો છે ને એવા અછાંદસનો આગવો 'રિધમ' ઊભો કર્યો છે. એ 'રિધમ'માં એમનું જગત, આપણું જગત પેલા શબ્દવિશેષથી Explore થતું આવ્યું છે. બધા જ લેખકો કંઈ બધા જ વાચકો માટે લખતા નથી -એમ જે કહેવાયું છે તે આ સંગ્રહ માણતાં સ્મરણમાં આવે છે. આ ઉડ્ડયનલિપિ પામી શકનારને શિયાળાની સવાર જેવો તાજપભર્યો અનુભવ થવાનો, પેલા મિનારાઓ-શિખરો અહીં પણ ઝૂલવા, નાચવા માંડે...

['આકાશની ઉડ્ડયનલિપિ' (કાવ્યસંગ્રહ).: કવિ : રાધેશ્યામ શર્મા, રન્નાદે પ્રકાશન, અમદાવાદ, મૂલ્ય રૂ. ૮૫, ડિમાઈ સાઈઝ, કાચું પૂંઠું, પૃ. ૧૧૯]

## આચરણ દ્વારા અભિવ્યક્તિ

"... નરવી પ્રજાકીય અસ્મિતા વગર રાષ્ટ્ર પ્રગતિ કરી શકતું નથી. સ્વાતંત્ર્ય પહેલાં જે દેશભક્તિ જોવા મળતી હતી એ આજે જોવા મળતી નથી. ભાષાવાર પ્રાન્તરચનાએ પ્રાદેશિકતાવાદને વકરાવવામાં ફાળો આપ્યો છે. પુનરુત્થાનકાળમાં 'દેશાભિમાન' અને 'દેશદાઝ' જેવા શબ્દો નર્મદે આપ્યા હતા. એ પછી સાક્ષરયુગમાં આપણું પ્રજાકીય સત્ત્વ વિદ્યાને માર્ગે પ્રવર્તાવા લાગ્યું. ગાંધીયુગમાં વ્યાપક દેશપ્રેમ અને લોકસંગ્રહાર્થે કર્મનો મહિમા થયો. પણ એ પછી તો અગાઉની ભાવનાઓનો સત્તાકારણમાં ઉપયોગ થયો.

મુખ્ય બાબત ભાવનાને પ્રત્યક્ષ આચરણમાં પ્રગટ કરવાની છે. તો જ એનો અર્થ છે. મધ્યકાળમાં અખાએ તો 'ગુરુ થા તારો તું જ' એ મંત્ર આપેલો. વર્ષો પહેલાં કિશોરલાલ મશરૂવાળા અને અંબુભાઈ પુરાણી વચ્ચે 'એકની સાધના બીજાને' એ વિશે જાહેર ચર્ચા થયાનું સ્મરણ છે. સંદર્ભ હતો શ્રી અરવિંદના પૂર્ણયોગની સાધનાનો. છેવટે વિભુ તત્ત્વ પ્રગટ તો થાય છે વ્યક્તિમાં, અને સમાજ બનેલો છે વ્યક્તિઓનો..."

(ઉદ્દેશ - ફેબ્રુઆરી ૧૯૯૧) રમણલાલ જોશી

# પ્રેમાનંદનું 'નળાખ્યાન' One man's theatre (અભ્યાસ)

ડો. ચિનુ મોદી

(૧)

આખ્યાન એ ભવાઈ પછીનું આપણું બીજું સાહિત્યિક સ્વરૂપ છે, જેમાં પ્રસ્તુતિ-પર્ફોમન્સ - અપેક્ષિત છે. ભવાઈ જેમ આખેઆખું અસાઈતનું રજવાડું છે, એ રીતે આખ્યાન પણ મહદ્અંશે પ્રેમાનંદની સ્વઉપાર્જિત સંપત્તિ છે, ભાલણ-નાકરનાં નામ આખ્યાન સાથે લેવાં જ પડે, પણ આખ્યાનનુ સ્વરૂપ અશેષ ઉઘડ્યું હોય તો પ્રેમાનદ પાસે જ. અસાઈત પ્રજા વચ્ચે જઈ ભવાઈના વેશ ભજવતા અને આ ભજવણી ઉદર નિમિત્તે હતી. પ્રેમાનંદ પણ પહેલાં એવા આખ્યાનકાર છે, જે આખ્યાન આમપ્રજા વચ્ચે જઈ પ્રસ્તુત કરતા અને આ પ્રસ્તુતિ પણ ઉદર નિમિત્તે જ રહેતી. અસાઈત ટોળી સાથે ભવાઈની પ્રસ્તુતિ કરતા. એમની ટોળીમાં ગાયકો-વાદકો અને નૃત્ય આવડતું હોય એવા નટ રહેતા. અસાઈત વેશ લખતા, પણ વેશની ભજવણી માટે અન્ય કલાકારોનો એમને સહકાર અનિવાર્ય રહેતો; જ્યારે પ્રેમાનંદની વાત જ અલગ હતી. અસાઈત જેમ એ શબ્દસિદ્ધ સર્જક તો ખરો જ. પણ, એ લખે તે આખ્યાનની પ્રસ્તુતિ માટે એને અન્યની આવશ્યકતા નહોતી એ સ્વયં લખે, એ જ માણ વગાડી સંગીત નિપજાવે અને ગાઈને નાટ્યાત્મક રીતે આખ્યાનને પ્રસ્તુત કરે એટલે પ્રેમાનંદનો એક માણસનો રંગમંચ છે. અસાઈત જેમ પ્રેમાનંદ પણ આ પ્રસ્તુતિ ઉદર નિમિત્તે કરતા. અસાઈત અને પ્રેમાનંદ આપણા પહેલા પહેલા પ્રોફેશનલ રાઈટર્સ છે, બેય સમૂહ સામે જઈ પોતાની કૃતિ પ્રસ્તુત કરનારા પણ છે. અસાઈતના ભવાઈના પ્રાપ્ત વેશોમાં અસાઈતના સમયનો ગુજરાતી સમાજ એની મર્યાદાઓ સાથે જ રજૂ થયો છે. જે કોઈને સમૂહ પાસે જવું છે, એ સર્જક પાસે પોતાના સમયના લોકોની નાડની પરખ અ-નિવાર્ય છે. અસાઈતની જેમ પ્રેમાનંદને પણ પોતાના સમયના ગુજરાત અને ગુજરાતીની પૂરી પરખ છે, એની પ્રતીતિ 'મામેરું' 'હૂંડી' જેવાં લઘુ આખ્યાનોમાં કરાવે છે. નરસિંહ મહેતાના જીવન આધારિત આખ્યાનોમાં આખેઆખું ગૃહસ્થ ગુજરાત ચિત્રિત થયેલું છે. એમના મિથિકલ આખ્યાનોમાં પણ મનુષ્યની પ્રકૃતિની સૂઝ-સમજદારી પ્રગટ થાય છે.

(૨)

પ્રેમાનંદનું એક વ્યક્તિનું થિયેટર છે એમ જ્યારે કહીએ છીએ ત્યારે મારા મનમાં થિયેટર સાથે જોડાયેલ કેટલીક ખાસ-ખાસિયતો છે. નાટક એ એક વ્યક્તિ માટે નથી થતું. એ બહુજન સમાજને એકસરખી રીતે રસલીન કરી આનંદનો અનુભવ કરાવે છે. નાટક ખાસ વર્ગ કે આમ વર્ગનું ન હોઈ શકે. એ હંમેશાં સર્વાનુભવરસિક જ રહેવાનું. પ્રેમાનંદ આખ્યાનકાર તરીકે નાટકની આ લાક્ષણિકતાને માત્ર જાણતો જ નથી એનું આચરણ પણ કરે છે.

પ્રેમાનંદના આખ્યાનોમાં સમૂહ સામે પ્રસ્તુતિની ક્ષમતા છે. પ્રેમાનદ પોતે જ કહે છે તેમ મહારાષ્ટ્રના છેક નંદરબાર સુધી એ ઉદર નિમિત્તે આખ્યાન કરવા ગયેલા છે. અર્થાત્ તળ ગુજરાતથી માંડી જ્યાં ગણ્યા-ગાંઠ્યા ગુજરાતીઓ છે અને ગુજરાતી ભાષાનો જેમને સહવાસ ઓછો છે એવા નંદરબારના ગુજરાતીઓ સુધી પ્રેમાનંદ પોતાનાં આખ્યાનો જનસમૂહ વચ્ચે પ્રસ્તુત કરે છે અને આ પ્રસ્તુતિ એના ઉદર પોષણ માટે ખપ પણ લાગે છે. અર્થાત્ આ પ્રસ્તુતિમા પ્રોફેશનલિઝમ છે. કેવળ ધાર્મિકતા નહીં; પણ જનમનોરંજનના લક્ષ્ય સાથે આ પ્રસ્તુતિ કરવામાં પ્રેમાનંદ સફળ થયેલા છે.

પ્રોફેશનલ નાટ્યકારોની જેમ પ્રેમાનંદને પણ ભાવક વિશે સભાનતા રાખવાની હતી. આ સભાનતા કેવા પ્રકારે 'નળાખ્યાન'માં પ્રગટ થાય છે તે જરા જોઈએ :

૧. કોઈ પણ ધંધાદારી નાટકના આરંભમાં મૂળ કથાનકની અગત્યની ઘટના પ્રસ્તુત ન જ થાય. કારણ કે હજી પ્રેક્ષકો, રસિક ભાવકો બન્યા નથી હોતા. નાટ્યગૃહમાં નાટક શરૂ થયા પછી પણ હજી પ્રેક્ષકો આવતા હોય, ગોઠવાતા હોય, પરસ્પર સાથે વિવેક આચરણ કરતા હોય એટલે પહેલી ૧૦ મિનિટ હંમેશાં ધંધાદારી નાટ્યકાર મૂળ કથાનક સાથે બહુ પ્રસ્તુત ન હોય એવું પ્રહસનાત્મક દૃશ્ય જ પ્રસ્તુત કરતા હોય છે.

આખ્યાનમાં રસિક શ્રોતાઓ રાતના વાળુ-પાણી કરી ગામને ચૌટે ભેગા થયા હોય. વહુ-વારુઓ વાસણ-કુસણ કરી, રસોડું સમેટી આખ્યાનમાં આવવાની હોય અને હજી પ્રેમાનંદ વીસ વીસ આંગળીએ પહેરેલા વેઢથી માણ વગાડવી શરૂ કરી એ પહેલાં, હૂપાહૂપ કરતાં બાળકો શ્રોતા તરીકે આવીને બેસી ગયા હોય એટલે પ્રેમાનંદ આખ્યાન પ્રકારના એક લક્ષણ મંગલાચરણનો લાભ લઈ અનેક દેવોને યાદ કરી ભક્તિમય વાતાવરણ ઊભું કરી દઈ શકે. પણ, પ્રેમાનંદ જાણે છે કે આવા અનેક દેવોની નામાવલિથી થોડી ઘણી આવેલી વ્યક્તિઓને કોઈ રોમાંચ થવાનો નથી. 'નળાખ્યાન'નો નિપુણ આખ્યાનકાર પ્રેમાનંદ એટલે આ આખ્યાનનો પ્રારંભ એક આડકથાથી કરે છે. આ આડકથા મહાભારતમાં છે જ પણ, બાળકોને મઝા પડે એ રીતે એ આ કથાનકને હાસ્ય દ્વારા એ પ્રસ્તુત કરે છે. પ્રેમાનંદ મંગલાચરણ તો માંડ બે પંક્તિનું જ કરે છે :

*"શંકરસુતનું ધ્યાન ધરૂં, સરસ્વતીને પ્રણામ કરૂં,*
*આદરૂં જોગ જશ નૈષધ તણો રે."*

અને પછી એક આખું પહેલું કડવું પ્રેમાનંદ બાળકોને ગમ્મત પડે એ રીતે યુધિષ્ઠિરની વ્યથાની કથા કહે છે. પાંડવો દ્યૂતમાં રાજ્ય હારી ગયા છે અને દ્વૈતકવનમાં જઈને વસ્યા છે. અર્જુન કૈલાસે ગયેલા છે અને એટલે ભીમ, સહદેવ અને નકુલના આશ્રયે યુધિષ્ઠિર છે. યુધિષ્ઠિર આ ત્રણ ભાઈઓના કારણે ખૂબ દુઃખી દુઃખી છે અને ત્યારે બૃહદશ્વ નામે ઋષિ ચાતુર્માસ માટે આ વનમાં આવે છે. એક વાર બૃહદશ્વના પગ તળાંસવા બેઠેલા યુધિષ્ઠિરને અર્જુન યાદ આવતાં, આંખમાંથી અશ્રુ સરી આવે છે અને એથી ઋષિના પગ ભીના થાય છે અને ઋષિ પૂછે છે :

*'શે દુઃખે, સત્યવાદી રાજા ! નેત્ર ભરે નીર-ધારા ?'*

અને ત્યારે ધર્મરાજા કહે છે કે અર્જુન ગયા પછી મારી તો દુર્દશા છે :

*'ભીમસેનની પાસે જો હું માગું દાતણ-પાણી*
*બડબડતો જાય, રીસ ચઢાવી, મોટાં વૃક્ષ (લાવે) તાણી.'*

નકુળને જો પ્રાતઃ સામગ્રી માટે કહીએ તો એક પ્રહર સુધી તો એ વરણાગીમાંથી જ ઊંચો ન આવે અને જો સહદેવને કામ સોપું તો પ્રાતઃ સામગ્રી માટે સારું મુહૂર્ત છેક મધ્યાહ્નને આવે છે અને સહદેવના ચાળા પાડતા હોય એ રીતે પ્રેમાનંદ લખે :

*'દક્ષિણ દિશાએ જોગણી છે, જો જાઉં તો હુ દુઃખ પામું,*
*પૂર્વ દિશાએ પરવરૂં તો ચંદ્રનું ઘર સાહામું.'*

આ રીતે પ્રારંભે ચોંટાડેલું ન લાગે એવું હાસ્યરસનું પ્રેમાનંદ નિમિત્ત શોધી કાઢે છે અને નહીં સાંધો, નહીં રેણ એ પ્રકારે આ પ્રસંગને મૂળકથાને અનિવાર્ય લેખાવવાનો ઉપક્રમ યોજી દે છે. યુધિષ્ઠિર અર્જુન વગર પોતે કેવા સૂના-સૂના થઈ ગયા છે એની વાત કરતા-કરતા નિસાસો મૂકીને બૃહદશ્વ ઋષિને પૂછે છે :

*'કોહોની, બૃહદશ્વ રુખી !*
*વંન વસવું, વિજોગ પડિયો, હું સરખો કોં દુઃખલ ?'*

અને ત્યારે બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિરને કહે છે કે તમે તો શું દુઃખી છે, તમારું દુઃખ તો નળ

# પ્રેમાનંદનું 'નળાખ્યાન' One man's theatre (અભ્યાસ)

ડો. ચિનુ મોદી

(૧)

આખ્યાન એ ભવાઈ પછીનું આપણું બીજું સાહિત્યિક સ્વરૂપ છે, જેમાં પ્રસ્તુતિ-પર્ફોમન્સ - અપેક્ષિત છે. ભવાઈ જેમ આખેઆખું અસાઈતનું રજવાડું છે, એ રીતે આખ્યાન પણ મહદ્અંશે પ્રેમાનંદની સ્વઉપાર્જિત સપત્તિ છે, ભાલણ-નાકરનાં નામ આખ્યાન સાથે લેવાં જ પડે, પણ આખ્યાનનું સ્વરૂપ અશેષ ઉઘડ્યું હોય તો પ્રેમાનંદ પાસે જ. અસાઈત પ્રજા વચ્ચે જઈ ભવાઈના વેશ ભજવતા અને આ ભજવણી ઉદર નિમિત્તે હતી. પ્રેમાનંદ પણ પહેલાં એવા આખ્યાનકાર છે, જે આખ્યાન આમપ્રજા વચ્ચે જઈ પ્રસ્તુત કરતા અને આ પ્રસ્તુતિ પણ ઉદર નિમિત્તે જ રહેતી. અસાઈત ટોળી સાથે ભવાઈની પ્રસ્તુતિ કરતા. એમની ટોળીમાં ગાયકો-વાદકો અને નૃત્ય આવડતું હોય એવા નટ રહેતા. અસાઈત વેશ લખતા, પણ વેશની ભજવણી માટે અન્ય કલાકારોનો એમને સહકાર અનિવાર્ય રહેતો; જ્યારે પ્રેમાનંદની વાત જ અલગ હતી. અસાઈત જેમ એ શબ્દસિદ્ધ સર્જક તો ખરો જ. પણ, એ લખે તે આખ્યાનની પ્રસ્તુતિ માટે એને અન્યની આવશ્યકતા નહોતી. એ સ્વય લખે, એ જ માણ વગાડી સંગીત નિપજાવે અને ગાઈને નાટ્યાત્મક રીતે આખ્યાનને પ્રસ્તુત કરે એટલે પ્રેમાનંદનો એક માણસનો રંગમચ છે. અસાઈત જેમ પ્રેમાનંદ પણ આ પ્રસ્તુતિ ઉદર નિમિત્તે કરતા. અસાઈત અને પ્રેમાનંદ આપણા પહેલા પહેલા પ્રોફેશનલ રાઈટર્સ છે. બેય સમૂહ સામે જઈ પોતાની કૃતિ પ્રસ્તુત કરનારા પણ છે. અસાઈતના ભવાઈના પ્રાપ્ત વેશોમાં અસાઈતના સમયનો ગુજરાતી સમાજ એની મર્યાદાઓ સાથે જ રજૂ થયો છે. જે કોઈને સમૂહ પાસે જવું છે, એ સર્જક પાસે પોતાના સમયના લોકોની નાડની પરખ અ-નિવાર્ય છે. અસાઈતની જેમ પ્રેમાનદને પણ પોતાના સમયના ગુજરાત અને ગુજરાતીની પૂરી પરખ છે, એની પ્રતીતિ 'મામેરું' 'હૂડી' જેવાં લઘુ આખ્યાનોમાં કરાવે છે. નરસિંહ મહેતાના જીવન આધારિત આખ્યાનોમાં આખેઆખું ગૃહસ્થ ગુજરાત ચિત્રિત થયેલું છે. એમના મિથિકલ આખ્યાનોમાં પણ મનુષ્યની પ્રકૃતિની સૂઝ-સમજદારી પ્રગટ થાય છે.

(૨)

પ્રેમાનંદનું એક વ્યક્તિનું થિયેટર છે એમ જ્યારે કહીએ છીએ ત્યારે મારા મનમા થિયેટર સાથે જોડાયેલ કેટલીક ખાસ-ખાસિયતો છે. નાટક એ એક વ્યક્તિ માટે નથી થતું. એ બહુજન સમાજને એકસરખી રીતે રસલીન કરી આનંદનો અનુભવ કરાવે છે. નાટક ખાસ વર્ગ કે આમ વર્ગનું ન હોઈ શકે. એ હંમેશાં સર્વાનુભવરસિક જ રહેવાનું. પ્રેમાનંદ આખ્યાનકાર તરીકે નાટકની આ લાક્ષણિકતાને માત્ર જાણતો જ નથી એનું આચરણ પણ કરે છે.

પ્રેમાનંદના આખ્યાનોમાં સમૂહ સામે પ્રસ્તુતિની ક્ષમતા છે. પ્રેમાનંદ પોતે જ કહે છે તેમ મહારાષ્ટ્રના છેક નંદરબાર સુધી એ ઉદર નિમિત્તે આખ્યાન કરવા ગયેલા છે. અર્થાત્ તળ ગુજરાતથી માંડી જયાં ગણ્યા-ગાંઠ્યા ગુજરાતીઓ છે અને ગુજરાતી ભાષાનો જેમને સહવાસ ઓછો છે એવા નંદરબારના ગુજરાતીઓ સુધી પ્રેમાનંદ પોતાનાં આખ્યાનો જનસમૂહ વચ્ચે પ્રસ્તુત કરે છે અને આ પ્રસ્તુતિ એના ઉદર પોષણ માટે ખપ પણ લાગે છે. અર્થાત્ આ પ્રસ્તુતિમાં પ્રોફેશનલિઝમ છે. કેવળ ધાર્મિકતા નહીં; પણ જનમનોરંજનના લક્ષ્ય સાથે આ પ્રસ્તુતિ કરવામાં પ્રેમાનંદ સફળ થયેલા છે.

પ્રોફેશનલ નાટ્યકારોની જેમ પ્રેમાનંદને પણ ભાવક વિશે સભાનતા રાખવાની હતી. આ સભાનતા કેવા પ્રકારે 'નળાખ્યાન'માં પ્રગટ થાય છે તે જરા જોઈએ :

૧. કોઈ પણ ધંધાદારી નાટકના આરંભમાં મૂળ કથાનકની અગત્યની ઘટના પ્રસ્તુત ન જ થાય. કારણ કે હજી પ્રેક્ષકો, રસિક ભાવકો બન્યા નથી હોતા. નાટ્યગૃહમાં નાટક શરૂ થયા પછી પણ હજી પ્રેક્ષકો આવતા હોય, ગોઠવાતા હોય, પરસ્પર સાથે વિવેક આચરણ કરતા હોય એટલે પહેલી ૧૦ મિનિટ હંમેશાં ધંધાદારી નાટ્યકાર મૂળ કથાનક સાથે બહુ પ્રસ્તુત ન હોય એવું પ્રહસનાત્મક દશ્ય જ પ્રસ્તુત કરતા હોય છે.

આખ્યાનમાં રસિક શ્રોતાઓ રાતના વાળુ-પાણી કરી ગામને ચૌટે ભેગા થયા હોય. વહુ-વારુઓ વાસણ-કુસણ કરી, રસોડું સમેટી આખ્યાનમાં આવવાની હોય અને હજી પ્રેમાનંદ વીસ વીસ આંગળીએ પહેરેલા વેઢથી માણ વગાડવી શરૂ કરી એ પહેલાં, હૂપાહૂપ કરતાં બાળકો શ્રોતા તરીકે આવીને બેસી ગયા હોય એટલે પ્રેમાનંદ આખ્યાન પ્રકારના એક લક્ષણ મંગલાચરણનો લાભ લઈ અનેક દેવોને યાદ કરી ભક્તિમય વાતાવરણ ઊભું કરી દઈ શકે. પણ, પ્રેમાનંદ જાણે છે કે આવા અનેક દેવોની નામાવલિથી થોડી ઘણી આવેલી વ્યક્તિઓને કોઈ રોમાંચ થવાનો નથી. 'નળાખ્યાન'નો નિપુણ આખ્યાનકાર પ્રેમાનંદ એટલે આ આખ્યાનનો પ્રારંભ એક આડકથાથી કરે છે. આ આડકથા મહાભારતમાં છે જ પણ, બાળકોને મઝા પડે એ રીતે એ આ કથાનકને હાસ્ય દ્વારા એ પ્રસ્તુત કરે છે. પ્રેમાનંદ મંગલાચરણ તો માંડ બે પંક્તિનું જ કરે છે :

*"શંકરસુતનું ધ્યાન ધરું, સરસ્વતીને પ્રણામ કરું,*
*આદરું જોગ જશ નૈષધ તણો રે."*

અને પછી એક આખું પહેલું કડવું પ્રેમાનંદ બાળકોને ગમ્મત પડે એ રીતે યુધિષ્ઠિરની વ્યથાની કથા કહે છે. પાંડવો દ્યૂતમાં રાજ્ય હારી ગયા છે અને દ્વૈતકવનમાં જઈને વસ્યા છે. અર્જુન કૈલાસે ગયેલા છે અને એટલે ભીમ, સહદેવ અને નકુલના આશ્રયે યુધિષ્ઠિર છે. યુધિષ્ઠિર આ ત્રણ ભાઈઓના કારણે ખૂબ દુઃખી દુઃખી છે અને ત્યારે બૃહદશ્વ નામે ઋષિ ચાતુર્માસ માટે આ વનમાં આવે છે. એક વાર બૃહદશ્વના પગ તળાંસવા બેઠેલા યુધિષ્ઠિરને અર્જુન યાદ આવતાં, આંખમાંથી અશ્રુ સરી આવે છે અને એથી ઋષિના પગ ભીના થાય છે અને ઋષિ પૂછે છે :

*'શે દુઃખે, સત્યવાદી રાજા ! નેત્ર ભરે નીર-ધારા ?'*

અને ત્યારે ધર્મરાજા કહે છે કે અર્જુન ગયા પછી મારી તો દુર્દશા છે :

*'ભીમસેનની પાસે જો હું માગું દાતણ-પાણી*
*બડબડતો જાય, રીસ ચઢાવી, મોટાં વૃક્ષ (લાવે) તાણી.'*

નકુળને જો પ્રાતઃ સામગ્રી માટે કહીએ તો એક પ્રહર સુધી તો એ વરણાગીમાંથી જ ઊંચો ન આવે અને જો સહદેવને કામ સોપું તો પ્રાતઃ સામગ્રી માટે સારું મુહૂર્ત છેક મધ્યાહ્નને આવે છે અને સહદેવના ચાળા પાડતા હોય એ રીતે પ્રેમાનંદ લખે :

*'દક્ષિણ દિશાએ જોગણી છે, જો જાઉં તો હુ દુઃખ પામું,*
*પૂર્વ દિશાએ પરવરું તો ચંદ્રનું ઘર સાહામું.'*

આ રીતે પ્રારંભે ચોંટાડેલું ન લાગે એવું હાસ્યરસનું પ્રેમાનંદ નિમિત્ત શોધી કાઢે છે અને નહીં સાંધો, નહીં રેણ એ પ્રકારે આ પ્રસંગને મૂળકથાને અનિવાર્ય લેખાવવાનો ઉપક્રમ યોજી દે છે. યુધિષ્ઠિર અર્જુન વગર પોતે કેવા સૂના-સૂના થઈ ગયા છે એની વાત કરતા-કરતા નિસાસો મૂકીને બૃહદશ્વ ઋષિને પૂછે છે :

*'કોહોની, બૃહદશ્વ રુખી !*
*વંન વસવું, વિજોગ પડિયો, હું સરખો કોં દુઃખલ ?*

અને ત્યારે બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિરને કહે છે કે તમે તો શું દુઃખી છે, તમારું દુઃખ તો નળ

પામ્યો એથી સોમા ભાગનું પણ નથી અને એ રીતે બૃહદશ્વ ઋષિ યુધિષ્ઠિરને નળની કથા માંડીને કહે છે. આમ, આડકથાને પ્રેમાનંદે ભાવક પ્રીત્યર્થે રસપ્રદ બનાવીને લેખે લગાડી છે. અહીં ધંધાદારી-પ્રોફેશનલ-ડ્રામેટિસ્ટ જે રીતે નાટકના પ્રથમ અંકના પ્રથમ પ્રવેશની કથાને માવજત આપે એ પ્રકારની ભાવક સાપેક્ષ પ્રેમાનંદ માવજત કરી છે. પ્રસ્તુતિના પ્રારંભે ભાવકનું ચિત્ત પ્રસ્તુત કૃતિમાં હજી ઓતપ્રોત થયું ન હોય અને નાટ્યારંભે થોડીક ક્ષણો એ સામાજિક હોય એ પરિસ્થિતિને લક્ષમાં રાખવી પ્રસ્તુતિકાર માટે અનિવાર્ય હોય છે.

'નળાખ્યાન'માં પ્રેમાનંદ મૂળ કથાનકના ગાંભીર્યને ઓગાળી નાખીને હાસ્યરસથી કથા ઉદ્‌ઘાટિત કરે છે તે કૌશલ કોઈ થિયેટર પર્સનનું જ હોય. પ્રેમાનંદ આવું કૌશલ દાખવીને આપણને અચરજમાં મૂકી દે છે. આ ઉપરાંત પ્રેમાનંદ કોઈ પણ પ્રસ્તુતિકારની જેમ ભાવક સભાન છે. સૌપ્રથમ આવી આગળ બેસી ગયેલા બાળકોને ત્રણ પાંડવો અને યુધિષ્ઠિરના વ્યવહારને રમૂજથી વર્ણવી લોટપોટ કરી મૂકે છે. આ બાળકો મોડી રાત સુધી જાગવાના નથી એટલે પ્રારંભે જ એમને રિઝાવી દઈ બાળજગતમાં પણ પ્રેમાનંદ પોતાની રસિકતાનો સિક્કો જમાવે છે. શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળાને બહુ વર્ષો પહેલાં પ્રેમાનંદના આ આખ્યાનોને સિનેમેટોગ્રાફીની પરિભાષા દ્વારા પરિતોષ પ્રાપ્ત થયેલો મને 'નળાખ્યાન'મા પ્રોફેશનલ થિયેટર પર્સનનો સાક્ષાત્કાર થાય છે.

(૪)

જેમ મધુ રાય જ્યોર્જ બર્નાડ શોના નાટક 'પિગ્મિલિયન'ને ગુજરાતીમાં રૂપાંતરિત કરતી વખતે ગુજરાતી દર્શક સમાજને અર્થાત્ પ્રેક્ષકને લક્ષમાં રાખે અને એકદમ ગુજરાતી લાગે એવું નાટક 'સંતુ રંગીલી' આપે, એ જ રીતે પ્રેમાનંદ પુરાણ ખ્યાત કથાનકને ભાવક સમાજ સામે પ્રસ્તુત કરતી વખતે ગુજરાતીતાનો સ્પર્શ આપે છે. ઘણી વાર ગુજરાતીના અધ્યાપકોને અર્થાત્ વિવેચકોને આ વાત ખૂંચી છે. આમેય ગુજરાતીના બહુ ઓછા વિવેચકોને નાટક જોતાં આવડ્યું છે. નાટક જાણે ભણાવવાની જ ચોપડી હોય એમ કલ્પીને એનાં વિવેચનો થયાં છે. આ ટેવને કારણે પ્રેમાનંદ જેવો શક્તિશાળી સર્જક પણ આવા વિવેચકની અડફેટમા આવી ગયો છે. નદીઓ પોતાના ગજ લઈને દરિયાને માપવા નીકળી છે અને મરીઝસાહેબ સાચા જ છે કે નદીઓ દરિયામાં ખોવાઈ ગઈ છે.

પરફોર્મન્સ–પ્રસ્તુતિ એ કથાનકની અલગ જ માવજત માંગી લે છે. મહાભારતના કથાનકને પુનઃ એની એ રીતે કહેવામાં ઔચિત્ય પણ નથી. ભગવાન વ્યાસે તો આ કથાનકને મહાકાવ્યને અનુકૂળ એવી રીતિથી ટેકલ કર્યું હોય. હવે જો આખ્યાનકાર મહાભારતકારની મહાકાવ્યની નિરૂપણરીતિ રાખીને આખ્યાન લખે તો એમાં સ્વરૂપ ઔચિત્ય રહેતું નથી. મહાકાવ્ય અને આખ્યાન વચ્ચે ભેદ છે એ પ્રેમાનંદ સમજે છે. મહાકાવ્ય પઠન સાપેક્ષ કલા છે, જ્યારે આખ્યાન માત્ર વાચનનો વિષય નથી. મહાકાવ્યનો ભાવક વાચક હોય છે, જ્યારે આખ્યાનનો ભાવક એ પ્રેક્ષક હોય છે. પ્રેમાનંદ આ આંતરસૂત્રને અજવાળે છે અને મૂળ પુરાણકથાને અતિશય અલ્પ ફેરફારો સાથે અકબંધ રાખે છે. પણ આ કથાનકની માવજતમાં એ મોટો ફેર પાડી આપે છે. મહાભારતકારે વનપર્વમાં આ ઉપકથાનું આલેખન કર્યું છે. ગુજરાતી ભાષામાં ઈ.સ.ની ૧૪મી સદીથી આ કથાને નિરૂપતાં સંખ્યાબંધ કાવ્યો લખાયાં છે. ભાલણ, નાકર, વિષ્ણુદાસ અને અવિચળદાસ આ કથાને લઈને આખ્યાનો રચે છે. કેટલાક જૈન કવિઓએ પણ આ કથાનકને કાવ્ય વિષય બનાવ્યું છે અને નય સુંદર અને સમય સુંદરે 'નળદમયંતી રાસ' પણ લખેલો છે. સસ્કૃતમા મહાકવિ હર્ષ 'નૈષધિપરચિત' લખે છે. ત્રિવિક્રમ ભટ્ટ 'નલ ચંપૂ' લખે છે અને નીલકંઠ દીક્ષિત 'નળચરિત' નાટક લખે છે અને આ લખનારે પણ 'બાહુક' નામે

દીર્ઘકાવ્ય અને 'નૈષધરાય' નામે દ્વિઅંકી નાટક લખ્યું છે. અર્થાત્, નળની કથા અનેક સર્જકોને અનેક યુગોથી આકર્ષતી આવી છે. પ્રેમાનંદ પાસે આ કથાનકને આખ્યાનમાં પોતાની રીતે પ્રસ્તુત કરવાનો મોટો પડકાર હતો. ભાલણ, નાકર દ્વારા આખ્યાન સ્વરૂપમાં જ આ કથાનક ઉપયોગમાં લેવાઈ ગયા પછી આખ્યાનમાં સ્વરૂપમાં આ કથાનક સામે રચતી વખતે પ્રેમાનંદ સામે મોટા પડકારો હતા.

(૧) કથાનક ખ્યાત હોવાથી જિજ્ઞાસા જીવતી રાખવી અશક્ય. સામે બેઠેલો શ્રોતા કથાનક-ખ્યાત હોવાના કારણે કથા સંદર્ભે કોઈ જિજ્ઞાસા સેવતો ના હોય અને આવા શ્રોતાને પ્રસ્તુતિ વખતે જકડી રાખવા એ પ્રેમાનંદ સામેનો પહેલો પડકાર હતો.

(૨) એક કાવ્ય સ્વરૂપમાં એક કથા વારંવાર ઉપયોગમાં લેવાઈ ગઈ હોય અને એનો પુનઃ ઉપયોગ ઘણું ખરું અનુકરણમાં પરિણમે. મોટી પ્રતિભાવાળો સર્જક ખ્યાત કથાનક અને પૂર્વે જે સ્વરૂપમાં એ કથાનકની અભિવ્યક્તિ થઈ હોય એની લઢણને અતિક્રમી શકે. પ્રેમાનંદ સામેનો આ બીજો પડકાર હતો અને તે આ પડકારને પણ સફળતાથી પહોંચી વળી શકે છે.

(૩) આખ્યાનનું સ્વરૂપ ભાલણ અને નાકર દ્વારા ગુજરાતી સાહિત્યમાં સ્થાપિત થઈ ચૂક્યું હતું અને રૂઢ થઈ ગયેલા આ સ્વરૂપે પ્રેમાનંદે પણ 'નળાખ્યાન' લખતાં પહેલાં અનેક વાર ઉપયોગમાં અને 'હૂંડી' અને ઈ.સ. ૧૬૬૬થી ઈ.સ. ૧૬૭૭ સુધી રચાયેલી પ્રેમાનંદની આખ્યાન કૃતિઓ છે. ઈ.સ. ૧૬૭૭ અથવા ઈ.સ. ૧૬૮૬ એવી બે સાલ 'નળાખ્યાન' રચ્યાની મળે છે. અર્થાત્ આખ્યાનના સ્વરૂપમાં પ્રેમાનંદ વારંવાર પ્રગટ થઈ ચૂક્યા છે. 'નળાખ્યાન' વખતે 'આખ્યાનના દૃઢ થઈ ગયેલા બીબાંઢાળ સ્વરૂપને ગતાનુગતિક પ્રેમાનંદ ઉપયોગમાં લેતા નથી. પ્રેમાનંદ કથાનક અનુસાર આખ્યાનના સ્વરૂપને પોતાની રીતે આખ્યાનની લાક્ષણિકતાઓ સાચવીને નવેસરથી સર્જે છે. પ્રેમાનંદ આવડતા આખ્યાનના સ્વરૂપને કેવળ ઘૂંટતા નથી, પણ આખ્યાનના સ્વરૂપની વિધવિધ શક્યતાઓને એ તાગવા મથે છે. આજે આપણે જોઈએ છે કે ઘણા આપણા સાહસિક સર્જકો ઉત્તર-વયમાં આવડતો એકડો ઘૂંટ્યા કરે છે. ત્યારે પ્રેમાનંદ આવી મર્યાદાઓનો ભોગ બનતા નથી. આ ત્રીજો પડકાર સર્જકત્વ શક્તિની સામેનો હતો અને પ્રેમાનંદ આ પડકારને પણ પહોંચી વળે છે.

પ્રેમાનંદ કથાનકથી પરિચિત એવા શ્રોતાને, ઘટનાતત્ત્વની માવજતથી અચરજ મુગ્ધ કરે છે. એક-બે ઉદાહરણથી આ મુદ્દાને સ્પષ્ટ કરીએ : ત્રીજા કડવામાં પ્રેમાનંદ નળના ચિત્તમાં દમયંતીની આકાંક્ષાનું બીજારોપણ કરે છે. એક પંક્તિમાં કહી શકાય તેવી વાત માટે પ્રેમાનંદ શ્રોતાને ધ્યાનમાં રાખીને દમયંતી અંગેની આકાંક્ષાને બહેલાવીને પ્રસ્તુત કરે છે. નળને ઘેર વીણાપાણિ આવ્યા છે. આદર સાથે નારદજીની આગતા-સ્વાગતા નળ કરે છે. નારદજી નળના કુશળ-ક્ષેમ પૂછે છે :

*'રાજ્યાસન નળનું દેખી નારદ ઋષિ એમ પૂછે,*
*જે, પટરાણી દીસતાં નથી, કોહોની, કારણ શું છે ?'*

આજન્મ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરનાર નારદ નારી અંગે શું કરવા કુતૂહલ પ્રગટ કરતાં હશે ? શ્રોતાને તરત રમૂજ પડવાની શરૂ થાય છે કે રાણી વગર રાજ્યાસને બેસાય નહીં અને ત્યારે રૂપે કામદેવ જેવા નળ અહમ્‌થી કહે છે :

*નળ કહે છે : 'તમ્યો પ્રજાપતિના પુત્ર, વીણાધારી !*
*જાણતા હશો બ્રહ્માએ માહારે નિરમી છે કો નારી ?'*

અને નારદજી નળને સામે કહે છે કે એક કન્યા છે, અલૌકિક છે. જેને વેદ વર્ણવે તેવી કન્યા છે અને પછી ઉમરે છે : 'તે તો ઇન્દ્રને ઇચ્છે નહીં તો તુને ક્યાંથી પરણે ?'

નારદજી નળના અહમ્ પર કુઠારાઘાત કરે છે અને ત્યારે નળ જિજ્ઞાસા પ્રગટ કરે છે કે આ

કન્યાનુ નામ શું ? એ કયા રાજાની દીકરી ? કઈ નગરીમાં એ વસે ? અને આટલી જિજ્ઞાસાનો નારદજી લાભ ન લે એવું તો બને જ નહીં ને ? એ તો માંડીને દમયંતી જન્મની વાત કરે છે અને કહે છે, 'એના રૂપનાં વખાણ મુખથી થાય એમ નથી. કોઈ ઉપમા ઉત્પ્રેક્ષા કે રૂપ એના રૂપને વર્ણવી શકે એમ નથી, અને અતિશયોક્તિ અલંકારનો ઉપયોગ કરી પ્રેમાનંદ નારદજી પાસે કહેવડાવે છે :

*'સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ તેજનું ભર્યું એક પાત્ર*
*તે તેજનું બ્રહ્માજીએ ઘડ્યું દમયંતીનું ગાત્ર*
*કાંઈ એક શેષ વધ્યું ઘડતાં, તેહેમાંહાંથી ગેરો પડિયો,*
*વિરંચિએ એકઠું કરીને તેહેનો ચંદ્રમા ઘડિયો.*

અને ભાવકોને મઝા તો ત્યારે પડે જ્યારે નારદજીને નળ પ્રશ્ન કરે કે દમયંતી તો હમણા અવતરી એ અવતરી, એ પહેલાં ચદ્ર નહોતો ? અને ત્યારે શ્રોતાને થાય કે આપણા મનમાં પણ આવો જ પ્રશ્ન હતો. પણ પ્રેમાનંદ આટલાથી અટકે નહી. નારદ કહે છે કે દમયંતીને બ્રહ્માજીએ ઘડી રાખેલી પણ, પૃથ્વી ઉપર અવતારેલી નહીં. દમયંતી માટે એવો ભરથાર પણ એમને ઘડવો પડે ને ? પ્રેમાનદ આ બધુ કમઠાણ પોતાની પ્રતિભાથી નિપજાવે છે. આ તો એક ઘટના કહી. એક અન્ય ઉદાહરણ પણ જોઈએ :

(૧) દ્યૂતમાં હાર્યા પછી નળ અરણ્યમાં જઈ રહ્યો છે અને દમયંતીને કહેવડાવે છે કે તમે પિયર જજો તો દમયંતી કહે છે કે જેમ દેહને છાયા વળગી રહે.

*'તેમ હું તાહારી તારુણી, કેમે ન થાઉં અળગી જી.*

અને સાથે સાથે ચેતવણી આપે છે

*'જો અળગી કરશો તો કંથજી તો પ્રાણ ત્યજુ તત્કાળ રે.'*

અને નળ કહેવડાવે છે કે બાળકોને પિયર મોકલાવજો અને ભગવાન વ્યાસ પણ રાજી થાય એવું આ કથાનકમાંથી રસનું સ્થાન પ્રેમાનંદ શોધી કાઢે છે. વાત્સલ્ય વારંવાર કવિઓ દ્વારા અભિવ્યક્તિ પામ્યું નથી. પ્રેમાનંદ બાળકોને વિદાય કરતી વખતે દમયંતીના મુખે વાત્સલ્યથી છલકતું અને ઘેરા સંવેદનને વ્યક્ત કરતું 'જનનીની જોડ સખી નહીં જડે રે લોલ...' સરખું એક અમર પદ સર્જે છે.

*'મોસાળ પધારો રે, મોસાળ પધારો રે, બાહુઆં રે !*
*મોસાળ પધારો રે, લાડકવાયાં ઓ બાળ,*
*નમાયાં થઈ વરતજો રે, સહેજો મામીની ગાળ રે.*
*મોસાળ...'*

અહીં ત્રણ વખત 'મોસાળ પધારો રે' રિપીટ કરીને કવિ સાંભળનારાને આર્દ્ર બનાવી દે છે. શ્રોતાવર્ગ ગુજરાતી છે એટલે અહીં દમયંતી એ રાજરાણી નથી પણ જેનો પતિ દ્યુતમાં સર્વસ્વ હારી ગયો છે, એવી લાચાર નારી છે. આ નારી સાથે શ્રોતાવર્ગમાં બેઠેલી સ્ત્રીઓને તરત સંબંધ થાય એ રીતે આ આખું દશ્ય કલ્પવામાં આવ્યું છે. બાકી, પ્રેમાનંદને ખબર જ છે કે વિદર્ભમાં સંતાનો થશે ત્યાં તો ભારે લાડકોડ જ મળવાનાં છે. દમયંતી કંઈ શ્રોતા તરીકે બેઠેલી સ્ત્રીઓ જેવી સામાન્ય આર્થિક પરિસ્થિતિવાળી નથી. દમયંતીનું પિયર તો રાજ-ઘરાણુ છે. પરતુ, કિમિયાગર પ્રેમાનંદને તો આ ક્ષણ, બેઠેલા સ્ત્રી-સમાજને ભાવવિભોર કરી દેવા માટેની છે એટલે દમયંતીના પિયરને સામાન્ય આર્થિક સ્થિતિ ધરાવતા કુટુંબ જેવું ચિત્રિત કરવામાં કાંઈ લજ્જા આવતી નથી. આને ગુજરાતીના અધ્યાપકો ભલે ગુજરાતીતા કહી વગોવે, પણ મારે મન 'મોસાળ પધારો રે' જેવું ભાવગીત પ્રેમાનંદ આપે તેનો ભારે મહિમા છે.

(૫)

અનેક સાહિત્યિક સ્વરૂપોમાં નળ-દમયંતીની કથા લઈ વિધવિધ ભારતીય ભાષાઓમાં કામ થઈ ગયું હોય, ત્યારે એ જ કથાને લઈ એક નવું કાવ્ય રચવાનો ઉપક્રમ એ સર્જકતા સામે મોટો પડકાર બની રહે છે. મૂળ મહાભારતમાં ભગવાન વ્યાસ

જેવા મહાકવિ આ કથાને પહેલી વાર કલ્પે છે. આ આડકથા કલ્પવાનું મુખ્ય કારણ યુધિષ્ઠિરને શાતા-સાયકોલોજિકલ રિલિફ- આપવા માટે છે. ભગવાન વ્યાસ માટે આ ગૌણ કથાનક છે. અર્થાત્ ઉપાખ્યાન છે. મહાકાવ્યના મોટા પટમાં નળ-દમયંતીની કથાનું રો-મટિરીયલ છે. એમ સમજો કે આ કથાનું કાચું માળખું છે: પણ મહાકવિની પ્રતિભા અનેક રસસ્થાનોની શક્યતાઓ સર્જે છે. સંસ્કૃતના મહાકવિ હર્ષ આ કથાને આધારે જ 'નૈષધિયચરિત' રચે છે. ત્રિવિક્રમ 'ચંપૂ' નામના કાવ્યપ્રકારમાં આ કથાને ઢાળી જુએ છે. પ્રાચીન લોકકથા-સંગ્રહ 'બૃહત્થકથામંજરી' તથા 'કથાસરિત્સાગર'માં ક્ષેમેન્દ્ર તથા સોમદેવ કથાની પરંપરામાં આ કથાવસ્તુને ઢાળે છે. ઈ.સ. ૧૬મી સદીમાં અકબર બાદશાહના પ્રિય કવિ ફૈઝીએ પણ નળકથા ઉપરથી 'નલ-દમન' નામનું એક કાવ્ય રચ્યું છે. આ ઉપરાંત જૈન કવિઓએ પણ સંસ્કૃતમાં નલકથા લઈને કાવ્ય અને નાટકો રચ્યાં છે.

આમ, નળ-દમયંતીનું કથાનક અનેક ભાષાઓમાં, અનેક સાહિત્યિક સ્વરૂપોમાં પ્રેમાનંદ પૂર્વે ઉપયોગમાં લેવાઈ જ ગયું હતું. મહાકાવ્ય, નાટક, ચંપૂ, રાસા ઇત્યાદિ સ્વરૂપો પણ અભિવ્યક્તિ માટે ઉપયોગમાં લેવાઈ ગયાં હતાં. અર્થાત્,

'Theme dictates the form' એ વાક્ય ખોટું ઠરે એવું આ કથાનકમાં બળ છે. પ્રેમાનંદ એને આખ્યાનના સ્વરૂપમાં ઢાળે એ પૂર્વે ભાલણ અને નાકર નળની કથાને આખ્યાન દ્વારા વ્યક્ત કરી જ ચૂક્યા છે. પ્રેમાનંદ માટે આ પરિસ્થિતિ પડકારરૂપ છે. અન્ય સાહિત્યિક સ્વરૂપોમાં થયેલું કામ પ્રેમાનંદે કદાચ જાણ્યું હશે. પણ, ભાલણ અને નાકરથી તો પ્રેમાનંદ પરિચિત જ છે. કારણ કે ભાલણ અને નાકર દ્વારા મૂળ કથાનકમાં કરાયેલા ફેરફારોને પ્રેમાનંદ પોતાની રીતે સ્વીકારે છે અને નવેસરથી યોજે છે. ક્યારેક પ્રેમાનંદ ભાલણ અને નાકરે ઉપયોગમાં લીધેલા અલંકારોનો ઉપયોગ પોતાના આખ્યાનમાં કરી જ દે છે. જો કે ભાલણ અને નાકર આ અલંકારો માટે 'નૈષધિયચરિત'ના ઋણી છે. એક ઉદાહરણથી જોઈએ :

*'કબરીપીછભાર મયૂરનો, વઢતાં ગ્યાં વિધાતા પાસ,*
*અર્ધ ચંદ્ર દઈ શિખી કાઢ્યો, પૂજી પુષ્પ પ્રકાશે.'*

(ભાલણ : નળાખ્યાન)

*'મોરપીછ દમયંતીના કેશ, બેહુનિ, વાદ થયો, નરેશ !*
*બ્રહ્મા આગલિ બેહુએ ગયા, "સત્ય બોલોનિ, આણો દયા'*
*પુષ્પ ચડાવી બ્રહ્મા લાગા પાય: વેણી સમતુલ્ય તા નહીં થવાય.*
*બ્રહ્મા ખીજીને ઉચર્યા, અર્ધ ચંદ્ર કાઢ્યો, પરવર્યા*

(નાકર : નળાખ્યાન)

*કચ સમૂહની રાવ કરવા વિધિ કને કળાકાર ગયો,*
*કર અર્ધ ચંદ્ર કાઢ્યો ઠેસી, અદ્યાપિક અંગે રહ્યો.*

(પ્રેમાનંદ : નળાખ્યાન, કડવું ૧૫ - કડી ૨૬)

આમ, પ્રેમાનંદ પૂર્વ કવિઓના કાવ્યત્વનો એના અલંકારોનો એડિટ કરીને ઉપયોગ કરે છે.

ભાલણ અને નાકરનું 'નળાખ્યાન' પ્રેમાનંદના 'નળાખ્યાન'ની તોલે બેસી શકે એવું નથી. કારણ કે પ્રેમાનંદ રસિકતાની સાથે સાથે આ કથાનકમાં નાટ્યાત્મકતા ઉમેરતા જાય છે. એક ઉદાહરણ જોઈએ : 'નળાખ્યાન'ના ચોવીસથી અઠ્ઠાવીસ કડવામાં પ્રેમાનંદની રસસ્થાન સર્જવાની શક્તિનો પૂરો ક્યાસ મળે છે. આ પાંચ કડવાઓમાં પ્રેમાનંદ સ્વયંવરનું વર્ણન કરે છે.

આ વર્ણન પ્રેમાનંદની સર્ગશક્તિનો અનુભવ કરાવે છે. પૂર્વે લખાયેલા બે આખ્યાનોને અતિક્રમવાનો અહીં સભાન પ્રયત્ન નથી. પણ, પ્રેમાનંદની આખ્યાન સ્વરૂપ સાથેની પ્રસ્તુતિ-નિસબત આમાં કારણરૂપ છે. ભાલણ અને નાકર પ્રેમાનંદની જેમ પરફોર્મર નથી. માત્ર આખ્યાનકાર તરીકે જ નહીં. પ્રેમાનંદ પરફોર્મર તરીકે પણ મોટી સૂઝવાળા

કલાકાર છે અને એટલે જે વિગતને ટૂંકમાં પૂર્વના આખ્યાનકારોએ વર્ણવી દીધી છે. એને માટે પાંચ કડવાં પ્રેમાનંદ રચે છે અને ગુજરાતી ભાષાએ ક્યારેય નહીં જોયેલી એવી હાસ્યરસની સિદ્ધિ શૃંગાર રસ નિમિત્તે આપણને મળે છે. ૨૪મા કડવામાં સ્વયંવરનુ ઝીણું-ઝીણું વર્ણન છે. કદળીસ્થંભ દ્વારે રોપાયા છે. એકબીજાને અડી-અડીને આસન મંડપમાં મુકાયા છે. બંદીજનો ગીતો ગાઈ રહ્યાં છે. અબીલ-ગુલાલ ઊડી રહ્યા છે અને ઢોલ-નગારાં વાગી રહ્યાં છે અને આખી સભામાં જોગી, ભાટ અને રાય અને રાયજાદાઓ બેઠેલા છે. પ્રેમાનંદની વર્ણનશક્તિ લય-લચકતાં ધારણ કરે છે અને કહે છે :

*'બોલે ઘૂઘરી કેરા રણકા, ગર્વે, ગેહેલી નાચે ગુણિકા,*
*પગ-પાહાનિએ શોભે ઘરા, વાગે કંકણ ને ઘૂઘરા.*
*ગીત ગાયે કોકિલસ્વરા, અનંગ વધારે અપછરા,*
*જાણે મંડપ નગરી-અમરા, નાચે નારી નર-ચિતહરા.*

અહીં સુધી ગંભીર રીતે ચાલતું વર્ણન હાસ્યના ઘરમાં આપણને કેવી રીતે લઈ જાય છે તે જોઈએ ·

*'વસ્ત્ર કેસરમાંહા ઝાકમઝોળ, બેઠા આસને આરોગે તંબોળ,*
*વર થઈ બેઠા પ્રાણી માત્ર, સમાં કર્યાં છે વરવા ગાત્ર.'*

અને પછી પ્રેમાનંદનો કેમેરો એક પછી એક દમયંતી ઇચ્છુક ઉમેદવારોના ક્લોઝ-અપ્સ લે છે. કહે છે કે ઘરડા નાના થઈ ગયા અને દાઢી ઘસી-ઘસીને કરાવવામાં અસ્તરા ભાંગી ગયા. જેના મોઢામાં દાંત પણ નથી અને પરણવાનું મન છે, જેના ડાચા ગળી ગયા છે એવા વૃદ્ધો પણ સજ્જી-ધજ્જીને આવી ગયા છે. ૨૫મા કડવામાં પ્રેમાનંદ કન્યાને સ્વયંવરમાં બોલાવવા કહેણ મોકલાવે છે. કહેવાય છે કે કુંવરી, હાથમાં હાર લઈને બહાર આવો અને દમયંતી દ્વારે આવે ત્યારે એની સાથે એક દષ્ટોદષ્ટ કરવા દ્વાર તરફ સૌ તાકી રહે છે અને એ જ વખતે ચાર દેવો સાથે નળરાજા મંડપમાં પધારે છે. ચારે દેવ આબેહૂબ નળ થયા છે અને ૨૬મા કડવાનો પ્રારભ થાય છે :

*'વાગી સ્વયંવરમાંહાં હાક : ઓ નળ આવ્યો રે,*
*ભાગ્યા બીજા ભૂપના ધાક, તે નળ આવ્યો રે.'*

આ આખુંયે કડવું નળના આગમનનુ આવણું છે. અસાઈત ભવાઈના વેશમાં આવું આવણું લખતો અને સત્તાવીસમા કડવામાં આજે રાજેન્દ્ર શુક્લ જે રીતે સંસ્કૃત ઉપયોગમાં લે છે એ રીતે પ્રેમાનંદ આખ્યાનમાં સંસ્કૃતનો ઉપયોગ કરે છે :

*'ભીમક-તનયા રૂપ બનયા, રસાળી રંગપૂરણં,*
*નારાંગના દેવાંગના માનિની માનહ-ચૂરણં,*
*દુખમોચના, મૃગલોચના, લલિત-લક્ષણ-વંતયં,*
*મન ઉલ્લાસિક, વેણ-વાસિક, અલકા ઉપર મલતયં.*

અને સંસ્કૃત સાથે આપણી દેશી ગુજરાતી ભાષાનો વર્ણસંકર યોજે છે અને ખડખડાટ હસાવે છે :

*'આડા ઉતરે, ખુંખારા કરે, તોહે ભામિની ન ભળાય,*
*આસનથી પડ્યા કો લડથડ્યા, શકે પોહોના કળાય.*
*બોલી ન સકિય, ચિત્ર-લખિયા, કો નમે વારોવારયં,*
*સમીપ ધસિયા, મુગટ ખપિયા, પૂઠેથી સેવક ધારય.*

પણ, આવા અનેકોને ઉવેખીને જ્યારે દમયતીની નળ ભણી ગઈ ત્યારે એણે એક સાથે પાંચ નળ જોયા અને એ તો મુઝાઈ ગઈ. પિતા પાંસે ગઈ અને કહ્યું કે, પાંચ નળ છે અને પિતાએ કહ્યું કે જેની આંખો પલકારા વગરની હોય, વસ્ત્ર ધૂળ વગરના હોય અને પૃથ્વીને બદલે અંતરિક્ષમાં ઉભેલા હોય એ દેવ છે એમ માનવું. પિતાએ દેખાડેલાં રસ્તા પ્રમાણે બિચારી દમયંતી આ પાંચ તરફ ગઈ તો ઇન્દ્ર આગળ ધસ્યા અને પોતાનુ ગળુ આગળ કર્યું. દમયંતી તો ગભરાઈ ગઈ. પછી તો પ્રેમાનંદને સૂઝે એવું જ એક નાટક યોજાય છે. ચારે દેવ અંદરો-અંદર સ્પર્ધામાં એકબીજાને શાપ આપે છે અને અગ્નિનું મોં વાનર જેવું થાય છે. અગ્નિને ખબર પડે છે આ કામ ઇન્દ્રનું છે. માટે ઇન્દ્રનું મોં

એ રીંછનું બનાવી દે છે. વરુણ યમરાજને માર્જાર મુખો બનાવી દે છે. અર્થાત્, બિલાડો બનાવી દે છે અને યમરાજ વરુણને શ્વાનમુખો બનાવે છે અને બિચારી દમયંતી આ ચારે જણને કહે છે કે રૂડા ચાર વર આવ્યા છે. છેવટે બુદ્ધિમાન દમયંતી પાંચેય ઉમેદવારને પૂછે છે : તમારા તાતના શાં શાં નામ? અને રતિરાગી થયેલા ચારેય દેવ પિતાના નામ તરીકે વીરસેનનું નામ આપે છે અને પ્રેમાનંદ કટાક્ષ કરતા કહે છે : 'વીરસેન પાંચનો બાપ' આટલું નાટક ઓછું હતું તો ચારેય દેવની પત્નીઓને લઈને નારદજી અદશ્ય રીતે મંડપમાં આવે છે અને પોતાની પત્નીઓને જોતાં ચારેયની સાન ઠેકાણે આવે છે. ચારેય દેવ લજ્જા પામે છે અને નળને વરદાન માંગવા કહે છે. બધા દેવ બબ્બે વરદાન આપે છે અને છેવટે દમયંતીને વરદાન આપે છે.'

*'અમૃતસ્રવિયા હજો તાહાર કર.'*

આ વરદાનનું આયોજન કેવળ પ્રેમાનંદને જ સૂઝેલું છે. દ્યૂતમાં હાર્યા પછી નળ અને દમયંતી ભૂખ્યાં-તરસ્યાં વન-વન ભટકતાં હોય છે અને એક સરોવર નજરે ચડતાં નળ વસ્ત્રમાં મત્સ્ય પકડી લાવે છે. મત્સ્ય થોડા હોવાથી બીજી મત્સ્ય લેવા જાય છે અને દમયંતીના હાથમાં આ મત્સ્ય આવે છે અને સજીવન થઈ જાય છે અને પ્રેમાનંદને ઘેરા કરુણની ક્ષણ સાંપડી જાય છે. છેક બત્રીસમા કડવામાં આ વરદાનનો લાભ પ્રેમાનંદ લે છે.

આમ, પ્રેમાનંદ પોતાની પ્રતિભાથી આખ્યાનને અનન્ય બનાવે છે. આમ કરવામાં ભાલણ, નાકર દ્વારા સિદ્ધ થઈ ચૂકેલી વિશેષતાઓને લેખે લગાડી જ છે. પણ, એ ઉપરાંત એણે પોતાના તરફથી નળકથામાં ફેરફારો યોજ્યા. એટલું જ નહીં, ભવાઈમાં હોય એવા આવણાનો ઉપયોગ ('ઓ નળ આવ્યો રે'), ધંધાદારી રંગભૂમિ ઉપર ગાઈ શકાય એવા ગીતો (મોસાળ પધારો રે, હો હરિ ! સત્ય (તણા) સંઘાતી ! હરિ ! હું કહીં એ નથી સમાતી) નાટ્યાત્મક ઉક્તિઓ (હંસ પૂછે : 'માહારા વીર ! તાહારે નયણે કાં વેહે નીર ?' નળ કહે : 'શું પૂછે મુઝને ? એટલું સૂઝ નવ પડિયું તુઝને ? પરણ્યા કૂંઆરા ન જુઓ અમો ? કહીં ઘરમાંહાં ભાભી દીઠાં તમો ? હંસ બોલ્યો : ત્યાંહાં કર ઘસે : 'મેં જાણ્યું ભાભી પીહર વળાવ્યા હશે.') અને અન્ય આખ્યાનકારોને નળ દમયંતી કથામાંથી નહીં સાંપડેલી નાટ્યાત્મક પરિસ્થિતિઓ પ્રેમાનંદ સર્જી બતાવે છે. આવી ડ્રામેટિક સિચ્યુએશન્સ સર્જવામાં પ્રેમાનંદની કેવળ કવિ-પ્રતિભા નહીં શ્રોતા સામે પ્રસ્તુતિ અંગેની સભાનતાએ ઊભી કરેલી જવાબદારીઓ કારણરૂપ બને છે. એ કોઈ પણ ઘટનાને નાટકની ક્ષણ બનાવતા વાર લગાડતા નથી.

પ્રારંભની યુધિષ્ઠિર-બૃહદશ્વ વચ્ચેની સાદી ઘટનાને પણ, પ્રેમાનંદ નાટ્યાત્મક બનાવી દે છે. નારદ-નળ, નળહંસ, દમયંતી-હંસ, ચાર દેવ અને નળ, પાંચ નળ અને દમયંતી, મત્સ્ય પ્રસંગમાં નળ અને દમયંતી, કરકોટક અને નળ, ઋતુપર્ણ અને બાહુક, સુદેવ અને બાહુક; આ તમામે તમામ યુગ્મો વચ્ચે ખરાખરીની નાટ્યાત્મક ક્ષણ પ્રેમાનંદ સર્જી આપણને અપૂર્વ નાટ્યાત્મક અનુભવ કરાવે છે. પ્રેમાનંદને આખ્યાન અનેક કળાઓ સામે મૂકી આપે છે. એમાં સંગીત એ નોંધપાત્ર છે. ધંધાદારી નાટક પૂર્વેની નાટ્યાત્મક પ્રસ્તુતિમાં આપણે અસાઈત અને પ્રેમાનંદનું નામ ગૌરવપૂર્વક લેવું પડે છે.

(૬)

પ્રેમાનંદ 'નળાખ્યાન' લખે છે ત્યારે એની સામેના તમામ પડકારોને પહોંચી વળે છે એ આપણે જોયું. પણ, સમાપનમાં હું એટલું ચોક્કસ કહું કે આ આખ્યાનમાં મેં પ્રેમાનંદના એક પીંછાની જ વાત કરી છે. એના કવિ-મુકુટમાં અનેક પીછાં છે જેની વાત આજ સુધીના અનેક વિવેચકોએ કરેલી જ છે. નવલરામથી માંડીને એવો કયો રસિક અધિકારી ભાવક હશે, જેને પ્રેમાનંદે રિએક્ટ થવા ના ઉશ્કેર્યો હોય !

આપણી જેમ-જેમ સજ્જતા વધે તેમ તેમ પ્રેમાનદ અને એનું આ આખ્યાન વધુ ને વધુ દિશામાંથી બિદુઓમાંથી એસ્થેટિક પ્લેઝર પ્રાપ્ત કરાવે છે. નવલરામે પહેલી વાર રસસિદ્ધિના સંદર્ભમાં પ્રેમાનંદને અજોડ કહ્યો હતો ત્યારે આપણી પાસે સસ્કૃત પોએટિક્સ જ હતું, પરંતુ કાલાન્તરે ક્રમશ. આપણે લાભશંકર અને ચંદ્રકાન્ત ટોપીવાળા પાસે પહોંચીએ છીએ ત્યારે ચંદ્રકાન્ત ટોપીવાળાને પ્રેમાનંદ ફિલ્મની પરિભાષા દ્વારા પ્રાપ્ત કરવાની વૃત્તિ થાય છે, જ્યારે લાભશકરને પ્રેમાનંદમાં ભાષા સ્વાદનો સતત અનુભવ થાય છે. ફરી એક વખત ઉમાશંકર -ભાઈને યાદ કરી લઈએ. એ કહે છે કે 'મહાકવિ કહેવાનું મન થાય એવા મોટા કવિ પ્રેમાનંદ છે' અને એમાં હું ઉમેરીશ કે 'નળાખ્યાન' એ પ્રેમાનંદની સકલ પ્રતિભાનું પ્રજ્ઞાફળ છે. આખ્યાનના બીબાંઢાળ તમામ લક્ષણોને એ સાચવે છે. મંગળાચરણથી માડી ફલશ્રુતિ સુધી એ આખ્યાનની શિસ્ત સાચવે છે. કોઈ પણ, મોટો સર્જક પરંપરાના ખભા પર ઊભો રહે છે અને મોટો થતો હોય છે. પ્રેમાનંદ પરંપરામાં પગ રાખે છે. પણ, પરંપરામાં એના પગ ચોંટી જતા નથી. એ પરંપરાની શિસ્તને સાચવીને આખ્યાનમાં ભવાઈ, નાટક, નાટકના ગીત, સંગીત આ સૌના પ્રયોગ કરે છે. આ આખ્યાન આજે પણ, ધાર્મિકલાલ પંડ્યા જેવા આખ્યાનકાર એડિટ કર્યા વગર પ્રસ્તુત કરે છે. કુમુદિની લાખિયાએ 'ઓખાહરણ'ને આધારે નૃત્ય પ્રસ્તુત કરેલું 'નળાખ્યાન'માં પણ નૃત્ય નાટ્ય શક્ય છે. કોઈ કુશળ નટગાયક આને નાટકની રાહે પણ પ્રસ્તુત કરી શકે એમ છે અને ફિલ્મ માટે તો આ આખ્યાનમાં પટકથા લખવાનીયે આવશ્યકતા નથી. શોર્ટ ડિવિઝન પણ પ્રેમાનંદે કરી આપેલું જ છે. અંતમાં, પ્રેમાનદની પક્તિઓનો ઉપયોગ કરી ફળશ્રુતિમાં કહું ·

*'વૃદ્ધ-જીવન નર-નારી પરમ સ્નેહે કથા સાંભળશેજી,*
*બ્રહ્મહત્યા પાતિક ટળશે, રાધાવર સદ્ય પામશેજી.*
*રાધાવર સદ્ય પામશે એ સાંભળતાં પદબંધ રે,*
*શ્રોતાજન શ્રીકૃષ્ણ જપો, -કે હે ભટ પ્રેમાનંદ રે.*

## વિજ્ઞપ્તિ

શ્રી રમણલાલ જોશીના અગ્રંથસ્થ લેખો - અવલોકનો જાળવી શકાય અને અવકાશે ગ્રંથસ્થ કરી શકાય એ હેતુથી આ વિજ્ઞપ્તિ કરવાની કે આપનાં લખાણો, પુસ્તક, કવિતાસંગ્રહ ઈ. વિશે એમણે ક્યાંય લખ્યું હોય તો તેની નકલ અત્રે 'ઉદ્દેશ ફાઉન્ડેશન', 'સેરિન', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ-૩૮૦ ૦૫૮ના સરનામે મોકલી આપવી. તા. ૧-૭-'૮૯ થી તા. ૧૫-૨-'૯૭ સુધી એમણે લખેલાં મહત્ત્વનાં પુસ્તકોનાં અવલોકનો 'ગ્રંથનો પંથ' (૧૯૯૯) અને 'ગ્રંથની કેડીએ' (૨૦૦૩)માં સંગૃહિત થયાં છે. 'ગ્રંથની કેડીએ'માં પ્રગટ છેલ્લા લેખની તારીખ ૧-૪-૧૯૯૫ છે એટલે એમ માની શકાય કે આ તારીખ પછીનાં પ્રગટ લખાણો ગ્રંથસ્થ થયાં નથી. સૌ લેખક-કવિમિત્રોનો આગોતરો આભાર માનીએ છીએ.

દુષ્યન્ત પંડ્યા

નાશિકની હંસરાજ પ્રાગજી ઠાકરશી કૉલેજના અંગ્રેજી અને ગુજરાતીના પ્રાધ્યાપક નટવરલાલ આચાર્યની કૃપાથી ૧૯૩૫ના જૂનથી ઇંટરમીડિયેટ આર્ટ્સના વર્ગમાં ફી-માફ વિદ્યાર્થી તરીકે મને પ્રવેશ મળી ગયો અને તા. ૧૨ કે ૧૩ જૂન આસપાસ જામનગર છોડી, બીજે દહાડે મુંબઈ પહોંચી ત્યાં બેચાર દિવસ રોકાઈ તા. ૧૯મીના કલકત્તા મેઈલમાં નાશિક જવા હું રવાના થયો. મુંબઈથી નાશિકની અને મુંબઈથી પુણેની પણ - મુસાફરી ત્યાર પછી મેં અનેક વાર કરી છે પણ આ પ્રથમ પ્રવાસના સંસ્કાર આજે સાત દાયકે પણ ભૂંસાયા નથી. એ પ્રવાસ શા માટે આટલો યાદગાર બની ગયો ? પહેલું નાવીન્ય ઇલેકટ્રિક ઍંજિનનું હતું. જામનગરથી મુંબઈ સુધીનો પ્રવાસ ધુમાડિયા ઍંજિનથી ખેંચાતી ગાડીનો પ્રવાસ હતો. લગભગ ચોવીસ કલાકના બે પ્રવાસમાં વિરમગામ ગાડી બદલવાનો ત્રાસ – વિરમગામ સ્ટેશને જકાતખાતા -નો ત્રાસ, ભીડનો ત્રાસ અને ઍંજિનના ધુમાડા સાથે આવતી કોલસાની રજનો ત્રાસ – સહન કરવાના હતા. ત્યારે અહીં બોરી બંદરથી વિકટોરિયા (એને શિવાજી – ભૂલ્યો, છત્રપતિ શિવાજી – ટર્મિનસ કહેવાનો કશો અર્થ નથી. શિવાજીના સમયમાં રેલગાડી ન હતી. અને શિવાજીએ મુંબઈમાં પગ મૂક્યો ન હતો. રાણી વિકટોરિયાના રાજ્યકાળમાં બંધાયેલા એ સ્ટેશનનું નામ વિક્ટોરિયા ટર્મિનલ જ રહેવું જોઈએ.) ટર્મિનસથી-ઇલેક્ટ્રિક ઍંજિન લાગતું એ જ નવાઈનું પહેલું કારણ હતું.

મુંબઈમાં ચોમાસું તો આઠદસ દહાડા અગાઉ બેસી ચૂક્યું હતું અને, રેલગાડીમાં પ્રવાસ કરતી વેળાએ પણ વરસાદની મજા માણી હતી. પણ કલ્યાણ છોડ્યા પછી ગાડી ઊર્ધ્વગામિની બની અને બોગદાં, ખીણ, ડુંગરાઓ, વાદળો વચ્ચેથી પસાર થતી તેનો અનુભવ સાવ સપાટ પ્રદેશના વાસી એવા મારે માટે નવો હતો. તેમાં પણ કસારાથી ઇંગતપુરી સુધીનો પ્રવાસ એટલે પશ્ચિમ ઘાટને વીંધી આરપાર નીકળવાનો પ્રવાસ. એ પ્રવાસ માટે એક ઍંજિનથી ચાલતું નહીં અને બે ઍંજિનો ગાડીને ખેંચતાં. ઓગણીસ વર્ષે પહોંચેલો હું આ બધું મુગ્ધ નયને નીરખી રહ્યો હતો.

આવી પહાડી ભોમનું દર્શન હું પહેલી વાર કરતો હતો. કોઈક વાર તો એક બોગદામાંથી બહાર નીકળતાં અતાગ લાગતી ઊંડી ખીણ દેખાય અને થોડી જ વારમાં પાછો બીજા અંધારા બોગદામાં પ્રવેશ થાય. એ બોગદું પાર કરીએ તો વળી નવું જ દશ્ય નજરે પડે. આમ ક્ષણે ક્ષણે નવતા ધારણ કરતી સૃષ્ટિનું દર્શન અંધકાર થતાં ઓઝલ થઈ ગયું. પછી એ પ્રવાસ દસબાર વાર મેં કર્યો છે, પુણેના ભોર ઘાટનો પ્રવાસ પણ એટલી વાર કર્યો છે પણ, નાશિકના આ પહેલા પ્રવાસની સ્મૃતિ ચિરાંકિત થઈ ગઈ છે.

નાશિકના રેલવે સ્ટેશનથી નાશિક શહેર આઠ કિલોમીટર દૂર છે – હવે એ બંને એક થઈ ગયાં છે – અને શહેરથી અમારી કૉલેજ પાછી પાંચેક કિલોમીટરને અંતરે આવેલી છે ને ત્યારે, એ ખેતરનો અંતિમ કિલોમીટર સાવ ભેંકાર, ડામરની સડક વગરનો, વીજળીના દીવા વગરનો.

વિશાળ ખુલ્લી જગ્યાની વચ્ચે કૉલેજનાં બે નાનાં મકાનો ત્યારે હતાં અને, કૉલેજના મકાનની ઉત્તરે બસો ફીટ જેટલે દૂર છાત્રાલય આવેલું. ચતુષ્કોણ આકૃતિના એ છાત્રાલયમાં પણ પુષ્કળ મોકળાશ. એ છાત્રાલયની ઉત્તરે થોડેક જ અંતરે આવેલી સાતઆઠ ઓરડીઓની, પરસાળવાળી એક ચાલી હતી તેમાંના બે રૂમમાં અમારા રૅકટર બંગાળી

પ્રોફેસર સહા રહેતા. બાકીની ઓરડીઓમાં ચાર અધ્યાપકો વસતા. એમની પડખેની એક ઓરડી એમની ટી-ક્લબની ઓરડી હતી. પ્રો. પુરાણિક, પ્રો. દેશપાંડે, પ્રો. ઠાકર અને પ્રો. આચાર્ય એ ચારે અધ્યાપકો વયમાં અમારાથી બહુ મોટા ન હતા. એ સૌ અમારી સાથે જ ક્લબમાં જમતા, અમારી સાથે ક્રિકેટ રમતા અને સાંજે વાળુ કર્યા પછી એમની રૂમ આગળની ચાલીમાં અમારી સાથે ગપ્પાં પણ મારતા. પ્રો. પુરાણિક છએક મહિના પછી ગામમાં જતા રહ્યા હતા. દેશપાંડેસાહેબ વર્ષાન્તે કોઈ બીજી કોલેજમાં ગયા હતા અને ઠાકરસાહેબ ગુજરાતમાં ક્યાંક ગોઠવાયા હતા. ચારેય આનંદી હતા પણ ઠાકરસાહેબ અને આચાર્યસાહેબ બંનેને વધારે ગુણો આપવા જ પડે. આચાર્યસાહેબનો 'હ્યૂમર' પ્રસન્નતા સભર હતો ત્યારે, ઠાકરસાહેબનો કટાક્ષભર્યો. પણ આ મજા બીજે વર્ષે વીંખાઈ ગઈ હતી કારણ, પ્રો. દેશપાંડે અને પ્રો. ઠાકર કોલેજ છોડી ગયા હતા અને આચાર્યસાહેબે ગામમાં ઘર લીધું હતું.

નાશિકની એ નાનકડી કૉલેજમાં જે લાભ મળ્યો છે તે બીજે ભાગ્યે જ મળી શકે. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ વચ્ચે આટલો નિકટતાનો નાતો બીજી કોલેજમાં ભાગ્યે જ બંધાય. પરિણામે એમની પાસેથી અભ્યાસને લગતું માર્ગદર્શન મળે, વાંચવા માટે પુસ્તકો મળે અને આપણી મૂંઝવણ એમની પાસે સરળતાથી રજૂ કરી શકાય. બીજી મોટી કોલેજોમાં પગ પછાડવાના કે ડેસ્ક પર ધબાધબ કરવાના જે રિવાજો છે તેનો અહીં સદંતર અભાવ હતો.

છાત્રાલયની વિશાળ જગ્યામાં એક 'બોટિંગ પોન્ડ' પણ હતું અને પહેલા સત્રમાં અમે એનો પૂરો લાભ ઉઠાવતા. કોલેજના મકાનની થોડેક આઘે એક જરા ઊંડું પુકુર હતું ને ત્યાં અમે તરવા જતા. અમારી કોઈની પાસે 'સ્વિમિંગ સૂટ' ન હતો તેથી એ પુકુરે અમને કદી જાકારો આપ્યો ન હતો. મારી માફક, 'ગાદલાઈસીટી'વાળાઓની સંખ્યા નાની ન હતી. વોલીબોલ, રિંગ, બેડમિન્ટન અને ક્રિકેટ રમવાની સગવડ હતી. મને બેડમિન્ટનમાં વિશેષ આનંદ આવતો.

આ કોલેજના મારા ત્રણ વરસના નિવાસ વિશે મારા પુસ્તક 'સ્મરણક્યારાનાં સુમનો'માંના 'પ્રો. નટવરલાલ આચાર્ય' વિશેના મારા લેખમાં મેં લખ્યું છે. એ લેખમાં નથી લખ્યું તેવું થોડું અહીં મૂકું છું.

એ કોલેજમાંને મારે પહેલે વર્ષે, અમે આઠદસ છાત્રોએ નક્કી કર્યું કે રવિવારે વહેલા ઊઠી, ચોમેર દેખાતી ટેકરીઓમાંથી એક પસંદ કરી તેની પર ચડી આવવું અને, બાર સાડાબાર સુધીમાં પાછા હોસ્ટેલે પહોંચી જવું. આખો પ્રવાસ ચાલીને જ કરવાનો. ગુપ્તા, ફડિયાં, દવે વગેરે સાથીઓ ખૂબ ઉત્સાહથી ભાગ લેતા. આવા એક પર્યટને અમે બાર મિત્રો જતા હતા. નાશિક શહેર વીંધી, ગંગા પાર કરી, પંચવટી થઈ અમે ઉત્તર તરફ વળ્યા ત્યાં કોઈ ચણાવાળા પાસેથી અમે ચણા ખરીદ કર્યા. છ પૈસાના ચણાથી અમારાં પેટ ભરાઈ ગયાં. અમારું એ પર્યટન અમે માથાદીઠ અર્ધા પૈસાને ખર્ચે કર્યું હતું. એ જમાનો સોંઘારતનો હતો તે સાચું પણ નાશિકમાં અસાધારણ સોંઘારત હતી. શાકભાજી પણ ખૂબ સસ્તાં હતાં. એક વાર માત્ર ચાર આનામાં ટમેટાંનો મોટો ટોપલો અમે સારવી લીધો હતો.

ગામમાં મીઠાઈ અને બીજા ખાદ્યપદાર્થો પણ સસ્તા મળતાં. નાશિકની મુખ્ય બજારમાં પાંડેની દૂધદહીંની અને મીઠાઈની દુકાન હતી. અમે ગામમાં જઈએ અને કોઈ વાર ચસકો ઊપડે તો, પાંડેની દુકાનમાં બેસી – ત્યાં બેસીને ખાવાની પણ સગવડ હતી – અક્કેક ગુલાબજાંબુ ખાતા. એક વાર એ રીતે અમે પાંચછ મિત્રો એ દુકાને ગયા અને ખાઈને પાછા નીકળ્યા પછી બેપાંચ મિનિટ ચાલ્યા પછી અમારા એક સાથીને યાદ આવ્યું કે પોતાની છત્રી પાંડેની દુકાને રહી ગઈ છે. એ તરત તપાસ કરવા ગયો તો, એની છત્રી ન મળી એટલું જ નહીં પણ,

એની તરફ ઉદ્ધતાઈભર્યું વર્તન કરવામાં આવ્યું.

બજારનું બીજું કામ પતાવી અમે પાંચ-છ જણ ફરી પાંડેની દુકાને ગયા અને, ત્યાં બાંકડે બેસી કશું ખાવાનું માગવાને બદલે, એ દુકાનમાં જરા ઊંચે મોટાં વાસણોમાં રાખેલા પેંડામાંથી દરેકે અક્કેક ઉપાડી પોતાના મોઢામાં મૂક્યો અને પછી, પેંડાનો ભાવ પૂછ્યો. એ જ રીતે જાંબુ ચાખી ભાવ પૂછ્યો. પછી અમે બરફી વિશે એ પ્રયોગ કરવા જતા હતા ત્યાં, અમારા હાથમાં એક છત્રી મૂકી એ કહે : 'એક નહીં, દો છાતા લે જાઓ લેકિન પરેશાન મત કરો.' અમને છત્રી મળતાં એનો આભાર માની અમે એની દુકાનેથી ઊતરી ગયા. જોકે છત્રી પહેલાં ભુલાઈ ગયેલી તે જ ન હતી. પણ અમારે છત્રી સાથે જ કામ હતું.

પ્રોફેસર લાલભાઈ ઠાકર ગયા ને પછી તેમની જગ્યાએ બીજા એક ગુજરાતી પ્રાધ્યાપક જ આવ્યા. એ પણ છાત્રાલયમાંથી ઠાકરસાહેબવાળી રૂમમાં જ રહેતા હતા. પોતાની સાથે એક ટ્રંક ભરીને પુસ્તકો એ લાવેલા. એ જમાનામાં આજે છે તેવી છત્રીઓની ઘેલછા વળગી ન હતી. અમારા પ્રિન્સિપાલ કુલકર્ણીસાહેબ માત્ર બી.એ., ભણેલા જ હતા. (કિશોરલાલ મશરૂવાળાના ગુરુ નાથજીના એ સગા ભાઈ હતા.) આ જે નવનિયુક્ત પ્રોફેસર આવ્યા તેમના નામનો ઉલ્લેખ કરવાનું હું ટાળું છું – તે કહેતા કે 'થોડા જ સમયમાં હું પીએચ.ડી. થઈ જઈશ.' પોતાના દરેક પુસ્તક ઉપર પોતાના નામથી આગળ 'પ્રોફેસર' લગાડી, નામને પૂંછડે M.A., Ph.D. લખેલું જોવા મળે. એ વર્ષને અંતે જ એ છૂટા થઈ ગયા પણ એ પીએચ.ડી. થયા કે નહીં તે કદી જાણી શકાયું નથી.

કારણ ગમે તે હોય પણ છાત્રાલયમાં રહેતા અમે સૌ એમને ટાળવા લાગ્યા. અમે ક્લબમાં જમતા હોઈએ ને વાતો કરતા હોઈએ અને એ સાહેબ જમવા આવે તો ક્લબમાં સોપો પડી જાય. કોઈક વધારે પડતા તોફાની વિદ્યાર્થીઓ એમની ઠેકડી પણ ઉડાવતા. મારું એ બી.એ.નું અંતિમ વર્ષ હોઈ, મારે માટે એવા તર-તોફાનમાં પડવું શક્ય ન હતું. એ પ્રોફેસરસાહેબે એનો ગેરલાભ ઉઠાવવાનું શરૂ કર્યું. રોજ રાતે દસેક વાગ્યે મારો પાડોશી નાણાવટી – એ ઇન્ટરમાં હતો – મારી રૂમ પર આવે અને અમે બંને ચા બનાવીએ. આવી એ તરત પોતાની રૂમમાં વાંચવા ચાલી જાય. અમારા આ પ્રાધ્યાપક-સાહેબને ગમે તેમ એની ગંધ આવી ગઈ અને, રોજ રાતે પોણા દસને સુમારે પોતાના હાથમાં દૂધની તપેલી લઈને મારી રૂમ પર આવે. નાણાવટી આવ્યો ન હોય તો એ સાહેબ મારી સાથે ગપ્પાં મારવાનું શરૂ કરે. નાણાવટી આવે, અમે ચા બનાવીએ ને પીધા પછી પણ એ પ્રોફેસરસાહેબ મારા ખાટલા પરથી ઊઠે નહીં. પોણો કલાક, કલાક બેસે ને નકામી વાતો કરે. એ સાહેબની-ચા અમને મોંઘી પડતી ન હતી પણ, ચા પીધા પછીનો આ વેડફાતો સમય મને પોષાતો ન હતો. નાણાવટી તો થોડી વાર બેસી, 'ગુડ નાઇટ' કહી પોતાની રૂમ પર ચાલ્યો જાય. સાડાસાતી મારી ઉપર બેઠી હતી. મને એમની વાતોમાં એ સમયે રસ લેવાની જરીય ઇચ્છા ન હતી અને એમની વાતો પણ એવી ઝળેળાટવાળી ન હતી. મારો મૂડ જ માર્યો જતો અને પછી વાંચવામાં મારું ચિત્ત ચોંટતું નહીં.

પણ નાણાવટી બુદ્ધિબાજ હતો. એક દહાડો ગામમાં ગયો હશે ત્યારે ત્યાંથી કોઈ દવાવાળાની દુકાનેથી એ સફેદ પાઉડરની નાની પડીકી લેતો આવ્યો અને, ચાના પ્યાલા ભરતી વેળાએ એણે એ પડીકી પેલા પ્રોફેસરના કપમાં ઠાલવી દીધી. તે રાત દરમિયાન એ સાહેબને સાતઆઠ વાર જાજરૂની મુલાકાત લેવી પડી. બીજે દહાડે અમે જમવા ગયા ત્યારે, અગાઉથી કરેલી સંતલસ મુજબ એ અને ત્રિવેદી પેટ દબાવવા મંડ્યા અને આગલી સાંજે ખાવામાં શું આવી ગયું હતું કે પોતાને પાંચસાત વાર પાયખાને જવું પડ્યું એની ચર્ચા કરવા લાગ્યા. બટકબોલા ત્રિવેદીએ મૂંગા મૂંગા જમતા સાહેબને

પૂછ્યું : 'સાહેબ, તમને કંઈ એવું થયેલું ખરું કે ?' નાણાવટીએ કેલોમલના ચૂર્ણની, આકરા રેચની પડીકી સાહેબના ચાના કપમાં ભેળવી હતી. પણ તે રાતથી પછી સાહેબના ગ્રહણમાંથી મારી મુક્તિ થઈ.

અમારી એ નાની કૉલેજમાં એ સાહેબ અર્થશાસ્ત્રના અધ્યાપક હતા. બી.એ.નાં બેઉ વર્ષોના મળીને માંડ બે ડઝન વિદ્યાર્થીઓના વર્ગમાં એ સાહેબને ભણાવવાનું હતું. પરંતુ ત્યાં પણ લગભગ રોજ ધાંધલધમાલ જ થતી. અમારો અંગ્રેજીનો નાનકડો વર્ગ એ વર્ગને અડીને જ આવેલો હતો એટલે, એ વર્ગની ધાંધલની અસર અમે પણ ભોગવતા. પણ એક દિવસે તાસ શરૂ થયો અને એ પ્રોફેસરસાહેબ એ વર્ગમાં પ્રવેશ્યા ત્યારે, બધાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ પોતાની નોટબુકો ખોલીને ભણવાની ઉત્સુકતાનું દર્શન કરાવી રહ્યાં હતાં. પ્રોફેસરસાહેબ આથી ખુશ થયા અને એ અભ્યાસ-પ્રિયતાને અભિનંદી એમણે પોતાનું પ્રવચન આરંભ્યું. ભણનાર સૌ 'નોટ્સ' લેવા લાગ્યાં. પ્રોફેસર આથી ફુલાયા. આમ સાતઆઠ મિનિટથી શાંતિ પછી, એ વર્ગમાંથી ફટાકડાની સેર ફૂટવાનો અવાજ આવ્યો અને એ વિદ્વાન પ્રાધ્યાપક વર્ગની બહાર દોડતા, ઠેકડી મારતા પરસાળમા આવી મોટેથી બરાડવા લાગ્યા : 'એન અટેમ્પ્ટ ઑન માઈ લાઈફ'. 'એન અટેમ્પ્ટ ઓન માઈ લાઈફ'. એ શૈક્ષણિક વર્ષને અંતે જ એ સાહેબે કૉલેજમાંથી વિદાય લઈ લીધી-કદાચ, એમ કરવાનું એમને કહેવામાં પણ આવ્યું હોય. પ્રાધ્યાપકોનો આ પણ એક પ્રકાર જ છે.

નાશિકના ત્રણ વર્ષના નિવાસ દરમિયાન મરાઠી ભાષાનો થોડો પરિચય થયો. ગડકરીનાં કેટલાંક કાવ્યો વાંચ્યાં અને માણ્યાં. બાલ-ગાંધર્વને જોવા-સાંભળવાની તક પણ મળી. એક કરતાં વધારે મરાઠી મિત્રો મેળ્યા. ગુજરાતી સહપાઠીઓમાં રણછોડલાલ વાયડા અને ડૉ. ધનવંત દેસાઈ હતા.

ત્ર્યંબકેશ્વરની મુલાકાત સાતઆઠ વાર લીધી હતી અને,નાશિકથી મુંબઈ તરફને આગ્રા રસ્તે આઠદસ કિલોમીટરને અંતરે આવેલી પાંડવલણી - પાંડવગુફા-ને નામે ઓળખાતી બૌદ્ધ ગુફાઓનું દર્શન પણ ત્રણચાર વાર કર્યું હશે. અમારી કૉલેજની પશ્ચિમે, આડે રસ્તે થઈ પાંચછ કિલોમીટરને અંતરે આવેલો ગંગાપુરનો ધોધ પણ ચારપાંચ વાર જોયો હશે. આજે ત્યાં બંધ બંધાઈ જતાં એ ધબધબો મૂંગો થઈ ગયો છે પણ એના પાણીના પતનનું એકધારું સંગીત મનના પટલ પરથી લુપ્ત થયું નથી માત્ર ગુજરાતી વાતાવરણથી મને બહાર કાઢવામાં નાશિકનો ફાળો મહત્ત્વનો છે. અને હા, પ્રો. સહા પાસે બંગાળીના પહેલા પાઠ પણ હુ ત્યાં જ શીખ્યો હતો.

(ઓક્ટોબર ૨૦૦૭ના અંકથી ક્રમશ)


## 'ઉદ્દેશ'માં આગામી અંકથી વાંચો રસપ્રદ લેખમાળા
## 'વાઈલ્ડ લાઈફ વૉચ'
### શ્રી હેમેન્દ્ર એ. શાહની કલમે

ભારતના અગ્રગણ્ય સર્જનાત્મક તસવીર-કલાકાર શ્રી હેમેન્દ્ર એ. શાહ ઉત્તમ કક્ષાના વાઈલ્ડ લાઈફ તસવીરકાર પણ છે. વાઈલ્ડ લાઈફ ફોટોગ્રાફી વખતે તેમને થયેલા અનન્ય અને રોમાંચક અનુભવો આગામી અંકથી 'વાઈલ્ડ લાઈફ વૉચ' લેખમાળા અંતર્ગત વાચકોને જાણવા-માણવા મળશે.

# હે મારા વ્હાલા ભારત (સૉનેટ ચતુષ્ક • વનવેલી)

•

ઉશનસ્

## ૧. તું થોડોક અમેય છે

હે મારા વ્હાલા ભારત, મારા સનાતન દેશ !
તું કોઈનીય - પ્રેમનીય - પૂર્ણ પકડમાં આવે એવું
ન્હાનું 'મસ્તું ઘટક નથી તો, કોઈ વસ્તુ જેવું,
કે મુઠ્ઠીમાંના આમળાંશું હસ્તગત અશેષ;

તું તો તારા બ્રહ્મ શું જ વ્યાપ્ત, તોયે રહે દશાંગુલ દૂર :
તારી ભૂગોળના છેડા સ્પર્શે સુદૂર દિગંતે
થોડાક તો વળી સીમા લંઘી જઈ નીકળે અનંતે !
તું તો કોઈ અવસ્તુ છે સૂક્ષ્મ અને ઊર્ધ્વમૂળ !

હિમાદ્રિએ જે ઘટે કોઈ ઘટના, ને ઊઠે જે તરંગ,
કન્યાકુમારી ન પ્હોંચી શકે, વચ્ચે જ ક્યાંક શમી જાય,
એવડો તારો વિસ્તાર ને વસ્તાર; સળંગ કશું નહીં ક્યાંય;
ઢીલી તારી વિવિધતા, ન એકતાય તારી તંગ;

પ્રેમમાં જ, ને સમજમાં જ તારો છે સહજ પ્રભાવ,
હા, તું ચાહી શકે, સહી શકે;
એ જ તારું બળ, તારો છે સ્વભાવ.

## ૨. તારી વિવિધતાવાળી એકતા

હે મારા વ્હાલા ભારત, મારા સનાતન દેશ !
એ જ તારી નિયતિ છે વિધાતાએ નિરમેલી :
વિરોધી ન બની જાય પરસ્પર તારી પેલી
વિવિધતા, તે તું જોજે. છે જાગૃતિ એ જ એનો ઉપાય અનિમેષ;

મુક્ત વિચારણા, એ જ તારી અસલ, મૂળભૂત પ્રકૃતિ;
તું કદી ન બોલે કોઈ પણ વાતે એક જ અવાજે,
તારું ગાન વૃન્દ ગાન બહુતંતુગૂંથ્યા સાજે;
સિમ્ફની સમાન તારી બહુતારી ઝંકૃત સંસ્કૃતિ;

તારું જ અધ્યાત્મ, તેય જોને નર્યું અનેકાન્ત !
''તે છે; અને નથી નથી ! જે એક છે તે જ અનેક છે !''
અહો તારી અરાજક ભવ્યતા ય શી છેક છે !
અને તે તો છાજે તને; કાંકે એ મૂળેય અવાચ્ય જ પ્રાન્ત;

અનેક ગાડરાં તણી વણઝાર ડચકારતો, હાંકતો
ભલો ભોળો ભરવાડ તું યુગોથી આમ જ છે ચાલ્યો જતો...

## ૩. પણ તારી સમાજરચના ?

હે મારા વ્હાલા ભારત, મારા સનાતન દેશ !
અધ્યાત્મ તો મૂળે અગોચર છે એટલે આમતેમ
નભે બધું; પણ આપણો માનવસમાજ કેમ
નભે આવો અનઘડ, આપણો આ સંબંધ-પ્રદેશ !

તેં વેદોમાં એક સમાજપુરુષની કરી છે વાત :
'બ્રાહ્મણો એનું મુખ છે, ક્ષત્રિયો છે એના બાહુ-બાંય;
વૈશ્યો એનો ઉરુભાગ, શૂદ્રો એની ભારેખમ કાયે પાય;'
જેના પરે ખડી રહી સમસ્ત માનવતણી જાત;

એ પગને જ તેં તો કરી મૂક્યા ક્ષીણ સાવ આમ,
તો શી રીતે પછી ઊંચકી શકે એ શરીર આખાનો ભાર ?
હે સુદૂરના ચિંતક ! તને આવ્યો ના આટલો વિચાર ?
હે સુદૂરના યાત્રી ! હજી ઘણું દૂર તારું તે ગંતવ્યધામ;

હવે યુગ વેગ માત્રે, ઊભા રહેવું ય જો અઘરું તો,
કૂચમાં કેમ ટકાશે, ભલા ભાઈ ! એક અંગ નબળું તો ?

## ૪. આ પરિવર્તનની ક્ષણે

હે મારા વ્હાલા ભારત, મારા સનાતન દેશ !
નાનામોટા ભાગલે તો ભાગી પડ્યા ખુદ આપણે જ !
હા, આપણું લક્ષ્ય હજી એ જ, પેલું સનાતન, તે જ;
એ જ પેલું 'ભૂમા', એ જ સૌનું સુખ, આનંદ, અકલેશ;
આપણે જે હાથી પર નીકળ્યા હતા, તે હાથી હવે વૃદ્ધ,
એ ધીમી ચાલ ન ચાલે હવે; તરુણ તીખા તોખારે
પલાણવું પડશેસ્તો, દડબડ હેષાએ ને હણહણ હણકારે
દ્રુતપદે દોટ મૂકવી પડશે ઊભી વાટે સર્વ સાથે અનિરુદ્ધ;
જ્યાં એક જ ધર્મ હશે પ્રેમ, એક જ અધ્યાત્મ હશે :
સૌનું સુખ એ જ એક ધ્યેય, તારો જૂનો પેલો વિશ્વનીડ મંત્ર,
તેનું પરસ્પર સુસંવાદી યોજવું પડશે વ્યવસ્થિત તંત્ર;
જો તું, એક નવો જ સૂર્ય હમણાં જ પૂર્વાચલે ઊગશે;
ચાલુ ડચકારે તારે જૂના ભલાભરવાડને વેશે
આ ગાડરાં - આ ગોધણ હાંકી જવાનાં છે
પેલા નવસૂર્યપ્રકાશિત ચરિયાણે, નેસે.

# હું કેવી રીતે કહી દઉં કે કશુંય શાશ્વત નથી ?

•

યશવંત ત્રિવેદી

અરે ! આ ભાષા અને દર્શનોએ શું માણસને
કમલના બિસતંતુની આશામાં પંકિલ તળાવડીમાં બેસાડી રાખ્યો છે
કે હર જમાને કવિ પૂછ્યા કરે છે -
શું પ્રેમ, સુંદરતા, શ્રદ્ધા અને વેદના - બધુંય ક્ષણભંગુર છે ?
આ વાસ્તવિકતા અને ભાષાના સ્તરો વચ્ચે
માનવહૃદય પ્રેમનો માળો ક્યાં ક્યાં બાંધવા બેસી જાય છે - ?
લુપ્તતાનાં, અશાશ્વતતાનાં અને વિસ્મૃતિનાં કયાં જલ પર પદચિહ્નો આંકે છે ?

અરે ! શું આ વસુંધરા પર કશુંય ચિરંતન નથી ?
શું એ લુપ્તતાની બાર્બી ડોલને મોહક વસ્ત્રો નિરર્થક પહેરાવ્યા કરે છે ?

સ્વર્ગલોકથી મોહિની પાથરતી લીંબોઈ સંધ્યા ખીલી ઊઠે છે જુહુ ઉપર
નાળિયેરીનાં પર્ણોની મર્મર અને સી-ગલ્સનાં ઉડ્ડયનોના લેન્ડસ્કેપ્સ
શું નિસર્ગનો આ અસ્પષ્ટ સંવાદ કર્ણમધુર નથી ?
આપણી બેની આત્મીયતા વચ્ચે બાલદેવદૂતની પ્રગલ્ભ રમત
અને નક્ષત્રોના પ્રલમ્બિત પ્રતિધ્વનિ શું પડઘાતા નથી રાત્રિના એકાંતમાં ?

તેં હૃદયના નિગૂઢ મર્મસ્થાને કરેલો ઘા શું સ્મૃતિચિહ્ન સમો મોહક નથી ?
શું એ નિસર્ગની વૃક્ષરાજિ પર સુંદર નકશી જેમ નથી કોતરાઈ જતો સર્વદા ?
આ પ્રેમગીતની પંક્તિઓ, પ્રેમપત્રોના મર્મવેધક ગદ્યાંશો
આ નવલકથાઓનાં અમર વર્ણનો જે રહસ્યોને સંગોપીને બેઠાં છે
પાત્રોના પત્રાંતરાલમાં...

હું કેવી રીતે કહી દઉં કે કશુંય શાશ્વત નથી ? -
જ્યારે જુહુની સમુદ્રરેતમાં આ યુગલો નાળિયેરીના
પડછાયામાં ઢંકાઈને બેઠાં છે ભવિષ્ય જેમ -
અને સોપારીનાં વૃક્ષો પર ટૌકા કરતાં પંખીઓ
સ્વાગત કરે છે અનાગત વસંતનું...!

## માનપુર*

### મનોહર ત્રિવેદી

ઉતાવળે ને અડવાણે પગે
રતુમડો સૂર્ય
તળેટીમાંથી ઊંચે જતા ઢાળ ઉપર
હડી કાઢે

નીચે
આડે પડખે થયેલી નદી
છીછરી ઊબડખાબડ રિક્ત ને લજવાતી
એની કને
કોતરકેડી ને ઝાડઝાંખરાં
થોડાં ઘાસનાં થૂમડાં
પંખીના આછોતરા સ્વર

આઘેઆઘેના ખેતરે
આવ-જા કરે ગાડામારગ
પથરાથી અડાબીડ : ક્યાંક અટકે
અંતરિયાળે

ઘેટાંબકરાંનું વાઘુ નજીકથી પસાર થાય
ભરવાડની સિસોટીમાંથી ઊતરે ધૂસર સાંજ
સ્ત્રીઓની આછરતી જતી
બોલાશ
શંખ નગારું ઝાલર
ચૉરાના ગોખેગોખે દીવા પેટાવે
ઘરોનાં જાળિયાંમાંથી
આંખ માંડે ચૂડીનું અજવાળું

ધુમાડા
ચૂલેથી છાપરે ચડે
ને આભે અડે

વાસુ કરવા ગયેલા ખેડૂના ગળેથી વહેતો
એકાદ દૂહો-સળુકો
સીમે સૂતેલા અંધારાની ઊંઘ ઉડાડે

દંતકથાની
જર્જરિત ભીંત જાળવીને
ઊભેલી ગંગાદેરી

આ ટેકરી
માનપુરની આંગળીએ પહેરેલી
વીંટી

---

★ ભાવનગર-ગારિયાધારમાં આવેલ માનપુર ગામની ટેકરી પર 'ગંગોત્રી-સંસ્કારતીર્થ' નામની શૈક્ષણિક સંસ્થા છે. તેના પરિસરમાંથી ઝિલાયેલી રેખાઓ.

## માઈ ગોડ !

### મુકુન્દ પરીખ

સતત
છેદાય છે
જોડાય છે
શ્વાસ થઈને
એ કરે છે આવ-જા...
એણે
તણખે સરજ્યો સૂરજ
સપને સરજ્યો ચાંદો
અલ્પ અવકાશથી અમેય આકાશ !
એને હેટસ્ ઑફ..!
પણ એ
બે રેતકણ વચ્ચે
ઝાકળ જેવું
આરોપે છે અસ્તિત્વ...
ઓ... માઈ ગોડ !

## ગીત

જગદીશ વ્યાસ

હમણાંથી કેમ નથી આવતા ?
પોપટને પૂછે છે આંબો તો ડાળી પર ખટમીઠી કેરીઓ
ઝુલાવતાં.
કહી દે કે જાળમાં ફસાઈ જતાં પ્હોંચી'તી સ્હેજ ઈજા
પંજાના ભાગમાં,
અથવા તો કહી શકે : સળગ્યો'તો નીડ મારો
જંગલમાં લાગેલી આગમાં,
સાંભળે છે એમનેમ, આવડે ન પોપટને ફોગટનાં
બ્હાના બતાવતાં.

દરિયામા માછલી ક્યાં જાય મળે કોને એ ઘટના તો
કેવળ છે મોજની,
મળતા મળાંય એનો મહિમા કરાય કાંઈ હાજરી
પુરાય નહીં રોજની,
એટલું કહીને જતાં પોપટ તો ઉમેરે : આબાજી
ઓછું ન લાવતા,

## બિન્ધાસ્ત નિમંત્રણ

'અગમ' પાલનપુરી

'આવ!'...કીધે શું આવવું, પ્રિયે ! વણકીધે પણ આવ;
સાવ અચાનક ક્ષણનો અધધ...માણીએ ઉભય લ્હાવ!

બ્હારથી ભરું બાથ મને હું ભીતરે પ્હોળે હાથ;
સાવ ખાલીખમ ઓરડે ભર્યોભાદર્યો તારો સાથ !
બારણું વાખું જગ-મલાજે..બારીએ ધીરું ફાવ;
'આવ!'...કીધે શું આવવું, પ્રિયે ! વણકીધે પણ આવ !
સાવ અચાનક.

દીવડે સૂના આયખે બળ્યું... ઝળહળાટ્યું જોર !
હાલતી શગે મ્હાલતી રતે શ્યામ તો ચારેકોર !
તલસાટોનું સુરમઈ કળણ ઊજવે મિલન સાવ;
'આવ !'...કીધે શું આવવું, પ્રિયે ! વણકીધે પણ આવ !
સાવ અચાનક.

## બે ગઝલ

•

મીરા આસીફ

૧.

સાચી સમજણ આપું તમને !
દીવો, ઈંધણ આપું તમને !
આશ અધૂરી લૈને જીવો,
જગના સગપણ આપું તમને !
આંસુ ખારાં કેમ થયા છે ?
સાચુ કારણ આપુ તમને !
સાવ અજાણ્યા વિસ્મય પૂછે,
હૈયાધારણ આપું તમને !
ચાહતની સોગાત ઘણી છે,
કંકુ-આજણ આપું તમને !
ભીતરનો પડછાયો ભણવા,
ચોખ્ખું દર્પણ આપું તમને !
મીરાં પલળી ન્યાલ થઈ'તી
એવો શ્રાવણ આપું તમને !
'આસીફ' હું મામૂલી માણસ,
જૂનું પ્હેરણ આપું તમને !

૨.

ઘર ફૂટે ઘર જાય સજનવા,
દર્પણ કેમ સંધાય સજનવા ?
વા વાયો ને નળિયું ઊડ્યુ,
વાત બધે ચર્ચાય સજનવા !
નામ વગરનું સરનામું લઈ,
મારગ પ્હોળો થાય સજનવા !
ભણવાનું હું ભૂલી જાઉં,
રોજ વિષય બદલાય સજનવા !
ભવભવની આ પ્યાસ વલૂરે,
ભીતર શું ઉભરાય સજનવા ?
આભ-ઝરૂખે મીરાં મલકે,
વીજ ભલે વળખાય સજનવા !
ક્યાં ક્યા શોધે 'આસીફ' તમને ?
જીવતર ક્યાં જીરવાય સજનવા !

# જ્યાં ચાંદ બની જાય છાણું (આસ્વાદ)

**રાધેશ્યામ શર્મા**

નાનું પણ લઈ ઝાઝું બેઠું;
હોઠોમાં રજવાડું બેઠું.
વર્ષોથી છે દ્વાર ઉઘાડાં,
વચ્ચે જોકે જાળું બેઠું.
મ્હેલ થયો પત્તાંનો ત્યારે,
પત્તું જયારે ત્રાંસું બેઠું.
ફૂલોને સૌ ફંફોસીને,
એક પતંગિયું છાનું બેઠું.
નળિયાને શું ખોટું લાગ્યું !
ઘરના ઘરમાં આઘું બેઠું.
ચાંદ થવામાં બાકી શું છે ?
તારી ભીંતે છાણું બેઠું.

('નિતાંત', પૃ. ૬૩) સુરેશ ઝવેરી 'બેફિકર'

નાની બહરમાં વિલસેલી આ ગઝલકૃતિ કર્તાની કલ્પના તેમજ તરંગને પ્રત્યેક શે'રમાં એક અભિનવ અકલ્પ્ય અવકાશ અર્પે છે. તરંગ અને કલ્પના વચ્ચેની ભેદરેખા ક્યારેક ભૂંસાઈ જાય છે. આ ગઝલ એનો નિતાંત નમૂનો માનવો પડે.

'મિસ્રા-એ-આલા'માંનો દાવો, 'મિસ્રા-એ-શાની'ની દલીલનુમા પંક્તિમાં એવો અણધાર્યો વળાંક પ્રદર્શિત કરે છે કે 'દુબારા' વાંચવાનું મન થાય. અહીં તો મતલો જ એવો મનોહર ઊતર્યો છે કે સદ્‌ગત મનહર મોદીની ચાલઢાળ યાદ આવે.

પહેલી પંક્તિ જ — અચંબોનો તંબુ ભાવકમાં ઊભો કરે એવી નથી ? *નાનું પણ લઇ ઝાઝું બેઠું* વાંચતાં બે સવાલ થાય. એક તો 'શું' નાનું ? અને બીજો સવાલ 'પણ' શબ્દ વાંચતાં થાય કે એવું શું છે જે પણ કહેતાં પ્રણ લઈ ઝાઝું બેઠું છે - પ્રતિજ્ઞા લઈ બેઠું છે ? તો અનુવર્તી પંક્તિ આવે છે : *'હોઠોમાં રજવાડું બેઠું.'* રજવાડું નાનું ભલે હોય પણ 'ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ' પેઠે રજવાડું છે જે હોઠોમાં બેઠું છે ! પંક્તિ ફેન્ટેસ્ટિક-કમ-ફેન્સિફુલ છે : 'ધેઅર ઇઝ કિંગડમ બિટ્‌વીન ધ લિપ્સ.' હોઠોવચાળ નાનું રજવાડું બેઠું હોવાની કલ્પના થોડું લખ્યું 'ઝાઝું' માનવા જેવી અજબ પ્રસ્તુતિ છે.

બીજા શે'રમાં ચિત્રાત્મકતા છે. વર્ષોથી દ્વાર ઉઘાડાં છે પણ ત્યાં અવાવરા ઘરમાં મનુષ્યવાસ નથી તેથી જાળું બેઠું છે. અહીં *'વચ્ચે જોકે'*નો પોઝ ભાષાકર્મની મિસાલ લાગશે.

આવું ત્રીજા શે'રમાં 'ત્યારે'-'જયારે'ના ઉપયોગથી થયું છે. પત્તાંનો મ્હેલ તો થયો (એક મહલ હો સપનોં કા ?) તોયે એક અળવીતરું પત્તું એવું નીકળ્યું જે ત્રાંસું ('ત્રાસું' ખોટું છપાયું છે સંગ્રહમાં) બેઠું. તો એવા મહેલની શી દશા થાય-કડડભૂસ થવા સિવાય ?

પત્તાંના મહેલવાળી પંક્તિને મજાથી 'પ્લેઇંગ કાર્ડ ઇમેજ' કહેવાનું મજા થાય, કેટલાક ભાવકને.

હવે પ્રસ્તુત છે 'બટરફલાય ઇમેજ'. બગીચાનાં બધાં ફૂલોને બારીકાઈથી, નાજુકાઈથી ગોતીગોતીને એક પતંગિયું છાનુંમાનું બેઠું. પૂછીએ, ક્યાં ? કયા ફૂલ પર બેઠું ? તો એનો સીધો સપાટ ઉત્તર નહિ આપવામાં અશઆરની કમાલ છે. કદાચ ફૂલોને ખોળી-ફંફોસી થાક્યા પછી ભલુંભૂલકું પતંગિયું ક્યાંક બીજે ગુપચુપ બેઠું હોવાની શંકા છાનેમાને જાગે ખરી. અથવા કોઈ અજ્ઞાત ફૂલમાં બેઠું છે, રોયાધોયા વગર છાનું રહીને. આવી સંભાવનાઓને અવકાશ આપતો આ શે'ર હોવાથી રચનાનો 'હાસિલે-ગઝલ-શે'ર' કહેવો ઘટે. પુનઃ પ્રમાણીએ—

*ફૂલોને સૌ ફંફોસીને,*
*એક પતંગિયું છાનું બેઠું.*

જપાનના વિખ્યાત હાઈકુમાં પતંગિયું તોપના નાળચે બેઠેલું માણેલું પણ ફૂલોને ફંફોસ્યા બાદ છાનુંમાનું બેઠેલું પતંગિયું તો 'બેફિકર' જેવાની મિરાત મનાય.

પાંચમો શે'ર આ લખનારનો પસંદીદા અશઆર છે. નળિયું હમેશાં ઘરના માથે છાપરે હોય પણ અહીં નળિયુ એક એવુ કૅરેક્ટર છે જે કવિએ 'ઘરના ઘરમા આઘું' બેઠેલું બતાવ્યું છે. અહીં માનવભાવ આરોપણ સ્પષ્ટ છે. નળિયાને કશુંઅશું એવું ખોટું લાગ્યું કે નિજ ઘરમાં પણ અભડાઈને ખૂણામાં આઘું-અળગું બેઠું !

'માસ્ટર સ્ટ્રોક' મક્તામાં ઝબક્યો છે :

*ચાંદ થવામાં બાકી શું છે ?*
*તારી ભીંતે છાણું બેઠું.*

'તારી'થી પ્રિયતમા સંકેતાય; એટલે એને સંબોધી કહેવાયું, ચાંદની તારે શી સ્પૃહા, તારા હાથથી થપાયેલું છાણું તારી ભીંતે ચાંદ જેમ ચમકી રહ્યું છે ત્યાં !

છાણાંને ચંદ્રમા સાથેની તુલનામાં સંડોવણી રચી હીનોપમા નથી અર્પી. હકીકતે – 'નિતાંત'ના ગઝલકવિ સુરેશ ઝવેરી 'બેફિકર'ને અભિનંદન – છાણાને ચંદ્રોપમા આપવા બદલ.

---

## પ્રકૃતિથી પરમેશ્વર ભણી - સુન્દરમ્‌નું બાળકાવ્ય : 'કહો તો...' (આસ્વાદ)

રાજેન્દ્ર ઉપાધ્યાય

### કહો તો....

આ ઝરમર ઝરમર
કોણ વરસતું, કોણ વરસતું ?
વાદળ વાદળ.

આ ગડગડ ગડગડ
કોણ ગરજતું, કોણ ગરજતું ?
વાદળ વાદળ.

આ મઘમઘ મઘમઘ
કોણ મહકતું, કોણ મહકતું ?
જૂઈ ચમેલી, જૂઈ ચમેલી.

આ ખિલખિલ ખિલખિલ
કોણ હસંતું, કોણ હસંતું ?
જૂઈ ચમેલી, જૂઈ ચમેલી.

આ ઊંચે ઊંચે ઊંચે ઊંચે
કોણ ધસંતું, કોણ ધસંતું ?
ડુંગર ડુંગર.

આ લાંબું પહોળું લાંબું પહોળું
કોણ પડ્યું છે, કોણ પડ્યું છે ?

આ ખળખળ ખળખળ

કોણ વહેતું, કોણ વહેતું ?

સરિતા સરિતા.

આ છલછલ છલછલ

કોણ છલકતું, કોણ છલકતું ?

સરિતા સરિતા.

આ થનગન થનગન

કોણ નરતતું, રૂમઝૂમ, રૂમઝૂમ

કૃષ્ણ કનૈયો, કૃષ્ણ કનૈયો.

આ સનનન સનનન

કોણ રમંતું ગેડી દડો લૈ ?

કૃષ્ણ કનૈયો, કૃષ્ણ કનૈયો.

આ પળ પળ પળ પળ

કોણ રટંતું શ્વાસે શ્વાસે ?

રાધા પ્યારી, રાધા પ્યારી.

આ ગુપચુપ ગુપચુપ

કોણ મલકતું હોઠ ભરીને ?

રાધા પ્યારી, રાધા પ્યારી.

આ ધસમસ ધસમસ

કોણ ધસંતાં ટોળેટોળાં ?

સૌ ગોવાળા, સૌ ગોવાળા.

આ રસબસ રસબસ

કોણ હસંતાં હૃદય ભરીને ?

નંદ જશોદા, નંદ જશોદા.

આ પુલકિત પુલકિત

કોણ સ્તવંતા કર જોડીને ?

અગણિત દેવો, દાનવ-માનવ.

આ અકલિત અકલિત

કોણ વરસતા આશિષધારા ?

બ્રહ્મા-વિષ્ણુ, શુભ શંકર-શિવ.

— સુન્દરમ્

(સુન્દરમ્‌ની સમગ્ર બાલકવિતા ભાગ-૨ 'ચક ચક ચકલાં'માંથી)

દ્વિરુક્તિ તથા દ્વિરુક્ત પ્રયોગોનું બાલકવિતામાં આગવું સ્થાન છે. આવા પ્રયોગો નાદમાધુર્ય અને વર્ણમાધુર્ય તો સર્જે જ છે. ભાષાનું સૌંદર્ય-માધુર્ય, નજાકત અને બળકટતા બેઉ તેમાં નિખરી ઊઠે છે. શબ્દોની પુનરુક્તિમાં-દ્વિરુક્તિમાં અને દ્વિરુક્ત પ્રયોગોમાં શબ્દચિત્ર ઉપસાવવાની, શબ્દ-સંગીત પેદા કરવાની તાકાત છે. શબ્દોનું પુનરુચ્ચારણ સુરેખ જીવત ચિત્રાંકન તો કરે જ છે, તદુપરાંત તેમાં નિહિત વર્ણસગાઈ વર્ણાનુપ્રાસ-યમક આદિ દ્વારા શબ્દ-સંગીત અને વર્ણમાધુર્ય પણ નિપજાવે છે. ભાવને ઉપસાવવા માટે અને તેના દૃઢીકરણ માટે દ્વિરુક્તિ-દ્વિરુક્ત પ્રયોગો ઉપકારક છે. આથી બાળગીત સુગેય બને છે – બાળકોને વારંવાર તેનું પઠન કરવામાં-ગાવામાં અનેરી લિજ્જત, મજા અને રસાનંદ આવે છે. શબ્દની શક્તિનો અને ચિત્રાંકનક્ષમતા-સામર્થ્યનો પૂરો ક્યાસ કાઢતું આ બાલગીત બાલસુલભ છે અને બાલભોગ્ય પણ છે.

બાળકોને તેમના જ્ઞાન-વિસ્તાર અને અનુભવવિસ્તાર, ચેતોવિસ્તાર અને કલ્પના-વિસ્તારની સીમામર્યાદામાં રહીને જ કોઈ વિચાર કે વસ્તુ પ્રત્યે અવગત કરી શકાય. વાદળ, આકાશ, ફૂલો, વૃક્ષો, નદી, પર્વત, પંખી આદિથી બાળકો સુવિદિત અને સુપરિચિત છે. લગભગ દરરોજ તેઓ તેને નિહાળે છે તેથી તેમનાથી સુજ્ઞાત છે. પ્રકૃતિના સાન્નિધ્યમાં, પ્રાકૃતિક પર્યાવરણમાં અને તેની આબોહવામાં તેઓ ઊછરે છે અને વિકસે છે. પ્રકૃતિનાં તત્ત્વોથી-સ્વરૂપોથી તેઓ સુપેરે પરિચિત અને માહિતગાર છે, તેથી જ્ઞાત તરફથી અજ્ઞાત તરફ - પ્રકૃતિથી, અને પ્રકૃતિ દ્વારા પરમેશ્વર સુધી તેમને લઈ જવાનો અભિગમ કવિએ અપનાવ્યો છે. પ્રકૃતિની પૂર્ણતયા ઓળખ-પિછાણ થકી જ પરમેશ્વર સુધી, અને પરમેશ્વર ભણી બાળકોને લઈ જઈ શકાય. પ્રથમ બાળકો પ્રકૃતિને-પ્રાકૃતિક તત્ત્વો અને સ્વરૂપોને ઓળખે તો જ તેના રચયિતા, સર્જક અને પ્રકૃતિની પડછે રહેલા પરમેશ્વર-પરમતત્ત્વ ભણી ગતિ કરી શકે. પ્રકૃતિ પરમેશ્વરનો અંશ છે અને તેનું જ રૂપ-સ્વરૂપ છે એટલે સૌ પ્રથમ નિકટવર્તી પ્રકૃતિને પિછાણે અને તે પછી ક્રમશઃ પ્રકૃતિવ્યાપ્ત પરમેશ્વર ભણી વળે.

આકાશ અને આકાશમાં ઘેરાતાં-ગર્જતાં, વરસતાં ગડગડ ગરજતાં વાદળો બાળકોએ જોયાં છે; ઝરમરિયા મેહનાં અમીછાંટણાં તેમણે માણ્યાં છે, તો મેઘગર્જનાથી પણ તેઓ અજાણ નથી. મઘમઘ મહકતાં-મહેંકતાં ખુશ્બોદાર સુગંધી ફૂલોથી પણ તેઓ પરિચિત છે. ખીલતાં અને વિકસતાં ગુલાબ, મોગરો, જૂઈ, ચમેલી વગેરેની સુવાસ તેમણે માણી છે. ઊંચા, લાંબા, પહોળા થઈ પથરાઈને પડેલા ડુંગરો તેમણે દૂરથી પણ જોયા તો છે જ, કદાચિત ડુંગરા પર ભમ્યાં હશે, તેને ખૂંદી વળ્યાં હશે. પહાડ-પર્વત નજરે જોયો ન હોય તો કલ્પના તો જરૂર કરી શકે. ગામના ગોંદરાના તળાવથી માંડી નદી-સરોવર સુધી તેઓ ગયાં હશે. પંખીના કલરવથી કોળી ઊઠેલાં તેમના હૈયાંએ નજીકની ખળખળ વહેતી છલછલ છલકતી નદી અવશ્ય જોઈ છે. આમ આકાશ, વાદળ, ફૂલો, વૃક્ષો, પક્ષીઓ, ડુંગર-પહાડ-પર્વત, નદી-સરોવર આદિ તેમની જ્ઞાત સૃષ્ટિનાં ઘટકતત્ત્વો છે.

આ બધાંનો -પ્રકૃતિનો-સમગ્ર સૃષ્ટિનો, સારાય બ્રહ્માંડનો સર્જક કોણ, એનો રચયિતા અને કરવૈયો કોણ છે, સમગ્ર સૃષ્ટિનું નિર્માણ, સંચાલન અને નિયમન કોણ કરે છે ?- આવા આવા પ્રશ્નો બાળમનમાં - બાળમાનસમાં વહેલા-મોડા જાગે જ. એ પ્રશ્નો અને તેના ઉત્તરો બાળકોને પ્રકૃતિથી પરમેશ્વર ભણી દોરી જાય છે. પ્રકૃતિ પરમેશ્વરની ઓળખની કેડી કંડારે છે.

થનગન થનગન નર્તન કરતો રૂમઝૂમ નાચતો કૃષ્ણ-કનૈયો, અને મેઘગર્જના થતાં ગોવાળો સાથે ગેડીદડો રમતો કૃષ્ણ એવી કલ્પના બાળકોની આંખ સમક્ષ તાદૃશ અને ચાક્ષુષ થવાની. કૃષ્ણની વાત આવે એટલે રાધા આવે જ. રાધા અને કૃષ્ણ, કૃષ્ણ અને રાધાનું રટણ બાળકો નિત્ય ઘરમાં અને

મંદિરોમાં સાંભળતાં જ હોય. શ્વાસે-શ્વાસે, ઉચ્છ્વાસે-નિઃશ્વાસે આ નામરટણ ચાલતું હોય. રાધા-કૃષ્ણ અને ગોપીઓની રાસલીલા, હસી-મજાક, વ્યંગ-વિનોદ - આ બધું સાથોસાથ યાદ આવે. માખણ - ચોર કૃષ્ણ અને તેના ગોઠિયા — કૃષ્ણઘેલા ગોપ-ગોવાળા, સાંભરી આવ્યા વિના રહે ? રાધા જેટલા જ ગોપ-ગોવાળા કૃષ્ણના નિકટના સોબતી. કૃષ્ણને ઉછેરનાર, જન્મનાં માતાપિતાથીય વિશેષ લાડપાનથી ઉછેરનાર અને લાલનપાલન કરનાર નંદજશોદા પણ બાળકોના સ્મરણે ચડે. આવા યુગાવતાર લોકનાયક કૃષ્ણની સ્તુતિ-વંદના કરતાં પુલકિત, ભાવવિભોર અને કૃતાર્થ થતાં દેવ-દેવીઓ, દાનવો અને માનવો બાળમનનો કબજો લઈ લે. કૃષ્ણ સહિત બ્રહ્મા, વિષ્ણુ, મહેશ - ત્રિદેવની અકલિત અને અસ્ખલિત આશિષધારા તેમના ચાહકો, ભક્તો, ભાવકો અને ભાવિકો પ્રતિ વરસતી જાય - બાળકો એ કલ્પનાદૃશ્યનો આનંદ માણતાં પ્રભુ પ્રત્યે પળે. વયસ્કો તો ન્યાલ થઈ જાય, ધન્ય બની જાય.

પ્રકૃતિની વાતથી, પ્રકૃતિ તરફથી કેવી ખૂબી, કુશળતા, યુક્તિ, કરામત અને ચાતુર્યથી કવિ બાળકોને પ્રભુ ભણી લઈ જાય છે ! દ્વિરુક્તશબ્દ પ્રયોગો, દ્વિરુક્તિઓ-પુનરુક્તિઓનો તેમાં સિંહફાળો છે. કૌતુક જન્માવી, વિસ્મિત કરી, પ્રશ્નશૈલી દ્વારા કરામત કરી કવિતાનો કરિશ્મા કરી દેખાડવાનો અકસીર કીમિયો સુન્દરમ્‌ને હસ્તામલકવત્-હાથવગો છે તે નિર્વિવાદ છે.

---

# અંગુલિનિર્દેશ

**અશોક ચાવડા**

## સૂરજનું સત

તાજેતરમાં જ (૧૬-૧૨-૨૦૦૬) કેન્સરની લાંબી બીમારીને લીધે અકાળે અવસાન પામનાર કવિ શ્રી જગદીશ વ્યાસનો આ બીજો કાવ્યસંગ્રહ છે. 'પાર્થિવ' નામના કાવ્યસંગ્રહથી પોતીકા મિજાજની નવી ક્ષિતિજો સર કરતા આ કવિની રચનાઓ ભાવકને માત્ર રસ-તરબોળ કરે છે, એટલું જ નહીં પણ કવિની આંતરિક વેદનાઓને પણ ઉજાગર કરે છે. કવિનું ભાવવિશ્વ કશીક અલિપ્તતા સરભર કરવા માટે સતત ઝઝૂમ્યા કરે છે, તેવી પ્રતીતિ અનેક શે'રોમાંથી થાય છે. કેટલીક માર્મિક વાતો અને ગંભીરતા પણ સહજ રીતે કહી દેવાની કળા કવિને હસ્તગત છે તે પ્રસ્તુત કવિતાઓમાંથી પસાર થતી વખતે અનુભવાય છે. એક ગીતનો અંશ માણીએ :

*તારે કેવી મજા !*

*હું છું અડધો નાગો તારે છપ્પન ગજની ધજા !*

(સૂરજનું સત (કાવ્યસંગ્રહ) લે. જગદીશ વ્યાસ, પ્રકાશક : કૃતિ પ્રકાશન, બી-૧૨, માધવ ઍપાર્ટમેન્ટ, વાસણા, અમદાવાદ-૭, ક્રાઉન સાઈઝ, કાચું પૂઠું, કિં. રૂ. ૬૪-૦૦, પૃષ્ઠ-૮૦)

## સમીક્ષિત

કવિ-પત્રકાર શ્રી દિનેશ દેસાઈ કૃત પ્રસ્તુત પુસ્તકમાં નવલકથા, વાર્તા, કાવ્ય, લેખ-નિબંધ, ચરિત્ર, નાટ્ય, અનુવાદ અને વિવેચન એવા વિભાગોમાં સૂચિત સાહિત્ય-સ્વરૂપોનાં સાહિત્યિક પુસ્તકો વિશેનાં લઘુ વિવેચન સમાવિષ્ટ છે. શ્રી દિનેશ દેસાઈ ટૂંકી સમીક્ષાઓ પણ મુદ્દાસર અને પુસ્તકના સમગ્ર માળખાને ન્યાય આપી લખી શકે છે તેવું પ્રસ્તુત વિવેચનાત્મક લેખો પરથી અવશ્ય તારવી શકાય. ગુજરાત સાહિત્ય અકાદમીની સહાયથી પ્રકાશિત થયેલું આ પુસ્તક સાહિત્યના વિદ્યાર્થીઓ માટે જરૂર ઉપયોગી થઈ રહેશે. લેખમાં વિવિધ અવતરણો તેમજ અન્ય કૃતિઓ સાથેની તુલના — લેખકના દીર્ઘ અભ્યાસનું દ્યોતક છે. જે-તે પુસ્તકની જાણકારી વિના પણ તેનું અવલોકન સમગ્ર પુસ્તકનો સાર આપી શકે તેવું ગજુ ધરાવતાં આ લઘુ વિવેચનો આસ્વાદ્ય છે.

(સમીક્ષિત (વિવેચન) લે. દિનેશ દેસાઈ, પ્રકાશક : પોતે, મુ. વિક્રેતા - રન્નાદે પ્રકાશન, ગાંધી રોડ, અમદાવાદ, ડિમાઈ સાઈઝ, કાચું પૂઠું. કિં. રૂ. ૧૦૫-૦૦, પૃષ્ઠ ૧૫૪)

# બળતણ (લલિત નિબંધ)

દિનકર જોષી

બળતણ તરીકે ગૅસનો પ્રવેશ ક્યારે થયો એની કોઈ ચોક્કસ તવારીખ તો જાણમાં નથી પણ ગૅસનો બળતણ તરીકે પરિચય થયો એ પછી ઘરમાં એને સ્થાન આપતાં ઓછામાં ઓછા દશેક વરસ લાગ્યાં હતાં એવું બરાબર યાદ છે. ગૅસનું સિલિન્ડર ગમે ત્યારે ફાટી જાય, એક ક્ષણમાં એની આગ રસોઈ કરનારને ભરખી જાય એટલું જ નહિ, આખું ઘર ઘડીકમાં આગની ઝાળમાં લપેટાઈ જાય એવી ડરામણી કલ્પના અમારા વડીલોમાં જડબેસલાખ થયેલી હતી. ભડભડ બળતા આ દાવાનળનું બિહામણું દશ્ય નજર સામે આવતું એટલે ગૅસ ઘરમાં વસાવવાની વાત પણ જો કોઈ કરતું તો વડીલો ધૂળ કાઢી નાખતા. આનું મુખ્ય કારણ કદાચ એ પણ હોઈ શકે કે રાંધણિયાના ચૂલામાં ગોળ ભૂંગળી વડે ફૂંક મારીને ચૂલો સંધુકવાના દિવસોથી માંડીને બળતણના વિકાસના જે જુદાજુદા તબક્કા જોવાયા હતા એમાં ગૅસ ક્યાંય બંધબેસતો નહોતો.

રસોડાને ત્યારે રાંધણિયું કહેતા. ઘરના છેક છેવાડાના અંધારિયા ઓરડાને રાંધણિયાનું નામ આપવામાં આવતું. રાંધણિયામાં હવાઉજાસ માટે દીવાલને મથાળે એકાદ બારી હોય તોય ચાલે, ન હોય તોય ચાલે. ચૂલામાંથી ઊઠતો ધુમાડો બહાર જઈ શકે એ માટે ચૂલાની બરાબર ઉપર છતમાં ધુમાડો જવાની વ્યવસ્થા અચૂક હોવી જોઈએ. ચૂલા, દીવાલ સાથે લાગીને જ માટી વડે તૈયાર કરી લેવામાં આવતા. એના બે ભાગ રહેતા. ચૂલો અને ઊલો. ચૂલો પેટાવવા માટે સૂકું ઘાસ, છાણાં અને બળતણ તરીકે વપરાતા લાકડાનાં છોડાં તથા કરગઠિયા ઉપયોગમાં લેવાતાં. છાણને એકરસ કરીને ખુલ્લા મેદાનમાં છાણાં થાપવામાં આવતા. છાણ વીણવા માટે પરિવારનો જુવાન સ્ત્રીવર્ગ, નવરાશની પળોમાં ગામને પાદર ગોંદરા તરીકે વપરાતા ખુલ્લા મેદાનમાં તથા સીમાડામાં રોજ એક ચક્કર મારી આવતો. પાણીનું બેડું લઈને ચારપાંચ સરખેસરખી બાવડાની બળૂકી, જોરૂકી સ્ત્રીઓ; ગામથી એકાદ કિલોમીટર દૂર વહેતી નદીના પાણી શેરડે રોજ સવારે ત્રણ-ચાર ચક્કર મારે અને એ વખતે જો રસ્તામાં ક્યાંય આવતાં-જતાં કોઈક ગાય કે ભેંશનો ભોંય ઉપર પડેલો પોદળો નજરે પડે તો એમાં, રસ્તાનું એકાદ સૂક્કું સાંઠીકડું ખોસી દેતાં. માથા ઉપર તો પાણીનું બેડું હોય અને ક્યારેક તો કૂવે પાણી ભરવા ગયાં હોય તો સીંચણિયું (દોરડાને ત્યારે સીંચણિયું કહેતા હતાં.) હોય એટલે પેલો પોદળો જોઈને એના છાણાં તરીકેના ઉપયોગને લક્ષમાં લેતાં મન લલચાયું હોય તોય એને લઈ શકાય નહિ એટલે એની ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી દેવા માટે એમાં સાંઠીકડું ભરાવી દેવામાં આવતું. સાંઠીકડું ભેરવેલા આવા પોદળાને, બપોરે, સાંજે કે વળતે દિવસે પણ લઈ જઈ શકાય. છાણ એકઠું કરવા માટે નીકળેલી બીજી કોઈ સ્ત્રી આવા સાંઠીકડું ભેરવેલા છાણને હાથ ન લગાડે. જે બીજાનું થઈ ચૂક્યું છે એની ઉપર નજર બગાડવી એ તો મહાપાપ કહેવાય. ઈશાવાસ્ય ઉપનિષદનો મંત્ર तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद् धनम् । તો આમાંની એકેય સ્ત્રીએ તો વાંચ્યો તો શું સાંભળ્યો પણ નહિ હોય. પણ આમ છતાં 'જે તારું છે એનો જ ઉપભોગ કર અને જે બીજાનું છે એના ઉપર ક્યારેય ડોળો રાખીશ નહિ' આ વાત છાણના પોદળા પૂરતી તો સો ટકા સ્વીકૃત થઈ ચૂકી હતી. જે છાણ વગડામાં જ કોઈની નજરે પડ્યા વિના સુકાઈ ગયું હોય એનું વિશેષ મહત્ત્વ રહેતું. આવાં સુકાયેલાં છાણાંને અડાયું છાણું કહેતા. પૂજાપાઠનાં હોમહવન માટે અગ્નિ પ્રગટાવવાનો હોય તો અડાયું છાણું જ ઉપયોગમાં લેવાતું. હાથની બંગડીઓ કે ચૂડીઓને છેક કોણી સુધી અધ્ધર ચડાવી

દઈને, સૂંડલો એક છાણનું એકરસ કરેલું રાબડું હથેળીમાં લઈને દીવાલ ઉપર કે ભોંય ઉપર છાણાં થાપવા માટે વિશેષ પ્રકારની કુશાગ્રતા જરૂરી થઈ જતી. અણઘડ હાથે રાબડું ઢીલુંઢફ થઈ જાય અથવા તો થપાયેલું છાણું રેલાઈ જાય. છાણું જો જાડુંપાતળું રહે તો ઉપરથી સૂકાયેલું લાગતું પડ અંદરથી ભીનાશ ભરી રાખે અને જ્યારે ચૂલામાં એનું પોત પ્રકાશે ત્યારે ઘર આખું ધુમાડાથી ભરાઈ જાય. ચૂલાના જે મુખ્ય ભાગમાં ભાઠો ધખધખતો હોય એની ઝાળ બીજા ભાગમાં પણ પહોંચે અને જે વાનગી ધીમા તાપે તૈયાર કરવી હોય એને ઊલા તરીકે ઓળખાતા આ ભાગ ઉપર તૈયાર કરવામાં આવે. ઊલામાં તાપ ઓછો હોય પણ ચૂલો ધખખતો હોય.

ઊલ અને ચૂલનો આ તબક્કો પૂરો થયા પછી સગડીનું આગમન થયેલું. આ સગડીની સાથે જ પ્રાયમસ તરીકે ઓળખાતો સ્ટવ પણ આવેલો. જોકે પ્રાયમસનો ઉપયોગ તો ઉતાવળ હોય ત્યારે એક બાદશાહી સગવડ તરીકે જ થતો. પ્રાયમસ પેટાવવામાં પણ ખાસ આવડત જરૂરી હતી. પ્રાયમસ ફાટ્યો, ઘાસતેલની ઝાળ ઊઠી, બર્નરમાં પિન ભેરવીને, પંપ મારવા જતાં આગની ઝાળ કપડાને લાગી ગઈ – આવા બધા પ્રસંગો અવારનવાર કાને પડતા એટલે પ્રાયમસ પેટાવવા માટે પોતાને નિષ્ણાત માનતી સ્ત્રી જ ગૌરવભેર આગળ આવતી. જૂની બાલદી કે કોઈક ડબાને કાપીકૂપીને એની સગડી બનાવી લેવામાં આવતી. વૈભવમાં વધારો થયો એ પછી લોખંડની તૈયાર સગડીઓ બજારમાંથી ખરીદવામાં આવતી. આ સગડીઓમાં બળતણ તરીકે કોલસા તથા કોલસાની વધેલી ભૂકીમાં છાણ ભેળવીને વાળેલા સૂકા લાડવા ઉપયોગમાં લેવામાં આવતા. સગડી પેટાવવા માટે કપડાની ચીંદરડીને ગોળ વાળીને ઘાસતેલમાં ભીંજાવ્યા પછી કાકડી બનાવવામાં આવતી. આ કાકડી પેટાવીને કોલસા વચ્ચે મૂકી દેવામાં આવે એટલે ધીમેધીમે સગડીનો ભઠ્ઠો તૈયાર થઈ જાય.

આ ગાળામાં જ લાકડાનો સૂકો વહેર અથવા ભૂસું બળતણ તરીકે વાપરી શકાય એવી ખાસ પ્રકારની પતરાની સગડીઓ પણ અમલમાં આવી હતી. લગભગ એકાદ ફૂટ ઊંચી અને એટલા જ વ્યાસવાળી આ ગોળ સગડીની વચ્ચોવચ બેએક ઈંચનું પોલાણ રહેતું. આમાં લાકડાનું ભૂસું ભરીને આ સગડી ઉપયોગમાં લેવાતી. ભૂસું લેવા માટે જ્યાં લાકડાં વહેરવામાં આવતાં એવા બેત્રણ કારખાને જવું પડતું. અહીં પડેલા વહેરના ઢગલાંમાંથી આપણે સાથે લઈ ગયા હોઈએ એ ગુણી જાતે જ ભરી લેવાની. કારખાનામાં ભરાયેલી ગુણીનો એકસરખો જ ભાવ, આજની ભાષામાં કહીએ તો પચાસ પૈસા લેવામાં આવતો. ગુણી ઠાંસોઠાંસ ભરાય એ માટે, ગુણી ભરાયા પછી એકાદ બળૂકું બાળક એની ઉપર ચડીને પગ વડે એને ખૂંદતું. આમાં વજનદાર તથા જોરાવર હોવું જરૂરી ગણાતું અને એટલે સેવાની ઑફર હું વારંવાર કરતો. છતાં મારી સેવાનો લાભ આ પ્રવૃત્તિ માટે ક્યારેય લેવામાં આવતો નહિ. 'તારું આ કામ નહિ.' આ અપમાનજનક વાક્ય વડે મને અનેક વાર નવાજવામાં આવતો. જોકે મીરાંબાઈની જેમ જ ઝેરનો આ ઘૂંટડો અમીરસના ઓડકાર ખાઈને ગળી જતો.

કોલસાના વપરાશમાં એક ખાસ તકેદારી જરૂર પડતી. કોલસામાં જો ભીનાશ ભળેલી હોય તો છાણાના બળતણની જેમ જ એના ધુમાડાથી રાંધણિયામાં તો ઠીક, ઓશરીમાં બેઠેલાઓને પણ આંખમાં પાણી આવતાં. ચોમાસામાં કોલસા વરસાદની વાછટથી અચૂક ભીના થયેલા હોય, એનાથી બચવા માટે ઉનાળો પૂરો થાય કે તરત જ ચોમાસાના ત્રણેક મહિના, પૂરતા વપરાશને ગણતરીમાં લઈને કોલસાની ગુણીઓનો સંગ્રહ કરી લેવામાં આવતો. આમાં મોટા કદના કોલસા સંઘરવા માટે સરળ હોવાથી આવા મોટા કોલસા ખરીદીને લાવ્યા પછી સગડીમાં ભરવા માટે એના નાના ટુકડા કરવા પડતા. આ માટે ઓશરીના પાછળના ભાગમાં

કે પછી ફળિયામાં બેસીને એકાદ મોટા પથ્થરની મદદથી આ કોલસાને તોડવામાં આવે.

ગરમ પાણી કરવાના બંબાનું આગમન પણ લગભગ આ ગાળામાં જ થયું. બંબો શબ્દ આગળ ઠારવા માટેના વાહનને ઓળખવા માટે રૂઢ અર્થમાં પ્રયોજાય છે. પાણી ગરમ કરવા માટેનો બંબો, આગ ઠારવા માટે નહોતો, પ્રગટાવવા માટે હતો. બેત્રણ કે ક્યારેક ચાર બાલદી જેટલું પાણી ચારેય બાજુ ભર્યું હોય અને વચ્ચે ધખધખતા કોલસા ગોઠવાઈ જાય એવું પોલાણ રહેતું. આ બંબામાં નીચે એક નળ રહેતો. નહાવા માટે જે કોઈ આમાંથી જેટલું ગરમ પાણી લે એણે એટલું જ ઠંડું પાણી તરત જ એમાં ઉમેરીને આવકજાવક સરભર કરી દેવી પડતી. આમાં પિતાજી એક અપવાદ. એ ગરમ પાણી બાલદીમાં ભરી લે પણ ઠંડા પાણી વડે ખોટ સરભર કરવાની જવાબદારી એમની નહોતી રહેતી.

દીવાની જ્યોત કહેવાય અને યજ્ઞની કે હવનકુંડની વેદી કહેવાય. રસોડાના અગ્નિને ઝાળ કહેવાય અને વિનાશક અગ્નિને જ્વાળા કહેવાય. એ જ રીતે ભડકાનું પણ વિશેષ સ્થાન છે. અગ્નિનાં આવાં વિવિધ રૂપોની જેમ જ (આપણાં શાસ્ત્રોએ ઓગણપચાસ જાતના અગ્નિને ઓળખાવ્યા છે.) એને પ્રગટાવનાર બળતણનાં પણ ચોક્કસ નામ અને સ્વરૂપ છે. સામાન્ય રીતે ઘરના રસોડામાં રસોઈ બનાવવા માટે જે કંઈ બળતણ વપરાય – ખાસ કરીને છાણાં-લાકડા – એને ઈંધણ કહેવામાં આવે છે. કોઈક શુભ પ્રસંગે વરો કરવાનો હોય ત્યારે ફળિયામાં કે વાડીમાં મોટો ચૂલો ખોદીને જે બળતણ ઉપયોગમાં લેવાય એને લાકડાં કે બળતણ કહેવામાં આવતું નથી. લાકડાં એનાં એ જ હોય તો પણ એને મગબાફણાં તરીકે ઓળખવામાં આવે છે. મગ શુભ પ્રસંગે વપરાશમાં લેવાય છે અને આવા શુભ પ્રસંગે પરંપરાગત રસોઈમાં મગ-લાપસી કરવામાં આવતા એને કારણે વરામા વપરાતા બળતણને મગબાફણા નામ આપવામાં આવ્યું હતું. યજ્ઞવેદી અને હોમહવનમાં બળતણ તરીકે જે કાષ્ઠને ઉપયોગમાં લેવાય એને સમિધ એવું નામ આપવામાં આવ્યું છે. આવા સમિધ બનવાનું સન્માન બધાં વૃક્ષોનાં લલાટમાં લખાયું હોતું નથી. આવું સન્માન પીપળો, વડ, ખેર, ખાખરો, આકડો, અને ખીજડો એવા થોડાક વૃક્ષોને જ સાંપડ્યું છે. એ જ રીતે મૃતદેહના અગ્નિસંસ્કાર માટે જે બળતણ વપરાશમાં લેવાય છે એને માત્ર લાકડાં તરીકે ઓળખવામાં આવ્યુ છે. કોઈક માણસના મૃત્યુનો ઉપહાસ કે તિરસ્કાર સાથે ઉલ્લેખ કરવો હોય ત્યારે એ તો 'લાકડાભેગો થઈ ગયો' એમ કહેવામાં આવે છે. અહીં 'ઈંધણભેગો થઈ ગયો' કે 'સમિધ ભેગો થઈ ગયો' એમ કહી શકાય નહિ. ઈંધણ, સમિધ એ પણ અંતે તો લાકડા જ છે આમ છતાં જે રીતે માણસ, માણસમાં ફેર છે એ જ રીતે લાકડે લાકડે પણ ફેર જ છે.

ગેસે આજે આ બધાંને પદભ્રષ્ટ કરી નાખ્યાં છે. ક્યાંક ઇલેક્ટ્રિકનો વપરાશ પણ બળતણ તરીકે થાય છે. બંબાનું સ્થાન ગીઝરે લઈ લીધું છે. છાણાં, કોલસા, ઘાસતેલ – આ બધું હવે શબ્દકોશમાં અને સંગ્રહસ્થાનમાં જ રહી ગયું છે. થોડા સમય પહેલા એક અદ્યતન આર્ટ ગૅલરિમાં ગામડાની શેરીનું દશ્ય કંડારવામાં આવ્યું ત્યારે આ ચિત્રાંકનને પરિપૂર્ણ કરવા માટે મારતી મોટરે વીસ માઈલ દૂરથી છાણ લાવવું પડ્યું હતું એનું સ્મરણ થાય છે. જોકે છાણું થાપતા આર્ટ ગૅલરિના કોઈ કલાકારને આવડ્યું નહોતું એટલે પાડોશમાંથી એક કાઠિયાવાડી સન્નારીને બોલાવીને આ દશ્યને સુંદર કરવામાં આવ્યું હતું. આ ઘટનાનું સ્મરણ થાય છે ત્યારે રમૂજ થયા વિના રહેતી નથી.

# દહીંમાં કે દૂધમાં ? (વાર્તા)

અજય ઓઝા

મને શું ખબર પડે ? મને તો બધાં દહીં-દૂધમાં જ ગણે છે ! કાકી સિવાય બીજું કોઈ મને સમજતું જ નથી. પણ બિચારાં કાકી ! એનોય શું વાંક કાઢવો ? કાકાએ જ કાકીને ખખડાવી નાખ્યાં હતાં, "હવે આ દીપુ મોટો થતો જાય છે. હવે એને તારે જુદો સુવડાવવો જોઈએ."

હું એકલો અલગ સૂઈ શકું ? મને તો બહુ બીક લાગે. પેલો રાક્ષસ આવી જાય તો ? મને એ રાક્ષસની તો ખૂબ બીક લાગે. કાકીનો હાથ મારા માથે ન ફરે તો મને તો ઊંઘ જ નો આવે. ને હજુ હું ક્યાં બહુ મોટો થઈ ગયો છું ? માંડ નિશાળે જાતો થયો છું. શેરીના છોકરાવ પણ મને હજી રમાડતા નથી. ને રમાડે ત્યારે દહીં-દૂધમાં ! મને સહુ નાનો જ ગણે છે.

શેરીના છોકરાવ ભેગો રમવા જાઉં એટલે પહેલાં તો સહુ મને જોઈને મોઢું બગાડે. લગભગ બધાં જ મારાથી મોટા હોય, એટલે મને રમાડવામાં કોઈ રાજી નહિ. એટલે હું વળ ખાઈને નિમાણો થઈ એક બાજુ ઊભો રહું, ઊભા રહીને એ લોકોની રમત જોયા કરું. એ બધા જુદી જુદી રમતો રમતા રહે. હું એક-બે વાર વચ્ચે વચ્ચે મને રમાડવાની આજીજી કરી લઉં, પણ બધાં ના જ પાડે. એટલે હું રડમસ ચહેરે ઊભો રહું. ઊભોઊભો જુદી જુદી રીતે મારા મનનો ગુસ્સો દબાવવા કોશિશ કરું.

બુશકોટની બાંયુંમાંથી બંને હાથ અંદરની બાજુ સરકાવીને બાંયુંને ગોળ ગોળ ફરકાવું. આમ કરવાથી હું કેવો લાગતો હોઈશ એનો વિચાર નો કરું. ખિસ્સામાં થોડી કાંકરીઓ ભરી લઉં ને એમાંથી ત્યાં ક્યાંક ઊભેલા કૂતરાને દૂરથી કાંકરી મારી લઉં. બેય કૉલરના અણીવાળા ખૂણાઓને ભેગા કરી દાંતથી કાતરવા માંડું. પગમાં ચંપલની અદલ-બદલ કરી નાખું. સૂકાયેલા હોઠને દાંતથી કરડીને કકડાટી બોલાવું. એવામાં જો કાકી આવી ચડે તો મારા જીવમાં જીવ આવે. કાકી આવે એટલે ક્યારનાં રોકી રાખેલાં આંસુઓ પણ વરસી પડે. કાકીને કહેવું નો પડે, એ સમજી જાય. બધા છોકરાવને ઘઘલાવે અને હુકમ કરે કે 'મારા દીપુને રમાડો, છેવટે દહીં-દૂધમાં, પણ એને રમાડો.' પછી મને બધા રમાડે : દહીં-દૂધમાં. હું સહુ સાથે રમવા માંડું.

પણ મારી તકલીફો તો પૂરી જ નો થાય. પકડદાવની રમતમાં મારા પરથી દાવ જ ઊતરે નહિ. દાવ ઊતરે તો પણ ફરી તરત જ પકડાઈ જાઉં. હું ભાગી જ શકું નહિ. કોઈ કહે, 'હજી નાનો છે, જવા દો.' કહી બે હાથ વડે મારી ઊંચાઈ માપતો હોય તેમ કરી મને ચીડવે. કોઈ કહે, 'આને ભાગતાં જ આવડતું નથી.' બીજો કહે, 'એની માને તો સારું આવડેલું.' પછી બધા હસે. હું રહ્યો દહીં-દૂધમાં, એટલે કાંઈ સમજું નહિ. સંતાકૂકડીમાં તો બધાને શોધી શોધીને થાકું પણ કોઈનો 'થપ્પો' જ ન થાય ને ! દાવ નો ઊતરે એટલે અંતે હું રડવા જેવો થઈ જાઉં. છેવટે થાકી-હારીને ઘરભેગો થઈ જાઉં.

ઘેર આવીને શાંત થોડો બેસું ? કાકીને હેરાન કરું. એને મારી સાથે રમવા જીદ કરું. એ કામ મૂકીને મારી સાથે રમે. અમે પકડદાવ રમીએ. હું દોડીને ભાગી જાઉં. એવો દોડું કે કાકી મને પકડી જ ન શકે. મારામાં જાણે નવી શક્તિ આવી ગઈ હોય એવું લાગે. કાકી તો દોડી દોડીને થાકી જાય. હું સંતાઈ જાઉં ને એ મને શોધવા આવે. હું નજર સામે હોઉં તોયે એને દેખાઉં જ નહિ,...ને હું 'થપ્પો' કરી દઉં ! એના પરથી દાવ જ ન ઊતરવા દઉં. કાકા આવે ત્યાં સુધી રમ્યા જ કરું.

મને થાય : કાકા આવતા જ ન હોય તો ?

પપ્પા તો ક્યારેક જ ઘરમાં દેખાય. રાત્રે બહુ મોડા આવે. કોઈ વાર તો આવે જ નહિ. મમ્મીનો ચહેરો તો હું ભૂલ્યો જ નથી. જ્યારે જોઉં ત્યારે કામમાં જ હોય. એને તો બસ કામ, કામ ને કામ. મમ્મી અહીં હતી ત્યારે ક્યારેય મારી સાથે રમી જ નહિ હોય. હું મારી સાથે રમવા કહું તો એ ચિડાઈ જાય, 'આ ઢગલો ઠોસરાં પડ્યા છે એ કોણ કરશે, તારી કાકી ?' પાણીથી છલોછલ ભરેલા બે હાંડા માથે ઊંચકીને ઉઘાડે પગે આવતી કાકી ક્યારેક આ સાંભળતી હોય પણ કાંઈ બોલે નહિ.

મારા બુશકોટનું બટન કાકી જ સીવી દે, મમ્મી નહિ. મને વાગતી, બારણાંની બહાર ઊપસેલી ખીલી ઉપર કાકી હથોડી ઝીંકતી હોય. મારા ગૂમડાં ઉપર કાકી જ પાઉડર લગાવી આપે. કાકી એટલે જાણે મારા ભાણામા આવેલો ગોળ ! કાકી એટલે મેં જીતેલી લખોટીઓનો દાણિયો ! કાકી એટલે મારા ભમરડાની જાળી ! કાકી એટલે પતંગનો કાચ પાયેલ દોર જાણે ! કાકી પગના ઉઝરડાનો પાઉડર ! કાકી એટલે કાકી, બસ !

કાકા મને કહેતા, "તારી મા તો મોટા શે'રમાંથી આવી છે, એને આંય બહુ ફાવશે નહિ." પપ્પાની લથડતી ચાલ, થોથરાતી જીભ, અને મમ્મીનો તંગ સ્વભાવ મને ઘણી વાર નજરે ચડે. આ બધી માથાકૂટમાં મારે કેટલીયે વાર માર ખાવો પડ્યો હશે. શું કરું ?

શેરીમાં તો જુદી જુદી રમતો આવ્યા કરે, રમાયા કરે, બદલાયા કરે, - સીઝન પ્રમાણે. મને પતંગની સીઝન વધારે ગમે. કાકી ફીરકી પકડે પછી કોઈ મારો પતંગ કાપી નો જાય. પછી આવે ભમરડાની સીઝન. કાકા ઘેર ન હોય ત્યારે કાકીને કહું એટલે ભમરડો લાવી આપે. મને ફેરવતા નો આવડે, કાકીનેય આવડે નહિ. તોય ભમરડો લેવાનો. એ પછી આવે સીઝન લખોટીની. લખોટી તો કાકીય મને લેવાની ના જ પાડે, કહે કે તું મોઢામાં મૂકે ને ગળી જવાય તો ?

"સીઝન બદલાય, રમત બદલાય, એમ મમ્મીય બદલાઈ જાય ? હેં કાકી ?" મેં એક વાર પૂછેલું.

"કેમ આવું પૂછે છે તું ?"

"મને ખબર નથી પણ કાકા એક વાર મને કે'તા'તા."

"ના, ના. એવું કંઈ થોડું હોય ? તારે આવું બધું વિચારવાનું નો હોય. તને રાત્રે પાછી બીક લાગશે."

હા, મને તો ખરેખર બીક લાગે જ, પેલા રાક્ષસની બીક લાગે. મમ્મીને ઉપાડી ગયો તેમ મનેય ઉપાડી જાય તો ?! કાકા કહેતા હતા કે 'તારી મમ્મીને તો રાક્ષસ ઉપાડી ગયો છે. હવે પાછી નો આવે.' મને એટલે જ એ રાક્ષસની બહુ બીક લાગે છે. એટલે તો હું કાકીની પાસે જ સૂઉં છું. આ રાક્ષસ એટલે કોણ ? એ કેવો હોય ? એવું મેં ક્યારેય પૂછ્યું જ નથી. પૂછતાંય બીક લાગે. મનેય પકડીને ઉપાડી જાય તો ? પપ્પા તો કાંઈ જવાબ જ નો આપે. કાકા બિવરાવે ને કાકી વાતને જ ભુલાવી દે, પણ મારા મગજમાંથી ભૂંસાય નહિ. મમ્મીને કોઈ ભૂંસી શકતું હશે ? મમ્મી જ કહેતી, 'આ રાક્ષસોમાથી છુટકારો થાય ત્યારે ખરો !' કોણ જાણે ક્યારે મમ્મીનો છુટકારો થશે. હું મોટો થાઈશ ત્યારે રાક્ષસને કહીશ, 'મારી બધી પતંગ તું લઈ જા, લખોટીઓ અને ભમરડા તુ લઈ જા, પણ મારી મમ્મી મને પાછી આપી દે.'

ધીમે ધીમે મને શેરીની ઘણી રમતો આવડી ગઈ હતી. ખો-માટલીમાં હું છોકરાવને પકડવા ક્યાંય સુધી દોડી શકું છું. અનેકના ભમરડા ઊભા ફાડી નાંખું છું. હું દોડું પછી કોઈ મને પકડી શકતું જ નથી. મારી બોલિંગથી ભલભલા છોકરાવને ફફડતા હું જોઉં છું. લખોટીઓથી ખિસ્સાં ઊભરાય છે. સંતાકૂકડીમાં ક્યારેય મારા પર દાવ આવતો જ નથી, ને આવે તો તરત જ ઊતરી જાય છે. હવે હું

નથી રહ્યો દહીંમાં કે નથી રહ્યો દૂધમાં ! હવે હું પેલા રાક્ષસ સિવાય કોઈથી ડરતો નથી.

તોયે ઘેર આવી કાકી સાથે તો રમવાનું ગમે. કાકી છે ઈ સારું છે, નહિતર મને તો ખાવાય નો મળે. કાકીને રાક્ષસ ઉપાડી જાય તો ? તો તો હું મરી જ જાઉં. કાકાને રાક્ષસ લઈ જાય તો મને મજા પડી જાય.

કાકી નો હોત તો આજે કાકા મને મારવામાં જરાય દયા નો રાખત. આજે ફરી વાર કાકાએ કાકીને ધમકાવ્યાં, 'તને મારે કેટલું સમજાવવું કે આ દીપલાને હવે જુદો સૂવરાવ. અરધી રાત્રે ઊંઘમાં બી જાય છે ને જાગી જાય છે. ને...હવે આ બધું સારું નથી લાગતું. એ હવે મોટો થતો જાય છે. મોટા છોકરાને ક્યાં સુધી...?' કાકી શાંતિથી સાંભળ્યે જ જતાં હતાં. પણ મારાથી રહેવાયું નહિ ને કાકા ખિજાયા. મારો વાંક તો કાંઈ હતો જ નહિ. કાકાએ 'દીપલો મોટો થયો છે' એમ કહ્યું એટલે હું તો કાકીને પૂછતો હતો કે કાકા તો મારાથીયે મોટા કહેવાય કે નહિ ? તે એમાં કાકાને શું ગુસ્સો ચડ્યો કે લાગ્યા મને મારવા. ઈ તો કાકીએ વચમાં પડી મને બચાવી લીધો. પણ ત્યારથી મને કાકામાં બીજો રાક્ષસ જ દેખાય છે. હવે તો મને કાકાનીયે બીક લાગે છે. કાકીએ કાકાને સમજાવ્યા, 'દીપુ હજી નાનો છે એને શું બધી ખબર પડે ? તમે તો એની પાછળ જ પડી ગયા છો.' કાકીએ મને નાનો ગણ્યો એટલે મને ગમ્યું. ને હું ક્યાં હજી મોટો થયો છું ?

પછી હું શેરીમાં રમવા ગયો કે તરત જ છોકરાવ મને ઘેરી વળ્યા. ક્રિકેટ રમવાનું ચાલુ થતું હતું. મને જોઈને બધા છોકરાવ 'દીપુ અમારી ટીમમાં...દીપુ અમારી ટીમમાં..' કહેતાં દેકારો કરવા લાગ્યા. મેં ચોખ્ખી જાહેરાત કરી દીધી, "મારે રમવું છે ખરું, પણ દહીં-દૂધમાં !!"

---

## કલાગુર્જરી (સ્થાપક સંસ્થા) દ્વારા આયોજિત અને શ્રી દ્વિરેકભાઈ રાજ દ્વારા પુરસ્કૃત સ્વ.વિરેનભાઈ કલ્યાણજીભાઈ રાજપોપટ સ્મૃતિ ગિરાગુર્જરી પારિતોષિક સ્પર્ધા-૨૦૦૬નાં પરિણામો

**નવલકથા :** પ્રથમ પારિતોષિક : 'આખરી પડાવ' - ઈન્દુ કે. ડી. મહેતા
દ્વિતીય પારિતોષિક : કોઈને નહીં

**નાટક :** પ્રથમ પારિતોષિક : કોઈને નહીં.
દ્વિતીય પારિતોષિક : 'ઘોડાગાડી' - શ્રી વિનોદ અમલાણી

**કાવ્ય :** પ્રથમ પારિતોષિક : 'નિતાંત' - શ્રી સુરેશ ઝવેરી 'બેફિકર'
દ્વિતીય પારિતોષિક : બે જણ વચ્ચે - 'સૉનેટોની વૈજયંતીમાળા' - કુ. મનોરમા ગાંધી અને 'ભીતર કંઈક સમંદર' - કુ. મનોજ્ઞા દેસાઈ

**નિબંધ :** પ્રથમ પારિતોષિક : 'ફાનસને અજવાળે' - શ્રી પ્રફુલ્લ રાવલ
દ્વિતીય પારિતોષિક : 'ભીનાં સ્મરણોની મીઠી મહેક' - વનલતા મહેતા

**નવલિકા :** પ્રથમ પારિતોષિક : કોઈને નહીં
દ્વિતીય પારિતોષિક : 'શમણાંની આરપાર' - મીનાક્ષી ચંદારાણા

આ સ્પર્ધામાં પ્રથમ પારિતોષિક રૂ. ૫૦૦૦-૦૦ અને દ્વિતીય પારિતોષિક રૂ. ૩૦૦૦-૦૦ હતું. નિર્ણાયકો તરીકે શ્રી દિનકર જોશી તથા પ્રા. ધીરેન્દ્ર રેલીઆ (નવલિકા), શ્રી ચંદુલાલ સેલારકા તથા શ્રી દીપક મહેતા (નવલકથા), શ્રી હની છાયા તથા શ્રી કિરીટ બારોટ (નાટક), શ્રી મેઘબિંદુ તથા ડૉ. અસ્મિતા યાજ્ઞિક (કાવ્ય) શ્રીમતી તરુબહેન કજારિયા તથા શ્રીમતી નંદિનીબહેન ત્રિવેદીએ સેવા આપી હતી.

# સંસ્કૃતના સર્જક શ્રી દેવર્ષિ કલાનાથ શાસ્ત્રીની કેફિયત

અનુ. પ્રા. મધુસૂદન મ. વ્યાસ

*[અનુવાદકની નોંધ : સંસ્કૃત આખ્યાન-'આખ્યાનવલ્લરી'ના લેખક શ્રી દેવર્ષિ કે.શાસ્ત્રીએ કેન્દ્રીય સાહિત્ય અકાદમી, દિલ્હીનો પુરસ્કાર પ્રાપ્ત કર્યા બાદ એની સ્વીકૃતિ વેળાએ જે પ્રવચન હિન્દીમા કરેલ તેનુ મુદ્રણ 'સમકાલીન ભારતીય સાહિત્ય (માર્ચ-એપ્રિલ, ૨૦૦૫)માં પ્રકાશિત થયેલ. જેનો મુક્ત ભાવાનુવાદ અત્રે પ્રસ્તુત છે.]*

આજના સદર્ભમાં હું એક એવી ભાષાનું પ્રતિનિધિત્વ કરું છુ જે કદાચ વિશ્વની એક સર્વાધિક પ્રાચીન અને સમૃદ્ધભાષા છે અને જેના દ્વારા ઓછામાં ઓછા બે-અઢી હજાર વર્ષથી પોતાના ભાષિક સ્વરૂપ અને વ્યાકરણ વગેરે જેમનાં તેમ (યથાસ્થાન) રાખેલ છે. તે છે, સંસ્કૃતભાષા કે જે હજારો વર્ષ પુરાણી છે છતા પણ નવયુવતી કહી શકાય તેવી છે. જેમકે વેદના ઋષિએ ઉષાને કહ્યું હતું કે - 'पुराणी देवी युवतिः पुरन्ध्रिः । સૂર્યોદયના સમયની અરુણિમા કે જે કરોડો વર્ષ જૂની-વૃદ્ધા છે. પરંતુ પ્રતિદિન જ્યારે આપણે સૂર્યોદય નિહાળીએ છીએ ત્યારે તે શું બિલકુલ તાજગીમુક્ત નથી જણાતી? સંસ્કૃતમાં પણ આજે પ્રાચીન શાસ્ત્રોના વિમર્શો (ચર્ચાઓ) અને પુરાણી શાસ્ત્રીય વિદ્યાઓ કે પદ્ધતિઓના સાહિત્યની સાથે સાથે બિલકુલ નવા યુગબોધ અને આજના કાર્યકલાપથી સંબંધિત સાહિત્ય પણ લખાતું રહ્યું છે, એ કહેવું કોઈ આશ્ચર્યોક્તિ ન હોવી ઘટે.

આમ પણ નવું અને જૂનું એ શબ્દો સૌંદર્ય-બોધની બાબતમાં કંઈ વિશેષ અર્થ નથી ધરાવતા એ એક અલગ વિવાદાસ્પદ વાત છે. મનુષ્યના સૌંદર્યબોધના બે આયામ છે. એક તો એ છે કે જે શાશ્વત હોય કે જે દેશ-કાળની સાથે બદલાતા નથી જ્યારથી માણસે સૌંદર્યબોધ મેળવ્યો છે, ત્યારથી એ વિદ્યમાન છે. તેમજ જ્યાં સુધી માનવ છે ત્યાં સુધી રહેશે. બીજો એ સૌંદર્યનો આયામ છે કે જે પરિવેશ ો દેશની સાથે બદલાય છે. યુગ પરિવર્તનની સાથે જ કંઈક રૂપાંતરિત થતો જાય છે. આ જ પ્રકારનો એક બીજો વિવાદ પણ ક્યારેક ક્યારેક સાહિત્યના સિદ્ધાંતકારો દ્વારા ઉઠાવવામાં આવે છે. એ વિવાદ એવો છે કે કયું સાહિત્ય શાશ્વત સત્યને અભિવ્યક્ત કરે છે. અને કયું સાહિત્ય કેવળ સમ-સામયિક સત્યને અથવા યુગસત્યને અભિવ્યક્ત કરે છે ? તેઓ કહે છે કે મહાન સાહિત્યકાર શાશ્વત સત્યોની જ અભિવ્યક્ત કરે છે. સંસ્કૃત જેવી પ્રાચીન ભાષાઓ શાશ્વત સાહિત્યનું જ સર્જન કરે છે, વગેરે વગેરે...હું એવું નથી સમજતો. મારુ માનવું છે કે પ્રત્યેક મહાન સાહિત્યકાર શાશ્વત સત્યોને જ અભિવ્યક્ત કરે છે. પરંતુ એ શાશ્વત સત્યોનો પ્રકાશ યુગસત્યના ગોખલા(ગવાક્ષો)માંથી જ દેખાય છે. તેનો વાચક યુગપરિવેશ, યુગઅભિવ્યક્તિ, વિવિધ સાહિત્યિક પ્રકારો અને યુગપ્રધાન મુહાવરાઓના માધ્યમથી જ તે શાશ્વત સત્યોને હૃદયંગમ બનાવી શકે છે.

આ ચિંતનને એક દિલસ્પર્શી ઉદાહરણ દ્વારા સમજી શકાય, જેને મારા આનંદ માટે રજૂ કરવાનું ઉચિત ગણું છું. 'હજારો વર્ષ પૂર્વે વેદના ઋષિએ આ સૃષ્ટિને તે અમર પ્રણેતાની એવી અજર-અમર કવિતા દર્શાવી હતી કે જે કરોડો વર્ષથી સમાપ્ત ન થઈ કે ન બુઢ્ઢી (old woman) થઈ છે. "पश्य देवस्य काव्यं न ममार न जीर्यती ।" આ દુનિયાને અમર કાવ્ય દર્શાવનારી પ્રસ્તુત વૈદિક ઉક્તિ પ્રત્યેક ભાષાના વરિષ્ઠ વિદ્વાનો અને કવિઓ દ્વારા ઉદ્ધૃત કરવામાં આવતી હોય છે. પરંતુ આ શાશ્વત સત્યને પ્રત્યેક દેશ, પ્રત્યેક ભાષા અને પ્રત્યેક યુગમાં પોતપોતાની રીતે, પોતપોતાની ભાષામાં અભિવ્યક્ત કરીને સમર્થ રચનાકારો પોતાના દરેક પ્રકારના વાચકોને પ્રફુલ્લિત કરતા રહ્યા છે. એ જ વાતને ઉર્દૂના કવિ આ રીતે કહે છે :

*ખુદા જાને યે કિસકી જલ્વા ગાહે નાજ હૈ દુનિયા,*
*હજારો ઉઠ ગયે, લેકિન વહી રંગત હૈ મહફિલ કી.*

તો, આજનો વાચક ફફડી પડે છે કારણ કે અહીં ઉર્દૂના કવિએ પોતાની અભિવ્યક્તિને માટે પોતાના પરિવેશને અનુરૂપ એવી મહેફિલને બિંબરૂપે ચૂંટેલ છે. જેનાથી હજારોના ઊઠી જવા છતાં તે (મહેફિલ) એટલી ને એટલી જ રોનકભરી દેખાય છે. 'ઊઠી જવું' એ શબ્દમાં જે શ્લેષ છે કે જેના બંને અર્થો સમજમાં આવી જાય છે કે જેનાથી એની મજા દ્વિગુણિત બની જાય છે.

મારા નિવેદનનું તાત્પર્ય એવું છે કે વિશ્વની સર્વાધિક વયોવૃદ્ધ ભાષા સંસ્કૃત હોવાની સાથે તે ભારતીય ભાષાઓની ધાત્રી (ધારણ કરનારી) છે. બા છે. હજારો વર્ષથી બદલાઈ નથી, પરંતુ એના સાહિત્યભંડારમાં નિરંતર વૃદ્ધિ થતી જાય છે. આ સાહિત્ય બંને પ્રકારનું છે. એક તો એવો પ્રકાર છે જેનો દેખાવ બિલકુલ બદલ્યો નથી. જેનું કથ્ય અને શિલ્પ હજારો વર્ષો યથાવત્ બનેલ છે. બીજી વાત એ છે કે જે યુગની સાથે નવા પરિધાન ગ્રહણ કરે છે. નવું વિષયવસ્તુ, નવી સાહિત્યિક અભિવ્યક્તિ અને નવા શિલ્પ લઈને દુનિયાભરમાં ફરે છે. તમને બંનેનાં ઉદાહરણ મળી જશે. આજે કદાચ જ વિશ્વની કોઈ ભાષામાં આ પ્રકારનાં મહાકાવ્યો લખવામાં આવી રહ્યાં હોય; જેમકે હોમરનું ઇલિયડ અથવા મિલ્ટનનું પૅરેડાઇઝ લોસ્ટ છે. પરંતુ સંસ્કૃતમાં આજે પણ મહાકાવ્યો લખનારા અનેક કવિઓ હરતાંફરતાં જ મળી જશે. વાલ્મીકિ અને કાલિદાસથી શરૂ કરીને અદ્યાવધિ સંસ્કૃતમાં આ રચનાપરંપરા અક્ષુણ્ણ છે, શિલ્પ પણ મોટે ભાગે તેવાં જ છે. છંદો પણ છે જ, શૈલી પણ તેવી જ. કથન ક્યારેક બદલે છે, ક્યારેક જેમનાં તેમ રહે છે. આ એક ઉદાહરણ માત્ર છે. આ જ પ્રમાણે શાસ્ત્રોનું લેખન પણ એ જ શૈલી અને કથનને લઈને થઈ રહ્યું છે. આ તો એક ધારા છે, જે સંસ્કૃતમાં ચાલી રહી છે. બીજી તરફ નવા ભાવ, બોધ કે નવીન કલ્પનાઓને આશ્રયે નવી અભિવ્યક્તિઓ, નવી શિલ્પાકૃતિઓ અને નવા મુહાવરાઓ લઈને સંસ્કૃતમાં સર્જન કરનારા સેંકડો સાહિત્યકાર તમોને દેશના દરેક ખૂણામાં ઉપલબ્ધ થઈ જશે. તેમનું સર્જન સંસ્કૃતની પત્રિકાઓમાં પણ વિપુલ પ્રમાણમાં છપાયેલું જોવા મળે છે અને ગ્રંથાકારે પણ પ્રકાશિત થાય છે.

નવી અને જૂની બંને ધારાઓનો આવા પ્રકારનો સંગમ તમોને સંસ્કૃત સિવાયની અન્ય કોઈ ભાષામાં કદાચ જ જોવા મળે. સર્જનાત્મક લેખનની આ બંને ધારાઓના સાહિત્યનું અધિતર કલેવર કાવ્ય કે કવિતા અથવા પદ્યની વિભિન્ન અભિવ્યક્તિઓમાં પ્રગટેલું જોવા મળશે. કવિતાને પદ્ય જ ઓળખાવે છે. આ ધારણા સંસ્કૃતના કવિ-લેખકોની પરંપરામાં જ વિકસી છે. જોકે આપણે ત્યાં ગદ્યકાવ્યનું પણ વિપુલસાહિત્ય ઉપલબ્ધ છે. તે અન્ય આધુનિક ભાષાઓમાં કવિતાની અભિવ્યક્તિની કલા-પત્રપત્રિકાઓ કે મીડિયામાં આધુનિક સાહિત્યનું તેટલું પ્રતિનિધિત્વ નથી કરતી, જેટલું ગદ્ય-સાહિત્ય અથવા નવલકથા-સાહિત્ય કરે છે. અથવા અન્ય ગદ્યબદ્ધ સાહિત્યપ્રકારો પ્રતિનિધિત્વ કરે છે, એવી મારી ધારણા રહી છે. આથી મેં મારું અધિકાંશ સર્જનાત્મક સંસ્કૃતમાં કથાનક અને લલિતનિબંધ રૂપેના સાહિત્યપ્રકારમાં લખ્યું છે. મારા આ સાહિત્યનો પરિવેશ આજનું જીવન છે, આજનો સંઘર્ષ છે, આજના પડકારો છે; પરંતુ આજનો ઉલ્લાસ પણ છે, વિકાસ પણ છે, સમૃદ્ધિ પણ છે, સિદ્ધિ પણ છે. આજનું બધું હેય (ત્યાજ્ય) છે, વિદ્રુપ છે, જુગુપ્સિત છે. એમ માનીને લખવું હું આવશ્યક નથી માનતો. આજના જીવનના, ચિંતનના અને ક્રિયાકલાપોનું જેટલું સ્વચ્છ પ્રતિબિંબ કથાનક અને લલિત નિબંધસાહિત્યમાં દેખાવું સંભવિત છે તેટલું અન્ય કોઈ સાહિત્યપ્રકારમાં નથી. એવો અહેસાસ આધુનિક સંસ્કૃતના સર્જનને જોઈને પુષ્ટ થાય છે. જોકે આજના સંસ્કૃત સાહિત્યના સર્જનના લેખનમાં આધુનિક જીવનનો દરેક ધબકાર તમોને સ્પષ્ટ સંભળાઈ શકે છે આ તથ્યનું સમાપન આવા લેખનને જોઈને જ થઈ શકે છે.

# સંસ્કૃતના સર્જક શ્રી દેવર્ષિ કલાનાથ શાસ્ત્રીની કેફિયત

**અનુ. પ્રા. મધુસૂદન મ. વ્યાસ**

*[અનુવાદકની નોંધ - સંસ્કૃત આખ્યાન-'આખ્યાનવલ્લરી'ના લેખક શ્રી દેવર્ષિ કે.શાસ્ત્રીએ કેન્દ્રીય સાહિત્ય અકાદમી, દિલ્હીનો પુરસ્કાર પ્રાપ્ત કર્યા બાદ એની સ્વીકૃતિ વેળાએ જે પ્રવચન હિન્દીમાં કરેલ તેનું મુદ્રણ 'સમકાલીન ભારતીય સાહિત્ય (માર્ચ-એપ્રિલ, ૨૦૦૫)માં પ્રકાશિત થયેલ જેનો મુક્ત ભાવાનુવાદ અત્રે પ્રસ્તુત છે.]*

આજના સંદર્ભમાં હું એક એવી ભાષાનું પ્રતિનિધિત્વ કરુ છું જે કદાચ વિશ્વની એક સર્વાધિક પ્રાચીન અને સમૃદ્ધભાષા છે અને જેના દ્વારા ઓછામા ઓછા બે-અઢી હજાર વર્ષથી પોતાના ભાષિક સ્વરૂપ અને વ્યાકરણ વગેરે જેમનાં તેમ (યથાસ્થાન) રાખેલ છે. તે છે, સંસ્કૃતભાષા કે જે હજારો વર્ષ પુરાણી છે છતાં પણ નવયુવતી કહી શકાય તેવી છે. જેમકે વેદના ઋષિએ ઉષાને કહ્યું હતું કે - 'पुराणी देवी युवतिः पुरन्ध्रिः । સૂર્યોદયના સમયની અરુણિમા કે જે કરોડો વર્ષ જૂની-વૃદ્ધા છે. પરંતુ પ્રતિદિન જ્યારે આપણે સૂર્યોદય નિહાળીએ છીએ ત્યારે તે શું બિલકુલ તાજગીમુક્ત નથી જણાતી? સંસ્કૃતમાં પણ આજે પ્રાચીન શાસ્ત્રોના વિમર્શો (ચર્ચાઓ) અને પુરાણી શાસ્ત્રીય વિદ્યાઓ કે પદ્ધતિઓના સાહિત્યની સાથે સાથે બિલકુલ નવા યુગબોધ અને આજના કાર્યકલાપથી સંબંધિત સાહિત્ય પણ લખાતું રહ્યું છે, એ કહેવું કોઈ આશ્ચર્યોક્તિ ન હોવી ઘટે.

આમ પણ નવું અને જૂનું એ શબ્દો સૌંદર્ય-બોધની બાબતમાં કઈ વિશેષ અર્થ નથી ધરાવતા એ એક અલગ વિવાદાસ્પદ વાત છે. મનુષ્યના સૌંદર્યબોધના બે આયામ છે. એક તો એ છે કે જે શાશ્વત હોય કે જે દેશ-કાળની સાથે બદલાતા નથી. જ્યારથી માણસે સૌદર્યબોધ મેળવ્યો છે, ત્યારથી એ વિદ્યમાન છે. તેમજ જ્યાં સુધી માનવ છે ત્યાં સુધી રહેશે. બીજો એ સૌદર્યનો આયામ છે કે જે પરિવેશ અને દેશની સાથે બદલાય છે. યુગ પરિવર્તનની સાથ જ કંઈક રૂપાંતરિત થતો જાય છે. આ જ પ્રકારનો એક બીજો વિવાદ પણ ક્યારેક ક્યારેક સાહિત્યના સિદ્ધાંતકારો દ્વારા ઉઠાવવામાં આવે છે. એ વિવાદ એવો છે કે કયું સાહિત્ય શાશ્વત સત્યને અભિવ્યક્ત કરે છે. અને કયું સાહિત્ય કેવળ સમ-સામયિક સત્યને અથવા યુગસત્યને અભિવ્યક્ત કરે છે ? તેઓ કહે છે કે મહાન સાહિત્યકાર શાશ્વત સત્યોની જ અભિવ્યક્ત કરે છે. સસ્કૃત જેવી પ્રાચીન ભાષાઓ શાશ્વત સાહિત્યનું જ સર્જન કરે છે, વગેરે વગેરે...હું એવું નથી સમજતો. મારું માનવું છે કે પ્રત્યેક મહાન સાહિત્યકાર શાશ્વત સત્યોને જ અભિવ્યક્ત કરે છે. પરતુ એ શાશ્વત સત્યોનો પ્રકાશ યુગસત્યના ગોખલા(ગવાક્ષો)માંથી જ દેખાય છે. તેનો વાચક યુગપરિવેશ, યુગઅભિવ્યક્તિ, વિવિધ સાહિત્યિક પ્રકારો અને યુગપ્રધાન મુહાવરાઓના માધ્યમથી જ તે શાશ્વત સત્યોને હૃદયંગમ બનાવી શકે છે.

આ ચિંતનને એક દિલસ્પર્શી ઉદાહરણ દ્વારા સમજી શકાય, જેને મારા આનંદ માટે રજૂ કરવાનું ઉચિત ગણું છું. 'હજારો વર્ષ પૂર્વે વેદના ઋષિએ આ સૃષ્ટિને તે અમર પ્રણેતાની એવી અજર-અમર કવિતા દર્શાવી હતી કે જે કરોડો વર્ષથી સમાપ્ત ન થઈ કે ન બુઢ્ઢી (old woman) થઈ છે. "पश्य देवस्य काव्यं न ममार न जीर्यती ।" આ દુનિયાને અમર કાવ્ય દર્શાવનારી પ્રસ્તુત વૈદિક ઉક્તિ પ્રત્યેક ભાષાના વરિષ્ઠ વિદ્વાનો અને કવિઓ દ્વારા ઉદ્ધૃત કરવામાં આવતી હોય છે. પરંતુ આ શાશ્વત સત્યને પ્રત્યેક દેશ, પ્રત્યેક ભાષા અને પ્રત્યેક યુગમાં પોતપોતાની રીતે, પોતપોતાની ભાષામાં અભિવ્યક્ત કરીને સમર્થ રચનાકારો પોતાના દરેક પ્રકારના વાચકોને પ્રફુલ્લિત કરતા રહ્યા છે. એ જ વાતને ઉર્દૂના કવિ આ રીતે કહે છે :

*ખુદા જાને યે કિસકી જલ્વા ગાહે નાજ હૈ દુનિયા,*
*હજારો ઉઠ ગયે, લેકિન વહી રંગત હૈ મહફિલ કી.*

તો, આજનો વાચક ફફડી પડે છે કારણ કે અહીં ઉર્દૂના કવિએ પોતાની અભિવ્યક્તિને માટે પોતાના પરિવેશને અનુરૂપ એવી મહેફિલને બિંબરૂપે ચૂંટેલ છે. જેનાથી હજારોના ઊઠી જવા છતાં તે (મહેફિલ) એટલી ને એટલી જ રોનકભરી દેખાય છે. 'ઊઠી જવું' એ શબ્દમાં જે શ્લેષ છે કે જેના બંને અર્થો સમજમાં આવી જાય છે કે જેનાથી એની મજા દ્વિગુણિત બની જાય છે.

મારા નિવેદનનું તાત્પર્ય એવું છે કે વિશ્વની સર્વાધિક વયોવૃદ્ધ ભાષા સંસ્કૃત હોવાની સાથે તે ભારતીય ભાષાઓની ધાત્રી (ધારણ કરનારી) છે. બા છે. હજારો વર્ષથી બદલાઈ નથી, પરંતુ એના સાહિત્યભંડારમાં નિરંતર વૃદ્ધિ થતી જાય છે. આ સાહિત્ય બંને પ્રકારનું છે. એક તો એવો પ્રકાર છે જેનો દેખાવ બિલકુલ બદલ્યો નથી. જેનું કથ્ય અને શિલ્પ હજારો વર્ષો યથાવત્ બનેલ છે. બીજી વાત એ છે કે જે યુગની સાથે નવા પરિધાન ગ્રહણ કરે છે. નવું વિષયવસ્તુ, નવી સાહિત્યિક અભિવ્યક્તિ અને નવા શિલ્પ લઈને દુનિયાભરમાં ફરે છે. તમને બંનેનાં ઉદાહરણ મળી જશે. આજે કદાચ જ વિશ્વની કોઈ ભાષામાં આ પ્રકારનાં મહાકાવ્યો લખવામાં આવી રહ્યાં હોય; જેમકે હોમરનું ઈલિયડ અથવા મિલ્ટનનું પૅરેડાઇઝ લોસ્ટ છે. પરંતુ સંસ્કૃતમાં આજે પણ મહાકાવ્યો લખનારા અનેક કવિઓ હરતાંફરતાં જ મળી જશે. વાલ્મીકિ અને કાલિદાસથી શરૂ કરીને અદ્યાવધિ સંસ્કૃતમાં આ રચનાપરંપરા અક્ષુણ્ણ છે, શિલ્પ પણ મોટે ભાગે તેવાં જ છે. છંદો પણ છે જ, શૈલી પણ તેવી જ. કથન ક્યારેક બદલે છે, ક્યારેક જેમનાં તેમ રહે છે. આ એક ઉદાહરણ માત્ર છે. આ જ પ્રમાણે શાસ્ત્રોનું લેખન પણ એ જ શૈલી અને કથનને લઈને થઈ રહ્યું છે. આ તો એક ધારા છે, જે સંસ્કૃતમાં ચાલી રહી છે. બીજી તરફ નવા ભાવ, બોધ કે નવીન કલ્પનાઓને આશ્રયે નવી અભિવ્યક્તિઓ, નવી શિલ્પાકૃતિઓ અને નવા મુહાવરાઓ લઈને સંસ્કૃતમાં સર્જન કરનારા સેંકડો સાહિત્યકાર તમોને દેશના દરેક ખૂણામાં ઉપલબ્ધ થઈ જશે. તેમનું સર્જન સંસ્કૃતની પત્રિકાઓમાં પણ વિપુલ પ્રમાણમાં છપાયેલું જોવા મળે છે અને ગ્રંથાકારે પણ પ્રકાશિત થાય છે.

નવી અને જૂની બંને ધારાઓનો આવા પ્રકારનો સંગમ તમોને સંસ્કૃત સિવાયની અન્ય કોઈ ભાષામાં કદાચ જ જોવા મળે. સર્જનાત્મક લેખનની આ બંને ધારાઓના સાહિત્યનું અધિતર કલેવર કાવ્ય કે કવિતા અથવા પદ્યની વિભિન્ન અભિવ્યક્તિઓમાં પ્રગટેલું જોવા મળશે. કવિતાને પદ્ય જ ઓળખાવે છે. આ ધારણા સંસ્કૃતના કવિ-લેખકોની પરંપરામાં જ વિકસી છે. જોકે આપણે ત્યાં ગદ્યકાવ્યનું પણ વિપુલસાહિત્ય ઉપલબ્ધ છે. તે અન્ય આધુનિક ભાષાઓમાં કવિતાની અભિવ્યક્તિની કલા-પત્રપત્રિકાઓ કે મીડિયામાં આધુનિક સાહિત્યનું તેટલું પ્રતિનિધિત્વ નથી કરતી, જેટલું ગદ્ય-સાહિત્ય અથવા નવલકથા-સાહિત્ય કરે છે. અથવા અન્ય ગદ્યબદ્ધ સાહિત્યપ્રકારો પ્રતિનિધિત્વ કરે છે, એવી મારી ધારણા રહી છે. આથી મેં મારું અધિકાંશ સર્જનાત્મક સંસ્કૃતમાં કથાનક અને લલિતનિબંધ રૂપેના સાહિત્યપ્રકારમાં લખ્યું છે. મારા આ સાહિત્યનો પરિવેશ આજનું જીવન છે, આજનો સંઘર્ષ છે, આજના પડકારો છે; પરંતુ આજનો ઉલ્લાસ પણ છે, વિકાસ પણ છે, સમૃદ્ધિ પણ છે, સિદ્ધિ પણ છે. આજનું બધું હેય (ત્યાજ્ય) છે, વિદ્રુપ છે, જુગુપ્સિત છે. એમ માનીને લખવું હું આવશ્યક નથી માનતો. આજના જીવનના, ચિંતનના અને ક્રિયાકલાપોનું જેટલું સ્વચ્છ પ્રતિબિંબ કથાનક અને લલિત નિબંધસાહિત્યમાં દેખાવું સંભવિત છે તેટલું અન્ય કોઈ સાહિત્યપ્રકારમાં નથી. એવો અહેસાસ આધુનિક સંસ્કૃતના સર્જનને જોઈને પુષ્ટ થાય છે. જોકે આજના સંસ્કૃત સાહિત્યના સર્જનના લેખનમાં આધુનિક જીવનનો દરેક ધબકાર તમોને સ્પષ્ટ સંભળાઈ શકે છે આ તથ્યનું સમાપન આવા લેખનને જોઈને જ થઈ શકે છે.

# સાહિત્યવૃત્ત

સંકલન : અશોક ચાવડા

## સુવર્ણચંદ્રક

* શ્રી પ્રવીણ દરજીને 'પ્રેમાનંદ સાહિત્યસભા' તરફથી અપાતો 'પ્રેમાનંદ સુવર્ણચંદ્રક' તેમના સાહિત્યક્ષેત્રના નોંધપાત્ર પ્રદાનને લક્ષ્યમાં રાખી અર્પણ કરવામાં આવ્યો.
* શ્રી રાજેન્દ્ર શુક્લને ૨૦૦૬ના વર્ષનો 'ગુજરાત સાહિત્ય સભા' તરફથી અપાતો 'રણજિતરામ સુવર્ણચદ્રક' તેમના કવિતા ક્ષેત્રના નોંધપાત્ર પ્રદાનને લક્ષ્યમાં રાખી અર્પણ કરવામાં આવ્યો
* શ્રી યશવંત મહેતાને ૨૦૦૬ના વર્ષનો 'ધનજી કાનજી ગાંધી સુવર્ણચંદ્રક' તેમના બાળસાહિત્ય ક્ષેત્રના નોંધપાત્ર પ્રદાનને લક્ષ્યમાં રાખી અર્પણ કરવામાં આવ્યો.
* શ્રી બહાદુરભાઈ વાંકને તેમની ધ્યાનકથાઓના લેખન બદલ ૨૦૦૫ના વર્ષનો 'કુમાર' માસિક તરફથી અપાતો 'કુમાર સુવર્ણચંદ્રક' અર્પણ કરવામાં આવ્યો.
* શ્રી કાન્તિ ભટ્ટને ૨૦૦૬ના વર્ષનો 'ચિત્રલેખા' તરફથી અપાતો 'વજુ કોટક સુવર્ણચંદ્રક' તેમના પત્રકારત્વ ક્ષેત્રના નોંધપાત્ર પ્રદાન બદલ અર્પણ કરવામાં આવ્યો.

## પુરસ્કાર / સન્માન

* શ્રી ઉશનસ્‌ને તેમના સાહિત્ય સર્જન બદલ અને શ્રી કાન્તિસેન શ્રોફને સેવા અંગે 'દર્શક ફાઉન્ડેશન' તરફથી અપાતો 'દર્શક અવૉર્ડ' તા. ૨૩-૧૨-૨૦૦૬ના રોજ પરિષદના ૨૪મા જ્ઞાનસત્ર દરમિયાન અર્પણ કરવામાં આવ્યા.
* શ્રી અમૃતલાલ વેગડને ૨૦૦૫ના વર્ષનો 'માનવ સંશાધન વિકાસ મંત્રાલય'ના કેન્દ્રીય હિન્દી સંસ્થાન, આગ્રા તરફથી અપાતો 'રાહુલ સાંસ્કૃત્યાયન પુરસ્કાર' એનાયત થયો.
* શ્રી રતિલાલ 'અનિલ'ને ૨૦૦૫ના વર્ષનો અને શ્રી આસિમ રાંદેરીને ૨૦૦૬ના વર્ષનો 'વલી ગુજરાતી ગઝલ કેન્દ્ર' તરફથી અપાતો 'વલી ગુજરાતી અવૉર્ડ' અર્પણ કરવામાં આવ્યો.
* શ્રી હુંદરાજ બલવાણીને શ્રી બિન્દુ ભટ્ટની લઘુનવલ 'મીરાં યાજ્ઞિકની ડાયરી'ના સિંધી અનુવાદ બદલ કેન્દ્રીય સાહિત્ય અકાદમી તરફથી અવૉર્ડ અર્પણ કરવામાં આવ્યો.
* કૈલાસ ગુરુકુળ મહુવા ખાતે ૨૫, ૨૬, ૨૭ ઓગસ્ટ દરમિયાન યોજાયેલ 'સંસ્કૃત સાહિત્ય સત્ર-૭' અંતર્ગત શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીને પૂ. મોરારિબાપુએ 'વાચસ્પતિ પુરસ્કાર' અર્પણ કર્યો.
* શ્રી પ્રેમશંકર ભટ્ટને શ્રી જ્યોતિબહેન થાનકી કૃત 'મૃત્યુને પરમનો સ્પર્શ'ના હિન્દી અનુવાદ બદલ હિન્દી સાહિત્ય અકાદમી તરફથી 'શ્રેષ્ઠ અનુવાદ પુરસ્કાર યોજના' અંતર્ગત રૂ. ૫૦૦૦/-નો પ્રથમ પુરસ્કાર અને પ્રશસ્તિપત્ર તથા પ્રા. તુલસીભાઈ પટેલને શ્રી ચિન્મય જાની કૃત લઘુનવલ 'કાન્ટ'ના હિન્દી અનુવાદ બદલ રૂ. ૩૦૦૦/- નો દ્વિતીય પુરસ્કાર અને પ્રશસ્તિપત્ર અર્પણ કરવામા આવ્યાં.
* શ્રી યશવંત કડીકરને નર્મદ સાહિત્ય સભા, સુરત તરફથી તેમના બાળસાહિત્યક્ષેત્રના પ્રદાનને લક્ષ્યમાં રાખી 'ડૉ. ફેની રતન માર્શલ ચંદ્રક આપવાનું ઠરાવાયું છે.

* સાહિત્ય અકાદમી - દિલ્હીનો વર્ષ ૨૦૦૬નો ગુજરાતી ભાષા માટેનો પુરસ્કાર રતિલાલ 'અનિલ'ને તેમના નિબંધસંગ્રહ 'આટાનો સૂરજ' માટે તેમજ સંસ્કૃત ભાષા માટેનો પુરસ્કાર હર્ષદેવ માધવને તેમના કાવ્યસંગ્રહ 'તવ સ્પર્શે સ્પર્શે' માટે જાહેર થયો છે. *(રતિલાલ 'અનિલે' બેંતાલીસ વર્ષ 'કંકાવટી' ચલાવ્યું. માર્ચ ૨૦૦૬નો 'કંકાવટી'નો અંક વિદાય અંક તરીકે પ્રસિદ્ધ થયો. પણ 'સમીપ'ના જૂન ૨૦૦૬ના અંકમાં નોંધ જોઈ કે 'કંકાવટી' સામયિક બંધ કરવાનો વિચાર સંપાદક રતિલાલ 'અનિલે' માંડી વાળ્યો છે અને થોડા દિવસમાં જ કંકાવટી પુસ્તિકા સ્વરૂપે પ્રગટ થશે. આ સ્તુત્ય નિર્ણયને આવકારતાં 'કંકાવટી'ની પ્રતીક્ષા કરીએ અને આ સામયિક સાતત્યપૂર્વક ચાલુ રહે એ માટે એને સઘળું બળ મળી રહે એવી શુભેચ્છા.)*

## પ્રમુખ

* ડૉ. કુમારપાળ દેસાઈ 'ગુજરાતી સાહિત્ય પરિષદ'ના પ્રમુખ તરીકે સર્વાનુમતે વરણી પામ્યા છે.
* ડૉ. મધુસૂદન પારેખ 'ગુજરાત સાહિત્ય સભા'ના પ્રમુખ તરીકે ગુજરાત કાર્યવાહક સમિતિ દ્વારા સર્વાનુમતે પસંદગી પામ્યા છે.

## અવસાન

* શ્રી નવનીતભાઈ મદ્રાસીનું ૮૭ વર્ષની વયે અમદાવાદ ખાતે દુઃખદ અવસાન થયું છે. તેમણે ગુજરાતી ભાષાને ૮૦થી વધુ નવલકથા તેમજ વાર્તાના અનુવાદથી રળિયાત કરી છે.
* શ્રી જગદીશ વ્યાસનું ૪૬ વર્ષની વયે ૧૬-૧૨-૨૦૦૬ના રોજ અમેરિકા ખાતે કેન્સરની બીમારીને લીધે દુઃખદ અવસાન થયું છે. કવિ, ગઝલકાર, વિવેચક તરીકે તેઓ ગુજરાતી સાહિત્યમાં જાણીતા છે. (વિસ્તૃત નોંધ માટે જુઓ ઉદ્દેશ કવર-૩)

## લોકાર્પણ

* ડૉ. યશવંત ત્રિવેદીના 'ગોપગીત-ભ્રમરગીત-કૃષ્ણકાવ્યો'નું લોકાર્પણ મુંબઈ ખાતે આનંદોત્સવ અંતર્ગત પૂ. રમેશભાઈ ઓઝાએ કર્યું હતું.
* શ્રી ભાનુભાઈ લ. ત્રિવેદી રચિત 'અંતરના અજવાળે'નું લોકાર્પણ હરનીશ જાનીએ ફેડરેશન ઑફ ઇન્ડો-અમેરિકન સિનિયર્સ એસોસિયેશન ઑફ નોર્થ અમેરિકા દ્વારા આયોજિત વર્લ્ડ ગુજરાતી કોન્ફરન્સ ૨૦૦૬ના અંતર્ગત કરવામાં આવ્યું.
* શ્રી મહેન્દ્ર પારેખના કાવ્યસંગ્રહ 'મને તારી યાદ સતાવે' નું લોકાર્પણ કપોળ બૅન્કના પ્રમુખ શ્રી કે.ડી. વોરાને હસ્તે કરવામાં આવ્યું. આનંદોત્સવ અને કપોળ સોશ્યલ ગ્રૂપ દ્વારા આયોજિત આ ઉપક્રમમાં કવિને સન્માનપત્ર તેમજ રજત સ્મૃતિચિહ્ન પણ અર્પણ કરવામાં આવ્યું.
* તા. ૧૮ ઑક્ટોબરના રોજ ઠાકોરભાઈ દેસાઈ હૉલ ખાતે પ્રવીણ પ્રકાશન, રાજકોટ દ્વારા પ્રકાશિત અને શ્રી દિનકર જોષી લિખિત નવલકથા 'ચક્રથી ચરખા સુધી'નું લોકાર્પણ પૂજ્યશ્રી મોરારિબાપુ, મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદી અને ડૉ. ગુણવંત શાહની ઉપસ્થિતિમાં થયું. સંચાલન શ્રી ભરત યાજ્ઞિકે કર્યું હતું.
* સંધ્યા ભટ્ટ રચિત ગીત-ગઝલસંગ્રહ 'સ્પર્શ આકાશનો'નું લોકાર્પણ શ્રી ભગવતીકુમાર શર્માએ કર્યું હતું. સંસ્કાર વર્તુળ બારડોલી આયોજિત આ કાર્યક્રમમાં અધ્યક્ષ પ્રા. રમણ પાઠક હતા, અને

અનિલભાઈ પટેલ વક્તવ્યો આપ્યાં હતાં. સંચાલન પ્રા. જશુભાઈ ઠક્કરે અને આભારદર્શન ડૉ. એમ. આઈ. મસળીએ કર્યું હતું.

* તા. ૧૧ નવેમ્બરના રોજ સાહિત્ય અકાદમી અને ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના સંયુક્ત ઉપક્રમે યોજાયેલ 'લેખક-મિલન' કાર્યક્રમ અંતર્ગત સુશ્રી ધીરુબહેન પટેલે પોતાની સર્જનપ્રક્રિયા વર્ણવી હતી. સંચાલન શ્રી પ્રકાશ ભ્રાતમ્બેકરે અને આભારદર્શન શ્રી ચંદ્રકાન્ત શેઠે કર્યુ હતું.
* તા. ૧૨ નવેમ્બરના રોજ સી.એન વિદ્યાલય ખાતે 'ગુજરાત રાજય નૂતનબાલ શિક્ષણ સંઘ'ને ઉપક્રમે 'બાળ સાહિત્યની આજ અને આવતીકાલ' વિષયક પરિસંવાદમાં સર્વશ્રી યશવંત મહેતા, શ્રદ્ધા ત્રિવેદી, સોમાભાઈ પટેલ, હરીશ નાયક, તથા ઉષાબહેન ઉપાધ્યાયે પોતાના મત રજૂ કર્યા હતા. ડૉ. કુમારપાળ દેસાઈ પ્રમુખપદે હતા અને આભાર દર્શન શ્રી પ્રાગજીભાઈ પટેલે કર્યું હતું.
* તા. ૨૫ નવેમ્બરના રોજ અંધજન મંડળ ખાતે 'કાવ્યધારા' અંતર્ગત કવિશ્રી રાજેન્દ્ર શુક્લે પોતાની રચનાઓનું પઠન કર્યુ.
* તા. ૧૯ ડિસેમ્બરના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને નિરીક્ષક ફાઉન્ડેશનના સંયુક્ત ઉપક્રમે ડૉ: કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે યોજાયેલ 'ડાયસ્પોરિક કવિસંમેલન' અંતર્ગત સર્વશ્રી પન્ના નાયક, પ્રીતિ સેનગુપ્તા, જય ગજ્જર, વિપુલ કલ્યાણી અને પ્રકાશ પારેખે કાવ્યપાઠ કર્યો હતો. સંચાલન અનિલા દલાલે અને આભાર દર્શન હરિકૃષ્ણ પાઠકે કર્યું હતું, જ્યારે સર્જક-પરિચય શ્રી પ્રવીણ શેઠે આપ્યો હતો.

---

## ગુજરાતી સા. પરિષદનું ૨૪મું જ્ઞાનસત્ર (અહેવાલ)

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મું જ્ઞાનસત્ર તા. ૨૩, ૨૪, ૨૫ ડિસેમ્બર ૨૦૦૫ના રોજ માંડવી (કચ્છ) મુકામે 'વિવેકાનદ રિસર્ચ ઑફ ટ્રેઈનિંગ ઈન્સ્ટિટ્યૂટ' સંસ્થાના યજમાનપદે ભરાયું. જ્ઞાનસત્રની પ્રથમ બેઠક ૨૩મીને બપોરે યોજવામાં આવી જેનું સંચાલન પરિષદવતી સુશ્રી અનિલા દલાલે તેમજ સ્વાગત સમિતિ વતી શ્રી ગોરધનભાઈએ કર્યું હતુ. આ બેઠકમાં સંર્વ શ્રી ક્રાન્તિસેન શ્રોફ, અનિલા દલાલ, ઉશનસ્, રઘુવીર ચૌધરી, હરિકૃષ્ણ પાઠક, વર્ષા અડાલજા અને કુમારપાળ દેસાઈએ વક્તવ્ય આપ્યું હતું. ત્યાર બાદ પરિષદ તરફથી અપાતા ઈ.સ. ૨૦૦૪ અને ૨૦૦૫ના વર્ષ માટેના ઈનામોનું વિતરણ પ્રમુખશ્રી દ્વારા કરવામા આવ્યુ. રાત્રિ બેઠકમાં કવિસંમેલન યોજાયુ હતું અને સતીષ વ્યાસ કૃત નાટક 'જળને પડદે' ભજવાયું હતું.

તા. ૨૪ના રોજ બીજી-ત્રીજી સંયુક્ત બેઠક શ્રી ચંદુ મહેરિયાના અધ્યક્ષપદે યોજાઈ હતી. શ્રી રાજેન્દ્ર પટેલના સંચાલન હેઠળ આ બેઠકમાં શ્રી ચદુ મહેરિયા અને નિમંત્રિત વક્તાઓ સર્વશ્રી દિલીપ ઝવેરી, રાજેન્દ્ર મહેતા, ભરત મહેતા, મહેન્દ્રસિંહ પરમાર, પ્રફુલ્લ રાવલ, અભય દોશી, બિપીન આશર, લિલાલ પટેલિયા અને રક્ષાબહેન દવેએ અભ્યાસપૂર્ણ વક્તવ્યો આપ્યા હતા. બપોરની બેઠક અને સત્રની ચોથી બેઠક 'સર્જક વિશેષ દર્શક' શ્રી ધીરેન્દ્ર મહેતાના અધ્યક્ષપદે અને શ્રી ભારતીબહેનના સંચાલન હેઠળ યો[illegible] જેમા સર્વશ્રી સૌરભ શાહ તથા મનસુખ સલ્લાએ વક્તવ્યો રજૂ કર્યા હતા. રાત્રે કચ્છી સાહિત્ય અકા[illegible] [illegible]વિધિ અને સંગીતનો કાર્યક્રમ રજૂ થયો હતો.

તા. ૨૫ના રોજ સત્રની પાંચમી અને છેલ્લી બેઠક શ્રી બળવંત દલાલના સંચાલન હેઠળ યોજાઈ હતી, જેમાં [illegible] રાજ્યગુરુ; વિસનજી નાગડાએ વક્તવ્યો આપ્યાં હતાં. [illegible] બેઠકમાં [illegible] સમગ્ર જ્ઞાનસત્રને લક્ષ્યમાં રાખી ટૂંકુ વક્તવ્ય [illegible] ક્રાન્તિસેન ફાઉન્ડેશન વતી શ્રી મનસુખ સલ્લાએ આભાર



# વિદૂષક

ક્યારના ખડખડ હસો છો શું ?
હું તો હસાવું
કેમ કે વ્યવસાય મારો એ જ છે,
પણ શું તમારે
પેટ જેવું કૈં નથી ?
ભૂખ જેવું કૈં નથી ?
કાલ જેવું કૈં નથી ?
બાળબચ્ચાં, ઘર અને વ્યવહાર જેવું કૈં નથી ?
એ વિચાર્યું છે કશું ?
કેટલું હસશો તમે ખાલી કરીને જેબ ફૂંકીથી ?
બહુ થયું, ઊઠો અહીંથી ચાલવા માંડો.
હું ય ચાલું બ્રહ્મમંદિર – ઘેર મારા.

૧૩-૧૦-૮૯

જગદીશ વ્યાસ

o

કવિ જગદીશ વ્યાસનો જન્મ ૧૮-૮-૧૯૫૯માં સુરેન્દ્રનગરમાં થયો હતો. હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન જ એમની રચનાઓ છપાતી-વંચાતી થઈ. ૧૯૮૦-'૮૧ની આસપાસ એમણે ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાંથી ગુજરાતી વિષય સાથે એમ.એ. કર્યું. ત્યાર બાદ એમણે પ્રિયકાન્ત મણિયારની કવિતાઓ પર ડૉ. ચન્દ્રકાન્ત શેઠના નિદર્શનમાં પીએચ.ડી. કર્યું. ૧૯૮૪ માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પાર્થિવ' પ્રકાશિત થયો, અને ૨૦૦૬માં 'સૂરજનું સત્'. જગદીશની કવિતા એક તરફથી વ્યક્તિગત જીવનની વિષમતાઓને નિરૂપે છે તો બીજી તરફથી સામાજિક-રાજકીય વાસ્તવને પણ ધારદાર રીતે વ્યક્ત કરે છે. તેમણે લગભગ ચૌદ વર્ષ ગુજરાતી વિષયના અધ્યાપનનું કાર્ય કર્યું. આરંભમાં તેઓ આહવામાં હતા. ત્યાર બાદ ધરમપુર અને પછી એમણે ગૂજરાત વિદ્યાપીઠના ગુજરાતી વિભાગમાં રીડર તરીકે અધ્યાપન કાર્ય કર્યું. જગદીશ વ્યાસ ૧૯૯૫ દરમ્યાન અમેરિકા જઈને વસ્યા. ત્યાં તેઓ અન્ય વ્યવસાય સાથે સ્પેનિશમાંથી અંગ્રેજી અને ગુજરાતીમાં અનુવાદ કરવાનું કામ કરતા હતા. એમણે સ્પેનિશ કવિ પાબ્લો નેરુદાની રચનાઓ ગુજરાતીમાં અનુવાદિત કરી છે. છેલ્લા દોઢ-બે વર્ષથી કેન્સરની બીમારી સાથે લડતા લડતા જગદીશ વ્યાસનું ૧૫-૧૨-૨૦૦૬(ભારતીય સમય મુજબ ૧૬-૧૨-૨૦૦૬)ના રોજ દેહાવસાન થયું. કવિ જગદીશ વ્યાસનું આ રીતે યુવાન વયે ચાલ્યા જવું ગુજરાતી સાહિત્યજગતને રાવજી પટેલ જેમ કાયમ યાદ રહેશે.

– પ્રવીણ પંડ્યા

અનિલભાઈ પટેલ વક્તવ્યો આપ્યાં હતાં. સંચાલન પ્રા. જશુભાઈ ઠક્કરે અને આભારદર્શન ડૉ. એમ. આઈ. મસલીએ કર્યું હતું.

* તા. ૧૧ નવેમ્બરના રોજ સાહિત્ય અકાદમી અને ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના સંયુક્ત ઉપક્રમે યોજાયેલ 'લેખક-મિલન' કાર્યક્રમ અંતર્ગત સુશ્રી ધીરુબહેન પટેલે પોતાની સર્જનપ્રક્રિયા વર્ણવી હતી. સંચાલન શ્રી પ્રકાશ ભાતમ્બેકરે અને આભારદર્શન શ્રી ચંદ્રકાન્ત શેઠે કર્યું હતું.
* તા. ૧૨ નવેમ્બરના રોજ સી.એન. વિદ્યાલય ખાતે 'ગુજરાત રાજ્ય નૂતનબાલ શિક્ષણ સંઘ'ને ઉપક્રમે 'બાળ સાહિત્યની આજ અને આવતીકાલ' વિષયક પરિસંવાદમાં સર્વશ્રી યશવંત મહેતા, શ્રદ્ધા ત્રિવેદી, સોમાભાઈ પટેલ, હરીશ નાયક, તથા ઉષાબહેન ઉપાધ્યાયે પોતાના મત રજૂ કર્યા હતા. ડૉ. કુમારપાળ દેસાઈ પ્રમુખપદે હતા અને આભાર દર્શન શ્રી પ્રાગજીભાઈ પટેલે કર્યું હતું.
* તા. ૨૫ નવેમ્બરના રોજ અંધજન મંડળ ખાતે 'કાવ્યધારા' અંતર્ગત કવિશ્રી રાજેન્દ્ર શુક્લે પોતાની રચનાઓનું પઠન કર્યું.
* તા. ૧૯ ડિસેમ્બરના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને નિરીક્ષક ફાઉન્ડેશનના સંયુક્ત ઉપક્રમે ડૉ: કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે યોજાયેલ 'ડાયસ્પોરિક કવિસંમેલન' અંતર્ગત સર્વશ્રી પન્ના નાયક, પ્રીતિ સેનગુપ્તા, જય ગજ્જર, વિપુલ કલ્યાણી અને પ્રકાશ પારેખે કાવ્યપાઠ કર્યો હતો. સંચાલન અનિલા દલાલે અને આભાર દર્શન હરિકૃષ્ણ પાઠકે કર્યું હતું, જ્યારે સર્જક-પરિચય શ્રી પ્રવીણ શેઠે આપ્યો હતો.

---

## ગુજરાતી સા. પરિષદનું ૨૪મું જ્ઞાનસત્ર (અહેવાલ)

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મું જ્ઞાનસત્ર તા. ૨૩, ૨૪, ૨૫ ડિસેમ્બર ૨૦૦૫ના રોજ માંડવી (કચ્છ) મુકામે 'વિવેકાનંદ રિસર્ચ ઓફ ટ્રેઈનિંગ ઇન્સ્ટિટ્યૂટ' સંસ્થાના યજમાનપદે ભરાયું. જ્ઞાનસત્રની પ્રથમ બેઠક ૨૩મીને બપોરે યોજવામાં આવી જેનું સંચાલન પરિષદવતી સુશ્રી અનિલા દલાલે તેમજ સ્વાગત સમિતિ વતી શ્રી ગોરધનભાઈએ કર્યું હતું. આ બેઠકમાં સર્વ શ્રી કાન્તિસેન શ્રોફ, અનિલા દલાલ, ઉશનસ્, રઘુવીર ચૌધરી, હરિકૃષ્ણ પાઠક, વર્ષા અડાલજા અને કુમારપાળ દેસાઈએ વક્તવ્ય આપ્યું હતું. ત્યાર બાદ પરિષદ તરફથી અપાતા ઈ.સ. ૨૦૦૪ અને ૨૦૦૫ના વર્ષ માટેના ઈનામોનું વિતરણ પ્રમુખશ્રી દ્વારા કરવામાં આવ્યું. રાત્રિ બેઠકમાં કવિસમેલન યોજાયું હતું અને સતીષ વ્યાસ કૃત નાટક 'જળને પડદે' ભજવાયુ હતું.

તા. ૨૪ના રોજ બીજી-ત્રીજી સંયુક્ત બેઠક શ્રી ચંદુ મહેરિયાના અધ્યક્ષપદે યોજાઈ હતી. શ્રી રાજેન્દ્ર પટેલના સંચાલન હેઠળ આ બેઠકમાં શ્રી ચંદુ મહેરિયા અને નિમંત્રિત વક્તાઓ સર્વશ્રી દિલીપ ઝવેરી, રાજેન્દ્ર મહેતા, ભરત મહેતા, મહેન્દ્રસિંહ પરમાર, પ્રફુલ્લ રાવલ, અભય દોશી, બિપીન આશર, લિલાલ પટેલિયા અને રક્ષાબહેન દવેએ અભ્યાસપૂર્ણ વક્તવ્યો આપ્યા હતા. બપોરની બેઠક અને સત્રની ચોથી બેઠક 'સર્જક વિશેષ દર્શક' શ્રી ધીરેન્દ્ર મહેતાના અધ્યક્ષપદે અને શ્રી ભારતીબહેનના સંચાલન હેઠળ યોજાઈ હતી, જેમાં સર્વશ્રી સૌરભ શાહ તથા મનસુખ સલ્લાએ વક્તવ્યો રજૂ કર્યા હતા. રાત્રે કચ્છી સાહિત્ય અકાદમી દ્વારા ગૌરવ-પુરસ્કાર વિધિ અને સંગીતનો કાર્યક્રમ રજૂ થયો હતો.

તા. ૨૫ના રોજ સત્રની પાંચમી અને છેલ્લી બેઠક શ્રી બળવંત જાનીના અધ્યક્ષપદે અને શ્રી અનિલા દલાલના સંચાલન હેઠળ યોજાઈ હતી, જેમાં સર્વશ્રી નિરંજન રાજ્યગુરુ, કાનજીભાઈ પટેલ, દિનેશ જોષી તથા વિસનજી નાગડાએ વક્તવ્યો આપ્યાં હતા. અંતમાં સમાપન બેઠકમાં પરિષદ-પ્રમુખ શ્રી કુમારપાળ દેસાઈએ સમગ્ર જ્ઞાનસત્રને લક્ષ્યમા રાખી ટૂંકું વક્તવ્ય આપ્યું તેમજ શ્રી કાન્તિસેન શ્રોફ; શ્રી રઘુવીર ચૌધરી અને દર્શક ફાઉન્ડેશન વતી શ્રી મનસુખ સલ્લાએ આભાર વ્યક્ત કર્યો



## વિદૂષક

ક્યારના ખડખડ હસો છો શું ?
હું તો હસાવું
કેમ કે વ્યવસાય મારો એ જ છે,
પણ શું તમારે
પેટ જેવું કૈં નથી ?
ભૂખ જેવું કૈં નથી ?
કાલ જેવું કૈં નથી ?
બાળબચ્ચાં, ઘર અને વ્યવહાર જેવું કૈં નથી ?
એ વિચાર્યું છે કશું ?
કેટલું હસશો તમે ખીખી કરીને બેવકૂફીથી ?
બહુ થયું, ઊઠો અહીંથી ચાલવા માંડો.
હું ય ચાલું પ્રેમમંદિર — ઘેર મારા.

૧૩-૧૦-૯૮

જગદીશ વ્યાસ

o

કવિ જગદીશ વ્યાસનો જન્મ ૧૮-૮-૧૯૫૯માં સુરેન્દ્રનગરમાં થયો હતો. હાઈસ્કૂલના અભ્યાસ દરમ્યાન જ એમની રચનાઓ છપાતી-વંચાતી થઈ. ૧૯૮૦-'૮૧ની આસપાસ એમણે ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનમાંથી ગુજરાતી વિષય સાથે એમ.એ. કર્યું. ત્યાર બાદ એમણે પ્રિયકાન્ત મણિયારની કવિતાઓ પર ડૉ. ચન્દ્રકાન્ત શેઠના નિર્દેશનમાં પીએચ.ડી. કર્યું. ૧૯૮૪ માં તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પાર્થિવ' પ્રકાશિત થયો, અને ૨૦૦૬માં 'સૂરજનું સત્'. જગદીશની કવિતા એક તરફથી વ્યક્તિગત જીવનની વિષમતાઓને નિરૂપે છે તો બીજી તરફથી સામાજિક-રાજકીય વાસ્તવને પણ ધારદાર રીતે વ્યક્ત કરે છે. તેમણે લગભગ ચૌદ વર્ષ ગુજરાતી વિષયના અધ્યાપનનું કાર્ય કર્યું. આરંભમાં તેઓ આહવામાં હતા. ત્યાર બાદ ધરમપુર અને પછી એમણે ગૂજરાત વિદ્યાપીઠના ગુજરાતી વિભાગમાં રીડર તરીકે અધ્યાપન કાર્ય કર્યું. જગદીશ વ્યાસ ૧૯૯૫ દરમ્યાન અમેરિકા જઈને વસ્યા. ત્યાં તેઓ અન્ય વ્યવસાય સાથે સ્પેનિશમાંથી અંગ્રેજી અને ગુજરાતીમાં અનુવાદ કરવાનું કામ કરતા હતા. એમણે સ્પેનિશ કવિ પાબ્લો નેરુદાની રચનાઓ ગુજરાતીમાં અનુવાદિત કરી છે. છેલ્લા દોઢ-બે વર્ષથી કેન્સરની બીમારી સાથે લડતા લડતા જગદીશ વ્યાસનું ૧૫-૧૨-૨૦૦૬(ભારતીય સમય મુજબ ૧૬-૧૨-૨૦૦૬)ના રોજ દેહાવસાન થયું. કવિ જગદીશ વ્યાસનું આ રીતે યુવાન વયે ચાલ્યા જવું ગુજરાતી સાહિત્યજગતને રાવજી પટેલ જેમ કાયમ યાદ રહેશે.

— પ્રવીણ પંડ્યા

Uddesh (A literary, cultural magazine) February 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Ahmedabad PSO under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

## જયહિંદ

કરી તરવરાટ સુપ્ત બળ ભૂમિનું આખરે
ધસી સડસડાટ એ જ જયહિંદના નાદથી
કતાર બની ભોમની લડત-મોરચે ઊભશે.
પ્રચંડ પડકારથી કરતું મુક્તિની ઘોષણા,
અદીઠ ઝડપે અદમ્ય ઉર લાગણી દેશની
કરે કર મિલાવી કૂચ કરશે જહીં જંગમાં,
જશે થરથરી તૂટી પ્રબળ પાય સામ્રાજ્યના
અને દિશદિશે પ્રજાવિજયનાં હશે તોરણો.

સમગ્ર ઇતિહાસને નવલ રૂપથી આંકવા
અને સુભગ ભાવના : જગ નવાજવા શાંતિથી
સદા બલિ બનો, અહો પરમ મંત્ર આ ભોમનો!
પુકાર જયહિંદનો ઉર ઉરે રહો ગુંજતો,
ગુલામ અમ ભોમ તોય ઉરમા વસે સર્વદા
પ્રદીપ્ત રવિતેજશી ઉદિત મુક્તિ કેરી ઉષા.

૯-૧૧-૧૯૪૫

રમણભાઈ બી. પટેલ

*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ ·

Zydus dedicated to life

'Zydus Tower', Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www.zyduscadila.com

સર્વભાષા સરસ્વતી*

# ઉદ્દેશ

માર્ચ ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
રમણલાલ જોશી

વર્ષ સત્તરમું : અંક : ૮

## મારા ઉરે કોઈ અબૂઝ વેદના

મારા ઉરે કોઈ અબૂઝ વેદના
વર્ષો થયાં અંતર કોરતી હતી;
યુગાન્તરોની અણદીઠ વાંછના
મથી રહી સર્જન પામવા નવાં.

તેં મુગ્ધ મારું ઉર ખોલ્યું, ને મને
માતા! કીધો તેં દ્વિજ, દૈન્ય ટાળિયું.
રહે અધૂરાં અવ ગાન મારાં
ફરીફરી જન્મ લઈ કરું પૂરાં.

હરિશ્ચન્દ્ર ભટ્ટ
(૬-૧૨-૧૯૦૬ – ૧૮-૫-૧૯૫૦)



શ્રી રસિકલાલ પરીખ દ્વારા શ્રી હરિશ્ચન્દ્ર ભટ્ટનું રેખાંકન

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | અંક . આઠમો | સળંગ અંક : ૧૯૮

## અનુક્રમ : માર્ચ ૨૦૦૭



## ઉદ્દેશના વાચકો - ગ્રાહકો - લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામા આવશે
- **વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (એરમેલ)** રૂ. ૭૫૦, છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અંક મિલકમા હશે ત્યા સુધી મોકલાશે
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લેખકોએ પોતાનુ લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,

  **C/o, પ્રબોધ ર જોશી**<br>
  **'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,**<br>
  **બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮**<br>
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦<br>
  (અનિવાર્ય સંજોગોમા રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧. વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧<br>
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨<br>
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩. મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧<br>
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઇમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬<br>
ફોન : ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬


**આદ્યતંત્રી : રમણલાલ જોશી** **સંપાદક : પ્રબોધ ર. જોશી**

પ્રકાશક : મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈ સ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

ટાઇપસેટિંગ મૈત્રી પ્રિન્ટપેક, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩ ફોન . ૯૪૨૬૬ ૮૦૬૩૩

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન . ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

માર્ચ ૨૦૦૭

सर्वभाषा सरस्वती

૧૯૮

ગુજરાતી સાહિત્ય પરિષદ ... અમદાવાદ ૩૮૦૦૦૯

# पुनरपि जननम्...

'મારા ઉરે કોઈ અબૂઝ વેદના.' કવિની એ વેદના 'શોક શ્લોકત્વ પામ્યો' ત્યારથી - અનાદિ કાળથી ચાલી આવી છે. ત્યારથી એ અંતરને કોળી, ઘોળી, ઘમરોળી, રહી છે. યુગે યુગે કવિ એને પામવા, સમજવા મથે છે.

'અગ્રાહ્ય ને અનનુભૂત અનંત તત્ત્વ,<br>
પામ્યું નથી કદીય કોઇ ન પામતું જે.' (સાવિત્રી ● હરિશ્ચંદ્ર ભટ્ટ)

પણ એ તો રહે છે અણદીઠ. અણદીઠને બુઝાવી - શમાવી શી રીતે શકાય? શી રીતે એને પામી શકાય? પણ એ સાવ અશબ્દ, અવ્યક્ત પણ નથી. યુગ-યુગાન્તરોથી નિત્ય નવાં સર્જન પામવા મથી રહી છે...

સદી સદીથી વહી રહી છે<br>
એક સુંવાળી નદી<br>
એક હૂંફાળી નદી<br>
નરસૈંયાના વેણ વ્હેણમાં વહ્યા કરે<br>
મીરાંબાઈનાં નેણ ઝરમર ઝર્યા કરે<br>
રસિકવલ્લભ દયારામની તરી રહી ગરબી.

53694

પ્રેમાનંદનાં આખ્યાનો ને અખાની ધખતી વાણી<br>
દલપત-નર્મદ અર્વાચીનની ક્ષિતિજ ઉઘાડી શાણી<br>
કાન્ત,કલાપી, ઠાકોરની તો વાત નિરાળી, નરવી.

ન્હાનાલાલની નૌકા કેવી લાડકોડથી તરે<br>
ધ્વનિ અને છંદોલયના અહીં ટહુકાઓ તરવરે<br>
ખડિંગ દઈને બરફનાં પંખી ઊડતાં કદી કદી.

સિંજારવ ને પરિક્રમા ને બારીબહારનો પંથ<br>
વિના ભોમિયા વસુધા કેરી યાત્રા અહીં અનંત<br>
લયને રસ્તે પ્રિયકાન્ત ને મણિલાલ, રાવજી.

ઓડિસ્યુસનું હલ્લેસું ને બૂમ કાગળમાં કોરા<br>
એક પલકમાં તૂટી ગયા અહીં તર્ક તણા કૈં દોરા<br>
ફૂટપટ્ટીથી મપાય નહિ કદી દરિયાની ભરતી.

મેઘાણીના યુગમેઘમાં ચમકે વીજળી સૂર
સ્વપ્નપ્રયાણે પશ્ચિમ : કોડિયાં નહિ રવિથી દૂર
સતત, અચાનક, મૌન, આગમન, અટકળ કરો હજી.

— સુરેશ દલાલ

પણ હજી એ ગાન, સૅર્જન અધૂરાં છે. કવિ પુનઃ પુનઃ જન્મ લઈ એ પૂરાં કરવા ઇચ્છે છે. કવિનો પુનર્જન્મ બે રીતે થાય છે. એક તો, શાશ્વત કવિ સદી સદીથી ભાવક હૃદયમાં નિત્ય નવા અર્થો સાથે પુનર્જન્મ પામતો રહે છે. બીજું, કવિ ચેતનાનું સાતત્ય પણ યુગ-યુગોથી અબૂઝ પ્રગટતું રહે છે.

પ્રથમ માનવ આંખ ઉઘાડતાં
ઉદયદર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નીરખે બની ઉત્સુક-
નીરખી મે પ્રથમ હતી તેવી તું (હરિશ્ચંદ્ર ભટ્ટ)

નલિન રાવળ એને આનંદધારા કહે છે. હમણાં જ એમણે 'ઉદ્દેશ'ને આ કાવ્ય મોકલાવ્યું :

એ
ધ્વનિ
એ
છંદોલય
એ
આલાપ
એ
પ્રતીક
એ
નમેલી સાંજ
એ
કાવ્યધારા...
વહે
અહર્નિશ આનંદધારા.

— નલિન રાવળ

કવિનો મોક્ષ એ વેદનાને પામવામાં નથી. કવિનો મોક્ષ તો છે એ વેદનાને, એ આનંદધારાને ખોબે ખોબે ઝિલતા રહેવામાં... ભાવક હૃદયમાં પુનઃ પુનઃ પ્રગટતા રહેવામાં, નવાં નવાં સર્જન પામવા મથતા રહેવામાં અને એ અપૂર્ણને 'પૂર્ણ' હોવાનું સમજવાની સાધનામાં રત, મસ્ત રહેવામાં.

ફેબ્રુઆરી ૨૭, ૨૦૦૭ પ્રબોધ ર. જોશી

# 'સ્વપ્નપ્રયાણ'ના કવિ અને તેમની કવિતા (અભ્યાસ)

ચંદ્રકાન્ત શેઠ



આમ આ કવિ હતા 'નિજનું ઓજ લઈને' ગુજરાતી કાવ્યક્ષેત્રે મહોરેલો એક આંબલો, જેના હૃદયમાં હતી 'ગેબી ટહુકાર' (પૃ.૧૩૧) કરતી કોકિલા! 'અંતર કોરતી અબૂઝ વેદના'ના આ કવિ. જેની પાસેથી એમને પ્રાણદીક્ષા ને કાવ્યદીક્ષા સાંપડી એના શબદ ઝીલીને વાચસ્પતિની ભાવના સેવનારા (પૃ.૧) કવિ. સચ્ચાઈથી જીવ્યા, સચ્ચાઈમાં સહ્યું અને સચ્ચાઈમાં સ્વેચ્છાએ પોતાના જીવનનું ચિત્રવિલોપન કરી દઈ પોતાની 'હરિશ્ચંદ્ર'-તા સિદ્ધ કરીને વિરમ્યા.

હરિશ્ચંદ્ર મૂલ્યનિષ્ઠ જીવન અને કવનના ઉપાસક. એમના જેવા ધરતી-ચાહક કવિ 'ધરતીની કથા' કહ્યા વિના રહી શકે ?(પૃ. ૮૦) બ્રહ્માંડોના વૃક્ષનું જે આશ્ચર્યપુષ્પ (પૃ. ૭) પૃથ્વી તે તો પોતાની જ માટી ને? તેનો દ્રોહ તો તેમનાથી કેમ થાય? નવાંકુરો જેમ ધરિત્રીને તેમ વિશ્વને પ્રફુલ્લ પ્રાણાન્વિત કરવાની યુગાન્તરોની અણદીઠ વાંછનાઓથી તેઓ કાવ્યસર્જનમાં પ્રવૃત્ત થયા. તેમનું કવિ- ઉર ધરતીના ઉર જેવું જ હતું. તેમણે કહ્યું છે :

> ઉનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
> સમાવે તે જાણે ધરતી અથવા કો કવિ-ઉર.
>
> (પૃ.૧૭)

હરિશ્ચંદ્રે એમની કવિતામાં 'મેઘગાઢા વિષાદ'(પૃ.૪૨૭)ની માધુરી ગાઈ છે. એમની શબ્દશેષ કથા અશ્રુકથા છે. (પૃ.૩૯) તેઓ એકશરવિદ્ધ વાલ્મીકિને વંદે છે; કેમ કે તેઓ કરુણ અને કરુણાના કવિ છે. (પૃ.૭૮) તેઓ પણ કહે છે :

### જિન્દગી પિછાણનાર

> જિન્દગી પિછાણનાર, જાતને હું વિસ્મર્યો,
> શોધવા જતાં મને હું શોધતાં નહીં જડ્યો.
>
> ચાહવા જનાર, આજ આશકો ઢૂંઢી રહ્યો,
> જીતનાર તે જ આજ હાર ખાઈને રડ્યો.
>
> માર્ગનો હું જાણનાર, આંગણે ભૂલો પડ્યો,
> પ્રશ્ન પૂછતાં, મને હું પ્રશ્નરૂપ થૈ પડ્યો.
>
> તારવા મને જતાં, હું સાગરે ડૂબી ગયો,
> કોયડા સમો, મને હું, ઊકલ્યા વિના રહ્યો.
>
> (સ્વપ્નપ્રયાણ, ૧૯૫૯, પૃ.૧૩૭)

– આવી કેફિયત કવિતામાં આપનારા કવિ તે આપણા હરિશ્ચંદ્ર. ખુદવફાઈ અને સચ્ચાઈ એમના લોહીમાં. બહુશ્રુત. ખૂબ વાંચેલું – વિચારેલું. અનેક ભાષાઓ અને સાહિત્યોના જાણતલ. ચિત્રાદિ કળાઓના પણ ભારે રસિક. રિલ્કે, બૉદલેરથી માંડીને યેટ્સ, શેલી, દાન્તે તેમ જ મિત્સક્યેવિચ અને વૉઈચેહ બાંક વગેરે પાશ્ચાત્ય કવિઓનો તેવો જ વાલ્મીકિ, કાલિદાસ જેવા ભારતીય કવિઓનો ઊંડો વ્યાસંગ. ભારતીય સંસ્કાર-સંસ્કૃતિ સાથે પાશ્ચાત્ય સંસ્કાર-સંસ્કૃતિને આત્મસાત્ કરી એમણે પોતાની કવિતાને સમૃદ્ધ કરી. આ કવિની કવિતાનાં મૂળિયાં તો પોતાના જીવનના અનુભવોમાં જ; તેથી 'મળસ્કે કોકિલને' કાવ્યમાં કહે છે.

> જીવનના નદનો પ્રવાહ
> મારો ફરે કહીં જશે ન હું જાણતો ને
> માંડ્યા ડગો જીવન યૌવનના પ્રભાતે
> મેં અશ્રુથી; સતત એ જ વધ્યો પ્રવાહ
> છો એ રહે જીવન, એ મુજ કાવ્ય છો રૂહે,
> શેં શોધવું અવરમાં, નિજનું જ લેવું.
>
> (પૃ. ૧૨૫)

કરુણ મુજને ભાવ્યો, જેવો વસે મરમી દગે.

(પૃ. ૮૪)

જીવનમાં કરુણતા જોઈ, તેને કાવ્યમાં વહાવવા માટે તેઓ તૃણની કોમળતા સાથે વજ્રની કઠોરતાને પણ આવકારે છે.(પૃ. ૬૪, ૮૪) તેઓ માને છે :

જીવતર મહીં થોડું જીવી, ઘણું ન બગાડવું,
ગત વીસરવું, ભાવિ સાચું પુનઃ સરજાવવા.

(પૃ. ૯૧)

તેઓ સૌન્દર્યનું શિવ પામવા માટે થઈને પ્રશ્ન કરે છે.

પીવું કયું ઝેર કહો પ્રભુ, મને?

(પૃ.૯૮)

*તેઓ જીવન તેમ જ મૃત્યુના અમૃતના ચિયાસી* છે.(પૃ.૧૦) તેઓ 'જગ સકળના પ્રણયી' (પૃ.૬૫) પણ છે. 'હણજો ના કદી કોઈનું ઉર' (પૃ.૫૫) એવી તેમની ભાવના રહે છે. તેઓ સ્પષ્ટતયા પ્રેમ ને અહિંસાનો પક્ષ લેનારા છે. માનવતાપ્રેમ, રાષ્ટ્રપ્રેમ ને વતનપ્રેમનું રસાયણ એમની કવિતામાં અત્રતત્ર મળતું રહે છે. 'ભુલાય શેં જન્મભૂમિ તણા સીમાડા?' આ ઉદ્દ્ગારો એમના ને –

માનવીઉરની આંધી, ધર્મમંગલથી શમે,
રાષ્ટ્રોનાં ઉરની આંધી, અહિંસામંત્રથી શમે.

(પૃ. ૧૧૯)

– જેવા ઉદ્દ્ગારો પણ એમના જ. માનવતા ને કવિતામાં, જીવન ને કવિતામાં તેમનો ઝોક માનવતા જેવા 'જીવનધારક તત્ત્વ' (પૃ.૨૨) અને જીવન પ્રતિ જ સવિશેષ છે. તેથી તો તેઓ આવી પંક્તિઓ આપે છે :

આત્મા વેચી કાવ્યો શેં માગતો તું?
જીવ્યા-લ્હાવો કાવ્યબાની મહીં શું?
જો, ના જાગે તારું માનવ્ય ક્યારે?

(પૃ. ૧૨૪)

હરિશ્ચંદ્ર 'વિનાશની ધૂધવતી અશાંતિ' - (પૃ.૪)માં નવસૃષ્ટિસર્જન વિશે ચિંતા ને ચિંતન કરનારા કવિ છે. તેઓ સંનિષ્ઠ સારસ્વત છે, પણ એમની સરસ્વતી 'ચીવરવસ્ત્રધારિણી' (પૃ. ૩૬) છે. એ સરસ્વતીએ માનવતાનું ભાન જગાડવા, નિષ્કામ કાર્પણ્ય પ્રેરવા, સક્રિયતા પ્રગટાવવા મથવાનું છે. કાર્પણ્ય, પામરતા, આલસ્ય – એ સર્વનું વિસર્જન થવું જોઈએ. તેઓ ભારતના સમુત્કર્ષમાં ભગીરથ જેવા પૌરુષાર્થી યુવાનોની અને એમને પ્રેરણા આપે એવી શ્રમવીરતા દાખવતી મુગ્ધાંગનાઓની અપેક્ષા રાખે છે. (પૃ.૩૭) તેઓ સમ્રાટ અશોકના સુભગ મંગલ ઐશ્વર્યની સ્પૃહા કરનારા છે.(પૃ.૧૨)

હરિશ્ચંદ્રને નવસર્જન માટે તળે ઉપર થવાનું ગમે છે. તેઓ તો હલીને – અનામી કૃષિકારને વિનંતી કરતાં કહે છે :

અનામી કૃષિકાર, આવ, અહીં શ્યામ પૃથ્વી સમો
પડ્યો હું, અવ તું ઉથાડ નવમોલની રિદ્ધિ ત્યાં.

(પૃ.૧૪)

હરિશ્ચંદ્રના જીવન અને કાવ્યની શક્તિનો પ્રબળતમ સ્રોત છે પ્રણય. તેમણે કવિતામાં અનેક રીતે ને અનેક રૂપે તેનું મહિમાગાન કર્યું છે. આ સમગ્ર સૃષ્ટિલીલા ને જીવનલીલાનું અવલંબન છે પુરુષ અને પ્રકૃતિનું સાયુજ્ય. તેઓ કહે છે :

બધે પુરુષ-પ્રકૃતિ શિવ અને સતી શાં રમે,
મનોજ-રતિ જીવતાં અહીં અભિન્ન આ વિશ્વમાં.

(પૃ. ૧૧૮)

પ્રકૃતિ, માતા, પ્રેયસી વગેરેમાં અમૃતમયી સ્નેહચેતનાનો - પ્રણયચેતનાનો વિસ્તાર-વિકાસ જોઈ શકાય છે. 'પ્રથમા નારી'માં તેઓ કહે છે :

માતા, કન્યા તું, સ્વસા તું, પ્રિયા તું,
આદ્યા નારી, પ્રકૃતિ! આવ અર્ચું.

(પૃ.૧૦)

ત્યાર બાદ એ કાવ્યમાં તેઓ કહે છે

માતા આવો, મૃત્યુ ને જીવનોનાં
મારે પીવાં અમૃતો, દાહ શામો,
મારું લાતો, તોય હૈયે બઝાડી
દેજો એનાં અમૃતો બાલને આ.

તેઓ પ્રણયમાં જીવનની તો જીવનમાં પ્રણયની

પ્રતિષ્ઠાના આગ્રહી છે. (પૃ.૧૧) તેમને 'પ્રણય સુંદરનો જય' અભીષ્ટ છે. તેઓ 'જીવનનું શુભ દર્શન પામવા પ્રણયથી પરિશુદ્ધ દગો મળો' (પૃ.૫૬) એવી ખેવના રાખે છે. પ્રણયસિદ્ધિ મૈત્રીમાં – સખ્યમાં હોવાનું તેમનું મંતવ્ય છે.(પૃ.૫૧) કહે છે :

જીવને પ્રણયનાં સ્વરૂપમાં
સખ્ય એ જ પરમોચ્ચ સાધના.

(પૃ. ૧૫૪)

હરિશ્ચંદ્ર પ્રણયને જીવનનું અખૂટ પાથેય માને છે. (પૃ.૮૬) જેમ ઉષાથી સૃષ્ટિનો તેમ પ્રણયથી જીવનનો સમુદય થાય છે. તેઓ કહે છે :

પ્રથમ માનવ આંખ ઉઘાડતાં
ઉદયદર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નીરખે બની ઉત્સુક –
નીરખી મેં પ્રથમે, હતી તેવી તું.

(પૃ.૪૫)

અન્ય એક કાવ્યરચનામાં કવિ પૂર્ણેન્દુ સાથે પોતાની પ્રેયસીને સરખાવીને કહે છે :

હવે પૂર્ણેન્દુ-શી સહુ મુજ રતિ તું પર ઢળી.
... ... ... ... ... ...
શુચિ સૌન્દર્યોની પરખ તુજ આંખો મહીં મળી,
અરાગી – આસક્તિ, પ્રણયરતિની સિદ્ધિય મળી.

નવાણો ફૂટ્યાં આ મરુભૂમિ તણાંયે તુજ થકી,
વહ્યાં કાવ્યોનાં એ જલ અધિક વ્હે એ જ વિનતિ.

(પૃ.૮૮)

'કટુમીઠા જીવનરસના જેવી' એ પ્રેયસી(પૃ. ૯૦)ના દર્શને – તેના ચારુસ્મિતે શું થયું તેનું વર્ણન કવિ આ રીતે કરે છે :

ઉકેલી પોથી મેં સૃજન તણી, તારા સ્મિત થકી,
પીધો રેડાયો જે જીવનરસ તારા વચનમાં,
દગો જોઈ તારા નવતર શીખ્યો છું પ્રણય,...

(પૃ.૫૭)

કવિ પોતાના માનવ્યને જગાડનાર કુમારિકાનું નિત્ય જીવનમંગલ વાંછે છે. (પૃ.૬૫)

અન્ય એક કાવ્યમાં કવિ કહે છે :

સૃષ્ટિનાં પ્રેમ-સૌન્દર્ય, પ્રીછવા દૃષ્ટિ હોય તો
માગું છું સખ્ય હું તારું કાવ્યમાં આપવા તને.

(પૃ. ૬૬)

'સ્વાધ્યાય' નામના કાવ્યમાં કવિ કહે છે :

આ નિસર્ગ પરિપૂર્ણ સુન્દર,
સૃષ્ટિ આ પ્રણય-પૂર્ણ ઊભરે,

ધારતાં ઉભય પ્રેરણા થતાં
શું તને જ કવિ! વંધ્ય રાખશે?

(પૃ.૭૬)

જીવનમાં સત્યમ્, શિવમ્ તથા સુન્દરમ્‌ની સમારાધનામાં, તેમની દૃષ્ટિએ મહત્ત્વનું પ્રદાન તો પ્રેમનું જ રહે છે. તેઓ 'પ્રણયે... શાન્ત જ શ્રેષ્ઠ એક છે' નામની કાવ્યરચનામાં તો પ્રણયનું સ્તોત્ર જ આપતાં કહે છે :

પ્રણયે શૈશવની મુદા વસી,
પ્રણયે સ્નાન તણી પ્રફુલ્લતા,
પ્રણયે કુંદની મિષ્ટ સૌરભ
પ્રણયે મોહકતા ગુલાબની.

પ્રણયે મધુ માધવી તણી
આલાપોની પ્રસાદ-માધુરી;
ગિરિશૃંગો, ગિરિકંદરા તણી
પ્રણયે શાંતિ નિગૂઢ છે વસી.

પ્રણયે સોળ કલા ખીલી રહે
શોભે જેમ વસંત-પૂર્ણિમા;
પ્રણયે – કાવ્ય મહીં – રસો બધા
ઉભયે ઉજ્જ્વલ-શાન્ત શ્રેષ્ઠ છે.

(પૃ.૮૦-૮૧)

તેઓ કહે છે :

પ્રેમમાં બંધનો હોય, પ્રેમ તે પ્રેમ રે નથી.

(પૃ.૬૬)

પ્રણયમાં અનુદાર તો ન જ થવાય. (પૃ.૮૩) ભવોભવની પૂર્ણતા સાધવામાં (પૃ.૭૦) 'અનાઘ્રાત કવિપુષ્પ' (પૃ.૬૯) એવી નારીનો સહયોગ-સહચાર અનિવાર્ય જ. તેથી કવિ નારીને પોતાની પ્રેરણા રૂપે પધારવા – પોતાની ધરિત્રી થવા ઇજન આપે છે. (પૃ.૬૯)

કરુણ મુજને ભાવ્યો, જેવો વસે મરમી દગે.

(પૃ. ૮૪)

જીવનમાં કરુણતા જોઈ, તેને કાવ્યમાં વહાવવા માટે તેઓ તૃણની કોમળતા સાથે વજ્રની કઠોરતાને પણ આવકારે છે.(પૃ. ૬૪, ૮૪) તેઓ માને છે :

જીવતર મહીં થોડું જીવી, ઘણું ન બગાડવું,
ગત વીસરવું, ભાવિ સાચું પુનઃ સરજાવવા.

(પૃ. ૯૧)

તેઓ સૌન્દર્યનું શિવ પામવા માટે થઈને પ્રશ્ન કરે છે.

પીવું કયું ઝેર કહો પ્રભુ, મને?

(પૃ.૯૮)

તેઓ જીવન તેમ જ મૃત્યુના અમૃતના પિયાસી છે.(પૃ.૧૦) તેઓ 'જગ સકળના પ્રણયી' (પૃ.૬૫) પણ છે. 'હણજો ના કદી કોઈનું ઉર' (પૃ.૫૫) એવી તેમની ભાવના રહે છે. તેઓ સ્પષ્ટતયા પ્રેમ ને અહિંસાનો પક્ષ લેનારા છે. માનવતાપ્રેમ, રાષ્ટ્રપ્રેમ ને વતનપ્રેમનું રસાયણ એમની કવિતામાં અત્રતત્ર મળતું રહે છે. 'ભુલાય શેં જન્મભૂમિ તણા સીમાડા?' આ ઉદ્ગારો એમના ને –

માનવીઉરની આંધી, ધર્મમંગલથી શમે,
રાષ્ટ્રોનાં ઉરની આંધી, અહિંસામંત્રથી શમે.

(પૃ. ૧૧૯)

– જેવા ઉદ્ગારો પણ એમના જ. માનવતા ને કવિતામાં, જીવન ને કવિતામાં તેમનો ઝોક માનવતા જેવા 'જીવનધારક તત્ત્વ' (પૃ.૨૨) અને જીવન પ્રતિ જ સવિશેષ છે. તેથી તો તેઓ આવી પંક્તિઓ આપે છે :

આત્મા વેચી કાવ્યો શેં માગતો તું?
જીવ્યા-લ્હાવો કાવ્યબાની મહીં શું?
જો, ના જાગે તારું માનવ્ય ક્યારે?

(પૃ. ૧૨૪)

હરિશ્ચંદ્ર 'વિનાશની ઘૂઘવતી અશાંતિ' - (પૃ.૪)માં નવસૃષ્ટિસર્જન વિશે ચિંતા ને ચિંતન કરનારા કવિ છે. તેઓ સંનિષ્ઠ સારસ્વત છે, પણ એમની સરસ્વતી 'ચીવરવસ્ત્રધારિણી' (પૃ. ૩૬) છે. એ સરસ્વતીએ માનવતાનું ભાન જગાડવા, નિષ્કામ કાર્પણ્ય પ્રેરવા, સક્રિયતા પ્રગટાવવા મથવાનું છે. કાર્પણ્ય, પામરતા, આલસ્ય – એ સર્વનું વિસર્જન થવું જોઈએ. તેઓ ભારતના સમુત્કર્ષમાં ભગીરથ જેવા પૌરુષાર્થી યુવાનોની અને એમને પ્રેરણા આપે એવી શ્રમવીરતા દાખવતી મુગ્ધાંગનાઓની અપેક્ષા રાખે છે. (પૃ.૩૭) તેઓ સમ્રાટ અશોકના સુભગ મંગલ ઐશ્વર્યની સ્પૃહા કરનારા છે.(પૃ.૧૨)

હરિશ્ચંદ્રને નવસર્જન માટે તળે ઉપર થવાનું ગમે છે. તેઓ તો હલીને – અનામી કૃષિકારને વિનંતી કરતાં કહે છે :

અનામી કૃષિકાર, આવ, અહીં શ્યામ પૃથ્વી સમો
પડ્યો હું, અવ તું ઉઘાડ નવમોલની રિદ્ધિ ત્યાં.

(પૃ.૧૪)

હરિશ્ચંદ્રના જીવન અને કાવ્યની શક્તિનો પ્રબળતમ સ્રોત છે પ્રણય. તેમણે કવિતામાં અનેક રીતે ને અનેક રૂપે તેનું મહિમાગાન કર્યું છે. આ સમગ્ર સૃષ્ટિલીલા ને જીવનલીલાનું અવલંબન છે પુરુષ અને પ્રકૃતિનું સાયુજ્ય. તેઓ કહે છે :

બધે પુરુષ-પ્રકૃતિ શિવ અને સતી શાં રમે,
મનોજ-રતિ જીવતાં અહીં અભિન્ન આ વિશ્વમાં.

(પૃ. ૧૧૮)

પ્રકૃતિ, માતા, પ્રેયસી વગેરેમાં અમૃતમયી સ્નેહચેતનાનો - પ્રણયચેતનાનો વિસ્તાર-વિકાસ જોઈ શકાય છે. 'પ્રથમા નારી'માં તેઓ કહે છે :

માતા, કન્યા તું, સ્વસા તું, પ્રિયા તું,
આદ્યા નારી, પ્રકૃતિ! આવ અર્ઘ્યું.

(પૃ.૧૦)

ત્યાર બાદ એ કાવ્યમાં તેઓ કહે છે
માતા આવો, મૃત્યુ ને જીવનોનાં
મારે પીવાં અમૃતો, દાહ શામો,
મારું લાતો, તોય હૈયે બઝાડી
દેજો એનાં અમૃતો બાલને આ.

તેઓ પ્રણયમાં જીવનની તો જીવનમાં પ્રણયની

પ્રતિષ્ઠાના આગ્રહી છે. (પૃ.૧૧) તેમને 'પ્રણય સુંદરનો જય' અભીષ્ટ છે. તેઓ 'જીવનનું શુભ દર્શન પામવા પ્રણયથી પરિશુદ્ધ દગો મળો' (પૃ.૫૬) એવી ખેવના રાખે છે. પ્રણયસિદ્ધિ મૈત્રીમાં – સખ્યમાં હોવાનું તેમનું મંતવ્ય છે.(પૃ.૫૧) કહે છે :

જીવને પ્રણયનાં સ્વરૂપમાં
સખ્ય એ જ પરમોચ્ચ સાધના.

(પૃ. ૧૫૪)

હરિશ્ચંદ્ર પ્રણયને જીવનનું અખૂટ પાથેય માને છે. (પૃ.૮૬) જેમ ઉષાથી સૃષ્ટિનો તેમ પ્રણયથી જીવનનો સમુદય થાય છે. તેઓ કહે છે :

પ્રથમ માનવ આંખ ઉઘાડતાં
ઉદયદર્શનમાં થઈ મુગ્ધ એ
નવ ઉષા નીરખે બની ઉત્સુક –
નીરખી મેં પ્રથમે, હતી તેવી તું.

(પૃ.૪૫)

અન્ય એક કાવ્યરચનામાં કવિ પૂર્ણેન્દુ સાથે પોતાની પ્રેયસીને સરખાવીને કહે છે :

હવે પૂર્ણેન્દુ-શી સહુ મુજ રતિ તું પર ઢળી.
... ... ... ... ... ...
શુચિ સૌન્દર્યોની પરખ તુજ આંખો મહીં મળી,
અરાગી – આસક્તિ, પ્રણયરતિની સિદ્ધિય મળી.

નવાણો ફૂટ્યાં આ મરુભૂમિ તણાંયે તુજ થકી,
વહ્યાં કાવ્યોનાં એ જલ અધિક વ્હે એ જ વિનતિ.

(પૃ.૮૮)

'કટુમીઠા જીવનરસના જેવી' એ પ્રેયસી(પૃ. ૯૦)ના દર્શને – તેના ચારુસ્મિતે શું થયું તેનું વર્ણન કવિ આ રીતે કરે છે :

ઉકેલી પોથી મેં સૃજન તણી, તારા સ્મિત થકી,
પીધો રેડાયો જે જીવનરસ તારા વચનમાં,
દગો જોઈ તારા નવતર શીખ્યો છું પ્રણય,...

(પૃ.૫૭)

કવિ પોતાના માનવ્યને જગાડનાર કુમારિકાનું નિત્ય જીવનમંગલ વાંછે છે. (પૃ.૬૫)

અન્ય એક કાવ્યમાં કવિ કહે છે :

સૃષ્ટિનાં પ્રેમ-સૌન્દર્ય, પ્રીછવા દૃષ્ટિ હોય તો
માગું છું સખ્ય હું તારું કાવ્યમાં આપવા તને.

(પૃ. ૬૬)

'સ્વાધ્યાય' નામના કાવ્યમાં કવિ કહે છે :

આ નિસર્ગ પરિપૂર્ણ સુન્દર,
સૃષ્ટિ આ પ્રણય-પૂર્ણ ઊભરે,

ધારતાં ઉભય પ્રેરણા થતાં
શું તને જ કવિ! વંધ્ય રાખશે?

(પૃ.૭૬)

જીવનમાં સત્યમ્, શિવમ્ તથા સુન્દરમ્‌ની સમારાધનામાં, તેમની દૃષ્ટિએ મહત્ત્વનું પ્રદાન તો પ્રેમનું જ રહે છે. તેઓ 'પ્રણયે... શાન્ત જ શ્રેષ્ઠ એક છે' નામની કાવ્યરચનામાં તો પ્રણયનું સ્તોત્ર જ આપતાં કહે છે :

પ્રણયે શૈશવની મુદા વસી,
પ્રણયે સ્નાન તણી પ્રફુલ્લતા,
પ્રણયે કુંદની મિષ્ટ સૌરભ
પ્રણયે મોહકતા ગુલાબની.

પ્રણયે મધુ માધવી તણી
આલાપોની પ્રસાદ-માધુરી;
ગિરિશૃંગો, ગિરિકંદરા તણી
પ્રણયે શાંતિ નિગૂઢ છે વસી.

પ્રણયે સોળ કલા ખીલી રહે
શોભે જેમ વસંત-પૂર્ણિમા;
પ્રણયે – કાવ્ય મહીં – રસો બધા
ઉભયે ઉજ્જ્વલ-શાન્ત શ્રેષ્ઠ છે.

(પૃ.૮૦-૮૧)

તેઓ કહે છે :

પ્રેમમાં બંધનો હોય, પ્રેમ તે પ્રેમ રે નથી.

(પૃ.૬૬)

પ્રણયમાં અનુદાર તો ન જ થવાય. (પૃ.૮૩) ભવોભવની પૂર્ણતા સાધવામાં (પૃ.૭૦) 'અનાઘ્રાત કવિપુષ્પ' (પૃ.૬૯) એવી નારીનો સહયોગ-સહચાર અનિવાર્ય જ. તેથી કવિ નારીને પોતાની પ્રેરણા રૂપે પધારવા – પોતાની ધરિત્રી થવા ઈજન આપે છે. (પૃ.૬૯)

પ્રણયરસ, કવિ કહે છે તેમ, હેમરસ છે; જે કથીર જેવા હૃદયપાત્રને છલકાવી રહે છે. (પૃ.૪૩)

આ કવિની પ્રણય સંવેદનાના જે અનેકવિધ આવિષ્કારો, તેમાંના કેટલાક, નમૂના દાખલ, અહીં પ્રસ્તુત છે :

'તને અધિક શે ન ચાહું' સૉનેટના પ્રારંભમાં કવિ કહે છે :

> તને અધિક શે ન ચાહું, અવ દૂર છો ને રહ્યાં.
> અરાગ તુજથી થયો, તુજ ઝેર આંખો તણાં
> ગયાં, નયન વિશ્વનું નિગૂઢ તુંથી શોધી શક્યાં.
> પીધો કરુણ જીવને, જીવન-મૃત્યુનાં દ્વંદ્વનાં
> રસાયન પીધાં, હવે નહીં મને કશાં ઓરતા.

(પૃ. ૬૭)

અન્ય કાવ્ય 'આત્મા! જા, તું...' માં તેઓ કહે છે :

> આત્મા! જા તું ચિરવિરહના એ પ્રયાણે ફરીથી
> આનંત્યે તું ભ્રમણ કરજે દુઃખ–આનંદમાં તું.
> દેહોની જે ભૂખ જગવતો અગ્નિ સ્ફુલ્લિંગ તે લૈ
> બાળી એને, અરૂપરૂપમાં આત્મ તું પ્રેમ પીજે.
>
> પારાવારો નયન નીરખે અબ્ધિ-આકાશ જેવાં
> તોયે તારો, પ્રણય! ન કદી તાગ માપી શકે એ.

(પૃ. ૭૯)

કવિ બૃહત્ જીવન અને વિશ્વના સંદર્ભમાં પણ પ્રણયની શક્તિ વિશેનો પોતાનો અંદાજ રજૂ કરે છે.

આ કવિએ પ્રણય, પ્રકૃતિ નિમિત્તે કાવ્યમાં કેટલાંક રમણીય ચિત્રાંકનો કર્યા છે તે પણ જોવા જેવાં છે; દા.ત.,

> વસંત વીતી, નવ આમ્રમંજરી
> ખરી, પરી યૌવન દેહ-મંજરી;
> ને ગ્રીષ્મની વાદળછાંયડી મહીં
> ઊગેલ એકાન્ત તળાવને ખૂણે
> ઝાંખી લાલાશવાળી ધવલ કમલિની, એવું સૌન્દર્ય તારું.

(પૃ. ૩)

— અહીં એક સુંદર ઉપમાચિત્ર રજૂ થયું છે.

પારિજાતનું તો એક જ પંક્તિમાં ચિત્રાંકન છે :

> મારા વાડા મહીંનો નભકલગી સમો ગર્વીલો પારિજાત.

(પૃ ૩૦)

તારાઓ અને ચંપાનાં ફૂલોનું ચિત્રાંકન :

> ગગનમાં રજની-તરુ ઉપરે
> કુસુમ-શા નભતારક ખીલતા.
> રજની-તારકને, દિવસે અહીં
> ધવલચંપક પુષ્પ!

(પૃ ૩૨)

'અગ્નિસ્ફુલ્લિંગ જ્યાંથી' — એ કાવ્યમાં આવળ, આકડો, ધતૂરો, બારમાસી, ચિત્રો, અગથિયો, કેસૂડો, સોનેરુ, પદ્મો અને કુંદ પુષ્પોના ઉલ્લેખ-આલેખ મળે છે. કેસૂડાના આંતરસૌંદર્યને ઉદ્‌ઘાટિત કરતાં 'ઓ લાલ લાલ! ગિરધારી લલા, ઓ લાલ' (પૃ. ૩૩) — એ રીતે કેસૂડાનું જે મર્મચિત્ર શબ્દ-લયે પ્રાપ્ત થાય છે તે ધ્યાનપાત્ર છે. સોનેરુ માટે પ્રયોજાતા 'પીતાંબર' શબ્દનું ઔચિત્ય પણ અનુભવાય છે. હરિશ્ચંદ્રે ચંદ્રનું અરૂઢ રીતિનું ચિત્ર આપ્યું છે :

> વિશ્વબાગ મહીં કોઈ ડાંખળી
> ઉપર લટકતો ઝૂકી રહ્યો
> ચંદ્ર પૂનમ તણો નભે...

(પૃ. ૭૪)

જાસૂદની વેલડીનું પણ રમણીય ચિત્ર છે :

> સાચે મને ગમતી જાસૂદ વેલડી તું!
> લીલું ધરી વસન, કો તરુની સમીપ
> કેવી પ્રશાંતનયના નમણી ઊભી તું!
> શાં શાંત તેજ તુજ પુષ્પ પ્રફુલ્લ ધારે
> રાતાં છતાં મધુરવાં ઉર-ઓજ ભીનાં.

(પૃ. ૮૫)

હરિશ્ચંદ્રનાં કેટલાંક કાવ્યપુષ્પો પણ 'ઉર–ઓજ ભીનાં' ન લાગે તો જ નવાઈ!

તાલવૃક્ષનું અરૂઢ રીતિનું વર્ણન કવિ આ રીતે

રજૂ કરે છે :

જેનાં પર્ણો માત્ર દેખાય એવું
આ બારીની બાજુમાં તાલવૃક્ષ
ઊભું જાણે એક મોટું ગરુડ
વિસ્તારીને પાંખ મોટી, તરે જે
આકાશે; ને પૃથ્વીએ સ્હેજ જોવા
થંભે એકાદી ક્ષણે સ્વસ્થ તેવું.

(પૃ.૧૩૩-૧૩૪)

સ્વપ્નસૃષ્ટિ સમ પ્રણય છે જીવિતે માનવીના' (પૃ.૧૬૪) – એમ માનનારા આ કવિએ પ્રણયનજરે આલેખેલાં રૂપચિત્રોનાંયે બે દૃષ્ટાંતો અહીં પ્રસ્તુત છે : પહેલું દૃષ્ટાંત :

**એ નેનમાં**

એ નેનમાં, નયનની નીલ કીકીઓમાં,
એ વેણીમાં, અલકની વીખરી લટોમાં,
એ અંગના અનુપ શિલ્પની રેખ માંહે,
ઊગે કોઈ પ્રભાતે દધિમથન પછી પદ્મજા પદ્મધારી
એવી જોઈ સખી તું, લુભવતી મુજને લૈ અનુરાગ પદ્મ.

(પૃ. ૪૪)

બીજું દૃષ્ટાંત :

**તુંયે રમે**

પ્રશાંત, નમણી, મધુર, જરી ગર્વીલીયે ખરી
નરી સરળ તું કદીક, કદી મસ્ત મસ્તીભરી,
તુફાની, કદી ધૂર્ત, ચંચળ, ઉદાસ ક્યારેક તું.
નચાવી નયનો જશી હરિણ-બાળ શું જાનકી
ધરી કવલ ઘાસનો રમતી તેમ તુંયે રમે.

(પૃ. ૫૮)

હરિશ્ચંદ્રની ચિત્રાંકનકળાની સૂક્ષ્મતા 'સુધામુખની રેખ' કાવ્યમાં જોઈ શકાય છે :

સુધામુખની રેખ સ્હેજ અનિલે ઉડાડી લટે

(પૃ.૪૪)

એવી જ સૂક્ષ્મતા ને સાથે ચારુતા ઉદધિના નિરૂપણમાં છે :

કેવો આશ્લેષઘેલો અવનિ-શું રમતો, ખેલતો લાડલો એ !

(પૃ.૪૪)

આલંકારિક વિલક્ષણતાનાં કેટલાંક અન્ય ઉદાહરણો પણ અહીં જોવા જેવાં છે ; દા.ત.,

વચ્છને ઝંખતી કોઈ ભાંભરે ગાય તેમ આ
આરણ્યકી બ્રાહ્મણની સુવિદ્યા
નચિકેતા સમા કોઈ ઝંખતી બ્રહ્મબાલને.

(પૃ.૧૫૭)

'નયનનાં અમી'થી પોતાના બનેવી પશુપતિ ન. ભટ્ટને નિહાળીને હરિશ્ચંદ્ર કહે છે :

કાંટાનાં ઝાંખરાં માંહી લીલી દુર્વા સમો તને
જોતાં થતું અમ સુભાગ્ય ઊગ્યું હવે શું?

(પૃ.૧૫૮)

'મહિમા' જેવી વૈદિક સંસ્કારિતાથી સુવાસિત કાવ્યરચનામાં કવિ છેલ્લે શ્રી કૃષ્ણનું અશ્વત્થ (આમ તો વડ જોઈએ) પત્ર પર પોઢેલું બાલ સ્વરૂપ યાદ કરી તેની સાથેની પોતાની તદાત્મતાને આ રીતે અભિવ્યક્ત કરે છે :

આ સૃષ્ટિના અંતકાલેય, ત્યારે,
અશ્વત્થે જે એક પર્ણે સૂવાનું,
તારું પેલું શૈશવી રૂપ, તેમાં,
અંગૂઠો હું ધાવતો તારી સાથે.

(પૃ.૧૬૧)

અંતરમાં પ્રીતિ ને આરજૂ ધરાવતા આ કવિના ચિત્તમાં અનેક અશ્વોનું કલ્પનાબળ હોવાના અણસારા મળે છે. 'કલ્પનામૂર્તિ?' કાવ્ય (પૃ.૧૬૪) લય તેમ જ વાણીના સ્તરે પણ કેવું પ્રભાવબળ દાખવે છે તે તો તેના અર્થાનુસારી પઠને જ પ્રતીત થાય. આખું કાવ્ય સહૃદયો માટે તો આસ્વાદ્ય કર્ણરસાયણ છે.

ગાંધીયુગમાં થયેલા, તે યુગના પ્રભાવે ખાદીધારી પણ બનેલા આ કવિનું પોત તત્કાલીન કવિતાના પરિવેશમાં સહેજેય આગવું – વિલક્ષણ હોવાનું પ્રતીત થાય છે. ગુજરાતી કવિતામાં યુરોપની કાવ્યસિદ્ધિ - ને કલાસિદ્ધિની ઝલકઝાંખી કરવા માટેની બારી તેમણે જ ખોલી આપી. તેમની કવિતાએ શેલી, ડબલ્યૂ. બી. યેટ્સ, રિલ્કે, બૉદલેર, મિત્સક્યેવિચ જેવા અનેક કવિઓના શબ્દ પ્રતિ આપણને અભિમુખ કર્યાં. પૉલિશ કવિતાનું ગુજરાતીમાં અવતરણ થયું તેમાં તેમનો મહત્ત્વનો ફાળો. ઉમાદેવી ને ભારતાનંદનો પરિચય પણ

એમના થકી આપણને થયો. ગુલાબ અને કાંટાના સંદર્ભના કલાત્મક વિનિયોગે તેમણે રિલ્કેને પ્રત્યક્ષ કરી આપ્યો. (પૃ.૧૭) 'આત્માનુતાપે દેહ ઉજાળતા' 'આનંદ-કંદન-વિષાદ-નિમગ્ન યોગી' બોદલેરનેય આપણી સમક્ષ રજૂ કર્યો. હરિશ્ચંદ્રે ઉમાશંકર, બળવંતરાય, બચુભાઇ, 'સ્વપ્નસ્થ' જેવા મહાનુભાવોને અનુલક્ષીને પણ કેટલીક રચનાઓ આપી છે. ગુજરાતીમાં વ્યક્તિલક્ષી કાવ્યોમાં તેમનો નોખો અભિગમ તુરત ધ્યાન ખેંચે છે.

હરિશ્ચંદ્રે પાશ્ચાત્ય ને પૌરસ્ત્ય પૌરાણિક સંદર્ભોના સુમેળ અને વિનિયોગમાંયે પ્રશસ્ય સૂઝબૂઝ દાખવી હોવાનું 'પૅગાસસ', ઇકેરસ, એકા ને નાર્સિસસ જેવાંઓના ઉદાહરણો પરથી લાગે છે. પૅગાસસનો તો સર્જક-કવિતા પ્રેરણાબળ રૂપે થયેલો સંકેત ધ્યાનાર્હ છે. (પૃ.૧૯)

હરિશ્ચંદ્રે કદાચ પહેલી વાર ઈસુ ખ્રિસ્તના સંદર્ભમાં એક વિશિષ્ટ કાવ્યગુચ્છ આપ્યું છે.જગતની વ્યથાનો કંટક-મુગટ ધારણ કરનારા, માનવતાના પ્રિયતમ ઈસુનું આર્દ્રતાસભર નિરૂપણ રસપ્રદ છે. (પૃ.૨૯,૨૧) આ કવિને શહેરની હવેલીઓની ટોચ પરથી ડોકાતા સૂરજને જોઈ જુલિયટનું સ્મરણ થયું છે. મુંબઈને તો એમણે 'નવભારત ચેતનાના ઉચ્ચ શૃંગ' રૂપે જોયું છે.

આ કવિએ આપણી વૈદિક ઋચાઓના સંમોહક ઉદ્‌ઘોષનો અનુભવ કરાવે એવી કાવ્યબાની – છંદોમય વાણી 'અગ્નિને', 'પૃથ્વીને', 'રુદ્રને' જેવી રચનાઓમાં સિદ્ધ કરી આપી છે. તેમણે ખાસ કરીને અક્ષરમેળ છંદોમાં ઉત્કૃષ્ટ પ્રભુતા દાખવી છે. વસંતતિલકા, હરિણી, ઉપજાતિ, રથોદ્ધતા, શાલિની, મન્દાક્રાન્તા, સ્રગ્ધરા, પૃથ્વી, શિખરિણી, ખંડ-શિખરિણી, શાર્દૂલવિક્રીડિત, વૈતાલીય અને ગુલબંકી જેવા છંદોનો અહીં સાર્થકપણે વિનિયોગ થયેલો જોઈ શકાય છે. તેમની વાક્‌છટા ને લયછટા 'સ્વપ્નપ્રયાણ'ની કવિતાને આગવી વ્યક્તિતા બક્ષે છે.

આ ઊર્મિકવિએ મુક્તક, સૉનેટ, ગીત, સંબોધનકાવ્ય, ચિંતનકાવ્ય આદિ ઊર્મિકવિતાના અનેક પ્રકારોમાં પોતાની રુચિગતિ દાખવી છે. જેમ ઓજબળે એમનાં 'વિલીન ગત થાવ, ભાવિ! મુજ માર્ગ ખુલ્લો કરો' જેવાં કાવ્યો આપણને આકર્ષે છે, તેમ એમનાં ગીત આકર્ષતાં નથી. ગીત ઘણાં ઓછાં ને એમાંય 'કવિ તારે કેટલાં હૈયાં' જેવાં ગીતો તો સ્વલ્પ જ છે. સોનેટોમાં પણ 'પૅગાસસ' ને 'જોઈશ આ હૃદય ભીતર' જેવી રચનાઓ ઓછી જ છે. વળી, 'પરાજય' ને 'कोजागि?' જેવી કાવ્યરચનાઓમાં વસ્તુ- સકલનાના વળવણાટની ચુસ્તતા એકસરખી બધે જળવાતી નથી. આમ છતાં મુક્તકસદૃશ કાવ્યોમાં,સંબોધનાત્મક અને ચિંતનાત્મક કાવ્યોમાં ઠીક ઠીક ગહરાઇ ને પ્રભાવકતા તેઓ દાખવી શક્યા છે. હરિશ્ચંદ્રની કવિતામાં વર્ણનરીતિની અપેક્ષાએ કથનરીતિનાં પ્રાબલ્ય અને પ્રભાવ સવિશેષ વરતાય છે. તેમની કવિતા કથયિતવ્યના ગતિબળ અને દબાણે પોતાની આગવી આકારતરેહો ધારણ કરતી હોય એવું લાગે છે. એથી જ આ કવિ નોખી માટીના સર્જક હોવાનું લાગ્યા કરે છે.

આ કવિનાં ખમીર અને ખુમારી 'વિલીન ગત થાવ' જેવી કાવ્યરચનાઓમાં જોઈ શકાય છે. એ ખમીર અને ખુમારી કૃષ્ણલાલ શ્રીધરાણી, પ્રહ્‌લાદ પારેખ જેવા કવિઓથી તેમને અલગ તારવી આપે છે. 'મૌનમાં નિગૂઢ વિશ્વનું બધું' (પૃ ૭૫)હોવાનું માનતા આ કવિ એમના વિનમ્ર આત્માની બુલંદી છંદોમયી વાણીમાં બરોબર પ્રગટ કરીને રહે છે. 'અશ્રદ્ધાનું શ્રાદ્ધ' (પૃ ૧૨૬) માગનારા આ કવિ છે. 'કોને મારો વિશ્વદેવા બનાવું' (પૃ.૧૨૭) એવો પ્રશ્ન બેધડકપણે ઉઠાવનાર આ કવિ છે. જીવનરસ, ધર્મરસ ને પ્રણયરસના સદાયે પિયાસી આ કવિને હંમેશાં 'સૌંદર્યના સોમરસ'નું પાન કરવાની અપેક્ષા રહે છે.(પૃ.૧૨૮) પોતાની અંતરતમ અનિવાર્યતાથી પ્રેરાઈને આ કવિ સ્મરણ અને સ્વપ્નની મનોભૂમિકા

સાથે યથાર્થનો મેળ સ્થાપવા સતત મથામણ કરતા જણાય છે. પૃથ્વી પર સ્વર્ગ ઉતારવા મથનાર ઈસુ સાથે જાણે એમનું કાંઈક સૂક્ષ્મ-ગહન ગઠબંધન હોય એવુંયે લાગે. આપણને સ્નેહ અને સત્યની ઊંડી ખોજમાં લાગેલા કલાપી, કાન્ત જેવા સાથે આ કવિની સગોત્રતા હોવાનું લાગે. 'નિર્દોષ ને નિર્મળ આંખ'વાળી પોતાની ભગિનીને વસંતની ફૂંકના કારણે ગુમાવી દેનાર આ કવિ 'વિષાદની વસંત'ના કવિ પણ જણાય. 'વત્સલ હાથ'ને ઓળખી લેવાની વેધક નજર ધરાવતા આ કવિ છે. તેમણે ગુજરાતી કવિતાને શબ્દબ્રહ્મ દ્વારા નાદબ્રહ્મ સુધી કેમ પહોંચાય તેનો સર્જનાત્મક કીમિયો કરી બતાવ્યો છે. આ સંદર્ભમાં 'અગ્નિને', 'પૃથ્વીને', 'અનામીને', 'અગ્નિસ્ફુલ્લિંગ જયાંથી', 'એ નેનમાં', 'તાંડવ', 'વિલીન ગત થાવ', 'શ્રાદ્ધ', 'મહિમા', 'કલ્પના મૂર્તિ' જેવી રચનાઓનો સહેજેય નિર્દેશ કરી શકાય. આપણી ભાષાની ને આપણા ભાષકોની પ્રશિષ્ટ રસરુચિને પરિતોષ સાથે પડકાર પણ દે એવી સર્જકતા દાખવવા બદલ આપણે ગુજરાતી ભાષા તેમ જ તેના ભાષકો વતી કોઈ 'સ્વપ્રસિદ્ધિ'ની શોધમાં નીકળી ગયેલા કવિને – 'સ્વપ્રપ્રયાણ'ના કવિને કૃતજ્ઞતાપૂર્વક ભાવાંજલિ સમર્પીને વિરમીએ અને વાગ્દેવી ને કલાદેવીના કૃપાપાત્ર થવા માટે આપણે આપણા મનને અતંદ્રપણે કેળવતા રહેવાની એમની કવિતા પાસેથી પ્રેરણા લઈએ.

તા. ૨૮-૧૨-૨૦૦૬

કવિ શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટની જન્મશતાબ્દી પ્રસંગે મુંબઈમાં તા. ૩૦-૧૨-૨૦૦૬ના રોજ રજૂ કરેલું વકતવ્ય.

સન ૧૯૨૮ની આસપાસ જયારે ગાંધીજીએ ગૂજરાત વિદ્યાપીઠનો ભાર મને સોંપ્યો ત્યારે શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનો પ્રથમ પરિચય મને થયો. એમણે મને લખ્યું કે ગૂજરાત વિદ્યાપીઠ માટે ચોપડીઓ ખરીદતી વખતે એમની મારફત જ હું ખરીદું. મેં માન્યું કે કમિશન એજન્ટ તરીકે એમણે મને લખ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠનું ઘરાક જો મળી જાય તો સારી સગવડ થશે એ વિચારે તેઓ પ્રેરાયા હશે. પાછળથી મેં જોયું કે એમના કાગળ પાછળ આવકના વિચાર કરતાં સેવાનો ભાવ વધારે હતો. મારી દેખરેખ તળે ચાલતી ગાંધીજીની રાષ્ટ્રીય સંસ્થાને મદદગાર થવાનો જ એમનો હેતુ હતો. પરદેશથી ચોપડીઓ મંગાવીને વિદ્યાપીઠને પૂરી પાડવી અને એને અંગે પોતાને મળતા બુકસેલર કમિશનનો મોટો ભાગ વિદ્યાપીઠને જ આપવો એ એમની નીયત હતી.

('સ્વપ્નપ્રયાણ'ના 'આમુખ'માંથી)

– કાકાસાહેબ કાલેલકર

# શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનાં બે (એક?) કાવ્ય (આસ્વાદ)

પ્રબોધ ર. જોશી

શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટનું એક કાવ્ય છે :

**તારી ધરતીમાં**

તારી ધરતીમાં ડુંગરડો નહિ, દવ શેણે લાગ્યો?
મારી ધરતીમાં ખારાં નીર, હૈયે શોષ લાગ્યો.
તારે દૂરને મારગ નહિ જાવું, શ્રમ શેણે લાગ્યો?
મને ખેંચે મૃગજળ-નીર મારો પગ થાક્યો.

તા.૧૬-૨-'૪૧ અને ૨૪-૩-'૪૧ની રચના તારીખોવાળા આ કાવ્યમાં - મૂળ કાવ્યમાં બીજી બે પંક્તિઓ પણ છે –

તારું જોબન સળગી જાય, આંખો કેમ ઊઠી?
મારી હૈયાની અમ્રતવેલ પાણી વિણ મરતી.

આ બે પંક્તિઓ કાવ્યમા નહિ સમાવવાની નોધ કવિએ તા.૧૦-૬-'૪૧ના રોજ લખી છે. 'Last 2 lines may not be included Yes Not to be included in edition' એ નોંધમાં 'may not be included' એમ શરૂઆતનું વૈકલ્પિક લખ્યા પછી પાછળથી ભારપૂર્વક 'Yes Not to be included' એમ લખવામાં કવિની અંદર રહેલી દ્વિધા, અનિર્ણયની અવસ્થા કળી શકાય છે. આ પછી તા. ૪-૭-'૪૧ના રોજ લખ્યું છે. The whole poem is not to be included in any edition ★ વળી, આજ સદર્ભે તા. ૨૮-૧-'૪૮ના રોજ લખ્યું છે. 'Obsession that is no more'

આ બધી આંતરિક પ્રતિક્રિયા દરમ્યાન તા. ૧૭-૧૧-'૪૪ના રોજ શ્રી ઉમાશંકર જોશીને લખેલા એક પત્રમાં આ કાવ્ય★★ એમણે લખી મોકલ્યું છે. પણ એનો પાઠ સાવ જુદો જ છે. આ પ્રમાણે –

તારી ધરતીમાં ડુંગરડો નહિ, દવ શેણે લાગ્યો?
મારી ધરતીનાં ખારાં નીર, હૈયે શોષ લાગ્યો.
તારે દૂરને મારગ નહિ જાવું, શ્રમ શેણે લાગ્યો?
મને ખેંચે મૃગજળનીર હૈયે શોષ લાગ્યો.

શ્રી ઉમાશંકર જોશીએ ખૂબ વિગતે 'સ્વપ્નપ્રયાણ'નાં કાવ્યો ઉપર ટિપ્પણો લખ્યાં છે. અનુપૂર્તિના કાવ્યો અંગે પણ ટૂંકી નોંધો જોવા મળે છે. પણ આ પાઠફેર અંગે કવિની કે સંપાદકની ક્યાંય કશી નોંધ કે સ્પષ્ટતા જોવા મળતી નથી. એ આશ્ચર્યને એમ જ રહેવા દઈ આ બન્ને કાવ્ય સાથે જોઈએ.

કવિએ શરૂઆતમાં જે બે પંક્તિઓ કાવ્યમાંથી રદ કરી છે તે સ્વાભાવિક રીતે જ ઉમાશંકરને લખેલા પત્રમાં નથી. જોકે આ બે પંક્તિઓમાં જ કાવ્યનું બીજ પડેલું જોઈ શકાય છે. એ પંક્તિઓ કાવ્યની શરૂઆતમાં જ મૂકી જોવાથી અર્થનું એક અગત પરિમાણ ઉઘડતું જોઈ શકાશે.

'મારા હૈયાની અમ્રતવેલ પાણી વિણ મરતી' અને 'મને ખેંચે મૃગજળ-નીર મારો પગ થાક્યો.' એ બે પંક્તિઓ પણ સાથે જોવાથી અ-શક્ય પ્રેમની હતાશા, જે આ કાવ્યના મૂળમાં જણાય છે તે અનુભૂત થાય છે. કવિ અંગત રીતે એમાંથી બહાર આવી ગયા હશે? તા.૨૮-૧-'૪૮ની નોધમાં લખ્યુ તો છે કે 'Obsession that is no more' પણ કવિતામાં તો 'તારી ધરતી' અને 'મારી ધરતી' એમ

★આ કાવ્ય કવિના મરણોત્તર પ્રકાશિત સંગ્રહ 'સ્વપ્નપ્રયાણ'માં (સપાદક - ઉમાશકર જોશી) અનુપૂર્તિરૂપે મુકાયુ છે

★★ જુઓ 'સ્વપ્નપ્રયાણ'ના આરભે ઉમાશકર જોશીનો લેખ 'હરિશ્ચદ્ર ભટ્ટની ભાવનાસૃષ્ટિ'

બન્ને છેડાની વાસ્તવિકતા છે. ઓરપાડની પ્રકૃતિની પશ્ચાદભૂમાં અંતરની ધરતી પર, ભીતરની ભૂમિમાં ય કશુંક થઇ રહ્યું છે. 'દવ શેણે લાગ્યો' એ પ્રશ્નાર્થ તો છે જ પણ 'મારી ધરતી*માં* ખારાં નીર, હૈયે શોષ લાગ્યો' એમ પહેલાં જે કવિએ કહ્યું છે તે ઉમાશંકરના પત્રમાં 'મારી ધરતી*નાં* ખારાં નીર, હૈયે શોષ લાગ્યો' એમ ફેરવ્યું છે. પહેલા અનુભવમાં 'મારી ધરતીમાં ખારાં નીર' હોવા વિશેની ફરિયાદનો સ્વર કાંઇક અંગત ભૂમિકાએ પ્રગટતો જણાય છે. જ્યારે બીજા અનુભવમાં 'મારી ધરતીનાં ખારાં નીર' એમ કહેવાતાં એમાંથી બહાર આવી જવાય છે. એ એક સાર્વત્રિક વિધાન છે. એમાં પરિસ્થિતિનો સ્વીકાર છે - અંગત બિનઅંગત બની જાય છે. 'મારી ધરતીનાં ખારાં નીર' એ તો બહુધા સાર્વત્રિક અનુભવ છે. એટલે એ અંગતને અતિક્રમી હકીકતના સ્વીકારની ભૂમિકા પણ રચી આપે છે.

અંતિમ પંક્તિ - 'મને ખેંચે મૃગજળ-નીર મારો પગ થાક્યો'માં મૃગજળનીર એવું જાણતા હોવા છતાં એમાં ખેંચાવાની વિવશતા અને એને લીધે લાગતા થાકની વ્યથા-હતાશા છે. ઉમાશંકરને લખેલા પત્રમાં અંતિમ પંક્તિ સાવ જ જુદી છે – 'મારી ધરતીમાં મૃગજળનીર, હૈયે શોષ લાગ્યો.' અહીં પરિસ્થિતિના આકલન, સ્વીકારનું વલણ દોહરાતુ દેખાય છે. એમાં પહેલા પાઠની મ્લાન વિવશતા નથી, સમજણભરી વિશદતા છે.

આમ, કવિતામાં જે બની શક્યું તે કવિ હરિશ્ચંદ્રના જીવનમાં પણ બની શક્યું હોત તો?

ઉમાશંકરે એમની ભાવનાસૃષ્ટિ વિશે લખતાં નોંધ્યું છે : 'આરંભના દસકાની વિનમ્ર સાધનામાંથી એક ઉત્કૃષ્ટ કવિરૂપે એ બહાર આવ્યા. લગભગ ૧૯૪૪થી તીવ્ર બનવા માંડેલાં મંથનોમાંથી એ બહાર આવ્યા હોત તો? બીજો જ - વળી નવો સમૃદ્ધતર અવતાર એ હોત. એ વરસો એમણે અનુતાપમાં (એમનામાં ભારે 'સેન્સ ઑફ ગિલ્ટ' હતી.) - એક પ્રકારના 'પર્ગેટોરિયા' માં વિતાવ્યાં. અંતે ૧૯૫૦માં મેની ૧૮મીએ એમણે આપઘાત કર્યો. તાવણીમાંથી તેઓ બહાર આવી ન શક્યા. આપણા હૃદયમાં એમની ભાવનામૂર્તિ જ રહી.'

આંતર-પ્રતીતિને વશ વર્તતા સાચુકલા કવિની એ ભાવનામૂર્તિને જન્મશતાબ્દિ વર્ષે વંદના.

## કવિનું ઘર

"ભોંયતળિયાથી તે છત સુધી કીમતી પુસ્તકો અને વચ્ચે વચ્ચે સુંદર ચિત્રોથી ખીચોખીચ ભરેલી ભીંતોવાળી એમની (શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટની) ગુફા જેવી બેઠકની એ ઓરડી અનેક કવિઓ અને કલાકારો તથા રાજકારણી, સાહિત્યરસિક તેમજ સંસ્કારપ્રિય મિત્રો અને મુલાકાતીઓથી અંકિત થયા જ કરતી. મુંબઈ-અમદાવાદના નવોદિત કવિઓથી માંડીને ઈરાનની કળા ઉપર જગતભરમાં નિષ્ણાત ગણાતા અંગ્રેજ કલાવિવેચક આર્થર અપહામ પોપ સુધીના માણસો એ મામૂલી મકાનની નાની ઓરડીમાં આવી ગયેલા... જર્મન, સ્પેનિશ, પોલિશ કે રશિયન સાહિત્ય વિષેની કોઈ પૃચ્છા કરવા કે પુસ્તક માગવા આવનાર કૉલેજિયનોથી માંડીને, મુંબઈની મોટી લાઈબ્રેરીઓના લાઈબ્રેરીઅનો સુધીના વિવિધ માણસો એમના આ વિશાળ જ્ઞાનસંપર્કનો લાભ પામતા..."

**– બચુભાઈ રાવત**

(સૌજન્ય : હરિશ્ચંદ્ર ભટ્ટ અધ્યયનગ્રંથ, સંપાદક : નિરંજન ભગત)

# ‘તવ સ્પર્શે સ્પર્શે’ - સંસ્કૃત કવિતામાં આધુનિકતાની સૃષ્ટિ (વિવેચન)

ડો. રશ્મિકાન્ત ધ્રુવ

સંસ્કૃત જગતમાં હર્ષદેવ માધવનું નામ પ્રયોગશીલ આધુનિક કવિ તરીકે સતત ગૂંજતું રહ્યું છે. કવિએ ૨૦ સંગ્રહો જેટલી વિપુલ રચનાઓ આપીને તેમના ભાષાકર્મથી પ્રશિષ્ટ સંસ્કૃત કવિતાને ૨૦મી સદીની આધુનિક ચેતનાનો સ્પર્શ કરાવ્યો છે. તેમની કવિતા ઉપર ૧૦૦ ઉપરાંત શોધપત્રો અને ૬ જેટલાં સંશોધનો થઈ ચૂક્યાં છે તે તેમની લોકપ્રિયતા દર્શાવે છે. પરંતુ કોઈ પણ પ્રયોગશીલ કવિને રૂઢિ અને પરંપરાનો સામનો કરવો પડે છે. આથી જ વિવેચકો અને વિદ્વાનોની લાંબી પ્રતીક્ષા પછી સાહિત્ય અકાદમીએ તેમને પુરસ્કૃત કર્યા છે. તે ઘટના ગુજરાત માટે ગૌરવપ્રદ છે, કેમ કે સાહિત્ય અકાદમીનો સંસ્કૃત ભાષાનો પુરસ્કાર ગુજરાતમાં આવ્યો છે.

તવ સ્પર્શે સ્પર્શે – તેમનો ૨૦૫ પૃષ્ઠોમાં વિસ્તરેલો ૧૭મો કાવ્યસંગ્રહ છે. આમાં સ્વરૂપની દૃષ્ટિએ છાંદસ્ ગીતિકાવ્યો, મુક્તકો, ગીતો, અછાન્દસ્ કાવ્યો, ગઝલો અને મોનોઈમેજ કાવ્યો છે. કવિ અસ્તિત્વવાદ, પરાવાસ્તવવાદ, ધનવાદ, કલ્પનવાદ વગેરેથી સુપરિચિત અને સિદ્ધહસ્ત છે. વિશ્વ કવિતા સાથે તેમનું અનુસંધાન અકબન્ધ છે. તેમણે ભારતીય અને ગ્રીક પ્રતીકોનો પણ પુરાકલ્પનો તરીકે પ્રયોગ કર્યો છે. સાથે સાથે શોષિત વર્ગનાં કાવ્યો સૂર્યાતપે શ્યામા દ્યુતિઃ એટલે કે સૂરજના તડકામાં કાળું તેજ એ કાવ્યગુચ્છમાં તેઓએ શોષિત વર્ગની વાત રજૂ કરી છે. ગુજરાતમાં કવિ કાન્તે જે ખંડકાવ્યોનું સ્વરૂપ આપ્યું એવા સ્વરૂપમાં જ તેમણે બે ખંડકાવ્યો આ સંગ્રહમાં આપ્યાં છે. તો કટાવ તરીકે જાણીતો ખંડસવૈયા છન્દ પણ સંસ્કૃતમાં સજર્યો છે.

વૈશ્વિક સુન્દરીની પિપાસા આ કાવ્યોનું કેન્દ્રબિન્દુ છે. નવા વિષયો, નવાં કલ્પનો અને પ્રતીકો સાથે કવિની કાવ્યસૃષ્ટિ રોમાન્ટિક અને વાસ્તવિક બન્ને ક્ષેત્રે વિકસે છે. બાંગ્લાદેશની સીમા પાસે કપોતાક્ષી નદીના કિનારે સંભળાતા બન્દકોનાં અવાજો, મે માસમાં મેઘધનુષી રંગો સાથે ઓગળતું માનસ સરોવરનું પાણી, કેલિફોર્નિયાની યેશોમાઈટ ગુફાઓમાં ‘લેકૂન’ પ્રાણીની આંખોમાં ચમકતું અન્ધારું, ઉદયપુરના પિછોલા તળાવમાં વાદળોના પ્રતિબિંબ બનીને વિહરતી અપ્સરાઓ, રહસ્યગર્ભ પ્રેમમાં આવેગોવાળી એમઝોન નદી, અસ્તિત્વનો ઇન્કાર કરતું નેક્રોપોલિશ કબ્રસ્તાન, ડાલી સાલ્વાડોરનાં ચિત્રો જેવાં સપનાં, ગજાસુરના ચામડા જેવો અંધકાર, ઉંદરના મડદા રૂપે બેડરૂમમાં કોહવાતો અને બદબૂ ફેલાવતો પ્રેમ, ખજૂરીના પાદડાંઓમાં કંપી ઉઠતી ચાંદની, હાડકાં તૂટવાની વેદના અનુભવતો ઍટલસ રાક્ષસ, હૃદયમાં સંભળાતો શ્રાવસ્તી નગરીનો શંખનાદ. આ બધી કલ્પન સભર કાવ્યસૃષ્ટિ એક તરફ છે તો બીજી તરફ મંદિરની બહાર ઈશ્વરની દયા વગર ઠૂઠવાતો ભિખારી, પિંજરામાં તરફડતી કોયલ જેવી નારીઓની ચીસ, ખાલી મદિરા પાત્ર જેવું વૃદ્ધત્વ, લોકોને ભાગ્ય વહેંચતા વહેંચતા સ્વયં મુદ્રાહીન બની જતો ટપાલી, પોતાના શરીરને નિચોવીને તેલ કાઢતો ઘાંચીની ઘાણીનો બળદ, લોખંડના સળિયામાંથી લોકોની કાયરતા જોતો સિંહ, સુગન્ધહીન પુષ્પો જેવી કૉલગર્લ્સ, મદારીની મોરલી સાથે નાચતો જીવતી દોરડી જેવો મદારીનો સર્પ – આ તેમની આધુનિકતાની વાસ્તવલક્ષી સૃષ્ટિ છે.

આ કાવ્યસંગ્રહની કેટલીક પંક્તિઓ જોઈએ :

સુખ તો
એમેઝોન નદીના કિનારે સૂતેલાં
મગરની પીઠ છે.

(પૃષ્ઠ - ૬૭)

*

હું માળા ઉપર
ગીધનો પડછાયો જોઈને
ડરેલું પંખી થઈને
સાંભળું છું
ઘડિયાળનો અવાજ.

(પૃષ્ઠ - ૮૪)

*

સ્વપ્નની
અનુભૂતિ થઈને
મદિરનયના ચાંદની
નીકળે છે મારા હૃદયમાં.

(પૃષ્ઠ - ૯૪)

*

તું બની જાય
કેસર પુષ્પોનાં ખેતરમાં
સુગન્ધિત ચાંદની
કે ઝુમરીતલૈયા ગામની કોઈ કન્યાની ગીતપંક્તિ.

(પૃષ્ઠ - ૧૫૪)

*

સૂર્ય સૂઈ ગયો છે!
કમલિનીની સાથળનું ઓશીકું કરીને.

(પૃષ્ઠ - ૧૭૩)

તિબેટી પ્રણયગીત કે તેમનાં પ્રેમપત્રોમાં પ્રેમનો રોમાંચક અનુભવ થાય છે. રાધાવલ્લભ ત્રિપાઠીએ કવિને સંસ્કૃતમાં 'જાગૃત ચમત્કાર' તરીકે ઓળખાવ્યા છે, કેમ કે દરેક વખત તેમણે પૂર્વ સ્થાપેલા તેમના સ્વરૂપથી એક નવું જ સ્વરૂપ પ્રત્યેક સંગ્રહમાં ઉપસાવ્યું છે.

કાલોંડસ્મિ જેવા સંગ્રહમાં એક સાથે, ચિત્રો સાથે ચાર ભાષાઓમાં કાવ્યરચનાઓ હોય કે 'સુધાસિન્ધોર્મધ્યે'માં ઉપનિષદ્‌ની તંત્રગર્ભ આધ્યાત્મિકતા હોય. કવિની લેખિનીએ દરેક વાર નવા ઉન્મેષો પ્રગટાવ્યા છે, કેમ કે 'તવ સ્પર્શે સ્પર્શે' શીર્ષકમાં છે તેમ કવિતાનો સ્પર્શ દરેક વાર નવી જ સૃષ્ટિ ઊભી કરે છે.

આમ, આ સંગ્રહ સંસ્કૃતની તાજગીભરી ચેતનાનો આપણને અનુભવ કરાવે છે.

## સાહિત્યકીય અંતરાત્માના રખેવાળ

"(મુંબાઈની) પિતીત લાઈબ્રેરીમાં પહોંચ્યા ત્યાં મોટા ખંડમાં તમે (બચુભાઈ રાવતે) મને ઓળખાણ કરાવી : આ હરિશ્ચંદ્રભાઈ ભટ્ટ. સરસ્વતીમંદિરમાં એમની સાથે પરિચય થયો એ એક સુયોગ જ હતો. એ પછીનાં મુંબઈ નિવાસનાં પાંચ વરસ વિદ્યાની દૃષ્ટિએ કાંઈક પણ કસવાળાં બનાવવામાં સૌથી વધુ મદદ કોઈ એક વ્યક્તિ તરફથી મને મળી હોય તો તે હરિશ્ચંદ્રભાઈ તરફથી. યુરોપના સાહિત્ય અંગેની વિવિધ સામગ્રી એમની પાસેથી મળવા માંડી. હું કાંઈક લખું તો એને અંગેના એમના પ્રત્યાઘાતો તે અંતે સાચા નીવડતા જોવા મળે. જોતજોતાંમાં એ મારા 'સાહિત્યકીય અંતરાત્માના રખેવાળ' બની ગયા."

— ઉમાશંકર જોશી

[શ્રી બચુભાઈ રાવત પરના એક પત્ર ('હરિશ્ચંદ્ર ભટ્ટની ભાવનાસૃષ્ટિ')માંથી ]

સુવર્ણા

બાગમાં ઊર્મિબહેન - ના ઊર્વીબહેન - મળી ગયાં. મૂળ ચહેરો થોડો મોટી ઉંમરનો - ઘરડાનો હોય તેવો લાગ્યો. પણ તેમાં ઓળખી જ ન શકાય તેવો કોઈ ફેરફાર નહોતો. નાકમાં ચૂંક એ ત્યારેય પહેરતાં?

સોસાયટીમાં સાથે રહેતાં ત્યારે ઊર્વીબહેનની ઉંમર કેટલી હશે? ઉંમરમાં કદાચ એનાથી ત્રણેક વર્ષ નાનાં. એ રેખાના ઘર પાસેથી ફટફટિયાં પર નીકળતાં. ત્યારે લ્યુના નહોતું, સ્કૂટર ને ફટફટિયાં જ હતાં. એ સમયના જાણીતા રાજ્ય કક્ષાના પ્રધાન વત્સલ પારેખનાં ઊર્વીબહેન દીકરી થાય. એ લોકોના ઘરનો નંબર પાંચ હતો અને રેખા લોકોનો ચૌદ હતો.

બાગમાં રેખા સાથે એની નાની બહેન પારમિતા પણ હતી. એણે જ ઊર્વીબહેનને ઓળખી કાઢ્યાં હતાં. ઊર્વીબહેન એમના પતિ સાથે બાગના બાંકડા પર બેઠાં હતાં અને રેખા, પારમિતા વાત કરતાં કરતાં બાંકડાની બાજુમાંથી પસાર થઈ ગયાં હતાં. બાંકડો પસાર થઈ ગયો ત્યારે પારમિતા બોલી, 'આ તો પેલા વત્સલ પારેખનાં દીકરી...' ને તેઓ પાછાં ફર્યાં. 'ઓહોહોહો ઊર્વીબહેન, તમે?' રેખા બોલી. 'રોજ બાગમાં ફરવા આવો છો?' પારમિતાએ પૂછ્યું. 'ના, આજે જ આવી. પણ હવે રોજ આવવું એવું વિચારું છું' એમના પતિ જયસુખભાઈનો એમણે પરિચય કરાવ્યો. જયસુખભાઈ બાંકડા પરથી બેઠા થઈ ગયા ને એ લોકોને કહેવા લાગ્યા, 'અહીં બેસો, બેસો અહીં.' જયસુખભાઈ બેઠા હતા એમાંથી પોતાની જગા છોડી ઊભા થઈ ગયા એ રેખાને બરાબર ન લાગ્યું. એમને ઉઠાડીને ત્યાં બેસાય કેવી રીતે? અમે બેસીએ ને જયસુખભાઈ ઊભા રહે એ સારું લાગે? રેખા બાજુના બાંકડા પર બેઠી ને પારમિતા ઊર્વીબહેન પાસે. એ પછીય થોડીક જગા રહી પણ ત્યાં કોઈ બેઠું નહીં.

'હજુય મમ્મી લીનાબાને ઘણી વાર યાદ કરે છે.' ઊર્વીબહેન બોલ્યાં.

'લીનાબા ગયે મહિને ગુજરી ગયાં' પારમિતા બોલી.

'એમ?' ઊર્વીબહેન એટલું જ બોલ્યા.

રેખાને યાદ આવ્યું કે ઊર્વીબહેનનો નાનો ભાઈ પ્રણવ ઘર છોડીને ભાગી ગયો હતો ત્યારે રેખાનાં મમ્મી લીનાબહેને ઊર્વીના કુટુંબને બહુ દિલાસો આપ્યો હતો, બહુ મદદ કરી હતી. ઊર્વીને ત્યાં ફોન હતો પણ પિતા વત્સલ પારેખ પ્રધાન હોવાથી સરકારી સિવાયના કામ માટે ફોન વાપરવા ન દેતા. અને તેમના આદર્શને લીનાબા આદરથી જોતાં તેથી પ્રણવ વખતે જે ફોન કરવા પડ્યા તે બધા લીનાબહેનને ત્યાંથી જ કરવાના થયા. લીનાબાએ ખૂબ મોટું મન રાખીને રાત કે દિવસ જોયા વગર પોતાનો ફોન ઊર્વીબહેન અને તેમનાં મમ્મી નિરંજનાબહેનને છૂટથી વાપરવા દીધો હતો. છેવટે પ્રણવ કાનપુરમાં દૂરના મામાને ત્યાંથી મળ્યો હતો. થોડા દિવસ પછી પ્રણવ પાછો આવી ગયો ત્યારે લીનાબાએ એની પાસેથી વચન લીધું હતું કે એ હવે કોઈ દિવસ આમ ઘર છોડી ક્યાંય જશે નહીં. ને એવું કંઈ પણ કરવાનો એને વિચાર આવશે તો તે લીનાબાને પહેલાં એ વિશે જણાવશે.

પ્રણવના ઘર છોડી જવાવાળી વાતની રેખાને પાછળથી ખબર પડી હતી. એ વડોદરામાં એમ.એસ.ડબલ્યૂ.નું કરતી હતી અને એ દિવસોમાં એની પરીક્ષા અને ક્ષેત્રકાર્ય - બધું ધમધોકાર ચાલતું હતું, તેથી તે મમ્મી-પપ્પા પાસે અમદાવાદ બહુ ન આવતી. જ્યારે પ્રણવ પાછો ઘેર આવી ગયો ને બધી વાતે શાંતિ થઈ ગઈ ત્યારે લીનાબાએ રાહતનો દમ લીધો હતો. ઊર્વીબહેનનાં મમ્મી નિરંજનાબહેનનું લીનાબા માટેનું માન એકદમ વધી ગયું હતું. લીનાબહેન આમ આકરા સ્વભાવનાં ગણાતાં પણ આવે વખતે

એમણે હૃદયની જે કુમાશ ને ઔદાર્ય બતાવ્યાં હતાં તે જોઈને પ્રણવનાં મમ્મી નિરંજનાબહેન ખૂબ જ ગદ્‌ગદ્ થઈ ગયાં હતાં. પણ લીનાબહેન વારંવાર એક જ વાત કહેતાં, 'હું તો નિરંજનાબહેનની જગાએ મુકાઈ જાઉં છું ને મારો એકનો એક દીકરો ઘર છોડીને જતો રહે તો મને શું થાય એમ પોતાને પૂછું છું ને તરત હું નિરંજનાબહેનને બધી મદદ કર્યા વગર રહી શકતી નથી. ને હું કરું છુ એ મદદે શું છે? ફોન કરે છે તે જ ને! એય વત્સલભાઈ આદર્શવાદી પ્રધાન છે એટલે એ લોકો ઘરમાં છતા ફોને ફોન કરી શકતાં નથી. મોટી વાત તો વત્સલભાઈના આદર્શવાદી હોવાની છે, હું ફોન કરવા દઉં છું એ બહુ મોટી વાત નથી.'

પછી પ્રણવ લીનાબહેન પાસે વારંવાર આવતો થયો. એ દરમિયાન એને એક છોકરી સાથે પ્રેમ પણ થયો. એ છોકરી પરમાર કુટુંબની હતી. પ્રણવને ડર હતો કે જ્ઞાતિબાધ બંને કુટુંબને નડશે. વત્સલભાઈ તો કદાચ ના નહીં પાડે અથવા એમને તો સમજાવી શકાશે એવું લીનાબહેન કહેતાં હતાં. જરૂર પડે તો લીનાબહેન નિરંજનાબહેનને અને છોકરીનાં માતાપિતાને સમજાવી લેવા ય તૈયાર હતાં. પ્રણવને તેથી ખૂબ જ સધિયારો રહ્યો હતો.

પણ પછી થોડા જ વખતમાં લીનાબહેન-મહેશભાઈ સોસાયટી છોડી બીજે રહેવા ચાલ્યાં ગયાં હતાં. એ પછી પ્રણવ સાથેનો અને એના આખા કુટુંબ સાથેનો સંપર્ક સાવ જ છૂટી ગયો હતો. પ્રણવ જેના પ્રેમમાં હતો એ છોકરી સાથે એણે લગ્ન કર્યાં કે નહીં તેય લીનાબહેન કે રેખાને ખબર નહોતી. પ્રણવ શરૂઆતમાં લીનાબાને મળવા જતો, પણ પછી એય બંધ થઈ ગયું હતું. અને પછી પ્રણવ લોકો પણ સોસાયટી છોડી બીજે રહેવા ચાલ્યાં ગયાં હતાં.

નિરંજનાબહેન સ્વભાવે બહુ મીઠાં હતાં પણ એમની મોટામાં મોટી નબળાઈ જ્ઞાતિ અને જ્ઞાતિના રીતરિવાજો હતી. એમનાં બાળકો પ્રણવ અને ઊર્વીને જેટલું પણ ભણવું હોય તેટલું તેઓ ભલે ભણે પણ એમનો આગ્રહ હતો કે બંનેએ લગ્ન તો જ્ઞાતિમાં જ કરવાનાં. જ્ઞાતિમાં પછી જે પાત્ર મનપસંદ હોય તેની સાથે જ ભલે લગ્ન કરે પણ એ પાત્ર જ્ઞાતિનું જ હોવું જોઈએ. આ તરફ લીનાબાને જ્ઞાતિ અને એના રિવાજો બિલકુલ જરૂરી ન લાગતા. એમને સુધારા કરવા ગમતા. બાળકોની જ્યાં મરજી હોય ત્યાં જ એમને પરણવાની સમ્મતિ આપવી જોઈએ તેવું લીનાબા માનતાં. રેખા એક ખ્રિસ્તી છોકરાના પ્રેમમાં હતી તે માટેય લીનાબા તૈયાર હતાં. પણ છોકરાનાં માતાપિતા રેખા ખ્રિસ્તી બને તો જ તૈયાર થાય તેમ હતાં, પણ તે માટે ફ્રાન્સિસ કે રેખા તૈયાર નહોતાં. એમાં થોડાક વર્ષો વીતી ગયાં ને પછી રેખા વડોદરા એમ.એસ.ડબલ્યૂ. કરવા ગઈ અને ફ્રાન્સિસ આઈ.આઈ.ટી. માટે કાનપુર ચાલ્યો ગયો. શરૂઆતમાં બંનેએ એકબીજાને ખૂબ આર્દ્ર પ્રેમપત્રો લખ્યા ને પછી એ લોકો ક્યારે પત્ર લખતાં બંધ થઈ ગયાં ને છૂટા પડી ગયાં તેની કોઈને ખબરે ન પડી.

એ પછી રેખાને કોઈક પાસેથી જાણવા મળ્યુ હતું કે ફ્રાન્સિસને એના ભાઈએ અમેરિકા બોલાવી લીધો હતો ને એ ઈમિગ્રન્ટ વિઝા પર ત્યાં જઈને વસી ગયો હતો. રેખાને પારમિતા કહેતી, 'ફ્રાન્સિસ સેટ થઈ ગયો છે તુંય થઈ જા, તારે બીજું નવુ પાત્ર શોધી લેવું જોઈએ '

'પણ હજુ ફ્રાન્સિસ બીજે પરણ્યો નથી' રેખા કહેતી.

'એય કરશે. લાઈફ ઇઝ રીપ્લેસમેન્ટ, તુય ગોઠવાઈ જા.' શરૂઆતમાં રેખાએ પારમિતાની વાત પર ધ્યાન ન આપ્યું પણ ધીમે ધીમે એને એકલતા સાલવા લાગી અને એણે જ પારમિતાને કહેલું કે 'કોઈ મળી જાય તો ગોઠવાઈ જઉં, પણ એવી રીતે કોણ મળે?' એ દિવસે રાત્રે એને ફ્રાન્સિસ ખૂબ જ યાદ આવ્યો હતો. એને લાગ્યું એ ફ્રાન્સિસને કદી પણ ભૂલી શકશે નહીં. એને ઘણી વાર વિચાર આવતો ફ્રાન્સિસ સાથે સંબંધ તૂટી કેમ ગયો? કોઈ ઝઘડો તો થયો નહોતો. ફ્રાન્સિસનો સ્વભાવ પણ ખૂબ સારો હતો. છતાં એ કાનપુર જઈને થોડો બદલાઈ ગયેલો લાગ્યો જ હતો. રેખા પણ પોતાના અભ્યાસમાં જરા વધારે જ ખૂંપી ગઈ હતી કે તેથી ફ્રાન્સિસના પત્રોના હંમેશા નિયમિત જવાબ આપતી

પણ નહીં. ને એમાં બંને એકબીજાથી દૂર પડી ગયાં હતાં. બેમાંથી એકે દૂરી અનુભવ્યા પછી એનું કારણ પૂછ્યું હોત તો કદાચ સમાધાન થાત પણ ખરું, પણ બંને વચ્ચે અહમ્‌ની અથડામણ થઈ ગઈ. સાચા પ્રેમમાં આમ દૂરી આવે? ને તે અંગે કંઈ પૂછવાનું હોય? ને બંને ચૂપ રહ્યાં ને દૂરી વધતી ગઈ.

પારમિતા રેખા કરતાં નાની હતી તો પણ એનાં લગ્ન જલ્દી થઈ ગયાં. એ પણ એક કારણ હતું કે રેખાને એકલતા વધુ લાગવા માંડી. રેખા વડોદરા હતી ત્યારે પારમિતા પડોશના પોતાના બાળપણના દોસ્ત કિશોર સાથે પ્રેમમાં પડી અને પારમિતાએ ભણવાનું જ છોડી દીધું. વડોદરાથી રેખા બધાંને મળવા આવી ત્યારે પારમિતાએ લગ્નની તારીખ પણ નક્કી કરી નાખી હતી. રેખાને સહેજ આશ્ચર્ય અને દુઃખ પણ થયું કે પારમિતાએ આ બધું નક્કી કરતાં પહેલાં એને કંઈ પૂછ્યું-જણાવ્યું કેમ નહીં. પારમિતાના કિશોર સાથેના સંબંધો નાનપણથી હતા. બધાં એમાં પ્રેમ ન જોતાં. પારમિતાને રેખાએ બે-એક વાર પૂછેલું કે 'તું ને કિશોર એકબીજાનાં પ્રેમમાં છો?' પણ પારમિતા નક્કી ન કરી શકતી કે એની લાગણીનો પ્રકાર શો હતો? એક કિશોર સાથે રમવાનું, થોડાક મોટા થઈ પછી એની સાથે ગ્રુપમાં ફિલ્મ જોવાનું ને ફિલ્મ જોતી વખતે એની બાજુમાં બેસવાનું એને બહુ ગમતું. પણ આને પ્રેમ કહેવાય તેવું એ સમજી શકતી નહોતી. રેખા વિચારતી કે પારમિતા એનાથી ઘણી નાની છે એટલે સ્વલક્ષી વધુ છે. મા-બાપેય એને લાડમાં રાખી છે ને રેખાએ ખુદે પણ. એમાં એ પોતા સિવાય બીજાનો વિચાર કરવાનું બહુ શીખી જ નથી. જો કે રેખા, ઝંખના ને પારમિતા — આ ત્રણ બહેનોમાં મા રેખા તરફ ખૂબ ધ્યાન આપતી. રેખા રમવામાં હોશિયાર, ભણવામાં બોલવે ચાલવે વિવેકી, પાછી સાદી પણ ખરી. આ બધું લીનાબાને બહુ ગમતું. પારમિતાને અપટુડેટ તૈયાર થવા જોઈએ, બેનપણીઓ સાથે ફિલ્મો જોવા જવું ગમે, અને વચ્ચે વચ્ચે ગ્રુપમાં પિકનિક પણ ગમે. લીનાબહેનને એ બધું જ ગમતું એવું નહોતું. ખાસ કરીને પારમિતા તૈયાર થવામાં વાર કરતી ને ટાપટીપમાં સમય બગાડતી એ લીનાબાને જરાયે ન ગમતું. એ એવું માનતાં કે છોકરીઓ ટાપટીપમાંથી જ વંઠી જાય છે. બાકી લીનાબહેન મૂલતયા તો ખૂબ ઉદાર અને મુક્ત મનનાં હતાં, છતાં પારમિતાનાં લગ્ન જલ્દી થઈ ગયાં, એ એમને બહુ ગમ્યું હતું. વળી, કિશોર સાથે પારમિતા ખૂબ હળતી મળતી રહેતી તેથી પણ લીનાબહેનને એનાં લગ્ન જલ્દી કરાવી નાખવાની ઉતાવળ હતી. એમાં રેખાના લગ્નની વાત જ બાજુએ રહી ગઈ.

એક દિવસ પારમિતા લીનાબા પાસે ઘેર આવી હતી ત્યારે એણે રેખાને કહેલું કે રેખાએ હવે સમયસર લગ્ન કરી લેવાં જોઈએ. રેખાનું મન માનતું નહોતું. ખરેખર તો લગ્ન માટે એને કોઈ ખાસ ગમતું જ નહીં ને એથીય વિશેષ, એ ફ્રાન્સિસને પૂરેપૂરો ભૂલી શકી જ નહોતી. ઘણી વાર એને વિચાર આવતો કે ફ્રાન્સિસનું સરનામું ક્યાંકથી મેળવી એનો સંપર્ક કરવો. ફ્રાન્સિસની એક બહેન અમદાવાદમાં જ રહેતી હતી. એ ચોક્કસ સંપર્ક કરવામાં મદદ કરે પણ ફ્રાન્સિસથી છૂટા પડ્યાનેય ત્રણ વર્ષ થઈ ગયાં હતાં. ને આ ત્રણ વર્ષમાં રેખાને લાગ્યા કર્યું હતું કે એને જીવનમાં ખાસ રસ રહ્યો નથી. એને ઘણી વાર થતું ફ્રાન્સિસ સાથે પહેલાં હતો તેવો સંબંધ પાછો કેમ ન થઈ શકે? એને લાગતું એણે ફ્રાન્સિસને કર્યો છે એવો પ્રેમ એ બીજા કોઈને કરી શકે તેમ ન હતી. નવાઈની વાત એ હતી કે બહારના, જ્ઞાતિના કે ધર્મના કોઈ જ અંતરાય એમને નડ્યા નહોતા ને તોય એ લોકો છૂટાં પડી ગયાં હતાં. એમ કેમ?

છેલ્લા દિવસોમાં લીનાબહેન પણ રેખાની વાતે વાતે ચિંતા કરતાં હતાં. રેખા ઠીક ઠીક વિચારમાં રહેતી, અને એને ફ્રાન્સિસને કાગળ લખવાનું મન થતું હતું. પણ ફરી એ પાછી પડી જતી. એને થતું ફ્રાન્સિસના જીવનમાં કોઈ બીજું આવ્યું હોય તો? તો એય જાણી લેવું જોઈએ. પણ એક વાર વાતનો ફેંસલો તો આવે. રેખા માનવા માંડી હતી કે સાથી વગરની જિંદગી તદ્દન નિરર્થક છે. આમેય જિંદગીનો અર્થ જલ્દી મળતો નથી. પણ જો તદ્દન એકલા હો તો તો અર્થ શોધ્યો જડતો નથી.

એક દિવસ પારમિતાએ જ રેખાને કહ્યુ કે હજુય તે ફ્રાન્સિસને ચાહતી હોય તો એને પત્ર લખે. લીનાબા પણ એમ જ માનતાં હતાં. એમણે તો ત્યાં સુધી કહ્યું કે, 'તમે લોકોએ છોકરમતમાં કાગળો લખવાનુ બંધ કરી દીધું એ જ મને ગમ્યું નહોતું. પણ તમે ક્યાં મને કંઈ પૂછો જ છો?

રેખાએ એ પછી તરત ફ્રાન્સિસને પત્ર લખ્યો. જવાબમા ફ્રાન્સિસનો સરળ પત્ર આવ્યો. પરિસ્થિતિ જરા જટિલ થઈ ગઈ હતી. એનો પત્ર કંઈક આવો હતો :

*'પ્રિય રેખા,*

*તારો પત્ર મળ્યો તે ખૂબ ગમ્યું. હું પણ તને પત્ર લખવાનો જ હતો. પણ ખબર નહોતી પડતી કે શુ લખું? કેવી રીતે લખું? આપણા પત્રો બંધ થયા પછી હુ અહીં રોઝી નામની એક છોકરીના સંપર્કમાં આવ્યો. છતાં હું નક્કી ન કરી શક્યો કે તને હું ભૂલી શકું તેમ હતો કે નહીં. આમ તો તને ભૂલવું એટલે મારી જિંદગીના પહેલા પ્રેમને છેહ દેવો. હું તને ક્યારેય ઓછુ ચાહતો નથી થયો. પણ આપણા વચ્ચે વારંવાર મૌન - અબોલાની જેમ આવી જાય છે એ મને સમજાતું નથી. રોઝી ને હું પ્રેમમાં છીએ એમ કહેવું બરાબર નથી. મારા જીવનમાં રોઝી ઉપરાંત તું છે તેમ રોઝીના જીવનમા મારા ઉપરાંત બોબ છે. રોઝી કહે છે કે બોબ સાથે ટેન્શન થયું એ દરમિયાન એ મારી વધુ નજીક આવી ગઈ. બોબ બહુ સારો માણસ છે પણ પરિણીત છે. એની પત્નીને એ ડિવોર્સ આપવા તૈયાર હતો પણ જ્યારે એવી ખબર પડી કે એની પત્ની નતાશા પ્રેગ્નન્ટ છે ત્યારે બોબ ઢીલો પડી ગયો ને એણે રોઝીને કહ્યું કે પોતે નતાશાને છોડી શકશે નહીં. રોઝી પણ એમ થતાં મારી વધુ નજીક આવી ગઈ. આમ, પરિસ્થિતિ વધુ ગૂંચવાઇ ગઈ. હું ને બોબ પણ આખી પરિસ્થિતિની ચર્ચા કરવા માટે મળેલાં. હું પણ તારી અને રોઝી વચ્ચે અટવાયો છું ને બોબ નતાશા અને રોઝી વચ્ચે મૂંઝાય છે. માનવસંબંધમા આ હદે જટિલતા કેવી રીતે આવી જાય છે? મેં મારી જિંદગીને, પ્રેમને એટલું સાફસાફ રાખવાની કોશિશ કરી છે ને છતાં ગૂંચવાડા ઊભા થઈ જ ગયા. ખબર નથી પડતી આમાંથી કેવી રીતે રસ્તો કાઢવો! કોઈ વાર થાય છે બધું બાજુએ મૂકી ઇન્ડિયા આવી જઉં અને હું ને તું પરણી જઈએ. લીનાબાના આશીર્વાદ મળશે ને સુખી થઈ શકીશું એવું કંઈ કરું તો તું તૈયાર છે? પારમિતા શું કરે છે? બાલસખા કિશોરને પરણીને એણે અદ્ભુત કામ કર્યું કહેવાય, ખરું ને! એને મારી શુભેચ્છા આપજે.*

*બસ તો, તારો (જ લખવાનું મન થાય છે)*

*ફ્રાન્સિસ'*

રેખાએ ચાર-પાંચ વાર એકીશ્વાસે કાગળ વાંચ્યો. એને થયું પારમિતાની સલાહ લે. સલાહ તો લીનાબાનીય લેવાય. રેખા ખૂબ ઉત્તેજિત થઈ ગઈ હતી. એને ફ્રાન્સિસને મળવાનું એકદમ મન થયું. લીનાબા પાસે જઈ એ બોલી, 'પારમિતાને ઘેર જઉં છું.'

'કેમ એકદમ?' લીનાબાએ પૂછયું.

'ફ્રાન્સિસનો કાગળ આવ્યો છે. વંચાવવો છે. તને રાત્રે વંચાવીશ.' કહી રેખા સ્કૂટર લઈ પારમિતાને ઘેર જવા નીકળી ગઈ.

આખે રસ્તે રેખાને થયું ફ્રાન્સિસની વાત સાચી છે. એને ભારત બોલાવી લઉં. અમે બે પરણી જઈએ. નહીં તો આ ગૂંચવાડો વધતો જ જશે. એક પારમિતાની સલાહ લઈ લઉં ને ફ્રાન્સિસને છ મહિનામાં આવી જવાનું કહું. રેખાને એ વાત ધ્યાનમાં આવી કે એના જીવનમાં ફ્રાન્સિસ સિવાય બીજો કોઈ પુરુષ નથી, પણ ફ્રાન્સિસના જીવનમાં તો બીજી સ્ત્રી છે. આમ જ ચાલ્યું ને રેખાના જીવનમાં પણ બીજી કોઈ વ્યક્તિ આવે તો પરિસ્થિતિ કેટલી ગૂંચવાઈ જાય? એના કરતાં સમયસર ઉકેલ લાવવો સારો. રેખાએ નક્કી કરી નાખ્યું કે એ પારમિતાને આખી વાત કરી ફ્રાન્સિસને બોલાવી લેવાનો નિર્ણય એને જણાવશે. પારમિતાને ઘેર પહોંચી ત્યારે રેખાને સવાલ થયો, 'હું તો બોલાવીશ, પણ ફ્રાન્સિસ ખરેખર આવશે ખરો?'

# ચાર કાવ્યો

•

સુભાષ શાહ

## ૧. 'હવે' (NOW)
## (અનુભૂતિ, અંતિમ ક્ષણની)

હવે,
શું રહ્યું બાકી!
સૂરજ તો બુઝાઈ ગયો
માત્ર એક જ આંસુના ટીપાથી.
હવે,
દરેક ડગ સરે છે
મૃત્યુ તરફ - નીરવ, ચૂપચાપ, રહસ્યમય.
હવે,
અટકી ગઈ છે જાતરા
વચ્ચે જ - અધવચ્ચે.
આ 'હવે'એ વ્હેંચી નાંખ્યું છે જીવન બે ભાગમાં.
આ બાજુ ખડક
...ઓ બાજુ ખડક
વચમાં ઊંડી ખીણ.
ઊંડી...ઊંડી...ઊંડી...
પૃથ્વીના મધ્યબિંદુમાં પહોંચતી ખીણ.
જ્યાં પડ્યો છે,
ગૂંચળું થઈ
વિશ્વનો પ્રથમ નિઃશ્વાસ
આદમનો કે ઈવનો.
બસ ત્યારથી જ ક્ષુબ્ધ છે આ સમુદ્ર
ત્યારથી જ છે મંથન-ઘૂઘવાટ, સતત, અફાટ, રહસ્યમય
હવે 'હવે' માંથી પસાર થતાં પહોંચ્યો છું ત્યાં
જ્યાં એક બાજુ છે
સ્મૃતિઓનો ઘૂઘવતો સમુદ્ર માત્ર
અને બીજી તરફ
'કંઈ જ નહીં' નું આકાશ-અનંત, અફાટ, રહસ્યમય.
બસ આ જ
આ જ ક્ષણનું 'દરદ'
વીંધે હૃદય - સતત, ધીમે ધીમે, રહસ્યમય.
હવે -
મૃત્યુ જ છે એક માત્ર ઈલાજ,
હવે.

## ૨. 'હજી'

એક પછી એક
કોક અજાણ્યું આવે છે
મારા ખબર-અંતર પૂછે છે,
હસે છે - હસીને જાય છે
મને લાગે છે
હું જીવું છું હજી.

## ૩. હવે...

હા,
હું જ હતો એ.
રસ્તા પરનો પથ્થર.
I am sorry, તને ઠેસ વાગી.
મને સાચે ખબર નહોતી દોસ્ત
કે તું 'પ્રભુ' છે.
હવે, હું ધ્યાન રાખીશ.

## ૪. ઓહ!

ઓહ !
કેવી રહસ્યમય રીતે
વિસ્તરી રહ્યું છે આકાશ,
તું મારામાં!
બધું જ આવરતું જાય છે
ધીમે... ધીમે...આનંદથી
તો હું રાહ જોઈશ
કે કશું જ બાકી ના રહે બહાર –
મારી બહાર

## જળ થાતું જાતું જુવાન..!

•

ઊજમશી પરમાર

આભે ઉછીનો જરા આપ્યો જ્યાં રંગ, જુઓ, નીર નર્યું થાતું આકાશ,
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
નમતી રે નાળિયેરી મસ્તક ઝબોળવા,
કેડ તણી કરતી કમાન,
જોઈ જોઈ પોરસાઈ છાતી રે ફાડતું
જળ થાતુ જાતું જુવાન!
ધુમ્મસનાં ધાડાંયે તરસ્યાં થૈ સામટાં પૂગ્યાં રે પાણીની પાસ,
નીચું નમીને નભ ભાળે શુ દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
વારિના વારિ વળી ટોળે કૈં ઉમટ્યાં,
ઘુમરાતું જાય કમળ-પાન,
ઘાલીને ઘેરામાં જેમ જેમ ફંગોળે,
તેમ ચડે જળને પણ તાન;
રહેવાનું રાતદિન જેની વચ્ચાળ, એનો છૂટે ક્યાં કેમે પણ પાશ?
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?

## નાતજાતો છે

•

મીનાક્ષી ચંદારાણા

રૂડાં કલ્પન-રૂપકમાં ખોખલી હરએક વાતો છે;
મનુભઈના સમયથી એ જ અહીંયાં નાતજાતો છે.
સમયને ક્યાં સમય છે કે ઊભો રહીને સમય જુએ?
એ દોડ્યો જાય છે, પાછળ કગરતી કંઈ જમાતો છે.
મળે જો પ્રેમભાવે તો અમારે ચાખવા તાંદુલ,
નહીં તો ઠોકરે આ વિશ્વની સઘળી મિરાતો છે.
અરે કંટાળવાવાળાં, જરી આંખો ઉઘાડો તો,
નિરાળા આ જગતમાં નદ-નદીઓ ને પ્રપાતો છે.
નથી ચોક્કસ અમારા ખ્યાલ કંઈ જાહોજલાલીના,
અહીં ક્યાંયે નથી દરિયા અને કેવળ અખાતો છે.

## શ્વાસ ઊનો હતો

•

અશ્વિન ચંદારાણા

હું હતો, એ હતી, શ્વાસ ઊનો હતો;
જિંદગીનો પ્રથમ વાર ગુનો હતો.
મયકદાની મઝા બેવડી થઈ હતી,
ત્યા સુરાહી નવી, જામ જૂનો હતો.
શાંત પાણી મળ્યાં, હાશકારો થયો,
ક્યાં ખબર, અધવચાળ એક ધૂનો હતો!
શાહના પણ સગાં ભીખ માગે અહીં,
કુદરતી ન્યાયનો એ નમૂનો હતો.
જિંદગીની સવારો ઊગી એકલી,
પાછલી રાતનો માર્ગ સૂનો હતો.

## ખેંચે છે

•

ઉશનસ્

આ કોણ જે છૂપો રહીને પ્યાર વ્હેંચે છે?
ખસે છે ચક્ર આગળ કોણ તો આ ભાર ખેંચે છે.
કોણે પૂર્યો છે સ્નેહ કે ચક્રો ન ચૂંચવે?
ગાલ્લું મૂગું, બોલ્યા વગર સંસાર ખેંચે છે.
નર્યી આંખે બરાબર સંમુખે ના ભાળતો એને,
ફરે છે કોકડું કોનું ને કુણ આ તાર ખેંચે છે?
ઊભો છું આ તટે મુખમાં ઝીણો લૈ બિસનો તંતુ,
સતત લાગે, બીજો છેડો ગ્રહી કો' પાર ખેંચે છે.
નથી કો' રૂપ કે રેખા, કશી પકડાય ના ઓળખ,
મને અહીંથી ત્યહીં આકાર - નિરાકાર ખેંચે છે.
ભમું ભવભવને ભણકારે લઈ ભ્રમણા અને શમણાં,
પછી શાન્તિ ક્યહીં, જ્યાં ચોતરફ ભણકાર ખેંચે છે?
જીવનમાં એવી ક્ષણની પાસ પણ આવી જવાયું છે,
અનાયાસે જ જાણે તવ તરફનો ઢાળ ખેંચે છે.
આજ અધવચ ઉંબરે 'ઉશનસ્' બિરાજ્યા, પણ,
ઘડી ભીતરે જ કો' ખેંચે, ઘડી કો' બ્હાર ખેંચે છે.

## મળે

•

ડૉ. હર્ષદેવ માધવ

કોઈ બોલાવ્યા કરે ને બારણે તાળું મળે;
પ્રેમ શ્રદ્ધાળુ બને ત્યાં યાદનું ઝાળુ મળે.
ઓરડામાં રૂપના અંબાર પથરાયા કરે,
આયનામાં જોઉં છું તો એ જ મ્હોં કાળું મળે.
તીર્થ માફક આપ્ત જનનો સ્નેહ જોજન દૂર છે,
સ્વપ્ન કરવત મેલવા હૈયાને પગપાળું મળે.
મૌન રૂપી શોકવનમાં ઝૂરતા મન્વન્તરો,
એ પછી અનહદ અનાહત શબ્દ માયાળુ મળે!
છે પ્રકાશિત માર્ગ પેલે પારનો પયંગબરો!
ફક્ત વચ્ચે ક્યાંક કાળું મોતનું નાળું મળે.

## કચરાજીનું મરશિયું *

•

ડૉ. કેશુભાઈ દેસાઈ

છેલ કચરાજી, ચિયા મલકથી આયોં ઓચંતોં નૂતરોં?
હજી કૂકડોય ઊંઘમૉંથી જાજ્યો ન'તો;
વળી ડણકો પણ ડેરીનો વાજ્યો ન'તો.
તમે પાછું વળીન્ કાંય પૂશ્યું નંઈ;
કોઈ નયણે ફૂટેલ નીર લૂશ્યું નંઈ.
રોયોં ખેતરોં જી,
ક રોયૉં ખાયડોં જી, ખડચીનોં ખૂબ રોયૉં કૂતરોં.

ભૂંડા ભારથુજી, વળી આવી તે હોય શું ઉતાવળ્યો!
નાઠા અંડોળી શેઢા નૅં વાડ્યો બધી :
જોણ્યેં મહેફિલ અમારી નોં તમનૅં હદી.
ધોળોં લૂગડૉંમોં અબધૂત અલગારી;
તમે ઊડતા ઘોડલિયાના અશવારી!
ભળ ભાંખળ્અ જી,
ખરા તાકડ્અજી, આજ ઘોડો પલૉણતોં ના આવડ્યો!

ઓતરાદૉ આભલોંથી કેનોં તે વાયક એ ઊતર્યોં?
જરા હંભળાયોં હોત તો મન પણ વળ્અ;
થોડો અમનૅંય મન્યખાનો મારગ જડ્અ.
થોડી વ્હેલેરી ઊંઘ ઊડ્અ તોય ચ્યોંથી?
જરી ઝબકારો જાગ્અ અગન્નમૉંથી!

ચોર જયમ સટ્કયા જી,
એવા તમે ભડક્યા જી, જૉણ્યેં પારધીના
પગલ્અ કબૂતરોં...
છેલ કચ્ચરાજી...!

---

*તા. ૬ નવેમ્બરે વહેલી પરોઢવેળાએ અણધાર્યા હૃદયરોગના હુમલાનો ભોગ બની ગયેલા બાળગોઠિયાની સ્મૃતિમાં.

## જળ થાતુ જાતુ જુવાન..!

•

ઊજમશી પરમાર

આભે ઉછીનો જરા આપ્યો જ્યાં રંગ, જુઓ, નીર નર્યું થાતું આકાશ,
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
નમતી રે નાળિયેરી મસ્તક ઝબોળવા,
કેડ તણી કરતી કમાન,
જોઈ જોઈ પોરસાઈ છાતી રે ફાડતું
જળ થાતું જાતું જુવાન!
ધુમ્મસનાં ધાડાંયે તરસ્યાં થૈ સામટાં પૂગ્યાં રે પાણીની પાસ,
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
વારિના વારિ વળી ટોળે કૈં ઉમટ્યાં,
ઘુમરાતું જાય કમળ-પાન,
ઘાલીને ઘેરામાં જેમ જેમ ફંગોળે,
તેમ ચડે જળને પણ તાન;
રહેવાનું રાતદિન જેની વચ્ચાળ, એનો છૂટે ક્યાં કેમે પણ પાશ?
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?

## નાતજાતો છે

•

મીનાક્ષી ચંદારાણા

રૂડાં કલ્પન-રૂપકમાં ખોખલી હરએક વાતો છે;
મનુભઈના સમયથી એ જ અહીંયાં નાતજાતો છે.
સમયને ક્યાં સમય છે કે ઊભો રહીને સમય જુએ?
એ દોડ્યો જાય છે, પાછળ કગરતી કંઈ જમાતો છે.
મળે જો પ્રેમભાવે તો અમારે ચાખવા તાંદુલ,
નહીં તો ઠોકરે આ વિશ્વની સઘળી મિરાતો છે.
અરે કંટાળવાવાળાં, જરી આંખો ઉઘાડો તો,
નિરાળા આ જગતમા નદ-નદીઓ ને પ્રપાતો છે.
નથી ચોક્કસ અમારા ખ્યાલ કંઈ જાહોજલાલીના,
અહીં ક્યાંયે નથી દરિયા અને કેવળ અખાતો છે.

## શ્વાસ ઊનો હતો

•

અશ્વિન ચંદારાણા

હું હતો, એ હતી, શ્વાસ ઊનો હતો;
જિંદગીનો પ્રથમ વાર ગુનો હતો.
મયકદાની મઝા બેવડી થઈ હતી,
ત્યાં સુરાહી નવી, જામ જૂનો હતો.
શાંત પાણી મળ્યાં, હાશકારો થયો,
ક્યાં ખબર, અધવચાળ એક ધૂનો હતો!
શાહના પણ સગાં ભીખ માગે અહીં,
કુદરતી ન્યાયનો એ નમૂનો હતો.
જિંદગીની સવારો ઊગી એકલી,
પાછલી રાતનો માર્ગ સૂનો હતો.

## ખેંચે છે

•

ઉશનસ્

આ કોણ જે છૂપો રહીને પ્યાર વ્હેંચે છે?
ખસે છે ચક્ર આગળ કોણ તો આ ભાર ખેંચે છે.
કોણે પૂર્યો છે સ્નેહ કે ચક્રો ન ચૂંચવે?
ગાલ્લું મૂગું, બોલ્યા વગર સંસાર ખેંચે છે.
નર્યી આંખે બરાબર સંમુખે ના ભાળતો એને,
ફરે છે કોકડું કોનું ને કુણ આ તાર ખેંચે છે?
ઊભો છું આ તટે મુખમાં ઝીણો લૈ બિસનો તંતું,
સતત લાગે, બીજો છેડો ગ્રહી કો' પાર ખેંચે છે.
નથી કો' રૂપ કે રેખા, કશી પકડાય ના ઓળખ,
મને અહીંથી ત્યહીં આકાર - નિરાકાર ખેંચે છે.
ભમું ભવભવને ભણકારે લઇ ભ્રમણા અને શમણાં,
પછી શાન્તિ ક્યહીં, જ્યાં ચોતરફ ભણકાર ખેંચે છે?
જીવનમાં એવી ક્ષણની પાસ પણ આવી જવાયું છે,
અનાયાસે જ જાણે તવ તરફનો ઢાળ ખેંચે છે.
આજ અધવય ઉંબરે 'ઉશનસ્' બિરાજ્યા, પણ,
ઘડી ભીતરે જ કો' ખેંચે, ઘડી કો' બ્હાર ખેંચે છે.

## મળે

•

ડૉ. હર્ષદેવ માધવ

કોઈ બોલાવ્યા કરે ને બારણે તાળું મળે;
પ્રેમ શ્રદ્ધાળુ બને ત્યાં યાદનું ઝાળુ મળે.
ઓરડામાં રૂપના અંબાર પથરાયા કરે,
આયનામાં જોઉં છું તો એ જ મ્હોં કાળું મળે.
તીર્થ માફક આપ્ત જનનો સ્નેહ જોજન દૂર છે,
સ્વપ્ન કરવત મેલવા હૈયાને પગપાળું મળે.
મૌન રૂપી શોકવનમાં ઝૂરતા મન્વન્તરો,
એ પછી અનહદ અનાહત શબ્દ માયાળુ મળે!
છે પ્રકાશિત માર્ગ પેલે પારનો પયંગબરો!
ફક્ત વચ્ચે ક્યાંક કાળું મોતનું નાળું મળે.

## કચરાજીનું મરશિયું *

•

ડૉ. કેશુભાઈ દેસાઈ

છેલ કચરાજી, ચિયા મલકથી આયોં ઓચંતોં નૂતરોં?
હજી કૂકડોય ઊંઘમૉંથી જાજ્યો ન'તો;
વળી ડણકો પણ ડેરીનો વાજ્યો ન'તો.
તમે પાછું વળીન્ કાંય પૂશ્યું નંઈ;
કોઈ નયણે ફૂટેલ નીર લૂશ્યું નંઈ.
રોયોં ખેતરોં જી,
ક રોયોં ખાયડોં જી, ખડચીનોં ખૂબ રોયોં કૂતરોં.

ભૂંડા ભારથુજી, વળી આવી તે હોય શું ઉતાવળ્યો!
નાઠા અંડોળી શેઢા નઁ વાડ્યો બધી :
જોણ્યેં મહેફિલ અમારી નોં તમનઁ હદી.
ધોળોં લૂગડાઁમોં અબધૂત અલગારી;
તમે ઊડતા ઘોડલિયાના અશવારી!
ભળ ભાંખળ્અ જી,
ખરા તાકડ્અજી, આજ ઘોડો પલૉણતોં ના આવડ્યો!

ઓતરાદૉ આભલોંથી કેનોં તે વાયક એ ઊતર્યોં?
જરા હંભળાયોં હોત તો મન પણ વળ્અ;
થોડો અમનઁય મન્યખાનો મારગ જડ્અ.
થોડી વ્હેલેરી ઊંઘ ઊડ્અ તોય ચ્યોંથી?
જરી ઝબકારો જાગ્અ અગન્નમૉંથી!

ચોર જયમ સટ્કક્યા જી,
એવા તમે ભડક્યા જી, જૉણ્યેં પારધીના
પગલ્અ કબૂતરોં...
છેલ કચ્ચરાજી...!

*તા. ૬ નવેમ્બરે વહેલી પરોઢવેળાએ અણધાર્યા હૃદયરોગના હુમલાનો ભોગ બની ગયેલા બાળગોઠિયાની સ્મૃતિમાં.

## જળ થાતું જાતું જુવાન..!

•

ઊજમશી પરમાર

આભે ઉછીનો જરા આપ્યો જ્યા રંગ, જુઓ, નીર નર્યું થાતું આકાશ,
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
નમતી રે નાળિયેરી મસ્તક ઝબોળવા,
કેડ તણી કરતી કમાન,
જોઈ જોઈ પોરસાઈ છાતી રે ફાડતું
જળ થાતું જાતું જુવાન!
ધુમ્મસનાં ધાડાંયે તરસ્યા થૈ સામટાં પૂગ્યાં રે પાણીની પાસ,
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?
વારિના વારિ વળી ટોળે કૈં ઉમટ્યાં,
ઘુમરાતું જાય કમળ-પાન,
ઘાલીને ઘેરામાં જેમ જેમ ફંગોળે,
તેમ ચડે જળને પણ તાન;
રહેવાનું રાતદિન જેની વચ્ચાળ, એનો છૂટે ક્યાં કેમે પણ પાશ?
નીચું નમીને નભ ભાળે શું દર્પણમાં, થાતો જળ હોવાનો ભાસ?

## નાતજાતો છે

•

મીનાક્ષી ચંદારાણા

રૂડા કલ્પન-રૂપકમાં ખોખલી હરએક વાતો છે;
મનુભઈના સમયથી એ જ અહીંયાં નાતજાતો છે.
સમયને ક્યાં સમય છે કે ઊભો રહીને સમય જુએ?
એ દોડ્યો જાય છે, પાછળ કગરતી કંઈ જમાતો છે.
મળે જો પ્રેમભાવે તો અમારે ચાખવા તાંદુલ,
નહીં તો ઠોકરે આ વિશ્વની સઘળી મિરાતો છે.
અરે કંટાળવાવાળા, જરી આંખો ઉઘાડો તો,
નિરાળા આ જગતમાં નદ-નદીઓ ને પ્રપાતો છે.
નથી ચોક્કસ અમારા ખ્યાલ કંઈ જાહોજલાલીના,
અહીં ક્યાયે નથી દરિયા અને કેવળ અખાતો છે.

## શ્વાસ ઊનો હતો

•

અશ્વિન ચંદારાણા

હું હતો, એ હતી, શ્વાસ ઊનો હતો;
જિંદગીનો પ્રથમ વાર ગુનો હતો.
મયકદાની મઝા બેવડી થઈ હતી,
ત્યાં સુરાહી નવી, જામ જૂનો હતો.
શાંત પાણી મળ્યાં, હાશકારો થયો,
ક્યાં ખબર, અધવચાળ એક ધૂનો હતો!
શાહના પણ સગાં ભીખ માગે અહીં,
કુદરતી ન્યાયનો એ નમૂનો હતો:
જિંદગીની સવારો ઊગી એકલી,
પાછલી રાતનો માર્ગ સૂનો હતો.

## ખેંચે છે

●

### ઉશનસ્

આ કોણ જે છૂપો રહીને પ્યાર વ્હેંચે છે?
ખસે છે ચક્ર આગળ કોણ તો આ ભાર ખેંચે છે.
કોણે પૂર્યો છે સ્નેહ કે ચક્રો ન ચૂંચવે?
ગાલ્લું મૂગું, બોલ્યા વગર સંસાર ખેંચે છે.
નર્યી આંખે બરાબર સંમુખે ના ભાળતો એને,
ફરે છે કોકડું કોનું ને કુણ આ તાર ખેંચે છે?
ઊભો છું આ તટે મુખમાં ઝીણો લૈ બિસનો તંતું,
સતત લાગે, બીજો છેડો ગ્રહી કો' પાર ખેંચે છે.
નથી કો' રૂપ કે રેખા, કશી પકડાય ના ઓળખ,
મને અહીંથી ત્યહીં આકાર - નિરાકાર ખેંચે છે.
ભમું ભવભવને ભણકારે લઇ ભમણા અને શમણાં,
પછી શાન્તિ ક્યહીં, જ્યાં ચોતરફ ભણકાર ખેંચે છે?
જીવનમાં એવી ક્ષણની પાસ પણ આવી જવાયું છે,
અનાયાસે જ જાણે તવ તરફનો ઢાળ ખેંચે છે.
આજ અધવચ ઉંબરે 'ઉશનસ્' બિરાજ્યા, પણ,
ઘડી ભીતરે જ કો' ખેંચે, ઘડી કો' બ્હાર ખેંચે છે.

## મળે

●

### ડૉ. હર્ષદેવ માધવ

કોઈ બોલાવ્યા કરે ને બારણે તાળું મળે;
પ્રેમ શ્રદ્ધાળુ બને ત્યાં યાદનું ઝાળુ મળે.
ઓરડામાં રૂપના અંબાર પથરાયા કરે,
આયનામાં જોઉં છું તો એ જ મ્હોં કાળું મળે.
તીર્થ માફક આપ્ત જનનો સ્નેહ જોજન દૂર છે,
સ્વપ્ન કરવત મેલવા હૈયાને પગપાળું મળે.
મૌન રૂપી શોકવનમાં ઝૂરતા મન્વન્તરો,
એ પછી અનહદ અનાહત શબ્દ માયાળુ મળે!
છે પ્રકાશિત માર્ગ પેલે પારનો પયંગબરો!
ફક્ત વચ્ચે ક્યાંક કાળું મોતનું નાળું મળે.

## કચરાજીનું મરશિયું *

●

### ડૉ. કેશુભાઈ દેસાઈ

છેલ કચરાજી, ચિયા મલકથી આયોં ઓચંતોં નૂતરોં?
હજી કૂકડોય ઊંઘમૉંથી જાજ્યો ન'તો;
વળી ડણકો પણ ડેરીનો વાજ્યો ન'તો.
તમે પાછું વળીન્ કાંય પૂશ્યું નંઈ;
કોઈ નયણે ફૂટેલ નીર લૂશ્યું નંઈ.
રોયો ખેતરોં જી,
ક રોયૉં ખાયડોં જી, ખડચીનોં ખૂબ રોયૉં કૂતરોં.

ભૂંડા ભારથુજી, વળી આવી તે હોય શું ઉતાવળ્યો!
નાઠા અંડોળી શેઢા નઁ વાડ્યો બધી :
જોણ્યેં મહેફિલ અમારી નોં તમનઁ હદી.
ધોળોં લૂગડોંમોં અબધૂત અલગારી;
તમે ઊડતા ઘોડલિયાના અશવારી!
ભળ ભાંખળૂઅ જી,
ખરા તાકડ્અજી, આજ ઘોડો પલૉણતોં ના આવડ્યો!

ઓતરાદૉ આભલોંથી કેનોં તે વાયક એ ઊતર્યો?
જરા હંભળાયોં હોત તો મન પણ વળૂઅ;
થોડો અમનઁય મન્યખાનો મારગ જડ્અ.
થોડી વ્હેલેરી ઊંઘ ઊડ્અ તોય ચ્યોંથી?
જરી ઝબકારો જાગ્અ અગન્નમૉંથી!

ચોર જયમ સટ્કયા જી,
એવા તમે ભડક્યા જી, જૉણ્યેં પારધીના
પગલ્અ કબૂતરોં...
છેલ કચ્ચરાજી...!

---

*તા. ૬ નવેમ્બરે વહેલી પરોઢવેળાએ અણધાર્યા હૃદયરોગના હુમલાનો ભોગ બની ગયેલા બાળગોઠિયાની સ્મૃતિમાં.

અશોક ચાવડા

## ૧. બશીર બદ્ર

મારી આંખોમાં ગમની નિશાની નથી;
આજ પથ્થરના પ્યાલામાં પાણી નથી.
હું તને ભૂલીને પણ નથી ભૂલતો,
પ્રેમ સોનું છે સોનાનું પાણી નથી.
મારી પોતાની મજબૂરીઓ છે ઘણી,
હું સમંદર છું, પીવાનું પાણી નથી.
મારો ચ્હેરો લકીરોથી ખરડાય છે,
કોઈ શકા મને આરસીથી નથી.
સાંજ ઢળતાં મળું બાળકોને શી રીત?
મારી પાસે હવે કોઈ કહાણી નથી!
મોસમો પરનું સરનામું બદલાય છે,
વારતા કોઈ આવી પુરાણી નથી.
પ્રેત-છાયા પડી છે નગર પર કદાચ,
સાંજ ઝળહળ છે તોયે સુહાની નથી.

## ૨. મોહમ્મદ અલવી

મરવાની ઈચ્છા થાય તો રસ્તો નજર આવે;
એવી જગાએ ઘર કરો દરિયો નજર આવે.
લ્હેરો ઉપર એ જોજનો લગ કાંપતો લાગે,
આ ચાંદ દરિયામાં જુઓ ભડકો નજર આવે.
છૂટા થતી વખતે હું એને મનભરી જોઉં,
કોને ખબર બીજી વખત કેવો નજર આવે?
એકેક વસ્તુ જાણે ધરતીમાં ઉતરતી હો,
સૂરજ અને આકાશ ઊતરતું નજર આવે.
માણસ હવે તો મોતથી નિશ્ચિંત લાગે છે,
ઈશ્વર હવે તારું કશે હોવું નજર આવે.

## ૩. શેહનાઝ પરવીન 'સહર'

મુજથી અલગ પોતાના માટે ઘર બનાવશે;
શ્વાસો વગર પણ એ હવે જીવી બતાવશે.
પથ્થર નથી હું પણ છતાં સંભાળજે જરા,
તું પણ અરીસો છે નહીં, તોયે તૂટી જશે.
છે કામ એનું દુઃખથી શણગારવું મને,
નારાજ પણ કરશે અને સમજાવતો જશે.
સામે જઈને આભને ધરતી નહીં મળે,
આકાશ ધરતીની તરફ ઝૂકીને આવશે.
મઝિલના રંગો-રૂપને કંડારશે ખુદ શોધ,
અનુભવ સ્વયં ચહેરા ઉપર આંખો સજાવશે.
ના એની નાદાનીને મન પર લાવજે 'સહર',
એ તોડીફોડીને તને પાછી બનાવશે.

## ૪. કૈફી આઝમી

થઈ છે કોઈ સારી ભૂલ મારાથી ખતા સાથે;
જરા દઈ દો મુહોબત પણ મને થોડી સજા સાથે.
અગર ડૂબી જવાની હોય કિસ્મત મારી, તો સાંભળ,
જરૂર ડૂબીશ હું, પણ ડૂબવાનો નાખુદા સાથે.
અમારી જેમ મંઝિલથી ઘણો પાછળ હતો એ પણ,
અમે તો તોય પણ રઝળ્યા સતત એ ભોમિયા સાથે.
પૂરવની આ હવાના ઉત્સવે નાચત તમે ને હું,
તમે પણ કાશ આવ્યાં હોત પૂરવની હવા સાથે.
ગરીબીની ય રેખાથી ઉપર છું હું મને લાગ્યું,
ખબર મારી પૂછી'તી કોઈએ એવી અદા સાથે.

માધવ રામાનુજ

શબ્દથી જ વાત કરવાની છે શબ્દની. નદી પાર કરવાની છે પાણીની હોડીથી - પાણીના જ તરાપાથી. શબ્દની નદી, શબ્દની હોડી, હલેસાંય શબ્દનાં. નદી અને શબ્દ સાથે આવ્યાં એટલે તરત જ ગોરખનાથ પણ આવ્યા! એમના શબ્દો છે :

આડી નદિયાં નીર ભરેલી...પંખીકું ક્યા નડી?
—શબદમેં જીનકું ખંબરાં પડી...

જે શબદને પામી ગયા છે એનું પંખી જેવું છે... આડી નદિયાં નીર ભરેલી, પંખીકું ક્યા પડી? શબ્દ સેતુ બને છે. જિંદગીના બે કિનારા વચ્ચે. બે હૃદય વચ્ચે. એક અને બીજા ધબકારા વચ્ચેના અવકાશમાં. આ શબ્દ એ શું છે? એમાંય કવિતાનો શબ્દ. બે ક્ષણો વચ્ચેનો નીરવ અવકાશ છે. આપણે મૌનનો મહિમા કરીએ છીએ ને!... તો કવિના અંતરતમ અંતરના મૌનનું માધુર્ય છે શબ્દ. શબ્દ મહિમા છે મૌનનો...શબ્દ શણગાર છે મૌનનો... શબ્દ તો કદાચ શમણું છે મૌનનું - કવિના અંતરતમ અંતરના મૌનનું શમણું છે શબ્દ...મૌનની ગહનતા, મૌનની - કદાચ એમ કહેવું જોઈએ કે ગહન મૌનની પરિભાષા છે શબ્દ.

શબ્દ મર્મ છે મહામૂલા મૌનનો. મને એમ કહેવાનું ગમશે કે મૌનના મરજીવા જયારે મ્હાલે છે મૌનના સાતમા પાતાળે, ત્યારે એની મુઠ્ઠી ભરાય છે શબ્દથી... પછી? શબ્દથી ફાટફાટ ભરેલી મુઠ્ઠી જેવું અંતર લઈને એ તરે છે મૌનમાં!

શબ્દની વાત કરવાની છેને, તો એમાં મૌન ક્યાંથી આવી ગયું? મૌન શબ્દ માટે મને એક રીતે પક્ષપાત છે. મૌન એ મારે માટે કેવળ શબ્દ નથી, મારી ઉપાસના છે. મૌનની ઉપાસનામાં 'શબ્દ' એ મારો મંત્ર છે. મૌનની સાધનાનો મંત્ર છે 'શબ્દ'. શબ્દ મને મૌન સુધી પહોંચાડશે એમ કહેવું જોઈએ - પણ એવું કહેવું અર્ધસત્ય ગણાશે. ખરેખર તો હરપળ-હરક્ષણ આ શબ્દ મને મૌનની અનુભૂતિ કરાવે છે. એટલે એવું લાગે છે કે શબ્દની યાત્રાનું અંતિમ તીર્થસ્થાન છે મૌન! આ બધું બોલું છું - પણ ગમતું નથી. બોલવાનું ગમતું નથી. બોલવું જ ન પડે એવી સ્થિતિ વધુ ગમે છે. તો શબ્દ સાથેના સંબંધની ત્રણ સ્થિતિ છે — બોલવું, અબોલ રહેવું અને છેલ્લે મૌનમાં સ્થિર થવું.

ફરી કવિતા અને શબ્દ તરફ પાછા આવીએ. કવિતાના આકાશમાં ઉડ્ડયન છે શબ્દનું...એને, ત્યાં, પાંખ મળે છે લયની. પ્રશ્ન એ છે કે કવિતાને મળે છે શબ્દ? કે શબ્દને મળે છે કવિતા? કવિતામાં શબ્દ છે? કે શબ્દમાં છે કવિતા? અને હા, કવિતામાં પ્રયોજાયા પછી શબ્દ શબ્દ રહે છે? ના. એ તો બની જાય છે ભાવ-વ્યંજના-સંવેદના-ને છેવટે કશું ન બની શકે ત્યારે અથવા કશું ન બનવાનું એને કહેવામાં આવ્યું હોય છે ત્યારે એ કેવળ અર્થ બનીને ખોવાઈ જાય છે ચિત્તના ગહન અને અનંત એકાંતમાં.

કવિતાનો શબ્દ અથવા મારી કવિતાનો શબ્દ મારો સહોદર પણ છે. મારી સાથે જ - એટલે કે મારી સમજણની સાથે જ એ પણ સમજણો થયો. મારી ચેતનાની સાથે જ જન્મી એની ચેતના. પછી તો મારું દુઃખ એણે પોતાનું કર્યું. મને તો એણે પ્રેમ આપ્યો જ પણ બીજાંને પ્રેમ કરવાનો મંત્ર પણ આપ્યો.

ક્યારેક તો એવી મજા પડે છે...હું આમ કંઈક વિચારતો હોઉં ત્યારે, અથવા તો કવિતા મારા ચિત્તમાંથી-મારા હૃદયમાંથી કે મારાં ટેરવાંમાંથી ટપકી રહી હોય છે ત્યારે સતત અને સતત એવું લાગ્યા કરતું હોય છે કે શબ્દોની પારદર્શક ચાદરો ઓઢીને શબ્દોનાં ટાબરિયાં મારી આજુબાજુ મારા પગ પર, છાતી પર, ખભા પર, માથા પર, અરે! મન પર પણ કેવી કેવી ધમાલ મચાવે છે!

ક્યારેક એવું પણ અનુભવાય છે કે એ બધાં મને ખેંચીને - પ્રેમથી ખેંચીને કે આક્રોશપૂર્વક ધક્કેલીને શબ્દોનાં હિમશિખરોની ટોચે લઈ જાય છે - પછી ત્યાંથી ફંગોળે છે... ત્યારે ઘડીભર એવુંય લાગે છે કે હું શબ્દોના અનંત આકાશમાં પીંછાની હળવાશથી તરી રહ્યો છું...પણ હંમેશાં એવું નથી અનુભવાતું. અનુભવાય છે ફંગોળાઈને શબ્દોની ખીણના લીલેરા ઢોળાવ પરથી હું લપસું છું ને ઢળતો ઢળતો શબ્દના સમુદ્રના પ્રચંડ મોજાં પર પડું છું, એ મોજાંની છાલક પરથી ગબડીને હમણાં ડૂબી જઈશ એવ લાગે ન લાગે ત્યાં તો મારા પગ લાવારસના મુખ પરથી લપસતા

હોય છે. મારા શબ્દો લાવારસનું શિખર કયારે થઈ ગયા એ સમજાય ન સમજાય ત્યાં તો શબ્દોના એ ધગધગતા લાવાની આગમાં પડતાં પહેલાં શરીરને શકય એટલું સંકોચી મનને મક્કમ કરી પછડાઉં છું તો આશ્ચર્ય થાય છે. કારણ કે એટલી વારમાં તો એ આગ ગુલાબનાં ફૂલની શય્યા બની ગઈ હોય છે. આનંદ થવો જોઈએ પણ થતો નથી. આનંદને બદલે અનુભવાય છે વિરહ - શબ્દના લાવાના અનુભવનો - છેવટે એ વિરહ પણ રમૂજમાં તબદિલ થઈ જાય છે. કારણ કે હું તો ત્યા જ હોઉં છું પેલા શબ્દોની પારદર્શક ચાદરો ઓઢીને મારી આસપાસ-અંદર બહાર ધિંગામસ્તી કરતાં શબ્દોનાં ટાબરિયાં વચ્ચે. કયારેય એવુ પણ થાય છે કે હું વિદ્વત્તાના અભિનય સાથે-કવિત્વના કૌશલ્ય સાથે અદ્દ્ભુત સ્ફૂર્તિથી કવિતાનું પઠન કરતો હોઉં છુ ત્યારે મનમાને મનમાં મ્હાલતો હોઉં છુ કે આહ! કેવી મારી કવિતા! વાહ કેવા આ મારી કવિતાના શબ્દો - મારા શબ્દો, મારી કવિતા...માયાની એ તીવ્રત્તમ મોજની ક્ષણે જ શબ્દો મારી મજાક ઉડાવતા હોય છે. મારી સામે પીઠ ફેરવીને પીઠ પર ઉપસેલી છબીઓ મને બતાવીને મને આકાશમાંથી ધરતી પર લાવી મૂકે છે...એ છબીઓ-એ અદ્દ્ભુત તસવીરો ઓળખવાની મન પહેલા તો ના પાડી દે છે. પણ પછી શરમાય છે ને ઓળખે છે ને વંદન કરે છે . એ તસવીરો હોય છે વાલ્મિકીની, વ્યાસની, ભવભૂતિની, તુલસીની, કાલિદાસની, મહેતા નરસિંહની...અને અને ઝાંખી ઝાંખી પણ એક બહુ મોટા લોકસમૂહની. હુ શરમાઉં છુ. પેલો સૂક્ષ્મ અહમ્ ઓગળી જાય છે. વિદ્વત્તા પાણી પાણી થઈને કયા ઉડી જાય છે ખબર નથી રહેતી કવિત્વ...કવિત્વ...કોનું કવિત્વ? મન મનને પૂછે છે . આ કવિતા તે રચી? નિખાલસ થવુ પડશે. પારદર્શક. કવિ વિસ્મય અને પારદર્શીતાથી જેટલો દૂર જશે - કવિતા સાથેનું અંતર એટલુ વધશે. અરે ભાઈ કોણ લખાવ છે?

તું મહાકાવ્ય થઈ વિશ્વવ્યાપી રહ્યો
ત્યાં વળી કવિતડું શું કરુ હું?
અખિલ બ્રહ્માંડ રસરાજ રેલી રહ્યો-
રસ તણી વાટકી શું ધરું હું?

આ ફૂલ ખીલે છે ને, એના રંગોમાં કવિતા કોણ ભરે છે? આ ઝાકળ ખરે છે ને, એના ખરવાના નીરવ સૌંદર્યની કવિતા કોણ રચી રહ્યું છે! બધુ કેવુ રૂપાળું રૂપાળું લાગે છે!...તો આ રૂપની કવિતા કોણે સરજી...

કોઈને આપ્યા રે અઢળક ઓરતા
કોઈને આપ્યા રે વેરાગ,
સરખી આપી રે સહુને લાગણી
ને અંતર આપ્યાં રે અતાગ...

કયાંથી આવે છે આ બધું?...સહુની પાસે સહુની વેદના છે. સૌની પાસે સૌ સૌની સમજણ છે. માણી શકાય એટલું માણવાનુય આપ્યુ છે સહુને. ક્ષમતા પ્રમાણે પામી શકાય. એથી જરાય વધુ નહીં.

શબ્દ સહાયક બને છે. શબ્દ પથદર્શક બને છે ને શબ્દ પોતે જ કયારેક બાણ બનીને વીંધીય નાખે છે એક સત કવિ થઈ ગયા સત્તારશા બાપુ. એમણે જે ગાયું છે તે શબ્દોના સંદર્ભે પ્રયોજીએ તો :

શબદોના બાણ વાગ્યાં છે આરપાર દિલમાં...

શબ્દ...પીંછાનું વજન અને પાંપણનો ભાર...અજવાળાનાં ને કયારેક તો અંધારાનાંય રુમઝૂમ ઝાંઝર પહેરીને આવે છે શબ્દ...શબ્દની નદી છે - શબ્દની હોડી છે ને શબ્દ આ પારથી પેલે પાર લઈ જાય છે...

શબદમેં જીનકું ખબરાં પડી-

એક પક્તિ છે, ચાર શબ્દોની. પણ એમાં સંભળાય છે હિમાલય જેટલી અથવા એથીય વધુ વજનની વેદના...એ પક્તિ છે :

ગણજો ગોરી પીપળિયાનાં પાન...

પતિ રાજની ચાકરીએ જાય છે. પત્ની ઘોડાની લગામ ઝાલીને પૂછે છે : કેટલા તે દા'ડે આવશો?...

ગણજો ગોરી પીપળિયાનાં પાન,
એટલા તે દા'ડે આવશું...

આ છે કવિતાનો શબ્દ. વેદના પણ જ્યા સૌંદર્ય બની જાય છે...મારી જો કોઈ શ્રદ્ધા હોય તો તે આ શબ્દ છે. આ શબ્દ મારી શ્રદ્ધા છે. કવિનો શબ્દ એટલે કવિતાનો શબ્દ શ્રદ્ધા અને સૌંદર્યનો પર્યાય છે. સત્ય એમા ધબકતું હોય છે. સત્ય અને સૌંદર્ય સિવાયનો શબ્દ કવિતાનો ન હોઈ શકે!

'આ બધું શું છે? શબ્દ કયાંથી આવે છે? કવિતા કઈ રીતે રચાય છે?' પ્રશ્નો છે - ઉત્તર નથી...પણ અહીં ઉત્તીર્ણ કોને થવું છે? બસ કવિતા આરાધના છે. સ્વજનનું સ્મરણ છે .. શબ્દ બ્રહ્મની આરાધનાનું સ્તોત્ર છે કવિતા, જે નાદબ્રહ્મના એક દૈવી પ્રદેશનો સ્પર્શ કરાવે છે...

શબદમેં જીનકું ખબરાં પડી-

('ગુજરાત સમાચાર' અને સમન્વય' પ્રસ્તુત કાવ્ય-સંગીત સમારોહના પૂર્ણાહૂતિ દિને અમદાવાદમાં તા ૧૭-૨-૨૦૦૭ના રોજ 'કવિતાનો શબ્દ' અંતર્ગત અપાયેલુ વકતવ્ય.)

# બોધકતા ઓગાળતી કવિતાકૃતિ (આસ્વાદ)

**રાધેશ્યામ શર્મા**

## બદલો

બદલો બદલો બેડરૂમમાં માણસ નહીં તો ચાદર બદલો;
પાછળની સૌ વાત ભૂલીને કંઈ તો આગળ બદલો.

ફૂલ નથી તાજાં મળતાં તો
બદલો ફલાવર-વાઝ;
માણસ જો મોઘાં પડતાં તો
બદલો ફોટાઓ આજ.

ઓશીકાની આંખ ભીંજાતી સ્પર્શ તણાં વાદળ બદલો.
પાછળની સૌ વાત ભૂલીને કંઈ તો આગળ બદલો.

પ્રતિબિંબો જાતે ખરડાતાં તો
બદલો અરીસાની ભાષા;
અર્થનો ભાર થતો ભારી તો
બદલો શબ્દકેરા તમાશા.

પરબીડિયે સરનામું રડતું અંદરનો કાગળ તો બદલો.
પાછળની સૌ વાત ભૂલીને કંઈ તો આગળ બદલો.

**– નીલેશ રાણા**

પ્રથમ પઠને કૃતિ, એના 'ડાયડેકિટક ટોન'ના કારણે બોધક કાવ્ય લાગે. મથાળું આપ્યું નથી, પણ આપવું હોય તો 'બદલો' બંધબેસતું આવે.

'બદલો બદલો'ના પુનરાવર્તનોથી લાગે કે કર્તાને કશુંક ઘણું બગડેલું સુધારવું છે.

પણ લોકેશન કયું છે? બેડરૂમ. બેડરૂમમાં પાત્રો વચ્ચે 'બૅડ' વર્તાઈ રહ્યું છે, 'ગુડ' રહ્યું નથી, માટે બદલવાનું સાગ્રહ સૂચન છે.

અસ્તિત્વવાદી ચિન્તક સાર્ત્રે બેડરૂમનાં શય્યાસંગીઓ માટે ક્યાંક કહ્યું છે કે સજાતીય-વિજાતીય પાત્રોના શારીરિક સમાગમમાં લવ-હેટ-રિલેશનની અધિકતા છે. વિદેશમાં થતી લગ્નવિધિમાં આ પ્રકારનું બોલાતું રહ્યું છે : 'આઈ લવ યૂ, ટિલ ડેથ ડુ અસ એપાર્ટ.' બેડરૂમમાં જાણે 'પીપિંગ ટૉમ' બની કવિએ 'કીહોલ'માંથી ડોકિયું કર્યું ને આલેખ્યું આ પથારીભોક્તાઓનું કરુણ પુરાણ.

મોત છુટ્ટા ના પાડે ત્યાં સુધી સ્નેહબન્ધન ટકાવી રાખવાનું સ્વીકાર્યું હોય એવાઓ માણસ તો બદલી ના

શકે. પતિ પત્નીને અને પત્ની પતિને ના જ બદલવાનાં હોય તો પથારીની ચાદર બદલવાની જિકર કરી છે! ચાદર બદલી કાઢવાથી આખું માણસ, માણસનું ચગડોળે ફરતું ચિત્ત, એની આંતરિક પ્રકૃતિ ઓછી બદલાઈ જવાની હતી. એક બાહ્ય 'કોસ્મેટિક ચેન્જ' કદાચ નવી આબોહવા લાવે એ આશા સાથેની નિસ્બત છે, 'પાછળની સૌ વાત ભૂલીને કંઈ તો આગળ બદલો.' આગળ ગતિ, સુખઘડી સાથે કરવી હોય તો ગઈ ગુજરી ભૂલી જાઓ. 'ફરગેટ એન્ડ ફરગિવ.'

બીજો ગુચ્છ છ પંક્તિઓનો છે. પૂર્વકથિત ભાવનું પુનઃ અનુસન્ધાન છે, જરી જુદી રીતે. ચાદરની જેમ ફૂલો બેડરૂમમાં લાવો, તાજાં ફૂલો ના મળતાં હોય તો આખું ફ્લાવર-વાઝ બદલી દો, પણ બદલો.

આરમ્ભે માણસને બદલવાની બાબત કરતાં બેડની 'શીટ' બદલવાની જિકર હતી, પણ બીજા ગુચ્છમાં 'માણસ જો મોંઘાં પડતાં તો' પંક્તિ આવતાં એક નવો મુદ્દો ખડો થાય કે માણસ બદલવા જાઓ અને એવા મોંઘેરા માણસ મોંઘા પડતા હોય તો રૂમના ફોટાઓ બદલી કાઢો!

પણ અહીં બેડરૂમની વા-ર-તા નવો 'ટ્રવીસ્ટ' લે છે. શય્યાસાથી માણસ ના બદલી શકાતાં હોય તો ફોટાઓમાં જે માણસ હસતાં બેઠાં છે એમના ફોટાઓ બદલી કાઢો. 'બટ ગો ઓન ચેન્જિંગ', 'ચેન્જ ઇઝ ધ થીમ એન્ડ ધ મોટો.'

ફોટાઓ જો વહાલાં સ્વજનોના હોય, અથવા જે સાથે સૂતાં છે એમના હોય, તો બેડરૂમની પરિસ્થિતિ અને પરિવેશ કેવો કરુણ 'સીન' રેલાવે?

ઓશીકાની આખ ભીંજાતી
સ્પર્શતણાં વાદળ બદલો.

કવિને 'ઓશીકા'માં એમનુ 'ઓબ્જેક્ટિવ કો-રિલેટિવ' સાંપડ્યું તો ખરું, પણ 'આંખ ભીંજાતી' પ્રયોગ માનવભાવકેન્દ્રી આરોપણ પણ લાવ્યો. એનું સાટું 'સ્પર્શ તણાં વાદળ બદલો' પંક્તિથી વળ્યું. સ્પર્શને વાદળની ઉપમા નિકટ લાવી કમાલ કરી, સાથે સાથે સ્પર્શસુખની ક્ષણભંગુરતા વાદળની ઊડી જવાની સહજ ક્રિયા સાથે સાંકળી સંબંધોની અનિત્ય સ્ખલિત દશાનું ચિત્ર પણ આંકી આપ્યું!

બદલાએ કવિનો પીછો લીધો છે કે કર્તાએ 'બદલા'નો પીછો પકડ્યો છે. અંતમાં દશ્યરૂપ પંક્તિઓ ધ્યાન ખેંચે :

પ્રતિબિંબો જાતે ખરડાતાં તો
બદલો અરીસાની ભાષા

આયનામાં વ્યક્તિ જુએ ત્યારે પ્રતિબિમ્બ એની સામે પ્રતિ-આક્રમણ પણ કરે! અહીં તો વળી પ્રતિબિમ્બ નહીં 'પ્રતિબિંબો' છે જે જાતે જ ખરડાય છે. તો 'બદલો અરીસાની ભાષા' - જે પ્રતિબિમ્બોને ખરડે નહીં, કનડે નહીં.

'લેન્ગ્વેજ ઑવ મિરર' પલટવાનો ઉલ્લેખ નીલેશ રાણાના કલ્પનાસ્તરનો વિશિષ્ટ અભિગમ સંકેતે છે સાથોસાથ, અર્થભાર સામે સ-અવધાન થઈ શબ્દના તમાશા બદલવાનો બોધ તારસ્પરે પ્રગટ થયો છે.

'પરબીડિયે સરનામું રડતું, અંદરનો કાગળ તો બદલો', પંક્તિમાંની રુદનદશા, બીજા ગુચ્છમાં આવેલી 'આંખ ભીંજાતી' સાથે સંકલિત થઈ પુનરાવર્તનમાં પરિણમી છે. પરબીડિયા ઉપર સરનામું કદી રડે? ખરેખર તો અંદર રહેલો કાગળ રડી રહ્યો છે એનો પડઘો કવર પરના એડ્રેસ પર ઉપસી આવ્યાનું સૂચન છે.

કૃતિની ઈબારતમાં લગભગ પાંચ 'તો' ગૂંથાઈ આવ્યા છે. ખૂબી એ કે આ બધા 'તો' કહેવત મુજબના તોતેર મણના 'તો' નથી. અહીં 'તો', કર્તાની સમસંવેદનામાંથી વહ્યા હોવાથી 'બદલો બદલો'ની બોધકતા બોજારૂપ નથી બનતી અને કૃતિ એક ગીતનુમા હળવાશમાં ઢળી છે.

ડો. સતીન દેસાઈ 'પરવેઝ'

ચરણ ચાલ્યા સુધી...

એમ તો કંઈ અમે કંઈ નહીં બોલીએ;
ભૂલથી યે તણખલું નહીં તોળીએ.
અકળ આવાગમન કંઈ નવાઈ નથી,
જાણીએ સકળ પણ ભેદ નહીં ખોલીએ.
ક્યાંક ઝાકળ પડે, ફૂલ રસ્તે જડે,
શીશ સજીએ અને કેશ નહીં ઓળીએ.
એકલા એકલા નિત્ય ચાલ્યા જવું,
છે ગનીમત, ભળીશું નહીં ટોળીએ.
ચરણ ચાલ્યા સુધી જાતરા જાણશું,
ડૂકશું પણ ચડીશું નહીં ડોળીએ.
*(જળના પડઘા)* - **હરિકૃષ્ણ પાઠક**

છંદોબદ્ધ અને ગીતસર્જનમાં લોળલોળ લ્હેરાતા કવિમાં ગઝલવિહારનું સામર્થ્ય જડે ખરું, કિન્તુ પારનું સંવિધાન અલ્પમાત્ર જ સાધી શકે છે. મહદઅંશે એમની આ ક્રિડા તસવ્વુરમાં અજંપના સ્તરે જ કૉળતી હોય છે. અન્યથા કાફિયાપૈમાઈ (પ્રાસગૂંથણી)માં જાત ઝબોળતી હોય છે. આ વિષમ વાસ્તવિકતાના કિનારે જ્યારે 'જળના પડઘા' જગાવતો સર્જક ગઝલમાંયે ગૈબી નાદ જગાવે, ત્યારે ખરે જ એમના કાવ્યકસબને સલામ કરવા કલમ પ્રેરાય છે.

'ગાલગા'ના ચાર આવર્તનમાં ઝૂલતી ગઝલ પ્રથમ દૃષ્ટિએ ગૈબના સહજ અનુસંધાનને બા-અદબ પડકારે છે. જેના મર્મનો ઉઘાડ આપણને મારા આ એક ઉર્દૂ શે'રમાં જડે ખરો.

દુનિયા કા બશર હૂં પર હૈરત સે પરે હૂં મૈં,
એ ગૈબ સમજ લેના, જન્નત સે પરે હૂં મૈં.

(અર્થાત્ : હું દુન્યવી જીવ હોવા છતાં અજંપસમસ્તથી પર છું, ઓ અદૃશ્યલોક સમજી લેજે કે જન્નતથી યે પર છું.)

પ્રસ્તુત ગઝલ પ્રબળ સંકલ્પબદ્ધ મૌનથી આરંભાઈ નિરંતર ગતિનિર્દેશને સજાગપણે આવરી લે છે. અહીં હુંને સ્થાને પ્રયોજાયેલ માનાર્થ 'અમે', પ્રથમ ચાર કાફિયા – બોલીએ, તોળીએ, ખોલીએ, ઓળીએ વિગેરેમાં અંદરના કર્તાને નવાઝે છે. વળી, રદીફની અનિવાર્યતાનો છેદ આ ગઝલમાં કાફિયાની પરિપૂર્ણ ભૂમિકાના છાકને છતું કરે છે. ગઝલ નૈપુણ્યના ખુમારને કટિબદ્ધ એવી સર્જકની ખુમારી પ્રત્યેક શે'રમાં દૃષ્ટિગોચર થાય છે.

મત્લાનો શે'ર જોઈએ :

એમ તો <u>કંઈ</u> અમે <u>કંઈ</u> નહીં બોલીએ,
ભૂલથી યે તણખલું નહીં તોળીએ.

સભરતા અને છલોછલતાના નખશિખ આધિપત્યને જ્યારે મૌન સ્વયં આવી વરે છે ત્યારે જ આવી કોક શે'રી બગાવત જાગે છે. કવિ 'કંઈ'ની અલ્પતામાં યે અનુભૂતિ સમસ્તની અખિલાઈને સાચવે છે. અજંપ સકળને પચાવી નિરાંત માણતો કવિ મૌન વડે અભિવ્યક્તિની સ્થૂળ વાચાનો નિષેધ સાધે છે. એથી આગળ વધી તરણું ય ન તોળી તુચ્છ અભિગમને પડકારે છે.

આમ, કવિ ગાલિબની જેમ મૌનમાં જ ખુશહાલીનો વૈભવ માણે છે અને એક આંતરગૈબનો ગાલિબના શે'ર જેમ નિર્દેશ કરે છે :

ગર ખામુશી સે ફાયદા ઈખ્ફા-એ-હાલ હૈ,
ખુશ હૂં કિ મેરી બાત સમજના મુહાલ હૈ.

(અર્થાત્ : જ્યાં મૌનથી મારી અવસ્થાની ગુપ્તતા જળવાય છે ત્યાં મને એનો ય આનંદ છે કે મારી વાત સમજવી અઘરી છે.)

બીજો શે'ર મત્લાના ઉઘાડની પુષ્ટિ કરે છે મૌનના બંધ દ્વારને હવે સજ્જડ બીડે છે. સ્થૂળ જ્ઞાનને ઢાંકતું મૌન હવે ધ્યાનના અતળનો નાદ જગાવે છે. અતળનો

ખળભળાટ એ જ અકળ-સકળનો નાદ. જેના રહસ્યમયી ગર્તને અખિલાઈનો આ સ્વામી ઉઘાડે પણ શાને! અકળ જેને સ્વયંસિદ્ધ છે તેને અકળના આવાગમનનો અજંપ હોય ખરો! અકળ-સકળને માત્ર દ્રષ્ટાભાવથી જોતો કવિ સ્વયં રહસ્યનો સંરક્ષક બની જાય છે.

એક એવા જ ભાવનો શે'ર ટાંકી શકાય :

મેં દસ્તખત કર્યા છે અખિલાઈના વતી,

એના રહસ્યમાં જ છુપાવી લઉં મને.

નઝમની જેમ ભાવસાત્ય જાળવતી ગઝલ, ત્રીજા શે'રમાં ગતિઆરંભ સૂચવે છે. ફૂલ-ઝાકળના વિશુદ્ધ પ્રતીકોને કવિ અચાનકતાના વિસ્મયમાં સંભાવના રૂપે રસ્તા પર પામે છે. પરંતુ નિરૂદ્દેશનો આ યાત્રી વિશુદ્ધ તત્ત્વોના યે મોહથી પર જાતને સાંકળે છે. માત્ર શીશને (ચેતનાને) સજાવી... (જગાવી) બેફિકરના જ આલમમાં બેખુદીને સાધે છે.

'શીશ નહીં ઓળીએ' કહી જટાધારી જોગીપણાનો ચીતાર આપે છે.

એકલા એકલા નિત્ય ચાલ્યા જવું,

છે ગનીમત, ભળીશું નહીં ટોળીએ.

અહાનિયતને કવિનો શબ્દ પુનરોક્તિમાં પ્રગટાવે છે ત્યારે સાચે જ કવિની ચેતના સાથે અનંત સાયુજ્ય રચે છે. અહીં ચાલવાનુ નહીં, પરંતુ અનાયાસ સહજ સાથે સળંગાઈ વહી જવાની ગતિ છે. જેમ રાજેન્દ્ર શુક્લ કહે છે કે :

ન સંકલ્પો, ન સંચરવું, ન એકે શબ્દ સાંભરશે,

સહજ સાથે સળંગાઈ સમય ખળખળ વહ્યા કરશે.

અહીં જાતના માધ્યમ દ્વારા સૃષ્ટિ સકળની અકળગતિને સમાંતરે વહેતી ગતિનો અણસાર છે. અજર-અફર નિજાનંદની લીલા છે અહીં એકલામાં યે સ્વનું હોવું નિર્ભેળ ઓગળ્યું છે. તદરૂપતાનો ભાવઆલેખ છે.

ફરી રાજેન્દ્ર શુકલની જેમ :

પાંચ ભેળા સાવ શેં ભળિયે અમે,

હોઈએ જ્યાં ત્યાં જ ઝળહળિયે અમે.

આ કવિ ક્યાંય ભળતો નથી. રાજેન્દ્ર શુકલનો ઝળહળાટ યથાસ્થળેથી રેલાય છે જ્યારે આ કવિ અનંત ઝળહળાટ પાથરતો આગળ ધસે છે.

'એકલા એકલા નિત્ય ચાલ્યા જવું' જાત સાથે સંવાદની અગમ્ય લીલા સ્હેજે બોધની પરિચાયક બનતી નથી. એ જ આ કવિની સકળગઝલનું ચાલક બળ છે.

'ચરણ ચાલ્યા સુધી જાતરા જાણશું' એમ કહી નિજસત્વ-તત્ત્વમાં ઉઘડતો, વેગ ધારણ કરતો, પરના અનુસંધાનને નિરંતર નકારતો આ કવિ ખુમાર અને ખુદ્દારીના અંતિમ ચરણમાં ઓગળે છે. પંડને પેટાવી ધામ-પરધામનું લક્ષ્ય સાધે છે. આમ તો, 'ચરણ વિનાની દોટ' શે'રને ઉપકારક નીવડી હોત, પરંતુ કવિનું આ કથન એક એવા ગતિમાન તત્ત્વને એના ગોપનીય અંદાજમાં છતું કરે છે, કે જે ચરણ પારની જાતરા કરાવતું હોય!

કવિની ગતિ વિષયક દ્વારા અતૂટ છે. એથી જ 'દુ:ખશું પણ ચઢીશું નહીં ડોળીએ' કથન નિર્મીને અનંત આરોહમાં પોરાનો અવકાશ રચે છે.

આમ, મૌનથી આરંભાયેલ આ ગઝલની સફર અનંત આરોહને જ્યારે વરે છે ત્યારે આત્મશ્રદ્ધાના દિવ્ય ઝળહળાટની ચોમેર ઝાંખી કરાવે છે.

ચરણ ઓગળે - છતાં કવિની જાતરા ક્યારેક, ક્યાંય, પૂર્ણ થશે નહીં...

# મારાં મહાવિદ્યાલયો - ૩

દુષ્યન્ત પંડ્યા

બી.એ. થતાં સુધીમાં ત્રણ કૉલેજોના દરવાજાઓ હું વળોટી ચૂક્યો હતો. અને પછી એમ.એ.ના અભ્યાસ માટે મુંબઈ ગયો ત્યારે ત્યાં સેન્ટ ઝેવિયર્સ અને એલિફન્સ્ટન - એ પ્રતિષ્ઠિત કૉલેજોનાં પગથિયાં અને બાંકડાં થોડાંક ઘસ્યાં. મારો મુખ્ય વિષય મેં ગુજરાતી રાખ્યો હતો અને ગૌણ હતો અંગ્રેજી. અઠવાડિયામાં ગુજરાતીમાં ત્રણેક તાસ માટે તથા અંગ્રેજીના એક તાસ માટે ઝેવિયર્સમાં જવું પડતું. ઝેવિયર્સમાં પ્રવેશતાં વેંત જ 'ફાધરો' હરફર કરતા દેખાય. આપણા સાધુઓના અંચળા જેવો પેસીઢબ સફેદ કોટ જ મને નવાઈ પમાડતો. પછી વળી એમની સાથે વાત કરતી વેળા 'ફાધર' સંબોધન કરવાનું. પછીથી આકાશવાણીમાં દિલ્હી ગયેલા મારા સહાધ્યાયી શ્રી બિપિન હિંડાણી અને હું કોઈ ફાધરને પસાર થતા જોઈએ તો કહેતા, 'દીકરો - સન- જાય છે.' સૌરાષ્ટ્રમાં દરબારમાં દોઢ વરસના દીકરાને અને સાધુઓને 'બાપુ' કહેવાનો રિવાજ છે તેના જેવો આ 'ફાધર' કહેવાનો રિવાજ છે એ ભાન તો ઘણું પછીથી થયું.

ઝેવિયર્સ કૉલેજમાં ત્યારે ગુજરાતીના અધ્યાપક હતા ભાનુભાઈ વ્યાસ - બાદરાયણ. એ પ્રસન્ન પ્રકૃતિના હતા પણ એમને શિરે ભાર મોટો હતો. અંગ્રેજીના અધ્યાપક કોરિયોઆલ્ફોન્ઝો પાસે ભણવું એ જીવનમાં એક લહાવો હતો. એમની તુલનાએ, એલ્ફિન્સ્ટન કૉલેજના કોઈ અંગ્રેજ પ્રાધ્યાપક ઝાંખા લાગતા. અને એલિફન્સ્ટન કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક કાંતિલાલ વ્યાસે કદી જ તાસ લીધો નહીં. એમને જોવા-સાંભળવાનો લાભ કદી ન મળ્યો.

જૂન ૧૯૭૮થી જાન્યુઆરી ૧૯૩૯ સુધી જ હું મુંબઈમાં રહી શક્યો હતો. ત્યાં મારે સ્થાયી નોકરી ન હતી અને સગાંને ઘેર પડ્યા-પાથર્યા રહેવું ઠીક નહોતું લાગ્યું. એ બધા સમય દરમિયાન મારી બે પ્રવૃત્તિઓ હતી : રોજ યુનિવર્સિટી-લાઈબ્રેરી ખૂલે તેવા જ ત્યાં પહોંચી જવું અને આરામના અર્ધા કલાકને બાદ કરતાં ત્યાં બેસી વાંચવું. એમ.એ.ના અભ્યાસમાં ભાષાશાસ્ત્રનું એક પેપર હતું અને એમાં ચાંચ બૂડતી ન હતી. યેસ્પર્સન, વાંદ્રે વગેરેનાં પુસ્તકોની સહાયથી એ ગહન ક્ષેત્રમાં મેં પ્રવેશ કર્યો. પછી મને થોડો રસ પણ જાગ્યો. પણ સંસ્કૃતના જ્ઞાનનો અભાવ મને એમાં અવશ્ય નડ્યો છે.

મારી બીજી પ્રવૃત્તિ હતી ટાઈમ્સ ઑફ ઈન્ડિયાની જાહેરાતો વાંચી અઠવાડિયે એક-બે અરજી કરવાની. આ રીતે કરેલી એક અરજીના ઉત્તરમાં કરાચીની એક એકેડેમી તરફથી મને ૧૯૩૯ના ફેબ્રુઆરીના અંતમાં એપ્રિલની પહેલી તારીખથી શિક્ષક તરીકે જોડાવાનો સીધો આદેશ જ મળ્યો હતો.

આમ એમ.એ.ના અભ્યાસે મને મુંબઈની બે પ્રેસ્ટિજિયસ કૉલેજો દેખાડી હતી. એમ.એ.નો અભ્યાસ પૂરો થવાનો ન હતો.

૨.

આમ, પાંચ કૉલેજોના ઉંબરા ઘસ્યાનો મારો રેકૉર્ડ ગિનેસ કે લિમકાની રેકૉર્ડબુકમાં સ્થાન અપાવવાને લાયક ગણાય કે નહીં તે હું નથી જાણતો. પણ, ૧૯૩૯ના માર્ચના અંતમાં હું કરાચી ગયો ત્યારે મને ખબર ન હતી કે મારે માટે હજી એક વધારે કૉલેજનાં, એક વિશેષ યુનિવર્સિટીનાં પગથિયાં ઘસવાનું નિર્માયું છે.

'ઘેડિયા ના ભૂંસાતા' એ શીર્ષક હેઠળની, 'ઉદ્દેશ'માં જ પ્રકાશિત થયેલી મારી લેખમાળાના આરંભના જ એક લેખમાં જણાવ્યા પ્રમાણે એ એકેડેમીના ભારેખમ નામવાળી પણ પૂરી કોમવાદી શાળામાં હું પખવાડિયું પણ કેમ નોકરી કરી શક્યો તેનું મને આજે પણ અચરજ લાગે છે. પણ જે નિયતિ મને

કરાચી લઈ ગઈ હતી

એણે જ મને તરત જ ત્યાંની એક ઉત્તમ શિક્ષણસસ્થા શારદા મંદિરમા બેસાડી દીધો હતો. એ શાળામાં સાત વર્ષ નોકરી કર્યા પછી, ભાગ્ય મને ફરી વાર મહારાષ્ટ્રમાં લઈ ગયું.

૧૯૪૩ના જાન્યુઆરીમાં કે તેની આસપાસ, શારદા મંદિરમાં મારાથી સીનિઅર જે શિક્ષકો હતા તેમને તાલીમ લેવા જવા માટે નિયામકે પૂછ્યું. એ સૌએ ના પાડી એટલે મને, આઠમા મદદનીશ શિક્ષકને, પણ તે સૂચન કરવામાં આવ્યું. પળનાયે વિલંબ વિના મેં એ સ્વીકાર્યું અને, વડોદરા, પુણે તથા કોલ્હાપુરની ટ્રેનિંગ કૉલેજોમાંથી મેં પ્રવેશપત્રકો મંગાવ્યાં. સૌથી દૂર આવેલા કોલ્હાપુરની મહારાણી તારાબાઈ ટીચર્સ ટ્રેનિંગ કૉલેજનુ ફોર્મ સૌથી પહેલું આવ્યું. તરત જ મે એ ભરી મોકલાવ્યું. ત્યાં તે સમયે કે.એસ.વકીલ આચાર્ય તરીકે હતા. ત્યાં ગયા તે પહેલાં મુંબઈ પ્રેસિડન્સીમાં એ શિક્ષણ નિરીક્ષક તરીકે જાણીતા હતા. વળી, મહારાષ્ટ્ર મારે માટે અજાણ્યું પણ ન હતું. કોલ્હાપુરનું પ્રવેશપત્ર ભરી મોકલાવ્યા પછી પુણેની કૉલેજનું ફોર્મ આવ્યું. મારા એક સીનિઅર સાથી લીલાધરભાઈ રેલન હતા. તેમને વળી મન થયું અને એમણે એ ફોર્મ ભરી મોકલાવ્યુ. છેલ્લે ગાયકવાડ ગતિએ વડોદરાનું ફોર્મ આવ્યું. મને ત્યાંનું પણ આકર્ષણ હતું કારણ ત્યારે ડૉ. મેનન આચાર્યપદે હતા અને પ્રોફેસર મુખર્જી પણ ખ્યાતનામ હતા. પ્રો. પટેલની પણ નામના હતી જ. પણ કોલ્હાપુરના ઠામમાં પડેલું ઘી પાછું લઈ શકાય તેમ ન હતું. અને આજે મને એનો વસવસો પણ નથી.

ત્યારે મુંબઈથી પુણે સુધી જી.આઈ.પી.ની બ્રોડ ગેજ લાઈન હતી અને એટલા માર્ગ સુધી ઇલેક્ટ્રિક એન્જિન ગાડીને લાગતું. ભોરઘાટ ભેદવાનો એ પ્રવાસ પણ આહલાદકારક જ હતો. પણ પુણેથી ત્રાસ આરંભાતો. ત્યારે પુણેથી બેલગાંવ, બેંગ્લોર થઈ મદ્રાસ સુધી જતી મીટર ગેજની લાઈન હતી અને એ ચલાવનાર કપનીનું નામ હતુ, 'મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલવે' –એમ. એન્ડ એસ.એચ.આર. એ ગાડી વિશે કહેવાતું કે એ ગાડીમાં પ્રવાસ કરનારનો કશો સામાન કદી ચોરાતો નથી કારણ કે, માંકડોની વિપુલ સંખ્યાને લઈને મુસાફરો રાતે ઊંઘી શકતા જ નથી. એક બીજો રસિક કિસ્સો પણ એ રેલગાડી વિશે સાંભળ્યો છે. એક વાર પ્રવાસ કરતી એ રેલગાડી ઊભી રહી ગઈ. અને ગાર્ડ પોતાના ડબ્બામાંથી ઊતરી એન્જિન તરફ તપાસ કરવા ગયો. આઠ દસ મિનિટ પછી પાછા વળતા ગાર્ડને કોઈએ સવાલ કરતાં ગાર્ડે જણાવ્યું કે પાટા વચ્ચે એક ભેંસ ઊભી હતી તેને ખસેડી. હવે ગાડી ચાલશે. એ પ્રમાણે પંદર-વીસ મિનિટ ગાડી ચાલ્યા પછી ફરી ગાડી ઊભી રહી અને અગાઉની માફક ગાર્ડ એન્જિન તરફ જઈ થોડી વાર પછી પાછો પોતાના ડબા ભણી વળ્યો કોઈના સવાલના જવાબમાં તેણે ભેંસનું જ કારણ બતાવ્યું. 'આ વિસ્તારમાં ભેંસો ઘણી લાગે છે', મુસાફરે કહ્યું. 'ના, ના. આ તો પેલી જ ભેંસ હતી', ગાર્ડે કહ્યું. આ કલ્પિત વાર્તાલાપ એ ગાડીની મંદગતિનો સ્પષ્ટ નિર્દેશ કરે છે.

પુણેથી મદ્રાસ જતી એ ગાડીમાં કોલ્હાપુરનો એક ડબ્બો જોડવામાં આવતો અને મીરજથી તેને અલગ કરી ત્યાંથી કોલ્હાપુર જતી ગાડીમાં જોડવામાં આવતો. પુણેથી આ કોલ્હાપુરી ડબ્બામાં જગ્યા ન મળી તો મીરજ સ્ટેશને ફરી ગાડી બદલવાની. પુણેથી કોલ્હાપુરના ડબ્બામાં ઘૂસી બીજી સવારે હું કોલ્હાપુર ઊતર્યો ત્યારે, અજાણી જગ્યાએ આવી ચડવાથી થોડી આશંકા પીડતી હતી. પણ રાજારામપુરીમાં આવેલા અમારી કૉલેજના છાત્રાલયે જવા ટાંગામાં બેઠો અને એ ટાંગો ચાર-છ ડગલાં ચાલે ત્યાં એક દુકાન પરનું પાટિયું વચાયું : 'દેસાઈ ફલાણા ફલાણા.' બંને નામ સુરતી, અનાવિલ. મને ટાઢક થઈ ગઈ. પછીથી જાણવા મળ્યુ કે ગામમાં ગુજરાતી સમાજ પણ હતો અને હાલના નવમા ધોરણ સુધીની ગુજરાતી શાળા પણ હતી. એથી વિશેષ તો એ બાબત હતી કે રાજારામપુરીની ગોળની બજારની ભાષા કચ્છી હતી. ત્યાં ગોળનાં ભીલાં લાવતા ખેડૂતો કચ્છીમાં જ વાત કરતા.

બે'ક દહાડા કૉલેજના છાત્રાલયમાં કાઢી, ગામમાં ગુજરાતી લત્તામાં મેં નાના ઘરની શોધ આદરી. મારાં પત્નીને અને મારા સાત-આઠ માસના પુત્રને હું ત્યાં

બોલાવવા માગતો હતો અને, એ બંનેનું ધ્યાન રાખવા માટે મારાં વૃદ્ધ નાનીમા પણ એમની સાથે આવવાનાં હતાં. મારાં પત્નીને વાઈનું અસાધ્ય દર્દ હતું અને મીરજની મિટાન હૉસ્પિટલમાંના નિષ્ણાત ડૉક્ટરોને એની તબિયત બતાવવા હું ઇચ્છતો હતો અને અમારા પિતાના અકાળ અવસાન પછી અમને આશરો આપનાર નાનીમા એ માતા-પુત્ર પર ધ્યાન રાખે અને ઈશ્વરની કૃપા થઈ તો, એકાદ તીર્થની યાત્રા એમને કરાવવી, એમ ધાર્યું હતું અને આ બધા મોટા ઉપાડા માટે શારદા મંદિર મહિને ચાળીસ રૂપિયાનું સ્ટાઈપેંડ અને વધારામાં મોંઘવારીના રૂપિયા પાંચ આપવાનું હતું. બધાં ખર્ચને પહોંચી વળવા માટે મારે કરજ કરવું પડ્યું હતું. પણ નાનીમાના ઋણફેદન માટે તેમ કરવાનો મને આનંદ હતો. એમને પંઢરપુરના વિઠ્ઠલાજી અને નાશિક-ત્ર્યંબકની યાત્રા કરાવી હતી.

કોલ્હાપુરનો કેટલોક વ્યવહાર હજી પ્રાથમિક કક્ષાનો હતો. રવિવારે અને બુધવારે બજાર ભરાય ત્યારે ત્યાં જ શાકભાજી મળે. ઘી ક્યાંય મળે જ નહીં. આ ઈતવારી કે બુધવારી બાજુમાં ગામડાનાં માણસો માખણ વેચવા લાવ્યા હોય તે ખરીદવાનું અને ઘેર લઈ જઈ તેને તાવવાનું. આ બજારોમાં શેરને ભાવે કંઈ વેચાય જ નહીં. એક રૂપિયામાં કેટલું માખણ, કેટલા ચોખા, કેટલાં રીંગણાં કે કેટલાં મરચાં મળશે તે ભાવ કહેવાય. અથવા શાકની નાની ઢગલી કરી હોય તેનો ભાવ કહેવાનો. રકઝક થાય ને પછી ખરીદી થાય. ત્યાં વેચવા આવતાં સ્ત્રીપુરુષો દ્વિભાષી - અંદરોઅંદર કન્નડમાં વાત કરે અને ઘરાક સાથે મરાઠીમાં. કોલ્હાપુરનો આંધ્રપ્રદેશ પણ કન્નડભાષી જ હશે. બેલગાંવ સુધી મહારાષ્ટ્રની હદ માગનારાઓ આ બાબત તરફ આંખમીંચામણાં કરે એમાં નવાઈ નથી. એ જ રીતે, મહાગુજરાતની બાંગ લગાવનારાઓ ભૂલી જ ગયા કે પશ્ચિમ ખાનદેશ પણ ગુજરાતનો જ વિસ્તાર છે. પ્રેમાનંદ ત્યાં અમસ્તો આખ્યાન કરવા જતો ન હતો.

૩.

કૉલેજ આરંભાઈ ત્યારે ખબર પડી કે શ્રી કે.એસ.વકીલ નિવૃત્ત થઈ ગયા છે અને શ્રી રામભાઈ પટ્ટુળેકર આચાર્ય બન્યા છે. અધ્યાપન મહાવિદ્યાલયોમાં વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત હોઈ, અધ્યાપકોની સંખ્યા પણ મર્યાદિત રહેવાની. મારા સિવાય બીજા બારેક જેટલા ગુજરાતી તાલીમાર્થીઓ હતા. એમાંના બે-ચાર સૌરાષ્ટ્રના હતા. થોડાક અમદાવાદ અને તળ ગુજરાતના હતા અને એક, કૃષ્ણપ્રસાદ ઉપાધ્યાય, મુંબઈથી આવ્યા હતા. એ અધ્યાપકનાં પત્ની પણ એમની સાથે હતાં અને એ મારી માફક નાનકડું ઘર ભાડે લઈ રહ્યા હતા. એમની સાથે મૈત્રીનો સંબંધ બંધાયો ને એમના અવસાન સુધી ટકી રહ્યો. એ પોતે અને એમનાં પત્ની પુષ્પાબહેન પ્રસન્ન પ્રકૃતિનાં અને મળતાવડાં. પછીથી એ થાણેની ગુજરાતી હાઈસ્કૂલના આચાર્ય બન્યા હતા અને થાણામાં જ એ અવસાન પામ્યા હતા.

આ ઉપાધ્યાયને અને મને બાદ કરતાં બીજા કોઈ ગુજરાતી તાલીમાર્થીને મરાઠીનો જરા પણ પરિચય ન હતો અને શિક્ષણનું માધ્યમ મરાઠી હોઈ, વિદ્યાર્થીઓને અમે ભલે અંગ્રેજીમાં પાઠ આપતા હોઈએ, એમના ઉત્તરો મરાઠીમાં જ એ આપતાં. અમદાવાદના ચી. ના. વિદ્યાવિહારના એક પરીખે, મારી માફક, ભૂગોળનો વિષય રાખેલો. એ તાસ લેતા હોય ત્યારે હું પાછળ બેસું અને વિદ્યાર્થીએ આપેલો ઉત્તર સાચો હોય તો મારી મૂંડી જરાક નીચી કરું. એ રીતે ગાડું રોડવાતું. મને એ પ્રશ્ન બહુ નડ્યો નથી અને મારું મરાઠી વધારે ધારદાર બનાવવાની તક મને ત્યાં મળી હતી.

એ કાળે મરાઠી સાહિત્યના બે મહાન કાદંબરીકારો - નવલકથા લેખકો - ત્યાં જ વસતા હતા. એક ના. સિ. ફડકે અને બીજા વિ. સ. ખાંડેકર. આ બંનેને સાંભળવાનો લાભ ત્યાં મળ્યો હતો. મારી માફક કરાચીથી જ આવેલા એક સહપાઠી આગચેકર સાથે ખાંડેકરને ઘેર જઈ એમને મળવાની તક પણ લીધી હતી. એ બે ઉપરાંત ત્યાંની રાજારામ કૉલેજના આચાર્ય શ્રી ખર્ડેકર પણ પ્રભાવશાળી, વ્યક્તિત્વવાળા અને રાષ્ટ્રવાદી વિચારસરણી ધરાવનારા હતા. આગચેકર સાથે એમને પણ મળવાનો લાભ હું લઈ આવ્યો હતો.

મેં ભાડે લીધેલા ઘરમાં વીજળી ન હતી અને

કેરોસીન માપબંધીથી જ મળતું. નવી જ ખૂલેલી રેશનિંગ ઓફિસના વડા શ્રી કોષ્ટકર એ સ્થાને નિમાયા તે પહેલાં, અમારી કોલેજમાં અધ્યાપક હતા. એમને રૂબરૂ મળી, વિનંતી કરી થોડા વધારે કેરોસીનની જોગવાઈ કરી હતી. આમ છતાં કેટલીક રાતોએ વાંચવા માટે નાની ટમટમતી દીવડીનો જ ઉપયોગ કરવો પડ્યો હતો. ચશ્મા વહેલાં આવે એની પછી શી નવાઈ?

અમારી કૉલેજનું પુસ્તકાલય સમૃદ્ધ હતું અને મેં તેનો શક્ય તેટલો લાભ ઉઠાવ્યો હતો. કેટલાંક પુસ્તકો જોઈ આભા બની જવાય તેવું હતું. ભૂગોળનો વિષય મેં પસંદ કર્યો હતો અને અમારા ભૂગોળના પ્રોફેસર ગજેન્દ્રગડે અમને પ્રોજેક્ટ તૈયાર કરવા કહ્યુ હતું. મેં "કરાચીની ભૂગોળ"નો વિષય પસંદ કર્યો અને એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકાની તથા લાઈડના કૉંટિનંટ ઓવ એશિયાની સહાય લીધી હતી. લાઈડનું એ પુસ્તક આપણાં પુરાણો આવે છે તેના કદનું હતું અને મુંબઈ વિશે તેમાં પૂરાં આઠ પાનાનું લખાણ હતું. કરાચીમાં જોયેલા 'લિન્દ - L'lude - નામક ફ્રેન્ચ ભૂગોળના પુસ્તકમાં લુપ્ત સરસ્વતી નદી વિશે પણ આઠ દસ પાના અને ત્રણ નકશા જોયાનું યાદ છે. આપણા પાઠ્યપુસ્તકોના લેખકો આવા અભ્યાસનિંગળતા ગ્રંથોનો આધાર લે તો આપણા વિદ્યાર્થીઓનાં પાઠ્યપુસ્તકો ઓછા છબરડાવાળાં અને પૂર્વગ્રહમુક્ત જોવા મળે.

પરુળેકર સાહેબ અમને 'શિક્ષણનો ઈતિહાસ' શીખવતા. એમના તાસ એટલે આનંદના જ તાસ. એ પોતે ઇંગ્લેન્ડની લીડ્ઝ યુનિવર્સિટીની એમ.એડ.ની ડિગ્રી ધારણ કરતા હતા. શબ્દના સાચા અર્થમાં એ 'માસ્ટર' હતા. શિક્ષણ વિષયક સંશોધન એ સતત કરતા રહેતા. અંગ્રેજોના આગમન પહેલાં દેશમાં શિક્ષણની ટકાવારી વધારે હતી એમ પુરવાર કરતુ એમનું પુસ્તક પ્રસિદ્ધ હતું. એમને લઈને જ અમને પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી અને પછીથી ભારતના શિક્ષણ સલાહકાર બનનાર જે. પી. નાઈકનાં પ્રવચનોનો લાભ મળ્યો હતો. મુંબઈના સરકારી શિક્ષણ મહાવિદ્યાલયના આચાર્ય નુરુલ્લાહ સાથે નાઈકે શિક્ષણનો ઈતિહાસ લખ્યો હતો. દુનિયા આખીના શિક્ષણ વિષયક આકડા એમની જીભે રમતા અને તે કાળે એ વિદ્વાન માત્ર ચડ્ડી અને અર્ધી બાંયના ખમીસમાં જ સદા ફરતો. નાઈકે અમને પાંચેક પ્રવચનો આપ્યાં હતા. એ પ્રતિભાશાળી વ્યક્તિ હતા. એમના થોડાક પરિચયમાં આવવાની તક પછીથી મળી હતી. શ્રીમતી ઇંદિરા ગાંધીની સરકાર ઊથલી તે પછી મુંબઈમાં એક પરિષદમાં એમને છેલ્લા જોયા હતા ત્યારે એ પચોતેરે પહોંચી ગયા હતા અને વૃદ્ધ દેખાતા હતા. શિક્ષણમાં ક્રાંતિની વાત એમણે કરી હતી. પ્રવચન પૂરું થયા પછી એમને વંદન કરવા ગયો ત્યારે મેં એમને કહ્યું હતું : 'પોણા સો વર્ષના એક જે. પી. (જયપ્રકાશ નારાયણ) રાજ્યક્રાંતિ કરાવી શકે તો એ જ વયના બીજા જે. પી. શૈક્ષણિક ક્રાંતિ પણ કરાવી શકે. જરા મલકી એ બોલ્યા : 'પંડ્યા, તારે ને મારે શિક્ષણમાં ક્રાંતિ જોઈએ છે. બીજા કોઈને એ જોઈએ છે ખરી!' અને એ આમ બોલતા હતા ત્યારે, શ્રી મધુરીબહેન શાહ એમની પડખે જ ઊભાં હતા. અમને શૈક્ષણિક માનસશાસ્ત્ર, શિક્ષણના પાયાના સિદ્ધાંતો અને અંગ્રેજીની શિક્ષણપદ્ધતિ શીખવનાર પ્રો. ચેટ્યુ, પ્રો. ગજેન્દ્રગડ, પ્રો. દેસાઈ વગેરેનાં મધુર સંસ્મરણો છે, પણ પરુળેકર સાહેબ અવિસ્મરણીય છે.

૧૯૪૪ના માર્ચના અંત સુધીમાં હું પાછો કરાચી પહોંચી ગયો, શાળામાં જોડાઈ ગયો અને, મલ્લિકજીના જણાવ્યા પ્રમાણે 'બેચલર ઓફ ચીટિંગ'ની ડિગ્રીનો ધારક પણ બની ગયો.

* * *

આ પછી ત્રણ દાયકા પૂરા થયા પછી, બ્રિટિશ કાઉન્સિલની પદવી મળતાં ૧૯૭૬માં ઇંગ્લેન્ડની લીડ્ઝ યુનિવર્સિટીના ગ્રીષ્મ વર્ગમાં 'ટીચિંગ ઓવ ઇંગ્લિશ એઝ અ સેકન્ડ લેંગ્વિજ'ના ગ્રીષ્મ વર્ગમાં ભણવા જવાની તક સાંપડી હતી. આ રીતે બીજી યુનિવર્સિટીમાં ભણવાનો અને તે પણ વિદેશની યુનિવર્સિટીમાં ભણવાનો સુયોગ મને સાંપડ્યો હતો.

આમ, ઔપચારિક અધ્યયન ભલે પૂરું થયું હોય, મારો સ્વાધ્યાય આજ સુધી ચાલુ જ છે. અંતિમ શ્વાસ સુધી એ ચાલુ રહે એ પ્રાર્થના છે (સંપૂર્ણ)

હેમેન્દ્ર એ. શાહ (AFIAP)

## વનનો રાજા - સિંહ

મોરારજીભાઈ સત્તા ઉપર હતા ત્યારે સિંહને રાષ્ટ્રીય પ્રાણી તરીકેનું બિરુદ આપવામાં આવ્યું હતું. તે યોગ્ય પણ હતું. હાલ વિશ્વમાં ફક્ત બે જ સ્થળોએ સિંહ તેના કુદરતી વાતાવરણમાં જોવા મળે છે. આફ્રિકા અને ગુજરાતમાં આવેલ ગીરના જંગલોમાં.

રાજકારણીઓથી તોબા!! મોરારજીભાઈથી અમુક સત્તાધારીઓને વાંકું પડ્યું. મોરારજીભાઈને જે લોકો 'ગુજરાતના સિંહ' તરીકે નવાજતા હતા તેઓએ સિંહને તેના આસન ઉપરથી પદભ્રષ્ટ કરી વાઘને "નેશનલ ઍનિમલ" તરીકે સિંહાસન ઉપર આરુઢ કર્યો.

સિંહ (Panthera Leo - Persica)ના જંગલ, ગીરને વ્યવસ્થિત રીતે ૧૯૬૫માં ગોઠવવામાં આવ્યું હતું. ગીરને રાષ્ટ્રીય અભયારણ્ય તરીકે ૧૯૭૨માં સ્થાપિત કરવામાં આવ્યું. તેનો વિસ્તાર આશરે ૧૫૦૦ સ્કે. કિ.મી.નો છે.

સમય સમયની વાત છે. એક જમાનામાં સિંહનો કે કોઈ પણ વન્ય પશુઓનો શિકાર કરવામાં કોઈને પણ આપણી પ્રજાને અને સરકારશ્રીને કશું વાંધાજનક લાગતું ન હતું. પોતાને શિકારી ગણાવામાં રાજા-મહારાજા-નવાબો, બાપુઓ અભિમાન લેતા હતા. હવે સમય બદલાયો છે. વાઈલ્ડ લાઈફ એક્ટ આવ્યો અને જન જાગૃતતા આવી. વન્ય પશુઓનો શિકાર ગેરકાયદેસર ગણાય છે અને આવું કરનાર વ્યક્તિ સામે લોકો તિરસ્કારથી જુએ છે. બંદૂકની નાળને બદલે ટેલિફોટો લેન્સથી શૂટિંગ થાય છે.

ઓગણસમી સદીના છેલ્લા બે દાયકા દરમિયાન અને વીસમી સદીના પહેલા દાયકામાં સિંહનો એટલો બધો શિકાર થયો કે ૧૯૧૩ના વર્ષમાં ગીરમાં ફક્ત ૨૦ સિંહ જ બચ્યા હતા.

આવા સંજોગોમાં પ્રજાએ જાગૃતતા બતાવીને જૂનાગઢના નવાબ તથા બ્રિટિશ સરકારને 'હવે બહુ થયું', તેમ સ્પષ્ટ જણાવ્યું. સિંહ નેસ્તનાબૂદ ન થાય તેની તકેદારી રાખવા કહ્યું. લોકોની વાત સાચી છે અને આ ગંભીર સ્થિતિથી બહાર નીકળવું જોઈએ તેમ લોર્ડ કર્ઝન અને જૂનાગઢના નવાબે કબૂલ કર્યું. તેઓ સિંહને બચાવવા તથા તેની વસ્તી વધારવા મેદાને પડ્યા. સૌથી પહેલાં તેઓએ કોઈ પણ જાતના શિકાર ઉપર પ્રતિબંધ મૂકી દીધો. લોર્ડ કર્ઝન તથા નવાબે અત્યંત કડક પગલાંની જાહેરાત કરી. તેઓના આવા ચુસ્ત વર્તનને લીધે સિંહ કાયમ માટે નેસ્તનાબૂદ થતો બચી ગયો.

દસ વર્ષની અંદર સિંહની વસ્તી પંચાવન થઈ ગઈ. ત્યાર બાદ ફોરેસ્ટ ડિપાર્ટમેન્ટની મદદ મળી. અને સિંહની વસ્તી ઉત્તરોત્તર વધતી થઈ. વાઈલ્ડ લાઈફ એક્ટ આવ્યો અને સ્થિતિમાં ધરખમ ફેરફાર થયો. થોડા થોડા વર્ષોને અંતે સિંહ અને બીજા વન્ય પશુઓની વસ્તી ગણતરી થવા માંડી. ૧૯૯૦ની ગણતરી મુજબ સિંહની વસ્તી ૨૮૦ની થઈ.

૧૯૯૫ની વસ્તી ગણતરી મુજબ તેની સંખ્યા ૩૦૪થી ૩૧૦ની આસપાસ થઈ. (જોગાનુજોગ આ લેખના લેખક ગીરના જંગલમાં કેમેરાથી શૂટિંગ કરવા હાજર હતા.)

આજે ગીરના જંગલમાં સિંહની વસ્તી આશરે ૩૪૦થી ૩૫૦ની માનવામાં આવે છે. દસ વર્ષ પહેલાં જંગલ ખાતાના એક ઉચ્ચ અધિકારીએ મને કહ્યું હતું કે આ ગતિએ સિંહની વસ્તી વધશે તો અમે સિંહ નજીવી કિંમતે (રૂપિયા દસ હજાર કે રૂપિયા વીસ હજારમાં) વેચવા પ્રેરાઈશું. જો કે આ વાત મને ગળે ઊતરી નથી. હવે તો સર્કસવાળા પણ સિંહને બતાવી શકતા નથી

તેથી તેઓની માંગણી પણ રહી નથી. આ રીતે સિંહને ચારે તરફથી સંરક્ષણ મળી રહ્યું છે, તે ઘણી આનંદની બાબત છે.

કદાચ ગીરમાં રોગચાળો ફાટી નીકળે અને તે નેસ્તનાબૂદ થાય તેથી મધ્ય પ્રદેશના જંગલોમાં તેમનું બીજું ઘર બનાવવાની ઘણી ચર્ચા થઈ અને તેનો વિરોધ પણ ઘણો થયો. સિંહ જેવા પ્રાણીને રાતોરાત ઘર બદલવાની વાત તર્કવિહીન અને બીનકુદરતી છે. આવું કરવાથી કદાચ નવા ઘરમાં તેઓ મૃત્યુ પામે તેવી શક્યતા હોવાથી આ બાબત હાલ તો ખોરંભે ચડાવાઈ છે.

સિંહની અલભ્ય તસવીરો પાડી (૯ સિંહ એક સાથે પાણી પીતા) સ્વ. શ્રી સુલેમાનભાઈ પટેલે સિંહ વિશે જાગૃતતા લાવવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે.

યુનિયન ટેરીટરી, દીવના શ્રી રમેશભાઈ રાવલે સિંહ વિશે ઘણી બધી નાની મોટી વિગતો ભેગી કરી તેમની પુસ્તિકા 'સિંહ જીવન દર્શન'માં દર્શાવીને એક સુંદર કાર્ય કર્યું છે.

સિંહને તમે કોઈ બિરુદ આપો કે ન આપો તેની અદ્દભુત પર્સનાલિટિને કોઈ ઝાંખ આવવાની નથી. વાઘને 'નેશનલ એનિમલ' તરીકે જાહેર કર્યો ત્યારે મુખ્ય દલીલ એમ કરવામાં આવી હતી કે વાઘ ભારતમાં ઘણાં સ્થળોએ જોવા મળે છે, સિંહ તો ફક્ત ગુજરાતમાં જ છે.

સિંહ બિલાડી કુળનું પ્રાણી છે (Cat Family) બિલાડી કુળમાં ઘણાં પ્રાણીઓ છે. વાઘ-સિંહ-દીપડો મુખ્ય છે. દીપડાને ઘણાં પ્રદેશોમાં 'ગુલદાર' અથવા 'તેંદૂઆ' પણ કહેવાય છે આપણે ત્યાં 'પેન્થર' તરીકે ઓળખાય છે. ચિત્તો પણ બિલાડી કુળનું પ્રાણી છે, પણ ઘણાં વર્ષોથી તે ભારતમાંથી લુપ્ત થયેલ છે. ચિત્તાની ડોક લાંબી હોય છે, મોઢુ નાનુ હોય છે, પગ લાંબા હોય છે, અને દીપડા કરતાં ઊંચુ વધારે હોય છે. સ્નો લિઓપાર્ડ, વાઈલ્ડ કેટ, અમેરિકામાં જોવા મળતા 'જાગુઆર' પણ બિલાડી કુળના પ્રાણીઓ છે.

સિંહનું વજન ૧૮૦થી ૨૧૦ કિલો જેટલું હોય છે. સિંહણનું વજન ૧૭૦થી ૧૮૦ કિલો હોય છે.



('...અત્યંત ગીચ ઝાડીની વચ્ચે હુ માંડ માંડ સિંહની બોડના અંદર ઘૂસ્યો તો ખરો! પણ અંદર પહોંચ્યા પછી વિકરાળ સિંહણને ત્રણ બચ્ચાની અડગ ચોકી કરતી જોઈ હું ડઘાઈ ગયો...')

પોતાના કુદરતી આવાસમાં (જંગલમાં) રહેતા સિંહનું આયુષ્ય ૧૮થી ૨૧ વર્ષનું હોય છે. પ્રાણીબાગમાં રહેતા સિંહનું આયુષ્ય ૨૨થી ૨૬ વર્ષનું હોય છે.

સિંહ હેવી વેઈટ રાજા છે, છતાં તે સહેલાઈથી જરૂર પડે ૩૫થી ૫૦ કિ.મી.ની ઝડપે દોડી શકે છે. સિંહ ગમે તેટલો ભૂખ્યો હોય તો પણ માનવી ઉપર હુમલો કરતો નથી. તે ગાય, ભેંસ, ચિત્તળ, નીલગાય, જંગલી ડુક્કર, સાબર વગેરેનું માંસ ખાય છે. ડુક્કરનું માંસ તેને સૌથી પ્રિય છે. એક વખત મારણ કર્યા પછી ચાર-પાંચ દિવસ સુધી તે ભોજન લેતો નથી. ભૂખ્યો ન હોય તો તેની પાસે ચિત્તળ કે બીજું પ્રાણી હોય તો પણ તેને મારતો નથી. આ પ્રમાણે વાઘ કે દીપડા માટે કહી શકાય નહીં.

તેને ગરમીની અસર જલ્દી થાય છે, તેથી ઉનાળામાં ઝાડ નીચે છાંયડામાં પડ્યા રહેવાનું પસંદ કરે છે. મારા અનુભવ પ્રમાણે સિંહ માનવીની સામે આંખો મેળવીને કળી જાય છે કે આ માનવી સારો છે કે તેની સામે હુમલો કરે તેવો છે.

એક પુસ્તકમાં વાંચેલું કે લગભગ ૮૦-૯૦ વર્ષ પહેલા સૌરાષ્ટ્રના એક ગામમાં એક સિંહ જૈન મુનિના

પ્રવચન સાંભળવા રોજ નિયમિત રીતે આવીને આખું પ્રવચન સાંભળતો. માનવીના સમૂહથી થોડે દૂર પોતાનું સ્થાન નક્કી કર્યું હતું.

પ્રવચન પૂરું થાય કે તુર્ત જ જંગલમાં અદશ્ય થતો હતો. સમયસર પહોંચતો સમયસર પાછો ફરતો.

ફોટોગ્રાફી કરવા એક વખત ગીરના જંગલમાં હું પરિભ્રમણ કરી રહ્યો હતો. મારી સાથે ચાર-પાંચ બીજી વ્યક્તિઓ પણ હતી. એક સિંહણના ફોટા પાડ્યા પછી અમે ફરી રહ્યા હતા. બીજી કોઈ તસવીર પાડી શકાય છે કે નહીં તે વિચારતાં હું ધીમે ધીમે ચાલતો હોવાથી બધાંની પાછળ રહી ગયો હતો, ત્યાં અચાનક મારી નજર સિંહના એક બચ્ચા પર પડી, જે એક ગીચ ઝાડીમાં બેસી રહ્યું હતું. ગીચ ઝાડી હોવાથી ઓછા અજવાળાને લીધે ફોટોગ્રાફી કરવી અઘરી હતી. તેથી મેં વિચાર કર્યો કે તેની નજીક જઈને એંગલ બદલીને ફોટો પાડીશ તો કદાચ ફોટો સારો પડશે. હું ઝાડીની વચ્ચેથી ડાય ખાતો સૂકી વેલોનો માર ખાતો ખાતો અંદર ઘૂસી ગયો. લગભગ ચાર-પાંચ વાર જેટલો નજીક પહોંચ્યો ત્યારે દશ્ય જોઈને સ્તબ્ધ થઈ ગયો. જમણી બાજુ વિકરાળ સિંહણ બચ્ચાની ચોકી કરી રહી હતી. અને ડાબી બાજુ બીજાં બે બચ્ચાં મારી સામે કુતૂહુલતાથી તાકી રહ્યાં હતાં. એક બે પળ માટે મારા ધબકારા અટકી ગયા. ગીચ ઝાડી હોવાથી ત્વરિત પરંત ફરવું શક્ય ન હતું. મેં જોયું કે હવે કોઈ હિસાબે હું બચીશ નહીં. મેં નક્કી કર્યું કે બે ફોટા પાડીને પછી મરીશ તો કાંઈક ઉપયોગી તસવીરો નવી પેઢી માટે મૂકતો જઈશ. ગભરાતા અને ધ્રૂજતા હાથે બે ત્રણ ફોટા પાડી દીધા. ધીમે રહીને પાછો ફર્યો અને ઝાડીના ડાળી-ડાંખરા વચ્ચેથી ચાલીને મુખ્ય રસ્તા પર આવી ગયો. ફરી આશ્ચર્ય થયું. ન તો મારા ઉપર હુમલો થયો ન તો મારી જિંદગી પૂરી થઈ. આ એક ચમત્કાર થયો કહેવાય. વિકરાળ પ્રાણીની સામે આવો ત્યારે દોડવું નહીં. શાંતિથી પીઠ ફેરવી ધીમે ધીમે ચાલતી પકડવી. આવા વખતે તેની સામે આંખ મેળવવી નહીં. આ નિયમ હું જાણતો હોવાથી તથા ઈશ્વરકૃપાથી હું બચી ગયો.

સિંહ ઉમદા પ્રાણી કહેવાય છે તેનો મને જાત-અનુભવ થઈ ગયો. તેમ છતાં હું કહીશ કે તેના બચ્ચાને નુકસાન થાય તેમ છે, તેવી સહેજ પણ લાગણી તેને થઈ હોત તો મારું મૃત્યુ નક્કી હતું. સિંહ ગુસ્સામાં એક પંજો મારે તો તેની અસર ૧૦૦ કિલોની હોય છે.

દીપડો કે વાઘ આ રીતે મારી સામે, આટલી નજીકથી આવ્યા હોત તો હું બચ્યો હોત ખરો?

ગીરનો સિંહ આફ્રિકાના સિંહથી વજનમાં અને સાઈઝમાં થોડો નાનો છે, પણ ગીરનો સિંહ ઘણો દેખાવડો અને બુદ્ધિશાળી છે.

ઘણી વાર તે રાતો રાત ૩૫થી ૪૫ કિ.મી. ચાલી નાખે છે. પૂંછડીથી મોંઢા સુધીની લંબાઈ આશરે ૯ ફૂટ જેટલી છે. મચ્છર તથા જંતુઓથી બચવા મોટે ભાગે ઘાસ-ઝાડી વગરના માર્ગ ઉપર સૂઈ જવાનું પસંદ કરે છે. આ કારણસર રાત્રે જીપ ચલાવતા જંગલ અધિકારીઓને રસ્તાની વચ્ચે તે જોવા મળ્યાના ઘણા દાખલા છે.

સાડા ત્રણથી ચાર વર્ષની ઉંમરની સિંહણ ગર્ભાધાન કરી શકે છે. પાંચ વર્ષની ઉંમરે તેની પ્રજનન શક્તિ પૂર્ણ કલાએ પહોંચે છે. ગર્ભાધાન પછી લગભગ ચાર મહિને ૧થી ત્રણ બચ્ચાને જન્મ આપે છે. અસામાન્ય કેસમાં ૪થી ૫ બચ્ચાંને જન્મ આપ્યાના પણ ઘણા દાખલા છે. સિંહ બહુ પત્નીત્વ ધરાવે છે. સિંહણ બચ્ચાંને જન્મ આપ્યાં પછી ચાર મહિના સુધી સિંહને તેની નજીક પણ આવવા દેતી નથી. ચાર મહિના સુધી સિંહણ તેનાં બચ્ચાં ઉછેરે છે તથા ખોરાક આપવાની ટ્રેનિંગ આપે છે. (ક્રમશઃ)

રમેશ ત્રિવેદી

રેણુકાએ મને ઢંઢોળીને જગાડ્યો, 'તમે નીચે જઈને કૂતરીને તગેડી મૂકો, આંગણામાં વિયાશે તો પાછી મારે એની ઊઠવેઠ...' ઊભા થઈને મેં બારી ખોલી. શિયાળાની મધરાતે ઠંડી હવાના ચમકારાએ ઘડીક તો મને ધ્રુજાવી મૂક્યો. કૂતરીનું રુદન, સન્નાટો, તાજાં જન્મેલાં ગલૂડિયાંનો અવાજ, અને રેણુકાનો ગુસ્સો : '...મૂઈ આ કૂતરી, જુઓને, આ ફેરા તો એને લટકતી સલામ...'

મેં બારી બંધ કરી. અમે પાછાં સૂઈ ગયાં.

મારી ઊંઘ ઊડી ગઈ હતી. હું નાઇટલેમ્પ સામે તાકતો પડ્યો રહ્યો.

ગયા વરસે પણ શિયાળામાં જ કૂતરી વિયાઈ હતી. રેણુકાના હરખનો પાર નહોતો, સતત ત્રણ દિવસ શીરો કરીકરીને ખવડાવેલો, ને છતાંય કૂતરી એનાં ગલૂડિયાં લઈને રાતોરાત પડોશણના બંગલામાં જતી રહેલી, ને આ જોઈને રેણુકા એકદમ રડમસ બની ગયેલી : 'નગણીએ મારા કર્યા કરાવ્યા પર પાણી ફેરવી દીધું; જોજોને, એના સામે થૂંકુંય નહીં હવે તો..' રેણુકાના ગુસ્સા પાછળ કૂતરી કરતાંય નિરાલીએ આપેલો અણકલ્પ્યા આઘાતનો સંકેત વિશેષ જણાયેલો. હા, રેણુકાની બહેનની દીકરીને અમે દત્તક લીધી હતી. એ છ મહિનાની હતી ત્યારથી એને સગી દીકરી કરતાંય વધારે લાડકોડથી ઉછેરીને મોટી કરી, ને તોય એક દિવસે કૉલેજમાંથી એ સીધી નાસી ગઈ ! ખૂબ શોધખોળને અંતે ભારે હૃદયે અમારે છાપામા આપવું પડેલું : 'વહાલી નિરાલી, સત્વરે ઘેર આવી જા, અમે અન્ન-જળનો ત્યાગ કર્યો છે !' – પણ નિરાલી ??...હા, ચારેક મહિના પછી એક દિવસે અચાનક ફોન આવ્યો. નિરાલી હવે નેન્સી બની ગઈ હતી. રેણુકા આ જાણીને ખૂબ ગુસ્સા સાથે રડી પડેલી : મૂઈ, નિરાલી, ...મેં તો આજથી જ નાહી નાખ્યું છે એના નામનું...'

મેં પડખું બદલ્યું. રેણુકાય કદાચ જાગતી જ પડી હતી. મગજમાં ફરી પાછી નિરાલીની આસપાસ વિચારોની ઘૂમરી...હા, બે દિવસ પહેલાં જ હું ઑફિસમાંથી કલાક વહેલો નીકળીને સીધો મેટર્નિટી હોમમાં પહોંચી ગયેલો. અમારી નિરાલીએ બેબીને જન્મ આપ્યો છે એ જાણ્યા પછી જીવ થોડો ઝાલ્યો રહે ! રેણુકા હજુય કદાચ ગુસ્સામાં હતી એટલે એનાથી છાનાછાના જવું એ મુનાસિફ હતું, પણ નિરાલી ઉર્ફે નેન્સીને મળ્યા પછી ?...હા, એણે કહેલું : 'પપ્પા, તમે થોડા મોડા પડ્યા હોં..મમ્મી હમણાં જ...' આ સાંભળીને ત્યારે મનોમન હું હસી પડેલો...

મોડી રાતે આંખ મળી. સવારે મોડા ઉઠાયું. કિચનમાંથી આવતા સાણસી, કપ-રકાબીના ખખડાટમાં રેણુકાનો રાતનો ગુસ્સો ભળેલો જણાયો. હું ઊઠીને સીધો કીચનના બારણે જઈને ચૂપચાપ ઊભો રહ્યો.

રેણુકાને તો નિરાલી ગઈ ત્યારની વાતની ઘીની બાધા હતી ને મારે માટે પણ ઘી વર્જ્ય હતું ને તોય ગરમાગરમ શીરો શેકાઈ રહ્યો હતો !! કદાચ કૂતરીનું પુનરાગમન તો ?? જોકે મને જરાય અચરજ ન થયું, હું તો વરસોથી ઓળખુંને આ બાઈને – બરાબર !

અશોક ચાવડા

## ગીતા અને આ જિંદગી



'ગીતા' વિશે અનેક વિદ્વાનો, વિચારકોએ પોતાના મત પ્રકટ કર્યા છે અને તે છતાં દર વખતે 'ગીતા'નો રસાસ્વાદ મમળાવવો પડે તેવી તરોતાજા 'ગીતા'ને શ્રી હરિભાઈ કોઠારીએ 'ગીતા અને આ જિંદગી' પુસ્તકમાં ગીતાના અધ્યાય અને ત્યાર બાદ તેને અનુરૂપ કાવ્ય સાથે તેનું નિરૂપણ કર્યું છે. શ્રી હરિભાઈ 'ગીતારસામૃત' અંતર્ગત કહે છે : 'રામાયણનું હાર્દ એટલે સીતા અને મહાભારતનું હાર્દ એટલે ગીતા! એકને વાલ્મિકીની ભાવના મળી, બીજી વ્યાસનો પ્રસાદ પામી. ભારતીય સંસ્કૃતિ એટલે સીતા અને ગીતાની સંસ્કૃતિ.'

પ્રસ્તુત પુસ્તકમાં તેમણે સંસ્કૃતમાં મૂળ શ્લોક રજૂ કરી ગુજરાતી અનુવાદ રજૂ કર્યો છે. ત્યાર બાદ તેનો વિચાર-વિસ્તાર કરી ભાવકને સરળતાથી તેનો ભાવાસ્વાદ જિંદગીને લક્ષ્યમાં રાખી કરાવી આપ્યો છે. ગીતા વિશેનું તેમનું ચિંતન ગીતા સાથેનું તેમનું વિશિષ્ટ અનુસંધાન સૂચવતું હોય તેવી પ્રતીતિ પુસ્તકમાંથી પસાર થતી વખતે અનુભવવા મળે છે. આ પુસ્તકથી 'ગીતા' વિષયક પુસ્તકોમાં એક વિશિષ્ટ ઉમેરો થયો છે, એટલું જ નહીં પણ ગીતા વિશેની એક અલગ દૃષ્ટિ પણ ગીતા-અભ્યાસુઓને જોવા મળી છે તે જાણવા પણ પુસ્તકનું રસપાન કરવું રહ્યું.

[ગીતા અને આ જિંદગી (જીવન વિષયક લેખો), લે. : હરિભાઈ કોઠારી, પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઈઝ, કાચું પૂંઠું, પૃષ્ઠ ૨૫૪, કિંમત ૧૬૦ રૂ.]

## લઘુકથા - આસ્વાદ



પ્રસ્તુત પુસ્તકમાં શ્રી રમેશ ત્રિવેદીની ૩૩ લઘુકથાઓ અને આ લઘુકથાઓનો અન્ય સાહિત્યકારોએ કરી આપેલો આસ્વાદ સમાવિષ્ટ છે. લઘુકથાનું સ્વરૂપ ખેડવા ઇચ્છુક સાહિત્ય-રસિકો માટે આ પુસ્તક આશીર્વાદરૂપ છે, એનું એક કારણ એ કે અહીં માત્ર લઘુકથા જ નથી, પણ જે-તે લઘુકથા પોતાનું સ્વરૂપ શી રીતે સિદ્ધ કરે છે તે સૂચવતા વિદ્વત્તાભર્યા આસ્વાદ-અભ્યાસ-લેખો છે.

ડૉ. ચિનુ મોદીએ આસ્વાદ અંતર્ગત લઘુકથા વિશે જે ટિપ્પણી કરી છે તે સૂચક છેઃ '...લઘુકથા એ કથાનકને લઈને ચાલતું, ટૂંકી વાર્તાથી સ્વતંત્ર એવું કળાસ્વરૂપ છે. ટૂંકી વાર્તાની ઇબારતમાં કથાનકથી નીપજતી ભાવક્ષણ માટે ધૂમકેતુએ 'તણખો' શબ્દ આપણને આપ્યો; લઘુકથા એ તણખાનો પરમાણુ છે. તણખો અણુ અને આ અણુને વિભાજિત કરો તો પરમાણુ પાસે પહોંચાય...'

પ્રસ્તુત લઘુકથાઓ સ્વતંત્ર રીતે પણ આસ્વાદ્ય છે, જે શ્રી રમેશ ત્રિવેદીની લઘુકથા-સાધનાનું પરિણામ છે. સાહિત્ય ક્ષેત્રે લઘુકથાનું સ્વરૂપ ખેડવા ઇચ્છુક લેખકો તેમજ લઘુકથાને ગંભીર રીતે માણવા ઇચ્છુક ભાવકો માટે આ પુસ્તક રાહબરની ગરજ સારે છે.

[લઘુકથા-આસ્વાદ (લઘુકથાનો વિવેચનાત્મક અભ્યાસ) લે. સં. : રમેશ ત્રિવેદી, પ્રકાશક : પોતે, ૩૩, રોયલ વ્યૂ સોસાયટી, કડી-૩૮૨૭૧૫, પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઈઝ, કાચું પૂંઠું, પૃષ્ઠ ૧૨૮, કિંમત ૮૦ રૂ.]

## કાવ્ય-સંગીત સમારોહ-૨૦૦૭

'ગુજરાત સમાચાર' અને 'સમન્વય'ના સંયુક્ત ઉપક્રમે ગુજરાતી ગીત સંગીત અને ચિરંજીવ કવિતાના સુભગ સમન્વયથી ચાર દિવસનો 'કાવ્ય સંગીત સમારોહ' કાર્યક્રમ તા. ૧૪થી ૧૭ ફેબ્રુઆરી દરમિયાન કાશીરામ અગ્રવાલ હોલ, અમદાવાદ ખાતે યોજાઈ ગયો. બે હજારથી પણ વધુ હકડેઠઠ ભરાયેલી મેદની અમદાવાદની ગીત-સંગીત રસિક જનતાને દાદ દેવા પ્રેરતી હતી, સાથોસાથ આટલા વિશાળ અમદાવાદમાં આવા કાર્યક્રમો માટે બે હજાર જેટલા લોકોને સમાવી શકાય એવો કોઈ હોલ નહિ હોવાની ઊણપ પણ અછતી રહેતી ન હતી. અંકિત ત્રિવેદી અને વિક્રમ પટેલનું અદ્‌ભુત આયોજન હતું. નેપથ્યે રહીને ગુજરાતી સંગીતની ગઈ કાલ, આજ અને આવતી કાલનો અંદાજ આપતા આ ચાર દિવસના સંગીત સત્રના આયોજન બદલ અને છેલ્લાં કેટલાંક વર્ષોથી આ પરંપરા પ્રસ્થાપિત કરવા માટે આ બંધુઓ અભિનંદનના અધિકારી છે.

તા.૧૪મીએ કાર્યક્રમના પહેલા દિવસે સ્વરકિન્નરી લતા મંગેશકરના મોટાભાઈ હૃદયનાથ મંગેશકરે વિશેષ ઉપસ્થિત રહીને કાર્યક્રમને જબરજસ્ત બળ આપ્યું, જ્યારે કવિ શ્રી સુરેશ દલાલે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. 'કવિતાનો શબ્દ' અંતર્ગત શ્રી ગુણવંત શાહે વાત કરી હતી.

એ પછી 'ભજન એ જ સ્વજન' શીર્ષક હેઠળ જાણીતા યાદગાર ભજનોથી ત્રીજા વર્ષના કાર્યક્રમની શરૂઆત થઈ જેમાં સર્વશ્રી પુરુષોત્તમ ઉપાધ્યાય, રાસ બિહારી દેસાઈ, જનાર્દન રાવલ, વિભા દેસાઈ, શ્યામલ- સૌમિલ મુન્શી, રવિન નાયક, આશિત દેસાઈ, હેમા દેસાઈ, તેમ જ ઐશ્વર્યા મજુમદારે ભજનો રજૂ કર્યા હતા.તેના પછી વેલેન્ટાઈન ડેના પરિપ્રેક્ષ્યમા 'મનના મેળ' શીર્ષક હેઠળ ગુજરાતીમાં જેટલાં સર્વશ્રેષ્ઠ અને લોકપ્રિય ડ્યુએટ્સ અત્યાર સુધી આવ્યાં છે, તે તમામ ડ્યુએટ્સ ઉર્મિશ અને વૈશાલી મહેતા, વિરાજ બિજલ ઉપાધ્યાય, સંજય ઓઝા અને દર્શના ગાંધી તેમજ પાર્થિવ ગોહિલ અને જહાન્વી શ્રીમાનકર દ્વારા રજૂ થયાં હતા. આ કાર્યક્રમનું સંચાલ ડૉ. રઈશ મણિયારે કર્યું હતું.

તા.૧૫મીએ બીજા દિવસે કવિ શ્રી તુષાર શુક્લે 'કવિતાના શબ્દ'નો રસાસ્વાદ કરાવ્યો. એ પછી 'અઢી અક્ષરનું ચોમાસુ' શીર્ષક હેઠળ રાસબિહારી દેસાઈનાં સ્વરાંકનો રજૂ થયાં. ત્યાર બાદ 'ગીત ગુલાબી' શીર્ષક અંતર્ગત સુગમ સંગીતના પાયાના સ્વરકારો અજિત શેઠ, પરેશ ભટ્ટ, રસિકલાલ ભોજક, નીનુ મજુમદાર, અવિનાશ વ્યાસ, અજિત મરચન્ટ, ગૌરાંગ વ્યાસ, *દિલીપ ધોળકિયા, દક્ષેશ ધ્રુવ, આશિત દેસાઈ તેમ જ* પુરુષોત્તમ ઉપાધ્યાયનાં સ્વરાંકનો રજૂ થયાં. આ કાર્યક્રમનું સંચાલન શ્રી પ્રણવ પંડયાએ કર્યું હતુ.

ત્રીજા દિવસે તા.૧૬મીએ શ્રી હર્ષ બ્રહ્મભટ્ટ 'કવિતાનો શબ્દ' વિષય પર બોલ્યા, ત્યાર બાદ 'ગઝલ ગુલાબી' શીર્ષક હેઠળ ગુજરાતી સુગમ સંગીતની જાણીતી ગઝલો નામાંકિત અને સિદ્ધહસ્ત અવાજોમાં રજૂ થઈ. એ પછી આ વર્ષના સ્વરકાર અમર ભટ્ટનાં સ્વરાંકનો રજૂ થયા. કાર્યક્રમનું સંચાલન શ્રી નીતિન વડગામાએ કર્યુ હતું.

તા. ૧૭મીએ શ્રી શ્રી રવિશંકરની વિશેષ ઉપસ્થિતમાં 'ગુજરાત સમાચાર'ના તંત્રી સદ્‌ગત શ્રી શાંતિલાલ અ. શાહને શ્રદ્ધાંજલિ અર્પવામાં આવી. પૂ. મોરારિ બાપુએ આ વર્ષથી ગુજરાતી સુગમ સંગીતમાં શરૂ કરેલો સૌથી મોટો અવૉર્ડ 'શ્રી અવિનાશ વ્યાસ સુગમ સંગીત અવૉર્ડ' શ્રી દિલિપ ધોળકિયાને એનાયત કરાયો, જે અંતર્ગત તેમને રૂા. સવા લાખનો અવૉર્ડ એનાયત થયો. કાર્યક્રમમાં 'કવિતાનો શબ્દ' પર કવિ શ્રી માધવ રામાનુજ બોલ્યા. *(જુઓ આ અંકમાં 'કેફિયત')* બાદમાં 'આકાશ સવાયા ગુજરાતીનું' શીર્ષક હેઠળ ભૂપિન્દર અને મિતાલીસીંગ, આનંદકુમાર સી ધનશ્રી પંડિત, સાધના સરગમ અને શેખર સેને સુદર ગુજરાતી રચનાઓ રજૂ કરી. કાર્યક્રમનું સંચાલન શ્રી મુકુલ ચોકસીએ કર્યુ હતું.

સંકલન : અશોક ચાવડા

## પુરસ્કાર/સન્માન

- શ્રીમતી ઉષાબહેન જાની અને શ્રી ગુલાબભાઇ જાનીને તા. ૪ ફેબ્રુઆરીના રોજ યંગમૅન્સ ગાંધીઅન એસોસિએશન, રાજકોટ પ્રેરિત ૨૦૦૬ના વર્ષનો 'અશોક ગોંધિયા' અવૉર્ડ એનાયત કરવામાં આવ્યો.
- દિલ્હી સાહિત્ય અકાદમી, દિલ્હી, રમતગમત અને યુવા સાંસ્કૃતિક પ્રવૃતિ, ગાંધીનગર તથા ગુજરાત સાહિત્ય અકાદમીના ઉપક્રમે સર્વ શ્રી હરીશ નાયક, સાંકળચંદ જે.પટેલ.નટવર ગોહેલ અને દાદુ રબારી- આ ચાર ગુજરાતના બાળસાહિત્યકારોનું તા. ૨૬ જાન્યુઆરીના રોજ રાષ્ટ્રપતિ એ.પી.જે.અબ્દુલ કલામે દેશમાંથી વિવિધ રાજયોના ૬૦ જેટલા બાળસાહિત્યકારો સાથે સન્માન કર્યું હતું.
- તા. ૨૮ જાન્યુઆરીના ૨૦૦૭ રોજ ઠાકોરભાઈ દેસાઈ હોલ ખાતે ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળના ઉપક્રમે પૂજય શ્રી મોરારિબાપુના હસ્તે સામાજિક સંસ્થામાં સેવા અર્થે જીવન સમર્પિત કરનારને અપાતો શ્રી અરુણાબહેન દેસાઈ અવૉર્ડ શ્રી પૂર્ણિમાબહેન પકવાસાને, શિક્ષણક્ષેત્રે ઉજજવળ અને ઉત્તમ સંનિષ્ઠ સેવા બદલ અપાતો શ્રી ઈન્દ્રબા ભોગીન્દ્રરાવ દિવેટિયા અવૉર્ડ શ્રી જશીબહેન રઘુભાઈ નાયકને, સામાજિક ક્ષેત્રે સંનિષ્ઠ સેવાઓ બદલ અપાતો શ્રી ચિત્તશાંતિબહેન દિવાનજી અવૉર્ડ ડૉ.ચંદ્રિકાબહેન કાન્તિલાલ રાવલને, સંનિષ્ઠ જાગ્રત શિક્ષકનો શ્રી મધુબહેન શાસ્ત્રી અવૉડ શ્રી આયશાબહેન રાજાભાઈ પટેલને, સ્વબળે આત્મનિર્ભર થનારને અપાતો પૂજયશ્રી મણિબા અવૉર્ડ શ્રી ફૂલકોરબા રામભા જાડેજાને અને શિક્ષણમાં વહીવટી ક્ષેત્રે ઉત્તમ સેવા બદલ અપાતો ગુજરાતી સ્ત્રી કેળવણી મંડળ અવૉર્ડ શ્રી જગદીશભાઈ ગુલાણીને એનાયત કરવામાં આવ્યાં.
- ગુજરાતી સાહિત્ય પરિષદે ૨૦૦૪-૨૦૦૫નાં હમણાં જાહેર કરેલ પારિતોષિકોમાં શ્રી રમણલાલ જોશી વિવેચન પારિતોષિક શ્રી નીતિન મહેતા અને શ્રી હર્ષદ ત્રિવેદીને આપવાની જાહેરાત થઈ છે. (વિગતવાર અન્ય પારિતોષિકોની વિગતો માટે જુઓ 'પરબ' - પૃ.૭૯થી ૮૧, ફેબ્રુઆરી ૨૦૦૭)
- ગુજરાતી સાહિત્ય પ્રકાશક અને વિક્રેતા મંડળ તથા ગુજરાતી પ્રકાશન મંડળ દ્વારા પ્રકાશન ક્ષેત્રે વિશિષ્ટ ભાત પાડતા પ્રકાશનોની સૂઝ તથા અવનવા પ્રયોગો કરવાની દૃષ્ટિ દાખવવા બદલ 'સાહિત્ય સંગમ'ના પ્રકાશક શ્રી નાનુભાઈ નાયક અને 'ગ્રંથલોક'ના સ્થાપક-સંચાલક શ્રી વનરાજ માલવી એમ બે સુરતવાસી પ્રકાશકોનું સન્માન સુરત ખાતે શ્રી દીનાનાથ મલ્હોત્રાએ શાલ ઓઢાડી અને ગૂજરાત વિદ્યાપીઠના કુલપતિ શ્રી સુદર્શન આયંગરે માનપત્ર અપર્ણ કરી કર્યું હતું. મંડળના પ્રમુખ શ્રી જિતેન્દ્ર દેસાઈએ પરિચય આપ્યો હતો.
- શ્રી પ્રિયકાન્ત પરીખને તેમ જ શ્રી જોરાવરસિંહ જાદવને વડોદરા ખાતે યોજાયેલ એન.આર.આઈ. સંમેલનમાં 'પ્રાઈડ ઑફ ગુજરાત - ૨૦૦૭' અવૉર્ડ એનાયત કરવામાં આવ્યો.
- શ્રી જોરાવરસિંહ જાદવને હ્યુમન સોસાયટી ઑફ ઇન્ડિયા દ્વારા 'ઝવેરચંદ મેઘાણી અવૉર્ડ' એનાયત કરવાની ઘોષણા કરાઈ છે.
- શ્રી પ્રતાપરાય ત્રિવેદીને ૨૦૦૫ના વર્ષનો અને શ્રી માધવ જોશી 'અશ્ક'ને ૨૦૦૬ના વર્ષનો કચ્છી સાહિત્ય અકાદમી તરફથી ગૌરવ અવૉર્ડ અર્પણ કરવામાં આવ્યો.
- શ્રી આલોક ગુપ્તાને 'ઉન્નયન' સામયિક દ્વારા દર વર્ષે વિવેચન માટે અપાતું 'ડૉ. રામવિલાસ શર્મા આલોચના સન્માન' ૨૦૦૫ના વર્ષ માટે અર્પણ કરવાની ઘોષણા કરાઈ છે.

## અવસાન

- શ્રી જનક ત્રિવેદીનું હૃદયરોગને લીધે દુઃખદ અવસાન થયું છે. તેઓ વાર્તાકાર, નવલકથાકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં જાણીતા હતા.
- શ્રી ગાયત્રીપ્રસાદ ભટ્ટનું ૭૧ વર્ષની વયે ૨૪-૧-૦૭ના રોજ દુઃખદ અવસાન થયું છે. તેઓ ગુજરાતી વિશ્વકોશના ઈજનેરી વિભાગ સાથે લેખક, સંપાદક રૂપે સંકળાયેલા હતા.

## લોકાપર્ણ / કાવ્યપઠન

- તા. ૨૧ જાન્યુઆરીના રોજ કોલકાતા મુકામે 'ગુજરાતી વિશ્વકોશ'નો ૨૨મો ગ્રંથ તથા 'ગુજરાત' અને 'હસ્તપ્રત વિજ્ઞાન' પુસ્તકોનો વિમોચન સમોરોહ અધ્યક્ષ શ્રી સી. કે. મહેતા, પ્રો. સ્વપ્ન મજુમદાર, શ્રી ધીરુભાઈ ઠાકર, શ્રી કુમારપાળ દેસાઈ, શ્રી નવનીત શાહ અને શ્રી ચંપકભાઈ દોશીની ઉપસ્થિતિમાં યોજાઈ ગયો. આ પ્રસંગે સર્વ શ્રી ડૉ. ચંદ્રકાન્ત શેઠ, ડૉ. શિલીન શુકલ, ડૉ. ધનવંત શાહ, હર્ષદ દોશી, નીતિન શુકલ, શાહબુદ્દીન રાઠોડ અને પ્રીતિ શાહે વકતવ્યો આપ્યાં હતાં.
- શ્રી ચંદ્રકાન્ત મહેતા કૃત 'તો કેડી બનશે રાજપથ', 'પગલે પગલે પ્રગટે કમળ', 'અશ્રુ આઝાદીની આંખના', 'અનકહા દર્દ', 'મીર કાવ્ય એવમ્ કવિ મીર મુરાદ - મુરાદવાણી' તથા 'બિયોન્ડ ધ હોરાઈઝન્સ એન્ડ અધર સ્ટોરીઝ' એમ સાત પુસ્તકોનું લોકાર્પણ ૨૨-૧-૨૦૦૭ના રોજ ગુજરાત રાજયપાલ શ્રી નવલકિશોર શર્મા અને ભૂતપૂર્વ નાયબ મુખ્ય પ્રધાન નરહરિ અમીનના હસ્તે કરવામાં આવ્યું.
- શ્રી ભરત વિંઝુડા કૃત ગઝલસંગ્રહ 'પ્રેમપત્રોની વાત પૂરી થઈ'નું લોકાર્પણ ૨૦-૨-'૦૭ના રોજ પૂજ્ય શ્રી મોરારિબાપુના હસ્તે કરવામાં આવ્યું. આ પ્રસંગે યોજાયેલ કવિસંમેલનમાં સર્વ શ્રી ચિનુ મોદી, હર્ષદ ચંદારાણા, સંજુ વાળા, કૃષ્ણ દવે, કિરીટ દૂધાત, હરજીવન દાફડા, નટવર રાવળ અને અનિલ ચાવડાએ કાવ્યપઠન કર્યું હતું. સંચાલન શ્રી હરદ્વાર ગોસ્વામીએ કર્યું હતું. વાર્તાકાર શ્રી નાનાભાઈ હ. જેબલિયાએ આવકારવિધિ અને આભારવિધિ પ્રા. કેસર મકવાણાએ કરી હતી.
- 'રજૂઆત'ના ઉપક્રમે ૨૭-૧-'૦૭ના રોજ ગોધરા મુકામે યોજાયેલ કવિસંમેલનમાં સર્વ શ્રી અદમ ટંકારવી, વિવેક કાણે, મકરંદ મૂસળે, હરદ્વાર ગોસ્વામી, ચંદ્રેશ મકવાણા, બ્રિજ પાઠક અને અનિલ ચાવડાએ કાવ્યપઠન કર્યું હતું. સંચાલન શ્રી અંકિત ત્રિવેદીએ કર્યું હતું. આભારવિધિ પ્રિ. રિષભ મહેતાએ કરી હતી.

## વ્યાખ્યાન / ઈતર

- તા.૩૦-૧૨-૨૦૦૬ના રોજ ભારતીય વિદ્યાભવન અને કવિશ્રી હરિશ્ચંદ્ર ભટ્ટ પરિવારના સંયુક્ત ઉપક્રમે કવિ શ્રી હરિશ્ચંદ્ર ભટ્ટની જન્મશતાબ્દી પ્રસંગે મુંબઈમાં યોજાયેલ કાર્યક્રમ અંતર્ગત સર્વશ્રી રઘુવીર ચૌધરી અને ચંદ્રકાન્ત શેઠે વક્તવ્યો આપ્યાં હતાં. શ્રી નિરંજન ભગત નાદુરસ્ત તબિયતને લીધે હાજર રહી શક્યા ન હતા, પરંતુ તેમના વ્યાખ્યાનનું પઠન કરવામાં આવ્યું હતું.
- તા. ૬-૭ જાન્યુઆરીના રોજ સાહિત્ય અકાદમી અને ગુજરાતી સાહિત્ય પરિષદના સંયુક્ત ઉપક્રમે ગોવર્ધનરામ ત્રિપાઠી નિર્વાણ શતાબ્દી નિમિત્તે યોજાયેલ રાષ્ટ્રિય પરિસંવાદમાં વિવિધ વક્તાઓએ ગોવર્ધનરામને લક્ષ્યમાં રાખી રસપ્રદ વકતવ્યો આપ્યાં હતાં.
- તા.૮ જાન્યુઆરીના રોજ સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, ભાષા-સાહિત્ય ભવન અને બર્મિંગહામ કોલેજ, બ્રિટનના સંયુક્ત ઉપક્રમે 'બ્રિટિશ-ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ' વિષયક પરિસંવાદ અંતર્ગત સર્વ શ્રી. ડૉ. બળવંત જાની, ડૉ. પ્રવીણ શેઠ, પ્રીતિ સેનગુપ્તા, વિપુલ કલ્યાણી, વલ્લભ નાંઢા અને રમેશ પટેલે વક્તવ્યો આપ્યાં હતાં.
- તા. ૧૫ ફેબ્રુઆરીના રોજ અમદાવાદમાં રજવાડું ખાતે આવેલી પુસ્તકની દુકાન 'ગ્રંથમાધુર્ય'માં કવિ શ્રી સુરેશ દલાલે 'પુસ્તકોનો આનંદ' અંતર્ગત વક્તવ્ય આપ્યું હતું.

# આ અંકના લેખકો

| | |
|---|---|
| • ચંદ્રકાન્ત શેઠ | બી-૯, પૂર્ણેશ્વર ફ્લેટ્સ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-૩૮૦૦૧૫ |
| • પ્રબોધ ર. જોશી | 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮ |
| • ડૉ. હર્ષદેવ માધવ | એ-૧૨, હીરામોતી ટેનામેન્ટ્સ, સિદ્ધિ કોમ્પેલેક્ષ પાસે, ચાંદખેડા, અમદાવાદ-૩૮૨ ૪૨૪ |
| • ડૉ. રશ્મિકાન્ત ધ્રુવ | સંસ્કૃત વિભાગ, સદ્ગુણા આર્ટ્સ કૉલેજ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ |
| • સુવર્ણા | ૧૦૨, અનીકા ઍપાર્ટમૅન્ટ, અમર સોસા. પાછળ, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯ |
| • સુભાષ શાહ | ૩, ચંદ્રરત્ન ઍપાર્ટમૅન્ટ, ૬૩-પ્રીતમનગર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૩૮૦ ૦૦૬ |
| • ઊજમશી પરમાર | ૭૫, સમરથનગર, હાંસોલ, અમદાવાદ-૩૮૨ ૪૭૫ |
| • ઉશનસ્ | લક્ષ્મીશેરી, મદનવાડ, વલસાડ-૩૯૬ ૦૦૧ |
| • ડૉ. કેશુભાઈ દેસાઈ | ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ-૧૩૨, સેક્ટર-૧૯, ગાંધીનગર-૩૮૨ ૦૧૯ |
| • મીનાક્ષી ચંદારાણા | એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૩૯૦ ૦૨૩ |
| • અશ્વિન ચંદારાણા | એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા-૩૯૦ ૦૨૩ |
| • અશોક ચાવડા | ૩, મધુબન ઍપાર્ટમૅન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩ |
| • માધવ રામાનુજ | જે-૧૧, વિક્રમ ઍપાર્ટમૅન્ટસ, શ્રેયસ ક્રોસિંગ પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫ |
| • રાધેશ્યામ શર્મા | ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતા મંદિર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૨૨ |
| • ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ' | શાક માર્કેટ, નેતાજી બજાર, દાહોદ |
| • દુષ્યંત પંડ્યા | 'સન્નિધિ', ૫, પટેલ કૉલોની, માર્ગ - ૪, જામનગર-૩૬૧ ૦૦૮ |
| • હેમેન્દ્ર એ. શાહ | ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ-૩૮૦ ૦૫૪ |
| • રમેશ ત્રિવેદી | ૩૩, રોયલ વ્યૂ સોસાયટી, કરણનગર રોડ, કડી (ઉ.ગુ.)-૩૮૨ ૭૧૫ |

**Uddesh** (A literary, cultural magazine) **March 2007** Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Ahmedabad PSO under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

## ઉર-અવાજ

અહીં સભર વારિથી ઊભરતી વહે સાગરે
નહીં, જલધિગાન ત્યાં મધુર રૌદ્ર ગાજે અને
અગાધ ઉદરે વિશાળ પ્રકૃતિ તણા વૈભવો
દીસે, ગિરિવરો તણાં શિખર ચૂમતાં વ્યોમને,
લચી વિવિધ પુષ્પકુંજ મધુ સૌરભે, ને તહીં
મયૂર શુક કોકિલા વિહગવૃંદ કૈં ટ્હુકતાં,
ફૂલો રસભર્યાં, વનો ગહન, વાયુ શીળાઊના-
નિગૂઢ પ્રકૃતિપ્રભા, કણકણે ભરી ભવ્યતા!

પૂછું : પ્રકૃતિદત્ત વૈભવ મહીં પરિતોષ કૈં?
તહીં ઉર-અવાજ ક્હે : 'ન સમજી શકું જ્યાં સુધી
અહો પ્રકૃતિની પ્રભા, સુખવિરામ ના ત્યાં સુધી.'
ચહે ઉર નિહાળવા સકલ વિશ્વના હાર્દને!
અને હૃદય આશ તું હર હમેશ ઉલ્લાસમાં
ધપી સડસડાટ જા વ્યરથ યત્ન જાતો ભલે!

૬ ૪-૧૯૪૯

**રમણભાઈ બી. પટેલ**

*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :
Zydus
dedicated to life

'Zydus Tower', Satellite Cross Roads Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www zyduscadila com

સર્વભાષાસરસ્વતી

# ઉદ્દેશ

એપ્રિલ ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
રમણલાલ જોશી

વર્ષ સત્તરમું : અંક : ૯



**ડૉ. વસંત પરીખ**
(૧૪-૨-૧૯૨૯ – ૧૬-૩-૨૦૦૭)

‘એક દિવસે હૉસ્પિટલના કોઈ પલંગમાં ધોળી દૂધ જેવી ચાદર નીચે મારો દેહ ઢંકાયેલો હશે. મારા શરીરમાં બનાવટી જીવન રેડશો નહિ. મારી જગ્યાને મૃત્યુશય્યા નહિ, જીવનશય્યા ગણજો. મારા શરીરને બીજા કોઈનું જીવન ચેતનવંતું બને તે માટે ઉપયોગમાં લેજો. બાકીનું શેષ બાળજો. પછી રાખ પવને ઉડાડજો. એ નવાં ફૂલ ખીલવશે. મને દાટવાનો અભરખો હોય જ તો મારા દુર્ગુણો, દુર્બળતાઓ, મારી મર્યાદાઓ અને મનુષ્ય સામેના પૂર્વગ્રહો દાટજો. કદાચ મને યાદ કરવા માંગતા હો તો કોઈ રોતી આંખનાં આંસુ લૂછીને, કોઈ સૂરદાસને સરિયામ રસ્તે હાથ આપીને, કોઈના ઘાને લાગણીસભર શબ્દોથી રૂઝવીને યાદ કરજો.’

રેખાંકન શ્રી રાજેશ રાણા દ્વારા

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમુ | અંક . નવમો | સળંક અંક : ૧૯૯

## અનુક્રમ : એપ્રિલ ૨૦૦૭



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ


• 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે

• 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે

• વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (ઍરમેલ) રૂ ૭૫૦, છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે

• 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો

• 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે

• 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહી પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે સપાદક સમત છે એમ માની લેવુ નહીં

• કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,

**C/o, પ્રબોધ ર જોશી**
**'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,**
**બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮**
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સજોગોમા રાત્રે ૮-૦૦ પછી )

• 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨. સૌરભ પુસ્તક ભડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણદ-૩૮૮૦૦૧
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઇમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬



**આદ્યતંત્રી : રમણલાલ જોશી** | **સંપાદક : પ્રબોધ ર. જોશી**

પ્રકાશક મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઇ સ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

ટાઈપસેટિંગ . મૈત્રી પ્રિન્ટપેક, ૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૧૩ (મો ) ૯૪૨૬૬ ૮૦૬૩૩

મુદ્રણસ્થાન ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

એપ્રિલ ૨૦૦૭

૧૯૯

53614

# વસંત વીતી

વસંત વીતી, નવ આમ્ર-મંજરી
ખરી, પડી યૌવનદેહ - મંજરી
ને ગ્રીષ્મની વાદળછાંયડી મહીં
ઊગેલ એકાન્ત તળાવને ખૂણે
ઝાંખી લાલાશવાળી ધવલ કમલિની, એવું સૌંદર્ય તારું. (હરિશ્ચંદ્ર ભટ્ટ)

'સ્વપ્નપ્રયાણ'નું ઘેન હજુ ઓસર્યું નથી, કેફ હજુ ઉતર્યો નથી ને ડૉ. વસંત પરીખની વિદાયના સમાચાર આવ્યા. એમના પ્રથમ પરિચયની સ્મૃતિ ઝળકી. કંઈક આવી છે :

વતન વડનગરમાં. મારી બિમારી લાંબી ચાલે છે. દાદાજી નાગરિક મંડળની 'મોટી' હૉસ્પિટલમાં લઈ જાય છે. એક ડૉક્ટર પૂરી એકાગ્રતાથી કોઈક દરદીને તપાસી રહ્યા છે. આસપાસનો પરિવેશ જાણે છે જ નહિ. શારીરિક તપાસ પછી કુટુંબની - કેટલાં છોકરાં છે અને એવી બીજી વાતો કરે છે. અહીં સુધી એ બહેન કેવી રીતે આવ્યાં, હવે પાછાં કેવી રીતે જવાનાં, એમના વર શું કરે છે વિ. વિ. હું આ બધું જોઉં - સાંભળું છું કશાક ન સમજાતા ભાવ સાથે. અને પછી મારો વારો આવે છે. મને પહેલો પ્રશ્ન ભણવા વિશે - ભણવાનું કેવું ચાલે છે, કયા વિષયોમાં રસ પડે છે. વિ. વિ. અને પછી મૂળ બિમારીની વાત ઉપર આવે છે. મને આ ડૉક્ટર કંઈક જુદા લાગે છે.

ડૉ. વસંત પરીખનો શિશુવયે થયેલો મારો એ પહેલો પરિચય.

એ પછી ગામમાં ચૂંટણીનાં પડઘમ વાગવા માંડે છે. 'બે બળદની જોડી, કોઈ ન શકે તોડી' એવા નારા જાહેર ભીંતો પરથી ય સંભળાય છે. મહોલ્લામાં, બજારમાં બધે ફળિયાવાળાઓની અવરજવર વધી જાય છે. ડૉ. વસંત પરીખ પણ ચૂંટણીમાં ઊભા છે અને ચૂંટણીના ખર્ચ માટે લોકો સામેથી ફાળો આપે છે એવું સાંભળવામાં આવેલું. બચતના સાત રૂપિયા બા (દાદીમા)ને સાચવવા આપ્યા હતા, એમાંથી બે રૂપિયા માગ્યા. છણકો સાંભળ્યો - શું કરવું છે? પાછી ઇન્ડિપેન...? ના... ના... એમની આત્મિયતાભરી વાતોની એટલી અસર શિશુચિત્ત પર રહી હશે કે એમની મદદે દોડી જવાનું પણ મનમાંથી એમ જ સ્ફૂર્યું હશે. (ચૂંટાયા પછી એમણે જે રીતે પળ પળ અને પાઈ પાઈનો હિસાબ આપ્યો ને સતત આપતા રહ્યા એ ઇતિહાસ તો અદ્વિતીય છે. એમની લોકસેવા-દરદી નારાયણની સેવા, સાહિત્ય અને સંસ્કૃતિની સેવા વિશે અહીં 'ઉદ્દેશ'નાં પૃષ્ઠોમાં તુષારભાઈ - ડૉ. કેશુભાઈ અને ડૉ. અનામીએ લખ્યું જ છે.)

પછીના લાંબા સમયની કોઈ વિશેષ સ્મૃતિ નથી. આસપાસની દુનિયામાંથી એમના વિશે સાંભળતો રહું અને પિતાશ્રી એમને મારા સમાચાર આપતા રહે અને મને કહેતા રહે એટલું જ. મિત્ર તુષાર ભટ્ટનાં 'રેતીમાં રેખાચિત્રો' પુસ્તકનું પ્રકાશન થયું અને એમાં એમનું ય એક ચિત્ર વાંચવામાં આવ્યું ત્યારે કોઈક સહપ્રવાસમાં તુષારભાઈ સાથે એમના વિશે વાતો થયેલી....

થોડાંક વર્ષો ઉપર એક મોડી સાંજે પિતાશ્રીનો ફોન આવ્યો : 'ડૉ. વસતંભાઈનો તારા પર પત્ર આવ્યો છે.' બીજે દિવસે મંગાવી લીધો. કોઈકની નોકરી માટેના એ ભલામણપત્રમાં એ ભાઈની પરિસ્થિતિનું આકલન, એમની શૈક્ષણિક અને બીજી સજ્જતા વિશેનું પોતીકું નિરીક્ષણ અને પછી કોઈ પણ પ્રકારના ભાર વિનાની ભલામણ. વાંચતાં જ સક્રિય થવા પ્રેરે એવી સરળ સહજ સીધી વાત. ઇન્ટર્વ્યૂમાં બોલાવવા લાગતા વળગતા વિભાગને કહ્યું અને થોડા દિવસમાં તો રિપૉર્ટ મળ્યો કે એ ભાઈ તો સર્વ રીતે શ્રેષ્ઠ માલૂમ પડ્યા છે. એમને

આભાર માનતો લાંબો પત્ર લખ્યો. એમાં ભાર વગરની છતાં ભારપૂર્વકની ભલામણ આતરપ્રતીતિમાંથી જ આવે છે એવું એવું કશુંક લખેલું. તરત જવાબ આવ્યો. "Please accept my profound sense of gratitude Courtesy leads to cooperation It helps contemplation, which gives confidence and it emanates courage taking it to character and giving us cheerfulness The seven steps more or less you have imbibed." પ્રથમ પગથિયું તો જાણે સમજ્યો - 'ચડી' પણ ગયો. પણ જ્યારે બધાં સાતેય પગથિયાંને, એમના એકમેક સાથેના સંબંધને સમજવામાં પણ પ્રયત્ન કરવો પડતો હતો ત્યારે આ પ્રમાણપત્રના અધિકારી બનવા માટે તો મારે કેટલી સજ્જતા કેળવવાની જરૂર છે એ ય સહજ સમજાયુ.

ત્યાર પછી એમણે જ્યારે જ્યારે પણ કંઈક ચીંધ્યું ત્યારે ત્યારે તે કરણીય જ નીવડ્યું.

પિતાશ્રીના અવસાન પછી એમણે એમને ઉદ્દેશીને એક પત્ર લખ્યો. સાથે નાનકડી ચિઠ્ઠી જોડી 'સ્મૃતિઅંકમા સમાવેશ કરવા જેવું ન જણાય તો બાકાત રાખશો. મને એ પણ એટલું જ ગમશે.' અંક પ્રગટ થયો એવામાં પાછો એક પત્ર મળ્યો : "૧૯/૦૧. વડોદરા. પૂ. શ્રી અનામીજી સાથે હતો. જમ્યો પણ ત્યાં જ. પૂ ભાઈની વાતો થઈ. મારી આંખો ઝાકળી - પણ ક્ષણમાં આનંદના રશ્મીઓએ દૂર કરી... એ મમળાવતો વડનગર આવ્યો. આજે અંક મળ્યો. સળંગ એક જ બેઠકે જોઈ, વાંચી ગયો... ... મને પાકો વિશ્વાસ બેઠો કે 'ઉદ્દેશ' અવિરત યાત્રા કરશે."

થોડાક દિવસો પહેલાં ફોન ઉપર વાત કરતાં મારી બીજી પ્રવૃત્તિઓ વચ્ચે સમય મેળવી શકવા વિશે એમણે ચિંતા વ્યક્ત કરી હતી. પછી પ્રવૃત્તિ-વૃત્તિ અને નિરાંત વિશે મેં એમને નિરાંતે લખેલું. એમાં વૃત્તિ વગરની પ્રવૃત્તિ ક્યારેક થકવે છે અને આવી પ્રવૃત્તિ વચ્ચે પણ જ્યારે 'મૂળ' વૃત્તિનું અનુસંધાન કરતી પ્રવૃત્તિ આવી મળે છે ત્યારે નિરાંતનો oasis - રણદ્વીપ - તો આપોઆપ આસાનીથી રચાઈ જાય છે એવી કશીક કેફિયત કહેતા 'એમના દ્વીપ પર શબ્દોના દીપ પ્રગટાવવા અને એ રીતે ય એમના બૃહત્ પ્રયોજનને આગળ લઈ જવામાં 'ઉદ્દેશ'ને નિમિત્ત બનાવવાનું આમંત્રણ હતું. જવાબમાં તા. ૭/૨/૨૦૦૭નો એમનો છેલ્લો પત્ર મળ્યો : "મને આત્મતોષ અને ગૌરવમાં સહભાગી થવાનું સૌભાગ્ય. તમારા પુરુષાર્થથી દૈવને અનુસરવું જ પડે અને તમારી મજલ લાંબી, અવકાશ ઘણો, ઉત્સાહ તમારો અને સજ્જતા ભારોભાર. સાવધાની અને ચિત્ત શુદ્ધિ તમારી પોતીકી સંપદા છે, પણ હવે આ વયે હું તો ખેપિયા તરીકે પણ ખપનો નહિ! તો ય આંતરસ્નેહને બળે અક્ષરદેહે તમારી પાસે..."

છેલ્લા શબ્દોનો મેં મનગમતો અર્થ કરી લીધેલો... હવે એ બધા અર્થો વ્યર્થ. બદલાઈ ગયા!

હજુ ગયા મહિને પ્રમાણિક્તા, સાદગી, ફરજનિષ્ઠા અને કાર્યનિષ્ઠાના પ્રતીકસમા બની ગયેલા એક વખતના ગુજરાતના પોલીસદળના વડા શ્રી મજબૂતસિંહ જાડેજાએ પણ વિદાય લીધી. (જુઓ આ અંકમા 'તમે પદ પામ્યાં નિરવાણ રે' એ શીર્ષક હેઠળનો લેખ.)

આપણા લોકજીવનમાંથી અકાળે વસંત વીતી જઈ રહી છે. વસંતની વિદાય અને ગ્રીષ્મની વાદળછાંયડી વચ્ચેનું રમણીય ચિત્ર પણ કેવો વિષાદઘેરો પ્રતિધ્વનિ જન્માવે છે!

લાગે છે, નવી આમ્ર-મંજરી ખરે છે ખરી? આપણા યૌવન-દેહમાં એ મ્હોરે છે ખરી? ગ્રીષ્મની વાદળછાંયડીમાં તળાવનો એ ખૂણો વડનગરની લાઈબ્રેરીના પાછળના ભાગેથી દેખાતા એક વખતના શમેળા તળાવ જેવો કેવો તો એકાંત અને શુષ્ક ભાસે છે. લાલાશવાળી ધવલ કમલિનીનું સૌંદર્ય પણ કેવું ઝાંખું ઝાંખું...

ઉમાશંકરના હરખમાં સૂર પૂરાવી ફરી આપણે ક્યારે કહી શકીશુ કે

'આવો વધાવો સંત, વસંત આવી
આશાનો શ્વાસ કાંઈ લાવી
વધાવો સંત, વસંત આવી'

- પ્રબોધ ર. જોશી

માર્ચ ૨૩, ૨૦૦૭

# ભાર વગરનો અદ્વિતીય લોકસેવક વસંત પરીખ (રેખાચિત્ર)

તુષાર ભટ્ટ

માથે સફેદ દૂધ જેવા વાળ હવામાં ફરફરતા હતા. મોટું કપાળ ચમકતી લટોની ચાંદીને ઝાંખું પાડી શકતું નહોતું. સફેદ ખાદીનાં વસ્ત્રોમાં સજ્જ ડૉ. વસંત પરીખ ચાલતા હોય ત્યારે તેમની ઉંમરથી ૧૦-૧૫ વર્ષ નાના લાગે. વસંતભાઈ આમેય બોજારહિત એકલિયા વીર જેવા હતા.

જીવનકળાના આ આરાધક શું છે અને શું નથી એની યાદી કરવા જઈએ તો બીજી વાત કરવાને જગ્યા ન રહે. ૧૯૫૫થી એમની સમાજસેવાની અવિરત દોડ શરૂ થઈ. ઉત્તર ગુજરાતના વડનગરમાં બેઠાં બેઠાં તેઓ છેલ્લાં પચાસેક વર્ષોમાં લગભગ દોઢ લાખથી વધુ આંખનાં ઑપરેશનો કરાવવાના નિમિત્ત બન્યા હશે, પણ નિર્મોહી એટલા કે છેલ્લે છેલ્લે દાક્તરીને લગભગ છોડી દઈ ગામડાંના ગરીબોની ભલાઈ કાજે બનાસકાંઠાથી માંડીને બિહાર સુધી દોડધામ કરતા રહ્યા.

એમની સેવાના ભેખને અનેક પારિતોષિકો અને ઇનામોથી પોંખવામાં આવ્યો છે, એ બધાં એમની ઊંચાઈ આગળ વામણાં એમનાં ૨૨-૨૫ પુસ્તકો અને સેંકડો લેખો એમના સતત ઊર્ધ્વગતિ પામતા માનસના પ્રતિબિંબ જેવા છે..

૧૬મી માર્ચ ૨૦૦૭ના રોજ સવારે ગાયક કલાકાર રાસબિહારી દેસાઈનો ફોન રણક્યો. આસુંથી રૂંધાતા કંઠે રાસબિહારીએ કહ્યું, 'વસંતભાઈ નામના સંત આપણી વચ્ચેથી ઊઠી ગયા છે.' કોઈને કશી ખબર નહોતી કે વસંતભાઈ ક્યારે ગયા. આમ તો જીવનનાં છેલ્લાં ત્રણેક વરસથી વસંતભાઈ વિષાદયોગમાં ગળાડૂબ હતા. એમનાં પત્ની રત્નપ્રભાદેવીની ચિરવિદાય એમના હૈયામાં કાળી ઘા કરી ગઈ હતી. એક થી ય વધુ વાર એમણે મને પૂછ્યું હતું કે જીવનનો અર્થ શું છે? એમની પાસે આનો જવાબ કદાચ ન હતો, પણ બીજા કોઈના જવાબમાં ય ખાસ દમ નહિ હોય! બે એક વર્ષ પર એટલે કે ૨૦૦૫માં એમણે મને એક પત્ર મોકલ્યો હતો એમાં એક કવિતા ટાંકી હતી,

I wish you truth for your decision,
I wish you doubt to make you sure,
I wish you fear to give you caution,
I wish you courage to keep you pure,
But beyond the hopes and wishes one prayer soars high above,
I wish you my friend-faith, hope and love.

એમણે આગળ લખેલું...

so as you stand and face tomorrow,
when life gets rough and tough,
there is someone who believes in you,
there are numerous ones who believe in you with faith, hope and love.

વસંતભાઈના દેહાવસાન પછી આ કવિતા દ્વારા એમણે પોતાના માટે જ કહ્યું હોય એવું લાગ્યા કરે...

એમને પૂછો કે તમારી ઓળખ શી છે તો સો ટચની નમ્રતા સાથે કહે કે, 'હું અદનામાં અદનો સામાન્ય વિશ્વનાગરિક છું.' તમે દલીલ કરો કે અદના નાગરિકોથી તો વિશ્વ આખું ઊભરાય છે. તો એ સામે જવાબ દે કે એ સમુદ્રનું હું એક ટીપું જ છું.

આ ટીપું વસંતભાઈની સેવાની છીપમાં તપી તપીને મોતીમાં પલટાઈ ગયું છે તેવું માનવાનો પણ વસંતભાઈ ધરાર ઇનકાર કરતા. આ મોતીની જીવનભરની કામગીરી પૂછો તો વસંતભાઈ જવાબ દેતા કે ગરીબોની આવડે તેવી, થાય તેવી મદદ કરવા મથું છું. બાકી તેમની ૭૯ વર્ષની જીવનયાત્રામાં કોઈ પ્રોવિડન્ડ ફંડ નથી. ઘરમાં પત્ની રત્નપ્રભાદેવી સિવાય બીજો કોઈ વૈભવ ન હતો. એક કાળે મધુ દંડવતેના વિદ્યાર્થી અને ડૉ. આંબેડકરના સહકાર્યકર વસંતભાઈને દલિત પીડિત લોકોની દેખભાળ કરવામાંથી સામાન્ય જીવનની ફુરસદ મળી જ નથી એવુંય લાગ્યા કરે. એક મુલાકાત મારા માનસપટ પર હમેશાં તાજી જ રહી છે. એમની ૭૫મી વર્ષગાંઠે અમે મળ્યા ત્યારે વયનો બાધ અવગણી એમણે વાંકા વળી પ્રણામ કર્યા. ક્ષોભથી મેં જ્યારે પૂછ્યું કે આવું કેમ કરો છો? એમણે કહ્યું, 'આજ

મારી વર્ષગાંઠ છે, શુભેચ્છા આપો.' એમણે કહ્યું 'મને જીવનમાં કોઈ પણ પ્રકારનું અસમાધાન મનમાં નથી રહ્યું. જે કંઈ કરવામાં હું નિમિત્ત રહ્યો, જે થઈ ગયું તેમાં જીવનની સાર્થકતા છે. હવે કોઈ પણ પ્રકારની વિશેષ ચીજ પ્રાપ્ત કરવાની વાસના રહી નથી.'

એવું લાગે છે કે રત્નપ્રભાદેવીના દેહવિલય પછી કોઈક પ્રકારનું અસમાધાન એમના મનમાં ઊભું થયું હતુ. વિષાદપૂર્ણ સ્વરમાં એ કહેતા કે, 'એના ચાલી ગયા પછી મને હૃદયમાં ખાલીપો રહ્યો છે. લાંબુ જીવવાની ઇચ્છા જ નથી રહી!'

આ વિષાદ દૂર કરવા અમે ઘણી દલીલો કરી. જવાબમાં એ કંઈ બોલે નહિ પણ સાંભળતા. બધાંને મનમાં અંદેશો રહ્યા કરતો કે જીવનકલાનો આ મર્મી દુનિયાની મહેફિલમાંથી કોઈ પણ ક્ષણે ઊઠી જશે.

વસંતભાઈના પિતા નટવરભાઈ વસંતભાઈ જ્યારે નવ-દસ માસની ઉંમરના હતા ત્યારે અવસાન પામેલા. પછી છ-સાત મહિને માતા પણ ગયાં. કાકા-કાકીએ વસંતભાઈને ઉછેરેલા. કાકાની આર્થિક સ્થિતિ નબળી હતી.

મુંબઈમાં વસંતભાઈ જ્યારે ભરડા હાઇસ્કૂલમાં અભ્યાસાર્થે ગયા ત્યારે રોજના ચાર-છ આનાની કમાણી માટે ફૂટપાથ પર ઊભા રહી બટન, પેન્સિલ, નાડાં, દોરી વગેરેની ફેરી કરે. આશય એટલો કે કાકાને પૂરક ટેકો મળે. આગળ ભણતા ગયા તેમ ફેરિયાને બદલે ટ્યુશનની કામગીરી શરૂ કરી.

આમ કરતાં કરતાં મેટ્રિક થયા, કોલેજમાં ઇન્ટર સાયન્સ સુધી ગયા. આ દરમિયાન વસંતભાઈ ડૉ. આંબેડકરના પરિચયમાં આવેલા અને શનિ-રવિ ડૉ. આંબેડકરની સાથે જ ગાળતા. નાગપુરની મેડિકલ કૉલેજમાં એમને પ્રવેશ મળેલો, પણ ફીના પૈસાના અભાવે એડમિશન જતું કરવું પડેલું.

એમના બનેવીએ રૂપિયા ૧૦૦ આપ્યા તે લઈ વસંતભાઈ જામનગરમાં દાક્તરીનું ભણવા આવ્યા. ડી.એ.એસ.એફ.ની પરીક્ષામાં પાસ થયા પછી એમને દાક્તરી કરવાનો પરવાનો મળ્યો અને એમબીબીએસમાં પ્રવેશ મળ્યો, પણ ફરી પાછો નાણાંનો સવાલ ખડો થયો.

એમણે લીંબડીમાં મેડિકલ ઑફિસરની કામગીરી સ્વીકારી લીધી. ૧૯૫૪-૫૫નું એ વર્ષ હતું. યુવાન ડૉક્ટરના મન પર કેદારનાથ અને કિશોરલાલ મશરૂવાળાના વિચારોની ઊંડી છાપ તો હતી, તેમાં વડનગરના સેવાભાવી ડૉક્ટર દ્વારકાદાસ જોશીની છાપ ઉમેરાઈ. આ દરમિયાનમાં એમનાં લગ્ન રત્નપ્રભાબહેન જોડે થયાં.

રત્નપ્રભાબહેન એક આદર્શ પત્ની બની રહ્યા અને પતિને પગલે પગલે ચાલ્યાં. એક દિવસ ડૉ. દ્વારકાદાસનું ઈજન આવ્યું કે વડનગર આવો અને અહીં સ્થાયી થાઓ. લીંબડીની નોકરી છોડી પતિ-પત્ની વડનગરમાં ચાર પથારીની નાનકડી હૉસ્પિટલમાં જોડાયાં. પત્ની રત્નપ્રભાએ ઘેર બેસી રહેવા કરતા પતિની દાક્તરીમાં મદદરૂપ થવાનું નક્કી કર્યું અને અમદાવાદ જઈ નર્સિંગનો અભ્યાસ કર્યો.

આ પછી તો વડનગરની આ હૉસ્પિટલ ઘણી મોટી થઈ. એમાં સેવાનો જે પ્રાણ ધબકે છે તેની પ્રાણપ્રતિષ્ઠા વસંતભાઈની છે. ડૉ. વસંત પરીખને જવાબદારીમાં જકડાઈ જવા કરતાં એકલિયા વીરની જેમ કામ કરવાનું વધારે ફાવતું.

દૂર દૂરનાં ગામોમા મોબાઈલ નેત્રચિકિત્સા યુનિટ લઈ એ દેશભરમા ફરતા રહ્યા. ૧૯૬૭માં ગુજરાત વિધાનસભાની ચૂંટણીમાં છ હજાર રૂપિયાના ખર્ચે વસંતભાઈ અપક્ષ ઉમેદવાર તરીકે ચૂંટાયા. ૧૯૭૫માં લદાયેલી કટોકટી દરમિયાન વસંતભાઈને જેલમાં પણ પૂરવામાં આવેલા.

લોકસેવાનો વસંતભાઈનો મુદ્રાલેખ હતો 'પૈસા ન હોય તેમનું કામ પણ ઉમંગભેર થાય.' એમની સેવાની કદરરૂપે એમને ૧૯૯૦માં યંગ મેન્સ ગાંધિયન એસોસિયેશનનો તબીબી સેવાનો અવૉર્ડ અપાયો. થોડા વખત પછી એમણે હૉસ્પિટલની કામગીરીમાંથી સ્વૈચ્છિક રીતે ખસી જવાનું નક્કી કર્યું, પણ નોંધારાઓની સેવા તો ચાલુ જ રાખી.

એમનું કરુણાસેતુ ટ્રસ્ટ દુષ્કાળરાહત, ભૂકંપરાહત અને અન્નક્ષેત્રની પાયાની કામગીરી કરે છે. ત્રણ વર્ષ પહેલાં અનાયાસે એમને ખબર પડી કે બનાસકાંઠામા સરકારી સબસિડી વગર ગરીબ આદિવાસીઓ માટે

કામગીરી થાય છે. વસંતભાઈ આ પ્રયાસની વહારે દોડ્યા અને સેંકડો પરિવારો અને પશુઓને ટકાવી રાખ્યાં, લગભગ એકલે હાથે.

વસંતભાઈ માનતા કે જો આપણે જીવનમાં જરૂરિયાત, આરામપ્રદ ચીજો અને મોજશોખની જરૂરિયાતો વચ્ચેનો ભેદ પારખી શકીએ તો અન્યને મદદ કરી જીવન સાર્થક કરવાનું સુગમ બને. 'નાનપણથી જ ગરીબીએ મને સડક પર ધકેલ્યો. તે કારણે મને પૈસાનો મોહ જ ન રહ્યો.'

માણસને ત્રણ ચીજ મફત મળે છે : આપણી આસપાસની સૃષ્ટિ, આપણો સમાજ અને આપણું શરીર. સૃષ્ટિ અને સમાજ માટે આપણે કંઈક તો કરવું જ જોઈએ તો જ જીવન સાર્થક બને. કમભાગ્યે આપણે ત્યાં નાગરિકોના નાગરિકત્વનો ગ્રાફ નીચે જ ઊતરતો ગયો છે. નાગરિકત્વ એટલે બીજાનો વિચાર કરવાની ટેવ. આ વિશે એમણે ઘણું ઘણું લખ્યું છે. એમની કલમ ભાવવાહી અને મનુષ્યની આંતરચેતનાને ઢંઢોળવાની તાકાત ધરાવતી. જો દાક્તરીને બદલે એમણે કલમને ખોળે માથું મૂક્યું હોત તો ગુજરાતીને એક અતિ સમર્થ સાહિત્યસર્જક સાંપડ્યો હોત.

વસંતભાઈને કોઈક કોઈક વખત એક વાત કઠતી. યુવાનીમાં એમને રામકૃષ્ણ મિશનના સાધુ થવાની ઇચ્છા હતી. પ્રસંગોપાત એમને લાગ્યા કર્યું કે, જો સાધુ થયો હોત તો આજના કરતાં પણ વધુ જોશથી સમાજસેવા કરી શક્યો હોત.

એમનું વસિયતનામું પણ એમના જેવું જ અદ્ભુત છે. એમણે કહ્યું હતું :

'એક દિવસ હૉસ્પિટલના કોઈ પલંગમાં ધોળી દૂધ જેવી ચાદર નીચે મારો દેહ ઢંકાયેલો હશે. મારા શરીરમાં બનાવટી જીવન રેડશો નહિ. મારી જગ્યાને મૃત્યુશય્યા નહિ, જીવનશય્યા ગણજો. મારા શરીરને બીજા કોઈનું જીવન ચેતનવંતું બને એ માટે ઉપયોગમાં લેજો. બાકીનું શેષ બાળજો. પછી રાખ પવને ઉડાડજો. એ નવાં ફૂલ ખીલવશે. મને દાટવાનો અભરખો હોય જ તો મારા દુર્ગુણો, દુર્બળતાઓ, મારી મર્યાદાઓ અને મનુષ્ય સામેના પૂર્વગ્રહો દાટજો. કદાચ મને યાદ કરવા માગતા હો તો કોઈ રોતી આંખનાં આંસુ લૂછીને, કોઈ સૂરદાસને સરિયામ રસ્તે હાથ આપીને, કોઈના ઘાને લાગણીસભર શબ્દોથી રૂઝવીને યાદ કરજો.'

અંગત રીતે એમની મહેચ્છા એવી હતી કે 'હું ભુલાઈ જાઉં અને મારા વિશે અનેક ગેરસમજો ફેલાય જેથી મારો અહમ્ ઓગળી જાય.' આ બેય ઇચ્છાઓ બર આવે તેટલું બધું ગુજરાત નગુણું નથી. વસંત પરીખનું જીવન ગુજરાતના જનજીવનમાં વસંતરૂપે મહોર્યું છે, જેની સેવાની સુવાસ ટકી રહેવાની છે. એમણે ઘણું કર્યું, પણ એટલું બધું બાકી છે કે આપણે એમને માટે એવી પ્રાર્થના કરવી પડે કે હે જગતનિયંતા એમને પાછા મોકલ ને! અહીં ઘણું બધું બાકી પડ્યું છે...


**'ઉદ્દેશ'ની માલિકી તથા બીજી માહિતી અંગે નિવેદન (ફોર્મ નં.૪)**

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રસિદ્ધિસ્થાન | : | અમદાવાદ |
| ૨. | પ્રસિદ્ધિગાળો | : | માસિક |
| ૩. | પ્રકાશક-મુદ્રક | : | પ્રબોધ ૨. જોશી (ઉદ્દેશ ફાઉન્ડેશન વતી) |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૫. | તંત્રી | : | પ્રબોધ ૨. જોશી |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |
| ૬. | માલિક | : | ઉદ્દેશ ફાઉન્ડેશન |
| | સરનામું | : | ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯ |

હું, પ્રબોધ ૨. જોશી, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

–પ્રબોધ ૨. જોશી (મૅનેજિંગ ટ્રસ્ટી)

# દીવો રામ થઈ ગયો છે (શ્રદ્ધાંજલિ)

ડો. કેશુભાઈ દેસાઈ

વસંત નામધરી 'ઋતુ' હોય કે 'વ્યક્તિ' - એ ક્યારેક તો વિલાઈને જ રહેશે. વડનગરના વસંત પરીખ માણસ મટીને દંતકથા બની ગયા હતા. જીવનની એક એક પળનો હિસાબ આપી જનાર આધુનિક ઋષિદંપતી વસંતભાઈ અને રત્નપ્રભા પરીખના 'દેહદાન'થી આ દંતકથા વિશેષ સ્મરણીય અને રમણીય બની છે. વસંત પરીખ શું હતા એ કરતાં શું નહોતા - એ નક્કી કરવું મુશ્કેલ લાગે! એ સેવાભાવી તબીબ તો હતા જ; ઊંચી કોટિના વિચારક હતા, સર્જક-સંપાદક હતા. શ્રેષ્ઠ વક્તા હતા. અમે કિશોરવયના હતા ત્યારથી એમની આભાથી અંજાયેલા. 'અમે' સ્વમાનાર્થે વાપરેલું સર્વનામ નથી - અહીં વપરાયેલ એ શબ્દમાં આખો જમાનો સમાઈ જાય છે. સાઠોત્તર દાયકાના ઉત્તર ગુજરાત માટે વસંત પરીખ એક 'સેલિબ્રિટી' હતા. મારા આ વિધાનમાં નરેન્દ્ર મોદી પણ સૂર પુરાવશે. અમારી પેઢી માટે વસંત પરીખ ફક્ત આંખના દાક્તર નહોતા. એ અમારા લઘુ-વિવેકાનંદ હતા; એક આખે આખી યુવાપેઢીના 'રોલ મોડેલ' હતા.

મેં વર્ષો પૂર્વે, છેક ૧૯૬૭-૬૮માં એમના માટે 'સંત વસંત' વાળી પ્રાસયોજના વહેતી મૂકી હતી - અલબત્ત, અમારા ખેરાલુ પરગણા પૂરતી. એમની ચૂંટણી માટે હું મેડિકલ કૉલેજના મારા ચાલુ સત્રમાંથી દસ-વીસ દિવસ ગુલ્લી મારીને ભાગી આવેલો! ૧૯૬૭માં જે ઉમેદવારને હરાવેલો એ તો સ્વતંત્ર પક્ષનો ઠાકોર ઉમેદવાર હતો. એ પછીની ચૂંટણીમાં ધુંવાધાર ઝુંઝારુ ઠાકોર આગેવાન શંકરજી ઓખાજી સામે ઝઝૂમવાનું હતું. શંકરજી ઓખાજીને હરાવવા એ લોઢાના ચણા ચાવવા જેવું કામ હતું. કામગીરી સામે કોમગીરીનો જંગ હતો! આગલી ચૂંટણીમાં કૉંગ્રેસે ઝેરનાં પારખાં કરી લીધાં હતાં : શંકરજી ઓખાજી ઠાકોર ચાલુ ધારાસભ્ય હોવા છતાં એમને પડતા મૂકીને ડભાડ ઠાકોર અકબરખાનજી તુંવરને ટિકિટ આપી હતી! એ ચૂંટણીમાં ત્રાજવાના નિશાન પર અપક્ષ ઉમેદવારી નોંધાવનાર લોકનેતા વસંત પરીખ જીતી ગયા હતા. એમની સીધી ટક્કર સ્વતંત્ર પક્ષના મણાજી ખાતુજી સામે હતી. કૉંગ્રેસના તુંવર તો ત્રીજા નંબરે રહ્યા હતા. પરંતુ એ પછીની ચૂંટણીનું ગણિત વસંત પરીખની તરફેણનું નહોતું રહ્યું. વડનગરમાંથી જ રસિકલાલ દવેએ વચમાં લંગરિયું નાખ્યું. એમણે કચકચાવીને વસંત પરીખની વિરુદ્ધ વાવાઝોડું ઊભું કરવા પ્રયત્ન કર્યો. લોકનાયક વસંત પરીખ માટે ગામડાં સ્વયંભૂ ઊમટ્યાં, પણ એમનું વતન વડનગર જ વાંકું થયુ! રસિકલાલ દવેએ ધાર્યું પરિણામ મેળવ્યું - પોતે ક્યારેય જીતવાના નહોતા, એની તો એ કામઠા સમાજવાદીને ખબર હતી. પણ વસંત પરીખને વિધાનસભામાં પહોંચવા નહોતા દેવા, એ નેમ જરૂર આંબી શક્યા!

લોકો પણ જરા જુદા સંદર્ભે હાશકારો અનુભવી રહ્યા : ચાલો, બીજું કંઈ નહીં તો આપણી આંખોનું રખવાળું તો કરશે - અહીં ઘર આંગણે રહીને! આખી ગુજરાતની રખેવાળી કરવા વિધાનસભામાં જવાના અભરખા હતા. ગુજરાતનું નસીબ એટલું વાંકું અને બાપડાં ગરીબગુરબાં દરદીઓનું કિસ્મત પાધરું!

વસંત પરીખને અમારો આખો પંથક ડો. દ્વારકાદાસ જોષીના માનસપુત્ર તરીકે ઓળખે. વડનગર નાગરિક મંડળ આંખની હૉસ્પિટલ એક જમાનામાં આખા ઉત્તર ગુજરાતની આંખોની જવાબદારી સંભાળતી હૉસ્પિટલ ગણાતી હતી. એ હૉસ્પિટલ નહોતી; હકીકતમાં એ 'ચક્ષુતીર્થ' હતું. વસંત પરીખ આ પવિત્ર તીર્થના અધિષ્ઠાતા હતા. દેવ સ્વરૂપે પૂજાતા દ્વારકાદાસ જોષીના શિરેથી બધો ભાર ઉતારી એમણે પોતાના યુવાન ખભા પર લાદી દીધો હતો. 'મોટા ભાઈ'ના હુલામણા નામે ઓળખાતા જોષી સાહેબ ભૂદાન પ્રવૃત્તિમાં કે સર્વોદયના રાષ્ટ્રીય રચનાત્મક કાર્યક્રમોમાં યથેચ્છ વિચરણ કરી શકે એ રીતનું સઘળું આયોજન વસંત પરીખે એમની આગવી 'સ્ટાઈલ'થી

કરી દીધું હતું. ત્યાં સુધી કે જોષીસાહેબના સુપુત્ર મિહિરને ગુજરાત બહાર આંખના દાક્તર બનવા લગીના ભણતરની આર્થિક જવાબદારી સુધ્ધાં એમણે એમની વસંતશાઈ શૈલીમાં સુપેરે ગોઠવી દીધી હતી.

વસંત પરીખને નાગરિક મંડળ આંખની હૉસ્પિટલમાં પહેલવહેલા જોયા ત્યારથી, આજે એમનો આ શ્રદ્ધાંજલિ લેખ લખી રહ્યો છું ત્યાં સુધી હું, શબ્દના 'ડિક્શનરી મીનિંગ' મુજબ, સાદ્યોપાન્ત અંજાયેલો રહ્યો છું. આવું આંજી નાખનારું કયું તત્ત્વ હતું આ માણસમાં? હું લાખ પ્રયત્ન કરું તો પણ એનો સંતોષકારક ખુલાસો કદાચ નહીં જ કરી શકું. એમનાથી હું એકલો જ અંજાયો હોઉં, એવું પણ નથી. હાથવગું શૈક્ષણિક સામયિક 'અચલા' (માર્ચ-૨૦૦૭) મારી નજર સામે છે. વસંત પરીખના જાણીતા ગ્રંથ 'સાચના કાચમાંથી'નું અવલોકન કરતાં એના તંત્રી નોંધે છે :

'વસંત પરીખને હું વર્ષોથી શોધું છું. મારા હૃદયસાગરમાં બે વ્યક્તિઓએ વર્ષોથી પલાંઠી વાળીને 'જમાવ્યું' છે. મળી શકાયું નથી, પણ હૃદયમાંથી બહાર કાઢી શકાતી નથી! આ બે વ્યક્તિઓ છે - વસંત પરીખ અને પૂ. દ્વારકાદાસ જોષી. હું બન્નેને શોધતો હતો ને મને 'સાચના કાચમાંથી' વસંત પરીખ મળી ગયા છે. વસંતભાઈનું અદ્‌ભુત વ્યક્તિત્વ છે. ડૉક્ટર તો ખરા પણ વિદ્વત્તાસભર વ્યક્તિત્વ, ને તેનાથી મોટી ઊંચાઈ પરિપક્વ મૂઠી ઊંચેરા માનવતાવાદી માનવી તરીકેની.'

- આ શબ્દો મફતલાલ પટેલના છે. મૂળે એ પણ ઉત્તર ગુજરાતની જ 'વસંત ઘેલી' પેઢીના અદના શિક્ષક.

હું 'વસંતઘેલી પેઢી' જેવો શબ્દ પ્રયોગ પૂરી સભાનતાપૂર્વક કરી રહ્યો છું. સદ્‌ભાગ્યે હું એમને ખૂબ નજીકથી મળી શક્યો એટલે એમના "સ્વ"નું પૃથક્કરણ કરવા માટેની ક્ષમતા પણ કેળવી શક્યો. અમારી વચ્ચે વિશિષ્ટ પ્રકારની લવ-હેટ રિલેશનશિપ રહી છે. એમના વ્યક્તિત્વની ઊંચાઈને કારણે એ મને સતત ચાહતા રહ્યા, પણ મારી પોતીકી દુર્બળતાઓને વશ થઈ હું એમના વિરાટ વ્યક્તિત્વનાં છિદ્રો શોધતો રહ્યો. એમણે ક્યારેય મારા આ છિદ્રાન્વેષણના અધિકારને પડકાર્યો નહીં. અંગત જીવનમાં આજીવન બ્રહ્મચર્ય જેવા મુદ્દા સામે મેં એમને અનેકવાર જાહેરમાં ટપાર્યા હશે. એમણે ક્યારેય મારા બેહૂદા વર્તન સામે નારાજગી નથી દર્શાવી, એ એમની ખાનદાની.

વસંત પરીખ આટલો જલદી સંકેલો કરી લેશે, એવી ગંધ બહુ ઓછા માણસોને આવી હશે. એટલે સ્તો સ્વજનોએ એમને છૂટા રાખ્યા - એમના ઉપર કોઈ બંધન ન લાદ્યાં. મેં એક વિશેષ લેખ* લખીને આ મુદ્દે ગુજરાતના ગુણીજનોને સમયસર ચેતવ્યા હતા. મારી એ કાળવાણી સાચી પડ્યાનો મને આનંદ થોડો જ હોય? ખુદ મારી જાતને પણ હું વસંત પરીખનો ગુનેગાર ગણી રહ્યો છું. એમની તો મને કેટલી બધી જરૂર હતી... મારી આપદાની પળોમાં એમણે સગો ભાઈ ન આપે એટલો સધિયારો આપ્યો છે. એ બધું ક્યારેક વિગતે લખીશ, કારણ કે એ પ્રસંગો ટાંકવા જેટલો અહીં અવકાશ પણ નથી. લખવા ધારું તો વસંત પરીખ પર એક મહાનવલ લખી શકું. એ બરનું એમનું જીવન હતું. સંસ્કૃત કાવ્યશાસ્ત્ર महाकाव्य ના નાયકનાં જે લક્ષણો અપેક્ષે છે એ પૈકીનાં મોટા ભાગનાં મને આ માણસમાં દૃષ્ટિગોચર થયાં છે, એટલે હું એમની આ પ્રશસ્તિ કરી રહ્યો છું. વ્યક્તિગત સ્તરે એમનાથી સલામત અંતરે રહીને ભલે હું મારી 'સામાન્યતા' સાચવી શક્યો હોઉં, પરંતુ એમની પેલી 'અસામાન્યતા' તો કોઈ પણ પ્રતિભાશાળી માનવી માટે અનુકરણીય બની રહેશે.

માની લઈએ કે એમને ઊંઘમાં ને ઊંઘમાં જ એટેક આવી ગયો હશે. પરંતુ એ સ્થિતિનું સર્જન પણ અમસ્તું નહીં જ થયું હોય. એમણે જીવનસંગિની રત્નપ્રભા (જેને લાડથી એ 'પ્રભા' કહેતા)ની અણધારી વિદાય પછી સામાન્ય માનવી કરતાં ઘણો વધારે ઊંડો આઘાત અનુભવ્યો હતો. જે સ્ત્રીએ મૂંગે મોંએ પતિની ખરી-ખોટી બધી જ હઠ પૂરી કરવામાં જીવનની ઇતિશ્રી ગણી

---

* 'જાગતી જણસ' શીર્ષક હેઠળ આ લેખ 'જનકલ્યાણ' (નવે.-ડિસે., ૨૦૦૬)માં છપાયેલો, જે 'નયામાર્ગ' (૧-૩-'૦૭)માં પુનર્મુદ્રિત થયો હતો - લેખક.

લીધી હતી, એ ઓચિતી જ થાપ આપીને સરકી ગઈ, એ ચેષ્ટા એમનામાં જીવતો પેલો પુરુષ ન જીરવીશક્યો. એ પૂરેપૂરા ભાંગી પડ્યા હતા. સામાન્ય માણસ તેરમે દિવસે લૂગડાં ખંખેરીને ઊભો થઈ જતો હોય છે - વસંત પરીખ માટે પત્નીની વિદાય એમના પોતાના મૃત્યુની આગોતરી નોટિસ બની ગઈ! એટલી હદે ભાંગી પડ્યા કે એમને ક્યારેય પૂરી કળ વળી જ નહીં. જાણે એમનું સમગ્ર અસ્તિત્વ પેલી જીવનસંગિનીનાં કોમળ ટેરવાં પર તોળાઈ રહ્યું હતું. જેવાં એ ટેરવાં ખસ્યાં એવી આખીય ઇમારત હચમચી ગઈ.

વસંત પરીખ અનુગાંધીયુગની એક ઘટનાનું નામ છે. એક અદના વૈષ્ણવ વણિક પરિવારનું ફરજંદ. કૃષ્ણની જેમ એ પણ એમના નંદબાવાના ખોળે ગયા છે - યોગાનુયોગ એમના પાલક પિતાનું નામ પણ વ્રજલાલ છે. પરંતુ માનસ સંતાન તરીકે એ દ્વારકાદાસ જોષીના ખોળે બેઠા. એક જ જિંદગીમાં કેટકેટલા વેશ! એમને ગાંધી, વિનોબા અને જયપ્રકાશ ઉપરાંત સંઘનો સંસ્પર્શ પણ ખરો. પણ સંઘના સ્વયંસેવકની કટ્ટરતાથી એ હંમેશાં દૂર રહ્યા : એ હદે કે વડનગરના જ ફરજંદ એવા નરેન્દ્ર મોદીનું વડનગર સન્માન કરી રહ્યું હતું એમાં સમજણપૂર્વક સામેલ ન થયા!

જાહેર જીવનમાં એમના બરના લોકસેવકો દીવો લઈને શોધવા જતાં પણ જડે કે કેમ એ પ્રશ્ન છે. ખેરાળુ-વડનગર જેવા ગ્રામ્ય વિસ્તારની પ્રજાએ એમને 'વોટ' સાથે 'નોટ' આપીને ધારાસભામાં મોકલી આપ્યા હતા. પક્ષીય રાજકારણથી પર રહેવાની એમની સર્વોદયવાદી વિચારસરણી ગુજરાતમાં કે અન્યત્ર એમના જેવા એકાદ બે જૂજ અપવાદો સિવાય સદંતર નિષ્ફળ ગઈ, છતાં એક જ વાર ચૂંટાઈને એમણે ગુજરાતની વિધાનસભામાં જે દૂરગામી અસર ધરાવતી નોંધપાત્ર કામગીરી બજાવી અને લોકપ્રતિનિધિ લેખે પોતાના આચરણ મારફત જે આચારસંહિતા ઊભી કરી, એ બેજોડ છે. હિતેન્દ્ર દેસાઈએ એમને મંત્રીમંડળમાં સામેલ થવા માટેનું ઇજન આપ્યું ત્યારે પૂરી સ્વસ્થતા અને વિનમ્રતા સાથે એમણે એ નકારી જાણ્યું. ક્યાં આજની સત્તાપરસ્ત 'રાજનીતિ' અને ક્યાં એ ત્યાગ, તિતિક્ષા અને સમર્પણવાળી 'સેવાનીતિ'. રાજકારણને 'લોકકારણ'માં પલોટવાના પ્રયોગ લેખે પણ વસંત પરીખ જેવા લોકસેવકને યાદ રાખવા પડશે. ભલે એ પ્રયોગ એમણે એકલ પંડે કર્યો હોય - એમાં સરિયામ નિષ્ફળતા સાંપડી હોય, તો પણ. વિધાનસભામાં સો ટકા હાજરી તો ખરી જ; છોગામાં, જાહેરમાં પેલા અઢીસો રૂપિયાના પગારની પાઈ પાઈનો હિસાબ રજૂ કરવાની પ્રથા રાખેલી. કટોકટી વખતે એમણે બજાવેલી કામગીરી પોતે જ એક ઇતિહાસ છે; તો વળી પડતી બૂમે દુખિયારાની મદદે ધસી જવાની એમની વૃત્તિ-પ્રવૃત્તિ, નેત્રયજ્ઞો વગેરેની વિગતે નોંધ લેવાઈ હોત તો કોઈ પણ સરકારના કોઈ પણ બહુમાનના એ અધિકારી બન્યા હોત.

એક તરફ વિકાસના પ્રશ્નોનું એકધારું આક્રમણ - બીજી તરફ રાજકારણનું વિશ્વસ્તરનું ચિંતન-મનન અને એ બધું કરતાં કરતાં પાછું પેલું દાક્તરી સેવાનું નિયત કામ તો કર્યે જ જવાનું. એમાં ચૂક પડવા જ ન દેવાય. દરદીને એમણે નારાયણ ગણીને પૂજ્યો છે. ગાંધીના 'દરિદ્રનારાયણ'ની લગોલગ વસંત પરીખનો આ 'દરદી-નારાયણ' બેસે છે. અલબત્ત, એ સેવાયજ્ઞમાં એમને આજીવન સધિયારો રહ્યો એમની અર્ધાંગિની પ્રભાનો. ઉત્તર ગુજરાતની તરસી ધરતીનો પોકાર સાંભળી એમનો માંહ્યલો ખળભળી ઊઠ્યો ત્યારે ભીતરની ભાગોળે એક સૂત્ર કંડારાઈ ગયું : 'વિના ધરોઈ, ધરતી રોઈ.' વસંત પરીખમાં ધબકતા કવિની આ એક લીટીની કવિતા કૂચમાં ફેરવાઈ ગઈ. આખરે સાબરમતી પર ધરોઈ બંધ બંધાઈને રહ્યો. ધરોઈ બંધ એ વસંત પરીખનું શાશ્વત સ્મારક છે. હું તો ઇચ્છું કે દિવંગત ભેખધારી લોકસેવકનું નામ એ બંધ સાથે સાંકળી ગુજરાત એમની સ્મૃતિને હંમેશને માટે વિકાસના નકશાના એક વિશિષ્ટ સીમાચિહ્ન લેખે કંડારવાનું ઔદાર્ય દાખવી દાખલો બેસાડે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર અને કુંદનલાલ ધોળકિયા જેટલા જ અભ્યાસી, એટલા જ સજ્જ આ જરા નોખી ભાતના પૂર્વ ધારાસભ્યને નામે

વિધાનસભાના ગ્રંથાલયમાં પણ કોઈ અભ્યાસપીઠ શરૂ કરી શકાય. ધારે તો એમના જ પડછાયામાં બાળપણ અને કિશોરાવસ્થા વિતાવનાર વર્તમાન મુખ્યમંત્રી વડનગરમાં જ એકાદ વસંત વિદ્યાપીઠ સ્થાપી શકે, જે વિચારોનું વાવેતર અને જતન કરે - એમને કોઈ એક 'વાદ'ના કૂંડાળામાં બાંધવાના પ્રયાસનો વિરોધ કરવાનું શીખવે. વસંત પરીખ એવી એક વૈચારિક યુનિવર્સિટીને છાજે એવું નામ અને કામ મૂકીને ગયા છે. પોતાના અંગત આગ્રહોને પણ 'હિમાલય જેવડી ભૂલ' સમજીને સ્તો એ છેલ્લાં વર્ષોમાં, અર્ધાંગિનીના અવસાનનો આઘાત અનુભવી શક્યા. આવા વિચાર પુરુષને કેવળ વડનગરનો વડલો કે વૈતાલિક કહેવા એ અલ્પોક્તિ જ થશે. એ તો દેશનો દીવો હતા. સૂર્ય ન હોય ત્યારે આવા દીવા જ કાજળકાળી રાતનું આશ્વાસન બની રહેતા હોય છે. રત્નપ્રભાભાભીના અકાળ અવસાન વખતે આ વિચલિત હૈયું પોકારી ઊઠેલું : વડનગરના વગડામાંથી એક સારસી ઊડી ગઈ છે. સારસ એકલો જીવી શકતો નથી. આજે એ પણ ગયો. પણ ફક્ત સારસ જ નથી ઊડી ગયો : એની પાંખોના ફફડાટ સાથે જ આખાય જીવનપંથકને અજવાળતો દીવો રામ થઈ ગયો છે.

## મંદિરનો ઘૃત-દીપ

"કાળની દૃષ્ટિએ અમારો પરિચય દીર્ઘ ન કહેવાય, પણ 'હૃદય માત્ર જાણે છે પ્રીતિ યોગ પરસ્પર' એ ન્યાયે ઉત્કટ ને પ્રગાઢ ગણાય. દરેક મિલનટાણે મને એક ભાવનાશાળી, આદર્શવાદી, સેવાને સમર્પિત સાત્ત્વિક વ્યક્તિની ગુણસંપદાનો જીવંત સંસ્પર્શ થયો.

કવિવર રવીન્દ્રનાથ માટેનો એમનો લગાવ અદ્‌ભુત હતો. 'રવિલહર' એનું જીવંત પ્રત્યક્ષ પ્રમાણ છે. મહાદેવીજીનો ખોળો એમની સંજીવની હતો. શતાબ્દી-તર્પણ એમની ગુણદર્શિતા દર્શાવે છે. ગાંધીજી માટે ભારે અહોભાવ, પણ હૃદયની ભક્તિ તો સ્વામી વિવેકાનંદ અને વિનોબાજી માટે. સત્ય બોલવું એમને માટે શ્વાસોચ્છ્‌વાસની પ્રક્રિયા જેવું સહજ પણ અસત્ય બોલતાં શ્રમ પડે, પરસેવો વળી જાય! વસંતભાઈ એટલે સાત્ત્વિકતાની સત્ત્વ મૂર્તિ, કોઈ પવિત્ર મંદિરના ગર્ભાગારના ઘૃત-દીપ. એ પૂર્વજન્મમાં માનતા ન હતા. વર્તમાનકાળની જીવંત ક્ષણના એ કર્મયોગી હતા. માનવસેવામાં જ મુક્તિ મેળવનાર હતા..."

વડોદરા, — ડૉ. રણજિત પટેલ 'અનામી'

૧૩-૦૩-૨૦૦૭

# મને કોણ સાંભળે કે હું ગાઉં?






(શ્રી રતિલાલ 'અનિલ')

પાંચ વર્ષનો, પાંચ સાતના વરસનો ગિરનારનો અરણ્યવાસ.

ગિરનાર હિમાલયના જેવો ઊંચો અને નગર પહોંચે ત્યાં સુધીના ભભેરાં પાંદડે ફિતૂર કરતો સૂર્ય અને રાતના ઝાળાં હાલતાં લાકડાં પોંખેલા ઘણાં દાયકાનો દીઠ. વરના વાયરે જોડેલા ફુવડ્યું વૂ..વૂ.... વરના આંસુઓમાં એકઠા જોડેલા સિંહના ત્રાસાંરવ વાસ, સરી જતા જંગલમાં ભયોભિયાં અને પલાંઠે પલાંઠે પહીલાના ફુફુટર ભાઈ દસ ફૂટ લાંબા ફુંફાડતા અને ફેંફાંપ ચાલ્યા જતા સાપો.... સંધ્યાના ખાખલાવાળા દાંરડાના જેમ એકલામાને વાંટળાએ ઊભા ખામતોમ વાળ લટા લાંબા જેવું ફુંફાડતું સર્પયુગલ... ચોમાસે હજારો દાદુરોનું. સંધ્યાના, ટનલોમાંથી તાર જેવો નિલ ટ્રેન જેવો પહાડ પરના ઘરખાસે પર્વતશુરોએ ઊતરતા નવલાંઇનો ફુવવાટ.... હિરોડાનો ફાળ ટેકરાટ ઉડવાટ. હું એ બધો ખુલ્લામાં મૂકતું છું, પણ કમનસીબે ફરિયાદ કરનાર કોઈ નથી.... કેટલી ઘોડા ફૂદાડા અને દાતરડું પકડવા પવનમાં નમેલો હાથ, જંગિયારાઓનો માલધારીઓના, ઢોરને પાણીઘરથી માલધારોવાળ અને ઝગમગ મહેલાતો ને સવારના દસ સુધી બંધ ગિરનારી ગામડાનાં મરકોમાંઓ નવો ગમૂટ માનવ પ્રવાહ... વસતિમાં હજારો પર્વતીયાઓનાં મૂગાં, ઢોર ગાંતિઓ ચકરાતાં રાસ, લાલ માટલાં ટેકરાઓ ઓળંગેલો જનાર બંધ ઊભેલાં સરૂવૃક્ષોમાંથી માંદગાન કરતાં એકાંતું, ઘણું ઘણું ગાતાં. પરસાર બનાં પવન.... મને કોણ સાંભળે કે હું ગાઉં!

રતિલાલ 'અનિલ'

'આટાનો સૂરજ' સાહિત્ય અકાદમી, દિલ્હી દ્વારા ૨૦૦૬ના શ્રેષ્ઠ ગુજરાતી પુસ્તક તરીકે પુરસ્કૃત થયું છે.

(પુસ્તકનો આવરણ-લેખ, લેખકના હસ્તાક્ષરમાં)

# શ્રી પ્રબોધભાઈને પત્ર, 'આટાનો સૂરજ', રતિલાલ 'અનિલ' વગેરે

**પ્રવીણ દરજી**

પ્રિય પ્રબોધભાઈ,

તમારો ફોન આવ્યો ત્યારે આ રામ આરામ ફરમાવી રહ્યા હતા. નાદુરસ્ત તબિયતને કારણે હજી એ આરામપર્વ ચાલુ છે. આવા આરામપર્વનો પણ એક આનંદ છે. આવા દિવસોમાં કશું વાંચતો-લખતો નથી. ધરાર ના ભણું છું. ખાસ તો પૂરતો આરામ લીધા પછી નવા રૂપે તૈયાર થવા માટે. પણ તમે 'આટાનો સૂરજ' મોકલી જ દીધું અને થોડાક દિવસોમાં ઉઘરાણી પણ. ખરું કહું તો વિવેચનના કશા મૂડમાં જ નથી. એ કડાકૂટિયાવાળા ધંધાને ('ધંધો' લખ્યું છે હોં!) કશું પોએટિક્સ - એસ્થેટિક્સ રહ્યું છે એમ તમે માનો છો? પ્રત્યક્ષના ઓઠા હેઠળ બધું અપ્રત્યક્ષ જ ગાડું ચાલ્યા કરે છે. ઘણી તેજસ્વી, ઊગતી પ્રતિભાઓની એ ધંધાએ ખસી કરી નાખી છે. સાલું કોઈ ધોરણ જ નહિ. વસ્તુલક્ષી આ આખા વ્યાપારને લોકોએ અંગત ગમા-અણગમા સાથે જોડીને બસ, ધમકાર્યે જ રાખ્યું છે. ઇચ્છે એવી તરડ-મરડ કરી તેથી રાઈનો પર્વત અને પર્વતને રાઈ તરીકે રજૂ કરવાના ખેલ પાર પડી રહ્યા છે. માળા, એમ અંદર તો સમજે છે જ પણ તંત્ર-પ્રપંચની માયા છૂટે કે? એટલે જ પ્રબોધભાઈ, વિવેચન ફિવેચન જવા દો... 'આટાનો સૂરજ' વિશે તેથી કશો પ્રતિભાવ પણ નહિ, 'ભાવ' જ પ્રકટ કરું છું. આને પત્ર જ લેખશો. જે કંઈ મનુષ્ય પ્રવીણ દરજીને (પેલો તમે ઓળખો છો એ સર્જક-પ્રોફેસર નહિ!) ટપકાવવાનું ગમ્યું એ અહીં થોડું એક ટપકાવું છું.

તમે માનશો પ્રબોધભાઈ? રતિલાલ 'અનિલ'ની ગઝલો ક્યારેક વાંચી હતી. ક્યારેક તેમનું 'કંકાવટી' જોવા મળતું. તે વાંચી નાખતો. મારા મન ઉપર તેમની એક ભલા આદમીની છાપ અંકાયેલી છે. 'કંકાવટી'ને નિમિત્તે સાહિત્ય-સાહિત્યેતર કારણોસર તેમની આસપાસ એક ચોક્કસ વૃંદ હતું તેટલો આછો-અધૂરો ખ્યાલ હતો. પણ 'આટાનો સૂરજ' વાંચ્યું ત્યારે પૂરું કરતાં સુધીમાં હું છેક, કવિ લોર્કાના 'આટાનો ચંદ્ર' સુધી આંટો મારી આવ્યો.

અહો, આપણા વયોવૃદ્ધ રતિલાલ બે ચોપડી જ ભણેલા હતા! અહો, બેતાલીસ બેતાલીસ વર્ષ સુધી 'કંકાવટી'ને ટકાવી રાખવા માટે આટલા બધા ચઢાવ-ઉતાર જોવા પડ્યા! 'કંકાવટી'ને સમેટી લેવાનો પ્રશ્ન આવ્યો હશે ત્યારે રતિલાલ ઉપર શુંનું શુંય ગુજર્યું હશે! પેલા વૃન્દે કશો પ્રયત્ન ત્યારે કર્યો હશે ખરો? કર્યો જ હોવો જોઈએ અને એટલે જ સ્તો એ પુનઃ પ્રગટ થયું. આ રતિલાલની તો 'કહું... ન કહું' કથા નવલકથા લખાય તેવી સમૃદ્ધ છે ભઈ. ૧૯૪૨માં ભારત છોડો આંદોલન, સાબરમતીનો જેલવાસ, પુસ્તકોની દોસ્તી, કાકા સાહેબની પેલી 'ઓતરાદી દીવાલો'ને તેનું વાચન, વિશ્વનાથ ભટ્ટનો નિબંધ વિશેનો વિભાવ, બ.ક.ઠા.નાં વિવિધ વ્યાખ્યાનોનું વાચન, પેલા સુરેશ જોષીનું તો લગભગ ઘેલું જ, જિદ્દુ કૃષ્ણમૂર્તિનું વાંચન, ગિરનારનો અરણ્યવાસ, પરકમ્માએ જતો માનવપ્રવાહ, પ્રકૃતિ-પંખીઓ સાથેનો નાતો, ગઝલની સાથે ગદ્યલેખનનો આરંભ, સૌને ગમતી ગઝલની જેમ સૌને ગમતા કટાક્ષ હાસ્યમાં ગતિ, પેલું અખબાર, એની પૂર્તિઓ અને કોરા કાગળ ભરવાનો અનિવાર્ય તકાજો, જયંત કોઠારી, શિરીષ પંચાલ ને કીર્તિદા જેવાં તેમનાં સ્નેહીવર્તુળનું સંકોરણ - એમ નાનાવિધ રૂપે રતિલાલના ધીંગા વ્યક્તિત્વનો અહીં પરિચય થાય છે પ્રબોધભાઈ!

અને પછી 'આટાનો સૂરજ' - સાંભળો તેમની કથા-વ્યથા...

'મારી મા આટાનો સૂરજ બે હથેળી વચ્ચે ઘડતી, હા, આટાનો સૂરજ! સફેદ સફેદ ગોળ ગોળ અને હું જોયા કરતો એ લથબથ આટાનો સૂરજ, એ બે હાથ વચ્ચે ફરતો, ઘડાતો અને ગોળ ગોળ બનતો... હાથના એ થપથપાટમાં માતાનું વહાલ હતું. જ્યારે એ ઘડાતો

ત્યારે લાગતું આજે જરૂર સૂરજ ઊગ્યો છે... અમે દીવાના અજવાળે જોતાં તો કેટલું મોડે શીખ્યા! અમને શીખવાડવામાં આવ્યું ત્યારે. તે ય થોડું થોડું! અમને તો ચૂલો ઊગે ત્યારે દિવસ ઊગવાનો એવું લાગતું...'

રતિલાલના જીવનની આ કઠણાઈ જોઈ? અનુભવોનુ આ જગત એમનું જ છે, વિશિષ્ટ છે.

અને 'ધુમાડો' વાંચો. સુરેશ જોષીના પ્રભાવની કે રીતિની વાત જવા દો. પણ ધુમાડાના ધીંગા અનુભવને જુઓ -

મા એ આપેલી ફૂંકણી વખતનો ધુમાડો, ઘીના દીવાંનો ધુમાડો, કપૂરના દીવાનો ધુમાડો, ફૂટેલા ફટાકડાનો ધુમાડો, ક્યાંક આગ લાગી હોય તો ધુમાડો, તૂટેલી બાબરી મસ્જિદ વખતના તોફાનોનો ધુમાડો, ઓટોરિક્સાના પેટ્રોલનો ધુમાડો, અમદાવાદની મિલોનો ધુમાડો, મોઢામાંથી બોલતીવેળાનો ધુમાડો, છાપરામાંથી ચળાઈને આવતો ધુમાડો! રતિલાલે કેટકેટલા ધુમાડાને યાદ કર્યા છે!

જુદી જુદી અવસ્થાવેળા જોયેલા, માણેલા, યાદ કરેલા ધુમાડાનું એક સરઘસ નજર સામે આવી રહે છે.

ફાનસના અજવાળાની વાત કરતાં તે લેનિલ અને ગાંધીજી સુધી આંટો લગાવે છે. સુઘરાઈના ફાનસ ઉપરથી પોતાના ફાનસ સુધી તેમની સ્મરણકથા વિસ્તરે છે. એવું જ ધ્વનિરાગ વિશે છે. રાગનું સ્મરણ કરતાં પીંજારો યાદ આવે છે, કપડાં ધોકણે ધોવાય તેનો પણ ધ્વનિ, ઓટોરિક્સા, ખટારો, ઘોડો, સાઈકલ, પારેવું, કાબર, બધે બસ જ્યાં જ્યાં પેલા ધ્વનિ, રાગનું પગેરું મળે છે ત્યાં ત્યાં રતિલાલ પહોંચી જાય છે. પીળી માટીમાં પણ, ઢેફામાં પણ આવાં સાદૃશ્યો તે ખેંચતા રહે છે. પાલીસલાઈનમાંની ઘટનાઓ તેમના શૈશવની કેટલીક સ્થિતિઓ સામે મૂકી આપે છે. ચકલી વિશે તો બે બે કથાઓ - ફાનસની જેમ શેરીદીવો પણ અહીં છે. લાઈટપોલ પણ ખરો જ! અને પવનની પણ અનેક રીતે વાત માંડી છે. ડામચિયો, ધોડિયું, નિશાળ, ગિરનાર, ગિરનારની રાત નિમિત્તે પણ રતિલાલના ઘણા આત્મકથાત્મક અંશો પાસે પહોંચી જવાય છે. તેમના વ્યક્તિત્વની અનેક રેખાઓ તેમાંથી ઊઘડતી આવે છે. 'ઝીણો' વ્યક્તિ ચિત્રમાં પણ રતિલાલની હાજરી રહી છે જ. કેરી અને કેરીની સાથે સુરેશ જોષી સાથે બાફેલી ચોળી ગુવારસિંગ મોઢામાં નાખી હતી તે યાદ કરે છે અને 'માણસ પણ જીવનરસ ભરેલો જ સારો નહિ?' તેવું પ્રશ્નાર્થ તારણ પણ તે કાઢી આપે છે. શેમળો, રેતી, ગલુડિયાં, કે એવા વિષયો ઉપર પણ અહીં કેટલીક રચનાઓ મળે છે.

પ્રબોધભાઈ, 'આટાનો સૂરજ' વાંચતાં વાંચતાં મારા વાંચન રસને રતિલાલ 'અનિલ'ના વ્યક્તિત્વે સતત ઉત્તેજિત કર્યો છે. આપણા આ વધુ પરિચિત નહિ એવા લેખક જીવનની કેવી તડકી-છાંયડીમાંથી પસાર થયા છે, દશ્ય જગતને તે કેવી રીતે માણે છે, પોતાના જીવનના અંશોને તે તેમાં સતત કેવી રીતે અવતારતા રહે છે. તેમનુ પત્રકારત્વ ક્યાં ક્યાં તેમને લઈ ગયું છે, ગઝલકારમાંથી ગદ્યકાર કેવી રીતે બન્યા છે, વિપરીત સંજોગોમાં જીવન સામે કેવી ટક્કર લીધી છે વગેરે વગેરે અનેક બાબતોથી હું અહીં વાકેફ થયો છું. રતિલાલ 'અનિલ' વિશે હવે એમ કહી શકું કે 'આટાનો સૂરજ' વાંચ્યા પછી હું તેમને ઘણા નજીકથી ઓળખતો થયો છું. 'આટાનો સૂરજ'થી 'આટાનો ચંદ્ર' એમ આ વાચન બન્યુ. સંઘર્ષશીલ સજ્જનને નમન હો!

કુશળ હશો.

# ‘તમે પદ પામ્યાં નિરવાણ રે...’* (શ્રદ્ધાંજલિ)

**પ્રબોધ ર. જોશી**



શ્રી મજબૂતસિંહ જાડેજા
(આઈ.પી.એસ. નિવૃત્ત)
(૨૦-૦૮-૧૯૨૪ : ૦૬-૦૨-૨૦૦૭)

પાતળી ટટ્ટાર દેહયષ્ટિ, તીક્ષ્ણ પારદર્શક આંખો, ચહેરો ધીર ગંભીર પણ અંદરની ઋજુતા છાની ન રહે. એક આછું સ્મિત અને પ્રસન્નતા આસપાસ પ્રગટતી રહે. ખાદીનાં સાફ સૂથરાં વસ્ત્રોમાં દેખાતા એ સજ્જન વજ્ર જેવા કઠોર ક્યારેક લાગે પણ ધારીને જુઓ તો કુસુમ જેવા કોમળ પણ જણાય. સેટેલાઈટ ઍપાર્ટમૅન્ટના અમારા લગભગ તેર વરસના નિવાસ દરમ્યાન આવતાં કે જતાં એમનું દર્શન થાય તો ધન્યતાનો અનુભવ જરૂર થતો.

એ હતા શ્રી મજબૂતસિંહ જાડેજા. અમે સેટેલાઈટ ઍપાર્ટમૅન્ટમાં રહેવા આવ્યાં ત્યારે શરૂઆતમાં એમના વિશે જાતજાતનું સાંભળેલું. એક વાત એમની કડક શિસ્ત અને આત્મઆચરણની પણ હતી. પણ ક્યારેય એમનો રૂઆબ કે રોફ જોવા ન મળ્યો. હંમેશાં એવું જ અનુભવ્યું કે એમની આત્મસંયમભરી શિસ્ત સૌને એમનો આદર કરવા પ્રેરે છે. અમારા ઍપાર્ટમૅન્ટની સામેના એમના ફ્લેટનો મુખ્ય દરવાજો ઘણુંખરું ખુલ્લો હોય.

જાડેજાસાહેબ ગુજરાતના પોલીસદળના વડા તરીકે ઈન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસના હોદ્દા ઉપરથી ઑગસ્ટ ૧૯૮૩માં નિવૃત્ત થયેલા. એ પહેલાં પ્રમાણિકતા, સાદગી, ફરજ નિષ્ઠા અને કાર્યનિષ્ઠાના પ્રતીકસમા બની ગયેલા; કાર્યકાળ દરમ્યાન સૌ કોઈને માટે મિસાલરૂપ થોકબંધ ઉદાહરણો પૂરાં પાડેલ.

પિતાશ્રી જીવુભા પણ પોલીસદળમાં હેડકોન્સ્ટેબલ; ખરેડી ગામમાં વિરપુર સ્ટેટમાં. જાડેજાસાહેબનું ડી.વાય.એસ.પી. તરીકે રાજકોટમાં પોસ્ટિંગ થયું ત્યારે ખરેડીના સૌ પોલીસદળના સભ્યોને પણ રાજકોટ ભેગા ભેળવી દેવામાં આવ્યા. પિતાશ્રીને પુત્રના હાથ નીચે કામ કરવાનો પ્રસંગ આવ્યો. ઘરમાં તો પિતાશ્રી સર્વોપરિ અને એમનો પડયો બોલ કોઈ ઉથાપે નહિ, પણ પરેડમાં સૌ ભેળાં પિતાશ્રીને સલામ કરવાનું આવે એ જાડેજાસાહેબને પસંદ નહિ. સરકારી ગાડીમાં કુટુંબના સભ્યોને નહિ બેસાડવાનો કાયદો, એટલે ઑફિસથી ઘેર જતાં ક્યારેક પિતા-પુત્ર ચાલતા જાય. છેવટે પિતાશ્રીએ સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી. એમના મૃત્યુ પછી છેક ૧૯૯૦માં એમના પેન્શનની રકમ મળી. જાડેજાસાહેબે એ બધી રકમનું લીમડીની કન્યાશાળા માટે દાન દઈ દીધું.

કચ્છમાં ધરતીકંપ થયો હોય કે કોઈ મોટી કુદરતી હોનારત સર્જાઈ હોય કે વિશ્વમાં કયાંય યુદ્ધ લડાયું હોય એવા પ્રસંગોએ દિવાળી કે બીજો કોઈ તહેવાર ઉજવતા મેં એમને જોયા નથી. દીવના મુક્તિસંગ્રામમાં જૂનાગઢ જિલ્લાના પોલીસ અધિક્ષક તરીકેની એમની કામગીરી ખૂબ વખણાયેલી. દીવ અંગેની ઝીણામાં ઝીણી વિગતોની માહિતી એકત્ર કરવાથી માંડીને તે છેલ્લે સરહદ પર પહોંચીને દીવને શરણે થવાની છેલ્લી જાહેરાત કરવા સુધીની એમની પ્રશંસનીય કામગીરીની નોંધ લેવાઈ હતી. ભયંકર હોનારતો કે તસ્કર ટોળકીઓના ત્રાસની વાત હોય કે પછી ધાર્મિક મેળાઓ કે રાજકીય આંદોલનોના પ્રસંગે કાયદો અને વ્યવસ્થા જાળવવાની વાત હોય – જાડેજાસાહેબે હંમેશાં મોખરે રહી કામ કર્યું. તેઓ હંમેશાં કહેતા કે એક નિષ્ઠાવાન પોલીસ અધિકારી એવો હોવો જોઈએ કે રાજકારણીઓ એની પાસે અઘટિત કામકાજ કરાવવાની હિંમત સુધ્ધાં ન કરી શકે. જેને કશું જ વિશેષ જોઈતું ન હોય અને બદલીથી પરહેજ ન હોય અને જેના વિચાર-આચાર અને વિહાર શુદ્ધ હોય તેને માટે સરકારી કે અન્ય કોઈ પણ ક્ષેત્રમાં આત્મસંતોષવાળું કાર્ય કરવાની ખૂબ ઊંચી તકો છે.

---

* શ્રી ગંગાસતીનું એક ભજન :
“ભાઈ રે! સદા આનંદ હરિના સ્વરૂપમાં ને, જ્યાં મટી મનની તાણાવાણ રે; / ગંગાસતી એમ બોલિયાં ને, તમે પદ પામ્યાં નિરવાણ રે...”

એ જેવું માનતા તેવું જીવતા અને ક્યારેક કહેતા. ધાર્મિક આસ્થા પ્રબળ. સેવામાં હતા ત્યારે પરોઢિયે ત્રણ વાગે ઊઠી જતા. પૂજા ધ્યાન અને પછી ચાલવા જવાનો એમનો નિત્યક્રમ. છેલ્લાં વર્ષોમાં સવારે ઊઠવાનું ચારેક વાગે પણ નિત્યક્રમ તો એનો એ જ. બહોળુ કુટુંબ. કુટુંબના કોઈ સભ્યથી કશુંક ખોટુ આચરણ થઈ ગયું હોય અને એમના ધ્યાન પર આવે તો આત્મશુદ્ધિ માટે ઉપવાસ કરતા. સામાન્ય શરદી સિવાય ક્યારેય મે એમને બિમાર જોયા નથી. છેલ્લા અઠવાડિયામાં તો એમણે દાંતેથી શેરડી તોડીને-જાણે કે જીવનનું આકંઠ-રસપાન કર્યું હતું. નાની ઉંમરે સગાઈ થઈ ગયેલી. લગ્નવયે અનેક મોટાં કુટુંબોમાંથી માંગાં આવેલાં પણ એ વચનબદ્ધ રહ્યા. પ્રસન્ન દાંપત્ય. હંસાબાએ જીવનના લગભગ છેલ્લા વર્ષ સુધી પડખે રહી સાથ નિભાવ્યો. ક્યારેક સાથે બહાર નિકળ્યાં હોય અને લિફ્ટમાં જવાનું હોય કે ઘરમાં પ્રવેશવાનું હોય ત્યારે હંમેશાં એમને જ આગળ કરે. હંસાબા હસતાં હસતાં કહે 'તો પછી, મને જ આગળ જવા દેજો.' એવું જ થયું. થોડાક મહિનાઓ ઉપર ૩૦ એપ્રિલ, ૨૦૦૬ના રોજ સવારે ઊઠ્યાં તો ખરાં પણ પછી 'હવે હું સૂઈ જાઉં છું' કહી હંસાબાએ એ વહેલી પરોઢે વિદાય લીધી.

નિવૃત્તિ પછી જાડેજાસાહેબે સૌરાષ્ટ્રના સંતભક્ત કવિ શ્રી કહળસંગ અને કવિયત્રી શ્રી ગંગાસતી અને શ્રી પાનબાઈ ઉપર સંશોધનપરક જીવનકથા લખેલી. સંવત ૨૦૪૩ના કાર્તિક સુદ પૂર્ણિમાના દિવસે સમઢિયાળા ગામે આવેલ આ સંતભક્તોની જગાએ એક યજ્ઞ પ્રસંગે એમને હાજર રહેવાનું બનેલું. સ્વાભાવિક જ એમને "સત્શાસ્ત્રોમાં જે કંઈ કહેવાયું છે તે બધું જ સરળભાષી ભજનોમાં જેણે સમાવી લીધું છે તે ભજનોના રચયિતા પ.પૂ. સંતભક્ત કવયિત્રી શ્રી ગંગાસતી. તેમના પતિ પ.પૂ. સંતભક્ત કવિ શ્રી કહળસંગ અને તેમનાં શિષ્યા સંતભક્ત કવિયત્રી શ્રી પાનબાઈના જીવન વિશે જાણવાની ઉત્કંઠા થઈ." પ્રસંગે એકત્રિત હજારો શ્રદ્ધાળુઓ પાસે એમને આપવા માટે શ્રદ્ધાથી વિશેષ કશું જ ન હતું એની પ્રતીતિ થતાં આ સત્યશોધક પોલીસ ઓફિસરે પાંચેક વરસનો મહાપુરુષાર્થ આદરી પગે ચાલીને, બળદ-ગાડામાં, સ્કૂટર પર, મોટરગાડીમાં, બસમાં, જીપમાં, ટ્રેક્ટરમાં કે ટ્રેનમાં દૂરગરાજના ગ્રામવિસ્તારના ખૂણેખાંચરે રઝળીને, અનેક વ્યક્તિઓ, દૂર દૂરનાં સ્થળો, અનેક ધાર્મિક સ્થાનો અને સરકારી કચેરીઓની મુલાકાત લઈને આ ત્રણેય સંતભક્તોના જીવનકાળ તથા જીવનકાર્ય અંગે વિશ્વાસપાત્ર હકીકત મેળવી આ સંક્ષિપ્ત જીવનકથામાં ઉપલબ્ધ કરાવી આપી. શ્રી ગંગાસતી, શ્રી પાનબાઈ અને શ્રી કહળસંગના પ્રાપ્ત તમામ ભજનો પણ સુલભ કરાવી આપ્યાં. પુસ્તકના પ્રાક્કથનમાં શ્રી હરિવલ્લભ ભાયાણીએ આની ઉચિત નોંધ લેતાં લખ્યું છે: "શ્રી જાડેજાએ કહળસંગ, ગંગાસતી અને પાનબાઈનાં જીવન અને કાર્યને લગતી વિશ્વસનીય હકીકતો મેળવવા માટે ધીરજપૂર્વક કેટલો પરિશ્રમ કર્યો છે તેનો સ્થૂળ અંદાજ તેમણે આપેલી સંશોધનકાર્યમાં સહાયભૂત બનેલ અઢીસો-પોણાત્રણસો જણની નામાવલિ પરથી પણ મળે છે. શ્રી જાડેજાએ ભક્તોની સાથે સંકળાયેલ ચમત્કારો વ્યવસ્થિત રીતે નોંધ્યા છે. તેમના સમય, જન્મસ્થળ, સંબંધો વગેરે નિશ્ચિત કરવા માટે ચોક્કસ પુરાવાઓ શોધી આપ્યા છે, અને ત્રણેય ભક્તોનાં ભજનોનો, કેટલાંક તો પહેલી જ વાર પ્રકાશમાં આવતાં ભજનોનો, પાઠ આપ્યો છે. આમાં જે વિશેષ અભિનંદનીય છે તે તો એ છે કે તેમની એ ભક્તો પ્રત્યેની શ્રદ્ધા અને ભક્તિભાવ તથ્યની ચકાસણીને બાધક નથી બન્યાં."

એમની આ સંશોધનપરક જીવનકથામાં પણ એક નખશિખ નિષ્પક્ષ પોલીસ ઓફિસરનું જ ચરિત્ર જોવા મળે એમાં શી નવાઈ!

મંગળવાર, તા. ૬ ફેબ્રુઆરી ૨૦૦૭ના પરોઢિયે ૪.૧૫ કલાકે શ્રી મજબૂતસિંહ જાડેજાએ દેહત્યાગ કર્યો. સવારે ચાલવા જતા ત્યારે જે લાકડી હાથમાં રાખતા તે આગલી રાતે અંદર મૂકાવી દેતાં કહેલું 'કાલે મારે ક્યાં ચાલવા જવાનું છે!' બપોરે ૧-૪૦ વાગે સ્મશાન-ભૂમિમાં અગ્નિદાહ પછીની તરતની ક્ષણોમાં આ ઘટનાથી તદ્દન અજાણ રાજકોટના ડૉ. તેજલ ઢેબરનો જાડેજા સાહેબના સૌથી નાના પુત્ર રાજેન્દ્ર ઉપર SMS આવે છે:

"શ્વાસ ખૂટી જાય અને ઇચ્છા બાકી રહી જાય એ મૃત્યુ.
શ્વાસ બાકી હોય અને ઇચ્છા ખૂટી જાય એ મોક્ષ"

જાડેજાસાહેબે જીવનભર મોક્ષનો અખૂટ આનંદ અનુભવ્યો!

# કેરીટાણું (લલિતનિબંધ)

દિનકર જોષી

આંબાના ઝાડ ઉપર ફૂટેલા મહોર કે ઝળુંબતી શાખ (આ શાખ શબ્દ પણ હવે કદાચ ઘણાખરા નગરજનો માટે અજાણ્યો થઈ ગયો હશે!)નું દશ્ય જોયે સરેરાશ મુંબઈગરાને કદાચ ઘણા વરસો થઈ ગયા હશે. મુંબઈમાં આંબાનું ઝાડ તો શું, ચંદ્ર કે સૂરજ જોયાને પણ જેમને ખાસ્સો સમય વીતી ગયો હોય એવાય ઘણા સુટેડબુટેડ સજ્જનો (અને સન્નારીઓ પણ) હશે. ઝડપથી પ્રસરી રહેલા ડોટકોમના આ જમાનામાં આંબાનું ઝાડ એટલે માત્ર હાફૂસ કે પાયરીના કરંડિયા એવો જ અર્થ થઈ ગયો છે. ફ્રિઝમાં રાખીને ઠંડીગાર કરેલી આ કેરી ભલે આંબાના ઝાડનું End-Product હોય પણ આ End-Product ઉપરથી ઝાડની કલ્પના થઈ શકે નહિ. કેરીટાણું શરૂ થાય છે ત્યારે પોતે, કેટલા હજાર રૂપિયાનો ચાર ડઝન કે પાંચ ડઝન કેરીઓનો કરંડિયો ક્રોફર્ડ માર્કેટમાંથી લાવ્યા એમ કહેવામાં આત્મસંતોષ લેતા ભદ્રિકો માટે મહત્ત્વ આમ્રરસ, સ્વાદ, સુગંધ વગેરે ગૌણ હોય છે, તૃપ્તિ એના ભાવની હોય છે. ભૂલેચૂકે ક્યારેય કોઈ મહોરી ઉઠેલું આંબાનું ઝાડ નજરે ચડી જાય છે ત્યારે ઓરિયો, કાળિયો, લાડુડિયો, વાંકિયો વગેરે શબ્દો યાદ આવી જાય છે. આ શબ્દોની સાથે જ, જેમને માટે આ શબ્દો ઓળખાણ બની રહ્યા હતા એવાં આંબાનાં ઝાડ એક ક્ષણ નજર સમક્ષ તાજાં થઈ જાય છે. આ બધા શબ્દોના અર્થ જો ક્યાંય શબ્દકોશમાં કે થિસોરસમાં જોવાની કોશિશ કરીએ તો હેતુ નહિ સરે, ઊલટું ગુંચવાડો થશે. ચાર ભાઈઓના અમારા પરિવારો વચ્ચે આ બધા સહિયારા ભોગવટાના આંબા હતા.

પાણી શેરડા તરીકે ઓળખાતા, પાદરમાંથી વહેતી નદીના એક વળાંકને કાંઠે ઓરિયો આંબો આવેલો હતો. આ આંબાની કેરીનું કદ પ્રમાણમાં નાનું હતું. જેનું કદ સરેરાશ કરતાં ઓછું હોય એના માટે ઓરિયો શબ્દ વાપરતા પરિવારના કેટલાક વડીલો મને હજુ આજે પણ યાદ છે. લોકબોલીના આ રૂઢ શબ્દાર્થને કારણે આ આંબાનું નામ ઓરિયો પડ્યું હશે કે પછી આ ફળના નાનકડા કદને કારણે આ શબ્દ એના વિશેષ અર્થમાં વપરાતો થયો હશે એ સમજી શકાય એમ નથી. ફળ એટલું નાનું પણ એનો સ્વાદ એવો મીઠો કે ઘોળેલી એ કેરીને એક જ ઘૂંટડે રસપાન કરી નાખનારા સ્વજનો અમારા પરિવારમાં હતાં.

લાડુડિયા આંબાની વિશેષતા પણ એના ફળના આકારમાં હતી. આ આંબાની કેરીઓનો આકાર, ખસખસ લગાડીને થાળીમાં પછાડ્યા પહેલાંના ચૂરમાના લાડવા જેવો હતો. લાડુડિયા આંબાની કેરીઓનો સ્વાદ પ્રમાણમાં સહેજ વધુ ગળચટ્ટો હતો. એનું ગોટલું પણ પ્રમાણમાં નાનું એટલે રસ વિશેષ પ્રાપ્ત થાય. કાળિયા આંબાની વાત વળી સાવ ન્યારી હતી. એની કેરીઓ હથેળી જેવડી લાંબી હતી. એનું નામ કાળિયો શી રીતે પડ્યું હશે એનો કોઈ ખુલાસો જાણમાં નથી. વાંકડિયા આંબાની વિશેષતા સમજી શકાય એવી હતી. આ આંબાને માત્ર ત્રણ જ ડાળીઓ હતી. આ ત્રણેય ડાળીઓ ઉપર જે ફળ બેસતાં એ સહેજ વાંકાં રહેતાં. આ વૃક્ષ પણ એની ડાળીઓ સાથે એવી રીતે ઊગેલું કે એનો આકાર વંકાયેલો જ લાગે. આ વાંકિયા આંબા ઉપર એટલી બધી કેરીઓ, કેરીટાણામાં ઝળુંબતી કે એના ભારથી પેલી ડાળીઓ લચી પડતી એમ કહેવા કરતાં સાવ ઢળી જતી એમ જ કહેવું પડે. ઢળી જતી આ ડાળીઓ ક્યાંક વધુ ઢળીને ભોંયસરસી ન થઈ જાય એ માટે એને લાકડાના ટેકા આપીને ઊંચી રાખવામાં આવતી. વાંકિયા કેરીના એક ફળના રસથી કાંસાનો વજનદાર એવો આખો વાડકો ભરાઈ જતો.

આ ઉપરાંત એક ભેખડિયો આંબો હતો. નદી કાંઠે જ એક ભેખડ ઉપર આ આંબો એવી રીતે ઝળુંબતો હતો કે પેલી ભેખડ ઢંકાઈ જતી. આ ભેખડિયા આંબાને જોઈને એની હરીફાઈ કરવા માટે, અમારા એક વડીલ નામે શ્રી દલપતરામે, આ ભેખડની સામે જ આવેલી એક ઊંચી ટેકરીની ધાર ઉપર આંબાની એક કલમનું વૃક્ષારોપણ કર્યું હતું. આ કલમમાંથી ઘેઘૂર આંબો બને અને એની છાયા પેલા ભેખડિયા આંબા સુધી પ્રસરી

જાય, એટલું જ નહિ, એની ઉપર જે ફળ બેસે એ પેલા વાંકિયા આંબાના ફળથીય મોટા હોય એવું રમણીય સ્વપ્ન શ્રીમાન દલપતરામ સેવતા. પોતાના સ્વપ્નની આ વાત ઝાલર ટાણે મંદિરના ઓટલે બેસીને કે પછી ચોરે બેસીને નવકૂકરીની રમત રમતી વેળા ગળુ ખુંખારીને કહેતા. પોતાના આ આંબાને એમણે ધારિયો આંબો એવું નામ પણ આપી રાખેલું. ધારિયા આંબાના આ ક્યારાને, પાણી પાવા માટે દલપતરામ રોજ નદીના પ્રવાહમાંથી બાલદીઓ ભરીને ટેકરીનો ઢોળાવ ચડી જતા અને પરસેવે લથબથ થઈ જતા. દલપતરામ પુષ્ટ દેહધારી હતા. અધોવસ્ત્ર સિવાય બીજા કોઈ વસ્ત્રની એમનાં અંગોને ઝાઝી ટેવ પડી નહોતી. કમરથી ખાસ્સે નીચે ધોતિયાની ગાંઠ વાળતા અને પછી ઉપર ચાંદીનો કંદોરો પહેરતા! દલપતરામે ઘણા મહિનાઓ સુધી સવાર-સાંજ નિષ્ઠાપૂર્વક પરિશ્રમ તો કર્યો પણ ટેકરી પથરાળ હતી એટલે જે કંઈ પાણી દલપતરામ રેડતા એ બધું નીચે વહી જતું. થોડા દિવસમાં જ આંબાની આ કલમ સૂકાઈને લાકડું બની ગઈ. દલપતરામ થાકી ગયા. સુકાયેલી આ કલમ હવે સ્વપ્નસિદ્ધિને નહીં જ વરે એની ખાતરી થતાં, સુકાયેલી આ કલમને રોષપૂર્વક ખેંચી કાઢી અને પછી બીજે દિવસે ફળિયામાં પેટાવેલા મંગાળાના પાયા તરીકે સૂકા ઘાસ વચ્ચે એનું ઈંધણ કરી નાંખ્યું. દલપતરામના કાકા એટલે કે અમારા પરમપૂજ્ય દાદા, દલતપરામની આ વ્યથાભરી કથા જોઈને હસી પડેલા અને ડેલા વચ્ચે ઊભા રહીને, પોતાના ભત્રીજાની ઓળખ એમણે આ રીતે કાવ્યાત્મક સ્વરૂપે આપી હતી.

'દપો એવો ડાપો
કે ધારે આંબો પાયો,
પાઈ પાઈને થાક્યો
ત્યારે કર્યો ચૂલા-પાયો'

દલપતરામની આ ઓળખ પછી તો એવી રૂઢ થઈ ગઈ કે આજે પચાસ કે સાઠ વરસ પછી પણ અમારા પરિવારના સોએક જેટલા સભ્યો વચ્ચે, કોઈ પણ અવિચારી કામને ધારદાર રીતે સમજાવવા માટે આ પંક્તિ ઉપયોગમાં લેવાય છે.

આંબા ઉપર જેવા મહોર બેસે કે તરત જ એના રક્ષણ માટે ટોયા સાથે ગોઠવણ થવા માંડે. આ ટોયા, મોટભાગે ગામના જે બે ત્રણ કોળી પરિવારો હતાં એ જ હોય. જે ટોયો આ આંબા રાખે એને, આંબાની કુલ ઊપજના ફળોમાંથી અરધોઅરધ ભાગ મળે. આમા પૈસાની કોઈ લેતી દેતી ક્યાંય થતી નહિ. વાત પાકી થાય અને મહોર ખરી જાય, ઝીણી ઝીણી ખાખટી ઝાડ ઉપર બેસી જાય કે તરત જ આ ટોયો એના કુટુંબકબીલા અને સરસામાન સાથે આ ઝાડ હેઠળ પોતાનું રહેઠાણ ફેરવી નાખે. આ રહેઠાણ એટલે બે ત્રણ ખાટલા, થોડાક ગાભાં જેવાં ગોદડાં, બે ચાર ડબાડૂબલી અને થોડાંક ઢોબારાં જેવાં વાસણકુસણ. ચૂલાની કે બળતણની કોઈ જરૂર નહિ કેમકે ઝાડના થડ પાસે જ ત્રણ પથ્થર ગોઠવીને મંગાળો બની જાય. આ મંગાળા નીચે બળતણ તરીકે વાપરવા સૂકાં પાંદડાં અને ડાળીઓ ચારેય બાજુ વેરાયેલાં જ હોય. આ ચૂલા ઉપર તાવડી મૂકીને ટોયાની ઘરવાળી રોટલા ઘડી કાઢે. બહુ બહુ તો ગામમાંથી દૂધ કે ક્યારેક કંઈક શાકપાંદડું લાવવાનું રહે. જોકે મોટાભાગે ટોયાની આ ઘરવાળી, વડીલોની વહુ અને નાનેરાંઓની ભાભી તરીકે સ્થાન મેળવી લેતી એટલે ક્યારેક ગોળકેરીનું અથાણું, છાસનું બોઘડું કે વધ્યુંઘટ્યું શાક એને તૈયાર જ મળી જતું. જ્યાં સુધી પેલી ખાખટીઓ, મોમાં પાણી આવે એવી સુગંધી અને આકર્ષક સાખ બની ન જાય ત્યાં સુધી, ઉતરનારા ફળોની સંખ્યાનો કંઈ અંદાજ મૂકી શકાતો નહિ. જેવી શાખની સુગંધ પ્રસરે કે તરત જ સાંજ પડ્યે નીચે વેરાયેલી સાખેમાંથી, બે ચાર હાથવગી કરીને એના ખટમધુરા સ્વાદને, એક આંખ સહેજ ઝીણી કરીને મમળાવવાની મજાની હરીફાઈ થતી.

કેરીઓ હવે તૈયાર થઈ ગઈ છે એવો સર્વાનુમતિ અભિપ્રાય થાય એટલે એને વેડવા માટેનું શુભ મુહૂર્ત પણ કાઢવામાં આવે. વેડવું શબ્દ આજે હવે ભાગ્યે જ કોઈને પરિચિત લાગશે. અંગ્રેજીમાં જેને Skilled Labour કહે છે એવી વિશિષ્ટ કુશાગ્રતાની જરૂરત આ વેડવાના કામમાં પડતી. આવું કામ આ ટોયા સિવાય ભાગ્યે જ કોઈ કરી શકતું. એક લાંબા વાંસના છેડે ખાસ પ્રકારની ધારવાળી વાંકી દાતરડા જેવી છરી બાંધવામાં આવતી. આ છરીની ધાર પાસે જ એક થેલી મજબૂતીથી લટકાવી દેવામાં આવતી. બે હાથે આ બાંબુનો બીજો છેડો મજબૂતીથી પકડીને ટોયો, ઊંચી ડાળીઓ ઉપર ઝળુંબતી કેરીઓને, પેલી દાતરડા જેવી

છરીની ધારથી ઝાડની ડાળીએથી છૂટી પાડી દેતો અને આમ છૂટી પડેલી આ કેરી નીચે ભોંય ઉપર પડવાને બદલે પેલી લટકતી થેલીમાં ગોઠવાઈ જતી. એક એક કેરી સાથે, થેલીનું વજન વધતું જતું અને આ વધતા જતા ભારના પ્રમાણમાં ટોયાના બાવડાના ગોટલા પણ સ્નાયુબદ્ધ ઉપસી આવેલા નજરે પડતા. આંબા વેડવાનું આ કામ ઠીક ઠીક લાંબું ચાલતું. દિવસભર પરિવારના સહુ પુરુષો આ આંબા પાસે ઊભા રહીને વેડવાના આ કામનું રસપૂર્વક 'Supervision' કરતા. આજે એમ લાગે છે કે આ સુપરવિઝનમાં ટોયા ઉપર અવિશ્વાસ ઉપરાંત કંઈક અંશે ટોયા સાથે સમજૂતી કરીને બીજો કોઈ ભાગીદાર પણ થોડાંક વધુ ફળો ઘરભેગો કરી ન લે એનીય ચિંતા હોવી જોઈએ.

આંબો પૂરેપૂરો વેડાઈ રહે એ પછી ફળોનાં ઢગલાના બે ભાગ પાડવામાં આવતા. ટોયાગીરીની શરત અનુસાર અરધાં ફળો આ ટોયાની માલિકીનાં ગણાતાં. ફળોની સંખ્યા એટલી મોટી રહેતી કે કોઈક વાર તો એને ગણવાને બદલે એનું વજન કરી લેવામાં આવતું. આ વજન પણ કંઈ, કોઈ ચોક્કસ તોલમાપના આધારે નહિ પણ કામચલાઉ રીતે ઊભા કરેલા બે સમતોલ છાબડામાં સરખેસરખાં ફળો મૂકીને અંદાજી લેવામાં આવતું. ક્યારેક કોઈક છાબડું ઊંચુ નીચું લાગે તો, બે ચાર ફળ વધતાં કે ઓછાં કરી લેવામાં, બેમાંથી એકેય પક્ષને કંઈ વાંધો પડતો નહિ.

ટોયાની ભાગીદારીના ફળો બાદ કર્યા પછી જે સહિયારી કેરીઓ વધતી એના પરિવારના ચાર ભાઈઓ વચ્ચે ચાર ભાગ કરવામાં આવતા. આ ભાગ પણ પેલા કામચલાઉ ત્રાજવાના સિદ્ધાંતે જ શાંતિથી થઈ જતા. મને યાદ છે ત્યાં સુધી એક વરસે, આવા વિભાજન પછી દેશી નળિયાં અને ગાર-માટીવાળા અમારા ઘરે પાંચસોથીય વિશેષ કેરીઓ આવી હતી. કેરીઓ વેચવાનો તો કોઈ રિવાજ જ નહોતો. રામજી મંદિરે, શંકર ટેકરીએ અને ખોડિયાર માતાજીના પારે, થોડી થોડી કેરીઓ ધરી દેવામાં આવતી. આ પછી ઘરના જે ઓરડામાં ઓછામાં ઓછો પ્રકાશ પહોંચતો એ ઓરડાના એક ખૂણામાં ભોંય ઉપર કંતાન પાથરી દેવામાં આવતાં. આ કંતાન ઉપર સૂકું ઘાસ ફેલાવીને પેલી કેરીઓનો એક થર ગોઠવી દેવાતો. આ થર ઉપર બીજું ઘાસ નાખીને વળી બીજો થર ગોઠવી દેવામાં આવતો. આ ઘાસ વચ્ચે થોડે થોડે અંતરે કાંદા પણ મૂકવામાં આવતા. કાંદાની ગરમીથી કેરી જલદી પાકી જાય એવું માનવામાં આવતું. કેરી પકવવાની આ પ્રક્રિયાને 'કેરીનો ઓર નાખ્યો છે' એવું કહેતા. આ 'ઓર' શબ્દ પણ ઝટ સમજાય એવો નથી પણ વધુ વિચારતાં, ગર્ભાવસ્થામાં બાળક જે રીતે ઓર તરીકે ઓળખાતા એક વિશેષ પ્રકારના રક્ષણ વચ્ચે ઢબુરાયેલું હોય છે એનો કોઈક સંબંધ, કેરીના આ ઓરને પણ હશે એવું લાગે છે. ઓર એટલે બહારનું પડ. આ પડ હેઠળ જેમ શિશુ રક્ષાયેલું હોય એમ ઘાસના પડ હેઠળ કેરી અપરિપક્વ અવસ્થામાં ઢબુરાયેલી હોય અને જ્યારે આ ઓર હટાવી લેવમાં આવે ત્યારે જેમ આ નવજાત સુંદર શિશુ પ્રાપ્ત થાય એ જ રીતે, આકર્ષક અને સ્વાદુ અમૃતફળ હાથવગું થાય. આવું કોઈક સામ્ય હોવાની સંભાવના આ શબ્દમાં છે.

ઓર જ્યારે તૈયાર થઈ જાય ત્યારે આખો ઓરડો જ નહિ છેક બહારની પરસાળ સુધી સુગંધ મઘમઘી ઊઠે. ઢગલાબંધ ફળો, એકીસાથે પાકી જાય એટલે પરિવારનાં બાળકો જ નહિ મોટેરાંઓ સુધ્ધાં, થોડાક દિવસ તો નરી કેરીવટી જ કરે. જે રીતે છાસવટી કે દૂધવટી આર્યુવેદમાં ભલામણિત થયેલી છે. એવી આ કેરીવટીની લિજ્જત હતી. જો રોજે જ આ કેરીઓ બે પેટ કરીને ખાવામાં ન આવે તો ફળો બગડી જાય. કોઈ કોઈવાર તો આવી કેરીઓ ખાવા માટે આસપાસથી કોઈક સગાંસંબંધીનાં બાળકોને પણ નોંતરવામાં આવતાં. આમાં ભીમ અગિયારસનું વિશેષ મહત્ત્વ રહેતું. જેઠ મહિનાના શુકલપક્ષની અગિયારસને ભીમના નામે ચડાવવામાં આવે છે. આ દિવસે કોઈ પણ ભોગે કેરીઓ ખાવી જ જોઈએ એવો અફર નિયમ પ્રવર્તતો. કહે છે કે વચેટ પાંડવ ભીમ, આંબાના કોઈક ઝાડ ઉપર ફસાઈ ગયેલો અને આખો દિવસ નીચે ઊતરી શક્યો નહોતો. એ દિવસે ભીમે પોતાની ઉદરતૃપ્તિ આ ઝાડની બધી કેરીઓ ખાઈને કરેલી. આ દિવસ જેઠ મહિનાના શુકલપક્ષનો અગિયારમો દિવસ હતો એટલે ભીમની સ્મૃતિમાં અમે સહુ ભીમ બનીને કેરીઓ આરોગવાની હરીફાઈમાં જોડાતા.

કેરીટાણાંમાં રસરોટલીનું જમણ સુખનું સર્વોચ્ચ

શિખર ગણાતું. જે દિવસે આ જમણ નિર્ધારિત થયું હોય એ દિવસે વહેલી સવારે ઓરમાંથી પૂરેપૂરી પાકી ગયેલી કેરીઓને જુદી કરીને પાણી ભરેલી એક ત્રાંબાકુંડીમાં પલાળી રાખવામાં આવતી. ત્રણ-ચાર કલાક સુધી પલાળીને ઠંડી થયેલી આ કેરીઓનો ઘોળવા માટે પરિવારના બે ત્રણ સભ્યો એકીસાથે બેસી જતા. ઘોળતાં ઘોળતાં ક્યારેક કોઈક આળવીતરી કેરી મર્યાદાભંગ કરીને, એના મિષ્ટ રસથી ઘોળનારને પરિપ્લાવિત પણ કરી મૂકતી. આ રીતે કાંડા સુધી હાથ ઉપર રેલાયેલા રસને ગેરવલ્લે જવા દેવાને બદલે ઘોળનાર વ્યક્તિ, પ્રાથમિક દશાના માણસની જેમ ચાટી લેવામાં કોઈ સંકોચ રાખતી નહિ. આ રીતે ઘોળાયેલી કેરીઓનો રસ, બીજા એક મોટા વાસણમાં કાઢવામાં આવતો. આ વાસણને બરાબર કલાઈ થયેલી છે કે નહિ એની પૂરેપૂરી ચકાસણી પણ કરી લેવામાં આવતી. આ પછી રસથી છલોછલ ભરાયેલું આ વાસણ, પાણી ભરેલા એનાથી મોટા બીજા વાસણમાં મૂકી દેવામાં આવતું. રસને ઠંડો કરવા માટે આ જ એકમાત્ર પ્રયુક્તિ હાથવગી હતી. બરફ ત્યારે વૈભવમાં ખપતો હતો. કોઈક વાર આ રીતે કઢાયેલા રસને, એના રેસાથી છૂટો પાડવા માટે ચાળણીનો ઉપયોગ કરવામાં આવતો, પણ મોટાભાગે ચાળણીની કડાકૂટ ટાળીને રેસાવાળો રસ જ ભોજનના ઉપયોગમા લઈ લેવામાં આવતો. રસના ભરેલા વાડકા સાથે પીરસવામાં વાપરી શકાય એવો મોટો ગોળ ચમચો રાખવામાં આવતો ખરો પણ એનો ઉપયોગ બધા માટે જરૂરી રહેતો નહિ. રસનો અને દૂધપાકનો વાડકો તો સીધેસીધો મોઢે જ મંડાય એવી પ્રામાણિક માન્યતા આજે પણ અમારા પરિવારના કેટલાક સભ્યો ધરાવે છે.

રસ કાઢ્યા પછી જે ગોટલાઓ રસહીન થઈ જતા એને જોઈને ત્યારે કોઈ કવિતા યાદ આવતી નહિ. શ્રી ઉમાશંકર જોશીની 'એક ચુસાયેલા ગોટલાને' તો બહુ વરસ પછી વાંચી. ઉમાશંકરભાઈને આવો રસહીન ચુસાયેલો ગોટલો જોઈને, 'એને ઘોળનારી સુકોમળ આંગળીઓ અને એના રસનો આસ્વાદ કરનારા રસલોભી હોઠની રમણીય કલ્પના ભલે આવી હોય પણ અમને તો એ રસહીન ગોટલાઓને, રસોઈ પૂરી થઈ ગયા પછી વધેલા ધધકતા ચૂલાના ભાઠામાં નાખીને શેકવાની જ મજા આવતી. શેકાયેલા આ ગોટલામાંથી જે ગોટલી ઉપલબ્ધ થતી એનો તૂરો સ્વાદ મુખવાસ તરીકે ભારે રસપ્રદ લાગતો. શેકયા વગરના ગોટલામાંથી જો કાચી ગોટલી છૂટી પાડી શકાય તો એને, દાંતે ઘસવાથી દાંત ઉજળા દૂધ જેવા થઈ જાય એવું અમે માનતા.

પણ આ બધી વાતોને તો અરધા સૈકાથીય વિશેષ સમય વીતી ગયો છે. મોટા થયા પછી કેટલીય વાર, કેરીની આ છાલને કોઈક પ્રકારે ઔદ્યોગિક કે અન્ય ઉપયોગમાં લઈ શકવાની સંભાવના વિશે મિત્રો સાથે ચર્ચા કરી છે. આ ચર્ચાનું હજુ સુધી ભલે કઈ સુપરિણામ નથી આવ્યું પણ ક્યારેક, કોઈક, કુશાગ્ર બુદ્ધિવાળાને, પ્રતિવર્ષ હજારો ટનના હિસાબે ઉતરતી અને વેડફાઈ જતી આ છાલનો ક્યાંક વધુ સારો ઉપયોગ કરવાનું સૂઝે પણ ખરું. શહેરોમાં આવી છાલો, જાહેર ઉકરડાઓનો ભાગ બનીને કોહવાઈ જતી હોય છે. અમે બાલ્યાવસ્થામાં રસ કાઢ્યા પછી છાલોનો ટોપલો ભરીને ગાય કે એના વાછરડાને ખવડાવી દેતા.

કેરીને ફળોનો રાજા કહ્યો છે. ભાગ્યે જ એવું કોઈ જણ હશે કે જેને કેરીનો સ્વાદ અપ્રિય હોય. ૧૯૫૩માં રશિયાના એ વખતના સર્વોચ્ચ વડા નીકિતા કૃશ્ચોફ જ્યારે ભારતની મુલાકાતે આવ્યા ત્યારે વડાપ્રધાન જવાહરલાલ નેહરુએ એમના માનમાં યોજાયેલા ભોજન-સમારંભમાં; રસ ઉપરાંત ઘોળેલી કેરીઓ પણ ચૂસવા માટે પીરસી હતી. જવાહરલાલ પોતે તો કેરીઓ ચૂસવાની ભારતીય પરંપરા મુજબ લહેરથી કેરી ચૂસવા માંડ્યા હતા, પણ કૃશ્ચોફ માટે આ કામ ભારે અઘરું થઈ ગયું હતું. જવાહરલાલની સામે ટગરટગર જોઈને એમણે કેરી ચૂસવાની હિંમત તો કરી, પણ પરિણામ કરુણ આવ્યું. કેરીએ એમને સાથ ન આપ્યો એટલે કૃશ્ચોફનો કોટ તથા ચહેરો રસથી ખરડાઈ ગયો હતો. જોકે આમ છતાં, આ કેરીઓનો સ્વાદ એમના દાંતે વળગ્યો હતો એટલે એ પછી દરેક કેરીટાણાએ કૃશ્ચોફ, જવાહરલાલના કાયમી મહેમાન બની ગયા હતા.

# શાહીનું ટીપું

•

**રમણીક સોમેશ્વર**

ટપાક્. શાહીનું ટીપું. તગતગતું નીકળે બહાર. પરથમ તો આળસ મરડી ખાય બગાસું. પછી સૂંઘે પવનને. થોડું અડી લે આકાશને. મૂછમાં હસતું જોઈ લે ઝાડ-પાન-ફૂલને. થોડા ટહુકા વીણી મૂકી દે કાનમાં. પછી ચડી જાય વિચારે. વિચારમાં ને વિચારમાં દદડવા લાગે, તે રેલો ક્યાં લગ પૂગ્યો તેનું ય ભાન ન રહે. પણ રેલો ઈ તો રેલો. ભીનાશ બધી શોષાઈ જાય રેતીમાં ત્યારે જ એની ખબર પડે. પછી હાળું ટીપું રેતીના કણ થઈને ઊડે ને ભરાય મારી આંખમાં. આંખ ચોળતો, ઝાંખ વચ્ચે હું લખવા માંડું કવિતા. વાત તો આટલી જ કે શાહીનું ટીપું ટપાક્ દઈને નીકળે બહાર. દરિયો માની પોતાને માળું ઉછાળે મોજાં ક્યારેક, ને ક્યારેક સૂરજનું સંતરું લઈ રમતે ચડે સાંજે તે કાળું ટપકું થઈને થીજી જાય પાછું. ઊંઘમાં ને ઊંઘમાં લવારે ચડે તો ગજવે વનમાં વન હૂ.ડૂ.ડૂ.ડૂ પવન થઈને. હેં! ગવન થઈને ઊડવું ગમે પાછું એને. ને ચાળે ચડે તો 'રાસ રમંતાં મારી નથણી ખોવાણી...' ના, ના, વાત તો અમથી આટલી જ કે ટપાક્ દઈને ટીપું શાહીનું ઘસી આવે બહાર - ટોચે. ટોચે ઝગમગતું ટીપું - આદમનો અવતાર, ઈવનો વિસ્તાર. હાળું જીવ લઈને જન્મ્યું તે ભરી દીધી પરથમી આખીને; અને હવે તાકે આકાશ સામે ટગર ટગર. ગ્રહો-નક્ષત્રોને લે ઊંડાણમાં ને ખેંચે સમંદરને તળિયેથી બધો ભેજ. તેજ-ભેજનાં તાંતણાં વણી સજાવે સેજ. એ જ... એ જ... એજ તો કહેવું છે મારે... ટીપું શાહીનું ટપાક્...

## માર્ગ (વસંત-મૃદંગ)

●

**રામચન્દ્ર પટેલ**

આ એ જ માર્ગ ધરી દે પદ ચાલવાના,
ને આંજતો દૃગમહીં મણિ તેજરેખા.
સોના-મહોર જ્યમ એ ચમકાવતાં કહે,
આઘે અરણ્ય તપમંદિર દિવ્યતીર્થ.

-જોજો કશીક કરી માગણી તો બધુંયે
આપેલ પાછું લઈને, રણ-ઝાંય-ઝાંઝવાં
દેખાડતો સતત ખેંચ રચે અજાણ્યો,
ના હોય જો પરખ અંતરથી ન માણ્યો.

એની કને ઘણું ય આદિમ પ્રેમલેખો,
ખારેક, કંકુ પડિયો, તજ પાનબીડું.
ચપ્પુ, કટાર વળી ખેતરનૃત્ય, ડૂંડા...
સાથે જ ખાપણ વિનાનું ધરે મસાણ.

પથી સ્વયં પથ થઈ નિજને જ પૂછે,
રસ્તો ખરો, રડતી અન્યની આંખ લૂછે.

## ઊભો હશે

●

**'ઉશનસ્'**

તું ભલે ના'વે, કંઈક તારોય મનસૂબો હશે;
પણ રાહના કો ઝાડ શો એ તો અહીં ઊભો હશે.
એ ઝાડના હર પાંદડે, ને છેક છેલ્લી ટોચ લગ,
કીકી પ્રતીક્ષાની મૂકી, દૂર ટીકીને ઊભો હશે.
પ્રેમનો ઉપભોગ એને મન પ્રતીક્ષા છે,
દર્દની દીક્ષા મળી છે, એટલે ઊભો હશે.
એ બધી આવન ને જાવનની પ્રતિ, જગમપ્રતિ,
એ વિરાગી, સ્થિર તારા રાગમાં ઊભો હશે.
આ સનાતન કાળ પણ ક્યારેક તો
પૂરો થશે, ત્યારે ય એ તો આમ ત્યાં જ ઊભો હશે.
સાવ જુદી જાત છે, ને સાવ મૂંગી વાત છે,
ના નોંધ ઇતિહાસે હશે કે ક્યારથી ઊભો હશે.
કો વાયરે અફવા સુણી કે આવશે ક્યારેક તું,
વાત એટલી પર ધૂની ખોડાઈને ઊભો હશે.
તું ભવોભવમાં ફર્યા કર, ને ઉવેખ્યા કર ભલે,
જ્યારે ય તું અહીંથી જશે, ત્યારેય તે ઊભો હશે.
કોઈએ એને પૂછ્યું ના આજ લગ એને વિશે,
એક 'ઉશનસ્'ને જ કૌતુક, કેમ એ ઊભો હશે?

## મૂક પ્રીતની નાયિકાને (વસંતતિલકા)

●

**લાલજી કાનપરિયા**

બેસી કદીક ઝરૂખે, કદી ઓસરીની
કોરે તું હોય ગૂંથતી નમતી બપોરે
મોતીભર્યાં ભરત; તોરણ-ચાકળાઓ.
ફૂટે કરાગુલિ થકી તવ વેલ-બુટ્ટા!

ને નીસરું તવ નિવાસ સમીપ જ્યારે
દૃષ્ટિ મળે ઉભયની સહસા પછીથી
માંડી રહે નયન એમ જ ગોઠડી કૈં.
ખીલી ઊઠે ભીતર ફૂલ પછી હજારો!

મૂકે વળી રમતું સ્મિત તું મીઠડું ને
વાળું હુંયે સ્મિત થકી જ જવાબ તુને
આખો જ કિન્તુ કરતી રહી માત્ર વાતો
ફૂટ્યા નહીં કદીય હોઠ થકી જ શબ્દો.

ક્યાં ગૈ સરી તું મૂક પ્રીતની નાયિકા, હે?
શોધું તને સમયના અણુયે અણુમાં!

## તમે...હું...

●

**'અગમ' પાલનપુરી**

તમે લીલાછમ ખેતર પર લહેરાતું રૂપ,
તમે છાંયડીએ દશ્યાતી સોનેરી ધૂપ,
હુંય ટહુકતા ફાગણની ફાળ, હોં!

તમે વૃક્ષાતાં ઊંચેરે વ્યોમાતાં ઠેઠ...
તમે ધરતી પર ધરતીને ધરતીની ફેઠ,
હુંય બિલ્લોરી દર્શનિયો ઢાળ, હોં!

તમે ખિલખિલતાં ફૂલ... રંગ અવનવ આ-વેશ,
તમે લિસ્સેરી તીણાશે રેશમિયા રેષ...
હુંય મધમધતી મલકાતી માળ, હોં!

તમે ઝૂલંતો ઝૂલો... મુજ લ્હેરામણ શ્વાસ;
તમે વ્રજધજ ઉલ્લાસ... હાશ! તનમન ચોપાસઃ
હુંય ઘેલી કદંબ-કેલિ ડાળ, હોં!

## વિહ્વળ આ વાટકી

●

ઊજમશી પરમાર

આગળિયા ઊઘડે તો એવી ખટ્ટાક દઈ ખૂલતી બ્રહ્માંડ તણી બારી,
આરત જો આરપાર જાગે તો આભનેયે પળમાં દ્યે હેઠે ઉતારી.
અંતરમાં ફૂલોને ખીલવાની મોસમ તો
આમે પણ હોય બારમાસી,
ટકવાનો કેટલો, ફીટે પળવારમાં
કાચો જે રંગ એ ઉદાસી.
વસતી હો વ્હાલાની મૂરત રે મહીં, એવી આંખોને કેમ રે નિતારી?
આરત જો આરપાર જાગે તો આભનેયે પળમાં દ્યે હેઠે ઉતારી.
મારગ આ મોકળો ભવની મઝધારમાં,
આઠેયે પ્હોર રહે વ્હેતો,
અવઢવને અંકે લઈ અટકો નહીં આટલે
બણકાવો, એમ રહે કહેતો.
વિહ્વળ આ વાટકી પીવો તો પ્રેમથી, એક એવી થાય જે હજારી,
આરત જો આરપાર જાગે તો આભનેયે પળમાં દ્યે હેઠે ઉતારી.

## ચાલ્યો છું

●

અશોક ચાવડા 'બેદિલ'

બધે છે રક્તના ડાઘા જુઓ ચોમેર ચાલ્યો છું;
સડક પર કેટલીયે વાર ઘૂંટણભેર ચાલ્યો છું.

કશું છૂપું રહે ના એમ જગજાહેર ચાલ્યો છું;
સ્મરણનગરી કરી દઈ એકદમ ખંડેર ચાલ્યો છું.

તમારી જેમ હું પણ એ જ ઉત્તર શોધવા મથતો,
હું મારી જાત સાથે કેમ રાખી વેર ચાલ્યો છું?

કયા સંબંધથી પાછો મને બોલાવશો મિત્રો?
હરખ સાથે ગળા નીચે ઉતારી ઝેર ચાલ્યો છું.

અજાણ્યા જેમ વર્તે છે અહીં સૌ કોઈ જાણીતા,
મને પાક્કી ખબર છે આજ મારે ઘેર ચાલ્યો છું.

## કેટલા વાગ્યા હશે?

●

નિર્મિશ ઠાકર

જ્યોત દીવાની ઠરી છે, કેટલા વાગ્યા હશે?
રાત લંબાતી પડી છે, કેટલા વાગ્યા હશે?

શ્હેર સન્નાટા મહીં ડૂબી ગયું છે ક્યારનું,
સ્તબ્ધતા પાસું ફરી છે, કેટલા વાગ્યા હશે?

ઘૂઘવે એકાન્ત ને આ શ્વાસ બેઠા થાય છે,
નીંદ આ ભાંગી પડી છે, કેટલા વાગ્યા હશે?

ક્યારની હાંફી રહી છે ધ્રાસકાની વારતા,
સાપણો મેડી ચડી છે, કેટલા વાગ્યા હશે?

અંધકારે ડૂબનારો વ્હાણ જેવી ધારણા-
ચીસ જેવી વિસ્તરી છે, કેટલા વાગ્યા હશે?

સુસ્ત સૂતેલો સમય છે બંધ આ ઘડિયાળમાં,
અંધ આ ભીંતો ખડી છે, કેટલા વાગ્યા હશે?

## ખબર

●

મનોહર ત્રિવેદી

ઝાડ ઝૂલ્યું
ને નવાઈ પાનપાને
નીડમાંયે
પાંખનો સંચાર
એટલામાં
ક્યાંકથી
કૌતુકભર્યો ટહુકો થયો
ધૂળની નીચે લપાઈ
એક ડંમરી
કોણ જાણે ક્યારની બેઠી હશે?
જોતજોતામાં જ એ
ચારે તરફ ઘૂમી વળી
સીમના કાને મૂકી ગઈ
માઘની પ્હેલી ખબર :
ડાળખીમાં જોઈ મેં પ્હેલી ટશર...

ડો. હર્ષદેવ માધવ

## ચાડિયો

•

ડૉ. રાધાવલ્લભ ત્રિપાઠી

ખેતરમાં ચીસ પાડે છે ખેડૂત
એના હાંકોટાનો અવાજ
ફેલાય છે દૂર સુધી
ને એને સાંભળીને
ખેતરમાં આવેલાં પંખી ઊડી જાય છે ઝટપટ;
પણ આ તે કેવું વિચિત્ર
કે -
ખેતરની વચ્ચે ઊભેલ જડ ચાડિયાને જોઈને
એક્કેય પંખી ફરકતું નથી એની પાસે
એ સાંભળે છે - કાન વગર
એ જુએ છે - આંખ વગર
ઘડામાંથી બનાવેલ એના ભેજામાં
આમ તો ઠાંસોઠાંસ છે અંધકાર
છતાં એ કરે સઘળાં કામ
ચાડિયો જાણે છે કે
આજકાલની સરકાર કેવી રીતે ચાલે છે!
એ છે વિકટ મીમાંસક જેવો
એ માંસ વગર કરે છે મીમાંસા!
એ છે મહાવૈયાકરણ જેવો
જે ભાષા વગર કરે છે વ્યાખ્યા
એ લાગે છે સ્વમાં લીન
વેદાંતમાં જેને કહેવાય 'એક પુરુષ'
તેની જેમ જ
એ કરે છે પોતાનો જ ઉપકાર!

## પથરાઓ

•

પ્રવીણ પંડ્યા

ફેંકે છે છૂટા હાથે-ભેગા થયેલા લોકો
પથ્થરો પરસ્પર
જાણે ઇચ્છુક તેઓ -
બીજાના માથે વહેતુ લોહી જોવા.

પોતાનું માથુ ન ફૂટેલું હોય
પણ
બીજાનું માથું અક્ષત કેમ રહે
એમ વિચારતા એ લોકોને શંકા છે
પોતાના હાથમાં રહેલાં પુષ્પો વિશે પણ.

ક્ષણે ક્ષણે - પ્રતિક્ષણે
પથ્થરોવાળા હાથ
નથી જાગતા
નથી સૂતા
પણ ક્ષણ પછીની ક્ષણે
વધુ દૃઢતાથી બની રહ્યા છે પથ્થર.

લાભશંકર ઠાકર

કવિ મનોજ ખંડેરિયાના ગદ્યકાવ્ય 'ગ્લાસ-રચના'* ('અટકળ' - પૃષ્ઠ : ૯૨, ૯૩)ની પ્રથમ પંક્તિ એક શબ્દની છે. તે શબ્દ છે, 'અચાનક'. જે ઘટના વિશે કાર્યકારણની, સ્થલકાલ સાપેક્ષ નિશ્ચિત ચેતનામાં નથી હોતી તે ઘટના ઘટતા જે ઉદ્‌ગાર, અંતઃકરણમાં અંદર પ્રગટ થાય તે 'અચાનક'. કાવ્યના આરંભની ક્ષણ જ અનપેક્ષિત અને નાટ્યાત્મક છે.

અચાનક
હાથમાંથી ગ્લાસ પડી જતાં
ફૂટી જાય છે
અને ખૂટી જાય છે જાણે કે બધી યે વાત.

હાથ કર્મેન્દ્રિય છે. તેનું કાર્ય છે, પકડવું. મનુષ્ય હોવાની ઉત્ક્રાંત અવસ્થામાં ક્રમશઃ ભૌતિક અને મૂલ્ય સંસ્કૃતિ સર્જવામાં અંતઃકરણ અને હાથની કાર્યક્ષમતાનો મુખ્ય ફાળો છે.

'ફૂટી જાય છે' - ના લયમાં જ સર્જક ચેતનામાં, ઉપસે છે : 'ખૂટી જાય છે.' શું ખૂટી જાય છે?' 'બધી યે વાત.'

ગ્લાસનું નામ ગમવું નથી
તોય ગમતું નથી તે
ગ્લાસના ફૂટી જવા જેટલું જ નક્કર સત્ય છે

સ્થૂળ, અચાનક ઘટના ઘટી છે તે તો હાથમાંથી ગ્લાસ પડી જતાં ફૂટી જવાની ઘટના છે. તે ય અચાનક. કાવ્યનાયકની ચેતના તીરગતિએ ક્યાં પહોંચી જાય છે?

શક્ય છે કે
હું ય ફૂટી જાઉં?
ને ખૂટી જાય બધી વાત?

ભાવકના ચિત્તમાં, સ્મરણમાં કવિ ધીરાની પંક્તિ ઉપસે છે : 'કાયા તારી કાચનો કૂપો, વણસતાં નહિ વાર.'

સર્જકચેતના ઘટેલી ઘટનાના ભાવસાતત્યમાં અચાનક ક્યાં પ્રસરે છે?

પણ મારું નામ ગ્લાસ નથી
હું હાથમાંથી પડી શક્તો નથી
ટેબલ પરથી દડી શક્તો નથી
કેમકે હું હાથ છું.
કેટલી સદીઓથી ટેબલ ઉપર
ગ્લાસની સામે પડેલો હાથ છું
ટેબલ પર ખીલે જડેલો હાથ છું

પડેલો અને ટેબલ પર ખીલે જડેલો હાથ જે ચિત્ર રચે છે, તે સ્ટીલ લાઈફ-ના પ્રકારમાં મૂકી શકાય તેવું ચિત્ર છે. ગ્લાસ, ટેબલની જેમ 'ખીલે જડેલો હાથ' પણ 'સ્ટીલ', અક્રિય છે. ભાવકની ઉત્કટ ભાવચેતનાને કવિના શબ્દો, ચિત્રાત્મક વર્ણન, સ્પર્શતાં જ તે પ્રસરે. જેમકે 'ખીલે જડેલો હાથ' એવી ચિત્ર-સંકેત-વ્યંજના જિસસને પ્રત્યક્ષ કરે છે. સજીવ જિસસના હાથ પર ખીલા જડી દીધા હતા. કોણે? મનુષ્યના હાથોએ. ક્યાં? સજીવ વૃક્ષના થડ સાથે, ક્રૉસ પર જડી દીધેલા, ખીલાથી, તે ચિત્રસાતત્યમાં ગાંધી પર ગોળી ચલાવનાર 'હાથ' પણ પ્રત્યક્ષ થાય છે, ભાવકની આંતર ચેતનાના પટ પર? હા.

સર્જકચેતનાનો સમય કોઈ એક સ્થળની સાપેક્ષતાનો નિશ્ચિત માપવાળો ન હોય. આ ક્ષણનું નિમિત્ત સર્જક અને ભાવકને સર્વ સ્થલકાલમાં પ્ર-સ-રા-વે. તેથી પોતાની સ્થળ સમયની વાસ્તવિકતાનું સત્ય હોવા છતાં સર્જક ચેતનાનું અન્યથા હોય? હા.

ટેબલ પર ખીલે જડેલો હાથ છું એવી ભાવોત્કટ ચેતનાનું આંતર સત્ય કેવું હોય?

હું હાલીચાલી શક્તો નથી
કે મ્હાલી શક્તો નથી
મિત્રો સાથે-
રવિવારની સરકતી સોનેરી સાંજ
મન તો
સરકે છે સાપની માફક
વીતેલા જન્મોના વિચારમાં
કે
અણકથી કથાઓના કેન્દ્રમાં
જીવ

*કાવ્ય અલગ નથી લખ્યું. મારા લખાણમાં તે ક્રમશઃ સાદ્યંત મૂકાયું છે. - લેખક.

ચકલીની જેમ ફફડાવે છે પાંખો
આ ખૂણેથી તે ખૂણે
પણ ક્યાંય ગમતું નથી
ગમવું ફૂટી ગયું છે ગ્લાસની જેમ
તૂટી ગયું છે કશુંક
ને ખૂટી ગયું છે જાણે કે બધું જ...

મિત્રોના સાથમાં રવિવારની સરકતી સોનેરી સાંજ ને વર્તમાનની ક્ષણો છે. કાવ્યનાયકનું મન તો સરકે છે સાપની માફક વીતેલા જન્મોના વિચારમાં, કે અણકથી કથાઓનાં કેન્દ્રમાં તેનો જીવ ચકલીની જેમ ફફડાવે છે પાંખો, આ ખૂણેથી તે ખૂણે, પણ ક્યાંય ગમતું નથી.

'નામ' પાડવું તે કવિનું કામ નથી. તેથી તે 'તૂટી ગયું છે કશુંક' એમ કહે છે અને તેથી 'ખૂટી ગયું છે જાણે કે બધું જ...'

રચનામાં ક્યાંય 'આધાર' નથી. 'હરિના નામનો હો એક જ આધાર છે' તેમ તેવો સહિયારો રચનામાં આછો અમથોય નથી. મનુષ્યનું 'હોવું' અચાનક છે. ફૂટી જવું અચાનક છે. આ પીડાવ્યથા તો છે જ. વળી જે રચી શકે છે તે હાથ મનુષ્યના, મનુષ્યના જ હાથોને, ખીલે જડી શકે છે, મનુષ્યની હત્યા કરી શકે છે, સજીવ મનુષ્યોથી મધમધતા નગરો પર વિનાશક બૉમ્બ ફેંકી શકે છે. આવી કથિત અને અણકથિત કથાઓના કેન્દ્રમાં સ્મૃતિસમેત હોવું તે ય પીડાદાયક છે. સમગ્ર રચનામાંથી માનુષેર વ્યથા, મનુષ્યની વ્યથા, સાર્થકતારહિત હયાતીની પીડા ઉપસી રહે છે.

મનોજની આ કાવ્યરચના ભાવકની ભાવયિત્રી પ્રતિભાને પોતાની વ્યથા-પીડા રચવા પ્રેરે છે, વ્યંજનાથી. કાવ્યનું આમ પ્રેરક હોવું તે તેનો વિશેષ મહિમા છે. કાવ્ય ઉદ્દીપન વિભાવ છે. જે ભાવકની પ્રતિભાને રચનાકાર્યમાં પ્રવૃત્ત કરે. આમ પ્રેરવામાં જ કાવ્યકૃતિની સાર્થકતા છે, હોય.

## પ્રતિભાવ

પ્રિય ભાઈ પ્રબોધ,

ધન્યવાદ! સ્વ. હરિશ્ચંદ્ર ભટ્ટના કાવ્યાસ્વાદ નિમિત્તે માર્ચ ૨૦૦૭ના 'ઉદ્દેશ'ના પા. ૩૧૭ ઉપર તમે જે નિરીક્ષણ (માત્ર અવલોકન નહીં) કર્યું છે તે ભલે આંતરસૂઝ (Critic's intuition)થી પ્રેરાયેલું છે પણ ગુજરાતી વ્યાકરણ પણ તમારી આ આંતરસૂઝને પ્રમાણે છે.

'મારી ધરતીમાં ખારા નીર' એવી વાક્યરચના હોય ત્યાં 'મારી ધરતી' એ કેન્દ્ર (Focus) છે. 'મા' ભલે સ્થાનવાચક છે પણ અહીં એ 'મારી ધરતી'ને લક્ષ્ય બનાવે છે. ટૂંકમા એ પંક્તિમા 'મારી ધરતીની' વાત છે. 'મારી' એ ધરતીનું વિશેષણ છે તેથી માત્ર 'મારી ધરતી'માં (બીજા કોઈની 'ધરતી' વિશે વાત નથી) ખારા નીરની અગત-વ્યક્તિગત વાત છે.

પરંતુ 'મારી ધરતીનાં ખારાં નીર' એવી વાક્યરચના હોય ત્યારે 'નીર' એ વિષય અને કેન્દ્ર છે. 'મારી'ની જેમ જ આ વાક્યમાં 'ધરતી' પણ વિશેષણ બની જાય છે. (ઉપરની પંક્તિમા માત્ર 'ખારા' એવુ જ એક વિશેષણ 'નીર'ને લાગ્યું છે જ્યારે આ પક્તિમાં 'મારી ધરતીનાં ખારાં' એ ત્રણ વિશેષણો 'નીર'ને લાગ્યા છે ) 'જે ધરતી પર હું છુ એ ધરતીનાં ખારાં નીર' એવો વ્યાપક અર્થ થતાં આખી ધરતીનાં ખારાં નીરના સાર્વત્રિક અનુભવની વાત સમજાય છે. પાણિનીએ પષ્ઠી વિભક્તિના સો ઉપર અર્થો થાય છે તેમ નોંધ્યું છે. તેમાંના એકનો કાવ્યમય વિનિયોગ અહીં છે.

તેત્રીસેક વરસ પહેલાં તમે ભાષાવિજ્ઞાન ભણેલા તેથી કદાચ તમને આ પૃથક્કરણમાં રસ પડશે માની લખ્યુ. હવે તમારાથી "પહેલા અનુભવમાં 'મારી ધરતીમાં ખારાં નીર' હોવા વિશેની ફરિયાદનો સ્વર *કાંઈક* અંગત ભૂમિકાએ પ્રગટ*તો જણાય* છે" ને બદલે '...સ્વર અંગત ભૂમિકાએ પ્રગટે છે' એમ ખાતરીપૂર્વક લખી શકાશે.

કુશળ હશો.

૧૯ માર્ચ ૨૦૦૭, અમદાવાદ

–યોગેન્દ્ર વ્યાસ

એક પ્રોફેસર તેત્રીસ વરસ પછી પણ વિદ્યાર્થીનું બરાબર ધ્યાન રાખે છે એ અચોક્કસ જણાય તો એનુ ધ્યાન દોરી એને ચોક્કસ થવા પ્રેરે છે હવે પછીના તેત્રીસ વરસ પછી આવુ કશુક બનતું રહેશે? (સંપાદક)

# એક અધૂરી કુત્તાકથા (વાર્તા)

મનીષી જાની

કમોસમી કાળાંડિબાંગ વાદળોએ આકાશનો કબજો લઈ લીધો છે. પવન ક્યાંય નથી. ઝાડનાં પાંદડાઓએ જાણે કે ઊંડા શ્વાસને રોકી રાખ્યો હોય એવી મુદ્રા ધારણ કરી છે. પંખીઓ ચૂપ છે. રસ્તા પર ભરબપોરે અંધારું જામ્યું છે. વરસાદ ક્યારનો પડું પડું કરે છે અને પડતો નથી. કૂતરાગાડી હાઉસિંગ સોસાયટીની વચ્ચે આવીને ઊભી છે. કૂતરાગાડી સાથે આવનારા માણસો હાથમાં મોટા સાણસા લઈ કૂતરાં પકડવા દોડાદોડી કરી રહ્યા છે. કૂતરાગાડીમાં દેખાતાં કૂતરાં સિયાંવિયાં થઈને જીભ બહાર કાઢીને હાંફતાં એકબીજા પર થોકડારૂપ ચૂપચાપ પડ્યાં છે. ગલીઓમાં ક્યાંક અલપ-ઝલપ ભાગાભાગી કરતાં કૂતરાં દેખાય છે. સાણસાવાળાઓ સાથે સાતતાળી રમતાં હોય એવું લાગે છે.

સાણસામાં એક કૂતરું પકડાય છે.

હાંફતું-તરફડતું છૂટવા માટે ફાંફાં મારતું સાણસામાં ઝડપાયેલ કૂતરાને ઢસડીને લવાઈ જઈ રહ્યું છે. ત્યાં તો એકાએક સાંબેલાધાર વરસાદ તૂટી પડ્યો.

ડ્રાઈવરે તૂટી પડેલા વરસાદમાં પલળવાથી બચવા ઝડપથી કૂતરાગાડી સ્ટાર્ટ કરી.

એક જણાએ ખાલી સાણસાને ગાડીના આગળના ભાગમાં નાંખ્યો અને દોડીને પાછળ આવીને કૂતરાગાડીની ઉપરની જાળી ખોલી. બીજાએ સાણસામાં પકડાયેલ કૂતરાને અંદર નાખ્યું અને ઝડપથી જાળીને એ ફરી વાસવા ગયો ત્યાં એક ગલુડિયું કૂતરાગાડીમાંથી નીચે ટપાક દઈને પડ્યું. વરસાદમાં ભીંજાતા સાણસાવાળા માણસે એ જોયું ન જોયું કર્યું. ઝડપથી તાળું વાસી દીધું ને દોડીને ચાલુ થયેલી કૂતરાગાડીમાં બેસી ગયો.

ધોધમાર વરસાદમાં પલળતાં કૂતરાં ભરેલી કૂતરાગાડી ઝડપભેર સોસાયટીની બહાર નીકળી ચૂકી..

વરસાદના ટીપાંની જેમ ટપાક દઈને ઉપરથી નીચે પડેલું ગલુડિયું ત્યાં જ પડી રહ્યું. એની આજુબાજુ પાણીનું ખાબોચિયું ભરાઈ ચૂક્યું.

વરસાદ આછો થયો. પાણીના ધધૂડાના અવાજ સંભળાવા માંડ્યા અને આકાશનો રંગ ઊઘડવા માંડ્યો...

...અને ત્યાં તો હોર્નના ઢગલાબંધ અવાજો સાથે બાળકો, દફતરો, ટિફિનો અને વોટરબેગોથી છલકાતી રિક્ષા આવી પહોંચી...રિક્ષાવાળા રાજુભાઈએ રસ્તા વચ્ચોવચ્ચ પાણીમાં લથબથ પડેલા ગલુડિયાને જોઈ બ્રેક મારી :

"બચ્ચારું ગલુડિયું! હમણાં રામ બોલો ભઈ રામ થઈ જાત..."

"ક્યાં છે? ક્યાં છે રાજુભાઈ?" એમ કહેતાં બાળકો રિક્ષામાંથી ઊતરી પડયાં.

ગલુડિયાની ચારેબાજુ બાળકોનું કૂંડાળું : "કેવું મઝાનું છે?

બિચારું પલળી ગયું!

એને ટાઢ વાય છે... ધ્રુજે છે...

કેવું ક્યુટ છે! વૉવ!

હું એને મારા ઘેર લઈ જઉં..."

રિક્ષાવાળા રાજુભાઈએ ફરીથી હોર્નનો મારો ચલાવ્યો : "ચલો! ચલો! એ રાકલા! તારું ઘર અંઈ જ છે ને? બચારાને દૂધ પીવડાય...ખાવાનું આલ... નહીંતર રામ બોલો ભઈ રામ!

ચલો બધાં! ફટાફટ બેહવા માંડો..."

અને રાજુભાઈએ રિક્ષા સ્હેજ બાજુમાં લઈ ચાલુ કરી. બાકીનાં છોકરાં દોડીને રિક્ષામાં ચઢ્યાં. રાકેશ, રીના અને રાહીલે ખભે લટકાવેલાં દફતરો, ટિફિનો અને વોટરબેગોના ભાર સાથે ગલુડિયાને જોયા કર્યું. રીનાએ ટિફિન ખોલી વધેલો પૂરીઓનો ભૂકો ગલુડિયા પાસે નાંખ્યો.

ગલુડિયું હલ્યું નહીં. રાકેશે ગલુડિયાને ઊંચકી રમાબહેનના ઓટલે મૂક્યું અને એટલી વારમાં તો

રાહીલ દોડીને પોતાના ઘરેથી વાડકીમાં દૂધ લઈ આવ્યો. ગલુડિયાએ ચપચપ દૂધ પીવા માંડ્યું. ત્રણેયે ખુશખુશાલ ચહેરે આ જોયા કર્યું. ત્યાં તો રાહીલના ઘરમાંથી મમ્મીની બૂમ આવી : "ચલ હવે રાહીલ! તારે કંઈ ખાવુંપીવું નથી? તે વાડકી પાછી લેતો આવજે..."

અને એટલામાં તો ચારેબાજુથી શેરીનાં કૂતરાં ભસતા ભસતાં આવી પહોચ્યા. ત્રણેય બાળકો ગભરાયાં ને ચીસાચીસ કરતાં પોતપોતાનાં ઘર તરફ ભાગ્યાં.

રમાબહેન લાકડી લઈને ઓટલે આવ્યાં : "ચલો... હટ્ટ હટ્ટ શાંતિથી બે ઘડી જીવવાય નથી દેતાં...રાતદા'ડો ભસાભસ...હટ્ટ...હટ્ટ...મારા બેટ્ટા! કૂતરાગાડીમાંય પકડાતાં નથી."

ઓટલે લાકડીના અવાજોથી કૂતરાં દૂર હટ્યાં. તે ગલુડિયુંપ ધ્રુજી ઊઠયું ને એય ભાગ્યું.

ભાગેલાં ગલુડિયાની આજુબાજુ ફરી ભેગા થયેલા કૂતરાંની ભસાભસ · "ક્યાંથી આવ્યું? કોણ મા-બાપ? કઈ જાતિ? દેશી કે વિદેશી કે પછી દેશી-વિદેશી મિક્ષ? કોણ મૂકી ગયું અહીં? કોઈ માણસ? કોણ? ક્યાંથી આવ્યું? બોલ જલ્દી બોલ! કઈ શેરીનું?"

ધ્રુજતા ગલુડિયાએ કહ્યું : "ઉપરથી પડ્યું!"

ધોળિયા કૂતરાએ ગલુડિયાના કાન પાસે જોરથી ભસીને પૂછયું : "ઉપરથી એટલે?"

ગલુડિયું કહે : "ઉપરથી!"

બીજાં કૂતરાએ કહ્યું : "ઉપરથી તો કોઈ આવતું હશે? સુવ્વર! ગપ્પાં મારે છે?"

ત્રીજાં કૂતરાએ ગલુડિયાનો કાન ખેંચ્યો : "ઉપર તો બધા જાય! ઉપરથી કોઈ ન આવે ડોબા!"

ધોળિયો કૂતરો ફરી ભસ્યો : "જૂઠું બોલે છે... આ ગલુડિયું! બોલ સાચું બોલ! સાચુ બોલ! નહીંતર ઉપર પહોંચાડી દઈશ!"

"એમ? તમે મને ઉપર પહોંચાડી દેશો? પહોંચાડોને! સાચું જ કહું છું... મને જલદી ઉપર કૂતરાગાડીમાં પહોંચાડી દો..."

ગલુડિયું ધોળિયા કૂતરા સામે જોઈ કરગરવા માંડ્યું.

કાલૂડી કૂતરી કહે : "આ તો ગાંડું થઈ ગયું લાગે છે! જા ભઈ જા! અમારી શેરીમાંથી બહાર નીકળ એટલે પત્યું!"

ધોળિયો કહે : "હા...જો આ આ રસ્તેથી સીધોસટ સેટેલાઈટ રોડ પર જતું રહે... એટલે ઉપર જવાનો રસ્તો તને મળી જશે."

બીજો કૂતરો તાડુક્યો : "ચલ! અહીંથી ભાગ..."

અને ગલુડિયાએ સેટેલાઈટ રોડ તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં ભરાયેલા પાણીના ખાબોચિયામાં જોઈ મૂંઝાતાં-મૂંઝાતાં તેમાંથી મારગ કાઢી ચાલવા માંડ્યું. સેટેલાઈટ રોડ પરના વાહનોના ઘોંઘાટ જોઈ ગલુડિયું ગભરાઈ ગયું. ક્યાં જવું એની ચિંતામાં ચારેબાજુ જોયા કર્યુ. ત્યાં તો એક મોટા બંગલાના દરવાજાની પાછળ સાંકળથી બાંધેલું ઊંચુ કૂતરું ગલુડિયાની લંબાઈ જેવડી લાંબી જીભ કાઢીને ભસ્યું. આ જોઈને ગલુડિયું ગભરાયું અને એ તો આંખો મીંચીને ભાગ્યું. ભાગતું જ રહ્યું. છેવટે એક દેરાસરના પગથિયે આવીને ઊભું. એકાત જણાતા પગથિયાની નીચે જ એણે લંબાવ્યું. લાંબી ઊંઘ ખેંચી. આંખ ખોલીને જોયું તો પગથિયાં પર લોકોને આવતાં-જતાં જોયાં. ચૂપચાપ એણે જોયા કર્યું. એકાએક ગલુડિયાને થયું કે પેટમાં ગલુડિયાં બોલે છે... ચારેબાજુ સૂંઘવા માંડ્યું અને આગળ વધવા માંડ્યું ત્યાં એને રોડ પર ઢગલાબંધ એંઠવાડ મળી ગયો. એણે મન મૂકીને, આંખ મીચીને ચપચપ ચાટવા માંડ્યું. પેટ ધરાઈ ગયુ. ગલુડિયું ખુશખુશાલ થઈને ઓડકાર ખાવા ગયું એ વખતે જ ચારેબાજુથી ત્રણ કૂતરાંએ એને ઘેરી લીધું અને ફરી શરૂ થઈ સવાલોની ભસાભસ · "ક્યાંથી આવ્યું? કોણ મા-બાપ? કઈ બાજુથી આવ્યું? હિંદુ મહોલ્લામાંથી કે જૈન મહોલ્લામાંથી?" કાળિયા કૂતરાએ વધુ નજીક આવી આજુબાજુવાળાં બન્ને કૂતરાં તરફ જોઈ બોલ્યો : "હજી એ નાનું છે. ગલુડિયું છે. એને જૈન કે હિંદુ ખબર ના પડે. એને પૂછીએ કે તું કાંદા-લસણ-ઈંડા ખાય છે કે પછી કાંદા-લસણ-ઈંડાવાળો એંઠવાડ નથી ખાનારો?"

સવાલોની ભસાભસથી ગભરાયેલા ગલુડિયાએ બધાની સામે બાઘાની જેમ જોયા કર્યું. પછી બે પગ વચ્ચે પૂંછડી દબાવી અને મોં નીચું કરી એ બેસી રહ્યું.

એક કૂતરાએ બૂમ પાડી : "અલા બહેરું છે. જવાબ આપ! તું કોણ છે? ક્યાંથી આવ્યું છે?"

ગલુડિયાએ ઊભા થઈ ધ્રૂજતા અવાજે કહ્યું : "ઉપરથી પડ્યું!"

"હજી ઊગીને ઊભું થાય છે ત્યાં અમને મૂરખ બનાવે છે? છે ટેણિયું રાઈના દાણા જેવું, અમને બેવકૂફ સમજે છે?"

"તું એમ કહે કે તું ઉપરથી આવ્યું એટલે અમે તને ભગવાન માનીશું એમ? તારા પગમાં પડી જઈશું એમ? તને અમે ચમત્કારી કૂતરું માનીશું એમ? અમે તારી આરતી ઉતારીશું અને મફતનો પ્રસાદ આપીશું એમ?" ઘરડાં કૂતરાએ સવાલોની ભસાભસ એવી માંડી કે ગલુડિયાએ આંખો બંધ કરી નાંખી.

વૃદ્ધ બોખો કૂતરો સહેજ કંપતા મોંએ હસ્યો : "આ આજકાલના કૂતરાં આપણને ઉલ્લુ બનાવવાં નીકળ્યાં છે... પોતાની જાતને હિમાળો ગાળવા નીકળેલા પાંડવોનો સાથીદાર કૂતરો મનાવવા નીકળ્યા છે! ભારે કળજગ!"

આ ભસાભસ દરમિયાન રોડ પર સામસામે બે મોટ્ટી કાર આવીને ઊભી રહી. કોણ કોને રસ્તો આપે?

સામસામે હોર્નના અવાજો, કૂતરાંના ભસાભસના અવાજો કરતાં પણ મોટ્ટા... કૂતરાં ગભરાયાં. ચૂપ થયાં. એટલામાં તો એક કારે જમણી બાજુ એંઠવાડ તરફ ગાડી ફૂટપાથ ઉપર લઈ ધમધમાટ હોર્નના અને ગાળાગાળીના અવાજો સાથે ભગાડી... પોતાના તરફ આવતી કાર જોઈ કૂતરાં ફફડી ઉઠ્યાં અને ભાગ્યાં. ગલુડિયાએ પણ દોડ લગાવી. ફૂટપાથ પર પાછળ જોયા વિના જ ક્યાંય થોભ્યા વિના જ દોડવા માંડ્યું. અચાનક ધડાકાના અવાજો થયા : 'ધડામ્મ્...'

ગલુડિયું ઊભું રહી ગયું. એને થયું આટલું જોરથી ભસતું કોણ મારી સામે આવ્યું?

આંખો ખોલીને ચારે તરફ જોયું. કોઈ કૂતરાં દેખાયાં નહીં. પણ એકાએક લોકોની દોડાદોડ જોઈ. ભાગાભાગી જોઈ.

એણે ચારેબાજુ જોયા કર્યું અને દોડીને એક દુકાનના પગથિયાં નીચેની ખાલી જગામાં ભરાઈ ગયું.

ભાગાભાગ કરતાં લોકોની ચીસાચીસ, દુકાનોના શટર પડવાના અવાજો અને પલકવારમાં સાયરનની ચીસો પાડતા લબક ઝબક લાઈટોવાળા લાલ રંગના લાયબંબા દોડતા આવતા જોઈ ગલુડિયાના હોશ ઊડી ગયા. હમણાં આ દોડતાં આવતાં ને મોટેથી ભસતાં લાલિયા કૂતરાં એને ચારેબાજુથી ઘેરીને સવાલોની ભસાભસ કરી મૂકશે.

સમય વીતવા માંડ્યો. એવું કશું થયું નહીં. ગલુડિયાને સમજ ના પડી કે ક્યારે તેની ચારેબાજુનું વાતાવરણ કરફ્યુગ્રસ્ત બની સૂમસામ બની ચૂક્યું. થાક્યું પાક્યું એ તો ઘસઘસાટ સૂઈ ગયું.

ભૂખ લાગી અને આંખો ખૂલી ગઈ. ચારેબાજુ કોઈ નહીં. રસ્તા ખાલી-ખાલી. દુકાનો બંધ. કોઈ અવરજવર નહીં.

રસ્તા પરની લાઈટો ચાલુ. ગલુડિયાએ ચારેબાજુ જોયું એને કૂતરાગાડીમાંથી પડ્યા પછી પહેલીવાર શાંતિનો અનુભવ થયો. ઊભું થયું અને ખોરાકની શોધમાં ફાંફાં મારવાનાં શરૂ કર્યાં.

રોડની સામેની બાજુ આવેલા શોપિંગ સેન્ટરમાં એક મોટ્ટો દરવાજો ખૂલ્લો હતો. એ બાજુથી રાંધેલા ખોરાકની મીઠી સુગંધ આવી રહી હતી. એ દોડીને ત્યાં પહોંચ્યું. નીચે ઢોળાયેલું અઢળક ખાવાનું જોઈ શું ખાવું ન ખાવું એવી મૂંઝવણમાં જ ઝડપભેર ખાતાં-ખાતાં અને સાથે સાથે આગળને આગળ વધતાં-વધતાં એ તો દરવાજાની અંદર પેઠું.

ચારેબાજુ વેરણ-છેરણ. કાચના ટુકડા. તેની વચ્ચે ખાવાનું. ક્યાંક પાણીનાં ખાબોચિયાં તો ક્યાંકથી આવતી ધૂમાડાની વાસ. આ બધાની વચ્ચે કોઈ અવાજ ન હતો. પેટ ભરીને ગલુડિયાએ ખાધું અને પાછું એ એક કબાટની નીચે ભરાઈને સૂઈ ગયું.

પંખીઓના કલબલાટથી સવાર પડી. ગલુડિયાએ ધીમે રહીને આંખો ખોલી. કબાટ નીચેથી બહાર આવીને સહેજ જોયું. ઈલેક્ટ્રિક લાઈટના અજવાળાં સાથે દરવાજા બહારનું અજવાળું કંઈક વિચિત્ર લાગતું હતું. એને બહાર જવાની ઇચ્છા થઈ. દોડીને દરવાજા પાસે આવીને બહાર રસ્તા પર જોવા માંડ્યું. કોઈ અવરજવર નહીં. સન્નાટો. બધું જ ખાલી - ખાલી. કોરાધાકોર રોડ. દૂર દૂર એક કૂતરાને ઝાડ નીચે સૂતું જોયું. ફરી ગલુડિયું ગભરાઈ ગયું. હમણાં દોડીને અહીં આવશે ને સવાલોની ભસાભસ ચાલુ. એ તો ફરીથી

પાછું દોડ્યું. નીચે પડેલા એંઠવાડને તૂટેલા કાચના ટુકડાઓમાંથી સાચવીને ચપચપ ચાટીને, ચારેબાજુ નજર ફેરવીને ફરી પાછું એ જ કબાટની નીચે જઈ લપાઈ ગયું.

સાયરનના અવાજ સાથે એક જીપ આવીને દરવાજા પાસે ઊભી. એક સાથે જીપના ચાર દરવાજા ખૂલ્યા અને બંધ. જોરથી બંધ થવાના અવાજ સાંભળી કબાટ નીચેથી ડોકિયું કરી ગલુડિયાએ દરવાજા તરફ જોયું. બંદૂકધારી પોલીસોની સાથે બે જણાં બુટના અવાજો કરતાં કરતાં પગથિયાં ચઢીને અંદર આવ્યા : "દેખા ઈન્સપેક્ટર સા'બ! મેરી રેસ્ટોરન્ટ કા કૈસા કબાડા કર દિયા હૈ...!"

"યે તો અચ્છા હૈ કિ જલાયા નહીં. થોડી તોડફોડ કી હૈ... બચ ગયા તું સુલેમાન શેઠ!"

"વો સબ તો ઠીક હૈ... લેકિન..."

"ઠીક હૈ ક્યા? મેરા પોલીસ સ્ટાફને બચાયા...! મૈને સબકો ભેજા થા કિ યે તો અપને સુલેમાન શેઠ કા હૈ... ઈસકા હિસાબ તો બાદ મેં સમજ લેંગે..." ઈન્સપેક્ટરની વાતને આગળ ચલાવ્યા વિના સુલેમાને પોતાની સાથે લાવેલા વૃદ્ધ તરફ ફરી કહેવા માંડ્યુ :"હાં... તો રફીકચાચા તું અભી યહાં હી રુકીયો... ઠીક હૈ? રોટી-દાલ-ચાવલ જો પકાના હો પકા કે ખાને કા... બસ થોડા ભી બહાર નહીં નીકલણેકા... અંદર સે શટર કો તાલા લગા દેને કા પક્કા...!"

"યે સુલેમાન શેઠ તું ને અચ્છા કિયા..." ઈન્સપેક્ટરે રેસ્ટોરન્ટમાં આંટો મારતાં-મારતાં કહ્યું.

"ઠીક હૈ ન ઈન્સપેકટર સા'બ! યહ ચાચા અંદર સે બંધ રખેગા તો મેરા માલસામાન તો બચ જાયગા ન? જો રફીકચાચા યહાં ટેલિફોન ભી હૈ... મેં જબ ટેલિફોન કરું તભી જ શટર ખોલને કા... બહાર સે કોઈ કીતના ભી ઠોકે, નહીં ખોલને કા..."

"ઔર સુન બે ચાચા! ઔર કોઈ ટોલાં આકે તોડને કો આવે તો હન્ડ્રેડ નંબર ઘુમાને કા... કન્ટ્રોલ મેં ફોન કરને કા... મેં તુરત આ જાવુંગા..."

"જી સાયેબ!" રફીકચાચાએ માથુ ઝુકાવ્યું.

"વૈસે ભી ઈસ ચાચા કા બહાર કોઈ ના મિલે... બીવી લડકે... ભાઈ... બાપ. સબ મરેલે હૈ... ઈન્સપેકટર સા'બ! યહાં આરામ કરેગા... મેરી ગાડી બહોત સાલ ચલાઈ... ઠીક હૈ ન રફીકચાચા! અંદર સે તાલા લગાવો... ખાનાબાના ખાકે આરામ કરો..."

"ચલે? અભી તો બહોત ભાગદોડ બાકી હૈ... બૉંબ ધડાકે કે બાદ બોત દુકાને જલી હૈ... સુલેમાન શેઠ..."

ઈન્સપેકટરે દરવાજા તરફ જતાં કહેવા માંડ્યું. સુલેમાને પણ તેની પાછળ ચાલવા માંડ્યું. અને બહાર નીકળી શટર પાડ્યું.

રફીકચાચાએ અંદરથી તાળું મારી દીધું. ગલુડિયાએ નવાઈભરી આંખે બધું ચૂપચાપ જોયા કર્યું.

રફીકચાચાએ ખોંખારો ખાધો અને આખી રેસ્ટોરન્ટમાં નીચે જોતાં જોતાં આંટો માર્યો ને "યા અલ્લા!" બોલતાં બોલતાં કિચનમાં ય જઈ બધું જોઈ પાછા આવ્યા. હાથથી એક ખુરશી ખેંચી પછી તેને આડી પાડી તેના પરના કાચના ટુકડા નીચે પાડયા. ખુરશી સરખી કરીને બેઠકની જગાએ ફૂંક મારી અને તેના પર બેઠા. ખમીસના ખીસામાંથી એક બીડી કાઢી. માચીસ શોધવા ઊભા થયા ને લેંઘાના ખીસામાંથી કાઢી ફરી પાછા "યા અલ્લા!" બોલતાં ખુરશીમાં બેઠાં : "હારું આ જીવતર ય ખુદાતાલાએ કેવું આલ્યું? ક્યારેય તે નિરાંતે મનખાના જીવ હારે જીવવાનું ના આલ્યુ! કાયમ હાવ તે એકલાં ને એકલાં! જેવાં જેનાં નસીબ! તારે બીજું શું કેવુ? કોઈને પેટની ભૂખ તો કોઈને વાતોની ભૂખ...! અલ્લતાલા! એટલી તારી મે'રબાની કે પેટની ભૂખ નહીં આલી!" અને રફીકચાચાએ બીડી પેટાવી, આંખો મીંચી મોઢું ઊંચું રાખી ધુમાડા કાઢવા માંડ્યા. ગલુડિયાએ કૂતૂહલભેર રફીકચાચાના મોંઢામાંથી નીકળતા ધૂમાડા જોયા કર્યા. બીડીની વાસ સાથેના ધૂમાડાથી ડરીને કબાટની નીચે એ વધારે ઘૂસ્યું અને કબાટની નીચેના ભાગે એનો પગ અથડાવાથી અવાજ થયો. રફીકચાચાએ કબાટ તરફ આંખ ખોલીને જોયું. વળી પાછા ઝડપભેર બીડીના કસ ખેંચ્યા ને બીડીને નીચે જમીન પર ઘસીને બુઝાવા દીધી. ઊભા થઈ કિચનમા ગયા અને ઝાડુ લઈને બહાર આવ્યા. નીચે બેસી એમણે ભોંય પર પડેલ કાચ-કચરો અને એંઠવાડ

સાફ કરવા માંડ્યો. સફાઈ કરતાં કરતાં એમણે કબાટ નીચે ઝાડુ નાંખ્યું અને ઝાડુ અડવાથી ગભરાયેલું ગલુડિયું બહાર નીકળ્યું. દોડીને સહેજ દૂર જઈને ઊભું.

રફીકચાચા હસી પડ્યા : "મને એમ કે ઉંદર-બુંદર હશે. આ તો લ્યા તું! અહીંયાં ક્યોંથી ભૂલું પડ્યું? કંઈ ખાધું પીધું કે પછી પેટમાં બિલાડાં?" એમ કહી રફીકચાચાએ ઝાડુ મારવાનું ચાલુ જ રાખ્યું. ગલુડિયું કંઈ સમજ્યા વગર વધુ દૂર જઈને રફીકચાચાને જોતું ઊભું.

"આ બધું સાફસૂફ કરી નાખું નૅ પછી તારા નૅ મારા બેઉ માટે કંઈ રોંધું. પેંલો તો મનૅ એમ કે આવડી મોટ્ટી જગામોં હું એકલો અટૂલો! આ તો લ્યા બે થયાં...! એકથી ભલાં બે!"

એવું બોલતાં બોલતાં તો એમણે આખી રેસ્ટોરન્ટના કચરાંનો એક બાજુ ઢગલો કર્યો. પછી ઝાડુ બાજુમાં મૂકી કિચનમાં ગયા. એ જોઈને ગલુડિયું સહેજ દૂર ભાગ્યું. પણ પછી એય રફીકચાચાની પાછળ પાછળ કિચનમાં ગયું. ત્યાં તો કેટલીય રાંધેલી વસ્તુઓ નીચે પડેલી. ચારેયકોર નીચે વેરણછેરણ પડેલી વસ્તુઓ, વાસણો. ગલુડિયાએ તો નીચે પડેલું ખાવા માંડ્યું.

રફીકચાચાએ એક મોટી ડોલ કિચનમાંથી શોધી કાઢી અને તેને લઈ ફરી પાછા રેસ્ટોરન્ટમાં ભેગા કરેલા કચરાંના ઢગલાં તરફ જવા માંડ્યા : "અલ્યા આ વાસ મારતું સડેલું શું લેવા નૅ ખાય છે? હું હમણોં રોંધું છું... તેં તો લ્યા બધું હડહડાટ ચાટવા જ મોંડ્યું!"

રફીકચાચાનો અવાજ સાંભળી આ વખતે ગલુડિયું ડર્યું નહીં. એણે તો પોતાની મસ્તીમાં ભોંય પરનો એંઠવાડ ચાટવાનો ચાલુ જ રાખ્યો. થોડીવાર બાદ મોંઢું ઊંચું કરીને ચારેબાજુ જોતાં ક્યાંય રફીકચાચા ન દેખાતા એ કિચનમાંથી બહાર રફીકચાચાને શોધતું શોધતું આવ્યું. ફરી પાછું રફીકચાચાને જોતું એક ખૂણામાં બેઠું. રફીકચાચા કચરાનો ઢગલો અને કાચના ટુકડા ડોલમાં ભરીને કિચનમાં ગયા. એક ખૂણામાં ડોલ ઠાલવી. ગલુડિયું પણ તેમની પાછળ પાછળ ગયું અને ઠાલવેલાં કચરાંને ફંફોસવાનું શરૂ કર્યું.

"અલ્યા! ત્યાં દેખાતું નહીં! શું દાટ્યું છે?
કાચ વાગશે લ્યા! હટ! આઘું ખસ!"

રફીકચાચાએ જરા ઊંચા અવાજે કહ્યું એટલે ગલુડિયું સહેજ ગભરાયું અને પાછું રેસ્ટોરન્ટના આગળના ભાગમાં દોડી ગયું.

કિચનમાં રફીકચાચાએ દાળ-ભાત બનાવી દીધાં. એક થાળીમાં દાળ ને ભાતને ભેગા કરી નીચે મૂક્યા. બીજી થાળી-વાટકીમાં પોતાનાં કાઢી નીચે બેસતાં એમણે બૂમ પાડી : "ક્યાં ગયું લ્યા ટેણિયા? તૂ તૂ તૂ..." અવાજ સાંભળી પૂંછડી પટપટાવતું ગલુડિયું કિચનમાં આવ્યું.

"ચલ હેંડ! ખાવા મોંડ!"

એમ કહી રફીકચાચાએ થાળી એના તરફ ખસેડી અને પોતે ખાવાનું શરૂ કર્યું. ગલુડિયાએ પહેલાં જોયાં કર્યું. પછી તો તેના તરફ ખસેડાયેલી થાળીમાંથી ખાવા માંડ્યું.

રફીકચાચાએ ગલુડિયાની સામે જોઈ દાળનો સબડકો મારતા પૂછ્યું : "દાળભાત ભાયા ને? કે ગરમ લાગ્યાં? મને બધુંય આવડે. માથે પડે એટલે બધું જખ મારીને શીખવું જ પડે! મને તો આખું જીવતર વારેઘડીએ માથે જ પડતું રહ્યું છ હમજ્યો? બધુંય શીખવું પડે! સબ બંદર કા વેપારી..."

ગલુડિયાએ તો ભય વિના ખાવાનું શરૂ કર્યું તે દસબાર દિવસ લગભગ આ જ નિત્યક્રમ સવાર-સાંજ બની ચૂક્યો. થોડા વખતમાં જ રાત પડે રફીકચાચાની બાજુમાં જ ગલુડિયાએ સૂવાનું શરૂ કર્યું. રફીકચાચા એને પ્રેમથી હાથ ફેરવતાં ફેરવતાં સુવાડી દે. વળી ક્યારેક રફીકચાચાને ઊંઘ ન આવતી હોય તો નાના બાળકને વારતા કહેતા હોય એમ કહેવા માંડે : "તું ચંત્યાં ન કરતો... હું ય તારા જેવો એકલો જ મૂઓ છું... તારા જેવડો હતો ન તારે મારેય મા-બાપ ને બોન હતાં... હોવ... બોરસદમોં. મારા બાપ બૅન્ડ માસ્તર! અમાર બોરસદનું બૅન્ડ બઉ વખણાય... ઠેઠ આણંદ...ખંભાત...નડિયાદ બધેય લોકો લગનમોં વરઘોડો કાઢવા બોલાવે. ને હું મોટો થયો ને લગન થયાને મિલમોં નોકરી કરવા અમદાવાદ મોં આયો. મારે બે છોકરાં... રાતપાલી હોય તારઅૅ હવારમોં મિલમોંથી છૂટીને ફાફડા ન જલેબી લઈને ઘેર જઉં... મારાં છોકરાં ને બૈરી બધાંય ભેગાં થઈને મઝા કરીએ...

આખુંય મારું ઘર જલેબી જેવું મેંઠું મેંઠું બની રેંતુ!... અલા ગલુડિયા હાંભરે છે કે? કે પછી હું એકલો જ બબડાટ કરું છુ?!"

જો ગલુડિયું હાલેચાલે તો વાત આગળ ચલાવતા, નહીંતર રફીકચાચા બીડી સળગાવતા ને બીડીના ધૂમાડામાં ખોવાઈ જતા...

એક દિવસ મધરાત થઈ ગઈ અને ગલુડિયું ચારેબાજુ આંટા જ માર્યા કરે એ જોઈ રફીકચાચા ઊઠીને ખુરશીમાં બેઠા. રેસ્ટોરન્ટના કાઉન્ટર પરથી શોધી કાઢેલાં જથ્થાબંધ સીગરેટના ખોખાઓમાથી એક સિગરેટ કાઢી અને કાઉન્ટરના એક ખાનામાંથી લાઈટર કાઢ્યું. જે લાઈટર ખોલો એટલે મ્યૂઝિક વાગે. સંગીતના અવાજથી ચમકી ગલુડિયાએ રફીકચાચા સામે જોયું.

"ચલ હેંડ! અહીં બેહી જા! માબાપ યાદ આવ છ? બઉ ઢીલાં નહીં થવાનું... મનેય મારા બાપ, બૈરી છોકરાં બધુંય બઉ યાદ આવ... પણ શું કરવાનું? મન મક્કમ રાખવાનું! બેચેન નહી થવાનું... હમજ્યો? તારા માબાપનુ શું થયું એ તો મન્ ખબર નહીં... ખોવાઈ ગ્યાં... મરી ગયાં કે કૂતરાગાડી ઉપાડી ગઈ... ને મને તારી ભાષા ના આવડે... ને તને મારી ભાષા ન આવડે એટલે હમુળગા લોચા! પણ મારી વાત હોંભર! મારા જેવી બદતર જિંદગી તો તારી નહી જ હોય... શેરનાં છોકરા ફિલમનું ગીત ગાય છે : તૂં તૂં તૂ તૂતૂંતારા... તારા કરતાં કૂતરા સારાં...! ટૂકમો અમારી મનખાની જાત કરતા તમે હારા...હોંભર... પાછો લ્યા ઊભો થઈ ગ્યો? બેહી જા... શોંત રે ભઈશાબ... ઓમ-તેમ ઓમ ઓંટા નહીં માર્યા કરવાના..." એટલામાં તો ગલુડિયાએ બીજી ખુરશીની પાસે જઈ પગ ઊંચા કરી પેશાબ કરવા માંડ્યો.

"અલા તું તો હાવ ઢીલોઢબ નેકળ્યો! માબાપની વાત કરી એમાં મૂતરી પડવાનું? ને એય પાછુ અંઈ? તારી હાહુનું શાક દાઝે! કંઈ વોધો નહીં. હું ભોંય ધોઈ કાઢીશ. હવે બેહી જા હોમે! હાંભર..." એમ કહી રફીકચાચાએ બીજી સિગરેટ સળગાવી. ફરી લાઈટરનું મ્યૂઝિક વાગ્યુ. અવાજ સાંભળી ગલુડિયું રફીકચાચાની સામે જોતાં ઊભું રહી ગયું.

"એ દાડે આવું મેંઠું-મેંઠુ વાજીંત્ર નો'તું વાગતું. હું ન્ માર ઘરવાળી, માર મોટા દીકરા માટે છોડી જોવાં બોરસદ ગયેલાં... ને અંઈ અમદાવાદ મોં હુલ્લડ... મારો કાપો... ચીસાચીસ. પથ્થરબાજી ને આગના ભડકા... આ અગનોસિત્તેરની વાત છે. તારી આ પૂંછડી છે ને? એવી ગાયનેય હોય... ગાય તો આપણને દૂધ આલે... જેમ મા ધવરાવે એવું જ દૂધ... એટલે ગાય માતા કે'વાય... હિંદુ બધા એને ગૌમાતા કે... તે અફવા ચાલી કે ગાયની પૂંછડી કોંકએ્ કાપી... તે આખું અમદાવાદ શેર હળગ્યું... ભડ..ભડ..ભડ.. એ વખતે અમરાઈવાડી મો મારું ઘર. અમાર આખ્ખી ચાલી ને ચારેબાજુથી તલવાર-ભાલાં-ખંજર-તમંચા ને કાકડા ને પેટ્રોલના કેરબાઓથી ઘેરો ઘાલેલો..."

રફીકચાચાએ હાથમાં બાકી રહેલાં સિગરેટના ઠૂંઠાને નીચે નાંખ્યુ. ગલુડિયું એને ખાવા આગળ વધ્યું.

"અલ્યા ઝપ! હમણાં તારી જીભ દાઝશે.. "

એમ કહેતાની સાથે પગની એડીથી ઠૂઠાને જમીન પર ઘસી નાંખ્યું.

"તે મારા ઘરમોં માર બેય દીકરાં ને ઘરવાળી કબૂતરની જેમ ફફડતા'તાં. દરવાજા બંધ કરીન બેશી ગયેલા. તે'લ્યા કબૂતર તો જોયું છે ને? હજી તુ ટેણિયું છે. એટલે તારા ભાગે ખાવામાં નહી આયું હોય નઈં?"

આમ કહી આગળ પાછળ આંટા મારતા ગલુડિયાને એમણે એક હાથથી ઊંચકી લીધું અને પોતાના ખોળામા બેસાડી પંપાળતાં કહેવા માંડ્યું : "મારા મુન્નાને, મારા નોનાં દીકરાને એ જારે તારા જેવો ટેણિયો હતો ને તાર આમ જ ખોળામાં બેહાડી હુ સુવાડતો... બસ, આજ મારી પાહે કંઈ નથી... આ મન મોં હચવાયેલી યાદગીરી સિવાય મારી પાહે કોંઈ ના મળે... લોકોના ટોળાએ મારા ઘરના દરવાજા તોડી મારા બેઉ જવાનજોધ દીકરાઓને પળવારમોં કાપી નોંખ્યાં... ડામચિયા પાછળ હંતાયેલી મારી ઘરવાળીએ આ બધુંય એની હગી ઓંખે જોયેલું... હાય અલ્લા! એ વખતે હું બોરસદ ના ગયો હોત ને ઘરમો જ ટળ્યો હોત તો આ કડવું વખ જીવન ના જીવવું પડત... હોંભર, પછી તો અમદાવાદ પાછો આયો તાર તો મારું આખું ઘર બળીને ખાખ થઈ ગયેલું. મારુ કોઈ નહીં...

મારી ઘરવાળીનો હજી લગી પત્તો નહીં. પછી લોકો ચ્યારેક કહેતાં કે તમારી બીબીને રસ્તે ફૂટપાથ પર પડેલી ગોંડાં કાઢતાં જોયેલી... હું ત્યાં જ્યોં કે તોં હોધવા જઉં... પણ કોંય ના મળે.. અલ્લા જાણે બચારી જીવતી અશે કે મરી ગઈ... તે..."

એક ઊંડો શ્વાસ લઈ રફીકચાચાએ ગલુડિયા સામે જોયું : "લે અલ્યા... તું તો ઊંઘી ગયું..." એમણે ગલુડિયાને નીચે મૂક્યું અને સૂમસામ રેસ્ટોરન્ટમાં આંટા મારવા માંડયા ને બબડવા માંડયા : "બચારું ગલુડિયું એકલું છ... મારા જેવું... પણ હારું છ ક હજી નોનું છે. મોટું થશે તો એનું ઘર મંડાશે... જીવતરમાં ખુશી આવશે..."

આમ બબડતા બબડતા એ રેસ્ટોરન્ટના કાઉન્ટર પાસે પહોંચ્યા. ફરી સિગરેટ લીધી ને લાઈટર લીધું. એકાએક લાઈટર પાછું મૂકતાં બબડયા : "અવાજ હોંભળી જાગી જશે બચારું..." એ કિચનમાં ગયા ને માચીસ હોધીને સિગરેટ સળગાવતા પાછા ફર્યા. સિગરેટનો જોરથી કસ ખેંચવા જાય ત્યાં તો એમને ખાંસી ઉપડી. મોઢું દબાવીને રોકવા પ્રયત્ન કર્યો. ન રોકાઈ. ખાંસી ખાતા ખાતા જ એ બેસી પડયા. આંખમાં આંસુ. પેટ દબાવી એમણે ખાંસી ખાવા માંડી. ગલુડિયું જાગી ગયું અને બેવડ વળીને ખાંસી ખાતા રફીકચાચાની આજુબાજુ એણે આંટા મારવા માંડ્યું.

રફીકચાચા જમીન પર ફસડાઈ પડયા. થોડીવાર પડી જ રહ્યાને આંટા મારતા, ક્યાંક કશે સૂંઘતા, કિચનમાં જઈ ફરી પાછા વળી પોતાની પાસે ઊભા રહેતા ગલુડિયાને રફીકચાચાએ જોયા જ કર્યું.

મહાપ્રયત્ને હાંફતા-હાંફતા એ ઊભા થયા અને ગલુડિયાને કહેવા માંડયું : "હવ મારું ઠેકાણું નહીં. તું તાર જા બહાર. તાર ભાઈબંધ-બેનપણી બનાય. મનપંસદ કૂતરી હારે શાદી બનાવ. હાત-આઠ ગલુડિયાના મા-બાપ બની મોજશોખનું જીવતર બનાય... જા. હું તાળું ખોલું. તું જતું રહે. મારી હારે અહીં અંધારામોં ચેટલું જીવશ લ્યા? ને હું ટપ થઈ ગ્યો તો તને બહાર કોણ કાઢશે? જા. હેંડ."

એમ કહી રફીકચાચાએ રેસ્ટોરન્ટના કાઉન્ટર પર પડેલો ચાવીનો ઝૂમખો લીધો. ફરી રફીકચાચાને ખાંસી ચઢી. એમણે બીજા હાથે ગલુડિયાને પકડયું. એને છાતી સરસું ચાંપ્યું : "તું જા."

શટર પાસે રફીકચાચા બેસી પડયા. માંડમાંડ ચાવીથી તાળું ખોલ્યું. સહેજ શટર ઊંચું કર્યું. બહાર અંધકાર હતો. મધરાત.

"જા તું તારી જિંદગી બનાય." એમ કહી ખાંસી ખાતાં ખાતાં જ ગલુડિયાને થોડાક ખોલેલા શટરની નીચેથી બહાર મૂકી દીધું અને શટરને ઝડપથી વાસી તાળામાં મહામહેનતે ચાવી ઘૂમાવીને રફીકચાચા ખાંસી ખાતાં ખાતાં ત્યાં જ ફસડાઈ પડયા.

શટરને પેલે પાર ગલુડિયું ત્યાં જ બેસી રહ્યું. ઠંડી હવાનો સ્પર્શ થયો. ત્યાં ઘરરર અવાજ કરતી એક રિક્ષા માંદલી લાઈટ ફેંકતી પસાર થઈ. ઓટલા ઉપર જ ગલુડિયાએ બે ચાર આંટા માર્યા. અંદરથી ખાંસીનો અવાજ સંભળાતો હતો. શટર નીચેની તિરાડને એણે સૂંઘ્યા કરી. છેવટે પગથિયાં ઊતરી નીચે આવ્યું.

દૂર ક્યાંક કૂતરાંના ભસવાના અવાજ સંભળાયા. એના કાન ઊંચા થઈ ગયા. પૂંછડી બે પગ વચ્ચે દબાઈ ગઈ. એ ભાગ્યું... ચારે બાજુ જોયા વિના ભાગવા માંડયું. ફૂટપાથ પર બાજુમાં એક કૂતરું સૂતું હતું. ત્યાંથી ગલુડિયું પસાર થયું કે તે કૂતરું ઝપાટાભેર ઊભું થયું ને ભસતા ભસતા જ ગલુડિયાને એક બચકું ભરી લીધું તોયે ગલુડિયાએ તો આંખો મીંચીને ભાગવા માંડયું. પણ એક કૂતરાની ભસાભસથી થયેલી શરૂઆતે કૂતરાંની ભસાભસનું સરઘસરૂપ ધારણ કરી લીધું. થોડી વારમાં તો પાંચ-સાત કૂતરાંથી ગલુડિયું ઘેરાઈ ગયું અને ભસાભસમાં એ જ પૂછપરછ : "ક્યાંથી આવ્યું? દાળ ભાત ખાનારું છે કે માંસમચ્છી? હાડકાં ચૂસનારું?"

"મોઢામાં હાડકું ભર્યું છે તે બોલતું નથી? બોલ ક્યાંથી આવ્યું?" એક ઘરડી કૂતરીએ ગલુડિયાનો કાન ખેંચતાં પૂછવા માંડયું. "તારાં મા-બાપ કોણ છે?"

"મને ખબર નથી."

"સાલા જૂઠું બોલે છે? અતારે ક્યાંથી આવ્યું? કયા મહોલ્લામાંથી? કઈ ચાલીમાંથી? કઈ સોસાયટીમાંથી?"

"હું રોડ પરની રેસ્ટોરન્ટમાં હતું..."

"જૂઠું બોલે છે. રેસ્ટોરન્ટમાં માણસ હોય કે

કૂતરાં હોય?"

"હું માણસની સાથે હતું."

"માણસ કેવો હતો?"

"ભલો હતો."

"એમ નહીં. કેવો હતો એટલે કે મુસલમાન કે હિંદુ?"

"મને ખબર નથી."

ત્યાં તો એક જોરથી પથરો આવ્યો. સાથે સાથે ચોકીદારના લાકડી પછાડવાના અવાજ : "સુવ્વરો મધરાતેય ઝંપતા નહીં. આખી રાત ભસાભસ ભસાભસ..."

અને બધાંય કૂતરાંની નાસભાગ. ગલુડિયું તો સીધી દિશામાં ફરી ભાગવા માંડ્યું. ભાગતાં-ભાગતાં એણે જોયું કે ફૂટપાથ પૂરી થઈ. પુલ આવ્યો. પુલ પર એ આવીને ઊભું. જોરથી પવન વાતો હતો. નીચે નદી. નદીમાં રેત ને ગંધ મારતાં રંગબેરંગી પાણીના ખાબોચિયાં. એ ધ્રૂજવા માંડ્યું. એવામા એક જોરથી અવાજ કરતી ખખડધજ ટ્રક પસાર થઈ. ટ્રકનો ઘોઘરો અવાજને આખો પુલ ધ્રૂજ્યો. ગલુડિયું ડરી ગયું. દોડીને પાછું ફર્યું. વળી ફૂટપાથ પર આવીને ઊભું અને નદી તરફના કચરા ભરેલા ઢાળમાં એ નીચે ઉતરવા માંડ્યું.

ગંદવાડને ફંફોસતાં, ક્યાંક ખાવાનું મળે તો ચપચપ ચાટતાં ને આગળને આગળ ચાલતાં એ ઠેઠ નીચે ઊતરી ગયું. નદીને કાંઠે-કાંઠે આગળ વધ્યું. અહીં કોતરોમાં ક્યાંય કૂતરાં દેખાયા નહીં. ગલુડિયાને હાશ થઈ. થોડો આરામ કર્યો ને ફરી ખોરાકની શોધમાં નદી કાંઠાના ઉકરડા ફફોસતા એ આગળ ને આગળ વધતું ગયું. બે-ચાર વાર એને કૂતરાનાં ભસવાના અવાજ સંભળાયા પણ નદીને સામે કાંઠે દૂર... ભસતાં કૂતરાં દેખાય પણ દૂર દૂર. ગલુડિયું ગભરાય પણ કોઈ કૂતરાં પાસે ન આવે એટલે એનો ગભરાટ ઓછો થવા માંડયો.

સમય વીત્યો. ઉકરડા ફેંદતાં ફેંદતાં ગલુડિયું મોટુ થઈ ગયુ. એક જગા એને મજાની મળી ગઈ. ત્યાં ફેકટરીનું કેમિકલ સાથેનું ગંદુ પાણી ઠલવાતું હતું. ફીણફીણવાળું, રંગબેરંગી-લાલલીલું દુર્ગંધ મારતું પાણી. એ જગાની આજુબાજુ જંગલી બાવળનાં ઝૂંડ ઊગી નીકળ્યાં હતાં. એની વચ્ચે એક ખાડામાં બખોલ બનાવી. જ્યાં એને કોઈ જોઈ ન શકે. અહીં એને કેટલાય દિવસો લગી કોઈ કૂતરાંનાં અવાજ ન સંભળાયા એટલે આ જગાને એણે પોતાનું ઘર બનાવી દીધું. હવે ગલુડિયું - ગલુડિયું ન હતું પણ યુવાન બનેલો કૂતરો હતો. કોતરોમાંથી બહાર આવી એ રોડ પર આવતો. ત્યાં એક રેસ્ટોરન્ટ, ટ્રકવાળા-બસવાળા ત્યાં ઊભા રહેતા. ચા પાણી, નાસ્તા ને ભોજન કરતાં.

કૂતરાને આરામથી રેસ્ટોરન્ટના પાછળના ભાગમાં પડતો એંઠવાડને પાણી બેઉ મળી રહેતાં.

કૂતરાની જિંદગી શાંતિથી વીતતી હતી. કોઈ કડવું ભસનાર ન હતું તો કોઈ મીઠી મીઠી વાત કરનાર પણ ન હતુ.

એક દિવસ ભરબપોરે એ પોતાના કોતરની બખોલમાં ઊંઘતો હતો ત્યાં કશુંક એના પર ટપક્યું. કૂતરો સફાળો જાગી ગયો. એક નાનકડું સસલું એની ડોક પર પડીને નીચે એની સામે ધ્રૂજતું લપાઈને બેસી ગયું હતું.

કૂતરાએ સસલાને પહેલાં તો જોયા કર્યું. એને પોતાનું બચપણ યાદ આવ્યું. એણે સસલા સામે સ્મિત કર્યું. થોડી વાર રહીને કહ્યું : "ડરીશ નહીં. હું તારી સામે નહીં ભસુ કે નહીં બચકાં ભરું. તું કોણ?"

"હું સસલું..."

"એટલે કે મારા જેવું જ. ચાર પગ. બે કાન. એક પૂંછડી પણ નાનકડુ?"

"હા"

"તો તો આવ ભાઈ હરખા, આપણે બેઉ સરખા!"

"પણ કુત્તાભાઈ... તમે મને નથી જાણતા... પણ હું તો તમારી કૂતરાની જાતને જાણુ છું. હું કૂતરો નથી... હું સસલું. ઘાસ ખાનારું. ગાજર ખાનારું. તમને ગાજર ભાવે?"

"ગાજર? એવુ બધું ના ફાવે..." કૂતરાએ જવાબ આપ્યો.

"બસ એટલે જ આપણે જુદા..."

"જુદા એટલે? દોસ્ત ન બનાય? તું મારી ડોક

પર પડ્યો તે મને મઝા પડી. આપણે સાથે રમીશું. સાથે દોડીશું. બસ ફક્ત સાથે ગાજર નહીં જમીએ. મને ગાજર ન ગમે." કૂતરાએ હસતાં હસતાં વાત કરી.

"એ વાત સાચી. મારે પણ દોસ્ત નથી."

અને આમ કૂતરું અને સસલું બન્ને પાક્કા દોસ્ત બની ગયા. બન્ને સાથે ધીંગામસ્તી કરે. દોડાદોડ. ક્યારેક સસલું કૂતરાની પીઠ પર બેસી જાય ને પછી કૂતરો કંઈ ભાગે કંઈ ભાગે! સસલું ખડખડાટ હસતું ભાગંભાગની મજા લે. ક્યારેક બન્ને સાતતાલી રમવા માંડે તો સસલું એવું ભાગે એવું ભાગે કે કૂતરું હાંફતું રહી જાય! સસલાને પકડી જ ન શકે!

સાથે ને સાથે સવાર-બપોર-સાંજ-રાત એમ ઘણા દિવસો પસાર થયા.

બન્ને પાકા દોસ્ત એક બપોરે રોજની જેમ જ રેસ્ટોરન્ટની બાજુમાં રમતાં હતાં. કૂતરાની પીઠ પર બેસીને સસલું કૂતરાના કાન ખેંચતું હતું... કૂતરો જોરથી કાન હલાવતો એટલે સસલું નીચે પડતું. ફરી પાછું એ પીઠ પર પહોંચી જતું. આમ બન્ને મોકળામને હસતાં રમતાં ગમ્મતમાં પડયા હતાં ત્યાં એક બસ આવી અને બસમાંથી ઉતર્યો કલબલાટ. પિકનિક પર નીકળેલું બાળકોનું ઝૂંડ નાસ્તો કરવા નીચે ઊતર્યું. પહેલાં ઊતર્યા શિક્ષક સોમાભાઈ.

"શાંત થઈ જાવ છોકરાં!" - એમ કહી એમણે ગળે લટકાવેલી સિસોટી ફરરર કરતીક ને વગાડી :

"અહીં આપણે બરાબર એક કલાક રોકાઈશું. અત્યારે એક ને પાંત્રીસ થઈ છે. બેને પાંત્રીસે બસ ચાલુ થઈ જશે. નાસ્તામાં સૌ એ ઉતાવળ કરવાની છે. સમજ્યા?"

ત્યાં એકાએક શિક્ષક સોમાભાઈની નજર સસલા અને કૂતરા પર પડી. સસલું કૂતરાની પીઠ પર બેસી એના કાન ખેંચી રહ્યું હતું. તરત સોમાભાઈએ સિસોટી વગાડી : "ફરરર! જુઓ છોકરાંવ અહીં આવો બધાં! બોલો! અહીં સામે શું દેખાય છે?"

"ક્યાં સાહેબ?"

"અહીં જુઓ મારી સામે... આ હોટલની બાજુમાં...?"

બે-ત્રણ છોકરાં સાથે બોલી ઊઠ્યાં : "સસલું."

અને એમણે તો એક સાથે ગાવાનું શરૂ કરી દીધું : "સસ્સા રાણા! સાકરિયા...!"

"ચૂપ થઈ જાવ! સસલું તો છે પણ એ ક્યાં છે? શું કરે છે?" સોમાભાઈએ જરા મોટા અવાજે બે પ્રશ્નો એક સાથે પૂછ્યાં.

એક છોકરાએ કહ્યું : "સાહેબ! સસલું કૂતરા જોડે રમે છે..."

"ડફોળ! એ તને કૂતરા સાથે રમતું દેખાય છે? તમે અમદાવાદ શહેરના ઈતિહાસની વારતા ભણ્યા નથી? ભૂલી ગયા? સાંભળો...! અંદર-અંદર ગણગણાટ ના જોઈએ... શું દેખાય છે?"

બાળકો ચૂપ રહ્યાં. શિક્ષક સોમાભાઈના મોં સામે જોવા માંડયા.

"સાંભળો!" શિક્ષકે તમામ બાળકો તરફ નજર ફેરવી હાથની લાકડીથી કૂતરા અને સસલાને બતાવતાં કહેવા માંડયું : "જબ કુત્તે પર સસ્સા દેખા! તબ બાદશાહને શહર બસાયા! - હવે કંઈ ખબર પડી? એટલે કે જયારે અહમદશાહ બાદશાહ તેમના કાફલા સાથે નીકળ્યા હતા ત્યારે રસ્તામાં એમણે આવું કૌતુક જોયું કે એક કૂતરા પર સસલું બેઠેલું જોયું. એટલે એમણે પોતાના સાથીદારોને કહ્યું કે દેખો! યહાં તો સસ્સે ભી બડે તાકાતવાલે હિંમતવાલે હૈ, કુત્તે ભી ઉનસેં ડરતે હૈ... ઈસલિયે સસ્સે કુત્તે પર ચઢકર બેઠતે હૈ... યાને કિ યહ જગહ, યહ જમીન કુછ અલગ કીસમ કી હૈ... યહાં હી મુઝે મેરા નયા શહર બસાના હોગા... સમજ પડી? એટલે જ અહમદશાહ બાદશાહે પોતાના નામ પરથી અહમદાબાદ એટલે એ અમદાવાદ શહેર વસાવ્યું... સમજ્યા હવે? આપણે નાસ્તો કર્યા પછી આ અમદાવાદ શહેરની જ મુલાકાત કરવાની છે. તો ચાલો... બધાં ફટાફટ નાસ્તો કરી લો."

શિક્ષક સોમાભાઈએ આટલી વાત કર્યા પછી સિસોટી વગાડી : "ફરરરર" અને સાથે જમીન પર લાકડી પછાડી... જમીન પર પછડાતા લાકડીના અવાજથી ચમકીને લાકડી જોતાં જ સસલું અને કૂતરું ગભરાઈને ઝપાટાભેર ત્યાંથી દોડી ગયાં...

હેમેન્દ્ર એ. શાહ

### વાઘ – Panthera tigris

ટાઈગર ટાઈગર બર્નિંગ બ્રાઈટ.

ટાઈગર ભારતનું રાષ્ટ્રીય પ્રાણી છે. ૧૯૧૦ના વર્ષની આસપાસ ભારતમાં ૪૦,૦૦૦ (ચાલીસ હજાર) વાઘ હતા; જે ૧૯૭૨ની સાલમાં ઘટીને ૧૮૩૦ની આસપાસ થઈ ગયા. આ બાબતથી ચિંતિત થઈને શ્રીમતી ઇન્દિરા ગાંધીએ અંગત રસ લઈ "પ્રોજેક્ટ ટાઈગર"ની રચના કરી. પરદેશની વાઈલ્ડ લાઈફ સંસ્થાઓએ પણ પ્રોજેક્ટ ટાઈગરની સફળતા માટે પૂરો સહકાર આપ્યો.

પ્રોજેક્ટ ટાઈગર માટે ૨૫ અભયારણ્યો નક્કી થયાં. પ્રોજેક્ટ ટાઈગરે કરેલ જાગ્રતતા તથા શિકારના પ્રતિબંધને લીધે વાઘની સંખ્યા વધીને લગભગ ૪૪૦૦ જેટલી થઈ (૧૯૮૯)

પરંતુ ગેરકાયદે થતા શિકાર-પોચિંગને લીધે ફરી વાઘની સંખ્યામાં ઘટાડો થયો અને ૧૯૯૭ના આંકડા મુજબ તે સંખ્યા ૩૩૦૦થી પણ ઓછી થઈ ગઈ.

રણથંભોર, કોર્બેટ પાર્ક તથા અન્ય અભ્યારણ્યમાં પોચિંગ કરતી ટોળકીઓ પકડાઈ. પોચિંગને લીધે સરિસ્કા જેવા જંગલોમાં આજે એક પણ વાઘ નથી.

૧૯૮૬માં ઈ. હનુમંતરાવ, હું તથા શ્રીમતી મોલિના ખિમાણી ત્રણ ત્રણ દિવસ સુધી સારિસ્કા જંગલ ખૂંદી વળ્યા તો પણ એકે વાઘ જોવા ન મળ્યો. ગયા વર્ષે ઇન્ડિયન એક્સપ્રેસના એક પત્રકારે સાબિતી સાથે પૂરવાર કર્યું કે સારિસ્કામાં હાલ એક પણ વાઘ નથી. દિલ્હી દરબારમાં આ બાબતે હલચલ મચાવી દીધી. વડાપ્રધાન જાતમાહિતી લેવા સારિસ્કા દોડી ગયા.

વાઈલ્ડ લાઈફ એક્ટ અમલમાં આવે ઘણો સમય થયો હોવા છતા વનવિભાગ પોચરોને અસરકારક રીતે અટકમાં લઈ શક્યા નથી.

ગુજરાતમાં જે રીતે વાઘ નેસ્તનાબૂદ થઈ ગયો છે તે બાબત અત્યત શરમજનક છે. ૧૯૮૯માં ગુજરાતમાં ૧૨ વાઘ. ૧૯૯૭માં એક જ વાઘ બચ્યો હતો. ત્યાર બાદ ૧૯૯૭ના ડિસેમ્બરથી એક પણ વાઘ ગુજરાતમાં નથી. આશ્ચર્યની બાબત એ છે કે આ અંગે ન તો શાસક પક્ષે કે ન તો વિરોધ પક્ષે કે ન તો કોઈ એન.જી.ઓ.એ ચિંતા બતાવી, ન તો વાઘને બચાવવા પ્રયત્નો કર્યા. મેં મારા ઘણા લેખોમાં તથા પ્રવચનોમાં અભિમાન સાથે એ બાબતનો ઉલ્લેખ કર્યો હતો કે ગુજરાત એ વિશ્વનો અતુલ્ય-યુનિક પ્રદેશ છે - એક જ પ્રદેશ છે જ્યાં બિલાડી કુળની ત્રણે મોટી બિલાડી-સિંહ-વાઘ અને દિપડો એક જ પ્રદેશમાં જોવા મળે છે.

૧૯૯૮થી આ બાબત માટે હવે આપણાથી અભિમાન લઈ શકાયું નથી. બંને બીગકેટ હોવા છતાં સિંહ અને વાઘના સ્વભાવમાં ઘણું અંતર છે. સિંહ વનનો ઉમદા રાજા છે. વાઘ અત્યંત દેખાવડુ, વારંવાર હિંસક શક્તિનું પ્રદર્શન કરતું પ્રાણી છે. સિંહ શક્તિશાળી હોવા ઉપરાંત બુદ્ધિશાળી અને ઉમદા સ્વભાવનું પ્રાણી છે.

વાઘના પ્રોજેક્ટ ટાઈગરના ૨૪-૨૫ રક્ષિત વિસ્તારમાં મને કાન્હા, બાંધવગઢ વિશેષ ગમે છે. (બંને મધ્યપ્રદેશના છે.) એ ઉપરાંત રણથંભોર (રાજસ્થાન), કોરબેટ પાર્ક (ઉત્તરપ્રદેશ) માનસ (આસામ), સુંદરવન (પ.બંગાળ-રોયલ બેન્ગાલ ટાઈગર) ખાસ જોવા જેવા છે. રણથંભોર અને કોરબેટ પાર્કમાં વાઘ જોવા ન મળે તો પણ ત્યાં સુંદર લેન્ડસ્કેપ ફોટોગ્રાફી કરી શકાય છે. ભારતનો બીજા નબરનો સૌથી મોટો વડ રણથભોરમાં આવેલો છે.

બંદીપુર (કર્ણાટક), મેલઘાટ (મહારાષ્ટ્ર), સીમલીપાલ (ઓરિસ્સા) જવાનું પણ ઘણા વાઈલ્ડ લાઈફ તસવીરકારો પસદ કરે છે.

કહેવાય છે કે હાલ લગભગ ૩૦૦૦ વાઘ



વાઘ : (Panthera tigris) બાંધવગઢના જંગલમાં ચિત્તળ અને વાંદરાનો વિશેષ અવાજ સાંભળીને ઝાડીમાં બેઠેલો હું સજાગ થઈ ગયો. મારા કેમેરાના લેન્સ ઉપર પડેલી ધૂળ ખંખેરી અને મારી ચારે બાજુ વાઘની અપેક્ષામાં આંખો તીવ્ર કરી 'હમણાં વાઘ આવશે - હમણાં વાઘ આવશે' તેમ રાહ જોઈ રહ્યો. પરંતુ ઘણા વખત સુધી વાઘ આવ્યો નહીં તેથી મેં ધારી લીધું કે વાઘ બીજી કોઈ દિશામાં દૂર જતો રહ્યો હશે. મેં પ્લાનિંગ બદલવા માટે મારા સાથી સામે ધીમા અવાજે ગુફતુગુ કરી. હજુ વાત આગળ વધી રહી હતી ત્યાં તો એક વાઘ તેની બોડમાંથી અચાનક મારી બાજુમાંથી નીકળ્યો. તેની મસ્તીભરી ચાલ, હુષ્ટપુષ્ટ કાયા જોઈને હું તેની પર્સનાલિટીથી અંજાઈ ગયો - કહો કે આવાક્ થઈ ગયો. (તસવીર : હેમેન્દ્ર એ. શાહ)

ભારતમાં છે. જો કે છેલ્લી ૧૫ વર્ષમાં જે રીતે પોચિંગ થઈ રહ્યું છે તે જોતાં ભારતમાં હાલ ૨,૨૦૦ થી વધારે વાઘ હોવાની શક્યતા નથી. ગુજરાતમાં એક પણ વાઘ નથી. ભારતની ચાર મોટી ગણાતી સેન્કચ્યુઅરીમાંની એક ઓરિસ્સામાં આજે એક પણ વાઘ નથી.

આમ છતાં વાઘના લોર્ડ ઑફ ફોરેસ્ટ તરીકેના વટને લીધે દર વર્ષે મોટી સંખ્યામાં પરદેશના સહેલાણીઓ ભારત આવે છે. સિંહની-ગીરની જંગલની સેન્કચ્યુઅરી તરીકે યોગ્ય રીતે વિકાસ થયો ન હોવાથી સહેલાણીઓ કાન્હા, બાંધવગઢ કોર્બેટ પાર્ક જવાનું વધારે પસંદ કરે છે. કેરાલાની પેરિયાર સેન્કચ્યુઅરીમાં ૪૦ ઉપરાંત વાઘ છે, પણ તેની સેન્કચ્યુઅરીમાં વાઘ અતિ ગાઢ જંગલમાં હોવાથી જોવા મળતા નથી. તેમ છતાં હાથીની મોટી સંખ્યા તથા ત્યાંનું માળખું સસ્તું, સરળ અને રસપ્રદ હોવાથી સહેલાણીઓ ઘણી મોટી સંખ્યામાં આવે છે.

સ્વ. ડૉ. સલીમઅલીને ગીરનું જંગલ વિશેષ પસંદ હતું તેનું કારણ ત્યાં સિંહ અને દિપડા ઉપરાંત અનેક વિવિધતાવાળાં પક્ષીઓ હતાં. જેમ ગુજરાત વાઘને બચાવી શક્યો નથી, તે પ્રમાણે ગીરના જંગલ પાસે સિંહ, દિપડા તથા મોટી સંખ્યામાં પક્ષીઓ હોવા છતાં તેને અતિ અગત્યના અભ્યારણ્ય તરીકે પ્રસ્થાપિત કરી શકાયું નથી.

વાઘની ઘટતી સંખ્યા માટે નીચેનાં પરિબળો જવાબદાર છે.

૧. પોચિંગને નાથવાના નબળા પ્રયત્નો.

૨. વાઘના બધા જ અંગોનો રોકડિયો વ્યાપાર

૩. જંગલોમાં ઘાસ ઉપર નભતા ચિત્તળ, નીલગાય, વાઈલ્ડ બોર તથા અન્ય પ્રાણીઓની ઘટતી જતી સંખ્યા, જે વાઘનો મુખ્ય ખોરાક છે.

પરદેશની એક વાઈલ્ડ લાઈફ ચેનલે દર્શાવેલું કે અતિ ગરીબ અજ્ઞાની વનવાસી જ્યારે એક વાઘને મારે છે ત્યારે તેને ૫૦૦થી ૭૦૦ રૂપિયા પોચરો આપે છે. જંગલના આ પોચરો એક મરેલા વાઘને દિલ્હી જેવા શહેરમાં વેચે છે તો તેને રૂ. ૫૦૦૦/- મળે છે. મોટા શહેરના દલાલો પરદેશી દલાલોને વેચે છે તેના તેને રૂ. એક લાખ મળે છે. પરદેશી રેસ્ટોરન્ટમાં વાઘના લિંગના એક ગ્લાસ સુપના રૂ. ૧,૦૦,૦૦૦ રૂ. ૧,૨૫,૦૦૦

મળે છે. આવો વ્યાપાર ઈન્ડોનેશિયા, ચીન વગેરેમાં મોટા પાયે ચાલે છે. આ ઉપરાંત વાઘના ચામડાંની, નખની, લોહીની, મગજની, હાડકાંની અલગ કિંમત મળે છે.

અડધો ડઝન એશિયાઈ દેશોમાં એવું માનવામાં આવે છે કે વાઘના હાડકામાંથી બનાવેલી ઔષધિથી તથા તેના લિંગનું સુપ પીવાથી પૌરુષત્ત્વ વધારી શકાય છે અથવા ન હોય તો મેળવી શકાય છે. એશિયાઈ દેશો ઉપરાંત અમેરિકા તથા યુરોપિય દેશોમાં વાઘનું ચામડું ફેશન તરીકે વપરાય છે. ભારતના જુના મહેલોમાં ચિત્તળનું-હરણનું ડોકું તથા વાઘનું ચામડું શોભા તરીકે પ્રદર્શિત થતું જોવા મળે છે. માનવીની વિચિત્ર માન્યતા-ઘેલછા જંગલના પ્રાણી કરતાં તેનામાં અનેક ગણી વિકરાળતા, રાક્ષસીપણું દર્શાવે છે. ખરો વાઈલ્ડ તો માનવી છે.

ભારતનો વાઘ સામાન્ય રીતે ૯થી ૯ ૧/૨ ફૂટનો હોય છે. નરનું વજન ૪૦૦થી ૪૫૦ કિલો અને માદાનું વજન ૩૦૦થી ૩૫૦ કિલો હોય છે.

સફેદ વાઘની વાત કરીએ તો દુનિયાભરના પ્રાણી સંગ્રહાલયમાં સફેદ વાઘ જોવા મળે છે. તે બધા મૂળ મધ્યપ્રદેશના રેવા પ્રદેશના છે. રેવાના મહારાજાએ સફેદ વાઘનું બ્રીડિંગ સેન્ટર ઊભું કરીને સફેદ વાઘ અનેક પ્રાણી સંગ્રહાલયોને વેચ્યા હતા. અને મારી માહિતી મુજબ હજુ પણ વેચે છે. સફેદ વાઘ પણ અત્યંત દેખાવડો, આસમાની વાદળી રંગની આંખોવાળો, ગુલાબી પજાવાળો, રાખોડી રગના ચટ્ટાપટ્ટાવાળો આલ્બિનો વાઘ કહેવાય છે.

વર્ષો પહેલાં રેવા સિવાય કોઈક કોઈક જગ્યાએ આલ્બિનો સફેદ વાઘ મળી આવ્યાની નોંધ મળી આવેલ છે, પણ તેની સંખ્યા ઘણી ઓછી હતી. રેવાનો સફેદ વાઘ દુનિયાભરમાં છવાઈ ગયેલો છે.

(ક્રમશઃ)

## સાભાર-સ્વીકાર

- ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ-ગ્રંથ : ૫ :- (ઇ.સ. ૧૮૯૫-૧૯૩૫) સંપાદક :- રમેશ ર. દવે, પ્ર. :- ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભુવન, આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૯, કિંમત રૂ. ૧૭૦/-
- સપ્તકમ્ (કાવ્યસંગ્રહ) રચયિતા જયંત જી. ગાંધી - કવિ કુસુમાયુધ. પ્રકાશક : સ્વયમ્. ૨૧, સરદારનગર સોસાયટી, 'ૐ જલનિધિ', કાશિ વિશ્વનાથ પુલ પાસે, જૂનાગઢ-૩૬૨૦૦૧, કિ.રૂ.૩૦/- કાચું પૂંઠું.
- કવિતાના સાંનિધ્યમાં :- લેખક : નલિની મડગાંવકર, પ્ર. : એસ.એન.ડી.ટી. મહિલા વિદ્યાપીઠ, ૧, નાથીબાઈ ઠાકરસી રોડ, મુંબઈ - ૪૦૦૦૦૨, મુખ્ય વિતરક :- પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૧, કિંમત રૂ. ૧૨૦/-
- કવિતાને ઉંબરેથી :- લેખક :- પ્ર. અને મુખ્ય વિતરક ઉપર મુજબ. કિંમત રૂ. ૧૩૦/-
- સ્વામિનારાયણ સંત પરંપરા અને કૃષ્ણભક્તિ કવિતા :- સંપાદન : દર્શના ઓઝા, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ. કિંમત રૂ. ૧૦૦/-
- મધ્યયુગીન ભારતીય કવિતા :- અનુવાદ : નૂતન જાની, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ કિંમત રૂ. ૮૦/-
- વિશ્વ કવિતા : કવિતા-તુલના :- લેખક : નૂતન જાની, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ. કિંમત રૂ.૯૦/-

**અશોક ચાવડા**

## અરવાખુશ




હઝલનું સર્જન ગઝલસર્જન જેટલી જ કુનેહ માગી લે છે તેવી પ્રતીતિ ઘણા હઝલકારોને નથી હોતી અને પરિણામ સ્વરૂપ તેમની ગઝલ હઝલ બની જાય છે અને હઝલ...! પ્રસ્તુત પુસ્તક હઝલસંગ્રહ છે અને કર્તા 'અગમ' પાલનપુરીએ ઘણી સુગમતાથી આ સ્વરૂપ સિદ્ધ કર્યું છે, એ નજરે ચડે જ છે. આ સંગ્રહમાં માત્ર ૧૦૫ હઝલો નથી પણ ભાષાકર્મ પણ છે કારણ કે કવિએ પાલનપુરી બોલીમાં હઝલો રચી છે અને ભાવક હઝલાસ્વાદ માણી શકે તે માટે ગુજરાતીમાં પણ આખી હઝલ મૂકી છે. હસતાં હસતાં કહીએ તો પાલનપુરી શીખવા માટે પણ પ્રસ્તુત સંગ્રહનો ઉપયોગ જરૂર કરી શકાય. 'અગમ' પાલનપુરીએ 'મસ્તીખોર' ઉપનામથી લખેલ હઝલના થોડા શે'ર માણીએ.

> હવે [illegible]ી જ પાંણી હો ગિયે એ ઢૂંઢણેં પાંણી,
> [illegible] કા કોઈ કૂ નિલવાંય? નાણે કે... ઈ ફાંફે હેં.
> (હવે પાણી જ પાણી થઈ ગયા એ શોધતાં પાણી,
> હવે શું અન્યને ન્હવરાવે? ન્હાવાનાંય ફાંફાં છે.)

[અરવાખુશ (હાસ્ય-વ્યંગ સંગ્રહ) લે. 'અગમ પાલનપુરી', પ્રકાશક : 'ટ્રેઝર' પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઇઝ, પાકું પૂંઠું, પૃષ્ઠ ૧૪૪, કિંમત ૧૦૦ રૂ.]

## ચરણરજ




કવિ શ્રી, રમણલાલ કુબેરભાઈ પંડ્યા 'સનાતન' કૃત આ કાવ્યસંગ્રહમાં છાંદસ્, ગીતો, ગઝલો, મુક્તકો અને લઘુકાવ્યો તેમજ સુભાષિતો સમાવિષ્ટ છે. આપણા મૂર્ધન્ય કવિ 'ઉશનસ્'ના મોટાભાઈ હોવાને નાતે 'સનાતન'ની કાવ્યસંવેદનાઓ પણ પાકટ છે તેવું પ્રસ્તુત સંગ્રહમાંથી પસાર થતી વખતે લાગે છે. ભાવ-વૈવિધ્ય, વિષય વૈવિધ્ય અને નિરૂપણ-વૈવિધ્યને લીધે આસ્વાદ્ય બનતી આ કૃતિઓ ઘણી ઘણીવાર ભાવકને જકડી રાખે છે. જોકે સૉનેટની પાકટતા ગીત-ગઝલમાં જોવા નથી મળતી. 'લગ્નનું ઘર' સૉનેટનો એક અંશ માણીએ :

> પણે બારીમાંથી નિરખી રહી છે વાગવધૂઓ,
> ઘૂમન્તા ટોળામાં, શરમ થકી જેની નજર ના.
> થતી ઊંચે તેના તરુણવય વ્યાહેલ પતિઓ;
> અગાશીના ખૂણે નવ પરિણીતો બે મળી રહ્યા –

વિભાગ-૩ અંતર્ગત પ્રા. મનસુખલાલ ઝવેરીએ આ કૃતિનું રસદર્શન સ-રસ શૈલીમાં કરાવ્યું છે તો પુસ્તકના સંપાદક 'ઉશનસ્' કૃત 'સનાતન' વિશેની કૃતિઓ પણ સંવેદનાથી તરબતર છે.

[ચરણરજ (કાવ્યસંગ્રહ) લે. સનાતન. સં. ઉશનસ્ પ્ર. રંગદ્વાર પ્રકાશન, પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઇઝ, કાચું પૂંઠું, પૃ૭ ૮૬ કિંમત ૬૦ રૂ.]

મળે છે. આવો વ્યાપાર ઇન્ડોનેશિયા, ચીન વગેરેમાં મોટા પાયે ચાલે છે. આ ઉપરાંત વાઘના ચામડાંની, નખની, લોહીની, મગજની, હાડકાંની અલગ કિંમત મળે છે.

અડધો ડઝન એશિયાઈ દેશોમાં એવું માનવામાં આવે છે કે વાઘના હાડકામાંથી બનાવેલી ઔષધિથી તથા તેના લિંગનું સુપ પીવાથી પૌરુષત્ત્વ વધારી શકાય છે અથવા ન હોય તો મેળવી શકાય છે. એશિયાઈ દેશો ઉપરાંત અમેરિકા તથા યુરોપિય દેશોમાં વાઘનું ચામડુ ફેશન તરીકે વપરાય છે. ભારતના જુના મહેલોમાં ચિત્તળનું-હરણનું ડોકું તથા વાઘનુ ચામડું શોભા તરીકે પ્રદર્શિત થતું જોવા મળે છે. માનવીની વિચિત્ર માન્યતા-ઘેલછા જંગલના પ્રાણી કરતાં તેનામાં અનેક ગણી વિકરાળતા, રાક્ષસીપણું દર્શાવે છે. ખરો વાઈલ્ડ તો માનવી છે.

ભારતનો વાઘ સામાન્ય રીતે ૯થી ૯ ૧/૨ ફૂટનો હોય છે. નરનું વજન ૪૦૦થી ૪૫૦ કિલો અને માદાનું વજન ૩૦૦થી ૩૫૦ કિલો હોય છે.

સફેદ વાઘની વાત કરીએ તો દુનિયાભરના પ્રાણી સંગ્રહાલયમાં સફેદ વાઘ જોવા મળે છે. તે બધા મૂળ મધ્યપ્રદેશના રેવા પ્રદેશના છે. રેવાના મહારાજાએ સફેદ વાઘનું બ્રીડિંગ સેન્ટર ઊભું કરીને સફેદ વાઘ અનેક પ્રાણી સંગ્રહાલયોને વેચ્યા હતા. અને મારી માહિતી મુજબ હજુ પણ વેચે છે. સફેદ વાઘ પણ અત્યંત દેખાવડો, આસમાની વાદળી રંગની આંખોવાળો, ગુલાબી પંજાવાળો, રાખોડી રંગના ચટ્ટાપટ્ટાવાળો આલ્બિનો વાઘ કહેવાય છે.

વર્ષો પહેલાં રેવા સિવાય કોઈક કોઈક જગ્યાએ આલ્બિનો સફેદ વાઘ મળી આવ્યાની નોંધ મળી આવેલ છે, પણ તેની સંખ્યા ઘણી ઓછી હતી. રેવાનો સફેદ વાઘ દુનિયાભરમાં છવાઈ ગયેલો છે.

(ક્રમશ)

## સાભાર-સ્વીકાર

- ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ-ગ્રંથ : ૫ :- (ઇ.સ. ૧૮૯૫-૧૯૩૫) સંપાદક :- રમેશ ર. દવે, પ્ર. :- ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધન ભુવન, આશ્રમમાર્ગ, અમદાવાદ-૩૮૦૦૦૯, કિંમત રૂ. ૧૭૦/-
- સપ્તકમ્ (કાવ્યસંગ્રહ) રચયિતા જયંત જી. ગાંધી - કવિ કુસુમાયુધ. પ્રકાશક : સ્વયમ્. ૨૧, સરદારનગર સોસાયટી, 'ૐ જલનિધિ', કાશિ વિશ્વનાથ પુલ પાસે, જૂનાગઢ-૩૬૨૦૦૧, કિ.રૂ.૩૦/- કાચું પૂંઠું.
- કવિતાના સાંનિધ્યમાં :- લેખક : નલિની મડગાંવકર, પ્ર. : એસ.એન.ડી.ટી. મહિલા વિદ્યાપીઠ, ૧, નાથાભાલ ઠાકરસી રોડ, મુંબઈ - ૪૦૦૦૦૨, મુખ્ય વિતરક :- પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૧, કિંમત રૂ. ૧૨૦/-
- કવિતાને ઉંબરેથી :- લેખક :- પ્ર. અને મુખ્ય વિતરક ઉપર મુજબ. કિંમત રૂ. ૧૩૦/-
- સ્વામિનારાયણ સંત પરંપરા અને કૃષ્ણભક્તિ કવિતા :- સંપાદન : દર્શના ઓઝા, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ. કિંમત રૂ. ૧૦૦/-
- મધ્યયુગીન ભારતીય કવિતા :- અનુવાદ : નૂતન જાની, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ કિંમત રૂ. ૮૦/-
- વિશ્વ કવિતા : કવિતા-તુલના :- લેખક : નૂતન જાની, પ્ર. અને મુખ્ય વિતરક : ઉપર મુજબ. કિંમત રૂ.૯૦/-

અશોક ચાવડા

## અરવાખુશ




હઝલનું સર્જન ગઝલસર્જન જેટલી જ કુનેહ માગી લે છે તેવી પ્રતીતિ ઘણા હઝલકારોને નથી હોતી અને પરિણામ સ્વરૂપ તેમની ગઝલ હઝલ બની જાય છે અને હઝલ...! પ્રસ્તુત પુસ્તક હઝલસંગ્રહ છે અને કર્તા 'અગમ' પાલનપુરીએ ઘણી સુગમતાથી આ સ્વરૂપ સિદ્ધ કર્યું છે, એ નજરે ચડે જ છે. આ સંગ્રહમાં માત્ર ૧૦૫ હઝલો નથી પણ ભાષાકર્મ પણ છે કારણ કે કવિએ પાલનપુરી બોલીમાં હઝલો રચી છે અને ભાવક હઝલાસ્વાદ માણી શકે તે માટે ગુજરાતીમાં પણ આખી હઝલ મૂકી છે. હસતાં હસતાં કહીએ તો પાલનપુરી શીખવા માટે પણ પ્રસ્તુત સંગ્રહનો ઉપયોગ જરૂર કરી શકાય. 'અગમ' પાલનપુરીએ 'મસ્તીખોર' ઉપનામથી લખેલ હઝલના થોડા શે'ર માણીએ.

હવે [illegible]ી જ પાંણી હો ગિયે એ ઢૂંઢણેં પાંણી,
[illegible] કા કોઈ કૂ નિલવાંય? નાણે કે... ઈ ફાંફે હેં.
(હવે પાણી જ પાણી થઈ ગયા એ શોધતાં પાણી,
હવે શું અન્યને ન્હવરાવે? ન્હાવાનાંય ફાંફાં છે.)

[અરવાખુશ (હાસ્ય-વ્યંગ સંગ્રહ) લે. 'અગમ પાલનપુરી', પ્રકાશક : 'ટ્રેઝર' પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઇઝ, પાકું પૂંઠું, પૃષ્ઠ ૧૪૪, કિંમત ૧૦૦ રૂ.]

## ચરણરજ




કવિ શ્રી, રમણલાલ કુબેરભાઈ પંડ્યા 'સનાતન' કૃત આ કાવ્યસંગ્રહમાં છાંદસ્, ગીતો, ગઝલો, મુક્તકો અને લઘુકાવ્યો તેમજ સુભાષિતો સમાવિષ્ટ છે. આપણા મૂર્ધન્ય કવિ 'ઉશનસ્'ના મોટાભાઈ હોવાને નાતે 'સનાતન'ની કાવ્યસંવેદનાઓ પણ પાકટ છે તેવું પ્રસ્તુત સંગ્રહમાંથી પસાર થતી વખતે લાગે છે. ભાવ-વૈવિધ્ય, વિષય વૈવિધ્ય અને નિરૂપણ-વૈવિધ્યને લીધે આસ્વાદ્ય બનતી આ કૃતિઓ ઘણી ઘણીવાર ભાવકને જકડી રાખે છે. જોકે સૉનેટની પાકટતા ગીત-ગઝલમાં જોવા નથી મળતી. 'લગ્નનું ઘર' સૉનેટનો એક અંશ માણીએ :

પણે બારીમાંથી નિરખી રહી છે વાગવધૂઓ,
ધૂમન્તા ટોળામાં, શરમ થકી જેની નજર ના.
થતી ઊંચે તેના તરુણવય વ્યાહેલ પતિઓ;
અગાશીના ખૂણે નવ પરિણીતો બે મળી રહ્યા -

વિભાગ-૩ અંતર્ગત પ્રા. મનસુખલાલ ઝવેરીએ આ કૃતિનું રસદર્શન સ-રસ શૈલીમાં કરાવ્યું છે તો પુસ્તકના સંપાદક 'ઉશનસ્' કૃત 'સનાતન' વિશેની કૃતિઓ પણ સંવેદનાથી તરબતર છે.

[ચરણરજ (કાવ્યસંગ્રહ) લે. સનાતન. સં. ઉશનસ્ પ્ર. રંગદ્વાર પ્રકાશન, પ્રથમ આવૃત્તિ-૨૦૦૬, ડિમાઈ સાઇઝ, કાચું પૂંઠું, પૃષ્ઠ ૮૬ કિંમત ૬૦ રૂ.]

## શામળાજીની આર્ટ્સ કોલેજમાં સંસ્કૃત નાટકો અંગે રાષ્ટ્રીય સંગોષ્ઠિ

હમણાં શામળાજીની આર્ટ્સ કૉલેજના આંગણે યુ.જી.સી. પ્રેરિત સંસ્કૃત નાટકો અંગેની રાષ્ટ્રીય સંગોષ્ઠિ યોજાઈ ગઈ. શતાધિક અધ્યાપકો અને છાત્રોએ આ સંગોષ્ઠિમાં ભાગ લીધો હતો. તેમ જ સાઠ જેટલા અધ્યાપક ભાઈ-બહેનોનાં શોધપત્રોનું વાંચન થયું હતું. પ્રસ્તુત રાષ્ટ્રીય સંગોષ્ઠિના પ્રારંભે શામળાજી કૉલેજની સસ્કૃતની છાત્રાઓએ પ્રાર્થના કરી હતી. ત્યાર બાદ આ કૉલેજના પ્રાચાર્ય ડૉ. એ. કે. પટેલે સૌ મહેમાનોનો પરિચય કરાવ્યા બાદ અતિથિઓનું સ્વાગત કર્યુ હતુ. પરિસંવાદની ભૂમિકા સંસ્કૃત વિભાગાધ્યક્ષ પ્રા. મધુસૂદન વ્યાસે બાધી હતી. ડૉ. ગૌતમ પટેલે દીપ-પ્રાગટ્ય કરીને સંગોષ્ઠિનું વિધિવત્ ઉદ્‌ઘાટન કર્યું. વિદ્વાનોએ સંસ્કૃત નાટકોના નૂતન પરિપ્રેક્ષ્યને લગતાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. સમારંભના અધ્યક્ષ તેમ જ શામળાજી પ્રદેશ કેળવણી મંડળના મંત્રીશ્રી કલજીભાઈ કટારાએ આશીર્વચન આપ્યાં હતાં, જ્યારે આભારવિધિ પ્રા. વર્ષાબહેન પટેલે કરી હતી.

આ સંગોષ્ઠિનાં વિવિધ પાચ સત્રોમાં ગુજરાતની તમામ યુનિવર્સિટીની કૉલેજો સાથે સંકળાયેલ સસ્કૃત ઉપરાંત હિન્દી, ગુજરાતી અને અંગ્રેજીના અધ્યાપકોએ હાજરી આપીને સ્વકીય શોધપત્રોનું વાચન કર્યું હતું. વિવિધ સત્રોમાં ડૉ. અજિત ઠાકોર, ડૉ. રમણ સોની, ડૉ. રાજેન્દ્ર ચોટલિયા વગેરે નિમંત્રિત વક્તાઓએ પોતાનાં વ્યાખ્યાનો આપ્યાં હતાં, તેમ જ સત્રાધ્યક્ષરૂપે સેવાઓ આપી હતી. પરિસવાદમાં હાજર રહેવા બદલ ડૉ. એ. કે. પટેલે સહુનો આભાર માન્યો હતો. ડૉ. વાસુદેવ પાઠકે પોતાનું શોધપત્ર સંસ્કૃતમાં વાચેલું અને સહુને સંશોધનપરાયણ બનવા સલાહ આપી હતી. સંસ્કૃત અધ્યાપક મંડળના વર્તમાન પ્રમુખ પ્રિ. ડૉ. બંસીધર ઉપાધ્યાયે સંસ્કૃત પદ્યમાં આશીર્વચન આપ્યાં હતાં. સમારંભના અધ્યક્ષ ડૉ. વિજય પડ્યાએ પોતાની હાસ્યપૂર્ણ શૈલીમાં સંસ્કૃત નાટકો અગેની રસપ્રદ બાબતો દર્શાવી હતી. તેમણે કેટલાંક મહત્ત્વપૂર્ણ સૂચનો પણ કર્યાં હતાં.

## સાભાર-સ્વીકાર

- વિરતિ, હું અને હું :- લેખક - મહેન્દ્ર અમીન, પ્ર. : અરવરવ પ્રકાશન, c/o શ્રીમતી મગળાબહેન ચુનીલાલ દેસાઈ આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, મુ - પ્રાતિજ, જિ - સાબરકાંઠા. કિંમત - રૂ. ૧૫૦/-
- ભારતની રાષ્ટ્રીય સાહિત્ય અકાદમી :- (પરિચય પુસ્તિકા - ૧૧૩૧) લેખક : દીપક મહેતા, પ્ર.: પરિચય ટ્રસ્ટ, મહાત્મા ગાંધી મેમોરીયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ, ચર્ની રોડ, મુંબઈ - ૪૦૦૦૦૨ કિંમત રૂ. ૧૦/-
- વસંત વૈભવ :- (પરિચય પુસ્તિકા ન - ૧૧૩૨) : સપાદક : સુરેશ દલાલ પ્ર. અને કિંમત ઉપર મુજબ
- શ્રી માતાજીના સાન્નિધ્યમાં - પુસ્તક-૧,૨,૩ :- લેખક : સુન્દરમ્ પ્ર. : શ્રી અરવિન્દ કૃપા ટ્રસ્ટ, માંગલ્ય પ્રકાશન, 'માતૃભવન' ૮૭, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯, પુસ્તક-૧, ૨ની કિંમત રૂ. ૨૦૦/-, પુસ્તક-૩ની કિંમત રૂ. ૨૦૦/- વિક્રેતા - ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.

**સંકલન : અશોક ચાવડા**

## પુરસ્કાર/સન્માન

- તા. ૪ ફેબ્રુઆરીના રોજ ગાંધીનગર જિલ્લાના ડભોડા ખાતે શ્રીમદ્ રાજચંદ્ર સેવા કેન્દ્રના પરિસર 'રાજનગર'માં યોજાયેલ સમારંભમાં રાજ્યપાલ શ્રી નવલકિશોર શર્માના હસ્તે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈનું સન્માન કરવામાં આવ્યું હતું.

## શ્રદ્ધાંજલિ

- તા. ૧૫ ફેબ્રુઆરીના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે યોજાયેલ શોકસભામાં સદ્ગત સર્જકો સર્વશ્રી જગદીશ વ્યાસ, જનક ત્રિવેદી, હિંમત ઝવેરી અને કિરીટ ભટ્ટ, રજનીકાંત પટેલ, ઉમા રાંદેરિયા અને મનીષ કંસારાને અનુક્રમે સર્વ શ્રી પ્રવીણ પંડ્યા, કિરીટ દૂધાત, પ્રકાશ ન. શાહ, આર.એલ.રાવળ, અનિલા દલાલ અને માધવ રામાનુજે શ્રદ્ધાંજલિ અર્પી હતી.

## લોકાર્પણ/કાવ્યપઠન

- શ્રી ફાધર વર્ગીસ પોલ રચિત 'યાદગાર અનુભવો'નું લોકાપર્ણ તા. ૧૬ જાન્યુઆરીના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન ભવન ખાતે સી.આઈ.સી.એસ.ના ઉપક્રમે પ્રકાશ ન. શાહે કર્યું હતું. પુસ્તકનો આસ્વાદ સર્વ શ્રી યશવંત મહેતા અને સંજય શ્રીપાદ ભાવેએ કરાવ્યો હતો. શ્રી ફાધર વર્ગીસ પોલ અને શ્રી રઘુવીર ચૌધરીએ પ્રતિભાવ આપ્યો હતો. સ્વાગત પ્રવચન અને સંચાલન શ્રીમતી સુનીતા ચૌધરીએ કર્યું હતું.
- શ્રી નૈષધ મકવાણા કૃત ગઝલસંગ્રહ 'દરમિયાન'નું લોકાર્પણ તા. ૨૧ જાન્યુઆરીના રોજ ચં.ચી. મહેતા ઑડિટોરિયમ, મ.સ. યુનિ., વડોદરા ખાતે શિક્ષણમંત્રી શ્રી આનંદીબહેન પટેલના હસ્તે કરવામાં આવ્યું હતું. 'ગઝલ સભા, વડોદરા' આયોજિત આ કાર્યક્રમમાં કવિએ કાવ્યપાઠ કર્યો હતો અને સર્વ શ્રી માર્કંડ ભટ્ટ, ડૉ. મનોજ સોની, ડૉ. રશીદ મીર વગેરેએ ગઝલસંગ્રહને આવકાર્યો હતો.
- શ્રી સરદાર પટેલ ટ્રસ્ટના ઉપક્રમે વડોદરા ખાતે તા. ૩૦ જાન્યુઆરીના રોજ યોજાયેલ મુશાયરામાં સર્વ શ્રી ચિનુ મોદી, જલન માતરી, રાજેશ વ્યાસ, આદમ ટંકારવી, રઈશ મણિયાર, લલિત રાણા, હરેન્દ્રસિંહ દાયમા અને ખલીલ ધનતેજવીએ ગઝલોનું પઠન કર્યું હતું. ડૉ. ઠાકોરભાઈ પટેલના પ્રમુખસ્થાને અને શ્રી ભરતસિંહ સોલંકીના મુખ્ય મહેમાનપદે યોજાયેલ આ મુશાયરાનું સંચાલન સર્વ શ્રી શોભિત દેસાઈ અને ઉદયન ઠક્કરે કર્યું હતું.
- કવિ શ્રી દિનેશ દેસાઈ કૃત વિવેચનસંગ્રહ 'સમીક્ષિત' અને ગઝલસંગ્રહ 'પ્રેમઝરૂખો'નું લોકાર્પણ તા. ૧૦ માર્ચના રોજ ગજ્જર હોલ ખાતે શ્રી રઘુવીર ચૌધરીના હસ્તે કરવામાં આવ્યું. મુખ્ય અતિથિ તરીકે 'સંદેશ'ના તંત્રી શ્રી ફાલ્ગુનભાઈ પટેલ ઉપસ્થિત રહ્યા હતા. શ્રી બિપિનકુમાર શાહે આવકાર પ્રવચન આપ્યું હતું અને ભૂમિકા શ્રી રાજેન્દ્ર પટેલે બાંધી હતી. કાર્યક્રમમાં શ્રી શ્યામલ-સૌમિલ-આરતી મુનશીએ કવિની રચનાઓનું ગાન કર્યું હતું. આ પ્રસંગે યોજાયેલ કવિસંમેલનમાં સર્વ શ્રી રઘુવીર ચૌધરી, માધવ રામાનુ

ધૂની માંડલિયા, રાજેન્દ્ર પટેલ, ગુલામ અબ્બાસ, અંકિત ત્રિવેદી, દિનેશ ડોંગરે, ભાવેશ ભટ્ટ અને ચંદ્રેશ મકવાણાએ કાવ્યપઠન કર્યું હતું. સંચાલન શ્રી હરદ્વાર ગોસ્વામીએ કર્યું હતું.

- અમેરિકા નિવાસી નાટ્યકાર શ્રી હરીશ ત્રિવેદીના નવા નાટક 'અમૃત કેશવ નાટક'નું લોકાર્પણ તા. ૭ ફેબ્રુઆરીના રોજ શ્રી ઉપેન્દ્ર ત્રિવેદીના હસ્તે ગુજરાતી સાહિત્ય પરિષદના ગોવર્ધન સ્મૃતિમંદિર ખાતે કરવામાં આવ્યું. અસાઈત સાહિત્ય સભાના ઉપક્રમે યોજાયેલ આ કાર્યક્રમમાં અધ્યક્ષ સ્થાને શ્રી ચિનુ મોદી હતા. નાટકના કેટલાંક અંશોનું પઠન આ પ્રસંગે શ્રી સૌમ્ય જોશીએ કર્યું હતું. સ્વાગત પ્રવચન શ્રી વિનાયક રાવલે અને સંચાલન શ્રી વિમલ વૈદ્યે કર્યું હતું.
- તા.૧૬-૩-૨૦૦૭ના રોજ શ્રી ચુનીલાલ મડિયાકૃત 'મડિયા કી શ્રેષ્ઠ કહાનિયાં', શ્રી હરકિસન મહેતાકૃત 'સંસારી સાધુ' અને શ્રી દિલીપ રાણપુરાકૃત 'સૂખે પેડ કા હરા પત્તા' (તમામ ગુજરાતી કૃતિઓના હિન્દી અનુવાદ)નું લોકાર્પણ પૂ. મોરારિ બાપુના હસ્તે હાલાઈ લોહાણા બાળાશ્રમ, મુંબઈ ખાતે કરવામા આવ્યું. સ્વાગત-ભૂમિકા શ્રી દિનકર જોષીએ રજૂ કરી હતી. સ્વાગત-નૃત્ય કુ. સંસ્કૃતિ જોષીએ કર્યું હતું. અતિથિ વિશેષરૂપે શ્રી ડુંગરશી ગાલા ઉપસ્થિત હતા જ્યારે ઋણસ્વીકાર ડૉ. દિલીપ રાણપુરાએ કર્યો હતો.

## વ્યાખ્યાન/ઈતર

- તા. ૯-૧૦-૧૧ જાન્યુઆરી દરમિયાન એન.એસ. પટેલ આર્ટ્સ કૉલેજ દ્વારા શ્રી ઓરો સેન્ટર, માતર મુકામે યોજવામાં આવેલી અભ્યાસ શિબિરમાં સર્વ શ્રી રઘુવીર ચૌધરી, ચિનુ મોદી, સુમન શાહ, રતિલાલ બોરીસાગર, મણિલાલ હ. પટેલ અને રાજેન્દ્ર પટેલે વકતવ્યો આપ્યાં હતાં. કાર્યક્રમનું આયોજન પ્રા. અજિતસિંહ ચૌહાણ અને ડૉ. પ્રવીણ વાઘેલાએ કર્યું હતું.
- ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે યોજાતી 'ચંદ્રકાન્ત શેઠ બાળસાહિત્ય વ્યાખ્યાનમાળા' અંતર્ગત યોજાતું વ્યાખ્યાન તા. ૩૧ જાન્યુઆરીના રોજ 'શિક્ષણમાં બાળસાહિત્ય' વિષય પર શ્રી યશવંત મહેતાએ મૈત્રી વિદ્યાપીઠ, સુરેન્દ્રનગરના સહયોગમાં આપ્યું હતું. આવકાર-પ્રવચન શ્રી નાગજીભાઈ દેસાઈએ કર્યું હતું.
- તા.૧૯-૦૩-૨૦૦૭ના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ, ગોવર્ધનરામ સ્મૃતિ મંદિર ખાતે ડૉ. ચંદ્રકાન્ત ટોપીવાળાના પ્રમુખપદે ડૉ. રમણ સોનીએ 'ન્હાનાલાલના લાક્ષણિક સર્જકવિશેષો : 'ચિત્રદર્શનો' વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું.

## વિજ્ઞપ્તિ

- ગઝલસભા, વડોદરાએ પ્રતિવર્ષ ગુજરાતી ભાષામાં પ્રકાશિત થતા ગઝલસંગ્રહો પૈકીના શ્રેષ્ઠ ગઝલસંગ્રહને અવૉર્ડ પ્રદાન કરવાનું નક્કી કર્યું છે. અવૉર્ડમાં રૂ. ૧૧,૦૦૦ રોકડા, પ્રશસ્તિપત્ર અને સ્મૃતિચિહ્નનો સમાવેશ થાય છે. જાન્યુઆરીથી ડિસેમ્બર ૨૦૦૬ના વર્ષ દરમિયાન પ્રકટ થયેલ ગુજરાતી ગઝલસંગ્રહો આ અવૉર્ડ માટે મોકલી આપવા સહુ સર્જકોને આમંત્રણ અપાયું. સંગ્રહના ઉઘડતે પાને 'ગઝલસભા શ્રેષ્ઠ ગઝલસગ્રહ અવૉર્ડ' માટે એવી નોંધ લખી પોતાનું નામ, સરનામું, સંપર્ક નબર દર્શાવવો. ૩૧ માર્ચ ૨૦૦૭ સુધી આ સરનામે ગઝલસંગ્રહની એક નકલ મોકલી આપવી : ગઝલસભા, c/o, ઑર્બીટ આર્ટિશન્સ પ્રા. લિ., ૩, વ્રજવાડી સોસાયટી, બીજે માળ, જેતલપુર રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૫ ૦૦૭

## આ અંકના લેખકો


- તુષાર ભટ્ટ — જે/૩/૧૪, પત્રકાર કૉલોની-૧, વિજયનગર, નારણપુરા, અમદાવાદ-૩૮૦૦૧૩
- ડૉ. કેશુભાઈ દેસાઈ — ૧૩, ઐશ્વર્ય-૧, પ્લોટ-૧૩૨, સેક્ટર-૧૯, ગાંધીનગર-૩૮૨ ૦૧૯
- રતિલાલ 'અનિલ' — ૧૩-૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશિપ-૧ પાછળ, બામરોલી રોડ, ઉધના, સુરત-૩૯૪ ૧૨૦
- પ્રવીણ દરજી — 'વાગીશા' ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯ ૧૨૦
- ડૉ. રણજિત પટેલ 'અનામી' — ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા-૩૯૦ ૦૦૭
- પ્રબોધ ર. જોશી — 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લીંગ સિટી, બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
- દિનકર જોષી — ૧૦૨ 'એ', પાર્ક એવન્યૂ, મહાત્મા ગાંધી રોડ, દહાનુકરવાડી, કાંદિવલી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૭
- રમણીક સોમેશ્વર — 'પલ્લવ', ફોરેસ્ટ ઑફિસ પાસે, માનવ કૉમ્પ્લેક્ષ પાછળ, નવા અંજાર (કચ્છ) ૩૭૦ ૧૧૦
- રામચંદ્ર બ. પટેલ — ચોતરા બજાર, ઉમતા-૩૮૪ ૩૨૦ જિ. મહેસાણા (ઉ. ગુ.)
- લાલજી કાનપરિયા — 'ખોડલ દર્શન', વડિયાવાળાની લાતી પાછળ, માણેકપરા, અમરેલી-૩૬૫ ૬૦૧
- ઉશનસ્ — લક્ષ્મીશેરી, મદનવાડ, વલસાડ-૩૯૬ ૦૦૧
- મનોહર ત્રિવેદી — 'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંકશન, જિ. ભાવનગર-૩૬૪ ૭૪૦
- ઊજમશી પરમાર — ૭૫, સમરથનગર, હાંસોલ, અમદાવાદ-૩૮૨ ૪૭૫
- અશોક ચાવડા — ૩, મધુબન ઍપાર્ટમૅન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩
- 'અગમ' પાલનપુરી — ઉમરભાઈ ઘડિયાળી, નાની બજાર, પાલનપુર-૩૮૫ ૦૦૧
- નિર્મિશ ઠાકર — બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કૉલોની-૧, મગદલ્લા, સુરત-૩૯૪ ૫૧૮
- ડૉ. હર્ષદેવ માધવ — એ-૧૨, હીરામોતી ટેનામેન્ટ્સ, સિદ્ધિ કોમ્પેલેક્ષ પાસે, ચાંદખેડા, અમદાવાદ-૩૮૨ ૪૨૪
- લાભશંકર ઠાકર — સી-૧૮, જલદર્શન સોસાયટી, ૫-મે માળ, એચ. કે. કૉલેજ પાસે, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯
- યોગેન્દ્ર વ્યાસ — ૩૪૭, સરસ્વતીનગર, આઝાદ સોસાયટી પાસે,આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૧૫
- મનીષી જાની — ૨૪/૨૪૯, પરિશ્રમ ઍપાર્ટમૅન્ટ, બીમાનગર પાછળ, સેટેલાઈટ રોડ અમદાવાદ-૩૮૦ ૦૨૨
- હેમેન્દ્ર એ. શાહ — ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ-૩૮

**Uddesh** (A literary, cultural magazine) **April 2007** Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Ahmedabad PSO under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

## જય વિયોગ

વસત ન હતી છતાય સુમનો સુરંગી અહીં
પ્રફુલ્લિત થયાં, વહી સુરભિ માધુરી ચોગમે,
અચાનક ઉરે બજી સુરસુરાવલિ પ્રેમની,
સુમેળ શુભ ત્યાં થયો, પ્રકૃતિ એ જ સાક્ષી હતી !
પ્રતીપ પથનાં અમે જીવનમાર્ગપે ઘૂમતા
પરસ્પર વિરોધથી પ્રણયદોરના બધને
સુસગત થયાં, સમુલ્લસિત સ્નેહ-સૌહાર્દથી
નિરંતર નવાં વિકાસમય બીજ વાવી અહીં.

છતાં મધુર જીવને વિષમતા, નિરાશા વસી !
કદીક ફળશે નકી સુભગ ભાવની એષણા !
સુણો અરજ . ખેલતા રમત શેતરંજે મને
ભલે સતત દુઃખ હો, ન સુખની મનીષા જરી;
પછી ન ભુલશો પ્રભો ! જય વિયોગ-ઘાની ઝડી.
વિયોગ, દુ.ખ, ને વિનાશ શુભ ચિહ્ન ઉત્ક્રાંતિનાં.

૩૧-૧૨-૧૯૪૫

રમણભાઈ બી. પટેલ

*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ ·

Zydus dedicated to life

'Zydus Tower', Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone . 26868100 (20 Lines) Fax 26862365 www.zyduscadila.com

સર્વભાષા સુરલ્લતી
ગુજરાતી સાહિત્ય પરિષદ

# ઉદ્દેશ

મે ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ સત્તરમું : અંક : ૧૦



સુન્દરમ્
(૨૨-૩-૧૯૦૮ – ૧૩-૧-૧૯૯૧)

'અંતરે વિલસે કાવ્ય જેના સૌહાર્દ-સ્નેહનું'

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | અંક : દસમો | સળંગ અંક : ૨૦૦

## અનુક્રમ : મે ૨૦૦૭



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઇ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (એરમેલ) રૂ ૭૫૦, છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિનો માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે સપાદક સમત છે એમ માની લેવુ નહી
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
  c/o, પ્રબોધ ર. જોશી
  'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સજોગોમા રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨. સૌરભ પુસ્તક ભડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લા માળ, આશ્રમ રોડ સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કોમ્પલેક્ષ, એમ કે હાઈસ્કૂલ સામે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા ૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ e-mail theoasısshop@yahoo co ın


આદ્યતંત્રી : રમણલાલ જોશી | સંપાદક : પ્રબોધ ર. જોશી

પ્રકાશક મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઇ સ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઇપસેટિંગ મૈત્રી પ્રિન્ટપેક, ૩, મધુબન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૧૩ (મો ). ૯૪૨૬૬ ૮૦૬૩૩
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન . ૨૨૧૬ ૭૬૦૩

સર્વભાષા સરસ્વતી

૨૦૦
53614

# સત્યશોધક સાધક કવિ સુન્દરમ્*

•

રમણલાલ જોશી

શ્રી સુન્દરમ્ વિશે બોલવું મારા માટે ઠીકઠીક મુશ્કેલ છે. સુન્દરમ્ સાથેનો સંબંધ લગભગ અડધી સદી સુધીનો. અનેકવાર મળવાનું બન્યું છે, અનેક સ્થળોનો સહપ્રવાસ કર્યો છે. અને સાથે રહ્યા છીએ, અનેક પરિસ્થિતિઓમાં અને મિજાજમાં મેં તેમને જોયા છે. પોંડિચેરીમાં તેમનો દૈનંદિન જીવનક્રમ પ્રત્યક્ષ જોયો છે અને પત્રો તો બેશુમાર - આશરે પાંચસો જેટલા હશે. થોડા મેં 'ઉદ્દેશ'માં પ્રગટ કર્યા છે, બીજા પણ આપવા જેવા આપીશું. મેં કોઈ જગ્યાએ લખેલું કે કરુણતાથી ભરેલા મનુષ્યજીવનમાં જે કાંઈ આનંદની ક્ષણો પસાર થઈ છે એમાં સુન્દરમ્ અને ઉમાશંકર મુખ્ય છે. પ્રસંગોપાત્ત પ્રવાસોમાં સુન્દરમ્-ઉમાશંકરના પ્રસંગો વાતચીતમાં કહેવાનું બનેલું ત્યારે શ્રી ભોળાભાઈએ આ બધાં સંસ્મરણો શબ્દબદ્ધ કરવા આગ્રહ કરેલો. પણ એ તો થાય ત્યારે. મારી ઈચ્છા તો છે જ.

શ્રી સુન્દરમ્‌ની કૃતિઓ વિશે અને સાહિત્યસર્જન વિશે ઘણું લખવાનું બન્યું છે. મારા વિવેચનલેખોના સંગ્રહોમાં એક-બે લેખો તો સુન્દરમ્ વિશે હોય જ. છદ્મ પ્રસિદ્ધિની ખેવનાથી આપણા લેખકો જોતજોતામાં સંસ્થાઓ બની જાય છે જ્યારે સુન્દરમ્ ઠેઠ સુધી વ્યક્તિ જ રહેલા. વ્યક્તિ સુન્દરમ્ અને સાહિત્યકાર સુન્દરમ્ વચ્ચે તમે કશો ભેદ નહીં કરી શકો. સુન્દરમ્‌માં બહારનું અને અંદરનું એવા ભેદો ન હતા. સુન્દરમ્ એટલે નરી પારદર્શક ઋજુતા. એમની સરળતાનો જોટો જડવો મુશ્કેલ છે. સુન્દરમ્ બાળક જેવા સરળ હતા. દંભનો છાંટો પણ જોવા ન મળે. તમે તેમને મળો એટલે એક હૃદયસેતુ રચાઈ જાય.ગઈકાલે અધૂરી રહેલી વાત જાણે આગળ ચાલી હોય એમ લાગે. મેં સુન્દરમ્‌ને "સ્નેહ અને સૌહાર્દનું કાવ્ય"**તરીકે વર્ણવેલા. સુન્દરમ્ જાણે કવિતાનો પર્યાય બની ગયેલા. એમનું નામ ઉચ્ચારતાં આપણું મોઢું ભરાઈ જાય છે. એમના અકાદમીના સન્માન સમારંભમાં ઉમાશંકરને અકાદમી સાથે સૈદ્ધાંતિક મતભેદ હોવા છતાં તે હાજર રહેલા અને પ્રવચન પણ કરેલું. તેમણે "સુન્દરમ્ થતાં થાય એવા કવિ છે." એમ કહેલું. એમના જેવા ધોધમાર સર્જકતાવાળા કવિ આપણી પાસે ઝાઝા નથી. ન્હાનાલાલ પછીના એ એક અગ્રણી માતબર કાવ્યસર્જકતાવાળા કવિ હતા. સુન્દરમ્‌ની કવિતાએ ગુજરાતના સંસ્કારજીવનને ઘડ્યું છે. મારી પેઢીના સાહિત્યકારો સુન્દરમ્-ઉમાશંકરની કવિતા પર ઊછર્યા છે.

લગભગ ત્યાશી વર્ષના આયુષ્યકાળમાં સાહિત્યના ઘણા પ્રકારોમાં તેમણે મહત્ત્વનું પ્રદાન કર્યું છે. કવિતા, વાર્તા, નાટક, પ્રવાસવર્ણન અને વિવેચન, ચિંતનાત્મક ગદ્ય અને અનુવાદમાં તેમણે જીવનભર કામ કર્યું અને ગુણવત્તાવાળી કૃતિઓ આપી. પણ સુન્દરમ્ મુખ્યત્વે કવિ હતા. આજે આપણે તેમની સમાજિક વાસ્તવની અને આધ્યાત્મિક અનુભવની કવિતા વિશે વાત કરીશું.

શ્રી સુન્દરમ્‌ની કવિતામાં Passionનું જે તત્ત્વ છે તે લગભગ અપૂર્વ કહી શકાય એવું છે. એમની કવિતા એથી હૃદયસ્પર્શી બને છે. પોતે જે ભાવો ગાય છે તે તેમણે પોતાની નસોમાં ઝીલ્યા હોવાની પ્રતીતિ થાય છે.

---

*ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે તા. ૨૫ માર્ચ ૧૯૯૮ના રોજ આપેલું જયન્તી વ્યાખ્યાન. લેખનું શીર્ષક સંપાદકે આપ્યું છે.

**લેખકનો પ્રથમ વિવેચનસંગ્રહ 'પરિમાણ' (૧૯૭૯)શ્રી સુન્દરમ્‌ને અર્પણ થયેલો.
અર્પણ પંક્તિ હતી : 'અંતરે વિલસે કાવ્ય જેના સૌહાર્દ-સ્નેહનું'

સુન્દરમ્‌ની કવિતામાં કશી કરામત કે બૌદ્ધિક ગોઠવણી જોવા નહિ મળે. ઉત્તરવયમાં છંદ-પ્રભુત્વને કારણે તે સામાન્ય વિષયો ઉપર સામાન્ય રચનાઓ કરતા (જોકે ક્યારેક અસામાન્ય પણ!) એ જોઈ હું અકળાતો અને આવા મોટા કવિ જોડકણાં-Doggerel-માં તો નહિ સરી જાય એવી દહેશત મેં તેમને પત્ર લખી જણાવેલી.

સુન્દરમ્‌ે કવિતા લખવાનો આરંભ શાળામા ભણતા હતા ત્યારથી કરેલો, તેમની પ્રથમ નોંધપાત્ર કૃતિ 'વડલાની ડાળનો હિંચકો' શાળાના હસ્તલિખિત અંકમાં છપાયેલી. પછી તો તેમની રચનાઓ સામયિકોમાં પ્રગટ થવા માડી. તેમણે ગાધીજીની આત્મકથાના પેલા બાલા સુન્દરમ્‌ ઉપરથી 'સુન્દરમ્‌' તખલ્લુસ રાખેલું. એ પહેલાં 'વિશ્વકર્મા' અને 'મરીચિ' અજમાવી જોયેલાં. એ વખતે ગાંધીજીના પ્રભાવ નીચે કવિઓ દીન-દલિતો, પીડિતોની સહાનુકંપાનાં કાવ્યો લખતા. સુન્દરમે આવાં કેટલાંક કાવ્યો 'કોયા ભગતની કડવી વાણી' સંગ્રહમાં આપ્યાં છે. એ તંતુ 'કાવ્યમંગલા'માં પણ ચાલુ રહે છે. પણ આવાં વાત્સવદર્શી કાવ્યોની સાથે જ પ્રણયકાવ્યો, પ્રકૃતિવર્ણનના કાવ્યો અને ચિંતનાત્મક કાવ્યો પણ રચાય છે. 'કાવ્યમંગલા'ની તો દસ આવૃત્તિઓ થઈ છે. ૧૯૩૯માં 'વસુધા' સગ્રહ પ્રગટ થયો. એ જ વર્ષે બાળકાવ્યસગ્રહ 'રંગરંગ વાદળિયાં' પ્રગટ થયો.

સુન્દરમ્‌નો પ્રથમ કાવ્યસંગ્રહ 'કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો' ૧૯૩૩મા પ્રગટ થયો હતો. સ્વાતંત્ર્યની લડતનો પ્રભાવ એમાં જોઈ શકાય છે. આ સંગ્રહ પોતાના જેલવાસી બંધુઓને તેમણે અર્પણ કર્યો હતો. જૂનાં ભજનોની શૈલીમાં તેમણે આ રચનાઓ કરેલી છે. એમાં સમાજનું વાસ્તવિક ચિત્ર આપ્યું છે. આ કૃતિઓ પ્રગટ કરતાં તેમણે લખેલું કે "કોયા ભગતને જે કહેવાનું છે એ એને પોતાને જ બહુ સારી રીતે કહેતા આવડે છે. કોયા ભગતે ભગવાનને અને ભક્તોને, તથા જેને જેને વાણી સંભળાવી છે, તે બધાં તરફ તેને પ્રેમ છે. પશુ અને પંખી, માણસ અને ભગવાન બધાંને માટે એને માયા છે. એ બધાંનાં દુઃખ તે એનાં દુઃખ છે. એ દુઃખ કેમ દૂર થાય એને માટે કોયાભગતની તપશ્ચર્યા છે. પણ હજી એને સિદ્ધિ નથી વરી. એટલે આ વાણી તો ખિજવાયેલા જીવના ઉકળાટ જેવી છે." અહીં જો કડવાશ જણાશે તો એની પાછળ પણ સમગ્ર સૃષ્ટિ પ્રત્યે અનુકંપા અને પ્રેમ જ છે. એટલે જ તો તે કહે છે "કડવાં કારેલાંના ગુણ ન હોય કડવા..." પહેલી જ રચનામાં તે કહે છે :

> દુનિયાના રોગદોગ દુઃખ મારે દિલવસ્યાં,
> માનવીના મેલ ઝાઝા નીરખ્યા હો રે.
> કોયો ભગત કાઢે કડવાં વચન ભાઈ!
> કડવું સૂણીને કો'ક હરખ્યા હો રે.

સામાજિક અસમાનતા, ખોટી ધાર્મિક ભક્તિ અને ગરીબોનાં દુઃખો જોઈને કવિને જે આક્રોશ થાય છે તે હાસ્યકટાક્ષ દ્વારા વ્યક્ત થયો છે. 'હરિને વિદાય' કાવ્યમાં તે હરિને વૈકુંઠ સિધાવાનું કહે છે. ભગવાનને તે ઉપાલંભ આપે છે. કવિ કહે છે :

> વૈકુંઠમાં જાણે ધાન ખૂટ્યું તે તું
> આવ્યો શું ઢોર હરાયો,
> ગોકુળના દૂધ માખણ ખાતાં તું
> ફાટ્યો, કદી ના ધરાયો

દુનિયાની કેવી દશા થઈ છે એનું આક્રોશમિશ્રિત ચિત્ર આપ્યા બાદ તે ભગવાનના જવાબને પણ રજૂ કરે છે. ભગવાન ઉત્તર આપે છે કે "પાક્યા તમે જ મવાલી" રોગીના રોગનું ઓસડ વૈદ્ય પીવે તો તેથી કાંઈ રોગ જાય ખરો? કવિ સામાજિક ક્રાન્તિનો રાહ ચીંધતા લાગે છે. 'અવતાર ના લેશો', 'સીતાજીનો પોપટ', 'રામ તારે ઘેર' વગેરે કૃતિઓમાં "કડવી વાણી" છે તો "ગરીબોનાં ગીતો"માં યથાર્થ સમાજચિત્રણ છે. આ રચનાઓમાં 'ભંગડી' જાણીતું કાવ્ય છે.

> બામણા ગામની ભંગડી રે,
> એક ભંગડી રે, એની આંખમાં આંજેલ મેશ,
> લીલા કાચની બંગડી રે,
> ચાર બંગડી રે, એનો ચુંદડિયાળો વેશ.

ગામના શેઠની સુન્દરી મરી જાય છે ત્યારે સ્મશાનમાં એની ચુંદડી ભંગીને આપવામાં આવે છે.

પણ સામાજિક અસમાનતાની પરાકોટિ તો આ પંક્તિઓમાં બતાવાઈ છે :

શેઠાણી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે એના પ્રાણ
ભંગડી પહેરે ચુંદડી રે,
રંગ ચુંદડી રે, જ્યારે નીકળે છૈયાની જાન.

એ જ રીતે વાઘરીવાડની રૂડકીનું વાસ્તવિક ચિત્ર આપ્યું છે :

વાઘરીવાડની રૂડકી એના લટિયે લટિયે લીખ
અંગે અંગે ઓઘરાળા એનાં લૂગડાં પીંખા પીંખ
ભૂંડી ભટ્ટ રૂડકી રે

એની દશાનું કરુણ ચિત્ર અપાયું છે. એક બાજુ નાગરવાડે નાત જમે છે અને બીજી બાજુ રૂડકી ભૂખી ડાંસ છે. નાત જમી રહ્યા પછી વાઘરાં પતરાળાં ઉપર તૂટી પડે છે. સૌ જમ્યા પછી પાનબીડાં ખાતાં જાય છે. ત્યારે રૂડકી તો હાથ ખંખેરે છે. દુનિયાની આ લીલા દીનનો નાથ જોયા કરે છે! એ જ રીતે 'વાડકો આપો છાશ', 'છાપનારાનું ગીત', વગેરે રચનાઓમાં આ અભિગમ દેખાય છે. સમાજમાં ખેડ ખેડનારાની દશા, નીચલા થરના માણસોની સ્થિતિ વગેરે કવન વિષય બને છે. ક્યારેક કવિ મુખરિત બની નર્યું કથન આપે છે. સમાજદર્શનની દૃષ્ટિએ આ બધી રચનાઓ જોવી જોઈએ. એમાં તત્કાલીન સમાજસ્થિતિનું કવિનું નિરીક્ષણ દેખાય છે. સુન્દરમ્નું 'ત્રણ પડોશી' કાવ્ય જાણીતું છે. દળણાં દળતી માકોર ડોશીનું ચિત્ર અત્યંત કરુણ છે. એક તરફ ગોકુળ આઠમના ઉપવાસ, શેઠને ઘેર સાકર-ઘીનાં ફરાળ, પારણાં માટે ભજિયાં કરવા માકોર હવાયેલી દાળ દળે છે અને છેવટે દળતાં દળતાં માકોર મૂર્છિત થઈ જાય છે. કાવ્યની અંતિમ પંક્તિ છે :

શેઠ હસે બેઠા આઠમે માળ, રામ રમે રણવાસ,
રામને મંદિર ઝાલર બાજે, શેઠને મહેલ હુલાસ
માકોરની મૂરછાટાણે રે,
ઘંટીના મોતના ગાણે રે,
કાળો એક કાગ કળેળે નિસાસ.

'વેરણ મીંદડી' પણ એવું જ સરસ કાવ્ય છે. 'કાવ્ય મંગલા'માં 'કડવી વાણી'નાં થોડાં કાવ્યો પુનર્મુદ્રિત કર્યાં છે. 'કાવ્ય મંગલા'નું એક કાવ્ય અત્યંત કલાત્મક છે. 'પતંગિયું અને ગરુડ' - સામાજિક અસમાનતાને પતંગિયું અને ગુરુડનાં પ્રતીકો દ્વારા સરસ અભિવ્યક્ત કરી છે. જગતમાં પતંગિયાં છે તો ગરુડ પણ છે. બંનેનાં સુંદર ચિત્રો આલેખી કોન્ટ્રાસ્ટ દ્વારા સામાજિક વિષમતાને ઉઠાવ અપાયો છે. કવિ કહે છે :

જીવે એક ચુસી રસો કુસુમનાં, ડંખેય ત્યાં ના પડે,
બીજો જીવન કાજ જીવ ભરખી ત્રાસે ભરે સૃષ્ટિને,
રે, સૃષ્ટિક્રમ જીવવા અવરને સંહારવાનો ખરો,
કે અર્પી નિજ દેહને પ્રણયના ખોળે સુવાનો ખરો?

કાવ્યમાં પૃથ્વી, શિખરિણી, સોરઠા વગેરે છંદોનો ઉપયોગ ક્ષમતાપૂર્વક થયો છે. આ કાવ્ય ૧૯૩૨માં રચાયું છે. અગાઉનાં 'કડવી વાણી'નાં કાવ્યોનો જ આ સમયગાળો છે. આપણે જે કાવ્યો જોયાં એમાં જે અભિવ્યક્તિની છટા છે એના કરતાં જરા જુદી રીતે -વધુ કલાત્મક રૂપે એ જ મનોભાવોને પ્રતીક દ્વારા વ્યક્ત કરતું આ કાવ્ય સુન્દરમ્નાં કાવ્યોમાં ખાસ ઉલ્લેખપાત્ર છે.

સુન્દરમ્ના મરણોત્તર કાવ્યસંગ્રહ 'લોકલીલા'માં પ્રેમાનંદના ઢાળોનો ઉપયોગ કરી આપણા સમાજજીવનનાં મુખ્ય મુખ્ય અંગોને રજૂ કરવાનો પ્રયત્ન થયો છે. સામાન્ય રીતે સુન્દરમ્ પરંપરાગત પ્રશિષ્ટ કાવ્યરીતિનો પુરસ્કાર કરનાર કવિ છે, પણ પોતાના કથયિતવ્ય માટે પ્રાચીન કવિઓના ઢાળોનો ઉપયોગ કરવાનું તેમને સૂઝ્યું અને એ તેમણે ક્ષમતાપૂર્વક કર્યું છે એમ કહી શકાય. વસ્તુ પણ પ્રેમાનંદના 'સુદામાચરિત્ર' ઉપરથી લીધું છે. 'સુદામાચરિત્ર'ના છેલ્લા ૧૪મા કડવામાં ૯મી કડી આ મુજબ છે :

જદ્યપિ વૈભવ ઈંદ્રનો, પણ ઋષિ રહે ઉદાસ;
વેશ રાખે ભોગનો, પણ સદા પાળે સંન્યાસ.

શ્રી કૃષ્ણની કૃપાથી સુદામાની સ્થિતિ બદલાઈ ગઈ પણ તે ઉદાસ રહેવા લાગ્યા. વેશ તે ભોગનો રાખતા પણ હંમેશાં સંન્યાસ પાળતા. 'લોકલીલા' એ જ બિંદુથી આરંભાય છે.

આ બધો વૈભવ તેને ગમતો નથી અને તે અગાઉનું દારિદ્રય માગે છે. તેના મનને કંઈ ગોઠતું નથી. એવામાં એક દિવસ કૃષ્ણ ત્યાં આવે છે. બંને વચ્ચે આ મુદ્દાની વાત થાય છે. કૃષ્ણ કહે છે કે તને ઘરની ચિંતાથી એટલા માટે છોડાવ્યો કે તું જગતનાં દુઃખોનો વિચાર કરી શકે. માનવજાતિને તારવા માટે કોકે તો તરતા રહેવું જોઈએ. કૃષ્ણ પણ એવી જ નિર્વેદની લાગણી અનુભવે છે. કૌરવોનો વિનાશ કર્યો, પણ જગતમાંથી કૌરવતા હજુ નાશ પામી નથી. આ માટે લોકજીવનનું દર્શન કરી 'આપણે અંચળે અવનીમુખથી આંસુ બને તો લો'વું જી' એમ સુદામા કહે છે. આ જગતમાં મૈત્રીભાવ જગાવવાનું કૃષ્ણ કહે છે. એ રીતે કોઈ ઊંચા આસને બેસીને લોકો પાસે જવાનું નથી, અત્યારે તો લોક-નિરીક્ષણ જ કરવાનું છે. એ અર્થે કૃષ્ણ-સુદામા સહપ્રવાસ કરે છે. સુદામા-પત્ની ભાથું તૈયાર કરે છે અને સૌ તેમને વળાવવા જાય છે. 'કૃષ્ણ-સુદામાનો પ્રવાસ' આ છે. મુખ્ય શીર્ષક 'લોકલીલા' પણ સૂચક છે. લક્ષ્ય છે લોકલીલાનું નિરીક્ષણ અને એ અર્થે જ આ પ્રવાસ છે. 'લીલા' શબ્દ પણ સાભિપ્રાય જણાય છે. એમાં કોક ગૂઢ નિયતિની લીલા રહેલી છે. વેશ બદલીને બંને મિત્રો યાત્રા આરંભે છે. યાત્રાનું વર્ણન, એના અનુભવો અને બંનેના પ્રતિભાવ એ આ કૃતિનો પ્રધાન અંશ છે. સ્થળોની પસંદગીમાં વૈવિધ્ય છે. એ સ્થળોની મુલાકાતમાં જનજીવનની જે હાલત દેખાય છે, ગામડામાં રીત-રિવાજોનું જે પ્રાબલ્ય છે એનું ચિત્રણ પણ તાદૃશ અને અસરકારક છે. સુન્દરમ્‌નું લોકજીવનનું નિરીક્ષણ કેટલું ઝીણું હતું અને લોકમાનસનો તેમનો કેવો ખ્યાલ હતો એ આપણે અહીં જોઈએ છીએ. તેમની સર્જનાત્મકતાને એમાં સારો અવકાશ સાંપડ્યો છે. ખાસ કરીને તેમણે જે ચિત્રો આલેખ્યાં છે તેમાં આપણને પેલી ધરમી મોભી, વાળંદ, સુખી મધ્યમવર્ગનું કુટુંબ, ધૂળિયા આવાસો, બ્રાહ્મણવાડો, મંદિરો, વિવાહ-ઉત્સવો, ભવાઈ, ધરમશાળાઓ વગેરેનુ જીવન મનશ્ચક્ષુ સમીપ પ્રગટ થાય છે. લોકોની કરમકથા આબેહૂબ પ્રગટ થઈ છે. આ પાત્રો આપણને યાદ રહી જાય તેવાં છે. એ સૌનાં ચિત્રણમાં અને વર્ણનમાં ભાષાનો જે પ્રયોગ થયો છે તેની નોંધ લેવી જોઈએ. બોલચાલની ભાષા-ભંગિઓ, કહેવતો અને રૂઢિપ્રયોગોનો ઉપયોગ વક્તવ્યને સરળ, સુંદર અને અસરકારક બનાવે છે. એમની હાસ્યકટાક્ષની શક્તિને પણ અહીં અવકાશ મળ્યો છે.

અને છેવટે કૃષ્ણ-સુદામાનો આ વિલક્ષણ પ્રવાસ પૂરો થાય છે. પંખીએ છેલ્લાં ગીત સમેટી લીધાં અને રાત પડી ગઈ. આ બંને મિત્રો વસ્તીથી દૂર નિર્જન જગ્યા શોધતા ચાલ્યા. 'અંધ નિશામાં જાગ્રત આંખે પંથના ચીલા ઝાલ્યા.' અંતે કવિ કહે છે :

પથ લીધો વંક સીધો, રંક પૃથ્વી દડબડે રે
સુદામાના ચિત્તમાં કૈ ખ્યાલ આવી ગડબડે રે
કૃષ્ણ સોબત, ચિત્ત નોબત સુદામાની ગડગડે રે.

સુન્દરમ્‌ની સુપરિચિત કવિતામાં આ 'લોકલીલા' નોખી ભાત પાડે છે.

'કોયા ભગતની કડવી વાણી'માં કટાક્ષ છે તે થોડો આક્રોશ મિશ્રિત છે, 'લોકલીલા'નું હાસ્ય થોડું ઠાવકું છે પણ તાજેતરમાં પ્રગટ થયેલા 'મહાનદ'માં તો પ્રસન્ન નિર્દોષ અને નિર્દંશ હાસ્યનાં શીકરો આપણને ભીંજવી નાખે છે. આ પ્રવાહની મુખ્ય ત્રણ સેરો છેઃ સ્વાતંત્ર્યસંગ્રામ, ગાંધીજી અને દૈનદિની લોકજીવન. સુન્દરમ્‌ની પ્રારંભિક કવિતાનો આ રંગ ૧૯૩૦થી ૧૯૪૬નો છે. સુન્દરમ્‌નું સમાજદર્શન આ બધી કવિતાઓમા અને નવલિકાઓમાં છે. સર્જક સુન્દરમ્‌નો સમગ્ર ખ્યાલ મેળવવામાં તેમના સમાજદર્શનના નિરૂપણને પણ લક્ષ્યમાં લેવાનું રહે. આગળ નિર્દેશ કર્યો તેમ સુન્દરમ્‌ની કવિતામાં આરંભમાં હાસ્ય-કટાક્ષ છે,મધ્યમાં સમાજજીવન અને ગંભીર આધ્યાત્મચિંતન છે અને ઉત્તરકાળમાં આધ્યાત્મિક અતીન્દ્રિય અનુભવોની અભિવ્યક્તિ છે.

વિજયરાય વૈદ્યે કાન્ત માટે 'કવિ અને સત્યશોધક' શબ્દો યોજેલા. મને લાગે છે કે કાન્ત ઉપરાંત સુન્દરમ્‌ને પણ એ બરોબર લાગુ પડે છે.

તેમનામાં સત્યની શોધ અને કળાની ગંભીર ઉપાસના એ બંને ચીજો આગળ પડતી છે. કવિતાના પણ લગભગ બધા પ્રકારો તેમણે ખેડ્યા છે પણ અહીં તો આપણે એમની વિજયરાય-કથિત કવિતાની વાતો કરીએ.

કવિતાપ્રવૃત્તિ એક આધ્યાત્મિક પ્રવૃત્તિ છે. પણ અધ્યાત્મની કવિતા તો જુદી જ ચીજ છે. સુન્દરમ્‌ના 'વસુધા' સંગ્રહમાં કેટલીક અભાન પણ સાચી ઝંખનાઓ કળામયરૂપ ધારણ કરે છે. એનાં શરૂઆતનાં કાવ્યોમાં કવિના અધ્યાત્મવિકાસનો નાનો શો આલેખ આપણને મળે છે. આ વસ્તુ પોતાને ખબર ના હોય તેમ આંતરિક રીતે તો સાકાર થતી હોય છે. આ જીવનમાં અભીપ્સા એ મુખ્ય બાબત છે. 'પારિજાત'માં 'અગ્નિનું આવાહન' અને 'યાત્રા'નું 'જાગ અગની' વચ્ચેનું ભાવસામ્ય તરત ધ્યાન ખેંચે છે પરંતુ એમનું અભિસરણ તો છેક 'વસુધા' કાળથી છે :

એક અનંત ઉચાટે,
વિચરું ભવભવને ઘાટે.
ક્ષિતિજ કિનારે પાંખ પછાડું.
દિગન્તને ઉંબર ડગ માંડું,
સૂર્ય તણી પરકમ્મા કોટિ.
આદરું તુજ માટે વિચરુ૦
જીવનનાં ભાથાં લઈ બાંધી,
મૃત્યુ તણા વનવગડા વીંધી,
કાળકિનારે ભટકું હરદમ
તવ દર્શન તલસાટે... વિચરુ૦

(વસુધા : 'ભવભવને ઘાટે')

કેવી વેધકતાથી આ તલસાટ વ્યક્ત થાય છે! ઝૂરતા પક્ષીને કોઈ દિવસ જોયું છે? એની પાંખો કેવી તો વિલાઈ ગઈ છે! એના મોઢા પરનું દૈન્ય તો જુઓ! પણ આ પરિસ્થિતિ ભાવિ માટેની નક્કર ભૂમિકા છે. અત્યારે ભલે પ્રભુજીની પગલી ઢૂંઢતાં 'રખડું', 'તલસત ભટકું', 'અથડું ભટકું' અને છેવટે 'મૂર્છિત ભટકું' એવી સ્થિતિ હોય, પણ એક દિવસ એમાંથી જ 'વિજય દદામાં' વાગે છે. એમાંથી પ્રિયમિલનનું આનંદગીત જન્મે છે :

મેરે પિયા મૈં કુછ નહીં જાનૂં,
મૈં તો ચુપચુપ ચાહ રહી
મેરે પિયા, તુમ કિતને સુહાવન,
મૈં તો ચુપચાપ નાહ રહી. મેરે પિયા૦
મેરે પિયા, તુમ અમર સુહાગી,
તુમ પાયે મૈં બહુ બડભાગી,
મૈં તો પલપલ બ્યાહ રહી. મેરે પિયા૦

(યાત્રા : 'મેરે પિયા')

આવા તીવ્ર અભીપ્સુ ભક્તજનને પ્રભુ પોતાનો અણસારો આપે છે :

એક સવારે આવી
મુજને કોણ ગયું ઝબકાવી?
વસંતની ફૂલમાળા પ્હેરી
કોકિલની લઈ બંસી
પરાગની પાવડીએ આવી
કોણ ગયું ઉર પેસી? મુજને૦
કિરણ તણી કોમળ અંગુલિએ
રમ્ય રચી રંગોળી
સોનલ એના સ્નેહ સુહાગે
કોણ રહ્યું ઝબકોળી! મુજને૦

(વસુધા: 'એક સવારે')

પ્રભુના આ કમનીય સ્વરૂપને જ કવિ ઝંખે છે! હવે એ સ્વરૂપની એને કંઈક ઝાંખી તો થઈ છે એટલે પોતાની કલ્પનાલીલામાં એ વિહરે છે :

એના કુંડળ કાન મહીં લળકે,
એનું અંબર શું ચપળા ચમકે,
શીળા શુક્ર સમુ એનું મોં મલકે,
માથે મોરમુગટડો ને હાથે એને બંસી હશે,
તારી મૂરત એવી રે વારે વારે મંન વસે.

(વસુધા : 'વિરાટની પગલી')

બસ આવી મનમોહન મૂર્તિ પોતાના ચિત્તમાં એણે કંડારી કાઢી છે! કવિનું ભક્તહૃદય પ્રિયતમની પ્રતીક્ષા કર્યા જ કરે છે! મધ્યાહ્ન ગયો, સંધ્યા પણ હમણાં આથમી જશે, યામિનીનો શ્યામલ સાળુ પૃથ્વીદેહે ઓ

લહેરાતો આવે! અરે! પણ હજુ ય ન આવ્યા? શું ત્યારે નહિ જ આવે? આયુષ્યના ઉંબરા ઉપર રાહ જોતાં જોતાં કાયા ઢળી જાય છે — ત્યાં તો :

હું છું આવ્યો રે આવ્યો રે
ગાજે કોઈ બારણિયે.

(એજન)

નભભાલ ચૂમતી વિરાટ મૂર્તિ આવતાં જ પૃચ્છા કરે છે :

તારા મંદિરમાં કયમ પેસીશ હું?
તારે આસનિયે કયમ બેસીશ હું?
તારા ભોજનથી શેં ધરાઈશ હું?

(એજન)

આપણો કવિ જુદી જ માટીનો ઘડેલો છે. આ પૃચ્છાથી કે વિરાટ મૂર્તિથી એ સહેજ પણ ગભરાઈ જાય તેમ નથી, એ ટટ્ટાર ખડો છે, છતાં એને અભિમાન નથી, એનું સત્ત્વ તો જુઓ :

પ્રભુ, મંદિરનાં મેદાન કરું,
હૈયું ચીરી તારા તહીં પાય ધરું,
તારે થાળ મારું બધું જીવ્યું ભરું,
પ્રભુ, કાયાની કંથા રે બિછાવુ હું પંથ મહીં
ભલે રુદ્ર રૂપે આવ્યા સ્વીકારીશ તોય સહી.

(એજન)

અને 'યાત્રા'માં

'અહો ગગનનાથ! આવ પવનોની પાંખે ચડી
ભલે તું લઈ આવ સાથ શત 'મૃત્યુ કેરી ઝડી'

એમ કહેનાર કવિના જ શબ્દો છે. ગીતામા શ્રીકૃષ્ણના વિશ્વસ્વરૂપને અર્જુન નહોતો જીરવી શક્યો એનું સહજ સ્મરણ થાય છે. અર્જુને 'प्रसीद देवेश जगन्निवास'ની સ્તુતિ ગાઈ ત્યારે પ્રભુએ પોતાનું સુમધુર સ્વરૂપ દેખાડ્યું. પણ કવિ તો વજ્રઘાતની પળ-પળ વાટ જોઈ રહ્યા છે અને આશ્ચર્ય બને છે!:

પેલી મૂર્તિ વિરાટ મટી અંગુલિ શી સાવ થઈ,
સરી અંતરને આગાર ઝળાહળ જ્યોત રહી.

(એજન)

અને કવિમાં અભીપ્સા જ નથી. સમર્પણનો ભાવ પણ સુન્દરમ્‌માં અભિનિવેશપૂર્વક કવનવિષય બને છે. માનવી સ્વતંત્રતાની વાત કરે છે ત્યારે પોતાની વૃત્તિઓનો એ કેવો દાસ હોય છે! પ્રગતિશીલ હોવાની હિમાયત કરનાર પોતાની માન્યતાઓની નાગચૂડમાં કેવો જકડાયો હોય છે, નવીન સત્યના સંસ્પર્શે એ કેવો તો છંછેડાઈ ઊઠે છે! અને તેમાં ય એ મોંઘી પૂંજીનું પોટકુ કોઈ લઈ લેવા આવે તો?... વિકાસવાંછુનું ચિત્ત તો બંધિયાર(Rigid) નહીં પણ નમનીય (Plastic) હોવું જોઈએ ના! સુન્દરમ્‌નું વલણ પ્રશસ્ય છે.

ઘાટે બંધાણી મારી હોડી વછોડી જા
સાગરની સેરે ઉતારી તું જા
મનના માલિક તારી મોજના હલેસે
ફાવે ત્યાં એને હંકારી તું જા. મારી૦

(વસુધા : 'હંકારી જા')

પણ આ વચ્ચેના ગાળામાં કવિ પ્રામાણિક પ્રશ્નોને પણ તપાસે છે ('નમુ'), બાલસરલભાવે પ્રાર્થના પણ કરે છે ('જ્યોત જગાવો') અને આનંદમાં આવી જઈ ગીત પણ ગાય છે ('આજે પ્રભાત પ્હોર'), મેં 'ગીત ગાય છે' એમ કહ્યું? ના ના એ તો સાંભળે છે :

મંજરીએ મજરીએ મીઠું મ્હોરેલું,
કોકિલના કંઠે ફોરેલું,
ગ્રીષ્મની અટારીએ ઘૂંટી ઘૂંટીને
છુટ્ટે હાથે એ વેરેલું.
હો ગીત કોણ ગાતું ઘેલું?

(વસુધા : 'આજે પ્રભાત પ્હોર')

વ્યક્તિ એ સમષ્ટિનો એકમ છે એ જાણવા છતાં, અધ્યાત્મજીવન જીવનાર વ્યક્તિ સમાજને પરોક્ષ રીતે ઉપયોગી છે એમ માનવા છતાં પણ આપણે બેશક કહીએ કે એથી અમોને શુ? અમારા માટે કવિને શી લાગણી છે? 'વસુધા'ના પહેલા જ કાવ્યમાં કવિનો જવાબ છે. પૃથ્વીમૈયાને એ પ્રાર્થે છે :

ને જો લાવી દિયો એ ભુવનભુવનની ભવ્ય સંવાદગીતિ,
મૈયા, તો તો અમારી ફિટવી મિટવીએ મૂઢજીવ્યાની રિતી,

(વસુધા : 'અહો પૃથ્વી મૈયા')

વિશ્વસંવાદ માટે કવિહૃદય કેવું ઉત્સુક છે!

આપણા એક બીજા કવિ પણ પોતાના કાવ્યમાં કહે છે :

મારા દેશે શાશ્વતી શર્વરી કો
નિદ્રા ઘેરાં લોચનો લોક કેરાં,
મૂર્છાછાયાં ભોળુડાં લોકહૈયાં :
તે સર્વ ત્વન્નીરવનૃત્યલાલે
ન જાગશે ઘૌનટ હે વિરાટ?

(ઉમાશંકર : 'નિશીથ' પૃ-૪)

પણ સુન્દરમ્‌ને તો દૃઢ પ્રતીતિ છે :

છતાં જાણું મારી ધરતી પર ક્યાં કે ય સવિતા
સદા જાગે, ને ભો નહિ તિમિરનો છે, દિલ પિતા!

(વસુધા : 'ઉષાના આગારે')

શબ્દનો આ કીમિયાગર પ્રભુનો સાક્ષાત્કાર પોતાના શબ્દોમાં કરે છે. હરકોઈ કલાકાર પોતાની કલાસાધનામાં સત્યની ઝાંખી કરે એ એક વાત છે પણ જ્યારે સુન્દરમ્ જેવામાં સત્યદર્શનની આરત કવિતાનો વિષય બને છે ત્યારે કંઈ ઑર રંગ જામે છે. તેમની સત્યની ખોજ અનેરું લાવણ્ય ધારણ કરે છે ત્યારે :

નીર ભર્યા ઘટ ઠલવી દીજે અને
  સાસુની આણ ન સુણીએ,
છોરું વછોરું ને છૂટાં મૂકી હવે
  મોંઘું સોંઘું નહિ ગણીએ રે,
ચલ ગાગર લૈ ઝટ જઈએ.

('ચલ')

માનવીના મનને જે પૂર્વગ્રહો-માન્યતાઓ-અભિપ્રાયોનાં ભૂત વળગ્યાં છે એમાંથી મુક્ત થયા સિવાય એ નિર્ભેળ સત્ય ક્યાંથી પામવાનો? અજ્ઞાનાવસ્થામાં ચિરકાળ પોષેલાં પોતાનાં માનસઅપત્યોને પૂરાં કર્યા સિવાય, દુન્યવી નફાતોટાની ગણતરીઓ દૂર કર્યા સિવાય એને ભગવાનની પ્રાપ્તિ ક્યાંથી થાય?... અને છતાં કવિમાં આવેશ નથી, ઉન્માદ નથી. તેમની અભીપ્સા: 'અથંભ, અણજંપ, સ્વસ્થ, અણકંપ, સોત્કંઠિત, ન મંદ, દૃઢસ્પંદ, ઉન્મદ નહીં, નહીં 'કુંઠિત' છે. એટલે તો કવિને અજબ ખુમારી છે - ક્યાંક વિનોદ પણ છે :

હવે પ્રભુ જો મુજ પ્રેમ વાંછે
આવે ભલે તે લયલા બનીને!

('कस्मै')

*

સૂને ઘાટ બેઠી એકલ સાંવરો;
  આપણી વાટ નિહાળો,
અમ સરીખાં એને ઝાઝાં મળે ના.
  બીજાં કોને એ પાર ઉતારે રે
ચલ ગાગર લૈ ઝટ જઈએ.

('ચલ')

અને આ ખુમારી - આ વિનોદ કવિના વ્યક્તિત્વમાંથી આવે છે. કવિ પોતાને 'જિંદગીના અવિજેય શત્રુ' તરીકે ઓળખાવે છે. આ લડાયકવૃત્તિ અધ્યાત્મજીવનમાં તો એક મહાન વસ્તુ છે. આ જીવન એ પરમ સંગ્રામ છે. એ ખેડવાની તાકાતવાળો માણસ જ અહીં ફાવી શકે છે. 'અહો ગગનચારિ!' 'જાગ અગની'; 'कस्मै', 'રાઘવનું હૃદય', 'હે ચકવા', 'કત્લની રાત', 'નયન નિમીલિત' વગેરે કાવ્યોમાં આ તાકાતનું - પ્રતાપનું દર્શન થાય છે. છતાં કવિ પોતાની મર્યાદાઓ વિશે અભાન નથી. 'નાચીજની કહાણી'માં એ વેધક સ્વરૂપે વ્યક્ત થાય છે.

આધ્યાત્મજીવનનું - પરમ સત્યની ખોજનું મૂળ ઠેઠ 'કાવ્યમંગલા'ના 'ધ્રુવપદ ક્યહીં' સુધી પણ જોઈ શકાય છે. 'ભવભવને ઘાટે' વિચરતા કવિ છેવટે 'બાંધ ગઠરિયાં મૈં તો ચલી' કહેતાં યાત્રા આરંભે છે. કવિની આ મંગલયાત્રા આપણી હૃદયાંજલિની અધિકારી છે.

આ હવા અહીં મર્મરતી,
કો મંત્ર મધુર નિર્ઝરતી.

ખરેખર 'યાત્રા'નો કાવ્યસંગ્રહ પણ આપણા સાહિત્યમાં કોક નવી જ હવા લઈ આવે છે... હમણાં Master pieces of Indian Literature માં 'યાત્રા' વિશે લખતાં સુન્દરમ્‌ને ગુજરાતી ભાષાના એક મેજર પોએટ કહ્યા છે. આ અભિપ્રાય વિચારપૂર્વક આપ્યો છે... એમનાં 'યાત્રા'નાં કેટલાંક કાવ્યોનો શ્રી ધનવન્તિએ કરેલો સુંદર અનુવાદ પણ આપ્યો છે.

દિવ્યજીવન માટે કવિનું હૈયું કેવું તલસી રહ્યું છે એ સંગ્રહનાં ઘણાં પૃષ્ઠો વારેવારે કહ્યા કરે છે. વર્તમાન જીવન સાથેનો તીવ્ર અસંતોષ કવિની જાગૃતિ અને વિકાસવાંછનાનો દ્યોતક છે. 'ઘણુંક ઘણું ભાંગવું, ઘણ ઉઠાવ મારી ભુજા' એમ કહેનાર કવિએ કેટકેટલાં પ્રલોભનો અને આકર્ષણોમાંથી પોતાની જાતનો મોક્ષ કર્યો હશે એ જોવા જેવું છે. અને છતાં સમગ્ર વિશ્વ સાથે કવિહૃદય કેવો તો મંગલ સંવાદ રચે છે. આ જ તો સામાન્ય જીવન અને અધ્યાત્મજીવનના પરસ્પર સંબંધની ખૂબી છે. ત્યાં રહ્યાં રહ્યાં જે વ્યવહાર થાય છે તે જાણે કે આખા વિશ્વહૃદયને સ્પર્શે છે. 'ધરાના પાર્થિવ્યો', 'પરહરનાર', 'મુદાની ગંગા'નો વારસ બને છે, પણ એ વચ્ચેનો ગાળો યુદ્ધનો છે. પોતાની શક્તિ ઉપર જ બધો મદાર રાખનાર તપસ્વી કરતાં સમગ્ર જીવનનું સંપૂર્ણ સમર્પણ કરનાર ભક્તનું માનસ કવિને વિશેષ અનુકૂળ છે. આ શરણાગતિ-પ્રપત્તિ કવિના વ્યક્તિત્વને એક નવો ઘાટ આપે છે. 'ગગનચારિ'નું આહ્‌વાન કરતાં કવિ ક્યાંક 'નાચીજની કહાણી' કહે છે તો ક્યાંક પ્રભુને શોધતાં શોધતાં 'થક ગઈ મતિયાં' એવું પણ બને છે, પણ છેવટે 'કત્લની રાત' આવે છે એ 'તવ ચરણે'નું મધુર ગાન કરનાર કવિને 'શ્રી અરવિંદ', 'પ્રભુત્વ તણી શીખ' સ્વમુખે દે છે અને 'અજાયબ હથિયાર' આપે છે ત્યારે 'અથંભ રાસે' ચગતી કવિની મનગોપિકા 'ભવ્ય સતાર'નો આનંદ લેતી 'વિજય દદામાં' વગાડે છે :

> આ કૌઆ અને કબૂતર દોસ્ત બન્યાં અમ
> આ સાગર અને શિખર પણ દોસ્ત બન્યાં અમ!
> કો ન અવર અમ પાખે!
> જયમ જયમ પેખુ અધિક જગત ત્યમ
> અધિક અધિક રસ દાખે!
> હે બાજો વિજય દદામાં.

(યાત્રા : 'વિજય દદામાં')

'યાત્રા'નાં ઘણાં કાવ્યો શ્રી અરવિંદ અને શ્રી માતાજી વિષયક હોય એમ લાગે છે. ખાસ કરીને 'શું અર્પું', 'હે માતા', 'તને વંદું', 'તને જોવી', 'અમોને તું દેખે', 'અમોને સ્પર્શ છે', 'તે જ જાણે', 'દેજે', 'પળું છું', 'એક જ રટના', 'હું ગાન ગાઉં', 'શ્રી અરવિંદ', 'તવ સંગ', 'સદૈવ'— આટલાં કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે. કવિની આ ગુરુદ્વય તરફની સમર્પણયુક્ત ભક્તિ અને એમાંથી જન્મતા આંતર અનુભવ વગેરે એવી સરસ રીતે મૂર્ત થાય છે કે બધા જ વર્ગના વાચકો એમાંથી કાંઈ ને કાંઈ મેળવી શકે એમ છે! કવિનો અંગત ભાવ સાધારણીકરણથી એવું તો બિનંગત સ્વરૂપ ધારણ કરે છે કે માનવહૃદયના સનાતન ભાવનું જ આલેખન એ થઈ રહે છે. આ સિવાયનાં કેટલાંક કાવ્યોમાં શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન જાણે કે કાવ્યસ્વરૂપે જોવા મળે છે. જ્યાં એ 'જોવા મળે છે' ત્યાં એ કઠે છે. બાકી સામાન્યતઃ 'આસ્વાદવા મળે છે' એમ જ કહેવું વધુ ઉચિત છે. આ સંગ્રહનું ખાસ આકર્ષણ તો એનાં ગીતો છે. ગીતોમાં કવિ કોક નવી જ સૃષ્ટિ લઈને આપણી સમક્ષ હાજર થાય છે. આપણે ત્યાં નાનાલાલ-ઉમાશંકર આદિનાં ગીતો છે. ગીતકલામાં શ્રી ઉમાશંકર નાનાલાલના યોગ્ય વારસ હોય એમ જોતાં લાગે છે. પણ 'યાત્રા'નાં ગીતો તો જુદી જ કોટિનાં છે. સૂક્ષ્મ અધ્યાત્મ અનુભૂતિને કાવ્ય સ્વરૂપે ઢાળવામાં જગતના સાહિત્યકારોને હંમેશાં મુશ્કેલી રહી લાગી છે. સર્જનની પ્રક્રિયા જોતાં પણ એ વસ્તુસ્થિતિ આગવું કૌશલ માંગી લે છે. મનસાતીત તત્ત્વને મનને અવગત થાય એ રીતે રજૂ કરવામાં કવિને ખૂબ જ જાગરૂક રહેવું પડે છે. આપણે ત્યાં નાનાલાલ ખબરદારની કેટલીક કવિતા ગદ્યાળુ બની ગઈ છે એ વિચારવા જેવું છે. કવિતા કલા લેખે જ જીવી શકે છે અને અતીન્દ્રિય અનુભવને કલારૂપ આપવું મુશ્કેલ નહિ તો દોહ્યલું તો છે જ અને તેમાંય ગીત રૂપે! આ વિરલ સંસિદ્ધિ કવિશ્રી સુન્દરમ્ દાખવે છે એ તેમની કાવ્યકલાનો ઉત્કર્ષ સૂચવે છે. 'ગા ગા તું', 'એક જયોત', 'ગુંજ ગુંજ', 'ઝીણું ઝરણું', 'ભવ્ય સતાર', 'ઢૂંઢ ઢૂંઢ' આદિ ગીતો નોંધપાત્ર છે. ગીતોમાં કવિ ક્યાંક રમતિયાળ પણ બને છે. કવચિત્ રંગમાં પણ આવી જાય છે. વ્રજભાષાના પ્રયોગો પણ છે. એ પ્રયોગો કવિની ભાવસઘનતા જોતાં અનિવાર્ય

ઠરે છે. કવચિત્ એનો અતિરેક પણ થઈ ગયો છે. સંસ્કૃતપ્રાચુર્ય એના અસલ ગુણરૂપે જોવા મળે છે. છંદનું વૈવિધ્ય છે. ક્યાંક સરવાળા બાદબાકી પણ છે. સૉનેટનું સંવિધાન સુઘટ્ટ અને સુંદર છે. કેટલાંક સૉનેટ પ્રો. ઠાકોર અને ચંદ્રવદનનાં સૉનેટને ટપી જાય એવાં છે. ભાષાની દૃષ્ટિએ પણ આ સંગ્રહ જોવા જેવો છે. ક્યાંક ક્યાંક તો કેટલીક પંક્તિઓ મંત્રત્વની કોટિએ પણ પહોંચે છે. 'યાત્રા'નો કાવ્યસંગ્રહ અર્વાચીન કવિતામાં એક ગણનાપાત્ર ઉમેરો માત્ર નથી, પણ અભ્યાસીઓ અને વિચારકોને આહ્‌વાનરૂપ છે એ નોંધવું અપ્રસ્તુત નહિ લેખાય.

'યાત્રા'નાં આ 'ધ્રુવપદ' અને 'મનુજ પ્રણય' એ સુદીર્ઘ કાવ્યો છે. 'ધ્રુવપદ ક્યહીં?' એમ પ્રશ્ન પૂછનાર કવિને અહીં ઉત્તર મળે છે. કવિના અધ્યાત્મ જીવનને સમજવામાં આ કાવ્યો મહત્ત્વનાં છે. સ્વ. રવીન્દ્રનાથ ઠાકુર, નાનાલાલ, ગાંધીજી, કસ્તુરબા વગેરેને અનુલક્ષીને લખાયેલાં કાવ્યોમાં કવિની સ્વસ્થ, તત્ત્વજ્ઞાનાત્મક વિચારસરણીનાં દર્શન થાય છે. પ્રો. ઠાકોરને ઉદ્દેશીને લખાયેલું 'શ્વેતકેશી પિતરને' પણ અહીં છે. રાગનાં વ્યક્તિત્વને કાવ્ય-સ્વરૂપે ઢાળવાનો પ્રયત્ન સપ્તરંગમાં થયો છે. 'આભનો ખેડૈયો' અને 'હંસા મારા'માં ભજનનો ઢાળ જોવા મળે છે.

એક રીતે 'યાત્રા'માં વૈવિધ્ય ઓછું છે, તેમ છતાં જ્યાં એકવિધતા છે ત્યાં પણ અવનવાં ભાવપ્રતીકો, રસોપકર્ષો, મંગલમધુસંવેદન શ્રેણી, બાનીની અભિનવ છટાઓ એને વિનીત કરે છે. વિશેષ તો છે પ્રત્યેક ભાવને વિવિધરૂપે મૂર્ત કરવાનું આગવું ભાષા-સામર્થ્ય. ટી.એસ. એલિયટે દાંતે વિશે લખતાં કહેલું કે મોટા સર્જકો ભાષાના સ્વામી નહિ પણ સેવક હોય છે. તેઓ ભાષાની અભિવ્યંજનાશક્તિને બે કદમ આગળ મૂકી આપે છે. અર્વાચીન કવિઓમાં સુન્દરમ્ એનું એક નોંધપાત્ર નિદર્શન છે.

હૃદયની ઉદાત્તતા અને નિર્મલતા, ચિંતનની પ્રૌઢિ અને ભવ્યતા, બુદ્ધિની સ્ફટિક શી નિર્મળ પ્રભા – આ બધાંને લઈને કવિના તપઃપૂત વ્યક્તિત્વનો આનંદદાયક પરિચય 'યાત્રા' સંગ્રહ કરાવે છે. 'યાત્રા'ની કવિતા આપણી અર્વાચીન કવિતાનું ઉન્નતશૃંગ છે. સુન્દરમ્‌ની કવિતામાં સત્ય અને સૌંદર્યની યુગપદ્ સંસ્થિતિનો જે પરિચય થાય છે તે જેટલો આનંદદાયક છે તેટલો પ્રેરક પણ છે. સમગ્ર ગુજરાતી કવિતામાં ભાવ અને ચિંતનનું જેવું રસાયણ સુન્દરમ્‌ની કવિતામાં થયું છે એવું સમગ્ર પ્રવાહમાં વારંવાર જોવા મળતું નથી. વૈયક્તિક સત્યની ખોજ લીલયા બિનંગતરૂપ પામી સૌંદર્યના વિવિધ આકારો સર્જે છે અને એ સમગ્ર પ્રક્રિયામાં પ્રત્યેક ઇંચ કવિ એવા સુન્દરમ્‌ની કવિતા એ જાણે કવિતાદેવીના કાનમાં શોભતું દલેદલ સુવિકસિત ફૂલ ન હોય!

**માનવજાતિના પ્રશ્નો સમજવામાં – ઉકેલવામાં સાહિત્યની ભૂમિકા**

"સાહિત્યની શક્તિ ચેતનાના ઊંડાણમાં જઈને કામ કરે છે. માણસનાં જે મર્મસ્થાનો છે, ભાવનાં, વિચારનાં, શક્તિનાં, ત્યાં જઈને એ બીજું કોઈ ન આપી શકે તેવો એક સ્પર્શ આપે છે અને એ રીતે માનવચેતનાને તે પ્રથમ તો જીવનના રસાનુભવથી તૃપ્ત કરે છે. એનામાં વિચારનો આલોક પણ મૂકે છે, શક્તિનું સિંચન પણ કરે છે અને આવી વિવિધ રીતે પુષ્ટ થતો માણસ જીવનના બહારના પ્રદેશમાં પછી સંચારિત થતો રહે છે. એમાંથી મોટી મોટી ક્રાંતિઓ જન્મી શકે છે, દિશાઓ પલટાઈ શકે છે, જીવનનું નવું સર્જન બની શકે છે. સાહિત્યની ક્રિયાને આપણે જીવનમાં સ્થૂળ અને બાહ્ય વ્યવહારો સાથે જોડી શકતા નથી. એ કોક ઘણા ઊંડાણમાંથી, કહો કે ઘણાં ઊર્ધ્વસ્થાનોમાંથી આવતી વસ્તુ છે અને તે જેટલી ઊર્ધ્વતામાંથી આવે છે તેટલી ઊંડાઈમાં, પાતાળમાં-અવચેતનાનાં અતલવિતલોમાં પહોંચે છે અને એ રીતે કામ કરે છે..."

— સુન્દરમ્

(શ્રી સુરેશ દલાલ સાથે તા. ૭-૬-૧૯૬૯ થી ૧૦-૬-૧૯૬૯ દરમ્યાન પોંડિચેરીમાં યોજાયેલ મુલાકાત વખતે 'પ્રશ્નોત્તરી'માં. જુઓ 'સુન્દરમ્-સુધા' પૃ. ૩૩૬-૩૮૦)

સુન્દરમ્

"સુન્દરમ્‌ને છેલ્લે ત્રીજી નવેમ્બર ૧૯૯૦ના રોજ રાત્રે મળેલો. ચોથીએ તે શ્રી અરવિન્દ શિબિર માટે માતર જવાના હતા, ત્યાંથી ૧૨મીએ વડોદરા થઈ મુંબઈ અને ત્યાંથી પૉંડિચેરી; કારણ કે ૧૫મીએ શ્રીમાતાજીના નિર્વાણદિન પહેલાં પહોંચી જવું હતું. એ પહેલાં બીજી નવેમ્બરે (શુક્રવાર, રાત્રે ૯-૩૦થી ૧૨-૦૦ લગભગ) એક સારી બેઠક થઈ ગયેલી. એમના વિશે 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'માં મારે પુસ્તક લખવાનું હતું. એ સંદર્ભે તેમણે પોતાનાં બાળપણનાં સ્મરણો મને લખાવ્યાં. રાતના ૧૨ થયા. મારા પુત્ર ગંધર્વને 'માતૃભવન'માંથી મને ઘેર લઈ જવા બોલાવેલો. આગળનાં સ્મરણો બે મહિનામાં કે શિબિર માટે અમદાવાદ આવે ત્યારે લખાવશે અથવા હું પૉંડિચેરી જઈશ ત્યારે લખાવશે તેમ કહેલું. ત્રીજી નવેમ્બરે રાત્રે એમને મળ્યો તે મારું છેલ્લું મિલન. મારી પૌત્રી સુચિરા માટે તેમણે ચોકલેટો અને સૂકોમેવો આપ્યો. (સુચિરાનું નામ પણ એમણે જ પાડી આપેલું.) અને પછી વળાવવા બારણા સુધી આવ્યા. અડધીપડધી શાલ ઓઢેલી - મોંઢા ઉપર ભાવસભર સ્મિત. હાથ ઊંચો કર્યો. બસ આ છેલ્લું દર્શન. હવે એ ચહેરો ક્યાં જોવા મળવાનો?"

શ્રી રમણલાલ જોશીએ આ વાત શ્રી સુન્દરમ્‌ના સ્મૃતિગ્રંથ 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' માટે ગ્રંથના સંપાદક શ્રી રામજીભાઈ કડિયા સાથેની પ્રશ્નોત્તરીમાં કહી હતી. (જુઓ 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' બીજી આવૃત્તિ પૃ.૧૦૧-૧૦૬. પ્ર આ પૃ ૩૫૪-૩૬૦) ત્યારે સુન્દરમે લખાવેલું એ લખાણ હાથવગુ ન હતું. એમને પણ 'સાચવીને ક્યાંક મૂક્યું છે' એવું જ રહ્યા કર્યુ .

શ્રી સુન્દરમ્ (૨૨-૩-૧૯૦૮–૧૩-૧-૧૯૯૧)ના આ જન્મશતાબ્દીવર્ષના પ્રારંભે જ એ હાથે ચડે છે. સુન્દરમ્ વિશેનું ગુજરાતી ગ્રંથકાર શ્રેણીનું પુસ્તક તો પોતે જ કરશે એવું ય એમને હતું. એ ન થયું. પણ એ વિચાર આંદોલિત થતો રહ્યો, વચ્ચે શ્રી ચન્દ્રકાન્ત શેઠ તરફ. ચન્દ્રકાન્તભાઈએ પણ એ વિચારને જન્મશતાબ્દિવર્ષમાં સાકાર કરવાનું સહર્ષ સ્વીકાર્યું. એ નિમિત્તે એમને આ લખાણ મોકલવાનું થયુ. બીજા જ દિવસે એ જોઈ પ્રતિભાવ આપતાં અહીં 'ઉદ્દેશ'માં પણ પ્રગટ કરવા એમણે સૂચવ્યુ .

-સંપાદક

મોજે માતર, તાલુકે આમોદ, જિલ્લે ભરૂચ.

- આ રીતે મારા ગામનું નામ લખાતું.

આ બધી પરિસ્થિતિની પાછળ સારી એવી ઐતિહાસિક ભૂમિકા રહેલી છે. પણ એ સંશોધનનો વિષય માંગી લે છે. એની કોઈએ વ્યવસ્થિત નોંધ તો રાખેલી નહિ જ હોય.

આમ મારું નાનકડું ગામ આખા જગતના પ્રતિનિધિ જેવું દેખાય છે. એ તળપદ અને વાંટો-એ બે ભાગમાં વહેંચાઈ ગયેલું છે. વાંટો એ ત્યાંના ઠાકોરનો ભાગ, બાકીનો સરકારનો ભાગ. ઠાકોરની ઘણી મોટી હવેલી. પૂર્વ પશ્ચિમમાં મોટા દરવાજા. ચારે બાજુ નાનો કોટ. ઠાકોર પાસે ઘોડાઓ, ડંકો-નિશાન. દશેરાને દિવસે મોટી સવારી નીકળે, ડંકો વાગતો હોય. કોના ઉપર - ઊંટ કે ઘોડો - એ યાદ નથી. ઠાકોરના ઘોડાઓને પલોટવાની મોટી ક્રિયા ચાલતી. ઘોડાને મોઢે લાંબું દોરડું બાંધી ગોળ ગોળ ફેરવવામાં આવતો. આ બધું એકદમ તાદૃશ થાય છે. આવો પ્રસંગ ઝૂલણા એકાદશીએ પણ ઊજવવામાં આવતો. ઠાકોરજી લાલજી મહારાજને લઈને તળાવ ઉપર લઈ જવામાં આવતા, પછી એમની ઘેર ઘેર પધરામણી થતી, ભજનો ગવાતાં.

અમારું આ તળાવ છપ્પનિયા કાળમાં ખોદ...

સુન્દરમ્‌ના

ખોદ. .

છે. એ..

રાખવા

સેક લે

ભાગમાં મોટો વણજારાઓએ બાંધેલો કૂવો, એમાં કોસ ફરે. હવાડામાં પાણી ભરાય. પાણીની વચલી નેળમાં નાનાંનાનાં કાણાં. તેમાંથી પાણીની ધાર છૂટે તેમાં અમે નહાતા. આ તળાવની ઉત્તર દિશામાં આખું ગામ. એ ગામમાં પેસવાનો દરવાજો ખંડિત થઈ ગયેલો. એનો અર્થ એ કે આખા ગામને અમુક ભાગમાં કોટ હશે. એ દરવાજામાં દાખલ થઈએ પછી ઉત્તરમાં જતાં બેય બાજુ પાટીદારોની મોટી મોટી ખડકીઓ દરવાજાઓવાળી. પછી પૂર્વ તરફ જનારો રસ્તો; તેમાં થોડે જતાં જમણી બાજુ મારાં ઘરો. સામે મોટું બ્રાહ્મણોનું ફળિયું. વચ્ચે નાનો ટેકરો ત્યાં અમે શિયાળામાં તડકો ખાઈએ, તાપણી કરીએ. રસ્તો નીચે ઊતરતો ઊતરતો ઠેઠ ઉત્તરમાં ચાલ્યો જાય, પશ્ચિમમાં વળે ત્યાં લુહાણાઓનાં ઘરો. ત્યાં છેડે રામજી મંદિર. વચમાં એક નાના ઘરમાં કબીરસાહેબનું મંદિર. વળી, આગળ જતાં લાલજી મહારાજનું મંદિર-બાલકૃષ્ણનું. એ રસ્તો આગળ જતાં જતાં દક્ષિણમાં તળાવ ઉપર પહોંચી જાય. ત્યાં આગળ અમારી નિશાળ. તળાવની ચારે બાજુએ ખોદાયેલી માટીની લાંબી પહોળી પાળ. એ દક્ષિણના છેડેથી તળાવને કિનારે કિનારે ગામમાં દાખલ થવાનું. ત્યાં શંકરનું મંદિર આવે. ત્યાંથી આગળ જતાં પૂર્વમાં એક નાના બારણામાંથી અંદર જઈએ ઉત્તર તરફ, ત્યાંથી પૂર્વ તરફ જતાં મોટું સત્યનારાયણનું મંદિર આવે. એ મંદિરમાં મૂર્તિની સ્થાપના કરેલી ત્યારે મોટો યજ્ઞ કરાવેલો. એની હવા મને બહુ યાદ રહી ગઈ છે. ઠાકોરની હવેલીમાં ભાગ્યે જ જવાનું થતું. એ હવેલી જ ગામના બે ભાગ પાડી દેતી હતી. હું પાંચ વર્ષનો થયો ત્યારે મને નિશાળે બેસાડવામાં આવ્યો. એ નાનકડા શરીર માટે ઘેરથી નીકળી નિશાળે પહોંચવું એ લાં...બો રસ્તો દેખાતો. સવારે અને બપોરે બે વાર નિશાળે જવાનું થાય. નિશાળનું લંબચોરસ મકાન. એમાં વર્ગોના ત્રણ ભાગ પડી ગયેલા. ત્રણ માસ્તરો હતા. દક્ષિણ દિશાને છેડે મોટા માસ્તર બેસતા - રાઘવજી નાયક. સારો કોટ પહેરે, પાઘડી પહેરે, બ્રાહ્મણોના જેવી. ઉત્તરના છેડે એક માસ્તર બેસતા તે પહેલું-બીજું ધોરણ લેતા. વચલા માસ્તર ત્રીજું ધોરણ લેતા અને મોટા માસ્તર પાંચ-છ અને સાત. એટલે જ્યારે પહેલા




છબી: ૧૫.૧૦.૨૦૦૫
મિયાં-માતર ગામની 'માતર પ્રાથમિક શાળા',
(સ્થાપના ૬.૩.૧૮૬૫) જ્યાં સુન્દરમ્ ધોરણ ૧-૭ ભણ્યા હતા.

ધોરણમાં-એકડિયામાં હું બેઠો અને માસ્તરે મારી સ્લેટમાં એકડો મને લખાવ્યો અને તે વખતે એ માસ્તરના લંબગોળ મોંઢા પર જે સ્મિત આવેલું તે હજી મને યાદ છે. તે રજપૂત હતા. પછી થોડું અંગ્રેજી પણ ભણેલા. રજપૂતો ધોતિયું ખાસ રીતે પહેરે. કાછડીનો છેડો ઠેઠ એડી સુધી પહોંચે. આ રજપૂતોને ઠેઠ સૌરાષ્ટ્રમાં સંબંધો હતા. કાઠિયાવાડમાંથી એક દરજી પણ અમારા ગામમાં આવેલા. તે ખરેખર ભક્તહૃદય હતા.

મારા ઘરમાં લાલજી મહારાજની પધરામણી વખતે ભજન ગોઠવાયેલું ત્યારે તેમને વીંછી કરડેલો અને એ વેદનામાં ફરતાં ફરતાં તેમણે ભજનો ગાયેલાં તે હજું યાદ છે. નિશાળમાં નવા નવા માસ્તરો આવતા એમાં એક લંગડા માસ્તર હતા. ધોબીનાં ધોયેલાં કપડાં પહેરીને આવે, પણ બહુ જ ગુસ્સો કરે. અમને જેટલી રીતે મારી શકાય તેટલી રીતે મારે. પણ એમને માટે અમે છોકરાઓએ જાજરૂ ખોદી આપેલું. તે ક્યારે જતા રહ્યા તે યાદ નથી.

ત્રીજી-ચોથી ચોપડીમાં અપૂર્ણાંકના દાખલા આવતા તે અમારા માસ્તર નિશાળમાં જ ભણીને વર્નાક્યુલર ફાઈનલ થયા હતા તે ભણાવતા. તે વખતે ચોકના મોટા મોટા ગાંગડા આવતા. એ ચોકથી પાટિયા ઉપર લખે અને કામ ચાલે. અને બધા અપૂર્ણાંક, ત્રિરાશી, પંચરાશી બધું ગણિત અમારું પાકું થઈ ગયેલું. મોટા માસ્તરે પણ પાંચ-છ-સાતમાં અમોને ઘણું ભણાવ્યું હશે. એ વખતની વાચનમાળામાં કવિતાઓ બાળબોધમાં છપાતી. પણ અમુક કવિતાઓ ખાસ લાગણીઓ જન્માવી ગયેલી. એમાં ધ્રુવાખ્યાનની થોડી

## સુન્દરમ્

"સુન્દરમ્‌ને છેલ્લે ત્રીજી નવેમ્બર ૧૯૯૦ના રોજ રાત્રે મળેલો. ચોથીએ તે શ્રી અરવિન્દ શિબિર માટે માતર જવાના હતા, ત્યાંથી ૧૨મીએ વડોદરા થઈ મુંબઈ અને ત્યાંથી પૉંડિચેરી; કારણ કે ૧૫મીએ શ્રીમાતાજીના નિર્વાણદિન પહેલાં પહોંચી જવું હતું. એ પહેલા બીજી નવેમ્બરે (શુક્રવાર, રાત્રે ૯-૩૦થી ૧૨-૦૦ લગભગ) એક સારી બેઠક થઈ ગયેલી. એમના વિશે 'ગુજરાતી ગ્રંથકાર શ્રેણી'મા મારે પુસ્તક લખવાનું હતું. એ સંદર્ભે તેમણે પોતાનાં બાળપણનાં સ્મરણો મને લખાવ્યાં. રાતના ૧૨ થયા. મારા પુત્ર ગંધર્વને 'માતૃભવન'માથી મને ઘેર લઈ જવા બોલાવેલો. આગળનાં સ્મરણો મે મહિનામા કે શિબિર માટે અમદાવાદ આવે ત્યારે લખાવશે અથવા હું પૉંડિચેરી જઈશ ત્યારે લખાવશે તેમ કહેલું. ત્રીજી નવેમ્બરે રાત્રે એમને મળ્યો તે મારું છેલ્લું મિલન. મારી પૌત્રી સુચિરા માટે તેમણે ચોકલેટો અને સૂકોમેવો આપ્યો. (સુચિરાનું નામ પણ એમણે જ પાડી આપેલું.) અને પછી વળાવવા બારણા સુધી આવ્યા. અડધીપડધી શાલ ઓઢેલી - મોંઢા ઉપર ભાવસભર સ્મિત. હાથ ઊંચો કર્યો. બસ આ છેલ્લુ દર્શન. હવે એ ચહેરો ક્યાં જોવા મળવાનો?"

શ્રી રમણલાલ જોશીએ આ વાત શ્રી સુન્દરમ્‌ના સ્મૃતિગ્રંથ 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' માટે ગ્રંથના સપાદક શ્રી રામજીભાઈ કડિયા સાથેની પ્રશ્નોત્તરીમા કહી હતી. (જુઓ 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' બીજી આવૃત્તિ પૃ.૧૦૧-૧૦૬ પ્ર આ. પૃ. ૩૫૪-૩૬૦) ત્યારે સુન્દરમે લખાવેલુ એ લખાણ હાથવગુ ન હતુ એમને પણ 'સાચવીને ક્યાક મૂક્યુ છે' એવું જ રહ્યા કર્યું .

શ્રી સુન્દરમ્ (૨૨-૩-૧૯૦૮–૧૩-૧-૧૯૯૧)ના આ જન્મશતાબ્દીવર્ષના પ્રારંભે જ એ હાથે ચડે છે. સુન્દરમ્ વિશેનું ગુજરાતી ગ્રંથકાર શ્રેણીનુ પુસ્તક તો પોતે જ કરશે એવુ ય એમને હતુ એ ન થયુ, પણ એ વિચાર આદોલિત થતો રહ્યો, વળ્યો શ્રી ચન્દ્રકાન્ત શેઠ તરફ. ચન્દ્રકાન્તભાઈએ પણ એ વિચારને જન્મશતાબ્દિવર્ષમા સાકાર કરવાનુ સહર્ષ સ્વીકાર્યું. એ નિમિત્તે એમને આ લખાણ મોકલવાનુ થયુ બીજા જ દિવસે એ જોઈ પ્રતિભાવ આપતા અહીં 'ઉદ્દેશ'માં પણ પ્રગટ કરવા એમણે સૂચવ્યું...

-સંપાદક

મોજે માતર, તાલુકે આમોદ, જિલ્લે ભરૂચ.

- આ રીતે મારા ગામનું નામ લખાતું.

આ બધી પરિસ્થિતિની પાછળ સારી એવી ઐતિહાસિક ભૂમિકા રહેલી છે. પણ એ સંશોધનનો વિષય માગી લે છે. એની કોઈએ વ્યવસ્થિત નોંધ તો રાખેલી નહિ જ હોય.

આમ મારું નાનકડું ગામ આખા જગતના પ્રતિનિધિ જેવું દેખાય છે. એ તળપદ અને વાંટો-એ બે ભાગમા વહેંચાઈ ગયેલું છે. વાંટો એ ત્યાંના ઠાકોરનો ભાગ, બાકીનો સરકારનો ભાગ. ઠાકોરની ઘણી મોટી હવેલી. પૂર્વ પશ્ચિમમાં મોટા દરવાજા. ચારે બાજુ નાનો કોટ. ઠાકોર પાસે ઘોડાઓ, ડંકો-નિશાન. દશેરાને દિવસે મોટી સવારી નીકળે, ડંકો વાગતો હોય. કોના ઉપર - ઊંટ કે ઘોડો - એ યાદ નથી. ઠાકોરના ઘોડાઓને પલોટવાની મોટી ક્રિયા ચાલતી. ઘોડાને મોંઢે લાંબું દોરડું બાંધી ગોળ ગોળ ફેરવવામાં આવતો. આ બધું એકદમ તાદૃશ થાય છે. આવો પ્રસંગ ઝૂલણા એકાદશીએ પણ ઊજવવામાં આવતો. ઠાકોરજી લાલજી મહારાજને લઈને તળાવ ઉપર લઈ જવામાં આવતા, પછી એમની ઘેર ઘેર પધરામણી થતી, ભજનો ગવાતાં.

અમારું આ તળાવ છપ્પનિયા કાળમાં ખાસ



છબી ૧૫ ૧૦ ૨૦૦૫

સુન્દરમ્‌ના ગામ મિયા-માતરનુ તળાવ મિયા-માતર ભરૂચ જિલ્લાના આમોદ તાલુકામાં આવેલુ છે.

ખોદાવવામાં આવેલું. ૨૩ એકર જેટલું મોટું એ તળાવ છે. એ તળાવની બાંધણીમાં મારા બાપુ કાંઈક દેખરેખ રાખવા જેવું કરતા. એને ઘણો મોટો ઓવારો, બીજા એક બે નાના ઓવારા પણ ખરા. તળાવના પૂર્વ

ભાગમાં મોટો વણજારાઓએ બાંધેલો કૂવો, એમાં કોસ ફરે. હવાડામાં પાણી ભરાય. પાણીની વચલી નેળમાં નાનાંનાનાં કાણાં. તેમાંથી પાણીની ધાર છૂટે તેમાં અમે નહાતા. આ તળાવની ઉત્તર દિશામાં આખું ગામ. એ ગામમાં પેસવાનો દરવાજો ખંડિત થઈ ગયેલો. એનો અર્થ એ કે આખા ગામને અમુક ભાગમાં કોટ હશે. એ દરવાજામાં દાખલ થઈએ પછી ઉત્તરમાં જતાં બેય બાજુ પાટીદારોની મોટી મોટી ખડકીઓ દરવાજાઓવાળી. પછી પૂર્વ તરફ જનારો રસ્તો; તેમાં થોડે જતાં જમણી બાજુ મારાં ઘરો. સામે મોટું બ્રાહ્મણોનું ફળિયું. વચ્ચે નાનો ટેકરો ત્યાં અમે શિયાળામાં તડકો ખાઈએ, તાપણી કરીએ. રસ્તો નીચે ઊતરતો ઊતરતો ઠેઠ ઉત્તરમાં ચાલ્યો જાય, પશ્ચિમમાં વળે ત્યાં લુહાણાઓનાં ઘરો. ત્યાં છેડે રામજી મંદિર. વચમાં એક નાના ઘરમાં કબીરસાહેબનું મંદિર. વળી, આગળ જતાં લાલજી મહારાજનું મંદિર-બાલકૃષ્ણનું. એ રસ્તો આગળ જતાં જતાં દક્ષિણમાં તળાવ ઉપર પહોંચી જાય. ત્યાં આગળ અમારી નિશાળ. તળાવની ચારે બાજુએ ખોદાયેલી માટીની લાંબી પહોળી પાળ. એ દક્ષિણના છેડેથી તળાવને કિનારે કિનારે ગામમાં દાખલ થવાનું. ત્યાં શંકરનું મંદિર આવે. ત્યાંથી આગળ જતાં પૂર્વમાં એક નાના બારણામાંથી અંદર જઈએ ઉત્તર તરફ, ત્યાંથી પૂર્વ તરફ જતાં મોટું સત્યનારાયણનું મંદિર આવે. એ મંદિરમાં મૂર્તિની સ્થાપના કરેલી ત્યારે મોટો યજ્ઞ કરાવેલો. એની હવા મને બહુ યાદ રહી ગઈ છે. ઠાકોરની હવેલીમાં ભાગ્યે જ જવાનું થતું. એ હવેલી જ ગામના બે ભાગ પાડી દેતી હતી. હું પાંચ વર્ષનો થયો ત્યારે મને નિશાળે બેસાડવામાં આવ્યો. એ નાનકડા શરીર માટે ઘેરથી નીકળી નિશાળે પહોંચવું એ લાં...બો રસ્તો દેખાતો. સવારે અને બપોરે બે વાર નિશાળે જવાનું થાય. નિશાળનું લંબચોરસ મકાન. એમાં વર્ગોના ત્રણ ભાગ પડી ગયેલા. ત્રણ માસ્તરો હતા. દક્ષિણ દિશાને છેડે મોટા માસ્તર બેસતા - રાઘવજી નાયક. સારો કોટ પહેરે, પાઘડી પહેરે, બ્રાહ્મણોના જેવી. ઉત્તરના છેડે એક માસ્તર બેસતા તે પહેલું-બીજું ધોરણ લેતા. વચલા માસ્તર ત્રીજું ધોરણ લેતા અને મોટા માસ્તર પાંચ-છ અને સાત. એટલે જ્યારે પહેલા




છબી: ૧૫.૧૦.૨૦૦૫
મિયાં-માતર ગામની 'માતર પ્રાથમિક શાળા', (સ્થાપના ૬.૩.૧૮૬૫) જ્યાં સુન્દરમ્ ધોરણ ૧-૭ ભણ્યા હતા.

ધોરણમાં-એકડિયામાં હું બેઠો અને માસ્તરે મારી સ્લેટમાં એકડો મને લખાવ્યો અને તે વખતે એ માસ્તરના લંબગોળ મોંઢા પર જે સ્મિત આવેલું તે હજી મને યાદ છે. તે રજપૂત હતા. પછી થોડું અંગ્રેજી પણ ભણેલા. રજપૂતો ધોતિયું ખાસ રીતે પહેરે. કાછડીનો છેડો ઠેઠ એડી સુધી પહોંચે. આ રજપૂતોને ઠેઠ સૌરાષ્ટ્રમાં સંબંધો હતા. કાઠિયાવાડમાંથી એક દરજી પણ અમારા ગામમાં આવેલા. તે ખરેખર ભક્તહૃદય હતા.

મારા ઘરમાં લાલજી મહારાજની પધરામણી વખતે ભજન ગોઠવાયેલું ત્યારે તેમને વીંછી કરડેલો અને એ વેદનામાં ફરતાં ફરતાં તેમણે ભજનો ગાયેલાં તે હજું યાદ છે. નિશાળમાં નવા નવા માસ્તરો આવતા એમાં એક લંગડા માસ્તર હતા. ધોબીનાં ધોયેલાં કપડાં પહેરીને આવે, પણ બહુ જ ગુસ્સો કરે. અમને જેટલી રીતે મારી શકાય તેટલી રીતે મારે. પણ એમને માટે અમે છોકરાઓએ જાજરૂ ખોદી આપેલું. તે ક્યારે જતા રહ્યા તે યાદ નથી.

ત્રીજી-ચોથી ચોપડીમાં અપૂર્ણાંકના દાખલા આવતા તે અમારા માસ્તર નિશાળમાં જ ભણીને વર્નાક્યુલર ફાઈનલ થયા હતા તે ભણાવતા. તે વખતે ચોકના મોટા મોટા ગાંગડા આવતા. એ ચોકથી પાટિયા ઉપર લખે અને કામ ચાલે. અને બધા અપૂર્ણાંક, ત્રિરાશી, પંચરાશી બધું ગણિત અમારું પાકું થઈ ગયેલું. મોટા માસ્તરે પણ પાંચ-છ-સાતમાં અમોને ઘણું ભણાવ્યું હશે. એ વખતની વાચનમાળામાં કવિતાઓ બાળબોધમાં છપાતી. પણ અમુક કવિતાઓ ખાસ લાગણીઓ જન્માવી ગયેલી. એમાં ધ્રુવાખ્યાનની થોડી

લીટીઓ હતી : "એવડું દુ:ખ તે શાને ધરો, પ્રજા કેરાં ઉદર ભરો." આ લીટીઓ સાંભળતાં જે દુ:ખ થતું - અંગત તે કહેવાય એમ નથી. એક બીજી કવિતા આવતી : "ઘેરું જ ગાય અહીંયાં જળધોધ વારિ." હવે માસ્તરે અમને જે સમજાવ્યું હોય તે પણ હુ આમ ગાતો : ઘેરું જગાય અહીંયાં જળધોધ વારિ... 'વારિ'નો અર્થ 'પાણી' થાય એ પણ ખબર નહિ. માસ્તરને એનો અર્થ આવડતો હશે કે કેમ?

સંગીતની તો વાત જ નહિ. આંક ગોખવાના સાંજના સમયે - એ જ સંગીત.



છબી ૧૫ ૧૦ ૨૦૦૫
નાની ઉંમરે, સુન્દરમે લાકડાના પાટિયા ઉપર લખેલુ વાક્ય.

ગામમાં મંદિરોમા ભજનો ગવાય એ સંગીતનો રસ સારો એવો હતો. તેમાં મૃદંગ વગાડવામાં આવતું. રીતસર તૈયાર કરીને. રામજીમંદિરમા ગવાતાં ભજનોમાં એક ગીત સાંભળેલુ તે એકદમ મનમાં ચોંટી ગયેલું : "તમે મારે ચાંદલિયે રે ચોંટ્યા, સામા મૂરતના રે શામળિયા...", "શેરીએ જાઉં ત્યારે સામા આવે, બારીએ જોઉં ત્યારે બેઠેલા." અમારા ગામના સુથાર મિસ્ત્રી હતા તે વાજાપેટીઓ બનાવતા. એ તેટલા હોશિયાર હતા. ઉરની વાજાપેટી ! આ વાજાપેટીની આસપાસ પાટીદાર જુવાનિયાઓ ભજનો ગાતા, આવડે તેવાં.

પછી નકશાબકશા કોઈ જોવાના નહિ પણ આફ્રિકાનો એક જૂનો નકશો અંધારિયા ખડ જેવો જ દેખાતો. માસ્તર કાંઈ એમાં શીખવે નહિ.

નિશાળમાં મોટામા મોટો પ્રસંગ વરસ પૂરું થાય અને નવી ચોપડીઓ આવે તે. આખા વરસમાં એ ચોપડીઓ મેલી થતી જાય, પાનાં વળતાં જાય, જેટલી બને તેટલી એની દુર્દશા થાય. એ સિવાય શાળામાં પુસ્તકાલય જેવું કંઈ નહિ. કોઈ ચોપડીનું દર્શન નહિ થયેલું. બાળપોથી ઉપર જ્યોર્જ પાંચમા રાજાની છબી મૂકેલી. એને માટેનું ગીત અમને ગવડાવવામાં આવતું : 'રક્ષ દેવ ભૂપને તું હે જગત્‌પતિ.' અમે એનો કંઈ બહુ અર્થ સમજીએ નહિ.

આમ ત્યાં હિંદમાં હોમરૂલનો સમય આવી ગયેલો. એની બિસન્ટે એ ચળવળ શરૂ કરેલી. એના HR મોનોગ્રામવાળા નાના બિલ્લા બનાવેલા. જે અમારા ગામમાં પણ આવેલા. એકેક રૂપિયો તે માટે લેવામાં આવતો. આ એક નવી હવા કોઈ વિશિષ્ટ ઝલક લઈ આવતી - વિશાળ જગતની, ઉષ: કાળના આછા લાલ રંગ જેવી. આ વખતે હું છ વર્ષનો. ૧૯૧૪ પછી બે ત્રણ વર્ષે એટલે કે ૧૯૧૮માં રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ અને સત્યનારાયણ મંદિરના ચોકમાં અસહકારીઓ તરફથી એક સભા ગોઠવાઈ. અમારા માસ્તર અમને એ મંદિરના ચોકના દાખલ થવાના ભાગ સુધી લઈ ગયા. અમને સભામાં નહિ જવા દીધેલા. સભા પૂરી થઈ એટલે અમે અંદર ગયા. ત્યાં ખુરશી ઉપર દેશનેતાઓની છબીઓ હતી. લોકમાન્ય ટિળકની પણ હશે. આ જ સત્યનારાયણ મંદિરના ચોકમા પેલો જે હોમ થયેલો - મૂર્તિની સ્થાપનાનો અને આ રાષ્ટ્રીય સભા થઈ એ બે સીમાચિહ્નો જેવાં દેખાય છે. બસ પછી મારે પરણવાનો પ્રસંગ થયો. એટલે નિશાળમાંથી મેં રજાઓ લીધેલી. એટલે સવારના પહોરમાં પીઠી ચોળે, બધાં ગીતો ગાય, પછી અમુક અમુક ઘરો પોંશ ભરાવે ત્યાંથી નીચે પાથરણાં પાથરી પાથરીને તમને ઘેર લાવે. આપણો મહિમા ઘણો વધી જાય. વરરાજા કહેવાઈએ.


શ્રી સુન્દરમ્ અને મંગળાબેન

એટલે અમારા ચાર ભાઈઓમાં હું સૌથી મોટો. ને મારે માથે બાબરી રાખેલી, અને એ લગ્નને વખતે જ બાબરી ઉતારવાની વિધિ કરવામાં આવેલી. એટલે મારા માથાના બધા વાળ ઉતારી નાંખવામાં આવેલા. એટલે વાળ વગરનું થઈ ગયેલું માથું ઘણાં સંવેદનો

જગાવતું. પછી અમારી જાન ગઈ. પશ્ચિમમાં બે ગાઉ ઉપર આવેલા સરભાણ ગામમાં. તે દિવસે ગામમાં બીજાં પણ લગ્નો હતાં. એટલે એમાં મારી જાનનો પણ મહિમા ભળી ગયો. જે બહુ મોટો ન હતો. પણ મને ઘોડા ઉપર બેસાડવામાં આવેલો. પછી આખી રાત લગ્નનું કામ ચાલ્યું અને એ ચોરી પાસે જ ગોદડું પાથરીને મને સૂવાડી દેવામાં આવેલો.

બીજા દિવસે મારી વહુને - મંગળાને ખોળામાં બેસાડવાની ક્રિયા થયેલી, તેમાં મારા બાપુના ખોળામાં મંગળાને બરાબર બેસાડવામાં આવી. મને અદેખાઈ થયેલી. તે આને કેમ આટલી બધી વહાલપૂર્વક બેસાડી રાખવામાં આવી છે?

અમારાં બંનેની સગાઈ અમે જન્મવાનાં હતાં તે પહેલાં જ બે પક્ષ વચ્ચે ગોઠવાઈ ગયેલી. એટલે તે છોકરી થઈને જન્મી અને મારો સંબંધ ગોઠવાઈ ગયો. એ નાની હતી ત્યારે અમારા ગામમાં પણ આવતી. ગામને છેડે બીજું એક અમારું લુહારનું ઘર હતું. એમાં એ પણ આવેલી હોય એટલે બધા છોકરાઓ મને કહે : 'પેલી તારી વહુ!'

આ લગ્ન થઈ ગયાં પછી એક અણધાર્યો પલટો આવ્યો તે ગામમાં પ્લેગ ફાટી નીકળ્યો. એટલે લોકો ખેતરોમાં માંડવા બાંધીને રહેવા ગયા અને અમે કરજણ ગામમાં ગયા. ત્યાં વરસાદ પડ્યો ત્યાં લગી રહ્યા. એ મહિનો દોઢ મહિનો કરજણ શહેરમાંના દિવસો રોમાંચક હતા. પહેલીવાર આઇસક્રીમ ખાધેલો, રેલવેનો જે પુલ હતો તેની પર બેસીને જતી આવતી ગાડીઓ જોયા જ કરીએ, સિગ્નલ પડે ત્યારે એનો કાંઈક જુદો જ અર્થ ગોઠવીએ - હું અને મારો નાનોભાઈ જગજીવન બે જ જણા આ બધું કરીએ. ખેતરોમાં અડાયાં પણ જઈને લઈ આવીએ, બાળવા માટે. મારી આંખો આવી ગયેલી ખૂબ. પછી મારા બાપુએ એ માટે ખાપરિયું લાવીને ઈલાજ કરેલો. આ જ ગામમાં એક બીજા લુહારને ઘેર હું ગયેલો. એણે મને અંગ્રેજી બારાખડી શીખવી. એનો ઉપયોગ હું દીવાસળીની પેટી ઉપર લખેલા અક્ષરો વાંચવામાં કરતો. 'Made in Japan'ને હું 'માડે ઈન જાપાન' એમ વાંચતો. અંગ્રેજી શીખવાનું તો અમોદમાં ભણવા ગયો ત્યારે થયું.

ચોમાસું બેસતાં અમે છેક માતર આવી ગયા અને અમારા બાપુને પ્લેગ લાગુ પડ્યો અને ત્રણ દિવસમાં જ તે ગુજરી ગયા. અમે ચાર ભાઈઓ હતા. સૌથી નાનો સુબંધુ દોઢેક વર્ષનો હશે અને ઘરમાં ચારપગે ચાલતો હતો. અમારે દાદા હતા. અને અમારી દાદી-ઘરડી બા પણ હતાં. તે અમને પછી કહેતાં : આ ચાર છોકરા એ તો વ્યાજ છે. ઘરડી બા કહેતાં કે 'મેં એને કહ્યું કે ભૈ, તારાં છોકરાં હું સંભાળી લઈશ તું સુખેથી જા.'

દાદાને માથે ઘરની બધી જવાબદારી આવી. દુકાનનું કામ એમણે સંભાળી લીધું. બાપુ જીવતા હતા ત્યારે બંને બાપ-દીકરો મળીને સારું એવું લુહારી કામ કરતા અને સારું એવું કમાયા હતા અને બહુ ત્રેવડથી રહેતા. એ નાનકડી ધીરધાર પણ કરતા. અમારા ઘરમાં ગિનીઓ પણ આવેલી મને યાદ છે. ગામમાંથી ઘણા લોકો અમારી પાસે પૈસા લેવા આવે. ઘરેણાં મૂકીને પણ પૈસા લઈ જાય. એક પટેલભાઈ કપાસનો વેપાર કરતા. અમને એકહજાર રૂપિયા આપેલા. એ આપવાની ક્રિયા થયેલી. પચીસ પચીસની ઢગલી કરે, પાંચ પાંચની ચાર ઢગલીઓ અને ઉપર એક પાંચની એમ હજાર રૂપિયા આપેલા. તે કપડામાં બાંધીને લઈ ગયેલા અને પછી પાછા આપી શક્યા નહિ. દર ત્રણ વર્ષે પાછું નવું ખાતું કરી આપે. એ મુંબઈથી ગુજરાતી સામાહિક મંગાવે ને મારા નાનાભાઈને મોકલતા તે હું મેળવીને વાંચું. એમાંથી મારા ઘણા ભાષાના સંસ્કારો બેઠા.

એમાં નારાયણ ઠક્કુરની વાતો આવતી. અજામિલ અથવા ગરીબનું નસીબ એ 'મિઝરાબ્લ'નું ભાષાંતર હતું. પણ મેં એ બહુ વાંચેલી નહિ.

આમ લગભગ સાત ચોપડીનો અભ્યાસ પૂરો થયો પણ વચમાં એક આડકતરો ફાંટો મારા જીવનમાં બની આવ્યો. હું ને મારો એક નાનકડો સ્કૂલનો ભાઈબંધ. અમારી મિત્રતા થયેલી. હવે અમારા મેડા ઉપર એક નાનકડી લાકડાની પેટી હતી તે એક દહાડો ખોલીને મેં જોઈ તો એમાં એક નાની કોથળી હતી અને તેમાં પૈસા ભરેલા હતા. નાની નાની બે આનીઓ, પાવલીના સિક્કા. એમાંથી મેં પૈસા લેવાના શરૂ કર્યા. એ બે

આનીમાંથી ગામને પશ્ચિમને છેડે આવેલી વાણિયાની દુકાનમાંથી નાળિયેર અને ખાંડ લઈ જઈ હું અને પેલો મારો ભાઈબંધ નજીકના ખેતરમાં જઈ ઉજાણી કરતા. નાળિયેર કેવી રીતે ફોડતા એ કંઈ યાદ નથી, પણ અમારી આ ઉજાણીની સાથે સાથે દાદાની કોથળી ખાલી થતી ગઈ. દાદાને ખબર પડી. હું ચોરી કરું છું એમ એ સમજી ગયા.



છબી ૧૫ ૧૦ ૨૦૦૫

મિયા-માતરમા સુન્દરમ્નું ઘર.
છબીમા મથુરભાઈ - મણિબેન-સુધાબેન અને ગામની એક બાઈ

એક સાંજે લગભગ અંધારું થયેલું. હું ઘેર આવું છું ત્યારે આખું ઘર મારી સામે મોરચો માંડીને બેસી ગયેલું. એટલે હું ઘરમાં દાખલ થયો એટલે મને ભોંય પર પછાડી દીધો અને મારાં ઘરડી બા મને મારતાં જાય ને રડતાં જાય. પછી એટલામાં મારા પાડોશમાં અમારા ઘરમાં ભાડે રહેતો કદાવર ઘાંચી આવ્યો અને એણે પણ મારા બે હાથ પકડયા. તે વખતે હુ ઊભો થઈ ગયો હોઈશ.

આ પ્રસંગ પછી ઘરવાળાંને એટલે કે મારા દાદાને એમ થયું કે આ છોકરાને હવે બહારગામ ભણવા મોકલી દઈએ. સાત ચોપડી તો હુ ભણી ચૂક્યો હતો એટલે મને જંબુસરમાં, જ્યાં મારું મોસાળ હતું ત્યાં મારા નાના મામાના ઘરમાં મૂકી ગયા અને જંબુસરની અંગ્રેજી સ્કૂલમાં હું દાખલ થયો. ત્યાં બેએક મહિના ભણ્યો હોઈશ પણ મામાના ઘરમાં અભ્યાસ માટેનું વાતાવરણ ન હતું. નિશાળના અનુભવો બહુ રસદાયક હતા, પણ એમાં હમણાં જવાની જરૂર નથી. અહીં અમારા પહેલા ધોરણમાં પણ મારા એ ધોરણના શિક્ષક પોતાનાં છોકરાંને ખૂબ ખૂબ માર મારતા. જાણે કે બધેથી મન ઊઠી જતું હોય એવું થવા લાગ્યું.

એટલે મારા દાદાએ મને આમોદમાં લઈ જવાનો વિચાર કર્યો અને એક ઘરની અંદર મારાં ઘરડી બા સાથે મને રાખ્યો. એ ઘરની બાઈ પણ મોટી ઉંમરની વિધવા હતી. ત્યાં પણ પાસેના ચોકમાં માતાજીનું મંદિર હતું અને કંસારાઓ, કાંસીજોડા વગાડીને ખૂબ ભજનો ગાતા. પણ અમારા ઘરનું વાતાવરણ તદ્દન ઠંડું. કોઈ છોકરાઓ સાથે નહિ. ફળિયામાંનાં બે ચાર છોકરાઓ ને અમે ક્રિકેટની મનમનામણી રમત રમીએ. પછી અમારા દાદા ઘેર એકલા જ પડી ગયા. કારણ કે દાદીમા મારી સાથે અને માતરમાં મારી બા-સસરો અને વહુ એટલે ઘરમાં અમુક રીતે જ કામકાજ ચાલે.

એટલે આમોદમાંનું ઘર સંકેલી લીધું અને મને આમોદની બોર્ડિંગમાં મૂકવો એમ નક્કી થયું. બોર્ડિંગમાં હું રહેતો થઈ ગયો. એના મેડા ઉપર ચાર રૂમો હતા. દરેક રૂમનો નંબર. ત્રણ નંબરના રૂમના એક ખૂણામાં મારી જગ્યા થઈ અને સવારે ઊઠીને મેં છીંક ખાધી એટલે બધા આસપાસના છોકરાઓ બોલી ઊઠ્યા : લુહાર છીંકો ખાય છે. આવો ગુનો તો મેં આ પહેલાં અગાઉ કર્યો હોય એમ લાગ્યું નહિ, અને આમ મારો આમોદનો નિવાસ શરૂ થઈ ગયો.

પાંચ વર્ષ લગી હું મોટો થયો માતરમાં, સાત વર્ષ ત્યાંની નિશાળમા ભણ્યો, બાર વર્ષ પૂરાં કરીને આમોદની શાળામાં અને બોર્ડિંગમાં દાખલ થયો અને ભાગ્યનાં દ્વાર ન ધારીએ એવી રીતે સડસડાટ ખૂલવા લાગ્યાં.

હું સાત ચોપડીઓ ભણીને આવેલો અને અહીં સ્કૂલના પહેલા ધોરણમાં તો પાંચમી ભણેલાં જ છોકરાઓ આવે એટલે અંગ્રેજી સિવાય બીજા બધા વિષયો મને ખૂબ આવડે. અમારા સહૃદય શિક્ષકને થયું કે તે મને એક વરસમાં છ ચોપડીઓ કરાવી દે, આમ પાંચ ધોરણનો અભ્યાસ મેં ચાર વર્ષમાં પૂરો કર્યો. આમોદની સ્કૂલ પાંચ ધોરણની હતી એટલે આગળ ભણવા માટે મારે છોટુભાઈ પુરાણીની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં જવાનું થયું. આમોદની સ્કૂલ છોડતાં પહેલાં અમારા હેડમાસ્તરે પત્ર લખી આપ્યો : "He is a Promising Boy." એ હેડમાસ્તર શ્રી વિષ્ણુપ્રસાદ

ત્રિવેદીના મામા થાય. એમણે બોલાવીને મને એમની પાસે 'સરસ્વતીચંદ્ર' વંચાવેલો. હવે મારી પાસે વૅકેશનનો સમય હતો. એમાં મેં સંસ્કૃતનો અભ્યાસ પૂરો કરી લીધો અને અંગ્રેજી પણ વાંચ્યું હશે. એટલે ભરૂચમાં હું ગયો ત્યારે છોટુભાઈ પુરાણીએ મને ઓટલા ઉપર ઊભાં ઊભાં મને કોઈ ચોપડી વંચાવી અને સીધો સાતમા ધોરણમાં 'વિનીત'ના વર્ગમાં મૂકી દીધો. 'વિનીત'ની પરીક્ષામાં સૌથી વધારે માર્ક્સ મારા આવ્યા. એટલે મારે વિદ્યાપીઠમાં અભ્યાસ માટે જવું જોઈએ એવી મધુર હવા ઉત્પન્ન થઈ અને મને વિદ્યાપીઠમાં દાખલ થવાની આર્થિક સગવડ પણ થઈ ગઈ. ભરૂચનું ૧ વર્ષ, આમોદનાં ૪ વર્ષ - એક ઘણી મોટી દુનિયા ખૂલી.



શ્રી સુન્દરમ્ કિશોર વયે

૧૯૨૦ના વર્ષમાં જ્યારે હું બાર વર્ષનો હતો ત્યારે અસહકારનો અકલ્પ્ય રીતે આરંભ થયો. આમોદમાં અમદાવાદના પાંચ અક્ષરો તો એટલા તો દૂર દૂરના લાગતા હતા... અમે આમોદમાં રાષ્ટ્રીયતાના રંગે પૂરેપૂરા રંગાઈ ગયા, તરબોળ થયા.

ભરૂચની શાળામાં વિશ્વનાથ ભટ્ટ અમને ગુજરાતી ભણાવતા. એમનું વ્યક્તિત્વ ઘણું વિશિષ્ટ. વર્ગમાં ભણાવવા માંડે તો તેમના ચહેરાનો જે ઍંગલ ગોઠવાયો હોય તે એવો ને એવો અકબંધ રહે. એમણે મને કહ્યું કે 'તું ગુજરાત સાહિત્ય સભાની પરીક્ષા આપ.' એમણે મને એ પરીક્ષાનાં પાઠ્યપુસ્તકો ભણાવ્યાં: 'નિર્ઝરણી' (બોટાદકર), 'રણજિત-કૃતિસંગ્રહ' અને 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' (ડાહ્યાભાઈ દેરાસરી). હું એ પરીક્ષામાં પાસ થઈ ગયો અને રમણભાઈ નીલકંઠની સહીવાળું પ્રમાણપત્ર મને મળ્યું જે મેં હજી સાચવી રાખ્યું છે...

*(અહીંના સૌ ફોટોગ્રાફ્સ 'શ્રી માતાજીના સાન્નિધ્યમાં' પુ.-૩માંથી સાભાર. કવરપેજના છેલ્લા ફોટોગ્રાફનું રેખાંકન શ્રી એસ. એન. છાયાનું છે.)*

## અહીં તે છે

હતી ઝંખી જેને પ્રખર સહરાની તરસથી
અહીં તે છે હાવાં સકલ નભનાં નીર લઈને
ઝુકેલી, આકાશી શત શશી તણાં શૈત્ય લઈને
દ્રવંતી, સૂર્યોનાં સતત તપતાં તેજ લઈને

બધાં અંધારાંનો કવલ કરતી, વિશ્વ મરુતો
સમી વ્હેતી સંધાં વન તરુ તરુને પરસતી,
સ્ફુરંતી ઉષ્માળા રુધિર સરખી તે નસ નસે,
સહુ સૌભાગ્યોની શિખરિત શિખા જેવી વિલસે.

હવે ક્હેશું નાનાં સહુય ભુલકાંને જગતનાં,
અને મોટેરાંને, ગલિત પલિતાંને, વ્યથિતને,
ઉદાસી-આશીને, મતિ-ચકરમાં બદ્ધ મનને,
ધસી ઊર્ધ્વે જાતા પ્રબલ તપસીના હૃદયને:

અહીં આવો ઓ સૌ, નિજ નિજ તણાં ભીતર લઈ
તમારે અર્થે હ્યાં અમૃતમયી તે છે અવતરી.

(બાલ+દક્ષિણા, જૂન, ૧૯૬૭) — સુન્દરમ્

# શ્રી સુન્દરમ્‌નો શ્રી રમણલાલ જોશી ઉપરનો પ્રથમ પત્ર

શ્રી અરવિંદાશ્રમ
તા.૨૫/૧૨/૧૯૪૮

પ્રિય ભાઈશ્રી,

તમારા પત્રો, મેગેઝિન, તમારા મિત્રનુ લવાજમ વગેરે મળી ગયા છે. ભાઈશ્રી ચંદુલાલ રાવળને અંકો પણ રવાના થયા છે તમારા અંકો મોકલવામાં અહીંથી જરા ઉતાવળ થઈ ગઈ, પરિણામે તમારે ચૂંથાયેલા અંકો વાચવાના/જોવાના રહ્યા તે માટે ખરેખર દિલગીર છુ.

'દક્ષિણા'ના ગયા વરસના અંકોમાંથી બીજો મળે તેમ નથી, બાકીના ત્રણ મળી શકે. દરેક અંક સ્વતંત્ર પુસ્તક જેવો છે એટલે તેટલા પણ વસાવી લો તો ખોટું નહિ. પણ જો તમે વાંચી લીધા હોય તો જુદો સવાલ છે. ઍડવેન્ટનું લવાજમ રૂ.૫-૬-૦ છે ગ્રાહક યોજનામાં ગમે ત્યારે જોડાઈ શકાય પણ તમે વહેલા જોડાવ તો નવા પુસ્તકો પ્રસિધ્ધ થાય ત્યારે તેની માહિતી તમને પહોંચાડી શકાય. ગ્રાહક યોજનામા અમે અંગ્રેજી પુસ્તકો આપી શકતા નથી. શ્રી અરવિંદના અંગ્રેજી સાહિત્યનુ સૂચિપત્ર આ સાથે બીડુ છુ. એમનું બધુ વાચવા જેવું છે એટલે તમને જે કંઈ હાથ આવે તે વાંચવા માંડશો તો ય ચાલશે. દરેક ઠેકાણે તેમના પ્રધાન વકતવ્યનો સ્પર્શ થયા કરે છે એટલે મૂળતત્ત્વમા જતાં બહુવાર લાગતી નથી. છતા એ સૂચિપત્રમાં એક-બે એમ ક્રમિક નંબરો લખી આપું છું તે રીતે વાચી શકાય

મારુ 'યાત્રા' છપાવા માડ્યુ છે. આર. આર. શેઠ પ્રસિદ્ધ કરે છે. તેમની પાસેથી કે ગૂર્જરગ્રંથ વગેરે પાસેથી મળી શકશે. Future Poetry છપાયું નથી તમારુ મેગેઝિન અહીં પહેલાં પણ આવેલું છે, રમેશ ભટ્ટ તરફથી એમના પિતા મારા આચાર્ય હતા. આમોદમા તેના ગુજરાતી વિભાગના તંત્રી તમે એ જાણી આનંદ થયો. અંદર તંત્રીમડળની છબી છે. તેમાં તમે કયાં તેની કલ્પના કરી. અંદર જવાહર બંડીવાળી વ્યકિત છે તે તમે ? તંત્રીઓ બધા ઘણા નમ્ર લાગે છે કે જેથી પોતાનાં નામ અંદર છબીમા મૂકેલાં નથી !

તમારુ 'અલ્પ આત્મપુરાણ' મને ગમ્યું. સાચા સંવેદનશીલ અને સત્યાભિમુખ આત્માનો એ નૈસર્ગિક ગણાય એવો વિકાસપટ છે. તમો જે રીતે જીવનના વિકાસશીલ બળોના પરિચયમાં આવતા રહ્યા છો અને તમારી દૃષ્ટિમા જે હેમ-ઉપાદેય વસ્તુઓ સ્વપ્રથતી થઈ છે તે સર્વ રીતે સમુચિત છે. યોગને માટે અંદરથી સાદ ન આવતો હોય તો કંઈ જ વાધો નથી પણ તમે જે આધ્યાત્મિક અસંતોષ વર્ણવો છો તે ભાવિ વિકાસ માટે ઘણી નક્કર ભૂમિકા છે. આવી સમર્પણ માટેની તમન્ના એ નાની સૂની વસ્તુ નથી. એ સમર્પણને યોગ્ય કોઈ વ્યકિત તમને મળે - જડી આવે તો તમે અવશ્ય જોશો કે તમારી દેખાતી 'વિદ્વત્તા'નો ખ્યાલ એ જરા યે નહિ કરે. આપણામાં શુ મૂલ્ય રહેલું છે તે વાતની પણ આપણને કયાં ખબર છે ? હૃદયને નિખાલસપણે ઊર્ધ્વની મેર વહેવા દો, યથાકાળે બધુ મળી આવશે એમ માનું છુ.

ગયા શિયાળામા (નહિ નહિ તે પહેલાંના ઉનાળામાં) તમે ત્યારે વડોદરામા મારા વાર્તાલાપમાં હતા. મારે માટે આવા એક પક્ષી (એટલે કે સામા પક્ષી) ઓળખાણો વધતાં જાય છે પણ જાહેર જીવનમાં જનારની એ અનિવાર્ય સ્થિતિ છે એટલે તે બાબત શોક કરતો નથી. આ રીતે ઓળખાણ કરેલા હોય છે તે પણ નરદમ ભુલાઈ જાય છે એટલે પરિચયો પણ યથાકાળે આપમેળે થાય, વધે કે ઘટે, જેમ થાય તેમ થવા દેવું ઈષ્ટ છે

મારુ અહીં આવવુ એ સમજવુ માત્ર જૂની પેઢીના લોકોને જ મુશ્કેલ લાગે છે. તેઓ માત્ર નફા અને ખોટની રીતે જ જોઈ શકે છે. સત્યને નિરપેક્ષપણે જોવાની શકિત તેમનામાં નથી. બાકી અહીં આવ્યા પછી ગુજરાતને માટે હું જેટલું કરી શક્યો છુ તેટલુ ત્યાં રહીને નહોતો કરી શકતો. ગુજરાતને માટે નિર્બાધ રીતે બધો વખત આપવાની સગવડ મને અહીં ગુજરાત બહાર મળી શકી છે. ત્યા તો એ ગુજરાતને ચરણે હતો ત્યારે મારા રોટલા મેળવવા માટે ૮-૧૦ કલાક આપવા પડતા. આને ગુજરાત પોતાની શકિત ગણશે કે અશકિત ? સુન્દરમ્‌ના 'માલિક



રહેવાનો' પોતે સુન્દરમ્‌ને ગુમાવ્યા છે, 'ખોટ પડી છે' તેવા ભાવો માટે, આ રીતે જોતા ગુજરાત ગૌરવ લઈ શકે કે પોતાની સ્થિતિ માટે દયા ધારણ કરે એ ગુજરાતે વિચારવાનું રહે છે.

પરંતુ એમાં ગુજરાતનો દોષ નથી. એ આખા જીવનનો દોષ છે. દોષ કહેવા કરતા કહોકે મર્યાદા છે. એ - એટલે કે માનવજાતિ અત્યારે જે જીવે છે - જે રીતે તેને જીવવું પડે છે તે જીવન - એ આખુ જીવન એક નીચલી ભૂમિકા પરનુ જીવન છે. તત્ત્વજ્ઞાન જેને અપરા પ્રકૃતિનું *Lower nature*નુ જીવન કહે છે તે છે. એ વાત આપણા જીવન-વીરો - જીવન-ઉપાસકો - જીવન આચાર્યોના ખ્યાલમાં નથી. એ જીવનમા પોતે બધાયેલા છે અને બીજા પણ એમા જ બદ્ધ રહે. એમાથી ચાલ્યા જનાર જીવનનો ત્યાગ કરે છે, દ્રોહ કરે છે એમ કહીને જ તેઓ પોતાની સ્થિતિ વિષે સંતોષ મેળવી શકે. એમ ન હોય તો તેમણે જીવનનાં ગોઠવેલાં ચોકઠા ગબડી જાય બેચેની અનુભવવી પડે, નવી ગોઠવણ માટે તૈયાર થવું પડે. એટલે પોતાનો નહિ પણ બીજાનો દોષ જોવામા જ સલામતી છે. જોકે આ બધુ સભાન સંવેદન નથી હોતુ લોકોની લાગણી સાચી હોય છે. પણ સ્થિતિ આ છે એ અપરા પ્રકૃતિના-અવિદ્યાના જીવનમાથી આગળનો માર્ગ શો ?

એનો જવાબ છે શ્રી અરવિંદ, તેમનો યોગ, ભાગવત ચેતનાની પ્રાપ્તિ, એ ચેતનાના કેન્દ્રની આસપાસ જીવનની રચના એવી રચનામા જ વ્યક્તિના વિકાસની સર્વોત્તમ શકયતાઓ ખીલવાની. એવી શકયતાઓ ઊભી કરવાની શકિત સામાન્ય જીવનમા - અત્યારની તમામ પ્રકારની જીવન વ્યવસ્થામાં નથી. એ આખુ જીવન અવિદ્યાની - પ્રકૃતિના અધ બળોની નાગચૂડમાં આવેલું છે. આપણા એ જીવનમાં રહેલા મહાનમા મહાન દ્રષ્ટાઓનો પ્રકાશ પણ આ ઊર્ધ્વની સરખામણીમા અધારા જેવો છે. એ અધકારમાથી આગળ જવાનો માર્ગ શ્રી અરવિંદે રચ્યો છે. આ પૃથ્વી ઉપર જ રહીને - પૃથ્વીની અંદર જ, પણ એ અધકારને કાપીને તેઓ આ પ્રકાશ અને મુકિતથી ભરેલા જીવનની પીઠ રચી રહ્યા છે. મને અહીં આકર્ષનાર અને રોકી રાખનાર પહેલી વસ્તુ તે આ છે. ત્યાંના જીવને જે શકયતાઓ કદી ઊભી કરી આપી નથી તે શકયતાઓ અહીં મળી છે આ છે ત્યાંના અને અહીંના જીવનનો બજારભાવ. એમાં એ જીવને પોતાને જે રીતે ગૌરવ-અગૌરવ લેવુ હોય તે રીતે લે. અને આ લખુ છુ તે તો અહીં જે વાસ્તવિક મૂર્ત તત્ત્વ છે તેની કિનાર માત્ર છે. જે પરમ તત્ત્વોના વિકાસમાં અહીં ગતિ થાય છે તે તો બધાં દર્શનો-અને પ્રવૃત્તિઓનો ગંજ ભેગો કરો તોય તે આ એક ગિરિ આગળ સવા વાલ જેટલું ઊતરે તેમ છે. પણ હવે બસ, આતો બધો હવે Superlative – તરન્તમ નો પ્રદેશ આવે છે.

પરતુ નવી પેઢી આ નવા જીવન માટે વધુ તૈયાર છે અને હું માનુ છુ સંખ્યાબધ યુવાન હૃદયો સીધે સીધી રીતે આ ઊર્ધ્વ પ્રકાશ તરફ અભિમુખ થઈ રહ્યા છે. જે શકા અશ્રધ્ધાના વિઘ્નો અમને નડેલાં તે એમને નડતા દેખાતાં નથી અને તેથી તેમના - જેમા તમારા જેવાનો પણ સમાવેશ છે - વિકાસ માટે હવે માત્ર પરિસ્થિતિના પરિપાકની જ રાહ જોવાની રહે છે.

'દક્ષિણા'નો પ્રયત્ન તમને ભાષા વિષયક પ્રગતિરૂપ લાગ્યો એ પણ બરાબર છે. હવે નવેસરથી એક નવી ભાષા શીખી રહ્યો છુ એમ લાગે છે. મારાં જૂનાં લખાણો-કાવ્યો વગેરેમાં મને પોતાને પણ હવે તમને જણાય છે તેવી નવી આસ્વાદ્યતા દેખાય છે. લાગે છે કે એ બધી અભાન પણ સાચી ઝંખનાઓ અને અનુભૂતિઓ હતી. હવે કંઈક વિશેષ સભાનના પ્રદેશમાં છું એમાંથી લખાયેલું કંઈક તમે 'યાત્રા'મા જોશો.

તમારા મિત્રોને સ્મરણ કહેશો. લખશો.

## ગાંધીયુગના બે કવિઓ વિશે

●

ઉશનસ્

યુગોથી તે ગાંધીલગણ અહીં તો વેદથી જૂની
પ્રણાલી આવે છે સતત ચલતી ને વિકસતી;
અહીં જે આવ્યા તે નિજશું લઈ આવ્યા જનમથી
જગત્ ચિંતાઓની લગની, રતિ એ ભારતભૂ-ની;

જરી નાનું - ટૂંકું ઘટક મન એ ફાવ્યું જ નહીં
અસીમા વિશ્વેથી લઘુ દગ વિશે સ્વપ્નીલન શો
અહીં જન્મ્યા ગાંધી પણ નજરમાં વિશ્વનકશો!
કવિ શિષ્યો બે ને મન ય ટૂંકું કૈં ભાવ્યું જ નહીં.

હતા સ્તો બે શિષ્યો : ત્રિભુવન ઉમાશંકર કવિ;
ધરા આ છે તેવી , પડી ઉભયને થોડીક ટૂંકી;
ચહી એકે એને બધી ઊણપ સાથે મન મૂકી
બીજા પેલાને તો અધીર-રઢ કે ભૂ-પલટવી;

સ્મરું બંને ભૂમા ભરતભૂમિના ભવ્ય કવિને,
સ્મરું સાથે પેલી ઉભયની ગુરુ - ગાંધી છવિને.

૧-૪-૨૦૦૭

## વ્હાલ છે

●

ચિનુ મોદી 'ઈર્શાદ'

તમને ખબર નથી કે મારું કેવું વ્હાલ છે;
આકાશ નીચે લાવવાનો મારો ખ્યાલ છે.

ઘરડા થયેલા માણસો ઝટઝટ રીઝી જતા,
એક ક્ષણથી બીજી ક્ષણ જતાંમાં ખુશખુશાલ છે.

કાયમ નદીને પાણી, પાણી, પાણી જોઈએ,
પાણીની પ્યાસ કૈં નથી, દરિયાની ચાલ છે.

ક્યાં ક્યાં અરીસા ગોઠવ્યા આખા જગતમાં તેં?
પોતાનાં બિંબ જોઈ, બધાં ન્યાલ ન્યાલ છે.

ધોળા થયેલા કેશને ધોળી ધજા ન ગણ,
'ઈર્શાદ'ને નમાવવાની, છે - મજાલ - છે?

## કવિવર શ્રી સુન્દરમ્‌ને શતાબ્દીએ સંબોધન

●

ઉશનસ્

શતાબ્દી પ્હેલાંનો સમય સ્મરું છું; સુન્દરમ્ હે!
તમે જનમ્યા'તા તે તિથિ સ્મરું છું; તે વખત તો
સ્વદેશે ગાંધીની અસર પણ ન્હોતી સખત, તો
તમારામાં ક્યાંથી તડપન સ્ફુરી'તી પરમ તે?

તમે ગાંધી - ગાળે પ્રગટ થઈ કોયા ભગતમાં
અસંતોષે કોઈ હચમચી ઊઠ્યા તાર સ્વરમાં;
પછી છોડી દીધી ગુરજર ધરા; ને અ-ધરમાં
પહોંચ્યા, વાણીને મન વગરના કો' જગતમાં...*

શતાબ્દીને આરે અવ પહુંચું તે કેમ તમને?
તમે આ પૃથ્વી આમૂલ પલટતાં, પલ્ટી જ ગયા!
ગયા લંધી પૃથ્વીપણું જ મૂળગું, માટીની મયા;
અને એ પારેનું કશું ન સમજાતું જ અમને;

હું ગાંધી - ગાળાનો તમ શબદ કૈં પ્હોંચું; પણ ના
તમે તો વાણીમાં! અવ જયહીં તમે ત્યાં -
અમ મનુજ શું ક્યાંય 'મન' ના!

---

*અહીં 'અતિમનસ'નો સંદર્ભ છે. એ 'અતિમનસ'ના પ્રદેશમાં વાણી અને આજનું આપણું આ મન હોતું નથી. સરખાવો : 'अप्राप्य मनसा सह यतोवाचो निवर्त्तन्ते तद् धाम परमं मम'

૩૧-૩-૨૦૦૭

## અવરથ

●

હરિકૃષ્ણ પાઠક

હમણાં હમણાંનું શું થાય -
મને બસ અવરથ બધે કળાય.

ધગધગતે ચૂલે રાંધું, પણ રહે રોટલો કાચો,
માઢ મેડીએ ઢળ્યો ઢોલિયો લાગે કેવળ માચો;

વાતવાતમાં સઘળો વૈભવ આમ ઓગળી જાય,
મને બસ અવરથ બધે કળાય.

પાણી ભરવા હેલ્ય ઘડો લઉં નીકળે બંને કાણાં,
અને પટારે જણસ જોઉં તો નર્યાં રાખ ને છાણાં;

ખીલડો રહે ન હાથ - ભવનાં દયણાં કેમ દળાય?
મને બસ અવરથ બધે કળાય.

## આંખો સામે નટવર

•

હરીશ પંડ્યા

આંખો સામે નટવર ઊભા
જોતાં મુખ મલકાતું;
છબિમહીંથી શિર પર મારા
સ્નેહ-અમૃત છલકાતું.

મોર મુગટ ને કરમાં બસી
પીત પીતાંબર શોભે,
બેઉ એકલાં, થાય મિલન જો
ઉર હરખાતું લોભે;

સમય કેટલો સુખમાં વીત્યો
ના રે એ સમજાતું.
આંખો સામે નટવર ઊભા
જોતાં મુખ મલકાતું;

ચરણ સ્પર્શથી ડાળ કદંબની
જાણે સજીવન થાતી,
બંસીનાદે ગોપી સઘળી
કેવી ઘેલી થાતી!

વાત બધી આ જાણું એથી
મનડું વારી જાતું.
આંખો સામે નટવર ઊભા
જોતાં મુખ મલકાતું;

નથી કશી ફરિયાદ હોઠ પર
નથી હૃદયમાં ત્રાગુ,
સામે નટવર હોય શરત એ
રાત-દિવસ બસ માગુ.

મોહક નજરે સ્મિત કરે કે
જગ આખું વિસરાતું.
આંખો સામે નટવર ઊભા
જોતાં મુખ મલકાતું;

## આનંત્યે...ઉકેલમાં

•

'અગમ' પાલનપુરી

કાગળને છોડ...ફાલ અક્ષરનાં ફૂલ,
રંગ-નજરું પતંગિયાઈ ગેલમાં;
જાણું ના પાર એમ આરપાર ડૂલ
લીન હૈયું આનંત્યે...ઉકેલમાં.

ફ્હેણ કોળ્યાં રમમાણ હર્ષ-ગદ્‌ગદ ચોમેર -
ગાન મઘમઘ બિન્દાસ પાસ - દૂ...રમા,
પંડ પોકળ વિજોગ ક્ષીણ અંધારાં જેમ
છેક ઓગળતું જોઉં નૂર - પૂરમાં:

હરખાતી લ્હેર-મ્હેર તારલિયા - ઝૂલ
નેણ-ઢળકંતી ઊછળતી હેલમાં;
જાણું ના પાર એમ આરપાર ડૂલ
લીન હૈયું આનંત્યે...ઉકેલમાં.

દશ્ય ઉન્નત અનંત, પાંખ ક્ષણ ક્ષણ આકાશ,
શ્વાસ...જીવનના શ્લોક અજબ લોકમાં;
ગમ્ય વ્રજ-ધ્વજ લેખાઉં, શ્યામ-શ્વેતે વંચાઉં,
ફાલ રાસે વરણાગી થોક થોકમાં:

વૃંદાવન-કૂંજ કૂંજ શબ્દોને મૂલ...
ખોઉં નિજને નિજ વૈકુંઠી ખેલમાં;
જાણું ના પાર એમ આરપાર ડૂલ
લીન હૈયું આનંત્યે...ઉકેલમાં.

## કાવ્ય

•

ડૉ. દિવ્યાક્ષી શુકલ

પાડું
પગલાં
મહિયરને દેશ
ને મને
આંજે સીમનો
સોહામણો વેશ!

## તારી પિછાણ છે

●

### પ્રજ્ઞા દીપક વશી

તે હાંસિયે જે જે લખ્યું તારી પિછાણ છે;
લિપિ નથી વજૂદનું પાક્કું લખાણ છે.

યુગોથી ગર્વ એ કરે, મારે ઊંચાણ છે;
તારે જ લીધે આજ દિ' ખીણે નીચાણ છે.

ખીલે કળી કે ફૂલ, ટકે, પાનખર-વસંત,
માળીને બીજું શું ખપે? એનાં વખાણ છે.

ગાંધારી જેવું જીવીને પુરવાર શું થશે?
પથરે તર્યા ઈલાજ બધા રામબાણ છે?

મૂલ્યો ફગાવી જે ચણે પાયો મકાનનો,
એના પશુત્વે કેવી સજાવી ગમાણ છે!

'ગર વારતા ભૂખ્યો કરે મેવા-મીઠાઈની,
નક્કી એ પેટ, ભૂખથી ચડ્યું સરાણ છે.

જ્યાં બંધ ભૂલથી થઈ બારી કૈં સત્ત્વની,
ત્યાં કોણ, કોનું, ક્યાં પછી કરતું ભેલાણ છે.

ગાંઠીને જો 'ગર પ્રેમ છે, વિશ્વાસથી સભર,
બંધન એ સાતે જન્મનું દેતું પ્રમાણ છે.

ક્યાં જઈ ઉકેલું પ્રશ્ન હું મારા વજૂદનો,
મ્હોં ફેરવે એ એમ કે જાણે અજાણ છે.

## વિધાનો નહીં કરું

●

### ચંદ્રેશ મકવાણા 'નારાજ'

ઉકળી ઊઠે તું એવાં વિધાનો નહીં કરું;
જા આજથી તને હું સવાલો નહીં કરું.

મારી બધી મહાનતા ભૂલી જઈશ હું,
તકતીઓ ગોઠવીને તમાશો નહીં કરું.

એમાં વણાઈ ગ્યું છે વણનારનું હુનર પણ,
હું એમાં મારી રીતે સુધારો નહીં કરું.

તું સાચવ્યાનાં સઘળાં નિશાનોય સાચવીશ,
એથી જ તારે ત્યાં હું વિસામો નહીં કરું.

નારાજગી જ મારો સાચો સ્વભાવ છે,
એથી વધું હું કોઈ ખુલાસો નહીં કરું.

## ગઝલ

●

### અનિલ ચાવડા

આવ્યા અમે ફરીથી એવી સવાર લૈને;
કે થૈ ગયો છે સૂરજ છૂટ્ટો પગાર લૈને.

તું નીકળે અહીંથી રસ્તો જ હું બની જઉં,
બેઠા ઘણા વરસથી આવો વિચાર લૈને.

આવી રહી છે ઇચ્છા આ કોનું ખૂન કરવા?
આંખે અગન ભરીને, કેડે કટાર લૈને.

આ રોગ મેં જ મારો જાતે પસંદ કીધો,
હું શું કરું તમારી આ સારવાર લૈને?

ટીપાંઓ નીકળ્યા છે કાંધે મને ચડાવી,
ને આસુંઓની પાછળ લાંબી કતાર લૈને.

પ્રફુલ્લ રાવલ

## અવરજવરનો પ્રકાશ

•

વેસ્સિલિસ વિટ્સાકિસસ

લીલી, પીળી, લાલ
આશા, આનાકાની, ચેતવણી
સ્ફૂર્તિ, સાવચેતી, નિષ્ફળતા
જન્મ, શ્રમ, મૃત્યુ.

ચાલુ...બંધ...ચાલુ
મોટરો
આવે, રોકાય, જાય
પ્રકાશ વારાફરતી
ચાલુ...બંધ...ચાલુ

બધા રસ્તાઓ
સ્વચ્છ!
જમણે, ડાબે, વળાંકે
અને છતાં
બધું સ્થગિત
ક્ષણ સ્વામી છે
લય વિષમ છે
અને અંધ.

તેઓ આવે છે.
તેઓ રોકાય છે.
તેઓ જાય છે.
આનંદી પ્રવાસી મોટરો
ખૂબ જોરથી શ્વાસ લેતા ખટારા
ઉતાવળી એમ્બ્યુલન્સ અને
ધીમી હાલતી સ્મશાનયાત્રાઓ.

તેઓ આવે છે.
તેઓ રોકાય છે.
તેઓ જાય છે.
તેઓ ફરી આવશે.
મુસાફરો એ જ હશે.
માત્ર પછીના સમયે
પ્રકાશનો રંગ
કદાચ જુદો હશે.

અને મોટર
બીજી એક!

# શ્રવણયાત્રામાં કવિ સુન્દરમ્‌ને સહજ ભાવથી સ્મરું (આસ્વાદ)

**લાભશંકર ઠાકર**

આજે ૨૨-૩-૨૦૦૭ને દિવસે કવિ સુન્દરમ્‌ને સહજ ભાવથી સ્મરું. આ સ્મરણ તે હશે મારી અનાયાસ શ્રવણયાત્રા. કવિ આજે સદેહે હોત તો ૯૯ વર્ષના હોત. આખું જ વર્ષ સુન્દરમ્‌ના શતાબ્દી વર્ષનો સ્મરણીય ઉત્સવ બની રહેશે.

'એક વર્યો ગોપીજનવલ્લભ' એમ તો કોઈ ભક્ત કહે. અમારી તરુણ વયે તો અમે અનેક કવિઓને મનમાળા પહેરાવી દીધી હતી. અમારી અખંડ ભક્તિ એકાધિક કવિઓના શબ્દપઠનની શ્રવણયાત્રામાં નિજમાં નિમગ્ન રહેતી.

કોઈ અભ્યાસીની હેસિયતથી એક પણ અક્ષર પાડવો નથી. સ્મરણમાં છે રચનાઓ. તેના ઝંકારમાં જ ઝંકૃત થવાના આનંદને સહજ ભાવથી સાંભળવો છે.

કોઈના લગ્નનું નિમંત્રણ આવે. પત્રમાં અભિનંદનના બે શબ્દો અને કવિ સુન્દરમ્‌ની એક પંક્તિ લખીને મોકલું.

> જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.

એક જ પંક્તિનું આ કાવ્ય છે? હા.

રચનાનું શીર્ષક છે, કડી. કડી તો જોડે, બાંધે. આ યુક્તિ, યોગ જો સ્નેહથી થાય તો? તો તે યુક્તિ મુક્તિનો પર્યાય બની રહે. આવી યુક્તિની, સંપૃક્તિની ઝંખના વારુ કયા મનુષ્યને નહિ હોય? આ સ્નેહ પ્રસરે ત્યારે રવીન્દ્રનાથ કહે છે તેવો ભાવ જાગે : 'યુક્ત કરો સબાર સંગે'. યુક્ત કરો સહુની સાથે.

સ્નેહકડી બંધન બનીને મોક્ષનો પર્યાય બની જાય. ભાવ છે, ભાવના છે. ઝંખના તો ફૂટે મનોદૈહિક અંતઃસ્રાવોના આવેગમાં તરુણ વયે. કેવી?

> તને મેં ઝંખી છે
> યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.

એક પંક્તિ અનુષ્ટુપની, સ્નેહકડીની, પૂર્ણ કાવ્ય છે. આ શિખરિણીની દોઢ પંક્તિ પણ પૂર્ણ કાવ્ય છે.

સંરચના-ના લાઘવમાં પ્રસાર છે, વિસ્તાર છે અને તે અસીમ છે? હા, એવું અંતસ્તલનું નિવેદન છે.

"ઝંખી'તી" નથી. ઝંખી 'છે'. પૂર્ણ વર્તમાનનું ક્રિયાપદ છે. અતીત અલગ નથી. તે વર્તમાનના સાતત્યના 'છે' સુધી લંબાયેલો છે. સર, ડિઅર પોએટ, સુન્દરમ્ આ અનુજ કવિ ભાવકની સલામ!

'છે'ની સ્ટ્રક્ચરલ વ્યંજના, માનવીય ચેતનાઓના યુગની ભાવોત્કટ વ્યંજના છે. 'મેં' તે કોઈ એક વ્યક્તિનો અવાજ નથી. યુગોથી આ વર્તમાનની ક્ષણ સુધી ઝંકૃત થતો અવાજ છે. ના, વ્યક્તિ નહીં આ 'અભિવ્યક્તિ' છે. ઝંખના છે અને યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસ કહીને વ્યક્ત કરવી પડે તેવી ઝંખના છે. છે અને તે આ ક્ષણ સુધી 'છે'. આ ઝંખનાનો અવાજ સર્વકાલીય અને સર્વસ્થલીય એવી કરુણ વિસંગતિનો અવાજ છે.

ભાવ છે તેથી ભાવના છે? કળાકૃતિ સમાધાન નથી. તે ભાવોત્કટ જાગૃતિ, ભાવકના ભાવનમાં, ભાવયિત્રી પ્રતિભાનું પ્રશ્નાકારમાં રૂપાન્તર કરે. એમ ન પણ કરે. કવિની કાવ્યરૂપરચના? સ્મરણમાં ઉપસે છે એક, ત્રણ પંક્તિની રચના તો તે ય સ્મૃતિપટમાં વાંચું.

> હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની,
> ને જે અસુન્દર રહી તેહ સર્વને,
> મૂકું કરી સુન્દર ચાહી ચાહી.

માત્ર અને માત્ર વિધાન છે, વિધાનો છે. ત્રણ પંક્તિમાં કોઈ થીસિસ છે? હાઈપોથીસિસ, કલ્પનોત્થ સત્ય છે? ટૂંકમાં 'હા' જવાબ આપીને ભાવન ભલે આગળ વધે, ભાવકનું.

ચાહના જેમ અંતર્નિહિત છે અને પ્રે-ર-ક છે તેમ વિષય પણ પ્રેરક હોય? જેમ કે 'સુન્દર ચીજ સૃષ્ટિની.' હા, હોય. સુન્દર ચીજની ચાહના એટલે એટેચમેન્ટ? એકંદરે તો એવું જ માનવજગતનું સત્ય પ્રત્યક્ષ થાય છે. છતાં 'ભાવ' છે, જે છે તે સર્વને, ચાહવાનો. આ

રચનાની સ્મરણ અને શ્રવણયાત્રા મને અટકાવે છે એવું લાગે પણ અંદર, ચેતનામાં તો, એમ કંઈ કશું ક્યારેય અટકતું નથી.

આ ત્રણ પંક્તિના સંવિધાનમાં કવિની ભાવદૃષ્ટિ જાણે બહાર જોવાને બદલે, અંદર પોતાની અંદર જોવા પ્રેરાય છે. ભલે મુખરિત થઈને કહેવાયું નથી. પણ સુન્દર અને અસુન્દર એવો 'ભાવ' તે ભાવદૃષ્ટિમાં છે. એ દૃષ્ટિ મ્યૂટેટ, સમૂલ ઉત્ક્રાંત, થાય તો ભેદભાવ ન રહે. કવિ કલાપીની પંક્તિ આ ક્ષણે જ ભાવકના ભાવનપટમાં ઉપસી આવે છે. 'સૌંદર્યો પામતાં પહેલાં સૌંદર્ય બનવું પડે'. 'વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે'. 'લવ ધાઈ નેબર'. કવિ-વાણીમા ય અને સંતવાણીમાં ય વિધાનો જ છે. આઉટસાઈડને રિપેર કરતાં પહેલાં ઈનસાઈડને રિપેર કરવાના ભાવબોધની ત્રણ કાવ્યપંક્તિઓ કહું કે ઇનર મંચની નિષ્કપટ સ્વગતોક્તિ છે.

શુભારમ્ભનો 'ભાવ' છે. જે ગાંધીની ચેતનામાં સહજ અને સદ્ય ઇમોશનલી મ્યૂટેટ થયો. જે ચેતનામાં સત્ય, શિવ અને સુન્દર પર્યાયો બની ગયા.

વિષય તો છે જ. કહેવા ખાતર 'વિષયાન્તર' કરીએ. ભાવકના ઇનર મંચ પર જે ઉપસી આવ્યાં છે તેમની, ચાક્ષુષ શ્રવણીયતા, નિર્નિમેષ લયલીન બનીને સાભળુ.

> રાજાના દરબારમાં રસિકડી મેં બીન છેડી અને
> તેં તારા ઠમકારથી સકળનાં ચોરી લીધાં ચિત્તને.

કોઈ ગોષ્ઠિની ક્ષણોમાં નાયક તે પ્રસંગને સ્મરણરૂપે વર્ણવી રહ્યો છે. હા, તે ગાયક, વાદક છે. નાયિકા નર્તક છે, ગાયિકા છે.

> રાજા ત્યાં હરખ્યો, સભા ખુશ થઈ: 'માગી લિયો ચાહ્ય સો.'
> બંને આપણ થંભિયાં પણ ન કૈં સૂઝ્યું જ શું માગવુ,
> ને પાછાં હસી આપણે મનભરી ગાયા બજાવ્યા કર્યું.

કળાનું નિજાનંદ સત્ય પાંચ પક્તિના શ્લોકમાં કવિએ કેવું નાટ્યાત્મક એકોક્તિરૂપે પ્રત્યક્ષ કર્યું છે!

'માંગી લિયો ચાહ્ય સો' એવો ઉદ્‌ગાર ક્ષુબ્ધ કરે ન કરે, પણ અંદરની તાનભરી, ગાનભરી વિગલિત વેદ્યાન્તરની ક્ષણો એમ તે કલાકારોને 'માંગવા' માટે '...'વી શકે?

કવિ સુન્દરમ્‌ની એકાધિક રચનાઓની સહજ શ્રવણયાત્રા તે તો ભાવકનું અંગત સત્ય હોય, છે. તેવા ભાવસાતત્યમાં લાવ એક ભાવ-લય-તાનભરી ચેતનાને, ડિસ્ટન્સથી, કઈક મધ્યમાંથી, ઝૂમ કરીને સમીપથી, સાવ સમીપથી, એનસર્કલિંગ કરતાં કરતાં જોવામાં, સાંભળવામાં તલ્લીન થાઉં, અબઘડી. આવે છે અવાજ આ, ક્યાંથી?

> મેરે પિયા મૈં કછુ નહીં જાનું
> મૈં તો ચુપ ચુપ ચાહ રહી.

'ચુપ ચુપ ચાહ-'નો ચકાર અને 'રહી'-નો પ્રત્યક્ષ વર્તમાન આ સૃષ્ટિને, ધરિત્રીને થોડીક ક્ષણોમાં જ તો જાણે મચ પર પ્રત્યક્ષ કરે છે.

> મેરે પિયા તુમ કિતને સુહાવન
> તુમ બરસો જિમ મેહા સાવન
> મૈં તો ચુપ ચુપ નાહ રહી.

ચાહ રહી-ના ક્રિયાપર્યાય રૂપે જ 'નાહ રહી'-ની શ્રવણીય ચાક્ષુષતા પ્રેક્ષ્ય-પ્રેક્ષકના ભેદને વિગલિત કરી નાખે છે?

નાદ સહિતની ચુપ ચુપ નીરવતા અંતઃશ્રુતિપટનો અનન્ય આહ્લાદ છે.

> મેરે પિયા, તુમ અમર સુહાગી
> તુમ પાયે મૈં બહુ બડભાગી
> મૈં તો પલ પલ બ્યાહ રહી.

ત્રણ ક્રિયાપર્યાયો 'ચાહ-નાહ-બ્યાહ રહી' તે ભાવકની શ્રવણસંપદા છે. 'પલ પલ'-નું ભાવસત્ય ભાવકના ચિદાકાશમાં નિત્ય અને નૂતન ઉઘાડ-ની અપૂર્વ રહસ્યચાવી છે.

સર્જક કવિ અર્થ ગુમાવી બેઠેલા પરંપરિત સમાજસંસ્કારની ભાષાને ભૂંસી નાખે. ભલે તે સદીઓની સદીઓથી ન ભૂંસાઈ હોય. તે બેડી અને બંધન બની કર્કશ ખખડતી હોય.

'પલ પલ બ્યાહ રહી'-ની ઘટના મનસા-વાચા ઘટી છે તો તે સત્ય છે. સત્ય અને શિવના પર્યાય જેવી સુન્દર ઘટનાની આ શ્રવણયાત્રા ભાવકની અંગત સ્મરણીય સંપદા છે, વારસામાં મળેલી!

૨૨-૩-૨૦૦૭

# 'વિચ્છેદ'માં વિદ્રોહ વણતી સર્જકચેતના (વિવેચન)

રાધેશ્યામ શર્મા

કવિ મણિલાલ હ. પટેલની કવિતાયાત્રા ૧૯૮૩માં 'પગ્થા વિનાના દેશમાં'-થી શરૂ થઈ ૨૦૦૬માં સચિત્ર 'વિચ્છેદ' સુધી આવી પહોંચી છે. 'પતઝર' સંગ્રહ હિન્દીમાં, ૧૯૯૯માં થયો તે બાદ કરતાં ગુજરાતીમાં કુલ ચાર સંગ્રહ થયા.

'વિચ્છેદ'ની ઓળખ ગ્રામચેતનાની કવિતાના સંચય તરીકે આપી છે. 'ગ્રામચેતના' એવું લેબલ ચોંટાડવાની ચેષ્ટા માત્રથી એની ઊંચી ગુણવત્તા સિદ્ધ ના થાય. મને-કમને ગામ તજી નગરોમાં આવી વસેલાં લોકનો નૉસ્ટેલ્જિયા, ભિન્ન ભિન્ન સાહિત્ય પ્રકારોમાં રેલાયો છે. આમ જોવા જાઓ તો મોટે ભાગે, શહેર પણ મૂળ ગામડાંની વસ્તીનું સંકલિત થાણું રહ્યું; આજે પરિસ્થિતિ બદલાઈ છે, કેમ કે અત્યારની પેઢી નગરોમાં જન્મી - ઉછરી છે; એને ગામ સાથે સ્નાનસૂતકનોય સંબંધ નથી. જેમનાં મૂળિયાં વતન ગામ સાથે ચોંટેલાં રહ્યાં એમનો માનસવૈભવ હાલની પેઢીના નાગરિકોના નસીબમાં નથી. શું ગુમાવ્યું છે એની પણ નવી જનરેશનને જાણ નથી, એ 'વિચ્છેદ' જેવા સંચયોમાંથી પસાર થતાં ખયાલ આવે.

'ગ્રામચેતના'ના ઉલ્લેખથી દલિત ચેતના અને લલિત ચેતનાના ભાગલા સાંભરે. આવું વિભાજન અને આવો જુદાગરો જરૂરી છે? ગ્રામ-દલિત ચેતના કહેવા માત્રથી એનું સાહિત્યિક વજૂદ વધી-ઘટી જતું નથી. મહિમા આખરે તો સર્જકચેતનાનો છે અને એ નિકષથી જ મૂલ્યાંકન થવું ઘટે.

આ સાથે આધુનિક સાહિત્યકાળ અને અનુ-આધુનિક સમયનાં મુખ્ય લક્ષણો આધુનિકતા સાથે આત્મલક્ષી સંકુલતા અને અનુ આધુનિક સાથે લોક-માન્ય સરલતા નોંધાયાં છે. પણ અહીં જરી ગોથું ખવાય છે તે એ બાબતે કે સંકુલતામાં સરલતા અને સરલતામાં સંકુલતા એક યા બીજી રીતે પ્રવેશેલી હોય છે જ. જોનાર પર મદાર છે.

'વિચ્છેદ'નો સર્જકસંદર્ભ આ પંક્તિઓમાં પ્રબલપણે વ્યક્ત થયો છે :

> નિર્જન તળાવની તિરાડો
> કવિતા : બેનનું ગૌરીવ્રતનું જાગરણ
> ભીતરના જખમો યુગોની પીડા
> અહો રાત... અહો રાત... સતત જાગરણ
> મારી કવિતા.

'ભીતરના જખમો' વૈયક્તિક સ્તરે પૂરી ઈમાનદારીથી અભિવ્યક્તિ પામ્યા હોય, તદુપરાંત 'વિચ્છેદ'ની થીમને સમુચિત શબ્દકર્મથી ન્યાય મળ્યો હોય એવી કવિતાઓમાં 'ગામ જવાની હઠ છોડી દે' (પૃ.૨૩), 'મારું ગામ' (પૃ.૨૫) 'કડવાં ફળ' (પૃ.૨૨) ખાસ છે. ગામ જવાની હઠ તો ઊભી છે, ત્યાંની પ્રકૃતિ, ત્યાંનાં સ્થાનવિશેષ, ત્યાંની શૈશવ સ્નેહ સ્મૃતિ વગેરેનો વ્યતીતરાગ અકબંધ છે. પણ દ્વૈધીભાવેય અન્ય કારણોથી વ્રીડાજનક રહ્યો છે જેમાં ખાસ છે :

> નથી વાવતા ભાઈ મકાઈ, ગામ જવાની હઠ છોડી દે;
> લોહી ખરું પણ નથી સગાઈ, ગામ જવાની હઠ છોડી દે.
> (પૃ.૨૩)

'ચોપાઈ'માં પણ આ ભાવ પુનઃ ડોકાયો છે:

> લાગી આવે હાડોહાડ
> ભાઈ કરે આંગણમાં વાડ
> (પૃ.૩૫)

'કડવાં ફળ'નો સ્વાદ ભાવક માટે પણ સ્મરણીય :

> વ્હેણ બદલતાં નદીઓ માફક
> સગા લોહીનાં છળ જોયાં છે
> *
> પ્રેમ-સીંચેલા મીઠા વેલા
> તે પર કડવાં ફળ જોયાં છે
> (પૃ.૨૨)

'આંખો શું કામની હોય છે?' રચનાનો ચચરાટ પણ અનુભવયોગ્ય છે :

શૈશવમાં ફટાકડાની જિદે
બાપુજીએ લાફો ચોડી દીધેલો
- હજી ચચરે છે એ દિવસો

(પૃ.૫૯)

વિચ્છેદ થવામાં મૂળ કારણો વૈયક્તિક જાકારા તુરછકારના છે, પણ કર્તાએ એની સાભિપ્રાયતા, સચોટ સર્જનાત્મકતાની નવાજેશ કરી ઉપસાવી આપી છે.

ગ્રામચેતનાનાં સ્મૃતિ કલ્પનોમાં ક્ષયિષ્ણુતા (decadence) શૂન્યત્વ દ્વારા સિદ્ધ થયેલો અંતર્ગૂઢ કરુણ અત્યન્ત આસ્વાદ્ય છે :

ઊભા ગામમાં ઘૂઘરિયાળો બાવો ફરતો હશે
સાપ કાળવો છાનો છૂપો દરમાં સરતો હશે

(આ બાવો તેમ જ સર્પ-પ્રતીક સત્યજિત રાયના 'પથેર પાંચાલી'ની હારોહાર ઊભું રહે એવું છે...)

ચોરે બેસી બીડી વીટતો કણબી ખાલીખમ હશે;
બધા ઘસાતા ગયા ખાંધિયા હુક્કામા ના દમ હશે.
ઊભી શેરીએ ફૂલેકાનો હજી વાગતો ઢોલ હશે,
ત્રિભેટા પર છૂટી ગયેલો માનો છેલ્લો બોલ હશે.

(પૃ.૨૬)

રાવજીને આ લખનારે 'દગ્ધ કૃષિકવિ' લેખે 'સંસ્કૃતિ'માં પોંખેલા, ત્યાર બાદ રઘુવીર ચૌધરીએ 'મને કેમ ના વાર્યો?' દ્વારા જાનપદ સભ્યતાને પરિલક્ષિત કરી અને એ જ દિશામાં મણિલાલ પટેલનું ગ્રામચેતનાપ્રધાન પ્રદાન પ્રસ્તુત સંચયથી સિદ્ધ થયું છે. અતિશયોક્તિ લાગે તોય કહ્યા વિના ના રહેવાય કે સર્જક રાવજી સાથેના 'ફિક્સેશન'થી આગળ વધી કવિ મણિલાલને પ્રતિષ્ઠિત કરવું યોગ્ય છે.

'વિચ્છેદ'માં વિપુલ લેખનનો પરિચય મળે છે તેથી વિશેષ, એક જ વિષયવસ્તુને એકાધિક સંખ્યાથી વર્ણવવાનો રાગ પણ પામી જવાય. દા.ત. 'માણસો-૧ અને ૨', 'કણબી કાવ્ય-૧ અને ૨', 'સ્મરણ-૧ અને ૨', 'ડાંગ વનોમાં : પાંચ(૫) કાવ્યો, 'પાંચ ખુરશી કાવ્યો', 'ગાન-૧ અને ૨', ટ્રેનમાંથી સાંજ : બે અનુભૂતિઓ'. વગેરે... રચનાઓમાંથી પસાર થતાં લાગે કે કર્તાની સિસૃક્ષા અને સર્જનાત્મકતા સંખ્યાને અતિક્રમી જઈ શકી છે. પ્રમાણ જોઈતું હોય તો કણબી-કણબણને સ્પર્શતી રચનાઓ જોઈ લેવી. પટેલ કોમની લાક્ષણિકતાઓ અહીં જેવી કળાથી ઝીલાઈ છે એવી કદાચ રાવજીમાં પણ નથી અવતરી! 'ચાડિયો-ખેતર-કણબી'માં ગીતની હળવાશ અને મિજાજની નજાકત કેવી સહજતાથી વણાઈ છે : 'વાત સાવ ગપ્પુ ને ગપ્પામાં માલ નહીં, / ચાડિયાની આંખોમાં ટીપું પણ વહાલ નહીં' (પૃ.૪૦). ઘણાં બધાં ગીતોની મોતનમાળમાં 'વિચ્છેદ'ની વ્રેહવેદના આ પંક્તિઓમાં મૂર્ત થઈ છે :

ગામવટો પામ્યા ને વરસો વીત્યા ને
તોય માલીપા ખેતરના આસ
પગમાં વીંટાતી હજી કેડીઓ ને સીમ :
મારાં રોમ રોમ શેઢાનું ઘાસ

(પૃ.૫૨)

રાવજીનું 'ઘાસલ' અને ઉશનસ્‌નું વિખ્યાત 'ઘાસવિશ્વ' અહીં પણ સચવાયું છે અકબંધ. તો 'કાળિયાની જીવનકથા', 'ઓ મોવાડી'ના લયલલકારમાં ચિત્રાંકિત થઈ છે :

મરઘીનાં બચ્ચાંની સાથે રમે લફરાળાં છોકરાં, ઓ મોવાડી
મિલ્કતમાં રઝળે છે માટીનાં વાસણ બે ખોખરાં, ઓ મોવાડી

(પૃ.૯૧)

'રાજસ્થાનમાં ચાર કાવ્યો' જેસલમેરને અનુલક્ષી કર્યાં છે, પણ એની અલગ ઇબારત છતાં ગુલામ મોહમ્મદ શેખને અનુસરી થયાં હોય એવી છાપ કેમ ઊપસે છે? 'પળને પૂછ' (પૃ.૮૧)ની એક પંક્તિ 'રિશ્તે નાતે બાતે વાદે : મતલબ સબ કા' વાંચીએ ત્યારે કર્તાના ચિત્તમાં ફિલ્મ 'ઉપકાર'નું જાણીતું ગાયન ડિક્ટેટ કરતું લાગે!

છ રોકડી કૃતિઓ 'ભીતરમાં', 'પ્રીતિફળ', 'આ-ગમન પછી', 'તમે ગયાં', 'કમળવન', 'સંક્રમણ' શિખરિણી-સોનેટમા નિબદ્ધ છે. ત્યાં

વિરહીની સંવેદનામાં શૃંગારનો પાસ યૌનપ્રતીક સમેત સરસ ઝમ્યો છે :

જરી પાણી પીને તુજ વસનને સ્હેજ અડકું :
સ્તનો જાણે સ્પર્શ્યા ચમકી ઊઠતો; મેઘવરસે
હવે અંગુલિમાં લય-તરસનો નાગ તરસે

(પૃ.૧૧૪)

છંદોલય પરનો પ્રશસ્ય કાબુ ઘણે સ્થાને વરતાશે. 'તિલક કરે સરદાર' જેવી વિભૂતિ-પ્રાસંગિક-સ્થાનવિશેષ રચનાઓ ઠીક ઠીક છે; ગઝલ-ગાન-બારમાસી કથાવાર્તા પણ ક્યાં નથી?

'વિચ્છેદ'ની મુખ્ય ધારાથી અલગ પડી જતી કૃતિ 'જાત સાથે-' છે. જેમાં નાયકની આંખે કાળાં ડાબલાં છે, ઘ્રાણેન્દ્રિયથી, સ્પર્શેન્દ્રિયથી સ્વજનોનો તે અહેસાસ તો અનુભવે છે, પણ એકલાપણાના સુખ ભેળું દુઃખ પણ કોચી રહ્યું છે : 'જોકે જાત સાથે રહેવું ઘણું મુશ્કેલ છે; નહીં?' (પૃ.૬૦)

જાતે કરેલા અને સગાંવહાલાંથી સાંપડેલા ભીતરી 'જખ્મો'ની કવિતા અહીં પ્રામાણિકતાથી પ્રભાવક પુરવાર થઈ તે જોતાં સાર્ત્રનું કથન પ્રસ્તુત અને પૂરક લાગે છે : "We only become what we are by the radical and deep-seated refusal of that which others have made of us."

સાર્ત્ર 'અધર ઇઝ હેલ' જેવું કહી બેઠા, જ્યારે મણિલાલ હ. પટેલ જેવા, દંભી સૌજન્યનો અંચળો ફેંકી દઈ કાવ્યભાષાના માધ્યમથી સ્વ-જનો સાથેનો વિચ્છેદ અને વિદ્રોહ અભિવ્યક્ત કરી શક્યા.

['વિચ્છેદ', લે. મણિલાલ હ. પટેલ, પાર્શ્વ પ્રકાશન, અમદાવાદ-૧, પૃ.૧૨૪, મૂલ્ય. ૮૦/-, પ્રથમ આવૃત્તિ ૨૦૦૬]

## ગુજરાતી કવિતાનાં ભયસ્થાનો?

"ભયસ્થાનો છે ખરાં પણ તે બહુ ગભરાવે એવાં નથી, કેમકે એ ભયોત્પાદક વસ્તુઓમાં ટકી રહેવાની શક્તિ બહુ નથી. એ જે કાંઇ વિકૃત તત્ત્વ જેવું છે તે પોતાની મેળે જ જોતજોતામાં થાકી જશે અને ખલાસ થઈ જશે અને ચૈતન્યનું સાચું આરોગ્ય સ્થાપિત કરશે જ. અને એને માટે આશાને પૂરેપૂરું સ્થાન છે.

એક વસ્તુ તો એ છે કે આપણા આજના કવિઓ જે લખી રહ્યા છે અને એમનામાં જે કંઈ બની રહ્યું છે તે આખાયે જગતમાંકવિઓની ચેતના જે દશામાંથી પસાર થઈ રહી છે તેના જ એક સભાન કે અભાન આવિષ્કાર જેવું છે. અને આજના જગતના કવિઓ જગતના જીવનમાં બનતા રહેલા મહાન બનાવો, જેમ કે, છેલ્લાં બે મહાયુદ્ધો, એના પ્રત્યાઘાતમાંથી જન્મેલા લેખકો છે. એ પ્રત્યાઘાતની ગતિ ક્યાં સુધી પહોંચે છે એ જોવાનું રહે છે. આ રીતે જોતાં આજનો કવિ જે અનુભૂત છે એના તરફ વેગપૂર્વક ધસી રહ્યો છે. એટલે કે, જેને આપણે જીવનના સૌંદર્યમય અનુભવો ગણતા હતા, સુંદર અને દિવ્ય વસ્તુઓ ગણતા હતા, તેનો જાણે પૂરતો અનુભવ થઈ ચૂક્યો હોય અને હવે બાકીના જે અનુભવો લેવાના હોય તે માટે તેઓ ગતિ કરવા લાગ્યા છે. એટલે કે, જીવનનાં અસુંદર, દુર્ભગ વગેરે તત્ત્વો ઉપર આપણી આંખ મંડાઈ અને એને પણ આપણે રસાનુભૂતિનો વિષય બનાવ્યો. કાવ્યમાં આ રુક્ષતાનું તત્ત્વ આમ તો બ.ક.ઠા. દ્વારા રસવત્ બનીને પ્રવેશ પામ્યું, એનો જ તંતુ અમે આગળ લંબાવીને 'ભંગડી' અને 'તૂટેલી ચંપલ' સુધી લઈ ગયા. અમારી પછીના કવિઓ ઘણી હિંમતપૂર્વક આગળ વધીને ડૉક્ટરના ડ્રેસિંગ ટેબલ પાસેના કચરાની ટોપલી સુધી પહોંચી ગયા છે. આ ગતિએ હજી આગળ જવાની જરૂર હશે ત્યાં લગી એ પહોંચી જશે અને એનો છેડો દેખાશે ત્યારે એ પાછા ફરીને કંઈક ખરેખર શુદ્ધ, સુભગ, સુંદર, મધુર તત્ત્વમાં પાછા આવશે."

—સુન્દરમ્

(શ્રી સુરેશ દલાલ સાથે તા. ૭-૬-૧૯૬૯ થી ૧૦-૬-૧૯૬૯ દરમ્યાન પોંડિચેરીમાં યોજાયેલ મુલાકાત વખતે 'પ્રશ્નોત્તરી'માં. જુઓ 'સુન્દરમ્-સુધા' પૃ. ૩૩૬-૩૮૦)

હેમેન્દ્ર એ. શાહ

**દીપડો – લેપર્ડ** (Panthera pardus)

સિંહ, વાઘ પછી દીપડો બિલાડીકુળનું અગત્યનું, મોટું માંસભક્ષી પ્રાણી છે.

ઘણાં લોકો દીપડાને અને ચિત્તાને એક જ પ્રાણી ગણે છે. ખરેખર તો આ બંને પ્રાણી તદ્દન જુદાં છે અને બંનેના સ્વભાવ, આકારમાં ઘણો ફરક છે.

ભારતમાં ચિત્તો (Acinonyx jubatus)પૂર્ણતયા નાશ પામ્યાને ૮૦ વર્ષ ઉપરનો સમય થઈ ગયેલો છે. વર્ષો પહેલાં તે ગીરના જંગલમાં પણ જોવા મળતો હતો તેવી નોંધ છે.

વિશ્વમાં હાલ ચિત્તા આફ્રિકા, ઈરાન અને અફઘાનિસ્તાનમાં જોવા મળે છે, અલબત્તા ભારતમાં એક પણ ચિત્તો નથી. ચિત્તાની ડોક દીપડા કરતાં લાંબી હોય છે અને પેટ પાતળું હોય છે. જંગલી પ્રાણીઓમાં સૌથી વધુ ઝડપે દોડનાર ચિત્તો જરૂર પડે ૮૦ થી ૯૦ કિ.મી.ની ઝડપે દોડી શકે છે.

દીપડો કે લેપર્ડ ભારતના મોટા ભાગમાં જોવા મળે છે. તે ભારતનાં બધાં રાજ્યોમાં છે, ફક્ત હરિયાણા રાજ્યમાં નથી. આ માંસાહારી પ્રાણી, વાંદરા, મોર, જંગલી ભૂંડ, નાનાં હરણ તેમ જ લાગમા આવે તો અને જરૂર પડે બકરી, ગાય, ભેંસને પણ મારી ખાય છે.

દીપડો ચતુર, ચંચળ, બુદ્ધિશાળી અને ઠગારું પ્રાણી છે. ઘણે દૂરથી માનવીની ગંધ પારખી જાય છે, તેથી તેનો શિકાર કરવો કે ફોટા પાડવા એક અઘરું કામ છે. સામાન્ય રીતે તે રાત્રે શિકાર કરે છે, પણ બચ્ચાં નાનાં હોય તો દિવસે પણ શિકાર કરવા નીકળે છે. હાલ ગીરના જંગલમાં ત્રણસોથી વધારે દીપડા હોવાનું મનાય છે. ગીર ઉપરાંત પંચમહાલ, ડાંગ, સાબરકાંઠા, વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ, ભાવનગર, જૂનાગઢ, કચ્છ, બનાસકાંઠા વગેરે જિલ્લાઓમાં એટલે કે લગભગ આખા ગુજરાતમાં તે ઠેર ઠેર જોવા મળે છે. ભારતનાં બધાં જ રાજ્યોમાં દીપડા જોવા મળે છે, ફક્ત હરિયાણા રાજ્ય તેમાં અપવાદરૂપ છે, અર્થાત્ ત્યાં દીપડા નથી.

મોટી બિલાડીઓમાં દીપડો પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવામાં તથા પોતાની વસ્તી વધારવામાં ઘણો સફળ રહ્યો છે. પોતાને પૂરતો ખોરાક ન મળે તો જ, એટલે કે જંગલી ભૂંડ, નાનાં હરણ, મરઘીનાં બચ્ચાં, મોર, કૂતરાં વગેરે ન મળે તો જ, તે માનવી ઉપર હુમલો કરે છે.

ગીરના જંગલમાં ત્રણસો ઉપરાંત દીપડા છે. તે સિવાય ગુજરાતના બીજા વિસ્તારોમાં ૨૫૦ થી૨૭૦ જેટલા દીપડા છે. દીપડા દિવસ દરમ્યાન ખડકાળ ગુફા જેવી ઠંડકવાળી જગ્યામાં સંતાઈને આરામ કરે છે. રાત્રે શિકારની શોધમાં જાય છે.

વાઘ અને સિંહનાં ચામડાં, લિંગ, નખ, ખોપરી વગેરેનું માર્કેટ મોટું છે, તેવું મોટું માર્કેટ દીપડાનું નથી, વળી, દીપડાનો શિકાર કરવો પ્રમાણમાં અઘરો છે. આ કારણસર દીપડાનો વસ્તીવધારો થતો રહે છે, અને તે પોતાનું અસ્તિત્વ સારી રીતે જાળવી શક્યો છે. તે શિકારીઓને હાથતાળી આપવામાં નિપુણ છે.

દીપડાનું વજન સામાન્ય રીતે ૬૫ થી ૭૦ કિ.ગ્રામ હોય છે. તેની લંબાઈ ૧૭૫ સે.મી.થી ૨૦૦સે.મી. હોય છે. તેનું વજન અને લંબાઈ જુદા જુદા વિસ્તારમાં જુદું જુદું હોય છે, અને તેમાં ઘણો ઘટાડો-વધારો જોવા મળે છે. તેનું આયુષ્ય ૧૪ થી ૧૬ વર્ષ વચ્ચેનું હોય છે. તેના આગળના બે દાંત અત્યંત મજબૂત હોવાથી તે શિકારને આસાનીથી ફાડી ખાય છે. દીપડાના પગના નહોર અંદર-બહાર કરી શકાય તેવા વિશિષ્ટ પ્રકારના હોય છે.

એક વખત ગીરના જંગલમાં હું ફોટોગ્રાફી કરવા ગયો, ત્યારે થાકીને એક ઝાડ નીચે આરામ કરવા બેઠો હતો. થોડી વાર થઈ હશે ત્યાં અચાનક દીપડાનાં ત્રણ બચ્ચાં, જે બે-ત્રણ દિવસનાં હોય તેવાં લાગતાં હતાં, મારા પગ પાસે આવીને રમવાં લાગ્યાં. હું અચાનક આવેલા આ રમકડાં જેવાં બચ્ચાંને જોઈને ખુશ ખુશ થઈ ગયો; અને તેમને હોંશભેર ઊંચકીને રમાડવા માંડ્યો. ઉતાવળમાં બે-ચાર સ્નેપ લઈને પાછો તેમની સાથે રમવા માંડ્યો. બચ્ચાં એટલાં નાજુક હતાં કે હાથમાંથી લસરી પડતાં



ભરૂચ પાસેનો ડેડિયાપાડા જંગલનો હુમલાખોર દીપડો
(તસવીર : હેમેન્દ્ર એ. શાહ)

હતાં. તેમની ચામડી ચીકણી અને સુંવાળી હતી કે દબાવીને પકડીશ તો તેઓને ઈજા થશે એ બીકે હું લપસવા દેતો હતો. ગીરના જંગલમાં અત્યંત અંદરના વિસ્તારમાં બપોરે લગભગ ૧૨-૩૦ વાગે મેં બચ્ચાંને લગભગ ૨૦-૨૫ મિનિટ સુધી રમાડ્યાં હશે, ત્યાં તો એક વન અધિકારી મને શોધતા શોધતા, જે ઝાડ નીચે હું બેઠો હતો, ત્યાં આવી ચડ્યા. પહેલા તો મને દૂરથી જોઈને તેમને ખ્યાલ આવ્યો નહીં કે મારા હાથમાં શું છે? તેઓ નજીક આવ્યા ત્યારે મારા હાથમાં દીપડાનાં બચ્ચાં છે તે જોઈને એકદમ ચોંકી ઊઠ્યા "હેમેન્દ્રભાઈ! જલદી ઊભા થઈને ભાગો. બચ્ચાંની મા આવી ગઈ તો આપણા બંનેના રામ રમી જશે. બચ્ચાંની નજીક પણ ન જવાય અને તમે તો બચ્ચાંને હાથમાં લઈને રમાડો છો? તમને શું થયું છે? તમે આપઘાત કરવા ધારો છો કે શું?" તેમનો ભયભીત અવાજ સાંભળીને મને ટ્યુબલાઈટ થઈ અને મને ખ્યાલ આવ્યો કે મેં કેટલી મોટી ભૂલ કરી છે. બચ્ચાં છોડીને ત્વરિત પગલે અમે બંને ત્યાંથી ભાગ્યા અને પાછું જોયા વગર દૂર દૂર જતા રહ્યા. આ બનાવ પછી આવી ભૂલ મેં ક્યારેય કરી નથી. એ તો અમારાં નસીબ સારાં હતાં કે બચ્ચાંની મા લાંબો સમય થયો હોવા છતાં આવી નહીં.

વાઈલ્ડ લાઈફ ફોટોગ્રાફી કરવામાં ઘણો આનંદ આવે છે, પણ ઘણી વાર આપણે આનંદવિભોર થઈ ભૂલ કરીએ છીએ તે ઘણી વાર આત્મઘાતક સાબિત થાય છે. જાણે અજાણ્યે જ્યારે આપણે વનવિભાગના નિયમોનો ભંગ કરીએ છીએ ત્યારે આપણી જાત માટે તથા વન વિભાગના કર્મચારીઓ માટે સમસ્યા ઊભી કરીએ છીએ.

બિલાડીકુળમાં ઘણી બધી જાતો છે. જેમાં કેરેકલ (કચ્છ), ક્લાઉડેડ લેપર્ડ (ટ્રોપિકલ જંગલો), પ્યુમા(માઉન્ટ લાયન-કેનેડા-દક્ષિણ અમેરિકા વગેરે), જાગુઆર (Panthera onca), સ્નો લેપર્ડ જેવી વિવિધ ૪૦ જાતિની બિલાડીઓનો સમાવેશ થાય છે. (ક્રમશઃ)

**તને મેં ઝંખી છે**
**યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.**

"આને માટે કશું જ બાહ્ય નિમિત્ત ન હતું. મારે મારી પ્રેમાનુભૂતિને ગાવી છે એવો પણ કોઈ સંકલ્પ કે સ્ફૂરણા ન હતી, પણ મારા સમસ્ત સ્વરૂપમાં આવી વસ્તુ જામીને પડેલી તો હતી જ. પણ તેની તીવ્રતા અને વિરાટતા આવો આવિર્ભાવ પામશે એવી કલ્પના ન હતી. સહરાનું તરસ્યું વિરાટ રણ પોતાની ઉત્કૃષ્ટતા લઈ આવી ગયું, તેની પાછળ ભૂગોળમાં હું સહરા ભણેલો એ જ્ઞાન કામ કરતું હતું એમ પણ નહિ, પણ આ સહરામાં મને પ્રેમ અને બીજું બધું આખા જગતમાં અને મારામાં સિંચાઈ સિંચાઈને પડેલાં હતાં તે આમ આ ક્ષણે ચિત્તની નરી નિસ્પંદ વિચારમુક્ત સ્થિતિમાં, ચિત્ત કરતાંયે વિશેષ તો અંતરાત્માની, આંતર ચિતિની અને તેને ગૂઢ પ્રકટ રીતે આવરી લઈ તેમાં સંચરિત થતી વિશ્વચેતનાની એક ગતિરૂપે પ્રગટ થઈ..."

('મારી સર્જન પ્રક્રિયા', 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' બી.આ.પૃ.૨૭-૩૭) — **સુન્દરમ્**

# મરીઝ : એક ગઝલકાર (અભ્યાસ)

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

કોઈ સહાનુભૂતિને લાયક નથી 'મરીઝ',
એને હવા ન દો એ બુઝાતો ચિરાગ છે.

જીવનભર જે બુઝાતા ચિરાગની જેમ જીવ્યા અને ગઝલો દ્વારા જેમણે ગુજરાતી ગઝલક્ષેત્રે એક ચિરંતન અજવાળું પ્રગટાવ્યું એવા તેજસ્વી ગઝલકાર મરીઝ વિશે અને તેમની ગઝલોના ભાવવિશ્વ વિશે આજે મને થોડીક વાતો કરવામાં આનંદ અને ધન્યતાની લાગણી થાય છે.

ગુજરાતના ગાલિબ તરીકે એક સમયે જેની ઓળખ આપવામાં આવતી હતી એ મરીઝના જીવન વિશે કશું પણ સ્પષ્ટ અને વિગતવાર મળતું નથી; પણ તેમની સાથે જે થોડાક પ્રસંગો અને જે થોડોક સમય વિતાવ્યો છે તેને આધારે અને તેમણે પોતાના શબ્દોમાં જે લેખો લખ્યા છે તેને આધારે તેમ જ તેમના સંપર્કમાં આવેલાએ તેમને વિશે જે નોંધ કરી છે તેને આધારે તેમના જીવન વિશે શરૂઆતમાં થોડીક વાતો કરવાનું અહીં વિચાર્યું છે. જોકે ૧૯૬૮માં પ્રગટ થયેલ તેમના ગઝલસંગ્રહ 'આગમન'ની પ્રસ્તાવનામાં તે જણાવે છે કે તેમની ઘણી ગઝલોને તેમણે તેમની રહેવા નથી દીધી. એ ક્યાં હશે તેની પણ તેમને જાણ નથી. અને અમીન આઝાદની સાથે સુરત, મુંબઈ વચ્ચે જે પત્રવ્યવહાર ચાલતો હતો તેમાં પણ અમીન આઝાદે તેમની ઘણી ગઝલો ખોઈ નાંખી છે. એટલે મરીઝના જીવનની તમામ વિગતો કે મરીઝની તમામે તમામ ગઝલો આપણને મળી શકી નથી તેનું દુઃખ થાય, પણ મરીઝ તો એની દલીલોમાં પણ જવાબ આપી શકે છે...

મરણ પછી જે થવાનું છે તેની ટેવ પડે,
હું તેથી મારા જીવનમાં જ આમતેમ રહ્યો.

*

સંગાથી શાયરો આગળ વધી ગયા કેવા,
જુઓ 'મરીઝ' ને જેવો હતો એ એમ રહ્યો.

૧૯૧૭ની ૨૨મી ફેબ્રુઆરીએ સુરતમાં પઠાણવાડામાં જન્મેલા અબ્બાસ અબ્દુલઅલી વાસીના નામથી આપણે પરિચિત નથી પરંતુ આ જ વ્યક્તિએ પોતાનું નામ-અટક બધું ભૂંસી નાખીને તખલ્લુસ રાખ્યું 'મરીઝ' અને આ મરીઝે ગુજરાતી ગઝલોને મૂઠી ઊંચેરી સાબિત કરી. દાઉદી વ્હોરા કોમમાં જન્મનાર મરીઝનું ભણતર માત્ર બે ચોપડીનું હતું. પરંતુ સાહિત્યમાં તેમને એટલો બધો રસ હતો કે તેઓ ઘેર બેઠાં બેઠાં જ અંગ્રેજી અને ઉર્દૂ શીખ્યા અને તે ભાષાના સાહિત્યનો અભ્યાસ કર્યો. બે ચોપડીથી આગળ ન ભણનાર મરીઝનું વાંચન પુષ્કળ. ઉર્દૂના તેઓને વોરેશિયસ રીડર કહી શકાય. તેમના પ્રિય શાયરો હતા અનીસ, મીર, અને મોમીન. મરીઝસાહેબ સાથે એકવાર વાત થઈ કે આ 'મરીઝ' તખલ્લુસ શા માટે? અને તેમણે તેમની અસલી વ્હોરાની ભાષામાં મને જવાબ આપ્યો હતો કે 'તું છોકરા બહુ પૂછ પૂછ કરે છે'. અને આ પ્રસંગે તેમણે મસ્તીમાં આવીને તેમનો પોતાનો એક શે'ર કહેલો :

જા, ગુમ થા હતો તારો હુકમ તો પછી 'અબ્બાસ',
ગુમ ક્યાં હો બીજે એ તારા સ્વપ્નમાં સર્યો લે.

અહીં એક વાત કહેવાનું મન થાય છે કે ખરેખર કોઈએ કહ્યું હશે અને 'અબ્બાસ' 'મરીઝ' બની ગયો, પણ ગાલિબે 'અસદ' નામ મૂક્યું હોય એવી થોડી રચના કરી છે એવી જ રીતે મરીઝમાં પણ તેમનું 'મરીઝ' નહીં પણ 'અબ્બાસ' નામ મક્તામાં મૂક્યું હોય તેવી થોડી ગઝલો જોવા મળે છે. કદાચ આવું 'મરીઝ'ને 'ગાલિબ' કહેવામાં આવતું હતું એ નિમિત્ત બન્યું હશે. મરીઝને 'ગુજરાતના ગાલિબ' તરીકે માન મળવાને લીધે તેમણે થોડા કાફિયા, રદીફો સીધા ગાલિબના જ લઈને એ જ જમીનમાં થોડી ગઝલોની રચના કરી છે. દા.ત. : કરે કોઈ, કહે બગેર, (કહ્યા વિના) વગેરે ગઝલો. જોકે આ ગઝલોમાં ગાલિબની ગઝલોની જ

જમીન, એવા જ કાફિયા, સમાન રદીફ હોવા છતાં અનુકરણ ક્યાંય દેખાતું નથી. પોતાની આગવી સૂઝથી, 'આગમન'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં શ્રી મનુ દેસાઈ જણાવે છે કે તેમ, વિચારનો તાંતણો ગાલિબમાંથી ઉપાડી લઈને પોતાની આગવી પ્રતિભાથી એ તાંતણાનો દોર મરીઝે સિફ્તપૂર્વક પલટાવી દીધો છે. કલાસૂઝની જાણકારીનો એમાં આર્વિભાવ જોઈ શકાય છે.

બક રહા હૂં જુનૂ મેં ક્યા ક્યા મૈં,
કુછ ન સમજે, ખુદા કરે કોઈ
— ગાલિબ

કાં કરું છું સમજ વિના વાતો,
કૈંક સમજે, ખુદા કરે કોઈ.
— મરીઝ

જોકે મરીઝને ગાલિબ કહીને ભારે નુકસાન કરવામાં આવ્યું છે. કોઈને પણ કોઈની સાથે સરખાવવું યોગ્ય નથી. ગાલિબ ગાલિબ હતા, મરીઝ મરીઝ છે. અને જો ઈશ્વરને કોઈના જેવા બનાવવાની ઈચ્છા થતી હોય તો ફરીવાર રામકૃષ્ણ પરમહંસ બનાવ્યા હોત, ફરી વાર કાલિદાસ બનાવ્યા હોત. બીજા નરસિંહ મહેતા પણ નથી બન્યા અને બીજાં મીરાંબાઈ પણ નથી બન્યાં. મરીઝ તરોતાજા હતા. અને આથી જ એમનો શે'ર યાદ આવે છે :

નવીનતાને ન ઠુકરાવો, નવીનતા પ્રાણપોષક છે,
જુઓ કુદરત તરફથી શ્વાસ પણ જૂના નથી મળતા.

મરીઝની સાથે એકવાર ગઝલના સૌંદર્યતત્ત્વ સંદર્ભે વાત ચાલતી હતી. તેમણે એક વાત કહેલી તે મને યાદ છે. સાહિત્યને સંબંધ સૌંદર્યના સત્ય સાથે છે અને વિજ્ઞાનને સંબંધ પદાર્થના સત્ય સાથે છે. વાતવાતમાં માર્મિક વાક્યો કહેવા તે તેમની એક લાક્ષણિક્તા હતી અને આથી...

હો ગુર્જરીની ઓથ કે ઉર્દૂની ઓ 'મરીઝ',
ગઝલો ફક્ત લખાય છે દિલની ઝબાનમાં.

આજના આ લેખમાં તેમની ગઝલોને બુદ્ધિથી નહીં હૃદયથી મૂલવવાનું વધુ યોગ્ય લાગ્યું. કારણ કે સુગંધ ક્યાંથી અને કઈ રીતે પ્રગટે છે તેને સમજવા માટે આપણે હૃદયથી નજીક જવાનું હોય છે. અને તેને માટે હૃદયથી નજીક જવાનો પ્રયત્ન કર્યો છે. તેમના જીવન વિશે જો વાત કરું તો ૧૪ વર્ષની વયે તેમણે પ્રથમ કૃતિની રચના કરી હતી. અને તે પ્રસંગ હતો પોતાની બહેનના ઘેર દીકરીના જન્મનો. ૧૭ વર્ષની ઉંમરે યુનિવર્સલ રબર વર્ક્સમાં રબરના બુટ બનાવવાની નોકરીથી શરૂઆત કરનાર મરીઝે પછી જન્મભૂમિ અને માતૃભૂમિ અને 'વતન'માં પત્રકાર તરીકે નોકરી કરી હતી. દાઉદી વોરા કોમના સાપ્તાહિક 'ઇન્સાફ'ના તંત્રી પદે પણ રહ્યા હતા.તેમના ગઝલસંગ્રહો 'આગમન' અને 'નકશા' છે. ધાર્મિક દૃષ્ટિએ તેમણે બે પુસ્તકો લખેલાં છે — એક ઈમામ હુસેનને અંજલિરૂપે, 'મઝલુમે કલબલા' અને બીજું પુસ્તક 'હુર', જેમાં તેમણે મજહબની દૃષ્ટિએ કેટલીક ગઝલો લખેલી છે. દાઉદી વોરા કોમમાં લોકોને આ બે ધાર્મિક પુસ્તકો ખૂબ ગમ્યાં હતાં. અને મરીઝની ભાષામાં કહીએ તો આર્થિક દૃષ્ટિએ મરીઝને માટે તે પુસ્તકો શુકનવંતાં હતાં. મરીઝની શરૂઆતની ગઝલોમાં ઈસ્લાહ અમીન આઝાદે કરેલી હતી. એટલે પ્રારંભગાળા પૂરતા પણ મરીઝના ગુરુ તરીકે અમીન આઝાદને ગણાવી શકાય. જોકે અમીન આઝાદે મરીઝની ગઝલોની ઈસ્લાહ કરવામાં એટલી બેદરકારી રાખેલી હતી કે ઘણી ગઝલો તેમણે ખોઈ નાંખી. જો આ બધી ગઝલો સચવાઈ હોત તો વધુ ગઝલસંગ્રહો મળી શક્યા હોત. આવી જ રીતે મરીઝ બહુ નમ્રતાથી 'આગમન'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં જણાવે છે તેમ 'તે પછીનાં વર્ષોમાં મેં પોતે મારી કંઈક ગઝલોને મારી રહેવા નથી દીધી. એ ક્યાં હશે તેની પણ મને જાણ નથી.'

મરીઝે એક વૈદને ગઝલો વેચી હતી અને એ વૈદરાજે 'તબીબ'ના તખલ્લુસથી એ ગઝલો પ્રગટ કરી હતી તે કિસ્સો જગજાહેર છે. ગુજરાતની ગઝલોની અને ગઝલકારોની મર્યાદા અને કમનસીબી એ છે કે દર પેઢીના કોઈને કોઈ ગઝલકારોએ ગઝલો વેચી છે અને નામનાભૂખ્યા શિખાઉ કવિઓએ ગઝલો ખરીદીને પોતાના નામે ચઢાવી દીધી છે.

આજે ગુજરાતી ગઝલ જે મરીઝ માટે ગૌરવ લે છે

તે મરીઝને પણ પ્રારંભિક સમયગાળામાં કેવી મુશ્કેલીનો સામનો કરવો પડ્યો છે તેનો ખ્યાલ તેમના 'આગમન' સંગ્રહની પ્રથમ આવૃત્તિની અંદર તેમણે 'બાંધણી' શીર્ષક નીચે જે અંગત વાત જણાવી છે તે જોતાં આવે છે.

"મારો પ્રથમ મુશાયરો 'ઓલ ઈન્ડિયા રેડિયો' પર થયેલો. અપાયેલી પંક્તિ પર મેં પણ ગઝલ રચેલી. રંગીલા ગઝલકાર ભાઈશ્રી આસિમ રાંદેરી દ્વારા મુશાઈરાની દૃષ્ટિએ મારો એ પ્રથમ પ્રવેશ હતો. મને યાદ છે કે મારી રૂબરૂમાં જ 'આ કોણ છે? એને બોલવા દેવામાં ન આવે'. આવું દબાણ ત્રણ-ચાર, તે વેળા ગણાતા, ગઝલકારોએ ભાઈ 'આસિમ'ને કરેલુ. ભાઈ આસિમનો ટૂંકોટચ જવાબ હતો : 'એનું ઉપનામ 'મરીઝ' છે. નવોદિત ગઝલકાર છે. અને તે બોલશે જ.'

ગઝલ બોલવા સિવાય મારે બીજું કાંઈ બોલવા જેવું ન હતું. ગઝલ બોલી ગયો. મુશાયરા પછી ગઝલ સમ્રાટ શ્રી શયદાએ કહ્યું 'સરસ લખો છો, પણ ભાષા કાચી છે.'

દૈનિક 'સાજ વર્તમાન'માં બીજે દિવસે મુશાયરાનો વૃત્તાંત છપાયો. હેવાલ નિવેદકે એમાં સૌ ગઝલકારોને તરેહ તરેહથી બિરદાવેલા. મારા વિશે લખેલું. 'મરીઝ'ની શાયરી પણ મરીઝ જેવી હતી, બીમાર, પાંગળી. એવાઓને શા માટે બોલાવવામાં આવે છે?"

'આગમન'ની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં મરીઝ જણાવે છે તેમ, ગઝલની દુનિયામાં મહામહેનતે ગોઠવાયો છું. આ મરીઝ વિશે ગુલઝારે શાયરી (સંપા. કુલીન વોરા, ૧૯૯૨)ની પ્રસ્તાવનામાં શ્રી શયદા જણાવે છે કે, "મુશાયરામાં જો કોઈ ખ્યાતનામ ગઝલકાર ન હોય તો જનતાને જેમ સૂનુંસૂનુ લાગે છે એ જ રીતે મંચ પરના ગઝલકારોમાં ભાઈ 'મરીઝ' ના હોય તો મંચ પર બેઠેલા ગઝલકારોને સૂનુંસૂનું લાગે છે. અર્થાત્ સર્વ ગઝલકારોમાં ભાઈ 'મરીઝ'નું સ્થાન ઊંચું છે. અતિ ઊંચું છે. એમની મૌલિકતા એમની જ છે. ભાઈ 'મરીઝ' વ્હોરા કોમના નબીરા છે. વ્હોરા કોમની ભાષા સાંભળતાં ટીકા કરવાનું મન થાય. એ જ કોમમાં આજે એવા નવયુવાનો ગુર્જરીની સેવા કરી રહ્યા છે, કે વ્હોરા કોમને ગર્વ થયા વિના રહે નહીં અને જનતા વ્હોરા કોમને અભિનંદન આપ્યા વિના રહે નહીં.

ભાઈ મરીઝની ગઝલો ક્ષણિકવાર સાંભળવા માટે નથી, વાંચીને વિચારવા માટે છે. હૈયામાં કોતરી રાખવા માટે છે અને વાંચનાર, ગઝલને હૈયામાં ન કોતરે તો પણ ગઝલ આપોઆપ કોતરાઈ જાય છે.

કવિતાનું પહેલું લક્ષણ વાંચવામાં સહેલ અને સમજવામાં મુશ્કેલ. ભાઈ મરીઝની ગઝલો માટે એમ જ છે. વાંચતા જાવ અને વિચારતા જાવ. અર્થમાંથી અર્થ નીકળતો જ રહેશે. અવનવો આનંદ આવતો રહેશે.

કેટલાક ગઝલકારો, બિરાદરો 'મરીઝ'ને ફારસીના મશહૂર શાયર હાફિઝ સિરાઝી સાથે સરખાવે છે. મારો અભિપ્રાય જુદો છે કે મરીઝ પોતાના સ્થાને ઠીક છે. હાફીઝની સાથે સરખાવવાથી મરીઝની ઈજ્જત વધતી નથી. હું 'મરીઝ'ને જે રીતે સમજ્યો છું તે મેં ઉપર બતાવ્યું છે.

અત્યંત સાદી ભાષામાં ભારોભાર ચિંતન અને લાગણીની વહી જતી સરવણી એ તેમની ગઝલોની લાક્ષણિકતા છે. મરીઝની ગઝલો લખવાની વિશેષતા એ હતી કે ગુજરાતી ગઝલો તેઓ ઉર્દૂ લિપિમાં લખતા હતા. ગઝલોમાં સાદાઈ અને ચિંતન પર તેમણે ખૂબ જ ભાર મૂક્યો છે. 'ફૂલ' જ્યાં સુધી વપરાય ત્યાં સુધી 'પુષ્પ' શબ્દ ન વાપરવો તેવી તેમની સાદાઈ હતી. ગઝલના મર્મજ્ઞ મરીઝસાહેબે સાદાઈથી ભરેલી અને ભારોભાર ચિંતન ધરાવતી અઢળક ગઝલોનું સર્જન કર્યું છે. તેમના શે'ર વાંચવામાં સરળ, પરંતુ સમજવા જતાં અર્થમાંથી બીજો અર્થ પ્રગટાવતા હોય છે. ધૂની અને ભૂલકણા દેખાતા આ શાયરને પોતાના સિવાય અન્ય શાયરોની ગઝલો અને અસંખ્ય શે'રો યાદ હતા. સાવ સામાન્ય લાગતા શે'રોનું જ્યારે જવનિકા છેદન કરી બતાવે ત્યારે મરીઝની ગઝલસૂઝ પર વારી જવાતું. જેમ મરીઝ ગઝલના લેખનમાં જુદા હતા તેમ તેમની રજૂઆતમાં પણ એ જુદા હતા. ઉત્તમ ગઝલોના સર્જક

રજૂઆતમાં ખૂબ નબળા હતા. વ્હોરા કોમની ભાષા હોવાને કારણે, થોડીક ઉચ્ચારગત ખામીઓને કારણે તેમની ઉત્તમ ગઝલો મરી જતી હોય તેવું લાગે. અમૃત ઘાયલે ગઝલની શરૂઆત માટે એક સુંદર શે'ર કહ્યો છે...

એક મજબૂરી મનની રહી ગઈ મનમાં,
એક ગઝલ જેમ મરી જાય રજૂઆત વગર.

મુશાયરામાં જો ગઝલ યોગ્ય રીતે રજૂઆત ન થાય તો મરી જતી હોય છે. પણ હાજર-જવાબી મરીઝે તેને માટે ય એક સરસ શે'ર કહ્યો છે :

શાયર છું મારી રીતે ગઝલ હું રજૂ કરીશ,
બુલબુલ નથી કે કંઠ મારો ફક્ત દાદ લે.

મરીઝની ગઝલોની ચર્ચા જેટલી નથી થઈ, કે મરીઝના અન્ય ગુણોની ચર્ચા નથી થઈ એનાથી વધારે ચર્ચા તેમના અને દારૂના અભિન્ન સંબંધોની થયેલી છે :

એને મહાન ચીજ અમે પણ નથી ગણી,
ખાલી મહત્તા દે છે અમારા વ્યસનને તું.

મરીઝને એના સમકાલીન અને પછીના ગઝલકારોએ પણ – દારૂડિયો છે, પોતાના છોકરાની ફીના પૈસામાંથી પણ દારૂ પી જાય છે તેવી વાતો કરીને – માત્ર તેમને બદનામ કરવાના જ પ્રયત્ન કરેલા છે. આ મરીઝ સમજ્યા. 'મરીઝ કો પુરસ્કાર ચેક મેં દો યા કેશ મેં દો, બોટલ કે પાંચ રૂપિયા ખુલ્લે મેં દેના' આવી વાતો વહેતી કરીને એને ખૂબ અન્યાય કર્યો છે. મરીઝે નશાની અંદર પણ અનેક ઉમદા કાર્યો કરેલાં છે. તેના વિશે થોડીક વાતો 'જન્મભૂમિ પ્રવાસી'ના ૧૮-૧૦-૧૯૮૧ના અંકમાં શ્રી હરીન્દ્ર દવેએ કરેલી છે :

૧૯૬૫ના પાકિસ્તાન સાથેના યુદ્ધવેળા બનેલી ઘટના છે. એ વેળા અંધારપટ, કરફ્યૂ, વગેરે સહજ હતા. મરીઝનો પુત્ર ક્યાંક પડોશમાં ગયો હતો અને રાત સુધી આવ્યો ન હતો. 'મરીઝ' એને શોધવા નીકળ્યા. પટાવાળો લેંઘો અને ઉપર ગંજી. નજીકમાં જ જવું હતું એટલે વધારે કપડાં પહેરવાની એમને જરૂર ન લાગી. જરાક આગળ જતાં જ રસ્તા પર એક હાઈડ્રન્ટ ખુલ્લો હતો અને તેમાંથી પાણી જતું હતું. આ જોઈ 'મરીઝ'ને થયું, 'દેશ માટે આ કટોકટીનો સમય છે. ત્યારે પાણી આ રીતે વેડફાય?' મરીઝ થોડીક મસ્તીમાં હતા. હાઈડ્રન્ટ હાથેથી બંધ ન થાય એનો તેમને ખ્યાલ ન રહ્યો. એ હાથેથી વેડફાતુ પાણી બંધ થાય તેની કોશિશ કરવા લાગ્યા.

કોણ છે? શું કરે છે? બે પોલીસનો અવાજ સંભળાયો.

મરીઝે કહ્યું 'આ પાણી નકામું જાય છે. બંધ કરવા કોશિશ કરું છું.'

હાથેથી બંધ કરે છે.

હવે 'મરીઝ'ની મસ્તી ઊડી. તેમને ખ્યાલ આવ્યો કે આ તો પ્લમ્બરના ઓજારથી જ ખૂલે કે બંધ થાય.

'ના. એમાં તો પ્લમ્બરનું ઓજાર જોઈએ.'

'ક્યાં છે તારો સાથીદાર પ્લમ્બર? તમે શહેરના હાઈડ્રન્ટ ખોલવાનો ધંધો લઈ બેઠા છો?' પોલીસ તાડૂક્યો.

'પ્લમ્બર? મારી સાથે કોઈ પ્લમ્બર નથી.'

'તો પછી આ હાઈડ્રન્ટ તેં હાથેથી ખોલ્યો?'

મરીઝ પાસે કોઈ જવાબ ન હતો. યુદ્ધનો સમય. પોલીસે બરાબર 'રંગેહાથ' પકડ્યા હતા. એટલે પોલીસચૉકીએ ગયા વિના છૂટકો ન હતો. પોલીસચૉકીમાંથી કઈ રીતે ઉગારો થાય તે વિશે 'મરીઝ' ને કશું જ સૂઝતું ન હતું. ચૉકીએ પહોંચ્યા. 'મરીઝ'ને એક ટેબલ પર રાહ જોવા કહ્યું. સબ ઈન્સ્પેક્ટર આવે તેની રાહ પોલીસ જોતા હતા. સબ ઈન્સ્પેક્ટર આવ્યા. સદભાગ્યે એ ગુજરાતી હતા. શાયરીના શોખીન હતા. 'કોણ મરીઝ, તમે? તેમણે પૂછ્યું.

મરીઝે ખુલાસો કર્યો. સબ ઈન્સ્પેક્ટરે તેમને સહીસલામત ઘેર મૂકી આવવા પોલીસને સૂચના આપી.

'હરીન્દ્રભાઈ, મારી ગઝલે મને ઘણીવાર ઉગાર્યો હશે, પણ ભારત-પાકિસ્તાન યુદ્ધ વખતે મારી ગઝલ મારી વહારે ન ધાઈ હોત તો મારી શી હાલત થઈ હોત?'

આ પ્રસંગમાં ત્રણ વસ્તુ પ્રગટ થાય છે. મરીઝની પુત્રવત્સલતા, દેશપ્રેમ અને તેમની શાયરીના ચાહકો કેટકેટલે સ્થળે પથરાઈને પડ્યા છે એ હકીકત.

હરીન્દ્રભાઈ જણાવે છે તેમ મરીઝનાં બે રૂપ છે. ક્યારેક મિત્રોમાં એટલા ખીલે કે બીજાને બોલવાનો અવકાશ ન રહે. ક્યારેક એ ચૂપ થઈ જાય. એકવાર એ ચૂપ હતા. સૈફ પાલનપુરીએ પૂછ્યું. મરીઝ, કેમ કંઈ બોલતો નથી? મરીઝે પોતાનો એક શે'ર કહ્યો :

કોઈ મારી કથા પૂછે નહીં તેથી સુણી લઉં છું,
ગમે ત્યારે, ગમે તેની, ગમે તેવી, કહાનીને.

સરળતા એ મરીઝના જીવનનો અને ગઝલોનો ગુણવિશેષ બની રહી છે. એમના શબ્દો એવા આકર્ષક છે કે તેમની ગઝલો હોય કે તેમની સાથે વિતાવેલો એકાદ પ્રસંગ હોય, તમારા ચિત્ત ઉપર એક છાપ અચૂક મૂકી જાય છે. તેમનું વ્યક્તિત્વ પણ એવું સરળ કે એ સરળતા અને ભાષાની સચ્ચાઈ ગમી જાય. એક પ્રસંગ આ સંદર્ભે જોવા જેવો છે.

એક સવારે રઘુવીર ચૌધરી, ઘનશ્યામ દેસાઈ વગેરે મિત્રો સાથે ભારતીય વિદ્યાભવનમા 'સમર્પણ'ની નાનકડી કેબિનમાં બેઠા હતા. ત્યાં મરીઝ આવ્યા. સાંકડી જગા-ચા લઈને આવનારા કેન્ટીનના છોકરાએ ચા ઢોળી. મરીઝના સફેદ પેન્ટ પર ચા ઢળી, પાણીથી એ પેન્ટના ડાઘ લૂછવા પ્રયત્ન કર્યા ત્યારે મરીઝે કહ્યું : 'રહેવા દો, હરીન્દ્રભાઈ, સુકાઈ જશે એ તો. આ ડાઘનો વાંધો નથી. દુઃખ એ વાતનું છે કે કોઈ નિર્દોષ અકસ્માતથી આ ડાઘ પડ્યા છે એ કોઈ નહીં માને.'

મરીઝના એ શબ્દોથી સૌ હસી પડ્યા. પણ પછી એનો ધ્વનિ સમજાતાં એક અદશ્ય આંસુ અમારા સૌની આંખમાં આવી ગયું.

મરીઝનો આ પ્રસંગ કેટલો સ્પર્શી ગયો હશે કે હરીન્દ્ર દવેએ તેમની નવલકથા 'અનાગત'માં છનાલાલ અને નાયકની ચર્ચા દરમ્યાન ચંદન મારવાડી વિશે જે સંવાદ મૂક્યો છે તે જોતાં આપણને પ્રતીત થાય છે કે એમાં રજૂ થયેલો દેશી નાટકોનો અભિનેતા ચંદન મારવાડી એ હકીકતમાં બીજું કોઈ નહીં પરંતુ ગઝલકાર મરીઝ પોતે.

"... પણ તમે ચંદન મારવાડીનું નામ સાંભળ્યું છે?"

"હા, જો કે એને જોવાનો લ્હાવો નથી મળ્યો..."

"આ ચંદન મારવાડીને, સાહેબ દારૂએ જ જિવાડ્યો અને દારૂએ જ માર્યો.

ચિક્કાર પીએ... એક વાર એના કપડા પર ભૂલથી ચા ઢોળાઈ ત્યારે મને કહે, 'છનાલાલ ચા ઢોળાઈ એનું કંઈ નહી. પણ દુઃખ એ વાતનું છે કે આ કપડાં નિર્દોષ અકસ્માતથી બગડ્યાં છે એમ કોઈ નહીં માને. સૌ કહેશે કે ચંદન નશામાં ચૂર બનીને ગટરમાં પડ્યો હશે અને ત્યાં કપડાં બગાડી આવ્યો..."

આલોક સાંભળી રહ્યો.

"હું આડી વાતે ચડી ગયો સાહેબ, આ ચંદન દારૂ પીએ ત્યારે જ ચંદન હોય. ત્યારે જ એ પાઠ કરી શકે. એણે ચિક્કાર પીધો હોય, સ્થિર ઊભો પણ રહી શકતો ન હોય, પણ મેકઅપ કરી સ્ટેજ પર આવે તો, આખી પબ્લિક એની એન્ટ્રી પર તાળીઓ પાડે. આ તાળીઓ એને હોશમાં લાવી દે. પછી એ સૌને જુએ, સાથે આર્ટિસ્ટને જુએ, પોતાના મેકઅપને જુએ અને પોતાનો પાઠ યાદ આવી જાય સાહેબ. એ જે કંઈ બોલે એ નાટક બની જાય. એની વાતચીતના આધારે થિયેટરના કવિઓ નાટકના સંવાદો ગોઠવતા..." (પૃ ૮૭-૮૮ અનાગત· હરીન્દ્ર દવે, બીજી આવૃત્તિ,૧૯૮૦)

મરીઝ જે કાંઈ બોલે એ ગઝલ બની જાય. મરીઝ ખૂબ પીધા પછી જ સ્ટેજ પર જતા. એમની એન્ટ્રી સમયે તાળીઓ પડે. અને પછી તે ગઝલ બોલે. અને એની વાતચીતના આધારે થિયેટરના કવિઓ નાટકના સંવાદો ગોઠવતા. આ સમગ્ર વાતો મરીઝને નજીકથી ઓળખનારા જાણી શકે તેમ છે. અને હરીન્દ્રભાઈએ કહી છે તેમ મરીઝ પોતે ઘણાને તેમના પ્રસંગો દ્વારા પ્રેરણા આપી શક્યા છે.

મરીઝે તેમના વિરોધીઓ માટે એક સુંદર શે'ર કહ્યો છે :

એમાંથી જો ઉખેડું તો આભાર ઓ હરીફ,
સંતોષ ખુદ મનેય નથી મારા સ્થાનમાં.

'ગુલઝારે શાયરી'માં જણાવ્યું છે તેમ મરીઝે મુખ્યત્વે પ્રારંભથી જ ગઝલો લખી છે. ગઝલ વિશે એમનો અભ્યાસ પણ પ્રસંશનીય છે. એમને ગઝલ વિશે એક બે પ્રશ્નો પૂછતાં ઉત્તર આપ્યો હતો કે : 'નિષ્ફળ અને સફળ પ્રેમ છે એ બંનેનું સંમિશ્રણ

માનવજીવનમાં હોય છે. એનું અવલોકન કવિએ કરતા રહેવું જોઈએ. વળી, કોઈ પણ પ્રકારના નશાની ઓથ લઈ ગઝલનું સર્જન થાય છે એ માન્યતા ભ્રામક છે. કોઈ પણ કેફી પદાર્થની અસર હેઠળ મેં ગઝલ કે કાવ્યસર્જન કર્યું નથી. નશો અને સર્જનના આ સંબંધની સ્પષ્ટતા માન ઉપજાવે તેવી નથી શું ?' (ગુલઝારે શાયરી પૃ. નં.૮)

મરીઝની ગઝલો વિશે જો વાત કરીએ તો તેમના ગઝલસંગ્રહ 'આગમન'ને જ વધારે અધિકૃત ગણવો જોઈએ. કારણ કે 'નકશા' નામનો તેમનો બીજો ગઝલસંગ્રહ અત્યંત બેદરકારી અને સૂઝ વગરનું થયેલું સંપાદન છે. પણ આ વિશે વાત કરું તે પહેલાં તેમના જીવનની એક નાજુક વાત કહેવા મન લલચાય છે.જોકે મરીઝ એક જાગૃત ગઝલકાર છે તે તેમના 'આગમન'ની પહેલી અને બીજી આવૃત્તિનો અભ્યાસ કરવાથી ગઝલરસિકો જાણી શકે તેમ છે. પ્રથમ આવૃત્તિમાં મૂકેલી ગઝલને તેમણે બીજી આવૃતિમાં મૂકતાં પહેલાં ચકાસી જોઈ છે કે ઘૂંટી પણ છે. પહેલી આવૃત્તિમાં 'મત્લાના' શે'ર વગરની ગઝલો થોડી જોવા મળે છે. તે જ ગઝલો બીજી આવૃત્તિમાં મત્લાનો શે'ર લઈને આવે છે. પાઠફેર પણ જોવા મળે છે જે ગઝલ પ્રત્યે મરીઝ કેવા સજાગ હતા તે દર્શાવે છે.

ફક્ત એ કારણે દિલમાં વ્યથા આખી ઉમર લાગી,
કે મારી બદનસીબીથી મને આશા અમર લાગી.

આ મત્લાવાળી ગઝલો લખાઈ તો છે વર્ષો પહેલાં, જ્યારે મરીઝ યુવાન હશે. હવે તેમાં એક શે'ર નવી આવૃત્તિ વખતે ઉમેર્યો છે. તેમાં તેમનો પ્રણયભાવ સચોટ રીતે વ્યક્ત થયો છે. શાયરની જેમ હવે પ્રિયતમા પણ વૃદ્ધ થતી જાય છે. યુવાનીમાં મળેલી પ્રિયતમા મોટી ઉંમરે મળવા આવી છે તેની રજૂઆત કેવી સરસ ખૂબીથી કરી છે :

ઘણાં વર્ષો પછી આવ્યાં છો એનો આ પુરાવો છે,
હતી જે હાથને પગ ઉપર તે મ્હેંદી કેશ પર લાગી.

જીવનભરનો ઈન્તઝાર સ્વીકારનાર મરીઝસાહેબે 'એ' કોણ? એ તો ગોપિત જ રાખ્યું છે.

છૂપો પ્રણયનો પથ રહ્યો આખી ઉમર સુધી,
મંઝિલનું નામ પણ ન ગયું રાહબર સુધી.

*

દમ ક્યાં મળે નિરાંતના બબ્બે છે જિંદગી,
એક તારા ઘરથી દૂર, બીજી તારા ઘર સુધી.

*

આ જગતમાં પ્રેમીઓ એવા પણ આવી જાય છે,
જે વચન દેતા નથી તેય નભાવી જાય છે.

*

જુઓ શી કલાથી મેં તમને છુપાવ્યાં,
ગઝલોમાં જો આવ્યાં તો નામે ન આવ્યાં.

મરીઝની આ વાત તે પાત્રને સાચી નહીં લાગી હોય અને આજ કારણે મરીઝને 'બાબત' ગઝલ લખવી પડે છે. જયા મહેતાના 'કવિ પ્રિય કવિતા' સંપાદનમાં મરીઝે કહ્યું છે કે "ગઝલોમાંથી કઈ ગઝલ વિશેષ પસંદ કરવી – એ અત્યંત કઠિન કામ છે. આમ છતાંયે એક ગઝલ પસંદ કરી છે. તેનું કારણ એ જનભોગ્ય છે અને અંગત પણ છે. ગઝલની સાહિત્યિક માગણી મેં એમાં જાળવી છે છતાં તે ફરમાયશી છે. આ ગઝલના દરેક શે'રમાં મેં મારી પ્રિયતમાનું નામ વણી લીધું છે. પણ તે કેવી રીતે કે કોઈ ન જાણી શકે, અને એ અજ્ઞાન સહિત ગઝલનો પૂરેપૂરો રસ માણી શકે. અને એણે એકવેળા કહ્યું હતું 'તમે કહો છો કે તું મારી ગઝલની પ્રાણ છો, પણ એમાં ક્યાંય મારું નામ તો દેખાતું નથી.' આ એની ફરમાયશ અને પછી મારી ગઝલ." (કવિ પ્રિય કવિતા, પૃ.૬૯ સંપા. જયા મહેતા. વોરા અમદાવાદ,૧૯૭૬)

મરીઝની 'બાબત' ગઝલ આ સંદર્ભે તપાસવા જેવી છે. ગઝલમાં નામ ગૂંથ્યું છે. તે પ્રગટ કર્યું છે ને નથી પણ કર્યું. આ ગઝલના થોડાક શે'ર જોઈએ :

હવે ગમે તે કહે કોઈ આ હુનર બાબત,
કહી રહ્યો છું હું મારી સમજથી પર બાબત.

*

કલાનું હાર્દ ફકત હોય છે નિખાલસતા,
એ દાસ્તાન હો દિલની કે હો નજર બાબત.

*

હૃદયનું રક્ત, નયનનાં ઝરણ, જીવનનો નિચોડ,
ભળે તો ગઝલોમાં આવે છે તરબતર બાબત.

*

હવે જો ઘર ન રહ્યું તો કરે છે કેમ વિલાપ?
તનેય ક્યાં હતી પરવા 'મરીઝ' ઘર બાબત.

પ્રિયતમાનું નામ વણી લેતી ફરમાયશી ગઝલ લખનાર મરીઝસાહેબની ગઝલોમાં જે પ્રેમના શે'ર લખાયા છે તે ગહન તત્ત્વાનુભૂતિથી પણ રસાએલા છે.

કાયમ રહી જો જાય તો પયગંબરી મળે,
દિલમાં જે એક દર્દ કોઈ વાર હોય છે.

*

પડતી હો જ્યારે અન્ય ઉપર મોહની નજર,
એવા બધા પ્રસંગ પર તુ યાદ આવી જા.

*

આ નાનાં નાનાં દર્દ તો થાતાં નથી સહન,
દે એક મહાન દર્દ અને એ પારાવાર દે.

મરીઝ ગુજરાતી ગઝલનું એક સર્વોચ્ચ શિખર છે. સરળતા, અને ઉંડાણ એ બંને તેમની વિશેષતા છે.

'આગમન'ની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં મીનુ દેસાઈ જણાવે છે કે "મરીઝે કેટલીક નઝમો અને રુબાઈઓ પણ લખી છે. પરતુ એમની પાસાદાર ગઝલોની સરખામણીમાં નઝમો અને રુબાઈઓ 'ફટકિયાં મોતી' લાગે છે. નઝમોમાં જિંદગીના પ્રામાણિક એકરારો મરીઝે મુક્ત મને મૂકી દીધા છે. આ શાયરના જીવનને સમજવામાં એ સહાયક થઈ પડશે અને એટલે અંશે એ થોડીક નબળી રચનાઓનું પણ મહત્ત્વ સ્વીકારવાનું જ રહ્યું. અલબત્ત, મરીઝનો કીર્તિધ્વજ તો એની ગઝલો છે."

મારુ માનવું છે કે મરીઝના જીવનનું સીધું પ્રતિબિંબ તેમની નઝમો અને રુબાઈઓમાં પડે છે. તેમની ગરીબી અને ગરીબીને કારણે તેમની પ્રણય નિષ્ફળતા, હૃદયની લાગણીઓની સામે તેમનો ચહેરો અને નબળું શરીર, પિતા તરીકેની નિષ્ફળતા, પોતાના શરાબપણાનો વસવસો વગેરે વિશે આપણને તેમની નઝમોમાંથી વિગતે માહિતી મળે છે. ટૂંકમા એમ કહી શકાય કે તેમની ગઝલો, તેમની નઝમો, તેમના જીવનના મહત્ત્વના દસ્તાવેજો છે. "મારી ગઝલો" એ શીર્ષક નીચે લખાયેલી નઝમ આ સંદર્ભે ખાસ જોવા મળે છે. મરીઝના ગઝલસંગ્રહો 'આગમન' અને 'નકશા'ના આધારે હવે તેમની ગઝલો વિશે થોડીક વાતો આવતા અંકે. (ક્રમશઃ)

---

"... એક નાનકડી કન્યા મારી પાસે હસ્તાક્ષર લેવાને આવેલી અને મને કહેલું કે 'એક કડી લખી આપો'. મારી આસપાસ અનેક મિત્રો ઊભા હતા. ગૂજરાત વિદ્યાપીઠનું એ ચોગાન હતું અને ત્યાં એક મોટા સમારંભે હું ગયેલો. એણે મારા હાથમાં એની હસ્તાક્ષરપોથી મૂકી અને એના 'કડી' શબ્દને પકડીને ઉપરથી પંક્તિ આવી ગઈ. ("જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી") એણે કહેલો 'કડી' શબ્દ અહીં બીજા અર્થમાં પ્રગટ થઈ ગયો અને પંક્તિ જાણે ઉપર તૈયાર બેઠેલી હોય તેમ ઊતરી પડી... હવે આમાં કઈ પ્રક્રિયા આપણે કહીશું?ભાષામાં શબ્દ એક કરતા વધુ અર્થ ધરાવે છે પણ મારું બાહ્ય મન એ શ્લેષની શોધમાં ગયેલું નહિ. શબ્દોની આ બહુ-અર્થતા મારા સંસ્કાર ભંડારમાં પડેલી જ હતી. આ શ્લેષ થાય છે એ ખ્યાલ પણ પછીથી આવ્યો. પણ 'કડી' એટલે 'પંક્તિ'નો અર્થ ધકેલાઈ જઈ સાંકળમાંની કડી એ અર્થ ચળક્યો, અને એ સાંકળનારું તત્ત્વ તો પ્રેમ છે, પણ 'પ્રેમ' નહિ પણ 'સૌ'ની સાથે વર્ણસંગીત સાધતો 'સ્નેહ' શબ્દ આવી ગયો, તેને જ પકડીને બીજો 'સ' થી શરૂ થતો 'સર્વથી' આવ્યો અને 'વડી' શબ્દ કડીના અવાજનો પડઘો પાડતો હોય તેમ તેના અર્થસંભારના ગહન ગોરંભ સાથે આવી ગયો. જીવનમાં પરમ સક્રિય એવું પ્રેમતત્ત્વ આમ આ ક્ષણે 'કડી' રૂપે ઊતરી આવ્યું. કયું નિમિત્ત, કઈ પરિસ્થિતિ, એનો હિસાબ કેવી રીતે કરીશું? એ કન્યા, એની ભાવભરી વિનંતી, પ્રસન્નતાસભર વાતાવરણ-આ બધું જ એ પ્રેમને આમ સાકાર થવા માટેનું કારણ બન્યું હશે ને?..."

—સુન્દરમ્

('મારી સર્જન પ્રક્રિયા', 'સુન્દરમ્ એટલે સુન્દરમ્' બી.આ પૃ.૨૭-૩૭)

---

## સર્જક અને ભાવક વચ્ચેનું સેતુપર્વ : અસ્મિતા પર્વ-૧૦

તા. ૩૦,૩૧ માર્ચ અને ૧,૨ એપ્રિલ દરમિયાન ભાવનગર જિલ્લાના મહુવા ખાતે કૈલાસ ગુરુકુળ મુકામે પૂ. મોરારિબાપુની નિશ્રામાં સાહિત્ય સંગોષ્ઠિ, કાવ્યાયન અને શાસ્ત્રીય સંગીત-નૃત્યના મહોત્સવ અસ્મિતા પર્વ-૧૦ની દબદબાભેર ઉજવણી થઈ ગઈ.

દર્શકગણમાં ઉપસ્થિત ભાવકો દ્વારા જ દીપપ્રાગટ્ય કરી અસ્મિતાપર્વ-૧૦ને વિધિવત્ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. એ પૂર્વે કવિશ્રી હરિશ્ચંદ્ર જોશીએ આ વર્ષે દિવંગત થયેલ સાહિત્યકારોને સ્મરણાંજલિ આપી હતી. પ્રથમ બેઠકમાં વક્તા તથા સંચાલકનું સૂત્રમાલાથી પૂ. બાપુએ અભિવાદન કર્યું હતું.

સાહિત્ય સંગોષ્ઠિની પ્રથમ બેઠક 'ગુજરાતી પ્રવાસ સાહિત્ય' વિશે હતી. આ બેઠકનું સંચાલન કરતાં મણિલાલ હ. પટેલે જણાવ્યું હતું કે, 'પ્રવાસ સાહિત્ય એ નવલકથા કરતાં પણ જૂનું સ્વરૂપ છે.' પ્રથમ વક્તા ભોળાભાઈ પટેલે એમની પ્રવાસકથા અતંર્ગત ખજુરાહો, માંડુ, ભુવનેશ્વર, અજંતા, ઈલોરા, હિમાલય ઈત્યાદિ પ્રવાસ-અનુભવો વર્ણવ્યા હતા. ત્યાર બાદ જાણીતા વિદ્વાન ભાણદેવજીએ પોતાના સમગ્ર હિમાલય-પ્રવાસની વાત પોતાના આગવા દૃષ્ટિકોણથી કરી હતી. સવારની બેઠકના અંતિમ વક્તા અમૃતલાલ વેગડે પોતાના વક્તવ્યનો આરંભ કરતાં જણાવેલ કે 'જેવી રીતે રાષ્ટ્રપતિ એ દેશનો પ્રથમ નાગરિક છે, એવી રીતે આ બેઠકના પ્રથમ શ્રોતા પૂ. બાપુ છે.' એમણે પોતાના વિશિષ્ટ પ્રવાસ- અનુભવો રસપ્રદ શૈલીમાં રજૂ કર્યા હતા. બપોરે ૩-૩૦ વાગ્યે કાવ્યાયન-૧નો પ્રારંભ થયો. કવિસંમેલનનું સંચાલન હરદ્વાર ગોસ્વામીએ કર્યું હતું. માણીએ કેટલીક કવિતાઓ :

કાપડ છોને કાણી પૈનું,
પાડો મોંઘી ભાત કબીરા.
– ચંદ્રેશ મકવાણા

રોજ એને યાદ કરવાની પ્રથા ખોટી છે;
ને બધાને સાદ કરવાની પ્રથા ખોટી છે.
– દિનેશ કાનાણી

વેલ અને વાઉ એમ કૂવા ને વાવ,
ગુજરાતી પ્રજાને આવ્યો અંગ્રેજી તાવ.
– આશા પુરોહિત

મરણ જતું ન રહે એનું ધ્યાન રાખું છું;
દરેક શ્વાસને હું સાવધાન રાખું છું.
– અશોક ચાવડા

આજે ઈશ્વરના આંખમાં જાણે કંઈ ખૂચ્યું,
ને આમ તેમ જોઈ પાણીનું ટીંપુ સ્હેજ લૂછ્યું.
– કાજલ ઓઝા

એ સત્ય છે કે વેદના કેવળ વધી જ છે,
મારી બધી ય મૂંઝવણ મારા સુધી જ છે.
–સ્નેહલ જોશી

આ ગગનચુંબી ઘરો સર્જાય છે,
આભ તો પંખીનું ઓછું થાય છે.
– ગૌરાંગ ઠાકર

અમે ફૂલોનાં વાવેતર કીધાં ને તોયે
હાથ પથ્થર ને પથ્થર ને પથ્થર;
તમે કાંટાની વાત રોજ માંડો ને તોય
તમે અત્તર ને અત્તર ને અત્તર.
– દિલીપ રાવલ

રાત્રિ બેઠકમાં પંડિત જસરાજજીનું શાસ્ત્રીય ગાયન હતું જેમાં તબલા-સંગત ઉસ્તાદ ઝાકિર હુસેને કરી હતી. સંગીતના આ બંને મહારથીઓએ સંગીતની અલૌકિક સફર આ બેઠકમાં કરાવી હતી.

તા ૩૧-૩-૨૦૦૭ના રોજ સવારે યોજાયેલી સાહિત્ય સંગોષ્ઠિ-૨નો વિષય હતો 'કાવ્યાસ્વાદ'. આ બેઠકના સંચાલક કાન્તિ પટેલે દીર્ઘ કવિતાના સૌંદર્યશાસ્ત્રની વાત કરીને કહ્યું કે, 'કોઈ કવિતા, ક્યારેય પૂર્ણ હોતી નથી.' ત્યાર બાદ દીર્ઘ કવિતાનો ઈતિહાસ ટૂંકમાં જણાવ્યો હતો.

સાંપ્રત કવિતા સાથે જેમને વધારે નિસબત છે એવા ડૉ. રાજેશ પંડ્યાએ રમેશ પારેખની કવિતા 'લાખા સરખી વારતા' વિશેના વક્તવ્યમાં જણાવ્યું કે, 'લાખા સરખી વારતા' એ પળેપળ જીવનની નિરર્થકતાના અનુભવનું કાવ્ય છે.

મણિલાલ હ. પટેલે ચિનુ મોદીના દીર્ઘ કાવ્ય 'વિનાયક' વિશે એવું કહ્યું કે 'આ કાવ્ય આધુનિકતાની નાન્દી છે.' આ બેઠકના અંતિમ વક્તા નીતિન વડગામાએ સુરેશ જોશીના 'એક ભૂલા પડેલા રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન' કાવ્ય વિશે વાત કરી હતી. તેમણે જણાવ્યું કે 'આ કાવ્યમાં પ્રગટતી આધુનિકતા ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ રીતે

પ્રગટી છે!'

બપોરના ભોજન પછી નિરાંતની પળોમાં વિવિધ પ્રાંતમાંથી આવેલા સાહિત્ય-ભાવકોએ સાહિત્યકારો સાથે સાક્ષાત્કાર કરી ગોષ્ઠિ આદરી હતી. ઠેર ઠેર સર્જાતા આ દૃશ્યથી અસ્મિતાપર્વનો ઉદ્દેશ જાણે કે સિદ્ધ થતો હોય તેવું લાગતું હતું. સાચે જ આ પર્વ સર્જક અને ભાવક વચ્ચેનું સેતુપર્વ બનતું રહ્યુ છે.

સાહિત્ય સગોષ્ઠિ-૩ની બેઠક બપોરે ૩-૩૦ વાગ્યે શરૂ થઈ. જેનુ સંચાલન જાણીતા સાહિત્યકાર રઘુવીર ચૌધરીએ કર્યુ હતું. બેઠકનો વિષય હતો 'જીવનકથા'. બેઠકના પ્રથમ વક્તા તરીકે નાટ્યલેખક સતીશ વ્યાસે વિશ્વનાથ મ. ભટ્ટ કૃત 'વીર નર્મદ' વિશે વાત કરતાં કહ્યું કે, 'ગુજરાતના બે સ્થળાંતર હંમેશા યાદ રાખવાનાં છે. પ્રથમ સ્થળાંતર નર્મદ. તે જો ગુજરાત છોડી મુંબઈ ન ગયા હોત તો ગુજરાતમાં સુધારો મોડો આવ્યો હોત. બીજુ સ્થળાતર ગાંધીજી. તે જો ગુજરાત છોડી આફ્રિકા ન ગયા હોત તો આપણને આઝાદી મોડી મળત.' ત્યાર બાદ કાન્તિ પટેલે ન્હાનાલાલ કૃત 'કવિશ્વર દલપતરામ'ની જીવનકથા વિશેના વક્તવ્ય દરમિયાન દલપતરામની કેટલીક રસપ્રદ વાતો ખોલી આપી હતી અંતિમ વક્તા દક્ષાબહેન પટ્ટણીએ નારાયણ દેસાઈ કૃત 'મારુ જીવન એ જ મારી વાણી' વિશે વાત કરતા ગાંધીજીના અનેક ઉત્તમ ને ઉદાત્ત પ્રસંગોને વર્ણવ્યા હતા.

રાત્રે સુખ્યાત નૃત્યાંગના શ્રીમતી સોનલ માનસિગે ઓડિસી નૃત્ય અને મંજરી ચતુર્વેદીએ કથક સૂફી કલાકૃતિ પીરસીને દર્શકોને મત્રમુગ્ધ કરી દીધા હતા.રાત્રિ કાર્યક્રમો બાદ પણ સર્જકો અને ભાવકો પરસ્પર મોકળાશની પળોને માણતા દેખાતા હતા.

તા.૧ એપ્રિલે, એપ્રિલ ફુલ લાગે એવું દૃશ્ય અસ્મિતાપર્વમાં સર્જાયું હતુ. ચિક્કાર ઓડિયન્સ કૈલાસગુરુકુળમાં હતું. ગુજરાતી આત્મકથા પર આધારિત પ્રથમ બેઠકની જનમેદની જોઈ થયું આજ ફલશ્રુતિ છે અસ્મિતા પર્વની. બેઠકનુ સંચાલન સતીશ વ્યાસે સુંદર ને સચોટ રીતે કર્યુ હતું. સુખ્યાત લેખક ચંદ્રકાન્ત બક્ષીની આત્મકથા 'બક્ષીનામા' વિશે બોલતાં ભરત મહેતાએ જણાવ્યું કે, 'આ કૃતિમા સતત 'I' કેપિટલ જ જોવા મળે છે. અહીં વર્ણન નથી, મીમાસા નથી, આપવડાઈ ઝાઝી છે. એમા બક્ષીના સાહિત્યનાં કે જીવનનાં મૂળ જડતાં નથી, જે કંઈ છે એ માત્ર સપાટી પરનાં છબછબિયાં છે.

વયોવૃદ્ધ ને વરિષ્ઠ સાહિત્યકાર ધીરુભાઈ ઠાકરે શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીની આત્મકથા 'મ.ન.દ્વિવેદીનુ આત્મવૃત્તાંત' વિશે અભ્યાસપૂર્ણ નિરીક્ષણો રજૂ કર્યાં હતાં.

શ્રી મનસુખ સલ્લાએ નાનાભાઈ ભટ્ટની આત્મકથા 'ઘડતર અને ચણતર' વિશે વાત કરતાં જણાવ્યુ કે, 'નાનાભાઈ અનન્ય શિક્ષક હતા. શિક્ષણની આવી સૂઝ બીજા કોઈ પાસે નથી.'

બપોરે કાવ્યાયન-૨ની બેઠકનું સંચાલન કાજલ ઓઝાએ કર્યું હતું. માણીએ આ કવિસંમેલનની એક આછેરી ઝલક :

સાંઈ તમે જ કંઈક કહો તાંતણાં વિશે,<br>લોકો તો ગૂંચવાઈ ગયા છે કપાસમાં.

– અમિત વ્યાસ

એ સવારે સાવ તાજું માનીને વાંચ્યા કરે,<br>આમ જુઓ તો એ છાપું રાતનું નીકળી ગયું.

– નિનાદ અધ્યારુ

તોડ દીવાલ ને બારી બારણાં,<br>ખાતરી તો થાય કે આકાશ છે.

– છાયા ત્રિવેદી

કોઈને આમ સમજાયો, કોઈને તેમ સમજાયો,<br>અઢી અક્ષર હતો તો ય ન પૂરો પ્રેમ સમજાયો.

– હરજીવન દાફડા

પૂરના જળની સપાટી ના વધે બસ એટલે,<br>આંખના પાણીને લોકો આંખમાં રોકી ગયા.

– કિરણ ચૌહાણ

ફક્ત દિલની સચ્ચાઈ માગે છે;<br>પ્રેમ ક્યાં પંડિતાઈ માગે છે?

– કિરીટ ગોસ્વામી

એના કરતાં હે ઈશ્વર દે મરવાનું,<br>ગુજરાતીનું પણ ગુજરાતી કરવાનું!

– હરદ્વાર ગોસ્વામી

શ્વાસને ઈસ્ત્રી કરી મેં સાચવી રાખ્યા હતા,<br>કોક અણધાર્યા પ્રસંગે જો જવાનું થાય તો?

– અનિલ ચાવડા

રાત્રે શાસ્ત્રીય વાદ્યસંગીતમાં પંડિત શિવકુમાર શર્માના 'સંતુર'ના સૂર મન અને હૃદયને ડોલાવી ગયા હતા.

તા.૨ એપ્રિલે સવારે તલગાજરડા મુકામે ચિત્રકૂટ ધામે હનુમાન જયંતિના અનુસધાને સુંદરકાંડનું પઠન કરવામાં આવ્યું. સુશ્રી સોનલ માનસિંહે ભાવપૂર્ણ નૃત્યાંજલિ પણ તે સમયે પ્રસ્તુત કરી હતી.

ગુણવતભાઈ વાવડિયાના સ્મરણમાં એમના

પરિવાર દ્વારા તૈયાર કરાયેલ પુસ્તક 'માનસ નિમ્બાર્ક'નું વિમોચન પૂ. મોરારિબાપુના હસ્તે કરવામાં આવ્યું હતું. ત્યાર બાદ હરિશ્ચંદ્ર જોશીના કાવ્યસંગ્રહ 'ભિન્ન ષડજ' અને એમના પુત્રો બિહાગ જોશી અને જાતુષ જોશીનાં અભ્યાસ પુસ્તકોનું વિમોચન પૂ. બાપુએ કર્યું હતું. રઘુવીર ચૌધરીએ હરિશ્ચંદ્ર જોશીનાં કાવ્યો વિશે સંક્ષિપ્તમાં વાત કરી હતી.આ પ્રસંગે મનુભાઈ ગઢવીના' લોકરામાયણ' અને નગીનદાસ પારેખ તથા ડૉ. સિંહાના પુસ્તકનું વિમોચન પણ બાપુએ કર્યું હતું.

ત્યાર બાદ શાસ્ત્રીય સંગીતના આજીવન સેવક પદ્મ વિભૂષિત પંડિત જસરાજજી, નૃત્ય સમર્પિતા નૃત્યાંગના સોનલ માનસિંહ તથા સંગીતજ્ઞ શિવકુમાર શર્માનું હનુમંત અવૉર્ડ આપીને તથા શાલ ઓઢાડીને સન્માન કરાયું હતું. આ અવૉર્ડમાં સવા લાખ રૂ.ની ધનરાશી ઉપરાંત સ્મૃતિચિહ્ન પણ અર્પણ કરવામાં આવે છે.ઉસ્તાદ ઝાકિર હુસેન વ્યસ્ત હોવાથી એમને હનુમંત ઍવોર્ડ તા. ૩૦ એપ્રિલના રોજ આપવામાં આવ્યો હતો.

અસ્મિતાપર્વની સમાપ્તિમાં પૂ. મોરારિબાપુએ એમનું રસાળ વક્તવ્ય આપી સહુ સાહિત્યપ્રેમીઓને મંત્રમુગ્ધ કરી દીધા હતા. એમણે કહ્યું કે, 'કોઈ પણ ઘટનાને પ્રયોગ નથી કહેતો, પણ યોગ કહું છું. કેમ કે પ્રયોગમાં નિષ્ફળ જવાની સંભાવના છે.'

અંતે ગઝલમાં પોતાની કેફિયત હનુમંતની પ્રતિમા તરફ આંગળી ચીંધી રજૂ કરી હતી :

હસ કે બોલા કરો, બુલાયા કરો,
'બાપ' કા ઘર હૈ, આયા જાયા કરો.

વધુમાં એમણે જણાવ્યું કે, 'મને આજ કોઈ પગે ઘૂંઘરું બાંધો તો હું નાચવા માંડું એટલો ખુશ છું.'

ભરપૂર જનમેદની હોવા છતાં સુચારુ વ્યવસ્થાને કારણે ચાર દિવસના અસ્મિતાપર્વની પૂર્ણાહૂતિ ઉલ્લાસપૂર્ણ થઈ.રાત્રિ કાર્યક્રમો તલગાજરડા ચિત્રકૂટ ધામે યોજાતા હતા.દરેક બેઠકનો પ્રારંભ સમયસર થતો હતો, શિસ્ત અને સુંદર વ્યવસ્થા એ આ અસ્મિતા પર્વની વિશેષતા હતી. આ અસ્મિતા પર્વમાં પણ શ્રી હરિશ્ચંદ્ર જોશી અને શ્રી વિનોદ જોશીની મહેનત દેખાઈ આવતી હતી.

અસ્મિતાપર્વ-૧૧માં મળવાના વાયદા સાથે, એક વિશિષ્ટ અનુભૂતિ સાથે સહુ સર્જકો અને ભાવકોએ વિદાય લીધી.

– હરદ્વાર ગોસ્વામી

## પ્રદાન પ્રતિષ્ઠાનનું ઋષિકર્મ

તા. ૧૯ માર્ચ ૨૦૦૭ના રોજ શ્રી હાલાઈ લોહાણા મહાજન અને બાળાશ્રમ ટ્રસ્ટના સહયોગથી હિન્દીમાં અનુવાદિત થયેલાં ત્રણ પુસ્તકોનું લોકાર્પણ પૂ. મોરારિ બાપુના હસ્તે હાલાઈ લોહાણા બાળાશ્રમ, મુંબઈ ખાતે કરવામાં આવ્યું. આ પુસ્તકો હતાં - શ્રી ચુનીલાલ મડિયાકૃત 'મડિયા કી શ્રેષ્ઠ કહાનિયાં', શ્રી હરકિસન મહેતાકૃત 'સંસારી સાધુ' અને શ્રી દિલીપ રાણપુરાકૃત 'સૂખે પેડ કા હરા પત્તા'. કાર્યક્રમ અંતર્ગત સ્વાગત-ભૂમિકા શ્રી દિનકર જોષીએ રજૂ કરી હતી. સ્વાગત-નૃત્ય કુ. સંસ્કૃતિ જોષીએ કર્યું હતું.

પૂ. મોરારિ બાપુએ લોકાર્પણ નિમિત્તે કહ્યું કે, 'ગુજરાતી ભાષા અન્ય ભાષાઓમાં રાષ્ટ્રીય સ્તરે પ્રતિષ્ઠાપિત થાય એ માટે દિનકર જોષી જે કાર્ય કરી રહ્યા છે તે ઋષિકર્મ છે. દિનકરભાઈનો ગણવેશ તો ઋષિનો જ છે. તપોવની કાંદિવલીમાં રહીને ગુજરાતી ભાષા માટે યજ્ઞ કરી રહેલા આ બ્રાહ્મણ માટે મારા હૈયામાં પ્રેમ છે.'

આ પ્રસંગે પ્રદાન પ્રતિષ્ઠાનના મૅનેજિંગ ટ્રસ્ટી દિનકર જોષીએ જણાવ્યું હતું કે 'ઉપરવાળો સમય, શક્તિ અને સાધન આપશે તો મહાભારતને શ્લોકના અર્થ સાથે ગુજરાતીમાં ઉતારવાની અભિલાષા છે.'

અતિથિ વિશેષરૂપે શ્રી ડુંગરશી ગાલા ઉપસ્થિત હતા. એમણે દિનકર જોષીની મહમદ અલી ઝીણાના જીવન પર આધારિત નવલકથા 'પ્રતિનાયક'ને અંગ્રેજીમાં પ્રકાશિત કરવાની જાહેરાત કરી હતી.

આ લોકાર્પણ નિમિત્તે પ્રવીણ પ્રકાશન, રાજકોટ દ્વારા આયોજિત ત્રણ દિવસના પુસ્તકમેળા માટે વિશેષ સહયોગ આપનાર સદ્ગત કાંતિલાલ ગાંડાલાલ શાહ પરિવારના મહેશ શાહ અને વિનોદ શાહ, કાંદિવલીના સમાજસેવક સતીષભાઈ દત્તાણી તથા લોહાણા મહાજનના યુવાન પ્રમુખ પીયુષ ગંઠાને પૂ. બાપુએ શાલ ઓઢાડી, પુષ્પગુચ્છ આપીને આશિષ આપ્યા હતા.

કાર્યક્રમનું સંચાલન પ્રો. અનંત મહેતાએ કર્યું હતું. જ્યારે ઋણસ્વીકાર ડૉ. દિલીપ રાણપુરાએ કર્યો હતો.

સંકલન : અશોક ચાવડા

## પુરસ્કાર/સન્માન

- તા. ૧૭ ફેબ્રુઆરીના રોજ સદ્‌ગત પંડિત સુખલાલજી, પ્રવીણ પ્રકાશનના શ્રી ગોપાલભાઈ પટેલ તથા શ્રી મોહમ્મદ માંકડને 'કવિ ડાહ્યાલાલ પટેલ સાહિત્યરત્ન સુવર્ણચંદ્રક' અર્પણ કરવામાં આવ્યા હતા.

## અવસાન

- તા. ૨૫ ફેબ્રુઆરીના રોજ શ્રી શિવલાલ જેસલપુરાનું અમદાવાદ ખાતે નિધન થયું છે. તેઓ પ્રાચીન તેમ જ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના વિદ્વાન અને સંશોધક હતા.

## લોકાર્પણ/કાવ્યપઠન/ઈતર

- વીજાપુર ખાતે તા. ૨૨ ફેબ્રુઆરીના રોજ યોજાયેલ મુશાયરામાં સર્વ શ્રી ખલીલ ધનતેજવી, મુસાફિર પાલનપુરી, અદમ ટંકારવી, સૌમ્ય જોશી, હરદ્વાર ગોસ્વામી, પથિક, જગતમિત્ર અને અનિલ ચાવડાએ કાવ્યપઠન કર્યું હતું. આ મુશાયરાનું સંચાલન શ્રી અંકિત ત્રિવેદીએ કર્યું હતું.
- ડૉ. રેખા ભટ્ટ રચિત 'મોહમ્મદ માંકડની ટૂંકી વાર્તાઓનું વિશ્વ'નુ લોકાપર્ણ ડૉ. કનુભાઈ માવાણીએ કર્યું હતું.
- તા. ૧૦ માર્ચના રોજ ભાવનગર સાહિત્ય સભાના ઉપક્રમે શિશુવિહાર ખાતે યોજાયેલ 'કવિશ્રી કિસ્મત કુરેશી સ્મૃતિપર્વ' નિમિત્તે શ્રી કપિલભાઈ પંડ્યાના પ્રમુખસ્થાને સર્વ શ્રી વિનોદ જોશી, શિલ્પિન થાનકી, નટવર વ્યાસ, વિજય રાજયગુરુ અને સપન કુરેશીએ કાવ્યપાઠ કર્યો હતો. સંચાલન શ્રી નટવર વ્યાસે કર્યું હતું.
- તા. ૧૦ માર્ચના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાતી સાહિત્ય અકાદમીના સપુક્ત ઉપક્રમે યોજાયેલ 'આત્મકથનાત્મક લખાણો' વિષયક પરિસંવાદમાં સર્વ શ્રી ડૉ. અનિલા દલાલ, ચંદ્રકાન્ત ટોપીવાળા, ડૉ. કુમારપાળ દેસાઈ, દિનકર જોશી, મનસુખ સલ્લા, ભરત મહેતા, રઘુવીર ચૌધરી, પારુલ કંદર્પ દેસાઈ, પ્રકાશ ન. શાહ, મહેન્દ્રસિંહ પરમાર, ધીરુ પરીખ, ઉષા ઉપાધ્યાય અને ભગીરથ બ્રહ્મભટ્ટે વક્તવ્યો આપ્યાં હતાં.
- તા. ૨ માર્ચના રોજ હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણના ઉપક્રમે યાજયેલ 'શ્રી મોહનલાલ પટેલ ભારતીય સાહિત્ય વ્યાખ્યાનમાળા'ના દ્વિતીય વ્યાખ્યાન અંતર્ગત શ્રી ડૉ. અવધેશકુમાર સિંહે ભારતીય પરંપરાઓ વિશે વક્તવ્ય આપ્યું હતું. અધ્યક્ષપદે શ્રી પ્રો. બી. એ. પ્રજાપતિ અને મુખ્ય મહેમાનપદે શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર હતા. સંચાલન કુ. કનકબહેન જાનીએ કર્યું હતું. આ પ્રસંગે સર્વ શ્રી કુલીનચંદ્ર યાજ્ઞિક, રસેન્દ્રભાઈ પંડ્યા, માણેકલાલ પટેલ, મહાવીરસિંહ ચૌહાણ, રઘુવીર ચૌધરી અને મોહનલાલ પટેલ ઉપસ્થિત રહ્યા હતા.

# આ અંકના લેખકો

- રમણલાલ જોશી — c/o, પ્રબોધ ર. જોશી, 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦ ૦૫૮
- સુન્દરમ્ — c/o, સુધા સુન્દરમ્, શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી - ૬૦૫ ૦૦૨
- ચિનુ મોદી 'ઈર્શાદ' — ૧૬, સરસ્વતી પાર્ક, પાલડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૭
- હરિકૃષ્ણ પાઠક — પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર - ૨/એ, ગાંધીનગર - ૩૮૨ ૦૦૭
- હરીશ પંડ્યા — ડી-૧, ત્રિલોચન સોસાયટી, ઘોઘા જકાત નાકા પાસે, રિંગ રોડ, સુભાષનગર, ભાવનગર - ૩૬૪૦૦૧
- 'અગમ' પાલનપુરી — ઉમરભાઈ ઘડિયાળી, નાની બજાર, પાલનપુર - ૩૮૫ ૦૦૧
- ઉશનસ્ — લક્ષ્મીશેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬ ૦૦૧
- ડૉ. દિવ્યાક્ષી શુક્લ — 'વિદ્યાનંદ' ૧૪, સરસ્વતી સોસાયટી, વાસણા રોડ, વડોદરા - ૩૯૦ ૦૧૫
- પ્રજ્ઞા દીપક વશી — સી-૧૪, મુક્તાનંદ નગર, રાંદેર, અડાજણબ્રીજ સર્કલ પાસે, સૂરત - ૩૯૫૦૦૯
- ચંદ્રેશ મકવાણા — c/o, રેખા ચૌહાણ, એ-૫, ગુર્જરરત્ન ઍપાર્ટમૅન્ટ, રાધાસ્વામી રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૨૪
- અનિલ ચાવડા — ૨૦૨, પેલિકન હાઉસ, નટરાજ સિનેમા પાસે, આશ્રમ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
- પ્રફુલ્લ રાવલ — બી-૧૨, માધવ ઍપાર્ટમૅન્ટ, મ્યુનિ. ગાર્ડન પાસે, વાસણા, અમદાવાદ - ૩૮૦ ૦૦૭
- લાભશંકર ઠાકર — સી-૧૮, જલદર્શન સોસાયટી, ૫-મે માળ, એચ. કે. કૉલેજ પાસે, આશ્રમ રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૦૯
- રાધેશ્યામ શર્મા — ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતા મંદિર રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૨૨
- હેમેન્દ્ર એ. શાહ — ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦ ૦૫૪
- રાજેશ વ્યાસ 'મિસ્કીન' — ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭
- હરદ્વાર ગોસ્વામી — એ-૧, નિગમ સોસાયટી, ભાવસાર હોસ્ટેલ પાસે, નવા વાડજ, અમદાવાદ - ૩૮૦ ૦૧૩
- અશોક ચાવડા — ૩, મધુબન ઍપાર્ટમૅન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦ ૦૧૩

Uddesh (A literary, cultural magazine) May 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Ahmedabad PSO under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

ગુજરાતી સાહિત્ય ... ગ્રંથાલય

## ભૂમિ પર સ્વર્ગ

વૈકુંઠથી ઊતરતી ભૂમિ ના અમારી
વ્હેતા અહીં મધુ-રસો સુખથી ભરેલા!

પ્રત્યૂષનું નભ વિભિન્ન સુ-રંગસોહ્યુ,
નિસર્ગથી ખૂબ ખીલી અતિ શાંતિદાત્રી.
સુશ્રીક બાગ જગના નવ-પુષ્પ-ખીલ્યા,
શુ એ બધું બસ નથી સુખ મ્હાલવાને?

કોકિલના મધુ-રવો સુણતા અનેરો
આનદ શું નહિ થશે ઉર-વાટિકામાં!
ભૃંગો અને કુસુમની મીઠી પ્રેમક્રીડા
જોતા ન શું ઉદ્‌ભવે હૃદયે ઉમંગો?

જ્યાં પ્રેમ છે, કપટ ના, અસમાનતા ના,
ને પાપ ના-જગત એ બનતુ ન સ્વર્ગ?
નિષ્પાપ, નિષ્કપટ, ઋત થકી ભરેલી
ના સ્વર્ગથી ઊતરતી ભૂમિ આ અમારી?

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :

Zydus
dedicated to life

'Zydus Tower', Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www.zyduscadila.com

सर्वभाषा सरस्वती

# ઉદ્દેશ

જૂન ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

તંત્રી

પ્રબોધ ર. જોશી

વર્ષ સત્તરમું : અંક : ૧૧

અમદાવાદ ૩૮૦૦૦૯

કાવ્યકૃતિઓ ઘણુંખરું બહુપરિમાણી, વિવિધ અર્થસ્તરો ધરાવતી, અનિશ્ચિત વ્યંજનાવાળી સંકુલ રચનાઓ હોય છે. ભાવકો વચ્ચે પણ અભિરુચિ, સજ્જતા અને સાંસ્કૃતિક ભૂમિકાને લગતો સારો એવો તફાવત હોય છે. આથી કૃતિનો એકનો એક શબ્દબંધ વિવિધ અર્થબોધ અને ભાવન માટે અવકાશ આપે છે. આ દૃષ્ટિએ જોતાં અનુવાદકે અનુવાદકૃતિનું જે અર્થઘટન કર્યું હોય તે અર્થઘટન, નભી શકે તેવાં અનેક અર્થઘટનોમાંનું એક હોવાનું, અને તે અનુસાર, અનુવાદકે પોતાના અનુવાદ માટે જે શબ્દબંધ યોજ્યો હોય તેમાં પણ નવાં જ અર્થઘટનો માટે અવકાશ હોવાનો.

* * *

કાવ્યના અનુવાદની અત્યંત વિશિષ્ટ સમસ્યાઓ છે, કેમ કે લય, છંદ, અનુપ્રાસ વગેરે સ્વરૂપગત તત્ત્વો કાવ્યના અભિવ્યજ્યને અવગત કરાવવામાં મૂળભૂત ભાગ ભજવે છે. પરંતુ જેમને અર્થે અનુવાદ કરાય તેમના પ્રતિભાવ સાથે પણ અનુવાદને ઊંડી નિસબત હોવી ઘટે... ...

હરિવલ્લભ ભાયાણી
('કાવ્યકૌતુક'માંથી)

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું | અંક : અગિયારમો | સળંક અંક . ૨૦૧

## અનુક્રમ : જૂન ૨૦૦૭



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (એરમેલ) રૂ ૭૫૦, છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે
- ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહી પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે સપાદક સમત છે એમ માની લેવુ નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
  c/o, પ્રબોધ ર. જોશી
  'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સજોગોમા રાત્રે ૯-૦૦ પછી.)
- 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧. વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨. સૌરભ પુસ્તક ભડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૮૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણદ-૩૮૮૦૦૧
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪. ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ , ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી એઓસિસ શોપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કોમ્પ્લેક્ષ, એમ કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
e-mail theoasisshop@yahoo co in


આદ્યતંત્રી : રમણલાલ જોશી | સંપાદક : પ્રબોધ ર. જોશી

તંત્રી, મુદ્રક અને પ્રકાશક : પ્રબોધ ર જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન,
૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઇસ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

જૂન ૨૦૦૭

૨૦૧

53694

# જે ગમે જગતગુરુદેવ જગદીશને...!?

કવિતા - વ્યક્તિનો વ્યવસાય ગમે તે હોય, અખબાર-સંચાલન, સંપાદન, રાજકારણ, ઉદ્યોગસંચાલન, સંગીત-ગાયન, ફિલ્મ-નિદર્શન, અભિનય, રમત-ગમત, ન્યાયકારણ કે પછી કંઈ પણ - સૌને સ્પર્શે છે, પ્રેરે છે, ગમે છે. ક્યારેક આ વિશે વિચાર પણ આવે છે કે આ કવિતા ગમે છે તો શા માટે? અને પછી એનાં કારણોય મળી આવે છે (ક્યારેક એ અંદરના ઊંડાણમાં જઈ જોયાં હોય, ક્યારેક ઉપરછલ્લાં - હાથવગાં. વળી, બીજી વાર વિચાર કરતાં બીજાં અન્ય કારણો મળી આવે ને ક્યારેક તો સૌ કારણોને કોરાણે મૂકવાનું ય મન થઈ આવે!) પણ મૂળ વાત તો એ છે કે કવિતા સૌને ગમે છે.

વિશ્વકવિતાની આવી કેટલીક ઉત્તમ, અમર, જાણી-અજાણી કવિતાઓનું એક સંકલન જાણીતી વ્યક્તિઓની માનીતી કવિતાઓ - Favourite Poems of Famous Indians વાઈકિંગ-પૅન્ગવિન ગ્રૂપ દ્વારા પ્રકાશિત થયું છે. અવન્તિ માલુસ્તે અને સુદીપ દોશી દ્વારા સંકલિત અને 'ચાઈલ્ડ રાઈટ્સ ઍન્ડ યૂ' (CRY) નામની જાણીતી ચૅરિટી સંસ્થાના લાભાર્થે પ્રકાશિત આ પુસ્તક હમણાં આપણા 'કવિતા'પુરુષ સુરેશ દલાલના હાથે ચડ્યું. એમણે પ્રેમથી મોકલાવ્યું.

અહીંની ૮૬ જેટલી કવિતાઓ ૧૦૯ જેટલા ભારતીય વ્યક્તિવિશેષોની પ્રિય કવિતાઓ છે. કેટલીક કવિતાઓ એક કરતાં વધુ વ્યક્તિને પ્રિય છે. રવીન્દ્રનાથ ટાગોરની સૌથી વધુ - સાત રચનાઓ છે. અહીં વર્ડ્ઝવર્થની 'ડૅફોડિલ્સ', કિટ્સનું 'ઓડ ટુ અ નાઈટિંગલ' અને રવીન્દ્રનાથ ટાગોરની કૃતિ 'વ્હેર ધી માઈન્ડ ઈઝ વિધાઉટ ફિઅર' જેવી જાણીતી કવિતાઓ છે તો રામધારીસિંહ 'દિનકર'ની કવિતા 'હિમાલય કે પ્રતિ', હરિવંશરાય બચ્ચનની 'ક્યા ભૂલું ક્યા યાદ કરું', કુંવર નારાયણની 'અ સ્ટ્રેન્જ પ્રોબ્લેમ', પંડિત નરેન્દ્ર શર્માની 'ઐસે હૈ સુખ સપન હમારે', કુસુમાગ્રજની 'ક્રાન્તિચા જયજયકાર', અજ્ઞેયની 'ઓ નિસ્સંગ મમેતર', વિક્રમ સેઠની 'ઑલ યૂ હૂ સ્લીપ ટુ નાઈટ', જિવનાનંદદાસની અંગ્રેજીમાં સ્વયમ્ અનુવાદિત કૃતિ 'બનલતાસેન', જી.ડી. મદ્ગુલકરની 'ઑન ધી બૅન્કસ ઑફ ઈન્દ્રાયણી' ઑડેનની 'એપિટાફ ઑન અ ટિરન્ટ', યેટ્સની 'ધી સેકન્ડ કમિંગ', અને એલિયટનું 'ધ લવ સોન્ગ ઑફ જે. આલ્ફ્રેડ પ્રૂફ્રોક' જેવી કૃતિઓ પણ છે. બીજી ભાષાઓની રચનાઓના મૂળ ભાષામાં પાઠ આપ્યા છે અને પછી અંગ્રેજી અનુવાદ. પ્રોફેસર અમરત્યસેનની પ્રસ્તાવના છે.

આ બધી કવિતાઓના પસંદગીકારોમાં એમ.જે. અકબર, શેખર ગુપ્તા, મુલ્કરાજ આનંદ, અટલ બિહારી બાજપેઈ, સોનિયા ગાંધી, અઝીઝ પ્રેમજી, રાહુલ બજાજ, લતા મંગેશકર, ભીમસેન જોશી, સચિન તેંડુલકર, શાહરૂખખાન, અમિતાભ બચ્ચન, એ પી જે અબ્દુલ કલામ વિ.વિ. પોતપોતાના ક્ષેત્રની વિખ્યાત પ્રતિભાઓ છે તો આઈ.જી. પટેલ, દીપક પારેખ, ઉદય કોટક, ઈલા ભટ્ટ અને મલ્લિકા સારાભાઈ જેવાં સુખ્યાત ગુર્જર-ભારતવાસીઓ પણ છે. સૌના ટૂંકા પરિચય અને સંક્ષેપમાં તેમના દ્વારા આ કે તે કવિતા કેમ ગમી છે એ કહેવાયું છે.

પણ વિચાર કરતા કરી મૂકે એવું તો એ છે કે આ બધી કવિતાઓમાં દીવો લઈને શોધવા નીકળો ત્યારે જડી આવે છે એક માત્ર ગુજરાતી કવિતા : મિથ્યત્વ! આપણા આદિ કવિ નરસિંહ મહેતાની એ કૃતિ 'જે ગમે જગતગુરુદેવ જગદીશને' આપણાં જાણીતાં ઓડિસી કલાકાર સોનલ માનસિંગની પ્રિય કવિતા છે. સોનલ માનસિંગ પણ આમ તો આપણાં ગરવાં ગુજરાતી જ ને?

વિચાર આવે છે – મારે મારી પ્રિય કવિતા પસંદ કરવાની હોય તો? આ વિચારમાત્રથી અહીંની આ કોરી- ધાકોર જગામાં કંઈ કેટલીય કવિતાઓ એકસામટી પ્રગટી, ઊમટી ઊઠે છે. કોને આગળ ધરું? અને એ બધી જ આપણી ભાષામાં લખાયેલી કવિતાઓ છે, મને ગમતી અન્ય ભાષાની કવિતાઓથી એ કોઈ રીતે ઉતરતી નથી બલ્કે કદાચ મુઠ્ઠી ઊંચેરી જ છે. પણ આ સૌ વ્યક્તિવિશેષોમાંથી - ગુર્જરભારતવાસીઓમાંથી પણ, કોઈને ય સુન્દરમ્-ઉમાશંકર, રાજેન્દ્ર-નિરંજન, ઉશનસ્- જયન્ત પાઠક, હરીન્દ્ર-સુરેશ કે રમેશ પારેખ-રાજેન્દ્ર શુક્લની એક પણ રચના યાદ આવતી નથી!

બે વાત છે : એક તો આપણે આપણી ઉત્તમ કવિતા દેશ-વિદેશમાં પ્રસરેલ ગુર્જરવાસીઓના એક બહોળા વર્ગ સુધી પહોંચી શકે એ માટે શું કરી શકીએ? 'ઈમેજ' દ્વારા આયોજિત કવિતા સંગીતના સમારંભોમાં અડધો કલાક વહેલાં આવી લાઈન લગાવતી મુંબઈની સાહિત્યરસિક જનતાને મેં જોઈ છે. એમના દ્વારા વિદેશોમાં પણ આવા કાર્યક્રમો થાય છે. અમદાવાદમાં પણ 'સમન્વય', 'સ્વરસેતુ' જેવી સંસ્થાઓએ આશા અંકિત કરી છે.

બીજી મહત્ત્વની વાત તે આપણા સાહિત્યને ગુજરાતની ચાર દીવાલોની બહાર કાઢવાની છે. આપણી ભાષામા પ્રગટ થતું કોઈ પણ સાહિત્યિક સામયિક (આ 'ઉદ્દેશ' સુધ્ધાં!) ઉઘાડો. તમને ઓરિયા, ગ્રીક, ચેક અરે આફ્રિકાની ન સાંભળેલી ભાષાઓની પણ ઢગલાબંધ અનુવાદિત કૃતિઓ મળી આવશે. કવિ તો બનતામાં બનાશે પણ આપણે ત્યાં અનુવાદવીર બનવું સહેલું છે!

સાહિત્યરસિક-મર્મી અને ઈન્ડિયન ઈન્સ્ટિટ્યૂટ ઓફ મેનેજમેન્ટ અમદાવાદના પૂર્વ ડિરેક્ટર શ્રી પ્રદીપ ખાંડવાળાએ હમણાં હમણાં ગુજરાતી કવિતાને અંગ્રેજીમાં ઉતારવાનો ઉદ્યમ હાથ પર લીધો છે. શ્રી ચિનુ મોદી વિ.એ ભાષાંતરભવન ચૅરિટેબલ ટ્રસ્ટની રચના કરી આ પ્રવૃત્તિને વેગવંતી કરવા પ્રયત્ન કર્યો છે. શ્રી દુષ્યંત પંડ્યાએ ઉમાશંકર જોશીની અને ધનવંતીએ સુન્દરમ્‌ની કવિતાઓના સારા અનુવાદો આપ્યા છે. આવા થોડાક બીજા જૂજ પ્રયત્નો પણ થયા છે પણ એક 'મિશન' રૂપે આ કામ હાથ પર લેવાવું જોઈશે. આપણે ત્યાં ચાલતી કવિતાની આસ્વાદપ્રવૃત્તિ સ્તુત્ય છે. આવા આસ્વાદ અંગ્રેજી ભાષામાં પણ પ્રગટ થવા જોઈએ. આપણે ત્યાં દ્વૈભાષિક (bilingual) સામયિકો પણ પ્રગટ થવાં જોઇએ.

ગુજરાતી કવિતાએ ભાષાભિવ્યક્તિની અપાર શક્યતાઓ સિદ્ધ કરી આપી છે ત્યારે અનુવાદ-આસ્વાદનું કામ પણ એટલું સહેલું નથી. શ્રી હરિવલ્લભ ભાયાણીએ transcreation-અનુસર્જન શબ્દ યોજ્યો હતો. આ માટે બન્ને ભાષાની સૂઝ- સમજ હોવી એ તો પ્રાથમિક યોગ્યતા. એનો વિનયોગ કરવા માટે સર્જનક્ષમ મહાવરો ય જોઈએ. એક વખત સ્વ. દિગીશ મહેતા સાથે આ વિષયે ચર્ચા થયેલી એનું સ્મરણ થાય છે. શ્રી નિરંજન ભગત અને શ્રી નલિન રાવળ જેવા જો આ બીડુ ઝડપે તો રંગ આવે અને એક પરંપરા પણ પ્રસ્થાપિત થાય. કમ સે કમ તેઓ પોતાની કવિતા તો જીવનાનંદદાસની જેમ અંગ્રેજીમાં ઉતારી જ શકે.

કમનસીબે સામાન્ય જીવનમાં પણ અંગ્રેજીથી આપણે નવ ગજનું છેટું રાખ્યું છે. આ જ કારણોસર રોજે રોજ આપણા અન્યથા તેજસ્વી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને પાછાં પડતાં જોઉં છું. સાહિત્યમાં પણ કંઈક એવું જ થઈ રહ્યું છે. આપણે વેળાસર પ્રવૃત્ત થઈશું કે પછી જે ગમે જગતગુરુદેવ જગદીશને...!?

– પ્રબોધ ર. જોશી

postscript :

* આપણા સૌથી મોટા અને હિન્દી ભાષી રાજ્ય ઉત્તર પ્રદેશની તાજેતરની વિધાનસભાની ચૂંટણીઓમાં ૪૦૨માંથી ૨૦૬ બેઠકોની સ્પષ્ટ બહુમતી મેળવી મુખ્યપ્રધાનપદે આરૂઢ થયેલાં બહુજન સમાજ પાર્ટીનાં સુ. શ્રી. માયાવતી 'ઉત્તરપ્રદેશ'નું ઉચ્ચારણ 'ઉત્તર પરદેસ' કરે છે. દેશ ભયો પરદેશ રે!

# શ્રી સુન્દરમ્ — એક સ્મરણયાત્રા

દિનકર જોશી

શ્રી રમણલાલ જોશીનો અમદાવાદથી પત્ર આવ્યો. સાલ હશે ૧૯૮૨ કે ૧૯૮૩ની. 'ફૂલછાબ'માં તમારી નવલકથા 'સાચાં મોતીનો ચારો' ધારાવાહિક પ્રગટ થઈ રહી છે. શ્રી સુન્દરમ્ એને રસપૂર્વક વાંચે છે. એમનાથી એક હપ્તો ચૂકાઈ ગયો છે. તમે એમને મોકલી આપશો? પત્રમાં સુન્દરમ્ વતીથી અભિનંદન પાઠવતાં એમણે પોતાની ખુશી પણ વ્યક્ત કરેલી.

શ્રી સુન્દરમ્ જેવા આપણા સન્માન્ય સાહિત્યકાર મારી નવલકથા અને તે ય છાપામાં ધારાવાહિક સ્વરૂપે રસપૂર્વક વાંચે એ મારા માટે સુખદ આશ્ચર્યની ઘટના હતી. મેં તેમને પત્ર લખી નવલકથાનું એ ન વંચાયેલું પ્રકરણ મોકલી આપ્યું અને બીજા જ અઠવાડિયે એમનો પત્ર મળ્યો, સાથે શ્રી માતાજી અને શ્રી અરવિંદના આશીર્વાદનું સુંદર નાનકડું પેકેટ. ત્યાર પછી અમે અવારનવાર પત્રો દ્વારા મળતા રહ્યા. ક્યારેક એ ન લખી શકે તો પણ આશીર્વાદનું પેલું પેકેટ મોકલાવતા રહે, સાથે એક ચબરખી પર લખેલું હોય : શ્રી માતાજીના આશીર્વાદ.

શ્રી સુન્દરમ્‌ને પ્રથમવાર મળવાનું તો બન્યું વડોદરામાં ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનટાણે. સાલ હશે ૧૯૮૪. તેઓ એ અધિવેશનના પ્રમુખ હતા. ઉદ્‌ઘાટનબેઠકમાં એમણે અધ્યક્ષીય વ્યાખ્યાન આપવાની શરૂઆત કરી ત્યારે મંચ ઉપરથી સભાખંડની છતને કંઈ કેટલીયવાર સુધી એ તાકી રહ્યા. પછી એમની દૃષ્ટિ સ્થિર થતી જાણે એ છતને ભેદી આકાશમાં તાગતી ન હોય! એમની એ ધ્યાનાવસ્થા ન સમજનાર કોઈકને એવું પણ લાગે કે વક્તા વકતવ્ય ભૂલી ગયા છે! આ અવસ્થા અવારનવાર એમના વક્તવ્ય દરમ્યાન પણ વ્યક્ત થતી રહી...

એમનું આ વ્યાખ્યાન હતું એક શનિવારની સાંજે. રવિવારે સવારે અધિવેશનનું સત્ર ચાલું હતું ત્યારે ભાઈ રઘુવીર ચૌધરી સભાખંડમાં મને શોધતા આવ્યા. કહે, સુન્દરમ્ તમને સંભારતા હતા. મળી લેજો. એમને મળવાની મારી ય એટલી જ ઉત્કટ ઇચ્છા. પણ અંદરનો કોઈક સંકોચ સક્રિય થવા દેતો ન હતો. અગાઉ થોડોક, ઉપર લખ્યો તેવો પત્ર સંપર્ક ખરો પણ ભૂતકાળના બીજા 'મૂર્ધન્ય' કહેવાતા સાહિત્યકારો સાથેના અનુભવોને કારણે જ આ નવો અનુભવ કેવો હશે એ વિશે સાશંક હતો. પણ મનનો સઘળો સંકોચ આ કહેણથી દૂર થઈ જતો લાગ્યો.

અને અમે મળ્યા. આ પ્રથમ મુલાકાતમાં જ એમણે એમના બે ગ્રંથ 'કાવ્યમંગલા' અને 'દક્ષિણાયન'ની નકલ ભેટ આપી. એ મુલાકાત એટલે નરી આત્મીયતાનો સ્પર્શ. તાર ક્યાં અને કેવી રીતે જોડાઈ ગયો એની ખબર પણ ન રહી. ત્યાર પછી અમારો પત્રવ્યવહાર વધુ સઘન થયો.

એકવાર એમને મુંબઈ આવવાનું થયું એટલે કાંદિવલીમાં મેં એમનું વ્યાખ્યાન ગોઠવ્યું. નક્કી એવું થયેલું કે તે મારા ઘેર આવશે એ પછી અમે સાથે સભાસ્થળે જઈશું. તે આવ્યા. અમે વાતોમાં ગોઠવાયા હોઈશું અને એક જાણીતી કંપનીના બહુ ઊંચા હોદ્દેદાર આવી ચડ્યા. એમની પાસે વિદેશી ડિગ્રીઓનો ખડકલો. દંભની દુનિયામાં જ એ જીવે. થોડીકવારે ન છૂટકે વિવેક ખાતર મેં પરિચય કરાવ્યો. વાતનો દોર પોતાના હાથમાં લેતાં એ સજ્જને સુન્દરમ્‌ને કહ્યું 'હા...હા, મેં તમારું નામ સાંભળ્યું છે. ઘણા વખત પહેલાં એક દૈનિકમાં પ્રગટ થતી તમારી નવલકથા હું રસપૂર્વક વાંચતો હતો.' સદ્‌ભાગ્યે સુંન્દરમ્ આ જ ક્ષણે પેલી ધ્યાનાવસ્થામાં ઉતરી ગયા અને દીવાનખંડની

બારીમાંથી બહાર આકાશને તાકી રહ્યા...

કોઈક પત્રમાં મેં ગીતાકથિત 'ન હિ કલ્યાણકૃત કશ્ચિત દુર્ગતિંતાત ગચ્છતિ' વિશે આશંકા વ્યક્ત કરેલી. જવાબમાં એમણે લખ્યું : કલ્યાણમાર્ગે જનારની કદી દુર્ગતિ થતી નથી એવું સ્થૂળ અર્થઘટન બરાબર નથી. જે માણસ કલ્યાણમાર્ગે ગતિ કરતો રહે છે એની માનસિક ભૂમિકા જ એવા સ્તરે પહોંચી જાય છે કે પરમાત્માની આ સૃષ્ટિમાં જે કંઈ પણ બને એમાં એને દુર્ગતિ લાગે જ નહિ, બધું જ મંગલમય લાગે. ચોક્કસ ગતિ એ અંતે તો માનસિક અવસ્થા જ છે. સુન્દરમ્‌નું આ અર્થઘટન શીરાની જેમ ગળે ઉતરી ગયું છે.

બીજી એકવાર સુન્દરમ્ મુંબઈ આવ્યા ત્યારે જે પરિવારના મહેમાન હતા એ સ્થળે મને એમણે મળવા બોલાવ્યો. સાંજનો સમય. એમના આ યજમાનનું ઘર ઠીક ઠીક વિશાળ અને સમૃદ્ધ. વાર્તાવિનોદમાં સમય પસાર થતો હતો એવામાં લગભગ સાતના સુમારે સુન્દરમ્‌ે વાતો બધી અટકાવી સૌને ધ્યાનખંડ તરફ દોર્યા. ધૂપ, દીપ, પુષ્પો આદિથી વાતાવરણ પહેલેથી જ મઘમઘતું હતું. કોઈ પ્રાર્થના-સ્તુતિ-આરતી નહિ, માત્ર નીરવ શાંતિ. પંદરેક મિનિટે ધ્યાન પૂર્ણ થયું અને પછી પરિવારનાં સૌ એક પંગતે ભોજનમાં જોડાયાં ત્યારે સુન્દરમ્‌ે એક મહત્ત્વની વાત કરી હતી તે સાંભરે છે. તેમણે કહ્યું : પ્રાર્થના અને ભોજન — બંનેનો સમય સહુ કોઈ સાથે જાળવી શકે તો તો ઉત્તમ પણ મહાનગરોમાં વ્યસ્તતાને કારણે જો આ શક્ય ન બને તો કમ-સે-કમ બે ટંકમાંથી એક ટંકનું ભોજન અથવા પ્રાર્થનાનો સમય તો સહુ કોઈએ નિષ્ઠાપૂર્વક જાળવી સાથે જ માણવો જોઈએ. પરિવારો આથી વધુ સુગ્રથિતપણે સુખપૂર્વક રહી શકે. આટલા લાંબા સમય પછી પણ સુન્દરમ્‌ની આ વાત સ્મરણમાં અકબંધ છે. ઘણા પરિવારોમાં આજે પ્રાર્થનાનું તો કોઈ સ્થાન જ રહ્યું નથી. આ વાત અમલમાં મૂકવાથી જ એના ચમત્કારનો અનુભવ થાય. તેઓ સાદી સહજ વાત સહજ રીતે જ કહી દેતા.

શ્રી સુન્દરમ્ સાથેની વાતોમાં દર પાંચ-દસ વાક્યે ક્યાંક ને ક્યાંક તો શ્રી અરવિંદ અને શ્રી માતાજીનો ઉલ્લેખ-સંદર્ભ હોય. મારાથી ક્યારેક 'અરવિંદ' એમ બોલી જવાયું હોય તો એ તરત ટપારે : 'શ્રી અરવિંદ' કહો. એમની આવી તો શ્રી અરવિંદભક્તિ. તેમણે પોંડિચેરીમાં કાયમ માટે વસવાટ કર્યો એ પૂર્વે અમદાવાદમાં રહેતા હતા એ ઘરની બરાબર સામે મારા મિત્ર શ્રી વેણીભાઈ પુરોહિત પણ થોડોક વખત રહ્યા હતા. એમના દ્વારા એમની કેટલીય અંતરંગ વાતો સાંભળેલી. એમની શ્રી અરવિંદ અને શ્રી માતાજી તરફની ભક્તિ અનન્ય અને મને તેનો સાક્ષાત્કાર થયો જ્યારે મેં શ્રી અરવિંદ આશ્રમની મુલાકાત લીધી.

કોઈક કાર્યક્રમ નિમિત્તે ૧૯૯૦-૯૧માં મારે મદ્રાસ જવાનું થયું હતું. એ પ્રવાસ આગળ લંબાવી હું પોંડિચેરી ગયો : મેં એમને મારા આવવાનો સમય, તારીખ વિ. જણાવેલાં પણ જ્યારે હું પહોંચ્યો ત્યારે તેઓ ઘેર ન હતા. એમનાં સુપુત્રી સુધાબહેને મારા ઉતારાની અને એવી બીજી વિગતોની વાત કરી. એમની પાસેથી એ પણ જાણ્યું કે સુન્દરમ્ રાત્રે મોડા પરત થવાના હતા. હું ઉતારે પહોંચી થોડોક આરામ કરી ફરવા નીકળ્યો અને પછી મોડેથી એમને મળ્યો ત્યારે કહે કે 'સાંજે તમે આવ્યા ત્યારે તમને ન મળી શકાયું. બીજા એક મહેમાનને વળાવવા ગયો હતો.' મને સહજ પ્રશ્ન થયો, વળી આ બીજા મહેમાન કોણ? મને કહે 'તમે નહિ ઓળખો. આ આશ્રમના જ અંતેવાસી હતા.' મારા મુખ પર નહિ સમજાયાનો ભાવ શમ્યો ન હતો. પછી સ્હેજ હસ્યા. કહે 'ન સમજ્યા? આ દુનિયામાં આપણે સહુ મહેમાન જ છીએ. કોઈ પચાસ કે કોઈ સાઠ તો વળી કોઈ સિત્તેર, પણ પછી ઘેર તો જવાનું જ ને? એ મહેમાન અહીં આશ્રમમાં ચાળીસ વરસથી હતા. એમને ઘેર વળાવવા સ્મશાને ગયો હતો.'

થોડી વાતો પછી એમના અભ્યાસખંડમાં ગયા. ઘરમાં ઉપરના માળે આવેલા એ ખંડનું ચિત્ર અને એ ક્ષણો સ્મરણમાં અકબંધ સચવાઈ છે. એમણે એમના અપ્રસિદ્ધ કાવ્યોની હસ્તપ્રતો મારી સામે ધરી. પ્રત્યેક કાવ્યની નીચે તે રચનાની તારીખ અને સમય સુધ્ધાં

લખ્યાં હતાં. મને આશ્ચર્ય તો એ વાતનું થયું કે કેટલાંક કાવ્યો તો એક જ દિવસે અને લગભગ એક જ સમયે રચાયાં હોય એવું સમજાતું હતું. તારીખની ચોકસાઈ તો જાણે સમજ્યા પણ સમયની ય એટલી જ ચોકસાઈ. સવારે ૬-૩૨ કે ૬-૫૮ કે સાંજે ૫-૩૯ કે ૫-૪૭! મેં આશ્ચર્યથી પૂછયું ય ખરું 'આટલી ઝડપથી બે જુદા જુદા વિષયો ઉપર તમે કેવી રીતે વ્યક્ત થઈ શકો છો?' જવાબમાં સસ્મિત કહે, 'એમાં શું કોઈક આવે છે અને લખી જાય છે. બધી શ્રી અરવિંદ અને શ્રી માતાજીની જ કૃપા.'

બીજા દિવસે સવારે ગરમ ઈડલી, ચીકી, મોહનથાળ કે એવું કશુંક મિષ્ટ અને થોડાક ચેવડાને ન્યાય આપી અમે નીકળ્યા. એમની પાસેથી અવારનવાર ઓરોવિલેની વાત સાંભળેલી. આ ઓરોવિલે એટલે પોંડિચેરીથી લગભગ દસ-પંદર માઈલ દૂર નિર્જન અરણ્ય જેવા પ્રદેશમાં શ્રી અરવિંદની સ્મૃતિમાં એમની વિદાય પછી એમના અનુયાયીઓ અને ખાસ તો શ્રી માતાજીની સીધી દોરવણી હેઠળ બનેલું એક નવું ગામ. શ્રી અરવિંદના નામ પરથી 'ઓરો' અને 'વિલે' એ ફ્રેન્ચ ભાષાનો શબ્દ જેનો અર્થ થાય ગામ. એક ટેક્સી ભાડે કરી અમે ચાર – હું, મારાં પત્ની, સુન્દરમ્ અને એમનાં પુત્રી સુધાબહેન ઓરોવિલે જવા નીકળ્યાં.

માર્ગમાં આ ગામની રચના વિશે જાતજાતની અને ભાતભાતની કથાઓ એ કહેતા રહ્યા. અમે ઓરોવિલે પહોંચ્યા ત્યારે એક વૃક્ષ પાસે ઊભા રહીને મને કહે, 'જુઓ આ વૃક્ષને ધ્યાનપૂર્વક જુઓ.' મેં નજર કરી. બીજાં સંખ્યાબંધ વૃક્ષો જેવું જ આ પણ એક ઘટાદાર અને લીલુછંમ વૃક્ષ હતું. પછી ફોડ પાડતાં કહે, "આ વૃક્ષ શ્રી માતાજીના સપનામાં આવ્યું હતું... અહીં જ્યારે ઓરોવિલેની રચના થતી હતી ત્યારે કેટલાંક વૃક્ષો કાપી નાંખવાની જરૂરિયાત ઊભી થઈ. કપાઈ જનારાં વૃક્ષોમાં આ વૃક્ષનો પણ સમાવેશ થતો હતો. એણે શ્રી માતાજીને પ્રાર્થના કરી: "હું તો સાધક છું, મને બચાવી લો." બીજા દિવસે શ્રી માતાજીએ આખા ય ગામની રચનાનો પ્લાન જોઈ એમાં આ વૃક્ષને શોધી કાઢ્યું. અને એન્જિનિઅરોને સૂચના આપી કે આ વૃક્ષનો વિચ્છેદ નહિ કરવો. આ કહેતાંમાં તો એ ભાવવિભોર થઈ ગયેલા. પછી મારા ખભે હાથ મૂકી કહે 'આવો, આપણે આ પવિત્ર વૃક્ષ નીચે ઘડીક ધ્યાન ધરીએ.'

પલાંઠી વાળીને એ તો થોડીક ક્ષણોમાં જ ધ્યાનસ્થ થઈ ગયા. મેં ય આંખ મીચી અનુકરણ તો કર્યું પણ ઘડી ઘડી આંખ ખૂલી જાય અને સુન્દરમ્ જાગ્રત થયા કે નહિ એમાં જ મન પરોવાય. પછી જ્યારે એ જાગ્રત થયા ત્યારે હું તો જોઈ જ રહ્યો એમના ચહેરા પરની પ્રસન્નતા. એ કંઈક અધિક તેજસ્વી, દીપ્તિમય લાગતા હતા. એ પછી અમે કલાકેક ફરતા રહ્યા. પુનઃ એક ઘટાદાર વૃક્ષ પાસે આવ્યા. આ વૃક્ષ ત્યાં બની રહેલી એક ઈમારત કે જે ધ્યાનમંદિર તરીકે પ્રસ્થાપિત થવાની હતી, તેના ભાગરૂપે હતું. અચાનક અમારી વાત અટકાવતાં સુન્દરમ્ કહે 'જુઓ ધ્યાન આવે છે. આપણે ફરીવાર ધ્યાન કરીએ.'

અને ફરી વાર પણ એ જ અનુભવ. આ વખતે ય એમના ચહેરા ઉપર અધિક પ્રસન્નતા ઊભરી આવી.

બપોરે અમે પોંડિચેરી પાછાં ફર્યાં. શ્રી સુન્દરમ્ અમને બસસ્ટેશને વળાવવા આવ્યા. મને મજાક સૂઝી 'સુન્દરમ્, તમે ગઈકાલે પણ એક મહેમાનને વળાવવા ગયા હતા અને આજે પણ...' એમણે હસતાં હસતાં પ્રતિભાવ આપ્યો: 'ગઈકાલના મહેમાનને મળવા તો હવે આપણે જ જવું પડે પણ આજના આ મહેમાન ફરી વાર પણ મહેમાન બની આવી શકે છે – સિવાય કે આ યજમાન જ જતા રહે' અને એવું જ થયું. જોકે પત્રસંપર્ક ચાલુ રહેલો પણ એમની મારે માટે આ છેલ્લી મુલાકાત બની રહી...

શ્રી પ્રજારામ રાવળે કહ્યું છે: 'ઉમાશંકર સુન્દરમ્' આ બે નામ સાથે ઉચ્ચારતાં બનતા શબ્દગુચ્છથી અનુષ્ટુપ છંદનું એક ચરણ બની જાય છે. આ ચરણનો પૂર્વાર્ધ જ્યારે છૂટી ગયો એ પછી ખંડિત ઉત્તરાર્ધ પણ થોડાં વર્ષે જાણે કે વિદાય લીધી! □

# ગુજરાતી ગઝલનું મોંસૂઝણું (દયારામથી કલાપી)

ચિનુ મોદી

બાબરે ભારતમાં સૈન્ય સાથે વસવાનું નક્કી કર્યું અને કાળ ક્રમે મુસ્લિમો Outsider કે Foreigner મટી ગયા અને આ ધરતીને પોતાની માતૃભૂમિ લેખતા થયા. આ રાજકીય ઘટનાએ ધીમે ધીમે આ દેશની સામાજિક અને સાંસ્કૃતિક આબોહવા સર્જી અને મુસ્લિમોની રહેણી-કરણી, સંસ્કૃતિ, સભ્યતા, ધર્મ તથા બધી જ લલિત કળાઓ—સંગીત, નૃત્ય, શિલ્પ-સ્થાપત્ય, ચિત્ર અને સાહિત્યમાં મુસ્લિમોની મુદ્રા અંકિત થઈ. આપણે અહીં સાહિત્ય અને એમાંય પદ્ય સાહિત્ય સાથે લેવા દેવા છે. કસીદા, કત્અ, રૂબાઈ, ગઝલ, મુખમ્મસ, મુસદ્દસ એમ એકાધિક કાવ્યલઢણો આપણી ગુજરાતી કવિતા ક્ષેત્રે દૂધમાં સાકરની જેમ ભળતી ગઈ અને આજે ગુજરાતી કવિતાનો મહત્ત્વનો હિસ્સો ગઝલ બની ગયો છે.

આપણે ત્યાં ગઝલ શબ્દ ઉપયોગમાં આવે એ પહેલાં દયારામના સમયથી નર્મદના સમય સુધી 'રેખતો' શબ્દ ઉપયોગમાં આવતો. 'રેખતો'નો સાર્થ જોડણીકોશમાં 'ફારસી અને ઉર્દૂ કવિતાનો ઢાળ; ગાવાની એક ઢબ' એવો અર્થ આપવામાં આવ્યો છે. રેખતો શબ્દ એક સમયે ઉર્દૂ ભાષાના નામ તરીકે પ્રચલિત હતો. ઉર્દૂને રેખ્ત કહેવામાં આવતી- દયારામે ઉર્દૂ ઢબછબની કવિતા માટે રેખતા શબ્દ વાપર્યો હશે. નર્મદે એ અર્થ સ્વીકૃત રાખ્યો હશે. આ બેય કવિના રેખતાને ગઝલ સાથે ખાસ લેવાદેવા હોય એવું લાગતું નથી. એમાં અરબી-ફારસી-ઉર્દૂના શબ્દ અને કેટલીક ઇસ્લામિક આધ્યાત્મિક સંજ્ઞાઓનો ઉપયોગ છે. આપણે પહેલાં દયારામ લેખિત રેખતો સાંભળીએ :

> એક ખૂબસૂરત ગભરુ ગુલઝાર સાંવરા
> તારિફ કયા કરું હૈ સબ ભાંત સે ભલા
> ઇસ બગર કી, ડગર મેં મેરા ચિત્ત ચુરા ચલા
> કહેતી થી સબ આલમ યે હૈ નંદ કે લલા
> દેખી મુઝે નિધા, ભરત બસો એ દુઃખ ફેલા
> ચિતવન મેં કુછ ટોના કી ઈ કૂછ કલા.
> અનંગ આગ લગી વે તન જાત હે જલા
> જીયે જાયેગા જરૂર સૈયા સજન ના મિલા.
> બુઝતી જો ઐસા દર્દ બીરહ મેં બલા
> તો મેં ઉસી પલક જાય પકરતી પલા
> મિલાઓ કોઈ મહેબૂબ દૂસરી ન હૈ સલા
> દયા કે પ્રીતમ બીન મરુંગી કાટ કે ગલા.

પોતાના પ્રિયતમાના 'નંદ કે લલા'ને દયારામ અરબી-ફારસી શબ્દોના સહારે વ્હાલ કરી વર્ણવતાં ખૂબસૂરત ગભરુ સાવરિયો કહે છે. સૌ બાબતે સર્વોત્તમની પ્રશંસા કરવાનું મારું ગજું શું? એ આ સંસારની ડગરમાં મારું ચિત્ત ચોરી ગયો અને એને ઓળખાવતાં હું કહેતી ફરું છું - આખા જગતને કે એ બીજો કોઈ નહીં મારો નંદનો લાલો છે. એ એક દૃષ્ટિપાતથી મારાં સૌ દુઃખ હરી લે છે. મારા ચિત્તને પ્રસન્ન રાખવાની કળા એને આવડે જ છે. આમ તો અંગરહિત-અનંગ અર્થાત્ કામદેવ મારા શરીરને પ્રેમની જ્વાળામાં બાળી રહ્યો છે. જો પ્રિયમિલન નહીં થાય તો નક્કી જીવ જશે. આ દર્દ વિરહનું છે અને કોઈ પણ દૂર કરી શક્તું હોય તો હું એને માટે કશું પણ કરી છૂટવા તૈયાર છું. મારા મહેબૂબથી મારો ભેટો કરાવો— આ ઉપાય કરો— અન્ય સલાહ ન આપશો. જો દયાનો પ્રીતમ નહીં પ્રાપ્ત થાય તો ગરદન પરથી માથું કપાવીશ.

આ વૈષ્ણવ સંપ્રદાયના, ગોપીભાવે કૃષ્ણની ભક્તિ કરતા, દયારામના પ્રિયતમ માટેનો આર્તનાદ છે. રેખતામાં હમરદીફ હમકાફિયાનો સભાન પ્રયોગ નથી—એ તો આપણી પદ પરંપરામાં સચવાતા અંત્યાનુપ્રાસ જ છે. સૂફી અને પ્રેમલક્ષણા બેય ભક્તિ પરંપરાનો અહીં થયેલો યોગ કાવ્યાનંદ આપનારો છે.

મારા કૃષ્ણને કોઈ ખૂબસૂરત ગભરુ ગુલઝાર કહે એ વાતનો જ ભારે રોમાંચ છે. આ રોમાંચ રેખતો લખવા અરબી-ફારસી-ઉર્દૂ દ્વારા કાવ્ય પ્રતીક-કલ્પન યોજવાને લીધે છે. પણ, રેખતા એટલે મુસ્લિમો ઉપયોગમાં લે છે તે ભાષાના શબ્દો દ્વારા કાવ્યભિવ્યક્તિ સાધવાનો પ્રયત્ન. આથી વિશેષ દયારામના આ રેખતાનો મહિમા નથી. પણ, ગઝલનું મોંસૂઝણું અહીં જણાય- નક્કી.

એવો બીજો રેખતા નર્મદનો છે. પણ, આ રેખતામાં વ્રજ ભાષાની છાંટ વધારે છે - કદાચ દયારામની ઊંડી અને તત્કાલ અસર પણ હોય. આ રેખતા આમ છે :

આહા પૂરી ખીલી ચંદા, શીતળ માધુરી છે સુખ કંદા — આહા
પાણી પર તે રહી પસરી, રૂડી આવે લેહર મંદા — આહા
શશી લીટી રૂડી ચળકે, વળી હીલે તે આનંદા — આહા
ઊંચે ભૂરું દીપે આસમાન, વચ્ચે ચંદા તે સ્વચ્છંદા — આહા
નીચે ગોરી ઠારે નેનાં, રસે ડૂબ્યા નરમદ બંદા — આહા.

અહીં 'આહા' રદીફ છે. અને કંદા/મંદા/ આનંદા/ સ્વચ્છંદા/ બંદા — એ કાફિયા છે. ગઝલના બાહ્ય સ્વરૂપની વધારે નજીક જવાનો આ સભાન-આછો સભાન પ્રયત્ન છે. અહીં અંતિમ પંક્તિમાં કવિનું નામ પણ આવે છે. મધ્યકાલીન કાવ્ય પરંપરાના તાપ પ્રતાપે પણ એ લેખી શકાય અને 'મક્તઅ'ની નકલ પણ કહી શકાય. 'આહા' હર્ષોદ્ગાર છે. ઓહોહો પૂરો ચંદ્ર ખીલ્યો છે ને! અને શીતળ મધુર ચાંદનીનો આહ્લાદક અનુભવ થઈ રહ્યો છે- આહા! આ ચાંદની પાણી પર પસરી રહી છે અને મંદ મંદ પવનની લહેર જળ પરથી આવી રહી છે — આહા! ઊંચે ભૂરું આસમાન દીપી રહ્યું છે ને પૃથ્વી અને આકાશની વચ્ચે સ્વ-છંદે વિહાર કરતી ચંદા છે — આહા! નીચે ગોરીનાં નયન શાતા આપે છે — નર્મદ બંદા એ શાતાના આનંદમાં ડૂબ્યા છે — આહા! આકાશ પરથી પાણીમાં ઊતરતી ને પસરતી ચાંદની રાત્રે ધરતી ઉપર કોઈ ગોરી આંખોથી શાતા પાઈ રહી છે— કવિ નર્મદને! ત્યારે, આપણે પણ કવિના ભાગ્ય પર અહોભાવ પ્રગટ કરતા 'આહા' જ કહીએ ને? અહીં 'રેખતા'માં અરબી-ફારસી-ઉર્દૂને ઠેકાણે વ્રજ ભાષા ઉપયોગમાં લેવામાં આવી છે. પણ, એક વાત નક્કી કે ગઝલે શરૂઆતમાં ગુજરાતી સર્જકોના ચિત્તમાં શુદ્ધ તળપદી ગુજરાતીમાં ગઝલ ન લખાય એવી ભ્રમણા અચૂક પેદા કરેલી. એટલે દયારામ-નર્મદથી માંડી કલાપી સુધીના ગઝલકારો બિન ગુજરાતી શબ્દો (અરબી-ફારસી-ઉર્દૂ અને હિંદી) વાપરીને ગઝલ થઈ ગયાનો સંતોષ લેતા હતા. અહીં મોટા ગજાનો કોઈ મુસ્લિમ ગઝલકાર પ્રવૃત્ત થયો જ નહોતો, એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે.

રેખતામાંથી ગઝલના બાહ્ય સ્વરૂપની થોડી ઘણી સમજદારી સૌથી પહેલાં બાલાશંકર પ્રગટ કરે છે. મત્લઅ, મક્તઅ, કાફિયા, રદીફ ઈત્યાદિ ગઝલનાં લક્ષણો પહેલીવાર બાલાશંકર થોડીક થોડીક સભાનતા સાથે જાળવતા થાય છે. બાલાશંકર પૂર્વે બુલબુલ આવે છે. બાલાશંકર ૧૭-૫-૧૮૫૮માં જન્મે છે જ્યારે બુલબુલ ૧૧-૧૦-૧૮૫૭માં જન્મે છે. બાલાશંકર ૧-૪-૧૮૯૮માં મૃત્યુ પામે છે, જ્યારે બુલબુલ છેક ૧૬ ફેબ્રુઆરી ૧૯૩૮માં ગુજરી જાય છે. બુલબુલની ગઝલો બહુ હાથવગી નથી; પણ જે મળી છે એમાંની એક વિશે થોડી વાત કરીએ. ડાહ્યાભાઈ,દેરાસરી 'બુલબુલ' તખલ્લુસથી ગઝલો લખે છે. 'ચમેલી', 'બુલબુલ', 'અમારાં આંસુ' અને 'મધુભૃત' એમના સંગ્રહો છે. ઈ.સ. ૧૮૮૩માં 'બુલબુલ' સંચય પ્રગટ થાય છે. 'બુલબુલ' સંચયમાં મને હાથવગી થયેલી એક ગઝલ આ મુજબ છે :

નિગાહ તુજની, અરે! બદમસ્તીમાં હુશિયાર કેવી છે?
અમારું દિલ ચુરાવાને, કહો, તૈયાર કેવી છે?
અદાથી ફેરવી ખંજર ગળા પર, તું પછી કહેતી,
શહીદે નામ! બતલાવો કે આમાં ધાર કેવી છે?
જિગર તૂટ્યું રવાના, ફાટ્યું જઈને દિલ મહીં લાગી,
ગજબનો ઘા કરે ચંચલ, નિગાહે યાર કેવી છે?
ઝબક કરતી અમોને તું, હસીને પૂછતી પણ તું,
જરા દિલબર બતાવોને અહા! તલવાર કેવી છે?

ઘડી ત્રાંસી, ઘડી સીધી, ઘડી ઊંચે, ઘડી નીચે,
ફરી વળવા બધે એની, અહો, રફતાર કેવી છે?
એ પૂછો દિલને શરમીલી નિગાહે યાર કેવી છે?
કરે જે મ્યાનમાં રહી કામ, એ તલવાર કેવી છે?

બુલબુલ અર્થાત્ ડાહ્યાભાઈ દેરાસરીમાં ગઝલનાં બાહ્ય તત્ત્વો આત્મસાત થઈ પ્રગટ થતાં જણાય છે. ગઝલિયત પણ અહીં ભારોભાર છે. અંદાઝે બયાં ઉપરની રચનાનો ગઝલનો અને કેવળ ગઝલનો જ છે. હા, અરબી-ફારસી-ઉર્દૂ શબ્દના પ્રયોગ છે, પણ, આ શબ્દો આગંતુક-Outsider-નથી રહ્યા. અહીં છંદ સફાઈ, ઉપરાંત રવાની - પ્રવાહિત કર્ણાકર્ષક છે. અહીં એક શે'રમાં થયેલી નાટકીય ઢબછબ તરત ધ્યાન ખેંચે છે :

ઘડી ત્રાંસી, ઘડી સીધી, ઘડી ઊંચી, ઘડી નીચે,
ફરી વળવા બધે શેની, અહો! રફતાર કેવી છે!

અહીં અલ્પવિરામના વિશેષ પ્રમાણમાં ઉપયોગથી નાટ્યાત્મકતા સિદ્ધ થઈ છે. અને આ મત્લઅનો શે'ર, એ ગઝલજન્ય ચમત્કૃતિ સર્જે છે.

એ પૂછો દિલને, શરમીલી નિગાહે યાર કેવી છે?
કરે છે મ્યાનમાં રહી કામ, એ તલવાર કેવી છે?

મ્યાનમાં રહે ને કામ કરતી તલવાર જેવી દિલબરની નિગાહો છે એમ બુલબુલ કહે છે ત્યારે ગાલિબ યાદ આવે છે :

ઈસ સાદગી પર કૌન ન મર જાય અય ખુદા,
લડતે હૈ ઔર હાથ મેં તલવાર ભી નહીં.

બુલબુલનું પુનઃમૂલ્યાંકન બહુ અનિવાર્ય છે. ગઝલનું પૂરેપૂરું રૂપાળું મોં બુલબુલની આ રચનામાં દેખાય છે, એવી સુંદર રીતે આ સમયના કોઈ ગઝલકારની ગઝલમાં જણાયું નથી, એ નક્કી. બુલબુલની છંદ સફાઈ, મિજાજની જાળવણી પ્રત્યાયનક્ષમ સાદગી અને પ્રવાહિતા બહુ જૂજ ગઝલકારોની ગઝલોમાં જોવા મળે છે.

ગુજરાતી ગઝલ સાથે ગંભીરતાથી પનારો પાડનારા, ગઝલ લખવા માટેનું મસ્ત વ્યક્તિત્વ ધરાવતા અને ગઝલ વિશેની ખાસ્સી સમજણ ધરાવતા ગઝલકાર ગુજરાતીના આમ ગણો તો પ્રથમ માન્ય ગઝલકાર-બાલાશંકર કંથારિયા છે. ગઝલના સ્વરૂપ સાથે એમનો મણિલાલ, ગોવર્ધનરામ, કાન્ત ઇત્યાદિ જેવો– નાતો નહોતો. બાલાશંકર અને કલાપીની સર્જકત્વશક્તિ ગઝલના સ્વરૂપમાં સોળે કળાએ પ્રગટે છે. બાલાશંકર અને કલાપી બન્નેએ અન્ય કાવ્યસ્વરૂપોમાં ઘણું મોટું કામ કર્યું છે; પણ ગઝલ એ એમના કાવ્યજગતનો કિંમતી અને અવિભાજ્ય હિસ્સો છે. ગઝલ વગર આ બે કવિની કાવ્યસમૃદ્ધિની વાત અધૂરી રહે છે એટલું જ નહીં, આ બેના પ્રદાનની વિશેષ નોંધ લીધા વગર ગુજરાતી ગઝલની વાત પણ અધૂરી જ રહે છે. કલાપીના પ્રમાણમાં બાલાશંકર ગઝલસ્વરૂપની આત્મબાહ્ય શરતો શિસ્તપૂર્વક છતાં સહજ રીતે સાચવે છે. બાલાશંકરની એક મને ગમતી ગઝલ લઈ એમનો ગઝલ સાથેનો કેવો ઘરોબો છે, એ જોઈએ. એમની બે ગઝલો ખૂબ જ ખ્યાત છેઃ 'જિગરનો યાર જુદો તો...' અને 'બોધ' શીર્ષકવાળી 'ગુજારે જે શિરે તારે જગતનો નાથ, તે સ્હેજે.' પહેલી ગઝલમાં આઠ શે'ર છે. ગઝલ માટે રૂઢ માન્યતા એ છે કે એકી નંબરમાં ગઝલના શે'રની સંખ્યા ૧૯ સુધીની હોય પણ, બાલાશંકરના સમયમાં અને છેક આદિલ અને ભરત વિંઝુડા સુધી આ બાહ્ય શરતની ગઝલકારોએ પરવા કરી નથી. શે'ર સંખ્યા એકી નંબરમાં હોવી જરૂરી કેમ લેખાઈ હશે. એનો તર્ક પણ હાથવગો નથી. કાન્ત ચાર શે'રની 'ચંદા-સંબોધન' ગઝલ લખે છે. ગઝલના શે'રની સંખ્યાને આધારે નહીં, આ શે'રની શેરિયત જોવાવી જોઈએ. 'બોધ' એ પંદર શે'રની રચના છે. આ બંને ગઝલોમાં મત્લઅ, મક્તઅ ગઝલના નિયમાનુસાર કરવામાં આવ્યો છે. એટલું જ નહીં, બેય મત્લઅ સહજ રીતે લખાયા છે. કૃતકતાનો અનુભવ થતો નથી.

જિગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે,
બધા સંસારથી એ યાર, બેદરકાર જુદો છે.

અહીં 'જુદો છે' રદીફ બેય પંક્તિમાં 'સંસાર' 'બેદરકાર' એ કાફિયા સાથે તંતોતંત જોડાય છે. પહેલી પંક્તિમાં 'સંસાર જુદો છે' અને બીજી પંક્તિમાં આવા સંસારથી ઊફરો ચાલનારો યાર સાંપડ્યો છે—સંસારથી બેદરકાર બેફિક્ર રહેનાર યાર મળ્યો છે, એથી નોખો પડતો, જુદો પડતો આ યાર છે, એમ કવિએ અભિવ્યક્ત કર્યું છે. આ અભિવ્યક્તિમાં ક્યાંક રદીફ-કાફિયાની ફરજિયાત જાળવણીનો બોજો નથી. પ્રારંભિક ગઝલકારો હોવા છતાં બાલાશંકર બિનકૃતક મત્લઅ લખી શક્યા છે, એ નોંધવું જ રહ્યું. 'બોધ' ગઝલમાં એ 'હમરદીફ હમકાફિયા' ગઝલો લખે છે એ મત્લઅ તો ગુજરાતીઓને કંઠસ્થ છે.

ગુજારે જે શિરે તારે જગતનો નાથ, તે સ્હેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે.

સ્હેજે/લેજે એ ગઝલની પ્રથમ બે પંક્તિમાં ઉપયોગમાં લેવામાં આવ્યાથી અહીં હમરદીફ હમકાફિયાની શરત કવિએ આ ગઝલ પૂરતી લીધી છે. જોકે 'લેજે' પાંચ શે'રમાં, 'દેજે' ત્રણ શે'રમાં, 'કહેજે' બે શે'રોમાં repeat થાય છે. ગઝલની પરંપરાગત શિસ્તનો અહીં ભંગ થયો કહેવાય. 'સ્હેજે' 'કહેજે', 'રહેજે' એમાં પણ શિસ્તભંગ તો ખરો જ. પણ, બહુસંખ્ય ગઝલકારોને, એમના વંશજોને પણ આ શિસ્તભંગ અનિવાર્ય રીતે કરવો જ પડ્યો છે. અને બીજું, અર્થ વૈવિધ્ય 'સ્હેજ', 'રહેજે' 'કહેજે'માં સધાય છે, એવા વૈવિધ્ય વખતે આ શિસ્તભંગને ન લેખીએ તો ચાલે. પહેલી ગઝલમાં માત્ર એક જ કાફિયા 'કાર' રિપીટ થયો છે, એ અહોભાવથી નોંધવું જ રહ્યું.

આ બેય ગઝલના મક્તઅ પણ વિશેષ ધ્યાન ખેંચે છે. 'મક્તઅ' સ્ટોપ હોવું, અટકવું, બસ એ અર્થમાં વપરાય છે. મત્લઅમાં 'તુલઅ' 'ભડભાંખરું' એવો અર્થ છે. ગઝલના પ્રારંભના શે'રને એટલે મત્લઅ કહેવામાં આવે છે અને અંતિમ શે'રને 'મક્તઅ' કહેવામાં આવે છે. પહેલી ગઝલનો મક્તઅ છે :

થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સરવેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજનો તાર જુદો છે.

અહીં પરંપરા મુજબ ગઝલકારનું નામ કે તખલ્લુસ નથી, પણ, અહીં એ Omnipresent છે અર્થાત્ ગઝલકાર આ અંતિમ શે'રમાં, પરંપરાની કેવળ જાળવણી પૂરતો નામ કે તખલ્લુસને લઈ આવતો નથી, પણ મકતઅમાં સ્વ સાથેની વાતચીતની જે સવલત છે, એ સવલત તો અચૂક ભોગવે જ છે. આધુનિક સમયમાં પ્રમુખ કહેવાય એવા ઘણા ગઝલકારોએ છેલ્લા શે'રમાં નામ કે તખલ્લુસ ઉપયોગમાં લીધાં નથી, પણ, Self સાથે Dialogue અચૂક કર્યો છે. બાલાશંકર આવા મક્તઅના પ્રયોગી પ્રથમ ગઝલકાર ગણાવી શકાય. આવું કાન્ત, હરીન્દ્ર, વેણીભાઈ, મરકંદભાઈ, ભગવતીભાઈ, મનહર મોદી, રાજેન્દ્ર શુક્લ, રમેશ પારેખ અને મનોજ ખંડેરિયાની ઘણી ખરી ગઝલોમાં બન્યું છે. ગઝલમાં મક્તઅ 'બાઈ મીરાં કહે', 'ભક્ત નરસૈયો' કે 'દયાના પ્રીતમ'ની જેમ પારંપરિક બનાવી દેવાની ગઝલની આંતરિક આવશ્યક્તા નથી, એ અરુઝના અંધ followers નોંધે.

અને એવું પણ નથી કે બાલાશંકરને પોતાનું ગઝલ પૂરતું 'બાલ' તખલ્લુસ ઉપયોગમાં લેતાં આવડતું નથી. બીજી ગઝલ 'બોધ'નો મક્તઅ આ સંદર્ભે સાંભળવા જેવો છે.

કવિ રાજા થયો શી છે, પછી પીડા તને કાંઈ?
નિજાનંદે હંમેશાં 'બાલ' મસ્તીમાં મજા લેજે.

અન્ય મનુષ્યોની કવિતા લખી તમે અલગ-અનોખા બન્યા છો? તમે સામાન્ય નથી. તમે 'રાજા' છો, કારણ કે તમે 'કવિ' છો. રાજાને કોઈ વાતની પીડા હોય? એ તો નિજાનંદે રહેનારો, પોતાની મસ્તીમાં મસ્ત રહે છે. આ વાત બાલાશંકર પોતાને સમજાવે છે. Self સાથેની આ વાતચીત આપણને મક્તઅને કારણે overhear કરવાની તક સાંપડે છે. અસ્તુ. આ બંને ગઝલોના મને ગમતા કેટલાક શે'ર ટાંકી,

બાલાશંકર અંગેની વાત પૂરી કરું.

ઘડીભર બેસ, બતલાવું શિખાવું પ્રેમનો જાદુ,
અમો જાદુગરોનો યાર! જો બાઝાર જુદો છે.
(વાતચીતનો લહેકો)

*

જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહીં ભાસે,
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે.
(જગતને કાચનું યંત્ર કહેવામાં તાજગી)

*

અરે પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માંગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.
(ફિલસૂફીને વ્યક્ત કરવાનો અંદાઝ)

હવે જે ગઝલકારો છે, એ Part timer ગઝલકારો છે, જેમાં એકમાત્ર અપવાદ એ કલાપી છે. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બહુ મોટા ગજાના તત્વચિંતક છે, અભેદ માર્ગ પ્રવાસી છે; પણ અખો યાદ આવે. 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' આમ છતાં બાલાશંકરની 'ગુજારે જે શિરે તારે' એ કહેવત જેવી કાવ્યપંક્તિ છે, એવી જ કહેવત જેવી કાવ્યપંક્તિ મણિલાલે 'કયહી લાખો નિરાશામાં અમર આશા છૂપાઈ છે' આપી છે પણ, મણિલાલનું કવિપણું ટાંચું એટલે ગઝલ અંદરથી ભાગ્યે ઊગેલી દેખાય. કાન્ત પણ કવિ મોટા ગજાના, પણ ગઝલ સાથે ખંડકાવ્ય જેવો એમને નાતો નથી. આમ છતાં ખૂબ જ નાટ્યાત્મક ક્ષણને એમણે 'ચંદાને સંબોધન' ગઝલના ચાર શે'રમાં પ્રગટ કરી છે, સૌષ્ઠવપ્રિય કવિ હોવાથી ગઝલની ભાષા Classical છે.પૂનમની રાત્રે વિરહાવસ્થા ભોગવતો પ્રેમીજન ચંદ્રને આકાશમાં વિહરતો જુએ છે અને સ્વાભાવિક રીતે એને એનું પ્રિયજન યાદ આવે છે અને અધ્ધર આકાશમાંથી આખા પૃથ્વીલોકને જોતાં ચંદ્રને પૂછે છે :

તને હું જોઉં છું, ચંદા! કહે, તે એ જુએ છે કે?
અને આ આંખની માફક કહે તેની રુએ છે કે?
અને તવ નેત્રમાં એ નેત્રનું પ્રતિબિંબ જોવાને,
વખત હું ખોઉં તેવો શું કહે તે એ ખુએ છે કે?
સખી! હું તો તને જોતાં, અમે જોયેલ સાથે તે,
સ્મરતાં ના શકું સૂઈ! કહે સાથી સુએ છે કે?
સલૂણી સુંદરી ચંદા! ધરી તવ સ્વચ્છ કિરણોમાં,
હૃદયનાં ધોઉં છું પડ હું કહે તે એ ધુએ છે કે?

અહીં 'છે કે?' જેવી હટીને આવેલો, વાતચીતના લહેકાને કાનવગો કરતો રદીફ છે. 'જુએ' 'રુએ' એ કાફિયા છે. અહીં પહેલી પંક્તિમાં ચંદાને પ્રશ્ન છે કે હું તને જોઉં છું એમ એ તને આ ક્ષણે જ જુએ છે? અને બીજી પંક્તિમાં કહે છે: અને તને જોઈને, વિરહ અવસ્થાને કારણે મારી આંખો ભરાઈ આવે છે, એમ એની આંખો તને જોતાં, મને સાંભરતાં, રુએ છે ખરી! મત્લઅ- આવા મત્લઅ- ગુજરાતી ગઝલમાં કેટલા? હું તારા નેત્રમાં હે ચંદા! મારી પ્રિયતમાના નેત્રનું પ્રતિબિંબ જોવા મથું છે - મને ખબર છે, હું સમયનો વ્યય કરું છું; પણ, પ્રેમની વિરહાવસ્થામાં, આવા ગાંડપણમાં, પ્રમત્તાવસ્થામાં એ આવી વ્યર્થ ક્રિયામાં સમય ખૂલે છે? અમે તને આ પહેલાં પૂર્ણિમાએ સાથે જોયેલી, એ બધું સાંજે તને જોતાં મને યાદ આવે છે, એવું હે ચંદા! એને યાદ આવે છે ને એ બેચેન બની જાય છે? હું એ સ્મરણ થતાં સૂઈ શકતો નથી એમ સાથી 'સુએ છે કે?' અને છેલ્લા ચોથા શે'રમાં કહેવાયું છે કે હે સલૂણી સુંદરી ચંદા! તારાં સ્વચ્છ કિરણોથી હું હૃદયમાં જામેલાં પડ ધોઉં છું, એમ એ પણ ધુએ છે કે કેમ?'

પ્રેમ એકતરફી ન હોઈ શકે. આગ બન્ને બાજુ બરાબર લાગેલી હોય તો જ પ્રેમ કહેવાય ને? કાન્તે સુશ્લિષ્ટ, શુદ્ધ, શિષ્ટ ગુજરાતી ભાષામાં નાટ્યાત્મક લહેકાઓ સાથે વિરહની તીવ્રતા પ્રગટ કરતી સુંદર ગઝલ આપી છે એ નિર્વિવાદ. ભલે અગત્યની એમની એક જ ગઝલ છે, પણ, એકે હજારાં છે. ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર'માં ગઝલ 'સુખી હું તેથી કોને શું? દુઃખી હું તેથી કોને શું?' ખૂબ જ પરિચિત છે, પણ, એમની સર્જકપ્રતિભા ગઝલ લખવા ગંભીરતાથી પ્રવૃત્ત થઈ

નથી. પણ, અહીં બે એવા ગઝલકારોનો ઉલ્લેખ કરીશ, જેમનો ગઝલ સાથે વધારે ઘરોબો થયો હોત તો ગઝલને શયદા સુધી વિકસવા રાહ ન જોવી પડત. એમાંના એક છેઃ પ્રભાશંકર પટ્ટણી. ઈ.સ. ૧૮૬૨માં જન્મેલા અને ભાવનગર રાજ્યના દીવાન શ્રી પ્રભાશંકર પટ્ટણીની એક ગઝલની રદીફ છે. 'ઉઘાડી રાખજો બારી', તસવ્વુફ અને સિયાસતી બન્ને રંગ એક સાથે અહીં પ્રગટ છે. સંવેદનામાં જેટલું કાવ્ય છે એથી વિશેષ ગઝલની ભાષાભિવ્યક્તિમાં કાવ્ય રહેલું છે. એમાંના એકાદ શે'ર અહીં એમ જ નોંધું.

દુ:ખી કે દર્દી કે કોઈ ભૂલેલા માર્ગવાળાને,
વિસામો આપવા ઘરની ઉઘાડી રાખજો બારી.
અને બીજો શે'ર છે :
થયેલાં દુષ્ટ કર્મોના છૂટા જંજીરથી થાવા,
જરા સત્કર્મની નાની ઉઘાડી રાખજો બારી.

અહીં એક અન્ય શે'રમાં 'તમારાં કર્ણનેત્રોની ઉઘાડી રાખજો બારી' જેવો સાની મિસરા પણ મળે છે. નાટક અને ગઝલને ખૂબ જ લેવા દેવા રહી છે. વિરલ નાટ્યદિગ્દર્શક, નટ અને ઘણા ઉર્દૂ-ગુજરાતી નાટ્ય રૂપાંતર કરનાર- લખનાર શ્રી અમૃત કેશવ નાયકના મૃત્યુની આ શતાબ્દી છે. એમની એક ગઝલના કેટલાક શે'ર એમની ઊંચી કવિત્વ શક્તિ અને ગઝલના મર્મની જાણકારીને પ્રગટ કરે છે.

આંખોમાં વહે છે ધારા, તોયે જિગર બળે છે,
ચોમાસે ભરપૂરે, આકાશનું ઘર બળે છે.
તેજસ્વી ઘર જોશે શું કોઈ તે સનમનું?
જેની ગલીમાં ઊડતાં પંખીનાં પર બળે છે.

'બળે છે', રદીફ અને 'જિગર', 'પર' એ કાફિયાવાળી આ ગઝલની સ્વરૂપ શિસ્ત કેવી સહજ પળાઈ છે, એ તરત ધ્યાન ખેંચે છે. પણ, ગુજરાતી ગઝલે 'આકાશનું ઘર બળે છે' અને સનમના તેજસ્વી ઘર જોવાની- ઈશ્વરને સાક્ષાત્ જોવાની - ઈચ્છા રાખનારને ક્યાં ખ્યાલ છે કે એ સનમનું ઘર જે ગલીમાં આવ્યું છે, એ ગલી પર પંખી પણ ઊડે તોય પાંખો બળે એવો તેજસ્વી ઝળહળાટ હોય છે. ગુજરાતી ભાષાની ગઝલે હજી આવા Strong પ્રતીક-કલ્પન અને ફિલસૂફી ભરેલા શે'ર માટે વાટ જોવાની છે. હવે છેવટે ગૌણ તમામ ગઝલ લખનારાને વિસ્મરીને — સાગર, મસ્તાન ઈત્યાદિને— કલાપીની ગઝલ પરત્વેની તાલાવેલી જોઈશું. ગઝલકાર માટે અનિવાર્ય એવું ઉપચારરહિત પ્રેમનું દર્દ, બેફિકરાઈ, સરળ છતાં કલ્પન સર્જતી કાવ્યબાની અને સચ્ચાઈભરી ખુમારી કલાપીમાં અ-પૂર્વ અને અ-પશ્ચાદ્ છે. રાગ ને ત્યાગની વચ્ચે ઝૂલતા આ કવિ હૃદયની, રાજવી, હોવા છતાં વ્યથાઓનો પાર નથી; છતાં, આ વ્યથાઓ એમની ઉદાસીના એ સરનામે પહોંચાડે છે, જ્યાંથી ઉપનિષદ રચાવું શરૂ થાય છે. 'આપની યાદી' એ હરિગીતમાં લખાયેલ એક ભાવવિશ્વને ઘૂંટતી ભવ્ય નઝમ છે — એને ગઝલ કહેવાની આવશ્યક્તા નથી. ઉમાશંકર આ રચના પાસે 'ભવ્ય' વિશેષણ યોગ્ય રીતે જ મૂકે છે. આવી ગઝલનુમા નઝમનો જોટો ભાગ્યે જડે એવો છે. એમની કેટલીક રચનાઓમાં ગઝલની બાહ્ય શિસ્ત પૂર્ણ સચવાઈ છે. તેમાંની એક વિરલ રચના - વિરલ ગઝલના કેટલાક શે'ર અહીં પ્રસ્તુત કરું છું. આ ગઝલ હમરદીફ હમકાફિયા સાચવીને રચાઈ છે.

અમે જોગી બધા વરવા સ્મશાનો ઢૂંઢનારાઓ,
તહીંના ભૂતને ગાઈ જગાવી ખેલનારાઓ.
અમે જાહેરખબરો સૌ જિગરની છે લખી નાખી,
ન વાંચે કોઈ યા વાંચે, ન પરવા રાખનારાઓ.
જહાં જેને કરી મર્દુ કબરમાં મોકલી દેતી,
અમે એ કાનમાં જાદૂ અમારું ફૂંકનારાઓ.
બની ઉસ્તાદ આવો તો થશો આંહી તમે ચેલા,
મગર મુરશિદ કરો તો તો હમે ચેલા થનારાઓ.

આમ આપણે દયારામથી આરંભાયેલી અને કલાપી પાસે ૧૯૦૦માં પૂરા થતા ગઝલના મોંસૂઝણાને જોયું. પ્રભાત ઉજ્જવળ આવશે એની પ્રતીતિ અચૂક અહીં જણાય છે. હા, ગઝલની બાબતે હજી મોંસૂઝણા વખતે હોય એવો પાતળો અંધકાર અચૂક છે જ. □

# ભારતના પુનરુત્થાનના જ્યોતિર્ધરો

દુષ્યન્ત પંડ્યા

(આવતા અંકથી 'ઉદ્દેશ'માં શરૂ થતી નવી લેખ-શ્રેણીની પૂર્વભૂમિકા)

રાજા રામમોહન રાયે અને રવીન્દ્રનાથ ઠાકુરના દાદા દ્વારકાનાથે સને ૧૮૨૮માં બ્રાહ્મસમાજની સ્થાપના કરી ત્યારથી ભારતના પુનરુત્થાનનું ભડભાંખળું થયું એમ કહી શકાય. પછી મહર્ષિ દયાનન્દે બીજું કદમ ઉઠાવ્યું. પણ બ્રાહ્મસમાજમાં તડાં પડ્યાં અને એનો ઝોક સામાજિક સુધારા પર વધારે રહ્યો હતો. એમાં ઉપનિષદો સાથે બાઈબલની વિચારણા પણ ભેળવવામાં આવી હતી. એ ખીચડીના દાળચોખા પૂરા ચડ્યા ન હતા. દયાનન્દની વિચારણામાં વેદોત્તર તમામ ભારતીય ચિંતનનો છેદ ઉડાડવામાં આવ્યો હતો.

શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મ ૧૮૩૬માં બંગાળના નાના ગામડામાં થયો હતો. ગામડાની ધૂળી નિશાળમાં એ થોડું વાચનલેખન શીખ્યા હતા. એમના જન્મના વર્ષથી જ આરંભાયેલા અંગ્રેજી શિક્ષણથી એ પૂરા અલિપ્ત હતા. એમનું શિક્ષણનું ધ્યેય પેટિયું રળવાનું ન હતું, 'ઈશ્વર સમીપ લઈ જાય તે જ વિદ્યા, બાકીનું સઘળું અવિદ્યા' – આ એમની દૃઢ માન્યતા હતી. અને એ અનુસાર એમણે જીવી બતાવ્યું પણ હતું. બ્રાહ્મણના દીકરા હોઈને કેટલાંક સંસ્કૃત સ્તોત્રો વગેરેથી એ પરિચિત હતા. એ જમાનાની પ્રાચીન રૂઢિ અનુસાર એમણે જીવનનો આરંભ કર્યો હતો પણ, એ જ પગથિયે એ અટકી ગયા ન હતા. પ્રાચીન હિન્દુ ધર્મના વિવિધ ધર્મસંપ્રદાયો અનુસાર એમણે સાધના કરી હતી, દ્વૈત, અદ્વૈત આદિ દર્શનો અનુસાર સાધના કરી હતી અને એથીયે આગળ વધી, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મો અનુસાર પણ એમણે સાધના કરી હતી. આમ કરી ધર્મસમન્વયનું અને ધર્મસંવાદિતાનું અનન્ય દૃષ્ટાન્ત તેમણે આપ્યું હતું. બીજા ધર્મો અને સંપ્રદાયો એકાંગી જ હતા ત્યારે, ઉપનિષદોના દાર્શનિકોની જેમ રામકૃષ્ણનું દર્શન સર્વાંગી હતું. એમાં કોઈ પણ ધર્મનો કે કોઈ પણ સંપ્રદાયનો વિરોધ ન હતો, સેમ્યુઅલ હંટિંગ્ટને* દોરેલી ભેદરેખા -fault line-ને એમાં સ્થાન જ ન હતું.

શ્રી રામકૃષ્ણના સંદેશના આ નાવીન્યને રૂઢિને જડપણે અનુસરનાર લોકો પૂરો સમજી શકે એમ ન હતા. એમને એ માટે નવી છાંટની જરૂર હતી. અને નરેન્દ્રનાથ દત્ત જેવા અંગ્રેજો પાસે ને પાદરીઓ પાસે અંગ્રેજી શિક્ષણ લેનારા યુવાનોનું વૃંદ રામકૃષ્ણ આસપાસ ૧૮૮૧-'૮૨ આસપાસથી એકઠું થવા લાગ્યું. કોઈએ કાયદાનો તો કોઈએ દાક્તરીનો અભ્યાસ એ અસર હેઠળ છોડી દીધો તે ઘટના એ અસર કેટલી પ્રભાવક હશે તે દર્શાવે છે. એમનું શિષ્યવૃંદ તો માત્ર સોળનું જ હતું પણ, ગૃહસ્થોનો અને સ્ત્રીઓનો ભક્તવર્ગ પણ એમને હતો. બંને વર્ગો વચ્ચે સર્વસ્વના ત્યાગની ભેદક રેખા હતી. વિવેકાનન્દ જેમને પિતાતુલ્ય ગણતા હતા એવા એ સમયના એક મહાન ગુજરાતી, જૂનાગઢ રાજ્યના દીવાન હરિદાસ દેસાઈએ, પોતાના કુટુંબને નિરાધાર મૂકી, સંસારત્યાગ કરવા બદલ વિવેકાનન્દને જરા ઠપકો આપ્યો હશે ત્યારે, એના ઉત્તરમાં, ૧૮૯૪ના જાન્યુઆરીની ૨૯મીએ શિકાગોથી લખેલા પત્રમાં સ્વામીજીએ લખેલા શબ્દો હૃદયસોંસરા પેસે તેવા છે : "... આપે જાણવું જોઈએ, દીવાનજી, કે હું કઠણ હૃદયનો પશુ નથી. આ સમગ્ર જગતમાં કોઈ

*સેમ્યુઅલ હંટિંગ્ટનના Clash of Civilizationsનો સંદર્ભ

વ્યક્તિને હું ચાહતો હોઉં તો તે મારી મા જ છે. છતાં હું માનતો હતો અને હજી પણ માનું છું કે મારા સંસારત્યાગ વિના, મારા મહાન ગુરુ રામકૃષ્ણ પરમહંસ પોતાનું જે જીવનકાર્ય પ્રબોધવાને આવ્યા હતા તે અંધારામાં જ રહેત..." પોતાના જીવનકાર્યની, જીવન પ્રયોજનની કેટલી સ્પષ્ટ સમજણ વિવેકાનન્દમાં હતી!

* * *

અમેરિકાના શિકાગોમાં ૧૮૯૩માં મળેલી વિશ્વ ધર્મ પરિષદમાંના પોતાના પહેલા પ્રવચનથી જ વિવેકાનન્દ જગપ્રસિદ્ધ બની ગયા. જોકે એ સમાચારને એમની જનમભોમકામાં પહોંચતાં ઘણો લાંબો સમય નીકળી ગયો હતો. પરંતુ, એ ખબર પડતાંની સાથે જ સદીઓથી સુષુપ્ત ભારત અને ખાસ કરીને હિન્દુઓમાં નવચેતના જાગી ઊઠી હતી. શિકાગોની એ પરિષદમાં સ્વામીજીએ હિન્દુ ધર્મની પુનર્જાગ્રતિ જ કરી ન હતી પણ, એનું નવસંસ્કરણ પણ કર્યું હતું.

એ પરિષદ પછી સ્વામીજી તરત પાછા આવ્યા ન હતા, પણ ૧૮૯૬ના અંત સુધી અમેરિકામાં એ અનેક સ્થળોએ ફર્યા હતા. યુરોપના બે-એક દેશોમાં ડોકું કાઢ્યું હતું. અને, ૧૮૯૫માં તથા ૧૮૯૬માં થોડા લાંબા સમય માટે વેદાન્ત પ્રચારનું કાર્ય કર્યું હતું. દેશમાં પાછા આવતાં પહેલાં એક ગુરુભાઈને બોલાવી લંડનના કેન્દ્રની અને બીજાને બોલાવી ન્યુયૉર્કના કેન્દ્રની જવાબદારી સ્વામીજીએ સોંપી હતી. ૧૮૯૭ના જાન્યુઆરીની ૧૫મીએ સ્વામીજી કોલંબો બંદરે ઊતર્યા અને શ્રીલંકામાં ફરી, પાકની સામુદ્રધુની ઓળંગી એ રામેશ્વર પહોંચ્યા અને ત્યાંથી, અનેક સ્થળોએ ફરતા, પ્રવચનો આપતા એ મદ્રાસ-ચેન્નઈ-પહોંચ્યા. ત્યાં આપેલા પહેલા જ જાહેર પ્રવચનમાં તેમણે પોતાના જીવનકાર્યનો નિર્દેશ કર્યો. આત્માની શક્તિ વિના સામાજિક કે રાજકીય સુધારણા કરી શકાતી નથી અને એ કરવાના પ્રયત્નો સફળ થતા ન હતા. સ્વામીજીએ આત્માને બળવાન બનાવવાનો સંદેશ આપ્યો.

ત્યાંથી કોલકાતા જઈ એમણે રામકૃષ્ણ મિશન સ્થાપવાનું ક્રાંતિકારક કદમ ભર્યું. દરિદ્રનારાયણને, મૂર્ખ (અભણ) નારાયણને દેવ ગણી એમની સેવા કરવાનો બોધ એમણે આપ્યો. એમના ગુરુભાઈઓ પણ આ સેવાકાર્યમાં જોડાયા હતા. એમના એક ગુરુભાઈ, સ્વામી અખંડાનન્દે, મિશન સ્થપાયા પછી તરત જ, મુર્શિદાબાદ જિલ્લાના એક ગામમાં દુષ્કાળ સહાયનું કાર્ય આરંભ્યું હતું. સ્વામીજીના ગુરુભાઈઓ પણ રામકૃષ્ણ મઠનાં અને મિશનનાં કાર્યોમાં રત જ હતા.

* * *

વિવેદાનન્દ જગપ્રસિદ્ધ થયા તે પછી જગતવાસીઓનું તો ઠીક, ભારતવાસીઓનું ધ્યાન પણ શ્રી રામકૃષ્ણ તરફ ખેંચાયું. વિખ્યાત સંસ્કૃત પંડિત મેક્સમુલરે અંગ્રેજીમાં રામકૃષ્ણનું ટૂંકું જીવનચરિત્ર લખ્યું. એ પછી ત્રણેક દાયકે રોમાંરોલાંએ શ્રી રામકૃષ્ણ અને વિવેકાનન્દનાં અદ્ભુત જીવનચરિત્રો લખ્યાં. આમ જગતનું ધ્યાન શ્રી રામકૃષ્ણ તરફ જવા લાગ્યું. જ્યાં જ્યાં રામકૃષ્ણ મઠની શાખા છે ત્યાં ત્યાં શ્રી રામકૃષ્ણનું મંદિર છે અને એમાં શ્રી રામકૃષ્ણની વિધિપૂર્વક પૂજા કરવામાં આવે છે.

આમ વિવેકાનન્દ પછીથી શ્રી રામકૃષ્ણ વિશે પણ લોકોમાં જાણકારી ફેલાવા લાગી અને એમની પ્રત્યે લોકોમાં ભક્તિભાવ જાગ્યો. પરંતુ, આખું જીવન લજ્જાપટાવૃત્ત રહેનાર, શ્રી રામકૃષ્ણનાં જીવનસંગિનીની આધ્યાત્મિક મહત્તાથી મોટા ભાગના લોકો આજે પણ અજાણ છે. એ નિરક્ષર નારી પણ અક્ષરનાં જ પરમ ઉપાસક હતાં અને જીવનમાં એમણે કેટલાંક ક્રાંતિકારક કદમ ભર્યાં હતાં તેની પરથી પડદો ઊંચકવાની પણ જરૂર છે. અને કબીરવડ જેવી વિશાળ, સૂર્ય જેવી પ્રભાવક અને ધ્રુવતારકના જેવી દિશાદર્શક વિવેકાનન્દની પ્રતિભા ઉપરાંત શ્રી રામકૃષ્ણની લોકોત્તર પ્રતિભા તેમ જ

શ્રી શારદાદેવી વિશે અને સ્વામીજીના બીજા ગુરુભાઈઓ વિશે થોડી જાણકારી થાય એ જરૂરનું લાગતાં, આ લેખમાળાનું સૂચન ભાઈ પ્રબોધને કર્યું ને એમણે એને વધાવી લીધું. પરિણામ, આ લેખમાળા.

* * *

મેકોલે દીધી શિક્ષણ પદ્ધતિની અસર - કમ સે કમ મારા પૂરતી - એ હતી કે મુંબઈ યુનિવર્સિટીમાંથી હું સ્નાતક થયો ને પછીયે ચારેક વર્ષ વીતી ગયાં ત્યાં સુધી સ્વામી વિવેકાનન્દનું કે એમના ગુરુનું નામ પણ મેં સાંભળ્યું ન હતું. ૧૯૪૨ના સપ્ટેમ્બરમાં મારા મિત્ર જયાનન્દ દવે પરાણે મને એક સંન્યાસીનું પ્રવચન સાંભળવા લઈ ગયા. એ સંન્યાસી હતા સ્વામી રંગનાથાનન્દજી. ચોંત્રીસેક વર્ષના એ સંન્યાસી થોડા જ દિવસ પહેલાં કરાચીના રામકૃષ્ણ આશ્રમના વડા તરીકે આવ્યા હતા. સ્વામી રંગનાથાનન્દના એ પ્રવચનના આરંભથી જ મારું મન જકડાઈ ગયું, ત્યાંથી ચાલી જવાનો વિચાર આપોઆપ ઊડી ગયો અને સંન્યાસીઓની જમાત વિશેનો મારો પૂર્વગ્રહ પણ નીકળી ગયો. પ્રવચન પૂરું થતાં એમણે જાહેર કર્યું કે, "આવતા રવિવારથી દર રવિવારે સાંજે ૬ થી ૭ રામકૃષ્ણ આશ્રમમાં ગીતા પર પ્રવચનો થશે." મેં ગીતા પણ વાંચી ન હતી. પણ એ પ્રવચનોમાં જવાનો નિશ્ચય મેં કર્યો એટલું જ નહીં, સ્વામીજી પ્રત્યેનું આકર્ષણ એ પ્રવચન પૂરું થયે મને એમની પાસે લઈ ગયું અને, બીજે જ દિવસે સવારે એમને મળવા જવાનું ગોઠવ્યું.

વળતી સવારે હું આશ્રમે ગયો અને ત્યાં, સ્વામીજીને મળ્યો, ત્યાં એમની પાસે ઘડાતા ત્રણેક બ્રહ્મચારીઓને મળ્યો, આશ્રમના પુસ્તકાલયનું લવાજમ ભર્યા વિના બે પુસ્તકો લીધાં, પુસ્તકાલય ઉપરના મંદિરમાં જઈ જે ત્રિમૂર્તિને હું જરાય ઓળખતો ન હતો તેનાં દર્શન કર્યા અને પછી સ્વામી રંગનાથાનન્દજીને મળ્યો. ૧૯૪૨ના સપ્ટેમ્બરથી એમની સાથે બંધાયેલો સંબંધ ઉત્તરોત્તર દૃઢ થતો ગયો. એ સંબંધ એકપક્ષી જ રહ્યો. કારણ, આપવાનું એમને જ હતું, મારે પક્ષે તો લેવાનું જ હતું. દેશના વિભાજન પછી સ્વામીજી દિલ્હી હતા ત્યાં એમને મળ્યો છું. એ અનેક વાર મુંબઈ આવતા તો, મુંબઈમાં ખારમાં આવેલા રામકૃષ્ણ આશ્રમમાં તેમ જ ભારતીય વિદ્યાભવનમાં એમને અનેક વાર મળ્યો છું, રાજકોટમાં અને જામનગરમાં પણ એમનો લાભ ખૂબ લીધો છે અને, હૈદરાબાદમાં પણ એમનો લાભ લીધો હતો. એ પોતે અમારે ઘેર ચાર-પાંચ વાર આવી ગયા હતા.

સ્વામી રંગનાથાનન્દે અભ્યાસ તો મેટ્રિક સુધી જ કર્યો હતો અને ૧૭-૧૮ની વયના હતા ત્યારથી એ રામકૃષ્ણ મઠમાં જોડાયા હતા. શ્રી રામકૃષ્ણના નિજી શિષ્ય સ્વામી શિવાનન્દે એમને સંન્યાસદીક્ષા આપી હતી. પણ એમના વાચન માટે 'વિશાળ' શબ્દ પણ નાનો પડે. એમની સ્મરણશક્તિ પણ ખૂબ તીવ્ર. અંગ્રેજી પરનું એમનું પ્રભુત્વ અદ્‌ભુત. વારાણસી પાસેની ગંગાના કે હૈદરાબાદ પાસેની સિંધુના પ્રવાહ જેવો ધીર, ગંભીર, અસ્ખલિત અને વેગવાન એમનો વાક્‌પ્રવાહ હતો. એ મહાનદનાં નીરની માફક સ્વામીજીનો વાક્‌પ્રવાહ બધાંને તાણી જાય. ગઈ સદીના છેલ્લા દાયકામાં રંગનાથાનન્દજી રામકૃષ્ણ પછી મિશનના પરમાધ્યક્ષ બન્યા હતા.

સ્વામીજીને ૧૯૪૨માં સાંભળ્યા ત્યારથી શ્રી રામકૃષ્ણ પરમહંસ, જગજ્જનની શારદાદેવી અને યતિરાજ વિવેકાનન્દ તરફ આકર્ષણ થયું. સમય સાથે તે વધારે ને વધારે દૃઢતર થતું ગયું અને એ દિવ્ય ત્રિમૂર્તિની કૃપાનો અનુભવ જીવનમાં થવા લાગ્યો.

વળી, ૧૯૬૩-૬૪થી, વિવેકાનન્દના જન્મની શતાબ્દીના વર્ષથી જામનગરમાં સ્થપાયેલા રામકૃષ્ણ વિવેકાનન્દ કેન્દ્ર સાથે સંકળાવાનું બન્યું છે ને તે 'બંધન' પણ ઉત્તરોત્તર દૃઢતર થતું ચાલ્યું છે. રાજકોટના રામકૃષ્ણ આશ્રમ સાથેનો ત્યારથી બંધાયેલો સંબંધ ૧૯૭૭થી વધારે બળવત્તર બન્યો છે. એ

આશ્રમ તરફથી પ્રગટ થતા માસિક 'રામકૃષ્ણ જ્યોત'નું પ્રકાશન આરંભાયું ત્યારથી, એમાં લેખક રૂપે, અનુવાદક તરીકે તથા સલાહકાર સમિતિના સભ્યની રૂએ સંકળાવાનું પણ બન્યું છે. અને નાની મોટી ત્રીસેક કૃતિઓનો અનુવાદ કરવાનું સદ્ભાગ્ય પણ એ આશ્રમે બક્ષેલું છે. એ કૃતિઓમાં, સ્વામી રંગનાથાનન્દજીકૃત 'The Message of The Upanishads', 'The Universal Message of The Gita' અને, અમેરિકાના સેન્ટ લુઈ આશ્રમના સ્વામી ચેતનાનન્દકૃત 'God Lived with Them' મુખ્ય કૃતિઓ છે.

પરદેશની વાત નીકળી છે તો, ન્યુયૉર્ક, બોસ્ટન, પ્રોવિડન્સ (ત્રણેય અમેરિકાના) અને લંડનના વિવેકાનન્દ વેદાન્ત સેન્ટરોની મુલાકાત પણ લીધી છે. લંડનના સેન્ટરમાં તો ત્રણ વાર મેં આતિથ્ય માણ્યું છે.

૧૯૯૩માં, શિકાગોની વિશ્વ ધર્મ પરિષદમાં થયેલા સ્વામી વિવેકાનન્દના સ્ફોટની શતાબ્દી નિમિત્તે શ્રી રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનન્દ વિશે પરિચય પુસ્તિકાઓ લખવા મને સ્વ. યશવંતભાઈ દોશીએ કહ્યું હતું. વિવેદાનન્દ વિશેની પુસ્તિકાની પાંચેક હજાર નકલો ગુજરાત રાજ્યે ખરીદ કરી હતી. દાયકા પછી એ પૂજ્ય ત્રિમૂર્તિનાં લઘુ જીવનચરિત્રો ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલયે પ્રકાશિત કર્યાં હતાં. આમ એ ત્રિમૂર્તિ તરફનું આકર્ષણ વધતું રહ્યું છે તે એમની કૃપા જ સમજું છું.

પણ આપણે વિવેકાનન્દ વિશે જાણીએ છીએ એટલું એમના ગુરુ શ્રી રામકૃષ્ણ વિશે નથી જાણતા, શ્રી શારદાદેવી વિશે તેથીયે ઓછેરું જાણીએ છીએ અને, વિવેકાનન્દના બીજા ગુરુભાઈઓ, શ્રી રામકૃષ્ણના બીજા શિષ્યો વિશે આપણું જ્ઞાન નહિવત્ છે. આ લેખમાળા દ્વારા એ ખોટ પૂરવાનું સૂચન 'ઉદ્દેશ'ના તંત્રી પ્રબોધભાઈને કર્યું જે, એમણે હૃદયપૂર્વક વધાવી લીધું. આ લેખમાળાનું શ્રેય એમને છે. (ક્રમશઃ)

### એક સવારે

એક સવારે આવી
 મુજને કોણ ગયું ઝબકાવી?
વસંતની ફૂલમાળા પ્હેરી,
 કોકિલની લઈ બંસી,
પરાગની પાવડીએ આવી,
 કોણ ગયું ઉર પેસી?
કિરણ તણી કોમળ અંગુલિએ
 રમ્ય રચી રંગોળી,
સોનલ એના સ્નેહસુહાગે
 કોણ રહ્યું ઝબકોળી?

('વસુધા') — સુન્દરમ્

### That One Morning

That one morning
 Who came to me
Flashing a surprise?

Wearing a vernal garland,
 The cuckoo-flute in hand,
On slippers made of pollen,
 Who entered
The sacred precincts of my heart?

Weaving lovely colour patterns
 With gentle finger rays
Who is it bathing me
 In her sunny bliss of love?

Translated by Dhanatvanti
(Selected Poems of Sundram,
Published by Gujarat Sahitya Academy)

# ગતિ

ભગીરથ બ્રહ્મભટ્ટ

આ સૃષ્ટિના સકલ પદાર્થો ગતિમાં છે એમ વિધાન કરીએ છીએ ત્યારે આપણે કોઈ અલૌકિક વાત કરતા હોઈએ એવું લાગે છે - પણ આપણા અસ્તિત્વના કેન્દ્રમાં ગતિ રહેલી છે. જીવની જન્મથી મૃત્યુ સુધીની યાત્રા જ ગતિની છે - અંકુરમાંથી પુષ્પ થવું અને પુષ્પમાંથી ફળમાં રૂપાંતર પામવું એ ગતિનું પરિણામ છે. પવનને તમે ધ્યાનથી સાંભળ્યો છે? એ વખતે શું *સંભળાય છે ખરેખર? - એક વિશિષ્ટ પ્રકારની ગતિ.* એ ગતિ ન હોત તો કદાચ એની ખબર આપણા કાનને કેવી રીતે પડત? પવન કહીએ છીએ ત્યારે પણ આપણે ગતિની વધઘટની જ અનુભૂતિ કરતા હોઈએ છીએ. 'પવન આવ્યો', 'પવન નથી', 'પવન ધીમો છે' એ પ્રયોગો તો તમે સાંભળ્યા જ હશે. પવન સાથે પ્રયોજાયેલાં એ આખ્યાતરૂપો ગતિને લાગુ નથી પડતાં? એટલે પવન ગતિનો પર્યાય ન કહેવાય? ધરામાંથી અંકુર ફૂટે છે એટલે શું થાય છે? બીજમાં ધરાતલ છોડીને બહાર આવવાની ગતિ પ્રાપ્ત થાય છે. આપણે આ ગતિનાં બાળકો છીએ. એ ગતિ ક્યાં નથી? નદીકિનારે કે દરિયાકિનારે તમે ગયા છો? ત્યાં જઈને તમે કાંઠે બેસી સાંભળજો. શું સંભળાય છે? પાણીનો અવાજ. એવો ઉત્તર તમને મળી જશે. એ ઉત્તર સંપૂર્ણ થોડો છે? એવો પાણીનો અવાજ તમે ઘરમાં પણ માણી શકો. તો શા માટે નદીકિનારે જવું પડે? એ પાણીનો અવાજ માત્ર નથી, વહેતા જળની ગતિ છે — એ વહેતા જળની ગતિનો ગ્રાફ આપણે અનુભવીએ છીએ. એ ગ્રાફ જેમ આપણા અનુભવને જચે એવો હોય તેમ તેને આપણે સારા અનુભવ તરીકે ઓળખાવીએ છીએ અને એ ગ્રાફ આપણા અનુભવ બહારનો હોય તો આપણે ડરી જઈએ છીએ. આંધીઓ, તોફાનો, પવનનું સાવ બંધ થવું - વગેરેમાં આપણે આપણા અનુભવ બહારનો ગતિનો ગ્રાફ પામતા હોઈએ છીએ, એટલે જ તો આપણે એનાથી ભય પામતા હોઈએ છીએ. 'સુનામી' શું કહેવાય? અનુભવ બહારની ગતિનો એક અનુભવ. આકાશમાં ધ્યાનથી જોયું છે? આકાશ સ્થિર નથી હોતું. સ્થિર હોય એમાં નાવીન્ય હોય જ નહિ, આકાશ તો હંમેશાં નૂતન લાગે છે - એ નિત્યનૂતનતા એની ગતિમાં છે - દોડતાં વાદળાં દેખાય છે, પણ વિરાટ આકાશ *પણ ગતિશીલ છે એ ન ભૂલવું જોઈએ... આકાશમાં* સમી સાંજે, વહેલી સવારે ક્યારેય પૂર્વ-પશ્ચિમ તરફ જોયું છે? કોણ આકાશમાં વિવિધ પ્રકારનાં વસ્ત્રો બદલે છે? કોણ આકાશને એવાં રેશમી વસ્ત્રો પહેરાવતું હશે? વિસ્મય થાય છે! એ આકાશ ગતિમાં છે - એ ગતિનાં પલટાતાં પરિણામો એમાં રંગોનું જ ઉમેરણ કરે છે - આકાશમાં રહેલા ગ્રહો અને નક્ષત્રો પણ સતત ગતિમાં છે - સૂર્ય અને ચંદ્ર ગતિના જ દીવડા છે. ગતિ જ આ સૃષ્ટિની નાભિ છે. પાતાળમાં ગતિ છે અને આકાશમાં ગતિ છે - આકાશની પેલે પાર અને પાતાળની બહાર પણ ગતિ જ છે - પૃથ્વી ગતિશીલ છે - એમાં રહેલા સઘળા પદાર્થો - સઘળી સૃષ્ટિ ગતિનાં જ રૂપો છે - દૃષ્ટાંતો છે.

ધરતી ઉપર કાન માંડો તો પાતાળની ગતિનો પરિચય જરૂર થશે. આકાશ તરફ આંખ માંડો તો એવો જ પરિચય થવાનો. પૃથ્વી ઉપર તો પ્રત્યેક પદાર્થ ગતિમાં છે એમ વિજ્ઞાન સિદ્ધ કરીને દર્શાવે છે.

ગર્ભની ગતિ - બાળકની ગતિ - કુમારની ગતિ - યુવાનની ગતિ - વૃદ્ધની ગતિ - જીવનની ગતિ - આપણે જેને અસ્ખલિત પ્રવાહ કહીએ છીએ તેવી જીવતી ગતિ છે. લયધબકાર કે લોહીધબકાર, શ્વાસ કે ઉચ્છ્વાસ - ગતિના જ આવિર્ભાવો છે. પ્રકાશ શું છે?

આમ જોઈએ તો આપણે જેને પ્રકાશ કહીએ છીએ તે એક પ્રકારની ઉજ્જવલ ગતિ નથી? એ ઉજ્જવલ ગતિ આપણા અનુભવને સારી લાગે છે. એવી જ ગતિ શ્યામ પણ હોઈ શકે! ગતિને પણ રંગ હોય... એ રંગીન ગતિઓના પરિણામ સ્વરૂપે જ સમગ્ર સૃષ્ટિ રસાળ લાગે છે. ખેતરમાં બાજરીના છોડ પર બેઠેલા ડૂંડાને ડોલતું ક્યારેય જોયું છે? એ કેમ ડોલે છે? તમે કહેશો પવનને કારણે. કેવળ એ જવાબ સંપૂર્ણ નથી. એમ તો સુક્કા લાકડાનો ટુકડો પવનને કારણે કેમ ડોલતો નહિ હોય? એ ગતિ કેવળ પવનની નથી, એ છોડ એના મૂળમાંથી મલકે છે. એના મૂળમાં રાજીપો છે - એની ગતિ છે - એ લય એને ડોલાવે છે, એ નૃત્ય, ગતિનું નૃત્ય છે. એમાં દાણા બેસે છે - એ દાણા ઉપર દૂધ જેવો રંગ - પછી થોડો શ્યામવર્ણ ઉમેરાતો જાય છે... આ રંગો-નૃત્યો બધું જ ગતિમાંથી એ પ્રાપ્ત કરે છે. સંગીતમાં સંવાદ રચાય છે, સૂરનો અને શબ્દનો. સૂર રેલાય છે કેવી રીતે? વાજિન્ત્રની સહાયથી પ્રાપ્ત થાય છે. ધ્વનિ - અને એ ધ્વનિ લયાત્મક, ગત્યાત્મક છે. એ ગતિ સાથે પેલો શબ્દ પણ ભળે છે. શબ્દ-સંગીતમાં તરબોળ થાય છે. ઝબોળાય છે અને આપણે સંગીતનો અનુભવ કરીએ છીએ. ખરેખર તો ગતિનો એ એક વિશિષ્ટ અનુભવ છે. પ્રાણશક્તિની ગતિ કેટલી અમર્યાદિત છે!

ગતિ ક્યાં નથી? ગતિ શું નથી? એ પ્રશ્નો વિસ્મય સર્જે છે, ખૂબ સૂક્ષ્મ રીતે સમજીએ તો પુષ્પ ઊઘડે છે એટલે ગતિ ઊઘડે છે - અથવા તો પુષ્પ મ્હેંકે છે એટલે શું? પુષ્પની મ્હેંકનો પરિચય પવનની ગતિ કરાવે છે. એટલે ગતિમાં ગંધ પણ છે. ગતિ પંચેન્દ્રિયનો અનુભવ કરાવે છે. મૃત્યુ પછી પણ જીવ જે રીતે આગળ વધે છે એ ઘટનાને આપણે સદ્‌ગતિ કહીએ છીએ, એ એટલા માટે જ યથાર્થ છે. 'શુકલપક્ષે ગતિ હ્યેતે જગતઃ શાશ્વતે મતે' (જગતની શુકલ-પક્ષ અને કૃષ્ણપક્ષની ગતિઓ નિત્ય છે) એમ ગીતામાં પણ કહેવાયું છે.

મનની ગતિ તો ન્યારી છે. એની તો યાત્રા અંતરાય વગરની હોય છે. મન પોતે પણ ચેતનાની ગતિનો એક પ્રકાર છે. એ મનની ગતિના પણ પાર વગરના પ્રકારો છે. મનની ગતિ ચેતનાના ઊર્ધ્વ સ્તરો સુધી વિસ્તરે છે - ભૌતિક સ્થૂળ પદાર્થોમાં પણ એ જાય છે - આમ એનો વ્યાપ ઘણો મોટો બને છે. હૃદયની ગતિ - આત્માની ગતિ એવી સૂક્ષ્મપ્રકારની હોય છે કે એ ગતિ દ્વારા ઊર્ધ્વફળ પ્રાપ્તિ શક્ય બને છે. આત્માની ગતિ હંમેશાં પરમાત્મા તરફની જ હોય છે. એ અર્થમાં સમ્યક છે.

અવિરત વહે જતો કાળ પણ ગતિસૂચક છે. એ ગતિના પદરવને આપણે સમય નામે તો નથી ઓળખતાને? એ સમયની લિપિ પ્રત્યેક પદાર્થ ઉપર લખાય છે, એ લિપિમાં કવિતા હોય છે - એ કવિતાને આપણે માણીએ તો પ્રત્યેક પળે એને માણી શકાય. પળ અને ક્ષણ એ ગતિનાં જ પરમાણુરૂપો!! સ્વપ્ન પણ રુંધાયેલી ગતિનું વિગલન કહેવાય, એ રીતે સૃષ્ટિના સંવાદમાં ગતિનું વૈવિધ્ય છે. એ વિવિધતામાં જ સૌંદર્યનો અનુભવ થાય છે. 'જગત' શબ્દમાં ગતિનો અને 'સંસાર' શબ્દમાં સરી જવાનો જે ભાવ સંગોપાયો છે - એ પણ ગતિનો જ બોધ કરાવે છે. ❑

---

તને મેં ઝંખી છે -<br>
યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી.

— સુન્દરમ્

I have longed for thee<br>
With the burning thirst of *Sahara* sands<br>
scorched through ages.

Translated by **Dhanavanti**

હેમેન્દ્ર એ. શાહ

**ચીતળ – સ્પોટેડ ડિઅર (Axix axis)**

વિવિધ પ્રકારનાં હરણમાં ચીતળ સૌથી વધારે પ્રસિદ્ધ છે. બારસિંગા, સાંભર (સાંબર), થામિન ડિઅર, સ્વામ્પ ડિઅર, કાશ્મીરા સ્ટેગ, બાર્કિંગ ડિઅર, કસ્તુરી મૃગ, માઈસ ડિઅર, કાળિયાર વગેરે વિવિધ જંગલોમાં જોવા મળે છે. 'રામાયણ'માં સીતાજી જે મૃગથી મોહિત થઈને લક્ષ્મણરેખા ઓળંગી ગયાં અને તેમનું હરણ થયું તે બીજું કોઈ નહી, પણ ચીતળ-હરણ હતું, તેમ ગુજરાત અને અન્ય પ્રદેશોમાં મનાય છે.

મધ્યપ્રદેશના એક વિદ્વાન વન-અધિકારીના મત પ્રમાણે તે હરણ કાળિયાર - બ્લેક બક હતું. કારણ કે અમુક ઉંમરે આ પ્રાણીની ચામડી ધાતુની જેમ ચળકે છે.

હિંદીભાષી પ્રદેશોમાં ચીતળ ચિત્રા તરીકે પણ ઓળખાય છે. હરણોની બધી જાતોમાં ચીતળ સૌથી વધુ સુંદર અને આકર્ષક છે. સફેદ ગોળાકાર, લંબ ગોળાકાર જેવી અનેક ડિઝાઈન તેને વધુ આકર્ષક બનાવે છે. આ સફેદ ડિઝાઈન તેના શરીર ઉપર બારે મહિના જોવા મળે છે. આ ડિઝાઈન નાનપણથી જ તેના શરીર પર જોવા મળે છે, જે તેની વિશેષતા ગણી શકાય.

ચીતળ સહિત બધાં હરણો ઘાસ ઉપર નભે છે. જ્યાં પાણી અને ઘાસ પૂરતા પ્રમાણમાં મળી રહે છે ત્યાં હરણોની સંખ્યા વધારે હોય છે. વાઘ-સિંહ જેવા માંસાહારી પ્રાણીઓની સંખ્યા વધારવી હોય તો તેમનો ખોરાક – હરણાં, વાઈલ્ડ બોર વગેરે પણ જંગલમાં વધારે હોવાં જરૂરી છે.

ચીતળ સામાન્ય રીતે સમૂહમાં ઘાસ ખાય છે અને પાણી પીવા જાય છે. ઘણી વાર તેઓ મોટાં ટોળાંમાં પણ ફરતાં જોવા મળે છે. ચીતળ દેખાવડું હોવા ઉપરાંત મજબૂત બાંધાનું, ૯૦ થી ૯૨ સે.મી. ઊંચાઈ ધરાવતું પ્રાણી છે. તેનું વજન આશરે ૮૦ થી ૯૦ કિલો હોય છે. બચ્ચાંને જન્મ આપવામાં ચીતળ માહિર છે અને દર છ મહિને એક બચ્ચાને જન્મ આપે છે. આ પ્રમાણે નિયમિત રીતે માદા પોતાના કુટુંબમાં વધારો કરતી રહે છે.



ચીતળ – સ્પોટેડ ડિઅર (તસવીર : હેમેન્દ્ર એ. શાહ)

જંગલનાં રીત-રિવાજ જુદાં હોય છે. માદા માટે બે નરની લડાઈ વારંવાર થાય છે. ઘણી વાર બે નરના શિંગડાં અથડાવાથી જંગલમાં મોટા અવાજો સાંભળવા મળે છે.

ચીતળ જેવાં પ્રાણીઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં હોય તો વાઘ-સિંહની વસ્તી વધી શકે છે.

કુદરતી સાઈકલને યોગ્ય રીતે ફરતી રાખવા જંગલનાં બધાં પ્રાણીઓ ઉપયોગી છે, તે આપણે ભૂલવું જોઈએ નહીં.

(ક્રમશ:)

## ત્રણ રચનાઓ

•

લાભશંકર ઠાકર

(૧)

હે
મૌલિક રહસ્ય
જા
તારા મૂળને પામ્યા વગર
આજથી
તને પાણી નહિ પાઉં,
ટગર ટગર તાકીશ પણ નહિ.
સ્વપ્નમાં ય.

(૨)

ચબરખી રોજ ઊડતી ઊડતી આવે છે –
સીધી જ મારા હાથમાં સાવ કોરી.
એ પ્રેરે છે
મને
એમાં તાકી તાકીને રચવા.
સાવ નાના નાના
કામગરી કીડી જેવા અક્ષરો ગતિમાન
મારી મદદે આવે છે
મને રચવા.

(૩)

બેદખલ એકાંતમાં એ આવી
જ્યાં હું મને રચતો હતો
એણે, શ્રુતિએ, ચાવીના ઝૂડામાંથી એક ચાવી કાઢી
મારા બેય કાનને
ખટ, ખટ, ખોલી નાંખ્યા : લે એક નહિ બે.
મને તો ખબર જ ન હતી કે
હું એક નથી. બે છું!

## આજે... આ ક્ષણે

•

યોસેફ મૅકવાન

સંધાયો છું
છિન્નભિન્ન થઈને
અર્વાચીનતાની આંખમાં –
વિશ્વછંદના લયમાં ધબકતો –
પૃથ્વીના ગોળાકાર પર
ત...ણાઈ...ઈ...તણા...ઈ...ને વીંટળાતો
કાળ-પડછાયાને શરાબ જેમ ઢીંચતો
સળવળતો
મારામાં જ કેવળ મારાથી
લોટની કણકની જેમ
બંધાયો છું!
તે હવે પ્રકૃતિ જ થઈ ગઈ બીબાંઢાળ
કોઈ શ્વાસમાંથી દોડી દોડી ઊતરી ગયાં ઢાળ!
પાડ્યો જ નહી કદી કોઈ ફોડ – સાવ ડફોળ!
પળપળ વચાળ
ઊગ્યાં પ્રેમનાં વેલાં ને છોડ ને ઝાડ...પાંગર્યાં
ત્યાં ચાહવું-નાં નવતર પુષ્પો ખીલે
હોંશે હોંશે સ્વાતંત્ર્યની પાથરી ચાદર નીચે
ઝંઝેડી ખેરવું પુષ્પો –
ત્યાં ધિક્કારના ખળખળ પડછાયા ખરે
વિડમ્બનાની વાગોળો હવામાં ચીસાચીસ કરે!
એના પડે ડાઘા,
છેક પાસે આપણે તોય
બે ગ્રહોના અંતર જેટલા આઘાં ને આઘા!
હવે નવા અંધારની આંખથી જોઉં
સ્કાઈસ્કેપર્સના પર્વતોની ગોખોમાં
વધ્યા કરે વસતી ગીધોની...
ને આસપાસ સમડીઓ... કાગડાઓ... બાજની ઉડાઉડ...
સદીની આ નદીના કાંઠે
વાંકો વળી જોયા કરું ચહેરો સળવળતો
તરડાતો... સંધાતો...
નવો આકાર ધરતો એમ
સંધાયો છું...!

## દૃષ્ટિ*

●

નલિન રાવળ

નિનાદરમ્યા
નદીતટે નીલ નભે ઝૂલી રહ્યું
રંગે છલ્યું મેઘધનુ
નિહાળવા
જેવો ધરું અગ્રિમ પાય
સહસા
પર્ણે છવાયા પથને વળાંક
ક્ષણાર્ધ
પ્રેમાર્દ્ર દૃષ્ટિ મળી
સકંપ-સહર્ષ હૃદયે ધરી
પ્રશાંત
સુરખીભરી પરમ આકૃતિ પ્રેમની.

*બિઆટ્રિસના દર્શને મુગ્ધ ડેન્ટિના મનોભાવ પર આધારિત જુઓ આ અંકમાં "કવિ અને કવિતા : કાવ્ય 'દૃષ્ટિ' વિશે" (પૃષ્ઠ-૪૬૨).

## કોની અગાડી?

●

*લાલજી કાનપરિયા*

આવે આવે અમથું અમથુ યાદ કોઈ ફરીથી,
જાણે પાછું દૂર દૂર થકી સાદ પાડે હજીયે!
આઘો ઠેલી ગત સમયને ચિત્તમાં ગામ-શેરી
થાતી પાછી સજીવ, લઈને જીર્ણ સંભાંરણાઓ.

ઊઠે ક્યાંથી ક્ષણ ક્ષણ મહીં મિષ્ટ ઝંકાર પાછો?
સૂની મેડી ગણ ગણ રવે થાય પાછી રમંતી!
ને લજ્જાળું સ્મિત છલકતા થાય પાછા ઝરૂખા;
ઊંડે ઊંડે રુધિર તળિયે ઊઠતો નાદ ઘેરો.

પંખીઓના મધુર ટહુકે ગુંજતું એક આખું
ઊજેડીને ઉપવન ગયું કોણ મારું અહીંથી?
આઘાતોના ક્ષણ ક્ષણ મહીં કોરડાઓ સહીને
દુભાયેલું મન ફરી હવે કોઈ માળે ન બેસે!

લૂંટી લે કો' ધન અગર; રાજા કને રાવ થાયે
કિન્તુ લૂંટે સમય; કરવી રાવ કોની અગાડી?

## અંદર

●

કિશોરસિંહ સોલંકી

ઘૂઘવે સમંદર
ઉછળે મોજાં ઊંચાં
પછડાય નીચાં
અમળાય આખો
ડહોળાય સઘળો
દુખતું હોય પેટમાં જાણે
પેટાળ આખું
બળબળે
ખળભળે
જળચર થરથરે
એવો જુસ્સો એનો

કિનારા લઈને છળે
મોજાં, ઊંચાં ને ઊંચાં
કૂદે
રેલાય
વેરાય
વિખરાય શીકરો
કણકણ ને મણમણ વાગે
સામે, તોડે ખડક નક્કર
એવી થપાટો એની.

ક્રોધ તો જાણે દુર્વાસા
પડે અવળા
સવળા પાસા
બધું જ ફંગોળાય
ફીણફિસોટા, રેતી, જીવ માત્ર
જાણે ઉડતું પંખી
પકડવા દોડે વાદળ
એવો એનો ઠસ્સો!
રવૈયો જાણે દહીં ઘોળે
કોઈ એને એવું જ ઘમરોળે
નભે ચંદ્ર કળા-સોળે
ઘૂઘવે સમંદર
અંદર ને અંદર

## ઢળે છે

•

ઉશનસ્

આખરે ઊંચાઈ સૌ કો' ઢાળમાં ઢળે છે,
આકાશ તેયે ઓગળી આકારમાં ઢળે છે.
એ ઊંચું એકાકી પણ એનેય ક્યાં સહ્યું?
એથી જ એ પણ ઊતરી સંસારમાં સરે છે.

પોતાની લાળના જ દશે દિશ વિસ્તર્યા,
તારેથી તાર એ યથેચ્છ જાળમાં ફરે છે!
જંતુ અવસ્તુ, ક્યાંથી કોઈ જોઈ એ શકે?
અહેસાસ એ, ના તર્ક કે વિચારમાં મળે છે.

ના મળે એ શાસ્ત્રની વાણી સવારમાં,
એ મળે તો છંદના ઉછાળમાં મળે છે.
તું તાર તારો શૂન્યની વીણાથી જોડી રાખ,
ને જો, કદી ઝંકાર એ તવ તારમાં કરે છે!

'ઉશનસ્', તું હવે ઓગળી જા પ્યારની રીતે,
અંતે તો બધું ઓગળી જૈ પ્યારમાં ઠરે છે.

## ક્યાં છે?

•

રામચન્દ્ર પટેલ

ક્યાં છે તું? આંખ ઘૂમતી રહી સ્થાનસ્થાને
ઢૂંઢે, પરંતુ નથી એવું ન ચિત્ત માને.
હંમેશ ધૂળ-ડમરી રણની લઈ ઊડું...
મેળાપની જલતી નાભિમહીં મશાલ
સાથે બળે નસનસો બધી એકસામટી
સાંઠી - અડાયું છમકાવતી બાષ્પ પાથરે...

લૂ ગ્રીષ્મની શીત કરું, ઠરું માંડ માંડ
બેસું, વળી શરીર ગોઠવું ખાટલે હું.
- ત્યાં બાણની ઉલટસૂલટ દશ્ય માંડણી
અંગાર પાથરતી શું ફૂલ મોગરાનાં!!
ખોબે ઉલેચતી જતી દૂર અંધ ઝંઝા
બંધાય ભોંયતળિયે બસ રાખ-ઝાંઝવાં.

લાગે મને ખુદ મસાણ હું રોજ ખોદું,
આવે જડી પ્રિય, ભલે શબ હોય બોદું.

## મહેરબાની તારી!

•

અશ્વિન ચંદારાણા

જશે કેમ ખાલી મહેરબાની તારી!
બરાબર નજીકથી કર્યો ઘાવ કારી.

મજાની થવાની છે હાલત અમારી,
ભરાવીને પેટે સજાવી કટારી.

થશે ક્ષણમાં ભીની નયનની અટારી,
અમારા તરફની ખૂલી રાખ બારી.

ન ખાડે જવાની આ પેઢી જગતની,
નથી શેઠિયા કે નથી કારભારી.

મને ડર નથી લોક-પરલોકનો અહીં,
અમે ખેલ કરીએ, જો તું છો મદારી.

રદીફ, કાફિયા, શે'ર, ગઝલો, ખરે છે,
સતત ભીતરે જાણે ચાલે છે આરી.

## પારમિતા!

•

મીનાક્ષી ચંદારાણા

પ્રખર તાપમાં ઝળહળે છે શુચિતા,
જરી મેઘ વરસે ત્યાં ધરતી હરિતા.

દીઠી વેદનાની એ જાહોજલાલી,
રડે પર્વતો ત્યાં રચાતી સરિતા.

ઓ દોસ્તો, હવે બે ઘડી થોભી જાઓ,
બળે છે, તો હમણાં ઠરી જાશે ચિતા.

જનમથી ભલે આજ સુધી રડયો છું,
છૂટે ક્રંદનો તો રચાશે કવિતા.

હવે કોયડાઓથી ત્રાસી ગયો છું,
ઓ પ્રજ્ઞા, હવે તો બનો પારમિતા.

## કાવ્યાનુવાદ

મહેશ દવે

### આ ઘટનાઓ પછી

•

જગન્નાથ પ્રસાદ

આ દારુણ ઘટનાઓ પછી
લખી શકાશે કે કવિતા?
એલેક્ઝાન્ડ્રિયા બાળી નાખવામાં આવ્યું પછી
કવિતા લખવાનું શક્ય હતું કે?
અને ઓસ્કોવિટ્ઝ પછી,
હિરોશીમા અને વિયેટનામ પછી,
ઈમરજન્સી અને બાબરી મસ્જિદ પછી,
૯/૧૧ અને ઈરાક પછી,
શક્ય રહ્યું હતું ખરું
કવિતા કરવાનું?

કવિતાને વિશ્વવટો આપવાનું
શક્ય નથી.
સહજ રીતે દેખાઈ છે ફરી પાછી કવિતા
પ્લેટોના 'રિપબ્લિક'માં,
ને એ જ રીતે દેખાઈ છે -
સ્ટેલિનના સાઈબિરીયામાં,
પોખરણમાં ને કલહાંડિમાં.
મનુષ્યની વંશાવળી આલેખતાં આલેખતાં
હિંસાના સગડ શોધતાં શોધતાં
પાછળ પાછળ લખાતી આવે છે કવિતા.
ઈતિહાસની જેમ
કવિતાનો કોઈ અંત નથી.

ફતવા અને પ્રતિબંધો છતાં
લખાતી રહે છે કવિતા.
હસે છે કવિતા ગુલાગ પર,
અવગણે છે સેન્સરની કાતરને
તેમ જ ચડેલાં કટ્ટરવાદીઓનાં ભવાંને.
પુસ્તકોની હોળીની પિછવાઈ છતાં
લખાય છે કવિતા.

આ ઘટનાઓ પછી પણ
લખાશે કવિતા, ખુદ એ ઘટના પર.
શરૂ થશે કવિતા
અયોધ્યાના લાંછનથી
અને કેડો પકડશે
લોહિયાળ લીસોટાનો
ગોધરા સુધી ને ગુજરાત સુધી
ને છેક મુંબઈ સુધી.

પુરવાર કરશે કવિતા કે
રક્તલાંછિત ઈંટો અને
ધિક્કારથી ખરડાયેલા પથ્થરોથી
બનતાં નથી મંદિરો કે મસ્જિદો.
મંદિરો સર્જાય છે, કવિતાની જેમ,
માનવહૃદયમાં રહેલાં
દર્શન અને શ્રદ્ધાથી.

કવિના આર્ષ-દર્શનના વ્યાપની બહાર
કોઈ અયોધ્યા કે બાબરી નથી
એ સાબિત કરવા
આ ઘટનાઓ બાદ પણ
લખાશે કવિતા.

# સર્જક કલ્પનાનો યક્ષપ્રશ્ન

રાધેશ્યામ શર્મા

## અંદર

આ અંદર અંદર શું છે?
અંદર પડી છે તિરાડો
અણીદાર તડકાની શૂળ
ભોંકાઈ રહી છે અંદર ને અંદર
અંદરના ઉપાય માટે
કોઈ હકીમ બોલાવો
અંદર નસ્તર મુકાવો
અંદરના તળિયેથી
ઝમતો શિયાળો
અંદર ઊંજણ ઉજાવો
અંદર દીવેલ પૂરાવો
અંદર વગડો વાગે
તડકો વાગે
હરતાં-ફરતાં અંદર અંદર
એરું આભડે!
અંદર ઊભો વાગે દાભ
અંદર ગગડે આખું આભ
અંદર ચોમાસું તરસે મરે
અંદર વીરડા ગળાવો
અંદર પાણી છલકાવો
અંદર દરિયો બેઠો છે ચૂપ!
તેથી પૂછું છું તમને :
આ અંદર અંદર શું છે?

- કિશોરસિંહ સોલંકી
('કવિલોક': ૨૯૫, પૃ.૧૦)

'અંદર' રચના કવિના આંતરફલક (inscape)નો સ્પષ્ટ સંકેત આપે છે. કેવી રીતે?

ગેરાર્ડ મૅન્લી હૉપકિન્સે વસ્તુ સાથે આંતરફલકની વાત કરી હતી, પણ સાથોસાથ વૈયક્તિક અનુભૂતિનો ઈશારો પણ ભૂલ્યા નથી :

Inscape refers to the "individually-distinctive" inner structure or underlying pattern of a thing.

વિશિષ્ટ વૈયક્તિક 'આંતરિક માળખું' પદાર્થ કરતાં વ્યક્તિનું હોય અને તે 'અંદર કી બાત' દર્શાવતી કૃતિનું મૂળભૂત ભાવરૂપ છે.

પ્રથમ અને અંતિમ પદ આ-૧ 'અંદર'-રચનાને શુદ્ધ જિજ્ઞાસા- પ્રશ્નથી સાંકળે છે : આ અંદર અંદર શું છે? આવી 'અંદર ૭' રચનાઓ છે. અને સાતમી અંતિમ રચના પણ પ્રશ્નાર્થમાં પરિણમી છે. 'અંદરનાં કમાડ ન ખૂલે એવું નક્કી હોય ખરું?' તાત્પર્ય કે કશું જ નિશ્ચિત નથી, નિર્ણાયક નથી.

પરંતુ મહત્ત્વ - અંદર જે કાંઈ છે એમાં કવિની વેદના તથા સંવેદનાના વૈભવનું છે. અંતરસ્થ વેદનાનો વહીવંચો અહીં આબાદ ઉઘડ્યો છે. એનો વાચક સર્જક નાયક તો હોય પણ ભાવને શરીક કરવાની ક્ષમતાયે છે.

અણીદાર તડકાની શૂળ અંદર અંદર ભોંકાય તેથી તો અંદર ઊંડે તિરાડો પડી છે. કહો કે ચેતનાના ખેતર પર તિરાડોનાં તીડ પડ્યાં છે! કોઈ માઈક્રોસ્કોપ આ દર્દના જખ્મ દર્શાવવાને શક્તિમાન નથી.

પ્રેમદિવાની મીરાંએ ગાયેલું 'મેરા દર્દ ન જાને કોઈ' એ રીતભાતે અહીં '૪-'થી રચનામાં અફસોસ ગૂંથાયો છે : 'મારાં લખાયેલાં બધાં જ પ્રેમકાવ્યો ખોવાઈ ગયાં છે મારી અંદર. સમુદ્રના કિનારાની, રેતમાં

લખાયેલા શબ્દો ભરતીમાં ગરકાવ થઈ ગયા છે અંદર...'

'કોઈ બૈદ કો બુલાવો' જેવો પુકાર અહીં જાણે સં-ભળાશે:

'કોઈ હકીમ બોલાવો / અંદર નસ્તર મુકાવો'

અંતઃસ્તલના પાતાળનો શિયાળો એની યથાર્થતામાં ગ્રહી નાયકનો ઉપચાર માટેનો આર્તનાદ સુરેખ ભાષાકર્મથી મંડિત છે:

અંદરના તળિયેથી
ઝમતો શિયાળો
અંદર ઊંઝણ ઉજાવો
અંદર દીવેલ પુરાવો

હકીમને બોલાવવાની બૂમની પીડા ભેળો તળિયાનો શિયાળો (Winter of discontent) અંદરુની ઘાવને દીવેલ વડે ઉજાવાની અરજ ગુજારે છે. ('ઊંઝણ' નહીં 'ઊંજણ' શબ્દ જોડણીકોશમાં છે.)

તડકાની શૂળમાં ઉનાળો, પછી દર્શાવ્યો શિયાળો, પછી આવ્યો વગડો' આ પદમાં- 'અંદર વગડો વાગે'. વગડો સાથે તડકો એની શૂળ સમેત ફરી વાગે છે. ઓછામાં પૂરું 'હરતાં-ફરતાં' અંદર અંદર એરુ આભડે!'

દુ:ખના ડુંગરા અને દરિયા બેસુમાર છે. અંદરની આલમમાં. વગડામાં ઊભો દાભ-દર્ભ-વાગે અને ખાંગા થનાર મેઘના સંકેત 'ગગડે આખું આભ' કથી કવિતાના વહેણને અભિનવ વળાંક દીધો છે આ પંક્તિમાં :

અંદર ચોમાસું તરસે મરે
અંદર વીરડા ગળાવો
અંદર પાણી છલકાવો
અંદર દરિયો બેઠો છે ચૂપ!
તેથી પૂછું છું તમને:
આ અંદર અંદર શું છે?

ઋતુઓ ત્રાસવાદી પુરવાર થઈ છે, ચોમાસું પણ તરસે મરે છે. કેમ કે અંદર દરિયો ચૂપ બેઠો છે! (આ પંક્તિ માટે કિશોરસિંહને સલામ)

બોલાવો-મુકાવો, ઉજાવો-પુરાવો, દાભ-આભ જેવા પ્રાસથી શોભતી આ લાંબી કવિતામાં એક અવિશ્લેષ્ય ગતિશીલ કલ્પન (*Kinetic image*) ચિર સ્મરણીય છે :

રામણ દીવડાની વાટ
પવનની આંગળી પકડીને
નાચતી-કૂદતી
ઓકળીયાળું આંગણું લઈને
ચાલવા માંડે છે...

અને આપણે પણ કવિશ્રી સોલંકીની સાથે આપણા ઘરમાંથી બહાર નીકળી જઈ અનુભવીએ છીએ આ પંક્તિનો મર્મ : ત્યારે એકાએક ઢોળાઈ જાય છે સૂરજ રેલમછેલ મારી અંદર! □

---

હું ચાહું છું સુન્દર ચીજ સૃષ્ટિની
ને જે અસુન્દર રહી તેહ સર્વને
મૂકું કરી સુન્દર ચાહી ચાહી.

— સુન્દરમ્

All that is beautiful on earh, I love.
And all that is still not so beautiful,
I shall beautify
*With my love,*
With my deep transforming love.

Translated by **Dhanavanti**

# મરીઝ : એક ગઝલકાર

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

(ગતાંકથી પૂરું)

જોકે મરીઝના નામનો અને મરીઝની ગઝલોનો લોકોએ ભરપેટ લાભ ઉઠાવ્યો છે. કોઈએ મરીઝનાં સ્મરણોમાં મુશાયરાઓ કર્યા છે અને પૈસા ઉઘરાવ્યા છે. તો કોઈએ મરીઝ જેવા શિરોમણી ગઝલકારોની ગઝલોનું સંપાદન કર્યું કહેવાય એ યશ ખાટી જવા માટે અણઘડ અને સૂઝ વગરનાં સંપાદનો કરેલાં છે. મરીઝના ઉત્તમ સંગ્રહ તરીકે મને તેમનો ગઝલસંગ્રહ 'આગમન' લાગ્યો છે. કરુણતા એ છે કે ગઝલ અને ગઝલકારો માટે આજે પણ અન્ય સાહિત્યકારોના વર્તનમાં કે વલણમાં કોઈ ખાસ ફેર પડ્યો નથી. કેટલા ગઝલકારોને મરણોત્તર ચંદ્રકો અપાયા છે? એ વિચારવા બેસીએ તો એક આંગળીના વેઢા પણ ઓછા પડે તેમ છે. ૧૯૮૪માં 'પ્રેમાનંદ સુવર્ણચંદ્રક' મરીઝને મરણોત્તર આપવામાં આવ્યો છે અને મરીઝનો ફોટો મારી જાણ મુજબ આખા ગુજરાતમાં માત્ર એક પ્રેમાનંદ સાહિત્ય સભાએ તેના રમણલાલ દેસાઈ સભાગૃહમાં મૂક્યો છે. જોકે આ ફોટો પણ મરીઝના અવસાન પછી જ મૂકાયો છે.

મરીઝનો જે બીજો સંગ્રહ મરણોત્તર પ્રગટ થયો છે એમાં બહુ ઉમળકા સાથે કવિશ્રી સિતાંશુ યશશ્ચંદ્રએ પ્રસ્તાવના લખી છે, પરંતુ એ પ્રસ્તાવના એવી ઉભડક લખાઈ છે કે ગઝલની સામાન્ય સૂઝ ધરાવતા માણસને પણ પ્રસ્તાવના અને ગઝલસંગ્રહ વચ્ચે કેટલું મોટું અંતર છે એ ખ્યાલ આવે છે. અસંખ્ય ભૂલો ધરાવતા આ સંગ્રહને વિશે તેઓ લખે છે 'વડોદરાના અગ્રણી નાગરિક ડૉ. મહેન્દ્ર ચોક્સીના દૃષ્ટિસંપન્ન પ્રયત્નોનું આ પુસ્તક પરિણામ છે... ડૉ. મહેન્દ્ર ચોક્સીએ આ હસ્તપ્રત ઝીણવટથી વાંચી, ક્યાંક અસ્પષ્ટતા ક્યાંક અસંગતતા હોય તો તે વિશે તેમના પુત્ર શ્રી મોહસિન પાસે રહેલી મરીઝની મૂળ પ્રતોમાંથી સ્પષ્ટતા માંગી, મુદ્રણને માટે જરૂરી સંપાદનકાર્ય કર્યું છે.'

કવિશ્રીને ગઝલોમાંથી, ગઝલસંગ્રહમાંથી પસાર થવાનો કદાચ ઝાઝો સમય મળ્યો નહીં હોય!

મરીઝે તેમના અસંખ્ય ચાહકો માટે એક સુંદર સંદેશો લખેલો છે. આ સંદેશો તેમણે શ્રી હી.વ. કામદાર ઉપર તા.૧-૧-'૮૩ના રોજ પત્રના સ્વરૂપે પાઠવ્યો છે.

"અખિલ ગુજરાતી કલાપી કાવ્ય પરિષદના ઉપક્રમે તા. ૫-૧-૮૩ના રોજ તમે એક લઘુ મુશાયરો યોજ્યો છે એ જાણી આનંદ થયો... તમે આ મુશાયરા વિશે મારી પાસે સંદેશો મંગાવેલો છે. એ મારા જીવનનો સૌ પ્રથમ પ્રસંગ છે. આજ સુધી કોઈ પણ સંસ્થાએ કે કોઈ પણ મુશાયરાના વ્યક્તિગત યોજકોએ આ નિખાલસ વિધિ માટે મને પાત્ર ગણ્યો નથી. પણ તમે પહેલ કરી છે અને એ પહેલ અંત બની રહે એવું ઇચ્છું છું. આમ છતાં તમારો સૌનો આભાર" - 'મરીઝ'

૧૯૮૩માં લખાયેલો મરીઝનો આ પત્ર.

૧૯૮૬માં 'આગમન'ની ત્રીજી આવૃત્તિ વખતે તેમણે પહેલા પાને જણાવ્યું છે તેમ "ગઝલના ક્ષેત્રમાં હું મહામહેનતે ગોઠવાયો છું. એક તો ઓછું ભણેલો, ભાષા વ્યાકરણ અને જોડણીનું ખાસ જ્ઞાન નહીં. માત્ર ઊર્મિસંવેદન, અનુભૂતિ અને અવલોકનના બળ પર મેં ગઝલોનું સર્જન કરેલું છે તે તમારી સન્મુખ હાજર છે." મરીઝ વિશે મરીઝે પોતે કહેલાં વાક્ય પછી કોઈ વિવેચકને ખાસ કશું કહેવાની જરૂર ના રહે તેટલી તાકાત આ શબ્દોમાં રહેલી છે. મરીઝે મુશાયરા પ્રસંગે આપેલો સંદેશો જોઈએ.

"અખિલ ગુજરાત કલાપી કાવ્ય પરિષદના ઉપક્રમે યોજાયેલા મુશાયરામાં શ્રોતા લેખે હું હાજર હોત તો મને ખૂબ આનંદ થાત. કારણ કે મુશાયરા એ મારા જીવનનો એક ચરમ વિભાગ છે. મુશાયરા તો થતા

રહે છે. એ સૌ મુશાયરામાંથી શ્રોતાવર્ગમાંથી ભલે એક કે બે દસકામાં કોઈ પ્રતિભાવંત ગઝલકાર સર્જાય તો મુશાયરાની તે પરમ સિદ્ધિ લેખવી જોઈએ. અથવા તો શ્રોતાવર્ગમાંથી કોઈ પણ જણ કોઈ એક કે બે શે'રમાંથી દિલી સાંત્વન મેળવે, જીવનમાં ઋજુતા સીંચે, હૃદયપંથે વિચરે – તો તે પણ ઘણું ઘણું છે. આ બંને બાબતો તમારા આ મુશાયરા અને આગામી મુશાયરામાં સાકાર પામે એવી મારી ભલી ભાવના સહિત તમારી સૌ પ્રવૃત્તિઓમાં સફળતા ઈચ્છું છું."

મેં અગાઉ જણાવ્યું તેમ મરીઝની નઝમો એકંદરે નબળી ગણી શકાય. પરંતુ તેમના જીવનને સમજવા માટે એવું બધું ઉપયોગી થઈ શકે તેમ છે. 'આગમન'ની ત્રીજી આવૃત્તિમાં મરીઝ જણાવે છે કે "મારા અંગત જીવનને મારા ચાહકોએ એમની ચાહનામાં વચ્ચે આવવા નથી દીધું એ એમની ખેલદિલી છે અને હવે જ્યારે મારું અંગત જીવન અને જાહેરજીવન સમાન કક્ષા પર વહન કરે છે ત્યારે મારા અંતરની અભિલાષા એ જ છે કે મારી ગઝલોનું વાંચન તેઓ એ જ દૃષ્ટિથી કરે."

મરીઝનો એક શે'ર આ સંદર્ભે જોવા જેવો છે.

જ્યારે કલા, કલા નહીં જીવન બની જશે,
મારું કવન જગતનું નિવેદન બની જશે.

*

શબ્દોથી પર જો દિલનું નિવેદન બની જશે,
તું પોતે તારા દર્દનું વર્ણન બની જશે.

મુશાયરાને પોતાના જીવનનો ચરમ વિભાગ માનનાર મરીઝ સ્પષ્ટ હતા કે મુશાયરામાં શાયરો માત્ર પોતાની જ ગઝલો રજૂ કરવા માટે સભાન હોય છે. કોઈ ગઝલકારને બીજા ગઝલકારની ગઝલો સાંભળવામાં રસ નથી હોતો. આ નગ્ન સત્ય પણ તે જાણતા હતા. ખરેખર આ વાત સાચી છે. આ અંગે મરીઝે નૂરી પોરબંદરીના 'અવસર' નામના ગઝલસંગ્રહની પ્રસ્તાવનામાં થોડીક વિગતે વાત કરી છે. મુશાયરાને પોતાના જીવનનો ચરમ વિભાગ માનતા હોવા છતાં પોતે જાણતા હતા કે 'આહ' કરતાં 'વાહ' બહુ જોખમી છે. સુમિત્રાનંદન પંતે જણાવ્યું છે કે... 'વિયોગી હોગા પહલા કવિ/આહ સે ઉપજા હોગા ગાન.'

આહથી કવિતાની શરૂઆત થાય છે અને વાહ વાહમાં કવિનો અંત આવે છે. મરીઝનો એક શે'ર છે.

આગામી સૌ ગઝલોનું પતન થઈ ગયું શરૂ,
ખોવાઈ જાઉં છું હવે હું વાહવાહમાં.

મરીઝની ગઝલોની વિશેષતા છે ચિંતન, સરળતા અને વ્યંગ. એવા અનેક શે'રો ટાંકી શકાય તેમ છે જેમાં વિચારો અને ઊર્મિઓ એક નવાં જ શિખરો સર કરતી હોય તે રીતે શેરિયતને પામ્યા હોય. પણ મરીઝની ગઝલોમાં ધ્યાન ખેંચે તેવી વાત એ પણ છે કે તેમણે કહેવતોનો બહુ સહજતાથી એવો ઉપયોગ કર્યો છે કે તેને એક નવો જ અર્થ મળે.

દિલ એની શ્યામ શ્યામ લટોને દઈ દીધું,
બળતું'તું ઘર એ કૃષ્ણને અર્પણ કરી દીધું.

(પૃ.૨ નકશા)

*

આખી દુનિયા લઈ ડૂબું છું,
આ ફક્ત મારો આપઘાત નથી.

(પૃ.૮૯ નકશા)

ક્યારેક મરીઝની ગઝલોમાં એકની એક પંક્તિ ઘૂંટાઈને અનેક ગઝલો સુધી વિસ્તરેલી જોવા મળે છે.

એવા કોઈ વિરાટની સંગત મળે તો વાહ,
જે પોતે દીન હોવા છતાં પણ દયાળ છે.

(પૃ. ૯૯ નકશા)

*

એવા કોઈ દિલેરની સંગત દે ઓ ખુદા,
સંજોગને જે મારું મુકદ્દર થવા ન દે.

(પૃ.૧ આગમન, આ.૧)

૩૯ શે'રની એક ગઝલમાં પત્ર, જવાબ, કાસિદની આસપાસ લાગણીને એક ડગલું આગળ કે એક ડગલું પાછળ ફેરવીને નિરૂપવામાં આવી છે. ક્યારેક કોઈ એક કાફિયા ગમી જવાને લીધે કે એકની એક વાત વધુ સારી રીતે રજૂ કરવાના પ્રયત્નોમાંથી આટલા શે'રની

ગઝલો તેઓ રચતા હશે તેમ જણાય છે. લાંબી રચનાઓ જોતાં એમ લાગે છે કે ૩૫-૪૦ શે'ર લખીને મરીઝ તેમાંથી પાંચ સાત સારા શે'ર તારવી લેતા હશે. કદાચ આવું તેમની લેખન પ્રવૃત્તિની શરૂઆતમાં બનતું હશે તેવું અનુમાન કરવા પ્રેરે છે. 'નકશા' ગઝલસંગ્રહમાં આવી થોડીક ગઝલો જોવા મળે છે. ૩૯ શે'ર ધરાવતી આ લાંબામાં લાંબી ગઝલમાં આઠ શે'ર તો શરાબ, કાફિયા પરના જ મળે છે. જ્યારે એ જ ગઝલોમાં બીજા છ શે'ર 'જવાબ' કાફિયા ઉપર રચાયેલા જોવા મળે છે.

એક એવો પ્રેમપત્ર લખું - ઓ કલા મદદ,
સૂઝે ન એને કોઈ એ બાબત જવાબની.

*

કાસિદ તું જા મગર બહુ મોડેથી આવજે,
કે ઈન્તેઝાર સુધી મઝા છે જવાબની.

*

પણ પત્ર લખવાની જે છે મજા ક્યાં જતી કરું?
આશા નથી કંઈ તારા તરફથી જવાબની.

*

એક પત્ર મેં લખ્યો તો હવે થઈ ગઈ નિરાંત,
ચિંતા તમે કરો હવે એના જવાબની.

*

થોડીક એમાં 'જો' હશે થોડીક 'પણ' હશે,
બીજી હશે શું પત્રમાં વાતો જવાબની.

મરીઝે તેમની ગઝલોમાં જ્યારે ભાવવાચક શબ્દોની વ્યાખ્યાઓ બાંધી છે ત્યારે એ શે'ર ઉપર ઝૂમી ઉઠાય છે.

આંખથી આંખ મળી ગઈ છે સભર મહેફિલમાં,
સ્મિત જો એમાં ભળી જાય, પ્રણય થઈ જાએ.

(આગમન, આ.૩, પૃ.૨૭)

આ જ શે'ર 'આગમન' આ.૧૧ ના પૃ.૨૭ ઉપર છે, પરંતુ ત્યાં 'સભર'ના બદલે 'ભરી મહેફિલ' શબ્દ પ્રયોજયો છે. તે વિશે જ્યારે મરીઝને વાત કરી ત્યારે તેમણે જણાવ્યું કે 'ભરી મહેફિલ'માં 'ભરી' એ મહેફિલને માટે જ વિશેષણ રહી જાય છે. જ્યારે સભર શબ્દ એ મહેફિલને માટે, આંખ માટે, બેઉને માટે કામ કરી જાય છે. મરીઝસાહેબ સાથે આ મુલાકાત મારી છેલ્લી હતી. કારણ તે પછી મળવાનું નથી થયું. સૌથી પહેલી વાર અમદાવાદમાં ગુરુકૃપા ગેસ્ટ હાઉસમાં, મરીઝ, ગની, ઘાયલ વગેરે શાયરો ઊતર્યા હતા ત્યારે મળવાનું થયું હતું. એ પછીની જે સાતેક મુલાકાતો છે, તેમાં મરીઝને એક જુદી જ દૃષ્ટિથી જોવાની તક મળી છે. કદાચ એમ કહી શકાય કે ગઝલગુરુ ગનીભાઈ, પરંતુ ગઝલને પામવાની સૂઝ મરીઝસાહેબે મને આપી છે. થોડાક એવા શે'ર જ 'નકશા'માંથી જોઈએ.

'મરીઝ' એનું જ તો છે નામ હિંમત,
જીવે જે આદમી ખુદની દયા પર.

(પૃ.૧૭)

*

શું પ્રેમ છે? એક પંક્તિમાં હું વ્યાખ્યા કરું,
સોંપો બીજાને ખુદના બધા ઈખ્તિયારને.

(પૃ.૩૫)

*

જીવન શું છે ફકત ચૈતન્ય છે બે-ચાર દિવસનું,
મરણ શું છે કે જ્યારે આદમી તસવીર થઈ જાએ.

(પૃ.૪૭)

*

મહોબ્બતની શું વ્યાખ્યા એ 'મરીઝ',
ફકત એક વ્યથાને પ્રકારોમાં ખમ.

(પૃ.૭૪)

*

પીતો રહ્યો સૂરા કે ન બદનામ કોઈ હો,
લોકો કહે ખુવાર થયો છે શરાબમાં.

જીવનભર સતત કોઈને તરસતા રહેવું અને પછી દારૂની લતે ચઢી જવું એ મરીઝનું એક માત્ર મૂળ કારણ રહ્યું છે. સતત ઈન્તિઝારમાં જીવન પસાર કરનાર મરીઝની ગઝલોમાં અનેક પાસાં ઉપરાંત વિશેષ તો ઘૂંટાયેલો છે પ્રેમની તરસનો રંગ.

નહીં આવો તો દમ ખેંચશે થોડાક આમ તેમ,
આવો તો મરીઝ આપનો બે ચાર ઘડી છે.

*

આવો નહીં નજીક મગર દૂર તો રહો,
મૃગજળને પી શકું છું હવે એવી પ્યાસ છે.

આવો તમે કે મારા નયનને જીવન મળે,
દર્શન તમારાં એ જ તો આંખોના શ્વાસ છે.

*

લોકો ખસી ગયા છે દેવાને રાહ તમને,
આવો હવે તો આવો મારા બુરા સમયમાં.

મરીઝ વિશે બોલવા કે લખવા બેસું તો ઘણું કહી શકાય તેમ છે પરંતુ સમયના અભાવે આ વાત અહીં અટકાવું છું. અંતે મરીઝના મને થોડાક ગમતા શે'ર હું રજૂ કરીશ.

સતત છે પ્રેમ નિરંતર વફા નથી મળતી,
તમારી યાદ હૃદયમાં સદા નથી મળતી.

ભલે હો એમાં સિતારાના જેવી સુંદરતા,
પડે છે એને જગતમાં જગા નથી મળતી.

તમારી યાદમાં છું મસ્ત પણ તમે ક્યા છો?
નશો મળી તો રહ્યો છે, સુરા નથી મળતી.

સુરાથી લઈને મે કોશિશ કરી નમાઝ સુધી,
પણ એક સરખી કશામાં મજા નથી મળતી.

જીવનભરનાં તોફાનો ખાળી રહ્યો છું,
ફક્ત એના મોઘમ ઈશારે ઈશારે,
ગમે ત્યાં હું ડૂબું, ગમે ત્યાં હું નીકળું,
છે મારી પ્રતીક્ષા કિનારે કિનારે.

અહીં દુઃખની દુનિયામાં એક રંગ જોયો,
ભલે સુખનું જગત્ હો પ્રકારે પ્રકારે,
સુજનની કબર કે ગુનેગારની હો,
છે સરખી ઉદાસી મઝારે મઝારે.

નથી ઝંખના મારી ગમતી જો તમને,
તો એનું નિવારણ તમારું મિલન છે,
તમે આમ અવગણના કરતા જશો તો,
થતી રહેશે ઈચ્છા વધારે વધારે.

મરણ કે જીવન હો એ બન્ને સ્થિતિમાં,
'મરીઝ' એક લાચારી કાયમ રહી છે,
જનાજો જાશે તો જશે કાંધે કાંધે,
જીવન પણ ગયું છે સહારે સહારે.

□

## સાભાર-સ્વીકાર

- સેવાગ્રામથી શોધગ્રામ :- લેખક : ડૉ. અભયબંગ, અનુ : પ્રકાશ સી શાહ, પ્ર. : ટી.આર.કે.સોમૈયા, મુંબઈ સર્વોદય મંડળ, ૨૯૯, તારદેવ રોડ, નાના ચોક, મુબઈ-૪૦૦૦૦૭, કિંમત રૂ. ૧૦/-
- ત્યારે અને અત્યારે (સંસ્મરણો) :- લેખક . બ્રહ્મકુમાર ભટ્ટ, પ્ર. . સદ્‌ભાવના ચેરિટેબલ ટ્રસ્ટ, ૧૭, હિંમતલાલ પાર્ક, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ-૩૮૦૦૧૫, કિંમત રૂ. ૨૦૦/-
- સમાજવાદી વિચારબાગમાં ખીલેલું સુગંધમય પુષ્પ બ્રહ્મકુમાર ભટ્ટ :- સપાદક . નરહરિ અમીન, પ્રભાકર ખમાર, પ્ર. : બ્રહ્મકુમાર ભટ્ટ અમૃત મહોત્સવ સમિતિ, ૬૫, સીટી સેન્ટર, સી.જી.રોડ, અમદાવાદ કિંમત નથી.
- હવે તો હદ થાય છે .- લેખક : આચાર્ય વિજય રત્નસુંદરસૂરિ, પ્ર : રત્નત્રયી ટ્રસ્ટ, ૧૪, ઈલોરાપાર્ક સોસાયટી, નારણપુરા ચાર રસ્તા પાસે, દેરાસર પાસે, નારણપુરા. અમદાવાદ-૩૮૦૦૧૩ કિંમત રૂ. ૩૦/-
- કકાવટી :- સપાદન : શરીફા વીજળીવાળા, બકુલ ટેલર, પ્ર. : કંકાવટી પ્રકાશન, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ, ૧ પાછળ બમરોલી રોડ. ઉધના, સુરત-૩૯૪૨૧૦ કિંમત રૂ. ૬૦/-
- ટહુકાનાં વન :- લેખક : ઉર્વીશ વસાવડા, પ્ર. : મીડિયા પબ્લિકેશન ૧૦૩-૪, મંગલમૂર્તિ, કાળવાચોક, જૂનાગઢ. ફોન-૨૬૫૦૫૦૫ કિમત રૂ. ૧૦૦/-
- કુંવારા શમણા :- લેખક : ડૉ. નવીન કા. મોદી, પ્ર. ' શબ્દલોક પ્રકાશક. ૧૭૬૦/૧ ગાંધીમાર્ગ, બાલાહનુમાન પાસે, અમદાવાદ-૩૮૦૦૦૧, કિંમત રૂ. ૮૦/-

# એક મોડી સાંજ

રાજેન્દ્ર પટેલ

બાપુજીના મૃત્યુ બાદ દરેક મોડી સાંજ હંમેશાં કશીક ગમગીની લઈને આવતી હતી. એટલે બલ્બની જગ્યાએ ટ્યુબલાઈટ લગાવી દીધી. વધુ અજવાળું બેચેની થોડી ઓછી કરે એવી માન્યતા જાણેઅજાણે ઘર કરી ગઈ હતી. સવાર ઉલ્લાસમય હોય, પણ સાંજ પડતાં સુધીમાં વિષાદનો સરવાળો ચૂપચાપ મનમાં પ્રવેશી જતો. આખા દિવસનો થાક મનમાંથી પગમાં ઉતરતો. સામાન્ય રીતે સાંજની ધૂંધળી ભારે પળોથી મુક્ત થવા ક્યાં તો છાપામાં છવાઈ જવા મથતો અથવા ટી.વી.ની કોઈ રેઢિયાળ સીરિઅલમાં ખોવાઈ જવા મથતો. આવી દશામાંય પેલી વિષાદની દોરી તો જાણે હાથમાંથી છૂટતી નહીં. આવા જ એક રવિવારની મોડી સાંજે અચાનક ટેલિફોનની ઘંટડી રણકી. સામેથી અવાજ આવ્યો.

– હલ્લો... કોણ બોલે છે?

– હું મનન, આપ કોણ?

ઊંડા કૂવામાંથી અવાજ ઉપર આવતો હોય તેમ ધીમો અંદર ઊતરી ગયેલ એક અવાજ સંભળાયો

– હું...હું... મનુ અન્કલ... ઓળખ્યો?

એકાએક મનમાં ઝબકારો થયો, અરે, મનુ અન્કલ! પચીસ વર્ષ પહેલાંના અમારા જૂના ઘરના પડોશી. તનથી મજબૂત અને મનથી હળવા મનુ અન્કલ મનમાં તરવા લાગ્યા. ક્યારેક અડધી રાતે અમારી દીકરી રડવા ચડી હોય તો તેને ખભે મૂકી સોસાયટીના નાકે આંટા મારી આવે. પાછા ફરે ત્યારે દીકરી સૂઈ ગઈ હોય. ખૂબ વ્હાલથી, હળવેકથી દીકરી અમને પાછી આપે ત્યારે, ઘડીક તેમની ઈર્ષા થઈ આવતી. આ એ જ મનુ અન્કલ. મારાથી બોલાઈ જવાયું.

– અરે બોલો, બોલો... મનુ અન્કલ કેમ છો?

સામે છેડેથી તરત કોઈ અવાજ આવ્યો નહીં. પણ ધીમેથી એક અવાજ માંડ કાને પડ્યો.

– તમે ઘેર છો? અમારે તમને મળવા આવવું છે.

– અન્કલ કાંઈ કામ હોય તો અમે આવી જઈએ, તમે ક્યાં દોડશો?

– ના, મનનભાઈ, અમે જ તમારા ઘેર આવીએ છીએ. કાંઈ વાંધો નથીને?

હું જરાક આશ્ચર્યમાં પડી ગયો. સ્હેજ અચકાતાં બોલ્યો.

– હોય અન્કલ. તમારું તો ઘર છે. અમે ઘરમાં જ છીએ. આવો, આવો.

મનુ અન્કલ અને તેમનાં પત્ની અનુબહેન બંને મજાનાં માણસ. તેમની એકની એક દીકરી મીનાક્ષી અમારા ઘરમાં હળીમળી ગઈ હતી. તેમનું વ્યક્તિત્વ શાંત અને આધ્યાત્મિક રંગે રંગાયેલું. ખૂબ સજ્જન. બધાંનું અડધી રાતે કામ કરે. ક્યારેક કોઈ અણગમો નહીં. એમનો ચહેરો હંમેશાં પ્રસન્ન રહેતો અને ફ્લેટનો દરેક સભ્ય તેમનો આદર કરતો. પૈસાના મામલે તે હંમેશાં મારી સલાહ લેતા.

ત્યાં એક રિક્ષા ઝાંપે આવીને ઊભી. હું ઝડપથી બહાર ગયો. તે દંપતીને જોતાં જ ડઘાઈ ગયો. ઓળખી ના શકાય તેવું કૃશકાય શરીર અને નંખાઈ ગયેલો ચહેરો જોઈ કશુંક અજુગતું લાગવા માંડ્યું. તે ઝડપથી ઘરમાં આવ્યાં. બેઠાં ના બેઠાં ને બોલ્યા.

– તમને કશો વાંધો નથીને, આમ તમારા ઘેર ધસી આવ્યા તેનો?

– ના રે અન્કલ, તમે ક્યાંથી અમારા ઘરે?

થોડીક વારે, ધીરેથી બોલ્યા. જાણે શબ્દે શબ્દ બહાર નીકળતાં વાર લાગતી હતી.

– અમારા કુટુંબની નામોશી વિશે તમને તો ખબર જ હશે...

– ના, બિલકુલ નહીં.

એક ક્ષણ ચૂપકીદી ફરી વળી.

– હું ગઈ કાલે જ જેલમાંથી છૂટ્યો છું. બધાએ મોં ફેરવી લીધું છે. તમને કોઈ વાંધો હોય તો અમે

ચાલ્યાં જઈએ... અમને ખોટું નહીં લાગે.

મારા માથા ઉપર જાણે ઘણ પડ્યો. મનુ અન્કલ જેવા સજ્જન માણસ જેલમાં હોઈ શકે તે કલ્પવું જ મુશ્કેલ હતું.

– ગમે તે હોય અન્કલ, તમે નિરાંતે બેસો. પણ એવું તો શું બન્યું હતું?

એ સામેની દીવાલ ઉપર એકીટશે જોઈ રહ્યા.

પત્ની પાણી લાવી. ધીરેથી તેમણે પાણી પીધું અને વાત આગળ શરૂ કરી.

– સગાં ભાઈ-બહેને અમને સાંભળવાની તસ્દી લીધી નહીં. નજીકના કુટુંબીજનોએ ફોન સુધ્ધાં કર્યો નથી. જામીન લેવા તારાં કાકીએ એમનાં ઘરેણાં વેચી કાઢ્યાં...

એ બોલતાં બોલતાં ગળગળા થઈ ગયા. અમે સ્તબ્ધ થઈ સાંભળી રહ્યાં. સામેની ભીંત પરના ફોટા પછવાડેથી એકાએક એક ગરોળી નીકળી અને ટ્યુબલાઈટ પાસે ફરફરતા ફૂદાને હડપ કરી પાછી ફોટા પાછળ ભાગી ગઈ. થોડીક પળો ભારે પસાર થઈ. એકાએક એ ખાંસ્યા. કાકી પહેલી વાર ધ્રૂજતા અવાજે બોલ્યાં, 'આ બધી મીનાક્ષીની તો મોકાણ છે.'

મનુ અન્કલે મોં ઉપર આંગળી મૂકી ચૂપ રહેવા સૂચવ્યું. મનુ અન્કલ પંખાના પવનથી ટિપોઈ ઉપર રહેલા છાપાની ફરફરતી કોર જોઈ રહ્યા. તેનો અવાજ સંભળાય એટલી શાંતિ પ્રસરી ગઈ.

"મનન વાત એમ છે..."કહી તેમણે વાત શરૂ કરી. તેઓ જેમ જેમ વાત કહેતા ગયા તેમ અમારું મન બહેર મારતું ગયું.

"આજથી ચાર માસ પહેલાં અમે અમારા ગુરુજીના આશ્રમમાં રહેવા ગયેલાં. એક દિવસે ભરબપોરે અમારા રૂમનું બારણું આશ્રમની શાંતિને ચીરતું જોરજોરથી ખખડ્યું. બારણું ખોલ્યું તો સામે બે પોલીસમેન હતા. એક બોલ્યો : મનુભાઈ ત્રિવેદી જ કે?...

...મનુ અન્કલ બોલતાં થાકી જતા હતા. ફ્લાવરવાઝમાં ભરાવેલાં મોરના પીંછાને ક્યાંય સુધી તાકી રહ્યા. તેમણે જ અમને આગ્રહ કરી જૂના ઘરમાં મોરનાં પીંછાં રાખવાનું કહેલું. તેનાથી ગરોળી આવે નહીં તે માન્યતાને વળગી અમે હજુયે તે ફ્લાવરવાઝ મોરનાં પીંછાથી ભરેલું રાખતાં. તેમણે વાત આગળ વધારી.

– જ્યારે ટ્રેનમાં બે પોલીસ વચ્ચે બેઠેલો ત્યારે મારા મનમાં વિચાર આવતો. ભગવાને શા માટે નરકના બે દૂત આમ મોકલ્યા હશે? અનુ સાથે હતી, પણ જાણે જોજનવા દૂર ભાસતી હતી. મૂઢની જેમ ચાલુ ગાડીના અવાજમાં આવનારા સમયના ભણકારાથી મન વધુ ને વધુ ઉદાસ થતું હતું. ધીરે ધીરે મીનાક્ષીની આખી ચાલ મનમાં ઉકેલાતી ગઈ..."

પળભર પાછા મનુ અન્કલ એ ભયાનક સમયમાં જાણે ચાલ્યા ગયા. તેમનો હાથ સ્હેજ સ્હેજ ધ્રૂજતો હતો. પાછા બોલ્યા.

"મીનાક્ષીનો એક મિત્ર છે અક્ષય. જાણવા મળ્યું કે એ બંને વચ્ચે ગાઢ દોસ્તી છે. અક્ષય કોઈ મોટી કંપનીનો મુખ્ય અકાઉન્ટન્ટ છે. મીનાક્ષી અતિ મહત્ત્વાકાંક્ષી બની ગયેલી એટલે પતિ જોડેથી છૂટાછેડા લઈ એકલી રહેતી હતી. સાથે કમ્પ્યૂટર હાર્ડવેરનો મોટો ધંધો કરતી હતી. અમારી વચ્ચેય અંતર વધતું હતું. ઘણીવાર લાગતું જે સંસ્કારોનું વાતાવરણ અમારા ઘરમાં હતું તે તેનામાં કેમ ના ઊતર્યું? એક દિવસે આવી. તેણે મારો બૅંક અકાઉન્ટ નંબર માગ્યો. એણે અમને સમજાવ્યું કે ધંધામાં થયેલા અસામાન્ય નફામાંથી તે જમીન ખરીદવા માંગતી હતી અને મારું નામ ખેડૂત તરીકે હજુ ચાલુ હતું. મેં ચેકબુકમાં અને જ્યાં જોઈએ ત્યાં સહી કરી આપી, પણ પછી ખબર પડી વાસ્તવમાં અક્ષયે તેની કંપનીમાંથી લાખો રૂપિયાનો ગોટાળો કરેલો. એ પૈસા તે મીનાક્ષીને આપતો. છેવટે કંપનીમાં ખબર પડી ગઈ. અક્ષયની ધરપકડ થઈ અને મીનાક્ષીએ પોતાને બચાવવા મારું નામ આગળ ધરી દીધું."

મનુ અન્કલ અટક્યા. ક્યાંય સુધી ભીની આંખે ઘડિયાળને તાકી રહ્યા. જાણે પાછા ક્યાંક ખોવાઈ ગયા. એ સ્વસ્થ થયા. સ્હેજ ટટ્ટાર થઈને કહ્યું, 'મારા જામીન આપવા કોઈ આવ્યું નહીં. જામીન વગર જેલમાં એક મહિનો કાઢવો પડ્યો. તારાં કાકી દરરોજ જેલમાં જમવાનું આપી જતાં. ખાવાનું ગળે ઊતરે નહીં. કોઈ

કહેતાં કોઈ કુટુંબીજનોએ, પાડોશીએ સાથ આપ્યો નહીં. બધાંએ માની લીધું હું જ કૌભાંડનો સૂત્રધાર છું. છેવટે એક મિત્રએ થોડાક પૈસા મોકલાવ્યા અને વકીલનો સંપર્ક કરી આપ્યો... એટલે હું બહાર આવ્યો.'

અમે મનુ અન્કલની વાત સાંભળતાં અવાક્ થઈ ગયાં. ક્યાંય સુધી કશું બોલવાનું સૂઝ્યું નહીં. નખશિખ સજ્જન માણસને આટલો કારમો ફટકો કેમ કરીને સહેવો પડ્યો? એ જાણી અમે પણ ખળભળી ઊઠ્યાં હતાં. અચાનક મારાથી પૂછાઈ જવાયું, 'જેલમાં આટલો સમય કાઢવો પડ્યો. ખૂબ ભયાનક હશે તે સમય, નહીં અન્કલ?'

તેમના નબળા હાથથી એ સોફાનો હાથો પંપાળવા લાગ્યા. પીઠ પાછળ ખસી ગયેલું સોફા-કવર હળવેકથી સરખું કર્યું. સહેજ મોં ઉપર ચમક વર્તાઈ ને બોલ્યા, 'શું કહું મનનભાઈ, જીવનનો શ્રેષ્ઠ સમય જ તે હતો. આશ્રમ કરતાંય સારો. જે ઓરડીમાં મને રાખવામાં આવેલો ત્યાં બીજા ચાર ગુનેગારો હતા. ચોરી અને લૂંટફાટનો એમની ઉપર કેસ ચાલતો હતો. પહેલા દિવસે તારી કાકીનું આવેલું ટિફિન મેં ખાધું નહીં. એ ચાર જણે મને ખૂબ સમજાવ્યો, પણ મારાથી ખાઈ શકાયું જ નહીં. બીજા દિવસે ચારે જણે હઠ લીધી કે અન્કલ તમે જમશો પછી જ અમે જમીશું. મારી આંખમાંથી આંસુ વહે જાય. એકે વાંસો પસાર્યો. બીજાએ કોળિયો ખવડાવ્યો. ત્રીજો પાણી લાવ્યો ને ચોથાએ ટિફિન ધોયું. પછી તો એ ચારે જણાએ મારી એવી ચાકરી કરી કે એક દીકરીને જગ્યાએ કુદરતે ચાર-ચાર પુત્રો મૂકી દીધા. તે મારી પથારી વાળતા. ચા પાણી આપતા. માથું અને પગ દબાવતા. કપડાં ધોતા... તેમની સેવાથી હું ફરી પાછો બેઠો થયો. કોણ જાણે મીનાક્ષી સામેનો રોષ પણ ઓગળી ગયો. ગુનેગાર ને સજ્જનનાં સમીકરણ ફરી ફરીને માંડુ, પણ કેમેય કશુંય સમજાય નહીં. કેવળ સમજાય લાગણીઓ અને પ્રેમ. અમે પાંચેય મોજથી રહેતા. જેલમાંથી બહાર નીકળવાના દિવસે એ ચારેય એટલું રડ્યા કે જાણે જેલની મૂક દીવાલો તેમને આશ્વાસન આપતી હતી. સારું, નરસું, ધિક્કાર, પાપ, પુણ્ય, સેવા — બધાંયની જાણે સમજ જ ફરી ગઈ...'

ત્યાં મારી પત્ની ચા લાવી. બધાંએ ચૂપચાપ પીધી. મનુ અન્કલ ચા પીતાં પીતાં ફરી પાછા ક્યાંક ખોવાઈ ગયા. કપમાં ચા ખાલી થઈ ગયાં પછી ય કપ પકડી રાખ્યો. કાકીએ સ્હેજ ઊંચે થતા તેમના હાથને સ્પર્શ કર્યો, તે સમજ્યાં અને હસ્યાં. એ હાસ્યના રણકારે અમારા મનના અણુએ અણુને વિષાદના વંટોળમાં ધકેલી દીધું. એકાએક તેમણે ખિસ્સામાંથી એક બંધ કવર કાઢ્યું અને મારા હાથમાં મૂક્યું.

—મનનભાઈ, એક કામ કરવાનું છે. આ કવરમાં અમારું વિલ છે. જ્યારે અમે ના હોઈએ ત્યારે અંદર લખેલા પત્રના સરનામે પહોંચાડજો. તેમાં અમારા વકીલનું સરનામું છે. આ કાગળના લખાણ મુજબ બધું ગોઠવવું.

એકાએક વિલની વાત આવતાં હું ભૂતકાળમાં ધકેલાઈ ગયો. વારેઘડીએ ટેબલ ઉપર પડેલા કવરમાંના વિલને નજર તાકી રહી. ક્ષણમાં હું મનુ અન્કલની દશામાં આવી ગયો. બેચેની વધી ગઈ ને સ્તબ્ધ વાતાવરણમાં ઘડિયાળની ટીક...ટીક... રુંવે રુંવે ફરી વળી.

— બીજું શું કરી શકું તમારા માટે? એ દશામાંથી બહાર નીકળવા ફાંફાં માર્યાં.

એ હસ્યા :

— મનનભાઈ, કોઈ કોઈને માટે ખરેખર શું કરી શકે છે? જે કંઈ કરવાનું હોય છે તે પોતાને જ કરવાનું હોય છે...

— કંઈ પૈસાની જરૂર હોય તો...

— જરૂર હતી ત્યારે કોઈએ પૂછેલું નહીં, હવે નથી.

હું બિહામણા લાગે તેવા... એ દંપતીને જોઈ રહ્યો. કાકા ચૂપ જ રહ્યા. કાકીએ મોટે ભાગે નજરને ભોંયતળિયે જ ટેકવેલી. એ ટેકીલી સ્ત્રી જાણે નિયતિ સાથેની રમતમાં હારી ગઈ હતી. કશું ના સૂઝતાં મેં ચલાવ્યું.

— હશે અન્કલ, આ સમય પણ પસાર થઈ જશે. ક્યારેક જીવનમાં આવોય સમય આવતો હોય છે. અમારી કશી પણ જરૂર હોય તો વિના સંકોચે જણાવશો.

એકાએક અનુ આન્ટિ બોલ્યાં. જાણે કોઈ ખંડેરનું વર્ષો જૂનું બારણું ખૂલ્યું.

— ભઈ, કશો ચમત્કાર થશે જ એ આશાએ જેલવાસ કાઢ્યો. કશું થયું નહિ. જો ચમત્કાર ગણવા હોય તો એ જ ચમત્કાર છે કે, અમે હજુ જીવીએ છીએ. ઠીક ભાઈ હવે જઈએ. આ તો તારા કાકાનું મન થોડુંક હળવું થાય એટલે આવ્યાં, ને બીજું આ વિલનું કામ. બાકી ભીંતો જોડે બહુ વાતો કરી, અમેય ભીંત જેવાં થઈ ગયેલાં.

— પણ, અન્કલ કેસ તો ચાલુ હશે તે?

— હા.

— આગળ ઉપર શું થશે?

— શું થશે એ ખબર નથી. ઑન રેકૉર્ડ કૌભાંડ સૂત્રધાર હું સાબિત થઈ ચૂક્યો છું. જે થશે જોયું જશે. વકીલ મહેનત કરે છે. મારે મીનાક્ષીને આમાં ઢસડવી નથી. અને મહેરબાની કરી તમેય આમાં રસ લેશો નહીં. દૂર જ રહેજો.

અચાનક તે ઊભાં થયાં. મેં તેમને ગાડીમાં મૂકી જવા ખૂબ આગ્રહ કર્યો પણ તે માન્યાં નહીં. એ ઘરમાંથી નીકળ્યાં ત્યારે અંધારુ થઈ ચૂકેલું. બંને વૃદ્ધ એકબીજાનો હાથ પકડી સોસાયટીના નાકે આગળ વધ્યાં. અંધારામાં કશુંક શોધતા બે ઓળા અંધારામાં ગાયબ થઈ ગયા. જાણે મોડી સાંજનું અંધારું ત્યાં તેમને અને ઘરમાં મને ગળી ગયું.

પણ એ રાત મારા માટેય ભયાનક હતી. ભૂતકાળની દાબડીનું ઢાંકણ ખૂલી ગયેલુ. મને મારી જ ઉપર રોષ ફરી વળ્યો. નાનાભાઈના પ્રેમાળ ચહેરા પાછળ વૃદ્ધ બાપનો ચહેરો ડોકાવા લાગ્યો. રાવણના દસ માથાના ભારનો મને અનુભવ થવા લાગ્યો.

* * *

મનુ અન્કલ અને અનુ કાકી જાણે દુઃસ્વપ્નની જેમ આવ્યાં ને ચાલ્યાં ગયાં. તેમનું એકમાત્ર બંધ કવર મારી જોડે પડી રહ્યું. ઘણા રવિવાર ગયા. ઘણી વાર એ બંધ કવર ખોલીને જોવાનું મન થયું, પણ કોણ જાણે જ્યારે જ્યારે તેમાં વિલ છે એ વાત યાદ આવતી ત્યારે ત્યારે મન ઉદાસ થઈ જતું. એક ના કહેવાય અને ના સહેવાય તેવા ભીતરી દુઃખની ભરતી હંમેશાં મને અંદરથી ગૂંગળાવતી અને ખેદાનમેદાન કરવા લાગી.

* * *

ખાસ્સા મહિનાઓ પછી એકવાર મનુ અન્કલના ઘેર ગયો. ઘર બંધ હતું. પાડોશીને પૂછતાં ખબર પડી એકાદ માસ પહેલાં વહેલી સવારે ઘર બંધ કરી એ ક્યાંક ગયાં છે તે હજુ સુધી આવ્યાં નથી. વધું કંઈ પૂછું એ પહેલાં દરવાજો બંધ થઈ ગયો! તે રાત્રે ધ્રૂજતા હાથે મેં પેલું કવર ખોલ્યું. તેમાં એક વિલનો કાગળ, બીજો મારા નામનો નાનકડો પત્ર અને ઘરની ચાવી હતી.

અચાનક મનમાં અંધારપટ છવાઈ ગયો. આંખ બંધ કરી બેસી રહ્યો. અંદર ઊંડે ધરબાયેલું એક ડૂસકું બહાર આવ્યું અને હું ધોધમાર રડી પડ્યો. આમ જ... આમ જ વર્ષો પહેલાં એક વિલનો હું એકમાત્ર સાક્ષી હતો. ભૂતકાળની એ ક્ષણો જીવતી થઈ અને મારા ગળાના આસપાસ વીંટળાઈ વળી. હા, આમ જ તે વિલ હતું મારું અને નાના ભાઈ વચ્ચેનું, બાપુજી પાસે કરાવેલું. લગભગ અંધ થઈ ચૂકેલા બાપુજીએ વિલમાં સહી કરતાં કશુંય જોયું નહીં, પૂછ્યું નહી. પણ મેં તેમના ખ્યાલ બહાર જ મારા અડધા ભાગની જગ્યાએ પોણો ભાગ કરી નાખ્યો હતો. એ વાત મારા સિવાય કોઈ જાણતું નહોતું. નાનો ભાઈ મોટો થઈ ધંધે લાગ્યો ત્યારે વિલ બતાવીને બધી સગવડ કરી નાખી હતી. કોણ જાણે એ વાત આજે મને રાતદિવસ વલોવી નાંખતી હતી. હું ભીંત તાકતો બેસી રહ્યો.

દેવના ફોટા પાછળથી નીકળેલી ગરોળી પાસે બેઠેલાં ફૂદાને હડપ કરી જાય તે પહેલાં ફૂદું ઊડ્યું અને બારી બહાર વહી ગયું. હું ઊભો થયો વૉર્ડરોબમાંથી જૂની ફાઈલ કાઢી અમારું વિલ કાઢ્યું. મોડી રાતે હાઈવે ઉપરના બસસ્ટેન્ડમાં એ વિલ હાથમાં લઈ ક્યાંય સુધી બેસી રહ્યો. એક બસ આવી. તેમાંથી બે મુસાફરો ઊતર્યા અને અંધારામાં ધીરે ધીરે ઝાંખા ને ઝાંખા થવા લાગ્યા. બસ ઊપડી. તેની પાછળની લાલ લાઈટ અદશ્ય થઈ ગઈ ત્યાં સુધી દૂર દૂર જોઈ રહ્યો. અચાનક પેલા બે ઓળા યાદ આવ્યાં, પણ ત્યાં હવે કેવળ સૂનકાર હતો. દૂરથી બીજી બસ આવતી હતી. તે નજીક આવે તે પહેલાં હું ઊઠ્યો અને મારાથી નાના ભાઈના ઘર તરફ ચાલી જવાયું... □

# પરિણતપ્રજ્ઞ કવિની નિરાળી ગઝલો*

ભાનુપ્રસાદ પંડ્યા

છન્દોલયનું સૌંદર્ય અને વૈવિધ્ય જેમને સિદ્ધ થયું છે એવા આપણા પરિણતપ્રજ્ઞ કવિ ઉશનસ્ 'ગઝલને વળાંકે' પછી તરત જ બીજો ગઝલસંગ્રહ 'ગઝલની ગલીમાં' આપે છે, ત્યારે તેમના આત્મનિવેદનના ઉદ્‌ગાર —'જાણે ગઝલ પ્રકારની રચનાઓનું મોજું આવ્યું છે'-નું તથ્ય સદ્ય સમજાય છે. કવિ ઉત્તરવયમાં એ મોજાં ઉપર ઊંચકાઈને 'આખી જિંદગીનો જાણે પરિણામરમ્ય અનુભવ કરી રહ્યો છું.'— એમ ઉલ્લાસ પ્રગટ કરે છે, ત્યારે તેમને તો મમ્મટ કથિત તાત્કાલિક સર્જનાત્મક આનંદની અનુભૂતિ થઈ ચૂકી છે, એની પ્રતીતિ થાય છે. હવે વાત રહી સહૃદય ભાવક અને સરેરાશ વાચકની. તેઓ પણ કવિની સર્જનાત્મક કક્ષાએ ભાવન કરી કાવ્યાનંદ માણે એવી અપેક્ષા રહે.

ગમે તેમ પણ ઉશનસ્‌ના આવા અનુભવ પાછળ પેલી કલા-કવિતાની પ્રતિક્ષણ નવતા ધારણ કરતી રૂપલીલા છે. કવિએ ગઝલની કેડીએ વિશેષ દઢ પગલાં પાડીને વાગર્થની જે નૂતન અભિવ્યક્તિ દાખવી એનો આ રોમાંચ ઊભરે છે. શું જીવનમાં કે શું સર્જનમાં કશુંક નવું નિર્માણ કરવાથી આપણું આંતરબાહ્ય અસ્તિત્વ આંદોલિત થાય છે, જે આપણને અભિનવતાનો અનુભવ કરાવી પ્રસન્ન કરે છે. કવિના ઉમળકાનું આ રીતે વિશ્લેષણ કરી શકાય.

કવિ ઉશનસે્ ગીત-છંદનાં પ્રાસનાં પગલાંને છોડીને રદીફ-કાફિયાના 'અરબી' અશ્વો પલાણ્યા છે. ઉત્તરવયે બબ્બે તોખાર ઉપર ચઢવું કઠિન હોવા છતાં, તેમણે એ પડકાર ઝીલી બતાવ્યો છે! સંવેદનાની ભરચક ગઠરી તો હજી ખભે છે જ. તેને હવે ગઝલની ગતિમાં વહાવવી છે. જુઓ, કવિ પોતે જ લખે છેઃ

> પ્રાસ ગયો તો રદીફ કાફિયે,
> દર્દ જ ઘૂંટવું અદલબદલમાં.

*

> ઉશનસ્‌ને તો ઉચ્છલ ગમતું,
> ના રસ એને છીછરા જલમાં.

કવિને ઉચ્છલ-ઊંડા જળની ઘૂમરીઓમાં અવગાહન કરવું ગમે છે, તેના પુરાવા રૂપે અહીં પણ 'ગઝલના વળાંકે'ની જેમ પ્રથમ ગઝલગુચ્છ 'અધ્યાત્મ'નો છે. પ્રીતિ-પ્રણય, પ્રકૃતિ અને ઈતર કવનવિષયસ્પંદ પછી આવે છે. 'ગઝલર્ષિ' કહેવાતા મરમી કવિ રાજેન્દ્ર શુક્લની જેમ ઉશનસ્‌ની ભાવમસ્તી ગઝલની ગહનતામાં રાચે છે.

ઉશનસ્‌ની ગઝલ-ગલીમાં વિભાગવાર પગલાં પાડીને આગળ નહીં વધીએ. કોઈક વાર એવું પણ બને કે પ્રકૃતિસ્પંદની રચનામાં ય એ સાકાર-નિરાકારની ગઝલ આપી દે! 'વસંત' શીર્ષકની કૃતિમાં મત્લાનો શે'ર આ પ્રમાણે છે :

> આકાશ શા નિર્ગુણ ને નિરાકૃતિ,
> તે ફૂલ શું રૂપ ધરે વસંતમાં !

તો 'અખિલ બ્રહ્માંડની અનુભૂતિ જેવી' અધ્યાત્મ વિભાગની રચનામાં નિર્સગની ઝાંખી કરાવે!

> પહાડો સમી એ પલાંઠીમાં સ્થાવર,
> ઊડુએ ઊડુ કૂદતા જે ફલંગે.

આવાં ગત્યાત્મક કલ્પનો (Dynamic Images)માં એ અધ્યાત્મમાંથી પ્રકૃતિમાં અને પ્રકૃતિમાંથી અધ્યાત્મમાં ફલાંગો ભરે છે! ખરેખર, કવિતાને કોઈ ભાવગુચ્છમાં બાંધવી કઠિન હોય છે. સિસૃક્ષા અને સર્જનપ્રક્રિયાની ક્ષણોમાં કવિસંવિદ્ સાચે જ તરલ-ચંચલ અવસ્થામાં હોય છે.

કવિની ગઝલોમાં કેટલાંક વ્યાવર્તક લક્ષણો ધ્યાનમાં લઈએ તો પ્રથમ દષ્ટિએ જ એમાં થતું ભાવસાતત્ય દેખાય. આ કવિ સૉનેટમાં સળંગસૂત્ર

*'ઉશનસ્'ના પ્રગટ થનાર આગામી ગઝલસંગ્રહ 'ગઝલની ગલીમાં'ની પ્રસ્તાવના

ભાવ નિરૂપણની હથોટી ધરાવે છે. આથી ગઝલોમાં પણ એ વલણ પ્રતીત થશે. 'એમને વિશે'ના કેન્દ્રમાં શિવ છે એટલે એમના રૂપ અને ચરિત્રનું આલેખન કેટલાંક દશ્યકલ્પનો દ્વારા થાય છે. ગઝલકૃતિ ભલે પ્રણય કે અધ્યાત્મની હોય, પણ એમાં બહુધા આ લક્ષણ સહૃદયને આગળ તરી આવતું પ્રતીત થાય છે. 'નરસિંહ ને મકરંદ' રચનામાં એ રદીફને ગૂંથતા ગૂંથતા ઉભય-આદિ-અર્વાચીન કવિઓની આંતરવિભૂતિઓના સામ્યને ચમત્કૃતિપૂર્વક રજૂ કરે છે.

ત્યાં કરતાલે-અહીં ગુલાલે કેવો ઋણાનુબંધ,
રામનામમાં રાતામાતા નરસિંહ ને મકરંદ!

કરતાલ ખણકાવતો નરસૈયો અને 'ગમતાંનો ગુલાલ' કરવાનું સૂચવતા મકરંદને મજાના રદીફ દ્વારા કવિએ પાસે પાસે બેસાડી દીધા છે.

વળી 'ગોકુળ'ની પ્રીતિ અને અધ્યાત્મની ઉપાસના - બંને કવિઓ વિશે શે'ર રચે છેઃ

જૂનાગઢથી યે જૂનો જળજમનાનો સ્પન્દ,
અનંતને ગૂંથે ઉરતંતે નરસિંહ ને મકરંદ!

આખી રચનાને આપણે એમાં થતા ભાવવિકાસ અને ચિત્રકલ્પનોથી માણીએ છીએ. 'પ્રથમ વર્ષાએ', 'અષાઢમાં', 'પાનખરની એક અનુભૂતિ', 'ઉપર ઉપરથી', 'ઝાકળમાં', 'આખરે પ્રીત શું છે?' જેવી પ્રકૃતિ-પ્રીતિની નિર્મિતિઓમાં પણ અનેક વાર સળંગસૂત્ર ભાવસ્પંદનું આલેખન ભાવકને આસ્વાદવા મળશે.

બાહ્ય દષ્ટિએ ભલે કોઈને એમાં સોનેટશૈલી જેવું લાગે. એનાં શીર્ષકો તેમજ ઘણી રચનાઓ સાત શે'ર (એટલે કે ચૌદ પંક્તિઓ)નો ઘાટ ઉતારતી હોવા છતાં, આ રચનાઓ ગઝલો છે, એ ભૂલવાનું નથી. ગઝલની લાક્ષણિકતાઓ એમાં પ્રગટતી જોવા મળે છે. 'આવશે', 'આપણામાં', 'કમાણીની આખરી મૂલવણી' તેમજ અન્ય કૃતિઓમાં ગઝલની ભાવમસ્તી તેમજ એનું પેલું, સ્વતંત્ર શે'રની અવતરણક્ષમતાનું તત્ત્વ વારંવાર દેખાય છે.

મૂકી જા ભલાઈ કોઈને કદી કામ આવશે,
ક્યારેક તો એનું પરિણામ આવશે.

*

તૈયાર રહેવું પ્રેમમાં તો પાત્ર પી જવા,
મીરાંએ ક્યાં પૂછ્યું'તું કેવો જામ આવશે?

ગઝલકાર જે રીતે મક્તાના અંતિમ શે'રમાં પોતાના નામને અલગારી મસ્તીથી ગૂંથીને ચોટદાર અંત લાવતો હોય છે, એ રીતે આ કવિ પણ અંતિમ શે'રમાં પરાકાષ્ઠા સાધે છે ખરા :

એ તને બોલવશે 'ઉશનસ્' તું રાહ જો,
તારું જ કાં તો સૌથી પ્હેલું નામ આવશે!

'આવશે' રચનામાં કાવ્યજ્ઞ તેમજ ગઝલરસિક ઉભયને ગઝલકારનો અસલી મિજાજ અવશ્ય પરખાઈ આવશે. ગઝલરચના અને એનો ભાવપરિવેશ ગઝલના છંદપ્રયોગથી તેઓ આસાનીથી રજૂ કરી આપે છે. ગઝલકવિ ઉશનસ્‌નું પ્રયોગશીલ માનસ પણ આ રચનાઓમાં અહીં તહીં ડોકાય છે. છન્દોલયપ્રવીણ કવિએ અહીં હરિણી ગઝલ, શિખરિણી ગઝલ, પૃથ્વી ગઝલ — એ રીતે વિવિધ સંસ્કૃતવૃત્તોમાં તેમનું મનોગત ગઝલોમાં મૂર્ત કરેલું છે. શીર્ષક નીચે એનો નિર્દેશ પણ કર્યો છે. 'ચરણાયનની પ્રાર્થના'નું પોત તપાસતાં એમાં કવિની મથામણ શિખરિણીના છન્દોલયમાં ગઝલનું રૂપ નિર્મિત કરવાની દેખાય છે. અહીં ચૌદ પંક્તિઓ (૧૪ મિસરા) પણ છે. ગતિ કરતા ચરણનું અયન અંતે પ્રભુના પરમ પાદે જઈને ઠરે એવો પ્રાર્થનાભાવ તેમાં છે. સાદ્યંત ભાવનિરૂપણ વિકસે છે. એટલે એક તરફથી તમને એ શિખરિણી સૉનેટ લાગે! પરંતુ એમાં સૉનેટ પ્રકારોમાં અપેક્ષિત ભાવવળાંકો (Voltas) નથી. 'નાજુક', 'કસોટી', 'આખરી', 'ચરમ', 'અખિલ', 'ફંગોળે', 'ઠેકાણાં', 'ખળભળ' જેવા પદોથી રચાતી ઈબારત તત્સમ, ફારસી અને દશ્ય શબ્દોની પદમૈત્રી સાધે છે. પંક્તિઓની સ્વતંત્ર પ્રભાવકતા છે, તેથી તેને સૉનેટ કહી શકાય તેમ નથી. આથી તેને શિખરિણીમાં ઢાળેલી આપણા છંદસિદ્ધ કવિની ગઝલ તરીકે

સ્વીકારીએ તો ઉચિત ગણાય. અલબત્ત અહીં ભાવકની રુચિભેદનો પ્રશ્ન રહે ખરો. જોકે સાંપ્રત ગઝલ સાહિત્યમાં આ પ્રકારના ઉશનસીય પ્રયોગો નવી ભાત પાડે છે, એમ જરૂર કહી શકાય. 'પૃથ્વી ગઝલ' જેવા પ્રયોગો પૂર્વે શેખાદમે કર્યાનું સ્મરણ છે. પતીલે પણ એમની પહેલાં પ્રયોગો કરેલા તેનું દૃષ્ટાંત બ.ક.ઠા.ની 'આપણી કવિતા સમૃદ્ધિ'માં મળે છે. એ સિવાય લયાત્મક વજન અને ગઝલના છન્દો તેઓ સરસ રીતે યોજે છે. ગમે તેમ ઉશનસ્‌ની કવિપ્રતિભા નવીનતા સિદ્ધ કરવા આજે ય પ્રવૃત છે. જીવનના નવમા દાયકામાં પણ કવિની કલમને કે એમની કલ્પનાશક્તિને થાક નથી લાગ્યો. આ કાલજયેષ્ઠ અને કવિવરિષ્ઠની સર્જકતાનું સાતત્ય ધ્યાન ખેંચે છે. ઘણી વાર એકાદ શે'રમાં પણ એમની ચમત્કૃતિ સ્મૃતિમાં વસી જાય એવી હોય છે :

મુનીન્દ્રો મૂંગા તે અમથું નથી, એ વાચ્ય જ નથી,
ગયું ક્હેવા કોઈ 'કલમ' પણ થંભી ગઈ 'ક'થી.

(કમાણીની આખરી મૂલવણી)

છૂટો શે'ર વાંચતાં એમાંનો શિખરિણીનો વળોટ પકડાય છે? ત્યાં આપણને ગઝલનો ભાવ-પરિવેશ શિખરિણીમાં સચોટ રીતે અનુભવાય છે. આથી સંસ્કૃતવૃત્તો ગઝલને અનુકૂળ નથી, એમ કહી શકાશે નહીં. કવિની મસ્તી કે ખુમારી જયારે ગઝલના ભાવમરોડમાં વ્યક્ત થાય ત્યારે છન્દ એને અનુકૂળ થઈ જાય છે, એમ કહેવું જોઈએ.

'ગઝલની ગલીમાં' પ્રવેશીએ છીએ ત્યારે પેલા આગળના સંગ્રહ 'ગઝલના વળાંકે' સાથે કોઈ સામ્યભેદ નજરે આવે એવું ખરું?હા, એક જ રચનામાં વધુ પડતા શે'ર (૧૨થી૧૩ સુધીની સંખ્યાના) આ સંગ્રહની રચનાઓમાં નથી. ક્યાંક મત્લાના શે'રમાં રદીફ-કાફિયા છોડી માત્ર વજન જળવાયું હોય તેવું છે, પણ અધ્યાત્મરંગની ગઝલોમાંની 'તત્સમી' દુર્ગમતા ઘટી છે. અલબત્ત, આ એક બહુશ્રુત વિદ્વાન કવિની કૃતિઓ છે, તેથી તેમાં વેદાંત, પુરાણ કે એવા અન્ય સંદર્ભો માટે ભાવકની સજ્જતાની અપેક્ષા રહે. 'વળાંકે'થી 'ગલી'માં મક્કમતાથી પગલાં પાડી કવિએ 'કાવ્યપ્રકાશ' પાથર્યો છે એવું સ્પષ્ટ દેખાય છે.

ગઝલકાવ્યજ્ઞો કે અરુઝવિદો કદાચ આ ગઝલનિર્મિતિઓની છંદ-બહર કે 'મિજાજ'ની દૃષ્ટિએ નુક્તેચીની કરશે. આપણે એનો અહીં નિર્દેશ નહિ કરીએ. પ્રસ્તાવનાલેખકનું કાર્ય કાવ્યસંગ્રહના ભાવપ્રદેશમાં પ્રવેશવા માટેની ભૂમિકા રચવાનું છે. એવો સહૃદયધર્મ જો યથાશક્તિમતિ અહીં બજાવાયો હોય તો આ લખનાર કૃતાર્થતા અનુભવશે. સર્જકતાથી સભર કવિ ઉશનસ્‌ને તો કહીએ :

'આનંદ અઘોળ થયો આ ઉચ્છલ જલમાં!'

❑

---

જગની સૌ કડીઓમાં સ્નેહની સર્વથી વડી.

* * *

બધું છૂપે, છૂપે નહિ નયન ક્યારે પ્રણયનાં.

— સુન્દરમ્

Of all the links
of life on earth,
The link of love,
is the best.

* * *

Everything can be concealed
But never a pair of loving eyes.

Translated by **Dhanavanti**

# કવિ અને કવિતા : કાવ્ય 'દૃષ્ટિ' વિશે*

નલિન રાવળ

કાવ્ય 'દૃષ્ટિ' 'ઉદ્દેશ'ને થોડા સમય પહેલાં મોકલાવ્યું હતું. એ વિશે વિચારતાં વીજળીના ઝબકારાની જેમ તેનું ઉદ્દ્ગમબિંદુ મનમાં પ્રગટ થયું. આ કૃતિ બિઆટ્રિસના દર્શને મુગ્ધ ડેન્ટિના મનોભાવ પર આધારિત છે. ૧૭મી માર્ચ ૨૦૦૭ના રોજ હરકી પૌડી- હરિદ્વાર ગંગા કાંઠાના રસ્તે કનખલ તરફ નિનાદરમ્યા નદીને જોતો-સાંભળતો ચાલ્યો જતો હતો ત્યારે એક સુંદર કિશોરી પર દૃષ્ટિ પડી. મન અપરિમેય આનંદથી ભરાઈ ગયું. આ દૃષ્ટિનું અનુસંધાન બિઆટ્રિસ-ડેન્ટિના ચક્ષુરાગમાં છે. આ સાથે બિઆટ્રિસ-ડેન્ટિના મિલનને કેન્દ્રમાં રાખી લખાએલી નોંધ મોકલું છું જેથી ખ્યાલ આવે કે પ્રેમ એ કેવી મહાન નવ્ય પ્રાણપ્રદશક્તિ છે :

ડેન્ટિની યુવાવયની મહત્ત્વની કૃતિ – નવ્યજીવન Vita Nuovaમાં કવિ આલેખિત આછી જીવનરેખામાં એમના જીવનનો બહુમૂલ્ય અનુભવ સંગોપાયેલો છે. આ અનુભવમાંથી 'ડિવાઈન કૉમેડી'નો ઉદ્દ્ભવ થયો છે. ૩૧ કૃતિનો આ ગુચ્છ ડેન્ટિની હૃદયગીતા છે. દેહાસક્ત પ્રેમને કારણે ઉદ્દ્ભવેલ આનંદવિભોર મનઃસ્થિતિ અને એ જ દેહપરક પ્રેમને કારણે મનને વલોવી નાંખતી આત્મવિદારક સ્થિતિ - એમ બે ભિન્ન અનુભૂતિમાંથી નરવા ચિત્તે બહાર આવી પ્રેમ દ્વારા જ પ્રેમમુક્તિ પ્રાપ્ત કરતા કવિની લયાત્મક આત્મકથા 'Vita Nuova'નાં પ્રણયકાવ્યોમાં તેમજ પ્રત્યેક કાવ્ય પરની નોંધમાં સંગોપાયેલી છે.

કવિનું વય ૯ વર્ષનું હતું ત્યારે નાની એવી ઘટના બની જે કાવ્યમાં વિસ્તરતી મહાકાવ્યમાં અનેક સ્તરે ઝંકૃત થઈ રહી. એક મિજબાનીમાં ડેન્ટિએ યજમાનની કન્યા બિઆટ્રિસ પોર્ટિનારીને નીરખી અમોઘ પ્રેમ સંસ્પર્શ અનુભવ્યો – "નિહાળ, મુજથી ય અધિક બળવત્તર એવો પ્રભુ મારા પર શાસન ચલાવવા આવી રહ્યો છે." પ્રિય પાત્રના અસ્તિત્વમાં દૈવી સંસ્પર્શ અનુભવવો, એના દેહમાં સ્વર્ગીય ઈશ્વરીય તત્ત્વને પ્રમાણવું અને આ સર્વાંગી અનુભવને નવજીવનમાં રૂપાંતરિત કરી કાવ્યમાં પ્રગટ કરવાનો કવિપુરુષાર્થ વિરલ ગણાય.

યુવાનવયે ડેન્ટિ પુનઃ બિઆટ્રિસને માર્ગમાં મળે છે. યૌવનના પ્રથમ ઉભારથી છલકાતી બિઆટ્રિસ ડેન્ટિના નમનના પ્રતિભાવમાં સ્નેહભર્યું નમન- Salutation આપે છે. ઈટાલિયન ભાષામાં Salute-Salutation નો એક અર્થ મુક્તિ-મોક્ષ થાય છે. આ મિલનક્ષણનું વર્ણન કરતાં કવિ કહે છે – વિનયપૂર્ણ અદ્દ્ભુત નમન પ્રાપ્ત થતાં જ અપાર આનંદ, અપાર ધન્યતા અનુભવી. હૃદય ઔદાર્યથી છલકાઈ ઊઠ્યું. સૌ પ્રત્યે, શત્રુ પ્રત્યે પણ ક્ષમાની લાગણી અનુભવી. સૌ પ્રત્યે પ્રેમની લાગણી પ્રકટી. ઔદાર્ય, વિનમ્રતા, ધન્યતા અને મુક્તિનો ભાવ એટલે પ્રેમ એમ ડેન્ટિ માને છે. લેટિનમાં Beata નો અર્થ ધન્ય - Blessed થાય છે. આમ બિઆટ્રિસ નામમાં જ ધન્યતા અર્પવાનો અર્થ રહેલો છે.

પ્રેમમય થવું એટલે પ્રભુમય થવું. પ્રેમ એ જ પ્રભુ- એવી અર્થચ્છાયા બિઆટ્રિસ નામ સાથે જોડાયેલી છે. 'ડિવાઈન કૉમેડી'માં બિઆટ્રિસનો ઉલ્લેખ દૈવી અનુગ્રહ - ઈશ્વરને ધારણ કરનાર મંદિર બ્લેસ્ડ વર્જિન અને ક્રાઈસ્ટ તરીકે થયેલો છે. પેરેડિસોના અંતભાગમાં ડેન્ટિને સ્વર્ગમાં દોરતી બિઆટ્રિસ સર્વ પવિત્ર પ્રતીકોમાં એકરૂપ બની મેરીરૂપે, ત્રિમૂર્તિરૂપે, પ્રભુરૂપે વિલસી રહે છે. કાવ્યમાં બિઆટ્રિસ દૈવીશક્તિને વહન કરતા પાત્ર તરીકે આવે છે. સ્વર્ગની તે અધિષ્ઠાત્રી છે. તેના દ્વારા જ ડેન્ટિને અભિજ્ઞાન પ્રાપ્ત થાય છે. વિશ્વનાં સર્વ સંચાલનોના મૂળમાં પ્રેમ છે. પરમોચ્ચ પ્રેમના પ્રતીક સમી બિઆટ્રિસ દ્વારા કાવ્યાન્તે ડેન્ટિ ઈશ્વરના અસ્તિત્વનો સાક્ષાત્કાર કરે છે. □

*જુઓ કાવ્ય 'દૃષ્ટિ' પૃ. ૪૪૬

અશોક ચાવડા

## સમય વચાળે હું




મૌન બલોલી 'ખામોશ' કૃત 'સમય વચાળે હું'માં ગઝલો, ગીતો, મુક્તકો અને ગદ્યકાવ્યો સમાવિષ્ટ છે. એકંદરે ગઝલોની સંખ્યા વધુ અને અભિવ્યક્તિ સબળ હોવાથી તેને ગઝલસંગ્રહ જરૂર કહી શકાય. કવિ વિશે ડૉ. ચિનુ મોદી નોંધે છે, "...એણે જિંદગીનો નિઃસંકોચ અનુભવ મેળવ્યો છે અને આવા બહુ ઓછા ગુજરાતી સર્જકો છે, જેણે સાહસની એરણે જીવનની ઘણી બધી ક્ષણોને ધાર કાઢી છે..."

સામાજિક નિસબત, ભાવ-વૈવિધ્ય, પર્યાવરણીય સજાગતા, આંતરિક મનોમંથન, વૈશ્વિકીકરણ – ઇત્યાદિ ભાવો મૌનની ગઝલનું રૉ-મટીરિઅલ છે. 'મૌન'ની ગઝલો 'ખામોશ' નથી, પણ પ્રતિકાર કરે તેવી બળૂકી છે જેની પ્રતીતિ સંગ્રહ વાંચો તો જ થાય. આવા સુંદર સંગ્રહમાં અસુંદર એક જ ઘટના છે - મુદ્રણ. પુસ્તકના મુખપૃષ્ઠથી લઈ અંદરના પાનાંઓમાં જોડણીદોષ, લે-આઉટ, ગાબડાંની અગણિત ભૂલો ખૂંચે જ છે.

[સમય વચાળે હું (કાવ્યસંગ્રહ) લે. મૌન બલોલી 'ખામોશ', પ્ર. : પોતે, ૫૯, બલોલનગર, રાણીપ, અમદાવાદ-૮૦, પ્રથમ આવૃત્તિ-૨૦૦૭, ડિમાઈ સાઇઝ, કાચું પૂંઠું, પૃષ્ઠ ૧૪૪, કિંમત ૫૫ રૂ.]

## સાક્ષાત્




કવિતા, નિબંધ, નાટક, નવલકથા, કતારલેખન, પ્રવાસકથા જેવા વિવિધ સાહિત્ય સ્વરૂપો પર જે તે કર્તાની કૃતિને લક્ષ્યમાં રાખી લખાયેલ વિવેચનોનું પુસ્તક સ્વરૂપ એટલે 'સાક્ષાત્'.

તૃષિત પારેખ કૃત આ પુસ્તકમાં ઉપર્યુક્ત સાહિત્ય સ્વરૂપો વિષયક સંગ્રહોનું વિવેચન અભ્યાસપૂર્ણ, સચોટ અને સપષ્ટ ભાષામાં કરવામાં આવ્યું છે, જે નોંધનીય છે. 'વાણિયા વિવેચક'ની શૈલીએ અહીં કશું નથી લખાયું, જે કહ્યું છે તે આપણને ય પૂરું સ્પષ્ટ, સાક્ષાત્ થાય છે.

વળી, આસ્વાદમૂલક અભ્યાસલેખો હોવાને લીધે 'વિવેચકીય વિદ્વત્તા'નો ભાર સહેજે વર્તાતો નથી પરિણામે તમામ લેખો વાંચવા, માણવા ગમે છે. વિવેચનના વિશેષ આસ્વાદ માટે પ્રસ્તુત પુસ્તક વાંચવું જ રહ્યું.

[સાક્ષાત્ (વિવેચન લેખ-સંગ્રહ) લે. તૃષિત પારેખ, પ્ર. પોતે, વિતરક : શબ્દલોક પ્રકાશન, ૧૭૬૦/૧, ગાંધી માર્ગ, બાલા હનુમાન પાસે, અમદાવાદ-૧. પ્રથમ આવૃત્તિ-૨૦૦૭, ક્રાઉન સાઇઝ, પાકું પૂંઠું, પૃષ્ઠ ૧૯૯, કિંમત ૧૧૫ રૂ.]

# ઉદ્દેશ શ્રેષ્ઠ

'ઉદ્દેશ'ના તંત્રી શ્રી રમણલાલ જોશીની તા. ૧૦ સપ્ટેમ્બર ૨૦૦૬ના રોજ વિદાય પછી તરતમા પ્રગટ થયેલ ઓક્ટોબર ૨૦૦૬ના ૧૯૫મા અંકમાં સંપાદકીયમાં એવો વિચાર પ્રગટ થયો હતો કે "'ઉદ્દેશ'માં પ્રગટ થયેલી સામગ્રીમાંથી – કેટલીક તો અલભ્ય અને અનન્ય – ચૂંટીને 'શ્રેષ્ઠ ઉદ્દેશ'એ નામે એક કે બે વિશેષાંકો પ્રગટ કરવા..."

આ વિચાર આ સમયમાં જુદા જુદા સ્વરૂપે આંદોલિત થતો રહ્યો .. પ્રથમ તો, દેખીતી રીતે જ એ શીર્ષક બરાબર લાગતું ન હતું. વળી એની પાછળ એક કે – બે વિશેષાંકો પ્રગટ કરી 'અસ્તુ' કરવાની એ વખતની મનઃસ્થિતિ પણ કારણભૂત હોય!

છેવટે ઉપરનું શીર્ષક અત્યારે તો જચે છે. એ હેઠળ થતા રહેતા પ્રકાશનમાં સંપાદકનાં રસ-રુચિ અને મર્યાદાઓ, સ્થળ-સંકોચની મર્યાદાઓ વિ. પણ પ્રગટ થતા રહેવાનાં. 'ઉદ્દેશ'ના ઉદાર વાચકો અને લેખકો એને નિભાવી લેશે એવી શ્રદ્ધા છે.

આજે તો એક નવી પરંપરા સાતત્યથી ચાલુ રાખવાના વિચારમાંથી જ 'ઉદ્દેશ'ના આ ૨૦૧મા અંકથી રજૂ થાય છે – 'ઉદ્દેશ શ્રેષ્ઠ' – 'ઉદ્દેશ'ના અંક ૧માંથી...

સંપાદક

---

## सर्वभाषा सरस्वती

... ... છેવટે આવીને ઊભા રહીએ છીએ આપણે સાહિત્ય આદિ કળાઓ આગળ. શબ્દ વગર કોઈ ઉગારો નથી. આ શબ્દ તે કવિ-મનીષી-ચિંતકનો શબ્દ છે. પછી એ કોઈ પણ ભાષામાં લખતા હોય. ઉમાશંકર કહેતા કે ભારતની બધી ભાષા એ ભારતીય ભાષાઓ છે અને ગમે તે ભાષામાં લખનારો લેખક ભારતીય લેખક જ છે. આ સંદર્ભમાં બારમી સદીમાં થઈ ગયેલા કર્ણાટકના નાગવર્માનો એક શ્લોક ઘણાં વર્ષોથી ગમે છે :

सर्वज्ञ तद् अहम् वन्दे
परमज्योतिः तमोपहम् ।
प्रावृत्त यन्मुखात् देवी
सर्वभाषा सरस्वती ।।

આ જ છે ઉદ્દેશ. 'ઉદ્દેશ'નો એક અર્થ ટૂંકું વક્તવ્ય-કથન-દિગ્દર્શન પણ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે : एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया – મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી; આ મેં જે વિસ્તાર તને કહ્યો તે તો उद्देशत. – દિગ્દર્શન- સંક્ષેપ માત્ર છે. 'શાકુન્તલ'માં કાલિદાસ એને સ્થાનના અર્થમાં પણ પ્રયોજે છે : अहो प्रवातसुभगोयमुद्देश અહો, વાયુલહેરીઓને લીધે આ સ્થાન કેવું મજાનું છે! બંને અર્થમાં આ ઉપક્રમ...

રમણલાલ જોશી

---

## ત્યારે ને હવે

ત્રાડ પ્હાડમાં ઘૂક ઘુવડની રાત-ઝાડમાં
કોયલ ડાળે બુલબુલ માળે ચહક વાડમાં
ભરબપ્પોરે ટચટચ લક્કડખોદ ખોડમાં
ધોધ ખીણમાં ધડધડ કલરવ નદી સોડમાં
– હું જંગલના અવાજમાંથી અવાજના જંગલમાં!

ભરબપ્પોરે વગડે આખ્ખે અંધારાં
ભર્યાં ભાદર્યાં તમરાંથી ત્રમત્રમતાં જાળાં
પતંગિયાં ભમરાની ભીડ શી ફૂલ ફૂલમાં
ભરચક એકાન્તોમાં ભમવું ભૂલ ભૂલમાં
– હું એકાન્તોની ભીડમાંથી ભીડની એકલતામાં!

વૃક્ષોની ટોચેથી સૂરજ-ચંદર ચૂંટું
અંધારાં-અજવાળાં ગાડાં ભરીને લૂંટું
રથ રણઝણતો ચાલે ઊડે રજ સોનાની
સિંહાસન પર શોભું પડખે વનકન્યાની
– હું સમણાંના વૈભવમાંથી વૈભવનાં સમણાંમાં!

જયન્ત પાઠક
('ઉદ્દેશ', ઓગસ્ટ ૧૯૯૦, વર્ષ પહેલું, અંક પહેલો)

## ક્ષીણ થતી વૃદ્ધ પત્નીને જોતાં

મહારી દૃગસંમુખે જ તમને અશાં આથમી
જતાં સહી શકું ન; ને કરી શકું ય ના હું કંઈ,
નિહાળી રહું માત્ર માટી તણું પાત્ર જૂનું થઈ
અનેક તરડે જતું – જળ જરીક તેયે – ઝમી;

ભવોભવની પ્રીત-બીત, ઠીક – ખોભૂલ્યો – એક આ
મળેલ, નવ તે ય જ્યાં ખૂટત; કિંતુ વર્ષો લગી
સળંગ સુખ-દુઃખમાં સહ વસેલ; ને જિંદગી
મળી'તી ગૂંચ જેવી તે સુલઝવા મથ્યાં એકઠાં;

અરે, અડી ઊગેલ બે તરુ ય મૂળિયાં ભેળવે;
સહોપસ્થિતિ એટલે શું?! તરુ વલ્લી વીંટી વળે,
ફળેય; ત્યમ આપણેય... બધું આંખ સામે તરે;
અને નજર સંમુખે જ તમને હું આમ આજે હવે...

તટસ્થ નથી હું; ઉદાસ, પણ હું ઉદાસીન ના,
અવાક નિરુપાય, એક અપરાધી છું –
થાય કશું મેખનું મીન ના.

ઉશનસ્

સંકલન : અશોક ચાવડા

## પુરસ્કાર/સન્માન

- તા. ૫-૫-૨૦૦૭ના રોજ મુંબઈના વિલેપાર્લે સ્થિત ભાઈદાસ સભાગૃહમાં જાણીતા કવિ - સાહિત્યકાર શ્રી સુરેશ દલાલને શ્રી વજુ કોટક સુવર્ણચંદ્રક ભાઈશ્રી રમેશ ઓઝા દ્વારા એનાયત થયો. આ પ્રસંગે કવિશ્રી મંગેશ પાડગાંવકર, હાસ્ય-લેખક તારક મહેતા, ચિત્રલેખાના મૌલિક કોટક, મનન કોટક અને નાગરિક ઉડ્ડયન મંત્રીશ્રી પ્રફુલ્લ પટેલ વિ. ઉપસ્થિત રહ્યા હતા.
- તા. ૨૮-૪-૨૦૦૭ના રોજ શાલિની રેસિડેન્સી ગાર્ડન, અમદાવાદ ખાતે ઇન્ડિયન કાઉન્સિલ ઑફ સૉશ્યલ વેલ્ફર તરફથી નિવૃત્ત ન્યાયમૂર્તિ શ્રી ચિન્મય વી. જાનીને 'લાઈફ ટાઈમ એચિવમેન્ટ અવૉર્ડ' એનાયત કરવામાં આવ્યો હતો. મુખ્ય મહેમાન રૂપે માન. શ્રી નવલકિશોર શર્માજી અને સમારંભ અધ્યક્ષ રૂપે જસ્ટિસ શ્રી જે.એન. ભટ્ટ તેમજ અતિથિ વિશેષ રૂપે ડૉ. ઉર્મિલાબહેન પટેલ, શ્રી નરહરિ પટેલ, ડૉ. ચંદ્રકાન્ત મહેતા, અને શ્રી સી.કે. પટેલ ઉપસ્થિત રહ્યાં હતાં.

## અવસાન

- તા. ૧૩-૩-૨૦૦૭ના રોજ સાહિત્યકાર શ્રી રતિલાલ સથવારાનું અમદાવાદ ખાતે ટૂંકી બીમારી બાદ નિધન થયું છે.
- તા. ૧૫-૪-૨૦૦૭ના રોજ અમદાવાદ ખાતે ચિત્રકાર સુ.શ્રી ઊર્મિબહેન રસિકલાલ પરીખનું નિધન થયું છે.

## લોકાર્પણ/કાવ્યપઠન

- તા. ૧-૫-૨૦૦૭ના રોજ ગુજરાત રાજ્યના ૪૮મા સ્થાપના દિને, ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ પરિવાર તરફથી અંગ્રેજી પુસ્તક 'ગુજરાત'નું પ્રકાશન કરવામાં આવ્યું.
- તા. ૫-૪-૨૦૦૭ના રોજ ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ ખાતે સ્વ. રતિલાલ જોગી કૃત કાવ્યસંગ્રહ 'લખ્યા પહેલાં જોગી'નું લોકાર્પણ શ્રી ધીરુભાઈ ઠાકરના હસ્તે કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે સર્વ શ્રી ચંદ્રકાન્ત શેઠ, લાભશંકર ઠાકર, ચિનુ મોદી, અને વરદરાજ પંડિતે વક્તવ્યો આપ્યાં હતાં. શનિસભાના કવિમિત્રોએ શ્રી જોગીની ગઝલોનું પઠન કર્યું હતું. સંચાલન શ્રી નલિની દેસાઈએ કર્યું હતું.
- તા. ૨૫ માર્ચ ૨૦૦૭ રોજ ડૉ. મોહમ્મદ ઇકબાલ કૃત ઉર્દૂ નઝમસંગ્રહ 'શિકવા ઔર જવાબે શિકવા'ના ગુજરાતી લિપિયાંકર, શબ્દાર્થ અને ભાવાનુવાદ સમાવતા પુસ્તકનું વિમોચન અમદાવાદ મૅનેજમેન્ટ એસોસિએશન ખાતે કરવામાં આવ્યું હતું. પ્રમુખ સ્થાને શ્રી જી. નારાયણ અને અતિથિ વિશેષ રૂપે મૂકેશ એમ. પટેલ ઉપસ્થિત રહ્યા હતા.
- તા. ૧૩-૪-૨૦૦૭ના રોજ અંધજન મંડળ ખાતે પૂ. મોરારિબાપુની ઉપસ્થિતિમાં 'કાવ્યધારા'ના ઉપક્રમે ત્રણ પ્રજ્ઞાચક્ષુ કવિઓનું કાવ્યપઠન યોજાયું હતું. સંચાલન શ્રી જશુભાઈ કવિએ કર્યું હતું.

## વ્યાખ્યાન /ઈતર

- તા. ૩૧ માર્ચ ૨૦૦૭ના રોજ ઠાકોરભાઈ દેસાઈ હોલ ખાતે 'સ્વર સેતુ'ના ઉપક્રમે 'કંઠ ઉજવે કેલેન્ડર'નું આયોજન થયું હતું. સુગમસંગીતના આ કાર્યક્રમમાં સર્વ શ્રી નીરજ પાઠક, શ્યામલ મુનશી, સૌમિલ મુનશી, પાયલ વૈદ્ય, દર્શના ગાંધી અને આરતી મુનશીએ ગીતો રજૂ કર્યાં હતાં.

* તા. ૨૨-૩-૨૦૦૭ના રોજ શ્રી દર્શક ફાઉન્ડેશન ખાતે ગુજરાતી સાહિત્ય પરિષદના સહયોગથી આયોજિત 'ગ્રંથ વિમર્શ' કાર્યક્રમ અંતર્ગત શ્રી નરોત્તમ પલાણે 'શનિમેખલા' વિશે, શ્રી હરિકૃષ્ણ પાઠકે 'છેલ્લું ફરમાન' વિશે અને શ્રી રાજેન્દ્ર પટેલ 'ધ ડેથ ઓફ વિષ્ણુ' વિશે વક્તવ્યો આપ્યાં હતા. શ્રી નરોત્તમ પલાણનું લેખિત વક્તવ્ય શ્રી રમેશ ર. દવેએ રજૂ કર્યું હતું.
* તા. ૨૪-૩-૨૦૦૭ના રોજ 'ઉશનસ્ વ્યાખ્યાનમાળા' અંતર્ગત ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે ડૉ. દિલીપ ઝવેરીએ 'મહાકાવ્યોમાં નારી' વિશે વક્તવ્ય આપ્યું હતું. અધ્યક્ષસ્થાને ડૉ. કુમારપાળ દેસાઈ હતા.
* તા. ૨૫ ફેબ્રુઆરી ૨૦૦૭ના રોજ ટેરીલીથ (મેસોનીક) લોજ નં-૪૩ અને નાગરિક ફોરમના ઉપક્રમે વડોદરા ખાતે 'મરીઝ'ના સ્મરણાર્થે વિચારગોષ્ઠિનું આયોજન કરવામાં આવ્યું હતું. આ ગોષ્ઠિ અંતર્ગત શ્રી રવીન્દ્ર પારેખે 'મરીઝનું ગઝલકર્મ' અને હનીફ સાહિલે 'મરીઝની ગઝલોમાં વિચારવૈવિધ્ય' વિશે વક્તવ્ય આપ્યાં હતાં. તદુપરાંત શ્રી દિનેશ ડોંગરેએ 'મરીઝ ને તમના મિત્ર ગઝલકારો' તેમજ કીર્તિકાન્ત પુરોહિતે 'સંસ્મરણોમાં મરીઝ' વિશે વાત કરી હતી.
* તા. ૮-૪-૨૦૦૭ના રોજ એચ.કે. આર્ટ્સ કોલેજ ખાતે પ્રગતિશીલ લેખક સંઘના ઉપક્રમે 'સાહિત્ય સર્જન અને કર્મશીલતા' વિષયક પરિસંવાદમાં સર્વશ્રી યશવંત મહેતા, ડૉ. કનુભાઈ જાની, પ્રા. સુલતાન અહેમદ, અલીહઝ્ઝમા અનસારી અને મનીષી જાનીએ પોતાનાં મંતવ્યો રજૂ કર્યા હતા. રામસાગરસિંહ પરિહારે પ્રગતિશીલ લેખક સંઘનો પરિચય આપી ભૂમિકા બાંધી હતી.

## અહેવાલ

## 'વીસમી સદીની ગુજરાતી કાવ્યમુદ્રા'નું લોકાર્પણ

તા. ૭ મે ૨૦૦૭ના રોજ ઠાકોરભાઈ દેસાઈ હૉલ, અમદાવાદ ખાતે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય દ્વારા પ્રકાશિત અને સર્વશ્રી ચંદ્રકાન્ત શેઠ, યોગેશ જોષી, હર્ષ બ્રહ્મભટ્ટ અને ઊર્મિલા ઠાકર દ્વારા સંપાદિત 'વીસમી સદીની ગુજરાતી કાવ્યમુદ્રા' નામના બૃહદ્ સંપાદન ગ્રંથનું લોકાર્પણ શ્રી રાજેન્દ્ર શાહના વરદ્ હસ્તે કરવામાં આવ્યું.

આ કાર્યક્રમમાં પૂ. મોરારિબાપુ, શ્રી ધીરુભાઈ ઠાકર અને શ્રી ચંદ્રકાન્ત શેઠ વક્તવ્ય આપવાના હતા, પરંતુ કોઈ કારણસર મોરારિ બાપુ ઉપસ્થિત રહી શક્યા ન હતા. શ્રી ચંદ્રકાન્ત શેઠે પોતાના વક્તવ્યમાં જણાવ્યું હતું કે '૯૪૮ પૃષ્ઠનો આ સંપાદન ગ્રંથ 'ગૂર્જરી'ને અર્પણ કરવામાં આવ્યો છે. પુસ્તકમાં ૧૯૦૧થી ૨૦૦૦ના સમયગાળા દરમિયાનની કવિતાઓ સમાવિષ્ટ છે. અહીં સંખ્યાની દૃષ્ટિએ કોઈ એક કવિની એકથી અધિક રચનાઓ પણ સમાવવામાં આવી છે. કોઈ પણ સંપાદન સંપૂર્ણ હોતું નથી, તેમાં સુધારાવધારાને અવકાશ છે જ.'

શ્રી ધીરુભાઈ ઠાકરે પોતાના વક્તવ્ય અંતર્ગત ભારે ઉમળકો રજૂ કર્યો હતો. તેમણે કહ્યું કે, 'પ્રજાનો સ્વભાવ કવિતામાં પ્રગટ થાય છે. કવિતા પ્રજાની મુદ્રા ઊભી કરે છે.' વધુમાં ધીરુભાઈએ વીસમી સદીનું માહાત્મ્ય રજૂ કર્યું હતું.

જાણીતા કવિ શ્રી રાજેન્દ્ર શાહે પ્રસ્તુત ગ્રંથનું લોકાર્પણ કર્યા બાદ પોતાની કેફિયત રજૂ કરી હતી. શ્રી રાજેન્દ્ર શાહના ભાવવાહી વક્તવ્યથી કાર્યક્રમનું વાતાવરણ જીવંત બન્યું હતું. 'હું કવિતા લખતો નથી, મને કોઈ લખાવે છે?' એવું કહીને તેમણે જણાવ્યું હતું કે 'ખખડ થતી ને ખોડંગાતી જતી ડમણી જૂની' સૉનેટ મને આકાશમાંથી મળ્યું છે. એ આખી રચના મેં સાંગોપાંગ વાદળા પર નિહાળી હતી.'

વક્તવ્યો બાદ શ્યામલ-સૌમિલ મુનશીએ સુગમ-સંગીતનું પાન કરાવ્યું હતું. સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી અંકિત ત્રિવેદીએ કર્યું હતું.

# આ અંકના સર્જકો

- દિનકર જોશી — ૧૦૨ 'એ', પાર્ક એવન્યૂ, મહાત્મા ગાંધી રોડ, દહાનુકરવાડી, કાંદિવલી (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૭
- ચિનુ મોદી — ૧૬, જિતેન્દ્ર પાર્ક સોસાયટી, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭
- દુષ્યન્ત પંડ્યા — 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ - ૪, જામનગર-૩૬૧ ૦૦૮
- ભગીરથ બ્રહ્મભટ્ટ — એ-૩, યુનિવર્સિટી કૉલોની, વલ્લભ વિદ્યાનગર-૩૮૮૧૨૦
- લાભશંકર ઠાકર — સી-૧૮, જલદર્શન સોસાયટી, ૫-મે માળ, એચ. કે. કૉલેજ પાસે, આશ્રમ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૯
- યોસેફ મૅકવાન — સી-૪, સનશાઈન ઍપાર્ટમૅન્ટ, ડૉ. રાધાકૃષ્ણન માર્ગ, પોલિટેકનિક,અમદાવાદ-૩૮૦ ૦૧૫
- નલિન રાવળ — ૧૪-એ, સત્તર તાલુકા સોસાયટી, અમદાવાદ-૩૮૦ ૦૧૫૪
- લાલજી કાનપરિયા — 'ખોડલ દર્શન', વડિયાવાળાની લાતી પાછળ, માણેકપરા, અમરેલી-૩૬૫ ૬૦૧
- કિશોરસિંહ સોલંકી — 'ઋત', ૪૩, તીર્થનગર વિ. ૧, સોલા રોડ, ઘાટલોડિયા, અમદાવાદ-૩૮૦ ૦૬૧
- ઉશનસ્ — લક્ષ્મીશેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧
- રામચંદ્ર બ. પટેલ — ચોતરા બજાર, ઉમતા-૩૮૪ ૩૨૦ જિ. મહેસાણા (ઉ. ગુ.)
- અશ્વિન ચંદારાણા — એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા - ૩૯૦ ૦૨૩
- મીનાક્ષી ચંદારાણા — એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા - ૩૯૦ ૦૨૩
- મહેશ દવે — ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
- રાધેશ્યામ શર્મા — ૨૫, ભુલાભાઇ પાર્ક, ગીતા મંદિર રોડ, અમદાવાદ-૩૮૦ ૦૨૨
- રાજેશ વ્યાસ 'મિસ્કીન' — ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ-૩૮૦ ૦૦૭
- રાજેન્દ્ર પટેલ — ૭૮, નિહારિકા બંગ્લોઝ, હિંમતલાલ પાર્ક પાસે, અમદાવાદ-૩૮૦ ૦૦૭
- ભાનુપ્રસાદ પંડ્યા — ૨૪-એ, સૌરભ બંગલોઝ, પ્રદ્યુમ્ન પાર્ક પાસે, સત્ય સાંઈ હોસ્પિટલ રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫
- હેમેન્દ્ર એ. શાહ — ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ-૩૮૦ ૦૫૪
- અશોક ચાવડા — ૩, મધુબન ઍપાર્ટમૅન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

**Uddesh** (A literary, cultural magazine) **June 2007** Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd. 9 on 15th of every month under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

They who are near to me do not know
that you are near to me than they are.
They who speak to me do not know
that my heart is full with your unspoken words
They who crowd in my path do not know
I am walking alone with you.
They who love me do not know
That their love brings you to my heart.

***- Rabindranath Tagore***

વસે અધિક તું કને, ન સમજે કનેનાં બધાં,
અને તુજ તણા-મીઠા અણવહેલ શબ્દો ઉરે
ભરેલ, વદનાર સૌ મુજ કને ન તે જાણતા;
ફરું હુ તુજ સંગ એકલ, અજાણ ટોળે થતા
બધા મુજ પથે, મને મનુજ–ચાહતા, જાણતા
ન કે પ્રણય તેમનો મુજ ઉરે તને લાવતો.

કાવ્યાનુવાદ : રમણભાઈ બી. પટેલ

*કાવ્યસગ્રહ:'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :

**Zydus**
dedicated to *life*

'Zydus Tower', Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www zyduscadila.com

અમદાવાદ ૩૮૦૦૦૯

સર્વભાષા સરસ્વતીનો સાહિ...

# ઉદ્દેશ

જુલાઈ ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ સત્તરમું : અંક : ૧૨



કવિ રાજેન્દ્ર શુક્લને વર્ષ ૨૦૦૬નો રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયો.

સહજ સ્પર્શથી આ બધું યે હિરણ્મય...

# ઉદ્દેશ

વર્ષ : સત્તરમું અંક : બારમો સળંગ અંક : ૨૦૨

## અનુક્રમ : જુલાઈ ૨૦૦૭



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થવા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (એરમેલ) યુ એસ ડોલર ૨૫ છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહી પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે સપાદક સમત છે એમ માની લેવુ નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,

  C/o, પ્રબોધ ર જોશી
  'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સજોગોમા રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજે માળ રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમા મેમનગર અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫ ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કોમ્પલેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo.co.in

આદ્યતંત્રી : રમણલાલ જોશી તંત્રી : પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક : પ્રબોધ ર જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯
ટાઇપસેટિંગ ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ , ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન : ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન : ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦૦૦૪ ફોન. ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

सर्वभाषा सरस्वती

જુલાઈ ૨૦૦૭

૨૦૨

ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદ ૩૮૦૦૦૯

53694

# કવિ રાજેન્દ્ર શુકલ : ગુજરાતી ગઝલનો મહત્ત્વનો મુકામ

•

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી અસ્મિતા માટે આજીવન જેમણે કામ કર્યું તેવા શ્રી રણજિતરામ વાવાભાઈની સ્મૃતિમાં અપાતો રણજિતરામ સુવર્ણચંદ્રક તા.૨ જૂન, ૨૦૦૭ના રોજ સાંજે ૬ વાગ્યે ભાઈકાકા ભવનમાં મધુસૂદન પારેખના હસ્તે ૨૦૦૬ના વર્ષ માટે કવિ રાજેન્દ્ર શુકલને એનાયત થયો. સમગ્ર ગુજરાતી ગઝલને માટે અને પ્રત્યેક ગઝલકારને માટે આ ગૌરવની ઘટના હતી. ગુજરાતી ગઝલમાં બાલાશંકર, શયદા, મરીઝ, શૂન્ય, ઘાયલ, આદિલ આ તેજસ્વી ગઝલઉપાસકોની યાદીમાં એક અતિ મહત્ત્વનું નામ એટલે રાજેન્દ્ર શુકલ. તેઓ માત્ર મહત્ત્વનું નામ જ નહીં એક મહત્ત્વનો મુકામ પણ છે. ગુજરાતી ગઝલનું નવસંસ્કરણ તેમના દ્વારા થયું છે. રાજેન્દ્રભાઈએ ગીતો, ગઝલો અને અછાંદસ કાવ્યો લખ્યાં છે. પરંતુ છેલ્લાં ઘણાં વર્ષોથી તેઓ ગઝલની જ એકોપાસના કરતા રહ્યા છે અને તેનાં રૂડાં ફળ એમણે રાહ જોવડાવીને ગઝલસંહિતારૂપે આપ્યાં છે. ગઝલનું રૂપ અને ભજનનો રંગ જ્યારે એમની કલમમાં ઘૂંટાઈને પ્રગટે છે ત્યારે પ્રગટે છે એક અનોખા મિજાજની ગઝલો.

ઈ. સ. ૧૯૪૨, ૧૨મી ઑક્ટોબરના રોજ જૂનાગઢ જિલ્લાના બાંટવા ગામે રાજેન્દ્ર શુકલનો જન્મ. ૧૯૬૫માં બી. એ. થયા. પરંતુ એ પહેલાં ૨૦ વર્ષની ઉંમરે ૧૯૬૨માં એમનું પ્રથમ કાવ્ય 'કુમાર'માં પ્રગટ થયું હતું. ત્યારપછી ૧૯૬૭માં સંસ્કૃત અને પ્રાકૃત વિષયો સાથે એમણે એમ.એ. કર્યું અને અધ્યાપક તરીકે કારકિર્દીની શરૂઆત કરી. ૧૯૮૨ સુધી અધ્યાપન સાથે જોડાયેલા રહ્યા પછી અધ્યયન, અધ્યાપન, શિક્ષણ, પ્રશિક્ષણ બધું પહેરણની જેમ ઉતારીને શિક્ષણના કોઈ અર્થપૂર્ણ વિકલ્પની શોધમાં અમદાવાદમાં નિવાસ કર્યો. તેમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કોમલ રિષભ' ૧૯૭૦માં પ્રગટ થયો હતો. તેમાં ગીતો, ગઝલો, અછાંદસ કાવ્ય ગ્રંથસ્થ થયાં છે. આ સંગ્રહને રમેશ પારેખના 'ક્યાં' સંગ્રહ સાથે સંયુક્ત રીતે ગુજરાત સરકારનું ઉત્તમ કાવ્યસંગ્રહ તરીકેનું પારિતોષિક મળ્યું છે. ૧૯૭૨માં સ્વવાચકની શોધ ૧૪ ખંડોનું સળંગ કાવ્ય પ્રગટ થાય છે. ૧૯૮૧માં 'અંતરગાંધાર' સંગ્રહ પ્રગટ થાય છે. 'અંતરગાંધાર'ને પણ ગુજરાત રાજ્ય સરકાર દ્વારા શ્રેષ્ઠ કાવ્યસંગ્રહનું ઇનામ મળે છે. 'ઉમા - સ્નેહરશ્મિ પારિતોષિક' તથા 'કવિશ્રી ન્હાનાલાલ પારિતોષિક' પણ પ્રાપ્ત થયાં છે. એ ઉપરાંત કલાપી ઍવૉર્ડ પણ ૨૦૦૧ની સાલમાં મળેલ છે. ૧૯૮૧ પછી લગભગ અઢી દાયકા સુધી કવિ પાસેથી કોઈ સંગ્રહ નથી મળતો અને અઢી દાયકા પછી ૨૦૦૫માં ૪૬૦ જેટલી ગઝલોનો સંચય 'ગઝલ-સંહિતા'ને નામે મળે છે. પાંચ ભાગમાં વહેંચાયેલી આ ગઝલસંહિતામાં કોમલ રિષભની ગઝલોનો સમાવેશ કરી લેવામાં આવ્યો છે.

સંસ્કૃત પદાવલિ અને ગહન તત્ત્વાનુભૂતિ એ રાજેન્દ્ર શુકલની ગઝલોની નિજી ઓળખ છે. તેમની ગઝલો ઊંચાઈ અને ઊંડાઈ બંને ધરાવે છે.

આજન્મે કોઈ વ્યવસ્થિત ઉપાસના નહીં, પરંતુ કોઈ જન્મનો ઉપાસક આ જીવ જેટલી સહજતાથી ઉપનિષદ પરંપરા સાથે પોતાનો તાર જોડે તેટલી જ સહજતાથી ભારતની સંતસૃષ્ટિના સર્જન અને વાણી સાથે પણ જોડાય છે. ૨૦૦૬માં તેમને અપાયેલો નરસિંહ મહેતા ઍવૉર્ડ તેમની સર્જકતાનું સમુચિત ગૌરવ કરનાર હતો અને હવે જ્યારે રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ થયો છે ત્યારે અમૃત ઘાયલ પછી બીજા સમર્થ ગઝલકારને ઍવૉર્ડ મળી રહ્યો છે તેનો આનંદ છે.

હજો હાથ કરતાલ ને ચિત્ત ચાનક,  
તળેટી સમીપે હજો ક્યાંક થાનક.

તેમની આ ગઝલ બંદિશની દષ્ટિએ પણ સર્વોત્તમ છે. ઘણા ઓછા જાણતા હશે કે આ ગઝલના ગાયક સ્વરકાર સ્વ. પરેશ ભટ્ટ અને રાજેન્દ્ર શુક્લે એક વર્ષ સુધી સાથે બેસીને આ ગઝલનું સ્વરનિયોજન કર્યું છે. એક બીજી વાત પણ જણાવવાનું મન થઈ આવે છે કે રાજેન્દ્રભાઈ એક અચ્છા સંગીતકાર પણ છે. એક અચ્છા સિતારિસ્ટ પણ છે.

આ અહીં પહોંચ્યા પછી એટલું સમજાય છે,<br>
કોઈ કંઈ કરતું નથી, આ બધું તો થાય છે!

આવા પરમ રહસ્યના જાણકાર રાજેન્દ્રભાઈની અને જૂનાગઢની પ્રીત અતૂટ છે. કંઈક જન્મો જૂની છે. આથી જ આ ક્ષણે હું મળીશ જ સહજ જ યાદ આવી રહી છે. આ ગઝલના થોડાક શે'ર જોઈએ:

પુકારો ગમે તે સ્વરે હું મળીશ જ,<br>
સમયના કોઈ પણ થરે હું મળીશ જ!

તળેટી સુધી કોઈ વ્હેલી સવારે,<br>
જશો તો પ્રભાતી સ્વરે હું મળીશ જ!

શમે મૌનમાં શબ્દ મારા પછી પણ,<br>
કોઈ સોરઠે, દોહરે, હું મળીશ જ!

હશે, કોક જણ તો ઉકેલીય શકશે,<br>
શિલાલેખના અક્ષરે હું મળીશ જ!

જૂનાગઢ, તને તો ખબર છે, અહીં હર-<br>
ઝરે, ઝાંખરે, કાંકરે હું મળીશ જ!

•



આસપાસમાં અદીઠ કોણ આ અભાન ખૂલે,<br>
શું બન્યું કે એક એક ફૂલની જબાન ખૂલે!

શ્રી રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાન સમારંભમાં શ્રોતાગણમાં જેમની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી તે કવિગુરુ ડૉ. તખ્તસિંહ પરમારને પુષ્પો સાથે મળવા કવિ સ્ટેજ ઊતર્યા ત્યારે કવિના હાથમાં પુષ્પ અને જાણે આ કવિપંક્તિઓ બોલતી હતી. (જુઓ અહેવાલ પૃષ્ઠ ४९૭)

•

postscript : આજનો તકિયા કલામ એ છે કે આપણા રાષ્ટ્રપતિની પસંદગી માટે કોઈ પ્રતિભાની જરૂર નથી. સારું છે કે મત-મતાંતરોથી પર એવું રાષ્ટ્રપિતાનું પદ પવિત્ર છે! છે?

# કવિતાલક્ષી કવિતા : શ્રી રાજેન્દ્ર શુક્લની કવિતા

પ્રબોધ ર. જોશી

[શ્રી રાજેન્દ્ર શુક્લની કવિતા સાથેનું સંપર્ક સૂત્ર ૧૯૮૨ સુધી જેવું જળવાઈ રહ્યું એવું એ પછી ન થઈ શક્યું! પણ એથી ઊલટાનું એવું બન્યું કે જ્યારે જ્યારે એમની કવિતાના સંપર્કમાં આવવાનું બન્યું ત્યારે ત્યારે ક્યાંક ને કશેક તાર જોડાઈ જતા લાગ્યા... જોકે એમના સમગ્ર પ્રગટને વાંચીને લખવા જેટલો સમૃદ્ધ અત્યારે તો હું નથી જ. એટલે એ આ અંકના આરંભે ભાઈ રાજેશ વ્યાસ 'મિસ્કીન' ઉપર છોડતાં, કોઈ સામયિકના એપ્રિલ-જૂન ૧૯૮૨ના અંકમાં પ્રગટ થયેલ મારો આ લેખ પૂર્વાપર તરીકે પુનઃ પ્રસિદ્ધ કરું છું. (મારે આમ 'કોઈ સામયિક' એવું લખવું પડે છે, કારણ અત્યારે હાથવગી ઑફ પ્રિન્ટમાં એપ્રિલ-જૂન ૧૯૮૨ એટલું જ છપાયેલું છે.) આ લેખ એ સમયના સંદર્ભમાં જોવા વિનંતી છે... એ સમય હતો જ્યારે ગુજરાતી કવિતાનો સાતમો દાયકો પૂરો થવામાં હતો અને આઠમાની શરૂઆત હતી. રમેશ પારેખ (ક્યાં), મનોજ ખંડેરિયા (અચાનક), 'આદિલ' મન્સૂરી (સતત), અનિલ જોશી (કદાચ) અને રાજેન્દ્ર શુક્લ (કોમલ રિષભ) સાથે ગુજરાતી કવિતામાં નવી હવા લઈને આવ્યા હતા... જોકે એ વખતનાં કેટલાંક નિરીક્ષણો આજેય યથાતથ જણાય છે તો વળી કેટલાંક ચોક્કસપણે અન્યથા ય જણાય છે. એવી કેટલીક અનિવાર્ય વાત લેખના અંતે તાજાકલમમાં ઉમેરી છે.]

સમકાલીનોમાં રાજેન્દ્ર શુક્લની કવિતા નોખી વરતાઈ આવશે – તે એના કેળવાયેલા કાવ્યકૌશલથી, ભાવાભિવ્યક્તિની આગવી લઢણથી અને સભાન-સજાગ ભાષાકર્મથી. પોતાની આગવી ભાષા ધારણ કરતી રાજેન્દ્ર શુક્લની કવિતાનું કાઠું એથી જુદું વરતાઈ આવે છે.

રાજેન્દ્ર એમના સમકાલીનોની કે તરતના પુરોગામીઓની અસરોને ચાતરીને ચાલ્યા છે. તો એમના સમકાલીનો કે એ પછી આવેલા અનુગામીઓમાંથી પણ ભાગ્યે જ કોઈએ એમની અસર હેઠળ લખવાનો પ્રયત્ન કર્યો છે.[૧] એક બીજી વાત પણ ધ્યાન ખેંચશે. રાજેન્દ્ર પોતે પોતાની અસરોના ઓછાયાથી પણ બચીને ચાલ્યા છે. પોતે પાડેલા ચીલે ચીલે આગળ ને આગળ ચાલ્યા જવું એ એક વાત છે અને પોતે દોરેલા કૂંડાળામાં ગોળ ગોળ ફર્યા કરવું – પોતાનું ને પોતાનું જ પુનરાવર્તન કર્યા કરવું – એ બીજી બાબત છે. રાજેન્દ્રને આ બંને બાબતો એટલી બધી લાગુ પડતી નથી. પોતાની નોખી કાવ્યરીતિના નિર્માતા હોવા છતાં ન તો એમણે ગુજરાતી કવિતામાં ખાસ વિશિષ્ટ કહી શકાય એવો ચીલો પાડ્યો છે[૨] કે ન તો એમણે પોતાનું ને પોતાનું પુનરાવર્તન કર્યે રાખ્યું છે. કોઈ એક કાવ્યપ્રકાર પરત્વેનો પણ કવિનો ખાસ પક્ષપાત દેખાતો નથી. ગીત, ગઝલ, સંસ્કૃત વૃત્તોની રચનાઓ, પરંપરિત તેમ જ મુક્ત છંદની રચનાઓમાં રાજેન્દ્ર શુક્લની ગતિ એકસરખી દેખાય છે. કોઈ એક કાવ્યપ્રકારને,[૩] તેની પરંપરાને ચુસ્તપણે વળગી રહેવાનું વલણ જેમ ઓછું જણાય છે તેમ પ્રયોગને ખાતર જ પ્રયોગ કરવાનું દૃષ્ટિબિંદુ પણ અહીં નથી.

ગીતના સ્વરૂપનો ભાસ કરાવતી આ બારમાસી ગઝલ જોઈએ:

> દૂર દૂર પરહરતાં સાજન,
> વરસો આમ જ સરતાં સાજન.

લગ્નગીતના લયમાં વિરહનો ભાવ ગાતાં ગાતાં બારમાસી પ્રકૃતિની ખાસિયતોનો પણ કાવ્યના મૂળ ભાવને અનુરૂપ એવો વિનિયોગ થયો છે. રદીફ-કાફિયા જળવાયા છે અને એટલે અંશે ગઝલનું બંધારણ પણ જળવાયું છે. પણ એ સિવાય ગઝલનાં તત્ત્વો આ રચનામાં નહીં વરતાય. મધ્યકાલીન ગુજરાતી કવિતાના બારમાસાઓની પડછે આ રચનાને મૂકતાં બંને વચ્ચેનો ભાવ અને નિરૂપણનો ભેદ પણ તરત ખ્યાલમાં આવશે.

'અવાજ' નામની કવિપ્રિય રચનામાં વસંતતિલકાની આરંભની ગુરુ શ્રુતિને સ્થાને લઘુ અને અંતે બે ગુરુની વચ્ચે એક લઘુ ઉમેરી સિદ્ધ કરેલ છંદની પ્રવાહિતા તરત મનમાં વસી જાય છે. એક જ પંક્તિમાં બબ્બે વાર આવતો અવાજ શબ્દ ખટકતો નથી, આ રીતે વિસ્તરતાં અવાજનાં આવર્તનો અને એ બધાંમાં વિસ્તરતું કવિચિત્ત કાવ્યને વિશેષ અનુભૂત કરાવે છે:

> 'યુગો થકી સઘન એકલતા સમું અહીં
> અવાજના નગરમાં વસતો, અવાજના
> મકાનમાં જરઠ હું શ્વસતો અવાજને
> અવાજનો સમય તો ગ્રસતો અવાજને...'

'સઘન' 'એકલતા'ની સહોપસ્થિતિ તરત ધ્યાન ખેંચે છે. 'અવાજ'ની અનુભૂતિનો આવો આરંભ પણ નોંધપાત્ર છે.

શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળાએ આ રચનાનું વિસ્તૃત વિવેચન કર્યું છે. (જુઓ: 'સંસ્કૃતિ', મે '૭૪) તેઓ લખે છે: 'અવાજને જન્માવી અંતે અવાજરૂપે પરિબદ્ધ થતાં "હું"ને એક બાજુ મૂકી, અને બીજી બાજુ અવાજમુક્ત "તું"ને મૂકી એક જ ચેતનામાં પડેલી બે વિરોધી સંજ્ઞાઓનાં વિસંવાદી વિશ્વોને આ કવિએ અવાજની બેઉ તરફ ગોઠવી રચનામાં જે નિહિત સંઘર્ષ યોજ્યો છે, એણે રચનાના આંતરવિકાસને છેવટ સુધી ધારી રાખ્યો છે.'

આ રચનાના સંદર્ભમાં શ્રી ટોપીવાળાનું એક બીજું નિરીક્ષણ પણ નોંધનીય છે: '... પહેલી જ કડીમાં ક્રિયાપદોના આવતા "વસતો", "શ્વસતો", "ગ્રસતો" જેવા પંક્તિઅંતર્ગત પ્રાસ (ત્યાર પછી રચનામાં એક અપવાદરૂપ સ્થાનને બાદ કરતાં ક્યાંય પ્રાસતરીકી અજમાવ્યો નથી) કવિના જગત સાથે આપણો દૃઢ અનુબંધ બાંધી આપે છે. અહીં નગરના અવાજને બદલે થયેલો અવાજના નગરનો અતિશયોક્તિપૂર્ણ વ્યત્યય નોંધો. અવાજના નગરથી અવાજના મકાન સુધી ને અવાજના મકાનથી અવાજના સમય સુધીનો વ્યાપ પહેલી કડીમાં અવાજની વિવિધ રૂપકજાળથી અવાજનું આધિપત્ય જડબેસલાક સ્થાપે છે. ત્રીજી પંક્તિમાં મૂકેલા શબ્દ "જરઠ"નું સ્થાન વિચારો. વિશેષણ છે કે ક્રિયાવિશેષણ છે? જરઠ શબ્દ "હું"ને લાગુ પડે છે કે શ્વસતો ક્રિયાને લાગુ પડે છે કે મકાનને લાગુ પડે છે, એનો કોઈ નિશ્ચય થઈ શકતો નથી; માટે જ એ શબ્દ બહુદિશાએ વિસ્તરતો – વ્યાપ્તો જોવામાં ભાવકને પોતાની સર્જકતા પડકારતી લાગશે. શરૂની આ ચાર પંક્તિમાં આવર્તિત અવાજ શબ્દ પછીથી આખા કાવ્યમાં સતત આવર્તિત થયા કરે છે અને પલટાતા સંદર્ભોમાં પરિવર્તિત પરિમાણો રચ્યા કરે છે.'

કવિને પોતાને આ રચનામાં પોતાનાં 'કેટલાંક તીવ્ર અને સ્થાયી સંવેદનોનો સંશ્લેષ સંતોષ થાય તે રીતે સિદ્ધ થયેલો લાગે છે.' (જુઓ: 'કવિપ્રિય કવિતા', પૃ.૧૮૫)

કવિની સર્જનપ્રવૃત્તિમાં આ રચનાનું વિશિષ્ટ સ્થાન છે. 'કોમલ રિષભ'માંની અક્ષરમેળ છંદની રચનાઓ વિશે વાત કરતાં 'અવાજ'ની સાથોસાથ 'લોકવાયકા' નામની રચનાનો પણ ઉલ્લેખ કરવો જોઈએ.

એક પ્રકારનો Nostalgia આ અને આવી કેટલીક રચનાઓમાં પ્રતીત થાય છે. વર્તમાનમાં બનતી હોય એ રીતની વર્ણનછટા સાથે આરંભાતી રચનામાં ભૂતકાળ તાદૃશ થાય છે:

'કદી કદી પૂનમના ઉજાસે
ડેલી તણાં જીર્ણ હલે કમાડ'

અને પછી અંતની આ ચાર પંક્તિઓ:

'ઝૂલંત ઝૂલો, ખટકે કડાં અને
રહી રહીને ખખડે ચૂડીઓ
ડેલી તણાં જીર્ણ હસે કમાડ
કદી કદી પૂનમના ઉજાસે!'

આખુંય ચિત્ર પલટો લે છે. એ માટે વર્ણાનુપ્રાસ અને યમકયોજના પાસેથી કવિએ સારું કામ લીધું છે. 'ડેલી તણાં જીર્ણ હસે કમાડ' એ પંક્તિ સુધી પહોંચતાં અગાઉની પંક્તિ – ડેલી તણાં જીર્ણ હલે કમાડ – અને એ સાથે આખુંય ચિત્ર 'ક્લિક' થાય છે પણ આરંભની પંક્તિ અંતે પુનરાવૃત્ત થાય છે ત્યારે 'પૂનમનો ઉજાસ' એ ભૂતકાળની વાત બની ગયો હોય છે...!

પ્રશિષ્ટ બાનીમાં રોમેન્ટિક ભાવોનું આલેખન 'રોમાંચ' જેવી રચનાઓમાં નજરે પડે છે. સફાઈદાર છંદ અને સંસ્કૃત-પ્રાકૃત શબ્દોના પ્રચુર પ્રયોગને કારણે આ રચનાઓ નોખી તરી આવે છે.[૪]

અન્ય કેટલીક રચનાઓમાં સૌરાષ્ટ્રની લોકબોલીના પ્રયોગો અને એ પ્રાદેશિક વાતાવરણની છાંટ પૂરેપૂરી ઊપસે છે. ડેલી, બૂંગિયો, ખાંભી, પાદર, ધીંગાણું, ગઢ, કાંગરો, રાંગ, કસુંબલ રંગ વગેરેને કારણે સોરઠી પરિવેશ મુખર બન્યો છે.

'દખણાદી દોઢીના દરવાનનું મૃત્યુ'માં લોકકથાના અંશો છે:

'સવારસાંજ ગઢની દખણાદી રાંગે
મૂછોને વળ દેતી
ખોંખારા ખાતી
ટહેલ્યા કરતી ખખડધજ કાયાને દીઠે તો
સહુ કોઈ ઓળખે...

... ...
તે દખણાદી દોઢીનો એકલવાયો જીવ
ઘૂંટે છે છેલ્લેરા શ્વાસ
ખરલમાં નાખીને
સિત્તેર સિત્તેર વરસના
આયખાના સરવાળાની
અફીણકાંકરી ખરડ ખરડ ઘૂંટે છે...

……
જીવે જાણે જાતો જાતો
તાળવે જ ચોંટી રહ્યો લાગે છે
ને ઠરડાતી આંખોમાં આવીને
અટક્યું કાંક
કાંક એવું અટક્યું છે –
કાળુંધબ આકાશ.
વીજળીના સળાવા જેવું
અમરાપુરીનું વેમાન...
……
પીળા ધમરક જામા પહેરી પહેરીને
ચઢી લાલ ચાખડીએ
વાટ જોતાં બેઠા છે ધરમરાયના ધીંગા દૂત'

લોકબોલીના લહેકા વાતાવરણની અપેક્ષિત માવજત કરી આપે છે અને એની પડછે ઊપસે છે દખણાદી દોઢીના દરવાનનું વિશિષ્ટ વ્યક્તિત્વ. પણ કાવ્યનું પ્રયોજન આટલું જ નથી એ અંતની પંક્તિઓ વાંચતાં સમજાય છે. દખણાદી દોઢીના દરવાનના મૃત્યુથી –

'જે થાવું હશે તે થાશે
પણ આ લડાઈ તો
વરસોથી ચાલે છે
તે વારે કવારે
રણશિંગાં ફૂંકાતાં રહેશે...'

સૌરાષ્ટ્રની લોકબોલી કવિને ઉછીની લેવા જવી પડી નથી. સોરઠી પરિવેશ કવિને સહજ આત્મસાત્ છે. 'કોમલ રિષભ'માંની પૃ.૨૪ પરની કવિની કેફિયત જેવી આ રચના જુઓ:

'અગધપગધ ઊભી ટેકરીઓ
મારાં વીતેલાં લીલાંછમ વરસોની
એકેય ટૂંક ના ખાલી.
……
અને આજ લગ કોક ટૂંકની
સાંજુકની ઝાલરના ખાલીખમ
લોપાતા પડઘાની ઝાંખી ખીણોમાં
કેવળ અગધપગધ ઊભો છું'

'કોમલ રિષભ'માં જૂજ ગીતરચનાઓ જોવા મળે છે. ત્યાર પછી પણ રાજેન્દ્ર ભાગ્યે જ આ કાવ્યપ્રકાર પર હાથ અજમાવે છે. 'ઊંટ ભરીને આવ્યું રે, અંધારું લ્યો' એ સંગ્રહનું પ્રથમ ગીત ઉલ્લેખનીય છે તો ભજનના ઢાળમાં વહી જતી પૃ.૭ પરની આ રચના પણ ધ્યાન ખેંચશે –

'ઊંચાં ઊંચાં મંદિર, ઝીણાં જાળિયાં જી રે,
કે આજ નટખટ નેણ નિહાળિયાં જી રે.

'મનનાં મિજાગરાં', 'વીત્યાનો કાટ', 'કદાચની કળીઓ', 'સંભવનાં ફૂલ', 'આખરનો અર્થ' જેવા પ્રયોગોનો અતિરેક થતાં ખૂંચે છે. પૃષ્ઠ ૬ પરની રચના – 'ક્યાંક પડ્યો વરસાદ, નદીમાં પૂર આવિયાં' – પણ સાવ સામાન્ય પ્રકારની છે, રાજેન્દ્રની કવિતામાં ભાગ્યે જ એને કશે સ્થાન હોય![૫]

જળનું જંપવું અને પળનું બંધ બારણે કંપવું – એ વિરોધાભાસ 'અનિદ્રા' નામના ટચૂકડા કાવ્યમાં સચોટ અભિવ્યક્તિ પામ્યો છે. આત્મવૃત્તાંતની ઢબે આરંભાતી પૃ.૧૩ પરની રચનામાં આત્મસંજ્ઞા ગુમાવી બેઠેલ મનુષ્યની વ્યથા છે. ઠાલાપણાનો – પોતાનો પોતાને નહીં મળી શકવાનો અનુભવ – એટલે કે, આત્મવિરહનું આ કાવ્ય છે. ખુદનો આ વિરહ સનાતન જણાતાં કવિ એ અશક્યતાને, એ તલસાટને આ પરિસ્થિતિ સાથે સરખાવે છે –

'જલકણથી તૃણ ટોચ પરે
ક્ષણ ઠરી શકાયું હોત–'

પોતાનું ઉચ્ચાર્યું પોતાનાથી જ ન પમાય એ વ્યથાની આવી વેધક અભિવ્યક્તિ સમકાલીન છે.

રાજેન્દ્રની કવિતામાં સમકાલીન કવિતામાં દેખાતાં બધાં તત્ત્વો દેખાય છે. નિરાશા, એકલતા અને વેદના એમની કવિતામાં નિર્બંધપણે વહે છે. અતીત એક મધુર સ્મૃતિરૂપે કવિતામાં આવે છે – જેની પડછે વર્તમાનનું વરવું ચિત્ર રજૂ થાય છે. આ વિશ્વમાં પોતે આગંતુક હોવાની અનુભૂતિ ક્યાંક આવી રીતે વ્યક્ત થઈ છે:

'એકલાં એકલાં ભમીઈ છીઈ
કંઈ નઈ કંઈ નઈ રમીઈ છીઈ...'

(કોમલ રિષભ – પૃ.૧૧૦)

ક્યારેક કવિ શબ્દરમત પણ કરી લે છે, હળવી શૈલીમાં મહત્ત્વની વાત કરે છે, ગંભીર હોવાનો ડોળ કરી સાવ સામાન્ય લાગતી વિસંગત વાતોના હાર્દમાં પહોંચી જાય છે, 'પર્વતતા' જેવા શબ્દપ્રયોગો કરી બેસે છે, ઐતિહાસિક વાતાવરણની સુપેરે જમાવટ કરી જરૂરી લાગે ત્યાં ઉપહાસનો સૂર (mocking tone) છેડે છે...

'સ્વવાચકની શોધ' ('રે', ઑક્ટોબર: ૭૨નો અંક)માં આ સૂર બળવત્તર બને છે. જુઓ પ્રથમ કાવ્ય:

'મ્યુનિસિપાલિટીના ગુલમહોર વૃક્ષની
એક ડાળ નીચે,
પદ્માસને ધ્યાનસ્થ એવા મને
બોધિજ્ઞાન થવાની ક્ષણે જ
અચાનક
એક સૌમ્ય છીંક
આકાશમાંથી નીચે ઊતરી આવી;
અને હે શ્રમણભિક્ષુઓ
વાત એટલેથી જ અટકી ગઈ છે...'

('સ્વવાચકની શોધ' કાવ્ય- ૧)

ત્યાર પછી પણ અવાંતરે આ સૂર પ્રગટતો રહ્યો છે:

'પણ હે મારા અજ્ઞાતસંભવ મન,
ત્રણસો પંચોતેર બસથી આવૃત્ત
આપણા નગરના આ ક્રાંતિવૃત્ત પર
તારાથી તાળી ન પડી શકે કદાચ
પણ ચપટી તો વાગી શકે ને?'

(એજન કાવ્ય ૨. તા.૧૨-૧૦-૧૯૭૧)

'હમણાં રે ખાકી દેવદૂત આવશે,
હમણાં રે ખાલી દૂત બેય આવશે,
હમણાં રે ખાલીપો
ખડખડતો રૂડો હાલશે,
ખેલશે રૂડી સંતા રે કૂકડીના ખેલ.
આ સ્ટેન્ડ રે બચાડું બાપડું
તમે એક સતને ઓધાર',

(એજન કાવ્ય: ૭)

આમ ચાલ્યા કરતી સ્વવાચકની કવિની શોધ 'અંતિમ પ્રવચન'માં જુદા જ પરિપ્રેક્ષ્યમાં જોવાઈ છે:

'જેનો કોઈ જ રૂટ ન હો,
જેનાં ક્યાંય સ્ટૅન્ડ કે ટર્મિનસ ન હો,
જેને કોઈ નંબર કિંવા નામની નિયતિ ન હો,
જે સ્વયં બસ જ ન હો
એવી બસની
અર્થાત્ એવા બસની, अलमूनी
ન જોવા જેવી રાહ જોવી
એ જ શ્રેય છે.
અને એ જ છે
મેં કહેલી અંતિમ ગાથાનો તાત્પર્યાર્થ...'

(એજન કાવ્ય. ૧૪: 'અંતિમ પ્રવચન')

બસની નાનાં બાળકો માટેની પાંચ પૈસાથી માંડીને તે ૭૫ પૈસા સુધીની વિવિધ ટિકિટોથી સુશોભિત શ્રી જનક પટેલના સૂચક આવરણચિત્ર સાથે પ્રગટ થયેલા 'રે'ના ઓક્ટોબર '૭૨ના અંકમાં સંગ્રહસ્થ રાજેન્દ્ર શુક્લની આ ૧૪ રચનાઓના પરિવેશમાં એ. એમ. ટી. એસ. (અમદાવાદ મ્યુનિસિપલ ટ્રાન્સપોર્ટ સર્વિસ)ની ત્રણસો પંચોતેર બસો (હવે આ સંખ્યા બદલાઈ હશે!) કે અમદાવાદના વિવિધ રાજમાર્ગો કે પછી ઢળતી સાંજે 'વાયુ ભરેલાં ફુગ્ગા અપાવેલાં શિશુઓને આંગળીએ વળગાડી આવતાં-જતાં રવિવારીય લોકો' કે બસમાં ચઢતાં રહી ગયેલ કોક મોનાલિસા ભલે હોય, કેન્દ્રમાં તો છે સ્વવાચકની શોધ.

અવાંતરે કવિ આ સ્પષ્ટ કરતા રહે છે. પાંચમું કાવ્ય સ્વગત છે:

'ગત જન્મના અસ્પષ્ટ સંકેતોનું
અનિયત બિંદુ
સુનિશ્ચિત જનસંમર્દમાં
વિલોપાઈ ન જાય
તોપણ
ન कस्मात् નામની બસનું
પ્રવેશદ્વાર
તારી સંમુખ જ આવે
એવું તો ક્યાંથી બને?

બસસ્ટૅન્ડના જનસંમર્દમાં અચાનક આવી ચડતી બસનું પ્રવેશદ્વાર કોની સંમુખ આવશે એ કોણ કહી શકે? આવી એક વારંવાર અનુભવવા મળતી પરિસ્થિતિને કવિ સ્વવાચકની શોધના સંદર્ભમાં કેવી તો ખૂબીથી નિરૂપે છે!

સ્વવાચકની શોધ કેન્દ્રમાં હોવા છતાં આ કાવ્યોનો પરિવેશ પણ એટલો જ આસ્વાદ્ય નીવડે છે. જુદાં જુદાં સ્થિત્યંતરોનું પ્રવાહી નિરૂપણ ધ્યાન ખેંચે છે:

'ભલે "છૂટા આપો" અને "છૂટા નથી"માં જ
કચડાયા કરતું
ટકોરીની દોરીએ બાંધેલું
મારું સુકુમાર મૌન
નિષ્પાપ કંડક્ટરના પંચથી
શત શત ક્ષતે વીંધાતું જતું હોય'

(કાવ્ય- ૧૨)

અગિયારમું કાવ્ય પણ આ રીતે ઉલ્લેખનીય છે. સમયભાન ભૂલી બસમય, પ્રવાસમય થઈ જતી એક પરિસ્થિતિમાં પોતાની કશાય પ્રયોજન વિનાની વિતથ દોટનો અણસાર છે કે જેને કવિ સ્વવાચકની શોધ કહે છે અને જેમાં 'સવારની પોણાસાત'ની કે 'દસ ને ચાળીસ'ની બસના

વિવિધ સમયો એ 'શ્વાસથી ઉચ્છ્વાસના' સમયો થઈ રહે છે.

રાજેન્દ્ર શુક્લની કવિતા વિશે વાત કરતાં એમની સફાઈદાર ગઝલો જુદો ઉલ્લેખ માગી લે છે. ગઝલના કાવ્યસ્વરૂપ આગળ એમની કવિતા કદાચ પૂર્ણપણે ઊઘડી છે.[૬] ગુજરાતીમાં ગઝલને કાવ્યસ્વરૂપ તરીકે પ્રસ્થાપિત કરવામાં અન્ય કવિઓની સાથે રાજેન્દ્રનો પણ મહત્ત્વનો હિસ્સો છે. 'કોમલ રિષભ'માં સંગ્રહસ્થ ૩૪ ગઝલોમાં અને ત્યાર પછી પણ અવાંતરે પ્રગટ થતી રહેલી એમની ગઝલોમાં ગઝલની જૂની પરિભાષા બિલકુલ ડોકાતી નથી એમ નહીં, 'લિબાસ', 'ઇન્તેઝાર', 'જામ', 'સુરાલય', 'પ્યાસ' જેવા શબ્દો સામે રાજેન્દ્ર સુગાળવું વલણ રાખતા નથી. સાથોસાથ, 'રિક્તતા', 'મૌન', 'હરણ', 'મૃગજળ', 'દીવાલ', 'ક્ષણ', 'સમય', 'સ્મરણ', 'એકાંત', 'હથેલી' જેવા આજની નવી કહેવાતી ગઝલમાં પણ Cliche થઈ ગયેલા શબ્દો અથડાય છે. પણ સંદર્ભ અને સમગ્ર પરિવેશ જુદો હોય છે. 'ગ્રીષ્મ' નામક રચનામાં 'હવાનાં હરણ', 'આંધળો સાપ' વગેરે આગંતુક નથી બની રહેતાં:

> 'સૂરજ પારધી દાંત ભીંસે ગગન પર
> ધરા પર હવાનાં હરણનું ન હોવું!
> દિવસ, આંધળો સાપ કેમે હટે ના
> અરે, કાળને પણ ચરણનું ન હોવું!'

હવાના – હવાનાં હરણના – ન હોવાને આકાશમાં દાંત ભીંસતા સૂરજ સાથે સાંકળીને અને સૂરજને પારધી કલ્પીને કવિએ પોતાના કથનને એક સંદર્ભમાં મૂકી આપ્યું છે. બીજા શે'રમાં કેમેય ન હટતા ગ્રીષ્મના દિવસને 'આંધળા સાપ'ની ઉપમા આપી છે તે પણ કેટલી ઉચિત છે!

> 'વહી જતી વેળાને તીર
> પડી રહી શબ્દોની જાળ'
>
> (કોમલ રિષભ: પૃ.૭૩)

> 'પર્ણો સમું પલકતી રહે કાવ્યપંક્તિઓ
> પણ વૃક્ષની ત્વચા વિશે સંચાર મૌનનો.'
>
> (પૃ.૮૨)

તાજગીભર્યાં કલ્પનો રાજેન્દ્રની ગઝલને આસ્વાદ્ય બનાવે છે. તો, ક્યારેક સીધું કથન પણ ચોટદાર નીવડે છે:

> 'જે ખીલે તે ખરવાનું,
> હો ભલેને અંકાસી.'
>
> ('સમર્પણ': ૨૦ ફેબ્રુઆરી '૭૭નો અંક)

'કોમલ રિષભ'માં પૃ.૬૨ની ગઝલ જુઓ:

> 'આઠ પહર અજગરની ટાંપ
> કહો કિહાં લગ આપું થાપ?
> એ તો ક્યાંથી જાણો આપ,
> પડે કાળજે કેવો કાપ?
> ઝાંખું મન, ઝાંખો મેળાપ
> અડકે ઝાંખીપાંખી છાપ!'

પૃ.૭૨ પરની ગઝલનો આરંભ જુઓ:

> 'શ્વાસ અડિયલ અને પંથ અડબંગ છે,
> કૂચ જોઈ રહ્યા કાફલા દંગ છે.'

'અડિયલ' અને 'અડબંગ' જેવાં બહુધા અશ્વને લાગુ પડતાં વિશેષણોનો ઉપયોગ શ્વાસની અશ્વરૂપ અનુભૂતિને આકાર આપવામાં કેવો તો ખૂબીપૂર્વક કરાયો છે!

પૃ.૫૭ પરની ગઝલમાં અગાઉની પંક્તિ ચિત્રાત્મક અસર છોડી જતી હોવા છતાં અને શ્વાસોને નામ પાડીને શ્વેત અશ્વ કહ્યા છતાં ધારી અસર નીપજતી નથી:

> 'એકાદ વેંત દૂર કિનારે રહ્યા કર્યું –
> શ્વાસોના શ્વેત અશ્વ પછી છોડવા પડ્યા.'

તાજગીભર્યાં છતાં સાદાં, સીધાં સોંસરવા ઊતરી જાય એવાં કલ્પનો, ઘણે ભાગે પ્રત્યેક ગઝલના કેન્દ્રમાં રહેતો એક કેન્દ્રવર્તી ભાવ, સહજ મળી આવતા નવા નવા કાફિયા-રદીફ વગેરેને કારણે રાજેન્દ્રની સફાઈદાર ગઝલો એમની સમગ્ર કાવ્યપ્રવૃત્તિમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ગીત, ગઝલ, સંસ્કૃત વૃત્તોની રચનાઓ, પરંપરિત તેમ જ મુક્ત છંદની રચનાઓમાં રાજેન્દ્ર શુક્લની ગતિ એકસરખી દેખાય છે એ આપણે જોયું. અગાઉ નોંધ્યું તેમ કોઈ એક કાવ્યપ્રકારને કે તેની પરંપરાને ચુસ્તપણે વળગી રહેવાનું વલણ જેમ રાજેન્દ્રમાં ઓછું દેખાય છે તેમ પ્રયોગને ખાતર જ પ્રયોગ કરવાનું દૃષ્ટિબિંદુ પણ એમની કવિતામાં નથી. પ્રશિષ્ટ કાવ્યબાનીના પુરસ્કર્તા હોવા છતાં લોકબોલીના લહેકાઓનો લય રાજેન્દ્રની કવિતાએ પકડ્યો છે. ઘરગથ્થુ (Colloquial) શબ્દપ્રયોગો પણ રાજેન્દ્રની કવિતામાં આ બધા સાથે એકરૂપ થઈને આવે છે. 'કોમલ રિષભ'ના આરંભે કાફકાને ટાંકીને રાજેન્દ્ર જાણે કે પોતે ગ્રહેલા પ્રશિષ્ટ કવિતામાર્ગની વાત કરે છે. આ બાબતમાં શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળાનું નિરીક્ષણ સાચું છે:

પ્રયોગની કે આધુનિકતાની આંચમાં સિદ્ધાં પડીને સળગી જવાનું રાજેન્દ્રની કવિતાએ નથી સ્વીકાર્યું પણ આસપાસ થતા ઉત્કટ પ્રયોગો વચ્ચે થોડી ચોખ્ખી જગા શોધી, બધી ઉષ્માને શોષવાનું એની કવિતાને આવડે છે.'

રાજેન્દ્રની કવિતાપ્રવૃત્તિના કેન્દ્રમાં પ્રયોગ કે પરંપરાને સ્થાને કવિતા છે. એમની કવિતાપ્રવૃત્તિ કવિતાલક્ષી છે અને સ્વવાચકની શોધનો એમનો પર્યાય છે કવિતાની શોધ. આ શોધ એ કેવું કપરું કામ છે એ કવિ જાણે છે, વ્યંગમાં કહે છે:

> બે શબ્દ સાથે મૂકતાં ફફડી ઊઠું –
> ગ્રંથના ગ્રંથો છપાતા હોય છે!'
>
> ('સમર્પણ' ૭- ૨૦ ફેબ્રુ, '૭૭)

'સ્વવાચકની શોધ'ના પ્રકાશન પછી ક્યારેક ક્યારેક તેમની આ શોધનો હવાલો આપણને મળતો રહ્યો છે પણ કાવ્યરસિકોને એ સંતર્પક નહીં નીવડે – આ ગાળામાં એમની પાસેથી બહુ ઓછાં કાવ્યો મળ્યાં છે એ દષ્ટિએ. ગમે તેમ, આ શોધ નિમિત્તે કવિએ કરેલી શબ્દની ઉપાસનાનાં સુફળ ગુજરાતી કવિતાક્ષેત્રે લાંબા સમય સુધી યાદ રહેવાનાં છે, કારણ કે ('સત્ય હો કે આભાસી') કવિએ 'શબ્દને ઉપાસ્યો છે.'

□

---

તાજાકલમ'

૧. આ વાત સાંપ્રતમાં ય કેટલી સાચી જણાય છે!
૨ સંસ્કૃત પદાવલિ અને ગહન તત્ત્વાનુભૂતિ કરાવતી એમની કવિતા ગુજરાતી કવિતામાં નિશ્ચિતપણે વિશિષ્ટ ભાત પાડનારી નીવડી છે
૩. સાંપ્રતમાં તેઓ ગઝલના સ્વરૂપની જ એકોપાસના કરતા રહ્યા છે.
૪. 'ગઝલસંહિતા'માં પણ એ જોઈ શકાશે.
૫. આ નિરીક્ષણ અત્યારે ખોટું જણાય છે
૬. આ ય અત્યારે કેટલું સાચું!

## ઝળહળું છું!

જળ વલોવ્યાનું તને કે ઝળહળું છું
ખત અધૂરો હોય ત્યાં તો ખુદ ભળું છું.

વાક્યનાં અંતે પહોંચ્યાનું કઠણ છે,
એક અક્ષર આળખું છું ને ભળું છું.

એક સ્થળના એ જ કાંઠે હોઈ શકવું,
એટલે તો એકધારું ઓગળું છું.

સાંભળે તો તું જ કેવળ સાંભળે બસ,
એટલું ધીમેકથી હું ખળખળું છું.

ફરતા તો સ્થળનું કેવળ છળ, વરાળી–
ને સુગંધે શ્વાસમાં આવી ભળું છું.

(૨૮ નવે. ૧૯૭૭)

રાજેન્દ્ર શુક્લ...

દુષ્યંત પંડ્યા

૧

## ક્રાંતિકારી ધર્માત્મા શ્રી રામકૃષ્ણ પરમહંસ



'મારા દેશે શાશ્વતી શર્વરી કો' – એ કવિ ઉમાશંકરના શબ્દો ખોટા કહી શકાય તેમ નથી. મુસલમાનોના આક્રમણથી આરંભાયેલી એ રાત એની ગહનતાએ અઢારમી સદીના ઉત્તરાર્ધમાં પહોંચી હતી.

સને ૧૭૫૭માં કલાઇવે પ્લાસીનું યુદ્ધ જીત્યું અને અંગ્રેજી રાજ્યનો એકડો મંડાણો અને, ૧૭૬૧માં પાણીપતના યુદ્ધમાં મરાઠાઓ પરાભૂત થતાંની સાથે મરાઠી સત્તાના પાયા ડગમગવા લાગ્યા. ઓગણીસમી સદી બેસતાં એ અંધકાર એકદમ ગાઢ બની ગયો. રાજકીય દષ્ટિએ આપણે અંગ્રેજોના ગુલામ બનતા જતા હતા અને ઇંગ્લૅન્ડની ઔદ્યોગિક ક્રાંતિને પોષવા આપણને આર્થિક રીતે દરિદ્ર બનાવવામાં આવતા હતા. શિક્ષણક્ષેત્રે આપણને અંગ્રેજી ભણવાની ફરજ પાડવામાં આવતી હતી અને ધાર્મિક ક્ષેત્રે ખ્રિસ્તી ધર્મનું આક્રમણ વધી રહ્યું હતું અને પાદરીઓ હિન્દુ ધર્મને ઉતારી પાડવાની તથા ધર્માન્તરની પ્રવૃત્તિ ઉત્સાહથી કરી રહ્યા હતા.

અંધકાર ખૂબ ગાઢ થાય તે પછી જ ઉજાસ પ્રગટે. રાજા રામમોહનરાય અને રવીન્દ્રનાથ ઠાકુરના દાદા, દ્વારકાનાથ બંને અંગ્રેજી સત્તાનો ઉદય જોતા હતા અને કદાચ એનો સામનો કરી શકે એવી રાજકીય શક્તિનો અભાવ પણ એમને દેખાતો હશે. તેમજ એ અંગ્રેજો પાસેથી આપણે શીખવા જેવું છે એમ પણ એમને લાગ્યું જ હશે. આપણા ધર્મ અને સંસ્કૃતિ પરના આક્રમણને ખાળવા એમણે વિચાર્યું અને તેમાંથી બ્રાહ્મસમાજનો જન્મ થયો. આપણા સમાજની કુરુઢિઓ દૂર કરવા પણ એ સમાજ કટિબદ્ધ હતો. અંગ્રેજ ગવર્નર જનરલ લૉર્ડ બૅંટિકને સતીપ્રથા વિરોધી કાયદો કરવાનું પીઠબળ રામમોહન રાય પાસેથી જ સાંપડ્યું હતું. આમ રામમોહન રાયે ૧૮૨૮માં કરેલા બ્રાહ્મસમાજની સ્થાપનામાંથી ભડભાંખળું થવા લાગ્યું હતું. ઉષાને ઊગવાને હજી ઘણી વાર હતી. લૉર્ડ બૅંટિકના અમલ દરમિયાન કાયદા અને શિક્ષણના મંત્રી તરીકે આવેલા ટૉમસ મેકોલે ઘરઆંગણે ઇંગ્લૅન્ડમાં ઉદારમતવાદી (લિબરલ) હતા, પણ એ સમયની અંગ્રેજોની ભારતની રાજધાની કોલકાતામાં પગ મૂકતાં એમના દિમાગને ખંભાતી તાળું દેવાઈ ગયું હતું. આપણા દેશની દરેક બાબત વિશે પૂર્વગ્રહોનો પૂળો લઈને એ આવ્યા હતા.

એમનો એક પૂર્વગ્રહ એ હતો કે ભારતની પ્રાચીન અર્વાચીન બધી ભાષાઓનું સાહિત્ય કંગાળ છે. દેશ શિક્ષણમાં પછાત છે એ એમની બીજી દઢ માન્યતા હતી અને શિક્ષણ અંગ્રેજીમાં આપીને જ – 'કંગાળ' ભાષાઓ દ્વારા તે શું શિક્ષણ આપી શકાય? – આ દેશનો 'ઉદ્ધાર' થઈ શકશે એમ એ માનતા હતા. અને 'ઉદ્ધાર'નો એમનો ખ્યાલ એ હતો કે, અંગ્રેજી ભણેલી પ્રજા રૂપેરંગે નથી જ બદલવાની, પરંતુ દિમાગે એ પૂરી બદલી જશે. મેકોલેનો આ પ્રસ્તાવ ૧૮૩૬થી અમલમાં આવ્યો.

●

વિધિની એ વિચિત્રતા છે કે, જે સાલમાં આપણી પ્રજાના સાંસ્કૃતિક પરિવર્તનનો અમલ મેકોલેએ આરંભ્યો, બરાબર તે જ સાલમાં શ્રી રામકૃષ્ણનો જન્મ થયો. કોલકાતાને વાયવ્ય ખૂણે, એકસો પચીસેક કિલોમીટરને અંતરે આવેલા કામારપુકુર નામના નાના ગામમાં એમનો જન્મ થયો હતો. એ જન્મ્યા ત્યારે એમના પિતા ખુદીરામ ખૂબ મોટી વયના હતા. શ્રી રામકૃષ્ણના મોટાભાઈ રામકુમાર, રામકૃષ્ણથી પૂરાં એકત્રીસ વર્ષ મોટા હતા. જન્મસમયે એમનું નામ ગદાધર રાખવામાં આવ્યું હતું. એ નામ રાખવા પાછળ થોડો ઇતિહાસ હતો.

ખુદીરામ (ક્ષુદીરામ) ચટ્ટોપાધ્યાય ૧૮૩૫માં ગયાની યાત્રાએ ગયા હતા. ત્યાં એમને વિચિત્ર અનુભવ થયો. ગયામાં

એ સૂતા હતા ત્યાં દર્શન દઈ ગદાધરે ખુદીરામને કહ્યું: 'તારે ત્યાં હું પુત્રરૂપે અવતરીશ.' ચકિત થઈ ખુદીરામ બોલ્યા: 'પ્રભુ, હું તો સાવ રંક બ્રાહ્મણ છું. આપની બધી સગવડો પૂરી કરવાની મારી ત્રેવડ નથી.' 'તું એની ચિંતા નહીં કર. મારી બધી વ્યવસ્થા થઈ રહેશે.' આ દર્શનથી ખૂબ અભિભૂત થઈ એ કામારપુકુર પાછા આવ્યા. અમદાવાદથી મારવાડ, સુધીની, લગભગ ૩૫૦ કિલોમીટરની એ પદયાત્રા હતી. એ ઘેર પરત આવ્યા તો, પોતાનાં પત્ની ચંદ્રાદેવીમાં એમને પરિવર્તન દેખાયું.

ચંદ્રાદેવીના પતિ યાત્રાએ ગયા હતા તેને કેટલોક સમય વીત્યા પછી, ગામને શિવમંદિરે ચંદ્રાદેવીને એક અનુભૂતિ થઈ હતી. શિવલિંગમાંથી જ્યોતિ પ્રગટ થતો, ચોમેર ફેલાતો. પોતાને આવરી લેતો અને પોતાનામાં પ્રવેશતો એમને દેખાયો હતો. એ પોતે બેહોશ થઈ ગયાં હતાં. એમની સાથે ગયેલી પડોશણ ધનીને એ વિશે વાત કરી તો એણે કહ્યું કે, 'એ તો તમને વાઈ આવી હશે.' પણ એ વાઈની બેહોશી ન હતી. કારણ, એ જ્યોતિપ્રવેશના અનુભવ પછી એમના જ શબ્દો હતા. 'હું ત્યારથી આનંદથી ઊભરાઉં છું અને હું ગર્ભવતી છું એમ મને લાગે છે.'

ખુદીરામે અને ચંદ્રાદેવીએ પરસ્પરના કુશળ અંતર પૂછ્યા પછી, સ્વસ્થ થયે પોતપોતાનાં દર્શનની અને અનુભૂતિની વાત કરી. બંને આનંદસાગરમાં સેલારા મારવા લાગ્યાં. સંવત ૧૮૯૨ની ફાગણ સુદ બીજને દહાડે, વસંતની કોયલને ટહુકે, ચંદ્રાદેવીએ પુત્રને જન્મ આપ્યો. નામ 'ગદાધર' પડે એ સ્વાભાવિક હતું.

માંહોમાંહે લડતા હિન્દુ ધર્મના સંપ્રદાયોના ઝઘડા દૂર કરનાર, સર્વધર્મ સમન્વયનું આચરણ અને તેનો બોધ કરનાર, ઉચ્ચ જ્ઞાતિના બ્રાહ્મણ હોવા છતાં, કશો ઢોલ પીટ્યા વગર જ્ઞાતિબંધનોને તોડનાર, અસ્પૃશ્યનું જાજરું (ધોયા પછી) પોતાના લાંબા કેશથી લૂછનાર, મેકોલેના આક્રમણ સામે અભેદ્ય ઢાલ ધરી એ તુમાખીદાર ગોરાના સાંસ્કૃતિક હલ્લાને ખાળનાર અને હિન્દુ ધર્મની નિંદા કરનાર કેટલાક પાદરીઓને પડકાર કરનાર ગદાધર – ભવિષ્યના શ્રી રામકૃષ્ણ – નો ૧૮૩૬માં જ થયેલો જન્મ વિધિનિર્મિત હતો.

ગદાધરનો જન્મ થવાની આગલી રાત્રે, ચંદ્રાદેવીએ પડોશણ ધનીને સાબદી કરી દીધી હતી. એટલે, દાયણનું કામ કરવા એ પડોશણ હાજર થઈ ગઈ હતી. ખુદીરામના રહેણાંક ઘરમાં જગ્યાનો અભાવ હતો એટલે, ફળિયામાં આવેલા ડાંગર બાફવાના એકઢાળિયામાં ગદાધર અવતર્યા હતા. નવજાત શિશુને જોઈને ધનીબાઈ ખૂબ રાજી થઈ ગયાં હતાં. પ્રસન્ન મુખાકૃતિવાળો એ બાળક ચાર-પાંચ માસની વયનો હોય એવો ધનીને તો લાગતો હતો. એને નીચે ભોંય પર મૂકી ધની ચંદ્રાદેવીને સ્વસ્થ કરવામાં રોકાઈ. એમાંથી નવરી થયા પછી જુએ તો બાળકને જ્યાં સુવાડ્યો હતો ત્યાં એ ન હતો. ધનીને ફાળ પડી. કોડિયાના પ્રકાશમાં એણે શોધ આદરી તો, નવજાત શિશુ, એ એકઢાળિયામાંથી મોટી ચૂલની આગબોણની ભસ્મમાં આનંદથી આળોટતો હતો. ભાવિમાં એ ભસ્માંગરાગી બનવાનો છે તેનું નિદર્શન જાણે એ ન કરતો હોય! હાથમાંનો દીવો બાજુએ મૂકી ધનીએ એ બાળકને ઉપાડી લીધો અને એને સાફ કર્યો.

ચંદ્રાદેવીને બોલાવવા આવનાર કામારપુકુરની સ્ત્રીઓ આ બાળકને જોતાંવેંત એની પર વહાલ વરસાવવા લાગી. એની મોહિની એવી હતી. ગામના જમીનદાર અને ખુદીરામના ખાસ સ્નેહી ધર્મદાસ લાહા હતા તે પણ આ બાળકની મોહિનીજાળમાં આવી ગયા હતા. એ બાળકના અન્નપ્રાશનનો પ્રસંગ ખુદીરામને ઘરમેળે પતાવવા દીધો. મોટો જમણવાર કરવાની એને ફરજ પાડી, પણ એનો બધો ખર્ચ પોતે ઉપાડી લીધો હતો.

એ જમીનદાર ધર્મદાસને ત્યાં, પૂજામંડપમાં, બે પાળીમાં નિશાળ ચાલતી. આજની માફક પાળીઓના વિદ્યાર્થીઓ જુદા જુદા ન હતા. બંને પાળીઓમાં એ જ વિદ્યાર્થીઓ ભણતા. એ ધૂળી નિશાળમાં બેસીને ગદાધર લખતાં-વાંચતાં શીખ્યો. એને ગણિત ચડ્યું નહીં. નાનપણથી જ એને ગણિતનાં લેખાંજોખાં પ્રત્યે અરુચિ હતી. એને અગણિતનો અનંતનો તાગ લેવો હતો!

ધર્મદાસના પૂજામંડપની શાળા અને ત્યાં શીખવતા ગુરુજીના કરતાં ગદાધરે જુદી પાઠશાળાઓ અને જુદા ગુરુઓ શોધી કાઢ્યા. કામારપુકુર દેશના પૂર્વ ભાગમાંથી દક્ષિણ તરફ જવાના રાજમાર્ગે આવેલ હતું. જગન્નાથપુરી અને દક્ષિણ ભારત તરફ જતા વટેમાર્ગુઓ એ રસ્તે જતા, વણજારાઓની પોઠે એ માર્ગે જતી, યાત્રાળુઓ અને સાધુઓ એ પંથે મળતા. ગામને પાદરે આવેલ ધર્મશાળાઓમાં એ લોકો મુકામ કરતા. ત્યાં આવતા-જતા સાધુઓ અને સંન્યાસીઓ ગદાધરના ધ્યાનનું કેન્દ્ર બની રહ્યા. જુદા જુદા સાધુઓની રહનસહન જુદી હતી. એમનાં કપાળો પરનાં ટીલાં-ટપકાં જુદાં હતાં. જે મંત્રોનો પાઠ એ કરતા તે મંત્રો પણ જુદા હતા અને તેમની ઉપાસનાપદ્ધતિઓ પણ જુદી

હતી. એ સૌ સાધુ-સંતો ગદાધરના અવિધિસરના ગુરુઓ બની ગયા. એક વાર પોતાની ધોતલીને સાધુની જેમ શરીરે લપેટીને એણે પોતાનાં માતાને જરા મૂંઝવણમાં પણ નાખી દીધાં હતાં.

એ નાની વયે જ એને બે અનુભવો થયા હતા તે સમાધિ-અનુભવો જ હતા.

એ છ-સાત વર્ષના હશે ત્યારે, ધોતિયાને છેડે થોડા મમરા બાંધી, એમાંથી ફાકડા ભરતા. એક ચોમાસુ સાંજે એ ખેતરને શેઢે ચાલી રહ્યા હતા. એમની સામેનું આકાશ મેઘશ્યામ હતું. અચાનક સફેદ બગલાઓની એક હાર એ ઘનશ્યામ વાદળ ઉપર, કસોટી પથ્થર પરની સોનરેખની જેમ, ધવલરેખા આંકી ગઈ. આ પ્રાકૃતિક દૃશ્યથી અભિભૂત થઈ ગદાધર જાણે બેહોશ થઈ ધરતી પર ઢળી પડ્યા.

બીજી એક વાર, કામારપુકુરથી થોડેક અંતરે આવેલા દેવી વિશાલાક્ષીને મંદિરે ગામની કેટલીક સ્ત્રીઓ જતી હતી તેમની સાથે એ પણ જોડાયા. એ નારીમંડળીમાં જમીનદાર ધર્મદાસની વિધવા બહેન પ્રસન્નમયી પણ હતી. એ પ્રસન્નમયીને ગદાધરના જન્મથી જ એ બાળક પર કંઈ વિશેષ ભાવ લાગ્યો હતો અને એની પર એ હેતની હેલ ઢોળતી. કદાચ પ્રસન્નમયીના કહેવાથી જ ગદાધર એ મંડળી સાથે જતા હોય. માર્ગમાં એ સ્ત્રીઓ દેવીનાં ગીતો ગાતી હતી. એમની સાથે જતા ગદાધર એ ગીતો ધ્યાન દઈ સાંભળતા હતા. એ ઊબડખાબડ ગાડામાર્ગે, અચાનક, ભાન ભૂલી, ગદાધર જમીન પર ઢળી પડ્યા. કેટલીક સ્ત્રીઓને લાગ્યું કે ગદાધરને વાઈ આવી છે. પણ પ્રસન્નમયીએ એમાં પોતાનો સૂર ન પુરાવ્યો. એણે તો, નીચાં વળી ગદાધરના કાનમાં, દેવીનું કોઈ સ્તોત્ર બોલવાનું શરૂ કર્યું. અને થોડી જ વારમાં જાણે કંઈ જ ન બન્યું હોય તેમ, ગદાધર હસતે મુખે ઊભા થઈ ગયા અને સંઘ સાથે ચાલવા લાગ્યા.

આ બંને ગદાધરની સમાધિની જ અનુભૂતિઓ હતી. એ કોઈ 'ફિટ' ન હતી. એવી કોઈ શારીરિક કે માનસિક માંદગી, નબળાઈ, વિસ્મૃતિ જેવી અસરો મૂકી જાય. બંને પ્રસંગોએ ગદાધરે એવી કોઈ અસર અનુભવી ન હતી. હા, સમાધિ દરમિયાન એને સંસારની વિસ્મૃતિ થઈ હોય એ શક્ય છે.

ખુદીરામ પાકટ વયે અવસાન પામ્યા ત્યારે ગદાધર નાના હતા. સમય જતાં એને જનોઈ દેવાનું એના મોટાભાઈ રામકુમારે વિચાર્યું. પડોશમાં જ રહેતી અને ગદાધરના જન્મસમયથી એની ઉપર વહાલ વરસાવતી ધનીબાઈને આ ખબર પડતાં ગદાધરને બોલાવી પૂછ્યું: 'તું જનોઈટાણે પહેલી ભિક્ષા મારી પાસેથી લઈશ?'

'હા, હા', ગદાધરે કહ્યું.

'જો જે ફરી ન જતો.' ધનીબાઈએ ભય વ્યક્ત કર્યો.

'એમાં ફરવાનો સવાલ જ નથી. પહેલી ભિક્ષા તમારી જ.' ગદાધરે વચન આપ્યું.

મોટાભાઈ રામકુમારને તેમ જ બીજા બ્રાહ્મણ સલાહકારોને મન ગદાધર લુહારણ પાસે ભિક્ષા માગે ને તે પણ પાછી પહેલી જ, તે અધર્મ હતો. એ સૌએ એ કૃત્ય પાછળની અધાર્મિકતા ગદાધરને સમજાવી અને એ મમત છોડી દેવા કહ્યું. 'તો શું આપેલા વચનનો ભંગ કરીને દ્વિજ બની શકાય?' ગદાધરે પ્રશ્ન કર્યો. આખરે, જમીનદાર લાહાબાબુએ – કદાચ વધારે દક્ષિણાની વાત કરીને – રામકુમારને અને બ્રાહ્મણોને મનાવી લીધા અને યજ્ઞોપવીત ધારણ કર્યા પછી બાળ ગદાધરે પહેલું 'ભગવતી ભિક્ષાન્ન દેહિ' ધનીને કહી, એને આનંદસિંધુમાં ડૂબકી મરાવી.

રામકુમાર સંસ્કૃત સારું જાણતા, ક્રિયાકાંડમાં પાવરધા હતા અને જ્યોતિષના પણ સારા જ્ઞાતા હતા. કામારપુકુર નાનું હોઈને ત્યાં એમને કમાવાની તક ન હતી. એ કોલકાતા ગયા, ત્યાં ઘર ભાડે લીધું, એમાં ટોલ – પાઠશાળા – ખોલી, ક્રિયાકાંડ કરાવતા થયા અને, લોકોના જોશ પણ જોવા લાગ્યા. એમના દૂર જવાથી ગદાધર પર કશો અંકુશ ન રહ્યો. એનો શાળાનો અભ્યાસ પૂરો થતાં, ગામના કોઈ બ્રાહ્મણ પાસે જઈ એ ક્રિયાકાંડ વગેરે શીખવાથી દૂર રહ્યા. એ બધી વિદ્યા એમને મન 'ચોખા-કેળાં'ની – સીધું મળે તેની – વિદ્યા હતી. પોતાને ગમતી, ઈશ્વર સમીપ લઈ જતી વિદ્યાની શોધ માટે, ગદાધર સાધુસેવન કરતા તે આપણે જોયું છે.

ગદાધરમાં બીજી કેટલીક વિશેષતાઓ હતી. નદીકાંઠેથી પાણી લાવી તેમાંથી દેવદેવીઓની સુંદર મૂર્તિઓ એ બનાવતા. એમનો કંઠ અદ્‌ભુત હતો અને એ ભજનો અને સ્તોત્રો એવી તો સરસ રીતે ગાતા કે સાંભળનાર મંત્રમુગ્ધ બની જાય. અને એ બીજાની નકલ – અભિનય – પણ સરસ રીતે કરી શકતા.

આપણે ત્યાં અગાઉ રામલીલા થતી તે રીતે બંગાળમાં 'યાત્રા'ઓ થતી. કામારપુકુરમાં શિવરાત્રી પ્રસંગે આવેલી યાત્રામંડળી શિવજીના જીવનને લગતી 'યાત્રા' ભજવવાની હતી. દુર્ભાગ્યે શિવનો પાઠ ભજવનાર અભિનેતા શિવરાત્રીના દિવસે જ માંદો પડી ગયો. હવે શું? રાત્રે યાત્રાનો કાર્યક્રમ

પડતો મૂકવો? શિવને લગતાં અનેક સ્તોત્રો કંઠસ્થ કરનાર, ગાવામાં અને નકલ કરવામાં નિષ્ણાત ગદાધરને શિવજીનો પાઠ ભજવવાનું કહી ન શકાય? રાતે ઘેર શિવપૂજન કરવું તેને બદલે આ યાત્રામાં શિવજીનો પાઠ ભજવવો બંને સમાન જ છે એમ ગદાધરને સમજાવી, ચૌદેક વર્ષના ગદાધરને શિવજીના વેશે સજાવવામાં આવ્યો. આખે શરીરે ભસ્મનો લેપ કરવામાં આવ્યો. માથે કૃત્રિમ જટા બેસાડવામાં આવી, ભગવા રંગનું કપડું વીંટાળવામાં આવ્યું. હાથમાં ત્રિશૂળ આપવામાં આવ્યું. ગદાધર સાક્ષાત્ શિવજી–સમા દેખાવા લાગ્યા.

યાત્રાનો આરંભ થયો. લોકોની ઠઠથી ગામનો ચોક ભરાઈ ગયો હતો. થોડા સમય પછી શિવવેશધારી ગદાધર મંચ પર આવ્યા. લોકોને લાગ્યું જાણે સાક્ષાત્ શંકર જ કૈલાસેથી પધાર્યા છે. તાળીઓથી ચોક ગાજી રહ્યો. પોતાને આ પાત્ર ભજવવા માટે તૈયાર કરનારાઓ ભસ્મનો લેપ કરતા હતા ત્યારથી ભગવાન શંકરની રટણા કરતા ગદાધર આ તાળીઓના સ્વાગતથી પરાકાષ્ઠાએ પહોંચી ગયા અને મંચ ઉપર મૂર્તિની માફક ઊભા જ રહી ગયા. શિવનો અભિનય કરવાને બદલે સાક્ષાત્ શિવ બની ખડા જ રહ્યા. લોકોની તાળીઓ બંધ પડી પણ મંચ પરના મહાદેવનો અભિનય આરંભાયો નહીં. પ્રેક્ષકોને શિવદર્શનમાં રસ ન હતો. યાત્રામાં રસ હતો. પણ, આ યાત્રા તો આરંભાઈ જ નહીં. યાત્રાને ત્યાં જ પૂરી કરવી પડી. ગામલોક ગદાધરથી નારાજ થાય એ સ્વાભાવિક છે.

ગદાધરની આ બધી પ્રવૃત્તિ એમના મોટાભાઈને પસંદ ન પડે તે સમજી શકાય તેવું છે. આમ એ ગામમાં ટલ્લા મારે તેના કરતાં એ પોતાની સાથે કોલકાતા આવે અને પોતાની પાસે આવતા બીજા વિદ્યાર્થીઓ સાથે બેસી થોડું કર્મકાંડ શીખે તો એનું ભવિષ્ય સુધરે એમ મોટાભાઈને લાગ્યું. ગદાધર સત્તર વર્ષના થયા હતા એટલે માતા ચંદ્રાદેવી પણ પોતાના લાડકા દીકરાથી વિયોગ સહેવા તૈયાર થયાં. સને ૧૮૫૩માં ગદાધરે કોલકાતા પ્રયાણ કર્યું.

કોલકાતા જઈ ઝામાપુકુર વિસ્તારમાં રહેતા વડીલ ભાઈને ઘરકામમાં અને રસોઈમાં મદદ કરવા લાગ્યા. એક ભાર ઓછો થયો તે રામકુમારને ગમ્યું પણ ગદાધરને જુદા જુદા ક્રિયાકાંડના મંત્રો શીખવવામાં એ સફળ ન થયા. રામકુમારનો મત પૂરો વ્યવહારુ હતો – વિદ્યાપ્રાપ્તિનો હેતુ રોટલો રળવાનો હતો. ત્યારે ગદાધરની સમજ જુદી હતી. ઈશ્વરનું જ્ઞાન આપે, ઈશ્વર સમીપ લઈ જાય તે જ વિદ્યા. બાકીની બધી અવિદ્યા. ચોખા-કેળાં મેળવી આપે તે વિદ્યા નહીં – અવિદ્યા. અને ગદાધરને એ ખોટી વિદ્યાનું જરાય આકર્ષણ ન હતું. મોટાભાઈ સારું જ્યોતિષ જાણતા. એમને ગદાધરના ભવિષ્યની ખબર હતી કે નહીં તે ખબર નથી. પણ એમણે નાના ભાઈ પર દબાણ કર્યું નહીં.

(ક્રમશઃ)

## અનાદર ન કરો!

કોઈ શ્રદ્ધાનો અનાદર ન કરો,
કોઈ આસ્થાનો અનાદર ન કરો.

એ જ અજવાસ ઈબાદત સહુની,
કોઈ પૂજાનો અનાદર ન કરો!

ક્યાંક ને ક્યાંક તો પ્હોંચે જ બધા,
કોઈ રસ્તાનો અનાદર ન કરો.

હો ન ઉત્તર તો પછી મૌન રહો,
કોઈ પૃચ્છાનો અનાદર ન કરો.

અંશ એ મુખ્ય કથાનો જ હશે,
કોઈ કિસ્સાનો અનાદર ન કરો!

રાજેન્દ્ર શુક્લ

## Disrespect Not...

Disrespect not any belief
disrespect not any faith

The same effulgence is worshipped by everybody
disrespect not any mode of worship

Each one reaches somewhere, it's sure,
disrespect not any path, any way.

If there is no answer, (better) be silent
disrespect not any quest, any query

That is sure to be a segment of the main saga
disrespect not any part, any small event.

Translated by Nayana Jani

(પ્રાસ્તાવિક)

# કવિ થકી થયેલા કાવ્યાસ્વાદો*

નીતિન વડગામા

ઉત્તમ કવિ તરીકે પ્રતિષ્ઠા પામેલા રમેશ પારેખ, કવિતાના પ્રેમી અને મરમી પણ છે એની પ્રતીતિ એમની કાવ્યાસ્વાદની પ્રવૃત્તિમાંથી થતી રહી છે. કાવ્યસર્જનની સમાંતરે તેઓ વર્તમાનપત્રોની કાવ્યાસ્વાદની કૉલમને નિમિત્તે અન્ય કવિઓની કવિતાના સતત સંપર્કમાં પણ રહ્યા છે. અને એની ફલશ્રુતિરૂપે આ પૂર્વે એમની પાસેથી 'શબ્દની જાતરા સત્ય સુધી...' શીર્ષકથી કાવ્યાસ્વાદનું પુસ્તક મળ્યું છે. પ્રસ્તુત પુસ્તકમાંના મોટા ભાગના આસ્વાદો પણ, ગુજરાતી દૈનિક 'સંદેશ'ની રવિવારીય પૂર્તિના 'શબ્દલોક' વિભાગમાં તથા અમુક આસ્વાદો 'ફૂલછાબ'ની રવિવારની સાપ્તાહિક પૂર્તિના 'ધૂપસળી' વિભાગમાં પ્રગટ થયેલા છે. પોતાને સ્પર્શી ગયેલાં કાવ્યોને પસંદ કરીને, એના આસ્વાદ્ય અંશો પ્રતિ આંગળી ચીંધીને રમેશ પારેખ કહે છે, 'કવિતા એટલે આ...'

કાવ્યાસ્વાદની પ્રવૃત્તિ આદરે છે ત્યારે રમેશ પારેખની નજર વ્યાપક ફલક પર વિસ્તરે છે અને એટલે તેઓ વિવિધ દેશ-કાળનાં કે ભિન્નભિન્ન પ્રાન્ત – પ્રદેશનાં, પ્રચલિત, અલ્પપ્રચલિત કે અપ્રચલિત એવાં કાવ્યો પસંદ કરે છે. એમની કાવ્યપસંદગીમાં વ્યાપ અને વૈવિધ્યનો સહજ અનુભવ થઈ આવે છે. આસ્વાદક રમેશભાઈની દૃષ્ટિ વિવિધ કવિઓની કે કાવ્યસ્વરૂપની કૃતિઓ સુધી પહોંચે છે, તો તેઓ ગુજરાતી ઉપરાંત અન્ય ભારતીય ભાષાઓની તથા વિદેશી કવિતાને પણ આસ્વાદ માટે આવકારે છે. પરિણામે અહીં ઇંગ્લેન્ડના કવિ ગેવિન એવર્ટ, કૅનેડિયન કવયિત્રી ડોરથી લાઇવસેવ, રશિયન કવયિત્રી આન્ના આખ્માતોવા, ઇઝરાયલી કવિ યેહુદા અમિચાઈ, કોરિયન કવિશ્રી યુ ચી હાન, હિન્દી ગઝલકાર રાજેશ રેડ્ડી, હિન્દી કવિ રામદરશ મિશ્ર, મરાઠી કવિ શ્રી નારાયણ સુર્વે, મરાઠી કવયિત્રી પ્રજ્ઞા લોખંડે, પંજાબી કવયિત્રી અમૃતા પ્રીતમ તેમ જ સુરદાસ કે રતનદાસ જેવા સંતકવિઓની રચનાઓના આસ્વાદો સુલભ બને છે.

કાવ્યની પસંદગી વેળાએ રમેશ પારેખને જેમ ભાષાનો ભેદ નડતો નથી, તેમ સમયનો સીમાડો પણ આડો આવતો નથી. તેથી જ તો અહીં ગુજરાતીના જૂની પેઢીના જાણીતા કવિઓ મકરન્દ દવે, ઉમાશંકર જોશી, સુન્દરમ્, ઉશનસ્, મુકુન્દરાય પારાશર્ય, મીનપિયાસી, ત્રિભુવન વ્યાસ વગેરેની સાથોસાથ અનુગાંધીયુગના કવિઓ નલિન રાવળ, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ કે ચંદ્રકાન્ત શેઠ જેવા કવિઓની કૃતિઓ પસંદ થઈ છે. તો વળી, સિતાંશુ યશશ્ચંદ્ર, મનોજ ખંડેરિયા કે હરીશ મીનાશ્રુ જેવા આધુનિક કવિઓની સાથે જ, હિતેન આનંદપરા કે પ્રણવ પંડ્યા જેવા નવોદિતો સુધી પણ કવિદૃષ્ટિ દોડી છે. ટૂંકમાં, કોઈ પણ યુગની કે કોઈ પણ ભાષાની કવિતા હોય, રમેશભાઈની નિસબત કેવળ કાવ્યપદાર્થ સાથે જ રહી છે અને એટલે એમને સહેજ પણ ઝંકૃત કરી ગયેલી કવિતાને એમણે પ્રેમપૂર્વક આવકારી છે.

રમેશભાઈ કાવ્યના આસ્વાદનો આરંભ પણ જુદી જુદી રીતે કરે છે. કેટલીક વાર આરંભે કશીક વ્યાપ્તિ બાંધે છે. જેમ કે, રતનદાસની રચનાના આસ્વાદના આરંભમાં તેઓ કહે છે, 'સામાન્ય રીતે સંતકવિઓની ઉપદેશવાણી સાદી, સરળ અને જનસમુદાયને તરત જ હૃદય સોંસરી ઊતરી જાય તેવી અનુભવપૂત અને માંજેલી હોય છે. સંતો અને ભજનિકોનું ધ્યેય કવિતાનું નહીં, લોકકલ્યાણનું હોય છે.' ક્યારેક તેઓ કવિપરિચય આપ્યા બાદ કવિતામાં પ્રવેશે છે. ગઝલના આસ્વાદ પહેલાં પ્રણવ પંડ્યાની આ રીતે તેઓ ઓળખ આપે છે, 'શ્રી પ્રણવ પંડ્યાની તરવરિયા અને બળૂકા નવયુવાન કવિ તરીકે ગુજરાતી સાહિત્યે નોંધ લેવી પડે એવી એ શખ્સિયત છે. તેમની કાવ્યપ્રતિભા હજુ તો સાવ અવગુંઠનમાં રહેલી છે. પણ મને લાગે છે કે આ કવિની સૂઝબૂઝવાળી કલમ જો પ્રસિદ્ધિના મોહ વિના માત્ર કાવ્યપદાર્થની ઉપાસનામાં સતત રત અને સ્રોતસ્વિની રહેશે તો પેલું અવગુંઠન ઝડપથી સરી જશે અને તે સાથે પ્રણવનો નવો-નોખો ઝળહળતો અવાજ અચૂક મળશે.' તો ક્યારેક વળી, 'મનુષ્યના ઊંધા અને અકોણા સ્વભાવની વાત હિતેન આનંદપરા આ ગઝલમાં કહે છે.' એમ કહીને, સીધા જ

(ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રકાશિત થનારા 'કવિતા એટલે આ...' પુસ્તકની પ્રસ્તાવના)

તેઓ કાવ્યમાં પ્રવેશ કરે છે.

આસ્વાદનો આરંભ આમ, જુદી જુદી રીતે કરીને રમેશભાઈ, સહજસ્વાભાવિક રીતે કાવ્યના આસ્વાદ્ય અંશોને ઉદ્ઘાટિત કરતા જાય છે. કાવ્યના ભાવજગતમાં ભાવકને વિહાર કરાવીને તેઓ કાવ્યમાં સંગોપિત એવાં રહસ્યોનું ઉદ્ઘાટન કરે છે. અને એમ કરતી વખતે શાસ્ત્રીય સંજ્ઞાઓ કે પારિભાષિક પદાવલિઓથી હંમેશાં દૂર રહે છે. એમને તો જેન્તે કવિએ ક્યાં અને કેવું કામણ કર્યું છે કે કવિકર્મનું કેવું રૂડું પરિણામ નીપજ્યું છે એ જ ચીંધી બતાવવું છે. કાવ્યશાસ્ત્રની ગલીકૂચીઓમાં અટવાવાને બદલે તેઓ સહજ-સરળ રીતે કાવ્યના મુકામ ભણી પ્રયાણ કરે છે, કાવ્યનાં મર્મસ્થાનોને ઉઘાડી આપે છે અને કાવ્યની સામગ્રીની સાથોસાથ કવિના અભિવ્યક્તિગત કૌશલનો પણ પરિચય કરાવે છે. એમ કરતી વખતે એમના માંહેનો કવિ, સ્વાભાવિક જ એમની મદદે આવે છે. વળી, તટસ્થભાવે કાવ્ય સાથે સગપણ બાંધતા આ કવિ – આસ્વાદક કવિતા અંતર્ગત કશીક સીમા કે શિથિલતા નિહાળે છે તો એને પણ ઉઘાડી પાડે છે. અરવિંદ ભટ્ટની 'એક રાજા હતો...' રચનાના આસ્વાદને અંતે તેઓ આ મતલબનો અંગુલિનિર્દેશ પણ કરે છે કે, 'ગઝલની રીતે જોઈએ તો રદીફ સાથે મૂળ વાતનું અનુસંધાન શિથિલ અને કંઈક અંશે કૃતક લાગે છે. આખી ગઝલમાં રદીફનો નિભાવ થવો જોઈએ તે થયો નથી. ક્યાંક તો રદીફ માત્ર ચોંટાડેલો લાગે છે. જે રીતે આખી ગઝલ સર્જાવી જોઈતી હતી તે રીતે સર્જવામાં કવિએ પ્રમાદ સેવ્યો છે. આ કૃતિ નજીકના ભવિષ્યની એક બળવાન કલમની ડાબા હાથની સરજતનો નમૂનો છે.'

રમેશ પારેખ એક સાચા સર્જક અને સહૃદયની હેસિયતથી કાવ્યાસ્વાદ કરાવે છે, પરિણામે કાવ્યને યોગ્ય ન્યાય મળી રહે છે. નારીજીવનની કરુણતાને આલેખતા નિર્મિશ ઠાકરના કાવ્યના આસ્વાદ નિમિત્તે તેઓ સ્ત્રીની પરાધીન સ્થિતિ પર પ્રકાશ પાડે છે. નારીવાદી આંદોલનોના નારાને અંતે પણ, નારીની કરુણગર્ભ સ્થિતિ કવિની માફક જ આસ્વાદકને પણ અકળાવે છે અને તેથી તેઓ આવા સવાલો છેડે છે ને નક્કર નિદાન ઉપર આવે છે, 'સ્વનિર્ભર નારીઓના અપવાદ સિવાય સરેરાશ નારી પીડિત અને શોષિત છે. શા માટે નારી ભડભડ સળગી મરે છે? શા માટે નારી કૂવા-અવાડો પૂરી આત્મઘાતી બની જાય છે? શા માટે નારી પર છાશવારે બળાત્કારો અને અત્યાચારો થાય છે? આ પ્રશ્નોના સમાજ પાસે ઉત્તર નથી. પુરુષ જગતના મંદિરમાં વાગતો ઢોલ છે, જેને જનમેદની સાંભળી શકે છે, જ્યારે નારી બહુ બહુ તો મંદિરના ગર્ભગૃહમાં વાગતી ઝીણી ઘંટડી છે, જેનો અવાજ માત્ર મંદિરની દેવતા જ સાંભળી શકે છે.'

સર્જકસહજ જાગરૂકતા અને સામાજિક સભાનતાનો આવો અસલી રણકો અહીં અવારનવાર સાંભળવા મળે છે. વળી, આસ્વાદ દરમિયાન રમેશભાઈ, કેટલીક કાવ્યેતર પરંતુ કાવ્યોપકારક એવી માહિતી પણ રજૂ કરે છે. જેમ કે, ઉશનસ્‌ના 'વળાવી બા આવી' કાવ્યના આસ્વાદ વખતે તેઓ આનુષંગિક સામગ્રી આપતાં કહે છે, 'મહિલાઓ વિશે સંશોધન કરતી એક આંતરરાષ્ટ્રીય સંસ્થા (ઇન્ટરનેશનલ સેન્ટર ફોર રિસર્ચ ઓન વીમેન) દ્વારા તાજેતરમાં 'પારિવારિક હિંસા અને મહિલા' એ વિષય પર કરવામાં આવેલા એક સર્વેક્ષણનાં તારણોની આપણા દેશના કુટુંબજીવનના સંદર્ભમાં ગંભીર નોંધ લેવી પડે તેમ છે. સંસ્થાએ સાત રાજ્યોમાં દસ હજાર મહિલાઓનો સર્વે કર્યો હતો. સર્વેક્ષણનું મુખ્ય તારણ એ છે કે નાના પરિવારમાં રહેતી મહિલા પારિવારિક હિંસાનો શિકાર વધુ બને છે. તેની સરખામણીએ સંયુક્ત કુટુંબમાં રહેતી મહિલાને પારિવારિક હિંસા સહન કરવાની નોબત ઓછી આવે છે.'

સામાજિક સંદર્ભોની માફક જ આ આસ્વાદયાત્રામાં સાહિત્યિક સંદર્ભો પણ આવ્યા કરે છે. રમેશભાઈ વ્યાપકપણે કવિતાના જીવંત સંપર્કમાં રહ્યા છે અને એટલે અહીં પણ, આસ્વાદ દરમિયાન ભાવસામ્ય રૂપે કે પોતાની સ્થાપનાના સમર્થન અર્થે ઘાયલ, મરીઝ, બેફામ, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, સુન્દરમ્, ઉમાશંકર, વિપિન પરીખ, કિશન બિહારી 'નૂર', જાવેદ અખ્તર, હસરત મોહાની, ગાલિબ, 'દાગ' દહેલવી, શાહ અઝીમાબાદી, કતીલ શિફાઈ, ઇકબાલ, હફીઝ જાલંધરી, અસર લખનવી વગેરે જેવા સંખ્યાબંધ કવિઓનું સ્મરણ તેઓ કરતા રહે છે. આ ઉપરાંત પ્રાચીન દુહાઓ, સંસ્કૃત સુભાષિતો, રામાયણ, મહાભારત, ભાગવત કે વેદ-ઉપનિષદના સંદર્ભો પણ અત્રતત્ર તેઓ આપે છે. વળી, આસ્વાદને અંતે ક્યારેક તેઓ એ જ કવિના અન્ય નોંધપાત્ર કાવ્યનો પ્રસાદ પણ ધરે છે.

કાવ્યઘટનાનું તેમ કોઈ સામાજિક ઘટનાનું પણ, રમેશ પારેખ આગવું અર્થઘટન કરે છે અને બહુધા એમાંથી એમના આશાવાદી અભિગમનું પ્રતિબિંબ પડે છે. અફઘાનિસ્તાનના શાસક વડા મુલ્લા મોહમ્મદ ઉમ્મરે બહાર પાડેલો બુદ્ધની

વિરાટ પ્રતિમાનો ધ્વંસ કરવાનો ફતવો રમેશભાઈને સુન્દરમ્‌ના ‘બુદ્ધનાં ચક્ષુ’નો આસ્વાદ કરવા પ્રેરે છે. અને પ્રતિમાના ધ્વંસથી બુદ્ધની વ્યક્તિતા કે એમના વિચારોનો નાશ નથી થવાનો, એવો આશાવાદ સેવતાં તેઓ લખે છે, ‘કોઈ દુર્ઘટના અને આપત્તિના કાળે કાવ્ય સાંભરે એ કેવું ? મને તો આનો અર્થ એવો સૂઝે છે કે ભગવાન બુદ્ધ એ પ્રતિમાઓમાં નહીં, કાવ્યમાં ને કાવ્યરૂપે જગતના મોટા ભાગના માણસોના હૃદયમાં શુદ્ધ કરુણામય આસ્થારૂપે ગુંજી રહ્યા છે. બુદ્ધં શરણં ગચ્છામિ...’

આસ્વાદની સમાંતરે રમેશ પારેખ કેટલુંક ચિરંતન એવું ચિંતન પણ પ્રગટ કરે છે. કાવ્યના ભાવ-સંવેદન કે વિચારના પ્રવાહમાં ભળી કે ઓગળી જાય એવું સાર્વજનીન ને સર્વસ્પર્શી ચિંતન જાણે કે આસ્વાદનું એક અંગ બની રહે છે. આસ્વાદની ચિંતનપ્રવણતાને પરિણામે આ પ્રકારનાં વ્યાપકપણે થયેલાં વિધાનો આપણને અવારનવાર સામાં મળે છે – ‘હિંસકતા માણસની છાતીમાં ટમકતાં માણસાઈનાં દિવ્યચક્ષુને ફોડી નાખે છે અને માણસને ભીતરથી આંધળોભીંત કરી મૂકે છે, શયતાની રમકડાંમાં ફેરવી નાખે છે.’... ‘ધરતી કેટલી પવિત્ર, માયાળુ, કેવી લાવણ્યમયી, કેટલી કૃપાળુ અને કેટલી પરોપકારવૃત્તિથી સભર છે તેનું વૈતાલિક ગાન કેવળ વૃક્ષો જ ગાય છે.’ ‘વતનની ધૂળ પણ અબીલગુલાલની ગરજ સારે એવી હોય છે તેમ હરકોઈ વતનપ્રેમીને લાગે છે.’ ‘કવિ કુદરતનો ભજનિક છે, કાળનો નહીં. તેથી પ્રકૃતિની છટાઓ જોઈ તે મુગ્ધ અને આનંદિત થાય છે ને એનો પ્રસાદ સૌને વહેંચે છે...’ ‘ઇન્સાનિયત એક અદબ, એક શિષ્ટતા, એક સંસ્કૃતિનું નામ છે.’

‘કવિતા એટલે આ...’ એમ, આંગળી ચીંધીને કહેતા કવિ રમેશ પારેખ પોતાને ગમેલાં કેટલાંક કાવ્યોનો આસ્વાદ કરાવે છે ત્યારે એ કાવ્યો તેમજ કાવ્યસ્વાદો સહજબોધગમ્ય છે. વળી, વર્તમાનપત્રના સરેરાશ વાચક સુધી પોતાનું લખાણ પહોંચવાનું છે કે પોતાને પહોંચાડવાનું છે, એ વિશે તેઓ પૂરા સભાન છે. એટલે એ આસ્વાદો વિવેચનની પરિભાષાથી વેગળા રહે છે, તેમ દુર્બોધ કે ક્લિષ્ટ પણ ભાગ્યે જ બને છે. આખરે તો એ આસ્વાદો સીધીસાદી ભાષામાં કવિના ભાવલોક સુધી પહોંચાડે છે ને જનસામાન્યને કવિતા પ્રતિ અભિમુખ કરવાનું નિમિત્ત પણ બની રહે છે.

વ્યક્તિ અને કવિ રમેશ પારેખ પ્રત્યે અપાર પ્રેમ અને અઢળક આદર હોવાને કારણે એમનાં કોઈ પણ પ્રકારનાં લખાણ પ્રત્યે પક્ષપાત રહ્યો છે. એટલે આ ગ્રંથસ્થ કાવ્યાસ્વાદો પણ ‘સંદેશ’ અને ‘ફૂલછાબ’માં પ્રગટ થતા હતા ત્યારેય વાંચવાનું બનેલું. પરિષદે આ સંપાદન નિમિત્તે ગમતા કવિના આસ્વાદોનો આસ્વાદ કરવાનું સોંપ્યું એથી પૂર્વેનો આસ્વાદાનંદ બેવડાયો છે. પરિષદનો આભારી છું. ❑

## સૂરજ

આંધળાને મન ઓરતો સૂરજ,
રાત દ્હાડો બસ ઘોરતો સૂરજ.

લોક તો સકળ નીડ લપાયું.
ડુંગરામાં ઘર કોરતો સૂરજ!

કોણ રે ભૂંસી નાંખતું, નભે
રોજ જે રેખા દોરતો સૂરજ?

રોજનું દખ તે કહિયે કોને?
સુખની નીંદર ચોરતો સૂરજ.

આંખમાં કાં અંધાર ભરાતો
મનમાં જ્યારે મ્હોરતો સૂરજ?

રાજેન્દ્ર શુક્લ

## The Sun

An eternal yearning for the blind one – the Sun,
Sleeping and snoring forever – the Sun.

When all the folk nestle in the nest
carves a home in the hills – the Sun.

And lo! who rubs off from the sky,
*the line drawn everyday by the Sun?*

With whom to share this daily despair?
Steals such a pleasant sleep, the Sun!

Why doth darkness becloud the vision
when in the Being blooms the Sun?

**Translated by Nayana Jani**

(પ્રાસ્તાવિક)

# મ્હોરી મન અખિલાઈ*

પ્રબોધ ર. જોશી

'તું જ વિના ક્યાં છું કશું?
છું અગમ પણ તું જ તું!'

'હું' અને 'તું'નું દ્વૈતૂતૂતૂ, 'ખુદ' અને 'ખુદા' વચ્ચેની ભેદરેખા – સઘળું અટકતું, ઓગળતું જતું હોય ત્યારે જ અગમ અખિલાઈનો અહેસાસ શક્ય બને.

આખું આકાશ હર્ષઘેલું મુજ અંતરનું,
ટીપામાં દરિયાઓ સાત... સાત... સાત.

અંતરનો આનંદ અખિલાઈમાં રાચે છે. એનો ચેતોવિસ્તાર થાય છે જાણે કે આખુંય અનહદનું આકાશ એ ભીતરનો ભર્યો ભર્યો વિસ્તાર ન હોય! સઘળું અંતર એ ક્ષણમાં કપાઈ જાય છે. આકાશને ભીતરમાં ઘણાંએ જોયું છે પણ અહીં તો ભીતરને અખિલાઈમાં વિસ્તરતું કવિએ જોયું છે! બુંદમાં સમુદ્ર સાગરને હિલ્લોળાતો જોતા કવિ અગમ પાલનપુરીની 'અખિલાઈ'નું સ્વાગત હો.

સ્થૂળ સરળ તું, સૂક્ષ્મ અકળ તું,
અનહદ અઢળક વ્યાપ્ત સકળ તું.

અનુભૂતિ આર્દ્ર – સઘન હોય ત્યારે જ તેની આવી સાવ સરળ અભિવ્યક્તિ શક્ય બને.

અગમ પાલનપુરી (૧૦ ડિસેમ્બર, ૧૯૪૩) અઢળક લખતા કવિ છે. ચૌદ-પંદર વર્ષની ઉંમરથી જ લખવાનું શરૂ થયેલું. મૂળ નામ હુસેનખાન ઉમરખાન પઠાણ. સામાન્ય અભ્યાસ. હીરાઉદ્યોગમાં ઝંપલાવેલું. સાંપ્રતમાં ઘડિયાળ રિપેરિંગ. ક્યાંક એમણે લખ્યુંય છે:

એ જ કરવી છે અગમ કારીગરી,
કાળ ખોટો ના ઠરે ઘડિયાળમાં...

પણ પ્રથમ સંગ્રહ તો ખાસ્સી પાકટ વયે, અને તેય ૨૫૧ ગઝલકારોની પ્રતિનિધિ રચનાઓનો 'ઝળહળાટ' લઈ છેક ૧૯૮૪માં તેઓ આપણી પાસે આવ્યા. એમનો પોતાનો ગઝલસંગ્રહ 'અચરજ', એ પછી, ૧૯૮૯માં પ્રગટ થયો. ત્યાર પછીય ઘણી રાહ જોવડાવીને ૨૦૦૩માં એ 'અઢળક' અને ૨૦૦૫માં 'અવનવ' એમ બે ગઝલસંગ્રહ લઈ આવ્યા. ગયા વર્ષે ૨૦૦૬માં 'અરવાખુશ'માં મૂળ પાલનપુરી બોલીમાં ઙઝલસંગ્રહ લઈ આવ્યા. સાથોસાથ એમણે માન્ય ગુજરાતી ભાષામાં અનુવાદ પણ આપ્યો. 'અરવાખુશ' શબ્દનો અર્થ થાય 'આત્મપ્રસન્ન'. કહો હવે એને અખિલાઈથી ઝાઝું અંતર કેમ હોય? આ વર્ષે એ 'અખિલાઈ' લઈ આવે છે ત્યારે કહે છે કે પાંચથી છ સંગ્રહો પ્રકાશિત થાય એટલી બધી હસ્તપ્રતો તૈયાર થઈ પડી છે!

અગમના સૌ સંગ્રહનાં નામ 'અ'થી શરૂ થાય છે. 'અચરજ', 'અઢળક', 'અવનવ', 'અખિલાઈ' – એ સૌમાં શબ્દ અંતર્ગત અખિલાઈનો સંસ્પર્શ છે. 'નામરૂપ જૂજવાં પણ અંતે તો હેમનું હેમ હોયે!' એમનું કવિચિત્ત અખિલાઈનો અહેસાસ સતત અનુભવતું રહ્યું હોય એમ લાગે:

ક્યાંક ગઝલ અખિલાઈ મને તો ક્યાંક
નઝ્મ અખિલાઈ મને,
ગીતક–શ્વાસ સ્મરણ સાતત્યે દિવ્ય
કલમ અખિલાઈ મને!

કવિ લયલીન છે. લય એમને કવિતામાં દોરે છે. શબ્દો સહજ ગોઠવાઈ જતા હોય અને ક્યારેક ક્યારેક અર્થનાં એકથી વધુ વલયો આપોઆપ જ રચાતાં જતાં હોય એવું અનુભવાય. કવિતા કાનથી વાંચવાની કળા છે એ કથન અહીં અવારનવાર સાદૃશ્ય થતું જણાય.

આ ગીતનો ઉઘાડ જુઓ:

કાગળને છોડ... ફાલ અક્ષરનાં ફૂલ
રંગ નજર્યું પતંગિયાઈ ગેલમાં
જાણું ના પાર, એમ આરપાર ડૂલ
લીન હૈયું આનંદ્યે ઉકેલમાં.

અનુભૂતિના આવા ઉઘાડ પછી એ લયમાં લળકી કે લપસી પડતી નથી.

દશ્ય ઉન્નત અનંત, પાંખ ક્ષણ ક્ષણ આકાશ
શ્વાસ... જીવનના શ્લોક અજબ લોકમાં.

* શ્રી અગમ પાલનપુરીના આગામી પાંચમા કાવ્યસંગ્રહ 'અખિલાઈ'ની પ્રસ્તાવના

'પતંગિયાઈ' જેવો શબ્દ 'ફાલ' અને 'ફૂલ'ના માહોલમાં આપોઆપ રચાઈ જાય છે. વહેતો લય અર્થની સપાટી પર તરતો રહેતો નથી. એના ઊંડાણમાં, અતલવિતલમાં પહોંચી ભાવકનુંય આગવું વિશ્વ ઉઘાડી આપે છે.

એવું જ બીજું એક ગીત:

તમે લીલાછમ ખેતર પર લહેરાતું રૂપ
તમે છાંયડીએ દશ્યાતી સોનેરી ધૂપ
હુંય ટહુકંતા ફાગણની ફાળ હોં!

●

તમે ઝૂલંતો ઝૂલો... મુજ લ્હેરામણ શ્વાસ;
તમે વ્રજધજ ઉલ્લાસ... હાશ! તનમન ચોપાસ
હુંય ઘેલી કદંબ – કેલિ ડાળ હોં!

રૂપ-ધૂપ, ફાળ-ડાળ, શ્વાસ-ચોપાસ સઘળે એમને લય-પ્રાસ કવિતા તરફ જ દોરી રહ્યા છે. 'ટહુકંતા ફાગણની ડાળ' એમ કહેવાયું હોત તોય એક સુરમ્ય – સ્થિર ચિત્ર તો થાત પણ એમનો લય સ્થિત. 'ડાળ'ની જગ્યાએ 'ફાળ' શબ્દની ગતિ લઈ આવી પહોંચે છે અને ત્યારે કાવ્ય અંતર્ગત ભાવ અને અભિવ્યક્તિનું એક નવું રૂપ ખીલે છે. આ અનાયાસ – કવિકર્મ બખૂબી માણો.

જોકે એય કહેવું જોઈશે કે ક્યારેક એમણે લયને લપસણો પણ થવા દીધો છે. 'દિલનો હોલો રે' જેવી રચનામાં 'હોલો'ના અનુસંધાને 'ઘોલો' 'ડોલો' 'ખોલો' 'ફોલો' 'લો... લો'ની પ્રાસરીતિ રસક્ષતિ કરે છે. આ અને આવી કેટલીક રચનાઓમાં જવાનો ઉપક્રમ અહીં નથી રાખ્યો.

૧૯૬૦થી ૨૦૦૫. ઠીક ઠીક લાંબા સમયગાળાની રચનાઓ અહીં છે. વર્ષોનો ગાળો એટલો મોટો છે કે ખાસ્સા સાડા-ચાર દાયકા દરમિયાન કવિચેતનામાં આવેલ ઉતાર-ચઢાવની સાથોસાથ આ સમય દરમિયાન પ્રચલિત લય-લઢણો, કાવ્યરીતિઓ, વિષયો વગેરેનો વ્યાપ પણ અહીં પથરાયેલો પડ્યો છે. મુખ્યત્વે ગીત, ગઝલ અને નઝમનાં કાવ્યસ્વરૂપો અહીં જોવા મળે છે. કેટલાંક પ્રાસંગિક શ્રદ્ધાંજલિ કાવ્યો પણ છે. ગઝલના સ્વરૂપમાં એમણે પંક્તિ – અનુપ્રાસ ગઝલ, દ્વિ-પ્રાસી સતત મકતા ગઝલ, મુસલસલ ગઝલ જેવા પ્રયોગ પણ સ્વરૂપને વફાદાર રહી કર્યા છે. છંદ અને લય બહુધા સહજ છે. આયાસનો અહેસાસ ક્યારેક થાય તો ક્યારેક છૂટ લીધી હોય એવુંય જણાય.

આ લાંબા કાળ દરમિયાન સ્વાભાવિક રીતે જ ઉતાર-ચઢાવની જિંદગી વચ્ચે કવિનાં બદલાતાં ભાવવિશ્વોમાં વિહરવાનું થાય છે. આખાય આકાશને હૃદયનું હર્ષટીપું કહેતા કવિની ગઝલ-નઝમોમાં 'નિજ ભીંસનો ભીડ – વખમિયો કાળ' જોવા મળે છે. 'પાય વાસંતી પડે ત્યાં પાનખર ટોળે વળે' એવું એવું જ થયા કરે છે. ક્યારેક એ ફરિયાદ પણ કરી લે છે!

સર્જનહાર! તને શું શોભે?
તું જ તમાશો જોવા થોભે!

કાગવાણી કોઈકના આગમનની ખબર આપે એ વાત જેટલી પ્રચલિત છે એટલી જ 'કાગનું બેસવું અને ડાળનું પડવું' એ ઉક્તિ છે. બંનેનો અહીં કાવ્યસહજ સંદર્ભ એકસાથે જોવા મળે છે!

'ભૂખ... ભૂખ' મહેમાનો થઈ મઝાર, આવે છે,
જીર્ણશીર્ણ સંબંધે યશ-પ્રહાર આવે છે.
ઊડ! ઊડ! બોલે છે ફડફડાટ કાગાઓ
ડાળ તૂટનારી પર બેસનાર આવે છે!

શેખાદમની યાદ આવી જાય એવી પંક્તિઓ જુઓ:

એકથી દિવસ પંદર છે પગારની રોનક,
તે પછી સમય-ગાળો સ્નેહીઓ! દુઃખદ સમજો.
કૈંક ઘેર ઘરરખ્ખુ વ્યસ્ત જીવ વલખે છે,
એક પક્ષ સુદ સમજો! એક પક્ષ વદ સમજો.

જોકે વલોપાતની આવી કંઈક કંઈક દશાઓમાં પણ કવિને 'એની' આરત રહી છે:

અરે! ખુદ નીસર્યો થઈ રોમરોમી 'તું જ તું' લઈને,
ન આવે કેમ સામે પંથ – ભરચક લક્ષ્ય તું થઈને.

આ આરતનો કવિને ક્યારેક ક્યારેક જવાબ પણ સાંપડ્યો છે:

અરે! આ શું અરવ રવ સાંભળું ધડકન – ગહન હૈયે...

જમનાતટે ઊભેલા તાજમહાલનું ચિત્ર આપણને પરિચિત છે. એની સાથે ખળખળ વહેતી સ્નેહસરિતાના તટે કવિના શાંત, અગમ ઉરભાવમાં જઈએ:

# મ્હોરી મન અખિલાઈ*

પ્રબોધ ર. જોશી

'તું જ વિના ક્યાં છું કશું?
છું અગમ પણ તું જ તું!'

'હું' અને 'તું'નું હૂતૂતૂતૂ, 'ખુદ' અને 'ખુદા' વચ્ચેની ભેદરેખા – સઘળું અટકતું, ઓગળતું જતું હોય ત્યારે જ અગમ અખિલાઈનો અહેસાસ શક્ય બને.

આખું આકાશ હર્ષદીપું મુજ અંતરનું,
ટીપામાં દરિયાઓ સાત... સાત... સાત.

અંતરનો આનંદ અખિલાઈમાં રાચે છે, એનો ચેતોવિસ્તાર થાય છે જાણે કે આખુંય અનહદનું આકાશ એ ભીતરનો ભર્યો ભર્યો વિસ્તાર ન હોય! સઘળું અંતર એ ક્ષણમાં કપાઈ જાય છે. આકાશને ભીતરમાં ઘણાંએ જોયું છે પણ અહીં તો ભીતરને અખિલાઈમાં વિસ્તરતું કવિએ જોયું છે! બુંદમાં સમુદ્ર સારાને હિલ્લોળાતો જોતા કવિ અગમ પાલનપુરીની 'અખિલાઈ'નું સ્વાગત હો.

સ્થૂળ સરળ તું, સૂક્ષ્મ અકળ તું,
અનહદ અઢળક વ્યાપ્ત સકળ તું.

અનુભૂતિ આર્દ્ર – સઘન હોય ત્યારે જ તેની આવી સાવ સરળ અભિવ્યક્તિ શક્ય બને.

અગમ પાલનપુરી (૧૦ ડિસેમ્બર, ૧૯૪૩) અઢળક લખતા કવિ છે. ચૌદ-પંદર વર્ષની ઉંમરથી જ લખવાનું શરૂ થયેલું. મૂળ નામ હુસેનખાન ઉમરખાન પઠાણ. સામાન્ય અભ્યાસ. હીરાઉદ્યોગમાં ઝંપલાવેલું. સાંપ્રતમાં ઘડિયાળ રિપૅરિંગ. ક્યાંક એમણે લખ્યુંય છે:

એ જ કરવી છે અગમ કારીગરી,
કાળ ખોટો ના ઠરે ઘડિયાળમાં...

પણ પ્રથમ સંગ્રહ તો ખાસ્સી પાકટ વયે, અને તેય ૨૫૧ ગઝલકારોની પ્રતિનિધિ રચનાઓનો 'ઝળહળાટ' લઈ છેક ૧૯૮૪માં તેઓ આપણી પાસે આવ્યા. એમનો પોતાનો ગઝલસંગ્રહ 'અચરજ', એ પછી, ૧૯૮૬માં પ્રગટ થયો. ત્યાર પછીય ઘણી રાહ જોવડાવીને ૨૦૦૩માં એ 'અઢળક' અને ૨૦૦૫માં 'અવનવ' એમ બે ગઝલસંગ્રહ લઈ આવ્યા. ગયા વર્ષે ૨૦૦૬માં 'અરવાખુશ'માં મૂળ પાલનપુરી બોલીમાં હઝલસંગ્રહ લઈ આવ્યા. સાથોસાથ એમણે માન્ય ગુજરાતી ભાષામાં અનુવાદ પણ આપ્યો. 'અરવાખુશ' શબ્દનો અર્થ થાય 'આત્મપ્રસન્ન'. કહો હવે એને અખિલાઈથી ઝાઝું અંતર કેમ હોય? આ વર્ષે એ 'અખિલાઈ' લઈ આવે છે ત્યારે કહે છે કે પાંચથી છ સંગ્રહો પ્રકાશિત થાય એટલી બધી હસ્તપ્રતો તૈયાર થઈ પડી છે!

અગમના સૌ સંગ્રહનાં નામ 'અ'થી શરૂ થાય છે. 'અચરજ', 'અઢળક', 'અવનવ', 'અખિલાઈ' – એ સૌમાં શબ્દ અંતર્ગત અખિલાઈનો સંસ્પર્શ છે. 'નામરૂપ જૂજવાં પણ અંતે તો હેમનું હેમ હોયે!' એમનું કવિચિત્ત અખિલાઈનો અહેસાસ સતત અનુભવતું રહ્યું હોય એમ લાગે:

ક્યાંક ગઝલ અખિલાઈ મને તો ક્યાંક
નઝમ અખિલાઈ મને,
ગીતક–શ્વાસ સ્મરણ સાતત્યે દિવ્ય
કલમ અખિલાઈ મને!

કવિ લયલીન છે. લય એમને કવિતામાં દોરે છે. શબ્દો સહજ ગોઠવાઈ જતા હોય અને ક્યારેક ક્યારેક અર્થનાં એકથી વધુ વલયો આપોઆપ જ રચાતાં જતાં હોય એવું અનુભવાય. કવિતા કાનથી વાંચવાની કળા છે એ કથન અહીં અવારનવાર સાદૃશ્ય થતું જણાય.

આ ગીતનો ઉઘાડ જુઓ:

કાગળને છોડ... ફાલ અક્ષરનાં ફૂલ
રંગ નજરું પતંગિયાઈ ગેલમાં
જાણું ના પાર, એમ આરપાર ફૂલ
લીન હૈયું આનંત્યે ઉકેલમાં.

અનુભૂતિના આવા ઉઘાડ પછી એ લયમાં લળકી કે લપસી પડતી નથી.

દશ્ય ઉન્નત અનંત, પાંખ ક્ષણ ક્ષણ આકાશ
શ્વાસ... જીવનના શ્લોક અજબ લોકમાં.

* શ્રી અગમ પાલનપુરીના આગામી પાંચમા કાવ્યસંગ્રહ 'અખિલાઈ'ની પ્રસ્તાવના

'પતંગિયાઈ' જેવો શબ્દ 'ફાલ' અને 'ફૂલ'ના માહોલમાં આપોઆપ રચાઈ જાય છે. વહેતો લય અર્થની સપાટી પર તરતો રહેતો નથી. એના ઊંડાણમાં, અતલવિતલમાં પહોંચી ભાવકનુંય આગવું વિશ્વ ઉઘાડી આપે છે.

એવું જ બીજું એક ગીત:

તમે લીલાછમ ખેતર પર લહેરાતું રૂપ
તમે છાંયડીએ દશ્યાતી સોનેરી ધૂપ
હુંય ટહુકતા ફાગણની ફાળ હોં!

●

તમે ઝૂલંતો ઝૂલો... મુજ લ્હેરામણ શ્વાસ;
તમે વ્રજધજ ઉલ્લાસ... હાશ! તનમન ચોપાસ
હુંય ઘેલી કદંબ – કેલિ ડાળ હોં!

રૂપ-ધૂપ, ફાળ-ડાળ, શ્વાસ-ચોપાસ સઘળે એમને લય-પ્રાસ કવિતા તરફ જ દોરી રહ્યા છે. 'ટહુકતા ફાગણની ડાળ' એમ કહેવાયું હોત તોય એક સુરમ્ય – સ્થિર ચિત્ર તો થાત પણ એમનો લય સ્થિત. 'ડાળ'ની જગ્યાએ 'ફાળ' શબ્દની ગતિ લઈ આવી પહોંચે છે અને ત્યારે કાવ્ય અંતર્ગત ભાવ અને અભિવ્યક્તિનું એક નવું રૂપ ખીલે છે. આ અનાયાસ – કવિકર્મ બખૂબી માણો.

જોકે એય કહેવું જોઈશે કે ક્યારેક એમણે લયને લપસણો પણ થવા દીધો છે. 'દિલનો હોલો રે' જેવી રચનામાં 'હોલો'ના અનુસંધાને 'ઘોલો' 'ડોલો' 'ખોલો' 'ફોલો' 'લો... લો'ની પ્રાસરીતિ રસક્ષતિ કરે છે. આ અને આવી કેટલીક રચનાઓમાં જવાનો ઉપક્રમ અહીં નથી રાખ્યો.

૧૯૬૦થી ૨૦૦૫. ઠીક ઠીક લાંબા સમયગાળાની રચનાઓ અહીં છે. વર્ષોનો ગાળો એટલો મોટો છે કે ખાસ્સા સાડા-ચાર દાયકા દરમિયાન કવિચેતનામાં આવેલ ઉતાર-ચઢાવની સાથોસાથ આ સમય દરમિયાન પ્રચલિત લય-લઢણો, કાવ્યરીતિઓ, વિષયો વગેરેનો વ્યાપ પણ અહીં પથરાયેલો પડ્યો છે. મુખ્યત્વે ગીત, ગઝલ અને નઝમનાં કાવ્યસ્વરૂપો અહીં જોવા મળે છે. કેટલાંક પ્રાસંગિક શ્રદ્ધાંજલિ કાવ્યો પણ છે. ગઝલના સ્વરૂપમાં એમણે પંક્તિ – અનુપ્રાસ ગઝલ, દ્વિપ્રાસી સતત મકતા ગઝલ, મુસલસલ ગઝલ જેવા પ્રયોગ પણ સ્વરૂપને વફાદાર રહી કર્યા છે. છંદ અને લય બહુધા સહજ છે. આયાસનો અહેસાસ ક્યારેક થાય તો ક્યારેક છૂટ લીધી હોય એવુંય જણાય.

આ લાંબા કાળ દરમિયાન સ્વાભાવિક રીતે જ ઉતાર-ચઢાવની જિંદગી વચ્ચે કવિનાં બદલાતાં ભાવવિશ્વોમાં વિહરવાનું થાય છે. આખાય આકાશને હૃદયનું હર્ષટીપું કહેતા કવિની ગઝલ-નઝમોમાં 'નિજ ભીંસનો ભીડ – વખમિયો કાળ' જોવા મળે છે. 'પાય વાસંતી પડે ત્યાં પાનખર ટોળે વળે' એવું એવું જ થયા કરે છે. ક્યારેક એ ફરિયાદ પણ કરી લે છે!

સર્જનહાર! તને શું શોભે?
તું જ તમાશો જોવા થોભે!

કાગવાણી કોઈકના આગમનની ખબર આપે એ વાત જેટલી પ્રચલિત છે એટલી જ 'કાગનું બેસવું અને ડાળનું પડવું' એ ઉક્તિ છે. બંનેનો અહીં કાવ્યસહજ સંદર્ભ એકસાથે જોવા મળે છે!

'ભૂખ... ભૂખ' મહેમાનો થઈ મઝાર, આવે છે,
જીર્ણશીર્ણ સંબંધે યશ–પ્રહાર આવે છે.
ઊડ! ઊડ! બોલે છે ફડફડાટ કાગાઓ
ડાળ તૂટનારી પર બેસનાર આવે છે!

શેખાદમની યાદ આવી જાય એવી પંક્તિઓ જુઓ:

એકથી દિવસ પંદર છે પગારની રોનક,
તે પછી સમય-ગાળો સ્નેહીઓ! દુઃખદ સમજો.
કૈંક ઘેર ઘરરખ્ખુ વ્યસ્ત જીવ વલખે છે,
એક પક્ષ સુદ સમજો! એક પક્ષ વદ સમજો.

જોકે વલોપાતની આવી કંઈક કંઈક દશાઓમાં પણ કવિને 'એની' આરત રહી છે:

અરે! ખુદ નીસર્યો થઈ રોમરોમી 'તું જ તું' લઈને,
ન આવે કેમ સામે પંથ – ભરચક લક્ષ્ય તું થઈને.

આ આરતનો કવિને ક્યારેક ક્યારેક જવાબ પણ સાંપડ્યો છે:

અરે! આ શું અરવ રવ સાંભળું ધડકન – ગહન હૈયે...

જમનાતટે ઊભેલા તાજમહાલનું ચિત્ર આપણને પરિચિત છે. એની સાથે ખળખળ વહેતી સ્નેહસરિતાના તટે કવિના શાંત, અગમ ઉરભાવમાં જઈએ:

લ્યે, તુજ ખળખળ સ્નેહતટે હું શાંત અગમ ઉરભાવ
જમનાકાંઠે તાજમહલ – તર આરસવરણું ફૂલ!

'અગમ' ઉપનામ પણ સાર્થક અર્થ લઈ કવિતામાં કેવું ગોઠવાઈ જાય છે!

પ્રાસંગિક – શ્રદ્ધાંજલિ કાવ્યોમાં અંગત સંદર્ભોને એમણે ખૂબીથી વણી લીધા છે. સૈફ પાલનપુરીને શ્રદ્ધાંજલિ આપતાં એ કહે છે:

સૈફ! 'ફર... ફર... ફર' સરસ રૂમાલ મેં ખોયો અગમ,
હાથવગ શ્રદ્ધાંજલિએ આંખ મારી લ્હોઉં છું.

સંગ્રહની અંતિમ કૃતિ 'કલામ-સલામ'માં પાલનપુરના સૌ કવિઓને એમણે સંભાર્યા છે. અનવર કાઝી, લશ્કરખાં, શૂન્ય, સૈફ, ઓજસ, શૈલ, પંથી, અમર બધાંને યાદ કરતાં સ્વયમ્‌ને ય શેં ભૂલાય? કહે છે પૂરી વિનમ્રતાથી:

પાલનપુર નિત હૈયું હરદમ સહ-શાયર બ્રહ્માંડ તમામ
નમ્ર અગમને અન્તે સન્તે ગૂઢ અગમના ગાઢ સલામ!

•

બુંદ સમંદર કોણ? અહીં સહુ એકાકાર બરાબર
દ્વૈત ઉભય તદ્રૂપ સરાસર નિત અદ્વૈતી અવસર

આ અગમમાં બીજો એ ગૂઢ 'અગમ' પણ વસે છે. એના અદ્વૈતી અવસરમાં શામિલ થતાં આપણાથી પણ કહેવાય છે – 'મ્હોરી મન અખિલાઈ...'

□

## સમયને વ્હેણ

ભીંતે પડ્યા પડછાયા સાથે મને
રમતાંય રોક્યો હતો,
શિશુવયે દાદીમાએ કેટલી યે વાર
મને ટોક્યો હતો.

"પડછાયા સાથે ઝાઝી રમત ન હોય,
ભાઈ, ગાંડા થઈ જઈએ...'
પણ મને પડછાયાનું જ એવું તો ખેંચાણ,
ચોમાસુ કો' નદી તણું ન્હોય જાણે તાણ!
તે પડછાયે પડછાયે ખેલ્યા કર્યું,
એવાં ઊમડતાં પૂર ગાંડાં તૂર,
તરંગે તરંગે બસ રેલ્યા કર્યું

આજ, જ્યારે વીતી ગઈ વાત,
એકાએક કયહીંથી ય કોણ જાણે
દાદીમાનાં વ્હેણ તણો
સમયનાં વ્હેણ તણો તાગ મળે!
ભડભડ સઘળા ય રાગ બળે;
ભલે નિજની ય છાયા હવે
પડછાયા સાથ ભળે!

રાજેન્દ્ર શુક્લ

## Time's Flow

I was barred from even playing
with the shadow cast on the wall.
How many times Grandma had chided me
in childhood:
"Can't play so much with the shadow, son,"
you can go mad ..'

*But I had such a yen for the shadow,*
*like the monsoon's for river water flow!*
*So I kept playing with shadow after shadow.*
*So great was the mad urge*
*I kept flowing in surf after surf*

*To-day, when all this is long past*
*suddenly somehow, from somewhere*
*dawns the understanding*
*of time's flow*
*in Grandma's words.*
*All my entanglements are on fire,*
*let now my self's image*
*with the shadow merge!*

**Translated by Pradip Khandwala**

## એક છે

●

સંધ્યા ભટ્ટ

દેખાય છે અનેકમાં ને તોય એક છે;
એના જ નામની તો બધે આહ્‌લેક છે.

ગઝલો કહીને ધર્મ મારો હું નિભાવું છું,
જે પાળવી ગમે છે તેવી આ જ ટેક છે.

જોતો હો જેની વાટ, મળે સામે આવીને,
એવી ક્ષણો તો જિંદગીમાં માંડ બે'ક છે.

નિર્ભય થઈને છો ફરે જીવનની રાહ પર,
મૃત્યુના પીંજરામાં કેદી પણ દરેક છે.

દિલમાં મુશાયરા તો સતત ચાલતા રહે,
આમીન સાથ અલવિદાનો બસ વિવેક છે.

## સ્વથી પર

●

પ્રજ્ઞા દીપક વશી

હું તો જ્યારે જ્યારે બેઠી;
બસ ઇચ્છાને ક્યારે બેઠી.

લોક કહે કે આ ક્યાં બેઠી?
હું તો મારી વહારે બેઠી.

જોવા જેવું એ તો પાછું,
ભીતરને અંગારે બેઠી.

પડછાયાને પ્રશ્ન કરીને,
ઉત્તરને વરતારે બેઠી.

'સ્વથી પર' પર પહોંચું ક્યાંથી?
ઠેઠ અહમ્ તલવારે બેઠી.

સાવ અનોખી ચાલ હતી, પણ
બાજી હારી, ત્યારે બેઠી.

આજ નથી જે મારું છોડી,
કાલ ઉપર સંથારે બેઠી!

## ઉનાળુ બપોર

●

રમણીક સોમેશ્વર

કાચી-પાકી ઊંઘમાં લસરે સપનાં દિન-દહાડે.
ભીંસાય છાતીએ અસંગત ઊર્મિઓ. હાંફે
ફેફસાં ફાડીને ઇચ્છાઓ. લીમડો માથું ધુણાવી
ખેરવે અકળામણ. ધગધગે કાળી ડામરની સડક
નીચે અવાવરું યુગાંતરો. કકાટિયો સૂરજનો
ઘસાઈને નક્ષત્રોને ખેરવે તણખા આકાશે.
તણખે તણખે તડતડતી સળગે મારી ભીતર
ઢગલો થઈને પડેલી સૂકા ઘાસની ગંજીઓ.
તતડે તળિયાં મનનાં. બંધ બારી-બારણાં
વચ્ચે મૂંઝાય પવન. નીકળે તિરાડોમાંથી
ફુત્કારતો બહાર. આળોટે ધૂળમાં. ઉઝરડાય
ધરતી. ફૂંકી ફૂંકીને એને રીઝવે આકાશ.
મટમેલા પડછાયા વૃક્ષોના ઘસી ઘસીને
ઊજળું કરે ધરતીનું ડિલ.

– ત્યાં, કોઈ ભૂલું પડેલું પંખી ધીમું ટહુકે
ને સાંજ પડી જાય.

## સ્મૃતિ

●

રણજિત પટેલ 'અનામી'

અર્ધી સદી વહી ગઈ, પણ ના ભુલાતી!
કાળક્રમે ગત સ્મૃતિ ઘન-તીવ્ર થાતી.
લોકક્ષયી સમય સ્મૃતિ સમક્ષ વ્યર્થ!
નિર્વ્યાજ સ્નેહ-સ્મૃતિ મૃત્યુથી તેજ, સાર્થ.

ગુણાનુવાદ કરતાં નવ પાર આવે!
ને કાળ-ભારણ થતું હળવું સદાયે.
જે રિક્તતા હૃદય-ભીંસતી દૂર ભાગે,
ત્હારી સ્મૃતિ ઋજુ-મધુર પ્ર-પૂર્ણ લાગે.

એ દેહસૌષ્ઠવ શું આરસશિલ્પ મૂર્તિ!
અંગાંગમાં ઊભરતી અનિરુદ્ધ સ્ફૂર્તિ!
આત્માની આરસી સમી નયનાભિવ્યક્તિ?
કાર્યે અહર્નિશ કશી ઊભરાતી શક્તિ!

અર્ધી સદી વહી ગઈ, પણ તું જીવન્ત,
સાદ્યન્ત-મૂર્ત સ્મૃતિ, કાળ થકી અ-હન્ત.

## ઘરઝુરાઈ*

●

મહેશ દવે

મહેમાન સાથે
આછા અજવાળે
મીણબત્તીના પ્રકાશે
હું ડાઇનિંગ ટેબલ પર જમી રહ્યો છું સ્વાદિષ્ટ ડિનર ત્યારે,
અબનૂસ જેવો કાળો
મારો નોકર
રસોડાના બંધ કરેલા કાચના બારણે ઊભો છે ચૂપચાપ,
કારણ કે તેને કહેવામાં આવ્યું છે
ન બોલવું કે ન કરવો અવાજ કોઈ જેથી
સહેવો પડે ન ઘોંઘાટ બહાર બેસેલાંને.
એ પીરસવા આવે ત્યારે
હોય છે તેના મોં પર સ્મિત
પણ હું જાણું છું કે એ નથી સુખી
ઘરથી અલગ દૂર રહેવાનું સાલતું હશે દુઃખ તેને કે?
વરસમાં જાય છે એક વાર એ એને ગામ
મળે છે કુટુંબને.
આવી પાછો લાગી જાય છે કામમાં.
એના છે ઘણા સમદુખિયા —
માળી, ઘાટી, ડ્રાઇવર, પ્લંબર, સુથાર, રિપેરર
ગૅસવાળો, છાપાંવાળો, પસ્તીવાળો, શાકવાળો, ફેરિયો —
કુટુંબથી છૂટા પડીને રહે છે આ શહેરમાં.
ખાય ઢગલો ભાત, ઉપર ફક્ત મીઠું ભભરાવીને
કે મરચાં સાથે ખાય રોટલા જેવી રોટલી.
નથી એમના નસીબમાં ઘરની રસોઈની આત્મીય ગંધ,
ને નથી ઘરની સ્મૃતિ કે તેની ગમગીની
જીવે છે કુટુંબ-પ્રેમ ને હૂંફ વગરની એકાકી જિંદગી.
કનડે છે મને એમની ગરીબાઈ કરતાંય વધુ
તેમની સંબંધ-ગરીબાઈ.
નથી માણી શકતા તેઓ શહેરનાં ફૂલોની સુગંધ
કે નથી આવતી તેમને તેમના ખમીસ નીચેના પરસેવાનીય
દુર્ગંધ.
નથી લાગતી તેમને ઘરઝુરાઈ.
બેઠી છે ચૂપચાપ
કેટકેટલી ગરીબાઈ!

---

* અનીસ જંગના લેખથી પ્રેરાઈને...

## ખીરું તૈયાર છે...

●

સંસ્કૃતિરાણી દેસાઈ

મનના મોટા વાસણમાં
નાખતી ગઈ હતી અનુભવો, ઘટનાઓ, કલ્પનો
ને ભેળવી દીધાં હતાં બધાંને બરાબર.
જેમ ઢોકળાંનું ખીરું બાંધીએ તેમ.
સારું હલાવી, એકરસ કરી, ગાંઠાઓ તોડી
થોડું દહીં અને સોડા નાખીને
વાસણ ઉપર એક મોટું ઢાંકણું મૂકી
વજન મૂકી દીધું હતું તેના પર.
ઘણા વખતથી રાખ્યું હતું, અડક્યા વગર, ખલેલ
પહોંચાડ્યા વગર
સરસ આથો આવી ગયો છે હવે.
વાસણમાં અડધું જ ભરેલું હતું તોય
ઢાંકણા સુધી ઉપર આવી
બહાર પણ ઊભરાઈ ગયું છે થોડું.
હવે બોલો, શું બનાવું?
ખીચાને થોડું મસાલેદાર બનાવી, હાંડવો બનાવું?
કે પછી ઈડલીનાં બીબાંમાં રેડી,
ઈડલી ખાવી છે, ચટણી સાથે?
કે પછી ઢોકળાં?
આદું-મરચાં નાખીને વાટેલી અડદની દાળનાં વડાં
જેવું ખાવું છે?
કે પછી સરસ મજાની ખાંડ નાખીને
કેક જેવું બનાવી દઉં, ઓવનમાં મૂકીને?
બોલો, બોલો!
શું બનાવું?
ખીરું તૈયાર છે...
કાવ્યનું.

## આકાર જેવું રાખજે

●

ફિલિપ ક્લાર્ક

આવતા અણસાર જેવું રાખજે;
વાગતા ભણકાર જેવું રાખજે.

એ ઉદાસી કાપશે તારી પ્રિયે,
તું સ્મરણને ધાર જેવું રાખજે.

સાવ અમથા આમ લીટા દોર ના,
કૈંક તો આકાર જેવું રાખજે.

ત્યાગ તો તું શસ્ત્ર તારાં ત્યાગજે,
જીત કરતાં હાર જેવું રાખજે.

પાણીમાં તું એમ ના બેસી જતો,
આમ તો ઉપચાર જેવું રાખજે.

યાદ કરશે એ રીતે આખું નગર,
ચાલતી ચકચાર જેવું રાખજે.

## છબી – સમયના હાવભાવની ?

●

ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ'

ખોઈ ચૂક્યો છે તું બધી ખુશબૂય દાવની;
માટીય ટકશે ક્યાં સુધી તારા પડાવની ?

વીતી ગયા યુગો ચરણને હાથ લગ જતાં,
આવ્યું ન હાથ કૈં, રમત રમતા સ્વભાવની.

મત્સ્યોનું હોવું આમ તો છે આત્મઘાતી પણ,
જળને પ્રતીતિ થાય ક્યાં એ નેક ભાવની ?

મૂરત થઈ જતું જ મન એને વિચારતાં,
કે ઓગળી જતી શિલા એના અભાવની.

સુણતા રહીશું ક્યાં સુધી અધપળની વારતા,
ચીતરાય ક્યાં છબી સમયના હાવભાવની ?

કેવળ નથી જ ઘાવ કૈં ધડકનના ભીતરે,
નદીઓ વહે છે ફૂલનાયે રક્તસ્રાવની.

સોંપી દઈ ગઝલ જનમની હર મિરાતને,
ઓઝલ થઈ ગઈ જ છે કેડી લગાવની.

જાણે સમંદરોનું ક્યાં સંતત્વ આજતક !
કાયાપલટ કરી રહ્યું છે કોણ નાવની !

અંધાર વીંધતો ક્ષિતિજનાં ગોંફણો કરી,
મેલી રમતમાં તું જ છે સૂરજના દાવની.

'પરવેઝ'ના પ્રવાસમાં આવ્યું-ગયું છે કોણ !
કોને પડી છે ! એ ગઝલ એ આવ-જાવની !

## ...ભણકારામાં

●

મીરા આસિફ

સ્મિત સજનવા જોઈ લીધું મેં એક નયન પલકારામાં;
જેમ ગગન નીરખે ધરતી, કાયમ વીજ તણા ઝબકારામાં.

ફોરમતી કૈં ઊર્મિઓનાં શબ્દરૂપે આ ફૂલો બીડ્યાં,
હોય સમજદારી જો તુજમાં સમજી લેને અણસારામાં.

ઝબકી જાગી જાઉં સતત હું દ્વાર હવાથી ખખડે જ્યાં,
રાત વહે સપનાંમાં અડધી, અડધી એમ જ ભણકારામાં.

ટહુકા આઠે પહોર વહાવે કોકિલ કૂંજ - લતામાંથી,
નામ-રટણ છે એવું તારું હૈયા કેરા ધબકારામાં.

વાત ભીતરની માંડી બેઠા કેવા લોકો કોની પાસે,
કોણ દિલાસો દેશે 'મીરા', કોણ સમજશે હોંકારામાં ?

## હાઈકુ

●

ધનસુખલાલ પારેખ

મારા ઘરમાં
ચકલી માળો બાંધે.
પત્ની ઉદાસ.

દક્ષા વ્યાસ

## સ્વાગત

●

રવીન્દ્રનાથ ટાગોર

નવોઢા, હવે તારો પાઠ ભજવ. સાંભળ, અતિથિ આવી પહોંચ્યા છે.
એ તારા દ્વારને ભીડતી સાંકળ હળવેથી હલાવી રહ્યા છે, સાંભળે છે ને?

જોજે, તારાં નુપૂર વધુ મોટેથી ઝણકે નહીં. ધ્યાન રાખ કે તારાં પગલાં
એને મળવા વધારે અધીરાં ન થાય! તું તારો પાઠ ભજવ, નવવધૂ!
આ ગોરજટાણે અતિથિ આવી પહોંચ્યા છે.

નવવધૂ! એ ભૂતાવળ જેવો પવન નથી, ડર નહીં.

એપ્રિલની રાત્રિનો પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો છે; આંગણાના પડછાયા
ઝાંખા પડી ગયા છે; માથા પરનું આકાશ તેજોમય બની ગયું છે.

તને અનિવાર્ય લાગતો હોય તો ઘૂંઘટ તાણ. ડર લાગતો હોય તો
દ્વાર સુધી દીવો લઈ જા.

નવવધૂ! એ ભૂતાવળ જેવો પવન નથી, ડર નહીં.

શરમ લાગતી હોય તો તેની સાથે એક પણ શબ્દ બોલીશ નહીં.
દ્વાર આગળ મળે ત્યારે બાજુમાં ઊભી રહેજે.

નરી નિઃસ્તબ્ધતામાં એ તને કશુંક પૂછે તો તું તારી પાંપણ નીચી ઢાળી શકે.

હાથમાં દીવો હોય ત્યારે તારા કંકણને રણકવા દઈશ નહીં.
એને અંદર દોરી જજે.
સંકોચ થતો હોય તો એની સાથે એક પણ શબ્દ બોલીશ નહીં.

નવવધૂ! તારું કામ તેં હજુ પૂરું કર્યું નથી? સાંભળ, અતિથિ આવી પહોંચ્યા છે.

તેં કોઢનો દીવો પ્રગટાવ્યો નથી?

સંધ્યા સમયે એમની સેવામાં અર્પણ કરવાનો અર્ઘ્ય તેં હજુ તૈયાર કર્યો નથી?

તેં હજી સેંથીમાં સિંદૂર પૂર્યું નથી? રાત્રિનો શણગાર પણ સજ્યો નથી?

ઓ નવોઢા! સાંભળે છે? અતિથિ આવી પહોંચ્યા છે.

તું તારો પાઠ ભજવ!

---

(The Gardener, કૃતિ-૧૦)

## અવાજ

યુગો થકી સઘન એકલતા સમું અહીં
અવાજના નગરમાં વસતો, અવાજના
મકાનમાં જરઠ હું શ્વસતો અવાજને,
અવાજનો સમય તો ગ્રસતો અવાજને.
રચ્યો, રચ્યો પ્રથમ મેં જ અવાજ ને પછી
અવાજનું નગર આ ચણતો ગયો ત્યહીં
થતાં ગયાં સકલ અંગ અરે અવાજનાં
અવાજને જ બસ તે અડકી શકે હવે.
અવાજના ગગનચુંબિત દુર્ગનો ધ્વજ
અત્યંત નિશ્ચલ કશો પ્રસરી રહે તદા
અવાજની તરડના અવકાશની ક્ષણે
ક્ષણાર્ધમાં સ્મરણ એ તવ મૌનનું મને
અવાજને નિકટથી સરતું લહાય, ને
જરાક જ્યાં અડકવા ચહું અંગુલી થકી
અનંત ત્યાં તડતડાટ થતો અવાજનો.
અવાજને સભય સ્વેદ વળે અવાજનો.
અવાજ મુક્ત સ્થળનાં વસનારને તને
મળાય તો જ મળવું મુજને ય શક્ય છે,
અવાજની અચળતા અકળાવતી, તને
મળાય તો જ અહીંથી ચળવું ય શક્ય છે.
અવાજના ઉદધિનો તટ તો હશે કયહીં,
કયહીંક તો ક્ષિતિજ જેવું હશે અવાજને,
હશે, હશે મરણ જેવું ય કૈંક તો હશે.
અવાજનું ગુપિત ક્યાંક હશે, હજારમાં
પતાળમાં ગુપિત ક્યાંક હશે અવાજનું.
કઠોર આ સમય શા મકરત્વચાળવા,
અવાજના ઉદરને અવ ચીરવા મથો
અવાજના પ્રખર હે નખ! તો કદાચ હું
અવાજમુક્ત સ્થળનાં વસનારને મળું.
કદાચ હું ક્વચિતનાં વસનારને મળું,
કદાચ હું હૃદયશીર્ણવિશીર્ણતા તણા
અવાજના ધધખતા રુધિરપ્રવાહમાં
અવાજમુક્ત સ્થળનાં વસનારને મળું...

રાજેન્દ્ર શુક્લ

# The Sound

From time immemorial, I dwell here,
like dense solitude.

In this citadel of the sound,
callous, I breath sound itself.
In this abode of the sound.
the very time of the sound, engulfs the sound.

It was I, who created the sound,
and thereafter went on building this citadel therein.
All my limbs have started turning into the sound
and nothing but the sound can they now touch.

When the sky-kissing flag of the castle of sound
spreads absolutely still,
at the moment of a little space,
a crevice in the sound,
for half a moment, I, the sound, glimpse thy silence
and feel it gliding close by -
and my mere wish to touch it lightly with a finger
results in the infinite cracking of the sound.
The sound terrified, perspires of the sound itself.

If only I can unite with thee,
O dweller of the Abode of Silence!
I can, perhaps, unite with myself.
The immobility of the sound agitates me.
Only if I can unite with thee,
can I budge from this spot.

Somewhere, this ocean of the sound must have a shore
Somewhere, It must have something like a horizon.
There must be something like its end, its death.
Somewhere must surely be the secret -
of the death of the sound.
Hidden, perhaps in the nether-most world,
must be the secret of the death of the sound.

O! The piercing nails of the Sound,
do try hard to tear apart the crocodile-skinned,
time-hardened womb of the sound,
so that I may unite with the Dweller of the Abode
of Silence.
that, I may unite with the Dweller of Timeless
moment.
And in the hot torrent of the blood gushing forth
from the shattered heart of the sound,
May I meet and be one
with the Dweller of the Abode of Silence.

**- Translated by Nayana Jani**

(આસ્વાદ)

# નેહની નાજુક ક્ષણોની સ્વગતોક્તિ!

રાધેશ્યામ શર્મા

## દિવસો આવ્યા

આંબે બેઠો મોર
પ્રિયાની આંગળીઓ સાથે રમી રહેવાના દિવસો આવ્યા

કોયલ કેરો શોર
નેણમાં નેણ પરોવી ચૂપ હસી લેવાના દિવસો આવ્યા

ભરબપોરે બોલી રહેતો કાગ
કો'કની વાટ જોઈ રહેવાના દિવસો આવ્યા

કેસૂડાની ડાળ ડાળપે આગ
જેમની પ્રિયા રહી પરદેશ એમના નિઃશ્વાસોથી ઊના
દિવસો આવ્યા

મારે
સો સો ગીત ગાઈ લેવાના દિવસો આવ્યા.

– દિલીપ ઝવેરી
('આપણી કવિતાસમૃદ્ધિ' પૃ.૨૨૮)

ઉત્તર રામચરિત્રમાં 'તે દિવસો તો ગયા'ની નાટ્યક્ષણને કવિવરે અભિવ્યક્તિ અર્પેલી.

અહીં દિલીપ ઝવેરીએ 'દિવસો આવ્યા'નું મધુરાધિક ગાન એક પ્રેમગીતમાં વણ્યું છે.

હર્બર્ટ હૅરિકે વસંતના આગમનની પંક્તિઓ કંડારેલી,

'સ્વીટ સ્પ્રિન્ગ, ફુલ ઓવ સ્વીટ
ડેઝ એન્ડ રોઝિઝ'...

જાણે – અહીં પણ વસંતના દિવસો આવ્યા.

ઋતુનિમગ્ન પ્રકૃતિ, મોર-કોયલ અને પ્રિયાની સહ-સંગમ-ઉપસ્થિતિ કાવ્યનાયકમાં કેવા કેવા સૂક્ષ્મ ઉદ્દીપન-ભાવો ઝંકૃત કરે છે.

પ્રથમ પદ છે 'આંબે બેઠો મોર'. 'મોર' શબ્દવિનિયોગ રસાવહ છે. મોર એટલે મયૂર તો ખરો પણ આંબા પર બેઠેલ મોર – મંજરીનો ધ્વનિ માનવાની મુક્તિ ...ની લાગે.

એ મોર હોય કે મંજરી મોર હોય, નાયક માટે આવા દિવસ, પ્રિયાની આંગળીઓ સાથે રમી રહેવાના દિવસો રચી જાય છે. આંબાનો મોર યા મંજરી પણ આ મધુર તરુવરની આંગળીઓ જેવાં વરતાય તો આશ્ચર્ય નથી!

અને એ મોર – મયૂર આવી બેઠો હોય તો પ્રેમીને અંગુલિક્રીડા કરવા પ્રેરે તો એનોય હર્ષ છે.

શાથી?

મોરનો ટેહુકટેહુક ટહુકાર કવિએ અધ્યાહાર રાખી માત્ર મોર બેઠો એટલા જ નાજુક સંકેતથી નાયકની મસૃણ ચેષ્ટાને વર્ણવી છે.

મોર બાદ કોયલનો શોર કાંઈક બીજું જ અનુપમ સુઝાડે છે:

'નેણમાં નેણ પરોવી ચૂપ હસી લેવાના દિવસો આવ્યા'

નેણમાં નેણ 'પરોવી' લેવાની ઇચ્છા મોતી પરોવી જોવાથી જરીકે ઊતરતી નથી! પણ એનાથી મહિમાવાન આકાંક્ષા 'ચૂપ' હસી લેવાની ધારણામાં છે.

સ્નેહના 'સાઇલન્સ ઝોન'ની સર્જકને બરાબર ખબર છે. (આ લખનારની પસંદીદા કડીનું સાહચર્ય હન્ના અરેન પાસે કર્ષી જાય છે. એ યથાર્થ કથે છે, પ્રેમ જે ક્ષણે 'પબ્લિક' (પ્રોપર્ટી જેવો) બોલકો બની જાય એ જ પળે એ ખતમ થઈ જાય!)

રચનાના બીજા ગુચ્છમાં – આગળ મોરકોયલના ઉલ્લેખ બાદ – આવ્યો છે કાગ.

ઘરના મોભે છાપરે એન્ટેના પર કાગડો કાકા પેઠ કા – કા – કા બોલે તો અતિથિના આગમનની આગાહી કરે એ માન્યતાનો અહીં ઉપન્યોગ દેખાશે: કો'કની વાટ જોઈ રહેવાના દિવસો આવ્યા.

કોઈ સાદો/ ભલોભોળો કવિ હોય તો પટ દઈને લખી દે – પ્રિયાની વાટ જોવાના દા'ડા આવ્યા. પણ અહીં કોણ છે? તે તો ''કો'ક'' લખી ભાવક ઉપર અનુમાન કરવાનો અવકાશ આપે છે. ફોડ પાડીને કહી દે એવા આ કવિ ન

હોય, એ તો અભિધા - આવાસી કર્તાઓને સોંપ્યું...

'કેસૂડાની ડાળ ડાળપે આગ' પંક્તિ વાંચી નિરંજન ભગતનું અગન-ગીત, યાદમાં ઝબૂકી ગયું: 'મારે એક અગનગીત ગાવું, લાવાની લખધારે મારી લાગણીઓને નહાવું'...

ત્રીજા ગુચ્છની માત્ર બે પંક્તિઓ પ્રેમગીતને શતધા પુટ આપેલી સંજીવની સિદ્ધ કરે છે: 'મારે સો સો ગીત ગાઈ લેવાના દિવસો આવ્યા.' જાણતલ હોય તે જાણી જશે કે આખી કૃતિમાં નાયક–કર્તાનો અહં ક્યાંયે ડોકાયો નથી અને અંતે 'મારે' દ્વારા પ્રકટ્યો ત્યારે કેવી નજાકતથી આવ્યો.

મોર-શોર, કાગ-આગ, દિવસો આવ્યા જેવા પ્રાસ કૃતિના લયવહનને ઉપકારક થઈ આવ્યા છે.

હંગેરિયન કમ્પોઝર સિગ્મન્ડ રોમબર્ગનું કથન, આપણા સિદ્ધ કવિ દિલીપ ઝવેરીની આ પ્રેમગીતાને પણ અનુમોદે:

'A love-song is just a caress, set to music'.

વિવેચક ચંદ્રકાન્ત ટોપીવાળાએ એમના અધુના સમ્પાદન – 'આપણી કવિતાસમૃદ્ધિ'માં પ્રસ્તુત કૃતિ 'દિવસો આવ્યા' પ્રકટ કરી કવિ અને એમના કવનનો સમુચિત મહિમા કર્યો છે.

❑

# કલ્પવલ્લી પાંગરે!

જતન જાળવાનું તને, જો કલ્પવલ્લી પાંગરે,
આ સહજ સ્પર્શું અહીં કે જ્યાં ત્યાં પુષ્પો ઝરે!

સાંભળે કે વ્યોમગંગાનાં જલે કલકલ ધ્વનિ,
શબ્દ સહુ ઉન્મત્ત ઐરાવત સમી ક્રીડા કરે!

શ્વાસનાં સૂત્રે પરોવી દો શ્લોકોની ગાંઠ કે–
એક ચંદરવો બની સુંદર સકલને આવરે!

આપણી આહૂતિઓનો ધૂમ આકાશે અડે,
ફાગ પર્જન્યો બને, ચરુ ને ચન્દ્રમાઓ અવતરે!

સામવેદી સ્વર મિલાવીને ગઝલ આલાપિયેં,
કામ્ય અવ કાંઈ નથી તો કોણ ઊર્ધ્વે સંચરે!

(૧૮ જાન્યુ. ૧૯૭૮)

રાજેન્દ્ર શુક્લ...

# રાષ્ટ્રીય પક્ષી મોર The Common Peafowl (Pavo cristatus)

હેમેન્દ્ર એ. શાહ

ભારતમાં રાષ્ટ્રીય પક્ષી તરીકે ૧૯૬૨થી જેનો હોંશભેર સ્વીકાર કરવામાં આવ્યો છે, તે મોર જેટલું સુંદર કોઈ પણ પક્ષી વિશ્વમાં નથી.

હજારો પુસ્તકો, સેંકડો લોકગીતો, લાખો કૃષ્ણભક્તો મોરના સૌંદર્યની પ્રશંસા કરતાં થાકતાં નથી. મોરના થનગનાટભર્યા નૃત્યને જોઈને મોહિત થયા વગર કોણ બચી શક્યું છે? રવીન્દ્રનાથ ટાગોર, ઝવેરચંદ મેઘાણી અને હજારો કવિઓએ મોર વિશે સુંદર કાવ્યરચનાઓ કરી છે. 'મારું મન મોર બની થનગાટ કરે...'

કવિ અમીર ખુસરોએ કહ્યું હતું કે મોરના સૌંદર્યની પ્રશંસા કરવા માટે મારો શબ્દકોશ ખૂટી ગયો છે.

ભગવાન કૃષ્ણે મોરપીંછને પોતાના મુગટ તરીકે સ્વીકારી તેને અમરત્વ આપી દીધું છે, તેનું બહુમાન કર્યું છે.

ગુજરાત-રાજસ્થાનની લોકકલા, લોકગીતો, શિલ્પ, ભીંતચિત્રો વગેરેમાં મોરનો ઉલ્લેખ વિશેષ રીતે થયો છે. મોરને ઘણા ગ્રામવાસીઓ કૃષ્ણનું એક પ્રકારનું સ્વરૂપ માને છે અને દેવની જેમ પૂજે છે.

લગભગ દસ વર્ષ પહેલાં મુંબઈમાં મારો વન-મૅન શો 'પિકોક્સ આર ફૉર એવર' એન.સી.પી.એ.માં યોજાયો ત્યારે તેની અતિ પ્રશંસાથી ઘણા લોકો ભાવવિભોર થઈ ગયા હતા. વર્લ્ડ વાઇડ ફંડ ફૉર નેચરના ભારતના પ્રમુખ અને જાણીતા ઉદ્યોગપતિ સ્વ. શ્રી ગોદરેજસાહેબે અતિ પ્રશંસા કરીને આવું જ પ્રદર્શન 'વાઘ' પર પણ નિર્માણ કરવા મને કહ્યું હતું. અમદાવાદમાં આ પ્રદર્શન ભર્યું ત્યારે બાબુભાઈ મેઘજી શાહ (પૂર્વ સાંસ્કૃતિક ખાતાના મંત્રીશ્રી) તથા ઘણા બધા કલાકારોએ 'આટલું સુંદર પ્રદર્શન પહેલાં ગુજરાતનાં ગામડાંઓ – શહેરો અને પછી ભારતભરમાં દર્શાવવા માટે મને કહ્યું હતું.

મોર ભારતમાં પ્રસિદ્ધિ – માન પામ્યો તેટલો બીજા દેશમાં નથી પામ્યો તે વાત ખરી, પણ વિશ્વના ઘણા દેશોમાં પણ તેનું વિશેષ મહત્ત્વ છે.

મારું માનવું છે કે ગુજરાત – રાજસ્થાને તથા તેનાં લોકસાહિત્યે તેને અતિ મહત્ત્વ તથા લોકવંદનાથી નવાજ્યો ...નિયાભરમાં કોઈ પણ પ્રદેશે તેને ગુજરાત–રાજસ્થાન જેટલું મહત્ત્વ, લોકલાગણી અર્પિત કરેલ નથી.



રાષ્ટ્રીય પક્ષી મોર (તસવીર : હેમેન્દ્ર એ. શાહ)

મોર, શંકર–ઉમાના પુત્ર કાર્તિકેયના વાહન તરીકે ગણાય છે. ઘણા પ્રદેશોમાં સરસ્વતીદેવીનું વાહન રાજહંસ (પેલિકન) મનાય છે. પણ મોટા ભાગના પ્રદેશમાં સરસ્વતીદેવીનું વાહન સફેદ મોર હોવાનું મેં નોંધ્યું છે.

મુખ્યત્વે મોર ચાર પ્રકારના હોય છે. સર્વત્ર જોવા મળતો (૧) સામાન્ય મોર (ગળું ડાર્ક બ્લ્યૂ) (૨) અરુણાચલ પ્રદેશ તથા તેની નજીકના મ્યાનમારમાં જોવા મળતો લીલી ડોકવાળો – ગ્રીન પિકોક (૩) મોરનાં પીંછાંનાં મૂળમાં દેખાતો ગોલ્ડન – પીળો મોર – ગોલ્ડન પિકોક તથા મોટે ભાગે પ્રાણીબાગમાં દેખાતો (૪) સફેદ મોર.

લોકગીતો હોય, સુગમ સંગીત હોય, સિનેમાનાં ગીતો હોય કે શાસ્ત્રીય સંગીત હોય મોર વિશેનાં અદ્ભુત ગીતો સાંભળીને આપણે ભાવવિભોર થઈ જઈએ છીએ ને?

કૃષ્ણભક્ત કવયિત્રી મીરાંબાઈનું ગીત 'રાજા તારા ડુંગરિયામાં બોલે ઝીણા મોર' અનેક શાસ્ત્રીય ગાયકોએ જુદી જુદી રીતે ગાયેલું છે, જેમાં પં. ઓમ્કારનાથ ઠાકુરનો પણ સમાવેશ થાય છે.

ઘણાં વર્ષોથી એક લોકગીત અત્યંત લોકપ્રિય છે: 'મારે ટોડલે બેઠો રે મોર ક્યાં બોલે...' જે વારંવાર સાંભળવું આજે પણ બધાને ગમે છે.

મદમસ્ત નૃત્ય કરતો, કળા કરતો મોર જોઈને નૃત્યકારોને એક અદ્ભુત પ્રેરણા મળતી હોય છે. આપણાં

ક્લાસિકલ પુસ્તકોમાં મોરનો ઉલ્લેખ વારેઘડીએ થતો જોવામાં આવ્યો છે.

મહાન કવિ કાલિદાસના સર્જન, 'અભિજ્ઞાન શાકુંતલ', 'મેઘદૂત', 'કુમારસંભવ', બધામાં મોર તથા તેના નૃત્યનો ઉલ્લેખ જોવા મળે છે. આવાં તો હજારો પુસ્તકો છે જેમાં મોરનું વર્ણન હોય. મેં સૌરાષ્ટ્ર, કચ્છ, રાજસ્થાનમાં હજારો ભરતકામના નમૂના જોયા, જેમાં મોરને સુંદર રીતે દર્શાવાયો છે. તોરણોમાં પણ સૌથી વધુ મોર જોવા મળે છે અને ત્યાર પછી પોપટનું નિરૂપણ થયેલું છે.

મોર રાતવાસો – દિવસવાસો ઝાડની ઉપર કરે છે, પણ ખાડો ખોદીને માળો જમીન પર બનાવે છે. અત્યાર સુધી એવું મનાતું હતું કે માળાની અને ઈંડાંની જાળવણી, ફક્ત ઢેલ જ કરે છે પણ મેં ફોટો પાડીને સાબિત કરી બતાવ્યું છે કે મોર પોતે પણ ઈંડાં અને માળાની રખેવાળી કરે છે.

ચોમાસાની શરૂઆત થવાની હોય તેની પહેલી ખબર મોરને પડે છે અને તેને આનંદ આનંદ થઈ જાય છે, ટેહુંક ટેહુંક કરી ગામઆખાને ગજવે છે. એક મોરના ટહુકારાની ભાષા આસપાસના બીજા મોરોને પણ થાય છે અને તેનો પ્રેમભર્યો પ્રતિસાદ આપીને જંગલને – ગામને – ખેતરોને ભેગા મળીને ગજવી મૂકે છે.

મોર તેનું મદમસ્ત નૃત્ય ઢેલને આકર્ષવા કરે છે. મૌર્યવંશ મોરના નામથી સ્થાપિત થયો હતો. મયૂરાસન વિશે પણ બધાને ખબર છે.

રાજસ્થાન અને ગુજરાતમાં મોરને પવિત્ર પક્ષી, કૃષ્ણ ભગવાનનું સ્વરૂપ માનવામાં આવે છે. તેથી તેના માંસને ખાવાની વાત તો બાજુમાં રહી તેના વિશે કોઈ ખરાબ પણ બોલતું નથી. તેમ છતાં નાના પાયા ઉપર તેનું પોચિંગ થાય છે અને ઘણી વાર અનાજ સાથે ઝેર આપીને તેનો શિકાર કરવામાં આવે છે. તેનાં પીંછાંના પંખા બનાવી શહેરોમાં વેચવામાં આવે છે!

દક્ષિણ ભારતમાં મોરનું માંસ ઘણું ખવાય છે તેમ મારા પત્રકાર મિત્રો મને કહે છે!

મોરના ખોરાકમાં છે દાણા, વનસ્પતિ, કંદમૂળ, જીવડાં, કાંચીંડા અને સાપ. સાપ ખાઈને ઝેર પચાવી જાય છે તેથી તેનું એક નામ 'નીલકંઠ' પણ છે.

નીલકંઠ સિવાય મોરનાં બીજાં નામો છે: મયૂર, ભુજંગભુક, મેઘાનંદ, શિખંડીન, કેકિન, કલાપી વગેરે. સો વર્ષ પહેલાં થઈ ગયેલા લાઠીના દરબાર, કવિ સૂરસિંહજી તખ્તસિંહજી ગોહિલે પોતાનું તખલ્લુસ 'કલાપી' રાખેલું. તેમના પ્રસિદ્ધ કાવ્યસંગ્રહનું તેમણે રાખેલું નામ 'કલાપીનો કેકારવ' ગુજરાતી કવિતાની મોટી વિરાસત છે.

મોર વિશે જોકે ઘણું લખી શકાય...

❑

**પ્રતિભાવ : ગુજરાતી સાહિત્ય પ્રદાન પ્રતિષ્ઠાનની પ્રવૃત્તિઓ**

સ્નેહીશ્રી પ્રબોધભાઈ,

... જૂન અંકના તંત્રીલેખમાં તમે ગુજરાતીમાંથી અન્ય ભાષાઓમાં અને ખાસ તો અંગ્રેજીમાં અનુવાદો થવા ઉપર ઉચિત ભાર મૂક્યો છે. જો કે આ લેખમાં તમારી સમક્ષ ગુજરાતી કવિતાઓ જ છે. આ સંદર્ભે અમે અહીં જે ગુજરાતી સાહિત્ય પ્રદાન પ્રતિષ્ઠાનની સ્થાપના કરી છે અને તેના ઉદ્દેશને લક્ષમાં રાખીને જ પુસ્તક પ્રકાશન પ્રવૃત્તિ હાથ ધરી છે એની માહિતી તમને હશે જ. આ ટ્રસ્ટ દ્વારા છેલ્લાં બે વરસમાં છ પુસ્તકો પ્રકાશિત થયાં છે. આમાં સર્વશ્રી જ્યોતીન્દ્ર દવે, કિસનસિંહ ચાવડા, વજુ કોટક, ચુનીલાલ મડિયા, દિલીપ રાણપુરા અને હરકિસન મહેતાનો સમાવેશ થાય છે. આ વર્ષે સર્વશ્રી કાકાસાહેબ કાલેલકર, કરસનદાસ માણેક, ડૉ. રમેશ જાની અને દિનકર જોષીનાં એમ ચાર પુસ્તકો હિન્દી તથા મરાઠી ભાષામાં છપાઈ રહ્યાં છે. આવતા વરસ માટે કુલ છ-એક પુસ્તકોના અનુવાદો થઈ રહ્યા છે. આ પુસ્તકો અમે છાપતા નથી પણ જે તે ભાષામાં હસ્તપ્રત તૈયાર કરાવીને તે તે ભાષાના વ્યવસાયિક પ્રકાશકો દ્વારા પ્રકાશન કરાવીએ છીએ. આનો ઉલ્લેખ પણ તમારા લેખમાં થયો હોત તો વાચકોને વધારે વિગત મળી શકી હોત. આ વિષયમાં 'ચિત્રલેખા' (વાર્તાવૈભવ વિશેષાંક - ડિસેમ્બર ૨૦૦૫)માં લખાયેલા મારા લેખની નકલ મોકલું છું મરાઠી ભાષામાં 'ઉદ્દેશ' જેવું 'અંતનાર્દ' નામે માસિક પ્રગટ થાય છે એના તંત્રી શ્રી ભાનુ કાળેએ પ્રતિષ્ઠાનની આ પ્રવૃતિઓની વિગતે નોંધ લેતો લેખ આ મહિને (જૂન ૨૦૦૭) લખ્યો છે એ પણ મોકલાવું છું... કુશળ હશો.

૨૨-૬-૨૦૦૭, મુંબઈ

**દિનકર જોષી**

# 'રુદ્રાક્ષના મણકા જેવાં કાવ્યો આપનાર' રાજેન્દ્ર શુક્લને રણજિતરામ સુવર્ણચંદ્રક

•

પ્રબોધ ર. જોશી

શ્રી રણજિતરામ સુવર્ણચંદ્રક જેમના ગળામાં ધારણ થતાં સોળે કળાએ ઓપતો હતો અને જેમનું ગળું પણ આજે કંઈક વિશેષ ખૂલ્યું – ખોંખાર્યું (એમણે સમારંભમાં ગાયેલી કવિતા 'સમદર ગાજે હો' જેવું) જણાતું હતું એવા આપણા કવિ–ઋષિ રાજેન્દ્ર શુક્લએ ૨૦૦૬ના વર્ષનું આ સન્માન ધારણ કરતાં, પ્રતિભાવ આપવાનું કહેવામાં આવતાં, 'અવાજના નગર' અમદાવાદમાં ભાઈકાકા હૉલમાં શનિવાર, તારીખ ૨ જૂન, ૨૦૦૭ના રોજ જણાવ્યું હતું કે પ્રતિભાવ તો હજુ જન્મે છે...'

ક્રિયા વિશુદ્ધ કે કશી પ્રતિક્રિયા નવ હો

એમણે આમ પોતાની કવિતાપંક્તિઓથી એમ પણ કહ્યું કે

આ વખત તો વેશમાંથી નીકળી ગયો છું હું,
શબ્દના પ્રદેશમાંથી નીકળી ગયો છું હું.

અને ઉમેર્યું કે આ દાઢી જો વધુ વધી હોત તો આ ચંદ્રક પણ કદાચ ઢંકાઈ જાત! એમ કહેવામાં કવિનું વિમલ અલગારીપણું પ્રગટતું હતું.

સાંજ ઢળતાં જ રોશન થતા, મ્હેકતા.
હાથ ગજરા ગળે હાર ઝુલાવતા;
ખીંટીએ લટકતી રાખીને રિક્તતા
આ અમે નીકળ્યા ખેસ ફરકાવતા...

આમ કહેતાંમાં એમણે ખેસ જરા સરખો કર્યો અને વક્તવ્યને કવિતારૂપે જ વહેવા દીધું. (મંચસ્થ શોભાયમાન સહધર્મચારિણી નયનાબહેન પણ ક્યારેક એમની કવિતામાં સૂર સજાવતાં તો એમના અવાજને ભીનો રાખવા એમના સુધી પાણી પણ પહોંચાડતાં) અને બબ્બે કલાક સુધી કદાચ એમને સાંભળવા જ ટકી રહેલા શ્રોતાઓ એમને સાંભળતા રહ્યા...

જ્યાં શબ્દનો અટકી ઊભેલો રથ હશે
ઓ અતિરથી એ ઇતિ નહીં પણ અથ હશે,

કહી, એમણે કથનની ઇતિશ્રી કરી અને આભારવિધિ થવામાં હતી ત્યાં શ્રોતાગૃહમાંથી નયનાબહેનને પણ કંઈક કહેવા આગ્રહ પ્રગટ થયો. નયનાબહેને રાજેન્દ્રભાઈના વક્તવ્યની સરસ પૂર્તિ કરતાં ટૂંકાણમાં, એટલે કે ટૂંકાણમાં જ કહ્યું કે, 'આજે આ મારો જ આનંદ સામે દેખાય છે.' અંતમાં ઉચિત રીતે, અત્યંત સંક્ષેપમાં આભારવિધિ કરતાં શ્રી યોગેશ જોષીએ રાજેન્દ્રને 'રુદ્રાક્ષના મણકા જેવાં કાવ્યો આપનાર કવિ' તરીકે બિરદાવ્યા. પૂર્વે સૌનું પુષ્પહારથી સ્વાગત થયું ત્યારે કાર્યક્રમના ભાગરૂપે નહીં પણ કોઈકની સૂઝથી, શ્રોતાગણમાં જેમની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી તે કવિગુરુ પ્રિ. તખ્તસિંહ પરમારને પુષ્પો સાથે મળવા કવિ સ્ટેજ ઊતર્યા ત્યારે કવિના હાથમાં પુષ્પ અને જાણે કવિપંક્તિઓ બોલતી હતી...

આસપાસમાં અદીઠ કોણ આ અભાન ખૂલે,
શું બન્યું કે એક એક ફૂલની જબાન ખૂલે!

આ ક્ષણ આગળ બેઠેલાં સૌએ કંડારી હશે! (જુઓ પૃ.૪૬૮)*

સમારંભનું સંચાલન કરતાં આરંભમાં જ શ્રી પ્રિયકાન્ત પરીખે કહી દીધેલું કે તેઓ વક્તાઓનાં વક્તવ્યો બિનજરૂરી રીતે દોહરાવશે નહીં અને સમારંભને સ્વયમ્ સંચલિત રહેવા દેશે. તૃપ્તિબહેનની પ્રાર્થના પછી ધૈવત દ્વારા કાવ્યગાનથી કાર્યક્રમનો ખરો આરંભ થયો. તબલાંસંગત જાજવલ્ય શુક્લની હતી. કાર્યક્રમમાં આ બંને કવિપુત્રોનું આગમન અને કાવ્યગાન પછી પાછળની બેઠકે બિનવિક્ષેપક રીતે ગોઠવાઈ જવું ગરિમાપૂર્ણ હતું. સમારંભને પોતાના વક્તવ્યથી સરસ રીતે ઉઘાડી આપી શ્રી રાજેશ વ્યાસ 'મિસ્કીન'ને અન્ય અનિવાર્ય રોકાણને કારણે જવું પડ્યું હશે. શ્રી રાજેન્દ્ર પટેલે કવિની આધ્યાત્મિક અને ગઝલેતર કવિતાની સારી વાત કરી હતી.

શ્રી કુમારપાળ દેસાઈએ કવિનું સમગ્રલક્ષી મૂલ્યાંકન કરતો આલેખ રજૂ કર્યો હતો. ગુજરાત સાહિત્ય સભાના પ્રમુખ શ્રી મધુસૂદન પારેખે ચંદ્રક પ્રદાન કરતાં પ્રાસંગિક વક્તવ્ય આપ્યું હતું. શ્રી પ્રફુલ્લ રાવલે સ્વાગત પ્રવચન કર્યું હતું.

આ સુદીર્ઘ સમારંભ પૂરો થતાં, ઘર ભણી ગોઠવાતાં કવિપંક્તિઓ જ મનમાં ઘૂંટાતી રહી:

એ કહે કે મૌન રાખ ભીતરે જ ઘૂંટ સકલ
શું કરું હું શ્વાસ શ્વાસ ઉચ્છલંત ગાન ખૂલે...

□

* અંકમાંની કવરપેજની અને સમારંભની તસવીર શ્રી દીપક સોની દ્વારા.

સંકલન : અશોક ચાવડા

## પુરસ્કાર/ સન્માન

- આપણા મૂર્ધન્ય કવિશ્રી ઉમાશંકર જોશીની પ્રતિમાનું અનાવરણ કરવાનો કાર્યક્રમ કવિના વતન બામણા (તા. ભિલોડા, જિ. સાબરકાંઠા) મુકામે કવિના જન્મદિવસે તા.૨૧ જુલાઈ, ૨૦૦૭ને શનિવારના રોજ બપોરે ૩-૦૦ કલાકે ગાંધીનગર ચેરિટેબલ ટ્રસ્ટ દ્વારા આયોજિત કરાયો છે. ગાંધીનગર ચેરિટેબલ ટ્રસ્ટ વિવિધ શૈક્ષણિક, સાહિત્યિક તેમજ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ દ્વારા ગુજરાતના સંસ્કાર જીવનને સમર્પિત છે. આ પ્રવૃત્તિઓના ભાગરૂપે ટ્રસ્ટના મેનેજિંગ ટ્રસ્ટી તથા ભારત સરકારના વસ્ત્રમંત્રી શ્રી શંકરસિંહ વાઘેલાની પ્રેરણાથી આ કાર્યક્રમનું આયોજન થયું છે એમ આપણા કવિ, નવલકથાકાર શ્રી કિશોરસિંહ સોલંકીએ આ સમાચાર આપતાં જણાવ્યું હતું. કાર્યક્રમમાં ઉપસ્થિત રહેવા સૌ સાહિત્યપ્રેમીઓને જાહેર નિમંત્રણ અપાયું છે.

- ડૉ. ચંદ્રકાંત ટોપીવાળાને પ્રો. અનંતરાય મ. રાવળ વિવેચન ઍવૉર્ડ તથા શ્રી તખ્તસિંહ પરમારને પ્રો. અનંતરાય મ. રાવળ શિક્ષક ઍવૉર્ડ સદ્ગતની સ્મૃતિમાં રચાયેલ પ્રો. અનંતરાય મ. રાવળ સમિતિ દ્વારા તા.૪ મે ૨૦૦૭ના રોજ ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના હીરાલાલ ભગવતી સભાગૃહમાં ડૉ. ધીરુભાઈ ઠાકરના હસ્તે એનાયત થયા. આ પ્રસંગે શ્રી વિનોદ અધ્વર્યુએ 'મુનશીનાં નાટકો' ઉપર સ્મૃતિવ્યાખ્યાન આપ્યું હતું. ડૉ. કુમારપાળ દેસાઈએ સ્વાગત પ્રવચન કરતાં સમિતિની પ્રવૃત્તિઓની ટૂંકમાં માહિતી આપી હતી. સમારંભમાં શ્રી અનંતરાય રાવળના સુપુત્ર શ્રી ઉદયન રાવળ ઉપસ્થિત રહ્યા હતા. કાર્યક્રમનું સંચાલન અને સમાપન ડૉ. નલિનીબહેન દેસાઈએ કર્યું હતું.

- શ્રી નારાયણ દેસાઈને એમના ગાંધીચરિત્ર-લેખનના પુસ્તક 'મારું જીવન એ જ મારી વાણી' માટે ભારતીય જ્ઞાનપીઠનો ૨૦૦૪ના વર્ષ માટેનો 'મૂર્તિદેવી ઍવૉર્ડ એનાયત કરવાની જાહેરાત કરાઈ છે.

- ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા પ્રતિ વર્ષ અપાતા 'ગૌરવ પુરસ્કાર' માટે ૨૦૦૩ના વર્ષ માટે શ્રી ડૉ. મધુસૂદન પારેખ, ૨૦૦૪ના વર્ષ માટે ડૉ. ભોળાભાઈ પટેલ, ૨૦૦૫ના વર્ષ માટે શ્રી વિનોદ ભટ્ટ અને ૨૦૦૬ના વર્ષ માટે ડૉ. ચંદ્રકાંત શેઠની વરણી કરવામાં આવી છે.

- શ્રી સંજય શ્રીપાદ ભાવેને મરાઠી લેખક શ્રી લક્ષ્મણ માનેના પુસ્તક 'ઉપરા'ના ગુજરાતી અનુવાદ માટે સાહિત્ય અકાદમી, દિલ્હી તરફથી ઈ.સ. ૨૦૦૬નું અનુવાદ માટેનું પારિતોષિક એનાયત કરવાની જાહેરાત થઈ છે.

## લોકાર્પણ

- તા.૨-૫-૨૦૦૭ના રોજ કવિશ્રી લાલજી કાનપરિયાકૃત કાવ્યસંગ્રહ 'હરિના હસ્તાક્ષર'નું વિમોચન સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના પૂર્વ કુલપતિ અને સુરતના વર્તમાન મેયર ડૉ. કનુભાઈ માવાણીના હસ્તે ફતેપુર (જિ.અમરેલી) મુકામે કરવામાં આવ્યું. સંતકવિ ભોજા ભગતની ૨૨૨મી જન્મજયંતી મહોત્સવ અંતર્ગત યોજાયેલ આ લોકાર્પણ સમારોહમાં સંત-મહંતો અને 'કાવ્યસૃષ્ટિ'ના તંત્રી શ્રી સુરેશ વિરાણી ઉપસ્થિત રહ્યા હતા.

અશોક ચાવડા

## ફાર્બસ ગુજરાતી સભા




આપણે ત્યાં છાપાં વાંચનારો વર્ગ કેટલો હશે? આ સવાલનો જવાબ જે મળે તેના એકાદ ટકા જેટલો વર્ગ સામયિકો વાંચનારો હશે તેવું અનુમાન લગભગ ખોટું ન પડે. સામયિકોમાં પણ અઠવાડિક, પખવાડિક, માસિક, દ્વિમાસિક – માંડ માંડ યાદ રહે. એમાંય ત્રૈમાસિક એટલે કે દર ત્રણ મહિને જોવા મળતું સામયિક હોય તો તેને ટકાવી રાખવું ઘણું દુષ્કર છે. જોકે આવી કપરી પરિસ્થિતિમાં પણ સાહિત્યિક વાચનક્ષુધા ધરાવતા વાચકો 'ફાર્બસ ગુજરાતી સભા' ત્રૈમાસિકથી અજાણ ન જ હોય.




તાજેતરમાં ફાર્બસ ગુજરાતી સભા આપઓળખની મથામણ ભાગ-૧ અને ૨ એમ દળદાર સ્વરૂપમાં પુનઃ પ્રકાશિત થયું છે. મુદ્રણની સાથે સાથે કૉમ્પેક્ટ ડિસ્ક (સીડી) સ્વરૂપે પણ પુનર્જન્મ પામેલ આ ત્રૈમાસિકમાં અગાઉ પ્રકાશિત થયેલી વાચનક્ષમ સામગ્રી ચૂંટી ચૂંટીને અહીં મૂકવામાં આવી છે. આ સામગ્રી ત્રૈમાસિકના ૧૯૩૬થી ૧૯૮૬ સુધીના પહેલા એકાવન અંકોમાંથી ચૂંટીને સાત વિભાગોમાં પ્રસ્તુત કરાઈ છે.

આ સંપુટના સંપાદક સિતાંશુ યશશ્ચંદ્ર 'ઉર અંતર લીધો જાણ': આપઓળખની મથામણ અંતર્ગત લખે છે, 'આ અંકો જોઈને કોઈ કહેશે કે બે થાળમાં બત્રીસ પકવાન મોકલવાને બદલે આ તો બે છાબમાં બે મૂઠી અનાજ મોકલી આપ્યું છે! ખરી વાત છે, પણ ખાનારો જો ખરો ખેડૂત હોય તો એ પારખી લેવાનો કે આ તો બે મૂઠી બિયારણ આવ્યું છે. તે, એ પણ અલગ અલગ ધાન જુદાં રહે એની કાળજી રાખી સાત પોટલીઓમાં મોકલ્યું છે. 'ન થાય ઘૈંશ ને ન થાય ઘાણી', એવું તો નથી. જોકે ગુજરાતી કવિ બીકાએ તો ગુજરાતમાં ઊગતા અઢાર જાતના ધાનની કવિતા કરી છે. (જુઓ ૭૧/૩ વિ.૬). એ બધાં તો નહીં, પણ સાત જાતનાં બીજ વીણી વીણીને, અલગ રાખીને, મોકલ્યાં છે ને બાકીનાં સભાના પુસ્તકાલયમાં, એવી જ રીતે રાખ્યાં છે.




પણ વાવણી પહેલાં ખેડાણ કરવું પડે અને ખેડવું એટલે સખત થઈ ગયેલી માટીને ઉપરતળે કરી મૂકવી.'

પ્રસ્તુત સંપુટનું જમા પાસુ તેનું ડિજિટલાઈઝેશન પણ છે. મુદ્રિત સામગ્રી પીડીએફ ફોર્મેટમાં કૉમ્પેક્ટ ડિસ્કમાં ઉપલબ્ધ છે. વળી, સાંકળિયા અંતર્ગત પુસ્તકમાં પણ જેન્તે ખાસ લેખોની સીડી ઈન્ડેક્સ પણ આપી છે, જેથી વાચક જેન્તે વિભાગમાં જઈ લેખ વાંચી-માણી શકે.

આમ, ત્રૈમાસિક સામયિક જ નહીં, પુસ્તકરૂપે જ નહીં પણ ડિસ્ક રૂપે ઉપલબ્ધ હોવાથી આવનારા દિવસોને દિવસો સુધી વાચકહૈયે જગ્યા બનાવશે એવી આશા ઠગારી નહીં નીવડે. પદ્મશ્રી સિતાંશુ યશશ્ચંદ્રની આ સંપાદન-કુનેહ અન્ય સંપાદકોને પણ રાહ ચીંધશે. અત્રે ઉલ્લેખનીય છે લેખની જોડણી મૂળ પ્રકાશિત લેખ મુજબ જ રાખી છે. સંપુટનું આવરણ અને ડિઝાઈન પણ ગરિમામાં વધારો કરે છે. વિશેષ તો વાચક સંપુટ જુએ, વાંચે અને માણે ત્યારે જ જાણે.

*[ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક (આપઓળખની મથામણ ૧ અને ૨): સંપાદક: સિતાંશુ યશશ્ચંદ્ર, સંપર્ક: ફાર્બસ ગુજરાતી સભા, કીર્તન કેન્દ્રને ત્રીજે માળ, ઉત્પલ સંઘવી સ્કૂલ સામે, સંત જ્ઞાનેશ્વર માર્ગ, જુહુ, મુંબઈ – ૪૦૦ ૦૪૯.]*

## વર્ષાનું સ્વાગત

તૃષ્ણાની શાંતિ! સુંદર કાંતિ!
આવો હે નિખિલના સંતાપ-ભંજન!

ધરા તણા વક્ષે દિગ્વધૂચક્ષે
સુશીતલ-સુકોમલ શ્યામરસરંજન!

આવો વીર છંદે નવ કટિ બંધે
વિદ્યુતઅસિલતા બાજી ઊઠે ઝનઝન!

તવ ઉત્તરીયે છાયા ભરી દિયે
તમાલ-વન-શિખરે-નવનીલ-અંજન.

તમરાંની સંગે માલતીની ગંધે
મળી રહે ચંચલ મધુકર ગુંજન.

નૃત્ય વિભંગે આવો નવ છંદે
સચકિત પલ્લવે નાચે જેમ ખંજન.

રવીન્દ્રનાથ
અનુ.: નાથાલાલ દવે
('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક ૨, સપ્ટેમ્બર ૧૯૯૦માંથી)

## અંધારું કરો!

વૃક્ષ ગાતું ઘેનભીનું ગાન, અંધારું કરો!
આંખ મીંચે છે બધાંયે પાન, અંધારું કરો!

ફૂલ નહીં તો ફૂલ કેરી પાંખડી! આ શ્વાસથી
વેદનાને આપવાં છે માન, અંધારું કરો!

ઓગળ્યાં આ વૃક્ષ, પેલા પ્હાડ ને ઝાંખી નદી
ધુમ્મસો શાં ધૂંધળાં મેદાન, અંધારું કરો!

મૌન ઝીણું કૈંક બોલે છે અને એકાંતના
છે-ક લંબાતા રહે છે કાન, અંધારું કરો!

ધ્રૂજતા હાથો પસારે છે હવાયે ક્યારની
સ્પર્શ ઊભા છે બની વેરાન, અંધારું કરો!

નિર્મિશ ઠાકર
('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક ૩, ઑક્ટોબર ૧૯૯૦માંથી)

## ચલો ચમેલી

ચલો ચમેલી, સાંજ ખીલી છે,
સાંજ તણી ખુશબોની સુરખી
કપોલ તારે આજ ખીલી છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

મેં નયનોમાં પુષ્પ નયનની
પરિમલ ધારા પૂર્ણ ભરી છે,
અહો બગીચે છટા હરિત કો
તવ વસનોથી હરી ભરી છે,
ગીત ઝરણનાં ચરણ તળાંસી
કૈંક મોતીડાં કશાં ઢળ્યાં છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

ચલો ચમેલી, કો રસહેલી
આભ થકી અબ રહી ઝૂકી છે,
મેં મટકી મુજ જુગ જુગ ખાલી
પનઘટ લઈ જઈ ખૂલી મૂકી છે,
હે બદરી, તું બરસનહારી,
હવાં કસોટી કોની રહી છે?
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

ચલો ચમેલી, ગોરસઘેલી!
તને પ્યાસની પ્યાસ લગી છે,
આજ શ્યામની ચંદ્રચૂડ પર
મેં મારી અર્પી કલગી છે.

આજ બંસીના અધર પરે કો
અધર તણાં અહેસાન ઢળ્યાં છે.
ચલો ચમેલી, સાંજ ખીલી છે!

સુન્દરમ્
('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક ૨, સપ્ટેમ્બર ૧૯૯૦માંથી)

ઉદ્દેશ

વર્ષ ૧૬મું *

ઑગસ્ટ-૨૦૦૫થી જુલાઈ-૨૦૦૬

# સૂચિ

સૂચિકાર: હરદ્વાર ગોસ્વામી



* વર્ષ ૧૬ (ઑગસ્ટ ૨૦૦૫થી જુલાઈ ૨૦૦૬)ની સૂચિ સંજોગવશાત્ જુલાઈ ૨૦૦૬ના 'ઉદ્દેશ'ના અંકમાં પ્રગટ કરી શકાઈ ન હતી. આ અંકમાં બે વર્ષની સૂચિ સાથે આપી છે. એથી આ અંકમાં ૬ પાનાં વધારાનાં રોકાયાં છે. નિયત પૃષ્ઠોમાં ૪ પાનાં, આ અંક પૂરતાં, વધાર્યાં છે. –

## વાર્તા



## સ્વાધ્યાય અને સમીક્ષા

## પ્રકીર્ણ

## તંત્રી નોંધ

# ઉદ્દેશ

**વર્ષ ૧૭મું ***
**ઑગસ્ટ-૨૦૦૬થી જુલાઈ-૨૦૦૭**

## સૂચિ

સૂચિકાર : હરદ્વાર ગોસ્વામી



* આ વર્ષે નવેમ્બર ૨૦૦૬ અને ડિસેમ્બર ૨૦૦૬ના મહિનાના અંક પ્રગટ થયા ન હતા. આ બન્ને મહિનાનો સંયુક્ત અંક (સળંગ અંક : ૧૯૬) ".. " ના ૨૦૦૭માં શ્રી રમણલાલ જોશી સ્મૃતિ વિશેષાંકરૂપે પ્રગટ થયો હતો. – તંત્રી

## વાર્તા/લઘુકથા



## અંગુલિનિર્દેશ/ ગ્રંથગરિમા

## સ્વાધ્યાય અને સમીક્ષા/અભ્યાસ/વિવેચન



## લેખો/આસ્વાદ/નિબંધ

## વાર્તા/લઘુકથા



## અંગુલિનિર્દેશ/ ગ્રંથગરિમા

## સ્વાધ્યાય અને સમીક્ષા/અભ્યાસ/વિવેચન



## લેખો/આસ્વાદ/નિબંધ

## સાંપ્રત પ્રવાહો/સાહિત્યવૃત્ત/અહેવાલ



## તંત્રી નોંધ



## ઉદ્દેશ શ્રેષ્ઠ

# આ અંકના સર્જકો

| | |
|---|---|
| • રાજેશ વ્યાસ 'મિસ્કીન' | ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ – ૩૮૦ ૦૦૭ |
| • પ્રબોધ ર. જોશી | 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ – ૩૮૦૦૫૮ |
| • પ્રદીપ ખાંડવાળા | બી/૧૦૧, જ્યુપિટર ટાવર, અંકિત બંગ્લોઝ સામે, બોડકદેવ, અમદાવાદ – ૩૮૦૦૫૪ |
| • દુષ્યંત પંડ્યા | 'સંન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ – ૪, જામનગર – ૩૬૧૦૦૮ |
| • નીતિન વડગામા | 'તાંદુલ', ૧૯, સ્વાતિ સોસાયટી, વિરાણી સાયન્સ કૉલેજ પાછળ, કાલાવડ રોડ, રાજકોટ-૩૬૦૦૦૫ |
| • સંધ્યા ભટ્ટ | આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, બારડોલી, જિલ્લો – સુરત. |
| • રમણીક સોમેશ્વર | 'પલ્લવ', ફોરેસ્ટ ઑફિસ પાસે, માનવ કૉમ્પ્લેક્સ પાછળ, નવા અંજાર, કચ્છ-૩૭૦૧૧૦ |
| • પ્રજ્ઞા દીપક વશી | સી-૧૪, મુક્તાનંદ નગર, રાંદેર, અડાજણ બ્રિજ સર્કલ પાસે, સુરત-૩૯૫૦૦૯ |
| • રણજિત પટેલ 'અનામી' | ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા – ૩૯૦૦૦૭ |
| • મહેશ દવે | ઇમેજ પબ્લિકેશન્સ પ્રા.લિ., ૧-૨ સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ – ૩૮૦૦૦૬ |
| • સંસ્કૃતિરાણી દેસાઈ | ૨/સી, નાનિક નિવાસ, વૉર્ડન રોડ, મુંબઈ – ૪૦૦૦૨૬ |
| • ડૉ. સતીન દેસાઈ 'પરવેઝ' | શાક માર્કેટ, નેતાજી બજાર, દાહોદ |
| • ફિલીપ કલાર્ક | પ્લોટ નં.૩૪૨/૨, સેક્ટર ૨-બી, ગાંધીનગર – ૩૮૨૦૦૭ |
| • ધનસુખલાલ પારેખ | - |
| • મીરા આસિફ | વડવા બાપેસરા કુવા, ભાવનગર-૩૬૪૦૦૧ |
| • દક્ષા વ્યાસ | કોટ, વ્યારા, જિ. સુરત-૩૯૪૬૫૦ |
| • રાધેશ્યામ શર્મા | ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ – ૩૮૦૦૨૨ |
| • રાજેન્દ્ર શુક્લ | લેન-૨૨, ૫૨૯, સત્યાગ્રહ છાવણી, જોધપુર ટેકરા, અમદાવાદ-૩૮૦૦૧૫ |
| • નયના જાની | લેન-૨૨, ૫૨૯, સત્યાગ્રહ છાવણી, જોધપુર ટેકરા, અમદાવાદ-૩૮૦૦૧૫ |
| • હેમેન્દ્ર એ. શાહ | ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ-૩૮૦૦૫૪ |
| • હરદ્વાર ગોસ્વામી | એ-૧, નિગમ સોસાયટી, ભાવસાર હૉસ્ટેલ પાસે, નવાવાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩. |
| • અશોક ચાવડા | ૩, મધુબન ઍપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩. |

Uddesh (A literary, cultural magazine) July 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd 9 on 15th of every month under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12-2008

ગુજરાતી સાહિત્ય પરિષદ ... ગ્રંથાલય ... અમદાવાદ ૩૮૦૦૦૯

## દષ્ટિ મીઠી

સ્નેહ સૌંદર્ય તારાં ને અમારી મુગ્ધ આંખડી,
તારા પ્રેરિત ભાવો ને અમારી વાણી-માધુરી,
દાહ માંગલ્ય તારો ને અમારી કૈંક વેદના,
ખેંચાતું આંસુ એ ભાળે રમ્ય ઇન્દ્રધનુ અહા !

૨૨-૧૦-૪૯

રમણભાઈ બી પટેલ
*કાવ્યસગ્રહ · 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :

Zydus
dedicated to *life*

'Zydus Tower', Satellite Cross Roads Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www.zyduscadila.com

# ઉદ્દેશ

ઑગસ્ટ ૨૦૦૭

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક : ૧



શ્રી અરવિન્દ

(૧૫ ઑગસ્ટ ૧૮૭૨ - ૫ ડિસેમ્બર ૧૯૫૦)

# ઉદ્દેશ

વર્ષ : અઢારમું | અંક : પહેલો | સળંગ અંક : ૨૦૩

## અનુક્રમ : ઑગસ્ટ ૨૦૦૭



## વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અકથી થઇ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અકથી ગ્રાહક થયા હશે તે અકથી ગ્રાહક ગણવામા આવશે
- વાર્ષિક લવાજમ (દેશમા) રૂ ૨૦૦, વિદેશમા (એરમેલ) યુ એસ ડૉલર ૨૫ છૂટક નકલ રૂ ૨૫, પોસ્ટેજ સાથે અક સિલકમા હશે ત્યા સુધી મોકલાશે
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ સરનામુ અવશ્ય લખશો
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામા આવશે
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે અહી પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમત છે એમ માની લેવુ નહીં
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ 'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
  c/o, પ્રબોધ ર. જોશી
  **'Serene'**, સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સજોગોમા રાત્રે ૮-૦૦ પછી )
- 'ઉદ્દેશ'નુ લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમ જ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભડાર, બી ૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩. મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણદ-૩૮૮૦૦૧
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫ ધી ઓએસિસ શૉપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કૉમ્પલેક્ષ, એમકે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
email theoasisshop@yahoo co in

આદ્યતંત્રી : રમણલાલ જોશી | તંત્રી : પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ , ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આબાવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

# ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭

•

53694

શ્રી અરવિન્દ

ઑગસ્ટ ૧૫, ૧૯૪૭ એ સ્વતંત્ર હિંદનો જન્મદિન છે. હિંદને માટે આ દિવસે એક જૂનો યુગ પૂરો થાય છે, એક નવો યુગ બેસે છે. એટલું જ નહીં, આખા જગત માટે પણ આપણે એને એક મહત્ત્વનો દિવસ બનાવી શકીએ છીએ. એક સ્વતંત્ર પ્રજા તરીકેના આપણા જીવન અને કર્મ દ્વારા આખી માનવજાતિના ભાવિ માટે, તેના રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વિકાસની દિશામાં એક નવા યુગનું મંડાણ પણ આપણે કરી શકીએ છીએ.

૧૫ ઑગસ્ટ એ મારો પોતાનો જન્મદિવસ છે. એ દિવસ આવું મહાન ગૌરવ ધારણ કરે એ પણ મારે માટે એક સ્વાભાવિક રીતે ઘણી આનંદપ્રદ ઘટના છે. આ સુયોગને હું કેવળ એક અકસ્માત તરીકે જ નથી જોતો. પરંતુ મારા જીવનના આરંભકાળથી મેં જે કાર્ય હાથ ધર્યું છે, અને એ કાર્યમાં પ્રભુની જે દિવ્ય શક્તિ મને પદે પદે દોરી રહી છે તે દિવ્ય શક્તિને મારા એ કાર્ય ઉપર આ સુયોગ દ્વારા પોતાની પૂર્ણ અનુમતિ દર્શાવતી, પોતાની મહોર-છાપ મારી આપતી જોઉં છું. આ સુયોગમાં હું મારા જીવનકાર્યને પૂર્ણ સિદ્ધિની દિશામાં ગતિ કરતું જોઉં છું. સાચે જ, આજે મારા જીવનકાળ દરમિયાન જે-જે જગદ્વ્યાપી પ્રવૃત્તિઓને સફળ થવાની મેં આશા સેવી હતી, અને તે કાળે તો એ પ્રવૃત્તિઓ કેવળ અવ્યવહારુ સ્વપ્ન જેવી જ દેખાતી હતી, તે સઘળી પ્રવૃત્તિઓ હું સફળ થતી, યા તો સફળતાની દિશામાં ગતિ કરતી જોઉં છું. સ્વતંત્ર બનેલું હિંદ આ સર્વ પ્રવૃત્તિઓમાં ઘણો મોટો ભાગ ભજવી શકે છે, જગતને માર્ગદર્શક બની શકે છે.

આ સ્વપ્નોમાં પ્રથમ સ્વપ્ન હતું એક ક્રાંતિકારી આંદોલન દ્વારા સ્વતંત્ર અને સંગઠિત હિંદનું સર્જન કરવું. આજે હિંદ સ્વતંત્ર બન્યું છે પણ તેણે એકતા સિદ્ધ નથી કરી. એક ક્ષણે તો એમ પણ લાગતું હતું કે આ સ્વતંત્ર થવાની ક્રિયામાં જ તે પાછું બ્રિટિશ અમલ પૂર્વે હતી તેવી છૂટાંછૂટાં રાજ્યોની અંધાધૂંધીભરેલી હાલતમાં સરી પડશે. પરંતુ હવે એમ લાગે છે કે સદ્ભાગ્યે આ ભય હવે ઊભો નહીં થાય, અને જોકે હજી તો અપૂર્ણ રહેલું છતાં એક વિશાળ અને શક્તિશાળી સંઘતંત્ર સ્થપાશે. વળી બંધારણસભાની ડહાપણપૂર્વકની જોરદાર નીતિને લીધે દલિત વર્ગોનો પ્રશ્ન પણ કશી ફાટફૂટ વિના ઊકલી જશે એમ સંભવિત લાગે છે. પણ હિંદુઓ અને મુસલમાનો વચ્ચેના જૂના કોમી ભેદે આજે તો જાણે દેશના કાયમી રાજકીય ભાગલાનું રૂપ લીધેલું દેખાય છે. આશા રાખીએ કે આ સિદ્ધ ગણાતી હકીકતને હંમેશને માટે સિદ્ધ થઈ ગયેલી હકીકત તરીકે નહીં સ્વીકારી લેવામાં આવે, અને એને એક કામચલાઉ નિવેડો જ ગણવામાં આવશે, કારણ કે જો આ ભાગલા ચાલુ રહેશે તો શક્ય છે કે હિંદ ગંભીરપણે નિર્બળ બની જાય, સાવ અપંગ પણ બની જાય. આ ભાગલા રહેશે ત્યાં સુધી આંતરવિગ્રહનો હંમેશાં સંભવ રહેવાનો. એટલું જ નહીં, હિંદ પર કોઈ બીજી સત્તાનું આક્રમણ પણ બને, અને પરદેશી સત્તાના હાથમાં પાછું હિંદ ચાલ્યું જાય. ભાગલાને લીધે હિંદનો પોતાનો આંતરિક વિકાસ અને પ્રગતિ પણ અટકી પડે, જગતની પ્રજાઓમાં પણ તેનું સ્થાન નબળું પડી જાય, તથા હિંદનું પોતાનું જે વિશિષ્ટ જીવનકાર્ય છે તેને ક્ષતિ પહોંચે અને તે નષ્ટભ્રષ્ટ પણ થઈ જાય એવો પણ સંભવ છે જ. આમ ન જ થવા દેવાય. ભાગલા જવા જ જોઈએ. આપણે આશા રાખીએ કે આ ઘટના સ્વાભાવિક સરળ રીતે જ બની આવે. હિંદના આ બે ભાગ વચ્ચે શાંતિ અને સુમેળ હોવાં જરૂરી છે એટલું જ નહીં પણ બંનેએ ભેગા મળીને કાર્ય કરવાનું છે એ વાતનો વધુ ને વધુ સ્વીકાર થવા લાગે, બંને ભાગો ભેગા મળીને કાર્ય કરવા લાગે અને એ માટે જરૂરી સાધનો ઊભાં કરવામાં આવે એ આ એકતા પાછી લાવવાના સંભવિત ઇલાજો છે. આ એકતા ભલે પછી ગમે તે રૂપમાં આવે. એ રૂપ કયા પ્રકારનું હશે તેનું વ્યવહારુ દૃષ્ટિએ ભલે મહત્ત્વ હોય, પણ તેને એકતાના મૂળ પ્રશ્ન સાથે સીધો સંબંધ નથી. ગમે તે સાધન દ્વારા, ગમે તે પ્રકારે, આ ભાગલા જવા જ જોઈએ. એકતા સ્થપાવી જ જોઈએ અને સ્થપાશે જ. આ એક અનિવાર્ય આવશ્યકતા છે. એ વિના ભવિષ્યમાં હિંદ મહાન નહીં બની શકે.

મારું બીજું સ્વપ્ન હતું એશિયાની પ્રજાઓની જાગૃતિનું, તેમની સ્વતંત્રતાનું, માનવસંસ્કૃતિના વિકાસમાં એશિયાએ જે મહાન ભાગ ભજવવાનો છે તે ભજવતું તે થાય તેનું. એશિયા જાગ્યું છે. એશિયાનો ઘણો મોટો ભાગ હવે તદ્દન સ્વતંત્ર બન્યો છે અથવા તો આ ક્ષણે સ્વતંત્ર થઈ રહ્યો છે. એશિયાના કેટલાક પ્રદેશ હજી પૂરેપૂરા અથવા તો અરધાપરધા પરતંત્ર છે. પણ તે પણ પોતપોતાના જંગ ખેલતા સ્વતંત્રતા પ્રત્યે ગતિ કરી રહ્યા છે. હવે માત્ર થોડુંક કરવાનું બાકી છે અને તે આજકાલમાં જ થઈ જશે. એ વિષયમાં પણ હિંદે પોતાનો ભાગ ભજવવાનો છે અને તે તેણે ભજવવા પણ માંડ્યો છે. એ બાબતમાં હિંદે આ થોડા વખતમાં પણ એવી

તો સ્ફૂર્તિ અને શક્તિ બતાવી છે કે જેમાંથી તેની ભાવિ શક્તિઓનો ખ્યાલ આજે પણ આવી શકે છે અને જગતના પ્રજાસંઘમાં તે કયું સ્થાન લઈ શકે તેમ છે તે જોઈ શકાય છે.

મારું ત્રીજું સ્વપ્ન હતું જગતના એક રાષ્ટ્રસંઘની સ્થાપના કે જે દ્વારા માનવજાતિને એક વધુ સુંદર, વધુ ઉજ્જવળ અને વધુ ઉત્તમ જીવન જીવવા માટે એક બાહ્ય ભૂમિકા પ્રાપ્ત થાય. માનવજાતિની એક એકતા આજે રચાઈ રહી છે. એ દિશામાં હજી એક અપૂર્ણ એવું સંગઠન શરૂ તો થયું છે પરંતુ તેની સામે પ્રચંડ મુશ્કેલીઓ ઊભેલી છે. તોપણ એ કાર્યને વેગ મળી ચૂક્યો છે. એ વેગ વધુ ને વધુ વધતો જશે અને છેવટે આ પ્રવૃત્તિ વિજય પામવાની જ છે. આ વિષયમાં પણ હિંદે આગળ પડતો ભાગ ભજવવા માંડ્યો છે. અને જો હિંદ, વર્તમાન પરિસ્થિતિ તથા નજીકની શક્યતાઓમાં જ પુરાઈ ન રહેતાં, ભવિષ્યની શક્યતાઓ જોઈ શકે અને તેને વધુ ને વધુ નજીક લઈ આવે એવી રાજકીય કુનેહ ખીલવી શકે તો રાષ્ટ્રસંઘમાં તે પોતાની હાજરીથી ઘણો પ્રભાવ પાડી શકશે. એ સંઘ અત્યારે જે મંદ વેગે બીતાંબીતાં ગતિ કરી રહ્યો છે તેમાં હિંદ ઘણી હિંમત અને વેગ પૂરી શકશે. આજે ત્યાં જે કાર્ય થઈ રહ્યું છે તેને અટકાવી દે યા તો તેનો નાશ કરી નાખે એવી કોઈ આપત્તિ ઊભી થવાનો પણ સંભવ છે. તેમ છતાં છેવટનું પરિણામ તો નિશ્ચિત જ છે. જગતની પ્રજાઓ એક બને એ કુદરતની પોતાની આવશ્યકતા છે. એ એક ટાળી ન ટળાય તેવી ક્રિયા છે. જગતની પ્રજાઓ માટે આ એકતા કેટલી બધી આવશ્યક છે એ તો અત્યંત સ્પષ્ટ વાત છે. આવી એકતાની ગેરહાજરીમાં જગતની નાનીનાની પ્રજાઓની સ્વતંત્રતા કોઈ પણ ક્ષણે ભયમાં મુકાઈ જવાનો સંભવ છે. એટલું જ નહીં, મોટી તથા બળવાન પ્રજાઓનું જીવન પણ એટલું જ બિનસલામત રહેવાનું છે. આમ બધી રીતે જોતાં માનવજાતિની એકતા સર્વ કોઈના હિતની વસ્તુ છે. જો માનવજાતિ નિર્વીર્ય હશે અને મૂર્ખ રીતે સ્વાર્થમાં ડૂબેલી રહેશે તો જ આ એકતા સિદ્ધ નહીં થાય. પરંતુ આ વસ્તુઓ કુદરતની આવશ્યકતા આગળ તેમ જ પરમાત્માની દિવ્ય ઇચ્છાશક્તિ આગળ કાયમની ટકી શકવાની નથી જ. પણ આ એકતા સિદ્ધ કરવા માટે એકલી બાહ્ય ભૂમિકા જ પૂરતી નથી. જગતમાં એક આંતરરાષ્ટ્રીય ભાવના અને દૃષ્ટિનો પણ ઉદય થવો જોઈએ, આંતરરાષ્ટ્રીય વ્યવહારો અને સંસ્થાઓ ઊભી થવી જોઈએ, માણસોને બેવડી અથવા તો અનેકદેશીય નાગરિકતાના હક્ક મળે, સંસ્કૃતિઓનો બુદ્ધિપૂર્વક વિનિમય થાય, તેમનું સ્વેચ્છાપૂર્વક સંમિશ્રણ થાય, એવીએવી પ્રવૃત્તિઓ થવા લાગવી જોઈએ. રાષ્ટ્રવાદે કરવાનું કામ હવે થોડા સમયમાં જ પૂરું થઈ જશે. એનામાં રહેલી આક્રમક વૃત્તિ હવે દૂર થઈ જશે. આ આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓ સાથે હરેક રાષ્ટ્ર પોતાના આત્મસંરક્ષણનો તથા પોતાની લાક્ષણિક જીવનપ્રણાલીનો મેળ પણ જાળવી શકશે. માનવજાતિમાં હવે એકતાની એક નવીન ભાવના વ્યાપક બનશે.

મારું એક બીજું સ્વપ્ન હતું હિંદે જગતને આપવાની આધ્યાત્મિકતાની ભેટ. એ કાર્ય પણ શરૂ થઈ ચૂક્યું છે. હિંદની આધ્યાત્મિકતા યુરોપ અને અમેરિકામાં વધુ ને વધુ પ્રમાણમાં પ્રવેશ કરી રહી છે એ પ્રવૃત્તિ હવે વિશેષ ને વિશેષ વૃદ્ધિ પામશે. આજના ઘોર વિપત્તિયુગમાં વધુ ને વધુ આંખો હિંદ તરફ આશાભેર વળવા લાગી છે. લોકો હિંદની તત્ત્વદૃષ્ટિને અનુસરવા લાગ્યા છે. એટલું જ નહીં, હિંદની સૂક્ષ્મ અને આધ્યાત્મિક સાધનાનો પણ આશ્રય લેવા લાગ્યા છે.

મારું છેલ્લું સ્વપ્ન હતું માનવવિકાસમાં સાધવાનું એક નવું પગલું, એક નવી ભૂમિકાની પ્રાપ્તિ. એ એક એવું પગલું હશે કે જેને લીધે મનુષ્ય એક વધુ ઉચ્ચ અને વિશાળ ચેતનાની અંદર આરોહણ પામશે અને મનુષ્યમાં વિચારશક્તિનો ઉદય થતાં તેણે પોતાની પૂર્ણતાનાં તેમ જ સંપૂર્ણ સમાજનાં સ્વપ્નો સેવવા માંડ્યાં ત્યારથી જે-જેપ્રશ્નો એને ગૂંચવી અને મૂંઝવી રહ્યા છે તેમનો તે ઉકેલ લાવી શકશે, પરંતુ આ તો હજી મારી અંગત આશા જ છે, કેવળ મારી પોતાની જ કલ્પના છે, મારો અંગત આદર્શ જ છે. તોપણ હિંદમાં તેમ જ પશ્ચિમમાં પણ એ આદર્શે ચિંતનશીલ માણસોને આકર્ષવા માંડ્યા છે બીજા કોઈ ક્ષેત્ર કરતાં આ વિષયમાં તો ઘણી જ વિકટ મુશ્કેલીઓ સામે ઊભેલી છે. પણ મુશ્કેલીઓ ઊભી થાય છે એનો અર્થ એટલો જ છે કે આપણે તેમને જીતવાની છે. અને જો પ્રભુઇચ્છા હશે તો તે જિતાશે જ. આ કાર્ય આંતરચેતનાના તથા આત્માના વિકાસ દ્વારા જ શક્ય બનવાનું છે. અને આ વિષયમાં પણ, માનવજાતિમાં જો આ વિકાસ થવાનો હશે, તો તેનો આરંભ હિંદ જ કરી શકે તેમ છે. વળી આ પ્રવૃત્તિએ સમસ્ત માનવજાતિની પ્રવૃત્તિ બનવાનું છે તોપણ સંભવ છે કે એનું કેન્દ્ર તો હિંદ જ બને.

હિંદની સ્વતંત્રતાના આજના દિવસનું રહસ્ય હું આ રીતે જોઉં છું. આ આશા સફળ થશે કે નહીં, યા તો કેટલી સફળ થશે એનો આધાર હવેના સ્વતંત્ર અને નૂતન હિંદ પર રહે છે.

*('દક્ષિણા', નવેમ્બર, ૧૯૪૭ પુસ્તક–૧, અંક–૨માંથી સાભાર)*

ઉદ્દેશ

सर्वभाषा सरस्वती

ઑગસ્ટ ૨૦૦૭

૨૦૩

# સૌ સુ-યોગની સાથે...

૧૫મી ઑગસ્ટ, ૧૮૭૨ શ્રી અરવિન્દનો જન્મદિવસ. ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭ આપણા દેશનો જન્મદિવસ. આ જ દિવસે ૧૯૯૦માં શ્રી સુન્દરમે આપેલા નામ સાથે 'ઉદ્દેશ'નો પ્રથમ અંક પ્રગટ થયો હતો. अहो प्रवातसुभगोयमुद्देश : અહો, વાયુલહરીઓને લીધે આ સ્થાન કેવું મજાનું છે! આ શુભ દિવસે સૌ દેશવાસીઓને, શ્રી અરવિન્દ પ્રેમીઓને અને 'ઉદ્દેશ'ના સૌ વાચકો, લેખકોને અભિનંદન.

૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭ના દિવસ માટે શ્રી અરવિન્દે કરેલા નિવેદનનો શ્રી સુન્દરમે કરેલો અનુવાદ આગળ આપ્યો છે. આગલા દિવસે શ્રી માતાજીએ રેડિયો ઉપર આ નિવેદન વાંચ્યું હતું.

એમાં શ્રી અરવિન્દે એમનાં પાંચ સ્વપ્ન ('દક્ષિણા-પથ'માં શ્રી સુન્દરમ્ કહે છે તેમ 'પાંચ ભાવનાઓ') વિશે વાત કરી છે. આ બાબતો, આ ભાવનાઓ અંગે એ વખતના સંયોગો અને અત્યારે પ્રવર્તતી સ્થિતિ વિશે થોડીક વાત કરવાની સ્ફુરણા થાય છે.

(૧) શ્રી અરવિન્દે સેવેલાં સ્વપ્નોમાંનું પ્રથમ સ્વપ્ન હતું સ્વતંત્ર અને સંગઠિત ભારતનું સર્જન કરવાનું. આ માટે આરંભમાં એમણે ક્રાંતિકારી આંદોલનનો માર્ગ ગ્રહણ કર્યો પણ અલીપુર બૉમ્બ કેસ પ્રકરણે એકાદ વરસના જેલનિવાસમાં એમને નવું દર્શન મળ્યું. ઉત્તરપાડામાં અપાયેલા વ્યાખ્યાનમાં આ વિશે એમણે વિગતે વાત કરી છે. આ દર્શનથી એમને એ ય સમજાયું કે 'શારીરિક બળ નહીં, પણ જ્ઞાનબળ... ક્ષાત્રતેજ એ જ કાંઈ એકમાત્ર તેજ નથી. બ્રહ્મતેજ પણ છે. એ તેજ જ્ઞાન પર પ્રતિષ્ઠિત છે...' બુદ્ધિ ઉપર અંતિમ આધાર ન રાખવા છતાં તેમણે બુદ્ધિની બધી શક્તિઓને પોતાના ધ્યેયની પૂર્તિ અર્થે કામે લગાડી. સાડા છ વરસ લગી 'આર્ય'નું પ્રકાશન થયું એમાં એમના કાર્યનો આલેખ સુપેરે સચવાયો છે. ત્યાર પછી એમણે આપણને જે આપ્યું તે સર્વવિદિત છે. પણ એમની ચેતનામાં એ વખતના રાષ્ટ્રીય પ્રશ્નો – દેશી રાજ્યો, દલિત કોમો અને હિંદુ-મુસ્લિમોનો સંબંધ – નું કેવું સ્થાન હતું તે આ નિવેદનમાંથી પ્રગટ થાય છે. છેલ્લા બે પ્રશ્નો આ પછીનાં વર્ષોમાં પણ કોઈ ને કોઈ સ્વરૂપે આપણને સતાવતા રહ્યા છે. રાષ્ટ્રીય પ્રશ્નોને રાજકીય તકોમાં પલટી નાખવામાં માહેર થઈ ગયેલા આપણા દક્ષ રાજકારણીઓએ દેશને સતત ગેરમાર્ગે દોરવાનું, ખોટા રવાડે ચડાવી દેવાનું કાર્ય કર્યે રાખ્યું છે. શ્રી અરવિન્દે એમાં આંતરવિગ્રહનો સંભવ જોયો છે. આ વર્ષોમાં આપણે પણ આની અનુક્રમણિકા અવારનવાર જોતા રહ્યા છીએ.

દેશના ભાગલા અંગે એમણે એમ કહ્યું કે, 'હિંદના આ બે ભાગ વચ્ચે શાંતિ અને સુમેળ હોવાં જરૂરી છે એટલું જ નહીં પણ બંનેએ ભેગા મળીને કાર્ય કરવાનું છે એ વાતનો વધુ ને વધુ સ્વીકાર થવા લાગે, બંને ભાગો ભેગા મળીને કાર્ય કરવા લાગે અને એ માટે જરૂરી સાધનો ઊભાં કરવામાં આવે એ આ એકતા પાછી લાવવાના સંભવિત ઇલાજો છે...' અનેક વિપરીત સંયોગો અને પ્રસંગો આવવા છતાં ઊંડે ઊંડે પ્રવર્તતી આ સમજ બંને દેશોને આત્યંતિક માર્ગેથી કાં તો પાછા વાળે છે કાં તો એ માર્ગે જતા રોકે છે એ પણ આપણે જોતા રહ્યા છીએ. દલિત કોમો અને હિંદુ-મુસ્લિમના સંબંધ પરત્વે આંતરવિગ્રહની કગાર ઉપર પણ આપણે અનેક વખત આવી ચૂક્યા છીએ. આપણું રાજકારણ ક્યાં અને ક્યારે કેવો વળાંક લે છે એ જોવાનું આવતી પેઢીને માટે રસપ્રદ બનશે.

(૨) શ્રી અરવિન્દનું બીજું સ્વપ્ન હતું એશિયાની પ્રજાઓની જાગૃતિનું, તેમની સ્વતંત્રતાનું, માનવસંસ્કૃતિના વિકાસમાં એશિયાએ જે મહાન ભાગ ભજવવાનો છે તેનું. આ બાબતમાં થયેલી પ્રગતિ પણ સર્વવિદિત છે. એશિયાના દેશો આ વર્ષોમાં સ્વતંત્ર થયા પછી આર્થિક રીતે ગજું કાઢતા થયા છે. ૮.૩ ટકાનો જીડીપી વિકાસદર સિધ્ધ કરી એશિયા વિશ્વના બીજા પ્રદેશોની સરખામણીએ આજે સૌથી વધુ વિકસતો ખંડ છે. વિશ્વના દેશો માટે એશિયાને અવગણવાનું હવે પાલવે એવું નથી.

APEC, ASEM, ASEAN અને SAARC જેવાં આંતરરાષ્ટ્રીય સંગઠનો એશિયાના વધતા જતા પ્રભાવનાં દ્યોતક છે. ચીન અને બીજા દેશોમાં પ્રજાકીય જાગૃતિનાં પરિણામો જોવાઈ રહ્યાં છે. માનવસંસ્કૃતિના વિકાસમાં એશિયાએ લીધેલા નેતૃત્વની અસરો દેખાવી શરૂ થઈ ચૂકી છે અને એનાં દૂરગામી પરિણામો જરૂર આવવાનાં છે એમ લાગે છે

(૩) શ્રી અરવિન્દનું ત્રીજું સ્વપ્ન હતું જગતના એક રાષ્ટ્રસંઘની સ્થાપના કે જે દ્વારા માનવજાતિને એક વધુ સુંદર, વધુ ઉજ્જવળ અને વધુ ઉત્તમ જીવન જીવવા માટેની એક બાહ્ય ભૂમિકા પ્રાપ્ત થાય. એ દિશામાં એમણે કહ્યું તેમ એ વખતે એક અપૂર્ણ એવું સંગઠન શરૂ થયું હતું અને તેની સામે પ્રચંડ મુશ્કેલીઓ ઊભી હતી. એમણે એ પણ જોયું હતું કે, 'એ કાર્યને વેગ મળી ચૂક્યો છે. એ વેગ વધુ ને વધુ વધતો જશે અને છેવટે આ પ્રવૃત્તિ વિજય પામવાની જ છે'

કેટલીક મુશ્કેલીઓ આજે ય હોવા છતાં આ બાબતમાં ય થયેલી પ્રગતિથી આપણે વાકેફ છીએ: 'ભારત ભવિષ્યની શક્યતાઓ જોઈ શકે અને તેને વધુ ને વધુ નજીક લઈ આવે એવી રાજકીય કુનેહ ખીલવી શકે તો રાષ્ટ્રસંઘમાં તે પોતાની હાજરીથી ઘણો પ્રભાવ પાડી શકશે.' એમ એમણે કહ્યું હતું. રાષ્ટ્રસંઘમાં આપણી પ્રભાવશાળી પ્રતિભાનું દર્શન કરાવવામાં આપણે અનેક-વાર સફળ થયા છીએ. 'માણસોને બેવડી અથવા તો અનેકદેશીય નાગરિકતાના હક્ક મળે, સંસ્કૃતિઓનો બુદ્ધિપૂર્વક વિનિમય થાય, તેમનું સ્વેચ્છાપૂર્વક સંમિશ્રણ થાય, એવી એવી પ્રવૃત્તિઓ થવા લાગવી જોઈએ' એમ શ્રી અરવિન્દે કહેલું. યુરોપિયન યુનિયનની રચના, એ દેશોમાં નાણાંકીય વ્યવહારો માટે સમાન ચલણની વ્યવસ્થા, એશિયાના દેશોનું નજીક આવવું, જેવાં અનેક સુચિહ્નોની શરૂઆત વિશ્વમાં આપણે જોઈ રહ્યા છીએ.

(૪) શ્રી અરવિન્દનું ચોથું સ્વપ્ન હતું 'હિંદે જગતને આપવાની આધ્યાત્મિકતાની ભેટ.' એમણે એ વખતે જોયું હતું કે આપણી આધ્યાત્મિકતા યુરોપ અને અમેરિકામાં વધુ ને વધુ પ્રમાણમાં પ્રવેશ કરી રહી છે અને એ પ્રવૃત્તિ હવે વિશેષ ને વિશેષ વૃદ્ધિ પામશે. આ બાબતમાં તો સુનિશ્ચિત ગતિ થઈ છે અને આ વેગ વધુ ને વધુ તેજ – પ્રદીપ્ત થતો રહ્યો છે. એ આપણે જોઈ રહ્યા છીએ.

(૫) શ્રી અરવિન્દનું પાંચમું અને આ પ્રસંગે જોયેલું છેલ્લું સ્વપ્ન હતું માનવવિકાસમાં સાધવાનું એક નવું પગલું એક નવી ભૂમિકાની પ્રાપ્તિનું. એમણે કહ્યું હતું કે 'એ એક એવું પગલું હશે કે જેને લીધે મનુષ્ય એક વધુ ઉચ્ચ અને વિશાળ ચેતનાની અંદર આરોહણ પામશે અને મનુષ્યમાં વિચારશક્તિનો ઉદય થતાં તેણે પોતાની પૂર્ણતાનાં તેમજ સંપૂર્ણ સમાજનાં સ્વપ્નો સેવવા માંડ્યાં ત્યારથી જે જે પ્રશ્નો એને ગૂંચવી અને મૂંઝવી રહ્યા છે તેમનો તે ઉકેલ લાવી શકશે.'

આ એક કવિ, ક્રાન્તદ્રષ્ટાનું સ્વપ્ન છે. સામાન્ય સમજ અને પ્રશ્નાર્થભરી નજરે જ જોવાની પણ માનવજાતિનો ઉત્ક્રાન્તિનો ઇતિહાસ જોનાર-સમજનારને માટે આ સ્વપ્નની ભૂમિકા સમજવી મુશ્કેલ નહીં નીવડે. તેમણે અન્યત્ર કહ્યું છે કે 'All problems of existence are essentially problems of harmony.' શ્રી માતાજી કહે છે કે 'સંવાદિતા એ જ પૂર્ણતા છે.' ઉમાશંકરની પંક્તિઓ ય સહજ સ્ફુરે છે:

મારી ન્યૂનતા ના નડી તને,<br>
તારી પૂર્ણતા ગૈ અડી મને.

આ 'પૂર્ણતા' પૂરેપૂરી અંદર પ્રવેશશે, પ્રગટશે ત્યારે આ સ્વપ્નની સિદ્ધિ ય એટલી દૂર નહીં હોય!

●

શ્રી અરવિન્દનું જીવનદર્શન અગાધ, અદ્ભુત છે. એમના જીવનદર્શનને નિયમિતરૂપે ગુજરાતીમાં રજૂ કરવાનો વિચાર શ્રી સુન્દરમ્‌ને સ્ફુર્યો અને એમાંથી આપણને ૧૫મી ઑગસ્ટ, ૧૯૪૭થી શ્રી અરવિન્દના જીવનદર્શનનું અનુશીલન કરતું 'દક્ષિણા' મળ્યું, 'દક્ષિણા-પથ' મળ્યો. આ ૧૫મી ઑગસ્ટે, શ્રી અરવિન્દના જન્મદિને, આપણી સ્વતંત્રતાના સુયોગે, શ્રી સુન્દરમ્‌ના જન્મશતાબ્દી વર્ષે - સૌ સુ-યોગને સહજભાવથી સ્મરતાં...

महि ज्योति· पितृभिर्दत्तमागाद् ।<br>
उरुः पन्था दक्षिणाया अदर्शि ।।

પિતૃઓએ આપેલી મહાન જ્યોતિ આવીને ઊભી રહી. એમણે આપેલી દક્ષિણા-દીક્ષા-દિશાનો વિશાળ પંથ દૃષ્ટિ સમક્ષ પ્રગટ થયો.

– પ્રબોધ ર. જોશી

Sri Aurobindo

અનુસર્જનઃ સુન્દરમ્

## The Indwelling Universal

I contain the whole world in my soul's embrace:
In me Arcturus and Belphegor burn.
To whatsoever living form I turn
I see my own body with another face.

All eyes that look on me are my sole eyes;
The one heart that beats within all breasts is mine.
The world's happiness flows through me like wine,
Its million sorrows are my agonies.

Yet all its acts are only waves that pass
Upon my surface; inly for ever still,
Unborn I sit, timeless, intangible :
All things are shadows in my tranquil glass.

My vast transcendence holds the cosmic whirl;
I am hid in it as in the sea a pearl.

15-7-1938

## અંતર્વાસી વિશ્વરૂપ

ધરું જગત હું સમસ્ત મુજ આત્મ-આશ્લેષમાં:
જલંત મુજ માંહિ આર્ક્ટરસ ને મહા બેલ્ફેગોર.*
સજીવન હરેક રૂપ પ્રતિ દૃષ્ટિ વાળું ત્યહીં
નિહાળું મુજનો જ દેહ, મુખ માત્ર એને અવર.

મને નિરખતાં સહુય દગ તે જ મારાં દગ;
રહ્યું ધબકી સર્વ વક્ષ મહીં હૈયું જે તે મુજ.
વહે જગત કેરું આ સુખ સુરા સમું હું વિષે,
અને અયુત દુઃખ એ જગતનાં વ્યથાઓ મુજ.

તથાપિ સહુ કર્મ એ જગતણાં જ મોજાં સમાં
પસાર થત હું પરે; સ્થિર સદાય હું ભીતરે,
અજાત રહી બેસું, કાલ થકી મુક્ત, અગ્રાહ્ય હું:
પદાર્થ સહુ છાંય શા મુજ પ્રશાંત દર્પણ વિષે.

ધરે જગત ચક્રને મુજ વિશાળ પરતા-પરાત્;
રહ્યો હું ત્યહીં ગુપ્ત જેમ રહ્યું સાગરે મૌક્તિક.

* બે મોટા તારાઓ - જે સૂર્યથી ય અધિક તેજસ્વી છે.

## Surrender

O thou of whom I am the instrument,
O secret Spirit and Nature housed in me,
Let all my mortal being now be blent
In Thy still glory of divinity.

I have given my mind to be dug Thy channel mind,
I have offered up my will to be Thy will:
Let nothing of myself be left behind
In our union mystic and unutterable.

My heart shall throb with the world-beats of Thy love;
My body become Thy engine for earth-use;
In my nerves and veins Thy rapture's streams shall move;
My thoughts shall be hounds of Light for Thy power to loose.

Keep only my soul to adore eternally
And meet Thee in each form and soul of Thee.

20-9-1939

## સમર્પણ

અહો પરમ, જેહનું કરણ હું બની છું રહ્યો,
વસંત મુજમાં અહો પ્રકૃતિ, ગૂઢ આત્મા જ હે!
બનો સકલ સત્ત્વ મર્ત્ય મુજ તાહરી દિવ્યતા–
તણા સ્થિર પ્રકાશમાં ગલિતરૂપ હા સર્વથા.

સમર્પ્યું મન મેં થવા તવ મનસ્ તણી વાહિની,
સમર્પી દીધ મેં સમસ્ત મુજ ચિત્ત સંકલ્પને
તવૈવ બનવા, રહો ન કંઈ શેષ મારું હવે
અવર્ણ્ય અમ ગુહ્ય આ મિલન અંતમાં, નાથ હે!

તવ પ્રણયની જગત્-ધબક મારું ઝીલે હૃદય,
શરીર મુજ તાહરા જગત-હેતુમાં યંત્ર હો,
વહે તુજ મુદ-પ્રવાહ મુજ સૌ નસો-તંતુમાં,
વિચાર મુજ જ્યોતિ-શ્વાન તવ શક્તિના હસ્તમાં.

મન તું તવ ભક્તિ અર્થ મુજ આત્મ દે કેવલ,
તને હું મળું તાહરા પ્રતિ તનુ – પ્રતિ આત્મમાં.

## Liberation

I have thrown from me the whirling dance of mind
And stand now in the spirit's silence free;
Timeless and deathless beyond creature-kind,
The centre of my own eternity.

I have escaped and the small self is dead;
I am immortal, alone, ineffable;
I have gone out from the universe I made,
And have grown nameless and immeasurable.

My mind is hushed in a wide and endless light,
My heart a solitude of delight and peace,
My sense unsnared by touch and sound and sight,
My body a point in white infinities.

I am the one Being's sole immobile Bliss.
No one I am I who am all that is.

27-7-1938 • 22-3-1944

## મોક્ષ

ફગાવી દીધ દૂર મેં મન તણું ભ્રમત્ નર્તન,
ખડો છું અવ આત્મના અરવ મૌનમાં મુક્ત હું;
ન કાલ, નહીં મૃત્યુ જીવ-ગતિઓ થકી ઊર્ધ્વ હું,
રહ્યો છું બની કેન્દ્ર મારી નિજ શાશ્વતી કેરું હું

ગયો છું છટકી અને લઘુક માહરો 'હું' મર્યો;
હું છું અમર, એકમાત્ર, નહીં શબ્દ પ્હોંચે જ્યહીં;
રચેલ મુજ વિશ્વમાંથી નીસરી ગયો બ્હાર છું,
અને બની રહ્યો અનામ, અણમાપ હાવાં જ હું.

અનંત સુવિશાળ તેજ મહીં ચિત્ત જંપ્યું મુજ,
અને હૃદય મારું માત્ર મુદ-શાંતિનો વાસ છે,
ધ્વનિ ન, નહીં સ્પર્શ-દૃષ્ટિ મુજ ઇન્દ્રિયોને ગ્રહે,
શરીર મુજ બિંદુ શુભ્રિલ અનંતતાઓ તણું

મુદા અખિલ હું સ્થિરા પરમ એક છું ઇશની:
ન એક હું કોઈ, હું સકલરૂપ જે છું રહ્યો.

## Liberation

My mind, my soul grow larger than all Space;
  Time founders in that vastness glad and nude:
The body fades, an outline, a dim trace,
  A memory in the spirit's solitude.

This universe is a vanishing circumstance
  In the glory of a white infinity,
Beautiful and bare for the Immortal's dance,
House-room of my immense felicity.

In the thrilled happy giant void within
  Thought lost in light and passion drowned in bliss,
Changing into a stillness hyaline,
  Obey the edict of the Eternal's peace.

Life's now the Ineffable's dominion;
Nature is ended and the spirit alone.

2/3-10-1939 •Last Poems

## મુક્તિ

સમસ્ત અવકાશથી બૃહત ચિત્ત–આત્મા મમ
બને; વિગલી જાય કાળ ત્યહીં હૃષ્ટ એકાકી એ
બૃહત્ મહીં: શરીર લુપ્ત થતું, રેખ, ઝાંખી કૃતિ,
બનંત સ્મૃતિ એક કો વિજનતા વિષે આત્મની.

મહાન ધ્રુતિ વૈભવે ધવલ એક આનન્ત્યના
અદૃશ્ય થતું વિશ્વ કોઈ ક્ષણિક સ્થિતિના સમું,
બનંત પ્રભુ-નૃત્ય કાજ નરી પીઠ કો સુંદર,
વિરાટ મુજ મોદનોય ગૃહ-ખંડ રહેતું બની.

સુખી પુલકપૂર્ણ ભીતરની શૂન્યતામાં બૃહદ્,
પ્રકાશ મહીં લુપ્ત ચિત્ત,–મુદમાં ડૂબી કામના,
બની વિમલ પારદૃશ્ય સ્થિરતા સમાં ધારતાં
મહા પરમ શાશ્વત પ્રભુની શાંતિ-આજ્ઞા શિરે.

અવર્ણ્ય પ્રભુનો પ્રદેશ અબ આ બન્યું જીવન,
થઈ પ્રકૃતિ અંત, આત્મ બસ એકલો હા રહ્યો.

[શ્રી અરવિન્દનાં મૂળ અંગ્રેજીમાં લખાયેલાં અને શ્રી સુન્દરમ્ દ્વારા ગુજરાતીમાં અનુસર્જિત થયેલાં કાવ્યો દક્ષિણા–ર (સંપાદક સુધા સુન્દરમ્)માં સચવાયાં છે]

# શ્રી અરવિંદ વિભૂતિ જ નહીં, એક સંસ્થા હતા

મહેશ દવે

## પુરુષ અને પ્રકૃતિનું પાવન તીર્થ

## પોંડિચેરી

વિશ્વ આખું એક ગ્રામ-સંકુલ (global village) બની ગયું છે, એવો દાવો રજૂ થાય છે અને છતાંય ઘરઆંગણાના પોંડિચેરી વિષે આપણે કેટલું ઓછું જાણીએ છીએ! શ્રી અરવિંદે પોંડિચેરીમાં ચાર દાયકા ગાળ્યા હતા. ત્યાં તેમણે વિપુલ સાહિત્ય સર્જ્યું. આધુનિક યુગનું સૌથી સુદીર્ઘ અને દિવ્ય મહાકાવ્ય 'સાવિત્રી' તેમણે ત્યાં પૂરું કર્યું. પોંડિચેરી તેમની સાધના અને સિદ્ધિનું સ્થળ બની રહ્યું. તેમણે માનવકલ્યાણ માટે ત્યાં યોગ-તપ કર્યાં. ત્યાં જ તેઓ પૂર્ણ સાક્ષાત્કારને પામ્યા. શ્રી માતાજી (Mother) પોંડિચેરીમાં પચાસથી વધુ વર્ષ રહ્યાં. ત્યાં તેમણે આશ્રમ સ્થાપ્યો. સ્વનિર્ભર જીવન માટેની વ્યવસ્થા ગોઠવી, શિક્ષણ, વ્યવસાય અને ઉદ્યોગોનું આયોજન કર્યું. આંતરરાષ્ટ્રીય સમૂહ-જીવનના સ્વપ્ન સમા 'ઑરોવિલ'નો તેમણે આરંભ કર્યો.

શ્રી અરવિંદનો પ્રભાવ ભારતભરમાં અને ભારતની બહાર ઝિલાયો. દેશ-વિદેશમાંથી અનેક વિચારકો, કલાકારો, સાહિત્યકારો, વિદ્વાનો, વૈજ્ઞાનિકો, કર્મશીલો પોંડિચેરી આવી વસ્યા. ગુજરાતની આપણી અગાઉની પેઢીમાંથી અંબુભાઈ પુરાણી, પૂજાલાલ ને સુંદરમ્ જેવાઓએ પણ એ રાહ લીધો. એ બધાંએ સાધના માટે જીવન સમર્પિત કર્યું.

### પ્રકૃતિ-રમ્ય ભૂગોળ

૫૦૦ ચોરસ કિલોમીટરમાં પથરાયેલો પોંડિચેરીનો કેન્દ્ર-શાસિત પ્રદેશ સાવ નાનો ગણાય. ગુજરાત જેવું નાનું રાજ્ય પણ બે લાખ ચોરસ કિ.મી. જેટલું છે. તેના કરતાં પોંડિચેરીનો વિસ્તાર ચારસો ગણો નાનો! અડધોઅડધ ભાગ પોંડિચેરી શહેર અને આસપાસનો પ્રદેશ રોકે છે. બાકીના અડધામાં ગામડાંઓ છે. આખાય પોંડિચેરી પ્રદેશની વસ્તી આઠેક લાખની, અમદાવાદ કરતાંય પાંચ-છ ગણી ઓછી! પોંડિચેરી નાનું ને રૂપાળું છે.

દેશના છેક દક્ષિણ છેડે તામિલનાડુના પરિસરમાં પોંડિચેરી આવ્યું છે. ઉત્તરમાં આંધ્ર છે. આંધ્રનું જાણીતું તીર્થ-સ્થળ તિરુપતિ પોંડિચેરીથી ફક્ત ૧૪૦ કિમી. દૂર છે. તિરુમલાઈ ૧૦૩ કિમીના અંતરે છે અને મહાબલિપુરમ્ ૧૪૦ કિમી. ઉત્તર-પશ્ચિમે કર્ણાટક છે અને દક્ષિણ-પશ્ચિમનું પાડોશી છે કેરળ. પૂર્વના કાંઠાને બંગાળનો ઉપસાગર પખાળે છે.

કાવેરી નદીના કાંપથી પોંડિચેરી ફળદ્રુપ બન્યું છે. છ-સાત મહિના વરસાદ પડે છે. નાની-નાની સાતેક નદીઓનાં નીર પોંડિચેરીને લીલુંછમ, હરિયાળું, હરિયાળું રાખે છે. ચોખા, નારિયેળી, કેળાં અને ફળોનો મબલક પાક ઊતરે છે. તરેહ તરેહનાં ફૂલોનો તો ઢગલો. આવા વાતાવરણનાં આંદોલનો (vibrations) કેવાં ઉમદા હોય!

### પ્રાચીન-અર્વાચીન ઇતિહાસ

ભારતને તત્ત્વ-દર્શનનો વિચાર-વારસો દક્ષિણમાંથી સાંપડ્યો છે. શંકરાચાર્ય સહિતના ષડ્દર્શનના છએ છ આચાર્યો દક્ષિણના! ભક્તિનો પહેલો બોધ પણ દક્ષિણમાંથી અલવરોએ આપ્યો. આવા દક્ષિણમાં આવેલું પોંડિચેરી પ્રાચીન કાળમાં વેદપુરી તરીકે પ્રસિદ્ધ હતું. અગત્સ્ય મુનિ પોંડિચેરીના. નવમી સદીમાં પોંડિચેરી તેના સંસ્કૃત વિદ્વાનો માટે પંકાતું.

ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ૧૬૭૩માં પોંડિચેરીમાં થાણું નાખ્યું. એક સમયે પોંડિચેરીની જાહોજલાલી બ્રિટિશ કલકત્તા કરતાંય ચઢિયાતી હતી. માહે, યનમ, કેરાઈકાલ જેવાં પોંડિચેરીનાં સ્થળો ફ્રાન્સે વિકસાવ્યાં, પણ ડુપ્લેનું ફ્રેન્ચ સામ્રાજ્યનું સ્વપ્ન સાકાર ન થયું. ફ્રાન્સ પોંડિચેરી પૂરતું સીમિત રહ્યું. અંગ્રેજોએ ૧૯૪૭માં ભારત છોડ્યું, પણ ફ્રાન્સ પોંડિચેરીને વળગી રહેલું. સાત વર્ષ પછી ૧૯૫૪માં ફ્રાન્સે પોંડિચેરી ભારતને સોંપ્યું. ત્યારથી પોંડિચેરી કેન્દ્ર-શાસિત પ્રદેશ રહ્યું છે. પોંડિચેરીમાં ફ્રાન્સનાં સંસ્કાર-સંસ્કૃતિની ઝલક જીવંત રહી છે. ૧૪,૦૦૦ જેટલા ફ્રેન્ચ નાગરિકો આજે પણ પોંડિચેરીમાં વસે છે. ત્યાં તેમનાં ચર્ચ છે, મ્યુઝિયમ છે, ફ્રેન્ચ માધ્યમમાં ભણાવતી શાળાઓ છે.

### પ્રવાસ અને યાત્રાનું ધામ

પોંડિચેરીમાં બધી આધુનિક સગવડ છે, પણ આધુનિક શહેરની ધમાલ-ધાંધલથી તે મુક્ત છે. દેશના એક ખૂણામાં પડેલા શાંત-રમ્ય નગર તરીકે તે વિલક્ષણ છે. લાંબો સોહામણો સાગરકિનારો તેને શોભાવે છે. મુંબઈમાં મરીનલાઇન્સ પર છે તેવી દીવાલથી દરિયાને બાંધ્યો છે.

દીવાલ પર બેસાય તેવી પાળ છે. પૉંડિચેરીનો દરિયો બાળક જેવો તોફાની છે. આખો દિવસ ઘૂઘવતો રહે, ઓટ ભાગ્યે જ જોવા મળે, મોજાં સતત અથડાયા કરે દરિયાકિનારે ફરવાની મજા છે : પડતાં-ઊપડતાં-ભાંગતાં મોજાં નિહાળતાં જાવ, ઘુઘવાટનું સંગીત માણતા જાવ, થાકો ત્યારે પાળ કે બાંકડે વિશ્રામ કરો, થાક ઊતરે એટલે ફરી ચાલવા માંડો.

### શ્રી અરવિંદ આશ્રમ

પૉંડિચેરીની વિશેષતા છે શ્રી અરવિંદ આશ્રમ અને તેની પ્રવૃત્તિઓ. દરિયાકાંઠેથી શહેરની મધ્ય તરફ ચાર-પાંચ મિનિટ ચાલીએ કે નાનીનાની ગલીઓ આવે છે. લીલાં વૃક્ષોથી છવાયેલી ગલીઓને છેડે નાનકડો ચોક છે. સામી ફૂટપાથે રંગ-રંગનાં, નાનાં-મોટાં કમળ અને ફૂલોની છાબડીઓ ભરી માલણો ફૂલ વેચવા બેઠી છે, એ એંધાણે શ્રી અરવિંદ આશ્રમ ઓળખાશે. કોઈ તોતિંગ ઇમારત નથી, ભવ્ય દરવાજો નથી, આકાશમાં લહેરાતી ધજા-પતાકાઓ નથી. આશ્રમ નાનાં-નાનાં સાદાં મકાનોનું સંકુલ છે

સાદા પ્રવેશદ્વારની બારસાખ પર વેલો ઝળૂંબી છે. બારસાખ પર મધ્યમાં દિવ્ય ચેતનાના પ્રતીક સમું કમળ-વર્તુળ છે. બહાર શાંતિ છે, અંદર દાખલ થાવ ત્યાં પરમ શાંતિ છે. શંખધ્વનિ, ઘંટારવ કે દેકારો નથી. દાખલ થતાં સામે મોટો હૉલ છે. માર્ગદર્શન આપવા માટે ત્યાં માણસો છે, પણ માર્ગદર્શનની જરૂર પડતી નથી. ચુપચાપ પગરખાં ઉતારી, ખાનામાં મૂકી, ભાવિકોની હરોળમાં જોડાઈ જાવ. વિવિધ પ્રકારના કેક્ટસથી માંડી ગુલાબ સહિતના ક્યારાઓ પાસેથી પસાર થઈ તમે સમાધિ તરફ આગળ વધો છો. સેંકડો ને હજારો ભાવિકો આવતા રહે છે, પણ ક્યાંય ભીડ નથી, ધક્કામુક્કી નથી; કશું અસુંદર નથી, અસ્વચ્છ નથી.

### સમાધિનું સ્થળ

મિનિટ અડધી-મિનિટમાં સમાધિએ પહોંચાય છે. ૭૮ વર્ષની વયે શ્રી અરવિંદે દેહત્યાગ કર્યો. આશ્રમસંકુલના ચોકમાં તેમની સમાધિ રચવામાં આવી છે. ૧૯૭૩માં ૯૫ વર્ષની ઉંમરે શ્રીમાતાજી ચેતનમાં ભળી ગયાં. તેમની સમાધિ પણ શ્રી અરવિંદ સાથે રાખી છે. એક તરફ આશ્રમની કચેરીઓ છે. સામે પુસ્તકઘર જેવી 'બુકશૉપ' છે. આસપાસ જૂના અંતેવાસીઓના આવાસ છે. વચ્ચે ચોકમાં સમાધિ છે. ઉપર વૃક્ષની છાયા છે.

સમાધિ પર રોજેરોજ તાજાં ફૂલ અને હારના સાથિયા રચાય છે. અગરબત્તીના ધૂપ-ધૂમ્રથી સુગંધિત વાતાવરણ લહેરાય છે. ભાવિકોનું આગમન-નિર્ગમન સતત ચાલુ રહે છે. ભાવિક આવે, ફૂલ-અગરબત્તી લે, સમાધિ પર અગરબત્તી મૂકે, ફૂલ ચડાવે, માથું ટેકવે અને પછી ઊઠી ચોક ફરતા પરિસરમાં બેસે. ભાવિકોનું આવવા-જવાનું ચાલ્યા કરે છે; ફૂલ અને હાર સુંદર રીતે ગોઠવાતાં રહે છે; વધારાનાં ફૂલ અને અગરબત્તીની રાખ અને સળીઓ વળાતાં રહે છે; કુદરતી ક્રમ જેવી સહજતાથી બધું ચાલ્યા કરે છે. પૉંડિચેરી આવી કશું જ ન કરો, માત્ર સવાર-સાંજ સમાધિ-સ્થળે આવી બેસો તોય ફેરો સાર્થક થઈ જાય છે. શાંતિ, આનંદ ને દિવ્યતાનો અનુભવ થાય.

શ્રી અરવિંદ જ્યાં નિવાસ કરતા હતા તે ખંડો આશ્રમસંકુલમાં જ છે. શ્રીમાતાજીના ખંડો પણ ત્યાં જ છે. નિવાસસ્થાનો જેમનાં તેમ જાળવ્યાં છે. રાચ-રચીલું ને અન્ય સાહિત્ય સ્મરણરૂપે સચવાયાં છે. ખાસ પરવાનગીથી ત્યાં દર્શને જવાય છે, અંદર ધ્યાનસ્થ બેસી શકાય છે. જીવંત લાગે એવી શ્રી અરવિંદ અને શ્રીમાતાજીની છબીઓ પ્રભાવશાળી છે, જાણે હમણાં બોલશે. અમીઝરતી આંખો તમને તાકતી હોય તેવો ભાસ થાય છે

નીચે વિશાળ ધ્યાનખંડ છે. ત્યાં બેસો કે તરત જ આપોઆપ ધ્યાનમાં સરી પડાય છે.

### શ્રી અરવિંદનું તત્ત્વદર્શન

ઘણા પ્રકારના આશ્રમો આપણે જાણીએ છીએ. અભ્યાસ માટેના ગુરુકુળ જેવા આશ્રમ; ગુરુ-શિષ્ય પરંપરાના આશ્રમ; ત્યાગીઓ, સંન્યાસીઓ માટેના આશ્રમ. શ્રી અરવિંદ આશ્રમનું સ્વરૂપ એ બધા કરતાં જુદું છે. શ્રી અરવિંદ આશ્રમની વિભાવના સમજવા માટે શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન સમજવું પડે.

સામાન્ય રીતે ધર્મ અને સંપ્રદાયોની શીખ એવી છે કે જગત અસત્ય છે, મિથ્યા છે, માયા છે, તેથી તેને ત્યજવાનું છે. આવો બોધ આપતા ધર્મ અને સંપ્રદાય વિશ્વત્યાગી (world fleeting) છે. 'મારું વનરાવન છે રૂડું, વૈકુંઠ નહીં રે આવું' — એવું ગાનારા વિશ્વરાગી (world-seeking) ભક્તિસંપ્રદાયમાં પણ મોક્ષનો મહિમા છે. સંસારમાંથી મુક્તિ મેળવવાની છે. તે માટે ત્યાગ, તપ, ધ્યાન, યોગ પર ભાર મુકાય છે. મોક્ષ મેળવનાર વિદેહ-મુક્ત કહેવાય છે. જોકે બીજા જીવો માટે, પરોપકારાર્થે, મુક્તાત્મા મથે તેવો જીવનમુક્તનો આદર્શ પણ છે.

શ્રી અરવિંદ વિશ્વને અસત્ય કે ત્યજવાયોગ્ય ગણતા

નથી. વિશ્વ ચેતનમય છે, દિવ્ય ચેતના તરફ ઉત્ક્રાંત થતું રહે છે. આપણે તેમાં ભાગીદાર બનવાનું છે. તે પ્રક્રિયાને વેગ આપવાનો છે. પાષાણ-પથ્થરથી વનસ્પતિજીવન, વનસ્પતિથી પ્રાણીજીવન અને પ્રાણીથી માનવજીવનની ઉત્ક્રાંતિ થઈ છે. માણસ સુધી પહોંચીને મજલ પૂરી નથી થઈ. માણસ હજી ઘણો અપૂર્ણ છે. તે મનો-વ્યાપારના સ્તરે છે. મનો-પારના દિવ્ય ચેતનાના સ્તરે તેણે પહોંચવાનું છે, વિશ્વને પણ ત્યાં લઈ જવાનું છે. જગતનો ત્યાગ નહીં, જગતનું ઊર્ધ્વગમન એ ધ્યેય છે. મનુષ્યે ઉપર ઊઠવાનું છે, ઉપરથી વરસતી કૃપા એમાં સહાય કરનાર છે.

ઊર્ધ્વગમનના માર્ગે આગળ વધવાના કેન્દ્ર તરીકે આશ્રમનું સ્થાન છે. સિદ્ધ પુરુષ મુક્તિ પછી નિષ્ક્રિય નથી. પોતાના યોગથી તે દાખલો બેસાડે છે, જીવનમુક્તના આદર્શ અનુસાર તે બીજાંઓનાં ઊર્ધ્વગમન માટે યોગ-તપ-કર્મ ચાલુ રાખે છે, એટલું જ નહીં ઊર્ધ્વગમનની આકાંક્ષા ધરાવનારા સાધકોનું તે સંયોજન કરે છે. તે સંયોજનાનું કેન્દ્ર તે આશ્રમ. પોતાના અને વિશ્વના ઊર્ધ્વગમન માટે સાધકો શ્રમ, આરાધના અને સાધના કરી શકે તે માટેના સ્થળ તરીકે આશ્રમની ભૂમિકા છે.

### આશ્રમની સ્થાપના

અંતરની આકાંક્ષાઓ આધ્યાત્મિક હોય ને છતાંય માણસો એ માર્ગે જઈ શકતા નથી. ખાવા-પીવા, પહેરવા-ઓઢવા, રહેવા-કરવાની રોજિંદી જરૂરતોમાં માણસ અટવાઈ જાય છે. એવી પળોજણમાંથી મુક્ત થઈ તે અધ્યાત્મના માર્ગે જઈ શકે એવું નાનકડું વિશ્વ રચી આપવાની શ્રીમાતાજીની મનીષા હતી. તે ઇચ્છા શ્રી અરવિંદ આશ્રમરૂપે પૂર્ણ થઈ.

શ્રી અરવિંદ ૧૯૧૦માં પોંડિચેરી આવ્યા. તે વખતે તેમની સાથે પાંચેક શિષ્યો હતા. રોજિંદી જરૂરતો પૂરી કરવાની વિમાસણ ને મથામણ રહેતી. શ્રીમાતાજી ૧૯૧૪માં પહેલી વાર પોંડિચેરી આવ્યાં. શ્રી અરવિંદ સાથે મુલાકાત થઈ. બાલ્યાવસ્થાથી તેમને માર્ગદર્શન આપનાર શક્તિ તરીકે તેમણે શ્રી અરવિંદને પહેલી જ મુલાકાતમાં ઓળખી કાઢ્યા. પ્રથમ વિશ્વયુદ્ધને કારણે શ્રીમાતાજીને ફ્રાન્સ પાછા જવું પડ્યું. ૧૯૨૦માં તેઓ કાયમ માટે પોંડિચેરી આવ્યાં. ૧૯૨૬માં આશ્રમની સ્થાપના થઈ. શ્રીમાતાજીની આધ્યાત્મિક સંપત્તિ અને શક્તિનું આશ્રમમાં મોટું યોગદાન છે. શ્રી અરવિંદે આશ્રમની વ્યવસ્થા અને સંચાલન શ્રીમાતાજીને ભળાવ્યાં. સાધકો અને સાથે રહેતા તેમના કુટુંબીજનોની તમામ જરૂરતોની જવાબદારી આશ્રમ સંભાળી લે તેવી વ્યવસ્થા શ્રીમાતાજીએ ગોઠવી છે. શ્રી અરવિંદ આશ્રમ ઉત્ક્રાંત થતો રહ્યો છે. બહારની સપાટી ઉપર તેની કામગીરી જોઈ શકાય છે. પરંતુ એનાં મૂળ અધ્યાત્મસાધકોની આંતરચેતનામાં રહેલાં છે.

### વિકાસ અને વ્યવસ્થા

શ્રી અરવિંદ સાથે શરૂઆતમાં પાંચ સાધકો હતા. તેમાંથી દસ, બાર, વીસ, ત્રીસ, પાંત્રીસ થયા. ઘણાં વર્ષો સુધી સંખ્યા એટલી નાની રહી. ક્રમે ક્રમે હજાર-બારસો થયા. આજે એ સંખ્યા બે હજારથી પણ વધારે છે.

સાધકો ગમે તેટલી સાદાઈથી રહે, આશ્રમ માટે સાધન-સામગ્રી જોઈએ, તે માટે અર્થવ્યવસ્થા ઊભી કરવી પડે. આ બાબતમાં પણ શ્રી અરવિંદ આશ્રમ બીજા આશ્રમો કરતાં જુદો પડે છે. તે કોઈ ઉઘરાણું કરતો નથી, દાન માટે ટહેલ નાખતો નથી, દાતાની નામપટ્ટીવાળું રાચ-રચીલું કે તકતી મૂકતો નથી. ભંડોળ એકઠું કરવા 'ચેરિટી શો' ગોઠવતો નથી અને તોય એનું કામ ચાલતું રહ્યું છે, વિકાસ થતો રહ્યો છે. એને પૂર્ણચેતનાના આશીર્વાદ, કૃપા અને યોજના જ ગણવાં રહ્યાં ને!

સાધકો અને મુલાકાતી ભાવિકો માટે ભોજનવ્યવસ્થા ઊભી કરાઈ છે. આજે આશ્રમના ભોજનખંડમાં રોજ બે હજારથી વધુ સાધકો અને ત્રણેક હજારથી વધુ મુલાકાતીઓ સવારનો નાસ્તો, બપોરનું ખાણું અને સાંજનું વાળુ લે છે. આશ્રમનાં કુટુંબીજનો તરીકે સાધકો માટે વિનામૂલ્યે વ્યવસ્થા કરી છે. મુલાકાતીઓ પાસે તદ્દન નજીવી રકમ લેવાય છે. તે રકમમાં સવારનો નાસ્તો અને બંને સમયનું ભોજન મળે છે.

### પ્રવૃત્તિ-વિસ્તાર અને સ્વનિર્ભરતા

આશ્રમ સાધના માટેનું કેન્દ્ર તો છે જ, પણ તે ઉપરાંત તે જીવનપદ્ધતિ પણ છે. સાધકો ધ્યાન અને આધ્યાત્મિક પ્રવૃત્તિ ઉપરાંત શારીરિક શ્રમ કરે; રમત-ગમતમાં પણ ભાગ લે; તેમની આવડત, રસ, રુચિ, શક્તિ પ્રમાણેનાં ઉત્પાદક કામો કરે એવી વ્યવસ્થા થઈ છે. તે પ્રવૃત્તિમાંથી જે આવક થાય તેનાથી આશ્રમ સ્વનિર્ભર બની રહે છે.

આશ્રમ પાસે પોતાની ખેતી, ગૌશાળા અને બેકરી છે. જરૂરત પ્રમાણેના અનાજ, શાકભાજી, ફળ ઇત્યાદિનું ઉત્પાદન આશ્રમ કરી લે છે. પોતાની જ ગૌશાળામાંથી ભોજનાલયમાં દૂધ-દહીં આવે છે. ભોજનમાં વપરાતી બ્રેડ પોતાની જ બેકરીમાં બને છે.

આશ્રમનું પ્રકાશનગૃહ, પ્રેસ, પુસ્તકઘર અને ગ્રંથાલય છે. મ્યુઝિયમ અને આર્ટગેલેરી છે. વિવિંગ, એમ્બ્રોઇડરી, હાથવણાટ, રેશમી કાપડ પર માર્બલિંગ (હેન્ડ-પ્રિન્ટિંગ) અને બાટિકનાં એકમો આશ્રમ હેઠળ ચાલે છે. તે બધાં ડ્રેસ-મટીરિયલ્સ માટેનાં વેચાણકેન્દ્રો પણ ખોલાયાં છે.

હેન્ડમેઈડ પેપરની ફેક્ટરી, અગરબત્તી ને પરફ્યુમ્સનાં કારખાનાં, આયુર્વેદિક અને હર્બલ દવાની ફાર્મસી જેવા ગૃહ અને લઘુઉદ્યોગ છે. વેચાણ માટે ઑરોશિખા અગરબત્તીઝ ને પરફ્યુમરી જેવી શોપ્સ છે.

જરૂરત અને પ્રાપ્યતા અનુસાર આશ્રમ આસપાસનાં મકાનો મેળવતો રહ્યો છે. સાધકોના આવાસ ઉમેરાતા ગયા છે. મુલાકાતી ભાવિકો માટે આશ્રમની નિશ્રામાં 'પાર્ક ગેસ્ટ હાઉસ', 'કૉટેજ', 'સમર્પણ', 'સ્વીટ હોમ' જેવાં અઢારેક અતિથિગૃહ ચાલે છે. આશ્રમ તરફથી ટૂર-ટ્રાવેલ સેવાની 'શ્રી ઑરબિન્દો ઑટોકેર સર્વિસ' પણ ચલાવાય છે.

### વહીવટી તંત્ર

આશ્રમની અસ્કયામત આજે નહીં નહીં તોય હજારેક કરોડ રૂપિયાથી વધારે હશે. તેની પ્રવૃત્તિના ફેલાવામાં કારખાનાં, લઘુઉદ્યોગ, અતિથિગૃહો ઉપરાંત આંતરરાષ્ટ્રીય શિક્ષણકેન્દ્ર પણ છે. પોતે ઘડેલા અભ્યાસક્રમ પ્રમાણેની, સાધકો મારફત ચાલતી નિવાસી (Residential) શાળા શિક્ષણ ઉપરાંત ખેલ-કૂદ અને યોગ-સાધના પર ભાર મૂકે છે.

આશ્રમ અને સંકળાયેલી સંસ્થાઓનાં ત્રણ ટ્રસ્ટ મંડળો સંચાલન કરે છે. એક ટ્રસ્ટમંડળ આશ્રમ અંગેનું છે. પાંચ ટ્રસ્ટીઓ વહીવટ સંભાળે છે. આ મંડળ મુખ્યત્વે આશ્રમની આધ્યાત્મિક તથા સાધકોના યોગક્ષેમની પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે. ઔદ્યોગિક પ્રવૃત્તિ માટે શ્રી અરવિંદ ઉદ્યોગ ટ્રસ્ટ છે. તે મુખ્યત્વે ગૃહઉદ્યોગો, લઘુ ઉદ્યોગો જેવી ઊપજની પ્રવૃત્તિઓનો વહીવટ કરે છે ત્રીજું મંડળ શ્રી અરવિંદ સોસાયટી, શ્રી અરવિંદ તથા શ્રી માતાજીનાં જીવનદર્શનને દેશ અને દુનિયામાં પ્રસારની કામગીરી સંભાળે છે.

વહીવટમાં કેન્દ્રીય માર્ગદર્શન અને વિકેન્દ્રીકરણની સમતુલા છે. ત્રણે ટ્રસ્ટ-મંડળ જુદાં છે, પણ સંકલનથી કામ કરે છે.

### ઑરોવિલ

નવા વિશ્વનો અંશ પૃથ્વી પર ઉતારવાની શ્રીમાતાજીની મહેચ્છા હતી. એમાંથી ઑરોવિલ સંકુલનો પ્રયોગ આકાર પામ્યો. રાષ્ટ્રને અતિક્રમી વિશ્વભરના નાગરિકોનો નાનકડો જનસમુદાય નવા વિશ્વની વ્યવસ્થામાં ગોઠવવાનો ત્યાં પ્રયાસ થયો છે. આંતરરાષ્ટ્રીય સમૂહજીવન અને ત્યાંથી વિશ્વચેતનાને આંબવાનું શ્રીમાતાજીનું સ્વપ્ન સિદ્ધ કરવાનું ઑરોવિલનું ધ્યેય છે. ઑરોવિલના પાયામાં શ્રી અરવિંદ અને શ્રીમાતાજીનું સમગ્ર માનવજાતિની એકતાનું જીવનદર્શન રહેલું છે. પરંતુ વ્યવસ્થા અને વહીવટની રીતે શ્રી અરવિંદ આશ્રમથી આ સ્વાયત્ત નગર સ્વતંત્ર છે. ઑરોવિલનું સંચાલન ઑરોવિલનિવાસીઓના સહકારથી ત્યાંની સ્વૈચ્છિક સંસ્થાઓ તથા ભારત સરકારે સ્થાપેલ ઑરોવિલ ફાઉન્ડેશન કરી રહેલ છે. દેશ-વિદેશના અન્ય નાગરિકોનો સહયોગ એમાં પ્રાપ્ત થતો રહે છે.

શ્રીમાતાજીએ પૉંડિચેરીથી દસ-બાર કિલોમિટરના અંતરે તામિલનાડુ રાજ્યમાં આવેલી ત્રણ હજાર એકર જમીન પસંદ કરી. આ જમીન સાવ ઊષર મરુભૂમિ જેવી વેરાન હતી. જળ-સંગ્રહ, સિંચાઈ, વનસ્પતિની દેશી જાતોનું સંવર્ધન, સજીવ ખેતીની પદ્ધતિઓ અને અથાગ પરિશ્રમથી તે જમીન નવસાધ્ય કરવામાં આવી. વીસ વર્ષના પ્રયત્ન પછી ૧૧૦૦ હેક્ટર જમીનમાં આજે વીસ લાખ વન્ય અને ફળ-વૃક્ષો, ખેતીનો મબલક પાક અને ધબકતું જન-જીવન છે. આનું શ્રેય કૃષિવિદો, ઑરોવિલવાસીઓ અને ઑરોવિલના વૈજ્ઞાનિક સંશોધનકેન્દ્રને આપવું ઘટે. સંશોધનકેન્દ્રને ઊર્જાના નવસાધ્યીકરણ માટેની બિનસરકારી સંસ્થા તરીકેનું રાષ્ટ્રીય પારિતોષિક મળ્યું છે

ઑરોવિલ સંકુલમાં આજે વન્ય કુટિરો, ફ્લેટ જેવા એપાર્ટમેન્ટ્સ, રો-હાઉસ અને બંગલીઓ જેવા બધું મળીને ૪૦૦ આવાસ છે. અત્યારે દેશ-વિદેશના તેરસો કાયમી રહીશો છે. તેમાં ભારતીય, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન, ડચ, અમેરિકન, બ્રિટિશ, સ્વિસ, સ્પેનિશ અને રશિયન નાગરિકોનો સમાવેશ થાય છે. સામુદાયિક ભોજનાલયની વ્યવસ્થા છે. પરંપરાગત વિદ્યુત-એકમો ઉપરાંત 'ફોટોવૉલ્ટેઇક' પદ્ધતિથી વીજળીનું ઉત્પાદન થાય છે. સોલર અને બાયોગેસ ઊર્જાથી કૂકર, હીટર, પમ્પ અને યંત્રો ચલાવાય છે.

આયુર્વેદિક, હોમિયોપથિક અને નિસર્ગોપચાર જેવી વૈકલ્પિક ચિકિત્સાપદ્ધતિઓમાં સંશોધન ચાલે છે. ઑરવિલ આસપાસ ચૌદ જેટલાં તમિળ ગામડાં છે. જેના ઉત્કર્ષ માટે પણ ઑરવિલના નાગરિકો કામ કરતા રહે છે.

આશ્રમની ટૂર-ટેક્સી સર્વિસ પૉંડિચેરીથી ઑરોવિલની અડધા દિવસની સફર કરાવે છે. જોકે ઑરોવિલને બરાબર સમજવા માટે ત્યાં ચાર-પાંચ દિવસ રહેવું જોઈએ.

### આંતરરાષ્ટ્રીય સમુદાય : ઑરોવિલની સંકલ્પના

શ્રી અરવિંદની ફિલસૂફી વૈયક્તિક મુક્તિ કે મોક્ષ પૂરતી સીમિત નથી. માનવજાત સહિત આખા વિશ્વને દિવ્ય ચેતના સુધી લઈ જવાનો આદર્શ રખાયો છે. આ ધ્યેય ક્રમશઃ તબક્કાવાર અને નાનાં-મોટાં જૂથમાં સિદ્ધ થઈ શકે તે માટે જુદી જુદી કક્ષાનાં સંગઠનોની રચના જરૂરી છે. આવા આયોજનના ભાગરૂપે શ્રી અરવિંદ આશ્રમમાં સાધકોનું સહવાસી સંકુલ રચાયું. એ સ્થાનિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય સમુદાય થયો. તેવા પ્રકારના આંતરરાષ્ટ્રીય કે વૈશ્વિક સમુદાયની ઑરોવિલમાં સંકલ્પના છે. તેવી વિચારણામાંથી ઑરોવિલનું બીજ નખાયું, પાંગર્યું અને કોળ્યું.

૧૯૫૪માં પૉંડિચેરી સ્વતંત્ર ભારતને સોંપાયું. તે જ અરસામાં વ્યક્ત થયેલું શ્રીમાતાજીનું કથન સૂચક છે :

> 'વિશ્વમાં એવી જગા હોવી જોઈએ જેના પર કોઈ રાષ્ટ્રનો માલિકીહક ન હોય. ત્યાં સદ્‌ભાવ, નિષ્ઠા ને ઊંચી આકાંક્ષાવાળાં સજ્જનો વિશ્વનાગરિક તરીકે વસી શકે. ત્યાં શાંતિ, એકતા અને સંવાદિતા હોય. ત્યાં સત્ય સર્વોપરી હોય. તેના સિવાય બીજી કોઈ સત્તા ન હોય.'

૧૯૬૫માં શ્રીમાતાજીએ વૈશ્વિક વાયુમંડળમાં બદલાવ અનુભવ્યો. વૈશ્વિકીકરણની આવનારી આબોહવાનો કદાચ તેમને આગમ સ્પર્શ થયો. તેની ગંધ તેમણે પારખી. તેમણે આંતરરાષ્ટ્રીય સમુદાયરૂપે ઑરવિલ સંકુલનું આયોજન કરવા માંડ્યું. ફ્રાન્સના સ્થપતિઓ સાથે બેસી પ્લાન્સ બનાવ્યા.

માતૃમંદિર માતા-પ્રકૃતિનું પ્રતીક છે. શ્રી અરવિંદના તત્ત્વ-દર્શનમાં પ્રકૃતિ વિશ્વમાતા છે. પ્રકૃતિ ભૌતિક તત્ત્વોની બનેલી છે અને તેથી દિવ્ય ચેતનાથી વિરુદ્ધનું તત્ત્વ છે એવી સામાન્ય માન્યતા શ્રી અરવિંદના દર્શનમાં સ્વીકારાઈ નથી. પ્રકૃતિ અને ભૌતિક સૃષ્ટિમાં પણ દિવ્ય તત્ત્વ છે અને અંતે તે પૂર્ણ ચેતનામાં ભળવાનું છે એવો અદ્વૈત સિદ્ધાંત શ્રી અરવિંદના દર્શનમાં છે.

### ઑરોવિલ : કેન્દ્ર અને આસપાસ

ઑરોવિલની કલ્પના માત્ર સૈદ્ધાંતિક કે જડ નથી. જીવંત સંગઠનરૂપે ઑરોવિલે આકાર લીધો છે. કેન્દ્રમાં માતૃમંદિર છે. આસપાસ વર્તુળાકાર સીમાઓ પર મુખ્ય વિભાગો છે. વર્તુળના પૂર્વ છેડે સંસ્કાર-સંસ્કૃતિ કેન્દ્ર છે, પશ્ચિમે આંતરરાષ્ટ્રીય એકમ છે, ઉત્તર સીમાએ ઔદ્યોગિક ઝોન છે અને દક્ષિણમાં આવાસો માટેનો વિસ્તાર છે. ચારે પ્રદેશ ફરતો વર્તુળાકાર હરિયાળો પટ્ટો (green-belt) છે. ચોતરફ તમિળ ગામડાંઓ છે. પૂર્વમાં દક્ષિણ છેડો સાગરને મળે છે.

માતૃમંદિર એ કોઈ દેવળ કે દેવસ્થાન નથી. એ એકાગ્ર-ધ્યાન માટે બનાવાયું છે. તેની રચનામાં આધ્યાત્મિક પ્રતીકો અને સ્થાપત્યની લીલાનો ઉત્કૃષ્ટ આધુનિક સમન્વય છે. બહારથી રૂપેરી રંગનો મોટો પૃથ્વીનો ગોળો નજરે પડે છે. તેના પર સોનેરી ચકોનું ઝૂમખું ઝૂલે છે. ચાર વિશાળ સ્તંભના પાયા પર માતૃમંદિર ઊભું છે.

પૃથ્વી જેવા ગોળાકારની અંદર ઊંચા ટાવર જેવા મિનારનું ચણતર છે. ચક્રાકારમાં ઢાળ ચડતાં ચડતાં ટોચ પર પહોંચાય છે. ત્યાં એકાગ્ર-ધ્યાનખંડ છે. ક્યાંય બારી, બારણાં કે વેન્ટિલેશન નથી. એક કિરણરૂપે સૂર્યદેવનું અજવાળું પ્રવેશે છે. વિકીર્ણ થઈ પ્રકાશ વેરાય છે. એકાગ્ર-ધ્યાનખંડની બરાબર વચ્ચે શ્રીમાતાજીનું વર્તુળાકાર કમળ પ્રતીક છે, તેના પર શ્રી અરવિંદનું પ્રતીક ચોરસ આકારે ગોઠવ્યું છે. તેના પર પ્રકાશિત ગોળો મૂક્યો છે. આસપાસ બાર સ્તંભ છે. ખંડની છત, દીવાલો, ફરસ અને સ્તંભો કમળશ્વેત રંગના છે. બીજો કોઈ શણગાર, આભૂષણ કે ભપકો નથી. ન ફૂલ, ન ગંધ; ન અગરબત્તી, ન ધૂપ; ન ગીત, ન સંગીત; ન ધ્વનિ ન શબ્દ. સંપૂર્ણ શાંતિ, ફક્ત શાંતિ અને શાંતિ સિવાય બીજું કશું જ નહીં.

બોલચાલ સુધ્ધાંનો અવાજ ન કરવાની શરતે માતૃમંદિરના ભીતર–દર્શનની પરવાનગી મળે છે. ત્યાંના નિયમો અનુસાર થોડાએકને એકાગ્ર-ધ્યાનના નિયત સમયે ધ્યાન કરવા જવા દેવામાં આવે છે.

ઑરોવિલની સફળતા માટે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ, વિશ્વની રાજ્ય સરકારો તેમજ આ વિચારમાં માનનારા મુમુક્ષુઓનું યોગદાન જોઈશે. તે મળે તેના પ્રમાણમાં પ્રયોગ મોડો કે વહેલો સફળ થશે. દરમ્યાન માનવજાતના જ નહીં, સમગ્ર વિશ્વ-પ્રકૃતિના ઊર્ધ્વગમન માટે આવો પ્રયોગ કોઈ પુરુષ વિચારે અને તેને સાકાર કરવા પોતાના યોગ અને તપનું આહુતિપ્રદાન કરે તે અદ્વિતીય અને અભૂતપૂર્વ ઘટના છે. ■

# શિવ અને પાર્વતી

ઑક્તાવિયો પાઝ, અનુ. રાધેશ્યામ શર્મા

[૧૯૫૧માં ઑક્તાવિયો પાઝે ભારત છોડ્યું એ દિવસે સપત્ની એલિફન્ટાની ગુફાઓ નિહાળવા ગયેલા. ભારતનાં કળા, સંસ્કૃતિ, ઇતિહાસ સાથે સંબંધાવાનો એ બન્યો દીક્ષાદિન' ભારતની વિદાયવેળાએ આ કૃતિ રચાયા પછી તે ત્રણેક વાર અહીં પાછા આવ્યા ત્યારે ત્રણે વાર આ રચનાનું પઠન કર્યું હતું. મૂળમાંથી અંગ્રેજી ભાષાન્તર એલિયટ વેઇનબર્ગરે કર્યું છે.]

શિવ અને પાર્વતી
ઉભયને આરાધીએ અમે
દેવો તરીકે નહીં
પણ માણસની દિવ્યતાની
પ્રતિમાઓ સ્વરૂપે.
તમે, માણસ જેમ નિર્મે એવા છો અને નથી,
કઠોર પરિશ્રમનો દંડ ભોગવ્યા બાદ તો
માણસ કેવો રહેશે
શિવ:
તમારા ચાર હાથ તે ચાર હાથ, તે ચાર નદીઓ,
ચાર ફુવારા.
તમારું સમગ્ર અસ્તિત્વ એક જલોત્ક્ષેપ
કમનીય પાર્વતી જેમાં નહાય છે
મોહક નૌકા માફક ઝોલાં ખાય છે.
સૂર્ય હેઠળ સમુંદર અફળાય છે તે
શિવના વિશાળ ઓષ્ઠદ્વય હસે છે:
સાગર સળગે છે:
પાણી પર પગલાં છે પાર્વતીનાં તે.
શિવ અને પાર્વતી:
નારી જે મારી પત્ની છે.
અને હું કશું નથી માગતો,
પરલોકમાંથી આવતું કશું
તારી પાસે નથી માગતો.
માત્ર જોઈએ
દરિયા પરની દ્યુતિ,
સુપ્ત ભૂમિ અને દરિયાપે
રેલાતી ઉઘાડપગી દ્યુતિ.

●

('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક ૪, નવેમ્બર ૧૯૯૦માંથી)

# "આપણે 'ઉદ્દેશ' ચાલુ જ રાખવાના છીએ"*

પ્રબોધ ર. જોશી

જીવન... ક્યાં કદી સીધી લીટીમાં ચાલ્યું છે! એ તો વળાંકોમાં ખળખળ ખળભળ વહેતું, પોતાનો માર્ગ કરતું રહે. એમાં વહી જાવ તો ખબરે ય ન પડે. એવું જ થયું. આ માટે લખવાનું હતું. થોડીક દૃષ્ટિ કરી એ પટ નિહાળ્યો ને કોઈ કહેતાં કોઈ વળાંક નજરે ન જ ચડ્યો. લગભગ માંડી વાળ્યું...

એક સવારે મુંબઈ ઊતરતાં ગાડીએ ટર્ન લીધો અને સુરેશભાઈને ફોન કરવાનો ખુશનુમા વિચાર ઝળક્યો. સાંજે મળવાનું નક્કી થઈ જ ગયું. હૉટેલ મરીન પ્લાઝામાં મળવાનું હતું, પણ થોડો મોડો પડ્યો અને એ ય રાહ જોઈ ઘેર પહોંચી ગયા. છેવટે એમના ઘરની લગોલગ હૉટેલ પ્રૅસિડેન્ટના એક વખતના લાઇબ્રેરી બારમાં જ્યાં અત્યારે અત્યંત ઘોંઘાટમય, વિચિત્ર, ન સમજાય એવું સંગીત વાગી રહ્યું છે... ... (આ 'વાગી રહ્યું છે' એમ જ કહેવું જોઈએ.) અવાજની પીચ આપોઆપ થોડીક વધી જાય છે અને એ રીતે, એ માહોલમાં વાતનો દોર આગળઆગળ ચાલી રહ્યો છે... ... થોડીક વારે એ ઘોંઘાટમાંથી મન ખસી જાય છે અને વહ્યે જાય છે વાતો, વાતો અને માત્ર વાતો... અને વાતોના ખબરેય ન પડે એવા અભાનસભાન વળાંકો વચ્ચે વચ્ચે પસાર થતા રહે છે...

●

એ દિવસોમાં પહોંચી જવાય છે જ્યારે એક કિશોર મનોમન નિર્ણય કરી લે છે: આ પ્રતિષ્ઠા, ફતિષ્ઠા, છાપાં, ફોટા, લેખો, સમારંભોનો વૈભવ, આ માસ્તરી નથી જોઈતી. નથી જોઈતી દર મહિને તારીખ વીસથી ત્રીસની સઘળી પળોજણો. એ કોઈ નિશ્ચયાત્મક પળો લાગે છે. મનમાં ને મનમાં મક્કમ થઈ ગયેલો વિચાર! બી. એનું છેલ્લું વર્ષ છે. પછી એમ. એ. ને પછી? આ 'વર્ગ', 'સ્વર્ગ' કેવી રીતે હોઈ શકે? રોજની દિનચર્યા છાપાંમાં 'ઍપૉઇન્ટમૅન્ટ્સ'નાં પાનાં જોવાથી શરૂ થાય. મોટી મોટી મીંડાં ગણવાં પડે એવા મોટા પગારવાળી જાહેરખબરો. પણ ક્યાંય પોતાની લાયકાત ન વંચાય. અને લાયકાત પણ શી? ભાષા... સાહિત્ય અને ઇત્યાદિ ઇત્યાદિ? એક દિવસ પોતાને લગતું કંઈક છાપામાં નજરે ચડે છે. ગુજરાત પબ્લિક સર્વિસ કમિશન તરફથી જુનિયર ભાષાંતરકાર માટેની જગ્યાઓ માટે અરજીઓ મંગાવવામાં આવે છે. પગાર સરકારનાં ધારાધોરણ મુજબ. કંઈ બરાબર તો નથી લાગતું પણ જોયું જશે. પ્રયોગાત્મક રીતે એ પ્રક્રિયામાં સંડોવાતાં સંડોવાતાં, એ વખતે ય પાંચેક હજાર જેટલા ઉમેદવારો વચ્ચે લેખિત અને મૌખિક પરીક્ષામાં માર્ગ કરતાં કરતાં ભાષાનિયામકની કચેરી સુધી પહોંચી જવાય છે. સૌના વિરોધ વચ્ચે દિવસના ગાંધીનગર અને પછી એમ. એ.ના રાત્રી વર્ગો. ગાંધીનગરમાં સૌ સરકારી સહ-કર્મચારીઓને એ પૂછે: ભાઈ, કેટલાં વરસથી? કેટલો પગાર? બે-ત્રણ મહિના આમ ચલાવ્યું હશે પછી એક દિવસ એણે એ સરકારી નોકરી છોડી દીધી...

એક મોટા છાપામાં સુધીર દલાલની ધારાવાહિક નવલકથા આવે: 'અંતે'. એની સાથે એક સ્પર્ધા પણ જોડાયેલી છે. એનું છેલ્લું પ્રકરણ લખવાનું છે. ચલો લખીએ. અને પ્રથમ પારિતોષિક મળે છે: પાંચસો રૂપિયાનું. (એ વખતે એ મોટી રકમ. હરિભાઈના ગલ્લાના ચડી ગયેલા બિલમાં એ પછી ઘણા મહિનાઓ સુધી રાહત રહેલી!) એ પારિતોષિકથી ય વધારે આનંદ એ સ્પર્ધાના નિર્ણાયક શ્રી ચં. ચી. મહેતા હતા એ જાણવાથી થાય છે. પારિતોષિક સ્વીકારતાં તંત્રીને કહ્યું, મારે તમારા છાપામાં લખવું છે. આવી જાવ... કાલથી. એમ બધું ગબડ્યે જાય છે અને એવામાં આવી ચડે છે એમ. એ.નું છેલ્લું વરસ. કૉન્સન્ટ્રેટ કરવું જોઈશે પછી બધું થઈ પડશે. આ પરીક્ષાનો મહિનોય આવી ગયો પણ છાપાંમાં જાહેરખબરો જોવાની આદત ગઈ નહીં! ભાઈ ગંધર્વને આ પ્રવૃત્તિની પાક્કી ખબર. એક દિવસ એ બતાવે છે વડોદરાની એક મોટી ફાર્માસ્યુટિકલ કંપનીની જાહેરખબર. જોઈએ છે પબ્લિકેશન આસિસ્ટન્ટ. વાહ! આ તો બધી જ લાયકાત લગભગ મળે છે. એકબે મિત્રોને મળી અંગ્રેજીમાં સરસ અરજી તૈયાર કરાય છે. થોડા દા'ડા પછી ઇન્ટરવ્યૂ કૉલ આવે છે. કૉલેજના એક મિત્ર મહેશને લઈ વડોદરા જવાનું ગોઠવાય છે. પરીક્ષાના આ દિવસોમાં શો ધંધો માંડ્યો છે? ભાઈ (પિતાશ્રી) બળાપો કાઢે છે પણ ઘરનાં સૌ જાણે છે આ ઉદ્યમને!

પરીક્ષા શરૂ થઈ ગઈ. રોજ સાંજે પેપર આપી પાછા આવતાં પહેલું સુખ (કે પછી દુઃખ?) તે ઘરની ટપાલ ફંફોળવાનું. પણ એમાં જોઈતું જ ન જડે. અને જડે પણ ક્યાંથી? પરીક્ષામાં

*થોડા સમયમાં શ્રી સુરેશ દલાલ દ્વારા સંપાદિત અને ઇમેજ દ્વારા પ્રકાશિત થનાર પુસ્તક 'મારા જીવનનો વળાંક'માં પ્રગટ થનાર લેખ

વિક્ષેપ ન પડે એ માટે અંધર્વે એપૉઇન્ટમેન્ટ લેટર સાચવી-સંતાડી રાખ્યો છે. પરીક્ષા પતે છે અને એ જ સાંજે એ ધરી દે છે જાણે ડિગ્રીના સર્ટિફિકેટ શો એ લેટર! પગાર રૂ. ૬૬૦ ઇન્ટરવ્યૂ આપવા ગયેલ ત્યારે જોયેલ એ મસમોટી કંપનીનો વૈભવ, એનું વિશાળ સંકુલ, સઘળું નજરમાં તરવરી રહે છે. આવડી મોટી કંપનીમાં આત્મબળે મળેલી જગા અને આગળ આવવાની શક્યતાઓનાં સપનાં આંખોમાં અંજાયેલાં રહે છે ઠીક ઠીક દિવસો સુધી... પછી આ પરાક્રમનો ભાંડો ફૂટે છે ત્યારે: શી જરૂર છે આવું બધું કરવાની? કોઈ કૉલેજમાં ગોઠવાઈ જશો. સ્કેલ પણ ૧૧૦૦ -૧૨૦૦ની આસપાસથી શરૂ થાય છે ત્યારે છેક વડોદરે છસોની નોકરી? ઘરભાડું તો વળી વધારામાં... આવું આવું જ સાંભળવા મળે છે. પણ જવું તો છે જ. હવે કૉલેજમાં ભણવા કે ભણાવવા પગ મૂકે એ બીજા. આંખોમાં શક્યતાઓનાં સપનાં હજુ આથમ્યાં નથી અને એમ મહાવિરોધ વચ્ચે જ્યારે છેવટે જવાની સંમતિ મળે છે ત્યારે કોઈ હારાકિરી કરવા જતું હોય એવો જ સીન સર્જાય છે.

પછી તો વળાંકો ઉપર વળાંકો. શરૂઆતમાં ક્યારેક દુખદ પછી સુખદ ને સુખદ. ૧૯૭૬માં લગ્ન પછી આ યાત્રામાં એક નહીં બે, નહીં એક. અને સુખદ વળાંકોની ગતિ ઓર તેજ.. પ્રગતિ જ પ્રગતિ. (શરૂઆતમાં જે મૅગેઝિન એડિટ કરવાનું હતું તેનું નામ પણ 'પ્રગતિ'!) પણ એ બધી વાત નથી કરવી, કારણ કે એમાં ક્યાંક ક્યાંક વળાંકો તો છે પણ એ બધાય અત્યારે સાવ સાદીસીધી લીટી જેવા લાગે છે

કવિતાથી છેટું પડતું જાય છે. ક્યારેક કશુંક લખાય પણ સામયિકો સૌ સદંતર ભુલાઈ ગયાં. એકમાત્ર 'કવિતા'નો સંપર્ક. અંદરની કવિતા મરી ગઈ નથી એની ખાતરી કરવા ક્યારેક કંઈક લખાય તો 'કવિતા' માટે મોકલાવું. સુરેશભાઈનો મોટા અક્ષરે અંકિત જવાબી સ્વીકારપત્ર આવે તો હરખ જરૂર થાય. ક્યારેક ઝુરાપો વધી જાય તો વડોદરામાંય સુરેશભાઈ (!) (શ્રી સુરેશ હ. જોષી) પાસે જઈ આવું. જ્યોતિષ જાની મળે પણ સાહિત્યેતર વાતો ઝાઝી. થોડુંક ઠરીઠામ થયા પછી ક્યાંક મૅનેજમેન્ટ ઇન્સ્ટિટ્યૂટમાં કે બરોડા પ્રોડક્ટિવિટી કાઉન્સિલમાં કે એવે કશેક વ્યાખ્યાન આપવાનું થાય તો એ પછીનો આનંદ અનેરો હોય. ક્યારેક આર્ટિકલ જેવું લખવાનું થાય અને લખાય. મૅનેજમેન્ટનાં થોથાં ઉથલાવતાં અંદરનો લેખક – અધ્યાપક અને એ બધા પૂર્વસંસ્કાર જાગતા હશે!

અમદાવાદ આવવાનું થયું. મોટી કંપનીમાંથી બહુ મોટી અને પછી સાવ નાની કંપનીમાં. પણ ચેલેન્જ ગમતી થઈ ગઈ હતી. (કાળક્રમે એ મોટી કંપની નિર્વાણ પામી અને આ નાની કંપની બહુ મોટી મોટી થઈ ગઈ એ વળી જુદો વળાંક!) એ કેડી ઉપર આગળ વધતાં વધતાં બહુધા વ્યાવસાયિક પ્રવૃત્તિઓમાં જ ગળાડૂબ રહેવાનું થતું. સાહિત્યના સંપર્કો ઓછા-વત્તા થયા હશે પણ સુરેશભાઈ સાથે કંઈક એકધારી ગતિ રહી. એક વાર મિત્ર માધવે કહ્યું, 'મારે કોઈ નામ આપવું બાકી છે'ની બીજી આવૃત્તિ કરવી જોઈએ. પહેલાં તો ઠસ્યું ને વળી પાછું 'નેતિ' આવી ગયું. છેવટે સુરેશભાઈ ઉપર જ છોડ્યું. આ બીજી આવૃત્તિ પ્રગટ કરતાં મનમાં ભાવ તો કવિતાએ વિદાય લીધાનો જ હતો. એમ લખ્યુંય ખરું, પણ થયું સાવ જુદું! કવિતા આવતી રહી, લખાતી રહી. કદાચ અંદર અંદર અસ્વીકારનું વલણ હશે, પણ મારી કવિતામાં હું જે જોઈ શક્યો ન હતો તે શ્રી ચંદ્રકાન્ત શેઠે એની પ્રસ્તાવના લખતાં જોયું. 'પ્રબુદ્ધ કવિતાની મોકળાનો અણસાર આપતી એક સર્જનલીલા' એમ એમણે જ્યારે કહ્યું ત્યારે અંદરથી પણ એક પ્રતીતિજનક પડઘો પડ્યો અને પ્રતિસાદ આવતો રહ્યો; લખાતું થયું , રહ્યું... આ ય એક અજાણ્યો વળાંક!

ક્યારેક વ્યાવસાયિક પ્રવૃત્તિ બીજી તરફ ખેંચી જાય છતાં આ નવો અજાણ્યો વળાંક આકર્ષક લાગે...

પિતાશ્રીની તબિયત બહુ સારી ન રહે. એમનું 'ઉદ્દેશ'નું વળગણ પણ ખાસ્સું પીડાકારક. અર્થતંત્ર તો એમણે જીવનમાં કે 'ઉદ્દેશ'માં ક્યારેય ગોઠવેલું નહીં. વળી બધું એકલે હાથે કરે. કોઈને હાથ ન નાખવા દે. તબિયતને સતત અવગણવાનું અને 'ઉદ્દેશ'માં રચ્યાપચ્યા રહેવાનું એ જ એમનો નિત્યક્રમ. એમને મળતાં મારું પહેલું જ વાક્ય હોય: આ ઉદ્દેશને આપણે હવે બંધ કરીએ. પછી 'સંસ્કૃતિ'નો જ દાખલો આપું. એમણે કેવું સમયસર સમેટી લીધું! એ મૌન રહે પણ શરીરની પરિભાષા મને જલદી જલદી વિદાય કરવાની જ હોય.

તબિયત વધુ કથળતી ચાલી હતી. એક દિવસ ઘરમાં પ્રવેશતાંવેંત ભાઈઓ બધા ઝાંપા આગળ ધીમા સ્વરે કાનમાં ગણગણી ગયા: 'એ માની ગયા છે, "ઉદ્દેશ" બંધ કરવા માટે' મને કંઈક હાશ વળી. અંદર ગયો તો એ સૂમસામ... સાવ નીરવ! મારાથી એ શાંતિ સહન ન થઈ શકી. થોડીક વારે બોલ્યો: આપણે 'ઉદ્દેશ' ચાલુ જ રાખવાના છીએ. અને એમના ફિક્કા ચહેરા પર રક્તનો જે ધસમસતો પ્રવાહ વહેતો જોયો... અવર્ણનીય! ત્યારથી એ તસવીર મારા અંદરના કૅમેરામાં હંમેશાં ઝિલાયેલી રહી...

પછી તો થોડાક દિવસોમાં એમણે વિદાય લીધી.

સૌએ એક અવાજે 'ઉદ્દેશ'ને ચાલુ રાખવા સૂચવ્યું. ઘણા પત્રો મળ્યા પણ શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાના પત્રનું છેલ્લું વાક્ય: પ્રબોધભાઈ, "ઉદ્દેશ"ને રમણભાઈના ઉદ્દેશમાં તમારો ઉદ્દેશ ભેળવી ચાલુ રાખજો...' અંદરની એ દિવસની તસવીરની નીચે લખાઈ ગયું.

અત્યારે જીવનમાં આવેલા આ નવા વળાંકે જીવનની મૂળ વૃત્તિનું સુખદ અનુસંધાન થતું અનુભવું છું. સઘળી ખેંચ-તાણમાં જ્યારે 'ઉદ્દેશ'ના કિનારે-મોડી રાત્રે કે વહેલી સવારે – બેસવાનું થાય છે ત્યારે એ વળાંક જીવનનો સૌથી વહાલો, રમણીય વળાંક લાગે છે.

●

સુરેશભાઈ સાથેની મોડી રાત સુધીની વાતોમાં ક્યાંક ક્યાંક આ જ બધું પ્રગટ થતું રહ્યું અને એમને મારા જીવનના સૌ વળાંકો સ્પષ્ટ દેખાઈ ગયા. છૂટા પડતાં એમણે એમના સંપાદિત પુસ્તક માટેનો લેખ જલદી પૂરો કરવા તાકીદ કરી. ઉત્પલ સાથે પાછા વળતાં રસ્તામાં વાતો કરતાં કરતાં લેખ તો લખાતો જતો હતો...

■

• • • • •

(લઘુકથા)

## ફૂલ

**રમેશ ત્રિવેદી**

રીતુએ આજે વાળમાં ગુલાબ ખોસ્યું હતું. એને થયું: 'મારું ફૂલ કોને બતાવું? દાદીનો વિચાર આવતાં જ એને થયું: દાદી તો ફૂલ જોતાંની સાથે જ કે'વાંનાં: ગાંડી, ફૂલ તો ભગવાનને ચઢાવાય, વાળમાં ખોસે શું વળ્યું?'

રીતુ મમ્મી પાસે દોડી ગઈ: 'મમ્મી, કેવી લાગું છું હું!?'

મમ્મીએ તો એને જોતાં જ છણકો કર્યો: 'લી, તું હજુ સ્કૂલે ગઈ નથી?'

રીતુ દફ્તર લઈને ભાગી, એને થયું: ભાગવા દે... નહીં તો મમ્મી કે'શે, :

'ભણવાના વેતા નહીં, ને નવા નવા ચાળા સૂઝે છે!'

સ્કૂલમાં પહોંચતાં જ રીતુને થયું: 'પાયલને ફૂલ બતાવું?... એ મારી બેસ્ટ ફ્રેન્ડ છે! એ વર્ગમાં ગઈ, બેન્ચ પર બેઠી, પાયલ સામે જોયું. પાયલે એના ફૂલ સામે જોયું, પણ કંઈ બોલ્યા-ચાલ્યા વગર જ એણે મોં ફેરવી લીધું. પાયલનું વર્તન જોઈને રીતુનો મૂડ પણ બગડી ગયો. એ પણ કંઈ બોલી નહીં. પછી એ હોમવર્ક બતાવવા ગઈ. ટીચરની નજર એની સામે પડે એ રીતે એમની થોડીક અડોઅડ ઊભી રહી. એને થયું: હમણાં ફૂલ સામે જોઈને ટીચર કે'શે: 'રીતુ, આજે તો તારો વટ પડે છે બેન!' પણ આ શું? ટીચરને તો ઉપરાછાપરી બે-ત્રણ છીંકો આવી ગઈ!... બાપ રે! પપ્પાની જેમ ટીચરનેય ફૂલની ઍલર્જી તો??' મનમાં ઊઠેલા વિચાર સાથે એ ટેબલ પાસેથી ખસીને પોતાની બૅન્ચ તરફ ચાલી ગઈ. પાયલ ખડખડાટ હસી પડી. ને એની સાથે એકબીજાં સામે જોતી, કશીક ઘુસપુસ કરતી એક-બે ચાંપલીઓય...

રીતુ તો એકદમ રોવા જેવી થઈને બેસી રહી. રિસેસ પડી ત્યારેય કોઈની સાથે ગઈ નહીં, બોલીચાલી નહીં, એકલી એકલી ગુમસુમ બનીને બેસી રહી. એણે મનોમન નક્કી કરી લીધું કે હવે તો ઘેર ગયા પછીય સોસાયટીમાં પણ કોઈ કે'તાં કોઈનેય ફૂલ બતાવવું નથી!

રીતુ સ્કૂલેથી ઘેર આવી કે તરત બોલ્યા-ચાલ્યા વગર ખંડમાં જતી રહી. બારણું બંધ કર્યું. કબાટ પાસે ગઈ. ફુલસાઇઝ આયના સામે જોયું. ઘડીક ચૂપચાપ જોઈ રહી: 'કો' હસ્યું કે શું!?' – એણે બારી સામે જોયું. મોગરાની ડાળી, પવનની લહેર, ડાળી પર ઝૂલતાં ફૂલ, ને એકાએક ઊડી ગયેલું પતંગિયું!

'કેવી મસ્ત લાગે છે તું!?'

'અરે! કો' બોલ્યું કે શું!?' રીતુએ ઝબકીને બારી સામેથી નજર ખસેડી લીધી. ને પછી દીવાલટાંગી છબી સામે જોયું ને તરત એનો સવારથી સાવ લેવાઈ ગયેલો, કરમાયેલો, ખીલવાળો – શ્યામ ચહેરો એકાએક ખીલી ઊઠ્યો. છબીમાંના એના વહાલા દાદા એની સામે – એના ફૂલ સામે જોઈ ક્યારનાય હસી રહ્યા હતા – મરક-મરક!!

■

# કવિશ્રી હરીશનું હરિ-ઈશવિશ્વ*

પ્રવીણ દરજી

કવિતાપ્રેમીઓને કવિશ્રી હરીશ વટાવવાળાની ઓળખ હવે આપવી પડે તેમ નથી. 'સૂરજ ઊગવાની ક્ષણ' અને 'દર્પણથી દર્પણ' એમ બે કાવ્યસંગ્રહોથી તેમણે પોતાની કવિ તરીકેની ઓળખ ઊભી કરી દીધી જ છે. તેથી તેમણે જ્યારે તેમના તાજા પ્રકાશિત થનાર સંગ્રહ 'મોરપીંછ મંજીરા'ની પ્રસ્તાવના લખવાનું મને સાગ્રહ કહ્યું ત્યારે થોડો ખચકાયો, લખવામાં વિલંબ થાય તેવાં અંગત કારણો પણ હતાં. છતાં હરીશજી માન્યા નહીં. મેં હા ભણી અને એમ મને 'મોરપીંછ મંજીરા'માં સાનંદ હરફર કરવાની એક તક અનાયાસ તેમણે સંપડાવી આપી.

હમણાં ગુજરાતી કવિતા વિશેષરૂપે ગઝલ તરફ ઢળી છે. એ સંજોગોમાં તાજેતરમાં બેએક ગીતસંગ્રહોએ પણ ધ્યાન ખેંચ્યું છે. શ્રી વટાવવાળાનો આ સંગ્રહ ગીતસંગ્રહ છે. સ્વાભાવિકરૂપે તેથી મને તેમાં રસ પડ્યો. અહીં આ ગીતસંગ્રહમાં રસ પડવાનું એક વધુ કારણ તેનો વિષય પણ છે. અહીં સમગ્ર સંગ્રહ લગભગ કૃષ્ણપરિસરમાં વિવર્તાતો રહ્યો છે. તેમાં કૃષ્ણ છે તો તેની વિવિધ અવસ્થાઓ છે. સાથે કૃષ્ણ સાથે જોડાયેલું રાધા-મીરાં, ગોપ-ગોપકન્યાઓનું વિશ્વ પણ છે. આ દિશામાં આપણા અનેક કવિઓએ કામ કર્યું છે. નરસિંહથી માંડી હરીશજી સુધી અને હજી થયા કરશે, કારણ કે કૃષ્ણ માત્ર વ્યક્તિ નથી, કથા નથી, પણ સમગ્ર ભારતીય ચેતનામાં સ્થિર એક પ્રબળ મિથ છે. એ એક એવું મિથ છે જે દરેકને એની પોતાની રીતે ઊઘડવા દે છે. જેટલી જેની મતિ-શક્તિ તેટલો તેનો કૃષ્ણ! જેટલી તેની કૃષ્ણ પરત્વેની લગન-આરત તેટલી તેની પ્રત્યક્ષતા, જેટલું તેનું તેની સાથેનું સમર્પણ તેટલું તેનું અદ્વૈતભર્યું ડોલન.

ભાઈ હરીશજીને કુ. રૈહાના તૈયબજી જેવું જ કૃષ્ણ સાથે કંઈક સગપણ થયેલું જણાય છે. કુ રૈહાનાને નિદ્રામાં જ હજાર પંક્તિઓ મળી આવી હતી! હરીશજીને રાત્રિના છેલ્લા પ્રહરમાં 'આ તો સાંવરિયાનો લટકો' એવી કડી મળી આવી! પછી તેઓ કહે છે તેમ, 'સ્ફુરણા' જ 'સ્ફુરણા!' 'પ્રેરણાસ્રોતનું ઝરણું' જ દડી આવે છે. તેઓ ભલે તેને 'ઘેલછા' કહે પણ એ ઘેલછા પેલા કૃષ્ણ સાથેનું તેમનું 'ટ્યૂનિંગ' દાખવે છે. આ 'ઘેલછા' તેઓને કૃષ્ણના સમગ્ર સામ્રાજ્યમાં શક્ય તેટલો વિહાર કરાવે છે. મધ્યકાળથી માંડીને અર્વાચીનકાળ સુધીના તે પ્રકારનું લખનારા કવિઓ સામે તેમને મૂકી રહે છે. ગીતથી આગળ વધી ભજન સુધીની લગની પણ તેમને લગાડે છે. તેઓ કહે છે તેમ, આવાં ગીતોને તેમણે 'આધ્યાત્મિક સ્તરેથી ચાહ્યાં છે' કવિને તેથી એવી કવિતા 'મા જેટલી વહાલી' પણ લાગી છે! આ કવિની આટલેથી તો ઓળખ અલબત્ત, મળી જ જાય છે પણ પ્રારંભે તેમણે મૂકેલો શ્લોક પણ ખ્યાલમાં રાખવા જેવો છે: 'કૃષ્ણસ્ય મુક્તસંગ: પરં વ્રજેત્' અર્થાત્ શ્રીકૃષ્ણના કીર્તનમાત્રથી મુક્ત થઈ જવાય છે જોયો હરીશજીનો શ્રીકૃષ્ણ માટેનો વિશ્વાસ, તેમની આસ્થા? કવિનું નામ પણ હરિ-ઈશજી છે ને! એક સાથે નામમાં જ બે ઈશ્વર! ત્રીજા કૃષ્ણ ભળે પછી હેલી જ હોય ને? અહીં કૃષ્ણસંકીર્તનની આવી હેલી છે, પેલી આધ્યાત્મિક ચાહના છે, શ્રદ્ધા છે, ઉશનસ્‌ને યાદ કરીને કહું તો, વૈષ્ણવી વ્યાકુળતા છે. આ ગીતોમાં કાવ્યતત્ત્વ ખોળવું હોય તો ખોળો, ખોળી શકો, બાની વિશે પણ તમે ઇચ્છો તો કેટલુંક પામી શકો. પણ તેનું મહત્ લક્ષણ તો કૃષ્ણનાં સમય સમયનાં ચિત્રો છે, શબ્દચિત્રો છે, તેની ચેષ્ટા-લીલાઓ છે, ગોપી-રાધા સાથેના તેના સંબંધોના મોહક-મધુર તાણાવાણા ને તેની ગૂંથણી છે. કહો કે ભાવઓઘનું અહીં આ ગીતોમાં માહાત્મ્ય છે. પૂર્વસૂરિઓનું, સમકાલીનોનું તેમણે ઘણું ઘણું ખપમાં લીધું છે. એ ખરું પણ પેલા 'લટકા'માં એમનો ખુદનો 'લટકો' પણ ભળ્યો છે. કહો કે મોરપીંછની વાત તો પરાપૂર્વથી ચાલી આવે છે. આ કવિ તેમાં 'મંજીરા' પણ જોડે છે. એટલે 'મોરપીંછ'ના રોમેન્ટિક વિશ્વની સાથે 'મંજીરા'નો ક્લાસિક ટોન પણ અહીં ભળેલો જણાશે. આ ગીતોની સંવેદનાલિપિ ઉકેલવા માટે ભાવકે એ ભૂમિકાને પણ ધ્યાનમાં રાખવી પડશે.

અહીં સ્વાભાવોક્તિથી હૂબહૂ અંકિત ચિત્રો છે. જેમાં નીંદર લેતા માધવ હોય, નટખટ ને નખરાં કરતા નંદકિશોર હોય, જળમાં જઈને વસતો યશોદાનંદન પણ હોય. તો ફૂલ માગનાર ગોપીને બગીચો આખેઆખો આપી દેનાર પિયુ કૃષ્ણ પણ છે. સામે એવું જ કૃષ્ણ સાથે સંકળાતું આવતું વિરહ-મિલનનું સ્પૃહણીય વિશ્વ પણ છે. ઝુરાપાની સ્થિતિમાં સૈયરને

* શ્રી હરીશ વટાવવાળાના પ્રકટ થનાર કાવ્યસંગ્રહ 'મોરપીંછ મંજીરા' (શબ્દલોક પ્રકાશન, અમદાવાદ)ની પ્રસ્તાવના.

ધીમે બોલવાનું કહેતી નાયિકા, રાધિકાની વિરહવેદના, મધરાતી રાતલડીની એકલતા, પ્રેહઝરૂખાની આરત, માધવનું સ્મૃતિવન, દર્પણ સામે જોતાં ઊઘડતી તરસ, અબોલાં, રિસામણાં, મનામણાં, વાંસલડીનો જાદુ, ફરફર્યા કરતું મયૂરપિચ્છ, સપનામાં કાનાને દેખાતી ગોપિકા, કૃષ્ણનામનું માદળિયું બાંધી થતી પ્રતીક્ષા, માછલીના જેવો તરફડાટ, હખ અને હરખનું સમણું એવું તેવું અહીં સહજરૂપે ગીતમાં ઊતરી આવ્યું છે.

આ કવિ આપણા સમયનો છે. તેથી તે ક્યારેક રાધિકા અને કૃષ્ણ માટે આપણા સમયની ભાષા પણ યોજે છે. એમ કરતાં કૃષ્ણ-રાધાનું માનવીયકરણ વધુ સ્પર્શક્ષમ બનતું જણાય છે. 'ચૉકલેટ' જેવી રાધિકા અને 'ચ્યૂઇંગમ' જેવો શ્યામ કે 'બ્યુટિફુલ' રાધિકા અને 'એવરગ્રીન' સાંવરિયો આવા પ્રયોગો અથવા 'સાયબર કાફે તીરથ મારું' ઇન્ટરનેટની દાસી રે' કે પછી 'કહે રાધિકા ડૉટ કોમથી કૃષ્ણ કનૈયો રાજી રે' જેવા પ્રયોગો કાવ્યત્વ કરતાં સમયની દૃષ્ટિએ, આજના વાચકમનના તકાજાની દૃષ્ટિએ, જોવા જેવા છે. ઈશ્વરને ધરતી ઉપર અવતારવામાં કવિએ આવી હળવાશનો ઉપયોગ કદાચ કર્યો હોય. કદાચ યુવકોને ગમી જાય તે માટે પણ આવી તદબીર અજમાવી હોય. પલટાતા સમય સાથે અલબત્ત, કવિને તાલ મેળવવો પડે છે. એમ કરવા જતાં વળ તો છેવટે પેલા પ્રેમતત્ત્વને જ મળે છે. અહીં પેલી ચિરપરિચિત મેળાની, રાસની, જમના અને કદંબની, ગોવર્ધન પર્વતની, વ્રજની, ગોપીની, કોરા કાગળની, વાંસળીની, માખણ ખાતા બાળકૃષ્ણની એવી તેવી ભાવસૃષ્ટિ પણ એકાધિક વાર અવતરી છે. કવિએ એવા પરિચિતને પ્રકટ કરવા ઘણી બધી વાર હાથવગી, સ્થિર થઈ ચૂકેલી બાનીનો આશરો લીધો છે તો ક્યારેક 'વાંસલડી વેરણ થઈ છે...' માં બન્યું છે તેમ, એ જ પરિચિત વિષય જુદી કલ્પના – કલ્પનથી પણ અવતરતો જણાય. 'ઝુરાપાનું ગીત...'માં 'ચૉકલેટ જેવી ચગળી' જેવી પંક્તિ કે 'અરધે મારગ થૂંકી' જેવી પંક્તિમાં અથવા તો 'તૃણનો ઘૂંઘટ' વગેરેમાં કવિનું, તેમની ભાષાનું નિજત્વ અનુભવી રહેવાય છે.

અહીં 'ભજન' પ્રકારની રચનાઓમાં કવિએ ક્યારેક કોઈકની એકાદ પંક્તિ લઈને તો ક્યારેક કોઈની પણ પંક્તિ લીધા વિના જે શબ્દ વિસ્તાર્યો છે તેમાં તેમની આધ્યાત્મિક તરસ પ્રકટતી જણાય છે. બાલમુકુંદ જેવા ક્યારેક અથવા મકરંદ વગેરેમાં અનેક વાર 'ભજન' પ્રકારની રચનાઓ ઊંચું કાવ્યત્વ સિદ્ધ કરે છે. તે માટે ડીન આઇન્સ કહે છે તેમ ગહન ગંભીર ફિલસૂફી – ચિંતન તો ખરાં જ પણ વિશેષ પ્રકારની ભાષાશક્તિની અપેક્ષા રહે છે. આ કવિની 'ભજન' પ્રકારની રચનાઓમાં અલબત્ત, એ દિશાની મથામણ જણાય છે. 'મોરપીંછનો વિરહ' કે 'ચીપિયો અલક-મલકનું બોલે' વગેરેમાં એવી મથામણનું પરિણામ ક્યાંક મળતું પણ જણાય.

અહીં 'મીરાં' વિશેની બે-ત્રણ રચનાઓ પણ આપણું ધ્યાન ખેંચે છે. 'આખું ઉદેપરિયું રાજ મારા નખ મેં સમાય' જેવી પંક્તિઓમાં મીરાંના અસ્સલ મિજાજની અભિવ્યક્તિ જોઈ શકાય છે. કવિએ અહીં એક અન્ય કીમિયો પણ કામે લગાડ્યો છે. તેમણે અન્ય કવિઓની કેટલીક પ્રચલિત રચનાઓની પ્રથમ પંક્તિ કે ધ્રુવપંક્તિને લઈને તેને સહારે પોતાની અનુભૂતિને વિસ્તારી છે. ભાલણ, સુરદાસજી, નરસિંહ મહેતા, મીરાં, અખો, આનંદઘન, પ્રીતમદાસ, રાજે, ધીરો, મુક્તાનંદ સ્વામી, દયારામ, નિષ્કુળાનંદ સ્વામી, પ્રેમસખી', સહજાનંદ સ્વામી, કવિ ઋષિરાજ, ન્હાનાલાલ, ઉમાશંકર, સુંદરમ્, રાજેન્દ્ર શાહ, 'અનામી', જયંત પાઠક, ઉશનસ્, હસિત બૂચ, નિરંજન ભગત, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ, ધીરુ પરીખ, હેમંત દેસાઈ, ચંદ્રકાંત શેઠ, હરિકૃષ્ણ પાઠક, પુરુરાજ જોશી, સતીશ ડણાક, રમેશ પારેખ, વિરંચિ ત્રિવેદી તેમજ દલપત પઢિયાર વગેરે અનેક કવિઓની તેઓને ગમી ગયેલી રચનાઓની એકાદી પંક્તિનો તેમણે ટેકણલાકડી તરીકે ઉપયોગ કર્યો છે. ક્યારેક તેનું ઈપ્સિત પરિણામ પણ મળે છે. 'સાંવરિયા સાંજ પડી...' તેનું સારું દૃષ્ટાંત છે. બાકી, આવો કીમિયો જાણીબૂજીને જાનને જોખમમાં મૂકવા જેવો બની રહે. ઉત્તમ કવિની નીવડેલી પંક્તિને પોતાની રીતે અન્ય કવિએ વિસ્તારવી એ અઘરી બાબત તો છે જ.

'કરે ફિકરની ફાકી', 'ચલત ફકીરા', 'મૃત્યાનુભૂતિનું ગીત', 'પાળિયાનું ગીત', 'તરણા ઓથે ડુંગર રે...', 'ભગવાં પહેર્યાં પછી...', 'નક્કામો આ ફેરો' જેવી કેટલીક રચનાઓ કવિના એક જુદા મિજાજ-અનુભવનું દર્શન કરાવે છે. કવિનું રાધા-કૃષ્ણ-મીરાંનું કેન્દ્ર અહીં બદલાય છે, પેલું અનર્ગળ પ્રેમતત્ત્વ અને તેનાં નાનાવિધ મસ્તીરૂપો પણ અહીં નથી. કહો કે આ કવિની અંદર બેઠેલા બીજા એક પ્રશિષ્ટને ભગવા રંગે તેમની પાસે આ રચનાઓ લખાવી છે. ('લખાવી છે' એમ સકારણ કહું છું. આ કવિએ સ્વયં એવી 'સ્ફુરણા'ની વાત કરી છે!) તેમાં કવિએ પોતાને થયેલી જ્ઞપ્તિને સરળ છતાં સુગમ રીતે અભિવ્યક્ત કરી છે. કવિના સાચ્ચા હૃદયરંગનો એવી રચનાઓમાં છંટકાવ થયેલો પણ અનુભવવા મળવાનો. પેલું હરિ-ઈશ રૂપ અહીં જુદી રીતે એમ અવતર્યું છે.

હું આંખો બંધ કરીને 'મોરપીંછ મંજીરા' યાદ કરું છું

ત્યારે –

નયણાં જોતાં નેહ નીતરતાં રશિયા ફૂટ્યા ગાલે.'

●

ભર્યાં વાદળો વરસ્યાં નહીં ને વિસ્મય જેવું થયું...'

●

'રાત કહું તો ચિતડું ચોરે, બઠ કહું તો...'

●

'રાધિકાજી, તમે અમારા મનનું માદળિયું...'

●

'હોવાપણાની હૂંફ દઈને સખીરી અમે કોના તે થઈને રહીએ?'

●

'ચીપિયો અલકમલકનું બોલે, મસ્ત ઝોલે.'

●

'કોરી આંખે ભીનું સ્વપ્નું, ઉજાગરામાં બોળ્યું.'

●

'બેચાર ટહુકા મૂકી જઈશું, જળ જંપ્યાની વેળને ત્યાગી
રહ્યું જે કંઈ શેષ આયખું, જીવન ઝરમર ઓવારે...'

●

આ અને આવી ઘણી પંક્તિઓ મન ગણગણવા માંડે છે. કવિ હરીશ હજી વધુ ને વધુ વિકસો, કોળો, ફૂલો-ફળો, એમનાં હલેસાં આગળ ને આગળ માર્ગ કાઢતાં રહો. હરીશજી! હાથમાં દીવા લીધા છે તો અજવાળું થવાનું જ છે. 'મોરપીંછ મંજીરા'નું હૃદયપૂર્વક સ્વાગત કરું છું

■

• • • • •

(અંગ્રેજી)

## કાવ્યાનુવાદ

દક્ષા વ્યાસ

### અમૂંઝણ

●

**રવીન્દ્રનાથ ટાગોર**

રાત્રે હું એકલી મારા પ્રિયતમને મળવા સંકેતસ્થાને જાઉં છું ત્યારે
પંખીઓ ગાતાં નથી. પવન વાતો નથી. શેરીની બંને બાજુનાં
મકાનો એકદમ શાંત ઊભાં હોય છે

માત્ર મારાં ઝાંઝર જ પ્રત્યેક પગલે વધુ ને વધુ રણઝણતાં રહે છે
હું શરમાઈ જાઉં છું

હું મારા ઝરૂખામાં બેસી એનાં પગલાંનો ધ્વનિ સાંભળવા તલ્લીન
બનું છું ત્યારે વૃક્ષ પરનાં પર્ણો સહેજ પણ અવાજ કરતાં નથી.
નદીનું જલ નિદ્રાધીન પહેરેગીરના ઘૂંટણે ટેકવાયેલી તલવારની પેઠે
શાંત હોય છે

માત્ર મારું હૃદય જ પાગલ બનીને ધડકતું રહે છે.
– એને કેમ શાંત કરવું તે હું જાણતી નથી.

મારો પ્રિયતમ આવે છે ને મારી પડખે બેસે છે.
મારી કાયા પ્રકંપિત થઈ ઊઠે છે ને પાંપણ ઢળી જાય છે
ત્યારે રાત વધુ ઘેરી બને છે. પવન દીવાને બૂઝવી દે છે અને
વાદળો ઉડુગણને પડદામાં આવરી લે છે.

માત્ર મારા વક્ષ:સ્થળ પરનું રત્ન ચમક્યા કરે છે, પ્રકાશ આપ્યા કરે છે.
એને કેમ છુપાવવું તે મને સમજાતું નથી.

*(The Gardner, કૃતિ-૯)*

## મિલન-ત્રય

●

રણજિત પટેલ 'અનામી'

મળ્યા પ્હેલા જ્યારે ચમક નયનોની ઉર વસી,
પછી ઋજુ સ્પર્શે કર-કમલ લીધો ગ્રસી, હસી!
કશી આત્મા કેરી અનુભૂતિ! શી અદ્વૈતની સ્થિતિ!
શકે બે દેહોમાં ઉર-ધબકશી એક જ ગતિ!

મળ્યા બીજી વેળા: 'હૃદય દ્વિતીયમ્' કૈં કહી દીધું!
પ્રીતિના ઐશ્વર્યે અભિનવ કશું કામણ કીધું.
પ્રતિ-સાદે દીધું પણ સુહૃદ! ત્હેં ના કંઈ લીધું,
કશા આભિજાત્યે વિમલ પ્રીતનું-પીયૂષ પીધું.

મળ્યા ત્રીજી વેળા: ઋષિવર સમી દેહની સ્થિતિ!
કશી શ્મશ્રુ! દાઢી! ધવલ શિર, શી સાધક-રીતિ!
પ્રસન્નાત્મા શુભ્રા, ઊલટ ઉરથી ભોજન કીધું,
ન જાણ્યું એ છેલ્લું 'સપર' નિયતિએ દઈ દીધું!

લહ્યુ 'ઇચ્છા-મૃત્યુ' ગણતર દિનોમાં, ક્યમ સહુ?
મૃતાત્મા સૌ જાણે જડભરત! આયુ ક્યમ વહું?

---

સ્વ. ડૉ. વસંતભાઈ પરીખને

## વિભાજનનું દર્દ

(શિખરિણી ગઝલ)

●

ઉશનસ્

સદા રાત્રે જ્યાં હું ભીડું છું ઘરનાં દ્વાર, થતું કે
રહી જાઉં થોડો ખુદ હું ઘરની બહાર અચૂકે.

કરી જ્યાં નક્કી હું પથ અમુક કો એક પકડું
અને ના લીધો તે પથ પછી ન કેડો મુજ મૂકે!

કર્યાં કોણે આવાં મુજ અખિલનાં બે અડધિયાં?
અને એ બે વચ્ચે કુણ થઈ અશી આડશ ઝૂકે?

છૂટાં તત્ત્વો ભેગાં કરી જ બનું છું એકમ; છતાં
વિભારેલા અંશે અણુ અણુ અખિલાઈ ઝબૂકે!

તૂટ્યો, કિન્તુ છુટ્ટા કણકણ મહીં દર્દ દૂઝતું,
અખિલાઈનું તે ઉશનસ્! કદી રુઝાય ખરું કે?

## હાથ

●

સુભાષ શાહ

હાથ ટેબલ પર મૂકી
હું હાથને જોયા કરું છું.
કાંડું, હથેળી, આંગળી, અંગુષ્ઠ જાણે
કો'ક આદિ વૃક્ષનાં થડ ડાળીઓ.

સૌ પ્રથમ ઊંચક્યો હતો
આ હાથ મેં માણસ થવા.

દક્ષિણામાં આ જ અંગૂઠો દીધો'તો.

જ્ઞાનમુદ્રા, ધ્યાનમુદ્રા...
કેટલી મુદ્રા રચે છે આંગળીઓ.

ને હથેળી!
આભ આખું સાચવે છે.
નવગ્રહોના પર્વતો –
ને રહસ્યમય વક્રરેખા, આકૃતિઓ –
ભાવિના સંકેતનાં સૌ શાસ્ત્ર જાણે.

નાડીના ધબકાર કાંડે –
દેહના આરોગ્યનું ત્યાં શાસ્ત્ર ધબકે.

રે...
કેટલી તાકાત છે આ હાથમાં!
લાવ ત્યારે હુંય મુઠ્ઠી વાળીને
મુઠ્ઠી ઉગામું.

મુઠ્ઠી પછાડી વાદનું પ્રતિપાદન કરું.
બૂમ પાડીને કહું 'આ સત્ય છે'
'તે સત્ય છે'
'આ ખરું, તે ના-ખરું છે'
પણ મુઠ્ઠી તો વળતી નથી!
આપણી ઇચ્છા પ્રમાણે
મુઠ્ઠી પણ વળતી નથી
આંગળી પણ ક્યાં હલે છે?

સાવ સૂકા વૃક્ષનાં
થડ–ડાળીઓ આ આંગળીઓ.
અડધા બળેલા દેહનો
ફદફદી, ફોગાઈને કાળો પડેલો હાથ –
ટેબલ પર મૂકી
હું હાથને જોયા કરું છું
સાવ નિર્જીવ હાથને જોયા કરું છું.

## એમ, માણસ

●

**હરેશ 'તથાગત'**

નાવમાં છિદ્ર જેમ છે શ્વાસો,
થાકતા પગ સમાન વિશ્વાસો!

પાઘડી સત્યની ભલે પ્હેરી,
ઘૂમતા રોમ-રોમ આભાસો!

જેમ પેન્સિલ હોય છે જળમાં–
એમ, માણસ થઈ ગયો ત્રાંસો!

કાલ આવા ફરી ન હો અવસર,
ઊજવો સ્પર્શ-સ્પર્શ અજવાસો!

બે-અઢી અક્ષરો હજી ઘૂંટ્યા–
ત્યાં સર્યો હાથથી કલમ-પ્યાસો!

## વટમાં જીવ્યા

●

**કિરણ ચૌહાણ**

તડકાના ત્રાટકમાં જીવ્યા, વરસાદી વાછટમાં જીવ્યા,
કાયમ એક ખુમારી સાથે, ઘટમાં તોયે વટમાં જીવ્યા.

આંખ, હોઠ ને હૃદયની વચ્ચે થીજેલા સંકટમાં જીવ્યા,
મર્યાદાની ચુનરી ઓઢી સપનાંઓ ઘૂંઘટમાં જીવ્યા.

આ તે કેવો મનસૂબો ને આ કેવી ખટપટમાં જીવ્યા?
તેજ સૂર્યનું ચોરી લેવા તારાઓ તરકટમાં જીવ્યા!

જીવ સટોસટની બાજી છે, તો પણ સાલું મન રાજી છે,
ભલે ચૈન ના પામ્યા તોયે મનગમતી એક રટમાં જીવ્યા

સુગંધભીની સાંજની વચ્ચે, રંગીલા એકાંતની વચ્ચે,
શ્વાસ કસુંબલ માણ્યો જ્યારે, જ્યારે તારી લટમાં જીવ્યા.

## આવો

●

**દિનેશ ડોંગરે 'નાદાન'**

આજે ને અત્યારે આવો,
મારા મનને દ્વારે આવો.

સઘળું થાશે ઝળહળ ઝળહળ,
ભીતરના અંધારે આવો.

રસ્તો જોઈ થાકી આંખો,
પાંપણના પલકારે આવો

ઈચ્છા સાથે ના ફાવે તો–
શમણાંને સથવારે આવો.

મારી શ્રદ્ધાને આ દુનિયા,
રહી રહીને પડકારે, આવો.

મીરાં જાગે છે મેવાડે–
ને નરસિંહ ગિરનારે, આવો.

ઘરનો ખૂણેખૂણો 'નાદાન'
ખાલીપો શણગારે, આવો.

## સ્ફટિક શું

●

**જયંત જી ગાંધી 'કુસુમાયુધ'**

જિંદગી અવકાશ સાથે યુધ્ધ આ
આખરે કાયા બને જ્યાં વૃધ્ધ આ

આ મથામણમાં અહીં કો જીતશે
તે કદી બનશે જગતમાં બુધ્ધ આ

વ્યર્થ જૂઠી ઝંખનાનો અર્થ શો?
જ્યાં બને જીવન સદા વિક્ષુબ્ધ આ

મુગ્ધભાવે નીરખી નિસર્ગને
સૌ કવિ હૈયાં બને છે લુબ્ધ આ

ભાવનાઓ ને ઉમંગો ભવ્ય જ્યાં
ત્યાં સ્ફટિક શું મન બને છે શુધ્ધ આ.

# ચાર ગઝલ

•

મનીષ પરમાર

## એ પછી...

હું મને ભૂલી ગયો, જડતો નથી વરસો સુધી;
એ પછી વરસાદ પણ પડતો નથી વરસો સુધી.

સૂર્ય છું સળગ્યા કરું છું, શાપ આપ્યો છે તમે,
હાથ આ અંધારનો અડતો નથી વરસો સુધી.

કેમ આ થંભી ગયું છે મોજું દરિયામાં કહો?
ડૂસકાંમાંથી પવન ચડતો નથી વરસો સુધી.

કેવી છે ગંભીરતા, જડ થૈ ગયો પથ્થર સમો,
ઓગળી શકવા છતાં રડતો નથી વરસો સુધી.

છો મને અળગો કર્યો હો એક જણથી કાયમી–
હું જ મારી જાતથી લડતો નથી વરસો સુધી.

## શબ્દ ભીના

પહાડમાં ભીનાશ ફૂટે તો ખરું;
પાંદડે લીલાશ ફૂટે તો ખરું.

સ્પર્શ તારા સંઘરી રાખ્યા હતા,
હાથમાં સુવાસ ફૂટે તો ખરું.

વાયદો અંધારનો પૂરો થયો,
આ તરફ અજવાસ ફૂટે તો ખરું.

ડાળ પર માળો નથી, પંખી નથી,
પાંખમાં આકાશ ફૂટે તો ખરું.

શબ્દ ભીના મોકલું તારી ઉપર,
લાગણીના ચાસ ફૂટે તો ખરું.

## આંસુના ઇતિહાસ

સમયના ખૂબ જૂના શ્વાસ લખવા છે;
ભલેને આથમ્યો, અજવાસ લખવા છે.

ભરું એકાદ પાનામાં બધી ઘટના,
અમારે આંસુના ઇતિહાસ લખવા છે.

મને ઘરમાં રહીને કોક ખોદે છે,
ભટકતી ભીંતના આભાસ લખવા છે.

મને પણ બેવફા સમજી રહ્યા મિત્રો,
તને છોડી જતા, વિશ્વાસ લખવા છે.

પછી તો ઓગળી જાશે 'મનીષ' શબ્દો,
તને ખત ખાનગીમાં ખાસ લખવા છે.

## રેશમી

શ્વાસમાં કાપા પડે છે રેશમી;
છાંયડા કોના અડે છે રેશમી!

કેફ પાંખોમાં નથી ઓછો થતો,
વાયરા એવા ચડે છે રેશમી.

ક્યાંક ખોવાયું ગલીઓમાં નગર,
ને ચરણ તારા જડે છે રેશમી.

પોપચાંમાં ભાર છે અંધારનો,
ને સવારો ઊઘડે છે રેશમી.

આંસુઓ રૂમાલમાં ઝીલ્યા કરું,
કોક ખૂણામાં રડે છે રેશમી.

# સાશ્ચર્ય આનંદ આપતું અદ્ભુત કાવ્ય 'શાહીનું ટીપું'

લાભશંકર ઠાકર

કવિ શ્રી રમણીક સોમેશ્વરનું કાવ્ય 'શાહીનું ટીપું' (ઉદ્દેશ: એપ્રિલ, ૨૦૦૭) ટપક્યું છે – જ્યારથી ભાવકના અંતઃશ્રુતિપટ પર ત્યારથી સ્મર્તવ્ય બનીને ફરી ફરી ટપાક્ ટપકે છે. હા, અવાજ છે, ટપાક્. શ્રુતિ છે, જે અંતઃશ્રુતિપટનો પ્રાણ છે.

સદીઓની સદીઓની સદીઓ હશે જ્યારે શ્રુતિ હશે, શબ્દ હશે. શાહી નહીં હોય. ખોતરી-કોતરીને ધ્વનિઘટકોને આ-લે-ખી શકાય એવા સાધનની અને આકૃતિની સૂઝ મનમાં ઊગી નહીં હોય. શબ્દ હશે, હશે વિનિમય. વિનિમયો તાનભર્યા, ગાનભર્યાય હશે. તે તાન-ગાનની શ્રુતિઓની સ્મૃતિઓ ય અંકિત થઈ હશે. શબ્દ કરનારાં, ગાનારાં, સાંભળનારાના શ્રુતિ-સ્મૃતિપટોમાં.

હાસ્તો, કાલ્પાન્તરે (દાખલા તરીકે) શકુન્તલા લખી લખીને ક્યાં લખે છે પ્રેમપત્ર? લિખ્ ધાતુ છે. લે-ખ-ન કરવું એટલે ખોતરવું-કોતરવું. શકુન્તલા પ્રણયનિવેદન કરે છે, લખીને, શુકોદર સુકુમાર નલિનીપત્રમ્ પર. શુક (પોપટ)ના પેટ જેવા સુકુમાર કમલપત્ર પર.

ઘણું જ ઘણું ઊગતું ગયું હશે મનમાં અને આવડતું ગયું હશે હાથને. ક્વિલ-કલમ-પેન-જેલપેનથી આજ લગીની, અહો લિપિને પ્રત્યક્ષ કરતી માણસની તંત્ર-સજ્જતા! સુસજ્જ માણસ દુર્નિવાર જિજ્ઞાસા સાથે બેઠો છે, ચાલે છે, ડૂબે છે, ઊડે છે. નીચે તલાન્ત અને ઉપર ધ સ્કાય ઇઝ ધ લિમિટ. અનંતનાય યુનિવર્સિલ લૉ-ને પામવાની પ્રતીક્ષામાં છે, માણસનું વિજ્ઞાન.

ટપાક્

વર્ષાના જળબિંદુનો અવાજ! તેનો સ્પર્શ! 'પથેર પાંચાલી'માં ચલચિત્રકલાના માએસ્ત્રો સત્યજિત રેએ વર્ષાના પ્રથમ જળબિંદુનો સ્પર્શ પ્રત્યક્ષ કર્યો છે – એક ટાલિયાના મસ્તક પર!

ટપાક્ અવાજ સાથે જ અંતઃકરણની એ સંપદા સળવળે, સેકંડના સબપાર્ટિકલ જેટલા કાલાંશમાં હજી ત્યાં–

શાહીનું ટીપું
તગતગતું નીકળે બહાર.
પરથમ તો આળસ મરડી ખાય બગાસું
પછી સૂંઘે પવનને.

ભાવકને તો ભાવનમાં નવજાત શિશુ પ્રત્યક્ષ થાય! કવિ હસમુખ પાઠકની કાવ્યરચનાની પંક્તિ પણ સંભળાય. 'કે' પરોઢ ઊઘડે શિશુનું બગાસું!'

શાહીનું ટીપું તગતગતું નીકળે બહાર, તે ઉષઃકાળ જ હશે ને! 'પરથમ તો આળસ મરડી ખાય બગાસું.'

'પછી સૂંઘે પવનને.' ઘ્રાણેન્દ્રિયથી અનાયાસ પમાતો પવન. તે શું લઈ આવ્યો છે? ગંધવતી પૃથ્વીના ગુણસત્યને જ લઈને આવ્યો હશે. તેથી શિશુક એવું ટીપું 'સૂંઘે.'

શાહીનું ટીપું પછી શું કરે?

થોડું અડી લે આકાશને
મૂછમાં હસતું જોઈ લે ઝાડ-પાન-ફૂલને.
થોડા ટહુકા વીણીને મૂકી દે કાનમાં

અહો, આકાશસ્પર્શ! ભાવનો નહીં અ-ભાવનો સ્પર્શ. હા, અભાવ પણ સ્પર્શગોચર છે! પવન ગંધસત્યને તો લાવ્યો છે. હવે આ ટીપું 'જોઈ લે' તેય મૂછમાં હસતું, ઝાડ-પાન-ફૂલને! હા તમે છો છો તેવા પ્રત્યક્ષ સત્યનો આછો સ્મિતનો સળ! હવે?

'થોડા ટહુકા વીણીને મૂકી દે કાનમાં.'

હું 'છું' તેની ખબર ધ અધર વગર પડે? ટીપું સંવેદ્ય સ્વાનુભાવમાંથી પ્રતિક્ષણ પસાર થાય છે તેવા અન્ય-ભાવમાં to be નો સ્વ – નો, હોવાનો ભાવ યુગપદ્ છે. What you are, the world is To be is to be related, to be related is existence.

થોડા ટહુકા વીણી મૂકી દે કાનમાં. પછી?

પછી ચડી જાય વિચારે
વિચારમાં ને વિચારમાં દદડવા લાગે,
તે રેલો ક્યાં લગ પૂગ્યો તેનુંય ભાન ન રહે.

વિચારમાં 'ચર' ધાતુ છે. તે ગતિને સંકેતે છે. વિચારમાં મનની ગતિ છે. 'ચડી જાય', 'દદડવા લાગે', 'રેલો' આ સંકેતોમાં અંતઃકરણની ગતિ પ્રત્યક્ષ થાય છે. કહો કે ધી (બુદ્ધિ)ની ગતિ છે તે. વિષય (ઇન્દ્રિયાર્થ) – ના અનુભવની હેયતા અને ઉપાદેયતા વિશે ધી નિશ્ચય કરે. અતીતથી આજ સુધીના અપાર ઇન્દ્રિયાર્થો વિશેના નિશ્ચયો, એની અપાર સ્મૃતિઓ, પરંપરિત સમાજસંસ્કૃતિના હિતાહિત વિશેના રૂઢ સંસ્કારસંકેતો

અને આ આજની ક્ષણનો, વિષયનો ઇન્દ્રિયાનુભવ.

એક ટીપાને નિશ્ચિતિ પર આવવું સરળ છે? વિચારનો 'રેલો ક્યાં લગ પૂગ્યો તેનુંય ભાન ન રહે.'

પણ રેલો ઈ તો રેલો –
ભીનાશ બધી શોષાઈ જાય રેતીમાં ત્યારે જ ખબર પડે.
પછી હાળું ટીપું રેતીના કણ થઈને ઊડે ને ભરાય મારી આંખમાં.
આંખ ચોળતો, ઝાંખ વચ્ચે હું લખવા માંડું કવિતા.

વિચારની ગતિમાં દદડવું, રેલાવું તે વળી શું? ભાવક ભાવકને પૂછે છે. ભાવક જવાબમાં તરત કહે છે: 'ભાવ.'

આઠ (શોકાદિ) ભાવો અને અંતિમ ઉપશમ ગણીએ તો નવ ભાવો (લાગણી, ઇમોશન) છે. વિચાર કરતી ધી (પ્રજ્ઞાનું સર્વ પ્રથમ, પૃથક્કરણ કરતું ક્રિયાઘટક) અને સ્વયં પ્રજ્ઞા (ઇન્ટેલિજન્સ) શું માત્ર ને માત્ર શુષ્ક, ભાવરહિત, ચૈતસિક ગતિ છે? વિચારચંક્રમણ તે યુગપદ્ વિચારભાવ ચંક્રમણ નથી? પણ બિનઅંગત, objective નિશ્ચય પર આવવાની પ્રક્રિયામાં ભીનાશ (ભાવ) શોષાઈ જાય. ભાવરહિત નર્યો, નકરો વિચાર (thought) તો 'રેતીના કણ થઈને ઊડે'. જે ઘટના વર્ણવાઈ રહી છે તે માત્ર ને માત્ર ચૈતસિક છે. રેતીના કણ થઈને ઊડે 'ને ભરાય મારી આંખમાં.'

લક્ષણામાં વહેતી રચનામાં 'પહેલી વાર 'આઈ' પ્રવેશે છે. પ્રથમ વ્યક્તિ એક વચનમાં કાવ્યનાયક કહે છે: 'મારી આંખમાં'. આ વિઘ્ન છે. જે આંતરિક છે. જે વિઘ્ન દૃષ્ટિને, આંતર-દૃષ્ટિને ઝાંખનો અનુભવ કરાવે છે. 'ઝાંખ વચ્ચે હું લખવા માંડું કવિતા.'

આ એક સૂક્ષ્મ, ગંભીર નાટ્યક્ષણનો સંકેત છે. સર્જક કવિ પોતાના આંતરિક વિઘ્નને તાકીને (તદ્રૂપતા સમેતના ડિસ્ટન્સથી) પામે છે. આ આમ હેય એવા વિઘ્નને અભિજ્ઞાન (ઓળખ)થી પામી જવામાં અને ચેતના-સાતત્યના અંશરૂપે સંકેતવામાં સર્જકચેતનાએ હેયમુક્તિ અનુભવી. આ આવી ચેતના તે 'નિર્વિઘ્ના સંવિત્' છે. જે ભાવનયાત્રામાં ભાવકનેય નિર્વિઘ્ન કરે.

વિઘ્નરહિત સર્જકચેતના કેવી, પ્રકટ-પ્રત્યક્ષ થાય છે?

વાત તો આટલી જ કે શાહીનું ટીપું
ટપાક દઈને નીકળે બહાર.
દરિયો માની પોતાને માથું ઉછાળે મોજાં ક્યારેક,
ને ક્યારેક સૂરજનું સંતરું લઈ
રમતે ચડે સાંજે તે
કાળું ટપકું થઈને થીજી જાય પાછું.

શાહીનું ટીપું ભાવકને હવે કવિની સિસૃક્ષાની ચૈતસિક પ્રક્રિયા અને તે પ્રક્રિયાના કાગળ પરના અવતરણનો પર્યાય લાગે છે. હા, કવિની સિસૃક્ષા દરિયા સાથે તાદાત્મ્ય અનુભવી '– ઉછાળે મોજાં ક્યારેક'. દૃષ્ટિપ્રત્યક્ષ દરિયા સાથે એકતા અનુભવનાર 'સૂરજનું સંતરું લઈ' 'રમતે ચડે સાંજે' – તે કંઈ અચરજની વાત છે? હા અને ના. હા–નો ઉત્તર ભાવક આપશે. સૂરજનું સંતરું સાનંદ આશ્ચર્યનો અનુભવ કરાવે છે, હા.

કવિની કલ્પકતામાં સૂરજ રમી શકાય તેવી અલ્પકતામાં સંતરું બનીને અ-પૂર્વ રૂપમાં પ્રત્યક્ષ થયો છે. સ્મૃતિમાં લૅટિન અમેરિકન કવિ ઑક્ટાવિયો પાઝની 'નારંગી' દેખાય છે. બેય કવિની સર્જકતાનું પરિણામ ભિન્ન અને રસપ્રેરક છે. ઉતારું ઉતારું પાઝના તે નાનકડા કાવ્યનો અંગ્રેજી અનુવાદ. કાવ્યનું શીર્ષક છે; ORANGE.

**Little Sun.**
**Silent on the table,**
**permanent noon.**
**It lacks something:**
**night.**

ઑરેન્જ શીર્ષકમાં જ છે. પાઝની રચનામાં તો તે (નારંગી) નાનો સૂર્ય છે. તેય આકાશમાં નથી. ટેબલ પર છે અને સાઇલન્ટ છે. સમય બપોરનો છે. સમય સ્થિર છે? કાયમી બપોરનો ભાવ થાય છે. ખૂટે છે કશુંક. કવિ શું ખૂટે છે તેનો જવાબ આપે છે: રાત. આપણા જેવા ઉષ્ણ કટિબંધમાં મધ્યાહ્નનો આવો, ટેબલ પરની નારંગી જેવો સૂર્ય કલ્પી શકાય? આ કવિએ ટેબલ પરની નારંગીમાં સૂર્ય અનુભવ્યો છે. કવિ રમણીકે સાંજના સમયે સૂરજને સંતરું બની જતો અનુભવ્યો છે. કવિની ભાવદૃષ્ટિ આથમતા સૂર્યને ડિસ્ટન્સથી અને ભાવકલ્પનમાં 'રમતે ચડે' તેવી સમીપતાથી દૃશ્ય અને સ્પર્શ્ય રસાયનમાં 'ફીલ' કરે છે. બંને સર્જકોની પોએટિક કેમિસ્ટ્રી ભિન્ન છે અને સ્વાદ્ય છે. કલ્પવું, ટુ ઇમેજિન એ કોઈ પણ કળાસર્જકની વ્યાવર્તક સ્ફૂર્તિ છે. પાઝનું 'ઑરેન્જ' કાવ્યપૂર્ણ કાવ્ય છે. રમણીકના કલ્પાયનના વિસ્તારમાં 'સૂરજનું સંતરું' અનપેક્ષિત પ્રત્યક્ષ થયેલી પરમ ચાક્ષુષ અને સ્પર્શ્ય સ્ફૂર્તિ છે. જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ. તે રવિનેય સંતરામાં રૂપાન્તરિત કરીને ક્યારેક 'રમતે ચડે સાંજે'. પછી? 'તે કાળું ટપકું થઈને થીજી જાય પાછું.'

કાળું ટપકું થઈને થીજી જાય પાછું તે વિરામ છે. નિદ્રાનો વિરામ. પણ તેમાંય અંતઃસ્તલની અડાબીડતા એમ કંઈ શાંત થાય?

ઊંઘમાં ને ઊંઘમાં લવારે ચડે તો
ગજવે વનમાં વન હુડુડુડુ પવન થઈને!

પાઠ 'વનમાં વન' છે. વનનાં વન પણ હોઈ શકે? જે જ્ઞાત છે તેય વન નથી? અને જે અર્ધજ્ઞાત, અજ્ઞાત છે તેય વનમાં વનનાં વન નથી?

ઊંઘમાં ને ઊંઘમાં કોણ લવારે ચડે? શાહીનું ટીપું. તેય, લવારોય વાક્‌સંપદા છે. તેમાંય વિચાર-ભાવ-કલ્પનાની દુર્નિવાર, ઉત્કટ સક્રિયતા હોય. તે અજબગજબના નાટારંગમાં 'મનુષ્ય હોવાની સદીઓની સદીઓનાં મનવનનાં મૂલપર્યંતનું પ્રવર્તન હોય. કહેવાયું છે કે ઇન્દ્રિયોનો નાથ મન છે અને મનનોય નાથ મારુત છે કોઈ પણ સ્વર-વ્યંજનનું, વાણીનું પ્રવર્તન વાયુ વગર શક્ય નથી. વાયુ છે તો અવાજ, શબ્દ છે. કવિએ લાઘવમાં જ તે અજ્ઞાત, ચિત્રવિચિત્ર સંકુલની 'ગજવે' કહીને અને 'હુડુડુડુ' કહીને – નિગૂઢ સત્યસંપદાનો શ્રવણીય સાક્ષાત્કાર કરાવ્યો.

હેં! ગવન થઈને ઊડવું ગમે પાછું એને.
ને ચાળે ચડે તો 'રાસ રમતાં મારી નથણી ખોવાણી...'
ના, ના વાત તો અમથી આટલી જ કે
ટપાક્
દઈને
ટીપું શાહીનું ધસી આવે બહાર – ટેચે.

સર્જકની સિસૃક્ષાની ક્ષણોમાં ચેતનાની (સર્વ શ્રુતિઓ – સ્મૃતિઓ – અધ્યાસો સમેતની) સમગ્રતા ગતિમાન હોય. એ મંથનની ક્ષણોમાં સ-ભાન સપાટી પર કંઈ અને શું ઊપસી આવે તે તો સર્જકનેય ઉપસ્થિતિની ક્ષણોમાં સાક્ષાત્ થાય. તે સાશ્ચર્ય ક્ષણે 'હેં' એવો ઉદ્‌ગાર તે ચૈતસિક સત્ય હોય. એને સ્વપ્નમંથનનું સત્ય કહીએ. તે સિસૃક્ષાની ક્રીડાશિસ્તનું સત્ય છે એવું કથન પણ ભાવક કરે. જે in છે તે 'પવન' – ના શ્રવણીય લયસાતત્યમાં પ્રત્યક્ષ થયું – 'ગવન'. ચાળે કેમ ન ચઢે સિસૃક્ષામાં એક અને અભિન્ન એવું મન (કહો કે શાહીનું ટીપું)?

હા, રાસ રમતાં મારી નથણી, ખોવાણી...

સર્જન એ તો 'અ-ખંડ રાસ' છે. તે રમનાર પણ રસો વૈ સઃ છે. તે રસમયતામાં અલગ ઓળખ, અભિજ્ઞતા ખોવાઈ જવાની અદ્‌ભુત ઘટના તે અન્ય વેધનું વિગલિત થઈ જવું છે? આ અને તે ભાવકનું ભાવપ્રસરણ ભિન્ન ભિન્ન પણ હોય? હાસ્તો.

બ.ક.ઠા.નું એક કથન યાદ કરી લઉં. 'સઘળી કલા' અને કવિતા કલા વિશેષ કવિ કહે છેઃ

'સભાન સઘળી કલા છ, કવિતાય'.

પૃથ્વી છંદમાં રચાયેલી પંક્તિમાં 'છ' એટલે 'છે' સમજવાનું. કોઈ પણ કળા સ-ભાન છે, કવિતા પણ. આખરે તો તે કળા છે. તે રચના છે. ચેતના ભાનરહિત કદી હોતી નથી. સર્જનની ક્ષણોમાંય ચેતના ભાનસહિત હોય. રચનાકાર, સર્જક, પૂર્ણ તન્મયતા સાથે, યુગપદ્, બિનઅંગત ભાવદષ્ટિથી સર્જનમાં સક્રિય હોય. તે રચનાના અંશરૂપે જ રચનાની બહાર આવેઃ 'ના, ના વાત તો અમથી આટલી જ, કે ટપાક્ દઈને ટીપું શાહીનું ધસી આવે બહાર–ટેચે.' અજબ ક્રીડાથી સર્જક બહાર આવે અને ગજબ એવા સર્જનાત્મક લયમાં 'ટેચે'ના સાતત્યમાં સર્જનક્રીડામાં પ્રવેશી જાય. આ આવ-જા પણ ક્રીડાયુક્ત છે, સભાન.

ટેચે ઝગમગતું ટીપું –
આદમનો અવતાર, ઈવનો વિસ્તાર.

સર્જનફ્ળ વિરાટ અને રેપિડ હોય. તે મનોજવમ્ હોય, નેચરલી. સ્થળાંતરો, કાલાન્તરો પલકમાં ઓળંગી જતી સર્જકભાવદષ્ટિ આદ્ય પિતા-માતાને સંકેતે છે. ટીપું એ આદ્યનો અવતાર-વિસ્તાર છે. ટીપું મનુષ્ય હોવાની આજ લગીની સમગ્રતાનો સંકેત બની જાય છે. આદમ-ઈવથી આ ક્ષણ સુધી મનુષ્યનું હોવું, એના અ-કલ અને સ-કલ આવિર્ભાવો, મન-વચન-કર્મો, ભૌતિક અને મૂલ્ય સંસ્કૃતિના વાહ્ય અને વાહકરૂપ છે – આ 'ટેચે ઝગમગતું ટીપું–'. એ ટીપાંને, તદ્રૂપ દૂરતાથી રસપૂર્વક તાકતા સર્જક અને એની દષ્ટિ ટીપાંથી ભિન્ન નથી.

હાળું જીવ લઈને જન્મ્યું–
ને ભરી દીધી પરથમી આખીને.

ફર્સ્ટ લિવિંગ ઑર્ગેનિઝમ તો એકકોષી જીવ હશે. ક્રમણમાં તે મલ્ટી સેલ્યુલર ઑર્ગેનિઝમ એવા મનુષ્યરૂપે પ્રગટ થયો. મન-મગજની ક્ષમતા અને હાથ. એના હાથની હાથા-હથિયારને રચવાની અપાર ક્ષમતા. 'હાળું' એવો ટોન, કાકુ સ્વને જ જોતા સ્વની સ્વગતોક્તિ છે! પરથમીને ભરી દીધી. હવે?

અને હવે તાકે આકાશ સામે ટગર ટગર
ગ્રહો–નક્ષત્રોને લે ઊંડાણમાં
ને ખેંચે સમંદરને તળિયેથી બધો ભેજ.
તેજ-ભેજના તાંતણા વણી સજાવે સેજ.
એ જ... એ જ... એ જ તો કહેવું છે મારે...
ટીપું
શાહીનું
ટપાક્–

આ પૃથ્વી નામના ગ્રહ, ગ્રહ પરની જીવસૃષ્ટિ અને મનુષ્યનો સર્વથા અંત હશે ત્યારે હશે. માણસનું જ વિજ્ઞાન એવા વરતારા કરે. એક ટીપું નામે માણસની દૃષ્ટિબાથમાં ઉપર આકાશના ગ્રહ-નક્ષત્રો છે. ત્યાંય એ ભેજ-તેજ-તંતુવણાટથી સેજ (પથારી) રચવાનો, વસવાનો, હોવાના સાતત્યનો અભિલાષી એવો સ્વપ્નસ્થ છે.

કવિ રમણીકે ટપાક્ ટીપાંની અનાયાસ ગતિમાં સર્જકની સિસૃક્ષા અને મનુષ્યના મનુષ્ય હોવાના સર્જનસાતત્યને લીલયા પ્રત્યક્ષ કર્યાં. હા પ્રોઝ પોએમ છે. પ્રોઝ નથી. પોએમ છે. એમાં એકાધિક ભાવો છે. સાદ્યંત ભાવ છે, આશ્ચર્ય. તેથી આ સાશ્ચર્ય આનંદ આપતું અદ્‌ભુત કાવ્ય છે. જે ઉપશમનો અનુભવ કરાવી ભાવકને મનુષ્ય હોવાની સમગ્રતાની પ્રત્યક્ષતાના સક્રિય શાંત (રસ)માં વિરામ આપે છે. ટપાક્... એવા અંતિમ શબ્દ પછીનાં ત્રણ ટપકાંને સક્રિય ભાવક-ચેતના શાંત એવી સમગ્રતાથી જોઈ રહી છે, જેટલી બહાર એટલી જ અંદર, એક સાથે.

■

---

[કવિનું કાવ્ય 'ઉદ્દેશ'ના પેજ પર લંબચોરસ એવા આકારમાં ચોતરફ સ્પેસ છોડીને સુમુદ્રિત થયું હતું. અહીં મેં આખી રચના ભાવસાતત્યમાં અલગ અલગ પંક્તિઓ રૂપે ઉતારી છે.] ૨-૬-૨૦૦૭

## वंदना

●

सुमित्रानंदन पंत

श्री अरविन्द,
सभक्ति प्रणाम!

अतिमानस के ज्योतित सरसिज,
दिव्य जगत जीवन के वर द्विज,
चिदानन्द के स्वर्णिम मनसिज,
ज्योतिधाम,
सज्ञान प्रणाम!

विश्वात्मा के नव विकास तुम,
परम चेतना के प्रकाश तुम,
ज्ञान भक्ति श्री के विलास तुम,
पूर्ण प्रकाम,
सकर्म प्रणाम!

दिव्य तुम्हारा परम तपोबल
अमृत ज्योति से भर दे भूतल,
सफल मनोरथ सृष्टि हो सकल,
श्रीललाम,
निष्काम प्रणाम!

('અદિતિ'માંથી)

દુષ્યંત પંડ્યા

## ક્રાંતિકારી ધર્માત્મા : શ્રી રામકૃષ્ણ પરમહંસ

(ગતાંકથી ચાલુ)

•

જીવનમાં આકસ્મિક ઘટનાઓ પણ આવે છે. ૧૮૫૫માં આવી એક ઘટના બની. રાણી રાસમણિ નામની કૈવર્ત જ્ઞાતિની ખૂબ ધનવાન સ્ત્રી હતી. સને ૧૮૪૭માં કાશીમથુરા વગેરે તીર્થોની યાત્રા કરવાનો વિચાર આવતાં એણે મોટે પાયે તૈયારી આદરી. પાંચ-સાત વહાણો બાંધ્યાં. ખાવાની સામગ્રી, વિવિધ મંદિરોમાં ધરવાની ભેટો, બ્રાહ્મણોને દાનમાં આપવાની ચીજવસ્તુઓ વગેરે વસ્તુઓ વહાણોના ભંડકમાં સુરક્ષિત રીતે મૂકવામાં આવી. કુટુંબીઓને તથા સંબંધીઓને યાત્રામાં જોડાવાનાં નોતરાં અપાઈ ગયાં અને પ્રયાણનાં તિથિકાલ પણ નક્કી થઈ ગયાં. પણ અચાનક રાણીએ યાત્રાને પડતી મૂકી.

રાણીને સ્વપ્ન આવ્યું હતું. સ્વપ્નમાં એને કાલી માતા દેખાયાં હતાં. 'તું અહીં મારું મંદિર બંધાવ અને મારી પૂજાઅર્ચા કરાવ તથા ત્યાં અભ્યાગતોએ ભોજનની તજવીજ કરાવ, યાત્રા કરતાં તને અધિક પુણ્ય મળશે.' આમ માતાજીએ રાણીને સ્વપ્નમાં કહ્યું. રાણીએ તરત યાત્રાને પડતી મૂકી. વહાણોમાં ભરેલી સાધનસામગ્રીનું દાન કરી નાખ્યું, અને કોલકાતાની ઉત્તરે આઠેક કિલોમીટરના અંતરે, દક્ષિણેશ્વરના ગંગાકાંઠે, વિશાળ જમીન લઈ મંદિર બંધાવવા માંડ્યું. ૧૮૫૫માં મંદિરનું બાંધકામ લગભગ પૂરું થવા આવ્યું. ફરી માતાજીએ સ્વપ્નમાં રાણીને દર્શન દીધું ને કીધું' 'તું મને પેટીમાં ક્યાં સુધી પૂરી રાખીશ? મંદિરમાં મારી પ્રતિષ્ઠા કરાવ અને પૂજા ચાલુ કરાવ.' તરત જ તેમ કરવાનો રાણીએ નિશ્ચય કર્યો.

પણ ભાણે બેઠેલું માણસ ઘણી વાર, ભાગ્યવશ કોળિયો ભરી શકતું નથી. રાણી પાસે પૈસો અઢળક હતો પણ એ હતી માછીમાર જ્ઞાતિની. એણે બંધાયેલા મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા કરવા ક્યો બ્રાહ્મણ તૈયાર થાય? કોલકાતાના તો ઠીક, બીજા બહારના પંડિતોનો પણ એ જ મત હતો.

રાસમણિએ રામકુમારની સલાહ લીધી. એણે અસ્પૃશ્યતાના અભેદ્ય કિલ્લાને ભેદી રાણીને માર્ગ બતાવ્યો: 'ઉચ્ચ જ્ઞાતિના કોઈ બ્રાહ્મણને આ બધી મિલકત દાનમાં આપી દેવાનો સંકલ્પ રાણી કરે એટલે એ મંદિર અસ્પૃશ્યનું ન રહે તે પછી પ્રતિષ્ઠાવિધિ કરી શકાય.' રામકુમારના આ અભિપ્રાયનો વિરોધ કોઈ પંડિત કરી શક્યો નહીં અને રામકુમારના જ આચાર્યપદે મૂર્તિપ્રતિષ્ઠાનો શાનદાર વિધિ કરવામાં આવ્યો. અને આ માર્ગ ચીંધનાર રામકુમારને મંદિરમાં પૂજારીપદે નિયુક્ત કરવામાં આવ્યા. રહેવાને ઓરડો, ભોજનમાં મંદિરનો પ્રસાદ અને પાંચ રૂપિયા માસિક પગાર; આ ઓછું ન હતું.

સંવત ૧૯૧૧ના જેઠ માસની પૂર્ણિમાને દિવસે – ૧૮૫૫ના મેની ૩૧મી તારીખે – ભવ્ય સમારંભ કરી મંદિરમાં માતાજીની પ્રતિષ્ઠા કરવામાં આવી. દક્ષિણેશ્વરના એ વિશાળ સંકુલમાં મા કાલીના મંદિર ઉપરાંત એક રાધાકાન્તનું મંદિર છે અને બાર જ્યોતિર્લિંગો સૂચવતાં બાર શિવલિંગો છે. એ શિવલિંગોમાંથી સારી એવી જગ્યા છોડીને, ગંગાતટે બે નોબતખાનાંઓ છે. ફૂલોનું સુંદર ઉદ્યાન છે અને તે ઉપરાંત પણ વન જેવી પુષ્કળ જગ્યા છે.

મૂર્તિપ્રતિષ્ઠાને દહાડે વિધિમાં રોકાયેલા બ્રાહ્મણો અને તેમનાં કુટુંબો, રાણીનાં કુટુંબીઓ અને તેમનાં અનેક સ્નેહીસંબંધીઓ તથા આશ્રિતો ઉપરાંત અનેક અભ્યાગતો ત્યાં સરસ ભોજન પામ્યા હતા. 'શૂદ્રનું અન્ન ન ખવાય' એ દૃઢ માન્યતાને લઈને ગદાધરે પૈસા બે પૈસાના મમરા ને ગોળ ફાકી પેટ ભર્યું. પણ માતાજીની જાળમાં ફસાતાં માતાજીના એ લાડકા દીકરાને વાર ન લાગી. એક પેઢી આઘેરા અને લગભગ સમવયસ્ક ભાણેજ હૃદયરામની સાથે એ પણ પૂજારી તરીકે નોકરીએ લાગી ગયા.

ગદાધરના જીવનનો બીજો અંક આરંભાઈ ચૂક્યો.

ભલે કાલીમાતાના પૂજારીની નોકરીએ એ વળગ્યા હતા પણ પગારદાર નોકરની માફક એને માટે એ 'કામથી કામ' ન હતું. સાચી ભક્તિ કોઈ મર્યાદા સ્વીકારતી નથી. મંદિરમાં માને શણગારવા માટે અને માની પૂજા માટે પ્રવેશ કર્યા પછી ગદાધરને સ્થળકાળનાં બંધનો બાંધી શકતાં નહીં. તેમ જ પૂજોપચારના વિધિનિષેધો પણ એમણે ફગાવી દીધા હતા. એકતાન થઈ, પ્રેમાળ પિતા પુત્રીને સજાવે એ રીતે એ માતાજીની મૂર્તિને શણગારતા. માના ગળામાં ગદાધરે

ભક્તિભાવપૂર્વક પહેરાવેલો ફૂલનો હાર અસાધારણ સૌંદર્ય ધારણ કરતો. પગને અંગૂઠે કરેલી ચંદનની અર્ચા સમગ્ર મંદિરને જાણે કે દિવ્ય સુગંધે ભરી દેતી – ગદાધરને કંઠેથી સરતી આરતીના સ્વરોના તરંગોને ગંગાના તરંગો ક્યાંય લઈ જતા.

ગદાધરનું ભક્તહૃદયકમળ માતાજીનાં ભક્તવારિમાં પ્રફુલ્લતર બનવા લાગ્યું. એને માતાજીનાં પ્રત્યક્ષ દર્શનની ઘેલછા વળગી. મંદિરની ઉત્તરે થોડે દૂર આવેલો જંગલ જેવો વિસ્તાર પંચવટી નામે ઓળખાતો ત્યાં જઈ એ રાતે સાધના કરવા લાગ્યા. સાધનાની રીત એવી કે ભાણેજ હૃદય આશ્ચર્યચકિત થઈ ગયું. એણે જોયું તો મામા બધાં વસ્ત્રો કાઢીને તો ઠીક, દ્વિજની ઓળખરૂપ જનોઈને પણ કાઢીને ધ્યાનમાં બેઠા છે. ને એમણે હૃદયના હાકલાપડકારાનો ઉત્તર આપ્યો કે ન એણે ફેંકેલાં રોડાંઢેફાં મામાને લગીરીકેય વિચલિત કરી શક્યાં. એક જ ધૂન એમને વળગી હતીઃ 'મા, તું મને દર્શન દે, રામપ્રસાદને અને કમલાકાન્તને આપ્યાં હતાં એમ મને દર્શન આપ.' રામપ્રસાદ અને કમલાકાન્ત બંને બંગાળના પ્રસિદ્ધ દેવીભક્તો હતા અને દેવીનાં સુંદર પદો બંનેએ લખ્યાં છે.

મંદિરમાં પૂજા કરતી વેળાએ પણ એ વિચિત્ર વર્તન કરવા લાગ્યા. માતાજીની મૂર્તિની સાથે એ વાતો કરવા લાગ્યા. માતાજીને ચડાવવાનાં પુષ્પો એ પોતાને શિરે મૂકવા લાગ્યા. માતાજીની પાસે પ્રસાદનો થાળ ધરે ત્યારે એ બોલે, 'હું પ્રસાદ ખાઉં એમ તું કહે છે? વારુ – લે હું પહેલાં ખાઉં છું.' આમ બોલી થાળીમાંથી વાનગીઓ એ પોતાના મોઢામાં મૂકવા લાગ્યા. મંદિરનું પૂજારીવૃંદ, મંદિરનો બીજો કર્મચારીગણ અને વહીવટદારની કચેરીના કામદાર વગેરેને આ બાબત ખૂબ આઘાતજનક લાગી. એમને લાગ્યું કે 'ભટ્ટાચાર્ય મહાશય' પાગલ થઈ ગયા છે ને મંદિરને ભ્રષ્ટ કરી રહ્યા છે.'

'ભટ્ટાચાર્ય મહાશય'નું વર્તન પાગલ જેવું તો હતું જ. એ ટાણેકટાણે રુદન કરતા ને માને પોકારતાઃ 'તું મને દર્શન આપ.' જમીન સાથે નાક ઘસીને લોહી કાઢતા, ધૂળમાં આળોટતા. ખાવા-પીવા પ્રત્યે બેદરકાર બની ગયા હતા અને રાત પડે એટલે અગોચર એવી પંચવટીમાં ધ્યાનમાં બેસતા એમ કહેવાતું. એ કોનું ધ્યાન કરતા હશે એ તો એ જ જાણે.

કર્મચારીગણની ચણભણ વધતી ગઈ અને મંદિરનો વહીવટ સંભાળનાર તથા રાણીની વિશાળ જમીનજાયદાદનો વહીવટ કરનાર રાણીના જમાઈ મથુરબાબુને કાને આ વાત નાખવામાં આવી. ગદાધરનું મૂર્તિવિધાન જોઈને તથા એમની નિર્દોષ, પ્રસન્ન મુખમુદ્રા જોઈને એ મથુરબાબુએ તો ગદાધરને નોકરીમાં રાખ્યા હતા. 'તમારે કોઈએ ભટ્ટાચાર્ય મહાશયને કશું જ કહેવાનું નથી. હું જાતે ખબર આપ્યા વગર એક દિવસ અચાનક આવીશ, જોઈશ અને પછી યોગ્ય નિર્ણય લઈશ.' મથુરાનાથે કહ્યું અને એ મુજબ એક દિવસે એ ખબર આપ્યા વગર મંદિરે આવ્યા પણ ખરા.

ભટ્ટાચાર્ય ગર્ભમંદિરમાં કશો પૂજાવિધિ કરી રહ્યા હતા. એટલા તો તન્મય બની ગયા હતા કે મથુરબાબુ આવતાં પૂજારીગણ અદબ જાળવી શાંત બની ગયો હતો તે તરફ કે મથુરબાબુ તરફ ગદાધરનું ધ્યાન ગયું જ નહીં. મથુરાનાથે ગદાધરની એકાગ્રતા જોઈ, ભટ્ટાચાર્યની ભક્તિની સૌરભ એમને સ્પર્શી ગઈ. મંદિરના વાતાવરણમાં એમને ઓજસ્વિતા દેખાઈ અને માતાજીની મૃણ્મય મૂર્તિ મથુરબાબુને ચિન્મય લાગી. સ્તબ્ધ બનીને મથુરબાબુ ગદાધરની ભક્તિથી અભિભૂત થઈ ત્યાં થોડા સમય માટે ઊભા રહી ગયા.

પછી એ ગંભીર ચહેરે પાછા વળ્યા અને મંદિરનાં પગથિયાં ઊતરવા લાગ્યા. 'હવે ભટ્ટાચાર્યને પાણીચું મળશે.' એમ માનતો કર્મચારીગણ મથુરબાબુના ચુકાદાથી આભો બની ગયોઃ 'ભટ્ટાચાર્યમહાશયને કોઈએ કશું જ કહેવાનું નથી તેમ જ એમની સેવાપૂજામાં કશી ખલેલ પહોંચાડવાની નથી. એમને યોગ્ય લાગે તે રીતે એમને પૂજા કરવા દેવાની છે.'

ભટ્ટાચાર્યમહાશય ઉપર મથુરબાબુ પ્રસન્ન હતા તેમ રાણી રાસમણિ પણ પ્રસન્ન હતાં. એમને મધુર કંઠે ભાવપૂર્વક ગવાતાં ભજનો સાંભળવાં રાણીને ખૂબ ગમતાં. એક વાર એ દર્શને આવ્યાં અને એમણે ભટ્ટાચાર્યને માતાજીની સ્તુતિનું કોઈ પદ ગાવા કહ્યું. પોતે હાથ જોડી, આંખો બંધ કરી ઊભાં. ગદાધરે ભાવવિભોર કંઠે કોઈ ગીત ઉપાડ્યું. એક કડી ગાઈ એ અચાનક અટકી ગયા અને પોતાના કરતાં ચારેક દાયકા મોટેરાં રાણીને ગાલે થપાટ મારી એ બોલ્યાઃ 'અહીં પણ એ જ વિચાર?'

ભજનના અટકી જવાથી સ્તબ્ધ બનેલાં રાણીનાં રસાલાનાં માણસો, બીજા પૂજારીઓ અને વહીવટ કરતા કર્મચારીગણો ગદાધરે રાણીને મારેલા તમાચાથી વધારે સ્તબ્ધ થઈ ગયાં. કેટલાક લોકો ગદાધરને પકડીને એને મેથીપાક આપવા માટે અને ગંધાતાં ચીંથરાંનો ઘા કરે એમ એને ફેંકી દેવા માટે આગળ ધસી આવી ગદાધરને બોચીમાંથી પકડવા માટે એને ઘેરી વળ્યા.

'ભટ્ટાચાર્યમહાશયને કોઈએ કંઈ કહેવાનું નથી કે એમને કશું જ કરવાનું નથી, 'આંખો ખોલી, ગુનેગાર જેવા ભાવવાળા ચહેરે રાણી બોલ્યાં. કારણ? ભટ્ટાચાર્ય સાચા હતા.

રાણી ભલે ઊભાં હતાં હાથ જોડીને પણ, મનમાં કોઈ મુકદ્દમાનો વિચાર કરી રહ્યાં હતાં. ભલે પૂજારીવર્ગ અને વહીવટી કર્મચારીઓને મન ગદાધરનાં કાર્યોમાં ઘેલછા દેખાતી હતી. મથૂરબાબુ એની પડખે ઊભા હતા અને રાસમણિને મન પણ એ સત્પુરુષ હતા.

પણ ગામને મોઢે કંઈ ગળણું બંધાતું નથી. ગદાધરની 'ઘેલછા'ની વાત વતેસર થઈને કામારપુકુર પહોંચી હતી અને માતા ચંદ્રામણિ એથી દ્રવી ઊઠ્યાં હતાં. એમણે બાવીસે પહોંચેલા પુત્રને પોતાની પાસે બોલાવ્યો. ગામલોક પણ 'પાગલ' ગદાધરને જોવા ઉત્સુક હતા. પણ ગદાધરે એમની ઉત્સુકતા ઉપર પાણી ફેરવી દીધું. કારણ, એ પૂરા સ્વસ્થ હતા.

વ્યવહારડાહ્યાઓની સલાહ હતી અને માતા પણ ચાહતાં હતાં કે, ગદાધરનું લગ્ન થઈ જાય તો બધું ઠીક થઈ જાય. એ વાત સહેલી હતી એટલો એનો અમલ સરળ ન હતો. બાળલગ્નોના એ જમાનામાં ગદાધર મોટા જ હતા. એને વળગેલી કહેવાતી ઘેલછાની વાત તથ્યહીન ન પણ હોય. અને બે બે વિઘ્નો ઉપર વિજય મેળવવા માટે જોઈતા વિત્તનો પૂરો અભાવ હતો. કઈ છોકરીનો બાપ હા પાડે?'

ગદાધરે જ ઉકેલ સૂચવ્યો. (પાંચ-છ કિલોમીટર દૂર આવેલા ગામ) જયરામવાટીમાં રામચંદ્ર મુખર્જીને ત્યાં જાઓ ને એમની મોટી દીકરી માટે માગું નાખો!' એ મુજબ સંબંધીઓ જયરામવટી ગયા ને લગ્નનું પાકું કરીને જ આવ્યા. લગ્નના ખર્ચ માટે રામચંદ્રે ત્રણસો રૂપિયા માગ્યા. તે આપ્યા – તરત લગ્ન ગોઠવાયાં. મુરતિયો બાવીસ વર્ષનો અને કન્યા શારદા પાંચની! આટલી નાની છોકરી કંઈ ચાલી ન શકે પોતાના કાકાને ખભે બેસીને શારદા, એના પતિદેવ અને જાનૈયા કામારપુકુર પાછાં ફર્યાં.

જમીનદારને ત્યાંથી માગી આણેલાં ઘરેણાં રાતે જ સૂતેલી શારદાને અંગેથી સરકાવી લેવામાં આવ્યાં. સવારે એના કાકાને ખબર પડતાં ભત્રીજીને ઊંચકીને એમણે ચાલતી પકડી. ચંદ્રાદેવીને ચિંતા થઈ. 'પણ લગ્ન તો ફોક નહીં થાય ને?' ગદાધરે હસતે મુખે માને આશ્વાસન આપ્યું. એ પાછા દક્ષિણેશ્વર આવ્યા અને એમણે પૂર્વવત્ સાધના આરંભી.

માનાં દર્શનની ગદાધરની ઇચ્છા વધારે ને વધારે ઉત્કટ થતી ગઈ. માનાં દર્શનનો વિયોગ એમને અસહ્ય થઈ પડ્યો. એમને 'સુતવિતદારા' હતાં નહીં. એ 'શીષ' દેવાને તૈયાર થયા. એક રાતે સાવ સોપો પડી ગયો હતો. મહાસરિતાનાં જળ પણ જંપી ગયાં હતાં ત્યારે ધીમે પગલે માતાજીના નિજ મંદિરનાં કમાડ ઉઘાડી એ અંદર જઈ કાલીની કરાલ મૂર્તિ સામે ઊભા. દર્શન માટે ખૂબ કરગર્યા. આખરે માનાં દર્શન વિનાનું જીવન વૃથા છે એમ લાગતાં પાસેની ભીંતે લટકાવેલું માનું ખડ્ગ તેમણે ઉપાડ્યું અને વિયોગની પરાકાષ્ઠા અનુભવી, જીવનનો અંત આણવાના હેતુથી એને પોતાને ગળે લગાવ્યું. જાણે શિરપદ્મ માને ચરણે ધરવું હોય. એ તલવારની ધારનો ગળાને સ્પર્શ થાય ન થાય ત્યાં જાણે કે પ્રકાશના મહાસાગરે એમને ચોમેરથી આવરી લીધા. જ્યોતિમાં એ નહાઈ રહ્યા. પુત્ર ઉપર માએ દર્શનની કૃપા કરી. ભાનમાં આવ્યા ત્યારે એ પ્રસન્ન હતા. માની કૃપાદૃષ્ટિમાં એ નહાયા હતા. માની કૃપાદૃષ્ટિ એ પામ્યા હતા. હવે એ ગઈ કાલના ગદાધર રહ્યા ન હતા.

પણ અધ્યાત્મના ક્ષેત્રમાં પણ લોભ જાગે છે. ગદાધરને લોભ જાગ્યો – માનાં સતત દર્શનનો. હાથતાળી આપીને મા છટકી જાય એ કેમ ચાલે? પાછું એ જ નાક ઘસવાનું, એ જ વિરહરુદન, દેહની એ જ ઉપેક્ષા, એ જ દર્શનઉન્માદ – માએ પુત્ર પર ફરી કૃપાવૃષ્ટિ કરી. પણ એ કૃપાની સાથે ગદાધરને અકળ બળતરા લાગુ પડી. ગંગામાં જઈને ગળાડૂબ પાણીમાં એ કલાકો ઊભા રહેવા લાગ્યા. મંદિરની લીસી, ઠંડી છો પર આળોટવા લાગ્યા. ભીનું વસ્ત્ર ઓઢવા લાગ્યા પણ દાહ જાય નહીં. ભટ્ટાચાર્યમહાશયમાં આ બધું પરિવર્તન જોતા અને એ જોઈ આશ્ચર્ય પામતા મથૂરબાબુ ગદાધરને વૈદ્ય પાસે લઈ ગયા. પણ વૃથા. આ બધું પરિવર્તન નિહાળતા મથૂરબાબુને મન ગદાધર સામાન્ય નોકરિયાત પૂજારી ભટ્ટાચાર્યમાંથી 'બાબા' બની ગયા હતા અને બાબાની બધી ઇચ્છાઓની તૃપ્તિ, એમની પૂરી દેખભાળ મથૂરાનાથને માટે એકદમ અગત્યની બાબત બની ગઈ હતી. દુર્ભાગ્યે એમની સેવા પણ 'બાબા'ને દાહમુક્ત કરી શકતી ન હતી. કોઈ જાણતલે કહ્યું હતું કે આ કંઈ દૈહિક વ્યાધિ નથી ને એ સાદાં ઓસડિયાંથી નહીં મટે; આ આધ્યાત્મિક વ્યાધિ છે.

અને એ વ્યાધિની સારવાર કરનાર એક વ્યક્તિ દક્ષિણેશ્વરને કાલીઘાટે લાંગરેલી નાવમાંથી એક દિવસ ત્યાં આવી ચડી. એ હતી એક સંન્યાસિની, ભૈરવી બ્રાહ્મણી તરીકે જ એની ઓળખાણ સાંપડે છે. ગદાધરે એને સામે ચાલીને બોલાવી અને મામાના અજાણી સ્ત્રી પ્રત્યેના આવા વર્તનથી અચરજ પામી હૃદય એ સંન્યાસિનીને બોલાવવા ગયો. તો એ વધારે અચરજ પામી ગયો. ભૈરવી જાણે મામાને જ મળવા આવી હોય તે સહજતાથી મામા પાસે આવી અને એ ભૈરવી અને મામા એકદમ પરિચિત હોય તેમ વાતે વળગ્યાં. એણે નિદાન કર્યું. 'આ કોઈ દૈહિક રોગ નથી અને એને માટે વૈદ્યો કે ડૉક્ટરો પાસે કોઈ દવા નથી. આ 'મહાભાવ' છે. પૂર્વે એ

રાધાને થયો હતો તેવો.' પછી એ ભૈરવીએ ગદાધરને આખા શરીરે ચંદનનો લેપ કર્યો અને ગળામાં કોઈ સુગંધી ફૂલોની માળા પહેરાવી. ત્રણેક દિવસના આ પ્રયોગ પછી ગદાધરનો દાહ શમી ગયો.

ત્યાર સુધીની ગદાધરની ભક્તિ હતી એકદમ ઉત્કટ પણ એમાં એ કોઈ વિધિવિધાઓને અનુસરતા ન હતા. ભૈરવીએ એ ભક્તિને શાસ્ત્રીય માર્ગે ચડાવી અને ભક્તિના વિવિધ પ્રકારો તરફ ગદાધરને વાળ્યા. ભૈરવી શાક્ત સંપ્રદાયની પણ જાણતલ હતી. એણે ગદાધરને શાક્ત સંપ્રદાય અનુસારની સાધનાનું પણ માર્ગદર્શન આપ્યું. આ બધા સમય દરમિયાન ગદાધર શારીરિક રીતે સ્વસ્થ, માનસિક રીતે આનંદમાં અને આધ્યાત્મિક રીતે તૃપ્ત રહેતા.

આમ થોડો કાળ વીત્યા પછી, ૧૮૬૭ની સાલમાં ગદાધર એક વાર ગંગાને ઘાટેથી મંદિરમાં આવવાને માર્ગે બેઠા હતા ત્યાં નાવમાંથી એક કદાવર, ગૌર વર્ણની, સંન્યાસીમૂર્તિ ઊતરી. એ નાગા સંપ્રદાયના સંન્યાસીએ માત્ર કૌપીન પહેર્યું હતું. અને એમના સામાનમાં બીજું એક કૌપીન, કામળો, કમંડળ અને દંડ હતાં. અદ્વૈત વેદાન્તના એ સાધકની દૃષ્ટિ સાવ એકવડા બાંધાના ગદાધર ઉપર પડી. એ દૃષ્ટિપાતે જ એ નાગા સંન્યાસી તોતાપુરીને લાગ્યું કે આ જણ છે ચેલો બનાવવા જેવો. કશી જ ઔપચારિકતા વિના એણે ગદાધરને પૂછ્યું: 'તમે મારી પાસે અદ્વૈતની દીક્ષા લેશો?'

'માને પૂછી આવું અને રજા આપશે તો લઈશ.' એટલી જ સહજતાથી ગદાધરે ઉત્તર આપ્યો અને ઊભા થયા. તોતાપુરીને એમ કે ગદાધર પોતાની જન્મદાત્રી પાસે જશે. પણ એ ગયા મા કાલીના મંદિરમાં. બ્રહ્મ સિવાય બીજી તમામ બાબતોને મિથ્યા માનનાર તોતાપુરીને ગદાધરનું મંદિરમાં જવું વિચિત્ર લાગ્યું પણ એમણે મન મનાવ્યું કે ચેલો અદ્વૈતની અનુભૂતિ કરશે પછી આ મૂર્તિ વગેરેને ભૂલી જશે. જેટલી ઝડપથી મંદિરમાં ગયા હતા એટલી જ ઝડપથી ગદાધર પાછા આવ્યા અને બોલ્યા, 'માએ હા પાડી છે.' આથી રાજી થતાં તોતાપુરી ઊઠ્યા અને, પંચવટી તરફ જઈ ત્યાં પડાવ નાખ્યો.

જે સિદ્ધિ પ્રાપ્ત કરતાં તોતાપુરીને ત્રણ તપ – છત્રીસ વર્ષો કરતાં વધારે સમય લાગ્યો હતો તે પ્રાપ્ત કરતાં ગદાધરને માત્ર ત્રણ દહાડા જ લાગ્યા. એ દશાએ પહોંચવા માટે ગદાધરને મથામણ કરવી પડી ન હતી. સમગ્ર સંસારને એ તરત હડસેલી શક્યા હતા. માતાજીની મૂર્તિ દૂર ખસતી ન હતી. બાજુમાં પડેલો કાચનો ધારદાર કટકો લઈ, ગદાધરની બે ભમર વચ્ચે જોરથી ઘસી, તોતાપુરી બોલ્યા: 'યહાં પે ધ્યાન લગાઓ' અને 'માની મૂર્તિને જ્ઞાનરૂપી તલવાર વડે મેં છેદી નાખી', એ શબ્દો શ્રી રામકૃષ્ણના જ છે. આ તોતાપુરીએ 'રામકૃષ્ણ' નામ આપ્યાનું કહેવાય છે. રામકૃષ્ણને લાગેલી એ સમાધિ ત્રણ દિવસ સુધી ઊતરી નહીં એટલે, ચિંતિત બનેલા તોતાપુરીએ શિષ્યના કાનમાં ઓમ્‌નો ઉચ્ચાર કર્યો તે પછી સમાધિ ઊતરી.

'મારાં માતા હયાત છે એ દુભાય નહીં એ માટે હું ભગવાં નહીં પહેરું, 'હું પરણેલો છું ને સ્ત્રીનો ત્યાગ નહીં કરું... 'આવી બધી વિચિત્ર શરતો માન્ય રાખવા જેટલા તોતાપુરી ઉદાર હતા. 'તમારા ત્યાગની અને બ્રહ્મચર્યની એ કસોટી છે' એમ એમણે કહ્યું હતું.

અને પછી શ્રી રામકૃષ્ણને અદ્વૈતની સાધનાનું ઘેલું લાગી ગયું. એવા તો એ એમાં મગ્ન રહેવા લાગ્યા કે ઊંઘ આહારનું પણ એમને ભાન ન રહેતું. એમને સદ્‌ભાગ્યે આ બાબતનો અનુભવી એક સંન્યાસી એ જ સમયે દક્ષિણેશ્વર આવી ચડ્યો. એ રામકૃષ્ણને ઢંઢોળીને અને કોઇવાર તમાચો મારીને પણ બાહ્ય ભાનમાં લાવતો અને પરાણે એમને દૂધ પાતો કે કશુંક ખવડાવતો. ભૈરવી પણ રામકૃષ્ણનું ધ્યાન રાખવા હાજર હતી. જોકે એના પ્રિય રામકૃષ્ણે અદ્વૈતની સાધના કરી તે એને જરા પણ ગમ્યું ન હતું. દેહને ભોગે થતી આ સાધનાની અસર રામકૃષ્ણના દેહ પર થાય એ સ્વાભાવિક હતું. હવાફેર કરવા માટે રામકૃષ્ણે કામારપુકુર જવાનો નિર્ણય લીધો. ભૈરવી પણ સાથે ગઈ.

રામકૃષ્ણનાં ભાભીએ પોતાના વધી ગયેલા કાર્યમાં સહાય કરવા નજીકના જયરામવાટીથી દેરાણી શારદાને બોલાવી. ત્યારે શારદાદેવી ચૌદ વર્ષનાં, મુગ્ધ વયનાં થઈ ગયાં હતાં. હવાફેરથી, આરામથી અને શારદાદેવીની પ્રેમાળ શુશ્રૂષાથી રામકૃષ્ણની તબિયત તરત સુધરવા લાગી. ભૈરવીને લાગ્યું કે પોતાનો પુત્રવત્ શિષ્ય પત્નીનો બની રહ્યો છે. એને એ કઠવા લાગ્યું. આખરે એનામાં સમજ આવી અને એણે કાશીની વાટ પકડી. ચાર-છ મહિના વીત્યા પછી રામકૃષ્ણ અને એમની સાથે જ આવેલો હૃદય પાછા દક્ષિણેશ્વર ગયા અને શારદાદેવી જયરામવાટી ગયાં. એમને માટે એ પરમ આનંદનો ગાળો હતો.

પણ દક્ષિણેશ્વર પાછા ગયેલા પતિદેવ એને સાવ ભૂલી જ ગયા હોય એવું લાગ્યું. કારણ, લગભગ પાંચ વર્ષ વીત્યાં તો પણ એમણે પત્નીને તેડાવ્યાં નહીં. અરે! એક પત્ર સુધ્ધાં લખ્યો નહીં, આખરે ૧૮૭૨માં શારદાદેવી સામે ચાલીને ગયાં. હોળીની રાતે નવ વાગ્યે, નાવમાંથી ઊતરી તાવવાળા શરીરે રામકૃષ્ણને ઓરડે જઈને ઊભાં. રામકૃષ્ણે પ્રસન્નતાથી સ્વાગત

કર્યું, બીજી સવારથી શારદાદેવીની તબિયત ડૉક્ટરને બતાવી સારવાર ચાલુ કરી. સાગરને મળવા જતી ગંગાને કાંઠે વસતાં શારદાદેવી આનંદસાગરમાં સેલારા મારવા લાગ્યાં.

રામકૃષ્ણ નિષ્કામ હતા તેવાં જ શારદાદેવી પણ વાસનામુક્ત હતાં. પતિને વિષયાસક્ત સંસારી જીવનમાં પાડવા માટે નહીં પણ, એમની આધ્યાત્મિક યાત્રામાં સહાયભૂત થવા માટે એ અવતર્યાં હતાં અને પતિ પાસે આવ્યાં હતાં. પત્નીને રામકૃષ્ણે દેવી તરીકે પૂજ્યાં હતાં અને એ પૂજનને અંતે એમણે પત્નીને પોતાના બધા તપનું ફળ અર્પણ કરી દીધું હતું, પોતાની જપમાળા પણ ધરી દીધી હતી.

આ પહેલાંના ગાળામાં રામકૃષ્ણે ઇસ્લામની અને ખ્રિસ્તી ધર્મની પણ સાધના કરી હતી.

આ બધી સાધનાઓને અંતે એમણે તારણ કાઢ્યું હતું કે, 'જેટલા મત તેટલા પંથ'. તળાવને જુદે જુદે ઘાટેથી ઊતરી પોતપોતાનો ઘડો ભરનારના ઘડામાં એક જ પાણી આવે છે તેમ, બધા ધર્મો, બધા પંથો એક જ ઈશ્વર ભણી લઈ જાય છે. એ બધા સંપ્રદાયોમાં, બધી માન્યતાઓમાં, બધાં તત્ત્વદર્શનોમાં ઈશ્વર છે અને ઈશ્વર એ બધાંથી પર પણ છે. આમ જોતાં ધર્મોના કે સંપ્રદાયોના ઝઘડાઓને ક્યાંય સ્થાન જ નથી. સૌ ધર્મ – સંપ્રદાયો વચ્ચે સુમેળ અને સંવાદ એ એમનો બોધ હતો ને એ એમના પ્રત્યક્ષ આચરણ પર આધારિત હતો. નરેન્દ્રનાથ વગેરે શિષ્યો સમક્ષ એ એક વાર બેઠા હતા અને વૈષ્ણવ સંપ્રદાય અનુસાર સેવાની વાત કરતા હતા ત્યાં અચાનક એ સમાધિમાં સરી પડ્યા અને બોલી ઊઠ્યા. 'સેવા કરવાવાળો તું કોણ? સેવા નહીં, 'શિવભાવે જીવસેવા.' એમને શ્રીમુખેથી ઝરેલો આ મંત્ર સાંભળી, એમના પટ્ટશિષ્ય નરેન્દ્રનાથ (પછીના સ્વામી વિવેકાનંદ) બોલી ઊઠ્યા હતા.'આ બોધવચન ભવ્ય છે. એની પર મહાન ઇમારત ઊભી કરી શકાય.' અને બારતેર વર્ષો પછી, ૧૮૯૭માં, એમણે રામકૃષ્ણ મિશન ઊભું કર્યું પણ ખરું.

સને ૧૮૭૫માં એ પ્રસિદ્ધ બ્રાહ્મસમાજી નેતા કેશવચંદ્ર સેનના પરિચયમાં આવ્યા હતા. બન્ને વચ્ચેનો સંબંધ ગાઢ બનતો ગયો. વિવિધ સામયિકોમાંના કેશવના લેખો દ્વારા કેટલાક ભણેલા લોકોનું ધ્યાન રામકૃષ્ણ તરફ ગયું. એ ગૃહસ્થ ભક્તોમાંના કેટલાક દ્વારા, શ્રી રામકૃષ્ણ જેમની આતુરતાપૂર્વક રાહ જોતા હતા તે શિષ્યોમાંના કેટલાક એમને સાંપડ્યા. એ સૌ વિશે શ્રી રામકૃષ્ણની કૃપા તો આપણે આગળ ઉપર જાણીશું.

પરંતુ, તે સમયના પ્રખ્યાત કવિ, નાટ્યલેખક, દિગ્દર્શક અને નટ ગિરીશચંદ્ર ઘોષને એમના શરાબમય અને વેશ્યામય જીવનમાંથી શ્રી રામકૃષ્ણે પાછા વાળ્યા હતા અને એમને આધ્યાત્મિક માર્ગે ચડાવ્યા હતા. એ જ રીતે, ગિરીશના ચૈતન્ય લીલા નાટકમાં ચૈતન્યનો પાઠ ભજવતી અભિનેત્રી વિનોદિનીના મસ્તક પર પોતાના બેય હાથ મૂકી એને આશીર્વાદ આપી એના જીવનનો પ્રવાહ એમણે બદલી નાંખ્યો હતો.

એમનો ભક્તવર્ગ વિશાળ હતો પણ એમના શિષ્યોની સંખ્યા માત્ર સોળની જ હતી. એ શિષ્યવૃંદમાં નરેન્દ્ર, શરત, શશી, કાલી, હરિ જેવા તીવ્ર બુદ્ધિશાળીઓ હતા તેમ, બાહુ નામનો તદ્દન નિરક્ષર ભરવાડ યુવાન પણ હતો. કાચનાં બારણાંવાળા કબાટમાંની વસ્તુઓ આપણને દેખાય છે તેમ, વ્યક્તિને જોતાંવેંત એનું હીર, એનું વલણ, એની અધ્યાત્મવૃત્તિ એ પારખી લેતા.

એમની પાઠશાળા ઇવાન ઇલિચનને ગમે તેવી હતી. એમાં ઘંટ વાગતો નહીં. પાઠ્યપુસ્તકો કે અભ્યાસક્રમને સ્થાન ન હતું. પ્રવેશ માટે કોઈ લાયકાતની જરૂર ન હતી – સિવાય કે એક જ. ને તે હતી જોરદાર અધ્યાત્મવૃત્તિ. આ શિષ્યો એમની પાસે – બાપુની જેવા અપવાદને બાદ કરતાં – ૧૮૮૨ની આસપાસથી આવવા લાગ્યા હતા. એક વેળા શ્રી રામકૃષ્ણની પાસે આવ્યા પછીથી, એમાંના કેટલાક રાતે પણ ત્યાં જ રોકાઈ જતા, વાળુ-પાણી ત્યાં જ કરતા અને કોઈ કોઈતો કોલકાતા પાછા ઝડપથી પહોંચવા માટે ઘોડાગાડીના કે નાવના ભાડાના પૈસા પણ માગતા.

૧૮૮૫નો શિયાળો વીત્યે શ્રી રામકૃષ્ણને ગળામાં થોડી બળતરા ઊપડી. કોલકાતાથી આવતો દરેક ભક્ત બરફ લાવે અને શ્રી રામકૃષ્ણ નાના બાળકની માફક એ પોતાના મોઢામાં મૂકે તત્કાલ શાંત થતી ગળાની પીડા ખરેખર શાંત થતી ન હતી.

ઉનાળો બેસતાં અને વીતતાં એ પીડા વધી ગઈ અને એનું નિદાન કેન્સરનું થયું. એમને કોલકાતા લઈ જવાય તો જ દાક્તરી સારવાર ગમે ત્યારે મળી શકે અને શિષ્યો પણ એમની સેવામાં હાજર રહી શકે એમ લાગતાં એમને શહેરમાં લઈ આવ્યા. પણ ત્યાં ભક્તોની ભીડ થતાં તથા વિશુદ્ધ વાતાવરણ માટે એમને શહેરથી થોડે દૂર કાશીપુરના એક બંગલામાં ખસેડવામાં આવ્યા. ૧૮૮૫ના ડિસેમ્બરની ૧૧મીથી ૧૮૮૬ના ઑગસ્ટની ૧૫મી સુધી કાશીપુરનું એ ઉદ્યાનગૃહ શિષ્યો માટે આશ્રમ બની રહ્યું ત્યાં, એમનાથી વયમાં મોટા એક શિષ્ય, ગોપાલે, આણેલા ભગવા કપડાના ટુકડાની તથા રુદ્રાક્ષની માળાની ભેટથી તદ્દન અવિધિસર રીતે શ્રી રામકૃષ્ણ

મઠનો પ્રારંભ થયો હતો.

૧૬મી ઑગસ્ટ, ૧૮૮૬ના પ્રભાતકાળ પહેલાં, મધરાત પછીના એક વાગ્યા પછી એ સમાધિમાં સરી પડ્યા. એ મહાસમાધિ જ હતી.

શ્રી રામકૃષ્ણ(૧૮૩૬-૧૮૮૬)ની ક્રાંતિ ઢોલ પીટ્યા વગરની અને શાંત ક્રાંતિ હતી. સાચો સનાતન ધર્મ જીવીને એ કેટલા તો ઉચ્ચ અને મહાન છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ પૂરું પાડ્યું હતું. 'ભક્તોની એક જ જ્ઞાતિ હોય' તેમ કહી તેમણે જ્ઞાતિબંધનને તોડ્યું હતું. મહેતર રસિકના જાજરૂની સફાઈ કરીને એમણે અસ્પૃશ્યની સેવા કરી હતી. વિવિધ સંપ્રદાયોની અને ધર્મોની સાધના કરી બધા ધર્મો વચ્ચે સુમેળનો, સંવાદિતાનો સંદેશ એમણે આપ્યો હતો. એમની પાસે જનાર દરેક વ્યક્તિ અધ્યાત્મમાં પ્રગતિ કરતી. બીજાઓના બોલ હવામાં ઊડી જતા હોય છે ત્યારે એમના બોલ અમર બની ગયા છે. નામનું જ ભણતર ભણેલા શ્રી રામકૃષ્ણે ખૂબ ભણેલા, વિદ્વાનો પર પ્રભાવ પાડ્યો છે. સ્વામી વિવેકાનંદે યોગ્ય જ કહ્યું છે કે, 'કેટલા પૂર્વાવતારોના અર્કનું એ ઘનીભૂત મૂર્તિમંત સ્વરૂપ હતા.' સ્વામી વિવેકાનંદે પોતાના એક ગુરુભાઈને લખેલા પત્રમાં જણાવ્યું છે કે, 'એમનું (શ્રી રામકૃષ્ણનું) જીવન ભારતીય ધાર્મિક ચિંતન સમગ્ર પર અનંત શક્તિનો પ્રકાશ (સર્ચલાઈટ) ફેંકે છે. વેદો પરની અને એમના હેતુ પરની એ જીવંત ટીકા હતી. ભારતમાંના સમગ્ર ધાર્મિક અસ્તિત્વના ચક્રને એ પોતાના જીવનમાં જીવી ગયા.

■

(લેખમાળા ક્રમશઃ)

## શ્રી રામકૃષ્ણ પરમહંસ વિષે શ્રી અરવિન્દ અને શ્રી રવીન્દ્રનાથ ટાગોર

What was Ramakrishna? God manifest in a human being... what was the message that radiated from the personality of Bhagawan Ramakrishna Paramahansa? What was it that formed the kernel of the eloquence with which the lion-like heart of Vivekananda sought to shake the world? It is this, that in every one of these three hundred millions of men, from the Raja on his throne to the coolie at his labour, from the Brahmin absorbed in his Sandhya to the pariah walking shunned of men, GOD LIVETH.

Sri Aurobindo


To the Paramahansa
Ramkrishna Deva
Diverse courses of worship
from varied springs of fulfilment
have mingled in your meditation.
The manifold revelation of the joy of the Infinite
has given form to a shrine of unity
in your life
where from far and near arrive salutations
to which I join mine own.
Rabindranath Tagore

To the Paramahansa Ramakrishna Deva

Diverse courses of worship
from varied springs of fulfilment
have mingled in your meditation.
The manifold revelation of
the joy of the Infinite
has given form to a shrine of unity
in your life
where from far and near
arrive salutations
to which I join mine own.

Rabindranath Tagore

(વાર્તા)

# દશ્ય ફરી ભજવાયું

મુનિકુમાર પંડ્યા

સવારના છ વાગ્યા.

વૃદ્ધાશ્રમના ઘંટનો રણકાર આસપાસની વસ્તીમાં ફેલાઈ રહ્યો. ગોદાવરીબહેન જાગ્યાં. ધીરે ધીરે દાતણ કર્યું. થોડી વારમાં ચા આવશે. પથારી સરખી કરી. ચાની રાહ જોતાં બેઠાં.

સમય થતાં ચા આવી. ગોદાવરીબહેને કપ-રકાબી તૈયાર જ રાખ્યાં હતાં. ગરમાગરમ ચા. એકદમ સ્ફૂર્તિ આવી ગઈ. કપ-રકાબી વીંછળીને ઊંધાં પાડ્યાં. કપડાં સરખાં કરી ઠપઠપ કરતાં લાકડીના ટેકે ઓસરીમાં આવ્યાં.

બહાર જરા ઠંડક લાગી. રૂમની અંદર હૂંફ હતી. 'શાલ ઓઢી લઉં?' ગોદાવરીબહેને વિચાર્યું. પાછું થયું – 'ના. ના. હમણાં તડકો ચડશે. ઠંડક ઓછી થઈ જશે. હવે તો ઊતરતો શિયાળો છે. આજે દસમી ફેબ્રુઆરી તો થઈ. થોડા દિવસ પહેલાં વસંતપંચમી ગઈ.

અરે હા, હું કાં ભૂલી જાઉં? આજે સુજાતાનો જન્મદિવસ છે. તેને ઓગણીસમું વર્ષ બેઠું. ગઈ કાલે નાના ભાઈનો ફોન આવેલો. કહ્યું હતું : "મોટી બહેન કાલે તમારે સવારના જ ઘરે આવી જવાનું છે. સાડા નવ વાગ્યે ગાડી મોકલીશ. તૈયાર રહેજો. સાંજે જમી- કરીને જ જવાનું. આખો દિવસ આપણે સાથે ગાળવાનો છે."

વૃદ્ધાશ્રમના વિશાળ ચોગાનમાં વૃદ્ધ સ્ત્રીપુરુષો પોતપોતાના સમૂહમાં ફરી રહ્યાં હતાં. અહીં સાવ નિરાંત હતી. આરતી પૂરી થાય એટલે બધાં રોજિંદા કામમાં પરોવાઈ જાય. નવ વાગ્યે માણસ આવીને ધોવાનાં કપડાં લઈ જાય. સાફસફાઈનું કામ ચાલે. અગિયાર વાગ્યે ભોજન માટે ઘંટ વાગે. બપોરે આરામ. પછી ચા. સાંજે મંદિરના મહારાજ ધાર્મિક ગ્રંથનું વાચન કરે. ભજનો ગવાય. રાત પડવા આવે એટલે વાળુ.

આવું અહીંનું જીવન છે. કોઈ રોકટોક નથી. કશો કકળાટ નથી. નાનાં બાળકોની ધમાલ નથી. એકધારી સપાટ જિંદગી ચાલી જાય તો સાથોસાથ કુટુંબની હૂંફ પણ નથી. નોકરો અને વૃદ્ધાશ્રમના બીજા કામ કરનારાઓ સહાનુભૂતિથી વર્તે છે ખરા છતાં જાણે એ ઉપરછલ્લું લાગે છે. કોઈ નવી વ્યક્તિ દાખલ થાય એની કશી નવાઈ નથી. કોઈ કાયમી વિદાય લે તો એની કશી નવાઈ નથી. સગાંવહાલાં આવીને શબને લઈ જાય. ઘડીભર બધું સ્તબ્ધ બની જાય. મૃત્યુ પામનાર માટે પ્રાર્થના કરવામાં આવે. પાછું ઘડિયાળના કાંટા પ્રમાણે જીવન ચાલુ થઈ જાય.

ક્યારેક ગોદાવરીબહેનને અહીં કંટાળો આવી જાય છે સાસરામાં તો પતિના અવસાન સાથે બધું સમાપ્ત થઈ ગયું. સંતાન છે નહીં. દૂરના સંબંધીઓ છે પણ એનો શો અર્થ? લગ્ન પછી પિયર છોડ્યું એ છોડ્યું. બીજા વળાંકે જિંદગી આવી ગઈ. આ ત્રીજો વળાંક આવ્યો. નવો વળાંક હવે નથી આવવાનો.

નવ વાગી ગયા. ગોદાવરીબહેન નાહ્યાં. તૈયાર થયાં. હમણાં નાના ભાઈની ગાડી લેવા આવશે. કદાચ તો નાનો ભાઈ પોતે જ તેડવા આવશે. મંદિરમાં જઈને માળા ફેરવી. એમાં મન લાગ્યું નહીં. કંટાળો ચડ્યો. માળા બંધ કરીને ચોગાનમાં બાંકડે જઈને બેઠાં. સાડા નવ, દસ, સવા દસ. ઘડિયાળનો કાંટો ફરતો જાય. કોઈ તેડવા કાં ન આવે? ભાઈ ભૂલી ગયો લાગે છે. જોકે એવું બને નહીં. એ ભુલકણો તો નથી. નિશાળે બેસાડ્યો ત્યારે આંક-પલાખાં કેવો કડકડાટ બોલી જતો!

ગોદાવરીબહેન મનોમન હસી પડ્યાં. નાનપણની વાતને અને આ વાતને શો સંબંધ. દોડાદોડીમાં મોડું થઈ જાય. કેટલો હોંશીલો છે! કુણાલ માટે જેટલી લાગણી છે એટલી જ લાગણી સુજાતા માટે છે. જ્યારે ને ત્યારે કહેતો હોય છે : "મારે તો દીકરો અને દીકરી બંને સરખાં છે" એકદમ બાપુજીનો સ્વભાવ એનામાં ઊતરી આવ્યો છે. બાપુજી પલંગ ઉપર બેસીને બંને પગ ઉપર મને ઊભી રાખી હુલાવતાં કહેતા : "આ તો મારો દીકરો છે. બહાદુર બેટડો છે." પછી છાતીએ વળગાડી દેતા.

"બાજી તમારો ફોન છે."– કાર્યાલયમાંથી એક ભાઈએ બહાર આવી બૂમ મારી "જલદી આવો. ફોન ચાલુ છે."

ભાઈનો ફોન હતો: "મોટી બહેન, સુજાતા ગાડી લઈને બ્યુટીપાર્લરમાં ગઈ છે. ક્યારે આવશે એ કાંઈ કહેવાય નહીં. તમે રિક્ષા કરીને ઘરે આવી જાઓ."

ગાડી સુજાતા લઈ ગઈ છે. ભાઈએ તેડવા આવવાને બદલે ફોનમાં કહ્યું : "રિક્ષામાં આવી જાઓ". હશે ચાલો.

ગોદાવરીબહેને મન વાળ્યું.

ખાડાટેકરાવાળા રસ્તા ઉપર ચાલતી રિક્ષામાં અથડાતાં-કુટાતાં ભાઈને ઘેર પહોંચ્યાં ત્યાં સુધીમાં તે ખાસ્સાં હાંફી ગયાં. ધીરે ધીરે રિક્ષામાંથી નીચે ઊતરી કમ્પાઉન્ડ પાસે ગોદાવરીબહેન થાક ખાવા ઘડીક ઊભાં. પછી દરવાજો ઉઘાડ્યો.

'ખરરર'–લોખંડના જૂના દરવાજાએ કર્કશ અવાજથી આવકાર આપ્યો. આ દરવાજાની પગથી ઉપર ભાઈબહેન નાનપણમાં હીંચકતાં. દરવાજો ત્યારે નવો હતો. અવાજ નહોતો આવતો. બંનેને આમ હીંચકતાં જોઈને બા-બાપુજી હસતાં.

અગાસીની પાળી ઉપરનું 'ગોદાવરી નિવાસ'- લખાણ સાવ ઝાંખું પડી ગયું હતું. ઠેર ઠેર પ્લાસ્ટર ઊખડી ગયેલું હતું.

"આવો મોટી બહેન."– ભાઈ અને ભાભી બારણા પાસે આવ્યાં. ગોદાવરીબહેનનો હાથ પકડીને તેમને અંદર લઈ ગયાં. સોફા ઉપર બેસાડીને પાણી આપ્યું.

"ભાઈ," પ્યાલો હાથમાં લેતાં ગોદાવરીબહેને કહ્યું, "હવે"- પછી આગળ આપણા ઘરને રંગરોગાન કરાવી લે. કેવું થઈ ગયું છે જો ને"– આમ બોલવા જતાં હતાં પણ 'આપણા' શબ્દ બોલી ન શક્યાં. એટલું જ બોલ્યાં : "હવે ઘરને રંગરોગાન કરાવી લે. કેવું થઈ ગયું છે જો ને."

"હા, વિચારીએ જ છીએ. ચોમાસા પહેલાં પતાવી દેવું છે ને. 'ગોદાવરી નિવાસ' જુનવાણી નામ લાગે છે. એ બદલીને 'કુણાલ'-રાખવું છે.

ભાઈની વાત સાંભળતાં ગોદાવરીબહેનનો હાથ જરા ધ્રૂજ્યો. થોડું પાણી છલકાયું. એની ઉપર કોઈનું ધ્યાન ન ગયું. તેમણે પૂછ્યું, "કુણાલ ઘરમાં નથી? કેમ દેખાયો નહીં?"

"ના. સ્કૂલના એન.સી.સી. કૅમ્પમાં ગયો છે. કાલે આવશે."

કોણ જાણે શાથી ગોદાવરીબહેનને અહીં બધું પરાયું પરાયું લાગવા માંડ્યું. નહીંતર આ ઘરમાં જ તેમનો ઉછેર થયેલો. બહેનપણીઓ સાથે નાનપણમાં આ કમ્પાઉન્ડમાં જ રમેલાં. દોડાદોડ કરતાં. નાના ભાઈનો જન્મ થયો ત્યારે તે સાત વર્ષની હતી. હૉસ્પિટલમાંથી ખબર આવ્યા ત્યારે મોટીબાના મોઢા ઉપર હર્ષ સમાતો ન હતો. "મારા દીકરાનો વંશ ચાલુ રહ્યો."– એમ બબડીને આંખો લૂછેલી.

પોતાને કાંઈ ઝાઝી ખબર પડેલી નહીં છતાં "ભાઈ આવ્યો, ભાઈ આવ્યો" કરતી પોતે કૂદવા લાગેલી. બાપુજી હૉસ્પિટલમાંથી આવ્યા ત્યારે સામે દોડી જઈને ખુશખબર આપેલી : "બાપુજી, ભાઈ આવ્યો."

બાપુજીએ તેને હેતથી તેડી લીધી હતી. "હે સારું સારું બેટા." મોટીબાએ કહ્યું; "ગોદુ, તું મારે સારાં પગલાંની કે તારી પાછળ ભાઈને લેતી આવી."

બે દિવસ પછી બાને હૉસ્પિટલમાંથી લઈ આવ્યા. ઘોડિયામાં ભાઈને સુવડાવ્યો. મોટીબાએ ધારીધારીને તેને જોયો. પોતેય મોટીબાની પાસે તેના સાલ્લાનો છેડો પકડી ઊભાં રહીને ભાઈને જોયો. કેવો સાવ નાનકડો લાગતો હતો !

"હા બરાબર અહીં. આ જગ્યાએ જ ઓરડાની પાસે ઘોડિયું હતું. એ જ ઘર. એ જ ઓરડો. એ જ દીવાલ. એ જ ભાઈ." ગોદાવરી બહેને ભાઈ સામે નજર કરી.

"ના. ભાઈ એ જ છે? નથી. કેવડો મોટો થઈ ગયો છે." મારા કરતાંય ઊંચો છે. એના ઘરેય છોકરાં છે. ઓહો! સમયને જતાં કાંઈ વાર લાગે છે?

"આવી ગયાં ફોઈબા"– બારણામાં સુજાતા ઊભી હતી. "આજે મારી વરસગાંઠ છે. સવારના બ્યુટીપાર્લરમાં ગઈ તે મોડું થઈ ગયું. તમને તેડવા આવી શકી નહીં. સૉરી હોં ફોઈબા!"

"બેટા, ફોઈબાને પગે લાગ."– ભાભીએ કહ્યું – "એક તો મોડી ઊઠી ને જલદી પરવારી નહીં. પાછી ફોઈબાને મીઠડી થવા જાય છે."

"વહુ. મારી સુજુડીને કાંઈ કહેશો નહીં હોં."- કહીને ગોદાવરીબહેને સુજાતાનો હાથ પકડીને પોતાની પાસે બેસાડી દીધી. ને એના શરીરે હાથ ફેરવવા લાગ્યાં.

"મોટી બહેન સુજુ તમારા જેવી જ લાગે છે નહીં?" ભાઈ બોલ્યો.

"મારી ભત્રીજી છે. એક જ લોહી ખરું ને અને ફોઈબા ઉપર ભત્રીજી ઊતરે એ તો નસીબદાર કહેવાય"– ફોઈબાનો હાથ ભત્રીજીના બરડે ફરતો હતો : "બેટા, અમેય આ ઘરમાં જન્મ્યાં છીએ. તને નાનો ભાઈ લાડ લડાવે છે એમ અમનેય દાદાજી લાડ લડાવતા. મારી દીકરી. મારી સુજુડી." ફોઈબાએ હેતથી સુજાતાના ગાલે ચૂંટી ખણી.

"બહુ લાડ લડાવો મા ફોઈબા. તમારા ભાઈએ તો મોઢે ચડાવી છે. પછી સાસરે સમાશે નહીં."– ભાભીએ હળવાશથી ટકોર કરી.

"આ રતન જેવી છોડીને મારે ગમે ત્યાં નથી નાખી દેવી.

સારું ઠેકાણું જોઈને વરાવવી છે. હા... આ... આ... આ... આપણા ઘરની દીકરીઓ એમ કંઈ રેઢી નથી પડી"

"મોટી બહેન તમે સારું ઠેકાણું દેખાડી. આજે તેને ઓગણીસમું બેઠું."

"હા, મોટી બહેન. તમારાં લગ્ન થયાં ત્યારે તમેય સુજાતા જેવડાં જ હતાં ને?"– ભાભીની વાતમાં ભાઈએ ટાપસી પુરાવી.

"નાના ભાઈ, એક-બે મુરતિયા મારા ધ્યાનમાં છે. એમાંનો એક મારો દૂરના કાકાજીના કુટુંબનો છે. મેં ઘણો ઘબી જોયો છે જોકે હમણાં ઉતાવળ નથી કરવી. છોકરો કમાતોધમાતો થાય પછી વાત. ને ઈ જમાનામાંય મને બાપુજીએ મારી પસંદગી પ્રમાણે વરાવેલી. ત્યારે આ તો આજનો સુધરેલો જમાનો." ફોઈબાએ પોતાના જમાનાની વાત યાદ કરી.

પછી તો ક્યાં ક્યાં સારા મુરતિયા છે એના વિશે ચર્ચા ચાલી. જમવાનો સમય થયો ત્યાં લગી એક યા બીજી રીતે સુજાતાની વાતો જ કેન્દ્રમાં રહી.

સાંજે આઇસક્રીમની પાર્ટી હતી. સુજાતાની બહેનપણીઓ આવી. બધાંએ 'હેપી બર્થડે'નાં કોન્ગ્રેચ્યુલેશન આપ્યાં. પ્રેઝન્ટો આપી. પપ્પાએ રિસ્ટવૉચ આપી. ગોદાવરીબહેને એકાવન રૂપિયા આપ્યા.

રાત થવા આવી. ગોદાવરીબહેન વૃદ્ધાશ્રમમાં જવા તૈયાર થયાં. આખો દિવસ ક્યાં ગયો એની ખબર પડી નહીં. લગ્ન પહેલાં આ ઘરમાં જે આનંદ-કલ્લોલ થતો એ દૃશ્ય ફરી ભજવાયું. મહા મહિનામાં તેમનાં લગ્ન થયેલાં. આજે મહા મહિનો જ ચાલે છે.

ગોધૂલિના સમયે ઘરમાંથી ધીમા પગલે વિદાય થયેલી નવોઢા અત્યારે વૃદ્ધાવસ્થાના કારણે ધીમા પગલે એ સ્થળ વટાવી રહી...

"ચાલો ફોઈબા, હું તમને મૂકવા આવું. તેડવા નથી આવી શકી તો મૂકવા તો આવું"– કહેતી સુજાતા ગોદાવરીબહેન પાસે મોટરમાં ગોઠવાઈ ગઈ

"આવજો આવજો. તબિયત જાળવજો."ના અવાજ વચ્ચે મોટર ઊપડી. ફોઈબાને અને ભત્રીજીને લઈ પૂરઝડપે વૃદ્ધાશ્રમની દિશામાં દોડવા લાગી.

પાછળ થોડી વાર ધૂળ ઊડી.

પછી શમી ગઈ.

■



21.4.23

It is the lession of life that always in this world everything fails a man - only the Divine does not fail him, if he turns entirely to the Divine. It is not because there is something bad in you that blows fall on you - blows fall on all human beings because they are full of desire for things that cannot last and they lose them or, even if they get, it brings disapointment and cannot satisfy them. To turn to the Divine is the only truth in life.

Sn Aurobindo

# અમર પ્રેમનું પ્રતીક – સારસ [Sarus Crane (Grus Antigone)]

હેમેન્દ્ર એ. શાહ

ત્રણ પ્રકારની ક્રેઇનોમાં સારસ, ક્રેઇન, કુંજ (The Demoiselle Crane), અને કુલંગ (The Common Crane) ત્રણેમાં સારસ સૌથી વધુ પ્રસિદ્ધિ પામ્યું છે, અને સૌથી વધુ લોકપ્રિય છે.

સારસ – અમર પ્રેમીની જેમ એક મરી જાય તો બીજું પોતાનો જાન આપી દે છે. સારસ વિશે પ્રેમની ઘણી બધી દંતકથાઓ સંસ્કૃત સાહિત્યનાં જૂનાં પુસ્તકોમાં વાંચવા મળે છે.

રાખોડી રંગનું આ પક્ષી ઘણું ઊંચું છે અને તે લગભગ માણસની ઊંચાઈ જેટલું હોય છે. તેના પગ લાંબા અને રાતા રંગના છે. તેઓ 'મેઇડ ફૉર ઇચ અધર'ની જેમ નર-માદા જોડીમાં સાથે ને સાથે ફરે છે. ઘણી વાર થોડાં મોટાં થયેલાં બચ્ચાંને પણ સાથે રાખે છે. લોકકથાઓમાં, દંતકથાઓમાં તેના પ્રેમની કથાઓ વાંચી લોકો તેને રંજાડતાં નથી, ખેતરમાં પાકને નુકસાન થાય તોપણ ભગાડતા નથી અને તેઓ બે-રોકટોક ખેતરોમાં બધે ફરી શકે છે. તેને મારવાં એ એક મોટું પાપ માનવામાં આવે છે. કુંજ અને ઘઉંલાને આવું રક્ષણ મળતું નથી અને તેને મારીને તેનું માંસ ખાવાના ઘણા બનાવો બનતા રહે છે. કુંજ અને ઘઉંલાને પોતાના રક્ષણ માટે હંમેશાં સચેત રહેવું પડે છે.

સારસનો અવાજ તે ઊડતું હોય કે જમીન પર હોય - વારંવાર સાંભળવા મળે છે. સારસનો અવાજ દૂર દૂર સુધી સંભળાય તેવો બુલંદ હોય છે. સારસ, સારસીનું મદભર્યું નૃત્ય થોડું વિચિત્ર અને થોડું ગમ્મત પડે તેવું છે. પ્રજનનઋતુમાં તો તે નૃત્ય કરતું હોય છે, પણ ઘણી વાર મૂડમાં આવે તો ગમે ત્યારે નૃત્ય કરવા મંડી પડે છે. ઘણી વાર કૂદકા મારીને તો ઘણી વાર પાંખો પ્રસારીને તે નૃત્ય કરતું હોય ત્યારે આપણાથી હસી પડાય છે.

સારસ, મોરની જેમ દાણા, કંદમૂળ, વનસ્પતિના તાજા ફણગા, જીવડાં, દેડકાં, કાંચિડા, સાપ અને પાણીમાં માછલી મળે તો માછલીને પણ ખાય છે.

તે પાણી ભરેલ ડાંગરની ક્યારી વચ્ચે ડાળખી, સૂકા ઘાસ અને વેલનો ઉપયોગ કરી માળો બનાવે છે. ડાંગરનાં



ખેતરો વચ્ચે આવેલ ઓછા પાણીવાળી બેટ જેવી જમીનને તે વધુ પસંદ કરે છે.

ગુજરાતમાં સારસનો એક મોટો અડ્ડો ખેડા ગામથી કનેવાલ – ખંભાતના વચ્ચેના શૉર્ટ કટ ઉપર આવેલો છે. મોટે ભાગે અહીં ક્યારીઓમાં તેમનું નિવાસસ્થાન છે. વીસ વર્ષ પહેલાં અમદાવાદ-વડોદરાના જૂના હાઈ-વેની બંને બાજુ ઘણાં બધાં સારસ જોવા મળતાં હતાં. વધેલા શહેરીકરણ અને વધેલા ટ્રક-મોટર ટ્રાફિકને કારણે સારસની સંખ્યા ઓછી થઈ ગઈ છે. સૌરાષ્ટ્રમાં પણ સારસ ઓછાં થઈ ગયાં છે. એક સેન્સસ મુજબ સારસની સંખ્યા ભારતભરમાં છેલ્લાં ૪૦ વર્ષમાં ૭૦ ટકા ઓછી થઈ ગઈ છે; તે એક ચિંતાનો વિષય છે.

પીંછાં વિનાનું માથું રાખોડી, ઉપલી અડધી લાલ ડોક, ગુલાબી લાંબા પગ, લીલાશ પડતી લાંબી ચાંચ... તે ભારેખમ છે. જ્યારે પોતાના વજન સાથે ઊડે છે ત્યારે ટેઇક ઑફ કરવામાં તેને જોર કરવું પડે છે પણ પછી તે આકાશમાં તરતું હોય તેવી રીતે સમતાથી ગોઠવાઈ જાય છે. આગળ ડોક અને પાછળ પગ લંબાવીને ઝડપથી યુગલ ઊડે છે ત્યારે બુલંદ રણકતો અવાજ જોવો એ એક લહાવો છે, પંખીપ્રેમી માટે એ એક આહ્‌લાદક અનુભવ છે. નવી જાહેર થયેલી ધોળ બર્ડ સેન્ક્ચ્યુરીની આસપાસ પણ સારસ પક્ષી જોવા મળે છે. ■

સંકલન : અશોક ચાવડા

## પુરસ્કાર/ સન્માન

### ડૉ ધીરુભાઈ પરીખ અને શ્રી ભોળાભાઈ પટેલને શ્રી સચ્ચિદાનંદસન્માન

ગુજરાતી સાહિત્યના કર્મશીલ સર્જકને સ્વામી શ્રી સચ્ચિદાનંદજીના નામ સાથે જોડાયેલ આ સન્માન ગુજરાતી સાહિત્ય પરિષદ દ્વારા પ્રતિવર્ષ એનાયત થાય છે. ઈ. સ. ૨૦૦૪ માટે ડૉ. ધીરુભાઈ પરીખ અને ઈ. સ. ૨૦૦૫ માટે શ્રી ભોળાભાઈ પટેલને આ સન્માન અર્પણ કરવાનો સમારંભ પરિષદ પ્રમુખ શ્રી કુમારપાળ દેસાઈની અધ્યક્ષતામાં તા. ૨૧-૬-૦૭ના રોજ પરિષદના ગોવર્ધન ભવનમાં યોજાઈ ગયો.

### શ્રી ગૌરાંગ ઠાકરને શ્રી મનહર ચોકસી એવૉર્ડ

નર્મદ સાહિત્યસભા અને સાહિત્યસંગમ, સૂરત દ્વારા સ્વ. ગઝલકાર શ્રી મનહર ચોકસીની સ્મૃતિમાં અપાતો આ એવૉર્ડ ગઝલકાર શ્રી ગૌરાંગ ઠાકરને તેમના ગઝલસંગ્રહ, 'મારા હિસ્સાનો સૂરજ' માટે શ્રી ખલીલ ધનતેજવીના હસ્તે તા. ૪ મે, ૨૦૦૭ના રોજ એનાયત થયો.

### શ્રી જોરાવરસિંહ જાદવને ગૂર્જર શ્રેષ્ઠ એવૉર્ડ

વિખ્યાત લોકકલાવિદ્ શ્રી જોરાવરસિંહ જાદવને આ ક્ષેત્રે તેમણે આપેલી નોંધપાત્ર સેવાઓના ઉપલક્ષ્યમાં 'પદ્મા ગાંધી ફાઉન્ડેશન' તરફથી તા. ૨૫ મે, ૨૦૦૭ના રોજ 'ગૂર્જર શ્રેષ્ઠ એવૉર્ડ' અર્પણ કરાયો છે.

### 'શયદા' એવૉર્ડ

આઈ. એન. ટી. તરફથી અપાતો 'શયદા' એવૉર્ડ આ વર્ષે શ્રી કિરણ ચૌહાણને આપવામાં આવશે એવી જાહેરાત થઈ છે.

## વિમોચન-લોકાર્પણ

- **'વીસમી સદી'નું વિમોચન :**
  શ્રી હાજી મહંમદ અલ્લારખિયા શિવજી (૧૮૭૮ -૧૯૨૧) દ્વારા ૧૯૧૬ની ૧લી એપ્રિલે શરૂ કરવામાં આવેલ અને તેમના અકાળ અવસાનને કારણે ૧૯૨૧માં બંધ પડેલું ગુજરાતી ભાષાનું સૌ પ્રથમ ચિત્રાત્મક અને લોકપ્રિય સાહિત્ય સામયિક 'વીસમી સદી' આપણો અમૂલ્ય વારસો છે. એકવીસમી સદીમાં એને જીવંત કરવાનો યશ ધન્ય ગુર્જરી કેન્દ્ર - ગુજરાત વિશ્વ કોશ ટ્રસ્ટ અને મીડિયા સોસાયટીને જાય છે www gujarativisamisadi.com દ્વારા આ પુનરુદયને ક્લિક કરવાનો સમારંભ રવિવાર, તા. ૨૨મી જુલાઈ ૨૦૦૭ના રોજ ભાઈકાકા હોલ, અમદાવાદમાં ડૉ. ધીરુભાઈ ઠાકરની અધ્યક્ષતામાં અને સર્વશ્રી ધીરુભાઈ પરીખ, રઘુવીર ચૌધરી અને કુમારપાળ દેસાઈના અતિથિવિશેષ પદે યોજાઈ ગયો. પત્રકાર મહર્ષિ ડૉ. રતન માર્શલે આ વેબ-સાઈટ ક્લિક કરી હતી. આ પ્રસંગે વિશાળ પર્દા ઉપર 'વીસમી સદી'નું નિદર્શન શ્રી ધીમંત પુરોહિત અને બિરેન પાધ્યાએ કર્યું. શ્રી અર્ચન ત્રિવેદીએ ગુજરાતી સાહિત્યના પંડિતયુગની એક ઝલક આપી હતી તો દીપ્તિ દેસાઈ અને તુષાર જોશીએ હાજી મહંમદ અલ્લારખિયા શિવજીને અરદેશર ફરામજી ખબરદાર અને ધૂમકેતુની કાવ્યાંજલિ આપી હતી. કાર્યક્રમનું સંચાલન શ્રી ઉર્વીશ કોઠારીએ કર્યું હતું.
- શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના લેખો-નિબંધોના સંચયના પુસ્તકનું સંપાદન-સંશોધન પ્રા. હસિત મહેતાએ કર્યું છે. 'સાહિત્ય સંસદ' મુંબઈના ઉપક્રમે આ પુસ્તકનું વિમોચન દિલ્હી સાહિત્ય અકાદમીના તંત્રી શ્રી પ્રકાશ ભાતમ્બેકર દ્વારા તા. ૧૯ મે ૨૦૦૭ના રોજ થયું
- ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના ધન્ય ગૂર્જરી કેન્દ્ર દ્વારા ગુજરાતની સર્વાંગીણ માહિતી ઉપરાંત નકશા, આકૃતિ અને વિવિધ ક્ષેત્રે અપ્રતિમ સિદ્ધિ પ્રાપ્ત કરનાર ૨૦૦ ગરવા ગુજરાતીઓનાં ચિત્રો સાથે અંગ્રેજી ભાષામાં તૈયાર થયેલા ૬૫૦ પાનાંના ગ્રંથ 'GUJARAT'નું વિમોચન તા. ૭મી જૂન ૨૦૦૭ના રોજ થયું હતું. વિમોચન રાજ્યના નાણામંત્રી શ્રી સૌરભ પટેલે કર્યું હતું; જ્યારે અધ્યક્ષસ્થાન પ્રો. એન. વી. વસાણીએ શોભાવ્યું હતું. આ પુસ્તકના

અનુવાદકાર્યમાં મહત્ત્વનું યોગદાન કરનાર પ્રિ. બી. એમ. મૂળેએ ગ્રંથ વિશે માહિતી આપી હતી. જ્યારે ટ્રસ્ટના પ્રમુખ શ્રી શ્રેણિકભાઈ કસ્તૂરભાઈ, શ્રી ધીરુભાઈ ઠાકર, ડૉ. કુમારપાળ દેસાઈ વગેરેએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં. શ્રી નીતિન શુક્લે આભારવિધિ કરી હતી.

- યુવાચિત્ર કલાકારો કુ. શૈલજા પટેલ અને કુ. શિવાની પટેલનાં ચિત્રોનું પ્રદર્શન કોન્ટેમ્પરરી આર્ટ ગેલેરી, અમદાવાદ ખાતે તા. ૧૩ જુલાઈથી ૧૭ જુલાઈ ૨૦૦૭ સુધી યોજાયું હતું. ૧૩ જુલાઈએ આ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન જાણીતા ચિત્રકાર શ્રી ગજેન્દ્ર શાહે કર્યું હતું. શ્રી રઘુવીર ચૌધરી મુખ્યમહેમાન હતા. શિવાનીનાં ચિત્રો 'ખેવના', 'પરબ', 'શબ્દસૃષ્ટિ' જેવાં સાહિત્યિક સામયિકોનાં મુખપૃષ્ઠ ઉપર છપાયાં છે.
- સ્વ. શ્રી સુમન ભારતીનાં જીવનકાર્યો વિચારો તથા જીવનપ્રસંગો વર્ણવતાં બે પુસ્તકો — 'વંચિતોના સાથી સુમનભાઈ' અને 'આઝાદીની એક નવી લડાઈ'નું વિમોચન ગાંધી આશ્રમ ખાતે શ્રી પ્રવીણભાઈ ક. લહેરીએ કર્યું હતું. તેમણે ગોવર્ધન સ્મૃતિ મંદિર, ગુજરાતી સાહિત્ય પરિષદમાં શ્રી કાલિદાસ ત્રિવેદીનાં પુસ્તકો 'ધ્યાન' અને 'નર્મદા પરિક્રમા'નું વિમોચન પણ તા. ૨૦મી મેના રોજ કર્યું હતું.
- શ્રી શહાબુદ્દીન રાઠોડના 'ઈમેજ' દ્વારા પ્રકાશિત હાસ્યનિબંધોના નવા સંગ્રહ 'હાસ્યનો વરઘોડો'નું વિમોચન શનિવાર, તા.૧૪ જુલાઈ ૨૦૦૭ના રોજ ભાઈદાસ સભાગૃહ, વિલેપાર્લે (વેસ્ટ) ખાતે શ્રી કુમારપાળ દેસાઈના હસ્તે થયું. આ પ્રસંગે શ્રી સુરેશ દલાલે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું.
- શ્રી ઈન્દુચાચાની પૂણ્યતિથિ નિમિત્તે શ્રી દિગંત ઓઝા લિખિત પરિચય પુસ્તિકા 'ઈન્દુલાલ યાજ્ઞિક'નું પ્રકાશન મંગળવાર તા.૧૭, જુલાઈ ૨૦૦૭ના રોજ શેઠ મંગળદાસ ટાઉનહોલ, અમદાવાદ ખાતે થયું. આ પ્રસંગે શ્રી સુદર્શન આયંગર, કુલનાયક, ગૂજરાત વિદ્યાપીઠ, ડૉ. સુકુમાર મહેતા, શ્રી દિગંત ઓઝા, શ્રી મહેશ દવે વગેરેએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં.

• • • • •

(અહેવાલ)

## શ્રી 'અગમ' પાલનપુરીના પાંચમા કાવ્યસંગ્રહ 'અખિલાઈ'નું વિમોચન

શ્રી 'અગમ' પાલનપુરીના પાંચમા કાવ્યસંગ્રહ 'અખિલાઈ'નો વિમોચન સમારંભ રવિવાર તા. ૧ જુલાઈ ૨૦૦૭ના રોજ પાલનપુર મુકામે હૉટેલ બિલિપત્ર ખાતે યોજાઈ ગયો. 'અખિલાઈ'નું વિમોચન કરતાં કવિ શ્રી માધવ રામાનુજે 'અગમ'ની સુદીર્ઘ કવિતાયાત્રાની વાત કરતાં એમના કવનને બિરદાવ્યું હતું. પાલનપુર – પ્રહ્‌લાદપુરની ભૂમિને તીર્થભૂમિ કહેતાં ધોરણ ૯ના ગુજરાતી પાઠ્યપુસ્તકમાં આવતા 'જબ્બુચાચા'ના પાઠને યાદ કરી એમાં પાલનપુરની ભૂમિકાની વાત પણ તેમણે કરી હતી. 'ધી મેસેજ' નામના પાલનપુરના પ્રખ્યાત દૈનિક અને કરિન કલ્ચર સેન્ટરના સંયુક્ત ઉપક્રમે યોજાયેલા આ સમારંભમાં અધ્યક્ષ સ્થાનેથી શ્રી શિરીષ મોદીએ કવિના સહજ વ્યક્તિત્ત્વ વિશે વાત કરતાં હળવી શૈલીમાં કહ્યું કે 'પાલનપુરની બજારમાં 'અગમ' નીકળે તો કોઈ એમને કવિ ન સમજે અને એથી 'અચરજ' તો થાય જ, ક્યારેક 'અવઢવ' પણ થાય!' અતિથિ-વિશેષ તરીકે શ્રી પ્રબોધ જોશીએ કહ્યું કે 'અગમને મળવાનું તો હમણાં કલાકેક પહેલાં જ થયું પણ એમનો અક્ષરદેહે થયેલો પરિચય સોહામણો છે. એમની કવિતા 'ખુદ' અને 'ખુદા' વચ્ચેની ભેદરેખા ઓગાળીને અખિલાઈમાં રાચે છે.'

કાર્યક્રમની શરૂઆત શ્રીમતી રશ્મિબહેન શાહના સુમધુર કંઠે સરસ્વતી વંદનાથી થઈ. કરિન કલ્ચર સેન્ટરના મંત્રી પ્રો. આર.સી. ભટ્ટે સૌને આવકારતાં સેન્ટરની અને 'મેસેજ' દૈનિકની સાહિત્યિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની ભૂમિકા પણ આપી હતી. શ્રી હરિસિંહ રાઠોડે 'અગમ'ની રચના –

> મંઝીલ વિકાસ રૂંધતી દીવાલ છે 'અગમ'
> કારણકે ચાલનાર ત્યાં રોકાઈ જાય છે –

- ને તરન્નુમમાં પ્રસ્તુત કરી સૌની દાદ મેળવી હતી. સેન્ટરના પ્રમુખ સાહબજાદા હુસેન મોહંમદખાનજી ઉર્ફે બડે બાવાએ પ્રાસંગિક પ્રવચન કર્યું હતું તો શાયર 'બાગી' પાલનપુરીએ 'અગમ'ને ઉદ્દેશીને લખેલી રચના 'કાવ્યશિલ્પી' રજૂ કરી હતી. પ્રતિભાવ આપતાં શ્રી 'અગમ' પાલનપુરીએ જણાવ્યું કે 'જીવને મને કવિતા આપી અને એ જ કવિતા આ જીવનને સમર્પિત છે.' 'ધી મેસેજ'ના તંત્રી શ્રી એમ.કે. સૈયદે અંતમાં પ્રસંગોચિત આભારવિધિ કરી હતી. આ પ્રસંગને શાયર-ભૂમિ પાલનપુરના અગ્રણી નાગરિકો, કવિઓ, પત્રકારો વગેરેએ હાજરી આપી શોભાવ્યો હતો. કાર્યક્રમનું સુંદર સંચાલન શ્રી ગિરધરભાઈ ગેહાનીએ કર્યું હતું.

■

પ્રવીણ મ. વૈષ્ણવ

## વડોદરામાં શ્રી અરવિન્દ



શ્રી અરવિન્દનો જન્મ તા. ૧૫ ઓગસ્ટ ૧૮૭૨ના દિને કોલકતા બંગાળમાં થયો. ૧૮૭૯માં સાત વર્ષની ઉંમરે, પોતાના બે મોટા ભાઈઓ સાથે અભ્યાસાર્થે તેમને ઈંગ્લેન્ડ મોકલવામાં આવ્યા. ત્યાં તેઓ ચૌદ વર્ષ રહ્યા. શરૂઆતમાં માંચેસ્ટરના એક અંગ્રેજ કુટુંબમાં રહી તેઓ ૧૮૮૪માં લંડનની સેન્ટ પૉલ શાળામાં અભ્યાસ માટે જોડાયા અને ત્યાંથી ૧૮૯૦માં સાહિત્યની ઉચ્ચ શિષ્યવૃત્તિ મેળવી તેઓ કેમ્બ્રિજની કીંગ્ઝ કોલેજમાં ગયા. ત્યાં તેઓએ બે વર્ષ અભ્યાસ કર્યો. ૧૮૯૦માં તેમણે ભારતીય મુલ્કી સેવા માટે યોજાયેલી જાહેર પરીક્ષા પસાર કરી પરંતુ અજમાયશી તરીકે બે વર્ષ પછી, ઘોડેસવારીની પરીક્ષામાં તેઓ સમયસર હાજર ન રહ્યા અને તેથી ગેરલાયક ઠર્યા. આ સમયમાં વડોદરાના ગાયકવાડ લંડન હતા. શ્રી અરવિન્દ તેમને મળ્યા અને વડોદરા રાજ્યની આવા પ્રકારની નોકરીમાં નિમણૂંક મેળવી. તેમણે ફેબ્રુઆરી ૧૮૯૩માં ઈંગ્લેન્ડ છોડ્યું અને ત્યારથી ૧૯૦૬ સુધી તેર વર્ષ વડોદરા રાજ્યની સેવામાં વીતાવ્યાં. પ્રથમ પતાવટ અને મહેસૂલી વિભાગમાં પછી મહારાજાના અંગત દફતરમાં, પછીથી અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે અને અંતે વડોદરાની કોલેજમાં ઉપાચાર્ય તરીકે તેમણે કામ કર્યું.

શ્રી અરવિન્દના ૧૩ વર્ષના આ પ્રવૃત્તિ - સભર જીવનની દસ્તાવેજી માહિતી, શ્રી અરવિન્દ આશ્રમ પોંડિચેરીના સંશોધન અને અભિલેખાગાર વિભાગની ટુકડીએ વડોદરાની મુલાકાતો લઈ, મહારાજા સયાજીરાવના રાજ્યકાળનાં દફતરોમાંથી દસ્તાવેજી સામગ્રી એકઠી કરી, વડોદરા જિલ્લામાં ઠેકઠેકાણે ફરી, શ્રી કનૈયાલાલ મુનશી જેવા એમના વિદ્યાર્થીઓનાં સંસ્મરણો નોંધી સમયસર એકઠી કરી હતી. આવી અત્યંત આધારભૂત માહિતી ઉપર આધારિત અંગ્રેજી પુસ્તકનું સંપાદન શ્રી અરવિન્દ આશ્રમ નિવાસી શ્રી રોશન અને અપૂર્વભાઈએ કર્યું છે અને તેનું ગુજરાતી ભાષાંતર હમણાં શ્રી પ્રવીણ મ. વૈષ્ણવ દ્વારા "વડોદરામાં શ્રી અરવિન્દ" એ નામે પ્રગટ થયું છે.

શ્રી અરવિન્દ આ તેર વર્ષના વડોદરા-કાળમાં એક ઉચ્ચ કક્ષાના વહીવટદાર, મહારાજાના અંગત સલાહકાર અને ફ્રેંચ તથા અંગ્રેજી ભાષા-સાહિત્યના પ્રાધ્યાપક તરીકે ભરપૂર બાહ્ય કાર્યો વચ્ચે પણ એક નહિ બે ધ્યેયોને વરેલા જણાય છે : (૧) રાજ્યની નોકરી કરતાં જાહેરમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિ ન થાય તો ગુપ્ત રીતે પણ રાષ્ટ્રની સ્વતંત્રતા માટે કાર્ય કરવું અને (૨) ગમે તે ભોગે ઈશ્વરની પ્રાપ્તિ કરવી. આ બન્ને માટે એમણે જે સજ્જતા કેળવી, સંઘર્ષો કર્યા, એક અકિંચન તપસ્વી જેવું જીવન - બાહ્ય પ્રવૃત્તિઓની વચ્ચે પણ - ગાળ્યું તેનો વિશદ આલેખ અહીં મળે છે. આ પુસ્તકનું અત્યંત મૃદુ અને સંવેદનશીલ પાત્ર છે શ્રી અરવિન્દનાં પત્ની શ્રીમતિ મૃણાલિનીદેવીનું. શ્રી અરવિન્દે વડોદરાથી પિયરમાં બંગાળમાં રહેતાં તેમનાં પત્નીને જે આઠ પત્રો લખ્યા છે તે આપણા હૃદયને અનુકંપિત કરી મૂકે તેવા છે. વિશ્વના નોંધપાત્ર પત્ર-સાહિત્યમાં એમનું સહજ સ્થાન છે. મૃણાલિનીદેવી બંગાળના સુખી કુટુંબમાં ઊછરેલાં. તેઓ શ્રી અરવિન્દના માર્ગ ઉપર સાથે રહી શક્યાં નથી...

શ્રી અરવિન્દની પ્રતિભાનો પૂરેપૂરો લાભ ઉઠાવવા મહારાજા તેમને અવારનવાર લક્ષ્મીવિલાસ તથા મકરપુરા પેલેસ પર બોલાવી જે વિવિધ કામો સોંપે છે તેના આલેખમાંથી શ્રી અરવિન્દની વિલક્ષણ બુદ્ધિ પ્રતિભાનો પરિચય થાય છે. કોલેજમાં પ્રથમ ફ્રેંચ અને પછી પૂર્ણ સમયના અંગ્રેજીના વ્યાખાતા તરીકે એમનું અધ્યયનશીલ માનસ અને વિશ્વ સાહિત્યનો તલસ્પર્શી સમ્પર્ક જોવા મળે છે. શ્રી અરવિન્દમાં જોવા મળતી અંગ્રેજોમાં હોય છે તેવી રમૂજ અને કટાક્ષ કરવાની શક્તિ તેમના પત્રોમાં પ્રગટ થાય છે. વડોદરા-કાળમાં શ્રી અરવિન્દને સહજ રીતે કેટલીક આધ્યાત્મિક અનુભૂતિઓ થયેલી. આને વર્ણવતાં આઠેક અંગ્રેજી સોનેટો તેમણે પછીથી તેમના પોંડીચેરી નિવાસ દરમ્યાન લખેલાં. તેનું સુંદર સમશ્લોકી ભાષાંતર આપણા કવિ શ્રી સુન્દરમ્ અને શ્રી પૂજાલાલે કરેલું છે તેનો પણ આ ભાષાંતરમાં સમાવેશ થયો છે. શ્રી અરવિન્દની અધ્યયનશીલતા, ઊંડો વાંચન-શોખ, સાદગીભર્યું જીવન -એમના વડોદરા જીવનનું ચિત્ર આલેખતું આ પુસ્તક અધ્યાત્મમાર્ગના પ્રવાસીની યાત્રાના એક મહત્વના મુકામથી આપણને અધિકૃતરીતે પરિચિત, પરિપ્લાવિત કરે છે

['વડોદરામા શ્રી અરવિન્દ' મૂળ લેખક શ્રી રોશન અને શ્રી અપૂર્વ ગુજરાતી ભાષાંતર ' શ્રી પ્રવીણ મ. વૈષ્ણવ, રૂ. ૨૫- પ્રાપ્તિસ્થાન (૧) શ્રી અરવિન્દ સોસાયટી, દાંડિયા બજાર, વડોદરા- ૩૯૦ ૦૦૧ અને (૨) શ્રી અરવિન્દ કેન્દ્ર, માતૃભવન, ૮૭-બી, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯]

■

# આ અંકના સર્જકો

- સુન્દરમ્ — c/o સુધા સુન્દરમ્, શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચેરી - ૬૦૫૦૦૨
- મહેશ દવે — ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫
- રાધેશ્યામ શર્મા — ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ - ૩૮૦૦૨૨
- પ્રબોધ ર. જોશી — 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮
- રમેશ ત્રિવેદી — ૩૩, રોયલ વ્યુ સોસાયટી, કરણનગર રોડ, કડી (ઉ.ગુ.) - ૩૮૨૭૧૫
- પ્રવીણ દરજી — 'વાગીશા', ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૧૨૦
- દક્ષા વ્યાસ — કોટ, વ્યારા, જિ. સુરત-૩૯૪૬૫૦
- રણજિત પટેલ 'અનામી' — ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭
- ઉશનસ્ — લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧
- સુભાષ શાહ — ૩, ચન્દ્રરત્ન એપાર્ટમેન્ટ, ૬૩ - પ્રીતમનગર સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ - ૩૮૦૦૦૬
- હરેશ 'તથાગત' — ૨/૪ ગોકુલ એપાર્ટમેન્ટસ્,૧૧ પંચનાથ પ્લોટ, રાજકોટ - ૩૬૦૦૦૧
- કિરણ ચૌહાણ — ૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, સુરત - ૩૯૫૦૦૯
- દિનેશ ડોંગરે — ૩૯/સી, રામવાટિકા સોસાયટી, આયુર્વેદીક કોલેજ રોડ, પાણીગેટ, વડોદરા - ૩૯૦૦૧૯
- જયંત જી. ગાંધી 'કુસુમાયુધ' — 'ૐ જલનિધિ', ૨૧, સરદાર નગર સોસાયટી, કાશી વિશ્વનાથ પુલ પાસે, જૂનાગઢ - ૩૬૨૦૦૧
- મનીષ પરમાર — મુ, વાવડી (ગઢ) પો. ધરોઈ કૉલોની, જિ. મહેસાણા - ૩૮૪૩૬૦
- લાભશંકર ઠાકર — સી-૧૮, જલદર્શન સોસાયટી, ૫-મે માળ, એચ. કે. કૉલેજ પાસે, આશ્રમ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯
- દુષ્યંત પંડ્યા — 'સંન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ - ૪, જામનગર - ૩૬૧૦૦૮
- નિર્મિશ ઠાકર — બી-૯-૩૧, ઓ. એન. જી. સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮
- મુનિકુમાર પંડ્યા — ૩ - ડુપ્લેક્ષ : દુર્વેશનગર, જૂનાગઢ - ૩૬૨૦૦૧
- હેમેન્દ્ર એ. શાહ — ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ-૩૮૦૦૫૪
- અશોક ચાવડા — ૩, મધુબન ઍપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ-૩૮૦૦૧૩.
- રાજેન્દ્ર ઉપાધ્યાય — ૧, શિવકમલ એપાર્ટમેન્ટ્સ, સેન્ટ્રલ એક્સાઇઝ ભવન સામે, પાંજરાપોળ પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫
- પ્રવીણ મ. વૈષ્ણવ — એ ૧/૧૮ પંચરત્ન ફ્લેટ્સ, પ્રકાશ હાઈસ્કૂલ સામે, સંદેશ - પ્રેસ રોડ, બોડકદેવ, અમદાવાદ - ૩૮૦૦૫૪

Uddesh (A literary cultural magazine) August 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd. 9 on 15th of every month under Postal Regd No GUJ-156 issued by SSP Ahmedabad valid up to 31-12 2008

## અંજલિ

અમોલા ગુણોના સભર નિધિશા એ નર મહા
જીવી લોકો કાજે અમર જીવનો સૌ જીવી ગયા !
અમોલા એ મીઠા ઉદધિ મહીંથી નિત જલ પી
અમે ફેંકી બિંબો જીવન જગમાં જ્યોત કરશું

રમણભાઈ બી પટેલ
*કાવ્યસગ્રહ · 'પ્રતીતિ'માથી*

સ્થાન સમર્પણ ·

Zydus
dedicated to life

'Zydus Tower', Satellite Cross Roads Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www zyduscadila com

સર્વભાષા સરસ્વતી
૩૮૦૦૦૯
ગુજરાતી સાહિત્ય પરિષદ

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

સપ્ટેમ્બર ૨૦૦૭

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક : ૨

વિવેચક હંમેશાં બે વ્યક્તિઓ સાથે વાત કરી રહ્યો હોય છે : કળાકારની સાથે, વાચકની સાથે. પણ એ પહેલાં તે પોતાની સાથે વાત કરતો હોય છે : ભલા જીવ ! આ તું શું કરી રહ્યો છે ? આ કાર્ય તને કોણે સોંપ્યું ? પોતાની મેળે આ સ્વીકાર્યું છે તો તારી જ વાત કરને કે આ કૃતિએ તારા સંવિદતંત્ર ઉપર શું કર્યું ? સર્જકકૃતિના પરિચય પહેલાં તું જે હતો તે જ રહ્યો છે કે અધિક સમૃધ્ધ થયો છે ? તારી ચેતના પર આ કૃતિના અનુભવ સાથે શું શું અંકિત થયું ? જો આવું આવું કાંઈક તમને થયું હશે તો જ બીજાને તમારી વાતમાં ઈતબાર પડશે, તો જ એ વાત કરવા જેવી પણ બનશે.

**રમણલાલ જોશી**
('વિવેચનની પ્રક્રિયા'માંથી)

# ઉદ્દેશ


વર્ષ : અઢારમું | અંક : બીજો | સળંગ અંક : ૨૦૪


## અનુક્રમ : સપ્ટેમ્બર ૨૦૦૭



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦, વિદેશમાં (એરમેલ) યુ એસ ડૉલર ૨૫ છૂટક નકલ રૂ ૨૫ પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામા આપવામા આવે છે અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલવાની નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમા લખવુ. સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનુ ધોરણ સ્વીકારે છે વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક ' પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'મા પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનુ સરનામુ

  'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
  c/o. પ્રબોધ ર. જોશી,
  'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
  બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
  ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
  (અનિવાર્ય સંજોગોમા રાત્રે ૮-૦૦ પછી)
- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે

૧ વિજય મૅગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨. સૌરભ પુસ્તક ભંડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમા, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મૅગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
ફોન · ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., ૧-૨, સેન્ચુરી બજાર, પહેલે માળ, આશ્રમવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કોમ્પ્લેક્ષ, એમ કે હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
email theoasisshop@yahoo co in

૬ પીયૂષ મૅગેઝિન વર્લ્ડ, એફ/૮, પ્રથમ માળ, મુક્તિ ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ ગુ)
ફોન (૦૨૭૬૨) - ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮


આદ્યતંત્રી : રમણલાલ જોશી | તંત્રી : પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આશ્રમવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩
visit www. uddesh.org

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

સપ્ટેમ્બર ૨૦૦૭

૨૦૪

# વિવેચનનો ધર્મ

53694

'મૈત્રી વિવેચનની દૃઢ થતી આવતી પ્રણાલીને લક્ષ કરતી રચના - ક્યારેક - મોકલું છું'
એમ લખીને શ્રી નલિન રાવળે હમણાં આ રચના મોકલાવી :

## ક્યારેક

વિ
વે
ચ
ક
કવિને
પ્ર
શં
સા
ની
શૂ
ળી
ઉ
પ
ર
ચ
ડા
વે
છે.

આ રચના વાંચતાંવેંત મનમાં પ્રતિભાવ ઊભર્યો અને કાગળ પર અવતર્યો તે આ :

ક્યારેક

વિ વે ચ ક વિ ને પ્ર શં સા ની સે જ ઉ પ ર સૂ વા ડી દે છે.

ઉપરની પંક્તિમાં કોઈ મુદ્રણદોષ નથી. વિવેચક અને કવિ બન્ને માપસરના વેતરાઈ ગયા છે, સાભિપ્રાય. વળી, 'શૂળી પર ચડાવવું' કે તે પછી 'સેજ ઉપર સુવાડવું' એ બન્ને વચ્ચે જે ક્ષણિક ભેદ છે તે છે પણ તાત્પર્ય સ્વયંસ્પષ્ટ છે એટલે વિવરણ અનાવશ્યક છે.

વિશ્વસાહિત્યમાં અને આપણે ત્યાં પણ જેને 'મૈત્રી વિવેચન' કહી શકાય એવું વિવેચન ઘણું થયું છે; થયા કરે છે. એનાં, જેમ સામે છેવાડેનાં તેમ ઉપકારક ઉદાહરણો પણ મળશે. કવિ 'કાન્ત' અને બ.ક.ઠા.થી માંડીને તે સુન્દરમ્ અને ઉમાશંકરે એકમેકને વિષે લખ્યું છે. હમણાં શ્રી રાધેશ્યામ શર્માના કાવ્યસંગ્રહ 'આકાશની ઉજ્ઝ્યનલિપિ'ની શ્રી ચંદ્રકાન્ત શેઠે પત્રરૂપે લખેલી પ્રસ્તાવના, એ કાવ્યોની જેમ જ, રસપૂર્વક - એટલે કે between the lines માણી. મૈત્રી વિવેચન એ રીતે સર્જકને કે ભાવકને ઉપકારક પણ નીવડી શકે. એકંદરે જોતાં કલાકૃતિને સર્જકથી સાવ વિખૂટી ન પાડી શકાય એવું સ્વીકારીએ તો એની અંદર પ્રવેશતાં સર્જકના અંતરંગનો પરિચય ઉપકારક તો નીવડે. જો કે સાચું તો એ ય છે જ કે સર્જનની પ્રક્રિયા દરમ્યાન ક્યારેક સર્જક પોતાનાથી વિખૂટો પડી જાય છે; પોતાનામાંથી ફંગોળાઈ જાય છે.

આ ફંગોળાઈ જવું એટલે શું? એ બહુ મોટી વાત છે. એને ક્યારેક શબ્દમાં ઉતારીશ પણ મૈત્રી વિવેચનના લાડ-પ્યારમાં આમ તેમ, એક જુદા અર્થમાં, ફંગોળાતી વિવેચ્ય કૃતિ વિવેચકના આશ્લેષમાં અંતે તો અજગરભરડાઈ જાય છે એ ચોક્કસ. વિવેચક અને સર્જકને તો કદાચ એની ખબર હોય જ. ભાવકને પણ એની ખબર પડ્યા વગર રહેતી નથી. એટલે એ ઉદ્યમ, આમ તો વ્યર્થ છે.

મૈત્રી વિવેચનનો સામા છેડાનો શબ્દ શોધવો નથી. સાહિત્યમાં એને સ્થાન ન હોય છતાંય એવું વિવેચન પણ થાય છે. વિવેચક સભાન - અભાનપણે જ્યારે, અંગત કે અન્ય, ગમા - અણગમાની આળપંપાળમાં અટવાઈ જાય ત્યારે એવું બને છે. સુજ્ઞ ભાવકને એની પણ ખબર પડ્યા વગર રહેતી નથી. શ્રેષ્ઠ તો એ છે કે કૃતિસ્થ ન થઈ શકાય એવા સંજોગોમાં શક્તિઓ વેડફવાનું ટાળવું.

શક્તિઓ કહેવાતા તટસ્થ વિવેચનમાં પણ વિખરાઈ જાય છે. મૈત્રી વિવેચનનો થોડોક સામા છેડાનો શબ્દ આ જ લાગે છે. વિવેચન તટ-સ્થ (તીરે ઊભીને તમાશો જોવા જેવું) તો કેવી રીતે હોઈ શકે ? એ તો સર્જનની સાથે સાથે બીચ ભંવરમાં જ હોય અને તમને પણ આમંત્રણ આપતું હોય. આવા તટસ્થ વિવેચનને નામે થતાં આડંબરી pontifications હાસ્યાસ્પદ જ નીવડે. ભાવક એને ય પામી જતો હોય છે.

તો પછી પ્રશ્ન એ થાય કે આપણે કોને છેતરીએ છીએ ? આપણને જ.

સર્જન સર્જકથી તટસ્થ (detached) રહી શકે ત્યારે ઉત્તમોત્તમ અને વિવેચન સર્જનસ્થ (involved) રહી શકે ત્યારે શ્રેષ્ઠતર એવી સમજ કેળવાઈ છે.

-પ્રબોધ ર. જોશી

# ગ્રંથ-પંથના પ્રવાસી રમણલાલ જોશી

નીતિન વડગામા

રમણલાલ જોશી ગુજરાતી ભાષાના એક સમર્થ વિવેચક તરીકે સુખ્યાત છે, તેમ પ્રખર પુસ્તકપ્રેમી તરીકે પણ તેઓ એટલા જ જાણીતા છે. પુસ્તકો પ્રત્યે એમને પારાવાર પ્રેમ. વિવિધ ક્ષેત્રનાં પુસ્તકોનો સહવાસ કરવો એમને ગમે અને પોતે વાંચેલાં પુસ્તકોનો આનંદ અન્યને વહેંચવાનું પણ તેઓ પસંદ કરે. એમની આ પ્રકારની પ્રકૃતિ અને પ્રવૃત્તિને પરિણામે એમની પાસેથી સંખ્યાબંધ પુસ્તકોનાં અવલોકનો મળે છે. એમના વિવેચનસંગ્રહોમાં અનેક ગ્રંથાવલોકનો સમાવિષ્ટ છે, તો 'ગ્રંથનો પંથ' અને 'ગ્રંથની કેડીએ' એમના અવલોકનોના જ સ્વતંત્ર સંગ્રહ છે. રમણલાલ જોશીનો પુસ્તકના પંથનો પ્રવાસ કેવા કેવા પડાવ પર આવીને ઊભો રહે છે અને કેવા કેવા મુકામે પહોંચે છે એ જોવું-જાણવું રસપ્રદ બને તેવું છે. આવો, 'ગ્રંથનો પંથ' અને 'ગ્રંથની કેડીએ'નાં ગ્રંથાવલોકનોમાંથી ઊપસતી અવલોકનકાર રમણલાલ જોશીની વ્યક્તિતાને અવલોકીએ.

'ગ્રંથનો પંથ' પુસ્તકના નિવેદનમાં રમણલાલ જોશી નોંધે છે તેમ, એકવાર ઉમાશંકર જોશી 'આ પુસ્તક તમે જોયું ?' એવા મથાળાની કોલમમાં, નવાં પુસ્તકોનો ટૂંકો સુરેખ પરિચય આપવા એમને સૂચવે છે અને પોતે એ શરૂ કરે છે. તા. ૧-૭-૧૯૮૯થી ૧૫-૨-૧૯૯૭ સુધી - સાડા સાતેક વર્ષ દરમિયાન - લોકપ્રિય પાક્ષિક 'રંગતરંગ'માં, 'આ પુસ્તક તમે જોયું ?' એ કોલમથી એમણે ગ્રંથાવલોકન આપેલાં, જે પછીથી 'ગ્રંથનો પંથ' (૧૯૯૯) અને 'ગ્રંથની કેડીએ' (૨૦૦૩)માં ગ્રંથસ્થ થયાં છે.

અવલોકનકાર રમણલાલ જોશી વ્યાપકભાવે પુસ્તકોને ચાહે છે. પુસ્તકની પસંદગી પરત્વે તેઓ જે વૈવિધ્ય દાખવે છે એમાંથી એમની વ્યાપક પુસ્તકપ્રીતિની પ્રતીતિ થઈ આવે છે. અવલોકન કરતી વખતે અવારનવાર પુસ્તક પ્રત્યેનો અવલોકનકારનો ઉમળકો અનુભવાય છે. કહીએ કે તેઓ પ્રત્યેક પુસ્તકને ઉમળકાભેર આવકારે છે. પછી સાહિત્યનું પુસ્તક હોય કે સંગીત, ઈતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે સંસ્કૃતિચિંતનનું પુસ્તક હોય, પછી તે નવોદિત લેખકનું પુસ્તક હોય કે સિદ્ધહસ્ત સર્જકનું પુસ્તક હોય - અવલોકનકાર એ બધાંનો એક સરખો સત્કાર કરે છે. પુસ્તક સર્જનાત્મક સાહિત્યનું હોય કે વિવેચન-સંશોધનનું હોય; સંપાદન હોય કે પછી અનુવાદ હોય - બધા પ્રકારનાં પુસ્તકોનો અવલોકનકાર સમાદર કરે છે. એટલે જ તો એમની અવલોકનસૃષ્ટિમાં 'ગુજરાતની અસ્મિતા' (રજની વ્યાસ), 'ધર્મસિંધુ' (સં. શાસ્ત્રી કાનજી વાલજી ત્રિપાઠી), 'પત્રકારત્વના સિધ્ધાંતો' અને 'અસરકારક જનસંપર્ક' (યાસીન દલાલ), 'શ્રીમદ્ ભાગવતીય તત્ત્વજ્ઞાન' (ડૉ. ગીતા પ્રાણલાલ મહેતા), 'ભાવનગર રાજ્ય પ્રજાપરિષદ અને પ્રજાકીય ચળવળો' (ડૉ. મહેબૂબ દેસાઈ), 'પ્રદૂષિત પર્યાવરણ' (ડૉ. નગીન મોદી), 'વાયોલિનવાદન' (હસુ યાજ્ઞિક), 'વિજ્ઞાનકોષ' (રજની વ્યાસ), 'પુષ્કર સૂક્તિકોષ' (આચાર્યશ્રી દેવેન્દ્રમુનિ) - જેવાં સાહિત્યેતર ક્ષેત્રનાં વિવિધ પુસ્તકો પણ સમાવેશ પામે છે.

ગ્રંથપરીક્ષકના ધર્મ વિશે ગોવર્ધનરામે કહેલું કે, 'ગ્રંથપરીક્ષક એ ગ્રંથરૂપ પુષ્પોનો ભોગી ભ્રમર છે. તે સ્થળે સ્થળેથી પરાગ અને મધુના પરમાણુ શોધી કાઢી તેનો સંચય કરે છે, અને એના રચેલા મધપૂડાઓનું મધ તેને પોતાને તેમ અન્ય લોકોને કામ લાગે છે..... પોતે સુરસ અન્ન જમવું અને બીજાંને જમાડવા, આ આનંદની ઉજાણી આપવી એ જ ગ્રંથ પરીક્ષકનો અભિલાષ હોય છે, એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષક જ નથી.' ગોવર્ધનરામના ઊંડા અભ્યાસી રમણલાલ જોશી પણ, ગ્રંથપરીક્ષણ કરતી વેળાએ ગોવર્ધનરામની વાતનો સ્વીકાર-સમાદર કરે છે. અને ગુણગ્રાહી દૃષ્ટિથી જે-તે ગ્રંથનું અવલોકન કરવાનું ઈષ્ટ સમજે છે. અવલોકનકાર રમણલાલ પુસ્તકનું સમભાવપૂર્વક અવલોકન કરે છે. અવલોકનની એમની પધ્ધતિ પુસ્તકનો સાર આપીને પુસ્તકનું ગુણદર્શી વિવેચન કરવાની છે એમ કરતાં કરતાં પુસ્તકમાંથી પોતાને શું ગમ્યું અને શું સ્પર્શ્યું એને તેઓ વિશેષભાવે ઉપસાવી આપે છે.

'આપણે ત્યાં વિવેચનમાં 'ગુણદર્શન' અને 'દોષદર્શન' એ ખોટાં ચોકઠાં પ્રચારમાં આવેલાં છે. મહત્વની બાબત તે યથાર્થદર્શનની છે. કૃતિની તપાસને અંતે તેની સંરચનાને અનુલક્ષીને સર્જકકર્મ જે પ્રતીતિ આપે તેને અવલોકનકારે શબ્દબદ્ધ કરવાની રહે છે' એવી સ્પષ્ટ સમજ ધરાવતા રમણલાલ જોશી ગ્રંથાવલોકનની પ્રવૃત્તિ દરમિયાન કેવળ 'ગુણદર્શન' કે 'દોષદર્શન' જેવા કોઈ એક અંતિમે જઈને

બેસવાને બદલે ગ્રંથનું 'યથાર્થદર્શન' થાય એને આવકાર્ય લેખે છે.

રમણલાલ જોશી, પુસ્તકના સહૃદયતાપૂર્વકના વાચનને પરિણામે પોતાને પ્રાપ્ત થયેલ આનંદની વહેંચણી કરે છે અને પુસ્તક વિશેના પોતાના પ્રતિભાવો પણ પાઠવે છે. સુસ્મિતા મ્હેડ લિખિત 'વિદ્યાબહેન નીલકંઠ - જીવનઝાંખી'માંથી મળતી માહિતીની અધિકૃતતા તથા લેખિકાની પ્રાસાદિક અને ચિત્રાત્મક શૈલીની નોંધ લઈને અંતે અવલોકનકાર પોતાનો પ્રતિભાવ આપતાં કહે છે કે, 'વિદ્યાબહેનના અંગત, કૌટુંબિક અને જાહેર જીવનનું જે ચિત્ર આ પુસ્તકમાં મળે છે તે પ્રેક્ષણીય અને પ્રેરક બને છે. એક લેખિકાએ જૂની પેઢીની સંમાન્ય લેખિકા અને સામાજિક-શૈક્ષણિક સંસ્થાઓના પ્રાણરૂપ વ્યક્તિના જીવનનાં સઘળાં પાસાંનું જે તટસ્થ, હકીકત-નિષ્ઠ અને ચિત્રાત્મક સાહિત્યિક શૈલીએ ઓપતું આલેખન કર્યું તે સાંપ્રતે અતીતને આપેલો ભાવના-અર્ધ્ય છે.'

પોતાના પ્રિય કવિ સુન્દરમ્‌ને 'પ્રત્યેક ઈંચ કવિ' કહીને, અવલોકનકાર રમણલાલ 'વરદા'ને મિષે કવિ સુન્દરમ્‌ની વિલક્ષણતાઓ ઉપર આ શબ્દોમાં પ્રકાશ પાડે છે, 'સુન્દરમ્ સતત એક કવિના 'મૂડ'માં રહે છે અને જે કાંઈ એમની ચેતનાને ઝંકૃત કરી જાય તેને કવિતાનો આકાર આપતાં તે હંમેશાં રસૈકલક્ષી દૃષ્ટિ રાખે છે. સુન્દરમ્ કવિ છે એટલા જ કળાકાર પણ છે અને છતાં કવિકર્મમાં ક્યાંય આયાસનું નામનિશાન મળે નહિ. કવિતાકલામાં અનેક વસ્તુઓ રહેલી હોય છે. પણ એ સૌમાં કદાચ પ્રધાનતા ઊર્મિની છે. સુન્દરમ્‌માં પ્રબળ અને છતાં કલાની દૃષ્ટિએ પૂરતો સંયત ઊર્મિ-ઉછાળ છે. વિચાર-કલ્પના-ચિંતન કરતાંય રાગાવેગ (passion) એ સુન્દરમ્‌ની કવિતાનો વિશેષ છે.'

વિજય શાસ્ત્રીના વિવેચનસંગ્રહ 'કથાપ્રત્યક્ષ'ને અનોખા વિવેચનસંગ્રહ તરીકે ઘટાવીને અવલોકનકાર અંતે એવું નિદાન કરે છે કે, 'સહૃદયતાભર્યું તટસ્થ મૂલ્યાંકન, વિવેચ્ય કૃતિના સર્ગને ગ્રહણ કરવાની વૃત્તિ-શક્તિ અને સૌથી વિશેષ તીવ્ર સંવેદનાપૂર્વક કલાકૃતિને પ્રતિભાવિત કરવાની સહજ સૂઝને કારણે 'કથાપ્રત્યક્ષ' એ વિવિધ સર્જકોની ગણનાપાત્ર કૃતિઓના સર્જકકર્મને હાથવગું કરી આપતો કોઈ ગુજરાતી વિવેચનસંગ્રહોમાં આગવી ભાત ઉપસાવે છે '

ગ્રંથનું અવલોકન કરતી વેળાએ આમ, રમણલાલ જોશી ગ્રંથના ગુણવિશેષને કે રસસ્થાનોને ઉદ્‌ઘાટિત કરી આપે છે. એ બધાંમાંથી એમનું ગુણાનુરાગી વલણ પ્રગટે છે. અલબત્ત, અવલોકનકાર ગુણદર્શી બનીને અવલોકન કરે છે. એ સાથે જ, સૌમ્યતાથી ગ્રંથની મર્યાદાઓ પણ ચીંધી બતાવે છે. ક્યારેક પ્રત્યક્ષપણે કે ક્યારેક પરોક્ષ રીતે તેઓ કૃતિની સીમાઓનો નિર્દેશ પણ કરે છે. 'ગુજરાતની અસ્મિતા' (રજની વ્યાસ)ના સોહામણા પ્રકાશનની સરાહના કરીને કે એની વિવાદાતીત ઉપયોગિતાને સ્વીકારીને તેઓ એ ગ્રંથના વિવિધ વિભાગોમાંના વિગતદોષ દર્શાવે છે અને સાહિત્યના વિભાગ સંદર્ભે સ્પષ્ટપણે કહે છે કે, 'સાહિત્યકારો વિશેની માહિતી લેખકે 'જ્યોતિર્ધરો' અને 'આપણા શબ્દશિલ્પીઓ' એ મથાળાં હેઠળ આપી છે. પણ આ બે વચ્ચે તેમણે ખાસ વિવેક કર્યો નથી..... 'જ્યોતિર્ધરો'માં સમકાલીન સાહિત્યના કેટલાક લેખકો તેમણે લીધા છે એ જરા વિચિત્ર લાગે છે. આદિલ મનસુરી, વિનોદ ભટ્ટ એ બધા જ્યોતિર્ધરો ? જે લેખકો લીધા છે એમના પરિચયો પણ ઘણા પાંખા છે..... ''ઉમાશંકરની 'ચેતનાનું સતત સંસ્કરણ થતું રહ્યું છે' એટલે શું ? એમના એક પણ વિવેચન-સંગ્રહનું નામ આપ્યું નથી. જ્ઞાનપીઠ પુરસ્કાર 'નિશીથ' સંગ્રહ માટે મળ્યો હતો અને એનું તેમણે ગંગોત્રી ટ્રસ્ટ રચી દેશપરદેશની કવિતાના અનુવાદનું કાર્ય શરૂ કરાવેલું એનો ઉલ્લેખ નથી..... દર્શકની એક પણ નવલકથાનો ઉલ્લેખ નથી. 'સોક્રેટીસ' અને 'ઝેર તો પીધાં છે જાણી જાણી'નો ઉલ્લેખ ન કરવો જોઈએ ?..... લેખકની મુશ્કેલી એ છે કે પ્રત્યેક સાહિત્યસર્જકના પરિચયમાં કઈ કઈ વિગતો આપવી છે એની નિશ્ચિત પેટર્ન તેમણે તૈયાર કરી નથી, જેથી આડેધડ જે લેખક વિશે જે સૂઝ્યું તે ટપકાવી લીધું છે.''

'ભજ ગોવિંદમ્'ના અનુવાદક મનસુખલાલ સાવલિયાએ, આ અનુવાદ આપીને ગુજરાતી અને સંસ્કૃત બંને ભાષાઓની સેવા કરી છે અને સેતુ બન્યા છે એની નોંધ લીધા બાદ અવલોકનકાર રમણલાલ જોશી, અનુવાદ સંદર્ભે પોતાની આ પ્રકારની કોમેન્ટ્સ પણ આપે છે. 'પ્રસ્તુત પુસ્તકમાં કુલ ૩૧ શ્લોકો આપવામાં આવ્યા છે. મૂળ ૧૨ શ્લોકોમાંથી ૩૧ કઈ રીતે થયા એનો ખુલાસો સંપાદકે આપવો જોઈતો હતો. તેમણે કઈ હસ્તપ્રત ઉપરથી આ સંપાદન કર્યું છે તેની વિગત 'નિવેદન'માં નોંધવી જરૂરી હતી. ધ્રુવપંક્તિ આ પ્રમાણે છે :

ભજગોવિંદમ્ ભજગોવિંદમ્
ગોવિંદમ્ ભજમૂઢમતે

એનો અનુવાદ આ પ્રમાણે છે :

ભજગોવિંદમ્ ભજગોવિંદમ્
ભજગોવિંદમ્ મતિહીણા.

મને લાગે છે કે 'મૂઢમતે'નો અનુવાદ 'મતિહીણા' કરવાને બદલે 'મૂઢમતે' કે 'મૂઢમતિ' જ રાખ્યો હોત તો સારું હતું, કારણ કે શંકરાચાર્યને મૂઢમતિ - જેની બુદ્ધિ મૂઢ થઈ ગઈ છે, બહેર મારી ગઈ છે એમ કહેવું છે, જ્યારે 'મતિહીણા'માં 'બુદ્ધિ વગરના' એવો અર્થ થાય છે. ઉપરાંત બોલવામાં પણ 'મતિહીણા' બરાબર ફાવતું નહિ આવે, બીજી પંક્તિમાં શંકરાચાર્ય 'ભજ ગોવિંદમ્'નો વ્યુત્ક્રમ કરે છે - 'ગોવિંદમ્ ભજ' - 'ગોવિંદને ભજ' કે આવો અનુવાદ કદાચ વધારે યોગ્ય થાત.

એવી જ રીતે જયંતી એમ. દલાલની 'આંખને સગપણ આંસુનાં' નવલકથાને કથા કહેવાની કુશળતા, પાત્રોનું આલેખન, ગૌણ પાત્રોની પણ માવજત, કુતૂહલ જગાવનારું નિરૂપણ અને રસપ્રવાહની દૃષ્ટિએ સુવાચ્ય કૃતિ તરીકે વધાવીને અવલોકનકાર રમણલાલ કૃતિની મર્યાદાઓ પ્રતિ માર્મિક ટકોર પણ કરે છે. 'શીર્ષકમાં 'આંસુ' છે, કારણ કે જીવનમાં આંસુ છે, પણ નવલકથામાં પારાવાર રુદનો થાય છે તે ઉલ્લેખો ટાળી શકાયા હોત. અમેરિકાના જીવનનું આલેખન છે એટલે 'વ્હિસ્કી' અને 'પેગ' આવે તે સમજી શકાય, પણ એમાંય થોડો અતિરેક થયો છે. સીધી મુદ્દાસર વાત કરો એમ કહેવું હોય ત્યારે મોણ નાખ્યા વગર કહો એમ ઘણીવાર આવે છે. લેખકની આ એક ઉક્તિ-લઢણ થઈ ગઈ છે.'

રમણલાલ જોશી સ્વસ્થપણે પુસ્તક વિશેનાં પોતાનાં નિરીક્ષણો નોંધતી વખતે કેટલીકવાર પુસ્તકની સીમાઓનો સીધે સીધો નિર્દેશ કરે છે, તો ક્યારેક વળી અપ્રગટપણે પણ મર્યાદાઓ બતાવી જાણે છે. જેમ કે, ધીરેન અવાશિયાના વાર્તાસંગ્રહ 'વાઈડ એંગલ'ની વાર્તાઓને 'અનોખી' કહીને પણ અંતે તેઓ ઠાવકાઈથી આવી ટકોર કરે છે કે, 'વાઈડ એંગલ' પૂરતો 'વાઈડ' છે - વિસ્તૃત છે. હવે કલાત્મક નજાકત સુધી એ વિસ્તરે અને આથી પણ સમૃદ્ધ વાર્તાઓ ધીરેનભાઈ આપે એ શુભેચ્છાઓ.' અવલોકનકાર રમણલાલ આમ ગ્રંથના ગુણપાસાને અજવાળીને સહજભાવે એની મર્યાદાઓ પણ દર્શાવી દે છે. જો કે, કેટલીક વખત એમનાં અવલોકનોમાં પ્રશસ્તિનું પલ્લું નમી ગયું હોવાની છાપ પણ પડે છે.

અવલોકનને નિમિત્તે રમણલાલ જોશી કેટલુંક વ્યાપક સમાજચિંતન અને સાહિત્યચિંતન પણ પ્રગટ કરતા રહે છે. યાસીન દલાલનાં 'વિચાર-વિહાર' અને 'ચાલો વિચારીએ' પુસ્તક વિશે વાત કરતી વખતે તેઓ સાંપ્રતકાલીન વૈચારિક સ્થિતિ સંદર્ભે હળવી ટકોર કરે છે કે, 'બંનેમાં મહત્ત્વનો શબ્દ 'વિચાર' છે, પરંતુ અત્યારના સમયમાં 'વિચાર'ને અને આપણને છેટું પડી ગયું છે. વિચારવાનું જાણે આપણે ભૂલી ગયા છીએ. એકવાર કવિ નિરંજન ભગતે 'વિચારશૂન્યતાની પંચવર્ષીય યોજનાઓ' વિશે કહેલું, પણ આ 'યોજનાઓ' પાંચ વર્ષને અતિક્રમીને ક્યાંય આગળ નીકળી ગઈ છે !'

રમણલાલ જોશીનાં અવલોકનોમાં અવારનવાર અવલોકનનું અંગ બનીને કેટલાંક વ્યાપક વિધાનો થતાં રહે છે, જે પેલા પુસ્તકની સામગ્રી કે અભિવ્યક્તિને માટે ઉપકારક ભૂમિકા રચે છે. હસુ યાજ્ઞિકના 'વાયોલિનવાદન'નું અવલોકન કરતાં પહેલાં તેઓ સંગીતના માનવજીવન પરના પ્રભાવ વિશે વ્યાપક વિધાનો કરીને, જીવનમાં સંગીતનું માહાત્મ્ય આ શબ્દોમાં વર્ણવે છે 'સંગીત એક મહાન કલા છે. મનુષ્યચેતના ઉપર એની અસર કદાચ સૌ કળાઓ કરતાં વિશેષ ગાઢ અને સદ્ય થાય છે. આસ્ફાલ્ટની સડકો ઉપર ખરા બપોરે ચાલતા હો અને સંગીતની સૂરાવલિ કાને પડે અને ચરણ થંભી જાય છે. એના સૂરો સાથે હૃદયનો તાર જોડાઈ જાય છે. મનુષ્યના ગળામાં આટઆટલું સૌન્દર્ય સંગ્રહાયું છે એની પ્રતીતિ નિર્ભેળ આનંદનો અનુભવ કરાવે છે.'

સાહિત્યકાર રમણલાલ જોશી સાહિત્યિક આબોહવા અને આંદોલનોથી સુપરિચિત છે, પરિણામે એમનાં અવલોકનોમાં પણ યથાવકાશ સાહિત્યિક સ્થિતિ-ગતિના નિર્દેશો સહજ રીતે જ આવે છે. કેટલાક વાર્તાસંગ્રહોનાં અવલોકનો કરતી વખતે તેઓ ગુજરાતી વાર્તાની ગતિવિધિ વિશે યથોચિત અભિપ્રાયો આપે છે. દા.ત. રજનીકુમાર પંડ્યાના વાર્તાસંગ્રહ 'ચંદ્રદાહ'નું અવલોકન કરતાં તેઓ આધુનિક વાર્તાની તાસીરને તાકતાં કહે છે, 'સુરેશ જોષીના ઘટના-તિરોધાનના સિદ્ધાંતના પ્રસાર-પ્રચાર પછી કોણ જાણે શાથી પણ ટૂંકી વાર્તાના સ્વરૂપમાં ઓટ આવી. ટૂંકી વાર્તામાં ઘટનાહ્રાસની સુરેશની વાત બરોબર હતી, પણ પરિણામ એ આવ્યું કે ટૂંકી વાર્તાનો જ હ્રાસ થયો.' એવી જ રીતે, સુમંત રાવળના વાર્તાસંગ્રહ 'ઘટનાલય' વિશે વાત કરતી વખતે તેઓ લખે છે, સુરેશ જોષીના 'ઘટનાલોપ'ના સિદ્ધાંતની પ્રતિક્રિયારૂપે વાર્તામાંથી ઘટનાનો લોપ તો ઠીક, વાર્તાનો લોપ થઈ ગયો. 'ગુજરાતી વાર્તા મેદસ્વી બની ગઈ હતી ત્યારે તેમણે યોગ્ય રીતે જ આંતરઘટનાનો મહિમા કર્યો, પણ એનું વિચિત્ર રીએક્શન આવ્યું.' આ ઉપરાંત 'વાઈડ એંગલ' (ધીરેન અવાશિયા) તથા 'તું બોલ ને !' (હરીશ નાગ્રેચા)

વાર્તાસંગ્રહોનાં અવલોકન દરમિયાન પણ અવલોકનકાર વાર્તાસંદર્ભે આ વાત કરે છે.

ભિન્નભિન્ન અવલોકનકારો વિભિન્ન અભિગમોથી ગ્રંથનું અવલોકન કરવાના. એટલે જુદા જુદા સમીક્ષકોની શૈલી અને પદ્ધતિ સ્વાભાવિક જ જુદી હોવાની. ટૂંકાં ટૂંકાં વાક્યો અને બોલચાલની શૈલી એ રમણલાલ જોશીનાં અવલોકનોની એક નોંધપાત્ર ખાસિયત છે. ટૂંકાં વાક્યોથી નીપજતી સહજ શૈલીનું એકાદ ઉદાહરણ જુઓ - "'કર્મ' પુસ્તક પ્રિયકાન્ત પરીખે લખ્યું છે. એ પ્રકાર પરત્વે નવલકથા છે. એમાં પ્રિયકાન્તનું સર્જકકર્મ આહ્‌લાદનો અનુભવ કરાવે છે. શ્રી પ્રિયકાન્ત લોકપ્રિય નવલકથાકાર છે."

રમણલાલનાં અવલોકનોમાં બોલચાલની શૈલી યોજવાનું વલણ વિશેષ છે અને એ કારણે લખાણ વાંચતા હોવાને બદલે સાંભળતા હોવાનો અહેસાસ થઈ આવે છે. 'ઉમાશંકર વિશે મરણોત્તર પ્રકાશનો' સંદર્ભે વાતચીતના લય-લહેકા સાથે થયેલી રજૂઆત સાંભળો - 'હવે ૨૧મી જુલાઈ આવશે, ઉમાશંકરનો એ જન્મદિન. પ્રણામ કરવા ક્યાં જઈશું ? ૧૯મી ડિસેમ્બર ૧૯૮૮ના રોજ તેમનું અવસાન થતાં ગુજરાતી પ્રજાએ એક મોટો વજ્રાઘાત અનુભવ્યો. ભારતમાં આવા મનીષીનું હોવું એ માનવજાતિને માટે મોટા સધિયારારૂપ હતું. હવે તો ઉમાશંકર અક્ષરવાસી !'

મંજુ ઝવેરીના પુસ્તક 'નીરખને'ના અવલોકનનો આરંભ પણ આમ, વાતચીતની લઢણથી થાય છે. 'થોડા સમય પહેલાં આંગડિયા સર્વિસ દ્વારા શ્રી મંજુબહેન ઝવેરીએ એક પુસ્તક મોકલ્યું : 'નીરખને'. મને એટલો આનંદ થયો કે શ્રી ભાયાણી સાહેબ પાસેથી ફોન નંબર મેળવી મેં મુંબઈ ફોન કરી તેમની સાથે વાત કરી. આ પહેલાં ફાર્બસ સભા ત્રૈમાસિકમાં એમનાં કોઈ કોઈ સંપાદકીય લખાણો વાંચેલાં, પણ એક લેખિકાના રૂપમાં તેમનો પરિચય મારે માટે નવો હતો. થોડો આશ્ચર્યકારક પણ હતો. તેમણે કેવા કેવા વિષયો ઉપર લખ્યું છે અને કેટલું બધું લખ્યું છે એનો અંદાજ આશ્ચર્યમિશ્રિત આનંદનો હતો.'

અવલોકનકાર કેટલીકવાર નાટ્યાત્મક રજૂઆત પણ કરી જાણે છે. 'પીછો' (બહાદુરભાઈ વાંક)ના અવલોકનની પૂર્વભૂમિકા આમ, નાટ્યાત્મક શૈલીથી રચીને તેઓ અતીતનો એ પ્રસંગ પ્રત્યક્ષ કરાવે છે - 'સ્થળ : જૂનાગઢનું 'મનોરંજન' સરકીટ હાઉસ, સમય : ૨૧ માર્ચ, ૧૯૮૯, શામળદાસ ગાંધી ટાઉનહૉલમાં મુનશીના તૈલચિત્રના અનાવરણ-સમારંભમાં હાજરી આપીને સરકીટ હાઉસમાં પરત આવ્યો. કવિ મનોજ ખંડેરિયાએ સ્થાનિક લેખકો સાથે ગોષ્ઠિનો કાર્યક્રમ યોજેલો. આરંભમાં પરિચય-વિધિ થયો. 'આ બહાદુરભાઈ વાંક, વાર્તાઓ લખે છે. ચિત્રકલામાં પણ સક્રિય છે.' તેમણે પોતાના પ્રથમ વાર્તાસંગ્રહ 'પીછો' મને મોકલ્યાનું યાદ અપાવ્યું, પણ અત્યાર સુધી 'પીછો' એ મારો પીછો પકડેલો નહિ ! સંગ્રહ વાંચવા લીધો. જેના પરથી સંગ્રહનું નામકરણ થયું છે એ વાર્તા 'પીછો' સૌ પહેલાં વાંચી ગયો. પછી તો આ વાર્તાઓએ સારો એવો પીછો પકડ્યો. તેમની વાર્તાઓમાં રસ પડ્યો.'

રમણલાલ જોશી અવલોકનના આરંભે ક્યારેક સીધા પુસ્તકમાં પ્રવેશે છે, તો ક્યારેક લેખકના સાહિત્યિક પ્રદાનની નોંધ લે છે. કેટલાંક અવલોકનોનો ઉઘાડ સીધો જ પુસ્તક-પ્રવેશથી થાય છે. દા.ત. 'ગુજરાતની અસ્મિતા' ગુજરાત વિશેનો સચિત્ર ગ્રંથ છે.' 'ડૉ. પ્રીતિ શાહનો આ મહાનિબંધ છે.' 'કવિશ્રી સુન્દરમ્‌નો આ મરણોત્તર કાવ્યસંગ્રહ છે.' 'શ્રી માધુરી દેશપાંડેનો આ પ્રથમ કાવ્યસંગ્રહ છે.' 'ઘટનાલય એ શ્રી સુમંત રાવળનો ત્રીજો વાર્તાસંગ્રહ છે' વગેરે.

ક્યારેક સીધો ગ્રંથ-પરિચય આપવાને બદલે ગ્રંથકારનો પરિચય આપીને અવલોકનકાર પર્યાપ્ત ભૂમિકા રચે છે. જેમ કે, ડૉ. ઈશ્વર પરમારના 'સર્જકની શિક્ષકગાથા'નું અવલોકન કરતાં પહેલાં તેઓ લેખકનો પ્રાથમિક પરિચય આપે છે - 'શ્રી ઈશ્વર પરમારે બાળવાર્તા અને લઘુકથાને ક્ષેત્રે કામ કર્યું છે અને તેમના પુસ્તકને ગુજરાતી સાહિત્ય પરિષદનું પારિતોષિક પણ મળેલું છે. સાહિત્ય ઉપરાંત શિક્ષણમાં પણ તેમને રસ છે. શિક્ષણની કૉલેજમાં તે અધ્યાપન કાર્ય કરે છે' એવી જ રીતે, 'ઊર્ધ્વજીવનની વાર્તાઓ' (જ્યોતિબહેન થાનકી) પુસ્તકના અવલોકન પૂર્વે પણ એનાં લેખિકા વિશે પરિચયાત્મક વાત કરવામાં આવી છે. - પ્રા. જ્યોતિબહેન થાનકી આર્યકન્યા ગુરુકુળ, પોરબંદરમાં સંસ્કૃતનાં અધ્યાપિકા છે. શ્રી અરવિંદ અને શ્રી માતાજીને સમર્પિત દિવ્યજીવનનાં યાત્રી છે. તેમણે બાર-પંદર પુસ્તકો પ્રગટ કરી જીવનયાત્રામાં પ્રેરણાદાયી નીવડે એવું સાહિત્ય-પાથેય પીરસ્યું છે. તેમણે લખેલાં કસ્તૂરબા, શ્રી માતાજી, કાકા કાલેલકર, ફાધર વાલેસ વગેરેનાં જીવનચરિત્રો લોકપ્રિય નીવડ્યાં છે. શ્રી માતાજીના સદુપદેશને અનુલક્ષીને લખેલું 'ચાલો, જીવનને મધુર બનાવીએ' પણ સરસ છે. તેમણે કેટલાક અનુવાદો પણ પ્રગટ કર્યા છે. 'શ્રી રામકૃષ્ણ ભક્તિમાલિકા'નો પ્રથમ ભાગ થોડા સમય પહેલાં પ્રગટ થયેલો. એનો બીજો ભાગ

પ્રગટ થવામાં છે. પ્રેરક સાહિત્યનાં લેખિકા તરીકે શ્રી જ્યોતિબહેન પ્રસિદ્ધ છે.'

રમણલાલ જોશી કેટલાંક પુસ્તકોના લેખકો વિશે વર્ષો પૂર્વે 'શબ્દલોકના યાત્રીઓ'માં પોતે જે લખેલું એનું સ્મરણ કરીને ગ્રંથાવલોકનમાં પણ એનો ઉલ્લેખ કરે છે. 'આલોકના' (રાધેશ્યામ શર્મા)નું અવલોકન આ શબ્દોથી આરંભાય છે - 'સહેજ શ્યામ વાન. ચશ્માંમાં ડોકાતી આંખોમાં વિષાદની છાયા. વિશ્રમ્ભકથા માંડી હોય એવી વાતચીતની આત્મીયતાભરી ઢબછબ, સપાટી પર અલપઝલપ ફરકી જઈ અંદર પુરાઈ જતી. આત્મશ્રીનો તાગ જલદી ન મેળવી શકો, પણ એમનાં બે-ત્રણ વાક્યો સાંભળતાંમાં તો એમના વ્યક્તિત્વની તીક્ષ્ણતા, વેધકતા અને માર્મિકતાનો અણસાર મળે ખરો. આ રાધેશ્યામ શર્મા. તેમનું લખાણ સમજાતું નથી એવી સાચકલી ફરિયાદ જૂની-નવી પેઢીના બે-ત્રણ સાહિત્યકારો પાસેથી સાંભળેલી.....

- ઉપરના શબ્દો બરાબર બાર વર્ષ પહેલાં રાધેશ્યામ શર્મા વિશે લખેલા. આજે પણ એમાં ઝાઝું ઉમેરણ કરવાનું ન થાય.' રાધેશ્યામ શર્માના 'શબ્દસમક્ષ' અને 'કર્તાકૃતિ વિમર્શ'ના અવલોકન વખતે પણ તેઓ 'શબ્દલોકના યાત્રીઓ'માંના ઉપર્યુક્ત શબ્દચિત્રની સ્મૃતિ તાજી કરે છે. એવી જ રીતે, ગુણવંત શાહ, વિજય શાસ્ત્રી, ડૉ. ધીરુભાઈ ઠાકર વગેરેનાં પુસ્તકોનું અવલોકન કરતી વખતે પણ રમણલાલ જે-તે લેખકનું પૂર્વે દોરેલું શબ્દચિત્ર તાજું કરે છે.

ગ્રંથનો વિશેષ અને ગ્રંથકારનો ઈષત્ પરિચય આપતાં રમણલાલ જોશીનાં રસળતી શૈલીએ થયેલાં આ અવલોકનો, અવલોકનમાં અપેક્ષિત પ્રત્યાયનક્ષમતાનો ગુણ પણ ધરાવે છે. પુસ્તકનાં અવલોકનો પ્રત્યાયનક્ષમ હોવાને કારણે એ વાચકને પુસ્તક સુધી પહોંચાડવામાં અને પુસ્તકમાં પ્રવેશ અપાવવામાં ઉપકારક ભૂમિકા ભજવે છે. અવલોકનકાર એમ, વાચકનો પુસ્તક સાથે નાતો જોડવાનો પોતાનો આશય પણ પાર પાડી શકે છે.

અવલોકનકારની નજર આગળ નિરપેક્ષ કલા સિદ્ધાન્તોની તુલનાએ કૃતિગત કલાતત્ત્વો વધારે રહેતાં હોય છે જેથી એમને માટે કૃતિનું સૂક્ષ્મ વિવેચન નહિ પરંતુ વિશદ-ચિત્રણ વિશેષ મહત્ત્વનું બને છે. અવલોકનમાં પ્રવૃત્ત રમણલાલ આ વાત સારી રીતે જાણે છે. એટલે રમણલાલ જોશીનાં ગ્રંથાવલોકનોમાં જે-તે કૃતિના અંતસ્તત્ત્વની તલસ્પર્શી ચર્ચા કે આલોચના નથી થતી. પરિણામે અવલોકનકાર વિવેચક તરીકે પ્રગટ થતા નથી. વળી, 'રંગતરંગ'ના પાને છપાયેલાં આ અવલોકનો સાહિત્યના વિદગ્ધો માટે નહિ પરંતુ સરેરાશ ભાવકો માટે લખાયેલાં છે. 'આ પુસ્તક તમે જોયું ?' એવા પ્રશ્નાર્થ સાથે અવલોકનકારને આખરે તો, સામાન્ય વાચકોને પુસ્તકો પ્રતિ અભિમુખ કરવા છે અને પુસ્તકોથી પરિચિત કરાવવા છે. પુસ્તકોની સર્વગ્રાહી અને તલાવગ્રાહી વિવેચના કરવાનું એમને અભીષ્ટ પણ નથી.

પોતે ક્યાં અને કોના માટે લખે છે કે શું અને શા માટે લખે છે એ વિશે રમણલાલ જોશી પૂરા સભાન છે. પોતાને પરિષ્કૃત સાહિત્યરુચિના સજ્જ ભાવકો માટે જ નથી લખવું કે પછી પ્રશિષ્ટ સર્જકોની પ્રસિદ્ધ કૃતિઓનું જ અવલોકન નથી કરવું - એ વિશે તેઓ પૂરા સજાગ છે. એક ગ્રંથાવલોકન દરમિયાન એમની એ અંગેની સંપ્રજ્ઞતાનો અંદાજ આવે છે. તેઓ લખે છે, 'આ પુસ્તક તમે જોયું ?' એ વિભાગમાં માત્ર પ્રસિદ્ધ લેખકોની કૃતિઓનો જ પરિચય અપાતો નથી. લેખક લખે તે લેખ નહિ, પણ લેખ લખે તે લેખક. નામાંકિત લેખકોનો સામાન્ય કૃતિઓ આપવાનો હક અબાધિત છે તેમ બહુ જાણીતા નહિ, સાહિત્યક્ષેત્રમાં નવો સવો પ્રવેશ પામેલા નવોદિત લેખકોના હાથે પણ કશુંક અસામાન્ય સર્જાઈ જાય એમ બને. એથી જ શ્રી ચન્દ્રકાન્ત વાગડિયાના પ્રથમ વાર્તાસંગ્રહમાં જે શક્યતાઓ જોવા મળી એને કારણે તેમને શક્યતા-સભર વાર્તાકાર તરીકે આવકારવાનું મન થયું.'

રમણલાલ જોશી, પોતે દોરેલા નકશા મુજબ નિષ્ઠા અને નિસબત સાથે કે સહૃદયતા અને સ્વસ્થતાપૂર્વક ગ્રંથાવલોકનની પ્રવૃત્તિમાં સતત સક્રિય રહ્યા છે એનું ઐતિહાસિક મૂલ્ય છે. એક સાહિત્યકાર વર્ષો સુધી સાતત્યપૂર્ણ રીતે ગ્રંથના પંથનો પ્રવાસ ખેડે અને એ પ્રવાસની ફલશ્રુતિરૂપે પોતાને પ્રાપ્ત થયેલો રસાનંદ ગ્રંથાવલોકનને નિમિત્તે સહૃદયોને પણ વહેંચતા રહે એનો મહિમા ઓછો નથી.*

■

*આદરણીય સારસ્વત શ્રી રમણલાલ જોશીના અવસાન બાદ પ્રગટ થયેલા 'ઉદ્દેશ'ના વિશેષાંકમાં લખવા માટે શ્રી પ્રબોધભાઈનું નિમંત્રણ હતું, સંજોગવશાત્ એમાં પહોંચી નહીં વળાયું, પરંતુ આજે સદ્ગતની પ્રથમ પુણ્યસ્મૃતિએ સ્મૃતિ-વંદના કરીને ધન્યતા અનુભવું છું.

(અભ્યાસલેખ)

# ગુજરાતી નવલકથા : મહત્ત્વનાં સ્થિત્યંતરો

ડૉ. ઉત્પલ રામચંદ્ર પટેલ

## ૧ : `કરણઘેલો'થી જયંતિ દલાલ

ગુજરાતી સાહિત્યમાં નવલકથાસ્વરૂપ પાશ્ચાત્ય સાહિત્યના, મુખ્યત્વે તો અંગ્રેજી સાહિત્યના પરિચય પછી વિકસ્યું – વિસ્તર્યું છે એ હકીકત જાણીતી છે. આપણે જે અર્થમાં 'નૉવેલ' શબ્દ પ્રયોજીએ છીએ તે 'નૉવેલ' અંગ્રેજીમાં ઈ. સ. ૧૭૦૦ની આસપાસ સૌ પ્રથમ દેખા દે છે. ઈ. સ. ૧૭૦૦ પહેલાં કલ્પનોત્થ ગદ્યના ક્ષેત્રમાં એવું કશું પ્રાપ્ત થતું નથી જે નવલકથા તરીકે સ્વીકારી શકીએ. પાશ્ચાત્ય સાહિત્યમાં નવલકથાની અપેક્ષા સંતોષી શકે એવી પહેલી કૃતિ ફ્રેન્ચમાં માદામ લફાયતની 'ધ પ્રિન્સેસ ઑફ કલેવ્ઝ' (૧૬૭૮) અને અંગ્રેજીમાં હેન્રી ફિલ્ડિંગની 'ધ હિસ્ટરી ઑફ ટૉમ જોન્સ' (૧૭૪૯) મળે છે. વિશ્વ સાહિત્યમાં નવલકથાના ઉદ્‌ભવ અને વિકાસનો ઇતિહાસ માંડ ત્રણેક સૈકા જેટલો જૂનો છે. આટલા ઓછા ગાળામાં નવલકથાએ અપાર રચનાવૈવિધ્ય દાખવ્યું છે. એ જ રીતે ગુજરાતી સાહિત્યમાં આ સ્વરૂપે એના આરંભથી લઈને આજ સુધીમાં – લગભગ એકસો ચાળીસ જેટલાં વર્ષોમાં – રૂપરચનાગત બાબતે ઘણી શક્યતાઓ ઊભી કરી લીધી છે. ગુજરાતી નવલકથાનાં મહત્ત્વનાં સ્થિત્યંતરો આલેખવા અહીં ઐતિહાસિક–સાહિત્યિક દૃષ્ટિએ ધ્યાનપાત્ર એવી કૃતિઓ અને મુખ્ય સર્જકોની જ વાત માંડી છે.

ગુજરાતીમાં સાહિત્યિક ગદ્યનો ખરેખરો પ્રારંભ ઓગણીસમા શતકના મધ્યભાગમાં, ઈ. સ. ૧૮૫૦માં, દલપતરામના 'ભૂતનિબંધ'થી થયો. અર્વાચીન ગુજરાતી ગદ્યનું કાઠું ઘડવામાં અને વિવિધ સાહિત્યસ્વરૂપો દ્વારા કેટલુંક ગદ્ય પળોટવામાં નર્મદનું પ્રદાન અવિસ્મરણીય છે. જોકે ઘણાં ગદ્યસ્વરૂપોને ખેડનાર નર્મદ નવલકથા તરફ ઢળી શક્યો નહોતો. આ સમયગાળામાં નિબંધ ઉપરાંત નવલકથા, નાટક, આત્મચરિત્ર અને જીવનચરિત્ર જેવાં સ્વરૂપો જન્મ્યાં એમાં વિવિધ સર્જકોનું અર્પણ કેટલુંક મૌલિક છે, કેટલુંક ભાષાંતરિત છે, તો કેટલુંક રૂપાંતરિત છે. ગુજરાતી ભાષાની પહેલી નવલકથા વિશે આપણે ત્યાં ઠીક ઠીક મતભેદો પ્રવર્ત્યા છે. હવે એ સર્વવિદિત છે કે ઈ. સ. ૧૮૬૬માં પ્રગટ થયેલી નંદશંકર તુળજાશંકર મહેતાની 'કરણઘેલો' એ આપણી ભાષાની પ્રથમ મૌલિક નવલકથા છે. 'કરણઘેલો'નાં ચાર વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયેલી સોરાબશા મુનસફની 'હિન્દુસ્તાન મધ્યેનું એક ઝૂંપડું' (૧૮૬૨)ને ગુજરાતી ભાષામાં રચાયેલી પહેલી નવલકથા તરીકે ગણવાના પ્રયત્નો થયા. પણ તે Bernardine De Saintની ફ્રેન્ચ કૃતિ 'La Chaumiere Indienne'નું અંગ્રેજી ભાષાંતર 'The Indian Hut' પરથી થયેલું ગુજરાતી ભાષાંતર છે. એથી એક અનૂદિત કૃતિને આપણે ગુજરાતી ભાષાની પહેલી નવલકથા તરીકે ન સ્વીકારી શકીએ. કેટલાકે મહીપતરામ નીલકંઠની 'સાસુવહુની લડાઈ' (૧૮૬૬)ને પણ આગળ ધરી. પરંતુ સ્વરૂપની દૃષ્ટિએ નવલકથા બની શકે તે બરની નથી. તેને પ્રાક્નવલ (Pre-novel) તરીકે જોઈ શકાય. નવલકથાનાં કેટલાંક કળાતત્ત્વોનો સૌપ્રથમ આવિષ્કાર 'કરણઘેલો'માં જોવા મળે છે. એ દૃષ્ટિએ નવલકથાના સ્વરૂપવિકાસમાં તેનું ઐતિહાસિક સ્થાન છે.

એ સમયે નંદશંકર મહેતાએ 'કરણઘેલો'માં એની છટાદાર ભાષા વડે મોટું આકર્ષણ જમાવ્યું. આ કૃતિએ તે સમયના વાચકવર્ગને પહેલી વાર જ સળંગ વાર્તારસ પૂરો પાડેલો. ગુજરાતી ગદ્યને ખેડાયે હજુ માંડ સોળ-સત્તર વર્ષ થયાં ત્યાં તો નંદશંકર મહેતાએ નવલકથાની એક સુંદર સબળ શરૂઆત કરીને ગુજરાતી નવલકથાનો જે સંગીન પાયો નાખ્યો એ સામર્થ્ય કાંઈ જેવુંતેવું નથી. અંગ્રેજી–ફ્રેન્ચ ભાષાની પ્રથમ નવલકથાને એ ભાષાની પ્રલંબ ગદ્યપરંપરાનો લાભ મળ્યો એવો લાભ 'કરણઘેલો'ને મળ્યો નથી. પ્રારંભિક નવલકથા હોવાને નાતે 'કરણઘેલો'માં કેટલીક કચાશો આવે એ સ્વાભાવિક છે. નવલકથાનાં કેટલાંક અંગો તો અહીં અર્ધવિકસ્યાં કે અવિકસ્યાં જ રહ્યાં છે. 'કરણઘેલો'માં નવલકથાનું આદર્શ કલાસ્વરૂપ ભલે પ્રગટ્યું ન હોય છતાં

નવલકથાના પ્રથમ નોંધપાત્ર નમૂના લેખે ગુજરાતી સાહિત્યમાં એનું અદકેરું મૂલ્ય તો રહેવાનું જ.

'કરણઘેલો'ની લોકખ્યાતિથી આકર્ષાઈને મહીપતરામ નીલકંઠ સામાજિક કથાનો પોતે પાડેલો સ્વતંત્ર ચીલો છોડી દઈને ઐતિહાસિક નવલકથાઓ તરફ વળ્યા. 'કરણઘેલો'ના અનુકરણમાં તેમણે 'સધરા જેસંગ' (૧૮૮૦) અને 'વનરાજ ચાવડો' (૧૮૮૧) જેવી ઐતિહાસિક નવલકથાઓ લખી. આ નવલકથાઓ 'કરણઘેલો' કરતાં ઊતરતી કોટિની છે. ગુજરાતી નવલકથા ઉપર 'કરણઘેલો'ની છાયા એક પચીસી સુધી પથરાયેલી રહી. એના પ્રભાવ તળે રચાયેલી કેટલીક નવલકથાઓમાં અનંતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવની 'રાણકદેવી' (૧૮૮૩) તેના અસરકારક પાત્રનિરૂપણ અને વાર્તારસની જમાવટને લીધે વિશેષ ધ્યાન ખેંચે છે.

'કરણઘેલો'ના અનુકરણમાં ઐતિહાસિક નવલકથાનો એક ગાઢ ચીલો આરંભાયો તો 'સાસુ-વહુની લડાઈ'ના અનુસરણરૂપે સામાજિક નવલકથાઓ ઘણી સંખ્યામાં આપણને મળી. ઐતિહાસિક નવલકથાઓની સાથે સાથે ગૌણ પ્રવાહરૂપે સામાજિક-સંસાર સુધારાનો આશય ધરાવતી કૃતિઓમાં સુધારકયુગનું પ્રતિબિંબ ઝિલાયેલું જોવા મળે છે.

૧૮૬૬માં આરંભાયેલી ગુજરાતી નવલકથા એના ખરા અર્થમાં નવલકથારૂપે તો ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ પ્રસિદ્ધ થાય છે ત્યારે સિદ્ધ થાય છે. ૧૯મી સદીમાં ગુજરાતી ગદ્ય હજુ ઘડાતું આવતું હતું ત્યારે ગુજરાતી ભાષાને સુંદર લઢણોમાં ઢાળવાનો કસબ દેખાડનારી આ નવલકથાનું પ્રાગટ્ય એ ગુજરાતી સાહિત્યનો અપૂર્વ ઉન્મેષ ગણાય. 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ ૧૮૮૭માં, બીજો ભાગ ૧૮૯૨માં, ત્રીજો ભાગ ૧૮૯૮માં અને ચોથો ભાગ ૧૯૦૧માં પ્રગટ થયો. આ નવલકથા પંદર વર્ષના સમયાંતરે ટુકડે ટુકડે પ્રસિદ્ધ થઈ. એક ગણનાપાત્ર કૃતિ તરીકે આ બૃહન્નવલકથા આજેય એની એવી ને એવી સમૃદ્ધિથી સાબદી છે.

ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'સરસ્વતીચંદ્ર'માં સરસ્વતીચંદ્ર અને કુમુદના સ્નેહસંબંધની કથાની પડછે કુટુંબજીવન, સમાજજીવન, રાજ્ય, ધર્મ અને સંસ્કૃતિને ગૂંથીને પાંડિત્યભરી ફિલસૂફી વ્યક્ત કરી છે. ગોવર્ધનરામ ત્રિપાઠીએ 'સરસ્વતીચંદ્ર'માં દાખવેલી જીવન અંગેની વ્યાપક અને ઊંડી સમજ પૂર્વેના કોઈ નવલકથાકારમાં ઝાઝી દેખાતી નથી. એ ઉપરાંત તેઓએ પાત્રસર્જન, વાતાવરણચિત્રણ, નાટ્યાત્મક પરિસ્થિતિ, સ્થળવિશેષનાં વર્ણનો અને સંવાદોમાં સંકુલતાનો જે સંતર્પક પરિચય કરાવ્યો છે તે ગુજરાતી નવલકથાના વિકાસક્રમની કોઈ નાનીસૂની ઘટના નથી. પાત્રવિધાનનું પહેલવહેલું ભાન અહીં છતું થતું દેખાય છે. મનોવ્યાપારોના યથાર્થલક્ષી આલેખનમાં એમનો પ્રતિભાવિશેષ હૃદ્યરૂપમાં પ્રગટે છે. 'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' જેવા કરુણભવ્ય પ્રકરણમાં અત્યંત વિલક્ષણ એવી નાજુક પરિસ્થિતિને ખંતથી અને બ-ખૂબીથી ચિત્રિત કરી છે. સમગ્ર ગુજરાતી નવલકથા સાહિત્યમાં આવું આલેખન આ પહેલાં અને પછી પણ આટલી સમર્થતાથી ભાગ્યે જ થયું હશે.

પૂર્વે થઈ ગયેલા કોઈ કથાકારમાં નહોતી એવી અસાધારણ સર્ગશક્તિ ગોવર્ધનરામ ત્રિપાઠી 'સરસ્વતીચંદ્ર'માં બતાવે છે. તેમ છતાં 'સરસ્વતીચંદ્ર'ના પ્રાગટ્ય પૂર્વે અતિમાત્રામાં દેખાતાં વર્ણનોનો પૂરપ્રસ્તાર, દીર્ઘ સંભાષણો, રૂપકોની અતિપ્રયોજના, અનાવશ્યક અવતરણોની ભરમાર, આત્મસંભાષણોની પ્રચુરતા અને ચિંતનનો અતિરેક જેવાં અસ્વાભાવિક અને નીરસ લાગે તેવાં રૂપો-વલણોના હારડાના બંધનમાંથી તેઓ મુક્ત ન રહી શક્યા. આ બધું ગોવર્ધનરામ ત્રિપાઠી માટે પણ નવલકથાના સર્જનાત્મક વિકાસમાં નડતર બન્યું છે. 'સરસ્વતીચંદ્ર' આરંભની કૃતિ હોવાને નાતે સ્વાભાવિક રીતે પ્રવેશેલી કંઈકેટલીક નબળાઈઓ છે છતાં કશુંક સામર્થ્ય લઈને આજેય તે અભેદ્ય ઊભી છે.

'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ પ્રસિદ્ધ થાય તે પૂર્વે પ્રગટ થયેલી રમણભાઈ નીલકંઠની 'ભદ્રંભદ્ર' (૧૯૦૦) નવલકથા આપણી રચાતી આવતી નવલકથામાં વિષય અને કથનરીતિ એમ ઉભય સંદર્ભે નવી કેડી કંડારે છે. રમણભાઈ નીલકંઠના સર્જનની સૌથી મોટી ઉપલબ્ધિ ભદ્રંભદ્રના પાત્રસર્જનમાં છે. હાસ્ય નિષ્પન્ન કરવા માટે તેમણે અત્યુક્તિ, કટાક્ષ, ઉપમા, શ્લેષ, વાગ્મિતા જેવી પ્રયુક્તિનો કલાત્મક વિનિયોગ કર્યો છે. વારંવારનાં થતાં પુનરાવર્તનો, સર્જકની સુધારકવૃત્તિની અતિશયતા અને વ્યક્તિવિડંબનાથી ભર્યા ભર્યા વ્યંગ-કટાક્ષોમાં રાચતી હોવા છતાં 'ભદ્રંભદ્ર' એક સફળ

હાસ્યકૃતિ તરીકે આપણા સાહિત્યમાં ચિરંજીવ છે.

વીસમી સદીને આરંભે, ગોવર્ધનરામ ત્રિપાઠી અને કનૈયાલાલ મુનશી વચ્ચેના સમયગાળા દરમિયાન ઠીક ઠીક નવલકથાઓ લખાઈ છે. શિવુભાઈ દુરકાળ 'સુમિત્ર'ની 'અલક્ષ્યજ્યોતિ' (૧૯૦૭), 'પદ્મનાભ' (૧૯૦૮), ભોગીન્દ્રરાવ દિવેટિયાની 'ઉમાકાન્ત' (૧૯૦૮) અને અમૃત કેશવ નાયકની 'એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી?' (૧૯૦૮) જેવી કેટલીક ઉલ્લેખનીય કૃતિઓમાં સુધારાવૃત્તિની પ્રબળતા અને કલાત્મકતાની ઓછપ વરતાય છે. આવી કૃતિઓ છેવટે તો કાળગ્રસ્ત બની રહી.

પુરોગામી નવલકથામાં અવરોધતા અનાવશ્યક પ્રસંગો – આડપ્રસંગો, વિગતબહુલ વર્ણનો, લાંબા અને વૃથા સંવાદો, દીર્ઘસૂત્રી સંભાષણો, ઉપમા-રૂપકોના લાંબા પ્રપંચો, ટાણે-કટાણે અવતરતા નીતિબોધના અતિરેકથી થતા પ્રસ્તાર અને રસાસ્વાદમાં આવતાં વ્યવધાનોને દૂર કરી નવલકથાને સુરેખ અને ઘાટીલું કલારૂપ સૌપ્રથમ કનૈયાલાલ મુનશીએ આપ્યું. પંડિત યુગના ચિંતનભારથી લચેલી ગુજરાતી નવલકથાને સંમાર્જિત કરી અપૂર્વતા બક્ષી. આરંભે તો ફ્રેન્ચ નવલકથાકાર એલેક્ઝાન્ડર ડ્યૂમાની નવલકથાઓની - વિશેષતઃ 'થ્રી મસ્કેટિયર્સ' અને 'કાઉન્ટ ઑફ મૉન્ટેક્રિસ્ટો'ની અને ગોવર્ધનરામ ત્રિપાઠીની નવલકથા 'સરસ્વતીચંદ્ર'ની સીધી અસર તળે આવ્યા. પણ આ પકડમાંથી સવેળા છૂટીને પોતાની મૌલિકતાનો સીધો સંસ્પર્શ કરાવ્યો. સુશ્લિષ્ટ વસ્તુગુંફન, રસળતો-ધસમસતો અને આકર્ષક વાર્તાપ્રવાહ, સમર્થ અને જીવંત પાત્રો, ચોટદાર સંવાદો, રુચિર નાટ્યતત્ત્વ અને પ્રભાવી ગદ્યશૈલીને કારણે કનૈયાલાલ મુનશીએ ગુજરાતી નવલકથાનું કલેવર બદલી નાખ્યું. તેમની સર્જકપ્રતિભાનો આવો સમૃદ્ધ ઉન્મેષ, વિશેષ કરીને, ઐતિહાસિક નવલકથાઓમાં પ્રગટ્યો છે.

'પાટણની પ્રભુતા' (૧૯૧૬), 'ગુજરાતનો નાથ' (૧૯૧૭), 'રાજાધિરાજ' (૧૯૨૨) અને 'જય સોમનાથ' (૧૯૪૦)માં ગુજરાતના ભવ્ય ભૂતકાળ અને તેની સંસ્કૃતિના ગૌરવની કથાને વણીને ગુજરાતના યશસ્વી સોલંકીયુગને હૂ-બ-હૂ જીવંત કર્યો છે. 'પૃથિવીવલ્લભ' (૧૯૨૦)માં માળવાના પ્રતાપી રાજા મુંજ અને મૃણાલના પ્રેમની રસભરી કથાને ગૂંથી છે. કનૈયાલાલ મુનશીની સંવાદશક્તિ અને નાટ્યાત્મકતા, વિશેષ કરીને 'ગુજરાતનો નાથ', 'પાટણની પ્રભુતા' અને 'પૃથિવીવલ્લભ'માં ઉત્તમ રીતે પ્રગટે છે. વર્ણનશક્તિનો ઉત્તમ ઉન્મેષ 'જય સોમનાથ'માં દેખાય છે. કનૈયાલાલ મુનશી બાહ્ય ઘટનાના ઘટાટોપમાં એટલા રચ્યાપચ્યા રહે છે કે એ ઘટનાઓ વડે પાત્રનું ચૈતસિક પરિમાણ નિર્માણ પામતું નથી. સર્જકના આત્મપ્રક્ષેપથી કુંઠિત બનેલાં પાત્રો કોઈ ચિરપ્રભાવ મૂકી શકતાં નથી. કનૈયાલાલ મુનશીની પાત્રસૃષ્ટિ બહુસંખ્ય હોવા છતાં એમાં વિવિધતા પ્રવેશવાને બદલે એકવિધતાનાં દર્શન થાય છે. પ્રસંગો પણ કેટલીક વખતે એક જ ઘાટીના લાગ્યા કરે છે. જોકે એમણે નવલકથામાં ચાલી આવતી શિથિલતા દૂર કરી સુબદ્ધ આકૃતિ રચી.

વિશિષ્ટ ગદ્યશૈલીના નિર્માણમાં નાટ્યાત્મકતા અને વાગ્મિતાને તેઓ આણી લાવ્યા તે પૂર્વસૂરિઓમાં જડવી ઘણી મુશ્કેલ છે. ગુજરાતી ભાષાને તેના ભારેખમપણામાંથી મુક્ત કરીને તેની રમતિયાળ છટાઓને પહેલી વાર કનૈયાલાલ મુનશીએ નવલકથાઓમાં રમતી મૂકી. નંદશંકર મહેતાથી આરંભાયેલી રંજનકથામાં કનૈયાલાલ મુનશીએ પોતાની સૂઝ-બૂઝને કારગત રીતે પ્રયોજી પણ એ જમાનાના સંઘર્ષો, વેદનાઓ, સંકુલતાઓ સાથે કોઈ જ નાતો બંધાતો નથી. એમની નવલકથાઓ જીવનનું કોઈ ઊંડાણ પ્રગટાવી શકી નથી. એ તો માત્ર મનોરંજન આપીને અટકી છે. તેમ છતાં એ સમયમાં આ નવલકથાઓએ પ્રસરાવેલી ભૂરકી વડે જાણ્યે-અજાણ્યે અનુકરણ તો થતું રહ્યું.

કનૈયાલાલ મુનશીએ ઘડેલા ઘાટથી ઘાટીલી બનેલી ઐતિહાસિક નવલકથાથી મોહ પામીને ચૂનીલાલ વ. શાહ, ધૂમકેતુ, ર. વ. દેસાઈ, ઝવેરચંદ મેઘાણી, ગુણવંતરાય આચાર્ય, ધનશંકર ત્રિપાઠી, જયભિખ્ખુ, મનુભાઈ પંચોળી 'દર્શક' આદિ સર્જકો આ દિશા ભણી વળ્યા.

ધૂમકેતુની નવલકથાઓની સંખ્યા એમના વાર્તાસંગ્રહોને મુકાબલે અધિક છે. ધૂમકેતુએ બત્રીસ નવલકથાઓ લખી છે, જેમાં સાત સામાજિક નવલકથાઓ અને ૨૫ ઐતિહાસિક નવલકથાઓ છે. સામાજિક નવલકથાઓ લખવા પાછળનું લેખકનું પ્રયોજન જનમનોરંજન

રહ્યું છે. ઐતિહાસિક નવલકથાના સર્જનમાં પણ મુનશીએ પાડેલ ચીલે આગળ ધપ્યા પણ એમાં કશું આગવું પ્રદાન તેઓ દાખવી શક્યા નથી. 'ચૌલાદેવી' (૧૯૪૦), 'કર્ણાવતી' (૧૯૪૨), 'વાચિનીદેવી' (૧૯૪૫) અને 'આમ્રપાલી' (૧૯૫૪) તેમની ઉલ્લેખનીય ઐતિહાસિક નવલકથાઓ છે. ટૂંકી વાર્તાઓ જેટલી યશદાયિની તેમની નવલકથાઓ ન બની શકી.

ગુજરાતી નવલકથાક્ષેત્રે કનૈયાલાલ મુનશી પછી રમણલાલ વ. દેસાઈને ઘણી એવી લોકપ્રિયતા સાંપડી છે. ર. વ. દેસાઈએ મુનશીની જેમ સામાજિક અને ઐતિહાસિક બંને વિષયો પર નવલકથાઓ લખી છે. મુનશીની સફળતા અને સિદ્ધિ સવિશેષ ઐતિહાસિક નવલકથામાં છે, તેમ ર. વ. દેસાઈની સામાજિક નવલકથામાં છે. ર. વ. દેસાઈએ નવલકથાઓમાં ગાંધીજીના આદર્શો અને તે સમયના ધબકતા જીવનને મુખ્યત્વે સાંકળ્યાં છે. કહો કે તેમણે ગાંધીયુગના પ્રવર્તમાન તત્કાલીન જીવનના પ્રશ્નોનો અને એ યુગની જીવનભાવનાઓનો તીવ્ર પડઘો પાડ્યો. એથી તેઓ ગુજરાતી સામાજિક નવલકથાના નવપ્રસ્થાનકાર લેખાયા. તેમની નવલકથાઓમાં 'જયંત' (૧૯૨૫), 'શિરીષ' (૧૯૨૭), 'કોકિલા' (૧૯૨૮), 'હૃદયનાથ' (૧૯૩૦), 'સ્નેહયજ્ઞ' (૧૯૩૧), 'દિવ્યચક્ષુ' (૧૯૩૨), 'બંસરી' (૧૯૩૩), 'ગ્રામલક્ષ્મી' ભાગ: ૧ – ૪ (૧૯૩૩, ૧૯૩૪, ૧૯૩૫, ૧૯૩૭), 'ભારેલો અગ્નિ' (૧૯૩૫) આદિ સ્મરણીય છે. મોટા ભાગની નવલકથાઓનો રચનાબંધ શિથિલ છે. ગદ્ય પણ સામાન્ય કક્ષાનું. સ્થૂળ હકીકતોને કલામાં રૂપાંતર કરવાનું તેમનાથી શક્ય ન બન્યું અને તત્કાલીન યુગના યથાર્થનું ઉત્કૃષ્ટ કલાવિધાન પણ ન થઈ શક્યું.

ગુજરાતી નવલકથા એના આરંભેથી જ સામાજિક અને ઐતિહાસિક નવલકથા એ બે પ્રવાહોમાં પુરજોશથી લખાતી રહી. પણ ગ્રામજીવનની સમસ્યાઓને કેન્દ્રમાં મૂકી આપતી નવલકથાલેખનની પ્રવૃત્તિ તો ઘણી પાછળથી, ૧૯૩૨-૩૩ની આસપાસ, શરૂ થાય છે. એ સમયે ગાંધીજીની જીવનવિચારણાનો પડઘો વ્યાપકપણે પડ્યો. આ વિચારધારા હેઠળ લોકસંસ્કૃતિ અને લોકસાહિત્ય તરફ સર્જકો ઝૂક્યા. ગ્રામજીવનનાં સુખદુ:ખ, વેરઝેર, આશા-નિરાશા જેવા ભાવોને અને તેની રહેણીકરણી, પહેરવેશ, રીતરિવાજો, વિધિવિધાનો, માનશુકન, વહેમ, બોલચાલ તથા સામાજિક, ધાર્મિક, રાજકીય, આર્થિક સમસ્યાઓને સમભાવપૂર્વક અભિવ્યક્તિ આપવા લેખકો ઘણા ઉત્સુક બન્યા. એમાં ઝવેરચંદ મેઘાણીએ પ્રાદેશિક જીવન સમેત એના ખમીરની રોમાંચકતાને આલેખતી ધીંગી મુદ્રાને પ્રગટાવતી 'સત્યની શોધમાં' (૧૯૩૨)ની રચના વડે એક નવી ધારા પ્રસ્થાપિત કરી.

ઝવેરચંદ મેઘાણીએ 'નિરંજન' (૧૯૩૬), 'વેવિશાળ' (૧૯૩૯) અને 'તુલસીક્યારો' (૧૯૪૦)માં સોરઠી ગ્રામજીવનનો અને તેની લોકસંસ્કૃતિનો પરિવેશ મૂર્ત કર્યો છે. પણ તેમાં લગ્નજીવન અને કુટુંબજીવનની કેટલીક વૈયક્તિક સમસ્યાઓનું ઉપલક નિરૂપણ ભાસે છે, છતાં એમાંનો પ્રયત્ન સરાહનીય છે. 'સોરઠ, તારાં વહેતાં પાણી' (૧૯૩૭)માં વીસમી સદીના પ્રથમ બે દાયકાના સમયખંડના સોરઠી લોકજીવનની વિલાતી જતી પેઢીઓમાંની કેટલીક અતિવિલક્ષણ વ્યક્તિઓનાં વૃત્તાંતોને રૂપાયિત કરી સોરઠના ભાતીગળ જનસમાજનું સામાજિક, રાજકીય અને પ્રાકૃતિક વાતાવરણને અનુષંગે તે સમયની વીરતા, બલિદાન, ભક્તિ, આત્મસમર્પણ, સેવાવૃત્તિ જેવી ભાવનાઓને કુશળતાપૂર્વક આલેખી છે. પ્રદેશ-વિદેશની સાંસ્કૃતિક આબોહવાનો પાશ પણ પૂરા રૂપે ચઢ્યો છે. જોકે સમાજનાં સાલસ લાગતાં માનવીઓનાં મનનાં દ્વન્દ્વોને અવગત કરી નવલકથાઓમાં નિરૂપવાનું ઝવેરચંદ મેઘાણીથી શક્ય ન બન્યું એથી જાણે કે એક ખૂણો સ્પર્શવાનો બાકી રહે છે. અલબત્ત, ઝવેરચંદ મેઘાણીની નવલકથાઓ સર્જાતી-વિકસતી આવતી ગુજરાતી નવલકથાને પ્રાદેશિકતાનો નવો રંગ ચઢાવે છે અને પન્નાલાલ પટેલને આ પ્રતિ નવલકથા લખવા અભિમુખ કરે છે.

ગોવર્ધનરામ ત્રિપાઠી, કનૈયાલાલ મુનશી અને ર. વ. દેસાઈ પછી પન્નાલાલ પટેલે ગુજરાતી નવલકથાનું એક મહત્ત્વનું સ્થિત્યંતર રચ્યું. પન્નાલાલ પટેલ ગુજરાતી સાહિત્યના બહુમુખી પ્રતિભા ધરાવનાર એક મોટા ગજાનાં નવલકથાકાર છે. પોતાની આંતરસૂઝથી નવલકથાના સંવિધાનને સુરેખ રીતે કંડારીને તેમાં અપૂર્વ ઉન્મેષો પ્રગટાવ્યા છે. તીવ્ર સામાજિક સંપ્રજ્ઞતાવાળી નવલકથાઓ પન્નાલાલ પટેલ પાસેથી આપણને પહેલવહેલી મળી. ગુજરાતના

ઈશાનિયા પ્રદેશનું લોકજીવન તેમની નવલકથાઓમાં વણાતું રહ્યું છે. પન્નાલાલ પટેલ જે જનપદમાં જન્મ્યા અને ઊછર્યા તે પ્રદેશની સાચુકલી ઓળખ એમની રગેરગમાં વ્યાપ્ત હતી. એ પ્રદેશનાં સુખ-દુઃખ, વેરઝેર, કજિયાકંકાસ, કાવાદાવા, ખેંચતાણ, આશાનિરાશા એ બધું એમના સંવેદનસિક્ત ચિત્તમાં ઉત્કટતાથી ઝિલાયેલું. તેનું તેમણે સાચું, નક્કર અને વધુ સંકુલ શબ્દરૂપ આપ્યું અને સર્જાઈ કમનીય ને સત્ત્વશીલ નવલકથાઓ.

પન્નાલાલ પટેલે વિપુલ સાહિત્યસર્જન કર્યું છે. નવલકથા, ટૂંકી વાર્તા, નાટક, એકાંકી, આત્મકથા આદિ ક્ષેત્રે ગણનાપાત્ર ખેડાણ કરનાર પન્નાલાલ પટેલ વિશેષતઃ નવલકથા તેમ જ ટૂંકી વાર્તાના ઉત્તમ સર્જક છે. નવલકથામાં તો તેમની પ્રતિભા પૂર્ણસ્વરૂપે વિકસી છે. 'વળામણાં' (૧૯૪૦), 'મળેલા જીવ' (૧૯૪૧), 'માનવીની ભવાઈ' (૧૯૪૭), 'સાચાં સમણાં' (૧૯૪૯), 'ભાંગ્યાનાં ભેરુ' (૧૯૫૭), 'ઘમ્મર વલોણું' ભાગ : ૧–૨ (૧૯૬૮) તેમની યશસ્વી કૃતિઓ છે. પન્નાલાલ પટેલનું બાળપણ અનેક અભાવોથી ખચિત હતું. માત્ર આઠ ચોપડી ભણેલા પન્નાલાલ પટેલે ગુજરાતી સાહિત્યમાં નિરાળું સર્જન કરીને એક મોટો ચમત્કાર સર્જ્યો છે. એમની કોઠાસૂઝ જ એમના સર્જનની ગુરુકિલ્લી બની. પ્રાપ્ત આત્મસૂઝથી જ પોતાની કથનકળા વિકસાવી છે. એમાં જીવંત અને સ્વાભાવિક કથનરીતિનો રણકાર છે.

સવિશેષ તો જાનપદી નવલકથામાં પન્નાલાલ પટેલનું પ્રદાન નોખું અને વિત્તવાળું છે. ગુજરાતી નવલકથા સાહિત્યના વિકાસમાં તેમની આવી નવલકથાઓનું આગવું સ્થાન છે. 'વળામણાં' અને 'મળેલા જીવ' જેવી આરંભિક નવલકથાઓમાં તેમની સર્જકપ્રતિભાના સમૃદ્ધ ઉન્મેષો દૃષ્ટિગોચર થયા. જાનપદી જીવનનો જીવંત અને સાચુકલો પરિવેશ ચેતોહર રૂપમાં સૌપ્રથમ અહીં મહોરી ઊઠ્યો. 'વળામણાં'માં ઋજુ સંવેદનનું બળકટ આલેખન કરવામાં સર્જકે મોટી સફળતા મેળવી. 'મળેલા જીવ'માં યુવાન હૈયાં કાનજી અને જીવી એકબીજાને અદમ્ય ચાહતાં હોવા છતાં જ્ઞાતિભેદની શક્ત દીવાલ એમને માટે વિકટ સમસ્યા સર્જે છે. એમાંથી ઉદ્‌ભવતા ગહન સંઘર્ષને પન્નાલાલ પટેલે અજબ કુનેહથી વર્ણવ્યો છે. પન્નાલાલ પટેલની સર્જકતાનો ઉત્તમોત્તમ પ્રબળ આવિષ્કાર તો 'માનવીની ભવાઈ'માં પ્રગટ્યો છે. બૃહદ્ ફલકની આ કથામાં પ્રેમ અને લગ્નજીવનની ગૂંચ એ કેન્દ્રવિષય છે. પ્રેમની વ્યથા અને જીવનના પ્રચંડ સંઘર્ષ સામે સામનો કરતાં સામાન્ય માનવીનાં સંવેદનો અને એમની હૃદય વલોવી નાખે તેવી સ્થિતિનું અને જટિલતા અને સંકુલતા સમેતનું કલાત્મક આલેખન આ નવલકથાની મસમોટી સિદ્ધિ છે. છપ્પનિયા દુષ્કાળની ભીષણતાનાં ઘેરાં વર્ણનચિત્રો અપૂર્વ છે. 'માનવીની ભવાઈ' એ 'સરસ્વતીચંદ્ર' અને 'ગુજરાતનો નાથ' પછીનું ગુજરાતી નવલકથાનું ત્રીજું ઉત્તુંગ શિખર છે.

'માનવીની ભવાઈ' પછી પન્નાલાલ પટેલનું નવલકથાલેખન સતત એકધારું તો વહ્યું છે, પણ એમાં કલાની ઓટ જ આવી છે. 'વળામણાં', 'મળેલા જીવ' અને 'માનવીની ભવાઈ'માં પન્નાલાલ પટેલની નવલકથાકલાનો ઉત્તરોત્તર વિકાસ સધાયો છે, એ પછી એમની કલાનો હ્રાસ થતો રહ્યો. તેમ છતાં, 'પાછલે બારણે' (૧૯૪૭), 'નાછૂટકે' (૧૯૫૫), 'મનખાવતાર' (૧૯૬૧), 'કરોળિયાનું જાળું' (૧૯૬૩), 'મીણ માટીનાં માનવી' (૧૯૬૬) અને 'કંકુ' (૧૯૭૦) જેવી કૃતિઓમાં ક્યાંક ક્યાંક એમની કશી ને કશી મુદ્રા અંકિત થઈ છે, પણ મૂળનો એ ચળકાટ તો ભાગ્યે જ દેખાય છે. નવલકથાક્ષેત્રમાં ભલે નવા નવા વિચારો આમેજ થતા રહે કે નવલકથાના સ્વરૂપની દૃષ્ટિ-દિશા બદલાતી રહે તો પણ પન્નાલાલ પટેલની કેટલીક ઉત્કૃષ્ટ નવલકથાઓ ચિરકાળ સુધી અપીલ કરતી ઊભી રહેશે.

પન્નાલાલ પટેલની અનન્ય સર્ગશક્તિથી અંજાઈને અનેક નવલકથાકારો ગ્રામજીવનની નવલકથાઓની રચના તરફ વળ્યા. એથી ગુજરાતી નવલકથામાં ગ્રામજીવનને નિરૂપતી નવલકથાનું ફલક વ્યાપક બને છે. એમની જ હેડીના ઈશ્વર પેટલીકર, પીતાંબર પટેલ, પુષ્કર ચંદરવાકર અને ચુનીલાલ મડિયાએ તળપદા જીવનને તળપદી ભાષામાં ઢાળીને ઉજ્જવળ પરિણામ દાખવ્યું છે. ઈશ્વર પેટલીકરે ચરોતરનાં, ખાસ કરીને મહીકાંઠાનાં, ગામડાંમાં વસતા બારૈયા-પાટણવાડિયા સમાજની લાક્ષણિકતાઓને 'જનમટીપ'

(૧૯૪૪), 'લખ્યા લેખ' (૧૯૪૫), 'ધરતીનો અવતાર' (૧૯૪૬), 'પંખીનો મેળો' (૧૯૪૮), 'પાતાળકૂવો' (૧૯૪૮) અને 'ભવસાગર' (૧૯૫૧)માં જીવંત અને વાસ્તવિક રૂપમાં પ્રગટ કરી છે. 'જનમટીપ' એમની યશોદાયી કૃતિ છે. પીતાંબર પટેલે 'રસિયો જીવ' (૧૯૪૨), 'પરિવર્તન' (૧૯૪૪), 'ખેતરને ખોળે' (૧૯૫૨), 'ઊગ્યું પ્રભાત' (૧૯૫૦), 'ધરતીનાં અમી' (૧૯૬૨) વગેરે નવલકથાઓમાં ઉત્તર ગુજરાતના મહેસાણા વિસ્તારના ગ્રામજીવનના પ્રત્યક્ષ અનુભવમાંથી કલવાતા સમાજદર્શનને કુશળતાથી નિરૂપ્યું છે. પુષ્કર ચંદરવાકર ભાલપ્રદેશ નળકાંઠાના પઢાર લોકનાં જીવનનો અને માલધારી કોમના જીવનપ્રવાહનો બળૂકો ચિતાર 'ભવની કમાણી' (૧૯૫૪), 'બાવડાના બળે' (૧૯૫૪), 'ગીર તો અમારી છે!' (૧૯૭૫)માં અસરકારક રીતે આપે છે. અનુભવનું કળામાં રૂપાંતર કરવામાં તેમને પૂરી સફળતા મળી નથી. ચુનીલાલ મડિયાનો સૌરાષ્ટ્રના ગ્રામસમાજનાં માનવીનાં જીવતરની નરી વાસ્તવિકતાને સચ્ચાઈપૂર્વક અને વફાદારીપૂર્વક આલેખવાનો પ્રયત્ન 'વ્યાજનો વારસ' (૧૯૪૬) 'વેળાવેળાની છાંયડી' (૧૯૫૬), 'લીલુડી ધરતી' ભાગ: ૧-૨ (૧૯૫૭), 'શેવાળનાં શતદલ' (૧૯૬૦) અને 'આલા ધાધલનું ઝીંઝાવદર' (૧૯૬૮)માં સાર્થક નીવડ્યો છે. 'લીલુડી ધરતી' એમની મહત્ત્વાકાંક્ષી નવલકથા છે. 'સધરાજેસંગનો સાળો' ભાગ: ૧–૨ (૧૯૬૨), 'સધરાના સાળાનો સાળો' (૧૯૬૮) અને 'પ્રહાષ્ટક વત્તા એક' (૧૯૬૫) જેવી નવલકથાઓ હાસ્યકટાક્ષની નવી દિશા ચીંધે છે. કૉમિક પ્રકારની ગુજરાતી નવલકથાની ખૂટતી કડી આપણને જોડાતી લાગે છે. ચુનીલાલ મડિયાની સર્જકતાનો વિશિષ્ટ ઉન્મેષ ખાસ ધ્યાન ખેંચનારો રહ્યો.

મનુભાઈ પંચોળી 'દર્શક' એ પન્નાલાલ પટેલ કરતાં વયમાં નાના હોવા છતાં તેમનું સાહિત્યલેખન પન્નાલાલ પટેલ કરતાં વહેલું આરંભાયેલું. 'દર્શક'ની નવલકથાઓ કશા ને કશા ગંભીર અને ઉદાત્ત આશય તળે રચાયેલી છે. 'બંદીઘર' (૧૯૩૫), 'બંધન અને મુક્તિ' (૧૯૩૯), 'દીપનિર્વાણ' (૧૯૪૪), 'સૉક્રેટિસ' (૧૯૭૪) તેમની સફળ નવલકથાઓ બની રહી. એમની અત્યંત મહત્ત્વાકાંક્ષી બૃહદ્નવલકથા 'ઝેર તો પીધાં છે જાણી જાણી' (૧૯૫૨, ૧૯૫૮, ૧૯૮૫) ત્રણ ભાગમાં વિસ્તરેલી છે. એના પ્રથમ ભાગમાં 'દર્શક' ભરપૂર કથારસ જમાવી શક્યા છે. તો બીજા અને ત્રીજા ભાગમાં ઐતિહાસિક વિગતોની પ્રચુરતાને કારણે નવલકથા દસ્તાવેજી ચિત્રણમાં ઢળી પડી છે. એથી એના વસ્તુસંવિધાનમાં ઓછાવત્તા અંશે શિથિલતા પ્રવેશી છે. એકંદરે, એમની નવલકથાઓમાં આવતાં ઇન્દ્રિયસંવેદ્ય વર્ણનોમાં અને અલંકારરસિત કલ્પનસમૃદ્ધ ભાષાપોતમાં 'દર્શક'નો પ્રતિભાવિશેષ એના ખરા રૂપમાં મહોર્યો છે.

જયંતિ દલાલ સામાજિક નવલકથાના ગાઢા પ્રવાહથી જરા જુદા માર્ગે જઈને નવલકથાની ખિલવણી કરે છે. તેઓ બાહ્ય ઘટનાનો કેવળ ખપ પૂરતો આધાર રાખીને માનવમનની ગતિવિધિને નિરૂપવાનું વલણ દાખવે છે. એમની પ્રથમ નવલકથા 'ધીમુ અને વિભા' (૧૯૪૩)માં ચૈતસિક સંચલનો વડે ચરિત્રના મનોગતને ખુલ્લું કર્યું છે. વસ્તુઆલેખન કથાનાયક ધીમન્તના આત્મબયાનરૂપે થયું છે. લેખકનું આવું લક્ષ્ય નવી પ્રયુક્તિને પ્રયોજવા પૂરતું સીમિત નથી પણ નાયકના ચિત્તની સંવેદનાનો આલેખ રચવા માટે છે. ધીમન્તની વિલક્ષણ મનઃસ્થિતિઓ વડે રચાતી જતી ગહરી ભાત આ નવલકથાનો એક નવો અસરકારક અંદાજ છે. 'પાદરનાં તીરથ' (૧૯૪૬)માં એક આખો માનવસમુદાય કથાના કેન્દ્રમાં છે છતાં લેખકનું ઉદ્દિષ્ટ માનવમનની ગતિને ઉજાગર કરવાનું રહ્યું છે. અંગ્રેજ શાસન સામેના વિરોધમાં ગામલોકો રેલવેસ્ટેશનને બાળે છે ને પાટા ઉખેડે છે. તેને પરિણામે બીજે દિવસે તપાસ માટે આવેલી પોલીસ લોકો પર હિંસા અને વાસનાવૃત્તિનું જે પાશવી કૃત્ય આચરે છે એની પડછે વિવિધ પાત્રોના મનના આંતરપ્રવાહોને લેખકે સૂઝભરી રીતે આલેખ્યા છે. સર્જકે આ નવલકથાઓમાં ભૌતિક કે સામાજિક વાસ્તવને નિરૂપવાને બદલે વ્યક્તિના આત્મગહ્વરને અવલોકવાનું વિશેષ તાક્યું છે. ગુજરાતી નવલકથા એના શુદ્ધ નવલકથા સ્વરૂપે જયંતિ દલાલ પાસે પહેલી વાર થરકે છે. પાંચમા દાયકામાં જયંતિ દલાલે પ્રયોગશીલતા દાખવીને આવી રહેલી નવલકથાને એક નવી દિશા ચીંધી.

(ક્રમશઃ)

# અનુવાદની તેજોદીપ્તિથી સોહતું : જળગીત

ધીરેન્દ્ર મહેતા

'જળગીત', એ મૂળ તેલુગુ ભાષામાં રચાયેલું, એ ભાષાના વર્તમાન કાળના અગ્રણી કવિ એન. ગોપીનું દીર્ઘકાવ્ય છે. એના હિંદી ભાષાના અનુવાદ પરથી રમણીક સોમેશ્વરે એનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરેલો છે. અહીં મૂળ કાવ્યની નહીં, એના ગુજરાતી અનુવાદની સમીક્ષા અભિપ્રેત છે.

આ અનુવાદ વિશે વાત કરતાં પહેલાં એને લગતી પૂર્વભૂમિકારૂપ કેટલીક વિગતો જોઈ લઈએ. કૃતિ મૂળ ભાષામાં વાંચી હોય, મનમાં વસી ગઈ હોય, એની સમગ્ર પ્રક્રિયા સાથે એકરૂપ થવાની ઇચ્છા જાગી હોય, એવું કોઈ ભાવાવેગભર્યું પ્રેરકબળ આ અનુવાદકર્મની પાછળ નથી; પ્રેરકબળ તો છે મિત્રકવિનો પોતાની રચના ગુજરાતીમાં ઉતારવા માટેનો પ્રેમાગ્રહ. અનુવાદકર્મ એ કંઈક સર્જનકર્મ જેવું જ કર્મ છે. એના કર્તાની એમાં આંતરિક સંડોવણી અને એના સંવિદની સક્રિયતાનો પ્રભાવ એના પરિણામ પર પડતો હોય છે. આ અનુવાદની બાબતમાં બીજી વાત એ છે કે અનુવાદકને કૃતિ જે ભાષામાં રચાઈ છે એ તેલુગુ ભાષાનો મુદ્દલ પરિચય નથીઃ એ ભાષાના પ્રદેશનો, એની સંસ્કૃતિનો કે એની સાહિત્યિક પરંપરાનો પણ પરિચય નથી; મૂળ કવિએ સંપડાવેલા હિંદી – અંગ્રેજી અનુવાદનો આધાર એમણે લીધો છે. ત્રીજી વાત એ છે કે આ એક દીર્ઘકાવ્ય છે. એમાં નિરૂપણવિષય એકસો છ પૃષ્ઠ (ગુજરાતી અનુવાદનાં) અને સત્તાવીસ ખંડમાં વિસ્તરેલો – વિકસેલો છે, જેમાં અનેક સાંસ્કૃતિક – સામાજિક – ઐતિહાસિક – પૌરાણિક – ભૌગોલિક સંદર્ભો અને કલ્પનો વણાયેલાં છે. આ વિષય અને એનો આ પરિવેશ અનુવાદક માટે અજાણ્યા છે. આ વિગતો કહી આપશે કે આ અનુવાદક માટે આ કામ કેટલું કઠિન, કપરું અને પડકારરૂપ છે.

આ પડકાર આ અનુવાદક કેમ ઝીલી શક્યા? પહેલી વાત તો એ છે કે અનુવાદક પોતે સિદ્ધહસ્ત કવિ છે એટલે આ 'જળગીત' ભલે પરભાષાના અવગુંઠન આડે રહેલું હોય, એ આવરણ શી રીતે ખસેડીને કવિતાના સૌંદર્યને સાક્ષાત્ કરવું ને કરાવવું એ કલા એ બરોબર જાણે છે. કવિતાના સગડ ક્યાં ક્યાંથી મળી શકે એની એમને બાતમી છે. બીજી વાત એ છે કે અનુવાદ– કાર્યની મુશ્કેલીઓ કઈ કઈ અને કેવી કેવી હોઈ શકે એનો એમને અંદાજ છે, એનાં ભયસ્થાનોની એમને ખબર છે અને એવા સ્થાને અનુવાદક સામાન્યતઃ કેવી માનસિકતાથી પ્રવર્તતો હોય છે એનો પણ એમને ખયાલ છે. આનો મુકાબલો કરવા એમણે ઘણી જહેમત ઉઠાવી છે. પહેલાં હિંદી અનુવાદ વાંચ્યો, પછી અંગ્રેજી, પછી એ બેઉની પાઠતુલના અને પાઠપસંદગી, હિંદી, અંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી શબ્દકોશોની સહાય. એમણે જોયું કે હિંદી અનુવાદ તેલુગુમાંથી થયેલો છે અને અનુવાદક પ્રો. પી. મણિક્યામ્બા પોતે પણ તેલુગુભાષી છે એટલે એમના અનુવાદમાં તેલૂગુ ભાષાની પૂરી છાંટ છે. એને ઓળખવા શું કરવું? એનો ઉકેલ પણ એમણે શોધી કાઢ્યો. હૈદરાબાદનાં વતની વ્યાવસાયિક સાથી શ્રીમતી દેવીની મદદ લીધી. એમને ત્યાં મહેમાન થઈને આવેલાં એમનાં સાસુને મૂળ તેલુગુ પ્રત આપીને ટેલિફોન પર એમની સાથે ચર્ચાઓ કરી. આ બધું તો ખરું જ, ઉપરાંત કૃતિના રચયિતાનો એક કવિ તરીકે ભાવનાલોક કેવો છે, એમની જીવનદૃષ્ટિ કેવી છે, કવિતા વિશેનો એમનો ખયાલ, અભિગમ કેવા છે એ જાણવા માટે એમની મુલાકાત, ટેલિફોન પર વાર્તાલાપ, પત્રવ્યવહારને પણ અનુવાદકે ખપમાં લીધા. આ આખો વૃત્તાન્ત અનુવાદકની પોતાના આ કાર્ય માટેની નિષ્ઠાનો પરિચાયક છે અને એક અનુવાદકે અન્ય ભાષાની કૃતિને પામવા માટે અને પોતાની ભાષામાં એને અવતારવા માટે કેવી કેવી તૈયારી કરવી પડે તેની સૂચક છે.

●

આ દીર્ઘકાવ્યનો વિષય વિશિષ્ટ છે પરંતુ એક પ્રજા તરીકે આપણા માટે અજાણ્યો નથી તેમ એવું પણ નથી કે આપણે એની સાથે કશી લેવાદેવા ન હોય. તેલુગુ કવિ એન. ગોપીએ મૂળ રચનાની ભૂમિકામાં આ પ્રમાણે કહ્યું છે:

'પૃથ્વી પર પ્રાપ્ત થતા પાણીમાં બધું મળીને ૯૭% થી પણ વધારે પાણી સમુદ્રનું પાણી છે. પ્રત્યક્ષરૂપે એ પૃથ્વી પરનાં પ્રાણીઓ માટે કશા કામનું નથી. બીજું બે ટકા પાણી બરફના રૂપમાં છે. બાકીનું એક ટકાથી પણ ઓછું પાણી પ્રાણીઓના ઉપયોગમાં આવે છે. એ છે પીવાનું પાણી. હવે આ પીવાના પાણી પર બહુ મોટી આફત ઊતરી આવી છે. એક તરફ

વસતિવધારો અને એવાં અન્ય કારણસર પાણીની અછત ઊભી થઈ છે તો પ્રદૂષણ એ આ સંકટ માટેનું બીજું કારણ છે.'

'વાતાવરણમાં પ્રદૂષણનું પ્રમાણ વધવાથી બરફ પર દબાવ શરૂ થઈ જાય છે. બરફ એ પૃથ્વીના સંતુલનનો એક આધાર છે. હવે આ બરફ જો પીગળ્યો તો જળપ્રલય થઈ જશે અને પૃથ્વીનું નામનિશાન મટી જશે.'

'આ બધી બાબતો મારા આ દીર્ઘકાવ્યનું એક પ્રેરકબળ છે.'

જળને લગતી જે બે સમસ્યાઓનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સમસ્યાઓ વ્યાપક છે, આપણો મુલક પણ એમાંથી મુક્ત નથી. પ્રશ્ન એ છે કે આપણી ભાષામાં આ ઘેરા સંકટને લગતું કોઈ કાવ્ય કેમ નથી? આપણું સાહિત્ય સમસામયિક પરિસ્થિતિથી ચાતરીને ચાલતું હોય એવું કેમ લાગે છે, એવી સેવાતી રહેતી ચિંતા તથ્યવિહોણી તો નથી, એમ લાગે છે. બનવાજોગ છે કે અનુવાદ માટેના કવિસૂચનના અનુવાદકે કરેલા સ્વીકારનું પ્રેરકબળ આમાં રહેલું હોય.

●

કાવ્યરચનાનું નિમિત્ત ભલે આ સમસ્યામાં રહેલું હોય પણ કવિ જાણે છે કે જીવનવ્યવહારમાં એનું મહત્ત્વ ગમે તેટલું હોય પરંતુ કાવ્યને માટે એ ફલક સંકુચિત છે એટલે કવિએ 'જલતત્ત્વ' પર દૃષ્ટિ માંડી છે અને જે કવિતા સિદ્ધ કરી છે એ છે, સ્વયં કવિના શબ્દો યોજીને કહીએ તો, 'દાર્શનિકતા અને માનવતાના ભાવોથી સમન્વિત કવિતા.', જેનો ઉદ્દેશ છે 'જલાનુભૂતિ'. કવિતામાં અનુભૂતિ સૌંદર્યમય રૂપ ધારણ કરીને ભાવકને સાક્ષાત્ થાય એ અભીષ્ટ છે. એના એ સૌંદર્યમય રૂપને પામીને અધિકાધિક અંશે પોતાની ભાષામાં સાકાર કરવું એ અનુવાદકને ઉદ્દિષ્ટ હોય છે. પ્રસ્તુત અનુવાદમાં એની કેવી ઝલક જોવા મળે છે તેની વાત કરીએ. એમ કરતાં આપણે સ્વાભાવિક રીતે જ ભાષા, એનો લય, વર્ણનકલા, અલંકરણ, કલ્પન, પ્રતીક આદિ કાવ્યતત્ત્વોની યોજનાના નિર્દેશો કરવાના આવશે, હા, અલબત્ત, નિર્દેશો જ.

કોઈ પણ સ્વરૂપમાં હોય, સાહિત્યકૃતિ દીર્ઘ ફલક પર વિસ્તરે એટલે એમાં કથાતંતુ દાખલ થયા વિના રહેતો નથી એમ જણાય છે. અહીં પણ એમ જ થયું છે. જળની ઉત્પત્તિ અને વહનની ગાથા કવિ માંડે છે. કટાવના સંસ્કારો સાથેનો અછાંદસ અનુવાદકે યોજ્યો છે, એટલું જ નહીં આ ગાથાને પદ્ય, બલ્કે કાવ્યના સ્તરે પહોંચાડવા, એમાં જે કલ્પનાજન્ય વિસ્મયભાવ રહેલો છે તેને પણ સૂઝપૂર્વક ઉતાર્યો છે:

'આદિકાળના
કયા બ્રહ્મ-અંડને ભેદી
દડી પડ્યું આ પાણી!
કલ્પી પણ ના શકાય એવી
કઈ વિરાટ ધારાથી એનું –
છે આ નિત્ય પ્રયાણ!
કયા અગમ ઊંડાણેથી એ
વહન કરી લાવ્યું
આ આદિમ ધ્વનિ!'

અહીં 'બ્રહ્માંડ'નો પદવિગ્રહ, 'ફોડી' નહીં પણ 'ભેદી', 'વરસ્યું' નહીં પણ 'દડી પડ્યું' ('અંડને ભેદી'ના સંદર્ભમાં), અર્થને વ્યંજનાના સ્તરે લઈ જતો શબ્દ 'પ્રયાણ' અને સાતત્યનો સંકેત રચવા માટે 'નિત્ય પ્રયાણ' પ્રયોગ, પાણીની વાત ચાલે છે એટલે ધ્વનિના સંદર્ભમાં 'વહન કરી લાવ્યું' ક્રિયાપદની યોજના – આ બધું અનુવાદકને માટે જરૂરી શબ્દસૂઝનો પરિચય કરાવે છે. પછીના અંશમાં પાણીનો મનુષ્ય પરનો પ્રભાવ વર્ણવાયો છે:

'લથબથ થાય બધુંયે
જળનું કાને પડતાં નામ.'

આ પંક્તિઓ એ પ્રભાવ કેવો સર્વાશ્લેષી અને પ્રબળ છે એ વર્ણવે છે તો 'સઘળું રણઝણ રણઝણ'માં એથી થતો રોમાંચ અનુભવગમ્ય બન્યો છે. આ પંક્તિઓમાં શબ્દ અને લયની પસંદગી અને બંનેની કાર્યસાધકતા રહેલી છે. બીજી પંક્તિમાં ચોપાઈનો લય જે સહજતયા જગા કરી લે છે તે પણ ધ્યાનાકર્ષક છે.

પણ મૌલિક સર્જનમાં શબ્દનો જે સાથ મળે છે તે કેટલીક વાર અનુવાદમાં નથી મળતો હોતો એનું નિદર્શન જોવું હોય તો આ જ અંશમાં 'ત્રિ-પરિમાણુ' એ પ્રયોગ, મોતીની સાથે 'સરી ગયું' ને બદલે 'ઝરી ગયું' જેવા પ્રયોગમાં એ જોવા મળશે. વૈયાકરણી પ્રશ્ન અહીં, અને પછીના બે બે અંશોમાં પણ ઊભો થશે. 'જીવ-ગોળ' કે 'જળ-ગોળ' જેવા શબ્દોની નિર્મિતિ પણ અસુભગ જણાય છે.

'તારા નિત્ય પ્રવાસે
થઈને નિર્ઝર
બની ઝરણ
નદીઓ થઈને
કે થઈને સાગર–'

આ પંક્તિઓ અછાંદસમાં દ્રુત લય કઈ રીતે પ્રયોજી

શકાય તેનું સૂચન કરે છે અને કાવ્યારંભે સૂચવાયેલી જલગતિને પ્રત્યક્ષ કરે છે. અછાંદસ એટલે વાક્યખંડો નહીં, એ સમજવા માટે પણ આ દૃષ્ટાન્ત કામ લાગે તેમ છે.

કલ્પનને બદલે કથન પણ લયને લઈને હૃદ્ય બને છે:

'કાળના પ્રવાહનું દૃશ્યરૂપ
આ નદી'

પણ લયને સાચવવા તરફનું કવિનું લક્ષ શબ્દપ્રયોગની સુભગતા તરફ દુર્લક્ષ સેવી બેસે એવું બને, પરિણામે કલ્પનનું સૌંદર્ય પણ ઝંખવાય –

'બધી સભ્યતાનાં મૂળોને
સીંચ્યાં એણે
ભીની ભીની આંગળીઓથી.'

અહીં 'મૂળ'નું બહુવચન 'મૂળો' એવો અસુભગ પ્રયોગ છે.

દીર્ઘકાવ્યમાં ગદ્યના ટુકડા પણ ઉપયોજાય. અનુવાદકે આથી પદ્યલય અને ગદ્યલયને સાચવતી ભાષા – તેના શબ્દપ્રયોગો, તેનો અન્વય – એમ બે સ્તરે કામ કરવાનું આવે છે અને એક સ્તરેથી બીજે સ્તરે જતાં લયનો સહજ બદલાવ જરૂરી બને છે. અહીં એક જ ખંડનાં બે દૃષ્ટાન્તો એનો ખ્યાલ આપશે –

'ઉપર ઉપરના પાણીને
ધગધગતી ભૂંગળીઓ ખેંચી લે છે.'

આ ગદ્યકથનમાં 'ઉપર ઉપરના' શબ્દપ્રયોગ નિર્વાહ્ય બને છે જો કે, પદ્ય સાથે સંયોજાતા ગદ્યમાં પણ શબ્દપસંદગીમાં સાવધાની જરૂરી તો બને છે, નહીં તો કથ્ય કેવું ફસકી પડે છે તે જુઓ –

'કાકતીય રાજાઓના જળ-આયોજનમાં
હતી વહેંચણી જળની
સૌથી પ્રમુખ બાબત.'

'જળ-આયોજન', 'સૌથી પ્રમુખ બાબત' જેવા ગદ્યાળુ શબ્દોમાં કાવ્યક્ષમતા કે ઔચિત્ય જણાતાં નથી.

ગદ્યની ચાલમાં વાત આગળ ચાલતી હોય છે અને સહસા પદ્યનો પ્રલંબ લયમાં ઉછાળ આ પંક્તિઓમાં આમ આવે છે –

'એણે ગગન ઉછાળ્યા મેઘ
બની વાદળના સાક્ષ
અચલ ઊભા પર્વતના
મસ્તક ઉપર સોહે.'

જળની ત્વરિત પ્રતિક્રિયા ભાષાના આ બદલાયેલા સ્તરે કેવી લયાન્વિત થઈ છે!

કાવ્યમાં ભલે સળંગસૂત્રિત નહીં ને પૃથક્ પૃથક્, પણ કથાતત્ત્વ છે એટલે ક્રિયાના રીતિસૂચક શબ્દ 'આમ'નો પ્રયોગ અને કથાતત્ત્વને પોષક જિજ્ઞાસારસોત્તેજક પ્રશ્નાર્થ કાકુ નીચેની પંક્તિઓમાં સાંભળવા જેવા છે –

'આમ સહજ – વર્ષાનો અવસર
અવરોધાયો.
કહો,
હવે વાદળીઓ પણ શું મૂંગી રહેશે?'

હંમેશાં પદ્યલયથી મોહ પામ્યા વિના ક્યારેક ગદ્યલયને પણ અનુવાદકે મનોહર રીતે યોજ્યો છે:

'હે હિમાની, શાતા પામો!
શાંત બનો હે તુષાર - જનની
પોઢો
શયનમાં તમે વધુ સુંદર લાગો છો.'

જળ – વારિ – પાણી – નીર – સલિલ, આ પર્યાયોને તથા અન્ય પર્યાયોને પણ અનુવાદકે કથ્ય, ભાવપરિવેશ અને લયને અનુલક્ષીને ક્યાં ક્યાં કેવી કેવી રીતે, ક્યારેક સદ્ય પ્રયોજ્યા છે તે પણ જોવા જેવું છે.

મુખ્ય વાત એ છે કે મૂળ કવિતામાં એક જે પીડાનો સ્વર છે તે અનુવાદક આપણને બરોબર સંભળાવી શક્યા છે.

●

આટલા દીર્ઘપટ પર ગુજરાતી કવિતામાં નહીં નિરૂપાયેલા એવા વિષયને, એનું સૌંદર્ય કંઈક ઓર નિખાર પામે એ રીતે નિખારવામાં ગુજરાતી ભાષા કેટલી સક્ષમ છે તે આ અનુવાદકે પૂરા સામર્થ્યથી દર્શાવી આપ્યું છે ત્યારે એવી ઉત્સુકતા રહે છે કે ગુજરાતી કવિતાને તેલુગુમાં અવતારીને એ ભાષાની એવી ક્ષમતાનો એન. ગોપી પણ આપણને પરિચય કરાવે. ■

---

(જળગીત, એન. ગોપી, સોમેશ્વર રમણીક, અનુ. રન્નાદે, અમદાવાદ, ૨૦૦૬, પૃ.૧૦૬+૧૬, મૂલ્ય રૂ ૭૫.૦૦)

# ભારતના પુનરુત્થાનના જ્યોતિર્ધરો

દુષ્યંત પંડ્યા

## ૨ : સ્વામી વિવેકાનંદ

'અરે શંભુનાથ! આપની પાસે મેં ખોળા પાથર્યા હતા પુત્ર માટે અને આપે મોકલી આપ્યો છે એક ભૂત.' પોતાના બાળપુત્રનાં તોફાન જોઈને, કોલકાતાના સિમુલિયા મહોલ્લાના એક આલીશાન ઘરમાં રહેતાં ભુવનેશ્વરી દત્ત પોકારી ઊઠતાં.

ભુવનેશ્વરીના પતિ વિશ્વનાથ દત્તના લોહીમાં ત્રણ પેઢીઓથી વકીલાત ચાલી આવતી હતી. સાહેબીથી રહેતાં એ દંપતીનાં ત્રણેક બાળકો શૈશવમાં જ ગુજરી ગયાં હતાં. હાફીઝની શાયરીના શોખીન અને, મિશનરીઓ પાસે અંગ્રેજી કેળવણી પામેલા વિશ્વનાથને દેવદેવીઓમાં ખાસ શ્રદ્ધા ન હતી પણ, ભુવનેશ્વરી પૂરાં શ્રદ્ધાળુ હતાં અને એમણે, વારાણસીમાંના વીરેશ્વરની માનતા માની અને જપતપ કર્યાં. પછી જે પુત્ર પ્રસવ્યો તેનું નામ વીરેશ્વર રખાય એમાં આશ્ચર્ય નથી. પછીથી એ નામ નરેન્દ્રનાથમાં ફેરવાયું હતું. મેધાનાં અને તોફાનનાં લક્ષણો આ વીરેશ્વરમાં શૈશવથી જ દેખાવા લાગ્યાં. એનાં તોફાન અસહ્ય થઈ પડે ત્યારે એનાં માતાના મુખમાંથી સરી પડતા ઉદ્ગારો ઉપર જણાવ્યા છે. પણ વિશેષમાં, વીરેશ્વરને મસ્તકે માતા ઠંડા પાણીનો લોટો રેડે તેવો જ એ ડાહ્યોડમરો થઈ જતો, જાણે જલાભિષેકથી થતી શંભુની તૃપ્તિ!

નરેન્દ્રનાથનો જન્મ ૧૮૬૩ના જાન્યુઆરીની ૧૨મીએ, મકરસંક્રાંતિની સવારે સૂર્યોદયની થોડીક જ મિનિટ પૂર્વે થયો હતો જાણે, ભારતના નવવિધાનનો સૂર્યોદય! એના જન્મ પહેલાંનાં આઠસો એક વરસોથી આરંભાયેલાં અને સદીઓ સુધી ચાલેલાં ઇસ્લામનાં આક્રમણોને ખાળવામાં આપણા પૂર્વજો સફળ થયા ન હતા. તેમાં વળી યુરોપિયન આક્રમણખોરો જોડાયા. કોશેટોમાં જાતને સંકોચતા જીવડાની જેમ હિંદુ ધર્મ અને હિંદુ સમાજ સંકોચાતો જતો હતો. પાદરીઓએ ખોલેલી કેટલીક અંગ્રેજી શિક્ષણ સંસ્થાઓ કફનપેટીની અંતિમ ખીલી જેવી બની ગઈ. ૧૮૫૭માં ભારત બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ બન્યું. અને આપણી સંસ્કૃતિને લાગેલો ધક્કો આપણા પુનરુત્થાનનું અગત્યનું કારણ બન્યો. એ પુનરુત્થાનના જનક હતા આ નરેન્દ્ર (પછીના વિવેકાનંદ)ના ગુરુ રામકૃષ્ણ પરમહંસ. પણ, જગતને પંથે ચડી એના ઉદ્ઘોષક અને પ્રચારક આ નરેન્દ્રનાથદત્ત બન્યા હતા.



પ્રતિભાશાળી મેધા, તેજસ્વી બુદ્ધિ, દેહસૌષ્ઠવ, નેતૃત્વશક્તિ અને મિત્રો બનાવવાની કળા ઇત્યાદિ ગુણો આ નરેન્દ્રમાં બાળપણથી જ દેખાવા લાગ્યા હતા. એ જ રીતે એક વિશિષ્ટ અધ્યાત્મ લક્ષણ પણ એમનામાં બાળપણથી જ દેખાવા લાગ્યું હતું. રાત્રે એ સૂવા જતા ત્યારે બે ભમરોની વચ્ચે એમને જ્યોતિદર્શન થતું અને એ જ્યોતિ ધીમે ધીમે મોટી થતી જતી અને એ નિદ્રાધીન થાય ત્યારે એનો વ્યાપ એમને પૂર્ણપણે આવરી લેતો. એમની અનેક રમતોમાંની એક રમત ધ્યાનની હતી. ચારપાંચ મિત્રો સાથે એક વાર એ ધ્યાનની રમતે ચડ્યા. ત્રણ-ચાર મિનિટમાં મિત્રોનું ધ્યાન પૂરું થઈ ગયું અને એમણે આંખો ખોલી તો એક વિષધર કાળીનાગ પોતાની ફેણ પસારતો દેખાયો. એને જોઈ રીડિયારમણ કરતા મિત્રો ભાગી ગયા પણ નરેન્દ્રનું ધ્યાન લગભગ કલાકેક ચાલ્યું. દરમિયાન નાગ ચાલી ગયો હતો. નિર્ભયતા નરેન્દ્રનું સ્વાભાવિક લક્ષણ હતું.

પોતાના વ્યવસાય અંગે વિશ્વનાથ દત્તને રાયપુર જવાનું થતાં નરેન્દ્રના શાળેય અભ્યાસમાં દોઢેક વરસનો ખાડો પડ્યો હતો પણ, એ જે શાળામાં ભણતા હતા તેના આચાર્યને નરેન્દ્રની તેજસ્વિતાની જાણ હતી એટલે એમણે નરેન્દ્રને એન્ટ્રન્સ (શાળાંત) પરીક્ષામાં બેસવા દીધા અને ઉચ્ચ ગુણ મેળવી, નરેન્દ્રે આચાર્યની પોતાની શક્તિમાંની શ્રદ્ધાને સાચી ઠેરવી. એ જે કૉલેજમાં જોડાયા તેના આચાર્યે અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થનું કાવ્ય 'ધ એક્સકર્ઝન' શીખવતાં તેમાં કવિએ વર્ણવેલી ઇંદ્રિયાતીત મનોદશાનું વર્ણન સમજાવતાં 'દક્ષિણેશ્વરના સંત' રામકૃષ્ણ પરમહંસનો ઉલ્લેખ આદરપૂર્વક કર્યો હતો. પણ ત્યારે નરેન્દ્રને કશું આકર્ષણ એ નામે જન્માવ્યું ન હતું.

એનો અર્થ એ નથી કે એ સાવ નાસ્તિક હતા. ઘરમાં માતાનો ધર્મ પૂજોપચારની મર્યાદામાં રમતો હતો ત્યારે પિતાની ધર્મનાવ નાસ્તિકતાના કિનારા ભણી જઈ રહી હતી. ખ્રિસ્તી મિશનો દ્વારા ચલાવાતી શિક્ષણસંસ્થાઓમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર બેરોકટોક ચાલી રહ્યો હતો અને એ પ્રચારનો સામનો કરવા બ્રાહ્મસમાજની મથામણ ચાલુ હતી. કોલકાતાની શાળા-કૉલેજોના નરેન્દ્ર જેવા કેટલાક જુવાનિયાઓ બ્રાહ્મસમાજ તરફ આકર્ષાયા હતા અને તેના સભ્ય બન્યા હતા. પરંતુ ખ્રિસ્તીઓની

માફક, અઠવાડિયે એક વાર મળતા એ સમાજના ધાર્મિક કાર્યક્રમથી નરેન્દ્રને સંતોષ ન થયો. પોતાના મધુર કંઠને લીધે, બ્રાહ્મસમાજની ગીતમંડળીમાં એ ખૂબ ભાવભર્યે કંઠે ભજનો ગાતા પણ, કંઠથી નીચે, એમના હૃદયમાં, અસંતોષનો ચરુ ઊકળતો હતો. અહીં મંદિરોમાંની મૂર્તિઓ ન હતી અને પૂજોપચાર જરા ભિન્ન હતા પણ ઊંડાણ ન હતું. ભગવાન દેખાતો ન હતો ત્યારે નરેન્દ્રની ઉત્કટ ઝંખના હતી ભગવાનનાં દર્શનની.

એ ઝંખના એમને લઈ ગઈ દેવેન્દ્રનાથ ઠાકુર પાસે, કવિવર રવીન્દ્રનાથના પિતા પાસે. તેઓ બ્રાહ્મસમાજના અગ્રણી હતા અને પોતાના સમયનો સારો એવો ભાગ એ જપધ્યાનમાં પસાર કરતા. ખલેલ વિના, શાંતિપૂર્વક ધ્યાન કરી શકાય એ માટે એક નૌકામાં બેસી એ ધ્યાન કરતા. નરેન્દ્ર ત્યાં પહોંચ્યા અને એ છોકરડાએ મહર્ષિને મૂંઝવતો સવાલ કર્યો: ‘મહાશય, આપે ભગવાનને જોયા છે?’ આ સવાલથી મહર્ષિ ઘા ખાઈ ગયા હશે. હા કે નામાં જવાબ આપવાને બદલે એ બોલ્યા: ‘બેટા, તારી આંખો યોગીની આંખો જણાય છે. તું ધ્યાન કર!’ નિરાશ થઈને એ નૌકાથી તરવાનું મૂકી એ ઊતરી ગયા. પછીથી આ જ પ્રશ્ન એ શ્રી રામકૃષ્ણને પહેલી જ વાર મળવા દક્ષિણેશ્વર ગયા હતા ત્યારે એમને પૂછ્યો હતો. ખણખણતા રણકદાર રૂપિયાના જેવો સ્પષ્ટ ઉત્તર એમને મળ્યો હતો. પણ, આ શ્રી રામકૃષ્ણ સાથેની એમની પહેલી મુલાકાત ન હતી. એ પહેલી મુલાકાત આકસ્મિક જ લાગે એવી હતી.

નરેન્દ્રના ઘરની નજીક સુરેન્દ્ર મિત્ર રહેતા હતા. એ શ્રી રામકૃષ્ણના ભક્ત બન્યા હતા અને કંઈ ઓચ્છવ નિમિત્તે એમણે રામકૃષ્ણને પોતાને ઘેર નોતર્યા હતા. રામકૃષ્ણ ભજનો ગાવા-સાંભળવાના શોખીન હતા અને એમનો પોતાનો કંઠ પણ સુમધુર હતો. આ ઉત્સવ પ્રસંગે કંઈ ગાનવાદન થાય તો ઉત્સવમાં રંગ પુરાય એમ માની, સુરેન્દ્રે પડોશમાંથી નરેન્દ્રને ભજન ગાવા માટે બોલાવ્યા. અને એ ઘરમાં જેમ ફરતા હશે એવા જ વેશે ને એવા જ કેશે એ સુરેન્દ્રને ત્યાં આવ્યા અને એમને ભજન ગાવાનું કહેવાતાં આંખો બંધ કરી ભાવપૂર્વક કંઠે બ્રાહ્મસમાજનું એક ભજન ગાયું. ગાતી વેળાએ એમનું મન પોતાની અંદર પહોંચી ગયું હોય એવો ભાવ એમની મુખમુદ્રા પર અંકિત થઈ ગયો હતો.

શ્રી રામકૃષ્ણ તો રત્નપારખુ હતા. અઢારઓગણીસ વરસના આ યુવાનના ઢંગ એના સમોવડિયાના ઢંગ કરતાં તદ્દન જુદા હતા. એનામાં ટાપટીપ ન હતી. એની ઇંદ્રિયો બહિર્મુખી ન હતી અને એની આંખો જાણે ભીતર કશાકની શોધ કરતી હોય એવી જણાતી હતી. પોતાના આ અવલોકન ઉપરાંત ઉત્સવના યજમાન સુરેન્દ્ર પાસેથી પણ રામકૃષ્ણે વિશેષ માહિતી મેળવી લીધી. પછી એમણે નરેન્દ્રને પોતાની પાસે દક્ષિણેશ્વર આવવા કહ્યું.

સુરેન્દ્ર મિત્રની અને બીજા બે-ત્રણ સમવયસ્કોની સાથે ઘોડાગાડીમાં એ દક્ષિણેશ્વરના કાલીમંદિરે ગયા. સને ૧૮૮૨ના વર્ષના આરંભનો એ એક દિવસ હતો. ત્યાં, માતાજીના મંદિરના વિશાળ ચોગાનને ઈશાન ખૂણે, ગંગાતટે આવેલા શ્રી રામકૃષ્ણના ઓરડામાં એ મંડળી દાખલ થઈ. પણ નજીકને દરવાજેથી પ્રવેશ નહીં કરતાં નરેન્દ્રે ગંગા તરફને દરવાજેથી પ્રવેશ કર્યો. નરેન્દ્રનો એ ઉંબરવળોટ એના જીવનનો નિર્ણાયક તબક્કો બની ગયો. કિશોર વયમાં એને એક વાર એક દર્શન થયું હતું: બારણું વાસીને ઓરડામાં એ એકલા ધ્યાનમાં બેઠા છે. ‘ઓરડાની દક્ષિણ દીવાલમાં એક તેજોમય રૂપ પ્રગટ્યું. એ સંન્યાસીરૂપ હતું. હાથમાં દંડ અને કમંડલ. તદ્દન શાંત, નિર્વિકાર, મુદિત એ સંન્યાસીસ્વરૂપ મારી સામે તાકી રહ્યું અને જાણે એ મને કંઈ કહેવા માગતું હોય એમ લાગતું હતું. હું પણ એની સામે તાકી રહ્યો હતો. પણ, અચાનક ભયભીત થઈ, ઓરડાનો દરવાજો ખોલી હું બહાર દોડી ગયો. પછી મને ડહાપણ ફૂટ્યું કે આ રીતે ડરીને ઓરડો છોડવાને બદલે હું ત્યાં જ રહ્યો હોત તો એ જે કંઈ કહેત તે સાંભળત. મને લાગે છે કે એ કદાચ ભગવાન બુદ્ધ હતા.’

શ્રી રામકૃષ્ણ સાથેની એમની પહેલી મુલાકાતનો અહેવાલ એ ગુરુશિષ્ય બેઉએ આપ્યો છે ને તે એકબીજાને પૂરક છે. શ્રી રામકૃષ્ણે એ પ્રથમ મિલનને આમ વર્ણવ્યું છે : ‘બધાથી જુદો એ ગંગા તરફને દરવાજેથી દાખલ થયો. પોતાના દેખાવ અને પોશાક વિશે એ સાવ બેદરકાર હતો અને એની આંખો ક્યાંક દૂર મંડાયેલી જણાતી હતી. અહીં આ સાદડી પર એ બેઠો. મેં એને ગીત ગાવા કહ્યું. એણે ગાયું:

‘મન ચલો નિજ નિકેતને,
સંસારીને વેશે, દેશવિદેશ,
ભમો કેમ અકારણે...’

હવે નરેન્દ્રની વાત સાંભળીએ : ‘આ ગીત સાંભળતાં એ પ્રસન્ન સમાધિમાં સરી પડ્યા. સમાધિ ઊતરતાં, મારો હાથ પકડી મને ઓરડાની પાછળની પરસાળમાં લઈ ગયા અને ઓરડાનું દ્વાર બંધ કરી દીધું. મને કંઈ ખાનગી ઉપદેશ દેશે એમ મને લાગ્યું. પણ એમની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. મને

---

શુદ્ધિ :

ઑગસ્ટ ૨૦૦૭ના અંકમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ વિષેના લેખમાં પૃ. ૨૭ ઉપર ‘મયૂરબાબુ’ ‘મયૂરનાથ’ એમ છપાયું છે તે ‘મથુરબાબુ’ ‘મથુરનાથ’ એમ સુધારી લેવા વિનંતી.

કહે, ''આટલા બધા મોડા અવાય કે ? હું કેટલા કાળથી તમારે માટે ઝુરાપો અનુભવું છું! તમે તો નરનારાયણના અવતાર છો...'' મને લાગ્યું કે આ માણસ પાગલ છે. કેવી તો નાખી દેવાની વાત કરે છે! અચાનક મને ત્યાં જ ઊભો રાખી એ ઓરડામાં ગયા અને માખણ, મિસરી અને સંદેશ લાવી મને પરાણે ખવરાવવા લાગ્યા... એ પાગલ છે એ શંકા વધારે દૃઢ બની... પણ અમે ઓરડામાં પાછા આવ્યા ત્યારે, એમનું વર્તન સાવ બદલાઈ ગયું! એમની સરળતા, ઋજુતા, સાદગી, ધર્મનિષ્ઠા ઇત્યાદિ એમને બોલે બોલે ઝરતાં હતાં... મેં પૂછ્યું: ''મહાશય, આપે ભગવાનને જોયા છે ?'' એમણે ઉત્તર આપ્યો. ''હા, મેં જોયા છે અને અહીં તને જોઉં છું એના કરતાં વધારે સ્પષ્ટ રીતે. પણ એને જોવાની કોને પડી છે ? લોકો બૈરી, છોકરાં, પૈસા વગેરે માટે ઘડો આંસુ સારે છે. ભગવાન માટે એમ કોણ ઝંખે છે ?'' એમના આ બોલ મારા હૃદયસોંસરા ઊતરી ગયા.'

એ ઘેર પાછા જવાને તૈયાર થયા ત્યારે, 'પાછો આવજે હોં, એકલો!' એ રામકૃષ્ણના પ્રેમાળ શબ્દોનું ભાતું સાથે હતું. અને આખા માર્ગ દરમ્યાન એનું મન દ્વિધા અનુભવતું રહ્યું: 'આ પાગલ છે કે સંત?' રામકૃષ્ણ અને નરેન્દ્રનાથનું આ મિલન ઐતિહાસિક હતું. એ મિલન કેવળ બે વ્યક્તિઓનું મિલન ન હતું. બે ભિન્ન પ્રકૃતિઓનું, બે ભિન્ન વિચારધારાઓનું, પ્રાચીન અને અર્વાચીનનું, પૂર્વ અને પશ્ચિમનું મિલન હતું. એ બે ધારાઓ પવિત્ર સંગમ બની અને સદીઓથી સ્થગિત થઈ ગયેલા, અસ્પંદ અને સંકુચિત બની ગયેલા હિન્દુ ધર્મનું પુનઃ પ્રાગટ્ય થયું. યુગાનુસારી નવનિર્માણ થયું. પરસ્પરને પૂરક મિલન હતું એ.

પારદર્શક કાચના કબાટમાંની ચીજવસ્તુઓ સ્પષ્ટ જોઈ શકાય છે તેમ શ્રી રામકૃષ્ણની વેધક દૃષ્ટિ એની સામે આવેલી વ્યક્તિ પર પડતાં જ એ વ્યક્તિની આંતરિક શક્તિનો તાગ પામી જતી અને એ વ્યક્તિ જો 'અંતરંગ' થવાની હોય તો, એને વિશે પોતાને થયેલા દર્શન સાથે એનો તાળો એ મેળવી લેતા. એવા એક દર્શનમાં એમનું ચિત્ત બધા ઊર્ધ્વલોકની પાર, કેવળ જ્યોતિર્મય લોકમાં એક વાર ગયું હતું. ત્યાં સપ્તર્ષિઓ ધ્યાનમગ્ન બેઠેલા દેખાયા. સામેના જ્યોતિમાંથી અનુપમ સૌન્દર્યધારી એક શિશુઆકાર પ્રગટ થયો અને એક ધ્યાનસ્થ ઋષિ પાસે જઈ એને કહેવા લાગ્યો: 'હું પૃથ્વી પર જઉં છું. તમારે પણ આવવું પડશે. આવશો ને ?' ઉત્તરમાં ઋષિ કંઈ બોલ્યા નહીં. પણ થોડી વાર પછી પ્રસન્ન હાસ્ય એમને હોઠે આવ્યું. એમણે પોતાનાં ચક્ષુઓ ખોલ્યાં અને દૃષ્ટિ વડે જ સંમતિ દર્શાવી એ પાછા ધ્યાનમાં ડૂબી ગયા. આ ઋષિ એ જ નરેન્દ્ર. નરનારાયણનો અવતાર.

શ્રી રામકૃષ્ણ સાથેની પોતાની પહેલી મુલાકાતને પરિણામે નરેન્દ્રના ચિત્તમાં દુવિધા થઈ હતી : એ પાગલ છે કે સાચા જ્ઞાની ? વાતનો તંત મેળવવા માટે, આપેલા વચન અનુસાર, ત્રણેક અઠવાડિયાં પછી એ એકલા દક્ષિણેશ્વર ગયા. ઓરડામાં શ્રી રામકૃષ્ણ એકલા જ નાની પાટ પર બેઠા હતા. પણ એમનું ધ્યાન ક્યાંક બીજે જણાતું હતું. એમણે નરેન્દ્રને પોતાની બાજુમાં પાટ પર જ બેસવા કહ્યું. એ બેઠા પણ કશી વાતચીત જ નહીં. થોડી જ વાર પછી પાસે આવી નરેન્દ્રને એ પોતાના પગથી સ્પર્શ્યા. ને એ સ્પર્શ થતાંવેંત જ ઉઘાડી આંખે નરેન્દ્રને બધું નવીન દેખાયું. એમને લાગ્યું કે ઓરડાની ભીંતો, બારણાંઓ, પલંગ સહિતની ઓરડામાંની બધી વસ્તુઓ અને પોતાની જાત સુધ્ધાં કોઈ અનંતમાં જોરથી વિલીન થઈ રહેલ છે. એ ખૂબ ગભરાઈ ગયા અને બોલી ઊઠ્યા: 'અરે! તમે આ શું કરો છો ? મારાં માતાપિતા ઘેર છે.' ઊંચે અવાજે બોલાયેલા આ બોલ સાંભળી શ્રી રામકૃષ્ણ જરા મલક્યા. એમણે પોતાનો હાથ નરેનની છાતીએ મૂક્યો અને એમને ગભરાવતું પેલું દૃશ્ય અદૃશ્ય થઈ ગયું. 'ઠીક, એને હજી વાર છે.' એમ રામકૃષ્ણ બોલ્યા હતા. નરેન્દ્રનાથે જાતે જ આ ઘટના વર્ણવી છે. શ્રી રામકૃષ્ણના આ બે માર્ગોએ એમના વ્યક્તિત્વના બીજા જ પાસાનો અનુભવ નરેન્દ્રને કરાવ્યો.

### ઘડતર

નરેન્દ્રનાથની દક્ષિણેશ્વરની મુલાકાતો વધતી ગઈ. હીરાઘસુની છીણી કરતાં ક્યાંય વધારે સૂક્ષ્મ છીણીથી શ્રી રામકૃષ્ણ નરેન્દ્રનું ઘડતર કરતા રહ્યા. રામકૃષ્ણને બીજા શિષ્યો પણ હતા. પરંતુ એ સૌના કરતાં 'નરેન નોખી માટીનો છે.' એમ ગુરુ કહેતા. 'નરેનમાં જ્ઞાનનો અગ્નિ પ્રજ્વલિત છે.' અને એ અગ્નિ ગમે તેને ભસ્મીભૂત કરી નાખે છે. કોઈ કુપાત્રની આપેલી મીઠાઈની ભેટ ખાવાની બીજા શિષ્યોને મનાઈ હતી! નરેનને નહીં. નરેનનું સ્થાન વિશેષ હતું અને એનું ઘડતર વિશેષ રીતે જ થતું. શ્રી રામકૃષ્ણની શાળામાં ઘંટ ન હતો: સમયપત્રક ન હતું, વિષયો ન હતા: એક જ વિષય હતો. અધ્યાત્મનો. દરેક શિષ્યના આંતરિક વલણ અનુસાર ઠાકુર એનું ઘડતર કરતા.

નરેન્દ્ર અને એમના મિત્ર રાખાલ – પછીના સ્વામી બ્રહ્માનંદ – બ્રાહ્મસમાજના સભ્યો હતા. એ સભ્ય થવાના પત્રકમાંની બીજી કેટલીક બાબતો સામે એક કબૂલાત આપવી પડતી: 'હું મૂર્તિપૂજામાં માનીશ નહીં. આ પત્રકમાં સહી કર્યા છતાં શ્રી રામકૃષ્ણના સંપર્કમાં આવ્યા પછી રાખાલની માન્યતામાં પરિવર્તન આવ્યું અને એ કાલીમાતાનાં દર્શન કરવા ગયા. એ પાછા આવ્યા તો નરેન્દ્રે એમને ઊધડા લીધા. 'પ્રતિજ્ઞાપત્ર પર સહી કર્યા છતાં તું મંદિરમાં મૂર્તિનું દર્શન કરવા ગયો જ શા માટે ?' રાખાલ છોભીલા પડી ગયા અને નરેન્દ્રને ઉત્તર આપી શક્યા નહીં. રામકૃષ્ણે વાતનો તંતુ પકડી લીધો. 'રાખાલે સહી કરી ત્યારે એનામાં પૂરી સમજ ન હોય અને સમજીને સહી કરી હોય તો પછીથી તેણે મત બદલાવ્યો હોય, એવું ન બને ? આવી

## પૃથ્વી અવતરિત પ્રીતિ વિશે

●

ઉશનસ્

બધાયે સંબંધો – પ્રણય પણ – આરંભની ક્ષણે
દિસે જેવા તાજા જીવનભર તેવા જ ન રહે;
ભલે ને પ્રેમીઓ ભવભવનું પ્રીતિવ્રત ચહે
– શુભેચ્છા એ સૌને – પણ પ્રિય! ન એવું અહીં બને.

પ્રીતિ તો વેદાન્તે જ્યમ કથિત, એ બ્રહ્મ સદશી;
અલિપ્તા, આકાશી અવતરણ પૃથ્વી પર થતાં
પ્રવેશે પૃથ્વીની તરત ધૂળની ત્યાં ધૂસરતા;
પછીના વ્હેવારે અન્ધર ન ટકે ધર્મરથ શી.

રજોટાઈ પ્રીતિ અહ કશી વગોવાય પ્રિય હે!
જરી લંબાતી કે પતલી પડી, પીળી પડી જતી
તૂટું તૂટું થાતી પ્રવહપથ ગંધાતી, છૂટતી
સરેરાશપ્રીતે પ્રિય, સહજ ભૂ સંસરી રહે

શિવે જે શુદ્ધાત્મા પણ ઊતરી ભૂપે જીવ થઈ
ન શું આ સંસારે સહ્યું? પ્રીતિકથા એવી જ અહીં.

## નાભિદીપ

●

રામચંદ્ર પટેલ

મને લાગે એવું હવડ વનનો ડુંગર બની
ગયો હોઉં, ને આ શરીર પર ના હાથપગ કે
ન માથું; ઝીંકાયા પથરપથરા ચામ ટુકડા,
છતાં ઊંડે ફૂટી ઝરઝરી રહે મેઘ, ઝરણાં.

વળી કોઈ વેળા જળ ઘૂઘવતા અબ્ધિ વચમાં
થતો ટાપુ, ચારે તરફ પછડાટે તિમિરની
સહી ડૂબું: ખારાશ સહ ખખરે શંખ છીપલાં,
તહીં આવે કો મત્સ્યકુંવરી ધરે મૌક્તિક ઘણાં.

કદી વંટોળે હું ચડું, પડું, બનું ઢેર રણનો
લિસોટા તાણે લૂ... મૃગજળ ધસી ખેંચ રચતાં
શું નાડી નાડીમાં સુસવતી વહે વેણુ ડમરી?
પછી ઊગે ચાંદો ઝળહળ ઝગી ચાંદની રમે...

ત્રણે એ દશ્યોના બધિર ભરડામાં ભસ્મ ઊડતી
નથી રૂંધાતી નાભિદીપની મણિજ્યોત ઝગતી.

## વળાંક પર

●

ભાનુપ્રસાદ પંડ્યા

દેખાય રસ્તે દૂરનું સામે વળાંક પર,
સીધા જતાં જે ખોયું પામે વળાંક પર!

છૂટી પડી જે રીસથી કેડી પરે ગઈ,
પાછી મળી તે ચૂંદડી ગામે વળાંક પર.

આગળ હશે એ ઓછી જીવનમાં થોડી પીછે,
મુશ્કેલીઓની ભીડ તો જામે વળાંક પર!

ડાળી વળી કે વનની સૌ લીલાશ ગૈ વળી?
એકાગ્રતા વૃક્ષે નજર વામે વળાંક પર.

જમના તટેથી રીસમાં રાધા જતી ઘરે,
મુદ્રા મુરારીતનની થામે વળાંક પર!

## ... વહી ગયો

●

જયંત 'સંગીત'

અચેત શબ્દ કેટલાય અર્થ ઓળવી ગયો,
સમીર એકસામટાં અનેક ફૂલ પી ગયો.

જવાબ શોધવાની આ નવી રમત મળી મને,
સવાલથી સવાલ કાપતાં જ ઓગળી ગયો.

ફરી નવો સમય અને નવી હવા વહી રહી,
ફરી ચતુર કાગને શિયાળ ભોળવી ગયો.

ન ચેતના રહી કે જાડ્ય પણ રહ્યું નહીં હવે,
પ્રકાશ બસ પ્રકાશ ભભકતો બધે રહી ગયો.

અસર ઉપર બધો મદાર છે અહીં જયંતજી,
પહાડ ઓગળી સ્વયં સમુદ્રમાં વહી ગયો.

# ચાર ગઝલ

●

રાજેશ વ્યાસ 'મિસ્કીન'

## એ ધડકન...

પથ્થરોમાં પણ એ સ્પંદન લાગશે;
એક લય, એક જ એ ધડકન લાગશે.

છે ગમા ને અણગમાનો ખેલ આ,
લાગશે જે કંઈ મનોમન લાગશે.

કોણ ત્હારાથી વધુ જાણે તને?
શોધ કર, તું ત્હારો દુશ્મન લાગશે.

જ્યાં લગી ઉકળાટ, ઊકળશે બધું,
જંપશે જેવો, ત્યાં ચંદન લાગશે.

માન તું આભાર કે રઝળી પડ્યાં,
આ રઝળવું માર્ગદર્શન લાગશે.

સ્પષ્ટ ના કર, છોડ 'મિસ્કીન' ચૂંથણાં,
ચિત્ત જેવું સૌને ચિંતન લાગશે.

## કાયમ હોય છે

કોઈ દેખાતું નથી પણ સાથ કાયમ હોય છે;
ચિરપરિચિત નિતનવી શ્વાસોમાં સોડમ હોય છે.

બ્હાર-અંદર એકસરખી, એ જ મોસમ હોય છે;
રેશમી લાગે હવા, ઝરમરતું રેશમ હોય છે.

શબ્દમાં જો મૂકવા એ જાવ, સૌ ગાંડા ગણે,
ખૂબ ઊંડે ઊંડે જે, એક વાત મોઘમ હોય છે.

લાખ આ બોજાઓ વચ્ચે એક કૂણી લાગણી,
જિંદગી તેથી જ હળવીફૂલ – ફોરમ હોય છે.

બ્હાર-અંદરનો ખૂણેખૂણો ધબકતો – મ્હેકતો,
ઓ પ્રતીક્ષા! હાજરી કોની આ હરદમ હોય છે?

કઈ રીતે એને ખસેડું? સ્પર્શ ત્યાં છે, યાદ ત્યાં,
મામૂલી ઘરવખરી 'મિસ્કીન' આમ ઉત્તમ હોય છે.

## તું જેવો છે...

બહાર-ભીતર ડૂબકી દા;
જળથી-સ્થળથી છૂટતો જા.

બધેય ચોકી એની છે,
કહો નાખવી ક્યાં જઈ ધા?

ક્યાં ક્યાં કોનાં મન રાખીશ?
તું જેવો છે તેવો થા.

પાંચે આંગળીઓ સરખી?
ટૂંકો ઉત્તર હા ને ના.

મિત્રોના હસ્તાક્ષર છે,
જેને તું માને છે ઘા.

તું આકાશ સમો લાગીશ,
'મિસ્કીન' મન મૂકીને ગા.

## સાચું આંક્યું

દોડી દોડી સઘળે થાક્યું;
પછી જ મન, પળ જેવું પાક્યું.

આભ ઝૂકીને ઘરમાં આવ્યું,
એક આભલું એવું ટાંક્યું.

અંકાવાનું મન કોને છે?
જે આંક્યું, ત્હેં સાચું આંક્યું.

કેટકેટલા સૂરજ-ચંદર?
ભીતર જઈ જ્યાં થોડું ઝીંક્યું.

ઊઘડેલું પણ એમ ઊઘડ્યું,
ઢાંકેલું પણ રહ્યું ન ઢાંક્યું.

દરવખતે કચવાટ રહ્યો આ,
કોણ પડ્યું આ? કોણે તાક્યું?

દક્ષા વ્યાસ

## આવ !

●

રવીન્દ્રનાથ ટાગોર

તું જે સ્વરૂપે છે તે જ રૂપમાં આવ. તારા સાજ-શણગારમાં અટવાયા ન કર.
તારો અંબોડો ઢીલો થઈ ગયો હોય, તારો સેંથો સીધો ન પડ્યો હોય,
તારી કંચુકીની દોરી બરાબર ચુસ્ત બંધાઈ ન હોય તોય વાંધો નહીં.
તું જે સ્વરૂપે છે તે જ રૂપમાં આવ. તારા સાજ-શણગારમાં અટવાયા ન કર.
હરિયાળાં તૃણ પર ત્વરિત પગલાં ભરતી ચાલી આવ.

ઝાકળથી તારી પાનીનો અળતો ધોવાઈ જાય, તારાં ચરણોનાં ઝાંઝર
ઢીલાં પડી જાય, તારા હારમાંથી મોતી નીચે સરી જાય તોય વાંધો નહીં.

હરિયાળાં તૃણ પર ત્વરિત પગલાં ભરતી ચાલી આવ
તું જુએ છે ને કે વાદળો આકાશને આવરી રહ્યાં છે?
બગલાંની ટોળીઓ પેલા નદીકાંઠાથી ઊડી રહી છે
અને વેરાન મેદાન પરથી પવનના અનિયમિત ઝપાટા ધસી રહ્યા છે.
ચિંતાતુર ગોધણ ગામની કોઢ ભણી દોડી રહ્યું છે.

તું જુએ છે ને કે વાદળો આકાશને આવરી રહ્યાં છે?
તું તારા પ્રસાધનકક્ષનો દીવો પ્રગટાવવાનો વ્યર્થ પ્રયાસ કરી રહી છે.
એની જ્યોત ધ્રુજી ઊઠવાની છે અને પવનના ઝોકા સાથે બુઝાઈ જવાની છે.
દીવાનું કાજળ તારી પાંપણને સ્પર્શ્યું નથી તે કોણ જાણી શકવાનું હતું?
કેમકે તારી આંખો તો વરસાદી વાદળોથીય વધુ ઘેરી છે.
તું તારા પ્રસાધનકક્ષનો દીવો પ્રગટાવવાનો વ્યર્થ પ્રયાસ કરી રહી છે. એ બુઝાઈ જવાનો છે.
તું જેવી છે તે જ રૂપમાં આવ. સાજશણગારમાં અટવાયા ન કર.
હાર ગુંથાયો ન હોય તોય શું! પોંચીની કડી નંખાઈ ન હોય તોય શું! – તેને તેમ રહેવા દે.
આકાશ વાદળોથી ખીચોખીચ ભરાઈ ગયું છે. મોડું થયું છે.
તું જેવી છે તે જ રૂપમાં આવ. સાજશણગારમાં અટવાયા ન કર.

---

(The Gardener – કૃતિ-૧૧)

(આસ્વાદ)

# હળવી ક્ષણોનું અર્થ–ગંભીર કાવ્ય

રાજેન્દ્ર ઉપાધ્યાય

## બાકી રહ્યું શું હવે?

બેઠો એક યુવાન સોળ વયનો દાઢીમૂછો ફૂટતાં,
તાજો લેઈ સુહાગી એક સહરા પાને મઢ્યા સેફ્ટીને
સોજ્જી આરસીમાં લહંત દગને લાગી સમાધિ ગઈ,
સો સો પૂર્વજ વિશ્વના ઉરપટે એને ધસી આવિયા.

'રે રે ગૌરવ ધાર તું ઋષિતણું દાઢી જટા સ્મશ્રુથી'
બોલંતા ઋષિઓ, 'અરે નહીં નહીં, તું રાખ જો થોભિયા,
તોયે ગૌરવ છે ઘણું', ઊચરતા ત્યાં ક્ષત્રિયો, ત્યાં વળી
બોલ્યા શેઠજીઃ 'ઓછું ગૌરવ નથી જો નીચી આ મૂછમાં.'

ને કન્ફ્યુશ્યસ મૂછ પૂછ સરખી દાખી વિનંતી કરે,
તો ત્યાં તૈમુર દાઢી નારિયલ શી છોલી ઊભો સ્પર્શતો,
ત્યાં ડગ્લાસ ઊભો જ બાલ શશી રેખા સમી મૂછ લૈ,
કે પેલો વળી ફ્રેંચનો કટ ધરી ઊભો શૂરો હિટલર.

ને એ મૂંઝવણે સવાર મટીને બપ્પોર ખાસા થયા
તોયે એની થઈ હજામત નહિ, ત્યાં બારી સામી ખૂલી,
ને કો' કંકણ વેણીવંતી રમણી ડોકાઈ અંકાઈ ગૈ,
તેના નેત્રપટે, અને ઝટપટે અસ્ત્રો થયો ચાલુ ત્યાં.

સો સો પૂર્વજ તેહના નીરખવા લાગ્યા ઊંચા શ્વાસથી,
ને ભૂકંપથી સૌ ઈમારત પડે તૂટી કડેડી યથા,
તેવા સૌ કકળ્યા છળ્યા ઊચરિયા 'રે રે અનર્થો મહા
આણે સાવ સફાચટ કર્યું: બાકી રહ્યું શું હવે?'

– સુન્દરમ્ ('મહાનદ' પૃષ્ઠ ૧૬૭)

■

આજના તનાવભર્યા તંગ અને ધમાલિયા સંકુલ જીવનમાં હળવાશની પળો જૂજ જડે છે. જો કે આપણા રોજ-બ-રોજના જીવનમાં આવી ક્ષણો પર્યાપ્તપણે ઉપલબ્ધ હોવા છતાં આપણે એમને જોઈ શકતા નથી અને પછી હાસ્યની મહેફિલોમાં, હાસ્ય કવિ સંમેલનોમાં, રમૂજના દાયરા-દરબારોમાં, 'ગ્રેટ ઈન્ડિયન લાફ્ટર ચેલેન્જ' જેવા ટીવી શૉમાં જો કોઈ આ બધી ક્ષણોને વીણીને આપણને પીરસે તો એ જેવી રીતે પિરસાય એવી રીતે આપણે એને એકસામટી આરોગવા બેસી જઈએ છીએ!

જીવનની સાવ સામાન્ય લાગતી ઘટનાઓ – એ પછી રોજ-બ-રોજની કાં ન હોય – તરફ જ્યારે કવિદૃષ્ટિ ફરે છે ત્યારે એમાંથી કાવ્ય નિપજે છે. અને ત્યારે તે માત્ર હાસ્ય-કટાક્ષ કે વ્યંગ્યનું કાવ્ય ન રહેતાં એથી આગળ ક્યાંક ઊંડે તાકવા પણ પ્રેરે છે. શ્રી સુન્દરમ્નું 'બાકી રહ્યું શું હવે?' એ એક એવું કાવ્ય છે.

આ કાવ્ય કવિએ ઈ.સ. ૧૯૩૯માં સર્જ્યું છે અને તેમના કાવ્યસંગ્રહ 'મહાનદ'ના પૃષ્ઠ ૧૬૭ પર પ્રગટ થયું છે. શાર્દૂલવિક્રીડિત છંદમાં રચાયેલા આ કાવ્યનો રસલક્ષી મિતાક્ષરી પરિચય-આસ્વાદ ભાવકોને કરાવવાનો અહીં ઉપક્રમ છે.

'સમય' જીવનનું એક અગત્યનું પરિબળ છે. કાળક્રમે, કુદરતના નિયમ પ્રમાણે જીવસૃષ્ટિમાં વૃદ્ધિ અને ક્ષય થાય છે. વિકાસ અને પ્રગતિથી કોઈ વંચિત નથી. આ કાવ્યમાં જેની વાત કરવામાં આવી છે તે યુવાનમાં યુવાની ફૂટે છે – પાંગરે છે એટલે સ્વાભાવિક રીતે યૌવનસહજ દાઢી-મૂછ તેને ફૂટે છે. સોળ વર્ષની યૌવન પ્રવેશની તેની ઉંમર છે. નવો તાજો સેફ્ટી રેઝર લઈને દાઢી-મૂછ સફાચટ કરવા તે બેસે છે. આરસી-દર્પણ તો સાથે હોય જ ને! આરસીમાં ચહેરાનું એકીટસે પ્રતિબિંબ નિહાળતાં તે જાણે સમાધિમાં – કહો કે ભાવસમાધિમાં સરી પડે છે. ધ્યાનાવસ્થામાં સરી પડેલા, સમાધિ લાગેલા યુવાનને હૈયે એકસામટા વિશ્વભરના સઘળા પૂર્વજો જાણે આવી વસે છે. તે પછી જુઓ શું શું થાય છે...

સૌ પ્રથમ પૂર્વજ, ઋષિઓનો અંતરમાં પ્રવેશ થાય છે. 'રે રે ગૌરવ ધાર તું ઋષિતણું દાઢી જટા સ્મશ્રુથી' કહેતા ઋષિવરો તેને દાઢી-મૂછ બોડતાં અટકાવે છે અને દાઢી-મૂછ જટા વધારી ઋષિકુળનું ગૌરવ જાળવવા અનુરોધ કરે છે. ત્યાં વળી ક્ષત્રિયો હૈયે વસી આગ્રહ સેવે છે અને સૂચન કરે છે – 'તું રાખ જો થોભિયા, તોયે છે ગૌરવ ઘણું.' થોભિયા રાખવા સલાહ આપતા ક્ષત્રિયો વિલીન – વિલુપ્ત થાય ત્યાં તો શેઠજી 'ઓછું ગૌરવ નથી જો નીચી આ મૂછમાં' કહી નીચી મૂછની તરફદારી કરે છે.

યુવાનના ઉરપટે વિશ્વના જાણે સો સો પૂર્વજો આવી વસે છે. પૂછ જેવી મૂંછવાળા જ્ઞાની સંત કન્ફ્યૂશ્યસ પોતાના જેવી મૂંછ માટે, તૈમુર લંગ નારિયેળ જેવી છોલેલી દાઢી માટે તો બાલચંદ્રની બીજરેખા સમી મૂછવાળા ડગ્લાસ, એવી જ

મૂછ રાખવા સૂચન કરે છે. એડોલ્ફ હિટલર વળી ફ્રેન્ચ કટ દાઢી-મૂછ રાખવાનો આગ્રહ કરે છે.

કોનું સૂચન માન્ય રાખવું તેની દ્વિધામાં, અસમંજસમાં પડેલો મૂંઝાયેલો યુવાન બપોર વેળા થવા છતાં કશાય નિર્ણય પર આવી શકતો નથી. બધાય પૂર્વજોનાં સૂચનો વિવિધ પ્રકારનાં અને વળી પરસ્પર ભિન્ન પ્રકારનાં છે. યુવાનની હજામત તો ઠેકાણે રહી ગઈ !

ત્યાં વળી એકાએક માર્ગ લાધી જાય છે. ઘર સામેની બારી ખૂલતાં આંખમાં 'કો' કંકણ વેણીવંતી રમણી ડોકાઈ અંકાઈ ગૈ'. કંગન અને વેણીથી સજ્જ આભૂષિત રમણી નેત્રપટે ઝીલાતાં ત્વરિત નિર્ણય લેવાઈ જાય છે અને 'ઝટપટે અસ્ત્રો' – સેફ્ટી રેઝર જ સ્તો, ચાલુ થાય છે ત્યાં... જાણે દિગંતમાંથી સૌ સૌ પ્રતાપી પૂર્વજો ઊંચા શ્વાસે તેની ક્રિયા-પ્રવૃત્તિ નિહાળવા ટોળે વળે છે. યુવાનને વિવિધ સલાહ-સૂચનો આપનારા જ એ બધા! એકાએક સર્જાતા ભૂકંપથી સહુ ઈમારતો કડેડાટ તૂટી પડે, જમીનદોસ્ત થઈ જાય તેમ જ થયું. બધાંય સૂચનો ધ્વસ્ત થઈ ગયાં – ધરાશાયી થયાં! સૌ પૂર્વજો એક સાથે અને એક શ્વાસે –

...કકળ્યા છળ્યા ઊંચરિયા 'રે રે અનર્થો મહા
આણે સાવ સફાચટ કર્યું: બાકી રહ્યું શું હવે?'

બારીમાંથી ક્ષણાર્ધ અલપઝલપ દેખાયેલી 'કંકણવેણીવંતી' યુવતી-રમણીના દર્શનમાત્રથી જાણે ગજબ થયો – ચમત્કાર સર્જાયો. યુવાને 'ક્લીનશેવ' કરી દાઢીમૂછ સફાચટ કરી નાખ્યાં – સાવ સફાચટ. બોલો, બાકી રહ્યું શું હવે?

કવિ જ્યારે એવું કહે છે ત્યારે મનમાં એ વ્યંગથી વિશેષ પણ કશુંક ઊભરે છે. પૂર્વજોના ઇતિ-હાસમાં અટવાતો કાવ્યનાયક જ્યારે સૌન્દર્યલુબ્ધ થાય છે ત્યારે એ ઈતિહાસ લુપ્ત થાય છે અને આગળનો માર્ગ પણ કોરો-કટ (ક્લીનશેવ સમો) એની આગળના અરીસામાં ઉપસે છે. અહીં ઈંગિતથી વર્તમાન-ક્ષણનું ગૌરવ પણ પ્રસ્થાપિત થતું જોઈ શકાશે.

આ હળવું કાવ્ય, આપણા મૂર્ધન્ય, ગંભીર પ્રકારનું સર્જન કરતા સૌન્દર્યલક્ષી કવિની કલમપ્રસાદી છે. ક્યારેક હળવી ક્ષણોમાં સર્જાઈ જતી આવી કૃતિઓ વિરલ છે. રમૂજને માણવામાં રસતરબોળ થયેલા ભાવકના ચિત્તમાં તેની પાછળ છુપાયેલા વ્યંગના અર્થનો કેવો ઉદય થાય છે!

..'ને ભૂકંપથી સૌ ઈમારત પડે તૂટી કડેડી યથા'... નું કલ્પન આસ્વાદ્ય અને અર્થગર્ભ છે. કવિતાને 'ત્રીજા નેત્રની પ્રસાદી' ગણી છે તે અમથું નથી.

■

---

## અનુવાદનો સેતુ

●

**મહેશ દવે**

બાઇબલમાં એક કથા છે મનુષ્યોએ એક મોટો ટાવર રચ્યો. 'ટાવર ઑફ બેબલક્ક ટાવરની રચના પછી મનુષ્ય વધારે પડતો મહત્ત્વાકાંક્ષી અને ગર્વિષ્ઠ બની ગયો. મનુષ્યના ગર્વને નાથવા ઈશ્વરે ટાવરનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો અને બધા મનુષ્યોને જુદી જુદી ભાષા બોલતા કરી દીધા.

પાઉલો કોએલ્હો નામના પ્રતિષ્ઠિત બ્રાઝિલિયન લેખકને આ ટાવરની અને તે પછીની ઈશ્વરની મહાન કૃપાની એકાએક યાદ આવી. એ ઘટના અંગેની આ વાત છે કોએલ્હો આર્મેનિયાના પ્રવાસે નીકળ્યા હતા. તેમના ત્યાંના યજમાનોએ બધી વ્યવસ્થા કરી હતી. તેમના જોવા જવાનાં સ્થળોની યાદી અને ક્રમ (આઇટેનરી) બનાવ્યાં હતાં. પણ કોએલ્હોને ભવ્ય બાંધકામો, મ્યુઝિયમો કે પ્રચલિત સ્થળો જોવામાં રસ નહોતો. એમને તો લોકોને અને જનજીવનને જોવા-જાણવામાં રસ હતો. તે પ્રમાણે કાર્યક્રમ ગોઠવાયો.

દરમિયાન એક દિવસ યજમાનો જીદે ભરાયા. કોએલ્હો સામે યજમાનોએ હઠાગ્રહ કર્યો, 'આજે તો અમે લઈ જઈએ એ સ્થળે જ આવવું પડશે. કચવાતે મને કોએલ્હો તૈયાર થયા. કારમાં બેઠા પછી પૂછ્યું, 'પણ ક્યાં લઈ જાવ છો તે તો કહો' યજમાનોએ કહ્યું, 'એક ચર્ચમાં.' કોએલ્હોની અકળામણ ઓર વધી. મનમાં થયું, 'આટલાં બધાં ભવ્ય દેવળો જોયાં છે હવે એક વધારે દેવળ જોવામાં શું વિશેષ મહત્ત્વ છે એના કરતાં તો કારની બહાર દેખાતાં લીલાં ખેતરો અને તેમાં કામ કરતા પેલા ખેડૂતો સાથે મારો મેળાપ કરાવે તો કેવું સારું?'

દેવળ પર પહોંચ્યા. એટલી ભીડ હતી કે કોએલ્હોને આશ્ચર્ય થયું. બધા સૂટ-બૂટના ઔપચારિક પહેરવેશમાં હતા. સ્થાનિક લેખકમંડળે કોએલ્હોનું સ્વાગત કર્યું. ભીડમાંથી માર્ગ કાઢી એમને દેવળમાં લઈ ગયા. દર્શન કરાવ્યાં અને પછી વ્યાસપીઠના ટેબલ (Altar) પાછળની કબર પાસે દોરી ગયા. જે સંતની પાછળ દેવળ બંધાયું હતું, તેમની એ કબર હતી. યજમાનોએ કોએલ્હોના હાથમાં કબર પર મૂકવા ફૂલ આપ્યાં. કોએલ્હોથી હવે ન રહેવાયું, પૂછ્યું, 'કયા સંતની કબર પર હું ફૂલ મૂકી રહ્યો છું એ તો કહો?' યજમાનોએ કહ્યું, 'સેન્ટ મેસરોબની – પવિત્ર અનુવાદકની.'

કોએલ્હોનું માથું ઝુકી ગયું, એમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. સંત મેસરોબ એટલે એ મહાપુરુષ જેણે ભારે પરિશ્રમથી આર્મેનિયન ભાષા જે પહેલાં માત્ર બોલાતી જ હતી તેને મૂળાક્ષરો અને લિપિ આપ્યાં. લૅટિન, ગ્રીક અને સીરિલિક ભાષાના પ્રશિષ્ટ ગ્રંથોનો અનુવાદ કરી પોતાની પ્રજાની ભાષા સમૃદ્ધ કરી. તે પવિત્ર અનુવાદ-સંતનો દિવસ નવમી ઑક્ટોબર વિશ્વભરમાં માત્ર આર્મેનિયામાં જાહેર તહેવાર તરીકે ઊજવાય છે

ઈશ્વરે એકને બદલે અનેક ભાષાઓનું વૈવિધ્ય સર્જ્યું એ વૈવિધ્ય બધાં માણી શકે તે માટે અનુવાદનો સેતુ પણ રચી આપ્યો.

■

# `કુળ એકોતેર તાર્યાં રે'

લાભશંકર પુરોહિત

નરસિંહ મહેતાની અતિખ્યાત પદરચના, 'વૈષ્ણવજન તો તેને રે કહીએ' – ને ગાંધીજીની નિત્ય પ્રાર્થનામાં સ્થાન મળવાને કારણે, ગુજરાતી ભાષકો ઉપરાંત, સમગ્ર ભારતીય પ્રજાસમૂહ સુધી એનો વ્યાપ ને પ્રતિષ્ઠા વિસ્તર્યાં. શિક્ષિત વા અશિક્ષિત – ભાગ્યે જ એવો કોઈ ગુજરાતીભાષી હશે કે જેના કાને 'વૈષ્ણવજન તો...'ની પદરચના પડી ન હોય.

આ પદરચના નરસિંહની નથી, પણ દલપતરામની હોવાની સંભાવના આપણા વિવેચનમાં, દાયકાઓ પહેલાં, બ. ક. ઠા.એ વ્યક્ત કરી હતી, પરંતુ દલપતરામના સમય પહેલાંની હસ્તપ્રતમાં આ પદની પ્રાપ્યતા દર્શાવી, શ્રી કે. કા. શાસ્ત્રીએ આ પદ નરસિંહની જ રચના છે એમ સ્થાપી આપ્યું હતું. વળી, નરસિંહનાં પદોની સ્થાનીય ગાયકીમાં તો આ પદ લોકકંઠે 'પ્રભાતી' તરીકે ગવાતું. 'આશ્રમ ભજનાવલિ'માં એને સ્થાન મળતાં, આશ્રમના અંતેવાસી સંગીતકાર પંડિત ખરેએ એની સ્વરબંદિશમાં રાગ ખમાજનો સ્પર્શ આપ્યો. એ ગાનરીતિનો વ્યાપક પ્રસાર થયો, એટલે આજે તો, તળ સોરઠના કોઈ ભજનિકને બાદ કરતાં, લગભગ સમારંભો કે શિષ્ટોમાં આ પદની ગાનરીતિ, ખમાજનિર્ભર જ સંભળાવાની.

મધ્યકાળની રસમ મુજબ, નામાચરણની અંતિમ પંક્તિમાં, 'ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે': આવો પાઠ મળે છે. છેક ઇચ્છારામ સૂ. દેસાઈથી માંડીને આજ સુધી નરસિંહ મહેતાની કવિતાના નાનામોટા જેટલા સંચયો થયા છે એ પ્રત્યેકમાં 'એકોતેર' વા 'ઇકોતેર' એવો જ પાઠ નિરપવાદપણે મળે છે. આ 'એકોતેર' પાઠની એકવાક્યતાને કારણે, '૭૧'ની સંખ્યા જેટલાં કુળ તાર્યાં એવો અર્થ, સૌ વાચકો, વિવેચકો તારવતા રહ્યા છે.

આપણે ત્યાં કેટલાક સંખ્યાંકો, સાંસ્કૃતિક પરંપરામાં, વિશિષ્ટ અર્થસંકેતો ધરાવે છે. એકથી નવ સુધીના અંકો તો ખરા જ; પણ એ ઉપરાંત દસ, અગિયાર, બાર, તેર, પંદર, સોળ, અઢાર, પચીસ, તેંત્રીસ, એકાવન, ચોરાસી, સો, એકસો એક, એકસો આઠ, સહસ્ર: આમ જુદા જુદા અંકો સાથે કોઈ ને કોઈ વિશિષ્ટ સંકેત સંકળાયો છે.

પરંતુ, 'એકોતેર' (૭૧)ની અંકસંખ્યાની સાથે, એ આંકના મૂળ સંખ્યાનિર્દેશ સિવાયનો, કશો ઇતર પારંપરિક અર્થસંકેત તો નથી. એટલે જ, આ પદની મૂળ હસ્તપ્રતમાં વા અનુકાલીન પ્રતોમાં લહિયાના અનવધાન કે સમજફેરને લીધે 'એકોત્તર' (એક + ઉત્તર)નું 'એકોતેર' / 'ઇકોતેર' થઈ ગયું હોવાની સંભાવના સ્વીકારવાની રહે. એ સ્થિતિમાં અહીં 'એકોતેર' એટલે ૭૧ નહીં, પણ એકોત્તર (શત) અંકેસંકેત હોવો ઘટે. 'શત'ને અધ્યાહાર રાખી, આવા સાંખ્યપ્રયોગો પ્રચલિત રહ્યા કર્યા છે. (જેમ કે, 'અષ્ટોત્તર પારાયણ' એટલે અષ્ટોત્તર શત, ૧૦૮ અભિપ્રેત છે.) આ તર્કન્યાયે, આ પદમાં પણ 'કુળ એકોતર તાર્યાં' એવા પાઠની સુસંગતતા રહે. આ એકોતર એટલે ૧૦૧.

– હવે જો આમ હોય તો ૧૦૧ કુળની ગણના કેમ કરવી? મધ્યકાળના જ કવિ દયારામે 'વસ્તુવૃંદદીપિકા'માં આની ગણનાસૂચિ આપી છે.

'પિતા પક્ષ્ય ચોઈસ; વીસ માતાપુનિ જાનો;
ત્રિયા સોલ પરમાન, પુત્રિક બાર લખાનો.
એકાદશ કુલ ભગ્નિ, ફૂફિનેક દસ કુલ લેખો,
જનનીસ્વસા કુલ અષ્ટ સ્પષ્ટ શ્રુતિ સંમત દેખો.
ગિન પ્રમાન ઇકશત એક્કો દયારામ હરિજન કહ્યો,
હરિભક્ત હોય જો બંસયે, સાત ગોત્ર તારે લહયો.'

આમ, પિતા (૨૪), માતા (૨૦), પત્ની (૧૬), પુત્ર (૧૨), બહેન (૧૧), ફઈ (૧૦), માસી (૮) મળી કુલ ૧૦૧ કુળસંખ્યા થઈ. પિતાના પૂર્વજો ૨૪, પુત્રના વંશજો ૧૨, ઉપરાંત પત્ની, માતા, ફઈ, બહેન, માસીનાં શ્વસુરપક્ષનાં પૂર્વગામી કુળ ગણતરીમાં લેવાં રહે.

●

નરસિંહની આ પ્રશસ્ત રચનામાંનો અશુદ્ધ સંખ્યાપાઠ, નરસિંહની કવિતાનાં સંકલન/ સંપાદનોમાં આવર્તિત થતો રહ્યો. જોકે જયંત કોઠારીએ 'નરસિંહ પદમાલા'માં પાઠ તો 'એકોતેર' મૂક્યો; પરંતુ, પુસ્તકના અંતે આપેલા શબ્દકોશમાં 'એકોતેર સંભવત: એકોત્તર, એક્સો એક' હોવાનું નોંધ્યું છે. આ અપવાદ બાદ કરતાં, કોઈ પણ સંપાદન/ સંકલન કે સંચયમાં 'એકોતેર' પાઠ અંગે કે એના અર્થગ્રથન અંગે કશો સંદેહ વ્યક્ત થયો નથી. આમ તો, મધ્યકાળના પણ સર્ગદૃષ્ટિએ આપણા આદિકવિની રચનામાંના શબ્દપાઠનો વિગતે – અને યથાર્થ – ખુલાસો પણ, મધ્યકાળના અંતિમ કવિ દયારામની જ કવિતામાંથી મળી રહે. એ બીનાને મધ્યકાળના સાંસ્કૃતિક પરંપરાના સાતત્ય ને સંગતિની ઘટના જ ગણવી રહે. ■

# "અરવલ્લી" - વનચેતનાને ઉજાગર કરતી પ્રકૃતિરાગની લલિતકથા

ગુણવંત વ્યાસ

"અરવલ્લી" મુખ્યત્વે પ્રકૃતિપ્રધાન નવલકથા છે. પ્રકૃતિના એકાધિક અંશો જ માત્ર નહીં પણ આખે આખી પ્રકૃતિ જ પોતાના સમગ્ર અસ્તિત્વ સાથે અરવલ્લીના ઢોળાવ પરથી જંગલમાં રેલાતી, અવનવી ઋતુઓમાં નિત-નવા પરિવેશ ધારણ કરતી પ્રગટરૂપે સાક્ષાત્ થઈ છે. ગુજરાતી નવલકથામાં જેમ નારીચેતના, દલિતચેતના તેમ, વનચેતનાના નવા અવતારસમી આ સમગ્ર નવલકથામાં છલકતો સર્જકનો પ્રકૃતિરાગ અનુભૂતિની સચ્ચાઈ અને અભિવ્યક્તિના વૈવિધ્ય ઉપરાંત સંવેદનાની ભાવ નીતરતી ભીનાશ સમેત લયાત્મક કથનરીતિ અને ચિત્રાત્મક વર્ણનશક્તિથી નવ્ય રૂપે રેલાયો છે. પૂરા સમભાવથી પ્રકૃતિમાં તદાકાર થતાં સર્જકનું નજાકતભર્યું ગદ્ય કથાનો વિશેષ બનીને પ્રગટ્યું છે.

લેખકને વાત કરવી છે ભારતની અતિ પ્રાચીન એવી અરવલ્લી પર્વતમાળની સૌન્દર્યથી છલકતી સમૃધ્ધિની; ૧૫૦ કરોડ વર્ષથી અનેક ઘસારાને ઝીલતી અડીખમ ઊભી રહેલી અરવલ્લી ગિરિમાળાનાં છૂપાં રહસ્યોની; ત્યાંના વનવૈભવની; અવતારી લાગતા ત્યાંના સાધુ-સંત પુરુષોની; ત્યાં વસતી આદિજાતિ સમી માનવ વસ્તીની; અરવલ્લીની ગોદમાં ખેલતી-ખીલતી વિધ-વિધ ઋતુઓના વૈભવની; ત્યાંની ધરા ને ત્યાંના આકાશની; ત્યાંનાં વૃક્ષ-વેલી-છોડ-થોરની; જીવ-જંતુ ને પશુ-પંખીની; ને શક્ય હોય તો અરવલ્લીના એકેએક પથ્થરની કથા થાક ઉતારીન્દે તેવા આરામથી કરવી છે. - ને માટે જ ૨૮૫ પૃષ્ઠના પથરાટમાં ફેલાયેલી આ નવલકથાનું એક-એક પર્ણ ખુલતું જાય છે ને સાથે સાથે અરવલ્લીની ભીતરનાં રહસ્યોનું પુષ્પગુચ્છ પણ એક પછી એક પર્ણની જેમ ખીલતું જાય છે. કથાન્તે, કથકરૂપે પ્રગટતા કથાનાયકની જેમ, ભાવક પણ અરવલ્લીની ગોદમાં એકાકાર થતો, ઓગળી જતો પોતાની જાતને અનુભવી રહે એમાં નવલકથાની સફળતા રહેલી છે.

સમગ્ર નવલકથાનું કથનકેન્દ્ર પ્રથમ પુરુષ એકવચનનું છે. અર્થાત્ કથાનાયકના આત્મકથાના એક ખંડરૂપે વિકસતું નવલનું કથાનક કથાન્તે, પછી તો નાયકનું સમગ્ર અસ્તિત્વ જ બની રહે તે પ્રકારનું તેનું અરવલ્લીના સૌન્દર્યમાં ભળી જવું એ કથાનાયકના "સ્વ"નો સૂક્ષ્મ વિકાસ દર્શાવે છે. આમ જોઈએ તો અહીં કથા અતિ અલ્પ છે. બનાસકાંઠા જિલ્લાના જાસોર ક્ષેત્રમાં વનખાતાના અરણ્યરક્ષક - સંરક્ષક - સંવર્ધક (આર.એફ.ઓ.) તરીકે હાજર થવા અરવલ્લીના પ્રદેશમાં પહોંચતા કથક એવા કથાનાયકનું ઉનાળાના અતિ તાપમાં તરસની તીવ્રતાએ બેભાન થવું, ને પાણી દ્વારા ભાનમાં આવતાં જ વહેલી તકે શુષ્ક ને નીરસ લાગતા આ વનપ્રદેશને છોડી જતા રહેવાની તેની વૃત્તિ કઈ રીતે ધીરે ધીરે પ્રકૃતિમાં ઓતપ્રોત થઈ, પરિવર્તિત થતી જાય ને અંતે અરવલ્લીના જાદુઈ સૌન્દર્યથી આકર્ષાતો કથાનાયક અરવલ્લીને જ પોતાના સમગ્ર અસ્તિત્વરૂપે સ્વીકારી, અરવલ્લી વાસ ભોગવવા નોકરીથી હસતા મુખે વિદાય લે છે તેની કથા સરળ બાનીમાં કથાનાયક-મુખે જ બયાનરૂપે રજૂ થાય છે. વચ્ચે-વચ્ચે ફરજના ભાગરૂપે ખાડા ખોદાવવા, છોડ રોપવા, વનીકરણ કરવું, વન તલાવડીઓ બનાવવી - વગેરેના અછડતા ઉલ્લેખો થતા રહે છે. વનક્ષેત્રમાં આડેધડ કપાતાં વૃક્ષોમાં દલાલો ને અધિકારીઓની સાંઠગાંઠ, કાગના વાઘ સમી વનીકરણની મોટી-મોટી પણ ખોટી યોજનાઓ, કથાનાયક જેવા સરળ ને પ્રકૃતિપ્રેમી વનસંરક્ષકની વનાધિકારીઓ (ડી.એફ.ઓ.) દ્વારા થતી સતામણી, વનાધિકારીઓની અધધધ કહી શકાય તેવી માસિક આવક ને વનવિભાગમાં ચાલતો બેહદ ભ્રષ્ટાચાર - વગેરે દ્વારા વનવિભાગના વરવા રૂપને વાસ્તવિક ચિત્ર યથાસ્થાને - અલ્પ માત્રામાં પ્રકૃતિના વર્ણનની ઓથે રહીને આલેખાયું છે. અંતમાં કથાનાયક પાસેથી કોઈ આર્થિક લાભ ન થતાં ડી.એફ઼ ઓ. દ્વારા ખોટા આક્ષેપો મૂકી તેને સસ્પેન્ડ કર્યાના પત્રથી મુક્તિનો ભાવ અનુભવાતા કથકની અરવલ્લીમયતા સાથે "અરવલ્લી" યાત્રા પૂરી થાય છે. કથાનાયકનું અરવલ્લીને ખોળે નોકરિયાતરૂપે આવવું ને અંતે નોકરીથી મુક્ત થવું - એવી બે ઘટનાના તારથી ગુંથાતી જતી અરવલ્લીની પર્વતમાળાનો એક-એક મણકો તેની શોભા વધારનારો બન્યો છે. કથકના વ્યવસાયને લગતી આછી ને ઓછી ઘટના અહીં ટેકણરૂપે રહેલા પુષ્પમાળના તાર સરખી ગૌણ જ છે; મુખ્યત્વે તો અરવલ્લી જ જુદા-જુદા રૂપે પમાતો રહે, પમરાતો રહે તેવી વસ્તુસંકલના જ કથાનું પ્રધાન આકર્ષક

અંગ બનીને દીપી ઊઠે છે.

નવલકથાનું શીર્ષક "અરવલ્લી" છે. અર્થાત્ લેખકને અરવલ્લીના સૌન્દર્યને જ પ્રધાનતયા પ્રગટાવવું છે. વિધવિધ ઋતુઓમાં વિધવિધરૂપે દીસતો સૌન્દર્યલસિત અરવલ્લી કેટકેટલી સમૃધ્ધિ ને સામર્થ્યથી સભર છે તેનું દર્શન કરવું / કરાવવું છે. ગ્રીષ્મની શુષ્કતા, પાનખરનું વૈધવ્ય, વસંતની લાલીમા અને વર્ષાની હરિયાળીને મન ભરીને માણવાં / જાણવાં છે. છોડમાં રણછોડને ખોળવો છે. પંખીઓની ભાષા ઉકેલવી છે. યુગોથી અરવલ્લીનો ખોળો ખુંદતી સ્થાનિક માનવજાતિના મનોભાવોને કળવા છે. ને આદિ-અનાદિકાળથી અરવલ્લીને જ મા માની જીવતા "જાગતા" સાધુ-બાવાઓના અલગારીપણાનો તાગ મેળવવો છે. ટૂંકમાં, કરોડો વર્ષથી કુદરતનો સાક્ષીભાવ અનુભવતા અરવલ્લીને - વામનમાંથી વિરાટ થયેલા વિષ્ણુની જેમ - સાડા ત્રણ ડગલાંમાં માપવો છે. તેની મથામણ સમગ્ર નવલકથામાં અત્ર-તત્ર અનુભવાય છે. આ અર્થમાં પાને પાને અરવલ્લીનું રૂપ નીખરતું આવે છે. અરવલ્લીનું આધિપત્ય નવલકથાના માધ્યમથી ભાવકના સમગ્ર અસ્તિત્વને ગ્રસી લે છે અને કથાન્તે કથા, કથક કે કથન ગૌણ બનતાં અરવલ્લી જ પ્રધાન બની ઊભરે છે ત્યારે કથાનાયકરૂપે કથકને માનતો ભાવક ભૂલો પડે છે; સમગ્ર કથામાં અરવલ્લીનું પ્રભુત્વ એટલું તો છવાયું છે કે "હું" નામક કથકને હાંસિયામાં હડસેલી અરવલ્લી જ કથાનાયક બની ભાવકની આંખો સામે આવી ઊભો રહે છે. આમ, સમગ્ર નવલકથામાં પથરાયેલું અરવલ્લીનું ઊભરતું વ્યક્તિત્વ તેને જ કથાનાયક કહેવા પ્રેરે તે પ્રકારે આલેખાયું છે.

ગુજરાતી-નવલકથાના ઈતિહાસમાં ક્યાંક-ક્યાંક લલિત-ગદ્યથી શોભતી ભાષાનો ત્રૂટક-છૂટક એવો આછેરો પરિચય થતો રહ્યો છે. પણ સમગ્ર લલિતગદ્યમાં જ આલેખાતી, લલિત નવલકથા કહી શકાય તેવી કોઈ કૃતિ ગુજરાતી ભાષામાં લખાઈ હોવાનું મારી જાણમાં નથી. આ કૃતિને, એ દૃષ્ટિએ લેખકે આપેલી લલિત-નવલની ઓળખ યથાર્થ ઠરી છે. અહીં લલિત ગદ્યમાં બંધાતું ભાષાનું પોત આરંભથી અંત સુધી એક, અવનવી ભાતવાળી વિવિધ રંગોની રજાઈ વણી અરવલ્લીનું એક આખું ચિત્ર આપવા સજ્જ છે. સરલીકરણમાં વર્તાતી ગદ્યની તાજગી વાગ્મિતાથી દૂર ને છતાં કાવ્યત્વથી છલકાતી અવનવી છટાઓમાં સ્ફૂરતી રહે છે. પ્રકૃતિ-પરિવેશ-પ્રધાન એવી આ રચનામાં વિષયવસ્તુ પાંખું રહ્યું હોવા છતાં, પ્રકૃતિની અનુપમ અખિલાઈનું દર્શન કરાવતું નજાકતભર્યું ગદ્ય સીમિત વિષયસૃષ્ટિનો અસીમિત વૈભવ રજૂ કરી સ્પર્શક્ષમ ઈન્દ્રિયસંતર્પકનું અનુભવ વિશ્વ ખડું કરે છે. પૃષ્ઠ ક્રમાંક ૧૦૧-૧૦૨, ૭૬, ૮૪, ૧૬૫ પરના કેટલાક પરિચ્છેદમાં અનુક્રમે જોવા મળતી સાદગીસભર ટકોરાબંધ કલ્પકત્વ, સંસ્કૃત છાપવાળી સાહિત્યિકતા, વાદાત્મક ગદ્યની નિકટ બેસતી પ્રશ્નપ્રધાન ભાષાશૈલીની પ્રભાવકતા અને ન્હાનાલાલનું સ્મરણ જગાવતી વિરાટ કલ્પના સર્જકની વૈવિધ્યસભર ગદ્યશૈલીના દૃષ્ટાંતરૂપ છે. અલંકૃત સાહિત્યિક ગદ્યની આકર્ષક છટાઓ ધરાવતા કેટલાક ગદ્યખંડો ઉપરાંત નાનાં-નાનાં વાક્યો પણ પોતાની અસર ભાવકના ચિત્ત પર છોડી જાય તેવાં સર્જનાત્મક લયયુક્ત આલેખાયાં છે. (દા.ત. પૃ. ૨૮, ૩૬, ૪૯, ૭૭, ૮૧, ૧૬૧, ૨૫૮ વગેરે.) સર્જકના સમગ્ર જીવનના અનુભવના નિષ્કર્ષરૂપ કથામાં અત્ર-તત્ર વેરાયેલાં સુવિચારસમાં સૂત્રાત્મક વાક્યો પણ કેટલાંક છે. (પૃ. ૬૧, ૧૦૫, ૧૧૧, ૧૨૫, ૨૮૨ વગેરે) આ ઉપરાંત, કથાને સમૃધ્ધ કરતી નરસિંહ, મીરાં, પાનબાઈ, દયારામ, ન્હાનાલાલ, ઉમાશંકર, મેઘાણી, કાલિદાસ કે સંસ્કૃત વેદ-પુરાણની પંક્તિઓ વિષયાનુરૂપ યથાસ્થાને ગોઠવાતી આવી, વિષયના હાર્દને સસંદર્ભ ખોલી આપે છે.

આકાશીદર્શન નવલકથાનો વિશેષ બનીને આવ્યું છે, જે રાત્રિવર્ણનની ચિત્રાત્મકતાને ચક્ષુગમ્ય બનાવે છે. વિશેષમાં, ઋતુવર્ણન પણ નવલકથાનો આગવો વૈભવ બનીને વિસ્તર્યું છે. નવલકથાનું ચાર વિભાગોમાં વર્ગીકરણ પણ ઋતુઓને કેન્દ્રમાં રાખીને જ થયું છે. પ્રથમ ખંડ "પહેલું પગલું"માં બળબળતી નિર્જનતા, તરફડતાં વૃક્ષો, તડકાનો વરસાદ ને પહેરેલાં કપડાંને પીતા પરસેવાના ઉલ્લેખો દ્વારા ઉનાળાની ધગધગતી શુષ્કતા ને કાળઝાળ ગરમીમાં યે કેળવાતી જતી પ્રકૃતિને પીવાની સૌન્દર્યદૃષ્ટિનો સાક્ષાત્કાર છે. તો, દ્વિતીય ખંડ "બીજું પગલું"માં અરવલ્લીના આષાઢને મુશળધાર વરસાદને મોરના ટહુકાર ને વાદળોના ગડગડાટ વચ્ચે પામવાની પ્રાકૃતતા અને ઉન્માદ છે. છલકતી વનતલાવડીઓ ને ચોતરફ ફેલાતી હરિયાળીને પ્રત્યક્ષ કરવાનો આનંદોત્સવ અહીં શબ્દે-શબ્દે નીતરે છે. તૃતીય ખંડ "ત્રીજું પગલું"માં પરિપૂર્ણતાનો આગ્રહ સેવાતો હોય તેમ, વર્ષા પછીના શરદના આગમને, કારતકની ફૂલ ગુલાબી ટાઢને કે માગશર-પોષની કડકડતી ઠંડીને, પોષ-મહાના શિશિરને અને ફાગણના વસંતને ભરપેટ માણતા સર્જક ચતુર્થ ખંડ "અડધું પગલું"માં અરવલ્લીના વિશ્વને ત્રણ ડગલામાં માપી / પામી લીધા પછી,

બીજા ચકની શરૂઆત કરતાં ચૈત્રનો ઉલ્લેખ કરી ઋતુઓનું એક વર્તુળ પૂરું કરે છે. ચતુર્થ ખંડમાં એક તરફ વનના વિનિપાતસમા ભૂકંપની ઘટના ને બીજી, કથકની બરતરફીના આદેશની ઘટના આકસ્મિક રીતે જ સંયોગાઈ ને ભાવકના ચિત્તમાં જરૂર ખળભળાટ મચાવે, પણ કથક નિસ્પૃહ બની મુક્ત બન્યાનો અનુભવ જગાવતો અરવલ્લીમાં ઓગળી ગયાની અનુભૂતિને સાર્થક ઠેરવે છે.

પશુ-પંખી અને જીવ-જંતુઓ જેવી વન્ય જીવ-સૃષ્ટિનો પરિચય પણ અત્રે માહિતીપ્રદ પરિચયાત્મક ભાષામાં જે-તે પશુ-પંખી-જીવ-જંતુની વિશેષતા, વિશિષ્ટતા ને લાક્ષણિકતા સમેત થયો છે. લેખકનું પશુ-પંખી જગત વિશેનું જ્ઞાન અહીં આધારભૂત માહિતીરૂપે ઠલવાતું જાય છે. કોયલ, કાગડા, કાબર, લેલા, મોર, ચકવો, બુલબુલ, સૂઘરી, તેતર, ટીટોડી, સારસ, કાળોકોશી, કાકડિયો કુંભાર, ફૂલ સૂંઘણી, કાળી બગલી, જળકૂકડી, બગલાં, કાંકણસાર, ચીબરી, ઘુવડ, ચામાચીડિયાં, વાગોળ જેવાં ઘરઆંગણાનાં, ખેતરાઉ, વગડાઉ, જળ-જગતનાં ને નિશાચર પક્ષીઓની ભરમાર છે. તો કીડી, કરોળિયા, મધમાખી, તીડ જેવા જીવ-જંતુઓ વિશેની પણ રસપ્રદ માહિતી ભરપેટ આલેખાઈ છે. સાથેસાથે સસલાં, નોળિયો, રીંછ, નીલગાય, વાંદરા કે વાઘ જેવાં જંગલી પ્રાણીઓના ઉલ્લેખો પણ છે. સમગ્ર વન્ય જીવ-સૃષ્ટિથી વગડાઉ વાતાવરણ જીવંત બન્યું છે. પણ કેટલાંક પશુ-પંખી-જીવ-જંતુ વિશેની અથથી ઈતિ સુધીની માહિતી આપવાનો લેખકનો આગ્રહ જિજ્ઞાસુઓની રસવૃત્તિ તોષતો હોવા છતાં, ગદ્યનું લાલિત્ય ગુમાવી, લલિતેતર દસ્તાવેજી ચિત્ર માત્ર બની રહે છે. આવી જ દસ્તાવેજી ભાષા પ્રારંભે પાણી માટે તડપતા કથક દ્વારા પાણી વિશે (૧૪), હેમંત સાથે આકાશી દર્શન કરતાં તારાઓ અને નક્ષત્રો વિશે (૪૩, ૪૪), દાવાનળ દરમિયાન ફેલાતી આગનાં કારણો વિશે (૬૯), અરવલ્લીના જ એક ભાગ અર્બુદાચલ વિશે (૧૧૮), જુદા-જુદા ધર્મમાં ઉલ્લેખાયેલા વૃક્ષના મહત્ત્વ વિશે (૧૯૬), અરવલ્લીના ઉદ્ભવ વિશે (૨૩૨) કે ભડલી વાક્ય વિશે (૨૩૯) પલાંઠી વાળીને વાત માંડતા લેખકના પરિચયાત્મક લેખનમાં દેખા દે છે.

અરવલ્લીનો ખોળો ખૂંદતા ને અરવલ્લીને ભરોસે જ અનેકાધિક સગવડો વચ્ચે પણ ખુશ રહેતા ને આનંદિત જીવન જીવતા આદિવાસી સમાજના પ્રતિનિધિરૂપ આતો, દિતો, માધુસિંહ, લેંબો, ઝેમોજી ઠાકોર, રેવાપુરી, વાઘોજી, રતન સંગણા, ભોલો, બાબુ, પ્રભુ, ખેંગાર, રૂપી, વજો, ભીખો કે નરો ગુજરો જેવાં પાત્રો પોતાની વ્યક્તિગત વિશેષતાઓ પ્રગટ કરતાં વિશેષ તો અરવલ્લીના જ એક અંગરૂપ તેની શોભાસમાં દીપી ઊઠે છે. તેમનાં પરાક્રમો, શૌર્ય, હિંમત, ખાનદાની, ભાવના, શ્રધ્ધા, ભોળપણ, નિર્દોષતા, અડગતા, મહેમાની, નમકહલાલી કે દુઃખ, દર્દ, વેદના, સંઘર્ષ અને ગરીબી વચ્ચે પણ તેમના મનની માલદારી ને નફિકરાઈ, મોટાઈ ને ભલમનસાઈની ઊજળી બાજુઓ આકારાઈ છે. પ્રકૃતિના પરિતાપને ઝેલવાની સાહજિકતા સાથે-સાથે વેર-ભાવનાને સેવતી તેમની ક્રૂરતા પણ ધ્યાનાકર્ષક નીવડી છે. મોટાભાગનાં પાત્રો ઉપર્યુક્ત બે-એક લાક્ષણિકતાને સાર્થક કરતાં, નાનકડા કથાનકરૂપે ભાવકના ચિત્ત પર તેની અસર છોડી જાય છે. અરવલ્લીને જ પોતાનો આધાર માનતા આ વનવાસીઓની સામાન્ય લાગતી અસામાન્ય બે-એક બાબતો તેમને "મળવા જેવા માણસ"ની ઓળખ અપાવે છે. આ બધામાં જુદું પડતું બિટ્ગાર્ડ હમીરસિંહનું પાત્ર પણ પ્રકૃતિનાં રહસ્યોને ખોલતું ને કથકને અરવલ્લીની ભૌગોલિક, સામાજિક, સાંસ્કૃતિક, આધ્યાત્મિક ને પ્રાકૃતિક સ્થિતિ-પરિસ્થિતિથી વાકેફ કરવા ઉપરાંત અરવલ્લી સાથે અનુસંધાન સાધી આપતું / રાખતું મહત્ત્વની કડીરૂપ અ-નિવાર્ય પાત્ર બની રહે છે.

આદિવાસી-સમાજના લોક-પરિચયની સાથે-સાથે લેખકે લોક-માન્યતાઓના પરિચયને પણ વણી લીધો છે. કાગડા શ્વાસથી સંયોગાય કે ચીબરી આપણી ડાબી બાજુએ બોલે તો સારા શુકન થાય જેવા ખ્યાલો, ચકલી ધૂળમાં નહાય તો થોડા દા'ડામાં વરસાદ આવે કે ઘુવડ મોભારે બેસીને બોલે તો કોઈ મરી જાય અથવા તો કાકડિયો કુંભાર (પંખી) આડો ઊતરે તો શુભ ગણાય જેવી માન્યતાઓ અહીં શ્રધ્ધા-અશ્રધ્ધાના તાણા-વાણા વચ્ચે આશ્ચર્યની ભાતો ઉપજાવે છે. દિવાસો, નોરતા, કાળી ચૌદસ કે હોળી જેવા વનવાસીઓના વાર-તહેવારોની ઉજવણીની વિશેષતા-વિચિત્રતાઓ, લગ્નગીતોમાં ગવાતી બિભત્સ ગાળો, બન્ને પક્ષની કન્યાઓની કામુક ચેષ્ટાઓ, ભીંતો પર દોરેલાં સ્ત્રી-પુરુષનાં મૈથુન-ચિત્રો, દહેજમાં અપાતાં વૃક્ષો - જેવા લગ્નના રીત-રિવાજો, મરણવિધિ કે પછી ભૂત, ભૂવા, ડાકણ, ચૂડેલ, ઝાંપા, ઝાંપડી જેવી પ્રેત-સૃષ્ટિની અજબગજબ દુનિયા અહીં નવલકથાના પ્રધાન વિષયની પૂર્તિરૂપ છે. વનવાસીઓની સભ્યતા, સંસ્કૃતિ, સામાજિકતા કે સંસ્કારિતાનો આલેખ અરવલ્લીની અથેતિ ઓળખના આધારસમો છે. તો, અરવલ્લીના પનોતા પુત્ર સમા

સાધુ-સંતો-અઘોરીઓની સૃષ્ટિ યોગિવદ્યા ને તાંત્રિક સિધ્ધિઓનો સાક્ષાત્કાર કરાવતી અને આશ્ચર્યો ને અહોભાવ જન્માવતી, ભાવકના ચિત્તને શ્રધ્ધાના દીપથી પ્રજ્જવલિત કરી જાય છે.

વગડાની ઊજળી બાજુઓને આલેખતા સર્જક વનના વિનિપાતસમી દાવાનળ, વાવાઝોડું કે ભૂકંપ જેવી કુદરતી આફતો ને વનખેડૂતોની પાયમાલીસમું તીડનું આક્રમણ કે માવઠું જેવી વિનાશકારી ઘટનાઓની વિભીષિકાઓરૂપ શક્યતાઓનો પણ સાક્ષાત્કાર કરાવ્યો છે. કથાનાયકની વનપ્રીતિ ને વનજનો પ્રતિની પ્રીતિને ઉજાગર કરતી ઘટનાઓમાં ગાજણો અને લુખ્ખો એવી બે ગિરિમાળાઓ વચ્ચે વનવાસીઓની મદદથી નાનકડો બંધ બાંધવો, તેની જાળવણી રાખવી, વનવાસીઓમાં વંશ-પરંપરાગત ચાલી આવતી વેર ભાવનાને નિર્મૂલ કરવી; વનવાસીઓમાં વનાધિકારીઓ પ્રતિ *વિશ્વાસ જગાવવા સ્વખર્ચે આયોજિત ભોજન-સમારોહમાં* તેઓને આમંત્રી, વન ઉપયોગી કાર્યોમાં તેઓનો સહકાર સાધવો, વનવાસીઓની મદદથી જ સરકારની આર્થિક સહાય વિના વનતલાવડી બનાવવી ને વધુમાં વધુ વૃક્ષો વાવવાં, ઉપરાંત વનવાસીઓના સમૂહલગ્નનું આયોજન કરવું જેવાં વિધાયક કામોનો સમાવેશ કરી શકાય.

નવલકથાની નાની-નાની કેટલીક મર્યાદાઓ પ્રતિ પણ અંગુલિનિર્દેશ કરવો ઘટે. પ્રથમ તો, લેખકે કથાનાયકને આર.એફ.ઓ. (રેન્જ ફોરેસ્ટ ઓફિસર) તરીકે દર્શાવ્યો છે ને તેના ઉપરી અધિકારીને ડી.એફ.ઓ. તરીકે ઉલ્લેખ્યાં છે. પરંતુ કથાનાયકની, સમગ્ર કથામાં નિરૂપિત કામગીરી જોતાં, તે આર.એફ.ઓ.ની ન જણાતાં માત્ર ફોરેસ્ટર અથવા તો રાઉન્ડ ફોરેસ્ટરની જ જણાય છે. જંગલખાતામાં નીચલી પાયરીએથી હોદ્દાની ગણતરી શરૂ કરીએ તો વૉચમેન, બિટ્ગાર્ડ, ફોરેસ્ટર અથવા રાઉન્ડ ફોરેસ્ટર, આર.એફ.ઓ., સબ ડી.એફ.ઓ., ડી.એફ.ઓ. અને કન્ઝર્વેટરનો ચડતો ક્રમ હોય છે. જેમાં આર.એફ.ઓ.ના હાથ નીચે એકથી વધુ ફોરેસ્ટર હોય છે; ને તેને ફોરેસ્ટરની કામગીરી પર નજર રાખવાની હોય છે. જ્યારે ફોરેસ્ટરે વન તલાવડી, વનીકરણ વગેરે અત્રે ઉલ્લેખેલી તમામ કામગીરી કરવાની હોય છે. તેના હાથ નીચે બિટ્ગાર્ડ (અહીં હમીરસિંહ છે તેમ) હોય છે. - આ જોતાં પ્રસ્તુત કથાનો નાયક RFO ન જણાતાં, માત્ર ફોરેસ્ટર જ છે.

આવી જ બીજી ક્ષતિ અરવલ્લીની પ્રાચીનતા બાબતની છે. પ્રસ્તાવનામાં ૧૫૦ કરોડ વર્ષ જૂના અરવલ્લીનો ઉલ્લેખ કરતાં લેખક કથામાં તેનું અસ્તિત્વ ૨૪૦ કરોડ વર્ષ જૂનું હોવાનું નોંધે ત્યાં વિરોધાભાસમાં અટવાતો ભાવક દ્વિધા અનુભવે. આ ઉપરાંત, કેટલાક ઉલ્લેખો, વર્ણનો કે ભાષામાં વિચિત્રતા, વિરોધાભાસ કે વિગતદોષ જણાઈ આવે. જેમ કે, પૃ. ૧૧૧ ઉપર "પગદંડી એ પણ સીધી નહીં, વળાંક વાળી." કહેતા લેખક એ ભૂલી જાય છે કે પગદંડી ભાગ્યે જ સીધી હોય ! બીજું, "ગુરુના પર્વત ઉપર જતો પગરસ્તો ઊંચો-નીચો, ઉબડ-ખાબડ હતો" (૧૨૭) નોંધતા લેખક પછીના બીજા પેરેગ્રાફમાં જ "ગુરુના ભોખરાનો રસ્તો સીધો હતો." (૧૨૮) નોંધી વિરોધાભાસ સર્જે; "આ વિસ્તારની સૌથી મોટી મુશ્કેલી એક માત્ર પાણીની છે" (૨૨) તેવું એકાધિક વાર લખતા લેખક અંધારિયા ડુંગરમાં રહેતા સાધુનું દર્શન કરવા જતા કથાનાયકને વચ્ચે શીતળ જળને વહાવતો વ્હોળો દેખાડે *કે આગળ-ઉપર ખળખળ વહેતી અર્જુના નદીનો ઉલ્લેખ કરે;* હવામાં લહેરાતા લીલાછમ રાયડાનાં પીળાં ફૂલોની મહેંકને માણસના પરસેવાની ગંધ સાથે તુલવે / તોળે (૨૩૫) કે પછી, આકાશમાં વાદળોના ગડગડાટની સરખામણી - "આપણા પેટમાં કંઈક ગરબડ થાય, અંદર ને અંદર ગડુડાટની સાથે જેવી વેદના થાય, એવું જ આ નભનું પણ છે" (૧૯૯) - રૂપે કરે એ ખટકે છે.

આ બધી ક્ષતિઓનું જો કે, વિષય કે સ્વરૂપના વિકાસમાં કોઈ ખાસ મૂલ્ય રહેતું નથી. પ્રકૃતિની ગોદમાં, શહેરી સભ્યતાથી દૂર આવેલા કથાનાયકને પ્રકૃતિના પ્રેમમાં તરબતર કરી પંચેન્દ્રિય દ્વારા પમાતાં પ્રકૃતિનાં વિવિધ રૂપોના વૈવિધ્યમાં વસેલા વૈભવને ક્યાંક કાવ્યાત્મક તો ક્યાંક ચિત્રાત્મક ગદ્ય દ્વારા ઈન્દ્રિયગ્રાહ્ય કરાવ્યો છે. પદાર્થની ઈન્દ્રિતગ્રાહ્યતા, કથાનાયકની સંવેદનપટુતા, ગદ્યમાં અનુભવાતી પદ્યની કલાત્મક ચાલ, સૌન્દર્યનિષ્ઠ ઊર્મિલતા અને મૂળ સ્ત્રોતના નિર્દેશ સાથેની શાસ્ત્રીય અધિકૃતતા નવલકથાને સુવાચ્ય કૃતિ બનાવે છે. સર્જકના પ્રકૃતિરાગને કારણે નીખરતું અરવલ્લીનું સૌન્દર્ય પ્રકૃતિને પારખવાની સર્જકની વિશાળ વ્યાપક દૃષ્ટિનું પરિચાયક છે. આ બધી બાબતો જોતાં-તપાસતાં લલિત નવલનો આ પ્રશસ્ય પ્રયત્ન આવકાર્ય છે, સ્મરણીય-રમણીય છે. ■

("અરવલ્લી", લલિત નવલ, લે. કિશોરસિંહ સોલંકી, પાર્શ્વ પ્રકાશન, પ્રથમ આવૃત્તિ, ૨૦૦૭, પૃ. ૨૮૫, મૂલ્ય રૂા. ૧૮૦)

જયશ્રી જે. ચૌધરી

રોટલા ટીપતાં ટીપતાં અન્તુને પોતાની જિંદગી રોટલા જેવી લાગી. ટિપાતાં ટિપાતાં રોટલો ઘડાઈ જાય તેમ ગોવિંદના ત્રાસથી અન્તુની જિંદગી ઘડાઈ ગઈ હતી. પણ જિંદગીનો એ ઘાટ અન્તુને ક્યારેય ગમ્યો નહોતો!

રાંધ્યા વગર વાડામાં લીલા વાંસની જાળ નીચે ખાટલો ઢાળીને એને ચૂપચાપ પડી રહેવાનું મન થયું. ગોવિંદ ઘરમાં આંટાફેરા મારતો હતો. નશામાં ધૂર્ત ગોવિંદ પગની સાથે સાથે બેવડા જોશથી જીભ ચલાવતો હતો. આજે અન્તુ અડફેટે ચઢી ગઈ હતી. આ રોજરોજની ગાળાગાળી, ત્રાસ, તનાવથી અન્તુ ત્રાસી ગઈ હતી.

ધૂનમાં ને ધૂનમાં પાટલો ખેંચીને ગોવિંદ અન્તુની નજીક બેઠો. ખિસ્સામાંથી બીડી કાઢી. ચૂલામાંથી સળગતું લાકડું ખેંચી બીડી પેટાવી. અન્તુની આંખ લાલ થઈ ગઈ. ગોવિંદે અન્તુને હાથથી હડસેલો માર્યો. અન્તુ પડતાં પડતાં બચી ગઈ.

ગોવિંદ બરાડ્યો: 'કેમ ડોળા ફાડીને મને જોયા કરે છે? આંગળી ખોસીને આંધળી કરી નાખીશ, કમજાત.'

'હું.. હું આંધળી થઈ જાઉં તે જ બરાબર છે. આ બધી રોજરોજની ભવાઈ જોવાની તો મટે.'

'ચાલ, તારી જીભડી બંધ કર, પૈસા લાવ.'

'જા, પૈસા નથી.'

'સીધી સીધી આપી દે. જોયું કે આ સળગતું લાકડું?'

'પછી આખી જિંદગી ખાઈશું શું? રિટાયરમેન્ટના પૈસા આમ દારૂમાં વેડફી નાખવાના?'

'તે... તું મંય દાટી રાખવાની છે.'

ગોવિંદે એવો ચાળો કર્યો કે અન્તુ ગુસ્સાથી જાણે કૂદકો મારતાં ઊભી થઈ, પગ પછાડતી ધમ ધમ ચાલીને ઘરમાં ગઈ. તિજોરીમાંથી ૧૦ની નોટોનું બંડલ લાવીને ગોવિંદ તરફ ફેંક્યું. આબાદ ખેલાડી હોય તેમ ગોવિંદે એ ઝીલી લીધું.

ગોવિંદ ખુશ થઈ ગયો. અન્તુની નજીક આવવા ગયો. અન્તુએ એને હડસેલી દીધો.

ગોવિંદનો અહમ્ ફેણ મારીને ઊભો થઈ ગયો: 'કેમ બહુ ગુમાન કરે છે? છિનાળ, રાંડ, શોધી લીધો છે કે બીજો મરદ? હું તને અણીથી પણી સુધી ઓળખું છું.'

અન્તુને ચૂલામાંથી સળગતું લાકડું કાઢીને ગોવિંદના મોંએ ડામ દેવાનું મન થઈ આવ્યું.

અન્તુને લાગ્યું કે એનું જીવતર બળી ગયેલા રોટલા જેવું છે. સ્વાદ વગરનું – કડવું. ગોવિંદે એને હેરાન કરવામાં બાકી શું રાખ્યું છે? વિધવા અન્તુને ચાર સંતાનો હતાં. કોઈ નોંધારી પળે પંચાયતભવનમાં નોકરી કરતા એકલપેટા દારૂડિયા ગોવિંદની અન્તુને ઓથ મળી ગઈ. ઉંમરલાયક થતાં ચાર સંતાનો પરણી ગયાં.

હરાયા ઢોર જેવો ગોવિંદ આખા ગામમાં હરતોફરતો બધું જ કરતો હતો. મઝાથી જીવતો હતો. આખો પગાર દારૂ-જુગારમાં વેડફી નાખતો હતો. હવે રિટાયરમેન્ટના અઢી લાખ મળ્યા હતા. તિજોરીમાં બંધ એ રકમ પર એનો ડોળો હતો. અન્તુની રખેવાળી ન હોત તો એ પૈસા એણે ક્યારનાય વેડફી નાખ્યા હોત. રોજ રાત્રે પૈસા માટે ઝઘડો થતો. મારામારી અને ગાળાગાળી કરવી એ ગોવિંદનો નિત્યક્રમ હતો. નિવૃત્ત થયા પછી કામધામ વગરનો ગોવિંદ રાતદિવસ ઘરે પસાર કરતો અન્તુ સાથે ઝઘડવાનું ન હોય ત્યારે પડોશીઓ સાથે ઝઘડીને ટાઇમ પાસ કરતો હતો.

અન્તુના પડોશી રમણને અન્તુ માટે હમદર્દી હતી. ક્યારેક ગોવિંદની ગેરહાજરીમાં અન્તુને એ આશ્વાસન આપતો:

'અન્તુભાભી, કેટલું સહન કરશો તમે? આ રાક્ષસ કોઈ દિવસ તમને મારી નાંખશે.'

'તમારી વાત સાચી છે રમણભાઈ. પણ હવે હું બીજે જાઉં પણ ક્યાં? છોકરાંઓ પોતપોતાના ઘરે સુખી છે. અને – હું જાઉં પછી ગોવિંદને કોણ સાચવે?'

આજે અન્તુ ખાટલા પર પડી પડી દાંત કચકચાવતી

ગોવિંદની ગાળો સાંભળી રહી હતી. ગોવિંદ રસાદાર ચિકન ઝાપટી ગાળોના નવા નવા સૂર, મધ્યમ લયથી આરંભી દ્રુતલયમાં આલાપતો હતો.

'રંડી, હું તને પટકીને મારી નાખીશ. કેમ? આજે ઘરમાં ભરાઈ ગઈ છે. જા પેલા તારા રમણિયામાં ભરાઈ જા. જા... ઊઠ... દારૂ લઈ આવ. જાઆઆ...'

અન્તુને નસનસમાં ક્રોધની જ્વાળા ભભૂકવા લાગી. આજ સુધી એણે ગોવિંદ સિવાય પરપુરુષ પર કુદૃષ્ટિ નથી નાખી. અને આ માણસ... કેટલો હલકટ છે? અન્તુની સહનશક્તિની હદ આવી ગઈ હતી. અન્તુ વિચારતી હતી...

'ગોવિંદથી કઈ રીતે છુટકારો મેળવું? શું કરું? આ રોજેરોજના ત્રાસમાંથી કઈ રીતે છૂટું? ઝેર પી જાઉં? કે પછી ગોવિંદને જ પિવડાવી દઉં?'

ગોવિંદ ડોલતો ડોલતો અન્તુ નજીક આવ્યો. એણે અન્તુને વાળ પકડી ખાટલામાંથી ઊભી કરી. અન્તુ છૂટવા ફાંફાં મારતી હતી. ગોવિંદ એ ગણકાર્યા વિના એને વળગવા મથતો હતો. અન્તુ હડસેલતી હતી, તેમ તેમ ગોવિંદ છુટ્ટા હાથે એને મારતો હતો. મરદના જોર સામે અન્તુ ઢીલી પડી ગઈ. ખાટલા પર ઢગલો થઈને ઢળી પડી. મોડી સાંજ સુધી ખાટલામાં સૂનમૂન પડી રહી. આ મુસીબતમાંથી છૂટવા એ વિચારોમાં વલખાં મારતી રહી...

'હવે આ સાંઢનો કોઈ ઉપાય કરવો જ પડશે. રોજ રોજનો આ ત્રાસ મારાથી હવે ના જીરવાય. શું કરું? શું કરું? કેવી રીતે છુટકારો મેળવું?'

અને – અન્તુને એક ક્રૂર વિચાર આવ્યો. પણ મન થોડું ઢીલું પડ્યું. એ વિચારના અજગરભરડામાંથી એણે નીકળવા કોશિશ કરી જોઈ, પણ એ અસહાય થઈ ગઈ. એ વિચાર એની સદ્‌ભાવનાને ગળી ગયો. અને – અન્તુ ખાટલામાંથી માંડ ઊભી થઈ. તિજોરી સુધી ઢીલા પગે પહોંચી. પચાસની નોટોનું બંડલ બ્લાઉઝમાં સેરવ્યું. એના હાથમાં પરસેવો વળી ગયો એ ઢગલો થઈને બેસી ગઈ. પેલી વિચારદોરીથી દોરાતી પાછી ઊભી થઈ, ઘર બહાર નીકળી.

અન્તુ ઘરે પાછી ફરી ત્યારે એના હાથમાં દારૂની બૉટલો ભરેલી તોતિંગ પેટી હતી. અન્તુએ ગોવિંદ પાસે જઈને એ પેટી ખોલી દીધી.

ખજાનો મળી ગયો હોય એવું હાસ્ય ગોવિંદના હોઠો પર આવી ગયું. તે બોલ્યો:

'હંઅઅઅ... અન્તુ મારી રાણી. હવે તું સાચી. તું મારો કેટલો ખ્યાલ રાખે છે?'

ગોવિંદે એક બૉટલ લીધી. બૂચ ખોલી બૉટલ સીધી મોઢે અડાડી દીધી.

અન્તુની આંખોમાં નફરત ડોકાઈ. એના હોઠનો ખૂણો મરડાયો. એ બોલી:

'હું ખ્યાલ નહીં રાખું તો બીજું કોણ રાખવાનું છે?' ગોવિંદે એની વાત સાંભળવા ક્યાં નવરો હતો? એ પીવામાં મશગૂલ થઈ ગયો હતો.

એ પછીના દિવસોમાં ગોવિંદના રોજિંદા દોસ્તો અન્તુને પૂછતા:

'અન્તુભાભી, ગોવિંદ આજકાલ બહાર દેખાતો નથી ને? બહારગામ ગયો છે કે શું?'

અન્તુનો આ સવાલ માટે એક જ જવાબ હતો:

'ક્યાંથી દેખાય? ગોવિંદની તબિયત જ ક્યાં સારી છે? બહાર નીકળી શકાય એ હાલ જ નથી.'

ગોવિંદ હવે ચોવીસ કલાક ઘરમાં જ રહેતો હતો. દરવાજા તરફ મોં રાખીને નશામાં પડી રહેતો હતો. ગોવિંદ પાણી માગે તોય અન્તુ કાચના ગ્લાસમાં એને...

ગોવિંદ હવે થોડો અશક્ત થઈ ગયો હતો. ભૂંડની જેમ આળોટતા ગોવિંદને જોઈને અન્તુને અણગમો થઈ આવતો હતો. અન્તુ પોતાની ચીઢ ગોવિંદને દારૂનો ગ્લાસ ધરીને ઉતારતી હતી.

અને – એક દિવસ ગોવિંદ મરી ગયો.

'મરી ગયો!' ડૂસકાં ભરતાં અન્તુ ઘરબહાર દોડી આવી. એ ચીસો પાડતી હતી:

'મરી ગયો. ગોવિંદ મરી ગયો... હવે હું એના વગર કેમ જીવીશ? હું જ કેમ ન મરી ગઈ?'

એમ કહેતાં એનો હાથ છાતી ઉપર ગયો. ક્ષણભર તો થયું એના ય ધબકારા.....

■

નિર્મિશ ઠાકર

## ૨: સંગીત અને આપણે

ગતાંકથી ચાલુ

'શબ્દ' અને 'સૂર'ના ઈતિહાસ ભલે અલગ લખાય, પણ પાછા પગલે જાવ તો સૂર્યથી છૂટી પડેલી પૃથ્વી અવકાશમાં ઘૂમવા લાગી કે તરત એમાંથી એકાક્ષરી બ્રહ્મનાદ 'ૐ' પ્રગટ થયો હતો! એમાં સાતેય સૂર સમાયેલા છે. 'ૐ' પોતે શબ્દ છે અને સૂર પણ છે!

પૃથ્વી જન્મી ત્યારે તો હું હાજર નહોતો, છતાં એ વખતથી એક ખાસ પ્રકારનો ગોટાળો ચાલતો આવે છે. 'શબ્દ' અને 'સૂર' એકબીજા માટે ઉપકારક છે કે નુકસાનકારક, એ સ્પષ્ટ થતું જ નથી અને વિવાદ ચાલ્યા જ કરે છે!

સાહિત્યના અભ્યાસીઓ કહે છે કે સાહિત્યમાં 'સૂર'નું મહત્ત્વ નથી. શાસ્ત્રીય સંગીતના અભ્યાસીઓ કહે છે કે શાસ્ત્રીય સંગીતમાં 'શબ્દ'નું મહત્ત્વ નથી. ને તે છતાંયે 'શબ્દ' અને 'સૂર' એકબીજાના પ્રેમમાં તો રહે જ છે અને 'અતિ પ્રેમ'ને કારણે ઝઘડે છેય ખરા! મને તો શંકા છે કે આ ગૂંચવણથી કંટાળીને જ કવિ કલાપીએ લખ્યું હશે કે... જે પોષતું તે મારતું, એ દીસે ક્રમ કુદરતી!

આમ તો 'શબ્દ' અને 'સૂર'નો મેળ છેક 'સામવેદ'ના રચનાકાળથી સારો રહ્યો છે, પણ હું એક હનુમાનકૂદકો મારી સીધો ગુજરાતી સાહિત્ય પર આવવા માગું છું છેક નરસિંહ મહેતાથી નરસિંહરાવ સુધીની કવિતામાં 'ઊર્મિ'નું જ મહત્ત્વ સ્પષ્ટપણે દેખાય છે. 'કવિતા એટલે ઊર્મિ' એવી મહાકવિ વર્ડ્ઝવર્થની માન્યતાને આપણે ત્યાં પંડિત યુગમાં ભરપૂર સમર્થન મળતું રહ્યું. ત્યારે તો કવિતાને સંગીત સાથે એવો ઘનિષ્ટ સંબંધ હતો કે 'કાવ્યમાધુર્ય' અને 'સંગીતમાધુર્ય' એ બે ભિન્ન છે, એવું માનવા કોઈ તૈયાર જ નહોતું. ઊર્મિકાવ્ય પ્રત્યે ઉત્કંઠ બનેલા રમણભાઈ નીલકંઠ તો 'રાગધ્વનિકાવ્ય' જેવો શબ્દ પણ આપી બેઠેલા. ને કવિ નરસિંહરાવ દિવેટિયા તો પોતાના હૃદયને વાદ્ય સમજી બેઠેલા! એમની આ પંક્તિઓ જુઓ...

> ગંભીર આ હૃદયવાદ્ય ભલે જગાવે
> આ વાદ્યને કરુણગાન વિશેષ ભાવે.

(ગંભીર હૃદયવાદ્ય સામે એક હાસ્યકાર પોતાની બે-સૂરી પિપૂડી વગાડવાની હિંમત કરી રહ્યો છે, એના સૂરને ના સહી, હિંમતને તો દાદ આપો!) તો એ કાળમાં 'શબ્દ' અને 'સૂર'નો પ્રેમ ક્લાઈમેક્સ પર જણાય છે. તમે ભાગ્યે જ કોઈ એવી પ્રેમકથા જોઈ હશે, જેમાં યોગ્ય સમયે વિલનની એન્ટ્રી ન થતી હોય!

...તો નરસિંહરાવનું હૃદયવાદ્ય કરુણના વધુ તાનપલટા લે એ પહેલાં જ 'પૃથ્વી-પટે' બળવંતરાય ક. ઠાકોરના 'ભણકારા' વાગવા લાગે છે! જુઓ એમની આ પંક્તિઓ...

> આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
> વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતી શાંત રેવા સુહાવે;
> ઊંચાનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
> તેમાં મેળે તલ સમ પડે ઉપડે નાવ મ્હારી.

ગુજરાતી ભાષાના પ્રથમ સૉનેટમાં જ પ્રવાહી રીતે પ્રયોજાયેલ મંદાક્રાન્તા છંદ, ઉત્તમ કલ્પનસામગ્રી અને અભિવ્યક્તિની અ-પૂર્વતા! હું આને એક 'ઘટના' ગણું છું અને આ મુદ્દે કોઈ હાસ્ય-કટાક્ષ શક્ય નથી, એમ નમ્રપણે માનું છું.

– પણ, કાવ્યમાધુર્યને સંગીતમાધુર્યની આવશ્યકતા નથી એમ સ્પષ્ટપણે માનતા અને અગેય પૃથ્વી છંદના પરમ ચાહક બ. ક. ઠાકોર 'સૉનેટ'ના પ્રેમમાં કેમ પડ્યા હશે? ઊર્મિકાવ્ય તરીકે સ્થિર થવામાં 'સૉનેટ'ને સૂરતત્વનું બળ મળેલું, એમ એનો ઈતિહાસ કહે છે. ઈટાલિયન શબ્દ 'સ્યૂનો'માં સૂરનો અર્થ સમાયેલો છે અને એ શબ્દ પરથી 'સૉનેટ' શબ્દ જન્મેલો છે! ખેર, પડછંદ બલ્લુકાકાના પડકારમાં દમ તો હતો જ, એટલે એમના અનુગામી કવિઓ માટે શિરોવેદના એ ઊભી થઈ કે હૈયે રહેલ 'સૂર'ને હોઠે લાવવો ઈષ્ટ ખરો કે નહીં!

સામે પક્ષે, શાસ્ત્રીય સંગીતકારો બંદિશોમાં શબ્દો તો વાપરે, પણ એ અગત્યના નથી – એમ દર્શાવવા જ અસ્પષ્ટ ઉચ્ચારો સાથે એને તાનોમાં લપટાવી નાંખતા હોય, એવું મને હંમેશાં લાગ્યું છે. વળી બંદિશના ગમે તે શબ્દના ગમે તે અક્ષર પર 'સમ' આવતો હોવાથી પંક્તિ તો ઠીક શબ્દ સુદ્ધાં પૂરો થાય એ પહેલાં તાન શરૂ થઈ શકે, પછી અનુસંધાન જ ના મળે! ઉદાહરણ આપું? બંદિશમાં 'કાલી ઘોડી દ્વાર ખડી, ખડી રે...' એ પંક્તિ સ્વીકારો, તો 'તાલ-ત્રિતાલ' મુજબ 'દ્વાર' પછી આવતા શબ્દ 'ખડી'ના અક્ષર 'ડી' પર 'સમ' આવે. એટલે 'ખ' પછી તરત તાન શરૂ કરવી હોય તો લોપ

કરીને 'ડી'ને અલોપ કરવો પડે! એટલે તમને 'કાલી ઘોડી દ્વાર ખ...' સુધી પંક્તિ સંભળાય (તેય જો શુદ્ધ ઉચ્ચાર હોય તો!) પછી 'ડી' આવે જ નહીં! (આમ તો ઘોડી ખડી રહેવાને બદલે ખડી પડે! આના કરતાં સુરેશ જોષીની વાર્તામાં થતો ઘટનાલોપ સારો!) જોકે, તોયે... ત્રિતાલમાં બદ્ધ થતી આ પંક્તિ 'કાલી ઘોડી દ્વાર ખડી, ખડી રે...' મને ગમે છે.

ટૂંકમાં આપણા સમાજજીવન પર સંગીતની ભારે અસર છે, ખરું કે નહીં? મેં એ જોયું છે કે વિદ્વાનોને તો ઠીક, પણ આમ-આદમીનેય ગાયા વિના ચેન પડતું નથી. કલાકાર સ્ટેજ પર ચડીને ગાય, તો મારા જેવા બાથરૂમમાં ભરાઈનેય ગાય તો ખરા જ. જેને કારણે શેરડીના ખેતરમાં ઊંટને માર પડેલો, એ શિયાળ જેવા ગાયનપ્રિય માણસો માઈક જોતાં જ 'ગાઉં ગાઉં' થઈ જતા હોય છે ને સામાવાળાનો વિચાર પણ કરતા નથી!

માણસને ગાવાના આટલા અભરખા કેમ? આપણે આવા કેમ છીએ? પથ્થર પર 'ધોબી-પછાડ' વડે કપડાંની દશા બગાડતા ધોબીઓને મેં ગાતા જોયા છે. બોજ ઊઠાવતા મજૂરો પણ ગાય છે! માછીમારો અને ખેતમજૂરોનાં ગીત પાછાં અલગ. જાડી મહેતીઓ સાડી પહેરીને આવે, ને પછી બાળકોને 'એક બિલાડી જાડી, એણે પહેરી સાડી...' એવું ગવડાવે! (જોકે હવે બાળકો 'પુસીકેટ' વાળું જોડકણું વધારે ગાય છે.) બે-સૂરું ગાવામાંથીયે ભવ્ય (અને દિવ્ય!) આનંદ મળી શકે, એની બાળકોને પ્રતીતિ થાય એટલા ખાતર જ શાળાઓમાં 'સમૂહગાન' પણ કરાવાય છે. કવિ દલપતરામની કવિતા સમૂહમાં ગાવા માટે વર્ગનાં બાળકોને ફરજ પડાય છે, ત્યારે તેઓ પોતપોતાના લય મુજબ જુદી જુદી પંક્તિએ પહોંચ્યા છતાં આજ્ઞાંકિત બની સમૂહમાં ગાય છે તો ખરાં જ. (ત્રણેય સપ્તકના સૂરો એક સાથે ગાવા-સાંભળવાનો એ લ્હાવો મેંય લીધેલો છે!) પછી બાળકોના વેરણછેરણ થઈ ગયેલા સૂર 'દાખે દલપતરામ' આવતાં જ એકતા સાધે છે અને પછી તેઓ શિક્ષકને ઉપદેશ આપતાં હોય, એમ છેલ્લી પંક્તિ એકસાથે ગાય છે

...'અન્યનું તો એક વાંકું આપનાં અઢાર છે!'

(ક્રમશઃ)

---

વિવેચક જે સર્જક ચેતનામાંથી કળાકૃતિ પ્રગટે છે એ ચેતના સાથે વધુમાં વધુ તાદાત્મ્ય સાધી કળાના આનંદનો ઉપભોગ કરે છે, એ આનંદને તટસ્થતાથી બૌધ્ધિક રીતે સમજાવવા પ્રવૃત્ત થાય છે, વિશાળ જનસમુદાયને પોતાના કલાનુભવનાં કારણો આપે છે - અને એ રીતે વાચકોને પોતાને તે આનંદ પામવા સમર્થ બનાવે છે.

એચ. ડબલ્યુ. ગેરડે વિવેચકની પ્રથમ ફરજ રસિક થવું એ છે એમ જે કહ્યું એની પાછળની એમની દૃષ્ટિ, વિવેચક સાહિત્ય જેવા પરમ રસિક પદાર્થ સાથે કામ પાડી રહ્યો છે, પોતાના રસાનંદને વર્ણવી રહ્યો છે એ વસ્તુને કેન્દ્રસ્થાને મૂકવાની લાગે છે. પછી સર્જક (જીવંત હોય તો) શું કહેશે, એના પ્રશંસકો કે ટીકાકારો શું કહેશે, પોતાના વિવેચનના કેવા પ્રત્યાઘાતો પડશે એવી એવી બાબતો અકિંચિત્કર થઈ રહે. મુરબ્બીવટ કે ઉપર હાથ રાખવાની વાત એમાં આવતી જ નથી. કળાકૃતિનું સ્વતંત્ર અસ્તિત્વ છે અને એને આસ્વાદવા પોતે પ્રવૃત્ત થયો છે અને અન્યને પણ વ્યાપારશીલ કરવાની એની નેમ છે એના પર વિવેચકનું સમગ્ર અવધાન કેન્દ્રિત થયેલું હોય છે.

આ બાબત હેલન ગાર્ડનરે સેમ્યુઅલ જોન્સનના એક રૂપક દ્વારા સાર્થકતાથી મૂકી આપી છે. જોનસનનું રૂપક એવું છે કે વિવેચના એ પરિશ્રમ અને સત્યની જયેષ્ઠ પુત્રી છે, શાણપણ (wisdom)ના મહેલમાં ઉછરેલી આ કન્યા જન્મથી જ ન્યાયની કાળજી લેવા પ્રતિબધ્ધ છે. કલ્પનાની આયા તરીકે એની નિયુક્તિ થઈ હતી અને એને એવી સત્તા આપવામાં આવી હતી કે જ્યુપિટર (આપણે બૃહસ્પતિ કહીશું ?)ના સિંહાસન સમક્ષ કલાદેવીઓના વૃંદસંગીતની સાથે એણે તાલ મેળવવો. આ દેવીઓ જ્યારે અધોવિશ્વમાં ઊતરી ત્યારે વિવેચના એની સાથે થઈ. ન્યાયે એના હાથમાં એક રાજદંડ આપ્યો. આ દંડ વડે તે અમરત્વ કે અવગણનાની લહાણ કરી શકે. પણ એના ડાબા હાથમાં એક અમરજ્યોત - 'ટૉર્ચ' - હતી, એ ઘડી હતી પરિશ્રમે અને પ્રગટાવી હતી સત્યે. સામાન્ય દૃષ્ટિને ભલે ન દેખાય પણ આ 'ટૉર્ચ' દરેક વસ્તુને એના સાચા સ્વરૂપમાં તરત પ્રગટ કરી દેતી. એ એનો ગુણવિશેષ હતો. પણ વિવેચનાએ જોયું કે એની સામે એવી તો અસંખ્ય કૃતિઓ હતી જેમાં સૌન્દર્યો અને દોષો સરખે સરખાં ભળી ગયાં હતાં. એટલે ન્યાયે આપેલા રાજદંડનો અયોગ્ય ઉપયોગ કરવાની ભીતિએ એણે આ જવાબદારી કાળને ભળાવી. સ્વર્ગમાં પાછા ફરતાં પહેલાં વિવેચનાનો રાજદંડ તોડી નાખ્યો. એ રાજદંડનો એક ટુકડો પકડી લીધો ખુશામતે અને બીજો પકડી લીધો દ્વેષે.

આ ઉપરથી હેલન ગાર્ડનરને મન વિવેચકનું પ્રતીક તે રાજદંડ નહિ પણ પેલી જ્યોત - 'ટૉર્ચ' - છે. આ રૂપક ઘણું ઘણું સૂચવી દે છે. આજે પણ 'રાજદંડ' ગ્રહીને ચાલનારા વિવેચકોનો તોટો નથી !

- રમણલાલ જોશી

('વિવેચનની પ્રક્રિયા'માંથી)

## ઘોરડ : ધ ગ્રેટ ઈન્ડિયન બસ્ટાર્ડ (The great Indian Bustard) Ardeotis nigriceps

હેમેન્દ્ર શાહ



ઘોરડ ભારતમાં - ભારતીય ઉપખંડમાં જોવા મળતું વિશેષ મહત્વનું પક્ષી છે. રાજસ્થાન રાજ્યનું સ્ટેટ બર્ડ છે.

શ્રી આસદરફી રહમાની (બોમ્બે નેચરલ હિસ્ટ્રી સોસાયટી, મુંબઈ) એ તેના વિશે પ્રશંસનીય સંશોધન કર્યું છે તથા તસવીરો પાડી છે. ૧૯૮૭માં પ્રસિધ્ધિ પામેલી તેની પુસ્તિકાએ ઘણી ઉપયોગી માહિતી આપી છે. ભારતનાં છ રાજ્યોમાં ઘોરાડ જોવા મળે છે - ગુજરાત, રાજસ્થાન, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, આંધ્રપ્રદેશ અને કર્ણાટક. આ પક્ષીનું માંસ સ્વાદિષ્ટ હોવાથી તેનો શિકાર ઘણો બધો વધી ગયો હતો. પંદર વર્ષ પહેલાં આરબ રાજ્યોના ધનવાન નબીરાઓએ રાજસ્થાનમાં જઈને તેનો અવૈદ્ય શિકાર કરીને તેના માંસની મિજબાની કરી હતી તેમ ઘણાં છાપાઓમાં ન્યુઝ આઈટમ હતી. તે માટે તેઓએ લખલૂટ ખર્ચો કર્યો હતો. બહુ હોહા થવાથી રાજસ્થાન રાજ્યનો વન વિભાગ ત્યારબાદ ઘણો કડક થઈ ગયો.

ગ્રેટ ઈન્ડિયન બસ્ટાર્ડને વાઈલ્ડ લાઈફ પ્રોટેક્શન એક્ટ (૧૯૬૨)થી તેને પકડવું, મારવું, શુટ કરવું ગેરકાયદે ગણાય છે. આવો ગુન્હો આચરનારને રૂા. ૨,૦૦૦/-નો દંડ અને / અથવા છ વર્ષની જેલ થઈ શકે છે.

મે, ૧૯૮૨થી ઘોરડ રાજસ્થાનનું સ્ટેટ બર્ડ જાહેર થયેલ છે. ભારતનાં ફક્ત છ રાજ્યોમાં જોવા મળતા આ પક્ષીની સંખ્યા ચિંતાજનક રીતે ઘટી ગયેલ છે. રાજસ્થાન, ડેઝર્ટ નેશનલ પાર્ક તથા સોંખલિયામાં થઈને હાલ તેની સંખ્યા ૪૦૦ની હશે તેમ મનાય છે. (૧૯૮૯માં લગભગ ૧૨૦૦ હતી) ગુજરાતમાં તેની સંખ્યા ૩૦-૪૦થી વધારે નથી. (૧૯૮૭માં ૫૫ જેટલી હતી) મધ્યપ્રદેશના કાહેરા સેન્ક્ચ્યુરીમાં હાલ ૪૦ જેટલી છે. (જે અગાઉ ૧૧૦ જેટલી હતી) મહારાષ્ટ્રમાં હાલ ૫૦ જેટલી છે. જે અગાઉ ૧૦૦ હતી. કર્ણાટકમાં હાલ ૪૦ અને આંધ્રપ્રદેશમાં હાલ૫૦ જેટલી છે.

ગુજરાત રાજ્યે બસ્ટાર્ડ વધારવા ખાસ રસ લીધેલ નથી, તેમ ઘણા પક્ષી ચાહકોનું માનવું છે.

મોટું થયા પછી ઘોરડ ૧૧૮ થી ૧૨૨ સે.મી.ની ઊંચાઈ ધારણ કરે છે. નર ઘોરડનું વજન ફીમેલ કરતાં લગભગ બે ગણું હોય છે. નારીની ઊંચાઈ પણ ૨૦ થી ૨૫ સે.મી. ઓછી હોય છે.

ઘોરડ વિવિધ પ્રકારનો ખોરાક ખાય છે. પ્રદેશ પ્રમાણે તેની પસંદગી બદલાય છે. ગ્રાસ હોપર, સાપ, કાચિંડો, વિંછી, ચણા, મગફળી વગેરે તેનો ભાવતો ખોરાક છે. મેદાન પ્રદેશના નાના-મોટા છોડનાં પાંદડાં પણ તેને ભાવે છે. મેદાનમાં રખડતું આ પક્ષી ઓળખવું અઘરું નથી. પણ ઘણું શરમાળ હોવાને લીધે માનવીથી દૂર ભાગે છે. તેથી તેની ફોટોગ્રાફી કરવી અઘરી છે. ઘણીવાર તેની પીઠનો રંગ ઘાસ સાથે ભળી જાય છે, તેથી તેની સ્પષ્ટ ફોટોગ્રાફી કરી શકાતી નથી.

ઘોરડ દૂરથી ઘણીવાર ઓસ્ટ્રીચ પક્ષીનું બચ્ચું હોય તેવો આભાસ આપે છે. ૧૯૮૦માં જયપુરમાં અને ત્યારબાદ ઘોરડ બચાવવા કોન્ફરન્સો અને મિટીંગો યોજવામાં આવી હતી. પણ આ બાબત કોઈ નક્કર પરિણામ આવ્યું નથી. જેમ સારસની સંખ્યા ઘટવા પામી છે તેમ ઘોરડની સંખ્યા ઘટતી જાય છે. આ બાબત ઘણી ગંભીર છે અને આવા રેર બર્ડની આપણે બધાએ ચિંતા કરવા જેવી છે. અર્ધ સૂકા અને અર્ધ ઉજ્જડ પ્રદેશનું આ સુંદર પક્ષી નેસ્ત નાબૂદ થાય તે પહેલાં ત્વરિત પગલાં ભરવાં જોઈએ. આપણે ભૂલવું ન જોઈએ કે આ રેર પક્ષી પહેલાં ભારતભરમાં - હિમાલયમાં લગભગ ૨૦ જગ્યાએ જોવા મળતું હતું જે હવે ફક્ત ૭ રાજ્યોમાં જોવા મળે છે. સામાન્ય રીતે ગ્રેટ ઈન્ડિયન બસ્ટર્ડ ચોમાસામાં બ્રીડિંગ કરે છે. તેનાં બચ્ચાંને જીવજંતુનો ખોરાક મળી રહે તેટલા માટે તેણે આ બ્રીડિંગ સિઝન પસંદ કરેલી છે.

ગ્રેટ ઈન્ડિયન બસ્ટાર્ડનું સંવનન નૃત્ય લાંબુ અને મદમસ્ત હોય છે. લગભગ એક મહિના પછી જમીન ઉપર ઈંડુ મૂકે છે. તે માળો બનાવતી નથી. મોર પણ જમીન ઉપર ઈંડુ મૂકે છે પણ તે વ્યવસ્થિત માળો બનાવે છે.

### ગુજરાતમાં ગ્રેટ ઈન્ડિયન બસ્ટર્ડ સેન્કચ્યુઅરી

ગુજરાતે ગ્રેટ ઈન્ડિયન બસ્ટાર્ડ સેન્કચ્યુઅરી ઘણી મોડી જાહેર કરી. ગાગા ગ્રેટ ઈન્ડિયન બસ્ટર્ડ સેન્કચ્યુઅરી જામનગર શહેરથી ૧૨૦ દૂર કિ.મી. આવેલી છે. આ સેન્કચ્યુઅરીનો એરિયા ત્રણ સ્કવેર કિ.મી. છે. જેમાં ઘોરાડ ઉપરાંત લેસર ફ્લોરિન, પેલિકન્સ, ડેમોસેઈલ ડેઈન્સ અને બીજાં પક્ષીઓ પણ જોવા મળે છે. નવેમ્બરથી જાન્યુઆરીની વચ્ચે આ સેન્કચ્યુઅરીમાં જવાથી ઘણાં બધાં પક્ષીઓ સાથે ઘોરડ પણ જોવા મળે છે.

■

---

દૂરદર્શન, દિલ્હીએ જૂન, ૨૦૦૭માં વાઘ માટે વિશેષ ચર્ચા સભા ગોઠવી હતી. જેમાં શ્રી નરેશ બેડી, રાજેશ બેડી, વન અને પર્યાવરણ વિભાગ, દિલ્હીના હોદ્દેદારો તથા અન્ય સ્વતંત્ર નિષ્ણાતોએ ભાગ લીધો હતો. ચર્ચા ઘણી રસપ્રદ રહી. બેડી બંધુઓએ તેમના લાંબા અનુભવોનો લાભ પ્રેક્ષકોને આપ્યો તથા ધારદાર ચર્ચાએ વાઘને બચાવવા માટે વધુ કડક પગલાંની હિમાયત કરી. સિંહના બચ્ચાં ગીરમાં કુવાઓમાં પડી જાય છે તે સિવાયના મુદ્દાઓ વાઘ અને સિંહની બાબતમાં એકબીજાને ઘણા મળતા આવે છે.

એક બીજી ચર્ચામાં વક્તાઓએ ઘટતી જતી વન્ય પ્રાણીની વસ્તી માટે માનવીને મુખ્ય ગુનેગાર ગણાવ્યો. વધતી જતી માનવ-વસ્તી તથા શહેરીકરણના અત્યંત મોટા થતા વ્યાપ ને જવાબદાર ગણાવાયા.

**આનંદની ઉજાણી**

"ગ્રંથપરીક્ષક એ ગ્રંથરૂપ પુષ્પોનો ભોગી ભમર છે. તે સ્થળે સ્થળેથી પરાગ અને મધુના પરમાણુ શોધી કાઢી તેનો સંચય કરે છે ; અને તેના રચેલા મધપૂડાઓનું મધ તેને પોતાને તેમ અન્ય લોકોને કામ લાગે છે. ગ્રંથના ગુણની પરીક્ષા કરવી, એ ગુણનો જાતે ઉપભોગ કરી આનંદ અનુભવવો, અને એ આનંદ પામવા ગ્રંથના વાંચનારાઓને સમર્થ કરવા, પોતે સુરસ અન્ન જમવું અને બીજાને જમાડવા - આ આનંદની ઉજાણી આપવી એ જ ગ્રંથપરીક્ષકનો અભિલાપ હોય છે."

- ગોવર્ધનરામ ત્રિપાઠી

# નવાં પુસ્તકો

## કાવ્યસંગ્રહ - કાવ્યસંપાદન - કાવ્ય અનુવાદ

- **આવ** - શ્રી લાભશંકર ઠાકર. 'મેં કમિટ કર્યું છે શું ?' (૨૦૦૪) પછીનો કવિનો ઓગણીસમો કાવ્યસંગ્રહ. કેટલાંક કાવ્યોના જુદા જુદા અનુવાદકોએ કરેલા અંગ્રેજી અનુવાદો પણ અહીં છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૬. પ્રકાશક : હંમેશ મનોહર મોદી, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. પૃ. ૧૧૦, કિ. રૂ. ૭૦.

- **એક મુઠ્ઠી આકાશ** - સંપાદન શ્રી પ્રીતમ લખલાણી. "બરફમાં મેઘધનુષ" અને "ફ્લાવરવાઝ"ના સંપાદન પછી અમેરિકાની ભૂમિમાં સ્થાયી થયેલ સર્વશ્રી અશરફ ડબાવાલા, ડૉ. કિશોર મોદી, ચંદ્રકાંત શાહ, નટવર ગાંધી, ડૉ. નીલેશ રાણા, પન્ના નાયક, પ્રીતમ લખલાણી, પૌલોમી શાહ, મધુમતી મહેતા, વિરાફ કાપડિયા, શકૂર સરવૈયા, સુધીર પટેલ અને સુમન અજમેરીની કાવ્ય રચનાઓનું સંપાદન. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨. પૃ. ૨૦૭, કિ. રૂ ૧૨૫.

- **હરિના હસ્તાક્ષર** - શ્રી લાલજી કાનપરિયા. ભક્તિ અધ્યાત્મભાવને આલેખતી કવિની ૭૪ ગીત રચનાઓનો સંગ્રહ પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ પૃ. ૮૦, કિ. રૂ. ૫૦.

- **તડકાની છાલક (દુહા-સંગ્રહ)** - યાકુબ પરમાર. કંઠ્ય પરંપરામાં પુષ્ટ થઈ હોવા છતાં અર્વાચીન ગુજરાતી કવિતામાં દુહા સ્વરૂપની કવિતાનાં પાઠ્ય પરિણામ પણ મળતાં થયાં છે ત્યારે ૭૫ દુહાનો સંગ્રહ લઈ કવિ યાકુબ પરમાર આવે છે. પ્ર.આ. ૨૦૦૬ પ્રકાશક : સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯. પૃ. ૮૫. કિ. રૂ. ૭૦.

- **પરમને પત્ર** - શૈલેશ ટેવાણી. જુલાઈ ૨૦૦૫થી જુલાઈ ૨૦૦૬ દરમિયાન કવિતારૂપે લખાયેલ અને "ફૂલછાબ" દૈનિકની ગુરુવારની પૂર્તિમાં છપાયેલ પત્રોનો સંચય. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : પ્રવીણચંદ્ર એમ પટેલ, પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ. પૃ. ૬૪. કિ. રૂ. ૭૫.

- **ગઝલપૂર્વક** - શ્રી અંકિત ત્રિવેદી. "ગઝલની ભીની ભીની રેતમાં નવાં નવાં પગલાં" અંકિત કરતો કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ. શ્રી ચિનુ મોદી કહે છે : "અંકિત પાસે સરળ વાણી છે. વળી, પાછી એ પ્રવાહી પણ છે. એની પાસે શબ્દ સાંભળવાના કવિગત કાન પણ છે. એ પોતાની પ્રતિભા શબ્દ સાથે ચોંટેલા સંદર્ભને ભૂંસી, નવા શબ્દ સંદર્ભમાં ઉપયોગમાં લે છે. આવું કવિકર્મ અહીં પાને પાને થયેલું છે." પ્ર.આ. જાન્યુઆરી ૨૦૦૭. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ. પૃ. ૯૦, કિ. રૂ. ૭૫.

- **સૂર્ય-ચંદ્રની સાખે** - શ્રી લાલજી કાનપરિયા. "હરિના હસ્તાક્ષર" (૨૦૦૬) પછી બહુ જ ટૂંકા ગાળામાં પ્રગટ થતો કવિનો કવિતાનાં વિવિધ સ્વરુપોમાં - ગીત, ગઝલ, સૉનેટ, મોનોઈમેજ, અછાંદસ - થયેલી રચનાઓનો પાંચમો કાવ્યસંગ્રહ. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ. પૃ. ૧૫૦, કિ. રૂ. ૧૦૦.

- **શ્યામ મળે તો** શ્રી હરીશ પંડ્યાનો પ્રથમ ગીત સંગ્રહ. કવિના છ બાળકાવ્ય સંગ્રહ અને એક નવલિકા સંગ્રહ પૂર્વે પ્રગટ થયા છે. શ્રી તખ્તસિંહ પરમાર નોંધે છે તેમ "કવિને આવશ્યક એવું કલ્પન, શબ્દ પ્રભુત્વ, ગીતમાં જરૂરી લય-હિલ્લોળ વગેરેનું હરીશને સારી પેઠે ભાન છે." પ્રથમ આવૃત્તિ માર્ચ ૨૦૦૭ સ્વયમ્ પ્રકાશિત. ડી-૧, ત્રિલોચન સોસાયટી, ઘોઘા જકાત નાકા પાસે, 'પરિતોષ' સોસાયટી સામે, રીંગ રોડ, ભાવનગર-૧. પૃ. ૬૪, કિ. રૂ ૫૦.

- **સાંજ** - શ્રી રમેશ વૈદ્ય. પ્રથમ સંગ્રહ "માત્રા" પછી લાંબા સમયે પ્રગટ થતો નવો કાવ્યસંગ્રહ પ્ર.આ. માર્ચ ૨૦૦૭. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ. પૃ. ૭૧. કિ. રૂ. ૫૦.

- **વીસમી સદીની ગુજરાતી કાવ્યમુદ્રા** - સંપાદકો : સર્વશ્રી ચંદ્રકાંત શેઠ, યોગેશ જોષી, હર્ષ બ્રહ્મભટ્ટ, ઊર્મિલા ઠાકર. ઈ.સ. ૧૯૦૧થી માંડીને ઈ.સ. ૨૦૦૦ સુધીમાં પ્રગટ થયેલ ગુજરાતી કવિતાનું પ્રતિનિધિ સંપાદન. ૩૪૪ કવિઓ અને ૯૨૬ રચનાઓનો સમાવેશ કરતું ગુજરાતી કવિતાનું મહત્ત્વનું સંપાદન. સંક્ષિપ્ત કવિ-પરિચય, કવિ-જન્મ તારીખ સૂચિ અને સંપાદકોની વિશદ પ્રસ્તાવના સાથે ગુજરાતી

કવિતાના કોઈ પણ રસિક અભ્યાસી માટે વસાવવા લાયક ગ્રંથ. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પ્ર.આ. ૨૦૦૭. પૃ. ૮૬૬. કિ. રૂ. ૬૦૦.

■ ચાહના, સ્પૃહા ડૉ. દિવ્યાક્ષી દિવાકર શુક્લ ૨૦૦૫માં "સંગદા" કાવ્યસંગ્રહ અને 'વાસ્તવ' હાઈકૂસંગ્રહ આપ્યા પછી કવિયિત્રીના આ નવા બે જોડિયા કાવ્યસંગ્રહો. દક્ષા વ્યાસ નોંધે છે "લઘુ કાવ્યોમાં કવિયિત્રીને સારી ફાવટ છે. એમાં કલ્પનાનું નાવીન્ય સ્પર્શી જાય છે." પ્ર.આ. એપ્રિલ ૨૦૦૭. પ્રકાશક : નીજુ પ્રકાશન, ૯, વાટિકા બંગલોઝ, વાસણા રોડ, વડોદરા-૩૯૦૦૧૫. અનુક્રમે પૃ. ૮૮ અને ૮૦ કિ. રૂ. ૬૦ અને રૂ. ૫૫.

## વિવેચન - સંપાદન - સંશોધન - નવલિકા - પ્રકીર્ણ

■ સાહિત્ય સંકેત (વિવેચનસંગ્રહ) - શ્રી રાધેશ્યામ શર્માનો "વાર્તાવિચાર" (૨૦૦૦) પછીનો આ પંદરમો વિવેચનસંગ્રહ છે. અહીં ૪૨ લાંબા-ટૂંકા વિવેચન લેખો સંગ્રહસ્થ થયા છે. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : રાધેશ્યામ શર્મા, ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ-૩૮૦૦૨૨. વિતરક : પાર્શ્વ પબ્લિકેશન. નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૧૯૨. કિ. રૂ. ૧૫૦.

■ પરથમ પરણામ (શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યા સ્મૃતિગ્રંથ) - સંપાદક : શ્રી લાભશંકર પુરોહિત. ત્રણ વિભાગમાં વહેંચાયેલ આ સ્મૃતિગ્રંથમાં સ્વ.નાં કેટલાંક કાવ્યો, લેખો, એમના વિવેચનકાર્યની સમીક્ષા અને જાણીતા લેખકોનાં સ્મૃતિ સંવેદનો સંગ્રહસ્થ થયાં છે.

ગોવર્ધન સાહિત્યના અભ્યાસી, વિવેચક અને પ્રાધ્યાપક શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યાના કાર્ય અને સ્મૃતિને ચિરંજીવ કરતો સ્મરણગ્રંથ. પ્ર.આ. જુલાઈ ૨૦૦૬. પ્રકાશક : શ્રી ઉત્પલ પંડ્યા "આરતી", આદર્શ સોસાયટી, રેસકોર્સ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૧. પૃ. ૨૪૨. કિ. રૂ. ૧૫૦.

■ વૈજ્ઞાનિક અભિગમના પ્રસારમાં માધ્યમોનો ફાળો - સંપાદક શ્રી યાસીન દલાલ. એ.ડી. શેઠ પત્રકારત્વ ભવન, સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ અને સાયન્સ અને ટેકનોલોજી મંત્રાલય, ભારત સરકાર, નવી દિલ્હી દ્વારા પ્રકાશિત આ પુસ્તકમાં આ વિશેના લેખો અને વર્કશોપ માટેના સંશોધન પત્રો પ્રગટ થયા છે. પ્ર.આ. ૨૦૦૬. પૃ. ૧૩૨. કિ. રૂ. ૮૦.

■ Great Editors - Edited by Dr. Yasin Dalal. આપણા સમયના વિખ્યાત તંત્રીઓના જીવન કાર્ય વિષે વિવિધ લેખકોના અંગ્રેજી લેખોનો સંચય. પ્ર.આ. માર્ચ ૨૦૦૬. પ્રકાશક : સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ. પૃ. ૧૪૮. કિ. રૂ. ૧૦૦.

■ શ્રી ગોવર્ધનરામ ગદ્યસંચય (સંશોધન - સંપાદન) - શ્રી હસિત મહેતા. ગો.મા.ત્રિનાં સર્જનાત્મક, વિવેચનાત્મક, ભાષા વિષયક, ચિંતનાત્મક અને સામાજિક લખાણોનું સંશોધન - સંપાદન કરી પ્રગટ થયેલો ગ્રંથ. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : કાર્તિક આર. ત્રિપાઠી, એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પૃ. ૧૬૪

■ વિનોદિની નીલકંઠની સાહિત્ય સૃષ્ટિ ખંડ-૧ (નવલકથા તથા નવલિકાઓ) વિનોદિની નીલકંઠ. લેખિકાની લઘુ નવલકથા "કદલીવન" તથા "કાર્પાસી" અને બીજી વાર્તાઓ આ ખંડમાં ગુજરાતી સાહિત્યના મૂર્ધન્ય સાહિત્યકારોના સમગ્ર સાહિત્યને પ્રગટ કરવાના ગુજરાત સાહિત્ય અકાદમી ઉપક્રમના ભાગરુપે સંગ્રહસ્થ છે. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : શ્રી વરદરાજ પંડિત, મહામાત્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, ટાઉનહોલ પાસે, સેક્ટર-૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭. પૃ. ૭૦૪, કિ. રૂ. ૩૦૦.

■ નિરંતરા (સ્મૃતિગ્રંથ - ૩) - તંત્રી : શ્રી આર. પી. પિઠડિયા. રાજકોટના સુવિખ્યાત લેંગ લાઈબ્રેરી ટ્રસ્ટ સંચાલિત શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય દ્વારા તેની સ્થાપનાનાં ૧૫૦ વર્ષની ઉજવણીના સમાપન સમારોહ પ્રસંગે પ્રગટ થયેલ સ્મૃતિગ્રંથ. આ સ્મૃતિગ્રંથમાં આ લાયબ્રેરીના ગૌરવવંતા ઈતિહાસનો વિકાસ-આલેખ રજૂ કરતાં ચિત્રો, લેખો અને દસ્તાવેજી સામગ્રી સચવાઈ છે. પ્રકાશક : શ્રી પ્રવીણભાઈ રુપાણી, માનદ્ મંત્રી, શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય, જ્યુબિલી બાગ, રાજકોટ. પૃ. ૨૬૮. મૂલ્ય લખ્યું નથી.

■ વાર્તા વિશેષ : વિજય શાસ્ત્રી. સંપાદન : નૂતન જાની. સાતેક જેટલા વાર્તાસંગ્રહો અને કુલ બસોએક વાર્તાઓથી ગુજરાતી વાર્તા સાહિત્ય ક્ષેત્રે જાણીતા વિજય શાસ્ત્રીની ૨૨ પ્રતિનિધિવાર્તાઓનું સંપાદન. પ્ર. આ. જૂન ૨૦૦૭, પ્રકાશક : અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કોમ્પલેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૧૬૦. મૂલ્ય રૂ. ૧૦૦. ■

# નવાં પુસ્તકો

## કાવ્યસંગ્રહ - કાવ્યસંપાદન - કાવ્ય અનુવાદ

■ **આવ - શ્રી લાભશંકર ઠાકર**, 'મેં કમિટ કર્યું છે શું ?' (૨૦૦૪) પછીનો કવિનો ઓગણીસમો કાવ્યસંગ્રહ. કેટલાંક કાવ્યોના જુદા જુદા અનુવાદકોએ કરેલા અંગ્રેજી અનુવાદો પણ અહીં છે. પ્રથમ આવૃત્તિ ૨૦૦૬. પ્રકાશક : હંમેશ મનોહર મોદી, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. પૃ. ૧૧૦, કિ રૂ. ૭૦.

■ **એક મુઠ્ઠી આકાશ - સંપાદન શ્રી પ્રીતમ લખલાણી.** "બરફમાં મેઘધનુષ" અને "ફ્લાવરવાઝ"ના સંપાદન પછી અમેરિકાની ભૂમિમાં સ્થાયી થયેલ સર્વશ્રી અશરફ ડબાવાલા, ડૉ. કિશોર મોદી, ચંદ્રકાંત શાહ, નટવર ગાંધી, ડૉ. નીલેશ રાણા, પન્ના નાયક, પ્રીતમ લખલાણી, પૌલોમી શાહ, મધુમતી મહેતા, વિરાફ કાપડિયા, શકૂર સરવૈયા, સુધીર પટેલ અને સુમન અજમેરીની કાવ્ય રચનાઓનું સંપાદન. પ્ર.આ ૨૦૦૬ પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ. ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨. પૃ. ૨૦૭, કિ. રૂ. ૧૨૫.

■ **હરિના હસ્તાક્ષર - શ્રી લાલજી કાનપરિયા.** ભક્તિ અધ્યાત્મભાવને આલેખતી કવિની ૭૪ ગીત રચનાઓનો સંગ્રહ. પ્ર.આ. ૨૦૦૬ પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન, નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧. પૃ. ૮૦, કિ. રૂ. ૫૦.

■ **તડકાની છાલક (દુહા-સંગ્રહ) - યાકુબ પરમાર.** કંઠ્ય પરંપરામાં પુષ્ટ થઈ હોવા છતાં અર્વાચીન ગુજરાતી કવિતામાં દુહા સ્વરૂપની કવિતાનાં પાઠ્ય પરિણામ પણ મળતાં થયાં છે ત્યારે ૭૫ દુહાનો સંગ્રહ લઈ કવિ યાકુબ પરમાર આવે છે. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : સુનીતા ચૌધરી, રંગદ્વાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯. પૃ. ૮૫ કિ. રૂ. ૭૦.

■ **પરમને પત્ર - શૈલેશ ટેવાણી.** જુલાઈ ૨૦૦૫થી જુલાઈ ૨૦૦૬ દરમિયાન કવિતારૂપે લખાયેલ અને "ફૂલછાબ" દૈનિકની ગુરુવારની પૂર્તિમાં છપાયેલ પત્રોનો સંચય. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : પ્રવીણચંદ્ર એમ. પટેલ, પ્રવીણ પ્રકાશન પ્રા. લિ., લાભ ચેમ્બર્સ, મ્યુ. કોર્પો. સામે, ઢેબર રોડ, રાજકોટ. પૃ. ૬૪. કિ. રૂ ૭૫.

■ **ગઝલપૂર્વક - શ્રી અંકિત ત્રિવેદી.** "ગઝલની ભીની ભીની રેતમાં નવાં નવાં પગલાં" અંકિત કરતો કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ. શ્રી ચિનુ મોદી કહે છે : "અંકિત પાસે સરળ વાણી છે. વળી, પાછી એ પ્રવાહી પણ છે. એની પાસે શબ્દ સાંભળવાના કવિગત કાન પણ છે. એ પોતાની પ્રતિભા શબ્દ સાથે ચોંટેલા સંદર્ભને ભૂંસી, નવા શબ્દ સંદર્ભમાં ઉપયોગમાં લે છે આવું કવિકર્મ અહીં પાને પાને થયેલું છે." પ્ર.આ. જાન્યુઆરી ૨૦૦૭. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ. પૃ. ૯૦, કિ. રૂ. ૭૫.

■ **સૂર્યચંદ્રની સાખે - શ્રી લાલજી કાનપરિયા.** "હરિના હસ્તાક્ષર" (૨૦૦૬) પછી બહુ જ ટૂંકા ગાળામાં પ્રગટ થતો કવિનો કવિતાનાં વિવિધ સ્વરૂપોમાં - ગીત, ગઝલ, સોનેટ, મોનોઈમેજ, અછાંદસ - થયેલી રચનાઓનો પાંચમો કાવ્યસંગ્રહ. પ્ર આ. ૨૦૦૭. પ્રકાશક : પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ. પૃ. ૧૫૦, કિ. રૂ. ૧૦૦.

■ **શ્યામ મળે તો શ્રી હરીશ પંડ્યાનો** પ્રથમ ગીત સંગ્રહ. કવિના ૭ બાળકાવ્ય સંગ્રહ અને એક નવલિકા સંગ્રહ પૂર્વે પ્રગટ થયા છે. શ્રી તખ્તસિંહ પરમાર નોંધે છે તેમ "કવિને આવશ્યક એવું કલ્પન, શબ્દ પ્રભુત્વ, ગીતમાં જરૂરી લય-હિલ્લોળ વગેરેનું હરીશને સારી પેઠે ભાન છે" પ્રથમ આવૃત્તિ માર્ચ ૨૦૦૭ સ્વયમ્ પ્રકાશિત. ડી-૧, ત્રિલોચન સોસાયટી, ઘોઘા જકાત નાકા પાસે, 'પરિતોષ' સોસાયટી સામે, રીંગ રોડ, ભાવનગર-૧. પૃ. ૬૪, કિ. રૂ. ૫૦.

■ **સાંજ - શ્રી રમેશ વૈદ્ય.** પ્રથમ સંગ્રહ "માત્રા" પછી લાંબા સમયે પ્રગટ થતો નવો કાવ્યસંગ્રહ. પ્ર.આ. માર્ચ ૨૦૦૭. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ. પૃ. ૭૧. કિ. રૂ ૫૦.

■ **વીસમી સદીની ગુજરાતી કાવ્યમુદ્રા - સંપાદકો : સર્વશ્રી ચંદ્રકાંત શેઠ, યોગેશ જોષી, હર્ષ બ્રહ્મભટ્ટ, ઊર્મિલા ઠાકર** ઈ.સ ૧૯૦૧થી માંડીને ઈ.સ. ૨૦૦૦ સુધીમાં પ્રગટ થયેલ ગુજરાતી કવિતાનું પ્રતિનિધિ સંપાદન. ૩૪૪ કવિઓ અને ૯૨૬ રચનાઓનો સમાવેશ કરતું ગુજરાતી કવિતાનું મહત્વનું સંપાદન. સંક્ષિપ્ત કવિ-પરિચય, કવિ-જન્મ તારીખ સૂચિ અને સંપાદકોની વિશદ પ્રસ્તાવના સાથે ગુજરાતી

કવિતાના કોઈ પણ રસિક અભ્યાસી માટે વસાવવા લાયક ગ્રંથ. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પ્ર.આ. ૨૦૦૭. પૃ. ૮૬૬. કિ. રૂ. ૬૦૦.

■ **ચાહના, સ્પૃહા ડૉ. દિવ્યાક્ષી દિવાકર શુક્લ** ૨૦૦૫માં "સંગદા" કાવ્યસંગ્રહ અને 'વાસ્તવ' હાઈકૂસંગ્રહ આપ્યા પછી કવિયિત્રીના આ નવા બે જોડિયા કાવ્યસંગ્રહો. દક્ષા વ્યાસ નોંધે છે "લઘુ કાવ્યોમાં કવિયિત્રીને સારી ફાવટ છે. એમાં કલ્પનાનું નાવીન્ય સ્પર્શી જાય છે." પ્ર.આ. એપ્રિલ ૨૦૦૭. પ્રકાશક : નીજુ પ્રકાશન, ૯, વાટિકા બંગલોઝ, વાસણા રોડ, વડોદરા-૩૯૦૦૧૫. અનુક્રમે પૃ. ૮૮ અને ૮૦ કિ. રૂ. ૬૦ અને રૂ. ૫૫.

## વિવેચન - સંપાદન - સંશોધન - નવલિકા - પ્રકીર્ણ

■ **સાહિત્ય સંકેત** (વિવેચનસંગ્રહ) - **શ્રી રાધેશ્યામ શર્માનો** "વાર્તાવિચાર" (૨૦૦૦) પછીનો આ પંદરમો વિવેચનસંગ્રહ છે. અહીં ૪૨ લાંબા-ટૂંકા વિવેચન લેખો સંગ્રહસ્થ થયા છે. પ્ર.આ. ૨૦૦૬. પ્રકાશક : રાધેશ્યામ શર્મા, ૨૫, ભુલાભાઈ પાર્ક, અમદાવાદ-૩૮૦૦૨૨. વિતરક : પાર્શ્વ પબ્લિકેશન. નિશા પોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૧૯૨. કિ. રૂ. ૧૫૦.

■ **પરથમ પરણામ** (શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યા સ્મૃતિગ્રંથ) - સંપાદક : **શ્રી લાભશંકર પુરોહિત.** ત્રણ વિભાગમાં વહેંચાયેલ આ સ્મૃતિગ્રંથમાં સ્વ.નાં કેટલાંક કાવ્યો, લેખો, એમના વિવેચનકાર્યની સમીક્ષા અને જાણીતા લેખકોનાં સ્મૃતિ સંવેદનો સંગ્રહસ્થ થયાં છે.

ગોવર્ધન સાહિત્યના અભ્યાસી, વિવેચક અને પ્રાધ્યાપક શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યાના કાર્ય અને સ્મૃતિને ચિરંજીવ કરતો સ્મરણગ્રંથ. પ્ર.આ. જુલાઈ ૨૦૦૬. પ્રકાશક : શ્રી ઉત્પલ પંડ્યા "આરતી", આદર્શ સોસાયટી, રેસકોર્સ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૧. પૃ. ૨૪૨. કિ. રૂ. ૧૫૦.

■ **વૈજ્ઞાનિક અભિગમના પ્રસારમાં માધ્યમોનો ફાળો** - **સંપાદક શ્રી યાસીન દલાલ.** એ.ડી. શેઠ પત્રકારત્વ ભવન, સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ અને સાયન્સ અને ટેકનોલોજી મંત્રાલય, ભારત સરકાર, નવી દિલ્હી દ્વારા પ્રકાશિત આ પુસ્તકમાં આ વિશેના લેખો અને વર્કશોપ માટેના સંશોધન પત્રો પ્રગટ થયા છે. પ્ર.આ. ૨૦૦૬. પૃ. ૧૩૨. કિ. રૂ. ૮૦.

■ **Great Editors - Edited by Dr. Yasin Dalal.** આપણા સમયના વિખ્યાત તંત્રીઓના જીવન કાર્ય વિષે વિવિધ લેખકોના અંગ્રેજી લેખોનો સંચય. પ્ર.આ. માર્ચ ૨૦૦૬. પ્રકાશક : સૌરાષ્ટ્ર યુનિ. રાજકોટ. પૃ. ૧૪૮. કિ. રૂ. ૧૦૦.

■ **શ્રી ગોવર્ધનરામ ગદ્યસંચય** (સંશોધન - સંપાદન) - **શ્રી હસિત મહેતા.** ગો.મા.ત્રિનાં સર્જનાત્મક, વિવેચનાત્મક, ભાષા વિષયક, ચિંતનાત્મક અને સામાજિક લખાણોનું સંશોધન - સંપાદન કરી પ્રગટ થયેલો ગ્રંથ. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : કાર્તિક આર. ત્રિપાઠી, એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., પૃ. ૧૬૪

■ **વિનોદિની નીલકંઠની સાહિત્ય સૃષ્ટિ ખંડ-૧** (નવલકથા તથા નવલિકાઓ) **વિનોદિની નીલકંઠ.** લેખિકાની લઘુ નવલકથા "કદલીવન" તથા "કાર્પાસી" અને બીજી વાર્તાઓ આ ખંડમાં ગુજરાતી સાહિત્યના મૂર્ધન્ય સાહિત્યકારોના સમગ્ર સાહિત્યને પ્રગટ કરવાના ગુજરાત સાહિત્ય અકાદમી ઉપક્રમના ભાગરુપે સંગ્રહસ્થ છે. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : શ્રી વરદરાજ પંડિત, મહામાત્ર, ગુજરાત સાહિત્ય અકાદમી, ટાઉનહોલ પાસે, સેક્ટર-૧૭, ગાંધીનગર - ૩૮૨૦૧૭. પૃ. ૭૦૪, કિ. રૂ. ૩૦૦.

■ **નિરંતરા** (સ્મૃતિગ્રંથ - ૩) - **તંત્રી : શ્રી આર. પી. પિઠડિયા.** રાજકોટના સુવિખ્યાત લેંગ લાઈબ્રેરી ટ્રસ્ટ સંચાલિત શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય દ્વારા તેની સ્થાપનાનાં ૧૫૦ વર્ષની ઉજવણીના સમાપન સમારોહ પ્રસંગે પ્રગટ થયેલ સ્મૃતિગ્રંથ. આ સ્મૃતિગ્રંથમાં આ લાયબ્રેરીના ગૌરવવંતા ઈતિહાસનો વિકાસ-આલેખ રજૂ કરતાં ચિત્રો, લેખો અને દસ્તાવેજી સામગ્રી સચવાઈ છે. પ્રકાશક : શ્રી પ્રવીણભાઈ રુપાણી, માનદ્ મંત્રી, શ્રી અરવિંદભાઈ મણિયાર પુસ્તકાલય, જ્યુબિલી બાગ, રાજકોટ. પૃ. ૨૬૮. મૂલ્ય લખ્યું નથી.

■ **વાર્તા વિશેષ : વિજય શાસ્ત્રી. સંપાદન : નૂતન જાની.** સાતેક જેટલા વાર્તાસંગ્રહો અને કુલ બસોએક વાર્તાઓથી ગુજરાતી વાર્તા સાહિત્ય ક્ષેત્રે જાણીતા વિજય શાસ્ત્રીની ૨૨ પ્રતિનિધિવાર્તાઓનું સંપાદન. પ્ર. આ. જૂન ૨૦૦૭, પ્રકાશક : અરુણોદય પ્રકાશન, ૨૦૨, હર્ષ કોમ્પલેક્સ, ખત્રી પોળ, પાડા પોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૧૬૦. મૂલ્ય રૂ. ૧૦૦. ■

# ભર્યું ભર્યું અસ્તિત્વ

અશોક ચાવડા




શ્રી કે. કા. શાસ્ત્રી (જન્મ : ૨૮ જુલાઈ ૧૯૦૫; અવસાન : ૯ સપ્ટેમ્બર ૨૦૦૬) વિષે લખવું હોય તો પૃષ્ઠોનાં પૃષ્ઠો લખી શકાય એવી વિદ્વત્પ્રતિભા તેમનામાં હતી. પ્રસ્તુત પુસ્તક 'ભર્યું ભર્યું અસ્તિત્વ' કે. કા. શાસ્ત્રીના જીવન, મનન અને સંશોધન પર પ્રકાશ પાડે છે. લેખક શ્રી કૃષ્ણકાંત કડકિયાના શબ્દોમાં જ કહીએ તો 'ભારે મોટા અને વિશાળ એવા એ જીવન વિશે વાત કરવા માટે હજારો પૃષ્ઠો જોઈએ. એ શ્રમ હું લઈ શક્યો નથી, પણ એ સમગ્રના મૂળમાં આત્મારૂપે રહેલું હોય તે વસ્તુ, પ્રસંગ ક્ષર-અક્ષર વગેરે અંગે કહેવાનો કંઈક શ્રમ મેં લીધો છે તે, આ 'ભર્યું ભર્યું અસ્તિત્વ' સહૃદય ભાવકોને ચોક્કસ જ ઉપકારક થશે એવું એ નીવડે તો મારા શ્રમની સાર્થકતા છે.'

પ્રસ્તુત પુસ્તકને જીવન, સંશોધન, નાટ્યક્ષેત્રે પ્રદાન, કેટલાક ગ્રંથો, શતાયુ ઉત્સવ પ્રસંગ, પ્રકીર્ણ એમ છ ખંડોમાં વહેંચવામાં આવ્યું છે. પછી પરિશિષ્ટમાં શાસ્ત્રીજીનાં પ્રકાશનોની યાદી અને સંદર્ભ ગ્રંથો સાથે કેટલીક તસવીરો મૂકવામાં આવી છે.

જો કે પુસ્તકને આમ ઉપરછલ્લી રીતે જોઈએ તોય એના મહત્ત્વનો અંદાજ આવી શકે છે, પરંતુ પૂરેપૂરું વાંચીએ ત્યારે જ વાચકનું અસ્તિત્વ કે. કા. શાસ્ત્રીના મનનથી 'ભર્યું ભર્યું અસ્તિત્વ' બને છે.

સમગ્રતયા આખું પુસ્તક કે. કા. શાસ્ત્રીના જીવન અને સાહિત્ય - એમ બેઉની સફરથી માહિતીસભર છે. વળી, સંદર્ભ ગ્રંથો અંતર્ગત અપાયેલ ચિત્રો પણ વાચકને પૂરક માહિતી પૂરી પાડે છે. માહિતીનું વિભાગીયકરણ પણ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું હોવાથી જેઓ શ્રી કે. કા. શાસ્ત્રીજીને જાણે છે અથવા જાણવાનો પ્રયાસ કરે છે તેવા લોકો માટે પ્રસ્તુત પુસ્તક એક સંદર્ભગ્રંથની ભૂમિકા પૂરી પાડશે.

શાસ્ત્રીજીએ ઘણું લખ્યું છે અને તેમના વિષે પણ ઘણું લખાયું છે. આ પુસ્તકથી શાસ્ત્રીજીના 'ભર્યા ભર્યા અસ્તિત્વ' વિષે લખાયેલાં અનેક પુસ્તકોમાં એક વધુ અભ્યાસપૂર્ણ માહિતીપૂર્ણ ઉમેરણ થયું છે એ નિશંક છે. આ મહિને શાસ્ત્રીજીની પ્રથમ પુણ્યતિથિ આવે છે. એ ભર્યા ભર્યા અસ્તિત્વને આપણી સ્મૃતિ વંદના.

■

(ભર્યું ભર્યું અસ્તિત્વ : લેખક - કૃષ્ણકાંત કડકિયા, પ્ર. પોતે એમ ૮૨-૩૮૫, 'સ્વરૂપ' સરસ્વતી નગર, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ-૧૫, ડિમાઈ સાઈઝ, પાકું પૂઠું, પૃષ્ઠ - ૨૮૮, મૂલ્ય - રૂ. ૧૭૦/-)



અશોક ચાવડા

## વરણી / પુરસ્કાર / સન્માન

- શ્રી નારાયણ દેસાઈની ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે વર્ષ ૨૦૦૮ અને ૨૦૦૯ માટે સર્વસંમત વરણી થઈ છે. ૮૨ વર્ષની જૈફ વયે પણ ગુજરાત અને ગુજરાત બહાર ગાંધીકથા દ્વારા ગાંધીવિચારનો મહિમા કરવા ઘૂમી વળેલા શ્રી નારાયણ દેસાઈને 'મૂર્તિદેવી એવોર્ડ', 'ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક' અને 'રણજિતરામ સુવર્ણચન્દ્રક' એનાયત થયેલા છે. તેઓ ગૂજરાત વિદ્યાપીઠના 'ચાન્સેલર' પણ છે.
- શ્રી જયન્ત પાઠક કવિતા પુરસ્કાર (૨૦૦૪, ૨૦૦૫)થી અશોકપુરી ગોસ્વામીના કાવ્યસંગ્રહ 'કલિંગ'ને આપવાનું સમિતિએ નક્કી કર્યું છે. નિર્ણાયકો તરીકે ડૉ. નીતિન વડગામા અને શ્રી નયન દેસાઈ હતા.
- ગઝલસભા આયોજિત શ્રેષ્ઠ ગઝલસંગ્રહ એવોર્ડ ડૉ. ઉર્વીશ વસાવડાના ગઝલસંગ્રહ 'ટહુકાના વન'ને અપાયો. આ માટે વડોદરા ખાતે તા. ૧૭ જૂન ૨૦૦૭ના રોજ યોજાયેલ સમારંભમાં અતિથિવિશેષ શ્રી પ્રવીણ દરજી અને અધ્યક્ષસ્થાને સાંસદ જયાબહેન ઠક્કર હતાં.
- ગુજરાત જર્નાલિસ્ટ ફ્રેન્ડઝ દ્વારા પત્રકારત્વ ક્ષેત્રે સુદીર્ઘ સેવાઓ આપનાર પત્રકારો સર્વશ્રી સદાશિવ પાઠક, કાંતિભાઈ શાહ અને અશરફ સૈયદ તથા ફોટો જર્નાલિસ્ટ શ્રી જી. એચ. માસ્ટરનું સન્માન ૧૫મી ઓગસ્ટ ૨૦૦૭ના રોજ અમદાવાદમાં કરવામાં આવ્યું હતું.
- શ્રી નલિન પટેલને તેમના ગ્રંથ 'ચર્યાગીતિ'ના સંપાદન, અનુવાદ અને વિવરણ માટે પશ્ચિમ બંગાળ સરકાર તરફથી 'રવીન્દ્ર પુરસ્કાર' એનાયત કરવામાં આવશે.
- ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા વર્ષ ૨૦૦૩ અને ૨૦૦૪ તેમજ ઉર્દૂ સાહિત્ય અકાદમી દ્વારા વર્ષ ૨૦૦૫નાં શ્રેષ્ઠ પુસ્તકો માટેનાં પારિતોષિક અકાદમીના મુખપત્ર 'શબ્દ સૃષ્ટિ'ના ઑગસ્ટ ૨૦૦૭ના અંકમાં જાહેર થયાં. લેખકોને અભિનંદન, અકાદમીને સવિશેષ ! એક પારિતોષિક પ્રાપ્ત લેખકે તો જણાવ્યું કે તેમને પારિતોષિક મળ્યાની જાણ મુખપત્ર દ્વારા થઈ !!

## વિમોચન / લોકાર્પણ

- જાણીતા સાહિત્યકાર - વિવેચક અને ગુજરાતી વિશ્વકોશના શિલ્પી ડૉ. ધીરુભાઈ ઠાકરના ૯૦મા વર્ષ પ્રવેશ નિમિત્તે 'સવ્યસાચી સારસ્વત' ગ્રંથનો વિમોચન સમારંભ શ્રી ધીરુભાઈ ઠાકર અભિવાદન સમિતિ દ્વારા તા. ૪ ઓગસ્ટ, ૨૦૦૭ના રોજ અમદાવાદના ભાઈકાકા હોલમાં યોજાઈ ગયો. ગ્રંથનું વિમોચન શ્રી નારાયણ દેસાઈએ કર્યું હતું. શ્રી ગુણવંત શાહ અને ડૉ. દાઉદભાઈ ઘાંચીએ વક્તવ્યો આપ્યાં હતાં. આ પ્રસંગે દામિનીબહેન મહેતા દિગ્દર્શિત અને ડૉ. ધીરુભાઈ ઠાકર લિખિત 'ઊંચો પર્વત, ઊંડી ખીણ'ના નાટ્યાંશો પણ પ્રસ્તુત થયા હતા.
- ગુજરાતી રંગભૂમિનાં ૧૫૦ વર્ષ થયાં એ પ્રસંગને ઉજવતા 'નાટક'ના વિશેષાંકનું વિમોચન થિયેટર મિડિયા ગ્રુપ (બુડ્રેટી ટ્રસ્ટ) અને ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના ઉપક્રમે ૧૧ ઓગસ્ટ ૨૦૦૭ના રોજ જાણીતા નાટ્યવિદ્દ શ્રી રુદ્રપ્રસાદ સેનગુપ્તાના હસ્તે અમદાવાદમાં થયું. તેમણે ૧૨મી ઓગસ્ટે આજની રંગભૂમિ ઉપર વ્યાખ્યાન પણ આપ્યું હતું.
- શ્રી ઝવેરચંદ મેઘાણીનાં ગીતો અને વાતોનો ડાયરો 'કસુંબીનો રંગ' ૧૮મી ઓગસ્ટ ૨૦૦૭ના રોજ દીપાલી આર્ટના ઉપક્રમે અમદાવાદમાં યોજાયો. સર્વશ્રી કુંદન ગઢવી, ઈશરદાન ગઢવી, હરસુખ ગઢવી તેમજ યોગેશ ગઢવીએ મેઘાણીનાં ગીતો અને તેમની જીવન ઝરમર રજૂ કર્યાં.
- 'શબ્દસેતુ'ના ઉપક્રમે 'કેમેરા' અને 'કવિતા'ને સાંકળતો અનોખો કાર્યક્રમ અમદાવાદમાં તા. ૨૬ જુલાઈ, ૨૦૦૭ના રોજ યોજાયો હતો. સર્વશ્રી સમીર પાઠક, વિવેક દેસાઈ, સુનીલ આડેસરા, જોગેશ ઠાકર, કેતન મોદી, શશીકાન્ત મહેતા અને મનોજ ધોળકિયા દ્વારા ઝડપાયેલી તસવીરોને સર્જનશીલ કવિઓ દ્વારા એનલાર્જ કરતા 'કેમેરાને આંખ, કલમને પાંખ' શીર્ષકથી યોજાયેલા કાર્યક્રમમાં કવિમિત્રો મુકેશ જોશી, ઉદયન ઠક્કર, હિતેન આનંદપરા, મકરંદ મુસળે, રઈશ મનીઆર, શ્યામલ મુનશી અને અંકિત ત્રિવેદીએ ભાગ લીધો હતો. આયોજન શ્યામલ-સૌમિલનું હતું અને સંચાલન અંકિત ત્રિવેદીએ કર્યું હતું.
- રાજકોટની લલિતકલાક્ષેત્રે કાર્યરત સંસ્થા 'રચના'ની વેબસાઈટ www.rachanarajkot.org ભાઈશ્રી અલ્પેશ પી. પાઠક 'પાગલ' દ્વારા શરુ કરવામાં આવી છે.
- તા. ૮ જુલાઈના રોજ શ્રી કનુ નાયક કૃત 'કાવ્યાંકન'નું લોકાર્પણ ડૉ. મોહનભાઈ પટેલે કર્યું હતું. 'કલાગુર્જરી' મુંબઈના ઉપક્રમે યોજાયેલ આ કાર્યક્રમ અંતર્ગત સર્વશ્રી કિશોર મહેતા અને ડૉ. યશવંત ત્રિવેદીએ વક્તવ્ય આપ્યું હતું. સંચાલન શ્રી જિતેન્દ્ર શાહે તથા આભારવિધિ શ્રી પ્રિયા તુરખિયાએ કર્યાં હતાં.

# ભર્યું ભર્યું અસ્તિત્વ

અશોક ચાવડા




શ્રી કે. કા. શાસ્ત્રી (જન્મ : ૨૮ જુલાઈ ૧૯૦૫; અવસાન : ૯ સપ્ટેમ્બર ૨૦૦૬) વિષે લખવું હોય તો પૃષ્ઠોનાં પૃષ્ઠો લખી શકાય એવી વિદ્વત પ્રતિભા તેમનામાં હતી. પ્રસ્તુત પુસ્તક 'ભર્યું ભર્યું અસ્તિત્વ' કે. કા. શાસ્ત્રીના જીવન, મનન અને સંશોધન પર પ્રકાશ પાડે છે. લેખક શ્રી કૃષ્ણકાંત કડકિયાના શબ્દોમાં જ કહીએ તો 'ભારે મોટા અને વિશાળ એવા એ જીવન વિશે વાત કરવા માટે હજારો પૃષ્ઠો જોઈએ. એ શ્રમ હું લઈ શક્યો નથી, પણ એ સમગ્રના મૂળમાં આત્મારૂપે રહેલું હોય તે વસ્તુ, પ્રસંગ ક્ષર-અક્ષર વગેરે અંગે કહેવાનો કંઈક શ્રમ મેં લીધો છે તે, આ 'ભર્યું ભર્યું અસ્તિત્વ' સહૃદય ભાવકોને ચોક્કસ જ ઉપકારક થશે એવું એ નીવડે તો મારા શ્રમની સાર્થકતા છે.'

પ્રસ્તુત પુસ્તકને જીવન, સંશોધન, નાટ્યક્ષેત્રે પ્રદાન, કેટલાક ગ્રંથો, શતાયુ ઉત્સવ પ્રસંગ, પ્રકીર્ણ એમ છ ખંડોમાં વહેંચવામાં આવ્યું છે. પછી પરિશિષ્ટમાં શાસ્ત્રીજીનાં પ્રકાશનોની યાદી અને સંદર્ભ ગ્રંથો સાથે કેટલીક તસવીરો મૂકવામાં આવી છે.

જો કે પુસ્તકને આમ ઉપરછલ્લી રીતે જોઈએ તોય એના મહત્ત્વનો અંદાજ આવી શકે છે, પરંતુ પૂરેપૂરું વાંચીએ ત્યારે જ વાચકનું અસ્તિત્વ કે. કા. શાસ્ત્રીના મનનથી 'ભર્યું ભર્યું અસ્તિત્વ' બને છે.

સમગ્રતયા આખું પુસ્તક કે. કા. શાસ્ત્રીના જીવન અને સાહિત્ય - એમ બેઉની સફરથી માહિતીસભર છે. વળી, સંદર્ભ ગ્રંથો અંતર્ગત અપાયેલ ચિત્રો પણ વાચકને પૂરક માહિતી પૂરી પાડે છે. માહિતીનું વિભાગીયકરણ પણ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું હોવાથી જેઓ શ્રી કે. કા. શાસ્ત્રીજીને જાણે છે અથવા જાણવાનો પ્રયાસ કરે છે તેવા લોકો માટે પ્રસ્તુત પુસ્તક એક સંદર્ભગ્રંથની ભૂમિકા પૂરી પાડશે.

શાસ્ત્રીજીએ ઘણું લખ્યું છે અને તેમના વિષે પણ ઘણું લખાયું છે. આ પુસ્તકથી શાસ્ત્રીજીના 'ભર્યાં ભર્યાં અસ્તિત્વ' વિષે લખાયેલાં અનેક પુસ્તકોમાં એક વધુ અભ્યાસપૂર્ણ માહિતીપૂર્ણ ઉમેરણ થયું છે એ નિશંક છે. આ મહિને શાસ્ત્રીજીની પ્રથમ પુણ્યતિથિ આવે છે. એ ભર્યાં ભર્યાં અસ્તિત્વને આપણી સ્મૃતિ વંદના.

■

(ભર્યું ભર્યું અસ્તિત્વ : લેખક - કૃષ્ણકાંત કડકિયા, પ્ર. પોતે એમ ૮૨-૩૮૫, 'સ્વરૂપ' સરસ્વતી નગર, આઝાદ સોસાયટી પાસે, અમદાવાદ-૧૫, ડિમાઈ સાઈઝ, પાકું પૂઠું, પૃષ્ઠ - ૨૮૮, મૂલ્ય - રૂ. ૧૭૦/-)



# સાહિત્યવૃત્ત

અશોક ચાવડા

## વરણી / પુરસ્કાર / સન્માન

- શ્રી નારાયણ દેસાઈની ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે વર્ષ ૨૦૦૮ અને ૨૦૦૯ માટે સર્વસંમત વરણી થઈ છે. ૮૨ વર્ષની જૈફ વયે પણ ગુજરાત અને ગુજરાત બહાર ગાંધીકથા દ્વારા ગાંધીવિચારનો મહિમા કરવા ઘૂમી વળેલા શ્રી નારાયણ દેસાઈને 'મૂર્તિદેવી એવોર્ડ', 'ઉમા-સ્નેહરશ્મિ પારિતોષિક' અને 'રણજિતરામ સુવર્ણચન્દ્રક' એનાયત થયેલા છે. તેઓ ગૂજરાત વિદ્યાપીઠના 'ચાન્સેલર' પણ છે.
- શ્રી જયન્ત પાઠક કવિતા પુરસ્કાર (૨૦૦૪, ૨૦૦૫)થી અશોકપુરી ગોસ્વામીના કાવ્યસંગ્રહ 'કલિંગ'ને આપવાનું સમિતિએ નક્કી કર્યું છે. નિર્ણાયકો તરીકે ડૉ. નીતિન વડગામા અને શ્રી નયન દેસાઈ હતા.
- ગઝલસભા આયોજિત શ્રેષ્ઠ ગઝલસંગ્રહ એવોર્ડ ડૉ. ઉર્વીશ વસાવડાના ગઝલસંગ્રહ 'ટહુકાના વન'ને અપાયો. આ માટે વડોદરા ખાતે તા. ૧૭ જૂન ૨૦૦૭ના રોજ યોજાયેલ સમારંભમાં અતિથિવિશેષ શ્રી પ્રવીણ દરજી અને અધ્યક્ષસ્થાને સાંસદ જયાબહેન ઠક્કર હતાં.
- ગુજરાત જર્નાલિસ્ટ ફ્રેન્ડઝ દ્વારા પત્રકારત્વ ક્ષેત્રે સુદીર્ઘ સેવાઓ આપનાર પત્રકારો સર્વશ્રી સદાશિવ પાઠક, કાંતિભાઈ શાહ અને અશરફ સૈયદ તથા ફોટો જર્નાલિસ્ટ શ્રી જી. એચ. માસ્ટરનું સન્માન ૧૫મી ઓગસ્ટ ૨૦૦૭ના રોજ અમદાવાદમાં કરવામાં આવ્યું હતું.
- શ્રી નલિન પટેલને તેમના ગ્રંથ 'ચર્યાગીતિ'ના સંપાદન, અનુવાદ અને વિવરણ માટે પશ્ચિમ બંગાળ સરકાર તરફથી 'રવીન્દ્ર પુરસ્કાર' એનાયત કરવામાં આવશે.
- ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા વર્ષ ૨૦૦૩ અને ૨૦૦૪ તેમજ ઉર્દૂ સાહિત્ય અકાદમી દ્વારા વર્ષ ૨૦૦૫નાં શ્રેષ્ઠ પુસ્તકો માટેનાં પારિતોષિક અકાદમીના મુખપત્ર 'શબ્દ સૃષ્ટિ'ના ઓગસ્ટ ૨૦૦૭ના અંકમાં જાહેર થયાં. લેખકોને અભિનંદન, અકાદમીને સવિશેષ ! એક પારિતોષિક પ્રાપ્ત લેખકે તો જણાવ્યું કે તેમને પારિતોષિક મળ્યાની જાણ મુખપત્ર દ્વારા થઈ !!

## વિમોચન / લોકાર્પણ

- જાણીતા સાહિત્યકાર - વિવેચક અને ગુજરાતી વિશ્વકોશના શિલ્પી ડૉ. ધીરુભાઈ ઠાકરના ૯૦મા વર્ષ પ્રવેશ નિમિત્તે 'સવ્યસાચી સારસ્વત' ગ્રંથનો વિમોચન સમારંભ શ્રી ધીરુભાઈ ઠાકર અભિવાદન સમિતિ દ્વારા તા. ૪ ઓગસ્ટ, ૨૦૦૭ના રોજ અમદાવાદના ભાઈકાકા હોલમાં યોજાઈ ગયો. ગ્રંથનું વિમોચન શ્રી નારાયણ દેસાઈએ કર્યું હતું. શ્રી ગુણવંત શાહ અને ડૉ. દાઉદભાઈ ઘાંચીએ વક્તવ્યો આપ્યાં હતાં. આ પ્રસંગે દામિનીબહેન મહેતા દિગ્દર્શિત અને ડૉ. ધીરુભાઈ ઠાકર લિખિત 'ઊંચો પર્વત, ઊંડી ખીણ'ના નાટ્યાંશો પણ પ્રસ્તુત થયા હતા.
- ગુજરાતી રંગભૂમિનાં ૧૫૦ વર્ષ થયાં એ પ્રસંગને ઉજવતા 'નાટક'ના વિશેષાંકનું વિમોચન થિયેટર મિડિયા ગ્રુપ (બુડ્રેટી ટ્રસ્ટ) અને ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના ઉપક્રમે ૧૧ ઓગસ્ટ ૨૦૦૭ના રોજ જાણીતા નાટ્યવિદ્ શ્રી રુદ્રપ્રસાદ સેનગુપ્તાના હસ્તે અમદાવાદમાં થયું. તેમણે ૧૨મી ઓગસ્ટે આજની રંગભૂમિ ઉપર વ્યાખ્યાન પણ આપ્યું હતું.
- શ્રી ઝવેરચંદ મેઘાણીનાં ગીતો અને વાતોનો ડાયરો 'કસુંબીનો રંગ' ૧૮મી ઓગસ્ટ ૨૦૦૭ના રોજ દીપાલી આર્ટના ઉપક્રમે અમદાવાદમાં યોજાયો. સર્વશ્રી કુંદન ગઢવી, ઈશરદાન ગઢવી, હરસુખ ગઢવી તેમજ યોગેશ ગઢવીએ મેઘાણીનાં ગીતો અને તેમની જીવન ઝરમર રજૂ કર્યાં.
- 'શબ્દસેતુ'ના ઉપક્રમે 'કેમેરા' અને 'કવિતા'ને સાંકળતો અનોખો કાર્યક્રમ અમદાવાદમાં તા. ૨૬ જુલાઈ, ૨૦૦૭ના રોજ યોજાયો હતો. સર્વશ્રી સમીર પાઠક, વિવેક દેસાઈ, સુનીલ આડેસરા, જોગેશ ઠાકર, કેતન મોદી, શશીકાન્ત મહેતા અને મનોજ ધોળકિયા દ્વારા ઝડપાયેલી તસવીરોને સર્જનશીલ કવિઓ દ્વારા એનલાર્જ કરતા 'કેમેરાને આંખ, કલમને પાંખ' શીર્ષકથી યોજાયેલા કાર્યક્રમમાં કવિમિત્રો મુકેશ જોશી, ઉદયન ઠક્કર, હિતેન આનંદપરા, મકરંદ મુસળે, રઈશ મનીઆર, શ્યામલ મુનશી અને અંકિત ત્રિવેદીએ ભાગ લીધો હતો. આયોજન શ્યામલ-સૌમિલનું હતું અને સંચાલન અંકિત ત્રિવેદીએ કર્યું હતું.
- રાજકોટની લલિતકલાક્ષેત્રે કાર્યરત સંસ્થા 'રચના'ની વેબસાઈટ www.rachanarajkot.org ભાઈશ્રી અલ્પેશ પી. પાઠક 'પાગલ' દ્વારા શરુ કરવામાં આવી છે.
- તા. ૮ જુલાઈના રોજ શ્રી કનુ નાયક કૃત 'કાવ્યાંકન'નું લોકાર્પણ ડૉ. મોહનભાઈ પટેલે કર્યું હતું. 'કલાગુર્જરી' મુંબઈના ઉપક્રમે યોજાયેલ આ કાર્યક્રમ અંતર્ગત સર્વશ્રી કિશોર મહેતા અને ડૉ. યશવંત ત્રિવેદીએ વક્તવ્ય આપ્યું હતું. સંચાલન શ્રી જિતેન્દ્ર શાહે તથા આભારવિધિ શ્રી પ્રિયા તુરખિયાએ કર્યાં હતાં.

## અગ્રણી ઉર્દૂ નવલકથાકાર કુરાતુલેન હૈદરની વિદાય



'શરીર તો ધૂળમાં ભળી જશે પણ એ અવાજ હંમેશાં ગુંજતો રહેશે' એવું જ્યારે પાકિસ્તાનના અગ્રણી લેખક - સાહિત્યકાર રઝા રુમિએ ઉર્દૂ ભાષાનાં આપણા સમયનાં અગ્રણી નવલકથાકાર લેખિકા કુરાતુલેન હૈદરના હમણાં ૨૧ ઑગસ્ટ ૨૦૦૭ના રોજ થયેલા નિધન પ્રસંગે કહ્યું ત્યારે સૌએ એમાં એકી અવાજે સૂર પુરાવ્યો હશે.

ઉર્દૂ સાહિત્યમાં કવિતા પરંપરાનું મહત્ત્વ પ્રસ્થાપિત થઈ ચૂક્યું હતું અને સાહિત્યકારો જ્યારે ભાગ્યે જ બીજા સાહિત્ય પ્રકારોમાં કામ કરતા હતા ત્યારે કુરાતુલેન હૈદરે નવલકથાના સ્વરૂપમાં કામ કરીને પોતાની ભાષાના સાહિત્યને નવો વળાંક આપ્યો. એમની સુવિખ્યાત મહાનવલ 'આગ કા દરિયા'માં દક્ષિણ એશિયાની સંસ્કૃતિના ઉપલક્ષ્યમાં એમણે ઈશુ ખ્રિસ્ત પહેલાંની ચોથી સદીથી આરંભી એક વિશાળ ઐતિહાસિક વ્યાપમાં માનવ અસ્તિત્વના પ્રશ્નોને વાચા આપી : લેટિન અમેરિકન સાહિત્યમાં નોબેલ પારિતોષિક પ્રાપ્ત ગેબ્રિઅલ ગ્રેસીઆ માર્ક્વીઝની મહાનવલ 'અ હન્ડ્રેડ ઈયર્સ ઓફ સોલિટ્યૂડ'નું જેવું મહત્ત્વ છે તેવું જ દક્ષિણ એશિયાના સાહિત્યના સંદર્ભમાં 'આગ કા દરિયા'નું છે.

કુરાતુલેન હૈદરે બારેક જેટલી નવલકથાઓ અને અનેક ટૂંકી વાર્તાઓ લખી છે. તેમણે મિનારી ગુલાટી સાથે શાસ્ત્રીય સંગીતકાર ઉસ્તાદ બડે ગુલામઅલીખાનનું જીવનચરિત્ર આલેખ્યું છે. એમની સર્જકતામાંથી ઉર્દૂ સાહિત્યની અનેક પેઢીઓએ પ્રેરણા મેળવી. સ્વાતંત્ર્યકાળ પછીના સમયમાં ઉર્દૂ ભાષામાં લખતા થયેલા લેખકોમાંથી ભાગ્યે જ એવા કોઈ લેખકો હશે કે જેમણે કુરાતુલેન હૈદરમાંથી પ્રેરણા નહિ મેળવી હોય. ૧૯૨૭માં અલિગઢમાં જન્મેલ કુરાતુલેને શિક્ષણ લખનૌમાંથી મેળવ્યું. લંડનમાં પત્રકાર તરીકે કાર્ય કર્યું અને ૧૯૪૭માં ભાગલા પછી એમણે પાકિસ્તાનમાં નિવાસ કરેલો. ૧૯૬૨માં તેઓ ભારત આવ્યાં. ૧૯૬૭માં એમને સાહિત્ય અકાદમીનો એવોર્ડ મળેલો. 'પદ્મશ્રી'ના સન્માનથી પણ નવાજાયેલાં કુરાતુલેનને 'આખિરે શબ કી હમસફર' નામની નૉવેલ માટે ૧૯૮૯માં ભારતીય જ્ઞાનપીઠનો એવોર્ડ મળેલો.

એમના અવસાન પછી રઝા રુમિએ સાચું જ કહ્યું : નોઈડા સ્થિત એમના ઘરની સામેના મંદિર અને બાજુની મસ્જિદમાંથી સવાર સાંજ આરતી અને આઝાનના સ્વર તો ગુંજતા રહેશે પણ એ દિલધડક હાસ્યની છોળો અને પ્રબળ સાહિત્યનો પ્રવાહ વહેતો હવે બંધ થયો : જે કંઈ વહ્યું તે અનેક સાહિત્યપ્રેમીઓના હૃદયમાં હવે સચવાશે, અન્ક્ષર !

■

# पश्य देवस्य काव्यम्

●

**રમણલાલ જોશી**

ઋગ્વેદનું આ સૂક્ત પહેલવહેલું વાંચ્યું ત્યારથી જ ગમી ગયું : पश्य देवस्य काव्यम् न ममार न जीर्यति ! દેવના આ કાવ્યને તો જો, જે મરતું નથી અને જીર્ણ થતું નથી. પ્રકૃતિને પ્રભુનું કાવ્ય કહ્યું. એ કાવ્ય તરફ આપણે સહેજ પણ દૃષ્ટિપાત કરીએ છીએ ખરા ? ઋતુ ઋતુના હવામાનના પરિવર્તનોની આપણું મન નોંધ લે છે ? સવાર થયું અને આપણે કેલેન્ડરનું એક પાનું ફાડી નાખીએ છીએ - આજે બીજી તારીખ છે, કાલે ત્રીજી, પરમ દિવસે ચોથી ! પણ શરદ, હેમંત કે શિશિર ઋતુના ફેરફાર આપણે અનુભવતા નથી. 'વસંતપંચમી કેમ આવી ને કેમ ગઈ, મને ખબર સરખી ના રહી' - આવી પરિસ્થિતિ છે. પ્રકૃતિ સાથે જાણે આપણા જીવનનો વિચ્છેદ થઈ ગયો છે. એનાં અનેક કારણોમાં મુખ્યત્વે ભૌતિક સુખસગવડ મેળવવા પાછળની આંધળી દોટને કારણે અત્યંત આત્મકેન્દ્રી બનેલી આપણી બહિર્મુખ જીવનરીતિ કદાચ મુખ્ય છે. 'આષાઢસ્ય પ્રથમ દિવસે'નું આપણને ક્યાં અભિજ્ઞાન છે ? વર્ષાનાં વાદળોની આપણું મન કોઈ નોંધ લેતું નથી. ઋતુઓ બદલાય છે અને હવામાનમાં જે ફેરફાર થાય છે તેનો અનુભવ કરવાની આપણને ક્યાં ફુરસદ છે ? આપણા સામાજિક રિવાજો અને ધાર્મિક વિધિઓમાં પ્રકૃતિ સાથેના અનુસંધાનની જોગવાઈ હતી. એ બધું તો જાણે ભૂતકાળ બની ગયું છે. આપણે સતત દોડીએ છીએ, આપણી ગતિ શાના તરફ છે એનો વિચાર કરતા નથી. ભારે ધમાલવાળા જીવનમાં આકાશમાં ફેલાતા રંગો કે ધોધમાર વરસતો વરસાદ કે ઉષાની અરુણિમા કે સંધ્યાની લાલિમા જોવા માટે આપણે એક ક્ષણ પણ થોભતા નથી. વિશાળે જગવિસ્તારે એક માનવી જ છે એમ આપણે વર્તીએ છીએ. પંખીઓની હારમાળા કે કબૂતરનાં ઝૂંડ આપણા દૃષ્ટિપથમાં આવતાં જ નથી. આપણે આપણા તાનમાં મસ્ત છીએ. રવીન્દ્રનાથ તડકામાં આરામખુરશી મુકાવી તડકાને માણે અથવા બળવન્તરાય તાપમાં ખુલ્લામાં હીંચકા ઉપર ઝૂલતા હોય એવા દાખલા વિરલ છે. આજુબાજુના પ્રકૃતિસૌન્દર્યથી સાવ વિમુખ બનીને જીવવાનો કીમિયો આપણે હસ્તગત કરી દીધો છે અને પછી રજાઓમાં કોઈ હિલ સ્ટેશને કે સમુદ્ર કિનારે ફરવા જવાના પોગ્રામ બનાવીએ છીએ. સોમાલાલ શાહ કે રસિકલાલ પરીખનાં પ્રકૃતિચિત્રોમાંથી કેટલું મળે ! હવે તો દૂરદર્શન ઉપર પણ પ્રકૃતિધામોનાં દૃશ્યો બતાવાય છે પણ પ્રકૃતિની સતત થતી રહેતી સૌન્દર્યવર્ષાનું સ્થાન આ બધા સેકન્ડહેન્ડ ઉપક્રમો શી રીતે લઈ શકે ? આની સાથે પર્યાવરણના પ્રશ્નો પણ જોડાયેલા છે. જંગલો અને વૃક્ષો કાપીને આપણે લાકડાં એકઠાં કરીએ છીએ - સામૂહિક ચિતા માટેની ગંજાવર તૈયારી ! કાકાસાહેબનો એક નિબંધ વાંચેલો - 'પુષ્પ-પૂજા'. ભગવાનની પૂજા માટે પણ ફૂલો ન તોડવાનો રામકૃષ્ણ પરમહંસે નિશ્ચય કરેલો. એનો હવાલો આપી કાકાસાહેબે કહ્યું છે : 'ફૂલો ઊગે છે તે જ ભગવાનની પૂજા માટે. ફૂલો આંખો ઊઘાડે છે તે ભગવાનના દર્શન માટે જ. સુગંધ ફેલાવે છે ભગવાનની પૂજા માટે. અને પોતે ખરી પડે છે તે પણ પૂજાની સમાપ્તિ સૂચવવા માટે જ. એવાં એ ફૂલોને અકાળે, છોડથી વિખૂટાં કરી, જાણે પોતાનો જ પુરુષાર્થ હોય તેમ મંદિરમાં ચડાવો છો ત્યારે સહનશીલ ભગવાન તો એ સમજી શકે છે પણ ફૂલોને શું થતું હશે ?'

'પુષ્પતણી પાંદડીએ બેસી હસતું કોણ ચિરંતન હાસ ?' એવો વિચાર આપણને આવતો નથી. શ્રાવણનાં સરવડાંમાં કે આષાઢી મેઘવર્ષામાં, પંખીઓનાં કૂંજનમાં કે બાલસૂર્યનાં કોમળ કિરણોમાં પ્રગટ થતા વિભુતત્ત્વનો અણસાર પિછાનવાની ઈન્દ્રિય જ જાણે બધિર બની ગઈ છે. ગ્રીક લોકો Music of the Spheresની વાત કરતા. પૃથ્વીલોક અસીમ સૌન્દર્યનું નિધાન છે. 'શાકુન્તલ'ના સાતમા અંકમાં દુષ્યન્ત અસુરો ઉપર વિજય મેળવી ઈન્દ્રનું સન્માન પામી પૃથ્વીલોક તરફ આવી રહ્યો છે ત્યારે માતલિ કહે છે કે ક્ષણ પછી તે પોતાના અધિકાર હેઠળની ભૂમિ ઉપર હશે. રાજા જવાબ આપતાં કહે છે ...आश्चर्यदर्शनः संलक्ष्यते मनुष्यलोकः। મનુષ્યલોક આશ્ચર્યજનક દેખાય છે. માતલિ જાણે રાજાના મનોભાવનો પડઘો પાડે છે : अहो, उदाररमणीया पृथिवी । - મનુષ્યલોક - પૃથ્વી સાચે જ ભવ્ય-રમણીય, આશ્ચર્યજનક છે !

■

('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક : ૪, ઓક્ટોબર ૧૯૯૦માંથી)

આપ 'ઉદ્દેશ' ના ગ્રાહક થઈ ગયા હોવ અને ટપાલમાં 'ઉદ્દેશ' આવ્યા પછી દિવસો સુધી રેપર ખોલાયા વગર જ પડી રહેતું હોય તો આપનું લવાજમ પરત મેળવવા સત્વરે વિચારો અને કાર્યાલયને લખો. (આપ આપની નકલ અન્ય વાચકને મોકલવા માટે પણ લખી શકો કે જેને આવા વાચનમાં રસ-રુચિ હોય.)

## આ અંકના સર્જકો

■ નીતિન વડગામા : 'તાંદુલ', ૧૯, સ્વાતિ સોસાયટી, વિરાણી સાયન્સ કોલેજ પાછળ, કાલાવાડ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ ■ ડૉ. ઉત્પલ રામચંદ્ર પટેલ : ૧૩, રામેશ્વર સોસાયટી, મહાવીરનગર વિસ્તાર, હિંમતનગર - ૩૮૩001 ■ ધીરેન્દ્ર મહેતા : જીવનછાયા, પંડિત દીનદયાળ ઉપાધ્યાય માર્ગ, હોસ્પિટલ રોડ, ભૂજ (કચ્છ) - ૩૭૦૦૦૧ ■ દુષ્યંત પંડ્યા : 'સન્નિધિ', ૫ પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ ■ હરેશ 'તથાગત' : ૨/૪,ગોકુલ એપાર્ટમેન્ટ્સ, ૧૧, પંચનાથ પ્લોટ, રાજકોટ - ૩૬૦૦૦૧ ■ લાલજી કાનપરિયા : ખોડલ દર્શન, ઘડિયાળવાળાની લાટી પાછળ, માણેકપરા, અમરેલી - ૩૬૫૬૦૧ ■ ઉશનસ્ : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ ■ રામચંદ્ર બી. પટેલ : ચોતરા બજાર, ઉમતા - ૩૮૪૩૨૦, જિ. મહેસાણા (ઉ.ગુ.) ■ ભાનુપ્રસાદ પંડ્યા : ૨૪/એ, સૌરભ બંગ્લોઝ, સત્યસાઈ હોસ્પિટલ રોડ, રાજકોટ - ૩૬૦૦૦૫ ■ જયંત 'સંગીત' : C/o. નંદિગ્રામ, મુ. ભદ્રાવાડી - ૩૬૪૭૧૦, જિ. ભાવનગર ■ રાજેશ વ્યાસ 'મિસ્કીન' : ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ ■ દક્ષા વ્યાસ : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ ■ સુન્દરમ્ : C/o. સુધા સુન્દરમ્, શ્રી અરવિંદ આશ્રમ, પોંડિચેરી - ૬૦૫૦૦૨ ■ રાજેન્દ્ર ઉપાધ્યાય : ૧, શિવકમલ એપાર્ટમેન્ટ, સેન્ટ્રલ એકસાઈઝ ભવન સામે, પોલીટેકનીક સામે, પાંજરાપોળ પાસે, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦૦૧૫ ■ મહેશ દવે : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ ■ ગુણવંત વ્યાસ : આણંદ આર્ટ્સ કોલેજ, આણંદ ■ લાભશંકર પુરોહિત : ઈશાવાસ્યમ્, ૮/૨, પટેલ કોલોની, જામનગર - ૩૬૧૦૦૮ ■ જયશ્રી જે. ચૌધરી : બી-૩૯, ધનલક્ષ્મી ગૃહસંકુલ, દીવી રોડ, અંકલેશ્વર - ૩૯૩001 ■ નિર્મિશ ઠાકર : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ ■ હેમેન્દ્ર એ. શાહ : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ ■ અશોક ચાવડા : ૩, મધુવન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ ■ રમણલાલ જોશી

# ઉદ્દેશ

## સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

www.uddesh.org

શ્રી રમણલાલ જોશી (૨૨ મે ૧૯૨૬ - ૧૦ સપ્ટેમ્બર ૨૦૦૬)ની પ્રથમ પુણ્યતિથિએ, ૧૫મી ઑગસ્ટ ૧૯૯૦થી શરૂ થયેલ આ માસિકના બધા અંકો 'ઉદ્દેશ'ના ગ્રાહકો-વાચકો જોઈ શકે એ માટે આ website નો આરંભ કરીએ છીએ.

આ સાઈટ ઉપર અત્યારે ઑગસ્ટ ૧૯૯૦થી જુલાઈ ૧૯૯૧ સુધીના પ્રથમ વર્ષના અંક તથા જાન્યુઆરી ૨૦૦૭માં પ્રકાશિત થયેલ 'શ્રી રમણલાલ જોશી સ્મૃતિ વિશેષાંક' જોઈ શકાશે.

બધા વર્ષના અંકો ટૂંકમાં જ વર્ષવાર ઉપલબ્ધ થઈ જશે.

આ સાઈટ દ્વારા આપણી ભાષાનાં અન્ય અનન્ય અલભ્ય સામયિકો અને એવી સાહિત્યિક કૃતિઓ તેમજ સાહિત્યના વર્તમાન પ્રવાહો અને સર્જાતા સાહિત્યની વિશિષ્ટ કૃતિઓથી વાચકોને અવગત રાખવાનો વિચાર છે.

આપનાં સૂચનો-સહયોગ આવકાર્ય છે.

### સંયુક્ત સહૃદય વાચક યોજના

'ઉદ્દેશ' વધુમાં વધુ વાચકો સુધી પહોંચતું થાય એ જ એકમાત્ર ઉદ્દેશથી સપ્ટેમ્બર ૨૦૦૭થી આ યોજના શરૂ કરીએ છીએ. આ યોજના અન્વયે જો આપ 'ઉદ્દેશ'ની મુદ્રિત નકલ અન્ય સહવાચકને સહભાગી કરી મેળવવા માંગતા હશો તો આપને માટે 'ઉદ્દેશ' માસિકનું વાર્ષિક લવાજમ માત્ર રૂ. (૫૦ + ૫૦) ૧૦૦ રહેશે. (વિદેશમાં યુએસ ડૉલર ૧૨)

પ્રત્યેક નકલ દીઠ સંયુક્તપણે આપને રૂ. ૮.૩૩ પૈસાનો જ ખર્ચ (પોસ્ટેજ સાથે), જે આપના સહભાગી વાચક સાથે સરખે ભાગે વહેંચાતાં રૂ. ૪.૧૬ પૈસા જેટલો નજીવો થઈ રહેશે.

આ માટે આપે અન્ય સહભાગી વાચકનું નામ અને સરનામું આવા સંયુક્ત લવાજમના રૂ. ૧૦૦ના મનીઓર્ડર કે 'ઉદ્દેશ ફાઉન્ડેશન'ના નામે બૅન્ક - ડ્રાફ્ટ સાથે, કાર્યાલયને નીચેના સરનામે મોકલવાનું રહેશે. 'ઉદ્દેશ'ના પ્રથમ છ અંક પ્રથમ વાચકના સરનામે અને પછીના છ અંક સહભાગી વાચકના સરનામે મોકલાશે.

આ યોજના માટે 'ઉદ્દેશ ફાઉન્ડેશન' આર્થિક યોગદાન આપશે. એનો લાભ એના ઉમદા આશયને ધ્યાનમાં રાખી લેવા વિનંતી છે. એક જ કુટુમ્બનાં એક જ સરનામાનાં બે નામ કે એક જ વ્યક્તિનાં બે જુદાં જુદાં સરનામાં કે એવી બીજી યુક્તિ-પ્રયુક્તિથી યોજનાનો ગેરલાભ નહિ લેવાય એવી શ્રધ્ધા છે. આમ છતાં આ લાલચે આવેલાં લવાજમો, કોઈપણ કારણ આપ્યા સિવાય, અસ્વીકૃત કરવાનો અધિકાર ઉદ્દેશ ફાઉન્ડેશન અબાધિત રાખે છે.

વધુ ગ્રાહકો-નકલો અને વધુ લવાજમો કરતાં વધુ વાચકો જ વધુ મહત્ત્વના છે. 'ઉદ્દેશ' વાંચવું આપને ગમતું હોય તો આપ આ યોજના વિષે સહૃદય વાચકોને વાત કરશો. પણ એ વાત કરતાં એ ય લક્ષ્યમાં લેશો કે આ કોઈ લવાજમ-ઝુંબેશ નથી. 'ઉદ્દેશ' ઈચ્છે છે કે તમે જેને વાત કરો એ વાચકોમાં આવા વાચન માટે સ્વાભાવિક રસ-રુચિ પણ હોય.

**ઉદ્દેશ ફાઉન્ડેશન**

'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮

સર્વભાષા પ્રેરસ્વતી

# ઉદ્દેશ

સાહિત્ય અને જીવનવિચારનું સામયિક

ઑક્ટોબર ૨૦૦૭

આદ્યતંત્રી
**રમણલાલ જોશી**

વર્ષ અઢારમું : અંક : ૩

નાનકડી એક વાર્તા છે.

એક માણસનું જીવવું ઝેર થઈ ગયું. આશાનું એક નાનકડું કિરણ પણ ક્યાંય નજરે ચડતું નહોતું. એને થયું કે આ જીવનનો અંત લાવ્યે જ છૂટકો. શહેરની વચ્ચેથી રેલવે પસાર થાય ત્યાં જઈને, ગાડી આવે ત્યારે પાટા પર પડતું મૂકવાનું તેણે નક્કી કર્યું.

પણ ઘેરથી નીકળતાં બીજો પણ એક સંકલ્પ તેણે કર્યો કે, રસ્તામાં જે માણસો મળે તેમાંથી એકાદ પણ જો એના તરફ જોઈને જરાક સ્મિત કરે, એ સ્મિત વડે એના અંતરમાં લગીર હૂંફ પ્રગટાવે, તો મરવાની યોજના પડતી મૂકીને ઘેર પાછા ફરી જવું.

... હવે એ વાતને ત્યાં રાખીએ. એ માણસનું પછી શું થયું, એ જવા દઈએ. પણ એક સવાલ થાય છે : એ માણસ ઘેરથી નીકળ્યો પછી, રસ્તામાં કદાચ તમે જ એને સામા મળ્યા હોત તો ? બોલો, એનું શું થાત ? ત્યાંથી ઘેર પાછા ફરવાનું કારણ તમે તેને આપી શક્યા હોત ? જરા વિચારી જોજો !

સુમંત દેસાઈ



www. uddesh.org

# ઉદ્દેશ

વર્ષ : અઢારમું | અંક : ત્રીજો | સળંગ અંક : ૨૦૫

## અનુક્રમ : ઑક્ટોબર ૨૦૦૭



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ ૨૦૦, વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, છૂટક નકલ રૂ ૨૫ પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- [illegible] સમજવા. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું, સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે વળતિ પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સમ્મત છે એવું માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું


'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
c/o, પ્રબોધ ર. જોશી,
'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)


- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨. સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય ઍપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હૉસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
ફોન ૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦-૧૧, હાર્મની કૉમ્પ્લેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ટી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન. (૦૨૬૫) ૨૩૫૧૮૯૨
email theoasisshop@yahoo co in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮, પ્રથમ માળ, મુલ્કી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.)
ફોન (૦૨૭૬૨) - ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮


આદ્યતંત્રી : રમણલાલ જોશી  તંત્રી : પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મૅનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ

સર્વભાષા સરસ્વતી

ઑક્ટોબર ૨૦૦૭

૨૦૫

53694

# આપણે કેટલા વિનયી છીએ ?

રૂમમાં પ્રવેશતાંવેંત ટપાલનો તાજો ઢગ ધ્યાન ખેંચી રહે છે. એમાંથી કેટલીક ટપાલો જુદી તારવવાનો યત્ન થોડીક વાર પછી પડતો મૂકવો પડે છે. કારણ કે કેટલીક ટપાલનાં કવર પર મોકલનારનું નામ ઠામ જ નથી. પછી અંદર પહોંચવાનો પ્રયત્ન કરું છું. એ ઠીક ઠીક કઠિન. ક્યાંક સ્ટેપલર તો ક્યાંક ગુંદર એવાં તો ચોંટી ગયાં છે કે મૂળ કાગળને અલગ કરવા ય મુશ્કેલ. ચલો, એ ય કર્યું. એમ કરવામાં એક ઑપરેશન કરવા જેવી એકાગ્રતા ધરી. ઝેન માસ્ટર કહે છે તેમ એકાગ્રતાથી ડિશ ધોવી એ ય ઝેન. એ પછી સામનો કરવાનો આવ્યો પત્રદેહનો! આ કવરિંગ – લેટર રૂપે ચબરખી વાંચો. એમાં ઉપર સરનામું લખેલું છે – કોઈ અજાણ્યા ગામનું, પિનકોડ વગર, લખનારનું નામ લખેલું નથી પણ નીચે ન વંચાય એવી ચિત્રલિપિમાં સહી કરી છે. કાવ્ય જોડ્યું છે એમાં પ્રથમ નજરે જ એક-બે સુધારાઓ કરેલા દેખાય છે. આમે ય કાવ્ય ઉકેલવું અને પછી સમજવું એટલે કે ઉકેલવું જ મુશ્કેલ અને વધુમાં આ પાઠાંતરો. બધાં એમ જ રાખેલાં છે. ગમે તે, ગમે તો સ્વીકારો ગત સમયકેરા સ્મરણમાં. બરાબર જ લખાયું કારણ કે ચબરખીમાં ય કંઈક એવું જ લખ્યું હતું. એક મોટા લેખની કોઈકે કૉપી (આપણે એને 'ડાલડા'ની જેમ 'ઝેરોક્સ' જ કહીએ છીએ) મોકલાવી છે. એમાં ક્યાંક સ્ટેપ્લર તો ક્યાંક કાટ ખાઈ ગયેલી ટાંકણીએ શબ્દદેહની આરપાર જાણે ખીલા જ ઠોક્યા છે! ઈશુ ખ્રિસ્તની કરુણામયી પ્રતિમા નજર સમક્ષ તરવરે છે. ક્યાંક છેવાડેના અક્ષરો તો આવ્યા જ નથી. એ બધું અધ્યાહાર ગણવાનું. અને આ વચ્ચે વચ્ચેનાં ગાબડાં ! હવે ગ્લોબલ વૉર્મિંગને કારણે વરસાદ તો ગમે ત્યારે આવી શકે અને એમ રોજ નવા થતા જતા અમદાવાદના રોડ અને ભુવા આ કાગળ પર સાક્ષાત્ થાય છે...

આ પ્રક્રિયા ખાસ્સો સમય ચાલતી રહે છે. (આ ભગીરથ કામ હાથ પર લેવા ઘરમાંથી કોઈ કહેતાં કોઈ જ તૈયાર નથી. હમણાં જ ઘરના કર્મચારીભાઈને વિના કારણ ઠપકો સાંભળવો પડ્યો હતો!) પછી બીજું કશું કરવાના હોશ રહેતા નથી. તંત્રી–મહાશયોએ ટપાલ ખોલવા, ઉકેલવા આ વિષયના તજજ્ઞો રાખવા જોઈએ. આપણા જર્નાલિઝમના અભ્યાસક્રમોમાં ય આ વિષયનો સમાવેશ થઈ શકે - એવા એવા વિચારોમાં પથારીમાં લંબાવું છું અને થોડા સમય પહેલાં વાંચેલો એક લેખ આ વિચારોની સાથે જોડાઈ જાય છે.

એ આંતરરાષ્ટ્રીય મૅગેઝિને વિશ્વનાં ૩૫ શહેરોમાં હાથ ધરેલા સર્વેક્ષણ પર આધારિત એક લેખ પ્રગટ કર્યો હતો: આપણે કેટલા વિનયી છીએ? સર્વેક્ષણનો તરીકો પણ જોવા જેવો. બૂએનૉસ એરિસથી બૅંગકોક અને મેડ્રિડથી મુંબાઈ આ સામયિકના સર્વેયર્સ કોઈક ભીડભાડવાળાં બજારોમાં હાથમાં પકડેલા પૉર્ટફૉલિયોમાંથી પેપર્સ વેરણ-છેરણ કરી મૂકતા અને જોતા કે કોઈ મદદે આવે છે કે કેમ. ક્યાંક કોઈક દુકાનમાં નાની-શી વસ્તુ ખરીદતા અને પછી દુકાનદારનો વ્યવહાર નોંધતા, કોઈ મોટા ડિપાર્ટમેન્ટ સ્ટૉરમાં ફૅશનેબલ યુવક-યુવતીઓની પછવાડે જતા અને તેમણે દરવાજો ખોલતાં પાછળની વ્યક્તિના (અને પોતાના ય !) નાકનો ખ્યાલ રાખ્યો છે કે કેમ તે નોંધતા. આવા આવા નુસખાઓ પછી જે તારણ લાધ્યાં તે આ:

અમેરિકાના ન્યૂયોર્ક શહેરના લોકો આવા સામાન્ય શિષ્ટાચારની બાબતમાં સૌથી આગળ હતા. પછીના ક્રમે આવે છે સ્વિત્ઝર્લૅન્ડનું શહેર ઝુરિક કે જે ઘણું ખર્ચાળ શહેર ગણાય છે. પણ ત્યાં નાની-નાની વસ્તુઓની ખરીદી કરનાર ગ્રાહકો પ્રત્યે પણ વેપારીઓ એટલું જ ધ્યાન આપતા. કૅનેડાના ટૉરેન્ટો અને એ પછીના ક્રમે જર્મનીનાં બર્લિન અને ઝેગરેબ અને ક્રોએશિયા શહેરે તેમ જ બ્રાઝિલના સાઓ-પૉલો વગેરેએ સારી શિષ્ટતા દાખવી હતી. સાઓ-પૉલોમાં તો નાના-મોટા ક્રિમિનલ્સ પણ શિષ્ટાચારની બાબતમાં સભાન. સર્વેયરે ત્યાંના એક ખૂફિયા માર્કેટમાંથી સસ્તાં ગૉગલ્સ ખરીદ્યાં એવામાં પોલીસની સાયરન વાગી અને એ વેપારી એનો કારભાર ઝટપટ સમેટવામાં પડ્યો પણ એમ કરતાં કરતાં પણ એ ગ્રાહકનો, એની સાવ નજીવી ખરીદી માટે આભાર માનવાનું ચૂક્યો નહીં. જોકે, આ સર્વેક્ષણમાં જપાનના ટૉકિયો શહેરનો સમાવેશ કેમ નહીં થયો હોય એ સમજાયું નહીં!

પણ એ સિવાય, એશિયાના દેશો આ બાબતમાંય પછાત સાબિત થયા. સર્વેક્ષણમાં સાવ તળિયે એશિયાનાં અગિયાર શહેરોમાંથી નવ શહેરો હતાં. એમાંય સાવ છેલ્લા સ્થાને હતું આપણું મુંબઈ! શિવલાલ કુમાવત નામના એક વેપારીએ નાની ચીજનું વેચાણ કર્યા પછી ગ્રાહક તરફ અણગમાની પૂંઠ જ ફેરવી. જ્યારે એને પૂછવામાં આવ્યું ત્યારે કહે કે, મારું કામ ગ્રાહકને સામાન આપવાનું હતું. એ આપ્યો એટલે પત્યું. એક સુપરમાર્કેટમાં સર્વેયર દ્વારા વિખરાઈ ગયેલા કાગળો તરફ જોયું ન જોયું કરનાર એક યુવતીને આ અંગે પૂછવામાં આવ્યું તો તેણે (જૂઠ્ઠું જ) કહ્યું કે તેણે આ જોયું જ ન હતું!

જોકે મુંબઈની ઉજળી બાજુય જોવા જેવી છે. બિનઆયોજિત રીતે જુદી જુદી જગ્યાએ સર્વેક્ષણનો ભાગ બનેલ ૬૦ જેટલી વ્યક્તિઓમાંથી ૧૯ જેટલી વ્યક્તિઓએ પૂરો શિષ્ટતાભર્યો વ્યવહાર કર્યો હતો. એટલે ગણિતની દૃષ્ટિએ જોવા જતાં ૬૦માંથી ૧૯ એટલે ૩૨ ટકા, મુંબઈની કુલ ૧૪ કરોડ જેટલી વસ્તીના પ્રમાણમાં જોવા જતાં, હજુય સાડા ચાર કરોડ શિષ્ટ વ્યક્તિઓ આપણી વચ્ચે, એ શહેરમાં વસે છે એ નાનીસૂની વાત ન કહેવાય. સાડાચાર કરોડની સંખ્યા ટૉરેન્ટોની કુલ વસ્તી કે બર્લિન, ઝુરિક અને ઝેબરેબની કુલ વસ્તી જેટલી જ થઈ ! એંશી વર્ષની જૈફ વયે મુંબઈમાં 'કાઈન્ડનેસ અનલિમિટેડ' (KU) નામની સંસ્થા ચલાવતા શ્રી વસંત કાલબાગ જણાવે છે કે 'બારણું ધીમેથી ખોલવું કે સાચવીને બંધ કરવું જેવી સામાન્ય બાબતોમાં મુંબઈગરો કદાચ ઊણો ઊતર્યો હશે પણ એ શહેરની અતિવ્યસ્તતા અને ગીચતાને કારણે પણ હોય...'

સર્વે સર્વેક્ષણો આમ તો એમની અંતર્ગત મર્યાદાઓને કારણે અંગુલિનિર્દેશ પૂરતાં જ જોવાવાં જોઈએ. એમને અંતિમ સત્ય માનવાની ભૂલ ન કરાય. છતાં એમાંથી જે નિર્દેશ મળે અને અત્ર-તત્ર જે દેખાય એનો જો મેળ પડતો હોય તો એ સર્વેને ધરાર અવગણવાનું વલણ પણ વિકાસને માટે વિક્ષેપક નીવડે.

વડનગરની અમારી ગામઠી શાળામાં 'વિદ્યા વિનયેન શોભતે' જેવું સુંદર સૂત્ર સુંદર અક્ષરે દીવાલ પર અંકિત રહેતું. દાદાનું પેલું કથન 'વિવેકો દસમો નિધિ' એમના અવાજમાં અત્યારે સંભળાય છે. વર્ષો પહેલાં પશ્ચિમના કોઈ દેશનો સૌ પ્રથમવાર પ્રવાસ કરવાનું થયું ત્યારે આશ્ચર્ય થયેલું કે અહીં ગાડીઓને હૉર્ન હોય છે કે કેમ? (અહીં આપણે ત્યાં તો ગાડીઓને 'હૉર્ન' (શીંગડાં) જ હોય છે!)

મૂળ વાત આ વિશે સભાનતા કેળવવાની છે. હું જે કંઈ પણ કરું ત્યારે એ કરતાં જ એ જેને જેને પણ અડવાનું હોય તેનોય વિચાર કરું. કહો કે, એ વિચાર આપોઆપ જ આવી જાય અને પછીની મારી ક્રિયા એ વિચારને વણી લઈને આગળ વધે તો શરૂઆતમાં પ્રયત્નપૂર્વક કેળવેલી સભાનતા પછીથી મારા રોજિંદા વ્યવહારનો અંતર્ગત ભાગ બની જાય. એમાં કશું ભારણ ન હોય. શિષ્ટાચાર એ જ આપણો ખરો આચાર બને.

આ વસ્તુ શિખવવાથી કે પ્રૅક્ટિસ કરવાથી કદાચ ન પણ આવે. એ તો આવે મનુષ્યની મનુષ્ય પ્રત્યેની, સૌ જીવો પ્રત્યેની, અરે સૌ પદાર્થો - એ જે વાતાવરણમાં રહે છે એ 'સમગ્ર' પ્રત્યેની સમૂચી સભાનતાથી.

-પ્રબોધ ર. જોશી

# સંસ્કૃતિ, બહુસંસ્કૃતિ અને સાહિત્ય

પ્રવીણ દરજી

પ્લેટોએ વર્ષો પૂર્વે એમ કહ્યું હતું કે પરીક્ષણ વિનાનું જીવન સાચું જીવન નથી. એના સમયમાં તો આ વાત સાચી હતી જ, પણ આપણા સમયમાં તેનું આ કથન કદાચ તેથી ય વધુ સાચું અને વધુ મહત્ત્વનું છે. સમયની ગતિ તો અજસ્ત્ર રહી જ છે, પણ એ ગતિએ એના માર્ગ બદલ્યા છે. એ ગતિ ઊભી, આડી, ત્રાંસી, સીધી, કહો બધી તરફની રહી છે. કશા વિશે આપણી અવધારણા ખોટાં પડતાં જણાય, અથવા તો તે વિશેનો અભિપ્રાય બદલવો પડે. 'ગઈકાલ' અને 'આજ' વચ્ચે તો તેથી મોટું અંતર જણાય જ પણ ચોવીસ કલાકની 'આજ' વિશે ય ઠીક ઠીક બાંધછોડ કરવી પડે ! કશા પણ વિશેનાં આપણાં ગૃહીતો આપણી માન્યતાઓ તેથી એકરૂપે હવે ટકી શકે તેમ નથી. આપણે એક એવા તબક્કા પર આવીને ઊભા છીએ કે જ્યાં દિવસો કે કલાકોનું નહિ પણ ક્ષણોનું માહાત્મ્ય છે. જીવાતી ક્ષણ આપણું નકરું સત્ય બની છે. બુદ્ધે જીવનના એક છેડે ઊભા રહી ક્ષણં વિધ્વંસિની વાત કરી. હવે આપણે બીજે છેડે ઊભારહી ક્ષણ-ક્ષણાર્ધમાં વનસર્જનમ્નું સત્ય જોઈ રહ્યા છીએ, અથવા તો તેના સાક્ષી બની રહ્યા છીએ. પ્લેટોએ 'પરીક્ષણ'ની કરેલી વાત એ રીતે વધુ અઘરી છતાં આજે અનિવાર્ય બની છે. ક્ષણેક્ષણનું વીક્ષણ-પરીક્ષણ આપણા સમયનું સત્ય છે. જે એ ચૂકી જાય છે. તેની પેલો સમય નોંધ સુધ્ધાં લેતો નથી. આગળ વધીને કહેવું હોય તો કહી શકાય કે હવે સમયમાં પોતાને નહિ પણ સમયને પોતાનામાં સમાહિત કરવાનું મુહૂર્ત આવ્યું છે. વિશ્વ અને એનો માનવ અગાઉ ક્યારેય આટલાં લવચીક કે સતર્ક ન્હોતાં.

આવા સમયમાં સંસ્કૃતિ કે એના વિભાવની વાત કરવી એ થોડું મુશ્કેલ કાર્ય છે. કેટલુંક એ સંદર્ભે જતું કરવું પડે, કેટલુંક નવેસરથી વિચારવું પડે. સર્વને માન્ય બને એવાં તારણો ઉપર કદાચ ન પણ આવી શકાય. વળી એવો વિભાવ સંસ્કૃતિવિશેષે, દેશવિશેષે જુદો પડવાનો. એ વિષે મતમતાંતરો પણ રહેવાનાં. ક્યારેક તો તેમાં પરસ્પરને છેદતાં અંતિમ વિધાનો કે અભિપ્રાયો પણ મળવાનાં. કોઈકને 'સંસ્કૃતિ' વિશેનો ખ્યાલ જ નિર્જીવ કે બકવાસ રૂપ લાગવાનો. કોઈકને તેના વિના આગળ વધાય જ નહિ - એવું પણ કહેવાનું પ્રાપ્ત થયું હોય. પણ જ્યાં 'માનવ' અને એની 'કલા કે કલેતર' પ્રવૃત્તિઓનો પ્રશ્ન આવે છે ત્યાં 'સંસ્કૃતિ' આવીને ઊભી રહે છે. તેથી તેનો આદર કરનાર કે અનાદર કરનારને પણ, એના પરીક્ષણ વિના ચાલે તેમ નથી.

આ 'સંસ્કૃતિ' સંજ્ઞા વડે આપણને શું અભિપ્રેત છે ? આપણો તેની સાથે શો નાતો રહ્યો છે ? કેટલાક કહે છે તેમ તે શું બંધિયાર છે ? અથવા કેટલાક કહે છે તેમ, તે સતત ગતિશીલ છે ? શું તેનો આધુનિકબોધ સાથે કશો અનુબંધ છે ? આ અને આવા અનેક પ્રશ્નો તત્સંદર્ભે કરી શકાય.

વ્યાપકરૂપે જોઈએ તો કોઈપણ દેશની સંસ્કૃતિ તેની પ્રજાનું પોતાનું આંતરસત્ય છે. જે એના માટે પર્યંતે પ્રેરક, પોષક અને સંજીવનીરૂપ બને. ચક્રવર્તી રાજગોપાલાચારીએ સંસ્કૃતિનો સંબંધ કોઈ પણ જાતિ અથવા રાષ્ટ્રના શિષ્ટ પુરુષોના વિચાર, વાણી અને ક્રિયાનાં જે રૂપ જોવા મળે છે તેની સાથે જોડ્યો છે. કેટલાક સંસ્કૃતિનો સંબંધ જન્મજન્માંતરો સાથે જોડે છે. કોઈ દેશ જે ભૌતિકતાનું અને વિચારશીલતાનું વાતાવરણ જન્માવે છે. તેને પણ સંસ્કૃતિ કહેનારો વર્ગ છે. વ્હાઈટહેડ કંઈક વધુ સ્પષ્ટ રીતે આ સંજ્ઞાને ખોલી આપે છે અને જણાવે છે કે તે જ્ઞાન, કળા, નૈતિકતા, વિધિવિધાન, રીતિ-રિવાજો, વિશ્વાસ, સારાં આચરણો વગેરેનું મિશ્રણ છે.

ઓક્સફર્ડ ડિક્શનરી સંસ્કૃતિને સભ્યતાના બૌદ્ધિક પાર્શ્વરૂપે જુએ છે, તો એન્સાઈક્લોપીડિયા ઓફ હ્યુમનલિટરેચર સંસ્કૃતિને માનવના બધા જ પ્રકારના આંતરિક, બૌદ્ધિક, નૈતિક અને ધાર્મિક જીવનને પ્રકટ કરતી સંજ્ઞા તરીકે ઓળખાવે છે. અહીં ભાવના અને ક્રિયાનું અદ્વૈત પણ પામી શકાય છે. મન અને કર્મ, અંતરંગ અને બહિરંગનું સામંજસ્ય પણ અપેક્ષિત છે. હેર્ડર, ચોક્કસ પ્રકારે, વિશિષ્ટ રીતિએ પ્રકટ થતા જીવન તરીકાને લક્ષમાં લઈને, કલા, જ્ઞાન, વિવિધ સંસ્થાઓ માનવીય વર્તણૂંક, મૂલ્યો વગેરેને 'સંસ્કૃતિ'

કહેવાનું વલણ દાખવે છે. વિલિયમ્સ, માનવીય વિકાસને વધુ સંનદ્ધભૂમિકાએ પામી શકવાનાં સર્વસામાન્ય વલણોરૂપે સંસ્કૃતિની ઓળખ આપે છે. શેલાં બાર્થ કંઈક આધુનિક મિજાજ દાખવી પ્રવર્તમાન ફ્રાન્સમાં જોવા મળતાં પ્રેસ, ફિલ્મ, થિયેટર, સાહિત્ય, વિધિવિધાનો, ન્યાય, પર્યાવરણ, લગ્નો, વસ્ત્રો વગેરેની યાદી આપીને દરરોજના જીવનમાં પ્રકટતી બાબતોનો સંસ્કૃતિ સંદર્ભે સંકેત કરે છે. સમાજશાસ્ત્રીઓ અને નૃવંશશાસ્ત્રીઓ પ્રાચીન રૂઢિઓ, સંસ્થાઓની સમસ્તતાને નિર્દેશવા સંસ્કૃતિ સંજ્ઞાનો ઉપયોગ કરે છે અને સાહિત્ય તેમજ સંસ્કૃતિના પ્રગાઢ સંબંધ ઉપર આંગળી મૂકી આપે છે. કોલરિજ-આર્નોલ્ડ જેવાએ ઉત્કૃષ્ટતા વડે સંસ્કૃતિ નિર્માણ થાય છે એમ નોંધ્યું છે. હેબડિક જેવા subculture ઉપર ભાર મૂકે છે. જે જૂથો વિવિધ કારણોસર હાંસિયામાં મૂકાઈ ગયાં હોય તેવાં જૂથો જ્યારે પ્રવૃત્ત થાય અને નવા અર્થ-મહિમા સાથે તે પ્રકટી રહે, પ્રભાવક બળો દ્વારા તેમનો સ્વીકાર થાય કે તેનો તેઓ અર્થ પામી રહે એ બાબત ઉપર તેમનું વિશેષરૂપે ધ્યાન રહ્યું છે. લુઈ આલ્થુઝર તેને પરિવાર, શાળા, કાયદો વગેરે સામાજિક સંસ્થાઓ જેવા વિષયો સાથેના સજીવન જીવાતા સંબંધરૂપે જુએ છે. ક્યાંક સંસ્કૃતિ - culture અને સભ્યતા civilizationની કોઈક કોઈક સેળભેળ પણ કરી નાખે છે ખાસ તો અત્યારના, આપણા સમયમાં એમ બનતું વધુ જોવાય છે. Culture is what we are and Civilization is what we use એ પ્રસિધ્ધ ખ્યાલમાં બંનેની મૂળભૂત લાક્ષણિકતાઓનો જે સંકેત થયો છે તે અહીં યાદ કરવો રહે. સભ્યતાને કળાકૌશલ, તંત્ર તરીકા, મનુષ્યની મૂળ જરૂરિયાતો, ઉપયોગિતાઓ વગેરે સાથે સંબંધ છે. જ્યારે સંસ્કૃતિને આપણે જે કંઈક છીએ તેની સાથે અર્થાત્ આપણી મૂલ્યચેતના સાથે, પ્રબુદ્ધ ગતિ સાથે સંબંધ છે. સભ્યતા કાર્યકલાપને બક્ષે છે, સંસ્કૃતિ આત્મકલાપનો નિખાર છે. બંનેનું સંતુલન હોય તો સ્થિતિ વરેણ્યરૂપ બની જાય અને એ સંતુલન જોખમાય, સભ્યતા જ સર્વેસર્વા બનવા મથે તો માનવીય ચેતના ઉપર કુઠારાઘાત થવાનો.

'સંસ્કૃતિ' વિશે કંઈક મુખર કહી શકાય તેવા કેટલાક અભિપ્રાયો - મંતવ્યો આપણે જોયાં. વ્યાપક તપાસમાં આવાં જ તારણો ઉપર આવી શકાય. વળી સમયે સમયે માણસ અંદર-બહારથી ઉત્ક્રાન્ત થતો રહે એટલે એવી સંજ્ઞામાં કેટલાંક ઉમેરણો કે કેટલીક બાદબાકી પણ થતાં રહેવાનાં. કૉવેલ સંસ્કૃતિને તેથી જ ક્યારેય ઉકેલી ન શકાય તેવી સંજ્ઞા કહીને હાથ ધોઈ નાખે છે તો રેમન્ડ વિલિયમ્સ તેને એક અટપટી સંજ્ઞારૂપે ઓળખાવે છે. આમ છતાં એક વાત ઉપર સંમત થઈ શકાય તેમ છે. 'સંસ્કૃતિ' સંજ્ઞા અર્થબહુલ છે, સમગ્ર માનવ સંવિદ્‌ને પોતાની ઊંડળમાં લેતી સંજ્ઞા છે. સઘળાં મતમતાંતરો પછી પણ તેને માનવમાં, માનવીય ચેતનામાં રસ છે એ સર્વસ્વીકૃત બાબત છે. માનવ વિકાસની પ્રક્રિયા, તેની સાથે સંલગ્ન સમાજ-શાસ્ત્ર, ઇતિહાસ, માનવનૃવંશવિજ્ઞાન, ધર્મમીમાંસા, દર્શન શાસ્ત્ર, વિજ્ઞાન-જ્ઞાન-ઈશ્વરવિદ્યા, ટેકનોલોજી, પુરાણતત્ત્વ, ધાર્મિક આસ્થા, કર્મકાંડ, નીતિમત્તા, આત્મા, સાહિત્ય, કળા, વિચારધારાઓ, વિચાર તંત્રો વગેરે સાથે તેનો-સંબંધ છે. કહો કે 'સંસ્કૃતિ' સંજ્ઞામાં સઘળો માનવઘટાટોપ નિહિત છે. માનવીના વિકાસની, તેના ઉત્થાનની, તેના ચૈતન્યની, તેની મૂલ્યસૂઝની, જીવનરીતિઓની સ્પૃહણીય બાબતો તેમાં સમાવિષ્ટ થયેલી જોવાય છે. દેશવિશેષે, પ્રજાવિશેષે તેમાં વૈવિધ્ય જરૂર મળવાનું પણ આ બહુપાર્શ્વી સંજ્ઞામાં સમાનરૂપે માનવઉન્નયનનો પ્રશ્ન મૂળભૂતરૂપે જોવાય છે. ભારત, ચીન અને ગ્રીક જેવી પ્રાચીન સંસ્કૃતિઓની સામે અમેરિકા, બ્રિટન આદિને પોતાનાં મૂળિયાંનો પ્રશ્ન છે છતાં માનવગૌરવ, માનવઅસ્મિતા, માનવવાદ જેવા પ્રશ્નોમાં સૌની એકવાક્યતા રહી જણાય છે. સંસ્કૃતિનો સમ્યક્ અર્થ જ કદાચ જે તે પ્રજાની આવી આંતરયાત્રા છે.

ભારતીય સંસ્કૃતિ ઉપર આવીને અટકીએ છીએ ત્યારે સંસ્કૃતિ વિશેનો આપણો વિભાવ વધુ સ્પષ્ટરૂપે ઊઘડી રહે છે. એવું જ ગ્રીસ કે ચીનની બાબતમાં પણ કહી શકાય. આપણે ત્યાં યજુર્વેદમાં કહ્યું છે : સા પ્રથમા સંસ્કૃતિઃ આવી સંસ્કૃતિમાં સઘળી જીવનલીલા તો આપણે જોયું તેમ અંતર્હિત છે જ, પણ તેવી લીલાઓને પ્રકટ કરનાર સાહિત્ય પણ અંતઃસૂત્રરૂપ રહ્યું છે. સંસ્કૃતિ-સાહિત્યના અદ્વૈતનો મહિમા તો સઘળે રહ્યો છે, પણ આપણે ત્યાં પરસ્પરની પૂરકતાનું ઉજ્જવલ રૂપ સમયે સમયે મળતું રહ્યું છે. સંસ્કૃતિમાંથી સાહિત્યને અને સાહિત્યમાંથી સંસ્કૃતિને બાદ કરવાનું એમ અશક્ય છે. એક

ખોડંગાતાં બીજું જરૂર ખોડંગાવાનું. આગળ વધીને ઉમેરવું જોઈએ કે સંસ્કૃતિના અભ્યાસમાં સાહિત્યનો અને સાહિત્યના અભ્યાસમાં સંસ્કૃતિનો આધાર લીધા વિના ચાલી શકે તેમ નથી.

વિશ્વની પ્રાચીનતમ સંસ્કૃતિઓમાં ભારતીય સંસ્કૃતિનો વિશેષરૂપે સમાવેશ થતો રહ્યો છે. એનો મૂળ સ્ત્રોત વેદ છે. વેદકાળમાં જે સાંસ્કૃતિક માનવમૂલ્યોની પ્રતિષ્ઠા-સ્થાપના થઈ તેને પોતાનામાં સમરસ કરીને જ ભારતીય સંસ્કૃતિ આગળ વધી છે. આ સંસ્કૃતિ વ્યક્તિપરક મૂલ્યોની સાથે સમષ્ટિપરક મૂલ્યોને પણ ઉજાગર કરતી રહી છે. સ્વની અને સર્વના કલ્યાણની તેની કામના રહી છે. તેની ગતિ અસત્યથી સત્ય પ્રતિ, અંધકારથી પ્રકાશ ભણી, મૃત્યુથી અમરત્વ તરફની રહી છે. તેણે શરીર કરતાં આત્માને, ચૈતન્યને વધુ મહત્ત્વ આપ્યું છે. ભોગની સામે ત્યાગનો તે મહિમા કરે છે. માનવ તેના દરેક ડગલે ઉત્ક્રાન્ત થતાં થતાં ઈશ્વરત્વ સુધી પહોંચી શકે છે તે અહીં દર્શાવાયું છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સમતુલા માનવીય ઐશ્વર્યને કેવી રીતે નિખારે છે તેના અહીં સંકેતો છે. કહો કે અન્નથી બ્રહ્મ અને આનંદથી પરમાનંદની વીથિકાઓ અહીં વિસ્તરેલી છે.

અહિંસા, સદાચાર, દયા, દાન, ઈમાનદારી, દાક્ષિણ્ય, અપરિગ્રહ, ઉદારતા, પરોપકાર, કરુણા, કર્મઠતા, ક્ષમા, ત્યાગ, સંતોષ, પવિત્રતા, પ્રેમ, મૈત્રી, સહિષ્ણુતા, ન્યાય, સાત્વિકતા વગેરે માનવીય ગુણોનો અહીં સ્વીકાર થયો છે. તો પરિસ્થિતિ અનુકૂળ કઠોરતા,વીરતા, સાહસિકતા જેવા ગુણોનો પણ એટલો જ આદર થતો આવ્યો છે. 'સંસ્કૃતિ' શબ્દમાં જ સમ્+કૃ ધાતુ એવા અગણિત સંસ્કારોને સૂચવે છે. સ્થૂળ અને સૂક્ષ્મ, સજીવ અને નિર્જીવ, પ્રકૃતિ અને મનુષ્ય, એમ સર્વનો અહીં સ્વીકાર અને વિચાર થયો છે. મનુષ્ય અને સૃષ્ટિના ભર્યા-ભર્યા ચૈતન્યનું અહીં ગાન છે, ગીત-સંગીત છે. એટલે જ માનવની અહીં અમૃતપુત્ર રૂપે ઓળખ અપાઈ છે. માતા-પિતા-ગુરુ-અતિથિ સૌ વંદનીય લેખાયાં છે. સોળ સંસ્કારોનો આદર થતો રહ્યો છે. ભૂમિની માતારૂપે અને પૃથ્વીના પુત્રરૂપે માનવની ઓળખ આપવામાં આ સંસ્કૃતિ ગૌરવ અનુભવે છે. કદી મરનાર નથી કે જીર્ણ થનાર નથી એવી દેવની કાવ્યસૃષ્ટિ જેવા જગતને - તેના સૌંદર્યને નિહાળવાનું સૌને નિમંત્રણ છે અને સૌથી નોંધપાત્ર બાબત તો એ છે કે આ વૈદિક ઋચાઓએ જાગ્રત, સતર્ક માનવની સદા કામના રાખી છે. યો જાગારઃ તમં ઋચાઃ કામયન્તે - કહીને ફરી ફરી જાગતા રહેવાની સદાકાળ માટે ટહેલ નાખી છે. વ્યક્તિ, પરિવાર, સમાજ, રાજ્ય, રાષ્ટ્ર અને આંતરરાષ્ટ્ર સુધીનો આ સંસ્કૃતિએ બારીકાઈથી વિચાર કર્યો છે. અહીં કોઈનો દ્વેષ નથી, સાથે રહીને પ્રયત્ન કરવાની, સાથે બેસીને ભોગવવાની વાત છે. વિશ્વ એક નીડ બની રહે તેવી પરમોચ્ચ ભાવના આ સંસ્કૃતિમાં મૂળરૂપે છે તો યતોધર્મસ્તતો જય - કહીને ધર્મપ્રેરિત કર્મશીલતાનો તેમાં દઢાગ્રહ પણ રખાયો છે. આવી પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને તેના વિશેષોની ચર્ચા કરીએ છીએ ત્યારે જોઈ શકાય છે કે અહીં સંસ્કૃતિ અને શબ્દ અર્થાત્ સાહિત્ય એકમેકથી છૂટાં ન પાડી શકાય એ રીતે ગૂંથાઈ ગયાં છે. મહાભારત, રામાયણ, ગીતા, વેદો-ઉપનિષદો અને આગળ વધીને કહીએ તો કાલિદાસ-ભવભૂતિસમેતના અનેક સર્જકો અને તેમનું સર્જન જોતાં આ વાત તરત સમજાશે. 'ભારતીયતા' જેવી સંજ્ઞાને સ્પષ્ટ કરવામાં પણ આ બંનેના સંદર્ભો જ વધુમાં વધુ ઉપયોગમાં લેવા પડે છે. ભારતીય કાવ્યશાસ્ત્રે પણ કૃતિ મૂલ્યાંકનમાં સંસ્કૃતિપ્રેરિત જીવનક્ષતિઓને સતત લક્ષમાં રાખી છે. પ્રશિષ્ટ કૃતિઓનાં મૂલ્યાંકનો હજી એ ધરી ઉપર રહીને જ આપણું કાવ્યશાસ્ત્ર કરતું રહ્યું છે એ સર્વવિદિત બાબત છે. આજના બદલાયેલા સાંસ્કૃતિક પરિવેશમાં પણ આ સાહિત્યકળા અને એના અર્થઘટન સાથે સંકળાયેલી સિધ્ધાંત ચર્ચાઓ એક યા બીજા-રૂપે સંસ્કૃતિના વિભાવને પોતાની સાથે સાંકળતી આવી છે, પણ એ વાત આગળ ઉપર જોઈશું.

કોઈપણ પરિવર્તન અમુક ચોક્કસ વર્ષથી શરૂ થયું એવું ક્યારેય કહી શકાય નહીં. દરેક પરિવર્તન પાછળ એની કોઈક ભૂમિકા રહી હોય છે અને પછી તેમાંથી પરિવર્તનના સંકેતો મળવા માંડે છે અને તે પછી તેમાં અનેક બળો ભળી તેને 'પરિવર્તન' જેવી સંજ્ઞાથી ઓળખવાનું શરૂ થાય છે. વીસમી સદીના લગભગ છઠ્ઠા દાયકાથી પરિવર્તનનો આવો એક વૈશ્વિક પરિપ્રેક્ષ્ય ઊભો થતો જણાય છે. દેશ અને દુનિયાભરની પ્રજા ઉપર એનો વ્યાપક પ્રભાવ તો પડે છે જ પણ જે ઝડપથી માનવસમાજ અને તેની સંસ્કૃતિમાં પરિવર્તન

આવે છે તે લગભગ કલ્પનાતીત ઘટના બની રહે છે. કહો કે પરિવર્તનનો માનવજાતે કદી ન ધાર્યો હોય એવો એ ઉછાળ છે. પહેલાં આધુનિક અને પછીનાં વર્ષોમાં અનુઆધુનિક યુગ તરીકે ઓળખાયેલાં છેલ્લાં પચાસેક વર્ષો ભારત અને દુનિયાના અન્ય દેશો માટે અનેક રીતે ઉથલપાથલનાં રહ્યાં છે. યંત્ર સંસ્કૃતિ, વિશ્વયુધ્ધો પછીના વીજાણુયંત્રો અને તેના થકી આવેલાં પરિવર્તનોએ માનવીની સમસ્ત ચાલનાને જ બદલી નાખી છે. માણસ એક તરફ અનેક આઘાતજનક ઘટનાઓનો સાક્ષી બને છે, તો બીજી તરફ એની પોતાની કહી શકાય તેવી ધરતી પણ એના પગ નીચેથી સરી જતી અનુભવે છે. વિશ્વના ઘણા દેશો રાજકીય, આર્થિક કે સાંસ્કૃતિક કટોકટીનો ભોગ બને છે. એક બાજુ માહિતીનો તેની સામે ગંજ ખડકાય છે, કમ્પ્યૂટર અને ટી.વી. વગેરેએ અને વિજ્ઞાનની અનેક શોધોએ જગતને સાવ સાંકડું કરી નાખ્યું, સંકોચી નાખ્યું. તો બીજી તરફ નૈતિક મૂલ્યો શિથિલ બને છે, હિંસાનું પ્રાબલ્ય વધતું જણાય છે, ક્રાંતિકારક શોધોને કારણે એક બાજુ તેની સુવિધાઓમાં, સગવડોમાં આશ્ચર્યકારક વધારો થાય છે, તો બીજી બાજુ 'અર્થ' કેન્દ્રબિન્દુ બનતાં સાહિત્ય-કલા-વિજ્ઞાન-શિક્ષણ-ધર્મ નવે રૂપે ઊઘડતાં જોવાય છે. સાથે માનવસંવેદનાનો પ્રશ્ન પણ તીવ્રરૂપે સામે આવીને ઊભો છે. છેલ્લા અઢી-ત્રણ દાયકામાં આવેલા ગ્લોબલાઈઝેશને માનવ સંસ્કૃતિ અને તેની પરંપરાગત વિચારધારાઓનું આખું ને આખું ગણિત જ બદલી નાખ્યું છે. રૂપક યોજીને કહીએ તો આજનો ગ્લોબલ માનવ એક એવી સાંકળથી બંધાયેલો છે કે જેને એક તરફ પેલું વિશ્વ આખું ખેંચી રહ્યું છે તો બીજે છેડે એને એની ભૂમિનું પણ ખેંચાણ રહ્યું છે. હવે સ્થિતિનિર્માણ એવું થયું છે કે એક સીમામાં રહી વિકસવું એના માટે શક્ય નથી. એનો અનુબંધ એમ 'લોકલ'ની સાથે 'ગ્લોબલ'નો પણ અનિવાર્ય બન્યો છે. ભલે તેનો દેશ, તેની સંસ્કૃતિ, તેની ભાષા, તેની જાતિ વગેરે સાથેનો તેનો લગાવ રહ્યો હોય, કે અન્યો પ્રત્યે ઉપેક્ષાભાવ હોય પણ તકાજો એ છે કે વિશ્વસ્પંદ જ એનો છંદ બન્યો છે. આજના સમયમાં તેના અસ્તિત્વને જો તે કોઈ અર્થ આપવા માગતો હોય તો કેવળ એ જ એક વિકલ્પ છે.

આવા ગ્લોબલે કેનેડા, ઑસ્ટ્રેલિયા અને તે પછી અમેરિકા, ફ્રાન્સ, જર્મની, ઇંગ્લેન્ડ અને ભારત જેવા અન્ય દેશોની ઘણી બધી રીતે સિકલ બદલી નાખી છે. આર્થિક વિકાસસૂચના મુખ્યઉદ્દેશને લક્ષમાં રાખીને થઈ રહેલાં પરિવર્તનમાં હવે કોઈપણ વિકસિત કે અલ્પ વિકસિત દેશને પણ પાછળ રહેવાનું પોષાય તેમ નથી. પોતાનું કહી શકાય તેવું તજવું પડે તો તજીને પણ વિશ્વભરનો સમાજ આ દોડમાં સામેલ થયો છે. હવે માનવ પ્રગતિનો નકશો આ ગ્લોબલ દોરી રહ્યો છે. માણસ, પછી તે કોઈ પણ દેશનો હોય, તેણ એ નકશા પ્રમાણે ગતિ કરવાનું અનિવાર્ય બન્યું છે. હવે સંસ્કૃતિનો, સાહિત્યનો, જીવનનો, જીવનમૂલ્યોનો, સંબંધોનો વિભાવ તેથી ઘણી રીતે બદલાયો છે. હવે પોતાના રાગને બીજા અનેક રાગોમાં ભેળવી દેવાની એક નવી સ્થિતિ આપણી સામે આવી છે. વિશ્વની ઘટનાઓ સાથે તાલ મેળવી રહેલા એક નૂતન માનવનો ચહેરો આપણી સામે ઉપસ્થિત થયો છે. આવી આ નવી પરિસ્થિતિને વિચારકો બે ભિન્ન ભિન્ન છેડેથી મુલવતા જોવાય છે. એક વર્ગ આ પરિવર્તનથી રાજી નથી. તેવાઓ એમ માને છે કે આ પરિવર્તનના પવને માનવીના વ્યક્તિત્વને હ્રસ્વ કરી નાખ્યું છે. કમ્પ્યૂટર સભ્યતાને લઈને, ટીવી કલ્ચરને લઈને, પારિવારિક ભાવનામાં ઓટ આવી છે. નવી શોધોમાં મુસ્તાક માનવ ઈશ્વરથી પણ હવે ઘણો દૂર જતો ગયો છે. પરિણામે નૈતિક મૂલ્યો ક્ષીણ થતાં ગયાં છે. સામાજિક માળખું પણ તેથી અસ્તવ્યસ્ત બન્યું છે. અર્થપ્રધાનતા જ સર્વેસર્વા બનતાં માણસ વધુ ને વધુ સંવેદનજડ, મૂલ્યજડ બન્યો છે. પશ્ચિમી સંસ્કૃતિનું આક્રમણ અન્ય સંસ્કૃતિઓને તિતર-બિતર કરી નાખશે. ભ્રષ્ટાચાર, હિંસા, આતંક, સંઘર્ષ વગેરે એનાથી વધ્યાં છે. બજારવાદ વકરતાં માનવની સાથે એનું સાહિત્ય પણ હાંસિયામાં ધકેલાયું છે. જાહેરખબરો, નફા આધારિત 'બજાર' ઉપભોક્તાવાદી વલણ, સેંસેક્સનો ચઢાવ-ઉતાર, તેજી-મંદીનાં નાટક, વિદેશી મુદ્રા અને રોકાણકારોનો પ્રભાવ, સત્તાનાં વરવાં રૂપ, કુટિલતાભરી રાજનીતિ, ભોગવાદી વૃત્તિ-વલણ વગેરે આજના સમાજની ઓળખ બન્યાં છે. ભોગની અતિશયતાએ સ્થિરમૂલ્યોનું હનન કરીને માણસને અર્થના અનિષ્ટોમાં રમતા રમકડા જેવો કરી મૂક્યો છે.

આ પ્રકારના વિચારકોને પરંપરાવાદી ગણીને સામે નવા પરિવર્તનને ઉમળકાથી આવકારનારો એક બીજો વિચારકવર્ગ પણ છે. તેઓ એમ કહે છે કે વૈશ્વિકીકરણ પોતે જ એક વ્યાપક સામાજિકતા છે. અહીં આર્થિક હેતુઓ ભલે પ્રબળરૂપે જોવાતા હોય, બજારની રુખ ભલે સમગ્રરૂપે પરિવર્તન પામી

હોય તેનાથી જ માનવીય સુવિધાઓ અને સંપન્નતાઓ વધવાની છે. સાંસ્કૃતિક ચેતનાવિરુધ્ધ એ બાબત નથી. ઉલટાનું, એવી સંપન્નતાથી માનવી વધુ ઉદાત્ત બનશે, જીવનમૂલ્યો વધુ પરિષ્કૃત થશે. અર્થ-વાણિજ્યને જડ પધ્ધતિ માનવી જોઈએ નહીં. આર્થિક સધ્ધરતા જ સર્વક્ષેત્રીય ગતિનું કારણ હોય છે. આવું માનનાર કહે છે કે ઉદ્યોગપતિના ઉદ્યોગોથી અનેકને રોજી-રોટી-રહેઠાણ મળે છે. શક્તિશાળી રાષ્ટ્ર માટે આર્થિક સંપન્નતા બુનિયાદરૂપ છે. વ્યક્તિની સમૃધ્ધિ તેને વધુ સંવેદનશીલ બનાવે છે. અર્થ નહિ, અર્થનો ખોટો ઉપયોગ વિકૃતિઓ સર્જે છે. વ્યક્તિનો પોતાનો અવિવેક મુશ્કેલી ઊભી કરે છે. હકીકતમાં તો નવું બજાર, અવનવીન શોધો, માહિતીનો ગંજ, ગ્રાહકો, આ સઘળું આજના માનવીને અનેક સુવિધાઓ આપી તેની સમગ્ર જીવનચેતનાને વધુ સક્રિય કરે છે. નગરો અને દૂરનાં ગામડાંઓની પરિસ્થિતિ તેથી બદલાઈ છે. સાહચર્ય, સહઅસ્તિત્વ, સદ્ભાવ, સહયોગ વગેરે ગુણોથી સભર આ નવો માનવસમાજ વધુ ઉમદા હશે. સાહિત્ય, આધ્યાત્મિકતા, સંસ્કૃતિજ્ઞાન, માનવતા વગેરે અર્થસંપન્ન સમાજમાં પરસ્પર સંબધ્ધ રહી માનવીય વ્યક્તિત્વને, તેના સ્વત્વને વધુ દીપ્તિવંત કરશે.

આજની આપણી વૈશ્વિક સ્થિતિ વિશેના આ બે વિભિન્ન અભિપ્રાયો પોત પોતાની રીતનું સત્ય છે. પરંપરાવાદીઓ અર્થતત્ત્વના પ્રાબલ્યને કારણે ભોગપરાયણતા પ્રત્યે, મૂલ્યવિહીનતા પ્રત્યે સમયસરની ચેતવણી આપે છે. તો નવાને પુરસ્કારનારાઓ અર્થતંત્ર અને તેના બજારને માત્ર 'બજાર' કે 'અર્થતંત્ર' રૂપે જોતા નથી. તેવાઓ જીવનના સમગ્ર ક્રિયાકલાપમાં તેનો સમાવેશ કરી, એના એક ભાગરૂપે જુએ છે. અને આર્થિક સમૃધ્ધિ માણસને સુખ સુવિધા અર્પી આંતરિક સમૃધ્ધિ તરફ દોરી જશે તેવો આશાવાદ પ્રકટ કરે છે. તેઓને પરંપરાવાદીઓની જેમ તેમાં અપ-સંસ્કૃતિ જેવું લાગતું નથી, બલ્કે, સંસ્કૃતિ વધુ સમૃધ્ધ થશે, ચિત્તથી વિશ્વચિત્ત સુધીની યાત્રા રૂપ આ પરિવર્તન બનનાર છે તેવું તેઓ ફલિત કરે છે.

આપણે આપણા આજના 'ભારત'ને, આપણી ભારતીય સંસ્કૃતિને, આ બે વિરુધ્ધ અભિપ્રાયોના પ્રકાશમાં જો જોવાનો પ્રયત્ન કરીશું તો વાત કંઈક વધુ સ્પષ્ટ થશે. મહાશ્વેતા દેવીએ તાજેતરમાં આ બે અભિપ્રાયોને એક સાથે નજરમાં રાખીને કેટલાક બુનિયાદી પ્રશ્નો કર્યા છે. આપણે કઈ સંસ્કૃતિને બચાવવાની છે ? એકવીસમી સદીની ભારતીય સંસ્કૃતિ એટલે શું ? કયું ભારત ? છેલ્લા આઠ વર્ષનો કયો નકશો ? એમના આ પ્રશ્નો અનેક ચિત્રો આપણી દૃષ્ટિ સમક્ષ રચી આપે છે. ખાદીની સાડી છે તો બેકલેસ ચોળી કે મીનીસ્કર્ટ પણ છે, બિકિની પણ. બળદગાડું છે તો ટોયેટોથી શૈર્વલોક કે બેન્ટલી કાર પણ છે. પ્રક્ષેપાસ્ત્રો, ન્યૂક્લિયર શસ્ત્રો, સુપરસોનિક વિમાનો, દશ્ય-શ્રાવ્ય માધ્યમો, કૃત્રિમ ઉપગ્રહો, કમ્પ્યૂટરથી માંડીને બીજી એવી અનેક અદ્યતન ટેકનોલોજી છે તો સામે નરી નિરક્ષરતાનાં ટોળાં છે. સત્ય, શિવ, સુન્દરની સામે ડિસ્કો, સ્ટ્રીપ્સ ડાન્સ કે નગ્ન, અર્ધનગ્ન મોડેલ્સ છે. બુધ્ધિજીવી છે તો જાદુગરો છે. પથારો પાથરીને ફૂટપાથ પર બેઠેલો નાનો વહેપારી છે તો સામે મલ્ટીપ્લેક્ષ અને મેગામોલ પણ છે. સુમાર વિનાની ભાષાઓ અને એવાજ એના ભાષકો, એવી જ એમની સ્થાનીય વિશેષતાઓ, પ્રશિષ્ટ સંગીતની સાથે ડિસ્કો છે, ક્યાંક શુષ્કતા તો ક્યાંક લીલાશ, ક્યાંક હેન્ડસેટ તો ક્યાંક ચીસાચીસ, ક્યાંક જાતિવાદ અને એના સંઘર્ષો છે તો ક્યાંક નરી એકતાનાં દશ્યો, હિંસા, આપઘાતો, યજ્ઞશાલાઓ, મધુશાલાઓ, મલ્ટીનેશનલ કંપનીઓ, હાથલારીઓ, રોગો, રોગીઓ, યોગ-યોગીઓ, શ્રોતાઓ-કથાકારો બધું કહેતાં બધું એકસાથે છે. પરંપરાઓ જીવે છે તો આધુનિકતા પણ અહીં જીવે છે. એનું સેન્ટ, એના બૂટ, તેનું જાકીટ, તેની ટોપી કે તેનું ટ્રાઉઝર ભલે હોલેન્ડ, ઈંગ્લેન્ડ, ચીન, રશિયા કે અમેરિકાનું હોય, દિલથી તે ભારતની ભૂમિ સાથે જોડાયેલો છે. અનેક દોરાથી, અનેક ભાતોથી ગૂંથાયેલી શાલ જેવું ભારત છે. અનેક ભારતો જે આ ભારત પોતાનામાં છૂપાવીને બેઠું છે. આવી સંસ્કૃતિમાં પરિવર્તન સાથે, તેમાં શુધ્ધિ-વૃધ્ધિ થાય, નવું અપનાવે, પોતાને જાળવીને દૂર દૂર દેશાવરો સાથે વિસ્તરે, ફેલાય પણ તેનું નાભિરૂપ તત્ત્વ પેલો ભારતીય માનવ જ રહે. જે એને માનવ પ્રત્યે, માનવજાત પ્રત્યે વધુ સહિષ્ણુ, અને સંપ્રદાય-જાત-પ્રગતિથી ઊંચે મૂકી આપે. ભારતીય સંસ્કૃતિ અનેક વિરોધી બળો સાથે પણ એના મૂળ ગર્ભવિચારો-Core Thoughts ને જાળવીને આગળ વધતી રહી છે.

(ક્રમશઃ)

# પ્રગટ ભયે સુખ (દુઃખ ?) હોય

**મહેશ દવે**

## લેખન-પ્રકાશનની આળપંપાળ

પોતાની અભિવ્યક્તિ મુદ્રિતરૂપે બહાર આવે એવી લેખકની અભીપ્સા સમજી શકાય તેવી છે વિશેષમાં પ્રત્યેક લેખકને પોતાના પુસ્તકની ઊંચી ગુણવત્તાની પાકી ખાતરી હોય છે ઘણાને વળી પૂરો ભરોસો હોય છે કે તેમનું પુસ્તક છપાશે કે તરત ચપોચપ વેચાઈ જશે. પરિસ્થિતિનું પ્રકાશકનું વાચન જરા જુદું હોય છે પુસ્તક વેચાશે કે માથે પડશે એની એને સતત ચિંતા હોય છે. ખૂબ જાણીતા અને લોકપ્રિય લેખકની નવી કૃતિ પણ ચાલશે કે નહીં ચાલે એની દ્વિધા હોય ત્યારે નવાસવા લેખકની કૃતિ તો પ્રકાશક હાથમાં જ શાનો ઝાલે?

લગભગ બધા જ જાણીતા પ્રકાશકો હસ્તપ્રત 'સાભાર પરત' કરે અને એવી હસ્તપ્રત પરથી કોઈક સાવ નાના ગજાનો પ્રકાશક પુસ્તક પ્રગટ કરવાની હામ ભીડે એવું પણ બને છે પછીથી એ પુસ્તક ખૂબ વેચાવાના અને જગપ્રસિદ્ધ બન્યાના દાખલા છે. કેટલીક વાર પુસ્તકનું નામ કે શીર્ષક આકર્ષક ન હોય તેથી પુસ્તક ન વેચાય અને પાછળથી નવા નામ કે શીર્ષકથી પુસ્તકનું વિક્રમ વેચાણ થયાનું પણ નોંધાયું છે જોકે માત્ર સારા શીર્ષકથી નથી ચાલતું સારા શીર્ષક ઉપરાંત પુસ્તકમાં પણ 'કંઈક' હોવું જોઈએ. આ 'કંઈક' એ શુ છે એ ન કળી શકાય એવું ગહન રહસ્ય છે અચ્છા અચ્છા જાણકારોને પુસ્તકમાં દમ ન લાગ્યો હોય અને છતાં પુસ્તક ધૂમ ચાલે એવું બને છે તો સામે પક્ષે પુસ્તક બહુ લોકપ્રિય નીવડશે એવું ખાતરીથી ધાર્યું હોય ને પુસ્તક ઠપ થઈ ગયાના બનાવો પણ બનતા રહે છે શું પુસ્તકની પણ કોઈ કુંડળી હશે? – ભાગ્ય હોય તો વેચાય, નહીં તો વખારમાં કે પસ્તીમાં પુસ્તકોના વેચાણમાં એક બીજું મહત્ત્વનુ પરિબળ પણ ભાગ ભજવે છે. પુસ્તકનું ડિમડિમ (hype) બહુ વાગ્યું હોય તોય વેચાણમાં ઉછાળો આવે છે. લેખક-પ્રકાશકની નિષ્ઠા, પ્રતિષ્ઠા, શ્રદ્ધેયતા (credibility)નો ફાળો પણ ખરો જ

ટાઇમ-વૉર્નર નામની એક મોટી પ્રકાશન કંપનીનો અનુભવ નોંધવા જેવો છે કેટલાક વખતથી એ કંપનીનો ધંધો બરાબર ચાલતો નહોતો, કંપની ખોટમાં ચાલતી હતી. તેમાંથી ઊગરવા કંપનીએ એક દાવ ખેલ્યો. રૉયલ સાઇઝનાં હજાર-પંદરસો પાનાંની નૉવેલ 'સૂટેબલ બૉય'ની ગજબનાક સફળતાથી પ્રસિદ્ધિના શિખરે પહોંચેલા લેખક વિક્રમ શેઠના આવનારા નવા પુસ્તક 'ટુ લાઇવ્ઝ' માટે કંપનીએ લેખક સાથે કરાર કર્યો. લેખકને દસ લાખ ડૉલર જેટલું ઍડવાન્સ આપ્યું કંપનીને હતું કે પુસ્તક કંપનીને તારી દેશે, પણ પુસ્તક એવું ચાલ્યું નહીં. અત્યાર સુધીમાં પુસ્તકે માંડ પચાસ હજાર ડૉલર રળ્યા છે તેનાથી ચાલીસ ગણી રકમ પુસ્તક મેળવી આપે ત્યારે માંડ હજી કંપનીએ આપેલા ઍડ્વાન્સ અને પબ્લિસિટી પાછળ કરેલા ખર્ચની રકમ પાછી મળશે. કમાવાની વાત તો બાકી રહી. ટાઇમ-વૉર્નર એવી મોટી કંપની છે કે દસ-પંદર લાખ ડૉલર આમ કે તેમ થાય તોય તેને વાંધો ન આવે. આપણે ત્યાંના કોઈ પ્રકાશકને આવો ધક્કો વાગે તો પ્રકાશન પડી ભાંગે !

પશ્ચિમના દેશોમાં પ્રકાશકોનો અભિગમ 'પ્રોફેશનલ' છે સાહિત્યના ખાસ્સા જાણકાર હોય તેવા 'એજન્ટ' કે 'એડિટર' તેઓ રાખે છે. નવી હસ્તપ્રત આવે તે આવા 'એડિટર' વાંચી જાય છે તે છાપવા કે ન છાપવા અંગે તેઓ પ્રકાશકને સલાહ આપે છે. એ ઉપરાંત 'કૉપી-એડિટર' હોય છે પુસ્તકને સારી રીતે ઓપવાનું, ભાષા સુધારવાનુ, પુસ્તકને સુશ્લિષ્ટ બનાવવાનું વગેરે કામ તેઓ કરે છે પુસ્તકની વાચનક્ષમતા અને વેચાણક્ષમતા આથી વધે છે

પશ્ચિમના પ્રકાશનવિશ્વમાં 'એડિટર'નું આગવું મહત્ત્વ છે આપણે ત્યાંના લેખકો અને પ્રકાશકો એનો બહુ મહિમા ગાય છે, પણ વાસ્તવમાં આપણા લેખકો તેમના લખાણમાં કોઈનાં સલાહ-સૂચન સ્વીકારે કે કેમ તે એક પ્રશ્ન છે. વ્યવસ્થિત અને એકીસાથે હસ્તપ્રત આપનારા લેખકો પણ ઓછા છે. ઊંચી કોટિના વિદ્વાન લેખકો સુદ્ધાં તેમનાં લખાણો ફરી જોઈ પણ નથી જતા. એ જુએ તોય કેટલીક ભૂલો, વાક્યરચનાઓ વગેરે સુધરી શકે છાપાંમાં છપાયેલા લેખો વાંચ્યા વગર, સમસામયિકતા તપાસ્યા વગર લખાણો જેમનાં તેમ ફરી પુસ્તકરૂપે છપાય છે પ્રકાશકો પણ 'એડિટર' જેવી વ્યવસ્થા અપનાવવાનું પસંદ કરે કે કેમ તે વિશે શંકા છે તેમને માટે તે મોંઘું અને મુશ્કેલ પડે અવિકસિત કે અર્ધવિકસિત દેશોની કેટલીક મર્યાદાઓ રહેવાની.

'એડિટરો' એ કાંઈ દેવના દીકરા નથી. તેમનામાં પણ માનવસહજ નબળાઈઓ, પ્રમાદ અને પ્રતિષ્ઠાને જોરે હાંક્યે રાખવાનું વલણ જોવા મળે છે. 'એડિટરો'ને ઉઘાડા પાડવા બહોળો ફેલાવો ધરાવતા બ્રિટનના 'સન્ડે ટાઇમ્સે' તાજેતરમાં એક અજબ નુસખો કર્યો. નોબેલ પારિતોષિક વિજેતા વી.એસ. નાયપોલની પ્રસિદ્ધ થઈ ચૂકેલી નૉવેલ 'ઇન એ ફ્રી સ્ટેટ' નવા લેખકની હસ્તપ્રતરૂપે પ્રકાશકો અને એજન્ટોને મોકલી. નાયપોલ કદાચ ભારેખમ પડે એટલે ઈ.એન. હેમિલ્ટનની પ્રગટ થઈ ચૂકેલી નવલકથા 'હોટેલ' પણ હસ્તપ્રતરૂપે મોકલી. બંને નવલકથાઓ 'બુકર પ્રાઇઝ' મેળવી ચૂકેલી વિખ્યાત નવલકથાઓ છે બધા જ એજન્ટો અને એડિટરોએ હસ્તપ્રતોને છાપવા માટે અયોગ્ય હોવાનો અભિપ્રાય આપી 'સાભાર પરત' કરવા સલાહ આપી! પુસ્તકોને 'બુકર પ્રાઇઝ' મળ્યાં હતાં એ વાત બાજુએ મૂકીએ. ગુણવત્તા વિશે અભિપ્રાયભેદ હોઈ શકે, બુકર પ્રાઇઝ મેળવેલાં એ પુસ્તકો એજન્ટોએ કે એડિટરોએ વાંચ્યાં ન હોય તે પણ સ્વીકારી લઈએ. કોઈ બધાં જ પુસ્તકો વાંચી ન શકે, પણ આ 'વિદ્વાન' એજન્ટો અને 'એડિટરો'ને આ નવલકથાઓ શાને વિશે છે, તેની કથાનો આછો અમથો પરિચય પણ ન હોય તે કેવું?

પ્રકાશનનો વ્યવસાય કે ધંધો એ સેવા નથી, વેપાર છે. અલબત્ત, એ વેપાર પ્રામાણિકતાથી થવો જોઈએ. પ્રત્યેક વેપારમાં સમાજ પ્રત્યે કંઈક ઉત્તરદાયિત્વ પણ રહેલું જ હોય છે. પુસ્તકપ્રકાશનમાં એ સવિશેષ હોવું જોઈએ. અવિકસિત કે અર્ધવિકસિત સમાજની કેટલીક મર્યાદાઓ નડતી હોય છે એ કબૂલ, પણ પ્રકાશનની 'કૉમર્શિયલ' પ્રવૃત્તિ, 'પ્રોફેશનલ' પદ્ધતિએ થવી જોઈએ એવી અપેક્ષા રહે છે.

■

# આંતરરાષ્ટ્રીય ઘડતરનો અનુભવ

ફાધર વર્ગીસ પૉલ

સમગ્ર અખબાર જગતમાં પત્રકારોની સૌથી મોટી સંસ્થા છે. આંતરરાષ્ટ્રીય કૅથલિક અખબાર પરિષદ (યુનિયન કૅથલિક ઈન્ટરનેશનલે દે લા પ્રેસ - યુ.સી.આઈ.પી. - ટૂંકમાં 'યુસીપ'), જૂન ૨૦૦૭માં ૮૦ વર્ષ જૂની 'યુસીપ'નું શેરબ્રૂક ખાતે કેનેડામાં પ્રથમવાર વિશ્વસંમેલન યોજવામાં આવ્યું. દર ત્રણ વર્ષે યોજાતું વિશ્વસંમેલન છેલ્લી વાર એશિયા ખંડના બેંગકોક ખાતે થાઈલેન્ડમાં સપ્ટેમ્બર ૨૦૦૪માં મળ્યું હતું.

એક સૌંદર્યધામ કહી શકાય એવા ક્યુબેક પ્રાન્તમાં નાનામોટાં પર્વતો, તળાવો, જંગલો, નદીઓ અને ચારેય બાજુ ફેલાયેલી લીલોતરી વચ્ચે ૧૬૪ વર્ષ જૂની બિશપ્સ યુનિવર્સિટીમાં વિશ્વસંમેલન યોજવામાં આવ્યું હતું.

વિશ્વસંમેલનનો મુખ્ય વિષય હતો - "માધ્યમ અને ધર્મઃ પડકાર કે તક - આજના ધાર્મિક અનુભવો અને સામાજિક સભાનતા પર આધુનિક માધ્યમોની અસર." છેલ્લાં બે વર્ષથી કેનેડિયન એસોસિએશન ઑફ કૅથલિક પીરિયોડિકલ્સ (સી.એ.સી.પી.)ના નેજા હેઠળ સ્થાનિક વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ ગેથાને લારોસ અને સંયોજક ઈસુસંઘી ફાધર પીયેર બેલાજેરે વિશ્વસંમેલનની સારી તૈયારી અને વ્યવસ્થા કરી હતી. એમાં શેરબ્રૂક યુનિવર્સિટીના ફિલોસોફી, એથિક્સ અને થિયોલોજી ફેકલ્ટીના બે પ્રાધ્યાપકો માર્ટિન પેલ્લેથિયર અને પાટ્રિક સ્નિડેએ વિશ્વસંમેલનના વિષયને વિકસાવવામાં પોતાનો ખાસ ફાળો આપ્યો.

આઠ દિવસના વિશ્વસંમેલન દરમિયાન શેરબ્રૂક યુનિવર્સિટીના ત્રણ પ્રાધ્યાપકો સાથે દેશવિદેશના દસ વક્તાઓએ દુનિયાભરનાં માધ્યમોની સાંપ્રત પરિસ્થિતિનો સારો ખ્યાલ આપ્યો. એમાં સંદેશ વિનિમયનાં માધ્યમો પર ધર્મોના તથા ધર્મ પર માધ્યમોના પ્રભાવ પર વિશેષ પ્રકાશ પાડવામાં આવ્યો હતો.

યુસીપના પ્રમુખ ડૉ. ઈસ્માર દ. ઓલિવેરા સ્વોરસે પોતાના ઉદ્‌ઘાટન પ્રવચનમાં કહ્યું કે બિશપ્સ યુનિવર્સિટી પોતાના વર્ગોમાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની સંખ્યા ખૂબ નાની રાખે છે. એ રીતે પ્રાધ્યાપકો અને વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ વચ્ચે વૈયક્તિક સંપર્ક રહે છે. વળી બિશપ્સ યુનિવર્સિટી સેમિનાર-શિબિરો પર પણ ભાર મૂકે છે. એ જ રીતે વિશ્વસંમેલન પણ પત્રકારો વચ્ચે વૈયક્તિક અનુભવોની અદલાબદલીનો મોકો પૂરો પાડવાની તકો શોધે છે. એમાં વિશ્વસંમેલનમાં ભાગ લેનાર પત્રકારો એકબીજાને ઓળખવાનો અને મિત્રતા બાંધવાનો તેમજ અરસપરસ સાથસહકાર વધારવાનો પ્રયાસ કરે છે.

વિશ્વસંમેલનના વિષયનો ઉલ્લેખ કરતાં પ્રા. ડૉ. ઈસ્માર સ્વોરેસે કહ્યું કે માધ્યમો રોજેરોજ વિવિધ ધર્મોની સાંપ્રત પરિસ્થિતિ પર સમાચારો અને અન્ય લખાણો દ્વારા ચર્ચાવિચારણા કર્યા કરે છે. એટલે વિશ્વસંમેલન દરમિયાન ત્રણ બાબતોને કેન્દ્રમાં રાખવામાં આવે છે. એક, સંદેશ વિનિમયનાં માધ્યમો અને સાંપ્રત ધાર્મિક પરિસ્થિતિનું સર્જન; બે, નૈતિક સદાચાર અને માધ્યમો; અને ત્રણ, ધાર્મિક પત્રકારત્વ અને સામાજિક સભાનતાનું જતન.

વધુમાં માધ્યમો અને ધર્મોનાં પડકાર તથા તક અંગે સમજાવતાં સ્વોરસે કહ્યું કે "આપણે માધ્યમો વિશે અને એની અસરો વિશે બધું જ જાણીએ છીએ એવી માન્યતા જ આપણા માટે ખતરો છે. એ જ રીતે કોઈ ગેરસમજ અને પૂર્વગ્રહ વિના વિશ્વસંમેલનમાં માધ્યમોના નિષ્ણાતો સાથે સ્વતંત્રપણે આચારવિચારોની અદલાબદલી કરવાની તેમજ કોઈ પણ વાડાબંધી રાખ્યા વિના ધર્મોની સરહદો ઓળંગીને બધા સાથે ઉષ્માભરી રીતે સંવાદ રચવાની આપણને તક મળે છે."

બધા વાર્તાલાપોમાં અને સૌથી વધારે આકર્ષનાર પ્રવચન સાઉથ આફ્રિકાના ત્રિમાસિક 'ત્રે ફોઈલ'નાં તંત્રી શ્રીમતી એલ્સ શ્રીવન્સનું હતું. તેમણે પોતાના વિદ્વત્તાપૂર્ણ પ્રવચનમાં કહ્યું કે, "ધાર્મિક પત્રકારત્વ કેવળ દુનિયાના બધા ધર્મોના બનાવો, ખ્યાલો અને વિચારો વિશે જ મર્યાદિત નહિ, પણ ધાર્મિક પત્રકારત્વનો હેતુ વ્યક્તિ અને સમાજનો વિકાસ છે કે જેમાં જીવન અને શ્રધ્ધાની સુસંગતતા છે અને એમાં વ્યક્તિની માનવ-ગરિમાનું સમર્થન તથા બધા લોકોની ભલાઈ છે. વળી, ધાર્મિક પત્રકારત્વ ન્યાય માટે પ્રતિબદ્ધ છે. તેમણે વધુમાં કહ્યું કે પોતાના આ વિચારને દૂરદર્શી દ્રષ્ટા સિયેન્નાના સંત કૅથરીને ખૂબ ટૂંકમાં કહ્યો છે કે, આપણે પ્રેમના બે પગે - ભગવાન પરના પ્રેમ અને પડોશી પરના પ્રેમના બે પગે - ચાલવાનું છે."

ચાલીસેક મિનિટના પ્રવચન દરમિયાન શ્રીમતી શ્રીવન્સે કેનેડાના બરનાર્ડ લોનરગન (૧૯૦૪-૮૦) અને જર્મનીના કાર્લ રાનર (૧૯૦૪-૮૪) જેવા વિશ્વસ્તરના ફિલસૂફો અને ઈશ્વરવિદ્યાના પ્રખર પંડિતોને ટાંકીને પોતાના વિચારોનું સમર્થન કર્યું હતું. તેમણે કહ્યું કે, "આપણા વાચકો કઈ કઈ વૈચારિક પરિસ્થિતિમાંથી પસાર થાય છે એ ખૂબ મહત્ત્વની બાબત છે. એટલે આપણું લક્ષ્ય લોકોમાં સામાજિક સભાનતા લાવવાનું તથા વિવેચનાત્મક વિચારને વિકસાવવાનું હોય છે. વિવેચનાત્મક વિચારમાં પોતાનો સ્પષ્ટ મત હોવાની અને એ મતને સક્ષમ રીતે બચાવવાની ક્ષમતાની વાત હોય; એટલું જ નહિ, પણ બીજાના મતને સમજવાની ક્ષમતાની પણ વાત હોય. એટલે લોકોને સારું લાગે એવાં લખાણો જ આપણે લખીએ એ પૂરતું નથી."

બીજા એક મુખ્ય વક્તા ન્યુ બ્રુનસવિક ખાતેના સેન્ટ થોમસ યુનિવર્સિટીના પ્રેસિડેન્ટ શ્રી માઈકલ હિગિન્સે 'ટાબ્લેટ'ના માજી તંત્રી જોન વિલકિન્સનું અવતરણ ટાંકતાં કહ્યું કે, "આપણે કોઈ પણ ધર્મ સાથે સંકળાયેલા હોઈ આપણે ધાર્મિક કે બિનસાંપ્રદાયિક માધ્યમોમાં કામ કરીએ છીએ ત્યારે આપણા કામમાં ઓછામાં ઓછું સત્યનો પડઘો તો પડે જ, એ માટે આપણાથી થાય તે બધું કરવું જોઈએ. કારણ, સત્ય વિના દુનિયા નાશ પામે છે."

વિશ્વસંમેલનના સભાખંડમાં ફ્રેન્ચ, અંગ્રેજી અને સ્પેનિશ જેવી ભાષાઓમાં અને સભાજનો પોતાની પસંદગીની ભાષામાં પ્રવચન સાંભળી શકે એ રીતે સીધા અનુવાદની વ્યવસ્થા હતી. વળી, સભાખંડમાં વક્તા સાથેની પ્રશ્નોત્તરી અને ચર્ચા પછી ભાષાવાર નાની નાની ટુકડીમાં વક્તવ્યો અને વધુ ચર્ચાવિચારણા કરવાની વ્યવસ્થા પણ ઉપલબ્ધ હતી. એમાં દરેક પત્રકાર સક્રિય ભાગ લઈને વક્તવ્યના ઊંડાણમાં ઊતરવા સાથે પોતાની સંપ્રત પરિસ્થિતિમાં એને મૂલવી શકતા હતા.

વળી, વિશ્વસંમેલન દરમિયાન યુસીપ જુદા જુદા પ્રાન્તો અને ફેડરેશનમાં વહેંચાયેલા હોઈ પ્રાન્તો અને ફેડરેશનોની પણ અલગ અલગ બેઠકો યોજવામાં આવી હતી. આ રીતે પત્રકારો માટે એકબીજાને સારી રીતે ઓળખવાનો, અનુભવો તથા જ્ઞાનની આપલે કરવાનો અને મિત્રતા બાંધવાનો બધાને માટે સારો મોકો હતો. સભાખંડ બહાર ચા-નાસ્તો કે ઠંડા પીણાની વ્યવસ્થા તથા બધાને સાથે જમવાની વ્યવસ્થામાં પણ એકબીજાને મળવા અને બધા સાથે વિચારવિનિમય કરવાની સારી તક હતી.

એ જ રીતે રોજ વર્ષો જૂના પૌરાણિક દેવળ સંત માર્કમાં અર્પણ કરાયેલી સામૂહિક પરમપૂજા અને છેલ્લા દિવસનું પર્યટન પણ વિશ્વસંમેલનના પ્રતિનિધિઓને બંધુત્વ અને ભાઈચારાના સંબંધમાં એકબીજાની વધુ નજીક લાવવામાં મદદરૂપ થયાં હતાં.

પર્યટન માટે સભ્યો ક્યુબેક સિટી કે ઈસ્ટેન ટાઉનશિપ્સ, પસંદ કરી શકતા હતા. મોટા ભાગના લોકોએ કેનેડાના ૪૦૦ વર્ષ જૂના પૌરાણિક નગર ક્યુબેકનું પર્યટન પસંદ કર્યું. યુસીપની એક કારોબારી મિટિંગ માટે હું ક્યુબેક શહેરમાં જૂન ૨૦૦૩માં ગયો હતો. વળી શહેર કરતાં પ્રકૃતિની ગોદમાં ફરવામાં મને વધારે રસ હોવાથી હું મારા મિત્ર સાયમન પરમાર સાથે બીજા પર્યટનમાં ફક્ત અન્ય ચાર સભ્યો તથા અમારા ગાઈડ ગેથાને લારોઝ સાથે જોડાયો.

સાત સભ્યોની અમારી નાનકડી ટુકડીએ અમારા ગાઈડ તથા આગેવાન ગેથાને લારોસની સાથે એક મિની-બસમાં પ્રવાસનો આરંભ કર્યો. અમારી બસ સીધી જ પહોંચી શેરબ્રૂક શહેરમાં, જ્યાં અમારે બોવેન સ્ટ્રીટ સાઉથ ખાતે બે વિશાળ ભીંતચિત્રો નિહાળવાનાં હતાં. 'પૂર્વમાં એક સમયે' (૬૮' x ૩૯') અને 'પૂર્વમાં પ્રગતિ' (૭૬' x ૨૮') નામે જાણીતાં એ બે ભીંતચિત્રો અત્યંત નયનરમ્ય હતાં. શહેરની ઈમારતના બાહ્ય ભાગ ઉપર આલેખાયેલું નગરની ગલીમાં નીચે દુકાનો અને ઉપર વસાહતી મકાનો દર્શાવતું પ્રથમ ભીંતચિત્ર તો એટલું વાસ્તવિક અને આબેહૂબ હતું કે પહેલી નજરે તો તે મને પેઈન્ટીંગ લાગ્યું જ નહીં !

પછી અમે શેરબ્રૂક યુનિવર્સિટી સંકુલમાં વિહર્યા. ત્યાર બાદ અમે મેગોગ પ્રદેશમાં પ્રવેશ્યા. ત્યાં મેમ્ફ્રેમાગોગ નામના રળિયામણા સરોવર પાસે અત્યંત આકર્ષક રીતે બંધાયેલા 'સેન્ટ બેનેડીક્ટ એબી ઓન લેક'ની આશ્રમ જોઈ. અહીં બેનેડિક્ટન સન્યાસસંઘના મઠવાસીઓ ૧૯૧૨થી રહેતા આવ્યા છે. તેઓ ઈશ્વરની શોધને જીવનનું કેન્દ્ર બનાવીને જીવે છે.

એબટ (મઠાધિપતિ) એ અમને માહિતી આપતાં જણાવ્યું કે તેમનું જીવન પ્રાર્થના સાથે અભ્યાસ, શારીરિક શ્રમ તેમજ મઠની મુલાકાત લઈને પ્રાર્થના તથા રિટ્રીટ માટે આવતા લોકોને આધ્યાત્મિક માર્ગદર્શન પૂરું પાડવામાં વિતાવવામાં આવે છે.

મેમ્ફ્રેમાગોગ સરોવરને અડીને આવેલા એક

રેસ્ટોરન્ટમાં ભોજન લઈને અમે એક ખૂબ જાણીતા તીર્થકેન્દ્રમાં ઊપડ્યાં. 'લા સૅન્ચ્યુઆરી દે બોવ્વા' નામના માતા મરિયમના એ તીર્થધામમાં માતા મરિયમના નામે નાનું દેવળ છે. ત્યાં પહોંચવાનો માર્ગ લાંબો હતો. પણ જંગલો, સરોવરો, નદીઓ અને નાનીમોટી ટેકરીઓ વચ્ચેથી પસાર થતો રસ્તો મનમોહક જણાયો.

આ પ્રાચીન તીર્થધામના નાનકડા દેવળ પાસે એક વિશાળ નવું દેવળ પણ છે. એટલું જ નહીં, ખાસ કરીને તહેવારો-પર્વના દિવસોમાં આવતા અસંખ્ય યાત્રાળુઓની સવલત માટે પાસેના ખુલ્લા મેદાનમાં યજ્ઞવેદી તથા ખુલ્લામાં ગોઠવેલા બાંકડા-બેઠકો સાથેનું એક 'ખુલ્લું દેવળ' પણ છે.

આ તીર્થધામના ધર્મગુરુ ફાધર જીન-ક્લોડ ટ્રોટીઅરે, અમને ઉમળકાભેર આવકાર્યાં. તેઓ અમને આઠ સ્ટેશનોવાળા શુભસંદેશની યાત્રા (એવેન્જેલીકલ વૉક) પર બે કિલોમીટરના લાંબા અને ડુંગરાળ રસ્તે દોરી ગયા. ત્યાં અમને શુભસંદેશનાં ચિત્રોની માનવકદની કાંસ્યપ્રતિમાઓ નીરખવાનો લહાવો મળ્યો. એ બે કિલોમીટરના 'શાંતિમાર્ગ' પરનું અમારું ભ્રમણ 'મૅપલ' વૃક્ષોની ઘેરી વનરાજીના લીધે અમને ખરા અર્થમાં આહ્લાદક તથા આધ્યાત્મિક રીતે પોષક લાગ્યું. છેલ્લે માતા મરિયમના નાનકડા દેવળમાં અમે પરમપૂજા અર્પણ કરી. એટલામાં ફાધર જીન-ક્લોડે અમારે માટે સરસ મજાનાં ઠંડાં પીણાં ને નાસ્તાની વ્યવસ્થા કરીને ખૂબ ઉત્સાહથી અમારી સરભરા પણ કરી. આમ, આખો દિવસ સાથે ફરવા, જમવા તથા જોવાલાયક દ્રશ્યો, સ્થળો અને સંસ્થાઓની મુલાકાતથી અમારું પર્યટન હર્યુંભર્યું બની રહ્યું હતું.

છેલ્લે, હું કહી શકું છું કે વિશ્વસંમેલનના પ્રથમ દિવસે શેરબ્રૂકના મહાધર્માધ્યક્ષ આંદ્રે, ગોમોન્ડેએ અમને આપેલું આશીર્વચન સફળ થયેલું મને લાગ્યું. તેમણે પોતાના આશીર્વચનમાં કહ્યું કે, "ઘણાં પત્રકાર ભાઈઓ અને બહેનો માટે એકબીજાને મળવાનું તથા વ્યાવસાયિક અનુભવોની આપલે દ્વારા અરસપરસને સમૃધ્ધ બનાવવાનું તેમજ અંદરોઅંદર બંધુત્વ સંબંધ સર્જવાનું 'યુસીપ'ની વિવિધ પ્રવૃત્તિઓએ શક્ય બનાવ્યું છે." ■

## કવિ શ્રી રાજેન્દ્ર શુક્લની પત્રસંવેદના

શ્રી રાજેન્દ્ર શુક્લની પત્રસંવેદના 'મેઘધનુના ઢાળ પર' 'ગઝલ સંહિતા' દ્વિતીય મંડલમાં 'જત જણાવાનું તને કે' એ પંક્તિ આરંભ સાથે આવતાં ૧૧ કાવ્યોના ગુચ્છમાં કોળી, મ્હોરી છે.

આ કાવ્યોની રચના તારીખો જોતાં એ ૨૯ નવેમ્બર ૧૯૭૭, ૩ જાન્યુઆરી ૧૯૭૮થી ૨૪ જાન્યુઆરી ૧૯૭૮ અને ૬ ઑગસ્ટ ૧૯૭૮થી ૧૯ ઑગસ્ટ ૧૯૭૮ દરમ્યાન રચાયાં છે. એમને અને એમની કવિતાને જાણતા કાવ્યરસિકો એ વાત સુપેરે જાણે છે કે આ સૌ કાવ્યો નયનાબહેનને સંબોધીને પત્ર તરીકે લખાયાં હતાં.

પણ એમની પત્રસંવેદનાનો સૌ પ્રથમ ઉન્મેષ એથી ઘણો પૂર્વે, ૧૯૬૫ની આસપાસની એમની એક રચના 'અમારા પ્રવાસમાં'માં, આ પંક્તિઓમાં જોવા મળે છે :

ઝાકળ વિષે મળ્યો છે મને પત્ર એકદા<br>ઉકલે કદાચ તારા નયનના ઉજાસમાં

સહજ જિજ્ઞાસા થતાં કવિને પૂછ્યું તો જાણવા મળ્યું કે નયનાબહેન સાથેનો એમનો પ્રથમ પરિચય આ લખાયા પછી ઘણા ઘણા વર્ષે... અને પરિણયમાં પરિણમ્યો ૧૯૭૪માં. છતાં આ પંક્તિઓમાં નેત્રવાચક પદ જાણે કે નિયતિવાચક બનીને ભવિષ્યના અખંડ સહચારનું વાચક બની બેઠું છે !

એ પછી ૧૯૭૫માં એમની પાસેથી 'પત્રસંવેદના' નામે એક રચના પણ મળે છે.

આપણે એ બન્ને આ અંકમાં, નયનાબહેનના અંગ્રેજીમાં અનુસર્જન સાથે, જોઈશું.

જોઈશું પ્રેમના પ્રથમ સંવેદનની અસ્પષ્ટ ઝાકળલિપિ પછીથી એ નયનના ઉજાસમાં કેવી ઊઘડતી આવી છે...

(જુઓ આ અંકમાં પૃ. ૧૦૦ અને પૃ. ૧૦૩)

પ્ર.

# ગુજરાતી નવલકથા : મહત્ત્વનાં સ્થિત્યંતરો

ડૉ. ઉત્પલ રામચંદ્ર પટેલ

## ૨ : સુરેશ જોષીથી 'અરવલ્લી'

(ગતાંકથી ચાલુ)

સુરેશ જોષીનું આવવું એ ગુજરાતી સાહિત્યની ચોંકાવનારી ઘટના બની રહી. મોટા ગજાના આ સર્જકના સર્જનથી - વિવેચનથી સાહિત્યમાં ઘણી હલચલ મચી. આપણાં કેટલાંક સ્વરૂપોના સર્જનમાં જે પરંપરાગત વિભાવના ઢસડાતી ચાલી આવતી હતી તેની સામે વારંવાર પોતાના કડક, તીખા આક્રોશ વડે તેમણે નવા ઘાટ અને નવી દિશા ચીંધી બતાવ્યાં. સુરેશ જોષીએ નવલકથાલેખનનો પ્રારંભ કર્યો તે પૂર્વે સાહિત્યમાં આધુનિકતાનો સંચાર શરૂ થઈ ગયો હતો. એ ગાળામાં કથાશ્રિત નવલકથા - પરંપરાગત નવલકથા લખવાનું વલણ પણ જોરમાં હતું શુદ્ધ કળાના હિમાયતી આ મર્મજ્ઞે કેટલાક વિવેચનલેખો વડે નવલકથાના રૂપવિધાન પરત્વે તીવ્ર પ્રતિક્રિયાઓ આપીને આપણી બંધિયાર નવલકથાને મુક્ત કરવાના મૂળગામી પ્રયત્નો આદર્યા. તેમના વિવેચને ગુજરાતી સાહિત્ય પર જે પ્રત્યક્ષ પ્રભાવ પાડ્યો, એટલો જ પ્રબળ પ્રભાવ એમના સર્જનનો પણ રહ્યો છે. નવલકથામાં તેમણે નવોન્મેષી પરિણામોને લક્ષ્ય કરતી સક્રિય મથામણ કરી. સુરેશ જોષીની નવલકૃતિઓ, આમ તો, શુદ્ધ કલાવિભાવનાનો પરિપાક છે. 'છિન્નપત્ર' (૧૯૬૫) અને 'મરણોત્તર' (૧૯૭૩) એ બે નવલકથાઓ સર્જી તે પૂર્વે 'બીજી થોડીક' અને 'અપિ ચ' વાર્તાસંગ્રહોમાં સમાવિષ્ટ થયેલી અનુક્રમે 'વિદુલા' (૧૯૫૮) અને 'કથાચક્ર' (૧૯૬૪) જેવી રચનાઓને પાછળથી તેમણે નવલકથાઓ તરીકે ઓળખાવી હતી. આ ચારેય નવલકથાઓ પછી તો 'કથાચતુષ્ટય' (૧૯૮૪)માં એકસાથે પ્રસિદ્ધ પણ થઈ. એમણે પ્રયોગશીલતાની જિકર કરી નવલકથાને એક જુદા જ રૂપમાં મૂકી આપી.

સુરેશ જોષી સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં આમૂલ પરિવર્તનના હિમાયતી રહ્યા. તેમણે પ્રયોગશીલતા આણી તેનો મહિમા કર્યો. નવલકથાનો નાભિશ્વાસ પરખનાર સુરેશ જોષીએ ૧૯૬૫માં રચનાવિધાન અને અરૂઢ શૈલીની 'છિન્નપત્ર' નવલકથાને લખવા ધારેલી નવલકથાના મુસદ્દારૂપે પ્રગટ કરી. નવલકથાસ્વરૂપ અંગેના પોતાના જે આગ્રહો હતા તેના પ્રથમ નમૂના રૂપે આ પ્રતિનિધિ રચનાનું સર્જન કર્યું. 'છિન્નપત્ર'માં ઘટનાને ઝાઝું પ્રાધાન્ય નથી. પરંતુ કથાના કેન્દ્રસ્થ ચરિત્ર અજયની ચેતનાના આરોહ-અવરોહનો સૂક્ષ્મ આલેખ ઉપસાવવામાં આવ્યો છે. 'છિન્નપત્ર' વિષય અને આલેખનની રીતિએ પરંપરાગત નવલકથાથી ઘણી જુદી પડી જાય છે. પ્રણયની ઝંખનામાંથી પ્રગટતા વિષાદના રૂપને ઉજાગર કરતી આ સુંદર સુવાંગ સંવેદનસિક્ત ઊર્મિકથા છે.

'મરણોત્તર' એ સુરેશ જોષીની 'છિન્નપત્ર' પછીની એક પ્રગલ્લભ રચના છે. સર્જકે પ્રથમ પુરુષ એકવચનની કથનરીતિએ 'હું'ના આત્મકથનના સમગ્ર ખંડો રૂપે કૃતિનું ઘટન કર્યું છે. અહીં મરણ અને મૃણાલ વચ્ચે રહેંસાતા કથાનાયક 'હું'ની તનાવભરી વેદના-આતુરતાભરી પરિસ્થિતિનું નિર્માણ કર્યું છે. મરણથી મરણોત્તર સુધીની નાયકની સંવેદનયાત્રાને કલ્પનો, પ્રતીકો, પુરાકલ્પન અને ફેન્ટસીનાં તત્ત્વોથી મૂર્ત કરવામાં આવી છે. કૃતિનું કાવ્યગંધી ગદ્ય ચોતરફ છે. પ્રેમ, નારી અને મૃત્યુની સંકુલતાને સુરેશ જોષીએ પ્રગલ્લભતાથી વારે વારે તાગી છે, તારવી છે ને એમાંથી શુદ્ધ કલાકૃતિઓ નીપજી છે. 'છિન્નપત્ર' અને 'મરણોત્તર' જેવા કથાસર્જનના ઉત્કૃષ્ટ નમૂનાઓથી ગુજરાતી નવલકથાની રૂખ બદલાઈ

પરંપરા અને આધુનિકતાના સંધિકાળ દરમિયાન, સુરેશ જોષીની નવલકથા 'છિન્નપત્ર'ની પૂર્વે, ચંદ્રકાંત બક્ષીએ કેટલીક પ્રયોગશીલ નવલકથાઓ રચીને એક સભાન અને સશક્ત નવલકથાકારની પ્રબળ મુદ્રા અંકિત કરેલી. પરંપરા સાથેનું સંધાન અને આધુનિકતા પ્રતિનું પ્રસ્થાન તેમની નવલકથાઓમાં જોવા મળે છે. નિશ્ચિત ઢાંચામાં ઢળ્યે જતી ગુજરાતી નવલકથાને નવી તાજગી અને નવી ગતિ આપવાનું પ્રગટ કાર્ય તેમણે બજાવ્યું. ઘટનાનું આલેખન તેમનું ફાવટનું નિશાન રહ્યું. ઘટનાતત્ત્વના હ્રાસની બાબતને બાદ કરતાં સુરેશ જોષીએ પ્રબોધેલી વિચારણા થકી તેઓ નવલકથાની સંરચના

કરે છે. અસ્તિત્ત્વવાદી વિચારધારા, મહાનગરનાં વિવિધ વિલક્ષણ જીવનરૂપો, સ્ત્રી-પુરુષ સંબંધોનાં સ્થૂળ-સૂક્ષ્મ પરિમાણો એ બધું, નવલકથામાં પ્રચુર ઘટનાવેગ અને અરૂઢ ઉત્કટ ભાષા-અભિવ્યક્તિથી રસપ્રદ બનતું રહે છે. આધુનિક સંપ્રજ્ઞતાનો પહેલો આવિષ્કાર એમની નવલકથાઓમાં ઝિલાય છે. 'પડઘા ડૂબી ગયા' (૧૯૫૭), 'રોમા' (૧૯૫૯) અને 'એકલતાના કિનારા' (૧૯૫૯) જેવી એમની આરંભની નવલકથાઓમાં પરંપરાથી ઊફરા રહેવા સિવાય અન્ય કોઈ નોંધનીય ઉન્મેષ સિદ્ધ થતો નથી. એમની નવલકથાઓમાં અસ્તિત્ત્વવાદી વલણનો રણકો સંભળાય છે. જોકે અસ્તિત્ત્વવાદી વલણ તેમની નવલકથાઓમાં તારોતાર સંધાતું નથી. રચનારીતિની કાર્યસાધકતા અને ઊંડી કળાસૂઝ તો 'આકાર' (૧૯૬૩), 'એક અને એક' (૧૯૬૫), 'પૅરેલિસિસ' (૧૯૬૭) અને 'જાતકકથા' (૧૯૬૯)માં વિશેષ પ્રમાણમાં પ્રગટી છે.

ચંદ્રકાંત બક્ષીની ગદ્યશૈલી કોઈ પુરોગામી કે સમકાલીન સર્જકોના પ્રભાવને ન ઝીલતી એવી લાક્ષણિક અને વિલક્ષણ છે. ભાષા ખરબચડી અને અરૂઢ લાગે. હિન્દી, ઉર્દૂ, અંગ્રેજી શબ્દોના મિશ્રણ વડે ભાષાનું આગવું એવું બક્ષીશાઈ પોત રચાયું છે. 'આકાર' અને 'પૅરેલિસિસ' દ્વારા ચંદ્રકાંત બક્ષીએ ગુજરાતી નવલકથાક્ષેત્રે સ્થિત્યંતર કર્યું છે. નવલકથાના ઇતિહાસમાં ચંદ્રકાંત બક્ષીનું જે ઐતિહાસિક પ્રદાન રહ્યું છે તેની નોંધ લેવાતી રહેશે.

ચોથા-પાંચમા-છઠ્ઠા દાયકાના મોટા ભાગના નવલકથાકારોના અતિલેખનમાં ભાષા તો માત્ર પ્રસારનું માધ્યમ બનીને નિઃસત્ત્વના નિઃશ્વાસ ફૂંકતી હતી એવા સંજોગોમાં ભાષાને સમર્થ રીતે નવલકથામાં રૂપાયિત કરવાનો પ્રથમ સભાન પ્રયત્ન દિગીશ મહેતાએ 'આપણો ઘડીક સંગ' (૧૯૬૨)માં કર્યો. ભાષાકર્મ અને રચનારીતિમાં વરતાતા નાવીન્યને લઈને એ આપણી ભાષાની પહેલી પ્રયોગશીલ નવલકથા તરીકે જોવાઈ-ઓળખાઈ-પોંખાઈ. ચાર દાયકા જેટલા લાંબા સમય પછી લખેલી 'શત્રુઘ્નની પહેલી સફર' (૧૯૯૯) નામની વિશિષ્ટ સંરચનાવાળી બીજી નવલકથામાં તેમનો લાક્ષણિક રચનારીતિનો પ્રયોગ ઘણો ધ્યાનાકર્ષક છે.

શિવકુમાર જોશીનું સર્જન વિપુલતાવાળું રહ્યું છતાં તેમની સર્જકતા ઘણે અંશે ફિક્કી પડે છે. એમણે પચીસેક નવલકથાઓ રચી છે છતાં કોઈ કલાત્મક ઉન્મેષ સિદ્ધ થતો નથી. 'અનંગરાગ' (૧૯૫૮), 'આભ રુવે એની નવલખધારે' (૧૯૬૪) 'સોનલછાંય' (૧૯૬૭), 'વસંતનું એ વન' (૧૯૭૩) એ એમની ઉલ્લેખપાત્ર નવલકથાઓ ગણી શકાય. તો મોહમ્મદ માંકડે 'કાયર' (૧૯૫૮), 'ધુમ્મસ' (૧૯૬૫), 'અજાણ્યા બે જણ' (૧૯૬૮) અને 'વંચિતા' (૧૯૭૩) જેવી નોંધપાત્ર નવલકથાઓ આપ્યા પછી કોણ જાણે કેમ તેમનું સર્જકસ્તર અને કથાસ્તર શિથિલ થતું ગયું છે.

સુરેશ જોષી પછી ગુજરાતી નવલકથાને પ્રયોગાભિમુખ કરી નવચેતન આપનાર નોંધપાત્ર નવલકથાકારોમાં મધુ રાય, શ્રીકાંત શાહ, મુકુન્દ પરીખ, રાધેશ્યામ શર્મા, જ્યોતિષ જાની, કિશોર જાદવ, હરીન્દ્ર દવે, માય ડિયર જયુ, લાભશંકર ઠાકર મુખ્ય છે. આ સર્જકોએ પરંપરાગત સ્વરૂપની સામે એમની કેટલીક કૃતિઓ વડે ભારે પ્રયોગશીલતા દાખવી છે.

મધુ રાયનું નવલકથાસર્જન વિવિધ પ્રયોગોથી હંમેશાં તાજગીસભર રહ્યું છે. મધુ રાય આખેઆખા આધુનિક સર્જક છે. અભિગમ અને રચનારીતિની દષ્ટિએ એમની નવલકથાઓ ખાસ્સી જુદી પડી જાય છે. આધુનિક સંવેદનાનો સક્ષમ આવિષ્કાર તેમની કૃતિઓમાં છે. સુરેશ જોષી પછીના એક સમર્થ ગદ્યકાર તરીકે તેઓ ઊભરી આવ્યા. ગદ્યનું આગવું કામણ કરતી એમની નવલકથાઓ અત્યંત ઉલ્લેખનીય છે. મધુ રાયની નવલકથાઓનો મધુરવો ચહેરો 'ચહેરા' (૧૯૬૬)માં જોવા મળે છે. આધુનિકતાના ઘણા અંશો એમાં પ્રબળપણે પ્રગટ્યા છે. એમણે પોતાનાં જ નાટકો પર આધારિત સ્વરૂપાંતર પ્રકારની 'કામિની' (૧૯૭૦), 'સભા', (૧૯૭૨) અને ભૂમિ પર જ્યોતિષવિદ્યાને સહારે ઊભી થતી કેટલીક ગૂંચોને હળવી શૈલીએ રજૂ કરતી અસરકારક ઉપહાસકથા બની છે. 'કલ્પતરુ' (૧૯૮૭) એ કૉમ્પ્યૂટર કથા છે. નવલકથાનું હાર્દ વસ્તુમાં નહીં, પણ એની ટૅક્નિકમાં છે. મધુ રાયની નવલકથાઓમાં ટૅક્નિકના પ્રયોગો, સમયસંકલનનાનો વિશિષ્ટ વિનિયોગ, પ્રતીકોની યોગ્ય માવજત, આકર્ષક કથનરીતિ, ઘટનાપ્રધાનતા, ચબરાકિયા અને સ્ફૂર્તિલા સંવાદો, નાટ્યાત્મકતા અને અસ્તિત્ત્વવાદી મિજાજ ખાસ ધ્યાન ખેંચે છે.

શ્રીકાંત શાહે 'અસ્તિ' (૧૯૬૬) રૂપે કરેલો બળકટ

પ્રયોગ ઘણો ધ્યાનાકર્ષક છે. સર્જકે ઘટનાવિહીન કથયિતવ્યના દોરને નવલકથાના ઢાંચામાં ગૂંથવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે અભિવ્યક્તિમાં તાજગી અને સઘનતા આ કૃતિની વિશેષતા છે પરંતુ તેની સંકલના શિથિલ રહી જવા પામી છે. કૃતિના કલ્પનખંડો ઘણા આકર્ષક છે. નવલકથાની ભાષા-જોડણીમાં સર્વત્ર હ્રસ્વ 'ઉ' અને દીર્ઘ 'ઈ'ના સભાનતાપૂર્વકના પ્રયોગમાં કોઈ પરિમાણ પ્રાપ્ત થતું નથી.

મુકુન્દ પરીખની 'મહાભિનિષ્ક્રમણ' (૧૯૬૮)માં ઘટના જેવું કશું નથી. જે બિંદુથી કથારંભ થાય છે તે જ બિંદુ પર તેનો અંત છે. પીઠઝબકાર પ્રયુક્તિ વડે અમિતની મનોસૃષ્ટિ સક્ષમ રૂપમાં આલેખન પામી છે. કલાત્મક આરંભ, અદ્યતન પ્રયુક્તિ, મનોવૈજ્ઞાનિક અભિગમ, પ્રતીકાત્મક અને લયબદ્ધ ગદ્ય કૃતિનાં આગવાં લક્ષણો છે.

'ફેરો' (૧૯૬૯) એ રાધેશ્યામ શર્માની ચોરાસી પૃષ્ઠની એક સબળ પ્રયોગશીલ કૃતિ છે. સર્જકે આધુનિક માનવીની ગૂંગળામણની સ્થિતિને અસરકારક રીતે ઉપસાવી છે. વાર્તાકથકના પોઈન્ટ ઑવ્ વ્યૂની પસંદગી, ટ્રેઇનની ગતિ સાથે નાયકના ચિત્તની વિ-ગતિને આલેખતી પ્રયુક્તિ, કલ્પનો, સ્મૃતિસાહચર્યો, સ્વપ્નો અને પ્રતીકોના વિનિયોગ વડે એક સંકુલ અને સુબદ્ધ આકૃતિ નિર્માણ થઈ છે. 'ફેરો'ની જેમ જ 'સ્વપ્નતીર્થ' (૧૯૭૯)નું વસ્તુ પણ પાંખું-પાતળું છે. કથાનાયકના સ્વપ્ન અને જાગૃતિના અનુભવોની સહોપસ્થિતિ વડે સર્જકે જુદું જગત ખડું કર્યું છે સ્વપ્નમાં સ્વપ્નના પ્રયોજનની ટૅક્નિકનું સબળ આલેખન ધ્યાન ખેંચે એવું છે. જોકે 'ફેરો' જેટલી સુઘટતા અહીં દેખાતી નથી.

હરીન્દ્ર દવેની 'પળનાં પ્રતિબિંબ' (૧૯૬૬), લાભશંકર ઠાકરની 'કોણ?' (૧૯૬૯), જ્યોતિષ જાનીની 'ચાખડીએ ચઢી ચાલ્યા હસમુખલાલ' (૧૯૭૦), કિશોર જાદવની 'નિશાચક્ર' (૧૯૭૯) અને માય ડિયર જયુની 'મરણટીપ' (૧૯૭૯) જેવી નવલકથાઓ રચનારીતિ અને ભાષાકર્મના સબળ પ્રયોગો લેખે ધ્યાનપાત્ર છે.

સાતમા દાયકામાં કથાસર્જકો પોતાની કૃતિઓમાં અવનવા પ્રયોગો કરવામાં વ્યસ્ત હતા એવે સમયે રાવજી પટેલે નિજી સર્જકતાને બળે 'અશ્રુઘર' (૧૯૬૬) નવલકથા રચીને સક્ષમ નવલકથાકારોની હરોળમાં પોતાનું નામ અંકે કરી લીધું. 'અશ્રુઘર'માં પરંપરાગત પ્રેમ અને એની પડછેની વેદના, મૂળે તો, ભળેલાં છે. પણ નોખી–નરવી રચનારીતિ અને કલ્પનસંવેદ્યભરી ભાષાભિવ્યક્તિને કારણે એક વિલક્ષણ કૃતિ બની છે. કથાનાયક સત્યની સંવેદનાના અચેતન મનના સૂક્ષ્મ વ્યાપારોનું આલેખન રાવજી પટેલની સર્ગશક્તિનો બળવાન ઉન્મેષ છે. 'અશ્રુઘર' કરતાં 'ઝંઝા' (૧૯૬૭)માં રાવજી પટેલની નવલકથા પરત્વેની સૂઝ-સભાનતા વધુ દેખાય છે. જોકે આ નવલકથાનો પૂર્વાર્ધ જેટલો સુંદર નીપજ્યો છે એટલો જ ઉત્તરાર્ધ કથળ્યો છે. કૃતિનું કાવ્યાત્મક ગદ્ય ખરે લોભામણું બન્યું છે.

રઘુવીર ચૌધરી આપણા સશક્ત નવલકથાકાર છે. એમનું કથાસર્જન એકધારું ને માતબર રહ્યું છે. સમાજ અને જીવન તરફ સવિશેષ અભિમુખ રહીને પોતાની સર્જકપ્રતિભાને પુરબહારે ખીલવી છે. ગ્રામજીવન અને ગ્રામમાનસનાં સૂક્ષ્માતિસૂક્ષ્મ નિરીક્ષણો વડે એમની કથાઓ પુષ્ટ છે. 'અમૃતા' (૧૯૬૫), 'એકલવ્ય' (૧૯૬૭), 'તેડાગર' (૧૯૬૮), 'વેણુવત્સલા' (૧૯૭૨), 'ઉપરવાસ', 'અંતરવાસ', 'સહવાસ' (૧૯૭૫), 'લાગણી' (૧૯૭૬) 'શ્રાવણ રાતે' (૧૯૭૭) જેવી વસ્તુ અને રચનારીતિના વૈવિધ્યવાળી ઉત્કૃષ્ટ રચનાઓ એમની પાસેથી મળી છે. 'અમૃતા'માં એમની વિલક્ષણ સર્જકપ્રતિભાના ઉત્તમ અંશો પ્રગટ્યા છે. 'ઉપરવાસ' કથાત્રયીમાં રઘુવીર ચૌધરીએ વતનની માયાને અને વતન વિચ્છેદની વેદનાને કલાપૂર્ણ રીતે આલેખી છે. પ્રવાહી કથનરીતિ, પ્રતિભાનો પ્રબળ ઉન્મેષ, રસપ્રદ સંવાદો, રોચક ગદ્યશૈલી, નર્મ-મર્મનું ગુંફન, ચિંતનનું આછું-પાતળું લેપન, લોકભોગ્ય તત્ત્વ આદિ રઘુવીર ચૌધરીની નવલકથાનાં ગણનાપાત્ર લક્ષણો છે પાછોતરી નવલકથાઓમાં તેમની સર્જકતાનો તંગ દોર ઢીલો પડી ગયો છે તે ઘણી નિરાશા ઉપજાવે તેવી બીના છે.

ભગવતીકુમાર શર્મા નવલકથાના પરંપરાગત સ્વરૂપને પકડમાં લઈને ચાલતા હોવા છતાં એમનો સર્જકમિજાજ નવ્ય પરિણામો દાખવતો રહ્યો છે. 'આરતી અને અંગારા' (૧૯૫૭), 'મન નહીં માને' (૧૯૬૨), 'રિક્તા' (૧૯૬૮) જેવી આરંભની નવલકથાઓ એમની ઝાઝી નહીં વિકસેલી સર્જનશક્તિની દ્યોતક છે. એ પછીની 'વ્યક્તમધ્ય' (૧૯૭૦), 'સમયદ્વીપ' (૧૯૭૪), 'ઊર્ધ્વમૂલ' (૧૯૮૧) અને 'અસૂર્યલોક' (૧૯૮૭) જેવી નવલકથાઓમાં એમની સર્જકચેતનાનો સઘન સંસ્પર્શ અનુભવાય છે. 'સમયદ્વીપ'માં વર્તમાન અને ભૂતકાળના ટુકડાઓને એકબીજા સામે

Juxtapose કરીને, ચુસ્ત ધાર્મિક સંસ્કારો અને આધુનિક જીવનરીતિ વચ્ચે રહેંસાતા કથાનાયક નીલકંઠની દ્વિધા અને આંતરવેદનાને જગાવતું આલેખન ઘણું બળૂકું છે. 'ઊર્ધ્વમૂલ'માં સર્જકે કથાનું સંમાર્જન ભારે જહેમતપૂર્વક અને ચીવટથી કરેલું છે. પોતાના ગુજરી ગયેલા જીવનની અને પોતાની વર્તમાન દશાની કથાને નાયિકા ક્ષમાના આત્મવૃત્તાંતરૂપે રજૂ કરી છે. ક્ષમાના ભાવજગતને કેન્દ્રમાં રાખીને આધુનિક સમયની મૂળહીનતાની સંકુલ પરિસ્થિતિને ઉજાગર કરવાનો સર્જકનો પ્રભાવક પ્રયત્ન ઘણો પ્રશંસનીય છે. કલ્પનોથી ભગવતીકુમાર શર્માની કથનશૈલી સમૃદ્ધ બની છે. 'અસૂર્યલોક'માં એક બ્રાહ્મણ પરિવારની ચાર પેઢીની કુટુંબકથા આલેખાઈ છે. અંધ નાયકના સંબંધવિશ્વને બૃહદ ફલક પર વિસ્તારતી ઉચ્ચ કોટિની નવલકથા છે. નવલકથાના પૂર્વાર્ધમાં સર્જકની સર્ગશક્તિના જે ઉન્મેષો પ્રગટ્યા તે ઉત્તરાર્ધમાં જોવા મળતા નથી. એકંદરે તેઓ નવલકથાકાર તરીકેની પોતાની સમૃદ્ધ મુદ્રા ઉપસાવવામાં ઘણે અંશે સફળ રહ્યા છે.

ધીરુબહેન પટેલે નવલકથાનું ભારે સૂઝપૂર્વકનું સર્જકકર્મ આદર્યું ને નિભાવ્યું છે. વિશિષ્ટ વસ્તુ, પાત્ર અને પરિવેશ વડે તેઓ મનોવૈજ્ઞાનિક અભિગમથી માનવમનની સંકુલતાને તાગે છે. 'વડવાનલ', (૧૯૬૩) 'વાંસનો અંકુર' (૧૯૬૮) 'શીમળાનાં ફૂલ' (૧૯૭૬), 'એક ભલો માણસ' (૧૯૭૯), 'વાવંટોળ' (૧૯૭૯), 'આંધળી ગલી' (૧૯૮૩), 'આગંતુક' (૧૯૯૬) અને 'પેઇંગગેસ્ટ' (૧૯૯૮) જેવી રચનાઓમાં વસ્તુસંકલના, ચરિત્રનિર્માણ, રચનારીતિ, મનોગત વલણોની અભિવ્યક્તિ, કલ્પન-પ્રતીક – રૂપકોનો વિનિયોગ અને ભાષાકર્મના નવોન્મેષોને પ્રગટાવવાની મથામણ સ્પષ્ટ જોઈ શકાય છે. કેટલીક લેખિકાઓએ સંખ્યા અને સત્ત્વની દૃષ્ટિએ ધ્યાનપાત્ર એવી નવલકથાઓ આપી છે. સરોજ પાઠકે વ્યક્તિના આંતરગહ્વરને મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ ઉપસાવતી 'નાઇટમૅર' (૧૯૬૯) જેવી અત્યંત નોંધપાત્ર કૃતિ સર્જી છે. કુન્દનિકા કાપડિયાએ 'સાત પગલાં આકાશમાં' (૧૯૮૪), વર્ષા અડાલજાએ 'ગાંઠ છૂટ્યાની વેળા' (૧૯૮૦), 'ખરી પડેલો ટહુકો' (૧૯૮૩), ઇલા આરબ મહેતાએ 'અને મૃત્યુ' (૧૯૮૨), ઉષા શેઠે 'મૃત્યુ મરી ગયું' (૧૯૭૯) અને બિંદુ ભટ્ટે 'મીરાં યાજ્ઞિકની ડાયરી' (૧૯૯૨), 'અખેપાતર' (૧૯૯૯) જેવી ગણનાપાત્ર કૃતિઓ આપી છે.

ગઈ સદીના આઠમા દાયકામાં આધુનિકતાનો પ્રવાહ મંદ પડે છે. આકાર, રચનારીતિ અને ભાષાકીય પ્રયોગોમાં સર્જકો પ્રયત્નશીલ હોવા છતાં તેનું ભાવવિશ્વ ઘણું બદલાય છે. કેટલાક સક્ષમ નવલકથાકારો ઘટના, ચરિત્ર, વાતાવરણ અને વર્ણન જેવાં કથાતત્ત્વને ઉપકારક એવાં પરંપરાગત ઘટકતત્ત્વોનો પરિહાર કર્યા વિના સંવેદનની ઉત્કટ અભિવ્યક્તિને પોતાની નવલકથાઓમાં મહત્ત્વનું સ્થાન આપે છે. તાજગીભરી અભિવ્યક્તિની સાથોસાથ સમૃદ્ધ કલ્પનોના સંયોજનને વિશિષ્ટ રીતે સાંકળે છે. આવા જ કંઈ અંદાજથી, આધુનિકતાના કશાય અભિનિવેશ વિના, પરંપરાથી હઠીને લખનારા ત્રણ સમકાલીન કથાસર્જકો - રામચંદ્ર પટેલ, ધીરેન્દ્ર મહેતા અને વીનેશ અંતાણીની નવલકથાઓ તપાસવા જેવી છે. એમની કૃતિઓમાં ભરી ભરી સંવેદના છે. એનાં સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ ગતિ કરતાં રૂપોમાં જીવનના સમકાલીન સંદર્ભોને બદલાતા સમાજજીવનના પરિવેશો વચ્ચે એમની કથાઓનાં પાત્રો જીવે છે, ઝઝૂમે છે, સુખદુઃખ અનુભવે છે. ભાષા અને રચના પ્રત્યેની સભાનતા અહીં છે. અભિવ્યક્તિ પાછળ પ્રયુક્તિઓ અને આકલન હોવાથી સઘનતા - સંકુલતા પણ પમાય છે. એમની નવલકથાઓએ પ્રગટ થતાંની સાથે જ વાચકો અને અભ્યાસીઓનું ખાસ ધ્યાન ખેંચેલું.

રામચંદ્ર પટેલ પોતાની આગવી રીતે-ભાતે નવલકથાનું સર્જન કરતા રહ્યા છે. 'એક સોનેરી નદી' (૧૯૭૮), 'વરાળ' (૧૯૭૯), 'સ્વર્ગનો અગ્નિ' (૧૯૮૦), 'અમૃત-કુંભ' (૧૯૮૨), 'પૃથ્વીની એક બારી' (૧૯૮૫), 'ચિરયાત્રી' (૧૯૮૬), 'રાજગઢી' (૧૯૯૬), અંગારક' (૧૯૯૯) અને 'અરણ્યદ્વાર' (૨૦૦૬) જેવી નવલકથાઓમાં એમની સાતત્યપૂર્ણ કળાભિવ્યક્તિ સિદ્ધ થતી જોઈ શકાય છે. 'રાજગઢી'માં આત્મકથનાત્મક અંશોને ભેળવીને એક સક્ષમ કલાકૃતિનું નિર્માણ કર્યું છે. એમની મહત્ત્વાકાંક્ષી બૃહન્નવલકથા 'અરણ્યદ્વાર'માં વિલક્ષણ સર્જકતાના પ્રબળ ઉન્મેષો પ્રગટ્યા છે. પ્રાકૃતિક પરિવેશનું સક્ષમ આલેખન, આંતરસંવેદનોની બારીક અભિવ્યક્તિ, અનૂઠાં-સબળ કલ્પનો, સૂક્ષ્મ નિરીક્ષણશક્તિએ ચેતોહર ગદ્ય એમની નવલકથાના વિશેષો છે. એમનામાંના નવલકથાકારે એમનામાં બેઠેલા કવિ સાથે નાતો અકબંધ રાખીને ભાષા સાથે જે કામ લીધું છે તે વિરલ છે.

ધીરેન્દ્ર મહેતાએ સાંપ્રત મનઃસંચલનોને તાકતી પાત્રપ્રધાન નવલકથાઓ રચી છે. 'વલય' (૧૯૭૧), 'ચિહ્ન' (૧૯૭૮), 'દિશાંતર' (૧૯૮૩), 'અદશ્ય' (૧૯૮૦), 'આપણે લોકો' (૧૯૮૭), 'કાવેરી અને દર્પણલોક' (૧૯૮૮), 'છાવણી' (૨૦૦૬) જેવી નવલકથાઓ વ્યક્તિના મનોવિશ્વને કળાની ભૂમિકાએ રૂપાયિત કરતી મર્મસ્પર્શી નવલકથાઓ તેમણે સર્જી છે.

સમકાલીન નવલકથાકારોમાં વીનેશ અંતાણીએ પોતાની સબળ અદા ઉપસાવી છે સંવેદના, કલાત્મકતા અને રચનારીતિની બાબતમાં એમની નવલકથાઓએ આગવી ઓળખ ઊભી કરી છે. 'પલાશવન' (૧૯૭૯), 'પ્રિયજન' (૧૯૮૦), 'આસોપાલવ' (૧૯૮૦), 'બીજું કોઈ નથી' (૧૯૮૩), 'સૂરજની પાર દરિયો' (૧૯૮૪), 'જીવણલાલ-કથામાળા' (૧૯૮૬), 'કાફલો' (૧૯૮૬), 'ધૂંધભરી ખીણ' (૧૯૯૬) જેવી ઉલ્લેખનીય નવલકથાઓ આપી છે. અભિવ્યક્તિની સૂક્ષ્મતા સાથે સમૃદ્ધ કલ્પનોનું સંયોજન એમની નવલકથાઓને હૃદ્ય બનાવે છે

નવલકથાની પરંપરાને સમૃદ્ધ કરવામાં કેટલાક સર્જકોનો ફાળો ઉલ્લેખનીય રહ્યો છે. એમની કેટલીક કૃતિઓ વડે ગુજરાતી નવલકથાનો પ્રદેશ રળિયાત બન્યો છે. વસ્તુની બાબતમાં નવતા, સહજ સંકલના, સંવેદનની યોગ્ય માવજત અને ગદ્યની તાજગી વડે સર્જકો નાવીન્યસભર નવલકથાઓ સર્જતા રહ્યા છે. જયંત ગાડીત ('આવૃત્ત' ૧૯૬૯, 'ચાસપક્ષી અને કર્ણ' ૧૯૭૯, 'બદલાતી ક્ષિતિજ' ૧૯૮૬), મફત ઓઝા ('ઘૂઘવતા સાગરનાં મૌન' ૧૯૭૩, 'જાતર' ૧૯૮૭) દિલીપ રાણપુરા ('આંસુભીનો ઉજાસ' ૧૯૮૪, 'મીરાંની રહી મહેક' ૧૯૮૫), જોસેફ મેકવાન ('આંગળિયાત' ૧૯૮૬), મણિલાલ પટેલ ('કિલ્લો' ૧૯૮૬, 'અંધારું' ૧૯૯૦, 'લલિતા' ૧૯૯૫, 'અંજળ' ૨૦૦૫), કિશોરસિંહ સોલંકી ('રઝળતા દિવસો' ૧૯૭૭, 'મશારી' ૧૯૮૬, 'અરવલ્લી' ૨૦૦૭), કાનજી પટેલ ('કોતરની ધાર પર' ૧૯૮૨, 'ડહેલું' ૧૯૮૯), યોગેશ જોષી ('સમૂડી' ૧૯૮૪, 'જીવતર' ૧૯૮૭, 'વાસ્તુ' ૨૦૦૧), સુમન શાહ ('ખડકી' ૧૯૮૭, 'બાજબાજી' ૧૯૮૯), શિરીષ પંચાલ ('વૈદેહી એટલે વૈદેહી' ૧૯૮૭) અશોકપુરી ગોસ્વામી ('મૂળ' ૧૯૯૦, 'કૂવો' ૧૯૯૪, 'નીંભાડો' ૧૯૯૫), દલપત ચૌહાણ ('મલક' ૧૯૯૧), ધ્રુવ ભટ્ટ ('સમુદ્રાન્તિકે' ૧૯૯૩, 'તત્વમસિ' ૧૯૯૮, 'કર્ણલોક' ૨૦૦૫) અને પ્રાગજીભાઈ ભામ્ભી ('દિવાળીના દિવસો' ૨૦૦૨) જેવા આ સર્જકોનો નવલકથાની અભિવ્યક્તિક્ષમતાને સિદ્ધ કરવાનો સબળ ઉપક્રમ સવિશેષ પ્રભાવક બન્યો છે.

નંદશંકર મહેતાની 'કરણઘેલો' (૧૮૬૬)થી લઈને તાજેતરમાં પ્રાપ્ત થતી કિશોરસિંહ સોલંકીની 'અરવલ્લી' (૨૦૦૭) સુધીમાં ગુજરાતી નવલકથાએ નવાં ને આગવાં એવાં ઘણાંક સ્થિત્યંતરો પ્રાપ્ત કરી લીધાં છે, વિષયને અનુરૂપ ભાષાકર્મ, સમયસંવિધાન, ચરિત્રવિભાવન, કથનકેન્દ્ર અને રચનારીતિ પરત્વેની સભાનતા સાથે નવલકથાએ આજે ધારી કલાત્મકતા સિદ્ધ કરી છે.

■

---

ઝાકળ વિશે મળ્યો છે મને પત્ર એકદા
ઉકેલ કદાચ તારા નયનના ઉજાસમાં

●

રાજેન્દ્ર શુક્લ

I chanced upon a note writ in the script of dew drops long ago,
Perchance to be deciphered only in the light of thy eyes

●

Translated by Nayana Jani

# ઈશ્વરચંદ્રની બે લોકપ્રિય નવલકથાઓ

પ્રબોધ ર. જોશી

આજકાલ લોકપ્રિય - popular - કહી શકાય તેવી નવલકથાઓ બહુ ચર્ચાતી નથી. ક્યારેક છાપાંમાં કે એવાં માધ્યમોમાં ટૂંકા ઉલ્લેખો આવી જાય પણ વિવેચકોમાં એ વિષે લખવું 'ફેશનેબલ' નથી લેખાતું. વિવેચનનાં રસરુચિનું 'એપેટાઈટ' કદાચ જુદું હોય ! પણ એ ય હકીકત છે કે આપણો સમાજ આજે ય શરદચંદ્ર વાંચે છે અને એવો સાત્વિક કથારસ ન મળતાં એની અવેજીમાં ટીવીના પરદા પર સાસુ-વહુના જુગુપ્સાજનક કલહો જોતો રહે છે...

'સ્નેહરાગ' (ફેબ્રુઆરી, ૨૦૦૬, ઑગસ્ટ, ૨૦૦૬) (લેખક શ્રી ઈશ્વરચંદ્ર પટેલ)ની બે આવૃત્તિ થઈ ગઈ છે. એમની બીજી નવલકથા 'સચિ' (જાન્યુઆરી, ૨૦૦૭) પણ ઠીક ઠીક જાણીતી થઈ. આ બન્ને નવલકથાઓ 'ધી નેશનલ એસોસીએશન ફોર ધ બ્લાઈન્ડ' દ્વારા એમના 'ટોકિંગ બુક પ્રોજેક્ટ ફોર ધ બ્લાઈન્ડ' માટે પસંદ થઈ. અંધજનો સારું સાહિત્ય શ્રવણ દ્વારા પામી શકે એ માટે એસોસિએશન કેટલાંક ઉત્તમ પુસ્તકોનું રેકર્ડીંગ કરાવે છે.

એક સાંજે ઈશ્વરચંદ્ર(ભાઈ)નો ફોન આવ્યો - આ 'ભાઈ' શબ્દથી જોડાવાનું એમને બહુ ગમતું ન લાગ્યું ! - વળતો ફોન કર્યો સવા-નવ, સાડા-નવના અરસામાં તો એ ઊંઘી ગયેલા. પછી રૂ-બરૂ, એમની નવલકથાઓ વિષેની એમની વાત સાંભળવાનું થયું. ખૂબ ઓતપ્રોત. નવલકથાનાં પાત્રો વિષે એમણે પોતાનાં કુટુંબીજનો વિષે કરે તેવી વાતો કરી. આ નવલકથાઓ એ લઈ આવ્યા હતા. લોકપ્રિય નવલકથાનાં મુખપૃષ્ઠ પણ એવાં જ પોપ્યૂલર લાગે એવાં ! વચ્ચે એક 'હીરો' અને આસપાસ જૂના જમાનાના જેવી જણાતી બે 'હિરોઈનો' એમાંની એક મોડ(ર્ન) લાગે. બન્ને નવલકથાનાં મુખપૃષ્ઠ સરખા જેવાં જ લાગે. કહે, ત્રીજી નવલકથા 'પ્રણયમુગ્ધા' લખાઈ રહી છે. એનું મુખપૃષ્ઠ પણ એમની પાસે તૈયાર હતું. એ ય એવું જ. ચિત્ર જોઈ કથાવસ્તુની કલ્પના મનોમન થઈ જાય. એક વાત ઉપર તરત ધ્યાન ગયું. આ ત્રણે નવલકથાનાં મુખપૃષ્ઠ ઉપર 'હીરો' જેવા દેખાતા એ નાયકનું ચિત્ર એકસમાન હતું. મેં પૂછ્યું તો થોડીવાર વિચારમાં પડી ગયા અને પછી એકાદ-મિનિટના લાંબા મૌન પછી કહે કે 'એ હું જ છું' હું એમની સામે જોઈ રહ્યો પછી સ્હેજ શરમાઈને કહે 'એ મારો યુવાનવયનો ફોટોગ્રાફ છે.' હું એ વયોવૃધ્ધ ભાઈ સામે જોઈ રહ્યો અને નવલકથા વિષે વાત કરતાં એ એવા ઓતપ્રોત, લાગણીશીલ કેમ થઈ જતા એ હવે સમજવા લાગ્યો.



'સ્નેહરાગ' એમણે ૨૦૦૨માં લખવાનું શરૂ કર્યું હતું. મુખ્યત્વે ઉત્તરપ્રદેશની પશ્ચાદભૂમાં કથા આકાર લે છે. કટોકટીકાળનો ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય પણ એમાં એમણે વણ્યો છે. મુખ્ય પાત્રો ત્રણ છે. ડૉક્ટર નીરવ અને તેની પત્ની માધવી વડોદરાનાં વતની છે. ઋષિકેશના હૃદયાનંદ આશ્રમમાં તેઓ સ્થાયી થાય છે. નીરવ આશ્રમની હૉસ્પિટલમાં મુખ્ય ડૉક્ટર છે. મૂળ જૂનાગઢની વતની પણ હૃદયાનંદ મહર્ષિની છાયામાં રહીને ધર્મનો અભ્યાસ કરતી સન્યાસિની એષા છે. માધવી સાથે તેનું સખીપણું થાય છે. અહીં પરંપરાગત ત્રિકોણ થવાની પૂરી શક્યતાઓ વચ્ચે નવલકથાકાર કથાને જુદો વળાંક આપવા ધારે છે. માધવી લીવરના રોગથી મૃત્યુ પામે છે. મૃત્યુવેળાએ તે એષાને નીરવની જીવનસંગિની બનવા વિનંતી કરે છે. એષાને નીરવ પ્રત્યે સંવેદન જાગે છે પણ અહીં પણ એમને ખાધું-પીધું ને રાજ કરાવવું નથી. એ પ્રેમનું સંવેદન, એ પ્રેમની લાગણી કેવીક તો સંકુલ છે એ નવલકથા વાંચવાથી જ સમજાય. એ વમળમાં, મંથનમાં અથડાતી, અટવાતી એષા બદરીનાથમાં escape (?) શોધે છે. પણ પાછી કથાને આગળ પણ ચલાવવી છે એટલે નીરવને બદરીનાથ લઈ જવો રહ્યો ! એમ થાય છે અને ત્યાં બન્નેનું મિલન થાય છે. એષાના વમળે હવે કંઈક કિનારા જેવું શોધી લીધું લાગે છે. એ સ્નેહ-લગ્ન માટે તૈયાર છે પણ સાથોસાથ એની અંદરની ગતિ દરદીનારાયણની સેવા કરતાં કરતાં અધ્યાત્મસિધ્ધિ તરફ વળી છે. એ મનોમંથનને અંતે એ નીરવ સાથેના સ્થાયી સંબંધના વિકલ્પને વરે છે તો ખરી પણ નીરવની પોતાની પરસ્પરના પ્રેમસંબંધની સમજમાં અલગ

સંદર્ભ રચાય છે. એષાનું શ્રેય એ અલગ રીતે જુએ છે. અહીં અંદરના તુમુલ માટેની અપાર શક્યતાઓ નવલકથાકારે જન્માવી અને વિકસાવી છે. બન્નેના આખરી મિલનમાં પરસ્પરનો સ્વીકાર તો છે જ. પણ સહજીવન માટેની સમજણના છેડા સાવ છૂટા પડી ગયા છે.

એને એક કરવા માટેનો પ્રયત્ન કરવાને બદલે બન્ને છેડાઓ ઉપર રહી કામ કરવાનો અભિગમ લેખકે અપનાવ્યો છે. જો કે છેલ્લાં પૃષ્ઠોમાં નવલકથાકાર ખુદ પ્રત્યક્ષ થાય છે ત્યારે કહે છે 'હે એષા નીરવને જતાં જોઈ હજુ ય તારી આંખોમાંથી આંસુ વહે છે ?...' અને પછી એષાને બદલે સ્વયમ્ જવાબ આપતાં એમ પણ કહે છે, આવું કહીને 'ત્યારે એષા શું કહેશે ? તે શું કહેશે તે હું જાણું છું કેમકે હું પણ તેને તમારા જેટલી જ જાણું છું. તે કહેશે... જો આ જગતમાં પરમેશ્વરનું હોવું સત્ય છે તો પ્રેમનું હોવું પણ સત્ય છે. પ્રેમ એ ભ્રમણા નથી. જો પ્રેમ એ બંધન છે તો પણ તે પ્રેમનું જ બંધન છે ને. એ બંધન મને સ્વીકાર્ય છે. કેમ કે માનવજીવન પ્રેમ પર જ નિર્ભર છે.'

અને આમ છતાં અંતે 'એષા અશ્રુભર્યાં નયને નીરવને જતો જોઈ રહી' એ વાક્ય સાથે નવલકથા વિરમે છે. નીરવ કે એષાની આ કે તે વિચારસરણીઓની ચર્ચા આપણે નહીં કરીએ. એષાના પક્ષે નવલકથાકાર રહ્યા છે એ એમણે છેક સુધી કળવા દીધું નથી અને બન્નેના ભાવજગતના સાક્ષી રહી તુમુલને વ્યક્ત થવા દીધું છે. છતાં કરુણાન્તિકા રચાય તો છે. એમાં 'આ વાદ્યને કરુણગાન વિશેષ ભાવે' એવી નવલકથાકારની સ્વકીય મુદ્રા આખરે ઉપસે છે આ નવલકથા દ્વારા તમે શું પ્રતિપાદિત થયેલું જુઓ છો. એમ મેં એમને પૂછેલું ત્યારે તેમણે સહજ-શીઘ્ર જવાબ વાળેલો કે 'જીવનનું અંતિમ બિંદુ પ્રેમ છે અને એ જ ધર્મ છે.' તો પછી એ બિંદુએ પહોંચતાં એમણે નાયકને કેમ ઊફરો જવા દીધો એ સહજ પ્રશ્ન થશે.




એમની બીજી નવલકથા 'સચિ'માં કેરાલાનું વાતાવરણ છે. નવલકથાકાર રેડક્રોસ સોસાયટીમાં માનદ્ સેવાઓ આપે છે. આમ કરતાં થાલસેમિયાના દર્દીઓની વ્યથા-કથા એમણે અનુભવી. આ રોગનો ઊંડો અભ્યાસ કરી વિસ્તૃત માહિતી જો લભ્ય કરવામાં આવે તો આ રોગના દર્દીઓને સહાયરૂપ થઈ શકાય એવી લાગણી એમનામાં જન્મી. દર્દીઓનાં માતાપિતાનો સમ્પર્ક કરતાં જાણવા મળ્યું કે આ રોગનો દર્દી સંપૂર્ણ સાજો પણ થઈ શકે છે. આ બધી માહિતી અને સંશોધનને અંતે એમને, આ ઉપરાંત પણ મનમાં જે કંઈ ચાલતું હતું તે - સૌ નવલકથાના સ્વરૂપમાં ઢાળવાનું ઠીક પડશે એમ લાગ્યું. પરિણામસ્વરૂપ ૨૦૦૬થી એકાદ વરસના ગાળામાં આ નવલકથા 'સચિ' લખાય છે.

પાત્રપ્રધાન આ નવલકથા દક્ષિણ ભારતમાં આવેલ કેરાલા રાજ્યમાં, કોચિનથી ૬૫ કિ.મી. દૂર દક્ષિણે આવેલ 'એલપ્પી' નગરમાં આકાર લે છે. 'એલપ્પી' સહેલાણીઓ માટે 'બેક વૉટર ક્રુઝનગર' તરીકે જાણીતું છે.

ધર્મ અને અધ્યાત્મના સંસ્કારોથી સંચિત શાન્તનુના કુટુમ્બમાં સચિનો જન્મ થાય છે. અંબાલા પૂઝ્રના શ્રી કૃષ્ણ સ્વામી મંદિરના પરિસરમાં નાનકડા ઘરમાં તેઓ રહે છે. પરંપરાગત રીતે પેઢી દર પેઢી મંદિરની પૂજા તેમને વારસામાં મળી છે. સચિના પિતા સાધુ થઈ ભારતભરમાં ભ્રમણે નીકળી પડે છે અને સચિ નર્સ બની માનવસેવાનું કામ ઉપાડે છે.

એકવાર સચિને નીલનો ભેટો થઈ જાય છે. (સુ)નીલ બાવીસ વર્ષનો ફૂટડો યુવાન છે. બોટ હંકારી સહેલાણીઓને જળવિહાર કરાવવાનું તેનું કામ છે. પરિવારની સંમતિથી સચિ અને નીલનાં લગ્ન થાય છે. એક પુત્ર જન્મે છે પણ કમનસીબે તે થાલસેમિયાના દર્દી તરીકે જન્મે છે. તેનું નામ તેઓ સલિલ પાડે છે. સચિ અને નીલ સલિલને કોઈ પણ ભોગે થાલસેમિયાના રોગથી મુક્ત કરાવવાનો નિર્ધાર કરે છે. અહીંથી શરૂ થાય છે એમના જીવનની સંઘર્ષમય કહાણી. તેઓ સલિલને લઈ બોનમેરો ટ્રીટમેન્ટ કરાવવા વેલૂરમાં આવેલ હૉસ્પિટલમાં લઈ જાય છે. તે રોગમુક્ત થઈ જાય છે. પણ એવામાં અકસ્માતથી નીલનું મૃત્યુ થાય છે. નિરાલી નામની એક નર્સ સલિલને તેનો નાનો ભાઈ માની હૉસ્પિટલમાં સેવા કરે છે. નિરાલી પછીથી એલપ્પી આવી ત્યાંના ગરીબ માછીમારો અને અન્ય ક્રિશ્ચીયન પરિવારોની સેવામાં લાગી જાય છે. સલિલ મોટો થતાં માતા સચિની મંજૂરીથી એક ક્રિશ્ચીયન છોકરી (સૂઝી) સાથે લગ્ન કરે છે. બન્ને બહુ જ હોશિયાર છે. સલિલ ડૉક્ટર બને છે અને તેની સામે એકમાત્ર ધ્યેય થાલસેમિયાના રોગની નાબૂદી માટે દવા શોધવાનું રહે

છે. એ માટેનું રીસર્ચ સફળ થાય છે ! આ બાજુ માતા સચિ વૃધ્ધત્ત્વના આરે છે. એ એલપ્પી છોડી અંબાલા પૂઝાના મંદિરમાં રહેવા લાગે છે. જ્યારે ત્યાં સલિલ-સૂઝી, નિરાલી એમ સૌનું મિલન થાય છે ત્યારે, થોડીક ક્ષણોમાં સચિ છેલ્લા શ્વાસ લે છે, કહે છે : 'સલિલ, તેં દવા શોધીને માનવજીવન પર બહુ મોટો ઉપકાર કર્યો છે. તારું નામ જગતમાં પ્રસિધ્ધ થશે. તેં છેલ્લે છેલ્લે પણ મારા અને તારા પપ્પાના સંકલ્પો પૂરા કર્યા છે...' એમ અને એવું કહેતાં સચિ આ જગતમાંથી વિદાય લે છે. આ અંત કથાની કશીક અનિવાર્યતારૂપે નહિ પણ જીવન-કાર્ય પૂર્ણ થતાં સમેટાતા જીવનનો છે એમ માનવું બરાબર થશે.

બન્ને નવલકથાઓમાં કથાવસ્તુને લેખકની સરળ ભાષાશૈલીનો સારો લાભ મળ્યો છે. આ પ્રદેશોમાં તેઓ ફર્યા છે. એના જનજીવનને એમણે જાણ્યું, માણ્યું, પ્રમાણ્યું છે એટલે કથાનો સમગ્ર પરિવેશ નીખરી આવે છે. સંવાદો કયારેક ફિલસૂફીના ભારથી લદાઈ જાય છે ત્યારે રસવિઘ્ન થાય છે. આમ લંબાણ થતાં, ક્યારેક કથાને એમણે દોડાવવી પણ પડી છે - 'સચિ'માં એવું વિશેષ જોવા મળ્યું. આમ છતાં ઘટનાતત્ત્વ, વાર્તારસની પકડ સળંગ જળવાઈ રહી છે. પાત્રાલેખન માટે પરિવેશને એમણે સારો ખપમાં લીધો છે. આ કે તે જીવનવિચાર તરફની નવલકથાકારની પ્રતિબધ્ધતા છાની રહી શકતી નથી. જીવનમાં કરુણરસ એમને પ્રિય છે એવી પ્રતીતિ ય થશે. નવલકથા-લેખનનો કસબ એમને હાથવગો છે. સમગ્ર કૃતિના સુઘટ્ટ બંધારણમાં આ કસબ કલાત્મક રીતે સક્રિય થઈ ઊઠયો છે. ઘટનાઓ અલગ અલગ પડી જવાને બદલે ઘટનાચક્ર રચાતાં આવે છે. કારણ કે કદાચ એવું લાગે છે કે એ એમની નવલકથાઓમાં જીવે છે. આજના અતિ વ્યસ્ત ધમાલિયા જીવનમાં દીર્ઘ નવલકથાઓનું સ્થાન ટૂંકી વાર્તા અને હવે તો લઘુકથા લેતાં થયાં છે. દરેક સ્વરૂપમાં વિશેષ એમ સ્વરૂપગત મર્યાદાઓ પણ રહેવાનાં પણ જ્યારે સાત્વિક કથારસની અવેજીમાં સરેરાશ વ્યક્તિ સસ્તા મનોરંજનની સાસુ-વહુની બખેડાપૂર્ણ અને કલેશકર સિરિયલોમાં અટવાઈ જઈ અરુચિને જ પોષતો થઈ ગયો છે ત્યારે આવી વિચારપ્રેરક સત્ત્વશાળી કૃતિઓ પ્રજાની એ પ્રકારની રસ-રુચિની જરૂરિયાતના ઉપલક્ષ્યમાં લખાવી, ઉલ્લેખાવી અને મૂલવાવી જોઈએ. ઈશ્વરચન્દ્ર પાસેથી આપણે એમની નવી નવલકથા 'પ્રણય મુગ્ધા'ની પ્રતીક્ષા કરીએ. ■

(સ્નેહરાગ : બી.આ. ઑગસ્ટ ૨૦૦૬, પૃ. ૪૮૯, કિ. રૂ. ૨૫૦. સચિ : પ્ર.આ. જાન્યુઆરી ૨૦૦૭, પૃ. ૨૦૮, કિ. રૂ. ૧૫૦.
લેખક અને પ્રકાશક : શ્રી ઈશ્વરચન્દ્ર પટેલ, ૫, ત્રિમૂર્તિ સોસાયટી, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫)

## પત્રસંવેદના

દૂર સાગરમાં અવશ સરતા, સખી !
પત્રના તરણે અમે તરતા, સખી !

આમ તો ખાલી બધું તારા વિના,
પત્રથી પળને અમે ભરતા, સખી !

હર સવારે ફૂલ ખીલે જે. કશાં,
પત્ર ના'વે તો તરત ખરતાં, સખી !

જાગતી રાતે જગત ઊંઘે તદા -
પત્રના કાંઠે અમે ફરતા, સખી !

પત્રને આધાર ટકતી પ્રાણ આ,
પત્રમાં પાછો તને ધરતા, સખી !

(૩ ફેબ્રુ. ૧૯૭૫) રાજેન્દ્ર શુકલ

## Experiencing the letter

Far away in this ocean, lonely, utterly helpless, I am adrift, my love !
With just the help of the lightweight letter, I am afloat, my love !

As such, everything is all emptiness without you,
I fill every moment with the letter, my love !

Whatever flowers bloom every morning,
Wither away at once if the letter reaches me not, my love !

When the whole world is deep in sleep, in my nights of awakening,
I delve deep into the letter again and again, my love !

This, my very being, sustained by the letter,
I offer back to you, in the letter, my love !

Translated by Nayana Jani

દક્ષા વ્યાસ

## આરાધના

●

રવીન્દ્રનાથ ટાગોર

ઓ મા ! યુવાન રાજકુમાર આપણા આંગણા આગળથી પસાર થવાનો છે.

આજે પ્રભાતે હું મારા કામમાં કેમ કરી ધ્યાન દઈ શકીશ ?

મને કેશ શી રીતે ગૂંથવા તે બતાવ. કહે, મારે ક્યાં વસ્ત્ર પહેરવાં ?

મા ! તું નવાઈ ભરેલી નજરે મારી સામું કેમ નિહાળે છે ?

હું સારી પેઠે જાણું છું કે એ મારી અટારી તરફ નજર પણ નહીં નાખે. જાણું છું કે આંખના પલકારામાં તો એ મારી દૃષ્ટિની સીમામાંથી પસાર થઈ જશે. માત્ર દૂરથી મંદ પડતો જતો વાંસળીનો સૂર ડૂસકાં લેતો લેતો મારી પાસે આવશે.

તોય આખરે તો યુવાન રાજકુમાર આપણે આંગણેથી પસાર થશે.

એટલા ખાતર જ હું મારો સર્વોત્તમ પોશાક પહેરીશ.

ઓ મા ! યુવાન રાજકુમાર ચોક્કસ જ આપણે આંગણેથી પસાર થયો.

અને પ્રભાતના સૂર્યે એના હાથમાંથી પ્રકાશ વેર્યો.

મેં મારા ચહેરા પરથી ઘૂંઘટ હટાવી દીધો.

ગળામાંનો માણેક હાર તોડીને માર્ગ પર ફગાવી દીધો.

મા ! તું વિસ્ફારિત નેત્રે મારા ભણી શા વાસ્તે જુએ છે ?

હું સારી પેઠે જાણું છું કે એણે હાર લીધો નથી.

જાણું છું કે એ તો એના રથના ચક્ર નીચે છુંદાઈ ગયો છે અને ધૂળ પર લાલ નિશાની અંકિત કરી ગયો છે.

કોઈ જાણતું નથી કે મારી ભેટ શી હતી, કોને કાજે હતી.

કિન્તુ યુવાન રાજકુમાર આપણે આંગણેથી અવશ્ય પસાર થયો.

અને મેં મારી છાતીએથી અલંકારો ઉતારીને એના માર્ગ પર ફગોળી દીધા.

---

("The Gardener" – રવીન્દ્રનાથ ટાગોરમાંથી કૃતિ-૭)

## આત્મનિરીક્ષણ

●

રણજિત પટેલ 'અનામી'

મારી ઘણી ગ્રંથિ હજી છૂટી નથી !
અપૂર્ણતાઓ રહી ઉરને મથી
ક્રમે ક્રમે તાગ લીધા કરું છું
આંકી દિશામાં ડગલાં ભરું છું

હજી ઘણો છે પથ કાપવાનો
મનોરથોની રગ માપવાનો
અવકાશ ક્યાં છે ઊફરા જવાનો ?
અતિક્રમી આંતર્ આપદાઓ

જાગર્તિની જ્યોત જલ્યા કરે છે
અંધારના પુંજ કંઈ હરે છે !
નિઃશેષ વિસ્ફોટ - સુયોગ ક્યારે ?
સ્વાહા બધું જીર્ણ, નાવીન્ય ધારે

આ આફતો કે અવસર, અનામી !
અતિક્રમાતાં પરિણામગામી.

## એકાંતની નિજગંધ

●

રમેશ આચાર્ય

દ્વારને થોડો સમય તો બંધ રાખો,
સાચવી એકાંતની નિજગંધ રાખો.

કેટલા બેબસ ચહેરા રાહમાં છે.
સ્કંધ ટેકો આપવા અકબંધ રાખો.

સાથ ભીનાં જેમ સરકી જાય કાયમ,
જાત સાથે જાળવી સંબંધ રાખો.

સીમના સૌ ખાખરા જેવાં સ્મરણ પણ,
ખાખરા ફૂણા ભલે, અનુબંધ રાખો.

કાન માંડો ત્યાં જ દરિયો ઘૂઘવે છે,
સાંભળો, સંવેદના ના અંધ રાખો.

## ફરીથી મૂળભણી

●

ઉશનસ્

પરાયા ફૂંકાયા પવન, મૂળથી ઊખડી ગયો;
ઉપાડી આખું યે તરુ મૂળ ખભે ક્રૂસ સરખું
ભમ્યો છું ક્યાં ક્યાં હું ! પૂઠળ અહીંથી દૂર નિરખું
હું યે મૂળો નાખી કયહીં ઊગી જવા શો મથી રહ્યો !

શકાયું ના ઊગી કયહીં ય, ન શક્યો નાખી મૂળિયાં
પરાઈ ભૂમિમાં કયહીં ય ફૂલ ના'વ્યું ન પરણો !
ફળોની તો આશા પછી કયહીંથી આવા મરુ રણે ?
ઉખેડ્યા મૂળો લૈ ભટકું હજી જે આર્દ્ર ધૂળિયાં.

ફરી પાછો સ્કંધે ક્રૂસ મૂળની ગંધે ઘર ભણી
વળું છું પોતાના, ધરબું મૂળને ત્યાં જ ધૂળમાં
અને જોઉં છું તો પુલક સ્ફુરી છે તુર્ત મૂળમાં !
અહો પામ્યો પાછું વતન, મૂળ નાખ્યાની ધરણી !

બધું લાગે ઓહો જગ મુજ, પશુપંખી ય સ્વીય
અને પ્હેલાંનો તે પ્રભુ મુજ, પ્રીતિ યે તવ પ્રિય !

## પળની રમણા

●

જગદીશ ધનેશ્વર ભટ્ટ

પળ પળને પગથારે રેલી અગમનિગમની છાયા
પગલે પગલે રંગ બિલોરી રમણાના પડછાયા

સાવ સૂના એકાંતે એનાં શમણાં નવતર લહેરે,
અડાબીડ અંધારાં વચ્ચે સ્મિત મજાનું વેરે.
ક્ષણની સાંકળ થઈને લટકે અલક મલકની માયા,
પળ પળને પગથારે રેલી અગમ નિગમની છાયા.

અવઢવના એરણ પર એની ઈતરાજીને તોલે,
કણ કણને કરવત પર મેલી અથરાતી કૈં બોલે.
અરઘાતી મોસમને ભ્રમણાઃ ક્યા ખોયા ક્યા પાયા !
પળ પળને પગથારે રેલી અગમ નિગમની છાયા.

પળનાં ઝાંઝર પગમાં પહેરી પવન હિંડોળે નાચે,
રંગ-સુગંધી ફાંટ ભરીને વન-ઉપવનમાં રાચે,
પળ તૂટે પળ સાંધે જાણે પરપોટાની કાયા,
પળ પળને પગથારે રેલી અગમ નિગમની છાયા.

## ટ્વીન ટાવર્સ પરથી કુઆલાલમપુર નું દર્શન

●

નલિન રાવળ

પ્રભાત સમયે
વહે
મધુર લ્હેરખી વાયુની
ધસે ગગનથી
સૂર્યના
અજસ્ત્ર કિરણો નીચે
ઝળહળે
કળામય મોરના
થનગન્યાં પીંછા સમું
નર્યું ઝળહળે
સૂર્યનાં અજસ્ત્ર કિરણો નીચે
ક્ષિતિજ વ્યાપ્ત શાન્ત નમણુ નગર

## લઉં

●

હરિકૃષ્ણ પાઠક

વાત જરા વાળી લઉં
આંસુઓને ખાળી લઉં.

તોલ અન્યનો કરતાં
જાતને ય ન્યાળી લઉં.

ક્યાં હિમાળો ગળવો છે ?
ગાત્રને જ ગાળી લઉં

હામ જરી જડશે કે -
ભીતરે ય ભાળી લઉં.

રાસ જિંદગીનો છે,
તાલબદ્ધ તાળી લઉં

સત્યનું શરણ લાધે
પાયને પખાળી લઉં

## નજર કરી ચાલ્યા

●

કિરણ ચૌહાણ

મૌન રહી બસ નજર કરી ચાલ્યા,
વાત બહુ માપસર કરી ચાલ્યા.

સંગ થોડી સફર કરી ચાલ્યા,
ખાલીપો તરબતર કરી ચાલ્યા.

યાદનું એક ઘર કરી ચાલ્યા,
આ હયાતી અમર કરી ચાલ્યા.

થોડા ટહુકા અસર કરી ચાલ્યા,
ભવ્ય આખું નગર કરી ચાલ્યા.

બસ નિસાસાથી પર કરી ચાલ્યા,
ને ગઝલ માતબર કરી ચાલ્યા.

## ઝાલર વાગે

●

હરીશ પંડ્યા

ઝાલર દૂર જુઓને વાગે,
શું શું ભીતર જાણે જાગે !

કોણ સવારે આવી મળશે,
નીંદર તોડી આજે કાગે.

પાંપણ પર સપનાનો માળો,
મન બંધાતું કાચે ધાગે.

ઈશ્વરને તો થાય અચંબો,
માણસ રે માણસને તાગે !

પંખી સઘળાં ક્યાં જઈ બેઠાં ?
આજ ઉદાસી ટહુકા લાગે.

મુઠ્ઠી બંધ કરી બેસું પણ -
ક્ષણના અશ્વો સરકે, ભાગે !

# ચાર ગઝલ

મનોહર ત્રિવેદી

## ૧

એક ત્યાં બારી પડે છે ચોકમાં -
આટલા આ દૃશ્યથી મન ! ચોંક મા

વાત બે, ખુલ્લા મને કહેવા તને
હું અહીં આવ્યો છું પૃથ્વીલોકમાં

પળ મળી'તી, એ જ પળ ના સાચવી
તું હવે જાતો જનાજો રોક મા

ના જનારાનાં ફર્યાં પાછાં ચરણ
એ જ વાતે ઘર હજી છે શોકમાં

આવકારો આપવા આ છત મળી :
છે અહીં એવી સમજ પણ કો'કમાં

આ સભામાં મેં ગઝલ એમ જ કહી
હાર શોભે જેમ નાજુક ડોકમાં

હે સખા, ઘૂંટું ગઝલમાં તે જ હું
તેં કહ્યું'તું જે અનુષ્ટુપ શ્લોકમાં

## ૨

'હોવું' - ના અર્થની તો આ અંત દે ગવાહી
તારી એ ભયકથાની શી સંત દે ગવાહી ?

એના એ વિસ્મરણની ફરિયાદ ક્યાં કરું છું !
અદ્રશ્ય કિન્તુ હોઠે બે દંત દે ગવાહી

શું છે ઘૂઘવવું ? ઊંડે શમવું ? ફરી ઊછળવું ?
સંધ્યાની આરતીમાં આ શંખ દે ગવાહી

વાતો તમરા વિશેની કરીએ પ્રતીતિપૂર્વક
અજવાસ બાબતે તો શું અંધ દે ગવાહી ?

ઝુમ્મર - શમા - ગઝલ ક્યાં ઘૂંઘરું અને હવેલી
ખણ્ડેરને મળો તો અકબંધ દે ગવાહી

સાક્ષી બને તું ઈશ્વર, એવી નથી અપેક્ષા
શકમંદ જે સ્વયં છે : શકમંદ દે ગવાહી !

પ્રત્યેક રોમ ટોચે પીડાઓ ઝળહળે છે
કવિની ત્વચા તળે જો, હરડંખ દે ગવાહી

## ૩

કોણ કહે છે કે ગયાં આઘાત આપીને તમે
પણ ગયાં પીડાઓની ઠકરાત આપીને તમે

હું સુખડનું વૃક્ષ, આવું મ્હેકને સાથે લઈ
દોસ્ત, જાઓ લ્યો, કુઠારાઘાત આપીને તમે

હાથનો તકિયો, પથારી ભોંયની : તે કમ નથી
એમ ઓશિંગણ કર્યો છે રાત આપીને તમે

સોડ ઠાંસીને ફરી ઈશ્વર, કહો ઊંઘી ગયા -
વાટકીભર દાળ, મુઠ્ઠી ભાત આપીને તમે ?

જન્મજન્માન્તર કર્યો ઋણી વિધાતા, કેટલો
ગૂર્જરી ભાષા અને ગુજરાત આપીને તમે !

## ૪

વાંચ વિજોગણ ! ખત ચોમાસે
આવ્યો'તો જે ગત ચોમાસે

ટીકીટીકી નીરખવાની -
સારી નહિ આ લત ચોમાસે

વૈશાખે ચાંદરણાં ચૂવે :
એમ જ ચૂવે છત ચોમાસે

નાનકડી ધૂણે છે નદીઓ
પ્રગટ્યું ક્યાંથી સત ચોમાસે ?

નેવાં નીચે રહી સચવાશે -
આમ કુંવારાંવ્રત ચોમાસે ?

કોરાં રહેવું કે ભીંજાવું ?
સૌને સૌના મત ચોમાસે

પંક્તિ-પંક્તિ જલની ધારા
નભઃ પુસ્તકની પ્રત ચોમાસે

# પ્રવાસ-કથા-સંવાદની ગતિશીલતા...

રાધેશ્યામ શર્મા

## નિરુત્તર

ગાડીમાં બેસવું એટલે શું ?
બાજુમાં બેઠેલા પ્રવાસીએ મને પૂછ્યું,
કેમ, હું બરાબર બેઠેલો નથી ?
મેં વળતો પ્રશ્ન કર્યો
ના, એમ તો બરાબર બેઠેલા છો,
પણ આમ અધ્ધર શ્વાસે કેમ બેઠા છો ?
ઓત્તારી ' સ્ટેશન આવશે ત્યારે ઊતરવું તો પડશેને ?
તે મારે ય ઊતરવાનું તો છે જ,
એટલે કહુ છું કે બેઠા ત્યાં સુધી હેઠા શ્વાસે બેસો
અરે ભાઈ, અધ્ધર શ્વાસે કે હેઠા શ્વાસે -
ગાડી કંઈ ઘર નથી, ઊતરી તો જવું જ પડશે.
વાત સાચી, પણ જરા વિચારો તો
જ્યા સુધી ગાડીમાં છો ત્યાં સુધી ઘરમાં બેઠા છો
ને ઘરમાં છો ત્યાં સુધી ગાડીમાં બેઠા છો.
એટલે તમે શું કહેવા માગો છો ?
મારાથી પુછાઈ ગયું
તમને નથી ગાડીમાં બેસતાં આવડ્યુ
કે નથી ઘરમા પેસતાં આવડ્યું
ગાડી એ તો ચાલતું ઘર છે
અને ઘર છે ઊભેલી ગાડી
બોલો, જવાબ દો, ગાડીમાં બેસવું એટલે શુ ?
જ્યા સુધી ચાલે ત્યા સુધી શાન્તિથી બેસી રહેવું
ઊભી રહે ત્યારે ભ્રાન્તિ છોડી ચાલવા માંડવું
એમ જ ને ?
પેલો પ્રશ્ન પૂછનાર નિરુત્તર રહ્યો.

**ધીરુ પરીખ**

●

કૃતિના શીર્ષક - 'નિરુત્તર' - નું સાદ્યન્ત વહન અને સમાપન આ રૂપકસદૃશ પ્રવાસ-કથા-ઉપનિષદની વિશિષ્ટતા છે

ગાડીમાં પ્રવાસ કરતા કાવ્યનાયકને કોઈકે વણનોંતરે પૂછ્યું, 'ગાડીમાં બેસવું એટલે શું ?' ત્યાંથી રચનાનો પ્રારમ્ભ થયો અને અંતે પુછાયેલા પ્રશ્નો પછી ખુલાસો આવ્યો, 'પેલો પ્રશ્ન પૂછનાર નિરુત્તર રહ્યો.' ક્વાયટ-ઈરિલી-ડન (QED) આમ પ્રારમ્ભનો પ્રશ્ન, પછી અન્ય પ્રશ્ન અને છેવટે સચોટ સમાધાન સીધીસાદી બોલચાલની ભાષામાં અવતર્યું છે કાંઈ કહેતાં કાંઈ સમજાવવું પડે એવું નથી.

પરંતુ આ વાત તો વસ્તુવિષયના સપાટી પરના પ્રથમ સ્તરની જ થઈ. આની નીચે એક અન્ય સ્તર છે જે આ પ્રવાસ-સંવાદ-કથાને, અભિધાથી ઉગારી પ્રતીકાત્મક રૂપક (allegory)નો પરિચય આપે છે.

વળી ચિંતન છે છતાં એનું વજન ભાવકના માથે મરાયું નથી એટલી સહજ એની ગતિ છે

નાયકનો સહપ્રવાસી એવી રીતેભાતે પ્રશ્ન કરે છે કે નાયકે શરૂઆતમાં પ્રતિપ્રશ્ન છંછેડાઈને કરવો પડે છે, 'કેમ, હુ બરાબર બેઠેલો નથી ?' આગળ બીજી વાર છંછેડે છે, 'પણ આમ અધ્ધર શ્વાસે કેમ બેઠા છો ?'

રચનામાં સંબોધનચિહ્ન નથી એટલે સવાલના મિજાજ અને જવાબની ઝાપટ પરથી પરિસ્થિતિ-પાત્રનો અંદાજ આવી જાય.

સ્ટેશન આવશે ત્યારે ઊતરી તો જવાનું છે જ, પણ બેઠા છો ત્યાં સુધી અધ્ધર નહીં, હેઠા શ્વાસે બેસવાનો મુદ્દો ઊપસે છે.

એકનો આગ્રહ છે હેઠા યા અધ્ધર શ્વાસે બેસીએ પણ ગાડી કંઈ ઘર નથી એટલે ઊતરી તો જવું જ પડશે.

સહપ્રવાસીની દલીલ છે : જ્યાં સુધી ગાડીમાં છો ત્યાં સુધી ઘરમાં બેઠા છો ને ઘરમાં છો ત્યાં સુધી ગાડીમાં બેઠા છો.

કવિએ, ગાડીને ઘરની અને ઘરને ગાડીની સમતુલના, સૂચક-મૂલ્યની રીતે રજૂ કરી છે.

પણ નાયક તો પુન સામો સવાલ ફેંકે છે, 'એટલે તમે કહેવા શું માગો છો ?'

જવાબ, કોઈ સામાન્ય સહપંથી ના આપે એવી કડકાઈથી પ્રક્ષેપાયો છે

**'તમને નથી ગાડીમાં બેસતાં આવડ્યું,**
**કે નથી ઘરમાં પેસતાં આવડ્યું.**
**ગાડી તો ચાલતું ઘર છે**
**અને ઘર છે ઊભેલી ગાડી.'**

(જીવન) ગાડીને ઘરનું સ્થિરત્વ અને (સંસાર) ઘરને ગાડીની ચલત્વ ગતિ અર્પીને ઉભયના ગુણોની અદલાબદલી કરી છે

ચિંતન-બોધ અહીં મુખ આગળ ધરી મુખરિત થયો નહિ ત્યાં કૃતિનો કેન્દ્રીય કીલ અનુભવાય. ફરી પ્રશ્ન ઘુંટાયો છે છેડે, બોલો, જવાબ દો, ગાડીમાં બેસવું એટલે શું ? હવે નાયકથી નથી રહેવાતું એટલે જવાબે છે : 'જ્યાં સુધી ચાલે ત્યાં સુધી શાન્તિથી બેસી રહેવું - ઊભી રહે ત્યારે ભ્રાન્તિ છોડી ચાલવા માંડવું. એમ જ - ને ?' જ્ઞાનીસદૃશ સહપ્રવાસીને જે જુનૂનથી, જે તીવ્રતાથી નાયકે પ્રતિશબ્દ દીધો કે 'પેલો પ્રશ્ન પૂછનાર નિરુત્તર રહ્યો.' પ્રશ્નોથી છેડવાની અને સ્પષ્ટતાથી છંછેડાવાની સહપાંથી-નાયકના મિજાજનો સંવાદલય એ કૃતિનો આસ્વાદ્ય અંશ છે

બ્રિટીશ લેખક સિબિલ બેડફોર્ડે યથાર્થ કહ્યું છે, પ્રવાસ સંદર્ભે :

A part, a large part of travelling is an engagement of the ego against the world
('Esquire' 1964)

કવિશ્રી ધીરુ પરીખે ગાડી પ્રવાસ નિમિત્તે બે પાત્રોના અહમ્-પ્રવર્તનનુ કાવ્યમાં સમુચિત ગુંફન કર્યુ છે

■

દુષ્યંત પંડ્યા

## ૨ : સ્વામી વિવેકાનંદ



ગુરુનાં હથોડીટાંકણું અનન્ય હતાં. ૧૮૮૫ના ઉનાળામાં એમને ગળાનું કેન્સર થયાનું નિદાન થતાં, એમને શહેરની નજીક લઈ જવામાં આવ્યા હતા. પછી ડિસેમ્બરની ૨૧મીથી એમને કાશીપુરને ઉદ્યાનગૃહે લઈ જવામાં આવ્યા. ત્યાં કાશીપુરમાં, 'નરેન્દ્રે ગુરુ પાસે નિર્વિકલ્પ સમાધિની માગણી કરી. ગુરુ વઢ્યા: 'તું કેવો સ્વાર્થી છે? અનેક લોકોને છાયો અને અનેક પંખીઓને આશરો આપતા વડ જેવા થવાને બદલે તું માત્ર તારા આનંદની જ વાત કરે છે!' નરેન્દ્ર ભોંઠા પડી ગયા હતા. પણ થોડા સમય પછી, કાશીપુરના એ બંગલામાં ભોંયતળિયે એક ઓરડામાં ધ્યાનમાં બેઠેલા નરેન્દ્ર બાહ્ય ભાન ભૂલી ગયા અને બંધ આંખે, ધ્યાનસ્થ દશામાં દેખાતા જ્યોતિમાં એ લીન થઈ ગયા. થોડું બાહ્ય ભાન આવ્યું ત્યારે એ પોકારી ઊઠ્યા: 'અરે, મારો દેહ ક્યાં છે?' ગુરુભાઈઓએ એમના હાથપગ થપથપાવી કહ્યું: 'અહીં જ છે, નરેન.' અને એકાદ ગુરુભાઈ નરેન્દ્રની આ દશાની ખબર આપવા અને એમાંથી એમને મુક્ત કરવામાં ગુરુની સહાય માટે રામકૃષ્ણ રહેતા હતા તે ઉપરને માળે ગયા તો, ગુરુ બોલ્યા. 'ભલે રહ્યો એ હજી થોડી વાર એ દશામાં. એ માટે એ મારો ખૂબ જીવ ખાતો હતો.' પણ પછી નરેન્દ્રને બોલાવી ઠાકુરે કહ્યું: 'તેં નિર્વિકલ્પ સમાધિનો અનુભવ કરી લીધો. હવે એની ચાવી મારી પાસે રહેશે. તારે માનું ખૂબ કામ જગતમાં કરવાનું છે. એ કાર્ય પૂરું થયે, મા જ તને બધું આપશે.'

પણ સંસાર છોડવાને તલપાપડ થતા શિષ્યની એક બરાબરની કસોટી ગુરુએ કરી. નરેન્દ્રે ધ્યાનમાં અને જપતપમાં જ મગ્ન રહેવાની ઇચ્છા વ્યક્ત કરી. ગુરુ કહે: 'તારી વાત સાચી છે પણ તારે શિરે સંસારની જવાબદારીઓ છે તેનું શું? તારે કાયદાની પરીક્ષા આપવાની છે, ઘરકુટુંબને માટે બંદોબસ્ત કરવાનો છે... આ બધું કરી લાવ. પછી નિરાંતે ધ્યાનમાં બેસી જજે.' નરેન્દ્રને તરત જ બધી જવાબદારીઓ યાદ આવી અને અનિચ્છાએ એ ઘેર ગયા. ઘેર સાવ ઠંડો આવકાર સાંપડ્યો. કાયદાનાં પુસ્તકો લઈ ઘરથી થોડેક જ દૂર રહેતાં નાનીમાને ઘેર ગયા અને, પહેલે માળે જઈ વાંચવા બેઠા. પણ વાચનમાં ચિત્ત ચોંટ્યું જ નહીં. અંતરમાં કંઈ ડંખવા લાગ્યું અને એ ડંખપીડાએ એમની પાસે કાયદાના પુસ્તકનો ઘા કરાવ્યો અને નાની માને ઘેરથી એમને દોટ મૂકાવી. કોઈ દોડવીરની અદાથી એ દોડવા લાગ્યા. દોડનું નિશાન હતું કાશીપુરનું ઉદ્યાનગૃહ. રસ્તે ઘાસની ગંજી આવી. એક પગરખું નીકળી ગયું. છો નીકળી ગયું. દોડવીર અટક્યો કાશીપુરને ઉદ્યાનગૃહે. ગુરુએ જાણી લીધું કે પોતાનો પટ્ટશિષ્ય સંસારના કોચલામાંથી પૂરો બહાર નીકળી ગયો છે.

૧૮૮૬ના ઑગસ્ટની ૧૨મી કે ૧૩મી તારીખ આવી. રામકૃષ્ણનું શરીર એકદમ ક્ષીણ થઈ ગયું હતું. માંડ તો એ બોલી શકતા હતા. એમનો પટ્ટશિષ્ય એમની પાસે ગયો. મનમાં નરેન્દ્ર વિચારવા લાગ્યા: 'આ દશામાં એ એમ કહી શકે કે "હું અવતાર છું તો એ સાચા". પોતે પૂછવા જાય તે પહેલાં જ ગુરુ બોલ્યા: "હજી તને શંકા છે? પૂર્વે જે રામ હતા, જે કૃષ્ણ હતા તે જ આ રામકૃષ્ણ છે." નરેન્દ્ર પૂરા છિન્નસંશય થઈ ગયા. અને પછી એ અંતિમ દિવસોમાંના જ એક દિવસે નરેન્દ્રને બોલાવી તેમને ગુરુએ પોતાની સામે બેસવા કહ્યું. બેત્રણ ઓશીકાંઓનો અને તકિયાઓનો આધાર લઈ ગુરુ પણ બેઠા હતા. થોડી જ વારમાં એમને અને પછી નરેન્દ્રને સમાધિ લાગી ગઈ. નરેન્દ્રની સમાધિ ઊતરી ત્યારે ગુરુની આંખોમાં આંસુ હતાં. એ બોલ્યા: 'નરેન, મારું બધુંય મેં તને આજે આપી દીધું છે. હું અકિંચન ભિખારી બની ગયો છું.' પોતાનામાં કશુંક પ્રવેશતું હોવાનો અનુભવ નરેન્દ્રે કર્યો હતો. એ હતો ગુરુનો પૂરો આધ્યાત્મિક વારસો. એ વડે, ગુરુએ કહ્યા પ્રમાણે,

'નરેન્દ્ર જગત ધ્રુજાવવાના હતા. સને ૧૮૮૬ની ૧૬મી ઑગસ્ટે ગુરુ મહાસમાધિમાં સરી પડ્યા.

**પરિભ્રમણ**

શ્રી રામકૃષ્ણે ૧૬મી ઑગસ્ટે દેહત્યાગ કર્યો હતો અને એ ઘરના ભાડાની મુદત ૩૧મીએ પૂરી થતી હતી. એ પૂરી થતાં, બાળકોની રમતની માફક, 'સૌ સૌને ઘેર જાય, તેવી વાત બને એમાં નવાઈ નથી સૌ કમને વીખરાઈ ગયા. પણ રામકૃષ્ણ અને નરેન્દ્ર વચ્ચેની કડીરૂપ બનનાર અને, કાશીપુરના ઉદ્યાનગૃહના પૂરા આઠ મહિના ઉપરના રામકૃષ્ણના નિવાસના ખર્ચનો સિંહભાગ આપનાર સુરેન્દ્ર મિત્રને ઠાકુરે સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું: 'મારા દીકરાઓ બધા આશરા વિના આથડે છે. તું એમને સહાય કર.' સુરેન્દ્રે નરેન્દ્રને બોલાવ્યા અને તેમને પોતાના સ્વપ્નની વાત કરી તથા પોતે દર માસે ૮૦ રૂપિયા આપશે એમ જણાવ્યું. અને વરાહનગરના એક ભૂતિયા ખંડેરમાં રામકૃષ્ણ મઠની સ્થાપના થઈ. એક પણ સંન્યાસી વગરનો એ મઠ હતો, કારણ કોઈ શિષ્યે ત્યારે વિધિવત્ સંન્યાસદીક્ષા લીધી ન હતી. એ દીક્ષાવિધિ ૧૮૮૭માં થયો હતો.

નરેન્દ્રને સૌના નેતાપદે ગુરુએ જ સ્થાપ્યા હતા એટલે એમના માર્ગદર્શન હેઠળ શ્રી રામકૃષ્ણની છબીની અને અવશેષોની પૂજામાં, જપધ્યાનમાં, સ્વાધ્યાયમાં અને અધ્યયનમાં સૌ સમય વ્યતીત કરતા. પણ આ પ્રવૃત્તિની હારમાળામાં જ જીવન વ્યતીત કરવાનું ગુરુએ કદી કીધું હતું? ને આ પ્રવૃત્તિથી નરેન્દ્ર જગતને કેવી રીતે ધ્રુજાવવાના? નરેન્દ્ર લાત મારે તો એ ખંડેરના ઓરડાની દીવાલ ધ્રૂજે ને નીચે પડે તો એમનો આશરો પણ જાય. નરેન્દ્રના મનમાં મથામણ ચાલી અને એ મથામણે એમને મઠ છોડાવ્યો, કોલકાતા છોડાવ્યું પરંતુ બે વાર એ પાછા આવ્યા. પણ એ ફરી નીકળી પડ્યા. વારાણસી, અયોધ્યા, મથુરા, આલમોડા, હરદ્વાર, ઋષિકેશ.. એમ બધે એ ફરતા રહ્યા, વિવિધ અનુભૂતિઓ મેળવતા રહ્યા અને જગતને તથા જાતને વધારે ને વધારે ઊંડાણથી ઓળખતા રહ્યા.

વારાણસીમાં એ જતા હતા ત્યારે વાંદરાઓ એમની પાછળ પડ્યા એટલે પોતે દોડવા લાગ્યા તો વાંદરાઓ પાછળ દોડવા લાગ્યા. એક વૃદ્ધ સાધુએ એમને ઊભા રાખી 'મંત્ર' આપ્યો' 'ડરો મત, અનિષ્ટ કા સામના કરો.' વિવેકાનંદ – એ નામ એમણે ત્યારે ધારણ કર્યું ન હતું. અમેરિકા જતી વેળા એ અપનાવ્યું હતું – ઊભા રહી ગયા, પાછળ ફર્યા અને બજરંગ સેનાના સૈનિકોની સામે નજર માંડી ઊભા રહ્યા. એ નાની વાનરસેના તરત પીછેહઠ કરી ગઈ. ઋષિકેશથી આગળ એ હિમાલયમાં પણ ગયા હતા અને ખૂબ ઊંચેરે સ્થાને જઈ એ જપધ્યાન કરવા માગતા હતા. પણ હિમાલયને એ મંજૂર નહીં હોય એટલે સ્વામીજી ગંભીર માંદગીમાં સપડાયા. કોઈ સાધુની જડીબુટ્ટીથી થોડા સાજા થયા અને મેદાનમાં પરત આવી થોડાક મહિના આરામ કર્યો ત્યારે એ પૂરા સ્વસ્થ થયા. ત્યાં સુધી કોઈ ને કોઈ ગુરુભાઈ એમની સાથે હતા. સૌને સ્વામીજીએ આદેશ આપી દીધો: 'હવે હું એકલો જવા માગું છું. કોઈએ મારી સાથે કે મારી પાછળ આવવાનું નથી.' અને એ પરિવ્રજ્યાએ નીકળી પડ્યા.

એ પરિવ્રજ્યા દરમિયાન, અલવર, ખેતડી, લીંબડી, કચ્છ, માઈસોર, રામનદ ઇ. રાજ્યોના મહારાજાઓના, કેટલાય મેધાવી દીવાનોના તથા બીજા મેધાવી મનુષ્યોના તેમ જ પ્રેમાળ રંક લોકોના સંપર્કમાં એ આવ્યા. ભૂખ્યા ચાલતાં ચાલતાં એ બેભાન થઈ પડી ગયા હતા ત્યારે કોઈ મુસલમાન ચાચાએ સ્વામીજીના મોઢામાં કાકડીનો રસ રેડીને એમને ભાનમાં આણ્યા હતા, રાજસ્થાનની કોઈ રંક ડોશીએ સ્વામીજીને પ્રેમથી રોટલો ખવરાવ્યો હતો; મૂર્તિપૂજાના વિરોધી અલવરના મહારાજાની છબી ઉપર મહારાજાના કર્મચારીઓને પગ મૂકવાનું અને થૂંકવાનું કહી, મહારાજા અને છબી વચ્ચેના સામ્ય જેવું જ સામ્ય ઈશ્વરમાં અને તેની મૂર્તિમાં છે તે સમજાવ્યું હતું: અંત્યજનો હુક્કો તાણ્યો હતો, ભારતના વૈવિધ્યનું દર્શન કર્યું હતું. છૂતાછૂતના અને રાયરંકના ભેદ નિહાળ્યા હતા. સ્ત્રીઓની અને અંત્યજોની અવદશા નિહાળી હતી. આ સમાજના દાન પર નભતા સાધુઓ તરફથી થતી સમાજની ઉપેક્ષા પણ એમણે જોઈ હતી.

સને ૧૮૯૨ના આરંભમાં એ રાજસ્થાનથી ગુજરાતમાં આવ્યા હતા. અમદાવાદમાં એ લાલશંકર ઉમિયાશંકર યાજ્ઞિકના અતિથિ બન્યા હતા. એ નગરના મુસ્લિમ સ્થાપત્યથી એ પ્રભાવિત થયા હતા તથા જૈન સાધુઓ પાસે જઈ એમણે જૈન ધર્મ વિશે અભ્યાસ કર્યો હતો. ત્યાંથી વઢવાણ થઈ એ લીંબડી ગયા હતા અને ત્યાંના ઠાકોરસાહેબના અતિથિ બન્યા હતા. બંને વચ્ચે પ્રેમગાંઠ બંધાઈ હતી. ભાવનગર અને સિહોર થઈ સ્વામીજી જૂનાગઢ ગયા હતા અને ત્યાંના વિખ્યાત દીવાન હરિદાસ દેસાઈ સાથે એ પ્રેમસાંકળે સંકળાઈ ગયા હતા. સ્વામીજીએ દીવાનજીને લખેલા તેર પત્રો એ બંનેનાં વ્યક્તિત્વો પર તેમજ એમની વચ્ચેના પિતાપુત્રવત્ સંબંધ પર વેધક પ્રકાશ નાખે છે. જૂનાગઢમાં એ છગનલાલ પંડ્યાને તથા મનસુખરામ

ત્રિપાઠીને પણ મળ્યા હતા. જૂનાગઢની મુલાકાત સ્વામીજીએ એક કરતાં વધારે વાર લીધી હતી.

ત્યાંથી સ્વામીજી સોમનાથ ગયા હતા. ભગ્નાવશેષો જોઈને એમના મનમાં શા વિચારો નહીં આવ્યા હોય? એ અવશેષો હિંદુ ધર્મની અને સમાજની દુર્બળતાના, છિન્નભિન્નતાના, પતિત દશાના પ્રતીક સમા એમને લાગ્યા હશે. એ સમાજને પુનઃ જાગ્રત કરવા માટે ભગીરથ પ્રયત્નની આવશ્યકતા પણ એમને સમજાઈ હોય. એ માટે શું કરવું? આ ગડમથલ એમના મનમાં ચાલી રહી હશે.

પછી સ્વામીજી કચ્છ-ભૂજ ગયા. પાછા જૂનાગઢ આવ્યા ને ત્યાંથી પોરબંદર ગયા. ત્યાં રાજ્યનો વહીવટ કરવા માટે અંગ્રેજ સરકારે મરાઠી વહીવટદાર નીમેલા. એ શંકર પાંડુરંગ પંડિત સંસ્કૃતના પ્રખર વિદ્વાન હતા અને ફ્રેન્ચ ભાષા જાણતા હતા. સ્વામીજી તેમના અતિથિ બન્યા. ત્યાં તેમણે વેદ વિશેની ઊંડી જાણકારી મેળવી. ફ્રેન્ચ ભાષા એ શીખ્યા અને પરદેશ જવાની પ્રેરણા મેળવી. ૧૮૯૩માં મળનારી શિકાગોની વિશ્વધર્મ પરિષદ વિશેની માહિતી એમને કદાચ જૂનાગઢથી મળી હોય – નડિયાદના વતની, પ્રસિદ્ધ સાક્ષર મણિલાલ નભુભાઈએ એ પરિષદ માટે બે નિબંધો મોકલાવ્યા હતા પણ, સમુદ્રોલ્લંઘનના નિષેધને તથા નાદુરસ્ત તબિયતને કારણે એ પોતે ત્યાં જવાના ન હતા અને દીવાનજી, છગનલાલ પંડ્યા વગેરે નડિયાદી મંડળી પાસેથી સ્વામીજીએ એ પરિષદ વિશે ઊડતી ખબર મેળવી હોય – તે પરિષદમાં ભાગ લેવા જવાનું બીજ સ્વામીજીના ચિત્તમાં રોપાયું. શંકર પંડિતે તેને પોષણ આપ્યું. સૌરાષ્ટ્ર છોડી દક્ષિણ તરફ જતાં સ્વામીજી નડિયાદમાં દીવાનજીને ઘેર ઊતર્યા હતા અને દીવાનજીના ભાઈઓનું આતિથ્ય પામ્યા હતા. ત્યાં એ મણિલાલને પણ મળ્યા હતા. વડોદરા, ખંડવા, મુંબઈ, પૂણે, મહાબળેશ્વર, બેલગામ એમ બધે ફરી સ્વામીજી માઈસોર ગયા હતા. મુંબઈથી પૂણે જતી વેળા એ લોકમાન્યના સહપ્રવાસી હતા અને પૂણેમાં તેમના યજમાન પણ લોકમાન્ય ટિળક જ હતા. પણ એમણે પોતાનું નામ કહ્યું ન હતું તેમ જ જાહેરમાં પ્રવચન આપવાની પણ ના પાડી હતી.

એમ દક્ષિણમાં ફરતાં એ ભારતને દક્ષિણતમ બિંદુએ, કન્યાકુમારીએ પહોંચ્યા. મંદિરથી થોડે દૂર દક્ષિણે આવેલા એક ખડક સુધી તરીને એ ગયા અને ત્યાં જઈ, ઉત્તરાભિમુખ બેસી એ ધ્યાનમાં ગરકાવ થઈ ગયા. એમને હિમાલયથી કન્યાકુમારી સુધીના ભારતવર્ષનું, એના પ્રાચીન ભવ્ય ઇતિહાસનું અને એના પતનકાળનું, એના ભાતીગળ પ્રજાજનોનું, રાય અને રંક વચ્ચેની ખાઈનું, સ્પૃશ્ય, અસ્પૃશ્ય વચ્ચેના ભેદનું, સ્ત્રીની હીન દશાનું, ધર્મને નામે ચાલતા ધતિંગનું... એમ ભારતની સર્વાંગીણ દશાનું દર્શન થયું. આ ગરીબાઈ, આ અસ્પૃશ્યતા, આ ભેદવૃત્તિ દૂર કરવી જ રહી; અજ્ઞાનાંધકાર ઉલેચવો જ રહ્યો; ધર્મ પર બાઝી ગયેલાં જાળાં દૂર કરવાં જ રહ્યાં; દેશના સુષુપ્ત આત્માને જાગ્રત કરવો જ રહ્યો. એમના અમેરિકા જવાના વિચારને પુષ્ટિ મળી. ત્યાં વેદાન્તનો બોધ આપવો અને ત્યાંથી નાણાં લઈ આવવાં ને દેશનો ઉદ્ધાર કરવો એમ એમણે નક્કી કર્યું. એમના મદ્રાસના શિષ્યોએ એમના પ્રવાસ માટે ફાળો એકઠો કર્યો તો, એ રકમ ગરીબોમાં વહેંચી દેવા સ્વામીજીએ જણાવ્યું, કારણ એમને 'આદેશ' મળ્યો ન હતો.

એ 'આદેશ' પણ મળ્યો. શ્રી રામકૃષ્ણ સમુદ્ર પર ચાલતા અને પોતાને બોલાવતા દેખાયા. પત્ર લખીને એમણે પૂજ્ય શારદામાનો આદેશ માગ્યો. આશીર્વાદ સાથે એ આદેશ પણ મળ્યો. પણ મદ્રાસથી જ અમેરિકાની વાટ પકડવાનો એમનો વિચાર બર આવે તે પહેલાં, એમના પરમ મિત્ર, ખેતડીના મહારાજાના મંત્રી સ્વામીજીને ખેતડી લઈ ગયા. કારણ? સ્વામીજીના આશીર્વાદથી મહારાજાને ત્યાં કુંવરનો જન્મ થયો હતો.

સ્વામીજીનો ખેતડીનો એક અનુભવ એમને ખૂબ બોધપ્રદ નીવડ્યો. પુત્રજન્મની ખુશાલી મનાવવા રાજાજીએ સંગીતનો જલસો ગોઠવ્યો હતો અને કોઈ ગાયિકાને બોલાવી હતી. જલસો શરૂ થવાને થોડી જ વાર હતી ત્યાં રાજાએ સ્વામીજીને બોલાવી લાવવા માણસ મોકલ્યો. સભાખંડની સાવ બાજુમાં જ આવેલા ઓરડામાંથી સ્વામીજીનો છણકાભર્યો અવાજ સંભળાયો: 'તારા મહારાજાને કહે કે અમે સંન્યાસીઓ આવી ગાયિકાઓના જલસામાં ન જઈએ...' સ્વામીજીના આ બોલ પેલી ગાયિકાએ પણ સાંભળ્યા. દ્રૌપદીએ કર્ણનું અપમાન કર્યું હતું તેના જેવું જ આ હતું અને એણે સુરદાસનું પદ – 'પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો...' ઉપાડ્યું. એ ગીતમાં ઉલ્લેખિત 'સમદષ્ટિ' શબ્દ સ્વામીજીને કાને પડ્યા તે ભેગા એ ઊઠ્યા, સભાખંડમાં આવ્યા અને પોતાનામાં સમદર્શિત્વ પ્રગટ કરવા માટે એ ગાયિકા પ્રત્યે આભારની લાગણી એમણે વ્યક્ત કરી.

ખેતડીથી નીકળી મુંબઈ જવા માટે એ આગગાડીમાં બેઠા. આબુરોડ સ્ટેશને, અચાનક ગુરુભાઈઓ બ્રહ્માનંદ અને તુરીયાનંદ મળી ગયા. સૌ ખૂબ પ્રસન્ન થયા. પોતાની અમેરિકા જવાની વાત કરતાં સ્વામીજીએ તુરીયાનંદને કહ્યું: 'હરિભાઈ

(પૂર્વાશ્રમનું નામ), આ પરિષદ આને માટે મળી રહી છે.' આમ બોલતી વેળા જોરથી હાથ છાતી પર ઠોક્યો હતો.

### વિશ્વધર્મ પરિષદમાં અને પશ્ચિમમાં

શિકાગોમાં મળનારી વિશ્વધર્મ પરિષદમાં જતા સ્વામીજી વિશે શું કહેવું તે કઠિન છે. મુંબઈથી પશ્ચિમનો માર્ગ પકડી, સુએઝની નહેર, ભૂમધ્ય સમુદ્ર અને એટલૅંટિક મહાસાગર ઓળંગી ન્યુયૉર્ક પહોંચવાનો સીધો અને ટૂંકો માર્ગ છોડીને, મુંબઈથી કોલંબો, સિંગાપુર, પિનાંગ, શાંઘાઈ, ટોકિયો થઈ પૅસેફિક મહાસાગર ઓળંગી, કૅનેડાના વાનકુવર બંદરે ઊતરી, લાંબો રેલવેપ્રવાસ કરી સ્વામીજી શિકાગો પહોંચ્યા હતા. બીજી વિચિત્રતા એ હતી કે એ પરિષદ ૧૮૯૩ના સપ્ટેમ્બરની ૧૧મીથી આરંભાતી હતી અને સ્વામીજી ત્યાં પહોંચ્યા હતા ૧૮૯૩ના જુલાઈને અંતે, પૂરા દોઢેક મહિના વહેલેરા. પણ ત્રીજી આઘાતજનક બાબત એ હતી કે કોઈ હિંદુ સંપ્રદાયે સ્વામીજીને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યા ન હતા કે ન તો સ્વામીજી જાતે, જરૂરી લવાજમ ભરી પરિષદના પ્રતિનિધિ થયા હતા. પરિષદમાંથી જાકારો મળે એ સ્વાભાવિક જ હતું વળી આ પરિષદને લઈને શિકાગોની હૉટેલો પણ મોંઘીદાટ થઈ ગઈ હતી અને ભારતમાં ખૂબ મોટી લાગતી રકમ ત્યાંને ધોરણે ચટણી સમાન હતી. વધારામાં, ખેતડીના મહારાજાએ અપાવેલાં રેશમી કપડાં, ત્યાંનાં ઠંડા હવામાન માટે જરાય અનુકૂળ ન હતાં. છાતી બેસી જાય એવી જ સ્થિતિ હતી. પણ આ વિવેકાનંદની છાતી હતી. એમ બેસે નહીં.

શિકાગો કરતાં બૉસ્ટન સોંઘું છે એમ જાણી એ બૉસ્ટન જવા રવાના થયા કેથરિન સેનબૉર્ન નામની મહિલા એમને આ પ્રવાસમાં મળી ગઈ – કદાચ વાનકુંવરથી શિકાગો આવતી વેળા પણ એ મળી હોય. એ સ્વામીજીને પોતાને ઘેર લઈ ગઈ. આ પરિસ્થિતિમાં પણ એમણે પોતાની હાસ્યવૃત્તિને જાળવી રાખીને ભારતના એક શિષ્યને લખેલા પત્રમાં લખ્યું કે, 'આ ગોઠવણ અમારે બંનેને માટે ફાયદાકારક છે. મારું હોટેલમાં રહેવાનું અને જમવાનું ખર્ચ બચે છે અને આ બાઈ પોતાનાં ઓળખીતાં-પાળખીતાંને ભારતથી આવેલો વિચિત્ર વેશધારી સાધુ બતાવે છે.'

પણ ત્યાં સ્વામીજીને અચાનક હાર્વર્ડ યુનિવર્સિટીના ગ્રીક સાહિત્ય સંસ્કૃતિના પ્રખ્યાત વિદ્વાન પ્રોફેસર જૉન રાઇટને મળવાનું થયું. પ્રો. રાઈટને ત્યાં સ્વામીજી ગયા અને બેએક દિવસ રોકાયા તેની રસિક કથા પ્રો. રાઇટનાં પત્નીએ પોતાની માતાને લખેલા વિસ્તૃત પત્રમાં આલેખાઈ છે. એ પ્રોફેસર સ્વામીજીને બરાબર પારખી શક્યા અને બોલ્યા: "સ્વામી, ધર્મ પરિષદ માટે તમારી પાસે અધિકાર પત્ર માગવો તે 'પ્રકાશવાનો તારો અધિકારપત્ર બતાવ' એમ સૂરજને કહેવા બરાબર છે." અને 'આપણા બધા પ્રોફેસરોની બધી વિદ્વત્તાના સરવાળા કરતાં આ સ્વામીની વિદ્વત્તા ચડિયાતી છે.' એમ ધર્મ પરિષદના વ્યવસ્થાપકોને લખી પ્રો. રાઇટે સ્વામીજી માટે એ પરિષદનાં દ્વાર ખોલી આપ્યાં એટલું જ નહીં પણ, બૉસ્ટનથી શિકાગોની રેલગાડીની ટિકિટ પણ લઈ આપી.

પણ સ્વામીજીએ રાતે અગિયાર વાગ્યે શિકાગો પહોંચતી રેલગાડી પસંદ કરી અને પ્રો. રાઇટે આપેલો પોતાના મિત્રના નામ-સરનામાનો કાગળ ખોઈ નાખ્યો. સ્ટેશને પડેલા ભારખાનાના ડબ્બામાં રાત પસાર કરી. બીજી સવારે એ બહાર નીકળ્યા. વિચિત્ર વેશ ને તે પણ ભારખાનાને લઈને મેલોઘેલો થઈ ગયેલો, બેઉ હાથમાં સામાનની ટ્રંક અને એ વિસ્તાર મુખ્યત્વે જર્મનભાષી લોકોનો. હેરાન થઈ, થાકી, કંટાળી એક ફૂટપાથ પર સામાન મૂકી, જાતને 'મા'ને હવાલે કરી સ્વામીજી ઊભા. રસ્તાની સામેની બાજુના ઘરની એક બારી ઊઘડી અને એક પ્રૌઢ વયની મહિલાની નજર સ્વામીજી ઉપર પડી. એ મહિલા તરત બહાર દોડી આવ્યાં અને સ્વામીજીને પોતાને ઘેર લઈ ગયાં. સ્વામીજીને સ્વસ્થ થવાની સગવડ આપી, એમનું ત્યાં આવવાનું પ્રયોજન એણે જાણી લીધું અને સ્વામીજીને નાસ્તો કરાવી એમને ધર્મપરિષદે પહોંચાડ્યા. શ્રીમતી હેયૂલનું ઘર સ્વામીજીનું અમેરિકાનું સરનામું બની ગયું. શ્રીમતી હેયૂલને એ 'મા' તરીકે જ સંબોધતા. એ કુટુંબ સાથે ઘરોબો બંધાઈ ગયો.

કશી જ તૈયારી વિના એ પરિષદમાં ગયેલા સ્વામીજીને બોલવાનું કહેવામાં આવતાં એ સંકોચાયા, પણ પછી એ ઊભા થયા અને પાંચ-સાત મિનિટ બોલ્યા. એ એમના પ્રથમ પ્રવચને જ એમને ખ્યાતનામ બનાવી દીધા. રોમાં રોલાંએ સ્વામીજીની જીભને tongue of flame – અગ્નિજિહ્વા કહી છે. એમાં અગ્નિની દાહકતા કરતાં પાવકતા ક્યાંય વધારે હતી. એ ધર્મપરિષદમાં સ્વામીજીએ આપેલાં પ્રવચનોએ એ પરિષદના અગ્રગણ્ય સંચાલક બેરોઝની બાજી ઊંધી કરી નાખી. બેરોઝ પાદરી હતા અને ધારતા હતા કે આ પરિષદ દ્વારા ખ્રિસ્તી ધર્મની સર્વોચ્ચતા સ્થાપી શકાશે. વિવેકાનંદના પહેલા પ્રવચને જ બેરોઝની એ માન્યતાના ગઢને જમીનદોસ્ત કરી નાખ્યો. કેટલાક વિચારશીલ અમેરિકનોને લાગ્યું કે ભારતમાં મિશનરીઓ મોકલવાની જરૂર નથી. બધા ધર્મોનો આદર કરવાની હિન્દુ ધર્મની વિશેષતા સ્વામીજીએ સદૃષ્ટાંત રજૂ કરી. કોઈ પણ એક ધર્મ બીજા ધર્મના કરતાં ચડિયાતો નથી

અને બધા ધર્મો એક જ ઈશ્વર પ્રતિ લઈ જાય છે તે વાત પર તેમણે ભાર મૂક્યો. 'માણસ પાપમાં જન્મે છે. એ ખ્રિસ્તી ધર્મની પાયાની માન્યતા પર જનોઈવઢ ઘા કરી, ઉપનિષદના શબ્દો ટાંકી લોકોને એમણે 'અમૃતસ્ય પુત્રાઃ' કહ્યા. સ્વામીજીનાં આઈરિશ શિષ્યા ભગિની નિવેદિતાના કહ્યા મુજબ, સ્વામીજીએ પ્રાચીન હિન્દુ ધર્મનો માત્ર પુનરુધ્ધાર જ કર્યો ન હતો. એનું નવસંસ્કરણ પણ કર્યું હતું.

વિશ્વધર્મ પરિષદમાંનાં સ્વામીજીનાં પ્રવચનોએ એમને જગવિખ્યાત બનાવ્યા હતા તો, કેટલાક ઝનૂની ખ્રિસ્તી મિશનરીઓના શત્રુ પણ બનાવ્યા હતા. વિશેષ દુઃખની બાબત એ હતી કે, સ્વામીજીના વડીલ જેવા બ્રાહ્મસમાજી નેતા પ્રતાપચંદ્ર મજુમદાર પણ સ્વામીજી પાસે ક્યાંય ઝાંખા પડી ગયા હતા અને સ્વામીજીને ઉતારી પાડવાના પ્રચારમાં એ પણ જોડાયા હતા. પણ, નવદસ વર્ષો પહેલાં, કેશવસેન, વિજય ગોસ્વામી અને બીજા કેટલાક બ્રાહ્મસમાજીઓ દક્ષિણેશ્વર ગયા હતા ત્યારે કેશવ, વિજય અને કેટલાક બ્રાહ્મસમાજીઓના ગયા પછી રામકૃષ્ણ અચાનક બોલી ઊઠ્યા હતાઃ 'કેશવમાં જો એક સૂર્યનો પ્રકાશ છે તો નરેનમાં અઢારનો છે.' આ સાંભળી ઊકળી ઊઠી નરેન્દ્ર બોલ્યા હતાઃ 'મહાશય, તમે આવું નાખી દેવા જેવું શું બોલો છો? ક્યાં જગપ્રસિદ્ધ કેશવ અને ક્યાં હું, એક નિશાળિયો.' પણ શિકાગોની વિશ્વધર્મ પરિષદમાંનાં સ્વામીજીનાં પ્રવચનોએ શ્રી રામકૃષ્ણની આ ભવિષ્યવાણી સાચી પાડી હતી. 'નરેન જગત ધ્રુજાવશે.' એમ ગુરુ બોલ્યા હતા અને નરેને તેમ કર્યું હતું.

૧૮૯૩ના જુલાઈના અંતથી ૧૮૯૬ના ડિસેમ્બરના અંત સુધી સ્વામીજી અમેરિકામાં અને ઇંગ્લંડમાં રહ્યા હતા તથા યુરોપના દેશોમાં ફર્યા હતા. એ દરમિયાન વિખ્યાત માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સ, ડૉ. જેમ્સ, હેરિયેટ મન્રો, એલ્લા વિલ્કોક્સ (બંને પ્રસિદ્ધ કવયિત્રીઓ), સારા બર્નહાર્ટ, માદામ કાલ્વે, ફ્રાન્સિસ લગેટ, સિસ્ટર ક્રિસ્ટીન જેવી અનેક અમેરિકન પ્રતિભાઓ અને ડૉ. ડોયૂસન, પંડિત મેક્સમૂલર, ગુડવિન, સેવિયર દંપતી માર્ગરેટ નોબલ જેવાં બ્રિટિશરો અને યુરોપવાસીઓ એમનાથી ઠીક ઠીક પ્રભાવિત થયાં હતાં. અહીં જે નામ આપ્યાં છે તેના કરતાં અનેક ગણાં નરનારીઓ એમના પ્રભાવ હેઠળ આવ્યાં હતાં. ૧૮૯૬ના ડિસેમ્બરમાં યુરોપમાં અત્રતત્ર ફરી, એ ૧૮૯૭ના જાન્યુઆરીની ૧૫મીએ કોલંબો બંદરે ઊતર્યા. સ્વામીજીના સ્વાગત માટે કોલંબો ગાંડું બન્યું હતું.

### ભારતમાં પુનરાગમન

કોલંબોમાં ભવ્ય સ્વાગત પામી, શ્રીલંકામાં કેટલાંક સ્થળોએ થઈ, સ્વામીજી નાવમાં બેસી પંબન આવ્યા. રામનદના મહારાજા સેતુપતિરાવ સ્વામીજીના શિષ્ય હતા અને શિકાગોમાં જગદ્‌ગુરુ તરીકે જાતને પ્રસ્થાપિત કરનાર પોતાના ગુરુનું ભારતભૂમિ પર પ્રથમ સ્વાગત કરનાર એ હતા. સ્વામીજીની ગાડીના ઘોડા છોડાવી એ મહાશય જાતે સ્વામીજીની ગાડી ખેંચવા લાગ્યા હતા. દક્ષિણ ભારતનાં વિવિધ સ્થળોએ થઈ સ્વામીજી આખરે મદ્રાસ – હાલના ચેન્નાઈમાં – આવ્યા. ચેન્નાઈવાસીઓ ગાંડાતુર બન્યા હતા. સ્ટેશનથી સ્વામીજીના ઉતારા સુધીનો માર્ગ સત્તર કમાનોથી, લખાણોથી અને ધજાપતાકાઓથી શણગારવામાં આવ્યો હતો.

ત્યાં સ્વામીજીનું રોકાણ જરા લાંબું હતું. એમણે ચાર પ્રવચનો આપ્યાં હતાં. અને એમાંના પ્રથમ પ્રવચન, 'મારી સમરયોજના' – My Plan of Campaign – માં એમણે પોતાની કાર્યપ્રણાલી જાહેર કરી હતી. સદીઓથી સુષુપ્ત દેશને ઢંઢોળીને જગાડવો, તેમાં નવા પ્રાણ ફૂંકવા. તેને યોગ્ય પથ પર મૂકવો તે કાર્ય ભગીરથના કાર્ય કરતાંયે વધારે મહાન હતું. દેશની ગુલામ દશાના, અંગ્રેજોની જોહુકમીના અને તેમની આર્થિક ચૂસણનીતિના ઉલ્લેખો સ્વામીજીએ પશ્ચિમમાં પણ કર્યા હતા તે છતાં એમની દૃષ્ટિ સમક્ષ માત્ર રાજકીય મુક્તિ ન હતી. ભારતના આત્માને ઢંઢોળી એને સ્વામીજી ચેતનવંતો બનાવવા ચાહતા હતા. એ આત્મા જાગ્રત થયો કે તેની નજરે બધી સામાજિક ઉચ્ચનીચતા, સ્પૃશ્ય-અસ્પૃશ્યના ભેદ, શિક્ષણ પ્રત્યેની ઉદાસીનતા, સ્ત્રીઓનું હલકું સ્થાન, આર્થિક અવદશા, રાજકીય પરતંત્રતા... બધું જ એ આત્માની દૃષ્ટિ સમક્ષ તરી આવવાનું. સદીઓથી સુષુપ્ત એ આત્માને સ્વામીજી જગાડવા ચાહતા હતા. મદ્રાસમાંનાં ચારેય પ્રવચનોમાં સ્વામીજીનું આ પ્રવચન પ્રેરણાના અમૃતથી છલકાય છે.

પંબનથી મદ્રાસ સુધીના પ્રવાસે, અનેક સ્થળોએ આપેલાં પ્રવચનોએ, એમની રેલગાડીને થંભાવીને લોકોની દર્શનની માગણી વેળાકવેળા સંતોષીને સ્વામીજી ખૂબ થાકી ગયા હતા એટલે મદ્રાસથી આગબોટમાં બેસી કોલકાતા ગયા. કોલકાતા સ્વામીજીની જન્મભૂમિ. પોતાના પનોતા પુત્રના સ્વાગતમાં એ કંઈ પાછળ રહે ?

સ્વામીજીના અને એમની સાથે આવેલી એમની પાશ્ચાત્ય શિષ્યમંડળી માટે કોઈ સરસ જગ્યાએ વ્યવસ્થા કરવામાં આવી હતી પણ, સ્વામીજીને પોતાના ગુરુભાઈઓ

સાથે આલમબજારમાં ખસેડાયેલા મઠમાં રહેવામાં, બધા પાશ્ચાત્ય વાઘા તજી, સંન્યાસીવેશે, મુંડિત કેશે અને અડવાણે પગે રહેવામાં સ્વામીજીને ખૂબ આનંદ આવતો હતો.

એમની સાથે ઇંગ્લંડથી આવેલાં સેવિયર દંપતીએ હિમાલય પ્રદેશના પ્રશાંત વાતાવરણમાં, આલમોડાથીયે કેટલેક અંતરે અદ્વૈત આશ્રમની સ્થાપના કરી હતી. દોઢ-બે મહિનાના અવિરત પરિશ્રમે, પશ્ચિમમાંથી જ નબળી તબિયત લઈને આવેલા સ્વામીજીની તબિયતને ખૂબ ઢીલી કરી નાખી હતી અને સ્વામીજીને દાર્જિલિંગ જવું પડ્યું હતું. પરંતુ એમનું જીવનકાર્ય એમને સાદ પાડી રહ્યું હતું અને ઉનાળો હોવા છતાં, ભેજવાળી હવા સદતી ન હોવા છતાંય સ્વામીજી ફરી કોલકાતા આવ્યા અને ૧૮૯૭ના મેની ૧લી તારીખે ઠાકુરના ભક્ત બળરામ બસુને ઘેર ઠાકુરના સંન્યાસી શિષ્યોની અને ભક્તોની સભા બોલાવી, રામકૃષ્ણ મિશનની તેમણે સ્થાપના કરી. સ્વામીજીના કેટલાક નિકટના સાથીઓને તેમાં ખ્રિસ્તી મિશનોનું અનુકરણ લાગ્યું અને એમણે વિરોધ પણ કર્યો. પણ સ્વામીજીએ ખૂબ ભાવપૂર્વક કરેલી કેટલીક વાતોને લઈને એ વિરોધ શમી ગયો. સ્વામીજી અમેરિકા હતા ત્યારે જ પોતાના એક ગુરુભાઈ ગંગાધર – સ્વામી અખંડાનંદને લખેલા એક પત્રમાં, પ્રાચીન ઔપનષદિક મંત્ર – 'માતૃદેવો ભવ...' માં અદ્ભુત ઉમેરણ કર્યું હતું: 'દરિદ્ર દેવો ભવ, મૂર્ખ દેવો ભવ' અને દરિદ્રોની તથા મૂર્ખો – નિરક્ષરોની સેવા કરવા પર તેમણે ભાર મૂક્યો હતો. 'દરિદ્રનારાયણ' શબ્દ સ્વામીજીએ આપેલો છે અને ગાંધીજીએ એનો બહોળો પ્રચાર કર્યો છે. અખંડાનંદ ત્યારે પણ પોતાની રીતે સેવાકાર્ય કરી રહ્યા હતા અને ૧૮૯૭ની ૧લી મેએ રામકૃષ્ણ મિશનની સ્થાપના થયા પછી તરત જ દુષ્કાળનિવારણના સેવાકાર્યનો આરંભ એ કરવાના હતા. મિશનના એ સેવાકાર્યનો એમણે આરંભ કર્યો ત્યારે, એમના ખિસ્સામાં મૂડી હતી ચાર આનાની.

આ સેવાધર્મ પાછળની પ્રેરણા શ્રી રામકૃષ્ણની જ હતી એ જાણી કદાચ નવાઈ લાગશે. દક્ષિણેશ્વરમાં પોતાના શિષ્યોને એ વૈષ્ણવ ધર્મની સમજ આપી રહ્યા હતા. એ ધર્મ અનુસાર સર્વ જીવોની સેવા કરવાનું એમણે કહ્યું. પણ આટલું દયા દાખવીને કહેતાંમાં એ સમાધિમાં સરી પડ્યા અને થોડીવાર પછી બાહ્ય ભાન આવતાં બોલ્યાં. 'હત્ સાલા! સેવા કરનાર તું કોણ? જીવોની એમ જ સેવા નહીં પણ, શિવજ્ઞાને જીવસેવા' અર્થાત્ 'બધા જીવો શિવસ્વરૂપ છે એમ જાણી તેમની સેવા કરવી.' ઠાકુરના બોલ સાંભળીને નરેન્દ્રનાથ નાચી ઊઠ્યા હતા. આ બોલ મિશનનો પાયાનો મંત્ર બન્યો હતો.

સ્વામીજીનું શરીર રોગગ્રસ્ત થઈ ગયું હતું. એ પ્રવાસ કરતા રહેતા હતા, મઠને માટે સ્વતંત્ર, સગવડવાળું મકાન ઊભું કરવાની તજવીજ કરતા હતા, મઠમાં જોડાતા નવયુવાનોનું ઘડતર પણ કરતા રહેતા હતા આ પ્રવાસ દરમિયાન લાહોરમાં વેદાન્ત ઉપર સ્વામીજીએ અદ્ભુત પ્રવચન આપ્યું હતું.

રામકૃષ્ણ મઠને આલમબજારની સાંકડી જગ્યાએથી, ગંગાને સામે કાંઠે આવેલા બેલુડમાં નીલાંબર મુખરજીના ઉદ્યાનગૃહમાં ખસેડવામાં આવ્યો હતો. અને ત્યાં બેલુડમાં જ સ્વામીજીની એક અમેરિકન શિષ્યાની આર્થિક સહાયથી વિશાળ જમીનનો ટુકડો ખરીદવામાં આવ્યો હતો અને તરત જ તેની ઉપર બાંધકામનું મંડાણ કરવામાં આવ્યું હતું. સાધુઓને રહેવાલાયક થોડા ઓરડાઓ અને શ્રી રામકૃષ્ણનું મંદિર તૈયાર થઈ જતાં, નીલાંબર મુખરજીના ઘરથી શોભાયાત્રા કાઢવામાં આવી હતી. સૌથી આગળ ચાલતા હતા સ્વામીજી. પોતાને મસ્તકે એમણે શ્રી રામકૃષ્ણના અવશેષોનો કળશ – સ્વામીજીના શબ્દોમાં, 'આત્મારામનો કળશ' મૂક્યો હતો અને આનંદવિભોર બની, નૃત્યમાં મસ્ત બની પંથ કાપી રહ્યા હતા. સાથે ગુરુભાઈઓ હતા, નવા શિષ્યો હતા, ભક્તો હતા. એ મંદિરના પર્યાવરણમાં સર્વધર્મ-સમભાવનો, સમન્વયનો, સંવાદિતાનો અસ્ફુટ ધ્વનિ સતત ઊઠ્યા કરે છે. એ કોઈ સાંપ્રદાયિક મંદિર નથી. ત્યાં કોઈને નિષેધ નથી. બધા ધર્મોના, સંપ્રદાયોના, દેશદેશના લોકો ત્યાં આવે છે અને પાવન થઈને બહાર નીકળે છે.

### ફરી પશ્ચિમમાં

ઈ. સ. ૧૮૯૬થી જ લંડન અને ન્યૂયોર્કમાં વેદાન્ત કેન્દ્રો કાર્યરત હતાં. વેદાન્તના વિશેષ પ્રચાર માટે, જૂના મિત્રોને મળવા માટે સ્વામીજી ફરીથી ૧૮૯૯ની ૨૦મી જૂને કોલકાતાથી જ આગબોટમાં બેઠા. એમની સાથે એમના ગુરુભાઈ સ્વામી તુરીયાનંદ અને ભગિની નિવેદિતા હતાં ચોમાસું બેસી ગયું હતું અને હિંદી મહાસાગરના બે હાથ જેવા બંગાળના ઉપસાગર અને અરબી સમુદ્રમાં દરિયો ખૂબ અશાંત હતો. તુરીયાનંદને દરિયો ચડ્યો હતો. વિવેકાનંદ દરિયાની અસરથી મુક્ત હતા. તોફાની સાગરને લઈને, રાતા સમુદ્રમાં પહોંચતાં સુધીનો આગબોટનો પ્રવાસ લંબાયો હતો. એ પ્રવાસ નિવેદિતા માટે તરતી તક્ષશિલા સમો હતો. જ્યાંથી સ્ટીમર પસાર થતી હોય તે દેશનાં પ્રાચીન ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ આદિના સ્વામીજી જાણે જીવંત જ્ઞાનકોશ હતા. ઇંગ્લેન્ડમાં થોડું રોકાઈ, મંડળી ન્યુયોર્ક પહોંચી. નાદુરસ્ત

તબિયતને લઈને એ ઇંગ્લંડમાં પ્રવચનો કરી શક્યા ન હતા.

ન્યૂયોર્કના સ્વામીજી સ્થાપિત વેદાન્તકેન્દ્રનું સંચાલન, સ્વામીજીના ગુરુભાઈ અભેદાનંદ કરતા હતા. એમને પણ સાથે લઈ, સ્વામીજીની મંડળી સ્વામીજીના પરમ મિત્ર ફ્રાન્સિસ લગેટને ત્યાં ગઈ. કેટ્સકિલના પહાડી પ્રદેશમાં, ૧૩૦ એકરની જમીન ઉપર 'રિજલી મેનર' નામે ઓળખાતા ફાર્મહાઉસમાં લગેટનું પ્રેમાળ આતિથ્ય સ્વામીજીએ અને એમની મંડળીએ માણ્યું.* પછી સ્વામીજી સીધા પશ્ચિમમાં કેલિફોર્નિયા રાજ્યમાં ગયા. ત્યાં સાનફ્રાન્સિસ્કો, લોસ એન્જેલિસ વગેરે સ્થળોએ એમણે વેદાન્તનો પ્રચાર કર્યો અને વેદાન્ત–કેન્દ્રોની સ્થાપના પણ કરી. સ્વામીજીની સાથે ગયેલા તુરીયાનંદ સાનફ્રાન્સિસ્કો જ રોકાઈ ગયા હતા. નિવેદિતાનો ત્યાં જવાનો હેતુ હતો પોતે ૧૮૯૮માં કોલકાતામાં સ્થાપેલી શાળા માટે ફંડ ભેગું કરવાનો. પણ સ્વામીજીની તબિયત લથડતી જતી હતી. દમ, મધુપ્રમેહ, જળોદર જેવાં દર્દો પોતાનાં મૂળ વધારે ને વધારે ઊંડાં નાખતાં જતાં હતાં. ૧૮૯૯ના ડિસેમ્બરની ૩જીથી ૧૯૦૦ના ફેબ્રુઆરીની બીજી સુધી સ્વામીજી દક્ષિણ કેલિફોર્નિયામાં રોકાયા. ત્યાં એમણે લોસ એન્જેલિસમાં અને પાસાડેનામાં પ્રવચનો આપ્યાં હતાં. એ ગાળા દરમિયાન શ્રીમતી હેન્સબ્રાઉએ એમનાં મંત્રી તરીકે જવાબદારી બજાવી હતી. એપ્રિલ, ૧૯૦૦માં સ્વામીજીએ સાનફ્રાન્સિસ્કોમાં વેદાન્ત સોસાયટીની સ્થાપના કરી હતી. 'બે કૂતરાઓ બાઝતા હોય અને હું ત્યાં જઉં તો હું પણ પક્ષકાર બની જઉં પણ, મારા ઓરડામાંથી શાંતિથી એ લડાઈ હું જોતો હોઉં તો, હું કેવળ સાક્ષી જ રહું. આમ સાક્ષીભાવે રહેતાં શીખો.' આમ એ પ્રબોધતા.

સ્વામીજી કેલિફોર્નિયા હતા એ કાળ દરમિયાન જ એમને પોતાના મૃત્યુનો અંદેશ આવી ગયો હતો. 'મારી જીવનનૌકા પ્રશાંત બંદર નજીક જઈ રહી છે ને ત્યાંથી એ કદી પાછી ફરવાની નથી.' – આમ એમણે પોતાનાં એક અનન્ય અમેરિકન મિત્ર, શિષ્યા અને સહાયક કુ. મેકલેઓડને લખ્યું હતું. એ હવે પોતાનું હંસગાન ગાઈ રહ્યા હોય એમ લાગતું હતું.

કેલિફોર્નિયામાં સ્વામીજીએ આરંભમાં દક્ષિણ ભાગમાં લોસ એન્જેલિસમાં અને પાસાડેનામાં વેદાન્ત પ્રચારનું કાર્ય કર્યું. ત્યાં એમને શ્રીમતી હેન્સબ્રાઉ જેવાં સમજદાર અને સેવાભાવી મિત્રો મળ્યાં હતાં. ૧૮૯૯ના ડિસેમ્બરના આરંભથી માંડી ૧૯૦૦ના ફેબ્રુઆરીના અંત સુધી, ત્રણેક માસ એમણે કેટલાંક પ્રવચનો આપ્યાં હતાં. જે ઘરમાં એ રહેતા હતા એ શ્રીમતી હેન્સબ્રાઉનું ઘર, પ્રમાણમાં નાનું હોવા છતાં, દક્ષિણ કેલિફોર્નિયાની વેદાન્ત સોસાયટીએ એને યથાવત્ જાળવી રાખી, સ્વામીજીની સ્મૃતિને જીવંત રાખી છે.

પછી ઉત્તરમાં સાનફ્રાન્સિસ્કો જઈ ત્યાં, ૧૯૦૦ના એપ્રિલમાં, વેદાન્ત સોસાયટીની સ્થાપના કરી. એમની વક્તૃત્વછટાથી અને એમના મોહક વ્યક્તિત્વથી લોકો ખૂબ પ્રભાવિત થયા હતા. 'તને તારી આંખો દેખાય છે?' એક છોકરાને એમણે પૂછ્યું હતું. 'અરીસામાં જોઉં તો દેખાય છે.' જવાબ હતો. સ્વામીજી કહે: 'ઈશ્વર આંખો જેટલો જ સમીપ છે. એ આપણો જ છે, ભલે દેખાતો ન હોય.'

૧૯૦૦ની ૩૦મી મેએ એમણે કેલિફોર્નિયા છોડ્યું અને પૂર્વ તરફ વળ્યા. માર્ગમાં એ પોતાની પ્રાગટ્યભૂમિ શિકાગો રોકાયા હતા. હેય્લ કુટુંબે એમને પ્રથમ આશરો આપ્યો હતો તેને અલવિદા કર્યા વિના સ્વામીજી કેમ રહી શકે? માતાની માફક પોતાનું ધ્યાન રાખનાર શ્રીમતી મેરીને પત્રોમાં એ 'મધર' તરીકે જ સંબોધતા અને એમની બે પુત્રીઓ સ્વામીજીની ભગિનીઓ હતી. એમની સાથેનો પત્રવ્યવહાર મીઠાશથી નીતરે છે. પોતાની બે લાડકી બહેનોને થોડું ચીડવવાની ભાઈની વૃત્તિ, નિર્ભયતા, માર્ગદર્શન અને કવિત્વશક્તિ – કેટલાક પત્રો કાવ્યરૂપે લખાયેલા છે – ઇ. ગુણોનાં દર્શન થાય છે. આ વેળા શિકાગો છોડતાં, એ કુટુંબના પ્રેમથી સ્વામીજી એટલા પ્રેમપ્રવણ બની ગયા હતા કે એક રાત એ ઊંઘી શક્યા જ ન હતા. માત્ર કેય્લ કુટુંબથી જ નહીં પણ બીજાં અમેરિકન મિત્રોથી, સંબંધીઓથી અને ભક્તોથી. આ અંતિમ વિદાય છે એમ એમનું હૈયું એમને કહેતું હતું.

ન્યૂયોર્ક આવી, ત્યાંથી ગુરુભાઈ તુરીયાનંદને કેલિફોર્નિયાનું કામ ચાલુ રાખવા અને આગળ વધારવા એમણે પશ્ચિમ તરફ રવાના કર્યા. ન્યૂયોર્કમાં દોઢેક માસ રોકાઈ ૧૯૦૦ની ૨૬મી જુલાઈએ પૅરિ(સ) આવવા એ રવાના થયા. ત્યાં, ૨૬મી જુલાઈની ધર્મોના ઇતિહાસને લગતી પરિષદમાં

* સો વર્ષ પુરાણા એ મકાનમાં કેટલાક ફેરફારો થયા જ છે પણ, સ્વામીજીનો ઓરડો, એ વાપરતા હતા તે રાચરચીલું યથાવત્ જાળવી રાખવામાં આવ્યું છે. લગેટના વંશજોએ, એ મકાનમાં સ્વામીજીના નિવાસની શતાબ્દી નિમિત્તે એ મકાન ભેટ આપી દીધું છે અને આજે ત્યાં મઠનું કેન્દ્ર ચાલી રહ્યું છે.

ફ્રેન્ચમાં પ્રવચનો આપી, પાંચ પાશ્ચાત્ય મિત્રો સાથે એ ભારત આવવા રવાના થયા. એમાંનાં કુ. મેકલેઓડ અને માદામ કાલ્વે સાથે સ્વામીજીને ખૂબ નિકટનો પરિચય હતો. બંને ભારત જ આવતાં હતાં. એ મંડળીએ પૅરિસથી વિયેના થઈ એથેન્સ સુધીનો પ્રવાસ રેલગાડીમાં કર્યો હતો અને ત્યાંથી દરિયાઈ માર્ગે એ લોકો કાહિરો ગયાં હતા. બધાં નિરાંતથી ફરતાં હતાં. અચાનક સ્વામીજીને કશુંક અમંગળ બનવાની આગાહી થઈ અને સ્ટીમર પકડી એ તરત જ મુંબઈ આવવા રવાના થયા અને મુંબઈ ઊતરી, તે જ દહાડે તેમણે કોલકાતાની ગાડી પકડી. બે દહાડાના પ્રવાસ પછી, સાંજે એ હાવડા ઊતર્યા અને સીધા બેલુડ મઠ ગયા.

### સરિતાનું સમુદ્રગમન

૧૯૦૦ના ડિસેમ્બરની ૯મીએ સાંજે, કશા ખરખબર આપ્યા વગર એ બેલુડ મઠ પહોંચ્યા ત્યારે બધા વાળુ કરતા હતા. સ્વામીજી સીધા પાટલે જ બેઠા. મઠમાં આનંદની ભરતી આવી ગઈ. પછી એમને ખબર આપવામાં આવ્યા કે, માયાવતીમાં કૅપ્ટન સેવિયર થોડા જ દિવસ પહેલાં અવસાન પામ્યા છે. શ્રીમતી સેવિયરને આશ્વાસન આપવા એ ૨૭મી ડિસેમ્બરે માયાવતી જવા રવાના થયા.

આકરી ઠંડીની ઋતુ અને પગની કેડી પર હિમ છવાઈ ગયેલાં. સ્વામીજીએ પોતાના આવવા બાબતનો મોકલાવેલો સંદેશો પણ માયાવતી પહોંચ્યો ન હતો. અતિશય હેરાનગતિ ભોગવી, પોતાનાં માતા સમાન શ્રીમતી સેવિયર પાસે એ ગયા. એ મહિલાને સ્વામીજી જ આશ્વાસન આપી શકે. ૨૪મી જાન્યુઆરીએ એ બેલુડ મઠ પાછા ફર્યા.

પોતાની કથળતી જતી તબિયત છતાં, આગ્રહભર્યાં નિમંત્રણોને સ્વીકારી, ૧૯૦૧ની ૨૮મી માર્ચે સ્વામીજી પૂર્વ બંગાળ (આજના બાંગ્લાદેશ) ગયા. એમની સાથે એમનાં માતા ભુવનેશ્વરી પણ હતાં. એ વયોવૃદ્ધ માતાને સ્વામીજી એ તરફનાં તીર્થોની યાત્રા કરાવવા માગતા હતા. ઢાકામાં એમણે બે જાહેર પ્રવચનો આપ્યાં હતાં. એમની મુલાકાત લેનારાઓનો પાર નહોતો. યુવાનોનાં કંગાળ શરીર જોઈને એમણે કહ્યું હતું. 'ભગવદ્ગીતા કરતાં ફૂટબૉલ વડે તમે ભગવાનને સહેલાઈથી પામી શકશો.'

પૂર્વ બંગાળમાં કેટલાંક સ્થાનોએ ફરી, માતાને તીર્થદર્શન કરાવી તથા ગંગા-બ્રહ્મપુત્રના સંગમે સ્નાન કરાવી સ્વામીજી એકદમ પૂર્વમાં કામાખ્યા અને શિલોંગ ગયા હતા. શિલોંગમાં એમને દમનો ભયંકર ઊથલો આવ્યો હતો અને સ્વામીજીને ભયંકર પીડા ઊપડી હતી. ત્યાં પોતાની જાતને કહેતાં એ સંભળાયા હતા: 'ચિંતા શાની? પંદરસો વર્ષ ચાલે એટલું મેં આપ્યું છે.' અંતે એક પાશ્ચાત્ય શિષ્યને એમણે કહ્યું હતું: 'અહીં બેલુડમાં પ્રગટ થયેલી આધ્યાત્મિકતાની અસર પંદરસો વર્ષ રહેશે. અહીં એક મહાન વિદ્યાપીઠ થશે. આ મારી કલ્પના છે એમ ના માનશો. મને એ સ્પષ્ટ દેખાય છે.' આ હતું એમનું આર્ષદર્શન.

તબિયત ખૂબ નાજુક રહેતી હોવા છતાં, મઠમાં જોડાતા યુવાન બ્રહ્મચારીઓનું અને સંન્યાસીઓનું ઘડતર ચાલુ જ હતું. મઠના અંતેવાસીઓ માટે એમણે નિયમો ઘડ્યા હતા અને એમનું પાલન ચુસ્તપણે કરવામાં આવતું. મઠ પાઠશાળા પણ હતો અને સ્વામીજી વેદાન્ત તથા પાણિનિ વ્યાકરણ ભણાવતા. એક વાર મઠનાં જાજરૂ સાફ કરવાવાળો બેત્રણ દિવસ નહીં આવતાં, સવારે ચાર વાગ્યે સ્વામીજી જાતે સંડાસ સફાઈમાં લાગી ગયા અને એ ખબર પડતાં ત્યાં દોડી આવનાર કોઈને એ કામ નહીં આપતાં સ્વામીજીએ જાતે જ જાજરૂને અરીસા જેવાં ચકચકિત કર્યાં હતાં.

૧૯૦૧ના અંતમાં જાપાની કલાકાર ઓકાકુરા અને બૌદ્ધ સાધુ રેવ. ઓડા સ્વામીજીને જાપાનનું નોતરું દેવા આવ્યા હતા. લથડતી જતી તબિયતને કારણે સ્વામીજી એ સ્વીકારી શક્યા નહીં પણ એ જાપાની અતિથિઓ સાથે એ બોધગયા અને વારાણસી ગયા. વારાણસીના મહારાજાએ સ્વામીજીને વારાણસીમાં મઠ ઊભો કરવા દાન આપ્યું અને એ દાનમાંથી 'રામકૃષ્ણ સેવાશ્રમ' – રામકૃષ્ણ હોમ ઑવ્ સર્વિસ – ની સ્થાપના કરી. બધું આટોપી, સ્વામીજી ૭મી માર્ચ, ૧૯૦૨ના રોજ બેલુડ પાછા આવ્યા.

થોડા દહાડા પછી, બેલુડ મઠમાં એક દિવસે વ્યાયામવીરોને ભગિની નિવેદિતા ઇનામો આપી રહ્યાં હતાં અને સ્વામીજીની બાજુમાં ઊભાં રહીને કુ. મેકલેઓડ, સ્વામીજીના શયનખંડમાંથી એ નીરખી રહ્યાં હતાં. અચાનક સ્વામીજી બોલ્યા: 'હું ચાળીસમું વર્ષ જોવાનો નથી.' કુ. મેકલેઓડ કહે: 'પણ સ્વામી, બુદ્ધે પોતાનું કાર્ય ચાળીસ વર્ષ અને એંશીની વચ્ચેના ગાળામાં કર્યું હતું.' 'પણ મેં મારો સંદેશ આપી દીધો છે, મારે જવું જોઈએ' સ્વામીજી બોલ્યા. એમણે પૂછ્યું: 'શા માટે?' અને સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'એક વિશાળ વૃક્ષ નાનાં વૃક્ષોને પાંગરવા નહીં દે. બીજાઓ માટે જગ્યા કરવા મારે જવું જ જોઈએ.'

'આજે મંદિરમાં પૂજા હું કરીશ.' એમણે એક દિવસે જણાવ્યું. મઠવાસીઓને જિજ્ઞાસા થઈ અને એ લોકો પૂજા સમયે મંદિરમાં ગયા. આસને બેસીને, નિત્યક્રમ અનુસાર સ્વામીજી ધ્યાનમાં બેઠા. બધા મઠવાસીઓ પણ ધ્યાનસ્થ થયા. કેટલોક સમય વીત્યા બાદ સ્વામીજી ઊભા થયા અને પૂજા માટેની ફૂલછાબ હાથમાં લઈ, દરેક પુષ્પને ચંદનવાળું કરી એ સૌને મસ્તકે મૂકવા લાગ્યા.

આ કાર્ય તો રૂઢિ વિરુદ્ધનું! ભગવાનને ચડાવવાનાં પુષ્પો સ્વામીજી પોતાના શિષ્યોને મસ્તકે ચડાવે? આમ કર્યા પછી વધેલાં ફૂલો સ્વામીજીએ ઠાકુરની છબીને અર્પણ કર્યાં. પછી બીજા સૌને મંદિરમાંથી બહાર જવાનું કહી, દરવાજો વાસી સ્વામીજીએ ઠાકુરને ભોગ ધરાવતાં કહ્યું: 'લે, દોસ્ત ખા.' પછી એ મંદિરમાંથી બહાર આવ્યા. એમનાં નયનો ચણોઠી જેવાં લાલચોળ હતાં.

પરંતુ શિષ્યોને મસ્તકે ફૂલ મૂક્યાં ત્યારે સ્વામીજીએ શિષ્યોનું પૂજન કર્યું ન હતું. એ પુષ્પો તો ઠાકુરચરણે મુકાતાં હતાં અને એ ક્રિયા દ્વારા, સૌ શિષ્યોમાં એ ઠાકુરનું આરોપણ કરતા હતા. સૌમાં દિવ્ય ભાવ જગાડી રહ્યા હતા. સૌમાં નિહિત વિશિષ્ટ શક્તિને એ જગાડી રહ્યા હતા. બીજી એક વાર મઠના પ્રાંગણમાં આંબાના ઝાડ નીચેની કંતાનની ખાટલી ઉપર સ્વામીજી બેઠા. પ્રાંગણમાં વાળવા-ઝૂડવાનું અને એવું બીજું કામ સૌ કરી રહ્યા હતા. અચાનક સ્વામીજીની દૃષ્ટિમાં પરિવર્તન આવી ગયું. ક્યાંક પાર જોતા હોય એવી દૃષ્ટિ સાથે અચાનક એ પોકારી ઊઠ્યા: ''બ્રહ્મને શોધવા તમે ક્યાં ભટકશો? એ સૌ જીવોમાં ઓતપ્રોત છે. એ અહીં, અહીં જ દૃશ્યમાન છે...' એ હસ્તામલકવત્ છે.'' સૌનાં કામકાજ થંભી ગયાં અને પૂતળાંની જેમ સૌ ઊભાં રહી ગયાં. સ્વામીજીના ગુરુભાઈ પ્રેમાનંદ સમાધિમાં સરી પડ્યા. આમ, પંદરેક મિનિટ ચાલ્યું. પછી સ્વામીજીએ પ્રેમાનંદને કહ્યું: 'હવે કામે લાગો.' સ્વામીજીની આ શક્તિ અનુભવી સૌ સ્તબ્ધ બની ગયા.

ચોથી જુલાઈનો દિવસ ઊગ્યો. રોજના કરતાં સ્વામીજી ખૂબ વહેલા ઊઠ્યા. મંદિરમાં ધ્યાન કરવા ગયા. જાણે માંદા જ નથી. ફળ, ચા-દૂધ વગેરે લીધું. આઠ વાગ્યે એ ફરી ધ્યાન માટે મંદિરમાં ગયા. ૧૧.૦૦ વાગ્યા સુધી ધ્યાન ચાલ્યું. સૌને આશ્ચર્ય થયું. પોતે જ લખેલું કાલીનું ગીત ગાતા એ બહાર આવ્યા. પ્રાંગણમાં થોડાક આંટા માર્યા. એ અંતર્મુખી બની ગયા દેખાતા હતા. જાણે કોઈ દૂરના દેશમાં વિહરી રહ્યા હોય.

બીજે દિવસે કાલીપૂજા કરવાનું એમણે જાહેર કર્યું. એ માટેની જરૂરી સામગ્રી આણી તૈયારી રાખવા એમણે બોધાનંદને કહ્યું. શુકલ યજુર્વેદની નકલ મંગાવી અને એક શ્લોકના અર્થની ચર્ચા કરી. ચર્ચા કરતાં એમણે સુષુમ્ણાનો ઉલ્લેખ કર્યો. બપોરે બધા સાધુઓ સાથે આનંદથી જમ્યા. માત્ર પંદર મિનિટના આરામ પછી એમણે લઘુ કૌમુદી – સંસ્કૃત વ્યાકરણ – ભણાવવાનું શરૂ કર્યું. બપોરના એકથી ચાર વાગ્યા સુધી વર્ગ ચાલ્યો. વ્યાકરણના વર્ગમાં પણ હાસ્યની છોળો ઊડતી જ હોય.

સાડા ચાર વાગ્યે સ્વામીજીએ થોડું પાણી પીધું અને એક પ્યાલો ગરમ દૂધ લીધું. પછી ગુરુભાઈ પ્રેમાનંદ સાથે એક માઈલને અંતરે આવેલી બેલુડ ગામની બજારે ગયા અને પૂરા એક કલાક પછી મઠમાં પાછા આવ્યા. મઠમાં એમણે સાથીઓ સાથે વાતો કરી અને મચ્છરોના ત્રાસથી બચવા માટે જે જે સાધુની મચ્છરદાનીઓ ફાટી ગઈ હોય તેમને સ્થાને નવી લાવવાનું કહ્યું. સાડા છ વાગ્યે કેટલાક સાધુઓ ચા પીતા હતા તેમની પાસે જઈ ચાની માગણી કરી અને એમની સાથે ચા માણી. સાત વાગ્યે આરતીનો ઘંટારવ થતાં એ પોતાને ઓરડે ગયા અને ત્યાં જઈ, ગંગાભિમુખ બેસી, માળા કરવા લાગ્યા. પોતાના સહાયક બ્રજેન્દ્રને ત્યારે ઓરડાની બહાર કાઢી મૂક્યો હતો. આશરે આઠ વાગ્યે, એને અંદર બોલાવી પોતે માળા હાથમાં રાખીને જ આડા પડ્યા અને બ્રજેન્દ્રને પોતાને પંખો નાખવા કહ્યું. થોડી વાર પછી પંખો નાખવાનું બંધ કરી પોતાના પગ દબાવવા સ્વામીજીએ બ્રજેન્દ્રને કહ્યું. થોડી વેળા પછી એ નિદ્રાધીન થયા. આશરે એક કલાક એમ વીત્યો. સ્વામીજી ડાબા પડખે સૂતા હતા. પછી એ ચત્તા થયા અને થોડી વાર પછી માને પોકારતા બાળકના જેવો પોકાર એમણે કર્યો. એમનો જમણો હાથ ધ્રૂજ્યો, કપાળે પરસેવો વળ્યો અને ઊંડા શ્વાસ સાથે મસ્તકને ઓશીકા પર ઢાળી દીધું. થોડી પળ શાંતિ છવાઈ ગઈ; ફરી સ્વામીજીએ ઊંડો શ્વાસ લીધો. એ હતો એમનો અંતિમ શ્વાસ. એમનો દેહ શાંત થઈ ગયો. રાતના ૯-૧૦નો સમય હતો. એમના નાક આગળ અને એમને મુખે થોડું લોહી હતું. એ યોગીનું મૃત્યુ હતું.

એમનાં નામરૂપ પંચતત્ત્વમાં ભળી ગયાં. એમણે જ કહ્યા પ્રમાણે, એ 'રૂપ વગરનો સ્વર' બની ગયા. યોગ્ય કાન હશે તો આપણે પણ એમનો સ્વર સાંભળી શકીશું.

■

(લેખમાળા ક્રમશઃ)

નિર્મિશ ઠાકર

## ૩ : સંગીત અને આપણે

(ગતાંકથી ચાલુ)

સંગીતનો ધર્મ સાથેનો નાતો તો છેક વૈદિક કાળથી છે (એ વિશે હું પછી ક્યારેક વિસ્તારે લખવાનો છું.) પણ ભજનોના કાર્યક્રમોમાં જે રીતે ગાયન, વાદન અને નૃત્ય થાય છે, એ ભરયુવાનીમાંયે મારામાં 'વૈરાગ્ય'ની ભાવના જાગૃત કરે છે. મને એ ક્ષણોમાં લાગે છે કે જીવતત્ત્વને શિવતત્ત્વ સાથે વધુ સારી રીતે જોડવા અન્ય માધ્યમનો વિકલ્પ પણ વિચારવો જોઈએ! નવરાત્રિ જેવા ધાર્મિક ઉત્સવમાંયે જીવતત્ત્વનું ધ્યાન બીજે ખેંચાઈ જતાં 'આડી લય'નું સંગીત પ્રગટે છે! એ નિમિત્તે પુખ્ત વયનાંઓ માટે મેં ખાસ પ્રકારનું વિચિત્ર ઉખાણું પણ લખેલું, જવાબ સહિત...

'ધ્યાન ધરે બીજે, છતાં
ગુણલા 'મા'ના ગાય
કન્યા સમ લટકાં કરી
આ કયું જનાવર ગાય ?'

(જવાબ: ગરબે ઘૂમતા પુરુષો!)

ખેર, આપણા માટે આપણા વડે આપણા દ્વારા થતા આ સંગીતમાં શિવતત્ત્વ ક્યાં અને કેટલું જોડાય છે, એ તો તમે જાણો!

આની સરખામણીએ, સંગીત ફિલ્મો સાથે વધુ સારી રીતે જોડાય છે, કારણ કે એમાં વૈચિત્ર્ય ભલે હોય, પણ દંભ નથી.

વૈચિત્ર્ય તો ખરું હોં! હિન્દી ફિલ્મોના સંગીતનું આગવું વ્યાકરણ છે, જે પશ્ચિમના દેશોને ગળે ઊતરતું નથી! હિન્દી ફિલ્મનો હીરો સુહાગરાતના આરંભેય સ્વસ્થતાપૂર્વક ગીત ગાઈ શકે છે! (અપવાદરૂપેય જો આવું બને તો પશ્ચિમની સ્ત્રી પતિની માનસિક અસ્થિરતાના મુદ્દે કોર્ટમાં છૂટાછેડા માગે!) કોલેજમાં અથડાઈ પડ્યા પછી, જમીન પર પડેલી ચોપડી પાછી આપવામાં જ થઈ ગયેલા ઈન્સ્ટંટ પ્રેમ પછી તરત જ હીરો-હીરોઈન ગાયન ગાવા રોડ પર ઊતરી આવે, ત્યારે એમની પાછળ અચાનક જ દોઢસો-બસો યુવાન-યુવતીઓ એક સરખા રંગનાં ભડકદાર વસ્ત્રો સાથે ઉપસ્થિત થઈ, સમૂહ કવાયત જેવું નૃત્ય કરવામાં સહભાગી બને, એવું તો માત્ર હિન્દી ફિલ્મોમાં જ બની શકે. ફિલ્મ સંગીતકાર નૌશાદજીને રૂબરૂ મળવાનું થયું, ત્યારે મેં આવી આજની ફિલ્મોના સંગીત વિશે પ્રતિભાવ માંગેલો. એમણે ટૂંકમાં કહેલું, 'બેટે, હમારે જમાને મેં સંગીત સે આત્મા ડોલતી થી, અબ શરીર ડોલતે હૈં! વૈસે સંગીત તો સૂનને કી કલા હૈ, લેકિન અબ વો દેખને કી કલા બન ગઈ હૈ.'

– પણ છતાં મને ફિલ્મ 'પડોશન' અત્યંત ગમેલી, ગમે છે. પોતાના સંગીતના જ્ઞાન વડે પ્રિયતમાને પ્રભાવિત કરી, એનું હૃદય જીતવા મરણિયા બનેલા બે પ્રતિસ્પર્ધીઓના છબરડાઓની કથા ખૂબ જ હાસ્યપ્રેરક છે!

પોતાની, ગળે ન ઊતરે એવી વિચિત્ર સ્ટાઈલથી હિન્દી ફિલ્મોએ સંગીતને લોકભોગ્ય અને લોકપ્રિય બનાવ્યું છે, એ પણ એક હકીકત છે. 'મધુબન મેં રાધિકા નાચે રે' જેવા ગીતમાં આવતી લાજવાબ તાન માટે કૉમેડિયન મુકરીનો ચહેરો ફિલ્મના પડદે હાજર થાય અને 'અજહુ ન આયે બાલમા, સાવન બીતા જાય...' જેવા અદ્ભુત ગીતને કૉમેડિયન મહેમૂદ પર ફિલ્માવવામાં આવે, એ મને અસહ્ય લાગે, છતાં એ ગીતો માટે મારા હૃદયમાં પ્રેમની ઓટ ક્યારેય આવી નથી. આમ તો શાસ્ત્રીય રાગો પર આધારિત અનેક ફિલ્મી ગીતો મને યાદ આવે છે, પણ એમાંનાં અતિપ્રિય ગીતોનું એક નાનું લિસ્ટ જો હું અહીં નહીં મૂકું તો મને ખાવાનું નહીં પચે...

| ફિલ્મી ગીતના બોલ | શાસ્ત્રીય રાગ |
|---|---|
| બહારો મેરા જીવન ભી સંવારો | પહાડી |
| પૂછો ના કૈસે મૈંને રૈન બિતાઈ | અહીરભૈરવ |
| ઝૂમતી ચલી હવા | સોહિણી |
| જાને કહાં ગયે વો દિન | શિવરંજની |
| બોલે રે પપિહરા | મિયાંમલ્હાર |
| મધુબન મેં રાધિકા નાચે રે | હમીર |
| જબ દીપ જલે આના | યમન |
| નૈનોં મેં બદરા છાયે | ભીમપલાસી |
| તેરે સૂર ઔર મેરે ગીત | બિહાગ |
| કોઈ મતવાલા આયા મોરે દ્વારે | દરબારી કાનડા |
| મુહબ્બત કી જૂઠી કહાની પે રોયે | દરબારી કાનડા |
| મન તડપત હરિદર્શન કો આજ | માલકૌંસ |
| પંખ હોતે તો ઊડ આતી રે | ભૂપાલી |

જૂની રંગભૂમિ સંગીતના કેવા પ્રેમમાં હતી, એ વિશે લખવા, તમે કહો એટલા 'મીઠા ઉજાગરા' કરવા હું તૈયાર છું! નાટકનાં ગીતો અને એનો લય કાનનો કબજો શા માટે લઈ લે છે, એ સમજાવતાં સુરેશ દલાલ લખે છે: 'બોલાતી ભાષા,

ગવાતી ભાષા મને ખૂબ ગમતી. એ પણ યાદ છે કે નાનપણમાં હું કોઈક સાવ અજાણ્યો શબ્દ પહેલી વાર સાંભળતો ત્યારે એનો અર્થ સમજ્યા વગર એકલો એકલો એ શબ્દ બોલતો અને હું સાંભળતો. મોટે ભાગે મારો સંબંધ એ શબ્દના અર્થ સાથે નહીં પણ એના નાદ સાથે રહ્યો છે.'

ગાયન વિના તો જૂની રંગભૂમિને કલ્પી શકાય જ નહીં. નાટકકંપનીના માલિકો નાટકનાં ગીતોને મળતા 'વન્સમૉર'ને જ સફળતાની પારાશીશી ગણતા અને પગાર પર રાખેલા લેખક કવિને એ પ્રમાણે નાટક લખવા આગ્રહ (ભહદ્અંશે દુરાગ્રહ!) કરતા. વળી કવિ-લેખક માથે ના ચડી જાય, એની પણ કાળજી રાખતા.

... ને કલાક્ષેત્રે 'ઊઠાંતરી'નું પણ એક આગવું મહત્ત્વ રહ્યું છે. અન્ય કલાકારની કૃતિની ઊઠાંતરી કરતાં પહેલાં કલાકારે પોતાના અંતરાત્મા સાથે એક નાનકડો સંવાદ જ કરવાનો હોય છે. 'રીંગણાં લઉં બે-ચાર?' એમ અંતરાત્માને પૂછવાનું. પછી 'લ્યોને દસ-બાર!' એવો જવાબ મળે, એટલે નમ્રભાવે અન્યની કૃતિ ઊઠાવી શકાય. કલાનો 'પનઘટ' જ એવો છે કે જ્યાંથી કોઈ તરસ્યું પાછું જતું નથી, 'આપણું-પરાયું'ના ભેદ વળી કેવા?

વર્ષ ૧૯૨૦માં રજૂ થયેલ નાટક 'છત્રવિજય' માટે રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટે ગીત 'મોહે પનઘટ પે નંદલાલ છેડ ગયો રે' લખેલું અને સંગીતકાર મૂળચંદ મામાએ એને પીલુ રાગમાં સ્વરબદ્ધ કરેલું. વર્ષો પછી વશરામ ભૂવાની વાડીમાંથી રીંગણાં લેતા હોય એમ ફિલ્મ પ્રોડ્યૂસર કે. આસિફે આ ગીતને લોકગીત (?) ગણી ફિલ્મ 'મુગલેઆઝમ'માં સમાવીને અમર કરી દીધેલું. એ કારણે એના સર્જક 'શકીલ બદાયુની' ગણાયા અને બંદિશ 'નૌશાદજી'ના નામે ચડી, એને લતા મંગેશકરનો સ્વર પણ સાંપડ્યો! ઊઠાંતરી ન થઈ હોત તો આ ગીતને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત ન થાત. (શ્રી આર. કે. લક્ષ્મણ મારા કોઈ કાર્ટૂનની ઊઠાંતરી કરી, એને અમર બનાવે, એની રાહ જોતો હું હજીયે ધૈર્યપૂર્વક બેઠો છું!)

નાટ્યસંગીતપ્રેમીઓ ઉપરાંત ઊઠાંતર-કારોને પણ ઊંડો રસ પડશે, એમ ધારી હું અહીં જૂની રંગભૂમિનાં ટૉપ ટેન લોકપ્રિય ગીતોનું લિસ્ટ મૂકીને ધન્ય બનું છું...

| ગીત/વર્ષ | કવિ | નાટકનું નામ |
| --- | --- | --- |
| • મીઠા લાગ્યા તે મને (૧૯૩૮) | પ્રભુલાલ દ્વિવેદી | વડીલોના વાંકે |
| • એકસરખા દિવસ સુખના (૧૯૨૪) | પ્રભુલાલ દ્વિવેદી | માલવપતિ મુંજ |
| • હૃદયના શુદ્ધ પ્રેમીને (૧૯૨૪) | પ્રભુલાલ દ્વિવેદી | માલવપતિ મુંજ |
| • ભારી બેડાં ને હું તો (૧૯૨૮) | પ્રભુલાલ દ્વિવેદી | સત્તાનો મદ |
| • નાગરવેલીઓ રોપાવ (૧૯૩૧) | રઘુનાથ બ્રહ્મભટ્ટ | સમુદ્રગુપ્ત |
| • સાહ્યબો મારો ગુલાબનો છોડ (૧૯૩૬) | રઘુનાથ બ્રહ્મભટ્ટ | હંસાકુમારી |
| • ઝટ જાવો ચંદનહાર લાવો (૧૯૨૭) | મનસ્વી પ્રાંતિજવાળા | વલ્લભીપતિ |
| • મારે સાસરિયે જઈ કોઈ (૧૯૨૯) | પ્રભુલાલ દ્વિવેદી | કીર્તિસ્થંભ |
| • ધનવાન જીવન માણે છે (૧૯૪૧) | પ્રભુલાલ દ્વિવેદી | સંપત્તિ માટે |
| • સાંભરે રે, બાળપણનાં સંભારણાં (૧૯૪૧) | પ્રભુલાલ દ્વિવેદી | સંપત્તિ માટે |

(બંને પ્રકારનાં, રસ ધરાવનારાંઓએ શ્રી વિનયકાંત દ્વિવેદીનું સંપાદન 'મીઠા ઉજાગરા' વાંચ્યા પછી જ ઉજાગરા કરવા!)

'આપણે'ની આડ લઈ મેં 'સંગીત'ને વિવિધ બાબતો સાથે યથાશક્તિ લપટાવ્યું. મતલબ કે સાંકળ્યું, પણ આ અંધાધૂંધીથી હું સંતુષ્ટ નથી. કારણ કે 'આપણે' છીએ જ એવા! આપણે તો હજી ઘણું જીવવું પડશે. મારે એટલા માટે કે હજી 'આવા' અનેક લેખો લખી શકું અને તમારે એટલા માટે કે એ તમામ લેખો તમે અધમૂઆ થયા વિના સ્વસ્થતાથી વાંચી શકો. આપણે વાત, પિત્ત અને કફના ત્રિદોષથી દૂર રહી દીર્ઘાયુ બની શકીએ, એટલા ખાતર પણ 'આયુર્વેદ'માં રસ લેવો જોઈએ. આયુર્વેદમાં કહેવાયું છે કે જો મનુષ્ય મૂર્છિત બને તો એની સમક્ષ સામગાન કે ગાંધર્વગાન કરવાથી તે ભાનમાં આવે છે. આયુર્વેદિક હૉસ્પિટલમાંથી મળતાં પ્રિસ્ક્રીપ્શનમાં 'તાનપૂરો' પણ લખાય છે એટલે દવાની દુકાનવાળાઓ ગાંધર્વસંગીત વિદ્યાલયનું સરનામું રાખતા થઈ ગયા છે! અમદાવાદની વાડીલાલ હૉસ્પિટલની પાસે જ આવેલા ગાંધર્વ સંગીત વિદ્યાલયમાં હું દોઢેક વર્ષ તબલાં શીખેલો અને વિદ્યાલયને મારું ઘર જ માનતો! એની નજીકમાં જ આવેલી સાજ-ખાપણની દુકાન જોઈ મને હંમેશાં બેફામસાહેબનો શૅ'ર યાદ આવતો...

'બેફામ' તોયે કેટલું થાકી જવું પડ્યું?
નહીં તો જીવનનો માર્ગ છે ઘરથી કબર સુધી.

કદાચ સંગીતના અતિશ્રવણને કારણે મનુષ્ય મૂર્છિત થયો હોય, તો પણ ગાંધર્વગાન વડે એને ભાનમાં લાવી શકાય, એમ મારી શ્રદ્ધા કહે છે. ઝેરનું મારણ ઝેર છે, એવું પણ મેં આયુર્વેદમાં ક્યાંક વાંચ્યું હોય એવું લાગે છે.

સંગીતના વિવિધ રાગોના પ્રયોગોથી ઘણા રોગ મટી શકે છે, એમ કહેવાય છે. (રાગોના પ્રયોગો દર્દીના ખર્ચે અને જોખમે દર્દી પર જ કરવાના હોઈ, પ્રયોગકર્તાએ ચિંતા કરવાનું કોઈ કારણ નથી.) વાયુના વિકારથી થતા રોગોમાં માલકૌંસ,

લલિત રામકલિ, નટ ભૈરવ, આહીરભૈરવ જેવા અઢારેક રાગો ઔષધનું કામ કરે છે. (એની આડઅસર વિશે માહિતી ઉપલબ્ધ નથી.) પિત્તજન્ય રોગો કાફી ('ફાકી' છપાય તો મુદ્રણ દોષ સમજવો.) વસંતબહાર, પુરિયા, સોહની જેવા રાગો સારી અસર પાડે છે. કફમાંથી જન્મતા રોગો મટાડવા (દર્દીની ઉધરસ બંધ થવાની રાહ જોયા વિના), જયજયવંતી, ભૈરવી, સૂરમલ્હાર, સિદ્ધ ભૈરવ જેવા રાગોનો દર્દી પર પ્રયોગ કરવો. (એક રાગ શીખવામાં એક જિંદગી ઓછી પડે, એમ શાસ્ત્રીય સંગીતકારો માને છે. તો આટલા બધા રાગો શીખ્યા પછી દર્દી પર અજમાવવા, તમારે અને દર્દીએ કેટલા જનમ લેવા પડે, એનું ગણિત તમે માંડો, ત્યાં સુધીમાં હું 'સંગીત' માટે નવો મુદ્દો વિચારું!)

અરે હા, આપણે 'વિજ્ઞાનયુગ'માં જીવીએ છીએ, એ તો હું ભૂલી જ ગયેલો! રેડિયો તો જૂનો, પણ સંગીત હવે ટીવી, કૉમ્પ્યૂટર (ઈન્ટરનેટ વીથ મલ્ટિમિડિયા!)

ઑડિયો-વીડિયો સીડી અને મોબાઈલ ફોનના રિંગટોન દ્વારા પણ તમારા સુધી પહોંચતું હશે ને! હમણાં એક છાપામાં એવું વૈજ્ઞાનિક સંશોધન પ્રગટ થયેલું કે ગાય-ભેંસનું દૂધ એમનાં બચ્ચાંઓ માટે બનેલું હોઈ, એ માનવ માટે સંપૂર્ણ આહાર છે જ નહીં, કારણ કે માનવશરીરની રચના જૂદી જ છે!

પશુ-પક્ષી અને વનસ્પતિ પર સંગીતની અદ્‌ભુત અસર થાય છે, એવું પણ વૈજ્ઞાનિકોએ શોધ્યું છે. 'શોલે'નો ધર્મેન્દ્ર ભલે કહેતો હોય કે 'બસન્તી, ઈન કુત્તોં કે સામને મત નાચના!' પણ થાઈલેન્ડમાં તો ખાસ કૂતરાઓ માટે જ રેડિયો પર ચોવીસ કલાક સંગીત પીરસાય છે ! (અલબત્ત રેડિયો સ્ટેશન પર તો મનુષ્યો જ કામ કરે છે!) ચીનના એક સજ્જન (?) મિસ્ટર ચાંગ-પો-એ જીવજન્તુઓના સંગીતની રેકોર્ડ તૈયાર કરી છે. એમના કહેવા મુજબ મચ્છરોને સંગીત પ્રત્યે ખૂબ જ પ્રેમ હોય છે! (તો પંડિત રવિશંકરને વધુ મચ્છર કરડતા હશે?) ચીનના એક અગ્રણી અખબાર 'પિપલ્સ ડેઈલી'માં એવા સમાચાર પ્રગટ થયેલા કે તૈપુઆનના એક ડેરી ફાર્મમાં સુમધુર સંગીતની વ્યવસ્થા હોવાથી ત્યાંની ગાયોએ વધુ દૂધ આપવાનું શરૂ કર્યું છે! આ નિમિત્તે મને કાર્ટુનિસ્ટ સુધિર દારનું એક કાર્ટુન પણ તરત યાદ આવી ગયું. કાર્ટૂનમાં દૂધ ન આપતી ગાય પાસે ખાલી બોઘરણું લઈ બેઠેલી પત્ની અને ગાય સામે બીન વગાડી હાંફી ગયેલો પતિ ચિતરાયાં છે. પત્ની પતિને કહે છે: 'ચલો, હવે ફિલ્મસંગીત અજમાવી જુઓ તો!'

સંગીતમાર્તંડ શ્રી ઓમકારનાથ ઠાકુર પણ મારી જેમ તક મળે ત્યાં પ્રયોગખોરી .. માફ કરશો, પ્રયોગશીલતા દાખવવાનું ચૂકતા નહીં. પંડિતજીએ શ્રોતાઓ ઉપરાંત પશુ, પક્ષી અને વનસ્પતિ પર પોતાના સંગીતપ્રયોગો કરેલા. કહેવાય છે કે લખનૌના પ્રાણી સંગ્રહાલયના એક સિંહ પર પંડિતજીએ કોમલ ગાંધારનો વિશિષ્ટ પ્રયોગ કરતાં એ પોતાની હિંસકતા ખોઈને શ્વાનની જેમ પૂંછડી હલાવવા લાગેલો અને એની આંખોમાં એ ક્ષણોએ વાત્સલ્યના ભાવો પ્રગટ થયેલા. પંડિતજીએ સર જગદીશચંદ્ર બોઝની પ્રયોગશાળામાં જઈને એક છોડ પર સંગીતપ્રયોગ કરેલો અને એ છોડનાં પાંદડાં પર પ્રગટેલી નવી ચમક પૂરવાર થયેલી! (સંગીતની અસર શેરમાર્કેટના ઈન્ડેક્સ પર પણ થાય છે, એવું કોઈ પ્રતિપાદિત કરે, એ પહેલાં આ લેખ હું હળવેથી આટોપી લઉં, એવું હવે મારા મનમાં થવા લાગ્યું છે.) 'પગ ઘૂંઘરુ બાંધ મીરાં નાચી રે' એમ ગવાય છે, એટલે મીરાંએ સંગીત દ્વારા ભક્તિ કરેલી, એવું તો સ્પષ્ટ થાય છે જ. મીરાંનાં પદોમાં 'દાદૂર, મોર, બપૈયાં' બોલતાં હોય છે, એટલે પશુ-પંખીઓને સંગીતમાં ઊંડો રસ હોય છે એમ પણ માની શકાય. તો આપણી નવી પેઢી વેસ્ટર્ન – પૉપ મ્યુઝિક તરફ કેમ ઢળતી જાય છે, એ પણ અભ્યાસનો વિષય નથી?

લેખકના જ્ઞાનનો ભાર છેવટે તો વાચક પર જ પડતો હોય છે. એક સજ્જને તો જિજ્ઞાસાને બદલે અણગમા સાથે મને પૂછેલું, 'વિવિધ કલાઓમાં તમે આટલો બધો રસ કેમ લો છો?'

'તમે એમાં રસ નથી લેતા?' મેં બમણા અણગમાથી એમને સામું પૂછ્યું.

'ના, જરાયે નહીં. હું કાંઈ નવરો નથી!' એમણે જણાવ્યું.

'પણ મારે તો કલામાં રસ લેવો જ પડે, કારણ કે હું તો માણસ છું!' મેં કહ્યું. પછી એ મારા પર બગડ્યા, એટલે મેં એમને ભર્તૃહરિનો આ શ્લોક સંભળાવ્યો...

> સાહિત્યસંગીત કલાવિહીનઃ
> સાક્ષાત્પશુઃ પૂચ્છવિષાણહીનઃ ।
> તૃણમ્ ન ખાદન્નપિ જીવમાનઃ
> તત્ ભાગધેયં પરમમ્ પશૂનામ્ ॥

(અર્થાત્, જે મનુષ્યમાં સાહિત્ય, સંગીત કે કલા ન હોય તે શિંગડાં અને પૂછ વિનાનો સાક્ષાત્ પશુ જ છે એટલું સારું છે કે તે ઘાસ ખાધા વિના જીવે છે, તે પશુઓનું પરમ સૌભાગ્ય છે.)

પશુઓને પણ સંગીતમાં રસ હોય છે, એવું જો એમના જમાનામાં સાબિત થઈ શક્યું હોત, તો ભર્તૃહરિ આ શ્લોક લખવામાં ગૂંચવાઈ જાત. વાતને આ તબક્કે પહોંચાડીને હું શું સાબિત કરવા માગું છું, એ અંગે હુંયે સ્પષ્ટ નથી. વધુ ગૂંચવણો સાથે આપણે નવા લેખમાં મળીએ, એ જ ઈષ્ટ છે, અસ્તુ.

(ક્રમશઃ)

# હાથી (The Indian Elephant - Elephas maximus Linnaeus)

હેમેન્દ્ર એ. શાહ



હાથી મેરે સાથી. ભારતના પ્રેક્ષકોને પ્રાણી મુખ્ય ભાગ ભજવતું હોય તેવાં સિનેમા જોવામાં બહુ મજા પડે છે. ઘણાં વર્ષોથી દક્ષિણ ભારતના નિર્માતા-દિગ્દર્શકોએ પ્રાણીઓને લગતાં અત્યંત સુંદર ચિત્રો આપ્યાં છે. ૩૫-૪૦ વર્ષ પહેલાં બનેલું અને સુપરહિટ થયેલું ચલચિત્ર 'હાથી મેરે સાથી' પ્રેક્ષકોના દિલમાં ઊંડી છાપ મૂકતું ગયું હતું. હજુ ફરીવાર વર્ષો પછી પણ આ ચિત્ર ટી.વી. ઉપર દર્શાવવામાં આવે તો ફક્ત બાળકો જ નહીં, મારા જેવા સીત્તેર વટાવી ચૂકેલા પ્રેક્ષકો પણ આ સિનેમા જોવા ખૂબ ઉત્સાહી હોય છે.

આ ચલચિત્રમાં હાથી ઉપરાંત રાજેશખન્ના, નૂતનની નાની બહેન અને કાજોલની મમ્મી તનુજા મુખ્ય ભૂમિકામાં જોવા મળે છે. સુંદર સંગીત અને ફોટોગ્રાફીથી શોભતું આ ચલચિત્ર હજુ પણ જોવા જેવું છે. હાથીનું કામ પણ જોવા જેવું છે. 'હાથી મેરે સાથી'એ પાડેલા ચીલા પછી પ્રાણીઓને હીરો તરીકે દર્શાવતાં અનેક લોકપ્રિય સિનેમા બન્યાં. કૂતરાની હીરો તરીકેની ભૂમિકા દર્શાવતાં સિનેમાએ લોકોને ખુશ ખુશ કરી દીધા. હોલિવુડમાં પણ આવાં અત્યંત હૃદયદ્રાવક ચલચિત્રોએ દુનિયાભરના પ્રેક્ષકોને મંત્રમુગ્ધ કર્યા. બેબી એલફન્ટનો ડાન્સ તથા ગીત હજુ પણ આપણા કાનમાં ગુંજી રહ્યાં છે. 'બોર્ન ફ્રી' જેવાં હકીકત આધારિત ચિત્રોએ પ્રાણી માત્ર માટે આપણા મનમાં પ્રેમ, દયા અને અનુકંપા જગાવી. છેલ્લા સાત વર્ષથી ચિમ્પાન્જીના રોલમાં - વાંદરાનાં પરાક્રમોએ 'ડસટીન એક્સ-ઈન' (ચિમ્પાન્જીએ) આપણને ખડખડાટ હસાવ્યા. પ્રાણીઓ અંગેનાં ચલચિત્રો ફક્ત મનોરંજન જ નહીં, અવનવી માહિતી પણ આપે છે.

ભારતની સંસ્કૃતિ તથા ધર્મોએ પ્રાણી-પક્ષીઓને માન આપવા, તેમની બુધ્ધિ અને લાગણીને સ્વીકારવા તથા તેમની હિંસા ન કરવા આપણને સમજાવ્યા છે. રામાયણમાં હનુમાન મંકી, રામના પરમ ભક્ત હનુમાનજીએ શ્રીલંકાના રાવણને હરાવવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો તે આપણને બધાંને સુવિદિત છે. ઉચ્ચ કક્ષાની ભક્તિ કોને કહેવાય તે પણ હનુમાનજીના ચરિત્રમાંથી જોવા મળે છે.

ભારતમાં સૌથી વધુ પૂજાતું પ્રાણી હાથી છે. કારણ કે ગણેશજીનું અર્ધું અંગ હાથીનું છે એમ કહેવાય છે. હિંદુ ધર્મ, જૈન ધર્મ - બધામાં કોઈ પણ શુભ કાર્યની શરૂઆત ગણેશ સ્થાપનાથી થાય છે. તેને સ્મરણ કરીને થાય છે. ગણેશજી વિઘ્નહર્તા પણ કહેવાય છે. રાક્ષસોના નાશ માટે અંબાજી માતા તથા દુર્ગા માતા વાઘ અને સિંહ ઉપર સવારી કરે છે. હાથી ઈન્દ્ર ભગવાનનું વાહન છે.

માતા સરસ્વતી રાજહંસ (પેલિકન્સ) ઉપર સવારી કરતાં હોય છે. ભગવાન કાર્તિકેય મોર પર સવારી કરે છે. પ્રાણી-પક્ષીઓ વિષે સુંદર કથાઓ અનેક પૌરાણિક ગ્રંથોમાં વાંચવા મળે છે. વર્ષો પહેલાં લખાયેલી પંચ તંત્રની વાર્તાઓ આજે પણ આપણને રસપ્રદ લાગે છે. હાથી સસ્તન પ્રાણીઓમાં (mammals) વિશેષ પ્રકારની શરીર રચના ધરાવતું પ્રાણી છે. તેની સુંઢને લીધે તે Proboscidea વર્ગનું પ્રાણી ગણાય છે.

હજારો વર્ષ પછી હાથીના શરીરમાં ઘણા ફેરફારો થયા છે. તેની ઊંચાઈ વધી છે, કદ વધ્યું છે, વજન વધ્યું છે. હજારો વર્ષ પહેલાં લાંબી સુંઢ અને ઓછી ઊંચાઈવાળા સાત પ્રકારના હાથી હતા. અત્યારે ફક્ત બે જ જાતના હાથી અસ્તિત્વમાં છે. ભારતીય હાથી અને આફ્રિકન હાથી.

જેવી રીતે ભારતીય સિંહ (ગીરનો સિંહ) અને આફ્રિકન સિંહમાં જુદાપણું છે તે જ પ્રમાણે આફ્રિકન હાથી અને

ભારતીય હાથીમાં જુદાપણું છે. ભારતીય હાથીનું વજન તથા ઊંચાઈ ઓછાં છે. ભારતીય હાથીના કાન પણ નાના છે.

હાથીનાં નામ - ગુજરાતી, હિન્દીમાં હાથી. અંગ્રેજીમાં એલીફન્ટ. સંસ્કૃતમાં હસ્તિ અથવા ગજ. મરાઠીમાં હસ્તિ. તામિલમાં આનાઈ. મલયાલમમાં અના. કન્નડમાં આને વગેરે.

ભારતીય હાથી સામાન્ય રીતે ૨.૭૫ મીટર ઊંચો હોય છે. અસાધારણ કિસ્સામાં તે ૩.૨૦ મીટર સુધીની ઊંચાઈ ધરાવે છે. સામાન્ય રીતે હાથીનું વજન આશરે ૪.૫૦ (સાડા ચાર) ટન હોય છે. નર હાથીને અણીદાર લાંબો દાંત હોય છે. અપવાદરૂપ જ હાથણીને આવો દાંત હોય છે.

હાથી મોટા કદનું વિશિષ્ટ પ્રાણી છે. તેથી તેની સાથે અનેક કહેવતો જોડાયેલી છે 'હાથીને ચાવવાના અને બતાવવાના દાંત જુદા હોય છે.' 'જીવતો હાથી લાખનો - મરેલો હાથી સવા લાખનો.' (કારણ કે હાથી દાંત મૂલ્યવાન ગણાય છે.) 'ભગવાને કીડીને કણ અને હાથીને મણ આપવાની વ્યવસ્થા કરી રાખી છે.' વગેરે...

ચોપગાં પ્રાણીઓમાં હાથીની વિશેષતા એ છે કે હાથણીના આંચળ આગળના ભાગમાં હોય છે.

તીવ્ર યાદશક્તિ હાથીની બીજી એક વિશેષતા છે અંગ્રેજી ભાષામાં જ્યારે કોઈ માનવીની યાદશક્તિનાં વખાણ કરવાં હોય તો કહેવાય છે કે "He has got elephantine memory."

અમદાવાદમાં જમાલપુરના જગન્નાથજી મંદિરમાં હાથીઓને પાળવામાં આવે છે; તેની સારસંભાળ રાખવામાં આવે છે. રથયાત્રા વખતે તેઓની સવારી પણ નીકળે છે. છેલ્લાં ૪૫ વર્ષમાં ઓછામાં ઓછા ત્રણ બનાવો બન્યાનું મને બરોબર યાદ છે, જે મેં લોકલ ન્યુઝપેપર્સમાં વાંચ્યા હતા.

હાથીની સારસંભાળ રાખનાર મહાવતોની આ બનેલી ઘટનાઓ છે. અમુક મહાવતો બિનજરૂરી રીતે અંકુશનો દુરુપયોગ કરી હાથીને પુષ્કળ હેરાન કરી ટોર્ચરકરી વારંવાર અંકુશ ઘોંચી હેરાન પરેશાન કરી મૂકતા હતા. ત્યારબાદ આ મહાવતો યુ.પી. જતા રહ્યા. ૧૮-૨૦ વર્ષ પછી આ મહાવતો પાછા ફર્યા ત્યારે જગન્નાથજીના આ હાથીઓ, જેઓ મહાવતની ક્રૂરતાનો શિકાર થયા હતા તે, તેમને જોતાંવેંત ઓળખી ગયા અને ધૂંઆપૂંઆ થઈ ગયા. તેમણે આ મહાવતને દોડીને સૂંઢ ઉપર ચડાવી ઊંચે ફંગોળી દીધો. પડતાં વેંત તે રામશરણ થઈ ગયો આવા એકસરખા બનાવો છેલ્લાં ૪૫ વર્ષમાં ત્રણ વખત બન્યા હતા.

ઘણીવાર હાથીની લાગણી, સ્વભાવ માનવીને મળતાં આવે છે ૪૦ વર્ષ પહેલાંના એક લેખમાં જર્મન તસવીરકારે લખ્યું છે કે તેઓ વાઈલ્ડ લાઈફ ફોટોગ્રાફી કરતાં કરતાં આફ્રિકાના ઊંડા જંગલમાં જઈ ચડ્યા. ત્યાં તેઓ એક દૃશ્ય જોઈને સ્તબ્ધ થઈ ગયા. એક મરેલા હાથીની આસપાસ મોટી સંખ્યામાં હાથીનું ટોળું બેસીને આક્રંદ કરી રહ્યું હતું. આપણે જે રીતે સ્ત્રીઓ (પહેલાંના વખતમાં) છાતી કૂટતી હતી તેવી રીતે શરીરના ભાગો પછાડીને આ હાથીઓ કૂટતા હતા. દરેક હાથીની આંખોમાંથી આંસુની ધાર પડતી હતી. તેમની શોકસભા અદ્‌ભુત હતી, અત્યંત ભાવવાહી હતી. દક્ષિણનાં અને બીજાં જંગલોમાં મેં જોયું કે હાથીનું બચ્ચું-મદનિયું-કોઈ પણ હાથણીનું હોય તો પણ બધાં જ હાથી-હાથણો બચ્ચાને કોઈ ઈજા ન થાય તે માટે આખું ટોળું તેની બહુ કાળજી રાખતું હતું. બધાં એવી રીતે વર્તતાં કે મદનિયું પણ તેમનું જ બાળક હોય.

ભારતના એક જાણીતા જંગલમાં બનેલો બનાવ મને અને જાણીતા પશુ-પક્ષીવિદ્ સ્વ. ઈ. હનુમંતરાવને ૧૯૮૬માં એક ચીફ વાઈલ્ડ લાઈફ વોર્ડને કહ્યો હતો. "એક હાથી અવારનવાર હાથણો સાથે અજુગતું વર્તન કરતો હતો. હાથીના સમૂહે તેને વારંવાર સમજાવ્યો, ધમકાવ્યો પણ તે સુધરતો ન હતો. તેથી હાથીઓના સમૂહ-સંઘે તેને 'નાત બહાર' કાઢી મૂક્યો. તેને કોઈ બોલાવે નહીં. તેને બધાંની સાથે ચાલવાની પણ મનાઈ. આમ થવાથી તેનાં લગ્ન પણ ન થયાં. થોડા મહિનામાં આ એકલા પડી ગયેલા, નાત બહાર મૂકાયેલા હાથીને માનસિક અસર થઈ ગઈ અને તેને 'ઈરીટેશન'નો રોગ લાગુ પડ્યો. જે પણ સામે મળે તેને મારવા જાય. આ કારણસર વોર્ડન કોઈ પણ ટૂરિસ્ટને, તસવીરકારને જીપની નીચે ઊતરવા ન દે. એક વી.આઈ.પી. ટૂરિસ્ટે નીચે ઉતરીને એકલા જવાની હઠ પકડી. જંગલમાં સાંજના સાડા પાંચ વાગી ગયા હતા. જંગલની બહાર નીકળવાનો સમય થઈ ગયો હતો, એટલે વોર્ડને તેને નીચે ઊતરીને એકલા જવાની મનાઈ ફરમાવી. આ રાજકારણી મોટો માણસ હતો. તેણે વોર્ડનને અપશબ્દો કહ્યા અને ધમકી આપી અને ગંભીર પરિણામો ભોગવવા તૈયાર રહેવા કહ્યું. આ કારણસર વોર્ડન ગભરાઈ ગયો અને અમુક દિશા જ્યાં ગાંડો હાથી રહેતો તે બાજુ ન જવા કાકલૂદી કરી. બીજા બધા ટૂરિસ્ટને ઉતારી તે અડધા કલાક પછી તેને લેવા આવશે તેમ કહ્યું. બધાને ઊતારી લગભગ ૪૦ મિનિટ પછી વોર્ડન પહોંચ્યો તો પેલા વી.આઈ.પી. મહાનુભાવ મળ્યા નહીં.

લાંબી શોધખોળ પછી તેની લાશ મળી. તરત ખ્યાલ આવી ગયો કે ગાંડા હાથીના વિસ્તારમાં આ મહાનુભાવ દોઢડાહ્યા થઈને ગયા હતા અને તેને ફંગોળીને ગાંડા હાથીએ મારી નાખ્યા હતા. વોર્ડને બીજે દિવસે પોતાના સાથીને તથા ઉપરી અધિકારીને આ વાત કરી તથા આ મહાનુભાવે દાદાગીરી કરી કેવી રીતે હઠ પકડીને અપશબ્દો તથા ધાકધમકી આપ્યાં હતાં તે કહ્યું. તેના ઉપરી અધિકારી પ્રેકટીકલ માણસ હતા. એક ગાંડા માણસને લીધે આખો વન વિભાગ બદનામ થાય અને તેનો સ્ટાફ સસ્પેન્ડ થાય તે ઈચ્છતા ન હતા. તેમણે જાતે રજીસ્ટરમાંથી આ મહાનુભાવનું નામ જંગલમાં ગયેલા વિઝીટરની યાદીમાંથી કાઢી નાંખ્યું. બીજે દિવસે આ મહાનુભાવની લાશને ચાર-પાંચ જણાએ ભેગા થઈ જમીનમાં દાટી દીધી તથા બે મિનિટ તેમના આત્માને શાંતિ મળે તેવી પ્રાર્થના કરી, આ પ્રસંગનો અંત લાવ્યા !

અનુભવી માણસનું માનવું જોઈએ, જંગલના કાયદાનો ભંગ કરવો જોઈએ નહીં. આમ ન કરનારને પોતાને જ ઘણું નુકસાન વેઠવું પડે છે તથા તેમાં તેના જાનનું જોખમ પણ રહેલું છે.

હાથીની શ્રવણ શક્તિ તથા સૂંઘવાની શક્તિ અત્યંત શક્તિશાળી છે પણ તેની આંખો નબળી છે.

અને છેલ્લે, આફ્રિકાના જંગલોમાં હાથીનું ઓવર પોપ્યુલેશન છે. આફ્રિકાનો ઊંચો તથા વજનદાર હાથી રોજના ૩૫૦ કિ.ગ્રા. પાંદડાં, ઘાસ તથા વાંસનાં ડાળી ડાળખાં, ઊભો પાક વગેરે ખાઈ જાય છે. આ કારણસર આફ્રિકન ઓથોરિટી હાથીને મારી નાખવાની ઓફિશિયલ પરમીશન આપે છે. પરદેશની ચેનલો હાથીને ઈલેકટ્રીક તથા મેન્યુઅલ મોટી કરવતોથી કાપવાનાં દશ્યો બતાવે છે. જે જોઈને આપણને અરેરાટી જ થાય છે. શું આ ઓવર પોપ્યુલેશનનો યોગ્ય રીતે ઉપયોગ ન થઈ શકે ? શું મારી નાખવા સિવાય કોઈ રસ્તો જ નહીં હોય ?

■

રાત્રિના જન્માક્ષરમાં ખૂલી જાય છે મારા ભાગ્યનું આકાશ.
તારા, નક્ષત્રો, ગ્રહોનાં ઝૂમખેઝૂમખાં ઝળૂંબે છે ચિક્કાર વ્હાલથી.
ચાંદની તો મારા અસ્તિત્વની આસપાસ ખોબેખોબે છલકાય છે.
દિવસના યાત્રીની એકમાત્ર વિધાત્રી - જાણે કે, આ એક રાત્રિ.

અંધકારનું અરણ્ય, નગણ્ય વૃક્ષો, અસંખ્ય પક્ષીઓ.
મધરાતના નિગૂઢ મૌન પર જંપેલા ટહુકાથી નકશીકામ કરતા.
રાતરાણીની સુંગધને મદહોશ માણે છે અજાણી લાવણ્યમયી.
આ દશ્ય-અદશ્ય, શ્રાવ્ય-અશ્રાવ્યને પામ્યા કરું છું નર્યા અહોભાવથી.

ક્યાંય કોઈ સ્મૃતિના સળ નથી, સળિયા નથી, છે કેવળ મુક્તિ.
મખમલ જેવી મધુર મુલાયમ રાત, નથી કોઈ યુક્તિ કે પ્રયુક્તિ.
જાગવાનું ને જીવવાનું મન થાય એવી આ સોહામણી રાત.
હળુહળુ સરે છે રાજહંસી નાવની જેમ અજાણ્યા સરવરે.

આ રાત સ્વા-ભાવિક ગતિએ પ્રયાણ કરશે અપ્રત્યક્ષ પ્રદેશ તરફ.
ત્યારે મંત્રમુગ્ધ, સૌંદર્યલુબ્ધ જીવ બોલશે નહીં એક પણ હરફ.

●

સુરેશ દલાલ
૧૦-૩-૨૦૦૬
'75'માંથી

(શ્રી સુરેશ દલાલને આ શરદપૂર્ણિમાએ 'આદ્યકવિ નરસિંહ મહેતા' એવોર્ડ એનાયત થાય છે.)

ર
ની
૦૦
ાવાં
મ્યોને
શે તો,

■

## નવાં પુસ્તકો

### કવિતા

- **આઘા પાછા શ્વાસ** - શ્રી ચિનુ મોદીની ૭૭ ગઝલોનો તાજો સંગ્રહ, છેવાડે થોડીક મુક્તક રચનાઓ પણ મૂકી છે. ગઝલના કાવ્ય સ્વરૂપમાં એ સાતત્યથી લખતા રહ્યા છે; એ સ્વરૂપ વિશે પણ. આ સ્વરૂપમાં એમનો સર્જક-વિશેષ જોવા મળે છે. પ્ર. આ. ૨૦૦૭. પ્રકાશક : હંમેશ મનહર મોદી, રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૮૦, મૂલ્ય રૂ. ૫૦.
- **દરિયાનું વૃક્ષ** - શ્રી કિશોરસિંહ સોલંકી. કવિ-નવલકથાકાર અને 'શબ્દસર' સામયિકના સંપાદક. સાહિત્યનાં અન્ય સ્વરૂપો ટૂંકી વાર્તા, નિબંધ, પ્રવાસ-વર્ણનો વગેરેમાં કામ કરતા રહ્યા છે. એમનાં ૧૪ દીર્ઘ-અછાંદસ કાવ્યોનો સંગ્રહ. પ્ર. આ. ૨૦૦૭. પ્રકાશક · બાબુલાલ હાલચંદ શાહ, પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. પૃ. ૮૭, મૂલ્ય રૂ. ૬૦.
- **વિસંવાદી સફર** - શ્રી આકાશ ઠક્કર. 'અજાણી સુગંધ' (૧૯૯૦) પછીનો કવિનો બીજો કાવ્ય સંગ્રહ ગઝલ, લઘુકાવ્યો, અછાંદસ અને કવિનું પ્રસિધ્ધ દીર્ઘકાવ્ય - 'વિસંવાદી સફર' અહીં સંગ્રહસ્થ છે. પ્ર. આ. ૨૦૦૭ પ્રકાશક · હંમેશ મનહર મોદી, રન્નાદે પ્રકાશન. પૃ. ૧૪૬, મૂલ્ય રૂ. ૯૫.
- **અનરાધાર** - શ્રી ગુલામ અબ્બાસ 'નાશાદ'. અદી મિર્ઝા ને અમર પાલનપુરીથી માંડીને તે હિતેન આનંદપરા અને હેમંત ધોરડા સુધીના કવિઓની ૧૧૦ ગઝલ-રચનાઓના આસ્વાદ પીરસતું પુસ્તક. ડૉ. ગોપાલ શાસ્ત્રી કહે છે, "નાશાદ પ્રત્યેક ગઝલના એક એક શેરને તેનામાં રહેલા વિષય વસ્તુ સંદર્ભે ઝીણી આંખે તપાસી તેનું સૂક્ષ્મ સૌંદર્ય પ્રગટાવવાની સાથે તેનામાં રહેલી લક્ષણા અને વ્યંજનાને પણ યથાતથ સુપેરે ઉજાગર કરે છે" અહીં બહુધા હયાત ગઝલકારો વિશે જ લખવાનો આગ્રહ નાશાદે રાખ્યો છે. પ્ર. આ. જાન્યુઆરી ૨૦૦૭ પ્રકાશક : ગુલામ અબ્બાસ 'નાશાદ', સી/૬૦૪, ફતેહસાગર કોમ્પલેક્ષ, ફતેહગંજ, વડોદરા. મુખ્ય વિક્રેતા રન્નાદે. પૃ. ૨૫૫, મૂલ્ય રૂ. ૧૬૫.
- **લાગી કટારી પ્રેમની** - સંપાદન સુરેશ દલાલ. વિશ્વનાં પ્રેમકાવ્યોના આ સંપાદનમાં પ્રેમ કવિતાનાં અનેક રૂપ, અનેક રંગ જોવા મળે છે. ભારતીય કવિતામાં અપભ્રંશ, અસમિયા, ઉર્દૂ, ઊડિયા, કન્નડ, કાશ્મીરી, ડોંગરી, તમિળ, તેલુગુ, પ્રાકૃત, પંજાબી, બંગાળી, ભારતીય અંગ્રેજી, મરાઠી, મલયાલમ, મૈથિલી, રાજસ્થાની, સિંધી, સંસ્કૃત અને હિન્દી ભાષામાં લખાયેલી કવિતાઓના જુદા જુદા કવિ-લેખકોએ કરેલા ગુજરાતી અનુવાદો અને ગુજરાતી ભાષાની ૭૦ કવિતાઓ તેમજ પરદેશની અફઘાનિસ્તાન, અરબસ્તાન અને અમેરિકાથી માંડીને તે રશિયા, રોમાનિયા, રોમ, વેલ્સ, શ્રીલંકા, સ્કોટલેન્ડ, સ્પેન, સ્વિડન, હોલેન્ડ જેવા દેશોની પ્રેમ-કવિતાનાં કુલ ૬૨૯ કાવ્યો - ગુજરાતી અનુવાદો અહીં એક સાથે જોવા મળે છે. ભાગ્યે જ કોઈ કવિએ પ્રેમ કવિતા નહિ લખી હોય. આ સનાતન વિષયને લઈને વિશ્વકવિતામાં પ્રવર્તતા પ્રેમરંગનાં વિવિધ પરિમાણોનું એક સાથે દર્શન કરાવતો વસાવવા લાયક ગ્રંથ. લેખક અને અનુવાદક સૂચિ અંતે આપી છે. પ્ર. આ. ૧૯ ઑગસ્ટ, ૨૦૦૭. પ્રકાશક ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૯૯/૧. ગોપાલભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨. પૃ. ૫૮૭, મૂલ્ય રૂ. ૫૦૦.
- **અહેસાસ** - શ્રી દિલીપ મોદી. અગાઉ બે ગઝલ સંગ્રહ - 'પંથ' (૧૯૮૩) અને 'દાખલા તરીકે તું' (૧૯૯૦) આપ્યા પછી લાંબા સમયે પ્રગટ થતો કવિનો ૧૦૯ ગઝલ-રચનાઓનો તાજો સંગ્રહ. એમનાં મુક્તકોના પણ બે સંગ્રહ અગાઉ પ્રગટ થયા છે. ડૉ. રશીદ મીર એની પ્રસ્તાવનામાં લખે છે : "માનવજીવનના મૂલ્યહ્રાસ, લાગણીશૂન્યતા, સંબંધવિચ્છેદ, નિર્ભ્રાંતિ, એકાંત, નિષ્કાસન, ઉત્પીડન, હતાશા, અવસાદ, વિયોગ વગેરે ભાવદશાઓની સોંસરવી અભિવ્યક્તિ આપણને ભીંજવે છે." પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : સાહિત્ય સંગમ, બાવા સીદી, પંચોલી વાડી સામે, ગોપીપુરા, સુરત - ૩૯૫૦૦૧.

### વિવેચન - સમીક્ષા

- **નિરંતર** - નીતિન મહેતાના ૧૩ વિવેચનલેખોનો સંગ્રહ પ્રથમ વિભાગમાં વિવેચનવિચાર, સાહિત્યવિચાર અને શ્રી સુન્દરમ્‌નું વિવેચક તરીકે પુનર્મૂલ્યાંકન કરતા લેખો છે. બીજા વિભાગમાં સુરેશ જોષીની વાર્તાઓ, મધુ રાયની વાર્તા 'ઈંટોના સાત રંગ', શિરીષ પંચાલની 'મજૂસ',

૧૯૮૦ પછીની કેટલીક ગુજરાતી વાર્તાઓ, સુરેશ જોષીની 'મરણોત્તર', દોસ્તોવેયસ્કીની 'ક્રાઈમ એન્ડ પનિશમેન્ટ' અને જેર્ઝી કોસિન્સ્કી કૃત 'બિઈંગ ધેર' વિશેના કૃતિવિષયક લેખો છે. લેખોને અંતે સંદર્ભસૂચિ આપી છે. પ્ર. આ. ફેબ્રુઆરી ૨૦૦૭. પ્રકાશક : નીતિન મહેતા, ૪૦૧/બી, ન્યૂ શિલ્પા ટેરેસ, કસ્તુર પાર્ક, શિમ્પોલી રોડ, બોરીવલી (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૯૨. પૃ. ૧૫૬, મૂ. રૂ. ૧૨૦.

- **વાગાવાસ્યમ - ડૉ. હર્ષદ ત્રિવેદી 'પ્રાસન્નેય'**નો વિવેચનાત્મક - સમીક્ષાત્મક અભ્યાસ-લેખોનો સંગ્રહ. અહીં સાહિત્ય તત્ત્વચર્ચાને લગતા, ભાષા વિજ્ઞાનને લગતા તેમજ કૃતિવિષયક એવા કેટલાક લેખો સંગ્રહસ્થ છે. 'શબ્દગંધા' પછીનો લેખકનો બીજો વિવેચનસંગ્રહ. પ્ર. આ. ફેબ્રુઆરી ૨૦૦૭. પ્રકાશક : ડૉ. હર્ષદ ત્રિવેદી, ૩૬/સી, ધનલક્ષ્મી સોસાયટી, આર્યકન્યા મહાવિદ્યાલય પાછળ, કારેલીબાગ, વડોદરા. મુખ્ય વિક્રેતા રન્નાદે પ્રકાશન. પૃ. ૧૯૩, મૂલ્ય રૂ. ૧૨૫.

- **ગ્રંથ-ગોઠડી - હરેશ ધોળકિયા**ના ગ્રંથ સમીક્ષાના આ પુસ્તકમાં એ.પી.જે. અબ્દુલકલામના wings of fire (ગુજ. અનુવાદ 'અગનપંખ')થી માંડીને તે કુંદનિકા કાપડીઆના 'પરોઢ થતાં પહેલાં' જેવાં દસેક લોકપ્રિય પુસ્તકોની સમીક્ષા છે. છેલ્લો લેખ કચ્છ પર પ્રગટ થયેલાં અંગ્રેજી પુસ્તકોને લગતો છે. લેખકનો ઉપક્રમ, તે કહે છે તેમ "પુસ્તકો વાંચ્યાં, ગમ્યાં માટે તેનો આનંદ વહેંચવાનો અથવા તો બીજા પુસ્તક પ્રેમીઓ પણ આ પુસ્તકો વાંચે તે માટે ધ્યાન ખેંચવાનો" છે. અવલોકનોમાં અવલોકનકારની નિષ્ઠા, ઉત્તમ વાચન માટેની પ્રીતિ સુપેરે જોઈ શકાય છે. પ્ર. આ. જુલાઈ ૨૦૦૭. પ્રકાશક : હરેશ ધોળકિયા, ન્યૂ મિન્ટ રોડ, ભૂજ - ૩૭૦૦૦૧ (કચ્છ), વિક્રેતા અક્ષરભારતી, ભૂજ. પૃ. ૧૧૦, મૂ. રૂ. ૭૦.

## પ્રેરણાત્મક - ધાર્મિક

- **મારા જીવનનો વળાંક - સંપાદન સુરેશ દલાલ.** જીવનનાં વિવિધ ક્ષેત્રોની જાણીતી-અલ્પખ્યાત વ્યક્તિઓ દ્વારા પોતાના જીવનના ટર્નીંગ પોઈન્ટ્સ વિષે લખાયેલા લેખોનું પ્રેરક સંપાદન. કેટલાંકે અંગ્રેજીમાં પણ લખ્યું છે. પ્ર.આ. ઑગસ્ટ ૨૦૦૭. પ્રકાશક : ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧૯૯/૧, ગોપાલ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ - ૪૦૦૦૦૨. પૃ. ૨૮૨, મૂ. રૂ. ૩૦૦.

- **'અઘરો છે આ પ્રેમ ને અઘરા છે આશીર્વાદ !' - સંજીવ શાહે** મૂળ લેખિકા વર્જીનીઆ એક્ઝલીન દ્વારા લિખિત "ડીબ્ઝ ઈન સર્ચ ઑફ સેલ્ફ" પુસ્તકના આધારે આ રૂપાંતર કર્યું છે. બાળઉછેર વિષેની મૂલ્યવાન આંતરસૂઝ માટે બાળકના આંતરિક વિશ્વ અને તેના સંઘર્ષોનું નિરૂપણ કરતું આ પુસ્તક સૌ કોઈને વિચાર માટેની નવી ભૂમિકા પૂરી પાડે છે. પ્ર.આ. મે, ૨૦૦૭. પ્રકાશક : ધી ઓએસીસ શૉપ, જીએફ-૧૧, હાર્મની કૉમ્પલેક્સ, ૨૮, નૂતન ભારત સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૫. પૃ. ૧૮૨, કિ. રૂ. ૧૦૫.

- **આંતરિક અનુશાસન - પારસી યોગી શ્રી એસ. એન. તાવરિયાના** અંગ્રેજી પુસ્તક 'The Inner Discipline'નો એમના અંતરંગ પરિચયમાં આવેલ **પ્રા. હરિત અરુણ જોષી** દ્વારા તૈયાર થયેલ સુરેખ અનુવાદ. ત્રેવીસ પ્રકરણોમાં માનવના મન, જીવન, ચૈતન્ય જેવા વિષયો ઉપર વિચારણીય રજૂઆત કરતા આ પુસ્તકમાં કેટલી માત્રામાં નિદ્રા લેવી, કેવો ખોરાક લેવો વગેરે જીવન-ઉપયોગી માર્ગદર્શન આપવામાં આવ્યું છે. શ્વાસ લેવા મૂકવાને લગતી માત્ર સાત મિનિટની કસરત રોજિંદા સ્વાસ્થ્ય માટે કેવી ઉપકારક નીવડી શકે છે તેનું રેખાચિત્રો સહિત માર્ગદર્શન અને પ્રશ્નોત્તરી વિભાગમાં મૂલાધાર, કુંડલી, અનાહત આદિ ચક્રો વિષેની વિસ્તૃત માહિતી આપવામાં આવી છે. પ્ર.આ. ૨૦૦૭. પ્રકાશક : સોલીજી યોગ ફાઉન્ડેશન, ૮/૧૬ એ, સરદારનગર, નિઝામપુરા, વડોદરા - ૩૯૦૦૦૨. મૂલ્ય નિર્દેશ નથી.

- **પંખીની પાંખે, વિવેકની આંખે; દિલ્લી દિલવાળાની; ભક્તિ તારી, મસ્તી મારી - આચાર્યશ્રી વિજય રત્નસુંદરસૂરિનાં** આ ત્રણ પુસ્તકોમાં અનુક્રમે પંખી જગતના માધ્યમથી માનવજાતને સંબોધી પ્રેરણાત્મક લખાણો, દિલ્હીમાં લેખકને લાધેલા સત્ય પ્રસંગોનું આલેખન તેમજ નાગેશ્વર તીર્થમાં ૨૮ દિવસની સ્થિરતા દરમ્યાન લેખકને લાધેલી પ્રસન્નતા અને પવિત્રતાનું પ્રેરક બયાન છે. પ્રકાશક : રત્નત્રયી ટ્રસ્ટ, શ્રી પ્રવીણકુમાર દોશી, ૨૫૮, ગાંધી ગલી, સ્વદેશી માર્કેટ, કાલબાદેવી રોડ, મુંબઈ - ૪૦૦૦૦૨. રત્નત્રયી ટ્રસ્ટના રૂ. ૫૦૦૦ ભરી આજીવન સાહિત્ય સદસ્ય બની આ અને આવાં પ્રકાશનો નિયમિત રીતે મેળવી શકાય છે. આવા સભ્યોને અત્યાર સુધી પ્રગટ થયેલાં પુસ્તકો પણ, પ્રાપ્ય હશે તો, મળી શકશે. ■

**અશોક ચાવડા**

### સન્માન

- **શ્રી સુરેશ દલાલને નરસિંહ મહેતા એવૉર્ડ એનાયત થશે.**
  વિદ્યમાન ગુજરાતી કવિને તેના સમગ્ર કવિતા-સર્જનને લક્ષ્યમાં લઈને પ્રતિવર્ષ અપાતો 'આદ્યકવિ નરસિંહ મહેતા એવૉર્ડ' તેના દસમા વર્ષે શ્રી સુરેશ દલાલને આ શરદપૂર્ણિમાએ, ૨૬ ઑક્ટોબર ૨૦૦૭ના રોજ જૂનાગઢમાં એનાયત થશે. ગુજરાતી કવિતા માટે એ શરદોત્સવ બની રહેશે.
- **શ્રી નારાયણ દેસાઈને મૂર્તિદેવી એવૉર્ડ એનાયત થયો.**
  પ્રખર ગાંધીવાદી, સાહિત્યકાર અને ગુજરાતી સાહિત્ય પરિષદના વર્ષ ૨૦૦૮-૦૯ માટે વરાયેલા પ્રમુખ શ્રી નારાયણ દેસાઈને તેમના ગાંધી ચરિત્ર પરના પુસ્તક 'મારું જીવન એ જ મારી વાણી' માટે ભારતીય જ્ઞાનપીઠ, દિલ્હી દ્વારા ૧૮મો મૂર્તિદેવી એવૉર્ડ એનાયત કરવાનો સમારંભ અમદાવાદમાં તા. ૧૪ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ યોજાઈ ગયો. ગાંધીજીના પૌત્ર અને બંગાળના રાજ્યપાલ શ્રી ગોપાલકૃષ્ણ ગાંધીના હસ્તે આ સન્માન એનાયત થયું. કાર્યક્રમમાં કર્ણાટકના પૂર્વ રાજ્યપાલ અને એવૉર્ડ સમિતિના અધ્યક્ષ શ્રી ટી. એન. ચતુર્વેદી અને ગુજરાતના રાજ્યપાલ શ્રી નવલકિશોર શર્માએ ઉપસ્થિત રહી પ્રસંગોચિત પ્રવચન કર્યાં. નારાયણ દેસાઈએ કહ્યું કે "ગૌરવ ગ્રંથનું છે અને એથી ય અધિક તો ગ્રંથના ગરિમાપૂર્ણ મહાનાયક ગાંધીજીનું છે."
- શ્રી રવીન્દ્ર પારેખને સુરતની કલાસંસ્થા રાષ્ટ્રીય કલાકેન્દ્ર દ્વારા ૨૦૦૭ના વર્ષ માટે કલામર્મજ્ઞ પારિતોષિક આપવાનું જાહેર થયું છે.
- શ્રી ગૌરાંગ ઠાકરને આ જ સંસ્થા દ્વારા ૨૦૦૭ના નવોદિત સાહિત્યકાર તરીકે સન્માનવાનું નક્કી થયું છે.

### વિમોચન/કાવ્યપઠન/વ્યાખ્યાન

- 'આપણી નવલકથાસમૃદ્ધિ' નામે એક જ ગ્રંથમાં ગુજરાતી સાહિત્યની દસ ઉત્તમ નવલકથાના પ્રકાશનનો વિમોચન સમારંભ ઈમેજ પબ્લિકેશન્સના ઉપક્રમે નહેરુ સેન્ટર, વરલી, મુંબઈમાં તા. ૨૧ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ યોજાઈ ગયો. આ પ્રસંગે શ્રી કનૈયાલાલ મુનશીની નવલકથા પર આધારિત નાટક 'પૃથિવી વલ્લભ'ની

- દિવસીય પરિસંવાદ 'સુન્દરમ્ શતાબ્દી વંદના'નું આયોજન તા. ૨૨ સપ્ટેમ્બર, ૨૦૦૭ના રોજ થયું. આ પ્રસંગે મુખ્ય મહેમાન તરીકે શ્રી ચંદ્રકાન્ત શેઠે હાજરી આપી હતી. શ્રી સુધા સુન્દરમ્‌ની વિશેષ ઉપસ્થિતિ હતી.

- પરિષદ પ્રમુખ શ્રી કુમારપાળ દેસાઈ અને સાહિત્ય અકાદમીના શ્રી પ્રકાશ ભાતમ્બેકરે પ્રસંગોચિત વક્તવ્યો આપ્યાં હતાં.
- ડૉ. ચિનુ મોદીના તાજા ગઝલ સંગ્રહ 'આશા પાછા શ્વાસ' વિશે શ્રી કમળાશંકર પંડ્યા ટ્રસ્ટ, વડોદરાના ઉપક્રમે ડૉ. વિનોદ જોશીએ મનનીય વ્યાખ્યાન આપ્યું હતું.
- ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે 'શ્રી ગની દહીંવાલા સ્મૃતિ વ્યાખ્યાન' શ્રી ઉદયન ઠક્કરે આપ્યું હતું. શ્રી રાજેન્દ્ર પટેલે ભૂમિકા બાંધી આપી હતી. ડૉ. કુમારપાળ દેસાઈએ સમાપન કર્યું હતું.
- ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટની શ્રી ભદ્રંકર વિદ્યાદીપક જ્ઞાન-વિજ્ઞાન વ્યાખ્યાન શ્રેણી અંતર્ગત ૧૯ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ 'ઈશ્વરનું અસ્તિત્વ' વિષય ઉપર શ્રી મહેશ દવેએ અને 'સ્ત્રીઓની આત્મકથા' વિષય ઉપર ડૉ. રંજના હરીશે ૨૬ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ વ્યાખ્યાન આપ્યું હતું.
- રજવાડુંના ગ્રંથમાધુર્યના ઉપક્રમે તા. ૧૪ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ 'મારી આંખે મરીઝ' નામનો સુંદર કાર્યક્રમ યોજાઈ ગયો. મરીઝના ગઝલમય જીવન અને જીવનમય ગઝલ વિશે શ્રી જલન માતરી અને શ્રી રાજેશ વ્યાસ 'મિસ્કીન'નાં પ્રવચનોની સાથે સર્વશ્રી રાસબિહારી

  આપી હતી.
- **ભાવનગરમાં મેઘાણી જન્મજયંતીનો વિશિષ્ટ ઉત્સવ**
  ગુજરાતના લાડીલા શાયર શ્રી ઝવેરચંદ મેઘાણીએ પોતાના આયુષ્યના યાદગાર વર્ષો ભાવનગરમાં જે સ્થળે વીતાવ્યાં તે ભાવનગરના પ્રખ્યાત જશોનાથ મંદિરના પરિસરમાં શ્રી મેઘાણીના જન્મદિનની વિશિષ્ટ ઉજવણી ગુજરાતી ભાષા-સાહિત્ય ભવન, ભાવનગર યુનિવર્સિટીનાં વિદ્યાર્થીઓ દ્વારા તા. ૨૮ ઑગસ્ટ, ૨૦૦૭એ રક્ષાબંધનના દિને કરવામાં આવી. આ કાર્યક્રમમાં કવિશ્રીનાં ગીતો, વાર્તાઓ, પત્રોમાંથી પઠન-ગાયનની પ્રસ્તુતિ થઈ. મહેન્દ્રસિંહ પરમારે સૌને શાબ્દિક સ્વાગતથી સત્કાર્યા. મેઘાણી પરિવારના સદસ્ય શ્રી જયતભાઈ મેઘાણીએ ભાવનગર સાથેના મેઘાણીના ભાવાત્મક સંબંધોનું સ્મરણ કર્યું. મુરલીબહેન મેઘાણીએ કવિશ્રીનાં ગીતોનું મધુર ગાન કર્યું. ભવનના વિદ્યાર્થીઓએ મેઘાણીની વાર્તાઓ 'બદમાશ' અને 'દીકરો'નું ભાવવાહી વાચિકમ્ તેમજ કવિશ્રીનાં કાવ્યો 'માની યાદ', 'ચારણકન્યા' તથા લોકગીતોનું ગાન કર્યું. શ્રી તખ્તસિંહજી પરમારે આશીર્વચન સાથે મેઘાણીનાં સંસ્મરણો પ્રગટ કર્યાં. સમગ્ર કાર્યક્રમનું સંચાલન વિપુલ પુરોહિતે કર્યું હતું.
- **બાલસાહિત્યની સંદર્ભસામગ્રી જોઈએ છે.**

  સરનામે જાણ કરે ફોટોકોપી કરાવીને સામગ્રી પરત કરવાની પણ સંસ્થાની તૈયારી છે.
  સામગ્રી : (૧) બાળસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૧ (૨૫-૮-૧૯૩૨ સુધીનો) સંપાદક : ગિજુભાઈ બધેકા (૨) બાલસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૧ની પૂરવણી. સંપાદક : જીવરામ જોષી (૩) બાલસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૨ (૧૯૩૨-૧૯૩૬) સંપાદક : જીવરામ જોષી (૪) ગુજરાતી બાળસાહિત્ય પુ. ૧ (૧૯૩૨-૧૯૫૭) મુંબઈ રાજ્ય મધ્યસ્થ બાલસાહિત્ય સમિતિ (૫) ગુજરાતી બાળસાહિત્ય પુ. ૨ (૧૯૫૮-૧૯૬૦) (૬) ગુજરાતી બાળસાહિત્ય પુ. ૩ (૧૯૬૧) (૭) ગુજરાતી બાળસાહિત્ય પુ. ૪ (૧૯૬૨) (૮) ગુજરાતી બાળસાહિત્ય (૧૯૬૩-૧૯૬૫) સંપાદક : કીકુભાઈ દેસાઈ, પ્રકાશક : ગુજરાત

  બોર્ડ (૧૧) 'ગ્રંથ'ના બાળસાહિત્ય વિશેષાંક ૧૯૬૫, ૧૯૬૮, ૧૯૭૦, ૧૯૭૫, ૧૯૭૯, ૧૯૮૨, ૧૯૮૪ સંપાદક : યશવન્ત દોશી. પ્રકાશક : પરિચય ટ્રસ્ટ (૧૨) 'કવિલોક' : શિશુકાવ્ય વિશેષાંક, નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૯
  સંપર્ક : બાલસાહિત્ય અકાદમી, c/o યશવન્ત મહેતા, ૪૭/એ, નારાયણનગર, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ ફોન : ૨૬૬૩૫૯૩૪

અશોક ચાવડા

## અંધત્વનું અજવાળું




"આ મારા અંધત્વનું અજવાળું છે. અંધત્વ કાળો પડદો પાડી દે છે એ સાચું છે, પણ એ ઘોર અંધકારને પણ પોતાનું સૌંદર્ય હોઈ, તેજ હોય તેવું લાગે છે." - આ શબ્દો છે આપણા 'બાળકના અવાજમાં બોલતા કવિ,' લેખક, સંનિષ્ઠ અનુવાદક અને સમાજસેવક સદ્‌ગત શ્રી રમણલાલ સોનીના. હમણાં સપ્ટેમ્બર મહિનાની વીસમી તારીખે એમની પ્રથમ પુણ્યતિથિ ગઈ. શતાબ્દીના આરે પહોંચતાંમાં તો એમનું ૯૯ વર્ષની ઉંમરે નિધન થયું એટલે આ એમનું જન્મ શતાબ્દીનું વર્ષ પણ છે. આ વર્ષે શ્રી અખિલ હિન્દ શ્રીમાળી સોની મહામંડળ દ્વારા એમનાં ત્રણ પુસ્તકો - 'સંત સાગર', 'અંધત્વનું અજવાળું' અને 'શ્રી રામકથા-સુધા' ઉપલબ્ધ કરાયાં છે.

અંતિમ વર્ષોમાં શરીર સાથ આપતું ન હતું છતાં તેમણે લેખિનીના પ્રકાશને મંદ પડવા ન દીધો અને તેના સુફળરૂપે 'અંધત્વના અજવાળા'માં વેદ-ઉપનિષદ અને ગીતા વાણીના શ્લોક સંસ્કૃત અને ગુજરાતી એમ બેઉ ભાષામાં, પુસ્તકનાં પ્રથમ ૩૭ પૃષ્ઠોમાં સુંદર રીતે સમાવાયા છે. મૂળ પાઠ અને ભાષાંતર સાથે સાથે જ સુલભ બને છે. પુસ્તકના દ્વિતીય ખંડ (પૃ. ૩૮ થી ૧૬૨)માં વેદ-ઉપનિષદ-ગીતાવાણીનું લેખકનું પોતીકુ, સરળ-રસાળ અને છતાં વિદ્વત્તાભર્યું-મંથનપ્રેરક આલેખન પ્રાપ્ત થયું છે. આ જ પુસ્તકનો મુખ્યખંડ છે. લેખકની મંત્રપ્રીતિને ઉજાગર કરતું આ પુસ્તક સૌ કોઈને આધ્યાત્મિક અનુસંધાનમાં સુપેરે સેતુરૂપ થાય એવું છે.

('અંધત્વનું અજવાળું' - લે. : રમણલાલ સોની, પ્રાપ્તિ સ્થાન : શ્રી અખિલ હિન્દ શ્રીમાળી સોની મહામંડળ, શ્રીમાળી સોની છાત્રાલય, સેંટ ઝેવિયર્સ કોલેજ કોર્નર, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯, પ્રથમ આવૃત્તિ, પૃષ્ઠ : ૧૬૪, કિ. : રૂ. ૨૦, ડિમાઈ સાઈઝ, પાકુ પૂંઠું)

## શ્રી રામકથા-સુધા




આ પુસ્તકમાં શ્રી રમણલાલ સોનીએ પ્રથમ ખંડનાં ૨૬ પ્રકરણોમાં લાઘવથી રામાયણ-સાર આપ્યો છે. પ્રસંગોનું સરલીકરણ અને એ રીતનું આલેખન, વચ્ચે વચ્ચે આવતાં બ્લેક એન્ડ વ્હાઈટ ચિત્રો સમગ્ર રામાયણના નવનીતને તારવી આપે છે.

પ્રથમ દૃષ્ટિએ લાગતું આ બાલ-રામાયણ મોટેરાંઓને પણ એટલું જ આસ્વાદ્ય લાગવાનું.

દ્વિતીય ખંડ 'ભજન-સુધા'માં પ્રાચીન-અર્વાચીન એવાં ૮૦ ભજનો-ગીતો સમાવાયાં છે. અહીં માત્ર રામ વિષયક ભજનો-ગીતો જ નહિ પણ ભક્તિરસનાં ભજનો, ગઝલો અને કવિતાઓ પણ છે. અહીં 'શ્રીરામચંદ્ર કૃપાલુ ભજમન'થી આરંભી મકરન્દ દવેનાં 'કોઈ ઘટમાં ગહેકે ઘેરું' જેવાં ગીતો, રવીન્દ્રનાથ ટાગોરના 'ગીતાંજલિ'ની કાવ્ય-કણિકાઓ અને 'નિત્યચિંતન' રૂપે સુવિચાર પણ શોભે છે. આ ખંડનું દૃષ્ટિ-સભર સંપાદન ડૉ. રેણુકા શ્રીરામ સોનીનું છે.

અંતિમ ખંડમાં 'રામકથા'ને ઉજાગર કરતી વાર્તા 'રામરાજ્યનાં મોતી' મુકાઈ છે. અહીં રામરાજ્યનો મહિમા વર્ણવાયો છે. પૂરક અવતરણો તરીકે કાવ્ય પંક્તિઓ અને ગદ્યાંશોનો સમુચિત ઉપયોગ થયો છે.

આજે છાપાંઓ જ્યારે ફરી એકવાર રામ-રંગથી તરબોળ થતાં ચાલ્યાં છે અને નવી ગુજરાતી પેઢી અંગ્રેજી માધ્યમોની શાળાઓમાંથી 'લોર્ડ રામા' વિશે અવનવીન ભણી-ગણીને ઘેર પાછી આવતી થઈ છે ત્યારે, આ 'શ્રી રામકથા-સુધા' જેવાં સુંદર સચોટ પુસ્તકો આપણી નવી પેઢીને આપણી સાંસ્કૃતિક વિરાસતની સાચી સમજ આપવામાં જરૂર ઉપયોગી નીવડશે.

('શ્રી રામકથા-સુધા' - લે. : રમણલાલ સોની, પ્રાપ્તિ સ્થાન : શ્રી અખિલ હિન્દુ શ્રીમાળી સોની મહામંડળ, અમદાવાદ-૩૮૦૦૦૯, પ્રથમ આવૃત્તિ, પૃ. : ૧૫૨, કિ. : રૂ. ૨૦, ડિમાઈ સાઈઝ, પાકુ પૂંઠું)

■

# પંદર સો વર્ષ પૂર્વેનું 'આધુનિકવાદી' ઘોષણાપત્ર

•

હરિવલ્લભ ભાયાણી

કવિવર્ય કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર'ને આરંભે આવતાં નીચેનાં વચન જાણીતાં છે :

રચનાઓ પુરાણી હોવાને કારણે જ બધીયે સુંદર હોય એવું નથી. તેમ કાવ્યકૃતિ નવીન હોય તે કારણે જ એ દોષમુક્ત હોય એવું પણ નથી. વિવેકશીલો બંનેનું પરીક્ષણ કરીને જે કાંઈ ઉત્તમ હોય તેને આદરે છે. વગરવિચાર્યે જૂના કે નવાનું ગૌરવ કરનારથી દોરાવું એ મૂર્ખતા છે.

સર્જનાત્મક કૃતિના સંબંધમાં વ્યક્ત કરેલ આવો ભાવ તત્ત્વવિચારની બાબતમાં પણ એ જ સમયગાળામાં વ્યક્ત થયેલો છે.

લગભગ કાલિદાસના સમયગાળામાં થઈ ગયેલા પ્રકાંડ જૈન દાર્શનિક અને કવિ સિદ્ધસેન દિવાકરે તત્ત્વવિચારના સંબંધમાં આવો જ વિચાર ઘણી સ્પષ્ટતાથી અને પ્રબળતાથી રજૂ કર્યો છે.

મુક્ત વિચારણા અને ઊહાપોહ એ તત્ત્વવિચારનો પાયો હોવાની વાતનું ભારતીય પરંપરામાં સમયે સમયે જે પુનરુચ્ચારણ થતું રહ્યું છે, તેનું જ આ એક ઉદાહરણ છે. સિદ્ધસેન દિવાકર કહે છે :

પુરોગામીઓએ જે વ્યવસ્થા નિશ્ચિત કરેલી છે, તે વિશે વિચારતાં જો તે સમીચીન હોવાનું સિદ્ધ થાય તો જ તેને સમીચીન માનવી. હું માત્ર મૃત જનોના સ્થાપિત ગૌરવને જાળવવા ખાતર 'પુરાણી વ્યવસ્થા બરાબર છે' એવું કહેવા માટે નથી જન્મ્યો. છોને વિરોધીઓ ફૂલતાફાલતા.

પુરાણી વિચારપરંપરાઓ અનેક પ્રકારની છે. તેમાં પરસ્પર વિરોધ પણ છે. કઈ સાચી એ ઝટપટ નિશ્ચિત કઈ રીતે થઈ શકે ? કોઈ તત્ત્વ સમ્યક્ છે કે નહિ તેનો નિર્ણય 'આ જ પ્રાચીન વિચાર બરાબર છે, બીજો કોઈ નહિ' એવી રીતે તો જે પુરાતનપ્રેમી જડ છે તે જ કરી શકે.

પુરોગામી મારા જેવા અનુગામીને નવતર કહીને આજે ઉડાવે છે એ જ આવતી કાલે બીજાનો પુરોગામી બનશે. આમ પુરાણાનું પદ ઉત્તરોત્તર બદલાતું હોઈને, પહેલાંનાં વચનોને પરીક્ષણ કર્યા વગર કોણ આદરી શકે ?

પ્રાચીનોનાં કેટલાંયે અસંબદ્ધ ને અસંગત વચનોની માત્ર એમની પ્રાચીનતાને કારણે પ્રશંસા થતી હોય છે. નવીનોની બુદ્ધિસંગત અને યુક્તિપ્રવણ વાતો પણ લક્ષમાં લેવાતી નથી. આ અતીતની સ્મૃતિથી જન્મેલી મૂઢતા જ છે *

(છઠ્ઠી 'દ્વાત્રિંશિકા'માંથી)

ઈસવી ચોથી શતાબ્દીના ઉત્તરાર્ધ અને પાંચમી શતાબ્દીના પૂર્વાર્ધમાં મૂકી શકાતા સિદ્ધસેન દિવાકરે એમના 'ન્યાયાવતાર' અને 'સન્મતિતર્ક' એ ગ્રંથોમાં જે રીતે પ્રમાણશાસ્ત્રનું અને અનેકાન્તવાદનું નિરૂપણ કર્યું છે તે દ્વારા આપણને એક પ્રૌઢ દાર્શનિકની પ્રતિભાનાં દર્શન થાય છે. પરંતુ આ ઉપરાંત સિદ્ધસેને ઊંચી કોટિની દાર્શનિક કવિતા પણ રચી છે. તેમની બત્રીસ 'બત્રીશી'ઓ (દ્વાત્રિંશિકાઓ) વિવિધ દાર્શનિક પરંપરાઓને સ્પર્શતી હોવા સાથે સ્તુતિરૂપ હોઈને પ્રૌઢ કાવ્યશૈલી પરનું તેમનું પ્રભુત્વ પણ દર્શાવે છે. જૈન પરંપરામાં રૂઢિને તોડી મુક્ત અને ઉદાર વિચારણાની તેમની લાક્ષણિકતા આગળ જતાં હરિભદ્ર, હેમચંદ્ર જેવા આચાર્યોમાં આપણે જોઈ શકીએ છીએ.

■

('ઉદ્દેશ' વર્ષ ૧, અંક ૪, ઑક્ટોબર ૧૯૯૦માંથી)

● 'ઉદ્દેશ' તો આપ વાંચો જ છો, આપણાં અન્ય પ્રમુખ સાહિત્યિક સામયિકોની ઝાંખી કરવા જુઓ www.uddesh.org માં 'આચમન'

● 'ઉદ્દેશ-સુરખી', 'ઉદ્દેશ-શ્રેષ્ઠ' અને 'ઉદ્દેશ-વૃત્ત' જોવા મિત્રોને કહો જુએ www.uddesh.org

● ઉદ્દેશ-ઑનલાઈન : www.uddesh.org

## આ અંકના સર્જકો

**પ્રવીણ દરજી** : 'વાગીશા' ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૧૨૦ **મહેશ દવે** : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **ફાધર વર્ગીસ પૉલ** : અમીબેલા બિલ્ડીંગ, સન્માન હોટલ પાસે, જૂની હાઈકોર્ટ સામે, અમદાવાદ- ૩૮૦૦૧૪ **ડૉ. ઉત્પલ રામચંદ્ર પટેલ** : 'કવચ', ૧૩, રામેશ્વર સોસાયટી, મહાવીરનગર વિસ્તાર, હિંમતનગર - ૩૮૩૦૦૧ **રાજેન્દ્ર શુકલ - નયના જાની** : સત્યાગ્રહ છાવણી, લેન-૨૨/૫૨૯, જોધપુર ટેકરા, સેટેલાઈટ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **પ્રબોધ ર. જોશી** : 'serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ **દક્ષા વ્યાસ** : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ **રણજીત પટેલ 'અનામી'** : ૨૨/૨, અરુણોદય સોસાયટી, અલકાપુરી, વડોદરા - ૩૯૦૦૦૭ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **રમેશ આચાર્ય** : 'કવિતા', ૧૦, અંકુર સોસાયટી, નવા જંક્શન માર્ગ, સુરેન્દ્રનગર - ૩૬૩૦૦૧ **જગદીશ ધનેશ્વર ભટ્ટ** : ૨, દીપકુંજ, ગણેશગલી, મણિનગર, અમદાવાદ - ૩૮૦૦૦૮ **નલિન રાવળ** : ૧૪/એ, સત્તરતાલુકા સોસાયટી, અમદાવાદ - ૩૮૦૦૦૯ **હરિકૃષ્ણ પાઠક** : પ્લોટ નં. ૬૨/૨, સેક્ટર ૨-એ, ગાંધીનગર - ૩૮૨૦૦૭ **કિરણ ચૌહાણ** : ૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, સુરત - ૩૯૫૦૦૯ **હરીશ પંડ્યા** : ડી-૧, ત્રિલોચન સોસાયટી, ઘોઘા જકાતનાકા પાસે, પરિતોષ સોસાયટી સામે, રીંગ રોડ, સુભાષનગર, ભાવનગર - ૩૬૪૦૦૧ **મનોહર ત્રિવેદી** : 'પ્રણવ', સૂર્યનગર, ઢસા જંક્શન, જિ. ભાવનગર - ૩૬૪૭૪૦ **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ - ૩૮૦૦૨૨ **દુષ્યંત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **હેમેન્દ્ર એ. શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **અશોક ચાવડા** : ૩, મધુવન એપાર્ટમેન્ટ, ગાયત્રી જ્ઞાનપીઠ પાસે, જૂના વાડજ, અમદાવાદ - ૩૮૦૦૧૩ **ડૉ. હરિવલ્લભ ભાયાણી** : c/o. ઉત્પલ ભાયાણી, ૧૨, મધુવન સોસાયટી, ૮૧, સરસ્વતી રોડ, શાંતાક્રુઝ (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦૦૫૪

Uddesh (A literary, cultural magazine) October 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd. 9 on 15th of every month under Postal Regd. No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31-12 2008



## ઠરે કદીય ખોટું આ

રહે મધુરતા બની જીવનમાં સખી જો અહો
મને ન પરવા કશી મુજ પથે ગમે તે બને !
હશે લગની જો ખરી મુજ ઉરે જતાં લક્ષ્યપે
ભલે હરકતો નડે, મુજ મને ન એની તમા !

પરિસ્થિતિ ફરે, ફરે પ્રણય, વૃથા પ્રેમ એ,
રહે અફર આફતે અમર પ્રેમ એ વિશ્વમાં !
ભયંકર તુફાનમાં અડગ ઊભતો પ્રેમ જે
ભૂલેલ પથ નાવનો પરમ ધ્રુવતારો થતો !

નથી રમત પ્રેમ એ સમયની, છતાં ચક્કરે,
અરે કર વતે ગુલાબી મધુ ઓષ્ઠ ગાલો ચઢે !
નથી પ્રણય એ ભલા, જગતમાં ચહો સ્વર્ગ તો
પરસ્પર બધાં સદા સુભગ પ્રેમભાવે ચહો.

ઠરે કદીય ખોટું આ, લખવું તો રહ્યું આટલું :
કરો ન જગતે વસી પ્રણય માનવી કો કદી !

૨૮-૮-૪૮

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસગ્રહ 'પ્રતીતિ'માંથી*

સ્થાન સમર્પણ :

Zydus
dedicated to *life*

'Zydus Tower' Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax 26862365 www.zyduscadila.com

# ઉદ્દેશ


વર્ષ : અઢારમું | અંક : ચોથો | સળંગ અંક : ૨૦૬


## અનુક્રમ : નવેમ્બર ૨૦૦૭



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ. ૫૦, પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે. લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખવું.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે. વર્ષાંતે પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતાં લખાણની જવાબદારી જે તે લેખકની છે. અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું


'ઉદ્દેશ' ફાઉન્ડેશન,<br>
c/o. પ્રબોધ ર. જોશી,<br>
'Serene', સેક્ટર બી-૨૭, સર્વોત્તમ સિદ્ધિ,<br>
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮<br>
ફોન (૦૨૭૧૭) ૨૩૧૮૮૦<br>
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)


- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, ગિરીશ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ ફોન ૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી ૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સર્વોત્તમ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨ ફોન ૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧ ફોન ૨૪૪૬૩૫, ૨૪૪ ૯૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬ ફોન ૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦૧૧, હાર્મની કોમ્પલેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચડીએફસી રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨ email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮, પ્રથમ માળ, મુક્તી ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.) ફોન (૦૨૭૬૨) - ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮


**આદ્યતંત્રી : રમણલાલ જોશી** | **તંત્રી : પ્રબોધ ર. જોશી**

મુદ્રક અને પ્રકાશક પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૬ ફોન ૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન ભગવતી ઑફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન ૨૨૧૬ ૭૬૦૩

# પ્રકાશો, વરદાયિની !

'પ્રકાશનો ધોધ અમોઘ ઝીલતી
ધપે ધરા નિત્ય પ્રવાસ પંથે...'

પ્રકાશમય આકાશ, દિશાઓથી ઓપતું, તારાગણોથી ટમટમતું

**'દિશાને સ્કંધ એનો તે દુપટ્ટો દિવ્ય ઊતરે'**

ઉમાશંકર - સુન્દરમ્‌ની આવી અને બીજી કંઈક અનેક પંક્તિઓ મન આકાશને ભરી ભરી અજવાળતી રહી.

'ઉદ્દેશ' નવ વર્ષ વિશેષનો એ સ-સુવિચાર મહેશભાઈ સાથેની વાતમાં ઊઘડ્યો,

સુરેશભાઈએ 'દિલમાં દીવો કરો'નું સ્મરણ કરાવ્યું,

એને અહીં પ્રકાશિત કરવાનું મહેશભાઈએ પ્રેમથી માથે લીધું.

*

'ઉદ્દેશ'ના આકાશમાં આમ દિવાળી પર્વ ગોઠવાતું જતું હતું એવામાં સાહિત્યના આકાશમાં પણ જાણે પ્રકાશનું પર્વ ખૂલ્યું. પચીસમી સપ્ટેમ્બરે ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમી દ્વારા શ્રી મધુસૂદન પારેખ, શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી વિનોદ ભટ્ટ અને શ્રી ચંદ્રકાન્ત શેઠનું અનુક્રમે વર્ષ ૨૦૦૩, ૨૦૦૪, ૨૦૦૫ અને ૨૦૦૬ના 'ગૌરવ પુરસ્કાર'થી સન્માન થયું. દિવાળી આવે એટલે એકઠાં સૌ કામ સામટાં પતાવવાની ઉતાવળ જેવું થતાં આ ચારે ય સાહિત્યકારો માટે આગવા સમારંભો યોજી એમની સાહિત્યસેવાને સમજવાની-સન્માનવાની ગરિમાપૂર્ણ તક ગુમાવાઈ !

ઓગણત્રીસમી સપ્ટેમ્બરે અમેરિકાના ન્યૂજર્સીના રટગર્સ યુનિવર્સિટીના નિકોલ્સ થિયેટરમાં આઈના સંસ્થા આયોજિત 'ઉત્સવ : સુરેશ સ્વજનોનો' કાર્યક્રમમાં ન્યૂજર્સીના ગવર્નર જહોન એસ. કોરાઈઝન દ્વારા શ્રી સુરેશ દલાલનું વિશિષ્ટ સન્માન થયું.

એમને શરદપૂર્ણિમાએ, છવ્વીસમી ઑક્ટોબરે 'આદ્યકવિ નરસિંહ મહેતા ઍવૉર્ડ' એનાયત થયો એમાં એમની સુદીર્ઘ કવિતા-યાત્રા, કવિતા-પ્રીતિ અને સાહિત્ય સેવાનું સન્માન થયું.

એ પૂર્વે જૂનાગઢમાં 'મનોજપર્વ' ઊજવાયું. રમેશ પારેખની જન્મજયંતી આવી રહી છે. બ્રિટીશ નવલકથા-લેખિકા ડોરિસ લેસીંગને આખરે સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવાની જાહેરાત થઈ. ૨૦૦૭નું વર્ષ આંતરરાષ્ટ્રિય રૂમી વર્ષ જાહેર કરાયું.

પ્રકાશનાં આવાં પર્વ આવતાં-જતાં રહે છે. આપણે જ સર્જેલા આ અવકાશમાં ઉત્સવનો પ્રકાશ ભરી ભરીને ક્યારેક ક્યારેક આપણે ઝાક ઝાક થઈએ છીએ. એ ઝાકમઝોળ રોશનીમાં એ અવકાશને ઊભરાવી દેવાની, શેષને વિશેષ કરીને અનુભવવાની લીલા પણ છે. ઉત્સવઘેલી પ્રજા માટે એનાં અનેક અર્થ-પરિમાણો ખૂલે છે ત્યારે દિવાળી પર્વની રોનક અંદરના ઊંડાણમાં કેવીક પ્રગટે છે એ ય કેટલાક જોશે. સંવેદન પ્રસંગ કે કૃતિ અંતર્ગત આ કે તે છેડા ઉપર જઈ બેસે અને એની અનુભૂતિ આપણને કરાવે પણ એ સંવેદન કે અનુભૂતિ એ ક્ષણમાં ભલે ગમે તેટલી સાચી હોય, લાગે, તો ય સંવેદન અને અનુભૂતિનાં બીજાં કંઈક કંઈક પરિમાણો અસ્પર્શ્ય જ રહી જાય. વળી, બધું જ સ્પર્શક્ષમ ન પણ હોય.

છતાં એ સૌને પામવાના - એકમેકને પહોંચાડવાના અભાન, સભાન પ્રયાસોમાંથી તો પ્રગટે છે આ સાહિત્ય પ્રવૃત્તિ - પ્રીતિ. એમાં ભાતીગળ રંગોળી ય ક્યારેક પૂરાતી જાય છે આસપાસ, આપોઆપ.

આ બધું આમ એકમેકમાં ગોઠવાતું જતું હતું.

એવામાં નીલમબહેને એક લઘુકથા મોકલાવી, શીર્ષક હતું 'પરફેક્ટ ટાઈમીંગ.'

- એમાંય દિવાળીના આકાશને સ્પર્શતી ધરતી પરની સંવેદના.

થયું : કેવું બધું પરફેક્ટ ગોઠવાતું જાય છે !

પછી થયું, એ 'પરફેક્ટ' જ હોય છે. કોઈક વિશેષ ક્ષણોમાં આપણાથી એને એ સ્વરૂપમાં ભાળી જવાય છે.

- એવી ક્ષણોથી પ્રકાશના આ પર્વનો આનંદ આપણા આકાશમાં પ્રગટતો રહો.

- પ્રબોધ ર. જોશી

## તમસની પેલે પાર

●

ઋગ્વેદ

उद् वय तमसस्परि
ज्योतिष्पश्यन्त उत्तरम् ।
देवं देवत्रा सूर्य
अगन्म ज्योतिरुत्तमम् ।

ઘોર અંધારની પેલે પાર
દર્શન પામીએ ઊર્ધ્વ જ્યોતિ તણો
સાક્ષાત્કાર કરીએ દેવાધિદેવ ભાસ્કરદેવનો
વિદ્યમાન નભમંડળમાં



## આજે

●

સુન્દરમ્

વ્યોમે આજે નૂતનશ્રી વસે છે,
કાલે ઘેરાં વાદળાં - આજ એ સૌ
આઘાં પાછાં - વ્યોમ છે નિર્મળાં સૌ,
ખુલ્લાં નેત્રે સૃષ્ટિ સારી હસે છે.

૧-૧૧-૧૯૭૮
૬-૧૫ સાંજ



## નવા વર્ષે

●

ઉમાશંકર જોશી

નવા વર્ષે હર્ષે,
નવા કો ઉત્કર્ષે, હૃદય, ચલ! માંગલ્યપથ આ
નિમંત્રે; ચક્રો ત્યાં કર ગતિભર્યાં પ્રેમરથનાં.

નવી કો આશાઓ,
નવી આકાંક્ષાઓ પથ પર લળૂંબી મૃદુ રહી;
મચી રૂહેશે તારી અવનવલ શી ગોઠડી તહીં!



# પ્રકાશો, વરદાયિની !

●

સુન્દરમ્

સોના તું પગલે આવ, હે સ્વર્જ્યોતિ ધરા-તટે,
રજતો વેરતી તારાં મોતી-પૂર્યાં મહા ઘટે.

અહીં નંદનનો નંદ એનો ઉદ્યાન આદરો,
દિશાને સ્કંધ એનો તે દુપટ્ટો દિવ્ય ઊતરો.

મરુતો મર્મરો પેલી સપ્ત તેજોની ગોઠડી,
શ્વસી રૂહો ધરતી હૈયે અજાતા એક પ્રીતડી.

*

અહો કંચનની કાયા ધરાને આપવી હવે,
એના આ પંકમાં પેલી પદ્મજા સ્થાપવી હવે.

આ ક્ષારાબ્ધિ થકી એક ક્ષીરાબ્ધિ રચવો હવે,
લલાટે સૃષ્ટિને ચંદ્ર સૌભાગ્ય ખચવો હવે.

નિશાને આંગણે નિત્યા ઉષા આમંત્રવી હવે,
મનુના ચિત્તમાં વિશ્વા ચિતિને તંત્રવી હવે.

*

મૂકું છું વિશ્વને હૈયે અંગારો એક ઊર્ધ્વનો,
જલો એ જ્વલતી જ્યોતે સઘળાં ખાંડવી વનો.

ને આ શાંતિશિલા મારી સ્થાપું છું પૃથ્વીને ઉરે,
એની સૌ ઉગ્ર ઝંઝાઓ ઝીલું છું માહરે શિરે.

સુરના તરુથી વેડી લાવું છું કલ્પનું ફલ,
ગૂંથું છું સૃષ્ટિને કેશે સિધ્ધિનું રક્ત ઉત્પલ.

*

અહો આવ, અહો આવ, હે ભીરુ મનુબાળુડા,
ભાગ્યની ભોગળો ખોલી નાખીએ આજ આફુડા.

આ છે શું વ્યોમ ઝૂકેલું ? આ શી છે ધરતી અહીં ?
આ શી છે ઉરમાં જ્યોતિ ? શેની આ ભરતી રહી ?

જેણે આદિત્ય પેટાવ્યા, જેણે આ વ્યોમ વિસ્તર્યાં
તેના ભંડાર ભર્ગોના તાહરે કાજ સંઘર્યાં.

*

મનની મેડીએ નાની બારીમાં પ્રાણપંખીડું,
બેઠું છે પાંજરે પેસી રટતું એક ગીતડું :

कोऽहं कोऽहं, अहं सोऽहं, तत् त्वम्, तत् त्वम्, त्वमेव तत्-
લાધેલો ક્યાંકથી મંત્ર સાધે છે તપસા મહત્.

અને પાતાલથી એક જાગેલી જ્યોત-દીવડી,
ખીણોનાં તમસો ખાતી આવે છે શિખરો ચડી.

*

ઊર્ધ્વ મૂલ અને એની શાખાઓ વિસ્તરી અધસ્,
ઝાલી એ વડવાઈને આરોહે સૃષ્ટિનું તમસ્.

તમ એ તમસા ગૂઢ શૂન્યથી શૂન્ય શું હતું,
તેને કો જ્યોતિએ ઝાલી જલાવ્યું વ્યોમ ચીરતું.

એનાં આ તેજનાં ટોળાં, પટોળાં જગદંબનાં,
ન ફાટે, નહિ ફીટે એ, અંચળા પરબ્રહ્મના.

*

જાગી જા, મનવા ઘેલા, ગોદમાં ગગનો તણી,
માંડી લે મીટ આકાશી સુધાના નેત્રની ભણી.

ઝુકી છે કાળથી જાણે ધરાની કલાન્ત આ ધુરા,
લઈ કો રથ પંખાળો પામવી સ્વર્ગની સુરા.

પ્રભુની પદગંગાનાં કમલો વીણી લાવવાં,
કમલા તણી આશિષે વનો આંહીં વસાવવાં.

*

ગર્જતી ઘોર રાત્રિઓ, નિશાચર પિશાચના
આક્રોશો ભક્ષ્યના ભૂખ્યા, ભેંકારે રક્તયાચના.

ઋત-મંત્રે, પ્રભા-તંત્રે, કવચે કોટિ અર્કના,
સાધ તું સિધ્ધિ ત્યાં તારી-પરાત્પરની અર્ચના.

પૂર્ણોની પૂર્ણતા કેરો કેતુ હાથ મહીં ધરી,
ધરાના કર્ણમાં જા તું આ મારી વાત ઉચ્ચરી.

*

જય હો, જય હે દેવી, સર્વ-સંકલ્પ-શાયિની !
અમારાં તપને તીરે પ્રકાશો, વરદાયિની !

૨૯-૧૦-૧૯૪૮

## દિવાળીનું સરવૈયુ

●

રમણભાઈ બી. પટેલ

કરી નવલ વર્ષમાં સરવૈયું વીત્યા વર્ષનું
જરીક ઉરઊર્મિથી પ્રગતિ માનવી જો કરે
ધપી ધપી કદમ એક એક ભરી સર્વદા તાલમાં
સુદૂર દૂરની સમીપ પગલાં ત્યહીં પ્હોંચતાં.

## નવા વર્ષને

●

કેદારનાથ સિંહ
અનુવાદઃ ડૉ. બિન્દુ ભટ્ટ

હે અપરિચિત,
લાવીશ? શું લાવીશ?
પૂછે છે ઘર–
દિશાઓ
નદી-નાળાંઓ
ગામો-જંગલો
લાવીશ? શું લાવીશ?

પ્રથમ મંજરીની મહેક
કે ફળ ઉપર ચઢતો સોનેરી રંગ,
હાથનો નવો સ્પર્શ
કે ઠંડા પાણીનો નિસ્સંગ સ્પર્શ?
લાવીશ? શું લાવીશ?

બંધ ઓરડા
કે દ્વારમઢી દીવાલ,
શરત ઉઘાડાં જાળિયાંની
કે શેરીઓની લહરનો ઉદાસ સાદ?
લાવીશ? શું લાવીશ?

વણસ્પર્શ્યા કિનારા
કે મારગોનો નવો રઝળપાટ,
તડકે ચહેકતાં પંખીઓની પાંખ,
કે તૂટેલા વંટોળના પગ?
લાવીશ? શું લાવીશ?

એરણ પર ઘણનો પ્રહાર
કે પછી છીણીમાંથી નીકળતાં
ફૂલ, આંસુઓ, ઋચાઓ, મનના રૂંધાયેલા શબ્દો,
પડેલા હિમની ઉદાસી
કે જળના આયનામાં કંપતો ભૂકંપ?
લાવીશ? શું લાવીશ?

નવી ચાના કપમાં તરતો દિવસ
કે આછી વરાળ?
ઘા ખાયેલાં વાદળોની કણકણ જિજીવિષા
કે પછી–
અજન્મ્યા સ્વરોનો ઊંચે ચઢતો આલાપ?
લાવીશ? શું લાવીશ?

આજની આ લહેર
આજની આ હવા
આજનાં આ ફૂલ
આ ખરતી પાંદડીઓ
'આજ' આ મટી જતા મૌન શબ્દની
બધી ઊભરાતી અર્થવત્તા
રાહમાં લઈ ઊભો છું..
આવીશ? ક્યારે આવીશ?

આ ઘર
દિશાઓ
નદી-નાળાં
ગામ-જંગલ
પૂછે છે–
લાવીશ? શું લાવીશ? ઓ અપરિચિત!

# એ જ દિવાળી તોય

●

દત્તા હલસગીકર
અનુ. : અરુણા જાડેજા

દિવસો હજીય સાંભરે એ દિવાળી પહેલાં જ મનને ઉજાળી
મૂકનારા,
નવાં કપડાંની સુગંધના,
લાડુ-ચકરીની સોડમના, કોડિયાંમાં જ્યોતિને ડોલાવનારા.
પાંચ રૂપિયાના ફટાકડા લાવીને
એના ચાર ભાગ પાડીને બાપુ અમને આપતા
નાનાં હતાં તોય
ઠાવકાઈથી સાચવીને તુલસીવિવાહ સુધી રાખવાના.

સળીઓ ફરતે રંગબેરંગી કાગળ ચોંટાડીને
ઘરે જ આકાશદીવા કર્યા અમે
બુક-બાઇન્ડિંગની કમાણીમાંથી
બહેનોને પસલી દીધી અમે.

બાના લક્કડિયા ગાંઠિયાનો શો સ્વાદ!
ગોળના સકરપારાય શા મીઠા!
દિવસો ભોળાભટ હતા અમ સરીખા
વાવેલાં સપનાંને ફૂટી ઊઠતા ફણગા.



ગામડેથી આવતા મામા
પડીકામાં શી વાતે બાંધીને હેતભાવ
બા ને મામા વાતો કર્યા કરતાં
રાત આખી; ખીલીને, હસીને, રડીને
ઘર કેવું ઘર જેવું હતું, દોરામાં ફૂલ પ્રોવ્યા જેવું.
એક ઓરડીમાં સુખેથી રહેતાં
આકાશ ઝળૂંબ્યા કરતું.

આજેય એ જ દિવાળી છે
પણ ઝાંખો ઝાંખો શેં લાગે પ્રકાશ?
આજેય એ જ ફટાકડા છે
પણ અવાજમાં શેનો ભયાનક ભાસ?
લાડુ-ચકરી તો એથીય સારાં
પણ જીભ જ થઈ શાને આવી કડૂચી?
છોળો ખુશીની આસપાસ તોય અંદર ને અંદર થીજ્યું શાને રડવું?

કોઈ કોઈને ત્યાં આવતું-જતું નથી
આટલું શાને વધ્યું લોકોમાં અંતર?
શુભેચ્છાની છાપેલી ઔપચારિકતામાંથી
ખળખળ વહે શેં હૈયાનો પાનો?
ખણખણતાં નાણાંને વાદે ચઢીને ગાણું કોણ લૂંટી ગયું?
મૃગજળ પાછળ દોડતાં દોડતાં મીઠાં નીર સુકાઈ ગયાં.

ઝગમગ ઝગમગ દિવાળી
તોય અંધારું વધી રહ્યું છે છુપાઈ છુપાઈને
ચૂડ કેવી ભરાવાતી જાય છે,
માણસ જીવી રહ્યો છે સાચવી સાચવીને.

## દીપોત્સવીના દીવે દીવે

ચંદ્રકાન્ત શેઠ

દીપોત્સવીના દીવે દીવે દેવ, આંગણે આવો, –
અંધકારનાં બંધન કાપી પ્રભાત મંગલ લાવો. –

ઘર-શેરી ને ગામ સર્વમાં રહો શુદ્ધિ-સમૃદ્ધિ, –
રહો અમારા તન-મનમાંયે સુખ-શાંતિ-સંશુદ્ધિ, –
નવા ચંદ્રથી, નવા સૂર્યથી અંતરલોક દીપાવો! –

જીર્ણશીર્ણ સૌ નષ્ટ થાય ને ઝમે તાજગી-તેજ, –
હાથે-બાથે હળતાં-મળતાં હૈયે ઊછળે હેજ! –
નવા રંગથી, નવા રાગથી માનસપર્વ મનાવો! –

આજ નજરમાં નવલી આશા, પગલે નૌતમ પંથ, –
નવાં નવાં શૃંગો સર કરવા, આતમ ખોલે પંખ, –
નવા દેશના, નવી દિશાના પવન સુગંધિત આવો. –

## દીવો

રવીન્દ્ર પારેખ

હું છું દીવો -
લો, મારો આધાર લઈને તમેય થોડું જીવો !

હું મારી ભીતર છું તેથી વધુ રહું છું બ્હાર,
દૂર જતાંમાં લાગે કે કોઈ કાઢે મારા તાર !
ઝીણા ઝીણા રેશમ તારે લો, અજવાળું સીવો -

હું જાણે કે નૌકા છું ને મારી બ્હાર છે જળ,
સ્હેજ પવન આવે ને ચઢતો અજવાળાંને વળ !
જળ સમજીને અજવાળામાં પડે કોઈ મરજીવો -

## પ્રગટાવ દીવો

રાજેશ વ્યાસ – મિસ્કીન

મૂળથી ભાગે તમસ પ્રગટાવ દીવો,
દેહ છે મોંઘી જણસ પ્રગટાવ દીવો

વર્ષનો પહેલો દિવસ પ્રગટાવ દીવો,
ઝળહળી ઊઠશે વરસ પ્રગટાવ દીવો.

શક્ય છે સચવાય કસ પ્રગટાવ દીવો,
છે સમય લઈ સ્હેજ રસ પ્રગટાવ દીવો.

કૈંક સૂરજને હતી જેની પ્રતીક્ષા,
એ જ આવ્યો છે દિવસ પ્રગટાવ દીવો

શ્વાસનાં મિસ્કીન ચોઘડિયાં બજે છે,
છે સમય સૌથી સરસ પ્રગટાવ દીવો.

## મુબારક

રમેશ પારેખ

સાલમુબારક, ઈદમુબારક;
સૌને સૌની જીદ મુબારક

## દિવાળી

●

પ્રબોધ ર. જોશી

આ હૃદય સોંસરવાં ઊતરી જતાં રૉકેટો
તે પ્રભુને મળવા તલપાપડ આત્માઓ છે.

આ ફટાકડા
તે ક્યારેક આંચકા આપનાર પ્રભુના નિર્ણયો છે.

આ હવાઈ
તે ઇચ્છાની ફક્ત એક જ ચિનગારીએ
જલી ઊઠતી
શાંતિમાં
થયેલો કોઈ ઘટસ્ફોટ છે.

અને–
આપણી યાતનાઓ
કદાચ ધુમાડો થઈ રહી છે...?

૫-૧૧-૧૯૭૨

## દિવાળી

●

ચંદ્રવદન ચી. મહેતા

ઇલા, દિવાળી! દીવડા કરીશું,
તારા સર્યા વ્યોમ થકી અહીં શું?

કેવા ફટાકા અહીં આ ફૂટે છે?
આ કાનના તો પડદા તૂટે છે.

સુણ્યા નથી તેં વીજના કડાકા?
ને સ્વર્ગમાંના ફૂટતા ફડાકા.

ત્યાં વાદળી વાદળીઓ અફાળી
સૌ દેવબાલો ઊજવે દિવાળી.

તું બહેન જ્યારે કદી લે અબોલા,
ઝીલું ન તારાં વચનો અમોલાં.

મૂંગા ફટાકા દિલ માંહી ફૂટે
ને એ સમે તો ઉરતંતુ તૂટે.

## દિવાળી

●

વિપિન પરીખ

દિવાળીના દિવસે
જ્યારે એક નાનકડી ફૂલઝરી પણ
અમાસના આકાશને પ્રકાશથી ઝળહળ કરી દેતી હોય
ત્યારે કોઈ હૉસ્પિટલમાં સૂતું હોય તે ગમતું નથી.

હા, બેસતા વરસની વહેલી સવારે,
નર્સો પ્રેમથી મોટો સાથિયો પ્રાંગણમાં પૂરે છે.

ડૉક્ટરો હળવા થઈ હસતાં હસતાં દર્દીઓને
આવનાર વર્ષનાં અભિનંદન આપે છે,

ત્યારે કેટલાક દર્દીઓ શંકા સાથે ડૉક્ટરની આંખમાં જુએ છે...

જાણે પૂછતા હોય:

'ડૉક્ટર તમે પણ?--
તમે ક્યાં નથી જાણતા?'

ડૉક્ટર એ શંકાભરેલી આંખોને ચૂકવી
બાજુમાં સાજા થતા દર્દીને અભિનંદન આપવા
આગળ ચાલી જાય છે.

વહેલી સવારે મોટો સાથિયો મેં જોયો
ત્યારે મને પણ થયું હતું:
આજનો દિવસ મૃત્યુ આ સાથિયાને ઓળંગી
હૉસ્પિટલમાં નહીં પ્રવેશે.

પણ...

## વતનની બે દિવાળી – તંદ્રાઓ

●

ઉશનસ્

### તંદ્રા : ૧

રજાઓ દિવાળી તણી પડીય ગૈ કૈં દિવસથી –
અમારે કિંતુ રે ક્યહીં પણ જવાનું રહ્યું નથી,
ન બાના વ્હેળાળુ વતન ટહુકે સાદ કરીને.
હવે કો' બોલાવે અશું રહ્યું ન ક્યાં યાદ કરીને

અને તોયે જોતાં વતન દિશ ગાડી ઊપડતી,
પિસોટી – ને જાણે પકડી ચઢી જૌં પાછલી ગતિઃ
અમે જાણે નાને મથક અમ ગામે ઊતરીએ
અને તારાન્ધારે વદ રજનીમાં પાય ધરીએ.

બૂઢા જોશીકાકા નિજ શું ઘરડું ફાનસ લઈ
અરે, સામા આવ્યા ભભકતી શગે છે કની કંઈ!
પથે બંને બાજુ સીમ શ્વસી લીધી ભાતની ભરી,
હવામાં પોચટશી પીમળ પમરી ગૈં જરીજરી

'અલ્યો, સૌ આવ્યા કે?' ટહુકી પરસાળે નીકળિયું,
દીવામાં ઓળાઈ જરી ઠરી, જતું પાછું ફળિયું

### તંદ્રા : ૨

અને ઘોરે ઊંઘે – વગર અજવાળાંની – ફળિયું
જરા ટ્હૌકી, કિંતુ પથ પર નીચે ઊતરી ગયું
અમારું માટીના ઘર તણું અધીરું પગથિયું,
રહ્યું ડોકાઈને પડું પડું થતું એક નળિયું.

જરા સંકોચાઈ શગ દગ તણી છાજલી તળે,
વધુ થોડી આભા પથરઈ લીંપ્યાં આંગણ પરે,
અને જાણે ટોળું વિહગ તણું સાંજે સીમ ચણી
ગયું બેસી ડાળે કલબલતું – વાડે-તરુ તણી.

અમોને છોરાંને ક્રીડન-લીનને સાદથી દૂરે
બુલાવી લે વાળુ વખત જનની સાંજ અસૂરે
ઘરે દીવાટાણે નિત, ત્યમ – વીંટાઈ વળી ચૂલે
અમે બેઠાં – કેન્દ્રે જનની – સહુ અર્ધા વરતુલે.

શમ્યો મોડી રાતે કલબલ કરી શ્રાન્ત કુનબો,
સુહેઃ વચ્ચે દીવી, પરિઘ ઘટ કોરેલ-ગરબો.

## આસોની અમાસ

●

ચંદ્રકાંત ટોપીવાળા

ઉપર લખ લખ તારક જ્યોતિ!
  નીચે લખ લખ દીપક જ્યોતિ!
વચ્ચે મબલક અંધારાં! જી અંધારાં સોહાય!
  હો મબલક અંધારાં સોહાય!

એને નહીં આકાર!
ને તોયે એના શા શણગાર!
એ તો કળાય નહીં કેમે, નહીં એનો પામે કોઈ પાર!
અંગ અંગ એને તેજની પીઠી!
વહે રૂપની ધાર અદીઠી!
જોતાં જોતાં અણજાણ્યા! જી અંતરમાં લોભાય!
હો મબલક અંધારાં સોહાય!

એની નહીં કો સીમા!
એનાં પગલાં કદી ન ધીમાં!
એ તો ક્ષિતિજના ગઢ તોડીને બસ વ્યાપી જાય નિખિલમાં!
એનો નહીં કોઈ અંત કે આદિ!
અનંતનો એ તો પરવાસી!
વિરાટ એ વિસ્તાર ન એનો નયનોથી હેરાય!
હો મબલક અંધારાં સોહાય!

## નવા વર્ષે...

## નૂતન વર્ષ...

●

સર્વેશ્વર દયાલ સક્સેના
અનુવાદઃ ડૉ. બિન્દુ ભટ્ટ

નવા વર્ષની શુભેચ્છાઓ!
ખેતરના શેઢા પર ધૂળથી ખરડાયેલા પગને
ધુમ્મસમાં લપેટાયેલા આ નાનકડા ગામને
નવા વર્ષની શુભેચ્છાઓ!

દયણાંનાં ગીતને બળદની ચાલને
રેંટિયાને, કૂવાના કોસને, માછીની જાળને
નવા વર્ષની શુભેચ્છાઓ!

આ શેકાતા રોટલાને, બાળકોના શોરને
રસોડાના ગણગણાટને, ચૂલાની સવારને
નવા વર્ષની શુભેચ્છાઓ!

વેરાન જંગલને, તારાઓને, રાતને
ઠંડી બે બંદૂકોમાં ઘરની હર વાતને
નવા વર્ષની શુભેચ્છાઓ!

આ વીંઝાતા વાવાઝોડામાં વીખરાયેલા વાળને
સિગારેટની લાશો પર ફૂલ જેવા ખ્યાલને
નવા વર્ષની શુભેચ્છાઓ!

કોટના ગુલાબ અને અંબોડાના ફૂલને
નાનકડી યાદને અમથીશી ભૂલને
નવા વર્ષની શુભેચ્છાઓ!

એમને, જેઓએ વીણી વીણીને ગ્રિટિંગકાર્ડ લખ્યાં
એમને, જે પોતાનાં કૂંડાંઓમાં ચુપચાપ દેખાયાં...
નવા વર્ષની શુભેચ્છાઓ!

નૂતન વર્ષ...
લુહારોની ધગધગતી ભઠ્ઠીઓ દ્વારા
પ્રભાતનું અજવાળું ફેલાવી શકે,
કાષ્ઠશિલ્પીઓના રંધા અને વાંસલા દ્વારા,
કડિયાની છીણી અને હથોડા દ્વારા
સવારનું સંગીત રેલાવી શકે!

નૂતન વર્ષ...
ધોબીઓના ઘાટમાં
નાવિકોનાં હલેસાંમાં
ગતિનાં ઝાંઝર બાંધી શકે!

નૂતન વર્ષ...
એ સર્વ ખેતરોમાં જઈ શકે
જ્યાં લીલોછમ પાક ઊભો હોય,
એ તમામ ખળાંઓમાં નાચી શકે
જ્યાં પાકેલાં ડૂંડાંઓ હોય,
એ બધાં ઘરોનો બની રહે શણગાર
જ્યાં ઢગ હો અન્નના.
એ સર્વ હૈયાંમાં પોઢી શકે
જ્યાં સુખ અને શાંતિ હોય!

બધાંનું હો નૂતન વર્ષ...
પ્રત્યેક ઘરનું, પ્રત્યેક ખેતરનું,
પ્રત્યેક ખળાનું પ્રત્યેક હૈયાનું...

## કચડાયેલાનું નવું વર્ષ

●

નઝિક અલ-મલૈકા
અનુ. સુરેશ દલાલ

નવું વર્ષ, મારા ઘરમાં પ્રવેશ ન કર
અમે પ્રેતની દુનિયાના પડઘાઓ છીએ.
લોકોએ અમને પડતા મૂક્યા છે.
રાત અને ભૂતકાળ અમારામાંથી સરી ગયાં છે
ભાગ્ય અમને ભૂલી ગયું છે
ઝુરાપા અને આશાથી અમે નિચોવાઈ ગયાં છીએ.
અમારી પાસે નથી સ્મૃતિ કે સ્વપ્નો
અમારા શાંત ચહેરા પરથી રંગ ઊડી ગયો છે
નૂર હણાઈ ગયું છે
દુ ખના ડંખોથી અજાણ્યા
અમે સમયમાંથી શૂન્યતામાં સંકોચાઈ જઈએ છીએ.
સુંવાળા મહેલોમાં અમે માત્ર જીવ્યે રાખીએ છીએ.

નવું વર્ષ ચાલતું થા.
અમે જાગીએ એવા કોઈ સજોગ નથી
બરુની બનેલી છે અમારી નસ
અમારા લોહીમાં વ્હેતો ગુસ્સો થીજી ગયો છે
કોણ કહે છે કે આત્મા કદાચ વિસ્ફોટે?
હું ઇચ્છું કે અમે મરેલાં હોઈએ અને કબરો અમને નકારે,
જો અમે માત્ર સમયને વર્ષોથી માપી શકીએ
જો અમે માત્ર જાણી શકીએ કોઈ એક સ્થળ સાથે
સંકળાવું એટલે શું
જો અમે માત્ર પગલાઈથી છળી ઊઠીએ
જો માત્ર પ્રવાસ અમારા જીવનને વેરવિખેર કરી શકે
જો અમે માત્ર બીજાની જેમ મરી શકીએ.



## દિવાળી

●

અઝીઝ જાવેદ મિર્ઝા
અનુ. મુસાફિર પાલનપુરી

કંઈ બોલ તું
ફૂટપાથની ઓ કોડિયાવાળી,
તારેય ઘરે કોઈ દી ઊજવાશે, દિવાળી?



## પ્રથમ દિવસનો સૂર્ય

●

રવીન્દ્રનાથ ટાગોર
અનુ. મહેશ દવે

નૂતન વર્ષના આવિર્ભાવે
પ્રથમ દિવસના સૂર્યે
પ્રશ્ન કર્યો'તો
કોણ છે તું?
ઉત્તર મળ્યો નો'તો

વીતી ચાલ્યાં વર્ષ પછી વર્ષ

નિ સ્તબ્ધ સંધ્યાએ
પશ્ચિમ સાગરતીરે
અંતિમ દિવસે
ઉચ્ચાર્યો સૂર્યે પ્રશ્ન:
કોણ છે તું?
પામ્યો નહીં ઉત્તર

## નવા વર્ષ માટે

●

હરિશ્ચંદ્ર ભટ્ટ

વીત્યા અનેક દિવસો, અવ સાંભરે શેં -
વેરાઈ જે સમયની ઘટિકાની વેળુ
રૂહેશે કહીંથી કરછિદ્ર મહીં કણો એ ?

તડકો શીળો સુખદુઃખોની પુરાણગાથા
વર્ષો તણી, નિયતિચક્રની સાથ ચાલે
અંભોધિ આ સમયનો ડૂબવી દિયે જે.

વર્ષાન્તરે પ્રતિપદા નવવર્ષની આ
આવે પુનઃ ઉર મહીં નવ ભાવનાના
પૂર્ણેન્દુ દર્શનની આશ જગાવી જાયે.

ને એમ એ પ્રતિપદા શુકનોની પૂંઠે
જોવી ઊગી ઉડુગણે બીજ-ચંદ્ર-રેખા
પૂર્ણેન્દુ દર્શનની આશ વધારતી ત્યાં ?

સ્વપ્નાર્થી ઓ ! નવલ સૃષ્ટિની કામનામાં
પૂર્ણેન્દુની અધૂરી એક કલાની ઝાંખી
થાતાં સુધન્ય નિજને ગણતો અભાગી ?

જાણું નવું કંઈ નથી નવ વર્ષ માંહે,
કિંતુ જૂનાં ઉભય આપણ, પૃથ્વી જૂની
માગે નવાં નયન નૂતન સૃષ્ટિ માટે.

૧૨-૧૨-૧૯૪૩

## વિલીન ગત થાવ

●

હરિશ્ચંદ્ર ભટ્ટ

વિલીન ગત થાવ, ભાવિ ! મુજ માર્ગ ખુલ્લો કરો,
હતું યદપિ શાપરૂપ ગત જેહ, ડૂબી ગયું.

અરે ! નિયતિ અંધ, નેત્ર તુજ ખોલ ને સ્હાય દે,
સુસ્પષ્ટ કર માર્ગ ભાવિ પથ જોઉં તે કાપવા.

રહસ્યમય ગૂઢ આછી સહુ રેખ વિતરો અને
અદૃષ્ટ અવ દૃષ્ટ થાય શિખરોની ઝાંખી થવા.

પ્રભો-નિયતિ ! સાથ દે, કર મહીં તું સંકલ્પ લે,
હવે નિયતિ ! ભાવિ મારું, વિધિ મારું મારા મહીં.

૨૧/૨૩-૯-૧૯૪૮

## આનંદ

●

રાવજી પટેલ

સવારે ઊઠીને મારી સુવર્ણની ઊઘડતી આંખ હસી ઊઠે...
પૂર્વમાં પંખીઓનો કલરવ ઊંચો થાય.
મારા રોમ પર કલરવ કલરવ
પૂર્વમાં વ્યાપ્યા કરે. આંખ મારી હળુ હળુ.
તિમિરના અતિઘન વિશ્વને
પાંપણના પાતાળની શયન-સુવાસમાં ઢબૂરી દીધું !
ત્યહીંથી તે સુવર્ણની આંખ લગી
પારાવાર હૃદયનો સેતુ
નિરંતર
ચોકમાં કૂણેરું ઘાસ, હલમલે તાજપનું તેજ
લઘુ-તનુ ડોકના હિલ્લોળ થકી લીલો લીલો ચોક
મારી સુવર્ણની આંખમાં સમાય...
ક્ષણિકમાં બાળકને ગાલે ચપ બચી થઈ બેસી જાય,
- ત્યાંથી
હૃદયની ખીણમાં મધ સમો ગળ્યો થઈ સરી જાય
સુવર્ણ સુવર્ણ બધે વ્યાપી જાય.

## નૂતન વર્ષ

●

**રાધેશ્યામ શર્મા**

નિ:શબ્દતાના નકશીદાર દ્વાર પર
શબ્દધ્વનિ ટકોરા કરી શકે તો
વહી આવતા વંટોળને થીજવીને
ટમટમતાં કોડિયાંની દીપશિખાને
સંકોરી ઝળહળતી કરી શકાય
બોલું બોલું કરતી સિંહાસનબત્રીસી
વીર વિક્રમની આણને સાચવી લેતી
સંવતના સૂરજોની કિરણાવલિ પ્રગટાવે
અને ત્યારે
આકાશની ભૂરી ભૂરાશ લીધેલ તારકોની
ધરાના લીલા લાવણ્ય પર બીજવર્ષા સંભવે
ઉલૂકોની આંખમાં રા' થયેલાં તારામંડળ
આંગણામાં ઊગેલા રાગના સાથિયાને
સળગીને ઓચિંતા પ્રગટ કરી દે
તેના અજવાળે દાન્તેનો પે..લો દરજી
ગજ કાતરને કોરાણે મેલી
'શિવ શિવ' કરતો સીવવા માંડે'

## સાલમુબારક

●

**મફત ઓઝા**

ઓરડાની ચાર દીવાલો વચ્ચે
ગઈ કાલનો અંધકાર
બરફ જેવો જામી ગયો છે
છાપરામાંથી
લીલીછમ કૂંપળો ફૂટી ઝૂલી રહી છે.
આંગણામાં
આવતી કાલ
લીલા ઘાસ જેવી ફણગી રહી છે.
દૂર દૂરથી
મેઘધનુના તાણી રંગ
વાદળ જેવા ઊડી આવે એ વન,
હું ઓગળું
તેજ જેવો મારામાં
ને એક હાથમાં ઝૂલતી ડાળ લઈ ઝૂકી કહે –
આવતી કાલ
સાલમુબારક..'

## નવા વર્ષને

●

હસમુખ મઢીવાળા

કાળના સાગરે આજે મોજું એક ઊઠી શમ્યું
આજે આનન્ત્યને આરે પાદચિહ્ન નવું પડ્યું,
પુરાણી પોથીનું આજે પાનું એક ફરી ગયું.
માનવી જીવને જાણે અદીઠું કો' સરી ગયું.

એનો એ સૂર્ય, એના એ રશ્મિ ને તેજ એનું એ,
એના એ ઊર્મિ, એનો એ ઉદધિ ને વારિ એનું એ,
માનવી યે બધાં એ જ, હૈયાં યે એ જ છે જૂનાં
તે છતાં આજના સ્પર્શે થાય છે સૌ નવાં નવાં.

આજ ને કાલની વાતો તણું સંગમસ્થાન તું,
ભાવિના ભાનુનો આછો આશાવાન પ્રકાશ તું.
ગઈ કાલ તણી ભવ્ય ગાથાઓ તણી યાદ તું
પ્રેમ, પૌરુષ ને પ્રાપ્તિ આશાથી બળવાન તું.

એવી તો નિત્યની ઉષા તે છતાં શું વિશિષ્ટ તું
વર્ષો વીત્યાં છતાં તારું નાવીન્ય શીદ ના ગયું ?

## નવવર્ષ

●

પૂજાલાલ

નવા વરસ! આવ, જીર્ણ સ્મૃતિશેષ છો કાળના
અખંડિત ચલંત ચિત્રપટ સાથ ચાલી ગયું.,
શરૂ નવલ ચિત્ર આજ નવ વર્ષ! તારું થયું:
ભલે અરુણઆશ ને જગ જિવાડતી જવાળના
જુવાળ ચઢતા જગત્ અમર જ્યોતિએ જાગતું,
બધુંય બદલાઈ જાય હૃદયાસ્તકેરે ક્રમે,
ઉદારતર ઊર્મિએ સભર સર્વ રીઝી રમે,
ભજે સુલભ ભર્ગનું સ્મિત મુહે સુમન્મીલતાં,
દગે દગે સુધા સ્રવે, સદન સ્વર્ગની શ્રી ધરે,
વિસારી જન ઝેરવેર મૃદુ ફૂલ જેવાં ફરે.
રહે જીવનને જલે જલજ જ્યોતિનાં ખીલતાં,
પ્રહૃષ્ટ સહુ પ્રાણ અર્પણતણી મજા માણતા,
પ્રસારિત ભુજો મઝા મિલનની રહે લ્હાણતા.

## નૂતન વર્ષ

●

પ્રજારામ રાવળ

વંદીએ, હે અભિનવ અરુણાઈ!
આ વિકલ વિકલ અતિ અંગ,
ઊમટ્યા સહુ જોબનરંગ,
કંઈ ઓસરી ગયા ઉમંગ!
લાવ લાવ અમ અંગ મહીં તવ
અજર અમર તરુણાઈ! વંદીએ...

આ ભીંસે તિમિર અપાર!
કંઈ યુગયુગ કેરા ભાર!
અવસાદ તણા ઓથાર!
ઓ જગવ જગવ, બજવી તવ ચિર
ઉલ્લાસ તણી શરણાઈ! વંદીએ...

હે અવ ધરાજીવનમાં,
અહીં વિલસ મનુજ તન-મનમાં,
ના દૂર રહે જ ગગનમાં!
દે આતુર ધરતી સાદ, આવ
સ્વર્લોકની અમૃત-વધાઈ! વંદીએ...

# 'દિલમાં દીવો કરો'

પ્રબોધ ર. જોશી



દિલમાં દીવો કરો, રે દીવો કરો
કૂડા કામ ક્રોધને પરહરો, રે દિલમાં દીવો કરો.

દયાદિવેલ પ્રેમ પરણાયું લાવો
માંહી સુરતાની દિવેટ બનાવો
મહીં બ્રહ્મ-અગ્નિને ચેતાવો રે. દિલમાં દીવો કરો.

સાચા દિલનો દીવો જ્યારે થાશે
ત્યારે અંધારું મટી જાશે
પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે. દિલમાં દીવો કરો.

દીવો અણભે પ્રગટે એવો,
ટાળે તિમિરના જેવો,
એને નેણે તો નરખીને લેવો રે. દિલમાં દીવો કરો.

દાસ રણછોડે ઘર સંભાળ્યું,
જડી કૂંચી ને ઊઘડ્યું તાળું;
થયું ભોમંડળમાં અજવાળું રે. દિલમાં દીવો કરો.

રણછોડદાસ

•

'દીવો કરો' એવું સાંજ પડ્યે દાદીમા કહેતાં. આ ઘણી વાર સાંભળ્યું છે અને એ સાંભળતાં જ ઘરમાં દીવો કર્યો છે. પછી ઈલેક્ટ્રીસીટી આવી ત્યારે પણ એમ જ કહેવાતું કે 'દીવો કરો' ને આપોઆપ ઊભા થઈ લાઈટની સ્વીચ - ચાંપ દબાઈ જતી. મંદિરમાં ય દીવો કર્યો છે. કોઈક સમારંભોમાં પણ દીવો પ્રગટાવ્યો છે. દિવેટ પૂરી પલળી ન હોય ત્યારે એમ કરવામાં ઘણો બધો સમય વીતી જાય અને બધી તાળીઓના ગડગડાટ શમી જાય છતાં દીવો પૂરો પ્રગટે જ નહીં એવું ય અનુભવ્યું છે.

પણ અહીં તો વાત જુદી જ છે.

દિલમાં દીવો કરો

- એવું ભક્ત કવિ રણછોડ કહે છે. આજીજી કરતા હોય એમ ફરી કહે છે

રે દિલમાં દીવો કરો

દિલમાં દીવો કરવો એટલે શું ? ઘરમાં દીવો કરવો અને દિલમાં દીવો કરવો એ બે વચ્ચે ફેર છે ઘરમાં દીવો કરો એટલે તો, એમ થતાં તરત જ બધે પ્રકાશ પથરાઈ જાય પણ અહીં દિલમાં દીવો કરવા માટે બીજું પણ કંઈક કંઈક કરવાનું છે. શું ?

કૂડા કામ ક્રોધને પરહરો

એ વરવા-કૂડા-કામ અને ક્રોધને પહેલાં કાઢવાના છે, એના સૂક્ષ્માતિસૂક્ષ્મ અર્થમાં પણ.

કામ એટલે વાસના, તૃષ્ણા. અંધારું દૂર કરવાની, બધે પ્રકાશ કરવાની એ ય એક પ્રકારની તૃષ્ણા જ ને ? અને એમ ન થતાં ક્રોધ, ક્યારેક પોતાના ઉપર પણ, ઉપજે અને એ બધાંનું કૂડું, વરવું રૂપ પ્રગટ થાય. તો, એ બધાંને દૂર કરવાનાં છે, પરહરવાનાં છે. આ કામ-ક્રોધને, આપણા અજ્ઞાનમાંથી ઉપજતી એ અંધ લાગણીઓને પહેલાં દિલમાંથી કાઢવાની છે. પણ એ કેવી રીતે બને ? કહેવાથી કંઈ ઓછું બધું થઈ જાય છે ?

ભક્ત કવિ આગળ કહે છે, સાંભળો :

**દયાદિવેલ પ્રેમ પરણાયું લાવો**
**માંહી સુરતાની દિવેટ બનાવો**

પહેલાં દયા-કરુણા, જગત માત્ર વિશે કરુણા, ઈશુ ખ્રિસ્તે વધસ્તંભ પર ચડતાં કહ્યું હતું (પ્રભુ તેમને માફ કરી દો. તેઓ જાણતા નથી કે તે શું કરી રહ્યા છે) એવી કરુણાનું દિવેલ અને પ્રેમનું પરણાયું - કોડિયું લાવવાનું કવિ કહે છે.

પછી એમાં સુરતા એટલે કે લગનીની દિવેટ બનાવવાની વાત કરી છે. કરુણાનું દિવેલ હોય, પ્રેમનું કોડિયું હોય પણ સાચી લગની ન હોય તો વાત નહિ બને.

આ ત્રણે વાનાં પછી, સાચી લગનથી તૈયાર થયેલા એ દીવામાં હજુ ય પ્રકાશ તો પ્રગટ્યો જ નથી એટલે

**મહીં બ્રહ્મ-અગ્નિને ચેતાવો રે**

એમ કવિ કહે છે. બ્રહ્મ—જગતના મૂળ તત્ત્વના અગ્નિને ચેતાવવાની વાત કવિએ કરી છે. અને એમ

**સાચા દિલનો દીવો જ્યારે થાશે**
**ત્યારે અંધારું મટી જાશે.**

Simple. અંધારું તો મટી ગયું પણ આ પછી જે થવાનું છે તે અદ્ભુત છે.

**પછી બ્રહ્મલોક તો ઓળખાશે રે**

જગતના મૂળ તત્ત્વની ઝાંખી થતાં બ્રહ્મલોક- અખિલાઈનું દર્શન થશે. બધે ઝળહળ ઝળહળ થઈ રહેશે.

અંતરના એ અજવાળામાં દીવો કેવો પ્રગટ્યો છે ? જુઓ.

**દીવો અણભે પ્રગટે એવો**
**ટાળે તિમિરના જેવો;**

કવિએ એને અણભે - અણભય, ભય વગર પ્રગટતો જોયો છે. આવો એ દીવો એકવાર પ્રગટ થયો પછી હોલવાવાની ચિંતા નથી. કારણ એ બ્રહ્મજ્યોતનો પ્રકાશ છે, બધાં તિમિર, અંધકાર - અજ્ઞાનને ટાળવાવાળો છે.

આવા આ અદ્ભુત દીવાને તો આ આંખોએ જોવો જ રહ્યો. કેવી આરત, એ દીવાને જોવા માટેનો કેવો ઝુરાપો અહીં આ પંક્તિમાં પ્રગટ્યો છે !

**એને નેણે તો નરખીને લેવો રે**

આમ દિલમાં દીવો કર્યો, થયો. અને કૂંચી-ચાવી મળતી જ ન હતી તે પણ મળી ગઈ. તેનાથી બંધ ઘરનું આ તાળું ય ખૂલ્યું. બધા દરવાજા આપોઆપ ઊઘડ્યા. કવિ કહે છે :

દાસ રણછોડે ઘર સંભાળ્યું
જડી કૂંચી ને ઊઘડ્યું તાળું
પછી આ છેલ્લી પંક્તિમાં તો ચમત્કાર જ થાય છે. જુઓ :
થયું ભોમંડળમાં અજવાળું રે

અરે, આખા ભૂ-મંડળમાં, તારા, ગ્રહો, નક્ષત્રોથી બનેલા આ સમગ્ર વાતાવરણમાં અજવાળું ?

હા. કારણ કે હવે (ઘરમાં જ નહિ) દિલમાં દીવો થયો છે એ પૂરેપૂરો પ્રગટ્યો છે. એ અણ-ભય પરમ જ્યોતને હવે હોલવવાનો ભય નથી. મારું ઘર સંભાળવાનો, કૂંચી મળવાનો અને તાળું ઊઘડવાનો એ આનંદ-અનુભવ તો ક્ષણિક હતો. આ તો પરમ આનંદ આ દિલમાં દીવો પ્રગટ્યો ને આખા ય ભૂ-મંડળમાં અજવાળું અજવાળું...

વાત દિલમાં દીવો પ્રગટાવવાની છે.

■

## ૮૮માં પ્રવેશ; વિશ્વ આભાર દિન

●

**ઉશનસ્**

હું મારાં સત્યાશી વરસ પછી, આ નવ્ય વરસે
પ્રવેશે, ઊભો રહે, નજર કરું છું પાછળ જરી.
અહો, કેવી કેવી ચઢ ઊતરની જિંદગી મળી !
ચઢ્યો શૃંગો, તુંગાં, ખીણ ય ઊતર્યો ચાલક રસે

કશી આખે રસ્તે મદદ મળી'તી ! યાદ કરું છું
પહેલી જ્યાં આંખો ઊઘડી, મળી'તી માવતરની,
શિશુત્વે પામ્યો'તો વછલ પ્રીત કુંઠા વગરની
ગયો ક્યારે મોટો થઈ, ખબર ના, કૈં ન સ્મરું છું

પછીની યાત્રા, જો સરલ ન'તી તો થંભી ય ન'તી
રહ્યો ચાલી હું તો નસીબ પણ ચાલ્યું જ, ક્યહીંથી
અજાણી ઓચિંતી મદદ મળી ત્યારે ય રહી'તી
ન કે મુશ્કેલીઓ પડી ન; પણ વેઠાય અશી'તી

અજાણ્યા સૌ પૂંઠે અદીઠ કર તારો જ -
બધું સાભાર સ્મરી રહે
પ્રવેશું છું પાછો નવલ વરસે,
નવલ દિન 'આભાર દિન' કહે

●

૨૮-૯-૨૦૦૭

(કવિ શ્રી ઉશનસે ૨૮ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ ૮૮મા વર્ષમાં પ્રવેશ કર્યો...)

(લઘુકથા)

# પરફેક્ટ ટાઈમીંગ...

નીલમ એચ. દોશી

દિવાળી નજીક આવતી હતી. જો કે વિમલાને તો શું દિવાળી કે શું હોળી કોઈ ફરક નહોતો પડતો. સમયની ચક્કીમાં પીસાતી તેની જિંદગીમાં દિવાળીની રોશની કોઈ ઉજાસ લાવી શકે તેમ નહોતી. સૂર્ય તો રોજની જેમ જ પૂર્વમાં ઊગતો હતો. પંખીઓ હંમેશની જેમ જ ટહુકતાં હતાં. પારિજાતની સુગંધ લઈને વાયરો પણ વાતો હતો. બધું એ જ હતું. કંઈ બદલ્યું નહોતું. બસ બદલાઈ હતી તો ફક્ત વિમલાની જિંદગી. છેલ્લાં ત્રણ વરસથી સવારનો સૂરજ તેને માટે કોઈ નવી આશા... કે કોઈ શુભ સંદેશ નહોતો લાવ્યો. કોઈ વાયરાએ તેના દિલને શીતળતા નહોતી અર્પી. કોઈ ફૂલોની ખુશ્બૂએ તેના મનને મહેકાવ્યું નહોતું.

ત્રણ વરસ પહેલાં તેનો પતિ કમાતો હતો. પૈસા તો ત્યારે યે બહુ નહોતા. પરંતુ ખાવા પીવાની કોઈ તકલીફ તો નહોતી જ. પણ ઈશ્વરને તેનું ચપટી સુખ પણ કદાચ મંજૂર નહોતું. અને થોડા મહિનાની માંદગી ભોગવી તેનો પતિ ઈશ્વરને પોતાની દારુણ વ્યથા સંભળાવવા ઉપર પહોંચી ગયો. અને એ વ્યથાની કથા સાંભળવામાં ભગવાન કદાચ એટલા મગ્ન થઈ ગયા હતા... કે સાંભળીને પછી કંઈક કરવાનું પણ હોય છે... એ વાત કદાચ વીસરી ગયા હતા. અને પરિણામે વિમલા અને તેનાં ત્રણ બાળકો અર્ધભૂખ્યા પેટે દિવસો કાપતાં હતાં.

જે થોડા પૈસા હતા. એ પતિની માંદગીમાં ખર્ચાઈ ગયા હતા. અને નાનાં બાળકોની જવાબદારી... કુટુંબમાં કોઈનો આધાર નહીં... અને પોતે પણ હવે શારીરિક રીતે નબળી તો થઈ જ ગઈ હતી. છતાં જેમતેમ કરી બે ઘરનાં કામ તેણે ચાલુ કર્યાં હતાં. જેમાંથી ચાર જણાંનાં પેટની આગ ઓલવવાનો પ્રયત્ન તે કર્યા કરતી. જોકે ઘણીવાર પેટની આગ પૂરી ન ઠરતી, ત્યારે લાચાર માની આંખ વરસી રહેતી.

મોટી પુત્રી સાત વરસની હતી. પછી પાંચ અને ત્રણ વરસના પુત્રો હતા. નાના પુત્રે તો પિતાનું મોઢું સુધ્ધાં નહોતું જોયું. વિમલાને બાળકોને ભણાવવાની બહુ ઈચ્છા હતી. પણ ગરીબની બધી ઈચ્છાઓ પૂરી થોડી જ થાય છે ? આસપાસમાં કોઈ સરકારી સ્કૂલ પણ નહોતી. અને ઘરમાં બે ટંક ખાવાના પણ સાંસા હોય ત્યાં બીજું શું થઈ શકે ? છતાં હિંમત હાર્યા વિના વિમલા એકલે હાથે ઝઝૂમતી રહેતી. ભણાવવાનો વૈભવ પોસાય તેમ નહોતો. પરંતુ પોતાને લખતાં વાંચતાં થોડું આવડતું હતું એટલે ક્યારેક સમય મળ્યે ઘેર જ થોડું શીખવાડવાનો પ્રયત્ન જરૂર કરતી. એક મા પોતાનાં સંતાનો માટે જે કંઈ કરી શકે તે કરવા તે મથી  રહેતી. એકલે હાથે જીવનનાવ ચલાવવાનો પુરુષાર્થ કર્યા કરતી.

પણ નજીક આવતા દિવાળીના તહેવારે આનંદને બદલે તેની જિંદગીમાં તો ચિંતા જ પ્રગટાવી હતી. રોશનીથી ઝળહળતા શહેરમાં વિમલા જેવાં કેટલાંયે કુટુંબોની ઓરડીઓમાં તો અંધકારનું જ સામ્રાજ્ય છવાયેલ રહેતું. સામે જ ઝગમગાટ કરતા, રોશનીમાં નહાતા બંગલાઓ હતા. તેમનું આકાશ જાતજાતના ફટાકડાઓથી, રંગીન આતશબાજીથી અવનવા રંગો ધારણ કરતું હતું. ત્યારે એ જોઈને ગયે વરસે પણ નાના દીકરાએ ફટાકડા ફોડવાની કેવી જીદ કરી હતી ! એક લાચાર માની પરિસ્થિતિ સમજી શકે... એટલી ઉંમર હજુ બાળકોની ક્યાં થઈ હતી ? આ વરસે પણ છોકરાઓ નજર સામે ફૂટતા ફટાકડાઓ જોઈ જીદ કરશે... પોતે તેમને કેમ સમજાવશે ? પેટની આગ ઠારવી કે મનની... વિકલ્પ પણ ક્યાં



આસાન હતો ? અને તેનો ફફડાટ ખોટો નહોતો જ. વિમલાના છોકરાઓ દિવાળીને દિવસે સામે ફૂટતા ફટાકડાઓના રંગને... તેની શોભાને આશ્ચર્યમુગ્ધ બની નિહાળી રહ્યા હતા. થોડીવાર તો દૂરથી જોવાનો આનંદ પણ માણી રહ્યા. પછી અચાનક બંને ભાઈ ફટાકડાની જીદ લઈને બેઠા. તેમને પણ જાતે ફોડવા હતા. ફટાકડાનો સ્પર્શ માણવો હતો. હાથમાં લઈને જોવા હતા ! ગરીબને મન ન થાય એવો નિયમ થોડો હોય છે ?

સાત વરસની છોકરી... શ્રીમંત માતા પિતાની હોય તો સાવ નાની જ કહેવાય પણ ગરીબની છોકરીનું બાળપણ ક્યારે આવે છે... અને ક્યારે પૂરું થઈ જાય છે... તેની એને પોતાને પણ ક્યાં ખબર પડે છે ! નાના ભાઈઓ ફટાકડાની જીદ લઈને રડતા હતા. સાત વરસની મોટી બહેન અણસમજુ ભાઈઓને પટાવતી હતી. . મનાવતી હતી... પણ સામાન્ય રીતે માની જતા બંને ભાઈઓ ન જાણે કેમ આજે જીદે ચડ્યા હતા. ગરીબ બાળકને પણ ક્યારેક બાળહઠ કરવાનો અધિકાર તો હોય જ ને ?

બેબસ મા પોતાનાં આંસુ સંતાડી છોકરાંઓને ભૂલવાડવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી હતી. ત્યાં અચાનક બેન ઊભી થઈ. બહાર ગઈ. અને થોડીવારમાં ખુશખુશાલ થતી આવી. હાથમાં એક કાગળમાં વીંટાળેલ ફટાકડા હતા ! વિમલા તો જોઈ રહી ! આ ક્યાંથી આવ્યા. . ? તે સમજી ન શકી. આ છોકરી આખરે લાવી ક્યાંથી ? તે પૂછવા જતી હતી... પણ ન જાણે કેમ પુત્રીનો ચહેરો જોઈ કંઈ પૂછ્યું નહીં.

ત્યાં બહેને ભાઈને કહ્યું - 'ચાલો, બહાર. . ફટાકડા ફોડવા છે ને ? જુઓ. હું તમારે માટે કેટલા બધા લાવી છું ?' બહાર તો બધે જ ફટાકડાની ધાણી ફૂટતી હતી.



બંને ભાઈ ખુશખુશાલ !! બહેને તો ફટાકડા ફોડવાની ભવ્ય તૈયારી કરી ! બંને ભાઈ બધું ભૂલી હરખાતા હૈયે ફટાકડા સામે જોઈ રહ્યા. બહેને મીણબત્તીનો નાનકડો ટુકડો સળગાવ્યો. ક્યાંકથી લાવેલ અડધી સળગેલ અગરબત્તી જલાવી અને કેટલી યે સૂચનાઓ સાથે નાનકડા ભાઈને હાથમાં આપી અને કહ્યું : 'જો બરાબર પકડી રાખજો હોં... ! નહીંતર ફટાકડા નહીં ફૂટે !'

બહેને શીખવાડ્યા મુજબ બંને ભાઈ વારાફરતી એકએક ફટાકડા હાથમાં લઈ .. દોડી જતા અને બેન કહે ત્યારે જ અગરબત્તી અડાડતા. અને બહેન જલ્દી બૂમ પાડતી, 'ચાલ, ભાગ જલ્દી.... દાઝી ન જવાય.' બંને ભાઈ અગરબત્તી પકડી બહેન પાસે ભાગી આવતા અને કાનમાં આંગળી નાખી પાછળ ફરી બહેનની ગોદમાં છુપાઈ જતા. પછી પોતે ફોડેલ ફટાકડાને ત્રાંસી આંખે, આનંદથી જોઈ રહેતા. અને બહેન તાળી પાડતી. અને સાથે બંને ભાઈ પણ ખુશ થઈ તાળી પાડતા કિલ્લોલ કરી રહેતા. બહેન હોંશથી કહેતી, 'જો... તેં ફોડેલ ફટાકડો કેવો ઊંચે ગયો... ! કેવો સરસ ફૂટ્યો... !' અને આ પ્રક્રિયાનું પુનરાવર્તન થતું રહ્યું. .

અને ક્યારેક કોઈ ન ફૂટે તો બેન ખીજાઈને કહેતી .. 'આ જોને ભઈલા, દુકાનવાળાએ સારા ફટાકડા નથી આપ્યા. કાલે એને ખીજાવું પડશે ને ?' અને ભાઈ હા પૂરાવતો રહેતો.



ફટાકડા ફોડવાનો આ ખેલ દૂરથી જોઈ રહેલી વિમલાની આંખો વરસી રહી. ક્યાંકથી વીણી લાવેલ... ફૂટેલ ફટાકડા બીજી વાર થોડા ફૂટવાના હતા ? પણ નાદાન બાળકને તો સામે ફૂટતા ફટાકડા જોઈને એમ જ લાગતું હતું કે આ તો પોતે ફોડેલ છે. આમે ય બહેનનું ટાઈમીંગ પરફેક્ટ જ હતું !

■

ગાંધીજી

(ગાંધીજીએ ૧૮૯૧માં લંડનના સામયિક 'વેજિટેરિયન'માં ભારતના તહેવારો વિષે લખ્યું છે. એમાં દિવાળી વિષેનો એક ટૂંકો લેખ છે જેનો અનુવાદ અહીં આપ્યો છે.)

હવે દિવાળી આવી પહોંચી. આ દિવાળીને દહાડે ભારી ભારી દારૂખાનું ફોડવામાં આવે છે. આ દિવસે કોઈ પણ પોતાની પાસેનું નાણું છોડવા માગતું નથી. કોઈ પૈસા ઉછીના લેશે નહીં કે આપશે નહીં. જે કંઈ ખરીદી કરવાની તે બધી આગલે દિવસે થઈ ગયેલી ગણાય છે.

હવે તમે એક જાહેર રસ્તાના ખૂણે ઊભા છો. જુઓ, ધોળાં દૂધ જેવાં કપડાં પહેરી પેલો ભરવાડ સામે ચાલ્યો આવે છે, એ કપડાં એણે પહેલી જ વાર પહેર્યાં છે. તેની લાંબી દાઢી તેણે ચહેરા પર બે બાજુ ઊંચી લઈ પોતાના ફાળિયાની નીચે દબાવી છે અને તે કોઈક ગીતની તૂટક કડીઓ લલકારે છે. લાલ રંગે ને લીલા રંગે રંગેલાં અને અણી પર ચાંદીની ખોળીઓવાળાં શીંગડાંવાળી ગાયોનું ધણ તેની પાછળ વહ્યું આવે છે. તેની પાછળ નાની નાની મહિયારીઓનું ટોળું માથે ઊંઢણ પર ગોઠવેલી નાની નાની મટુકીઓ લઈ થોડી વારમાં ચાલી આવતું તમારી નજરે પડે છે. તમને થાય છે કે આ મટુકીઓમાં શું હશે! પેલી બેપરવા મહિયારીની મટુકીમાંથી છલકાતું દૂધ જોતાંવેંત તમારી શંકા દૂર થાય છે. પછી ધોળા ધોતિયાવાળો, ધોળી પાઘડી માથે મૂકી તેમાં બરુની લાંબી કલમ ખોસી ચાલ્યો આવતો પેલો પડછંદ આદમી જુઓ. તેણે કેડે લાંબું ફાળિયું વીંટાળ્યું છે અને તે ફાળિયામાં રૂપાનો શાહીનો ખડિયો ગોઠવ્યો છે. તમારે જાણી લેવું જોઈએ કે એ મોટો શરાફ છે. આમ જુદી જુદી જાતનાં માણસો આનંદ અને મસ્તીભર્યા રસ્તેથી ચાલ્યાં જતાં તમને જોવાનાં મળશે.

પછી આવી રાત. શહેરની શેરીઓ બધી આંખને આંજી નાખનારી રોશનીથી ઝળાંઝળાં થઈ રહી છે; અલબત્ત, જેણે લંડનનાં રિજન્ટ સ્ટ્રીટ અથવા ઑક્સફર્ડ સ્ટ્રીટ જોયાં નથી તેને જ એ આંજી નાખનારી લાગે અને તેની સરખામણી ક્રિસ્ટલ પૅલેસ પર જે પ્રમાણમાં રોશની કરવામાં આવે છે તેની સાથે કરવાની હોય નહીં; મુંબઈ જેવાં મોટાં શહેરોની વાત વળી જુદી છે. પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પોતાનાં સારામાં સારાં વસ્ત્રો પહેરી ફરવા નીકળે છે, એ વસ્ત્રોના રંગોની વિવિધતાનો પાર નથી, તેથી અદ્‌ભુત એવી ચિત્રવિચિત્ર અસર પેદા થાય છે ને બધાં વસ્ત્રો એકઠાં મળી સુમેળવાળું અખંડ રંગબેરંગી સુંદર દશ્ય ઊભું કરે છે. વિદ્યાની દેવી સરસ્વતીની પૂજા પણ આજે રાતે કરવાની હોય છે. વેપારીઓ ત્યારે નામાનો પહેલો આંકડો પાડી નવા ચોપડા શરૂ કરે છે. પૂજા કરાવનારો સર્વવ્યાપી બ્રાહ્મણ પૂજામાં થોડા શ્લોકો બબડી જઈ દેવી સરસ્વતીનું આવાહન કરે છે. પૂજા થઈ રહે છે એટલે છેક અધીરાં થઈ ગયેલાં બાળકો દારૂખાનું ફોડવા મંડી પડે છે. અને આ પૂજાનું મૂહૂર્ત આગળથી નક્કી થયેલું હોવાથી શહેરની બધી શેરીઓ ફટાકડાઓના અને બીજા દારૂખાનાના ફૂટવાના ફટફટ અને સૂસૂ અવાજોથી ગાજી ઊઠે છે. ધાર્મિક વૃત્તિના લોકો પછી મંદિરોએ દર્શને જાય છે પણ ત્યાંયે આ રાતે તો આનંદ અને ઉત્સાહ, આંજી નાખનારી રોશની અને જાતજાતની શોભા વગર બીજું કંઈ જોવામાં આવતું નથી.

ત્યાર પછીનો એટલે કે બેસતા વરસનો દિવસ મુલાકાતો લેવા જવાનો અને મુલાકાતોએ આવનારાઓને મળવાનો દિવસ છે. રસોડાનો ચૂલો તે દિવસે ટાઢો રહે છે અને તેથી આગળના દિવસોએ તૈયાર કરેલી વાનગીઓથી ચલાવી લેવામાં આવે છે. પણ

ખાઉધરાને ભૂખે મરવું પડતું નથી, કારણ કે ખાવાની વાનગીઓ એટલી બધી હોય છે કે તે વારે વારે ખાય છે તોયે પૂરી થતી નથી ને કેટલુંયે વધે છે. સારી સ્થિતિના વર્ગના લોકો હરેક પ્રકારનાં શાકભાજી, અનાજ અને કઠોળ ખરીદી રાંધે છે અને બેસતે વરસે તે દરેકનો ચાખીને સ્વાદ લે છે.

નવા વરસનો બીજો દિવસ પ્રમાણમાં ધમાલ વગરનો શાન્ત હોય છે. રસોડાના ચૂલા ફરી સળગે છે. આગલા દિવસોનાં ભારી ભોજનો પછી આ દિવસે સાધારણ રીતે હલકો ખોરાક લેવાય છે. કોઈક તોફાની છોકરાં ફોડે તે સિવાય દારૂખાનું હવે ફૂટતું નથી. રોશનીનું પ્રમાણ પણ ઘટી જાય છે. આ બીજની સાથે દિવાળીના તહેવારો લગભગ પૂરા થાય છે.

આ તહેવારોની સમાજ પર કેવી અસર થાય છે ને અજાણપણે પણ લોકો કેવાં કેવાં કેટલાંક કરવાલાયક કામો કરે છે તે જોઈએ. સામાન્યપણે આ તહેવારોને માટે કુટુંબનાં બધાં માણસો પોતાના રહેઠાણના મુખ્ય સ્થળ પર એકઠાં મળવાની કોશિશ કરે છે. આગલું આખું વરસ ધંધાના રોકાણને લીધે પતિને બહાર રહેવાનું થયું હોય તોપણ તે પત્નીને મળવા આવવાને હંમેશ ઘેર પહોંચવાની કોશિશ કર્યા વગર રહેતો નથી. પોતાનાં બાળકો ભેળાં થવાને પિતા લાંબી સફર ખેડીને પણ આવે છે. દીકરો ભણવાને બહારગામ ગયો હોય તોયે પોતાની નિશાળેથી આ તહેવારોમાં ઘરભેગો થાય છે અને આમ હંમેશ કુટુંબને એકઠાં મળવાનો પ્રસંગ મળે છે. વળી, જેમને પરવડે તે સૌ નવાં કપડાંલત્તાં વસાવે છે. તવંગર વર્ગોમાં ખાસ આ પ્રસંગને માટે નવાં ઘરેણાં ઘડાવવામાં આવે છે. કુટુંબના જૂના કજિયા પતાવવામાં આવે છે. કંઈ નહીં તો તે માટે પૂરો પ્રયાસ અવશ્ય થાય છે ઘરો સમરાવવામાં ને ધોળાવવામાં આવે છે. લાકડાની પેટીમાં બંધાઈને પુરાઈ રહેલા જૂના રાચરચીલાને બહાર કાઢી સાફ કરી પ્રસંગ પૂરતું ઓરડાઓ શણગારવાને કામમાં લેવામાં આવે છે જૂનાં દેવાં હોય તો બને ત્યાં લગી પાછાં વાળવામાં આવે છે. દરેક જણ નવું ધાતુનું વાસણ કે એવું જ કંઈક રાચ બેસતા વરસને માટે ખરીદે એવી અપેક્ષા રહે છે. છૂટે હાથે દાન અપાય છે. પ્રાર્થનાપૂજા કરવાની અથવા મંદિરોએ દર્શને જવાની ઝાઝી પરવા ન રાખનાર લોકો આ પ્રસંગે બંને વાનાં ખસૂસ કરે છે

બીજાઓ સાથે વાતવાતમાં ટંટોફિસાદ અને ગાળાગાળી કરવાની ભૂંડી આદત ખાસ કરીને સમાજના નીચલા વર્ગોમાં ખૂબ ફેલાયેલી છે, પણ તહેવારોમાં કોઈએ બીજા સાથે તેવું કરવાનું હોય નહીં. ટૂંકમાં બધુંયે શાંતિભર્યું ને આનંદભર્યું હોય છે. જિંદગી બોજારૂપ ન રહેતાં પૂરી ઉલ્લાસભરી બને છે આવા તહેવારોને જોકે કેટલાક લોકો વહેમના અવશેષ અને નકામી ધિંગામસ્તી કહીને વખોડી કાઢે છે છતાં તેમાંથી સારાં, લાંબા ગાળા સુધી અસર કરનારાં ફળ નીપજ્યાં વગર રહેતાં નથી એ બીના સહેજે જણાઈ આવે છે. વળી, સાચું જોતાં આવા તહેવારો માણસજાતને આશીર્વાદ જેવા છે, કેમ કે મજૂરી કરીને જીવનારાં કરોડોની જિંદગીના કંટાળાજનક એકધારાપણામાં તે રાહતરૂપ બને છે.

દિવાળીના તહેવાર આખાયે હિન્દુસ્તાનમાં ઊજવાય છે છતાં ઉજવણીની વિગતોમાં જુદા જુદા ભાગમાં ફેર હોય છે. વળી, હિન્દુઓના સૌથી મોટા ઉત્સવનું આ બયાન અધૂરું ગણાય. અને કોઈએ એવું માની લેવાનું નથી કે આ તહેવારોનો ખોટો ઉપયોગ નથી થતો. બીજી બધી વસ્તુઓની માફક આ ઉત્સવની કાળી બાજુ હોવાનો સંભવ છે અને ઘણુંખરું હોય છેયે ખરી. પણ તેની વાત અહીં છેડવાની જરૂર નથી. એટલું ચોક્કસ છે કે તેનાં જે ઇષ્ટ પરિણામ આવે છે તે અનિષ્ટના કરતાં ક્યાંયે વધારે હોય છે.

(ધી વેજિટેરિયન, ૪-૪-૧૮૯૧)

■

(બાપીજીના 'અક્ષરદેહ'માંથી સાભાર)

# પ્રકાશનાં પર્વ

મહેશ દવે

પશ્ચિમના દેશોમાં દિવાળીને festival of lights તરીકે ઓળખવામાં આવે છે – દીવાઓ, દીપકો અને દીપમાળાઓનો ઉત્સવ. રાત તો હોય છે અમાસની, કાળી અને અંધારી, પણ મનુષ્યે પોતાના પરિશ્રમે કરીને તેને ઉજમાળી કરી છે. દિવાળી અને દિવાળી જેવા પર્વો જે તે દેશ-પ્રદેશની ફસલ(harvest) સમયે ઊજવાય છે તે સાંકેતિક અને સૂચક છે. દિવાળી એ પાક લણવાનું કે તે લણ્યા પછી તરતનું ટાણું છે. ખેતરોમાં સખત મહેનત કર્યા પછી માણસ નિરાંતવો થયો છે. પરિશ્રમનું મબલક ફળ મળ્યું છે. કોઠાર સમૃદ્ધ થયા છે. તેમાંથી નબળાં-સબળાં સંબંધીઓને, દીન-દુખિયાઓને મુઠ્ઠી ધાન આપી ટેકો કરવાનો છે. દિવાળી કે તેના જેવા ઓનમ, પોંગલ, બૈશાખી, દુર્ગાપૂજા વગેરે તહેવારો કૃષિ સંસ્કૃતિની સરજત છે. ફસલના ઉત્સવો છે.

જૂનું વર્ષ પૂરું થયું. તેમાં થયેલી ભૂલો ભૂલી જાવ, મતભેદો ને મનભેદોની માફામાફી કરી લો. જાણ્યે-અજાણ્યે થયેલા પાપને પશ્ચાત્તાપના તાપમાં બાળી નાખો. જાતને તપાવી શુદ્ધ સુવર્ણ બનાવો. નવા વર્ષે સાવ કોરાકટ થઈ નવી પાટીથી શરૂ કરો. છેડાના માણસોને ઉપર લાવી સર્વોદય સાધો – આ માટે દાન, ટેકો, સહાય કરવાની છે. દરેક સંપ્રદાયમાં સમૃદ્ધિના ઉત્સવ સાથે આવી દાન કે ખેરાતની ભાવનાઓ છે, આવા સંકલ્પો છે. દિવાળી જેવા ઉત્સવોનું આ માનવીય અને સામાજિક પાસું છે.

પ્રકાશ એ માનવીને મળેલી અનોખી સોગાદ છે. પ્રકાશનો તેજપૂંજ સૂર્યરૂપે મળ્યો છે, પોષક-રક્ષક અગ્નિરૂપે મળ્યો છે. સૂર્યરૂપે એ દિવસ ઉજાળે છે, ધરતી હરિયાળી બનાવે છે, ધાન પકવે છે. અને 'અન્નાદ ભવતિ ભૂતાનિ'. અગ્નિરૂપે એ ધાનને ખાદ્યરૂપ આપે છે, આપણને ટાઢથી રક્ષે છે અને હિંસક પ્રાણીસૃષ્ટિને દૂર રાખી સલામતી બક્ષે છે.

પ્રકાશ માનવીની જરૂરત જ નહીં, તેની ઓળખ છે. પ્રકાશ પથદર્શક છે. એ માનવીનું મન, ચિત્ત, ચિંતન, દર્શન અને આત્મજ્યોતિ છે. યજુર્વેદના ઋષિ ઉદ્‌ઘોષ કરે છે:

*યજ્જાગ્રતો દૂરમુદેતિ દૈવં તદુ ઉસુપ્તસ્યતથૈવેતિ ।*
*દૂરંગમં જ્યોતીષાં જ્યોતિરેકં તન્મે મનઃ શિવસંકલ્પમસ્તુ ॥*

**જાગૃતિમાં જઈ પહોંચે જે દૂરસુદૂર**
**સુષુપ્તિમાં રહે જે અતિસમિપે**
**એ દુરંગામી જ્યોતિઓમાં જ્યોતિ**
**એવા મારા મન કરજે શુભ સંકલ્પ.**

માણસ માત્ર જ્યોતિ છે. એ માણસને બીજા માણસ સાથે જોડનાર ને એક બનાવનાર તત્ત્વ છે. ગુરુદેવ ટાગોર કહે છે તેમ 'બ્રાહ્મણ ને આર્ય, શૂદ્રો અનાર્ય, ક્રિસ્તાન, મુસલમાન ને અછૂત' એ સર્વમાં એક જ્યોતનું રક્ત વહે છે. વિશ્વની પ્રાચીન અને અર્વાચીન, આદિમ અને આધુનિક, પૂર્વ અને પશ્ચિમ, બધી જ સંસ્કૃતિઓમાં પ્રારંભથી જ પ્રકાશનો ભારે મહિમા છે. પ્રકાશની વિભાવના સર્વ સંસ્કૃતિઓ ને સંસ્કારની આરપાર થઈ માનવ ઐક્યને એક તાંતણે બાંધે છે.

સુમેરિઅન સંસ્કૃતિમાં તેજપુંજરૂપે સૂર્યદેવ (Sun God)ની આરાધના શરૂ થઈ. ઇજિપ્તની સંસ્કૃતિમાં સર્વ દેવોમાં સૂર્યનું સ્થાન સૌથી ઊંચું ગણાયું. દક્ષિણ અમેરિકાની એઝટેક, માયા અને ઇન્કા સંસ્કૃતિમાં સૂર્યનો જયજયકાર ગવાતો. ઝોરાષ્ટ્ર ધર્મ પણ સૂર્ય, પ્રકાશ અને અગ્નિકેન્દ્રિત છે. અહુર-મઝદ, અખંડ આતશનું એ તત્ત્વ જીવન અને સત્યનો પાયો છે. યહૂદી-પરંપરામાં દીવા, જ્યોત અને મીણબત્તીઓને ઘણું મહત્ત્વ અપાયું છે. યહૂદીઓનાં દેવળો(Synagogues) માં અખંડ દીવો પ્રજ્વળતો રહે છે. જૂનો કરાર કહે છે –

**ઈશ્વરે કહ્યું, જ્યોતિ પ્રગટાવો,**
**અને પ્રકાશ થયો**
**તેમાંથી ઘડ્યાં ઈશ્વરે મનુષ્ય અને સૃષ્ટિ.**

કૅથલિક પરંપરાના 'ધ ફાધર, ધ સન એન્ડ ધ holy ghost'માં પવિત્ર આત્મા (holy spirit) એ આપણામાં રહેલી અંતર-જ્યોતિ છે. તેને મહાત્મા ગાંધી અંદર રહેલો ઝીણો અવાજ કહેતા. એ ઝીણો અવાજ એ પ્રકાશ છે, જ્ઞાન છે, માર્ગદર્શન છે. સ્વીડનમાં 'કેન્ડલ માસ'નો ઉત્સવ ઊજવતી વખતે યુવકો હાથમાં મીણબત્તીઓ લઈ ઈશ્વરના દ્વાર પર ટકોરા મારી ગાય છે :

ઊઘડો, ઊઘડો દેવળના ઓ' દ્વાર,<br>
લાવ્યા અમે મીણબત્તીની હાર,<br>
ન કોઈ બીજો વિચાર,<br>
બસ શુભ શુભનો નિર્ધાર.

ઈરાનનો જાણીતો તહેવાર છે જશ્ને-સાદેહ (અગ્નિનો ઉત્સવ). ઈરાનમાંથી સૂર્યપૂજા રોમમાં ગઈ હતી અને ત્યાંનો 'Sol Invictus' તહેવાર 'સૂર્યના અજેય' હોવાનું ગુણગાન છે. પ્રાચીન ગ્રીસમાં અંધકાર ભરેલા દેવળમાં મીણબત્તીઓ પ્રગટાવીને (Resurrection) પુનરૂઉત્થાનનો ઉત્સવ ઊજવાય છે અને જુડાસને અગ્નિમાં બાળવામાં આવે છે.

કોરિયામાં નવું વર્ષ બુદ્ધના જન્મદિવસ તરીકે ઊજવાય છે. આખુંય બૌદ્ધમંદિર કમળના દીવાઓથી શણગારવામાં આવે છે. જાપાનમાં ૧૩થી ૧૫મી ઑગસ્ટ સુધી બોન ઉત્સવ ઊજવાય છે અને તેને અંતે ૧૫ અને ૧૬મી ઑગસ્ટે કાગળના બનાવેલા ફાનસોમાં મીણબત્તીની જ્યોત પ્રગટાવી તે ફાનસો નદી કે દરિયામાં તરતાં મૂકવામાં આવે છે. હરદ્વાર કે બનારસમાં ગંગા નદીમાં મૂકાતા દીવાઓ કરતાં આ ફાનસોનું દૃશ્ય કંઈક જુદું ને અનેરું છે જાપાનમાં 'વાંસ-ફાનસ ઉત્સવ' 'Bamboo' (Lantern Festival)માં લીલા વાંસ કાપી તેના પર પાંચ કલાક ચાલે તેવા ટી-કેન્ડલ લટકાવાય છે. એ બધા દીવાઓ પ્રગટે ત્યારે શ્વેત મંદિરે જાણે પ્રકાશનો સુવર્ણ રંગ ઓઢી લીધો હોય એવું અદ્ભુત દિવ્ય દૃશ્ય સર્જાય છે.

મહંમદ પયગંબરને કુરાનનો સાક્ષાત્કાર થયો હતો. સૂફી કવિ રૂમીને કોઈએ પૂછ્યું, 'એવો સાક્ષાત્કાર મનુષ્યને થાય?' રૂમીએ જવાબ આપ્યો, 'કેમ નહીં. પયગંબરે કહ્યું છે, 'આસ્થાળુ ઈશ્વરના પ્રકાશથી જ જુએ છે. એ ઈશ્વરના પ્રકાશથી જુએ ત્યારે તેને હાજર અને ગેરહાજર, પહેલું અને છેલ્લું તમામ દૃશ્યમાન થાય છે.' એ જ છે ઈશ્વરના પ્રકાશની લીલા એ જ સાક્ષાત્કાર

પ્રકાશના અભિવાદનમાં પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ. સમગ્ર બ્રહ્માંડ એક છે. આધુનિક 'બ્લેક' કવિ જેમ્સ જોન્સન એના કાવ્યમાં કહે છે:

અને ઈશ્વરે અવકાશમાં ડગ માંડ્યાં,<br>
એણે જોયું ચોતરફ:<br>
'ઓહ, હું છું એકલો ને અટૂલો<br>
હું વિશ્વનું સર્જન કરીશ.'

અને ઈશ્વરની આંખોએ જોયું<br>
સર્વત્ર પથરાયો છે અંધકાર

ઈશ્વરે કર્યું સ્મિત...<br>
અને પ્રગટ્યો પ્રકાશ

અંધકાર હટી ગયો એક તરફ<br>
અને તેજોમય પ્રકાશ ઝળહળી રહ્યો સર્વત્ર<br>
અને ઈશ્વરે કહ્યું: 'આહ .. બહુ સુંદર લાગે છે આ દૃશ્ય!'

આગળ વધ્યા ઈશ્વર, લીધો પ્રકાશ હાથમાં<br>
અને ઈશ્વરે રગદોળ્યો પ્રકાશ હથેળીમાં<br>
અને પ્રગટ્યો સૂરજનો ગોળો.

■

ઈચ્છાઓથી મુક્ત
જ્યારે મારા હૃદયને
કરુણા છલોછલ છલકાવી દે છે
ત્યારે
પૃથ્વી જેમ બેસું છું શાંત-પ્રશાંત.
મારું મૂગું ક્રંદન
ગાજવીજ - કડાકાની જેમ
સમગ્ર વિશ્વમાં પડઘાય છે.

જલાલ-ઉદ-દીન રૂમી
અનુવાદ : સુરેશ દલાલ

---

# "The lamps are different, but the light is the same: It comes from beyond."

- *Jalālu'd Dīn Rūmi*
*Poet & Mystic (A.D. 1207)*

Focus on any form of light.
The sun, the moon, a candle or a flame...
The light is the same.

દીવા છે અનેક
પણ પ્રકાશ એ જ છે
એ આવે છે ઓ પારથી

**- જલાલ-ઉદ-દીન રૂમી**

○

સૂર્ય, ચન્દ્ર, મીણબત્તી કે જ્યોત
પ્રકાશના કોઈ પણ સ્વરૂપ ઉપર કેન્દ્રિત થાવ...
પ્રકાશ એક જ છે... એ જ

○



મૌનમાં સ્થિર થઈ ગયેલા સમયમાં
મને ડાળે ડાળે ફૂટે છે ફૂલ
પવનલહરમાં મારાં પર્ણો
આંખ મીંચીને એવાં છે મશગૂલ.
હું મારામાં પ્રવેશું છું પૂરેપૂરો.
આભનો ભૂરો રંગ
સરોવરના જળની નીલ ઝાંયમાં
ભળી જાય છે ક્યાંય.
કશીક ખબર પડે છે
અને પડતી નથી
કોઈ દીવાલ કે વાડ
મને ક્યાંય નડતી નથી.
હું મારામાં ઓગળતો જાઉં છું
અને ઊજવું છું
મારા મૌનનો ઓચ્છવ
સાક્ષીભાવે.

●

સુરેશ દલાલ
૨૭-૫-૨૦૦૪
'મૌનનો ચહેરો'

# કવિ શ્રી સુરેશ દલાલનું કવન અને કામણ

ચંદ્રકાન્ત શેઠ

કવિશ્રી સુરેશ દલાલને આપણા કેટલાક કવિઓ–સંતો માટે સહજ પ્રેમ છે અને એવા કવિઓ – સંતોની યાદીમાં નરસિંહ મહેતા તો ખરા જ. નરસિંહ ને મીરાં એમના ભીતરમાં અડોલ આસન જમાવીને બેઠેલાં છે; તેથી તો અપૂજ શિવલિંગનું દર્શન કરતાં નરસિંહનો તેમને ભાસ થાય છે; નરસિંહની ભુજા લંબાઈને પોતાને સ્પર્શતી હોય તેવો ભાવ થાય છે. સુરેશભાઈને નરસિંહની મસ્તી ને મીરાંની સમર્પણભક્તિ બરોબર સ્પર્શી ગઈ છે. એમની કવિતાએ સુરેશભાઈની કવિચેતનાને યથાવકાશ પ્રેરિત અને પુષ્ટ કરી છે; તેથી એમની કવિચેતના નરસિંહ મહેતા ઍવૉર્ડથી પોંખાય છે તે ગમે છે.

સુરેશભાઈએ કવિતાના સંદર્ભે વાત કરતાં કહ્યું છે: 'Poetry is my eternal love affair.' તેઓ કવિતા લખ્યા ને વાંચ્યા વિના રહી ન શકે એવું એમનું વ્યક્તિત્વ છે. તેઓ કવિતાને જાણે એમની બધી ઇન્દ્રિયોથી પોતાના આશ્લેષમાં લેવા મથતા હોય એવું લાગે. આજદિન સુધી અનવરત વહેતી રહેલી એમની કવિતાનો લીલાપ્રવાહ જુઓ; એમનું 'કવિતા' સામયિકનું નયનરમ્ય ને મનોરમ્ય સંપાદન જુઓ; એમના કાવ્યાનુવાદો જુઓ; કવિતા performing artની – પ્રત્યક્ષ કલાપ્રયોગની ચીજ હોય – એ રીતના એમના રજૂઆત-પ્રયોગો જુઓ, સુરેશભાઈ તમને પૂરેપૂરા 'કવિતાના જીવ' જ લાગશે. એમનું ઘર તે કવિતા, એમનું ઘરાણું કવિતા. એમનાં પત્ની સુશીલાબહેન – 'સુશી'ની જેમ જ એમનું સર્વથા જતન કરનારી માનસપ્રિયા તે કવિતા અને જેમ એમની પુત્રીઓ નિયતિ તથા મિતાલી પ્રત્યે તેમ જ જેના પ્રત્યે એમનું હૈયું વહાલથી સતત દૂઝતું હોય – ઊભરાતું હોય તેવી 'સોળ વરસની છોરી' જેવી લાડકી ત્રીજી કન્યા તેય કવિતા! (જુઓ પ્રીતમ લખલાણીની ઉક્તિ: 'સુરેશભાઈ, તમે તમારી બે દીકરીની જેમ ત્રીજી દીકરી કવિતાને પણ એટલા જ લાડકોડથી ઉછેરી છે, એમાં કોઈ બેમત નથી.' – 'અખંડ આનંદ' ઑક્ટોબર, ૨૦૦૭, પૃ.૫૭) સુરેશભાઈ મેળા અને મિજલસના માણસ. તેઓ પોતે જ કહે છે: 'I am a man of company.' કંપની જમાવવાનું એમનું એક અસરકારક માધ્યમ તે કવિતા. તેઓ તો કવિતા લખવી તેનેય 'a way of talking to someone' – એમ કહે છે. કવિતા દ્વારા કશુંક કહેવાય છે; કોઈને કંઈક કહેવાય છે. 'નિજાનંદ' સાથે 'બીજાનંદ' (એમનો શબ્દ છે.) પણ માણી શકાય છે. પોતે ભલે એકાંતસેવી હોવાનું અવારનવાર અનુભવતા હોય ને કહેતા હોય, પણ એમના એકાંતમાં એમની વિશ્રંભવાર્તા કવિતા સાથે તો ચાલતી જ હોય છે. કદાચ એવી વિશ્રંભવાર્તા વિક્ષેપ કે વિક્ષોભ વિના થઈ શકે તે માટે જ તેઓ એકાંતનો મહિમા કરતા હોય! કવિતાના – તેના શબ્દના સતનો સાક્ષાત્કાર એકાંતમાં વિશેષભાવે થઈ શકે છે.

સુરેશભાઈ કવિતાના માધ્યમે – શબ્દાર્થના માર્ગે આજપર્યંત સૌને અને ખુદને પણ સતત મળતા રહ્યા છે તે ખૂબ પ્રસન્નતા અને પરિતોષની વાત છે. 'મેળ હશે તો મળશું' એમ ગીતમાં ભલે તેઓ ભવિષ્યકાળ પ્રયોજે; આપણને તો એ વર્તમાનમાંયે મળતા રહ્યા છે; કેમ કે એમને એવું કંઈક કહેવું છે, એવું કંઈક પહોંચાડવું છે; જે કંટાળો આપે એવું તો નથી જ, બલકે, સવિશેષ આત્મીયતા ને આનંદ પેટાવે ને પ્રસરાવે એવું અચરજભર્યું ને અનોખું છે – રામરમકડાં જેવું જ અજબ ને અણમોલ!

સુરેશભાઈ 'વજનદાર' આદમી છે; પણ એમના વજનનો ત્રાસ નથી; એમાં ભજનની ભીનાશ ને હળવાશ છે. એમની કવિતાનાં પાનાંયે સેંકડોના હિસાબમાં છે, પણ તેમાં ભારેખમતાનો દબાવ નથી. પ્રફુલ્લ રહેવું ને સૌને પ્રફુલ્લ રાખવાં – આ એમના જીવનનો તો ખરો એમના કવનનોયે મુદ્રામંત્ર જણાય છે. સુરેશભાઈની કાવ્યલેખનપ્રવૃત્તિ, તેમના જણાવ્યા પ્રમાણે ૧૯૫૨-'૫૩થી શરૂ થઈ. એ પ્રવૃત્તિના પરિપાકરૂપે એમની પાસેથી સર્જન, અનુવાદ, સંપાદનનાં તેમ જ આસ્વાદવિવેચનનાં પુસ્તકોની સંખ્યા ખાસ્સી મોટી છે. (તેની યાદી માટે જુઓ 'સુરેશ દલાલ : સર્જનયાત્રા'.) એમાં દેખીતી રીતે જ કવિતાના સર્જન-ભાવન-વિવેચન તથા

અનુવાદ-સંપાદનનું વૈપુલ્ય ધ્યાન ખેંચે છે. સુરેશભાઈએ મુક્તકથી માંડીને દીર્ઘ કવિતા સુધીના અનેક કાવ્યપ્રકારો ખેડ્યા છે; પણ એમની સૌથી વધુ જમાવટ છે ગીતપ્રકારમાં. ગીતપ્રકારનું વૈપુલ્ય ને વૈવિધ્ય, વૈશિષ્ટ્ય ને વૈચિત્ર્ય ખાસ નોંધવા જેવું. આપણા ઉત્તમ ગીતકવિઓમાં એમને યાદ કરવા જ પડે.

સુરેશભાઈની 'કાવ્યસૃષ્ટિ'ની પશ્ચાદભૂમાં ગુજરાતી કાવ્યસૃષ્ટિ છે જ સુન્દરમ્ – ઉમાશંકર, રાજેન્દ્ર શાહ ને નિરંજન ભગત વગેરેની કવિતાના અનુસંધાનમાં જ સુરેશભાઈની કવિતાની ગતિ-પ્રગતિને જોવી જોઈએ. સુરેશભાઈએ તો બીજાઓનાં કાવ્યકોડિયે પોતાનાં કાવ્યકોડિયાં ચેતાવવા જેવી વિલક્ષણ સર્જનચેષ્ટાઓ પણ કરી છે; જેમ કે, 'પદધ્વનિ' (૧૯૪૧) તથા 'અખંડ ઝાલર વાગે'(૨૦૦૧)માં તેમનું હૃદય સિસ્મોગ્રાફ જેવું છે. કાવ્યભૂમિમાં ક્યાંય કશો કંપ થાય - હલચલ મચે તો તેમની સંવેદનાની સોય તુરંત તેનો સંકેત આપે સુરેશભાઈનું સર્જકહૃદય કવિતાનાં આકર્ષક લટકાંને પોતાની રીતે કવિતામાં ઉતારે ત્યારે જ તેમને ચેન વળે છે. તેથી તો ગુજરાતી ભાષાની વ્યાપક કાવ્યસૃષ્ટિમાં વિષયવસ્તુ અને અભિવ્યક્તિસ્તરે જે કેટલાંક નૂતન સ્ફુરણો-સંચલનો થયાં છે તેનો ઠીક ઠીક અંદાજ – નકશો સુરેશભાઈની 'કાવ્યસૃષ્ટિ'માંથી પણ મળી રહે છે.

સુરેશભાઈ કેવળ શબ્દ અને અર્થથી જ નહીં, જિંદગીથી 'ઝડપાયેલા' આદમી છે. શબ્દને તો તેઓ 'અનુભવની છાયાસૃષ્ટિ – માયાસૃષ્ટિ' લેખે છે. 'જિંદગીમાં હોય બધું : ઉનાળો, ચોમાસું' – એ તેમણે સ્વીકારી લીધું છે. આ જિંદગીનો બોજ વહેનાર મનુષ્ય વિશેય તેમને બુનિયાદી પ્રશ્નો થયા જ છે. એ પ્રશ્નો કોઈ ને કોઈ રીતે એમની કવિતામાં ડોકાતા રહે છે. કોऽહમ્નો પ્રશ્ન પણ આપણા આ કવિને વળી વળીને સતાવતો રહ્યો છે. 'પ્રીતિ અને પ્રતીતિથી જીવવું એ જ મોટી વાત' (વ્હિટમનને) – એમ એ કહે છે ખરા, પણ એ રીતે જીવવાનું આસાન છે ખરું? તેમની સામે નગર છે – મુંબઈ, તો તેમની સામે મનુષ્ય પણ છે – નગરવાસી – 'નાગરિક'. આ મનુષ્ય 'આખો ને આખો ભીતર ને બહારથી દાઝેલો' છે. (મુંબઈ! મારી એકમાત્ર ઇચ્છા) આ મનુષ્યે તૃષ્ણાને પરસ્ત્રીની જેમ વહાલી કરી છે. (વીસમી સદીના માણસનો એકરાર) આ માણસના પરસ્પર સાથેના સંબંધો રેતીના થાંભલા જેવા થઈ ગયા છે (આ ઘરનું સરનામું), તેથી તેણે સંબંધમાંથી શ્રદ્ધા ગુમાવી છે અને એ ગુમાવતાં શ્રાદ્ધ કરવાનો સ્વાધિકાર પણ ગુમાવ્યો છે. (વિ-સંગતિ) આ આધુનિક મનુષ્યે જન્મ પામ્યાં પહેલાં જ મરી ગયાની લાગણી અનુભવવા માંડી છે. (– અને જીવું છું) ક્યારેક તો તે કોઈકના વતી જિવાતું હોય એવોયે ભાવ અનુભવે છે. (બંનેની વચ્ચે) જ્યારે તે સભાન થાય છે – સજાગ થાય છે ત્યારે તેને પેલા નરસિંહ મહેતાની જેમ 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' ભળાતું નથી, પણ 'વસ્તુ લટકાં કરે વસ્તુ પાસે' – એવું ભળાય છે! આ આધુનિક મનુષ્યને તો 'જાગીને જોતાં' પોતે જીવતો નહીં હોવાની લાગણી થાય છે (જાગીને જોયું) આ મનુષ્યને હવે છલ-ભ્રાન્તિ કોઠે પડી ગયાં છે (સાથે મળીને એકલા ગાવાનું ગદ્ય અને વાંચવાનું ગીત). તે હોઠ ખોલે છે, પણ હૃદય બંધ રાખીને; તે મિત્રો કરે છે પણ ખરીદીને, મૈત્રીના ભોગે. તે હવે સૂર્યવંશી કે ચંદ્રવંશી હોવાની ખુમારીથી કે પરંપરાગત ખ્યાલોથી ચાલી શકે એમ નથી. જીવનના સંદર્ભો સારા એવા બદલાઈ ગયા છે. હવે તો પોતાના માટે તે 'નાયલૉનવંશી', 'પ્લાસ્ટિકવંશી', 'જોકવંશી', 'ચૅકવંશી' ને 'ટૉકવંશી' જેવા સંદર્ભો ખપમાં લે છે. એ હવે એવો 'વંશી' છે, જેનો કોઈ 'વંશ' રહ્યો નથી – જેમ શ્યામ વિનાની બંસી, તેમ! ટૂંકમાં, આજનો મનુષ્ય બેબુનિયાદીપણાની – ઉન્મૂલિતતાની – અસલામતીની લાગણીથી પીડાય છે. કવિ શ્રી લાભશંકર કહે છે તેમ, અંદરથી જ એ ખવાઈ ગયો છે! આ મનુષ્ય પાસે હવે જાણે 'અહમ્ બ્રહ્માસ્મિ' કહેવાના હોશહવાલ કે મિજાજ પણ બચેલ નથી. એ તો હવે કહે છે: 'હું સ્ટેન્ડ અને ગૅરેજ અને પ્લેટફૉર્મ અને હું ડેપો.' (હું) હવે તો મનુષ્યના ભાગમાં સુખ બચ્યું હોય તો 'એક રૂપિયાની લૉટરીનું સુખ' બચ્યું છે! હવે મનુષ્ય આંખે પાટા બાંધીને દોડ્યે જાય છે તે હાથે કરીને અંધાપાનો અભિશાપ વેઠે છે. આજે મનુષ્ય દ્વારા કશું વવાય એની તો આશા જ નથી; ઊલટાનું, જે આંબા વવાયેલા છે તેય હવે તો વેડાઈ રહ્યા છે ને સમય છતાં તેય પાછા ઉખાડી નખાશે. મનુષ્ય આજની હવામાં નથી પૂરેપૂરું જીવતો, નથી ખરેખરું મરતો! કવિએ મર્મીલી રીતે કહ્યું છે: 'કોઈ મરતું નથી... બધાં જ હાંફે છે.' આ હાંફ છે નિરર્થકતાની પાછળ, મિથ્યાની પાછળ દોડતા રહેવાના કારણે.

ચારેય બાજુ પરિસ્થિતિ છે ક્રૌંચવધની અને વધારામાં કરુણતા એ છે કે એ જોઈને કવી શકે એવા વાલ્મીકિનો અભાવ છે. આ એવી સ્થિતિ છે, એવી નિયતિ છે જ્યારે વરસાદ પડતો નથી ને તડકો ઊઘડતો નથી.

કવિ મૂળભૂત રીતે અશ્રદ્ધાળુ કે નાસ્તિક નથી. બલકે, પૂરા આસ્તિક છે; કેમ કે મનુષ્ય અને જીવનમાં એમની શ્રદ્ધા ઊંડાં મૂળિયાં નાખીને રહેલી છે. તેઓ પ્રકૃતિએ અનિષ્ટદર્શી ('સિનિક') પણ નથી. તેઓ પોતે કહે છે તેમ, 'positive person' છે. તેઓ સંઘર્ષના નહીં, સંવાદના આદમી છે. તેઓ વાદવિવાદ કે વિતંડાના નહીં, પણ આ પૂર્વે નિર્દેશ્યું છે તેમ, મેળ ને મહોબતના આદમી છે. તેમને સૌમાં રામ હોવાનો વિશ્વાસ છે, પણ આજની હવામાં તેની અનુભૂતિ કે પ્રતીતિ થતી નથી અને તેની વેદના તેઓ કોઈ છોછ વિના રજૂ કરે છે. મનુષ્યની આ તે કેવી રામાયણ, જેમાં રાવણ મોજૂદ હોય ને મહાનાયક રામ તો શોધ્યાયે ન જડે ?!

મનુષ્ય પાસે ઘર – ગૃહ છે, પણ ગૃહસ્થાઈની કમી છે. એનું ઘર કોઈ વિરાટ યંત્રના પૂરજા જેવું બની ગયું છે. મનુષ્ય પાસે 'ઘર' નથી, 'મકાન' છે ને તેય પોતાના ભોગે ઊગેલું! ('મારામાં હું તૂટી પડું ને મકાન ઊગે.'). મનુષ્ય જો નિરાધાર છે તો ઈશ્વરની સ્થિતિયે એનાથી ચડિયાતી નથી! એય, કવિ કહે છે તેમ, કોઈ વેઇટિંગ રૂમમાં આવી પડેલો છે. મનુષ્ય પોતે જ હવે હીરોશિમાનો મામલો છે. એનું હૃદય હીરોશિમા થઈ ગયું છે. એની આંખોમાં સપનાં હશે, પણ થોડાંક; વધારે તો ભ્રમણાઓ જ છે. આ મનુષ્યનો પ્રેમ પણ હવે સલામત નથી. એ જેને પ્રેમ કહે છે તે તો 'ભય પર વીંટાળેલું રેશમ' છે. સંતાનો પણ માબાપ દ્વારા જાણે લોહી રેડીને નહીં, પેટ્રોલ રેડી રેડીને ઉછેરાય છે. કશુંક એવું થયું છે, જેના કારણે આવતીકાલનું ભવિષ્ય – આવતીકાલનું આકાશ ગાયબ લાગે છે.

આવી યંત્રતંત્રના આતંકને કારણે જટિલ ને જડ બની ગયેલી પરિસ્થિતિ પ્રત્યે કવિનો તીવ્ર આક્રોશ છે. તેઓ વેદનાથી પોતાના જ શબ્દો વિશે પ્રશ્ન કરે છે:

*'મારા શબ્દો*
*આંસુની નેગેટિવ ?'*

એક બાજુ મનુષ્યની ઉપર્યુક્ત મંત્રાવસ્થાને લુપ્ત કરી વિષમ પરિસ્થિતિની વેદના ને બીજી બાજુ તેની સામે અડીખમ ઊભા રહેવા માટેની પ્રબળ જિજીવિષાના એક અંશરૂપ કવિકર્મ. કવિ 'જિજીવિષા' નામના કાવ્યમાં કહે છે :

*'હજી મારે કેટલાયે કવિઓનાં કાવ્યો વાંચવાનાં છે.'*

સુરેશભાઈને સંસારના 'ઝેરપૂડા'માં કવિતા મધનાં ટીપાં જેવી લાગી છે. તેમનો કવિઓ સાથે તેમ કવિતા સાથે પણ લોહીનો સંબંધ છે. તેઓ કહે છે: 'કવિતા માટે મારી આંખ પ્યાસી છે, જેમ મીરાંની આંખ હરિદર્શન માટે પ્યાસી હતી તેમ.' સુરેશભાઈએ કવિતાને 'જીવનનું પરમ દૈવત' માન્યું છે. સુરેશભાઈ બરોબર જાણે છે કે કવિતા કોઈ 'કૉન્વેન્ટ'માં ઊછરતી નથી, એ તો ઊછરે છે આંબાવાડિયામાં ટહુકા કરતી કોયલની છાતીમાં. કવિતા તો જીવનમાં પરમ સમાધાનની ક્ષણિકા છે. એના કાફલામાં જે શબ્દો અર્ધનિદ્રિત-શા ભાસતા હોય તે પણ સાચા હોય છે. કવિતાના કીમિયાથી આ યંત્રતંત્રગ્રસ્ત જીવન અને જગત પણ મનુષ્યના માટે પ્રેમપાત્ર બની રહે છે. મનુષ્ય તેની અનેક મર્યાદાઓ છતાં આ કવિને પણ ચાહવા પાત્ર તો લાગ્યો જ છે. તેઓ 'માણસ' નામના કાવ્યનો આરંભ જ આ રીતે કરે છે :

*'ના, ના નહીં ધિક્કારવા જેવો*
*માણસ અંતે ચાહવા જેવો.'*

આ માણસ ગીત-ગઝલમાં મન મૂકીને ગાવા જેવો પણ તેમને લાગ્યો છે. 'મને માણસો ગમે છે' તે કાવ્યમાં તેઓ તો 'મને માણસો ગમે છે' એ પંકિતને જ પોતાની ધ્રુવપંક્તિ લેખે છે. તેઓ માણસો ગમવાનાં અનેક કારણો આપતાં છેવટે એક કારણ મહત્ત્વનું આપે છે ને તે છે માણસોનું માણસ હોવાપણું. આ માણસ ગમે છે તો જીવન પણ ગમે છે અને મનુષ્યની જીવનયાત્રામાં કવિતા કેટલી મોટી આધ્યાત્મિક વસ બની રહે છે તેનો આ કવિને બરોબર ખ્યાલ છે. તેથી તો આવો પ્રશ્ન કરવાનું તેમને સૂઝે છે:

*'શરીરથી આત્મા લગી, હકીકતથી સત્ય સુધીની*
*યાત્રા તે કાવ્ય નહીં હોય ?'*

(યાત્રા)

આ કવિના મંતવ્ય અનુસાર તો કવિતાએ કરી જ મનુષ્ય શરીરના સંભોગથી છૂટીને આત્માના રસભોગ સુધીની ઉત્ક્રાન્તિની ભૂમિકા હાંસલ કરી શકે છે.

મનુષ્ય ક્યારેક 'ઈંટ અને પથ્થરનો' લાગે તેમ બને, તેમ છતાં મનુષ્ય ને પથ્થર વચ્ચે ભેદ તો કરવાનો રહે જ. સામાન્ય મનુષ્ય તો પથ્થરને કેવળ પથ્થરરૂપે જોવાનો – ઓળખવાનો; પરંતુ સુરેશભાઈમાં છે તેવી કવિદૃષ્ટિવાળો મનુષ્ય પથ્થરની ભીતરના ઝરણાને જોવાનો અને તેનું સંગીત – તેની કલમાધુરી – તેનો આનંદ પણ લેવાનો અને સર્જનાત્મક આવેગથી દિલચસ્પ ગીત દ્વારા તેનો માધુર્યરસ પણ આપણા હૃદય સુધી પહોંચાડવાનો.

સુરેશભાઈમાં, તેઓ જણાવે છે તેમ, બે સુરેશ છે : આંતર સુરેશ ને બાહ્ય સુરેશ. 'બાહ્ય સુરેશ' સાંપ્રત સમયની વિભીષિકાથી વ્યથિત છે – ત્રસ્ત છે. '... ને' કાવ્યમાં તેની રજૂઆત છે. માણસે રચેલા નગરમાં માણસને માટે જ જગ્યા નથી. (જોજો, જરા સંભાળજો). આ મુંબઈગરા કવિને ફ્લૅટનું જીવન કેવું 'ફ્લૅટ' છે તેનો પાકો અંદાજ છે (– એવો એનો ફ્લૅટ). વર્ષોથી પોતે જાણે એક સરકસ જોઈ રહ્યા છે ને તેમાં પોતે કોઈ ભાવશૂન્ય ભૂમિકા ભજવી રહ્યા હોય તેવો તેમને અહેસાસ થાય છે ભણેલા માણસોની અભણતા આઘાતજનક છે. સરસ્વતીના ચરણ કાદવથી ખરડાયેલા છે. જીવન આખું જમ્બોજેટ જેવું છે; કમ્પ્યૂટરના ક્લાસ જેવું યંત્રગ્રસ્ત ને તંત્રગ્રસ્ત છે. ભગવાન પણ 'પાળેલા' લાગે તેવી પરિસ્થિતિ છે. જગત 'કઠપૂતળીની માયા'-રૂપ લાગે છે આમ ભલે આભથીયે ઊંચા દેખાઈએ પણ ધૂળથીયે હેઠા હોવાનો વાસ્તવિક અનુભવ છે 'આકાશને અડતી ઇમારતો ક્યારેય આકાશ નહીં થઈ શકે' તે તેઓ બરોબર સમજે છે એવું કેટલુંયે છે જે ભદ્રસમાજ તથા ભદ્રસંસ્કૃતિના ઓઠા હેઠળ ચાલે છે. આ કવિને નગરજીવનની ભીંસ અને ભરડામાં આવીને વિષાક્ત અને વિકૃત બનતી પ્રાકૃતિક અને માનવીય સંબંધોની જાળજંજાળ જરાયે મંજૂર નથી. 'અસ્તિત્વ' (૧૯૭૩), 'પિરામિડ' (૧૯૭૯) જેવાં દીર્ઘકાવ્યોમાં રઘુવીર ચૌધરીએ આક્રોશનું તત્ત્વ જોયું છે. આ આક્રોશ સાથે passionના તત્ત્વને પણ સાંકળી શકાય. આ આક્રોશ – આ passionનું સ્થાન અનુકંપા (compassion) – કરુણા લે તેવી રઘુવીરભાઈની અપેક્ષા છે. આ અપેક્ષાને કવિશ્રી સુરેશભાઈનું પણ સમર્થન છે. વ્યક્તિજીવન તેમ જ સમષ્ટિજીવનની – જાતીયજીવન તેમ જ નગરજીવનની જટિલ સમસ્યાઓથી આતંકિત આ કવિને આશ્વાસન છે પ્રકૃતિ ને પ્રેમના અવિકૃત આનંદમાં. તેઓ પોતે જ પોતાને પ્રેમના આનંદ અને વિષાદના કવિ હોવાનું જણાવે છે (સુરેશવિશેષ, ૧૯૯૨, પૃ.૪૭૯). તેમની શુભ અને માંગલ્યમાંની શ્રદ્ધા દૃઢ અને પ્રબળ છે (મને શુભમાં શ્રદ્ધા છે). તેમણે તો એક ગીતમાં શુભ-લાભનું આ રીતે દર્શન કર્યું છે :

*'દૃષ્ટિ સામે તારો ચ્હેરો જાણે શુભ ને લાભ.'*

તેઓ આવી શ્રદ્ધાના બળે ધીખતી ધરતી જ્યાં જોવા મળે ત્યાં પ્રીત પાથરી દેવાનો અનુરોધ કરે છે. સુરેશભાઈમાંના 'આંતર સુરેશ'નો હાથ ગીત-સૉનેટ જેવાં લઘુકાવ્યોમાં – ઊર્મિકોમાં ઉપર રહેતો લાગે છે. અલબત્ત, અંતતોગત્વા ને તત્ત્વતઃ તો એક અને અખંડ સુરેશીય કવિ-ચેતનાના આ દક્ષિણ-વામ જેવા બે આવિર્ભાવ છે એમ સમજવું જોઈએ.

સુરેશભાઈએ મુક્તક ગઝલ, છાંદસ, અછાંદસ – એમ ઊર્મિકાવ્યના વિવિધ પ્રકારોમાં જાતભાતના પ્રયોગો કર્યા છે. એમાં 'આધુનિક લોકગીત' પણ હોય ને 'Pre-Scription' પણ હોય, 'અહમ્-બત્રીસી' હોય અને 'ડિસ્કો – અમેરિકન ગુજ્જુઓનો' પણ હોય. સુરેશભાઈએ ગાંધીજી, રવીન્દ્રનાથ, માતાજી વગેરેથી માંડીને કાન્ત, બ.ક.ઠા., કનૈયાલાલ મુનશી, ઉમાશંકર, વેણીભાઈ, હરીન્દ્ર, રાવજી, લાભશંકર આદિ અનેક વ્યક્તિવિશેષોને અનુલક્ષતી રચનાઓ પણ અવનવી રીતે રજૂ કરી છે. તેમાં શબ્દરમતથી માંડીને કાવ્યચાતુરી ને કાવ્યોન્મેષોના વિવિધ સ્તર પણ જોવા મળે. સ્મૃતિબળ ને કલ્પનાબળ બંનેય સુરેશભાઈને નોંધપાત્ર પ્રમાણમાં ખપ લાગ્યાં છે વળી છંદોબદ્ધ કાવ્યોમાં શિખરિણીમાં સહેલવાનું એમને સવિશેષ અનુકૂળ આવ્યું છે. સુરેશભાઈનો કવિ-સંપર્ક ને કવિતા-સંપર્ક પણ એમની સર્જનસમૃદ્ધિ અને સર્જનસિદ્ધિ પાછળનું એક મહત્ત્વનું સહાયક બળ – વિધાયક બળ બની રહ્યાનું પ્રતીત થાય છે. 'ખંડકાવ્યનું ગીત' એક રીતે લખાય. તો "આપણું 'વિવેચન'" જેવું કાવ્ય બીજી રીતે લખાય. રંગદર્શી સર્જકતાનું આવેગબળ ધરાવતા સુરેશભાઈ સદ્ભાગ્યે, વિધિનિષેધોની ચુંગાલમાં ફસાઈને સંકુચિત કે કુંઠાગ્રસ્ત થયા નથી. એમનામાં

સ્વાભાવિકતયા ઉદારતા, નિખાલસતા, શબ્દરસિકતા ને લયરસિકતા, કાવ્યરસિકતા ને કલારસિકતા વગેરેના સંસ્કારગુણોનું પ્રાબલ્ય છે. આ પ્રાબલ્ય એમની સર્જનની ભોંયને ઉજ્જડ કે સખત થતી અટકાવે છે. તેઓ અંદરની મોકળાશથી શબ્દો સાથે રમતમાં ઊતરે છે. એમાં તેઓ શબ્દને રમાડતા હોય એવું બને છે તો શબ્દો એમને રમાડતા હોય એવું પણ બને છે! આ શબ્દ સાથેની રમત મનોરંજન પણ આપે છે અને મનઃપ્રસાદ પણ આપે છે એ રમત લીલાસ્વરૂપે ઊંચકાય છે ત્યારે ચમત્કારિક પરિમાણો સર્જે છે અને અણધાર્યાં રમણીય પરિણામો આપે છે. સુરેશભાઈનું ગીતસર્જક તરીકેનું રસસિદ્ધ સ્વરૂપ તો ઉઘાડ પામે છે એમનાં કેટલાંક લયમંજુલ ગીતોમાં. તેમણે 'હસ્તાક્ષર' (૧૯૭૭)માંના પ્રથમ 'ગીત'માં લખ્યું છે:

*'તરણાંની જેમ મને ફૂટે છે ગીત*
*અને ઝરણાંની જેમ જાય વહેતાં.'*

પ્રકૃતિ ને પ્રેમ એમની ગીતકવિતાના મુખ્ય આધાર-સ્તંભો છે. એમાં 'સૃષ્ટિબાગનાં બધાંય અમૂલય ફૂલ' તમને મળી રહે. ભૂરા આકાશનો ઘુઘવાટ, સમણાંનો દરિયો, પંખીની પાંખોમાંનું આભ, અંધારે માંજેલાં અજવાળાં, ગીતનો ઝૂલો, સાંજને ઝરૂખે ઝૂકતી રાત, પર્વતના પહોળા ખભા ને સરવરની આંખ, ચહેરા ઉપરની કરચલી ને કરચલીમાંનો કાળ, મૌનની ટેકરીઓ ને એકલવાયું ઝાડ – આવી તો મબલખ ભાવસામગ્રી આ ગીતકવિની સિસૃક્ષાને વશ વર્તી કાવ્યમાં કંઈક નવું ને નમણું, ચારુ ને ચમત્કારક, રસીલું ને રમતીલું કરવાના ઉત્સાહ ને ઉછાળથી સહજતયા વ્યાપૃત થતી પામી શકાય છે.

સુરેશભાઈના 'મખમલિયા બાગ'માં આ કે તે ગાંઠો કે ગ્રંથિઓ બાંધીને જવામાં લાભ નથી. એમાં તો લહેરલટારના ભાવે જ જવાની મજા. એમાં તો અવનવી ઘટનાઓ ઘટે. એમાં વાંસળીના સૂરમાં રાધાનું નામ વહેતું મેલાતું વરતાય. સૂર્યકિરણ જળને તળિયે લપાઈને બેઠેલી લીલને મળવાયે આવે. પ્રેમની વાતો કરવાનું કોઈને સોંપી, પંડે જ પ્રેમમાં ખાબકવાનું થાય. મંદિર સાથે પરણતી મીરાં ને શબરીનું રામશ્યામ મંદિરમાં મિલન પણ યોજાય. ગુલમહોરના કેફે ઝૂમવાનું ને પારિજાતની મહેકે વીંધાવાનુંયે બને – આપણે તો એકમાત્ર કવિતાને વશ વર્તવાના ખ્યાલથી જે કંઈ આ કવિના શબ્દના ઇલમે આપણામાં થાય તે થવા દેવું પડે. ક્યારેક ડિસ્કોમાં શ્યામને જોવા પડે ને રાધાનો પ્રેમ જૂનું ખરજવું હોવા જેવી વિચિત્ર રજૂઆતોનેય વેઠી લેવી પડે. સુરેશભાઈની કવિતામાં આવતી ચબરાકીઓ ને ચાતુરીઓના ખેલ – હાથચાલાકીના જ સમજોને ! - તે પણ ખમી લેવાના થાય; પણ એવું ખમતાં ખમતાંયે 'રાત આખી' મોરના પિચ્છધરની વાંસળી સાંભળવાનો લહાવો મળે છે તેનું શું? સુરેશભાઈનું ગીતવિશ્વ સૂર અને શબ્દની સહજ મૈત્રીથી મોહક ને મીઠું લાગે છે. એમાં કલ્પનાની સ્ફૂર્તિ ને તાજગી, સંવેદનની સચ્ચાઈ ને સુકુમારતા, ઋજુતા ને રસિકતા – આ બધાંનું એક આસ્વાદ્ય શબ્દરસાયણ – કર્ણરસાયણ માણવા મળે છે.

સુરેશભાઈ તો પ્રસાદમધુર ગીતશૈલીના સર્જક છે. સ્વાતંત્ર્યોત્તર ગીતકવિતામાં હરીન્દ્ર દવેની સાથે તેમનુંયે નામ યોગ્ય રીતે જ બોલાય છે. એમાં લોકાનુરંજક તત્ત્વો જરૂર હોય છે, પણ તે સાથે સારા ગીતમાં અનિવાર્ય એવાં ભાવની સચ્ચાઈ, ઉત્કટતા ને નજાકત, ગેયતા ને લાઘવ, કલ્પનલીલાની રમણીયતા તથા શબ્દાર્થનું સામંજસ્ય વગેરે પણ હાજર હોય છે. એમની શબ્દકળા ને પ્રાસકળા પણ ગીતની સરહદોની અદબ એકંદરે સાચવતી હોવાનું અને તેના મેળમાં ખીલતી હોવાનું જણાય છે.

ફૂલપાંદડી જેવી કોમળ મત્ત પવનની આંગળીએથી નદીના પટ પર જેમનું નામ લખી દેવા નીકળેલા છે એ મનોમૂર્તિનું ઝલકદર્શન કરાવતા રહેવાની આપણા આ કવિની સર્જનાત્મક હોંશનું – એમના એ માટેના પુરુષાર્થનું આપણે કૃતજ્ઞતાપૂર્વક અભિવાદન કરીએ. ગુજરાતની મનોભૂમિને કાવ્યરસે તરબતર કરનારા આપણા જે કેટલાક કાવ્યભેખધારીઓ છે તેમાંનું એક નામ છે સુરેશભાઈનું. નરસિંહની મશાલના તેજથી સુરેશભાઈને જે કંઈ લાધ્યું તેથી આપણે તો રાજી જ થવાનું હોય. એમના દ્વારા આપણનેય તે નરસિંહ-પ્રસાદ લાધે એમ ઇચ્છવાનું હોય. આપણેય સાચી કવિતાને વધુ ને વધુ ચાહીને – આરાધીને એમનો રાજીપો વધારીએ અને એ રીતે એમની કામગીરીને બિરદાવતા રહીએ.

૧૪-૧૦-૨૦૦૭

■

# મને સાંભરે રે...

મહેશ દવે

૨૬ ઑક્ટોબર, ૨૦૦૭ની શરદપૂનમની રાતે, ૭૫ વર્ષની 'રત્નજયંતી'ને અંતે, સુરેશ દલાલને નરસિંહ મહેતા પુરસ્કાર અપાયો. ૬૬ વર્ષની મૈત્રી પછી સુરેશ 'દલાલ' મને મોઢે ચડતું નથી. હું 'સુરેશ' જ લખીશ. અંગ્રેજી કૅલેન્ડર પ્રમાણે સુરેશનો જન્મદિવસ ૧૧ ઑક્ટોબર,૧૯૩૨ અને હિન્દુ તિથિ પ્રમાણે આસો સુદ તેરસ. ગયે વર્ષે આસો વદ તેરસે મિત્રો અને સ્વજનોએ ૭૫મા પ્રવેશની ઉજવણી કરી. આ વર્ષે ન્યૂજર્સીમાં ૨૯ સપ્ટેમ્બરના દિવસે ૭૫ પૂરાં થયાની ઉજવણી કરી... અને એ પછી મળ્યો શિરમોર સમો આ નરસિંહ મહેતા પુરસ્કાર!



સુરેશ અને હું બંને ૭૬ વર્ષના થયા. હું ૧૫ દિવસ મોટો. સુરેશ અને મારી મૈત્રીનું આ ૬૬મું વર્ષ છે. ખેતવાડીની ફરામજી નસરવાનજી મિડલ સ્કૂલમાં ૧૯૪૧ના અરસામાં અમે પહેલવહેલા મળ્યા. એ રીતે અમે લંગોટિયા તો નહીં પણ અડધી ચડ્ડિયા દોસ્તો તો જરૂર છીએ. મિત્રાચારીનાં આ પાંસઠ વર્ષમાં ઘણી વાર એવા તબક્કા આવ્યા છે કે જ્યારે અમારો આમને-સામનેનો પ્રત્યક્ષ સંબંધ મહિનાઓ કે વર્ષો સુધી જળવાયો ન હોય. અને છતાં અમે પાછા જ્યારે મળીએ ત્યારે એક ક્ષણના પણ વિલંબ વિના અમારો Rapport તરત જ, એવો ને એવો જ અકબંધ; મૈત્રી એવી ને એવી જ ગાઢ અને મૈત્રીની ઉષ્મામાં વર્ષોવર્ષ વૃદ્ધિ. મિત્રો વચ્ચે ગેરસમજ, મીઠી કે કડવી તકરાર – આવું કાંઈ ન બને તો જ નવાઈ. પણ સુરેશ અને મારી વચ્ચે આવું કદી પણ બન્યું નથી, એની નવાઈ છે. ઘણી બાબતોમાં અમારે મતભેદ ખરા, પણ મનભેદ કે બુદ્ધિભેદ તો ઠીક, એકબીજાથી મનદુઃખ થયાનું પણ ક્યારેય બન્યું નથી. મને લાગે છે કે આવો મૈત્રીસંબંધ વિરલ છે.

ફરામજી નસરવાનજી સ્કૂલના સમયમાં સુરેશ ખત્તરગલીમાં મોરારબાગની બાજુમાં રહે. હું પાંજરાપોળ બીજી ગલીમાં રહેતો. સ્કૂલમાંથી છૂટી અમે સાથે ઘરે જતા. સુરેશ સાથેનું આ પહેલું સ્મરણ. એ વખતે સુરેશ કેટલો જુદો હતો! એકદમ પતલો, સાવ સુકલકડી, ભણવામાં ખાસ હોશિયાર નહીં અને બહુ જ ઓછાબોલો. એક કાળે સુરેશ શરીર-સમૃદ્ધ ન હતો, હોશિયાર કે ચબરાક ન હતો અને બોલકણો પણ ન હતો, એવું આજે કોણ માનશે?

ફરામજી નસરવાનજી મિડલ સ્કૂલ હતી એટલે કે તે વખતના ધોરણથી થર્ડ સુધીની. થર્ડ પૂરું થતાં કોઈ ઇધર ગયા, કોઈ ઉધર ગયા. સુરેશ બોરીબંદર નજીક આવેલી કબીબાઈ હાઈસ્કૂલમાં ગયો, હું ત્યાં નજીક જ આવેલી ફૉર્ટ ઍન્ડ પ્રોપ્રાયટરીમાં. અમારી સ્કૂલો નજીક હતી પણ ફૉર્થથી સેવન્થ (તે વખતના મૅટ્રિક) સુધીનાં ત્રણ વર્ષોમાં અમારે ખાસ મળવાનું બન્યું ન હતું.

વળી પાછા સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં અમે સાથે થઈ ગયા. સેન્ટ ઝેવિયર્સમાં સુરેશ અને અમારું એક મિત્રવર્તુળ રચાયું પણ વર્તુળની ભીતર પણ એક વર્તુળ જેમાં જગદીશ જોષી, હું અને સુરેશ. જોકે સુરેશ અને મારો નાતો પહેલેથી જ એક સ્વસ્થ ભૂમિકા પર રહેલો છે એનું કારણ કદાચ મારા પક્ષે મુગ્ધતા અને અતિ લાગણીશીલતાનો અભાવ છે.

કૉલેજકાળના પ્રારંભમાં સુરેશની છાપ સ્કૉલર કે પંડિતની નહીં. કૉલેજમાં પાસ થવા પૂરતું વાંચી કે ગોખી લે. કોઈક કલાત્મક, સર્જનાત્મક અભિવ્યક્તિની શોધ સુરેશમાં તે વખતે પણ દેખાતી હતી. એ વખતે પણ સુરેશને કવિતા લખવાનો નાદ હતો. એણે સ્વરચિત ગીતો અને કવિતાઓનું દળદાર આલબમ જેવું હસ્તલિખિત પુસ્તક તૈયાર કરેલું. ભૂલતો ન હોઉં તો તેનું નામ તેણે 'સર્જનસરિતા' રાખેલું. તેના વિશે અભિપ્રાય અને વિશેષ સલાહ – માર્ગદર્શન મેળવવા તે હસ્તલિખિત તેણે મનસુખલાલ ઝવેરીને આપેલું. તેનો કવિતાનો રસ મને સાચકલો લાગેલો અને ગમેલો.

...પછી બી. એ.માં સુરેશ-જગદીશે ખાસ વિષય તરીકે ગુજરાતી રાખ્યું. ત્યારથી સુરેશમાં મોટું પરિવર્તન આવ્યું. પ્રો. મનસુખલાલ ઝવેરીનો તેમાં મોટો ફાળો છે એમ માનું છું. તે વખતે બી. એ.માં 'પ્રાચીના', 'શેષનાં કાવ્યો' જેવાં કવિતાનાં સરસ પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે હતાં. મનસુખભાઈની પ્રવાહી વાણી, તેમનું સમૃદ્ધ શબ્દભંડોળ અને ન્હાનાલાલ, ઉમાશંકર અને રામનારાયણ પાઠક જેવા કવિઓ ભણવાના. મુગ્ધ સંસ્કારપટુ વર્ષોમાં આ બધાથી સુરેશની રુચિ ઘડાઈ. જન્મજાત કવિતાપ્રેમ તો હતો જ. મળે ત્યાંથી તે કવિતા વાંચતો. બી. એ.નાં બે વર્ષોમાં સુરેશમાં ખાસ્સો વિકાસ થયો. હું તેને મુશાયરાઓમાં દોરી ગયેલો, એ મને પ્રવૃત્તિ-સંઘ-આયોજિત કવિ-સંમેલનોમાં લઈ ગયો. તે વખતે કાવસજી જહાંગીર હૉલમાં દર વર્ષે બે-ત્રણ દિવસના કવિ-સંમેલનનું આયોજન થતું. તે કવિ-સંમેલનો અમે માણેલાં.



અમે બી. એ. પૂરું કર્યું તે અરસામાં સુરેશના મોટા ભાઈ અરવિંદનાં લગ્ન થયાં. અરવિંદ સુરેશના મોટા ભાઈ કરતાં તેના અને અમારા મિત્ર જેવો વધુ. સુરેશે અરવિંદના લગ્નપ્રસંગે નાનકડી પુસ્તિકારૂપે એક ઉપહાર તૈયાર કર્યો – 'લ્હેરખી'. સુરેશનું આ પહેલું સંપાદન. નાનકડી પુસ્તિકામાં સુરેશે ગુજરાતી કવિતાનાં ચૂંટેલાં પ્રણય-ગીતો-કાવ્યોનો સંચય કરેલો. આજથી પચાસેક વર્ષ પહેલાં બી. એ.માં અભ્યાસ કરતા એક વીસેક વર્ષના છોકરાને આવું સંપાદન સૂઝ્યું તે એક મોટી વાત છે. સંપાદન ખરેખર સરસ અને રુચિપૂર્ણ હતું. 'લ્હેરખી' પછી 'કવિતા ૧૯૫૩', 'કવિતા ૧૯૫૪', 'કવિતા ૧૯૫૫', 'કવિતા ૧૯૫૬' અને 'કવિતા ૧૯૫૭-૫૮-૫૯'નાં તેનાં સંપાદનો આવ્યાં. વર્ષ દરમ્યાન પ્રગટ થયેલી તમામ કવિતાઓ જોઈ-વાંચી જવાની ચીવટ અને પરિશ્રમ તે વયે પણ સુરેશમાં હતાં. તેમાંથી ઉત્તમ ચૂંટી કાઢવાની સૂઝ પણ હતી. પંચાવન વર્ષ પછી આજે પણ એ જ શોખ, એ જ પરિશ્રમ જળવાઈ રહ્યાં છે અને સૂઝ ઘણી પાકટ થઈ છે. તેનો પુરાવો છે ચાલીસ વર્ષથી ચાલતું સફળ દ્વૈમાસિક 'કવિતા'. કવિ કરતાં સુરેશમાંનો સંપાદક પહેલો અને વહેલો બહાર આવ્યો તે સૂચક છે. સુરેશનું સંપાદનનું કામ પણ કવિતા-કાર્ય જેવું જ માતબર છે. ઘણાં સાહિત્યિક સામયિકો બંધ પડ્યાં, પણ 'કવિતા' ૪૦ વર્ષથી ચાલે છે. હું માનું છું કે સુરેશ સર્વાંગી સામયિકનું સંપાદન કરે તો તે ભરપૂર ચાલે. બહુજનની નાડનો તે ગજબ પારખુ છે. ધીમે ધીમે રસવૃત્તિને ઊંચે લઈ જવાની તરકીબ તેને આવડે છે.

બી. એ. પૂરું કર્યું તે અરસામાં હું પાર્લા રહેવા ચાલી ગયો. સુરેશ નજીકમાં ખાર રહેવા આવ્યો. જગદીશ અભ્યાસાર્થે અમેરિકા ગયો. ખાર અને પાર્લા નજીક એટલે થોડો સંપર્ક રહ્યો. અમારો કૉલેજનો સંપર્ક રહ્યો નહીં. એમ. એ. પૂરું કર્યા પછી સુરેશને અધ્યાપક તરીકે નિમણૂક મળી. મેં વકીલાત શરૂ કરી. આમ બી. એ. કર્યા પછી અમારા સાન્નિધ્ય અને સંપર્કમાં ઓટ આવી.

સુરેશ શરૂઆતથી જ વિદ્યાર્થીપ્રિય અધ્યાપક નીવડ્યો. તેના ઇતર વાચન; પ્રસંગો અને કવિતાની ખૂબ સારી સ્મૃતિ; એકધારી વહેતી અસ્ખલિત વાણી અને કામ પ્રત્યેની નિષ્ઠાએ તેને સફળતા અપાવી. મહેનત પણ ઘણી. આજે પણ કૉલેજનું લેક્ચર હોય, જાહેર સંભાષણ હોય, કવિ-સંમેલન હોય કે કાર્યક્રમ-સંચાલન હોય, સુરેશને હોમવર્ક કર્યા વગર જતો મેં જોયો નથી. કેટલાય દિવસ અગાઉથી મનોમન તૈયારી ચાલતી હોય, પછી અભ્યાસ



થાય, કાર્ડ્સ બને, તેમાં સુધારા થાય, પછી બધું સાહિત્ય ફોલ્ડરમાં મુકાય. કાર્યક્રમ વખતે ભાગ્યે જ કાર્ડ્સમાં જોવાની જરૂર પડે. પણ ફોલ્ડર સતત બાજુમાં હોય. કશું chance પર છોડવાનું નહીં. આટલાં વર્ષોના અનુભવ પછી સુરેશ ગમે ત્યાં, ગમે તે વિષય પર કે કવિ-સંમેલનમાં સહેલાઈથી વગર તૈયારીએ ગાડી દોડાવી શકે. પણ તે તેવું કરતો નથી. સ્ટેજ પર સહજ લાગતા તેના

performance પાછળ ખાસ્સો પરિશ્રમ તેણે લીધો હોય છે તેનો હું સાક્ષી છું. કાર્યક્રમ યોજી સસ્તી પ્રતિષ્ઠા શોધનારા પાસે સુરેશ આયોજન કે ભાગ લેવા માટે ખાસ્સી રકમ લે છે. સાહિત્ય'સેવા'ને બદલે સુરેશ ધન-પ્રવૃત્તિ કરે છે તેવી ટીકા કરનારાઓને સુરેશ જે સમય અને શક્તિ ખર્ચે છે તેનો બહુધા ખ્યાલ નથી. વળી આ બધું કરવા માટે ઘણું વાંચવું પડે. સુરેશ પુસ્તક-ખરીદી માટે સારી પેઠે ખર્ચ કરે છે. તો પછી વાજબી પુરસ્કારની ટીકા શા માટે? બાકી મિત્રો કે સંબંધીઓ માટે exploit થવા સુરેશ હંમેશાં તૈયાર હોય છે.

શરૂઆતમાં સુરેશે રેડિયો માટે ઋતુગીતો, તહેવારગીતો, સંગીતનાટિકાઓ લખી. આ બધું મને અવિનાશશાઈ લાગેલું. કેટલાંક સાંસ્કૃતિક મંડળો સાથે પણ સુરેશ સંપર્કમાં આવેલો. પણ તે તબક્કામાંથી સુરેશ જલદી બહાર નીકળી પાકટ થયો તેમાં તેની વશેકાઈ છે. ૧૯૬૬માં તેનો પહેલો કાવ્યસંગ્રહ 'એકાન્ત' પ્રગટ થયો. ત્યાર પછી પ્રકાશન અને કાવ્ય-શિખરો સર કરવામાં સુરેશે પાછું વળીને જોયું નથી.



દરમ્યાન હું ગુજરાતમાં સ્થાયી થયો રજાઓમાં મુંબઈ જાઉં ત્યારે મળાતું. સુરેશનો મારામાં રસ એવો ને એવો જ. મને ઘોંચ-પરોણા કરી લખાવે. તેના 'સમિધ', 'વિવેચન' માટે મારી પાસે વિવેચનો લખાવ્યાં. મધુ રાય અને સુરેશ જોષીની વાર્તાઓ વિશે તેના પ્રોત્સાહનથી મેં લખ્યું. હું એની સાથે ચર્ચાઓ કરું એટલે કહેશે કે, 'તારે આ બધું લખવું જોઈએ' નિવૃત્તિ પછી હું દર વર્ષે લખતો થયો. ૧૩ વર્ષમાં વિવિધ પ્રકારનાં ૨૪ પુસ્તકો થયાં. ઘણાં સામયિકોમાં લખ્યું. કેટલીક પુસ્તિકા પણ થઈ. સુરેશે મને લખતો ન કર્યો હોત તો મારાથી આ યત્કિંચિત્ ન જ લખાયું હોત. પોતાની આજુબાજુનાં બધાંને લખતાં કરવાં તે સુરેશનું mission છે. ઘરનાંને પણ તેણે છોડ્યાં નથી. સુરેશ વિના જગદીશ (જોષી) કદાચ આવો સારો કવિ ન થયો હોત. સુરેશે લખતા કરેલા કે લખતા હોય તેને સારું લખતા કરેલાની યાદી ખાસ્સી લાંબી થાય.

હું ગુજરાતમાં આવ્યો તે પછી દસ-બાર વર્ષ સુધી સુરેશ સાથે સાધારણ સંપર્ક રહ્યો. તે દરમ્યાન કવિ, વક્તા, કવિ-સંમેલન-સંચાલક અને સાહિત્યિક-સાંસ્કૃતિક કાર્યક્રમોના આયોજક તરીકે સુરેશ મુંબઈમાં ખાસ્સો લોકપ્રિય થયો અને પંકાયો. હું તેમાંનાં થોડાંએક સંમેલનો અને કાર્યક્રમોમાં હાજર રહી શક્યો હતો. પણ કાર્યક્રમે કે વગર કાર્યક્રમે જ્યારે પણ ગયો છું ત્યારે સુરેશે special treatment આપી છે. તેના નિજી સાહિત્યિક કે બિન-સાહિત્યિક વર્તુળમાં મને પ્રવેશ મળ્યો છે અને તેમાં હું ભળી પણ શક્યો છું

શરૂઆતનાં વર્ષોમાં સુરેશે શબ્દશઃ અથાગ વૈતરું કર્યું છે. એનાં જ નહીં, ઘરમાંનાં કોઈનાં દિવસો સુધી ખાવા-પીવાનાં ઠેકાણાં ન રહે તેવી ધમાલ. આ બધાંને અંતે સુરેશ એસ. એન. ડી. ટી.માં જોડાયો ત્યારે તેના જીવનમાં કંઈક રાહત આવી. જોકે ત્યાં સુધીમાં તે એવો Public figure બની ગયેલો અને એટલાં બધાં કામોમાં પરોવાઈ ગયેલો કે તેની દોડાદોડ ચાલુ જ રહી. મુંબઈએ તેને ઘણું આપ્યું છે પણ સાથે જ ઘણો નિચોવ્યો પણ છે. થાય છે કે મુંબઈને બદલે સુરેશ કોઈ વધુ શાંતિવાળી જગાએ હોત તો વધુ ઊંચો કવિ થયો હોત. પણ વળી એમ પણ થાય છે કે સુરેશની પ્રકૃતિ જ એવી છે કે તેની પ્રતિભા મુંબઈ જેવા વાતાવરણમાં જ પાંગરે.

૧૯૭૧-૭૨થી માંડી સુરેશનો સંપર્ક ફરી પાછો વધ્યો. મિત્ર આશર અમદાવાદમાં settle થયા તે મોટું કારણ. ૧૯૭૮ના અરસામાં સુરેશે અમેરિકાની સફર કરી. ત્યારથી એ પ્રવાસી જીવ બની ગયો છે. તે ગાળામાં જગદીશનું અવસાન થયું. તેનાથી સર્જાયેલા શૂન્યાવકાશને પૂરવા હોય કે ગમે તે કારણે કે કેટલાક કાર્યક્રમોને કારણે સુરેશ અમદાવાદ આવવાનું નિમિત્ત જ શોધતો. તેનું અમદાવાદ આવવાનું વધી ગયું. મૈત્રીનો ૮૦નો દસકો ભર્યોભર્યો રહ્યો છે. અમે બીજાની હાજરીમાં પણ મૈત્રી માણી શકીએ છીએ, પણ એકલા હોઈએ ત્યારે રાત્રે એક-બે વાગ્યા સુધી વાતો ચાલે. અમે તેટલા મોડા સૂતા હોઈએ, પાછી સવારે સાડા પાંચ-છ વાગ્યાથી વાતો શરૂ. ક્ષુલ્લકથી માંડી sublime સુધીની હોય અમારી વાતો.

કલાકોના કલાકો તે ચાલે. પણ કોઈ પૂછે, શું કરી આટલી બધી વાતો, તો જવાબ આપવો મુશ્કેલ. કશાય વિષય વિના, કશાય કેન્દ્રબિંદુ વિના કર્યા જ કરવી વાતો, એ જ મૈત્રીની મજા.

લગભગ સતત સંપર્ક છતાં સુરેશને સિગારેટ પીવાની આવી સજ્જડ ટેવ ક્યારથી પડી અને કેમ પડી તેનો ખ્યાલ મને રહ્યો નથી. જગદીશ હતો ત્યાં સુધી એ બહુ ઓછી સિગારેટ પીતો. તોય જગદીશ એને ટોકતો. ડ્રિંક્સનો પણ તેને ખાસ લગાવ કે રુચિ નથી. ચસ્કો તો નથી જ. પરાણે આગ્રહ કરી તેને જગદીશ પિવડાવતો. માંડ માંડ લીંબુશરબત જેવું 'જીમલેટ' તે પીએ. જોકે હવે તે માફકસરનું ડ્રિંક્સ relish કરે છે. મને લાગે છે કે મુંબઈના અને હવે તો રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય દોડધામના ટેન્શનમાંથી 'રિલેક્સ' થવા તે સિગારેટ પીતો થયો અને પીએ જાય છે. નિરાંત માટે તે ડ્રિંક્સ લે છે. દોડધામ ઓછી થાય અને નિરાંત મળે તો બંને છૂટે કે ઓછાં થાય. જોકે હમણાં છેલ્લા એકાદ વર્ષથી 'હાર્ટ'ને કારણે સિગારેટ સદંતર છોડવી પડી છે, છૂટી ગઈ છે. પણ સુરેશ મળે છે ત્યારે મૈત્રીની મજા માણવામાં એવો પડી જાઉં છું કે આવી કોઈ ગંભીર વાત થતી નથી. જગદીશ તે માફ નહીં કરે.



સુરેશ એસ. એન. ડી. ટી.માં જોડાયો તે પછી જ મને તેનામાં રહેલા વહીવટકર્તાનું દર્શન થયું. એ જાણે છે કે 'Better is the enemy of good.' એટલે આવતી કાલનું 'વધારે સારું' તેને નથી જોઈતું. આજનું 'સારું' આજે આપો તેવી તેની માંગ છે. ધડાધડ કામો કરાવે છે. પોતે સમયની પાબન્દી પાળે છે અને બીજા પાસે એવો જ આગ્રહ રાખે છે. ખુશામતથી પોરસાતો કે છેતરાતો નથી, ટીકાઓથી ઉદ્વિગ્ન થતો નથી. ટેબલ પર કાગળો કે ફાઇલો જમા થાય તે તેને ગમતું નથી. જે તે વખતે જ નિકાલ. માણસોને પારખી તેમને કામો સોંપી નિશ્ચિંત થઈ જાય છે. (એને માણસો પણ કેવા સારા મળ્યા છે!) કોઈની પણ સાડીબાર વગર તે તડ ને ફડ કહી શકે છે. આથી ઘણાને તે ઘમંડી અને તોછડો લાગે છે. જરૂર પ્રમાણે તે વિવેકથી કે મોઢું તોડી લઈને ના પાડી શકે છે. નિર્ણય લીધા પછી ભાગ્યે જ બદલે છે.

સુરેશનાં કામો એવાં છે કે તેને ઘણાંની મદદ લેવી પડે. તે બધાનું ઋણ એક યા બીજી રીતે ઊતારવાનો તેનો સતત પ્રયાસ હોય છે. આમ એને રાખ-રખાવટના માણસ બનવું પડ્યું છે. આ રાખ-રખાવટને કારણે તેના વિશે ગેરસમજ પણ થાય છે. કોનું કેટલું મૂલ્ય છે તે બરાબર જાણવા છતાં તે કોઈક ઋણ ઊતારવા બીજાને નબળાં લાગે તેવાં કેટલાંક કામ ઉપાડતો હોય છે. પણ આ બધું બધાંને સમજાવવા જવાતું નથી. તેથી ગેરસમજ રહેવાની. તેના સમય અને શક્તિ પર ઘણાંનો તકાજો રહે છે. ઘણાંને હસીને તો ઘણાંને ઘસીને ના પાડવી પડે છે. પણ મિત્રોને ના કહી શકતો નથી.

મિત્રોય કેટલા અને કેટલા લેવલના. મિત્રના problems પોતાના કરી તે ઉકેલવાની વિમાસણ કર્યા કરે. મિત્રને અકળાવી મૂકે તેવો બેફામ ખર્ચ મિત્ર પાછળ કરે. પુસ્તકો ખરીદવાનું અને મિત્રોને વહેંચવાનું તો જાણે તેને વ્યસન છે. મૈત્રી એના જીવનની અભિવ્યક્તિની અખિલાઈ છે. કોઈ પણ ક્ષેત્રનો કોઈ પણ માણસ એનો મિત્ર હોઈ શકે. આટલા બધા સંબંધો હોવા છતાંયે એ પ્રત્યેક સાથે undivided loyaltyથી એટલી હદે વર્તે કે એને મૈત્રીનો મજનૂ કહેવો પડે.

૧૯૯૪માં હું અને સુરેશ બંને નિવૃત્ત થયા. સુરેશને પુસ્તક-પ્રકાશનનો શોખ જ નહીં એ પ્રકાશનનો જીવ અને પ્રકાશનમાં એનો જીવ. હું તો કોઈ પણ કામમાં ઝંપલાવું — અધ્યાપક, આચાર્ય, સરકારી નોકરી, વકીલ અને જજ — આ બધાં કામ કરી ચૂક્યો છું. ઉત્પલે (ભાયાણીએ) પ્રોત્સાહિત કર્યા અને અર્થકારણ સમજાવ્યું. તે આર્થિક બોજાને પહોંચી વળવા નવીનભાઈ દવેએ સધિયારો આપ્યો, Infrastructure પૂરું પાડ્યું અને શરૂ થયું 'ઇમેજ'. બાર વર્ષમાં ઇમેજ વટવૃક્ષ બન્યું છે. ૫૦૦થી વધુ ટાઇટલ્સ, રૂપકડાં પુસ્તકોથી નવી ભાત, કરોડનાં પુસ્તકોનું દાન, ૮,૦૦૦ જેટલાં પુસ્તકાલયને મદદ! ઇમેજમાં સુરેશ સાથે કામ કરવાની મજા - એનો એક જુદો જ ઇતિહાસ લખાય.

સુરેશના વ્યક્તિત્વમાં થોડું રહસ્યવાદી તત્ત્વ પણ છે. કેટલીક ઘટનાઓના અણસાર તેને અગાઉથી મળી જાય છે. તેને 'મિસ્ટિસિઝમ' તરફ આકર્ષણ છે. ક્યારેક ક્યારેક તેને 'મિસ્ટિક એક્સ્પીરિયન્સ' થતો હોય તો નવાઈ નહીં. પણ ભારોભાર દુન્યવી વાતાવરણમાં રહી તે દુનિયાદારીનો માણસ થઈ ગયો છે. ઘણાં બધાં Contradictions તેનામાં જોવા મળે. એ પ્રેમાળ છે અને સાથે જ રુક્ષ અને તોછડો પણ છે, એકાન્તનો માણસ છે અને સાથે જ ખૂબ બહિર્મુખ છે, એનો અનુભવ અને જ્ઞાન માતબર છે અને સાથે જ જીવનનાં ઘણાં ક્ષેત્રો વિશે તેનું અજ્ઞાન અપાર છે; તેને બુદ્ધિ અને બુદ્ધિવાદ (Logic) માટે આદર છે પણ તે લાગણીથી ચાલે છે, તે બહુ શ્રદ્ધાળુ માણસ છે, ગમે તેવો કાર્યક્રમ કે ખર્ચો ઉપાડ્યો હોય પણ તે સફળતાથી પાર પડશે જ, તેવી તેને શ્રદ્ધા હોય છે અને છતાંય એક સમયે અસલામતી અનુભવતા માણસ જેટલું જ્યોતિષીઓનું તેને ઘેલું હતું. ભલોભોળો છે પણ કોઈ છેતરી ન જાય તેવો પાક્કો છે.



સુરેશ ગુજરાતી સાહિત્યની અનોખી ઘટના છે. બહુ ઓછા સાહિત્યકારોએ એના જેટલું વિપુલ અને વૈવિધ્યપૂર્ણ સાહિત્ય-સર્જન કર્યું હશે. કાવ્યસંગ્રહ, નિબંધસંગ્રહ, વાર્તાસંગ્રહ, વિવેચનગ્રંથ, સંકલન, લઘુપુસ્તિકાઓ અને પ્રકીર્ણ સાહિત્ય મળી એણે નહીં નહીં તોય ૩૫૦ પુસ્તકો આપ્યાં છે. આ સંખ્યામાં અલ્પોક્તિ હશે, પણ અતિશયોક્તિ નથી. અને આ બધાં જ પુસ્તકો ઊંચી ગુણવત્તાવાળાં. તેથી જ રણજિતરામ ચંદ્રકથી માંડી ગુજરાતી, ભારતીય અને આંતરરાષ્ટ્રીય એવાં અનેક સન્માન એમને મળ્યાં છે. વૉશિંગ્ટનમાં ત્યાંના મેયરે એમના માનમાં 'સુરેશ પી. દલાલ ડે' જાહેર કર્યો એ કાંઈ જેવી-તેવી ઘટના નથી. એ જ રીતે ૨૯મી સપ્ટેમ્બરે ૨૦૦૭ના દિવસે ન્યૂજર્સીના ગવર્નરે કવિ અને સાહિત્યકાર તરીકે તેમનું બહુમાન કરતું 'પ્રોક્લેમેશન' બહાર પાડ્યું તે ગુજરાત અને ભારત માટે ગૌરવની વાત છે. રાષ્ટ્રીય અકાદમીના અનુવાદ અને શ્રેષ્ઠ પુસ્તક, એ બંને માટેનાં પારિતોષિક મેળવનાર કદાચ એ એકમાત્ર સાહિત્યકાર હશે. એમના સાહિત્ય પાછળ ઊંડું અંતસ્તત્ત્વ, સૂઝભરી દૃષ્ટિ, કસબનું કૌશલ્ય અને અથાગ પરિશ્રમ રહેલાં છે.

વર્ષોવર્ષ, ક્યારેક વર્ષમાં એકથી વધારે ઊંચી ગુણવત્તાવાળાં પુસ્તકો એમણે આપ્યાં છે. પ્રારંભથી માંડી છેલ્લાં ચાળીસ વર્ષથી એ 'કવિતા' દ્વૈમાસિકનું સંપાદન કરતા આવ્યા છે. માત્ર 'કવિતા'ને વરેલું સામયિક ૪૦ વર્ષથી એક જ સંપાદક હેઠળ ચાલે, એ એક વિરલ ઘટના છે.

સાહિત્યકાર કરતાંય સુરેશ દલાલ ઉમદા વ્યક્તિ અને મિત્ર છે. કોઈને પણ માટે કંઈ પણ કરી છૂટે. કોઈ વાડો કે વાડ નહીં, કોઈના તરફ પૂર્વગ્રહ કે કડવાશ નહીં. સાહિત્ય તેમજ વ્યવહારમાં જીવનલક્ષી અભિગમ, જલસાના માણસ, શિક્ષણક્ષેત્રે પ્રાધ્યાપકથી કુલપતિના પદ સુધી પહોંચ્યા. અહીંના કે વિદેશના સાહિત્યમાંથી મરજીવો જેમ છીપમાંથી મોતી શોધી કાઢે તેમ કાવ્યતત્ત્વ પકડી જાણે. તેમણે ૫૦૦થીય વધારે કાવ્યાનુવાદ કર્યા હશે.

'કવિતા' મારફત એમણે કેટલાય નવા કવિઓ આપ્યા છે આસપાસના કેટલાય મિત્રો અને સંબંધીઓને લખતા કર્યા છે. કવિસંમેલનના સંચાલક અને વક્તા તરીકે એમની કીર્તિ અને લોકપ્રિયતાનું શિખર ન આંબી શકાય એટલું ઊંચું છે. અસંખ્ય કવિતાઓ તેમને કંઠસ્થ અને આત્મસ્થ છે. આ શક્તિઓ વડે એમણે મુંબઈમાં એક નવા જ પ્રકારનું સાહિત્ય અને સંસ્કારનું વાતાવરણ ઊભું કર્યું છે. ગુજરાતના પ્રત્યેક શહેરમાં સુરેશ દલાલ જેવી એક સાહિત્યપ્રતિભા હોય તો સાહિત્યપ્રેમ અને સાહિત્યરુચિમાં સમગ્ર ગુજરાત અવ્વલ બની રહે.

■

મહેશ દવે



ચાળીસેક વર્ષ પહેલાંની વાત છે. તે સમયે કવિસંમેલન ખાસ જાણીતાં નહોતાં. તે અરસામાં કવિતાને લોકો સુધી લઈ જવા સુરેશ દલાલ અને મિત્રોએ મુંબઈમાં નાનાં નાનાં સ્થળોએ કવિસંમેલનો યોજવાનું શરૂ કરેલું. મુંબઈના એક પરા (Suburb)માં નાને પાયે ચાલતા ગુજરાતી સાહિત્ય મંડળે તેમને ત્યાં કવિસંમેલન રાખવાની સુરેશભાઈને વિનંતી કરી. સુરેશભાઈએ આમંત્રણ સ્વીકાર્યું. સુરેશભાઈ અને કવિમિત્રો હરીન્દ્ર દવે, જગદીશ જોષી, વિપિન પરીખ, વેણીભાઈ, બેફામ, રમેશ જાની ઇ. સમયસર પહોંચ્યા કવિસંમેલનના સ્થળ પર.

આયોજકોએ સ્વાગત કર્યું. એક ખંડમાં ચા-પાણી કર્યાં. પછી મુખ્ય આયોજકે થોડુંક પોરસાતાં અને થોડું ખચકાતાં સુરેશભાઈને કહેવા માંડ્યું, 'સાહેબ, બધી વ્યવસ્થા સરસ રીતે થઈ ગઈ છે, હૉલ ભરાઈ ગયો છે... માઇક ટેસ્ટિંગ થઈ ગયું છે... પણ સાહેબ, અમારી વ્યવસ્થામાં એક ભૂલ રહી ગઈ છે...'

આયોજકનું દયામણું મોં જોઈને સુરેશભાઈએ આશ્ચર્યથી પૂછ્યું, 'એમ ? શી મુશ્કેલી થઈ છે ?'

'સાહેબ અમે બધું કર્યું છે, પણ એક હાર્મોનિયમ લાવવાનું રહી ગયું છે... શું... શું... શું....'

સુરેશભાઈએ આયોજકને અટકાવીને માફ કરતા હોય એવા ભાવે કહ્યું, 'કંઈ નહીં, આ વખતે ચલાવી લઈશું, પણ બીજી વખત આવી ભૂલ ન કરશો હં કે!'

**કવિનું 'અજ્ઞાન'**

સુરેશભાઈનું કવિતાઓનું વાચન, કવિતાની પરખ, કવિતાની સમજ, કવિતાઓની સ્મૃતિ અને કવિતા લખવા માટેની સંવેદના અને કસબ અજબ છે. પરંતુ બીજી બાબતોમાં – ખાસ કરીને યાંત્રિક સાધનોના વિષયમાં એમનું અજ્ઞાન એટલું જ અપાર અને બેસુમાર છે.

એક સાંજે કવિતાવાચનનો વિશિષ્ટ કાર્યક્રમ ટીવી પર ચાલી રહ્યો હતો. અગ્રણી ભારતીય કવિઓ કાવ્યો વાંચી રહ્યા હતા. કાર્યક્રમ જોતાં જ સુરેશભાઈના એક મિત્રને હરખભેર ઊલટ થઈ આવી. તેણે સુરેશભાઈને ફોન જોડ્યો અને



ઉત્સાહથી જણાવ્યું, 'સુરેશ, ટી.વી. ચાલુ કર. ચોટીના કવિઓનું કવિસંમેલન ચાલી રહ્યું છે.'

સુરેશભાઈએ કહ્યું, 'તારી વાત તો બરાબર, પણ ઘરમાં કોઈ નથી.'

'તો તો વધારે મજા પડશે, ખલેલ વગર જોઈ-સાંભળી શકાશે. બીજા કોઈની શી જરૂર છે ?'

સુરેશભાઈએ મૂંઝાતાં મૂંઝાતાં કહ્યું, 'દોસ્ત, મને ટીવી ચાલુ કરતાં નથી આવડતું!'

આજે પણ એ જ દશા છે. એમને ટીવી ચાલુ કરતાં નથી આવડતું. રિમોટ હાથમાં આપ્યો હોય તો સીધાને બદલે રિમોટ આડો પકડે...

**કાખમાં બાળકને...**



સુરેશભાઈ અને એમના મિત્ર પરદેશમાં સારી હૉટેલમાં ઊતર્યા હતા. સવારે બહાર જઈ પુસ્તકઘરો જોઈ, લંચ લઈ, રૂમમાં આવ્યા. સુરેશભાઈએ તો એમની આદત પ્રમાણે બુશશર્ટ ફેંક્યું આમ અને લુંગી ચડાવી પૅન્ટ ફેંક્યું તેમ. મિત્ર બિચારા બહુ વ્યવસ્થિત. એમણે એમનાં કપડાં હૅંગર પર ટાંગ્યાં. પછી સુરેશભાઈનાં કપડાં પણ હૅંગર પર ટાંગ્યાં. તે વખતે પૅન્ટમાંથી પટ્ટો કાઢી સુરેશભાઈની બાજુમાં તેમના પલંગ (કોટ) પર મૂક્યો. સુરેશભાઈનાં તો એટલી વારમાં નસકોરાં બોલતાં હતાં.

સાંજે ચારેક વાગ્યે બહાર જવા બંને મિત્રો ફરી તૈયાર થવા માંડ્યા સુરેશભાઈએ નવું પૅન્ટ અને બુશશર્ટ કાઢ્યાં. એક વાર પહેરેલાં કપડાં સામાન્ય રીતે એ બીજી વાર પહેરતા નથી. બંને તૈયાર થયા ત્યારે સુરેશભાઈએ ધીરેક રહીને કહ્યું,

'દોસ્ત, મારો પટ્ટો જડતો નથી.'

મિત્રે કહ્યું, 'સવારના પૅન્ટમાંથી કાઢી મેં અહીં તારી પાસે જ કોટ પર મૂક્યો'તો ને!'

સુરેશભાઈએ જવાબ આપ્યો, 'ત્યાં તો નથી.' મિત્રે જૂના પૅન્ટમાં જોયું. તેમાં પટ્ટો નહોતો. સુરેશભાઈએ સૂચવ્યું, 'તારા કોટ પર મૂક્યો હશે.' મિત્રે પોતાનો કોટ જોયો, ઓશીકાં ઊથલાવ્યાં, ઓઢવાનો રગ અને ચાદર ફંફોસ્યાં. પટ્ટો ક્યાંય નહોતો. પછી એ જ સંસ્કાર સુરેશભાઈનો કોટ ફંફોસ્યો, પટ્ટો ન મળ્યો, કપબોર્ડ, ખાનાં, બાથરૂમ બધે જોઈ વળ્યા, કોઈ પત્તો નહીં સુરેશભાઈએ બીજી શંકા વ્યક્ત કરી 'કદાચ બૅગમાં મુકાઈ ગયો હોય.' એમનાથી તો વાંકા વળાય નહીં – કેડની તકલીફ. મિત્રે પરદેશ લઈ જવાની તેમની તોતિંગ બૅગનાં કપડાં કાઢ્યાં, મૂક્યાં, સુરેશભાઈનું ત્રીજું સૂચન, 'કદાચ તારી બૅગમાં...?' હવે મિત્ર ભડક્યા, 'ડોન્ટ બી ફુલીશ... મારી બૅગમાં ક્યાંથી હોય...' સુરેશભાઈ પણ અકળાયા તો હતા. પણ બોલ્યા, 'કદાચ ભૂલમાં... જોઈ લેવામાં આપણું શું જાય છે?' મનમાં ને મનમાં ચિડાતા મિત્ર મનોમન બબડતા હતા. 'સકર્મીની જીભ ને અકર્મીના હાથપગ.'

મિત્રે પોતાની બૅગ તપાસી. રિઝલ્ટ ઝીરો.

હવે બંને મૂંઝાયા... ત્યાં મિત્રને એક વિચાર આવ્યો તેણે બુશશર્ટ પર હાથ ફેરવી સુરેશભાઈની કેડની તપાસ કરી અને લો! પટ્ટો તો સુરેશભાઈએ પહેરેલો હતો.

મિત્રની આંખો ક્રોધથી અને સુરેશભાઈની આંખો આશ્ચર્યથી ફાટીને એકબીજા સામે ઘુરકિયાં કરતી હતી !

**ઊઘાડા પગ**

પરદેશ ગયા હતા. મિત્રને ત્યાં ઊતર્યા હતા. ગપ્પાં મારતાં મારતાં રાત પડી ગઈ. હવે ઘરે રસોઈ કોણ બનાવે? નજીકમાં જ એક પિઝેરિયામાં જઈ પિત્ઝા ઝાપટવાનું નક્કી કર્યું. સુરેશભાઈને 'શૂઝ' પહેરવાની બહુ આળસ. ચપ્પલ પહેરવાનું બહુ આસાન. તેથી ચપ્પલ જ પહેર્યાં.

યજમાન મિત્રની કારમાં પહોંચ્યા પિઝેરિયામાં. અડધો પિઝા ખાધો ન ખાધો ત્યાં સુરેશભાઈએ એમની બાજુમાં બેઠેલા જરા વધુ નિકટ એવા મિત્રના કાનમાં ગુસપુસ કરી, 'દોસ્ત, મારા ડાબા પગનું ચપ્પલ નથી દેખાતું. ક્યારનો પગ આજુબાજુ ફેરવું છું પણ ચપ્પલનો સ્પર્શ થતો નથી.' મિત્રે કહ્યું, 'હશે .. કોઈનો પગ વાગતાં કદાચ આગળ ફંગોળાયું હશે... મળી જશે.' મિત્રે આશ્વાસન આપ્યું. મિત્ર અને સુરેશભાઈએ ચોરી-છૂપીથી આજુબાજુ જોયા કર્યું, પણ ચપ્પલ ક્યાંય દેખાય નહીં. પિઝા ખાઈને ઊઠ્યા પછી ચપ્પલ ખોવાયાની વાત જાહેર થઈ ગઈ. પિઝેરિયામાં એવી કોઈ ભીડ પણ નહોતી. બધાંએ ખુરશીઓ નીચે જોયું, ટેબલ નીચે જોયું,

આગળ આઘે જોયું, પાછળ દૂર સુધી જોયું... પણ ચપ્પલ દેખાયું નહીં. અંતે 'ચપ્પલ મળે તો ફોન કરજો' એમ મૅનેજરને કહી સૌ નીકળ્યા.

યજમાન મિત્રના ઘેર પહોંચી સૌ ગાડીમાંથી ઊતર્યા. ત્યાં સુરેશભાઈએ ધડાકો કર્યો, 'મારા બીજા પગમાંય ચપ્પલ નથી.' શોધાશોધ ચાલી. ગરાજમાંથી બહાર પાર્કિંગની જગ્યામાં કાર ઊભી હતી. એની નીચે જોયું તો એક ચપ્પલ મળી આવ્યું. મિત્રે કહ્યું, 'ઊતરતાં ઊતરતાં પગમાંથી નીકળી ગયું લાગે છે.' સુરેશભાઈએ બકોર પટેલ જેવી મુખાકૃતિ કરી કહ્યું, 'આ તો હૉટેલમાં ખોવાયું'તું તે ડાબા પગનું છે અને હવે જમણા પગનું નથી.' પાછી શોધાશોધ. કારની ફૂટ-કાર્પેટ નીચેથી જમણા પગનું ચપ્પલ મળ્યું. ટૂંકમાં જતી વખતે ડાબા પગનું ચપ્પલ યજમાન મિત્રના ઘરના આંગણામાં જ પડી રહેલું. એક ચપ્પલે કવિ પિઝેરિયામાં આવ્યા અને બીજા ચપ્પલને પાછા આવતાં કારમાં જ કાઢીને ઊતર્યા.



... પણ એ તો કહેતા'તા, 'હાશ! બેઉ ચપ્પલ તો મળ્યાં. હવે કાલે વાંધો નહીં!'

(લોહી ન પહોંચવાને કારણે સુરેશભાઈના બંને પગનાં તળિયાં લગભગ સંવેદનહિન થઈ ગયાં છે. તેથી ચંપલ પહેર્યાં-ન પહેર્યાંની આવી ગડબડ થતી રહે છે !)

■

## સુરેશ દલાલને

●

**રાજેશ વ્યાસ 'મિસ્કીન'**

સદા 'એકાંત'માં 'તારીખનું એ ઘર' કરે છે,
અને 'અસ્તિત્વ' પર 'ઘટનાના હસ્તાક્ષર' કરે છે.

'પવનના અશ્વ' પર 'લયના પ્રવાસે' નીકળે છે,
'હથેળીમાં લઈ બ્રહ્માંડ' 'જલસાઘર' કરે છે.

કદી 'ગુલમહોર', 'પારિજાત' ક્યારેક 'રાતરાણી',
કદી 'મધુમાલતી' 'સોગાદ'માં દિલ સર કરે છે.

કદી 'મધરાતના સૂરજ' કદી 'જળનાં પગથિયાં',
કદી 'ઘરના ઝૂરાપે' 'વાગતી ઝાલર' કરે છે.

'સતત' 'રોમાંચ'ના આ 'મૌન ચહેરે' 'ધ્રુવપંક્તિ',
'તરાપો' લઈ 'અનામી કો નદી'માં ઘર કરે છે.

'પિરામિડ' – 'સિમ્ફની' – 'એક્વેરિયમ' ને 'મંગલાષ્ટક',
'સમન્વય' 'કાવ્યસૃષ્ટિ'ના ગજબ સરભર કરે છે.

(અવતરણ ચિહ્નોમાં મૂકેલા સુ. દ.ના કવિતા-સંગ્રહો છે.)



**રોજ એવું થાય, એવું થાય કે -**

રોજ એવું થાય, એવું થાય કે
આ ખંડમાં બારીના સળિયાઓની પેલે પાર આઘે
ગંધમાં તરબોળ ટેકરીઓ અહીં સૂંઘું

પ્રિયના આશ્લેષમાં પીગળી જતી
કોઈક કંપિતા તણા
લજ્જાળુ ઉચ્છ્વાસો સમી
કે ઘાસની વિશ્રંભમર્મર સાવ પાસે પી લઉં આકંઠ
લીલી ટોચથી પડતું મૂકીને
ટેકરીના ઘાસવહેતા ઢાળ પરથી દડદડું
કેડી થઈ પાછો ચડી લપસી પડું
ચોમેર તૃણશૈયા વિષે વીંટળાઉં
રોમેરોમથી આતુર આળોટી પડું
આખી ય લીલી વેળ ઝંઝેડી દઉં
સંતાઉં લીલાકાચ ઘેઘૂર ઝૂંડમાં
ને કોઈ ઓચિંતી ઊડેલી દેવચકલી-શો હવામાં ફરફરું ..

ફરફરું . બસ ફરફરું
ને એટલે આઘે જઉં
કે સાંજનો અંધાર ઊગે તો ય
મારા નીડમાં
ક્યારે ય ના પાછો ફરું

●

**રમેશ પારેખ**

(૨૭-૧૧-૧૯૪૦ ૧૭-૫ ૨૦૦૬)

આ ૨૭મી નવેમ્બરે શ્રી રમેશ પારેખની જન્મજયંતી આવે છે

# જૂનું જૂનું ઝુરીએ... હંમેશ... તને રમેશ

હર્ષદ ચંદારાણા

**અમરેલી નામ પાડીએ હરએક શહેરનું**
**તો ક્યાંય આ રમેશથી ભૂલા નહીં પડાય**

પોતાના ગામના નામનો પણ મહિમા કરતી આવી પંક્તિઓ કોઈ પણ ભાષાના સાહિત્યમાં વિરલ છે, પોતાના ગામને છાતીફાટ પ્રેમ કરતો કવિ જ આવી પંક્તિઓ આપી શકે. રમેશે અમરેલી વિશે અમરેલી માની ગરબીથી માંડી, કેટલાંક ગીતો, ગઝલો અને અછાંદસ લખ્યાં છે. માત્ર લખ્યું છે તેથી નહીં પરંતુ રમેશે તેમાં જીવ રેડ્યો છે. તેના લાડકા બાળક રમેશને અમરેલી મા ઓસડિયાં પાઈ ઉછેરે છે, ઝુલાવે છે અને તે બાળકને આ માતૃપ્રેમ જ ગુજરાતી ગિરાનો દિગ્ગજ કવિ બનાવે છે. તેથી જ તો જ્ઞાનસત્રમાં અમરેલી પધારેલા ઉમાશંકરભાઈએ અમરેલીને 'કવિઓના કલરવથી ગુંજતી નગરી' કહી હતી.

**મને અમરેલી ઓસડ પિવડાવતી**
**પેટમાં દુઃખે તો પાય અજમાની રાબ, અરે, મનમાં**
**દુઃખે તો પાય વ્હાલ**
**જીવમાં દુઃખે તો જીવ પિવડાવી પિવડાવી પિવડાવી**
**કરે મને ન્યાલ**

તો બાળલીલા ગુચ્છના બીજા એક ગીતમાં લખે છે કે :

**આખું અમરેલી ગામ મારી ફઈ**
**ગાલ પર કોયલનું ટપકું કરીને મારી આંખમાં બે**
**પારેવાં આંજતી**
**મારે કાજ બદલી એ પોતાનું નામ મારાં પીળાં**
**રમકડાંઓ માંજતી**
**ઢબૂરે મને ચૂમીની પાંદડીઓ મંઈ**

અમરેલીની વસ્તી આ ગીત લખાયાના કાળમાં લાખેકની હતી તો રમેશની એક લાખ ફઈઓ થઈ અને રમેશનાં ઓછામાં ઓછાં એક લાખ હુલામણાં નામ થયાં. આ ઋજુ અભિવ્યક્તિ, આ વતનપ્રેમ મને બીજે ક્યાંય તો દેખાડો! એક ગઝલના શેરમાં રમેશ પોતે આ અમરેલી માનું સ્વપ્ન બની બેસે છે અને આવું હૃદયંગમ સ્તોત્ર રચી આપે છે :

**આખું શહેર જાણે મીંચાયેલી આંખ છે**
**એમાં રમેશ આવ્યો છું સપનાની જેમ હું**

કવિશ્રી રમેશ પારેખને હું આમ તો રમેશભાઈ કહીને જ બોલાવતો, પરંતુ જ્યારે જ્યારે તેના વિશે લખવાનું બન્યું છે ત્યારે વહાલની વીજથી ભાઈનો છેદ ઊડી જાય છે અને રહી જાય છે માત્ર રમેશ.

**પ્રેમની ઊઘડે કળી તે બે જણાંની હોય છે**
**તેની જે ખુશબૂ વહે છે તે બધાંની હોય છે**

મારા અતિપ્રિય ભેરુબંધ રમેશ પારેખના ઉષ્માભર્યા વ્યક્તિત્વને પામવા, સમજવા હું સાક્ષી હોઉં તેવા કેટલાક પ્રસંગો અને રમેશ પારેખના વ્યક્તિત્વને ખોલતી રમેશની જ કેટલીક પંક્તિઓ રજૂ કરું છું જે આપણે સાથે મળી મમળાવીએ.

પાંત્રીસેક વર્ષ પહેલાંની વાત છે. અમે ચલાલા રહીએ. મારા પિતાજી વાચનના ખૂબ શોખીન, 'નવનીત'માં રમેશની કવિતા આવે તે મને બતાવે ને કહે કે આ માણસ અદ્‌ભુત લખે છે ને નામ કાઢવાનો, તું અમરેલી જાય ત્યારે તેને જરૂર મળજે. તે પછી અનાયાસ પ્રથમ મુલાકાત થઈ મોતીવાલાની લૅબોરેટરીમાં અને રમેશે સૂચવ્યું કે અમરેલીમાં સાહિત્યસંસ્થાની સ્થાપના થાય તો વાતાવરણ બંધાય. રમેશના પ્રમુખપદે આમ 'મુદ્રા'ની સ્થાપના થઈ અને મારા સૂચનથી રમેશના તંત્રીપદે 'મુદ્રાંકન' નામનું સાહિત્યિક દ્વિમાસિક પણ શરૂ થયું. વર્ષો સુધી 'મુદ્રા'ની શનિવાર રાતની બેઠક નિયમિત રીતે બડેબાપાની મેડીએ થતી. આ બડેબાપા એટલે એક સામાન્ય, ચાની દુકાનવાળા, પણ સંગીતના ખાં. નૌશાદે તેમને એમની સાથે જોડાવા નિમંત્રણ આપેલું પણ તેમણે કારકિર્દીથી કુટુંબ વહાલું ગણેલું.

**આજ સવારે આંગળીઓને સાવ અવાચક મેલી**
**મુઠ્ઠીમાંથી ખડિંગ દઈને ખરી પડ્યું અમરેલી**

રમેશનો જન્મ અમરેલીની નાનકડી ગલીના છેવાડે આવેલા નળિયાંવાળા એક ઘરમાં. મજાની વાત એ છે કે એ જ ગલીમાં વચ્ચેના ભાગે હંસરાજ હરખજી કાનાબાર એટલે કે જન્મથી અંધકવિ હંસનું પણ જન્મસ્થળ

અને આજીવન રહેઠાણ. કવિશ્રી હંસે આઝાદીની લડતનાં ગીતો ગાઈગાઈને ઘણાં વરસ જેલમાં કાઢેલાં. અલ્પવિખ્યાત પરંતુ દેશદાઝથી છલકતાં અને અંગ્રેજોની સત્તાને પડકારતાં, અંગ્રેજોને પરેશાન કરી મૂકતાં હંસનાં ગીતો તે સમયે ગુજરાતમાં ગામેગામ ગવાતાં. કોર્ટમાં તેમણે લલકારેલું ગીત -

**ભૂખ્યા ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં.**

અતિપ્રસિદ્ધ થયું હતું અને આવું જ બીજું એક ઉત્તમ ગીત છે

**બ્રહ્માંડની ભવાની ભારતભૂમિ અમારી**

રમેશે તેના રહેઠાણની ભાટિયા શેરીને આપેલું નામ છે 'કવિ શ્રી હંસ માર્ગ', જે નગરપાલિકામાં ઝઘડી માન્ય કરાવી આવેલો અને પોતાના તમામ પત્રવ્યવહારના સરનામાંમાં ખાસ કવિશ્રી હંસ માર્ગ લખતો. આ તેની પુરોગામીઓ પ્રત્યે આદર દર્શાવવાની રીત હતી તો અનુગામીને પણ એટલા આદરથી નવાજતો અને તેનું ઉદાહરણ આપું કે સને ૧૯૮૯માં એક દિવસ મને આવી કહે કે તેનો પ્રથમવાર જ માત્ર ગઝલોનો સંગ્રહ થાય છે, રન્નાદે કરશે. આ રહી તેની સ્ક્રિપ્ટ, તું પ્રસ્તાવના લખી આપ. હું તો સ્તબ્ધ થઈ ગયો કે મારા જેવો અનુજ કવિ કે જેનો એક પણ કાવ્યસંગ્રહ હજી થયો નથી તેને માટે આવું ઔદાર્ય ! રમેશ પારેખનો માત્ર ગઝલો જ હોય તેવો એકમાત્ર સંગ્રહ 'ચશ્માંના કાચ પર' છેક ૧૯૯૯માં રન્નાદે દ્વારા પ્રગટ થયો તેમાં પ્રકાશનનાં દસ વર્ષ પહેલાં મેં લખેલી પ્રસ્તાવના 'શોધ પોતાના અડધિયાની' છે તેનું મને ગૌરવ છે

**હોવું ઉર્ફે શોધ પોતાના અડધિયાની રમેશ**
**કોણ એવો શખ્સ છે જે સ્વયં અડધો નથી**

મિત્રો વિશેની એક રચનામાં રમેશે લખ્યું છે કે

**મારા ચારપાંચ મિત્રો છે એવા... – કેવા?**
**આમ લુચ્ચા પણ ચુંબનની ઢગલી જેવા**

'લે, તિમિરા! સૂર્ય...' માં મિત્રોનાં ચિત્રો એ શીર્ષકથી સાત મિત્રો વિશે આકર્ષક કાવ્યો છે. પછીથી બીજા સાત મિત્રો વિશે અને વળી કેટલાક મિત્રો વિશે ત્રુટક-છૂટક ઘણું લખ્યું છે તે તેનાં નિર્વ્યાજ પ્રેમાળ વ્યક્તિત્વ, અત્યંત સૂક્ષ્મ અવલોકનશક્તિ અને અભિવ્યક્તિની પ્રામાણિકતાનાં દ્યોતક છે. 'લે, તિમિરા! સૂર્ય...' માં પ્રગટ મારા વિશેનું કાવ્ય :

**(હર્ષદ ચંદારાણા...)**
**એકલો જ ભીડ જેવો બેસુમાર જણ**
**બુલ્ગેનીન જેવી દાઢી, ઠઠડિયા ગરિયા જેવું હાસ**
**ફાઇલો પીએ ને ફોન ખાય... છતાં જીવે!**
**ટોળામાંથી કવિ ગોતી કાઢે એવી આંખ**
**નદી જેવા પ્રેમનું શું ચીતરવું ચિત્ર? સહુ એના**
**મિત્ર...**

રમેશ તેના આયુષ્યનાં ૬૬ વર્ષમાંથી દોઢ કે બે વર્ષ ગાંધીનગર રહી આવ્યો અને માણસભૂખ્યા કોઈ જીવને ગાંધીનગર સદે ખરું? રમેશને પણ નોતું સદ્યું. કૌટુંબિક કારણસર જીવનનાં છેલ્લાં નવેક વર્ષ રાજકોટમાં ગાળ્યાં. ત્યાંય બહુ સોર્યું નો'તું. આનું પ્રમાણ મળે છે એ વાત ઉપરથી કે અમરેલીમાં તેણે લખેલી રચનાઓ સામે, ગાંધીનગર અને રાજકોટમાં રહી જે તેણે રચનાઓ કરી તે ઝાંખી લાગે છે

**દર્પણશી આંખ તમે ફેરવી લીધી**
**ને મારો ચહેરો ઢોળાઈ ગયો ધૂળમાં.**

એક કવિમિત્રના પહેલા કાવ્યસંગ્રહની હસ્તપ્રત પ્રસ્તાવના લખાવવા રમેશ પાસે આવી. રમેશ જરા જુદા મૂડમાં, અને પેલા કવિએ ઉતાવળ કરી. રમેશ નારાજ થયો અને એવી કડક અને કડવી ટીકા કરી કે કવિ મૂંઝાયા. મને કવિનો ફોન આવ્યો કે આ ન છાપું તે મારા માટે યોગ્ય નથી ને છાપું તો પ્રસ્તાવના વાંચીને કોઈ મારો સંગ્રહ વાંચશે પણ નહીં, આ કરતાં હું સંગ્રહ જ ન છપાવું તે બહેતર છે. મેં રમેશને વાત કરી કે નવકવિનું કામ આટલું ખરાબ તો નથી, થોડી સારી વાત લખી દો તો કહે કે, મને થૂંક્યું ગળવાનું કહે છે ? મેં કહ્યું કે ના, બિલકુલ નહીં, હું તો માત્ર આપણા આ મિત્ર માટે ફરી વિચારવા જ કહું છું બીજે દિવસે સવારે આવી કહે કે આ તો બહુ નાની વાત છે તારા કહ્યા પર સહી કરેલા કોરા કાગળ આપું અને તારે ઠીક લાગે તે તારે લખી દેવાનું. મેં કહ્યું કે આની પણ ના; કાગળ હરિ લખે તો બને... તમારે જ ફરી લખવું પડે. રમેશ કહે મને ખબર જ હતી જો આ સુધારેલી પ્રસ્તાવના લઈને આવ્યો છું. વર્ષો પછી આવું બીજા એક કિસ્સામાં પણ બન્યું પણ પહેલાં કરતાં આ બીજા કવિ વધુ હોંશિયાર. તેમને ખબર કે રમેશ બીજી નકલ રાખતો નથી, તો કહી દીધું કે રમેશભાઈ કુરિયરમાં તમારું લખાણ મળ્યું નથી. આ સંદર્ભે રમેશનું એક કાવ્ય અનુજ કવિઓએ જોવા જેવું છે મને તે વાતનો આનંદ છે કે આ કવિતાનું નિમિત્ત પણ, રમેશે 'છ અક્ષરનું નામ' (પૃષ્ઠ: ૫૬૪)માં નોંધ્યા પ્રમાણે, મારા કાવ્યસંગ્રહ 'ફીણ-મોજાં'નો પ્રાકટ્ય-પ્રસંગ હતો.

માત્ર એટલું થયું... પોતાનો લિસોટો લઈને પાણી ચાલ્યું ગયું...
હવે ઊઠ્યો છે સવાલ એ કે બાકી પણ શું રહ્યું?
પાણીમાં આકાશ હતું એ ક્યાં છે? ને આકાશ ક્યા પંખીને હિસ્સે હતું?
અને આકાશ ક્યા પંખીનો હિસ્સો હતું? અને એ પંખી ક્યાં છે?
એ પંખીએ નહીં ગાયેલાં ગીતો ક્યાં છે?

હવે ઊઠ્યો છે સવાલ એ કે બાકી પણ શું રહ્યું?
કાળે લૂછ્યું કપાળમાંથી કોનું ચપટીક સુખ? ક્યું બ્રહ્માંડ અધૂરું થયું?
અધૂરું થયેલ એ બ્રહ્માંડ ક્યા શ્યામગર્તમાં ગયું?

સુણ સપાટી બબડે – અહીંથી કેવળ પાણી વહ્યું...
પરંતુ તમેય એવું કહેશો, કવિવર?

શ્યામગર્તને હણહણતો હુંકાર કરીને કહેવાનું છેઃ
લાવ, લિસોટો પાછો! જળનો રેલો, પાછો લાવ!
લાવ, પંખીનો હિસ્સો પાછો! પાછાં લાવ, પંખીએ નહીં ગાયેલાં ગીતો...

કોણ ભાંગશે શ્યામગર્તના ગર્વ? અહીં આ કેટકેટલાં ઊણાં ને અધકચરાં
આવાં બ્રહ્માંડોને કરવાનાં છે પૂર્ણ! કેટલી ટોચાયેલ બખોલોમાં
આકાશ સ્થાપવાનાં છે પાછાં!
જળના સુક્કા કાટમાળના તરજુમાઓ કરવાનું છે કોણ?
ફરીથી કોણ સ્થાપશે જળને એના મૂળ લિસોટાસોતું?
જળની કોણ આરતી ઉતારશે ને ક્યારે?

કોણ એટલે તમે, કવિવર! કોણ એટલે તમે નહીં તો કોણ?
તમે કવિવર! હણહણતો હુંકાર કરીને બોલો!
અને શબ્દનો ગોવર્ધન ટચલી આંગળીએ તોલો...

ભાવનગર ખાતે કવિશ્રી સુધીર પટેલના કાવ્યસંગ્રહનું રમેશના હાથે વિમોચન હતું. કાર્યક્રમના બીજા તબક્કામાં સુધીર પટેલની રચનાઓનું ગાન હતું, અમરેલીના બાંસુરીવાદક સંજીવ ધારૈયા એમાં સંગત કરવાના હતા તેથી સંજીવ, રમેશ અને હું કારમાં ભાવનગર જવા નીકળ્યા. અલકમલકની આનંદની વાતો ચાલતી હતી, રમેશ પણ સરસ મૂડમાં હતો. તેમાં સંજીવને યાદ આવ્યું અને કહે કે રમેશભાઈ, ગયા અઠવાડિયે જ દિલ્હી ગયેલો ત્યાં હિન્દીભાષી ગાયિકા સુરેખાબહેન મળેલાં અને તેમને હું અમરેલીનો છું તેમ કહ્યું તો ખૂબ રાજી થઈ કહે કે રામજીભાઈ પારેખના ગામના, સદ્ભાગી છો કે આવો કવિ તમારો હમવતની છે. રમેશ ગુસ્સે થયો કે તેં મને રામજીભાઈ કેમ કીધો? સંજીવ કહે કે મેં રામજીભાઈ નથી કીધા, આ તો બહેને કહ્યું તે તમને કહ્યું. રમેશ એટલો અપસેટ થયો કે ગાડી પાછી લેવરાવી અને ભાવનગર ન જ આવ્યો.

> થોડોક ભૂતકાળ મેં આપ્યો હશે, કબૂલ
> તું એને ધાર કાઢીને પાછો ન મોકલાવ

મોરબીમાં એક કવિસંમેલનના મધ્યાંતરમાં એક કાવ્યરસિક કૉલેજિયને રમેશને પૂછ્યું તમારી કવિતામાં સોનલ આવે છે તે કોણ છે? રમેશે આપેલા જવાબના અનુસંધાને તે ભાઈએ કહ્યું કે એવું થોડું હોય! એવું નહીં પણ આમ હોવું જોઈએ.

રમેશે પૂરી સ્વસ્થતાથી પરખાવ્યું કે તારે જો તું માને છે તેવો જ જવાબ જોઈતો હોય તો મને પૂછે છે જ શું કામ? તારા પ્રશ્નોના તું જ જવાબો ગોઠવીને લાવ, હું સહી કરી દઈશ, હવે મને કૈં પૂછતો નહીં. સામાન્ય રીતે સર્વ સર્જકો કે કલાકારો પાસેથી આપણે સૌ, આપણા મનગમતા જવાબો જ શોધતા નથી હોતા? આપણી નિસબત તેમની પીડા કરતાં આપણી વાત જોડે વધુ નથી હોતી? રમેશનો એક શેર છે કે-

> જાત અટકી તોય ના અટકી પીડાની જાતરા
> જો અમે પથ્થર થયા તો ટાંકણાં સામાં મળ્યાં

રમેશ પીડાની વાત જેટલી ઉત્કટતાથી કહી શકે તેટલી જ નિકટતાથી હરખની વાત પણ કહી શકે, આવો વિરોધાભાસ રમેશમાં હતો અને એ જ તો આખરે માનવીની નિયતિ છે.

> મધનો રેલો થઈ ગયા દિવસો
> ક્ષણો કપૂરના દીવા થઈ ગઈ

એક કૉમર્શિયલ ઑડિયોકેસેટની પટકથા તથા ગીત રમેશે લખેલાં. તેના રેકર્ડિંગના કામે રમેશ અને હું અમદાવાદ ગયા હતા. અમરેલી પરત ફરવા રાતની સાડા નવની લકઝરીની બસની ટિકિટ મંગાવી લીધેલી. કામમાંથી આઠેક વાગ્યે પરવાર્યા એટલે હેવમોર પર મિત્રોને મળવા ગયા. અમદાવાદના મિત્રો ચિનુ મોદી, લાભશંકર વગેરેનું હેવમોર સાંજનું થાણું. ત્યાં મૂળ અમરેલીના વતની, અમદાવાદ રહેતા રમેશના જૂના મિત્ર અને ચાહક નિશીથ સરવૈયા મળી ગયા. નિશીથ કહે તમે બંને આજ રોકાઈ જાવ. મને લાભ મળતો નથી, મારું કામ થઈ જાય. રમેશ કહે કે સાડા નવની લકઝરીની ટિકિટ છે અને રોકાવું નથી જ. નિશીથ કહે કે મને બનાવો નહીં, બતાવો ટિકિટ. રમેશે ટિકિટ જોવા આપી તો નિશીથે ફાડી નાખતાં ઉમેર્યું કે આ તો બસની ટિકિટ હતી, પ્લેનની હોત તો પણ ફાડી નાખત; આજે જવા નહીં જ દઉં. રમેશ કહે કે હવે આજે જવું જ છે, તું મને શું પકડી રાખવાનો હતો! અમરેલી ડેપોની બસ અને

કંડક્ટર રાજપાલભાઈ અમને બંનેને ઓળખે. મેં ટિકિટ માટે પૈસા આપ્યા તો લીધા નહીં, કહે કે બંને કવિને ઓળખું છું, તમે ખોટું બોલો નહીં, તમારે ફરી ટિકિટ લેવાની ન હોય.

રમેશે ભલે નિશીથને કહેલું કે મારે જવું જ છે, તું મને શું પકડી રાખવાનો, પણ તમે કહો કે આપણેય ક્યાં રમેશને પકડીને રાખી શક્યા છીએ? રમેશ વટે ચડે તો ધાર્યું જ કરે. રમેશનો એક દુહો છે કે

**તારા વટને કચ્છની સૂડી સરખી ધાર**
**અમે કમળની દાંડલી, કરીએ શું તકરાર**

વીસાવદરથી રોટરી કલબના મિત્રો કાવ્યપાઠનું નિમંત્રણ આપવા આવ્યા. રમેશ બહારગામ ગયો હતો. મેં સૂચવ્યું કે તમે રમેશની સંમતિ ગણી લો. હું રમેશ અને અરવિંદ ત્રણે આવીશું. રમેશના તેજથી મૂંઝાયેલા કલબવાળા ન માન્યા, તેમને રમેશની બીક લાગી. નિમંત્રણ-પત્રમાં મારું અને અરવિંદનું એમ બે નામ જ હતાં. કાર્યક્રમના દિવસે રમેશ અને પ્રણવ પંડ્યા મારી ઑફિસમાં બેઠેલા ને અરવિંદનો ફોન આવ્યો કે બેન્કમાં સરપ્રાઇઝ ઑડિટ આવ્યું છે. એટલે નીકળાશે નહીં. મેં રમેશને પૂછ્યું કે શું કરીશું, તરત જ જવાબ મળ્યો કે કરવાનું શું હોય, ચાલો જઈએ, મારું નામ નથી છાપ્યું તો શું થયું. પ્રણવને પણ સાથે લીધો. વીસાવદરે આ ત્રણે કવિઓનું કાવ્યતાંડવ નિહાળ્યું. આમ જ્યાં કવિતા ત્યાં રમેશ અને જ્યાં રમેશ ત્યાં કવિતા. નખશિખ કવિ રમેશની પંક્તિઓ યાદ આવે છે:

**ચીંધ આખું વિશ્વ તું એને, રમેશ**
**જેને સરનામું ર.પા.નું જોઈએ**

મારાં કાવ્યો પરથી દરિયાને કેન્દ્રમાં રાખી આકાશવાણીએ સપ્ટેમ્બર, '૯૭ની ૧૯, ૨૧, ૨૩ અને ૨૫મીએ અનુક્રમે ભૂજ, પોરબંદર, અમદાવાદ અને મુંબઈ ખાતે એક કવિસંમેલનની શૃંખલા યોજી. આ બધાંમાં પોરબંદર નગરનો ઉમંગ કંઈ ઓર હતો. દરિયાકાંઠે ચોપાટીની રેતીમાં માંડવો નાખેલો અને પૃષ્ઠભૂમિમાં સમુદ્રના ચિત્ર સાથેનું સ્ટેજ. એક બાજુ સમુદ્ર ઘૂઘવે ને બીજી બાજુ કવિઓ ! યજ્ઞેશ દવે, વસંત જોશી અને દુધરેજિયાની આકાશવાણીની કવિ-ત્રિપુટી રમેશ પાસે ગઈ અને કહે કે સામાન્ય રીતે તમે કરતા નથી પણ આજના કવિસંમેલનનું સંચાલન તમે કરો. મેં અને કવિશ્રી રાજેન્દ્ર શુક્લે અનુમોદન આપ્યું અને કવિ તૈયાર થઈ ગયા. રમેશે હા ભણતાં કહ્યું કે શરત એટલી કે હર્ષદે મારી બાજુમાં બેસવાનું. પછી કવિઓનાં નામ, પંક્તિઓ અને અન્ય વિગતો તથા વચ્ચે બોલવા રમેશે પોતાને ગમતી દેશ-વિદેશના અન્ય કવિઓની પંક્તિઓ પણ યાદ કરી, કાગળ પર ટપકાવી લીધી. રમેશે કવિસંમેલનનો અત્યંત સરસ પ્રારંભ કર્યો પરંતુ એક કવિને રજૂ કર્યા પછી શું થયું કે ઊભા થઈને કહે કે હર્ષદ હું બીડી પીવા જાઉં છું, તું સંભાળી લેજે અને હું પાછો આવ્યા પછી પણ સંચાલન કરવાનો નથી. આટલો અનપ્રિડિક્ટેબલ હતો રમેશ. આવો બીજો કિસ્સો પણ યાદ આવે છે. સુરત હીરાની મહત્તમ વસ્તી ધરાવતા વિસ્તાર વરાછા રોડ પર કવિસંમેલન. રમેશ, મનોહર ત્રિવેદી અને હું અમરેલીથી ગયેલા. સાથે મિત્રોમાં છેલભાઈ અને મનુભાઈ પણ આવેલા. બીજા દોરમાં એક શ્રોતાએ આલા બાપુની રચનાની ફરમાઇશ કરી તો રમેશે તે તો ન જ વાંચી પણ પછી સૌનો આગ્રહ હોવા છતાં એક પણ કવિતા ન વાંચી.

**પાંદડું કેવી રીતે પીળું થયું, કોને ખબર**
**એટલે કે ઝાડમાંથી શું ગયું, કોને ખબર.**

નવનીત-સમર્પણમાં નિયમિત રીતે મંજૂષા વિભાગમાં લખતા શ્રી વીરચંદ ધરમશી અને બીજા એક તેમના સહયોગી ટેક્સી લઈ અમરેલી આવ્યા. ગામમાં રમેશનું સરનામું પૂછ્યું તો જવાબ દેનારે મારી ઑફિસ ચીંધી. મેં પરિચય મેળવ્યા પછી, રમેશના ઘરે જતાં જતાં સ્વાભાવિક રીતે પૂછ્યું આ તરફ કઈ બાજુ ગયેલા તો અહીં આવ્યા છો? વીરચંદભાઈ કહે કે અમેરિકાની ઓહાયો યુનિવર્સિટી તરફથી રાજકોટના કોટડાસાંગાણી ગામે પુરાતત્ત્વના સંશોધનમાં આવેલા એટલે થયું કે અમરેલી બહુ દૂર નથી, રમેશ નામના દેવનાં દર્શન કરી આવીએ. રમેશના નિકટ રહેલા મારા જેવાને પણ આ અહેસાસ મોડો થયો અથવા તો આ વીરચંદભાઈ જેવાએ ચીંધ્યા પછી થયો છે કે રમેશ પણ એક સાક્ષાત્ દેવ છે; એન્જલ ઑફ પોએટ્રી.

**ના રે ના, પંખી ક્યાં ગાય છે**
**પંખી તો ઊડતા ભગવાન છે જે પોતાના ટહુકાથી**
**સાક્ષાત્ થાય છે**

વર્ષો પહેલાં અભિનેતા ઉપેન્દ્ર ત્રિવેદી અમરેલી આવેલા, રમેશનું કહેણ આવ્યું અને પહોંચી ગયેલો. ઘેઘૂર આષાઢી કંઠના ગાયક હરિશ્ચન્દ્ર જોશી પણ આવેલા. અમો ચારેય રખડવા નીકળી પડ્યા અને હરિશ્ચંદ્ર જોશીને કંઠે

'તારો મેવાડ મીરાં છોડશે' વારંવાર સાંભળ્યું. આ પછી વર્ષો પછી ઉપેન્દ્ર ત્રિવેદી ફરી આવ્યા, રમેશનું કહેણ આવ્યું કે આવો, ઉપેન્દ્રભાઈ યાદ કરે છે. ત્યાં પહોંચ્યો. ઉપેન્દ્રભાઈએ ફરિયાદ કરી કે પન્નાલાલ પટેલની નવલકથા પર આધારિત મારા આગામી ચલચિત્ર 'માનવીની ભવાઈ' માટે રમેશને ગીત લખી આપવા કહું છું ને આ મામો જવાબ દેતો નથી. મેં વાત બદલી કે ચાલો, આજ મારા મે'માન થાઓ, રમેશ પણ આવશે. સાથે જમીએ. રસોડામાંથી રસીલાબહેન આવ્યાં કહે, વારંવાર અમારા મે'માનનું અપહરણ કરી જાવ છો, આજે નહીં જવા દઉં. પાકી સિક્યોરિટી ગોઠવી છે ને તમે પણ બાનમાં છો. જમવાનું થાય તે સમય દરમિયાનમાં ફળિયામાં ખુરશીઓ ઢાળી બેઠા. ઉપેન્દ્રભાઈ કંઈ કહેવા જતા હતા તેમને ઇશારાથી મેં રોક્યા. રમેશ ઊભો થયો, અંદરથી કાગળ-પેન લાવ્યો અને કંઈક ટપકાવ્યું. એ અમારી સામે હોવા છતાં સાથે ન હતો. અમે સમજી ગયા, મૌન રહ્યા અને પાંચેક મિનિટ પછી રમેશે મુખડું સંભળાવ્યું કે 'જૂનું જૂનું ઝૂરીએ.' કલાકમાં એકના બદલે બે ગીતનો જોટો આપ્યો જે માટે પછીથી તેને ગુજરાત રાજ્યનો શ્રેષ્ઠ ગીતકારનો ઍવૉર્ડ પણ મળ્યો. તે ગીતોની થોડી પંક્તિઓ આ રહી...

> **જૂનું જૂનું ઝૂરીએ**
> **જડતી ચકડિયું ઝીણી, આંગળિયું મીણી મીણી**
> **ચપટી ભરીને મનનું કીડિયારું પૂરીએં**
> **છાલયુંક ગૈ છલ્કાઈ, બબ્બે આખ્યું નભ્ભાઈ**
> **ધલવલતી છાતી બાઈ, ઓઢણે ઢબૂરીએં**

રમેશ બાળગીત લખાય કે તુરત તેનાં સંતાનો નેહા અને નીરજને ગાઈ સંભળાવતો અને આ બંને એપ્રૂવ કરે પછી જ ગીતને અંતિમ રૂપ આપતો. આથી જ રમેશ સંઘેડાઉતાર બાળગીતો આપી શક્યો છે. 'પંખો, પવન ને પતંગિયું' કૅસેટ માટે હું ને રમેશ બાળગીતો પસંદ કરવા બેઠા ત્યારે રમેશે કહેલું : મોટા ભાગે ઉંમરમાં મોટા થયેલા પણ બુદ્ધિમાં બાળક રહેલાઓ માટે જ બાળગીતો લખાય છે. રમેશમાં કાયમ એક બાળકનું વિસ્મય અકબંધ હતું અને હું માનું છું કે જે વ્યક્તિમાં બાળકનું વિસ્મય ચિરસ્થાયી હોય તે જ ઉત્તમ કવિ બની શકે. બાળગીત કેવું હોવું જોઈએ તેના ઉદાહરણમાં રમેશનાં બાળગીતની બે પંક્તિઓ ટાંકું,

> **હું ને ચંદુ છાનામાના કાતરિયામાં પેઠા**
> **લેસન પડતું મૂકી ફિલમ ફિલમ રમવા બેઠા**

'રમેશભાઈ! તમારો સમગ્ર કવિતાગ્રંથ કરવો છે અને ધામધૂમથી વનપ્રવેશ ઉત્સવ કરવો છે, આયોજનનો દોર હું જ સંભાળીશ;' મેં કહેલું. રમેશ કહે, 'સારું, કરો પણ સમગ્ર કવિતાગ્રંથ થાય ન થાય. એમ કરજો ને કે ગ્રંથબ્રંથ કંઈ કરવો નથી, વધે તે રકમ મને આપી દેજો ને.' 'વધશે તે તમને જ દેશું પણ ગ્રંથ કર્યા પછી' ...એમ સમજાવી સંમતિ લીધી. રમેશે મને ભાગ્યે જ મારી વાતમાં ના કહી છે.

માનવીમાં વિરોધાભાસ કેવો હોય છે કે થોડી રકમ માટે આમ કહેનાર રમેશે મુંબઈમાં એક ખાનગી કાવ્યબેઠકમાં રૂપિયા એક લાખનો પુરસ્કાર આપવાનું કહેવા છતાં તે રકમ ઠુકરાવી દીધી. મુંબઈના એક ઉદ્યોગપતિએ રમેશનું કાવ્ય 'ભગવાનનો ભાગ' સાંભળ્યું અને એક જ કાવ્યથી એટલા અભિભૂત થયેલા કે રમેશ આવે અને મળે તે માટે વિનુ મહેતાને કહેલું. મુંબઈનિવાસી વિનુ મહેતા મૂળ અમરેલીના અને નખશિખ રમેશપ્રેમી. પણ ખૂબ આખાબોલા. વાત કરવાની નાની ભૂલનું આ પરિણામ હતું. બાદમાં વિનુભાઈએ મુંબઈમાં રમેશપર્વનું આયોજન કર્યું અને આ લાખ રૂપિયા સહિત પાંચ લાખ રૂપિયાની થેલી આપવાનું ગોઠવ્યું અને મૂંઝાયા કે રમેશ છેલ્લી ઘડીએ ન આવે તો? ફોન ઉપર ફોન રણકવા લાગ્યા, અમે, રમેશના નિકટના મિત્રોએ, વિશ્વાસ આપ્યો કે અમે લઈને આવીશું અને અમરેલીના ઍમ્બેસેડર તરીકે રમેશને લઈને હું, અરવિંદ, છેલભાઈ અને મનસુખભાઈ ગયા. આમાં રાજકોટથી અનિલભાઈ, નીતિનભાઈ, ધીરુમામા વગેરે મિત્રો પણ જોડાયા.

> **આવેલું સમણું પણ અવસર થઈ જાય**
> **એવા દિવસોની વાત મને યાદ છે**

રમેશે અમરેલીમાં કુલ ચાર ઘર બદલ્યાં. તેનું અને તેનાં બાળકોનું જન્મસ્થાન કવિ શ્રી હંસ માર્ગનું ઘર. બીજું વિતાન ચક્કરગઢ રોડ. ત્રીજું સરકારી ક્વાર્ટર અને ચોથું અને છેલ્લું પર્વ ચીત્તલ રોડ. રસીલાબહેનની નોકરી લેબર ઑફિસમાં તેથી તેમના નામે સરકારી ક્વાર્ટર મળેલું. રમેશ હસતાં હસતાં કહે કે હું તો રસીલાનો ઘરજમાઈ છું.

ચિત્રકાર મનસુખ મકવાણા કહે કે શનિવારનો ઉપવાસ છે, આજે કંઈ નાસ્તો નથી કરવો; તો રમેશ કહે કે ગાંઠિયા કાયમ ફરાળી જ હોય છે. કોઈ પણ વાતમાં આમ હાસ્ય નિપજાવવાની તેની સેન્સ ઑફ હ્યુમર અને પ્રેઝન્સ ઑફ માઇન્ડ અફલાતૂન હતાં.

અમરેલીના ખ્યાતિપ્રાપ્ત ચિત્રકાર મનસુખ મકવાણા આવી કહે કે એક જીવતું ચિત્ર જોયું છે તેનું લાઇફ સાઇઝ ચિત્ર દોરવાનું મન થયું છે. મેં પૂછ્યું શેનું? તો કહે ગઈ કાલે વડોદરાથી એક બહેન રમેશભાઈને મળવા આવેલાં. તેમને રમેશભાઈ પાસે મૂકવા ગયો તો રમેશભાઈ સ્વાભાવિક પહેરવેશમાં હતા. મેં કહ્યું, રમેશ કાયમ સ્વાભાવિક પહેરવેશ, ઝભ્ભા-લેંઘામાં જ હોય છે તેમાં નવું શું હતું? મનસુખભાઈ કહે કે સરકારી ક્વાટર્સમાં પહોંચ્યા ત્યારે રમેશભાઈની આંખે ચશમાં, હોઠે બીડી, પગમાં સ્લીપર અને શરીર પર એક માત્ર લુંગી, બાકી ઉઘાડા ડિલે મેદાનમાં ટહેલતા હતા. મન પર અંકિત થયેલું આ ચિત્ર કદી વીસરાશે નહીં.

**કલાનો ના વિરોધ પણ કલામાં આમ થાય છે**
**ત્વચા નીચે કુહાડીઓથી ચિત્રકામ થાય છે**

આમ તો રમેશ રોજ સાંજે મારી ઑફિસે આવે કામમાં હોઉં તો એક બાજુ શાંતિથી બેસી કંઈ વાંચે કે લખે. મને કહે કે તું તારું કામ કર, મારી ચિંતા ન કર. વળી તેને ખાતરી ય ખરી કે રમેશનું કંઈ કામ હશે ત્યારે આ બંદો બીજાં બધાં કામ પડતાં મૂકી દે છે. રમેશ ન આવ્યો તો એક વાર સાંજે મળવા હું વિતાન ગયો. કવિ - પડોશી દેવજીભાઈને ત્યાં બેઠેલા, ત્યાં હું જોડાયો. ત્યાં રસીલાબહેન આવ્યાં. રમેશ કહે કે રસીલા! આટલું મોડું હોય? અમે ચાવીની રાહ જોઈ કલાકથી અહીં બેઠા છીએ. રસીલાબહેન કહે કે તમારા ઝભ્ભાનું ખિસ્સું જુઓજી. ને ઘરની ચાવી ખરેખર રમેશના ખિસ્સામાંથી જ નીકળી.

**માણસથી મોટું કોઈ નથી તીર્થ પ્રેમનું**
**હું છું પ્રથમ મુકામ, લે, મારાથી કર શરૂ**

રમેશ કવિ ઉપરાંત એક ઉત્તમ ચિત્રકાર, સંગીતકાર, સ્વરકાર અને ગાયક હતો. અનેક કવિસંમેલનોમાં તેણે પોતાનાં સ્વરાંકન ગીતો– 'મોગરાની કળી' અને 'ગોરમાને પાંચે આંગળીએ પૂજ્યાં' સ્વકંઠે રજૂ કર્યાં છે અને જંગી દાદ મેળવી છે. રમેશનો બાવનમો જન્મદિવસ કંઈક અલગ રીતે ઊજવવાનું સૌ મિત્રો વિચારતા હતા. અચાનક મને સૂઝ્યું અને રમેશને કહ્યું કે તેં કરેલાં સ્વરાંકનોનાં ગાનનો કાર્યક્રમ કરીએ અને તારા છાના સ્વરૂપનો પરિચય પણ કરાવીએ. રમેશ સંમત તો થયો પણ શરત રાખી કે માત્ર મારાં જ ગીતો નહીં પણ અમરેલીના તમામ કવિમિત્રોનાં ગીતોનું ગાન સંપન્ન થાય અને એ જ સમયે મારી ગઝલ -

**રાખવાથી ગુલાબ પડદામાં,**
**ખુશબૂ રહેશે જનાબ પડદામાં**

- નું સુંદર સ્વરાંકન તેણે તત્ક્ષણ ટિપોઈ પર તાલ દેતાં દેતાં ગાવાનું શરૂ કરી, આરંભ કર્યો. લયની ઝીણી અને જબરી સૂઝને કારણે ગુજરાતી સુગમસંગીતમાં રમેશ સર્વાધિક ગવાતો કવિ છે.

**ક્યાં છે મારી સૂરીલી હયાતી, ક્યાં છે દિવસો કે જે તાલ આપે**
**ક્યાંથી નખશિખ નિમંત્રણ નિમંત્રણ, તુંય ઝંકારની જેમ આવે**

મૂળ રાજકોટના પણ ઘણાં વર્ષોથી અમરેલી સ્થાયી થયેલા વેપારી રમણીકભાઈ વોરા રાજકોટ ગયેલા અને અમૃત ઘાયલને મળવાનું બન્યું. ઘાયલકાકાએ પૂછ્યું રમેશ શું કરે છે? તેને મારી યાદ આપજે. રમણીકભાઈ કહે કોણ રમેશ, હું ઓળખતો નથી. ઘાયલકાકા ખિજાઈને કહે કે અમરેલીમાં રહે ને રમેશને ના ઓળખે તો આ દુનિયામાં તારો ધક્કો છે ધક્કો.

મારે દોસ્તી થઈ ત્યારે રમેશ કવિ થઈ ચૂકેલો અને ત્રીસીમાં પ્રવેશી ચૂકેલો. તેથી તેનાં બાળપણ, તેના વિકાસ અને પ્રસંગોની ઘણીયે વાતો, રમેશના બાળગોઠિયા અમરેલીના શ્રી દોલતભાઈ ભૂવા પાસેથી મને મળી છે, તેમાંથી થોડી વાતો તેમણે કહેલી તે જ ભાષામાં પ્રસ્તુત કરું છું :

ધોરણ ૫ ને ૬માં અમારા સંગીત શિક્ષક શ્રી કુંતે સાહેબ હતા જે અમને દરેક ગીતનું સ્વરાંકન, પ્રચલિત જૂના ઢાળથી બિલકુલ અલગ કરાવતા જે હજુ પણ યાદ અને કંઠસ્થ છે. મારા મતે રમેશને કવિતામાં લય અને છંદના બંધારણમાં રહેવા માટે તે સ્વરાંકનો ખૂબ જ કામ કરી ગયાં છે. જૂની એસ.એસ.સી. (૧૧મું ધોરણ) અમે બંનેએ સને ૧૯૫૮માં પાસ કરી. તે પછી અમે અભ્યાસ છોડી દીધો હતો.

અમને ફિલ્મો અને ફિલ્મી ગીતોનો ખૂબ શોખ પણ તે શોખ પૂરો કરવા આર્થિક ક્ષમતા હતી નહીં તેથી હું તથા રમેશ કૉમર્શિયલ પેઇન્ટિંગનું કામ પણ કરવા લાગ્યા. અમે જ્યારે ૯મા ધોરણમાં હતા ત્યારે મેં અને રમેશે ડ્રૉઈંગની ઇન્ટરમીડિયેટ પરીક્ષા પણ જુનાગઢમાં આપેલી અને સફળ થયા હતા. પચાસ વર્ષ પહેલાંની આ વાત છે. રમેશે મેમરી ડ્રૉઈંગમાં એક મદારી, મોરલી વગાડી સાપને ડોલાવે છે તેવું દૃશ્ય ચીતરેલું. રમેશે મદારીના આખી બાંયના પહેરણના કફ કેવા હોય અને બાંયના ફુગ્ગા કેવા પડે, લીટીવાળું પહેરણ, સાપની ફેણ, વાંસના કરંડિયાની સળીઓ આબેહૂબ દર્શાવેલી. આ તેની અવલોકનશક્તિ અને કલાની પ્રતિબદ્ધતા દર્શાવે છે. રમેશ પાસે જીવનનાં આવાં અનેક પાસાંને રસપૂર્વક નિહાળવાની અને માણવાની ધગશ અને વૃત્તિ હતાં. લાઈબ્રેરીમાં દર અઠવાડિયે ધર્મયુગમાં મરાઠી આર્ટિસ્ટ મુલગાંવકરનું એક ચિત્ર આવે. તે વહેલાં પહોંચી અમે તફડાવી લાવતા અને તેની કૉપી કરી ચિત્ર બનાવતા. તુલસીવિવાહના કુંભ, દુકાનોનાં સાઇનબૉર્ડ અને ચૂંટણીનું પેઇન્ટિંગ કામ હું ને રમેશ રાતની રાત જાગીને કરતા. રમેશને શિક્ષકની નોકરી ધારી પાસેના છતડિયા ગામમાં મળી હતી, ત્યાંથી તે અપ-ડાઉન કરતો. પછી અમે બંને મળી રાત્રે સિનેમાનાં બૉર્ડ ચીતરતા. આ કામ માટે જ તે રોજ સાંજે અમરેલી આવતો રહેતો.

અમે સંગીતસાધના અને અર્થ-ઉપાર્જન માટે મૉરલ મ્યુઝિક ક્લબ સ્થાપેલી. તેમાં ફિલ્મી ગીતો ગાતા, રમેશ પણ ક્યારેક ગાતો, પણ વધારે તો તબલાં વગાડતો અને એ તાલ અને લય તેને કવિતા રચવામાં મદદગાર થયા છે તેમ મને લાગે છે. રમેશનું ગીત 'ગોરમાને પાંચે આંગળીએ પૂજ્યા'નું કમ્પોઝિશન અમે સાથે મળી કરેલું અને તેમાં થોડા ફેરફાર સાથે તે ગુજરાતી પિક્ચરમાં પણ લેવાયું.

- આ હતાં રમેશના બાળગોઠિયા દોલતભાઈ ભૂવાનાં સંસ્મરણો.

**મનપાંચમના મેળામાં સહુ જાત લઈને આવ્યા છે**
**કોઈ આવ્યા છે સપનું લઈને, કોઈ રાત લઈને આવ્યા છે**

રમેશનો કાવ્યસંગ્રહ 'ખમ્મા આલા બાપુને' એક કોમ માટે વિવાદાસ્પદ રહ્યો છે. રમેશને પણ ખબર હતી કે આમ બનશે, તેથી તેણે પાણી આગળ પાળ બાંધવા પ્રસ્તાવના પણ શ્રી માધવસિંહ સોલંકી પાસે લખાવેલી. તો પણ કેટલાક લોકો સમજતા નહીં અને ક્યારેક અને ક્યાંક નાનાં-મોટાં છમકલાં થઈ જતાં, જે ઠારવાનું કામ મિત્રોના ભાગે આવતું. અમરેલીમાં જ એક કાર્યક્રમમાં રમેશે આલા બાપુની રચના વાંચી અને બોટાદના એક ભાઈ બહુ ગુસ્સે થઈ ગયા. રમેશના શબ્દોમાં કહીએ તો ધાગાધાગા થઈ ગયા. અમે મિત્રોએ મળી તે ભાઈને સમજાવ્યું આલા બાપુ માત્ર પ્રતીક છે, ખરેખર તો રમેશ પોતે જ અને વ્યાપક અર્થમાં પ્રત્યેક મનુષ્ય આલા બાપુ છે અને આલા બાપુની કવિતા એ માનવીની વિટંબણાઓની કવિતા છે.

રમેશને કેન્દ્રમાં રાખી અમરેલીએ ઘણા ઉત્સવો કર્યા છે. આવો કોઈ પણ ઉત્સવ પછી ભલે તે વનપ્રવેશ સિવાય, તેના જન્મદિવસનો હોય, સન્માનનો હોય કે શ્રદ્ધાંજલિનો હોય; હજારો લોકોએ કાયમ તેમાં હાજરી આપી છે.

રમેશ પારેખનો સમગ્ર કવિતાસંગ્રહ થઈ શક્યો તેમાં આનંદ તથા ગર્વની વાત તો એ છે કે તેની પ્રથમ ત્રણ આવૃત્તિ અમરેલીમાં અમરેલીએ જ પ્રગટ કરી છે. અમરેલીએ ઊજવેલા રમેશ પારેખના વનપ્રવેશ ઉત્સવની સાહિત્યિક ઘટના ઐતિહાસિક પણ છે. આ ગ્રંથની શોભાયાત્રા તેનું એક અવિસ્મરણીય અંગ છે.

**આકળ-વિકળ આંખકાન વરસાદ ભીંજવે**
**હાલક-ડોલક ભાનસાન વરસાદ ભીંજવે**

૨૭ નવેમ્બર, ૧૯૯૧ના દિવસે અમરેલી શહેરના મુખ્ય માર્ગો ઉપરથી અદ્વિતીય શોભાયાત્રા નીકળી. આ કોઈ ધર્માચાર્યની, લગ્નસરાની કે ધર્મગ્રંથની શોભાયાત્રા ન હતી કે કોઈ રાજકીય કાર્યક્રમ કે આંદોલનનું નિમિત્ત પણ ન હતું. આ તો અમરેલીના પનોતા પુત્ર કવિશ્રી રમેશ પારેખના સમગ્ર કવિતાના ગ્રંથ 'છ અક્ષરનું નામ'ની શોભાયાત્રા હતી અને તેમાં આખુંયે શહેર જોડાયું હતું. માર્ગો પર થોડા થોડા અંતરે કવિશ્રી રમેશ પારેખની કાવ્યપંક્તિઓના આલેખનથી સુશોભિત પડદાઓવાળી અનેક કમાનો ઊભી કરવામાં આવી હતી. શોભાયાત્રાના પ્રારંભે રાષ્ટ્રીય કક્ષાએ પ્રથમ આવી ચૂકેલ જેસિંગપરા, અમરેલીની શાળાઓનાં બાળકો અલગ અલગ વેશભૂષાઓ ધારણ કરી શોભાયાત્રામાં જોડાયાં હતાં. પછીની હરોળમાં બહારથી પધારેલા મહાનુભાવો, સાહિત્યકારો, સંગીતકારો અને સાહિત્યરસિકો

તેમજ અમરેલી સમસ્તનાં હજારો પ્રજાજનો હતાં, જેમાં કવિશ્રી રમેશ પારેખ પણ પગપાળા સામેલ હતા. તે પછી ચાલતી પુષ્પોથી સજાવેલી ૬ પૈડાંની રાજાશાહી બગીમાં રેશમી લાલ કપડામાં બાંધેલો ગ્રંથ 'છ અક્ષરનું નામ' દબદબાપૂર્વક અમરેલીની પ્રજાનો સત્કાર ઝીલી રહ્યો હતો.

પગલે પગલે શોભાયાત્રા રોકાતી હતી, કારણ કે શોભાયાત્રામાં લોકો ઉમેરાતા જતા હતા અને ઘરો અને દુકાનોમાંથી લોકો બહાર નીકળી ગ્રંથ પર પુષ્પવૃષ્ટિ અને કવિને હારતોરા કર્યે જતા હતા. માથે કેસરી સાફો, મોઢામાં બીડી અને લાંબો રેશમી ઝભ્ભો પહેરેલા રમેશને જોઈ એક બહારગામથી આવેલા ભાઈએ પૂછ્યું કે આ પાઘડીવાળા કથાકાર બાપુ કોણ છે અને બગીમાં રામાયણ છે કે ભાગવત? વિગત જાણી અચંબામાં તો પડી જ ગયા પણ હરખથી 'અમરેલી, તને ઘણી ખમ્મા' બોલી ઊઠ્યા.

પાટણમાં સદીઓ પહેલાં સિદ્ધરાજ જયસિંહના સમયમાં આચાર્ય હેમચંદ્રકૃત વ્યાકરણ ગ્રંથ 'સિદ્ધહેમ'ની શોભાયાત્રા નીકળી હતી. પરંતુ તે તો રાજા દ્વારા યોજાયેલી ! પ્રજા દ્વારા સર્વપ્રથમવાર જ યોજાયેલી 'છ અક્ષરનું નામ'ની, કવિતાની શોભાયાત્રા ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અદ્વિતીય છે અને ચિરકાળ યાદ રહેશે.

બની છે આજ તો શણગાર મારો અમરેલી
કર્યું તેં વ્હાલ તો સુંદર બની જવાયું છે

આવા અતિસંવેદનશીલ દિગ્ગજ કાવ્ય-રત્નને આપણે અંજલિ કયા શબ્દોમાં આપીએ? અમરેલીના શ્રી વસંતભાઈ પરીખ રમેશને સવ્યસાચી કહે છે પણ મને થાય છે કે તેમના શબ્દોને પુનઃઘોષિત કરીએ, તેમનાં કાવ્યોનું પઠન અને ગાન કરીએ તે જ ઉત્તમ શ્રદ્ધાંજલિ છે. અંતમાં રમેશ વિશેની મારી એક ગઝલ અને આ ગઝલમાં વણેલી વાતો વિશે થોડી વાત કરીને મારી વાત પૂરી કરીશ.

સભામાં કે મંડળીમાં જ્યારે સૌ ખીલ્યા હોય, અને એમાંય હું તો પાછું થોડું વધારે બોલનારો, ત્યારે સામાન્ય રીતે રમેશ મૌન હોય. પણ એ સમયે મેં તેના વંકાયેલા હોઠથી નજર ઊઠાવી તેની બોલતી આંખોમાં જોયું છે. - કૈંક અનન્ય, કંઈક જુદું જ. અથવા તો સિતાંશુ કહે છે તેમ 'હું કવિ છું, જે કૈં છે તે મારી આંખોમાં છે,' એવું જ. આ અતલ પાણીદાર આંખોમાં એટલું ઊંડાણ હતું કે તમે પાર ન પામી શકો. બહુધા મૌન રહેતો રમેશ જ્યારે પણ બોલે ત્યારે તેની વાત આકર્ષક અને વીંધનારી બની રહેતી. આથી તો મેં લખ્યું છે કે:

જ્યારે જ્યારે રમેશ ખૂલે છે
કૈંક દ્વારે પ્રવેશ ખૂલે છે

રમેશ એક સાચો સાધક અને તપસ્વી હતો. તેની પાસે માત્ર માહિતી નહીં, જે વાત કરે તેનું પૂરું જ્ઞાન રહેતું. એ વાત કરે ત્યારે કોઈ કુંવરીના કેશ ખૂલે અને જે માદકતાભરી મોહિની પ્રસરે તેવો અનુભવ મેં કર્યો છે. તમે કર્યો છે ખરો?

છે જુદી ગંધની રમેશાઈ
વાત-કુંવરીના કેશ ખૂલે છે

આપણે રવેશમાં જ ઊભું રહેવું છે ને આકાશમાં ઉડ્ડયનની મજા પણ લેવી છે. આ શક્ય છે... રમેશની ઉપસ્થિતિ એક એવો રવેશ છે કે,

ઓરડાથી સીધો જ આકાશે
મૂકી દેતો રવેશ ખૂલે છે

રમેશ ગુજરાતી કવિતાની એક અપૂર્વ ઘટના છે. તે સ્વીકૃત વાત છે પરંતુ સ્ટોકમાર્કેટ, જ્યોતિષ અને દેશી ઓસડિયાની તેની જાણકારી પણ કાબિલેદાદ હતી. સ્ટોકમાર્કેટમાં તે તથા તેની સલાહથી રોકનારા કમાયા જ છે. હસ્તરેખા જ્યોતિષનું તેનું જ્ઞાન હેરત પમાડતું, અને તેને પોતાને તો ખરો જ, પણ મારા સહિત કેટલાયને તેણે ચીંધેલાં દેશી ઓસડિયાંથી આરોગ્યના લાભ પણ પ્રાપ્ત થયા છે.

કાવ્ય, જ્યોતિષ, શેર*, ઓસડિયાં
એમાં તો એ વિશેષ ખૂલે છે

(* સ્ટોક એક્સચેન્જના શેર)

રમેશની કવિતા વિશે વિગતે વાત કરવા બહુ મોટું ફલક જોઈએ જે અહીં નથી. હા, એક વાત ખાસ કહીશ કે મીરાંએ પરમ ભક્તિના માધ્યમથી કવિતાનાં સર્વોચ્ચ શિખરો સિદ્ધ કર્યાં હતાં. જ્યારે રમેશે પરમ કવિતાના માધ્યમથી ભક્તિનાં સર્વોચ્ચ શિખરો સિદ્ધ કર્યાં છે. જો મારે રમેશની કવિતા વિશે અતિ સંક્ષિપ્તમાં જ કહેવું હોય તો માત્ર બે પંક્તિઓ પર્યાપ્ત છે :

શબ્દમાં સહજતાથી જાણે કે
વિષ્ણુ, બ્રહ્મા, મહેશ ખૂલે છે

■

# સંસ્કૃતિ, બહુસંસ્કૃતિ અને સાહિત્ય

પ્રવીણ દરજી

(ગતાંકથી ચાલુ)

ભારતીય સંસ્કૃતિ અત્યારે આવું ભારતીયપણું દાખવી વિશ્વપરિઘ ઉપર ભ્રમણ કરે છે. આઈટીનું બીજ આજે ઘેઘૂર વૃક્ષ બન્યું છે. બાયોટેકમાં તેનું વર્ચસ્વ વિશ્વભરમાં છે. નેનોટેકમાં તેની ગતિ છે. નોલેજ કમિશન કાર્યરત બન્યું છે. સાડા ત્રણસો યુનિવર્સિટીઓ ઉપરથી પંદરસો યુનિવર્સિટીઓ સુધીની દોડમાં તે છે. તેણે અન્ય સંસ્કૃતિઓને પોતાનામાં સમરસ કરી વિશ્વબજારમાં પોતાનો આગવો ચોકો ઊભો કર્યો છે. પોતાની અનેક ત્રુટિઓ-સીમાઓ સાથે પણ જરા જુદી રીતે, એના મૂળના-વસુધૈવ કુટુમ્બકમ-વિભાવનો આજે જગતને અનુભવ કરાવી રહ્યું છે.

'સંસ્કૃતિ'ની ચિંતા કરનારાઓને અને ગ્લોબલને પુરસ્કારનાઓ સામે પરિવર્તનના આજના સમયમાં એમ કશો વિકલ્પ હાથવગો બને તેમ હોય તો બહુ સંસ્કૃતિનો છે - Multiculture નો છે. આગળ વધીને કહેવું હોય તો સંસ્કૃતિના એક સંયુક્ત રૂપનો Composite Cultureનો વિકલ્પ છે. ભારત અને ચીન જેવા કેટલાક દેશોએ આવી કશી સંજ્ઞા યોજ્યા વિના આજના વિશ્વબજારમાં નિજત્વને સાથે રાખીને બહુસંસ્કૃતિનો રાહ લીધો છે. ટેકનોલોજી અને કળા-વિજ્ઞાન સમેતની એની એવી ગતિ રહી છે.

આવી બહુસંસ્કૃતિ શું છે ? કળા-સાહિત્ય સંદર્ભે તેની કશી ભૂમિકા ખરી ? એની સફળતા-નિષ્ફળતાના કશા સંકેતો મળી શકે ? કસોટીની એરણ ઉપર મૂકાયેલી બહુસંસ્કૃતિ એ શું આજનું સત્ય છે ? સાહિત્ય - સાહિત્યકારનું કોઈ અહીં વિશેષ કાર્ય-function ખરું ?

બહુસંસ્કૃતિવાદનાં આંદોલનોનો આરંભ, ૧૯૭૦ની આસપાસના સમયમાં અગાઉ ઉલ્લેખ્યું છે તેમ, પશ્ચિમના દેશોમાંથી શરૂ થાય છે. અત્યારે ફ્રાન્સના રાજકીય ફલક ઉપર તેનું પ્રભુત્વ જોવાય છે. આરંભે રાજકીય સંદર્ભે તેનું કોઈ સુનિયોજિત સ્વરૂપ પ્રાપ્ત થતું નથી. અમુક-તમુક જૂથો પૂરતું તે આકર્ષણ ધરાવતો હતો. તેથી તેનું વિશદરૂપ નજર સામે આવી શક્યું ન્હોતું. બન્યું છે એવું કે બહુસંસ્કૃતિવાદ એ કોઈ રાજકીય સિધ્ધાંત-સામગ્રી-ધારા નથી. તેમ વિશ્વમાં માનવી ક્યાં ? એવા કોઈ તાત્વિક પ્રશ્નમાં પણ તેને રસ નથી. છતાં અમુક દેશોમાં રાજકીય ગઠબંધન સાથે તે જોડાતો જોવા મળે છે. હકીકતમાં તો માનવજીવનની સમીક્ષા કરતો આ એક વ્યાપક પરિપ્રેક્ષ્ય છે. તેની ચર્ચા કરનારાઓ ઘણીવાર આ મૂળ તત્ત્વથી ફંટાઈને આડે રસ્તે ચઢી ગયા છે. વાત તો સાંસ્કૃતિક દૃષ્ટિએ માનવીઓ એકમેકમાં ભળે, એ જગતમાં ઉછરે, જીવે, વિકસે, સામાજિક સંબંધોની ગૂંથણી કરે અને એમ સ્વત્વ પ્રમાણે નિખરી આવે તેવી અપેક્ષા રહી છે. અલબત્ત, આ સિવાય પણ તે વિકસી શકે. વળી, આમ થતાં સંસ્કૃતિ તેના સ્વરૂપમાં ગહનતા લાવી શકે, એક સીમામાં રહી જગતને માણી-પ્રમાણી શકે, પોતાના વારસા સાથે એકરૂપ બની તેની પુનર્તપાસ કરી શકે. ઉપરાંત ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓએ સદ્જીવન માટે ચીંધેલાં દૃષ્ટિબિન્દુઓ વચ્ચે માનવઅસ્તિત્વના સમગ્ર અંશને પણ અહીં પામી શકવાની તક રહે છે. સંસ્કૃતિઓની એવી બહુલતા વચ્ચે માનવીની બૌધ્ધિક-નૈતિક ક્ષિતિજો તો વિસ્તરે જ સાથે પોતાના રૂંપણાથી પણ તે બચે. દરેક સંસ્કૃતિ એની રીતે શ્રેષ્ઠ છે જ પણ, અન્ય સંસ્કૃતિનો સ્પર્શ તેને કંઈક વધુ સમૃધ્ધ બનાવે, તેના આનંદને દ્વિગુણિત પણ કરે. વ્યાપક ફલક ઉપર મૂકાતાં તેની ક્રિયાશીલતામાં પણ ફરક પડી રહે. વળી આજના સંકુલ વિશ્વમાં અમુક જ પરિઘ ઉપર જીવવાનું દોહ્યલું બન્યું છે. ત્યારે આવી ગતિસભર વૈશ્વિકતા વચ્ચે જીવવાનું - નવે રૂપે સ્વને પામવાનું પણ અહીં બનતું હોય છે. સંસ્કૃતિની પ્રવૃત્તિ એકંદરે બહુવાદી-plural રહી છે. અહીં અનેક સંસ્કૃતિઓની એવી બહુવાદિતા વ્યક્તિને વધુ નિઃસીમ અને દૃષ્ટિવંત બનાવે છે. દરેક સંસ્કૃતિનો પોતાનો કશોક વિશેષ રહ્યો છે. એટલે અહીં દરેક પરસ્પર પાસેથી કશુંક પામીને વધુ સભર બને છે, તેઓ વચ્ચે સંવાદ રચાય છે, તો તેની સમીક્ષા પણ થાય છે. અભ્યાસીઓ તેથી બહુસાંસ્કૃતિકવાદના પાયામાં મહત્ત્વની ત્રણ બાબતો રહ્યાનો નિર્દેશ કરતા આવ્યા છે. એક આ વિશે માનવીઓનું, માનવજાતનું સાંસ્કૃતિક આંતરજોડાણ, જે જોડાણ તેના દૃષ્ટિકોણમાં, જીવનરીતિમાં, માન્યતાઓમાં, વૃત્તિ-વલણોમાં

મોટું પરિવર્તન લાવી શકે. બીજી બાબત સાંસ્કૃતિક અનેકત્વ માટેની અપરિહાર્યતા અને ઈચ્છાશક્તિ. માનવની ઈચ્છાશક્તિ વિના, અનેકત્વના મહત્ત્વને પામ્યા વિના બહુસંસ્કૃતિવાદ માટે પ્રવૃત્ત થઈ શકાતું નથી. જો રાજકીય કે ઈતર કારણોસર એવો કશો તકાજો થાય તો તે સમરસતાને બદલે કૃત્રિમ જોડાણ માત્ર બની રહે અને એવાં જોડાણો ટક્યાં નથી તેનાં દષ્ટાંતો ઠીક ઠીક મળે છે અને ત્રીજી મહત્ત્વની બાબત છે દરેક સંસ્કૃતિમાં રહેલી બહુવાદિતા અને બહુસાંસ્કૃતિક પ્રકૃતિનું ગુમ્ફન. દરેક સંસ્કૃતિમાં અન્ય સંસ્કૃતિમાં કેટલાંક લક્ષણો જરૂર મળવાનાં, તેમ તેવી સંસ્કૃતિમાં રહેલી બહુવાદી પ્રવૃત્તિનું પણ દર્શન થવાનું. એવી બાબતો જ બહુસંસ્કૃતિવાદના પાયાના ગૃહીતને દઢાવી શકે તેમ છે. જગતને શું લાભપ્રદ છે ? એવો પ્રશ્ન પૂછીએ તો ખુદનાં અને અન્ય વિશેનાં વલણોમાં ઘણું પરિવર્તન થઈ રહે. દરેક વ્યક્તિ પોતાની સંસ્કૃતિ કે મળેલ વારસાના સંદર્ભમાં પોતાનું જે મૂલ્યાંકન કરતા હોય છે, તે પ્રમાણમાં સીમિત રૂપનું છે. જ્યારે બહુ સંસ્કૃતિ વચ્ચે, તેની સમૃધ્ધિ અને સંકુલતા વચ્ચે તે મૂકાય છે ત્યારે ઉત્કૃષ્ટરૂપે ખીલી આવવાની તેની સંભાવના વધી જતી હોય છે સંસ્કૃતિની સમરસતામાં હજી આપણે સાશંક છીએ. તેથી દરેકનો ન્યારો પેંડો એમ સમજીને કોઈક વિચારધારા કે અમુકતમુક દેશનો આપણે વિચાર કરતા આવ્યા છીએ. બહુસંસ્કૃતિવાદમાં એવી મર્યાદાને ઓળંગી જવાની શક્યતા રહી છે. રાજકીય જીવનના પ્રશ્નને લાગે વળગે છે ત્યાં સુધી તેની સમજ મેળવવા કે તેનું અર્થઘટન કરવા વ્યાપક સ્વરૂપની સંસ્કૃતિના સંદર્ભો પાસે જ જવું પડે. આવો પરિપ્રેક્ષ્ય સારા સમાજમાં જોવા મળતાં વૈવિધ્યોની માવજત કરી શકે છે. વળી ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ અને તેની વિચારધારાઓ વચ્ચે સર્જનાત્મક સંવાદની ભૂમિકા ઊભી થાય અને સાથે કથા-સાહિત્યના નવા આયામોને પણ તે પ્રેરી શકે. આવા પરિપ્રેક્ષ્યમાં કોઈ જૂથને નિજી રીતે જીવવાનું અનુકૂળ પડતું હોય અને તે અન્ય માટે અડચણરૂપ ન બનતું હોય તો તેનો આદર પણ થવો ઘટે.

બહુસંસ્કૃતિવાદમાં પોતે ચુસ્તપણે અમુક સાથે જોડાયેલ છે અને એવું જોડાણ ભીતરી છે એવો Belongingનો ભાવ જો ન વિકસી શકે તો એવો સમાજ ઝાઝો ટકી શકે નહિ. તે જ્યાં વિલસતો હોય ત્યાંની ભૂમિ, દેશ-રાજકીય જીવન પ્રત્યે તેની એવી પ્રતિબદ્ધતા જ પરિપ્રેક્ષ્યનો પાયો મજબૂત કરી શકે. માનવવંશીય સમુદાયની પરસ્પર માટે રહેલી સંકલના બહુસાંસ્કૃતિક સમાજમાં એના એ જ રૂપે ટકી શકે નહિ. સમાન રસ, સમાન લાગણીઓ, સમાન લક્ષ્યો તેઓને એકસાથે બાંધી રાખતાં હોય છે. એટલે કેટલીક વ્યક્તિઓ માટે અણગમો હોય, અમુકતમુક દષ્ટિબિન્દુઓ કે જીવન પધ્ધતિઓ સંમત ન હોઈએ તો પણ એક ચોક્કસ સમજ સાથે જીવવાનું રહે છે. અહીં કોઈ કારણોસર ભવિષ્યમાં અસ્તિત્વના પ્રશ્નો થાય તેમ લાગે તો એવો સમુદાય તેમની સરકાર, સંસ્થાઓ કે મૂલ્યો વગેરેની સમીક્ષા કરી પોતાની સમજને અભિવ્યક્ત પણ કરી શકે. બહુસંસ્કૃતિવાદના અભ્યાસીઓ જેને જે તે ભૂમિ અને રાજકીય જીવન પ્રત્યે કમિટમેન્ટ કે બિલોંગિંગ કહે છે એ એમ મહત્ત્વની બાબત બની રહે છે. જૂથ દ્વારા તેનો સ્વીકાર થતાં નાગરિક હક્કો, સુંદર જીવનપધ્ધતિ, સ્વવિકાસ માટેની પૂરતી તકો વગેરે શક્ય બને છે ક્યારેક આનાથી વિપરીત વસ્તુ પણ જોવા મળે છે નાગરિક તરીકેના બધા જ હક્કો-લાભો વ્યક્તિ મેળવતી હોય પણ પોતાને તે ભૂમિથી ઈતર સમજતી હોય ! આ અને આવી કેટલીક બાબતો ઠીક ઠીક ગૂંચવાડા ઊભી કરી શકે તેમ છે. ભારતમાં આપણે એવો અનુભવ ક્યારેક કરીએ પણ છીએ. અન્ય દેશોમાં પણ અવારનવાર આવું બને છે. આવી બહુવિધ સંસ્કૃતિમાં પ્રભાવક વર્ગ, જાતિ ક્યારેક પોતાના વર્ચસને ત્યાંથી ઠેરવી અન્યોને પીડાકારી બન્યાં હોય તેવાં દષ્ટાંતો મળે છે. ચાર્લ્સ ટેલરે વ્યક્તિને પોતાની ઓળખ અને આત્મસન્માન માટે સામાજિક માન્યતા મળવી જોઈએ એવો આગ્રહ એ સંદર્ભે જ સેવ્યો છે આવું વારંવાર બને તો સાંસ્કૃતિક-રાજકીય સંઘર્ષ પણ થાય, હિંસાનું વાતાવરણ પણ ઊભું થઈ શકે. તસલિમા અને સલમાન રશદીથી માંડીને સોલ્ઝેનિત્સિન સુધીના અનેક લેખકોની કૃતિઓનું એ નિમિત્તે સ્મરણ કરી શકાય. બહુસાંસ્કૃતિક સમાજોની આ મુશ્કેલી પણ રહી છે. જાતિ, રંગ પરત્વેનાં દષ્ટાંતો બહુ દૂર સુધી ખોળવા જવાં પડે તેમ નથી. વંશીય પ્રશ્નોથી ઘણી નામી વ્યક્તિઓને અપમાનિત થવું પડ્યું છે.

બહુસંસ્કૃતિવાદ એક તરફ એમ આજનું વાસ્તવ લાગે છે તો બીજી તરફ આગળ વધેલા દેશોના કડવા અનુભવો જોતાં એ માત્ર એક આદર્શ જ બની રહેશે એવું પણ લાગે. યાસ્મિન બ્રાઉન જેવા ખ્યાત પત્રકારે બહુસંસ્કૃતિવાદનો અનેક આધારો આપીને તેથી ખાસ્સો વિરોધ પણ કર્યો છે.

બ્રિટનમાંના પોતાના એવા અનેક અનુભવને ટાંકીને તેણે કહ્યું કે બ્રિટનમાં એક તરફ બહુસંસ્કૃતિવાદની આચારસંહિતાઓનો મહિમા થતો રહ્યો છે અને બીજી બાજુ તેનાથી વિરુદ્ધની જ પ્રક્રિયાઓ જોવાય છે. અહીં તો ઊલટાનું, જુદી જુદી જાતિઓને વાડાબંધીમાં બાંધવા-જોવાનું શરૂ થયું છે. જાતિ-સંબંધોથી વિકાસ જરૂર સધાતો હશે પણ અનેક જીવનમાં તે સડો પણ પેદા કરે છે. પોતાની અમુક રંગની ત્વચાને કારણે જ લંડનમાં ટેક્સી ડ્રાઈવરે ટેક્સીમાં બેસાડવાની તેમને ના પાડી દીધી હતી ! એશિયન લોકો માટે જે ખાસ વ્યવસ્થા વિચારાતી હોય છે તેનાથી અહીં વર્ગભેદ વધતો જણાય છે. સુગ્રથિત સમાજની વાત અહીં એમ વિફળ બનતી લાગે છે. નાનાં ગોરાં ભૂલકાં શાળાઓમાં દિવાળી ઊજવે છે, પરન્તુ તેમનાં પોતાનાં મૂળિયાં સાથે એનો શો સંબંધ છે તે તેઓ જાણતાં નથી. કાળાઓ સાથે થઈ રહેલા અમુક પ્રકારના વ્યવહારને લઈને ગોરાઓના સમાજમાં એવી ક્ષુબ્ધતા જોવા મળે છે કે જાણે વેસ્ટઈન્ડિઝ બાજુએથી આવતા પવનમાંથી કશું અર્થદ્યોતક નીપજવાનું નથી ! બી.બી.સી. અને એફ.ટી.એસ.ઈ. કંપનીઓની કાર્યશૈલી અને માળખું જોતાં બહુસંસ્કૃતિવાદ ત્યાં કશું ઉકાળી શક્યો નથી એવું લાગે. બહુસાંસ્કૃતિક પરિવેશમાં ઉછરેલા યુવાનોની મુલાકાતમાં બ્રાઉનને તેમની વિચારસરણી નિર્વીર્ય લાગી છે. એક કાળા યુવાનને બહુસંસ્કૃતિનો મુદ્દો બિચારા-બાપડા વૃધ્ધો માટેનો લાગ્યો છે ! બીજા યુવાન એશિયનના અભિપ્રાયમાં પણ એવી જ તીખી પ્રતિક્રિયા વ્યક્ત થઈ છે. તે કહે છે, 'બહુ સંસ્કૃતિવાદ નીરસ સંજ્ઞા છે. સંકીર્ણ, ભૂખરી અને નરી ગ્રામ્ય. યુરોપીયનોનો તો તેમાં સમાવેશ જ થતો નથી. વિવિધ રંગોના ઊનના નકામા ઢગલામાંથી ગૂંથવામાં આવેલા જૂના-જર્જરિત સ્વેટર જેવી તે છે.'

બ્રાઉને તાજેતરમાં 'બહુસંસ્કૃતિવાદ પછી' એવા ગ્રંથને પ્રકાશિત કરીને બ્રિટિશ ઓળખને વિકસાવવા માટે બહુસંસ્કૃતિવાદને દફનાવી દઈ કેટલાંક નવાં સૂચનો સામૂહિક વિકાસ અને ઓળખ માટે કર્યાં છે.

બહુસંસ્કૃતિના બે છેડાઓનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે ઓસ્ટ્રેલિયાના બહુસંસ્કૃતિવાદની આપણે વિશેષરૂપે નોંધ લેવી પડે તેમ છે. ત્યાં ઉભય પ્રકારનાં સત્યો જોવા મળ્યાં છે. બહુશઃ ત્યાં બહુસંસ્કૃતિનો પ્રશ્ન રાજકીય ક્ષેત્રે વધુ સંકળાયેલો રહ્યો છે. બહારથી આવીને જે પ્રજાએ તે દેશમાં વસવાટ કર્યો છે, જે પ્રજા અંગ્રેજી બોલી શકતી નથી તેઓ માટેનો એ માનવીય વિચાર છે. ઓસ્ટ્રેલિયા અલબત્ત, તેથી સમૃધ્ધ પણ બન્યું છે. આ ઉમદા વિચારે માઈગ્રન્ટ્સ્ પ્રજા મૂળની પ્રજા સાથે એકસૂત્રે જોડાઈ ગઈ છે, તેઓના સાંસ્કૃતિક વૈવિધ્યનો સ્વીકાર થયો છે. તેઓના ઉત્કર્ષ માટે રાજ્યના ભંડોળમાંથી ખાસ રકમ ફાળવવામાં આવી છે. મૂળની અને બાહ્ય પ્રજાને re-orient કરીને Harmonious Community - રચવાનો અહીં પ્રશસ્ય પ્રયત્ન જોવાય છે. સામાજિક સુમેળ, સમાન તકો, સાંસ્કૃતિક અભિજ્ઞતા - એવા ત્રણ મહત્ત્વના મુદ્દા ઉપર અહીં એમ બહુવિધસંસ્કૃતિનાં કેટલાંક ઉજળાં પરિણામો મળ્યાં છે. સામાન્ય લોકોમાં 'વાદ' તરીકે ભલે બહુસંસ્કૃતિવાદ પ્રચલિત બન્યો નથી પણ રાજકીય ક્ષિતિજે તે મુખ્ય ધારકબિન્દુ બન્યો છે. કેટલાકને અહીંની બહુસંસ્કૃતિનાં ઉજમાળાં પાસાં જોઈને તેમાં a vision for the future જણાયું છે. કેટલાકે અહીંની બહુસંસ્કૃતિથી પ્રભાવિત થઈ તેને a way of Perceiving Australian Society as a whole એમ પણ કહ્યું છે.

પણ આજ ઓસ્ટ્રેલિયામાં બીજા એક વર્ગનો અભિપ્રાય બહુસંસ્કૃતિ માટે સાવ ભિન્ન રહ્યો છે. પ્રો. જ્યોફ્રી બ્લેઈની એમ કહે છે કે આ વાદ તો ધીમે ધીમે જાતિવાદનું રૂપાળું, સ્વરૂપ ધારણ કરવા તરફ વળ્યો છે. અહીં બીજા લોકોને ભોગે વંશીય-ethnic જૂથોને સબસીડી અપાય છે ! એટલે ભલે સૂર એનો દેવદૂતનો હોય, પણ છે તો એમાં દંભનું અવરરૂપ જ. તેઓને બહુસંસ્કૃતિ તેથી નૈતિક, બૌદ્ધિક અને આર્થિક એમ બધી રીતે શરમજનક બાબત લાગી છે. ઝુબ્રીકીને પણ આ બહુસંસ્કૃતિ સંજ્ઞા સંદિગ્ધ અને ડોળઘાલુ પ્રતીત થઈ છે. તેઓને તે નકારાત્મક દિશામાં લઈ જતી વસ્તુ લાગી છે. તો હોવાર્ડ, કીટિંગ અને ગોબો જેવા વિચારકોને રાજકીય સ્તરે પરિણામગામી બનેલી ઓસ્ટ્રેલિયાની બહુસંસ્કૃતિ અનેકરૂપે ફળદાયી જણાઈ છે. તેવાઓ તેથી તેને 'Many cultures, one Australia' કહેવા પણ પ્રેરાયા છે. ત્યાંના શાસકોનો તે માટે કેવો મોટો આશાવાદ રહ્યો છે તે તેઓ દર વર્ષે એકવીસ માર્ચના દિવસને બહુસંસ્કૃતિવાદના સંદર્ભે ઊજવે છે. એ ઉપરથી સમજાય છે. એ દિવસને તેઓએ આપેલું Harmony Day નામ પણ તત્પરત્વે સૂચક બની રહે છે.

આપણે જોયું કે બહુસંસ્કૃતિ વિશે સ્પષ્ટરૂપે બે વિચારધારાઓ પ્રવર્તે છે. જેમ તેની શક્તિઓને નજરઅંદાઝ કરી શકાય તેમ નથી, તેમ તેની સીમાઓને પણ લક્ષમાં લીધા

વિના ચાલે તેમ નથી. આવી બહુસંસ્કૃતિ જો કેવળ અને કેવળ રાજકીય સંદર્ભે પાંગરે, શાસકાધીન બની રહે તો તો તેમાં રહેલી શક્યતાઓ પ્રજા-સમૂહને કેટલો લાભ મળે તે વિશે શંકા રહેવાની. Assimilation કે Integrityને બદલે વાત પછી Plurality કે Hybridityથી જ અટકી જાય. પોતાની વિશેષતાઓ જાળવીને એક પ્રજારૂપે તેનું ઉમદા, પ્રગતિકારક રૂપ નિખરી આવવું જોઈએ, એ વાત મહત્ત્વની છે. એક એશિયન કન્યાને બ્રિટનમાં જે દુઃસહ ઘટનાનો ભોગ બનવું પડ્યું હતું તેનું અહીં સ્મરણ થઈ આવે છે. તેની સાથે ત્યાંના એક ગોરાએ અને તેના પરિવારે કરેલા દુર્વ્યવહારથી તો તે ત્રાસી ગઈ હતી. પણ એ પરિવારે જ્યારે તેઓને પસંદ તેવા યુવક સાથે તેને લગ્ન કરવા દબાણ કર્યા કર્યું અને એ યુવકે કન્યાની અનિચ્છાએ વારંવાર તેનું જાતીય શોષણ કર્યું ત્યારે તે પૂરેપૂરી હેબતાઈ ગઈ અને બ્રિટન વિશે પણ નિર્ભ્રાન્ત થઈ ગઈ. તે કન્યાએ આક્રોશ સાથે ત્યારે જે કહ્યું તે ઘણી બધી રીતે સૂચક છે : 'જૂઓ, આ બહુસાંસ્કૃતિકવાદ તો માત્ર એક આચ્છાદન છે. જુદી જુદી કોમની કન્યાઓ સાથે કેટલાક માણસો જે બદતર વ્યવહાર કરી રહ્યા છે તેને ઢાંકવા માટેનું આ એક તરકટ છે. નેતાઓ અને રાજકારણીઓને આનાથી દૂર રાખો, હાંકી કાઢો.' બહુસંસ્કૃતિના રૂપાળા નામ તમે રાજકારણ જો એની ખીચડી પકાવે તો તેનાં પરિણામો ઉપરછલ્લાં જ મળે. વર્ણસંકરતા સિવાય કશું હાથ ન લાગે. એ જ રીતે જો કેન્દ્રમાં માત્ર મૂડી, બજાર અને ઉપભોક્તા હોય અને વાત ત્યાં જ અટકી જતી હોય, માનવીના સમગ્ર રૂપને, તેની આંતર-બાહ્ય સમૃધ્ધિને વિકસાવવાનો કે દઢાવવાનો સ્પષ્ટ ઉપક્રમ ન હોય તો ત્યાં પણ એવી બહુસંસ્કૃતિ સંજ્ઞાની ભીતરમાં કેવળ Diversity જ બચે છે. શાસકો બહુસંસ્કૃતિનો એમ વ્યાપક હેતુઓના સંદર્ભે - પૂર્ણ માનવના સંદર્ભે - વિચાર કરવાનો રહે છે. Humanness એ જ એની સ્પષ્ટાર્થ કે એ જ એનો ગર્ભિતાર્થ રહેવો જોઈએ.

સંસ્કૃતિવાદને આવકારનારાઓ તેને વ્યવહારુ Pragmatic અને નીતિવિષયક Policy oriented ગણાવે છે. તેઓની શુભનિષ્ઠા વિશે શંકા કરી શકાય તેમ નથી. બહુસંસ્કૃતિ તેવાઓ માટે અમૂર્ત વિચાર નથી, તો રામરાજ્યની કોરી કલ્પના પણ નથી. પણ માનવહિતાર્થે ક્રિયાન્વિત કરી શકાય તેવી વિચારણાનો ગુમ્ફ છે. આવી ક્રિયાન્વિતતાનાં કેટલેક ઠેકાણે સારાં ફળ મળ્યાં પણ છે. સંસ્કૃતિ, બહુસંસ્કૃતિ કે બહુસંસ્કૃતિ પછી - એમ ગમે તે વિકલ્પ વિચારીએ, વ્યાપકતાની પોતાની જ એવી મર્યાદા છે કે તેમાં ઉત્તમ પ્રકટે તો નબળું પણ ખેંચાઈ આવે. બહુસંસ્કૃતિનું પણ એ સંદર્ભે જ મૂલ્યાંકન થઈ શકે. પણ અત્યારે જગત, માનવ જે ઝડપથી વિસ્તરતાં રહ્યાં છે, વિશ્વ જે રીતે એક global village બની ગયું છે એ જોતાં સીમા-સીમાંકનો, અમુક-તમુક જ વિચારધારાઓ એવું હવે ભાગ્યે જ ટકી શકશે. હવે દિવસો-કલાકોથી ક્ષણો ઉપર આવીને સમય પોતાને સિધ્ધ કરી રહ્યો છે. કહો કે આખો પરિપ્રેક્ષ્ય ક્ષણ ઉપર આકારાઈ રહ્યો છે. ક્ષણ વીતી તો ઘણું વીતી ગયું એમ લાગવાનું. એકસાથે અનેક સંસ્કૃતિઓનું, અનેક માનવીય જૂથોનું, અનેક હેતુઓથી, વિચારધારાઓથી પ્રેરાયેલા માનવીઓનું હોવું, એ બાબત આપણી વાસ્તવિકતા બની છે. આપણાં મૂળને વળગીને આપણા ઘરની બારીઓ ખુલ્લી રાખવાની છે, દશે દિશાઓમાંથી પવન આવે-જાય તેવું આવાગમન અને તેનાથી સંપન્ન માનવીય એમના એ આ ક્ષણનું સત્ય છે. ગાંધીજી એ વાતને ઘણાં વર્ષો પૂર્વે પામી ગયા હતા. આપણે બહુસંસ્કૃતિ સંજ્ઞાને વૈશ્વિક પરિવર્તનના આપણા સમયમાં Multiculturalism was always a conceptual middle of prescription and description એમ કહીને હસીને, અભરાઈ ઉપર ચઢાવી શકીએ તેમ નથી. બધી શક્તિ-સીમાઓને લક્ષમાં રાખ્યા પછી પણ લોકલ-ગ્લોબલના સમન્વયવાળું કોઈક વિશેષ સાંસ્કૃતિરૂપ બહુસંસ્કૃતિમાંથી જ ઊભું કરી શકાય. માત્ર સ્મરણમાં એ રાખવું રહે કે બજાર, ઉપભોક્તા, અર્થ અને અન્ય અકલ્પ્ય શોધો સાથે માનવીનું જીવન જોડાયેલું છે એ બાબત ન ભૂલાય. એ જીવન વધુ સુંદર બને, સુંદરતમ બને, ક્યાંય સમયાય નહિ એ મુદ્દો કેન્દ્રમાં રહેવો જોઈએ.

સંસ્કૃતિથી બહુસંસ્કૃતિ તરફ વિસ્તરી રહેલા આજના આ અટપટા વિશ્વને પામવું સાથે પમરાવવું એ પડકાર જેમ આજના ચિંતક-વિચારક સામે છે તેમ આજના કળાકાર સામે પણ છે. કળા અને સંસ્કૃતિનો ભાગ્યે જ અલગરૂપે વિચાર કરી શકાય. મનુષ્ય, એનું જીવન, એની સંસ્કૃતિ જ કોઈક ને કોઈક રૂપે કલાની ભોંય બનતાં હોય છે. કલાનાં સમીકરણો સમયે સમયે બદલાતાં રહ્યાં છે એ ખરું પણ એવાં સમીકરણો જીવનનો છેદ ઉડાડવામાં સફળ થયાં નથી.

(ક્રમશઃ)

દુષ્યંત પંડ્યા

## ક્રાંતિકારી જગતજનની શારદામણિદેવી

સને ૧૮૫૩માં મુંબઈથી ઠાણે (થાણા) સુધીની ચાળીસ કિલોમીટરની રેલવે આરંભાઈ તે સાથે ભારતમાં ઔદ્યોગિક ક્રાંતિને વેગ મળ્યો. અને એ જ સાલમાં, દેશના પૂર્વ ભાગમાં આવેલા અંગ્રેજોના પાટનગર કોલકાત્તાની વાયવ્યે આશરે સવાસો કિલોમીટર દૂર આવેલા બસો ખોરડાના એક નાનકડા ગામડામાં એક ગરીબ બ્રાહ્મણને ત્યાં એક પુત્રી અવતરી. તેણે સામાજિક ક્ષેત્રમાં કેટલાંક મહાન ક્રાંતિકારી કદમ ભર્યાં હતાં. તેમજ પુરુષોના અબાધિત ગણાતા આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રવેશ કરી ત્યાં પણ ક્રાંતિ સર્જી હતી.

એ નાના ગામ જયરામવાટીમાં રામચંદ્ર મુખર્જી નામે એક બ્રાહ્મણ વસે. ગામના એક નાના મંદિરમાં એ પૂજારી. એમને થોડી જમીન હતી અને ગોરપદું હતું. આમ ત્રણ ઘોડે ચડતા ત્યારે કુટુંબનો માંડ નિર્વાહ થતો. કુટુંબમાં પત્ની શ્યામાસુંદરી અને છ બાળકો. સૌ બાળકોમાં મોટી તે શારદા.



શારદા નિરક્ષર હતી. હાટ ન હોય તે ગામમાં નિશાળેય ન હોય. અને તે પણ છોકરીઓ માટે. પણ એથીયે મોટેરું કારણ એ હતું કે પાટીવતરણું લઈને એકડો ઘૂંટવાની એની ઉંમર થાય તેવામાં, પાંચ વર્ષની વયે, એનું લગ્ન કરી નાંખવામાં આવ્યું હતું. જયરામવાટીથી પાંચ-છ કિલોમીટર દૂર આવેલા કામારપુકુરનો ગદાધર એને પરણવા આવ્યો હતો. શારદાથી એ પૂરાં સત્તર વર્ષ મોટો હતો અને દક્ષિણના કોલકાત્તાથી વાયરા વાત લાવતા કે એનું મગજ ચસકી ગયું હતું. બધાં કપડાં અને જનોઈ સુધ્ધાં કાઢી એ ધ્યાનમાં બેસતો. અને સાસરિયાં કેવાં તો પાકાં કે કોઈનાં ઢગલો ઘરેણાં માંગી એ વખતે શારદાને પહેરાવી, કામારપુકુર લાવી રાતે એ બાલિકાવધૂ સૂતી ત્યારે, બધાં ઘરેણાં સરકાવી લીધાં. શારદાનું અંગ થઈ ગયું સાવ અડવું. અચાનક કરમાઈ ગયેલા છોડ જેવું. આગલી સાંજે ખંધોલે બેસાડીને લઈ ગયેલા કાકા, ઘરેણાંવિહોણી શારદાનું રુદન સાંભળતાં અને એનું બોડું શરીર જોતાં વેવાઈની રમત સમજી ગયા અને ગુસ્સે ભરાઈ શારદાને ઊંચકી જયરામવાટી જવા ડાંફ ભરતા ઉપડી ગયા. પણ કંઈ લગ્ન ફોક થવાનું ખરું ?

લગ્ન પછી બે વર્ષે પતિ જયરામવાટી આવ્યા ત્યારે સાત વર્ષની એ શારુએ, કોઈના ચીંધ્યા વગર, પાણીનો લોટો લઈ જઈ, આંગણે ઊભેલા પતિના પગ ધોયા. સમજણ આટલી વહેલી ઊગી. પતિ પાછા ગયા પછી ઘરકામની એ જ ઘટમાળ - 'શારુ, સાણસી લાવ', 'કાલીને હીંચકો નાખ', 'અહીં જરા ગારવાળો હાથ ફેરવી દે'... શારદા માટે માદામ મોન્તેસોરીની જીવનવ્યવહારની કેળવણી ન હતી, પ્રત્યક્ષ જીવનવ્યવહાર દ્વારા જ કેળવાવાનું હતું.

એની ચૌદ વર્ષની વયે અચાનક કામારપુકુરથી જેઠાણીનો સંદેશો આવ્યો : 'દિયર માંદા પડી ગયા છે, શારદાને અહીં મોકલો.' શારદા મુગ્ધાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી. એને આ સંદેશો ગમે એમાં શી નવાઈ ! પણ એના મનમાં બેવડી ચિંતા હતી. પતિની આ માંદગીની, અને એની ઘેલછા વિશે રોજ સાંભળવા મળતી ટીકાની. પતિ નાગો થઈ જવાની વાત તો પુરાણી હતી, એમાં વધારો થયો હતો, ખૂબ; માતાજીને ધરાવેલા થાળમાંથી એ કોળિયા ભરતો, માતાજીને ફૂલો ચડાવવાને બદલે એ ફૂલો એ પોતાને મસ્તકે મૂકતો હતો, કોઈ સમાધિનું ભૂત એને વળગ્યું હતું, એ મુસલમાન થઈ ગયો હતો ને તે બાંગ પોકારતો, એ ઈસાઈ બની ગયો હતો... ગામને પાદર વહેતી આમોદર નદીના તરંગો જેટલી વાતો રોજ આવતી અને તરંગની જેમ એ વૃધ્ધિ પામતી. ગામને મોઢે ગળણાં નથી બંધાતાં. ચોકસાઈ કરવાની આ તક સામે ચાલીને આવી છે તો ઝડપી લેવી.

વિના ચાલે તેમ નથી. આવી બહુસંસ્કૃતિ જો કેવળ અને કેવળ રાજકીય સંદર્ભે પાંગરે, શાસકાધીન બની રહે તો તો તેમાં રહેલી શક્યતાઓ પ્રજા-સમૂહને કેટલો લાભ મળે તે વિશે શંકા રહેવાની. Assimilation કે Integrityને બદલે વાત પછી Plurality કે Hybridityથી જ અટકી જાય. પોતાની વિશેષતાઓ જાળવીને એક પ્રજારૂપે તેનું ઉમદા, પ્રગતિકારક રૂપ નિખરી આવવું જોઈએ, એ વાત મહત્ત્વની છે. એક એશિયન કન્યાને બ્રિટનમાં જે દુ:સહ ઘટનાનો ભોગ બનવું પડ્યું હતું તેનું અહીં સ્મરણ થઈ આવે છે. તેની સાથે ત્યાંના એક ગોરાએ અને તેના પરિવારે કરેલા દુર્વ્યવહારથી તો તે ત્રાસી ગઈ હતી. પણ એ પરિવારે જ્યારે તેઓને પસંદ તેવા યુવક સાથે તેને લગ્ન કરવા દબાણ કર્યા કર્યું અને એ યુવકે કન્યાની અનિચ્છાએ વારંવાર તેનું જાતીય શોષણ કર્યું ત્યારે તે પૂરેપૂરી હેબતાઈ ગઈ અને બ્રિટન વિશે પણ નિર્ભ્રાન્ત થઈ ગઈ. તે કન્યાએ આક્રોશ સાથે ત્યારે જે કહ્યું તે ઘણી બધી રીતે સૂચક છે 'જૂઓ, આ બહુસાંસ્કૃતિકવાદ તો માત્ર એક આચ્છાદન છે. જુદી જુદી કોમની કન્યાઓ સાથે કેટલાક માણસો જે બદતર વ્યવહાર કરી રહ્યા છે તેને ઢાંકવા માટેનું આ એક તરકટ છે. નેતાઓ અને રાજકારણીઓને આનાથી દૂર રાખો, હાંકી કાઢો.' બહુસંસ્કૃતિના રૂપાળા નામ તમે રાજકારણ જો એની ખીચડી પકાવે તો તેનાં પરિણામો ઉપરછલ્લાં જ મળે. વર્ણસંકરતા સિવાય કશું હાથ ન લાગે. એ જ રીતે જો કેન્દ્રમાં માત્ર મૂડી, બજાર અને ઉપભોક્તા હોય અને વાત ત્યાં જ અટકી જતી હોય, માનવીના સમગ્ર રૂપને, તેની આંતર-બાહ્ય સમૃધ્ધિને વિકસાવવાનો કે દઢાવવાનો સ્પષ્ટ ઉપક્રમ ન હોય તો ત્યાં પણ એવી બહુસંસ્કૃતિ સંજ્ઞાની ભીતરમાં કેવળ Diversity જ બચે છે શાસકો બહુસંસ્કૃતિનો એમ વ્યાપક હેતુઓના સંદર્ભે - પૂર્ણ માનવના સંદર્ભે - વિચાર કરવાનો રહે છે. Humanness એ જ એનો સ્પષ્ટાર્થ કે એ જ એનો ગર્ભિતાર્થ રહેવો જોઈએ.

સંસ્કૃતિવાદને આવકારનારાઓ તેને વ્યવહારુ Pragmatic અને નીતિવિષયક Policy oriented ગણાવે છે. તેઓની શુભનિષ્ઠા વિશે શંકા કરી શકાય તેમ નથી. બહુસંસ્કૃતિ તેવાઓ માટે અમૂર્ત વિચાર નથી, તો રામરાજ્યની કોરી કલ્પના પણ નથી. પણ માનવહિતાર્થે ક્રિયાન્વિત કરી શકાય તેવી વિચારણાનો ગુમ્ફ છે. આવી ક્રિયાન્વિતતાનાં કેટલેક ઠેકાણે સારાં ફળ મળ્યાં પણ છે. સંસ્કૃતિ, બહુસંસ્કૃતિ કે બહુસંસ્કૃતિ પછી - એમ ગમે તે વિકલ્પ વિચારીએ, વ્યાપકતાની પોતાની જ એવી મર્યાદા છે કે તેમાં ઉત્તમ પ્રકટે તો નબળું પણ ખેંચાઈ આવે. બહુસંસ્કૃતિનું પણ એ સંદર્ભે જ મૂલ્યાંકન થઈ શકે. પણ અત્યારે જગત, માનવ જે ઝડપથી વિસ્તરતાં રહ્યાં છે, વિશ્વ જે રીતે એક global village બની ગયું છે એ જોતાં સીમા-સીમાંકનો, અમુક-તમુક જ વિચારધારાઓ એવું હવે ભાગ્યે જ ટકી શકશે. હવે દિવસો-કલાકોથી ક્ષણો ઉપર આવીને સમય પોતાને સિધ્ધ કરી રહ્યો છે. કહો કે આખો પરિપ્રેક્ષ્ય ક્ષણ ઉપર આકારાઈ રહ્યો છે. ક્ષણ વીતી તો ઘણું વીતી ગયું એમ લાગવાનું. એકસાથે અનેક સંસ્કૃતિઓનું, અનેક માનવીય જૂથોનું, અનેક હેતુઓથી, વિચારધારાઓથી પ્રેરાયેલા માનવીઓનું હોવું, એ બાબત આપણી વાસ્તવિકતા બની છે. આપણાં મૂળને વળગીને આપણા ઘરની બારીઓ ખુલ્લી રાખવાની છે, દશે દિશાઓમાંથી પવન આવે-જાય તેવું આવાગમન અને તેનાથી સંપન્ન માનવીય એમના એ આ ક્ષણનું સત્ય છે. ગાંધીજી એ વાતને ઘણાં વર્ષો પૂર્વે પામી ગયા હતા. આપણે બહુસંસ્કૃતિ સંજ્ઞાને વૈશ્વિક પરિવર્તનના આપણા સમયમાં Multiculturalism was always a conceptual middle of prescription and description એમ કહીને હસીને, અભરાઈ ઉપર ચઢાવી શકીએ તેમ નથી. બધી શક્તિ-સીમાઓને લક્ષમાં રાખ્યા પછી પણ લોકલ-ગ્લોબલના સમન્વયવાળું કોઈક વિશેષ સાંસ્કૃતિરૂપ બહુસંસ્કૃતિમાંથી જ ઊભું કરી શકાય. માત્ર સ્મરણમાં એ રાખવું રહે કે બજાર, ઉપભોક્તા, અર્થ અને અન્ય અકલ્પ્ય શોધો સાથે માનવીનું જીવન જોડાયેલું છે એ બાબત ન ભૂલાય. એ જીવન વધુ સુંદર બને, સુંદરતમ બને, ક્યાંય સમયાય નહિ એ મુદ્દો કેન્દ્રમાં રહેવો જોઈએ.

સંસ્કૃતિથી બહુસંસ્કૃતિ તરફ વિસ્તરી રહેલા આજના આ અટપટા વિશ્વને પામવું સાથે પમરાવવું એ પડકાર જેમ આજના ચિંતક-વિચારક સામે છે તેમ આજના કળાકાર સામે પણ છે. કળા અને સંસ્કૃતિનો ભાગ્યે જ અલગરૂપે વિચાર કરી શકાય. મનુષ્ય, એનું જીવન, એની સંસ્કૃતિ જ કોઈક ને કોઈક રૂપે કલાની ભોંય બનતાં હોય છે. કલાનાં સમીકરણો સમયે સમયે બદલાતાં રહ્યાં છે એ ખરું પણ એવાં સમીકરણો જીવનનો છેદ ઉડાડવામાં સફળ થયાં નથી.

(ક્રમશઃ)

દુષ્યંત પંડ્યા

## ક્રાંતિકારી જગતજનની શારદામણિદેવી

સને ૧૮૫૩માં મુંબઈથી ઠાણે (થાણા) સુધીની ચાળીસ કિલોમીટરની રેલવે આરંભાઈ તે સાથે ભારતમાં ઔદ્યોગિક ક્રાંતિને વેગ મળ્યો. અને એ જ સાલમાં, દેશના પૂર્વ ભાગમાં આવેલા અંગ્રેજોના પાટનગર કોલકાત્તાની વાયવ્યે આશરે સવાસો કિલોમીટર દૂર આવેલા બસો ખોરડાના એક નાનકડા ગામડામાં એક ગરીબ બ્રાહ્મણને ત્યાં એક પુત્રી અવતરી. તેણે સામાજિક ક્ષેત્રમાં કેટલાંક મહાન ક્રાંતિકારી કદમ ભર્યાં હતાં. તેમજ પુરુષોના અબાધિત ગણાતા આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રવેશ કરી ત્યાં પણ ક્રાંતિ સર્જી હતી.

એ નાના ગામ જયરામવાટીમાં રામચંદ્ર મુખર્જી નામે એક બ્રાહ્મણ વસે. ગામના એક નાના મંદિરમાં એ પૂજારી. એમને થોડી જમીન હતી અને ગોરપદું હતું. આમ ત્રણ ઘોડે ચડતા ત્યારે કુટુંબનો માંડ નિર્વાહ થતો. કુટુંબમાં પત્ની શ્યામાસુંદરી અને છ બાળકો. સૌ બાળકોમાં મોટી તે શારદા.



શારદા નિરક્ષર હતી. હાટ ન હોય તે ગામમાં નિશાળેય ન હોય. અને તે પણ છોકરીઓ માટે. પણ એથીયે મોટેરું કારણ એ હતું કે પાટીવતરણું લઈને એકડો ઘૂંટવાની એની ઉંમર થાય તેવામાં, પાંચ વર્ષની વયે, એનું લગ્ન કરી નાંખવામાં આવ્યું હતું. જયરામવાટીથી પાંચ-છ કિલોમીટર દૂર આવેલા કામારપુકુરનો ગદાધર એને પરણવા આવ્યો હતો. શારદાથી એ પૂરાં સત્તર વર્ષ મોટો હતો અને દક્ષિણના કોલકાત્તાથી વાયરા વાત લાવતા કે એનું મગજ ચસકી ગયું હતું. બધાં કપડાં અને જનોઈ સુધ્ધાં કાઢી એ ધ્યાનમાં બેસતો. અને સાસરિયાં કેવાં તો પાકાં કે કોઈનાં ઢગલો ઘરેણાં માંગી એ વખતે શારદાને પહેરાવી, કામારપુકુર લાવી રાતે એ બાલિકાવધૂ સૂતી ત્યારે, બધાં ઘરેણાં સરકાવી લીધાં. શારદાનું અંગ થઈ ગયું સાવ અડવું. અચાનક કરમાઈ ગયેલા છોડ જેવું. આગલી સાંજે ખંધોલે બેસાડીને લઈ ગયેલા કાકા, ઘરેણાંવિહોણી શારદાનું રુદન સાંભળતાં અને એનું બોડું શરીર જોતાં વેવાઈની રમત સમજી ગયા અને ગુસ્સે ભરાઈ શારદાને ઊંચકી જયરામવાટી જવા ડાંફ ભરતા ઉપડી ગયા. પણ કંઈ લગ્ન ફોક થવાનું ખરું ?

લગ્ન પછી બે વર્ષે પતિ જયરામવાટી આવ્યા ત્યારે સાત વર્ષની એ શારુએ, કોઈના ચીંધ્યા વગર, પાણીનો લોટો લઈ જઈ, આંગણે ઊભેલા પતિના પગ ધોયા. સમજણ આટલી વહેલી ઊગી. પતિ પાછા ગયા પછી ઘરકામની એ જ ઘટમાળ - 'શારુ, સાણસી લાવ', 'કાલીને હીંચકો નાખ', 'અહીં જરા ગારવાળો હાથ ફેરવી દે'... શારદા માટે માદામ મોન્તેસોરીની જીવનવ્યવહારની કેળવણી ન હતી, પ્રત્યક્ષ જીવનવ્યવહાર દ્વારા જ કેળવાવાનું હતું.

એની ચૌદ વર્ષની વયે અચાનક કામારપુકુરથી જેઠાણીનો સંદેશો આવ્યો : 'દિયર માંદા પડી ગયા છે, શારદાને અહીં મોકલો.' શારદા મુગ્ધાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી. એને આ સંદેશો ગમે એમાં શી નવાઈ ! પણ એના મનમાં બેવડી ચિંતા હતી. પતિની આ માંદગીની, અને એની ઘેલછા વિશે રોજ સાંભળવા મળતી ટીકાની. પતિ નાગો થઈ જવાની વાત તો પુરાણી હતી, એમાં વધારો થયો હતો, ખૂબ; માતાજીને ધરાવેલા થાળમાંથી એ કોળિયા ભરતો, માતાજીને ફૂલો ચડાવવાને બદલે એ ફૂલો એ પોતાને મસ્તકે મૂકતો હતો, કોઈ સમાધિનું ભૂત એને વળગ્યું હતું, એ મુસલમાન થઈ ગયો હતો ને તે બાંગ પોકારતો, એ ઈસાઈ બની ગયો હતો... ગામને પાદર વહેતી આમોદર નદીના તરંગો જેટલી વાતો રોજ આવતી અને તરંગની જેમ એ વૃધ્ધિ પામતી. ગામને મોઢે ગળણાં નથી બંધાતાં. ચોકસાઈ કરવાની આ તક સામે ચાલીને આવી છે તો ઝડપી લેવી.

પોતાને પગે ચાલતી - કે દોડતી ? - શારદા કામારપુકુર પહોંચી ગઈ.

સાસરાના ઘરમાં પ્રવેશતાં અને પતિને જોતાં જ એણે જાણી લીધું કે પતિ વિશે વાતો કરનારાઓએ વાતનું વતેસર નથી કર્યું, સાવ અપગોળા જ ઉડાડ્યા છે. માંદો છે તોયે પતિ પ્રસન્ન પ્રકૃતિનો, આનંદી, મશ્કરો, ચોકખાઈનો અને વ્યવસ્થાનો પૂરો આગ્રહી અને સ્વાદિષ્ટ ખોરાકનો શોખીન છે. પતિના મુખ પર અલૌકિક કાંતિ છે, હોઠેથી સદાય હાસ્ય ઝરે છે, આંખોમાં કશુંક લોકોત્તર તત્ત્વ વરતાય છે, એનું વ્યક્તિત્વ પ્રસાદથી સભર છે. આ ઘેલછા કહેવાતી હોય તો, ભલે એ બધાંને ઉપડે. શારદા પૂરી નચિંત થઈ ગઈ. એ ખંતથી પતિસેવામાં અને જેઠાણીને ઘરકામના સહાયમાં લાગી ગઈ. એ પાંચ-છ મહિના સાસરે રહી. ત્યાં પતિ પાસેથી એ ઘણું નવું શીખી. એક શબ્દ બોલ્યા વગર પતિએ એને વાસનાજયનો પાઠ આપ્યો. પતિના સ્પર્શમાં વાસનાનો ધખારો ન હતો, અલૌકિક શાંતિની શીતળતા હતી, કામનો અગ્નિ ન હતો. બધી તનમનને શાંત કરનારી મંદાકિનીની પવિત્રતા હતી. પ્રેમાનંદની આટલી વૃષ્ટિ કરી, પ્રેમાળ મુગ્ધાની શુશ્રૂષા પામી તથા ખુલ્લી હવાથી સ્વાસ્થ્ય મેળવી પતિ પાછા કોલકાત્તા ગયા, શારદાદેવી જયરામવાટી ગયાં અને લાંબી વસંત પૂરી થઈ ગઈ.

ગદાધરનું નામ બદલાઈ ગયું હતું. હવે એ રામકૃષ્ણને નામે ઓળખાતા. રાણી રાસમણિના દક્ષિણેશ્વરના કાલિમંદિરના પૂજારી જ એ ન હતા. એમણે અનેક સાધનાઓ કરી હતી. કેટલાંય સાધુ-સાધ્વીઓના સંપર્કમાં એ આવ્યા હતા અને ઉચ્ચતમ આધ્યાત્મિક સાધક તરીકે પ્રતિષ્ઠા પામવાની કેડીએ એ ચડી ચૂક્યા હતા. એમણે લગ્ન કર્યાં હતાં પણ એ બ્રહ્મચર્યનું પાલન કરતા. એમણે સંસારત્યાગ કર્યો હતો છતાં સંસારની વચ્ચે જ એ રહેતા. સંન્યાસની દીક્ષા લીધા છતાં એમણે ભગવાં ધારણ કર્યાં ન હતાં. એમનાં ઊંઘ-આહાર સાવ ઓછાં હતાં અને જાગ્રત અવસ્થામાં મોટા ભાગનો સમય હરિ સ્મરણમાં જ એ વ્યતીત કરતા. એ ખાસ ભણેલા પણ હતા નહીં, કે કોઈને - પત્નીને સુધ્ધાં - પત્ર લખે. અને પત્ની દિવસે ન વધે એટલાં રાતે વધે અને રાતે ન વધે એટલાં દિવસે મોટાં થતાં જતાં હતાં. સને ૧૮૬૭માં માંદા પડીને એ કામારપુકુર ગયેલા ત્યારે આવેલાં ચૌદ વર્ષનાં શારદાદેવી પૂરાં ઓગણીસનાં થઈ ગયાં હતાં. પણ એમના ભાગ્યમાં ગામટીકાનાં બાણ જ હતાં. એ વાગ્બાણ એમના અંતરને વીંધતાં પણ, ઇલાજ શો ? પતિદેવ આવતા ન હતા, બોલાવતા ન હતા, પત્ર પણ લખતા ન હતા. સરિતા પાસે સાગર આવતો નથી. સરિતા જ સાગર પાસે જાય છે. 'મારે પણ એમ જ કરવું છે', શારદાદેવીએ નિર્ણય કર્યો. અમલમાં કેવી રીતે મૂકવો ?

બંગાળમાં દોલપૂર્ણિમા-હોળીનું મહત્ત્વ ઘણું છે. શ્રી ચૈતન્યની એ જન્મતિથિ છે. તે દિવસે, ગંગાના અનેક ફાંટા સાગરને મળે છે, ત્યાં બધે જ ગંગાસાગર કહેવાય છે. એ પવિત્ર દહાડે ગંગાસાગર સ્નાનનું પુણ્ય ઘણું મનાય છે. જયરામવાટીથી એક સંઘ એ માટે જતો હતો અને એ સંઘનો માર્ગ દક્ષિણેશ્વર-કોલકાત્તા થઈને જતો હતો. એ સંઘના સથવારાનો લાભ લેવા શારદાદેવીએ વિચાર્યું. બહેનપણી મારફત પિતાને કહાવ્યું, પિતાએ હા પાડી. એટલું જ નહીં, પોતે પણ સાથે આવવા તૈયાર થયા. વાટમાં દીકરીને સથવારો અપાય અને દક્ષિણેશ્વર પહોંચ્યા પછી શારદાના શા હાલ થાય છે તે જોઈ પણ લેવાય. ગંગાસાગર જતા સંઘની સાથે પતિ-સાગરને મળવા જતી શારદા સરિતા વહેવા લાગી. એ ૧૮૭૨નું વર્ષ હતું. સતત ચાલવાને - અને તે પણ ઉબડખાબડ રસ્તે - નહીં ટેવાયેલ શારદાદેવી માંદાં પડી ગયાં અને સંઘથી વિખૂટાં પડી ગયાં. આખરે એ બાપ-દીકરી બેલુડ પહોંચ્યાં અને હોડીમાં ગંગા ઓળંગી કાલિમંદિરે પહોંચ્યાં. ત્યારે રાતના નવ વાગ્યા હતા. સાવ સોપો પડી ગયો હતો. ફાગણ સુદ તેરસ કે ચૌદશની ચાંદની ગંગા પર નર્તન કરતી હતી અને મંદિરોને ધવલતાથી નવરાવતી હતી. ઘાટ ચડી, મંદિરના પ્રાંગણમાં પ્રવેશતાં જ ડાબી તરફ આવેલ પતિને ઓરડે પગ મૂકતાં એ અભિસારિકાના હૃદયમાં ભાવની શી ગડમથલ મચી હશે ?

પણ 'અરે ! તમે આવ્યાં ?' એ પ્રેમબોલે શારદાદેવીની હૃદયગંગા સરલ અને શાંત વહેવા લાગી. પતિની ચકોર નજરે પારખી લીધું કે પત્નીની તબિયત ઢીલી થઈ ગઈ છે. ભાણેજ હૃદયને કહી તત્કાલ કંઈ ખાવાનો પ્રબંધ કર્યો. પત્નીને પોતાને ઓરડે જ સૂવાની તજવીજ કરી અને બીજી સવારે પાસેના કોઈ ડોક્ટરને બોલાવી શારદાદેવીની સારવાર આદરી. શારદાદેવી તરત સાજાં થઈ ગયાં. એમના પિતા પાછા જયરામવાટી ગયા ને તે સંતોષ પામી.

પણ શારદાદેવીનો અભિસાર તદ્દન જુદા પ્રકારનો હતો. પતિ-પત્ની સહશયન કરતાં. પત્ની પતિની સેવા કરતી અને ત્યાં ખલેલ પાડનાર કોઈ ન હતું. છતાં ત્યાં વાસનાનો પૂરો અભાવ હતો. શ્રી રામકૃષ્ણના વાસનાજય પાછળ પંદર-સત્તર વર્ષોનું અખંડ તપ હતું અને ભવતારિણીની કૃપા હતી. ઓગણીસ

વર્ષનાં શારદાદેવીના મનસરોવરમાં વાસનાનો તરંગ ઊઠ્યો ન હતો. ઊઠતો પણ ન હતો. રામકૃષ્ણની એવી પ્રાર્થના પણ હતી. એમના જન્મ પાછળ રહસ્ય કહેવાતું હતું તે કારણે, એમની પોતાની સ્વાભાવિક પ્રકૃતિને કારણે, એ પાંચ વર્ષનાં હતાં ત્યારે લગ્ન સમયે થતા હથેવાળાને કાળે શ્રી રામકૃષ્ણે એમનું પાણિગ્રહણ કર્યું હતું તે કારણે - આટલી તોફાની વયે આ કામજયનું રહસ્ય શું હતું ? રાતે પતિ શૈયામાં સૂતા હતા અને શારદાદેવી તેમના પગ દબાવતાં હતાં. અચાનક એમણે પ્રશ્ન પૂછ્યો : 'હું આપની શું થાઉં ?' પળના પણ વિલંબ વિના પતિ બોલ્યા : 'જે ભવતારિણી મા મંદિરમાં બિરાજે છે, જે જન્મદાત્રી જનેતા નોબતખાને (શ્રી રામકૃષ્ણના ઓરડાની પાછળ થોડે અંતરે આવેલા નોબતખાનામાં એમનાં માતા રહેતાં હતાં) વસે છે તે જ આ મારા પગ દબાવે છે.' જગતની સ્ત્રી માત્ર પ્રત્યેની શ્રી રામકૃષ્ણની દૃષ્ટિનું સ્પષ્ટ દર્શન એમના આ ચોટદાર ઉત્તરમાં દીવા જેવું દેખાય છે. અને પતિના પ્રશ્નના ઉત્તરમાં એમણે પણ કહ્યું હતું કે 'તમને સંસારમાં લઈ જવા નહીં પણ સાધનામાં સાથ આપવા હું આવી છું' થોડો સમય વીત્યે શારદાદેવીને પતિના આ અદ્‌ભુત બોલની પ્રતીતિ થઈ. દેવીપૂજાની કોઈ પવિત્ર રાત્રિ આવી. કાલીમંદિરમાં શ્રી રામકૃષ્ણનો ભાણેજ હૃદય પૂજા કરવાનો હતો. મંદિરમાં માતાજીના પૂજનની તૈયારી જેવી જ તૈયારી શ્રી રામકૃષ્ણને ઓરડે થઈ. મંદિરમાં માતાજીની મૂર્તિ હતી, અહીં હતો અલ્પનાવાળો બાજોઠ. એ દેવીનું આસન હતું. દેવી ક્યાં ? દેવીપૂજાનું મુહૂર્ત હતું રાતના નવનું. એ પહેલાં શ્રી રામકૃષ્ણને ઓરડે બધી તૈયારી કરી, મદદનીશો મંદિરમાં ગયા અને એ ઓરડાના મંદિર તરફના દરવાજા બંધ થઈ ગયા. પાછળને, નોબતખાના તરફને બારણેથી શારદાદેવી દાખલ થયાં. ઓરડો ધૂપસુગંધથી મઘમઘતો હતો અને એથી વિશેષ તો શ્રી રામકૃષ્ણના ઉચ્ચ આધ્યાત્મિક ભાવથી સભર હતો. એ પોતે સામાન્ય ભાવદશાના ક્ષેત્રને વળોટી ગયા હતા. એમણે હાથથી સૂચવતાં શારદાદેવી બાજોઠે બેઠાં. એ ઉત્તરાભિમુખ હતાં અને પૂજારી રામકૃષ્ણ પૂર્વાભિમુખ. આવાહનથી પૂજન આરંભાયું. પ્રોક્ષણ, ચંદન, કુમકુમ, અક્ષત, વસ્ત્ર, પ્રસાદ, આરતી... બધું ક્રમસર ચાલ્યું. આરંભમાં જ શ્રી રામકૃષ્ણે પત્નીના દેહમનમાં દેવીનું આવાહન કર્યું હતું. આરંભથી જ ભાવગંભીર શારદાદેવી સમાધિસ્થ થઈ ગયાં અને પૂજકને પણ સમાધિ લાગી ગઈ. સમાધિ ઊતરી અને પૂજાના સમાપન તરફ વળ્યા ત્યારે, એ દેવી સ્વરૂપિણી પત્નીને રામકૃષ્ણે પોતાના જપતપનું ફળ અને જપમાળા સુધ્ધાં - જાણે કે પોતાની સર્વ આધ્યાત્મિક સમૃધ્ધિનું સમર્પણ કરી દીધું. જન્મજાત આધ્યાત્મિક પ્રકૃતિવાળાં શારદાદેવી દશાંગુલ ઊંચે ચડી ગયાં. ગુરુસેવન વિના, જપતપ વિના, શાસ્ત્રાધ્યયન વિના એ આધ્યાત્મિકતાને હિમાલયે પહોંચી ગયાં. શ્રી રામકૃષ્ણનાં એ પ્રથમ શિષ્ય હતાં. લલિતકલાના લૌકિક ક્ષેત્રમાં નહીં પણ અધ્યાત્મના અલૌકિક ક્ષેત્રમાં.

નિરક્ષર ગ્રામકન્યા માટે આ કદમ ક્રાંતિકારક જ હતું. પણ એ પહેલાં, આજે ક્ષુલ્લક લાગતું પણ તે સમયે ક્રાંતિકારક કહેવાય એવું પગલું પતિપ્રેરણાથી ભર્યું હતું. જયરામવાટીથી આવ્યા પછી થોડે સમયે એ માસિક ધર્મમાં આવ્યાં. આજે પણ જળવાઈ રહેલી રૂઢિ અનુસાર, બધું કામ પડતું મૂકી, અસ્પૃશ્ય હોય તેમ, એક ખૂણે એ બેસી ગયાં. રામકૃષ્ણે એમને સમજાવ્યાં કે નારીદેહનો એ ધર્મ એક પ્રકારની માંદગી જેવો છે, અસ્પૃશ્યતા પાળવાની કશી જરૂર નથી. અને, રોજની માફક, બધું જ કામ કરી શકાય છે. શ્રી રામકૃષ્ણે કશું જ અંગ્રેજી શિક્ષણ લીધું ન હતું કે કોઈ વિદેશી અસર હેઠળ એ આવ્યા ન હતા.

એમનાં બીજાં બે ક્રાંતિકારી પગલાંઓનો ઉલ્લેખ પણ કરી લઈએ. ૧૮૭૨માં કાલીમંદિરે આવ્યા પછી અને થોડો સમય શ્રી રામકૃષ્ણને ઓરડે જ રહ્યા પછી, એ ઓરડાની ઉત્તરે આવેલા નોબતખાનામાં એ રહેવા ચાલી ગયાં હતાં. ત્યાં રસોઈ કર્યા પછી, ભોજનને સમયે હાથ પર થાળી રાખી શ્રી રામકૃષ્ણને ભોજન કરાવવા એ જતાં. એકવાર હાથ પર થાળી રાખી જેવાં એ નોબતખાનેથી બહાર આવ્યાં તેવી જ મંદિરના પરિસરમાં કામ કરતી એક દાસી ત્યાંથી નીકળી. તે બોલી : 'લાવો, મા, ઠાકુરની થાળી હું લઈ જાઉં.' અને માના હાથમાં અધ્ધર રહેલી થાળી એણે પોતાના હાથમાં સેરવી લીધી અને ઝડપી ચાલે થાળી ઠાકુરને ઓરડે લઈ જઈ નીચે મૂકતાં બોલી : 'ઠાકુર, આ આપની થાળી અહીં રાખું છું' અને એટલી જ ઝડપથી એ મંદિરના પ્રાંગણમાં પડતા દરવાજેથી સરકી ગઈ. શારદામા ત્યાં દાખલ થયાં તો શ્રી રામકૃષ્ણ જમતા નથી, મોઢું ચડાવીને બેઠેલા છે.

'તમે જાણો છો કે જેવા તેવાના હાથનું અડેલું હું ખાઈ શકતો નથી. છતાં તમે આ ચરિત્રહીન બાઈની સાથે થાળી મોકલાવી. મારે ગળે કોળિયો ન ઊતરે,' શ્રી રામકૃષ્ણે ઊંચે સાદે કહ્યું.

શારદામાએ કહ્યું કે, "મેં એની સાથે થાળી મોકલાવી નથી. થાળી પકડીને હું જ આવતી હતી ત્યાં, 'લાવો, મા, ઠાકુરની થાળી હું લઈ જઉં,' કહી એણે મારા હાથ પરથી થાળી સેરવી લીધી હતી."

'પણ એના ચારિત્ર્યનું શું ? તમને નથી ખબર ?'

"હા, મને ખબર છે પણ એણે મને 'મા' કહી. માને મન ગંદાગોબરાં ચોખ્ખાં બધાં બાળકો સરખાં. મને 'મા' કહેનારને હું કેવી રીતે પાપી ગણી શકું ? છતાં, ભવિષ્યમાં હું ધ્યાન રાખીશ. મારા પ્રભુ છો એમ તમે સૌના પ્રભુ છો. આજ કૃપા કરી જમી લો." માતાની ક્ષમાવૃત્તિનું કેવું તો અનન્ય દૃષ્ટાંત એ યુવાન નિરક્ષર ગ્રામનારી પૂરું પાડે છે !

વળી અહીં એક બીજી બાબત પણ છે. જ્ઞાતિઓની જડતાના એ ભદ્રંભદ્રી જમાનામાં દાસી સાથે ભાણું મોકલતાં શારદામાને સંકોચ નથી થતો તેમજ એ ભોજન જમતાં નથી સંકોચ થતો શ્રી રામકૃષ્ણને. વીસમી સદીની, ગાંધીજીના જમાના પહેલાંની ગુજરાતી સાહિત્ય પરિષદોનાં સંમેલનોમાંથી એ ભેદભાવ ગયો ન હતો. એ પતિ-પત્ની 'જાતપાતતોડક મંડલ'નાં સભ્યો ન હતાં. એ સંસ્થા ત્યારે અસ્તિત્વ ધરાવતી હોય તો એ બંનેએ તેનું નામ પણ સાંભળ્યું ન હતું. આ જ્ઞાતિભેદનું પાલન ન કરવા માટે બ્રાહ્મસમાજ ટીકાનો ભોગ બન્યો હતો.

સને ૧૮૭૨માં એ દક્ષિણેશ્વર આવ્યાં અને ૧૮૮૬ના ઓગસ્ટની ૧૬મીએ શ્રી રામકૃષ્ણે મહાસમાધિ લીધી. તે ચૌદ વર્ષનો એમનો જીવનકાળ પ્રસન્નતાનો કાળ હતો. એ ગાળા દરમિયાન એકાદબેવાર એ ગંભીર માંદગીમાં પણ પટકાઈ ગયાં હતાં અને ચમત્કારિક રીતે તેમાંથી સાજાં થયાં હતાં. બંગાળની ભેજવાળી મેલેરિયાગ્રસ્ત હવા, ચોમાસાંઓમાં નદીઓમાં આવતાં નવાં નીર, જાહેર આરોગ્યની સમજણનો અભાવ અને ઔષધશાસ્ત્રની તે જમાનાની સ્થિતિ આ કારણોસર જાતજાતની માંદગીઓના વાયરાઓ ઊઠતા. આવી એક અસહ્ય માંદગીથી ત્રાસી, જયરામવાટીને ઘેરથી નીકળી નજીકના દેવમંદિરને ઓટલે પ્રાણત્યાગ કરવાને એ બેઠાં હતાં. રાત દરમિયાન થયેલા દર્શનમાં એમને કોઈ ઔષધિ વિશે જાણવા મળ્યું હતું અને એ ઔષધિના ઉપયોગથી એ તરત સાજાં થઈ ગયાં હતાં.

બીજી એક વાર એમને બરોળનો વ્યાધિ થઈ આવ્યો હતો. એ જમાનાના રિવાજ અનુસાર બરોળવાળા ભાગ પર બળબળતું લાકડું ઘસાવવાનું હતું. ચાર ધીંગા માણસો દર્દીને મજબૂત પકડી રાખે પછી જ પેલું સળગતું લાકડું એને અડાડી શકાય. આ સારવાર લેવા ગયેલાં શારદાદેવીએ જણાવી દીધું હતું, 'કોઈએ મને પકડી રાખવાની નથી' અને, સળગતા લાકડાના સ્પર્શ સમયે એ પૂરાં શાંત અને સ્થિર રહ્યાં હતાં.

શ્રી રામકૃષ્ણ સાથે એ મંદિરના પરિસરમાં ભાણેજ હૃદય લગભગ આરંભથી રહેતો અને એમનું ધ્યાન રાખતો. હવે એ ભાણેજ છકી ગયો હતો. પોતાના પર આધારિત મામાને ડરાવતો પણ ખરો. મામીના આવ્યાથી પોતાની સત્તા છિનવાઈ જશે એમ તેને લાગ્યું હશે. એટલે શારદાદેવી પ્રત્યેનું એનું વર્તન ઘણી વાર વિવેકહીન બની જતું. શ્રી રામકૃષ્ણે એને એકવાર ચેતવ્યો હતો : 'તું મને કંઈ કહેશે અને મારી અંદર છે તે જાગશે તો તને ખતરો નથી પણ તું એમની પ્રત્યે ગેરવર્તન કરશે અને એમનામાં છે તે જાગશે તો પછી તારી ખેર નથી.' પણ હૃદયે એ ચેતવણી અવગણી. એ હવે મંદિરમાં મુખ્ય પૂજારી હતો અને એને નોકરીમાં રાખનાર રાણી રાસમણિના જમાઈ મથુરબાબુ પણ અવસાન પામ્યા હતા મામી-શ્રી શારદામા-દક્ષિણેશ્વર હોય ત્યારે હૃદય ઘણીવાર વિવેકહીન વર્તન કરતો. માતા શ્યામાસુંદરી સાથે શારદામા એકવાર સાંજે નાવમાં દક્ષિણેશ્વર આવ્યાં. શ્યામાસુંદરીનું પિયરનું ગામ તે હૃદયનું ગામ શિહડ હતું. એ મા-દીકરીને નાવમાંથી ઊતરી, ઘાટનાં પગથિયાં ચડી અંદર આવતાં જોઈ હૃદય બોલ્યો : 'અહીં આમનું શું કામ છે ?' હૃદયનો આ ઘમંડી બોલ મા-દીકરીનાં હૈયાંઓમાં બરાબર વાગ્યો. 'અત્યારે પાછા જવું શક્ય નથી પણ, કાલ સવારે જ પાછાં જતાં રહેશું,' શ્યામાસુંદરી તરત જ બોલી ઊઠ્યાં અને હૃદયના આ વિષમય બોલને ગળે ઊતારતાં એની સાથે દૃષ્ટિપાત પણ કર્યા વિના, પતિ સાંભળે એમ શારદામા બોલ્યાં, 'હવે બોલાવશો ત્યારે જ આવીશ.' અને થોડો સમય વીત્યે શ્રી રામકૃષ્ણ માંદા પડતાં એમણે કાકલુદીભર્યો સંદેશો મોકલી શારદાદેવીને દક્ષિણેશ્વર બોલાવ્યાં હતાં અને હૃદયે ભરેલા અવિચારી પગલાને લઈને, મંદિરનો કારભાર સંભાળતા મથુરાનાથના દીકરા ત્રૈલોક્યે હૃદયને તત્કાલ મંદિર છોડી જવાનો અને મંદિરના પરિસરમાં પગ પણ નહીં મૂકવાનો આદેશ કર્યો હતો.

સમયની સરિતા સદા વહેતી જ રહે છે. એના વહન સાથે શ્રી રામકૃષ્ણની ભક્તમંડળી ધીમે ધીમે વધવા લાગી. ઠાકુરના ખૂબ નિકટના એક ભક્ત બલરામ બસુ હતા. એમનાં પત્ની માંદાં પડ્યાંના ખબર આવતાં શ્રી રામકૃષ્ણે પત્નીને કહ્યું : 'તમારે એના ખબર કાઢવા જવું જોઈએ.' 'વાહન વિના

એટલે દૂર કેવી રીતે જવું અને આવવું ?' શારદાદેવીએ સવાલ કર્યો. 'ચાલીને, એમાં શું ?' શ્રી રામકૃષ્ણે કહ્યું. શારદાદેવી તરત જવા નીકળ્યાં અને સદ્‌ભાગ્યે પાલખી મળી ગઈ.

આ ઘટના શ્રી રામકૃષ્ણની વ્યવહાર પ્રત્યેની ચોકસાઈ બતાવે છે. સાધુ બન્યા એટલે સમાજ પ્રત્યે આપણી જવાબદારી જ નહીં, એ ન ચાલે. આવા વહેવારના અનેક પાઠ શારદાદેવીને તેમણે આપ્યા છે. ઘેર આવનારનું સ્વાગત શી રીતે કરવું, એ તદ્દન અપરિચિત હોય, આવનાર સાથેનો પરિચય ઉપરછલો હોય કે નિકટનો પરિચય હોય, ત્રણેય બાબતોમાં સામી વ્યક્તિનું માન જાળવી, વધતી ઓછી નિકટતા સાથે તેની સાથે વ્યવહાર કેમ કરવો એ જાણવું અગત્યનું છે. એ જ રીતે હોડીમાં કે રેલગાડીમાં કેવી રીતે ચડવું-ઊતરવું, વાહનમાં સામાનનું ધ્યાન કેમ રાખવું, સહયાત્રીઓ સાથે કેવો વ્યવહાર કરવો ઈત્યાદિ બાબતો પણ ઠાકુરે તેમને સમજાવી. પાનનાં બીડાં કેવી રીતે વાળવાં, ફાનસની વાટ કેવી રીતે કાપવી, દરેક ચીજવસ્તુને એની મુકરર જગ્યાએ જ રાખવી વગેરે બાબતોનું પણ તેમણે શારદાદેવીને પૂરું ને સચોટ માર્ગદર્શન આપ્યું.

ઠાકુર પાસે સ્ત્રીભક્તો આવતાં થયાં તેમને, તે પહેલી જ મુલાકાતે નોબતખાને મોકલતા. યોગિનીમા તો શારદામાનાં સખી જેવાં થઈ ગયાં. શારદામાના કેશનો યોગિનીમાએ વાળેલો ચોટલો માને એટલો તો ગમતો કે, યોગિનીમા બે-એક દિવસ આવે નહીં તો, પૂજ્ય મા તે ચોટલો છોડે જ નહીં. યોગિનીમાને શ્રી મા પોતાની સાથે, એક સાથરે જ સુવાડતાં. પોતાને સમાધિ દશાનો અનુભવ થાય તેમ ઠાકુરને યોગિનીમા સાથે જ તેમણે કહાવ્યું હતું. અને એ કહેવા માટે ઠાકુરને ઓરડે જઈને યોગિનીમા પાછાં આવે ત્યાં તો શ્રી મા સમાધિમાં સરી પડ્યાં હતાં. ૧૮૮૬માં ઠાકુરની મહાસમાધિના બે-એક મહિના પૂર્વે યોગિનીમા વૃંદાવન ચાલ્યાં ગયાં હતાં. ૧૬મી ઓગસ્ટે ઠાકુરના દેહત્યાગ પછી, ઓગસ્ટના અંતમાં શ્રી મા પણ વૃંદાવન ગયાં હતાં અને ત્યાં યોગિનીમાને મળતાં બંને ખૂબ આક્રંદ કરી ઊઠ્યાં હતાં. યોગિનીમાને મળતાં શ્રી માના સંયમની બધી પાળો તૂટી ગઈ હતી.

ગોલાપમા બીજાં સ્ત્રીભક્ત હતાં. એ શારદામાના પડછાયાની જેમ રહેતાં અને એમને ઘણી રીતે સહાય કરતાં. કોઈકવાર એ વિવેક ચૂકી જતાં.

સને ૧૮૮૧-૮૨થી શ્રી રામકૃષ્ણ પાસે આવનાર શિષ્યોની અને ભક્તોની સંખ્યા વધવા લાગી અને એમાંના કેટલાક ત્યાં રાતદિવસ રોકાતા થયા ત્યારે, શારદામાને લોટ બાંધવામાં સહાય કરવા માટે પોતાના એક શિષ્ય ભાટુ (પછીથી સ્વામી અદ્‌ભુતાનન્દ)ને મોકલ્યો. એ ભરવાડ કે એવી કોઈ પછાત જ્ઞાતિનો હતો. ઠાકુરના શિષ્યોમાં પણ બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર બેઉ હતા. 'ભક્તોની એક જ જ્ઞાતિ' - એ નવો સિધ્ધાંત અપનાવાયો હતો. જ્ઞાતિભેદલોપનું આ પણ ક્રાંતિકારી પગલું જ હતું.

૧૮૮૫ના ઉનાળામાં શ્રી રામકૃષ્ણને ગળામાં પીડા શરૂ થઈ અને એ વધતી ગઈ. એમને કેન્સર થયાનું નિદાન થયું. ડોક્ટરની સારવાર સરળતાથી લઈ શકાય અને સેવા માટે શિષ્યો સહેલાઈથી આવી જઈ શકે એ માટે કોલકાત્તા શહેરમાં જવાનું નક્કી થયું. પહેલાં શ્યામપુકુર વિસ્તારમાં ઘર ભાડે લેવામાં આવ્યું અને, ઠાકુરને ગળે ઊતરી શકે તેવો કાંજી, રાબ, સૂપ જેવો ખોરાક રાંધી દેવા માટે શારદામા પણ એ ઘેર રહેવા આવ્યાં. અગાશીએ જવાની સીડી પાસેનો નાનકડો ખૂણો એમનું રસોડું હતો અને નીચેના ભાગનો એક ઓરડો એમનો શયનખંડ હતો. ઘૂમટાના રિવાજને લઈને ખૂબ જ અગવડભર્યું એ જીવન હતું. પણ ત્યાં રહેવા છતાં ઠાકુરની તબિયતમાં સુધારો નહીં જણાતાં, એ વર્ષના ડિસેમ્બરની ૧૧મીએ શ્રી રામકૃષ્ણ કાશીપુરના ઉદ્યાનગૃહમાં રહેવા ગયા અને શારદામા પણ સાથે ગયાં.

ત્યાં થોડા દહાડા જરા સુધારો જણાયા પછી ઠાકુરની તબિયત બગડતી ચાલી. પતિનું સ્વાસ્થ્ય માગવા માટે શારદામા નજીકને તારકેશ્વરને મંદિરે ગયાં અને ત્યાં બે દિવસ અન્નજળ વગર રહી પતિના રોગને દૂર કરવા પ્રાર્થના કરતાં રહ્યાં. માટલાંની ઉતરડને કોઈ લાકડીના ઘા મારી ફોડતું હોય, એવું દર્શન એમને થયું. એનો અર્થ ગ્રહણ કરી એ નિરાશ વદને પાછાં આવ્યાં.

૧૬મી ઓગસ્ટ, ૧૮૮૬ને દિવસે શ્રી રામકૃષ્ણે દેહત્યાગ કર્યો. એમના દેહને સ્મશાને લઈ જવાયા પછી, શારદામા રૂઢિ અનુસાર સધવાવેશનો ત્યાગ કરવા મંડ્યાં. તરત શ્રી રામકૃષ્ણનું દર્શન થયું. એ બોલ્યા, 'હું મરી ગયો નથી. એક ઓરડામાંથી બીજામાં ગયો છું. તમારે પહેલાંની જેમ જ રહેવાનું છે.' આ દર્શન બે-ત્રણ વાર થયા પછી હાથે કંકણ પહેરવાનું અને નાની લાલ કિનારની સાડી પહેરવાનું તેમણે ચાલુ રાખ્યું. મુંડન પણ કરાવ્યું નહીં. આ પણ ક્રાંતિ હતી.

(ક્રમશઃ)

નિર્મિશ ઠાકર

## ૨ : શાસ્ત્રીય સંગીતનું મૂળ

'મૂળ'નું મહત્ત્વ ઘણું છે ! (હાલ હું ઝાડ વિશે નથી લખતો.) ખોટી કુંડળી બનાવવા માટેય જ્યોતિષીઓ સાચી જન્મતિથિ અને ગોત્ર માંગે છે. તમારાં મૂળ ચકાસ્યા વિના કોઈ નોકરી કે છોકરી નહીં આપે !

'તમે મૂળ ક્યાંના અને ક્યારે અવતરેલા ?' એ પ્રશ્ન ફક્ત મારામારીમાં જ નથી પૂછાતો, બસ.

મરું મરું થઈ ગયેલા એક દર્દીને માંડ હોસ્પિટલ ભેગો કરાયો, ત્યારે ડોક્ટરે કહ્યું કે પહેલાં ફોર્મ ભરવું પડશે, તમારી જન્મ તારીખ લખાવો ! દર્દીએ જવાબ આપ્યો, 'જન્મ તારીખ તો યાદ આવે એવી મારી સ્થિતિ નથી, પણ આજની તારીખને તમે મારી મૃત્યુતિથિ તરીકે નોંધી લો !'

દરેક બાબતનું 'મૂળ' શોધવું, એ શું માનસિક રોગ નથી ?

મને ખબર છે કે કે મારે જો 'સંગીત' વિશે નોંધપાત્ર લેખ આપવો હશે, તો પહેલાં એનો 'બાયોડેટા' આપવો પડશે.

પણ અહીં તમને ગળે ઊતરે એવો સંગીતનો બાયોડેટા આપવો મુશ્કેલ છે તમે આસ્તિક છો કે નાસ્તિક ?

હું તો આ સમગ્ર માનવસૃષ્ટિને બે ભાગમાં વહેંચાયેલી જોઉં છું. આસ્તિકો અને નાસ્તિકો !

આસ્તિકો માટે બધી બાબતો 'શ્રધ્ધાનો વિષય' હોય છે, ને નાસ્તિકો 'પુરાવા' માગતા હોય છે. આ ટેન્શનનો ક્યાંય અંત નથી. આપણા પ્રિય શાયર જલન માતરી લખે છે..

**શ્રધ્ધાનો હો વિષય તો પુરાવાની શી જરૂર ?**
**કુરઆનમાં તો ક્યાંય પયગંબરની સહી નથી.**

પણ આ જ શે'ર જો હું મારે નામે ચડાવી દઉં, તો જલનસાહેબ કોર્ટમાં મારી સામે 'શ્રધ્ધા'ના બળ પર જીતી ન શકે, એમણે આ શે'ર એમના હોવાના મજબૂત પુરાવા આપવા જ પડે, એમ મારી શ્રધ્ધા કહે છે

ટૂંકમાં કોઈ પણ બાબતને જોવામાં આસ્તિકો અને નાસ્તિકોના દષ્ટિકોણ અલગ હોવાના. જો કે સંગીતના સ્વરૂપ અંગે કોઈ ખાસ ચડભડ જોવા મળતી નથી. ખાસ પ્રકારનું વજન પાડવા હું સંસ્કૃત પંક્તિઓ જ્યારે પણ ટાંકું, ત્યારે તમે પ્રભાવિત થજો, પ્લીઝ !

**ગીતં વાદ્યં તથા નૃત્યં ત્રયં સંગીતમુચ્યતે !**

ગાયન, વાદન અને નૃત્ય દ્વારા ગુણીજનો પર જે ત્રિપાંખિયો હુમલો થાય છે, તે જ સંગીત છે, એમ સમજવું.

ગાયન સ્વતંત્રપણે થઈ શકે છે, માટે એ સંગીતમાં મુખ્ય ગણાય છે. (પેલી વાર્તા ફરી યાદ કરીએ ? શેરડીનાં ખેતરમાં વાદન કે નૃત્યનો સહારો લીધા વિના શિયાળ દ્વારા જે ભવ્ય ગાયન રજૂ થયેલું, એની અ-ભૂતપૂર્વ અનુભૂતિ વિશે તો ઊંટ જ કહી શકે !) વાદન અને નૃત્ય, એ બંને પરાવલંબી છે, એમ કહેવાય છે. વાદનને ગાયન પર અને નૃત્યને વાદન પર આધાર રાખવો પડે છે, એમ પણ કહેવાય છે. જો કે મને એમાં ગડ બેસતી નથી. ગૃહસંસારની આવશ્યક ફરજોના ભાગરૂપે મારે 'નર્તન' કરવું પડે છે, ત્યારે મારે ગાયન કે વાદન પર આધાર નથી રાખવો પડતો, એ ઉપલબ્ધ પણ નથી હોતાં ! આ મારો શે'ર તમે માણો...

**પરણવામાં બળ્યું છે શું ? મનોમંથન કરી લઉં છું !**
**મિસિસ છે કોરિયોગ્રાફર ને હું નર્તન કરી લઉં છું !**

હવે મૂળ પ્રશ્ન એ કે સંગીત જન્મ્યું ક્યાંથી ? એનો જવાબ 'શ્રધ્ધા' દ્વારા આપું કે 'પુરાવા' દ્વારા ?

અમારા એક રેશનાલિસ્ટ મિત્ર સંગીતની ચર્ચા કરવા મારે ત્યાં પધારેલા. ઘરમાં દૂધ ખલાસ થઈ ગયેલું, એટલે એમને ચા પીવડાવી શકાય તેમ નહોતું. 'હું સ્પષ્ટપણે માનું છું કે પ્રથમ સંગીતમય ધ્વનિનું પ્રાગટ્ય 'ઓમ'માંથી જ થયું છે !' એમ એમને કહી મેં અમારી સમસ્યા પણ ઉકેલી નાંખેલી. 'તો... તો... તમારી સાથે ચર્ચા કરવી જ નિરર્થક છે !' કહી અમારા એ મિત્ર ઊઠીને ચાલતા થઈ ગયેલા. સંગીતથી અનેક સમસ્યાઓ પણ ઉકલી શકે છે, એમ તો મેં પહેલાં પણ કહેલુંને !

પ્રથમ તો આપણે સંગીત અંગે શ્રધ્ધાપૂર્વક વિચારીએ ! દરેક શિષ્યને ગુરુ પ્રત્યે શ્રધ્ધા હોય, એવી અપેક્ષા રખાય છે. (અપેક્ષા જ દુઃખનું મૂળ છે, એમ પણ કહેવાય છે !) 'સંગીત ગુરુમુખી વિદ્યા છે' એમ ગુરુઓ માને છે, શિષ્યોને કદાચ માનવું પડે છે. શિષ્ય જ્યારે બેસૂરો બને છે, ત્યારે 'હું ફલાણા ગુરુનો શિષ્ય છું !' કહી ગુરુને ક્રેડિટ આપવા તત્પર બને છે. શિષ્યોને કાબૂમાં રાખવા ગુરુઓ એક શ્લોક તરફ સતત એમનું ધ્યાન દોર્યા કરે છે...

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુર્સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥

આમ ગુરુકૃપાથી, ગુરુ સ્વયં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ સાથે સહજપણે સંકળાઈ જાય છે. તો મેં તમને 'ગુરુ'થી 'બ્રહ્મા' સુધી પહોંચાડી દીધા છે અને ત્યાંથી જ સંગીતનો આરંભ થાય છે, સંગીત જન્મ લે છે !

'ઓમ' શબ્દ પણ છે અને સૂર પણ. એમાં અ, ઉ, મ્ - એમ ત્રણ વર્ણો વણાયેલા છે. 'અ'માં ઉત્પાદન શક્તિનો (બ્રહ્મા સ્વરૂપે), 'ઉ'માં ધારણ અને પાલન શક્તિનો (વિષ્ણુ સ્વરૂપે) અને 'મ્'માં સંહારક શક્તિનો (મહેશ સ્વરૂપે) મહિમા થયો છે.

જો કે એક કવિ તરીકે મારી ઈમેજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની નજરમાં કેવી છે, એની તમને ખબર નહીં હોય, માટે આ મારો શે'ર અવશ્ય વાંચો...

બ્રહ્મા-મહેશ-વિષ્ણુ મને કાંઈ ના ધીરે !
ચૂકવું બધાનું દેણ જો અલ્લાહ ઉધાર દે !

...તો મૂળ વાત એ કે સંગીતની ઉત્પત્તિ બ્રહ્મા દ્વારા થયેલી, એમ શ્રધ્ધાપૂર્વક મનાય છે. બ્રહ્માએ આ કલા દેવોના દેવ એવા શંકરને આપેલી, જેમને આપણે 'નટરાજ' કહીએ છીએ. 'શ્રીસ્કંદપુરાણ'ના પ્રદોષસ્તોત્રાષ્ટકમાં વર્ણવાયું છે કે પ્રદોષના સમયે ત્રિભુવનની જનની પાર્વતીને સ્વર્ણસિંહાસન પર બેસાડી, ભગવાન શંકરે નૃત્ય કરવાની ઈચ્છા પ્રગટ કરી. આ શુભ અવસરે દેવીદેવતાઓ એમને ઘેરીને ઊભા રહી ગયા અને એમનું સ્તુતિગાન કરવા લાગ્યા. સરસ્વતીએ વીણાવાદન, લક્ષ્મીએ ગાયન અને વિષ્ણુ ભગવાને મૃદંગવાદન આરંભ્યાં. સાથે બ્રહ્મા અને ઈન્દ્રે કરતાલ વગાડી. નૃત્ય, ગાયન અને વાદનના આ સંગીતોત્સવમાં ગંધર્વ, યક્ષ, પતંગ, ઉરગ, સિધ્ધ, સાધ્ય, વિદ્યાધર અને અપ્સરાઓ પણ ઉપસ્થિત હતાં.

સંગીત અને સાહિત્યની અધિષ્ઠાત્રી સરસ્વતીને શિવ પાસેથી સંગીત મળેલું અને સરસ્વતી પાસેથી આ કલા નારદને મળેલી. લાકડાં લડાવવાથી માંડીને અનેક વિદ્યાઓની ચર્ચાઓમાં 'નારદ' અને 'નારદવિદ્યા'નાં નામો લેવાં જ પડે છે. આજનાં વિવિધ વીજાણુયંત્રો વાતાવરણમાંથી ઊર્જા-તરંગો પકડવા એન્ટેના ધરાવતાં હોય છે. પણ 'નારદજીની ચોટી તો એન્ટેનાથીયે વધુ કાર્યક્ષમ હતી !' એમ કહી આપણે સમગ્ર વિશ્વથી વિજ્ઞાનમાં કેટલા આગળ હતા, એ અંગે પણ ગર્વ લઈ શકીએ છીએ ! ખુદ નારદજીને પણ ક્યારેક પોતાના રૂપ વિશે, ક્યારેક પોતાની ભક્તિ વિશે, તો ક્યારેક પોતાના સંગીત વિશે પણ ગર્વ થયે જતો. એ કારણે આપણને એમના 'ગર્વખંડન'ની કથાઓ પણ મળતી રહી છે.

એક વાર વિષ્ણુ ભગવાનની જાણમાં આવ્યું કે નારદજી હવે પોતાની દીર્ઘ સંગીતસાધના બાબતે ગર્વ કરવા લાગ્યા છે, એટલે એમણે (એટલે વિષ્ણુ ભગવાને) નારદજીનું ગર્વખંડન કરવા ફરી એક વાર વિશિષ્ટ પ્રકારની માયા રચી. પછી એ નારદજી સાથે (અજાણ્યા થઈ) ફરવા નીકળ્યા. રસ્તામાં ભાંગ્યાતૂટ્યા અવયવો સાથે સ્ત્રીપુરુષો રુદન કરતાં દેખાવા લાગ્યાં. પછી ભગવાને નારદજીને કહ્યું કે આ લોકો કોણ છે અને કેમ દુઃખી છે, એ અંગે જરા પૂછો તો ખરા ! ને નારદજીએ પૂછ્યું તો પીડિતોએ ઉત્તર દીધો, 'અમે શંકર ભગવાને જન્મ દીધેલાં રાગરાગિણીઓ છીએ. નારદ નામના એક ઋષિ સંગીતને પૂરું સમજ્યા વિના અમને ગાય છે, એટલે અમારી આ દશા થઈ છે !'

પણ છતાં સંગીતમાં નારદજીનું પ્રદાન ઘણું નોંધપાત્ર છે. એમણે 'નારદીય શિક્ષા' નામનો ગ્રંથ આપી, પૃથ્વી પર સંગીતના પ્રસાર-પ્રચાર માટે ઘણું મોટું કાર્ય કર્યું. એમના દ્વારા સ્વર્ગમાંયે ગંધર્વ, કિન્નર અને અપ્સરાઓને સંગીતની કલા પ્રાપ્ત થઈ. ત્યાંથી ભરત મુનિ અને હનુમાનજી સંગીતમાં પ્રવીણ બન્યા અને સંગીત પૃથ્વી પર વ્યાપી ગયું !

મુસ્લિમ વિદ્વાનો એમ માને છે કે હઝરત મૂસા પહાડોમાં ભ્રમણ કરી પહાડોની છટાઓનું દર્શન કરતા હતા, ત્યારે આકાશવાણી થયેલી કે... 'યા મૂસા હકીકી, તું તારો અસા (એક પ્રકારનો ડંડો) આ પથ્થર પર માર !' હઝરત મૂસાએ અસાનો પથ્થર પર પ્રહાર કરતાં, પથ્થરના સાત ટૂકડા થઈ ગયા અને દરેક ટૂકડામાંથી અલગ જલપ્રવાહ વહેવા લાગ્યો. આ જલપ્રવાહના ધ્વનિમાંથી હઝરત મૂસાએ સાત સૂરો 'સારેગમપધનિ' પ્રગટાવ્યા.

કેટલાક ફારસી વિદ્વાનો કહે છે કે પહાડોમાં મૂસીકાર નામનું પક્ષી હોય છે, જેના નાકમાં વાંસળી જેવાં સાત છિદ્રો હોય છે. આ સાત છિદ્રોમાંથી જ સાત સૂર પ્રગટ થયા છે.

(મેં ફિલ્મ સંગીતકાર નૌશાદજીનું કાર્ટૂન બનાવેલું અને એ નિમિત્તે જ એમના ઘેર તા. ૧૯-૦૯-૯૮ને રોજ રૂબરૂ મુલાકાત થયેલી. પછી સ્વાભાવિક રીતે જ સંગીતની ચર્ચા થતાં, એમણે કહેલું કે સંગીતનો જન્મ 'ઓમ્'માંથી થયો છે ! એના સમર્થનમાં એમણે કેટલાક સંસ્કૃત શ્લોકો મને સંભળાવેલા, જેનો પૂરો અર્થ હું બ્રાહ્મણ હોવા છતાં સમજી શકેલો નહીં !)

વૈજ્ઞાનિકો નાસ્તિક-કુળના હોય છે, પણ ઉપલબ્ધ પુરાવાઓને કારણે તેઓ 'ઈતિહાસ'ને તો સ્વીકારી શકે છે. ભારતીય સંગીતનો ઈતિહાસ ચાર તબક્કામાં વહેંચાય છે.

(૧) અતિ પ્રાચીન કાળ (વૈદિક કાળ) - ઈ.સ. પૂર્વે ૨૦૦૦ થી ઈ.સ. પૂર્વે ૧૦૦૦ સુધીનો ગાળો.

(૨) પ્રાચીન કાળ (વૈદિક કાળની સમાપ્તિ પછી) - ઈ.સ. પૂર્વે ૧૦૦૦ થી ઈ. સ. ૮૦૦ સુધીનો ગાળો.

(૩) મધ્ય કાળ (મુસ્લિમ કાળ) - ઈ.સ. ૮૦૦ થી ૧૮૦૦ સુધીનો ગાળો.

(૪) આધુનિક કાળ - ઈ.સ. ૧૮૦૦થી વર્તમાનકાળ (એટલે કે મારા સુધી).

જો કે બીજાં ક્ષેત્રોની જેમ સંગીતમાંયે જેટલાં મોઢાં એટલી વાતો છે. ભાષાની ઉત્પત્તિ પહેલાંના કાળને પ્રાગૈતિહાસિક કાળ કહેવાય છે. એ કાળમાંયે મનુષ્ય અગ્સા (પથ્થરના બે ટૂકડા) વગાડી સંગીતનો આનંદ લેતો, આજથી પાંચ લાખ વર્ષ પહેલાં ! (જ્યારે ટ્રેઈનના ડબ્બામાં, પથ્થરની બે પટ્ટીઓ આંગળામાં ભરાવી, એના તાલ સાથે ગીતો ગાઈ ભીખ માગતાં બાળકો જોઉં છું ત્યારે એમ થાય છે કે પાંચ લાખ વર્ષ પહેલાં મનુષ્ય વધુ સુખી હતો ! એ વખતે બાળકો આ રીતે ભીખ નહોતાં માગતાં !) ત્યારે 'હાહાહુવા, હૂહૂહેવા' જેવા લયબધ્ધ અવાજો સાથે મનુષ્યો સંગીત જેવું કાંઈક માણતા, એવી કલ્પના પણ કરાઈ છે. (આજના પોપ-મ્યુઝિકમાં પણ આવા જ વિચિત્ર અવાજોનું મહત્ત્વ નથી જણાતું ?)

પાશ્ચાત્ય વિદ્વાન શ્રી ફ્રોઈડે કહેલું કે સંગીતની ઉત્પત્તિ એક બાળકની પ્રગતિની જેમ મનોવિજ્ઞાનના આધાર પર જ થઈ છે. જે રીતે બાળક રડવું, ચીસો પાડવી, હસવું વગેરે ક્રિયાઓ શીખતું જાય છે, તેમ મનુષ્યમાં સંગીતનો પ્રાદુર્ભાવ મનોવિજ્ઞાનના આધાર પર સ્વયં થાય છે.

મિલ્ટને 'પેરેડાઈઝ લોસ્ટ'માં લખ્યું છે કે ઈશ્વરે સૃષ્ટિની રચના કરી, ત્યારે પહેલાં તો એણે વિખરાઈને પડેલાં મહાભૂતોને સંગીત દ્વારા એકત્ર કરેલાં ! (પેરેડાઈઝ લોસ્ટ'માં ખરેખર આવું કંઈ લખાયું છે કે કેમ, એ જાણવા પણ મારે એ વાંચવું જોઈએ, એમ મને લાગે છે. કદાચ હાલ હું તમને વિવેચકો જેવો લાગતો હોઈશ. સૉરી હોં !)

... તો 'શ્રધ્ધા' અને 'પુરાવા', એમ બે અલગ દૃષ્ટિકોણથી આપણે શાસ્ત્રીયસંગીતના મૂળને પકડવાની કોશિશ કરી, પણ સદ્‌ભાગ્યે કોઈ આખરી સત્ય સુધી ન પહોંચ્યા ! કારણ કે કલામાં કોઈ આખરી સત્ય હોતું નથી. કદાચ એ હોય તો યે એના સુધી પહોંચવાથી રોમાંચ નામનું તત્ત્વ ખોવાઈ જાય છે. 'વિદ્વત્તા'થી સૂક્ષ્મ અહમ્ સંતોષાઈ જાય એ ફાયદો ખરો, પણ કલાને માણવા માટે તો જોઈએ એક સંવેદનશીલ હૃદય !

એટલે તો લેખને આરંભે મેં લખેલું : 'દરેક બાબતનું મૂળ શોધવું, એ શું માનસિક રોગ નથી ?' સંગીત તો સુગંધનો પર્યાય છે. સુગંધના જન્મ અંગેનાં બધાં રહસ્યો જો કદાચ તમે જાણી શકો, તો પછી તમે એને માણી શકશો ? આ નાજુક વાત અંગે ચર્ચા કરવા કરતાં તો ઉત્તમ એ કે આપણે ગુલઝાર સાહેબની આ પંક્તિઓને ગણગણીએ...

હમને દેખી હૈ ઈન આંખો કી મહકતી ખુશબુ
હાથ સે છૂકે ઈસે રિશ્તોં કા ઈલ્ઝામ ન દો
સિર્ફ અહસાસ હૈ યે રુહ સે મહસૂસ કરો
પ્યાર કો પ્યાર હી રહને દો કોઈ નામ ન દો

ટૂંકમાં 'શાસ્ત્રીય સંગીત એટલે શાસ્ત્રીય સંગીત', એટલું જ લખ્યું હોત અને આ લેખ ન લખ્યો હોત, તો યે ચાલત ! - એ સત્ય મને મોડું સમજાયું, સૉરી !

■

બધાને આવતો સરખો વિચાર હોઈ શકું
અગર વિચારના વર્તુળની બહાર હોઈ શકું
હું કોઈ નક્કી નથી કે મને વિચારી શકો
જીવું ને જિંદગીમાંથી ફરાર હોઈ શકું
રમેશ પારેખ

# રાજહંસ ઉર્ફે પેણ Pelican

હેમેન્દ્ર એ. શાહ

અમુક પક્ષીવિદો માને છે કે પટાયત માથાવાળો હંસ The Barheaded Goose એ જ સાચો હંસ છે. આ પક્ષીનું બીજું નામ સવાન અથવા બિરવા છે.

પરંતુ મારું માનવું છે કે આપણે ત્યાં સરસ્વતી દેવીના વાહન તરીકે ઓળખાતો રાજહંસ એટલે પેલિકન જ છે.

ગુલાબી પેણ-રોઝી પેલિકનને Pelecanus Obocrotalus કહેવાય છે. રૂપેરી પેણ Grey-spotted billed Pelican તે Pelecanus Philippensis તરીકે પણ ઓળખાય છે. ગુલાબી પેણનું શરીર સફેદ, ગુલાબી ઝાંયવાળું હોય છે. આંખો લાલ, પગ ગુલાબી, ચાંચ અત્યંત લાંબી અને પહોળી હોય છે. ચાંચની નીચે લબડતી થેલી હોય છે. જેમાં તે બે-અઢી કિલો માછલીનો સંગ્રહ કરી શકે છે. ચાંચની ધાર અને અણી લાલાશ પડતી ગુલાબી હોય છે. પેલિકન્સના પગ ટૂંકા અને મજબૂત હોય છે. નર-માદા સરખાં દેખાય છે.



રોઝી પેલિકન્સ પાણીમાં રિધમિક રીતે તરતું તરતું અને હવામાં ઊડે ત્યારે હવામાં સહેજ અવાજ કરતું વિમાનની જેમ ઊડે છે. આ વખતે એક ચિત્તાકર્ષક દશ્ય ઊભું થાય છે. રાજહંસ માછલાં પકડવાં હોય, હવામાં ઉડ્ડયન કરવું હોય કે પાણીમાં ગ્રેસફુલી તરવું હોય - બધું સહજતાથી કરી શકે છે.

રૂપેરી પેણ સાઈઝમાં લગભગ ગુલાબી પેણ જેવી જ છે. પાંખનો છેડો કાળાશ પડતો બદામી હોય છે. બંને પાંખ-ધાર ઉપર ગ્રે રંગના ડાઘા હોય છે. ચામડીની થેલી પીળી હોય છે. પણ પ્રજનન ઋતુમાં લાલ રંગની થઈ જાય છે.

રૂપેરી પેણને ચોટીલી પેણ પણ કહેવાય છે. રૂપેરી પેણ સિવાયની બે પેણ શિયાળામાં યાયાવર પક્ષી છે. ત્રણે પેણ પાણીમાં તરવામાં હોંશિયાર છે અને હવામાં ઊડે છે ત્યારે ઘણી જ સુંદર દેખાય છે. ઘણીવાર વિમાન ઊડતું હોય તેવો આભાસ થાય છે.

રાજસ્થાનનાં ઘણાં જૂનાં શિલ્પોમાં સરસ્વતી માતાની મૂર્તિઓ પેલિકનની સવારી કરતી હોય તેવી દેખાય છે.

ગુજરાતમાં નળસરોવર અને થોળમાં વિવિધ પ્રકારની પેણ મોટી સંખ્યામાં જોવા મળે છે, ખાસ કરીને શિયાળામાં. પેલિકનની પાંખો મોટી હોય છે. અને ઉડાન ચિત્તાકર્ષક. પેલિકનની સાઈઝ મોટી હોય છે - લગભગ ૧૮૫ સે.મી.

પેલિકન સમૂહમાં રહેવાનું તથા સમૂહમાં ઊડવાનું પસંદ કરે છે. અરે માછલાં પકડવા માટે તેઓ સહકારી મંડળી સ્થાપે છે !

ત્રણ પેણમાંથી બે પેણ ઈરાન ઈરાક તથા હંગેરીથી ચોમાસું પૂરું થયે ભારતમાં આવવાની શરૂઆત કરી લે છે.

પેણ નાના મોટા તળાવોમાં તરતી માછલીઓને આબાદ પકડી લે છે. કોઈપણ જાતની ઉતાવળ વગર, પાણીમાં ડૂબકી માર્યા વગર પેણ આરામ કરતી કરતી માછલાં પકડી લે છે. જે નદી તળાવમાં પાણી ઓછું થાય અને કાદવ કિચડ વધે ત્યારે તે ત્યાં પહોંચીને મોટી સંખ્યામાં માછલીઓ પકડી મિજબાની કરે છે. ખાસ તો છીછરા પાણીમાં પેણ ભેગી થઈ માછલાં પકડે છે. અને તેથી થેલીમાં ભરાય તેટલી માછલીઓ ભરી લે છે. આ બધું કાર્ય તેઓ સમૂહમાં કરે છે.

ભારતમાં પેણની મોટી સંખ્યા ઠેર ઠેર જોવા મળે છે. તે આંધ્રના ગોદાવરી જિલ્લામાં ઊંચાં ઘટાદાર વૃક્ષોમાં અને તાડનાં ઝાડ ઉપર માળા બાંધે છે. પણ તે વ્યવસ્થિત હોતા નથી અને આડેધડ ગમે તેમ બાંધે છે. પેણ એકદમ સફેદ ત્રણ ઈંડાં મૂકે છે, જે ધીમે ધીમે સેવાતાં જાય ત્યારે મેલા રાખોડી રંગનાં થતાં જાય છે. ■

પ્રબોધ ર. જોશી

આ વરસનું સાહિત્યનું નોબેલ પારિતોષિક મેળવતાં

## બ્રિટીશ નવલકથા લેખિકા ડૉરિસ લેસીંગનું વિશ્વ

ડૉરિસ મે ટેલર તરીકે ઑક્ટોબર ૨૨, ૧૯૧૯માં પર્શીયા-અત્યારના ઈરાનમાં જન્મેલાં બ્રિટીશ નવલકથા લેખિકા ડૉરિસ લેસીંગને જાણે એમના ૮૮મા જન્મદિનની આગોતરી વધાઈ આપવા ન પહોંચ્યું હોય તેમ પત્રકારોનું એક જૂથ, નોબેલ પારિતોષિક મળ્યાની સ્ટોકહોમમાં જાહેરાત થઈ એ પછી ગણતરીના કલાકોમાં વધામણીના એ સમાચાર લઈ ઉત્તર લંડન સ્થિત એમના નિવાસસ્થાને પહોંચ્યું ત્યારે ડૉરિસ એમના પુત્રને લઈ શાકભાજી લેવા ગયેલાં ! આ સમાચાર એમને રોઈટર્સના પત્રકાર મેટ કોવાને પછી કહ્યા ત્યારે એમનો પ્રથમ પ્રતિભાવ : 'અરે, આ તો છેલ્લાં ત્રીસ વરસથી ચાલી રહ્યું છે.. !' દાયકાઓથી એમને સાહિત્યનું નોબેલ પારિતોષિક મળવું જોઈએ એવી ચાલી આવતી આશા, અપેક્ષા, અટકળો અને વિવાદો ઉપર આખરે સુખદ પડદો પડ્યો !



એમના પિતા પહેલા વિશ્વયુધ્ધમાં અપંગ થયેલા અને પછી પર્શીયાની ઈમ્પીરીયલ બેન્કમાં સામાન્ય નોકરી કરતા હતા. મા નર્સ હતાં. એમણે એમના બાળપણને 'સુખ દુખના કઢંગા મિશ્રણ' તરીકે ઓળખાવ્યું છે અને વધુ તો વેદનાકર અનુભવ્યું છે. ૧૯૨૫માં મકાઈની ખેતીમાંથી વધારે આવક મેળવવાની આશા સાથે કુટુંબે બ્રિટીશ કૉલોની દક્ષિણ રહોડેશિયા (હવે ઝિમ્બાબ્વે)માં વસવાટ કર્યો. માને દીકરીનો યોગ્ય ઉછેર થાય એવી ચિંતા અને ચાનક રહેતી. એમને શરૂઆતમાં કોન્વેન્ટ સ્કૂલમાં અને પછી છોકરીઓ માટેની અલાયદી શાળામાં મૂકવામાં આવેલાં. ૧૩ વર્ષની ઉંમરે એમને શાળા છોડવી પડેલી અને પછી એ વિધિવત્ શિક્ષણ નહીં લઈ શકેલાં. જો કે ૧૯૯૫માં એમને હાર્વર્ડ યુનિવર્સિટીની માનદ્ પદવી એનાયત થયેલી.

રીતસરનું શિક્ષણ નહીં મેળવેલ ડૉરિસ સ્વશિક્ષિત, બૌધ્ધિક તરીકે વિકસ્યાં. ડિકન્સ, સ્કૉટ, સ્ટીવન્સન, કિપલીંગ, લૉરેન્સ, ટૉલ્સ્ટોય, દોસ્તોયવસ્કી જેવા અનેક નવલકથાકાર - લેખકોની કૃતિઓ એમણે

વાંચી. ૧૯૩૭માં એ સેલિસબરી આવ્યાં અને આ સમયમાં સહાયક નર્સ અને ટેલિફોન ઑપરેટર જેવી કામગીરી પણ કરી. ૧૯ વર્ષની ઉંમરમાં ફ્રેન્ક વિલ્સન સાથે લગ્ન કર્યાં. બે સંતાનો. થોડાંક વર્ષોમાં એમણે એ કુટુંબજીવન છોડી દીધું. આ સમયમાં એક સામ્યવાદી જૂથ 'લેફ્ટ બુક ક્લબ'ના સમ્પર્કમાં આવવાનું થયું. આ જૂથમાં કેન્દ્રીય ભૂમિકા ગોટફ્રીડ લેસીંગની હતી. એ સમ્પર્ક પછી લગ્નસંબંધમાં પરિણમ્યો. એક પુત્ર. યુધ્ધ પછીનાં વર્ષોમાં સામ્યવાદી વિચારસરણીથી એ ખાસ્સાં નિર્ભ્રાન્ત થતાં ચાલ્યાં અને ૧૯૫૪ના અરસામાં તો એમણે એ બધા છેડા ફાડી નાખ્યા. ૧૯૪૯માં તેઓ પુત્ર સાથે લંડન આવ્યાં અને ૧૯૫૦માં એમની પ્રથમ નવલકથા 'ધી ગ્રાસ ઈઝ સિન્ગીંગ' પ્રગટ થઈ.

આ દક્ષિણ આફ્રિકાની ગોરી વસાહત, એ સમાજનું છિછરાપણું અને એના ખોટા આત્મસંતોષ પ્રેરિત આત્મવિશ્વાસની ભીતરમાં લઈ જતી નવલકથા છે. એમની નવલકથાઓ બહુધા આત્મકથનાત્મક બને છે. આફ્રિકાના વસવાટ દરમ્યાન ત્યાંના જીવનને એમણે નજદીકી બારીકાઈથી જોયું, અનુભવ્યું છે. બાળપણની અનેકવિધ, ક્યારેક અસ્વસ્થ કરી મૂકે એવી સ્મૃતિઓ, રાજકારણ અને સમાજ સાથેની નિસ્બત અને એમાંથી લાધેલા વિશાળ અનુભવજગતને વણી લઈ, સમાજ અને વ્યક્તિના આંતરમનની ઝાંખી કરતી અને કરાવતી એમની નવલકથાઓ અને ટૂંકી વાર્તાઓમાં રંગભેદનું રાજકારણ, નારીવાદ, વ્યકિત અને કુટુંબની સામાજિક ભૂમિકા અને વીસમી સદીના પ્રશ્નો અને ચિંતાઓને અનુભવતું - ઊભારતું વિશ્વ છે. પણ આ બધાંની પડછે પ્રગટતા એમના આંતરમનનો આલેખ આસ્વાદ્ય છે.

'ચીલ્ડ્રન ઓફ વાયોલન્સ' (૧૯૫૨-૧૯૬૯) નામની એમની પાંચ નવલકથાની શ્રેણીમાં મારથા ક્વેસ્ટનું પાત્ર બહુધા આત્મકથનાત્મક છે. ઘરેલુ કૌટુંબિક ભૂમિકાના નકાર અને સામ્યવાદી વિચારસરણીની અસર અહીં જોવાય છે. મારથામાં આફ્રિકામાં ઊછરતી બાળાનું ચિત્રણ છે. યુવાનવયે એનાં લગ્ન થાય છે પણ એની ઈચ્છા તો માતાની જિંદગીથી વિપરીત ચાલવાની છે. આ શ્રેણીના બીજા પુસ્તક 'અ પ્રોપર મેરેજ' (૧૯૫૪)માં લગ્નજીવનની વિષમતા અને મારથા દ્વારા આખરે એના અસ્વીકારની વાત કહેવાઈ છે. આ જ શ્રેણીમાં 'અ રીપલ ફ્રોમ ધ સ્ટોર્મ' (૧૯૫૮) એ સમયમાં નવા વિચારોની હવા લઈને આવતી નવલકથા છે. એમાં માર્ક્સીઝમ અને મારથાની રાજકીય જાગૃતિનું આલેખન થયું છે. જો કે આ બધું પ્રગટ થયું ત્યાં સુધીમાં તો ડૉરિસ આ બધી જ વિચારસરણીઓ અને માન્યતાઓથી અલગ-અળગાં થઈ ગયેલાં. જો કે એ મિષે એમણે વ્યક્તિ અને સમાજના આંતરિક સંઘર્ષને ઊંડાણથી અનુભવ્યો અને એનું જે રીતે વેધક આલેખન કર્યું તે ચિરંજીવ રહેશે.

'ધી ગોલ્ડન નોટબુક' (૧૯૬૨)માં એક લેખિકાની સંઘર્ષ-કથા છે. આના વુલ્ફનું પાત્ર એક સ્ત્રી, પ્રેમી, લેખિકા, રાજકીય ચળવળકાર - એમ જીવનના જુદા જુદા ખંડોમાં વિભાજિત - શીર્ણ - વિશીર્ણ છે. જુદા જુદા કલરનાં પાનાંમાં લખાતી આનાની રોજનીશી એના વ્યકિતત્વના જુદા જુદા અંશોને પ્રમાણે - પ્રકાશે છે. આખરે એ આ બધાંમાંથી પસાર થતાં માનસિક રીતે ભંગાણના આરે પહોંચે છે પણ અહીં જ આ ભંગાણમાંથી પ્રગટે છે, કહો કે પુનર્જન્મ થાય છે એક નવા વ્યક્તિત્ત્વનો કે જે આ સૌ વિષમતાઓ, વિરોધાભાસોને સ્વયમ્‌માં સમાવી, ઓગાળી પોતાનામાં એક પૂર્ણ વ્યક્તિત્ત્વનો પ્રકાશ પામી શકે છે.

પોતાની અંતિમ નોટબુકમાં આના આ વિષે લખે છે.

આ નવલકથા માટે ડૉરિસે એવું નોંધ્યું છે કે "આ લખતાં મને એવું અનુભવાયું કે હું જે વસ્તુઓમાં નિશ્ચિતપણે માનતી લાગતી હતી તે વિષે ખરેખર મારી આંતરિક પ્રતીતિ તો કંઈક જુદી "

આ સૌ વિરોધાભાસો વચ્ચે તો આપણે જીવીએ છીએ જિંદગી - એક એવી જિંદગી કે જેની સાચી પિછાન હંમેશાં આપણે પામતા રહેવાની હોય છે."

એમની નવલકથાઓમાં પાત્રોની માનસિક અસ્વસ્થતાવાળી અવસ્થા જાણે કે આગળ ચાલતી હોય તેમ 'બ્રિફીંગ ફોર અ ડિસેન્ટ ઈન ટૂ હેલ' (૧૯૭૧)માં લંડનની શેરીઓમાં રખડતા એક એવા માણસનું ચિત્રણ છે કે જેને સામાન્ય માણસ જેવી કશી સ્મૃતિ જ રહી નથી. એ પછી લખાયેલ 'ધ સમર બિફોર ધી ડાર્ક' (૧૯૭૩)માં કેટની માનસિક સ્થિતિ ડૉક્ટરોના મતે અસ્વસ્થ હોવા છતાં અંદરથી એ પ્રબુધ્ધ છે.

સિત્તેરના દાયકાના અંતમાં ડૉરિસ કલ્પનકથાઓ અને સાયન્સ ફિક્શન તરફ વળતાં જણાય છે. 'કેનોપસ ઈન આર્ગોસ' શ્રેણીમાં 'ચીલ્ડ્રન ઓફ વાયોલન્સ' શ્રેણીની નવલકથાઓના અંતભાગમાં વ્યક્ત થયેલા વિચારો જરા જુદી રીતે આલેખાયા છે. 'કોલોનાઈઝડ પ્લેનેટ-૫' ૧૯૭૯માં પ્રકાશિત થઈ. 'ધી મેકીંગ ઓફ ધ રીપ્રઝેન્ટેટીવ ફોર પ્લેનેટ-૮'નું ફિલિપ ગ્લાસ દ્વારા સંગીત નાટકમાં રૂપાંતર થયેલું છે. જાણીતા રેખાંકનકાર ચાર્લી એડલાર્ડના સહયોગમાં 'પ્લેઈંગ ધી ગેમ' નામે એક વિશિષ્ટ ગ્રાફીક નોવેલનો પ્રયોગ પણ તેમણે કર્યો છે.

આ પછી જાણે કે અ-જાણીતા લેખક-નવલકથાકારોના સંઘર્ષને વાચા આપવી હોય તેમ એમણે બે નવલકથાઓ લખી. 'ધી ડાયરી ઓફ અ ગુડ નેબર' (૧૯૮૩) અને 'ઈફ ધ ઓલ્ડ કુડ' (૧૯૮૪) આ બન્ને નવલકથાઓ જેન સોમેર્સના નામે પ્રકાશિત કરવા એમણે પ્રકાશકોને મોકલેલી તો કેટલી ય વાર એ પરત થયેલી. આખરે એ પ્રકાશિત થઈ તો ભાગ્યે જ કોઈએ એની નોંધ પણ લીધી. જો કે જ્યારે તેમણે એ નવલકથાઓનાં લેખિકા તરીકે પોતાનું નામ જાહેર કર્યું ત્યારે એ બન્ને નવલકથાઓ ઠીક ઠીક ઊંચકાઈ ! અહીં તેઓ વાસ્તવલક્ષી કથાઓ તરફ પાછાં વળતાં જણાય છે 'ધી ગુડ ટેરરીસ્ટ' (૧૯૮૫)માં લેસીંગ જાણે કે રાજકારણની પૃષ્ઠભૂમિમાં પાછાં આવતાં હોય એવું ય જણાય. 'ધી ફિફ્થ ચાઈલ્ડ' (૧૯૯૮)માં સંકુચિત માન્યતાઓવાળાં સામાજિક જૂથોમાં જોવા મળતા એક પ્રકારના એકલતાપણાની લાગણીનું ચિત્રણ છે. 'ધી ગ્રાન્ડ મધર્સ' એમણે ૨૦૦૩માં પ્રકાશિત કરી. આ ચાર લઘુનવલ અંતર્ગત એમણે એક વિસ્તૃત કુટુંબજીવનની કથા કહી છે. પોતાના જીવન અનુભવો પર આધારિત નિબંધ સંગ્રહ 'ટાઈમ બાઈટ્સ' ૨૦૦૪માં અને એમની તાજી નવલકથા 'ધી ક્લેફ્ટ' હજુ આ વર્ષે જ પ્રગટ થઈ છે.

એમની આત્મકથાનો પ્રથમ ભાગ 'અન્ડર માય સ્કીન' ૧૯૯૫માં પ્રગટ થયો. એમાં ૧૯૪૯ સુધીના એમના જીવનનું આલેખન છે. બીજા ભાગ 'વૉકિંગ ઈન ધ શેડ'માં ૧૯૪૯થી ૧૯૬૨ સુધીની જીવનકથા છે; જે ૧૯૯૭માં પ્રકાશિત થઈ હતી.

ડૉરિસ લેસીંગ એમની નવલકથાઓમાં પોતાના જીવનને અને વ્યાપક અનુભવજગતને વધુ ને વધુ ઉત્કટતાથી જીવતાં રહ્યાં છે. અવાંતરે એમાં પાછાં વળતાં અને પાછાં એ જ જીવનને નવી નવી રીતે જીવતાં, જોતાં રહ્યાં છે. આગળ જોતાં ય પાછાં પાછળ નજર કરી લે છે અને ત્યારે જે કંઈ પણ નવું જોવાય તેને વર્તમાનના અનુભવમાં આમેજ કરતાં રહે છે. ક્યારેક તેમને આ કે તે વિચારધારા સાથે વિવેચકો દ્વારા સાંકળવામાં આવ્યાં છે. પ્રખર નારીવાદનાં પુરસ્કર્તાનું લેબલ લગાવાયું ત્યારે તો તેમને પ્રગટ વિરોધ કરવો પડેલો. આખરે તો પોતાનામાં જીવાતું અને જોવાતું જીવન એ જ એમની નવલકથાઓનો વિષય હોય એવું લાગે. એ જીવનને એમણે એમના સમયના સંદર્ભમાં જોયું છે ખરું, એનું ઉત્કટ નિરૂપણ પણ કર્યું છે પણ એમ કરતાં જીવનના મૂળ તત્ત્વ અને સત્ત્વને એમણે ક્યારેય વિસારે પડવા દીધું નથી. એમની મથામણ વ્યાપક જીવન સંદર્ભમાં આંતરમનને સમજતા રહેવાની છે.

*

## યુનેસ્કોએ વર્ષ ૨૦૦૭ને આંતરરાષ્ટ્રીય રૂમી વર્ષ જાહેર કર્યું.



આજના અફઘાનિસ્તાનના બલ્ખ શહેરમાં તા. ૨૦ સપ્ટેમ્બર ૧૨૦૭માં જન્મેલા પર્શિયન ભાષાના મહાન સૂફી કવિ મૌલાના જલાલ-ઉદ્-દીન રૂમીની ૮૦૦મી જન્મજયંતી પ્રસંગે યુનાઈટેડ નેશન્સ એજ્યુકેશનલ, સાયન્ટીફીક એન્ડ કલ્ચરલ ઓર્ગેનાઈઝેશન (યુનેસ્કો) દ્વારા હમણાં ૨૦૦૭નું વર્ષ આંતરરાષ્ટ્રીય રૂમી વર્ષ તરીકે જાહેર થયું. પશ્ચિમમાં હમણાં હમણાં રૂમીની કવિતાએ ઘણાંને ઘેલુ લગાડ્યું છે. એન્ડ્રયુ હાર્વેએ અને અન્ય વિદ્વાનોએ એમનાં કાવ્યો ઉપર પુસ્તકો લખ્યાં છે. જગતભરની ભાષાઓમાં આ રહસ્યવાદી કવિની કવિતાનાં ભાષાંતરો થતાં રહે છે. આપણે ત્યાં પણ રૂમીની રુબાઈઓના અનુવાદો જોવા મળતા રહે છે પણ એકસાથે સળંગ પુસ્તકરૂપે સુલભ થયા શ્રી સુરેશ દલાલ દ્વારા અનુવાદિત અને 'ઈમેજ' દ્વારા પ્રકાશિત પુસ્તક - 'હું તો તમને પ્રેમ કરું છું' - દ્વારા.

'હું શું શોધું છું ?<br>
શા માટે ?<br>
હું જ તો છું એ.<br>
એ શોધું છું હું.'

●

તારા પ્રકાશમાં<br>
હું શીખું છું પ્રેમની રીત.<br>
તારા સૌન્દર્યમાં શીખું છું<br>
કાવ્ય અને સંગીત.<br>
મારા હૃદયમાં થતા તારા નર્તનને<br>
કોઈ જોઈ ન શકે<br>
પણ ક્યારેક હું જોઉં છું<br>
અને દૃષ્ટિ થઈ જાય છે<br>
કલામય.

- જેવી અસંખ્ય રુબાઈઓ, પત્રો અને ૬૪૦૦૦ પંક્તિઓનું મહાકાવ્ય આપનાર રૂમીને 'આંતરદર્શનના કવિ' તરીકે ઓળખાવાયા છે. દક્ષિણ તુર્કીના કોન્યામાં ૧૭મી ડિસેમ્બર ૧૨૭૩માં એમનું મૃત્યુ થયું ત્યારે એમની દફનવિધિમાં સૌ ધર્મ, સૌ પંથના લોકો સામેલ થયા. મુસ્લિમ-ધર્મીઓના એક જૂથે આ માટે વાંધો લીધો ત્યારે સૌએ કહ્યું 'અમને રૂમીમાં મોસીઝ અને ઈશુ ખ્રિસ્તનાં દર્શન થયાં એમનો ધર્મ કવિતાનો, સત્યનો હતો.' એક ગ્રીક સાધુએ કહ્યું 'રૂમી એ રોટલાનો એવો ટૂકડો હતા કે કોઈ પણ ભૂખ્યા માણસ માટે એની જરૂરિયાત ન હોય એવું બને નહીં.' પશ્ચિમની અને સાંપ્રતમાં બધે પ્રસરી રહેલ ભૌતિકવાદી સંસ્કૃતિના લોકોને રૂમી હવે કેમ સાંભરે છે તે સમજી શકાય એવું છે.




આંતરરાષ્ટ્રીય રૂમી વર્ષ પ્રસંગે સ્મૃતિ-મેડલ જાહેર કરવામાં આવ્યો છે. સૂફી પરંપરાનો નૃત્યોત્સવ પ્રતિવર્ષ તુર્કીની પરંપરા પ્રમાણે કોન્યામાં ઉજવાય છે. યુનેસ્કો દ્વારા એને વિશ્વની સાંસ્કૃતિક વિરાસતનો દરજ્જો આપવામાં આવ્યો છે.

■

મુકુન્દ પી. શાહ

### ચિનુ મોદીના પ્રથમ ઉર્દૂ ગઝલ સંગ્રહ 'ઈર્શાદનામા'નું વિમોચન



શ્રી ચિનુ મોદી 'ઈર્શાદ'ના પ્રથમ ઉર્દૂ ગઝલ સંગ્રહ 'ઈર્શાદનામા'નો વિમોચન સમારંભ કવિના જન્મદિને તા. ૩૦ સપ્ટેમ્બર ૨૦૦૭ના રોજ અમદાવાદમાં 'રજવાડું'માં યોજાઈ ગયો. આ પ્રસંગે રાષ્ટ્રીય સ્તરે જાણીતા શાયર જનાબ નિદા ફાઝલીની વિશેષ ઉપસ્થિતિ પ્રસંગને આગવું પરિમાણ આપનારી નીવડી. શ્રી શોભિત દેસાઈ દ્વારા સંચાલિત મુશાયરામાં જનાબ મહમંદ અલવી, જયંત પરમાર, હર્ષ બ્રહ્મભટ્ટ, મુસાફિર પાલનપુરી, ચિનુ મોદી અને નિદા ફાઝલીએ ભાગ લઈ શ્રોતાઓને ખાસ્સા બે કલાક સુધી ઉર્દૂ શાયરીની અનેરી રંગતનો અનુભવ કરાવ્યો.

મુશાયરામાં શ્રી ચિનુ મોદી 'ઈર્શાદ' દ્વારા રજૂ થયેલ કેટલાક શેર :

પહ હમારા હૈ મકાં, અલ્લામિયા<br>
આપકા તો આસમાં, અલ્લામિયા

○

યાદ તેરી કિસ તરહ આતી હૈ ?<br>
શાખ સે પત્તે ભી ઝડ સકતે નહીં !

○

બોલ, મક્કા યા મદિના ચાહિયે ?<br>
ચાય મેં થોડા ફુદીના ચાહિયે

○

પહેલેસે હાલાત કહાં ?<br>
અબ હોતી હૈ બાત કહાં ?<br>
કાર ચલાતે, કાંચ ઉતારે<br>
અબ ઐસી બરસાત કહાં ?

○

ખાના-પીના કુછ ભી નહીં રખ્ખા હૈ પ્યારે ?<br>
જન્નત હૈ ઔર કોઈ બંદોબસ્ત નહીં ?

ચિનુ મોદી અમદાવાદમાં એ સાંજે બરાબર ખિલ્યા હતા. ૬૮ વર્ષ પૂરાં કરતાં પોતાના નવા વરસને એમણે નામ આપ્યું - વેટ-૬૯ ! નવભારત સાહિત્ય મંદિર (૨૦૧, પેલિકન હાઉસ, નટરાજ સિનેમા પાસે, આશ્રમરોડ, અમદાવાદ-૩૮૦૦૦૧) દ્વારા પ્રકાશિત 'ઈર્શાદનામા'ના વિમોચન સમારંભ આ પછી વડોદરામાં તા. ૧ ઑક્ટોબરના રોજ અને ૧૫મી ઑક્ટોબરે મુંબઈમાં યોજાયા હતા.

*

### ગૌરવ પુરસ્કાર

ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા વર્ષ ૨૦૦૩થી ૨૦૦૬ના જાહેર થયેલ સાહિત્ય ગૌરવ પુરસ્કાર તાજેતરમાં અર્પણ કરાયા હતા. જેમાં સર્વ શ્રી ડૉ. મધુસૂદન પારેખ (૨૦૦૩), ડૉ. ભોળાભાઈ પટેલ (૨૦૦૪), વિનોદ ભટ્ટ (૨૦૦૫), ડૉ. ચંદ્રકાન્ત શેઠ (૨૦૦૬)ને તથા હિંદી સાહિત્ય અકાદમી દ્વારા ડૉ. અંબાશંકર નાગર (૨૦૦૩), ડૉ. રામકુમાર ગુપ્ત (૨૦૦૪), ડૉ. આચાર્ય રઘુનાથ ભટ્ટ (૨૦૦૫), ડૉ. બંસીધર શર્મા (૨૦૦૬)ને, સંસ્કૃત સાહિત્ય અકાદમી દ્વારા ડૉ. વસંતલાલ પરીખ (૨૦૦૫) તથા પ્રો. સુરેશચંદ્ર દવે (૨૦૦૬)ને તથા સિંધી સાહિત્ય અકાદમી દ્વારા ઈન્દ્રા વાસવાણી (૨૦૦૪), ભગવાન 'નિર્દોષ' (૨૦૦૫) તથા ડૉ. હુંદરાજ બલવાણી (૨૦૦૬)ને સાહિત્ય ગૌરવ પુરસ્કારથી સન્માનીત કરાયા હતા. તા. ૨૭મી સપ્ટેમ્બર

૨૦૦૭ના રોજ રાજ્યનાં શિક્ષણમંત્રી શ્રીમતી આનંદીબહેન પટેલ અને ઉદ્યોગમંત્રી શ્રી અનિલભાઈ પટેલના અતિથિવિશેષપદે યોજાયેલ સમારંભમાં આ ગૌરવ પુરસ્કાર અર્પણ થયા હતા.

*

### ન્યૂજર્સીમાં સુરેશ સ્વજનોનો ઉત્સવ

ન્યૂજર્સીના રટગર્સ યુનિવર્સિટીના નિકોલસ થિયેટરમાં આઈના સંસ્થા દ્વારા 'ઉત્સવ : સુરેશ સ્વજનો'નો કાર્યક્રમ ૨૯ સપ્ટેમ્બરે યોજાઈ ગયો. ન્યૂજર્સીના ગવર્નર જોન એસ. કોરાઈઝન દ્વારા શ્રી સુરેશ દલાલનું સન્માન કરાયું. આ પ્રસંગે ન્યૂ બ્રન્સવીકમાં યોજાયેલા કવિ સંમેલનમાં સર્વશ્રી મુકેશ જોશી, સૌમ્ય જોશી, અંકિત ત્રિવેદી સુરેશ દલાલ, રઈશ મણિયાર, રાજેશ વ્યાસ 'મિસ્કીન', સનત વ્યાસ, 'આદિલ' મન્સૂરી, નટવર ગાંધી, અશરફ ડબાવાલા, મધુમતી મહેતા, પ્રીતમ લખલાણી, નિલેશ રાણા, ચન્દ્રુ શાહ, પન્ના નાયક વગેરે કવિઓએ ભાગ લઈ ઉત્સવમાં કવિતાના રંગ ભર્યા. અગાઉ ત્રણ વર્ષ પહેલાં વૉશિંગ્ટન ડીસી.ના મેયરે પણ સુરેશનું સન્માન કરતાં પ્રોક્લેમેશન આપ્યું હતું અને ૬ સપ્ટેમ્બર ૨૦૦૪ના દિવસને 'સુરેશ પી. દલાલ ડે' જાહેર કરવામાં આવ્યો હતો. વિદેશની ધરતી પર ગુજરાતી કવિ - સાહિત્યકારનું સન્માન ગૌરવપ્રદ ઘટના છે.

*

### દસમો નરસિંહ મહેતા ઍવોર્ડ

વર્ષ ૨૦૦૭નો દસમો નરસિંહ મહેતા ઍવોર્ડ એનાયત કરવાનો સમારંભ તા. ૨૬ ઑક્ટોબર ૨૦૦૭ના રોજ વાલ્મીકિ જયંતીના પર્વ-દિવસે જૂનાગઢમાં ગિરનારની તળેટીમાં શ્રી રૂપાયતનમાં યોજાઈ ગયો. ગુજરાતી કવિતાના ગૌરવ શિખર સમા શ્રી સુરેશ દલાલને આ સન્માન ગુજરાતના સાક્ષરો અને સાહિત્ય-રસિકોની ઉપસ્થિતિમાં શ્રી મોરારિબાપુના હસ્તે અર્પણ કરાયું.

સુરેશ દલાલના કવિતા-પાઠથી શ્રોતાગણ રસરંજિત થયો. સુ.દ.ની રચનાઓના હર્ષવીણાબહેન બુચના ગાનથી ગિરનારની તળેટી ગહેકી. શ્રી ચંદ્રકાન્ત શેઠ અને શ્રી રઘુવીર ચૌધરીએ સુ.દ.ની સુદીર્ઘ કવિતા, સાહિત્ય યાત્રાને બિરદાવી.

*

### મનોજ પર્વ-૨ની ઊજવણી

આદ્યકવિ નરસિંહ મહેતા સાહિત્યનિધિના પ્રથમ અધ્યક્ષ અને મૂર્ધન્ય કવિશ્રી મનોજ ખંડેરિયાની સ્મૃતિમાં 'મનોજ પર્વ-૨'ની ઊજવણી આગલા દિવસે તા. ૨૫ ઑક્ટોબર ૨૦૦૭ના રોજ શરદ પૂનમના અવસરે જૂનાગઢમાં શામળદાસ ગાંધી હૉલમાં થઈ. આ પ્રસંગે નવભારત સાહિત્ય મંદિર દ્વારા શ્રી મનોજ ખંડેરિયાની સમગ્ર કવિતાના ગ્રંથ 'વરસોનાં વરસ લાગે'નું વિમોચન થયું. શ્રી નીતિન વડગામા સંપાદિત કવિનાં કાવ્યોના આસ્વાદ ગ્રંથ 'શબ્દો જન્મ્યા પરવાળામાં' તેમજ તેમનાં સંસ્મરણો અને અભ્યાસલેખોનો ગ્રંથ 'હજી ક્યાંક કરતાલ વાગ્યા કરે છે'નું વિમોચન પણ આ પ્રસંગે સંપન્ન થયું. પૂજ્ય મોરારિબાપુના આશીર્વચનથી આરંભાયેલ કાર્યક્રમમાં નરસિંહનાં પદ અને મનોજ ખંડેરિયાની રચનાઓનું ગાન શ્રી અમર ભટ્ટ અને શ્રી પીયૂષ દવેએ કર્યું તો આ પ્રસંગે મનોજની કવિતા વિષે શ્રી સુરેશ દલાલ, શ્રી નીતિન વડગામા અને શ્રી લાભશંકર પુરોહિતે વિગતે વાત કરી. શ્રી પૂર્ણિમાબહેન ખંડેરિયાએ પ્રતિભાવ આપ્યો.

*

### રમણલાલ સોનીની જન્મશતાબ્દી ઉજવાઈ

તા. ૨૨મી સપ્ટેમ્બરે શારદા મંદિરનાં બાળકોએ જાણીતા બાળસાહિત્યકાર શ્રી રમણલાલ સોનીની જન્મશતાબ્દીની ઉજવણી નિમિત્તે તેમની પાંચ વાર્તાઓને નાટ્યરૂપે રજૂ કરી હતી. આ પ્રસંગે સ્વ. રમણલાલ સોનીના સુપુત્ર શ્રી શ્રીરામભાઈ તથા પુત્રવધૂ શ્રીમતી રેણુકાબહેન તથા પ્રો. સુરેશભાઈ શાહ ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે શ્રી યશવંત મહેતાએ શ્રી રમણલાલ સોનીના જીવન અને કવનનો પરિચય આપ્યો હતો. સંસ્થાના નિયામક શ્રી દિનુભાઈ દવે તથા કો ઓર્ડિનેટર ડૉ. ઊર્મિલાબહેન શાહે પ્રાસંગિક પ્રવચન કર્યાં હતાં.

*

### નાનાભાઈ ભટ્ટ પુનર્મૂલ્યાંકન : પરિસંવાદ

તા. ૧૭થી ૧૯ સપ્ટેમ્બર દરમ્યાન દર્શક ફાઉન્ડેશન અને લોકભારતી ગ્રામવિદ્યાપીઠના ઉપક્રમે સણોસરા ખાતે

યોજાયેલ 'નાનાભાઈ ભટ્ટ પુનર્મૂલ્યાંકન' વિષયક યોજાયેલ પરિસંવાદનું મંગલ પ્રવચન પૂ. શ્રી મોરારિબાપુએ આપ્યું હતું. આ પ્રસંગે વિવિધ વક્તાઓએ શ્રી નાનાભાઈ ભટ્ટના જીવન અને કવન વિશે વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ પ્રસંગે નાનાભાઈના જીવન પ્રસંગોનું શ્રી મહેન્દ્રસિંહ પરમાર દિગ્દર્શિત નાટ્ય રૂપાંતર 'અજવાસનું આચમન' દક્ષિણામૂર્તિ અને ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ દ્વારા ભજવાયું હતું.

પરિસંવાદના માર્ગદર્શક શ્રી રઘુવીર ચૌધરી અને આયોજક શ્રી મનુસખ સલ્લા હતા.

*

## 'આદિલ' મન્સૂરીને એવૉર્ડ

અમેરિકન ફેડરેશન ઑફ મુસ્લીમ ઑફ ઇન્ડિયાના ઉપક્રમે જાણીતા ગઝલકાર 'આદિલ' મન્સૂરીને તેમની સર્જનયાત્રાના સંદર્ભે લાઈફ ટાઈમ અચિવમેન્ટ એવૉર્ડ ૧લી સપ્ટેમ્બરના રોજ અર્પણ કરવામાં આવ્યો હતો.

*

## જૈન સાહિત્ય જ્ઞાનસત્ર

મુંબઈના ઘાટકોપરમાં આવેલ પારસધામ સંકુલમાં જૈન સાહિત્ય જ્ઞાનસત્રનું છઠ્ઠી ઑક્ટોબરના રોજ આયોજન કરવામાં આવ્યું હતું. આ જ્ઞાનસત્રમાં જુદા જુદા ૫૦ વક્તાઓએ જૈન કવિઓની આધ્યાત્મિક કવિતા, કાન્તદ્રષ્ટા મુનિશ્રી સંતબાલજી, જૈન સંસ્કૃતિના વિકાસમાં નારી યોગદાન અને ધર્મ - અનુષ્ઠાનોની વૈજ્ઞાનિકતા જેવા વિષયો પર વક્તવ્યો આપ્યાં હતાં.

શાસન અરુણોદય શ્રી નમ્રમુનિ તથા અન્ય સંતોની નિશ્રામાં ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષસ્થાને યોજાયેલા આ જ્ઞાનસત્રમાં સર્વશ્રી ગુણવંત ખરવાળિયા, ડૉ. ધનવંત શાહ, ડૉ. રશ્મિ ઝવેરી, ડૉ. રસિક મહેતા, ડૉ. બિપીન દોશી અને સુરેશ ગાલાએ જુદી જુદી બેઠકોમાં વક્તવ્યો આપ્યા હતાં.

*

## 'ગાંધી-સરદારની ગુજરાત કૉંગ્રેસ' પુસ્તકનું વિમોચન

તા. ૭ ઓક્ટોબરના રોજ સરદાર સ્મૃતિ ભવન ખાતે શ્રી બિહારીભાઈ શાહના અધ્યક્ષપદે યોજાયેલ સમારોહમાં સ્વ. શ્રી વિષ્ણુભાઈ દવે અને શ્રી મહેન્દ્રભાઈ ચાવડા કૃત 'ગાંધી-સરદારની ગુજરાત કૉંગ્રેસ' પુસ્તકનું વિમોચન શ્રી દિનેશભાઈ શાહે કર્યું હતું. શ્રી જિતેન્દ્રભાઈ દેસાઈએ સ્વાગત પ્રવચન, અતિથિવિશેષ શ્રી પોપટલાલ વ્યાસ, શ્રી ઈન્દુભાઈ પટેલે પ્રાસંગિક પ્રવચન અને શ્રી શંકરભાઈ પટેલે આભાર દર્શન કર્યું હતું. શ્રી વર્ષાબહેન દેસાઈએ સંચાલન કર્યું હતું.

*

## 'અભિરુચિ'માં નિબંધ સાહિત્યનું પરિશીલન

તા. ૨૮મી સપ્ટેમ્બરે 'અભિરુચિ'ના ઉપક્રમે ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે શ્રી મનસુખભાઈ સલ્લાએ 'નિબંધ સ્વરૂપ લાક્ષણિકતાઓ' વિષયક વ્યાખ્યાન આપ્યું હતું. ભૂમિકા શ્રી અનિલા દલાલે બાંધી હતી. સ્વાગત પ્રવચન શ્રી રૂપા શેઠે અને આભારદર્શન શ્રીમતી રીતા ભટ્ટે કર્યું હતું.

*

## 'જીવન અને કવિતા' વિષયક પ્રવચન

તા. ૨૫મી સપ્ટેમ્બરે શ્રી ધીરુભાઈ પરીખે ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપક્રમે ગોવર્ધન સ્મૃતિ મંદિર ખાતે ડૉ. કુમારપાળ દેસાઈની અધ્યક્ષતામાં 'ઉશનસ્ વ્યાખ્યાનમાળા'માં 'જીવન અને કવિતા' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

*

## 'મેરા રંગ દે બસંતી ચોલા'

તા. ૧૮મી સપ્ટેમ્બરે શહીદે આઝમ ભગતસિંહ અને ક્રાન્તિકારી ધારાના અન્ય સ્વાતંત્ર્યવીરોને કેન્દ્રમાં રાખીને, ૧૮૫૭થી ૧૯૪૭ સુધીની સ્વાતંત્ર્યગાથાને ૪૦૦ ઉપરાંત ચિત્રો - તસવીરો સાથે સમાવતા ગ્રંથ 'મેરા રંગ દે બસંતી ચોલા'નું વિમોચન વડોદરા ખાતે ૯૦ ઉપરાંત વર્ષના સ્વાતંત્ર્યસેનાની શ્રી ભાસ્કરભાઈ દેસાઈને હસ્તે યોજાયું હતું. ઑલ ઈન્ડિયા ડેમોક્રેટિક સ્ટુડન્ટ્સ ઓર્ગેનાઈઝેશન દ્વારા પ્રકાશિત આ મૂલ્યવાન સંદર્ભગ્રંથના વિમોચન ટાણે અતિથિવિશેષ સર્વશ્રી યશવન્ત મહેતા, જગદીશભાઈ શાહ, ભરત મહેતા, પ્રોફેસર હંસ વગેરે હતા. અધ્યક્ષપદે સંગઠનના પ્રમુખ શ્રી જયેશ પટેલ હતા અને સંચાલક મુકેશ સોમવાલ હતા.

*

### સંસ્કૃતસત્ર - ૮

તા. ૧૪, ૧૫ અને ૧૬ સપ્ટેમ્બરના રોજ શ્રી કૈલાસ ગુરુકુળ મહુવા ખાતે પૂજ્ય શ્રી મોરારિબાપુની નિશ્રામાં સંસ્કૃત સાહિત્યસત્ર - ૮ યોજાયું હતું જેમાં વિવિધ વિદ્વાન વક્તાઓએ 'મહાભારતનાં પાત્રો' વિષયક વક્તવ્યો આપ્યાં હતાં. આ પ્રસંગે વેદાંત-ન્યાયશાસ્ત્રના વરિષ્ઠ વિદ્વાન શ્રી લક્ષ્મેશ જોશીને 'વાચસ્પતિ પુરસ્કાર' પ્રદાન કરાયો હતો તથા સંસ્કૃતક્ષેત્રે રાષ્ટ્રીય સાહિત્ય અકાદમી એવોર્ડ પ્રાપ્ત કરનાર કવિ શ્રી હર્ષદેવ માધવનું સન્માન કરવામાં આવ્યું હતું.

*

### પ્રવીણ દરજીનું સાહિત્યની વિભાવના વિષયક વ્યાખ્યાન

એન. એસ. પટેલ આર્ટ્સ કોલેજ, આણંદ અને તેના અનુસ્નાતક ગુજરાતી વિભાગના ઉપક્રમે સંપન્ન થતી વિદ્યારંભ વ્યાખ્યાનશ્રેણીમાં જાણીતા સર્જક - વિવેચક ડૉ. પ્રવીણ દરજીએ 'સાહિત્યની વિભાવના' વિશે મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. આ પ્રસંગે અનુસ્નાતકના એક જૂથે તેમજ અધ્યાપકોએ ડૉ. દરજીનો સાહિત્યિક પ્રશ્નો સંદર્ભે રસપ્રદ ઈન્ટરવ્યુ પણ લીધો હતો.

*

### 'મોતીચરાની વારતા' પુસ્તકનું લોકાર્પણ

તા. ૧૪મી સપ્ટેમ્બરે શિવશંકર ચેરિટેબલ ટ્રસ્ટ મુંબઈના ઉપક્રમે બનાસકાંઠાના હદાડ ગામે યોજાયેલ સમારંભમાં અધ્યક્ષસ્થાનેથી અધિક માહિતી નિયામક ડૉ. દલપત પઢિયારે 'સંત સરવાણી' કાર્યક્રમ અંતર્ગત શ્રી ભગવાનદાસ પટેલ સંપાદિત આદિવાસી સાહિત્યના ૩૬મા પુસ્તક 'મોતીચરાની વારતા' પુસ્તકનું લોકાર્પણ કર્યું હતું.

*

### કાવ્યપઠન

તા. ૮મી સપ્ટેમ્બરે સુરેન્દ્રનગર જિલ્લા પુસ્તકાલયને ઉપક્રમે સાહિત્યકારોની ઉપસ્થિતિમાં કવિ શ્રી આર. એસ. દૂધરેજિયાએ પોતાની કાવ્ય રચનાઓનું પઠન કર્યું હતું. સંચાલન શ્રી પંકજ ત્રિવેદીએ કર્યું હતું.

*

### દેવવ્રત પાઠક સ્મૃતિ વ્યાખ્યાન

તા. ૮મી સપ્ટેમ્બરના રોજ દેવવ્રત પાઠક અમૃત મહોત્સવ સન્માન સમિતિ તથા શાંતિ સંશોધન કેન્દ્રના સંયુક્ત ઉપક્રમે ગુજરાત વિદ્યાપીઠ ખાતે યોજાયેલ સમારંભમાં એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીનાં પૂર્વ પ્રાધ્યાપક ડૉ. ઉષાબેન ઠક્કરે 'રાજકીય પડકારો અને ગાંધીવિચાર' વિષય ઉપર દેવવ્રત પાઠક સ્મૃતિ વ્યાખ્યાન આપ્યું હતું. ગુજરાત વિદ્યાપીઠના કુલનાયક ડૉ. સુદર્શન આયંગારે તથા ડૉ. પુષ્પાબહેન મોતીયાનીએ પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. સ્વાગત પ્રવચન શ્રી દિનેશભાઈ શુકલે તથા આભારદર્શન શ્રી ગૌતમ ઠાકરે કર્યું હતું.

*

### ગાંધીનગરમાં હાસ્ય સંમેલન

તા. ૧૪મી ઓક્ટોબરે વાચક મંડળ તથા સાહિત્ય સભા ગાંધીનગરના ઉપક્રમે જિલ્લા ગ્રંથાલય ખાતે અમદાવાદ અને ગાંધીનગરના હાસ્ય લેખકોનું એક સંમેલન યોજાયું હતું. સંચાલન અને આયોજન શ્રીમતી કલ્પના જિતેન્દ્રે કર્યું હતું.

*

### સારસ્વત બંધુબેલડીનું સ્મૃતિ વ્યાખ્યાન

તા. ૨૭મી સપ્ટેમ્બરના રોજ એલ. ડી. ઈન્સ્ટીટ્યૂટ ખાતે યોજાયેલ કાર્યક્રમ અંતર્ગત ગુજરાતી સાહિત્યના શ્રી બાલાભાઈ વીરચંદ દેસાઈ (જયભિખ્ખુ) અને શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ આ બન્ને સદ્‌ગત સારસ્વતોને સ્મૃતિ વંદના આચાર્ય શ્રી શીલરત્નસૂરિ, જાદુગર કે. લાલ, ડૉ. કુમારપાળ દેસાઈ, શ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ વગેરે મહાનુભાવોએ કરી હતી.

*

### જ્ઞાન વિજ્ઞાન વ્યાખ્યાન શ્રેણી

તા. ૧૭ ઓક્ટોબરે ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ ખાતે શ્રી ભદ્રંકર વિદ્યાદીપક જ્ઞાન વિજ્ઞાન શ્રેણીમાં ડૉ. વસંતભાઈ પરીખે મહાભારતનાં કેટલાંક પાત્રો વિષયક વ્યાખ્યાન આપ્યું હતું. તેમનો પરિચય ડૉ. દશરથભાઈ વેદિયાએ આપ્યો હતો. ડૉ. કુમારપાળ દેસાઈએ આભારદર્શન અને ડૉ. પ્રીતિ શાહે સંચાલન કર્યું હતું.

■

**'સંચય'ના સન્નિષ્ઠ સંપાદક શ્રી મહેન્દ્ર રાવળનું અવસાન**

પ્રેરણાત્મક, માહિતીપૂર્ણ અને રચનાત્મક લેખો, પ્રવચનો, મંતવ્યો અને મુલાકાતો' જેવી પ્રગટ, અ-પ્રગટ પુષ્ટ વાચનસામગ્રીનો સંચય કરી છેલ્લાં આડત્રીસ વર્ષથી પ્રગટ થતા રહેલા 'સંચય' સામયિકના સન્નિષ્ઠ સંપાદક શ્રી મહેન્દ્ર રાવળ (૧૨-૧-૧૯૩૧ ૩-૧૦-૨૦૦૭) હવે આપણી વચ્ચે નથી. એકધારી નિષ્ઠાથી એકલે હાથે એમણે આ 'ડાયજેસ્ટ' પ્રકારનુ માસિક ચલાવ્યું ૭૬ વર્ષના આયુષ્યમાં બરાબર અડધી જિંદગી એમણે 'સંચય'ને આપી. લેખો અને સામગ્રી માટે વારંવાર ઊઘરાણી કરતા રહે. 'મહેન્દ્ર રાવળ ડિસ્ટર્બ કરે છે' એવા વાક્યથી જ ઘણુ ખરું ફોન ઉપરનો એમનો મિતભાષી સંવાદ શરૂ થાય, ઘડીભર બધું બાજુ પર મૂકીને એમને સાંભળવાનું મન થાય એવું વ્યક્તિત્વ. આસપાસમા પ્રગટ થતી વાચનસામગ્રીમાથી સારું, સાત્ત્વિક શું છે એને પરખવાની એમને સૂઝ હતી. સંબધો પણ સાચવે અને જેમને ગમે તેમને માટે પ્રસિધ્ધિની લ્હાણી કરવા ય પ્રેરાય પણ સાથોસાથ સામયિકનો મૂળ હેતુ પણ પૂરી નિષ્ઠાથી સાચવતા રહે. 'સંચય' એથી ક્યારેક વિવિધરંગી મસાલાવાળુ પણ બને પણ એ બધામાંથી સૌને કશુંક ને કશુંક પોતાની રસ-રુચિને અનુરૂપ મળતું રહે ઘાટીલા અક્ષરોમાં સરળ-સહજ લખે. 'સંચય'ના સંપાદન નિમિત્તે તેઓ શ્રી જે આર ડી ટાટા, નાની પાલખીવાળા અને એવા કંઈક કંઈક મહાનુભાવોના સમ્પર્કમા આવેલા. મોટા માણસોની મોટી વાતો એમને યાદ રહે અને કહે. 'સચય'માં મેં એમને સ્મૃતિ લેખમાળા કરવા સૂચવેલું. છેલ્લે મને ફોન કરી એ વાતમાં સક્રિય થયા છે એવું કહેલુ ! 'સંચય'માં એમનું ઘણુ સારપણ સંચિત છે. જળવાશે ? પ્ર.

## પ્રતિભાવ

●

### મૈત્રી વિવેચન : ક્યારેક - કેટલાક

'ઉદ્દેશ' સપ્ટેમ્બર ૨૦૦૭ના તંત્રીલેખ 'વિવેચનનો ધર્મ' અંતર્ગત શ્રી નલિન રાવળની 'મૈત્રી વિવેચનની દૃઢ થતી આવતી પ્રણાલીને લક્ષ કરતી રચના - ક્યારેક -' પ્રગટ થઈ છે. એના પ્રતિ-ભાવમાં :

ક્યારેક<br>
વિ<br>
વે<br>
ચ<br>
ક<br>
કવિને<br>
પ્ર<br>
શં<br>
સા<br>
ની<br>
શૂ<br>
ળી<br>
ઉ<br>
**કેટલાક કવિઓ પણ શૂળી પ હસતાં હસતાં ચડી જાય છે.**<br>
ર<br>
ચ<br>
ડા<br>
વે<br>
છે.

**મહેન્દ્ર શાહ**

૧૧૦૨, 'મીનારેટ', દાદાભાઈ ક્રોસ રોડ, ભવાન્સ કોલેજ પાસે, અંધેરી (પશ્ચિમ), મુંબઈ - ૪૦૦ ૦૫૮

૨ ઑક્ટોબર, ૨૦૦૭, ગાંધી જયંતી

અણગમતું આંખે ન આણીએ

મનગમતું મનમાં વધાવીએ

વસાવીએ ? વિચારીએ.

●

લવાજમ ભરવું

એટલે

એ મેગેઝિન વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું 'કમિટમેન્ટ'

●

**જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org**

## આ અંકના સર્જકો

**સુન્દરમ્** **ઉમાશંકર જોશી** **રમણભાઈ બી. પટેલ** **કેદારનાથસિંહ / ડૉ. બિન્દુ ભટ્ટ** : સી/૬૩-૬૪, ગ્રીન સીટી, જી.આઈ.ડી.સી., સેક્ટર-૨૬, ગાંધીનગર - ૩૮૨૦૨૮ **દત્તા હલસગીકર / અરુણા જાડેજા** : એ-૧, સરગમ ફ્લેટ્સ, ઈશ્વર ભુવનથી પૂર્ણાનંદ આશ્રમ રોડ, ઈશીતા ટાવરની પાછળના ભાગે, નવરંગપુરા, અમદાવાદ - ૩૮૦૦૦૯ **ચંદ્રકાન્ત શેઠ** : બી-૯, પૂર્ણેશ્વર ફ્લેટ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫ **રાજેશ વ્યાસ 'મિસ્કીન'** : ૧, સરસ્વતી સોસાયટી, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭ **રવીન્દ્ર પારેખ** : ૧, યૂનિયનધારા, મોદી બંગલો, સૂરત - ૩૯૪૦૦૭ **રમેશ પારેખ** **ચંદ્રવદન ચી. મહેતા** **વિપિન પરીખ** : ઈમેન્યુલ એપાર્ટમેન્ટ, રોબર્ટ મની સ્કૂલની બાજુમાં, પ્રોક્ટર રોડ, મુંબઈ - ૪૦૦૦૦૭ **ઉશનસ્** : લક્ષ્મી શેરી, મદનવાડ, વલસાડ - ૩૯૬૦૦૧ **ચંદ્રકાંત ટોપીવાળા** : ડી-૬, પૂર્ણેશ્વર ફ્લેટસ, ગુલબાઈ ટેકરા, અમદાવાદ - ૩૮૦૦૧૫ **સર્વેશ્વર દયાલ સક્સેના / ડૉ. બિન્દુ ભટ્ટ** **અઝીઝ જાવેદ મિર્ઝા / મુસાફિર પાલનપુરી** : સુગુન, સલીમપુરા, જૂના ડાયરા, પ્રજાપતિ વાસ, પાલનપુર **નઝિક અલ-મલૈકા / સુરેશ દલાલ** : ૧૩૩, હસ્સા મહલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦૦૦૫ **રવીન્દ્રનાથ ટાગોર / મહેશ દવે** **રાવજી પટેલ** **હરિશ્ચંદ્ર ભટ્ટ** **રાધેશ્યામ શર્મા** : ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ - ૩૮૦૦૨૨ **મફત ઓઝા** **હસમુખ મઢીવાળા** **પ્રજારામ રાવળ** **પૂજાલાલ** **પ્રબોધ ર. જોશી** : 'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ **નીલમ એચ. દોશી** : ૨૦૩, પરિચય એપાર્ટમેન્ટ, મધર મિલ્ક પેલેસની પાસે, જજીસ બંગલો ક્રોસ રોડ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **મહેશ દવે** : ૧, વનશ્રી સોસાયટી, ડ્રાઈવ ઈન રોડ, થલતેજ, અમદાવાદ - ૩૮૦૦૧૫ **હર્ષદ ચંદારાણા** : પોસ્ટ બોક્ષ ૪૬, સેન્ટર પોઈન્ટ, મહાત્મા ગાંધી રોડ, અમરેલી - ૩૬૫૬૦૧ **પ્રવીણ દરજી** : 'વાગીશા' ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૧૨૦ **દુષ્યંત પંડ્યા** : 'સન્નિધિ', ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ **નિર્મિશ ઠાકર** : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ **હેમેન્દ્ર એ. શાહ** : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ **મુકુન્દ પી. શાહ** : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) November 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd 9 on 15th of every month under Postal Regd No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008

અસત્યમાંથી લઈ સત્યમાં જા !
તમિસ્ત્રમાંથી લઈ તેજમાં જા !
આ પારથી તું ઓ પાર લઈ જા !
તું મૃત્યુમાંથી લઈ મોક્ષમાં જા !

૨૮ ૮-૪૮

રમણભાઈ બી. પટેલ
*કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી*

dedicated to life

# ઉદ્દેશ

વર્ષ : અઢારમું　　　　અંક : પાંચમો　　　　સળંગ અંક : ૨૦૭

## અનુક્રમ : ડિસેમ્બર ૨૦૦૭



### વાચકો-ગ્રાહકો-લેખકો માટે સૂચનાઓ

- 'ઉદ્દેશ' દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે
- 'ઉદ્દેશ'ના ગ્રાહક ગમે તે અંકથી થઈ શકાય છે. વાર્ષિક લવાજમ ભરનાર ગ્રાહકને જે અંકથી ગ્રાહક થયા હશે તે અંકથી ગ્રાહક ગણવામાં આવશે.
- વાર્ષિક લવાજમ (દેશમાં) રૂ. ૨૦૦, વિદેશમાં (એરમેલ) યુ. એસ. ડૉલર ૨૫, આ અંકની છૂટક નકલ રૂ. ૨૫, પોસ્ટેજ સાથે. અંક સિલકમાં હશે ત્યાં સુધી મોકલાશે.
- 'ઉદ્દેશ'ના ધોરણ અને સ્વરૂપને અનુલક્ષીને લેખકોએ પોતાની કૃતિઓ મોકલવી. અન્યત્ર મોકલેલી કે પ્રકાશિત કૃતિ મોકલવી નહીં. સામાન્ય રીતે સ્વીકૃત કૃતિનો જવાબ એક મહિનામાં આપવામાં આવે છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી. અસ્વીકૃત કૃતિ પાછી મોકલાતી નથી. લેખકોએ પોતાની કૃતિની નકલ જાળવી રાખવા વિનંતી છે. લખાણ કાગળની એક બાજુએ સુવાચ્ય અક્ષરોમાં લખવું. સરનામું અવશ્ય લખશો.
- 'ઉદ્દેશ' પુરસ્કારનું ધોરણ સ્વીકારે છે. વળતિ પ્રસિદ્ધ કૃતિઓ માટેનો પ્રતીક પુરસ્કાર કાર્યાલય તરફથી મોકલી આપવામાં આવશે.
- 'ઉદ્દેશ'માં પ્રસિદ્ધ થતા લખાણની જવાબદારી જે તે લેખકની છે. અહીં પ્રકાશિત લેખકોના બધા અભિપ્રાયો સાથે તંત્રી સંમત છે એમ માની લેવું નહીં.
- કૃતિઓ મોકલવા, લવાજમ મોકલવા તથા અન્ય પત્રવ્યવહાર માટેનું સરનામું

'ઉદ્દેશ' ફાઉન્ડેશન,
c/o. પ્રબોધ ર. જોશી,
'Serene', સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટિ,
બોપલ, અમદાવાદ-૩૮૦૦૫૮
ફોન　(૦૨૭૧૭) ૨૩૧૮૮૦
(અનિવાર્ય સંજોગોમાં રાત્રે ૮-૦૦ પછી)

- 'ઉદ્દેશ'નું લવાજમ આ સ્થળે પણ ભરી શકાશે તેમજ છૂટક નકલ પણ અહીંથી મળી શકશે.

૧ વિજય મેગેઝિન વર્લ્ડ, ૬૨, કલ્યાણ ભુવન, બીજો માળ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન　૨૫૩૫ ૬૪૭૯, ૨૬૮૭ ૦૭૯૯

૨ સૌરભ પુસ્તક ભંડાર, બી-૨૦, સ્થાપત્ય એપાર્ટમેન્ટ, સ્ટર્લિંગ હોસ્પિટલની બાજુમાં, મેમનગર, અમદાવાદ-૩૮૦૦૫૨
ફોન　૨૭૪૫ ૧૪૦૦, ૩૧૦૦ ૦૯૧૮

૩ મેગેઝિન વર્લ્ડ, સ્ટેશન રોડ, આણંદ-૩૮૮૦૦૧
ફોન　૨૪૪ ૬૩૫, ૨૪૪ ૫૮૨

૪ ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦૦૦૬
ફોન　૨૬૫૬ ૦૫૦૪, ૨૬૪૪ ૨૮૩૬

૫. ધી ઓએસિસ શોપ, જીએફ ૧૦૧૧, હાર્મની કોમ્પલેક્ષ, એમ.કે. હાઈસ્કૂલ પાસે, એચ.ડી.એફ.સી. રોડ, અલકાપુરી, વડોદરા-૩૯૦૦૦૭ ફોન (૦૨૬૫) ૨૩૫૧૮૬૨
email theoasisshop@yahoo.co.in

૬ પીયૂષ મેગેઝિન વર્લ્ડ, એફ/૮, પ્રથમ માળ, મુક્તિ ભવન, એસ. ટી. બસ સ્ટેન્ડની પાસે, મહેસાણા-૩૮૪૦૦૧ (ઉ.ગુ.)
ફોન　(૦૨૭૬૨) - ૨૨૦૩૫૦ / ૯૮૨૫૮૮૮૭૭૮

આદ્યતંત્રી : રમણલાલ જોશી　　　　તંત્રી : પ્રબોધ ર. જોશી

મુદ્રક અને પ્રકાશક　પ્રબોધ ર. જોશી, મેનેજિંગ ટ્રસ્ટી, ઉદ્દેશ ફાઉન્ડેશન, ૨, અચલાયતન સોસાયટી, સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ પાસે, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ટાઈપસેટિંગ　ઈમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ., ૧-૨, સેન્ચુરી બજાર, ૧લો માળ, આંબાવાડી સર્કલ, અમદાવાદ ૬ ફોન　૨૬૫૬૦૫૦૪, ૨૬૪૪૨૮૩૬
મુદ્રણસ્થાન　ભગવતી ઓફસેટ, બારડોલપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૪ ફોન　૨૨૧૬ ૭૬૦૩

ઉદ્દેશ
સર્વભાષા સરસ્વતી
ડિસેમ્બર ૨૦૦૭

૨૦૭
53694

# ગ્લોબિશ ઈંગ્લિશ

વિશ્વભાષાઓમાં ઈંગ્લિશ (અંગ્રેજી)નું સ્થાન અવ્વલ છે. પૃથ્વી પર વસતી દરેક ચાર વ્યક્તિઓમાંથી એક આ ભાષામાં પોતાનો વ્યવહાર ચલાવી શકે એવી પરિસ્થિતિ આજે છે. દસ વર્ષ પહેલાં બ્રિટિશ કાઉન્સીલે ૧ બિલિયન લોકો ઈંગ્લિશ ભાષા શીખતા - જાણતા હોવાનો અંદાજ બાંધેલો. ગયા વર્ષે કાઉન્સીલ દ્વારા પ્રકાશિત 'ઈંગ્લિશ નેક્સ્ટ' રિપોર્ટમાં આવતાં દસ વર્ષોમાં આ સંખ્યા બમણી થઈ જશે એવું કહેવામાં આવ્યું છે. વિશ્વની ભાષાઓ અંગે સંશોધન કરતા ડેવિડ ક્રિસ્ટલે ૧.૫ બિલિયન લોકો આજે ઈંગ્લિશ ભાષા બોલતા હોવાનું અનુમાન કર્યું છે.

એક વખત વિશ્વના ઘણા મોટા ભાગમાં પ્રાચીન રોમની ભાષા લેટિનનું વર્ચસ્વ હતું. યુરોપ અને ઉત્તર આફ્રિકાના વિશાળ ખંડોમાં લેટિનનું ચલણ હતું. ઘણી પેઢીઓ સુધી લેટિનનું મહત્ત્વ, ખાસ તો વિજ્ઞાન અને સંશોધનોની ભાષા તરીકે, રહ્યું. રોમન કેથોલિક ચર્ચ દ્વારા વીસમી સદીમાં પણ આ ભાષાનું મહત્ત્વ જળવાતું રહ્યું પણ હવે એ સ્થાન ઈંગ્લિશે લઈ લીધું છે અને વિશ્વના બીજા મહત્ત્વના ખંડોમાં પણ આ ભાષાનો પ્રસાર - પ્રચાર એક વિશ્વભાષા તરીકે ઊભરતો રહ્યો છે.

દક્ષિણ કોરિયાના પ્રમુખપદના ઉમેદવાર ચૂંગ ડૉન્ગ - યોન્ગ પોતાના ચૂંટણી ઢંઢેરામાં કહે છે કે તેઓ જો જીતશે તો દેશમાં અંગ્રેજી ભાષાના શિક્ષણ માટેની મુહિમ તેજ કરશે. ચીનમાં ખાનગી શિક્ષણ આપતી મોટી સંસ્થા ન્યુ ઓરિએન્ટલ દ્વારા ૧ મિલિયન લોકો ઈંગ્લિશ ભાષાનું શિક્ષણ લઈ રહ્યા છે. ચિલીની સરકારના એજન્ડામાં ત્યાંની પ્રજા દ્વૈભાષિક બને અને અંગ્રેજી અને સ્પેનિશ બન્ને ભાષાઓમાં પોતાનો વ્યવહાર કરવા સક્ષમ બને એ મુખ્ય બાબત છે.

માનવજાતિના ઈતિહાસમાં કોઈ એક ભાષા વિશ્વસ્તરે આટલી બધી સર્વસ્વીકૃત બની હોય એવું અત્યાર સુધી બન્યું નથી. આ એક એવી ભાષા છે કે જે દ્વારા ચાઈનીઝ વ્યક્તિ બ્રાઝિલિયન સાથે અને જર્મન ઈન્ડોનેશિયન સાથે કે ભારતીય જપાનીઝ સાથે પોતાનો વ્યવહાર કરી શકે છે. ભારતમાં પણ જુદા જુદા પ્રદેશના લોકો વચ્ચે ક્યારેક હિન્દી કરતાં ઈંગ્લિશને કારણે જ વ્યવહાર શક્ય બનતો હોવાનું આપણે અનુભવીએ છીએ.

આમ થતાં ઈંગ્લિશ ભાષાનું મૂળ સ્વરૂપ પણ બદલાતું રહ્યું છે. એના નવસંસ્કરણ વિષે વાત કરતાં હોન્ગકોંગ ઈન્સ્ટીટ્યૂટ ઑવ એડ્યુકેશનના પ્રોફેસર એન્ડી કિર્કપેટ્રીકે તાજેતરમાં પ્રગટ થયેલા એમના પુસ્તક 'વર્લ્ડ ઈંગ્લિશીસ'માં અત્યારે લખાતા ઈંગ્લિશનાં કેટલાંક ઉદાહરણો ટાંક્યા છે :

'Two rival groups are out to have fun... you know generally indulge in **dhamal** and pass time. So, what do they do ? Pick on a **bechara bakra** who has entered college'

વર્ષોવર્ષ આ રીતે ઈંગ્લિશ ભાષામાં બીજી ભાષાઓના અગણિત શબ્દો આમેજ થતા રહે છે. જેમની મૂળભાષા ઈંગ્લિશ નથી એવા વિશ્વના બીજા ખંડોના લોકો એ ભાષાનો જે રીતે ઉપયોગ કરતા થયા છે એની અસર ભાષાના મૂળ વ્યાકરણ પર પણ થતી રહે છે. થર્ડ પર્સન સિન્ગ્યુલરમાં (ગુજરાતીમાં 'ત્રીજો પુરુષ એકવચન' કહેવાય છે પણ એ બરાબર નથી.) 's'ને ઘણા લોકો છોડી દેતા હોય છે 'She speaks'ની જગાએ 'She speak' તો ક્યારેક 'which people' જેવું સર્વસામાન્ય સાંભળવા મળતું થયું છે. ઈજિપ્તમાં 'Welcome in Egypt' જેવો પ્રયોગ ત્યાંના વ્યાકરણમાં પણ સ્વીકૃત થયો છે.

ભાષા જ્યારે વિશ્વભાષાનું સ્થાન લે છે ત્યારે એનું સ્વરૂપ પણ બદલાતું રહે છે. એ માટે જેમ અનેક પરિબળો કામ કરતાં હોય છે તેમ ભાષાના આવા મહત્ત્વ માટેનાં પણ કારણો હોય છે કોઈક એ માટે ઈંગ્લિશ સરળ હોવાનું કારણ આગળ ધરે છે. કોઈક કહે છે કે વિશ્વ વ્યાપાર અને વિશ્વ વ્યવહારની એ ભાષા છે. માઈક્રોસોફ્ટ અને ગુગલ જેવી અનેક અગ્રણી કંપનીઓ આ ભાષામાં પોતાનો વ્યવહાર કરે છે. કેટલાક એ માટે એ ભાષા જે લોકો દ્વારા બોલાય - લખાય છે તેમની મહત્તાને આગળ ધરે છે. જો કે એ ય નોંધવું જોઈએ કે આમ થતાં ભાષા સૌની સહિયારી મૂડી બને છે. કોઈ એક પ્રદેશ કે લોકો કરતાં અનેક પ્રદેશો અને અનેક લોકો દ્વારા વિકસતી અને સતત નવસંસ્કરણ પામતી રહેતી ભાષા ભવિષ્યમાં કેવું સ્વરૂપ પકડશે એ વિષેની અટકળો આમ તો ક્યાંય લઈ જતી નથી.

ઈંગ્લિશ ભાષાનું ગ્લોબિશમાં રૂપાંતરણ થઈ રહ્યું છે. એ નરી વાસ્તવિકતા છે. યુરોપમાંથી ઉદય વખતે એ ભાષામાં યુરોપની ત્રણ બોલીઓનું મિશ્રણ હતું. હવે તો ૩૫૦ ઉપરાંતની વિશ્વભાષાઓના શબ્દો અને રૂઢિપ્રયોગોને એ ભાષાએ પોતીકા કર્યા છે. 'ઈન્ટરનેટ'ના વધતા જતા ઉપયોગથી વળી એને એક નવું જ પરિમાણ મળી રહ્યું છે.

આ અને આવાં બધાં પરિમાણો અને પરિબળોના સંદર્ભમાં ત્રણ પ્રશ્નો સતત પૂછાતા-ચર્ચાતા રહે છે. વિશ્વની બીજી ભાષાઓ જેવી કે ચીનની મંડારિન, સ્પેનની સ્પેનિશ અને ખાડીના અરબ પ્રદેશોની અરેબિક પણ ઝડપથી વિકસી રહી છે અને પોતાનો વ્યાપ વધારી રહી છે ત્યારે ઈંગ્લિશ ભાષાનું અત્યારનું સ્થાન જળવાઈ રહેશે ખરું ? લેટિન ભાષા જેમ ઈટાલિયન અને ફ્રેન્ચ ભાષામાં વિખરાઈ ગઈ તેવું ઈંગ્લિશનું પણ થશે ? અનેક લોકો અને પ્રદેશો દ્વારા બોલાતી ઈંગ્લિશ ભાષા કેટલે અંશે પોતાનું અસલ સ્વરૂપ જાળવી શકશે ?

બધા પ્રશ્નો છેવટે તો સાહિત્ય આગળ આવીને ઊભા રહે છે. ભાષાનું સ્થાન એ ભાષામાં સર્જાતા સાહિત્ય દ્વારા જળવાય છે, એનું અસલ સ્વરૂપ સચવાય છે એના સાહિત્યમાં તો નવું સ્વરૂપ પણ ઘડાય - પકડાય છે સર્જાતા સાહિત્ય દ્વારા. કોઈ પણ ભાષાનો સાહિત્યવારસો જ એનું ભાવિ નક્કી કરી શકશે.

-પ્રબોધ ર. જોશી

પ્રવીણ દરજી

(ગતાંકથી ચાલુ)

સૂર્ય-ચંદ્ર કે તારકો આકાશની જાજમ ઉપર જ એના સૌંદર્યને ઉપસાવતાં રહ્યાં છે એવું જ કંઈક કળાનું છે. જીવન-સંસ્કૃતિ-મનુષ્ય એવી કળા સાથે અભિન્નતા દાખવે છે. કળા કે એના અર્થઘટન સાથે સંકળાયેલી સિધ્ધાંતચર્ચાઓ તેથી જ એક યા બીજા રૂપે સંસ્કૃતિ-બહુસંસ્કૃતિના વિભાવને પણ એની સાથે સાંકળે છે. નવ્ય વિવેચન કે સંરચનાવાદ, અનુસંરચનાવાદ કે ઉત્તરસંરચનાવાદની આબોહવામાં પણ એવો સંદર્ભ સાવ ભૂલાયો નથી. કૃતિની બહાર જવું પડે તો જઈને કૃતિચર્ચા થયાના અપવાદો મળી રહે છે. પ્રશિષ્ટ કૃતિઓની તપાસનાં ધોરણો એલિયટ જેવાને પણ અલગ ભૂમિકાઓથી બતાવવાં પડ્યાં છે એ જાણીતી બિના છે. કલાસર્જનની જેમ કલામૂલ્યાંકન અને તેના અર્થઘટનની સામે પણ એમ નવા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. સાંસ્કૃતિક અભ્યાસનું (cultural studies) આજના સંદર્ભમાં એમ મહત્ત્વ વધી જાય છે. કળાસર્જન તરફ વળીએ તે પહેલાં સાંસ્કૃતિક અભ્યાસનાં કેટલાંક ગૃહીતો તપાસવાનું અનિવાર્ય બને છે. આવી તપાસ એક તરફ અર્થઘટનને તો બીજી તરફ સંસ્કૃતિને વધુ નજીકથી સમજ્યાની ભૂમિકા પણ પૂરી પાડી શકે.

સંસ્કૃતિનો અર્થ ભાષા, જ્ઞાન, માન્યતાઓ, નીતિ, કાયદો, રીતિરિવાજો કે કળા એવો ભલે કરીએ, પણ એ એની એક સ્તરે થતી ઓળખ છે. પણ તે સાથે સંસ્કૃતિનાં રૂપો અને સામગ્રીને પણ લક્ષમાં લેવાં પડે. એમ કરવા જતાં સાહિત્ય અને વિવેચન માટે કેટલુંક ભાથું જરૂર મળી રહે. જીવનની એક રીતિ તરીકે સંસ્કૃતિમાં ઉન્નત વર્ગનાં વિવિધ ઘટકોનો સમાવેશ થતો હતો અથવા તો તે તરફ વધુ ધ્યાન કેન્દ્રિત થતું હતું. પણ આધુનિક સાંસ્કૃતિક વિવેચનના ઈતિહાસમાં 'નિમ્ન' અને 'મધ્યમવર્ગીય' સંસ્કૃતિની અભિજ્ઞતા પણ પ્રકટી છે. હવે લોકપ્રિય અને સમૂહ કળાઓ અને એના પ્રયોગો પણ ઉમેરાતા રહ્યા છે. એટલું જ નહિ, સાંસ્કૃતિક વિવેચકો એવાં જૂથો, સમૂહો, લોકપ્રિયતા, સાથે રોજિંદા જીવન પ્રત્યે ગંભીરતાપૂર્વક એકાગ્ર બન્યા છે. એવા જીવનમાં જોવા મળતા વિચારો, મૂલ્યો વગેરે એમના રસનો વિષય બન્યાં છે. સંસ્કૃતિજન્ય આવા અભ્યાસમાં ટેલિવિઝન, સિનેમા, વિજ્ઞાપનો, રોક સંગીત, સામયિકો, લઘુમતીઓનું સાહિત્ય, વિજ્ઞાનકથાઓ, સાહસકથાઓ, રોમાન્સ, ગોથિક નવલકથાઓ વગેરે પણ સમાવાયાં છે. વિશેષે તો એમાં સામગ્રી કેવી રીતે ગોઠવવામાં આવે છે, તેની ઉપયોગિતા કેવી છે અને વિતરણાદિ કેવી રીતે થાય છે તે બાબતનું તેમાં લક્ષ રખાય છે. ક્યારેક અહીં વિવેચકોને આજકાલ પ્રકટ થતા લોકપ્રિય રોમાન્સોમાં વધુ રસ પડ્યાનું પણ જણાયું છે. એમાં હિસ્સેદાર સંસ્તાઓનો શો ફાળો રહ્યો છે, પ્રકાશન કરતી સંસ્થાઓ, પુસ્તક વિક્રેતાઓ વગેરે કેવી રીતે આ રોમાન્સના સ્વરૂપને નવ્ય ઘાટ આપી રહે છે કે તેની માવજત કરે છે અથવા એવા સ્વરૂપને હજી વધુ નિખારવા શું શું કરી શકાય તેમજ એ માટેનું આખું તંત્ર - નેટવર્ક કેવી રીતે રચાય છે તેનો અભ્યાસ પણ કેટલાક વિવેચકો ઉત્સાહથી કરે છે. આવી સંસ્થાઓ કે ઘટકો સેટેલાઈટ સાથે સંકળાયેલાં હોવાથી કેટલાંક પરીક્ષણો એકથી વધુ માર્ગો તરફ દોરી જનારાં પુરવાર થતાં હોય છે. દૃષ્ટાંત તરીકે રોમાન્સ લઈએ તો ધારાવાહિક શ્રેણીઓમાં ટેલિવિઝન સોપ ઓપેરા કે સ્ત્રી સંબંધિત સામયિકમાં આ સ્વરૂપ કેવી કેવી રીતે પ્રયોજાય છે તેનું પૃથક્કરણ કરવામાં આવે તો તરત જ તેની સાથે પ્રકાશકો, સાહિત્યના એજન્ટો, પુસ્તક વિક્રેતાઓ, ટેલિવિઝન કાર્યક્રમના આયોજકો, સામયિકના તંત્રી-સંપાદકો અને લેખકો-ચર્ચાપત્રીઓ વગેરે સંકળાતા જણાશે. આવાં એકમેક સાથેનાં જોડાણો સાંસ્કૃતિક અભ્યાસને સર્જવામાં, તેને એક ચોક્કસ પરિરૂપ આપવામાં કે તેના વ્યાપારીકરણમાં અગત્યનો ભાગ ભજવે છે. આવું પૃથક્કરણ એ સાંસ્કૃતિક અભ્યાસ માટેનું મુખ્ય પરિબળ બને છે.

વળી સંસ્કૃતિનો અભ્યાસ કરનારાઓ માટે વિવિધ પધ્ધતિઓ, સર્વે, ક્ષેત્રીય કાર્ય વગેરે પર આધારિત અભ્યાસ, કૃતિઓનાં અર્થઘટનો, ઐતિહાસિક ભૂમિકાસભર અભ્યાસ, ચર્ચાઓમાંથી મળેલાં તારણો, સંસ્થાકીય અભ્યાસ તેમજ બહુચર્ચિત વિચારસરણીઓ પણ મહત્ત્વનાં સાબિત થાય છે.

ચોક્કસ વિચારસરણી ધરાવતા વિવેચકોની નિસબત વિચારો, સંવેદનો માન્યતાઓ અને મૂલ્યો વગેરે સાથે હોય છે. સંસ્થાકીય પરીક્ષણને તેઓ ટાળે છે. તો ધંધાકીય વર્ગો સાથેના

જોડાણોમાં તેથી વિરુધ્ધ જોવા મળે છે.

કેટલાક સાહિત્યિક વિવેચકો સંસ્કૃતિના અભ્યાસની તરફેણ કરતા નથી. તેઓનું માનવું છે કે સંસ્કૃતિનો અભ્યાસ, વર્ગભેદ કે વર્ગસંઘર્ષ, પ્રભાવકતા, લઘુમતીઓ, રાજકીય વગ અને આદર્શો વગેરે સાથે સંકળાયેલો હોય છે. પરિણામે તેવાઓ તેનું રાજકીયકરણ કરવા ઈચ્છે છે. આનાથી સાવ ઊલ્ટું, આવી ચર્ચાઓ બહુસંસ્કૃતિવાદ સુધી લઈ જઈ શકે. ત્યાં જાતિ, વર્ગ, લિંગભેદ વગેરે સાહિત્યિક પરિશીલન અને કૃતિનો સઘન અભ્યાસ સામા પક્ષે પરિણામો લાવનારો બને એવો મત પણ છે. કેટલાક સાહિત્યના સંશોધકોએ સંસ્કૃતિના અભ્યાસને સાહિત્યની ઐતિહાસિક તપાસ પધ્ધતિ સાથે સાંકળવાનો પ્રયત્ન કર્યો છે તે પણ અહીં યાદ કરવું જોઈએ. જેમ કે શેક્સપિયરનાં નાટકો, ચાર્લ્સ ડિકન્સની નવલકથાઓ અથવા થોમસ હાર્ડીની નવલકથાઓ કે વોલ્ટ વ્હીટમેનની કવિતાઓ જેવી કૃતિઓમાં વર્ગભેદો, વર્ચસ ભોગવતાં પરિબળો, જાતિગત ઘટકો અને લિંગભેદ જેવાં ઘટકો કેવી સક્રિયતા ધરાવે છે તેની તપાસ કરે છે. આ સંદર્ભે જે વિવેચનાત્મક આંદોલન ઊભું થયું તે નવ્ય ઈતિહાસવાદ રૂપે ઓળખાયું. સ્ટીફન ગ્રીનબ્લાટે ૧૯૮૦ના અરસામાં New Histrolism જેવી સંજ્ઞા તે સંદર્ભે પ્રયોજી છે.

આવા નવ્ય ઈતિહાસવાદીઓ સાહિત્યકૃતિને સ્વાયત્ત પદાર્થ લેખતા નથી. તેઓ તેને વિશિષ્ટ પ્રકારના સામાજિક, સાંસ્કૃતિક અને રાજકીય સંદર્ભોમાંથી પ્રકટતી સામગ્રીના સ્ત્રોતરૂપે જુએ છે. અહીં એમ સાહિત્ય વિશેનું તેમનું આ દ્દષ્ટિબિંદુ સાહિત્યિક અને અસાહિત્યિક કૃતિઓ અને સ્વરૂપો વિશેના પરંપરાગત ભેદને નકારે છે. નવ્ય ઈતિહાસવાદીઓનો માર્ગ કંઈક એમ ભિન્ન છે. તેઓ કોઈ ચોક્કસ યુગનાં બળો, તેમનો પરસ્પરનો સંબંધ, એ સર્વ સાહિત્યનું કઈ રીતે નિર્માણ કરે છે તે, સામગ્રીનો વ્યાપકપણે કઈ રીતે ઉપયોગ થઈ શકે તે, ડાયરી લેખન, પ્રવાસ લેખો, કાયદાકીય દસ્તાવેજો, તબીબી સામગ્રી, કાયદાની કલમો વગેરે સામગ્રીનો હિસ્સો કેવો હોઈ શકે તે - એવી અનેક ઝીણી ઝીણી બાબતો ઉપર લક્ષ કેન્દ્રિત કરે છે. અલબત્ત, કેટલાક વિવેચકો આવી ઐતિહાસિક સાહિત્યિક તપાસનો સ્વીકાર કરતા નથી, તેને તેઓ સાંસ્કૃતિક અભ્યાસ જ લેખતા નથી.

સંસ્કૃતિગત અભ્યાસમાં આપણને આમ 'અર્થઘટન' અને 'સાહિત્ય'નો જુદી રીતે ઉત્તર મળી રહે છે. 'સાહિત્ય' અંગેનો વિભાવ અહીં વ્યાપક રૂપમાં પમાતો જોવા મળે છે. લોકપ્રિયતાનું અને સાથે ઉન્નભ્રુઓનું - બંને પ્રકારનું સાહિત્ય સમાવેશ પામે છે. શિષ્ટ સ્વરૂપોની સાથે આપણે જોયું તેમ, બ્લ્યુ કવિતાઓ, રોમાન્સ, સોપ ઓપેરા સુધીનો તેનો વ્યાપ છે. સ્થળ-સમય અમુક પ્રકારની વસ્તી એ સર્વ સાથે તેનું વિભાવન પણ અલગરૂપે થવાનું. આવા સાહિત્યમાં state of society ખાસ જોવાય.

અર્થઘટનનો પ્રશ્ન પણ કંઈક વધુ ખુલ્લો રહ્યો છે. તેમાં કૃતિગત સમજૂતી, અંગત પ્રતિભાવો, રસપ્રદતાની સાથે સંસ્થાકીય પરીક્ષણો, વિચારધારાઓ ક્ષેત્રીયકાર્ય આધારિત તારણો વગેરે પણ ઉમેરાય છે.

સંસ્કૃતિગત આવા અભ્યાસમાં આત્મલક્ષિતાને subjectivityને ખાસ્સું મહત્ત્વ અપાયું છે, તેની સાથે પછી જોડાય છે ક્રિયાન્વિત અસંપ્રજ્ઞાત, સામાજિક-ઐતિહાસિક પરિવેશ, તેનો પ્રભાવ અને વ્યક્તિની બહુવિધ ક્ષમતાઓ. આવો વિભાગ વિવેચકોની સાથે સાથે આ પ્રકારનું વલણ ધરાવતા કળાસર્જક માટે પણ ઉપકારક બની શકે તેવો મત પણ રહ્યો છે.

સંસ્કૃતિગત અભ્યાસના મુદ્દામાંથી, કૃતિના અર્થઘટન કે સાહિત્યના વિભાવ આદિના વિચારમાંથી કોઈકને સંભવ છે કે પાછા ફરી રહ્યાનો અનુભવ થાય, શુધ્ધકળા વિશેનું ગણિત બુઠ્ઠું થઈ જતું જણાય. સંસ્કૃતિગત અભ્યાસની સામે રૂપરચનાનાં ગૃહીતો પણ સાવ સામા છેડાનાં બની જતાં જણાય. સંસ્કૃતિગત અભ્યાસ વ્યાપક ફલક ધરાવે છે. જ્યારે રૂપરચનાનું ફલક સંકીર્ણ છે. પહેલાને મનોવિજ્ઞાન, સમાજવિદ્યા, રાજ્યશાસ્ત્ર વગેરેમાં રસ છે તો બીજું સૌંદર્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર સાથે સંલગ્ન છે.

જોનાથન કલર સંસ્કૃતિગત અભ્યાસને લક્ષમાં રાખી સાહિત્ય અને સંસ્કૃતિના પરિશીલનને આજના સંદર્ભે વિદ્યાસંસ્થાઓ સાથે સાંકળવા પ્રયત્ન કરે છે. તેઓને તેમાં સાહિત્ય-સંસ્કૃતિની કેટલીક વ્યાપક સમસ્યાઓના ઉત્તરો મળતા જણાયા છે. વાચન-અર્થઘટન, પરંપરા-રાષ્ટ્રીયવાદ, મૌલિકતા-આંતરકૃતિત્વ, સાહિત્યિક શિક્ષણ-સામાજિક નેતૃત્વ, કાવ્યશાસ્ત્ર અને વાક્ચાતુર્ય વગેરે વિશે પણ તેમણે તે સંદર્ભે સમુચિત વિચાર કર્યો છે. આંતરવિદ્યાકીય અધ્યયન તરીકે અહીં સંકેતવિજ્ઞાનને પણ ભૂલવું ન જોઈએ. સામાજિક કે સાંસ્કૃતિક પ્રવૃત્તિના ભાગરૂપ એવા સંકેતોનું અસ્તિત્વ હોય છે.

અહીં સાહિત્ય અને સંસ્કૃતિના અભ્યાસની આવી

મથામણમાંથી એમ કહી શકાય - કદાચ કે આવી સહસ્થિતિ વધે તો સંખ્યાબંધ રાષ્ટ્રીય પરંપરાઓનો અભ્યાસ શક્ય બને. પ્રાચીન કૃતિઓનું, તેનાં પ્રાપ્ય અર્થઘટનોનું પ્રજા પરીક્ષણ, પરિશીલન થઈ શકે. આગળ વધીને એવી આશા પણ રાખી શકીએ કે ભવિષ્યની વિવેચન પદ્ધતિ માટેની શક્યતાઓ પણ અહીંતહીંથી જ ઉદ્દઘાટિત થતી જોઈ શકાય. વાત છેવટે આ કે તે વિચારધારાની ન હોવી જોઈએ. સાહિત્ય અને અર્થઘટનની એવી સઘળી ધારાઓની સમયે સમયે ચકાસણી થવી જોઈએ, વિમર્શન થવું જોઈએ, મૂલ્યાંકન થતું રહેવું જોઈએ. ધારા કરતાં પેલું પરીક્ષણ જ સિધ્ધાંત બની રહે ! આપણા સમયનું અને હવે પછીનું Poetics કદાચ Poetics of difference હોય તો નવાઈ નહિ.

તો આજનું આ બહુસંસ્કૃતિવાળું અને આવતીકાલનું બહુસંસ્કૃતિની દિશામાં આગળ વધતું વિશ્વ અને એનું સાહિત્ય કેવુંક હશે ? એની કોઈ નિશ્ચિત કુંડળી તો માંડી શકાય જ નહિ. કારણ કે સાહિત્ય અને વિશ્વ - બંનેની ઉપર સૂર્ય અને ચંદ્ર બંનેની ગતિ કલ્પનાતીત રહી છે. કોઈકને આજના આપણા વિશ્વ વિશે અવળો અથવા એની રીતે કદાચ સાચો એમ આવો પ્રશ્ન કરવાનું મન પણ થાય - clash of cultures ? clash within culture કે cultures ? એકસાથે સંખ્યાતીત વિરોધો આ વિશ્વમાં જોવા મળે છે. જેટલા તેના માટે સકારાત્મક આધારો છે તેટલા જ નકારાત્મક આધારો પણ છે. છતાં આજના વિશ્વે દૂરના છેવાડા સુધીના માણસની ગતિ બદલી નાખી છે, તેના વિચારો, ધારણાઓ, માન્યતાઓમાં અપૂર્વ કહી શકાય તેવું પરિવર્તન આવ્યું છે. કહો કે મનુષ્ય જાગતો થઈ ગયો છે, જગતનો થઈ ગયો છે. છેલ્લા ત્રણેક દાયકાઓએ તેની ઓળખ બદલી નાખી છે. સ્થાનિક અને વૈશ્વિકનો પ્રથમવાર આટલો ગાઢ સંબંધ અનુભવવા મળે છે. સૌ હવે પોતાની ઓળખ ઊભી રાખીને વર્ણ, જાત, વેશ વિનાની નવી દુનિયા માટે, તેની સાર્થકતા માટે સજ્જ થઈ રહ્યાં છે અથવા તો તે માટે પોતાની જાતને, કશુંક જતું કરવું પડે તો જતું કરવાની તૈયારી સાથે પરિવર્તન સંદર્ભે પ્રશ્ન પૂછી રહ્યાં છે. બહુવિધપણાનો સ્વીકાર એમ સૌને માટે લગભગ દુર્નિવાર ઘટના બની રહી છે. હું ભારતનો, અમુક કોમ કે ધર્મનો - એટલી કે એવી ઓળખ હવે ઓગાળવી પડશે. વ્યક્તિત્વની આંતરિક રેખાઓ, તેનામાંનું સર્જકત્વ, તેનામાંનું સ્વપ્ન, તેનો પ્રયત્ન એ તેની સાચી ઓળખ લેખાશે. વિશ્વ અને એનો માનવી એની એક આંખે સ્વપ્ન જુએ છે અને બીજી આંખે યથાર્થ જુએ છે. જે છે તે આજ છે, આવતીકાલે કશું નહિ.

એક રૂપક યોજીને કહીએ તો આજનું બહુસંસ્કૃતિ વિશ્વ કંઈક અંશે પીઝ્ઝા જેવું છે. પીઝ્ઝા હટ અહીં ભારતમાં, ભારતના કોઈ શહેર કે નગરમાં, મેકડોનાલ્ડ અમેરિકાનું, પીઝ્ઝા વાનગી તરીકે મૂળ ઈટલીના અને ખાનાર ગ્રાહક બેઠો હોય બ્રિટન, ચીન કે ભારતનો કોઈ શહેરીજન અથવા તો ગામડાનો માણસ ! એમાં પીઝ્ઝા બેઝ, મકાઈના દાણા, સોસ, ચટણી, ચીઝ, ડુંગળી, કોબીચ, ગાજર અને કેપ્સીકમ વગેરેનું ચટાકેદાર મિશ્રણ હોય. આવું મિશ્રણ ઓળખાય પિઝ્ઝા તરીકે ! અનેક એવાં વૈવિધ્યો વચ્ચે પેલા પીઝ્ઝાની જેમ અવનવીન સંસ્કૃતિઓભર્યું છતાં એક Composite world આપણી સામે આવ્યું છે. તીવ્ર ગતિવાળા, અસંખ્ય રંગોથી દીપ્ત વિશ્વ અને એના બહુ આયામી માનવીને કેવી રીતે પામવાં અને પ્રકટ કરવાં તે આજના સર્જક માટે મસમોટો પ્રશ્ન છે. અહીં સ્થિરતા કરતાં અસ્થિરતા વધુ છે, ધ્યેય નહિ, ધ્યેયો છે. અનેક ચાલનાઓ અને અનેક રસ્તાઓ છે. ગતિ જ ગતિ છે. આવો માનવી 'આજ' અને 'ભૂતકાળ' બંને વચ્ચે વિભાજિત છે, તો સ્વ અને સમષ્ટિ બંનેને એક સાથે રાખવા-જોડવા પણ ઉદ્યુક્ત છે. એની ચેતનામાં સમય, ભૂભાગ સૂર્યની અવળસવળ થઈ ગઈ છે. આજના સર્જને આજનાં આવાં વિશિષ્ટ મૂલ્યોને, અને સંવેદનોને એમ ઉજાગર કરવાનાં છે. પછી એ કોઈ પણ દેશનો સર્જક, કોઈ પણ ભાષામાં ભલે લખતો હોય. નવા સંદર્ભો, નવા પરિપ્રેક્ષ્યો, નવા આયામોના આવિષ્કાર માટે તેનું ભાષાજગત પણ એવું નૂતનતાભર્યું ને સક્ષમ હોવું ઘટે. વળી એ પણ ધ્યાનમાં રાખવું ઘટે કે તેની સામેનો ભાવક પણ બહુવિધ રુચિવાળો, અધીર અને અનેક વિષયોમાં હરફર કરનાર છે, સાથે અર્થ તરફ વિશેષ ઢળેલો છે. તેની ગતિ તેને ભીતરથી નિર્જીવ કે જડ ન બનાવી મૂકે તે માટેની પણ એ સર્જકે તેના સાહિત્યમાં સતર્કતા રાખવાની છે. આવા સર્જકને હવે આત્મવંચના રાખવાનું પાલવે તેમ નથી. લાંબી રેસના અશ્વની જેમ પળેપળમાંથી ધીરતા સાથે પસાર થવાનું છે, આગળ-પાછળ, આજુ-બાજુ, ઉપર-નીચે-સઘળે અતંદ્ર આંખે વિલોકવાનું છે અને એવી પળોમાંથી સર્જનપળને ગ્રહી લેવાની છે. પોતાનો જ કહી શકાય એવો રસ્તો અહીં સર્જકને કામ આપી શકે તેમ છે.

આપણા નિરીક્ષણને કવિતા પૂરતું સીમિત રાખીને આજના સાહિત્ય વિશે કંઈક આ પ્રકારના સંકેતો આ તબક્કે

પામી શકાય. અલબત્ત વ્યાપક પરિપ્રેક્ષ્યમાં એવી તપાસ કરનારને અહીં દર્શાવ્યું છે. એ સિવાયનું પણ બીજું ઘણું મળી રહે.

અહીં આજના સાહિત્યની વાત કરીએ તે પહેલાં એક બાબત એ પણ સ્મરણમાં રાખવી જોઈએ કે બહુ સંસ્કૃતિ વિશેની આપણી આજની વિભાવનાના મૂળમાં તો છેવટે 'માણસ' અને તેનું વ્યાપક રૂપ જ રહ્યું છે. સમયે સમયે તે વિશે આપણને કેટલાક સંકેતો પ્રાપ્ત થયા છે. ખાસ કરીને ભારત, ચીન જેવા પ્રાચીન દેશોમાં, તેના સાહિત્યમાં, એવી સંવેદનાઓ પ્રકટ થતી રહી છે. આપણા ઋષિઓએ સર્વ દિશામાંથી શુભ વિચારો પ્રાપ્ત કરવાની કામના રાખી છે. વિશ્વને એક નીડરૂપે નિહાળ્યું છે. માનવ માત્રના ઉત્કર્ષને ઈચ્છયો છે. સાથે જ કાર્ય કરવાનું, સાથે જ ભોગવવાનું, કોઈનો દ્વેષ ન કરવાનું, સર્વની તેજસ્વિતાનું ગાન કર્યું છે. અમેરિકા, આફ્રિકા, ઓસ્ટ્રેલિયા તેમજ બીજા અનેક ટાપુઓના સાહિત્યમાંથી પણ બહુસંસ્કૃતિની સંવેદના વાંચી શકાય છે. અમેરિકાના વૉલ્ટ વ્હીટમેન જેવા કવિનો (૧૮૧૯-૧૮૯૨) કોઈ આજના બહુસંસ્કૃતિના વિચારસંદર્ભે વિચાર કરે તો આશ્ચર્ય પામીએ એટલા અને એવા સગડ, આ સંજ્ઞા વિશે પ્રાપ્ત થઈ રહે તેમ છે. ખાસ કરીને તેમના 'Leaves of Grass' જેવા સંગ્રહમાં એ પ્રકારના અનેક સૂરો મળી આવે છે. એવો જ વિલક્ષણ શબ્દભંડોળ પણ તેમનામાંથી પ્રાપ્ત થઈ રહે છે. આજની બહુસંસ્કૃતિના મિજાજની કવિતાનું પગેરું તેથી કેટલાક વ્હીટમેનમાં જોવા લલચાયા પણ છે. જુઓ કેટલીક પંક્તિઓ એ દિશામાં કેટલું ને કેવું સંકેતે છે !-

Do I contradict myself ?
Very well then I contradict myself,
(I am large, I contain Multitudes.)

અથવા આ પંક્તિઓને બહુસંસ્કૃતિ સંદર્ભે વિસ્તારો...

I inhale great draughts of space,
The east and the west are mine;
and the north and the south are mine.
Will you give me yourself ?
Will you come travel with me ?
Shall we stick by each other
as long as we live ?

અથવા એવી બીજી પંક્તિઓ વાંચો -

I am for those who walk abreast with the whole earth,
who inaugurate one to inaugurate all.

પરસ્પરના સહવાસમાં જ માનવીય અસ્તિત્વની ગરિમા રહી છે. એ વાત વ્હીટમેને આમ 'લીવ્ઝ ઑફ ગ્રાસ'માં ઉત્તમ રીતે પ્રકટ કરી છે. કેમ્બ્રિજના એક જુવાનિયાએ સાચ્ચે જ 'મારામાં એક નવો માણસ જન્મ્યો છે' એવું તેની કવિતા વાંચીને કહેલું ! આપણા અર્વાચીન કાળના ભારતીય ભાષાના ટાગોર વગેરે કવિઓને પણ આ સંદર્ભે યાદ કરી શકાય.

આપણે ત્યાં ગ્લોબલાઈઝેશન આવ્યું તે પૂર્વે અમેરિકામાં ૧૯૬૮-૭૨નો ગાળો ઘણી રીતે સૂચક હતો. ત્યાંની સામાજિક-રાજકીય પરિસ્થિતિ પણ ત્યારે નવી રીતે અલબત્ત, આકાર લઈ રહી હતી. આવાં ગાર્ડ આંદોલન સાહિત્યક્ષેત્રે ત્યારે મહત્ત્વનું પુરવાર થયું જણાય છે. થિયોદોર રુથક, જ્હૉન બેરીમેન, રોબર્ટ ડંકન, ઓલ્સન વગેરેએ જૂનાને પડકાર્યું હતું. લઘુમતીનો અવાજ વિયેટનામ યુધ્ધ, નિક્સનનું પદભ્રષ્ટ થવું, નાગરિક હક્કો માટેની રેલીઓ, આર્થિક ઘટકરૂપે આફ્રિકનોનો પ્રવેશ, Bills of rights વગેરે અનેક ઘટનાઓ અને તત્પશ્ચાત્ સામાજિક, કળાકીય સમાનતા, પરદેશીઓનો કાયમી વસવાટ વગેરે જુદી રીતે એક વિશિષ્ટ પ્રકારના બહુસાંસ્કૃતિક સમાજ તરફ દોરી રહ્યાં હતાં. કલાજગત ત્યારે એક નૂતન સંચાર અનુભવે છે. હવે અહીં કલ્પનાશીલતા વડે પ્રકટતાં સ્વરૂપો પૂર્વ નિર્ણીત ન્હોતાં, નવાં જ હતાં. બિટ-હિપ્પી આંદોલનો પણ પછી ભળે છે. ચિત્રકળા અને કવિતા બંને ફંટાય છે. અગાઉ કવિતા કે અન્ય કળાઓમાં સમાવાયા ન્હોતા એવા વિષયો અને સ્ત્રોતો સર્જકોની કૃતિઓમાં જુદી જુદી પૃષ્ઠ-ભૂમિઓમાંથી આવવા માંડે છે. ઑલ્સન Colonial અનુભૂતિને અવતારે છે, તો એડવર્ડ ડૉર્ન Gunslingerમાં નવી સ્થિતિને અનેક કથનબિંદુઓના વિનિયોગથી તાદશ કરી આપે છે. ડૉર્ન દિવસભર વપરાયા કરતી ભાષા-શબ્દપ્રયોગો, Drug Cultureની ભાષા, ત્યાંના નગરોમાં પ્રયોજાતી ભાષા સલૂનની, Cowboysની ભાષા વગેરેને યોજીને બહુસંસ્કૃતિ અને એના 'લોક'ના કેલિડોસ્કોપિક ભાતો-રંગોને ઉપસાવે છે. સાદી ભાષાનું Mock heroicના મેરાફરમાં રૂપાંતરણ કરી બહુવિધ સમાજને કવિતામાં તેની અનેકવિધ લાક્ષણિકતાઓ સાથે તે બિંબાવે છે.

એઝરા પાઉન્ડ જેવા જુદી જુદી સંસ્કૃતિઓ પાસે

પહોચી જઈ યુરોપ અને ઓરિએન્ટ બંનેની ગૂંથણી કરી નવ્ય કાવ્યવિશ્વ સર્જે છે. આ બધા આયામો ઉત્તરોત્તર નવાં કાવ્યસ્વરૂપો જન્માવે છે. નવા વૈવિધ્યસભર સ્ત્રોતોની શોધ, પોએટિક કે વાસ્તવ એવાં સ્થળ વિશેની વિશિષ્ટ અનુભૂતિ - વગેરે નવી સાહિત્યિક પરંપરાનું નિર્માણ કરતાં રહે છે. જેરોમ રોથેન બર્ગ ત્યાં આવા પડકારો ઝીલવામાં અગ્રેસર છે. અમેરિકન-ભારતીય કવિતા, આફ્રો-અમેરિકન બ્લ્યૂઝ અને નેરેટિવ્ઝ વગેરે વિષયો પરની કવિતાનાં તે પ્રકાશનો કરે છે. તેણે પ્રકાશિત કરેલી એન્થોલોજીમાં અમેરિકન લોકગીતો, સ્પેનિશ અમેરિકન અને ઓરિએન્ટ્સ અમેરિકન કવિઓ લીધા છે. 'બહુસંસ્કૃતિવાદ' શબ્દ તો પાછળથી પ્રચલિત બન્યો. પણ તે પૂર્વે કવિતામાં એમ બહુસંસ્કૃતિવાદ પોતાની રીતે અવતરી ચૂક્યો હતો. પછીનાં વર્ષોમાં ગિન્સબર્ગ જેવા પોતાની કવિતામાં બૌધ્ધ પરંપરાનો વિનિયોગ કરી બહુસંસ્કૃતિ સંવેદના સંદર્ભે નવાં પરિમાણો ઊભાં કરી રહે છે. ભારતનો તેમનો જ્હોન કીજર સાથેનો પ્રવાસ પણ જુદી રીતે ઉપકારક બનતો જણાય છે. સ્નીફર જેવો કવિ જાપાન જઈને ઝેન બુધ્ધિવાદ અને જાપાનીઝ પરંપરાઓનો અભ્યાસ કરીને સંસ્કૃતિઓ અને પરંપરાઓમાંથી નિષ્પન્ન થતા કાવ્યત્વની શોધ કરે છે. રિચાર્ડ ગ્રોસીન્ઝર અને ડેનીસ ટેડલોકનાં 'જર્નલ' પણ પ્રભાવક બને છે. રોબર્ટ કેલી, ચક સ્ટેઈનલ, ડૉનાલ્ડ વગેરેની કવિતા એકદમ ધ્યાન ખેંચે છે. કહો કે અહીં અમેરિકામાં એક અર્થમાં બહુસંસ્કૃતિવાદ રાજકીય સ્થિતિની સાથે સાથે એટલો જ સાહિત્યિક પ્રવૃત્તિનો વાચક પણ પણ બન્યો છે.

અમેરિકાના કેટલાક કવિઓ બહુસંસ્કૃતિના નવાં વિભાવનો કવિતામાં પ્રકટ કરવા મેક્સિકો અને દક્ષિણ અમેરિકાના પ્રવાસો કરે છે. પ્રત્યક્ષ અનુભવને કારણે ત્યાંના શહેરોની નાટકીય સ્થિતિનું તેમણે કરેલું વર્ણન દ્યોતક બન્યું છે. તો લઘુમતીઓની સિધ્ધિઓને પણ કવિતામાં તેવાઓએ વિશિષ્ટ રીતે પ્રકાશિત કરી આપી છે. આવાં નિરૂપણોમાં Visionary mythologyની સાથે sophisticated astronomy અને સાહિત્ય ભાષાની ભવ્યતા પણ છે. ઓક્તાવિયો પાઝ જેવા કવિએ મેક્સિકો, દક્ષિણ આફ્રિકા અને ભારતની સંસ્કૃતિના સંપર્કમાંથી રચાયેલાં, પોતાનાં વિશિષ્ટ સંવેદનોવાળાં કાવ્યોથી ભાવકોને પ્રભાવિત કર્યા. તેમની રોજિંદી ભાષાનો ખ્યાલ આપતી વિશિષ્ટ કાવ્યતાની ઓછાં કલ્પન-અલંકરણોથી પણ ઘણા ભાવવિવર્તો ઊભા કરી શકી છે. ડેવિડ એન્ટીન જેવો કવિ કવિતાનું નવું Performingનું સ્વરૂપ પ્રકટાવે છે.

અમેરિકાના એક કવિજૂથે કાવ્યાનુવાદના અનેક સંચયો આપી ઈતર સંસ્કૃતિઓમાંના કાવ્યવીક્ષણને પ્રત્યક્ષ કરી આપવાનો પ્રયત્ન પણ કર્યો છે. કિલટોન વગેરેના અનુવાદના કે બીજા એવા કેટલાક સંચયો પણ મળી આવે છે. જેમાં કશો દેખીતો ઉદ્દેશ ન હોય છતાં જુદી જુદી સંસ્કૃતિઓમાંના લઘુમતીના કવિઓની કે બીજા પ્રમુખ કવિઓની કવિતા તેમાં મળે, તેમના દ્વારા માનવ અને વિશ્વને જોવાનો દષ્ટિકોણ પ્રાપ્ત થઈ રહે. આવાં ગાર્દે આવાં વર્ષોમાં અમેરિકન રૂઢ કવિતાની અને મુખ્ય પ્રવાહની કવિતાને નવા સંદર્ભે નજીક લાવવાનો પ્રયત્ન પણ કર્યો છે.

'Spring and All'માં વિલિયમ કાર્લોસ વિલિયમ્સ સર્જનપ્રક્રિયાની સર્જન અને વિસર્જનની સમાન્તરપણે ચાલતી પ્રક્રિયારૂપે ઓળખાવે છે. એવાઓને મતે સર્જનમાં કશું નિશ્ચિત-નિર્ણીત ન ચાલે. કલ્પનાશીલતાની પ્રક્રિયામાં પ્રવેશતાં જગત અને સર્જન વિશેનું વિલક્ષણ દર્શન ત્યાં આવિર્ભાવ પામે છે. ચોક્કસ ગૃહીતોને પણ તેમના મતે અહીં કોઈ સ્થાન નથી.

બહુસંસ્કૃતિનો આવો કવિ પુરોગામીઓના પ્રભાવથી સદંતર મુક્ત થવા મથ્યો છે. એમ કરવા માટે તે અલબત્ત, પોતાની તીવ્ર કલ્પનાશક્તિનો અને નવા આયામોનો જ આશરો લે છે. તેને હવે અગાઉના Voices of authorityમાં કશો રસ રહ્યો નથી. અમીરી બારકા, ગુસ્તાફ, લૌરેન્જો, વાન્ડા કોલેમ વગેરેની કાવ્યપ્રવૃત્તિ આવા નવા પ્રસ્થાનની સૂચક છે. અહીં બહુસંસ્કૃતિને પ્રકટ કરતું સાહિત્ય એક વિશાળ નદનો આકાર ધારણ કરે છે. એમાં નાની નાની સરિતાઓ છે, તો સંખ્યાબંધ નિર્ઝરો પણ છે. તેમાં વહેળા-વોકળા પણ ભળ્યા છે. માત્ર અમેરિકા પૂરતું જ આ સત્ય નથી, જ્યાં જ્યાં બહુસંસ્કૃતિ વિસ્તરી છે ત્યાંના સાહિત્યમાં સમાનરૂપે એવું તત્ત્વ જોવા મળ્યું છે. એમાં મેઝો-અમેરિકન સંસ્કૃતિ-સાહિત્ય હોય, નેટિવ અમેરિકન કથાસાહિત્ય-મીથ હોય, ભારતીય બુધ્ધવાદ કે જાપાનનો અધ્યાત્મવાદ હોય, ફ્રેન્ચ-રશિયન કવિતા હોય, ભૂગોળ, નૃવંશવિદ્યા હોય, ગૂઢવિદ્યા-જ્યોતિષવિદ્યા હોય, બજાર અને એના નાનાવિધ નુસખા હોય અને એવું ઘણુંબધું. દેશવિશેષે, સ્થળ-સંસ્કૃતિ વિશેષે વળી બીજાં સ્થાનીય તત્ત્વો ઉમેરાય તે જુદાં. આ અને મનુષ્યનાં પોતાનાં ચલન-વલન એ સર્વના ગુમ્ફમાંથી Multicultural છબી પ્રકટી રહે.

અમેરિકન અને અન્ય કવિતાએ પ્રકટ કરેલા આ અને

આવા સંકેતોમાંથી બહુસંસ્કૃતિ સાહિત્યની કેટલીક લાક્ષણિકતાઓ એમ પ્રાપ્ત થઈ રહે. આવી કવિતા કે એવા સાહિત્યમાં માનવ અનુભૂતિનાં આગવાં રૂપો પ્રકટતાં જોવાય છે. પરંપરાગત અને સ્થાપિત માપદંડોથી તેને મૂલવી શકાય તેમ નથી. Institutionalized સાહિત્ય સામેની પ્રતિક્રિયા હવે સાહિત્યમાં બહુસંસ્કૃતિભાતોને સમાવી ભાષાકળામાં પ્રકટેલા માનવાનુભવોમાં ભાવકને જોતરે છે. આમ તેણે પોતાનાં આગવાં સ્વરૂપો અને વિભાવો જન્માવી આપ્યા છે. કવિતા કે કથાસાહિત્યમાં આવતા એવા અવાજો-સૂરોમાં કોઈ ઉચ્ચાવચતાનો પ્રશ્ન હોતો નથી. આવા સાહિત્યને Minority કે Majorityનું સાહિત્ય પણ કહી શકાય તેમ નથી. એમ કહી શકાય કે આ પ્રકારનું સાહિત્ય માનવને અન્ય ધર્મ, જાતિ, વ્યવસાય, રંગભેદ વગેરે તત્ત્વોથી અલગ કરી 'માનવ' તરીકે પ્રકટ કરે છે. સર્જકનું લક્ષ્ય Just a various culturalism inside the poetry itself રહ્યું છે. સર્જકનો શબ્દ અગાઉના કરતાં હવે વધુ બહુમુખી બન્યો છે. એના અવાજમાં વિશ્વના અનેક અવાજો સંભળાય છે. સંરચનાના પિંજરમાંથી બહાર નીકળી વિષય-રચનાની લાલિમામાં તે ઠર્યો છે. તેનો રસ Poetry comes first, not the politics of the poetry sceneમાં રહ્યો છે. એક જ રેખામાં આવતાં બિન્દુઓમાંથી રેખા બને તેમાં તેનો રસ નથી. તે બિન્દુઓ બિન્દુરૂપે રહે, સમાન્તરે ન પણ હોય, આડાંઅવળાં હોય. આવાં અનેકાનેક બિન્દુઓનાં ઝૂમખાંઓમાંથી તે પોતાની રચનાનો નકશો લઈ આવે છે. આજના સમયના આ સર્જકને ભાષામોરચે જ માત્ર નહિ, પણ વિરોધોથી ભરેલા, માનવતાને ઘાતક નીવડે એવાં બળો સામે પણ લડવાનું છે. 'લોક' તેનો ખીલો છે.

ગુજરાતી સાહિત્યમાંથી છેલ્લાં ત્રીસેક વર્ષમાં કે તેના અગાઉનાં થોડાંક વર્ષોમાંથી આવા સંકેતો પ્રાપ્ત થઈ શકે તેમ છે. વતનપરસ્તી, અતીતઝંખા, દલિત સાહિત્ય, ડાયોસ્પોરિક સાહિત્ય, નારીચેતના સાહિત્ય, લોક-લોકવિદ્યા, લોકધારાઓમાં વધતો રસ, પરંપરાગત એસ્થેટિક્સની અવગણના, રૂપરચનાને બદલે કથા-સંવેદન અને તેના અમુક પ્રકારનાં નિરૂપણનું વધેલું વલણ, બોલચાલ કે વ્યવહારના સ્તરેથી ભાષાનો વિનિયોગ કરવાની કે તેવાં પ્રતીકો-કલ્પનો-પુરાકલ્પનોના ઉપયોગની વધેલી વૃત્તિ, અનુવાદ પરત્વેનું ખેંચાણ, અમુક જૂથ કે અન્યાયનો ભોગ બનેલા શ્રમિકો-પીડિતો-આદિવાસીઓ પ્રત્યે લગાવ-તે અંગેનું સર્જન અથવા અન્ય કળાઓમાં તેવાં વિષયવસ્તુઓ, વૈશ્વિક સંદર્ભો, અન્ય સંસ્કૃતિ કે ઈતર દેશના ભૂભાગ, સર્જન વગેરેના સંદર્ભો કે તેમાંની હરફર, કૃતિને મૂલવવાના બદલાયેલા માપદંડો - આ કે એવું અન્ય અહીં યાદ કરી શકાય.

ભારત અને ભારતની સંસ્કૃતિને પ્રણામ કરીને બહુવિધ સંસ્કૃતિઓને પ્રણામ કરીએ. ઈચ્છીએ કે બહુવિધ સંસ્કૃતિઓ અને તેના સાહિત્યનો Core thought પણ આકર્ષણોથી ઉપર 'માનવ' અને 'માનવતા' હોય. માનવગૌરવના સ્થાપન માટેની આ અને આવી બીજી મથામણો વધતી રહો...*

(*'ગુજરાતીનો અધ્યાપક સંઘ'ના છપ્પનમા અધિવેશનમાં આપેલું પ્રમુખીય વક્તવ્ય)

■

### ઉદ્દેશ માટે પ્રકાશન સામગ્રી મોકલવા માટેની આચારસંહિતા

૧. ઝેરોક્સ એટલે કે કૉપી પોતાની પાસે રાખી અસલ લખાણ મોકલવું.

૨. લખાણ મોકલતાં પહેલાં ઓછામાં ઓછું એક વખત વાંચી જવું. કોઈ શબ્દ ન વંચાય એવો લખાઈ ગયો હોય તો હાંસિયામાં ફરી લખી એની ફરતે ગોળ કૂંડાળુ કરવું.

૩. લખાણ ફૂલસ્કેપ અથવા A4 સાઈઝના સ્ટાન્ડર્ડ કાગળ ઉપર એક તરફ લખી મોકલવું. પાનાં નંબર અવશ્ય આપવો. પ્રત્યેક લખાણને છેડે સરનામું લખવું. સરનામાનો રબર સ્ટેમ્પ કે સ્ટીકર રાખવાથી સરળતા રહે છે.

૪. લખાણની જોડણી જોઈ જવી, સાર્થ ગુજરાતી જોડણીકોશ મુજબની જોડણી રાખવી.

૫ સ્ટેપલર પીન અને ગુંદરનો વિવેકપૂર્વક ઉપયોગ કરવો.

# સાહિત્યસંકેત : અભ્યાસપૂત વિવેચનગ્રંથ

બાબુ દાવલપુરા

કવિતા, ટૂંકી વાર્તા, નવલકથા, નિબંધ, ચરિત્ર:મુલાકાત, વિવેચન, સંપાદન આદિ વિવિધ ક્ષેત્રે વર્ષોથી સક્રિય રહેલા રાધેશ્યામ શર્માએ એક દૃષ્ટિસંપન્ન, સંનિષ્ઠ અને બહુશ્રુત વિવેચક તરીકે આગવી ઓળખ ઊભી કરી છે. તેમની વિવેચનપ્રવૃત્તિનો વ્યાપ કેટલો વિશાળ છે, તેની પ્રતીતિ તેમના આ અગાઉના 'વાચના', 'કવિતાકળા', 'સાંપ્રત', 'આલોકના', 'શબ્દ સમક્ષ', 'કર્તા-કૃતિ વિમર્શ', 'વિવેચનની વિધિ', 'અક્ષર', 'કાવ્યસંકેત', 'વાર્તાવિચાર', 'નવલકથા-નિર્દેશ', 'આલેખ' આદિ વિવેચનગ્રંથોની જેમ તેમના છેલ્લા વિવેચનસંગ્રહ 'સાહિત્યસંકેત'માં ગ્રંથસ્થ થયેલા વિવેચનલેખોમાં પણ મળી રહે છે. સાહિત્યસંકેત (પ્ર.આ. ૨૦૦૬, લે. રાધેશ્યામ શર્મા, પ્ર. પાર્શ્વ પબ્લિકેશન, અમદાવાદ-૧, પૃષ્ઠ સંખ્યા : ૧૯૨, મૂલ્ય રૂ. ૧૫૦) ધ્યાનપાત્ર એ દૃષ્ટિએ છે કે એમાં સ્થાન પામેલા વિવેચન-સમીક્ષા-અવલોકન અને કૃતિઆસ્વાદના લેખોમાં વિવેચક શર્માજીની ઘણી ખરી લાક્ષણિક વિશેષતાઓ - અને કવચિત્ મર્યાદાઓ પણ જોવા મળે છે.




સમીક્ષાગત ગ્રંથો-કૃતિઓમાં પ્રગટતી સંબંધિત સાહિત્યકારોની સિધ્ધિ-મર્યાદાનો યથાસ્થાને નિર્દેશ કરવાનું તેઓ ચૂકતા નથી. 'સાહિત્યિક પરંપરાનો વિસ્તાર' ગ્રંથના કર્તા ભોળાભાઈ પટેલના સાહિત્યિક પ્રદાનની નોંધ લેતાં તેમણે યથાર્થ જ કહ્યું છે કે, "ભોળાભાઈનો સિદ્ધ અનુભવ અને અવિરત શોખ પ્રવાસ સાથે ગાઢપણે સંકળાયેલો છે... ગુજરાતી, હિન્દી ઉપરાંત સંસ્કૃત, બંગાળી, અસમિયા, ઓડિયા અને અંગ્રેજી આદિ ભાષાઓના સાહિત્યમાંથી કૃતિઓની વરણી કરી 'આસ્વાદમૂલક વિશ્લેષણ' આપવા તેઓ સતત ઉદ્યુક્ત રહ્યા છે. 'જેમણે ગુજરાતી સાહિત્યની પરંપરાનો વિસ્તાર સાધવાનું કાર્ય નામ પાડ્યા વિના સતત કર્યું છે તે શ્રી ઉમાશંકર જોશી' ભોળાભાઈના આદર્શ વિદ્યાપુરુષ છે... એમનું સુચારુ અનુસરણ ભોળાભાઈ નિ:સંકોચ કરે છે." (પૃ. ૧૧-૧૩) સમીક્ષકે ઉપસ્થિત કરેલો આ પ્રશ્ન વિચારણીય છે : "... ભોળાભાઈને હાલ પૂરતા એકાધિક ભાષાના અભ્યાસરસિક સાહિત્યકાર લેખે સ્વીકારીને પણ પ્રશ્ન જાગે કે ઉમાશંકર આદિના અપવાદરૂપ થોડાક દાખલા સિવાય કેટકેટલા સાહિત્યપ્રકારો ખેડનારા ગુજરાતી સર્જકોને બંગાળી, ઓડિયામાં ક્યાં ક્યાં રમતા મેલ્યા ?" (પૃ. ૧૫) શર્માજીના કહેવા પ્રમાણે, "૧૯૯૮ની સાલનું ગ્રંથસ્થ વાઙ્મય"માં સમીક્ષક મધુસૂદન પારેખ મોટા ભાગે મધુ-દર્શી રહ્યા છે... વિવેચનાત્મક ખણખોતર કે ક્ષતિદર્શન કરવાનું લગભગ ટાળે છે, ટીકા કરે તો પણ સુષ્ઠુમિષ્ટ પાક જેવી! વળી, પ્રસિધ્ધ પ્રાપ્ત લેખકોનાં પ્રકાશનોની વિગત-નોંધ આપતાં તે ઘણીવાર સાક્ષરના સાહિત્યિક સ્તર 'લિટરરિ સ્ટેટથી'થી અંજાઈને મૂલ્યાંકન આપે છે." આ પ્રકારની વાર્ષિક સમીક્ષામાં અપેક્ષિત 'ઉપસંહાર'ની ઊણપ વિશે ધ્યાન દોરીને તેમણે કરેલાં કેટલાંક નમ્ર સૂચનો ઉપયોગી નીવડે તેવાં છે. વ્યાખ્યાનપ્રકારનો લેખ 'કેટલીક નાટ્યાત્મક ક્ષણો વિશે' સવિગત દૃષ્ટાંતો આપીને નાટ્યાત્મકતા વિશેની અમૂર્ત વિભાવનાને વિશદરૂપમાં, સરળ ભાષામાં પોતાના વક્તવ્યને રજૂ કરવાની વક્તા શર્માજીની ફાવટ-ચીવટને કારણે સુગ્રાહ્ય અને સુશ્રાવ્ય પણ બની શક્યો છે. પોતાનાં કર્તા-કૃતિવિષયક મંતવ્યો-તારણોને મુદ્દાસર અને લાઘવપૂર્વક મૂકવાની વિવેચક રા.શ.ની અભિવ્યક્તિગત સભાનતા-સજ્જતાનું એક નોંધપાત્ર નિદર્શન 'કવિશ્રી લાભશંકર ઠાકરના ચાર કાવ્યસંગ્રહો' વિશેના

અવલોકનમાં મળે છે. ચાર પાનમાં પણ ચાર કાવ્યગ્રંથો અને તેના કર્તાના લાક્ષણિક વિશેષોને pin-point કરવાની તેમની ત્રેવડ એમાં દેખાઈ આવે છે. લાભશંકર ઠાકરે કહ્યું છે તેમ, "ઢાંચાઢાળ સમીક્ષાઓ મૂળ ધબકાર પર ફોકસ ગોઠવવાને બદલે અન્ય ચર્ચાઓમાં કાલક્ષેપ કરતી હોય છે," જ્યારે રા.શ.ની કૃતિલક્ષી વિવેચનાની "એક અલગ તા-કાન્ત છે."

'સિતાંશુના કાવ્યવિશ્વમાં પ્રતિબદ્ધતાનું પાસું' કેવા રૂપમાં પ્રગટે છે, તેની છણાવટ કરતાં રા.શ.એ યથાર્થ જ કહ્યું છે : સિતાંશુનો પુરુષાર્થ, મનોવૈજ્ઞાનિક તેમજ રાજવિદ્યાકીય એ ઉભય રથચક્રોને સંયોજતી ધરી કવિતા બની શકે એવો સાધનાપ્રયોગ છે... આવી સાહસયાત્રા, એનાં તમામ જોખમો સાથે 'મગન ગાજર'થી માંડી વધુ જુસ્સાથી 'લડત' (૧૯૮૫), 'સિંહવાહિની સ્તોત્ર' (૧૯૯૪), 'રણાખ્યાન/જલસ્ત્રોત્ર' (૧૯૯૬), 'ભે' (૧૯૯૮) અને 'જંગલ' (૨૦૦૦) કૃતિઓમાં પ્રદર્શિત થઈ છે. (પૃ. ૩૭) તેમણે સિતાંશુના કાવ્યવિશ્વના સંદર્ભે આપણા વિવેચકોએ સેવેલી ઉપેક્ષા પ્રત્યે કરેલી આ માર્મિક ટકોર તથ્યયુક્ત છે : '... પ્રસ્તુત રચનાઓના પોલિટિકલ ડાયમેન્શનના સાતત્યની વિવેચને ખાસ નોંધ નથી લીધી...' મનહર મોદી સંપાદિત 'કાવ્યપરિચય'માં આસ્વાદકનો કાવ્યટેસ્ટ 'સરસ' છે એ સ્વીકારીને સમીક્ષક રા.શ.એ ઉપસ્થિત કરેલા આ પ્રશ્નો અસ્થાને નથી : નિરંજન ભગત, દલાલના પ્રિય કવિ પણ 'હાથ મેળવીએ'માં આખો પહેલો પેરો કવિના જન્મદિવસને ફાળવવામાં વાપર્યા કરતાં કૃતિના મર્મ સાથે હાથ મેળવવામાં ખર્ચ્યો હોત તો ? એવી જ ઢબે સુરેશ જોષીની કવિતા વિશે પ્રવર્તતાં, આસ્વાદનો અર્ધોઅર્ધ ભાગ સુરેશ જોષીના 'જનાન્તિકે'ના ઉતારાથી જ બહુ અપેક્ષાધિક દીધો છે. કાવ્યપાઠ (text) કરતાં કવિઓ અંગેની ચરિત્રસંકલન વિગતોની મદદથી impressionistic interpretationને આસ્વાદ કહેવાય ખરો ?... પ્રિયકાન્તની 'અશ્વ' કવિતા વિશે તે ઘણું વધુ રસનિર્દેશક લખી શક્યા હોત. પણ 'તુલનાત્મક' આપવાના અભરખામાં આસ્વાદક આકર્ષક છતાં રચનાબાહ્ય વાનગીઓ પીરસવા મંડી પડે છે. ઘોડાઓ વિશે પાંચ પાંચ રચનાઓ ખડકવાથી શું ?... જાનમાં વરરાજાને બદલે અણવર જ બાજઠ પર ચઢી બેસે એમાં કયું ઔચિત્ય છે ?" (પૃ. ૪૪-૪૬)

ચંદ્રકાન્ત ટોપીવાળાના 'આવાગમન'માં રા.શ.ની દૃષ્ટિએ "કવિનું કલ્પનાપૂર્ણ ઉડ્ડયન ઈતરોત્થ (ડિરિવેટિવ) છે એટલું મૌલિક નથી." આવી કૃતિગત ઊણપોની સાથે કવિ-અનુવાદક ટોપીવાળાની સૂક્ષ્મ કાવ્યસૂઝની અવિગત છણાવટ પણ તેમણે કરી છે. ધીરુ પરીખના ૨૦૦૧માં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહ 'ઉડાન' વિશે સમીક્ષકે નોંધેલું આ મંતવ્ય યથાર્થ છે : "ગીતોનું સહજ વહન, પ્રાસની ઉપકારક અર્થસંગતિ અને લયલીલામાં કવિની 'ઉડાન' કળી શકાય. ગતિશીલ કલ્પનભેળું સૂક્ષ્મ નિરીક્ષણ કેટલાંક સ્થાનોમાં મૂર્ત થયું છે." તેઓ મંતવ્યોના સમર્થનમાં પૂરતાં દૃષ્ટાંતો પણ આપે છે તેથી તે ઊભડક નથી લાગતાં. 'કોષમાં સૂર્યોદય'ના કવિ રાજેન્દ્ર પટેલનો કાવ્યપુરુષાર્થ વિશેષ કરીને અછાંદસ્ કૃતિઓમાં તેમને નિરીક્ષણપાત્ર જણાયો છે.

નવલકથાકાર-વાર્તાકાર, ચરિત્રકાર, નિબંધ લેખક મહેશ દવેના કાવ્યસંગ્રહ 'કોરે કાગળ સહી'માં સુરેશ દલાલની જેમ મધ્યકાલીન ભક્ત કવિઓ કૃષ્ણદાસ, ઉગારામ, અરજણદાસ અને મોરાર સાહેબનાં પદોની પ્રથમ પંક્તિઓ લઈને રચાયેલાં ગીતપદોમાં રા.શ.ના કહેવા પ્રમાણે "શિરમોર પદ તો 'સાહેબ હુકમ કરે કે આવું' છે... ગીતમાં સોનેટ જડવાનો પ્રયોગ ઝળકતા નંગને વીંટી પહેરાવવા જેવો લાગે" છે. કવિ ડૉ. હર્ષદેવ માધવ કૃત 'કાલોઽસ્મિ' સંગ્રહ તેમની દૃષ્ટિએ, ગુજરાતીભાષી હર્ષદેવ માધવનો સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી અને હિન્દી એ ચાર ભાષામાં મુક્તક પ્રકારની નિકટ રહી કાવ્યો રચવાનો "ચતુર્ભાષી પ્રયોગ આધુનિક વાઙ્મયમાં ગુણવત્તાની સાથે ઐતિહાસિક દૃષ્ટિએ તો અભૂતપૂર્વ લેખાય" તેવો વિરલ છે.

વિવેચક રા.શ. આસ્વાદલક્ષી કૃતિસમીક્ષાઓ ઉપરાંત સૈદ્ધાન્તિક સાહિત્યના ગ્રંથોની આલોચના પણ કરવાની સજ્જતા કેવીક ધરાવે છે તે જોવા માટે શ્રી કૃષ્ણરાયનના 'સાહિત્ય એક સિદ્ધાન્ત' (અનુવાદક : શાલિની ટોપીવાળા)ની સમીક્ષા વાંચવા જેવી છે. કૃષ્ણરાયનનો ગ્રંથ દીવાની એક જ્યોત છે. તો શાલિની ચંદ્રકાન્ત ટોપીવાળાનું... ગુજરાતી ભાષાન્તર. મૂળ જ્યોતનો 'નાનો શો પડછાયો' છે. સમીક્ષકે નોંધેલા હકીકતદોષ માટે કોણ કારણરૂપ ગણાય - લેખક - પ્રકાશક - અનુવાદક કે પ્રૂફવાચકવર્ગ ? એ એક સંશોધનનો રસિક વિષય છે. આ અનુવાદકે કરેલો વી. એસ. સેતુરામનના મૂળ પુસ્તક 'કન્ટેમ્પરરિ ક્રિટિસિઝમ, એન. એન્થલોજી'ની પ્રસ્તાવનાનો કરેલો ગુજરાતી અનુવાદ સમીક્ષકના શબ્દોમાં કહીએ તો 'અનુવાદન-અખતરો આંતરરાષ્ટ્રીય વિવેચન સંપ્રદાયોની અપ્રચલિત પરિભાષાના ખાડાખતરામાં ખાસ

પડ્યા સિવાય શક્ય તેટલી સરળ ગુજરાતીમાં એવો પાર પડ્યો છે કે મૂળ પુસ્તકનું "ભાષાંતર આપણે એમની પાસે બેશક માગી શકીએ." (પૃ. ૭૩) પ્રતિષ્ઠિત વિવેચક ચંદ્રકાન્ત ટોપીવાળાના 'નાનાવિધ' વિવેચનગ્રંથમાંના "બધા જ લઘુલેખો પોતપોતાની સીમામાં પણ અનોખા છે. લગભગ પ્રત્યેક ટોપિક કાંઈ ને કાંઈ પ્રતિ-વિચાર મૂકવા ઉત્તેજિત કરે એવા છે... સંજ્ઞાને, પરિભાષાને ગુજરાતીમાં અવતારવાના શબ્દાર્થ પુરુષાર્થમાં વિવેચકની મથામણ સાથે ઝીણી ચીવટ ચંદ્રકપ્રદાનને પાત્ર છે." આ પ્રકારનાં પ્રશસ્તિદર્શક મંતવ્યોમાં તરી આવતી સમીક્ષકની ગુણદર્શિતા ધ્યાનપાત્ર એ દૃષ્ટિએ છે કે દોષદર્શક વાંકદેખુ વલણ તેમણે કેળવ્યું નથી. અલબત્ત, સંબંધિત સમીક્ષક, લેખક, આસ્વાદક કે અનુવાદકની પોતાને કઠતી ક્ષતિઓ - ઊણપો અંગે સ્પષ્ટ શબ્દોમાં ટીકા કરવામાં તેઓ સંકોચ અનુભવતા નથી. જેમ કે - 'અનેકાયન'માં દૃષ્ટિગત થતી આસ્વાદક-અનુવાદક ચંદ્રકાન્ત ટોપીવાળા મલયાલમ કવિયિત્રી વિજય લક્ષ્મીની કૃતિ-વિષયક આસ્વાદલક્ષી લેખમાં "ખરેખર ખીલ્યા છે... પૂરો ગદ્યખંડ સ્વતંત્ર મૂલ્ય ધરાવતો બન્યો છે." પરંતુ પૃ. ૨૪ ઉપરના કાવ્યાનુવાદમાં 'અને ક્યાંય નહિ'નું આસ્વાદમાં 'ક્યાંક નહીં' હાંકયે રાખ્યું છે તે અકલ્પ્ય છે. આને ટોપીઝોકું કહીશું કે ચન્દ્રમસ્તિષ્ક ઝોકું ?" (પૃ. ૭૯) રમણ સોનીના વિવેચનગ્રંથ 'સાભિપ્રાય'માંના કેટલાક લેખો અતન્દ્ર વિવેચકની મૂલ્ય-દૃષ્ટિનો પણ ઉત્તમ પરિચય આપે છે..." પણ તેમના અનેક વિવેચનલેખોમાં 'વિલક્ષણ' વિશેષણનું પુનરાવર્તન થયા કરે છે, એ હકીકતનો સમીક્ષકે દૃષ્ટાંતો સહિત નિર્દેશ કર્યો છે.

સંબંધિત ગ્રંથો-કૃતિઓમાં પ્રગટતી લેખકોની નોંધપાત્ર વિશેષતાઓ, સિદ્ધિઓ ઉપરાંત મર્યાદાઓ પણ સંક્ષેપમાં તેમણે અન્ય સમીક્ષાલેખોમાં ચીંધી બતાવી છે. અમૃતા શેરગિલના જીવન પર આધારિત હિમાંશી શેલતની પ્રથમ નવલકથા 'આઠમો રંગ'ને અનુલક્ષીને તેમણે દર્શાવેલું આ મંતવ્ય વજૂદ વિનાનું નથી : "આઠમા રંગનો વિષાદ ભાવકમાં સંક્રાન્ત કરવામાં હિમાંશીનું સાહસ ઘણે અંશે સફળ થયું છે. પૂર્ણ અંશે એટલા માટે નહીં કે નવલનું ભાષાકીય સ્તર અકબંધ લેખિકાના લય લહેકામાં જ સર્વત્ર પ્રવર્ત્યું છે ?" (પૃ. ૧૦૧) શિરીષ પંચાલ સંપાદિત ગ્રંથ 'વીસમી સદીનું ગુજરાત'માં મૂકેલા પોતાના લેખ સાહિત્યમાં "છેલ્લાં સો વર્ષમાં થયેલાં સંશોધનો-વિવેચનો-સંપાદનો વિશે અભ્યાસી સંપાદક-વિવેચકે અહેવાલ જેવું પણ ના આપી સમગ્ર ચિત્રને અધૂરું રાખીને સુજ્ઞોને અનિશ્ચિત છેહ દઈ અન્યાય કર્યો છે." (પૃ. ૧૦૮) કર્તાઓ-કૃતિઓની ધ્યાનપાત્ર સિધ્ધિઓ-મર્યાદાઓ પર આંગળી મૂકી આપવાનો સમીક્ષકનો આ પ્રકારનો વસ્તુલક્ષી ઉપક્રમ મહદંશે ફળદાયી નીવડ્યો છે, એના મૂળમાં તેમની રાગદ્વેષમુક્ત અભ્યાસનિષ્ઠા અને સાહિત્યપ્રીતિ રહેલાં છે.

અલબત્ત, તેમનો આ સમીક્ષાગ્રંથ સાવ મર્યાદામુક્ત નથી જ. અનિવાર્ય કે આવશ્યક ન હોય ત્યાં પણ પોતે વાંચેલા ગુજરાતી ઉપરાંત દેશવિદેશની અન્ય ભાષાઓના ગ્રંથો-ગ્રંથકારો વિશે અલ્પજ્ઞ વાચકોના લાભાર્થે સવિગત માહિતીસંદર્ભો છૂટથી આપવાનું તેમને વધુ ગમે છે. અન્ય વિવેચકો-સમીક્ષકોનાં લખાણોમાં જરૂરી ન હોય તો પણ પ્રસ્તારી પૂર્વભૂમિકાઓમાં પ્રમાણવિવેકની ઊણપ પ્રત્યે ધ્યાન ખેંચતા રા.શ.ના બધા જ સમીક્ષાલેખોમાં આ જાતનું પ્રમાણભાન જોવા મળતું નથી. આ સંદર્ભે કૃષ્ણરાયનના ગ્રંથ 'સાહિત્ય સિદ્ધાંત'ના શાલિની ટોપીવાળાએ કરેલા અનુવાદ વિષયક સમીક્ષાલેખની પૂર્વભૂમિકા રસ ધરાવતા અભ્યાસીઓએ જોવા જેવી છે.

વિવેચક શર્માજીના 'સાહિત્યસંકેત'માં ગ્રંથસ્થ થયેલા સમીક્ષા લેખો જેમણે મૂળ કૃતિઓ વાંચી ન હોય તેવા બહુસંખ્ય સાહિત્યરસિક વાચકગણને કદાચ ન પણ સમજાય, એ બનવા જોગ છે. કેમ કે, કિશોર જાદવ આદિ અમુક વિદગ્ધ સર્જકો-વિવેચકોની જેમ તેઓ એ બાબતે દૃઢાગ્રહી છે કે, કૃતિના હાર્દને પામવા માટે આવશ્યક એવી પાત્રતા-સજ્જતા-કલ્પકતા ધરાવતા ન હોય તેવા સાહિત્યરસિકોને પ્રત્યાયનની સમસ્યા નડે-કનડે તો એમાં વાંક અલ્પજ્ઞ ભાવકનો જ છે, તેણે પૂરતી સજ્જતા કેળવવી જ જોઈએ. શર્માજી એવું માને છે કે અલ્પસજ્જ કે અસજ્જ બહુસંખ્ય ભાવકો ભલે કૃતિના મર્મ સુધી પહોંચી ન શકે અને પ્રત્યાયનની રાવ-ફરિયાદ કરે, પણ લઘુમતી સુજ્ઞ ભાવકો "કૃતિપ્રયોગનું ધૃતિથી આધાન કર્યા કરશે. એવું સાવધાન આધાન પોતે જ પ્રત્યાયનનો પ્રકાર બની રહેશે." (પૃ. ૧૩૭) સાહિત્યકૃતિમાં અંતર્નિહિત સંકેતો-સંકુલ પ્રતીકોના ભાવ-અર્થને સમજવામાં, તેનું સાચું અર્થઘટન-decoding કરવામાં રસ ધરાવતા સુજ્ઞ સાહિત્યરસિક ભાવકોને 'સાહિત્યસંકેત'માં સ્થાન પામેલા સમીક્ષાલેખો વિચારપાથેય પૂરું પાડી શકે તેવા અભ્યાસપૂત છે, એમ નિ:સંકોચ કહી શકાય.

■

દુષ્યંત પંડ્યા

## ક્રાંતિકારી જગતજનની શારદામણિદેવી

(ગતાંકથી ચાલુ)

હવે શું ? એ પ્રશ્ન હતો. કાશીપુરનું મોંઘા ભાડાનું એ મકાન ઓગસ્ટની આખર તારીખે ખાલી કરી દેવાનું હતું. પુત્ર હતો નહીં. ક્યાં જવું ? ઠાકુરના એક પરમ ભક્ત હતા બલરામ બસુ. શારદામાને એ પોતાને ઘેર લઈ ગયા અને ત્યાં થોડાક દહાડા રાખ્યા પછી શ્રી માને એમણે યાત્રાએ મોકલાવ્યાં. પોતાની પત્ની અને 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના લેખક મહેન્દ્રનાથ ગુપ્તની પત્ની, શારદામાની ભત્રીજી, ગોલાપમા તથા ત્રણ યુવાન સંન્યાસીઓ સાથે જાય તેવી તજવીજ પણ થઈ.

સંઘનો પહેલો અગત્યનો મુકામ વારાણસી હતો. ત્યાં ગંગાસ્નાન કરવું તથા વિશ્વનાથનાં અને બીજાં દેવમંદિરોનાં દર્શન કરવાં એ કાર્યક્રમ હતો. ત્યાંથી અયોધ્યા થઈ સંઘ વૃંદાવન પહોંચ્યો અને ત્યાં બલરામ બસુના પિતાએ બંધાવેલી ધર્મશાળા 'કાલાબાબુ કા કુંજ'માં મુકામ કર્યો.



વૃંદાવન ગોપીઓના વિરહનું સ્થાન છે. ત્યાં શારદાદેવીને પતિના વિરહનું શૂળ તીવ્રપણે ભોંકાવા લાગ્યું. શ્રી રામકૃષ્ણના દેહાવસાન પહેલાં ત્યાં પહોંચી ગયેલાં યોગિનમા અને તપસ્વિની ગૌરીમા મળતાં, એકમેકને ભેટીને, રુદન કરીને હૈયાનો ભાર હલકો કર્યો. ત્યાંના લાંબા રોકાણ દરમિયાન એમને ધીમે ધીમે શાંતિ પ્રાપ્ત થવા લાગી. ઠાકુરનાં દર્શન એમને ત્યાં પણ થયાં હતાં અને વિધવાવેશને અંગીકાર કરવાના પુન: ઊઠેલા વિચારને શારદામાના ચિત્તમાંથી સદાને માટે હાંકી કાઢ્યો. એમની સમવયસ્ક ભત્રીજી લક્ષ્મી વિધવા હતી ને એણે મુંડન કરાવ્યું હતું, શારદામાએ નહીં. રેલગાડીમાં સૌ પ્રવાસ કરતાં હતાં ત્યારે પણ એક રાતે ઠાકુરે દર્શન દઈ એમને ચેતવ્યાં હતાં, 'તમારો હાથ બારી પાસે છે. હાથે બાંધેલું સોનાનું માદળિયું - મૂળે ઠાકુરનું હતું તે - કોઈ ખેંચી કાઢશે અને તમારે હાથે ઇજા પણ પહોંચશે.' શ્રી માએ તરત જ એ માદળિયું ઊતારી પોતે જે ડબ્બીમાં પૂજા કરવાની ઠાકુરની છબી રાખી હતી તેમાં મૂકી દીધું હતું.

પણ વૃંદાવનમાં ઠાકુરે એમની પાસે કરાવેલા એક કાર્યથી શારદામાના જીવનના નવા અધ્યાયનું મંડાણ થયું હતું. જે ત્રણ યુવાન સંન્યાસીઓ સાથે હતા તેમાંથી કોઈએ વિધિવત્ દીક્ષા લીધી ન હતી. ત્રણ વાર દર્શન આપી ઠાકુરે પૂજ્ય મા પાસે યોગિન (યોગાનન્દ)ને મંત્રદીક્ષા અપાવી હતી. શ્રી માના બધા હિચકિચાટને ઠાકુરે દૂર કર્યો હતો. યોગિનને પણ મા પાસેથી દીક્ષા લેવાનું સૂચન ઠાકુરે દર્શન આપી કર્યું હતું. પછી ઠાકુરે શ્રી માને બીજા કેટલાક મંત્રો પણ આપ્યા હતા અને શ્રી માની દીક્ષાસરિતા પુરપાટ વહેવા લાગી હતી.

પણ તે પહેલાં દુ:ખની સરિતામાં પડવાનું ભાગ્યમાં હતું. મથુરા, હરદ્વાર, પુષ્કર, પ્રયાગ આદિ તીર્થોની યાત્રાએથી પાછાં કોલકાત્તા આવી, ૧૮૮૭ની મધ્યમાં, એ પોતાને ઘેર કામારપુકુર ગયાં. ભત્રીજા રામલાલે ઘરના બે ભાગ પાડ્યા હતા. મોટો પોતાનો અને નાનો કાકીનો. એમને આવકનું કશું સાધન ન હતું. ગામ લોકોને ગદાઈની પત્ની વૈધવ્ય પાળતી ન હતી તેથી ધરતી રસાતાળ જતી લાગતી હતી. ભાગમાં આવેલા ભાતનો ભાગ અને આંગણામાં ઊગેલાં શાકભાજી - આ આહાર. પૈસા વગર તેલ મસાલા કોણ આપે ? કપડાંની એક જોડ હતી તે પણ ઘસાવા લાગી હતી. પૂજાને કે એવે કોઈ પ્રસંગે શારદામા પિયેર જયરામવાટી ગયાં તો એમના દિદાર જોઈ એમનાં મા હેબત ખાઈ ગયાં. માતાના ખૂબ આગ્રહ છતાં શારદામા ત્યાં રોકાયાં નહીં. પિતા ગુજરી ગયા હતા. અને ભાઈઓની ગોરપદાની આવક પણ ટાંચી હતી. વળી બહેનને કે કોઈને પણ સહાય કરવાનું એમનું વલણ ન હતું. એ કામારપુકુર પાછાં આવ્યાં.

બલરામ બસુનાં પત્ની બે-ત્રણ સાથીઓ સાથે અચાનક કામારપુકુર આવ્યાં. શારદામાના અને ઘરના દીદાર જોઈ શ્રીમાની પરિસ્થિતિનો ખ્યાલ એમને તરત આવી ગયો. તરત જ થોડાક રૂપિયા શ્રી માના હાથમાં મૂકી એ બોલ્યાં, 'બજારમાંથી કંઈક મંગાવો. આપણે ઈશ્વરને ભોગ ધરાવીએ.' શ્રી માને કોલકાત્તા આવવાનો બંદોબસ્ત કર્યો અને વિવિધ

ભક્તો શ્રી માની સહાયે આવ્યા. જેને પોતે દીક્ષા આપી હતી તે યુવાન સંન્યાસી યોગાનન્દ શ્રી માના સહાયક તરીકે ગોઠવાઈ ગયા. શ્રી મા પ્રત્યે એમને એટલો પૂજ્ય ભાવ હતો કે માની સન્મુખે આવી એ કદી ચરણસ્પર્શ ન કરતા. પણ પૂ. મા ચાલી ગયાં હોય તે ધરતી પરની ધૂળ એ પોતાને મસ્તકે લગાડતા. એ અકાળે, ૧૮૯૯માં અવસાન પામ્યા હતા.

પછી થોડો સમય એમના ગુરુબંધુ ત્રિગુણાતીતાનન્દ શ્રી માના સેવક તરીકે ગોઠવાયા. એકવાર પૂ. મા સાથે એ જયરામવાટી જતા હતા. ગાડામાર્ગ હતો અને રાતનો સમય હતો. એક નાળું આવતાં ગાડું ઊભું રાખી હાંકનાર નાળામાંની કેડી જોવા ગયો. એક તરફ ચીલો બરાબર હતો અને બીજી તરફ કંઈ ખાઈ જેવું થઈ ગયેલું. ત્રિગુણાતીતાનન્દને આ વાત કરતાં એ યુવાન સંન્યાસીએ કહ્યું, 'હું એ ખાઈમાં ગોઠવાઈ જઉં છું. એ તરફનું પૈડું મારા વાંસા પરથી લઈ લેજે.' બોલચાલના અવાજથી પૂ. મા જાગી ગયાં. ગાડાખેડુ પાસેથી વાત જાણી એ ત્રિગુણાતીતાનન્દને વઢ્યાં, 'બેટા, તું કેવું સાહસ કરવા તૈયાર થયો હતો ? તને કંઈ થયું હોય તો હું આ જગતને મોઢું કેવી રીતે બતાવત ?' એટલું અંતર એ ચાલીને ગયાં અને ગાડું નાળાની સામી બાજુએ ગયા પછી એ ગાડામાં બેઠાં. ત્રિગુણાતીતાનન્દને સ્વામી વિવેકાનન્દે અમેરિકા મોકલ્યા પછી પૂ. માની સંપૂર્ણ જવાબદારી એમના પ્રિય પુત્ર શરદે - સ્વામી શારદાનન્દે - સ્વીકારી હતી.

એક બાલિકાનું શ્રી માને દર્શન કરાવીને ઠાકુરે કહ્યું હતું, 'આને આધારે તમે રહેજો.' શ્રી માનો સૌથી નાનો ભાઈ અભય, મેડિકલ કોલેજની અંતિમ પરીક્ષા આપી, પરિણામ આવે તે પહેલાં મૃત્યુ પામ્યો હતો. મૃત્યુ પામતાં પહેલાં પોતાની સગર્ભા પત્નીની ભલામણ એણે મોટી બહેનને - શ્રી માને - કરી હતી. અભયના મૃત્યુ પછી થોડે સમયે એની પત્ની સુરબાળાએ પુત્રીને જન્મ આપ્યો, તે પેલા દર્શનમાંની છોકરી. સુરબાળા લગભગ અનાથ જેવી હતી અને અભયના મૃત્યુ પછી પિયરમાં ઉપરાઉપરી એક-બે નિકટનાં સ્વજનોનાં મૃત્યુ થવાથી એ પાગલ થઈ ગઈ. રામકૃષ્ણ સંઘના સંન્યાસીઓ એને 'પગલી મામી' કહેતા. એની દીકરી રાધા-રાધી, રાધુને ઉછેરવાની જવાબદારી શારદામાને શિરે આવી. શ્રી માની બીજી એક ભાભી અવસાન પામતાં એની બે પુત્રીઓ પણ શ્રીમાને આશરે આવી હતી. આમ પૂજ્ય મા સંસારમાં પડ્યાં.

પણ, સંસારને એમણે પોતાનામાં પડવા દીધો નહીં. રાધુના લગ્નની બધી જવાબદારી શ્રી માએ ઉપાડી હતી પણ એને માટે ઘર શોધવાની જવાબદારી એમણે રાધુના પૈતૃક પક્ષ પર નાખી હતી. રાધુને કદાચ પોતાની માની ઘેલછાનો અંશ વારસામાં મળ્યો હોય કે, બીજું કશું હોય, એ અફીણને રવાડીએ ચડી ગઈ હતી અને એક વાર જયરામવાટીમાં, પૂજ્ય માએ, એને આ ખરાબ આદત છોડી દેવાનું કહેતાં, એણે શ્રીમાની પીઠમાં જોશપૂર્વક રીંગણું માર્યું હતું. 'ઠાકુર, એ અબુધ છે, એને ક્ષમા કરજો' એ બોલ જ શ્રી માને મુખેથી ઝર્યા હતા, એમના વાંસામાં મોટું ચકામું પડી ગયું હતું.

શારદામાની બીજી એક ભત્રીજી નલિનીને આભડછેટનો અતિરેક હતો. જયરામવાટીમાં કંઈ ઘર બંધાતું હતું ત્યારે, બધા કડિયામૂલીઓને બપોરે શ્રી મા જમાડતાં. એમાં અમજાદ નામે એક મુસલમાન હતો. પીરસતી નલિનીએ દૂર ઊભા રહી એની પાતળ પર રોટલીઓનો ઘા કર્યો. ત્યાં બેઠેલાં મા પોકારી ઊઠ્યાં, 'નલિની, કેમ પીરસાય ? લાવ અહીં બધું મારી પાસે. મારા દીકરાને હું જમાડીશ.' અમજાદને વાંસે હાથ ફેરવી, એની પાસે બેસી, એને પ્રેમથી પીરસતાં પૂજ્ય માએ એને જમાડ્યો. એ અમજાદ હતો ગામનો ઉતાર. કામધંધો ન હોય. ત્યારે ચોરીચપાટી પણ કરતો. એક-બે વાર જેલમાં પણ જઈ આવેલો. પણ, રાધુનાં 'મા' હતાં, શરદ-સ્વામી શારદાનન્દ-નાં 'મા' હતાં તેમ આ અમજાદનાં પણ એ 'મા' હતાં. એમના માતૃત્વના અમીની વર્ષા અસીમ હતી. પછીથી એ ભગિની નિવેદિતા અને એમના જેવી વિવેકાનન્દની પાશ્ચાત્ય શિષ્યાઓ પણ એ પ્રેમામૃત પામવાની હતી. જગન્નાથ અને ગુરુવાયુરનાં મંદિરોને, વિધર્મીઓના પ્રવેશ પછી આજે વિશુધ્ધ કરવામાં આવે છે. ત્યારે પૂરાં સો વર્ષ પૂર્વેનું શ્રી શારદામાનું આ વર્તન કેટલું તો ક્રાંતિકારી ગણાય ! નિવેદિતા ઈંગ્લંડથી પહેલી વાર કોલકાત્તા આવ્યાં ત્યારે સ્વામી વિવેકાનંદ અંતરમાં ગભરાટ સાથે એમને શ્રી મા પાસે લઈ ગયા હતા. ભાષાના, વર્ણના, સંસ્કૃતિના બધા ભેદો ભાંગી નાખીને શ્રી માએ પોતાની એ પુત્રીનું વાત્સલ્યપૂર્વક સ્વાગત કર્યું હતું. શ્રી મા સાથે નિવેદિતા કેટલાક દહાડા રોકાયાં હતાં અને એમની પંગતમાં બેસીને ત્યાં જ એ જમતાં. શ્રી માના માતૃત્વને કોઈ સીમા ન હતી.

અમેરિકાથી આવીને સ્વામી વિવેકાનંદે મઠની અને મિશનની વિધિપૂર્વક સ્થાપના કરી અને બેલુડમાં એ બંને માટે જમીન લીધી ત્યાં સુધી મઠવાસીઓની સ્થિતિ ઘણી ખરાબ હતી. મઠનું મકાન ખંડેર જેવું હતું અને ખાવાના પણ વાખા હતા. ગયાની યાત્રાએ ગયેલાં શ્રી માએ ત્યાંના વૈભવી મઠ જોઈ ઠાકુરને પ્રાર્થના કરી હતી. 'મારા દીકરાઓને માથે સરખું છાપરું અને પેટમાં સરખું ખાવાનું આપવા કૃપા કરો, ઠાકુર.' એ પ્રાર્થના થોડાં વર્ષોમાં જ સંભળાઈ હતી. અને મઠમાં સંન્યાસીઓ રહેતા થયા એટલે પૂ. માને પોતાનાં પુનિત પગલાં ત્યાં કરવાનું નિમંત્રણ અપાયું. એમની નાવ મઠ પાસે ગંગાકિનારે લાંગરી અને એમણે કાંઠે પગ મૂક્યો ત્યારે શંખનાદથી એમનું સ્વાગત કરવામાં આવ્યું હતું. સ્વામીજીએ મઠમાં દુર્ગાપૂજા કરવાનો નિર્ણય લીધો ત્યારે એનો સંકલ્પ પણ

શ્રી મા પાસે કરાવવામાં આવ્યો હતો.

પૂજ્ય મા અનિકેત હતાં. કામારપુકુરનું ઠાકુરના ભાગનું ઘર હતું અને ત્યાં કોઈ વાર જતાં હોવા છતાં એ વધારે સમય જયરામવાટીમાં રહેતાં અને કોલકાત્તા આવતાં જતાં. ત્યાં કોઈક વેળા 'કથામૃત'ના લેખક શ્રી મહેન્દ્રનાથને ત્યાં ઊતરતાં. તો કોઈ કોઈ વાર એમને માટે ભાડાના ઘરનો પ્રબંધ કરવામાં આવતો. શ્રી માનો ભાર વહન કરનાર એમના પુત્ર શરદ - સ્વામી શારદાનન્દ - ને આ પસંદ ન હતું. રામકૃષ્ણ સંઘના બંગાળી સામયિક 'ઉદ્‌બોધન'નું સંપાદન એ કરતા. એમને કોઈએ એ સામયિકના મકાન માટે દાન આપ્યું. તેમાં, કરજ કરી, બીજા પૈસા ઉમેરી, સ્વામી શારદાનન્દે, પૂ. માનો સરખો સમાવેશ થાય એવું, પૂરતી સગવડવાળું મકાન 'ઉદ્‌બોધન' કાર્યાલયને ઉપરને મજલે બંધાવ્યું અને 'શ્રી રામકૃષ્ણ લીલાપ્રસંગ'ના પાંચ ભાગ લખી અને પ્રકાશિત કરી તેમણે તે કરજ ભર્યું. પણ શ્રી મા પુત્ર શરદને ભારરૂપ થવાને બદલે જયરામવાટી રહેવાનું પસંદ કરતાં.

એમણે કેટલીક યાત્રાઓ પણ કરી હતી. ઓરિસ્સામાં આવેલી બલરામ બસુની જાગીર કોઠારમાં થોડા દિવસ રોકાઈ ત્યાંથી પૂ. શ્રી મા પુરીની યાત્રાએ ગયાં હતાં. કોઠારમાં ખ્રિસ્તી થઈ ગયેલા એક બંગાળી યુવાનને પુનઃ હિન્દુ બનાવ્યો હતો એ પણ ક્રાંતિકારી કદમ હતું. અને એની ભક્તિ જોઈ એને દીક્ષામંત્ર પણ આપ્યો હતો. ત્યાંથી એમનો સંઘ મદ્રાસ ગયો હતો. ત્યાંના રામકૃષ્ણ કેન્દ્રના સંચાલક, માના પુત્ર શશી - સ્વામી રામકૃષ્ણાનન્દ - શ્રી માના આગમનથી આનંદથી ઉભરાતા હતા. એમણે પૂજ્ય માની રામેશ્વરની, મૈસુરની અને મદુરાઈની યાત્રાની અદ્‌ભુત તૈયારી કરી હતી. શ્રી મા મદ્રાસને સ્ટેશને ઊતર્યાં ત્યારે, પોતાની નાદુરસ્ત તબિયત છતાં, પૂ.માનું સ્વાગત શંખધ્વનિથી, ફૂલહારોથી અને હર્ષધ્વનિઓથી કરવામાં આવે તેવું આયોજન એમણે કર્યું હતું. રામેશ્વરનું પૂજન પૂ. મા કરવા ગયાં ત્યારે, રામકૃષ્ણાનન્દે તેમના હાથમાં એક સો ને આઠ બિલીપત્રો મૂક્યાં હતાં, સોનાનાં. પોતાના આદરણીય ગુરુનાં પત્ની હતાં એ, સ્વયં જગતજનની હતાં.

જે રાજ્યની હદમાં રામેશ્વરનું મંદિર આવતું હતું તે રામનદના રાજા સ્વામીજીના શિષ્ય હતા. પોતાના ગુરુની પત્નીના ત્યાંના આગમનથી એ ખૂબ આનંદિત હતા અને શ્રી માની સગવડમાં કશી ઊણપ ન રહે તે માટે એમણે સૌને તાકીદ કરી હતી. રાજાજીની આજ્ઞાનુસાર મંદિરના બધા ભંડારો પૂ. મા સમક્ષ ખોલવામાં આવ્યા અને તેમાંથી પોતાને ગમતી વસ્તુઓ લઈ લેવાનું પણ તેમને કહેવામાં આવ્યું. હાથ જોડીને શ્રી મા બોલ્યાં, 'મારે આમાંથી કશું જોઈતું નથી.' પતિની જેમ એમને પણ કામકાંચન વર્જ્ય હતાં. ઠાકુરનો કોઈ મારવાડી ભક્ત શ્રી માને દસ હજાર રૂપિયા આપતો હતો તે પણ તેમણે નકાર્યા હતા. પણ ધર્મસંકટ હવે ઊભું થયું.

ભંડારીએ નાનકડી રાધુને કહ્યું, 'તને આમાંથી જે કંઈ જોઈતું હોય તે તું લઈ લે.' શ્રી માના હૈયાના ધબકારા વધી ગયા. આ રાધુ નાની, અણસમજ છે. એ શું લે ને શું ન લે ? એમણે ઠાકુરને મનોમન પ્રાર્થ્યા, 'હે ઠાકુર, રાધુને સદ્‌બુદ્ધિ દેજો.' ને પૂજ્ય માની પ્રાર્થના ઠાકુરે બરાબર સાંભળી. ડોકું ધુણાવી રાધુ બોલી, 'ઉહું, મારે આમાંથી કંઈ નથી જોઈતું, મારી પેન્સિલ ખોવાઈ ગઈ છે. મારે તો પેન્સિલ જોઈએ છે.' રાધુને આ બોલે, શ્રી માના હૈયામાં, બાજુમાંના હિંદી મહાસાગરમાંની પૂનમની વેળે ચડે એવી આનંદની હેલી ચડી. પૂર્વના પુણ્યે એ બાળકી પણ નિર્લેપ રહી શકી.

પૂજ્ય મા ફરી એકવાર વારાણસી પણ ગયાં હતાં. પણ ગંગાસ્નાન, વિશ્વનાથ દર્શન અને બીજાં દેવદેવીઓનાં દર્શન ઉપરાંત ... આ યાત્રા દરમિયાન બીજા એક વિશિષ્ટ દર્શનનો કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો. એ હતો રામકૃષ્ણ મિશન સંચાલિત શ્રી રામકૃષ્ણ સેવાશ્રમ - હોસ્પિટલ - ના દર્શનનો. ત્યાં કરવામાં આવતી દર્દીઓની સેવા જોઈ શ્રી મા ખૂબ પ્રભાવિત થઈ ગયાં હતાં અને એને પરિણામે એ અકિંચન નારીએ એ સેવાશ્રમના ફાળામાં પોતાની ફૂલપાંખડી રૂપે દસ રૂપિયાની એક નોટ ભેટમાં આપી હતી. જગતજનનીની એ ભેટને મઢાવીને ત્યાં રાખવામાં આવી છે. શ્રી માના આશીર્વાદથી એ સેવાશ્રમની સેવાપ્રવૃત્તિનો વ્યાપ છેલ્લા સો વરસમાં ઓછામાં ઓછો સો ગણો વધી ગયો છે. અને, મહેન્દ્રનાથ ગુપ્ત - 'શ્રી રામકૃષ્ણ કથામૃત'ના લેખક - જેવાઓના મનમાં સંન્યાસીઓ આવી સેવા - મિશનરી - પ્રવૃત્તિ કરે તે વિશે જે સંશયો હતા તે બધા છેદાઈ ગયા.

પૂજ્ય શ્રી માની વિવેકબુદ્ધિ કેવી તો તીવ્ર અને શીઘ્ર હતી તેનો અનુભવ સ્વામી વિવેકાનન્દને પણ થઈ ગયો હતો. સને ૧૮૯૭ના મેની ૧લી તારીખે એમણે રામકૃષ્ણ મિશનની સ્થાપના કરી અને મહિના દોઢ મહિનામાં જ, સ્વામીજીના ગુરુભાઈ સ્વામી અખંડાનન્દે બંગાળના મુર્શિદાબાદ જિલ્લામાં દુષ્કાળ-રાહતનું કાર્ય આરંભ્યું. પછી તરત જ કોલકાત્તામાં પ્લેગની મહામારી આવી. સેવાકાર્ય માટે પૈસાની જરૂર ઊભી થઈ. જરા તંગી પડતાં લાગણીના આવેશમાં તણાઈ જઈ, સ્વામીજી બોલી ઊઠ્યા, 'આપણે સાધુઓ તો અનિકેત રહેવા ટેવાયેલા છીએ. આ મઠની જમીન વેંચીને પણ આપણે સેવાકાર્ય ચાલુ જ રાખશું.' આ સાંભળી શ્રી મા બોલ્યાં, 'નરેનને કહેજો કે એ મઠ એનો એકલાનો નથી. ઠાકુરના બીજા જે દીકરાઓ છે તેમનો અને હવે પછી જે આવવાના છે તેમનો પણ છે. એ વેંચી નહીં શકાય.' શ્રી માના આ દર્શન પાછળ વ્યવહારની કેટલી તો ઊંડી સમજ રહેલી છે ! સદ્‌ભાગ્યે સેવાકાર્ય માટે પૈસા આવી મળતાં સ્વામી વિવેકાનંદની ચિંતા

પણ હળવી થઈ ગઈ. સને ૨૦૦૬ દરમિયાન મિશને પંદરેક કરોડનું સેવાકાર્ય દેશના વિવિધ ભાગોમાં અને વિદેશોમાં કર્યું હતું.

પૂજ્ય માની ન્યાયબુદ્ધિની પરખ શ્રી રામકૃષ્ણ સંઘમાં બીજે એક પ્રસંગે પણ થઈ હતી. સ્વામી વિવેકાનંદનાં બે પાશ્ચાત્ય શિષ્યો, શ્રી અને શ્રીમતી સેવિયરે અલમોડાથી થોડે દૂર હિમાલયમાં આવેલા નિર્જન સ્થાન માયાવતીમાં અદ્વૈત આશ્રમની સ્થાપના કરી હતી. અદ્વૈતની ઉપાસના એટલે ત્યાં કોઈ મૂર્તિ, કોઈ ચિત્ર કે કોઈ પ્રતીક કશું નહીં. પણ ત્યાં કોઈએ ઠાકુર શ્રી રામકૃષ્ણની છબી ટાંગી ધર્મસંકટ ઊભું કરી દીધું. મઠના વડેરાઓનો અભિપ્રાય પણ છબી ન ટાંગવાનો હતો પણ સામે દલીલ હતી કે, ઠાકુરની છબી ધ્યાનમાં સહાયક છે. આખરે મામલો ગયો શ્રી માની સુપ્રીમ કોર્ટમાં. પળનાયે વિલંબ વિના શ્રી માએ કહ્યું, 'છબી ન ટાંગી શકાય. ઠાકુર પોતે અદ્વૈતના ઉપાસક હતા.' એ વાત સાચી હતી. શ્રી રામકૃષ્ણે તોતાપુરી પાસે શ્રી અદ્વૈતની આરાધના કરી જ હતી.

આવા જ એક પ્રશ્નના શીઘ્ર ઉત્તરમાં એમણે પોતાના માતૃત્વ કાર્યની જાણ કરી હતી. કોઈએ એમને પૂછ્યું : 'મા, ઠાકુર પ્રત્યે આપનો કયો ભાવ હતો ?'

'માતૃભાવ', પળનાયે વિલંબ વિના પૂ. માએ ઉત્તર આપ્યો હતો. આ ઉત્તર જેટલો આશ્ચર્યજનક હતો, જેટલો વ્યાપક હતો એટલો જ ક્રાંતિકારી પણ હતો. પોતાના ઉદરમાં કોઈને પણ ધારણ કર્યા વિના એ જગતજનની બની શક્યાં હતાં. પોતાનાં પુત્રી અને જમાઈ સંસાર માંડવાનાં નથી એ જાણી શ્યામાસુંદરી દુઃખ પામી બોલી ઊઠ્યાં હતાં : 'મારી દીકરીને કોઈ 'મા' નહીં કહે.' ત્યારે, શ્રી રામકૃષ્ણે કહ્યું હતું : 'એને એટલાં બધાં લોકો મા કહેશે કે એમના કાન પાકી જશે.' ઠાકુરની એ ભવિષ્યવાણી પૂરી સાચી પડી હતી. સ્વામી વિવેકાનંદ વગેરે શ્રી રામકૃષ્ણના સંન્યાસી શિષ્યોનાં એ મા હતાં અને એ શિષ્યોમાંના એક સ્વામી અદ્વૈતાનન્દ પૂ. માથી તો ઠીક, ઠાકુરથીયે દસ વર્ષ મોટેરા હતા. તેમનાં પણ એ મા હતાં. ઠાકુરનો ભક્તગણ વિશાળ હતો : બલરામ બસુ, રામચંદ્ર દત્ત, અધર સેન, મહેન્દ્રનાથ ગુપ્ત, ગિરીશ ઘોષ, દુર્ગાચરણ નાગ, યોગિન મા, ગૌરી મા અને પોતાનાં સાસુ જેવડાં ગોપાલની માનાં પણ એ 'મા' હતાં. એ મુસલમાન અમજાદનાં મા હતાં અને 'આપ હી જાનકી માઈ હૈ' બોલી શ્રી માને ચરણ પડનાર અને મંત્રદીક્ષા મેળવનાર વિષ્ણુપુરના રેલવે સ્ટેશનના બિહારી મજૂરનાં પણ એ મા હતાં. તેમજ સિસ્ટર નિવેદિતા, સિસ્ટર ક્રિસ્ટીન, કુ. મેકલેઓડ, શ્રીમતી ઓલે બુલ જેવી સ્વામીજીની પાશ્ચાત્ય શિષ્યાઓનાં પણ મા હતાં. પદ્મવિનોદ નામનો દારુડિયો અભિનેતા નાટક પૂરું થયે છૂટ્યા પછી માને પોકારી શકતો અને હાથે થયેલા કોઈ રોગથી હાથને સાડીના છેડાથી ઢાંકી રાખતી કોઈ યુવાન સ્ત્રી ભક્તનાં પણ એ મા હતાં. પૂર્વ બંગાળને (હાલના બાંગ્લાદેશને) કોઈ સ્થળેથી ઉનાળાની બપોરે કથોરે સમયે આવી, એમને અટકાવનાર સ્વામી શારદાનન્દના હાથને ઝાટકો મારી શ્રી મા પાસે દોડી જનારનાં પણ એ મા હતાં અને ભાષાભેદને પૂરો ઓળંગીને પૂજ્ય માના સાન્નિધ્યમાં લાંબો સમય બેસનાર અનેક દક્ષિણ ભારતીયોનાં પણ એ મા હતાં. એમનું માતૃત્વ સાગર જેવું અસીમ હતું પણ એમાંથી વાત્સલ્યના જ તરંગો સદા ઊઠતા, ખારાશના નહીં. એમનું અંતર અમીથી ઊભરાતું.

૧૯૦૫ના બંગભંગ પછી આંદોલન થયું તેની અસર રામકૃષ્ણ સંઘ પર પડી હતી. તે સમયની અંગ્રેજ સરકારને મન વિવેકાનંદ શંકાશીલ વ્યક્તિ હતા. દેશમાં એ ચોમેર ઘૂમતા હતા, બધા પ્રકારના લોકોને મળતા હતા અને વિશેષે તો રાજાઓના અને દીવાનોના મનમાં દેશભક્તિની, અંગ્રેજ વિરોધની ચિનગારી તે પેટાવતા હતા એમ એ સરકાર માનતી હતી. સ્વામીજીએ સ્થાપેલ મઠ અને મિશન રાજકારણથી અલિપ્ત છે એમ સરકાર માનતી ન હતી. તે એટલે સુધી કે, જયરામવાટીમાં પૂ. માને ત્યાં દારોગો રોજ જતો અને ત્યાં કોણ આવ્યું ગયું તેની નોંધ એ કરતો. પૂજ્ય માના આશીર્વાદ માટે કોઈ ક્રાંતિકારી સંન્યાસીવેશે ત્યાં જતા પણ હોય અને એમનામાંથી કેટલાકનું પરિવર્તન પણ થયું હોય. 'મારો નરેન આજ હોત તો એ પણ સરકારની જેલમાં હોત,' એ શ્રી માનું કથન તત્કાલીન રાજકીય પરિસ્થિતિની એમની સમજણ તથા સ્વામી વિવેકાનંદની એમની પૂરી ઓળખ દર્શાવી આપે છે.

પહેલા વિશ્વયુધ્ધને લઈને ઈંગ્લંડથી આવતા કાપડની અછતની અસર થઈ ત્યારે પૂ. માએ જૂના રેંટિયાને અને હાથશાળને યાદ કર્યાં હતાં. એક નિરક્ષર નારીની એ વિચારણાનું ક્રાંતિબીજ પછીથી ગાંધીજીએ વિશાળ વટવૃક્ષમાં વિકસાવ્યું હતું. સદા ઘૂંઘટમાં જ રહેનારી, નિરક્ષર, બાળવયે જ પરણાવાઈ ગયેલી, ભગવાં ધારણ કર્યા વગરની સંન્યાસિની, સંસારમાં પોતે રહ્યા છતાં સંસારને પોતાનામાં પ્રવેશવા નહીં દેનારી, જાતે એક પણ બાળક નહીં જણ્યું હોવા છતાં દેશી-વિદેશી, સ્વધર્મી-વિધર્મી, નાનાં-મોટાં અનેકોની આ જનની ૧૯૨૦ના જૂલાઈની ૨૦મીએ પોતાનાં અસંખ્ય સંતાનોને આઘાત આપીને અંતિમયાત્રાએ ચાલી નીકળી. જવાના બે જ દિવસ પૂર્વે અન્નપૂર્ણા નામની એક સ્ત્રીભક્તને એમણે શીખ આપી હતી : '... શાંતિ જોઈતી હોય તો, કોઈનાય દોષ ન જોતી. દોષ પોતાનો જ જોવો. બેટા, જગતમાં કોણ પારકું છે ? બધાંને પોતાનાં કરી લેતાં શીખ, દીકરા !'

શ્રી માના અંતિમ શબ્દોમાંથી આ અમૃત ઝરે છે.

"બધાંને પોતાનાં કરી લેતાં શીખ."

■

(લેખમાળા ક્રમશઃ)

નિર્મિશ ઠાકર

## ૩ : 'સૂર' ના સજે, ક્યા ગાઉં મૈં ?

મારા એક કાર્યક્રમમાં મારી એક ગઝલને વારંવાર 'વન્સ મોર' મળવા લાગતાં, મેં ખાસી વાર તો શ્રોતાઓની લાગણીને ઉત્સાહપૂર્વક સંતોષી. છતાં 'વન્સ મોર' મળવાનું ચાલુ જ રહેતાં, હું હાંફવા લાગ્યો. છેવટે મેં હાથ જોડીને શ્રોતાઓને આટલા બધા 'વન્સ મોર' આપવાનું કારણ પૂછ્યું. એક શ્રોતાએ તરત ઊભા થઈને કહ્યું, 'જ્યાં સુધી તમે સૂરમાં નહીં ગાવ, ત્યાં સુધી અમે વન્સ મોર કહે જ જઈશું !'

...આ જોક ગઝલગાયક જગજીતસિંઘે કહેલી છે !

ગાવું અઘરું નથી (ધારે તો ગાંધીજીયે ગઝલ ગાઈ શકે !), પણ સૂરમાં ગાવું અઘરું છે.

દૂધ વિના કદાચ દૂધપાક બની શકે, પણ સૂર વિના શાસ્ત્રીય સંગીત ન બની શકે. સંગીત એક એવી લલિત કલા છે, જેનું માધ્યમ છે 'સૂર'. ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય જેવી કલાઓમાં ભૌતિક પદાર્થો (જેને રંગ-રૂપ-આકાર હોવાથી જોઈ શકાય) માધ્યમ બને છે. પણ સૂર અભૌતિક હોવાથી એને ઝાલીને દેખાડી શકાતો નથી ! મને અભૌતિક બાબતોમાં વિશેષ રસ છે, કારણ કે એ ગૂંચવણપ્રેરક હોય છે ! ઈશ્વરને શોધવા અને પામવામાં કૈંકના ચોર્યાશી લાખ ફેરા ધૂળધાણી થતા, મેં જોયા છે ! એટલે તો કોઈ મને પામી ના શકે, તો યે મને આશ્ચર્ય થતું નથી ! ગૂંચવાયા ? ...તો આ મારો શે'ર વાંચો...

**બેમત નથી કે હુંય છું ઈશ્વરનો અંશ, પણ -**
**ઈશ્વરના અંશને ય કોઈ પામતું નથી !**

...ને કશાકને સહેલાઈથી પામવામાં મઝાયે નથી ! સૂર પણ ઈશ્વરના અંશ સમો જ છે, એટલે તમે એને સહેલાઈથી પામો, એમાં મને રસ નથી. મારે તો આ 'સૂર' વિશેના લેખને અત્યંત કલાત્મક બનાવવો છે. અને 'કલાત્મકતા'ને 'ગૂંચવણો' સાથે ઊંડો સંબંધ રહ્યો છે, યુગોથી ! વિવેચકો માને છે કે જે સંપૂર્ણ અર્થ પ્રગટ કરી દે, એને કવિતા ન કહેવાય ! (આડકતરી રીતે આ 'ગૂંચવણો'નો જ મહિમા થયો ને ? ક્યારેક તો 'કલાત્મકતા' સિધ્ધ કરવા ગૂંચવણો ઊભી કરવી પડતી હોય છે ! આ લેખ પાછળનો મુખ્ય હેતુ પણ એ જ છે !)

'સૂર' બાબતે તમે સંતોષકારક રીતે ગૂંચવાઈ શકો, એ માટે શાસ્ત્રીય સંગીતમાં નાદ, ધ્વનિ, શ્રુતિ, ગ્રામ, મૂર્છના વગેરેનો ખાસ પ્રબંધ કરવામાં આવ્યો છે. (અને એ બધાંને સમજાવવામાં હું જે પ્રદાન કરીશ, એ તો અલગ !)

હાલ હું બોલી રહ્યો છું ને તમે મૌન છો, એ સ્થિતિ પણ અત્યંત કલાત્મક છે. કમ સે કમ તમારું મૌન તો કલાત્મક છે જ ! એના સમર્થનમાં હું મનહરલાલ ચોક્સીનો એક શે'ર ટાંકવા માગું છું ..

**શબ્દનાં એને કુંડાળાંઓ નડે**
**મૌન ઉત્તમ છે કલાસંબંધમાં !**

પણ હું તો બોલીશ, હાલ મારો એ ધર્મ છે, એટલે.

'સૂર' એ માત્ર સંગીતનું માધ્યમ જ નથી, શાસ્ત્રીય સંગીતકારો માટે એક પડકાર પણ છે. સૂર અને ઈશ્વર, એ બે સહજસાધ્ય નથી. ઘણી વાર તો મરણિયા બનીને કલાકો સુધી રિયાઝ કરતા શાસ્ત્રીય સંગીતકારોને જોઉં છું ત્યારે મને એમ જ લાગે છે કે બેસૂરા ન થવા માટે જે મથામણ કરવી પડે છે, એને જ રિયાઝ કહેવાય છે !

ગાયકે હંમેશાં સૂરને વફાદાર રહેવું પડે છે, પણ આ અવળું સત્ય નથી. ઘણી વાર તો મેં ય ગૂંચવણ અનુભવી છે કે મન્નાડે જેવા ગાયકે 'સૂર ના સજે, ક્યા ગાઉં મૈં ?' એ પંક્તિ બોલવાને બદલે ગાઈ છે કેમ ?

સૂર નાદમાંથી જન્મે છે, એમ હું કહીશ કે તરત જ તમે પૂછશો : 'નાદ એટલે શું ?'

શબ્દકોશોમાં તમને 'નાદ' અને 'ધ્વનિ' એક પાટલે બેઠેલાં જણાશે, પણ સંગીતમાં એવું નથી. 'ધ્વનિ' એ એક એવો વડીલ છે, જેને ખોળે 'નાદ' નામનું છોકરું રમતું હોય છે. ધ્વનિનો નાનામાં નાનો અંશ એટલે જ નાદ ! ધ્વનિ એટલે જ અવાજ, જે બે પદાર્થોના ઘસાવાથી કે અથડાવાથી ઉત્પન્ન થાય છે.

આલ્બર્ટ આઈન્સ્ટાઈનના મતે, સંગીત ભાષા પહેલાં જન્મેલું અને સ્વર ઉત્પન્ન કરવાની આવડત મેળવતાં મનુષ્યને હજારો વર્ષ લાગ્યાં હશે.

મનોવૈજ્ઞાનિક ડૉ. ફ્રોઈડની માન્યતા એવી છે કે સ્વરોના જન્મ પછી લગભગ પાંચસો-છસો વર્ષે ભાષા જન્મેલી ! (છતાં 'સ્વર'ને એટલે કે 'સૂર'ને સમજાવવા માટે ભાષા પ્રયોજવી પડે છે, બોલો !)

જેમાંથી સૂરનો જન્મ થયો, તે 'નાદ'ના પાછા બે પ્રકારો છે. (૧) અનાહત નાદ (૨) આહત નાદ.

મને નકારાત્મક વિચારો પહેલાં આવે છે. એટલે આપણે પહેલાં 'અન્ + આહત' નાદ વિષે વિચારીએ.

અનાહત નાદ વિષે આપણે માત્ર વિચારી શકીએ, પણ એને સાંભળી ના શકીએ. આ નાદ બે પદાર્થોના ઘર્ષણ કે આઘાતથી ઉત્પન્ન થતો નથી, માટે આપણે એને સાંભળી શકતા નથી. સામો માણસ આપણને મનમાં ગાળો દેતો હોય, તો આપણે એ ગાળોની ઈયત્તા અને ગુણવત્તા અંગે માત્ર કલ્પના કરી શકીએ છીએ, પણ કશું સાંભળી કે સાબિત કરી શકતા નથી. એટલે એને આધારે કોર્ટમાં 'માનહાનિ'નો કેસ પણ થઈ શકતો નથી. દરેક અક્ષર કે શબ્દ સાથે નાદ તો સંકળાયેલો હોય જ છે, એટલે તો ઉચ્ચાર શક્ય બને છે. એટલે પેલો જો મનમાં ગાળો 'બોલતો' હોય તો એના ચેતનાતંત્રમાં નાદ ઊઠતા જ હોય, એ તો સ્વયંસ્પષ્ટ છે. પણ એ નાદ બે પદાર્થોના અથડાવાથી નથી જન્મેલા, એ કારણે એ 'ઈન્દ્રિયગ્રાહ્ય' અથવા 'ઈન્દ્રિયગોચર' બનતા નથી. આ પ્રકારના નાદને જ અનાહત નાદ કહેવાય છે, એમ હું કહું, તો શાસ્ત્રકારો મારી સાથે અડધા સંમત થશે, કારણ કે મેં આપેલું ઉદાહરણ એમને માફક નહીં આવે ! (જે પ્રકારના નાદને મેં ક્યારેય સાંભળ્યો નથી, એ વિષે હું આટલી ગહનતાથી લખી શકું છું, એ જાણી તમને આશ્ચર્ય અને અહોભાવ જ થશે ! આ રસપ્રદ પ્રક્રિયામાં હું બે-ચાર ખોટી વાતો લખી બેસું, તો પણ તમે એને ખોટી સાબિત નહીં કરી શકો ! એને કારણે જ મારો આત્મવિશ્વાસ હાલ ચરમસીમાએ છે ! હા, કદાચ યોગીઓ મારી વાતોને ખોટી સાબિત કરી શકે, કારણ કે તેઓ ધ્યાનાવસ્થામાં 'અનાહત નાદ'ને સાંભળી શકતા હોય છે ! પણ મને એમનાથી યે ભય નથી, કારણ કે જો તેઓ સમાધિ પડતી મેલીને મને ખોટો સાબિત કરવામાં સમય વેડફે, તો એમનું 'યોગીત્વ' ભયમાં મૂકાય, ગોટ માય પોઈન્ટ ?)

અનાહત નાદ આકાશસંભૂત (cosmic), સ્વભાવ અકલ અને ધ્યાનસ્થ-યોગીઓ મનસાશ્રવણ કરી શકે તે પ્રકારનો નાદ હોવાથી, તે સંગીત માટે નિરુપયોગી છે. (હું સંગીત માટે નિરુપયોગી બાબતો માટે વિસ્તારથી અને ઉપયોગી બાબતો માટે ટૂંકાણમાં લખીશ, કારણ કે આ પ્રકારનું કાર્ય અગાઉ કોઈએ ન કર્યું હોઈ, એ અ-ભૂતપૂર્વ બની શકે છે.) આકાશસંભૂત નાદ હૃદયરૂપી આકાશ (દહરાકાશ) સાથે પણ સંકળાય છે, હૃદય જ એનું સ્થાન ગણાય છે. યોગીઓ સાધના દ્વારા પોતાની અંદરની દિશામાં બારીઓ ખોલી, દહરાકાશમાં વિહરતા અનાહત નાદ દ્વારા સચ્ચિદાનંદની પ્રાપ્તિ કરી ધન્ય બને છે. પણ આ નાદ સામાન્ય મનુષ્યો માટે નથી. આપણે માટે, એ 'સાંભળી ના શકીએ' એવો નાદ છે.

આમ તો... ઓફિસમાં બોસના અને ઘરમાં પત્નીના નાદો 'સાંભળી ના શકીએ' એટલા અસહ્ય હોય છે, છતાં આપણે એને અનાહત નાદ ન કહી શકીએ. હવે શબ્દ-રમતથી દૂર રહીને હું કહીશ કે ઉપરોક્ત 'સાંભળવા ન હોય' એવા નાદ વિશે સંગીતશાસ્ત્રમાં કશું લખાયું નથી, કદાચ લખનારા પરણેલા હશે એમ ધારી લઈએ ! હા, ઘોંઘાટ વિશે અછડતા ઉલ્લેખો મળે છે, પણ એના જન્મદાતાઓ વિશે ફોડ પાડીને કશું લખાયું નથી.

ટૂંકમાં, સિધ્ધપુરુષો જ (એ કક્ષાની સ્ત્રીઓ પણ ખરી) અનાહત નાદને સાંભળી શકે છે. કદાચ કોઈ ચમત્કારરૂપે તમને જો એના શ્રવણનો દિવ્ય અનુભવ થાય, તો ગભરાઈને ડોક્ટર પાસે ન દોડતા. નહીં તો ડોક્ટર તરત પૂછશે : 'આ બીમારી તમને ક્યારથી છે ?'

હવે જોઈએ બીજો પ્રકાર એટલે કે આહત નાદ. જે અનાહત નથી, તે આહત છે, એટલું લખું તો યે ચાલે. (આમે ય આ તો શાસ્ત્રીય સંગીત માટે ઉપયોગી નાદ છે, નિરુપયોગી હોત તો લંબાણથી લખત !) કોઈ પણ વસ્તુને આઘાત કરવાથી, તે કંપિત થઈને જે નાદને જન્મ આપે છે, તે 'આહત' છે. દાખલા તરીકે કોઈ પોલિસવાળો લાઠી વડે તમારા બરડાને આઘાત આપે, તો 'ઠપ્' જેવો જે નાદ જન્મે છે, તે 'આહત' ગણાય. (પણ એ લાઠીનો આઘાત પામ્યા પહેલાં તમે કંપિત થાવ અને તમારા ચેતનાતંત્રમાં જે નાદ વ્યાપે, તે અન્ય માટે ઈન્દ્રિયગ્રાહ્ય ન હોઈ, કદાચ એને 'અનાહત' નાદ કહી શકાય, એવી મારી ધારણા છે.) સંગીત સાથે સંકળાતાં નાદનાં કંપનો માટે સામે પોલિસ હોવો જરૂરી નથી, માટે હવે કંપનો વિષે વાત કરું ત્યારે પોલિસ સાથે સંદર્ભ ન જોડવા ખાસ વિનંતી.

કંપન એટલે આંદોલન. જો એન્ટેના કે એરિયલ જેવાં 'રિસિવર' હવામાંથી ધ્વનિતરંગો ન પકડી શકે, તો એનો અર્થ એ નથી કે હવામાં ધ્વનિતરંગો નથી ! ત્યારે એરિયલ બગડેલું હોવાની શક્યતા જ વધારે હોય છે... અથવા તો એની ક્ષમતા અંગે પ્રશ્ન ઊઠે છે !

આપણું કાનરૂપી એરિયલ જો હડતાલ ('હડતાલ' એ તાલનો પ્રકાર નથી, સંગીત વિષેના લેખમાં હોવા છતાં) પર ન

હોય, તો કંપિત થતી વસ્તુમાંથી જન્મતા આહત નાદને પકડી શકે, અલબત્ત, એની આંદોલન સંખ્યા (એની એટલે કંપિત થતી વસ્તુની, કાનની નહીં !) દર સેકંડે ૧૬થી વધુ અને ૩૮૦૦૦થી ઓછી હોવી જોઈએ. વળી સંગીતમય સ્વરના જન્મ માટે તે ૪૦થી વધુ અને ૪૦૦૦થી ઓછી હોવી જોઈએ.

શાસ્ત્રકારોએ આહત નાદની ઉત્પત્તિને મનુષ્ય-શરીર સાથે પણ જોડી છે. તેઓના એક સામાન્ય (એટલે કે common) મત મુજબ નાભિની નીચે આવેલી બ્રહ્મગ્રંથિમાં રહેલ વાયુ આઘાત પામતાં પ્રાણવાયુ સક્રિય બની હૃદયની ૨૨ નાડીઓમાં ૨૨ પ્રકારના નાદ પ્રગટાવે છે.

શરીરમાં આવા પ્રકારની ગ્રંથિ હોય અને આવી આવી જટિલ પ્રક્રિયાઓ થઈ શકે, એવું જાણી હું તો સ્તબ્ધ થઈ ગયેલો ! આપણા શરીરના આપણે માલિક, ને છતાં અંદરની સ્થિતિની આપણને ખબર નથી હોતી ! આપણા કરતાં તો રમણભાઈ નીલકંઠના 'ભદ્રંભદ્ર' સારા, જેમને ખબર હતી કે... 'શાસ્ત્રમાં તો લખ્યું છે કે આપણા શરીરમાં નાસકમાં કઠોડાં મળે છે તેના જેવા - કોઠા છે. તેમાં વચ્ચે કમરખ જેવી દાબડી છે, તેમાં પ્રાણવાયુ ભરેલો છે.' એમણે કદાચ ધ્વનિનું મહત્ત્વ સમજાવવા એમ પણ કહેલું : 'પણ શાસ્ત્ર કહે છે કે ગાયત્રીમંત્રના ધ્વનિથી જનોઈના તાંતણા ફૂલે છે; અને તેમાં વિવિધ જાળાં બંધાય છે. તેથી તેમાં પ્રાણવાયુ રહી શકે છે. એ પ્રાણવાયુ શરીરની સ્વેદાદિ અશુધ્ધિને સૂકવી નાંખી, આવરણ બની, આકાશમાં ભમતા ભૂતદેહોનો શરીરને સ્પર્શ થવા દેતો નથી.'

'અમુક ગૂઢ પ્રક્રિયાઓ માનવશરીરની સાથે શું શું ભરડામાં લે છે, એની આપણને ખબર નથી હોતી !' એટલું સ્પષ્ટ કરવાનો મારો આ પ્રયત્ન છે.

ટૂંકમાં આ સમગ્ર વિશ્વ નાદાત્મક, ધ્વન્યાકાન્ત અને નાદાધીન રહ્યું છે. નાદ વિના સ્વર, ગાયન, વાદન, તાલ અને નર્તન સંભવી ન શકે, એટલું સહેલાઈથી સમજી શકાય. પણ તમને અઘરી રીતે સમજવાનો જ શોખ હોય, તો તમારે 'સંગીત સુધારક'નો આ સંસ્કૃત શ્લોક વાંચવો રહ્યો.

ન નાદેન વિના ગીતં ન નાદેન વિના સ્વરાઃ।
ન નાદેન વિના નૃત્તં તસ્માન્નાદાત્મકં જગત્॥
ન ગીતં નાદરહિતં ન નૃત્તં નાદવર્જિતં।
ન વાદ્યં નાદવિકલં તસ્માન્નાદસ્ય મુખ્યતા॥

નાદની ત્રણ વિશિષ્ટતાઓ હોય છે.

(૧) નાદની ઊંચાઈ (Pitch) : કવિની ઊંચાઈને ઈંચમાં માપી શકાય છે (જેથી એમના ઝભ્ભા સિવવાનું પણ શક્ય બને છે), પણ કવિતાની ઊંચાઈને ઈંચમાં નથી માપી શકાતી, એટલે ઘણી વાર તો કવિતા 'બાઉન્સર'ની જેમ માથા પરથી જતી રહે છે, પણ વાચકના મગજ પર એની 'પીચ' નથી પડતી ! નાદની ઊંચાઈ કે નીચાઈને પણ ઈંચમાં નથી મપાતી. આમ તો નાદ એ માપવાની નહીં, પામવાની બાબત છે. છતાં કંપિત વસ્તુની આંદોલન-સંખ્યાને આધારે નાદની ઊંચાઈ નક્કી થઈ શકે છે. જેમ આંદોલન-સંખ્યા વધુ, તેમ નાદની ઊંચાઈ વધુ. બેઝિક-સેલરી વધુ હોવાને કારણે, આપણા કરતાં આપણા બૉસની આંદોલન-સંખ્યા પણ વધુ હોય છે, એ કારણે એમના નાદની ઊંચાઈ વધુ હોય છે. એ કાયમ ગુસ્સામાં હોવાને કારણે, એમનાં કંપનો ઈન્દ્રિયગ્રાહ્ય પણ બને છે.

(૨) નાદની ઘનતા (Magnitude) : નાદની ઘનતા તમને ગૂંચવી ન મારે, એટલા ખાતર હું તમને એક સરળ ઉદાહરણ આપવા માંગું છું. ઘરમાંનો કચરો તમે ઘરમાં જ રહેલી કચરાટોપલીમાં નાંખો તો ઓછો શ્રમ પડે. પણ વધુ સંતોષ મેળવવા, વધુ શ્રમ કરી તમે એ જ કચરાને પાડોશીના આંગણે પણ નાંખી શકો. આમાં શ્રમ અને સંતોષની જ વધ-ઘટ છે, બાકી કચરાની ગુણવત્તામાં કશો ફરક આવતો નથી. એ જ પ્રમાણે તમે તાનપૂરાને ઓછા શ્રમથી વગાડો તો અવાજ નાનો થશે, તે ઓછો દૂર જશે. તાનપૂરાને વધુ શ્રમ સાથે વગાડશો તો એનો એ જ સૂર મોટો થઈ વધુ દૂર સુધી જશે. આમ નાદનું નાનાપણું કે મોટાપણું, એ એની ઘનતા છે, જેને કારણે એ નજીક કે દૂર ગતિ કરે છે !

(૩) નાદની જાતિ (Timbre) : આમ તો હું ગુણાનુરાગી છું અને 'જાતિવાદ'ને ઉત્તેજન મળે, એવાં કામો કરતો નથી. અહીં 'જાતિ'ને ગુણના અર્થમાં લેવાઈ છે, એટલે મારે માથે ધર્મસંકટ નથી. નાદની જાતિ માટે અહીં ઉત્પત્તિ-સ્થાનનું મહત્ત્વ બને છે. કુંભાર ગધેડાને ડફણું મારે અને શિક્ષક વિદ્યાર્થીને ધોલ મારે, ત્યારે નીપજતા નાદોની જાતિ ભિન્ન હોય છે. (ક્યારેક તો એ ઉદાહરણોમાં ધ્યેય પણ ભિન્ન હોય, એવી શંકા પડે છે !) આ હિસાબે સિતાર અને સરોદના નાદની જાતિ ભિન્ન જ હોય, હવે તો સમજાયું ને ?

'નાદ' વિષે ખાસું લખ્યા પછી, મને થાય છે થોડું 'અનુનાદ' વિષે પણ લખું, ઘા ભેગો ઘસરકો !

અનુનાદ : મને ઘણા વખતથી શંકા છે કે શાસ્ત્રકારો

પોતાની વિદ્વત્તા સિધ્ધ કરવા જ મોટા ભાગની બાબતોને અઘરી બનાવીને પેશ કરે છે. પણ હું એવી બાબતોને સાવ સાદાં અને વ્યવહારિક ઉદાહરણોથી સમજાવીશ. અલબત્ત, તમારામાં જો સમજવાની વૃત્તિ જ નહીં હોય, તો કશું જ નહીં સમજાય, સમજ્યાને ?

તમે જાણો છો કે કવિસંમેલન બે પક્ષોને કારણે શક્ય બને છે, કવિપક્ષ અને શ્રોતાપક્ષ. (કેટલાંક અપવાદરૂપ કવિસંમેલન માત્ર એક પક્ષની હાજરીથી યે શક્ય બન્યાના દાખલા છે, પણ એની ચર્ચા અત્રે અસ્થાને છે !) કવિતામાં કેટલી તાકાત હોય છે, એ પણ તમે જાણો છો. ઘણી વાર તો કવિતા શ્રોતાગણ પર ભારે અસર પાડતી હોય છે. એવી જ કોઈ ક્ષણોમાં જો શ્રોતાઓ કવિઓને ફટકારવાનું શરૂ કરે અને તમે જો સુરક્ષિત સ્થાને ઊભેલા કવિ હોવ તો ? આ પરિસ્થિતિમાં, હું તમને ગેરન્ટીથી કહું છું કે તમને માર ન પડતો હોવા છતાં, તમે માર ખાઈ રહેલા કવિ જેટલી જ ધ્રૂજારી અનુભવશો ! કદાચ જો તમે શ્રોતા તરીકે હાજર હશો, તો તમે આ પ્રકારની ધ્રૂજારી નહીં અનુભવો, એ પણ ખરું. જ્યારે સંગીતમાં આ પ્રકારની પ્રક્રિયા થાય છે, ત્યારે 'અનુનાદ' જન્મે છે. કોઈ તંતુવાદ્યમાં એક સરખી ફ્રિકવન્સી ધરાવતા તાર પાસે પાસે હોય અને તમે માત્ર એક જ તારને છેડો, તો યે બીજા તારમાં આપોઆપ કંપન થઈને નાદ જન્મે છે, જેને 'અનુનાદ' કહેવાય છે, ઓકે ?

સંગીતમાં નાદ પછી જો કોઈ અગત્યનું હોય તો તે છે 'શ્રુતિ'. બાબત આમ અઘરી, પણ હું સાથે છું એટલે તમે ગભરાતા નહીં !

શ્રુતિ : આ બાબત મને ક્યારેય અઘરી લાગી નથી, કારણ કે અમારી બાજુમાં જ શ્રુતિબહેન રહે છે ! એમના ઘરમાં સવારના પહોરથી જ જુગલબંધી ચાલુ થઈ જાય છે... 'અરે શ્રુતિઈઈ ! તું તારી જીભડી વશમાં રાખ અને મને સાંભળ...' રાબેતા મુજબ એમના પતિ સુરેશભાઈનો સ્વર ફાટી જાય છે ! ('સંગીતસુધાકર'માં પણ 'શ્રુતિભ્યઃ સ્વર-સમ્ભવઃ' અર્થાત્ શ્રુતિને કારણે સ્વર જન્મે છે, એમ કહેવાયું છે. એમાં 'ફાટેલા સ્વર' અંગે સ્પષ્ટતા નથી.) આ લેખશ્રેણી શાંતિપૂર્વક લખી શકાય, એટલા ખાતર મારે એ સુરેશભાઈને સલાહ આપવી પડેલી. મેં કહેલું : 'સુરેશભાઈ, તમે રોજ સવારે ... 'શ્રુતિ મને સાંભળ !' કહીને બરાડા પાડો છો, પણ એ તમારી અપેક્ષા અવળી છે ! શ્રુતિ તમને ના સાંભળે, પણ તમારે જ શ્રુતિને સાંભળવી પડે ! સંગીતનાં શાસ્ત્રમાંયે કહ્યું છે કે... શ્રુયતે ઈતિ શ્રુતિઃ અર્થાત્ સંભળાય તે શ્રુતિ !'

'પણ આ તો સાંભળવી પડે છે !' સુરેશભાઈએ તંગ થઈને દલીલ પણ કરેલી.

'પણ 'શ્રુતિ' આપણને સાંભળે, એવું તો કોઈ શાસ્ત્રમાં લખાયું નથી, સુરેશભાઈ ! ને તમે એક 'શ્રુતિ'નેય નથી સાંખી શકતા, એ તો નવાઈની વાત છે. શાસ્ત્રમાં તો કહ્યું છે કે શ્રુતિઓની સંખ્યા અસંખ્ય છે અને સ્વરના એક સપ્તકને સુનિશ્ચિત કરનારી બાવીસ શ્રુતિઓ હોય છે !' મેં કહેલું.

'બાપ રે ! બાવીસ શ્રુતિઓ ???' બોલી, સુરેશભાઈ તો ચક્કર ખાઈને પડેલા ! પછી શ્રુતિબેને મને 'થેન્ક યુ !' કહ્યું એટલે હું ઊંડા સંતોષની અનુભૂતિ સાથે મારે ઘેર આવી ગયેલો.

તમને જન્મકુંડળીમાં રસ હોય છે, એટલે ફરી કહું છું કે શ્રુતિ સ્વરને જન્મ આપે છે. હવે તમે પૂછશો કે શ્રુતિને કોણ જન્મ આપે છે ? જવાબ છે 'નાદ'. 'સંગીતસુધાકર'માં લખાયું છે : 'નાદાદુત્પદ્યતે શ્રુતિઃ'

સ્વરનું સૌંદર્ય પણ શ્રુતિને કારણે જ હોય છે. એટલે 'સંગીતરત્નાકર'માં લખાયું છે...

શ્રુત્યનન્તરભાવી યઃ સ્નિગ્ધોઽનુરમણનાત્મકઃ ।
સ્વતો રંજયતિ શ્રોતૃચિત્તં સ સ્વર ઉચ્યતે ॥

(અર્થાત્... શ્રુતિ પછી (થકી ?) જાગતો સ્નિગ્ધ, ઝંકારમય અને શ્રોતાના ચિત્તને રંજિત કરતો ધ્વનિ, તે જ સ્વર.)

અમારા પાડોશી સુરેશભાઈનો શ્રુતિવિરોધી ફાટેલો સ્વર મારે તો રોજ સાંભળવો પડે છે, એટલે મને તો ભય છે કે હું, નરકમાં જ પડીશ !

શ્રી નારદે 'સંગીતમકરન્દ'માં લખ્યું છે કે...

અપસ્વરં કુનાદં ચ શ્રુતિહીનં તથાધિકમ્ ।
યઃ શૃણોતિ ચ મૂઢાત્મા પતતે નરકે ચિરમ્ ॥

શ્રુતિહીન એવા અપસ્વર અને કુ-નાદ સાંભળનાર મૂઢાત્મા સદાને માટે નરકે જ જાય ! (મારું તો એડવાન્સ બુકીંગ થઈ ગયું છે !) આમ તો આ શ્રોતાઓ સાથે થયેલો અસહ્ય અન્યાય જ કહેવાય. ગુનો કરે ગાવાવાળો ને શ્રોતાએ નરકમાં જવાનું ? આ પ્રકારની વ્યવસ્થા અંગે ઊંડું વિચાર્યા પછી મને લાગ્યું કે જો હું યોગ્ય પુરુષાર્થ કરું, તો મારે બદલે સુરેશભાઈ પણ નરકમાં જઈ શકે. પછી મેં ગાવાનું શરૂ કર્યું. આમેય મને નાનપણથી માલકૌંસ રાગમાં બહુ રસ રહ્યો છે. (હું જન્મીને પહેલી વાર રડેલો ત્યારે સ્વજનોએ કહેલું કે

આ છોકરો માલકૌંસમાં રડતો હોય, એમ લાગે છે !) એટલે મેં નક્કી કર્યું કે અડધી રાતે ઊઠી માલકૌંસ લલકારવો, જેથી સુરેશભાઈ એને સ્પષ્ટપણે સાંભળી શકે અને એમનું સ્થાન નરકમાં પાકું થાય. ને જો એમ બને તો શ્રુતિબેન મને અવશ્ય 'થેન્ક યુ !' કહે, એ વિચારે હું અતિ ઉત્સાહિત બની ગયેલો, પણ એક ભયસ્થાનની મને જાણ નહોતી અમુક શાસ્ત્રીય સંગીતકારો દૃઢપણે માને છે કે જો આપણે એકલા હોઈએ તો મધ્યરાત્રિના પ્રહરમાં કદીયે માલકૌંસનું ગાન ન કરવું, કારણ કે એમ કરવાથી ત્યાં જિન્નાત એટલે કે... પ્રેત આવી શકે છે !

ખેર, અડધી રાતે મેં ગોખી રાખેલી માલકૌંસની 'પકડ' લલકારી આરંભ કરેલો. થોડી વારે સામેની બારીમાં પ્રેતનો ભાસ આપતો એક ધૂંધળો આકાર પ્રગટ થતાં, મારી 'પકડ' પરની પકડ ઢીલી પડી ગયેલી... અને હું કેટલાક વર્જ્ય સ્વરો પણ ગાવા લાગેલો...

'આયહાય તમે અહીં છો ? મને સાંભળવાનો તમારી પાસે ટાઈમ નથી ને અડધી રાતે આ નિર્મિશભાઈના ઘરમાં કેમ ફાંફાં મારો છો ? કાંઈ શરમ જેવું છે ? ચલો અંદર...' એમ જ્યારે શ્રુતિબેન ત્રાડ્યાં, ત્યારે મને તો ખબર પડેલી કે પેલો પ્રેત સમો ધૂંધળો આકાર તો સુરેશભાઈનો હતો ! પછી હું ખાસ્સો રાજી પણ થયેલો.

જો કે શ્રોતાની સરખામણીએ બેસૂરા ગાયકને સાવ નિર્દોષ તો નથી ગણાયો, પણ ઓછો ગુનેગાર ગણાયો છે, કદાચ. 'માનસોલ્લાસ' નામના સંગીતગ્રંથમાં કહેવાયું છે કે શ્રુતિહીન સ્વર ગાનાર ગાયક 'સ્થાનભ્રષ્ટ' હોઈ નિંદાને પાત્ર છે અને વર્જિત સ્વરોને ગાયકીમાં ઘુસાડી દેનાર ગાયક અધમ, પાપિષ્ઠ, શ્રુતિદુષ્ટ, રાગનાશક અને રાગજીવવિઘાતક હોય છે. હું આટલાં બધાં વિશેષણોને લાયક છું, એમ જાણ્યા પછી મેં હમણાંથી માલકૌંસ ગાવાનું બંધ કરી દીધું છે. બેસૂરી ગાયકી સંગીત માટે ઉપયોગી ન હોઈ, એના વિશે હું ઊંડાણથી અને વિસ્તારપૂર્વક લખવા માગું છું. જ્યારે આગામી પ્રકરણમાં હું સૂરીલી ગાયકી વિશે ટૂંકાણમાં લખીશ, ત્યારે બેસૂરી ગાયકી વિશે દિલ ખોલીને વિશદ ચર્ચા કરીશ.

હું ધારું છું કે તમે મૂર્છિત થઈ જાવ, તે પહેલાં મારે મૂર્ચ્છના અને ગ્રામ અંગે પણ જણાવવું જોઈએ.

મૂર્ચ્છના અને ગ્રામ : 'ગ્રામ'થી તમે પરિચિત છો જ, કારણ કે તમે બટાકા 'કિલોગ્રામ'માં તોલાવો છો, પણ અહીં એ 'ગ્રામ'ની વાત નથી. તકલીફ એ છે કે ગ્રામને મૂર્ચ્છના વડે અને મૂર્ચ્છનાને ગ્રામ વડે સમજી શકાય છે, તો તમારે પહેલું શું સમજવું છે ?

'સંગીતદર્પણ'ના એક શ્લોકમાં આપ્રમાણે કહેવાયું છે -

ક્રમાત્સ્વરાણાં સપ્તાનામારોહેશ્ચાવરોહણં ।
મૂર્ચ્છનેત્યુચ્યતે ગ્રામત્રયે તાઃ સપ્તસપ્ત ચ ॥

આ શ્લોક મુજબ, મૂર્ચ્છના એટલે ક્રમિક રીતે સ્વરોનો આરોહ-અવરોહ કરવાની ક્રિયા. મૂર્ચ્છનામાં ત્રણ ગ્રામ અને દરેક ગ્રામની સાત-સાત મૂર્ચ્છના, એમ પણ શ્લોકમાં કહેવાયું છે ! મતલબ કે મૂર્ચ્છનામાં ગ્રામ અને ગ્રામમાં મૂર્ચ્છના ! ગૂંચવાયા ? અરે જેમ ઈશ્વર મનુષ્યને બનાવે અને પછી એ મનુષ્ય ઈશ્વરને બનાવે, એવું ! મને હસવું આવે, એ પહેલાં તમે આ, શયદાસાહેબનો શે'ર વાંચી લો...

**મને એ જોઈને હસવું હજારોવાર આવે છે**
**પ્રભુ તારા બનાવેલાં તને આજે બનાવે છે**

અને હવે છેલ્લે...

રક્તિ : હું જાણું છું કે જ્ઞાનનો ઓવરડોઝ તમને થકવાડી શકે છે. તમારામાં વિરક્તિ આવે એ પહેલાં જ હું ઝડપથી 'રક્તિ' અંગે કહેવા ધારું છું. ઘણીવાર દર્દીના ચહેરા પર પણ ટેમ્પરરીલી 'રક્તિ' આવી જતી હોય છે, ગાલિબનો આ શે'ર જુઓ...

**ઉન કે દેખનેસે જો આ જાતી હૈ મુંહ પે રૌનક**
**વો સમજતે હૈં કિ બીમાર કા હાલ અચ્છા હૈ**

પણ 'રક્તિ'ના શબ્દાર્થમાં આપણને અહીં જે રોનક, ઓજસ, લાલિમા... વગેરે મળે છે, એની વાત આપણે નથી કરવી.

સંગીતસંદર્ભે 'રક્તિ'નો એક અર્થ મળે છે 'અનુરંજન'. સ્વર પોતે રંજક એટલે કે રક્તિપ્રદ ત્યારે જ બની શકે, જ્યારે નાદ રક્તિપૂર્ણ હોય. (ટૂંકમાં કૂવામાં હોય તો હવાડામાં આવે !) 'રક્તિ' નાદ દ્વારા પ્રગટે છે, એ રીતે કાકુ દ્વારા પણ પ્રગટે છે. પંડિત ઓમકારનાથની ગાયકીમાં આ બંને પલ્લાં સમતોલ રહેતાં. એમ કહેવાય છે. મધુર, ઘન, સ્નિગ્ધ, શ્રાવક વગેરે સ્વરના અપેક્ષિત ગુણો છે, એમાં 'રક્તિ' મુખ્ય ગુણ છે. એટલે 'આપ ખોખરું ગાઈ રહ્યા છો !' એમ કોઈ શાસ્ત્રીય ગાયકને ન કહેતાં, 'આપના સૂરોમાં રક્તિ અપેક્ષિત છે !' એમ કહેવું વધુ યોગ્ય (અને વધુ સલામત પણ !) છે.

પ્રિય વાચકમિત્ર, 'સૂર' અંગે આટલું બધું સમજાવ્યા પછી પણ તમે 'રક્તિમાર્ગ'ને ચૂકી જઈ 'કુનાદને' સેવતાં 'સૂર ના સજે, ક્યા ગાઉં મૈં ?' એમ ગાવ, તો... જોખમ તો મારે માથે જ રહે, શ્રોતાએ જ નર્કમાં જવું પડે ને ?

■

## રાતરાણી

●

ચંદ્રકાન્ત દેસાઈ

મીઠું મઘમઘી હલમલે, રાતરાણી,
નિશામાંય ખૂબ ખળભળે, રાતરાણી;

ગગનને ભરી દે છે માદક મહેકથી,
કળશ જ્યારે અઢળક ઢળે રાતરાણી;

નશે થાય ચકચૂર જે આવે સમીપ તે,
નશીલી પ્રબળ પીગળે રાતરાણી;

કમળનેય ખીલવામાં શરમાવી દઈને
તિમિરમાં ગજબની ખીલે રાતરાણી;

દિવસનાં બધાં દુઃખ વિસરું છું, જ્યારે
મને સ્નેહે વળગે ગળે રાતરાણી !

ગુલાબોના ઉદ્યાન સાટામાં દઈ દઉં,
ઉરે મહેકે જો પળપળે રાતરાણી;

ભલે માણે તે જાણે ફાવ્યા, પરંતુ
બનાવી દિવાના છળે રાતરાણી;

મને સ્વર્ગ પણ વામણું લાગે, જ્યારે
હ્દયમાં રૂડું સળવળે રાતરાણી;

કદમબોશી નૃપ પણ કરે, ભલભલાને
કરી નાંખે ઉપરતળે રાતરાણી;

સમય પણ દિવસમાં સતત ઝંખે, ક્યારે
પડે રાત ને બસ મળે રાતરાણી !

## ભગ્ન-પ્રાસ !

●

અવિનાશ પંચોલી

લાગતું એક વેળા કે -
થયાં એ એકબીજામાં મગ્ન

પછી થયાં તરત તેમનાં લગ્ન

વાર ના થઈ બહુ
જાણવામાં સત્ય નગ્ન

થયાં તેથી જ સ્તો
હ્દય બે ભગ્ન !

## દસ હાઈકૂ

●

પન્ના નાયક

ઉઘાડ થતાં
સોનું ચૂસે, તરસ્યાં
શ્રાવણવૃક્ષો

○

ઉંબર પર
પગને અથડાયું -
કિરણબિંબ

○

ખાબોચિયામાં
છબછબિયાં કરે
ઊનો તડકો

○

સંધ્યાકાળના
ઓળામાં, પ્રલંબાતી
સાંજઉદાસી

○

પવન કરે
વાતો, બેવડ વળી
ડાળીઓ હસે

○

પવન દોડે
પકડવા પોયણાં
પાણી કંપતાં

○

પોયણું નહીં -
ચાંદની સરોવરે
ગીત ઊઘડે

○

પુષ્પો નીરખે
નૃત્યો પતંગિયાનાં -
ઘાસમંડપે

○

રાત પડતાં
અંધકાર સીવતા
શબ્દોના દોરા

○

શયનખંડે
અંધારું અજવાળે
શબ્દોના દીવા

## બે કાવ્યો

●

પ્રીતમ લખલાણી

### યુગોથી...

યુગોથી જાણે
નિહાળુ છું
જલપરીની આંખમાં
માનસરોવરે
મોતી વીણતાં
થાકી, હારી
ભાગ્યપ્રદેશમાં
ભટકતાં
આકાશ ભૂલી ગયેલ
હંસનાં ટોળાં... ...

### પવન-પ્રશ્ન

સૂર્ય
કરે કોઈ સવાલ
તે પહેલાં
વહેલી સવારે
બારી ખખડાવી
પવન કહી ગયો
પૂછું એક પ્રશ્ન ?
પંખીનું
પગેરુ સુંઘતું
આકાશ કેમ થાકીને
બેઠું છે
પંખીને માળે !

## જિંદગી

●

સુમન અજમેરી

માર તાળી, દાવ પર આજે લગાવું જિંદગી
ખેલવાની ના મણા, લે દાવ પર આ જિંદગી

કોણ કોને દાવ દે, ને કોણ કોનો દાવ લે
છે સમજના ફેર બંધુ ! લે લગાવું જિંદગી

એક રણ ઊભું લગોલગ રેતનો વિસ્તાર લઈ
બીજું અંતરમાં છવાઈ છાતરે દીવાનગી

સાત સાગર માગશે તો દૈશ આપી નભધરી
આયખુ ઢાલું, પછી હિસાબમાં શું બંદગી !

'હું કરું'ના ઘોર અંધારા તળે આ જિંદગી
શ્વાન શી - ગાડા તળે એવી ઘૂમે છે જિંદગી...

## છત્રી

●

નીલેશ રાણા

અધવચ રસ્તા વચ્ચે
શરૂ થયો વરસાદ
ઝટપટ પટપટ
બેસી પડ્યો 'કાર'માં
વાઈપર લૂછતું રહ્યું એ દૃશ્ય
ભીંજાતું ..

કરી 'કાર' ગેરેજમાં પાર્ક
'બાર્ક' કરતો કોરા રહેવાનો
આનંદ કોરો
દોડી ગયો ઘરમાં પહેલાં...

'ડેડી... ડેડી' ચાલો
વરસાદમાં ભીંજાવા

ગાંડો થયો શું ?
ભીનો થઈ પડશે માંદો..
જો આ વરસાદ બારી બહાર

વિલાઈ ગયો એ ચહેરો
થિજ્યો નિશ્વાસ બારીએ
અચાનક એક ડૂસકું
નડ્યું કાનને... અડ્યું

અવશ
વળ્યો એ તરફ
ને ખોલ્યું ધીરેથી ક્લોઝેટ
અંદર હતી
નહીં ભીંજાયેલ છત્રી
મારા જેવી...

# ચાર ગઝલ

●

સુધીર પટેલ

## લખાતી નથી

અસર એની ક્યારેય જાતી નથી,
લિપિ મૌનની બસ કળાતી નથી !

હ્રદય પણ રહે એમ લીલું સતત,
ઘડી જેમ આંખો સુકાતી નથી.

તમે યાદ અમને કરો ના ભલે,
કદી એમ હસ્તી ભૂલાતી નથી.

તમે હાથથી વસ્તુ મૂકો નીચે,
મગર એ ખરેખર મુકાતી નથી !

સમય પર સુકાઈને ફૂલો ખરે,
સુગંધો કદી યે સુકાતી નથી !

કમી લાગણીની હશે ત્યાં જરૂર,
દીવાલો અમસ્તી ચણાતી નથી !

ઘણી વાતો ભીતર રહે છે 'સુધીર',
ગઝલમાં બધી યે લખાતી નથી.

## ચલાવે છે મને

સમયના વ્હેણમાં કેવો વહાવે છે મને,
ડૂબાડે તો કદી સરસર તરાવે છે મને.

પ્રથમ કો' અટપટા માર્ગે ફસાવે છે મને,
પછી મોઘમ ઈશારાથી બચાવે છે મને !

નથી કોઈ ખબર એનાં રહસ્યોની મને,
નહીં તો ખાસ અંગતમાં ગણાવે છે મને !

ફરક બસ એટલો કે અન્યને દેખાય નહિ,
અરીસા જેમ પોતામાં છુપાવે છે મને !

નહીં તો કેમ એને હું મળું ક્યારેય પણ ?
ભીતર જોજનનાં જોજન ચલાવે છે મને !

અમસ્તા કોઈને સૂઝે નહીં શબ્દો 'સુધીર',
કૃપા એની ગઝલ કાયમ લખાવે છે મને.

## કોશિશમાં છું

પોતાને બેઠો કરવાની કોશિશમાં છું,
અંદરથી બસ ના ડરવાની કોશિશમાં છું.

મારાથી ગભરાઈને ના ભાગો, લોકો -
ખાલી ખાલીપો ભરવાની કોશિશમાં છું.

દરિયા જેવી જાત હતી પણ ડૂબ્યો ના, તો -
પગ-હાથ હલાવી તરવાની કોશિશમાં છું !

આજ પતંગિયું ફરક્યું છે મારી પાસે,
આજકાલ હું સુધરવાની કોશિશમાં છું !

આઈનો ના ધરજો ખુદને જોવા 'સુધીર'
આજે ખુદમાં ઉતરવાની કોશિશમાં છું !

## ખોટું લગાડશો નહિ

લોકો છે, કૈં પણ ધારે તો ખોટું લગાડશો નહિ,
સાવ જ અવળું વિચારે તો ખોટું લગાડશો નહિ.

ક્યારેક તમે જાણો એ પ્હેલાં ઊંચકી પણ લેશે,
- ને માથેથી ઉતારે તો ખોટું લગાડશો નહિ.

સાવ અટૂલા પડશો જગથી, એ પણ છે એક લ્હાવો;
ઓળખશો ખુદને ત્યારે તો ખોટું લગાડશો નહિ !

ખૂબ જ યાદ તમે કરશો ને મળશે પરિચય પણ પૂર્ણ,
એ પાસે ના હો જ્યારે, તો ખોટું લગાડશો નહિ !

ત્યારે જ મળે છે દીવો પ્રગટાવાની તક 'સુધીર',
રહેવાનું હો અંધારે તો ખોટું લગાડશો નહિ !

દક્ષા વ્યાસ

# લજ્જા

●

રવીન્દ્રનાથ ટાગોર

મારા બિછાના આગળનો દીવો બુઝાયો અને વહેલી સવારે પંખીઓની સાથે સાથે હું જાગી ગઈ.

ઢીલા ચોટલામાં તાજો ગજરો નાખીને હું ખુલ્લી બારી આગળ બેઠી.

પ્રભાતના ગુલાબી ધુમ્મસમાં યુવાન પથિક એ માર્ગે આવ્યો.

એના કંઠમાં મોતીની માળા હતી. એના મુગટ પર સૂર્યકિરણો ઝગારા મારતાં હતાં.

એ મારા દરવાજે થોભ્યો અને આતુર ચાહતથી પૂછવા લાગ્યો : 'એ ક્યાં છે ?'

શરમની મારી હું એટલુંય ન બોલી શકી કે "એ હું જ છું, યુવાન પથિક, એ હું જ છું."

સાંજના ઓળા ઊતરી ચૂક્યા હતા. દીવો હજી પ્રગટ્યો નહોતો.

હું બેપરવાઈથી મારા કેશ ગૂંથી રહી હતી.

સંધ્યાની સુરખી પથરાઈ અને યુવાન પથિક એના રથમાં બેસીને આવી પહોંચ્યો.

એના અશ્વોના મુખમાંથી ફીણ નીકળી રહ્યાં હતાં. એનાં વસ્ત્રો ધૂળિયાં બની ગયાં હતાં.

તે મારા દ્વાર આગળ ઊતર્યો અને થાકેલા અવાજે પૂછ્યું : 'એ ક્યાં છે ?'

લજ્જાવશ હું બોલી ન શકી કે, "એ હું જ છું, હે શ્રાન્ત પથિક ! એ હું જ છું."

એપ્રિલની રાત્રિ છે. મારા ઓરડામાં દીપક જલી રહ્યો છે.

દક્ષિણાનિલ મંદ મંદ વહી રહ્યો છે. વાચાળ પોપટ પિંજરામાં પોઢી ગયો છે.

મેં મોરપીંછ રંગની ચોળી પર તાજા ઘાસ જેવા હરિત રંગનું ઓઢણું નાખ્યું છે.

વેરાન શેરી તરફ મીટ માંડીને હું બારી આગળ બેઠી છું.

અંધારઘેરી સારી રાત્રિ દરમિયાન હું ગણગણ્યા કરું છું :

"એ હું જ છું, હે ભગ્નાશ પથિક ! એ હું જ છું."

---

("The Gardener" – રવીન્દ્રનાથ ટાગોરમાંથી કૃતિ-૮)

# 'ઈનસ્કેપ' સાથે 'લૅન્ડસ્કેપ'નું અનોખું સામંજસ્ય

રાધેશ્યામ શર્મા

॥ ૫ ॥

ચાલ્યો ગયો
બૂમ પાડું ને પડઘા સંભળાય
તે પહેલાં
એ
અંદર
ઈનસ્કેપની સ્તબ્ધતામાં ચાલ્યો ગયો.
સદીઓ પસાર થઈ ગઈ છે
છતાં
હું
એના પડઘાની પ્રતીક્ષામાં
ઊભો છું
અહર્નિશ લૅન્ડસ્કેપને તાકતો

('પરબ', જૂન ૨૦૦૭, પૃ. ૯-૧૦)

**લાભશંકર ઠાકર**

●

થોડા વખત પહેલાં 'આઠ રચનાઓ' પ્રગટ થઈ એમાં કવિએ એકેનું હેડ-હેડિંગ, માથું મથાળું બાંધ્યું નથી. જૂની ફૉક ટેઈલ્સમાં કવિત વણાયાં છે, 'માથું પડે તો ધડ લડે એ વીરનું ઝનૂન.' કાવ્યની આકૃતિઓમાં શીર્ષ ના હોય, પણ ધડથી નભી જાય. આ કાંઈ આજની વાત નથી. આગે સે ચલી આતી હૈ...

વિવેચકોના વિશાળ વર્ગને તો શીર્ષકની આંગળીએ સકલ રચનાના ભાવ-અર્થદલ ઉઘાડવાની મજા પડી જાય. શીર્ષક સ્વીચની ગરજ સારે. 'સ્વીચ ઑન' કરતાં પ્રકાશ થઈ જાય. જ્યારે અહીં આપણી સામે પાંચમી રચનાનો માત્ર '૫' આંક છે. પછી ?

પ્રત્યેક પંક્તિ-પદને અનુસરી કૃતિને ભાવનના ગગનમાં નીરખીએ.

પ્રથમ પંક્તિ : 'ચાલ્યો ગયો'

કો'ક રહ્યો નહીં પણ ચાલ્યો અને ગયો. કોણ (who) ચાલ્યો ગયો, કેમ (why) ચાલ્યો ગયો, કેમ કરી (how) ચાલ્યો ગયો ? એવા 'હુ' - 'વ્હાય' - 'હાઉ'ના કુતૂહલી પ્રશ્નોના અર્થ-ઉત્તરો કૃતિમાંથી જ અનુભવવાના. કૃતિ બહાર નહીં.

બીજી પંક્તિ : 'બૂમ પાડું ને પડઘા સંભળાય'

જે કોઈ અનામી (ઍનોનિમસ) ચાલ્યો ગયો એની સતત સાથે રહેનારો ઈતરજન છે. આ બીજો, એક જે ચાલી ગયો એનાથી એવો લાગણીસંલગ્ન છે કે પેલાના જવાથી તે એકલો પડી ગયો. એ અન્ય કોઈ નહિ, રચનામાં સંસ્થિત અન્ય કાવ્ય-નાયક છે જેને બૂમ પાડવાની સાથે એના પડઘા મેળવવાની અપેક્ષા છે. હવે ?

ત્રીજી પંક્તિ : 'તે પહેલાં'

એક જે ચાલ્યો ગયો અને જે રહ્યો એ બૂમના પડઘા (resonance) પામે તે પહેલાં એટલે કે સમયના પૂર્વવર્તી ખંડમાં.

ચોથી પંક્તિ : 'એ'

એ એટલે વાચક માટે 'ઍક્સ ફૅક્ટર.' 'એ' એટલે કોઈક ખરું ચોક્કસ, જે ચાલી ગયો ને જેના ચાલ્યા જવાથી બૂમ પાડવાની અને પડઘા પ્રાપ્ત કરવાની સાપેક્ષ સ્થિતિ ઊભી થઈ, છતાં એ એટલે એકમેવ એકમાત્ર 'એ.' નહીં નામ - નહીં ઠામ - નહીં કામ. એનું સદ્ય ગમન ક્યાં ?

પાંચમી પંક્તિ : 'અંદર'

ચાલ્યા જવાનું સામાન્યપણે બહાર હોય. અહીં 'અંદર' શબ્દ આંતર ગમન, અંતર્મુખતાની ધ્વજા ફરકાવે છે !

અંદર ખરો, પણ સવાલ થાય 'ક્યાં' ? તો જવાબ -

છઠ્ઠી પંક્તિ : 'ઈનસ્કેપની સ્તબ્ધતામાં ચાલ્યો ગયો'

'એ' ચાલ્યા જનાર સિવાય જે રહી ગયેલ છે એની નિજી વિશિષ્ટ અનુભૂતિ 'ઈનસ્કેપ'ની સ્તબ્ધતા સાથે સંપૃક્ત છે. આ 'ઈનસ્કેપ' આંતરભૂમિ-ફલક શું છે ? ગેરાર્ડ મેન્લી હૉપકિન્સ કથિત ટર્મ 'વિશિષ્ટ વૈયક્તિક' સ્થિતિ સૂચવે છે, જે 'ઈનર સ્ટ્રક્ચર' અથવા 'અન્ડરલાઈન પૅટર્ન ઑફ

એ બ્રિગ'ની સાથે સાથે પ્રકાશક સાક્ષાત્કારની ક્ષણ - 'moment of illumination' - ને સંકલિત કરે છે. આ 'ઈનસ્કેપ' પાછું, 'ઈનસ્ટ્રેસ' આંતરબલના આધારે ઊભું હોય છે.

પરંતુ સર્જકના 'એ'નું ઈનસ્કેપમાં જવું કોઈ દિવ્ય ઉત્ફુલ્લ ભૂમિ કરતાં 'નિસ્તબ્ધતા'ના પ્રદેશનો નિર્દેશ આપે છે. માટે તો -

સાતમી પંક્તિ : 'સદીઓ પસાર થઈ ગઈ છે'

અહીં 'ઈનસ્કેપ'ની 'સ્પેસ' સાથે 'ટાઈમ' - સદીઓના સમયનો ઉલ્લેખ છે. વિજ્ઞાનના નિરીક્ષણ જેમ કાવ્ય - અભિવ્યક્તિમાં પણ spatial - temporal - continuumનો સંકેત પ્રવેશ્યો છે.

આઠમી પંક્તિ : 'છતાં'

પરિસ્થિતિ સૂચન સાથે 'છતાં'માં પણ સૂક્ષ્મ સમયરેખા સૂતેલી છે.

નવમી પંક્તિ : 'હું'

ચાલી ગયા સિવાયના સંગાથી-અવશેષ રહી ગયેલાની આઇડેન્ટીટી 'હું.'

દસમી પંક્તિ : 'એના પડઘાની પ્રતીક્ષામાં'

આંતરભૂમિની સ્તબ્ધતામાં ચાલી ગયેલા પાછળ બૂમ પાડી છે પણ સમય-સ્થલના પટ પર પડઘો મળ્યો નથી એની રાહમાં નાયક -

અગિયારમી પંક્તિ : ઊભો છું

- નાયક આસનસ્થ નથી, ઊભો છે સદીઓથી પ્રતિશબ્દ - ધ્વનિની પ્રતીક્ષામાં.

બારમી પંક્તિ : 'અહર્નિશ લૅન્ડસ્કેપને તાકતો'

'એ' તો વિ-ગત, ઈનસ્કેપમાં જાણે વિલુપ્ત કે વિલીન થઈ ગયો છે. પણ વિધિ-સંયોગની વક્રતા જુઓ કે 'ઈનસ્કેપ'માં પહોંચેલાની અત્ર ઉપસ્થિત નાયક અહર્નિશ 'લૅન્ડસ્કેપ'ને તાકતો ઊભો છે ! સદીઓથી રાહ તાકતો ખડો છે આ નાયક.

બૅકેટના વિખ્યાત નાટક 'વેઈટિંગ ફોર ગોદો'માં અનન્તકાલીન પ્રતીક્ષાની ઘટના છે. એમાં બે પાત્રો છે. આ રચનામાં બે પાત્રો ખરાં, પણ એક ગુમ છે પણ બીજું નાયકનું પાત્ર અનન્ત વાસ્તવનો સામનો કરતો ઊભું છે. અમેરિકી લેખક થોર્ટન વાઈલ્ડરે નીરખ્યું છે : 'We live in what is, but we find a thousand ways not to face it.'

બૅકેટથી આગળ વધી, કવિ લાભશંકરની સર્જક-પ્રતિભા પ્રતીક્ષાની અંતવિહીન સ્થિતિનેય 'ઑબ્ઝર્વ' કરવાની ચમત્કૃતિ સાધી શકી છે, કવિતા કૃતિમાં.

■

### કરગરી રહ્યા

પૂછી જુઓ આ જાતને કે ક્યાં જઈ રહ્યા ?
કોના ઈશારે આપણે આગળ વધી રહ્યા ?

જનમોજનમના કોલ તને દઈને શું કરું ?
જ્યાં એક ભવના વાયદા ખોટા પડી રહ્યા.

તું લાગણીનો ખેલ ફરીથી શરુ ન કર,
રોઈ શકાય એટલાં આંસુ નથી રહ્યાં !

હોવા છતાં જબાન કશું બોલતા નથી,
ખુદના જ શબ્દ જેમને કાયમ નડી રહ્યા.

ભૂલી ગયા કે બ્રહ્મ તણા અંશો છો તમે ?
ચપટીક સુખને માટે તમે કરગરી રહ્યા !

કિરણ ચૌહાણ

### That you implore

Just ask the Self, "where are we headed ?"
On whose instance are we moving ahead ?

Of what use are the eternal vows
when the promises made in this life lie unfulfilled

Do not initiate this play of emotions, again,
for no more tears have I now left to shed.

They speak not
though with speech favoured
who by their own words
have often been deterred.

That you are a part of 'Brahman'
have you forgotten ?
such that you implore,
for a pinch of pleasure

Translated by Foram Chandarana

# પરમાણું

શાનુભાઈ અંધારિયા

'જીવુભાભી તું ઘરે પાછી જા, બહુ અજુગતું થાશે!'

'જે થાવું હોય ઈ થાશે; પણ જીવી હવે પાછી નહીં જાય તે નહીં જ જાય ગંગાભાભી.'

'પણ તું... જરા હમજ તો ખરી.'

'હું હમજી બૂઝીને જ અહીં મારા ઘરે પાસી ફરી સું.'

'આ તારું ઘર નથ જીવીબુન; તારું ઘર તો એ બુધેલ ગામમાં પરમાર ફળીમાં.'

'બુધેલ પરમાર ફળીમાં તો તમારું ઘર સે.'

'તારો હંધો સંસાર તાં કણે સે બુન, તું થોડો વચાર તો કરી જો.'

'મારો સંસાર તો મારા ઘરવાળા', થોડું અટકી 'તમારા ભાઈ હાથે જ હળગીને રાખ થયો સે.'

'ના.. તું ખોટું વચારે સે.' ગંગાએ ગળગળા અવાજે કહ્યું, 'નાના નાના બે સોકરાંઓને મૂકી આમ હેંડી ન પડાય જીવુબુન!'

'હું હેડી પડી સું ઈમાં તમારે સું?'

'આપણાં સમાજમાં મકવાણા પરિવારને નીસાજોણું થાશે, ને હાથે આબરૂ જાશે તમારા ભાઈ ગોપાળની...?'

'ઈ હંધુ મારા કુટુંબે વસારવાનું સે.'

'આપણું કુટુંબ હું વચારસે એ તો હું તમને ક્યારની હમજ પાડું સું બુન!'

'જુઓ ભાભી, તમને બહુ દાઝતું હોય તો તમીં જાતાં રહોને તમારા ભાઈનાં સોકરાંઓને ઉસેરવા!' જીવીના અવાજમાં બળતરા ટપકતી હતી. એણે ઉમેર્યું 'ભાભી! તમારા પરમાર કુટુંબનું પરમાણું[1] જ ટૂંકું પડ્યું ઈમાં મકવાણા કુટુંબની હગતળી[2]નો હું વાંક સે!'

ગંગા તો જીવીની આવી વાતું સાંભળી આંખો ફાડી બાઘાની જેમ એની સામે જોઈ જ રહી! ને વિચારી રહીઃ 'શું બકવાટ કરે સે આ જીવીભાભી?'

ત્રણત્રણ મહિનાથી ગંગા જીવીને સમજાવવા મથામણ કરી રહી છે પણ એ ટસની મસ થતી નથી. ઠંડી અંધારી રાતમાં એ પડખાં જ ઘસતી રહી ને વિચારતી રહીઃ 'બહુ દાઝતું હોય તો તમારા ભાઈના સોકરાંને ઉસેરવા જાતાં રહો. ગંગાને જીવીનું આ વાક્ય ઊંઘવા દેતું ન હતું. પડખું ફેરતાં જ ગંગાના કાનમાં અવાજ પડઘાયો 'પરમાર પરિવારનું પરમાણું ટૂંકું પડ્યું ઈમાં મકવાણા પરિવારની હગતળીનો હું વાંક સે.'

ગંગાના શ્વાસની ધમણે ધમણે જીવીના આ બોલ ઊછળતા હતા. એની ઊંઘ હરામ થઈ પડી. શિયાળાની કડકડતી ટાઢમાં ગોદડાની સોડમાં ભરાઈ રહેવાનું મન થાય. પણ આ તો ગોદડું જ હડસેલી દેવાયું. ટાઢીબોળ પથારીમાં એણે ઊંઘવા મહેનત કરી પણ એ ઊંઘી જ ન શકી.

ગંગા એના પિયરના વિચારે ચડી ગઈ.

સવજી બાપુનું ખોરડું સાધારણ કહી શકાય. બૂટ-ચંપલ સીવે ને ગુજરાન ચલાવે. ભજન ગાવાનો એનો અનેરો શોખ. એ જ્યારે ભજન ગાય ત્યારે એકતારો અને ઝાંઝ સાંભળનારના મનને ડોલાવી દે. ગળું પણ મીઠું – મધુર. એક એક બોલ સાંભળનારના અંતર-તલને સ્પર્શે. બસ રાત ભજનો ગાવામાં ગુજરે ને દિ'એ દુકાન, સવજીનો આ સંસાર!! એટલે તો સવજીને સવજી ભગતનું નામ મળી ગયું.

દુકાનમાં સવજી સાથે બીજા ચાર નાજુક હાથ કેળવાતા હતા. ગંગા અને રઘુના. સવજીબાપુનાં ભજનોના શબ્દો સાંભળનારને સ્પર્શી જતા તેમ ગંગા રઘુના હાથની બનાવટનાં બૂટ-ચંપલ ઘરાકના મનમાં વસી જતાં. ગામમાં તો એનાં વખાણ થતાં જ, પણ બુધેલને અડીને પથરાયેલા શહેરના લોકો પણ પ્રસંગોપાત્ત પરમાણું આપવા અહીં સુધી આવી પહોંચતાં.

જાતમહેનતના ધંધામાં બંને ભાઈ-બહેન પોતાનું મન નિતારતાં હતાં. એક દિવસ બૂટની હગતળી માપતાં માપતાં રઘુએ વાત છેડી તે ગંગાએ ઠંડી થયેલી પથારી વાગોળી.

'બાપુ ગંગાનું આણું કાલ હવારે આવશે. તમે એને હવે ઘરકામમાં પલોટો. દુકાનના કામમાં તો હું સુંને?'

રઘુની વાત ગંગાને ગમી નહીં. થોડી ચીડ મોં પર પથરાઈ ગઈ. 'હું સોડી છું એટલે તને...'

'ના બેટા રઘુના મનમાં આવો વસાર ન હોય તું તો મારો ગંગારામ સે. સવજીએ હસી લીધું. આમ તો સવજી ભગત જૂદું જ વિચારતા હતા. ગંગાને ઘરકામમાં પલોટવાની જરૂર જ ક્યાં સે? એની માએ જ એના પર હાથ ફેરવ્યો સે.

'હેનો વચાર કરોસો બાપુ' રઘુએ પૂછેલા સવાલથી

સવજી સફાળા થયા.

'ગંગાને ઘરકામમાં પલોટવા[3]ની જરૂર નથી બેટા!' ને પછી મનોમન વાગોળ્યું? આમેય તે વેવાઈને હું કેટલાં જમણ વહેલું સે વહેલુ સે એવું બાનું બતાવ્યા કરીશ. ગંગાનું જોબન જ એવું જામી પડ્યું સે કે આવો નન્નો હવે ખાલી ઠામના ખખડાટ જેવો જ થઈ પડે.

બાપુના બોલ સાંભળી ગંગાએ રઘુને ગમે એવો તાર છેડ્યો.

'બાપુ હું સાસરીમાં જઈશ, પણ રઘુ માટે કન્યા તો હું જ ગોતી આપીશ. આપણું ઘર સાચવે એવી. ને રઘુ સામે આંખો નચાવી 'આપણા રઘુને પણ...'

ગંગાના આવા બોલથી રઘુની આંખો મલકી પડી ને મોં આખું રતુંબડું થઈ ગયું.

'ગંગા બેટા! તારી માની ફરજ તો હવે તારે જ નભાવવી રહી.' થોડી પળો સવા ભગતની આંખો ગંગા પર સ્થિર થઈ રહી. ને ગંગા પણ બાપુની આંખોનો વરતારો જોઈ ભાવવિભોર બની રહી.

થોડા દિવસોમાં જ વેવાઈનું કહેણ આવ્યું. સવજી ભગત દિવાળી કેડે અમે ગંગાને તેડી જાશું તમે તૈયારીમાં રહેશો.

* * *

ગંગાની સાસરી માણાવદર પાસેના એક નાના ગામમાં. સુખી કુટુંબ. દસ એકર જમીન ને ગામમાં બે માણસોમાં પુછાય એવું ઘર.

મહેનતું બાપની દીકરી ગંગા ઘરમાં આવીને વરસ-વટોળમાં તો સૌને વહાલી થઈ પડી. વહેલી સવારે સૂરજ ઊગતાં પહેલાં ઊઠે. દળણું દળે, ઢોર-ઢાંખરનું વાસીદું વાળે, ગોપાળનું ભાતું તૈયાર કરે, સીરામણ[4] તૈયાર કરે ને જરૂર પડે ત્યારે વાડી-ખેતરે પણ જાય રાત'દિ જોયે પણ નહીં.

ચબરાક નણંદ જીવી ગંગા સાથે કોઈ સમયે વાતે વળગે –

'ગંગાભાભી તમારું તો કેવું સે આખો દિ કાંકને કાંક કામે જ વળગતા હો સો – તે તમે માણાં સો કે મશીન?'

'થાક તો લાગે જીવીબુન, અમે પણ માણહ તો સીએ જ ને?' પછી થોડી ગમ્મતભરી આંખો નચાવતાં ઉમેર્યું: 'આ ઘર હૈયે વસી ગયું સે ને એટલે થાક-બાક નો લાગે.' ને વળી થોડું અટકી ઉમેર્યું: 'મારી મા કહેતી દીકરીને પારકે ઘરે જાવાનું, એના પંડે આળસ ન બાઝવી જોઈએ.'

'ભાભી હું તો તમારા જેટલું કામ ન કરું, અહીં હોઉં કે હાહરે!'

'એ તો હાહરે જાશો પસે જ ખબર પડસે, અટાણે ઈ વાત હમજાસે નહીં તમને.'

'તો... તો હું હાહરે જ નહીં જાઉં.' જીવીએ ઠાવકાઈથી કહી દીધું.

'ઈમ તે કંઈ થાતું હશે, હંધી દીકરીઓ જાય જ સેને? થોડું મલકાતાં ઉમેર્યું: 'બાબાપુ, તમારા ભાઈ તમને વળાવ્યા વના ઓસા રહેવાના ?'

જીવી મનોમન મલકી રહી પણ બહાર તો મિજાજ ફાડી કહ્યું: 'તમે હંધા ભેગા થઈ મને કાઢી મૂકશો તો મારે જાવું જ પડે ને? ને સેવટે તો હું સોડી જ સું ને?'

ગંગાએ પણ જીવીના આ બોલ પર થોડું હસી લીધું.

એક દિ' ઢોરનું વાસીદું કરતાં કરતાં ગંગાએ એની સાસુ સાથે વાત છેડી.

'બા, આપણી જીવીબુન માટે કોઈ ખોરડું ગોતવું પડે. હવે ઈ મોટી બધી દેખાઈ સે.'

'ગંગા બેટા! મારા મનની વાત તું વચારે સે. થોડું વિચારી: તને કદાચ ખબર નહીં હોય જીવીનાં લગન નાની ઉંમરે થ્યાં' તાં પણ જમાઈ દસ વર્ષના હતા ત્યાં જ પાસા થયેલા. આપણા નસીબ દુબળાં નહીં તો આમ બને ખરું? સાસુમાનો ડૂમો ભરાઈ ગયો.

સમય જાણીને જ ગંગાએ વાત ઉચ્ચારી: 'બા જીવીબુન માટે અમારું ખોરડું તમને કેવું લાગે?'

'ઘર-ખોરડું તો બહુ સારું, પણ...'

'તમે કેમ અટકો સો બા?'

'ગંગા બેટા, વચાર તો એ આવે સે કે મારી જીવી તમારા ઈ ઘરમાં હમાંહે ખરી?'

'બા તમે ઈમ કેમ બોલો સો, સોડિયું તો સાસરીમાં હમાય જ ને?' હવે એણે સાસુમાને સંતોષે એવું કહ્યું. જીવીબુનને કોઈ નણંદ નહીં, દેર પણ નહીં; બસ એક રઘુ અને બાપુને સાચવે એટલે પત્યું.'

'તારી વાત તો હાચી સે ગંગા.' સાસુમા થોડાં મલકી પડ્યાં.

* * *

ભાઈ માટે કન્યા હું જ ગોતી આપીશ એવા વચને બંધાયેલી ગંગાએ રઘુ માટે કન્યા શોધી આપી ને પોતા માટે ભાભી!

પરંતુ પાંચ વર્ષમાં જ ગંગા પોતાના પીર પાછી આવી જશે એવું કોઈએ ધાર્યું નહોતું.

એ સાચું છે કે જીવીભાભી વિધવા થઈ છે ને એ પણ સાચું છે કે એને બે નાનાં છોકરાં છે. પેટના જણ્યાની પણ એને દયા ન આવી. આ તે કેવી મા કહેવાય!

ટાઢીબોળ પથારીમાં એણે પડખું ફેરવ્યું ને ગોદડાની સોડ તાણી, પણ એ ઊંઘી શકી નહીં. રાતભર એના કાને જીવીના શબ્દો અથડાયા કર્યા. તમારા કુટુંબનું પરમાણું ટૂંકું પડ્યું એમાં મારો શો વાંક? તમને બહુ દાઝતું હોય તો તમે જતાં રહોને તમારા પિયર.

પરોઢ થતાં જ ગંગાએ પાકો વિચાર કરી લીધો. કોઈ વાતે આ જીવી નહીં માને, હવે મારે જ આ ઘર છોડી દેવું જોઈએ. વળી બીજો પણ એને એક વિચાર આવ્યો ગિરનારના દાતાર બાપાની દયા સે કે આજ આટઆટલાં વરહ પછી પણ ઘેર પારણું બંધાયું નથી.

સવારે મકવાણા પરિવારમાંથી કોઈએ એને રોકવા પ્રયત્ન ન કર્યો. સાસુ-સસરાએ તો એમ જ વિચાર્યું છૂટ્યા આ વાંઝણી વહુથી.

ગંગાને જતી જોઈ પરસાળમાં ઊભેલા ગોપાળને ઘડીક તો થયું આ ગંગાને હું કેમ કરતી રોકી પાડું, જીવીના વાંકે ગંગાએ સહન કરવાનું? પરંતુ મા-બાપની આંખોમાંથી નીકળતા અંગારાએ એ મૂંગો બની સમસમી નીચું જ જોઈ રહ્યો.

* * *

વર્ષો વીત્યાં પછી એક સાંજે પરમાર ફળીના ઘટાટોપ લીમડાના છાંયા નીચે નાની ખાટલીમાં ગોદડી પાથરીને ગંગા સૂતી સૂતી કોઈ વિચારમાં ડૂબી હતી.

'શેના વિચારે ચડી ગયાં સો ફુઈમા! હજુ તો તમે જ મને ઘડી પહેલાં મોકલી - બેટા સમજુ વાટકી તેલ લાવી મને માથે ઘસી દે, કોરા વાળમાં બહુ ખંજવાળ આવે સે, ને - તેલ લઈને આવું ત્યાં તો ક્યાંના ક્યાં અધ્ધર ચડી ગયાં!'

વચાર તો તારા જ આવે સે સમજુડી. ઘડી અટકી એના રતુંબડા, ઘાટીલા ગોળમટોળ મોં પર વહાલભર્યો હાથ ફેરવતાં કહ્યું: 'ઘડીમાં તો તું આવડી મોટી થઈ ગઈ!'

'લો કહો! રોજ રોજ તમે જ કહેતાં ફરો છો દીકરી ને ઊકરડીને વધતાં વાર શી?'

ગંગાનો ચહેરો હસી પડ્યો. થાય છે કે સમજુડી પણ કાલે હવારે હાહરે જતી રહેશે.

સમજુ થોડું શરમાઈ ગઈ, બોલી: 'ફુઈમા આવું તે તમે શું બોલતાં હશો.'

'સરમાઈ ગઈ, ને સમજુ! આ સરમ જ સોડિયુંનું ઘરેણું સે.'

ફુઈમાનાં માથા પર તેલ ઘસતાં ઘસતાં સમજુએ વાત આડા પાટે ચડાવી. 'ફુઈમા તમારા વાળ તો સાવ ધોળાં સસલા જેવા થઈ ગયા; હંધા પાકી ગયા કે શું?'

પણ ગંગા સાંભળે તો ને? એને તો વિચારોએ જ ઘેરી લીધી. એને સાસરેથી પિયર પાછી આવી એ દિવસો યાદ આવ્યા. ત્યારે સમજુ અઢી વર્ષની અને પરેશ એક વર્ષનો હતો. બાપુની માંદગી એમાં રોટલા ભેળું કેમ થાવું એ સવાલ હતો. પણ ગંગા પાછી પડે એવી ક્યાં હતી? બાપુએ જ એને ધંધામાં પલોટી હતી.

ગંગા રોજ વહેલી ઊઠે. ઘર અને ફળિયું વાળે, દળણું દળે, કૂવેથી પાણી સીંચી આવે, ને દિ' ઊગતામાં તો દુકાનના કામે લાગી જાય. કોઈ વખત મીણ-બેરજી લગાડી વળદઈ દોરાં તૈયાર કરે, તો કોઈ વખત ચામડાંને પલાળી હથોડીથી ટીપી ટીપી પાતળાં બનાવે, કોઈ વખત માપ પ્રમાણેનાં તળિયાં ચોંટાડે તો વળી કોઈ વખત ચંપલની પટ્ટીઓ પર નકશીકામ કરી જાત જાતના ઘાટ આપે. બાપુ તો એના કામથી ખુશ. ખાટલે સૂતાં સૂતાં એ વખાણ કરતાં થાકે નહીં, ને જૂની વાતું સંભારે: 'આ તો મારો ગંગારામ સે.' ત્યારે એ થોડા ગુસ્સા સાથે બાપુને સંભળાવતી: 'બાપુ હું તો તમારી ગંગા સું ગંગા!!' ને બાપુનું બોખું મોં હસી પડતું.

જુવાનીમાં કર્યું કામ ગંગાને ખપ લાગ્યું. દુકાનની શાખ-આબરૂ વધતી જ ચાલી. એનો આનંદ ગંગાના મોં પર છવાયેલો રહેતો.

સમજુએ પાંથીએ પાંથીએ તેલ ઘસી લીધું. ત્યાં સુધી ગંગા આવા કંઈકેટલાયે વિચારે ડૂબી રહી.

'ફુઈમા ક્યાં ખોવાયેલાં સો તમે. આમ હામા બેહોને ડોકી લબડાવી દો સો તે.' માથે ટપલી દેતાં સમજુ બોલી.

ગંગા થોડી સભાન થઈ ને બોલી: 'જરા હમામે તેલ ઘસ સમજુડી, તારા હાથમાં બળ બળ્યું સે કે નહીં?'

'ફુઈમા બળ કરીને ઘહીંસ તો તમે જ કહેસો; વાળને મૂળમાંથી ઊસેડી નાખવા સે કે સું સમજુડી!' જીભને બે દાંત વચ્ચે દાબી થોડી ગરદન હલાવી એ હસી પડી. ને ફુઈ માને મજા આવે એ રીતે આંગળિયુંના ટેરવાંથી ધીમેધીમે ઘસવા લાગી. થોડી ટીખળ કરવા એણે કહ્યું: 'ફુઈમા મારા માટે ભણેલો સોકરો ગોતજો; હું તો હવે બાર પાસ થઈ ગઈ સું.' પણ ગંગા સમજુની આ ટીખળ ક્યાં સાંભળતી હતી. સમજુનાં

ટેરવાંનો કૂણો કૂણો સ્પર્શ થતો હતો. ગંગાના વિચારધ્યાનમાં ક્યારે પલટો આવ્યો એનું એને ભાન જ ન રહ્યું.

સાસરે ગયા ને હજુ માંડ એકાદ વર્ષ થયું હશે. એક રાતે એણે ગોપાળને કહ્યું:

'આપણી પાસે જળોદર' કૂવો સે, આપણે આંબાવાડિયું ઉસેરવું જોઈએ.'

'ગંગા તને આવો વચાર કેમ આવ્યો?'

'આપણી આજુબાજુની લહેરાતી વાડિયું જોઈને જ સ્તો.'

'બાપુને આ વાત ગળે ઊતરે ખરી? એમને તો બાપા વારીનું હાલ્યું આવે સે.'

'તમે વાત તો મૂકી જુઓ એમની કને' ને પછી ઉમેર્યું: 'મને તો આમાં રોકડું ધન કળાઈ સે.' ગંગાએ ગોપાળના પડખામાં સહેજ ભીંસ વધારી ને ગોપાળે એની સમજ વધારી.

ગંગાની વાત સાચી પડી. બાપુએ એની વાત કબૂલી. ને એકબે માસમાં છએક એકરમાં ખાડાં ગળાવી ઉનાળે તપાવી એમાં માટી ખાતર પૂરી તૈયાર કરી દીધા. ને વરસાદ આવતાં પહેલાં કેસર કલમ ચોપી દીધી.

એ રાતે ગોપાળે કહ્યું, 'આ ભોંમાં ધરબેલી કલમું તો સૌંઠી હમજ ગંગા! પણ તારા આ પેટની ભોંમા..'

'ભરોહો રાખો આ ગિરનાર પર બેઠેલા દાતાર પર.'

'ભરોહો તો સેજ ગંગા પણ આ વરહ પર વરહ હેંડતાં જાય સે ને મારો અજંપો વધતો જાય સે.'

'ચોંપેલી કલમો પર પાંચ-છ વરસે કેરિયું બેસવા લાગી, ત્યારે ગંગાને પણ થયું દાતાર કંઈક જુદું જ વચારતા હશે!'

આ બાબતે ગોપાળનાં મા-બાપ પણ મૂંઝાતાં હતાં. કોઈ વાર ગંગાને મહેણાંટોણાં પર મારતાં થયાં. 'આ કાબરી ગા વિયાણી, આ દેવકૂટની રાતીએ ડેબુ' બહાર કાઢ્યું, આપણી વાડીની ભૂખરી કૂતરીએ પણ ચાર ચાર ગલૂડિયાં આપ્યાં. પણ ગંગા તું તો સાવ કોરીધાકોડ જ રહી.'

ફુઈમા ઊંઘી ગયાં કે શું? હલબલાવતાં સમજુએ કહ્યું.

ઊંઘ આવી જાય એવી હળવી આંગળિયું ફેરવેસ એટલે ઊંઘી પણ જવાય, પણ પછી ઉમેર્યું: 'એમ દિ-દહાડે ઊંઘ થોડી આવે! આ તો ઘડી વચારે ચડી હતી.'

'તો તો બહુ હારું ફુઈમા. મારા જ વચારમાં ડૂબી રહો હવે તમને હજાગ નહીં કરું.' પરંતુ ગંગાએ પોતાનું જ અનુસંધાન બાંધ્યું.

એ દિવસે ગંગા ભાત માટેના રોટલા ઘડતી હતી. ઓંસરીમાં ગોપાળ અને બા-બાપુ વાતુએ વળગ્યાં હતાં. ગંગા સરવા કાને એ સાંભળતી હતી.

'ગોપાળ તું પૂરો-પાધરો માણસમાં તો સો ને?'

શરમથી નીચી મુંડીએ ગોપાળે કહ્યું: 'તમને લગીરે શંકા છે બાપુ?'

'તો ગંગાની કૂખ આટલાં વરહે ખાલી કેમ સે' માએ ટાપસી પૂરી.

'ઈ હું કેમ જાણું મા, આપણા હાથની વાત થોડી સે?'

'ઈમ હોય તો વાંઝણી વહુને ઈના ઘરે વળાવી દે.' બાપુએ ચોખ્ખું પરખાવ્યું.

'હું પણ ઈમ જ કવ સું.' માએ વાત પર વજન આપ્યું.

ગંગા આ બધું રોટલા ટીપતાં સાંભળતી હતી. એ જીવીની વાતુથી દુઃખી તો હતી જ એમાં સાસુ-સસરાની આવી વાતુંથી દુઃખી થઈ. એની આંખો ભીની થઈ ગઈ. પોતાના પાલવ પર એ ભીનાશને લઈ લીધી. પણ એ રાતે એણે ગોપાળને કહ્યું.

'તમે તો હમજો સો ને કે સોકરાં થાવાં એ આપણા હાથની વાત જ નથી.' થોડું અટકી: 'આપણે મહેનત તો કરીએ જ સીએને!'

'આપણી મહેનત નકામી જાય સે ગંગા; મને તો આમાં તારો જ દોષ લાગે સે.' ગોપાળે પડખું ફેરવી લીધું.

ગંગાની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. બસ એ જ રાતે એણે સાસરીનું ઘર છોડવાનો નિર્ણય કરી લીધો.

ફુઈમા હવે તો હું થાકી સું તમને ધીમો ધીમો સ્પર્શ ગમતો હશે પણ મારાં તો આંગળાં ઠરડાઈ જાશે. સમજુએ જરા જોશ વાપરી ગંગાનું માથું દાબ્યું.

ગંગાના વિચારમણકાઓ વેરાઈ ગયા. ને એ સજાગ બની જોયું તો સમજુના રતુંબડા ગાલ પર ગુસ્સો ઊપસી આવ્યો હતો. એણે હસતાં હસતાં સમજુને જવા કહ્યું.

* * *

આજે ફુઈમાને સારું નથી. પરેશ તું બહુ આઘો-પાસો થાતો નહીં. સમજુએ પરેશને હુકમ કર્યો.

'કેમ શું થયું છે આજે ફુઈમાને? મારે પ્રેક્ટિકલ છે. મિકેનિકલ એન્જિનિયરિંગમાં પ્રેક્ટિકલ પાડવો એ ખોટનો ધંધો છે.' મક્કમ અવાજે કહ્યું.

'તું તો પરેશ એકે વાતે ગંભીર થઈ હમજતો જ નથી. ફુઈમા છેલ્લા પંદર દનથી ખાટલે પડ્યા છે રોજે રોજ કંઈ ને કંઈ નવી તકલીફ થયા કરે સે, ભાઈસા'બ આજે તું ઘરે રહેજે.'

પરેશ ધીમે રહી ફુઈમા સૂતાં હતાં એ ખાટલે બેઠો. એમનો એક હાથ બંને હાથો વચ્ચે લઈ હળવેથી દાબ્યો ને વ્હાલથી કહ્યું: 'ફુઈમા હું કૉલેજ જાઉં? પછી થોડું અટકી અટકી શબ્દો ઉચ્ચાર્યા તમે... રજા... આ... પો... તો...'

ગંગાએ પરેશના સ્પર્શથી આંખો ખોલીને ઇશારાથી જ હા ભણી. પરેશનો ચહેરો ખીલી ઊઠ્યો.

ત્યાં જ ડેલીએ સાંકળ ખખડી. 'જા તો પરેશ, ડેલીનું બારણું ખોલ તો કોઈ આવ્યું લાગે સે.'

પરેશ છલાંગ મારતો ડેલીએ પહોંચ્યો ને આગળો ઊંચો કરી બારણું ખોલ્યું. પણ તેના માટે બંને વ્યક્તિ અજાણ હતી. માત્ર ધીમેથી એટલું જ બોલ્યો 'આ...વો.'

સમજુએ અવાજ દીધો, 'પરેશ કોણ આવ્યું સે?'

'મને ખબર નથી પણ કોઈ મેમાન સે.'

સમજુ દોડતી ફળીમાં આવી તો બંને ચહેરાને કંઈ કેટલાંયે વર્ષો પહેલાં જોયાં છે એવો ભાસ થયો. પણ એ હેબતાઈને બોલી નહીં.

આવનાર સ્ત્રી બોલી, 'તું સમજુ તો નહીં?'

'હા'. સામેથી ટૂંકો જવાબ મળ્યો. સમજુના ચહેરા પર નવાઈની રેખાઓ ઊપસી આવી.

તરત જ વિલંબ વિના પુરુષે કહ્યું, 'સમજુ આ તારી જીવી મા સે'. હવે સમજુની ભાવમુદ્રા બદલાઈ ગઈ. ને મનમાં જ વિચાર્યું.

મા તો મારાં ફુઈમા. આ ખાટલે સૂતાં! આ જીવી મા વળી કુણ?'

પુરુષનો અવાજ ગંગાએ બરોબર પારખ્યો એટલે ખાટલે સૂતાં સૂતાં જ કહ્યું 'એ... આવો આવો. બહુ ટાણાસર આવ્યા સો તમે.'

'ગંગાભાભી હું જીવી, અને આ ગોપાળ. અમને ઓળખ્યાં ને?'

'હા. બંનેનો અવાજ પારખી લીધો. આ અવાજ તો વરસો પહેલાં રુદિયામાં સમાયેલો સે. પછી ખાટલામાં બેઠા થવા પ્રયત્ન કર્યો પણ એ ઊભી થઈ શકી નહીં. પછી સમજૂ તરફ જોઈ કહ્યું, બેટાં આ ઓઢણીનો છેડો મારા માથા પર મૂક.'

'ગંગા અમે તારી માફી માગવા આવ્યાં સીએ.' જીવી બોલી પડી.

'ને તમને હંધાંને તેડવા.' ગોપાળે ગંગાની નજીક આવી કહ્યું.

'ગંગાભાભી તમને કહેલાં વરવાં વેણ આજે પણ ખૂંસે સે. જીવીએ પસ્તાવો રજૂ કર્યો.

'ગંગા, આ મારી જીવીબુન હાચું જ કહે સે. મને તો આજે આટલાં વરહે ઈમ કેવાનું મન થાય સે કે 'પરમાર પરિવારનું પરમાણું જ હાસુ હતું. ને મકવાણા પરિવારની હગતળી લાંબી હતી. જે હમજીને ટૂંકી કરી અમે તમને તેડવા આવ્યાં સીએ.'

'ગંગાએ ગોપાળના આ શબ્દો અમૃતઘૂંટ ઉતારતાં હોય તેમ પીધા ને પછી શાંત અવાજે કહ્યું, 'આપણા કુટુંબમાં કાંઈ કેવાપણું નથી. આપણી મત્ય એટલી ટૂંકી પડી.' પછી દૂરની નજરે જોતી હોય તેમ ઉમેર્યું: 'આપણી અણહમજ જ સંબંધ બગાડે સે. માફી તો ગિરનાર પર બેઠો સે ઈ દાતારની માગો.'

'ગંગાભાભી તમે તો પાર ઊતરેલાંસો. અમે ટૂંકા જીવના તમને સી રીતે ઓળખીએ?'

'હંધી દયા સે આ દાતારની!' ને જીવી તથા ગોપાળની આંખોમાં ગંગા ઊભરાઈ આવી.

'જીવીભાભી, આ બેય સોકરાં તારાં જ હતાં અને સે. તેં ઈને જનમ આપ્યો ને મેં તો જહોદા બની એને ઉસેર્યાં સે હવે ઈની પાંખો ફૂટી ગઈ સે. હવે તું ઈને પરમાર કુટુંબની શાખ વધે ઈમ ઉસેરજે.' પછી થોડું વિચારી ઉમેર્યું 'જીવીબુન, તારાં ભાભીને હાથે કેમ ન લાવ્યાં?'

'મારાં ભાભી! કઈ ભાભી?'

'કેમ તારા ભાઈએ બીજું ઘર...'

'કરતા હશે ગંગાભાભી, બીજું ઘર! અનેક કે'ણ આવેલાં પણ સફાળું જ કહી દીધું 'અગ્નિ દેવની સાખે જેની સાથે ગાંઠ બાંધી સે એ સે તૂટે!'

'મને ઈમ કે પોતાના જ જણ્યાના મોહમાં કંઈ...'

'તું ગંગા એવીને એવી જ રહી. તને ઘરમાંથી જવા દીધી ઈ ગનો કંઈ ઓસો હતો! કે ઈની માથે સગ્ય સડાવું? ને નવું ઘર બાંધું.' ગોપાળે એનું હૃદય ખોલી દીધું.

ગંગાના મોં પર હાસ્ય છવાઈ ગયું. એણે થોડી મહેનત કરી ગોપાળને ભેટવા હાથ લાંબા કર્યા. પણ એ પહેલાં એ જ પળે એની આંખો સ્થિર થઈ ગઈ!!

■

**વાર્તામાં આવતા કેટલાક તળપદા શબ્દોના અર્થ :** [1]પરમાણું - પગના તળિયાનું માપ ○ [2]હગતળી - બૂટની અંદર રાખવાનું માપ પ્રમાણેનું તળિયું ○ [3]પલોટવું - શીખવવું ○ [4]સીરામણ - નાસ્તો ○ [5]જળોદર - ભરપૂર પાણી ○ [6]ડેબુ - પેટ

(ચરિત્રનિબંધ)

# હજામ

**દિનકર જોશી**

હું હજામ
હા હજામ
સાત વાર હું હજામ
રાત, નાવી, ઘાંયજો
મને ભલે કહો હજામ
છતાં કહું છું વાત એક
ધ્યાનથી સુણો
ન કાઢી નાખવા સમી જ છેક ..

યાદ નથી આવતું કે આ કાવ્યપંક્તિઓ કયા કવિનું સર્જનકર્મ હશે ? (જો કોઈ યાદ કરાવી આપશે તો આભારી થઈશ.) પણ આ કાવ્યપંક્તિઓ આજે લગભગ સાડા પાંચ કે છ દાયકા પછી પણ એવી ને એવી જ યાદ છે. એ યાદ રાખી નથી, રહી ગઈ છે. શું કામ યાદ રહી ગઈ છે એય સમજાતું નથી. આ થોડાક શબ્દોમાં હજામ માટે રાત, નાવી, ઘાંયજો એવા જુદા જુદા પર્યાયો વપરાયા છે. પણ ખરું કહું તો હું તો પેલા સર્વવ્યાપી હજામ શબ્દથીય બહુ મોડો પરિચિત થયેલો. હજામનું કર્તવ્ય અમારે ત્યાં લાખા બાબર હસ્તક હતું. ગામ નાનું, સાવ નાનું માંડ સાતસો-આઠસોની વસ્તી. આ વસ્તી પણ પોતપોતાના જુદા જુદા વાડામાં વસતી. બ્રાહ્મણવાડા, વાણિયાવાડ, કણબીવાડો, કોળીવાડ અને છેલ્લે ઢેડવાડોય ખરો. કોણ જાણે કેમ ભરવાડ વસતા એ ભાગને ભરવાડવાડો નહીં, પણ ભરવાડશેરી કહેતા. ગામમાં ગરાસિયાનું એટલે કે દરબારનું ઘર એક જ. એને ઘર ન કહેવાય, દરબારગઢ કહેવાય અથવા દરબારડેલી કહેવાય. ડેલીના બારસાખ તૂટી ગયા હોય, ઓટલો ભાંગીને ભુક્કો થઈ ગયો હોય અને ખોરડા ઉપરનાં નળિયાં બેત્રણ વરસથી ચળાયા વિના આડેધડ પડ્યાં હોય તોય એને ધરાર ડેલી કે ગઢ જ કહેવાય. એક લુહાર, એક દરજી અને એક લાખો બાબર.

આ લાખાને અમે લાખાકાકા કહેતા. એની ઉંમર હશે પચાસેક વરસની – વડીલો એને લાખો કહેતા. અને અમારા બ્રાહ્મણવાડાની વહુવારુઓ આ લાખાકાકાની લાજ કાઢતી. મોટેરી સ્ત્રીઓ ક્યારેક લાખાભાઈ કહેતી તો ક્યારેક લાખોય કહેતી. ગામમાં આ એકમાત્ર બાબર. વિધવા સ્ત્રીઓનાં મસ્તકનાં મુંડન કરવાથી માંડીને, બાળમોવાળા ઉતરાવવા હોય, સરવણીના શ્રાદ્ધ નિમિત્તે સૂતક ઉતરાવવા માથું મુંડાવવું હોય કે પછી દાઢીમૂછ જેવાં રોજિંદાં ક્ષૌરકર્મ હોય, આ બધાં જ કામોની મોનોપોલી લાખા બાબરની. સાતસો-આઠસો માણસની વસ્તી વચ્ચે કોઈ પણ જાતની ધંધાકીય સ્પર્ધા વિના લાખો બાબર કામગીરી કરે અને તોય નવરો ને નવરો. બ્રાહ્મણવાડે કે વાણિયાવાડે કોઈક પરિવારમાં લગ્નપ્રસંગ હોય ત્યારે સંધ્યાટાણે કિટ્સન લાઇટ (પેટ્રોમેક્સ) પેટાવવાનું કામ કરવામાં લાખો બાબર તજ્જ્ઞ ગણાય. કિટ્સન લાઇટ અણઘડ હાથે પેટાવવા જતાં એનો કાચનો ગોળો ફૂટે અને પેટ્રોલને કારણે આસપાસ ઊભેલાં સહુ દાઝી જાય, ક્યારેક તો આગ પણ લાગે. આવું કોઈ વાર બનતું. એટલે આ કિટ્સન લાઇટ પેટાવવાનું કામ તો લાખો બાબર જ કરે. રાતે ગામમાં ફુલેકું ચડે ત્યારે ઘોડા ઉપર બેઠેલા વરરાજા કે પછી યજ્ઞોપવીત ધારણ કરી રહેલા બટુકની આગળ, માથા ઉપર સળગતી કિટ્સન લાઇટ રાખીને લાખો ચાલતો હોય. લાખાનો આ ઇજારો. આ ઇજારાના બદલામાં એને દાપુંય મળે.

લાખો જ્યારે કોઈની દાઢી કરતો ત્યારે એની એકાગ્રતા જોવામાં મને ભારે મજા આવતી. અસ્ત્રાની ધાર અણિયાળી કરવા માટે સજાયા ઉપર પાણીનાં બેચાર ટીપાં રેડીને એ અસ્ત્રાની ધાર ફેરવતો ત્યારે એનો જે પટ પટ અવાજ આવતો એવો તાલ, સૂર કે લય મેં ત્યાર પછી કદી સાંભળ્યો નથી. આ લખું છું ત્યારેય લાખા બાબરનું આ સંગીત 'પટ પટ પટ' મારા કાને સંભળાય છે. લાખા બાબરની સાધનસામગ્રી એક કોથળીમાં સમાઈ જતી. એલ્યુમિનિયમનો એક વાટકો, એક જાડી અને એક ઝીણી કાતર, તૂટેલો દાંતિયો, અસ્ત્રો અને વાળ કાપવાનું ટક ટક ટક કરતું મશીન. જો દાઢી કરતાં લોહી નીકળે તો એની ઉપર ઘસવા ફટકડીનો ટુકડોય હાજર. મોટા ભાગે સાબુ ન વપરાય. દાઢી ઉપર લાખાનો ભીનો હાથ ફરે એટલું જ પૂરતું. જો દાઢી બહુ દિવસની ચડી હોય તો, જેના ઘરે આ ક્ષૌરકર્મ ચાલતું હોય એના ઘરમાંથી જ સાબુનો ટુકડો મંગાવી લે.

ઘરનાં જાતજાતનાં અને ભાતભાતનાં ટહેલટપ્પા કરવાની જવાબદારી પણ લાખા બાબરની. માથે ફળિયું વીંટાળીને મણ બે મણનું વજન ઊંચકવું હોય કે ક્યારેક બે માઈલ દૂર આવેલા રેલવેસ્ટેશને કોઈક સામાન લઈ જવો હોય તોપણ લાખો હાજર. ગામમાં કોઈને વીંછી કરડ્યો હોય તો એ ડંખ ઉપર ઘસવાની ઔષધિ પણ લાખા પાસે રહેતી. આવી ઇમર્જન્સીની ક્ષણે એ વૈદ્ય બની જતો. ગામના કૂવામાં જો કોઈ ઢોરઢાંખર પડી જતું (અને ક્યારેક તો વહુવારુઓ પણ પડતી !) ત્યારે લાખા બાબરની કળા એક તરવૈયા તરીકે ખીલી ઊઠતી. તરવૈયા ઉપરાંત બંબાખાનાના કેળવાયેલા વિશેષજ્ઞ જેવી તરકીબોય એ જાણતો. કૂવામાં

પડેલાંને, પોતાની જાત સલામત રાખીને કેમ ઉગારવા એ આવડત લાખામાં હતી. લાખો બાબર અમારાં બાળકોના વાળ કાપે એને એક જ નામે ઓળખતા – તપેલી કટ. તાજી એવી થઈ જતી કે જાણે માથે તપેલી મૂકી હોય અને પાછળ બોચીમાં બધું સફાચટ. આમાં પસંદગીનો કોઈનેય વિકલ્પ નહોતો.

આ લાખા બાબર પછી માણેક નાવી સાંભરે છે. કાંદિવલી ત્યારે ઉપનગર નહોતું. મોટું ગામડું હતું. રેલવે સ્ટેશને રાત્રે આઠ વાગ્યા પછી ઊતરનારા સુખી ઘરના શેઠને લેવા માટે ગુરખો હાથમાં ફાનસ લઈને સ્ટેશને આવતો. આવા વખતે ઘોડબંદર રોડ તરીકે ઓળખાતા, માંડ એક વાહન ચાલી શકે એવા રાજમાર્ગ ઉપર માણેક નાવીએ કદાચ કાંદિવલીનું સહુપ્રથમ હેરકટિંગ સલૂન ખોલેલું. આ હેરકટિંગ સલૂનમાં અમે બે ભાઈઓ પહેલી વાર વાળ કપાવવા ગયેલા એ દિવસ તો હજુ આજેય સાંભરે છે. ખુરશી ઉપર ચડવા માટે માણેકે જ હાથ દીધેલો અને પછી સામે અરીસામાં જોયું ત્યારે જાણે સ્વર્ગની શહેનશાહત હાથવગી થઈ હોય એવી લાગણી થયેલી. માણેકે એના મશીન વડે કટ કટ કટ કટ વાળ કાપવા માંડ્યા અને આ વાળના ગુચ્છાઓ છાતી ઉપર વીંટાળેલા કપડાના આવરણ ઉપર જમા થવા માંડ્યા ત્યારે આ દૃશ્ય અરીસામાં જોવાની ભારે મજા પડેલી. અત્યાર સુધી લાખા બાબરના રાજમાં વાળ કપાવવાની આ પ્રક્રિયા દરમિયાન સ્વયંને નિહાળવાનો અવસર ક્યારેય સાંપડ્યો નહોતો. લાખાને બાબર કહેતા અને માણેકને નાવી કહેતા, આ બે વચ્ચે શો ફરે રહેલો છે એવો સવાલ જ્યારે મનમાં થયેલો ત્યારે આ અરીસો જ એનો જવાબ છે એમ લાગેલું.

આ પછી છનાભાઈ નાવી આવ્યા. બાપુજી એને છનો કહેતા અને અમે સહુ એમને છનાભાઈ કહેતા. છનાભાઈ અઠવાડિયામાં ત્રણ વાર – દર રવિવાર, બુધવાર અને શુક્રવારે સવારે આવતા. મોડામાં મોડા સાડા સાત વાગ્યે તો છનાભાઈ એની પેટી લઈને હાજર થઈ જ જાય. પછી ચાલીના ભાગમાં આસનિયું પાથરીને બાપુજી છનાની સામે પલાંઠી વાળીને બેસે. ઘરમાંથી કોઈક લોટો ભરીને પાણી આપી જાય એટલે એમાંથી થોડુંક છનાની વાટકીમાં રેડાય, પછી છનો બ્રશ કાઢે, સાબુ કાઢે અને અસ્ત્રોય બહાર કાઢે. એક ડબ્બીમાં સાબુ ભર્યો હોય. છનો બ્રશ, પાણીની વાટકીમાં બોળે, આ ભીનું બ્રશ સાબુની ડબ્બીમાં ગોળ ગોળ ફેરવે અને પછી આ બધો માલ બાપુજીની દાઢી ઉપર ચારેય બાજુથી ઠલવાય. અસ્ત્રો પટ્ટ પટ્ટ પટ્ટ થાય અને દાઢી ઉપર ફરતો હોય ત્યારે એનો ઘસરકોય ખરર્ ખરર્ ખરર્ એમ સંભળાય. છનો જો મોડો પડે તો બાપુજી એની ધૂળ કાઢી નાખે. મોડા પડવાનું એકેય કારણ છનો આપે નહીં, મૂંગો મૂંગો સાંભળી રહે. આ પછી વખત જતાં અમારા એક પાડોશી કાકાએ પણ છનાનો મહિનો બંધાવેલો ત્યારે આ બે ગ્રાહકો પૈકી 'પહેલી દાઢી તો મારી જ થવી જોઈએ' એવી અદીઠ સ્પર્ધા પણ બંને વડીલો વચ્ચે થતી એવું મને બરાબર સાંભરે છે. છનો પહેલાં બાપુજીની દાઢી કરે તો પાડોશીકાકા બૂમ પાડે અને પાડોશીકાકાની દાઢી પહેલાં કરે તો બાપુજી એને વઢે. બંને એક જ મુદ્દો વાગોળ્યા કરે કે મને મોડું થાય છે, મારે બહુ કામ છે. અઠવાડિયાની આ ત્રણ દાઢી ઉપરાંત મહિનાના એક રવિવારે છનાએ માથાના વાળ કાપવાની જવાબદારી પણ ઉઠાવવી પડે. અને આ મહિનાભરની કામગીરીને અંતે એને માસિક ત્રણ રૂપિયાનો દરમાયો મળતો. માણેક નાવીએ એના હેરકટિંગ સલૂનમાં અમારા બાળકોના વાળ કાપવાના ભાવ ત્રણ આનાથી વધારીને ચાર આના કર્યા એટલે અમારા વાળ કાપવાની જવાબદારી પણ છના ઉપર આવી પડી હતી. એવું સાંભરે છે કે ત્યારે અમે ત્રણ ભાઈઓ હતા અને આ ત્રણેયના વાળ કાપવાનું સાગમટું મહેનતાણું આઠ આના આપવામાં આવતું.

વચ્ચે થોડાં વરસ અમે ભાવનગર રહેલા. ઘણું – ખરું એ વરસો હાઈસ્કૂલનાં વરસો હતાં. ભાવનગરના હાઈકોર્ટ રોડ ઉપર ઇન્ડિયન હેરકટિંગ સલૂન નામનું એક સલૂન એક ઓળખીતા હજામે ખોલેલું. ઓળખીતો હોવાને કારણે હું આ સલૂનમાં જતો. બાએ એને ભલામણ કરેલી – 'જો જે વાળ બહુ મોટા નહિ રાખતો, ઝીણા કરી નાખજે. મહિને મહિને ખરચ ઓછો થાય. ઝીણા હોય તો બેત્રણ મહિના નભી જાય' અને ખરેખર મારે ત્રણેક મહિના પછી જ પાછું બીજી વાર જવું પડતું. આ નાવી ત્યારે ગામનો સુધરેલો નાવી ગણાતો. બાટલીમાં ભરેલા પાણીને ચાંપ દાબીને ફુવારો ઉડાડતો એ બહુ ગમતું. વાળ કપાઈ રહે પછી બોચીમાં પાઉડર લગાડતો અને માથે બેય હાથના પંજાથી તેલ ઘસતો ત્યારે ભારે સુખદ લાગતું. એક વાર આ નાવીની ગેરહાજરીમાં બીજા નાવીએ મારા વાળ કાપેલા એટલે કે મેં મારું મસ્તક એને નમાવેલું ત્યારે એણે મને સવાલ પૂછેલો, "મશીનથી લઉં કે કાતરથી?" યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગી વચ્ચેની પ્રશ્નોત્તરી તો મેં ત્યાર પછી ઘણાં વર્ષે વાંચેલી, ત્યારે તો આ બે પૈકી એકેયનું નામ સુધ્ધાં સાંભળ્યું નહોતું પણ આજે એમ લાગે છે કે ગાર્ગીના પ્રશ્નોથી યાજ્ઞવલ્ક્ય ભલે મૂંઝાયા ન હોય, પણ આ નવા નવા નાવીના પ્રશ્નથી હું તો મૂંઝાઈ જ ગયેલો. વાળ કાપવા માટે આવી કોઈ જુદી જુદી ટેક્નિક હોય છે એનો મને મુદ્દલ અણસાર સુધ્ધાં નહોતો. ઘણુંખરું ત્યારે હું મૅટ્રિકમાં– એટલે કે અગિયારમા ધોરણમાં હતો. આત્મામાં અહંકારનો ઉદય થઈ ચૂક્યો હતો અને હું લેખક થવા નિર્માયો છું એવી ગંધ પણ મને આવવા માંડી હતી એટલે આવા એક મામૂલી હજામના પ્રશ્નનો ઉત્તર મને ન આવડે એ તો મને ભારે અપમાનજનક લાગતું હતું.

ઉત્તર નહોતો આવડતો એ વાત સાચી હતી, પણ આ સાચી વાતને સ્વીકારવાની માનસિક તૈયારી નહોતી એટલે ગંભીર મોઢું રાખીને કહી દીધેલું, "ગમે તે ચાલશે પણ વાળ સારા અને ઝીણા કાપજો." પત્યું! પછી એણે વાળ કેવા કાપ્યા અને એ શું સમજ્યો એ તો રામ જાણે! મારી પીઠ પાછળ બીજો અરીસો ગોઠવીને એણે મને પૂછ્યું "બરાબર છે ?" પ્રતિબિંબ ધ્યાનપૂર્વક જોઈને કશુંય સમજ્યા વિના મેં માથું હલાવેલું' "હં હવે બરાબર છે!"

આ ઇન્ડિયન હેરકટિંગ સલૂનના માલિકનું નામ આજે ભુલાઈ ગયું છે. ઘણુંખરું એની અટક હીરાણી હતી. એવું સાંભળેલું કે આ હીરાણી પાસે એક વાર નવા નવા ધારાસભ્ય બનેલા પણ હકીકતે આ સલૂનના જૂના ઘરાક વાળ કપાવવા આવેલા. હીરાણીએ એને પહેલાંની જેમ જ ખુરશી ઉપર બેસાડ્યા. છાતી અને ગરદનની આસપાસ કપડું વીંટાળ્યું અને પછી હાથમાં જેવો દાંતિયો પકડ્યો કે તરત જ પેલા ધારાસભ્યશ્રીએ એને સૂચના આપવા માંડી – "બેય કાન પાસે કટ એક સરખો રાખજે." કહે છે કે હીરાણી એની કેશકર્તન-કળા વીસરી ગયો. ધારાસભ્યશ્રીની સૂચનાઓથી એ તંગ આવી ગયો અને છેલ્લે એણે કહી દીધું - "સાહેબ, આ વાળ કાપવાની વાત છે, આ કંઈ ધારાસભા નથી કે લોલેલોલ હાંકે રખાય." એવુંય સાંભળ્યું છે કે આ પછી આ ધારાસભ્યશ્રી ઇન્ડિયન હેરકટિંગસલૂનના ઉંબરે બીજી વાર આવ્યા નહોતા.

આ પછી ઘણાં વરસે બૅંકમાં નોકરીએ વળગ્યો અને મુંબઈગરા તરીકે પણ જૂનો થઈ ગયો ત્યારે એક વાર સાંભળ્યું કે અમારા સાહેબ ઓબેરોય હોટલમાં વાળ કપાવવા જાય છે. ઓબેરોય હોટલ દૂરથી જોયેલી પણ એમાં જવાનું ક્યારેય બનેલું નહીં. હોટેલ એટલે જ્યાં મનગમતી ખાદ્યસામગ્રી મળે અને જ્યાં કામચલાઉ રાત-બે રાત રહેવાના મોંઘાદાટ ઉતારા હોય એટલી જ ખબર હતી. હોટલમાં વળી વાળ કોણ અને કેમ કાપે એવો નાજુક પ્રશ્ન મારા મનમાં પેદા થયેલો. પ્રશ્ન એ ઉપનિષદોની

[illegible]

શક્યો નહોતો. આજે જ્યારે સામાન્ય કક્ષાનાં હેરકટિંગ સલૂનોમાં પણ વાળ ઉપરના વિધિ માટેના ભાવના પાટિયામાં કોઈ કોઈ વિધિના ભાવ દોઢસો કે બસ્સો રૂપિયા જોઉં છું ત્યારે હેબતાઈ જાઉં છું. હવે અજ્ઞાન છુપાવતો નથી, આટલી સમજણ કેળવી લીધી છે એટલે બેધડક પૂછી લઉં છું – "આ બસ્સો રૂપિયામાં વાળનું શું થાય ?" જે સલૂનમાં હંમેશાં જાઉં છું એ સલૂનવાળો હવે ઓળખે છે એટલે એ હસીને કહી દે છે કે આ બસ્સો રૂપિયા તો કાંઈ નથી કાકા, મોટી મોટી સલૂનોમાં માથાના વાળ ઉપર બબ્બે હજાર રૂપિયા ખરચનારા આ ગામમાં ઓછા નથી. બસ્સો રૂપિયામાંય હું સમાધાન કરી શકતો નથી ત્યાં આ બે હજારમાં વળી શું થતું હશે એ મારી કલ્પનાશક્તિની બહારનો વિષય બની જાય છે.

આ લેખના મથાળે ટાંકેલી કાવ્યપંક્તિમાં અદ્યતન ઉમેરો કરે એવો હજામનો એક અદ્યતન પર્યાયવાચી શબ્દ છે – કેશકર્તન કલાકાર. હમણાં ક્યાંક અખબારોમાં એવું પણ વાંચ્યું હતું કે મુંબઈમાં કેશકર્તનકલાનો શૈક્ષણિક અભ્યાસક્રમ દાખલ કરતી સંસ્થા પણ શરૂ થઈ છે. અમારો લાખો બાબર એના ચૌદપંદર વર્ષના દીકરાને દાઢી કરતાં શીખવતો ત્યારે એક ગોળ માટલાને ઊંધું વાળીને એને એની ઉપર સાબુ લગાડીને છરકોય ન આવે એમ અસ્ત્રો ફેરવવાનું દીકરાને કહેતો. આ એની કેળવણી હતી. અને આ જ એનો અભ્યાસક્રમ હતો. મુંબઈમાં શરૂ થયેલા આ અભ્યાસક્રમનો સમયગાળો બે વરસનો છે. આ બે વરસ સુધી રોજ સવાર-સાંજ હજારો રૂપિયા ખર્ચ્યા પછી ઉમેદવારો શું અને કેમ શીખતા હશે અને એના પ્રાધ્યાપકો ક્યાં અને કઈ યુનિવર્સિટીના ડૉક્ટરેટ હશે (અને એ પણ કયા વિષયમાં) એ તો રામ જાણે! એમાંય જ્યારે આ કલાક્ષેત્રે સ્ત્રીઓ સુધ્ધાં કલાકારો છે અને પ્રાધ્યાપિકાઓ પણ છે એ જ્યારે જાણ્યું ત્યારે મારા મનમાં ભારે ઉચાટ થઈ રહ્યો છે કે સ્ત્રીઓનાં બ્યુટીપાર્લરોનો જમાનો તો હું છેલ્લાં પચીસ વર્ષથી જોઈ રહ્યો છું, પણ આવાં બ્યુટીપાર્લરોની માલિકણો (કે માલિકો) મહિને સહેલાઈથી લાખ બે લાખ રૂપિયા કમાય છે એ જ્યારે જાણ્યું ત્યારે હૃદય એક ધબકારો ચૂકી ગયું. આમેય મને હૃદયરોગની થોડીક તકલીફ તો છે જ એટલે આ વિષયમાં મેં વિશેષ જાણકારી મેળવવાનું માંડી વાળ્યું. જાનના ભોગે પણ જ્ઞાન મેળવવું એવો ચીની યાત્રી ફાહિયાન કે હ્યુ-એનત્સંગ જેવો દૃઢ સંકલ્પ મારા મનમાં નથી એનો વસવસો થાય છે.

થોડાક દસકાઓ પહેલાં નારી જાતિ, પછી ભલે તે પાંચ વરસની કન્યા હોય કે પંચોતેર વરસની વૃદ્ધા હોય, કોઈ હજામ પાસે માથું નમાવતી નહીં. આમ એક જ અપવાદ હતો – માથાના ઓઘરા જેવા વાળમાં લીખ થઈ હોય કે જૂઓ પડી હોય ત્યારે નાની બાલિકાઓના મસ્તકનો મૂંડો કરાવી નાખતા અથવા સ્ત્રીનો પતિ મૃત્યુ પામ્યો હોય ત્યારે વૈધવ્યસૂચક શિરોમુંડન કરતા. હવે, બે વરસની બાળકીથી માંડીને બ્યાશી વરસની વૃદ્ધા સુધ્ધાં બેધડક નિયમિતપણે કેશકર્તન કલાકાર પાસે મસ્તક નમાવે છે અને આ બધું હવે આપણને સાવ સહજ પણ લાગે છે.

આ લેખ પૂરો કરું છું ત્યારે મનમાં એક જ સવાલ પેદા થાય છે, લાખો બાબર કે માણેક નાવીનો આત્મા જો એમના ક્ષેત્રની આ સિદ્ધિઓને જોતો હશે તો એમને કેવું લાગતું હશે ?

■

# સુરેશ હ. જોષીની અગ્રન્થસ્થ કૃતિઓ



### એતદ્‌નો વિશેષાંક - વિદ્રોહના ચહેરા




મુંબઈથી શ્રી રસિક શાહ અને શ્રી જયન્ત પારેખના સમ્પાદન હેઠળ પ્રગટ થતા 'એતદ્‌'નો વિશેષાંક થોડાક સમય પહેલાં પ્રગટ થયો. એમાં શ્રી સુરેશ હ. જોષીની કેટલીક શરૂઆતનાં વર્ષોની તેમજ કેટલીક પાછળનાં વર્ષોની કૃતિઓ સમાવિષ્ટ છે. સમ્પાદકો કહે છે તેમ 'આ બધી જ આમ તો ક્યાંક ને ક્યાંક કોઈક સામયિક, વર્તમાનપત્ર કે સમ્પાદનમાં પ્રગટ થઈ ચૂકી છે પરંતુ એમાંની ઘણીખરી આજે હાથવગી નથી' જો કે સાવ એવું નથી. એક-બે અપ્રગટ કવિતાઓ, જેવી કે 'આજે' (પૃ. ૨૮) 'ઘુવડ બોલ્યું ને...' (પૃ. ૨૯) પણ અહીં જોવા મળી.

અહીં 'ઉપજાતિ' (સર્વવિદિત કે એ કાવ્યસંગ્રહ સુરેશભાઈએ રદ કર્યો હતો) પછીનાં કેટલાંક કાવ્યો, બધી જ નવલિકાઓ (કાવ્યોની જેમ અસંખ્ય નવલિકાઓ પણ પ્રગટ કરવાનું એમણે માંડી વાળ્યું હતું એવું નોંધ્યું છે.) એમનાં ત્રણ નાટકોમાંથી એક 'વિભ્રમ' (બીજાં બે અત્યારે અપ્રાપ્ય !) કેટલોક સંજ્ઞાવિચાર અને કેટલાક વિવેચનલેખો અહીં પ્રાપ્ત છે. એરિખ મારિયા રેમાર્કની નવલકથા 'સ્પાર્ક ઑવ લાઈફ' જેવી કેટલીક કૃતિઓના ગ્રન્થપરિચય છે તો એમની સાહિત્યિક પ્રતિભાના ઉદયના આરંભકાળમાં ૧૯૪૮માં લખાયેલા એમના લેખો 'અર્વાચીન કવિતા' અને 'આપણું વિવેચન' પણ છે. આલ્બેર કામ્યૂની સુવિખ્યાત નવલકથા 'ધી આઉટ સાઈડર' વિષેનો એમનો લેખ છે તો 'સંસ્કૃતિ'ના એપ્રિલ-જૂન ૧૯૮૪ના 'સર્જકની આંતરકથા' વિશેષાંક-૨ માટે લખાયેલ લેખ 'માંહ્યલો ડોલ્યો નથી' પણ અહીં છે.

સમ્પાદકોએ 'કવિતા' 'નવલિકા' 'નાટક' 'સંજ્ઞાવિચાર' 'માનસવિહાર' 'સમકાલીન સાહિત્ય' 'ગ્રન્થ પરિચય' એમ વિભાગીકરણ કરી આપ્યું છે. પરિશિષ્ટમાં 'મનીષા'ના પ્રકાશન પ્રસંગે શ્રી ઉમાશંકર જોશીએ 'સંસ્કૃતિ' એપ્રિલ ૧૯૫૮માં લખેલી નોંધનો કેટલોક ભાગ તેમજ કિશોર વ્યાસે 'ખેવના'માં સપ્ટેમ્બર ૨૦૦૬માં લખેલા લેખમાંથી કેટલુંક આપ્યું છે. " 'મનીષા'ના પ્રકાશનને આવકારતાં ઉમાશંકરે 'મનીષા'ને લાજવાબ કહ્યું હતું" એવું કિશોર વ્યાસનું 'તથાપિ' સપ્ટે-નવે. ૨૦૦૫માં પ્રગટ થયેલું કથન છપાયું છે પણ વિગત લેખે એટલું નોંધવું જોઈએ કે 'મનીષા'ને આવકારતાં ઉમાશંકરે 'સંસ્કૃતિ'ની એમની નોંધમાં 'લાજવાબ' શબ્દનો ક્યાંય ઉપયોગ કર્યો જણાતો નથી ! એ સંદર્ભ વગર પણ 'મનીષા'ની ઉપલબ્ધિની વાત થઈ જ શકી હોત.

છઠ્ઠી સપ્ટેમ્બર હમણાં ગઈ. ૧૯૮૬માં એ દિવસે સુરેશભાઈ આપણી વચ્ચેથી ખસી ગયા. એ વાતને એકવીસ વરસ વીતવા છતાં આપણી ભાષાના આ મહત્ત્વના સર્જક-વિવેચકની અગ્રન્થસ્થ કૃતિઓ હજુ સુધી આપણે એકત્ર કરી પ્રગટ કરી શક્યા નથી એ લાંછન ભૂંસાવું રહ્યું. એનો વસવસો જેમ સમ્પાદકોને તેમ આપણને સૌને ય થશે. સુરેશભાઈ જેવા સભાન સજાગ સર્જક-વિવેચક ચેકભૂંસ ન કરે પણ આખે આખું લખાણ, કાવ્યસંગ્રહ કે કૃતિ રદ કરે ત્યારે જે કંઈ પણ હોય તે ય પૂરેપૂરું ન સચવાય એ પરિસ્થિતિ ક્ષોભજનક છે. એમની હયાતી દરમ્યાન કે એ પછી તરત તૈયાર થયેલી એમની કૃતિઓની ત્રણ ફાઈલોમાંથી બે તો ખોવાઈ ગઈ એ વાંચતાં તો દુઃખદ આશ્ચર્ય જ થયું ! આ બાબતમાં ગુજરાતી સાહિત્ય અને સંશોધનની સર્વશક્તિઓએ સહિયારો પુરુષાર્થ કરવો ઘટે.

સુરેશભાઈના બહુમુખી, બહુપરિમાણી કાર્યને 'વિદ્રોહના ચહેરા' એવા એક જ નામે ઓળખાવવાનું કદાચ યોગ્ય નથી. જયન્તભાઈએ એ ઉચિત રીતે નોંધ્યું જ છે !

પણ સાહિત્ય જગતમાં સુરેશ જોષીને ભાગે પ્રસ્થાપિત મૂલ્યોની સામે ઊહાપોહ કરવાનું આવ્યું. અલ્પ પરિચયમાં પણ હું જોઈ શકેલો કે એ પ્રશિષ્ટને પચાવીને બેઠા હતા. એ પછીના એમના કાર્યને 'rich in adventure' એમ કહેવું જ બરાબર રહેશે. જો કે આસપાસ વિદ્રોહનો વંટોળ રચાયો એમાં એમના સાહિત્યિક વ્યક્તિત્વનું પણ કંઈક થયું છે તેવું branding થતું ચાલ્યું. એ વિષે પણ પુનર્વિચાર થવો જોઈએ. આજે જ્યારે આપણી પાસે એમનું સમગ્ર ઉપલબ્ધ રહ્યું નથી ત્યારે જે કંઈ પણ છે એને જાળવવાનો એતદ્‌નો આ પ્રશસ્ય પ્રયાસ સૌ સાહિત્ય પ્રેમીઓ આવકારશે.

(વિદ્રોહના ચહેરા : શ્રી સુરેશ હ. જોષીની કેટલીક અગ્રન્થસ્થ કૃતિઓ એતદ્‌ ૧૭૨-૧૭૩, સમ્પાદક શ્રી રસિક શાહ, શ્રી જયન્ત પારેખ, ૮, વિક્રમજ્યોતિ, ટેલિકોમ ફેક્ટરી સામે, વી. એન. પૂરવ માર્ગ, દેવનાર, મુંબઈ - ૪૦૦૦૮૮. વિતરક : પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૩૮૦૦૦૧. વાર્ષિક સભ્યપદ : રૂ. ૧૦૦) ■

# સુગરી - પરફેક્ટ બિલ્ડર : The Baya Weaver Bird

હેમેન્દ્ર એ. શાહ

'સુગરી' બોલતાં જ આપણ બીજો શબ્દ પ્રગટે - સુગરીનો માળ તેના અદ્‌ભુત રી માળા માટે જગ-ર એને 'પરફેક્ટ બિરૂદ અમસ્તું જ અને 'ર આજા તું હૈ પ્યાર' પ્રેમ ગીતો હિન્દી માત્ર શમ્મીકપૂર '' પોતાની પ્રેમિકાને



અવાજ કરીને નર સુગરી માદાને આકર્ષવા પ્રયત્ન કરે છે. પણ પક્ષી નિરીક્ષણની ટેવના અભાવમાં આ સુગરી નર પક્ષીનું પ્રેમગીત આપણને સંભળાતું નથી.

સુગરી પક્ષી દૂરથી સામાન્ય ચકલી જેવું લાગે છે. પણ નજીકથી જોઈએ તો ગોલ્ડન યલો કલરવાળું માથું તથા પીળા અને કથ્થઈ રંગના પીઠવાળા ભાગમાં આવેલી રેખાઓથી તે તરત જ ચકલીથી જુદું પડી આવતું દેખાશે. એના કાનની આસપાસનો ભાગ પણ ઘેરા કથ્થઈ રંગનો છે. એની ચાંચ જાડી અને ચકલીની ચાંચ કરતાં વધુ મજબૂત હોય છે.

ઈશ્વરની સૃષ્ટિમાં જાતજાતનાં પશુ પક્ષી છે. (માણસ પણ એક સસ્તન પ્રાણી - મમાલિયા - કેટેગરીમાં આવે છે). આ પશુ પક્ષીની કલા અને વિશિષ્ટતાઓ ક્યારેક આપણી કલ્પના અને સમજ બહારની હોય છે. સુગરી પોતાનાં બચ્ચાં અને માદા માટે એવું ઘર બનાવે છે કે જેમાં સુંદરતા અને સલામતી ઉપરાંત વાતાનુકૂલ વાતાવરણ પણ હોય છે. ઈંડાં માટેના નાના ખાનાના ઉપરના ભાગમાં તે માટીનો મોટો લોંદો લગાવે છે કે જેથી સાપ કે અન્ય દુશ્મન ઈંડાંને કે બચ્ચાંને મારવા માટે માળામાં ઘૂસી ન શકે. વળી એથી ખાનામાં ઠંડક પણ જળવાઈ રહે છે.

ઉપર જોયું તેમ સુગરી નર પક્ષી માદાને લલચાવવા માટે માત્ર પ્રેમ સ્વરો જ આલાપે છે એવું નથી. તે એક સેમ્પલ હાઉસ પણ તૈયાર કરે છે જેથી માદા એ સુંદર ઘર જોઈ એમાં રહેવા આકર્ષિત થાય.

કોઈ કારણસર માદા સુગરીને નર સુગરીએ બનાવેલો માળો પસંદ ન પડે તો તેને રિજેક્ટ કરી નાંખે છે અને બીજો સારો માળો બનાવવાનો હુકમ કરે છે. નર સુગરી ઝડપથી બીજો માળો બનાવવો શરૂ કરે છે. આવી રીતે ઘણીવાર એક સુગરી બે થી ત્રણ માળા પણ બનાવે છે.

સામાન્ય માણસ સુગરીને ઘણીવાર સુગ્રીવ કહે છે તે ખોટું છે. સુગરી એટલે તમાં જેનો ઉલ્લેખ છે તે પાત્ર

સુગરી બહુ પત્નીત્વ રાખતું પક્ષી છે અને તે સમૂહમાં રહેવું પસંદ કરે છે. તે નાના ગીચ ઝાડીવાળા જંગલ જેવા પ્રદેશમાં રહેવું પસંદ કરે છે. ઘણીવાર એક સાથે ઘણા માળા જોવા મળે તો નવાઈ પામવું નહીં. સુગરીની કોલોનીઓ ગીચ ઝાડીવાળા પ્રદેશોમાં જોવા મળે છે.

સુગરીની પ્રજનન ઋતુ ચોમાસામાં હોય છે. ઉનાળો પૂરો થાય અને ચોમાસુ શરૂ થાય ત્યારે તેના માથાનો અને છાતીનો ભાગ પીળો થવા માંડે છે. માથું સુવર્ણરંગી પીળું થવા માંડે છે. ઝુકતી ડાળીઓ ઉપર અને કાંટાવાળા ઝાડ ઉપર માળો બાંધવાનું તે વધુ પસંદ કરે છે.

સુગરી અનાજના દાણા ખાઈને નુકસાન કરે છે. તે કરતાં જીવ-જંતુ, ખેતરોમાં થતી જીવાત, ઈયળ વગેરે ખાઈને ખેડૂતને ફાયદો વધારે કરી આપે છે.

થોડે દૂરથી જુઓ અને બહુ હલનચલન ન કરો તો સુગરી તેની પ્રવૃત્તિ માનવીની હાજરીમાં ગભરાયા વગર ચાલુ રાખે છે અને તમને નિરીક્ષણ કરવા દે છે. સુગરીની જાડી ચાંચ જીવ-જંતુ, ઈયળ મોટાં જીવડાં મારીને બચ્ચાંને ખવડાવવામાં મદદરૂપ થાય છે. તે માળા માટે ડાંગરનું ખેતર, પાણીનું નાનું તળાવ, કુવા કાંઠાની થોડી અંદરની જગ્યા વધુ પસંદ કરે છે.

બાયા વિવર બર્ડ સિવાય પણ બીજી બે જાતની સુગરી છે. રેખાવાળી સુગરી (સ્ટ્રેઈટેડ વીવર બર્ડ) અને પાન સુગરી (બ્લેક થ્રોટેડ વીવર બર્ડ) ■

# ખૂંચમણી

•

લાભશંકર ઠાકર

સાવ ફાટી ગયેલી, નકામી થઈ ગયેલી, ભંગારમાં પડેલી છત્રીનો સળિયો લેવાનો. આશરે એક ફૂટ લાંબો. પછી ઓટલાના ખરબચડા પથ્થર પર એ સળિયાનો એક છેડો ઘસ્યા કરવાનો, ઘસ્યા જ કરવાનો. થાકવાનું નહીં. પથ્થર પર થોડું થોડું પાણી મૂકતા જવાનું અને સળિયા ઘસતા રહેવાનું. ઘસાતાં ઘસાતાં સળિયાનો છેડો અણીદાર બનતો જાય. અણી બરાબર નીકળવી જોઈએ. ભીની જમીન પર સળિયાનો સીધો ઘા કરવાનો, ખૂંચી જવી જોઈએ. પછી લાકડાના કમાડ પર, અંગૂઠા તર્જનીથી બરાબર પકડીને, તાકીને ફેંકવાની, ખૂંચી જવી જોઈએ ખબ્ કરતીને, જમીનમાં - લાકડામાં ખચ્ કે ખબ્ ખૂંચી જાય એટલે સળિયો તૈયાર. ખૂંચી જાય માટે નામ એનું 'ખૂંચમણી'. પણ ઊભા રહો, હજુ તૈયારી બાકી છે. ખૂંચમણીને તો તાકીને, બળપૂર્વક, દૂર દૂર ફેંકવી પડે. હવામાં એ ઊડતી ઊડતી જાય ત્યારે બરાબર સમતુલા રહે તે માટે બીજા છેડે પીંછાં બાંધવાનાં બાકી છે. ક્યાંક ને ક્યાંક વેરાયેલાં પોપટ વગેરેનાં પીંછાં ભેગાં કરીને ખૂંચમણીના બીજા છેડે બધાં પીંછાં ભેગાં ચારે બાજુ ગોઠવીને દોરાથી ચુસ્ત બાંધી દેવાનાં. હવે ખૂંચમણી તૈયાર, પરફેક્ટ. દરેક રમનારની પાસે પોતપોતાની ખૂંચમણી હોય.

ચોમાસાના દિવસોની આ ખાસ રમત. જમીન પાણીથી તૃપ્ત થયેલી, બરાબર ભીંજાયેલી અને પોચી પડેલી હોવી જોઈએ. ભીની જમીન પર એક, સમજોને વેંત - સવા વેંત - દોઢ વેંતના વ્યાસનું વર્તુળ દોરવામાં આવે. પછી ઊભા ઊભા, ભાગ લેનારા, વારાફરતી વર્તુળમાં તાકીને ખૂંચમણી ફેંકે. જેમની જેમની ખૂંચમણી વર્તુળમાં ખૂંચી જાય તે રમતના પ્રારંભિક દોરમાંથી સફળતાથી નીકળી ગયા કહેવાય. વર્તુળમાં જ ખૂંચમણી ખૂંચી જવી જોઈએ. વર્તુળની બહાર પડે અને ખૂંચી જાય તો પણ ન ચાલે. વર્તુળમાં ખૂંચમણી ખૂંચી ન ખૂંચી અને ડગમગ થઈને પડી જાય તો પણ ન ચાલે. એ સીધી કે વાંકી પણ ખૂંચીને સ્થિર ઊભી રહેવી જોઈએ. બધાની ખૂંચી જાય તો ફરી પ્રારંભનો દોર રિપીટ કરવાનો.

સમજો કે બે જણ નિષ્ફળ ગયા. તો એ બે જણ ફરી પ્રથમ દોર રિપીટ કરે. એમાં જે નિષ્ફળ જાય એક જણ, જ્યારે પણ, પુનરાવર્તનો પછી, તે હાર્યો કહેવાય. બીજા બધા જીત્યા અને એક જણ હાર્યો. સમજો કે પાંચ રમનારા છે. તો એમાંથી ચાર જીતે અને એક જણ હારે. હવે આ હારેલાએ 'દાવ' આપવાનો.

વર્તુળ પાસેથી હવે બીજો તબક્કો શરૂ થાય. જીતનારામાંથી કોઈ એક આરંભ કરે. એ ધારીને, તાકીને, યોગ્ય જગ્યા પસંદ કરીને ખૂંચમણીનો ઘા કરે. હવામાં ઊડતી, પિચ્છધર ખૂંચમણી ક્યાંક જમીનમાં ખૂંચી જાય. બધા દોડીને જાય. ખૂંચમણી ફેંકનાર ફરી ત્યાં આગળથી ખૂંચમણીનો ઘા કરે. એમ આગળ વધતા જવાનું. ક્યાંક વીર, કુશળ ખૂંચમણીબાજ ખૂંચમણીને કોઈ અવાવરુ મકાનના લાકડાના બારણા પર પણ તાકે કે કોઈની ગાર-માટીની દીવાલ પર પણ તાકે. ખૂંચમણી ખબ્ કરતી કે બખ્ કરતી ખૂંચી જાય. આમ આગળ વધતા જવાનું. પણ જો ખૂંચમણી ન ખૂંચી તો તે રમનારનું કાર્ય ત્યાં પૂરું થાય. ન પણ ખૂંચે. ક્યાંક ધૂળમાં ખૂંચમણી ઢબી જાય, ઢળી જાય. ક્યાંક જમીનમાં પડેલા પથ્થર સાથે ધાર અથડાય, ખખડે, ખૂંચમણી ઊછળે અને ટકરાઈને પડી જાય. સફળ પ્લેયર્સ ક્રમશઃ દાવ લેતા જાય અને બધા આગળ વધતા જાય. શેરી, ગામના રસ્તા, ખખડધજ ગામનો દરવાજો વટાવતા બધા બહાર નીકળી જાય. પણ ક્યાંક બધાના દાવ પૂરા થાય.

હવે જે સ્થાન પર ચોથા પ્લેયરની ખૂંચમણી ખૂંચી શકી ન હોય તે સ્થાનથી રમતનો ત્રીજો તબક્કો શરૂ થાય. આ અંતિમ સ્થાનેથી શરૂ કરીને વર્તુળ સુધીના આદ્ય સ્થાન સુધી પાંચ રમનારમાંથી જે હારી ગયો હોય તેણે લંગડી કૂદતા કૂદતા જવાનું. અંતર લાં-બું પણ હોય. તેથી જીતનારા સામૂહિક નિર્ણય લઈને આ અંતર દરમિયાન હારનારને 'થાક' ખાવાની છૂટ આપે. સમજો કે ત્રણ કે ચાર વખત થાક ખાવાનો. લંગડી કૂદતાં કૂદતાં હારેલાએ વર્તુળ સુધી પહોંચવાનું અને એ

દરમિયાન નિયત કરેલી સંખ્યામાં એને 'થાક' ખાવાની છૂટ.

હારેલો લંગડી કૂદતો કૂદતો આગળ વધે. જીતનારા એની પાછળ પાછળ જતા હોય અને સમૂહમાં ગાતા હોય :

લંગડી વઉ
બે પૈ દઉં
ટકો કરાવે
તૈ'ણ પૈ દઉં

દાવ આપનારા વચ્ચે 'થાક' ખાવાનો સંકેત સૂચવીને થાક ખાઈ શકે. પણ 'થાક'ની સંખ્યા ઉદારતાથી આપવામાં ન આવી હોય. આ રમતમાં એક બીજી છૂટ કે બીજો નિયમ. કોઈ પણ ક્ષણે દાવ આપનાર લંગડી છોડીને બે પગે દોડી શકે. પણ એ બે પગે દોડે, નિયમનો ભંગ કરે તો જીતનારા જણ એને ધોલ-ધપાટ-ગડદા-ધુમ્મા મારી શકે. આમ મારવું તે પણ રમતના નિયમમાં જ આવે. રમતનો ભંગ ભલે નિયમનો ભંગ કહેવાય. પણ તે કરવાની છૂટ. સાથે માર ખાવાની તૈયારી રાખવાની. પણ જો બરાબર દોડી નાખે તો માર ખાવાનો ઓછો આવે. મારવાના હકદારોને પાછા પાડી દેવાય એવી ત્વરાથી દોડવાનું. પાછો એક બીજો નિયમ. નિયમ ભંગ કરીને, ત્વરાથી દોડીને જો પાછા અટકીને, એક પગ ઊંચકી લેવામાં આવે તો કોઈ મારી ન શકે. લંગડીની અવસ્થામાં મારવાનો રાઈટ નહિ. આમ કરતાં, લંગડી કૂદતાં, થાક ખાતાં, પગ ઊપાડી લઈને મારમાંથી બચી જતાં, લંગડી કૂદતાં હારેલાએ છેક વર્તુળ સુધી પહોંચી જઈને, વર્તુળમાં બે પગ મૂકી દેવાના. રમત પૂરી. લેનારે દાવ લીધો. આપનારે દાવ આપી દીધો.

ચોમાસામાં બાલ-કિશોર વયમાં આ 'ખૂંચમણી'ની રમત બહુ રમ્યો છું. અંગૂઠા-તર્જની-પગ-કાન બધાંમાં સ્મૃતિ-અધ્યાસો મંદ, હા મંદ જ તો, ઝંકાર કરે છે આ ક્ષણે. વીસેક વર્ષ પહેલાં 'વર્તુલ' નામની એક વાર્તા લખીને સુરેશ જોષીને મોકલેલી. 'ક્ષિતિજ'માં એ છપાયેલી. ખૂંચમણીની રમત સાથે સંકળાયેલી વાર્તા હતી. નાયક હતો બાળકિશોર, એક આંગળિયાત. હું ભૂલતો ન હોઉં તો મને બે મિત્રોએ ખાસ અભિનંદન આપેલાં. નલિન રાવળે અને ગુલામ મોહમ્મદ શેખે. થોડા મહિના પહેલાં, નાગાલેન્ડથી ફોન પર વાત કરતાં કરતાં કિશોર જાદવે પણ એ વાર્તા 'વર્તુલ' યાદ કરી હતી. વાર્તા આજે હાથવગી નથી. શોધવા બેસું તો મળે નહિ, સહેલાઈથી. ખૂંચમણીની વાત કરતાં મારી વાર્તાની વાત નીકળી છે તો વાર્તામાં જે ધ્વનિ, જે વ્યંજના એ વખતે મનમાં વાર્તાનો અંત લાવતાં અનપેક્ષિત ઊપસી આવેલાં તેની વાત કરું ? મારે માટે તો એ રસપ્રદ છે જ. સંભવ છે, વાચક મિત્રો, તમને પણ રસ પડે

બાળકિશોર નાયક, માતા બીજી વાર પરણે છે. ત્યારે આંગળિયાત તરીકે આવ્યો છે. આ નવા ઘરમાં એ ગોઠવાતો નથી. શેરીમાં ખૂંચમણીની રમતમાં સામેલ થાય છે. હારે છે, દાવ આપે છે. થાકી જાય છે, ખૂબ. ઘર આવતાં દોડીને ઘરમાં ઘૂસી જાય છે. વર્તુલ સુધી પહોંચવાને બદલે, અંચઈ કરી, ઘરમાં ઘૂસી જાય છે. દાદર ચડી મેડા પર જતો રહે છે. મા રસોડામાં, હાથ પરના સોનાના અલંકારોના રણકાર સાથે, ટપ ટપ રોટલા ટીપી રહી છે. ઉપર મેડા ઉપર ધબ્ ધબ્ ધબ્ એવો અવાજ આવી રહ્યો છે. રોટલા ટિપાય છે. મોટા ધબકારા સાથે અવાજ થતાં મા મેડા પર જાય છે. પુત્ર પરસેવે રેબઝેબ બેભાન પડ્યો છે. એ અવસ્થામાં, ખૂંચમણી રમનાર શેરીના કોઈ સાથીને (નામ યાદ નથી આવતું) સંબોધીને આ બાલનાયક બબડે છે : 'અમને રમાડોને યાર.' કંઈક ક્ષીણ થયેલી સ્મૃતિ સાથે લખી રહ્યો છું.

અંચઈ કરનાર નાયક મેડા પર દાવ પૂરો કરે છે. એ લંગડી કૂદ્યા કરે છે. થાકીને પરસેવે રેબઝેબ પડી જાય છે, બેભાન. અંચઈ થતાં થઈ ગઈ છે પણ એને રમવું છે. સમાજથી છિન્ન નથી થવું. એ ફિઝિકલી અને સાઈકોલોજિકલી એકાંતમાં એકલો એકલો પણ દાવ આપે છે, પૂરો કરે છે. હજી ઊગતી કિશોરાવસ્થામાં, એકલા પડી ગયેલા કિશોરને, શેરીના કિશોરોના સામાજિક વર્તુલમાંથી ફેંકાઈ જવું નથી. વાર્તામાં આવું કશું ડહાપણ ડહોળ્યું નથી. એમાં તો માત્ર ઘટનાનાં વર્ણનો કે સંકેતો છે. મને આ લખતાં લખતાં તો ખાસ લાગે છે કે અંચઈ કરી બેઠેલા કિશોરો-કિશોરીઓ-બાલકો-બાલિકાઓ મનુષ્યમાત્રમાં છે. સમાજમાન્ય દાવ રીતસર આપવામાં ક્યાંક અંચઈ થઈ ગઈ છે તેથી તેઓ કોઈ ને કોઈ રીતે, અ-ભાન રીતે, સીધી રીતે નહિ પણ પ્રતીકાત્મક રીતે, સાઈકોલોજિકલી જાણે દાવ આપતાં જીવી રહ્યાં છે. એકલા પડી જવાનો, સમાજથી ફેંકાઈ જવાનો, ભય ઊગતી નિર્દોષ કિશોરવયમાં કેવાં roots નાખે છે ! મનુષ્ય સામાજિક પ્રાણી છે અને શું આ જ એની નિયતિ છે ? ભયમૂલક મનોમય અપરાધગ્રંથિ સાથે જીવતા મનુષ્યો, પ્રતીકાત્મક રીતે, ખંડ ખંડ ખંડિત દશામાં જીવતા મનુષ્યોની મનોભૂમિમાં કોઈ ને કોઈ ખૂંચમણીના ખચ્ ખચ્ - ખબ્ ખબ્ - બખ્ બખ્ અંકિત અવાજો પડ્યા હશે ઊંડે ઊંડે ? હા, આમ તો એક રમત, ખૂંચમણીની, પણ અરે એય સમાજનો જ એક ભાગ ? નિર્દોષ વયે પણ રમતો રમાય છે તે સમાજરાક્ષસની ખૂલેલી મોંફાડમાં ?

■

('ઉદ્દેશ' વર્ષ : ૧, અંક : ૪, ઑક્ટોબર ૧૯૯૦માંથી)

મુકુન્દ પી. શાહ

**ગુજરાતી સાહિત્ય પરિષદનું ૪૪મું અધિવેશન**

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૪૪મું અધિવેશન ગાંધીનગરમાં તા. ૨૦, ૨૧ અને ૨૨ ડિસેમ્બર ૨૦૦૭ દરમિયાન યોજાઈ રહ્યું છે. શ્રી સુન્દરમ્‌ની જન્મ શતાબ્દીના વર્ષમાં કલ્ચરલ ફોરમના યજમાનપદે આયોજિત આ અધિવેશન માટે સેક્ટર ૧૧માં આવેલા ટાઉનહૉલ સંકુલને કવિ સુન્દરમ્‌નગર નામ આપવામાં આવ્યું છે. ૨૧મી ડિસેમ્બરે શ્રી મોરારિબાપુ અધિવેશનનું ઉદ્‌ઘાટન કરશે. ૨૦મીએ ભવ્ય ગ્રંથયાત્રા, નરસિંહ મહેતાના જીવન કવન પર આધારિત ગીત સંગીતનો દૃશ્ય શ્રવ્ય કાર્યક્રમ તથા શ્રી સુન્દરમ્‌ના જીવન કવન પર આધારિત સાંસ્કૃતિક કાર્યક્રમ તેમજ પુસ્તકમેળા જેવા અનેક સાહિત્યલક્ષી કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું છે. ગાંધી સાહિત્યના પ્રખર અભ્યાસી, સર્જક અને પરિષદના વરાયેલા પ્રમુખ શ્રી નારાયણભાઈ દેસાઈ આ અધિવેશનના પ્રમુખ રહેશે.

**પ્રીતિ સેનગુપ્તાને કુમાર ચંદ્રક એનાયત થયો**

૨૦૦૬ના વર્ષનો કુમાર ચંદ્રક સુપ્રસિધ્ધ સાહિત્યકાર શ્રીમતી પ્રીતિ સેનગુપ્તાને તા. ૨૦મી ઑક્ટોબરે ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટના હીરાલાલ ભગવતી સભાગૃહમાં યોજાયેલા સમારંભમાં સુપ્રસિધ્ધ નવલકથા લેખિકા અને ગુજરાતી સાહિત્ય પરિષદનાં પૂર્વ પ્રમુખ શ્રીમતી ધીરુબહેન પટેલના હસ્તે એનાયત થયો. આ પ્રસંગે 'કુમાર'ના તંત્રી શ્રી ધીરુભાઈ પરીખ, પરિષદ પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈ અને શ્રી ભોળાભાઈ પટેલે પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં.

**દુર્લભ પુસ્તકોનો ડિજિટલ અવતાર**

ડૉ. રોબર્ટ ડ્રમન્ડ કૃત 'ઈલેસ્ટ્રેશન્સ ઓફ ધ ગ્રામેટિકલ પાર્ટસ ઓફ ધ ગુજરાતી, મહરટ્ટ એન્ડ ઈંગ્લિશ લૅંગ્વેજિસ' નામનું પુસ્તક મુંબઈના કુરિયર પ્રેસમાં છપાઈને ૧૮૦૮માં પ્રગટ થયું એ સાથે ગુજરાતીમાં મુદ્રિત પુસ્તકોનો યુગ શરૂ થયો. આ ઘટનાને આવતે વર્ષે ૨૦૦ વર્ષ પૂરાં થશે. મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાએ આ નિમિત્તે ૧૭મી સદીમાં પ્રગટ થયેલાં દુર્લભ પુસ્તકોને ડિજિટલ રૂપે સીડી પર મૂકવાનો પ્રકલ્પ હાથ ધર્યો છે. ૧૮૬૫માં શરૂ થયેલ ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકાલયમાં સંગ્રહાયેલાં દુર્લભ ગુજરાતી પુસ્તકોમાંથી ૧૮૬૭ સુધીમાં પ્રગટ થયેલ ૪૦ જેટલાં પુસ્તકોને પહેલા તબક્કામાં ડિજિટલ રૂપે મૂકવામાં આવશે. પહેલાં પાંચ પુસ્તકોની સીડી તૈયાર થઈ ચૂકી છે. આ પાંચ પુસ્તકો છે -

(૧) સંસ્થાના પુસ્તકાલયમાંનું સૌથી જૂનું પુસ્તક, ૧૮૧૮માં છપાયેલું ઉનાની હકીમ લોકોનો ઉહવાલ

(૨) ૧૮૬૪માં પ્રગટ થયેલ અજ્ઞાત પારસી લેખકનું અમેરિકાની મુસાફરી

(૩) કવિ હીરાચંદ કાનજી સંપાદિત અને ૧૮૬૪માં પ્રગટ થયેલ બ્રહ્મજ્ઞાની અખા ભક્તની વાણી

(૪) ૧૮૬૭માં પ્રગટ થયેલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે કરેલો કાલિદાસના અભિજ્ઞાન શાકુંતલ નાટકનો અનુવાદ

(૫) ૧૮૬૯માં પ્રગટ થયેલું મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનું ફાર્બસ જીવનચરિત્ર

આ પુસ્તકોને સીડી પર એવી રીતે મૂકવામાં આવ્યાં છે કે જાણે છાપેલું પુસ્તક વાંચતા હોઈએ એમ જ લાગે. છાપેલું પુસ્તક વાંચતી વખતે આપણી નજર સામે બે પાનાં રહેતાં હોય છે, તેમ અહીં પણ રહે છે. છાપેલાં પુસ્તકોની જેમ જ નજર સામે પાનાં ફરતાં દેખાય છે. પાનાં એક પછી એક ફેરવવાની તથા સીધું અમુક ચોક્કસ પાનું ખોલવાની સગવડ પણ છે. પુસ્તકનાં પાનાં આપોઆપ ફરતાં રહે એવી જોગવાઈ પણ છે. મૂળ પુસ્તકોને સ્કેન કરીને અહીં યથાતથ રૂપે મૂકવામાં આવ્યાં છે. એટલે તેમાં કશા ઉમેરા-ઘટાડા થયા નથી. અને અસલ પુસ્તક જેમનું તેમ સીડી પર સચવાયું છે. આ પ્રકલ્પનું સંયોજન જાણીતા સમીક્ષક, સંપાદક, અનુવાદક અને ફાર્બસ ગુજરાતી સભાના એક ટ્રસ્ટી દીપક મહેતાએ કર્યું છે. પ્રત્યેક સીડીની કિંમત માત્ર ૧૦૦ રૂપિયા છે.

પ્રાપ્તિસ્થાન : ફાર્બસ ગુજરાતી સભા, કીર્તનકેન્દ્ર મકાનમાં, ત્રીજે માળે, ઉત્પલ સંઘવી સ્કૂલની સામે, સંત જ્ઞાનેશ્વર માર્ગ, મુંબઈ - ૪૦૦૦૪૯. ફોન : ૨૬૨૫૦૯૧૦. E-mail : forbes_gs@yahoo.co.in

**આદિવાસી ભાષા-સાહિત્ય પરિસંવાદ**

૧૪-૧૫મી ઑક્ટોબરે આદિવાસી અકાદમી અને ભાષા કેન્દ્ર, વડોદરાના ઉપક્રમે, સાપુતારા મુકામે, ભગવાનદાસ પટેલના અધ્યક્ષસ્થાને આદિવાસી ભાષા-સાહિત્ય પરિસંવાદનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પરિસંવાદમાં શ્રી કાનજી પટેલ, ડૉ. જયાનંદ જોશી, શ્રી વિક્રમ ચૌધરી, શ્રી શાન્તિલાલ મેરાઈ, શ્રી ડાહ્યાભાઈ વાઢુ વગેરે વિદ્વાનો સહભાગી થયા હતા. આભારદર્શન શ્રી ધીરુભાઈ પટેલે કર્યું હતું.

**વ્રજલાલ દવે વ્યાખ્યાનમાળા**

તા. ૫મી ઑક્ટોબરે ગુજરાતી સાહિત્ય પરિષદ અને શ્રીમતી જે. પી. શ્રોફ આર્ટ્સ કોલેજ, વલસાડના સંયુક્ત ઉપક્રમે સદ્‌ગત વ્રજલાલ દવે વ્યાખ્યાનમાળાનું 'કાન્તનાં કાવ્યો' વિષયક સાહિત્યિક વ્યાખ્યાન શ્રીમતી સુધાબહેન પંડ્યાએ, ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે યોજાયેલ સમારંભમાં શ્રીમતી જે. પી. શ્રોફ આર્ટ્સ કોલેજ વલસાડ ખાતે આપ્યું હતું.

**નવલકથા 'સંગાથ'નું લોકાર્પણ**

તા. ૨૮મી ઑક્ટોબરે શ્રી વિવેકાનંદ રિસર્ચ એન્ડ ટ્રેનિંગ ઈન્સ્ટીટ્યૂટ, માંડવી (કચ્છ)ના ઉપક્રમે શ્રી રાઘવજી માધડની નવલકથા 'સંગાથ'નું લોકાર્પણ માંડવી મુકામે કરાયું હતું. કચ્છી

સાહિત્ય અકાદમીના અધ્યક્ષ શ્રી કીર્તિભાઈ ખત્રીના અધ્યક્ષપદે પુસ્તકનો પરિચય શ્રી હરેશ ધોળકિયાએ તેમજ સર્જકનો પરિચય શ્રી માવજી મહેશ્વરીએ આપ્યો હતો. 'વિવેકગ્રામ'ના તંત્રી શ્રી ગોરધનભાઈ 'કવિ'એ સ્વાગત પ્રવચન, તેમજ આભાર દર્શન શ્રી ભારતીબહેન ગોરે કર્યું હતું

●

**ધૂમકેતુ નવલિકા પુરસ્કારો**

ધૂમકેતુ પરિવાર અને ગૂર્જર પ્રકાશનના સહયોગથી ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલ મૌલિક નવલિકાસંગ્રહને દર વર્ષે ધૂમકેતુ પુરસ્કાર આપવામાં આવે છે. તે મુજબ ઈ.સ. ૨૦૦૧થી ૨૦૦૩ - ત્રણ વર્ષના ગાળા દરમિયાન પ્રગટ થયેલ નવલિકાસંગ્રહોમાંથી ૧૧મા ધૂમકેતુ પુરસ્કાર માટે શ્રી દીનેશ અંતાણીના નવલિકાસંગ્રહ 'અહીં કોઈ રહેતું નથી,' ઈ.સ. ૨૦૦૨થી ૨૦૦૪ના સમયગાળાના ૧૨મા પુરસ્કાર માટે શ્રી ધીરેન્દ્ર મહેતાના નવલિકાસંગ્રહ 'હું એને જોઉં એ પહેલાં,' ઈ.સ. ૨૦૦૩થી ૨૦૦૫ના સમયગાળાના ૧૩મા પુરસ્કાર માટે શ્રી શિરીષ પંચાલના નવલિકાસંગ્રહ 'આયનો,' ઈ.સ. ૨૦૦૪થી ૨૦૦૬ના સમયગાળાના ૧૪મા પુરસ્કાર માટે શ્રી ઈવા ડેવના નવલિકાસંગ્રહ 'છેલ્લું ફરમાન'ની નિર્ણાયક સમિતિએ પસંદગી કરી છે. નિર્ણાયક સમિતિના સભ્યો છે : શ્રી રઘુવીર ચૌધરી, શ્રી ભોળાભાઈ પટેલ, શ્રી ચંદ્રકાન્ત શેઠ અને શ્રી ચિમનલાલ ત્રિવેદી.

●

**ધૂમકેતુ નવલિકા પુરસ્કાર માટે વાર્તા સંગ્રહોનાં નામ મોકલવા અંગે**

[illegible]

૧૫મો (પંદરમો) પુરસ્કાર ૨૦૦૮માં અર્પણ કરવામાં આવશે. એમાં પાછલાં ત્રણ વર્ષમાં તા. ૧-૧-૨૦૦૫થી તા. ૩૧-૧૨-૨૦૦૭ સુધીમાં પ્રકાશિત થયેલા મૌલિક નવલિકાસંગ્રહને (પ્રથમ આવૃત્તિ) લક્ષમાં લેવામાં આવશે. આ માટે લેખકો, પ્રકાશકો ને સાહિત્યરસિકો પાસેથી લેખક, પ્રકાશક અને પ્રકાશનવર્ષ સાથે નવલિકાસંગ્રહનાં નામોનાં સૂચન મંગાવવામાં આવે છે. તા. ૩૧-૧૨-૨૦૦૭ સુધીમાં વિગતો મળી જાય તે રીતે નીચેના સરનામે મોકલવા વિનંતી કરવામાં આવી છે : સંયોજક, 'ધૂમકેતુ નવલિકા પુરસ્કાર', ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળ નાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ - ૩૮૦૦૦૧.

●

**'બ્રિટનમાં ગુજરાતીઓ' પુસ્તકનું લોકાર્પણ**

તા. ૨૮મી ઓક્ટોબરે ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, ગુજરાત સાહિત્ય અકાદમી અને નિર્માણ ટ્રસ્ટ (અમેરિકા)ના સંયુક્ત ઉપક્રમે વિશ્વકોશ ભવન ખાતે ગુજરાત સાહિત્ય અકાદમીએ પ્રસિદ્ધ કરેલા રાજ્યશાસ્ત્રના પૂર્વ અધ્યાપક તથા 'અમેરિકામાં વસતા ગુજરાતીઓ'ના લેખક શ્રી પ્રવીણ શેઠ અને ઈંગ્લેન્ડમાં છેલ્લાં ૨૨ વર્ષથી ગુજરાતી ભાષાના અધ્યયન ક્ષેત્રે જોડાયેલા ડૉ. જગદીશ દવે કૃત 'બ્રિટનમાં ગુજરાતીઓ' ગ્રંથનું લોકાર્પણ એમ. એસ. યુનિ.ના પૂર્વ કુલપતિ બ્રિટનની પાર્લામેન્ટે જેમને 'લોર્ડ'નો ખિતાબ આપ્યો છે તે લોર્ડ ભિખુ પારેખની અધ્યક્ષતામાં યોજાયેલ કાર્યશિબિરમાં ડૉ. ભોળાભાઈ પટેલે કર્યું હતું.

આ પ્રસંગે ડાયસ્પોરા અંગે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈ, પ્રવાસી લેખક પ્રીતિ સેનગુપ્તા અને સંશોધક અને લેખક શ્રી બળવંત જાનીએ પ્રાસંગિક પ્રવચન કરી આ પુસ્તકને આવકાર્યું હતું પુસ્તકના બન્ને લેખકોએ પુસ્તક લેખનની સંશોધકીય પધ્ધતિ વિશે ખ્યાલ આપ્યો હતો.

●

**વલસાડમાં નવોદિત સર્જકો સાથે સંવાદ**

તા. ૫મી ઓક્ટોબરે ગુજરાતી સાહિત્ય પરિષદ તથા સાહિત્ય મિલનને ઉપક્રમે વલસાડના સનાતન હોલ ખાતે નવોદિત સર્જકો સાથે સંવાદ કેન્દ્ર શરૂ કરાયું આ પ્રસંગે અધ્યક્ષ સ્થાનેથી કવિશ્રી ઉશનસે પ્રેરક ઉદ્દબોધન કર્યું હતું પરિષદ પ્રમુખ ડૉ. કુમારપાળ દેસાઈ તથા શ્રીમતી સુધાબહેન પંડ્યાએ નવોદિત સર્જકોને માર્ગદર્શનરૂપ વક્તવ્ય આપ્યું હતું શ્રી રાજેન્દ્ર પટેલે સંચાલન કર્યું હતું.

●

**તે હિ નો દિવસાઃ**

શ્રી હરિવલ્લભ ભાયાણીની સાતમી પુણ્યતિથિ નિમિત્તે શ્રી મહુવા યુવક સમાજ અને ઈમેજ પબ્લિકેશન્સના સંયુક્ત ઉપક્રમે મહુવા સાથે મૂળથી સંકળાયેલી પેઢીને સ્મરણાંજલિ આપવાનો કાર્યક્રમ તે હિ નો દિવસાઃ રવિવાર તા. ૧૮ નવેમ્બર ૨૦૦૭ના રોજ કનકશ્રી હૉલ, કાંદિવલી (પૂર્વ) મુંબઈમાં યોજાઈ ગયો. આચાર્યશ્રી પ્રદ્યુમ્નસૂરિ મહારાજ અને શ્રી સુરેશ દલાલે આ પ્રસંગે વક્તવ્યો આપ્યાં હતાં.

●

**સાહિત્ય - સંગોષ્ઠિ**

સામાન્ય શબ્દાર્થ - શાસ્ત્ર અને પ્રત્યાયન તાલીમના નિષ્ણાતો શ્રીમતી એન્ડ્રીયા જોન્સન અને સ્ટીવન ઈ સ્ટોકડેલ સાથે એક સંગોષ્ઠિનું આયોજન ગુજરાતી સાહિત્ય પરિષદ, 'દર્શક' ફાઉન્ડેશન અને અન્ય સાહિત્યિક - સાંસ્કૃતિક સંસ્થાઓના ટ્રસ્ટી અને પીડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝના અધ્યક્ષ શ્રી બળવંતભાઈ કે પારેખના સૌજન્યથી તા. ૩૧ ઓક્ટોબર ૨૦૦૭ના રોજ ગોવર્ધનસ્મૃતિ મંદિર, ગુ. સા. પરિષદ અમદાવાદમાં રાખવામાં આવ્યું હતું શ્રી ચન્દ્રકાન્ત ટોપીવાળાએ ભૂમિકારૂપ વક્તવ્ય આપ્યું હતું.

●

**સારસ્વત ગૌરવ પુરસ્કાર**

તા. ૨૭મી ઓક્ટોબરે ગુજરાત વિશ્વકોશના હીરાલાલ ભગવતી સભાગૃહ ખાતે વિદ્યાવિકાસ ટ્રસ્ટ દ્વારા સારસ્વત ગૌરવ પુરસ્કારો અર્પણ કરવા યોજાયેલ સમારંભમાં ડૉ. ધીરુભાઈ ઠાકરે અધ્યક્ષસ્થાનેથી ઈ.સ. ૨૦૦૫-૨૦૦૬ અને ૨૦૦૭ના સારસ્વત ગૌરવ પુરસ્કારો અનુક્રમે વરિષ્ઠ કવિ ડૉ. ચંદ્રકાન્ત શેઠ, શ્રી સૌભાગ્યચંદ કે. શાહ (પૂર્વ આચાર્ય સી. એન. વિદ્યાવિહાર) અને આજોલ તીર્થના નિયામક શ્રીમતી યોગિનીબહેન મજમુદારને અર્પણ કર્યા હતા.

●

## સાયલામાં યોજાયેલું સાહિત્ય-સત્ર

તા. ૩-૪ નવેમ્બરના રોજ ગુજરાતી સાહિત્ય પરિષદ અને શ્રી રાજ-સોભાગ સત્સંગ મંડળ સાયલાના સંયુક્ત ઉપક્રમે દ્વિદિવસીય એક સાહિત્યસત્ર ડૉ. કુમારપાળ દેસાઈના અધ્યક્ષપદે યોજાઈ ગયું. જેનું ઉદ્‌ઘાટન શ્રી નારાયણ દેસાઈએ કર્યું હતું. મંગલ પ્રવચન યજમાન સંસ્થા વતી શ્રી નલિનભાઈ કોઠારીએ કર્યું હતું. ઉદ્‌ઘાટન બેઠકનું સંચાલન શ્રી ચંદ્રકાન્ત વ્યાસે કર્યું હતું.

આ સત્રમાં 'મધ્યકાલીન કવિતા અને તત્ત્વદર્શન-૧ અને ૨', 'શ્રીમદ રાજચંદ્ર : સાધક અને સર્જક' તથા 'જયભિખ્ખુ શતાબ્દી વંદના' વિષયક પરિસંવાદ યોજાયા હતા. જેમાં વિવિધ વક્તાઓએ અભ્યાસપૂર્ણ વક્તવ્યો આપ્યાં હતાં. સમાપન શ્રી ભારતી ર. દવેએ અને આભારદર્શન શ્રી મીનળ શાહે કર્યું હતું.

આ પ્રસંગે શ્રી જયભિખ્ખુના વતન સાયલામાં એક વિસ્તારને 'જયભિખ્ખુ માર્ગ'નું નામાભિધાન શ્રી રઘુવીર ચૌધરીના હસ્તે કરવામાં આવ્યું હતું. ■

---

અહેવાલ

## ■ કચ્છી બોલી વિશે પરિસંવાદ

કદાચ સૌ પ્રથમવાર ઉચ્ચારણની દૃષ્ટિએ કચ્છી બોલીના ધ્વનિ ઘટક અને ધ્વનિ તંત્રની જાણકારી અને દ્વૈ-ભાષિક બાળકોને પ્રાથમિક શિક્ષણ માતૃભાષામાં આપવા માટે ભાષા-વૈજ્ઞાનિક પધ્ધતિનો ઉપયોગ કરવા બાબતેની વિચારણા કરવા માટે આયોજન કરવામાં આવ્યું હતું. એવા એક વિશિષ્ટ સેમિનારનું કચ્છી સાહિત્ય અકાદમી અને કચ્છ યુનિવર્સિટીના સંયુક્ત ઉપક્રમે તા. ૭-૧૦-૨૦૦૭, રવિવારના રોજ ભૂજ (કચ્છ)માં જિલ્લા પંચાયતના હોલમાં કચ્છી સાહિત્ય અકાદમીના પ્રમુખશ્રી કીર્તિભાઈ ખત્રી, યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર ડૉ. કાંતિભાઈ ગોર અને અન્ય આમંત્રિત મહેમાનોએ દીપ પ્રગટાવી વિધિવત્ ઉદ્‌ઘાટન કર્યું હતું.

આ સેમિનારના વિષયોના ૩ વિભાગને ૨ બેઠકોમાં ચર્ચવામાં આવ્યા હતા.

| બેઠક | વિષય | તજજ્ઞ/વ્યાખ્યાતા |
|---|---|---|
| ૧. | કચ્છી બોલનું ધ્વનિતંત્ર અને રૂપઘટક | ડૉ. સતીષભાઈ રહોડા ભાષા વૈજ્ઞાનિક (આદીપુર) |
| | કચ્છી બાળકોના શિક્ષણમાં (પ્રથમ ભાષા) ગુજરાતી ભાષાના શિક્ષણમાં સરળતા લાવવા માટે ભાષા વૈજ્ઞાનિક પધ્ધતિ દ્વારા અભિયાન | ડૉ. યોગેન્દ્રભાઈ વ્યાસ (ભાષા-વૈજ્ઞાનિક) (અમદાવાદ) |
| ૨. | કચ્છી બોલીનું શબ્દ ભંડોળ : | |
| | કચ્છી બોલીની સાંસ્કૃતિક ભૂમિકા | શ્રી રવિ પેથાણી (કવિ) સૂરત |
| | કચ્છી બોલીના પદ્યમાં શબ્દ વૈવિધ્ય | શ્રી પ્રભાશંકર ફડકે (વિવેચક) અંજાર |
| | કચ્છી બોલીનું શબ્દ ભંડોળ | ડૉ. કાંતિભાઈ ગોર સાહિત્યકાર/સંશોધક વિવેચક/નાટ્યકાર ભૂજ |

આ સેમિનારની પ્રથમ બેઠકનો આરંભ ડૉ. યોગેન્દ્રભાઈ વ્યાસના વક્તવ્યથી કરવામાં આવ્યો. જેમાં પ્રાદેશિક વિસ્તારનાં બાળકોનું શિક્ષણ દ્વૈ-ભાષિક પધ્ધતિ દ્વારા આપવા માટેની એમણે હિમાયત કરી. શાળામાં દરેક શિક્ષક પોતાની આગવી પધ્ધતિથી બાળકોને ભણાવતો હોય છે, આના બદલે શિક્ષણકાર્યમાં સર્વ સામાન્ય એક-વાક્યતા ધરાવતી વૈજ્ઞાનિક પધ્ધતિ નક્કી કરીને સમાજભાષા વિજ્ઞાન, મનોભાષા વિજ્ઞાન અને ન્યુરો લિંગ્વિસ્ટીક્સના ઉપયોગ દ્વારા પ્રાથમિક શિક્ષણ પૂરું પાડવા માટે તેમણે અનુરોધ કર્યો.

ન્યુરો લિંગ્વિસ્ટીક્સ એવું પ્રતિપાદન કરે છે કે 'માતૃભાષા એ વ્યક્તિત્વનો એક ભાગ છે.' બાળકના જન્મ પૂર્વેના ચાર-મહિના પહેલાં જ માતાના ઉદરમાં, માતા જે ભાષા બોલતી હોય છે તે ભાષા બાળક સમજવાની કોશિશ કરતું હોય છે, અને જન્મતાં જ આ સંસ્કરણોને કારણે માતાની ભાષા ત્યારથી જ અવગત કરતું હોય છે. અને આથી જ બાળક સમયાન્તરે એ જ ભાષાને અપનાવતું હોય છે. આની પુષ્ટિ 'અભિમન્યુ'ની પૌરાણિક ગાથા તથા મેડિકલ સાયન્સ પણ કરે છે. આથી એવું કહી શકાય કે બાળકનું પ્રાથમિક શિક્ષણ માતૃભાષામાં થવું જોઈએ. આથી પ્રાથમિક શિક્ષણથી જાણીતીથી અજાણી વાત Bi-Lingual model દ્વૈ-ભાષિક ભાષા શિક્ષણની મદદથી એટલે કે સહયાત્રી ભાષા સાથેની સફરથી પ્રથમ ભાષા / માતૃભાષા બીજીભાષા અને બીજીભાષા શીખવી સરળ બને છે.

બીજી એક બાબત પરત્વે ધ્યાન દોરતાં ડૉ. યોગેન્દ્રભાઈ વ્યાસે જણાવ્યું કે, 'શિક્ષકો વિષય ભણાવે છે' વિષયને ભણાવવા કરતાં વિષયને શિખવવાની પ્રક્રિયા જો શિક્ષક અપનાવે તો બાળક માટે ભણતર સરળ કરી શકાય છે.

અને છેલ્લે, કોઈ પણ ભાષાનો વિકાસ સાધવો હોય તો ભાષાને સાધન બનાવીને તેનો ઉપયોગ ભાષાનો વિસ્તાર વધારવા માટે કરવા માટે દરેક ભાષા સમાજે પહેલ કરવી પડે તો જ માતૃભાષા કાયમી ધોરણે ચિરંજીવ અને જીવંત રહી શકે.

ડૉ. યોગેન્દ્રભાઈ વ્યાસે માતાના ઉદરથી બાળકના જન્મ સુધીની યાત્રામાં બાળકના જન્મને માતૃભાષા સાથે સાંકળી, માતૃભાષાનો ઉદ્‌ભવ માના પેટમાંથી જ આકાર લઈ બાળક જન્મે છે. તેની સાથે જ થાય છે એમ કહ્યું.

બાળક જન્મતાં જ દુનિયા સાથે સંપર્ક કરવા માટે કેટલાક

અવાજ Sound ધ્વનિ ઉત્પન્ન કરે છે. બધા જ અવાજ - ધ્વનિ સમજાતા નથી. આ અવાજ Sound ધ્વનિ કેટલાક સમજાય એને જાણીતા અવાજ તરીકે સ્વીકાર કરતાં જ ભાષા ગતિમાન થઈ જાય છે. આ અવાજ Sound ધ્વનિ પૈકી કેટલાક સ્વીકારેલા, જાણીતા અવાજને આપણે ઉચ્ચારણ કહીએ છીએ, આ સ્વીકારેલાં ઉચ્ચારણ જ્યારે ભાષાની વ્યવસ્થા બંધારણ માટે સ્વીકૃત કરીએ છીએ ત્યારે તે અવાજ Sound ધ્વનિને તે ભાષાના ધ્વનિઘટક તરીકે ઓળખાવીએ છીએ. કચ્છી ભાષા / બોલીના ધ્વનિઘટક - ધ્વનિતંત્રની વ્યવસ્થાની સરળ લોકભોગ્ય જાણકારી આપી હતી શ્રી સતિષભાઈ રહોડાએ.

દરેક ભાષા કે બોલીના ધ્વનિઘટકોની વિશિષ્ટતા હોય છે કચ્છી બોલીનાં ધ્વનિઘટકોમાં અન્ય ભાષા કરતાં જુદા જુદા વૈવિધ્ય અને સ્વરૂપવાળા ધ્વનિ ઘટકો પણ જોવા મળે છે

કચ્છી બોલીમાં Implosive અંતઃશ્વસિતોનું આગવું આકર્ષણ છે. સિંધી બોલીમાં વિપુલ પ્રમાણમાં Implosive જોવા મળે છે. આ Implosiveની અસર કચ્છી બોલીમાં પણ ઊતરી આવેલ છે. સિંધી બોલી જેટલા Implosiveનો ઉપયોગ કચ્છી બોલીમાં થતો નથી.

દ્વૈભાષિકતાને કારણે 'નિર્વાસિત સિંધી' અસ્તિત્વમાં આવી, અને તેનામાંથી કચ્છી-બોલી અસ્તિત્વમાં આવી જેમાં Implosiveનો ઉપયોગ ફક્ત બે ધ્વનિઘટકો પૂરતો જ મર્યાદિત સ્વીકારવામાં આવે છે. આની પ્રત્યક્ષ અભિવ્યક્તિ ડૉ. સતીષભાઈએ શ્રોતાઓને કરાવી હતી.

કચ્છી બોલીમાં અનુનાસિકો પણ આગવું સ્થાન ધરાવે છે. કચ્છી બોલીના અનુનાસિકો બોલીની વ્યવસ્થામાં supera segmental phoneme (અવિભાજ્ય ધ્વનિ ઘટકો) તરીકે કામગીરી બજાવે છે. અને તે ઉપરાંત દરેક અલગ અલગ ભેદક ધર્મ ભાષાની વ્યવસ્થામાં બજાવે છે

શ્રી રહોડાએ સર્વ માન્ય કચ્છી બોલીની લિપિ અંગેનો આગ્રહ કરતાં જણાવ્યું કે કચ્છી બોલીની પોતાની લિપિ નથી. આથી તેને ગુજરાતી ભાષાની લિપિમાં રૂઢ કરેલ હોવાથી, કેટલાંક લખાણોમાં કચ્છી ભાષાની લઢણ ઉચ્ચારણની વિશિષ્ટતાની અભિવ્યક્તિ અને કચ્છી બોલીના કેટલાક વિશિષ્ટ ધ્વનિઘટકોનો ગુજરાતી ભાષાના ધ્વનિઘટકોમાં સમાવેશ થતો ના હોવાથી, કચ્છી ભાષાનું ખમીર વાંચી શકાતું નથી. કચ્છી બોલી બોલચાલની ભાષા ઉપરાંત લેખનમાં લખીને તે વાંચીને કચ્છીયતપણાનો અનુભવ કરી શકાય તે માટે ગુજરાતી ભાષા અને કચ્છી બોલીની વચ્ચે સામ્ય અને વિશિષ્ટતાઓને ભાષા-વૈજ્ઞાનિક પધ્ધતિ દ્વારા અભ્યાસ કરીને કચ્છી બોલીના વિશિષ્ટ ઉચ્ચારણ - ધ્વનિઘટક - લઢણ વગેરે માટે અલગ ચિહ્ન તૈયાર કરીને, રૂઢ થયેલ ગુજરાતી લિપિમાં તે ચિહ્નોનો ઉપયોગ કરીને, કચ્છી બોલીના ભેદને સ્પષ્ટ કરીને કચ્છી બોલીનું ઔચિત્ય યથા તથ વર્ણવવા માટે અલગ નહીં, પણ ગુજરાતી લિપિ રૂઢ થયેલ છે તેમાં યોગ્ય ઉચ્ચારણ માટેના સંકેત ચિહ્નો દ્વારા લિપિનું નિર્માણ કરવા માટે ભાષા વૈજ્ઞાનિકોની કમિટીની નિમણૂંક કરવાનો ભારપૂર્વક આગ્રહ કચ્છી સાહિત્ય અકાદમી અને કચ્છ યુનિવર્સિટીને કર્યો હતો. પ્રથમ બેઠકમાં કચ્છી બોલીના ધ્વનિઘટકો ધ્વનિતંત્ર અને માતૃભાષાના વિકટ પ્રશ્નોની ભાષા-વૈજ્ઞાનિક દષ્ટિએ ચર્ચા કરવાના આ પ્રથમ પ્રયાસ માટે યશના ખરા હકદાર કચ્છી સાહિત્ય અકાદમી અને તેના પ્રમુખ શ્રી કીર્તિભાઈ ખત્રી તથા કચ્છ યુનિવર્સિટી અને તેના વાઈસ ચાન્સેલર ડૉ. કાંતિભાઈ ગોરને ગણાવી શકાય.

વિરામ બાદ બીજી બેઠકના વિષયોમાં થોડોક વિષયાંતર કરવામાં આવેલ હતો. માતૃભાષા, કચ્છી બોલીનું ધ્વનિતંત્ર અને લિપિ જેવા ગંભીર વિષયોની ચર્ચા બાદ આ બેઠકના દોરમાં કચ્છી બોલીના વૈવિધ્ય દર્શાવતા શબ્દો-શબ્દોની પરંપરાગત, સાંસ્કૃતિક પરિબળો અને અન્ય ભાષા સાથેના આદાન પ્રદાનની અસરથી કચ્છી બોલીમાં આયાત થયેલા શબ્દો, શબ્દોની ગમ્મત સાથેની રમત વિશે ડૉ. કાંતિભાઈ ગોર, શ્રી રવિપેથાણી અને શ્રી પ્રભાશંકર ફડકે દ્વારા બહુ જ સહજતાથી શબ્દ અને શબ્દની શ્રેણીઓની જાણકારી આપી કચ્છી બોલીના પદ્યમાં પણ તેના ખમીરની પ્રતીતિ કરાવનારા શબ્દો, અભાવ / અધૂરાશ વગરની શબ્દોની પ્રસ્તુતિ અને શબ્દના ઔચિત્યપૂર્ણ પ્રાગટ્ય અંગે ચર્ચા કરી. આ ચર્ચામાં ડૉ. ગોરની પ્રસ્તુતિએ કચ્છી બોલીના અભ્યાસ માટેની દિશા જાણે ખુલ્લી કરી આપી.

આ સેમિનારમાં આમંત્રિત કચ્છ-વિસ્તારના તાલીમ પામેલ શિક્ષકો અને ભાષાના ચાહકોની ઉપસ્થિતિ સેમિનાર માટે ઉત્સાહપ્રેરક હતી.

આ સેમિનારની બન્ને બેઠકોનું અધ્યક્ષપદ સંભાળ્યું હતું શ્રી માધવ જોષી 'અશ્ક'. આ બન્ને બેઠકનું સંચાલન શ્રી મહેન્દ્ર દોશી, શ્રી ઝવેરીલાલ સોનેજી અને શ્રી ગૌતમ જોષીએ સંયુક્ત રીતે કર્યું હતું.

**અહેવાલ : મહેન્દ્ર સા. દોશી (સંયોજક),**
**(કચ્છી / સાહિત્ય અકાદમી, ભૂજ)**

■ **પ્રવીણ પટેલ (શશી)ના પ્રથમ વાર્તાસંગ્રહનું બાર્ન્સ એન્ડ નોબલમાં લોકાર્પણ**

નોર્થ બ્રન્સવિક, ન્યૂજર્સી : ઈન્ડો અમેરિકન લીટરરી અકાદમીના ઉપક્રમે, જાણીતા લેખક - કવિ શ્રી પ્રવીણ પટેલ (શશી)ના પ્રથમ વાર્તાસંગ્રહ 'હડસન કાંઠે ભદ્રાનાં નીર'નું લોકાર્પણ વરિષ્ઠ પત્રકાર અને લેખક શ્રી રમેશ જાદવના હસ્તે તા. ૧૬મી સપ્ટેમ્બરે નોર્થ બ્રન્સવિકના બાર્ન્સ એન્ડ નોબલ બુકસ્ટોરમાં સંપન્ન થયું હતું. આ પ્રસંગે ઉપસ્થિત લેખક-કવિ મિત્રો અને સાહિત્ય રસિકોને સંબોધતાં શ્રી રમેશ જાદવે કહ્યું હતું કે પ્રવીણ પટેલ વ્યવસાયે એકાઉન્ટ્સ મેનેજર છે તેમ છતાં તેઓ સાહિત્ય સર્જનમાં વિશિષ્ટ રસ ધરાવે છે વ્યવસાયને સર્જકના શોખ કે કૌશલ્ય સાથે કોઈ સંબંધ હોતો નથી, એમ ઘણા લેખક-કવિઓના વ્યવસાયની વિગતો તપાસતાં જણાય છે. પ્રવીણ પટેલે છેલ્લાં પંદર વર્ષમાં પાંચેક નવલકથાઓ, બે કાવ્યસંગ્રહો અને આ પ્રથમ વાર્તાસંગ્રહની

ભેટ આપી છે, એ તેમની સાહિત્ય સજ્જતાને આભારી છે, એમ તેમણે જણાવ્યું હતું.

પ્રવીણ પટેલના વાર્તાસંગ્રહ 'હડસન કાંઠે ભદ્રાનાં નીર' વિષે નુક્તેચીની કરતાં શ્રી રમેશ જાદવે જણાવ્યું હતું કે તેમની વાર્તાઓમાં ભાષાનું બળુકાપણું છે. વિષય વૈવિધ્ય છે. તાજગી છે. વિચારોની સંવેદનસભર રજૂઆત છે. તળપદી ભાષાના અસરકારક ઉપયોગનાં ઉદાહરણ ટાંકી શ્રી જાદવે કહ્યું હતું કે લેખકને ઈટીમોલોજી-શબ્દની ઉત્પતિમાં પણ દિલચસ્પી છે. તેઓ શબ્દના મૂળ સુધી પહોંચવા પ્રયત્નશીલ રહ્યા છે.

શ્રી જાદવે કહ્યું હતું કે વાર્તાને અંતે પરાકાષ્ઠામાં ચમત્કૃતિનું તત્ત્વ માંડી તેને ચોટદાર બનાવવા સંબંધી ક્યાંક ઊણપ હશે, પણ તેને વળોટી, પ્રવીણભાઈને વાર્તાને અંતે જે કહેવું છે તેનો નિચોડ સ્વરચિત કાવ્યમાં ઢાળીને પ્રભાવીપણે મૂકવાની તેમની પોતીકી અને આગવી શૈલી વાચકોના મન પર ઊંડી અસર નિપજાવી જાય છે. તેમની વાર્તાઓમાં ચિંતન છે, અધ્યાત્મ છે, ધર્મ વિષેની ઊંડી સૂઝ અને સમજણ છે. તેમની કલમે વધુ ઉત્તમ વાર્તાઓ લખાય અને વધુ સંગ્રહો પ્રગટ થાય એવી શુભકામના શ્રી જાદવે વ્યક્ત કરી હતી.

પ્રવીણ પટેલે તેમના પ્રતિભાવમાં જણાવ્યું હતું કે મારી શરૂઆતની ઘણી વાર્તાઓના પ્રસંગો અને પાત્રો ભારતીય કે ઈન્ડો અમેરિકન જીવનમાં બનેલી સત્ય ઘટનાઓમાંથી લીધેલા હોવાથી ઘણા બધા વાચકોને તે પોતાનાં અંગત હોય એવું લાગ્યું છે. સાહિત્ય લોકભોગ્ય હોય તો જ વિશેષ વંચાય છે. તેથી હંમેશાં મેં આ વાર્તાઓમાં અંગત, વ્યક્તિગત સ્પર્શ આપવાનો પ્રયત્ન કર્યો છે, જેને લીધે આ વાર્તાઓનો એક વાચકવર્ગ ઊભો થયો છે. મેં મારી વાર્તાઓને એક દિશા આપવાનો પ્રયાસ કર્યો છે, દિનપ્રતિદિન તેમાં વધુ ઉત્ક્રાંતિ થઈ છે. હવે પછીના મારા બે વાર્તાસંગ્રહો 'આંખ આડે પાંપણ' અને 'જિંદગી એક સફર'ની વાર્તાઓમાં તમે એવી ચમત્કૃતિ સાથેનો અંત જોઈ શકશો, એમ શ્રી પટેલે જણાવ્યું હતું.

પ્રારંભમાં ૧૧મી સપ્ટેમ્બરની આતંકવાદી ઘટનાઓનો ભોગ બનેલા સૌની સ્મૃતિમાં બે મિનિટ મૌન પાળવામાં આવ્યું હતું. અકાદમીના અધ્યક્ષ પ્રો. ચંદ્રકાન્ત દેસાઈએ હિંસાથી ત્રસ્ત વિશ્વમાં અત્યંત સુસંગત બની ગયેલા મહાત્મા ગાંધીના અહિંસાને લગતા વિચારોનો ઉલ્લેખ કરી ગાંધીજીના અહિંસા વિષેનાં સંખ્યાબંધ ઉચ્ચારણો ગ્રંથમાંથી વાંચી સંભળાવ્યાં હતાં.

શ્રી રમેશ જાદવે મહર્ષિ પતંજલિના યોગસૂત્ર વિષે તેમના ઊંડા અભ્યાસમાંથી પ્રાપ્ત દર્શનને અનુલક્ષીને યોગસૂત્રના તત્ત્વજ્ઞાન વિષે રસપ્રદ અને માહિતીસભર વાર્તાલાપ આપ્યો હતો. ભગવદ્ગીતાની બરાબરી કરે એવું આ યોગસૂત્ર માનવજીવનને ઊર્ધ્વગામી કરવાનો અદ્ભુત જીવનોપયોગી સંદેશ વિશ્વને આપી જાય છે. શ્રી જાદવ યોગસૂત્રના વિસ્તૃત ભાષ્યને ચાર વિભાગમાં લખવાનું ભગીરથ કાર્ય હાલ ખૂબ નિષ્ઠાપૂર્વક કરી રહ્યા છે; તે અંગે પણ તેમણે ટૂંકી માહિતી આપી હતી.

ત્યારબાદ છેલ્લા દોરમાં સૌએ પોતાનો પરિચય આપ્યો હતો, અને લેખક કવિઓમાંથી કેટલાકે પોતાની કૃતિ રજૂ કરી હતી. જેમાં ગુજરાતી અને અંગ્રેજી નવલકથાઓના લેખક શ્રી દિનકર પુજારા, સુબોધ શાહ, ગુજરાત દર્પણના તંત્રી સુભાષ શાહ, ગુજરાત દર્શનના તંત્રી સુભાષ ઉપાધ્યાય, સંખ્યાબંધ હિંદી પુસ્તકોનાં લેખિકા રેખા રસ્તોગી, જાણીતા લેખક ભાનુભાઈ ત્રિવેદી, કવયિત્રી હંસા ત્રિવેદી, શ્રી ત્રિવેદી, ભગેશ કડકીયા, ભારતી જાદવ, નીલા દેસાઈ, ચોથા ગ્રેડમાં અભ્યાસ કરતા અક્ષય મહેતા, સિનિયર સિટિઝનોના સેવાભાવી જોસેફ પરમાર, ચંદ્રકાન્ત દેસાઈ વગેરેનો સમાવેશ થાય છે. સાહિત્યના સ્પર્શથી પ્રસન્ન વાતાવરણમાં સૌ વિખેરાયાં હતા.

**અહેવાલ : ચંદ્રકાન્ત દેસાઈ**

■

---

■ પ્રતિભાવ

**જૂના જખમ તાજા કરતો 'જૂનું જૂનું ઝુરીએ...' લેખ.**

'ઉદ્દેશ'નો દિવાળી અંક તમે સપ્રેમ અમેરિકા મોકલ્યો. અને તેમાં અમરેલીના સર્જક-કવિ મિત્ર શ્રી હર્ષદ ચંદારાણાનો લેખ - 'જૂનું જૂનું ઝુરીએ... હંમેશ... તને રમેશ...' વાંચતાં જૂના જખમ તાજા થયા અને મને મારા લાઠી-અમરેલીના સાતમા-આઠમા દાયકાના સોનેરી દિવસોમાં એ લેખ લટાર મરાવી આવ્યો.

હું ૧૯૭૦-૭૪ દરમ્યાન અમરેલી કોલેજમાં હતો. ત્યારબાદ સી.એ.ના અભ્યાસાર્થે ભાવનગર ગયેલ અને ફરી ૧૯૭૮માં દેનાબેંક, અમરેલી સર્વિસ નિમિત્તે આવવાનું થયેલ. મારું જન્મસ્થળ લાઠી (કલાપીનગર, જિ. અમરેલી). હું લાઠીથી અમરેલી આવ-જા કરતો. આ સમય દરમ્યાન કવિતા/ગઝલો લખવાની શરૂઆત થયેલી. એવામાં શ્રી રમેશભાઈ પારેખનો પરિચય થયો. તેમણે 'મુદ્રા'ની બેઠકમાં આવવા અને શ્રી હર્ષદભાઈને મળવા કહ્યું. એ બેઠકોમાં જ ગઝલના છંદનું જ્ઞાન મળ્યું અને સર્જન-પ્રક્રિયાને પ્રોત્સાહન અને વેગ મળ્યાં. સાથે ત્યાંના સ્થાનિક કવિ-મિત્રો શ્રી અરવિંદ ભટ્ટ, ઇકબાલ મોતીવાલા, જયંતી પટેલ વગેરેનો પરિચય થયો. તે સમયે મારી જેમ નવોદિત ગઝલકાર 'કંવલ' કુંડલાંકર સાવરકુંડલાથી આવતા. જે હાલ ભરત વિંઝુડા તરીકે ખ્યાત છે.

આ 'મુદ્રા'ની બેઠકો ઘણીવાર ચાની લારી પાસેના બાંકડા પર પણ થતી અને તેમાં શ્રી રમેશ પારેખ દ્વારા તાજી લખાયેલ ગઝલ કે ગીતનું કવિના સ્વમુખે પ્રથમ પઠન સાંભળવાનું સદ્ભાગ્ય સાંપડતું. શ્રી હર્ષદભાઈ લખે છે તેમ સાચે જ રમેશ ગુજરાતી કવિતાની એક અપૂર્વ ઘટના છે.

53694

જુલાઈ,૨૦૦૫માં 'ઓનો-ઈમેજ'ના તંત્રી શ્રી મધુ કોઠારીએ 'મારા પ્રિય કવિ' વિશે લખવા માટે આમંત્રણ પાઠવેલું. ત્યારે મેં મારા પ્રિય કવિ શ્રી રમેશ પારેખ પરના લેખમાં લખેલ કે તે મારા મતે આજ સુધીના ગુજરાતીના શ્રેષ્ઠ કવિઓની પંક્તિમાં અગ્રેસર છે. ગુજરાતી કવિતાના ઘણા પ્રવાહો અને પ્રકારો પણ તેમના સર્જનથી પ્રભાવિત અને પ્રોત્સાહિત થયા છે. તેમના કામાતુર લય સંદર્ભે અહીં અમેરિકા-રોચેસ્ટર ખાતે વસતા કવિ મિત્ર શ્રી પ્રીતમ લખલાણી તો ત્યાં સુધી કહે છે કે તેમનાં અછાંદસ કાવ્યો પણ હોંશે હોંશે ગાઈ શકાય એવાં લયબદ્ધ હોય છે.

અમરેલી છોડી ૧૯૮૫માં ભાવનગર બદલી થઈ અને ત્યાં અનેક સર્જક-કવિ મિત્રોનો પરિચય થયો. સ્વ. શ્રી મૂળશંકર ત્રિવેદી 'પૂજક'થી માંડી સર્વ શ્રી દિનકર 'પથિક', જિતુ ત્રિવેદી, શિલ્પીન થાનકી, વિનોદ જોશી, પાર્થ મહાબાહુ, મધુકર ઉપાધ્યાય, સુરેન્દ્ર કડિયા, દિલેરબાબુ, પ્રફુલ્લા વોરા, ડૉ. ઉષાબેન ઉપાધ્યાય, હરદ્વાર ગોસ્વામી, નટવર વ્યાસ, પથિક પરમાર, નીતિન ત્રિવેદી, અરુણ દેશાણી, ભરત ભટ્ટ 'તરલ' (વડા), દાન વાઘેલા, મિરા આસિફ વ. આ ઉપરાંત, મુખ્યત્વે ત્યાં મુ શ્રી તખ્તસિંહજી પરમાર સાહેબ દ્વારા શિશુવિહાર ખાતે નિયમિત મળતી 'બુધસભા' અને ત્યારબાદ 'માય ડિયર જયુ' - પ્રો. જયંતી ગોહેલ દ્વારા શામળદાસ કોલેજમાં મળતી 'ગદ્યસભા'એ મારા સહિત અનેકને પ્રેરણા આપી છે.

અમે શ્રી જિતુ ત્રિવેદી અને અન્ય મિત્રોએ મળી 'સંવાદ' નામે ગ્રુપ શરૂ કરેલ અને દર અઠવાડિયે 'ગોષ્ઠિ' પણ થતી. આ 'સંવાદ'ના ઉપક્રમે જૂન, ૧૯૯૭માં મારા દ્વિતીય ગઝલ સંગ્રહ 'મૂંગામંતર થઈ જુઓ'નું વિમોચન શ્રી. રમેશ પારેખના હાથે યોજેલ. પરંતુ શ્રી હર્ષદભાઈ નોંધે છે તેમ શ્રી રમેશભાઈ મિત્રો સાથે આવવા નીકળ્યા અને રસ્તામાંથી જ અમરેલી પરત ગયા અને શ્રી હર્ષદભાઈ, સંજીવ ધારૈયા, છેલભાઈ વ્યાસ, મનસુખ મકવાણા, મનોહર ત્રિવેદી (ઢસા જં) વ. તેમના વગર જ ભાવનગર પધારેલા. તે દિવસે લગભગ હજારેક સાહિત્ય પ્રેમીઓની ઉપસ્થિતિમાં શ્રી જિતુભાઈએ મુ. શ્રી પરમાર સાહેબને બાજી સંભાળી લેવા વિનંતી કરી અને કાર્યક્રમ સંપન્ન થયો. કાર્યક્રમના બીજા તબક્કામાં સંગીતનું સંચાલન શ્રી મધુકર ઉપાધ્યાયે કરેલ. અમરેલીના પ્રખ્યાત બાંસુરીવાદક અને બેંક કર્મચારીના નાતે મારા મિત્ર શ્રી સંજીવ ધારૈયા ઉપરાંત ભાવનગરના ખ્યાત તબલાવાદક શ્રી અંબરિષ મહેતા વ. અનેક કલાકારો હાજર હતા. ગાયક વૃંદમાં શ્રી નીતિન દેવકા ઉપરાંત શ્રી પાર્થિવ ગોહિલ - ભાવનગર ખાતેથી એકમાત્ર 'સારેગમપા'ના વિજેતા અને હાલમાં જ રજૂ થયેલ 'સાંવરિયા' ફિલ્મના ગાયક તથા અન્ય કલાકારોએ ગઝલોની સંગીતમય રજૂઆત કરેલ. શ્રી પાર્થિવ ગોહિલના પિતાશ્રી ભરતભાઈ ગોહિલ મારી સાથે જ દેનાબેંકમાં હતા. એટલે મારા તથા એમના ઘરે અનેકવાર સંગીતની મહેફિલ જામતી. એ દિવસો સાંભરતાં અહીં અમેરિકાનું સૂનું વાતાવરણ પણ રણઝણી ઊઠે છે !

અહીં અમેરિકામાં અમરેલી, ભાવનગર જેવા સાહિત્યિક વાતાવરણની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. સાહિત્યનું કોઈ સામયિક મળી જાય તો મહિનો સુધરી જાય. નહીં તો સમય મળે ત્યારે થોડી ક્ષણો અહીં વસતા કવિ મિત્રો-મુરબ્બીઓ સર્વશ્રી આદિલ મન્સૂરી, કિશોર મોદી, પ્રીતમ લખલાણી, ડૉ. અશરફ ડબાવાલા, ડૉ. મધુમતીબેન મહેતા વ. સાથે સાહિત્ય-ગોષ્ઠિ કરી પ્રેરણા મેળવીએ. જો કે ગયા ઉનાળામાં શિકાગો ફરવા જવાનું થતાં ડૉ. અશરફભાઈએ તેમના નિવાસે સાંજના ભોજન સાથે 'ગઝલ-ગોષ્ઠિ' રાખેલ. તેઓ બન્ને સર્જક હોવા ઉપરાંત અમરેલીના હોઈ ફરી જૂનાં સંસ્મરણો વાગોળેલ, શ્રી રમેશભાઈને યાદ કરેલ અને 'જૂનું જૂનું ઝૂરીએ...' નો અમે ત્રણેયે અનુભવ કરેલ. હાલમાં જ ડૉ. અશરફ ડબાવાલાને 'કલાપી' એવોર્ડ મળ્યો એ સમાચાર હું તેમના ઘરે હતો ત્યારે જ તેમને મુંબઈથી ફોન દ્વારા મળેલા.

મૂળ વાત પર આવું તો, ભલે શ્રી રમેશભાઈ વિમોચન પ્રસંગે આવી ન શક્યા, પરંતુ એ સંગ્રહની પ્રસ્તાવના લખવાનું કહેવા માટે ૧૯૯૫માં હું અમરેલી તેમના ચિત્તલરોડના નિવાસસ્થાન 'પર્વ' ગયો ત્યારે તેઓ એકલા જ ઘરે હતા. આગળના રૂમમાં ભારતીય બેઠક હતી. ત્યાં બેસી કશુંક લખતા હતા. ઉમળકાભેર સ્વાગત કરી ખબરઅંતર પૂછ્યા. તે સમયે તાજો જ પ્રગટ થયેલ તેમના લેખોનો સંગ્રહ - 'હોંકારો આપો તો કહું' હસ્તાક્ષર સાથે તેમણે સપ્રેમ આપેલ. મેં મારી વાત કરી. જરા પણ આનાકાની કે આગ્રહ કરાવ્યા વગર હા ભણી અને ૨૭/૧૦/૯૫ના દિવસે 'ભાવમાં ડૂબી જઈને લખેલી કૃતિઓ' શીર્ષક અંતર્ગત સચોટ અને ભાવવાહી પ્રસ્તાવના લખી મોકલી, જેનો આનંદ આજે પણ અનુભવાય છે.

યોગાનુયોગ જુઓ કે 'ઉદ્દેશ'નો આ દિવાળી અંક મને અહીં ૨૭મી નવેમ્બર, ૦૭ના રોજ જ મળ્યો, જે શ્રી રમેશ પારેખની જન્મ-જયંતિનો દિવસ છે. અને એ દિવસે સાંજે જ આ લેખ વાંચી સ્મૃતિઓ જાગી ઊઠી અને આ સ્મૃતિઓની શોભાયાત્રા મને ૨૭ નવેમ્બર, ૧૯૯૧ના દિવસે અમરેલીની સડકો પર ગુંજેલ શ્રી રમેશ પારેખના સમગ્ર કવિતાના ગ્રંથ 'છ અક્ષરનું નામ'ની ભવ્ય શોભાયાત્રામાં ખેંચી ગઈ. એ શોભાયાત્રા સ્વયંભૂ હતી. તેનું વર્ણન શબ્દોમાં શક્ય નથી. તે દિવસે આ વિરલ ઘટનાના સાક્ષી બનેલ તમામ ધન્ય થઈ ગયાં.

મને અત્યારે જ ખ્યાતનામ કલાકાર શ્રી પરેશ રાવલે મુંબઈ ખાતે યોજાયેલ 'રમેશ પર્વ'ના વક્તવ્યમાં કહેલ શબ્દો સાંભરે છે : અમે કોલેજમાં કોઈ અન્ય ભાષી વિદ્યાર્થીને જોતા ત્યારે થતું કે 'આ અભાગિયો ક્યારેય રમેશને વાંચી નહીં શકે.' સદ્નસીબે આપણે સૌ ગુજરાતી ભાષી છીએ અને આ અભાગિયાપણું દૂર કરવા રમેશને વાંચવો જ રહ્યો !

૩ ડિસેમ્બર, ૨૦૦૭

સુધીર પટેલ ■

‘ઉદ્દેશ’નું લવાજમ
ભરતાં પહેલાં નમૂનાની નકલ મેળવી શકાય છે.

●

લવાજમ ભરવું
એટલે
એ સામયિક વાંચવા માટે વિચારપૂર્વક કરવાનું ‘કમિટમેન્ટ’

●

જુઓ ઉદ્દેશ ઑન લાઈન : www.uddesh.org

આ અંકના સર્જકો

પ્રવીણ દરજી : ‘વાગીશા’ ફુવારા પાસે, લુણાવાડા, જિ. પંચમહાલ - ૩૮૯૧૨૦ બાબુ દાવલપુરા : વિવેક, યુનિયન બેંકની પાછળ, વલ્લભવિદ્યાનગર, જિ. આણંદ - ૩૮૮૧૨૦ દુષ્યંત પંડ્યા : ‘સન્નિધિ’, ૫, પટેલ કોલોની, માર્ગ-૪, જામનગર - ૩૬૧૦૦૮ નિર્મિશ ઠાકર : બી-૯-૩૧, ઓ.એન.જી.સી. કોલોની-૧, મગદલ્લા, સુરત - ૩૯૪૫૧૮ Chandrakant Desai : 1, Lindsey Ct., Franklin Park, NJ 08823, U.S.A. Avinash Pancholi : 6155, 98th Street, Apt. # 6M, Rego Park, New York - 11374, USA Panna Nayak : 9034, Lykens Lane, Philadelphia, P.A. - 19128, USA Pritam Lakhlani : 65, Faicon Drive, West Henrietta, NY - 1458, USA Suman Ajmeri : 20323, Memorial Passdrive, Katy Tx - 77450, (Houston City), USA Nilesh Rana : 153, Buck Greek Drive, Yardley, PA - 19067, USA Sudhir Patel : 7504, Double Springs Ct., Charlotte, NC - 28262, USA રવીન્દ્રનાથ ટાગોર / દક્ષા વ્યાસ : કોટ, વ્યારા, જિ. સુરત - ૩૯૪૬૫૦ રાધેશ્યામ શર્મા : ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ, અમદાવાદ - ૩૮૦૦૨૨ કિરણ ચૌહાણ : ૧૦૦, શાંતિકુંજ સોસાયટી, પાલનપુર જકાતનાકા, સુરત - ૩૯૫૦૦૯ / ફોરમ ચંદારાણા : એ-૨૨૮, સૌરભ પાર્ક, સુભાનપુરા, વડોદરા - ૩૯૦૦૨૩ શાનુભાઈ અંધારિયા : ૨૦૫૮, પ્રેમનગર સોસાયટી, તળાજા રોડ, ભાવનગર - ૩૬૪૦૪૨ દિનકર જોશી : ૧૦૨-એ, પાર્ક એવન્યુ, મહાત્મા ગાંધી રોડ, દહાણુકરવાડી, કાંદીવલી (વેસ્ટ), મુંબઈ - ૪૦૦૦૬૭ પ્રબોધ ર. જોશી : ‘Serene’, સેક્ટર બી-૨૭, સ્ટર્લિંગ સિટી, બોપલ, અમદાવાદ - ૩૮૦૦૫૮ હેમેન્દ્ર શાહ : ૪૭-બી, પ્રેમચંદનગર, જજીસ બંગલો રોડ, અમદાવાદ - ૩૮૦૦૫૪ લાભશંકર ઠાકર : સી-૧૮, જલદર્શન સોસાયટી, પાંચમો માળ, એચ. કે. કોલેજ પાસે, આશ્રમરોડ, અમદાવાદ - ૩૮૦૦૦૯ મુકુન્દ પી. શાહ : ૬૧-એ, નારાયણનગર સોસાયટી, જયભિખ્ખુ માર્ગ, પાલડી, અમદાવાદ - ૩૮૦૦૦૭

Uddesh (A literary cultural magazine) December 2007 Registered under RNI no GujGuj/2006/16830 permitted to post at Mail Business Centre NVP Ahd. 9 on 15th a month under Postal Regd No GUJ 156 issued by SSP Ahmedabad valid up to 31 12 2008

## વિશ્વ - ચુંબન

પ્રફુલ્લ કમળો સજી નવલ રંગની પાંખડી
નિરંતર નવી, ભરી સુરભિ, દિવ્ય આકર્ષણે
અગાધ પ્રણયે સદા ભ્રમરને પૂરે બંધને,
છતાં નહિ જ કોરતાં મૃદુ ઉરે કરે ચુંબનો !

ઊંચા શિખરથી અફાટ વિકરાલ ગાઢા વને
વહી, ગરજતી પ્રચંડ ખડકાળ માર્ગે ધપે
હસી સકલ દુઃખ ચુંબન વડે, મહાસાગરે
ઢળે સરિત-પ્રેમ દિવ્ય સ્વરૂપે દઈ ચુંબનો !

કૂદાં દીપક-વાટપે ધસીધસી જતાં કેમ તે
કઠિન નવ જાણવું પ્રણયસાદ જો ચિત્તમાં
પ્રદીપ્ત રવિતેજ જેમ જગને દિયે ચુંબનો
અહા ! પ્રણય તેમ એ કિરણનું જ પ્રસ્થાન છે !

અહો ! જગત-માનવી કદમ કૂચ સાથે કરી
શકે ન ભરી વિશ્વ-ચુંબન તુફાનને દૈ ચૂમી ?

૭-૧૦-૧૯૪૫

રમણભાઈ બી. પટેલ
કાવ્યસંગ્રહ : 'પ્રતીતિ'માંથી

સ્થાન સમર્પણ :

Zydus
dedicated to life

Zydus Tower, Satellite Cross Roads, Ahmedabad 380 015 Phone 26868100 (20 Lines) Fax . 26862365 www.zyduscadila.c

મ્યુનિસિપાલિટીના ગુલમહોર વૃક્ષની
એક ડાળ નીચે,
પદ્માસને ધ્યાનસ્થ એવા મને
બોધિજ્ઞાન થવાની ક્ષણે જ
અચાનક
એક સૌમ્ય છીંક
આકાશમાંથી નીચે ઊતરી આવી;
અને હે શ્રમણભિક્ષુઓ
વાત એટલેથી જ અટકી ગઈ છે...'

('સ્વવાચકની શોધ' કાવ્ય: ૧)

ત્યાર પછી પણ અવાંતરે આ સૂર પ્રગટતો રહ્યો છે:

'પણ હે મારા અજ્ઞાતસંભવ મન,
ત્રણસો પંચોતેર બસથી આવૃત્ત
આપણા નગરના આ ક્રાંતિવૃત્ત પર
તારાથી તાળી ન પડી શકે કદાચ
પણ ચપટી તો વાગી શકે ને?'

(એજન કાવ્ય ૨' તા.૧૨-૧૦-૧૯૭૧)

'હમણાં રે ખાકી દેવદૂત આવશે,
હમણાં રે ખાલી દૂત બેય આવશે,
હમણાં રે ખાલીપો
ખડખડતો રૂડો હાલશે,
ખેલશે રૂડી સંતા રે કૂકડીના ખેલ.
આ સ્ટેન્ડ રે બચાડું બાપડું
તમે એક સતને ઓધાર',

(એજન કાવ્ય: ૭)

આમ ચાલ્યા કરતી સ્વવાચકની કવિની શોધ 'અંતિમ પ્રવચન'માં જુદા જ પરિપ્રેક્ષ્યમાં જોવાઈ છે:

'જેનો કોઈ જ રૂટ ન હો,
જેનાં ક્યાંય સ્ટેન્ડ કે ટર્મિનસ ન હો,
જેને કોઈ નંબર કિંવા નામની નિયતિ ન હો,
જે સ્વયં બસ જ ન હો
એવી બસની
અર્થાત્ એવા બસની, ઝલમૂની
ન જોવા જેવી રાહ જોવી
એ જ શ્રેય છે.
અને એ જ છે
મેં કહેલી અંતિમ ગાથાનો તાત્પર્યાર્થ...'

(એજન કાવ્ય. ૧૪: 'અંતિમ પ્રવચન')

બસની નાનાં બાળકો માટેની પાંચ પૈસાથી માંડીને તે ૩૫ પૈસા સુધીની વિવિધ ટિકિટોથી સુશોભિત શ્રી જનક પટેલના સૂચક આવરણચિત્ર સાથે પ્રગટ થયેલા 'રે'ના ઑક્ટોબર '૭૨ના અંકમાં સંગ્રહસ્થ રાજેન્દ્ર શુક્લની આ ૧૪ રચનાઓના પરિવેશમાં એ. એમ. ટી. એસ. (અમદાવાદ મ્યુનિસિપલ ટ્રાન્સપોર્ટ સર્વિસ)ની ત્રણસો પંચોતેર બસો (હવે આ સંખ્યા બદલાઈ હશે!) કે અમદાવાદના વિવિધ રાજમાર્ગો કે પછી ઢળતી સાંજે 'વાયુ ભરેલાં ફુગ્ગા અપાવેલાં શિશુઓને આંગળીએ વળગાડી આવતાં-જતાં રવિવારીય લોકો' કે બસમાં ચઢતાં રહી ગયેલ કોક મોનાલિસા ભલે હોય, કેન્દ્રમાં તો છે સ્વવાચકની શોધ.

અવાંતરે કવિ આ સ્પષ્ટ કરતા રહે છે. પાંચમું કાવ્ય સ્વગત છે:

'ગત જન્મના અસ્પષ્ટ સંકેતોનું
અનિયત બિંદુ
સુનિશ્ચિત જનસંમર્દમાં
વિલોપાઈ ન જાય
તોપણ
ન कसात् નામની બસનું
પ્રવેશદ્વાર
તારી સંમુખ જ આવે
એવું તો ક્યાંથી બને?

બસસ્ટેન્ડના જનસંમર્દમાં અચાનક આવી ચડતી બસનું પ્રવેશદ્વાર કોની સંમુખ આવશે એ કોણ કહી શકે? આવી એક વારંવાર અનુભવવા મળતી પરિસ્થિતિને કવિ સ્વવાચકની શોધના સંદર્ભમાં કેવી તો ખૂબીથી નિરૂપે છે!

સ્વવાચકની શોધ કેન્દ્રમાં હોવા છતાં આ કાવ્યોનો પરિવેશ પણ એટલો જ આસ્વાદ્ય નીવડે છે. જુદાં જુદાં સ્થિત્યંતરોનું પ્રવાહી નિરૂપણ ધ્યાન ખેંચે છે:

'ભલે "છૂટા આપો" અને "છૂટા નથી"માં જ
કચડાયા કરતું
ટકોરીની દોરીએ બાંધેલું
મારું સુકુમાર મૌન
નિષ્પાપ કંડક્ટરના પંચથી
શત શત ક્ષતે વીંધાતું જતું હોય.'

(કાવ્ય: ૧૨)

અગિયારમું કાવ્ય પણ આ રીતે ઉલ્લેખનીય છે. સમયભાન ભૂલી બસમય, પ્રવાસમય થઈ જતી એક પરિસ્થિતિમાં પોતાની કશાય પ્રયોજન વિનાની વિતથ દોટનો અણસાર છે કે જેને કવિ સ્વવાચકની શોધ કહે છે અને જેમાં 'સવારની પોણાસાત'ની કે 'દસ ને ચાળીસ'ની બસના

વિવિધ સમયો એ 'શ્વાસથી ઉચ્છ્વાસના' સમયો થઈ રહે છે.

રાજેન્દ્ર શુક્લની કવિતા વિશે વાત કરતાં એમની સફાઈદાર ગઝલો જુદો ઉલ્લેખ માગી લે છે. ગઝલના કાવ્યસ્વરૂપ આગળ એમની કવિતા કદાચ પૂર્ણપણે ઊઘડી છે.[૬] ગુજરાતીમાં ગઝલને કાવ્યસ્વરૂપ તરીકે પ્રસ્થાપિત કરવામાં અન્ય કવિઓની સાથે રાજેન્દ્રનો પણ મહત્ત્વનો હિસ્સો છે. 'કોમલ રિષભ'માં સંગ્રહસ્થ ૩૪ ગઝલોમાં અને ત્યાર પછી પણ અવાંતરે પ્રગટ થતી રહેલી એમની ગઝલોમાં ગઝલની જૂની પરિભાષા બિલકુલ ડોકાતી નથી એમ નહીં, 'લિબાસ', 'ઇન્તેઝાર', 'જામ', 'સુરાલય', 'પ્યાસ' જેવા શબ્દો સામે રાજેન્દ્ર સુગાળવું વલણ રાખતા નથી. સાથોસાથ, 'રિક્તતા', 'મૌન', 'હરણ', 'મૃગજળ', 'દીવાલ', 'ક્ષણ', 'સમય', 'સ્મરણ', 'એકાંત', 'હથેલી' જેવા આજની નવી કહેવાતી ગઝલમાં પણ Cliche થઈ ગયેલા શબ્દો અથડાય છે. પણ સંદર્ભ અને સમગ્ર પરિવેશ જુદો હોય છે. 'ગ્રીષ્મ' નામક રચનામાં 'હવાનાં હરણ', 'આંધળો સાપ' વગેરે આગંતુક નથી બની રહેતાં:

> 'સૂરજ પારધી દાંત ભીંસે ગગન પર
> ધરા પર હવાનાં હરણનું ન હોવું!
> દિવસ, આંધળો સાપ કેમે હટે ના
> અરે, કાળને પણ ચરણનું ન હોવું!'

હવાના – હવાનાં હરણના – ન હોવાને આકાશમાં દાંત ભીંસતા સૂરજ સાથે સાંકળીને અને સૂરજને પારધી કલ્પીને કવિએ પોતાના કથનને એક સંદર્ભમાં મૂકી આપ્યું છે. બીજા શે'રમાં કેમેય ન હટતા ગ્રીષ્મના દિવસને 'આંધળા સાપ'ની ઉપમા આપી છે તે પણ કેટલી ઉચિત છે!

> 'વહી જતી વેળાને તીર
> પડી રહી શબ્દોની જાળ'
>
> (કોમલ રિષભ: પૃ.૭૩)

> 'પર્ણો સમું પલકતી રહે કાવ્યપંક્તિઓ
> પણ વૃક્ષની ત્વચા વિશે સંચાર મૌનનો.'
>
> (પૃ.૮૨)

તાજગીભર્યાં કલ્પનો રાજેન્દ્રની ગઝલને આસ્વાદ્ય બનાવે છે. તો, ક્યારેક સીધું કથન પણ ચોટદાર નીવડે છે:

> 'જે ખીલે તે ખરવાનું,
> હો ભલેને અંકાસી.'
>
> ('સમર્પણ': ૨૦ ફેબ્રુઆરી '૭૭નો અંક)

'કોમલ રિષભ'માં પૃ.૬૨ની ગઝલ જુઓ:

> 'આઠ પહર અજગરની ટાંપ
> કહો કિહાં લગ આપું થાપ?
> એ તો ક્યાંથી જાણો આપ,
> પડે કાળજે કેવો કાપ?
> ઝાંખું મન, ઝાંખો મેળાપ
> અડકે ઝાંખીપાંખી છાપ!'

પૃ.૭૨ પરની ગઝલનો આરંભ જુઓ:

> 'શ્વાસ અડિયલ અને પંથ અડબંગ છે,
> કૂચ જોઈ રહ્યા કાફલા દંગ છે.'

'અડિયલ' અને 'અડબંગ' જેવાં બહુધા અશ્વને લાગુ પડતાં વિશેષણોનો ઉપયોગ શ્વાસની અશ્વરૂપ અનુભૂતિને આકાર આપવામાં કેવો તો ખૂબીપૂર્વક કરાયો છે!

પૃ.૫૭ પરની ગઝલમાં અગાઉની પંક્તિ ચિત્રાત્મક અસર છોડી જતી હોવા છતાં અને શ્વાસોને નામ પાડીને શ્વેત અશ્વ કહ્યા છતાં ધારી અસર નીપજતી નથી:

> 'એકાદ વેંત દૂર કિનારે રહ્યા કર્યું –
> શ્વાસોના શ્વેત અશ્વ પછી છોડવા પડ્યા.'

તાજગીભર્યાં છતાં સાદાં, સીધાં સોંસરવા ઊતરી જાય એવાં કલ્પનો, ઘણે ભાગે પ્રત્યેક ગઝલના કેન્દ્રમાં રહેતો એક કેન્દ્રવર્તી ભાવ, સહજ મળી આવતા નવા નવા કાફિયા-રદીફ વગેરેને કારણે રાજેન્દ્રની સફાઈદાર ગઝલો એમની સમગ્ર કાવ્યપ્રવૃત્તિમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ગીત, ગઝલ, સંસ્કૃત વૃત્તોની રચનાઓ, પરંપરિત તેમ જ મુક્ત છંદની રચનાઓમાં રાજેન્દ્ર શુક્લની ગતિ એકસરખી દેખાય છે એ આપણે જોયું. અગાઉ નોંધ્યું તેમ કોઈ એક કાવ્યપ્રકારને કે તેની પરંપરાને ચુસ્તપણે વળગી રહેવાનું વલણ જેમ રાજેન્દ્રમાં ઓછું દેખાય છે તેમ પ્રયોગને ખાતર જ પ્રયોગ કરવાનું દૃષ્ટિબિંદુ પણ એમની કવિતામાં નથી. પ્રશિષ્ટ કાવ્યબાનીના પુરસ્કર્તા હોવા છતાં લોકબોલીના લહેકાઓનો લય રાજેન્દ્રની કવિતાએ પકડ્યો છે. ઘરગથ્થુ (Colloquial) શબ્દપ્રયોગો પણ રાજેન્દ્રની કવિતામાં આ બધા સાથે એકરૂપ થઈને આવે છે. 'કોમલ રિષભ'ના આરંભે કાફકાને ટાંકીને રાજેન્દ્ર જાણે કે પોતે ગ્રહેલા પ્રશિષ્ટ કવિતામાર્ગની વાત કરે છે. આ બાબતમાં શ્રી ચંદ્રકાન્ત ટોપીવાળાનું નિરીક્ષણ સાચું છે: